# પ્રસ્થાન

પુસ્તક ૫ — ૧૯૮૪ : કારતક થી વૈશાખ — અંક ૧ થી ૬

## લેખોની અનુક્રમણિકા

## લેખકોની અનુક્રમણિકા

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૫ કાર્તિક : ૧૯૮૪ અંક ૧

## कर्मण्येव–

સૉનેટ

'ફલે નવ ફલે તથાપિ કર કર્મ છે તાહરો
મનુષ્ય અધિકાર એ'–કનકસૂત્ર એ સાંપડેઃ
કદાચન ભવિષ્યના અગમકાલને કાંઠડે
શમે નવ શમે તથાપિ ઉર ભેદનો આંતરો
જશે નકી ટળી, અને ઉર સબંધ જે છે ખરો–
થશે શ્રમિત જ્યાહરે ભવપ્રવાસના ચાકડે
ફરી નવ વસે ઉરો ક્ષણિક દેહને પોપડે–
નિરંજન થશે, થશે અમર બંધવા બે ઉરો.

અને ઉભય સન્ધિ સિદ્ધ ઉર ઐક્ય આત્મા સજે;
ત્યહીં નવ કહું તને–તુંય કહીશ ના 'આવજે'.
ન કર્મ દુખ કે કંઈ મન વિમાસણા એ વળી,
ન શોક ભય–જ્યાં જવું પરમ શક્તિમાં બે ભળી
કદાચ ન ફલે, ફલે!–પટલ ચીરવા ભાવિના ?
ફલોઃ અમર આશમાં સુહૃદ! એક આરાધના.

ચંદ્રવદન મહેતા

# તારતમ્ય બુદ્ધિ

કોઈ પણ જાતના અંગત સ્વાર્થ વિનાના માણસો સર્વને સંમત હોય એવું એકાદ સત્કાર્ય ઉપાડે છે, ત્યારે તેઓમાં પણ એ કાર્યને અંગે તીવ્ર મતભેદો ઉત્પન્ન થઇ આવે છે એવો કેટલેક અંશે દુઃખદ અનુભવ સર્વને થયો હોય છે. એ મતભેદ ઘણીવાર સિદ્ધાન્તની ભાષામાં રજુ થાય છે. એ સિદ્ધાન્તનો અસ્વીકાર કરવા વિરોધી પણ તૈયાર નથી થતો, છતાં એ સિદ્ધાન્તમાંથી ઉપજતું તાત્પર્ય પણ એ સ્વીકારી શકતો નથી. ક્યાંઇક ભૂલ થાય છે એમ એ સમજે છે, પણ એ ભૂલને બતાવી ન શકવાને લીધે એનો વિરોધ દુરાગ્રહમાં ખપે છે. આમાંથી ઘણીવાર કામ કરનારાઓ વચ્ચે લેવા-દેવા વિનાનું વૈમનસ્ય ઉત્પન્ન થઇ આવે છે, ફરીથી ભેગાં મળી કામ કરવાનો ઉત્સાહ ભાંગી જાય છે, અને કદીક કદીક પ્રવૃત્તિ પણ ભાંગી જાય છે. જાહેર કાર્યોમાંથી કેટલાક માણસો આવાં કારણોને લીધે નિવૃત્ત થયેલા પણ જોવામાં આવે છે.

આ સ્થિતિ બતાવે છે કે આપણાં જીવનમાં, જીવન સિદ્ધાન્તમાં, આપણી બુદ્ધિમાં કે કેળવણીમાં કાંઇક ખામી રહેલી છે.

આ ખામીનો એક અંશ આજે વિચારવા ઇચ્છું છું.

આ ખામી તે તારતમ્યતા વિષેની ખામી છે.× વિચારમાં તારતમ્યતાના સિદ્ધાન્તનું વિસ્મરણ અને આચારમાં તારતમ્યતાની મર્યાદા નક્કી કરવાની બાબતમાં મૂંઝવણ-એ અનેક વાર પ્રામાણિક માણસોના મતભેદોનું કારણ હોય છે.

આનો ખુલાસો કરું.

આચરણનું ધોરણ ઠરાવવામાં કોઇ એક જ સૂત્રથી દર્શાવાતો વિચાર કે સિદ્ધાન્ત આપણને પરિપૂર્ણ લાગે અને એ વિચાર કે સિદ્ધાન્તથી જે અનુમાનોની પરંપરા નીકળે તેને જ વળગી રહેવામાં યોગ્યાચરણ સમાયેલું છે એમ લાગે, ત્યાં તારતમ્યતાના સિદ્ધાન્તનું આપણને વિસ્મરણ થાય છે. હકીકત એ છે કે યોગ્ય આચરણ એ કોઇ એક વિચાર કે સિદ્ધાન્તને બરાબર ગ્રહણ કરવામાંથી નીપજતું નથી, પણ અનેક વિચારો કે સિદ્ધાન્તોમાં રહેલા તથ્યાંશોનો સ્વીકાર કરી, પ્રાપ્ત વસ્તુસ્થિતિમાં એ સર્વે સિદ્ધાન્તોનો સુસંગત સમુચ્ચય કરવામાંથી થાય છે. ભાષામાં એ સિદ્ધાન્તો ઘણી વાર એક બીજાથી ઉલટા લાગતા હોય છે, છતાં એવા પરસ્પર વિરોધી સિદ્ધાન્તોમાં યે તથ્યાંશ રહેલું હોય છે, અને એ તથ્યાંશોનો નિષ્પક્ષ સ્વીકાર ન કરવાથી યોગ્યાચરણ ઠરાવવામાં ભૂલ થાય છે.

દાખલા તરીકે, આ રેલ સંકટનિવારણને અંગે વારંવાર ઉચ્ચારાતા 'સ્વાશ્રય'નો સિદ્ધાન્ત લ્યો.

માણસે સ્વાશ્રયી થવું જોઇએ, વિપત્તિમાં યે પોતાની મેળે જ પોતાની મુશ્કેલીઓનો ઉકેલ લાવવાની તેણે શક્તિ અને હિંમત મેળવવી જોઇએ એનું નામ 'સ્વાશ્રય'. આ ગુણ મહાન છે એમાં શંકા નથી.

---

× સાદી ભાષામાં આ ખામીને કેવળ વેદીયાપણાની ખામી પણ કહેવાય છે. પણ જેઓ કેવળ વેદીયા નથી, ભણેલા તેમ જ ગણેલા છે, તેઓમાં પણ કેટલીક વાર આવી ખામી નજરે પડે છે.

પણ આના ઉપરથી એવો સાર કાઢવામાં આવે છે કે એક માણસે બીજા માણસને વિપત્તિને પ્રસંગે મદદ કરવા દોડી જવું ન જોઇએ; કારણ એથી આપણે એને સ્વાશ્રયી થવા દેતા નથી.

આ સાર વિપરીત છે. એમાં તારતમ્યતાનો અભાવ છે.

હકીકત એ છે કે સ્વાશ્રયના સિદ્ધાન્તની વ્યાપ્તિ અમર્યાદિત નથી. કેવળ સ્વાશ્રય પર જ જીવન નભી શકતું નથી, અને કેવળ સ્વાશ્રયથી જ અભ્યુદય સાધી શકાતો નથી. કેટલાક પ્રસંગોમાં સ્વાશ્રયી જ રહેવાનો કે રાખવાનો આગ્રહ જીવનને અશકય કરી મૂકે. નાનું બાળક, રોગી અને વૃદ્ધને જેમ પરાશ્રયની અપેક્ષા રાખવી જ પડે છે, અને એને આશ્રય આપનાર દોષી ગણાતો નથી, તે જ પ્રમાણે જીવનના કેટલાક પ્રસંગોમાં એક માણસ જો બીજા માણસને ટેકો આપે તો તે નભે છે, તેટલા ટેકાને બળે આગળ વધે છે અને તેનું નભવું અને વધવું સમાજને પણ હિતાવહ થાય છે.

વેપારમાં તો આવા પ્રસંગો ઘણી યે વાર આવે છે. કોઈ વેપારી ઉપર ભારે નુકશાનીનો પ્રસંગ આવી પડે, ત્યારે એને થોડો વખત ટકાવી રાખવાને બીજા વેપારીઓ એને જો થોડો આશ્રય આપી દે છે તો એ ફરી વાર વેપારમાં સ્થિર થઇ જાય છે, એના લ્હેણ-દારોને પણ નુકશાન થતું નથી, અને બજારમાં અવ્યવસ્થા થતી નથી.

પિતા પુત્રને કે મિત્ર મિત્રને મુડી કે નોકરી અપાવી એને 'ઠેકાણે પાડવાનો' જે પ્રયત્ન કરે છે તે આ જ ન્યાયે કરે છે. એવી મદદ મળવાથી એ પરાશ્રિત નથી થઈ જતો, પણ થોડા આશ્રયથી એ વધારે સ્થિર થાય છે.

સાચી વાત એ છે કે માણસને હંમેશાં પરાશ્રયની જરૂર નથી હોતી, ન હોવી જોઇએ: જે સમાજમાં એક વર્ગ પરાશ્રિત થઇને જ જીવન ગુજારતો હોય કે ગુજારી શકે એવી સ્થિતિ હોય ત્યાં સમાજરચનામાં ભારે દોષ હોવો જોઇએ. પણ આનો અર્થ એ નથી કે માણસને કોઇ પણ કાળે પરાશ્રય લેવાનો પ્રસંગ જ ન આવે. દરેક યશસ્વી માણસ પણ પોતાનું જીવન તપાસે તો માલમ પડે કે એના જીવનના અમુક કાળે એને સમાજ કે મિત્ર તરફથી અમુક મદદ મળી ગઇ તેને લીધે એનું જીવન ઘણે અંશે યશસ્વી બન્યું છે.

આશ્રય આપવો જ નહિ એ વિચાર બરાબર નથી; અમુક વર્ગ કે વ્યક્તિને નિરંતર આશ્રય આપવામાં ધર્મ સમાયેલો છે એ વિચાર પણ બરાબર નથી. યોગ્ય પ્રસંગે યોગ્ય પ્રમાણમાં એક માણસે બીજાને આશ્રય આપવાનું કર્તવ્ય છે; એ આશ્રય આપવાની રીત એવી હોય કે જેથી લેનારને કાંઇ પુરુષાર્થ કરવાપણું જ ન રહે તો તે આશ્રયમાં ગંભીર દોષ રહેલો છે; છોકરાઓ નિરાંતે ખાઇ શકે એટલા માટે ધનસંચય કરનાર પિતા એ દોષ કરે છે. પણ અણીને પ્રસંગે એક માણસ બીજા માણસને એવો આશ્રય આપે કે જેથી એનો પુરુષાર્થ કરવાનો ઉત્સાહ વધે અને એને જીવન આશાહીન ન થાય–એવો આશ્રય આપનાર અને લેનાર બન્નેનું હિત કરે છે; બન્નેને માણસાઇ પ્રત્યે ચઢાવે છે.

આશ્રય આપવાની યોગ્ય રીત શોધતાં આવડવી એ એવી આવડત છે કે જે કદાચ શીખવી ન શકાય. પણ જેમ આશ્રિત વર્ગ કદી સ્વતંત્ર ન બને, આશ્રિત જ રહે–એ વિચાર એક દિશાની ભૂલ છે, તેમ કદી કોઇને આશ્રય આપવો જ નહિ એ બીજી દિશાની ભૂલ છે. આશ્રય અને સ્વાશ્રય બન્નેને જીવનમાં સ્થાન છે અને એ બન્ને વચ્ચેની તાર-તમ્યતા સાચવવામાં જીવનનો ટકાવ અને અભ્યુદય સાધ્ય થાય છે.

એવી જ તારતમ્યતા સ્વમત કે બહુમત પ્રમાણે આચરણ ઠરાવવું એ વિષયમાં જાળવવાની જરૂર હોય છે. જો કોઇ કહેશે કે હું તો હંમેશાં સ્વમત પ્રમાણે જ વર્તવાનો તો તે પણ ભૂલ ભરેલું આચરણ કરે એમ સંભવે છે; અને જો કોઈ કહે કે હું હંમેશાં બહુમત પ્રમાણે જ ચાલીશ તો તેનું કૃત્ય પણ દોષિત થઇ શકે.

ક્યાં સ્વમતનો આગ્રહ રાખવો અને ક્યાં બહુમતને નમતું આપવું એ દરેક પ્રસંગે કોઇ ત્રીજા જ ન્યાયબુદ્ધિના સિદ્ધાન્તને વિચારી ઠરાવવાની જરૂર પડે છે. એવા ત્રીજા સિદ્ધાન્તની અવગણના કરવામાં તારતમ્યતાનો ભંગ થાય છે.

આવી જાતની તારતમ્ય બુદ્ધિ સામાન્ય વાચન કે શિક્ષણથી ઉદ્ભવતી નથી. અનેક અંશો ઉપર એ અવલંબેલી છે. પણ તારતમ્ય બુદ્ધિ એ એક મહત્ત્વની વસ્તુ છે, એમાં વિરોધી જણાતા સિદ્ધાન્તોમાં રહેલા તથ્યાંશનો નિષ્પક્ષ સ્વીકાર અપેક્ષિત છે–એનું વિસ્મરણ થવાથી એ બુદ્ધિના ઉપર અટક આવી પડે છે, એ સમજવું આવશ્યક છે.

એનો યોગ્ય રીતે ઉપયોગ કરતાં આવડવો એ જીવન અને જગતના અનુભવ ઉપર, એ અનુભવો ઉપર સૂક્ષ્મ વિચાર કરવાની ટેવ ઉપર, પરિસ્થિતિના તથા સંસ્કારોના ચિત્ત ઉપર થતાં પરિણામનાં સૂક્ષ્મ અવલોકન ઉપર, જીવન વિષેની સાચી દૃષ્ટિ ઉપર, વ્યક્તિની ન્યાયબુદ્ધિ ઉપર, પરસ્પર વિરોધી જણાતા ભાવોના સામંજસ્ય (યોગ્ય પ્રમાણમાં સંમેલન) ઉપર, અને પુરુષાર્થ ઉપર આધાર રાખે છે.

આવા અનેક અંશો ગણાવ્યા તેથી ભડકી જવાનું નથી; કારણ કે થોડે ઘણે અંશે દરેક માણસ તારતમ્ય બુદ્ધિનો ઉપયોગ ઠીક રીતે કરી શકતો હોય છે જ; અને જ્યારે પણ એમ કરે છે, ત્યારે ઉપલા બધા અંશોનો એને અજ્ઞાતપણે પણ વિચાર થયેલો હોય છે. પણ કોઇક વાર કોઇ એકાદ સૂત્રનું જાદુ એને મુગ્ધ કરી નાંખે છે, ત્યારે એ ચૂકે એવું બને છે.

આ તારતમ્ય બુદ્ધિ એક બીજી વૃત્તિ જોડે ભેળવાઈ જવાનો સંભવ છે. તે વૃત્તિ તે સત્ય સાથે બાંધછોડ (compromise)ની. માણસ અમુક પ્રસંગે તારતમ્ય બુદ્ધિનો ઉપયોગ કરે છે કે સત્ય સાથે બાંધછોડ કરે છે એ ઘણે અંશે એની પ્રામાણિકતા અને ઇતર ચારિત્રશુદ્ધિ તથા જીવન વિષેની દૃષ્ટિ ઉપર અવલંબેલું છે. એમ બને કે એક માણસ તારતમ્ય બુદ્ધિથી જે નિર્ણય ઉપર આવે તે જ નિર્ણય ઉપર બીજો માણસ સ્વાર્થબુદ્ધિથી આવે. અમુક પ્રસંગે કુતરાંને મારવાને હરકત નથી એમ ગાંધીજી ઠરાવે અને કુતરાંથી ત્રાસનાર બીજો માણસ એ નિર્ણયને વધાવી લે, એ બેમાં બન્નેની બુદ્ધિમાં ઘણો ફરક રહ્યો હોય, એનો નિર્ણય જીવનના બીજા ભાગ પરથી થઈ શકે.

તારતમ્ય બુદ્ધિના નિર્ણય ઘણી વાર આવી રીતે લોકવૃત્તિને અનુકૂળ થવાનો સંભવ છે. પણ હંમેશાં એમ નહિ બને એટલો ભેદ છે.

તારતમ્ય બુદ્ધિ ત્રિકાલાબાધ નિર્ણયો નથી કરતી: પણ પ્રાપ્ત પરિસ્થિતિમાં ન્યાય્ય નિર્ણય કયો તે જ ઠરાવે છે. એ પરિસ્થિતિ નિર્માણ કરનારા સંયોગોમાં ફરક પડે તો પણ એ જ નિર્ણય કાયમ રહેશે એવું ન બને. પણ એ ક્ષણે એ નિર્ણયમાં દોષ ન કાઢી શકાય એવી કાળજી લેવા તારતમ્ય બુદ્ધિ મથશે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# મધ્યકાલીન સમાજની રસવૃત્તિ

ગૂજરાતી પ્રાચીન સાહિત્યના ઇતિહાસમાં એકલી પુરાણકથાઓ જ નહિ પણ લોકકથાઓ–શૃંગાર અને પ્રેમની માનવકથાઓ પણ રચાયલી મળી આવે છે. એટલે એ કાળમાં માત્ર સંસ્કૃત કાવ્યો અને પુરાણોના અનુવાદ પાછળ લોકકવિઓ મંડ્યા રહેતા હતા અને પ્રજાની કેવલ સ્થૂલ ધર્મબુદ્ધિ તૃપ્ત કરાતી હતી–એવું કાંઇ નહોતું.

ગૂજરાતી ભાષાના સમગ્ર સાહિત્યનો વિચાર કરીશું તો જણાશે કે આર્ય તથા જૈન ધર્મના સાંપ્રદાયિક સાહિત્ય પાછળ ગૂંથાયલા કવિઓએ લોકકથાઓ અને પ્રેમકથાઓને વિસારી ન હોતી. કેવલ ધર્મપ્રધાન સાહિત્ય ઉપરાંત પુરાણેતર સાહિત્યનું અસ્તિત્વ પ્રજાની તે સમયની સમાજસ્થિતિ, લોકભાવના અને લોકરુચિનો સર્વતોભદ્ર ખ્યાલ આપી રહે છે.

જે સમાજમાં આવી પ્રેમશૃંગારમિશ્ર અદ્‌ભુત લોકકથાઓનો સારો ઊઠાવ થતો હતો, અને જે પ્રોત્સાહનને લીધે લગભગ સૈકેસૈકે લોકપ્રિય વાતોનાં નવાંનવાં સંસ્કરણો રસિક સમાજને કવિઓ ભેટ કરતા હતા–તે સમાજની રસવૃત્તિ કેવી હશે ત્હેનો કઇક ખ્યાલ આપણને આવી શકે છે.

એકલી ધર્મકથાઓ પ્રજાના બધા ભાગને બધા કાળ માટે રુચે નહિ એ સ્વાભાવિક છે. એટલે કલ્પનાની પાંખે ઊડનાર યુવાન લોકસમાજના મનોરંજનનું સાહિત્ય ત્હેમની રસવૃત્તિને પોષવા ઉત્પન્ન થતું જ હતું. કારણકે જેમ યુગયુગનું સાહિત્ય ભિન્ન છે તેમ વયવયનું સાહિત્ય પણ ભિન્ન જ રહે છે. "ઘડપણ કોણે મોકલ્યું ?–" વાળી કવિતામાં જેમ વય પ્રમાણે સ્વાદવૃત્તિ + બદલાયાનો સ્પષ્ટ અંગીકાર સૌ કોઈ સ્વીકારે છે તેમ સાહિત્યના ઉપભોગ પરત્વે પણ બધા અનુભવે છે.

ઊંચા પ્રકારનું બુદ્ધિભોગ્ય શિષ્ટ સાહિત્ય આખા સમાજને માટે નથી. વેદાન્ત કથાના શ્રવણમાં ન ઊંઘે એવા અખાભક્ત જેવા શ્રોતા તો આજે પણ વિરલ છે. તેથી આખા દિવસના વ્યવહારનો થાક ચઢતાં, રાતે આરામ ખોળતો પ્રાકૃત સમાજ, ચિત્તને પ્રસન્ન કરે અને બીજા દિવસના કાર્ય માટે નવું જોમ આપે, નવી તાઝગી આપે એવું સાહિત્ય અવશ્ય વધાવી લેતો. આવા ઉલ્લાસપૂર્ણ સાહિત્યનો રસિયો સમાજનો મધ્યમ થર, ચમત્કારના અદ્‌ભુત અંશોવાળા તથા જીવનમાં નવી આશાઓના પ્રદેશો ખુલ્લા મૂકનાર લોકસાહિત્યથી રીઝે એમાં નવાઇ નથી.

જે સમાજમાં "વસન્ત વિલાસ" જેવું 'ચમક ચમક થતી ચાંદરણી જેવું' મધુર અને ભાવભરી બાનીમાં રચાયલું કાવ્ય મળી આવે છે તે કાળના લોકોની રસવૃત્તિ કેવા

---

+ "ન્હાનપણે ભાવે લાડવા, ને ઘડપણે ભાવે સેવ રે:
ઘડપણ કોણે મોકલ્યું ?–"

પ્રકારની હશે ત્હેનું ત્હેમાંથી કઇક દર્શન થઇ શકે છે. "આ સંસ્કારી કાવ્યમાં નવયૌવન સ્ત્રીપુરુષ આલંબન છે; ત્હેમની સ્થાયી રતિ ઋતુરાજ વસન્તના ઉદ્દીપનથી ભભૂકી ઊઠે છે. ફાલ્ગુન માસનો વિહાર એમાં વર્ણવાયો છે."[1] સં. ૧૫૦૮માં રચેલા શૃંગારનાં વિહારવર્ણનના આ સુન્દર સચિત્ર ગ્રંથમાં જે વિહાર અને વિહારની ભોગસામગ્રી વર્ણવ્યાં છે તે ઉપરથી તે સમયે રસિકજનો કેવા વૈભવથી જીંદગીની મોજ લેતા ત્હેનું દર્શન આપણને થાય છે. વસન્તમાં વનશ્રીનું વર્ણન કરતાં કવિ, પલાશનાં ફૂલને જોઇને ઉત્પ્રેક્ષા કરે છે કે:

"કેસુ કળી અતિ વાંકુડી, આંકુડી મયણચી જાણિ;
વિરહિણીનાં ઇણિ કાલિ જ, કાલિજ કાઢઇ તાણિ."[2]

ચૌદમા શતકના પ્રારંભમાં માણિક્યચંદ્રસૂરિએ "પૃથ્વીચંદ્રચરિત્ર" પ્રાચીન યમકાન્ત ગદ્યમાં રચ્યું છે. ત્હેના બીજા ઉલ્લાસમાં વસન્તવર્ણન કર્યા પછી, લોકના વસન્તવિહારનું પણ વર્ણન કવિએ કરેલું છેઃ

"તિસિઇ આવિઉ વસંત, હૂઉ શીતતણઉ અંત, દક્ષિણ દિસિતણઉ વાઉ વાઇ, વિહસઇ વણરાઇ।.....લોક તણે હાથિ વીણા, વસ્ત્રાડંબર ઝીણા, ધવલ શૃંગાર સાર, મુક્તાફલ તણા હાર, સર્વાંગસુન્દર, વનમાંહિ ભોગ રમઇ પુરંદર। એકિ ગીત ગવારઇં, દાન દિવારઇં, વિચિત્ર વાદિત્ર વાજઇં, રમણિતણાં રંગ છાજઇ। એકિ વાદિઇ ફૂલ ચૂંટઇ, વૃક્ષતણા પલ્લવ ખૂંટઇ, હીંડોલઇ હીંચઇ, ઝીલતાં વાદિઇ જલિઇ જલિઇ સીંચઇ। કેલિહરાં કઉતિગ જોઅઇ, પ્રીતમંત દોયઇ।"[3]

કેટલીક પ્રેમકથાઓમાં તો મંગલાચરણ પણ મકરધ્વજ રતિપતિ કામદેવનું કરેલું છ; અને તે પછી સરસ્વતી તથા ગુરુની પ્રાર્થના કવિએ કરી છે. "માધવાનલ-કામકુંડલા દોગ્ધકપ્રબંધ" આમ્રપદ (આમોદ)ના કાયસ્થ કવિ નરસાસુત ગણપતિએ સં. ૧૫૭૪ માં રચ્યો છે. સોળમા શતકના જૈનેતર હિન્દુસમાજના ઘણાખરા ધાર્મિક ગ્રંથોની વચમાં આ 'પ્રબંધ' જૂદી ભાત પાડે છે.

કવિએ આ રસિક ગ્રંથ 'મયણપુરાણ'માં ચંચૂપ્રવેશ કરીને સત્તર દિવસમાં રચ્યો હતો. કવિ, પ્રથમ રતિરમણ કામદેવને નમન કરી, પછી સરસ્વતીની પાસે આશીર્વાદ માગે છે એટલા ઉપરથી જ આ વાર્તામાં આવનારી શૃંગારરસની ભરતીની કલ્પના થઇ શકે છેઃ

"કુંઅર કમલા રતિરમણ, મયણ મહાભડ નામ,
પંકજિ પૂજી પયકમલ, પ્રથમજી કરું પ્રણામ."

'પ્રબંધ'નાં નાયકનાયિકા માધવ અને કામકુંડલાનો પરસ્પર સ્નેહ જોઇને રાજા વિક્રમે ત્હેમને પરણાવી આપ્યાં હતાં. ત્હેમણે બાર માસ સુધી જે "રતિ રતિના રસ

---

૧ દિ. બા. કે. હ. ધ્રુવની નોંધ.

૨ આ દૂહાનો પડઘો પ્રેમાનન્દ-શિષ્ય રત્નેશ્વરના રચેલા "રાધિકાવિરહના બારમાસ"માં ફાલ્ગુનના વર્ણનમાં પડેલો જોઇ શકાય છે.

"કેસુ કુસુમથી પાંખડી, તે તો વાંકડી પેરઃ
જાણે મન્મથ આંકડી, વિરહીશું વેર."

૩ "પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ", ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ.

માણીઇ, રતિ રતિના ફલ આહારઃ રતિ રતિ વેષ વિશેષીઇ, રતિ રતિના સિણગારે "–ઋતુ ઋતુએ સ્નેહોપભોગ કર્યો હતું ગણપતિ કવિએ જે રસમય વર્ણન આપ્યું છે તે ઉપરથી લોકોની રસિકતા અને હેમના ભોગવિલાસમાં જણાતું સૌન્દર્યોપભોગનું તત્ત્વ સમાજની રસવત્તાનો વિકાસ થયેલો દાખવે છે.

'મયણપુરાણુ'માંથી ચાંચ ભરીને રચેલા આ કાવ્યમાંથી નીચેનો જરાક લાંબો ખંડ લોકોની રસવૃત્તિના પ્રતિબિમ્બ રૂપે લાક્ષણિક ગણી અહીં ઊતારિયે છિયેઃ

"ફાગુણ કેરાં ફણગટાં, ફિરિ ફિરિ આઇ ફાગ;
ચંગા વજાવઇ ચંગપરિ, આલપિ પંચમ રાગ.
કેલિ કુસુમ્બા કેરડાં, કેસર સુરતરુ સોય;
માધવ કીજઇ છાંટણાં, અમર અચર્યાં જોઈ.
પીલી કીધી પાધડી, ઝૂલડીએ રંગ રોલ
અન્નો અન્નિ છાંટણાં, ચટકુ લાગુ ચોલ.
ઊડઇ રેણુ અબીરની, સુરંતરુ નઇ સીંદૂર;
ગયણિ ગુલાલ વંતોલિયા, છાવર વિછાહિઉ સૂર.
ગંધરાજ અતિ મહગહઇ, ચૂએ વાલાનીક;
મોગરેલમાં માહણાં, બૂડઇ જિહાં બગ ટીક.
વંતિ સિખર ઘન શબ્દિઈ, પવન તણા પલ્લોલ;
માધવ મહિલાસિઉ કરઇ, કીડા રસિ કલ્લોલ.
કરિ કરિ સોમન ગેડિકા, રત્ન દડલુ આણી;
રામાસિઉ રંગિ રમઈ, પ્રિમિ પ્રાણ પ્રમાણ.
કોડામણિ 'કહૂ કહૂ' કરઇ, કોઇલ અંબાડાલિ;
તરુઆર નવપલ્લવ ધરઈ, મધુકરિ મણુકિઇ માલિ.
હેલિ બંધાવઇ હીંચકા, સુરતરુ કેરી શાખ;
માધવ સાયઈ હિંચસિઉ, લીલા લટકઇ લાખ.
કરિતટ કેરા કટકડા, મરકસિ માથા-વેણિ;
અંદોલિસિ આકાશિથું, અધિક રહિ નહી કેણિ.
સિ ફલ લેઇ ઉદયગિરિ, અસ્તાચલ આવેસિ;
રમતિ રમતા રંગભરિ, હૃદયા ભીતરિ લેસિ.
ગાયન સુસર મુખિ ગાય, કરિ વાયસિ પંચઈ વાલ;
તિહૂણ તૃણવત લેખવઇ, આલિંનઇ ઉન્માદિ.
પીત પટંતર પહિરણઈ, ઊદણિ નીલાં નેત્ર;
ચોલી ચટકય ચોલની, મુકુટ કુસુમસિરિ સેત્ર.
કરિવર કણયર કંસડી, ચંદન ચોલકચોલ;
કસ્તુરી કપૂંરયુત, માનનિ મુખ તંબોલ.
નિરખી નિર્મલ ચંદલું, ઊગિઉ અંબરદેસિ;
મરુઉ ચારસિ મરવલી, મમ આધું ચાલેસિ.
ગંદનિ ચરચૂં ચંદલા, સંતોષું સિર નામિ;
જં જીવત તાં જુ રહઇ, અમ્હ ધરિ એણુઇ ઠામિ."—વગેરે.

જ્ઞાનાચાર્યે કરેલી "બિલ્હણ પંચાશિકા"નું મંગલાચરણ વળી વધારે ભાવપૂર્ણ,

રસિક અને સૂચક છે. અહીં પણ કવિ, સરસ્વતી કરતાં યે કંદર્પને મ્હોટો મહારાજા કલ્પી ત્હેને પ્હેલો પ્રણામ કરે છેઃ

"મકરધ્વજ મહિપતિ વર્ણવૂં, જેહનૂં રૂપ અવનિ અભિનવૂં;
કુસુમબાણ કરિઃ કુંજરિ ચઢઇઃ જાસ પ્રયાણિ ધરા ધડહડઇ–
કોદંડ કામિની તણૂ ટંકારઃ આગલિ અલિ ઝંઝા ઝંકારિ;
પાખલિ કોઈલિ કલરવ કરઇઃ નિર્મલ છત્ર શ્વેત શિર ધરઈ.
ત્રિભુવનમાંહિ પડાવઇ સાદઃ 'છઈ કો સુરનર માંડઇ વાદ ?'
અબલા સૈનિ સબલ પરવરિઉઃ હીંડઇ ગનમથ મચ્છરિ ભરિઉ.
માધવ માસ સોહઇ સામંત જાસતણઈઃ જલનિધિસુત મિંત.
દૂતપણૂં મલયાનિલ કરઇઃ સુરનરપન્નગ આણ આચરઇ.
"તાસતણા પય હૂં અણુસરી, સરસતિ સામિણી હઇડઇ ધરી;
પહિલૂં કંદર્પ કરી પ્રણામ, ગરુઉ ગ્રંથ રચિસિ અભિરામ.'+

—આ પ્રકારે જે કવિઓ મંગલાચરણમાંજ પ્રેમના અધિષ્ઠાતા દેવનું આહ્વાહન કરે છે અને ગ્રંથરચનામાં ત્હેની સહાય માગે છે–તે વાર્તાઓ કેવી રસપૂર્ણ હશે તે વાંચકને કહેવાની જરૂર નથી.

નરબુદાચાર્ય નામના એક જૈન કવિએ સં. ૧૬૫૬માં બરહાનપુરમાં "કોકશાસ્ત્ર ચતુષ્પદી" રચી છે. તે લેખક તો પોતાના શૃંગારરસપૂર્ણ ગ્રંથને માટે એટલો બધો આશાવન્ત છે કે તે લખે છેઃ–

"જિમ કમલમાંહિ ભમર રમઇ, ગંધ કેતકી છાંડે કિમે?
જે નર સ્ત્રીઆ લુબધા હસે, તેહ નામને ઇણિ ગ્રંથે વસે.
જિહાં લગ રવિ શશિ ગગને તપે, જિહાં લગે મેરુ મહિમધ્ય જપે;
તિહાં લગે કથા રહિસઈ પુરાણ, કવિ નરબુદ કહે કથા વખાણ."

આમ જૈન સાધુ કુશલલાભ વાચકની "મારૂઢોલા ચૂપઈ" (સં. ૧૬૧૭)માંના શબ્દોમાં કહિયે તો

"જોતાં નવરસ પણ જગિ, સવિહુ ધુરિ સિણગાર;
રાગે સુરનર રંજિયે, અબલા તસુ આધાર."

—'અબલા' જેનું આલંબન છે એવો શૃંગાર રસ, 'સર્વ રસમાં ધુરિ' છે. એવા રસશ્રેષ્ટ શૃંગારમાં શું શું છે તે કહે છેઃ

"વચન વિલાસ વિનોદ રસ, હાવભાવ રતિ હાસ;
પ્રેમ પ્રીતિ સંયોગ સુખ, એ સિણગાર અભ્યાસ."

—આ પ્રમાણે શૃંગારરસનું શ્રેષ્ટત્વ સ્થપાયલું અને લોકોમાં તે સ્વીકાર પામેલું આપણે જોઇ શકિયે છિયે.

"કાદમ્બરી" જેવો શૃંગારપ્રધાન વાર્તાગ્રંથ પદ્યમાં ઊતારી, જે 'મુગ્ધરસિક' સમાજને ભેટ કરવાની ભાલણ કવિને હોંસ થઇ હશે તે વખતનો સમાજ રસિકતાની કઇ સપાટી ઉપર હશે તે સહજે કલ્પી શકાય તેમ છે; અને એ રસિકતાને પોષનાર કવિઓની "રસિક રંજવાની રીતિ" આ પ્રકારના સાહિત્યના અસ્તિત્વ ઉપરથી ખાસ જાણી શકાય છે.

+ "પ્રાચીન કાવ્યસુધા" ભાગ ત્રીજાનાં છપાયલાં છૂટાં ફોર્મમાંથી.



ભાલણ-આરંભમાં જ કાવ્યરચનાનું પ્રયોજન જણાવે છે કે—

"કાદમ્બરી કથા કરી ઉત્તમ, ... ... ... ...
અનેક ઉપમા, કઠિણ સંસ્કૃત ગદ્ય, પદ્ય કહ્યંહી એક:
સાહિત્ય સકલ તણી ચાતુરી, તેહમાં હાં રચી વિવેક.
અતિ પંડિત જે હુઇ તે પીછિ: તેહનું નહિ ઉપાય
મુગ્ધ રસિક સાંભળવા ઈછિ, પણિ પીછી નવિ જાય.
તેનિ પ્રીછવા કારણિ કીધુ ભાલણિ ભાષાબંધ-"

પાટણના એક નારાયણદાસ નામના કવિએ "નવરસ"નું કાવ્ય રચ્યું છે. એમાં માત્ર શ્રીકૃષ્ણ અને રાધિકા જેવાં રાસેશ્વર અને રાસેશ્વરીનાં બે ખૂબ લોકપ્રિય પાત્રોને યોજી, રાધાવિલાસ જેવું કેવલ શૃંગારનું વસ્તુ પસંદ કરી, ચતુર કવિએ ત્હેને જુદા જુદા નવ રસમાં બહલાવી, ઉદાહરણો સર્જ્યાં છે. એમાંથી કહેવાતા વીરરસનું ઉદાહરણ સુરત-સંગ્રામને જ રૂપકદ્વારા વર્ણવે છે:

"પ્રથમ કંકણ રણત્કાર કટિ કિંકિણી, ચરણ મંઝર ધ્રુનિ પટદ વાગ્યાં:
સજ થયાં શૂર રણતુર સુણી દૂરથી, પરસ્પર નયનનારાચ લાગ્યાં.
કામિની કુશલમતિં તજી કવચ કંચુકી, કુંભ કુચ અગ્રણી કરિ જ મેળે;
નિપુણ નવનાહ સન્નાહ તજી પીતપટ, બાહુબળ પ્રબળ દળ સકળ મેળે.
ઉરજ નખઘાત સંજાતક્ષત સુભટ રણ, અધર ગતિ દશનરસ અશન આપે;
સુદૃઢ પરિષાંગ અંગ, અંગ ચુમ્બન ચતુર, ચાપગતિ ઉભય પટ વિવિધ વાધે—"
વગેરે+

નરસિંહ મહેતાએ "રાધા ઘનશ્યામના સુરતસંગ્રામ"માં આ અવનવી યુદ્ધકલ્પનાનું રૂપક જ ઓગણતેર પદોમાં વિસ્તારેલું છે.

લોકવાર્તાઓ ગણાતી પ્રેમકથાઓ એ શૃંગારરસનું જ વિશિષ્ટ સાહિત્ય છે. એ સાહિત્યને જન્માવનાર જૈનેતરો તેમ જ સાધુજીવન ગાળનાર જૈન યતિઓ પણ છે. આ સાધુ કવિઓનો મુખ્ય ઉદ્દેશ રસિકતાને પોષવા ઉપરાંત, શૃંગારરસની ભૂમિકા ઊભી કરી, વાર્તાના છેવટમાં સંસારના એ ક્ષણજીવી રસમાંથી ઉપરતિ પામ્યાનો ઉપદેશ આપવા માટેનો હતો. વળી, શૃંગારરસનો અધિષ્ઠાતા જે કામદેવ ત્હેને કેમ કરી જીતવો—ત્હેનો ઉપદેશ પણ આ વાર્તાઓમાંથી ધ્વનિત કરવાનો ત્હેમનો હેતુ હતો.

પ્રાકૃત "તરંગવતી"ની લોકકથામાં જોઇ શકાય છે કે યૌવનના ભોગવિલાસની વિપુલ સામગ્રીથી સંપન્ન છતાં, તરંગવતી અને પદ્મદેવને સંસારના ક્ષણિક વિલાસોની અસારતા દેખાઇ; એટલે તરત ત્હેમણે આતુર સંન્યાસ જેવી તાત્કાલિક દીક્ષા લઇ લીધી. અહીં શૃંગારની રમ્ય પશ્ચાદ્‌ભૂમિ એટલા માટે ઊભી કરવામાં આવી હતી કે તેથી બન્ને નવજુવાનોએ સ્વીકારેલી ધર્મદીક્ષામાં રહેલી મહત્તાનું ભાન વાંચકોને થાય.

જૈનોનું એવું બીજું સાહિત્ય 'ફાગુ'—એટલે ફાગવર્ણનનું છે. એ ફાગવર્ણનોમાં નાયક તરીકે નેમિનાથ અથવા સ્થૂલિભદ્ર હોય છે. એ બન્ને યુવાનોએ વીતરાગ થઇને કામ કેવી રીતે જીત્યો હતો અને વસન્ત ઋતુની કામોદ્દીપક સામગ્રી ત્હેમના હૃદકમલની પાંખડી ઉપર કેવી જરા પણ વિકારની છાયા પાડી શકતી નહોતી—તે આ 'ફાગુ'માં વર્ણવવામાં આવ્યું હોય છે.

+ "પ્રાચીન કાવ્ય-ત્રિમાસિક" વર્ષ ૭; અંક ૨.

ચૌદમા શતકમાં રચાયલા જિનપદ્મસૂરિના "સિરિથૂલીભદ્દ ફાગુ"માં કોશ્યા વેશ્યાનું આલંકારિક ભાષામાં વર્ણન અને નવયૌવનાનું હાવભાવયુક્ત કાવ્યચિત્ર ખડું કરે છે. એના શૃંગારમાં વિલાસની જ સજાવટ છેઃ

" અહ સિંગારુ કરેઇ વેસ, મોટઈ મન ઊલટિ;
રઈય રંગિ બહુરંગિ અંગિ ચંદણ રસ લગટિ.
ચંપક કેતકિ જાઈ કુસુમ સિરિ ખૂંપ ભરેઇઃ
અતિ આછઉ સુકમાલ ચીરુ પહિરણિ પહિરેઇ."

એનાં અંગાંગનું વર્ણન તો ભલભલા યતિઓનાં વ્રત પણ ચળાવે તેવું છેઃ

" કન્નજુગલ જસુ લહલહંત કિર મયણ હિંડોલાઃ
ચંચલ ચપલ તરંગ ચંગ. જસુ નયણ કચોલા.
જસ નહપલ્લવ કામદેવ-અંકુસ જિમ રાજઇ,
રિમઝિમિ રિમિઝિમિ એ પાયકમલિ ઘુઘરિ ય સુવાજઇ.
અહરબિંબ પરવાલખંડ વર ચંપાવન્ની,
નયણ સલૂણી ય હાવભાવ બહુગુણ સંપુન્ની.
મયણખગ્ગ જિમ લહલહંત જસુ વેણીદંડો—" વગેરે. *

આ 'ફાગુ' સિવાય "બારમાસી"નું વર્ણન પણ વિપ્રલંભ શૃંગારને વર્ણવવા માટે કવિઓને બહુ અનુકૂલ પડ્યું લાગે છે. જેમ હિન્દુધર્મીઓએ રાધાકૃષ્ણ વગેરેના બારમાસનું વિશિષ્ટ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે તેમ જૈનોએ પણ રાજીમતી અને નેમિનાથ તથા સ્થૂલીભદ્ર અને કોશ્યાનાં પાત્રોને અનુલક્ષીને 'બારમાસ' ગાયા છે. કવિ નેમિવિજય "નેમિબારમાસ" × માં લખે છે કે 'મયણનો વાસ એ માસ ફાગ.' રાજીમતિના મુખમાં શબ્દો છે કેઃ

"ફાગણના દિન દુહેલા, આકરા લાગે રે ગુજ્ઝ;
વિરહે તપે તન કોમલ, મન લાવે નહિ તુઝ.
કોઈ ખેલે લાલ ગુલાલસું, અબીર અરગજા ખ્યાલઃ
હું રહી એક દોહાગિણી, આવ્યા ન નાથ મયાલ"

જૈનેતરોમાંથી એક જ ઉદાહરણ આપું છુંઃ

" ફાગણે ફગફગતી રે હોળી,
અબીલ ગુલાલ ભરાવું રે ઝોળી
વ્હાલા વિના કોણ ખેલે હોળી ?
રમવા આવોને રે—"

આપણા મધ્યકાલીન ગૂજરાતના સમાજજીવનની રમસામગ્રી તથા સંસારજીવનનો રાજભર વર્ણનનું બીજું સાહિત્ય લોકગીતોનું છે. અતિથિસત્કાર માટે ગાંડીઘેલી થઇ જતી ગૂજરાતણ અતિથિને વિનવતી કે

" ડોરી વગાવી સાજ કરું, ઘેર આવોને.
આંગણિયે નેહું ફૂલ, ઘેર આવોને—"

---

* "પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ"—ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ.
× "જૈનયુગ" પુ. ૧ અંક ૫; (પોષ ૧૯૮૨)

અને પછી દિલની મહેમાની ચખાડવા, પોતાના જીવતરની રસસામગ્રી અતિથિદેવને ચરણે એ ધરી દેતીઃ એ શું શું ધારતી ?—"દાતણ કરવા સોનાની ઝારી, નાવણ કરવા ત્રાંબાકુંડી, ભોજનમાં કંસાર, ત્રાંબાના ત્રાંસળામાં ઠારેલો શીરો, પોઢણમાં સાગસીસમના ઢોલિયા, હીંડોળાખાટ, રેશમી ગાદલાં, ભેરવના ઓછાડ, અતલસનાં ઓશીકાં, ગલવટ ગાલમસૂરિયાં, વીંઝણા, સાંગામાંચી, પારણાં, ચમ્મર છતરી, ચાખડી, રૂમાલ, અક્ષત ભરેલી કંકાવટી, ધૂપેલ તેલ, સોનલા બેડાં, ઘુઘરિયાળો ઝાંપલો અને વ્હેલડી, લોખંડની પરસાળ, ઓસરીઆળા ઓટલા વગેરે વગેરે."

આવી ભોગસામગ્રી ઉપરાંત, પ્રજાશરીરમાં નવપલ્લવતા લાવનાર "ગેડીદડાની રમતો, ઠેર ઠેર વાગતી ઝૂલણું મોરલીઓ, પીતળીયાં પલાણવાળા હંસલા ઘોડા ઉપર કે રોઝડી ઘોડી ઉપરની સવારીઓ, ઘર પછવાડેની ફૂલવાડીઓ, વનમાં બંધાતા હીંડોળા અને હીંડોળાની નીચે હીલોળા લેતાં સરોવરો, આસોપાલવની અને કદમ્બની છાંયડીઓ, પારસ પીપળાઓ"§—એ બધો વનવાસી જીવનનો રાજવૈભવ એકલાં ગીતોમાં જ જળવાઇ રહ્યો હોય એમ સંભવતું નથીઃ તે સમાજના જીવનની રસસામગ્રીનાં એ સચવાઇ રહેલાં અવશેષરૂપ સંભારણાં છે એમ માનવામાં અન્તરાય નથી.

" ઊંચી ઊભી રે, આંબલાની ડાળ્ય
નીચાં સરોવર ઝીલતાં રે—
નાનુભાઇ રે, હીંચકો બંધાવ
નાની વ્હેને નાનપણ સાંભર્યાં રે—"

તથા " આસોપાલવના રાજ ! હીંચકા બંધાવજો,
અમે તમે દો દો હીંચકીએ; બેસો તો રાજ !
આગ રે સાથે તે રાજ ! માયા ઉતારિયે ? "

અને " સોનલા ગેડી ને રૂપલા દડુલીઓ રે
કહાન કુંવર ગેડી દડે રમવા જાય—"

—જેવાં લોકગીતોમાંથી તે સમયનો સમાજ ડોકિયાં કરી રહ્યો છે એમ લાગે છે. વળી, "ઓશીકે નાગરવેલ્ય, પાંગતે કેવડો રે", "ફુલડીયાંની ફોરમ સાહેલી; મ્હારી ચુંદડીમાં"—જેવી પંક્તિઓમાંથી દાંપત્યજીવનનો શૃંગાર મઘમઘી ઊઠે છે. એમ જીવનનો ઉલ્લાસ કવિતાદ્વારા વ્યક્ત થયેલો જોઇ શકાય છે.

આ પ્રમાણે, પ્રાચીન ધર્મપ્રધાન યુગમાં પણ, આવા વિશિષ્ટ સાહિત્યનું અસ્તિત્વ, વિલાસપ્રિય સમાજની રસવૃત્તિનો સૂચક પુરાવો છે. પ્રેમકથાઓની લોકપ્રિયતા પણ સમાજનું વલણ કઇ તરફ હતું તે જાણવામાં ઠીક સાધનભૂત થાય છે. +

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

§ "રઢિયાળી રાત" ભાગ ૨; પ્રસ્તાવના પૃ. ૧૧.

+ "લોકવાર્તાનું સાહિત્ય" નામના "મધ્યકાલીન સાહિત્ય પ્રવાહો"ના ગ્રંથમાંના લેખમાંથી, લોકવાર્તાનું વાતાવરણ"—એ નામના અપ્રસિદ્ધ પ્રકરણમાંનો ભાગ.

# ચુંબન

## આગલા હપ્તાનો ટુંક સાર

( લુકૅસ પૅલુસ્કી નામનો યુવક વેન્ડુલ્કા પૅલુસ્કી નામની યુવતિની સાથે પ્રણયથી બંધાય છે. પણ તે બંને એક જ કુટુંબનાં હોવાથી લુકૅસના માબાપ તેમને પરણવા દેતાં નથી અને એક બીજી જ છોકરી સાથે તેને પરણાવી દે છે. વેન્ડુલ્કા લુકૅસને ન પરણી શકી એટલે તેણે તો પરણવાનું જ માંડી વાળ્યું. એ ત્રણ વરસ વીતી ગયા. લુકૅસની પત્નીનું અવસાન થયું. દોઢ માસ સુધી યથાવિધિ શોક પાળી લુકૅસ વેન્ડુલ્કાનું માગું કરવા જાય છે. વેન્ડુલ્કાનો બાપ પોતાના વૈરાગી સ્વભાવ પ્રમાણે કહે છે કે છોકરીના બાપ તરીકે તો હું તને જ જમાઇ તરીકે પસંદ કરૂં પણ તમારૂં લગ્ન સુખકર થાય એમ મને લાગતું નથી-કારણ કે તમે બન્ને દઢ અને ઉગ્ર સ્વભાવનાં છો. લુકૅસ આ વાતને હસી કાઢે છે. વેન્ડુલ્કા વિવાહવિધિ થતાં જ લુકૅસનું સૂનું ઘર સંભાળવા ઉપડી જાય છે. લુકૅસ ઘેર જઇને જુવે છે તો સાચ્ચે પત્ની તેના નમાયા છોકરાના પારણા ઉપર ઝુકી અશ્રુ વરસાવી રહી હોય છે. થોડી વારમાં બન્ને મળે છે. લુકૅસ આવેશમાં આવી વેન્ડુલ્કાને ચુંબન કરે છે. પણ યથાવિધિ લગ્ન થયા વિના લુકૅસ ઉપરથી તેની મૃત પત્નીનો અધિકાર ખસતો નથી એમ માનતી વેન્ડુલ્કા ચિડાય છે. લુકૅસ ફરી વાર તેને જકડે છે પણ વેન્ડુલ્કા બળપૂર્વક તેને ઓરડા બહાર કાઢી બારણાં વાસી દે છે. )

પોતે આકાશમાંથી તૂટી પડ્યો હોય એમ લુકૅસ ઘણો વખત સુધી બહાર અંધારામાં ઉભો રહ્યો. પ્રેમની પાંખોએ એ જ્યારે વેન્ડુલ્કાની પૂંઠે દોડી આવ્યો હતો ત્યારે સંધ્યા ચિત્ર તેણે આવું ન હતું કલ્પ્યું. પણ તેણે પોતાના હૃદયમાં જાગતા ભાવોને દબાવી દીધા. આ બધું માત્ર જરા વધી ગયેલ ઠઠ્ઠા મશ્કરી હોય એમ હસી કાઢવાનો પ્રયત્ન કર્યો. પોતાના ભાવિ પતિ સાથે આમ મશ્કરી કરવાનો અધિકાર પત્નીને નહિ તો કોને હોય ? તેને જરા પજવવાનો અને ચિઢવવાનો તો તેનો હક્ક છે જ.

એમ વિચારી લુકૅસ ફરી દાખલ થવાનો પ્રયત્ન કર્યા વિના તેના ઓરડા આગળથી ચાલ્યો ગયો. નોકરો સાથે તેણે ખુશ દિલથી વાતો કરી. જાણે તે પોતાની ઇચ્છાથી જ તેની આડે ન આવવા માટે બહાર નીકળી આવ્યો ન હોય! નવ ગૃહિણીનાં વખાણ અને એવાં સરસ શેઠાણી મળવા માટે શેઠને અને તેમને પોતાને આપેલાં અભિનંદનનો તેણે હસતે મુખે સ્વીકાર કર્યો. ઉંઘનો સમય થતાં જ તે નોકરોની સાથે ઘાસ ભરવાને માળીએ જઇને સૂઇ ગયો. તેની પત્નીના અવસાન પછીથી હમેશાં ત્યાં જ રાત્રિ ગાળવાનો તેને અભ્યાસ થઇ ગયો હતો.

* * *

તે સૂતો સૂતો વારેવારે પાસાં બદલવા લાગ્યો. તેને ચેન નહતું પડતું. આંખમાં ઉત્કટ પ્રેમ વિલસતો હોવા છતાં વચન અને વાણીમાં વેન્ડુલ્કાએ શા માટે આટલો બધો સંયમ જાળવ્યો હશે, શા માટે તેણે આટલી બધી લજ્જાતિશયતા દાખવી હશે એ તે સમજી

નહતો શકતો. તેણે શું વિચાર્યું હશે ? પુરુષોના સ્વભાવ પ્રમાણે લુક્રેસ પણ હવે તેને પહેલાં જેટલી ચાહશે નહિ એવો તેને ભય લાગ્યો હશે ? એટલા માટે જ તો તેણે ઓછું બોલવામાં અને દૂરને દૂર રહેવામાં જ ડહાપણ છે એમ ન માન્યું હોય ? પણ લુક્રેસ તેને જીવ જેટલી ગણતો, તે તેની સત્યનિષ્ઠા અને સંપૂર્ણ અનુકૂળતાને માટે જ. તેના પ્રત્યેક દૃષ્ટિપાત અને વચનમાં સચ્ચાઇ ભરેલી હતી એ જાણીને લુક્રેસનો આનંદ માતો ન હતો. આખરે તેણે આ બાબત માથાઝીક ન કરવાનો અને તેનામાં આ એકાએક ફેરફાર કેમ થયો તે જાણવાનો પ્રયત્ન પણ ન કરવાનો નિશ્ચય કર્યો. કદાચ તેને પોતાને જ પોતાના આચરણનો મર્મ નહિ સમજાતો હોય. સ્ત્રીઓ કેટલીકવાર અમુક જીદ પકડે છે અને જ્યારે પૂછીએ છીએ ત્યારે કાંઇ કારણ આપી શકતી નથી.

આ કાંઇ મોટી વાત ન હતી. એક ચુંબનમાં શું ? આજે નહિ તો કાલે. તે તેને ઘર આવી હતી અને હવે કોઇ દખલ કરી શકે કે તેને લઇ જઇ શકે એમ તો હતું જ નહિ.

"એનો વિચાર તો કાલે ફરી જશે. એ કાંઈ બહુ વાર ટકી શકે એમ નથી." એવો વિચાર કરી આશ્વાસન મેળવવા માટે લુક્રેસે કુંજમિલનોની સ્મૃતિને તાજી કરી.

એ સુખમય સમય ફરીવાર આવવાનો છે એવી ખાત્રી થતાં તેણે પોતાના મગજમાંથી બીજા ઉદ્વેગકર વિચારોને કાઢી નાખ્યા અને નિદ્રા લેવા માટે પોપચાં બીડયાં. બરાબર એ જ ક્ષણે ત્રીજો મરઘો બોલ્યો અને દાસીઓને જાણ થઇ કે સૂર્યે પોતાની પુષ્પ શય્યાનો ત્યાગ કર્યો છે અને પોતાનાં કાર્મનો તગાદો કરતો નવો દિવસ આવીને ઉભો છે.

બીજે દિવસે તો વેન્ડુલ્કાના વિચારો ફેરવાઇ જશે એમ માનવામાં લુક્રેસે ભૂલ કરી હતી. બીજે દિવસે પણ તે તો તેને તે જ રહી અને ત્રીજે દિવસે પણ કાંઈ પરિવર્તનનાં ચિહ્નો ન હતાં જણાયાં. તે તો પોતાની વાતને દૃઢતાપૂર્વક વળગી જ રહી કે લગ્ન થયા પહેલાં ચુંબન કે બીજી કોઇ પણ પ્રેમ–ચેષ્ટા ન જ થઇ શકે. એમને બંનેને સુખી કરવા જેણે આ જગતનો ત્યાગ કર્યો તે બિચારીની ચિરશાંતિમાં શાને વિક્ષેપ નાંખવો ? તેને દારવાનો બીજો શો ઉપાય હતો ? તેઓ તેને માનની દૃષ્ટિએ જોતાં હતાં અને તેનાં સ્મરણને મહા મૂલ્યનું માનતાં હતાં એ વાત સંયમના સેવનદ્વારા દર્શાવ્યા વિના તેના પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરવાનો બીજો માર્ગ જ ક્યાં હતો ?

લુક્રેસ પ્રેમથી વેન્ડુલ્કા પાસેથી કશું જ ન કઢાવી શક્યો. તેના વિતંડાવાદથી તે તદ્દન કંટાળી ગયો. તેની દૃષ્ટિ વિરુદ્ધ લુક્રેસ ગમે તેટલું બોલે પણ તે સાંભળે જ કોણ ? તેની સાથે કડકાઇ ચલાવવાને તેનો જીવ નહતો ચાલતો. એટલે તેણે વિનવણીનો માર્ગ લીધો. હવે તેણે પ્રેમની પ્રમાણ–મુદ્રા તરીકે ચુંબનની માગણી કરવી છોડી દીધી. હવે તો તે માત્ર તેની અનુકૂળતાનાં ચિહ્ન તરીકે જ ચુંબન માગવા લાગ્યો.

"લુક્રેસ, તું કાંઇ હવે નાનો કીકલો નથી." તે તડૂકી ઉઠી. "પુરુષમાં સ્ત્રી કરતાં તો જરા વધારે અક્કલ હોય; તું આટલું યે સમજતો કેમ નથી ? હું તો હવે વાજ આવી ગઇ."

લુક્રેસે બહુ યે કહ્યું, બહુ યે દલીલો કરી, બહુ યે વિનવણી કરી પણ સર્વ વૃથા. આખરે તેને વિચાર સુઝયો કે પોતે તેના પ્રેમમાં ગાંડો બનેલો છે એમ માનીને તેની પ્રિયતમા તેને જાણી જોઇને આમ કનડે છે. તેને કદાચ આથી આનંદ મળતો હશે. કદાચ તે મનમાં

મલકાતી હશે વિચારતી હશે કે હું તારી સાથે ફાવે એમ વર્તી શકું છું; તું કાંઇ મારાથી દૂર ભાગી જાય એમ નથી. કેટલાંક માણસો અપ્રાપ્ય વસ્તુઓને બહુ કિંમતી સમજે છે અને તે મળે છે એટલે પછી તેની કાંઇ કિંમત જ રહેતી નથી... વેન્ડુલ્કાનું પણ કદાચ આવું જ હોય!

ધીમે ધીમે તેને વેન્ડુલ્કાના વર્તનથી ખોટું લાગવા માંડ્યું અને આઠ દિવસ થયા એટલે તેણે તેને સ્પષ્ટ રીતે કહી દીધું કે ત્રણ વરસ પહેલાં તે જેટલી માયાળુ હતી તેટલી તે હવે રહી લાગતી નથી.

પણ વેન્ડુલ્કા તેનું કહેવું સમજી જ ન હોય અથવા તેના શબ્દો એક કાનેથી આવી બીજે કાનેથી ચાલ્યા ગયા હોય એવું કરતી. અને કશો ચોક્કસ જવાબ જ દેતી નહિ. બીજી બધી રીતે તો તેની સાથે બહુ જ માયાળુ રીતે વર્તતી અને ઘરકામ એટલા તો આનંદથી કરતી કે સહુ કોને એમ જ લાગે કે તે જાણે સાતમા સ્વર્ગમાં વિહરે છે. તેનો ખીલેલો ચહેરો જોઇને જોનારમાં પણ સુખનો સંચાર થતો. લુકૅસ પણ આથી આનંદ પામતો. જ્યારે તે લુકૅસ તરફ મધુર દૃષ્ટિ નાખતી અને મંદહાસ્ય કરતી ત્યારે તે પણ જાણે સ્વર્ગસુખ અનુભવતો. પણ તે પ્રેમાનંદની વાતો કરવા તેની પાસે બેસતો કે તરત જ તેને કોંઇ કામ યાદ આવતું અને તે તેની પાસેથી પલકમાં ઉઠીને ચાલી જતી. તેને અટકાવવાનો વખત પણ લુકૅસને મળતો નહિ.

વેન્ડુલ્કાએ ઘર સંભાળી લીધું. જે થોડા જ દિવસ થયા એટલામાં તો બધું નવું નવું દેખાવા લાગ્યું. ઘરનો એકેએક ખૂણો સુદ્ધાં સ્વચ્છ અને વ્યવસ્થિત બની ગયો. સવારથી સાંજ સુધી વેન્ડુલ્કા એટલી તો કામમાં દટાઈ રહેતી કે તેને વાત કરવાનો સમય ભાગ્યે જ મળતો. પણ પ્રેમ-મુગ્ધ લુકૅસને આ બધાં કામની, ઘરની વ્યવસ્થાની અને તેમાં થયેલા ફેરફારોની કાંઇ પડી નહતી. તેને તો બસ તેનું ચુંબન જોઇતું હતું. બીજું બધું તે પડ્યું રહેવા દે તો યે વાંધો નહિ.

પ્રેમથી અને ધમકીઓથી પણ જ્યારે તેનો અર્થ ન સધાયો ત્યારે તેની ધીરજ ખૂટી. આખરે તે સ્વસ્થતા ગૂમાવી બેઠો અને વેન્ડુલ્કા સાથે કટુ વર્તન ચલાવવા લાગ્યો. એક દિવસ તો તેણે જમીન પર પગ પછાડ્યો.

"સાંભળ, વેન્ડુલ્કા, આપણે હવે ગમે તે એક નિકાલ કાઢવો જ જોઇએ. આ ધાંધલથી તો હું બિલકુલ કંટાળી ગયો છું." લુકૅસે ઉદ્દઘોષણા કરી. "પહેલાં કુંજઘટામાં તું મને જેવાં આલિંગન દેતી તેવું આલિંગન જો તું મને ઝટપટ ન દે તો પછી હું એવું કાંઇક કરી બેસીશ કે જે તને જરાય ન ગમતું હોય. હું આજ ક્ષણે હોટલમાં ચાલ્યો જઇશ અને સૂર્યોદય પહેલાં પાછો આવીશ જ નહિ."

વેન્ડુલ્કાના ગાલે લોહી ભરાઇ આવ્યું. લુકૅસની ધમકીથી તે ગભરાઈ ગઇ હતી તે તો સ્પષ્ટ જ દેખી શકાતું હતું. તો પણ નમતું મેલવાનો તો તેને ખ્યાલ સરખો યે કદી ન આવે.

"આટલી ઉમરે પણ જો તને અક્કલ ન આવી હોય તો જા ખુશીથી." તેણે ટુંકમાં જ પતાવ્યું અને પછી દોરી ગઇ.

લુકૅસનાં ધારવા કરતાં વાત વધી ગઈ. તેણે ધાર્યું હતું કે કંઇ નહિ તો સારું દેખાય એટલા માટે પણ તે નમતું આપશે. પણ આમાં નિરાશા પ્રાપ્ત થઇ એટલે પોતાની ધમકીને અમલમાં મૂકયા વિના તેનો છૂટકો જ ન હતો. ટોપી ઉપાડી જેના પ્રતિ જરા પણ

રૂચિ ન હતી એવી હોટલમાં જઇને તે બેઠો. તેની પત્નીની હયાતીમાં જ્યારે તે તેનાથી તદ્દન કંટાળી જતો અને વેન્ડુલ્કાનો અભાવ બહુ જ સાલતો ત્યારે તે કોઈક જ વાર હોટલમાં જતો. જ્યારે તે ઘેર બહાર નીકળ્યો ત્યારે તેનામાં ખુન્નસ વ્યાપી રહ્યું હતું. તેણે પોતાની અતિ લજ્જાશીલ અને હૃદયહીન પ્રિયતમા ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો હતો. મોડી રાતે તે પાછો ઘેર ગયો અને જાણી જોઇને દૂધનાં વાસણો વગેરે ગબડાવી નાખ્યાં કે જેથી વેન્ડુલ્કા અવાજ સાંભળીને માને કે તેને કારણે આ છાકટો બન્યો છે.

આ બધી મૂર્ખામી તેને લીધે જ થઈ રહી છે એ વેન્ડુલ્કા સમજ્યા વિના રહે ખરી? તેણે તેના ઉપર ખરેખર ક્રોધે ભરાવાનો વિચાર કર્યો હતો પણ સ્વયં સેતાન ભરાયો હોય તેની માફક તેણે આમ અવાજ કરવા માંડયો એટલે તો તેનાં હસતાં હસતાં પાંસળાં યે દુખવા આવ્યાં. તે શિક્ષા કરવા માગતો હતો વેન્ડુલ્કાને, પણ થતી હતી તેને પોતાને! તે પીવાની પરવા કરે એવો ન હતો તે તે બરાબર જાણતી હતી અને છાકટો થવાની વૃત્તિ વિના કોઇ પણ માણસ એક રાતમાં છાકટો થઈ જતો નથી એ પણ તે સારી રીતે સમજતી હતી.

સવારે જ્યારે બંને જણાં મળ્યાં ત્યારે વેન્ડુલ્કાએ રાતની વાત છેડી સરખી પણ નહિ. તે તેની સાથે બને એટલો ઓછો સમય રહી કામને માટે દોડી ગઇ. તેને બ્હીક લાગતી હતી કે જો તે તેની સાથે લાંબો વખત વાત કરશે તો તેનાથી હસી પડાયા વિના રહેવાવાનું નથી. જો ભાઇ સાહેબ સોળેક જ વરસના હોત તો તો તેનાં આવાં વર્તનથી વેન્ડુલ્કાને આશ્ચર્ય ન લાગત પણ આવો ઠરેલ, જાણીતો અને એકવાર પરણીને વિધુર બનેલો પુરુષ આવું કરશે એમ તેણે ન હતું ધાર્યું. એક ચુંબનને માટે તે કોઇ દૂધની તાંબડી ઢોળી નાંખતું હશે! પણ લુકૅસની વેન્ડુલ્કા ઉપરની રીસ તપતી જ ચાલી.

"જો એ આમ જક્કીવેડા કરશે તો એને પણ હું બતાવી દઇશ કે મને પણ જક્કી થતાં આવડે છે." એવો નિશ્ચય કરી કશું પણ બોલ્યા ચાલ્યા વિના—રાત્રે વિદાય સુદ્ધાં માગ્યા વિના જમ્યા પછી તે સીધો હોટલમાં દોડી ગયો—જાણે તેની મરજીમાં આવે ત્યારે તેણે હોટલમાં જવું એવું નક્કી જ ન થયું હોય! બીજે દિવસે સવારે પણ વેન્ડુલ્કા એ વિષે કશું જ બોલી નહિ—જાણે જળમાંની મુંગી માછલી રતો. પણ આમ તે કાંઇ ચાલે? તેની હઠીલાઇ માટે તેને યોગ્ય શિક્ષા થવી જોઈએ.

"હવે હું સવાર સુધી હોટલમાં બેસી રહું છું એટલા માટે કાલે રાતે સહુ તારાં ગુણગાન કરતાં હતાં." હસતાં હસતાં લુકૅસે આરંભ્યું.

"એકની મૂર્ખાઈ માટે બીજાને દોષ દેનારા ખરેખર બુદ્ધિસાગર જ હશે."

"તેઓ એટલું તો સમજે છે કે તું જો યોગ્ય વર્તન ચલાવતી હોય તો હું તેમના ભેગો બેસવા ન જાઉં."

વેન્ડુલ્કાને લાગ્યું કે આ હવે મશ્કરીની હદ બ્હાર જાય છે.

"મેં મારી ફરજ બજાવવામાં શી ત્રુટિ કરી છે કે તું મને આમ કહે છે? અને લોકોને મોઢે વાત કરાવે છે?"

"ગૃહધર્મની પ્રધાન વસ્તુ—પતિપરાયણતા."

વેન્ડુલ્કા ચિંતામાં પડી. તેના દીવા જેવા સ્પષ્ટ હેતુને પણ લુકૅસ સમજી નથી શકતો

એ તે શું? જેને વેન્ડુલ્કા પ્રત્યે વિદ્વેષ હોય તે જ તેના હેતુનો ખોટો અર્થ કરે. અથવા શું પિતાજીની ચેતવણીઓ અને શંકાઓ ખરી હશે!

"તું સમજુ અને ભલો છે એની મને ખબર છે." આખરે તે બોલી, "તું શા માટે ઢોંગ કરે છે અને એ બંને ગુણોને છુપાવે છે. મેં તને વારંવાર કહ્યું છે કે હું અહીં પ્રેમચેષ્ટા કરવા નથી આવી. તેને માટે તો પુષ્કળ વખત મળવાનો છે. તારાં ઢોરોની સંભાળ રાખનાર અને તારાં બાળકની માતાની ગરજ સારનાર કોઇ જોઇએ માટે જ હું આવી છું. હું તો એમ જ માનતી હતી કે તારા બનેવીએ પણ મને આટલા માટે જ આવવાને કહ્યું હતું, બીજાં કશાં જ માટે નહિ. મને જો સ્વપ્ને પણ ખ્યાલ હોત કે તારો ઇરાદો જુદો જ છે તો તો મેં તારા ઘરમાં પગ સરખો ન મૂક્યો હોત."

"હવે ખરું! તું તારી જાતે જ કબુલ કરે છે કે મારાં સુખ કરતાં ઘરની બીજી બાબતો જ તને વધુ મહત્ત્વની લાગે છે. અને તું શું એમ માને છે આ સાંભળીને મને દુઃખ નથી થતું? આટલાં બધાં વરસો સુધી તને વળગી રહેવા માટે મને તું આજ આ ઉપહાર આપે છે કેમ? તારે જ માટે મેં કદી પણ મારી પત્ની તરફ મીઠી નજરે જોયું સુદ્ધાં નથી. તેને તારે સ્થાને જોઇને મારું અંતર પારાવાર દુઃખ અનુભવતું હતું. તેની વિરુદ્ધ હું ગમે તે કહું તો પણ મારે એક વાત તો કહેવી જ જોઇએ: મને કોઇ પણ વાતની ના પાડવા કરતાં ઝેર કરડી મરવું તે વધુ પસંદ કરતી. મારી ઇચ્છાને તેણે પોતાની તરીકે સ્વીકારી લીધી હતી. મેં જો તારી પાસે કોઇ અસંભવ વસ્તુ માગી હોય તો જાણે જુદી વાત. પણ હું તો તને મારી ઇચ્છાની પરવા છે એટલું જાણવા માટે ફક્ત એક ચુંબનની જ માગણી કરું છું. અને તને કાંઇ ચુંબન કરવા દેવામાં વાંધો હોય એમ પણ નથી. તને મારી પરવા નથી એમ બતાવવા માટે જ માત્ર તું ના પાડી રહી છે. પછી મને રીસ તે કેમ ન ચઢે? મારી ઓળખીતી ગમે તે છોકરીને હું કહું તો તે માત્ર મિત્રતાની ખાતર પણ મને ચુંબન કરવા દે—ખુશીથી અને જરાયે લજ્જાતિશયતા દર્શાવ્યા વિના."

"પણ હું કાંઇ 'ગમે તે છોકરી' નથી."

"એ ખરું. બીજી કોઈ પણ છોકરીએ હૃદયને બદલે હૃદયનું દાન કર્યું હોત. પ્રેમને બદલે અભિમાન આપે તેવી તો તું જ."

"બે માણસો એક બીજાને ચુંબન કરે એને જ જો તું પ્રેમ કહેતો હોય તો તો તું પ્રેમ શું છે એ જાણતો જ નથી. તેં કદી પ્રેમને જાણ્યો જ નથી. મને એવા પ્રેમની પરવા નથી."

"અને મને માયા અને નમ્રતા વિનાના પ્રેમની પરવા નથી." અસરકારક અને શોકપૂર્ણ સ્વરે આટલા શબ્દો ઉચ્ચારી પેલા ઘરડા વૈરાગીનાં શબ્દોનો વિચાર કરતો લુકૅસ સ્વેશ બહાર ચાલ્યો ગયો. ડોસાનું કહેવું બહુ જ સાચું છે. તે તો ડાહ્યો અને અનુભવી આદમી હતો. મૂર્ખ હોય તે જ તેની ચેતવણીનો અનાદર કરે.

આ વખતે લુકૅસને ચાલ્યો જતો જોઇને વેન્ડુલ્કાને લાગી આવ્યું. અત્યાર સુધી તો તે માત્ર ચિડાયો અને ખિજવાયો હતો પણ હવે તો તેને ખૂબ જ માઠું લાગ્યું હોય એમ લાગ્યું. તેના પ્રેમ વિષે તેને શંકા ઉત્પન્ન થઈ, અને તેના વર્તનમાં તેને જક્કીપણા સિવાય બીજું કંઇ જ જણાયું નહિ. તેણે તેનાં આચરણનો આવો અર્થ કર્યો એથી વેન્ડુલ્કાને અસહ્ય

વેદના થઈ. પોતાની પહેલી પત્ની કરતાં એને ખરાબ કહે તેના કરતાં પણ એને આ વધારે ખરાબ લાગ્યું. આવા શબ્દો ઉચ્ચારાય એટલે મામલો કેટલો ગંભીર થઇ ગયો છે એનો વિચાર કરતાં તે એકદમ ભડકી ઉઠી. અને તે સકારણ જ હતું. આવા ખેદયુક્ત વિચારોને લીધે તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે પોતાને અને લુકૅસને વિષે લાંબો વખત સુધી ગંભીરતાથી વિચાર્યા કર્યું.

પારણાં ઉપર ઝુકીને તે વિચારવા લાગીઃ "કાલે એ કામે જાય તે પહેલાં જો હું એની હૃદયેચ્છા પૂર્ણ કરૂં તો કાંઈ વાંધો ખરો? બસ બહુ થયું" કહીને તે ટટાર થઇને બેઠી પણ વિચારપ્રવાહ તો એ જ દિશામાં ચાલુ રહ્યો. "સદ્ગત સ્ત્રીને ખોટું લગાડયા વિના પણ હું કદાચ એને બતાવી શકું કે તેને માટે હું મારી રુચિ વિરુદ્ધ હોય એવું કામ કરવાને તૈયાર છું. પણ નહિ–નહિ, હું એ તો ન જ કરૂં! હું કાંઇ નકામો દેખાવ કરવાને નથી કરતી પણ ઉમદા હેતુને માટે મારા ખરા હૃદયની માન્યતાઓને માટે હું તો ઝઘડું છું. જો તેની સ્ત્રીએ મારે માટે જગ્યા ખાલી ન કરી હોત અને બધુંય જેમનું તેમ જ રહ્યું હોત તો શું થાત? તો તો અમારે તેમાં જ બનતો સંતોષ માની લેવો પડત ના. હું તો મેં જે નિશ્ચય કર્યો છે તેને જ વળગી રહીશ. હું જાણું છું કે હું સાચું જ કરૂં છું."

એના બાપે એમ કહ્યું હતું કે તેની પુત્રી બહુ જ દૃઢ ચિત્તની છે અને પ્રલય થઈ જતો હોય તો યે પોતાની વાત મૂકે એવી નથી એ બહુ જ સકારણ હતું. જે એને સાચું લાગ્યું તેમાંથી તો એ દોરાપુર પણ ચસકવાની જ નહિ.

પેલે દિવસથી જ લુકૅસના મુખ ઉપર વિષાદ છવાએલો રહેતો, તે તેની પાસે બેસતો પણ નહિ, અને જરૂર પૂરતું જ બોલતો, અને રોજ સાંજે ઘરથી ચાલ્યો જતો અને તે છેક મળસ્કે જ પાછો આવતો. આ ઉપરથી વેન્ડુલ્કાને લાગ્યું કે પોતાનો હેતુ શુદ્ધ હોવા છતાં તેણે માર્ગ ખોટો લીધો છે. તેને લાગ્યું કે એને હવે વધુ અધઃપતનને માર્ગે જવા દેવો એ દુષ્ટતા જ કહેવાય અને તેને વિનાશમાંથી ઉગારવો જ જોઇએ. જે વસ્તુઓ તરફ એ માત્ર ગુસ્સાના આવેશમાં જ વળ્યો હતો તે વસ્તુઓની કદાચ એને ટેવ પણ પડી જાય.

ગઇ રાતે એક ફ્લોરિન ખીસ્સામાં મૂકયા છતાં તેને બીજો ફ્લોરિન લેતાં જોઇને વેન્ડુલ્કાએ તેને ચેતાવ્યોઃ "લુકૅસ, તારે પણ સંતતિ છે એ વાત ભૂલતો મા."

"તને ફાવે તેમ તું કરે છે અને મને ફાવે એમ હું કરૂં છું."

"પણ સારી સલાહ તો આપણે ધ્યાનમાં લેવી જ જોઇએ."

"જે મારી પત્ની મારી પાછળ ઘેલી બની હતી તેની શિખામણ મેં કદી માની નથી અને તું મને ચાહતી નથી તેની હું માનવાનો નથી."

"એટલે! તું શું કહેવા માગે છે? હું–તું શું એમ કહેવા માગે છે કે હું તને ચાહતી નથી? ત્રણ જ અઠવાડીઆં પહેલાં આજ સ્થળે 'તારા પ્રેમની ખાત્રી થવાથી હું અવર્ણનીય સુખ અનુભવું છું.' એમ મને કહ્યું હતું તે તેં કે બીજાએ?"

"આજની માફક ત્યારે મેં તને બરાબર ઓળખી ન હતી. તું મને ઘરમાંથી હાંકી કાઢી એમાં જ આનંદ માને એના કરતાં તો મારૂં મૃત્યુ થાય એ જ સારૂં છે."

આ ખોટા આરોપનો જવાબ દેવાને વેન્ડુલ્કાને શબ્દો શોધ્યા ન જડયા. તેની સાથે દલીલ કરવામાં પણ પોતાની અવમાનના છે એમ તેને લાગ્યું. પોતાના હૃદયમાં જાગતી કટુ

લાગણીઓને તેણે દાબી દીધી અને ચુપચુપ ત્યાંથી ચાલી ગઈ. પણ પેલાને તો એમાં યે તેનું અભિમાન જ દેખાયું. ફરીવાર હોટલમાં જઇને તેનું વેર વાળવાનો તેણે નિશ્ચય કર્યો અને રોજના કરતાં પણ મોડે સુધી તે ત્યાં પડી રહ્યો.

વેન્ડુલ્કાની આખી રાત બહુ જ ઉત્તેજિત દશામાં પસાર થઇ. બિશપ તેઓના લગ્નની પરવાનગી જલદી મોકલી આપે એવું કરવા તેણે પ્રભુની પ્રાર્થના કરી. આ ચાલુ કલહ કંકાસને લીધે તેના મનમાં ભાવિ સંબંધી અનેક ચિંતાઓ પેદા થઈ. તેણે તો જુદી જ જાતનાં જીવનનાં કલ્પનાચિત્રો ઘડી રાખ્યાં હતાં. તે બંને એક બીજાને મળવાને કેવાં ઉત્કંઠિત થયાં હતાં. એકબીજાને માટે કેટકેટલાં આંસુ સાર્યાં હતાં. પુનર્મિલન માટે કેવાં તલસી રહ્યાં હતાં-અને છતાં આજે? આજે તો કાંઇ પણ કારણ સિવાય બધી જ બાજી બગડતી જતી હતી, અને એ જ કારણસર વેન્ડુલ્કા કે લુકૅસ કોઇપણ નમતું આપતું નહતું અને કડવાસ અને ઉગ્રતા દહાડે દિવસે વધતાં જતાં હતાં.

ભાવિનો વિચાર આવતાં બંને ઘણીવાર મૂઢ જેવાં બની જતાં છતાં કોઇએ નમતું આપ્યું નહિ. બંને વચ્ચેનો અંતરાય એટલો તો વધી ગયો કે તેઓ એક બીજાને દુશ્મન ગણવા લાગ્યાં. તેમના સ્વભાવનું નિતાંત સામ્ય જ તેઓને દુઃખકર થઇ પડયું. તેઓનાં સુખનો અંત આટલો વહેલો આવશે એવું કદાચ ડોસાએ પણ ન ધાર્યું હોય.

વેન્ડુલ્કાનો લાંબા વખતથી દબાઈ રહેલો શોક આખરે અશ્રુરૂપે વહેવા લાગ્યો. જે ઓરડામાં જે ચુલા પાસે જે આસન ઉપર આ કલહ શરૂ થયો હતો, બરાબર તે જ સ્થાને બેસીને તે છાતીફાટ રડવા લાગી. તેની અશ્રુધારા અજસ્ર વહેવા લાગી અને લુકૅસ કામેથી સાંજે ઘેર આવે ત્યારે પોતે શું કરવું તેનો તે વિચાર કરવા લાગી.

લુકૅસ આવી પહોંચ્યો ત્યાં સુધીમાં તે કશો નિશ્ચય કરી શકી ન હતી. તેને પોતાના ઘરમાં આમ છાતીફાટ રોતી જોઇને તે તો ભડકયો અને એવો જ છેલ્લો પ્રસંગ તેની સ્મૃતિમાં તાજો થયો. કુંજઘટામાં ગાળેલી છેલ્લી સાંજનો તે પ્રસંગ હતો. બંને એક બીજાની છેલ્લી વિદાય લેતાં હોય એમ તેઓને લાગ્યું હતું. લુકૅસ વિચાર કરવા લાગ્યો: " હું નમતું આપું. લગ્ન થયા પહેલાં ચુંબન માટે માગણી ન કરૂં તો શું ખોટું. સ્ત્રી કરતાં પુરુષમાં જરા વધારે અક્કલ હોય છે. શા માટે એકબીજાનાં જીવનમાં ઝેર મેળવવું?" તેઓ એકબીજાને આટ-આટલું ચાહતાં હતાં, બંનેનાં લગ્ન ન થઇ શકયાં માટે જીવનત્યાગનો સુદ્ધાં વિચાર કર્યો હતો છતાં આજે લગ્નનાં થોડા દિવસ અગાઉ જ તેઓ આમ એક બીજાને કંઈ પણ કારણ વિના પજવી રહ્યાં છે એ તે શું?

"કેમ રડે છે?" લુકૅસે પ્રિયતમાને માયાળુ સ્વરે પૂછયું. આવો સ્વર વેન્ડુલ્કાએ ઘણા દિવસથી સાંભળ્યો ન હતો.

"મેં સાંભળ્યું છે કે તું હવે હોટલમાં જુગાર પણ રમવા લાગ્યો છે."

"પહેલાં હું જાણતો જ ન હતો એવી અનેક વસ્તુઓ હું હમણાં હમણાં શીખ્યો છું."

"મને ચિડવવા ખાતર અમુક વસ્તુઓ કરવાનું તું શીખ્યો છે એ જ સૌથી ભારે છે."

"અને તું શું કરે છે?"

"સુશીલ કન્યાને છાજે એવી રીતે હું વર્તન રાખું છું. હું તો ધારું છું કે તે માટે હું ઠપકાને નહિ પણ પ્રશંસાને જ પાત્ર છું."

"તારી મોરલીએ હું નાચ્યું એનો તું ઉપહાસ કરે એ માટે મારે તને શાબાશી આપવી જોઇએ એમ ? તું મારા તરફ કેવું વર્તન ચલાવે છે એ જો તું કોઇને કહે તો તે માને પણ નહિ ! લગ્નની સહેજ જ પહેલાં જેને પોતાની પત્ની તરફથી આટલી બધી સતાવણી ભોગવવી પડી હોય એવો કોઈ વર હોય તો મને બતાવ. પણ યાદ રાખજે ! હું તને જણાવી દઉં છું કે તું દોરે એમ દોરાઉં એવો હું હજી નાદાન કીકલો રહ્યો નથી. મારી સાથે આ નહિ ચાલે. તું અત્યારે મારા પ્રતિ કઠોર હૃદયે જેવો વ્યવહાર ચલાવે છે તેવો જ વ્યવહાર હું લગ્ન પછી તારી પ્રતિ ચલાવીશ એ વાતનો તો મેં નિશ્ચય જ કર્યો છે. ધીરજ રાખ. થોડા વખતમાં જ તને માલમ પડશે."

આ શબ્દો સાંભળીને એકદમ ભયથી ફીકાંફક્ક થઈ જવામાં વેન્ડુલકાએ મૂર્ખાઈ જ કરી હતી. તેણે સમજવું જોઈતું હતું કે ભાઇસાહેબનો મિજાસ તે વખતે હાથમાં ન હતો અને માત્ર એટલું જ કહેવું જોઈતું હતું કે "મૂર્ખાઈભરેલું શું લવે છે ?" તો બધું સીધે સીધું ઉતરી જાત. પુરુષ જ્યારે ક્રોધે અને તોફાને ચડ્યો હોય ત્યારે જે સ્ત્રી તેને સ્નેહપૂર્વક દાબમાં નથી રાખી શકતી તે કદી પણ તેને દાબમાં રાખી શકે જ નહિ.

પણ લુકૅસે આ શબ્દો ઉચ્ચાર્યા એ સાથે જ વેન્ડુલકાએ પણ તેની બુદ્ધિ ઉડી ગઈ હોય એવું વર્તન કર્યું.

"એવું કાંઈ લખાણ નથી થયું કે આપણે બંનેએ પરણવું જ જોઇએ." ક્રોધથી થથરતા અવાજે તે બોલી. "જો તારો વિચાર એવો જ હોય, જો તારે મને શરમમાં જ ડુબાડવી હોય, તો તો મારા જીવનો દુઃખથી અંત લાવવા કરતાં તારૂં ઘર છોડી જાઉં એ જ બહેતર છે."

રામ જેવો ફિક્કો થવાનો હવે લુકૅસનો વારો હતો.

"તું આ બધો શબ્દમાં બોલી તો નાખે છે પણ એક વાર એ પ્રમાણે કર અને પછી જો કે તારા પિતા તને કેવો આવકાર આપે છે તે ! અને તારે માટે માગાંઓ ઉભરાઈ જશે એવું પણ ન માનતી. તેઓને સમજ પડી જ જશે કે તું દેખાય છે તેટલી સારી નથી, નહિ તો વળી જેનું ઘર સંભાળવા તું આવી હતી તેને છોડીને ચાલી જાય ખરી કે ?"

"લોકો મારે વિશે શું કહેશે એની મેં કદી પરવા જ કરી નથી એ તો તું સૌ કરતાં સારી રીતે જાણે છે. મને કોઈની યે પરવા નથી. તારી પણ મને પરવા નથી. એક વાર તો મારે તારા વિના ચલાવી લેવું પડ્યું હતું અને ફરી વાર પણ હું તારા વિના ચલાવી લઈશ."

ઘવાયેલા સૂવરની માફક તે બહાર દોડી ગયો. ઝેરી બાણો વડે કોઈ તેનું હૃદય વિંધી રહ્યું હોય એવી વેદના તે અનુભવવા લાગ્યો. તેના આ સર્પદંશ શા શબ્દોએ તેને જે વેદના કરી હતી તેવી વેદના તે વેન્ડુલકાના હૃદયમાં કેવી રીતે ઉત્પન્ન કરી શકે એ વાતનો વિચાર કરવા લાગ્યો.

વેન્ડુલ્કાએ તેના ઉપર વેર વાળવાને માટે આવો કડક જવાબ આપવામાં એક ભુલ કરી હતી. તેણે તો બીજી હોટલમાંથી બૅંડ બોલાવી વેન્ડુલ્કાની બારી આગળ એક પછી એક ગીતો વગડાવ્યાં: પણ બૅંડ સામે કાંઈ ખાસ વાંધો લેવા જેવું ન હતું. જો તેને એથી આનંદ મળતો હોય તો શા માટે તે ન વગડાવે? પણ તે તો તેની સાથે ત્રણ છોકરીઓને પણ લાવ્યો હતો. આ છોકરીઓ વિષે લોકોમાં સારી વાત થતી નહતી. નહિ તો એ એક જણી સાથે વિવાહ સંબંધથી બંધાયલો છે તે જાણવા છતાં તેઓ આવે ખરી? તેણે તો આ છોકરીઓ સાથે એવા જોરભેર નાચવાનું શરૂ કર્યું કે આખું ઘર ધ્રુજી ઉઠયું.

આ તમાસો જોવાને પ્રેક્ષકોનાં તો ટોળાં ભરાયાં. તેઓ તો ભાઈસાહેબનાં કામ જોઈને હસવા લાગ્યા અને આવાં ઘૃણા ઉત્પન્ન કરે એવાં દશ્યો શા માટે ભજવાય છે એનાં કારણો વિષે તર્કો કરવા લાગ્યા. બારી વાટે એકેએક શબ્દ વેન્ડુલ્કાને કાને પહોંચતો હતો. રખેને લોકોનું ધ્યાન તેના તરફ ખેંચાય એ ભયે તે બારીઓ પણ બંધ નહતી કરી શકતી. તેને કાને જે શબ્દો પડયા તેનાથી તેને બહુ જ કંટાળો ઉત્પન્ન થયો. આ ભવાડો જો તે સહન કરી લે તો તે પણ દોષિત ઠરશે એવું તેને લાગ્યું. વરસો સુધી તેને માટે ઝુરનાર વેન્ડુલ્કાને લોકોની નજરમાં હલકી પાડવાનો લુકૅસનો ઈરાદો હતો.

લુકૅસ પોતાની ટોળીને લઈને ચાલ્યો ગયો. બધી ચિચિયારીઓ અને હાસ્ય સંભળાતાં બંધ થયાં અને અંધકાર ઉતરી આવ્યો એટલે વેન્ડુલ્કાએ ઉતાવળે ઉતાવળે પોતાનો સામાન બાંધી લીધો અને ઉંઘતાં બાળકની વિદાય લઇ લીધી. પોતાના ઉત્સાહભર્યા હૃદયમાં અનેક શુભેચ્છાઓ સાથે પ્રથમ દિવસે તે જે પારણા પાસે આવી હતી તે પારણા ઉપર તે ઝુકી અને તેનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. "હું તારી માતાનાં સ્મરણને પવિત્ર ગણું છું માટે જ મારે તને છોડીને જવું પડે છે" બાળકને બચી લેતાં લેતાં તે બોલી. "જ્યારે તે તને મળવા આવે ત્યારે તેને આ વાત કરજે. તેણે મારે માટે સ્થાન કરી મને જે સુખ આપ્યું હતું તેનો બદલો વાળવાનો મારો ઇરાદો હતો. જેની પાસે આવવાને હું તલસી રહી હતી તેની પાસેથી જ હું આજે ભાગી રહી છું. મારી બદલે તારી સંભાળ લેવા જે કોઈ આવશે તે મારા જેટલી માયા તારા ઉપર રાખશે એવી હું આશા રાખું છું. પણ, ઓ લાડીલા, હમણાં એ જેઓને રમાડી રહ્યો છે તેઓમાંથી જ કોઇ આવે તો!"

ત્યાર પછી વેન્ડુલ્કાએ એક વફાદાર દાસીને જગાડી અને ઘરની બધી ચાવી તેને સોંપી દીધી. બાળકનો ભાર પણ તેને માથે જ નાખ્યો, અને તેને વિષે ઝીણી ઝીણી સૂચનાઓ પણ આપી.

"આટલી મોડી રાતે આપ કયાં જાવ છો? અને આપ સદાને માટે જતાં હો એવી રીતે કેમ વાત કરો છો?" ભય અને આશ્ચર્યથી દાસીએ પૂછ્યું.

"હું સદાને માટે જ જાઉં છું" શોકપૂર્ણ સાદે વેન્ડુલ્કાએ જવાબ આપ્યો. "હું નોકરીની શોધમાં શહેરમાં જાઉં છું."

ભયથી અવાક્ બનેલી દાસી ફરીથી સ્વસ્થ થાય તે પહેલાં તો વેન્ડુલ્કા ઉપડી ગઇ. વેન્ડુલ્કા બહુ જ ઝડપથી દોડી ગઇ હતી એટલે એની દાસીએ તેનાં પગલાં યે નહતાં સાંભળ્યાં અને તે કઈ દિશામાં ગઈ તે પણ તેને ખબર ન પડી. [અપૂર્ણ]

નગીનદાસ પારેખ

# આજની ઉંચી કવિતા:

કવિનું મહાસુદર્શન વિ.

પ્રિય બેન,

તમારા પત્રોનાં પણ પૂર આવે છે. કોઈ વખત છ મહિના કાગળ ન લખો તો કોઈ વખત અઠવાડિયામા ત્રણ. એ પણ તમારૂં વ્યક્તિત્વ છે ને ?

તમે સાહિત્યશોખી છો એ વાત મને ક્યાં અજાણી છે કે નવાં નવાં પુસ્તકની મારી આગળ વાત કરો છો? પણ માસિકોમાં આવતા અવલોકનોથી જ માત્ર પુસ્તકખરીદી ન થાય. કેટલાં મહાન પુસ્તકો અવલોકન માટે જતાં જ નથી. દાખલા તરીકે કવિ નાનાલાલનાં અને ગાંધીજીનાં; અને છતાં એ પુસ્તકો ગુજરાતનું સાહિત્યદારિદ્રય ફીટાડનારાં હોય છે; જગતસાહિત્ય સમક્ષ મૂકવાનાં એ પુસ્તકો હોય છે. આથી મારો ખ્યાલ એવો છે કે આદર્શ વિવેચકે પુસ્તકો ભેટ તરીકે સ્વીકારવાં નહિ. તેને યોગ્ય લાગે તે પુસ્તકો તેણે ખરીદવાં અગર પુસ્તકશાળામાથી મેળવી લેવાં અને પછી તેનું બને તેટલે અંશે સ્થિતપ્રજ્ઞ થઈ વિવેચન કરવું. તેના વિવેચકનો વ્યવહાર નીભાવવો એ પ્રજાનું કર્તવ્ય છે. હું કોઇની વકીલાત નથી કરતો એટલો ન્યાય મને આપજો.

તમે પુસ્તક ખરીદતાં સામયિકોમાં આવતાં કેટલાંક લાંબા આયુષ્યવાળા કે અમર કાવ્યો અવગણો છો: સો પથ્થરમાં હીરો પડ્યો હોય તે ઓળખી શકાતો નથી. આજની ગુજરાતી કવિતા સંબંધી મારે એક મિત્ર સાથે ચર્ચા થઇ હતી, અને વિચાર અંગમાં, ભાવની નિત્ય નિત્યની નવલતામાં, અને વાસ્તવિકતા અંગમાં, અંગ્રેજી કવિતાની સરખામણીમાં આપણી કવિતા મોળી લાગી. સુરતથી હાર્ડીનાં "ગોલ્ડન ટ્રેઝરી સિરિઝ"માં ચૂંટેલાં કાવ્યો સિવાય હું એક પણ પુસ્તક લાવ્યો નથી. હાર્ડીના 'ઍટ ધ લ્યૂનર ઇકલિપ્સ'નો જોટો ગુજરાતી કવિતાસાહિત્યમાં નથી. નથી એટલી વિચારઘનતા, નથી એટલી સંસાર નીચોવણી કોઈ આધુનિક એટલા જ માપના ગુજરાતી કાવ્યમાં. નડિયાદ આવ્યા પછી કોણ જાણે શી રીતે મારી આગળ પાછળ ગાંધીજીની "આત્મકથા" અને કવિનું "યુગપલટો અને મહાસુદર્શન" આવી પડયાં; અને ગુજરાતી સાહિત્યનો આ નવો વૈભવ જોઈ હૃદય પલકી ગયું.

"આત્મકથા" તમે વાંચી શકો છો. તમારી ભાભીએ જ વાંચવા માંડી તો! આત્મમહત્તાનો એ મહાસાગર–કોનો અણઓળખ્યો છે? પરંતુ "'યુગપલટો અને મહાસુદર્શન' હું વાંચી ગઈ, ઘણું ગમ્યું" એનું તમે સમજ્યા વગર લખી નાખો તે પહેલાં તમને ઓળખાણનાં બે વચન કહું. નાની સરખી, ભારમાં હલકી, પાનાં ઝટ ફરે એવી એ ચોપડી જોઇ તમારી ભાભીએ પણ અક્ષર ઉકેલવા માંડયા. બાલક પણ કાં ના ઉકેલે! એ પુસ્તકની કોઇએ તોછડી મશ્કરી કરી હતી. પણ મારૂં માનવું છે કે પીઢ વિદ્વાનોને પણ એ

'મહાસુદર્શન' નું વિરાટ દર્શન બાલક બનાવે એવી એની અગોચર ભાવના છે, કલ્પના છે; એવો એનો ધીરગભીર ભવ્ય કલ્પનાસાગર છે.

ઉચ્ચતમ કવિતા લોકભોગ્ય 'કદી' નહિ બને. "સાહિત્ય" ના તંત્રી જેવા કદાચ એમ માનતા હશે કે જેને અમે ઉચ્ચતમ કવિતા કહીએ છીએ તેમાં સંસ્કૃતનો આડંબર આવવાનો જ; અને સંસ્કૃત ગુજરાતી કઠણ શબ્દોના અજ્ઞાન વડે એ 'ઉચ્ચતમ' કવિતા સમજાશે નહિ. બધા શબ્દો સાદા ગુજરાતી હોય તો પણ કલ્પનાની ભવ્યતાને લીધે કે ભાવ કે અનુભવના સુંદર આલેખનને લીધે કવિતા લોકભોગ્ય ના બને. ઉચ્ચતમ કવિતા સંસ્કૃતનું જ્ઞાન માગી નથી લેતી પણ હૃદયની કેળવણી માગી લે છે.

'મહાસુદર્શન' ની ભાષા કઠણ નથી, તેની કલ્પનાની ભવ્યતા જ મુંઝવે એવી છે. ભાવ અને કલ્પનાની સુંદરતા એ કવિતાની છેલ્લી કસોટી ગણાય. 'મહાસુદર્શન' તો લાંબું કાવ્ય અને પુસ્તકરૂપે પ્રગટ થયું, પણ સામયિકોમાં છપાતાં ટૂંકાં પણ ઉંચાં ચાર પાંચ કાવ્યો ગણાવી શકું. વીણાનાં બે કાવ્યઃ એક કવિનું, બીજું દેશળજી પરમારનું. કવિનું 'પારકાં કેમ કીધાં' તેમનાં આધુનિક ગીત કાવ્યોમાં ઉત્તમ છે; તેમનાં બીજાં મેં નવાં તત્ત્વ-ચિન્તનભર્યાં સુંદર ગીતોથી ઘણું મનોહર. મહાન પિતાએ માતા જેમ બાલક શા સ્વર્ગીય માનવને સૂર્યમંડળ અને નક્ષત્ર મંડળની જ્યોતે ઉછેર્યો અને પછી, પછી, તે અજ્ઞાન, અવિદ્યા અને પાપકૂપે પડ્યો છતાં તેને વ્હાલસોઈ માતા કેમ છેહ દે છે? બાણુ મરી ગયો'તો ને ઘેર આવી હું ધીમે સાદે આ ગીત ગણગણ્યો ત્યારે મારાં બાએ કહ્યું કે "ભાઇ! તું એ ગીત ગા મા. મારે કાળજું વિંધાઇ જાય છે." સંસારી અને ભક્તના ભાવ એમાં એવડા બધા ઓતપ્રોત થઈ ગયા છે! મારી સામે એ કાવ્ય નથી, પણ આઠીઅવળી લીટીઓ યાદ આવી જાય છે. "હરિ, ચન્દ્રમા શા રમકડે રમાડી ને દેવનાં દાન દીધાં" "હરિ અમૃતના ઓઘ નો'તા છેટા ને દેવનાં દાન દીધાં" "પછી ખારે ખારે સાગરે ઉછેરી ને પારકાં કેમ કીધાં" અને એમ છુટક ત્રૂટક લલકારતાં પણ સૂરની ધૂન લાગી જાય છે.

પરમારનો જીવનમય સુંદરીનો ખ્યાલ કેટલો મનોહર છે! તાપે તપતું માનવજીવન અને કુદરત જીવન એ તપ્ત હૃદયમાંથી જ જીવનની રક્ષક સુંદરતા–વેલ્યનાં ફૂલ જેમ–ઉપજાવે છે.

તમને હસવું આવ્યું? 'મહાસુદર્શન' નો ધોરી માર્ગ મૂકી પગદંડીએ ક્યાં ઊડયા સાહેબ? અમારો અપરાધ ક્ષમા કરો. મારો કેડીનો શોખ માફ કરજે બાલા. હવે ચાલ્યા તે ચાલ્યા. ઉપલાં બે નાનાં ગીત સાથે બે ત્રણ કાવ્યોની ગણના કરી જઉં. રા. ચન્દ્રવદનનું 'પરથીશી' કૌમુદીમાં છપાએલું; રા. કુસુમાકરનું 'સ્વમ વેચનારી' કવિએ નોંધેલું, 'વીસમી સદી : અઠવાડીક' ની ભેટમાં છપાએલું; રા. કેશવ શેઠનું 'હિમાલયનાં આંસું' 'ગુજરાતી' ના દશેરા અંકમાં છપાએલું. આ દરેક કલ્પનાની અને ભાવની કેળવણી માગી લે છે.

હવે ધોરી રસ્તે આવું. આ કાવ્યોમાંનું 'પારકાં કેમ કીધાં' બાદ કરી બાણનાંની કાવ્યપ્રતિભા ને કલા મહાસુદર્શનની જોડે મૂકીએ ત્યારે સમજાય કે કવિનો સુવર્ણ જન્મ મહોત્સવ ઉજવવા ગુજરાત કેમ ગાંડુ થયું. 'રાજર્ષિ ભરત' અને 'પ્રેમકુંજ' જોઇ મને થએલું કે કવિની જાજરમાન કવિતાને કરચળી પડવા માંડી. પણ આ નવો ફાલ નિત્યયૌવના

કવિતાનો ફાલ છે. સુકુમારતા અને રસસંગીતની શક્તિ ઓછી નથી થઈ; કવિને તેનો શોખ ઓછો થયો છે. યૌવનના રસઘોષ, શૃંગારના મોહક રંગ, નરી મધુરતાની કોયલડીઓ જન્મી શકે છે, પણ જન્માવતી નથી. વસન્તના મોરથી નહિ પણ પાકેલાં ચિન્તનનાં ફલથી; આકાશનાં મુગ્ધ કૌમારથી નહિ, પણ સમસ્ત આકાશ અને અવકાશની મોહક, 'સ્તબ્ધક,' રૂવાંભરી, કવચિત્ ભયંકર, ભવ્યતાથી; સરિતાની ઘંટડીઓથી નહિ, પણ સમુદ્રના અખંડ અવિશ્રાન્ત સિંહનાદથી; લલિતસૂર વાંસલડીથી નહિ, પણ ઉચ્ચસૂર બ્રહ્મશંખથી એ કવિતા દેવી રાચે છે. જાણે કોઈ પુરાણા યુગનો ડિમોસ્થિનીસ કે સિસેરો બોલતો ન હોય! જાણે કુરુક્ષેત્રમાંથી પિતામહના સૂર સંભળાતા ન હોય! નાનાલાલ કવિની કવિતાનો પણ આ યુગપલટો છે. 'મહાસુદર્શન' નાં વિરાટ દર્શન ભગવદ્ગીતાનાં વિરાટ દર્શનને ભુલાવે એવાં છે. મિલ્ટન અને ડાન્ટેમાં જ મેં જોઈ છે 'મહાસુદર્શન' ની નરી ભવ્યતા.

પદ્ય નથી, પણ અંગ્રેજીમાંના બ્લૅન્ક વર્સ જેવા પદ્યની લગભગ બધી જ મોહકતા, બધી જ હલનચલન ને વલણની શક્તિઓ કવિનું અપદ્યાગદ્ય પ્રત્યક્ષ કરાવે છે એ હજુ સુધી પૂરેપુરૂં ન સમજવામાં ગુજરાતના વિવેચન સાહિત્યની અપૂર્ણતા છે, કહો તો નિષ્ફળતા છે. પણ તમને ઘણું લાંબું લખ્યું તેમાં આ કથાનો ઉમેરો નહિ કરૂં. હવે સાંભળો મને નહિ, કવિને. ધર્મના બે પાઠ ઉતારો જીવનમાં. (કોને ઉતારવાના? મારે તમારે ને સહુએ ય.)

"કૂટસ્થઃ ઘણના ઘાવ પડે
કે કનકની ચાંગોઓ ચ્હડે,
તો યે સ્થિર બુદ્ધિ ને એકસ્થ:
વાવાઝોડામાં ન ડોલે તે રત્નદીપ:
એમ સંસારિયાના વંટોળ વચ્ચે યે એક જ્યોતઃ
× ×
સદાયનો તેજવર્ણો, આનન્દરંગી, આત્માન્દી."
× × ×
"ભરત કુલવધુઓ ભયને ઓળખતી નથી.
અસીધારા વ્રત એમનાં જીવનવ્રત છે.
સદા શિવનાં કોદંડથી ખેલવાં
એ તો સીતાપુત્રીઓનાં છે આનન્દ ખેલ.
આયુષ્યની ખીણુને પાળે પાળે સંચરવાં
એ તો જાણે સહિયરોનાં
નિત્યનાં જલ બેડલાં ભરવાં જવાં.
મહાકાળના વંટોળ વાય,
પાંદડાં જેવા પામરો ફરફરે,
એ મૃત્યુની ફેરીઓ
વીરાંગનાઓની છે પગદંડીઓ."

આમાંથી થોડું પણ વીરત્વ તમે પીઓ તો તમારા પતિને કેટલી શાન્તિ થાય. જુઓ કવિ પિતૃશોક બતાવે. એ બતાવવાની શક્તિ કવિઓના કવિઓની હોય છે.

"દેહદેશે આશ્ચર્યપુલક પલપલે છે
એમ વિશ્વપુલક પલપલી રહી.
ને જગત પાછળનાં જગત ઉઘડ્યાં.
સન્ધ્યાની સન્ધિકાના મહેલ સમા
*પિતૃલોકના દેવાશ્રમ દેખાયા.*
પ્રારબ્ધ ડાળેથી ફળ ચીણતી,
આશાની પાંખે ઉડતી,
દેવયાન માર્ગે દષ્ટિકિરણો પાથરતી,
પુણ્યપાપનાં આભરણ એ દેહી,
ભરી ભરી વાદળી સમોવડ
વારેલી પણ મેઘ શામળી,
વિહંગરાજ સરિખડી ઉર્ધ્વદષ્ટ,
બ્રહ્મતીર્થના યાત્રીઓ સરિખડી
પિતૃલોકમાંની પિતૃજનતા
આયુષ્યપાળની પગથીઓ ચ્હડતી હતી."

ચિત્રમાં ન આવે એવી કાવ્યગતિ અને કાવ્યમાં ન ઉઠે એવા આકાશરંગ આ વર્ણનમાં છે તે સ્મરણમાં સંઘરી રાખજો. મહાસુદર્શનનું પણ પિતૃલોકની જેમ ધીમે ધીમે વધતું દર્શન વાંચતાં વાંચતાં ય દષ્ટિને આંજે એવું છે. હું બધું સારૂં સારૂં આમાં લખીશ તો પછી તમો વાંચશો શું ?

મહાસુદર્શનના દર્શન અને અદર્શનમાં, આવાહન અને ઉત્થાપનમાં, અવતારમાં અને પલટામાં ગગનગામી સૂર છે, સમુદ્રનાં મોજાંના ઉછાળા છે, અને ભવ્યતાના આકાશમાં મેઘધનુષ્ય જેવું, તારાજડિત અવકાશમાં સુરગંગા સરીખડું, ચોસઠ જોગણીઓનું ગીત ભવ્યતામાં ભવ્ય સુકુમારતા રેલાવે છે.

"કાલ કન્દરાની હું તો કાળિકા રે લોલ:
જન્મમૃત્યુ નેણનાં મુજ હાસ:
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ;
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ:

વિશ્વ વિશ્વના વિહારે વિહરતી રે લોલ:
સૃજન પ્રલય ખેલિયે પ્રપંચ; બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ."

થાક લાગ્યો ? ભવ્યતા નીરખા પામર માનવનાને ક્યારે થાક નથી ચ્હડ્યો ? આ લાંબો કાગળ વાંચી તમારો મને છ મહિને કાગળ મળે તો નવાઇ ન પામું. તમારો ગુસ્સો મારે ઇષ્ટાપત્તિ છે.

લિ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના નમસ્કાર

# સાલ મુબારક

## અંક ૧

### પ્રવેશ ૧ લો

[ સ્થળ: ચન્દ્રકાન્ત વકીલની ઑફીસ. બેસતા વર્ષનો દિવસ. સમય નમતો પ્હોર. ચન્દ્રકાન્ત નેતરની આરામખુરશીમાં લાંબા હાથા ઉપર પગ પ્હોળા કરી પડયો છે. બાજુ ઉપર ગોળ ટેબલ ઉપર તાસકમાં પાન સોપારી આદિના અવશેષો પડયા છે. એક નાની રકાબીમાં સીગરેટની રાખ પડેલી છે. બે માણસો ગાદી ઉપર આળોટે છે. બ્હાર પગથીમાં ઉપર કોઈનાં પગલાં ખખડે છે ]

ચન્દ્રકાન્ત—( પગલાંના અવાજ ઉપરથી આવનારની કલ્પના કરી ) રમણ આવતો હોય એમ લાગે છે. ( ટટાર થઈ) કોણ રમણ ? સાલ મુબારક ! પણ આમ સૌથી છેલ્લો કેમ ?

રમણ— [ સોટી બારણા આગળ મુકી ખુરશી ઉપર બેસતાં ] હું તને સાલ મુબારક કહેવાનો નથી. આપનું એક વર્ષ સારૂં જાય એટલે શું ? વધારે અસીલો મળે ? વધારે પૈસા મળે ? એમાં શો ફાયદો ? લોકોમાં કજીઆ વધે એમ કોણ ઈચ્છે ? માટે આપણે કોઇ પણ વકીલને સાલમુબારક નહિ કહેવાના ! ( હસે છે )

ચં. કા.— વારૂ પણ હું તો તને સાલમુબારક ઈચ્છું છું. દરેક પંતુજીને સાલમુબારક ! પણ રમણ તને આવે પાંચ ૭ દિવસ થયાં અને દોસ્ત આજે જ મળવા આવ્યો.

રમણ— મને થયું કે વકીલ સાહેબને ફુરસદ નહિ હોય ! પણ એ તો કહે કે કામકાજ કેમ ચાલે છે ?

ચં. કા.— ચાલે છે જેમ તેમ. હમણાં તો બાપુજીના કેસો સંભાળું છું.

રમણ— તને વારસામાં ઠીક ધંધો મળી ગયો ? હિંદુસ્થાનમાં જેમ બધુંએ વંશપરંપરાગત થાય છે તેમ વકીલાતે થઈ જાય તો વકીલોની જુદી નાત જ થઇ જાય,—જેમ દરજી, મોચી, લુહાર વગેરેની થઈ છે ! ( ગાદી ઉપર સુતેલા ગૃહસ્થો ખડખડ હસે છે; અને તકીએ ટેકો બેસે છે. )

ચં. કા.— ( અન્તઃક્ષોભને દબાવવાનો પ્રયત્ન કરતો હસીને) તને ઇર્ષ્યા આવતી'તી તો તું દાક્તર કેમ ન થયો ? મણિલાલ કાકાનું નામ રહેત ! પંતુજી શું કરવા થયો ? પણ ઠીક એમ. એ. માં કાંઈ પ્રાઈઝ મળ્યું કે નહિ ?

રમણ— એક દક્ષિણી વિદ્યાર્થી દશ દોકડાથી જીતી ગયો.

ચં. કા.— ત્યારે હવે શું કરવા ધારો છો ?

રમણ— વકીલાત તો નહિ જ.

ચં. કા.— ત્યારે પંતુજી જ રહેવાનો ? કોઇ કૉલેજમાં પ્રયત્ન કરે છે ?

રમણ— આવતા જુનમાં સરકારી કૉલેજમાં અંગ્રેજી અને સંસ્કૃતમાં લેકચરર નીમાઈશ.

ચં. કા.— અને ત્યાં સુધી પંતુજી ? (ગાદી ઉપર બેઠેલા ખડખડ હસે છે. ચં. કા. સંતોષ પામી) તને રમણ એ લમણાફોડ કેમ ગમે છે ?

રમણ— (ગાદી ઉપર બેઠેલા માણસો ઉપર જરા ચીડાઇ) આ લોકો કોણ છે ? (ગાદી ઉપર બેઠેલાનું મ્હોં જરા પડી જાય છે.)

ચં. કા.— (સાન્ત્વન કરતો) અરે એ તો મારા મેમાનો છે !

રમણ— મેમાનો કે અસીલો ?

ચં. કા.— બન્ને.

રમણ— આજે બેસતા વર્ષના દિવસે એક વાતનું તમને સ્મરણ કરાવવા આવ્યો છું. (ગાદી ઉપર બેઠેલા તરફ જુએ છે. તેઓ ઉભા થઇ પાસેના ખંડમાં ચાલ્યા જાય છે.)

ચં. કા.— રમણ તું હજી એવોને એવો રહ્યો ? એ લોકોને માઠું લાગ્યું હશે તો ?

રમણ— બીજો વકીલ શોધશે. પણ મારી વાત.

ચં. કા.— તું આપણા કૉલેજના દિવસોના વચનની વાત કરે છે ને ? (પરાણે હોય તેમ) પણ દોસ્ત હવે શું વળે ? હું જો એલ. એલ. બી. થઈ ગયો. નન્દલાલ તો બી. એ. જ ન થયો. તું એકલો જ એમ. એ. થયો.

રમણ— તે હું જાણું છું. પણ હું તને એમ પૂછું છું કે બે વર્ષ પ્હેલાં કરેલો સંકેત તોડી આમ ઘરડા માણસની માફક ધંધામાં મશગુલ થઈ જતાં મનમાં કાંઇ થાય છે ?

ચં. કા.— શું થાય ? એ જમાનામાં લોકમાન્ય તિલકનાં અને ગોખલેનાં ભાષણો વાંચીને અને સાંભળીને આપણે દેશસેવાનું વ્રત લીધેલું ! પણ ત્યારે કાંઈ ખાવાપીવાની ફીકર હતી ? (જરા ગંભીર થઇ) અને માણસે કુટુમ્બ પ્રત્યે ફરજ પ્રથમ અદા કરવી જોઇએ.

રમણ— ઠીક ઠીક. (ખડખડ હસે છે) વારૂ પણ તમને કુટુમ્બની જંજાળ ક્યારની વળગી ? આશારામ કાકાના માનમાં એટલું તો કહેવું જ જોઇએ કે તું ભણ્યો ત્યાં સુધી તને કુંવારો રાખ્યો. એ બાબતમાં આપણા વડીલોએ મક્કમ રહી એમની મિત્રતા સફળ કરી. (ચં. કા. ડોકું ધુણાવતો હસે છે) કેમ કાંઇ આપનાં માગાં થયાં છે ?

ચં. કા.— માગાં તો કન્યાનાં હોય !

રમણ— આપના જેવા મોંઘેરા વરનાં એ હોય ? કોણ છે એ આપની ભાવી વકીલણ ? (ખડખડ હસે છે)

ચં. કા.— વકીલણ ? એ શું ?

રમણ— કેમ એ શું ? જેમ દરજીની દરજણ, મોચીની મોચણ, વાણીઆની વાણીઅણ તેમ વકીલની વકીલણ !

ચં. કા.— જા જા જંગલી ! (ખડખડ હસે છે) હજી તો વાત ચાલે છે. મેં હજી જવાબ નથી આપ્યો. તારા જેવા મિત્રની સલાહ પણ લેવી જોઇએ ને !

રમણ— લેવી જ જોઇએ. અને હું કહું છું કે તારે પરણવું જ નહિ. ઠીક પણ કોની સાથે તમારાં જોતરાં જોડાય છે.

ચં. કા.—નન્દલાલની બ્હેન રમા સાથે.

રમણ— રમા સાથે? લકી ડૉગ. પણ રમા છેતરવી ભારે પડશે!

ચં. કા.— કેમ, ભારે કેમ પડશે? તારે નન્દલાલના કુટુમ્બ સાથે સારો પરિચય છે એટલે તું તો રમાને બરાબર ઓળખતો હઈશ?

રમણ— તારે રમા વિષે સર્ટીફીકેટ જોઇએ છે? તે હું સરસમાં સરસ આપીશ, પણ જો રમા તારા વિષે મારી પાસે સર્ટીફીકેટ માગશે તો મારી મરજીમાં આવે એવું આપીશ.

ચં. કા.— તારી મરજીમાં આવે એવું આપજેને. પણ રમાની જ વાત કરને.

રમણ— રમાની જ કેમ? દુનીઆમાં વાત કરવાના બીજા વિષય ખુટી ગયા છે?

ચં. કા.—નન્દલાલની પ્રેરણાથી રમા સારું ભણે છે એમ હું સાંભળું છું.

(મ્હોંઠુ જરા ગંભીર થતાં મુખ જોવું લાગે છે.)

રમણ— આપ જે સાંભળો છો તે બરાબર છે. અને તેને આપણો લંગોટીઓ ભાઇબંધ ધીમતશંકર ભણાવે છે.

ચં. કા.— ધીમતશંકર? એ તો એકલો સંસ્કૃત અને વધારામાં કદાપિ ગુજરાતી ભણાવી શકે?

રમણ— એ તો સારૂંને? અંગ્રેજી ભણે તો સ્ત્રીઓ ઉછાંછળી થઈ જાયને. પણ રમા અંગ્રેજી સરસ વાંચે છે અને કોઇ વાર વાતચીતમાં બહુ સુંદર અંગ્રેજી બોલી જાય છે.

ચં. કા.— નન્દલાલે શીખવ્યું હશે?

રમણ— નહિ ધીમતે. ધીમતે ઘેર રહી અંગ્રેજીનો જેટલો ચોક્કસ અને સરસ અભ્યાસ કર્યો છે તેટલો આપણે કૉલેજમાં નથી કર્યો. અને સંસ્કૃત તો એના બાપનું જ.

ચં. કા.— (ખુશ થઇ) એમ. રસ્તામાં મને ધીમતશંકર કોઈ કોઈ વાર મળે છે, પણ જુની ઓળખાણથી ફક્ત સલામ ભરે છે પણ કોઇ દિવસ વાતચીત થઇ નથી.

રમણ— શેની થાય? આપ રહ્યા ચંદ્રકાન્ત આશારામ ગાંધી—વકીલ, બી. એ. એલ.એલ. બી.! એ રહ્યો બીચારો બ્રાહ્મણ! પણ ઠીક. એ બહુ સરસ માણસ છે. એની સોબત અંહી ન હોય તો મને આ આપના નાતના કમબખ્ત ગામમાં એક દિવસ પણ રહેવું ન ગમે.

ચં. કા.— ત્યારે રમાનું જ્ઞાન આપણી સાથે ભણતી છોકરીઓ જેટલું હશે?

રમણ— તે તો કોણ જાણે? એ બધાની દોસ્તી કરવા તું મહેનત કરતો અને ચાટ બનતો. અલ્યા પેલું યાદ આવે છે કે? (બન્ને જણા ખડખડ હસે છે.)

ચં. કા.— એ તો ગઇ વાત. હવે એ તને સોંપ્યું.

રમણ— પણ ચંદુ જો થોડીક હિંમત બતાવી હોત તો મીસ કરંડીઆ સાથે તારો સંબંધ થઈ જાત. પણ વાણીઓ તે છેવટે વાણીઓ. બીકણ!

ચં. કા.— અરે પણ એનું અત્યારે શું છે?

રમણ— ત્યારે મારે આપની આગળ કેવળ રમાની વાત કરવી એવો આપનો હુકમ છે?

ચં. કા.— તું રમાને છેતરવાની વાત કરતો હતો એ શું? એ સ્વભાવે કેવી છે?

રમણ— તને જોડા મારે એવી ! અરે એક વાત કહું:

ચં. કા.— શું ?

રમણ— એક દિવસ હું અને નન્દલાલ બેઠા હતા, અને મીલના સ્ત્રીસ્વાતન્ત્ર્યના લેખની અને ટેનિસનની પ્રીન્સેસની વાત કરતા હતા. ત્યા રમા આવી અને અમારી વાતો સાંભળવા લાગી–અને ધીમે ધીમે પ્રશ્નો પૂછવા લાગી. તેણે એક બહુ સુંદર પ્રશ્ન પૂછ્યો.

ચં. કા. ( આતુરતાથી )—શો ?

રમણ— 'પુરુષની અપેક્ષા વિના સ્ત્રીનો વિચાર ન થઈ શકે ?' પછી તો એણે ચર્ચામા અમારી સાથે ખૂબ ભાગ લીધો અને મેં અને નન્દલાલે જ્યારે એને સુઝવી ત્યારે આવેશમા આવી કહે કે 'જો એ રીતે વિચાર નહિ થાય તો એ પ્રશ્નનો કદી ઉત્તર મળવાનો જ નથી.' હું અને નન્દલાલ બહુ ચકિત થઇ ગયા. પછી નન્દલાલે હસી એનું માથું ઝાલી કહ્યું: 'રમા આ માથામા ખૂબ ભુસું ભરાઈ ગયું લાગે છે.' અને રમા હસી પડી. ( થોડીક વાર બન્ને વિચારથી શાન્ત રહે છે. ) રમા બહુ સરસ છોકરી છે.

ચં. કા.— ( ખુરશી ઉપરથી ઉભો થઈ હસતો હસતો ) એવો ભાય બોય ! અરે પણ આજે બેસતું વર્ષ છે. અને મેં તો તને પાનસોપારી પણ આપ્યાં નહિ. અરે પણ શેનો આપુ ? તું મને સાલ મુબારક ન ઇચ્છે તો હું તને પાનસોપારી શેનો આપું ? અરે પણ તું મને રમા સાથેના સબંધ માટે તો સાલ મુબારક ઇચ્છે કે નહિ'

રમણ— ( ગંભીર થઈ ) કોણ જાણે ! ( જરા હસી ) ત્યારે તમારી સગાઇ થઈ ગઇ. મારી પાસે વાત કઢાવવા યુક્તિ કરી કે ?

ચં. કા.— હજી રૂપીઓ આપ્યો નથી. સારો દિવસ જોઇ આપી દેશે.
( અંદર ગએલા ગૃહસ્થો આવે છે ) કેમ જશો ? બેસોને.

ગૃહસ્થો— ના જી હવે જઇશું. અમારા કામ ઉપર જરા ધ્યાન આપજો.

ચં. કા.— એમા કાંઇ કહેવું ન પડે. સાહેબજી.

( ગૃહસ્થો જાય છે. )

રમણ— ત્યારે હું પણ જાઉં : મારી વાત તો રહી ગઇ. પણ કાંઇ નહિ. તને વકીલાત વળગી અને નન્દલાલને વેપાર વળગ્યો, ત્યા દેશનો કોણ વિચાર કરે ? કેમ ફરવા આવવું છે ?

ચં. કા.— કયા જઇશું ?

રમણ— ગામ બ્હાર નદીના ઘડા ઉપર મહાદેવ છે ત્યા. ત્યાં ધીમતશંકર પણ મળશે.

ચં. કા.— હા ચાલો. હું કપડાં પ્હેરી આવું.
( ચં. કા. જાય છે. રમણ કાયદાની ચોપડીઓના કબાટ આગળ જઇ નામો વાંચે છે ચં. કા આવે છે એટલે બન્ને જાય છે )

સંજય

# રશિયન રાજ્યક્રાંતિના માર્ગો

ઇંગ્લંડ અને રશિયા વચ્ચે અગ્નિકાષ્ટની સામગ્રીઓ એકઠી થતી જાય છે અને અંદર-ખાનેથી અનેક ઝીણી મોટી વસ્તુઓ ધંધવાયા કરે છે જે કયારે ચેતે ને ભડકો થાય એ અત્યારે જગતનું રાજકારણ સમજનારાઓની દષ્ટિએ બહુ વિસ્મયકારક બીના નથી. રશિયાનાં તરેહવાર 'કારસ્તાનો'ને પરિણામે કહો કે તેના આજના સિદ્ધાંતોનાં આંતરડાંઓમાં ધગતી ગરમીને કારણે કહો, ચીનમાં ઘર ઘાલી બેઠેલી બ્રિટિશ સત્તાનો શુકલપક્ષ સમાપ્ત થઇ કૃષ્ણપક્ષ શરૂ થયો તેથી ઇંગ્લંડ બેચેન થઇ પડયું હોય તો તેમાં નવાઇ નથી. વળી રશિયન બૉલ્શેવિકો ઇંગ્લંડને છુટીછવાઇ ચૂંટીઓ ખણીને અગર અસંગોપાત્ત તેના સુવાંગ સત્તાવાળા પ્રદેશો પર પોતાના સિદ્ધાંતોના તેજાબ છાંટીને જ અટકતા હોય તો ધૂળ નાંખી, પણ દુનિયા બધીના અને સભ્યતા માત્રના એ બહારવટીયાઓ તો દુનિયા આખીમાં પથારો કરી પડેલા ઇંગ્લંડના સામ્રાજ્યમાં જ ક્રાંતિઓ કરાવી તેના સામ્રાજ્યવાદનું ઘેન કાયમને માટે ઉતારી દેવાના ઘાટ ઘડતા હોય એવી જ કંઇક ફડક ઈંગ્લંડના હૈયામાં પેઠેલી જણાય છે. હિંદુસ્તાનને પણ અલબત્ત આ ફડકની વાનગીઓ કોઇવાર અચાનક ચાખવા મળી જાય છે એનો પુરાવો થોડી મુદત પર મુંબઇમાં થએલી ધરપકડો અને મિ. હૉર્નિમનના પત્રની ઑફીસ પર પડેલા દરોડામાંથી મળી શકે છે.

ખરૂં જોતાં હિંદુસ્તાન દેશ રશિયાથી જેટલો છેટો છે તેટલો જ તે તેના અત્યારના સરમુખત્યારોના સિદ્ધાંતો અને તત્ત્વજ્ઞાનોની ખરી માહિતીથી અગર તો તેમનાં કુનેહ-કારસ્થાનોથી છેટો છે એમ કહેવામાં વાંધો નથી. પણ હિંદુસ્તાનને માટે તો **'त्वमेव माता च पिता त्वमेव'** વાળા શ્લોકમાં વર્ણવેલાં કુલ સગપણ એક માત્ર બ્રિટિશ પ્રભુમાં જ સમાવિષ્ટ થતાં હોવાથી અને દુનિયા માત્રની ઓળખ કરવાનું એક માત્ર આભલું અંગ્રેજી ભાષા હોવાથી એ પ્રભુના દરબારની સાત ડોઢીઓ વટાવીને પેલા અંગ્રેજીના આભલામાં જેટલું દેખાય અને વંચાય તેટલી જ બિચારા ભારતવાસીની દુનિયા. અને આવા ગભરૂ આશ્રિતને કેટલા અને કેવા ડોઝ દેવા ન દેવા એ કલામાં બ્રિટિશ પ્રભુઓની પ્રવીણતા વિષે મહાયુદ્ધ કાળના અનુભવો પછી તો હિંદને શંકા ધરવાપણું છે જ નહિ. પણ ખેર–આ વિષયાંતર થયું. કહેવાની મતલબ એ હતી કે ઈંગ્લાંડ શું કે યુરોપનાં બીજાં રાષ્ટ્રો શું–પોતપોતાની બાજી રમવામાં તેમના તરફથી કેવળ પ્રચારકાર્ય રૂપે ફેલાવવામાં આવતી અને એ અનુપાનમાં જ અપાતી માહિતી અને હકીકતો આપણે તો તેટલા ટકા બાદ કરીને જ અને અંગ્રેજીમાં કહેવાય છે તેમ 'લીટીઓ વચ્ચે વાંચી' ને જ ગળે ઉતારવી રહી છે.

ક્રાંતિ અથવા બળવો બે પ્રકારનો થાય છે: એક લશ્કરી તંત્રનો ઉઠાવેલો, બીજો પ્રજાસમુદાયનો–આમવર્ગનો ઉઠાવેલો. લશ્કરી તંત્રે ઉઠાવેલી ક્રાંતિ પોતાને જ બળે વિજયી થઇ શકે છે; લોકોએ જગાવેલી ક્રાંતિ અથવા બંડ લશ્કરનો ટેકો મળ્યા વગર સહસા વિજયી થઇ શકતું નથી. વળી પ્રજાકીય બંડની મદાર તેના કેળવણીના પ્રમાણ પર, નીડરતા પર તેમ જ

અત્યાચાર કે ઉથલપાથલ કરી મૂકનારા તેના 'कर्तुमकर्तुं अन्यथा कर्तुं' એવા રૌદ્ર સામર્થ્ય ઉપર હોય છે, ત્યારે લશ્કરી તંત્રે ઉઠાવેલા બંડનો આધાર તેમના સિપાઇઓની તાલીમ ઉપર, નિયમપાલન ઉપર, દઢતા પર, તેમ જ સાધનસામગ્રી ઉપર હોય છે. જે ક્રાંતિમાં ઉપલી બન્ને શક્તિઓનો સંગમ હોય ત્યાં બેડો પાર. આ હિસાબ આંખ સામે રાખીને જ રશિયાના બૉલ્શેવિકોએ પોતાની રાજ્યક્રાંતિનાં ધોરણ આંક્યાં જણાય છે.

બૉલ્શેવિક અત્યાચારોની ('शुद्धस्य कथा रम्या'?) રોમાંચકારી કથાઓ આપણે અનેક વેળા સાંભળીએ છીએ. એ બધો સંભાર ચાખીને ઘડીભર એમ જ થઇ આવે છે કે આ બધું માથાના ફરેલ અરાજકોનું ધમસાણ છે; એ બધા ધાગડધિંગામાં તાલીમ, નિયમપાલન, યુદ્ધશાસ્ત્ર ઇ.નું તો નામે શા સારૂ લેવું? પણ એમ સમજવામાં ખાસી થાપ ખવાઈ જવાય છે. આ નૂતન મનુષ્યશ્રેણીના વ્યવહારની ખૂબી જ એ છે કે તેના કુલ અત્યાચાર ક્રાંતિના અધ્યાત્મ તેમ જ અમલશાસ્ત્રનો સાંગોપાંગ અભ્યાસ કરી ઉતરેલા વિરલાઓએ અગાઉથી જ નિયત કરી મૂકેલા હોય છે અને તેથી તે અત્યાચારોથી તેમના મુખ્ય કાર્યક્રમને કશો જ અપઘાત થતો નથી. બૉલ્શેવિકોના અર્થશાસ્ત્ર સામે ભલે કોઇ સંગીન ટીકા આણી શકતું હોય પણ તેમના રાજ્યક્રાંતિના નુસખાઓ સામી કોઈથી મીંટ મંડાય એમ નથી.

કાર્લ માર્ક્સે કહ્યું છે કે ક્રાંતિ કરતાં આવડવી એ પણ એક કલા છે. લેનિને આ સૂત્ર ઉપર એવું ભાષ્ય કર્યું કે આમલોકને હાથે એવી સફળ ક્રાંતિ કંઇ આપોઆપ થઇ શકતી નથી, તેને સારૂ પ્રજાએ તૈયારી કરવી પડે છે. અને લેનિને પોતાની અગાઉ થએલી ક્રાંતિની ચળવળો અને પ્રયાસોનો સૂક્ષ્મ અભ્યાસ કરીને અને તેમાંના દોષો ટાળીને જે તંત્ર ઉભું કર્યું તેણે ઝાઝી ખૂનામરકી વગર જ સને ૧૯૧૭ માં જોતજોતામાં રશિયાની ઝાર-શાહી ઉથલાવી પાડી સર્વ સત્તા કબજે કરીને લોકસત્તા સ્થાપી; અને ૧૯૨૦ સુધીમાં પોતાની સ્થિરતા થતાં જ ૧૯૨૧ ની સાલમાં તેણે પોલંડ, બલ્ગેરિયા, યુગોસ્લાવિયા, હંગરી, જર્મની, ઇટાલી, સ્પેન, ઇ. મુલકોમાં બંડ કરાવ્યાં. આ બધા કામકાજમાં મળેલા જશ અપજશનાં સરવૈયાં કાઢીને હવે આ કલાધરો પોતાના કાર્યક્રમનો બીજો તબક્કો હાંસલ કરવાની પેરવીમાં પડયા જણાય છે.

મહાયુદ્ધના દિવસોમાં ફલાણી ફ્રન્ટ ઉપર ફલાણે ઠેકાણે મારો ચાલ્યો ને આટલા મૂઆ અગર 'બહાદૂરીથી' પાછા હઠયા એવી છૂટક બાતમીઓ આપણે રોજ વાંચતા, પણ સામાન્ય વાંચનારને તેમાં કશો વિશેષ અર્થબોધ થતો નહિ; છતાં રણનિપુણોને તો તે ઉપરથી સહેજે તે લડાઇનો મુદ્દો તેમ જ તેના પરિણામનો કયાસ મળી જતો. બલ્કે તે પરથી બન્ને પક્ષના દાવપેચની એકંદર દિશા પણ સમજાતી. એવી જ કંઇક ગત હાલના બૉલ્શેવિક અત્યાચારોની છે. આ અત્યાચારોનો સબબ શું એ જ સામાન્ય માણસની તો અક્કલમાં આવતું નથી. પણ એ બનાવોના સ્થળકાળનો તાળો મેળવી જોતાં અને તેવા અત્યાચારોને અંગે અવારનવાર પ્રકાશમાં આવતા કાગળપત્રોનો અભ્યાસ કરતાં આ બૉલ્શેવિક કલાધરોના કલાનૈપુણ્યનો ઠીક પરિચય થઇ શકે તેમ છે.

આજનો યુગ શાસ્ત્રીય યુગ છે. આ યુગમાં ક્રાંતિની અને અરાજકતાના રાજ્યની તૈયારી કરવી તે પણ શાસ્ત્રશુદ્ધ પદ્ધતિએ કરવી પડે છે. અત્યારની ક્રાંતિઓને સૌ પહેલા જોઇયે છે આગેવાનો, પછી સિદ્ધાંતો, પછી એ સિદ્ધાંતોને અનુસરનારા અનુયાયીઓ, પછી

તાત્કાલિક ધ્યેય અને કાર્યક્રમ. ઉપરાંત દરેક તકનો સત્તર આના લાભ ઉઠાવી લેવાની તૈયારી તો જોઇએ જ. હવે આવાં 'સાધન ચતુષ્ટય' તો કેવળ લશ્કરી ધોરણ પર રચેલી સંસ્થામાં જ હોઇ શકે અને 'ત્રીજી ઇંટર–નેશનલ' એ જ બૉલ્શેવિકોની એવી સંસ્થા.

આ સંસ્થાને ત્રણ પેટામંડળો છે. એક શત્રુને લગતી રાજકીય તેમ જ લશ્કરી માહિતી એકઠી કરનારૂં ખાતું; બીજું ક્રાંતિવાદીઓની સંસ્થાઓ તેમ જ ચળવળો ચલાવનારૂં ખાતું અને ત્રીજું બંડ પ્રત્યક્ષ ચેતવનારૂં ખાતું. આ ખાતા તરફથી જુદા જુદા દેશોમાં બંડ કરાવવાના કાર્યક્રમ રચવામાં આવે છે અને તક મળ્યે તેનો અમલ પણ કરી બતાવવામાં આવે છે.

આ ઉદ્યોગને રાસેલસની સ્વપ્નસૃષ્ટિમાંનો માનવાની રખે કોઇ ભૂલ કરે. ઉપર કહ્યાં તે ત્રણે મંડળો અને તેમના ઉદ્યોગ અંધારી રાતે ય હરકોઈની દૃષ્ટિએ આવે એટલા સાચા છે. હજુ થોડા જ દિવસોની વાત પર ઈંગ્લંડમાં પ્રચારકાર્ય કરવાને અંગે જરૂરી સાહિત્ય તેમજ બીજી માહિતી મોકલવા સારૂ રોઝેનહૉલ્ટ્ઝે લંડનથી મૉસ્કો મોકલેલો તાર પકડાયાની ખબરો છાપાંઓમાં પ્રગટ થઇ હતી. આ બૉલ્શેવિક ઉર્ફે કમ્યુનિસ્ટ ઉર્ફે સામ્યવાદી ઉદ્યમશીલો યે કહે છે કે દુનિયાના જુદા જુદા દેશો તેમ જ પ્રજાઓને લગતી એકઠી થનારી માહિતી પચાવીને સિદ્ધાંતદૃષ્ટિએ તેમ જ• વ્યવહારદૃષ્ટિએ તેની ઉપયોગિતા તથા મહત્ત્વની આંકણીઓ કાઢવા સારૂ ખાસ વિદ્યાલયો ખોલ્યાં છે. રશિયન સામ્યવાદીઓનાં આ એક જાતનાં સૅંડહર્સ્ટ જ કહેવાય. આ વિદ્યાલયોએ છેલ્લાં દશ વર્ષના આંદોલનનો અભ્યાસ કરીને એવો નિર્ણય આપ્યો છે કે સાધનસામગ્રીની પૂરી તૈયારી થયા વગર તેમ જ ક્રાંતિનો પ્લાન પાકે પાયે નિર્ણિત થયા પહેલાં બંડની જામગી પેટવવી નહિ. કારણ 'જાહુસે જાહુસે' કહીને અકાળે ઉઠું કરેલું બંડ અંતિમ વિજયને દૂર લઇ જનારૂં જ નીવડે. લશ્કરી દૃષ્ટિએ આ નિર્ણય ભારે કુનેહભર્યો ગણાય. કારણ સાધનસામગ્રીની તૈયારી, લશ્કરોની પ્લાન મુજબ ગોઠવણી અને હુમલાના સ્થળકાળની ચોક્કસ અને વિગતવાર આંકણીઓ ઉપર જ ત્વરિત વિજયની મોટી મદાર હોય છે. વળી મહાયુદ્ધે એ પણ બતાવી આપ્યું છે કે હુમલો લઇ જનાર છક્કડ ખાય તેમાં તેના પક્ષની જે હાનિ થાય છે તેટલી પ્રત્યક્ષ હાર ખાવામાં પણ નથી થતી.

પોલંડ ઉપર કરેલી ચઢાઇમાં રશિયાએ છક્કડ ખાધી ત્યારથી બૉલ્શેવિકો બીજો પણ એક પાઠ શીખ્યા; તે એ કે દરેક દેશની ક્રાંતિ તે તે દેશના મજૂર કારીગર વર્ગ મારફત અને તેમના પોતાના જ સ્થાનિક આગેવાનોની આગેવાની હેઠળ કરાવવી જોઇએ. આવા પ્રયત્નમાં સફળતા મળવાની ખાત્રી લાગે ત્યાં સુધી મૉસ્કો તેમનામાં પ્રચારકાર્ય કરી શિક્ષણ આપ્યા કરે અને તેમની સંસ્થાઓનું પાલનસંગોપન કર્યા કરે. આ જ 'ત્રીજી ઇંટર–નૅશનલ' નો આજે દુનિયાભરનો પ્રોગ્રામ છે એમ કહી શકાય.

આ બૉલ્શેવિક આગેવાનો વિષે એક વાત કહી મૂકવી જરૂરી છે. તે એ કે આ બધાઓનો મૉસ્કો જોડે સીધો સંબંધ હોય છે અને એ સંબંધ ઉપર જ તેમની આગેવાનીનો બધો આધાર રહે છે. કોઇ પણ આગેવાન સાગે તેણે મૉસ્કોની વિરુદ્ધ વર્તણૂક ચલાવ્યાની ગંધ આવતાં હેડક્વાર્ટરના ઈશારાની સાથે જ સ્થાનિક સામ્યવાદીઓ મજકુર આગેવાનને તત્કાળ પદભ્રષ્ટ કરે છે. ફ્રાન્સમાં આવા સંખ્યાબંધ કિસ્સા બન્યા છે. જુદાં જુદાં

રણક્ષેત્રો પર દિગ્વિજય કરી રહેલા પરાક્રમી સેનાપતિની કાનત કે દિલસફાઈ વિષે કેન્દ્રસત્તાને સંશય આવતાં જ તેની સત્તા ખૂંચવી લેવામાં આવે છે. તેવું જ આ થયું. આ કારણથી આખી દુનિયાભર કમ્યુનિસ્ટોની નાત આજે જાણે એક જ જાણું મધપોડું બની રહ્યું છે. આવા જગવ્યાપી તંત્રમાં સ્થાનિક આંદોલનને સારુ તેમ જ સ્વપક્ષસંગઠનને સારુ તેમનામાં કરવામાં આવતી આગેવાનોની નીમણુકો અને તેમની સત્તા વહેંચણીની પદ્ધતિમાં ડોકિયું કરીએ.

**મિ. સેમાર**—જનરલ સેક્રેટરી. ઉપરાંત ઈંટરનૅશનલના રાજદ્વારી ખાતાની ફ્રાન્સ શાખાના સંગઠનને સારુ જવાબદાર. તેનાં ઇતર કામો: યુવક કમ્યુનિસ્ટોનું સંગઠન, જુદાં જુદાં મજુર મહાજનોનું ' સિંડિકેલીઝમ ' ના સિદ્ધાંતો અનુસાર સંગઠન અને બીજા દેશોનાં મજુર આન્દોલનો જોડે ચાલુ સંબંધ ધરાવવા.

**મૉ. માહાન**—વધારાના મંત્રી. તેમનું કામ: ફ્રાન્સમાંની સંગઠન પ્રવૃત્તિના પ્રમુખ. સામ્યવાદના અભ્યાસને સારુ ઠેકઠેકાણે મંડળો સ્થાપવાં, ફ્રાન્સમાં વસતા સ્થાનિક તેમ જ પરદેશી મજુરોનું એકીકરણ કરવું, મ્યુનિસિપાલીટીઓ તેમ જ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં સામ્યવાદીઓનું બળ વધારવાના પ્રયાસો કરવા.

**મૉ. સેલીએ**—પારીસ કૉરપોરેશનના સભાસદ અને મદદનીશ મંત્રી. તેમનું કામ: ખેડૂત સંઘોની સ્થાપના કરવી. કાર્લ માર્કસના સિદ્ધાંતોનું શિક્ષણ આપનારી શાળાઓ ખોલવી, મજુરોને પત્રવ્યવહારપદ્ધતિ દ્વારા શિક્ષણ આપવું. ઉપરાંત મ્યુનિસિપાલીટીઓનું કામ.

**મૉ. માહાન સુજાણ જિરોહત**—પારીસ શહેર તથા લશ્કરવિભાગના આગેવાન અને લશ્કરીઓમાં પ્રચારકામ કરવું.

**મૉ. ડોરિઓ**—લશ્કરવિભાગના ડિપોટી. સંસ્થાનોના મુલકોમાં પ્રચારકામ અને આંદોલન.

**મૉ. કૉલકૉક**—પુસ્તકપ્રકાશન તેમ જ વર્તમાનપત્રો દ્વારા પ્રચારકામ અને આન્દોલન.

આ બધા આગેવાનોના—ખાસ કરીને સંસ્થાનોમાં ચળવળ કરનારા ડોરિઓ સાહેબના 'ઉપદ્રવો' થી આજની દુનિયા ઠીક પરિચિત થઈ ચૂકી છે.

કમ્યુનિસ્ટોમાં એકેએક નૌજવાને લશ્કરી તાલીમ લેવી જ જોઇએ એ વિષે રશિયાનો આગ્રહ જબ્બર છે. યુરોપમાં લશ્કરી તાલીમ ફરજિયાત હોવાથી સામાન્ય સિપાઈગીરીનું જ્ઞાન તો સૌ કોઈને હોય છે જ, પણ સામ્યવાદી નૌજવાનોએ તેટલેથી સંતોષ ન માનતાં યુદ્ધશાસ્ત્રની જુદી જુદી શાખાઓમાં પૂરા પારંગત થવું અને બને તો લશ્કરોમાં મહત્ત્વની ગણાતી જગાઓ પટકાવવી એવી મહત્ત્વાકાંક્ષા નૌજવાનોનાં હૈયામાં પેટવનારાં હસ્તપત્રકો, ચોપાનિયાં ઇ. તેમનામાં વારંવાર વહેંચવામાં આવે છે. આ ઉપરાંત યુદ્ધશાસ્ત્રની જુદી જુદી શાખાઓનો સાંગોપાંગ અભ્યાસ કરનારાં સામ્યવાદી મંડળો ચૂંટી કાઢેલા નૌજવાનોને વીણી વીણીને તેમને છૂપી તાલીમ આપે છે તે જૂદાં.

આ સામ્યવાદીઓના જીવનતંત્રમાં બીજી રીતે વિધિનિષેધોનું ચાહે તેવડું અરાજક હો પણ કેટલાક ગુણો જે તેમનામાં સ્પષ્ટપણે તરી આવે છે તેની પ્રશંસા કર્યા વિના તો ચાલે તેમ નથી જ. કાણાને કાણો કહેવો ને ભલા ભૂપને પણ વગર મુલાજે ચોખ્ખી વાત સંભળાવી દેવી એ એમની ન્યાતનો એક મોટો જ ગુણ છે એમાં શક નથી. સ્વપક્ષ-સંગઠન માટે અગર તો પાર્લમેન્ટમાં જગ્યાઓ હાથ કરવાનો ઉદ્યમ કરતાં પણ એ લોકો

પોતાની અહિંસા અગર શાંતતાપ્રિયતાને લગતી વૃત્તિના સંબંધમાં સામાની ગેરસમજ થવા દેતા નથી. વળી પોતાની પ્રવૃત્તિઓનું આખર પરિણામ ખુનામરકી અને જાહવારથળીમાં આવવાનું છે એ વાત પણ પોતાના પક્ષને તેમ જ સામાવાળાઓને તેઓ હરહમેશ વગર સંકોચે અને કશા પાખંડ વગર સંભળાવી દે છે. વર્તમાનપત્રોમાંનાં તેમનાં લખાણોમાં પણ આ આગાહી હેરહેર નજરે પડે છે.

સામ્યવાદીઓનાં જાહેરનામાંઓ તેમ જ આજ્ઞાપત્રકો ઉપર કોઇની સહી નથી હોતી એ પણ ધ્યાનમાં રાખવા જેવી બીના છે. આથી આગેવાનોની ધરપકડ સહસા ન થઈ શકે એ મુદ્દો આમાં ગૌણ છે. મુખ્ય મુદ્દો એ કે કોઈ પણ એક આગેવાનની લોકપ્રિયતા પક્ષ આખાને માથાભારે ન થઇ પડે અગર તો પ્રજામાં વ્યક્તિનિષ્ઠ તત્ત્વનિષ્ઠાની અંતરાય રૂપ ન નીવડે. ટ્રોટ્સ્કીની લોકપ્રિયતા કમી કરી તેને ઠેકાણે લાવવાની બાબતમાં સામ્યવાદીઓએ કરેલો સફળ પ્રયત્ન આના ઉદાહરણ રૂપ છે.

કોઈ પણ લડાઇમાં મુદ્દાનો ભાગ તેની તૈયારી જ હોય છે. વર્ડુનની લડાઈ શરૂ થયા પછી માર્શલ પેતેનને નફકરો થઇને ભટકતો જોઇ એક અમલદારે તેને પૂછેલું: ‘કાં, તમારું ‘ અચ્યુતંકેશવં ’ થઈ ગયું કે શું ?’ માર્શલે તેને ઠંડે પેટે જવાબ દીધો: ‘મારી તૈયારી બધી એવી થઇ ગઈ છે કે હવે તો ફતેહ પછી શું કરવાનું રહ્યું છે એનો જ વિચાર કરી રહ્યો છું.’ રશિયન સામ્યવાદીઓ આવી તૈયારીની બાબતમાં માર્શલ પેતેનના જ ચેલા હોય તેમ તેવી તૈયારી પાછળ જ આજે પોતાનું સામર્થ્ય ખરચી રહ્યા જણાય છે.

રાજ્યક્રાંતિ કરવી અને તે થોડા જેટલા વિરલા સાહસપ્રિય અનુયાયીઓના જોર ઉપર પાર ઉતારવી એ લેનિનનો આદિ સિદ્ધાંત હતો. ૧૯૧૭ માં આખા રશિયાભર લેનિનના અનુયાયીઓની સંખ્યા બહુ બહુ તો પાંચ લાખ હશે, પણ આટલા અલ્પસંખ્યક લોકોએ બાર કરોડ વસ્તીના રશિયાને જોતજોતામાં હાથ કર્યો.

લેનિનનો કાર્યક્રમ બેવડો હતો. (૧) પ્રચારકામથી જનતાને કેળવીને પોતાના પક્ષમાં લેવી અને (૨) અધિકારી વર્ગને નિર્બળ કરવો.

(૧) લોકમત કેળવીને પ્રજાને પોતાના પક્ષમાં લેવાનો તેનો કાર્યક્રમ આ પ્રમાણે:

(૧) મજૂર વર્ગમાં પ્રચારકામ–વર્તમાનપત્રો, હસ્તપત્રો, નિબંધ, સીનેમા, નાટકો ઇ૦ દ્વારા;

(૨) સંમેલનો, વાર્ષિક ઉત્સવો, બૉલ્શેવિક સપ્તાહ ઉજવવાં, પ્રદર્શનો ભરવાં, ઇ૦ દ્વારા;

(૩) કાર્લ માર્ક્સને નામે ખોલેલાં વિદ્યાલયો, અર્થશાસ્ત્રના અભ્યાસને સારુ સ્થાપેલાં મંડળો તેમ જ પ્રચારકો તૈયાર કરવાનાં અધ્યાપન મંદિરો દ્વારા;

(૪) ક્રાંતિવાદી નવજુવાનોનાં મંડળો, તેમાંથી આગેવાનો ઉભા કરવા તથા તેમને લોકોને દોરવાની તાલીમ આપવી, મજૂરોનું સંગઠન કરવું અને આ બધાં કામો દ્વારા ઉછરતા સામ્યવાદીઓને અમલી તાલીમ આપીને;

(૫) પ્રજામાં સતત જાગૃતિ રાખવા અને તેમનામાં અસંતોષનો અગ્નિ ભડભડતો રાખવા હડતાલો પડાવવી, મજૂરોનાં દુઃખ પ્રજા આગળ રજૂ કરવાં અને એ ઉપરાંત પ્રચારકામને મદદગાર થઈ પડે એવા મુકર્દમાઓ પોતાના ઉપર વહોરી લેવા;

(૬) પ્રજાને ધીરેધીરે અમલદારવર્ગની અવગણના કરતાં અને તેને તુચ્છકારતાં શીખવવી;

(૭) ભણેલા ઉજળિયાત વર્ગની તેમ જ મૂડીવાળા વર્ગની પ્રતિષ્ઠા પ્રજામાંથી ઓછી કરવી;
(૮) ધર્મ અને ધર્મોપદેશકની પ્રતિષ્ઠા પ્રજાના જીવનમાંથી તોડવી;
(૯) કૌટુમ્બિક બંધનો તોડવાં, સ્ત્રી સ્વાતંત્ર્યની ચળવળને જોર આપવું, છોકરાછોકરીઓનું સહશિક્ષણ;
(૧૦) શ્રીમંતોએ દીનદુખિયાંની મદદને સારૂ કાઢેલી સંસ્થાઓની ચેષ્ટા કરી તેના સંસ્થાપકોની વગોવણી કરવી.

(૨) અમલદાર વર્ગ અને સરકારી તંત્રને નિર્બળ કરવાનો કાર્યક્રમ આ પ્રમાણે:
(૧) કેન્દ્રસત્તાના હાથમાંની અધિકારની જગ્યાઓ ન સ્વીકારવી (કારણ તેમ કર્યાથી સરકારની જોડે સામ્યવાદીઓ પણ વગોવાય) અને સરકાર વિરોધી પક્ષને બને તેટલી મદદ કરવી;
(૨) સ્થાનિક સ્વરાજ્યની બધી સંસ્થાઓ માત્ર ખમૂસ કબજે કરવી; ખાસ કરીને મ્યુનિસિપાલીટીઓ.
(૩) ઝીણી ઝીણી બાબતોમાં સરકારને શિકસ્ત આપી નમાવવી; મજૂરોને છૂટો તેમ જ નાના મોટા લાભ આપવા સરકારને ફરજ પાડવી; કેદ થએલા કે જેલો ભોગવતા ક્રાંતિવાદી આગેવાનોને છોડવા સરકારને દબાણમાં આણવી; હડતાળો ઈ. ઉપાયો વડે સરકારી તંત્રના કામમાં ખલેલ પાડવી અને એવા એવા બીજા સૂઝે તેટલા નુસખાઓ અમલમાં આણીને સરકારને જેર કરવા મથવું;
(૪) લશ્કરોમાં ફિતૂર ફેલાવવાં, લશ્કરીઓના અત્યાચારો સામે ઝુંબેશો ઉઠાવીને પ્રજામાં તેમની સામે કડવાશ ફેલાવી મૂકવી અને બને ત્યાં સજાઓ કરાવવી; લશ્કરી લોકો પાર્લમેન્ટની વિરુદ્ધ બળવો કરીને 'સરમુખત્યારી' સ્થાપવાની પેરવીમાં છે એમ પાર્લમેન્ટરી સરકારને ભરાવવું; લશ્કરો પરના મુખ્ય અધિકારની લગામ મુલ્કી અમલદારોના હાથમાં મૂકાય એવા પ્રયત્નો કરવા અને લશ્કરોને મુલ્કી અમલદારોના હુકમો પાળવાનો મહાવરો પાડી તેમને આત્મસામર્થ્ય ઉપર મુસ્તાક રહેવાની આદત ભૂલાવવી; બચત સૈન્ય તેમ જ પેન્શન લીધેલા સિપાહીઓ મારફત લશ્કરોમાં પ્રવેશ મેળવવો.

આ કાર્યક્રમની યાદી ઉપરથી ચતુર વાચકને બૉલ્શેવિકોના સંગઠનકૌશલ્યનો ખ્યાલ આવશે.

'પાંચકોડી'

# મહાન શિક્ષકનું ચિત્ર

મહાન વિદ્વાન ઘણા હોય છે. મહાન શિક્ષક કોઇક જ હોય છે. ૫૦ વર્ષ પૂર્વે જેટલા મહાન શિક્ષકો હતા તેથી આજે થોડા છે, અને આજથી ૫૦ વર્ષ પછીથી એથીયે થોડા હશે. સંશોધનનો દેવ, (research) શિક્ષકના દેવના પૂજારીઓને ધીમે ધીમે વટલાવે છે. ૧૮૫૦નો શિક્ષક એ હેતુવાળો મનુષ્ય હતો, ૧૯૫૦નો શિક્ષક એ ફક્ત વિષયવાળો મનુષ્ય હશે.

શાળાઓની બે મોટી જવાબદારીઓ છે: શોધખોળની અને સમજાવવા (interpretation)ની. પ્રયોગશાળાનો માણસ શોધખોળ કરે છે. વ્યાખ્યાન મંડપનો માણસ સમજાવે છે (interprets). શિક્ષકનું કાર્ય એ બન્ને કરતાં જુદું અને સ્વર્ગીય (diviner) છે. સંશોધક અને સમજાવનાર એ એમના વિષયોમાં રચ્યાપચ્યા રહે. શિક્ષક વિદ્યાર્થીઓના મનમાં રચ્યોપચ્યો રહે.

શાળાઓનું કાર્ય વિશાળ છે પણ તેમનું મુખ્ય કામ સમાજને ત્રણ જાતના સેવકો પુરા પાડવાનું છે. સંશોધકો, પ્રેરકો (inspirers) અને ભોમિયા (interpreters). શિક્ષક ત્રીજી જાતનો મનુષ્ય છે. શિક્ષકનું મુખ્ય કામ હચમચાવવાનું છે. એ જ્ઞાનનો વેપારી નથી. એ મુખ્યત્વે જિજ્ઞાસાનો ઉત્પાદક છે.

પણ મહાન શિક્ષક આ ત્રણેને સંયોગે છે. મહાન શિક્ષક એ સંશોધક છે. એ જ્ઞાનના ઢગલા પાછળ ઢંકાઇ જતો નથી. અજિજ્ઞાસુ જિજ્ઞાસાને ન પેદા કરી શકે. સંશોધક હોઇને, તે બુદ્ધિનું સાહસ અને વિજય એના વર્ગમાં આણી શકે છે.

મહાન શિક્ષક એ ભોમિયો (interpreter) છે. એ સત્યને જાણે છે એટલું જ નહિ પણ એની કિંમત પણ જાણે છે. એ પોતાના વિષય વિષે બીજા કોઈ કરતાં વધુ જાણે છે; પણ એ બીજા વિષયો વિષે પુરતું જાણે છે, કે જેથી એ પોતાના વિષયને દષ્ટિમર્યાદામાં (perspective) રાખી શકે.

મહાન શિક્ષક એ પ્રેરક છે. એ જાણે છે કે શિક્ષણની કલા વિદ્યાર્થીના મગજમાં કંઇક પેદા કરવામાં છે, નહિ કે ફક્ત ઠાંસી ઘાલવામાં.

ટુંકામાં મહાન શિક્ષક એ મહાન મનુષ્ય છે.

જશભાઇ શંકરભાઇ પટેલ

યુધકા, ન્યુયોર્ક

# અમેરિકાના પત્રો

## પત્ર ૬ ઠ્ઠો

ઇન્ટર-નેશનલ હાઉસ,
૫૦૦, રીવર સાઇડ ડ્રાઇવ,
ન્યૂયોર્ક, તા. ૨૬-૮ ૧૯૨૭

સ્નેહી ભાઇશ્રી બટુભાઇ,

તા. ૨૩ મીએ રાત્રે ઇમીગ્રેશન ઇન્સ્પેક્ટરે અમારા સૌના પાસપોર્ટ અને વીસા તપાસ્યા. મને ડર બતાવવામાં આવ્યો હતો કે પરદેશીને (aliens) એલિસ આયલેન્ડ પર ઉતારે છે અને થોડા દિવસ ત્યાંની હવા ખવરાવી પછી ન્યૂયોર્કમાં જવા દે છે. પણ હું વિદ્યાર્થી હોવાથી મને કાંઇ મુશ્કેલી નડી નહિ. સવારે કસ્ટમ ઑફિસરે મારો બધો સામાન ફેંદ્યો અને ત્રણ-ચાર જકાતી ( dutiable ) ચીજો મારા પોતાના વપરાશ માટે છે અને વેચવા માટે નથી એવી કબૂલાત લઇ મને જતો કર્યો. હું સીધો ઇન્ટર-નેશનલ હાઉસ ગયો અને હિંદુસ્તાન એસોસિયેશનના સેક્રેટરી રખિતબાબુને મળ્યો. તેમણે ખૂબ ભાવથી મારૂં સ્વાગત કર્યું અને હવે તો તેમણે મને અહીંનો ભોમિયો કરી દીધો છે.

રખિતબાબુ ૧૯૧૪ ની સાલથી અહીં આવેલા છે અને અર્થશાસ્ત્રના ઊંડા અભ્યાસી છે. પોતે એક લલિતકળાની શોખીન અમેરિકન બાઈ સાથે પરણ્યા છે. બીજા પણ કેટલાક હિંદી વિદ્યાર્થીઓ અમેરિકન સ્ત્રી પરણ્યા છે અને રખિતબાબુની સ્ત્રી જેમ બહારથી પૈસા કમાઈ રખિતબાબુને ઘર ચલાવવામાં મદદ કરે છે તેમ બીજી સ્ત્રીઓ પણ મદદ કરે છે. એક ભાઈ તો એમની સ્ત્રી કમાય છે અને પોતે વિદ્યાભ્યાસ કરે છે. એમની સ્ત્રી કહે છે: "આજે હું એમને મદદ કરૂં છું. એમનો અભ્યાસ પૂરો થશે અને એઓ કમાવા માંડશે એટલે એઓ મને મદદ કરશે." અમેરિકન સ્ત્રી આપણે ત્યાંની સ્ત્રીઓ માફક ઘેર બેસી રહેવું પસંદ કરતી નથી. કાંઈ ને કાંઈ કામ વિના તેમને ચેન પડતું નથી. કેટલીક ધનિક સ્ત્રીઓ વગર વેતને કૉલેજોમાં પ્રોફેસર તરીકે કામ કરે છે. આવા વગર વેતને કામ કરનારા પુરુષ પ્રોફેસરો પણ અનેક છે. અહીંની દરેક યુનિવર્સિટી એટલી ધનિક છે કે આપણે ત્યાંના લોકોને તેનો ખ્યાલ પણ ન આવી શકે. એકેક મકાન કરોડનું છે અને એવાં પાંચ દશ નહિ પણ આખું શહેર વસે એટલાં મકાનો એકેક યુનિવર્સિટીને હોય છે. અહીંની યુનિવર્સિટી માત્ર પરીક્ષા લેનાર સંસ્થા નથી પણ સરસ્વતીની ઉપાસનાનું ધામ છે. આ શહેરની કૉલમ્બિયા યુનિવર્સિટીની કૉલેજમાં ૩૫,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે અને તેમાંના ઘણાખરા કૉલેજના છાત્રાલય ( Dormitory )માં જ રહે છે. જેમ દુનિયાનું સૌથી ઉંચું મકાન (વુલવર્થ બિલ્ડિંગ-૭૯૩ ફીટ) અહીંઆ છે, દુનિયાનો સૌથી લાંબો રાજમાર્ગ (broadway) અહીંઆ છે, દુનિયાની સૌથી ધનિક બેન્ક અહીંઆ છે, દુનિયાનું સૌથી મોટું બંદર અહીંઆ છે અને દુનિયાની સૌથી મોટી સ્ટીમર ( લિવાયે પન ૫૯,૯૬૦ ટન ) અહીંઆ છે, તેમ

દુનિયાની સૌથી મોટી કૉલેજ પણ અહીંઆ જ છે. અમેરિકનો આ મોટાઇથી ખૂબ મલકાય છે મગરૂર થાય છે.

ન્યૂયોર્ક શહેરની વસ્તી આશરે ૬૦ લાખ માણસોની છે. બ્રુકલિન અને આસપાસનાં પરાંઓની વસ્તી પણ ગણતરીમાં લઇએ તો ૮૦ લાખ જેટલાં માણસો થાય. હું તમને કહું કે દરેક ચોરસવાર જમીનમાં અહીંઆ બાર માણસો વસે છે તો એકદમ તો તે તમારા મગજમાં જ નહિ બેસે. એક ચોરસવાર જમીન પર બાર માણસો ઉભાં પણ ન રહી શકે તો વસી તો ક્યાંથી જ શકે? એમ તમે કહેશો. પણ એક જ દાખલાથી હું તમને તે સમજાવી શકીશ.

દુનિયાનું સૌથી ઊંચું મકાન વુલ્વર્થ બિલ્ડિંગ ૫૭ માળનું છે. એક ન્હાનકડા ચોરસ પર તે ટાવરની માફક ઊભું છે છતાં તેમાં ૧૩,૦૦૦ માણસો વસે છે. એક મકાનમાં ૧૩,૦૦૦ માણસો! જગ્યાનો પૂરેપૂરો ઉપયોગ કેમ કરવો એ કલા આ અમેરિકનો બરાબર જાણે છે. આ ઇન્ટર–નેશનલ હાઉસ જે રૉકફેલરે દાનમાં આપ્યું છે તે ૧૫ માળનું છે, અને એમાં ૧૦૦૦ વિદ્યાર્થીઓની જોગવાઇ છે. પણ આ મકાન તો વસ્તીની બહાર નદી કિનારે છે. શહેરની ગીચ વસ્તીનાં મકાનો જેમાં કોઇ ત્રીસ માળનું તો કોઇ ચાળીસ માળનું છે–૨૫ માળથી ઓછા માળનું મકાન શોધતાં તમારી આંખોમાંથી પાણી આવે–એ બધાં યે વુલ્વર્થ બિલ્ડિંગની માફક ભરેલાં છે. આથી એમ ન સમજશો કે મુંબઇની ચાલોની માફક અહીંઆ પણ એકેક ઓરડીમાં આઠઆઠ–દશદશ માણસો સિંચાય છે. અમેરિકનોનું જીવન આપણા કરતાં ઘણું જ ઊંચું છે. તેઓ ખૂબ છુટથી અને મોકળાશથી રહે છે. માત્ર ખાય છે રેસ્ટોરાંમાં, એટલે રસોડાની વ્યવસ્થા નથી હોતી. એક કે બે જણ વચ્ચે સૂવા બેસવાની એક સ્વચ્છ ઓરડી હોય છે અને હાથમ્હોં ધોવાની, ન્હાવાધોવાની અને પાયખાનાની વ્યવસ્થા આખા માળની ભેગી હોય છે. આથી થોડી જગ્યામાં ઘણાં માણસોનો સમાવેશ થાય છે. હવે તમે કબૂલ કરશો કે આ રીતે એક ચોરસવાર જમીન પર ૧૨ માણસો ખૂબ છુટથી રહી શકે.

દરેક ઓરડીમાં ઇલેકટ્રીક લાઇટ અને ગેસ પાઇપ હોય છે. ગેસ પાઇપથી ઓરડીની હવા શિયાળામાં ગરમ થાય છે અને બહાર ઠંડી 0° હોય છતાં તમારી ઓરડીની હવા તો ૬૫°થી ઓછી થતી જ નથી. દરેક મકાનમાં, રેલ્વેમાં ને સ્ટીમરમાં આ ગેસ પાઇપ હોય છે. માત્ર તમે રસ્તા પર ચાલતા હો ત્યાં સુધી જ ઠંડી તમને અસર કરે—મકાનમાં પેઠા એટલે ઠંડીનું નામ ન મળે.

આ ઉપરાંત દરેક મકાનમાં ટેલીફોન હોય છે. સારા મકાનમાં તો દરેક માળ પર ટેલીફોન હોય છે–દરેક ઓરડીમાં ટેલીફોન હોય છે. તમારી નીચે રહેતા પાડોશીની સાથે વાતો આ ટેલીફોન પર જ તમે કરો છો, એ માટે નીચે નથી ઉતરતા. શહેરની બહાર બીજાં શહેરો સાથે પણ ટેલીફોન જોડેલો હોય છે અને ૧૦–૨૦ સેન્ટ (૪થી ૮ આના) આપી તમે તમારી ઇચ્છામાં આવે તે માણસ સાથે વાતચીત કરી શકો છો.

ન્યૂયોર્કની એક બાજુ દરિયો છે અને બે બાજુ હડસન અને ઇસ્ટ રીવર છે. આથી ન્યૂયોર્ક એ દ્વીપ છે. આ શહેરમાંથી બીજાં શહેરોમાં જવા માટે હડસન નદીની નીચે થઇ રસ્તો-કાઢ્યો છે અને નદીની ઉપર તો અનેક પૂલો છે. કોઇ પૂલ ૩ કરોડનો તો કોઇ

પૂલ ૬ કરોડનો-એવા ભારે મૂલના એ પૂલો છે. ફીફ્થ એવેન્યૂમાં દુનિયાના સર્વશ્રેષ્ઠ ધનિકોનાં મકાનો છે અને મ્યુનિસિપાલીટીનો એક બગીચો છે. એ બગીચાની જમીનના ટુકડા કરી એ ટુકડાને વેચવામાં આવે તો અમેરિકાને છેલ્લી લડાઇમાં જેટલું ખર્ચ થયું છે તે તમામ વસુલ થઇ જાય!

અમેરિકા ખૂબ ધનિક છે. એ જેટલો માલ પેદા કરે છે તેમાંથી લગભગ ૮૦ ટકા માલ પોતે જ ખરીદે છે, અને વાપરે છે. બહારના દેશો પર એ બહુ જ ઓછો આધાર રાખે છે. આથી બીજા દેશોના 'બૉયકૉટ'થી અમેરિકાના વેપારને ઝાઝી અસર પહોંચે એમ નથી. ટુંકામાં એ રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર છે તેમ વેપારની દૃષ્ટિએ પણ લગભગ સ્વતંત્ર છે. અમેરિકાના વિપુલ ધનની આ ચાવી છે.

અમેરિકામાં દાખલ થનાર હિંદી પાસેથી એની નાણાંવિષયક સ્થિતિ વિષે જામીનગીરી માગવામાં આવે છે. એનો અમેરિકન નાગરિક થવાનો હક્ક ૧૯૨૪ના કાયદાથી છીનવી લેવામાં આવ્યો છે. આ માટે સેનેટમાં હિંદીઓને White people-ગોરા તરીકે ગણવા કે કેમ એ પ્રશ્ન એક સેનેટરે ઉઠાવ્યો છે અને એ વિષે ચર્ચા ચાલે છે. દરમ્યાન કેનેડામાં જનાર હિંદીની શી સ્થિતિ છે એ વિષે હિંદી સરકારના પ્રતિનિધ મિ. ચતુર્વેદીનો અનુભવ જાણવા જેવો છે. ટોરન્ટોમાં ભરાયેલી કેળવણી પરિષદમાં હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે હાજરી આપવા તેઓ આવેલા. હિંદી સરકારનો પરવાનો તો તેમની પાસે હતો જ, પણ તે ઉપરાંત વિલાયતના અને હિંદુસ્તાનના મોટા અધિકારીઓના ખાસ પત્રો પણ તેમણે મેળવેલા. ટોરન્ટો જતાં રેલ્વેમાં તેમને ઇમીગ્રેશન ઑફિસરે રોકયા અને તેમનાં કાગળીઆં જોવા માગ્યાં. આ કાગળીઆં જોઇ એ ઑફિસરને સંતોષ ન થયો એટલે એણે એમને ઉતારી બીજા અડધા ઉઘાડા એશિયાઇ મજૂરોની ભેગા બેસાડયા. મિ. ચતુર્વેદીએ કહ્યું કે તેઓ ખાસ નિમંત્રણથી આવેલા છે અને હિંદુસ્તાનના પ્રતિનિધિ છે છતાં એ ઑફિસરે એમને છાનામાના બેસી રહેવા જણાવ્યું. જ્યારે વડા અધિકારીનો જવાબ ફરી વળ્યો ત્યારે જ મિ. ચતુર્વેદીને આગળ જવાની રજા મળી. રજા મળતી વખતે મિ. ચતુર્વેદીનો મિજાજ કાબુમાં ન રહ્યો. એમણે કહ્યું: "What is the use of your talking of the British Empire and the Commonwealth of Nations when you treat a member of that Empire like this? I am going to tell my government and my countrymen how we are treated in a portion of the British Empire." [બ્રિટિશ એમ્પાયરના એક વતનીને તમે જ્યારે આ રીતે કનડો છો તો પછી સામ્રાજ્યની અને પ્રજાઓના સમૂહની વાતો શાની કરો છો? એ સામ્રાજ્યના એક ભાગમાં અમારું કેવું સ્વાગત થાય છે એ મારા દેશબંધુઓને અને મારી સરકારને હું જણાવવાનો છું.]

હું આશા રાખું છું કે મિ. ચતુર્વેદી આ વિષયને પ્રકાશમાં લાવશે અને એક અદનો હિંદી કાંઈ ન કરી શકે તેવી બાબતમાં ન્યાય મેળવવા પ્રયત્ન કરશે. આ પ્રશ્નને લઈને જ ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોરે કેનેડાનું નિમંત્રણ નહિ સ્વીકારેલું એ તમને યાદ હશે. કવિવરે કવિની રીતે આ પ્રશ્ન ઉકેલ્યો—મિ. ચતુર્વેદી એક જાહેર પ્રતિનિધિની રીતે આ પ્રશ્નનો એક યા બીજી રીતે તોડ લાવશે જેથી સામ્રાજ્યમાં આપણા હિંદીઓનું શું સ્થાન છે એ સદાને માટે નક્કી થઇ જાય. મારા મનમાં તો એ વિષે ભ્રમ છે જ નહિ, પણ જેમના

મનમાં હજુ સામ્રાજ્યમાં બંધુત્વનાં સ્વપ્નમાં રમી રહ્યાં હોય તેમને અહીંઆ કેનેડા મોકલવાથી ઘણું જાણવાનું મળશે.

આફ્રિકાના બ્રિટિશ ગિયાનાના વતની એક સીધી વિદ્યાર્થી અહીંઆ રહે છે. તેમની સાથે વાત કરતાં મેં જરા રમૂજમાં કહ્યું: "તમારા દેશમાં સોનું હોવું જોઇએ, નહિ તો અંગ્રેજો ત્યાં નહોય." એમણે તરત જ ઉત્તર આપ્યો: "એકલું સોનું નહિ, હીરા પણ છે." ૧૦૦ વરસ થયાં એ મુલક અંગ્રેજને તાબે છે. ત્યાં પણ તેઓ આપણે ત્યાં રમે છે એ જ રમત રમી રહ્યા છે. ૨૫ સભાસદોની એક ધારાસભા છે, તેમાં ૧૨ સભ્ય પ્રજા ચૂંટે છે અને ૧૩ સરકાર નીમે છે. આથી બહુમતિ સરકારની જ રહે છે અને અગત્યની બાબતોમાં ધાર્યું સરકારનું જ થાય છે.

ત્યાં વસ્તી ઓછી હોવાને લીધે ફરજીઆત શિક્ષણની સરકારે મંજુરી આપી છે. માત્ર સાડા ત્રણ લાખની વસ્તી છે. કેટલાક આપણા હિંદી અને બીજા વસાહતો છે. પાકટ ઉમ્મરના બાળકોને ભણવા નહિ મોકલનાર માબાપોને દંડ થાય છે અને દંડથી ન માને તેમને કેદની સજા થાય છે. જ્યારે એ સીધી ભાઇએ મને કહ્યું કે આપણા હિંદી વસાહતો પોતાનાં બાળકોને ભણવા નથી મોકલતાં અને દંડ ભરે છે ત્યારે મને દુઃખ થયું. તેણે એમ પણ જણાવ્યું કે આપણા દેશીભાઇઓ બહુ જ ગંદી રીતે રહે છે, કેલિફોર્નિયામાં જેમ તેઓ ખેતરોમાં અને બીજે ઝાડે જઇ ગંદકી કરે છે તેમ ત્યાં પણ ગંદકી કરે છે અને તેમની દશા ગુલામોથી પણ બદતર છે. આ સાંભળી બ્રિટિશ ગિયાનામાં હિંદી મજૂરો નહિ મોકલવાનો જે નિર્ણય થયો છે એ કોને નહિ પસંદ પડે ? સિલોનના એક વતનીની પણ આવી જ ફરિયાદ હતી. તેણે સ્પષ્ટ રીતે કહ્યું: "હિંદુસ્તાન અમારા દેશમાં અજ્ઞાન મજૂરો જ મોકલે છે એથી અમારા લોકોનો હિંદુસ્તાન વિષે બહુ હલકો ખ્યાલ બંધાય છે. તમારા દેશમાંથી કલાપ્રિય અને સરસ્વતીના પૂજક વિદ્વાનો અમારા દેશમાં આવતા રહે તો અમને ઘણું જાણવાનું મળે."

પણ વિદ્વાનોને પરદેશ ફરવાની ફુરસદ ક્યાં છે ? મજૂરોનું બીચારાઓનું દેશમાં પેટ નથી ભરાતું એટલે ગમે ત્યાં દૂર દેશાવર જાય છે અને રહેણીકરણી કાંઇ થોડીવારમાં ઓછી જ બદલાય છે ? એ માટે દરેક ૧૦૦-૧૦૦ના જૂથ દીઠ એકેક સંસ્કારી ચોકીદાર જોઇએ. એ ચોકીદારો આપણો દેશ ક્યારે પૂરા પાડશે ?

લિ. નંદલાલના પ્રણામ

## પત્ર ૭ મો

૧૦, ટ્રોબ્રિજ સ્ટ્રીટ,
કેમ્બ્રિજ માસ, તા. ૧-૯-૧૯૨૭

સ્નેહી ભાઇશ્રી બટુભાઇ,

ન્યૂયોર્ક છોડયા પછી હું અહીંઆ બોસ્ટનના પરામાં આવ્યો છું. બોસ્ટન તળની વસ્તી ૭ લાખની છે, પણ આસપાસનાં પરાંઓની વસ્તી ગણીએ તો ૨૦ લાખ ઉપર થાય છે. આ પરથી ખુલ્લી હવામાં અને મેદાનોમાં રહેવાનો અહીંના નાગરિકોને કેવો શોખ છે એનો તમને ખ્યાલ આવશે.

બૉસ્ટન ચાર્લ્સ નદીના કાંઠા પર આવેલું છે. નદીના એક કિનારે બૉસ્ટન અને બીજે કિનારે કેમ્બ્રિજ છે. આ ચાર્લ્સ નદી ત્રીશ વરસ પહેલાં આપણી સાબરમતીના જેવી હતી. એમાં પાણી બહુ જ ઓછું રહેતું. અને ઓટ પછી જે ખાબોચિયાં ભરાઇ રહેતાં એથી મચ્છરોનો ઉપદ્રવ ખૂબ વધી પડતો. બૉસ્ટનની મ્યુનિસિપાલિટીએ નદીના મુખ પાસે કરોડો રૂપિયા ખર્ચી બંધ બાંધ્યો અને ચાર્લ્સ નદીને બન્ને કાંઠે ભરી નાંખી. ગામ વધારાનું-છલકાતું પાણી સમુદ્રમાં કાઢ્યું અને બન્ને કાંઠાનું સ્વરૂપ ફેરવી નાંખ્યું. આજે નદીને બન્ને કિનારે બે માઇલ સુધી પથ્થરની ફરતી દિવાલ છે અને ફરવાને માટે બગીચા છે. જ્યાં પહેલાં જંગલી ઘાસ ને મચ્છરો હતાં ત્યાં આજે ટેકનોલોજીનાં આલિશાન મકાનો ઉભાં છે અને જે ભાગ સૌથી અનારોગ્યદાયક ગણાતો તે આજે સૌથી આકર્ષક ગણાય છે. સાંપ્રત ઇજનેર ખાતું શું કરી શકે છે તેનો ખ્યાલ આ નદીને કિનારે ઉભા રહેવાથી આવે છે.

બૉસ્ટન અમેરિકાની સંસ્કૃતિનું ધામ ગણાય છે. જગતની ધનિક યુનિવર્સિટી હાર્વર્ડનાં મકાનો બૉસ્ટનની આસપાસ વિખરાયેલાં છે. હાર્વર્ડનું પુસ્તકાલય અમેરિકામાં બીજે નંબરે ગણાય છે. પ્રથમ વૉશિંગ્ટનનું પુસ્તકાલય આવે છે જેમાં ૧૦ લાખ પુસ્તકો છે. પુસ્તકાલયનું એક મકાન જ આપણે ત્યાંની યુનિવર્સિટીનાં બધાં મકાનોને કોરાણે મૂકે તેવું છે. બીજાં અનેક મકાનો છે અને કેટલાંક તો હાર્વર્ડના જૂના ગ્રેજ્યુએટોએ બંધાવી આપેલાં છે. બૉટેનિકલ ગાર્ડન અને મ્યુઝિયમ પણ યુનિવર્સિટી સાથે જોડેલાં છે. ટૂંકામાં, દુનિયામાં એવો કોઇ પણ વિષય નથી જે તમે આ યુનિવર્સિટીમાં શીખી ન શકો, એવું કોઇ પુસ્તક નથી જે તમે આ પુસ્તકાલયમાં વાંચી ન શકો.

અહીંઆ આવ્યા પછી અમને જે અનુભવો થયા છે તે જાણવા જેવા છે. હું સાવ અજાણ્યો હોવાથી ' ઑલિમ્પિક ' પર કોઈ સામે આવે તે માટે પ્રોફેસર કોસામ્બીને મેં પેરિસથી તાર કરેલો. આ તાર અહીંના તાર પહોંચાડનાર છોકરાએ કોસામ્બીની ખોટી સહી કરી કાઢી નાંખ્યો. મેં ન્યૂયોર્ક આવી કોસામ્બીજીને તાર કર્યાનું લખીને જણાવ્યું એટલે તેમણે તાર ઑફિસમાં તપાસ કરી અને આ ખોટી સહી હાથ લાગી. તારવાળો છોકરો મૂળ ઉકેલો અને પ્રોફેસર કોસામ્બીને ક્ષમા કરવા એણે આજીજી કરી. આ ગુન્હો એવો ગંભીર હતો કે એ અમેરિકન છોકરાનો એ માટે રોટલો ટળત એટલું જ નહિ, પણ એને થોડા માસ જેલ સેવવી પડત. પ્રોફેસર કોસામ્બીની દયાળુ વૃત્તિએ એને બચાવ્યો અને ઉપરી અધિકારીઓની ફરિયાદ નોંધાવાની માગણી છતાં એ છોકરાને એમણે ચેતવણી આપી જતો કર્યો. એ છોકરો આથી સુધરશે કે કેમ એ ન કહી શકાય પણ કોસામ્બીજીનો બીજો તાર એણે તુરત જ પહોંચાડ્યો એ ચોક્કસ છે.

બીજો અનુભવ અહીંની એક ' લેન્ડ લેડી 'નો થયો. એના મકાનનો એક ડ્રૉઇંગ રૂમ પ્રોફેસર કોસામ્બીએ અઠવાડિયાના દશ ડૉલરથી ભાડે રાખ્યો અને એની માગણીથી દશ ડૉલરનો ચેક અગાઉથી કાઢી આપ્યો. આ રૂમ મારા અને પ્રોફેસરના પુત્ર દામોદરને માટે હતો એટલે મારો સામાન આ નવા મકાનમાં મૂકાવ્યો. બીજે દિવસે સવારે અમારો બાકીનો સામાન બાંધી ફેરવવાની અમે તૈયારી કરતા હતા ત્યાં ટેલિફોનની ઘંટડી વાગી અને લેન્ડ લેડી મિસિસ પેરિને જણાવ્યું: " Professor, my friends are coming. I can't

give you that room." [પ્રોફેસર, મારા મિત્રો આવનાર છે. હું તમને એ ઓરડો ભાડે નહિ આપી શકું.] "What ? Do yon mean to break your promise ?" [ તમે વચનભંગ કરવા માગો છો ? ] "Yes, I mean to break it." [ હા, હું વચનભંગ કરવા ઇચ્છું છું. ] પ્રોફેસર કોસામ્બીએ આવી મને આ સમાચાર કહ્યા ત્યારે થોડીવાર તો હું તેમના કહેવાનો અર્થ જ સમજી શક્યો નહિ. આગલે દિવસે જે લેન્ડ લેડીએ હસીને અમને આવકાર આપ્યો હતો અને એ રૂમ અમને પસંદ છે એમ જાણી ખુશી બતાવી હતી તે આમ છેલ્લી ઘડીએ ફરી જાય એ હું માની શક્યો નહિ. કોસામ્બીજીએ મને કહ્યું કે એના મિત્રો આવનાર છે અને દશને બદલે અગીઆર ડોલર આપનાર છે એટલે હવે એ રૂમની મારે આશા ન રાખવી. મેં જણાવ્યું: "રસ્તા પર મૂકેલાં છાપાં બે સેન્ટ મૂકયા વિના જેઓ લેતા નથી તેઓ આમ અપ્રામાણિક પણ થઈ શકે ?" "બે સેન્ટ માટે તેઓ અપ્રામાણિક નહિ થાય. અઠવાડિયાનો ડોલર મળતો હોય ત્યારે અપ્રામાણિક થતાં વાર નહિ લગાડે." અને જરા તીખાશથી પ્રોફેસરે ઉમેર્યું: "તમને ખબર છે વાંઝેટીએ એના એકરારમાં જજને શું કહ્યું હતું તે ? 'આ હાથેથી મજૂરી કરીને જ મેં મારો રોટલો ખાધો છે. કોઇનો કોળિયો હજુ સુધી મેં છીનવ્યો નથી. અને તમે–તમે ડોલર માટે તમારી સગી માનું ગળું કાપો.' હવે વચનભંગનો હિસાબ કયાં રહ્યો ?"

છેવટે અમે એના કરતાં યે સરસ મકાન શોધી કાઢયું અને મેં પ્રોફેસરને કહ્યું કે તેમણે મિસિસ પેરિનનો આભાર માનવો જોઇએ કે તેણે આગલી રાત્રે ખબર આપીને ઉંઘ ખરાબ ન કરી. પ્રોફેસર હસી પડયા અને જણાવ્યું: "તમે નસીબદાર છો. ગુજરાતનાં પૂરમાંથી છટકયા અને અહીંઆ મિસિસ પેરિનના પંજામાંથી છટકયા."

આ બન્ને બનાવો સામાન્ય નથી, છતાં મનુષ્ય સ્વભાવ સર્વત્ર સરખો છે અને એ કાળાગોરાનો ભેદ જોતો નથી એ બતાવવા જ હું આ બે દાખલા ટાંકું છું. સામાન્ય રીતે તો અમેરિકનો તરફથી અમને સ્નેહ અને સહાનુભૂતિનો જ પરિચય થયો છે. અમારા મકાનની લેન્ડલેડી મિસિસ સ્મિથ ઘણી જ ભલી બાઇ છે અને અમારી મુશ્કેલી જાણી એણે, જાતે નુકસાન વેઠી ૧૪ ડોલરને બદલે ૧૨ ડોલરથી બે ઓરડા અમને ભાડે આપ્યા છે. અહીંની દરેક લેન્ડલેડી બીજીનાં વખાણ કરે છે–મિસિસ પેરિનનો પણ બચાવ કરે છે અને પરદેશી આગળ પોતાના પાડોશીનું જરા યે નીચું પડવા દેતી નથી. આવો સખ્ખ-ભાવ એક જ ધંધાદારી સ્ત્રીઓમાં બહુ જ જવલ્લે મારી નજરે પડયો છે. જ્યાંની સ્ત્રીઓ આવી મોટા દિલની છે તે દેશ સૌથી મહાન હોય તેમાં શી નવાઇ ?

લિ. નંદલાલના પ્રણામ

# ચીનના વેપાર પર દાઢ

આજકાલ અમેરિકા, જાપાન અને યુરોપના ધનવાન રાષ્ટ્રોની ચીન સાથેની અથડામણનું પ્રધાન કારણ એ ચીનનો વેપાર છે. યુરોપીય રાષ્ટ્રો, અમેરિકા, જાપાન વગેરે દેશોએ વેપારના બળ ઉપરજ પોતાનું માથું ઊંચું કર્યું છે. વેપારની ચડતી પડતી ઉપર જ એમનું ભાવિ અવલંબેલું છે. ચીન દર વર્ષે અરબ લોકોના માલની લેવડદેવડ કરે છે અને પરિણામે બીજા રાષ્ટ્રના વેપારીઓ ખૂબ જ ધનવાન બની રહ્યા છે. પોતપોતાનો વેપાર વધારવાના ઇરાદાથી એ લોકો ચીનમાં ઘુસ્યા છે. ઉપરાંત પોતાનો વેપાર વધારે મજબુત થાય એટલા ખાતર જ એ લોકોએ ચીનમાં નવાં શહેરો વસાવ્યાં છે, રેલ્વેઓ ખોલી છે અને ચીનમાં જ પોતાની ઘણી મુડી કરજ કરી છે. આજે ચીનની આંખ ઉઘડી છે. એણે પોતાની ઉન્નતિ માટે યત્નો આદર્યા છે અને ચીનની ઉન્નતિ એટલે ચીની વેપારની જ ઉન્નતિ. ચીની વેપારની ઉન્નતિને પરિણામે અન્ય રાષ્ટ્રોના વેપારને અવશ્ય ધક્કો પહોંચશે જ અને એથી બીજાં બધાં વેપારી રાષ્ટ્રોમાં આજે ખળભળાટ થઈ રહ્યો છે. ચીનની આજની ઉન્નતિમાં ચીનમાં પગપેસારો કરી પોતાના વેપારને સુદૃઢ રાખતાં અન્ય રાષ્ટ્રો અડચણકર્તા છે અને એથી જ એમને કાઢવાનો આ લોકોનો પ્રયાસ છે. આ લેખમાં આ પ્રશ્ન પર બીજી કોઈ દૃષ્ટિએ વિચાર ન કરતાં માત્ર એ જ વિચારશું કે ચીનમાં બીજાં રાષ્ટ્રોનો વ્યાપારિક અથવા તો આર્થિક સ્વાર્થ કેટલો છે.

ચીતાથી લેંઠીવાસ્ટક સુધી ફેલાયલી ૯૮૦ માઇલની રેલ્વે લાઇન રશિયાની હતી અને એનું ખર્ચ ૩૫ કરોડ રૂબલ્સ થએલું. આ કંપનીના શેર ખરીદવાનો અધિકાર ચીનને પણ હતો પરંતુ ચીનાઓ પાસે શેર ખરીદવાના રૂપિયા જ ન હતા અને એથી બધા રૂપિયા રશિયન વ્યાપારીઓએ જ ભરપાઇ કર્યા. કમ્પનીની બધી વ્યવસ્થા પણ રશિયનોના હાથમાં જ રહી. રશિયા અને જાપાનના યુદ્ધ પછી દક્ષિણ મન્ચુરિયાની રેલ્વે લાઇન જાપાનના હાથમાં આવી અને જાપાને વધારે રૂપિયા ખર્ચી મુકદન ઇત્યાદિ બીજી નવી રેલ્વે લાઇનો ખોલી ૬૮૦ માઇલની લાઈન કબજે કરી. આજ જાપાની કંપનીએ ચીની સરકાર પાસેથી ફેયૂશન, યનતાઇ, અને સિનચિયૂની કોલસાની ખાણો ખોદવાનો ઇજારો લીધો અને ડાલ્નીની બંદરની વ્યવસ્થા હાથમાં લઇ ડાલ્નીથી શેંઘાઇ સુધી જહાજ ચલાવવાની શરૂઆત કરી. રશિયાને ઇજારો આપતી વખતે શરત એવી કરેલી કે ૩૬ વર્ષ પછી રેલ્વે લાઇન ચીની સરકારને સોંપી દેવી; પરંતુ જાપાનનો એની ઉપર કબજો થતાં પટ્ટાની મુદત ૯૯ વર્ષની વધારી દેવામાં આવી. કિઆઉચાઉની ખાડીનો પટો લઈ જર્મનીએ ૫,૯૦,૩૨,૦૦૦ માર્ક ખર્ચી ૨૮૪ માઇલની રેલ્વે બાંધી. રશિયન લાઇનની માફક આ કંપનીમાં પણ ચીનાઓને શેર ખરીદવાનો અધિકાર આપવામાં આવ્યો હતો, પરંતુ ગાંઠે પૈસા ન હતા એટલે એ લોકો આનો લાભ ન લઇ શક્યા. સાથેસાથ એ શરત પણ હતી જ કે ચીની સરકાર ઇચ્છે તો ૨૫ વર્ષ પછી રૂપિયા ભરપાઈ કરી આ રેલ્વેને ખરીદી શકે; પરંતુ શાન્ટન્ગ પ્રાન્તની ઉન્નતિને માટે કોઇ પર રાષ્ટ્ર પાસેથી રૂપિયા લેવામાં આવે તો તે માત્ર જર્મનીના

શાહુકારો પાસેથી. એ ઉપરાંત જર્મનીને આ લાઇનની આસપાસ ત્રીસેક માઇલમાં ખાણો ખોદવાનો અધિકાર મળ્યો. ફ્રાન્સને યુન્નાન પ્રાન્તમાં ઇન્ડો-ચીનથી પોતાની રેલ્વે લાઇન વધારવાનો અધિકાર મળ્યો. ઇન્ડો-ચીનની સરકારે એક ફ્રેન્ચ કમ્પનીને ૧૨ કરોડ ૫૦ લાખ ફ્રાન્કની મદદ આપી અને એ જ કમ્પનીએ એટલું જ નાણું પોતે ખર્ચીને હાયફૉનથી લઆઉ સુધી ફ્રાન્સની હદમાં અને લઆઉથી યુન્નનફૂ સુધી ચીનની હદમાં ૫,૩૩,૦૭૭ માઇલ લાંબી રેલ્વે બાંધી, જેનો કુલ ખર્ચ ૧૬ કરોડ ૫૦ લાખ ફ્રાન્ક જેટલો થયો. આ બંધાએલી રેલ્વે લાઇનમાંથી ચીનની સરહદમાં ૨,૮૮,૦૯૪ માઇલ આવી જેમાં એવી શરત થઇ કે વીસ વર્ષ પછી ચીન બધા રૂપિયા પટે કરી આપી આ લાઇન ખરીદી શકે.

જે જે પટ્ટામાં જે જે વખત મુકરર થએલો હતો તે પહેલાં ચીની સરકારને કોઇ પણ બાબતમાં હસ્તક્ષેપ કરવાનો અધિકાર ન હતો. આ બધા પટ્ટા તથા સગવડો ચીને બીજાં રાષ્ટ્રોને ખુશીથી આપ્યા ન હતા. એક પછી એક દરેક રાષ્ટ્રે ચીન ઉપર પોતાની સત્તા જમાવી-પોતાનું જોર વધારવા માટે અને એમ સમજીને કે ચીનનું સામ્રાજ્ય છિન્નભિન્ન થઇ જતાં આ ભાગો એમને મળી જશે. આમ જુદાં જુદાં રાષ્ટ્રો પોતપોતાનાં પગ ચીનમાં પ્રસારી રહ્યાં હતાં. આ રેલ્વે લાઇનોમાં વપરાએલા રૂપિયા સિવાય પરદેશીઓએ ચીની સરકારને બીજા પણ ઘણા રૂપિયા કરજ કર્યાં. ઉપલક દષ્ટિથી તો કદાચ એમ જ ધ્યાનમા આવે કે બીજા દેશોએ ચીનને મદદ માટે નાણાં ધીર્યાં પરંતુ ઇતિહાસ જોતાં જોઇ શકાય છે કે આ બધી જાળ માત્ર પોતાની સત્તા વધારવા તેમ જ વખત આવ્યે ચીનને હોઇઆં કરી જવા માટે જ પથરાયલી હતી. ચીન-જાપાન યુદ્ધ પહેલાં ચીનને જે નાણાં કરજ પેટે અપાયેલાં તેની ચર્ચા આપણે અહીં નહિ કરીએ કારણ કે એ તો ભરપાઇ થઇ ચૂકયા છે. યુદ્ધ બાદ થએલી ખરાબ આર્થિક સ્થિતિને ફરીથી સમૃદ્ધ કરવા માટે ચીને ફ્રાન્સ અને રશિયાની સરકાર પાસેથી ૧૫ કરોડ ૯૨ લાખ રૂપિયાનું એક કરજ કર્યું, અને ઇગ્લાંડ તેમ જ જર્મનીની સરકાર પાસેથી પણ એક એક કરોડનાં એમ બીજાં બે કરજ કર્યાં. આ બધાં કરજ અદા કરવાના બદલામાં બાના તરીકે દરિયા રસ્તે આવતા માલ પરનો કર, મીઠાનો કર અને બીજા ચાર કરો ઉઘરાવવાનો અધિકાર પરદેશીઓને સોંપવામાં આવ્યો. દરિયાઇ તેમ જ મીઠા ઇત્યાદિના કરો પરદેશીઓએ બાના તરીકે ઘણી ખુશાથી સ્વીકાર્યા કારણ કે એમાં પુષ્કળ આવક હતી. અને એ ઉઘરાવવાનું કામ પણ પરદેશી અધિકારીઓના હાથમાં હોવાથી એમને વિશ્વાસ હતો કે આ કરો ચીની સરકારના હાથમાં ન જતાં સીધા આપણા જ હાથમાં આવશે. ૩૧ ડિસેમ્બર સન ૧૯૧૫ ને દિવસે ચીને આ કરજના રૂ. ૩૩,૭૯,૫૮,૭૧૦ ચુકવવાના હતા. બૉક્સર વિદ્રોહ (Boxer Rebelion)માં થયેલા નુકસાન માટે સભ્ય રાષ્ટ્રોએ ચીન ઉપર જે દંડ કર્યો હતો તે એકદમ ભરી આપવા માટે ચીન અસમર્થ હતું એટલે એ પણ ચીનની ઉપર એક કરજ માની લેવામાં આવ્યું, કે જે ૩૯ વર્ષમાં દરેક વર્ષે કંઇ ને કંઇ આપી ચીને અદા કરવાનું હતું. સન ૧૯૧૪ માં વ્યાજ અને મુદ્દલ મળી આ દંડના કરજને માટે ચીને બીજા દેશોને ૬૩,૮૪,૭૨,૬૮૦ રૂપિયા આપવાના હતા. જે કરો પાછલા દેવામાં બંધનકર્તા ન હતા તે આ કરજમાં બંધનકર્તા બન્યા. બીજાં જેટલાં કરજ ચીની સરકારે કર્યાં તે બધાં લગભગ રેલ્વેઓ બાંધવાને માટે જ કર્યાં.

સાધારણતઃ જ્યારે કોઇ દેશની સરકારને અન્ય કોઇ દેશ પાસેથી કરજે નાણાં લેવાં હોય ત્યારે તે સરકાર સામેના દેશના વેપારીઓ પાસે અમુક દરથી અમુક રકમ માગે અને એ વેપારીઓ સરકારની શાખ જોઇ દર વગેરે પસંદ કરી નાણાં ધીરે છે. પરંતુ બિચારા ચીનને જ્યારે જ્યારે વ્યાજે નાણાંની જરૂર પડી ત્યારે ત્યારે એને પોતાની શાખ પર નાણાં નથી મળ્યાં. બીજાં રાષ્ટ્રોએ પોતાની બેંકો અને વેપારીઓને પોતાની શરતો ઉપર ચીનને નાણાં ધીરતા અટકાવ્યા છે, અને એ કરજની બધી જવાબદારી અને અધિકાર વેપારીઓ પાસેથી એ એ સરકારોએ પોતે જાતે લઈ લીધું છે. ચીનને સીધેસીધું વ્યાપારિક નિષ્કપટપણે નાણું નથી મળ્યું. દરેક કરજની પાછળ કોઈ રાજનૈતિક ઉદ્દેશ અથવા તો કાનતફ઼ે અવશ્ય હતું. બધાં રાષ્ટ્રોની ચીન તરફ એક જ જાતની સ્વાર્થલોલુપતાની નીતિ હતી. પહેલાં બધાં રાષ્ટ્રો એક બીજાની સ્પર્ધા કરી ચીનનું ખીસું કાપવાનો પ્રયત્ન કરતાં હતાં, પાછળથી બધાંએ ભેગાં મળીને એ ધંધો શરૂ કર્યો. સન ૧૮૯૮ માં રશિયાએ પેકિંગ-હેન્કો રેલ્વે બનાવવા એક બેલ્જીયમ કંપની દ્વારા અને શાન્સી પ્રાન્તની રેલ્વેઓ બનાવવા ફ્રેન્ચ અને બેલ્જીયમની બેંકો દ્વારા એ ઉદ્દેશથી કરજ કર્યું કે શાન્સીની કોલસાની ખાણો પર રશિયાનો અધિકાર પ્રાપ્ત થાય. રશિયાની આ નીતિ જોતાં ઇંગ્લાંડના કાન ચમક્યા અને એણે ચીની સરકારને આ વાત માટે અટકાયત કરી કે શનહાઈકવાન-સિનમિનટન રેલ્વે ઇંગ્લાંડ પાસેથી કરજ લઈ અંગ્રેજ એન્જીનીઅર દ્વારા બંધાવવામાં આવે કે જેથી આ રેલ્વે કદાચ મન્ચૂરિયાની રેલ્વે સાથે મેળવી રશિયાને માટે દરવાજો ન ખોલી આપે! ચીનને આ વાત માનવી પડી. પાછળથી રશિયા અને ઇંગ્લાંડે આપસમાં સલાહ કરી કે રશિયા યૅાંગટ સમુદ્રમાં દાખલ થવાનો પ્રયાસ ન કરે અને ઇંગ્લાંડ ચીનની દિવાલની ઉત્તર તરફ વધવાની દૃષ્ટિ છોડી દે. આ શાહુકાર રાષ્ટ્રોની પારસ્પરિક હરિફાઇમાં બિચારા ચીનને ખૂબ ખમવું પડ્યું. કોઈ કોઈ પ્રસંગે તો આટલાં બધાં રાષ્ટ્રો એને એકી સાથે કરજ લેવા જરૂર પાડતા અને તેથી ચીનની ખૂબ જ કફોડી સ્થિતિ થતી. આટલું ભારે કરજ કરતા એને મુંઝવણ થતી. કદાચ બીજાં રાષ્ટ્રો અંદર અંદરની સ્પર્ધા ચાલુ રાખે તો તો કદાચ ચીનને એ મોકો મળે કે એ ખેંચતાણ કરીને વ્યાજના દર કમી કરાવી શકે. જ્યારે દુકાનદાર અંદર અંદર સ્પર્ધા કરે ત્યારે સ્વાભાવિક રીતે ગ્રાહકને માલ સસ્તો મળે. પરંતુ ચીનના નસીબમાં એ પણ ન હતું. એને ધીરનારા શાહુકાર ભારે દૂરદર્શી હતા. એ લોકોએ અંદર અંદર સહકાર કરી ૧૯૦૮ માં ચીન પ્રત્યેની પોતાની નીતિ બદલી નાંખી. બધાએ મળીને નિશ્ચય કર્યો કે હવે બધા મળીને ચીનને કરજ કરાવશું. સન ૧૯૧૩ માં જ્યારે બધાએ મળીને ચીનને નાણાં ધીર્યાં એ વખતે તો સ્પષ્ટ કહેવામાં આવ્યું કે અમારી પરસ્પરની હરિફાઇથી ચીનને લાભ છે એટલે અમારે મળી જવું જોઇએ. શાહુકારોના આ સંપથી ચીનને માટે કરજ કરવાનું ખુલ્લું બજાર બંધ થયું. કરજ માટેની જે શરતો આ મંડળીના શાહુકારો કરતા એ સ્વીકાર્યા સિવાય હવે ચીનનો છૂટકો જ ન

એવાં કામોમાં વપરાય એની તપાસ કરે; અને મીઠાવેરો જે બંધ કરીને કરજ દીધું હતું તેનો પ્રબન્ધ કરે, જેમાં એક અંગ્રેજ મુખ્ય અધિકારી અને બીજા કેટલાક વિદેશી અધિકારીઓ હશે. કદાચ ચીની સરકાર આ વિદેશી અધિકારીઓમાંથી કોઇ પણ એકાદને પસંદ ન કરે તો એને એ બાતલ કરાવી શકે પરંતુ પછીથી પણ એની જગ્યાએ રાખવાનો તો કોઇ બીજો વિદેશી અધિકારી જ. વિદેશી રાષ્ટ્રો પોતાનો પુષ્કળ પૈસો ચીનમાં ધીરવા છતાં ચીનાઓ ઉપર વિશ્વાસ રાખવા તૈયાર નથી. સન ૧૯૦૮ પહેલાં ચીને રેલ્વેઓ માટે જે જે કરજો કર્યાં એ બધાં કરજો અદા ન થાય ત્યાંસુધી એ રેલ્વેઓ ઉપર ઘણોખરો અધિકાર વિદેશીઓનો જ રહે એવી હમેશાં શરતો કરવામાં આવતી, પરંતુ સન ૧૯૦૮ પછીનાં કરજોમાં આ જાતના અધિકારની શરતો ઓછી થઇ ગઈ. ધનવાન રાષ્ટ્રોએ તો ચીનમાં પોતાનો વ્યાપાર અને અધિકાર જમાવવા પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો છે. સાથે સાથે આ રાષ્ટ્રોના બીજા પ્રજાજનોએ પણ પોતપોતાની વૈયક્તિક જવાબદારી ઉપર સનલાઇટસોપ ફેક્ટરી અને કૉટન મિલ્સ જેવા વ્યાપારી ધંધાઓ ઉભા કરી દીધા છે. આ બધાના રક્ષણ માટે વિદેશી રાષ્ટ્રો ખૂબ જ ઉત્સુક છે અને એ માટે પોતપોતાના દેશોમાંથી તોપો, લશ્કર અને મોટામોટા જહાજો એ લોકો ચીન તરફ મોકલી રહ્યા છે. બધાં રાષ્ટ્રો એક બીજા પાસેથી કરજ કરે છે. પરંતુ કરજ આપેલ રાષ્ટ્રો નાણાંના ખર્ચની વ્યવસ્થા માટે કરજ લીધેલ રાષ્ટ્રમાં પોતાના અધિકારીઓ કોઇ દિવસ રાખતા નથી. ફ્રાન્સ અને ઇંગ્લાંડ ઉપર આજકાલ અમેરિકાનું ઘણું કરજ છે અને એ અદા કરવામાં એમને મુશ્કેલીઓ પડે છે, પરંતુ અમેરિકા, ફ્રાન્સ કે ઇંગ્લાંડના ઘરની વ્યવસ્થા સુધારવા માટે પોતાના અધિકારી ત્યાં રાખવાની વાત નથી કરી શકતું. વારુ, ત્યારે ચીનની સાથે આ જાતનો વ્યવહાર શા માટે ? એ એક નિર્બલ એશિયાઇ રાષ્ટ્ર છે એટલા માટે ? *

कौटिल्य

# સ્વૈરવિહાર

રસ્તે જતાં એક તંત્રીજી મળી ગયા. મારી મળવાની ઇચ્છા નહોતી. મનમાં ડર કે રખેને કયાંક ઊભા રાખી લેખની માગણી કરશે. ત્યાં તો સાચે જ મને મળ્યા, લેખની માગણી કરી. અને તે પણ કોઈ સામાન્ય લેખની નહિ, પણ વારતાની.

હમણાં તો વારતાનું નામ પણ સાંભળવું નથી ગમતું. દિવાળી પહેલાં પાંચ મહિનાથી જુદાં જુદાં વર્તમાનપત્રો એ જ માગણી કરતાં હતાં. સૌને વારતા જોઇએ. પેલું નાનું સરખું વાર્ષિક "વીણા" તેને પણ વારતા જોઇએ.

આટલી બધી વારતાની ભૂખ પ્રજામાં પહેલાં કદી નહોતી. યૂરોપમાં, સાંભળ્યું છે કે, સારા ક્રિકેટીઅર કે હવામાં ઉડનારને સ્ત્રીઓ મુગ્ધ થઇ પરણે છે. આપણે ત્યાં કોઇ સ્ત્રી, વારતા કહેનાર કે લખનાર ઉપર મુગ્ધ થઈ પરણે તો મને નવાઇ ન લાગે! ઑથેલો પોતાનાં પરાક્રમોની વાતો કહેતો તેથી ડેઝડીમોના તેના ઉપર મોહી પડી હતી. પણ તે તો સાચી અથવા સાચી જેવી હશે. પણ ગુજરાત તો ખોટી વાતો ઉપર મુગ્ધ થવા માંડ્યું છે. ગુજરાત ગાંડી તે માટે જ કહેવાતી હશે.

વારતા તો છોકરાં કહેવરાવે. 'એક સારી...વારતા કહોને!' પણ આ તો પ્રજા આખી બાળક થઈ ગઇ લાગે છે!

પણ વારતા તે કઇ રીતે લખું? સૌ કોઇ જાણે છે કે વારતા એટલે ટૂંકી વારતા. લાંબી વારતાનો જમાનો ગયો છે. સૌ કોઇ જાણે છે કે ટૂંકી વારતામાં વ્યંગ્યાર્થ જોઇએ. પણ વ્યંગ્યાર્થ લાવવો કઇ રીતે?

અત્યારે શબ્દમાં અને શબ્દના અર્થમાં વ્યંજક શક્તિ જ રહી નથી. પહેલાંના જમાનામાં ધારો કે કોઇ માણસ વાર્તા માંડે કે 'એક હતો વાણીઓ...' એટલે આપણને સમજાઇ જાય કે લોભની બીકની કે ચતુરાઇની વાર્તા આવવાની. અથવા કહેશે 'એક હતા મીઆંભાઇ...' એટલે આપણને સમજાઇ જાય કે કાંઇ બેવકૂફી કે મશ્કરીની વાત આવવાની. અને વારતા આગળ ચાલ્યા પહેલાં સાંભળનાર હસવા માંડે. કાં તો કહેશે 'એક હતો રાજા...' એટલે તરત સમજાય કે પરાક્રમની અથવા અસુમતીની રાણીની કે કુંવરને દેશવટો દેવાની વાત આવવાની. અત્યારે એમાંનું કશું જ નથી. અત્યારે તો વારતામાં નાત કહેવાય પણ નહિ. સરસ્વતીચંદ્ર બ્રાહ્મણ હતો કે નાગર, અથવા કેવો નાગર કે બ્રાહ્મણ હતો એ ક્યાંય કહ્યું જ નથી. માત્ર તેની જનોઇએ વીંટી હતી તે ઉપરથી માનવું હોય તો માનો કે તે બ્રાહ્મણ અથવા નાગર હશે. પણ લુવાણો શા માટે નહિ? કાંઇ જ કહી ન શકાય. અને વાણીઓ એમ વારતામાં કહ્યું તોપણ કશું જ સમજાય નહિ કે એ તે શાક વેચતો, કે હીંગ તોળતો, કે મિલ ચલાવતો, કે બેંક ચલાવતો, કે દેવાળું કાઢતો, કે ઇન્જીનીઅર હતો, કે કાઠિયાવાડી છોકરીને બદલે કોઇ છોકરાને પરણાવી દેતો, કે કુસ્તી કરતો!

કોઇ સુધારકને લાગે કે એ તો નાતજાતનાં બંધનો તૂટવા માંડયાં તેથી એમ થાય છે. પણ તેવું તો કાંઇ દેખાતું નથી. કેટલાં વર્ણાન્તર લગ્નો થયાં? મને તો ઉલટી નાતની સત્તા બીજાં ક્ષેત્રો ઉપર પસારો કરતી લાગે છે.

'કૌંસિલની ચુંટણીમાં જુઓ,' અરે તમારા ગ્રેજ્યુએટોએ આપેલા મતો જુઓ, દરેકમાં પોતાની નાતના મતોનું કેટલું પ્રમાણ નીકળે છે ! વિશેષ શું, અમદાવાદ મ્યુનીસિપાલીટીની ચૂંટણીમાં પણ દરેક મતદારને પોતાની નાતમાંથી મળેલા મતો જુઓ. કોઇ પણ સરકારી ખાતું જુઓ કે મુખ્ય ઉપરીની નાતના તેમાં કેટલા માણસો છે ? કોઇ પણ સ્ટેટમાં જુઓ કે કારભારીની નાતના કેટલા માણસો છે ? મુસલમાન રાજ્યમાં મુસલમાનની સંખ્યા જુઓ. અને હવે વળી સાંભળીએ છીએ કે રજપૂતોમાં નવી જાગૃતિ આવી છે એટલે રજપૂત રાજ્યોમાં રજપૂતોને મોટી નોકરી અને હોદ્દાઓ આપવાની હીલચાલ ચાલે છે. આમાં નાતનાં બંધનો ક્યાં તૂટ્યાં ? ! પણ આ તો આડફેટે ચઢી ગયો. મૂળ વાત પર આવું.

હિંદુ મુસલમાન વૈમનસ્યના જમાનામાં મીયાંભાઇની તો વાત જ ન થાય. કહેશે કે કાયદેસર સ્થપાયેલા રાજ્યની પ્રજાના એક વર્ગને બીજાની સામે ઉશ્કેરે છે; સીધા જેલમાં જવાનો વખત આવે. અથવા મુસલમાન ભાઇઓને લાગી જાય કે તેમના ધર્મની કે તેમના ધર્મસ્થાપકની નિન્દા કરી છે. એટલે તેમની તો વાત જ ન થાય. રાજાની વાત કરીએ પણ તેમાં કંઇ શકરવાર ન વળે. હવેના રાજા શું પરાક્રમ કરે ? કોઇની દીકરી ઉપાડી લાવે, પણ બટુભાઇ ઉમરવાડીઆએ એક નાટક લખીને બતાવી દીધું કે એમ તો કોઇથી ન બને. આ અંગ્રેજી રાજ્યની શાન્તિ છે ત્યાં સુધી કોઇ બીજા રાજા ઉપર શી રીતે ચડાઇ કરે ! તેમજ કુંવરને શી રીતે દેશવટો દે ! બાકુ બહુ તો ગામ બાળે કે ભાયાતનું ખૂન કરાવે તેમાં કાંઇ વારતા થાય, કાંઈ પરાક્રમ આવે !

તેવી જ મુશ્કેલી નામની છે. પહેલાંના જમાનામાં કહો કે ગૌરીશંકર એટલે તરતજ સમજાય કે બ્રાહ્મણ હશે, નવનીતરાય એટલે તરત સમજાય કે નાગર હશે, ખંડુભાઇ એટલે તરત સમજાય કે અનાવલા હશે, મરઘાભાઈ એટલે પાટીદાર હશે, કોદર એટલે તરત સમજાય કે કોઈ નીચ વર્ણ હશે. પણ અત્યારે કશું જ ન સમજાય. કહે છે કે રાજકોટમાં પહેલાં નાગર પાર્ટી અને વાણીઆ પાર્ટી હતી, બન્નેની વચ્ચે એજન્સી અને રાજની નોકરીની હરીફાઈ હતી તેમાં નાગરની સમાન થવા વાણીઆએ પોતાનાં નામો નાગર જેવાં પાડવા માંડયાં ત્યારથી નામની અવ્યવસ્થા થઇ ગઇ. હવે તો મારા ઘાંચજાનું નામ પણ કાંચનપ્રસાદ છે. ઠાકરડાનું નામ પહેલાં બે કે ત્રણ અક્ષરથી મોટું નહોતું અને છેવટે જી મૂકે ત્યારે ચોથો અક્ષર થાય. અમરાજી, ડુંગરજી, કેશાજી, અમથાજી, પથાજી,...ચંદાજી, સદાજી, પણ હવે ઠાકરડા જેમ બૂટમોજાં પહેરવા માંડયા છે તેમ મોટાં નામો પણ પાડવા માંડયા છે. અને કાલ સવારે કનૈયાલાલ અને મહેરામણસિંહ જેવાં નામો ઠાકરડામાં પણ પડવાનાં. પહેલાંના લોકો, શામળભટે ના કહી હતી છતાં, નામમહિમા રાખતા, અત્યારે 'નામ મોટાં ને દરશણ ખોટાં' એ દિવસ આવ્યો છે. નામથી નાગર લાગે અને નીકળે કુંભાર !

વ્યાકરણશાસ્ત્રીઓ, એટલે અંગ્રેજ વ્યાકરણશાસ્ત્રીઓનો એક પક્ષ કહે છે કે વિશેષ નામનો અર્થ ન થાય. તેમના વિરોધીઓ કહે છે કે કંઇક તો અર્થ થાય જ. જૅક કહો એટલે પુરુષ છે, મૅરી કહો એટલે સ્ત્રી છે એટલું તો સમજાય જ. પણ આપણા આ જમાનામાં તો આપણે અંગ્રેજોથી પણ એક ડગલું આગળ ગયા. વિષ્ણુ, મદન, હરિ, ગંજન, વિલાસ, કંચન, એ છોકરીઓનાં નામો હોઈ શકે !

આ નામોના ગોટાળાના જમાનામાં મને એક બે સૂચના કરવાની ઇચ્છા થાય છે.

એક એ કે જૂનાં વૈદિક નામો પાડવા માંડવા જોઇએ. શા માટે વ્યાસ, વાલ્મીકિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૃત્સમદ, શુનઃશેપ, શુનઃપુચ્છ, શુનોલાંગૂલ એવાં નામો ન પાડવાં? હું તો કહું છું નામો બનાવનારા સ્પેશિયાલિસ્ટો પણ જોઇએ. ખરાબ નામથી જે નુકસાન થાય છે તે અસહ્ય છે. ધારો કે તમારૂં નામ નવનીતરાય કે ગૌરવપ્રસાદ હોય તો લેખની નીચે કે ઉપર, કે કાગળના શિરનામામાં કે દુકાનના પાટીઆ ઉપર ખુશીથી શોભે. પણ તમારા બાપનું નામ મકનજી કે નાથાભાઇ હોય તો? 'ગૌરવપ્રસાદ નાથાભાઇ' 'નવનીતરાય મકનજી' જરાય શોભે છે? એક બિચારા સરકારી નોકરના બાપનું નામ ખરાબ હતું તે પછી તેણે તે લખવું જ બંધ કરેલું હતું. માણસ કપડાં સીવડાવે છે તે પણ ફિટ આવવાં જોઇએ, તો નામ તો જીંદગીભર ચાલવાનાં છે. માટે કાં તો દિકરાને પોતાનું તેમ જ બાપનું નામ ફેરવવાની છૂટ મળવી જોઇએ અથવા બાપનું નામ લખ્યા વિના ચાલે તેવો રિવાજ દાખલ કરવો જોઇએ. દક્ષિણ હિન્દમાં બાપનું નામ લખવાનો રિવાજ નથી. 'ભાષ્યમ્ આયંગર' નામ અને અટક બે જ. બંગાળીઓએ નામના ત્રણ ટુકડા સાચવવા બીજી યુક્તિ કરી છે. પોતાના નામના જ બે વિભાગ તેઓ કરે છે. અચ્યુત કુમાર ચટ્ટોપાધ્યાય. સ્પેશિયાલિસ્ટો ન મળે તો નામ પાડવા માટે વકીલોની સલાહ લેવાની મારી ભલામણ છે. વકીલોનો ધંધો વધારે સારો ચાલે માટે હું આ કહેતો નથી—મારે કાંઇ એ ધંધા સાથે લેવાદેવા નથી–પણ તેમની પાસે નામોનો પુષ્કળ જથ્થો હોય છે માટે કહું છું. લાંબાં સંસ્કૃત નામો તેઓ કલકત્તા હાઇકોર્ટ રિપોર્ટર્સમાંથી શોધી આપી શકશે. હેમન્ત કુમારી દેવી, અમૃતાક્ષી દેવી, વગેરે. નાનામાં નાનાં નામો મહારાષ્ટ્રમાંથી મળશે. તે રાષ્ટ્ર મોટો છે પણ તેનાં નામો નાનાં છે. માત્ર તેમની અડકો લાંબી હોય છે. હરિ બાળ ડેઉસકર. ધોંડુ ભાંડુ વિજાપુરકર!! બાપ દિકરાના નામોના સરવાળાથી પણ લાંબી અડક. ઉચ્ચાર જ ન કરી શકાય તેવાં નામો મદ્રાસ તરફથી મળે. વ્યંકટાપ્પા, યેણુમુલ. તેમાં પણ આપણા વકીલોની સલાહથી જો નામ પાડશો તો આખો હિંદુસ્તાન તાજુબ થાય તેવાં નામો પડશે. કારણ કે મદ્રાસી નામો મૂળ તો ન ઉચ્ચારાય તેવાં અને તેમાં વળી અંગ્રેજીમાં લખેલાં ગુજરાતી વકીલો આપશે, તેનો ઉચ્ચાર કરતાં વળી આપણે એટલાં બદલાવીશું કે ખુદ મદ્રાસીઓ પણ તેનો ઉચ્ચાર નહિ કરી શકે!

આપણને નાનાં નામો ગમતાં નથી. ગુજરાત માટે ન્હાનાલાલ કવિ કહે છેઃ

ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાત જાતે ન્હાનડિયા ઘોળ;
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ.

(ગુજરાતમાં કવિ પણ એક ન્હાનલ છે એમ કેમ ન કહ્યું? શું કંઇ શરમાયા?) પણ જેમ ન્હાનલ કવિ 'વિરાટ' શબ્દ વારંવાર લખે છે, તેમ ન્હાનલ ગુજરાત પોતાનાં નામો બહુ મોટાં પાડે છે! મહારાષ્ટ્ર નાનાં નામો પાડે, તો ન્હાની ગાંડી ગુજરાત મોટાં ડહાપણવાળાં નામો પાડે એ ઠીક છે. એથી આંતર-પ્રાંતીય સમતોલપણું સચવાઇ રહે છે.

'સ્વૈરવિહારી'

# ઉમર ખય્યામની જીવનરેખા

ઇ. સ. ૧૧ મી સદીમાં મધ્ય એશિયામાં મહાન બનાવો બનતા હતા. સુલતાન મહમદ ગીઝની ઇ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો અને તેનો દીકરો માસુદ ગાદીએ આવ્યો. પરંતુ ૨૦ વર્ષમાં સેલ્યુક લોકો તુઘરલ અને ચકીરની સરકારી હેઠળ જોરમાં આવ્યા અને પોતાની સત્તા ચારે બાજુ વધારતા ગયા. ૧૦૩૦ માં મર્વ શહેર ચકીરે જીત્યું અને એક વર્ષમાં ખોરાસાનની રાજગાદી નેશાપુરમાં તુઘરલનો વાવટો ઉડ્યો. ૧૦૫૫ માં બગદાદમાં તેણે પ્રવેશ કર્યો અને ખલિફાએ તેને ઇરાન, સિરિયા, ઇસ્તંબુલ, એશિયા માયનરના સુલતાન તરીકે સ્વીકાર્યો. ગીઝની વંશના સુલતાનની દીકરી સાથે લગ્ન કરી તેણે સેલ્યુક રાજ્યની પ્રતિષ્ઠા વધારી અને ખલિફાની સત્તા ઘટાડી. તુઘરલ પછી અર્લ અર્સલાન ગાદીએ આવ્યો. અને ૧૦૭૧ માં બાયઝેન્ટાઇન રાજ્યના સરદાર રોમેનસને તેણે હરાવ્યો. એક વર્ષ પછી અર્લ અર્સલાનનું ખુન થયું અને મલિકશાહ ગાદીએ બેઠો. મલિકશાહ રાજ્યપ્રકરણમાં અને યુદ્ધકળામાં નિપુણ હતો. તેના વઝીર નિઝામ-ઉલ્-મુલ્કની સહાયથી તેણે વિદ્યા, કળા, અને વેપાર ખુબ વધાર્યાં અને પોતાની રાજ્યધાની નેશાપુરને ત્યારની દુનિયાનું એક શ્રેષ્ઠ નગર બનાવ્યું.

ત્યારપછીનાં ૨૦ વર્ષ અંધાધુંધીનાં ગયાં. બાયઝેન્ટાઇનની મદદથી પહેલી ક્રુઝેડ ત્યારે જ લડાઈ. બાયઝેન્ટાઇન રાજ્ય સિવાય સારા યુરોપ ખંડમાં અંધારું હતું. નાના નાના નાયકો અને દેવળના પુજારીઓનો ત્રાસ વધતો જતો હતો અને ગરીબ અજ્ઞાન પ્રજાનું લોહી મોટાના મોજશોખ માટે ચુસાતું હતું. મુસલમાની પૂર્વ પ્રદેશ બહાર સુધારાનું નિશાન પણ ન હતું.

હિન્દુસ્તાનમાં આ વખતે સર્વત્ર રજપુતોનું રાજ્ય હતું. રાજ્યોના માંહેમાંહેના કુસંપ વિના લોકો ઘણે ભાગે સુખી હતા. વિદ્યા, સંસ્કૃતિ, સંપત્તિ અને વેપાર ભારતમાં હતાં. પણ દ્વેષ અને ઇર્ષાના અગ્નિ માનવહૃદયમાં ભભુક્યા અને વિદેશીઓને આમંત્રણ અપાયાં ત્યારથી સ્વતંત્ર ભારત પરતંત્ર બન્યું.

ઉમર ખય્યામના જન્મ વખતે આવી જાતની દુનિયા હતી. તેનું પુરૂં નામ ગ્યાસુદ્દીન અબુલફતહ ઉમર અલ ખય્યામ હતું પરંતુ ઉમર ખય્યામના નામથી તે સર્વત્ર ઓળખાય છે.

ઉમર તેનું નામ હતું અને ખય્યામ તેનું તખલ્લુસ હતું. ગ્યાસુદ્દીનના તેના ખિતાબ પરથી તેના યુગનો તે ઇમામ હશે એમ કેટલાકનું માનવું છે. તેના પિતાનું નામ કેટલાકના કહેવા પ્રમાણે ઇબ્રાહીમ હતું, પરંતુ હકીમ ખાકાનીના લખવા મુજબ ઉસમાન હતું. ખય્યામના પિતા વણકર હતા અને પાછળથી તેમણે તંબુ વણવાનો કે વેચવાનો ધંધો કર્યો હતો તેથી તે ખય્યામ કહેવાતા હતા.

ઉમરનું તખલ્લુસ ખય્યામ હોવાથી કેટલાક લેખકોનું માનવું એવું છે કે તે જાતે

પણ તંબુ બનાવવાનો ધંધો કરતો હશે. ઉમરે કદીય આવો ધંધો કર્યો હોય તે બનવા જોગ નથી. વિદ્યાકળાની જુદી જુદી શાખાઓમાં પરોવાયેલો આવો વિદ્વાન માણસ તંબુ વણે અથવા તંબુ વણવાની તેને ફુરસદ હોય તે મનાતું નથી. આવું તખલ્લુસ રાખવામાં તેના પિતાનું નામ અમર રાખવાનો તેનો વિચાર હોય એ બનવાજોગ છે. અથવા તો તેણે રસાયણ, ખગોળ, ગણિત વિગેરે વિદ્યાના તંબુ વણ્યા હોઇ આવું ઉપનામ રાખ્યું હોય. તેણે એક રૂબાઇમાં આ વાત ગાઇ છેઃ

"તંબુ રસાયણના વણ્યા ખય્યામ તેં."

પરંતુ આ લીટી ઉપરથી તે તંબુ વણવાનો ધંધો કરતો હતો એમ કેટલાક યુરોપી વિદ્વાનોનું કહેવું ભૂલભરેલું છે.

ઉમર ખય્યામ કઇ સાલમાં જન્મ્યો એ વિષય ખુબ ચર્ચાયો છે. બે ઈતિહાસકારો આમાં એક નથી થતા. તેનો સમકાલીન મહાન રાજનીતિજ્ઞ અને સુલતાન અલ્પ અર્સલાન અને મલિકશાહ સેલ્યુકીનો સમર્થ પ્રધાન નિઝામ-ઉલ-મુલ્ક લખે છે કે ખય્યામનો જન્મ ખોરાસાનની રાજધાની નેશાપુરમાં થયો હતો અને એ ત્યાં ઉછરી મોટો થયો હતો અને ભણ્યો હતો. પરંતુ કઇ સાલમાં તે લખ્યું નથી. પરંતુ એમ લાગે છે કે તેનો જન્મ હી. સ. ૪૧૦ (ઈ. સ. ૧૦૧૯) માં થયો હશે. ખાજા નિઝામ-ઉલ-મુલ્ક નેશાપુરમાં પોતાનું વિદ્યાર્થી જીવન વર્ણવતાં લખે છે કેઃ—

"હકીમ ઉમર ખય્યામ અને સબ્બાહનો કપુત હસન નવા નીશાળિયા હતા. આ શાળામાં તે મારી ઉમરના હતા. તેઓ બુદ્ધિશાળી, પ્રતિભાશાળી અને વિશાળ દૃષ્ટિવાળા હતા અને મારા મિત્ર હતા." ખાજા ઉમરને પોતાની વયનો હોવાનું તે લખે છે. ખાજાનો જન્મ હી. સ. ૪૦૮ (ઇ. સ. ૧૦૧૭) માં થયો હતો.

ઉમરના બાળપણનો ઉલ્લેખ કંઇ મળી આવતો નથી. પરંતુ જુદા જુદા લખાણો પરથી એમ લાગે છે કે તેણે ઇમામ મુવાફીકના વિદ્યાલયમાં મુસલમાની સરાહ, હદીસ અને ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ૨૪ વર્ષની વયે તે ઇમામના વિદ્યાલયમાં દાખલ થયો. ત્યાં ચારેક વર્ષ સુધી તે ખાજા નિઝામ-ઉલ-મુલ્ક અને હસનબિન સબ્બાહનો સહાધ્યાયી રહ્યો. આ ત્રણે મિત્રોએ ત્યાં લીધેલા વચનની વાત મશહુર છે.

એમ મનાતું કે ઇમામ મુવાફીકના વિદ્યાલયમાં ભણેલો માણસ મહાન પદવીને પામે છે. એટલે એ શાળાને છોડતી વેળાએ હસનની ઇચ્છાથી આ ત્રણે મિત્રોએ એવું પણ લીધું હતું કે આપણામાંથી જે સાધનસંપત્તિને અથવા પદવીને પામે તે બાકીના સાથે પોતાની શ્રીમંતાઇ વહેંચી લે. ફીટ્ઝ જીરેલ્ડ આ સંબંધમાં લખે છે કેઃ* "આ નિઝામ-ઉલ-મુલ્કે પોતાના 'વસીહતનામા' માં લખ્યું છેઃ—

* કેટલાક યુરોપી વિદ્વાનોનો એવો મત છે કે નિઝામ-ઉલ-મુલ્ક અને ઉમર ખય્યામ સહાધ્યાયી નહોતા. અને આ વિષય બહુ ચર્ચાસ્પદ બન્યો છે. પાછળથી એમ માલમ પડયું છે કે "વસીહત" નિઝામ-ઉલ-મુલ્કે નહિ પરંતુ તેના કોઇ વંશજે હીજરીની ૯ મી સદીમાં લખ્યું છે. જુઓ Rieu's Catalogue, Vol. ii. P. 446 પહેલ વહેલી રશીદ અલ દીન કૃત જામી-ઉલ-તવારીખમાં આ વાર્તા લખાઇ છે. આ વાર્તા સ્વીકારવામાં તારીખોની મુશ્કેલી મુખ્ય છે. (જુઓ Whinfield's

"નેશાપુરના ઇમામ મુવાફીક એક મહાન અને વિદ્વાન પુરુષ હતા. તેમની ઉમર ૮૫ વર્ષની હતી અને એવી સામાન્ય માન્યતા હતી કે જે તેમની પાસે કુરાન શરીફનો અભ્યાસ કરતો તે મહાન નીવડતો. આથી મારા પિતાએ મને તુસથી નેશાપુર ભણવા મોકલ્યો હતો. મારી ઉપર તેમની બહુ મહેરબાની હતી અને એક આજ્ઞાંકિત શિષ્ય તરીકે મેં ચાર વર્ષ ત્યાં તેમની સેવામાં ગાળ્યાં હતાં. જ્યારે હું ત્યાં હતો ત્યારે મારી ઉમરના બે નવા શિષ્યોને મેં જોયા—હકીમ ઉમર ખય્યામ અને હસનબિન સબ્બાહ. બન્ને બહુ ચાલાક અને હોંશિયાર હતા અને અમારી ત્રણ જણ વચ્ચે ગાઢ મૈત્રી થઈ હતી. જ્યારે ઇમામ વ્યાખ્યાન પુરૂં કરી ઉઠી જતા ત્યારે તેઓ મને મળતા અને અમે પાઠ બોલી જતા.

એક દિવસ હસને મને અને ખય્યામને કહ્યું કે એવી માન્યતા છે કે જે ઇમામના વિદ્યાલયમાં ભણે છે તે સમૃદ્ધિને પામે છે. જો આપણે ત્રણેય મોટા નહિ થઇએ તો એક તો જરૂર થશે જ. ત્યારે આપણે એકબીજા પ્રત્યેની ફરજ શું ગણીશું? અમે કહ્યું કે તું કહે તે. તેણે કહ્યું કે ઠીક ત્યારે. ચાલો આપણે પણ લઇએ કે આપણામાંથી જેને સંપત્તિ મળે તે બાકીના સાથે સરખી વહેંચી લે અને પોતાને એકલાને માટે મોટાઇ રાખે નહિ. ભલે એમ થાય એમ કહ્યું અને અમે એક બીજાએ વચન આપ્યાં-લીધાં.

વર્ષો વીતી ગયાં અને હું ખોરાસાનથી ટ્રાન્સ ઓક્ષીયાના ગયો અને ગીઝની અને કાબુલ ભણી રખડી આવ્યો. જ્યારે હું પાછો ફર્યો ત્યારે મને રાજ્યમાં નોકરી મળી અને હું ક્રમે ક્રમે સુલતાન અલ્પ અર્સલાનના સમયમાં રાજ્યનો વઝીર બન્યો."

પછી તે લખે છે કે કંઇક વર્ષો વીત્યા બાદ તેના મિત્રોએ તેને શોધી કહાડ્યો અને તેની સમૃદ્ધિમાં હિસ્સો માગ્યો. વઝીરે પોતાનું વચન પાળ્યું. હસને રાજ્યમાં નોકરી માગી તે વઝીરની સલાહથી સુલતાને આપી. પરંતુ આથી તેને સંતોષ ન થવાથી તેણે ખટપટ કરવા માંડી અને પોતાના મિત્રને પાડવા તેણે પ્રપંચ રચ્યા.

ઘણું રખડ્યા પછી અને ઘણાં દુઃખ વેઠ્યા પછી ઇસ્માલીયન નામની ઇરાની ટોળીનો તે સરદાર બન્યો. આ ટોળી બહુ ઝનુની હતી અને હસનની સરદારી હેઠળ એકદમ તેની હીલચાલ વધી ગઇ. ઈ. સ. ૧૦૯૦ માં રૂદબર પરગણામાં અલમુત નામનો કિલ્લો તેણે જીત્યો જે કાસ્પીયનની દક્ષિણે પર્વતોની વચ્ચે આવેલો છે. આજ પહાડમાંની તેની ચળવળથી મુસલમાન દુનિયા ત્રાસ પામી. આ ખુનીના સેંકડો ભોગમાંનો એક તેનો જ પાલક અને સહાધ્યાયી મિત્ર નિઝામ-ઉલ-મુલ્ક બન્યો.

કોણ એમ માની શકે કે ૨૦-૨૨ વર્ષ પછી અલ્પ અર્સલાન અને મલેકશાહના

---

Quakrains of Omar Khayyan-Introduction p. 8. )

૧. નિઝામ-ઉલ-મુલ્ક હી. સ. ૪૦૮ માં જન્મ્યો હતો અને ૭૭ ની વયે ૪૮૫ માં તેનું ખુન થયું હતું. જ્યારે ખય્યામ અને હસન ૪૧૭ અને ૪૧૮ માં ગુજરી ગયા હતા. ત્રણેય આટલી લાંબી ઉમરના હોય તે વાસ્તવિક નથી.

૨. ખય્યામ પોતાની બીજગણિતની પ્રસ્તાવનામાં અબુ તાહિરનું નામ પોતાના આશ્રયદાતા patron તરીકે લખે છે. પરંતુ ખાજાના મરણ પછી આ પુસ્તક લખાયું હોય તો તે બનવાજોગ છે.

૩. ઉમરનો સમકાલીન નિઝામ-ઇ-અરૂઝી ઉમરના સંબંધમાં લખતાં આ વાતનો ઉલ્લેખ કરતો નથી. મી. એચ. બીવરને આ વિષયની સારી ચર્ચા કરી છે અને આ વાર્તા સાચી હોય તેવી ઇચ્છા છતાં કહે છે કે તારીખોની જ મુશ્કેલી છે.

વખતમાં ખાજા એક મહાન સમર્થ વઝીર થશે અને બગદાદની નીઝામીયા કૉલેજનો સૃષ્ટા થશે? કોણ એમ કહી શકે કે હસન એક દિવસ આખી દુનિયા કંપી ઉઠે એવાં કાળાં કૃત્યો કરશે અને કૃતઘ્ની બની પોતાના જ મિત્રને મારશે? અને કોઇને સ્વપ્ને ય ખ્યાલ નહિ હોય કે ખય્યામ નાની નાની કાવ્યકળાઓની ફોરમ વડે ઇરાની સાહિત્યને જગમશહૂર બનાવશે.

વચન પ્રમાણે ખય્યામ પણ ઇસ્ફહાનમાં ખાજાને મળ્યો. ખાજાએ તેનો આદરસત્કાર કર્યો. આનું વર્ણન ઘણે સ્થળે છે પરંતુ ખાજાએ પોતે જ લખેલું સરસ છે:—

"અર્લ અર્સલાન સેલ્યુકના વખતમાં હકીમ ખય્યામ મને મળવા આવ્યો. મેં બહુ પ્રેમથી તેનો સત્કાર કર્યો અને શાળામાં લીધેલા અમારા વચનને પાળવા મેં એને સુલતાનની નોકરી લેવા કહ્યું કારણ કે તે ઘણો વિદ્વાન હતો. તેને માટે સુલતાનને ખાસ ભલામણ કરવા મેં કહ્યું, પણ તેણે કહ્યું: 'તમારો પ્રેમ જ બસ છે. નહિ તો મારા જેવા એક અદના માણસને પૂર્વથી પશ્ચિમ સુધી રાજ્ય કરતા વઝીર બોલાવે? આપે જે કહ્યું તે જરૂર આપ કરી શકો તેમ છો. હું અત્યંત આભારી છું. પરંતુ મારી એવી ઇચ્છા છે કે આપના ગુલામ તરીકે જ હું રહું. મારા જીવનના આશય સાથે આ પદવીને મેળ ખાય તેમ નથી. તેથી હું તે માન સ્વીકારી શકું તેમ નથી. મારી એક જ વિનંતિ છે. આપ મને એક મકાનમાં રહેવા દો જ્યાંથી મારા અભ્યાસનું ફળ હું જગતને આપી શકું અને આપને માટે પ્રભુકૃપા માગ્યા કરૂં.' ખય્યામે જ્યારે છેક જ ના પાડી ત્યારે મેં તેને નેશાપુરની તીજોરીમાંથી ૧૨૦૦ સોનામહોરનું વર્ષાસન બાંધી આપ્યું."

ત્યારની સુધરેલી દુનિયામાં તેણે બહુ મુસાફરી કરી હતી. તેણે મક્કાની જાત્રા કરી હતી. સેલ્યુક રાજ્યની રાજ્યધાની મર્વ શહેરમાં તે રહ્યો હતો. બલ્ખ અને બુખારામાં પણ એ ફર્યો હતો અને બગદાદનાં પણ તેણે દર્શન કર્યાં હતાં. તેનું વતન તે અત્યારનું ઇરાન જ માત્ર નહિ પરંતુ મધ્ય એશિયા, જ્યાં સેલ્યુક રાજ્ય હતું. ત્યાંનાં મુખ્ય નાગરોમાં તે ફર્યો હતો અને ત્યાંનાં મહાવિદ્યાલયોનાં વિદ્વાનોને મળ્યો હતો. પણ એનું જીવન ઘણે ભાગે તેની જન્મભૂમિ નેશાપુરમાં વ્યતિત થયું હતું. અત્યારે તે ૪૦,૦૦૦ની વસ્તીનું ભાગ્યું તુટયું નગર છે. અને ખોરાસાનનો જે પડી ભાગેલો વેપાર હજુ છે તેનું મથક છે. પરંતુ તેના વખતમાં નેશાપુર ઇરાની દુનિયાનું ભવ્ય પાટનગર હતું અને દુનિયામાં ત્રીજું કે ચોથું નગર હતું. ત્યાં રાજ્યમહેલો અને દરબારગૃહ હતા. ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન માટે ત્યાં છ મહાવિદ્યાલયો હતાં અને નિઝામ-ઉલ-મુલ્કે ત્યાં વેધશાળા બાંધી હતી. ત્યાં પાણીની નહેરો હતી અને ખેતરો ને બગીચા લીલાછમ રહેતા.

નેશાપુરમાં તેણે વિવિધ વિદ્યાઓનો અભ્યાસ કર્યો અને શોધખોળ કરી. ગણિત અને ખગોળમાં તે એક્કો હતો. બીજગણિત, ભૂમિતિ, વિજ્ઞાન ઇત્યાદી વિષયો પર તેણે પુસ્તકો લખ્યાં છે. તેના બીજગણિતની એક નકલ લીડન (હૉલેન્ડ)ના પુસ્તકાલયમાં છે. અસલ અરબીનો ફ્રેન્ચ ભાષામાં અનુવાદ થયો છે. તેનાં ગણિત પરનાં પુસ્તકો મળી આવતાં નથી. "ભૂમિતિનું× તેનું પુસ્તક લીડનની લાયબ્રેરીમાં છે અને ધાતુમિશ્રણ સંબંધીનું ગોથામાં છે. પણ એકે ય હજી પ્રસિદ્ધ થયાં નથી. ગણિતનું તેનું પુસ્તક જે પહેલાં

લીડનમાં હતું તે હાલ ખોવાઈ ગયું છે. આરબ અને ઈરાની જાહોજલાલીમાં લખાયેલું તેનું બીજગણિતનું પુસ્તક ઉત્તમ છે એમ હાલના વિદ્વાનોનો મત છે." જ્યોતિષનાં તેનાં પુસ્તકોનું નામ પણ અત્યારે કોઈને ખબર નથી. તેની બીજી કૃતિઓમાં મીનીન–અલ–હીકમ છે. તેમાં specific gravityના સિદ્ધાંતો છે. અને મોતી કાઢવા વિના સુવર્ણ અલંકારનો તોલ કરવાની રીત છે. Physics પર તેનું લવાઝીમ–અલ–અમકીના છે, જેમાં ઋતુઓનાં ને પવનોનાં વર્ણન છે. તેની સુંદર રૂબાયાત ઉપરાંત ફારસી અને અરબીમાં તેનાં બીજાં કાવ્યો છે. રૂબાયાતે ખય્યામને જેટલી ખ્યાતિ આપી છે તેટલી જ સુલતાન મલેકશાહ સેલ્જુકના ફરમાનથી તેના રચેલા પંચાંગે આપી છે. તે જલાલી મલેકશાહી શતક હી. સ. ૪૭૧ (ઈ. સ. ૧૦૭૯ માર્ચ ૧૫)થી શરૂ થાય છે.* "તેનું સુધારેલું પંચાંગ આપણે અત્યારે વાપરીએ છીએ તેથી વધારે પૂર્ણ છે." ખય્યામ ફીલસુફ, ખગોળશાસ્ત્રી અને ગણિતશાસ્ત્રી હતો ને ઉપરાંત ધર્મશાસ્ત્રનો પણ ઊંડો અભ્યાસી હતો. જો કે તેના સ્વતંત્ર અભિપ્રાયને લીધે ધર્મચુસ્ત ઉલ્માઓ તેના વિરોધી ગણ્યા હતા.

કીમીયાએ રીઆદતના લેખક મહાન મુસલમાન પંડિત ઇમામ ગઝાલી સાથે એને એકવાર આકાશ સંબંધમાં વિવેચન થયું હતું. ખય્યામે ઇમામના પ્રશ્નને હસીને માંડી વાળવાનો વિચાર કરી કહ્યું કે તે પ્રશ્ન મેં મારી અશાઈ–સુન–નકીસામાં ચર્ચ્યો છે. પરંતુ તે જવાબ ઈમામને રૂચ્યો નહિ અને છેવટે ખય્યામને ચર્ચામાં ઉતરવું પડ્યું. વિવેચન કેટલાક કલાક સુધી પહોંચ્યું અને જ્યારે બપોરની નમાઝની બાંગ પોકારાઈ ત્યારે ઉઠતાં ઈમામે કહ્યું કે "સત્યનો જય થયો."

કેટલાકનો મત છે કે ખય્યામને ગ્રીક ભાષા આવડતી હતી. ગ્રીક તત્ત્વજ્ઞાનનો તો તેને અતિશય શોખ હતો.

કુરાન શરીફ વાંચવાની પણ અરબોએ કળા બતાવી છે. સુલ્તાન સન્જરનો વઝીર અબ્દુલ ઝાક હંમેશા કુરાન વાંચનારાઓથી વીંટળાઈને બેસતો. ઈમામ ગઝાલી જેને આ કળા સરસ આવડતી તે પણ એક વખત કુરાન વાંચવાની જુદીજુદી ઢબની ચર્ચા વખતે હાજર હતા. ખય્યામ વઝીરને મળવા ત્યારે ગએલો અને તેને જોતાં જ વઝીરે કહ્યું કે "કળાનો સરદાર આવ્યો." ખય્યામને તે વિવેચનનું પરિણામ નક્કી કરવાનું કહ્યું. ખય્યામે સાતેક જાતની ઢબ બતાવી અને તેના સમર્થનમાં ઘણા દાખલા ટાંક્યા. અને છેવટે અમુક પ્રકારની ઢબ ઉત્તમ છે એમ સાબીત કરી આપ્યું. વઝીરે અંતમાં કહ્યું કે "આ કળાના જાણકારોને પણ ખય્યામ જેટલી માહિતી નથી."

ખય્યામની સ્મરણશક્તિ અજબ હતી. શહેર ઝુરીના તારીખ–ઉમ–હુકમામાં લખ્યું છે કે એક વેળા ઇસ્ફહાનમાં ખય્યામને એક પુસ્તક બહુ ગમ્યું. તેણે તે સાતવાર વાંચ્યું અને તે નેશાપુર પાછો આવ્યો ત્યારે મોઢે તેણે આખી ચોપડી લખાવી. બન્ને સરખાવતાં નજીવો ફેરફાર નજરે પડ્યો.

તેના વખતના સુલતાનો તેને માનસહિત બોલાવતા. મલિકશાહ તેને મિત્ર તરીકે માનતો અને તેનો પુત્ર સન્જર તેને પોતાની સાથે ગાદી પર આસન આપતો. સન્જર અને ખય્યામના સંબંધ વિશે તારીખ–ઉમ–હુકમામાં લખે છે કે "તે બન્નેને બનત ન હતી

* જુઓ Macdonald, Muslim Theology p. 198.

કારણ કે સન્જર જ્યારે પાટવી હતો ત્યારે એક વખત બહુ માંદો હતો. ખય્યામને તેની દવા માટે બોલાવ્યો. અને દરદીના સમાચાર પૂછતાં ખય્યામે કહ્યું કે ચિન્હ સારાં નથી. આવો સ્પષ્ટ અભિપ્રાય સન્જરને કાને ગયો ત્યારે તેને ખોટું લાગ્યું અને ઉમર માટે તેને સારો અભિપ્રાય રહ્યો નહિ" પરંતુ ખય્યામની વિદ્વત્તા માટે સન્જરે માન આપવાના દાખલા છે. બુખારાનો શમ્શ–ઉલ–મુલ્ક પણ તેને માનથી બોલાવતો. ખય્યામને સુલતાનો તરફથી આવું માન મળતું હોવાથી તેના સમકાલીનને બહુ ઇર્ષા આવતી.

ગ્રીસથી વિદ્યાનો જે ઝરો મુસલમાની પ્રદેશ ભણી વહ્યો તેમાં જ્યોતિષ પણ હતું. જ્યોતિષને ઇસ્લામે મેલી વિદ્યા ગણી વખોડયું છે છતાં ઘણા મુસલમાનો તેને એક વિદ્યા તરીકે ભણે છે. અબ્બાસ વંશના અને ઇરાની સુલ્તાનોએ તે વિદ્યાને ઉત્તેજન આપ્યું હતું અને ખય્યામના વખતમા તે એક વિદ્યા મનાતી હતી. ખય્યામને આ વિષયનો સારો અભ્યાસ હતો, અને કેટલાક તેને મહાન જ્યોતિષી માને છે.

ખય્યામની વિદ્વત્તા સંબંધમાં ઈ. સ ની છઠ્ઠી સદીમા અરૂઝી સમરકન્દીએ લખેલા "ચહાર મકાલા"મા નીચેની બે વાતો છે.

અરૂઝી સમરકન્દી લખે છે કે "એક વખત શિયાળામાં હી. સ. ૫૦૮ માં સુલતાને વઝીર સદ્રુદ્દીન મહમદઅલી મુઝાફરને મર્વ સંદેશો કહાવ્યો કે ખય્યામને વિનંતિ કરી પૂછો કે શિકારે જવાનો યોગ્ય વખત આકાશ તારાની ગણત્રી કરતાં કયો છે કે જ્યારે વરસાદ કે બરફ ન હોય. બે દિવસ ગણત્રી કરી ખય્યામે અમુક દિવસ કહ્યો. તે દિવસે સુલતાન થોડેક દૂર ગયો નહિ હોય ને આકાશ વાદળાથી છવાયું અને જમીન બરફથી સહેજ ઢંકાઈ. સુલતાનના સાથીઓએ ખય્યામને હસી કાઢયો. પણ સુલતાનને પાછું ફરવું ન ગમ્યું કારણ કે ખય્યામે તેને છાતી ઠોકી કહ્યું હતું કે આ વાદળાં થોડી વારમાં જ વીખરાઇ જશે અને પછી પાચ દિવસ સુધી આકાશ સ્વચ્છ રહેશે. ખય્યામના કહેવા મુજબ જ પછી બન્યું."

અરૂઝી સમરકન્દી આગળ લખ છે કે "હી. સ. ૫૦૬માં હકીમ ખય્યામ અને ખ્વાજા મુઝફ્ફર, બલ્ખ શહેરમા અમીર અબુ સૈયદને ઘેર ઉતર્યા હતા. હું ત્યાં જઇ ગયેો. વાતમાં ઉમરે કહ્યું કે મારી કબર પર વૃક્ષો વરસમાં બે વાર ફુલ વેરશે. હું દીંગ થઇ ગયો. હી. સ. ૫૩૦માં આ વાતને ૨૪ વર્ષ થયાં હશે ને હું નેશાપુર ગયો ત્યાં સાંભળ્યું કે ખય્યામ ઘણા વખત પહેલાં આ ફાની દુનિયા ત્યાગી ગયા હતા. હું તેનો એક શિષ્ય હતો અને તેની કબરે ફાતીઓ× પઢવા ગયો. કબરસ્તાનને ડાબે ખુણે મેં તેની કબર જોઈ. તે એક દિવાલ પાસે હતી જ્યાંથી વૃક્ષો ડોકીયાં કરતાં હતાં, અને તેની કબર ફુલથી ઢંકાયેલી હતી. મને તેના બોલ યાદ આવ્યા અને હું રડયો. કારણ કે એના જેવો મહાન ધરતીના પડ ઉપર મેં બીજો નથી જોયો. પ્રભુ તેના આત્માને શાંતિ આપો. ઉમરની ભવિષ્યવાણી આવી સાચી પડતી છતાં તેને એ વિદ્યામાં બહુ શ્રદ્ધા હોય એમ નથી લાગતું."

ખય્યામના વિશાળ અને સ્વતંત્ર વિચારોને લીધે તેને ઘણા દુશ્મનો હતા અને ઘણાને તેનો દ્વેષ આવતો. તેની વિદ્વત્તા નાનામોની નાની છતાં ઇર્ષાથી અને અંધશ્રદ્ધાથી આ લોકોએ ફતવો આપ્યો કે ખય્યામ નાસ્તિક અને સ્થૂલપૂજક છે. આ લોકોને પોતાના

× કુરાનની પહેલી સુરી.

વિચાર સમજવા જેટલી પણ શક્તિ કે અભિરુચિના નથી એ જાણી તેને બહુ દુઃખ થયું. ધર્માંધ લોકોએ તેને હેરાન કરવા માંડ્યો. ઇરાન છોડી તેને જવું પડ્યું. તે મક્કા ગયો અને હજ કરી બગદાદ થઇ પાછો આવ્યો. ઇબ્ન-અલ-કીફ્તી લખે છે કે—

"ખુરાસાનનો ઇમામ ઉમર ખય્યામ તેના સમયમાં મહાન વિદ્વાન હતો. ગ્રીક લોકોની વિદ્યા એ શીખ્યો હતો. તેણે મન અને માંસના મેલા વલણોને શુદ્ધ કરી આત્માની ઉન્નતિ સાધી પ્રભુ પામવાના ઉપાયો શોધ્યા છે. ગ્રીક લોકોના સિદ્ધાંત પ્રમાણે રાજ્યપ્રકરણનો અભ્યાસ કરવાની અગત્ય તેણે જણાવી છે. સુફીઓ તેના સિદ્ધાંતોને માન આપતા પરંતુ ધર્મચુસ્તને આ રૂચતું નહિ. આ લોકોએ તેને ઉતારી પાડ્યો અને તેમની બીકને લીધે તેણે મક્કાની હજ કરી, નહિ કે શુદ્ધ અંતઃકરણથી. હજ કરી આવ્યા પછી સવારસાંજ તેના અંતરના વિચારો ઢાંકવા તે પ્રાર્થના કરવા જતો પણ તે વિચારો પ્રગટ થઈ જતા. ... "

ખય્યામ સંબંધમાં એક અગત્યની હકીકત જલાલુદ્દીન રૂમીના મિત્ર નીઝમુદ્દીન રાનીએ મીરાસ-અલ-ઇબાદમાં ઈ. સ. ૬૨૦ માં લખી છે. + પવિત્રતાથી થતા ફાયદા વર્ણવતાં તે લખે છે કે "પરંતુ તે કમનસીબ ફીલસુફો અને સ્થૂલપૂજકો આવી ઇશ્વરી બક્ષીસથી વિમુખ છે અને એકાદ વિદ્વાનની સંગે તેઓ અવળે રસ્તે દોરાઈ ગયેલા છે, કારણ કે આ માણસમાં બુદ્ધિ છે, ડહાપણ છે, દૃષ્ટિ છે અને વિદ્યા છે. આવો માણસ ખય્યામ હતો."

આ પરથી કેટલાકનું એમ માનવું છે કે વધારે ચુસ્ત સુફીઓ, ઉમ્મર ખય્યામની કવિતાને ઊંચા પ્રકારની નહિ લેખતા હોય.

મી. વ્હીનફીલ્ડ ખય્યામના જીવનના કેટલાક રમુજી પ્રસંગો કઝવીનીની ભૂગોળના પુસ્તક અથાર-અલ-બીલાદના પ્રો. રૅાસના જનરલ રોયલ એશિયાટીક સોસાયટી. ગ્રંથ-૩૦ પાનું ૩૫૫ માંના અનુવાદમાંથી ટાંકે છે.

"નેશાપુરના વિદ્વાનોમાં ખય્યામની ગણત્રી થતી. તત્ત્વજ્ઞાનનો અને ઘણું કરીને ગણિતનો તેને સારો અભ્યાસ હતો. મલેકશાહના વખતમાં તે થઇ ગયો. તે સુલતાને તેને ખગોળની શોધખોળ કરવાનાં ઓજારો ખરીદવા અને તારાની ગતિનું અવલોકન કરવા ઘણા પૈસા આપ્યા હતા. એમ કહેવાય છે કે ઉમર એકવાર એક રિબાત (વીશી)માં રહેતો હતો ત્યારે લોકોની સામાન્ય ફરિયાદ હતી કે ત્યાં અસંખ્ય પક્ષીઓ હોવાને લીધે તેમનાં કપડાં બગડતાં હતાં. ઉમરે એક માટીનું પક્ષી બનાવી તે મકાનની ટોચે મુક્યું અને ત્યારથી પક્ષીઓ આ મકાન પર આવતાં અટકયાં. વળી એમ કહેવાય છે કે એક કાયદા-શાસ્ત્રી તેની પાસે ફીલસુફી શીખવા રોજ સવારે આવતો પરંતુ લોકોમાં તે ઉમરની નિંદા કરતો. આથી ઉમરે ગામના બધા નતુકંવાળા અને ઢોલવાળાને બોલાવ્યા અને જ્યારે તે માણસ ત્યાં શીખવા રોજ મુજબ આવ્યો ત્યારે કહ્યું કે વગાડો. આથી ઘણા લોક ત્યાં ભેગા થયા. તેમને ઉદ્દેશી ઉમરે કહ્યું કે ઓ નેશાપુરના લોકો ! આ તમારો ગુરુ છે. તે રોજ આ વખતે મારે ત્યાં આવે છે અને અભ્યાસ કરે છે પરંતુ તમારી આગળ તે શું કહે છે તે તમે જાણો છો. જો હું તેવો હોઉં તો રોજ એ શાદ મારે ઘેર આવી ભણે છે અને જો હું તેવો ન હોઉં તો શાદ એ તેના ગુરુની નિંદા કરે છે ?"

---

+ જુઓ Rien's Catalogue p. 38.

ખય્યામ હી. સ. ૫૧૭ (ઇ. સ. ૧૧૨૩) માં ૧૨૩ વર્ષની વયે જન્નતનશીન થયે અને નેશાપુરના કબરસ્તાનમાં તેની કબર ચણાઈ.

હકીમ ખાકાનીએ તેના મરણ નિમિત્તે એક અતિશય કરુણ પ્રશસ્તિ લખી છે.

ખય્યામનો મૃત્યુ પ્રસંગ જાણવા જેવો છે. એક દિવસ તે હકીમ અબુ અલી સીન કૃત કીતાબ-ઉશ-શફા નામક વૈદકની ચોપડી વાંચતો હતો. જ્યારે તે પુસ્તક વાંચન વાંચતાં તેમાં વહેદત્ત અને કશરત ( એકત્વ અને અનેકત્વ )ની હકીકત આવી ત્યારે તેણે પોતાની સોનેરી દાંત ખોતરવાની શળી તે પાને મુકી ને ચોપડી બંધ કરી ઉઠયો. વુઝુ (હાથપગ મોં વિ૰ ધોઈ પવિત્ર થવાની ક્રિયા) કર્યું અને પવિત્ર બન્યો, અને પ્રાર્થના કરી. પછી તેણે વસીયાતનામું લખ્યું. તેણે તે દહાડે કંઇ ખાધુંપીધું નહિ. અને સાંજની નમાઝ પઢતી વખતે જમીન પર માથું ઝુકાવી તેણે કહ્યું કે "હે પ્રભુ! તને જાણવું મારાથી બને તેટલું મેં કર્યું છે. તારી શોધની મારી જિજ્ઞાસા ખાતર મારાં પાપ માફ કર." આ શબ્દો બોલતાં તેનો જીવ પ્રભુમય બન્યો.

એવી કથા છે કે તેના મૃત્યુ પછી તેની માતાએ તેને સ્વપ્નામાં જોયો. તેણે પૂછયું કે મૃત્યુ પછી પ્રભુએ તને શું કર્યું? ખય્યામે કહ્યું કે દયાળુ પ્રભુએ મને માફી આપી છે કારણ કે નીચેની રૂબાઈથી તેને સંતોષ થયો હતો:—

"દોઝખે દાઝે, હૃદય તારૂં બળે
જીવતો એ અગ્નિ રહેશે તું વરે.
રહેમ પ્રભુ આ જીવ ઉપર બોલ'શું
કોણ તું કે શીખવે રહેમાનને?"

તેની કબર સમયની આસમાની સુલ્તાનીથી બચી છે. જો કે તે ભાગીતૂટી હાલતમાં છે. હજી કોઇક જાત્રાળુ ત્યાં જાય છે. ત્યાં પ્રથમ જેમ ફુલની ઢગલી નથી પરંતુ કોઇક પ્રેમીનાં બે આંસુ વડે તેની પ્રતિષ્ઠા જળવાઈ રહી છે.

અંબાલાલ ગોવિંદલાલ દેસાઈ

# વર્તમાન પુરાણ

જનમેજય કહેતા હવાઃ—

હે મહાભાગ ! આપ ભાખો છો કે કલિયુગની પહેલી કોટિના પ્રથમ પાદમાં સ્ત્રીઓ પુરુષોને ધિક્કારશે અને સ્ત્રી પુરુષથી સ્વતંત્ર છે અને સ્ત્રી પુરુષની સમાન છે એમ કહેવાશે. તેથી મને શંકા થાય છે કે શું એ જ સમયે માનવસૃષ્ટિનો અંત આવી જશે ?

વૈશંપાયન કહેતા હવાઃ—

હે કુરુશ્રેષ્ઠ, કલિયુગ તો એ પછી બીજી ત્રણ કોટિ તો ચાલશે.

જનમેજય કહેતા હવાઃ—

હે દ્વિજોત્તમ, આપે પ્રથમ કહ્યું કે બ્રહ્માએ આદિમાં માનસી સૃષ્ટિ રચી. તે ચાલી નહિ તેથી સ્ત્રી પુરુષનાં પરસ્પર આકર્ષણથી વિસ્તરતી સૃષ્ટિ બ્રહ્માએ નિર્માણ કરી. તો પછી આવા વિચારવાતાવરણમાં સ્ત્રી પુરુષને પરસ્પર આકર્ષણ શી રીતે રહેશે ?

વૈશંપાયન કહેતા હવાઃ—

હે પુરુષર્ષભ, એ જ કલિયુગનું માહાત્મ્ય છે. 'સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપવું જોઈએ, તેઓ પુરુષ સામે બંડ કરી શકે' એમ પુરુષ કહેશે એટલે તેના તરફ સ્ત્રીઓ આકર્ષાશે, અને 'હું પુરુષોને ધિક્કારું છું' એમ સ્ત્રી કહેશે એટલે તેના તરફ પુરુષો આકર્ષાશે. આવા ભ્રમ-વિભ્રમો ભગવાન મનસિજના પ્રાદુર્ભાવથી સ્ત્રી પુરુષોમાં સ્વયં સ્ફુરાયમાણ થશે. મન્વંતરનું નિર્માણ અન્યથા કરવા વિષ્ણુ પણ સમર્થ નથી.

વર્તમાન

# જ્ઞાનગોચરી

## (૧) રાજ્યક્રાન્તિની શરૂઆતમાં

રશિયાની રાજ્યક્રાંતિની શરૂઆતના વખતનું 'આરીક'માં આવેલું એક નાનું ચિત્ર અમે નીચે આપીએ છીએ. બ્રિટીશ અમલને તે ચિત્ર કેટલું લાગુ પડે છે તે વાચક પોતે સમજી લેશે.

"પહેલાં તો લોકોએ જોયું કે આવકના તમામ માર્ગ બંધ થઇ ગયા હતા. જો બેન્કમાં તમારા પૈસા જમા હોય તો તે પાછા લઈ શકતા નહતા, જો તમારી પાસે ઘર હોય તો તેનું ભાડું મળતું નહતું, જો તમે નોકરીઆત વર્ગના હતા તો તમે ફારેગ થયા હતા. દુકાનો બંધ થઇ, કસાઇઓ દૂધ વેચનારાઓ અને રોટી વેચનારાઓ ફેરી કરતા અટકી પડ્યા. રાતે રસ્તામાં દીવા ન થાય, અને ઘરમાં દેવતા સળગાવવા લાકડાં પણ મળે નહિ. થોડા દિવસ પછી અધિકારીઓ તરફથી તમને ઓર્ડર કરવામા આવ્યો કે જેટલો ખોરાક તમારી પાસે હોય તેટલો સોંપી દેવો. મજુરોનાં ટોળેટોળાં ઘરમાં આવી બધું તપાસી જતા. અલબત, તમે તો કાંઇક ખોરાક સંતાડી રાખવા પ્રયત્ન કરેલો ખરો અને તેમાં જો તમે નિષ્ફળ ગયા અને ખોરાક હાથ લાગ્યો તો તમને સીધા કેદખાનામાં લઇ જવામાં આવતા. લોકોનાં બીજાં ટોળાંઓ આવીને તમારૂં ફર્નિચર અને લુગડાં લઈ ગયાં. જો તમે મહેલમાં વસનારા હતા અને સદ્ભાગ્યે છૂટતા રહ્યા તો તમને જુદા ઓરડાઓ આપવામાં આવતા. નિજનીનોવ ગોરોડમાં અધિકારીઓએ પૈસાદાર માણસોને ગરીબ લોકોનાં ભંડારિયામાં પૂર્યા અને કહ્યું કે એમણે બહુ વખત મઝા ઉડાવી છે એટલે હવે આનો પણ સ્વાદ ચાખવા દો.

તમે શાહજાદા હો કે ગરીબ હો પણ તમારે કામ કરવું જ પડતું. બદલામાં માત્ર ખોરાક, તે પણ દિવસમાં થોડી રોટી, થોડી એક કાંજી, થોડી મરચી: બધું મળી બે ઔંસ. તેમ છતાં, મોજશોખની કેટલીએક ચીજો વેચાતી મળતી હતી. હું તે વખતે મોસ્કોમાં હતો. સટ્ટો અને મોજશોખથી અધિકારીઓ ચોંકી ગયા અને તેને સદંતર બંધ કરવાનાં સખત પગલાં લેવા માંડયાં. મીઅરપાયર નામની મોસ્કોની અતિશય ખર્ચાળ હોટલમાં બે કે ત્રણ માણસો એક સાંજે આવ્યા અને જ્યાં ખોરાક પીરસાતો હતો ત્યાં જઇ ખોરાકનું બીલ તપાસ્યું. તે લોકો એક ટેબલથી બીજે ટેબલે જઈને તપાસતા ગયા અને કહ્યું કે તેઓ પોલીસ છે. (રશિયામાં દરેક માણસને પોતે કોણ છે તેનું સરકારી સર્ટિફીકેટ પોતાની પાસે રાખવું પડે છે.) માણસોએ પોતાનાં સર્ટિફીકેટો કાઢવા માંડયા, પોલીસે તે તપાસ્યાં અને પોતાના પુસ્તક સાથે તેને મેળવી જોયાં. તેમણે એક ઘરાકને કહ્યું: 'જોડીદાર, (Comrade) જો, તારો પગાર દોઢસો રૂબલનો છે. તારા આજના ખાણાનું બીલ ચાલીસ રૂબલનું છે. મહેરબાની કરીને જરા અમારી સાથે આવશો અને તમારા પગારમાંથી તમારા એક ખાણા ઉપર તમે આટલું કેવી રીતે ખરચી શકો છો એ જરા સમજાવશો?'

સ્ત્રી મહેમાનોને તેમણે ત્યાં છોડી દીધા, અને આ પુરૂષોને તેઓ સીધા કેદખાનામાં લઈ ગયા. બે કે ત્રણ વખત આમ કર્યું એટલે એ હોટલનાં બારણાં આપોઆપ બંધ થઇ ગયાં."

આપણે ત્યાં પણ કેટલાએક નાના પગારવાળા લોકો મોટા ખરચા કરે છે, ઘરના ઘર બંધાવે છે, પ્રતિષ્ઠિત થઈને ફરે છે, તેમને કશો વારસો ન મળ્યો હોય તેમ છતાં. આવો અતિશય સડો જ્યારે ભેગો થાય ત્યારે પ્રજા રશિયાનો પ્રયોગ ન અજમાવે તો બીજું શું કરે?

## (૨) સંસ્કૃતિ અને દેહાંતદંડની શિક્ષા

સમાજમાં શિક્ષા આપવાના કારણ બે કે ત્રણ જ હોઇ શકે. એક તો એ કે સમાજના અસ્તિત્વ માટે, સમાજને છિન્નભિન્ન કરી નાખે એવું વર્તન કરનારને તેણે ખોટું કામ કર્યું છે તે માટે, તેને શિક્ષા કરવી; બીજું એ કે સમાજમાં હવે પછી બીજું કોઇ એવું કામ ન કરે તેટલા માટે ગુન્હેગારને સજા કરવી; ત્રીજું દષ્ટિબિંદુ એ હોઇ શકે કે ગુન્હેગાર હવે પછી સારો થાય એટલા માટે એને શિક્ષા કરવી. આ ત્રણ હેતુમાંથી દેહાંતદંડની શિક્ષા કરવાથી ત્રીજો હેતુ આપોઆપ કાઢી નાખવો પડે છે. ઉપરના બે હેતુઓ પણ દેહાંતદંડની શિક્ષા આપવાથી સિદ્ધ થતાં નથી તે બાબત ઇ. રૉય. કાલ્વરના 'દેહાંતદંડની શિક્ષા' (Capital Punishment) એ નામના પુસ્તકના 'ધ પીપલ'માં આવેલા અવલોકન ઉપરથી સાબીત થાય છે. અસલ પુસ્તકમાંથી જે ઉતારા આપવામાં આવ્યા છે તેમાંના થોડા ઉતારા નીચે આપીએ છીએ.

"આઠમા હેન્રીના રાજ્યમાં ૭૨,૦૦૦ માણસોને નજીવા ગુન્હાઓ માટે દેહાંતદંડની શિક્ષાઓ કરવામાં આવી હતી એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. ૧૭૮૦ સુધી પણ દેહાંતદંડની શિક્ષાને યોગ્ય એવા ૨૦૦ થી પણ વધારે ગુન્હાઓ ઇંગ્લિશ લૉમાં હતા. જેમકે ઝાડ કાપી નાખવું; પાંચ શીલીંગ ચોરવા, ખીસાં કાતરવાં વગેરે.

જ્યારે પાંચ શીલીંગ ચોરવાને માટે દેહાંતદંડની શિક્ષા ન કરવી જોઇએ એવો કાયદો મુકવામાં આવ્યો ત્યારે લૉર્ડ એલેનબરોએ હાઉસ ઑફ લૉર્ડઝમાં કહ્યું: 'હું આશા રાખું છું કે માલમીલકતની સહીસલામતી જોખમમાં આવી પડે તેવા આ અખતરાને પસાર કરતાં પહેલાં અહીંના લૉર્ડ બધા વિચાર કરશો. બીજા ન્યાયાધિકારીઓની જેમ હું પણ એમ ચોક્કસ માનું છું કે પ્રજામત એવો છે કે આવા ગુન્હાઓ સામે બીલકુલ દયા દેખાડવી જોઇએ નહિ. હાલનો કાયદો કાઢી નાખો અને પરિણામ જુઓ. કોઇ પણ માણસ એક કલાક માટે બહાર જશે ત્યારે તેને ભય લાગ્યા વિના નહિ રહે કે તેની પોતાની સઘળી માલમીલકત કોઇ સાફ કરી જશે.'

તો પણ પરિણામ શું આવ્યું ? દેહાંતદંડની શિક્ષા જે ગુન્હાઓ માટે માફ કરવામાં આવી તેની સંખ્યા દેહાંતદંડની શિક્ષા બંધ કરવામાં આવી તેના પહેલાંના ત્રણ વરસની અને દેહાંતદંડ બંધ કર્યા પછીનાં ત્રણ વરસની સંખ્યા સરખાવતાં આપણને માલમ પડે છે કે આવા ગુન્હાઓ જ ૮૭૭ ઓછા થયા હતા (૭૪૯૭-૬૬૨૦). લંડન અને મિડલસેક્સમાં દેહાંતદંડની શિક્ષા બંધ કરવાથી નીચે પ્રમાણે ગુન્હાઓમાં ઘટાડો થયો હતો.

| | દેહાંતદંડની શિક્ષા થઈ | કેસો |
|---|---|---|
| ૧૮૨૮-૧૮૩૦ | ૫૨ | ૬૬૦ |
| ૧૮૩૧-૧૮૩૩ | ૧૨ | ૮૯૬ |
| ૧૮૩૪-૧૮૩૬ | ૦ | ૮૨૩ |

ખૂનને માટે પણ દેહાંતદંડની શિક્ષા કરવાથી સમાજમાં ખૂન ન કરવું એવો અભિપ્રાય ફેલાવાને બદલે જાહેરમાં ફાંસી આપવાથી લોકો ઉલટા વધારે ખૂની બને છે. ૧૮૬૬ ના રૉયલ કમીશન સમક્ષ એવી સાક્ષી આપવામાં આવી હતી કે રેવ. ડબલ્યુ રોબર્ટસ સમક્ષ જે ૧૬૭ ફાંસી બ્રિસ્ટલમાં આપવામાં આવી હતી તેમાંના ૧૬૪ જણાં તો જાહેર ફાંસીને સમયે હાજર હતા. એટલે કે જાહેરમાં ફાંસી આપવાથી હવે પછી મરનારના જેવો ગુન્હો આપણે ન કરવો એમ લોકો તો તર્ક બાંધતા નથી પરંતુ ગુન્હા કરવા તરફ એમનું મન ઉલટું વધારે દોરાય છે. ખુનના આરોપ માટે પણ જે દેશોમાં ફાંસી આપવામાં આવતી નથી તે દેશોના આંકડાઓ સરખાવતાં આ સત્ય સ્પષ્ટ માલમ પડી આવે છે.

| ૧૯૧૧ થી ૧૯૨૦ | એક લાખ કેસોમાંથી |
|---|---|
| ડેન્માર્ક | .૦૩૦ |
| નોર્વે | .૦૫૨ |
| સ્વીડન | .૦૬૩ |
| ઇગ્લાંડ-વેલ્સ | .૧૦૯ |

અને ઇંગ્લાંડ અને વેલ્સમાં હજી દેહાંતદંડની શિક્ષા આપવામાં આવે છે. ”

યૂરોપમાં ઈંગ્લાંડ બીજા દેશોથી કેટલું પછાત છે તે આ પરથી વાચકોને સમજાશે.



## ( ૩ ) મિસ મેયોની માતૃભૂમિમાં

હિંદના અસ્પૃસ્યો માટે ‘ મધર ઇંડિયા ’ની લેખક મિસ મેયો લાગણીવશ થઇને પોતાની ચોપડીમાં ઘણું લખે છે. અમારૂં એમ કહેવું નથી કે આપણા અસ્પૃશ્યોની સ્થિતિ ખરાબ નથી. આપણે તેમને હિંદુ સમાજમાં લઇ જ લેવા જોઇએ અને એથી પણ આગળ જઇને અમે ભાઇ પરમાનંદની સાથે કહીશું કે હિંદુ સમાજે જો પોતાનું રક્ષણ કરવું હોય તો નાતજાતનાં તમામ બંધન દૂર કરવાં જોઇશે. પણ આ મિસ મેયોના જ યુનાઇટેડ સ્ટેટ્સમાં હબસીઓની શી સ્થિતિ છે તેનો ખ્યાલ ‘ ટ્રિબ્યૂન ’ પત્રમાંથી અમે અમારા વાચકોને આપીએ છીએ.

“ ફ્લોરિડામાં ટલહાસી પાસેના સ્ટેટના રસ્તા પરના કેમ્પની પાસેની એક ‘ પરસેવા પેટી ’ ( Sweat-box )માં બાફી નાખેલા એક હબસીનો દાખલો લો. કેદખાનાંઓમાં થોડા વર્ષો પહેલાં ચામડાના ફટકા મારવામાં આવતા તેને બદલે આ નવી તરકીબ હમણાં શોધવામાં આવી છે. એક લાકડાની નાની પેટીમાં અંદરથી પતરાં જડી દીધેલાં હોય છે, અને લોકોને શિસ્ત (discipline) શીખવવા માટે રસ્તા પરના કેમ્પમાં તેને વાપરવામાં આવે છે. એક ઉભો માણસ અંદર બરાબર ગોઠવાઇ રહે એટલી મોટી તે હોય છે. બાજુમાં જે કાણાં હોય છે તેમાં નળી વાટે અંદર કેદી ઉપર સ્ટીમ નાખવામાં આવે છે. જે ગુન્હેગાર બીચારો માંદો હોય અને કામ કરવાની ના પાડે એનું હઠાગ્રહીપણું દૂર કરવાને માટે તેને આ પેટીમાં પૂરવામાં આવે છે અને આખે શરીરે ફોલ્લા થાય ત્યાંસુધી તેને બાફવામાં આવે છે. કેદીઓમાં સાઇમન લેવી નામે ઓળખાતા એક કમાનને પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું: ‘ ગુન્હેગાર કામ નહિ કરવા માટે માંદગીનો ઢોંગ કરતો હતો.’ જ્યારે એને સવાલ પૂછવામાં આવ્યો કે અધિકારી વર્ગ આના મૃત્યુ ( ખૂન ? ) માટે કાંઇ પણ પૂછપરછ કરશે કે કેમ ત્યારે તેણે જવાબ આપ્યો: ‘ હું નથી માનતો. હબસીઓને છૂપતા ખાળી મૂકે છે તેની કાંઇ તપાસ નથી થતી. તો પછી એક ગુન્હેગાર ઓછો થયો એની ભાંજગડમાં તેઓ શા માટે ઉતરે ? ’ ”

× × ×

આર્કેન્સાસ ગેઝેટમાં મથાળાની લીટીમાં એમ જાહેર કરવામાં આવ્યું છે-વિલ્મોટ નામના હબસીના લિન્ચિંગ માટે કોઇને પકડવામાં આવ્યો નથી.

“ નોર્થ કેરોલિનામાં જોન્સ સ્ટીવન્સન નામના હબસીના મકાન પર પંદર ગોરા માણસોએ કીધો! અતિશયોં સૌને તેમની પાસેનો દારૂગોળો ખૂટી ગયો ત્યાંસુધી તેમણે તેના પર પર ગોળીઓ તો બીજું શું કરે ? અને ગોળીઓ વાછી. અને આનું કારણ જોન સ્ટીવન્સને તો ખુશાલ નામના બદલ તેના ઘરમાં તપાસ કરાવી એટલું જ હતું.”

ગોરાઓની એક એવી માન્યતા છે કે અમે જ સુધરેલા; પણ ઉપરની હકીકત ઉપરથી જણાઇ આવશે કે માનવતાની દષ્ટિએ એમની સંસ્કૃતિ તદ્દન જંગલી છે. એમનો અભિપ્રાય એ છે કે અમે જેમ લોકોને રીબાવીએ, અમે જેમ લોકોને મારી નાખીએ, અમે જેમ ગરીબોમાંથી પૈસા ચૂસી ચૂસીને બહાર સુધરેલી રીતે ખરચીએ, તેમ જો તમે કરો તો જ તમને અમે સુધરેલા કહીશું. પાશ્ચાત્યોને ખબર નથી કે તેઓ જે પાઠ અત્યારે પૂર્વના લોકોને શીખવવા માગે છે તે પાઠ જો પૂર્વ શીખશે તો એ એમને પોતાને તેમ જ સમસ્ત દુનિયાને ભારે પડશે. આપણે જે કાંઇ શીખવાનું છે તે તેમની વ્યવસ્થાશક્તિ અને વિજ્ઞાનની દષ્ટિ છે—રીતિ નહિ.

## (૪) પ્રજાના પુનર્જીવનની વિરૂદ્ધ ઇંગ્લાંડ

ગયા અંકમાં અમે ઇંગ્લાંડની હિંદમાં લડાઇની તૈયારીઓ વિષે લખી ગયા છીએ. 'ધી પીપલ'માં એ ઉપરાંત મિસ એગ્નિ સ્મીડલીએ ચીનમાં પ્રજાના પુનર્જીવનની વિરૂદ્ધના પક્ષને ઇંગ્લાંડ કેવી રીતે મદદ કરે છે તેનો થોડો ખ્યાલ આપ્યો છે તે અમે નીચે આપીએ છીએ:

"ચીનમાં બનતા બનાવોથી હિંદુસ્તાનના લોકોને તો સાધારણ ઠીક ઠીક વાકેફ કરવામાં આવે છે. પણ કોઇ પણ લેખકે એક વાતને છેડી નથીઃ ચીની પ્રજાના પુનરૂત્થાનની વિરૂદ્ધ જે ઉત્તરના લશ્કરો લડે છે તેમને જુના રુશિયાના ઝારની ટુકડીઓની પૂરેપૂરી મદદ છે. રુશિયાના સામ્યવાદના સલાહકારો કેવી રીતે નિષ્ફળ ગયા તે વિષે છાપાવાળાઓ પોકારી રહ્યા છે.

પુટનાઇ વિલ અને રૉયટર અને બીજા ખબરપત્રીઓ બૉલ્શેવિક હીલચાલોની નિષ્ફળતા માટે છાપાઓ ભરે છે. પણ ઉત્તરના સાન્ગ સો લીનના લશ્કરમાં રુશિયાના ઝારનું પંદર હજાર માણસનું લશ્કર હતું અને તે ઉપરાંત સાન્ગ સો લીનની લડતમાં અંગ્રેજ લોકો પણ સલાહકારો તરીકે છે."

આ વાંચતાં વાચકોને સમજાશે કે પ્રજામતના કોઇ પણ પુનર્જીવનની વિરૂદ્ધ બ્રિટિશ શહેનશાહત ઉભેલી જ છે.

## (૫) રુશિયા પરના આક્ષેપ

રુશિયામાં સાહિત્યવિષયક હાલ શી શી પ્રવૃત્તિઓ ચાલે છે તે વિષયે બર્લિનના એક સેમી ઓફિશિયલ પત્રમાં એક જર્મન નીચે પ્રમાણે લખે છેઃ

"લેખક અજાયબ પામે છે કે રુશિયામાં આપણે નથી જાણતા એવા અને જેમનાં પુસ્તકોનું ભાષાન્તર હજી થયું નથી એવા કેટલાયે નવીન લેખકો ફુગી નીકળ્યા છે. બૉલ્શેવિઝમનું માનસ (The mind and face of Bolshevism) એ નામના પુસ્તકમાં ફુલોપ મિલર કહે છે તેમ, અત્યારસુધી બૉલ્શેવિઝમને આપણે એક રાજકીય ચળવળ તરીકે જ ઓળખી છે, પણ તેમનો કાર્યક્રમ તેનાથી પણ ઘણો વિશાળ છે. રુશિયામાં હાલ, ૩૫૯૮ મોટાં પબ્લીશીંગ હાઉસીસ–પુસ્તક પ્રકાશન મંદિરો છે. રાજ્યના કેટલાએક ખાતાઓના પબ્લીશીંગ ડીપાર્ટમેન્ટ અલગ હોય છે. ગયે વરસે નાનાં મોટાં પુસ્તકો મળીને તેર કરોડ પચાસ લાખ પૃષ્ઠો છપાયાં હતાં અને તેમાંથી આઠ કરોડ પૃષ્ઠો વેચાયાં હતાં, બાકીનાં સસ્તી કિંમતે હાલ વેચાય છે અને તેનો ઉપાડ જલદી થાય છે. દરેક ગામ, દરેક નિશાળ, અને દરેક કારખાનામાં એકેકું પુસ્તકાલય હોય છે. આથી રુશિયામાં પુસ્તકોની માગણી આટલી બધી કેમ છે તે સમજાય છે. આ પુસ્તકોના જથ્થામાં નજર કરતાં હાલ રુશિયામાં સામ્યવાદ સિવાયનું બીજું કશું સાહિત્ય છાપવા દેવામાં આવતું નથી એવો આરોપ છાપાદ્વારા મુકવામાં આવે છે તે જૂઠો સાબિત થાય છે, કારણ કે ઘણી જુદી જુદી જાતનાં પુસ્તકો ત્યાં બહાર પડે છે. ૧૯૨૬માં છપાયેલાં કુલ સાહિત્યનાં માત્ર ૧૮ ટકા જેટલું સાહિત્ય જ સામ્યવાદને લગતું હતું" ('ઈન્ડીઅન ડેલી મેઇલ'માંથી)

## ( ૬ ) હિંદની અતિ પ્રાચીન સંસ્કૃતિ

'માન્ચેસ્ટર ગાર્ડીઅન'નો એક ખબરપત્રી નીચે પ્રમાણે લખે છે:

"હિંદી આર્કયોલોજીકલ ડીપાર્ટમેન્ટ તરફથી સીમલામાં હાલ એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેમાં તે ખાતા તરફથી છેલ્લાં ચાર વર્ષમાં જે કામ કરવામાં આવ્યું છે તેના નમુનાઓ મૂકવામાં આવ્યા હતા. પ્રદર્શનથી એક વાત સિદ્ધ થાય છે કે અતિ પ્રાચીન મેસોપોટેમીઆની સુમેરીઅન સંસ્કૃતિની સાથે હિંદુસ્તાનને પણ સંબંધ હશે. આ બે સંસ્કૃતિઓ (હિંદની અને મેસોપોટેમીઆની) સમકાલીન હતી કે હિંદની સંસ્કૃતિ સુમેરીઅન સંસ્કૃતિથી પ્રાચીન હતી તે વિષે પુરાતત્ત્વના સંશોધકોએ હજી સુધી નિર્ણય કર્યો નથી. અત્યાર સુધી મેસોપોટેમીઆમાં જે શોધ થઈ છે તેના કરતાં પણ હિંદમાં જડેલા કેટલાક નમુનાઓ વધારે જુના છે એમ લાગે છે. બન્નેની લિપિમાં એટલો ભેદ છે કે બન્ને સંસ્કૃતિઓ વચ્ચે આપ-લે વિષે માનીએ તો પણ આપણી અતિ પ્રાચીન સંસ્કૃતિ સ્વતંત્ર જ હતી. એટલે કે મનુષ્યજાતિની મૂળ સંસ્કૃતિનું ઉદ્‌ભવસ્થાન અત્યારસુધી જે મેસોપોટેમીઆ મનાતું તે સિદ્ધાંત આથી જરા નબળો પડે છે. સંશોધકોએ આ સંસ્કૃતિને સિંધુ નદીની સંસ્કૃતિ કહી છે. હવે જો ગંગા નદીના કિનારા ઉપર પણ આવી જ શોધો જડી આવે તો તે સંસ્કૃતિને તેઓ આપણા સમસ્ત આર્યાવર્તની સંસ્કૃતિ ( Indo-Ganges Civilisation ) ઠરાવે. હાલમાં ચીનમાં જે ખોદકામ થયું છે તેથી એટલું સાબીત થાય છે કે અતિ પ્રાચીન કાળમાં એશિયામાં પૂર્વથી પશ્ચિમ સુધી સંસ્કૃતિનાં કેન્દ્રો આવેલાં હતાં. હાલ જ્યાં ખોદકામ કરવામાં આવે છે તે નીચેની જગ્યાઓ છે:

૧ બલુચિસ્તાનના ઝલાનવાળા જીલ્લામાં-નાલ,

૨ ઉત્તર સિંધમાં લારખાના જીલ્લામાં-મોહેનજોડારો, અને

૩ પંજાબમાં મોન્ટગોમેરી જીલ્લામાં--હરપ્પા.

ઉત્તર બલુચિસ્તાનની સરહદ ઉપર સર ઓરેલ સ્ટાઇને જે થોડું ઘણું ખોદકામ કર્યું હતું ત્યાં પણ આ જ સંસ્કૃતિનાં ચિન્હો માલમ પડયાં હતાં. ઇજીપ્ત અને ક્રીટ નામના ટાપુમાં થયેલી શોધખોળથી આ શોધખોળ કંઈ જુદા જ પ્રકારની છે કારણ ઇ. સ. પૂ. ૫૦૦૦ વર્ષ ઉપર હિંદુસ્તાન એક સાધારણ સ્થિતિના માણસને માટે પણ સ્વર્ગસમાન હતું એમ આપણને લાગે છે. ઇજીપ્તમાં મહાન મંદિરો, મહાન શહેનશાહોની કબરો અને ક્રીટમાં તો એક એવડો મોટો મહેલ મળેલો કે એને ભૂલભૂલામણીનું નામ આપવામાં આવેલું. પણ હિંદમાં આવું કશું જ નથી મળ્યું. માત્ર ઘણાં જ સાદાં, હવા અજવાળાવાળાં સાધારણ માણસોને રહેવાનાં મકાનો મળી આવ્યાં છે. અને તેનાં બાંધકામ અને રચના હિંદનાં હાલનાં ઘણાં ઘરો કરતાં ચડીઆતાં છે. ઘરો પાકી ઇંટોથી બાંધેલાં છે, કોઈવાર ચુનો પણ વાપરેલો છે, રસ્તા પહોળા છે, અને તેની બન્ને બાજુએ વરસાદનું પાણી જવાને ગટર પણ છે. ઘરોમાં હાલ જેને ગટરપદ્ધતિ કહીએ તેવી એક દૂર બાંધેલા ખાળકુવાને જોડેલી યોજના મળી આવી છે. કચરો નાખવાનાં ખોખાં પણ મળી આવ્યાં છે. આજના હિંદથી પરિચિત માણસને આ બધી વાતની નવાઇ લાગે એમ છે. લાદી જડેલાં સુશોભિત સ્નાનગૃહ અને એક મોટો ન્હાવાનો કુંડ પણ મળી આવ્યાં છે.

જે નાની નાની ચીજો પ્રદર્શનમાં મુકવામાં આવી હતી તે પરથી પણ આ લોકોની સંસ્કૃતિ કેટલી આગળ વધેલી હતી તે દેખાઇ આવે છે. મેસોપોટેમીઆના સુમેરીઅન કુંભારકામ જેવા જ નમુના આપણે ત્યાંથી પણ નીકળ્યા છે, પરંતુ તેના કરતાં ઘાટમાં અને તેના પરના ચિત્રકામમાં તે કયાંઈ ચડીઆતા છે. કોઇ પણ કાળના, અને આજના ઘડતર કામને પણ શોભારૂપ થઈ પડે તેવા હીરા જડિત સોનાનાં અલંકારો મળ્યાં છે. બ્રોન્ઝ અને તાંબાનાં તથા ચકમક કે મરડના પથ્થરનાં હથીઆરો તથા ઓજારો પણ છે. આ ઉપરાંત આપણે ઉકેલી ન શકીએ એવી ચિત્રલિપિમાં કોઈ પુરાણી કથા કહેતાં પ્રાણીઓનાં સુંદર છાપવાળા કેટલાય સીક્કા મળી આવ્યા છે. પ્રાણીઓને આલેખન કરવાની પદ્ધતિનાં આપણે જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. આ ચિત્રોમાં હાથી અને ગેંડાનાં ચિત્રો વિશેષ પ્રમાણમાં છે, અને તેથી એમ અનુમાન કરી શકાય કે

તે વખતની આબોહવા ગરમ ભેજવાળી હશે, અને આજુબાજુ જંગલ તથા પાણી પણ પુષ્કળ હશે. લગભગ બે ઇંચ જેવડી સોપારી ફોડવાની નાની કાતરેલી ખીસકોલીઓ, એક બુલ-ડોગ કુતરો, અને એક નાના મણકામાંનાં ગોળાકારે એક બીજાની કેડ પકડીને બેઠેલાં ત્રણ નાનાં વાંદરાંઓ અતિશય સુન્દર છે.

એ લોકો કઇ જાતના અને કયો ધર્મ પાળતા તે વિષે હજી કંઈ અનુમાન બંધાય તેવો પુરાવો મળી આવ્યો નથી. એવું પણ બન્યું હોય કે એવી ઉત્તમ સંસ્કૃતિ ઉપર જંગલી લોકો ફરી વળ્યા હોય. ઉપરનાં જે ત્રણ સ્થળો કહ્યાં ત્યાં ઉપરાઉપર લગભગ છ છ શહેરનાં પડ જમીનમાં દટાએલાં છે; પરંતુ મોહેનજોડારોમાં જમીનમાંનું પાણીનું પડ આવી જતું હોવાથી ત્યાં ત્રીજા શહેરના પડથી હરે ખોદકામ નહિ થઇ શકે એમ લાગે છે. જે સૌથી નીચેનું પડ છે તે ત્રણે જગ્યાએ સૌથી સુંદર છે. આ શહેરો લડાઇ, પ્લેગ, ધરતીકંપ, કે દુકાળને લીધે ત્યજી દેવામાં આવ્યાં હતાં તે કહી શકાતું નથી. મોહેનજોડારોમાં તો બહુ જ થોડાં હથીઆરો મળી આવ્યાં છે; અને બધાં ચિન્હો શાંતિમય સંસ્કૃતિનાં જ સૂચક છે."

× × ×

આ ઉપરાંત "ત્રાંબાના યુગમાં હિંદ" (India in the Copper Age) એ વિષય ઉપર કલકત્તાની રોટરી કલબ સમક્ષ ભાષણ આપતાં મી. આર. ડી. બેનરજીએ જે વધારાની વિગત આપી છે, તે અમો અહીં નીચે ટાંકીએ છીએ.

"મોહેનજોડારોનું ખોદકામ ૧૯૨૨માં શરૂ થયું. ઇ. સ. પૂર્વે ઘણા સૈકાઓ પહેલાં હાલ જેને પૂર્વની નારા કહેવામાં આવે છે, ત્યાં થઇ, પ્રાચીન સમયની હાકો નદીના પટ ઉપર સિંધુ નદીએ પોતાનું પાસું ફેરવ્યું. નદીના વહનના આ ફેરબદલાને લઇને મોહેનજોડારોનાં પ્રાચીન અવશેષો આપણને હાથ લાગવા પામ્યાં છે. સદરહુ શહેરને તે વખતે તજી દેવામાં આવ્યું, અને પછી લગભગ ઇસ્વીસનના બીજા સૈકામાં તે પાછું વસ્યું.

મોહેનજોડારોમાં મળી આવેલાં એલેબાસ્ટર પુતળાંઓ ઉપર જટિલ ભાત (design) વાળી શાલ મળી આવી છે. એટલે કે કાંતવા વણવાનો ઉદ્યોગ તે વખતે જાણીતો હતો. પિતૃઓને અર્પેલાં સુતરનાં સુંદર કપડાં મળી આવ્યાં છે; પરંતુ તેમને છૂટાં પાડી શકાયાં નથી.[૧] આ લોકોએ પોતાના વિચાર દર્શાવવા એક જાતની ચિત્રલિપિ શોધી કાઢી હતી. જે કંઇ વિચાર દર્શાવવો હોય તેનું અથવા તેમાં રહેલા કાર્યનું તેઓ ચિત્ર દોરતા. તે લોકોને કોરીઆથી ક્રીટ સુધી-પૂર્વથી પશ્ચિમ સુધી સંબંધ હતો. જે ન્હાવાનો કુંડ મળી આવ્યો છે, તેને વોટર-ટાઇટ બનાવવા માટે તેની બે દિવાલો વચ્ચે એક એસ્ફાલ્ટનું પડ (ડામર અને રેતીની મીલાવટ કરીને બનાવેલું) પણ નાંખેલું છે. તેમને સોના, ચાંદી, ત્રાંબુ તથા બ્રોન્ઝના ઉપયોગની ખબર હતી."

## (૭) મીઠાનો નવીન ઉપયોગ

જે મજૂરીના ધંધામાં મજૂરને વખતોવખત તરસ લાગ્યા કરે, તેવાઓને માટે કયું પીણું ઉત્તમ છે તેની શોધ કરવા જતાં જર્મન ડૉ. સ્ટાર્કેન સ્ટાઇનને પ્રયોગ દ્વારા એમ માલમ પડયું છે કે પાણીમાં થોડું મીઠું ભેળવીને પીવાથી તે તરસ છીપાવે છે એટલું જ નહિ, પરંતુ શરીરના તત્ત્વોને પણ પોષણ આપે છે. ડૉ. સ્ટર્કેન સ્ટાઇનની આ નવીન શોધનું અવલોકન 'લ જર્નલ'-પારીસમાંથી અહીંના 'ઇન્ડીઅન ડેલી મેલ'માં આપવામાં આવ્યું હતું, તે અમો નીચે આપીએ છીએ.

---

૧. મોહેનજોડારોમાં મળેલા એક કુંજા ઉપર અમુક ગુંથણકામ હતું તેને સેન્ટ્રલ ઇન્ડીઆ કૉટન કમિટી ઉપર મોકલતાં, તે સુતરનું ગુંથણકામ છે એમ તેઓએ જાહેર કર્યું હતું. વા.

સાધારણ રીતે તરત છીપાવવા માટે આપણે ચોખ્ખા પાણીનો ઉપયોગ કરીએ છીએ. પરંતુ આ ચોખ્ખું પાણી પરસેવાની પેશીઓ, તથા શ્વાસોચ્છ્વાસ તથા પેશાબ વાટે શરીર બહાર નીકળી જાય છે, અને પાછી તરસ લાગે છે. શરીરમાં અમુક પ્રમાણમાં પાણી રહેવું જ જોઇએ, અને ગરમીની ઋતુમાં જ્યારે આ પાણીનું પ્રમાણ ઓછું થાય છે ત્યારે જ્ઞાનતંતુઓ દ્વારા આપણા મગજ ઉપર તેની અસર થાય છે; અને ગળું પણ સુકાતું હોય તેથી તરસ લાગે છે. ઉનાળામાં જ્યારે ભારે તરસ લાગ્યા જ કરે ત્યારે ચોખ્ખું પાણી ન પીવું જોઇએ. ચોખ્ખું પાણી જલદીથી શોષાઇ જાય છે. આને બદલે આપણા લોહીમાં મીઠાનું જે પ્રમાણ હોય છે, તે જ પ્રમાણવાળું પાણી આપણે પીએ, તો કંઇ પણ શોષ વગર આપણા શરીરના આલ્બ્યૂમીનમાં[1] તે ભળી જઇ શકે છે. આ પ્રમાણ તે ૧૦૦૦ ભાગ પાણીમાં ૮ ભાગ મીઠું અથવા તો ૮ ટકા જેટલું છે. 'જો મીઠાનું આટલું પ્રમાણ તેમાં ન હોય તો શરીરમાંનું આલ્બ્યૂમીન નબળું પડે છે, પરસેવો વધારે થાય છે, અને શરદીનો પણ ભય રહે છે. દૂધ તરસ છીપાવવા લાયક નથી. કારણ તેમાં રહેલી ખાંડ–લેક્ટોઝ–મૂત્રાશય ઉપર અસર કરે છે; અને કોફી અને ચાની ખાંડ શરીર એકવાર ચૂસી લે ત્યાર પછી તે લગભગ પાણી જેવાં થઇ રહે છે, અને તેમાં રહેલા કેફીન ( Caffein ) તત્ત્વને લીધે પણ મૂત્રાશય ઉત્તેજિત થાય છે. ચા કોફી જેવાં બીજાં પીણાંમાં પોટાશ્યમ નાઇટ્રેટ આવે છે, અને તેમની અસર પણ તેવી જ હોય છે. કાર્બોનિક ઍસિડ ગેસ તેવી જ રીતે શરીરમાં જઇને કામ કરે છે, અને તેથી સોડા, લેમન વગેરે વસ્તુઓ પણ તરસ છીપાવવા માટે નકામાં છે.'

ઉપરનું પ્રમાણ ૧ શેર પાણીમાં માત્ર ૨ તોલા મીઠાનું જ છે, અને તેટલા પ્રમાણમાં મીઠાનો સ્વાદ પણ સારો લાગે છે. ૧ ટકાથી વધારે પ્રમાણમાં મીઠું નાખી પાણી પીવાથી તે શરીરને ઉત્તેજિત કરે છે, ( hyportonic ) અને એથી તરસ વધારે લાગે છે.*

---

૧. આપણે સાધારણ રીતે જેને લોહી કહીએ છીએ તે બ્લડ-સીરમ અને રેડ કોરપુસ્કલ્સનું બનેલું હોય છે. બ્લડ-સીરમ—લોહી અને રેડ કોરપુસ્કલ્સ–લાલ કોશો, આમાં બ્લડ-સીરમમાં આલ્બ્યૂમીન હોય છે, અને આ લેખમાં બતાવ્યા પ્રમાણે જો પાણીમાં મીઠું નાંખી આપણે પીએ તો તે સીધું બ્લડ-સીરમમાં જઇ શકે છે. (આલ્બ્યૂમીન=ઇંડાની સફેદીનું તત્ત્વ, અથવા કોઈ બીજ લઇએ, ( તરબૂચ કે કોળાનું ) તેના અંદરના ખરાં બીજ અને છાલ વચ્ચેનો સફેદ ભાગ. )

* એવું માનવામાં આવે છે કે ગરમ ઋતુમાં જેઓને પેશાબ સાથે સફેદ પદાર્થ જતો હોય તેઓ જો ઉપરના પ્રમાણમાં મીઠાવાળું પાણી પીએ તો તેઓ તે ફરિયાદમાંથી મુક્ત થાય છે.

# પુસ્તકપરિચય

**પાપીની દશા**:—લેખક: ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. પ્રકાશક: બુકસેલર સાકરલાલ બુલાખીદાસ, રીચીરોડ, અમદાવાદ. કિંમત ૦–૬–૦

મહાન કલાકાર ટોલ્સ્ટૉયને હાથે સંપૂર્ણ કલાત્મ સ્વરૂપ પામેલી આ રશિયન દંતકથાને શ્રી. હરિપ્રસાદભાઇએ ગૂજરાતીમાં રૂપાન્તરિત કરી છે, પણ આવાં રૂપાન્તરોમાં જે એક ખામી રહી જ જાય છે તે આમાં પણ રહી ગઇ છે. એનો ઉપાય જ નથી. વાર્તામાં મંગળદાસ ભૈયાનું પાત્ર વિના કારણ પાપી ચીતરાયું છે. ભૈયાને શો સ્વાર્થ હતો કે તેણે પુંજીઆને હાથે પ્રાંતીજના શેઠનું ખૂન કરાવ્યું? તેણે શા માટે પુંજીઆને આવી ઊંધી સલાહ આપી? અને આ જરા જેવા પ્રસંગને માટે ખૂન સુધીની સલાહ અપાય એ વધુ પડતું—અજુગતું લાગે એવું છે. પણ આવો પ્રસંગ ઉભો થવાનું કારણ એક જ છે કે આ વાર્તાને રૂપાન્તરિત કરવામાં આવી છે. મૂળમાં જ્યાં શેતાન છે ત્યાં અહીં ભૈયો છે. એટલે શેતાન જેમ સ્થિતપ્રજ્ઞ રહી લોકોને પાપમાં ધસડવાની પ્રવૃત્તિ નિરંતર કર્યે જાય છે તેમ અહીં બાપડા ભૈયાને પણ એવાં ગંદા કામો કરવાં પડે છે. આવી વિષમતાઓ કથામાં ન આવે અને રસક્ષતિ ન નીપજાવે એટલા માટે અમો રૂપાન્તરો કરતાં સીધા અનુવાદો જ વધુ પસંદ કરીએ છીએ. આમ વિદેશી વાતોને અપનાવવામાં ઘણી વાર આવી વિષમતાઓ આવે છે. તેનો યોગ્ય નીકાલ થાય નહિ એટલે મૂળનું કલાત્મક સ્વરૂપ વિકૃત બને છે. આમ ન થાય એ માટે સીધા અનુવાદો થાય એ જ ઇચ્છવાજોગ છે. વળી એક બીજી જ દૃષ્ટિએ પણ સીધા અનુવાદો થાય એ ઉપકારક છે. રૂપાન્તરોમાં બધા પ્રસંગો આપણા જીવનને અનુસરી લખાય છે, જ્યારે અનુવાદમાં તો તે તે દેશના જીવન અનુસાર જે જે પ્રસંગો આલેખાયા હોય તે જ કાયમ રહે છે એટલે તે વાંચતાં વાચકને તે તે દેશના જીવનનો પણ ખ્યાલ આવી શકે છે.

આટલો એક અનિવાર્ય દોષ બાદ કરીએ તો પછી આ રૂપાન્તરમાં વાંધો લેવા જેવું કશું નથી. વાર્તાનો રસપ્રવાહ વાચક સારી રીતે અનુભવી શકે છે. વાર્તાનું વાતાવરણ પણ સંપૂર્ણપણે ગૂજરાતી કરવાનો પ્રયત્ન થયેલો છે અને ભાષા તો પહેલેથી તે છેલ્લે સુધી સાદી, સરલ અને પ્રસંગાનુકૂલ રહી છે. વળી ગૂજરાતનાં સમર્થ કલાકાર શ્રી રવિશંકરે આ વાર્તાને પોતાનાં ચિત્રોથી શણગારી છે.

પણ આ પુસ્તકનું દળ (get-up) જો સારૂં હોત તો સારૂં એમ મનને થયા કરે છે. ઉપરાંત, આવાં પુસ્તકના મુખપૃષ્ઠ સામે જ 'અસલી સચિત્ર કોકશાસ્ત્ર'ની જાહેર ખબર પુસ્તકના ઉદ્દેશને કઇ રીતે ઉપકારક છે એ માત્ર પ્રકાશક મહાશય જ સમજી શકે!

**ગાંડીવ બાલોદ્યાનમાલા** :–પ્રગટ કર્તા : ગાંડીવ સાહિત્ય મંદિર, ૧૮૦ રૂવાંપીઠ, સુરત.

બાળવિહાર ૦–૧૨–૦, ટોલ્સ્ટોયની ત્રણ વાતો ૦–૪–૦, અક્કલ ૦–૬–૦, બીરબલનો બંધુ ૦–૮–૦, મૂરખરાજ ૦–૮–૦, નીલમ ૦–૬–૦, ભીષ્મ અને યુધિષ્ઠિર ૦–૪–૦, વાઘોનું વન ૦–૪–૦, બજરંગબલી હનુમાન ૦–૪–૦

આ માલાનાં પહેલાં નવ પુષ્પો અમને સમાલોચનાને માટે મળ્યાં છે. આપણે ત્યાં હમણાં હમણાં બાલસાહિત્ય ઉપર સારું લક્ષ અપાય છે એ વાતથી આનંદ થાય છે. છેલ્લાં ચાર પાંચ વરસમાં આપણું બાલસાહિત્ય ઘણું જ વધી ગયું છે. દિવસે દિવસે એ ક્ષેત્રમાં કામ કરનાર વ્યક્તિઓ પણ વધતી જાય છે અને સુશિક્ષિત યુવાનો પણ એ ક્ષેત્રમાં મન મૂકીને પ્રયત્નવાન બને છે એ વસ્તુ બાલસાહિત્યના ઉત્કર્ષ માટે ખરેખર આશાજનક છે. ભાઈશ્રી વીમાવાળા પણ કેટલોક સમય થયાં એ દિશામાં સારું કામ કરી રહેલા છે. એમનાં પુસ્તકો બાળકોમાં પ્રિય થતાં જાય છે એ તો કેટલાંક પુસ્તકોની થતી આવૃત્તિઓ જ કહી આપે છે. એમણે ઉભાં કરેલાં બાલસાહિત્યમાં વૈવિધ્ય પણ સચવાયું છે. એમણે માત્ર વારતાઓ જ આપવાનું ન રાખતાં બાળકોને જ્ઞાન આપવાનો પણ ઉદ્દેશ રાખ્યો છે. અને તે પણ બાળકોને પ્રિય થઈ પડે એવી વારતાઓની મારફતે જ. વિજ્ઞાનનાં જ્ઞાન માટે એમણે યોજેલો 'બાળવિહાર' સહેલી ભાષામાં લખાયેલો છે અને તેમાં હાલના જમાનાની નવી શોધો વિષેની સામાન્ય માહિતી આપવામાં આવેલી છે. સંપૂર્ણ કલાત્મક અને છતાં બોધપ્રદ એવી મહાત્મા ટૉલ્સ્ટોયની પણ કેટલીક વાતો એમણે બાળકોને સમજાય એવી સરળ ભાષામાં ઉતારી છે. તે ઉપરાંત ભીષ્મ યુધિષ્ઠિર અને બજરંગબલી હનુમાનનાં ચરિત્રો પણ તેમણે આપ્યાં છે. આ માલામાં ઇતિહાસ ભૂગોળનાં પુષ્પો પણ ઉમેરવામાં આવે એ ઇચ્છવાજોગ છે.

પુસ્તકને આકર્ષક બનાવવાને માટે એમણે આ માલાનું નવમું પુષ્પ અનેક શાહીથી છાપ્યું છે. પણ અમને તો આમાં ઘણા રંગો આંખને પાછી ઠેલના લાગ્યા. આવી રીતે પુસ્તકના મૂલ્યમાં વધારો કરવાનો કાંઇ અર્થ નથી. જો પુસ્તક સુંદર કાગળો ઉપર સફાઈથી અને સુંદર અક્ષરે છપાયું હોય, આંખને ગમે એવો તેનો આકાર હોય અને વસ્તુ રસમય હોય તો બાળકોને એથી વધારે કંઇ જ જોઇતું નથી. આ બાબતમાં બાલવાર્તાની નવી આવૃત્તિ તરફ બાલસાહિત્યના પ્રકાશકોની નજર પડે તો સારું. સાદાઇમાં પણ કલાને અને સૌન્દર્યને પૂરતો અવકાશ છે. જો આમ થશે તો જ બાલસાહિત્ય હોવું જોઇએ એટલું સોંઘું થઇ શકશે. નહિ તો આ માલાનાં 'નાથીનાં વન' જેવાં ચાલીસ પાનાનાં ફરફરીયાંના પણ ચાર આના આપવા પડશે.

**બાળા રામની વાર્તા** ૨:—લેખકઃ મગનલાલ મહેતા. પ્રકાશક : મણિભાઈ મ. શુક્ર, આર્યસુધારક પ્રેસ.

લેખક પોતે કેટલાંક વરસોથી ભીલોમાં કામ કરી રહ્યા છે. કામને અંગે વાતો તો કહેવી જ પડે. ભીલો સાથે ભળ્યા એટલે ભીલોની ભાષા પણ શીખ્યા. શીખ્યા વિના છૂટકો જ નથી. જેમને સુધારવા જાવ તેમની સાથે વાતો તો કરવી જ પડે ને ? એ ભાઈએ ભીલોની ભાષામાં તદ્દન સરલ રીતે રામાયણની વાત લખી છે. ભીલોનાં બાળકોને અને મોટી વયનાં માણસોને પણ તે આનંદ આપે એવા ઉદ્દેશથી લખાય છે. અમને આ પ્રયત્નની દિશા ગમી છે. આથી આવી ભાષાઓનો અભ્યાસ પણ વધશે અને એવા લોકોમાં કામ કરનારાઓને પણ એક જાતની મદદ મળશે. બીજા જે ભાઇઓ આવાં કાર્યોમાં પડ્યા છે તેઓ પણ આવા પ્રયત્ન કરે તો ભાષા ઉપર તેમણે ઉપકાર કર્યો ગણાશે. ગૂજરાતમાં ઘણી ભાષાઓ બોલાય છે. તેઓનો શાસ્ત્રીય અભ્યાસ હજી થયો નથી. આવા

ઉત્સાહી યુવકો જો પોતાના સમાજસેવાનાં કાર્ય સાથે આટલી સાહિત્યસેવા પણ કરતા રહે તો કેવું સારું!

**બારડોલીના ખેડુતો:**—લેખક: નરહરિ દ્વારકાદાસ પરીખ, પ્રકાશક: છોટુભાઇ ગોપાળજી દેસાઇ, મંત્રી, તાલુકા સમિતિ, બારડોલી, કિંમત ૦–૪–૦.

બારડોલી તાલુકાના ખેડુતોની સ્થિતિનો ખ્યાલ આપતી આ લેખમાળા 'નવજીવન' અને 'નવયુગ' પત્રોમાં આગળ પ્રસિદ્ધ થયેલી. પણ એ ઉપયોગી લાગવાથી એને આમ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવી છે. જેમને હિન્દનાં ગામડાંઓનો અને ખેતીવાડીની સ્થિતિનો અભ્યાસ કરવો હોય તેને માટે આમાં ઘણું જાણવા જેવું છે.

**નિદ્રાત્યાગ:**—પ્રકાશક, ઉપર મુજબ.

**સ્વરાજ્ય આશ્રમ પત્રિકા:**—પ્રકાશક: મંત્રી, બારડોલી સ્વરાજ્ય આશ્રમ.

પહેલામાં કાળીપરજ પરિષદોનો હેવાલ છે અને બીજામાં સ્વરાજ્ય આશ્રમની વિવિધ પ્રવૃત્તિઓનો હેવાલ છે. રેંટીઓ કેવી રીતે વધી રહ્યો છે અને આ રાનીપરજના લોકોમાં સમાજ સુધારણાની પ્રવૃત્તિને તે કેવી રીતે અને કેટલી બધી મદદ કરી રહ્યો છે તે જો જોવું હોય તો આ બે પુસ્તિકાઓ વાંચો.

**સંતતિ નિયમન:**—લેખક અને પ્રકાશક: વકીલ ગ. ના. મોડક, વડોદરા. કિંમત ૦–૮–૦.

નીતિનાશને પંથે પળનારાઓ માટે રાજમાર્ગ—લાખ્ખો વાર ચવાઈ ગયેલી દલીલો—એટલો જ પરિચય બસ થશે.

**શ્રી ગુજરાત ખાદી પ્રચારક મંડળનો હેવાલ:**—સંવત ૧૯૮૧ ના આશાડ સુદ ૧ થી ૧૯૮૨ ના આસો વદ ૦)) સુધીનો ૧૭ માસનો. પ્રકાશક: કેશવભાઇ ગણેશજી પટેલ, મંત્રી ગુજરાત ખાદી પ્રચારક મંડળ, બારડોલી.

ના.

# નોંધ

### મહાસમિતિની બેઠક

'ધી પીપલ'માં મીસ એગ્નીસ સ્મેડલી લખે છે:

"મારી ખાત્રી છે કે પંજાબનાં ધર્મનાં રમખાણો ત્યાંના લોકો અંદર અંદર જૂદા અને નબળા પડી જાય એટલા માટે જ થવા દેવામાં આવે છે; અને એનો હેતુ એ છે કે લડાઇ જાગે તો તે પ્રાંત કશું કરી ન શકે. જે હિંદુ તથા મુસલમાન નેતાઓ કોમી વિખવાદ વધારે છે, તેઓ આ આફતને મદદ કરે છે. કોમી ઝેરની લાગણી ઉપર રહેનારા ઘણા (કહેવાતા) નેતાઓ છે. હિંદમાં જેણે થોડા માસ ગાળ્યા હતા, અને અંગ્રેજ ઓફીસરોના સહવાસમાં જે ઘણીવાર આવતો, એવા એક યુરોપીઅને મને કહ્યું હતું કે ઉત્તર હિંદમાં એક

જગ્યાએ કોમી ઝઘડાને સળગાવવા ગુપ્ત પગારદારો પાછળ સરકાર મહિને રૂા. ૫૦,૦૦૦ ખર્ચે છે. અલબત્ત, આના સત્યાસત્ય વિશે હું કંઇ જ પુરાવો આપી શકું એમ નથી, અને આવી વિગત જ્યાંસુધી છૂપી પોલીસનાં દફતરો તપાસવામાં ન આવે ત્યાંસુધી પુરવાર કરી પણ શકાય નહિ....પરંતુ સત્ય વાત તો એ છે કે જે કોઈ હિંદુ કે મુસલમાન કોમી ઝઘડાને ઉત્તેજિત કરે છે તે પોતાના દેશનો દ્રોહી છે."

મીસ એગ્નીસ સ્મેડલી જર્મનીમાંથી લખે છે. કદાચ દૂરનાં લોકો આપણા ઘરના ઝઘડામાં તટસ્થ દૃષ્ટિએ વધારે સારું જોઈ શકતાં હશે; અને એટલા માટે જ અમે મીસ સ્મેડલીના શબ્દો અત્રે ટાંક્યા છે. દિલ્હીમાં જે ઐક્ય પરિષદ ભરાઈ, તે વિશે અમે અમારા ગયા અંકમાં લખી ગયા છીએ. તે પરિષદ બેઠી તે દરમીઆન પણ હિંદમાં ઠેકઠેકાણે રમખાણો થયાના સમાચાર આવ્યા હતા. ત્યાર બાદ દેશ જ્યારે બારીક સમયમાંથી પસાર થાય છે તેવે વખતે છેવટ મહાસભા સમિતિના પ્રમુખ શ્રીનિવાસ આયંગરે હિંદુ–મુસલમાનના ઝઘડાના પ્રશ્નનો ઉકેલ કરવા માટે બન્ને કોમના નેતાઓને આમંત્રણ આપીને મહાસભા સમિતિની એક બેઠક કલકત્તામાં બોલાવી. તે પ્રસંગે જે ઠરાવો પસાર થયા તેનું રહસ્ય તો એટલું જ છે કે ૧૯૨૨ પહેલાં જે જે સ્થળે જે જે રિવાજો હિંદુ–મુસલમાન કોમના ચાલુ પળાતા હતા, તે રિવાજોને માન આપીને હાલ પણ બન્ને કોમે ચાલવું. ગૌવધ તથા મસીદ પાસે વાજાં વગાડવા બાબતનો ઠરાવ સમિતિએ જો કે પસાર કર્યો છે, પરંતુ તે ઠરાવ આખું હિંદ માન્ય રાખશે કે કેમ એ એક સવાલ છે. લાલા લજપતરાય કહે છે તેમ પંજાબનો એક પણ પ્રતિનિધિ તે બેઠક વખતે હાજર નહોતો. અને ગૌવધ તથા મસીદ પાસે વાજાં વગાડવા વિશે જુદા જુદા પ્રાન્તમાં એટલા ભિન્ન અને વિરોધી રિવાજો હાલ પ્રચલિત છે, કે જ્યાંસુધી દરેક પ્રાન્તના કે શહેરના લોકોને જ એમ નહિ સમજાય કે કોમી ઝઘડા કરવાથી એકે કોમને કે સમસ્ત હિંદને કશો ફાયદો નથી, ત્યાંસુધી મહાસભા સમિતિ કંઈ પણ ઠરાવ કરશે તેનાથી કોમી વિખવાદ બંધ પડશે એમ માનવું એ જરા અતિશયતાભર્યું છે. સમિતિએ હિંદુ–મુસલમાન ઐક્ય સ્થાપવા જે પ્રયત્ન કર્યો છે, તે અતિ પ્રસંશનીય છે; પણ પરિણામ તરફ નજર કરીએ તો ઘણા પ્રાન્તોમાંથી હિંદુસભાએ તેમ જ આ ઝઘડામાં આગળ પડતો ભાગ લેનારાઓએ એમ જાહેર કર્યું છે કે તેઓને સમિતિએ લાવેલું નિરાકરણ માન્ય નથી. લાલા લજપતરાય જેવા દેશહિતચિંતકને પણ એમ લાગે છે, કે મુસલમાનો પોતે હજી હિંદુઓ સાથે સંપ કરવા તૈયાર નથી; એમનામાં હજી એટલો હૃદયપલટો થયો નથી. આવા વાતાવરણમાં મહાસમિતિએ જો કંઈ પણ ખાસ કાર્ય કર્યું હોય તો તે એ છે કે હિંદુ તેમ જ મુસલમાન નેતાઓનું એક બોર્ડ નીમીને હિંદુ–મુસલમાન કોમ વચ્ચે સમજુતી વધારવા પ્રચાર કરવો. અત્યાર સુધી ધર્માંધ મૌલવીઓ કે બીજા નેતાઓ કોમી વિખવાદ વધારવા નાશકારક પ્રચાર કર્યા કરતા હતા, તેમની પ્રવૃત્તિની અસર હિંદના જાણીતા નેતાઓ લોકોને હિંદનું ખરું હિત શામાં સમાએલું છે તે વિશે સમજુતી આપનાર ભાષણો કરે તેથી ઓછી થાય એ દેખીતું જ છે.

પરંતુ સરકાર પોતે જ હિંદુ–મુસલમાન કોમ વચ્ચે વૈમનસ્ય વધારનાર છે એમ અમને તો છેલ્લા દિલ્હીના હુલ્લડને લીધે લાગે છે. મહાત્મા શ્રદ્ધાનંદજીના ખુની અબ્દુલ રશીદને ફાંસીએ લટકાવ્યા બાદ તેનું શબ તેનાં સગાંઓને સોંપી દેવામાં આવ્યું. સરકાર તરફથી અબ્દુલ રશીદનાં સગાંઓને ખાસ લેખિત હુકમો અપાએલા હતા કે તેમણે તેના શબને સેન્ટ્રલ જેલની સામે જ

દફનાવવું. પરંતુ આ લેખિત હુકમને માન્ય રાખવામાં ન આવ્યો, અને લગભગ ૪૦,૦૦૦ મુસલમાનોના ટોળાએ એના શબને જુમ્મા મસીદમાં લઈ જઇ, ત્યાંથી પછી સરઘસમાં ફેરવ્યું. છેવટ ખારી બાવડી પાસેના સદરના પુલ પાસે મીસ્તર મોર્ગન તથા એક લશ્કરી ટુકડીએ આખા ટોળાને અટકાવ્યું, અને શબને કબજે કર્યું! સરઘસ દરમીઆન ૧ હિંદુનું મરણ નીપજ્યું, અને ૫૪ હિંદુઓ ઘાયલ થયા તથા કેટલીક દુકાનોના માલમાં લૂંટ પડી. અમોએ આ અંકમાં જ્ઞાનગોચરી વિભાગમાં દેહાંતદંડની શિક્ષાની પ્રજા ઉપર શી અસર થાય છે, તથા ફાંસીને વખતે હાજર રહેનારાઓના મન પર ખૂનીના મૃત્યુની કેવી અસર થાય છે, તે બાબત આંકડા આપ્યા છે. હિંદી સરકારને શું એટલી પણ ખબર નહિ હોય કે જેલની બહાર ચાલીસ હજાર મુસલમાનો એકઠા થયા છે, અને રશીદના શબની માગણી કરે છે? આ પરથી શું એમ નથી સાબીત થતું કે સરકાર પોતે અણીને પ્રસંગે કોણ જાણે કેમ વસ્તુસ્થિતિ બગાડવા દે છે; અને જ્યારે તેને પોતાને એમ લાગે કે 'હવે બસ' ત્યારે જ તે પોતાની લશ્કરની ટુકડીઓ વગેરે મોકલે છે! આપણી બન્ને કોમો આવી રીતે નાહક ખુવાર થાય છે તેથી માત્ર જેઓ આપણા સામાન્ય શત્રુઓ છે તેઓ જ વધારે મજબુત થાય છે. હિંદુઓનું ડેપ્યુટેશન આ બાબતમાં ન્યાય લેવા કલેક્ટર પાસે ગયું હતું; તેણે ભારે દિલસોજી દેખાડી; પણ હવે શું હિંદુ-મુસલમાનોએ ખ્યાલ કરવો ન જોઇએ કે એક હિંદુ મરણશરણ થયો. તેને બદલે એક ગોરાનું ખુન થયું હોત, અને તેટલા જ ગોરાઓ ઘાયલ થયા હોત તો સરકાર અત્યારે જેમ સ્વસ્થ બેસી રહી છે તેમ બેસી રહેત? મુસલમાનોએ પણ એટલું સમજવું જરૂરનું છે, કે આવે પ્રસંગે તેઓ લૂંટફાટ કરે, પણ અંતે સરકાર તેમના માણસોને પકડીને જેલમાં પૂરે છે; અને આવી રીતે હિંદ જ ખુવાર થાય છે.

પરંતુ આ કોમી વિખવાદનાં વાદળ એક સામાન્ય આફતને લઇને હાલ તરત વિખેરાઇ જાય એમ પણ લાગે છે. હરકોઇ રાજાને જ્યારે પોતાના દેશમાં લડાઇ સળગવાનો ભય લાગે છે, ત્યારે તે સમસ્ત પ્રજાને બહારના શત્રુ સામે લડવા મોકલે છે. એક મોટી આફતના પ્રસંગે લોકો પોતાના અંદર અંદરના ઝઘડાઓ અને સ્વાર્થબુદ્ધિ ભૂલી જાય એ સ્વાભાવિક છે. હિંદના લોકો હજી એટલા કેળવાએલા નથી કે સ્વપ્રયત્નથી જ, બુદ્ધિનું સમતોલપણું રાખી, હિંદનું જ હિત શામાં છે તે વિષે વિચાર કરી વર્તે. ઘરનાં માણસોમાં ગરીબાઇ કે નબળાઇ હોય, તો ગમે તે પાડોશી તે લોકોને અંદર અંદર લડાવી શકે છે. આપણી કંઇક આવી જ સ્થિતિ છે. હિંદ એકત્રિત થાય, તો તે આપણા સ્વપ્રયત્નથી થશે કે કેમ એ એક સવાલ છે. બહારની દુનિયાનાં વહન એવી રીતે વહે, મીસ મેયો જેવી કુંવારીકા (!) અમેરિકાથી આવી મધર ઇન્ડીઆ લખી આપણી સમસ્ત જનતાને લાત મારે, અને ઇંગ્લાંડની કોન્ઝરવેટિવ સરકાર વખત પૂરો થયા પહેલાં હિંદ માટે સ્ટેટ્યૂટરી કમીશન નીમે, અને હિંદવાસીઓને તેમાંથી બાતલ રાખે; આવાં આવાં અનેક અપમાનો આપણને બહારની દુનિયા સમક્ષ સહન કરવાં પડે, ત્યારે જ કદાચ આપણામાં ઐક્યનો ઉદ્ભવ પામે!! ઘણાં વર્ષોથી જે પ્રજા પરતંત્ર રહી હોય તે પોતાનો સ્વાર્થ પણ ભૂલી જાય એ બનવા જોગ છે.

અમે ગયા અંકમાં મધર ઇન્ડીઆ વિશે નોંધ લેતાં લખ્યું હતું કે દસ દસ વરસે હિંદને સ્વરાજ્યના રસ્તે આગળ લઇ જવા હફતા આપવા, તે વખત હાલ આવી લાગ્યો છે. ૧૯૧૯માં મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીફોર્મ અપાયા બાદ ૧૯૨૯માં તે રીફોર્મને અમલમાં મૂકવાથી હિંદ સ્વરાજ્ય માટે કેટલું લાયક (!) બન્યું છે

તે વિશે રીપોર્ટ કરવા ૧૯૨૯માં કમીશન નીમવાનું હતું. ઈંગ્લંડમાં હાલ કૉન્ઝરવેટિવ (ટોરી) પક્ષ બહુમતીમાં છે; પરંતુ પાર્લમેન્ટની જે નવી ચૂંટણી થવાની છે તેમાં ઈંગ્લંડના પોતાના ઘરના સંજોગોને લઇને[1] મજૂર પક્ષ બહુમતીમાં ચૂંટાય, અને આવતી સરકાર મજૂર પક્ષની થાય એમ વકી છે. અલબત્ત ઇંગ્લંડમાં કૉન્ઝરવેટિવ–લિબરલ–કે મજૂર પક્ષ બહુમતીમાં આવે, તોપણ ઘણે અંશે હિંદને બધું સરખું જ છે. કારણ ઈંગ્લંડની હિંદને ચૂસવાની જે પદ્ધતિ અમલમાં છે તે તો ચાલુ રહેવાની જ. ઇંગ્લાંડની મજૂર સરકારે જ ગાંધીજીને જેલમાં પૂર્યા હતા, અને હિંદનો હાલનો વાઇસરૉય, કોઇ કોઇ વાર ખેડુત–વાઇસરૉય ( Peasant Viceroy ) કહેવાય છે, તોપણ શાહી ખેતીવાડીના કમીશનના પ્રમુખ લૉર્ડ લીન્લીથ્ગોએ જે એમ કર્યું હોય કે હિંદના ખેડુતની આર્થિક સ્થિતિ સુધારવાની જરૂર છે, તો તેનો ગર્ભિત અર્થ એટલો જ કે હિંદના ખેડુતની એશઆરામની ચીજો ખરીદવાની શક્તિ ( buying–capacity ) વધારવી જેથી ઇંગ્લંડનો માલ હિંદમાં વધુ ખપે.

આજથી દસ વર્ષ પહેલા સ્વરાજ્ય શિક્ષકે જે પાઠ આપ્યો હતો, તેનો શિષ્યે શો ઉપયોગ કર્યો, તે શું શીખ્યો, હવે તેને કયો પાઠ આપવો, અગર તેણે જૂનો પાઠ બરાબર ન કર્યો હોય તો તેને શિક્ષા તરીકે નીચલા ધોરણમાં ઉતારવો કે કેમ–આવા કાર્યને માટે હાલના ટોરી સરકારને એમ લાગ્યું કે હિંદના હિતની ખાતર જો તેઓના હાથમાં સત્તા છે ત્યાંસુધીમાં જ એક કમીશન નીમી નાંખે તો સારૂં. એક બાજુ મીસ્તર બૉલ્ડવીન, બીજી બાજુ કોઇની પણ સલાહ ન પૂછે એવા લૉર્ડ બર્કનહેડ. હિંદના 'ખેડુત વાઇસરૉયે' પોતાના સૌજન્યથી હિંદના તમામ નેતાઓને ખાનગીમાં મસલત કરવા બોલાવ્યા: પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે ઈંગ્લંડમાં કમીશનમાં નીમાએલાઓનાં નામો બહાર પડ્યાં ત્યાર પહેલાં તે નામો હિંદમાં બહાર આવ્યાં ! તે કમીશન ઉપર એક પણ હિંદીને મૂકવામાં આવ્યો નથી. આનું કારણ એ દર્શાવવામાં આવ્યું છે કે હાલ પ્રસરેલા કોમી વિખવાદને અંગે, તથા મીસ મેયોએ જે ઉદારતાથી આખી દુનિયાને હિંદુ સમાજમાં રહેલી બીજી નાની કોમોની જાણ કરી છે તેમના હિતને માટે, બ્રાહ્મણ–અબ્રાહ્મણના ઝઘડાને લીધે, ઇંગ્લંડના અધિકારીઓને એક પણ નિષ્પક્ષપાત હિંદી મળવો મુશ્કેલ છે.

આવા શાહી કમીશન વિરુદ્ધ સમસ્ત હિંદનો સખત વિરોધ હોય એ સ્વાભાવિક છે. લીબરલ–સ્વતંત્ર પક્ષ, સ્વરાજીસ્ટ, અસહકારી, હિંદુ સભાના નેતાઓ તથા આગેવાન મુસલમાન નેતાઓ[2]–આખો દેશ આ કમીશનનો બૉયકોટ કરવાના મતનો છે. હિંદના રાજ્યદ્વારી નેતાઓની એક માગણી છે–કે

---

૧ ઇંગ્લંડમાં છેલ્લી કોલસાની હડતાલ પ્રસંગે ટોરી પક્ષની હાલની સરકારે કોલસાની ખાણના મજૂરો તરફ બહુ જ ખરાબ વલણ દેખાડેલું; અને હજી પણ ઘણા કામદારો બેકારીમાં સોસાય છે. હમણાં જ મજૂર પક્ષના આગેવાન રેમ્સે મેકડોનલ્ડે પાર્લમેન્ટમાં કોલસાની ખાણમાં હડતાલ પછી તે દરમીઆનની સરકારની વર્તણૂક સામે ઠપકાની દરખાસ્ત મૂકી છે; અને મી. બાલ્ડવીન તેનો સીધેસીધો જવાબ આપી શક્યા નથી.

૨ દિલગીરીની સાથે કહેવું પડે છે કે પંજાબના કેટલાક મુસલમાનોએ તથા શીખોએ તથા મુંબઇના મીસ્તર જીણાભાઇ જેવાઓએ સમસ્ત હિંદી પ્રજાના મતની વિરુદ્ધ કમીશન સમક્ષ જુબાની આપવાનો ઠરાવ કર્યો. આવા ઠરાવો 'લંડન ટાઇમ્સ' મોટા અક્ષરે પોતાના પત્રમાં છાપે છે, અને ઑબ્ઝર્વરની જેમ વિરોધી ઠરાવોને દાબી દે છે.

હિંદમાં કઇ જાતનું સ્વરાજ્ય જોઇએ, હિંદે કયા બંધારણ દ્વારા પોતાની સ્વતંત્રતા વ્યક્ત કરવી જોઇએ વગેરે બાબતોનો નિર્ણય કરનાર કમીશન ઉપર હિંદના નેતાઓને સ્થાન મળવું જોઇએ. હિંદના નેતાઓને સ્થાન મળવું જ જોઇએ. હિંદને પોતાનું ભાવિ ઘડવાનો અધિકાર હોવો જ જોઈએ. (મળવો જોઇએ એમ પણ નહિ.) બીજી મુખ્ય બાબત એ છે કે જો આવી જાતનું–માત્ર પાર્લમેન્ટનું જ કમીશન નીમાય, તો કમીશનને હિંદી સરકાર તરફથી કયાં દફતરો તપાસવા મળે છે, કયા સકર્યુલરો જોવા મળે છે. તથા કમીશન પોતે કઈ ભલામણ કરે છે, અને ખાનગી વ્યવહાર શું શું ચાલે છે તેની ખબર આપણા કોઇ હિંદીને પડે નહિ. માટે જ હિંદના આગેવાનોએ સમાન હક્કે કમીશનમાં બેસવાની માગણી કરી છે. ઇંગ્લંડનો મજૂર પક્ષ અત્યારે તો હિંદના પક્ષમાં બહુ બોલે છે, અને છેવટના સંદેશામાં તો લૉર્ડ બર્કેનહેડે પણ હિંદના નેતાઓને બહુ ઉતાવળા ન થવાની સલાહ આપી છે; એટલે આગળ શું થાય છે તે જોવાનું છે.

* * *

## પૂનાની કૉલેજમાં ફરજીઆત વ્યાયામ

ગૂજરાત અને દક્ષિણના પ્રશ્નો એક નથી એ બાબતથી કોઈ અજાણ્યું નથી. ગૂજરાતમાં પૈસો છે એટલે હાલનું યુનિવર્સીટી શિક્ષણ કોઇ ન લે તોપણ અહીં ચાલે એમ છે; જ્યારે દક્ષિણનો યુવાન શિક્ષણ ન લે તો ભૂખે મરે એમ છે. વસ્તુસ્થિતિના આ ફરકને લીધે ગૂજરાતને પોતાને ફાયદો છે કે હાનિ છે એ પ્રશ્ન વિચારવા જેવો છે. ગૂજરાત વાણિજ્ય પ્રધાન દેશ છે, એટલે પૈસો જ માણસની યોગ્યાયોગ્યતા વિશેનું ધોરણ બાંધે છે—પૈસા વગરનો માણસ આપણે ત્યાં ગમે તેટલો બુદ્ધિશાળી હોય તોપણ સેવાધર્મનો માર્ગ સ્વીકારતાં પહેલાં એને કેટલુંય સહન કરવું પડશે. પૂના આપણે ત્યાંથી પૈસો લઇ જાય છે, અને એ શહેર દૂર છે એથી આપણો ધનવાન વર્ગ માત્ર પૈસા આપીને જ દૂર રહે છે, ત્યાંની સંસ્થાઓમાં એ વર્ગ દખલ કરી શકતો નથી; જ્યારે અમદાવાદમાં જ પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટી જેવી કોઇ સંસ્થા કાઢવામાં આવે તો આપણા ધનવાન વર્ગને એના બંધારણમાં અને વ્યવસ્થામાં અમુક સત્તા જોઇશે જ. પૈસો આપણી માનવતાનું ધોરણ છે; અને જેમનામાં વિદ્વત્તા હોય તેઓ પણ પૈસો મેળવવા ખાતર જ એ વિદ્યાનો વિકાસ કે ઉપયોગ કરે છે. પૂનામાં વિદ્યા એ પુરુષનું ધોરણ છે. ગૂજરાતે ઘણા સૈકાઓથી પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવ્યું છે, જ્યારે પૂનામાં સ્વાતંત્ર્યની યાદગિરી હજી તાજી છે એ પણ એનું એક કારણ હશે.

આથી પૂનામાં શિક્ષણની કેટલીય સંસ્થાઓ હાલ ચાલે છે, અને આચાર્ય શ્રી આનંદશંકરભાઇને પણ પૂનાની સંસ્થાઓ જોઇને સાત્વિક દ્વેષ થાય છે એમ એમણે આપણને કહ્યું છે.

કેળવણીના વિષયમાં આપણા આળસને લઇને આપણે વિદ્વત્તામાં ઘણા પછાત રહી ગયા છીએ, અને અસહકારને લીધે આપણા કેળવણીના પ્રદેશમાં સ્વતંત્ર વિચારો આવ્યા છે ખરા, પરંતુ બહારની દુનિયામાં આજે શું બને છે તે તરફ આપણી ઉદાસીન વૃત્તિને લઇને આપણે અજ્ઞાન અને પછાત રહી ગયા છીએ. સહકાર અને અસહકારની વચ્ચે વિચારમાં ગમે તેટલો ભેદ હોય, પરંતુ આચારમાં તો બહુ ઝાઝો ભેદ રહ્યો નથી. પણ પૂનામાં સરકાર પાસેથી જેટલો ફાયદો મળી શકે તેટલા પૂરતા તેઓ સહકાર કરે છે; અને આથી યુનિવર્સીટી વગેરેના ફાયદાઓનો તેઓ વધારે લાભ ખેંચે છે.

પૂનાની તમામ કૉલેજોમાં થોડા વખત પહેલાં ફરજીઆત વ્યાયામ દાખલ કરવામાં

આવ્યો છે, અને તે માટે ખાસ બે પગારદાર શિક્ષકો રાખવામાં આવ્યા છે, એટલું જ નહિ પરંતુ કેટલાએક શારીરિક વ્યાયામમાં આગળ વધેલા વિદ્યાર્થીઓને રૂા. ૨૦) જેટલી માનદ રકમ (honorarium) આપીને પણ રોકવામાં આવ્યા છે.× આ તમામ ખર્ચને પહોંચી વળવા માટે રૂા. ૭૦૦૦)ની રકમ પણ મંજુર કરવામાં આવી છે.

આપણે અહીં અસહકારને લીધે સરકાર કે યુનિવર્સીટી તરફથી કંઇ પણ રકમ લઇ શકાય નહિ તેવી મનોદશા છે અને સરકારી કોલેજ કે શાળાઓમાં પ્રોફેસરો તેમ જ શિક્ષકો પરતંત્ર વાતાવરણમાં એટલા જકડાઇ ગયેલા હોય છે કે તેઓને આ દિશા તરફ કંઇપણ પ્રયત્ન કરવાનું સુઝતું નથી. અસહકારમાં હજી પણ સ્વતંત્ર વાતાવરણનો થોડોઘણો ફેર હશે ખરો, પરંતુ સ્વાતંત્ર્યનો ઉત્સાહ જો કોઇ મૂર્ત પરિણામમાં ન બહાર પડે તો પણ તે નકામો જ છે. આપણે હવે સમજવું જરૂરનું છે કે સ્વાતંત્ર્ય પણ એક ધ્યેય નથી જ; પરંતુ તે પણ ઉચ્ચતર જીવન માટેનું ઉત્તમોત્તમ સાધન છે. સ્વાતંત્ર્ય હોય છતાં પણ મનુષ્યજીવન સડેલું હોઇ શકે છે: (જુઓ સાનફ્રાન્સીસ્કો, અમેરિકામાં વપરાતી પરસેવા-પેટી sweat-boxes). આપણે જો સરકારની મદદ આપણી પ્રગતિ સાધવામાં ન લેવા માગતા હોઇએ તો આપણે ઉલટો વધારે મહાન પ્રયત્ન કરવો જરૂરનો છે. અમદાવાદમાં પૈસા છે, જો ધારે તો શારીરિક વ્યાયામની ખીલવણી માટે માણસો પણ મળી શકે એમ અમને લાગે છે, તો આ બન્ને વર્ગ સહકાર સાધીને અમદાવાદમાં ફરજીઆત વ્યાયામ શા માટે દાખલ ન કરવો?

હાલ અમદાવાદના યુવાનોમાં ઐક્ય અને સંગઠન સ્થાપવા અમદાવાદ યુવકસંઘની સ્થાપના થઇ છે; તેઓ મ્યુનિસિપાલીટીદ્વારા ઉભેલ અમુક લત્તામાં ૧૦ થી ૨૧ વર્ષના યુવાનવર્ગ માટે ફરજીઆત વ્યાયામ એક અખતરા રૂપે દાખલ કરાવી શકે એમ અમારૂં માનવું છે. વ્યાયામથી થતા ફાયદા તરફ હજી આપણી પ્રજાનું લક્ષ ખેંચવાની અતિશય જરૂર છે. શુદ્ધ વ્યાયામ અને આરોગ્ય સ્થિતિથી માણસમાં જે મનની પણ શુદ્ધિ ઉતરી આવે છે, તેની ઓળખ હજી ગૂજરાતને ઘણે અંશે કરવાની બાકી જ છે.+

ફરજીઆત વ્યાયામ ઉપરાંત ફરજીઆત કેળવણી દાખલ કરવા ત્યાંના લોકલ બોર્ડે સરકારને અરજી કરી છે, તે પર હજી સુધી સરકારે કંઇ જ ધ્યાન આપ્યું નથી; તેથી ત્યાંના લોકલ બોર્ડે એવો ઠરાવ કર્યો છે કે સરકાર જો ફરજીઆત પ્રાથમિક કેળવણી માટે જો કંઇ મદદ ન આપે, તો બોર્ડ કેળવણીનું કામ પાછું સરકારને સોંપી દેવું. આ ઉપરાંત એક ટેરીટોરીઅલ ફોર્સ—લશ્કરની ટુકડી ઉભી કરવા માટે પણ ત્યાંના કલેક્ટર તથા આગેવાન રાજ્યદ્વારી પુરુષોની એક સમિતિ નીમવામાં આવી છે. દક્ષિણની આ બધી પ્રવૃત્તિઓ જોતાં આપણને એમ લાગ્યા વગર રહેતું નથી કે ગૂજરાતમાં ધન હશે તોપણ એક દિવસ જ્ઞાન અને વિજ્ઞાનને લઇને દક્ષિણ આપણા કરતાં વધારે જાહોજલાલીવાળું થશે. આપણો પૈસો ખાસ કરીને મીલોમાં જ વપરાય છે; જ્યારે તેમને ત્યાં સંઘબળ એટલું છે કે ગ્લાસ વર્ક્સ, ખેતીનાં ઓજારો બનાવવાનાં કારખાનાં અને ફલફળાદિની વાડીઓ પણ પુષ્કળ છે; આ બધા એમના ધંધા છે; અને તેમાં તેઓ પણ ધનસંચય કરવા માંડ્યા છે. ગૂજરાત પોતાની જૂની પદ્ધતિને જરા છોડીને બીજા પ્રદેશોમાં પણ કંઇક સાહસ કરતાં શીખશે ખરૂં કે?

* *

---

× એક સત્રના લગભગ ૩૬ દિવસ વિદ્યાર્થીઓ વ્યાયામ લઇ શકશે.

+ દિલગીરી સાથે અમારે અહીં જણાવવું પડે છે કે હાલનાં માબાપોમાં વ્યાયામ વિષે તદ્દન ખોટા ખ્યાલો જ બંધાઇ ગયા છે. અમદાવાદમાં બે માસ પહેલાં હિંદુ-મુસલમાનનો એક ઝઘડો થઇ ગયો, ત્યારબાદ અમદાવાદની એક વ્યાયામશાળામાં જ્યાં પહેલાં લગભગ સોએક વિદ્યાર્થીઓ જતા તેમની હાજરી માત્ર ૩૦ કે ૪૦ની જ થઇ ગઇ. પૂછતા એમ ખબર મળેલી કે માબાપ પોતે પોતાનાં છોકરાંઓને વ્યાયામશાળામાં જવાની ના પાડે છે.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૫ માગશર, પોષ : ૧૯૮૪ અંક ૨

## અર્ઘ્ય

કદી મ્હારી પાસે વન વન તણાં હોત પુલડાં,
રૂપાળાં ઓજસ્વી સુરભિ ઝરતાં હાસ્ય કરતાં;
સજેલાં વા રંગે પુલકિત ઉષા સાન્ધ્ય નભનાં,
વિખેરી તે માર્ગે તુજ હૃદય આલ્હાદ ભરતે—

કદી મ્હારી પાસે ઝગમગ થતા હોત હીરલા,
પ્રભાવન્તા, દૈવી, ત્રણ ભુવનના દીપ સરખા,
કરીને ઉમંગે તુજ પથ મહીં રોશની સદા,
ધરી દેતે સર્વે હરખ થકી ત્હારે ચરણ હું—

પરંતુ ભીખારી મુજ ગરિબ પાસે નહિ કશું,
મીઠાં સ્વપ્નાં હૈયે મુજ ધન, અને થોડી કવિતા;
હું તો વેરું એ સૌ તુજ પથ મહીં વ્હાલ ધરીને,
જરા ધીમે ધીમે પગ તું ધરજે—છે મૃદુલ એ.

સ્નેહરશ્મિ

# પ્રેમાનન્દનો હાસ્યરસ

## ૨

### મામેરૂં

'મામેરૂં' જેવાં ઈશ્વરચમત્કારનાં કાવ્યો સમજવામાં એક વાત યાદ રાખવી જોઈએ કે કવિ પોતે એ ચમત્કારને આ કાવ્ય પૂરતો પૂરેપૂરો માને છે. પ્રેમાનન્દ તો કાવ્યદૃષ્ટિ એક બાજુ રાખતાં જીવનના અને વ્યવહારના તથ્ય તરીકે પણ તે માને છે પણ એ અહીં પ્રસ્તુત નથી. આ તરફ ખાસ ધ્યાન દોરવાની જરૂર એટલા માટે છે કે ઘણા વિવેચકો નરસિંહ મહેતાના મામેરાના ચમત્કારનો એવો ખુલાસો કરે છે કે નરસિંહ મહેતાને બરાબર મામેરાના પ્રસંગે કોઈ ધનાઢ્ય ભગવદ્‌ભક્ત વાણિયાએ મદદ કરી હશે અને નરસિંહે તેને ઈશ્વરનો ચમત્કાર માન્યો હશે. હકીકત તરીકે પરીક્ષા કરતાં મને આ ખુલાસો અપૂર્ણ લાગે છે. પણ હકીકતની દૃષ્ટિ જુદી છે અને કાવ્યના રસાસ્વાદની દૃષ્ટિ જુદી છે. હકીકત તરીકે ગમે તેમ માનો, હકીકત તરીકે એ ખોટું માનતા હો તોપણ, કાવ્ય તરીકે આ સાચું માની શકે એટલું કલ્પનાબળ હોય તો જ આ કાવ્યનો રસાસ્વાદ લઈ શકાય. હાલના હેતુવાદના જમાનામાં આવી કલ્પના જે ન કરી શકે તેને માટે આ કાવ્ય કદાચ કાવ્ય જ ન રહી શકે.

સુદામાચરિત્રમાં પણ ચમત્કાર તો આવે છે. પણ ત્યાં આ તરફ ધ્યાન દોરવાની એવી જરૂર નહોતી. ત્યાં ચમત્કાર છે પણ તે કાવ્યનાં બધાં પાત્રો કૃષ્ણને ઈશ્વર અને ઈશ્વરી ચમત્કારશક્તિ વાળો માને છે. તેનાં પાત્રો પોતાની પરિમિત શક્તિને લીધે ઈશ્વરની શક્તિનો કે તેની કાર્યપદ્ધતિનો પાર પામી શકતાં નથી તેથી હાસ્ય નિષ્પન્ન થાય છે, પણ ઈશ્વરની શક્તિને માને છે. મામેરામાં, નરસિંહ મહેતો ઈશ્વરની પ્રસાદશક્તિથી કામ કરી શકે છે એ વસ્તુ તરફ જ ઘણાં પાત્રોને અશ્રદ્ધા અને અનાદર છે અને તેનાથી જ હાસ્ય નિષ્પન્ન થાય છે. માટે અહીં આ કહેવાની જરૂર છે. ઈશ્વરની પ્રસાદશક્તિ એ કાવ્યમાં એક સદ્ વસ્તુ છે અને છતાં પ્રાકૃત જનો તે માનતાં નથી એ રીતે હાસ્ય વ્યક્ત થાય છે.

મામેરામાં ખરી રીતે હાસ્યના બે પ્રવાહો એક સાથે ચાલે છે. નરસિંહ જેવો ભક્તજન, પોતાની ભક્તિમાં જ કેવળ લીન છે, વ્યવહારથી પરાઙ્મુખ છે, વ્યવહારના રીત રિવાજો જાણતો નથી, જાણી શકતો નથી, જાણવા તરફ બેદરકાર છે, અને તેથી વ્યવહારની પ્રણાલિકામાં તેનું વર્તન વિપરીત થાય છે અને તે હાસ્યનો વિભાવ બને છે. બીજી તરફ જગતનાં પ્રાકૃત જનો, જેમને મન આ પ્રણાલિકા એ જ જીવનનું રહસ્ય છે તેઓ અનેક ભાવોથી મહેતાની મશ્કરી કરે છે એ કંઈક હાસ્યનો અનુભાવ થાય છે. પણ તેમ કરવા જતાં એ વ્યવહારવીરો પોતાનો દંભ, વ્યવહારલુબ્ધ દૃષ્ટિ, વ્યવહારની પાર જોવાની અશક્તિ, અને

પોતે જેને ડહાપણ માને છે તેમાં જ પોતાની પામરતા વ્યક્ત કરે છે તે ફરી હાસ્યનો વિભાવ બને છે. હાસ્યનો આ બીજો પ્રવાહ વધારે માર્મિક છે, સૂક્ષ્મ છે અને ઉન્નત પણ છે. આ હાસ્યથી કાવ્યમાં કયું સત્ય વ્યક્ત થાય છે તે આપણે છેવટે જોઈશું. દરમિયાન, ઉપર જે સામાન્ય રીતે કહ્યું તે કાવ્યમાં કેવી રીતે પ્રતીત થાય છે તે જોઈએ.

મહેતાને રાધાકૃષ્ણનો વિહાર પ્રત્યક્ષ થયો છે અને કૃષ્ણે જ તેને કહ્યું છે કે

દુઃખ વેળા મને સંભારજે, હું ધાઇ આવીશ તત્કાળ.
કરજે તું કીર્તન ભક્તિ મારી, તરીશ ભવ સંસાર;

(કડવું ૨)

મહેતાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો છે પણ તેમના ઢંગ માણસોથી–નાગરોથી જુદા જ છેઃ

દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે.
સાધુ વેરાગી વૈષ્ણવ સંગ, શંખ તાળને વાજે ચંગ;
ચોક માંહી તુળસીનાં વંન, અહનિંશ થાયે કીર્તન.
નહિ ખેતી હુન્નર વેપાર, હરિ ભગત મહેતો તદાકાર;
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઇને દહાડા નિગમે.
વિશ્વંભર પૂરૂં પાડે અન્ન, વિશ્વાસ ઘણો મહેતાને મંન;

મહેતાને પત્ની છે, પુત્ર છે; પુત્રવધૂ છે, પુત્રી છે. તેમાં પુત્ર મરણ પામે છે, ઘેર પુત્રવધૂ વિધવા થાય છે અને મહેતાની પત્ની પણ ગુજરી જાય છે. લોકાચાર પ્રમાણે

સ્ત્રી પુત્ર મરતાં રોયાં લોક, મહેતાને તલ માત્ર ન શોક;
ભલું થયું ભાંગ્યો જંજાળ, સુખે ભજશું શ્રી ગોપાળ.

મહેતાની પુત્રી કુંવરબાઈ ઊના ગામે સાસરે જાય છે, તેને શીમંત આવે છે. કુંવરબાઈ બિચારી દુખિયારી છે, તેનો ધણી 'લઘુવેપ' છે, પત્નીનો આ પ્રસંગ સાચવી શકે તેમ નથી. તેનાં સાસરિયાંની વહુ તરફની વર્તણુક ગુજરાતી સંસારમાં વ્યાપી ગયેલી વિષમતાનો ખરેખરો નમૂનો છે. ગુજરાતના સંસાર વ્યવહારને બરાબર ઓળખનાર પ્રેમાનન્દ આ ચિત્ર અદ્ભુત રીતે આપે છે:

કુંવરબાઇનું આવ્યું સીમંત, સાદર વાત ન પૂછે કંથ.
રૂપ દેખી અતિ વહુવર તણું, સાસરિયાં મન હરખે ઘણું;

સાસરિયાંને વહુનું સીમંત જોવાનો ઓરિયો હોય છે, સીમંત જોઈ તેઓ હરખે છે છતાં વહુ તરફનો તેમનો અકારણ જુલ્મ જરા પણ ઘટતો નથી. ઉલટો દાંભિક દયાને રૂપે અતિ તીક્ષ્ણ બને છેઃ

કહે મહેતો હરિનો છે દાસ, મોસાળાંની શી કરવી આશ.
વહુનો ઓરિયો વીતે ખરો, કાંઇક મોસાળું ઘરથી કરો;
દુર્બળની દિકરી રાંકડી, આચાર કરી બાંધો રાખડી.
ન કહાવ્યું પિયર ન કોને કહ્યું, પંચમાસી તો એળે ગયું;

કુંવરબાઈ સાસુને પાય પડી મનાવે છે અને મહેતાને જુનાગઢ સુધી મોકલવા વીનવે છે. તેને સાસુનાં મેણાં સાંભળવાં પડે છે:

હાં વહુવર તને ઘેલું લાગ્યું, મા મુઇ ત્યારે મહિયર ભાંગ્યું;
તાલ વજાડે કીર્તન કરે, નાચી ખૂંદીને ઉદર ભરે.
દરિદ્ર ઘરમાં ફેરા ફરે, તે મોસાળું ક્યાંથી કરે;
જે સગાંથી અર્થ નવ સરે, શું થાયે તેને નોતર્યે.
મહેતાને વહાલું હરિનું નામ, લેવા મળશે બાણું ગામ;
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમાં થઇએ ફજેત.
તમારો સસરો લાજે બાઇ, વણ આવે સરશે વેવાઈ.

(કડવું ૩)

વ્યવહારદષ્ટિએ, પોતાની સ્વાર્થદષ્ટિએ, આ કેટલું સાચું છે! અને છતાં કેટલો કારી કટાક્ષ છે! ઘણીવાર હાસ્યની સાથે મર્મવેધી કરુણ હોય છે તેના આવા અનેક દાખલા મામેરામાંથી મળશે.

છેવટે સાસુ કબુલ કરે છે, સસરાને કહી નરસિંહ મહેતાને કંકોતરી મોકલે છે. નરસિંહ મહેતા મોસાળું કરવા નીકળે છે. એ સંઘનું વર્ણન પ્રેમાનન્દ પોતાની અમર વાણીમાં કરે છે. સદ્‌ગત નવલરામભાઈ કહે છે કે "આ વીશ લીટીઓ આખી ગુજરાતી ભાષામાં બહાર પડતા નિર્મળ હાસ્યરસનો એક નમુનો છે...એ ખરેખર હાસ્યરસનો સમુદ્ર જ છે... આમાંથી થોડી એક લીટીઓ પણ મોઢે નહિ હોય એવું ભાગ્યે જ કોઈ નીકળશે." પ્રેમાનન્દની સ્તુતિ તરીકે છેલ્લું વાક્ય ખરૂં છે છતાં એ વાક્ય અત્યારે ખરૂં પડે કે કેમ તે સંબંધી મને વહેમ છે. હું તો આખું વર્ણન નીચે આપું છું:

જુની વેલને પૂંસરિ વાંકી, સાંગી સોટા ભાગીજી;
ફોના તળાયા ને ફોની પિંજણિયો,બળદ આણ્યા બે માગીજી.
મહેતાજી મામેરે ચાલ્યા, સમર્થ શ્રી જગદીશજી;
ત્રણ સખિયો સંઘાતે ચાલી, વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની કાચલીનો, તેમાં બાળમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ઠ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુલસીમાળજી;
નરસૈયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.
બળતીમુ બળદો શું દોડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
શોર પાડે ને તાળ ચટાવે, જે જે વૈકુંઠનાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી લિયજી;
પડ્યાને પૂંછ મરડી ઉઠાડે, કૌતુક કોટી થાયજી.
સાથે સાથ નજરવાં દીસે, રથવત્માં બહુ વાટજી;
સાંગીનો બહુ શબ્દજ ઉઠે, સૂચવે છે બહુ ચાકજી.

આ સંઘ ઊના આવી પહોંચે છે. વહેવાઇઓ મળે છે અને 'નાગરનો સાથ' સામગ્રી જોઈ જોઈને હસે છે. પછી 'ઝાઝા માંકડ ને ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારા હુવા.' હવે મહેતાની મશ્કરી કરવાનો નાગરાણીઓનો વારો આવે છે. અને એ ફૂટડી, ડાહી, ચકોર સ્ત્રીઓ દરેક જુદી જુદી રીતે મહેતાની મશ્કરી કરે છે. ગુજરાતમાં જ્યારે નાત એ જ જીવનનો સર્વ વ્યવહાર હતો ત્યારે આ સગાંની મશ્કરી કરવાની કળા ખરેખર ટોચે પહોંચી હતી:

વેવાઇ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી.
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ;
મહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મહેતાને નમે, સારું થયું જે આવ્યા તમે;
માંહો માંહિ કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરિ.
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર ત્રૂઠડો;
કુંવર વહુનું લાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મહેતાજી તણા, બગાઈઓ શબ્દ કરે છે ઘણા;
વન્‍લડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ.
આ ગાંઠડી વળગણીએ લટકે, તાળના જોડા બાંધ્યાં પટકે;
તુલસી કાષ્ટ તણો એ ભારો, હવે મામેરાનો શો કધારો.
છાબમાં તુળશી દળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરૂં થાશે.
એમ નાગરી કૌતુક કરે, ટાળ કરીને પાછી ફરે;

(કડવું ૫)

કુંવરબાઈ સાંભળે છે કે તેના પિતા આવ્યા છે. મળવા જાય છે. કુંવરબાઈની ઉત્સુકતા જોઈ નણદી વળી મેણાં મારે છે:

આ શું પિતા પુત્રીનું હેત, શાને કરવા આવ્યો ફજેત.
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વેરાગીનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથી નબાપાં ભલાં.

પણ કુંવરબાઇએ પણ એ જ અવિભક્ત કુટુંબની તાલિમ લીધી છે. સાસુ આગળ તે ગમ ખાઈ ગઈ હતી પણ નણદીને તો સંભળાવી દે છે:

નણદી શું મચ્છર આવડો, પુંઠળથી બાઇ શું બડબડો.
સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભ જ ઘણો:
કોનો પિતા લખેશરિ કહાવે, તે તો મારે શે ખપ આવે.
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.

નણદી આગળ માર્મિક વચનથી પોતાના પિતૃકુલનું અભિમાન દાખવે છે પણ અત્યારસુધી મેણાં સલા કરેલાં તેનું બધું દુઃખ બાપ આગળ રોષ કરીને ફાટી નીકળે છે. કુંવરબાઈ

મહેતાને આમ કશી તૈયારી વિના આવવા માટે સખ્તમાં સખ્ત ઠપકો આપે છે, અને પોતાની માતા મરી ગઈ તે દુર્ભાગ્ય માટે મહેતા આગળ કલ્પાન્ત કરે છે, જેમાં

ઘડો ફૂટે રઝળે ઠીંકરી, મા વિના એવી દીકરી

જેવી ઘણી ગુજરાતમાં ઘરગથુ થઈ ગયેલી પંક્તિઓ આવે છે. નવલરામભાઈ કહે છે કે નરસિંહ મહેતા જેવા ભક્તની દીકરીના મોઢામાં આ શબ્દો શોભે નહિ. પ્રેમાનન્દ પાત્રતાની ઔચિત્ય ઘણીવાર નથી જાળવતો એ ખરૂં, પણ અહીં એ પણ વિચારવાનું છે કે મા બેઠી હોત તો આવું ન જ બનત. વળી કુંવરબાઈ કાંઈ ભક્ત નથી, અત્યાર સુધી સાસરિયાંનાં મેણાં ટોણાંથી તેના મનમાં રોષ ભરાઈ રહ્યો હતો. પિતા આવી આ મેણાંથી મુક્ત કરશે એવી તેને આશા હતી * અને ત્યાં મહેતાના ઢંગ જોઈ, તે નિરાશ થાય છે, અને, ઘણીવાર બહારના મૂંગા જુલ્મથી દુઃખી થએલું માણસ સ્વજન પાસે હાયવરાળ કાઢે છે તેમ, તે મહેતા પાસે બોલે છે. નવલરામભાઈ યોગ્ય જ કહે છે કે ગુજરાતના સંસારનું એમાં અચ્છું ચિત્ર હોવાથી તે લીટીઓ એટલી લોકપ્રિય થઈ છે. આપણા વિષયને તે સાથે આથી વધારે સંબંધ નથી.

મહેતા હરિ ઉપર વિશ્વાસ રાખવા સમજાવે છે અને મોસાળામાં શું શું જોઈએ તેની નોંધ સાસરેથી લાવવા કહે છે. કહ્યાગરી દીકરી તે માની જાય છે, સાસરામાં જઈ યાદી માગે છે. સાસુને પૂછ્યું તો સાસુ તો હસી કાઢે છે.

મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુલસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફુંકશે.

પણ ઘરમાં વડસાસુ બહુ ભારે માણસ છે. તે હરિગુણ ગાનારી છે એટલે જાણે મહેતાની ભક્તિ ઉપર તેને ભરોંસો હોય તેવો ઢોંગ કરી, 'પરમારથી' થઈ, કુંવરબાઈનું ઉપરાણું તાણતી હોય તેમ 'પરમ વચંન' બોલવા માંડે છે:

વડસાસુ ઘણું ભારે માણસ, બોલ્યાં પરમ વચંન; વહુજી;
વડી વહુઅર તમે કાંઈ નવ જાણો, છે મહેતો વૈષ્ણવજંન. વહુજી.
જેને સ્નેહ શ્યામળિયા સાથે, તેને શાની ખોટ; વહુજી;
પહેરામણી મનગમતી માગો. કરો નાગરી ગોઠ. વહુજી.
કુંવરબાઇને કાગળ આપ્યો, લખો લખાવું જેમ; વહુજી;
રૂડા વહેવાઈ આંગણે આવે, કોડ ન પહોંચે કેમ. વહુજી.
લખો પાંચશેર કંકુ જોઇએ, શ્રીફળ લખો સેં સાત; વહુજી;
વીશમણ વાંકડિયાં ફોફળ, મળશે મોટી નાત. વહુજી.
પાંચ વસ્ત્રના પંચવિંશ વાધા, ચાર ચોકડી તાસ; વહુજી;
લખો પછેડી પંદર કોડી, પટોળાં પચાસ. વહુજી.
સાઠેક મુગટા ને સો એક સણિયાં, ચીર લખો ચાલીસ; વહુજી;
ધોતિયાં તો બ્રાહ્મણને જોઈએ, તે લખો કોડી સાર. વહુજી.

(કડવું ૩)

* કંઈ નામ થાય જો પૃથ્વી તળે, સાસરિયાંનું મેણું ટળે.

બે કોડી જરકશીની સાડી, રેશમી કોડી બાર; વહુજી;
સાદિ સાડીયો લખો ત્રણસેં, છાયલ લખો સેં ચાર. વહુજી.

... ... ... ...

સોલસેં લખો શેલા સાળુ, તેલ પાનનો શો આંક, વહુજી;

(અને આ તો બધું કાંઈ બરાબર લખાવ્યું નથી. રાંક બાપને બહુ ચોક્કસ કેમ લખાવાય!)

આશરા પડતું મેં લખાવ્યું, બાપ તમારો રાંક. વહુજી.

આ બધો તો સામાન્ય વ્યવહાર લખાવ્યો. પણ કેટલુંક તો અવશ્ય કરવાનું તે કાંઈ લખાવ્યા વિના ચાલે?

તમને સોળ શણગાર ચડાવે, બાપ લડાવે લાડ; વહુજી;
ઘટે જમાઇને સોનાનાં સાકળાં, તેમાં અમને શો પાડ. વહુજી.

અને ડોસીનું સૌજન્ય તો પંક્તિએ પંક્તિએ દેખાય છે:

સહસ્ર મહોર સોનાની શેકડી, કહેતાં પામું ક્ષોભ; વહુજી;
ઘરડાં અમે માટે ઘર્મ લખાવ્યું, ન મળે ઝાઝો લોભ. વહુજી.
એ લખ્યાથી અદકું કરો તો, તમારા ઘરની લાજ; વહુજી;

નણદી મુખ મરડીને કહે છે કે આ બધું નકામું શું લખો છો? બે પહાણ લખો જે મહેતાથી અપાય. ત્યારે પણ કર્તવ્યનિષ્ટ ડોસી કહે છે:

ડોશી કહે શો શોર કરો છો, લખતાં તારું શું જાય. વહુજી.

(કડવું ૬)

ખરેખર,

ઠાટ વાળ્યો રે, ડોસીએ ઠાટ વાળ્યો રે;

કુંવરબાઈ નિરાશ થઈ પિતા પાસે જાય છે, પિતા ફરી વિશ્વાસ દે છે.

જમવાને સમયે મહેતાની ફરી મશ્કરી થાય છે. તેમને નાહવાને ખૂબ ઉકળતું પાણી આપે છે, સાથે સમોવણ આપતાં નથી, અને મહેતાજીને કહે છે કે તમારે તો માગ્યા મે વરસે છે તો વરસાદ વરસાવો. મહેતો ખરેખર તાલ મગાવી મલાર ગાય છે. વરસાદ આવે છે, એટલો આવે છે કે વેવાઈના ઘરમાં પાણી પેસે છે. જે નાગરાણીઓ મશ્કરી કરતી હતી તે જ મહેતાને પગે પડે છે. પણ નષ્ટ નાગર હજી માનતા નથી:

ઠગ નાગર કહે થયું માવઠું એમ થાય છે બહુ વાર;

માણસમાં જેમ અંધશ્રદ્ધા રહેલી છે, તેમ જ તેથી ઉલટા પ્રકારની અશ્રદ્ધાની હઠ પણ રહેલી છે.

એ દિવસ તો એ રીતે પૂરો થયો. બીજે દિવસે મોસાળું કરવાનું હતું. ઠેઠ વખત થયો ત્યાં સુધી કશી સામગ્રી આવી નહિ. મહેતાએ તો દીકરીને તેડાં કરવાનું કહ્યું. નાત ભરાણી છતાં હજી કશું દેખાયું નહિ. અત્યાર સુધી દરેકે મહેતાની મશ્કરી કરેલી કે મહેતો શું કરશે, શંખ ફૂંકશે. તે ખરેખર

મહેતાજીએ શંખ પૂર્યો વિનતિ શ્રીહરિને કરી.

(કડવું ૧૦)

નાતના લોકો માંહોમાંહી તાળી દઈ હસવા લાગ્યા. સ્ત્રીઓ શણગાર સજી આવેલી હતી તે પણ જુદી જુદી બોલીઓ કરવા લાગીઃ

કો શિખવી બોલાવે બાળ, વારી રાખે છે;
કો વાંકાબોલી નાર, વાંકું ભાખે છે.

... ... ...

બાઇ કુંવર વહુનો બાપ, કરશે મામેરૂં;
લઇશ પટોળી સાર, સાડી નહિ પહેરૂં.
વૈષ્ણવને શી ખોટ, કોટે માળા છે,
વહેવારિયા દશવીશ, ટોપીવાળા છે.
કુંવર વહુ ધન્ય ધન્ય, પિયર પનોતિ છે;
બાપે વગાડયો શંખ, સાદર પોતી છે.
વાંકા બોલા વિપ્ર બોલે ઉપહાસે;
મૂકો છાબમાં પહાણ, વાયે ઊડી જાશે.

( કડવું ૧૧ )

મહેતા ખરી આર્ત્તિથી ઇશ્વિરની સ્તુતિ કરે છે. તે સાંભળીને

ઢધડકા ઊઠિયો વેગે વૈકુંઠપતિ, ગરુડ કયાં ગરુડ કયાં, વદત વાણી;
ચાલ્ય ચતુરાં ચતુર્ભુજ ભણે ભામિની, નષ્ટ નાગરે મારી ગત્ય જાણી.

(કડવું ૧૩ )

અને બરાબર વાણિયાને વેષે ચૌદલોકના મહારાજ બજાજ થઈ

ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે.

( કડવું ૧૪ )

ગુજરાતના સમસ્ત જીવનમાં ઓતપ્રોત થઈ ગયેલો પ્રેમાનન્દ આ વર્ણન બહુ જ તાદશ અને યથાતથ કરે છે.

જગત કંઈ પણ કારણ સિવાય પૈસાથી ચકિત થાય છે. તેમ કૃષ્ણ અને કમળાને જોઈ આખી નાત ઘેલી બની જાય છે. વેવાણ તો ભાન ભૂલીને કમળાને પૂછે છે કે નરસિંહ તમારે શું થાય ? કમળા મીઠું હસીને કહે છેઃ

વેવાણ તમો એ શું નવ જાણિયાંરે, તમો બ્રાહ્મણને અમો વાણિયાંરે.

( કડવું ૧૪ )

પછી વિધિસર મોસાળું ચાલે છે. જેટલું જેટલું માગ્યું હતું તેટલું બધું અક્ષરશઃ રજુ થાય છે. વચમાં વચમાં હકદાર સગાં વધારે પહેરામણી માટે રીસાઇ છે તેને વધારે આપી સમજાવે છે. સાસુને સોળ શણગાર આપ્યા ત્યારે ભારેખમ થઈ લાંબો પત્ર લખાવનાર વડસાસુ રીસાય છે તેને પણ ખીરોદક આપી મનાવે છે. નાગરાણીઓ જ્યારે આ વૈભવ પથરાયેલો જુવે છે ત્યારે, અત્યાર સુધી તેમની મશ્કરી કરી તે ખાતર, નથી તેમને લાગતાં શરમ આવતી, કે નથી તેમને મહેતાની ભક્તિની સત્યતાનો વિચાર આવતો.

કો મહેતા પાસે માળા માગે, ઉભી રહી કરજોડે જી.
કેટલીએક પોતાનાં બાળક, મહેતા આગળ ઓડે જી.

પહેલાં જે મશ્કરીમાં કર્યું હતું તે જ હવે લોભથી સાચેસાચ કરે છે.

અને ઇશ્વર આવી રીતે પ્રત્યક્ષ થઈ ચમત્કાર બતાવે કે ન બતાવે તે સંબંધી ગમે તે માનો, પણ એટલું સાચું નથી, કે એમ પ્રત્યક્ષ થાય તોપણ, પ્રાકૃત જનો તો એ પ્રસંગથી પોતાના જીવનને ધન્ય કરવાને બદલે માત્ર વિલાસનાં સાધનો જ માગવાનાં ? અને પ્રેમાનન્દના હાસ્યનો આ જ મર્મ છે.

કૃષ્ણે, લોકોએ મશ્કરીમાં કહેલા છેવટે બે પહાણા પણ સોનાના મૂકયા. છતાં ભૂલ કાઢનારે તો માત્ર ભૂલ જ કાઢી. કુંવરબાઈની નણદીને બહુ ઓછું આવ્યું. તેની ૭ મહિનાની છોકરીને કાપડું આપવું વીસરાઇ ગયું ! તે રીસાઇને મોસાળું કુંવરબાઈને પાછું આપવા આવી ! તેને માટે અંતરિક્ષમાંથી એક કાપડું પડ્યું ત્યારે તેનું સમાધાન થયું. આપણી નાતોમાં ગમે તેવું સારૂં કરનારનું પણ સાચું ખોટું છિદ્ર કાઢી ફજેતી કરવાની દુર્જનતાની પ્રેમાનન્દે અહીં સચોટ મશ્કરી કરી છે. ગુજરાત હજી એ પામરતાથી પર નથી ગયું—આ વીસમી સદીમાં પણ !

અભિમાન એ જગતમાં તેમ જ સાહિત્યમાં, ઉપહાસનો એક સનાતન વિષય છે. એ અભિમાન, જ્યારે કાંઈપણ બદલા વગર, કાંઈપણ સ્વાર્થ વગર, કાંઈપણ કારણ વગર બીજાને ખરાબ કરવામાં મજા માણે છે ત્યારે તે અધમમાં અધમ બને છે—જેને માટે ભર્તૃહરિને તો નામ પણ નથી મળતું. * અહીં નાગરી નાત અને કુંવરબાઈની નણદી, સાસુ અને વડસાસુ, જરા પણ સ્વાર્થ વિના કુંવરબાઈને દુઃખી કરવામાં અને તેના ભક્ત પિતાને ફજેત કરવામાં કોઈ ગૂઢ રસ અનુભવે છે. બધાં પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે, અંદર અંદર જરા પણ સંતલસ કર્યાં વિના, આ પ્રયોજન એક સરખી રીતે સિદ્ધ કરવા પ્રવૃત્ત થાય છે. દુષ્કર્મમાં, વગર મંત્રણાએ, મંત્રણા જેવું વ્યવસ્થિત કામ પ્રકૃતિથી જ ચાલે છે તેનો આ દાખલો છે. દરેક પોતાની દુર્વૃત્તિ પરમાર્થના કે દંભના પટંતરથી ઢાંકવા પ્રયત્ન કરે છે, છતાં કોઈ ઢાંકી શકે છે ? વડસાસુએ પોતાને લોભ નથી, વધારે લખાવતાં ક્ષોભ થાય છે, એક વ્યવહાર ધર્મ તરીકે તેને લખાવવાની ફરજ પડે છે માટે લખાવે છે, બીજાંને ગમે તેમ હોય પણ પોતાને ભગવદ્ભક્તની પતીજ છે એવો વારંવાર દંભ કર્યાં છતાં, તેનું અભિમાન અને ફજેત કરવાની દુર્વૃત્તિ જરા પણ ઢાંકી રહે છે ? અને એ બધું કરીને પણ છેવટે શું થાય છે ? તેણે જેટલી જેટલી મશ્કરી કરી, જેટલા જેટલા મહેતાને ફજેત કરવાના પ્રયત્નો કર્યા, તે બધા નિષ્ફળ ગયા, અને મશ્કરીમાં કહેલું કૃષ્ણ બધું સાચું કરી બતાવે છે. મશ્કરી કરવા જનારની મશ્કરી થાય તેના જેવું ઉપહસનીય બીજું કશું નથી. એ સર્વ છતાં, લખાવતાં ક્ષોભ પામનારી વડસાસુને મોસાળાની વસ્તુઓ માગીને—રીસાઇને લેતાં જરા પણ ક્ષોભ થતો નથી ! આ દુનિયાંનાં ડાહ્યાં, દુનિયાંની મશ્કરી કરનારાં, ઇશ્વરનો

---

* एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान् परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

ઉપયોગ પણ પોતાની દુન્યવી લોલુપતા સંતોષવામાં જ કરે છે. આથી વધારે માનવ સ્વભાવમાં બીજું શું ઉપહસનીય હોય !

હાસ્યના આ બન્ને પ્રવાહોનું ઔચિત્ય શું ? કયા સત્યમાં આ બન્ને પ્રવાહો સમન્વય પામે છે ? એક તો એ કે ભગવાનની ભક્તિ કરનારની મોટામાં મોટી કસોટી તે જગતનો ઉપહાસ છે. પોતાને માથે પડતું દુઃખ એટલું મોટું નથી પણ પોતાની પ્રજા માથે પડતું દુઃખ એ ખરેખર દુઃસહ કસોટી છે અને એ કસોટીમાંથી પસાર થાય તે જગત જીતે છે અને જગતે કરેલો ઉપહાસ ભક્તના અડગ અને ભવ્ય જીવન સામે અથડાઇ, પ્રત્યાઘાત પામી જગતની સામે જ પાછો વળે છે.

કહેવાની જરૂર નથી કે પ્રેમનાન્દે આ મહાન સત્ય ગુજરાતના સામાજિક જીવનદ્વારા અને ગુજરાતની ઉત્તમમાં ઉત્તમ ગણાતી નાગરી નાતના જીવનમાં જ પ્રતીત કરાવેલું છે. તેના હાસ્યનું ઔચિત્ય, તેની સૂક્ષ્મતા, પ્રવાહિતા, જીવનનો પરિચય સર્વ એક ઉંચી કોટિના કવિને શોભે તેવાં છે.

રામનારાયણ વિ. પાઠક

---

# રશિયન રાજ્યક્રાંતિના માર્ગો

## ૨

સામ્યવાદીઓના સિદ્ધાંત પ્રજાના બે વર્ગ પાડે છે: એક શ્રમજીવી અને બીજો બુદ્ધિજીવી. બુદ્ધિજીવીઓને એ લોકો મુખ્યત્વે 'બગાડનારા' નામથી ઓળખવાનું પસંદ કરે છે કારણ મોટે ભાગે તેમાં મૂડીવાળાઓ અને બીજાના શ્રમ ઉપર જીવનારાઓનો સમાવેશ થાય છે. શ્રમજીવી મજુર વર્ગને કોઈ પણ સામુદાયિક કાર્યને માટે એકત્ર થતાં વાર નથી લાગતી કારણ તેમનું જીવન અને જરૂરિયાતો પ્રાથમિક હોય છે. ગમે તે ધંધામાં મજુરી કરતો હોય, છતાં ઘડપણનું પેન્શન, કામના કલાક, અકસ્માત સામે વિમો, હડતાળ પાડવાનો હક, ઇ૦ સવાલો ઉપર તેમની દુનિયાને એકત્ર થતાં વાર નથી લાગતી. બીજી બાજુએ વકીલ, સરકારી અમલદાર, દાક્તર, વેપારી, ઇજિનેર ઇ૦ લોકોમાં સૌ સૌનાં જીવનનાં વહેણ એટલાં નોખાં હોય છે કે તેમને એકમત થઇ એક કાર્ય કરવું મુશ્કેલ છે. બૌદ્ધિક ઉન્નતિ જેમ જેમ થતી જાય છે તેમ તેમ બુદ્ધિજીવી લોકોની જીવનની જરૂરિયાતો એકબીજાથી ખૂબ જુદી થતી જાય છે અને એવા લોકોએ કોઈ એક કાર્યસર ભેળા થઇ ઠેઠ સૂધી ચાલવું અશકય બની જાય છે.

સામ્યવાદીઓનાં છાપાંઓ આ શ્રમજીવી મજુરો માટે જ ચળવળ ચલાવે છે. ફ્રાન્સમાં તેમનાં નવ અગ્રેસર છાપાં ચાલે છે. માર્ક્સના સિદ્ધાંતો શીખવવા સારૂ શાળાઓ ચાલે છે. સીનેમાદ્વારા પણ મજુરોને શિક્ષણ આપવા ભારે પરિશ્રમ લેવામાં આવે છે. ઉદ્યોગોમાંથી અને કારખાનાંઓમાંથી ભર પગારે રજાઓ અપાવીને અગર તો ફંડમાંથી નભાવીને જુવાન

મજુરોને શાળાઓનાં સત્રો ભરવા મોકલવામાં આવે છે. આ ઉપરાંત દેશના જુદા જુદા ભાગોમાં સપ્તાહો અને સંમેલનો ભરીને પ્રજાને શિક્ષણ અપાય છે તે જુદું. આવાં સંમેલનો અગર જલસા એક જ વખતે આખા દેશમાં ભરવાનો રિવાજ સામ્યવાદીઓ પસંદ કરતા નથી પણ જુદા જુદા ભાગોમાં એકીવારે આખા દેશનાં સાધનો એકત્રિત કરીને તેઓ પ્રજામાં સ્ફૂર્તિ અને શિક્ષણ ફેલાવે છે. આમ એક જ જગ્યાએ ચોક્કસ મુદત સુધી બધી શક્તિ કેન્દ્રીભૂત થવાથી સામ્યવાદીઓનું શિક્ષણ તેમ જ સિદ્ધાંતો પ્રજાવર્ગમાં ઊંડાં મૂળ ઘાલે છે.

મજુરોને લગતા બધા કજીયા અને લડતોમાં સામ્યવાદીઓ મોખરે રહે એ તો દેખીતું છે. પણ સામુદાયિક રમખાણો કરવાનું તેઓ પસંદ કરતા નથી કારણ તેથી પોતાના પક્ષની શક્તિ ક્ષીણ થાય છે એમ તેઓ સમજે છે. આમ છતાં વ્યક્તિગત અત્યાચારોદ્વારા વખતોવખત પોતાના પક્ષમાંથી કોઈ કોઈ 'શહીદ' ઉત્પન્ન થયા કરે અને એ રીતે પોતાનું કાર્ય લોકોની આંખ સામે સદાકાળ જાગતું રહે એ સ્થિતિને તેઓ ઇષ્ટ ગણે છે. સામો પક્ષ ઉપર અત્યાચારના મુકર્દમા ઉભા કરવા પણ તેઓ ચૂકતા નથી અને પોતાના સામર્થ્યનું પ્રજામાં પ્રદર્શન થયા કરે તેટલા સારૂ ગંજાવર સરઘસો કાઢવાં અને રસ્તા વગેરે બંધ પાડી રાહદારી અટકાવવી ઈ૦ લીલાઓ પ્રસંગોપાત્ત તેઓ ભજવ્યા કરે છે.

પણ સામ્યવાદીઓનો ખાસ ડોળો તો બુદ્ધિજીવીઓ અને મૂડીવાળાઓ ઉપર જ રહે છે. આ લોકો સંખ્યામાં તેમ જ સંગઠનશક્તિમાં મજુરોને મુકાબલે દુર્બળ છતાં ધનનું અને સત્તાનું સામર્થ્ય અનંતકાળથી તેમના હાથમાં રહેતું આવેલું હોવાથી અને સરકારી અમલની જગ્યાઓ ઘણીખરી તેમના હાથમાં રહેલી હોવાથી તેઓ ભારે ચીકણી જાત છે. ઝટ તોડયા તૂટતા નથી. વળી આ બુદ્ધિજીવીઓ આર્થિક કારણોસર એકત્રિત કે સંગઠિત ન થઈ શકતા હોય તો પણ ધર્મ, સમાજ, સંસ્કૃતિ, દેશાભિમાન ઈ૦ ભાવનાઓનાં રજ્જુ તેમની વચ્ચે હોય છે જે તેમને એકત્રિત અને સુસંકલિત કરે છે. આમાંથી તેમને વિકલ કરવાની સામ્યવાદીઓની માત્રા એ છે કે ધર્મ, સંસ્કૃતિ સમાજ, ઈ૦ની એ ભાવના ઉપર જ હુમલો કરી તેના પાયા ખળભળાવી મૂકવા. સામ્યવાદીઓ માને છે કે આમ કરવાથી જ્ઞાનના રણમાં સુવર્ણકણ વીણનારા આ લોકો રેતીના કણ પેઠે જ વીખરાઇ જવાના.

રાજ્યપ્રકરણને ધર્મથી અલગ રાખવું જોઈએ એમ કહેનારા યુરોપમાં આજસૂધી ચર્ચ અને પાદરી ઉપર જ હુમલો કરતા પણ એવી કશી મર્યાદા ન રાખતાં સામ્યવાદીઓ ખુદ ધર્મના મૂળમાં જ ઘા કરે છે. તેમનું કહેવું એમ છે કે સમાજમાં તવંગર અને ગરીબ એ બે વર્ગ કાયમ રહે અને ગરીબો પોતાની સ્થિતિથી અસંતુષ્ટ થઈ તવંગરોને લૂંટે નહિ એટલા જ સારૂ આ બુદ્ધિજીવીઓ તરફથી 'ધર્મ'ની રચના કરવામાં આવી છે. આ 'ધર્મ' પ્રજાને હમેશાં દૈવવાદ, ઇશ્વિરેચ્છા, ઈશ્વિરેચ્છાને આધીન રહી આત્મસમર્પણ કરવું, એવું એવું શીખવ્યા કરે છે.

આવો 'ધાર્મિક' માણસ સમાજને સમતાવાદી અને સ્વતંત્ર કરવાને સારૂ શા ખપનો? લેનિને તો એક જગ્યાએ એટલે સૂધી કહ્યું છે કે બુદ્ધિજીવી લોકોનાં કારસ્થાનોથી વાજ આવી આમપ્રજા કકળી ન ઉઠે અગર સામી ન થાય તેટલા સારૂ ધર્મ એ તવંગરોએ શોધી

કાઢેલી અફીણની ગોળી છે! લેનિનના આ ઉદ્‌ગારે સામ્યવાદીઓના ધર્મ ઉપરના હુમલાને અવનવું જોસ આપ્યું હોય એમાં નવાઈ નથી!

સામ્યવાદીઓના આ બધા છેલ્લી પાયરીના સિદ્ધાંતોની ચર્ચામાં ઉતરવાનું આ સ્થળ નથી. તેમના ઘણાખરા સિદ્ધાંતો સાવ નવીન છે એવું પણ નથી. તેમના અમલનો વેગ અને તેમની આખાઈ નવીન છે ખરાં. અહીં તો તેમના એ સિદ્ધાંતોમાંના કેટલાક પ્રમુખ સિદ્ધાંતો માત્ર ટપકાવીને જ સંતોષ માનીશુંઃ–

૧. બાળકોને કુટુંબથી નોખાં રાખીને ખાસ શિક્ષણ સંસ્થાઓમાં કેળવવાં.
૨. સહશિક્ષણ–છોકરાછોકરીઓને ભેળાં રાખી શિક્ષણ આપવું.
૩. સ્ત્રીઓને તદ્દન સ્વતંત્ર વ્યક્તિઓ સમજવી અને તેમને પુરુષના જેટલી જ પ્રજાકીય માલેકીની ગણવી.
૪. ગૃહસંસ્થા તોડવી. કુટુંબ અને કૌટુમ્બિક વૃત્તિ પ્રજામાં કાયમ છે ત્યાં સુધી કોઈ પણ ક્રાંતિ સફળ થવાની આશા ન રાખવી. પરોપજીવી લોકોએ પોતાનાં ઓઝરાં વગરશ્રમે ભરનારી ગૃહસંસ્થા કાયમ રહે એટલા સારૂ કુટુંબસંસ્થા ઉભી કરી આટલા કાળ તેનું કાળજીપૂર્વક જતન સંગોપન કર્યું છે. સ્ત્રીજાતિનું વૈશિષ્ટ્ય પ્રકટ થાય એવું ઈચ્છતા હો તો ગૃહસંસ્થા તોડી સ્ત્રીને સ્વતંત્ર કરો અને મોકળી વિચરવા દ્યો. પોતાનાં છોકરાંછૈયાં અને કુટુંબનો વાડો કરી તેમને સંભાળ્યાં કરનારી સ્ત્રી સ્ત્રી નથી પણ કેવળ માદા છે. તેનામાં અને પછીત પાછળની નવેળીમાં પોતાનાં કુરકુરિયાંને પડખામાં લઈ ચાટ્યાં કરનારી શુનિ વચ્ચે તફાવત નથી!
૫. શ્રમજીવી માણસે બુદ્ધિજીવી તવંગરની મદદ સંકટ સમયે પણ લેવી નહિ. તેમ કર્યાથી કૃતજ્ઞતાબુદ્ધિનો ઉદય થશે અને તવંગરની બધી દોલત ઉપર પોતાનો અધિકાર છે એ વાત તે ભૂલવા લાગશે.

આ સિદ્ધાંતો પ્રજામાં જીવતા જાગતા રાખવા સારૂ સામ્યવાદીઓ હમેશાં બધે ભારે મહેનત ઉઠાવે છે. આ બાબતમાં તેમની ચળવળનું મુખ્ય અંગ એ છે કે બુદ્ધિજીવી શ્રીમંતોએ પોતાના મજુરો, ગરીબો ઇ૦ ની મદદને સારૂ કાઢેલી 'વેલફેર' સંસ્થાઓ, ઇસ્પીતાલો, ગૃહો, ઇ૦ ની બદગોઈ કરવી. મજકુર સંસ્થાઓ મજુરોના હૈયામાંથી, શ્રીમંતો સામેની કડવાશ કાઢી નાંખવા સારૂ, તેમનામાં સંતોષવૃત્તિ કેળવવા સારૂ અને એ રીતે અંતે તેમને વધુ નીચોવીને તેમના પરસેવા ઉપર પોતાના એશઆરામ તથા ચેનબાજી અવ્યાહત ચાલૂ રાખવા સારૂ લોંકરીમુખા બુદ્ધિજીવીઓએ સ્થાપેલી છે અને તેનો લાભ લેશો તો તમે એ શ્રીમંતોને નચિંત કરશો, ઇ૦ ઇ૦ ઉપદેશ દિનરાત સામ્યવાદીઓ મજુર વર્ગોમાં ફેલાવ્યા કરે છે!

'મજુર એ મૂડીવાળાનો ગુલામ છે. તેને જો કોઈ કાળે પણ સ્વતંત્ર થવું હોય તો તેણે સદાય અસંતુષ્ટ જ રહ્યે છૂટકો છે. શ્રીમંતોનો અહેશાન માથે લઈ તેના મારેલા બનવાથી પોતે જ એમની સંપત્તિનો ખરો હકદાર છે એ તેને વિસારે પડશે.' આ વિચારસરણી સ્પૅનિશ નવલકથાકાર બ્લાસ્કો ઇબાનેઝનાં 'લા શીતે દેસ કુસ્તેલ' (દારૂના પીપનું શહેર) નામની નવલકથામાં ભારે આકર્ષક શૈલીમાં રજૂ કરવામાં આવી છે. લેનિને ધર્મને અફીણની

ગોળી કહી તો આ લેખક મહાશયે શ્રીમંતો તરફથી ચલાવવામાં આવતી ધર્માદા અગર પરોપકારી સંસ્થાઓને 'દારૂની પરબો' કહી છે !

× × ×

હવે રાજ્યતંત્ર હાથ કરવાની સામ્યવાદીઓની પદ્ધતિઓ વિષે કહીએ. રાજ્યતંત્ર ચલાવવાની જવાબદારી પોતાને માથે ન લેવી એ તેમનો સિદ્ધાંત હોવાથી સિદ્ધાંતવાદી રહીને બેજવાબદારપણે સામાના સંચાલનના દોષ દેખાડતા રહેવાનું બની શકે છે. આમ કરતાં જો રાજતંત્ર ચલાવનારાઓમાંથી એકાદો પક્ષ સામ્યવાદીઓનો પોતાને ટેકો મળે એ હેતુથી તેમના કાર્યક્રમનો અંશ અમલમાં મૂકે તો સામ્યવાદીઓને આપતો જ લાભ. અને વળી પ્રસંગ આવ્યે એ જ પક્ષને તોડી પાડવામાં ભળવું હોય તો પણ પોતે છૂટા ને છૂટા જ. રશિયામાં લેનિનના અનુયાયીઓએ સૌ પહેલાં તો ઝાર વિરુદ્ધ ડયૂમાને મદદ કરી, પછી ડયૂમાના આગેવાનોને કાઢી કાઢવા કેરેન્ઝીને હાથમાં લીધો અને છેલ્લે સમય અનુકૂળ છે એમ જોઈ કેરેન્ઝીને પણ પદચ્યુત કરી પોતે જ રાજ્યાધિકાર અખત્યાર કર્યો.

સામ્યવાદીઓના આ બધા રાજ્યદ્વારી દાવપેચની રીતો વિશેષરૂપે જોવી હોય તેમણે સર પર્સિવલ ફિલિપ્સ કૃત 'રેડ ડ્રેગન્સ એન્ડ બ્લૅક શર્ટ્સ' એ પુસ્તક વાંચવું. સામ્યવાદીઓએ ઇટાલીમાં ક્રાંતિ કરવાનું ઠરાવ્યા બાદ પ્રથમ તો મજુરોની સભાઓ ભરાવા લાગી અને તેમાં દેશની કુલ દોલત અને સુખસગવડો ઉપર મજુરોના હકોનું જોસભેર પ્રતિપાદન થવા લાગ્યું. પછી અધિકારીઓ સાથે જંગ મંડાયું અને સરકાર તેમ જ મૂડીવાળાઓ મજુરોના હકો ઉપર હુમલો કરી રહ્યા છે એવું બહાનું રજુ કરીને હડતાળો શરૂ કરવામાં આવી. તેમાં માંડવાળના દરેક સરકારી પ્રયત્નનું પરિણામ મૂડીવાળાઓ તરફથી નમતું આપવામાં આવતું ગયું અને દરેક જીત સાથે મજુર આગેવાનોની દરખાસ્તો વધુ ને વધુ આકરી થતી ગઈ. મજુરસંઘમાં ન જોડાએલા મજુરોને કામ મળતું બંધ થયું અને એવા આર્થિક બહિષ્કારને પરિણામે મજુરસંઘના સભાસદોની સંખ્યા અસંખ્ય થઈ પડી. આવી એકતાથી મ્યુનિસિપાલીટીઓ તેમના હાથમાં પડી અને રેલ્વેસંઘના ભેરૂબંધોની મદદથી રેલ્વે વહેવાર ઉપર સામ્યવાદીઓની સત્તા જામી. પાર્લમેન્ટમાંના સમાજવાદી સભ્યો તો મદદમાં હતા જ. 'રાજાને પદભ્રષ્ટ કરો' એવી બૂમો ભર પાર્લમેન્ટ વચ્ચે સંભળાવા લાગી.

બે વરસ આટલે પહોંચતાં વીસાં. દરમ્યાન લશ્કરોમાં ફિતુરી ફેલાવવાના પ્રયત્નો તો ચાલુ હતા જ. અને એથી યે ભયંકર તો એ હતું કે લશ્કરીઓને તેમ જ સૈનિકોને હલકા પાડવાની ને જ્યાં ત્યાં તેમની ઠેકડી કરવાની ઝુંબેશ ચાલી. મહાયુદ્ધમાં જખમી થએલા અને પેન્શન ભોગવતા લશ્કરીઓ ઉપર પોતાની જીંદગી ધૂળ મેળવીને મૂડીવાળાઓની ગુલામી કર્યાનાં તહોમત વરસવા લાગ્યાં. ચાલુ નોકરીમાંના લશ્કરીઓ પર ધોળે દહાડે ભર રસ્તે હુમલા કરી તેમના લશ્કરી પોશાક તેમ જ બિલ્લાં વગેરે ખૂંચવી લેવાનો સપાટો શરૂ થયો અને આવા હુમલાઓ સામે ગોળીબાર વગેરે થાય તેમ તેમ લોકમત વધુ ને વધુ જ ક્ષુબ્ધ થાય. કેટલીક વાર તો એવું બને કે ગોળીબાર થયા પછી તે કરનારા લશ્કરી અમલદારોને મજુરો આગગાડીમાં બેસવા ન દે અને સરકારને પણ જાહેર જગાઓમાં 'યુનિફૉર્મ' પહેરીને જવાની લશ્કરી અમલદારોને મનાઈઓ કાઢવી પડી !

આ રમખાણો અને હડતાળોનો તાશેરો બોલતો હતો તેવામાં એક દિવસ ટ્યુરિનના મજુરોએ બધાં કારખાનાં હાથ કર્યા, માલેકોને હાંકી કાઢ્યા અને ઇજનેરોને ગૂઠી નાંખ્યા. રાજાએ લશ્કર મોકલવાનો હુકમ કાઢ્યો પણ એક તો લશ્કર જ હાથ પર રહ્યું નહોતું અને સિવાય મજુરોએ લશ્કરોની આવજાનો રસ્તો રહેવા દીધો નહોતો!

પણ બોલ્શેવિકોનો આ પ્રયત્ન કંઇક અકાળે થએલો. પ્રત્યક્ષ રાજ્યતંત્ર હાથમાં લેવા જેટલી હજુ તેમની તૈયારી નહોતી થઈ. સિવાય, તે જ વેળાએ મજુર પક્ષમાંથી છૂટા પડેલા મુસોલિનીએ પોતાનું સ્વતંત્ર સંગઠન ઉભું કર્યું હતું. તેના પ્રતાપ આગળ સામ્યવાદીઓ મ્હાત થયા પણ તેથી તેમના કાર્યક્રમને ઝાંખપ ન આવી. કારણ મુસોલિની પણ સામ્યવાદીઓ પાસેથી જ પોતાના પાઠ ભણ્યો હતો.

× × ×

ક્રાંતિકાળ દરમ્યાન સામ્યવાદીઓની મુખ્ય ચિંતા એ હોય છે કે પોતે ચેતવેલા પ્રજાક્ષોભનું પર્યવસાન પ્રબલ ક્રાંતિયુદ્ધમાં થતા પહેલાં રખેને તે શમી જાય. યુદ્ધ શરૂ થયા પછી તેમને તેવી કશી કાળજી રહેતી નથી. અને આગલી તૈયારી પાકી હોય તો ક્યાંએ હરકત આવતી નથી અગર તો પાછા હઠવું પડતું નથી. આવા ક્રાંતિયુદ્ધ દરમ્યાન પ્રજા જોડે તેમ જ અમલદાર વર્ગ જોડે કેમ વર્તવું એના નિયમો સામ્યવાદીઓએ નક્કી કરેલા છે.

૧. પ્રજાવર્ગ જોડે વર્તવાના નિયમોઃ-

(૧) પરોપજીવી વર્ગના લોકોને બીવડાવી દેવા સારૂ બધા રસ્તા મજુરોથી વ્યાપ્ત મૂકવા, સરકારી ચોકીઓ ઉઠાડી પોતાની ચોકીઓ બેસાડવી, ગસતો ફેરવવી, બધાનાં વાહનો રોકવાં.

(૨) છાપાંઓ બંધ પાડવાં કે લોકોને કશી બાતમી મળવા ન પામે, બેંકો બંધ પાડવી કે તેમને પૈસા ન મળે, તેમના વાહનો ખૂંચવી લેવાં, તેમને ભેળા થવાની મનાઇ કરવી.

(૩) બેંકો, કારખાના, મીલો, ભાડે આપવાની ચાલીઓ ઈ. બધી લોકોપયોગી સંસ્થાઓ 'પ્રજાકીય માલેકી'ની કરી નાખવી.

(૪) બેંકો, કંપનીઓ અને મૂડીવાળાઓ પાસેથી નાણાં કઢાવીને દ્રવ્યની સગવડ મેળવી લેવી.

(૫) તાત્કાલિક ન્યાય ચૂકવનારી લોકપક્ષી અદાલતો ખોલી દેવી અને તેને સારૂ પોલીસોની તજવીજ કરી આપવી; પોતાના નામઠામનું કાર્ડ બતાવ્યા વગર કોઇને પણ કોઇ રસ્તે જવા ન દેવું. આથી મૂડીવાળા તેમ જ બીજા ગુન્હેગારો ભાગી છૂટવાનો સંભવ ઓછો થશે.

(૬) મૂડીવાળાઓનાં તેમ જ તેમના પક્ષના લોકોનાં હથિયાર પડિયાર ખૂંચવી લેવાં.

૨. સરકારપક્ષ જોડે વર્તવાના નિયમોઃ-

(૧) બધી જાતનાં પરસ્પર વહેવારનાં સાધનો હાથ કરી કેન્દ્ર સત્તાનો બીજા પ્રાંતો જોડેનો સંબંધ તોડી નાંખવો.

(૨) તે જ રીતે સ્થાનિક અમલદારો તેમ જ સ્થાનિક લશ્કરી કેન્દ્ર વચ્ચેનો સંબંધ તોડી નાંખવો. અડચણકર્તા થઇ પડે તેવી વ્યક્તિઓને ઠેકાણે કરવી.

(૩) સામ્યવાદીઓનું જોર હોય ત્યાં ત્યાં બધે જૂની સત્તાને ઉથલાવી રાજ્યતંત્ર હાથ કરવું.

(૪) જ્યાં સામ્યવાદીઓનું જોર ન હોય ત્યાં પ્રત્યક્ષ બળવો ન કરતાં મજકુર ભાગનો બીજા ભાગો જોડેનો વહેવાર તોડી નાંખવો એટલે હુકમો, બાતમી, દ્રવ્ય અને મનુષ્ય-બળની મદદને અભાવે તે પોતાની મેળે શરણ આવશે. સૌથી મુખ્ય વાત હર ઉપાયે હાર ન થવા દેવી.

(૫) રાજ્યવહીવટનાં ખાતાંઓને અડકવું નહિ. તેમનાં કામ જેમનાં તેમ ચાલુ રહેવા દેવાં. બને તો ફક્ત મુખ્યાધિકાર સામ્યવાદીઓએ પોતાનાં હાથમાં લેવો.

(૬) લશ્કર જોડે લઢવાનો પ્રસંગ ન આવવા દેવો. જુદી જુદી છાવણીઓનો એક બીજી જોડે વહેવાર ન થવા દેવો. લશ્કરોની હીલચાલો છિન્નભિન્ન કરી તેમને નબળાં પાડવાં. લશ્કરી અમલદારો મળે ત્યાં પરહેજ કરવા. સિપાઇઓને લશ્કરો છોડી જવા ઉશ્કેરવા. એટલે પ્રથમ એકલદોકલ સિપાઇઓ અને ધીમે ધીમે ટુકડીઓની ટુકડીઓ નાસી જશે. એવા ફોડેલા સિપાઇઓનું લશ્કર જમાવીને લશ્કરની પોતાને મદદ છે એમ બતાવવું. વળી એ લશ્કરની મદદથી બીજી પલટનોને ફોડવી.

લોકો જોડે વર્તવાના ઉપર આપેલા નિયમો ઘેરો ઘાલવામાં આવેલા શહેરમાંના લશ્કરી અમલદારોના વર્તનને મળતા છે એ દેખાઈ આવે છે. અંધારું થતાં લોકોને ઘરબહાર નીકળવાની મનાઇ, દિવસે જનાર આવનારે નાકે નાકે પોતાના નામઠામનું કાર્ડ દેખાડવું પડે, ક્રાંતિવાળા જાણવા દે તેથી વધુ કશી ખબર બાતમી મળવી બંધ થાય, અજાણ્યા પોલીસો રસ્તા રોકી પડે, વાહનો જપ્ત થાય, હથિયારે ખાલસા થાય, બેંકોમાંથી દમડી ન મળે, ભેળા થવાની મનાઇ, કુટુંબ સહિત ભાગી છૂટવાનો રસ્તો નહિ—આ સ્થિતિમાં પરોપજીવી વર્ગની શી દશા થાય એ ૧૯૧૭ની રશિયન ક્રાંતિના ઇતિહાસ ઉપરથી સૌ કોઈ જાણી લે. તે વખતમાં રશિયામાં રહેલા કેટલાક લોકોને કહેતા સાંભળ્યા છે કે ક્રાંતિવાળાઓની સામે થવાનાં સાધનો મળવાં તો મુશ્કેલ હતાં જ, પણ એકબીજાને એકબીજાની ખબર અંતરમળવી એથી યે વધારે મુશ્કેલ હતી. બહારની દુનિયાની ખબર મળવાની તો વાત જ શા સારુ કરવી? ખબર પૂછવી એ જ ગુનો હતો. ભાગીને ય કયાં જવું? જઇ ચડો ત્યાં એના એ ક્રાંતિવાળાઓનો અમલ ગાજતો હોય તો? બહારની ખબર અંતર મળતી બંધ થતાં જ મૂડીવાળાઓનાં બારેવહાણ ખૂડે જ. ગયે વર્ષે ઈંગ્લંડની વિરાટ હડતાળ વખતે છાપાં બંધ પડવાથી અધિકારીઓની જે સ્થિતિ થઇ હતી તે ઘણાને યાદ હશે જ.

રાજ્યતંત્ર ઉપર ઘા કરવાના સામ્યવાદીઓના ઘણાખરા માર્ગો આ કાળની રાજ્ય-સંસ્થાઓના સ્વભાવ તેમ જ બાંધાને આંખ સામે રાખીને દોરવામાં આવ્યા છે. બેહદ કેન્દ્રીકરણ એ આજકાલનાં રાજ્યતંત્રોને એક ભારે દોષ છે. પ્રત્યેક વિભાગનો અધિકારી કેન્દ્રસત્તાના હુકમોની બજાવણી માત્ર કરે છે. ટેલીફોનથી ઉપરી અમલદારની સલાહ પૂછ્યા વગર તે કશો નિર્ણય કરતો નથી. આથી અણીને વખતે સ્વતંત્રપણે બુદ્ધિ ચલાવવાને અને નિર્ણય કરવાને આવા લોકો નાલાયક બની ગએલા હોય છે. વીજળીઘરમાં કંઇક ભાંગફોડ થતાં જ આખું શહેર જેમ અંધારામાં ગરક તેવી જ આજકાલનાં રાજ્યતંત્રોની અવસ્થા હોય છે. પૂર્વે પારીસ શહેરમાં બળવો થાય તો બળવાખોરો સૌ પહેલાં સરકારી ઑફીસરો પર અને પાર્લમેન્ટના સભાગૃહ ઉપર છાપો મારતા અને અધિકારીઓને

પકડવામાં નાહક વખત ગુમાવતા. સામ્યવાદીઓ વ્યક્તિઓને પકડવાની પંચાતમાં મુદ્દલ પડતા જ નથી. તેઓ તો સૌથી પહેલો ટેલીફોન, ટપાલ, તાર અને છાપાં ઉપર જ છાપો મારે છે! એટલે નથી મળતી એક ઠેકાણાની બીજે ખબર કે નથી નીકળતા હુકમો. સરકારને એકાએક ઉથલાવી નાંખવા ઉપર સામ્યવાદીઓનો ડોળો નથી હોતો. તેને લકવો થાય એટલે તરતને માટે બસ થઈ પડે છે.

ટેલીફોન તાર ટપાલ ભાંગી નાંખવાનો મુદ્દો એ કે સરકાર તેનો ઉપયોગ ન કરી શકે. ખરું જોતાં આ ખાતાં તો અગાઉ તૈયારીના કાળમાં જ સામ્યવાદીઓએ હાથ કરેલાં હોય છે. એટલે તેમની સૂચના મળતાં રસ્તામાં જ સરકારની ટપાલ અંતરિયાળ જપ્ત થઈ જાય છે. ખાતાના અધિકારીને પોતાના ખાતામાં થએલી ક્રાંતિની ગંધ સરખી નથી હોતી. કૅરેન્સ્કી પોતાની ઑફીસમાં બેઠો બેઠો પોતાના પ્રધાનોની અને સેનાપતિઓની વાટ જોયા કરતો હતો પણ એના સંદેશા પેલાઓને પહોંચતા નહોતા અને પેલાઓના એને નહોતા પહોંચતા. મુસોલિનીએ રોમ પર છાપો માર્યો ત્યારે પણ એમ જ થયું. મુસોલિની ચડી આવે છે એવી બાતમી મળતાં જ રોમમાં પ્રધાનમંડળ અને મુખ્ય અમલદારો ભેગા થયા અને તેમણે હાથ નીચેના સેનાપતિને તેને રોકવા, રોમમાં લશ્કરી કાયદો પોકારવા અને મુસોલિનીને બળવાખોર તરીકે જાહેર કરનારો ઢંઢેરો કાઢવાના હુકમો મોકલવા માંડ્યા. પણ આ હુકમોમાંનો એક શબ્દ પણ ઓરડાની દીવાલ બહાર જતો નહોતો. સર પર્સિવલ ફિલિપ્સના પુસ્તકમાં આ અમલદાર પરિષદનું મનોરંજક વર્ણન આપેલું છે. ટૂંકમાં બળતે જ દિવસે મુસોલિનીએ રોમ શહેર તેમ જ ઇટાલીની કુલ રાજસત્તા કબજે કરી. રશિયા લેનિન અને તેના અનુયાયીઓની સત્તા હેઠળ ગયું, ઇટાલી મુસોલિનીની. બન્નેના રાજ્યક્રાંતિના અને સત્તા મેળવવાના માર્ગ એક જ હતા.

× × ×

આ વિષયની શરૂઆતમાં કહેવાઈ ગયું છે કે આપણે ત્યાં યૂરોપી સારી અગર માઠી પ્રવૃત્તિઓ વિષે ખરી માહિતી મેળવવાનું કેટલું મુશ્કેલ છે અને આજના કલમબહાદુર પાશ્ચાત્યો ઇતિહાસ કેવી રીતે ઘડે છે એ તો હવે આપણે કલ્પવાપણું રહ્યું જ નથી. આખીસ વર્ષ સુધી માનવના જન્મસિદ્ધ હકોની હિમાયત કરનારો અને આપખુદ સત્તાનો વિરોધી બર્નાર્ડ શૉ આજે મુસોલિનીના કાર્યમાં અને કાર્યપદ્ધતિમાં ભારે દોષ જોવાની ના પાડે છે, જ્યારે અનેક લેખકો, છાપાંવાળાઓ, ઇતિહાસકારો લેનિન મુસોલિનીની જોડીને વાઘવરુની જોડી તરીકે જ ઓળખવાના આગ્રહ રાખે છે. હિન્દુસ્તાનમાં તો લોકસ્વભાવની દૃષ્ટિએ સારી માઠી પાશ્ચાત્ય રીતોને સારુ ધરતી યે નથી ને વૃત્તિ યે નથી ત્યાં આવાં લખાણોની '**યુદ્ધસ્ય વાર્તા રમ્યા**'થી વિશેષ કિંમત નથી એ દેખીતું છે; છતાં જુદા જુદા લેખકો તેમ જ પ્રેક્ષકો અનેકવિધ દૃષ્ટિએ જોનારા હોઈ કેવી જુદી જુદી છાપ પોતાના અંતરમાં લઈ જાય છે તેના ઉદાહરણ રૂપે પંડિત જવાહરલાલ નેહરૂએ તાજેતરમાં જ ઉજવાએલા રશિયન રાજ્યક્રાંતિના દશવર્ષીય ઓચ્છવ વખતની પોતાની મોસ્કોની મુલાકાતના જે અનુભવો મોકલ્યા છે તેનો એક ઉતારો બસ થશેઃ

"લાગે અમે કશી દુનિયામાં આવી ચડ્યા છીએ. અહીંની કોઈ વસ્તુ ન્હૈ હાટવે લોપાય એવું નથી. અહીં દરેક જણ 'તવારીશ (બેરૂબેપ) છે. વેટર, મજૂર, ચૈતરો સબ કોઇ 'તવરારી'. આ સોવિયટ પ્રજાતંત્રનો પ્રમુખ સુદ્ધાં ગરીબમાં ગરીબ ગામડિયાને 'તવરારી' કરીને બોલાવે!

× × × આવડું મોટું મોસ્કો શહેર પણ ધનવૈભવ ક્યાં યે નજરે ચડતાં નથી. લોકો પ્રમાણમાં ગરીબ છે એ દેખાઇ જ આવે છે. રસ્તે મોટરકાર ભાગ્યે જ નજરે પડે. ખાનગી ગાડીઓ તો ભાગ્યે જ કદિ હોય. કોઇ કોઇ ટૅક્સી અને સરકારી ખાતાંની મોટરો નજરે પડે ખરી. વિજળીની ટ્રામો અને મોટરબસો પણ દોડે છે પણ વસ્તી ઘણીખરી પગે ચાલીને જ જતી દેખાય છે. દુકાનોની ઠાકઝમક પણ બીજા દેશોને મુકાબલે કંગાળ પણ દુકાનોમાં સુંદર રશિયન બનાવટના માલ અને જ્યાં જુઓ ત્યાં સમત્વની અને ક્રાંતિના અભિમાનની રેલમછેલ. જ્યાં નજર કરો ત્યાં સોવીઅટ પ્રજાતંત્રનું પ્રતીક હથોડો ને દાતરડું અને રાજ્યક્રાંતિને દશ વર્ષ થયાં એમ સૂચવનારો '૧૯૧૭-૧૯૨૭' નો આંકડો અને અલબત્ત લેનિનની છબી ઉપર આંખ પડે છે. કોઇ પણ દિશામાં નજર ફેંકો: લેનિનનું એકાદું ચિત્ર, છબી, પૂતળું હોય જ. દરેક ઘરમાં અને દરેક દુકાનની બારી પર તમને તે દેખાવાનું જ. આજની રશિયન પ્રજાની એ આરાધ્ય દેવતા છે ને એનું નામ ઉચ્ચારતાં જ તેમના ચહેરા ઉપર અજનનું તેજ ઝળકી ઉઠે છે.

ધર્મની કોઇ છેડ કરતું નથી. અમારા ઉતારા સામે જ એક દેવળ છે. ઘણુ લોકો—ખાસ કરીને સ્ત્રીઓ—તેમાં જાય છે. લોકો તેમને અટકાવતા કે તેમની કનડગત કરતા નથી. માત્ર સામેની દિવાલ ઉપર મોટા અક્ષરે માર્કસનું વાક્ય ટાંક્યું છે: 'ધર્મ લોકોનો અભિપ્રાય છે.'

લોકોમાં ઉચનીચ એવા વર્ગ જ નથી. પ્રજાતંત્રના પ્રમુખ વચ્ચે ને ગામડાના ખેડુત વચ્ચે દેખીતો કશો જ તફાવત નથી અને અહીંનો ખેડુત હિંદુસ્તાની ખેડુતના જેટલો જ જરીપુરાણો છે. પ્રજાતંત્રનો પ્રમુખ પોતે પણ સામાન્ય કામદાર હતો ને હજુ હમણાં જ વળી ગળે 'ટાઇ' પહેરતાં શીખ્યો છે!

નાટકશાળામાં અમે ગયા. કાળા ઈવનિંગ ડ્રેસમાં કોઇ ન મળે! પાઉડર ચોપડેલા ને સેંટપોમેટમ ચાવેલા ચહેરા નહિ ને કાંઇ નહિ! પ્રેક્ષકો પોતપોતાના ભાતભાતના પોશાકમાં ખાસા બેઠા હતા. કોઇ કોટવાળા, કોઈ એકલા કુડતાસેર, તો કોઇ રાવણમથ્થા તાતારો પોતાના પગઢબંધા દેશી પોશાકોમાં.

જેલખાનામાં અમે કેદીવાર્ડરો ન જોયા. ૪૦૦ કેદીઓ ઉપર ૫૨ અમલદારો હતા. સત્તર સતરની ટુકડીઓ આઠઆઠ કલાક જેલ સાચવે. દરવાજા ઉપરના એક બે સિવાય કોઇ હથિયારબંધ ન મળે. આખી જેલ જાણે વણાટનું કારખાનું. દરેક કેદીને રોજના કામની મજુરી ચૂકવાય છે તેમાંનો ⅓ જમે રખાય છે ને છૂટે ત્યારે સાથે લઇ જવા મળે છે. બાકીના ⅔ માંથી તેઓ ચોપડીઓ, સિગારેટ ઈ. લઇ શકે છે. બે કોટડીઓમાં અમે રેડિઓ ગોઠવેલા જોયા. કેદીઓએ પોતાની મજુરીમાંથી તેના પૈસા ભરીને પોતાની કોટડીમાં મુકાવ્યા હતા. કેદીઓને 'કેદીકપડાં' પહેરાવવામાં આવતાં નથી. પોતપોતાનાં કપડાં જ પહેરીને ફરે છે. હાથકડી, બેડી કશું નહિ. તેમને નંબરના આંકડાથી ઓળખવામાં આવતા નથી. હમેશાં નામથી જ ઓળખવા પોકારવામાં આવે છે. કોઇ પણ કેદીની વધુમાં વધુ સજા દશ વરસની હતી. તેમાંથી સદ્વર્તનથી ઘટાડો થાય.

સંભવ છે કે ઉજળી બાજુ જ અમને દેખાડવામાં આવી હોય. પણ મારા મન ઉપર તો એવી છાપ પડી કે આ જેલો સજાઘર નથી પણ સદ્વર્તનથી અને સારૂં કામ કરતાં શીખીને સુધરવાની જગાઓ છે જ્યાં ગુનેહગારોને માત્ર અટકાયતમાં રાખવામાં આવે છે. જેલમાં અમે એક કેદીને હજામતની દુકાન ચલાવતા જોયો, જ્યાં બીજો કેદી બહારની પેઠે જ હજામત કરાવવા આવતો હતો અને પેલો યથાવિધિ કોલાવાટર છાંટીને પેલાનું મોં લુછતો હતો. લેવડદેવડ બધી પૈસાથી નહિ પણ ચિઠ્ઠીઓથી ચાલે અને તે ચિઠ્ઠીઓ ઉપરથી જેલની ઑફિસવાળા બધા કેદીઓના હિસાબ કિતાબો રાખે. કેટલાક કેદીઓને અમે બપોરની વ્યાયામ કરતા જોયા. નજીક કોઇ વાર્ડર ન હતો અને તેઓ કેદીઓ છે એવું સૂચવનારૂં કશું યે ત્યાં નહોતું.

અમે કેળવણીખાતાનું મથક જોયું. તેના વડાએ પ્રજાની નિરક્ષરતા મટાડવા રશિયામાં કેવી ઝુંબેશ ચાલુ છે તે અમને સમજાવ્યું. જુદીજુદી ભાષાઓમાં તૈયાર થએલાં સંખ્યાબંધ પાઠ્યપુસ્તકો અમને બતાવવામાં આવ્યાં. દેશાન્તરે કેળવણીપ્રસારને સારૂ 'રશિયાના મિત્રો'ની એક મહાસભા માર્જ આરના દરબારવાળા મકાનમાં મળી હતી. અમે લેનિનનો રોઝે જોયો. અહીં લેનિનનું શરીર મસાલો ભરીને જેમનું તેમ સાચવી મૂકવામાં આવ્યું છે કે સૌ તેને જોઈ શકે. મહાન રશિયન ક્રાંતિનો આ પિતા તેના વિશાળ કપાળ સાથે જેવો ને તેવો સૂતેલો છે. પોતે પોતાનું કાર્ય પૂરું કરીને સૂતો હોય એવો સંતોષ તેના શાંત મુખ ઉપર વર્તે છે. તેનાં દર્શને આવનાર લોકોનો અવિરત પ્રવાહ સવારથી સાંજ સુધી ચાલુ રહે છે.

લેનિનની વિધવાનાં પણ અમે દર્શન કર્યાં. કેળવણીખાતામાં મદદનીશ અમલદારની જગ્યાએ તે કામ કરે છે.

હિંદુસ્તાનમાં આપણે કાર્યકર્તાઓની કંગાળ તૈયારીની હમેશાં ફરિયાદ કરીએ છીએ પણ આ રશિયન પ્રજા પાસે કંઇ બહુ ચઢિયાતી મનુષ્યસામગ્રી નહોતી."

'પાંચકોડી'



# ચુંબન

૨૯ માર્ટિન્કાએ પથારીમાંથી ઉઠીને મીણબત્તી સળગાવી અને ચાલવા માંડયું. લગભગ અગિયાર વાગી ગયા હતા. અત્યારે તો તેણે જંગલમાં પહોંચી જવું જોઈતું હતું. પણ સકવાને લીધે તેને વહેલી ઉંઘ આવી ન હતી એટલે ઉઠતાં મોડું થઈ ગયું. જો તેને ધરાઈને ઊંઘવા દેવામાં આવે તો તે ત્રણ કલદાર ધરી દેવાને પણ તૈયાર થઈ જાય. પણ કાંઈ ચાલે એમ ન હતું. તેની રાહ જોવાતી હતી એટલે તેણે પોતાની હુંફાળી પથારી છોડવી જ જોઈએ. દાણચોરીનો માલ લેવાને તે જો ન જાય તો પેલો બુઢ્ઢો મૅતુસ કહેશે શું?

તેણે વાત કરી રાખી હતી કે કેટલુંક રેશમી કાપડ એકાએક પથારથાને રવાના કરી શકાય એમ ન હોવાથી તેને ગાદી ઝુંડામાં સંતાડવું પડે એમ છે, અને આ કામ માર્ટિન્કાની મદદ વિના તે એકલો કરી શકે એમ નથી. તે ઉતાવળીઓ છે એવું આસપાસના બધાય કસ્ટમ્સ ઑફિસરો અને પોલીસવાળાઓ જાણતા હતા અને તેના ઉપર હમેશાં નજર રાખતા હતા. આથી ગમે એટલી ચાલાકી કરવા છતાં તે ફાવે એમ ન હતું.

આ તે શું?—આજે માર્ટિન્કાની બાજી પણ સીધે સીધી ઉતરતી ન હતી. તેના લથડી ગયેલા પગો વિશ્રાંતિ ઝંખતા હતા. માર્ટિન્કાએ પોતાનાં ઘડપણનો વિચાર કરીને ખપ પૂરતું ધન બચાવી રાખ્યું હતું, આથી તેને ઘડપણનો કે માંદગીનો બહુ ભય ન હતો. તેની પાસે જો કોઈ વિશ્વાસુ અને ભરોસાપાત્ર મદદનીશ હોત તો તે આવે અગવડને પ્રસંગે તેને મોકલત. તેણે કદાચ ધંધો જ બિલકુલ બંધ કર્યો હોત. તેને પોતાને તો સુખ આરામ-ભર્યા જીવનની કદી પરવા હતી જ નહિ. પણ આજકાલ એવાં માણસો મળે છે ક્યાં? કોઈ પણ યુવતીને સખત મહેનત કરવાનું મન થાય છે ખરું? જાણે તેઓ કાચ, માટી કે સાકરની જ ન બનાવેલી હોય એમ તેઓ બધી વિપત્તિથી ડરે છે. માર્ટિન્કા જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં તે ટાઢ તડકો અને વરસાદ પાણી વેઠીને કાળી રાત્રે પણ સોંપેલું કામ કરવાને તૈયાર હોય એવી ટરેલ અને મજબુત છોકરી કે વિધવા મળે એમ હોય તો તેની તપાસ કરતી રહેતી; પણ આજ સુધી તેને કોઈ મળી ન હતી. વેન્ડુલ્કા વિષે પોતે જે બધી આશાઓ રાખી હતી તે તેને જણાવીને માર્ટિન્કાએ જ્યારે તેને સાથ દેવા કહ્યું ત્યારે વેન્ડુલ્કાએ તો ખભાં હલાવીને તેની માગણી સ્વીકારવાની સાફ ના જ પાડી. દાણચોરી કરનારાઓ સાથે જોડાવું એ બહુ જ જોખમકારક હતું. વેન્ડુલ્કાએ કહ્યું કે એમાં માત્ર મજબુત શરીર જ નહિ પણ સેંકડોમાંથી ભાગ્યે જ એકાદ છોકરીમાં હોય એવી બેપરવા વૃત્તિની પણ જરૂર હતી. તે દિવસથી જ માર્ટિન્કાએ પોતાની ઇચ્છા ફળીભૂત થવાની આશા છોડી દીધી. કારણ વેન્ડુલ્કાનો નિશ્ચય હમેશાં અટલ જ હોય છે.

માર્ટિન્કા એ વેન્ડુલ્કાની માસી થતી હતી. પોતાની માતાનાં મરણ પછીથી કેટલાંક વરસ સુધી તે એની પાસે જ રહી હતી. પોતાની માના શોકને લીધે, અને બાપા જરા જોરથી બોલીને રમવા પણ દેતા ન હતા એથી, વેન્ડુલ્કાને ઘરે રહેવું ગમતું ન હતું. આથી તે માર્ટિન્કાના ઘરની હોય એવી જ થઈ ગઈ હતી અને માર્ટિન્કા પણ તેની સાથે તે પોતાની પુત્રી હોય એમ જ બધી વાતો કરતી.

વૃદ્ધ માર્ટિન્કાનો વેન્ડુલ્કા ઉપર ઘણો સ્નેહ હતો અને તેઓના પરસ્પર સ્નેહની વાત લુકેસ જાણતો હતો. આથી જ તેણે માર્ટિન્કાદ્વારા માગું કરાવ્યું હતું.

દાણચોરીના ધંધાને માટે જોઈતી શક્તિઓ સોમાંથી ભાગ્યે જ એક સ્ત્રીમાં હોય છે એ વેન્ડુલ્કાની વાત તદ્દન ખરી હતી.

માર્ટિન્કાને પોતાને પણ કુશળતા પ્રાપ્ત કરતાં બહુ વખત લાગ્યો હતો. લાંબા પ્રયત્ન પછી જ તે પણ દિવસને રાત કરવામાં, અંધારી એકાંત ગલીકુંચીઓમાં થઈ પસાર થવામાં, શિયાળાની કડકડતી ઠંડી વેઠવામાં અને સદા યે ચેતતા રહેવામાં ટેવાઈ ગઈ હતી.

સરહદ પર સંતાઈ રહેલો કોઈ પોલીસ એકાએક તેના ઉપર તૂટી પડે અને જો તે દાણ ન આપે તો તેને માજીસ્ટ્રેટ પાસે ઘસડી જાય એવો ભય તો રોજનો હતો.

પણ તેને પસંદગી કરવાપણું હતું જ નહિ. જ્યારે કોઈ માણસ સની ઝૂંપડી અને પાંચ ભૂખે મરતાં છોકરાં જ સ્ત્રીને વારસામાં આપતો જાય ત્યારે કયો ધંધો સ્વીકારવો એનો બહુ વિચાર કરવો સ્ત્રીને ન પરવડે. જે ધંધો ખરાબ કે અપ્રામાણિક ન ગણાતો હોય

અને છતાં બહુ જ લાભકારક હોય તેનો તે માત્ર સાચકલાપણાને લીધે જ અસ્વીકાર પણ કેવી રીતે કરી શકે ?

વૃદ્ધ માર્ટિન્કાને આ ધંધામાં કશું જ ખોટું ન હતું લાગતું અને અમારા તરફ તો સૌ કોઇ એમ જ માનતા. અત્યારે તે ધંધામાં ઝાઝો નફો રહ્યો નથી પણ ત્રીસેક વરસ પહેલાં તો જુદી જ સ્થિતિ હતી. તે વખતે તો સારી સરખી કમાણી કરી શકાતી હતી અને તેથી એ ધંધો માત્ર ગટરમાં ગબડતો ભીખારી જ સ્વીકારતો એમ નહિ, પણ સાધારણ સારી સ્થિતિનાં માણસો પણ પોતાની મુડી વધારવાંને માટે એ ધંધામાં પડતાં. તેઓને મન એ ધંધામાં અને બીજા ધંધાઓમાં કાંઈ તફાવત જ નહતો. આ ધંધાની માત્ર સરકારે મના કરી હતી એટલું જ.

પોતાના પતિના મૃત્યુ પહેલાં પણ માર્ટિન્કાને દાણચોરો સાથે પરિચય થયેલો હતો કારણ કે તેનો પતિ વારંવાર એ લોકોને પોતાની ઝુંપડીમાં છૂપાવા દેતો હતો. તેનું ઝુંપડું ગામથી એક કલાકને રસ્તે આવેલું હતું અને ઝાડવાંઓથી ઘેરાયેલું હતું એટલે તેઓને સંતાતાં ફાવે એમ હતું. એ સ્થાનને ' ફર્સ ' કહેતા. કોઈ અંદર જતું આવતું હોય તેની ખબર વાડની એકદમ પાસે ન ઉભો રહે તો કોઇને જ પડે એમ ન હતું.

માર્ટિન્કાના પતિના અવસાન પછી તેના ઋણનો બદલો વાળવા દાણચોરોએ માર્ટિન્કાને તેમની સાથે જોડાવાને કહ્યું હતું. તેનું કામ રાત્રે જંગલના કોઈ એકાંત સ્થાનમાં તેમને જઇને મળવાનું અને ત્યાંથી જકાતી માલ લઈ જઇને બીજે સંકેતસ્થાને આપવાનું હતું. ત્યાંથી વળી બીજાઓ કોઈ બીજે ઠેકાણે લઇ જાય. માર્ટિન્કાએ આ કામ આભાર સાથે સ્વીકાર્યું. હવે તો તે ઘણા વરસના અનુભવથી આ કામમાં સારી પેઠે વખણાતી હતી. બીજા કયા વેપારમાંથી તેને આટલો બધો નફો મળવાનો હતો ? આ ' કાળીઆ 'એએ આ કામ માટે ઘણી સ્ત્રીઓ રાખી હતી પણ કોઇના પણ કામથી તેમને .માર્ટિન્કા જેટલો સંતોષ મળતો ન હતો.

તેનો શેઠ વૃદ્ધ મૅતુસ પોતાના પાંચ છોકરાઓ સાથે ધમધોકાર વેપાર ચલાવી રહ્યો હતો છતાં તે વારે વારે કહેતો કે જો માર્ટિન્કા આ ધંધો છોડી દે તો હું પણ છોડી દઉં. બીજી બધી સ્ત્રીઓ તેને બહુ જ કંટાળો અને તકલીફ આપતી હતી. તમે કલ્પી જ ન શકો કે તેઓ શા ગોટાળો વાળશે! એક જણીએ તો તેને સોંપાયલો માલ જ ખોઈ નાખ્યો હતો. બીજીએ વળી સારી રીતે છૂપાવ્યો ન હતો અને બગાડી નાખ્યો હતો. ત્રીજીએ તો નકામી જ ગભરાઈ જઈને હાથમાંથી ટોપલી ફેંકી દીધી હતી. તેઓ કામ કરતાં નુકસાન જ વધારે કરતી.

આ લોકોથી મૅતુસ કંટાળે તેમાં નવાઈ શી ? તેના ધંધાની જરૂરીમાં જરૂરી વસ્તુ ધીરજ તે ઘણી વાર ખોઈ બેસતો અને હવે એ જ્યારે આવી બાબતોનો વિચાર કરતો ત્યારે એને લાગતું કે આ લોકોને નિભાવી લેવાની કાંઇ જરૂર નથી. તેણે જોઇતો ધનસંચય કરી લીધો હતો અને હવે તો એ ધંધો માત્ર ટેવ અને શોખને લીધે જ તે કરતો હતો. તે પોતે વિધુર હતો અને તેના પુત્રો પણ પરણી ગયેલા હતા. વિનોદનું ઘરે કોઇ સાધન ન હોવાથી તે ભટકવું પસંદ કરતો હતો.

કંડીઓ ગોઠવવાની કળામાં માર્ટિન્કા એક્કો હતી. સવારમાં જો તેને કોઈ પોલીસ મળે તો તેને એમ ન લાગે કે તેના કંડીઆમાં ઈંડાં અને સક્કરજન સિવાય બીજું કાંઈ હશે. તેને પ્રશ્ન પૂછવાની પણ જરૂર ન લાગે. તે એવો તો નિર્દોષ ભાવ ધારણ કરતી; એવી તો સરલતાથી અભિવાદન કરતી અને રસ્તે આખે એવા તો ભક્તિભાવથી માળા ફેરવતી કે સૌ કોઇને એમ જ લાગે કે એ કોઈ ઈંડાં કે સક્કરજન વેચનાર બાઇ જ છે અને બીજી સ્ત્રીઓ કરતાં પહેલાં હાટમાં પહોંચવાને માટે ટુંકે રસ્તે શહેર તરફ દોડી રહી છે.

આમ છતાં પણ જો કોઈ પોલીસ સ્થિર થંભીને તેના તરફ જોયા કરે તો તે પણ થંભી જતી અને પોતાનો માલ ખરીદવાને તેને કહેતી. તેની પ્રામાણિકતા ઉપર પછી કોઈ શંકા લાવી શકે ખરું? ઘણી વાર એવું પણ બનતું કે પોલીસો તેની પાસેથી બોર કે જામફળ ખરીદતા અને છતાં તેને પકડી શકતા નહિ. મૅતુસ તેનાં વખાણ કરે, તેને સાતમે આસમાને ચઢાવે, કહે કે તેના જેવી સ્ત્રીઓ આ જમાનામાં પાકતી નથી, એ જ માત્ર અસ્ત પામતા ગૌરવની છેલ્લી શિખા છે તો તેમાં નવાઈ શી?

પોતે મોડી ઉઠી તે માટે બબડતાં બબડતાં માર્ટિન્કાએ શાલ ઓઢી લીધી, કંડીઓ હાથમાં લીધો અને બેવડું તળાયું અને ખભે ભરાવવાનો પટો પણ સંભાળી લીધાં. પછી લાકડાંની બે ચીપો આડી ગોઠવી તે ઉપર એક પાટિયું મૂક્યું અને તેની ઉપર બે પાંચ શેર તાજું માખણ મૂકી ઉપર કટકો ઢાંકી દીધો.

તે ઉપડવાની અણી ઉપર હતી તે જ વખતે કોઈ બહુ જ ઝડપથી દોડતું દોડતું તેની ઝુંપડી આગળ આવ્યું. માર્ટિન્કા થંભી ગઈ. તેને લાગ્યું કે કદાચ પોલીસો પણ હોય. પણ મીણબત્તીનાં ઝાંખા અજવાળામાં તેણે આવનારને ઓળખ્યું. તે વેન્ડુલ્કા પૅલુકી હતી.

આટલી રાત્રે ભૂત મળ્યું હોત તો પણ તેને આટલું આશ્ચર્ય ન થયું હોત. પણ પોતાની ભાણેજને જોઈને તો તે હેબતાઈ જ ગઈ અને બોલી પણ ન શકી. માસીને અભિવાદન પણ કર્યા વિના વેન્ડુલ્કાએ બારણા પાસેની ચોકી ઉપર જ પડતું મેલ્યું અને સખત પીડાતી હોય તેમ અસુખ કરવા લાગી.

આખરે તે અચકાતી અચકાતી બોલી: "સારૂં થયું કે તું ઉપડી નથી ગઈ!"

"પણ તું આટલી રાતે અહીં શા માટે આવી?" સ્વસ્થ થઈ એટલે માર્ટિન્કાએ પૂછ્યું. "તારૂં મોં તો જાણે લડકે બળે છે અને શ્વાસ તો તારો માતો નથી. શું લુકૅસનો છોકરો માંદો થયો છે? તું શું મારી મારફત ઝિત્તાઉ પાસેથી દવા લેવા આવી છે? શું છે? ઝટપટ બોલી નાખ! મારે ઉતાવળ છે. અત્યારે તો મારે અર્ધે રસ્તે પહોંચવું જોઈતું હતું. મૅતુસ કોણ જાણે શું યે ધારશે. કહેશે મારામાં ને બીજી સ્ત્રીઓમાં કાંઈ જ ફેર નથી."

"જે રોગની મારી હું લુકૅસના ઘરમાંથી ભાગી આવી છું તેની દવા આખી દુનિયામાં ક્યાંય પણ નથી" વેન્ડુલ્કા બોલી. તેની આંખોમાંથી ઉનાં આંસુનો ધોધ વહેતો હતો.

"શું? શું કહે છે?"

"મારો લુકૅસ સાથેનો સંબંધ તૂટી ગયો છે. અને હવે અમે ફરી કદી ન જ મળીએ."

" કાંઈ તારી અક્કલ બહેર મારી ગઈ છે કે શું?"

" તેમ થવાને પૂરતાં કારણો હોવા છતાં પણ મારી અક્કલ સાબુત રહી છે તે તને જરા વારમાં જ સમજાશે. તે પોતે છૂટો હતો ત્યારે મારી સાથે જેવી પ્રેમચેષ્ટા કરતો તેવી જ પ્રેમચેષ્ટા તે અત્યારે પણ મારી સાથે કરવા આવ્યો. મેં તેને તેમ ન કરવા દીધું, કારણ મને તેની મૃત પત્ની માટે માન છે અને મારે તેની સમાધિમાં શાંતિભંગ કરવો નથી. પણ જ્યારે તેણે ગાંડાની માફક લવારો કરવા માંડયો, મેણાં મારવાં માંડયાં, અને જેમાં ને તેમાં મારો દોષ કાઢવો શરૂ કર્યો ત્યારે આનું પરિણામ શું આવશે તે જોવાને હું અધીરી બની. અને આજે રાત્રે તો તેણે બેંડ લાવીને મારી બારી સામે વગડાવ્યું અને મને શરમાવવાને અને મૂરખ બનાવવાને ત્રણ ખરાબ ચાલની છોકરીઓમાં લઈને ઘરની સામે નાચ્યો. આ પછી મારો બચકો બાંધી અહીં આવી રહ્યા વિના મારાથી રહેવાયું નહિ. પિયર જવાની મારી છાતી ચાલતી નથી. તું જાણે જ છે કે લુકૅસને અને મને બનશે નહિ એમ બાપુએ પહેલેથી જ કહ્યું હતું. તેનું મેં ન સાંભળ્યું તે માટે ઠપકા અને ઉપદેશો સાંભળવા મારે માટે મરણ સમાન થઈ પડે. અને મારે નોકરી માટે પણ શહેરમાં જવું નથી. ઘરની ઝંખનામાં અને આપણા રમણીય પહાડી પ્રદેશની અને ભાષાની ઝંખનામાં હું અજાણ્યા લોકો વચ્ચે પ્રાણ ત્યજું એ પણ બહેતર છે. મારા દુઃખને સમયે મને યાદ આવ્યું કે તારે એક મદદનીશની જરૂર છે. તારા પ્રતિ મારા જેવા ભાવવાળી બીજી તને કોઈ મળે એમ નથી. ભાવ છે તો બાકીનું મને શીખવી દેજે. હું બ્હીકણ કે લાડકી પણ નથી એ તું જાણે છે અને હું કાંઈ બેવકૂફ પણ નથી. બધા કરતાં તારી પાસે રહેવું જ મને વધુ ગમે. આડોશીપાડોશીઓ તો જાણે છે કે તું ઉંઘતી હોય છે કે બહાર ગયેલી હોય છે એટલે કોઈ તને મળવા તો આવતું જ નથી, એટલે કોઈને ખબર પણ નહિ પડશે કે હું તારે ત્યાં રહું છું. અને જો તું દાણચોરોને ના પાડશે તો તેઓ એ સંબંધી એક શબ્દ પણ ઉચ્ચારશે નહિ. લુકૅસ માનશે કે હું નોકરીએ ગઈ છું એટલે મારી શોધ પણ બહુ નહિ કરે. એટલે બાપુ કે લુકૅસ તરફથી કંઈ પજવણીનો ભય મને રહેતો નથી. મારી પંચાતમાં તેઓ પડે એમ નથી. મારું કાસળ ગયું જાણી તેઓ તો ઉલટા રાજી થશે."

તે વધુ બોલી શકી નહિ. તેના વદન પર નિરાશા છવાઈ ગઈ.

"માણસોને તું કેવાં અજાયબી મૂકે છે, ડાકણ!" માર્ટિન્કાએ ભાણેજને ઠપકો આપ્યો. "મેં તો ખરેખર એમ જ માન્યું હતું કે કાંઈ ભારે ભયાનક બનાવ બન્યો હશે."

"શું! ત્યારે આ બધાંનો કાંઈ હિસાબ જ નથી એમ? લુકૅસે આખા ગામ સમક્ષ મારી કેવી રીતે ફજેતી ઉડાવી અને તે શા માટે તે તો મેં તને કહ્યું!"

પણ માર્ટિન્કાએ તો માત્ર પોતાનું માથું ધુણાવ્યું અને નકામી પોતાને ચમકાવી એ માટે વેન્ડુલ્કા ઉપર કંટાળો દર્શાવ્યો.

તેના આચરણ તરફ અણગમો બતાવતી હોય તેમ ડુસકાં ખાતી વેન્ડુલ્કાને તેણે

કહ્યું: "આવી સ્થિતિમાં ગમે તે પુરુષ લુકેંસે કર્યું એમ જ કરે. પોતાની વહુ, કોઇ મરેલાં માણસને પોતા કરતાં પણ વધુ માન આપે એ વાત કયા વરને ગમે? મરનાર પોતાની સ્ત્રી હોય તોપણ શું થયું? તને નાશી જવા પહેલાં આ કેમ સૂઝયું નહિ એ જ મને તો સમજાતું નથી. તારા જેવાં વર્તનથી કાંઇ એ જ આજે પહેલ વહેલો નથી ગાંડો થયો. તું આપણી ફ્રેંકેકની વાત ભૂલી ગઇ કે? તે પણ પોતાના પ્રેમીનું ઘર સંભાળવાને દોડી ગઇ હતી. તે ભાઈ સાહેબ પણ વિધુર હતા અને બે છોકરાના બાપ હતા. આ પણ તારા જેવી જ હતી અને પોતાનો પ્રેમી જરા પણ છૂટ લે એ તેને ગમતું ન હતું. મરેલી સ્ત્રીનું ભૂત રાત્રે તેના બિછાના પાસે આવે એવી તેને બીક લાગતી હતી. પેલા ભાઇએ શું કર્યું? પીંછાનાં ભરેલાં બધાંય ગોદડાં ફાડી નાખ્યાં અને આખા મહોલ્લામાં પીંછાં વેર્યાં, અને ભર ઉનાળે જાણે બરફ બરફ થઇ રહ્યું! અને કાવકાની વાત તને યાદ નથી? જેવું તેણે વરરાજાને કહ્યું કે મારે ગાલે ચુંટીઓ ખણશો નહિ, સ્વર્ગવાસી પત્નીનો આત્મા દુભાશે" તેવાં જ પેલા ભાઇ તો ગયા ગાંધીને ત્યાં, અને હતો એટલો બીર ખરીદી લીધો અને કાવકાને ચિઢવવા માટે આખું પીપ ગટરમાં રેડી દીધું. બેટા, પુરુષો તે પુરુષો. તેઓને તો ગમે તે ભોગે ધણી બનવું છે. તારાથી કે મારાથી કાંઇ તેઓનો સ્વભાવ બદલાવાનો નથી. લગ્ન પહેલાં ધણીનું ઘર સંભાળવા જનાર વહુને બહુ ખમવું પડે છે એ વાત ખરી, પણ તેનો ધણી તેને જીંદગી સુધી ચાહે છે અને માનની નજરે જુવે છે. કોઈ પણ વસ્તુ મફત તો મળતી જ નથી. અને માનને માટે તો કિંમત પણ ભારે જ આપવી પડે. આમાં મને એક વસ્તુની ચીઢ ચઢે છે અને તે એ કે તારા બાપની વાત ખરી પડી. તેં આટલે સુધી વાત જવા દીધી એનો તો વિચાર કર! શા માટે તેં લ્યુકેંસને ધૂંધવાતો ન રહેવા દીધો? શા માટે તું સામું બોલી? જક્કીપણાનું અને ચિઢિયા સ્વભાવનું તને બરાબર ફળ મળ્યું. હવે ફરી તું આવું ન કરે. પણ આ તારો ગુસ્સો મને તદ્દન નકામો લાગે છે. મહા મહિનાનાં માવઠાં જેવો. ફુંફાડા તો જબરા મારે છે પણ વધુવાર ટકવાના નહિ. એમ લઇને તમારૂં પાછલું જીવન સુંદર અને મધુર થશે ખરૂં. કોઇ પણ એમ માનવાનું નથી કે તને લુકેંસ વિના અથવા લુકેંસને તારા વિના ઘડીભર પણ ચાલે. મને તો હસવું જ આવે છે. તમો બંને હવે હમેશને માટે એકબીજા તરફ ખેંચાયા કરશો, અને જીંદગી સુધી હવે કદી જુદાં નહિ પડો. જ્યારે લુકેંસને ભાન આવશે ત્યારે તને ચિઢવવા માટે કરેલી યુક્તિઓ માટે તેને પોતા પર બહુ જ ગુસ્સો ચઢશે, અને જો તું પણ અહીં બેસીને સવાર સુધી આ બધાંનો વિચાર કરશે તો તને પણ તારે શું કરવું જોઇતું હતું અને શું ન કરવું જોઇતું હતું તેની ખબર પડશે. તું ઠંડી પડશે એટલે તારો ગુસ્સો કયાંનો ક્યાં ઉડી જશે. તને અક્કલ આવશે અને જૂનો પ્રેમ વધુ બળવત્તર થશે."

"કદી નહિ, કદી નહિ." પોતાના પૂર્ણ બળથી વેન્ડુલ્કા બોલી ઉઠી. માસીનું ભાષણ સાંભળતાં સાંભળતાં તેનો જીવ કંઠે આવી ગયો હતો. "હું લુકેંસને જીવથી યે વ્હાલો ગણતી હતી એ વાત ખરી, પણ અત્યારે—અત્યારે તો હવે તેને જમ જેવો ગણું છું. ઓ પ્રભુ! મારે આ શું બોલવું પડે છે!... પહેલાં એ આવો ન હતો. એની પહેલી સ્ત્રીએ એને બગાડી નાખ્યો. તે પોતે જ કહે છે કે તેની સાથે તે ગમે તેમ વર્તી શકતો. તે કશું જ બોલતી

કરતી નહિ. આથી જ માણસ બગડે છે, મારા જેવી કદી પણ આવું સહન ન કરે. તે તો બેદરકાર હતી અને કશું કામ કરતાં નહતું આવડતું. પણ હું તો ઘર અને ખેતરનું કામ એવું કરું છું કે ન પૂછો વાત. ઘી માખણમાંથી મળતી પાઇએ પાઇનો હું હિસાબ રાખું છું અને ગમે તે પુસ્તક હું વાંચી શકું છું. મારી માગણીમાં કશું જ ખોટું કે અન્યાયભર્યું નથી. તું શું એમ માને છે કે સવાર સુધી અહિં બેસીને વિચાર કરવાથી મારા વિચારોમાં ફેર પડશે? શું તું મને અહિં એકલી મૂકી જવા માગે છે? ખુદાને ખાતર પણ એવું ન કરતી. એકલી હઈશ તો કંઇનું કંઇ કરી બેસીશ. મારાં દુર્ભાગ્યનો વિચાર કર. જે માણસને માટે મેં સર્વને તુચ્છકારી કાઢયાં, જેને હું પ્રભુ કરતાં જ માત્ર ઓછો ગણતી હતી તેણે જ આખી દુનિયા દેખતાં મારી ફજેતી ઉડાવી, અને લગ્ન બાદ મને દુઃખ દેવાની ધમકી આપી. આનો વિચાર કરતાં પણ મારાં રૂંવાડાં ઉભાં થાય છે. મારો શોક ભૂલાવવા ખાતર માસી, તારે તો મને સાથે જ લઈ જવી જોઈએ. જો તું મને અહિં છોડી જશે તો તો હું મરી જ જઈશ."

આ હૃદયદ્રાવક વિનવણીનો અસ્વીકાર કરવાનો માસીનો જીવ ન ચાલ્યો.

"વારૂ, એક વખતમાં કંઇ બગડી નથી જતું. અને તારે ફરીવાર નહિ આવવું પડે. ગભરા મા! પાછી ઉકળી ન જો. મારા મનની વાત તો હું કહેવાની. હું શરત મારીને કહું છું કે આપણે આ ઘરમાં એક કટકો રોટલી ખાઇએ એ પહેલાં તમારો ગોળ ન થાય તો મારૂં નામ માર્ટિન્કા નહિ. પેલો કંડીઓ લે અને પીઠે બાંધ. તેં મને નકામી ચમકાવી તેનો હવે હું પૂરેપૂરો બદલો લઇશ. તું આમ ટટ્ટાર ન ચાલતી. વાંકી વળી જા. એટલે સૌને લાગે કે વજન ભારે છે. આ આખો કંડીઓ માખણથી ભર્યો હોય તો કેટલું વજન થાય એ કાંઇ તારાથી અજાણ્યું નથી. તે પીછાંથી ભર્યો હોય એવો દેખાવ તારે નથી કરવાનો. તારે જો દાણચોરીનો ધંધો જ કરવો હોય તો તારે આ બધી બાબતો ઉપર ધ્યાન આપવું પડશે. કોઈ વાર આવી ઝીણામાં ઝીણી બાબત જ મારી પાડે. હવે બસ! હવે ઇશ્વરને આશરે ચાલવા માંડીએ. પહેલાં જમણો પગ ઉપાડજે કે સહીસલામત પાછાં આવીએ. મારા દાણચોરોથી ગભરાવું નહિ. તેઓ ફક્કડ જેવા દેખાતા નથી તો પણ તેઓ બહુ જ સારા હોય છે. ખાસ કરીને મૅતુસ. તું તેને ઓળખે છે? તે દર રવિવારે અને તહેવારને દિવસે દેવળમાં જવાનું ચૂકતો નથી, અને છેક વેદીની પાસે જઇને ઉભો રહે છે કે જેથી પ્રભુની વાણી સીધેસીધી સાંભળી શકાય. દેવળ અને ઉપદેશ એ બે વાત તેને બહુ ગમે છે. તે જબરો ભક્ત છે. તે દેવ સૂતા પછી કદી પણ દાણચોરી કરતો નથી અને પ્રભુ તેના ઉપર મહેર રાખે એ માટે તે બીડી પણ પીતો નથી. ટૂંકમાં તે અતિ ભલો આદમી છે—બરાબર મારા ધણીના જેવો જ. જાણે બે ભાઇઓ જ ન હોય! હજી તે પોતાના નાના છોકરાના જેટલો જ ચપળ છે. એ કામમાં તો કોઇ એને આંટી ન શકે. એ ટોળીનો ઉપરી છે અને એના હાથ નીચે ૨૦-૨૫ માણસો છે. તેઓ સો સો કદમને અંતરે એક બીજાની પાછળ ચાલતા રહે છે—જાણે પડછાયાની માફક સરી જાય છે. પહેલાં તો આવા પચાસેક માણસો

રહેતાં પણ બધા ધંધાની માફક આ ધંધો પણ તૂટતો જાય છે. તે પહાડો ચઢવામાં અને દૂર દૂરના અવાજો સાંભળવામાં એક્કો છે. અને પોલિસ તેનાથી અડધો માઇલ દૂર હોય એટલે જ તેને જાણે તેની ગંધ જ આવે છે. રસ્તામાં જરા પણ કાંઈ આડું અવળું થયેલું જણાય કે તરત જ તે બીજાઓને ઇશારત કરીને એવી ગલીકુંચીઓમાં લઈ જાય કે છૂપી પોલિસની તો ત્યાં જવાની હિંમત જ ન ચાલે. આજકાલ તો હું તેઓને ક્રીઝ ડોર્ફનાં જંગલમાં રૂઠી રુઈ આગળ મળું છું. ઍંતુસ જ ઘણે ભાગે તેનાં પોટલાં સાથે મને મળે છે. તેને બીજી સ્ત્રીઓ સાથે ફાવતું જ નથી."

આ વાતચિત દરમ્યાન તેઓ ઘરમાંથી નીકળીને જંગલમાં દાખલ થઇ ગયાં હતાં. પછી તો તેઓ મુંગાં મુંગાં જ ચાલવા લાગ્યાં.

વેન્ડુલ્કાને ઠંડો, ગાઢ, ભેજવાળો અંધકાર પોતાને વીંટી વળતો લાગ્યો. અને જાત જાતના ચિત્ર વિચિત્ર સ્વરો તેને કાને અથડાવા લાગ્યા. આ શબ્દો વૃક્ષોનાં પાંદડાંના હશે કે પછી આકાશ અને પૃથ્વીતળ વચ્ચે બીજું કોઇ શોકના ઉદ્ગાર કાઢી રહ્યું હશે? વેન્ડુલ્કા જરા જરા વારે ઠંડીથી આખી ધ્રુજી ઉઠતી હતી. કોઈ કોઈ વાર તેને લાગતું કે તે પોતે જાણે એક ઊડાં તળાવને તળીયે ચાલી રહી છે અને તેના માથા ઉપરનાં પાણી નીસાસા નાંખે છે. શિયાળાની રાત્રે સગડી પાસે બેઠાં બેઠાં પોતાના બાપના એક ખાતેદારે તેને એક વારતા કહેલી તે તેને યાદ આવી:

"એક હતું શહેર. એકાએક તે જગ્યાએ મોટું સરોવર થઈ ગયું—કારણ તે શહેરે એક દેશદ્રોહીને આશરો આપ્યો હતો. એવું કહેવાય છે કે આજે પણ તે સરોવરને કાંઠે ઉભાં ઉભાં સરોવર નીચે દબાઇ ગયેલાં શહેરનાં લોકો મદદને માટે ઘંટ વગાડે છે તે સંભળાય છે."

તે પોતે અત્યારે વિનાશની અણી પર હતી એથી તેને આ વાત યાદ આવી કે પછી તેનો દ્રોહ કરનાર માણસોને તેણે પોતાના હૃદયમાં સ્થાન આપ્યું હતું તેથી? તળાવ તળે દબાઈ ગયેલાં શહેરના ઘંટની માફક તેના હૃદયના ધબકારામાં પણ વિષાદ શું એટલા માટે જ જણાતો હશે? કોઈ અપૂર્વ ભય અને ત્રાસ તેના અંતરમાં પ્રસરી ગયો. તે કદી પણ મધરાતે જંગલમાં ગઈ ન હતી. પોતે ખેતરો અને બગીચાથી ઘેરાયેલાં ઘરમાં રહેતી એટલે જંગલનો એને પરિચય જ ન હતો.

"અને આમ છતાં હું આમ મધરાતે પણ જંગલમાં રહેવાનું-દાણચોરી કરનારની હલકી નોકરી કરવાનું. મારી જાતને હલકી પાડી એક સ્ત્રીને તેની દૃઢતા માટે જ તુચ્છકાર-નાર અને પીડનાર અન્યાયીની ચરણપીઠિકા થવા કરતાં હજાર દરજ્જે સારું ગણું છું." આમ તે વારંવાર મનમાં ને મનમાં બોલવા લાગી. અને તેનો ભય અને ત્રાસ ગુસ્સામાં પરિણમ્યા. આમ છતાં અત્યારે જ્યારે તે જગતમાં અટુલી જેવી જંગલમાં ભટકતી હતી ત્યારે જે સુખમય દિવસે તે પિતાનું ઘર છોડીને માન અને પ્રેમ પામવાની આશાથી પ્રેમની પાંખે ઉડતી પોતાના પતિને ત્યાં ગઇ હતી તે દિવસ તેને યાદ આવ્યા વિના રહ્યો નહિ. તે દિવસે પશ્ચિમાકાશમાં જાણે જ્વાલાઓનો સાગર ઉલટયો હતો. તેની દૃષ્ટિ સમક્ષ જાણે સ્વર્ગનાં દ્વાર ખુલી ગયાં હતાં અને ભાવિ સુખની તેના અંતરને ઝાંખી થઈ હતી.

પણ સુખ અને પ્રેમનાં આ સ્વપ્નમાંથી એકે ફળ્યું નહિ. તેના યૌવનની બધી યે આશાઓના ભૂકા ઉડી ગયા. અને આ બધાંથી તેનું હૃદય ફાટી ગયા વિના રહે જ કેમ?

"પણ આવાં વિચારોની જાળમાંથી મારે છૂટવું જ જોઇએ. હું એને હડસેલી જ મૂકવાની." તે મનમાં જ બોલી, પણ એક ઊંડો નાદ બોલી ઉઠયો કે તે આમ કદી પણ કરી શકશે નહિ. જે માણસને તેણે પોતાનું હૃદય આટલી બધી સંપૂર્ણ રીતે અર્પણ કર્યું છે તે માણસથી તે વિખુટી રહી જ ન શકે.

"પણ મારે આ બધાંની શી પડી છે! તે તો કદાચ અત્યારે કોઈ છોકરીને લઇને મારા તરફ હસતો હશે. હવે હું તેને વિષે વિચાર જ ન કરૂં. કદી પણ ન કરૂં. વિચાર કરવા જેટલી તેની કિંમત જ નથી! હું છું ત્યાંને ત્યાં જ જો પડી રહું તો તેના નવા પ્રણય અને પાણિગ્રહણની વાત સરખી યે કોઈ મને નથી કરવાનું; તેની નવી વહુનાં વખાણ પણ મારી આગળ કરવા કોઈ નથી આવવાનું, કે તે કેટલી સુંદર છે અને ભાઈ સાહેબ કેવા તેના પર લટ્ટુ બન્યા છે. લટ્ટુ! એમ તે કદી બને ખરૂં? હું તો એ માની જ શકતી નથી. હું તેને સપનામાં સખ્ત રીતે ઠપકો આપું ખરી, પણ તેને બદલે બીજા માણસ સાથે પ્રેમ કરવો—એ તો ભગવાન જાતે ઉતરી આવે તો યે ન કરાવી શકે. પણ પુરુષોના પ્રેમ વિષેના ખ્યાલો અમારા કરતાં જુદા જ હોય છે. કમભાગ્યે મારે એ પણ શીખવું પડયું. પણ લગ્ન પહેલાં તે આવો ન હતો. એની સ્ત્રીએ જ એને બગાડયો!"

વેન્ડુલ્કા અશ્રુપૂર્ણ નયને જે વિચારમાળા ગુંથી રહી હતી તેમાં વિક્ષેપ પડયો. તેની માસી અટકી ઉભી હતી અને વેન્ડુલ્કા તેની પાછળ પાછળ ચાલતી હતી એટલે તેને પણ અટકવું જ પડયું. માસીએ થેલીમાંથી સીસોટી કાઢી અને મોઢે માંડી. તેમાંથી એવો તો મૃદુ અવાજ આવ્યો કે કોઇને પણ લાગે કે ઝાડની ટોચે બેસી કોઈ પંખી મધરાતે ગાઈ રહ્યું છે. દૂરથી લાંબા લાંબા પડઘાઓ સંભળાયા. માસીના મ્હોં પર આનંદ ફરકયો.

માસી ધીમે સાદે બોલીઃ "બુઢ્ઢો મૅતુસ હજી પણ પહેરો ભરતો ઉભો છે. તેને ખાત્રી ખરી ને કે આભ તૂટી પડે તો યે હું તો આવવાની જ. મારા ઉપર તો એને પૂરેપૂરો વિશ્વાસ. પણ હવે જરા આપણે પગ ઉપાડવા જોઈએ. તેને કયાં સુધી વાટ જોતો રાખીએ?"

માસીએ વેગ એટલો તો વધાર્યો કે વેન્ડુલ્કા જેમ તેમ કરી તેની પાછળ ઘસડાવા લાગી. આખરે તેઓ ઝાડીથી ભરેલા એક સીધા ખડક આગળ આવી પહોંચ્યાં. વેન્ડુલ્કાએ ધાર્યું કે એની પાસે થઇને જવાનું હશે; પણ માર્ટિન્કાએ તો ટટાર રહીને ઉપર ચડવા માંડયું. પાછળ પાછળ ભાણેજ પણ ચાર પગે ચડવા લાગી. એક વાંક લેતાં જ તેઓ ખુલ્લા પ્રદેશમાં આવી પહોંચ્યાં અને ત્યાં પડછાયા સમી એક મનુષ્યાકૃતિ ઉભેલી જણાઈ. પોતાના માણસના આવવાની વાટ જોતો વૃદ્ધ મૅતુસ ઘાસમાં લાંબો થઇને પડયો હતો. તેણે ઉઠવા માંડયું.

ઝાડીમાં ખટખટાટ થતો સાંભળીને તેણે પોતાના કોટ નીચેથી એક છીરો કાઢયો હતો, પણ જેવાં તેણે બે માણસોને આવતાં જોયાં કે તરત જ છીરો ફેંકી દઈ પોતાનાં અંદરનાં ખીસ્સાંમાં હાથ નાંખ્યો. વેન્ડુલ્કા ચમકીને પાછી હટી. તેણે જોયું તો મૅતુસ તેના માથા સામે પિસ્તોલ તાકીને ઉભો હતો. પણ સારૂં થયું કે માત્ર ભયથી જ અટકયાં. નહિ તો જો

માર્તિન્કાએ એકદમ આગળ જઇને પોતાના સાથીનો પરિચય ન આપ્યો હોત તો શું થાત એ કોણ કહી શકે? પણ વેન્ડુલ્કાને તો ખબર પડી ગઈ કે કેવા પ્રદેશમાં તે ફરે છે અને તેનાં સર્વ ગાત્રો ધ્રૂજવા લાગ્યાં. તેને બીતી જોઇને બુઢ્ઢો દાણચોર તો હસ્યો અને પોતાનો હાડકાં જેવો કઠણ હાથ લંબાવ્યો. પણ વેન્ડુલ્કાને હસવું ન જ આવ્યું. જાણે પોતે મૃત્યુને પ્રત્યક્ષ જોયું હોય એમ તે થરથરવા લાગી. બહુ જ સંકોચથી તેણે પોતાનો હાથ તેના હાથમાં મૂકયો એટલે ફરી વાર બુઢ્ઢાએ હાસ્યનો ઝરો વહેવડાવ્યો.

મેંતુસે કહ્યું કે તારી માસી તારા કરતાં જુદી જ પ્રકૃતિની છે. પણ એ પણ ખરૂં કે આજકાલ હવે એવી સ્ત્રીઓ પાકતી નથી.

દરમ્યાન માર્તિન્કાએ પેલો વીંટો પોતાના કંડીઆમાં સંતાડી કંડીઓ ફરી એવી રીતે ગોઠવ્યો કે તેમાં માખણ વિના બીજું કાંઈ છે એવો વહેમ સરખો કોઇને ન જાય. પણ તેણે તે વેન્ડુલ્કાને ઉંચકવા દેવાની ના પાડી. તેને પિસ્તોલથી આટલી બધી ડરતી જોઈ એટલે લાગ્યું કે તે કદાચ વળી કાંઈ મૂર્ખાઈભર્યું કરી બેસશે.

બુઢ્ઢા મેંતુસે પણ હા ભણી અને પેલી સનાતન વાત ફરી એક વાર ઉચ્ચારી કે જો માર્તિન્કા છોડી દે તો તે પણ આ ધંધો છોડી દેવા તૈયાર છે. પછી ધંધાનું ગમે તે થાય. આ વીંટો માત્ર માર્તિન્કાને પોતાના ઘર સુધી જ લઈ જવાને કહ્યું. સવારે કાપડીઓ આવીને લઇ જશે અને તેની પાસેથી જે માણસે પોતાની છોકરીના ઘાઘરા માટે એ મંગાવ્યો હતો તે લઇ જશે.

વાત પૂરી થાય એટલામાં તો બુઢ્ઢો અલોપ થઇ ગયો—જાણે ખડક જ તેને ગળી ન ગયો હોય! વેન્ડુલ્કા ફરી વાર માથાથી તે પગ સુધી ધ્રુજી ઉઠી. તેનું આમ એકાએક ચાલ્યા જવું, તેની જાડી ભાવા, અસભ્ય ચાળા, અને જંગલી હાસ્યથી તે ગભરાઇ ગઇ હતી. અરે લુકૅસ! લુકૅસ! તેં આ શું કર્યું? તારામાં એણે વિશ્વાસ રાખ્યો, પોતાનું ભાવિ તારા હાથમાં સોંપવાનો વિચાર કર્યો, તારા વિના કોઈ એને સુખી ન જ કરી શકે એમ માન્યું તેનો તેં આ બદલો આપ્યો! કોણે ધાર્યું હતું કે તું આને આટલું દુઃખ દેશે? તારા જ વાંક માટે આજે આનો જીવ જાત. એના મૃત્યુસમાચારની તારા ઉપર કાંઇ અસર થાત ખરી! તું સ્મશાન સુધી પણ આવ્યો હોત ખરો? તેણે તને છેલ્લી ઘડીએ પણ ક્ષમા કરી હોત ખરી! ના, કદી નહિ. પણ વેન્ડુલ્કાએ પણ પોતાના ગુસ્સાને આમ અનંત કાલ સુધી તાણવો અને વાંક તો એનો નથી પણ એને બગાડનાર એની પહેલી સ્ત્રીનો છે એ વાત જાણવા છતાં પ્રભુના દરબારમાં એની વિરૂદ્ધ ફરિયાદ કરવી યોગ્ય ગણાત?

ઠંડીથી અને માનસિક પીડાથી વેન્ડુલ્કા ધ્રૂજતી હતી, અને કદાચ પોલિસો અને ચોકીદારોનું ધાડું આવીને તેઓને પકડી કેદખાને લઇ જાય એવી ધારતી આમાં વધારો કરતી હતી.

"તને આ દાણચોરીનો ધંધો ગમે છે?" ઝાડીમાંથી નીકળી 'ક્રૂસ' તરફ વળતાં માસીએ પછાડથી હસીને પૂછ્યું.

"બહુ જ." કડકડતા દાંતે વેન્ડુલ્કાએ ઉતાવળમાં ખાત્રી આપી.

× × ×

લુકૅસ બૅન્ડની આગળ ચાલતો ચાલતો બધી નાચનારીઓને લઇને પાછો હોટલમાં આવ્યો. ગામના મજબુત ફેફસાં અને સાબુત પગવાળા બધાય માણસો પારકે પૈસે પરમાનંદ કરી દીલ ધરાય ત્યાં સુધી નાચી લેવા તેની સાથે સાથે આવ્યા.

વેન્ડુલ્કાને જીવનભર યાદ રહી જાય એવી સજા કરવાને માટે તે રાતે પોતાના બધા સોબતીઓ અને તેનું ખરૂં મૂલ જાણતી પેલી લજ્જાતિશયતા–મુક્ત છોકરીઓને જબરી જયાફત આપવાનો તેણે ઠરાવ કર્યો હતો. તે રાતે જે કોઇ હોટલમાં આવે તેને પોતાનો અતિથિ ગણવાને અને તેને જોઇએ એટલાં ગ્લાસ દારૂ આપવાને તેણે હોટલના માલેકને ફરમાવ્યું.

હાથમાં છલોછલ ભરેલો પ્યાલો લઈને તે નાચતો હતો. એક છોકરી તેના હાથમાંથી છૂટે એટલે બીજીને પકડી જ જાણવી. તેને બોલાવવાની પણ જરૂર ન હતી. તેઓ પોતાની મેળે જ આવતી હતી. તેની બાથમાં જવા માટે તેઓ માંહોમાંહે ચડસાચડસી કરતી હતી. દરેકે સૌ પહેલાં તેની બાથમાં જવું હતું. તે દરેકને મુખે મધુર શબ્દો અને આંખે જલદ કટાક્ષો ભર્યા હતા. તેને ભેટવાને તેઓ એક પગે થઇ રહી હતી. કોઇને પણ લુકૅસની મૃત પત્નીની ચિર શાંતિમાં ભંગ પડવાની ધાસ્તી લાગતી નહતી. તેમની આગળ કરેલી ચુંબનપ્રાર્થના કદિ વ્યર્થ જાય એમ ન હતું. માગે એટલાં મળે એમ હતું, પણ કોણ જાણે કેમ તેને તેઓના તરફ આકર્ષણ ન હતું થતું. તે બહુ જ વહેલો કંટાળી ગયો. તેણે પોતાની સંગિનીને છોડી દીધી અને સહેજ પણ ન નાચવાનો નિશ્ચય કરીને એક ખૂણે પડેલા ટેબલે જઇને બેસી ગયો. સમસ્ત વિશ્વ સામે યુદ્ધ કરતો હોય એવો ભાવ તેનાં મોં પર પ્રસરી ગયો અને પ્યાલામાં પણ જાણે કોઇ કડવીઝેર દવા ભરી હોય એમ તેને દૂર હડસેલી મૂક્યું. તેના ઘરને આગ લાગ્યાની ખબર કોઇએ તેના કાનમાં કહી હોય એમ તે સફાળો ઉઠયો અને હોટલમાંથી દોડી ગયો.

હોટલમાં ચાલી રહેલાં ગાનતાન, પેલી છોકરીઓ, વગેરે સહુ ઉપર તેને જબરી ઘૃણા ઉત્પન્ન થઇ હતી એટલે તે એકદમ ભાગ્યો. ગાનતાન અને નાચની ધમાલમાં, અને તેના હૃદયમાંથી વેન્ડુલ્કાને દૂર કરવા મથતી હાજી હા કરનાર છોકરીઓથી પોતે વીંટળાયલો હતો તો પણ તેના મનના ભાવમાં પરિવર્તન શરૂ થઇ ચૂક્યું હતું. જ્યારે ચારે બાજુએ આનંદની પરમાવધિ થઇ રહી હતી, જ્યારે પેલી છોકરીઓ તેનું મન રંજન કરવાને અને તેને પોતાના ફંદામાં ફસાવવાને ગમે તે કરવાને તૈયાર થઇ ગઇ હતી, તે વખતે વેન્ડુલ્કાની મૂર્તિ તેની પાછળ પાછળ ભમી રહી હતી અને કેમે કરી દૂર ખસતી ન હતી. તેનાથી અજાણતાં જ વેન્ડુલ્કા અને તેના ઉપર વ્હાલ વર્ષાવતી આ છોકરીઓની સરખામણી થઇ ગઇ અને તેને લાગ્યું કે વેન્ડુલ્કાનો મિજાજ વસમો હતો, અભિમાન ભારે હતું અને મર્મવેધી શબ્દબાણોનો પણ પાર ન હતો, આમ છતાં તે કોઇ ઑર જ પ્રકૃતિની બનેલી હતી. તે તેને આટલા બધા કમળકાથી ચાહતી હતી છતાં તેણે આ બધાં વરસો દરમ્યાન કેટલો બધો સંયમ જાળવ્યો હતો, તેનું અંતર કેટલું સાચું અને નિખાલસ હતું અને તેનો પ્રેમ પણ કેવો સતત અને એકધારો હતો! તેણે લુકૅસને જે આપ્યું હતું તે બીજા કોઇને પણ આપે એમ ન હતું, એ વાતની તો તેને પૂરેપૂરી ખાત્રી હતી. પણ નીંગી વળેલી આ હાજી હા કરનારીઓ તો આજે એ ન સપડાય તો કાલે બીજાના

હાથ દાબવા અને તેને મધુર વચનો સંભળાવવાને તૈયાર રહી હતી એ પણ તે બરાબર જાણતો હતો.

પોતાની પ્રિયતમાને ચિડવવાને ખાતર જ તેણે આ લોકોનો આશરો લીધો હતો અને એ લોકોએ જ તેને બરાબર સમજાવ્યું કે વેન્ડુલ્કામાં ગમે એટલા દોષો હોય તો પણ તેનાં હૃદયની સચ્ચાઈ અને ચારિત્ર્યની પવિત્રતા આમનાં કરતાં ક્યાંય ચઢી જાય એવાં હતાં.

શાંત રજનીમાં આમ તેમ આંટા મારતાં મારતાં હવે વેન્ડુલ્કા તરફ કેવો વ્યવહાર રાખવો એનો તે વિચાર કરવા લાગ્યો. વેન્ડુલ્કાએ આમ ઘસીને ના પાડી તેને જબરો આઘાત કર્યો હતો, એટલે લગ્ન થયા પછી ઘણા દિવસ સુધી લુકૅસ તેની સાથે રીસાયલો રહે એ જ યોગ્ય છે. એણે પણ જક્કી સાથે જક્કી જ થવું અને વેન્ડુલ્કાના અભિમાનના ચૂરેચૂરા કરી તેને બતાવી આપવું કે હવે જીવનભર મારે ધણી તરિકે રહેવું છે. આજે રાતે જે કર્યું એથી વેન્ડુલ્કાને પૂરેપૂરી પજવણી થઈ હશે ? બંને પાછા મળશે ત્યારે વેન્ડુલ્કા શું કહેશે ? વેન્ડુલ્કાએ પોતાની ધમકી પ્રમાણે આચરણ કર્યું હશે એવો તો તેને ખ્યાલ સરખો પણ ન આવ્યો.

આ ભાઈ સાહેબ વિચારમાં એટલા તો લીન થઈ ગયા હતા કે પોતે હજી હોટલની પાછળ આવેલા મેદાનમાં જ આંટા મારે છે એમ માનતા હતા. પણ તે તો અજાણતાં જ પોતાના મકાન પાસે આવી પહોંચ્યો હતો. છેક પોતાના બગીચાની વાડના દરવાજા પાસે આવ્યો ત્યારે જ તેને આ વાતની ખબર પડી. તેણે એકાએક એક હર્ષનાદ સાંભળ્યો અને ઘરમાંથી એક સ્ત્રી તેના તરફ દોડી આવી. તે ઘરની દાસી હતી.

"અરે, આ તો તમે જ છો ?" તેને ઓળખ્યો એટલે નિરાશાભર્યે સ્વરે તે બોલી.

"તું કોણ ધારતી હતી ?"

"મેં તો ધાર્યું કે શેઠાણી તમારી સાથે પાછાં આવ્યાં હશે."

લુકૅસ ચમક્યો. તેના મનમાં કુશંકાઓ જાગવા માંડી.

"શેઠાણી !" તે અચકાતો અચકાતો બોલ્યો. "કેમ, તે ક્યાંથી પાછાં આવવાનાં હતાં ?"

જવાબ દેવાને બદલે દાસીએ રોઈ દીધું.

"થયું છે શું ?" જબરા ઉદ્વેગથી લુકૅસે પૂછ્યું. "તું આટલી રાતે અહીં કેમ ઉભી છે ? તું સૂતી શા માટે નથી ? રડે છે શાને ?"

"રડ્યા વિના તે કેમ રહેવાય ?" ડુસકાં ખાતાં ખાતાં તે બોલી,—"શેઠાણી સદાને માટે ઘર છોડી ગયાં. એમનાં જેવાં હવે બીજાં કાંઈ મળવાનાં છે ? આખી ધરતી ખૂંદી વળોને મળે તો ? શી એમની માયા ! સુઘડતા તો એમની જ ! અને સ્વચ્છતાની તો જાણે મૂર્તિ ! અમને સહુને તે બહુ વહાલાં હતાં. તેમને પોતાના કરતાં બીજાં બધાંની જ બહુ ફિકર હતી. અને હમેશાં ભલું કરવાને એક પગે તૈયાર. અભિમાન તો તેમણે જાણ્યું જ નથી. અને બચ્ચાંની કેવી સારી સંભાળ રાખતાં હતાં ! મા પણ એવું ન કરે ! નાનું બચ્ચું પણ તેમને ઓળખી ગયું હતું અને દૂધની શીશી લેતાં હસતું હતું. એનું બિચારાંનું હવે શું થશે ? આપણે હવે નોધારાં જેવાં થઈ ગયાં."

લુકૅસને તમ્મર આવ્યાં અને તેણે વાડ ઉપર હાથ ટેકવ્યો.

"ત્યારે શેઠાણી ગયાં એમ ?" શૂન્યવત્ બની તે બે ચાર વાર માત્ર આટલું જ બોલ્યો. આ વાત ખરી હોય એમ જ તે તો માની ન શક્યો.

"તે તો ગયાં જ. અને જાય નહિ તો કરે પણ શું ?" દાસીએ જબરો ફટકો લગાવ્યો. "તેની બારી સામે તમો ત્રણ ત્રણ છોકરીઓને લઇને નાચો તો તો ગમે તે છોકરી હોય તો પણ ચાલી જાય. તમે આવું અતેરૂં કર્યું જ શા સારૂં ? અમે બરાબર જાણતાં હતાં કે તે કાંઈ પણ ખોટું કરતાં ન હતાં. અમને પણ આંખ કાન છે અને અમો પણ શું ચાલે છે એ બધું જોઇએ છીએ. આવી ભલી છોકરી, તેને લગ્નની વરધ ગણાવા માંડી હતી એવામાં આમ અજાણ્યા માણસોમાં જવું પડયું. કદાચ જર્મની પણ ચાલી જાય ! મને તો ખાત્રી જ છે કે તે જર્મની જ ગઇ હશે. બીજે જાય જ કયાં ? આપણે ત્યાં તો લોકો તેને જંપવા જ ન દે."

લુકૅસને વિષે એવું કહેવાતું હતું કે તેનો મિજાજ જરા ખરાબ હતો એ જ, નહિ તો કોઇનો પણ જીવ ન દુખાવે એવો તે માયાળુ, નરમ અને ભલો હતો. લોકોએ તેનું ખરૂં મૂલ આંકયું હતું એ તેણે આ વખતે બતાવી આપ્યું. તે પોતાની દાસીના ઠપકાને શાંત રીતે સાંભળી રહ્યો એટલું જ નહિ પણ તેનું લાંબું અશ્રુપૂર્ણ પ્રવચન જ્યારે ચાલતું હતું ત્યારે તેને એવું લાગતું હતું કે જાણે તે કોઈ સ્વપ્નમાં જ વિચરી રહ્યો છે. જેને કોઇ પણ જાતનો સ્વાર્થ ન હતો એવી આ દાસીએ વેન્ડુલ્કાની ભલાઈનાં વખાણ કર્યાં એની તેના ઉપર જબરી અસર થઈ. ગમે એટલી દલીલો પણ એટલું ન કરી શકત.

અજાણતાં જ તે પોતાના ઓરડામાં જઈ પડયો અને પોતાના પરિણીત જીવન દરમ્યાન જે બારીએ પોતાની પ્રિયતમા સાથે એક વાર ઉભો રહેતો તે જ બારીએ જઈ ઉભો. અને તેને સ્મરણ થયું કે તેની ચિત્તચોર વેન્ડુલ્કા જે દિવસે પહેલવહેલી આ ઘરમાં આવી તે દિવસે પણ તેણે એ જ બારીએ ઉભા રહીને સુખકર શાંતિનો અનુભવ કર્યો હતો.

સૂર્યાસ્તથી રક્તાભ થયેલાં આકાશને નિહાળીને તેણે કલ્પ્યું હતું કે પોતાની પ્રિયતમા સાથે તેનું આખું જીવન અનંત સુખમાં જ વ્યતીત થશે. પણ આજે કયાં રહ્યું તે સ્વપ્ન ! કાળી અંધારી રાત્રે પોતાની પત્નીને ભાગી જતી તેણે જોઈ; તે કોણ જાણે કયાંય જશે અને કોનીય નોકરી કરી અશ્રુપૂર્ણ નેત્રે પેટ ભરશે. પોતાના વિચારોનો પ્રવાહ બદલવા માટે તે બારીએથી ખસી ગયો પણ અર્થ ન સધાયો. તેણે નિશ્ચય કર્યો કે આમ એકાએક જાગી આવેલી લાગણીઓનાં પૂરમાં તણાવું નહિ, પોતાની વિવેકશક્તિ ઉપર પણ એની કશી અસર થવા દેવી નહિ, અને તેની પત્નીને માટે પૂકારતા તેના અંતરના નાદને પણ કાન દેવો નહિ. પણ જ્યાં જ્યાં તેણે પોતાની આંખો ફેરવી ત્યાં ત્યાં તેની પ્રવૃત્તિનાં સ્મૃતિચિહ્ન જ જણાતાં હતાં. તેનો ઓરડો જ કેટલો સુંદર અને સુઘડ રીતે ગોઠવેલો હતો. વેન્ડુલ્કાની આંખ આવા કામમાં બહુ જ ચકોર હતી અને ઝીણામાં ઝીણી બાબત પણ તેની નજર બહાર જતી નહિ. ખરૂં છે–આખી ધરતી ખૂંદી વળો તો યે એનો જોટો ન મળે. તેની નજર પેલાં ઘોડિયાં ઉપર પડી અને તેના ઉપર તે કેટલીય વાર ઝુકી હતી તે પણ યાદ આવ્યું–તેના અંતરમાં જાણે દંશ થયો અને તે શોકમાં

પૂરેપૂરો ડૂબી ગયો. તે ગઈ જ શા માટે? શાથી તેને જવું પડ્યું? તેણે લુકૅસના પુત્રની માતાની સ્મૃતિને લુકૅસના કરતાં યે વધુ પવિત્ર ગણી માટે.

"તેણે હજારો ગુના કર્યા હોય તો યે શું–" તે એવા તો જુસ્સાથી બોલી ઉઠ્યો કે ઘોડિયાં પાસે બેસીને રડતી દાસી પણ ભયથી ઝબકી ઉઠી.

"મારે તે એના લાડ કોડ પૂરા કરવા જોઇએ કે આમ સંતાપવી જોઈએ! હું એને એના જક્કીપણા માટે ઠપકો આપતો આવ્યો છું પણ અમારાં લગ્ન થવાની જરા સરખી યે જ્યારે આશા ન હતી ત્યારે એણે એક પછી એક માગાં પાછાં ઠેલ્યા કર્યાં ત્યારે તેનાં એ જ જક્કીપણા ઉપર હું રીઝ્યો હતો. ત્યારે તો મારા હર્ષનો પાર ન હતો. અને હું એને દલતા કહેતો અને એને જ તેનો મોટામાં મોટો ગુણ ગણતો. બીજી સાથે પરણવાના મારા ગુનાને કઇ છોકરીએ માફ કર્યો હોત? પણ આણે તો મારાં માબાપ કઠોર છે એમ જોયું કે જાતે જ મને લગ્નની વાત જતી કરવાને કહ્યું અને તેને ખાતર શાપ વહોરતાં મને અટકાવ્યો. એને બદલે બીજી કોઇ હોત તો માબાપની વાતને કાન દેવા માટે મારી ધૂળ કાઢી નાખત. તેની ભલાઇનો પહેલેથી જ પાર નથી. તેણે મારા પ્રેમ કરતાં મારા સન્માનની જ વધારે પરવા કરી છે. છતાં મેં આ બદલો આપ્યો. માત્ર એક ચુંબનને જ માટે મેં તેને આટઆટલી સંતાપી. લોકો તેની હાંસી કરશે તે પણ મારે લીધે જ. મારે લીધે જ તેને માટે પિતાનાં ઘરનાં દ્વાર સદાને માટે બંધ થયાં અને મારે લીધે જ તેને પેટ ભરવા ખાતર અજાણ્યાં માણસોમાં કામ કરવા જવું પડ્યું.—પણ ના, ના, હું વાત એટલે સુધી ન જ જવા દઉં. હું કાલે જ પેલા બુઢ્ઢા પાસે જઈશ અને તેને બધી વાત કહીશ. તે પોતાની દીકરીને ખોળી કાઢશે, અને કહેશે કે જો તેને મારા તરફ ધિક્કાર ઉત્પન્ન થયો હોય અને વિવાહ ફોક કરવા ઇચ્છતી હોય તો તેમ કરવા પણ હું રાજી છું. પણ આ પણ હું મિત્રો તરીકે સંપૂર્ણ માન સહિત કરવા માગું છું. જો કોઇ તેની હાંસી કરે તો તો તેનો ટોટો જ પીસી નાખું. બતાવી જ દઉં! પણ ડોસો એને શોધશે ક્યાં.?

લુકૅસે આ બાબત બહુ વખત સુધી વિચાર કર્યો: તે કઈ દિશામાં ગઈ હતી તે પણ દાસીને પૂછ્યું, પણ કશો નિર્ણય થઇ શક્યો નહિ. આખરે તેને સૂઝ્યું કે જો કોઇ શોધી શકે તો તે માત્ર બુઢ્ઢી માર્ટિન્કા, કારણ કે તે હમેશાં રસ્તા ઉપર ભટકતી જ હોય છે અને બધી ખબર રાખે છે. વળી દાણચોરો મારફત તે એ ખબર પણ મેળવી શકે કે વેન્દુલ્કા જર્મની ગઈ છે કે નહિ. તે ક્ષણે લુકૅસે પોતાની બધી ય લાગણીઓને દાબી દીધી અને વેન્દુલ્કા સાજી સમી પોતાના પિતાને ઘેર જલદી આવી પહોંચે એની જ ફિકરમાં પડ્યો.

તે જાણતો હતો કે માર્ટિન્કા પોતાને રાતને કામેથી સૂર્યોદય પહેલાં ઘેર આવી જતી હતી. મોંસૂઝણું થવા આવ્યું હતું એટલે તે આવે એટલે જ તેને મળવાને તે ઉપડ્યો.

તે 'ક્રૂસ' આવી પહોંચ્યો પણ ઘરમાં પૂરેપુરી શાંતિ પ્રવર્તતી હતી. તેણે બારીમાંથી જોયું તો ઘર ખાલી હતું. લુકૅસ સમજ્યો કે માર્ટિન્કા હજી આવી નથી. પણ તેને આવતાં હવે વિલંબ થાય એમ પણ નથી કારણ કે દિવસે તેને કોઈ માલ સાથે જંગલમાં જુવે એ તેને ગમતું ન હતું. થોડી વારમાં જ આવશે એમ લાગ્યું. આકાશમાં લાલી પથરાઈ ગઈ હતી અને પર્વતોની પાછળથી સૂર્ય ઊગવાની તૈયારી કરતો હતો.

લુકૅસ વાડને અઢેલીને વાટ જોતો ઉભો.

દૂર ઝાડીમાં તે દેખાઈ. તેણે તેની ગરમ શાલ પણ પારખી. પણ તે એકલી ન હતી. બીજી એક સ્ત્રી તેની સાથે હતી. લુકૅસે માન્યું કે તેની કોઈ મદદનીશ હશે.

આ વણનોતર્યું ત્રીજું માણસ આવ્યું જાય એટલી વાર ઝાડ પાછળ છૂપાઇ રહેવાની તે તૈયારી જ કરતો હતો એટલામાં તો વેન્ડુલ્કાની માસીએ તેને જોયો.

"આ રહ્યો લુકૅસ! લુકૅસ!!!" નીચું માથું રાખી ચાલતી પોતાની સંગિનીને તેણે ગાંડાની માફક ખૂબ પાડીને કહ્યું.

બીજી જ ક્ષણે અદમ્ય હર્ષનાદ આ વિધુરને કાને અથડાયો. માર્ટિન્કાની સંગિની ડોસીને પાછળ મૂકીને આગળ ધસી; બે કંપિત ભુજલતાઓ લુકૅસને વીંટી વળી અને પેલા એરપન કુંજમાં પણ તેને કદી ન મળ્યું હોય એવું ઉમળકાભર્યું ચુંબન તેના હોઠ ઉપર મુદ્રિત થયું. લુકૅસે પોતાની ભાવિ વધૂને કમરપટ્ટાથી પકડી, ઊંચકી. તેના હૃદયમાં લાગણીનું એટલું તો પ્રબળ હતું કે તેના મુખમાંથી વાચા ન હતી સરતી. એમને એમ તે તેને પોતાના ઘર સુધી ઉપાડી ગયો.

× × ×

આ વેન્ડુલ્કાને તે શું કહેવું ? પહેલાં તેણે ચુંબન કરવા દેવાનો વિરોધ કર્યો; થોડા જ સમયમાં તે જેની સાથે લગ્નવેદી આગળ ઉભી રહેવાની હતી તેને ચુંબન કરવા દેવા કરતાં આખા ગામમાં ફજેતી ઉડે એને પણ તેણે સારૂં ગણ્યું,–નાસી ગઈ, દાણચોરોની ભેગી રહી પણ ચુંબન ન જ કરવા દીધું, અને ક્રોધનો આ અફાટ ધોધ વહેવડાવ્યા પછી પોતાની મેળે જ વણમાગ્યું ચુંબન દેવા દોડી ગઈ! શો સ્ત્રીઓનો સ્વભાવ છે ! કઇ સ્ત્રી નથી જાણતી કે તેની મરજી હોય કે ન હોય તો પણ તેની વિવેકશક્તિની સાથે સાથે જ તેનું હૃદય પણ દોટ કાઢીને ભાગવા જ માંડે છે. ભગવાન જાણે આમ કેમ થતું હશે! મારૂં તો મગજ થાકી ગયું–એનો વિચાર કરતાં. એ વાતનો સદાને માટે કાંઈ નિવેડો આવી જાય તો જ સારૂં. અને આ લુકૅસને પણ શું કહેવું ? લગ્નને દિવસે મારો વહાલો બડાશ હાંકે છે કે મારી પત્ની તો લગ્ન પહેલાં મને ચુંબન કરવા દેવા માટે નાશીને દાણચોરો ભેગી ભળી ગઈ હતી. આ કહેતી વખતે તેનો ગર્વ જોવા જેવો હતો. તેનાં વખાણ કરતાં તે થાકતો જ ન હતો અને સૌ કોઇને પોતાની સ્ત્રી બતાવતો ફરતો હતો.

આ લગ્ન વખતે સૌથી વધારે આતશબાજી કોણે ફોડી હશે એ તમે કંઈ કલ્પી શકો છો ? સાત સાત તો અણવર હતા. ૭ તો ઘોડે ચઢીને તેની આજુબાજુ ચાલતા હતા અને સાતમો લુકૅસની સાથે. પણ આ બધા જુવાનીઆ કરતાં પેલા બુઢ્ઢા મૅતુસે વધુ દારૂનો ધૂમાડો કર્યો. તેણે બે હાથમાં બે પિસ્તોલો રાખી હતી અને એકી સાથે બબ્બે ભડાકા કરતો હતો. જ્યારે મહેમાનો તેની પાસે થઈને જતા હતા ત્યારે તે તો એવા મોટા ભડાકા કરતો હતો કે પેલા સતાયુ લીમડા નીચે ઉભેલી આદિજનનીની કુતૂહલપ્રિય પુત્રીઓના કાન પણ બહેર મારી જતા.

માર્ટિન્કા એની પાસે જ ઉભી હતી. કોઇ કોઇ વાર મૅતુસ રમુજમાં તેના માથા તરફ પિસ્તોલ તાકતો ત્યારે તે માત્ર હસતી. જ્યારે વેન્ડુલ્કાએ માર્ટિન્કા મારફત તેને લગ્ન યાત્રામાં જોડાવાને કહેવડાવ્યું ત્યારે, તેને થયું કે હું જાતે જ શા માટે લગ્ન ન કરૂં ? તેણે ધંધાની બધી તગડમાંથી છૂટવાનો અને ધંધો પોતાના પુત્રોના હાથમાં સોંપવાનો ઠરાવ

કર્યો અને માર્ટિન્કાને પણ હવે પોતાનાં હાડકાંને જંપ દેવા કહ્યું. તે હવે જીવનનાં બાકીનાં વર્ષો પોતાની પાસે રહી આનંદ અને સંતોષમાં ગાળે તો શું ખોટું? જો તે બે જણાં લગ્ન કરે તો માર્ટિન્કાનું નાનું ઝૂંપડું પણ જરા રસમય બને અને તે પણ પોતાનું નિવૃત્ત જીવન રસગોષ્ઠી કરવામાં ગાળી શકે.

માર્ટિન્કાએ આ માગણી સ્વીકારી અને લગ્નની તૈયારી કરવા માંડી. હવે તેઓના લગ્નની કંકોત્રી બહાર પાડવાનો વખત આવી લાગ્યો હતો. અને તેથી જ તો આ બુઢ્ઢો અત્યારે આટલી ધમાલ મચાવતો હતો. અને જ્યારે લીમડા નીચે ઉભેલી કુતૂહલ-પ્રિયાઓને માર્ટિન્કાએ સ્નેહસત્કારનું પાન કરાવ્યું ત્યારે માત્ર ગ્લાસમાંથી એક જ ઘુંટડો પાયો નહિ પણ એક એક ગ્લાસ આખું પાયું. પહેલાં કદી પણ સ્નેહપાન આટલે છૂટે હાથે કરાવવામાં આવ્યું ન હતું. આ કુતૂહલપ્રિયાઓને પણ એવો એકે પ્રસંગ યાદ ન હતો આવતો—જો કે તેઓએ અનેક લગ્નોમાં ભાગ લીધો હતો. માર્ટિન્કાએ પોતાની પૂંજીનો સારો સરખો ભાગ આ લગ્નમાં ખર્ચ્યો અને તેની ઉદારતાનાં વખાણ પણ થયાં, અને પોતાની ભત્રીજી વેન્ડુલ્કા પેલુસ્કીના લગ્નમાં એણે કરેલા લખલૂટ ખર્ચની વાત ઘણા દિવસ સુધી ચાલ્યા કરી.

નગીનદાસ પારેખ

---

# વિચાર–ચંક્રમણ

કાલ-બળ

પવનની દિશા આખા દિવસમાં એક જ રહેતી નથી, છતાં દરેક ઋતુમાં એ મુકરર દિશામાંથી જ વિશેષે વહેતો માલમ પડે છે. કાળનું આ ભૌતિક બળ છે. વિચારોની બાબતમાં પણ કાળનું આવું એક બળ કાર્ય કરતું જણાય છે. જેમ પવનનો વેગ બળવાન હોય તો મોટાં મોટાં વહાણો પણ પવનની દિશામાં ઘસડાઇ જાય છે અને પોતાની સલામતી જાળવી શકતાં નથી, તેમ દરેક જમાનામાં કેટલાક વિચારોનો પ્રવાહ એટલો જબરો હોય છે કે એ વિચારો વિનાશને માર્ગે લઈ જનારા હોય તો યે તેમાં તણાતાં બચવું અથવા એની જરા યે અસર ચિત્ત ઉપર થવા ન દેવી એ અશક્ય જેવું થાય છે. આ પણ કાળનું જ બળ છે.

તોફાની વાવાઝોડાંને, મોટી રેલને કે જ્વાળામુખીને—એ ગમે તેટલી આપત્તિ લાવે એવાં હોય છતાં જેમ એમને અટકાવી શકાતાં નથી, તેમ કેટલાક વિચારોનું બળ એવું હોય છે કે એનું પરિણામ ગમે તેટલું નુકશાનકારક લાગે છતાં પ્રજાને એમાં સપડાતી અટકાવવી અશક્ય છે.

તોફાની વાવાઝોડાંની, રેલની અને જ્વાળામુખીની આપત્તિ એટલી સદ્યપરિણામી અને પ્રત્યક્ષ હોય છે કે એને વધાવી લેવાની કોઇ ઇચ્છા કરતું નથી. પણ વિચારોની બાબતમાં એવું થતું નથી. એથી થનારૂં નુકશાન તુર્ત માલમ પડે એવું નથી હોતું, એમાં રહેલી આપત્તિ સૂક્ષ્મ હોવાથી નજરે નથી આવતી અને એની તાત્કાલિક અસર દારૂના જેવી ઉત્તેજક પણ હોવાથી મોહક હોય છે. એના ઝપાટામાં ઘસડાતા પ્રજા ઇચ્છાપૂર્વક અધીન થાય છે.

કેટલાક, જેઓ એ વિચારોની ભયંકરતા જોઈ શકે છે તેઓ, ભયસૂચક નિશાનીઓ ઉંચા હાથ કરી કરીને દાખવવા પ્રયત્ન કરે છે, પણ તે નિશાનીઓ ગણકારવામાં આવતી નથી. તેઓ

કાં તો, જમાના સાથે ચાલવા અશક્તિમાન એવા પૈકી ગણાય છે;
અથવા, અવ્યવહારૂ ગણાય છે;
અથવા, વહેમી ભાવનાઓને વશ ગણાય છે;
અથવા, વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને વિચાર-સ્વાતંત્ર્યના વિરોધી ગણાઇ,
પ્રજાના હિત-શત્રુ ગણાય છે;
અથવા, પ્રજાને આગળ વધવામાં અટક નાંખનારા ગણાય છે.

આમ થવામાં કાળનું જ બળ હોય એમ લાગે છે.

**મુનશી પ્રવૃત્તિ**

દાખલા તરીકે, મુનશી અને એનું મંડળ જે કોટિના વિચારોને આજે વેગ આપી રહ્યા છે તે લો. મારા મનમાં શંકા નથી કે એ વિચારો અવનતિકર છે, વિનાશક છે અને છેવટે પ્રજાને જીવતાં નરકમાં પહોંચાડનારા છે,

પણ મને ધાસ્તી છે કે એ વિચારોના વેગને આજે અટકાવી નહિ શકાય. કારણ, આજનો કાળપ્રવાહ ભોગાભિમુખ છે. જે ભોગોને ઉત્તેજન આપશે, એને ભાષા, કલ્પના અને કદાચ તત્ત્વજ્ઞાનના પે આકર્ષક વાઘા પહેરાવી શકશે તે સમાજને પોતાની સાથે ખેંચી જશે. એમાં પોતાની જાતને ઘસડાવા દેવાની હિંમત બતાવી ન શકનાર પણ, વિચારમાં, થોડો ઘણો ઘસડાશે.

* *

**બંગડી અને વાળ**

વિચારસૃષ્ટિમાં કાળનું બળ હંમેશાં જ નુકશાનકારક થાય છે એમ નથી. બળવાન વિચારક એકાદ નવો ધક્કો સમાજને પહોંચાડે છે તે જો સારો હોય તો કાલ-બળમાં એ ઓસરી ગયા બાદ એનો થોડોક લાભ પણ પ્રજાને મળી શકે છે; અથવા મળતો હોય એમ લાગે છે. એવે વખતે એ વિષે પ્રયત્ન કરવાનું છોડી દેવામાં આવે તો યે હરકત નથી એમ હું માનું છું. જે ધક્કો મળી ગયો છે તેનું અધૂરૂં કામ કાળ કરી નાંખશે. દા. ત. સ્ત્રીઓએ બંગડી પહેરવાની જરૂર નથી કે વાળ વધારવાની જરૂર નથી એમ માનનારે આજે કોઈ સ્ત્રીને બંગડી કે વાળ ઉતરાવવા આગ્રહ કરવાની આવશ્યકતા નથી. જે સ્ત્રી આજે એમ કરવા તૈયાર નથી તે ભલે એના જીવન સુધી એને રાખે. એથી કોઈ વિશેષ બગડતું

જણાતું નથી. અને જે જમાનો આવી રહ્યો છે તે સ્ત્રીઓ પાસે બંગડી કે વાળ કદાચ હોંશપૂર્વક ઉતરાવશે.

એ સાદાઈ કે સંયમની દૃષ્ટિએ જ હશે એમ નહિ કહેવાય. પણ બંગડી અને વાળની રૂઢિને વશ થવાની જરૂર નથી એટલું બેઉમાં સમાન તત્ત્વ હશે.

* * *

**રજસ્વલા ધર્મ**

એક ભાઈ મને પૂછે છે કે 'રજસ્વલા ધર્મની બાબતમાં તમે શું માનો છો? જૂની રીત પ્રમાણે ચાર દિવસ એવી સ્ત્રીને અલગ રાખવી આવશ્યક છે કે નહિ?'

મારે કહેવું પડે છે, આમાં માનવા ન માનવાથી કાંઈ વળવાનું નથી. આવતો જમાનો રજસ્વલા ધર્મ પાળવાની ચાલી આવેલી પદ્ધતિને રફતે રફતે ઉંચી મૂકાવવાનો છે. ભવિષ્યમાં ભલે કોઈ વિજ્ઞાનશાસ્ત્રી એ વિષે શાસ્ત્રીય પ્રયોગો કરી એમાં તથ્ય છે એમ શોધી કાઢે અને વળી પાછો દાખલ કરાવે. પણ હાલ તો કાળનું વહેણ એને ઘસડી જવાનું છે. જેને એ પાળ્યા-પળાવ્યા વિના ચાલે એમ જ ન હોય તેણે પોતે અલગ થવું એ ઉપાય રહેશે, અને એવો વર્ગ બહુ જ અલ્પ હશે એટલે આખા સમાજ ઉપર એ પોતાની વિશિષ્ટતા લાદે નહિ એમાં અજુગતું કશું નથી.

* * *

**ધર્મ અને વિજ્ઞાન**

એક કાળમાં ધાર્મિક સંપ્રદાયોએ નિર્માણ કરેલા આચાર અને માન્યતાઓ પર એવી અંધશ્રદ્ધા હતી કે એ વિષયોમાં સ્વબુદ્ધિથી નિર્ણય કરવો એ પાપ મનાતું. આજે વિજ્ઞાનને નામે તમે ભલભલાને અંધશ્રદ્ધાળુ કરી શકો. ગઈ કાલે ઉપવાસ કરવામાં રહેલાં પુણ્ય માટે પુરાણમાંથી પ્રમાણ ટંકાતું. આજે એ અપ્રમાણ છે. પણ એકાદ દાક્તરનો અભિપ્રાય ટાંકો એટલે પ્રતિપક્ષી ચૂપ. વિજ્ઞાનનું નામ આવ્યું કે બોલાય જ નહિ.

અંધશ્રદ્ધા એ સંપ્રદાયોમાં જ ઉછરે છે એ માન્યતા ભૂલભરેલી છે. એ તો માણસમાં રહેલી બુદ્ધિમંદતાનું પરિણામ છે. એ દૂર ન થાય તો ક્યાં રહેલી અંધશ્રદ્ધાને હટાવી શકશો, તો યે બે દિવસ પછી એ ક્યાં એટલી જ તીવ્રપણે બેસશે.

વિજ્ઞાનશાસ્ત્રો અવલોકન અને પ્રયોગો પર રચાય છે એ સાચું, પણ એમ માનવાનું નથી કે અવલોકન અને પ્રયોગો—

હંમેશાં જ બરાબર હોય છે;

એ પરથી બંધાતા નિર્ણયો હંમેશાં જ બરાબર થાય છે;

કે એમાં એકાંગિતાનો અભાવ હોય છે.

એટલે એ પણ ભૂલને પાત્ર છે.

વિજ્ઞાનને નામે એક વાદ નિર્માણ થયો કે એ માની જ લેવો જોઈએ એ પણ અંધ-શ્રદ્ધા જ-પોષશે, અને વૈજ્ઞાનિક અંધશ્રદ્ધાઓનું બંધન ધર્મની અંધશ્રદ્ધાઓનાં બંધન જેટલું જ તીવ્ર થાય તો નવાઈ નહિ.

* * *

**સંતતિ નિયમન** સંતતિનિયમનનો વિષય વૈજ્ઞાનિક અંધશ્રદ્ધા અને કાલ-બળ બન્નેનો દ્યોતક છે.

કાળનો પ્રવાહ ભોગાભિમુખ છે અને તે સંતતિનિયમનની વાતોને આકર્ષક બનાવે છે. એ ગમે તેટલો વિનાશકારી હોય, તો યે તેની વિરુદ્ધ સાંભળવા આજે જાણે કોઈ તૈયાર ન હોય એવું છે. કારણ એનું સમર્થન વિજ્ઞાનને નામે થાય છે.

એ વિજ્ઞાનનાં પ્રમેયો શું છે?

માણસમાં કામવિકાર હોય છે. એનો સંયમ સામાન્ય રીતે અશક્ય છે.

માણસને ગજા ઉપરાંત પ્રજા થાય તો એ સુખી જીવન ગાળી શકતો નથી; અને ઘણાં માણસો આજે એ કારણથી દુઃખી છે.

વિજ્ઞાનશાસ્ત્ર પાસે એવા ઇલાજો છે કે જેથી માણસ વિષયોપભોગ કરે છતાં પ્રજોત્પત્તિ અટકાવી શકાય.

એ ઇલાજોથી પુરુષ કે સ્ત્રીને ઝાઝી અગવડ વેઠવી પડતી નથી.

એનાં શરીરને નુકશાન થતું હોય એમ હજુ માલુમ પડયું નથી.

માટે સંતતિનિયમનના ઉપાયોનો પ્રચાર કરવો જરૂરી છે. **इति सिद्धम्।**

આ વિજ્ઞાનભાસી પ્રતિપાદનો વિચારીએ.

માણસમાં કામવિકાર હોય છે, અને સંયમ સામાન્ય રીતે અશક્ય છે, એમાંથી 'સામાન્ય રીતે' નો અર્થ 'તદ્દન' જેવો કરી નાંખી વિચાર કરેલો છે.

પ્રાણીમાત્રમાં ક્રમે ક્રમે જે વિકાસ થયાનું સર્વ વૈજ્ઞાનિકો આજે કબુલ કરે છે, તેની મુખ્ય શરત શું છે? હું કહું છું કે પ્રાણીમાં રહેલી શક્તિ એક માર્ગે બહાર પડવા બળ કરતી હોય, તેનો જ્યારે સંયમ થાય છે ત્યારે તે શક્તિ બીજે માર્ગે બહાર પડે છે, અને ક્રમશઃ તેનામાં કાયમનો ફેરફાર કરે છે. એ સંયમ સ્વેચ્છાથી થાય કે પરિસ્થિતિને લીધે થાય, સંયમ વિના પ્રકારાન્તર (એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં પરિવર્તન) અશક્ય છે. સ્વેચ્છાથી અને પરિસ્થિતિથી થનારા સંયમમાં નૈતિક દૃષ્ટિએ ઘણો ભેદ છે, પણ સંયમ એ વિકાસની અનિવાર્ય શરત છે. એ સંયમની તક જ ઉડાવી દેવી એ વિકાસને અટકાવી દેનારી વસ્તુ છે.

વિકાર એ પણ એક શક્તિ છે. એ સ્વાધીન નથી માટે વિકાર કહેવાય છે. એના સ્વામી બનવાથી એ શક્તિનો પ્રવાહ નિર્મળ બનતો જાય છે, અને એ જ વિકાર ઉદાત્ત ભાવનાનું સ્વરૂપ લઈ શકે છે. સંયમ એટલે શક્તિનો નાશ નથી, પણ શક્તિની શુદ્ધિ અથવા નવે માર્ગે એનો પ્રવાહ વાળવાની ક્રિયા.

"માણસને ગજા ઉપરાંત પ્રજા થાય તો એ સુખી જીવન ગાળી શકતો નથી; અને ઘણાં માણસો આજે એ કારણથી દુઃખી છે."

પણ જે વર્ગ આજે સંતતિનિયમનનો પ્રચાર ઉત્સાહપૂર્વક કરી રહ્યો છે,—તે પ્રજા પોષવાની અશક્તિને લીધે છે. એમ કેટલા વિશે કહી શકાય એમ છે? સાચી વાત તો એ છે કે સ્વચ્છંદની જવાબદારીઓ ઉઠાવવી ન પડે અને સ્વચ્છંદ કરી શકાય એ જ આજની રતિ છે, અને 'સુખી જીવન' એટલે 'સ્વચ્છંદી જીવન' મનાય છે.

'મૉડર્ન રિવ્યુ'માં શ્રી. દિલીપ કુમાર રાયે બર્ટ્રાન્ડ રસલ સાથે થયેલો વાર્તાલાપ પ્રસિદ્ધ કરવા માંડ્યો છે. એક ભાઈના આગ્રહથી એ મારે વાંચવાનું થયું. બર્ટ્રાન્ડ રસલની નામના સિવાય મને એનાં પુસ્તકો કે વિચારોનો પરિચય નથી. પણ એની નામનાને લીધે મેં એ વાર્તાલાપમાંથી જે અપેક્ષા રાખી હતી તે નિષ્ફળ ગઈ. મને એના વિચારોમાં કોઈ દૃઢ ધારણા કે સ્થિર બુદ્ધિ ( balance ) માલમ ન પડ્યાં.

**બર્ટ્રાન્ડ રસલ**

રસલનો વાર્તાલાપ અને રાય જેવો પ્રસિદ્ધ પુરુષ નોંધનાર એટલે એમાંના વિચારોને શબ્દપ્રમાણ માફક ગ્રીલી ન લેનાર વર્ગ ઈંગ્રેજી ભણેલાઓમાંથી થોડો હશે: તેમને ચેતવવા જોઈએ કે એણે બતાવેલા religion ( ધર્મ ) સામેના વિરોધમાં ભાષાશૈથિલ્ય છે, અને એને આપણા દેશમાં લાગુ પાડતાં એ શબ્દની કલ્પના જુદી થઈ જવાનો સંભવ છે. એ જેને religion કહે છે તે ખરૂં પૂછતાં ખ્રિસ્તી ધર્મના જુદા જુદા પંથ ( ચર્ચ ) અને બાઈબલ શાસ્ત્ર છે. ત્યાં વિજ્ઞાન અને ચર્ચ વચ્ચે વિરોધ છે, કારણ બાઈબલમાં જગતની ઉત્પત્તિ, પરલોક વગેરે વિષેનાં જે વિધાનો છે તે વિજ્ઞાનદૃષ્ટિએ ખોટાં ઠરે છે, અને એ શબ્દપ્રમાણમાં ગોંધાઈ રહેલી બુદ્ધિ સ્વતંત્ર વિચાર કરવા અશક્ત થાય છે. આપણે અહીં પણ પંથો અને શબ્દપ્રમાણ લેખાતા ગ્રંથો છે; અને તેમને માટે અંશતઃ રસલનું કહેવું સાચું છે. છતાં, તે અંશતઃ જ છે. કારણ આપણે ત્યાં વિજ્ઞાન અથવા અનુભવ એ સર્વ પ્રમાણોથી શ્રેષ્ઠ પ્રમાણ હંમેશાં મનાતું આવ્યું છે, અને વિજ્ઞાનની શોધખોળ ધર્મગ્રંથોમાંની માન્યતાઓથી જુદી પડે તો વિજ્ઞાનને અનુસરવા ધર્મગ્રંથો આડખીલી રૂપ થયા નથી. જે વિજ્ઞાનથી અજાણ્યો હોય તે ધર્મગ્રંથની માન્યતાને વળગી રહેલો હોય એમાં નવાઈ નથી; પણ દા. ત. કોઈ અર્વાચીન વિજ્ઞાનવેત્તા હિંદુ પુરાણોની ખગોળ–ભૂગોળને માનવા બંધાયેલો જ છે એમ કદી સમજાયું નથી; કે યુરોપમાં જેમ વિકાસવાદની શોધ બાઇબલને ઉથલાવી પાડનારી થવાથી ત્યાં ખળભળાટ થયો છે, તેમ અહીં થઈ શકતું નથી.

બીજું, ત્યાં, આ કારણથી, ધર્મનું ક્ષેત્ર મુખ્યતઃ પારલૌકિક મનાતી પ્રાપ્તિઓ માટેના આચારો ઠરાવવામાં જ સમાય છે. આપણે અહીં ધર્મનું એ પણ ક્ષેત્ર છે ખરૂં, પણ તે હંમેશાં ગૌણ મનાયું છે અને ઇહ લોકના જીવનમાં જ ધર્મની વિશેષ વ્યાપ્તિ છે, અને એના આચારો ઠરાવવામાં સમાજકલ્યાણ માટેના જ વિચારો અગ્રસ્થાને હોય છે. સમાજ-કલ્યાણની ભાવના કાળાન્તરે ફરે, વધારે વ્યાપક બને, તેને લીધે જૂના આચારો ત્યાજ્ય થાય, એનો ત્યાગ કરાવતાં કઠણાઈઓ જણાય, છતાં જૂનો આચાર કે નવો આચાર ઇહ લોકના જીવનમાં સમાજકલ્યાણની ભાવનામાંથી નિર્માણ થયો હોય છે. ઉદા૦ અસ્પૃશ્યતાને અત્યંત મહત્વ આપવામાં કોઈ જાતની સમાજકલ્યાણની દૃષ્ટિ રહી હશે; એ દૃષ્ટિ કદાચ તે કાળે પણ સંકુચિત હશે; જેમ રોમન અને ગ્રીક લોકોમાં ગુલામો પ્રજામાં ગણાતા નહિ પણ મિલકતમાં ગણાતા, તેમ સમાજમાં અમુક જાતિનો જ સમાવેશ કરવામાં આવતો હશે અને તેમના જ ઐહિક હિતની દૃષ્ટિએ સ્મૃતિધર્મો ઘડાયા હશે. આજે સમાજનો અર્થ વધારે વ્યાપક થવાથી, ભાવનાઓ પણ વધારે વિકાસ પામવાથી જૂના આચારો છોડવાની જરૂર પડે અને નવા ધર્મો નિર્માણ કરવા પડે એ જુદી વાત છે.

પણ ધર્મનો અર્થ આપણે ત્યાં પરલોક મેળવવા માટે શાસ્ત્રમાં બતાવેલાં કર્મો જ નહિ, પણ જીવન અને સમાજ વ્યવસ્થિત રીતે અને સર્વનું હિત સાધે એવી રીતે ચાલે એટલા માટે ઠરાવેલા વિધિ-નિષેધો છે. આથી, શુદ્ધ દૃષ્ટિએ, આપણે ત્યાં વેદ (જ્ઞાન, અનુભવ) તેમ જ ધર્મના ગ્રંથો નિરંતર ખુલ્લા ગણાય, અને એમાં સુધારા, વધારા, ઉમેરા સદૈવ થયા કરે. જ્યાં અનુભવની વાણી છે, વિજ્ઞાન છે, ત્યાં વેદ છે; જ્યાં સમાજહિતનો ઊંડો વિચાર કરેલો છે, ત્યાં ધર્મગ્રંથ છે. આથી ધર્મ સામેના વિરોધના જે ઉદ્‌ગારો રસલે કાઢ્યા છે તેનો હિંદુસ્થાનમાં ઉપયોગ કરતાં પહેલાં વિચાર કરવો ઘટે છે.

રસલે ' રિલીજ્યન ' શબ્દ ઇંગ્રેજી અર્થમાં વાપર્યો છે, રાયે જાણે-અજાણે એમાં સંસ્કૃત ' ધર્મ ' શબ્દમાં સમાતા અર્થો કલ્પ્યા છે, અને તેને પરિણામે, રવિબાબુ વ્યક્તિગત ધર્મ ( personal religion )માં માનનારા હોવાથી એમાં બાંધા નથી, એમ કહી રવિબાબુને અપવાદમાં ગણી લેવાનો પ્રયત્ન, તથા ગાંધીજી ધર્મવાદી છે એટલે એમની બુદ્ધિ સંકુચિત છે એવો આક્ષેપ—બન્ને હાસ્યાસ્પદ લાગે છે. બન્ને જણાના સંવાદમાં સમાનભૂમિકા જ નથી.

રસલ સંવાદકાર છે એ સિવાય એ સંવાદ પ્રસિદ્ધ કરવામાં મને કોઈ જાતની વિશેષતા જણાતી નથી. અને ઉપર કહ્યું તેમ અંધશ્રદ્ધા એ કાંઇ સંપ્રદાયોમાં જ રહેનારી વસ્તુ નથી, પણ ગમે ત્યાં જડ ઘાલી શકે છે. તે અહીં જાતિ અને નામમાં રહેલી છે.

* * *

કદાચ એમ લાગશે કે સંતતિનિયમનની બાબતમાં રસલે જે વિચારો દર્શાવ્યા છે, તેથી એની વિરુદ્ધ મારી ભાવના બંધાવાથી એના પ્રત્યે મને અણગમો ઉપજ્યો હશે. એમ નથી. સંતતિ-નિયમનની તરફેણમાંથી એણે જીવન વિષે કેટલો ઊંડો, દીર્ઘ અને ગંભીર વિચાર કર્યો છે, જીવનતત્ત્વ વિષે એણે શું ખોળ્યું છે એ શોધતાં, એને કાંઇ ચોક્કસ પાયો મળ્યો છે એમ હું જોઈ શક્યો નથી એટલે એની દલીલો મને વજુદ વિનાની લાગી છે. જો એવા ચોક્કસ પાયા પર સંતતિ-નિયમનની તરફેણમાં કોઇ દલીલ કરે તો તેને સ્વતંત્રપણે વિચારવા હું તૈયાર થાઉં.

* * *

**હિંદુ-મુસલમાન ઝઘડા**

હિંદુ-મુસલમાન ઝગડો પણ આજે કાળના પ્રવાહમાં જ છે. આજે એકતા ઇચ્છનાર હાંસીપાત્ર લેખાય. જો કે તેથી એકતા જ ભારતવર્ષનું પ્રાર્થનીય કલ્યાણ સાધી શકશે એમાં શંકા લઈ શકાય એમ નથી.

* * *

**ધોતીઆં**

આ ગંભીર બાબતોમાંથી ટેકરો મારી, જીવનની સાદી વાતોમાં ઉતરીએ તો કાલ-બાજ આપણા ગૂજરાતી જુવાનોમાં ધોતીઉં પહેરવાની જે ફેશન પડતી જાય છે તેમાં જણાઇ આવશે. ધોતીઆની કાછડી-પાટલીમાં એક જાતની અસભ્ય લાગતી વિલાસિતા વધતી જાય છે એ ઘણાંની આંખે ચડી હશે. એના કોઇ ઉપદેશ થતા હશે એમ લાગે જ કહેવાય. પણ ચેપી રોગની જેમ એને જુવાનોના એકઠ્ઠોણમાંથી અલગ કરી લે છે, અને ગંભીર વૃત્તિના માણસો પણ એના આકર્ષણમાંથી તદ્દન મુક્ત થઇ શકતા નથી એ હું સ્વાનુભવથી જાણું છું. એ કાળનું જ બળ છે.

# સૉનેટ

## પ્રાસ્તાવિક વિવેચન

[ વડોદરા કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓની સાહિત્યસભામાં રા. રા. ચંદ્રવદન ચિમનલાલ મહેતા બી. એ. ના શનિવાર તા. ૧૦-૧૨-૧૯૨૭ના ભાષણના પ્રસંગે પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે પ્રમુખપદેથી કરેલું. ]

### ૧ પ્રજા અને ભાષા.

પ્રજાસ્મિતાની દૃષ્ટિએ દરેક પ્રજા એક વ્યક્તિ છે, એક દેહી છે. દેહીને શરીર અને આત્મા બંને હોય છે. પ્રજાશરીર અથવા પ્રજાનું સ્થૂલ આપણે પ્રજાની લક્ષાવધિ વસતીને તથા ભૂમિના જે ભાગમાં એ વસતી મુખ્યત્વે પોતાનું વંશપરમ્પરાનું વતન સમજીને રહેતી હોય, તેને ગણિયે છિયે, તો પ્રજાનો આત્મા આપણે પ્રજાની ભાષા અને કલા અને વ્યવહારુ સંસ્થાઓમાં પ્રતીત થતી તેની સંસ્કૃતિને કહિયે છિયે. દેહ તે મર્ત્ય ને વિકારશીલ, ત્યારે આત્મા તે અમર, તે જીવનના સાતત્યનું સૂક્ષ્મ બીજ, એમ લઇને આપણે આ પ્રમાણે ગણિયે છિયે. દાખલા તરીકે પ્રાચીન ગ્રીક પ્રજા સૈકાઓથી મરી પરવારી છે, તથાપિ તેનો આત્મા ગ્રીક સાહિત્યની ફિલસુફીની અને કલાની અમરતાને લીધે આજે પણ સજીવન છે. ભાષાનો ઉત્તમ આવિર્ભાવ, ભાષાનું ઉત્તમાંગ સાહિત્ય અને કવિતા, કલાનું ઉત્તમાંગ સ્થાનિક કલાની સુંદરમાં સુંદર કૃતિઓ, સંસ્થાઓનું ઉત્તમાંગ પ્રજાની સૌથી જૂની સૌથી વ્યાપક સૌથી સજીવન સંસ્થાઓ, તથા જે જીવનફિલસૂફી તેમને ચિરંજીવ અને સજીવન અને વ્યાપક બનાવી રહી છે તે. આમાંથી આજે આપણે પ્રજાના આત્માના સાહિત્ય અને વિશેષે કવિતા અંશ વિશે જ વિચારણા આગળ ચલાવીશું.

### ૨ કવિતા.

પ્રજાકીય કવિતાની અમરતા અને સજીવનતા શેમાં છે ? સૈકાઓથી ચાલ્યાં આવેલાં કલારૂપોને કલ્પના વિચાર અને ભાવનાં એવાં ને એવાં અસરકારક વાહન રાખવામાં; અને વળી એ બંધાયેલાં રુચિતંત્રને પ્રતિકૂલ નહીં એવાં નવનવાં કલારૂપો સર્જવામાં. જે પ્રજાઓની સાથે આપણે સંબંધમાં આવતા જઇયે તેમનાં આપણાથી જૂદી જાતભાતનાં કલારૂપો આપણા રુચિતંત્રને પ્રતિકૂલ નહીં એ પ્રમાણે અપનાવી લેવાં, એ પણ આવાં સર્જનનો જ એક પ્રકાર છે. અને આપણા આજના વિષયમાં કવિતાની અમરતા અને સજીવનતાનો આ છેલ્લો પ્રકાર આપણું સૌથી વધારે ધ્યાન ખેંચે એ કુદરતી છે.

### ૩ અંગ્રેજી કવિતાની અસર.

આપણે સૌ ઇંગ્લાન્ડની અને યુરોપની નિશાળે બેઠા અને યુરોપી તથા ખાસ કરીને ઇંગ્લિશ સાહિત્ય અને કવિતાની ઊંચામાં ઊંચી કૃતિઓના સંસર્ગમાં આવના

ગયા, તેમ તેમ આપણા સાહિત્ય અને આપણી કવિતા ઉપર આ વિદેશી વિજાતીય રુચિતંત્રની અસર થવા લાગી. હિંદની બધી ભાષાઓ અને બધી પ્રજાઓ ઉપર આવી અસર જો કે થઇ છે અને વધતી જાય છે, તોપણ તે બધી પ્રજાઓમાં અને બધી ભાષાઓમાં એક સરખી કિંવા એક જ જાતની અથવા ઉત્તરોત્તર એક જ અનુક્રમે થતી નથી જણાતી. એ વિદેશી વિલક્ષણતાઓ જીવન્ત રીતે ઝીલવામાં, એ આપણા સંસ્કૃત વારસા કરતાં અત્યન્ત ભિન્ન કલારૂપોને અપનાવવામાં, ઉત્તર હિંદની બે ભાષાઓ જ સૌથી વધારે આગળ જણાય છે: એક બંગાળી અને બીજી આપણી. બંગાળી કવિતાએ માઇકેલ મધુસૂદન દત્તથી રવીંદ્ર બાબુ આદિમાં ઇંગ્રેજી અને યુરોપી કવિતામાંનું શું શું અપનાવ્યું છે, કેટલી આસાની અને સફલતાથી, એ વિષય પણ જવા દઇયે. ગુજરાતી કવિતા વિશે જ આપણે અત્યારે એના ઉપર ઇંગ્રેજી કવિતાનું સરવૈયું કહાડવાનું લઇ બેસિયે, તો એ અસર થવા માંડી ત્યારથી આજ લગીમાં ગુજરાતી કવિતાની એક પછી એક પાંચ છ પેઢી આપણે ગણી શકિયે એમ છે. આ પેઢીઓને જ કેટલાક "યુગ" નું ભારે નામ આપે છે, તે યોગ્ય નથી. શા માટે યોગ્ય નથી એ ચર્ચામાં અત્યારે વખત ન ખોતાં, આપણે આપણી વિચારણા "પેઢી" શબ્દ વડે આગળ ચલાવીશું.

**૪ અર્વાચીન ગુજરાતી કવિતાની પેઢીઓ.**

પહેલી પેઢી **નર્મદદલપતની.** બીજી **નરસિંહરાવ ગોવર્દ્ધનરામ મણિલાલની.** ત્રીજી **ત્રિભુવન મણિશંકર રમણભાઇ** આદિની. ચોથી **બાલુરાવ કલાપી ન્હાનાલાલ ખબરદાર રામમોહનરાય** વગેરેની. પાંચમી **બોટાદકર લલિત રામનારાયણ મનહરરામ કેશવ શેઠ** 'વસન્તવિનોદી' વગેરેની અને **દેસળજી પરમાર "સ્નેહરશ્મિ"** (શ. ઝીણાભાઇ) આપણા આજના ભાષણકર્તા ચંદ્રવદન વગેરેની હું હવે આગળ આવતી છઠ્ઠી પેઢી ગણું છું. બેશક, આ નામગણનામાં હું આપણા અર્વાચીન કવિઓની પૂરી યાદી નથી આપતો. પેઢીનિર્દેશ પૂરતાં જ નામ મેં ગણાવ્યાં છે. વળી એ મેં આડાંઅવળાં ગણાવ્યાં છે. અમુક પેઢીના નિર્દેશમાં જે નામ બીજું આવે છે તે કવિ તેખે યાદિમાં જેને પહેલો ગણાવ્યો તેનાથી ઊતરે, એવો કશો એ ક્રમનો અર્થ કરશો નહીં. **નરસિંહરાવ ગોવર્દ્ધનરામ મણિલાલ, ગોવર્દ્ધનરામ મણિલાલ નરસિંહરાવ, મણિલાલ નરસિંહરાવ ગોવર્દ્ધનરામ,** એમ એ ત્રણ નામને ફાવે તેમ ગોઠવો. અંદર **હરિલાલ ધ્રુવ કેશવલાલ ધ્રુવ દોલતરામ પંડ્યા** એમ બીજાં નામ પણ ઉમેરવાં ઠીક લાગે તો ભલે ઉમેરો. અને હું છ પેઢીઓ ગણું છું, છથી ઓછી સંખ્યા મને પૂરતી નથી લાગતી એટલા માટે કે—આ છઠ્ઠી પેઢીના લેખકોની કૃતિઓનો સમૂહ વધશે તેમ તેમ તે પાંચમી પેઢીના કૃતિસમૂહથી જુદો માલૂમ પડશે, અને એ બે સમૂહને એક બીજાથી જુદા ગણવા જ પડે એટલા તે ભિન્ન હશે, એવી મને આશા લાગવાથી હું તો અત્યારથી જ છ પેઢી ગણવી સારી એમ માનું છું.

આ છ યે પેઢીની કૃતિઓમાં આપણાં પરમ્પરાપ્રાપ્ત કલારૂપોને સજીવન રાખવાનો, નવાં કલારૂપો સર્જવાનો, અને આજ લગી આપણાં થઇ ચૂક્યાં ના હોય એવાં વિદેશી કલારૂપોને અપનાવવાનો એવા ત્રણે ગુણ જોવામાં આવે છે. અર્થાત્ આ છ યે પેઢીઓ સજીવન કવિતાપેઢીઓ છે. કલારૂપ (art-form) એ એક શબ્દમાં હું ઘણું ઘણું સમાવું છું. છંદ (metre), કડી (stanza), ખંડક (paragraph), કૃતિના વિભાગોની ગુંથણીની રીત, કૃતિનું ઐક્ય સાધવાની રીત, ઓજ ઔચિત્ય અને સૌંદર્યના

પ્રકાર, અર્થપ્રવાહનાં ગતિ અને વહન, આદિ સર્વ અંશોની નિરીક્ષા કલારૂપની વિચારણામાં આવે. અને આ છ યે પેઢીના કવિઓના પ્રયોગો વિજયી સર્જનો છે તો કેટલાક માત્ર પ્રયોગો ( experiments ) છે, એ નિર્વિવાદ છે.

૫ સોનેટ.

યુરોપી કવિતાનું સોનેટ એક વિશિષ્ટ કલારૂપ છે. ઈંગ્રેજીમાં શેક્સપીયર, મિલ્ટન, વર્ડ્સવર્થ, કીટસ, આદિનાં અનેક સોનેટ એક એકથી ચઢી જાય એવાં છે. પણ મ્હને સૉનેટ કલારૂપ માટેનું સૌથી વધારે આકર્ષણ એક બીજા જ કવિએ ઉપજાવ્યું: દાન્તે ગેબ્રિયલ રોઝેટિએ. એનાં એકથી વધારે સૉનેટ ઉત્તમ મૂર્તિ (statue) અને ઉત્તમ ચિત્ર (painting)નો એકત્રિત નમૂનો કલ્પિયે એવાં બેવડાં સુંદર છે. એનું એક કાવ્ય આદિથી અંત લગી સૉનેટોમાં જ લખેલું છે; તે ઇ. સ. ૧૮૮૪--૮૫ માં પ્રથમ વાંચતાં મ્હને એમ થયું કે આવું ગુજરાતી કવિતામાં ના થાય? લાવ, કરી જોઉં. અને સોનેટ માટે ગુજરાતીમાં કયો છંદ ફાવે તેના અખતરા કરી જોઈ ધીરે ધીરે મેં 'પ્રેમનો દિવસ' એ વિષય આખો સોનેટમાલાના રૂપમાં જ લખવા ઇચ્છા કરી. ભણકાર જેમણે જોયો હશે તેમને કહેવાની જરૂર નથી કે એ 'પ્રેમનો દિવસ' લખતાં લખતાં મ્હારાથી તે સોનેટમાલા રૂપે તો નથી સધાયો. કુંભાર ઘડવા ધારે એક, અને એનો ચાક એને ઘડી આપે બીજો ઘાટ; કુંભારને ઘડવો હોય ઘડો, અને ચાક ઘડી આપે કૂંજો. 'પ્રેમના દિવસ'માં સૅનેટો છે, પણ બીજી રચનાઓ પણ છે.

આખી કૃતિ એક સોનેટમાલા, એ સિદ્ધ કરવામાં હું ન ફાવ્યો, ત્યારે આપણા આજના ભાષણકર્તા રા. ભાઈ ચંદ્રવદને તે સિદ્ધ કરી બતાવ્યું છે. જુવો એમનું યમલ નામે કાવ્ય. અને એમની આ સૉનેટમાલા રૂપ કૃતિ ગુજરાતી કવિતામાં પ્રથમ પ્હેલી જ છે. એટલે આજના વિષય માટેની એમની યોગ્યતા આ રીતે અત્યંત ઊંચા પ્રકારની હોવાથી પ્રવેશકમાં વિશેષ લંબાણ ન કરતાં હવે હું એમને પોતાનું ભાષણ કરવા તેડું છું.

## ( રા. રા. ચંદ્રવદનના ભાષણ પછી પ્રમુખનો ઉપસંહાર )

એ ત્રણ મુદ્દા ઉપર જરા ગેરસમઝ જેવું હોય તો તે દૂર કરવા ખાતર, રા. ભાઈ ચંદ્રવદનના ભાષણને ટિપ્પણ જેવું જ, મ્હારે કહેવું છે.

૧ સોનેટ કવિતાનું એક ઉત્તમ રૂપ છે બેશક; પણ એ જ કવિતાનું સર્વશ્રેષ્ઠ રૂપ, એ તો સપ્રમાણતાને ભૂલી જતી અતિશયોક્તિ છે. In my Father's house there are many mansions. ઈશ્વરનાં અનેક મહાલયો છે, એક એકથી ચડતાં. સ્કલ્પ્ચર મ્હોટે કે આર્કિટેક્ચર–મૂર્તિકલા કે સ્થાપત્ય? મૂર્તિકલાગંડુ કહેશે મ્હારી કલા જ સર્વોપરિ; સ્થાપત્યગંડુ કહેશે ખોટું!

૨ પૃથ્વીવૃત્તમાં યતિ છે કે નથી? એક કહે છે, છે; બીજા કહે છે, નથી. સંસ્કૃતમાં પૃથ્વીઓ છે તે જેટલા છે તેટલા તપાસો ને! ક્યાં કોઇએ સંતાડી દીધા છે કે આપણે કોઇના પણ શબ્દ ઉપર આધાર રાખવો. પંડિત જગન્નાથના પૃથ્વીમાં "આઠમે યતિ" દરેક પંક્તિમાં છે, ભર્તૃહરિના પૃથ્વી શ્લોકોમાં ઘણી પંક્તિઓમાં નથી. શબ્દપ્રમાણથી ન અટકો. મૂલ વિષયને ઐતિહાસિક પદ્ધતિએ તપાસો, અને દાખલાઓને કાલાનુક્રમે ગોઠવી તેમાંથી ત્હમે ત્હમને પોતાને અણિશુદ્ધ સાચું વસે તેવું induction મેળવો. વળી યતિને

અને તાલને સંબંધ છે; અને તાલ સંગીતકલાનો અંશ છે. સંસ્કૃત કવિતામાં કવિતાકલા ઉપર સંગીતકલાનો અમલ ઉત્તરોત્તર વધતો ગયો છે. જગન્નાથ અને જયદેવ જેટલા મ્યુઝિકલ આગલા કોઈ કવિ નથી. કાલિદાસ ભવભૂતિ મહાભારત રામાયણ કરતાં વધારે મ્યુઝિકલ છે.

પૃથ્વીમાં " આક્રમે યતિ " રાખીને પણ આખી પંક્તિને તાલબદ્ધ નથી જ બનાવી શકાતી. ૩-૫-૩-૫- {૩ ૫ ૨} -૩* એ પ્રમાણે માત્રાજૂથોના અંકોડાવાળી પંક્તિ તાલબદ્ધ બને એમ છે જ નહીં. પૃથ્વીનું વહન ભવ્ય ગભીર છે, એમાં માત્રાજૂથોના અંકોડા આવા છે, એની લંબાઇ ન અતિટૂંકી ન અતિલાંબી એમ માફકસર છે, વળી પંક્તિના અન્તનો વિરામ એમાં સહેલાઇથી ખસી શકે છે ( જુવો ભણકાર આરંભે નિબન્ધ ),+ અને અન્ત્ય વિરામ ખસી શકે છે એટલે અન્ત્ય પ્રાસ પણ એમાં ન હોય તે ખટકવું નથી;—વગેરે એના લક્ષણોને લઇને જ એ અગેય વિચારપ્રધાન અર્થાનુસારી વહન વાળી કવિતા માટે ઉત્તમોત્તમ વૃત્ત છે. સોનેટ માટે પણ આવું જ વૃત્ત ઉત્તમ જણાય.

૩ ચૌદ લીટી કેમ ઠીક લાગે ? ચાર ચાર લીટીની કડીની જ આદતવાળા કાનને આ સવાલ ઉઠે છે. ગદ્યમાં વાક્યની લંબાઈ આટલી જ જોઈએ એમ કોઈ કાનને હઠ હોતી નથી. કવિતામાં આપણે " મુક્તક "ના દાસ બન્યા છિયે, અને દાસ રહીશું ત્યાં લગી આપણને સોનેટનું સૌષ્ઠવ શંકાસ્પદ બલ્કે અસ્વીકાર્ય રહેવાનું જ. કેટલીક સોનેટ અર્થ પ્રભાવની સાથે અર્થ અને લયના બંધબેસતા અન્યોન્ય પોષક મેળથી આપણને ખાસ ગમી જાય, એટલે આવા આવા સવાલ આપોઆપ શાંત પડી જવાના. બીજો માર્ગ જ નથી. જેમ એવાં સોનેટ ગુજરાતીમાં વધે અને વધુ પ્રસરે તેમ તેમ જ એ નવું રુચિતંત્ર પ્રજામાં સ્થાન પામી શકે.

૪ સોનેટ માટે અંગ્રેજીમાં શેક્સપીયરનો નમૂનો ઉત્તમ, મૂલ ઇટાલિયન ગણાય છે અને જેને પેટ્રાર્કનો નમૂનો કહે છે તે ઉત્તમ, કે આથી ત્રીજો પણ આટલા દૃઢ નિયમોવાળો કોઇ નમૂનો ઉત્તમ, કે આ બે અગર આ ત્રણના ફાવે તેવા મિશ્રણવાળાં એટલે અનિયમિત સોનેટો જ ઉત્તમ ? અંગ્રેજીમાં શેક્સપીરિયન, પેટ્રાર્કન, અને મિશ્ર વા અનિયમિત ત્રણે નમૂનામાં ઉત્તમ સોનેટો લખાયાં છે, લખાય છે, લખાશે. તો આ ત્રણમાં કયો નમૂનો ઘટે એ સવાલ—

---

* એટલે લઘુગુરુ ચિહ્નથી જોતાં વધુ સરલતા થશેઃ ।S ।।।S ।S ।।।S {।S S / ।SS} ।S આ પ્રમાણે પૃથ્વીની પંક્તિ છે તેમાં તાલ મુકવો હોય ત્યારે S ની બે માત્રામાંની પ્હેલી માત્રા ઉપર જ આવે, બીજે ન આવે. અને આ પ્રમાણે જ જે થઇ શકે તે પૃથ્વીની નામરચના સંગીતમાં આપણે સ્વીકારેલી તાલરચનાઓથી ભિન્ન રૂપની જ થઇ શકે છે.

+ ।S।।।S; ।S।।।S।SS।S

।S।।।S;—અંત્યવિરામ ખસેડીને અહીં ; મુકયા છે તે પ્રમાણે વિરામ આવે, અથવા એવાં અન્ય સ્થાનોએ વિરામ આવે, તો પણ પદ્યલય જેવો પૃથ્વીમાં જળવાય છે તેવો ગુજરાતીમાં બીજા કોઇક જ વૃત્તમાં જળવાય; વળી આ પ્રમાણે પંક્તિ મધ્યે વિરામ મુકવાનાં સ્થાન પૃથ્વીમાં પંક્તિ મધ્યે જેટલાં ગુરુ છે તે કરતાં વધારે છે, એટલે લયની લંબાઈ ટૂંકાઇ અને બીજી વિવિધતાઓ માટે પણ પૂરતી સુગમતા છેઃ આ બે ગુણોને લીધે જ પૃથ્વીમાં અંત્ય વિરામ વગર ચાલી શકે છે એટલું જ નહીં પણ અર્થાનુસારી પદ્યલય માટે પૃથ્વીજ ઉત્તમ છે.

અંગ્રેજી કવિતાના સંબંધમાં પણ—મહત્ત્વનો નથી. ગુજરાતીમાં સૉનેટ રૂઢ થાય છે કે કેમ તે જ હજી જોવાનું છે; ત્રણેના પ્રયોગ કરવા, જે લેખકને જે વિષય માટે જે ક્ષણે જે નમૂનો ફાવે તેને તેણે જરા પણ સંકોચાયા વગર વળગવું. પ્રયોગદશા પૂરી થયે ગુજરાતીમાં કયો નમૂનો વિજય મેળવે છે, કયા નમૂનામાં સૌથી ચઢતાં સૉનેટ સંખ્યાબંધ લખાય છે, એ ભવિષ્ય આજથી કોણ વર્તી શકે વારુ ? હું તો એવો ભવિષ્યવેત્તા છું જ નહીં.

૫ છેવટ, રા. રા. ભાઇ ખબરદારે લખ્યાં છે તેને એઓ જો કે સૉનેટો કહે છે પણ બીજા કોઇ તેને એ નામ આપે કે કેમ તે વિશે મ્હને તો શંકા રહે છે. અને મણિભાઇ—કાન્તની કવિતાભાવનામાં કવિતા મ્યુઝિકલ હોવી જોઇએ એ અંશ એટલો પ્રધાન, કે એઓ પણ સૉનેટભક્ત થઈ શકયા નહીં. 'અદૃષ્ટિદર્શન' ઉપરથી એમણે 'અગતિગમન' લખ્યું, મિસિસ બ્રાઉનિંગનાં 'સૉનેટસ ફ્રામ ધિ પોર્ટુગીઝ'માંથી એક એના અનુવાદ એમણે સૉનેટબંધમાં કર્યો, પરન્તુ સૉનેટ તરફ એક વિશિષ્ટ કલારૂપ તરીકે એમને આકર્ષણ થયું જ નહીં. મુખ્ય કારણ આ કે સૉનેટમાં આરોહાવરોહગ્રથિત ઐક્ય, લાઘવની સાથે ભવ્યતા અથવા દ્રાવકતા, ઊર્મિ અને ઉડ્ડયન, વિચાર અને કલ્પનાના અદ્‌ભુત મેળ, એમ અતિ ઉન્નત ગુણો છતાં યે સૉનેટબંધમાં મ્યુઝિકલ ગુણ (સંગીતાનુકૂલ્ય) નથી જ. મ્યુઝિકલ કવિતામાંથી ગુજરાતીમાં વિચારપ્રધાન કવિતા વધે તેમ તેમ જ સૉનેટબંધ વધારે વપરાવા અને પ્રસરવા પામે. આ મૌલિક ફેરફાર ગુજરાતી કવિતામાં થઈ જતાં બેશક ઘણી વાર લાગશે. ગુજરાતીમાં ઘણાં સૉનેટ લખાતાં થઈ જાય એમ હું પણ ઇચ્છતો નથી. આપણા સમયમાં જે થોડાં લખાય તે સારાં લખાય, ઊંચી કવિતા ગણી શકિયે એવાં લખાય તેમ તેમ જ એની લોકપ્રિયતા વધી શકે. રા. ભાઈ રામનારાયણનાં જેવાં બેત્રણ સૉનેટ બીજાં પચાશ સાઠ સૉનેટ કરતાં એ વિદેશી બંધને ગુજરાતી કવિતામાં કાયમી સ્થાન મેળવી આપવામાં વધુ અસરકારક નીવડે એવું મ્હારું અધીન મત છે.



[ સ્થલસંકોચને લીધે આ અંકમાં 'સાલ મુબારક' નાટકનો આગલો હપ્તો તથા પુસ્તક પરિચય આપી શકયા નથી. ]

# અમેરિકાના પત્રો

## પત્ર ૮ મો

૧૦, ટ્રાબ્રિજ સ્ટ્રીટ,
કેમ્બ્રિજ મા સ.
તા. ૧૪-૯-૧૯૨૭.

સ્નેહી ભાઈશ્રી બટુભાઈ,

ગયા રવિવારે લિન અને તે પહેલાંના રવિવારે નાન્ટાસ્કેનો દરિયા કિનારો જોયો. બન્ને બોસ્ટનથી દશ માઈલને અંતરે છે અને ફેરી (Ferry)માં બેસીને ખાડી ઓળંગવી પડે છે. અમે નાન્ટાસ્કે ગયા ત્યારે ઘણાં સ્ત્રીપુરુષો તરવાનો પોષાક પહેરી દરિયામાં ન્હાતાં હતાં. ઘણાં આપણા ખાખી બાવાઓની જેમ દરિયાની રેતમાં આડા પડી સૂર્યનાં કિરણોમાં તાપતાં હતાં. આપણે ત્યાં બાવાઓને જ લંગોટભેર તાપવાનો અધિકાર હોય છે; અહીંઆ 'બાવાઓ' અને 'બાવીઓ' બન્ને અર્ધવસ્ત્રભેર આડાં પડી, નર્મગોષ્ટિ કરતાં કરતાં તાપે છે, રેતીના મહેલો બનાવે છે અને એ મહેલોને ભાંગી નાંખી એકબીજાના શરીર પર પાથરે છે. ન્હાનાં બાળકો શંકુ આકારનો આયસક્રીમ મ્હોંમાં નાંખી રેતમાં નાચે-કૂદે છે ત્યારે તમારા જેવા કોઈ એકલવાયા જીવ છત્રવાળી આરામખુરશીમાં બેસી આસપાસની લીલા નીહાળી વિચારસાગરમાં ડુબે છે. લગભગ એક માઇલ સુધીનો કિનારો આવાં અર્ધ વસ્ત્રધારી જોડાંઓથી ભરેલો હોય છે અને જાણે કોઇ ખાખી બાવા-બાવીઓની જમાતોનો 'કુમ્ભમેળો' ભરાયો હોય એવો ભાસ ઉત્પન્ન કરે છે.

આ દેશમાં પુરુષ પુરુષની આગળ અને સ્ત્રી સ્ત્રીની આગળ સંપૂર્ણ નગ્ન થઈ પોષાક બદલે છે અથવા તો સ્નાનાદિ વિધિ કરે છે. પણ સ્ત્રી પુરુષ વચ્ચે તેવી છૂટ નથી હોતી. કેટલાંક આગળ વધેલાં અમેરિકન જોડાંઓ દરિયા કિનારે આવી છૂટ માણવા કોશિશ કરે છે, પણ પોલિસ તેમને દંડાવે છે અને તરવાનો અર્ધાંગી પોષાક તેમને પરાણે પહેરાવરાવે છે.

દરિયા કિનારાની નજીક જ પાર્ક હાઉસ છે. તેમાં રમતગમતનાં અને ફેરફુદરીનાં અનેક સાધનો છે. આ બધાં સાધનો વિજળીથી ચાલે છે અને sensation પર sensation, thrill પર thrill ઉત્પન્ન થાય એવી તેની કરામતી ગોઠવણ છે. અમેરિકનો thrill ના ખૂબ શોખીન હોય છે અને એથી ઊંચે ચઢીને ધબાક નીચે પડવામાં તેમને ખૂબ આનંદ આવે છે; અને આ ચડવું ને પડવું એક બે વાર નહિ પણ ૨૦-૨૫ મિનિટ સુધી અવિરત ચાલે છે. સપાટ જમીન પર, એકધારી ગતિએ સીધી લીટીએ કે ગોળ ચક્કર ફરવું તેમનાં બાળકોથી પણ નથી સહન થતું. ઊંચી નીચી, ખાબડખુબડી જમીન પર, જુદી જુદી આકૃતિ દોરતા પથ માર્ગ પર મોટરમાં કે બોટમાં, ખુરશીમાં કે ચગડોળમાં, પહેલાં ધીમી પછી એકદમ ઉતાવળી ચાલે દોડતાં, ખડખડાટ હસતાં, અમેરિકન સ્ત્રી પુરુષોને તમે અહીં

જુઓ છો ત્યારે લિન્ડબર્ગ તો અમેરિકામાં જ જન્મે એ વિશે તમારા મનમાં શંકા રહેતી નથી.

કેટલાંક ચગડોળ વિમાન જેવી જ અસર મનમાં ઉત્પન્ન કરે છે. કેટલાંક અતિશય વેગથી ફરે છે અને તમે એક ઘુમરીમાંથી પસાર થયા ન હો ત્યાં બીજી ઘુમરી ઉત્પન્ન કરે છે અને ઠેઠ અંત સુધી ઘુમરીઓની પરંપરા ચાલે છે. જ્યારે ચંડરબોલ્ટમાં બેઠેલાં માણસો શિરોબિંદુથી નીચે પડે છે ત્યારે નીચે જમીન પર ઉભા રહી તેમને પડતાં જોનારનું હૈયું પણ હચમચી જાય છે અને જાણે આખી ગાડી ભાંગીને ભૂક્કો થઇ જશે એમ લાગે છે, પણ થોડી જ વારમાં એ ભાવ ( sensation ) શમી જાય છે અને ગાડી ધીરે ધીરે ઉપર ચઢવા માંડે છે અને પાછી બીજા શિરોબિંદુએ પહોંચી નીચે પડે છે. આમ ચડ-પડ ચાલ્યાં જ કરે છે અને તે વિજળીક ગતિએ. અમેરિકાનાં ન્હાનાં ન્હાનાં બાળકો પણ આ વિજળીક લહરી અનુભવે છે અને તે અનુભવ્યા પછી ઘોડા પરથી પડવું એ નિસરણીના એક પગથીઆ પરથી પડવા જેવું તેમને લાગે તેમાં શી નવાઇ?

આપણે ત્યાંના ચગડોળોની ગતિ મનુષ્યકૃત હોવાથી અતિશય મંદ અને ધીમી હોય છે છતાં યે ઘણાં માબાપો વાગી જવાના ભયથી પોતાનાં બાળકોને ચગડોળોમાં બેસતાં રોકે છે એનો મને જાત અનુભવ છે. અહીંઆ તો માબાપો અને બાળકો સાથે બેસી ચગડોળોમાં ઘુમે છે, હસે છે અને કિલકિલાટ કરી મૂકે છે. વૌઠાના મેળામાં ચગડોળ પર બેઠેલા માણસોના મુખ પર જે ભાવ મેં જોયેલા એથી યે વિશેષ રોમાંચક અને આનંદજનક ભાવો આ અમેરિકન મુખો પર મેં જોયા અને મને એ મેળાનું સ્મરણ થઇ આવ્યું. અને એ હાકરડાઓ અને તેમની સ્ત્રીઓને આવા વિદ્યુતગતિવાળા ચગડોળો પર બેસવાનું મળે તો તેમને કેવો આનંદ થાય? એની કલ્પના કરતો કરતો હું એ પાર્ક હાઉસમાંથી બહાર નીકળ્યો.

ગયા રવિવારે ભાઈ નિકમલાલ અને બાબાની* સાથે હું લિનનાં જંગલમાં ફર્યો. એક સુદીર્ઘ સરોવરના કિનારે કિનારે, ઘાડાં, ઘટાદાર વૃક્ષોની હાર વચ્ચેના માર્ગમાં ફરતાં ફરતાં ધોધમાર વરસાદનાં પાણીથી ભીંજાતાં અને જલથી ભરેલા મેઘદ્વારા અમારો મૂક સંદેશો પાઠવતાં અમે જે થોડો સુખમય સમય પસાર કર્યો એનું મીઠું સ્મરણ હજુ પણ વિસરાતું નથી. હિંદુસ્તાનમાં અનેરું કુદરતી સૌંદર્ય છે, પણ એ સૌંદર્યને પણ ઝાંખું પાડે એવું સૌંદર્ય અહીંનાં મનુષ્યોની બુદ્ધિએ અને ઉદ્યોગવૃત્તિએ ઉપજાવ્યું છે. આ સરોવર કુદરતી નથી, મનુષ્યકૃત છે છતાં આબુના નખી તળાવને પણ પાણી ભરાવે એવું તે વિશાળ અને સમૃદ્ધ છે. દર કલાકે ૪૦ કરોડ ગેલન પાણી એ લિનને પૂરૂં પાડે છે. એની કિનારા પરની અતુલ વૃક્ષરાજી કુદરત કરતાં મનુષ્યની સૃષ્ટિ વિશેષ લાગે છે. આબુના વસિષ્ઠાશ્રમની ઝાડી કરતાં યે આ ઝાડી વધારે ઘાડી છે, માત્ર એનાં વૃક્ષો એ વૃક્ષો જેટલાં ઊંચા કે સુગંધમય નથી કે મિષ્ટ ફલદાયક નથી. કુદરત અને મનુષ્યની સૃષ્ટિ વચ્ચે આટલો તફાવત છે અને તે અહીંઆ પણ દીસી આવે છે.

હિંદુસ્તાનના સમૃદ્ધિકાળમાં કોઇ સાધનસંપન્ન રજપૂતે કાંકરોલીના રાયસાગરને ૧૨ માઇલ ફરતી પાળ બાંધી સુરક્ષિત કર્યો. આજે એ પાળની અવશેષના ભાંગ્યાતૂટ્યા પથ્થરો એ કાળની સમૃદ્ધિનું અને આજના દારિદ્ર્યનું પ્રવાસીને માત્ર સ્મરણ કરાવે છે. અહીં

* પ્રો. ધર્માનંદ કોસમ્બીના પુત્ર.

લિનના દરિયા કિનારે માઈલોના માઈલો સુધી બાંધેલા પથ્થરના ઘાટ જોઈ આ દેશના અપાર ધનવૈભવનો સાક્ષાત્કાર થતાં એની આગળ એ ગત કાળની સમૃદ્ધિ પણ અધૂરી લાગે છે. અને આ લિન કોઈ મોટું શહેર નથી, નાનકડું પરું છે છતાં એનો આવો અથાગ ધનવૈભવ છે! આપણા સૌથી ઉજ્જવળમાં ઉજ્જવળ કાળમાં સાગરને ટેકવતી આવી વિશાળ પાળ બાંધનાર લિન જેવા નાનકડા બંદરને આપણા પુરાતત્ત્વકોવિદોએ હજુ શોધવું રહ્યું છે.

અમેરિકાની સંપત્તિ પહાડોની જેમ એક જગ્યાએ ઢગલો થઈ પડી નથી પણ વનસ્પતિની જેમ ચોમેર પથરાયેલી છે. ફુલક્યારાઓથી વીંટાયેલા, ઉત્કૃષ્ટ ફર્નિચરથી સુસજ્જિત, મોટરગારેજ વાળા સુશોભિત ન્હાનકડા બંગલાઓમાં 'દાડી'એ કામ કરનાર કડિયામજૂરો રહે છે તે જાણી મને તેમની અદેખાઈ થઈ આવી. આપણે ત્યાંના કેટલાક મીલમાલેકોને પણ તેમના આવાસની અને તેની આસપાસના ખુલ્લા, સ્વચ્છ વાતાવરણની અદેખાઇ આવે એવાં એ સુંદર અને ઘાટીલાં છે. અને આ કડિયામજૂરને ૧૨ થી ૧૪ ડોલર (૪૦ રૂપિયા) રોજ મળે છેઃ માસના ૧૧૦૦ રૂપિયા! આજના કટોકટીના સમયમાં કેટલા મીલમાલેકોને એમની મીલો આટલી રકમ પણ રળી આપતી હશે? અને છતાં આ મીલમાલેકો આપણે ત્યાં સૌથી ધનવાન ગણાય છે અને સૌ તેમની સંપત્તિની ઇર્ષ્યા કરે છે!

અહીંનું જીવન મોંઘું છે તે કરતાં યે અહીંનું મરણ વધારે મોંઘું છે. સામાન્ય માણસને કબ્રસ્તાનમાં ૬ ફુટ જેટલી જગ્યા મેળવતાં ૫૦૦ ડોલર (૧૪૦૦ રૂપિયા) ખર્ચવા પડે છે. આપણે ત્યાં 'કાશીનું મરણ' સુવિખ્યાત છે—એના બ્રહ્મભોજનને માટે. અહીંઆ 'બ્રહ્મભોજન'નો વિધિ નથી છતાં યે ૧૪૦૦ રૂપિયા જેટલું ખર્ચ તો ગરીબમાં ગરીબ માણસને પણ મરણ-વિધિ પાછળ કરવું પડે છે. દરેક કુટુમ્બ પોતાને માટે કબ્રસ્તાનમાં જગ્યા પહેલેથી ખરીદી લે છે અને એથી તત્કાળ જગ્યા મેળવતાં ખૂબ દામ દેવા પડે છે. ઘણાં ગરીબ માણસો આને લીધે શબની દફનક્રિયા નહિ કરતા દહનક્રિયા કરે છે અને તે આપણી માફક લાકડાંથી નહિ પણ એક ખાસ વિજળીથી ચાલતી ભઠ્ઠીમાં. આ ભઠ્ઠીમાં બાળવાના પણ ૭૦૦ ડોલર (૨૦૦૦ રૂપિયા) બેસે છે! હું નથી ધારતો કે માબાપને પેટે જન્મ લેતાં પણ માણસને આટલો બધો ખર્ચ થતો હશે! ન્હાનું બાળક લઈ આવનાર પરદેશીને ૧૦૦૦ ડોલર (૨૭૫૦ રૂપિયા) ની બાંહેધરી આપ્યા પછી જ આ ભૂમિ પર ઉતરવા દે છે. આ બાંહેધરી નહિ આપી શકવાથી એક સ્વીડીશ બાઈને ત્રણ દિવસ એલિસ આયલેન્ડમાં રહી પોતાને દેશ પાછા જવું પડેલું એ હું જાણું છું. આ દેશમાં જન્મેલાં બાળકોનાં માબાપ પાસે એવી બાંહેધરી નથી મંગાતી. ગરીબ બાળકો દેશના ખર્ચે ઉછરે છે અને ભણે છે. તેમને ભીખ માગવી પડતી નથી, કારણ કે ભીખ માગવી એ આ દેશમાં ગુન્હો છે.

અહીંની યુનિવર્સિટીઓની સમૃદ્ધિ વિશે મેં પહેલાંના પત્રમાં ઉલ્લેખ કર્યો છે. આર્થિક સ્વતંત્રતા આ યુનિવર્સિટીઓનો જીવનમંત્ર લાગે છે. દરેક વિદ્યાર્થી પાસેથી વર્ષના ૨૫૦ થી ૪૦૦ ડોલર (૭૦૦ થી ૧૧૦૦ રૂપિયા) ફી લેવાય છે અને તે ઉપરાંત દર ત્રીસ વરસે જૂના ગ્રેજ્યુએટો તરફથી યુનિવર્સિટીને એક પર્સ ભેટ મળે છે. હાર્વર્ડના ૧૮૯૭ ની સાલના ગ્રેજ્યુએટોએ આ વરસે હાર્વર્ડ યુનિવર્સિટીને ૭,૦૦,૦૦૦ ડોલર (૧૯ લાખ રૂપિયા) ની પર્સ ભેટ કરી છે. આવતી સાલ ૧૮૯૮ ના ગ્રેજ્યુએટો પર્સ આપશે. એમ દર સાલ આ

પર્સ સાલીયાણું યુનિવર્સિટીને ચાલુ ખર્ચમાં સહાય રૂપ થઈ પડે છે. આપણે ત્યાંની યુનિવર્સિટીઓ આવી પ્રથા ચાલુ કરે તો આગળ ઉપર સાલિયાણાની સારી રકમ ભેગી થવા સંભવ છે. એથી સરકાર પાસે વારંવાર હાથ લંબાવી દીન યાચના કરવી પડે છે તે કરવી ન પડે.

અહીંના સામાન્ય ઘરની આંતરિક વ્યવસ્થા વિશે મેં ઉલ્લેખ કરેલો છે. આપણે ત્યાંનાં ઘરો કરતાં સ્વચ્છતા અને આરોગ્યની દૃષ્ટિએ અહીંનાં ઘરો ખૂબ ચઢીઆતાં છે એ નિ:સંશય છે. કેટલાંક ઘરોમાં રસોડું અને પાયખાનું પાસે પાસે હોય છે. કોઇ હિંદુ પંડિતે પેન્જાબવાળા હરદયાળને પૂછ્યું: "લોકો કહે છે કે પશ્ચિમનાં ઘરોમાં રસોઇગૃહની પાસે જ પાયખાનું! આ સાચી વાત કે?" "સાવ સાચી વાત," હરદયાળે કહ્યું. "માન એ પાયખાનું તમારા દેવમંદિર કરતાં યે સ્વચ્છ હોય છે!" પંડિતજી અવાક્ થઈ ગયા.

આટલી બધી સ્વચ્છતા છતાં અમેરિકનોમાં કેટલાક અનારોગ્યજનક દુર્ગુણો પણ છે. કેટલાક રસ્તા પર અને ટ્રેનોમાં થૂંકે છે. આથી થૂંકવાને માટે ૫૦૦ ડોલરનો દંડ ઠરાવ્યો છે, છતાં યે ચોરીછૂપીથી થૂંકનારાઓ અનેક મળી આવે છે. થીએટરો અને કારખાનાઓમાં બીડી પીવાની મનાઇ હોય છે. આથી કેટલાક બીડી પીનારા તમાકુ ચાવે છે અને ધૂમાડાને બદલે થૂંક કાઢે છે. વ્યસનીઓને કબજે રાખવા આ દેશમાં પણ દુર્ઘટ છે, છતાં આવા થૂંકનારાઓની અને બીડી સળગાવનારાઓની સંખ્યા આપણે ત્યાંના પ્રમાણમાં અતિ અલ્પ છે એમ કહેવું પડશે.

અમેરિકનને કોઈ પણ બાબતમાં મતભેદ થતાં 'you bet!' (મારો શરત!) કહેવાની ટેવ છે. આ વિશે એક રમૂજી કિસ્સો પ્રોફેસર કોસામ્બીએ મને કહી. મોન્ટીનીગ્રોના રાજાને ત્યાં ન્યૂયોર્કથી એક અમેરિકન મહેમાન તરીકે આવેલો. રાજાને એ અમેરિકન છે કે નહિ? તે વિશે શંકા થઈ. રાજાએ પોતાના સેક્રેટરીને એ વાત કરી અને સેક્રેટરીએ જઇ એ અમેરિકનને પૂછ્યું: "Do you come from New York?" (તમે ન્યૂયોર્કથી આવો છો?) "you bet!" (મારો શરત!) અમેરિકને લાગલો જ જવાબ આપ્યો. સેક્રેટરી તરત જ રાજા પાસે દોડયો અને કહ્યું: "સોએ સો ટકા અમેરિકન છે. જરા યે શંકા જેવું નથી."

અમેરિકનની આ betting (શરત મારવા)ની ટેવ સ્ટીમરોમાં પણ અટકતી રહેતી નથી. આજે સ્ટીમર કેટલા માઇલ ચાલશે? આ દાવમાં કયો માણસ જીતશે? એ પર Atlantic Races (શરતો) લાગે છે. અને તે ૧ ડોલરથી માંડીને ૧૦૦૦ ડોલર સુધીની. આપણે ત્યાંના ભારેમાં ભારે સટોડિયા પણ દાંત કરડે એવી અજબ શરતો અહીંઆ લાગે છે. બે મુક્કાબાજોની કુસ્તીમાં કોણ જીતશે? હાર્વર્ડ અને કોર્નેલની ફુટબૉલ કે ગોલ્ફ મેચમાં કોણ જીતશે? તે જોવા માટે પચાસ હજાર માણસો stadium માં ભેળા થાય છે અને મેચની હારજીત પર હજારો ડોલરોના દાવ લાગે છે. ઘણીવાર ૨ ડોલરની ટિકીટ ૫૦ ડોલરમાં વેચાય છે અને તે આવા સટોડિયાઓ જ ખરીદે છે. મેચ કરતાં you bet! (માર શરત!) માં અમેરિકન પ્રેક્ષકોને વધારે રસ પડે છે. તેઓ ધનિક છે એટલે આવો કુછંદ તેમની સંપત્તિને ખાસ અસર કરતો હોય એમ જણાતું નથી, પણ લાંબે ગાળે તેની અમેરિકન માનસ પર શી અસર થશે તે કહી શકાય નહિ.

## હિંદી વિદ્યાર્થીઓ

અહીં આવ્યા પછી ઘણા હિંદી વિદ્યાર્થીઓના પરિચયમાં હું આવ્યો છું અને કેટલાકના દુશ્ચારિત્રની કહાણીથી ખૂબ દુઃખ પામ્યો છું. વિલાયત કરતાં અમેરિકામાં હિંદી વિદ્યાર્થીઓની આબરૂ સારી છે એવો મારા મનમાં જે ભ્રમ હતો તે આવી વાતો સાંભળી દૂર થતો જાય છે.

આ ૧૦, ટ્રોબ્રિજવાળા જે ઘરમાં હું રહું છું તેમાં પહેલાં મુંબઈવાળા મિ. બો—રહેતા હતા. તેમણે આ મકાનમાલેકની શિક્ષિકા તરીકે કામ કરતી પુત્રી સાથે પ્રેમ બાંધ્યો અને એક દિવસ કોઈને પણ ખબર આપ્યા વિના બન્ને પ્રેમીઓ સ્ટીમરમાં બેસી પેરિસ જઈ પહોંચ્યાં. આમાં મિ. બો—એ એ છોકરીનું હરણ કર્યું તે કરતાં મિ. બો—નું એ છોકરીએ હરણ કર્યું એ વિશેષ વાસ્તવિક લાગે છે, કારણ કે પાસપોર્ટ વગેરે એ છોકરીએ જ મેળવેલા, અને માર્ગના પૈસા પણ એ છોકરીએ જ આપેલા. આ મકાનની માલેકબાઈને ખબર પડતાં તે લાગલી જ પાસપોર્ટ ઓફિસર પાસે ગઈ અને તેઓ પેરિસ ગયાં છે એનો પત્તો મળતાં બીજી સ્ટીમરમાં પેરિસ જઈ પહોંચી. હાલ આ મકાન જેને સ્વાધીન છે તે બાઈ મિસિસ સ્મીથ કહે છે કે મકાનમાલેક પેરિસ પહોંચી ત્યારે તેઓ બન્નો પરણી જવાની તૈયારીમાં હતાં. પણ માએ જઈને પુત્રીને સમજાવી અને પુત્રીનો નાસી જવાનો અભખરો (કે અભિલાષ) પૂરો થઈ ગએલો હોવાથી એણે બહુ જ દિલગીરીથી મિ. બો—ને પાણીચું આપ્યું. મિ. બો—વીલે મ્હોડે સ્વદેશ પાછા ફર્યા છે.

આ કિસ્સો સાંભળ્યા પછી અમને અહીંઆ મકાન મેળવતાં મુશ્કેલી પડે એ સમજી શકાય તેવું છે. માત્ર પ્રોફેસર કોસામ્બીના વિશુદ્ધ ચારિત્ર્યબળને લીધે જ અમે આ સુંદર મકાન મેળવી શક્યા છીએ. પેલાં માદીકરી પેરિસમાં છે અને બધો વખત પેરિસમાં જ રહેવાનાં છે એ જાણી અમને કેવી નિરાંત થઈ હશે, એ તમે સમજી શકો એમ છો.

બીજા એક એમ. એ. થયેલા બંગાળી વિદ્યાર્થી મિ. સૈ—જે. તેઓ બુદ્ધિશાળી છે, પણ એમની બુદ્ધિનો ઉપયોગ અભ્યાસ વધારવામાં કરવાને બદલે અમેરિકન બાળાઓને ફોસલાવવામાં કરે છે. હિંદુસ્તાનના 'દુર્ભિક્ષ' માટે એમણે કેટલી યે સારા કુટુમ્બની અમેરિકન બાળાઓ પાસે ભીખ મંગાવી છે અને એ બધી ભીખની ઉઘરાણી એમણે પોતાના જ ખિસ્સામાં ઠાલવી છે. પ્રોફેસર કોસામ્બી કહે છે કે હિંદુસ્તાનમાં દુકાળ હોય કે ન હોય પણ મિ. સૈ—તો સદા યે 'દુકાળી' છે, કારણ કે જેટલા પૈસા હાથમાં આવે છે તે બધાય નાચ ગાન અને વિલાસની પાછળ ઉડાવી દે છે. લડાઈના વખતમાં તેમણે આયરિશોની એક સભામાં જઈ ભાષણ કર્યું અને હિંદુસ્તાન ઇંગ્લાંડની સામે બળવો કરવા તૈયાર છે, પણ તેની પાસે શસ્ત્રો નથી એમ જાહેર કર્યું. સભામાં તાળીઓના ગડગડાટ સાંભળી, ઉત્તેજિત થઈ, બળવા માટે શસ્ત્રોની માગણી કરી અને તેમની ટોપીમાં ડોલરોની નોટોના પિંડા ને પિંડા પડવા માંડ્યા. કહે છે કે લગભગ ૨૦,૦૦૦ ડોલર તેમને એ સભામાં મળ્યા અને તે બધા યે છૂ થઈ ગયા! હાલ તે ભાઈ બેહાલ રખડે છે, અને નવા ધતિંગો ખોળે છે.

બીજા એક બંગાળી મિ. લ—આવો ધંધો કરવા જતાં જેલમાં જઈ પડેલા. તેમણે ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર અહીંઆ આવેલા ત્યારે તેમની સભામાં પોતે soul-reading (આત્મવાંચન) કરે છે એ મતલબનાં ચોપાનિયાં વહેંચ્યાં, અને તે માટે એક મોટી સભા રાખી. લોકો સમજ્યા કે મિ. લ—કવિવરની સાથે આવેલા છે એટલે

તેમની પહેલી સભા ચીકાર થઈ ગઈ અને ભાષણ કર્યા પછી તેમણે ટોપી ફેરવી એમાં ૬૦ ડોલરનું ઉઘરાણું થયું. સભાના હોલનું ૩૦ ડોલરનું ભાડું કાઢતાં ૨ કલાકમાં ૩૦ ડોલરનો નફો જોઇ મિ. લ—એ બીજી સભા ગોઠવી અને તેની જાહેરખબર સબ–વે અને બીજા જાહેર રસ્તા પર ચોઢી. પણ પહેલી સભામાં એમનો ભરમ ફુટી ગયો હતો એટલે બીજી સભામાં કોઇ ન આવ્યું. અને ૩૦ ડોલરનો કરેલો નફો—'દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં'—ધોવાઇ ગયો. બીજે દિવસે પોલિસે તેમને શોધી કાઢયા અને જાહેર ખબર ચોઢવા બદલ ૫ ડોલરનો દંડ અને ૪ દિવસની જેલ તેમના soul–reading જ્ઞાને પુરસ્કારમાં મળી. આ પુરસ્કાર મિ. લ—ને પસંદ ન પડ્યો એથી, કે કોઈ બીજું કામ નહિ મળવાથી, તેમણે ખેતરમાં જઈ કામ શોધ્યું છે અને હવે soul-reading (આત્મવાંચન)ને બદલે hen reading (મુરઘીવાંચન) અને Cow reading (ગોવાંચન) કરે છે !

ત્રીજા એક મિ. વા—છે. તેઓશ્રી હાલ જેલમાં વિરાજે છે–Polygamy (અનેક પત્નીત્વ) માટે. તેઓ બિંદુમાં માનતા નથી, મુસલમાનની માફક ચતુષ્કોણથી પણ તેમને સંતોષ નથી દેખાતો; સપ્તકોણમાં તેઓ માને છે: કદાચ એથી પણ વિશેષ સંખ્યાવાળા કોણમાં–અનંતકોણ વર્તુળમાં તેઓ માને છે પણ પોલિસે તેમને તેમની માન્યતાનો પૂરેપૂરો અમલ કરતાં અટકાવ્યા છે.* તેમણે એક પછી એક સાત અમેરિકન બાળાઓ સાથે લગ્ન બાંધ્યાં છે. પોલિસથી આ ન સહન થયું એથી એમને જેલમાં બેસાડયા છે, કારણ કે આ દેશમાં માણસ અનેક બાળાઓ સાથે પ્રેમમાં પડી શકે, પણ લગ્ન તો એકની જ સાથે બાંધી શકે એવો (અર્થહીન) કાયદો છે. બીચારા વા.—આ ('અર્થહીન') કાયદાનો ભોગ થઇ પડ્યા છે ! તેમના કેટલાક બંગાળી મિત્રો તેમને ચોરીછૂપીથી અવારનવાર જેલમાં મળે છે અને મદદ કરે છે, પણ તેમની 'સાત પત્નીઓ' નું શું થયું છે ? એ વિશે ચોક્કસ સમાચાર નહિ મળવાથી તેઓ ખૂબ જ ઉદાસીન રહે છે. તેમનું મુખ અને શરીર કૃશ થઇ ગયું છે એમ તેમને જેલમાં જઇ જોનારાઓ કહે છે. આ મ્લાનતા અને કૃશતા જેલના ખોરાકને લીધે નહિ પણ તેમની મનોવ્યથાને લીધે ઉદ્ભવી છે. જેલનો ખોરાક તો સુપથ્ય અને સ્વાદિષ્ટ છે પણ મિ. વા—જેમણે કોઇ દિવસ ખાણાના ટેબલ પર એકલા બેસી ખાધું નથી તેમને તે એકલા એકલા કેમ ગળે ઉતરે ! મોટરમાં ફરવા સિવાય અને સાથેની બાળાનું નાજુક શરીર પોતાના હાથ પર હળવેથી ઉઠાવીને થીએટરમાં કે ડાન્સિંગ હોલ (નૃત્યાલય)માં જવા સિવાય જેમણે બીજું જહેમતનું કામ કર્યું નથી તેમને પાયખાના અને ટટ્ટી સાફ કરવાનું, ગુણો ભરવાનું અને પથ્થર તોડવાનું કામ સોંપાયું છે; કારણ કે Polygamy (અનેક પત્નીત્વ) નો ગુન્હો આ દેશમાં અતિશય અધમ મનાય છે અને એ ગુન્હેગારને અન્ય ગુન્હેગારો પણ નીચ અને અધમ સમજે છે.

આવા અધમ હિંદી વિદ્યાર્થીઓ છે એ જાણી મને દુઃખ થાય એ સ્વાભાવિક છે પણ એ દુઃખ ભૂલાવી દે એવા સુગંધિમય, હિંદી સજ્જનો પણ અહીંઆ છે, જેમની મીઠી ફોરમથી સદાયે મારી ઘ્રાણેંદ્રિય અને બીજી ઇંદ્રિયો તૃપ્ત રહે છે. પંજાબવાળા લાલા હરદયાળ જેઓ હાલ સ્વીડન–નોરવેમાં છે તેમની ટેકનાં દષ્ટાંતો સાંભળી હું આનંદિત અને મગરૂર

* મનુષ્ય અનંતને નથી પામી શકતો એનું કારણ આવાં સમાજકૃત બંધનો જ છે !

થયો છું. માત્ર દૂધ ને બાફેલા વટાણા ખાઇ જીવનાર, શિયાળાની કડકડતી ઠંડીમાં પણ એક સગડી રાખી, ૨ ડૉલરની નાનકડી બાફ વિનાની ઓરડીમાં રહેનાર અને પૈસાની તાણ છતાં યે બારણે આવી નોટોના બંડલો ધરનાર અમેરિકનોને પાછા વાળનાર એ પંજાબ-કેસરી ક્રાન્તિકારને, વિચારોમાં ગમે તેટલો મતભેદ હોવા છતાં યે, મસ્તક નમી પડે છે, અને અમેરિકા છોડયા પછી જર્મનીમાં એમના વિચારોમાં જે તાત્કાલિક પરિવર્તન દેખાય છે એ ભૂલી જવાય છે. ડૉકટર સુધિન્દ્ર બોઝ, પ્રોફેસર કોસામ્બી વગેરે આપણા દેશનાં રત્નો છે અને અહીંના દુઃખી હિંદી વિદ્યાર્થીઓના વિશ્રામસ્થાન છે. હિંદુસ્તાન એસોસિયેશન જે અહીંના સર્વ હિંદીઓને એકત્રિત કરવા સ્થપાઇ છે તે જનકસંસ્થા હિંદી મહાસભા જેટલી જ એકયના માર્ગમાં પ્રગતિવાન છે. મહાસભાની સર્વ સત્તા ધારણ કરવા માટે જે બાજીઓ અને ષડ્યંત્રો કૉંગ્રેસમાં રચાય છે તે નાના પાયા પર અહીંઆ પણ દર્શન દે છે, કારણ કે એ પણ હિંદુસ્તાનની જમીનનો જ છોડ છે ના ? આ સર્વ છતાં યે રખિત બાબુ, મિ. પારાલેકર અને બીજા નિઃસ્વાર્થ સેવકો એને જલસિંચન કરી ટકાવી રહ્યા છે અને આગળ જતાં તે એક સુંદર, ઘટાદાર વૃક્ષમાં ફાલી ઉઠશે અને પરદેશમાં તપ્ત હિંદીઓનું વિશ્રામસ્થાન થઇ પડશે એવી આશા સેવી રહ્યા છે. પ્રભુ તેમની એ આશા પાર પાડો !

નંદલાલ મ. શાહ

---

# મદ્રાસ

## ૪૨ મી રાષ્ટ્રીય મહાસભાનું સ્થળ

હિંદુસ્તાન એક નાનકડી દુનિયા છે. જગતના દેશોમાં જે વિવિધતા અને વિચિત્રતા દેખાય છે તેની થોડે ઘણે અંશે હિંદના પ્રાંતોમાં દેખાઇ આવે છે. જાતિઓ જુદી, ભાષાઓ જુદી, ધર્મો જુદા. એક કહેવાતા હિંદુધર્મમાં પણ અનેક પંથો, અનેક નાતો અને આચારવિચાર પણ એક બીજાથી છેક જુદા.

આવી અનેક વિવિધતા હોવા છતાં પણ ઉત્તર કે મધ્ય હિંદમાં ફરતાં આપણને છેક નવું નવું નથી લાગતું. પુરાણપ્રસિદ્ધ દક્ષિણાપથના ઉત્તર ભાગમાં એટલે કોંકણ, મહારાષ્ટ્ર, વિરાર અને ઉત્કલ આદિ ભાગોમાં કાંઈ ખાસ અજાણ્યું નથી લાગતું.

એ વિભાગોની એક કલ્પિત મર્યાદા છોડી, કૃષ્ણા નદી ઓળંગી દક્ષિણમાં આગળ વધીએ એટલે નવી દુનિયામાં આવતા હોઇએ એમ લાગે છે. કૃષ્ણા નદી મુકયા પછી સાધારણ રીતે આપણે દ્રાવિડ દેશની ભૂમિમાં પ્રવેશ કરીએ છીએ.

હાલ મદ્રાસ ઇલાકાના ઉત્તર સરકાર પ્રાંતનો મોટો ભાગ, કૃષ્ણા અને ગોદાવરી નદીનાં નીરથી પવિત્ર થયેલો તે આંધ્રદેશ—મદ્રાસનો બંગાળી ઉપસાગરથી ધોવાતો દક્ષિણ

હિંદનો પૂર્વ કિનારો–કોરોમાંડલ કિનારો–તે મૂળ ચોલમંડલ ઉપરથી કહેવાય છે. ચોલ લોકો પુરાણપ્રસિદ્ધ છે. ચોલ લોકોનો દેશ એ ચોલદેશ અથવા ચોલમંડળ. એ જ દેશને પ્રસિદ્ધ ચીના મુસાફર યવનચંગે ચોલીય અને દ્રાવિડ એમ બે જુદા દેશ તરીકે વર્ણવ્યો છે. કાશી ઉપરથી દક્ષિણનું કાશી થયેલું કાંચીપુર—હાલનું કોંજીવરં—તે એ દેશની રાજ્યધાની. એ જ દેશને તેરમી સદીમાં આવેલા યૂરોપીય મુસાફર માર્કોપોલોએ 'મબાર' નામ આપ્યું છે. હાલનો મલબાર કિનારો એ પ્રાચીન કેરલદેશ અને મૈસુર અને તેની બાજુના મુંબાઇ અને મદ્રાસ ઇલાકાના ભાગ એ બધો કર્ણાટક અગર કુન્તલ દેશ. આ પ્રમાણે આપણે હાલ જેને દ્રાવિડ દેશ કહી શકીએ તેના વિભાગ છે. આન્ધ્રમાં તેલુગુ, કોરોમાંડલ અથવા હાલના તામીલનાડમાં તામીલ, મલબારમાં મલયાલમ્ અને કર્ણાટકમાં કેનેરી ભાષાઓ બોલાય છે.

કોરોમાંડલ, ચોલમંડલ અથવા હાલના મદ્રાસની આસપાસના અને દક્ષિણના ભાગમાં ઘણા પ્રાચીન કાળથી ચોલ લોકો રાજ્ય કરતા. તે પછી ઘણું કરીને ગૂજરાત બાજુથી આવેલા પલ્લવ લોકોએ એમને દક્ષિણમાં હાંકી કાઢી કાંચીપુર લઇ લીધું. પલ્લવોની સત્તા નવમી સદી સુધી રહી, ત્યાં સુધી ચોલરાજાઓ ખંડિયા થઇને રહ્યા. પલ્લવોનું રાજ્ય કદમ્બ, ચાલુક્ય અને દક્ષિણના પાંડયો સાથે લઢીને ખુવાર થયું. એ વખતે ચોલ રાજાઓ ફરી સત્તામાં આવ્યા અને હાલના મદ્રાસ ઇલાકા ઉપરાંત આસપાસના ભાગના માલીક બન્યા. અગિયારમી સદીના પૂર્વાર્ધ સુધી એમનું મહારાજ્ય બહુ જોરમાં હતું. તેરમી સદીના ત્રીજા પાદથી ચોલ મહારાજ્ય નાશ પામ્યું. અને વિજયનગરનું મહાન હિંદુ સામ્રાજ્ય આખા દક્ષિણ હિંદમાં પ્રસર્યું. એ મહારાજ્યની સત્તા ઓછીવત્તી છેક સત્તરમી સદી સુધી દ્રાવિડ દેશના કેટલાક ભાગો ઉપર હતી.

આ દેશનું હાલનું કેન્દ્ર એ મદ્રાસ. પ્રાચીન રાજ્યધાની કાંચીપુરી હજી પણ ધાર્મિક રાજ્યધાની તરીકે મદ્રાસની પાસે એનાં વિશાળ દેવાલયોનાં ગોપુરો ગગનમાં દેખાડતી ઉભી છે. મદ્રાસ વસતા પહેલાં મદ્રાસની જગ્યાએ મદ્રાસપટણ* નામનું નાનું માછીમારોનું ગામડું હતું. હાલના મદ્રાસનાં કેટલાંક પરાં મદ્રાસથી પણ જૂનાં છે. ત્રીપ્લીકેન અને મૈલાપુર આદિ મદ્રાસથી જૂનાં છે. વિજયનગરના મહારાજ્યના એક અવશેષ, ચંદ્રગિરિના રાજાના તાબામાં સત્તરમી સદી સુધી આ મુલક હતો. તે સમયે મદ્રાસપટ્ટણ આગળ રેતીનો શૂન્ય જેવો કિનારો માત્ર હતો.

સત્તરમી સદીનું પહેલું પાદ પુરૂ થયું હતું. અંગ્રેજોની ઇસ્ટ ઇંડીઆ કંપનીનો વેપાર પશ્ચિમમાં સુરત અને પૂર્વમાં મછલીપટ્ટણમાં ચાલતો હતો. ત્યાં અનેક ઉપાધિઓને લીધે એમનો વેપાર બરોબર ચાલતો નહોતો. ત્યાંની કાઉન્સીલના એક સભાસદે વેપારનું મથક બીજે કાંઇ ખસેડવાની ભલામણ કરી. એ સભાસદ—ફ્રાન્સીસ ડે—ને નવું મથક શોધવાનું કામ સોંપવામાં આવ્યું. એ વખતે મૈલાપુર (હાલના મદ્રાસનું પરૂં)માં ફીરંગીઓ વસેલા હતા. ફ્રાન્સીસ ડેને મૈલાપુર પાસે મદ્રાસપટણની જગ્યા પસંદ પડી. પુનમલ્લીના નાયક પાસેથી ત્યાં પાંચ માઇલ જમીન દરિયા કિનારે મેળવી; અને ચંદ્રગિરિના રાજાએ એ કબુલ રાખી સનંદ કરી આપી. આ ચંદ્રગિરિનો રાજા અસ્ત થતા વિજયનગરના સામ્રાજ્યનો

* ચીનપટ્ટણ નામ માટે મતભેદ છે.

એક નાનો ખૂણે પડેલો અજાણ્યો અવશેષ હતો. ફ્રાન્સીસ ડે ભવિષ્યમાં મદ્રાસમાં ઉત્પન્ન થનારા વિદેશી સામ્રાજ્યનો એક નાનો અજાણ્યો પ્રતિનિધિ હતો; મદ્રાસનો એ આદ્ય સ્થાપક હતો: એક સામ્રાજ્યના તેજને બીજામાં લઈ જવાનું મહાકાર્ય આ અજાણ્યા પુરુષે કર્યું. એનું પાછળથી શું થયું તે ઇતિહાસે નોંધ્યું નથી.

આ પ્રમાણે ફ્રાન્સીસ ડેની પસંદ કરેલી જગ્યા ઉપર તા. ૧ લી માર્ચ ૧૬૪૦ ને દિવસે મદ્રાસનો–ફોર્ટ સેન્ટ જ્યોર્જના કિલ્લાનો પાયો નંખાયો. ૧૬૬૬ માં અંદરના કિલ્લાની આસપાસ બીજી દિવાલ કરી. એ બહારનો કિલ્લો કહેવાયો. લોકો અને કારીગરોને વસવા માટે શરૂઆતમાં કર માફ થયા. બહારના કિલ્લામાં યૂરોપીઅનો રહેતા એ શ્વેતગામ (White Town) કહેવાયું. તેની બાજુમાં દેશીઓ વસ્યા તે કાળુંગામ (Black Town) કહેવાયું. દેશી નોકરોનું રક્ષણ કરવાની ગરજથી પાછળથી કાળા ગામને પણ દિવાલ કરવામાં આવી. અને તેમાં હિંદુને માટે દેવાલય અને મુસલમાનને માટે મસ્જીદ બાંધી આપવામાં આવી.

હાલનો ફોર્ટ સેન્ટ જ્યોર્જ ફ્રાન્સીસ ડેના કિલ્લાનો ચોથો અવતાર છે. છેક અઢારમી સદીના ઉત્તરાર્ધમાં એ પૂર્ણ દશાએ પહોંચ્યો. એ દરમ્યાન એક વખત નજીકમાં પોંડીચેરીમાં વસતા ફ્રેન્ચ લોકે કિલ્લો થોડો વખત સર કર્યો હતો. આ કિલ્લામાં બ્રિટીશ સામ્રાજ્યનો પાયો નંખાયો તે સિવાય હાલની દૃષ્ટિએ એનું બહુ મહત્વ કે જોનારને રસ પડે તેવું નથી. સેન્ટ મેરીનું દેવળ, કાઉન્સીલ હૉલ વગેરે મકાનો છે. જૂનાં મકાનોમાં સરકારની સાધારણ રીત પ્રમાણે ઑફિસો બેસે છે. અંગ્રેજોનાં મકાનોમાં સાધારણ રીતે કોઇ અસાધારણ સ્થાપત્ય કે મનોહર કલા હોતી નથી. કિલ્લા તરીકે રક્ષણ આપી શકે તે સિવાય કિલ્લામાં જોવા જેવું કાંઇ નથી. જેણે પ્રાચીન હિંદુ અને મુસલમાન રાજ્યોના હાલ પુરાણા થયેલા કિલ્લા જોયા હોય, તેને એક મહાન ભાવિ સામ્રાજ્યનો પાયો જે કિલ્લામાં નંખાયો તે કિલ્લો છેક ઝાંખો અને રસ વગરનો લાગે છે. આ કિલ્લામાં કેટલાક પ્રસિદ્ધ વ્યક્તિઓની કબરો છે.

એ જ પ્રમાણે મદ્રાસનાં ઘણાંખરાં જાહેર મકાનોનું સમજવાનું છે. આર્કટના નવાબ સાહેબને આર્કટની રાજદ્વારી જંજાળ ન ફાવવાથી મદ્રાસમાં આવવાની ઇચ્છા થઈ. ટ્રીપ્લીકેન રસ્તે ચીપૉકમાં એમણે જમીન લીધી અને ત્યાં એક સુંદર મહેલ મુસલમાન સ્થાપત્ય અને પાશ્ચાત્ય સ્થાપત્યની મેળવણી કરીને બાંધ્યો. એમાં એક ભવ્ય દરબાર ભરી અંગ્રેજોને ખાણું આપ્યું અને ત્રીસ હજાર રૂપીઆ વહેંચ્યા. આ ખાણામાં વારન-હેસ્ટીન્ગ્સ હતો. રોબર્ટ કલાઇવ એક સાધારણ કલાર્ક હતો. એ પણ આર્કટની લડાઇમાં જીત મેળવી મશહૂર બન્યો હતો. બ્રિટીશ મહારાજ્યને ભારતમાં મજબુત રીતે પગભર કરનારા આ બન્ને ગૃહસ્થો મદ્રાસમાં ઊગીને મોટા થયા હતા.

મદ્રાસનું જીવન એટલે યૂરોપીઅનોનું જીવન. યૂરોપીઅનોનાં ભિન્ન ભિન્ન પંથોનાં દેવળો મદ્રાસમાં છે. કિલ્લાનું સેન્ટ મેરીનું દેવળ, ૧૮૧૬ માં બંધાયલું ૧૩૯ ફીટ ઊંચું, ભવ્ય અને સુંદર સેન્ટ જ્યોર્જ કેથીડ્રલ, સ્કોટલેન્ડનું સેન્ટ એન્ડ્રયુઝનું દેવળ અને સેન્ટ થોમ કેથીડ્રલ એ બધાં ખ્રિસ્તી દેવળોના અલંકાર રૂપ છે. સેન્ટ થોમ અગર સેન્ટ થોમસનો ઇતિહાસ ઘણો પ્રાચીન છે. ઇ. સ. ની પહેલી સદીમાં સેન્ટ થોમ્સ આ કિનારા આગળ મેલાપુર

પાસે મરણ પામ્યા હતા. મદ્રાસથી થોડા માઇલ દૂર સેન્ટ ટોમસ માઉન્ટ નામનો નાનો ટેકરો છે. ત્યાં તેમની કબરનો અવશેષ જડ્યો હતો એમ કહેવાય છે. અને તે ઉપરથી ત્યાં દેવળ બાંધવામાં આવ્યું. અને સોળ અને સત્તરમી સદીમાં પોર્ટુગીઝ લોકોએ મૈલાપુરમાં એ સંતનું ધામ નક્કી કર્યું. કિલ્લાથી એ માઉન્ટ તરફ જતો મદ્રાસનો મોટામાં મોટો ધોરી રસ્તો એ કારણથી જ માઉન્ટ રોડ કહેવાય છે.

મદ્રાસમાં ત્રણ મોટામાં મોટા રસ્તા છે. એક દરિયા કિનારે બીચ રોડ. બીજો ઉપર જોયો એ માઉન્ટ રોડ અને ત્રીજો પુનમલી ગામ અને કિલ્લાથી જોડાતો પુનમલી હાઇરોડ. માઉન્ટ ઉપર મોટી યૂરોપીઅન દુકાનો અને હોટેલો છે. બીચથી માઉન્ટ રોડ આવતાં સર ટોમસ મનરોનું ઘોડા ઉપર બેઠેલું બાવલું છે. એ એની ભૂલ માટે પ્રસિદ્ધ છે. પુતળું બનાવનાર પેંગડાં ભૂલી ગયો છે એટલે પગ એમને એમ લટકે છે. આગળ જતાં એ જ રસ્તા ઉપર કર્નલ નીલનું બાવલું છે. આ લશ્કરી અમલદારે ૧૮૫૮ ના બળવા વખતે અત્યાચાર કરેલા એમ કહેવાય છે. અને મદ્રાસની પ્રજા એ પૂતળું કઢાવી નાંખવા પોકાર કરે છે. એ માટે સત્યાગ્રહ પણ હાલ ચાલે છે.

કિલ્લાથી પુનમલી રોડ જતાં રસ્તામા સેન્ટ્રલ સ્ટેશન આવે છે. એનું મકાન મદ્રાસના પ્રમાણમાં સારૂં છે. સ્ટેશનની પાસે જનરલ હોસ્પીટલ અને મુર મારકેટ નામનું બજાર છે. ત્યાં બધી ચીજો મળી શકે છે. જૂની ચીજો અને કચરો પણ ત્યાં મળે છે.

મારકેટની પાસે વિક્ટોરીઆ પબ્લિક હૉલ અને મદ્રાસની મ્યુનિસિપાલિટીનું ભવ્ય મકાન છે. આ મકાનોની સરખામણી મુંબાઇ કે કલકત્તા સાથે થઈ શકે તેમ નથી.

મારકેટની પાછળ સાઉથ ઇન્ડિઅન એથલેટીક એસોસિયેશનનું રમવાનું મેદાન છે અને જાહેર બાગ છે. આ બાગ નામનો જ છે. બાગને એક ખૂણે ઉંચી દિવાલ કરીને જનાવરોને ભર્યા છે, અને દાખલ થવાની ફી રાખી છે. જનાવરોની સ્થિતિ પણ વખાણવા લાયક નથી. બીજો એક એગ્રી–હોર્ટીકલ્ચરલ બાગ છે તે કાંઇક ઠીક છે. મુર મારકેટની સામે મદ્રાસના એક નામાંકિત ઉદારચરિત ગૃહસ્થ રાજા સર રામસ્વામી મુદલીયારની ઉત્તમ રીતે બાંધેલી ઉત્તમ સગવડવાળી હિંદુ ધર્મશાળા છે. એ જ ગૃહસ્થનો આગળ પુનમલી રોડ ઉપર મોટો બંગલો છે અને તેમાં ભારતની પ્રાચીન ચિત્રકલાનું નાનું પણ રસમય સંગ્રહસ્થાન છે.

મદ્રાસનો દરિયા કિનારો એટલે મદ્રાસનું બીચ. આ બીચ આશરે છથી સાત માઇલ લાંબું છે. કિનારો સીધો છે. આ લાંબા કિનારા ઉપર સુંદર સરીયામ રસ્તા ઉપર મોટાં પણ બેડા ઘાટનાં સરકારી મકાનો છે. મદ્રાસની મુખ્ય કૉલેજ, આખા હિંદમાં સ્ત્રીઓ માટેની પહેલી ક્વીન મેરી કૉલેજ, મદ્રાસ વિશ્વવિદ્યાલય, બીજી મોટી ઓફિસો અને રેવન્યુ ઓફિસ તરીકે વપરાતો આર્કટના નવાબનો મહેલ, એ બધાનો દેખાવ રાત્રે દીવા થાય ત્યારે મુંબઇના બેક બેના હીરાના કંઠા જેવા દેખાવ કરતાં કોઇ રીતે ઉતરતો નથી લાગતો. બીચ એ મદ્રાસનું સર્વથી રમણીય સ્થળ છે. સમુદ્રની વિશાળતા અહીં ઈશ્વરની અનંતતાનું ભાન કરાવે એવી છે. કહેવાય છે કે આ બીચ દુનિયામાં બીજે નંબરે ગણાય છે. પહેલું ઇટલીમાં નેપલ્સનું બીચ, બીજું મદ્રાસનું બીચ. પરંતુ નેપલ્સ જોઇ આવેલા મારા એક મિત્રે કહ્યું છે કે નેપલ્સ કરતાં મદ્રાસનું બીચ ચડે. આ સ્થળે પૂર્ણિમાને દિવસે મદ્રાસ અને સમુદ્રની શોભા અનેક રીતે વધે છે.

બીચ ઉપર ત્રીપ્લીકેનમાં એકવેરિયમ આવેલું છે. એકવેરિયમ એટલે માછલાંનું ઘર. આવું ઘર હિંદમાં ફક્ત મદ્રાસમાં જ છે. અને ઇશ્વરની સૃષ્ટિની અદ્‌ભૂત લીલારૂપ અનેક તરેહની માછલીઓ અને જલજંતુઓ જીવતાં કાચનાં ઘરમાં રાખેલાં છે. મદ્રાસની ઉત્તમ ચીજોમાં બીચથી બીજી પંક્તિમાં આપણે આ મત્સ્યગૃહને મુકી શકીએ. ત્રીજું સ્થાન મદ્રાસનું મ્યુઝીયમ છે.

બીચને રસ્તે ઉત્તર દિશામાં જતાં મદ્રાસ હાઇકોર્ટનું મકાન આવે છે. આ મકાન ઘણું મોટું, સુંદર અને ભવ્ય છે. સાથે જ લૉ કોલેજ છે. ત્યાં એક કલાક નહિ પણ બીજી કોલેજો મુજબ આખો દિવસ કાયદો ભણાવવામાં આવે છે. બીજા ઇલાકાની હાઇ-કોર્ટોના પ્રમાણમાં મદ્રાસ કોર્ટનું મકાન ઘણું સુંદર છે; અને મુંબાઈ હાઇકોર્ટના કાળા પત્થરના મકાન કરતાં આ લાલ ઇંટોનું મુસલમાન સ્થાપત્ય પ્રમાણે બાંધેલું મકાન ઘણું મનોહર છે. હાઇકોર્ટ ઉપર મોટો મિનારો છે અને તેના ઉપર ફરતો દીવો મુકી મદ્રાસની દીવાદાંડી બનાવી છે. તેનું તેજ દસથી બાર માઇલ સુધી પડે છે. બધી હાઇકોર્ટો કરતાં મદ્રાસ હાઇકોર્ટમાં સર્વથી વધારે જજો બેસે છે એમ કહેવાય છે. બીચને ઉત્તર છેડે મદ્રાસનું બંદર અને ડક્કા છે. બંદર કુદરતી નથી. વહાણો અને સ્ટીમરોની અવરજવર કલકત્તા અને મુંબાઇના પ્રમાણમાં ઘણી ઓછી છે. એ રસ્તે મોટી બેંકો અને યૂરોપીય આયાત નીકાશના વેપારીઓની મોટી ઓફિસો છે. હાઇકોર્ટથી પશ્ચિમ તરફ ચાઈના બજાર રોડ નામનો રસ્તો છે. મદ્રાસનો આ સર્વથી ભીડવાળો અને ધંધાદારીઓથી ભરેલો રસ્તો છે. એ રસ્તા ઉપર યંગમેન્સ ક્રિશ્ચિયન એસોસિયેશનનું સુંદર મકાન અને પચીયાપા કોલેજનું મકાન છે. આ કોલેજની સ્થાપના ૧૮૪૨ માં થયેલી. એ હિંદુઓની કોલેજ છે. ત્યાંથી પશ્ચિમે આગળ વધતાં શાહુકાર પેઠ આવે છે. આ લત્તામાં ગૂજરાતીઓ, મારવાડીઓ અને મુલતાનીઓ વસે છે.

મદ્રાસનું મ્યુઝીયમ ઉત્તમ છે. એમા ખાસ કરીને પ્રાચીન કલા અને સ્થાપત્યનો વિભાગ ઘણો સારો છે. આંધ્રમાં આવેલા પ્રાચીન અમરાવતીના સ્તૂપનાં અવશેષો ભેગાં ઠીક કર્યા છે. આ ઉત્તમ વિભાગ જોવા માટે મુસાફરને તેનો ઇતિહાસ અને સ્વરૂપ સમજાવતું એક પણ પુસ્તક વ્યવસ્થાપકોએ હજી સુધી પ્રસિદ્ધ નથી કર્યું એ દીલગીર થવા જેવું છે. મ્યુઝીયમમાં મોટી સરકારી જાહેર લાયબ્રેરી છે.* એની ગોઠવણી જોવા લાયક છે. અને એની જોડે વિકટોરીઆ જ્યુબિલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યુશન છે. એ મકાન આકર્ષક રીતે બાંધેલું છે. મદ્રાસનાં સુંદર મકાનોમાં એની ગણત્રી થઇ શકે. એમાં મદ્રાસ ઇલાકાની કારીગરીની વસ્તુઓનું પ્રદર્શન છે અને ચીજો વેચાતી પણ મળે છે પણ મોંઘી હોય છે.

માઉન્ટ રોડની એક બાજુ ગવર્નમેન્ટ હાઉસ છે. એમાં મદ્રાસના ગવર્નર રહે છે. વિશાળ જગ્યા એમાં રોકાઇ છે. મદ્રાસના આ સરકારી નિવાસસ્થાનમાં કાંઇ જ સૌંદર્ય નથી. એની જગ્યા આકર્ષક નથી. કલકત્તાના ગવર્નમેન્ટ હાઉસ જેવું એ ભવ્ય નથી. મુંબાઈનાં ગવર્નમેન્ટ હાઉસ જેવી એની જગ્યા મનોહર નથી.

* અહીંની બીજી મોટી લાયબ્રેરી મદ્રાસ લીટરરી સોસાયટીની છે. રૉયલ એશિયાટીક સોસાયટીની એ શાખા કહેવાય છે. પરંતુ એક સરક્યુલેટીંગ લાયબ્રેરી કરતાં તેમાં કાંઇ વિશેષ નથી. થોડાં વિલાયતી અને હિંદી પત્રો આવે છે. સારા અભ્યાસીને કામ લાગે તેવાં પત્રો નથી આવતાં. જુની ચોપડીઓનો જથો ઠીક છે.

મદ્રાસમાં હિંદુ મંદિરો તો હોય જ. દક્ષિણ હિંદમાં હિંદુધર્મ ઘણી ચુસ્ત રીતે પળાય છે. પરંતુ મદ્રાસનાં હિંદુમંદિરોમાં કાંઇ ખાસ આકર્ષકતા નથી. દક્ષિણ હિંદનાં મંદિરો માટે આપણામાં કાંઇ કાંઇ ખ્યાલ ચાલે છે, પરંતુ એ મંદિરો જોયા પછી મોહ ઉતરી જાય છે. મૈસુર સિવાય દક્ષિણમાં કોઈ પણ સ્થળે સુંદર મંદિરો નથી. મૈસુર સિવાય બધાં મંદિરોની બાંધણી લગભગ સરખી જ છે. એમનાં મોટાં ગોપુરો સિવાય કાંઇ ખાસ નવીનતા એમાં નથી હોતી. મંદિર વિશાળ બહુ જ હોય છે. છેક દક્ષિણમાં મોટાં ગામ જેવડાં મંદિરો છે, અને કેટલાંકમાં ઝાડી કલા પણ છે. મદ્રાસમાં મંદિરો બહુ પ્રાચીન નથી. છતાં મૈલાપુરનું મંદિર, ત્રીપ્લીકેનનું પાર્થસારથીનું મંદિર એ પ્રમાણમાં પ્રાચીન છે. દરેક મંદિરની પાછળ મોટા કુંડ હોય છે. મદ્રાસ ઇલાકામાં મંદિરો ધોળા અને કીરમજી પટા ભીંત ઉપર કરેલા હોય તેથી ઓળખાય છે. વિશાળ ચોકમાં મંડપ અને આવે ઉંડાણમાં દેવગૃહ હોય છે. દેવ કપુરની આરતી કરે ત્યારે જ દેખાય છે. દેવની સમીપ આવતાં જે પૂજ્યભાવ, શાંતિ અને ભાવના થાય તે થતી નથી. આસપાસ અંધકાર અને ગંધ હોય છે. નીચે જમીન તેલવાળી હોય છે. જૈનમંદિર, ખ્રિસ્તી દેવળ અને મસ્જીદમાં જે સ્વચ્છતા દેખાય છે, તે આ હિંદુ મંદિરોમાં દેખાતી નથી. દરેક મંદિરમાં પ્રતિષ્ઠિત પ્રતિમાની પૂજા થાય છે. પરંતુ બીજી ઉત્સવ મૂર્તિઓ પણ હોય છે. તેમાં વાહનો અને પાલખીઓ હોય છે. ઉત્સવ અને પર્વોને દિવસે દેવના વરઘોડા નીકળે છે. શણગાર ઘણો હોય છે. ફુલ તોરા સાથે હીરા મોતીનાં ઘરેણાં પણ દેવને પહેરાવે છે. વાજાં શરણાઇ વાગે છે અને આગળ દારૂખાનું ફુટે છે. મોટા ઉત્સવના વરઘોડાઓમાં આગળ દેવદાસીઓ ચાલે છે અને ચાર રસ્તા આવે ત્યાં નાચ થાય છે. વચ્ચે દેવ અને એમની સ્ત્રીઓ જૂદાં જૂદાં વાહનો ઉપર, અને પાછળ વેદઘોષ કરતા બ્રાહ્મણો એ મદ્રાસની વિચિત્ર વિશિષ્ટતા છે. દેવ માટે મોટા ત્રણ માળના ઘર જેવા રથ હોય છે. રથ કારીગરીથી ભરેલા હોય છે. બસોથી ત્રણસો માણસ ઉત્સવને દિવસે એ રથને ખેંચે છે. તે દિવસે રસ્તાનાં તાર અને વીજળીનાં દોરડાં મંદિરને ખરચે કાપીને સાંધવામાં આવે છે. વસંત ઋતુમાં પાછળના મોટા કુંડમાં તરતા તરાપોકરી દેવને શણગારી બેસાડે છે અને સુંદર ઉત્સવ થાય છે. પાર્થસારથીના મંદિર ઉપરાંત મીન્ટ સ્ટ્રીટમાં સ્કંદ સ્વામીનું મંદિર, એકામ્બરેશ્વરનું મંદિર, ફ્લાવર બઝારનું મંદિર અને બાલાજીનું મંદિર એ મોટાં મંદિરો છે. બાલાજીનાં મંદિરમાં પથ્થરના એક વાઘના મુખમાં જીભની જગાએ એક ગોળો રમતો કરેલો છે એ કારીગરી જોવા જેવી છે. એકંદરે મદ્રાસના હિંદુ મંદિરનો ખ્યાલ લેવા માટે એકાદ મંદિર જોઈ લેવું ઠીક છે.

મદ્રાસ એ હિંદનું ત્રીજા નંબરનું શહેર છે. એમાં સાડાપાંચ લાખની વસ્તી છે. વસ્તીના પ્રમાણમાં બહુ વિશાળ છે. મેદાનો રમણીય અને મોટાં છે. લીલોતરી સારી છે અને તાડ નાળિયેરીનાં ઝાડથી વિશેષ મનોહર લાગે છે. અહીં મુંબઇ જેવી કામની ધડાધડ, કે ઉંચા મોટાં ભવ્ય મકાનો નથી. ઇલાકાના મુખ્ય શહેર અને તેની વસ્તીના પ્રમાણમાં ગાડી અને મોટરોનાં સાધન છેક સામાન્ય છે. ભાડાની મોટરબસો ફરે છે. ટ્રામગાડીઓ જોવી પણ ન ગમે તેવી છે. રીક્ષાઓ માણસ ખેંચે છે. મદ્રાસના ઝટકા ( એક જાતની ગાડી )માં બેઠા હોય તે જ તેને જાણે.

મદ્રાસનું જીવન શાંત છે. એટલું બધું શાંત કે તેને આળસુ પણ કહી શકાય. પરદેશ

કાચો માલ ચડાવવાનું અને પરદેશી માલ ઇલાકામાં વહેંચવાનું મોટું બંદર હોવાથી 'એના વેપારનો આંકડો મોટો જણાય છે, પરંતુ પ્રવૃત્તિમાં અમદાવાદથી પણ ઉતરે. મુંબાઇની જીવન્ત પ્રવૃત્તિઓ તો હિંદમાં ક્યાં યે નથી. મોટા શહેર તરીકે મદ્રાસ છેક શાંત છે. લોકોમાં કોઇ ખાસ રસ કે શોખ નથી. લોક સ્વભાવે ગરીબ છે. સ્થિતિએ પણ ગરીબ છે.* એમનું જીવન સાદું છે. ખરચ ઘણું ઓછું છે. ધર્મમાં શ્રદ્ધા અને આગ્રહ ઘણો જ છે, પણ મનુષ્યમાં વિશ્વાસ બહુ ઓછો છે. મદ્રાસમાં લોકોમાં એક બીજાનો વિશ્વાસ એટલો ઓછો છે કે એટલો ઓછો ઉત્તર હિંદમાં બીજે હશે કે નહિ તે શંકા છે. કોઇ સાધારણ ચીજ લખાણ વગર થતી નથી. વકીલની જરૂર ઘડીએ ઘડી પડે. વચનની કિંમત કાંઇક ઓછી છે. એક પ્રસિદ્ધ મદ્રાસી ગૃહસ્થે એકવાર કહ્યું કે મદ્રાસીઓમાં કાર્યશક્તિ વધારે અને પ્રામાણિકતા ઓછી છે, ઉત્તર હિંદમાં કાર્યશક્તિ ઓછી અને પ્રામાણિકતા વધારે છે. મદ્રાસીઓ કાયદામાં બહુ ઝીણા છે. મહેનતુ બહુ છે. આગ્રહી પણ બહુ છે. એમનામાં આચારનો વધારો છે. વિચાર અને વિવેક પ્રમાણમાં ઓછા છે, વ્યવહાર કુશળતા નથી. જરૂરિયાતો ઓછી હોવાથી મહત્વાકાંક્ષા હોતી નથી, તેથી જીવન નીરસ પણ શાંત અને જ્ઞાનના ક્ષેત્રમાં ઉન્નત બનેલાં છે, અને વેપારમાં છેક પાછળ છે. કેળવાયલા લોકોનું ગૃહ-જીવન સુંદર અને અનુકરણીય છે. લોકોમાં અંધશ્રદ્ધા અને વહેમ પણ હદ વિનાના છે.

મદ્રાસની જાહોજલાલી સરકારને લીધે જ છે. સુંદર મકાનોનો મોટો ભાગ સરકારનો જ છે. લોકોનું મદ્રાસને શોભાવે એવું કાંઇ નથી એમ કહીએ તો ચાલે. કેળવણીની સંસ્થાઓ મુંબાઇ કરતાં વધારે છે. એમાં પણ મુંબાઈ કરતાં સરકારનો ભાગ સારો છે. અહીં આખા હિંદમાં પહેલવહેલી આયુર્વેદના શિક્ષણની સરકારી કૉલેજ છે. પ્રાથમિક શિક્ષણની રીત પણ આપણા પ્રાંત કરતાં કાંઇક જુદી છે. પ્રાથમિક શાળાઓમાંથી જ અંગ્રેજી શીખવાય છે. એથી તામીલ તરફ બહુ ધ્યાન અપાતું નથી. પરંતુ સાધારણ અંગ્રેજી ઘણા બોલી શકે છે. માતૃભાષા માટે હજી બહુ માન અહીંના લોકોમાં દેખાતું નથી. અંગ્રેજી છાપાં પણ પ્રમાણમાં ઘણાં નીકળે છે. શહેરમાં ઉદ્યોગ ઘણા થોડા છે. કારખાનાં-ઓમાં મોટો ભાગ છાપખાના અને સોડા લેમનની ફેક્ટરીઓનો છે. બીજા પરચુરણ ધંધાની થોડી ફેક્ટરીઓ છે. મદ્રાસમાં ફક્ત ચાર જ કાપડ સુતરની મીલો છે. તેમાં ત્રણ યુરોપીઅનોની અને એક ગૂજરાતીની છે. સોડાવૉટરથી માંડીને મીલ સુધીની બધી ફેક્ટરીઓમાં મળી, બૈરાં છોકરાં મળી, કુલ ૨૬,૧૭૮ માણસો કામ કરે છે. સાડા પાંચ લાખની વસ્તીના પ્રમાણમાં આ ઉદ્યોગોની પ્રવૃત્તિ નજીવી છે.

મદ્રાસમાં અને મદ્રાસ ઇલાકામાં ગૂજરાતીઓનું સ્થાન બહુ વિચિત્ર છે. હિંદના અન્ય કોઇ પણ પ્રાંત કરતાં એમાં વિવિધતા અને વિચિત્રતા છે. છેક દક્ષિણમાં મદુરાની આસપાસ વસતા સૌરાષ્ટ્રી બ્રાહ્મણો સુલતાન મહમૂદ ગીઝનવીની કાઠિયાવાડની ચડાઇ વખતે નાસી દક્ષિણ હિંદમાં રહેલા અને વિજયનગરના મહારાજ્યના નાશ પછી મદુરામાં જઈ

* સુતરની પાંચ બંગાળી મણની એક ગાંસડી એવી ચાર ગાંસડીઓ મુંબઈના બે બળદથી ખેંચાતા ખટારામાં ભરવામાં આવે છે, જ્યારે મદ્રાસમાં લાંબી ગાડીઓમાં તેવી આઠથી નવ ગાંસડીઓ ફક્ત બે માણસો ખેંચી જાય છે.

વસેલા છે.* એમનો ધંધો વણકરનો હતો અને છે, પરંતુ હાલ અનેક વેપાર કરે છે અને મદુરામાં સર્વથી ધનવાન કોમ છે. આચારવિચાર અત્રેના તામીલોથી કેવળ ભિન્ન છે. ભાષા જૂની ગૂજરાતીને મળતી છે. કોમમાં જાગૃતિ આવતી જાય છે અને તેમાંના કેટલાક મદ્રાસમાં પણ ધંધાર્થે વસે છે.

ભૂજ ક્ષત્રીઓ નામની એક નાની કોમ રેશમ વણનારની છે. એ લોક પોતાને ગૂજરાત બાજુથી આવ્યા છે એમ કહે છે. સૌરાષ્ટ્રીઓની પેઠે એમનો પહેરવેશ મદ્રાસીઓ જેવો અને ભાષા તામીલ થઈ છે, પરંતુ રૂપરંગથી હજી પણ એમના સ્વદેશનું ભાન આપણને થાય છે. આ લોકો મદ્રાસમાં ચિંતાદ્રીપેટમાં રહે છે. ચિંતાદ્રીપેટ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ વણકરોના સંસ્થાન માટે સ્થાપેલી અને દેશાંતરોમાંથી વણકરોને લાલચો આપી ત્યાં વસાવેલા. આ વણકરો તે વખતે આવ્યા હોય એમ સંભવે.

શાહુકાર પેઠમાં ગૂજરાતીઓની ખાસ વસ્તી છે. ગૂજરાતીઓ હિંદનાં ઘણાં સ્થાનોમાં વસ્યા છે, પરંતુ મદ્રાસ ઇલાકાની પેઠે પોતનાં ઘર કરી ત્યાંના રીતરિવાજ પણ થોડા ગ્રહણ કરી બીજી કોઈ જગ્યાએ રહ્યા નથી. મદ્રાસમાં શાહુકાર પેઠમાં ઘણાંખરાં ઘર ગૂજરાતીઓની માલેકીનાં છે. આમાં તંજાવરી ખેડાવાળ બ્રાહ્મણો અને મોઢ આદિ વાણીઆ અગ્રસ્થાને છે. ખેડાવાળ બ્રાહ્મણો ગૂજરાતમાં વેપારી બ્રાહ્મણો તરીકે જૂના કાળથી જાણીતા છે. એ બ્રાહ્મણો ગોરપદું કરતા નથી. એમનામાં વેદપાત્રો જૂદા હોય છે. બસો વર્ષ પહેલાં ખાનદેશ બાજુ થઈ હૈદરાબાદ થઇ આ લોક તાંજોર રહેલા અને ત્યાંથી મદ્રાસ આવ્યા હતા. એ લોકો ઘણું અશુદ્ધ અને જૂનું ગૂજરાતી બોલે છે. ઘરમાં ગૂજરાતીમાં વ્યવહાર કરે છે. એમની સ્ત્રીઓ મરાઠી રીતે સાલ્લો પહેરે છે. થોડાં વર્ષથી સોજીત્રા બાજુના ખેડાવાળ પણ મદ્રાસમાં ઘણા વસ્યા છે, અને તંજાવરી ખેડાવાળ સાથે સંબંધ ફરી થવાથી કન્યાની આપ લે પણ થાય છે. આ બધા ખેડાવાળનાં ચારસોથી પાંચસો માણસ મદ્રાસમાં છે. અને સ્વદેશની પેઠે ટાંણાં કરે છે અને વસે છે. વાણીઆમાં મોઢ વાણીઆ વધારે છે. એમનાં કેટલાંક પુરાણાં કુટુંબોમાં ભાષા ગૂજરાતી પણ સ્ત્રીઓનો પહેરવેશ ઘરમાં મરાઠી જેવો છે. બ્હાર એમની સ્ત્રીઓ ગૂજરાતી સાડી પહેરે છે. એમનો સંબંધ હૈદરાબાદ, ઔરંગાબાદ અને બરહાનપુર સાથે છે. નાગર અને લાડ વાણીઆ ઓછા છે. આ લોકો અન્ય ગૂજરાતીઓથી અતડા રહે છે અને કામ પ્રસંગે જ મળે છે. અન્ય ગૂજરાતીઓ એમને હસવામાં 'લંકાના વાણીઆ' કહે છે. એ લોકો પોતે મૂળ કયા ગામથી આવેલા તે ભૂલી ગયા છે.

શાહુકાર એટલે નાણાં ધીરનાર. ગૂજરાતીઓ અને મારવાડીઓ એ કામ મદ્રાસમાં કરે છે તેથી તેઓ શાહુકાર કહેવાય છે. અત્રેના મારવાડી કલકત્તાની પેઠે ગૂજરાતીઓથી

* આ સૌરાષ્ટ્રી બ્રાહ્મણો ઇ. સ. ની પાંચમી સદીમાં દક્ષિણમાં આવ્યા. અને તેના સમર્થનમાં મંદાસરનો પાંચમી સદીનો ગુપ્ત રાજાઓના સમયનો લેખ, તેમાંના 'પટવાય' શબ્દ માટે આધાર તરીકે આપવામાં આવે છે એ ભૂલ જણાય છે. પટનુલકરણ એ સૌરાષ્ટ્રીનું બીજું નામ છે ખરું, પણ પટવાય સાથે તેનો સંબંધ નથી. આ સંબંધી મેં વિગત ભેગી કરી હતી પરંતુ મદુરે જઇ પુરી વિગત મેળવવાના લોભથી હું તે પ્રસિદ્ધ કરી શકયો નહોતો. તે દરમ્યાન કેટલીક હકીકત 'પ્રસ્થાન'માં અગાઉ એક પત્રદ્વારા કોઇએ પ્રગટ કરી છે.

જૂદા પડતા નથી અને વ્યવહારમાં ગૂજરાતી ભાષા વાપરે છે. મુલતાનીઓ શરાફીનો ધંધો કરે છે અને એમને પણ ગૂજરાતી જાણવું પડે છે. ખેડાવાળ કોમનો મુખ્ય ધંધો ધીરધારનો જ છે. આ ગૂજરાતી અને મારવાડી શાહુકારનો ત્રાસ મદ્રાસમાં ઘણો છે. ૩૬ થી ૪૮ ટકા જેટલું વ્યાજ એ લોકો લે છે. એમની પાસેથી નાણાં લેનારા પણ આ દેશમાં જ નીકળે. જેવું વ્યાજ એવું જ જોખમ છે. અને ઘાલખાદનો હિસાબ ગણો તો વ્યાજ લે છે એટલું બચતું નથી. મદ્રાસીઓમાં નાથકોટા ચેટીઓની કોમ શરાફો તરીકે પ્રસિદ્ધ છે. આ ચેટીઓ અને ગૂજરાતીઓએ થઇને અસલથી મદ્રાસમાં યાહુદી લોકોને ટકવા દીધા નથી. મદ્રાસ વસ્યું ત્યારે યાહુદીઓની વસ્તી હતી, પરંતુ હાલ નહિ જેવી છે અને જે છે તે એમનો મુખ્ય ધીરધારનો ધંધો નથી કરતી. આખી દુનિયામાં યાહુદી લોકોનો એ ધંધો બરાબર હરીફાઇથી નિષ્ફળ ગયો હોય તો તે ફક્ત હિંદમાં—ગૂજરાતી, મારવાડી, મુલતાની અને ચેટી શરાફોને લીધે.

અત્રે ગૂજરાતીઓની બહાર આબરૂ સારી છે, પણ અંદર સંપ નથી. એકતા કરવા માટે એક પણ સંસ્થા નથી. લોકો બધા વેપારીઓ છે એટલે કેળવણી બરાબર નથી અને કેળવણીની કિંમત પણ નથી. છતાં એક ગૂજરાતી નિશાળ હતી તે થોડા વખતથી મ્યુનિસિપાલિટીના વહીવટમાં ગઇ છે. ગૂજરાતી કન્યાશાળા છે તેમાં મફત શિક્ષણ અપાય છે અને વહીવટ ગૂજરાતીઓની કમિટી કરે છે. શેઠ પુરુષોત્તમદાસ ઝવેરીએ કન્યાશાળા માટે એક મકાન આપ્યું છે. શિક્ષણ સાધારણ પણ દૂર દેશાવરના પ્રમાણમાં ઠીક અપાય છે; પરંતુ શાળાનો લાભ ગૂજરાતી કન્યાઓ બરાબર લેતી નથી. સેંટ્રલ સ્ટેશન પાસે પરમાનંદદાસ છોટાલાલ નામના ગૃહસ્થે એક મોટી ધર્મશાળા બાંધી છે. ગૂજરાતીઓ માટે એક નાની લાયબ્રેરી પણ છે.

ગૂજરાતે પોતાના બહાર વસતા ભાઈઓ સાથે નહિ જેવો જ સંબંધ રાખ્યો છે. હિંદના કોઇ પણ પ્રાંત કરતાં ગૂજરાત જ બહાર વસવા માટે પ્રસિદ્ધ છે. ગૂજરાતીઓ વ્યવસ્થિત રીતે એક બીજા સાથે સંબંધ રાખે અને ગૂજરાતની મધ્યસ્થ સંસ્થાઓ બહારના ગૂજરાતીઓ સાથે દરેક રીતનો સંબંધ રાખે તો ગૂજરાતનું અને એનાં સંસ્થાનોનું ભવિષ્ય સુધરે. ગૂજરાતીઓની પ્રવૃત્તિઓ ઘણી છે, વિસ્તૃત છે, વેગવાળી છે. એને વ્યવસ્થા, બંધારણ અને સંઘશક્તિની જરૂર છે. ગૂજરાતીઓ કેળવણીને જેમ વધુ માન આપશે તેમ એ બધું આપોઆપ આવશે.

મદ્રાસની બહાર ઘણાં સ્થળોમાં ગૂજરાતીઓ ઘર કરી રહેલા છે. બેંગલોર, કાલીકટ, કોચીન, અલપાઇ, કવીલોન, ત્રીચીનોપલી, સેલમ જ્યાં જાઓ ત્યાં ગૂજરાતીઓ છે. ગૂજરાત અને એમની વચ્ચે ઘણું અંતર વધી ગયું છે. કેળવાયલા ગૂજરાતીઓએ એ અંતર ધીમે ધીમે ઓછું કરવાનું છે.

મદ્રાસનો વેપાર મોટે ભાગે યુરોપીય હાથમાં છે. કેટલોક ગૂજરાતીઓના હાથમાં છે. મદ્રાસીઓના હાથમાં જુજ છે. મદ્રાસનો ઝવેરાતનો વેપાર સુરત, અમદાવાદ, પાલણપુર, રાધનપુરના ઝવેરીઓના હાથમાં છે. ઝવેરાતનો વેપાર ઘણા પ્રાચીન કાળથી ગૂજરાતીઓના હાથમાં હોય એમ જણાય છે. મદ્રાસીઓ હીરાના ઘણા શોખીન હોય છે. સાધારણ મજુર પણ બચાવેલા ધનમાંથી પોખરાજનાં લવીંગિયાં પણ કાનમાં ઘાલશે. મદ્રાસી સ્ત્રીઓ કાન, નાક અને ગળા

ઉપરાંત કેડના પટામાં પણ હીરા વાપરે છે. આ હીરા ગૂજરાતી ઝવેરીઓ પુરા પાડે છે. સત્તરમી સદીમાં બનેલા વિશ્વગુણાદર્શ ચંપુનો કર્તા વ્યંકટાધ્વરિ સૂરિ નામનો કવિ ગૂર્જર દેશવર્ણનમાં ઝવેરાતના વેપારનો ઉલ્લેખ કરે છે:--

नित्यासक्ता निरुपममणिश्रेणिवाणिज्यलाभे ।

वंभ्रम्यन्ते बहुदिनपरिप्राप्य देशान्तरेषु ॥

આ લખાણ ગૂજરાતી ઝવેરીઓ આ દેશમાં આવતા હશે તેને જોઇને જ સ્ફુર્યું હશે. લોખંડનો વેપાર મોટે ભાગે વહોરાઓના હાથમાં અને ખાંડ અને કાચનો વેપાર કાઠિયાવાડના મેમણ અને ખોજાના હાથમાં છે. કરીયાણાનો વેપાર પણ મેમણોના જ હાથમાં છે. કાપડ સુતરની એક મોટી મીલ—મદ્રાસ યુનાઇટેડ મીલ–શેઠ મુળજી જેઠાની છે. કાપડ સુતરમાં પણ બધા ગૂજરાતી વેપારીઓ છે. દેશી વીમા કંપનીઓ ગૂજરાતીઓની જ છે.

આમ અહીં ગૂજરાતીઓ વસેલા છે. એ વસવાટમાં આગળ જોઇ ગયા એવી વિચિત્રતા છે, છતાં પૂના કે કલકત્તા જેટલી સામાજિક પ્રવૃતિ કે સંપ નથી. ગૂજરાતના મહાકવિ ખબરદાર મદ્રાસમાં સાઇકલ અને મોટરનો ધંધો કરે છે.

આવી વિવિધતાવાળું મદ્રાસ દક્ષિણ ભારતનું પ્રધાન નગર છે. એની પ્રવૃત્તિઓ ધીમી છે. પ્રગતિમાં બીજાં મોટાં શહેરોથી પાછળ છે. લોકોનું જીવન ધમાલ વગરનું છે. વકીલાત સિવાય કોઇ ધંધામાં અશાંતિ કે ધમાધમ જણાતી નથી. અંગ્રેજો કહે છે કે હિંદુસ્તાનમાં બ્રિટીશોનું આ કેવળ બ્રિટીશ સ્થળ છે. મીસીસ કીન્ડર્સ્લી નામની એક સ્ત્રી કહે છે કે "અપવાદ સિવાય આ સ્થળ સુંદરમાં સુંદર છે." એ સ્ત્રીએ તો કદાચ બીજાં સુંદર સ્થળો નહિ જોયાં હોય. એના કરતાં ગ્લાઇન બારલોએ નકારાત્મક પ્રશંસા ઠીક કરી છે કે "મદ્રાસ કાંઇ ખરાબ શહેર નથી." અગત્યની એક એ વાત છે કે ૧૯૧૪માં એમ્ડન નામની જર્મન ક્રુઝરે પૂર્વના મહાસાગરમાં હિંદમાં ફક્ત એકલા મદ્રાસને જ ગોળા માર્યા હતા. મદ્રાસીઓને હજી એ સ્મરણ તાજું છે.

મદ્રાસની નજીક એક દિવસમાં જઇને અવાય તેવાં પ્રસિદ્ધ સ્થળો પણ ઘણાં છે. મદ્રાસ કરતાં કેટલાંક પ્રાચીન અને જોવા લાયક છે. સર્વથી પાસે થીયોસોફિકલ સોસાયટીનું મથક, સુંદર વિશાળ વડ અને લીલોતરી વચ્ચે નાના સુંદર બંગલાઓથી દીપતું, વિશ્વના ધર્મ માટે યોજેલું હિંદુ ઘાટનું, દેવને બદલે એક વિલાયતી કાચનો ગોળો ઢાંકેલા દીવાવાળાં દેવાલયથી શોભતું અદ્યાર, નદી અને સમુદ્રના સંગમ ઉપર શાંત રમ્ય ભૂમિ ઉપર આવેલું છે. એની લાયબ્રેરીમાં અસંખ્ય હસ્તલિખિત પુસ્તકો છે.

મદ્રાસથી ૪૫ માઇલ ઉપર કાંચીપુર અથવા કોન્જીવરં શિવ અને વિષ્ણુના ધર્મોની એકતા યોજતું ભગવાન આદ્ય શંકરાચાર્યની એક પૂજનીય મૂર્તિ સાથે આવેલું છે. એના વર્ણનમાં તો બહુ લંબાણ થાય. દક્ષિણનું એ કાશી છે એ ઉપરથી એની મહત્તા અને પવિત્રતાનો ખ્યાલ આવશે.

ચીંગલપુર સ્ટેશનથી થોડે દૂર પક્ષીતીર્થ તીરુકલુકર્ણમ્ નામના ગામમાં આવેલું છે. ત્યાં અનાદિ કાળથી બે ધોળી સમડીઓ બપોરે બાર વાગે પૂજારી પાસેથી અન્ન જમી જાય છે એમ કહેવાય છે.* એની પાસે ત્રણ ટેકરીઓ છે તેને વેદગિરિ કહે છે. કાશી

* એ બે પક્ષીઓ બે ઋષિભાઇઓ છે એમ દંતકથા છે.

દક્ષિણમાં કાંચીરૂપે આવી, ગંગા કાવેરી રૂપે આવી, તેમ વેદો આ ટેકરીઓ રૂપે આવ્યા એમ કહેવાય છે. દક્ષિણમાં આવી વેદોને પાષાણના ટેકરા બનવું પડ્યું એ વિચિત્રતા છે.

ત્યાંથી થોડા માઇલ દૂર મહાબલીપુર નામનું ગામ દરિયા કિનારે છે. ત્યાં દરિયા કિનારે એક પ્રાચીન ભવ્ય મંદિર છે. સ્થાન ઘણું રમણીય છે. મહાભારતની કેટલીક મૂર્તિઓ ખડકોમાં કોતરેલી છે. સાતમી સદીમાં બંધાયલા પાંડવોના રથ કહેવાતાં પાંચ મંદિરો છે. અહીંનું મૂર્તિઓનું કામ કાંઇક ઠીક છે. આ જગ્યા સાત પેગોડાને નામે વિખ્યાત છે.

કોન્જીવરંથી પાછા ફરતાં રસ્તામાં તીરૂવેલ્લૂર નામના ગામની પાસે ભગવાન ભાષ્યકાર રામાનુજાચાર્યનો જન્મ થયો હતો. એ દૃષ્ટિએ એ સ્થાન મહત્ત્વનું છે.

આ સિવાય મદ્રાસની આસપાસ બીજાં કેટલાંક સ્થળો છે પણ તે બહુ અગત્યનાં નથી. આ બધું સાથે લેતાં મદ્રાસનું મહત્ત્વ કોઇ રીતે ઓછું નથી.

આ મદ્રાસમાં પશ્ચિમ તરફ પુનમલ્લી હાઇ રોડમાં આગળ વધતાં કીલ્પૉક નામના લત્તાની પાસે સ્પરટેન્ક રોડ ઉપર, રામેશ્વર જતી રેલ્વેની સડકની ડાબી બાજુ હિંદી રાષ્ટ્રીય મહાસભાની ૪૨ મી બેઠક આ વર્ષે છે. મહાસભાનું કામકાજ સંપૂર્ણ ઉત્સાહથી ચાલી રહ્યું છે. ગૂજરાતીઓએ પણ અહીંના એમના વસવાટને શોભાવ્યો છે. ગૂજરાતી સ્વયંસેવક મંડળ તરફથી સુમારે સો સ્વયંસેવકો મહાસભામાં કામ કરવા જોડાયા છે. સાડાપાંચ લાખની વસ્તીમાં ત્રણ હજાર ગુજરાતીઓમાં આ કાર્ય ઉત્તમ જ કહેવાય. સ્વાગત સમિતિમાં પણ ગૂજરાતીઓનો ભાગ પ્રમાણમાં ઠીક છે. કોકોનાડા મહાસભાની પેઠે આ વખતે પણ અત્રેના ગૂજરાતીઓએ ગૂજરાતી મહેમાનો માટે પચીયાપા કૉલેજમાં ખાવા પીવા રહેવાની સગવડ કરી છે અને તેનું ખર્ચ એક ગૂજરાતી ગૃહસ્થે આપ્યું છે. વોલંટીયરોના પોશાક પણ ગૂજરાતી ભાઇઓએ ફંડ કરી પુરા પાડ્યા છે. મદ્રાસની મહાસભાના કાર્યમાં મદ્રાસના ગૂજરાતીઓની આ પ્રવૃત્તિઓ ગૂજરાતને ગૌરવ પમાડે એવી છે.

મદ્રાસ
૨૪-૧૨-૨૭

રત્નમણિરાવ ભીમરાવ

# સ્વૈર વિહાર

## ખરાબ કરવાની કળા

કોઇ કહેશે કે ખરાબ કરવાની કળા ઉપર લખવાનું શું પ્રયોજન? ખરાબ કરવાથી શો ફાયદો થવાનો હતો? આવા લેખનો ઉપયોગ શો?

હું કહું છું આવા સવાલો કરનારે આ લેખ વાંચવો જ નહિ. કારણ કે આ લેખ સમજવાને તે અધિકારી નથી. કલા વિશે સીધા સાદા અભિપ્રાયો પણ એ 'પ્રશ્નક' જાણતો નથી. (મને પણ એક નવો શબ્દ બનાવવાનું માન મળી ચૂક્યું!) કેટલી વાર કહીએ કે ભાઇ કલાનું પ્રયોજન કલાથી ભિન્ન હોઇ શકતું નથી, કલાને ફાયદાથી માપવાની નથી, કલાનો ઉપયોગ ન હોઇ શકે. છતાં જે ન સમજે तान् प्रति नैपं यत्नः।

અને એક બીજી રીતે વિચારતાં ખરાબ કરવું એ જ જગતનું રહસ્ય છે. જગતમાં મોટાં થતું એમાં જ કૃતકૃત્યતા રહેલી છે એમાં તો કોઇથી ના પડાય એમ નથી. હમણાં જ આપણા એક સાક્ષરે તે સિદ્ધ કર્યું છે. મોટા થતું એટલે બીજી ચીજો અને વ્યક્તિઓ ઉપર સ્વામિત્વ મેળવવું. અને સ્વામિત્વ એટલે ખરાબ કરવાનો હક. મારું છોકરું હોય તેને સારું ખવરાવવાનો ગમે તેને હક છે, મારગનો જનારો પણ તેને સારું આપી શકે, પણ ખરાબ ખવરાવીને માંદો પાડવાનો માત્ર મને જ હક છે. મારા છોકરાને કાંઇ પણ સારું શીખવવાનો ગમે તેને હક છે પણ ખરાબ શીખવવાનો, મારામાં જેટલા દુર્ગુણો હોય તેટલા બધા શીખવવાનો, તેને જગતને માટે નિરુપયોગી બનાવવાનો મને એકલાને જ હક છે. બૈરી હોય, તો તેને સારી રીતે બોલાવવાનો ગમે તેને હક છે, પણ તેને ગાળ દઇને બોલાવવાનો, તેને લાકડી મારવાનો માત્ર તેના સ્વામીને જ હક છે. મારાં કપડાં ધોઈ આપવાનો ગમે તેને હક છે, અરે મારું ઘર કોઈ સાફ કરી આપે, કપડાં કોઈ ધોઈ આપે, વાસણ કોઈ માંજી આપે તો એને સેવાનું કેટલું પુણ્ય મળે!—પણ મારાં કપડાં ગંદાં કરવાનો, વાસણ ચીડાઇને અફાળીને ભાંગી નાંખવાનો માત્ર મને જ હક છે. ડાહ્યાં માબાપો, બચ્ચાં બહારની બદી ન શીખી જાય પણ પોતાની જ બધી બદીઓ શીખે એટલા માટે છોકરાંને ઘર બહાર જવા દેતાં નથી, અને ડાહ્યા સ્વામીઓ પત્નીને છૂટી મૂકતા નથી. સ્વામિત્વનું ખરું રહસ્ય જ ખરાબ કરવામાં રહેલું છે.

અને આ બાબત જો કે ફિલસુફીમાં હું પહેલી જ વાર આ લખું છું પણ લોકવ્યવહાર, જે ફિલસુફી કરતાં હમેશાં વધારે આગળ ગયેલો હોય છે, તેમાં સ્વીકારાઈ છે. "ધણીનો બળદ કોશે નાથે કે કોહાડે નાથે તેમાં કોઈને શું?" એ કહેવત એ જ બાબત સિદ્ધ કરી આપે છે. બીજી એક લોકડહાપણની વાર્તામાં આ જ સ્વીકારાયું છે.

"કેમ મિયાં સાહેબ, આ લડકા તમારા હે?"

"સાલા મેરા નહિ તો ક્યા તેરા હે?"

"નહિ નહિ, મિયાં સાબ, આપકા આપકા. શિયાળામાં અચ્છી તરહસે ખુબ સાલમપાક ખિલાઓ."

"મે ચાહુંગા તો સાલમપાક ખિલાઉંગા, નહિતર માર મારકે સાલાકી ડૂંસ કાઢુંગા ઇસમે તેરા કયા?"

આ સંવાદ આટલો જ હશે કે કદાચ થોડોક વધારે ચાલ્યો હશે પણ બહુ લાંબો ચાલી શકે તેમ નથી એ તો દરેક વાંચનાર સમજી ગયો હશે. જ્યાં સત્ય તરત જ સીધે-સીધું આવી જાય છે ત્યાં સંવાદને લાંબો કરવાની જરૂર રહેતી નથી.

આ સત્ય નહિ સમજવાથી કેટલાક માણસો બહુ અધીરા થઈ જાય છે. આ સત્ય જો બરાબર સમજાય તો કોઇ પણ સુધારક નકામી સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો ન કરે, કોઈ પણ મૉન્ટેસોરી નકામાં કેળવણીનાં ટાહેલાં ન લખે. આ આખી બોલ્શેવિક હીલચાલ આ સત્ય નહિ સમજવાથી થયેલી અધીરાઈનું પરિણામ છે. અને આપણા દેશમાં પણ આવી વાતો કરનારા માણસો પાકવા લાગ્યા છે! 'આ શેઠને મિલ ચલાવતાં નથી આવડતી, તેથી માલ સારો વેચાતો નથી, બહારની હરીફાઇમાં આપણે ઊભા રહી શકતા નથી, મિલના વહીવટમાં કઈંક ગોટાળા ચાલે છે.' 'પણ ભાઇ એ મિલ તો એની છે. એ એનું એમ નહિ કરે, તો બીજો કોણ કરશે?' આ જ માનસ રાજકારણમાં પણ છે. 'દારૂથી દેશ પાયમાલ થઈ જાય છે, સ્વભાષા દ્વારા કેળવણી ન અપાવાથી હિંદની પ્રગતિ થઈ શકતી નથી'......'પણ ભાઈ 'ધણીનો કોઈ ધણી છે?!' અંગ્રેજ સરકાર દેશનો ધણી છે તે તેની મરજીમાં આવે તેમ કરે તેમાં તમે શેના અધીરા થઈ જાઓ છો?' બાળક આ બરાબર સમજે છે. રમકડાથી રમીને છેવટે તેને ભાંગી નાંખે છે ત્યારે જ તે પરનું સ્વામિત્વ તે અનુભવી શકે છે.

હવે ખરાબ કરવાની કળા એ જ જીવનનું રહસ્ય છે એમાં તો કોઈને શંકા નહિ જ રહી હોય.

જીવનના જુદા જુદા પ્રદેશોમાં આ કલા જુદી જુદી રીતે પ્રગટ થાય છે. દાખલા તરીકે ધારો કે તમે એક સુંદર ઘર ભાડે રાખ્યું. કોઈ જગાએ ડાઘો ડૂઘી કરું નથી. હવે તેની ભીંત ખરાબ કરવા માટે તમે તેને ધોળાવો નહિ તો તેથી પણ ભીંત ખરાબ થાય પણ તેમાં તમારી કળા નથી. તેમ જ કોલસાથી ભીંત કાળી કરો પણ તેમાં કલાની સાહજિકતા નથી. એ તો તમે જાણી જોઈને કર્યું. એમ નહિ. પણ ધારો કે તમે જમીને હીંચકા ઉપર બેઠા છો, શેઠાણીએ પાન કરી આપ્યું છે, અને તમે પાનની લિજ્જતમાં દિવાલ ઉપર પિચકારી મારો તેમાં કલા છે. તે તમારા મુખનું સ્વાભાવિક ઉચ્ચારણ છે અને તેથી પાછી દિવાલ ખરાબ થાય છે. એ જ રીતે રસ્તા, ગાડીઓ, રેલવેના ડબા વગેરે ઘણું ખરાબ કરી શકાય.

એક બીજો દાખલો એક અંગ્રેજ મુસાફરે નોંધેલો તે લઉં છું. પારકો દાખલો લેવામાં મારી નવીનતા કદાચ ઓછી થતી હશે પણ આપણા દેશની નવીનતા તેમાં જરા પણ ઘટતી નથી. ધારો કે એ અંગ્રેજ કોઈ દરબાર સાથે સારી રૉલ્સરૉય મૉટરમાં મુસાફરી કરે છે. દરબાર છે, અને તેના કેટલાક મરજીદાનો કે એ. ડી. સી.ઓ હાંકનારની સાથે બેઠા છે, તેમના રંગબેરંગી ફેંટા હવામાં ફરફર ઊડે છે અને હિંદની અદ્‌ભૂત રંગસમૃદ્ધિ ખડી કરે છે.—

એક સૂચના જરા કરું. કેટલાક રાજભક્તો પોતાની રાજભક્તિ બતાવવા જુલ્મ પર યુનિયન જૅક ટાંકણીએ લગાવે છે, કેટલાક છાતીએ ચાંદની પેઠે લગાવે છે કે લટકાવે છે, કેટલાક મોટરના કે સાઇકલના આગલા ભાગમાં ફરફરનો બેસે છે ત્યારે રાજ

મહારાજાઓ પોતાના માણસોના ફેંટાના છૂટા ઉડતા છેડામાં યૂનિયન જૅક છપાવે તો કેવું ? રાજભક્તિનું ચિહ્ન તો માથા પર જ શોભે ! અને વળી વાવટાની માફક આ તો ફરફરે !— હવે એ ફેંટા હવામાં ઉડતા હોય અને શિયાળાનો સવારનો પહોર હોય, અને આગળ બેસનારને શરદી લાગવાથી નાક છીંકવું હોય તો તેણે રૂમાલને બદલે નાક લૂછવાને એ ઉડતા છેડાનો જ ઉપયોગ કરી લેવાનો ! આ પણ ખરાબ કરવાની કલા નથી શું ?

તમને લાગશે કે નાક છીંકવાની બાબત કળામાં લખાય નહિ. ખોટું ! એ તમને માત્ર અંગ્રેજી સાહિત્ય વાંચવાથી ભ્રમ થયો છે. રશિયન નૉવેલો, વાર્તાઓ વાંચો. જુઓ કે દરેક પાત્રના વર્ણનમાં તે નાક કેમ છીંકતો તે વાત પણ આવે છે કે નહિ ? રશિયા આપણા હિંદને વધારે મળતો છે, એ લગભગ પૂર્વનો દેશ છે.

એ જ કલાકીય* રીતે સ્ત્રીઓ પોતાને માટે કે પોતાનાં બાળકોને માટે સાડલાના છેડાનો અને સામાન્ય પુરુષો અંગરખાની કે પહેરણની ચાળનો, કોટની બાંયનો કે ધોતિયાનો ઉપયોગ કરી શકે.

જાજરૂ જેવી અપવિત્ર જગાને પણ ખરાબ કરી શકાય. ખરી રીતે તો અપવિત્ર વસ્તુ પણ ચોખ્ખી હોઈ શકે. પણ પવિત્રતા અને અપવિત્રતાના વિચારો, મૂળ ધર્મના કે વહેમના નથી પણ માત્ર સ્વચ્છતાના સિદ્ધાન્ત ઉપરથી હિન્દુધર્મે તે સ્વીકાર્યા છે એવું શાસ્ત્રીય વિધાન સિદ્ધ કરવા આપણે જાજરૂ ગંદું પણ રાખીએ છીએ. અને તે બહુ સહેલી રીતે થઈ શકે છે. કારણ કે સાફ કરવા ભંગીને અંદર પેસવા દઇએ તો જાજરૂ વધારે અપવિત્ર બને, અને આપણે જાતે સાફ કરીએ તો આપણે વધારે અપવિત્ર બનીએ માટે આપણે જાજરૂને સાફ કરતા જ નથી, એટલે તે અનેક રીતે ગંદું થાય છે. આ જ અપવિત્રતાના વિચારથી જાજરૂ જવાનો લોટો પણ આપણે ગંદો રાખીએ છીએ. ગંદો રાખવાથી પવિત્રતા સાચવવામાં ઘણી સગવડ મળે છે. એક તો ગંદો લોટો બીજાં બધાં વાસણોથી એકદમ જુદો પડે છે એટલે ભૂલથી તે પવિત્ર કાર્યમાં વપરાવાનો સંભવ જ ન રહે. વળી તેને જાજરૂ પાસે કે જોડા પાસે રાખવો પડે અને તેની બરાબર સંભાળ રાખી ન શકાય; ચોર લઇને ચાલતો થાય તો પણ તેને અડીને લઈ ન લેવાય, માટે ચોરાય તો બહુ નુકશાન ન થાય એ અગમચેતીથી આપણો વપરાઇને કાણો થઇ ગયેલો લોટો એ માટે રાખીએ છીએ. તેથી તે પાણીથી ભરાય ત્યારે આપણા જૂના ઘટિકાયંત્ર પ્રમાણે સમયનું માપ કાઢવાના કામમાં પણ આવે. તેનાં કેટલાંક કાણાં ઉપર મળી ચોટાડેલી હોય છે તે તેના ઉપયોગની જાહેરાત જેવી દેખાય છે.

આવી રીતે પવિત્રતાના વિચારોથી ખરાબ કરવાથી કલામાં એક પ્રકારની ભવ્યતા આવે છે. હજારો વર્ષના પવિત્રતા સંબંધી જે આપણા સનાતન વિચારો તે વડે આપણે જે રીતે જાજરૂ ખરાબ કરીએ છીએ તેની આગળ બીડીનાં ખોખાં નાંખીને તે ખરાબ કરવાની આધુનિક કળા તો કાંઇ વિસાતમાં નથી. એક સનાતન ધર્મી કવિએ નકામો ખેદ કર્યો છે કેઃ

પાયખાનામાં બીડીઓ ફૂંકે,
પાન ચાવતાં ચાવતાં થૂંકે;

---

* પરકીય, રાજકીય, સ્થાપત્યકીય, સાહિત્યકીય, તેમ કલાકીય.

રીતભાતને માળવે મૂંકે,
રે હાય હાયરે હિંદુપણું જાય હાલ્યું.

પણ જાજરૂ એ બીજી રીતે વિચારભુવન પણ છે. ઘણા માણસોને કહેતાં સાંભળીએ છીએ કે તેમને સારામાં સારા વિચારો જાજરૂમાં આવે છે. એક અસીલે પોતાના વકીલને ખાસ જાજરૂમાં પોતાના કેસ વિશે વિચાર કરવાનું કહેલું. જાજરૂ આવી રીતે પ્રેરણા-પોષક હોવાથી ઘણા માણસો જાજરૂમાં ઈશ્વરસ્તુતિ લખે છે, ઘણા ચિત્રો કાઢે છે, ઘણા લાંબાં લાંબાં ભાષણો લખે છે અને પછી એકના જવાબમાં બીજો લખે છે એમ ભીંત ઉપર તુમારો ચાલે છે. અલબત ખરાબ કરવાની આ રીત જ્યાં જાજરૂમાં પ્રકાશ પડતો હોય ત્યાં જ શક્ય છે, અને જાજરૂમાં એટલો પ્રકાશ ઘણીવાર નથી હોતો. તેનો ખાસ ફાયદો એ છે કે આ જાજરૂ છે અને તે અપવિત્ર છે તે ઉપરાંત ત્યાંની ગંદકીની આપણને વિશેષ અસર નથી થતી.

જેમ જાજરૂ જેવી અપવિત્ર વસ્તુને ખરાબ કરી શકાય છે એમ કેટલીક વસ્તુને પવિત્ર કરવા અથવા પવિત્ર રાખવા માટે પણ ખરાબ કરવી પડે છે. બ્રાહ્મણનું અબોટિયું એટલું બધું પવિત્ર છે કે તેને ચોખ્ખું રાખી શકાય જ નહિ. **ऊर्णा वातेन शुध्यति ।** ઊન માત્ર પવનથી શુદ્ધ થાય છે. ઊનમાં રેશમનો પણ સમાવેશ કરવો જોઇએ. હવે જે વસ્તુ માત્ર પવનથી શુદ્ધ થાય છે તેને જો પાણીથી ધોઈએ તો પછી વસ્તુનું માહાત્મ્ય ક્યાં રહ્યું! માટે મહારાજોનાં અબોટિયાં, સંધ્યા કરવાનાં વાસણ, ઠાકોરજીનાં સિંહાસનો, ઠાકોરજીની ગાદી, ઠાકોરજીને નવરાવીને કોરા કરવાનો અંગૂછો, બધાં પવિત્રતાના કારણે ગંદાં જ રહેવાં જોઈએ. જનોઈ પણ તે જ કારણે ગંદી રહેવી જોઇએ. શું તેને ગળા બહાર કાઢીને સાબુથી ધોવાય એમ છે? ગળા બહાર જનોઈ કાઢો પછી તમારાથી કશી ક્રિયા જ ન થાય, કશી ક્રિયા ન થાય તો ધોઇ પણ કેમ શકાય? માટે જનોઇ પવિત્રતાને કારણે ગંદી રહે છે.

પણ પવિત્રતા આખા જીવનને અસર કરે છે એવું પણ એક જગાએ મેં જોયું છે. મ્યુનિસિપાલિટીમાંથી પાણી કદાચ ચોખ્ખું મળતું હોય તે કબુલ કરીએ. ચોખ્ખું એટલે હાલના સાયન્સની દૃષ્ટિએ ચોખ્ખું. તે ફિલ્ટર કરેલું હોય, અંદર દવા નાંખીને સાફ કરેલું હોય વગેરે. પણ તે પવિત્ર તો જ્યારે ગળણે ગળાય ત્યારે જ બને. અને કેટલાક માણસો પીવામાં તેમ જ નાહવામાં તેમ જ ઢોળવામાં પણ પવિત્ર પાણી જ વાપરે છે. મારા પાડોશી જૈન છે. તેમના પિતાએ ઘર ચણાવ્યું ત્યારે ચણવામાં પણ ગળેલું પાણી વાપરેલું. એટલે પાણીને ગળવું તો જોઈએ. અને પાણી ગળવાને આપણી બુદ્ધિએ એક બહુ વિચિત્ર ઉપાય શોધી કાઢ્યો છે. એક કપડું લઈને નળને જ વીંટી દેવું! ગોળામાં ગળવાને તો કપડું જરા મોટું જોઈએ પણ આ નળને મોઢે તો નાનામાં નાનું ચીંથરૂં ચાલે. ઘણાં માણસોને ઘેર તો મેં નળરાજા શું ગળાઇ જાય એટલો કપડાનો ડૂચો જોયો છે. પછી એ ડૂચો કદી ધોવો પડતો નથી. કારણ કે તેમાં અંદરનો કચરો કદી બહાર આવી શકતો નથી. અને બહાર તો કચરો ચોંટવાનો સંભવ નથી. એટલે જરા પણ મહેનત કર્યા વિના હમેશાં પાણી ગળાઈને જ આવવાને માટે આ સારામાં સારો ઉપાય છે.

હવે જરા ખરાબ કરવાની કલા જીવનના એક બીજા પ્રદેશમાં જોઇએ. તેમાં મુખ્ય ગને ચોપડી બગાડવાની કળા લાગે છે. ચોપડી ક્યાં સુધી વાંચી તેની નિશાની રાખવા પાનું ખૂણા પર વાળવું એ સહેલામાં સહેલી યુક્તિ છે. તેથી મહેતાજીઓનાં પાઠ્ય પુસ્તકોનાં એટલાં બધાં પાનાં વાળેલાં હોય છે કે પછી નવી નિશાની કરવા નવો ખૂણો વાળવો પડે

છે. અને પાનું ચોખંડું હોવા છતાં તેને વાળી શકાય તેના ખૂણા બે જ હોય છે તેથી ખૂણા ખૂટી જાય છે, ફાટવા માંડે છે. પણ તે કરતાં વધારે સફળ રીત, નિશાની તરીકે પેનસિલ કે હોલ્ડર મૂકવાની છે. મોટી ચોપડીમાં અંદર પેનસિલ મૂકાય પછી તેના પર ભાર આવવાથી ચોપડીની બાંધણી ફાટવા માંડે છે અને થોડા વખતમાં કર્તાએ ન ધાર્યા હોય તેવા તેના વિભાગો પડી જાય છે. આ ઉપરથી મને એક બીજી રીત યાદ આવે છે. મારા એક મિત્રને બી. એ. થયા પછી ૧૪ વરસે સરસ્વતીચંદ્ર વાંચવાની મરજી થઈ. તેનો પહેલો ભાગ પોતાની પાસે હતો તે વાંચ્યો. બીજો ભાગ ખાસ 'સ્ત્રીયોપયોગી' હોવાથી પોતે મગાવ્યો.--શાલોપયોગી, બાલોપયોગી, વ્યવહારોપયોગી તેમ સ્ત્રીયોપયોગી પણ શબ્દ થાય—અને સ્ત્રીઓ માટે પહેરવેષ જુદો છે, તેમનું સંગીત ગરબી રાસ વગેરે જુદું જ છે તેમ આપણે ત્યાં તેમને માટે સાહિત્ય પણ જુદું રાખીએ છીએ. જેમ કેટલીક પુસ્તક પ્રકાશન કંપનીઓ હિંદ અને સંસ્થાનો માટે જુદી આવૃત્તિઓ કાઢે છે તેમ આપણે સ્ત્રીઓ માટે જુદું જ સાહિત્ય કાઢીએ છીએ. અસ્તુ. એ ભાઈ સરસ્વતીચંદ્રના બે ભાગો વાંચ્યા પછી ત્રીજો લઈ ગયા અને અંદરનો વાર્તાનો ભાગ વાંચી પાછો આપી ગયા. અને પછી ચોથો લઈ ગયા. હવે સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ જ્યારે છપાયો ત્યારે તેના વિદ્વાન કર્તાને પુસ્તકોના પદ્મિની હસ્તિની વગેરે પ્રકારો થઈ શકે છે તે વાતની ખબર નહિ. કૌમુદીકારે આ ભાગ પાડવાની નવીન યોજના શરૂ કરેલી, પણ પોતે જ તે યોજનાનો ધીમે ધીમે ક્ષય કરી નાશ કર્યો. પ્રથમ પદ્મિની લખવાને બદલે માત્ર પ. લખ્યો અને પછી આખી પ્રથા જ છોડી દીધી! હવે આ ઉપયોગી વિભાગોની એ વિદ્વાન કર્તાને ખબર નહિ હોવાથી ચોથો ભાગ ઘણો જાડો થઈ ગયો છે. કોણ જાણે એ હસ્તિની વિભાગમાં કદાચ ખપે. તેની લંબાઈ કરતાં જાડાઈ જરાક જ ઓછી છે. હવે મારા મિત્રને આરામ ખુરસીએ બેસીને વાંચવાની ટેવ અને તેમણે મુખ્યત્વે રેનોલ્ડઝનાં નોવેલો વાંચેલાં તે એક હાથમાં પુસ્તક ઝાલી, પાનું વંચાતું જાય તેમ તેમ ફેરવીને પાછળ લઈ જવાનો તેમનો રિવાજ. તેમણે એ જ પ્રયોગ આ ચોથા ભાગ પર કર્યો. તમે સમજી શકશો કે શું થયું હશે. પ્રથમ પીઠ ફાટી ગઈ. અને પછી ચામડી ઉતાર્યા પછી જેમ શરીરની કાપકૂપ થઈ શકે તેમ થોકડીઓ જુદી જુદી થઈ ગઈ. પછી એ મિત્ર થોકડીઓ જ લઈ લઈને વાંચી નાંખી અને બહુ માગી ત્યારે કબુતર મારી નાંખ્યા જેવી વીંખાઈ ગયેલી મને પાછી આપી.

એક બીજો પણ આવો જ દાખલો યાદ આવે છે. મારા એક મિત્રનું કોઈ પુસ્તક ખોવાયેલું. ઘણું શોધે પણ જડે નહિ. પછી એકવાર કોઈ બીજા મિત્રને ત્યાં અમે બન્ને મળવા ગયેલા. ત્યાં તેનો નોકર એક ચોપડી લઈ કબાટમાં મૂકતો હતો. મારા મિત્રે તરત બૂમ પાડી કહ્યું કે: "એ મારી ચોપડી છે." હવે તે પુસ્તકનું નામ ઠામ કશું દેખાતું નહોતું. મેં કહ્યું: "તમે કેમ જાણ્યું?" તેમણે કહ્યું: "તેનું પૂંઠું જુઓ. મારે ઘેર દરેક ચોપડીના પૂંઠા ઉપર ન્હાના કપ મૂકયાનાં દસ બાર કૂંડાળાં હોય જ છે. એ મારી જ ચોપડી છે." પણ એ ચોપડી ઉઘાડી જોઇ તો તેમની નહોતી. એ તો અમે બેઠા હતા તે ઘરધણીની જ હતી. ત્યારે મને ખબર પડી કે ચોપડી ખરાબ કરવાની આ પણ એક અદ્ભુત કળા છે!

કલાકારો બે પ્રકારના હોય છે. કેટલાક કલા કરે છે ત્યારે બેદરકાર જેવા દેખાય છે. આધુનિક કલાનું એ ખાસ લક્ષણ છે. પ્રશંસાના અર્થમાં બેદરકાર શબ્દ સાહિત્યમાં હમણાં હમણાં જ આવવા લાગ્યો. તે પહેલાં તો તે અવગુણ ગણાતો હતો. ઉપર જણાવ્યા તે કલાકારો પહેલા વર્ગમાં આવે. પણ બીજાથી પણ ચોપડી ખરાબ થઈ શકે છે. બેમાં કયા વધારે સારા તે હું હજી નક્કી કરી શક્યો નથી.

બહુ સંભાળીને વાંચવાથી પુસ્તકો અદ્‌ભુત રીતે બગડે છે. આવા વાંચકોનો ઓછોવત્તો દરેકને અનુભવ હશે. પણ મારે આવા એક મહા વાંચકનો અનુભવ થયેલો. તેઓ મારી સાથે કૉલેજમાં ભણતા હતા અને કૉલેજની પરીક્ષાઓનો તેમને ઘણો જ અનુભવ થઈ ગયેલો. તેઓ પાંચ સાત જાતની પેનસિલો રાખતા. સાધારણ અગત્યનું હોય તેને અમુક રંગથી નિશાની કરતા, તેથી વધારેને માટે બીજો રંગ, તેથી વધારે માટે ત્રીજો રંગ એમ અગત્યની જુદી જુદી કોટિઓ માટે તેમણે પાંચ સાત રંગો નક્કી કરેલા. પછી પરીક્ષા પહેલાં એક માસ હોય ત્યારે પહેલા રંગનું વાંચવું, પછી પંદર દિવસે બીજા રંગનું...અને છેક છેલ્લે દિવસે તો સૌથી વધારે અગત્યદર્શક રંગની નિશાનીઓ વાંચી જવી. નિશાનીઓ પણ આડી ઊભી બન્ને કરતા. વળી માર્જિનમાં N. B., Imp., Very Imp. Most Imp ?* વગેરે લખતા તે ઉપરાંત L. B. H. લખતા. આ છેલ્લી 'લાઘવી' તો ડિક્શનરીમાં પણ કદાચ ન મળે માટે કહું છું કે તેનો અર્થ learn by heart એટલે કે 'ગોખી મારો' એવો થાય છે. તે ઉપરાંત બે લીટીઓ વચ્ચે અને માર્જિનમાં શબ્દોના અર્થો કે પ્રોફેસરોએ કહેલું લખી લેતા. ટૂંકમાં ચોપડીના પાનામાં ક્યાંય પણ કોરી જગા રહેવા ન દેતા. એમણે વાંચેલી ચોપડી પછી કોઈ ન વાંચી શકતું. હું માનું છું તેઓ પોતે પણ નહોતા વાંચી શકતા.

પહેલાં મેં કહ્યું કે ખરાબ કરવાનો હક સ્વામિત્વમાં રહેલો છે. પણ ચોપડીઓ સંબંધી એવું નથી. ચોપડી તો ગમે તેની હોય પણ ખરાબ કરી શકાય. અરે ચોરી પણ કરી શકાય, અંદરનાં પાનાં કે ચિત્રો ફાડીને લઈ શકાય. કહેવત છે કે 'પાળે તેનો ધરમ અને ચોરે તેની ચોપડી.' અને તેથી ચોપડીઓ ખરાબ કરવાની કળા ઘણી જ વિકાસ પામી છે.

હવે કેટલાક બહુ ધ્યાનપૂર્વક વાંચનારા અને સ્વતંત્ર વિચાર કરનારા ગમે તેની ચોપડી હોય તેમાં પોતાના વિચારો માર્જિનમાં લખે છે. તેથી તેમના પછી વાંચનારાને તે વિચારો વાંચવા હોય કે ન હોય તો પણ વાંચવા પડે છે. આનો એક દાખલો મને હમેશ યાદ રહેશે. મારા એક મિત્ર કોઈ નવલકથા લાઇબ્રેરીમાંથી લઈને વાંચતા હતા અને હું જઈ ચડ્યો. તેમાં અમુક જગાએ કોઈ વાંચનારે લખેલું કે 'વાર્તાકાર ગધેડો છે.' તેની નીચે પાછળના વાંચનારે લખેલું કે 'આ લખનાર ગધેડો છે.' વાક્ય દ્વિઅર્થી છે પણ તેમાં ગંમત પડે તેમ છે. મારો મિત્ર લખવા જતો હતો કે 'બન્ને ગધેડા છે' પણ મેં ના પાડી અને તેને સમજાવ્યો કે આમ કરવાથી માણસની સંખ્યા ઘટતી જશે અને જગતમાં ગધેડાની સંખ્યા વધતી જશે. એ મિત્ર મારું માની ગયો અને 'એ વાત એટલેથી રહી.' પણ ચોપડી ખરાબ કરવાની આ પણ એક મજાહર કળા છે.

* ધ્યાનમાં રાખો, અગત્યનું, બહુ અગત્યનું, ઘણીજ અગત્યનું.

ખરાબ કરવાની કળામાં સૌથી અદ્‌ભુત મોઢું બગાડવાની કળા છે. જેમ નવલકથા લખવાની કલા, કલા છે તે ઉપરાંત પૈસાની પ્રાપ્તિ પણ કરાવે છે તેમ આ કલાથી પૈસો પણ મળે છે. અમેરિકામાં થોડાં વરસ ઉપર સૌથી કદરૂપી બાઈને એક ઇનામ મળેલું હતું. અને આ કલા આપણે ધારીએ તે કરતાં વધારે વપરાય છે. કેટલીક કલા જેમ અજ્ઞાત હોય છે તેમ આના કલાકારો હજી આ વાત જાણતા નથી.

ધારો કે કોઈનું મોઢું સારૂં છે. અથવા છેવટ ખરાબ તો નથી જ. પણ તે તેને બગાડી શકે છે. એક બહુ જ સારી યુક્તિ એ છે કે કોઈપણ વસ્તુ જોવી હોય ત્યારે આંખો બંધ કરવી અને મોં પહોળું કરવું. કેમ જાણે મોંથી જ જોતા હોઈએ. થોડી વાર એમ કરશો એટલે એ ટેવ પડી જશે, નજીકમાં નજીક ચીજ કે દૂરમાં દૂર ચીજ જોવાને પણ આવો ચહેરો કરવો પડશે, તેથી કરચલીઓ અને મોંના સ્નાયુઓ એવી રીતે ગોઠવાશે કે પછી મોં એવું જ રહ્યા કરશે. અહીં મોં શબ્દ જરા સમજીને વાંચશો. મોં એટલે ખાવાનું અને બોલવાનું કાણું એ અર્થ પણ ખરો, અને ચહેરો એ અર્થ પણ ખરો; જ્યાં જે હોય ત્યાં તે યથાયોગ્ય સમજી લેવાનો.

હોશિયારીથી પણ મોઢું બગડે છે. એક માણસ સાથે વાત કરતાં કરતાં તમે તેને હોશિયારીમાં કેવો બનાવો છો તે સૂચવવા પડખે ઊભેલા બીજા કોઈ માણસ તરફ મિત્ર ભાવે જોતા જાઓ, એક ગાલ ઊંચો કરીને અને તે બાજુની આંખના ઉપલા પોપચાને નીચે કરીને જરા જરા આંખ ઝીણી કરતા જાઓ, થોડા જ દિવસોમાં, કાંઈ પણ કારણ સિવાય, સ્નાયુઓ એમ જ હાલવા માંડશે, આંખ ઝીણી થવા લાગશે અને પછી ઊંઘમાં પણ મોઢું વાંકું અને આંખ ઝીણી રહ્યા કરશે.

અતિશય લાગણીથી પણ મોઢું બગડે છે. કોઈ કહે કે 'બારેજડી ગાડી ૨॥ વાગે પહોંચશે,' અને તે જ વખતે તમને જો ઘણી જ લાગણી થઈ જાય, તમે તો આ ટ્રેનમાં અને આ રસ્તે આવતાં જતાં ઘરડા થઈ ગયા, આ આજ કાલનો માણસ તમારાથી મતભેદ કરી જુદો વખત બતાવે છે, લોકોને કાંઈ અક્કલ નથી, દુનિયામાં સાચું કહેનારને કોઈ માનતું નથી, એનાં કર્યાં એ ભોગવે એમાં આપણે શું, એટલી બધી લાગણી તમને થઈ આવે, તેથી જીંદગીનો કંટાળો આવે, તમે નિરાશ થઈ માથા પર હાથ ફેરવવા માંડો, બન્ને આંખો ઝીણી કરી નાંખો, કૂતરાં એક બીજા પાસે મોઢું લાવીને અહિંસાથી લડતી વખતે નાક ઉપર કરચલી ચઢાવી દે, તેમ તમે પણ નાક પર કરચલી ચઢાવી દો, તો પછી દુકાનનું પાટિયું દેખી, કે માખી દેખીને પણ તમને લાગણીઓ થઈ આવવાની, અને થોડા માસમાં કે દિવસમાં આખું મોઢું એવું જ થઈ જવાનું.

આ કલા ઘણી વિસ્તરેલી છે પણ રેખાચિત્રો સિવાય તે સ્ફુટ કરી શકાય તેમ નથી માટે બરાબર મોઢાં ચીતરી આપનાર કોઇ સ્વૈરવિહારી ચિતારો મળે ત્યાં સુધીને માટે આ વિભાગ મુલતવી રાખવો પડશે.

'સ્વૈરવિહારી'

# જ્ઞાનગોચરી

## હિંદનાં શહેરોમાં સ્ત્રી-પુરુષોનું પ્રમાણ

હિંદમાં હુન્નર ઉદ્યોગો અને તેને અંગે કારખાનાંઓ વધવા માંડયાં, ત્યારથી ગામડાંની વસ્તી મોટા શહેરો તરફ તણાવા લાગી. યુરોપમાંથી બીજાં યંત્રો આવ્યાં તેની સાથે સાથે ખેતીના ધંધાનાં યંત્રો આવ્યાં નહિ; અને બીજા ઉદ્યોગો નવી પદ્ધતિસર વ્યવસ્થિત ચાલવા લાગ્યા ત્યારે મૂડીને અભાવે ખેતીનો ધંધો પડી ભાંગવા માંડયો. ખેડુત વર્ષ દરમીઆન ૭ માસ ઘેર બેસી રહે છે, તે પણ આપણા સમસ્ત દેશને નુકશાન જ છે; આવી પરિસ્થિતિમાં પશ્ચિમમાંથી નવા આવેલા મૂડીના અર્થશાસ્ત્રને લઇને ગામડાનાં લોકો શહેરો તરફ આકર્ષાય એ સ્વાભાવિક છે. હિંદની વસ્તીના ૯૦ ટકાથી ઉપર ગામડાંઓમાં રહે છે; અને ગામડાના સ્વાતંત્ર છૂટનાં જીવન તજીને લોકો શહેરોનાં કારખાનાંઓમાં ઉભરાય એ અનિચ્છવાજોગ છે. શહેરની આવી પચરંગી પ્રજાને લઇને જે અત્યંત હાનિકારક પરિસ્થિતિ ઉભી થાય છે, તે વિશે કાનપૂર ડી. એ. વી. કોલેજના સમાજશાસ્ત્રના અધ્યાપક ડૉ. રાજ્યબહાદુર ગુપ્તા એમ. એ. પી. એચ. ડી. નો લેખ 'ઇન્ડીઅન ડેલી મેઇલ'માં પ્રસિદ્ધ થયો હતો. તેમાંથી જાણવાજોગ વિગતો અમે નીચે આપીએ છીએઃ—

૧૯૨૧ ના સેન્સસ પ્રમાણે ૧૦૦૦ પુરુષે માત્ર ૬૪૫ સ્ત્રીઓ-એવું પ્રમાણ હતું, અને તે પણ ઘટતું જાય છે; યુરોપમાં પુરુષો કરતાં સ્ત્રીઓનું પ્રમાણ વધારે છે, કારણ ત્યાં સ્ત્રીઓ કરતાં પુરુષોને જીવનની દોડમારીઓ વધારે સહન કરવી પડે છે.[1] હિંદમાં તેનાથી ઉલટું છે. પુત્રો માટે માબાપો ઝંખ્યા કરે છે; જ્યારે છોકરી અવતરે છે, તો તે મરી ન જાય તો પણ તેના તરફ એટલી બેદરકારી દેખાડવામાં આવે છે, કે તેનું આયુષ્ય ટુંકું જ થાય છે.

ગામડાંઓમાં સ્ત્રીઓ ખેડુતવર્ગની ખાસ મદદગાર હોય છે; ખુલ્લી હવાને લઇને તથા શારીરિક મહેનતને લઇને તેમનાં શરીર સારાં રહે છે, અને કૌટુંબિક જીવન તે લોકો ગુજારી શકે છે. પરંતુ શહેરમાં દસ કલાક-આખો દિવસ-કારખાનામાં ગોંધાઈ રહેવાથી તેમની તંદુરસ્તી બગડે છે; અને સાંજ પડયે પુરુષો હમેશાં ઘેર આવ્યા હોય તેમના જેટલાં જ તેઓ થાકેલાં હોવાથી, એક કુટુમ્બમાં સ્ત્રીઓનું જે સ્થાન હોવું જોઇએ તેમાંનું કશું મજુરોની ચાલીઓમાં હોતું નથી. અતિશય થાકને લીધે સ્ત્રી પોતાનાં બાળકોની સંભાળ રાખી શકતી નથી, સારું રાંધી શકતી નથી, અને પોતાના ધણીને પણ શાન્તિ આપી જીવનમાં ઉત્સાહ લાવી શકતી નથી. આથી એક અતિ કૃત્રિમ અને વિકૃત સ્થિતિ ઉત્પન્ન થાય છે.

---

૧. યુરોપમાં સ્ત્રીઓનું પ્રમાણ વધારે છે તેથી, તે લોકો આપણા કરતાં નીતિમાં ઉતરતા છે, એમ કહી આપણા લોકો ગમરૂર થાય છે; પણ આપણે ત્યાં સ્ત્રીઓનું પ્રમાણ ઓછું છે તેથી પણ પરિણામે અનીતિ અને સડો જ સમાજમાં પેદા થાય છે. હિંદમાં સ્વરાજ્ય હોત, અને કોઇ પ્રતિભાશાળી રાજ્યકર્તા પુરુષ તંત્ર ચલાવતો હોત, તો ચાર કે ૭ છોકરીઓનાં માબાપને રાજ્ય તરફથી માન કે ઇનામ મળે તેવો ધારો તેણે કર્યો હોત.

જુદા જુદા ઇલાકા કે ભાગોનાં શહેરોમાં સ્ત્રી પુરુષોનું પ્રમાણ નીચે પ્રમાણે છે:—

| | પુરુષો | સ્ત્રીઓ | | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|
| બિહાર-ઓરિસ્સા | ૧૦૨૯ | ૮૭૮ | બંગાળ | ૯૨૨ | ૬૧૨ |
| મદ્રાસ | ૧૦૨૮ | ૧૦૦૫ | આસામ | ૯૨૬ | ૭૫૩ |
| મધ્ય પ્રાંત અને બીરાર | ૧૦૦૨ | ૯૦૯ | મુંબઇ | ૯૧૨ | ૭૬૯ |
| મૈસુર | ૯૬૨ | ૯૧૪ | સંયુક્ત પ્રાંત | ૯૯૯ | ૮૨૬ |
| બર્મા | ૯૩૨ | ૬૬૨ | પંજાબ અને દિલ્હી | ૮૨૬ | ૭૧૪ |

સાધારણ માણસને વિચાર કરતાં એમ લાગે કે મ્યુનિસિપાલિટી, સેનીટેશન, પાણીની સગવડ તથા બીજા મોજશોખને લઇને ગામડાંનાં કુટુમ્બો[૨] શહેર તરફ વધારે પ્રમાણમાં આકર્ષાય; પરંતુ આંકડાઓ પરથી જુદું જ સત્ય ઉપર તરી આવે છે. શહેરમાં સ્ત્રીઓ કરતાં પુરુષોને કામધંધો વધારે પ્રમાણમાં મળે છે. સ્ત્રીઓને શહેરમાં લાવવાથી ખર્ચ વધારે થાય છે. સાધારણ કારકુન તથા શિક્ષકવર્ગને આ બાબતનો અનુભવ હોય છે. ગામડામાં જેટલું ખર્ચ આવે તેનાથી શહેરમાં દર કુટુમ્બે ખર્ચ વધારે આવે, અને તેથી હલકા પગારવાળા લોકો પોતાની જાત પર થોડું જ ખર્ચ કરીને બાકીના પૈસા પોતાને ગામ મોકલે છે, એ વાતથી બધા પરિચિત છે. નીચેના આંકડાઓ પરથી આ વાત સ્પષ્ટ થઇ આવશે.

| શહેરનું નામ | ૧૯૨૧ ના સેન્સસ પ્રમાણે ૧૦૦૦ પુરુષોમાં સ્ત્રીઓનું પ્રમાણ | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૯૦૮ | લાહોર | ૫૭૧ |
| નાગપુર | ૮૬૩ | મુંબઈ | ૫૨૪ |
| જબલપુર | ૭૬૬ | હાવરાહ | ૫૨૦ |
| દિલ્હી | ૫૭૨ | કલકત્તા | ૪૭૦ |
| અમદાવાદ | ૭૬૩ | રંગૂન | ૪૪૪ |
| કાનપુર | ૬૬૭ | ચાંદપૂર | ૪૨૧ |
| કરાંચી | ૬૨૬ | ટીટાગઢ | ૪૩૬ |

ઉપરનાં કેટલાંએક શહેરોમાં તો સ્ત્રીઓનું પ્રમાણ અત્યંત ઓછું છે, અને તેને અંગે તેવાં શહેરોમાં વેશ્યાઓનો ધંધો વધારે પ્રમાણમાં ચાલે તે નવાઇ જેવું નથી.

નીચેના આંકડાઓમાં નાનાં મોટાં શહેરની સરખામણી આપેલી છે.

દર હજાર પુરુષે સ્ત્રીઓનું પ્રમાણ.

| | ઇ. સ. ૧૮૭૨ | ૧૯૦૧ | ૧૯૨૧ |
|---|---|---|---|
| સમસ્ત બંગાળામાં | ૯૯૨ | ૯૬૦ | ૯૩૨ |
| જીલ્લાનું સાધારણ ગામ | ૯૪૭ | ૮૬૯ | ૮૧૬ |
| સાધારણ ઉદ્યોગના મથકવાળું ગામ | ૭૯૮ | ૬૦૫ | ૫૩૭ |
| કલકત્તા | ૫૫૨ | ૫૦૭ | ૪૦૭ |

ઉપરનાં પ્રમાણ વિશે વિચાર કરતાં પુખ્ત ઉમ્મરનાં સ્ત્રી-પુરુષોના પ્રમાણનો પણ વિચાર કરવો ઘટે છે. ૧૯૨૧ ના સેન્સસ પ્રમાણેના દર દસ હજારેના આંકડા નીચે પ્રમાણે છે:—

| | ૧૫ થી ૪૦ વર્ષના પુરુષો | ૧૫ થી ૪૦ વર્ષની સ્ત્રીઓ | તેમનું પ્રમાણ |
|---|---|---|---|
| સાધારણ ઉદ્યોગના મથકવાળું ગામ | ૫૯૨૫ | ૪૮૭૩ | ૧૧ પુરુષોએ ૪ સ્ત્રીઓ |
| કલકત્તા | ૫૭૫૮ | ૪૬૭૧ | ૮ પુરુષોએ ૩ સ્ત્રીઓ |

---

૨ કુટુમ્બ એટલે સ્ત્રી અને પુરુષ બન્ને.

સરખી ઉમ્મરનાં સ્ત્રી-પુરુષો વચ્ચેનું આ પ્રમાણ અતિ ભયંકર છે; અને બીજા પ્રાંતોમાં પણ આવી જ સ્થિતિ છે. ઉપરના ટેબલ પરથી માલુમ પડશે કે ૧૮૭૨ થી ૧૯૨૧ સુધીમાં સ્ત્રી-પુરુષોના પ્રમાણમાં જે ઘટાડો થયો છે, તે લગભગ બમણી ગતિથી આખા પ્રાંતમાં વધ્યે જાય છે, અને શહેરોમાં તેની ગતિ લગભગ ત્રણ ગણી છે. શહેરોમાં રહેતી પુરુષોની સંખ્યા વધતી જાય છે, જ્યારે સ્ત્રીઓની સંખ્યા ઘટતી જાય છે.

૧૯૨૧ માં મી. સીજવીકે મુંબઇ શહેરના જુદા જુદા લત્તાઓમાં સ્ત્રી-પુરુષના પ્રમાણના આંકડા કાઢયા હતા તે નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| અપરકોલાબા | ૩૩ ટકા સ્ત્રીઓ. | માંડવી | ૩૦ ટકા સ્ત્રીઓ |
| લોઅર „ | ૪૬ | ભૂલેશ્વર | ૪૬ |
| કોટ | ૧૯ | ગીરગામ | ૬૧ |
| એસપ્લેનેડ | ૩૪ | સેવરી | ૬૭ |
| ચકલા | ૩૯ | તાડદેવ | ૬૩ |
| માંડવી | ૫૦ | ચોપાટી | ૬૬ |
| સમસ્ત મુંબઇ | ૫૨.૪ | ખેતવાડી | ૬૨ |

આ આંકડાઓ પર કંઇ વિવેચન કરવાની જરૂર જ નથી. તેમાં વળી સ્ત્રી-પુરુષોના ઉમ્મર વાર પ્રમાણના આંકડાઓ જોતાં સ્પષ્ટ માલુમ પડી આવશે કે મુંબઇનું જીવન કેટલું વિકૃત છે.

| ઉમ્મર | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|
| ૧ દિવસથી ૧૫ વર્ષ | ૮૩ ટકા. | ૮૪ ટકા. સ્ત્રીઓનું પ્રમાણ. |
| ૧૫ વર્ષથી ૨૦ વર્ષ | ૫૫ | ૫૮ |
| ૨૦ „ ૪૦ „ | ૪૨.૩ | ૪૨ |
| ૪૦ „ ૪૫ „ | ૪૫ | ૪૨ |
| ૪૫ થી ઉપર | ૬૧ | ૬૦.૩ |
| તમામ ઉમ્મરની સરેરાસ | ૫૩ | ૫૨.૫ |

ઉપરના આંકડાઓ પરથી સૌ કોઇ સ્પષ્ટ જોઇ શકશે કે ૨૦ થી ૪૫ વર્ષની ઉમ્મરનાં સ્ત્રી-પુરુષોનું પ્રમાણ સતત ઘટતું જાય છે. વળી આ ઉમ્મરે દર ૧૦૦૦ પુરુષોમાં માત્ર ૪૨૦૪ સ્ત્રીઓ હોય છે, અને તેથી ૧૯૨૧ ના સેન્સસ વિષે મી. થોમ્સને બંગાળ વિષે કહ્યું કે પુરુષોમાં જે જાતીય વિકૃતિ કે સમાજમાં વેશ્યાના ધંધાનો સડો દેખાય છે તે આને લીધે છે, એ બાબત મુંબઇને પણ લાગુ પડે છે. આથી મૂડીદાર વર્ગના દૃષ્ટિબિંદુએ પણ જે હાનિકારક પરિસ્થિતિ ઉભી થાય છે, તે વિષે તાકીદે પગલાં લેવાની જરૂર છે. સાધારણ મજુર પરિણિત હોય, પણ તેની બૈરી કોઇ દૂરને ગામડે હોય, અને તેથી શહેરમાં તેનું જીવન અતિ કૃત્રિમ હોય તેમાં નવાઇ નહિ. તે દારૂ પીએ, વેશ્યાઓને ત્યાં જાય. (ત્યાંથી ભયંકર રોગો પોતાના શરીરમાં લેતો આવે, અને દેશમાં જઇ પોતાના સમસ્ત કુટુમ્બને એવા રોગોના ભોગ બનાવે, આ ચોંકાવનારી બિના તરફ આપણા નેતાઓએ ખાસ લક્ષ આપવાની જરૂર છે. મુંબઇમાં તેમ જ બીજાં મોટાં શહેરોમાં જ્યાં વેશ્યાનાં ઘરો મ્યુનિસિપાલિટી રહેવા દે છે, એ સમાજમાં—દેશમાં અતિ દૂરનાં ગામડાંઓમાં રોગ ફેલાવનારાં કેન્દ્રો જ છે. આવું વિકૃત જીવન ગાળનારી મજુરનું લક્ષ સારા કામ કરવા તરફ ન જાય એ સ્વાભાવિક છે. શરીર-મહેનત કરીને પૈસો કમાય, એ મજુરોની શરીર મહેનત પણ દેશનું એક ધન જ છે; અને દેશ પોતે મજુરોની આવી સ્થિતિ સુધારવા તરફ લક્ષ નહિ આપે, તો આપણા ઉદ્યોગો દુનિયાની સમક્ષ હરીફાઇમાં ટકી શકશે નહિ. નાના મોટા ધંધાઓ

માટે મુંબઇના આંકડાઓ મશહૂર છે, આનું કારણ પણ આ જ છે.)[3] ૧૯૨૧ માં મુંબઈમાં ૨૯૯૫ સ્ત્રીઓએ સેન્સસમાં વેશ્યાનો ધંધો જાહેર રીતે નોંધાવ્યો હતો. બીજાં હજારેક તેવા ધંધામાં દલાલી કરતાં હતાં. આ આંકડામાં મુંબઇમાં ગુપ્ત રીતે જે સટ્ટો ચાલ્યા કરે છે તેનો સમાવેશ તો થતો જ નથી. કલકત્તામાં કુલ ૧૬,૦૦૦ વેશ્યાઓ, અને તેનાં આજુબાજુનાં પરાંઓમાં ૮,૯૭૭, અને તેમના પર નિર્વાહ કરનાર ૧,૩૩૦ લોકો છે. ૨૦ થી ૪૦ વર્ષની વયની સ્ત્રીઓમાં દર ૧૨ સ્ત્રીઓમાં એક વેશ્યા હોય છે. (ફીજીના ટાપૂમાં હિંદની સ્ત્રીઓની અવદશા વિશે આપણા લોકો પોકાર કરતા હતા, તો આપણા જ દેશમાં ઘર આંગણે સ્ત્રીઓની, પુરુષોની અને તે દ્વારા સમસ્ત દેશની અવનતિ થાય છે, તે તરફ આપણે જોવું જ જોઇએ.) આ ઉપરાંત કલકત્તા વીજીલન્સ એસોસીએશને ૨,૦૦૦ સગીર બાળાઓને (૯ થી ૧૨ વર્ષની) પણ વેશ્યાઓને ત્યાં જોઇ હતી, અને તેઓ પણ મોટી વયે આજ ધંધો લેવાની!!

આ વસ્તુસ્થિતિનું એક પરિણામ એ આવે છે કે સાધારણ માણસને શહેરના જીવનથી કંટાળો આવે છે; અને મજૂરો પણ થોડોક પૈસો એકઠો થાય કે વતનમાં જઈ રહેવા માટે તલસે છે. આથી હુન્નર ઉદ્યોગનાં કારખાનાંઓમાં મજૂર વર્ગ કેળવાઇ શકતો નથી, અને ઘણુંકરી મજૂરોનો જ ઉપયોગ હમેશાં મૂડીને કરવો પડે છે. વતન વગરના જે રખડતા મજૂરોની સંખ્યા પણ આપણે ત્યાં વધતી જાય છે, તેનું કારણ આ છે, અને આવા પુરુષ મજૂરો વધતી ઓછી સંખ્યામાં શહેરમાં આવજા કર્યાં કરે તેથી (યાત્રાના ધામમાં જેટલી અનીતિ થાય છે તેટલી) શહેરમાં અનીતિ અને રોગનો ફેલાવો પણ વધે છે.

આ અનિષ્ટ સામે મૂડીદાર વર્ગે ખાસ પગલાં લેવાની જરૂર છે. મજૂર વર્ગની સ્થિતિ સુધારવી જોઇએ. તે પોતાનું કુટુંબ ગામડેથી અહીં લાવે, અને સુખેથી રહી, પોતાના કામમાં ચિત્ત લગાડે તેવી તેને માટે રહેવાની સગવડ થવી જોઇએ. કારખાનાંઓમાં સ્ત્રીઓને પણ કામ મળવું જોઇએ, અને કારખાનામાં કામ કરનાર સ્ત્રીપુરુષોની તંદુરસ્તી સારી રહે તે માટે ખાસ ઉપાયો લેવા જોઇએ. હિંદનાં મુખ્ય શહેરોનાં કારખાનામાં કામ કરતી સ્ત્રીઓનું પ્રમાણ નીચે પ્રમાણે છે.

કલકત્તા ૨૧ ટકા. અમદાવાદ ૨૦ ટકા, મુંબઈ ૧૧ ટકા, હાવરાહ ૧૩ ટકા, મદ્રાસ ૧૭ ટકા, રંગૂન ૧૭ ટકા, કાનપુર ૧૪ ટકા, કરાંચી ૭ ટકા, લાહોર ૩ ટકા.

કલકત્તા મ્યુનિસિપાલીટી-મેઈન ઘરોરેશ સ્પેશીઅલ કમીટીના મેમ્બર કલકત્તા મ્યુનિસિપલ ગેઝેટમાં લખે છે:—

"૧૯૨૫-૨૬ માં જે તપાસ કરવામાં આવી હતી તે પૂરી થઇ છે. દરેક વૉર્ડમાં વેશ્યાઓ કેટલી રહે છે તેનો આંકડો કાઢવામાં આવ્યો હતો, અને તે આંકડાઓ પરથી એમ જણાય છે કે અમુક વખત સુધી વેશ્યાઓની સંખ્યા ઓછી થયા બાદ હાલ તે સ્થિર છે. અત્યારના આંકડાઓ ૧૧,૦૦૦ થી ઉપર છે. ૧૮૯૧ ના સેન્સસ પ્રમાણે તે સંખ્યા ૩૪,૬૧૦ ની હતી; ૧૯૦૧ માં તે તે ઘટીને ૧૬,૭૭૨ થઇ, ૧૯૧૧ માં ૧૪,૨૭૧ અને ૧૯૨૧ માં માત્ર કલકત્તા ગામમાં ૧૦,૮૧૪ ની નોંધવામાં આવી હતી. (આ આંકડા જે લોકો સેન્સસમાં વેશ્યા તરીકે પોતાનો ધંધો ખુલ્લેખુલ્લો જાહેર કરે છે તેમનો જ છે. આ ઉપરાંત છૂપી રીતે જ્યાં આ ધંધો ચાલતો હોય તેના આંકડા ભેગા કરવા મુશ્કેલ છે.")

વા.

---

૩. કૌંસમાં મૂકેલા શબ્દો અમારા છે. વા.

# નોંધ

## મુસ્લીમ-કેળવણી પરિષદ

અમદાવાદમાં તા. ૨૧ ડિસેંબર ૧૯૨૭ ના રોજ ગુજરાત કાઠિયાવાડ મુસ્લીમ કેળવણી પરિષદ મળી હતી. પરિષદની બેઠક ખુલ્લી મૂકતાં જૂનાગઢના નવાબ સાહેબના પ્રતિનિધિ તરીકે વઝીર શેખ મહંમદ ભાઇએ યોગ્ય જણાવ્યું હતું કે આખા દેશ પાસે અત્યારે હિંદુ મુસલમાન ઐક્યનો મહાન પ્રશ્ન આવેલો છે અને તે પ્રશ્ન કેળવણી જ બરાબર ઉકેલી શકે. નાનપણથી જ બન્ને કોમોના યુવાનો ઉપર ઐક્ય અને સંપથી કામ કરવાના સંસ્કારો પડવા જોઇએ. તે ઉપરાંત તેમણે ઔદ્યોગિક કેળવણી ઉપર પણ યોગ્ય ભાર મૂક્યો હતો. પરિષદના પ્રમુખ સર ગુલામહુસેન હિદાયતુલ્લા, જેઓ મુંબઈ ધારાસભાના સ્થાનિક સ્વરાજના પ્રધાન છે, તેમણે ભાષણ દરમિયાન આંકડાઓ આપી જણાવ્યું કે આખા હિંદમાં મુંબઈ ઇલાકામાં ભણેલા મુસલમાનોની સંખ્યા સૌથી વધારે એટલે ૯·૬ છે. આગળ વધેલા મુસલમાનોનું પ્રમાણ ૧૬·૧ છે. વળી પ્રમુખે યોગ્ય રીતે જ એકલી આર્ટસની કેળવણી ઉપર આધાર ન રાખતાં શોધખોળ ઉપર વધારે ધ્યાન આપવા અને ભણી ભણીને માત્ર સરકારી કારકુનીનો લોભ ન રાખતાં સ્વતંત્ર થવાની ભલામણ કરી હતી. સૌથી ખુશી થવા જેવું એ હતું કે પ્રમુખે ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં પોતાના ધર્મ ભાઇઓને સમજાવ્યું કે તેમણે ગુજરાતી ભાષા ઉપર પૂરતું લક્ષ આપવું જોઇએ. પ્રાંતભાષાના જ્ઞાનનું દારિદ્રય તેમને ધંધો વેપાર નોકરી વગેરે વ્યવહારમાં દરેક જગાએ આડું આવશે. તેમ છતાં પરિષદમાં જે ઠરાવો થયા તેમાં તો આ બન્ને નેતાઓનાં ભાષણો જાણે વીસારે મૂક્યાં હોય તેમ જણાય છે. પરિષદે એક ઠરાવ એવો કર્યો છે કે ગુજરાતી શાળાઓની સાથે ચાલતા ઉર્દુ વર્ગોને સ્વતંત્ર ઉર્દુ શાળામાં ફેરવી નાંખવા અને ગુજરાતી ટ્રેન્ડ શિક્ષકોને મુનશી અથવા મદદનીશ તરીકે નીમવા નહિ. આનું પરિણામ એ જ આવશે કે ઇસ્લામી ભાઇઓ પ્રાંતની સાહિત્યની કે એવી બધી ઉચ્ચતર પ્રવૃત્તિઓના સંપર્કથી વંચિત રહેશે, પોતે તેમાં પ્રગતિ કરી શકશે નહિ અને જે ઉંમરમાં ખાસ કરીને હિંદુઓ સાથે સહકાર કરવાની કેળવણી લેવી જોઇએ તેમાં જ તેમ નહિ કરવાથી મોટા થઈ એક પ્રાંતમાં રહેતાં છતાં એક બીજાથી અજાણ્યા જેવા રહેશે. એટલું જ નહિ પણ શુદ્ધ કેળવણીની પરિષદમાં પણ કોટની દિવાલ ન તોડવાનો ઠરાવ કરી તેમણે માત્ર ઔચિત્યનો વિચાર પણ કોરે મૂકેલો છે. મુસલમાન ભાઇઓ હિન્દુ ભાઇઓની વાત તો શંકાથી ન માની શકે પણ પોતાના નેતા અને પોતાના હિતૈષીઓને પણ નહિ માને તેમાં તો માત્ર તેમને પોતાને જ હાનિ થવાની છે. એમ કરીને તેઓ પોતે પછાત રહી દેશને પછાત રાખશે.

* * *

## બીજી પત્રકાર પરિષદ

બીજી પત્રકાર પરિષદ લગભગ ત્રણ વર્ષ પછી ફરીથી અમદાવાદમાં તા. ૨૫ ડિસેંબરના રોજ ભરાઈ. શરૂઆતમાં, મંત્રી શ્રીયુત હીરાલાલ ત્રિભોવનદાસ પારેખે આ ત્રણ વરસ દરમિયાન મંડળે શું શું કામ કર્યું તેનું નિવેદન કર્યું. ખરી રીતે ટૂંકાક્ષરીની શોધ, મુદ્રણની બીબાંની સુધારણા

વગેરે કામમાં કશી પણ પ્રગતિ થઈ નથી. પણ તેમાં મંડળનો કે મંત્રીઓનો દોષ નથી. જ્યાં સુધી આપણો બુદ્ધિશાળી વર્ગ બી. એ. થઈ માત્ર કારકુની જ કરવામાં કૃતાર્થતા માને છે ત્યાં સુધી આવા ધંધા, ધનપ્રદ છતાં, તેમાં આપણે પ્રગતિ કરી શકીશું નહિ, અને આપણા પદવીધરોની બેકારીની બૂમ ચાલુ રહ્યા જ કરશે.

સ્વાગતાધ્યક્ષ શ્રીયુત આનંદશંકરભાઇએ એક ટૂંકો પણ ઘણો મનનીય વિદ્વત્તાપૂર્ણ લેખ વાંચ્યો અને તેમાં વર્તમાનપત્ર વર્તમાન સ્થિતિનું નિરૂપણ કરે છે તે ઉપરાંત વર્તિષ્યમાણ ઉપર પણ તેનું લક્ષ હોવું જોઇએ અર્થાત્ તેની પાસે ભાવના હોવી જોઈએ, સત્ય કહેવાને નિડરતા અને અલોભ હોવાં જોઇએ એ તરફ સર્વનું ધ્યાન ખેંચ્યું. આ પ્રસંગે એ બતાવવું અપ્રસ્તુત નહિ ગણાય કે ગાંધીજીનું 'નવજીવન' ( જો કે તે ન્યુસપેપર ન ગણી શકાય પણ જે દૃષ્ટિથી 'વસન્ત' 'બુદ્ધિપ્રકાશ' વગેરેને પત્રમાં ગણીએ છીએ તે દૃષ્ટિથી તેને ગણી શકાય ) શરૂ થયું ત્યારથી તે તે ગુણોમાં આપણાં પત્રો દેખીતી રીતે પ્રગતિ કરે છે, અને એ ઉદ્‌બુદ્ધ થયેલો સંસ્કાર ઉત્તરોત્તર વધતો જશે એમ આશા રાખી શકીએ. પરિષદના પ્રમુખ રા. રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇ જેઓ માનીતા 'ગુજરાતી'ના અધિપતિ છે તેમણે એક લાંબું ભાષણ વાંચ્યું જેમાં તેમના અનુભવોના રસિક દાખલા હતા, સફળ પત્રકારોની ગંભીર સૂચનાઓ હતી અને સૌથી અગત્યનો અમને લાગ્યો તે છાપકળાનો ટૂંકો ઇતિહાસ હતો. પસાર થયેલા ઠરાવોમાં મુખ્ય મુખ્ય તો તાર ટપાલની કિફાયત વ્યવસ્થા સંબંધી તથા સરકારી રિપોર્ટ વગેરે મળવા સંબંધી હતા. ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ તરફ લક્ષ રાખવાનો એક ઠરાવ હતો તેમ જ કોમી અને જ્ઞાતિને લગતાં પત્રો સામાજિક પ્રશ્નો તરફ ધ્યાન આપે તે ઇષ્ટ છે એવો પણ ઠરાવ હતો. આ છેલ્લા બે ઠરાવો જોતાં, ગામડાં અને ખેડુતોના પ્રશ્નો તરફ ધ્યાન આપવા સંબંધી શ્રી ડાહ્યાભાઈ મ. પટેલનો ઠરાવ વિગતનો હોઇ શા રીતે અનાવશ્યક ગણાયો તે સમજી શકાતું નથી. પણ ખરી રીતે પત્રકાર પરિષદના ઠરાવોથી અમને બહુ લાભ થાય એમ લાગતું નથી. જો પત્ર ખેડુતો તરફ ધ્યાન ન આપતું હોય તો તેનું એ જ કારણ છે કે તે પ્રશ્નો ચર્ચવાની તેની ઇચ્છા નથી અથવા શક્તિ નથી અથવા બન્ને નથી. આમાંના કોઈ પણ વિકલ્પે પરિષદના ઠરાવથી સ્થિતિ સુધરતી હોય એમ અમને ભાસતું નથી. જેને તે પ્રશ્નોમાં રસ હોય તેણે કોઇ પણ અનુકૂળ પત્ર શોધી લઈ તે પ્રશ્નોની ચર્ચામાં સમાજને રસ લેતા કરવા જોઇએ. દારૂ અને સુરુચિનો ભંગ કરનારી જાહેરખબરો બંધ કરવાની ભલામણના ઠરાવો થયા છે તે પણ કેવી રીતે પળાય છે તે જોવાનું છે અને તે ઉપરથી આ પરિષદનું કાર્યકારિત્વ માપવાનું છે. ઉપર જણાવ્યા તેવા, તાર ટપાલની સગવડ બાબત, બીબાં બાબત, છાપખાનાંને શુદ્ધ સ્વાતંત્ર્ય મળવા બાબતના પ્રશ્નો ઉપર જ પરિષદ સીધી રીતે કામ કરી શકે એમ અમારું માનવું છે.

* * *

## ખ્રિસ્ત જયન્તી

ગયા વરસની માફક આ વરસે પણ ખ્રિસ્ત જયન્તીના નિમિત્તે ૨૯ મી ડિસેંબરે અમદાવાદમાં શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતાના અધ્યક્ષપણા નીચે એક સભા થઇ હતી. તેમાં ઇસ્લામી, હિન્દુ, જરથોસ્ત વગેરે અન્ય ધર્મી વિદ્વાનોએ પ્રસંગોચિત ભાષણો કર્યાં હતાં તેમાં ખાસ ધ્યાન ખેંચે એવું પ્રો. દાવરનું હતું. તેમણે બતાવ્યું કે વૈદિક મિત્ર (સૂર્ય)ને મળતી

ઝરથુસ્ત મિથ્રપૂજા પ્રથમ યૂરોપમાં હતી અને ત્યાં પછીથી જે ખ્રિસ્ત ધર્મ પ્રસર્યો તેણે મિથ્ર સંપ્રદાયના ઘણા તહેવારો અપનાવી લીધા. ખ્રિસ્તના જન્મોત્સવની તા. ૨૫ ડિસેંબર તથા રવિવારનો આરામવાર બન્ને મિથ્ર સંપ્રદાયના અસલ તહેવારો છે. પછી ખ્રિસ્ત અને બુદ્ધના ઉપદેશોનું સામ્ય તેમણે સુંદર રીતે દર્શાવેલું હતું અમદાવાદમાં જૈનભાઇઓ મહાવીર જયન્તી, વૈષ્ણવભાઇઓ દયારામ જયન્તી વગેરે ઊજવે છે તેમાં આ જ રીતે અન્ય ધર્મીઓને નોતરી છૂટથી વિચારોની આપ-લે થવા દે તો તેથી સાંપ્રદાયિક સંકુચિતતા ઓછી થઇ પરસ્પર સંપ્રદાયો પણ એક બીજાને વધારે સમજતા થાય.

* * *

**અમદાવાદમાં ટાઉન હૉલની જરૂર**

આ છેલ્લા માસમાં અમદાવાદમાં કાંઇ નહિ તો પંદરેક જાહેર વ્યાખ્યાનો અને નાની મોટી સભાઓ થઈ ગઈ. કોઈ કોઈ વાર તો એક જ દિવસે બે સભાઓ થઈ છે. તેને માટે આપણા આવડા મોટા શહેરમાં કોઈ પણ યોગ્ય મકાન કે સ્થળ નથી. હરી ફરીને પ્રેમાભાઇ હૉલ કે ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટયૂટ. આમાંનું બીજું મકાન તો ઘણું નાનું છે, અને પ્રેમાભાઇ હૉલ એવા મોટા સરિયાન રસ્તા ઉપર છે કે ઘોંઘાટને લીધે સિનિયો સુધી તેમાં કશું સંભળાય નહિ. અમદાવાદનો ધનિક વર્ગ કે આપણી પ્રગતિશીલ મ્યુનિસિપાલિટી કાંઈ ન કરી શકે?

* * *

## ૪૨ મી રાષ્ટ્રીય મહાસભા

પ્રમુખનું ભાષણ તેમની પાસેથી અપેક્ષા રાખી હતી તેવું હતું. જે આર્જવ સરલતા બન્ધુતા અને કોમો વચ્ચેના સમાન ભાવને લીધે તેઓ હિન્દુ મુસલમાન બન્નેના મિત્ર છે તે સર્વ તેમનાં ભાષણમાં સ્પષ્ટ દેખાતાં હતાં. તેમના ભાષણમાં નવો ઉત્સાહ નહોતો તેમ જ હિન્દી સમાજને દોરવાનો કોઇ કાર્યક્રમ નહોતો એમ ટીકા થઇ છે, પણ હાલની સ્થિતિની વિચિત્રતા તેને માટે વિશેષ જવાબદાર છે. તેમણે હિન્દુ મુસલમાન ઐક્ય ઉપર મુખ્યત્વે ધ્યાન ખેંચ્યું છે, તે જ અત્યારના હિન્દનો મોટામાં મોટો પ્રશ્ન છે તેના પર આ મહાસભાએ ધ્યાન આપ્યું છે અને એકમત થઈ ઠરાવ કર્યો છે એ પણ ઓછું નથી. તેમનું ભાષણ ટૂંકું અને મુદ્દાસર હતું જે ગુણો મહાસભાના બધા પ્રમુખોનાં ભાષણો વિશે આપણે કહી શકતા નથી. પ્રમુખે અસહકાર ઉપરનો પોતાનો વિશ્વાસ બતાવ્યો છે પણ પ્રજા તેને માટે જોઇતો આપભોગ આપવા તૈયાર નથી માટે તેનો આગ્રહ તેમણે છોડયો છે. વાસ્તવિક રીતે જોતાં પ્રજાએ અસહકારનો પહેલાં ઠરેલો કાર્યક્રમ છોડયો છે પણ અસહકારનું દૃષ્ટિબિન્દુ અને તેનાથી આવેલું બળ આપણા ઇતિહાસમાં ચિરસ્થાયી રહેશે એમાં શંકા નથી.

**બ્રિટનની ઉદ્ધતાઇનો જવાબ** આ બેઠકે બહુ સચોટ રીતે આપ્યો છે. ગયા યુરોપીય યુદ્ધમાં હિન્દને બ્રિટને અનેક વચનો આપીને સંડોવ્યું અને તેમાંથી એક પણ વચન પાળ્યું નહિ. એ જ રીતે હિન્દના લશ્કરને, હિન્દની ઇચ્છા વિરુદ્ધ સરકાર ચીનમાં દોરે છે અને અત્યારે સામ્રાજ્યની લોભનીતિને અનુસરી રશિયા સામે લડાઈની તૈયારી હિન્દમાં ચાલે છે. મહાસભાએ ચીનને સ્વાતંત્ર્ય યુદ્ધ માટે અભિનન્દન આપ્યું છે. ચીનના વિગ્રહ વખતે મહાસભાએ પોતાનો અભિપ્રાય વખતસર જાહેર કર્યો નહતો પણ આ વખતે તો મહાસભાએ વખતસર જાહેર કર્યું છે કે હિન્દને પોતાના કોઈ પણ પડોશી સાથે વેરભાવ નથી અને બ્રિટનની એવી યુદ્ધતૈયારીમાં હિન્દ ભાગ લેવાનું નથી. તે ઉપરાંત હિંદી પ્રજાનું ધ્યેય સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વતંત્રતા મેળવવાનું છે તેવો ઠરાવ પસાર કરીને પણ હિન્દે પોતાની

વૃત્તિ ખતાવી આપી છે. બધા પક્ષો અને બધા નેતાઓએ તેને ટેકો આપેલો છે. આ ઠરાવ સંબંધી એ વિચારવું જોઇએ કે મહાસભા આ ધ્યેય સફળ કરવાને માટે પોતાના કાર્યક્રમમાં કયું પગલું લઈ શકશે અને જો કોઇ પણ પગલું લઈ શકે તેમ ન હોય તો એવો ઠરાવ કરવો વ્યવહારૂ છે? જેનો બિલકુલ અમલ ન થઇ શકે તેવા ઠરાવો કરવાથી સભામાં એક જાતની બિનજવાબદારીની બુદ્ધિ અને તેને અંગે મહાસભાની પ્રતિષ્ઠાને હાનિ ઉત્પન્ન નથી થતી? પણ બીજી દૃષ્ટિએ, જે રીતે બ્રિટન આપણા હક્કોને તુચ્છકારે છે અને પોતાની લોભનીતિને ધપાવે છે તે જોતાં આપણા દિલમાં જે ભાવ હોય તે ખરેખરો રાજકર્તાઓને બતાવવો પણ જોઇએ. વળી એ પણ ખરૂં છે કે હિન્દ કાંઈ જગતના બીજા દેશોથી ભિન્ન પડી ગયેલો દેશ નથી પણ આખી દુનિયાનાં બળાબળોમાં તેનું સ્થાન છે. હિન્દને પરતંત્ર રાખવા માટે જ આ સામ્રાજ્યતંત્રની જાલ આખી દુનિયાં પર પથરાય છે અને તેટલે અંશે દુનિયાને જાહેર કરવાની આપણી ફરજ છે કે અમે હવે એ પરતંત્રતા જારી રાખવા માગતા નથી. આ ઠરાવોની દુનિયાંના રાજકારણમાં અસર છે, જો કે તેનો અર્થ એવો નથી કે દુનિયાંના રાજકારણ ઉપર આધાર રાખીને આપણે નિશ્ચેષ્ટ બેસી રહેવું જોઈએ. દેશ પોતાના બળથી જ સ્વતંત્રતા મેળવે છે અને દુનિયાંના રાજકારણમાં પણ તેને તેથી જ કોઈ પણ સ્થિતિ મળી શકે છે.

**શાહી કમિશનનો બહિષ્કાર** એ પણ એક અગત્યનો ઠરાવ છે. બ્રિટિશ સરકારે હિન્દની રાજદ્વારી સ્થિતિ તપાસી તેને કયા હક્કો આપવા કે લઈ લેવા તેનો નિર્ણય કરવા સાઇમન કમિશન નીમ્યું છે. તેના પર એક પણ હિંદીને સ્થાન આપવામાં આવ્યું નથી. લિબરલ અને મજુર પક્ષે પણ આ કમિ[illegible] ટેકો આપ્યો છે જેનો અર્થ એટલો જ છે કે ઇંગ્લંડને હિંદની સ્થિતિ નક્કી કર[illegible] શાશ્વત હક્ક છે. આવતા વરસને માટે [illegible] રીતે હિન્દ આગળ આ જ મહત્વનો નિકટનો પ્રશ્ન છે અને મહાસભાએ તે [illegible] બરાબર સ્થિર પગલું ભર્યું છે. મહાસભાએ કમિશનનો સર્વથા બહિષ્કાર કરવા નિશ્ચય [illegible] છે, અને તે બહિષ્કાર કેવી રીતે કરવો [illegible] કાર્યક્રમ પણ ઘડાયો છે. કમિશન [illegible] ભાગોમાં તેના વિરુદ્ધની લાગણી પ્રદર્શિત ક[illegible] ધારાસભાના પ્રજાકીય સભાસદોએ તેની [illegible] જાહેર કે ખાનગી રીતે પણ સહકાર ન ક[illegible] કમિશનના સંબંધમાં સીલેક્ટ કમિટી નીમ[illegible] વિરોધ કરવો અને તેમાં જોડાવું નહિ એ [illegible] કાર્યક્રમની વિગતો છે. આ ઠરાવ પ્રમાણે [illegible] કીય સભાસદો સરકાર સાથે વિરોધ [illegible] પૂરતા કે પોતાની બેઠક ટકાવી રાખવા પૂરત[illegible] ધારાસભામાં હાજરી આપશે. એટલે આ [illegible] કમિશનનો વિરોધ એ આવતા વરસમાં [illegible] ક્રિયાત્મક કાર્ય પ્રજા સમક્ષ રહેશે. તે પ[illegible]

**પ્રશ્ન હિંદુ-મુસ્લીમ એકતાનો હતો.** પ્રશ્નનો નિકાલ બે દૃષ્ટિએ કરવામાં આ[illegible] છેઃ બંધારણની અને ધાર્મિક હક્કોની. બંધાર[illegible] દૃષ્ટિએ એવું ઠરાવ્યું છે કે બન્ને કોમોનું પ્ર[illegible] નિધિત્વ અલગ રાખવું પણ મતદાર મંડળ [illegible] સંયુક્ત જ રાખવું. પંજાબ જેવા પ્રાંતોમાં [illegible] કોઇ કોમની લઘુમતિ હોય ત્યાં તેમના હિ[illegible] માટે તેમને ખાસ પ્રમાણથી વધારે પ્રતિનિ[illegible] આપવું જેનો લાભ પંજાબમાં શીખોને [illegible] મળવો જોઇએ. ઉત્તર પશ્ચિમ સરહદના પ્રાં[illegible] રાજદ્વારી સુધારાનો લાભ આપવાની મુસ્લીમ[illegible] માગણીને મહાસભાએ વાજબી ઠરાવી છે. [illegible] સિંધને અલગ કરવાના પ્રશ્નનો એવો નિ[illegible] આણ્યો છે કે ભાષાના ધોરણે પ્રાંતો વહેંચવ[illegible] મહાસભાએ જે સિદ્ધાન્ત સ્વીકાર્યો છે [illegible]

યુગ બદલાયો છે અને તેથી તેને અનુરૂપ થવા નવું માસિક ઉત્પન્ન થવું જોઇએ. બીજું એ કહ્યું હતું કે નવી સ્થિતિને પહોંચી વળવા પ્રતિભા સાથે વિદ્વત્તાવાળા અને સર્વ સમય માસિકને જ અર્પણ કરે એવા તંત્રી જોઇએ. આ બન્ને મુદ્દાઓ ખરા છે અને આ વિદ્વાન અનુભવી તંત્રીની સૂચના ઉપર યોગ્ય લક્ષ અપાશે એમ આશા રાખીએ.

* * *

## બે સાહિત્ય સેવકોનું અકાલ મૃત્યુ

સાહિત્યમાં એક બાજુ ઉત્સવની નોંધ લેવાની છે તેની સાથે જ આપણા સાહિત્યમાં ઉત્સાહથી કામ કરતા બે યુવાન લેખકોના મૃત્યુની નોંધ લેવાની આવે છે એ ખરેખર ભગવાન મહાકાલની અદ્ભુત લીલા છે. સુરતના યુવાન અધ્યાપક ગજેન્દ્રરાય બુચનું અવસાન થયું અને તે પછી માસેકમાં શ્રીયુત રતિપતિરામ ઉદયરામ પંડ્યાનું અવસાન થયું એ આપણા સાહિત્યને મોટી ખોટ પડી છે. પ્રો. બુચ એક ઘણા જ વિદ્વાન અને ઉત્સાહી અધ્યાપક હતા, વિદ્યાર્થીઓમાં તેમના અધ્યાપનથી અને રીતભાતથી તેઓ ઘણા જ પ્રિય થઇ પડયા હતા અને ભવિષ્યમાં તેમની પાસેથી સાહિત્યની ઉપાસનાની સારી આશા રખાતી હતી. પંડ્યા નિરભિમાનથી પોતાને ઉચિત સાહિત્યસેવા એકનિષ્ઠાથી કરી રહ્યા હતા. જીવનના હરકોઇ પ્રદેશમાં તેમ સાહિત્યમાં પણ ઉત્તમ ફળો થવાને લાંબા આયુષ્યની જરૂર છે અને આપણા પદવીધરો જીવનના આરંભમાં જ મૃત્યુ પામે છે એ આપણા સમાજને માટે અત્યંત ચિંતાજનક સ્થિતિ છે.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૫ મહા : ૧૯૮૪ અંક ૩

## યુવાનો અને સમાજ*

મિત્રો,

તમારી સાથે ભળવા માટે તમે આજે મને જે તક આપી છે, તેને માટે તમારો ખરા દીલથી આભાર માનું છું.

"યુવાનો અને સમાજ" એ વિષય ઉપર મારે તમારી આગળ કાંઇક ઉપયોગી વિચારો રજુ કરવા એવી તમારા કાર્યવાહકોએ પોતાની ઇચ્છા દર્શાવી છે. એ ઇચ્છાને મેં પિતો ગ્ગાવી છે. જો કે વિષયને લાંબો અને કંટાળાભર્યો ન થાય એવી રીતે ચર્ચવો પોતાના પુત્રને લેખા છતાં પ્રયત્ન કરી જોઉં છું.

શારીરિક ખોડ હતી. યુવાવસ્થામા પગ મૂક્યો છે. કેટલાક ઉપર સંસારની જવાબદારીઓ
આપવા જોઇએ, બન્નેને એ ૨-૪ વર્ષમા લગભગ બધાની ઉપર આવી પડવાનો સંભવ છે.
શારીરિક ખોડને નિભાવી લેવા
બીજા સાથે લગ્ન કરવા સંગત રહે છે
ગાંધીજીને આ સૂચના પસંદ ન
લાગતી નથી. આજે આ બન્ને લગ્ન માટે
ગણાય. એ ભેગાં થઈ 'હા' ભણે તો ગે
'ના' નીકળી શકે એવાં જેટલા કારણે
જેમનામા કામેચ્છા ઉદ્‌ભવી છે એવાં
મારે જ આવી રીતે ભેગાં થાય,

વસંતકાળ તેં વખતે આપણી નસોમાં જીવન ઉછાળા
—આ દિશામાં કાર્ય કરૂં કે પેલી દિશામાં એમ—
—શુદ્ધ હોય કે વિકારી—એટલા જોરથી ઊડે છે
ણ થાય છે. કેટલાક ભાવો અશુદ્ધ છે, ત્યાજ્ય
હોય, આપણી વિવેકબુદ્ધિને પણ એમ લાગતું
મારે કરણ થાય છે.

* ...૪-૧-૨૮ ને રોજ અપાએલું વ્યાખ્યાન.

કરવાનો ઠરાવ કરવાની છૂટ લેવા ઇચ્છે, એ મને અયોગ્ય લાગે છે. એમાં સમાજની અને ખાસ કરીને સ્ત્રી જાતિની રક્ષા નથી. સમાજને એ અપવિત્ર કરનારી વસ્તુ છે. ”

હું ઇચ્છું છું કે સમાજની અને સ્ત્રીજાતિની પવિત્રતા જાળવવા માટેનો આ આગ્રહ તમે બરાબર સમજો. ખાસ કરીને પુરુષ વર્ગને અનુલક્ષીને આ કહું છું. આજે તમે એક યુવતિ પ્રત્યે એને પત્ની કરવાની દૃષ્ટિએ જુઓ; થોડા દિવસ એ દૃષ્ટિને ત્યાં રમમાણ રાખી ત્યાંથી ચિત્ત ઉઠાવો; અને બીજી કોઇ યુવતિ પ્રત્યે એવી જ જાતની દૃષ્ટિએ જુઓઃ એ દૃષ્ટિ વ્યભિચારીની છે. સુધરેલા સમાજમાં આવો વ્યભિચાર ચાલે છે, એમાં એક પ્રકારની હિંમત પણ મનાય છે એ હું જાણું છું. પણ એમાં સ્વલક્ષી ભાવોના વેગને તમે અયોગ્ય વળણ આપો છો. એથી સમાજનું હિત નથી તમારું હિત નથી અને સ્ત્રીવર્ગ અત્યંત ભયમાં રહે છે.

વિવાહ કર્યા વિના તમે સંતોષી જીવન ગાળી શકો એમ નથી અને વિવાહ કરવામાં તમે જ્ઞાતિમાં જ બંધાઈ રહેવા ઇચ્છતા નથી એમ તમને લાગે તો તમારે માટે રાજમાર્ગ તમારા વિચારોને જાણનાર તમારા કોઈ મિત્ર મારફતે એ દિશામાં પ્રયાસ કરવાનો છે. તમારામાં કામવાસના તીવ્રપણે જાગ્રત થઇ હશે તો તમારો સ્નેહલગ્નથી પરણવાનો ખ્યાલ કેવળ મોહલગ્ન બની જશે. તમારા મિત્રોની પસંદગી ભૂલભરેલી થવાનો સંભવ છે એ ખરૂં. એટલે એ પસંદગી સ્વીકારવાને તમે બંધાયેલા નથી. એ માટે તમે તમારા સાથી થવા ઇચ્છનારની લાયકાત માટે મર્યાદાપૂર્વક તપાસ પણ કરાવી શકો. પણ એ તપાસ—હાલ કેટલીક જગ્યાએ ચાલી રહ્યું છે તેમ—કન્યાને ઘેર બોલાવવી, એની જોડે વાતો કે વિનોદ કરવાની ચેષ્ટા કરવી, એની પાસે ન્હા-દૂધ કરાવવાં, થોડા દિવસ ફરવા જવું—વગેરે રીતે થાય તો તે બેહુદી છે, એમાં સ્ત્રીઓની અને તેમના મિત્રોની વિડંબના છે. લાયકાત શોધી કાઢવાની દૃષ્ટિએ એ જાતની તપાસની કશી કિંમત નથી.

પરણ્યા પહેલાં કુલીન પુરુષ કે સ્ત્રી સામી જાતિ પ્રત્યે નિર્મળ દૃષ્ટિથી જ જોઇ શકે એવો સંસ્કાર દૃઢ કરો. પરણ્યા પછી તમારા જીવનના સાથી પ્રત્યે વફાદારી રાખવી જ જોઇએ એવી ભાવના દૃઢ કરો. તમારા શરીર વિષે એવી પવિત્રતાની બુદ્ધિ પોષો કે એને બીજા કોઈના સંસર્ગથી દૂષિત ન કરી શકો, અને તમારા સાથી પ્રત્યે વફાદારીની એવી ભાવના પોષો કે એને તમારૂં શરીર પર-સંસર્ગથી અદૂષિત રહેલું જ પ્રાપ્ત કરવાનો અધિકાર છે. તમારી વાસનાઓ અત્યંત બળવાન હોય, અને એકપતિવ્રત કે એકપત્નીવ્રત પાળવું તમને શક્ય ન લાગતું હોય, તો ભલે સાથીના મરણ પછી તમે પુનર્લગ્ન કરવાની છૂટ રાખો; તમારા અને તમારા સાથીના સ્વભાવ વચ્ચે મેળ બેસી શકતો જ નથી એમ લાગે તો ભલે તમે ફારગતીની કોઇક ઉભય પક્ષને ન્યાય્ય હોય એવી રૂઢિ દાખલ કરો, પણ જ્યાં સુધી તમે પતિ-પત્ની તરીકે જીવો છો ત્યાં સુધી પરસ્પર વફાદારી માટે તમે અત્યંત આગ્રહ રાખો. એથી તમારા સ્વલક્ષી વેગો મર્યાદિત રહેશે, એ ઉત્તરોત્તર શુદ્ધ થશે, અને સમાજ એથી નિર્ભય અને પવિત્ર બનશે.

મુંબઈનાં છાપાંઓમાં રોજ આપણે કુટણખાનાઓનાં વૃત્તાન્તો વાંચીએ છીએ, સ્ત્રીઓ પર થતા અત્યાચારોની વાતો પણ લગભગ રોજ આવે છે, વિધવાઓ કફોડી સ્થિતિમાં

મૂકાવાના દાખલાઓ જાણીએ છીએ, આપણા સભ્ય ગણાતા સમાજમાં કોઈ–કોઈની ખાનગી કુથલીઓ દરેક જણે સાંભળેલી હોય છે, આ રાનીપરજ પ્રદેશમાં જગ્યાએ જગ્યાએ રાનીપરજ સ્ત્રીઓને છળવામાં આવે છે, વિદેશ રહેનારા પુરુષોમાંથી ઘણા અનીતિમય જીવન ગુજારે છે–આવું દરેક દેશમાં ચાલે છે–એનો વિચાર કરો.

લગ્નની જ બાબતમાં પરલક્ષી ભાવોથી પ્રેરાઈને તમે સમાજની અયોગ્ય રૂઢિઓનો વિરોધ કરી શકો એવી બાબત હૂંડાની છે. ગૂજરાતના બે–ચાર વર્ણો સિવાય, આખા હિંદુસ્થાનમાં કન્યા એનાં માતા–પિતાને મહાચિંતા અને અનર્થનું કારણ થાય છે. પરણાવતી વખતે વરને મોટી પહેરામણી આપવી અને, કેટલીક જગ્યાએ ત્યારબાદ, આખો જન્મારો કન્યાનું પોષણ કરવું—એવી જવાબદારી માબાપ પર રૂઢિથી નંખાઈ છે. લગ્નની તમારી ચર્ચાઓમાં તમે આનો બહુ વિચાર કરતા જણાતા નથી. વાણીઆ જ્ઞાતિઓમાં ચાલતા કન્યાવિક્રયનો તમે બહુ વિચાર કરતા નથી. જુવાનો જો ધારે તો આ રૂઢિઓ પાંચ–દશ વર્ષમાં હતી ન હતી કરી શકે. એમાં તમે સમાજનો તમારી પૂર્ણ શક્તિથી વિરોધ કરી શકો. તમે પોતે એ રૂઢિને પૈસો આપીને કે લઈને વશ ન થવાનો નિશ્ચય કરો, તો એ રૂઢિ લાંબો વખત ન ટકી શકે.

જે નવો જમાનો આવતો જાય છે તેમાં જુવાન સ્ત્રી તથા પુરુષ વચ્ચેનો સહવાસ વધતો જશે. મા–બેન કે દીકરી સાથે પણ એકાંતમાં ન બેસવું—એ પુરાણ મર્યાદા જાળવી શકાશે નહિ. અનેક કાર્યો સ્ત્રીઓ અને પુરુષોએ સાથે મળીને ઉકાલવાં પડશે. એક બીજા સાથે નિકટ પરિચયમાં રહેવાનું થશે. સમાજની એ દિશામાં ગતિ સમાજને ઉન્નતિકર થાય, એથી સમાજનો કે વ્યક્તિનો નૈતિક અધઃપાત ન થાય—એનો આધાર તમે કેટલી પવિત્ર દૃષ્ટિથી સમાજમાં ફરો છો, તમારા સ્વલક્ષી વેગોને કેટલા સંકોચ, વિનય અને મર્યાદાપૂર્વક પોષો છો, સમાજ માટે તથા સામી જાતિ માટે કેટલી આદરવૃત્તિ રાખો છો તેના ઉપર રહેશે.

નૈતિક દૃષ્ટિએ ભૂલ થયેલી જેવું જણાય ત્યારે સમાજની પવિત્રતા માટે કાળજી રાખનાર પુરુષ કેમ વર્તે તેનું દૃષ્ટાંત મર્હુમ દયારામ ગીડુમલ છે. શ્રીમતી ઉર્મિલા દેવી અને સમાજ સાથે એમણે જે રીતે વર્તન કર્યું તેમાં એમની સાધુતા અને ખાનદાની દેખાઈ આવે છે. એમાં સમાજ અને સ્ત્રીજાતિ બન્નેને માટે આદર રહેલો છે. એથી ઉલટું પ્રસિદ્ધ દૃષ્ટાંત વિશ્વામિત્રનું છે. એણે જે રીતે મેનકાનો સંબંધ કર્યો, અને પાછળથી મેનકા તેમજ શકુન્તલાનો ત્યાગ કર્યો એ બન્નેમાં પોતાનાં આચરણોથી ઉપજતી જવાબદારીની અવગણના કરી કેવળ પોતાના સ્વલક્ષી વેગોનું અમર્યાદિત પોષણ હતું. વિશ્વામિત્રના જેવું વર્તન દુનિયામાં રોજ રોજ ઠેરઠેર થતું સાંભળીએ છીએ. એનાં પરિણામ કુમારિકાઓને, વિધવાઓને, બાળકોને અને અનાથાશ્રમોને ભોગવવાં પડે છે. વિશ્વામિત્ર રાજર્ષિમાંથી બ્રહ્મર્ષિ પદે પહોંચ્યા એવી કથા છે. પણ એ કથા સ્વાર્થી ભાવોના પોષણમાં જ અમર્યાદિત કર્તૃત્વ રેડવાનું ઉદાહરણ છે. એમાં કોઈ જાતની સમાજકલ્યાણની, કોઈ બીજાને સુખી કરવાની ભાવનાની પ્રેરણા જણાતી નથી.

લગ્નની બાબતમાં જુવાન મંડળોમાં ઘણી ચર્ચા થતી મારા સાંભળવામાં આવે છે, માટે આ બાબતમાં હું જરા લંબાણથી ઉતર્યો છું તેને માટે ક્ષમા કરશો.

સ્વલક્ષી ભાવો અને સમાજ પ્રત્યેનું કર્તવ્ય એ બેની યોગ્ય મર્યાદા કેવી રીતે જળવાય એ વિષય પરદેશગમનની બાબતમાં પણ સારી પેઠે વિચારવા જેવો છે.

તમારામાંથી કેટલાક વધારે અભ્યાસ માટે કે વેપાર માટે યૂરોપ, અમેરિકા, આફ્રિકા વગેરે ખંડોમાં જવા વિચારતા હશો. ત્યાં જઈ વધારે વિદ્યા કે ધન પ્રાપ્ત કરવાં અને પોતાનાં સુખ-સમૃદ્ધિ વધારવાં એવી તમારી અભિલાષા હશે. તમારી વિદ્વત્તા કે ધનિકતાથી સમાજને યે લાભ છે એમ તેમને લાગતું હશે, અને એમ તમને લાગતું ભૂલ ભરેલું જ છે એમ નહિ કહી શકાય. ન્યાય્ય માર્ગે વ્યક્તિ વિદ્યા અને ધનની પ્રાપ્તિ કરે તો તે સમાજને યે લાભકારક છે એમ પ્રથમ દૃષ્ટિએ કહી શકાય.

પણ એની સામે આજે આપણી પાસે આપણા સમાજની પ્રતિષ્ઠાનો પ્રશ્ન ખડો થયો છે. આજે જગતમાં હિંદી પ્રજાનું નામ હલકું છે. આપણી ચામડીના રંગની ગોરી પ્રજાઓમાં સૂગ છે. આપણું માન ખંડન કરવાના ઈરાદાથી અને પોતાના કે પોતે પચાવી પાડેલાં દેશમાં આપણને ન પેસવા દેવાના ઈરાદાથી આપણા વિદ્યાર્થીઓ કે વેપારીઓના માર્ગમાં નાની મોટી અગવડો, ભેદ દૃષ્ટિઓ, અપમાન ભરી શરતો ખડાં કરવામાં આવે છે. આ સ્થિતિ ઠેર ઠેર ઊભી થઈ છે અને દિવસે દિવસે વધતી જાય છે.

એક બાજુ વિદ્યાભિલાષા કે ધનાભિલાષા અને બીજી બાજુએ આપણી અને આપણા સમાજની સત્વરક્ષા એ બે વચ્ચે આપણે પસંદગી કરવાની છે.

કોઈ માણસ પાસે વિશેષ પ્રકારનો ઈલમ હોય પણ તેનો સ્વભાવ હલકો, મિજાજી કે તોછડો હોય તો તેના ઈલમ પર દૃષ્ટિ રાખી એના સ્વભાવની બરદાસ્ત કરી લેવી એ ખોટું જ છે એમ હમેશાં નહિ કહી શકાય. સ્વામી દયાનંદ સરસ્વતીને એના ગુરુનાં જ્ઞાન અને વિચારસરણીમાં કાંઈ વિશેષતા લાગી; પણ એનો સ્વભાવ ક્રોધી હતો; સ્વામી દયાનંદે એ સ્વભાવની બરદાસ્ત કરી લીધી. કેટલાક સંગીતશાસ્ત્રીઓ કહે છે કે એમને સંગીતવિદ્યા પ્રાપ્ત કરવા માટે સંગીતવિદ્યામાં અતિશય ઉસ્તાદ પણ બીજી રીતે હલકી વૃત્તિવાળા માણસોની ગાળો સહન કરવી પડતી અને હુક્કા ભરવા પડતા. કેટલાક વકીલો અને દાક્તરોનાં મિજાજ અને તોછડાઈ જોઈએ તો એમની સાથે બોલવાનું યે મન ન થાય એવાં હોય છે; પણ એમની કળામાં એમની વિશેષતા હોવાથી એ સ્વભાવને સહન કરી લેવાના પ્રસંગો વારંવાર ઊભા થાય છે. આ રીતે વ્યક્તિગત હલકા સ્વભાવની—એક જ વિષયની ખાસ ઉસ્તાદીને માટે—બરદાસ્ત કરી લેવામાં, બરદાસ્ત કરી લેનાર ભૂલ જ કરે છે એમ કહેવું મુશ્કેલ છે. એમાં એ પોતાનું સ્વાભિમાન જતું કરે છે એ સાચું. એવા માણસોના હાથ નીચે તાલીમ લેનાર શિષ્યોમાં પણ એવા જ સ્વભાવ નિર્માણ થાય, અને એ પોતાના શિષ્યો પાસે એવી જ કાર્પણ્યવૃત્તિની અપેક્ષા કરે એમ પણ બને. એથી સમાજને તેમજ શિષ્યની માણસાઈને એક જાતનું નુકસાન થાય છે એમાં શંકા નથી. છતાં, એની પાસે રહેલા બીજી રીતે દુર્લભ ઈલમનો લાભ ઉઠાવવા માટે અમુક સમય પૂરતો સ્વાભિમાનભંગ એક વ્યક્તિ બીજી વ્યક્તિને હાથે સહન કરી લે એ સમજી શકાય એવી વસ્તુ છે.

એ જ પ્રમાણે જો એકાદ પ્રજા પાસે કોઈ જાતની અદ્ભુત વિદ્યાઓ હોય અને તેને આપણા દેશમાં દાખલ કરવાની હોય, તેને દાખલ કરવામાં આપણા દેશને બહુ ભારે લાભ થવાની આશા હોય, અને તેથી આપણો દેશ એ વિદ્યાઓ પ્રાપ્ત કરવાને નવજુવાનોને એ

પરાયા દેશમાં મોકલે; એ વિદેશીઓ રાજમદ, વિદ્યામદ કે ધનમદથી આપણા યુવકોને સરળપણે પોતાની વિદ્યાઓના લાભો ન આપે, પણ અનેક જાતની મુશ્કેલીઓ નાંખે અથવા તોછડાઈ ભર્યું વર્તન ચલાવે, તો યે આપણા દેશને ભારે લાભ થવાની આશામાં એવું વર્તન થોડોક કાળ નીભાવી લેવું પડે તો તે સમજી શકાય. જેમ છૂપી બાતમીખાતાંના માણસો પરદેશમાં માનાપમાનને બાજુએ મૂકી પોતાના દેશને આવશ્યક હોય એવી બાતમીઓ ભેગી કરે છે, તેમ આપણો દેશ સ્વેચ્છાથી, પોતે ઠરાવેલી નીતિની રૂએ, આવી રીતે વિદ્યા કે ધન પ્રાપ્તિ માટે પોતાની પ્રજાને વિદેશમાં મોકલે તો એ જૂદી જ વાત ગણાય.

પણ આપણી પાસે આજે જે પ્રશ્ન છે તે આવા પ્રકારનો નથી. ગોરી પ્રજાઓનો જાતિસ્વભાવ જ તોછડો છે કે સભ્ય વર્તનનો એમને ખ્યાલ જ નથી એવું કાંઈ નથી. પણ આપણને દાબવાને, આપણા ઉપર સત્તા ચલાવવાને અને તે ચાલુ રાખવાને, આપણને આપણી આજની અળખામણી દશાનું 'દાઝયા પર ડામ'ની માફક ભાન કરાવવાને તેમણે ઈરાદાપૂર્વક આપણું જુદી જુદી રીતે અપમાન કરવાની નીતિ અખત્યાર કરેલી છે. આજે આપણું અપમાન કરવાની જે પદ્ધતિ ચાલુ થયેલી છે તે ભિન્ન દેશની પ્રજાઓમાં એક બીજાને પૂરા ઓળખતા ન હોવાથી જે અણગમો જણાતો હોય છે તેવા પ્રકારનો નથી. એ કોઈ થોડા અવિચારી અને દ્વેષી લોકોનો ક્ષુદ્ર સ્વભાવ નથી. પણ ગોરી પ્રજાઓના નીતિજ્ઞ પુરુષોએ પોતાના દેશના સમજેલા હિતને ખાતર નિર્માણ કરેલી યોજના (scheme, plot) છે.

આ સ્થિતિમાં આપણી આગળ આપણા સમાજની સત્વરક્ષાનો પ્રશ્ન કર્તવ્યરૂપે ખડો થાય છે. આ સ્થિતિમાં આપણે આપણા સમાજની પ્રતિષ્ઠા તરફ દુર્લક્ષ્ય કરવું એ મારી દૃષ્ટિએ સમાજનો દ્રોહ છે.

મિત્રો, આપણે જરૂર પરદેશ જઈએ, પરદેશીઓને આપણા દેશમાં નોતરીએ, મા-જણ્યા ભાઈની માફક આપણે સર્વે ભિન્ન ભિન્ન માનવ સમાજો એક બીજાના સુખને માટે, પ્રેમને માટે, સેવાને માટે સહકાર કરીએ. એ સ્થિતિ આપણું, જગતની સર્વ પ્રજાઓનું, ધ્યેય હો. ચામડીના, જન્મના, મત-પંથના, દેશના સંકુચિત ભેદોથી પર થઈ માનવ્યના વિકાસની વિશાળ સંસ્કૃતિ આપણે રચીએ. પણ એ આપણે—હિંદીઓ—ક્યારે કરી શકીશું ? જો આપણે આપણા સમાજની સત્વરક્ષાના આગ્રહી હોઈશું, આપણી પ્રજા જગતની બીજી પ્રજાઓ સાથે એક પાટલે બેસી શકે એવી રીતે એની કુલિનતાનો સ્વીકાર થાય એવો આગ્રહ અને સ્વાભિમાન રાખીશું, ત્યારે જ એ થઈ શકવાનું છે. જેમ અંત્યજનું અંત્યજપણું જવાને બે વસ્તુની અપેક્ષા છે—"બાપજી, હું ઢેડ છું" એ સ્વાભિમાન વિરોધી કાર્પણ્ય ટળવાની અને અભિજાત્ય-કુલિનતા-ના સંસ્કારો વધવાની—તો જ એનું અધિકારપૂર્વક અને લાભપ્રદ થાય એ રીતે ઉચ્ચ વર્ણો ઈચ્છે કે ન ઈચ્છે તો યે અંત્યજપણું મટી જશે, તેમ આપણી સ્વાભિમાન વિરોધી ખુશામતની અને દીનતાની વૃત્તિ ટળી જશે તથા બીજી પ્રજાઓના જેટલો જ સામાજિક હિતના પ્રશ્નોમાં આપણો ફાળો હશે, તો જ આપણે—બીજી પ્રજાઓ ઈચ્છે કે ન ઈચ્છે, આપણે જગતમાં માનપૂર્વક વસી શકવાના છીએ.

મિત્રો, તમારામાંથી જો કોઇ પરદેશ ખેડવાના વિચાર કરતા હો તો ત્યાં આપણો

સ્વલક્ષી ભાવો અને સમાજ પ્રત્યેનું કર્તવ્ય એ બેની યોગ્ય મર્યાદા કેવી રીતે જળવાય એ વિષય પરદેશગમનની બાબતમાં પણ સારી પેઠે વિચારવા જેવો છે.

તમારામાંથી કેટલાક વધારે અભ્યાસ માટે કે વેપાર માટે યૂરોપ, અમેરિકા, આફ્રિકા વગેરે ખંડોમાં જવા વિચારતા હશો. ત્યાં જઈ વધારે વિદ્યા કે ધન પ્રાપ્ત કરવાં અને પોતાનાં સુખ-સમૃદ્ધિ વધારવાં એવી તમારી અભિલાષા હશે. તમારી વિદ્વત્તા કે ધનિકતાથી સમાજને યે લાભ છે એમ તમને લાગતું હશે; અને એમ તમને લાગવું ભૂલ ભરેલું જ છે એમ નહિ કહી શકાય. ન્યાય્ય માર્ગે વ્યક્તિ વિદ્યા અને ધનની પ્રાપ્તિ કરે તો તે સમાજને યે લાભકારક છે એમ પ્રથમ દૃષ્ટિએ કહી શકાય.

પણ એની સામે આજે આપણી પાસે આપણા સમાજની પ્રતિષ્ઠાનો પ્રશ્ન ખડો થયો છે. આજે જગતમાં હિંદી પ્રજાનું નામ હલકું છે. આપણી ચામડીના રંગની ગોરી પ્રજાઓમાં સૂગ છે. આપણું માન ખંડન કરવાના ઈરાદાથી અને પોતાના કે પોતે પચાવી પાડેલા દેશમાં આપણને ન પેસવા દેવાના ઈરાદાથી આપણા વિદ્યાર્થીઓ કે વેપારીઓના માર્ગમાં નાની મોટી અગવડો, ભેદ દૃષ્ટિઓ, અપમાન ભરી શરતો ખડાં કરવામાં આવે છે. આ સ્થિતિ ઠેર ઠેર ઊભી થઈ છે અને દિવસે દિવસે વધતી જાય છે.

એક બાજુ વિદ્યાભિલાષા કે ધનાભિલાષા અને બીજી બાજુએ આપણી અને આપણા સમાજની સત્વરક્ષા એ બે વચ્ચે આપણે પસંદગી કરવાની છે.

કોઈ માણસ પાસે વિશેષ પ્રકારનો ઈલમ હોય પણ તેનો સ્વભાવ હલકો, મિજાજી કે તોછડો હોય તો તેના ઈલમ પર દૃષ્ટિ રાખી એના સ્વભાવની બરદાસ્ત કરી લેવી એ ખોટું જ છે એમ હમેશાં નહિ કહી શકાય. સ્વામી દયાનંદ સરસ્વતીને એના ગુરુનાં જ્ઞાન અને વિચારસરણીમાં કાંઈ વિશેષતા લાગી; પણ એનો સ્વભાવ ક્રોધી હતો; સ્વામી દયાનંદે એ સ્વભાવની બરદાસ્ત કરી લીધી. કેટલાક સંગીતશાસ્ત્રીઓ કહે છે કે એમને સંગીતવિદ્યા પ્રાપ્ત કરવા માટે સંગીતવિદ્યામાં અતિશય ઉસ્તાદ પણ બીજી રીતે હલકી વૃત્તિવાળા માણસોની ગાળો સહન કરવી પડતી અને હુક્કા ભરવા પડતા. કેટલાક વકીલો અને દાક્તરોનાં મિજાજ અને તોછડાઈ જોઈએ તો એમની સાથે બોલવાનું યે મન ન થાય એવાં હોય છે; પણ એમની કળામાં એમની વિશેષતા હોવાથી એ સ્વભાવને સહન કરી લેવાના પ્રસંગો વારંવાર ઊભાં થાય છે. આ રીતે વ્યક્તિગત હલકા સ્વભાવની—એક જ વિષયની ખાસ ઉસ્તાદીને માટે—બરદાસ્ત કરી લેવામાં, બરદાસ્ત કરી લેનાર ભૂલ જ કરે છે એમ કહેવું મુશ્કેલ છે. એમાં એ પોતાનું સ્વાભિમાન જતું કરે છે એ સાચું. એવા માણસોના હાથ નીચે તાલીમ લેનાર શિષ્યોમાં પણ એવા જ સ્વભાવ નિર્માણ થાય, અને એ પોતાના શિષ્યો પાસે એવી જ કાર્પણ્યવૃત્તિની અપેક્ષા કરે એમ પણ બને. એથી સમાજને તેમજ શિષ્યની માણસાઈને એક જાતનું નુકશાન થાય છે એમાં શંકા નથી. છતાં, એની પાસે રહેલા બીજી રીતે દુર્લભ ઈલમનો લાભ ઉઠાવવા માટે અમુક સમય પૂરતો સ્વાભિમાનભંગ એક વ્યક્તિ બીજી વ્યક્તિને હાથે સહન કરી લે એ સમજી શકાય એવી વસ્તુ છે.

એ જ પ્રમાણે જો એકાદ પ્રજા પાસે કોઈ જાતની અદ્ભુત વિદ્યાઓ હોય અને તેને આપણા દેશમાં દાખલ કરવાની હોય, તેને દાખલ કરવામાં આપણા દેશને બહુ ભારે લાભ થવાની આશા હોય, અને તેથી આપણો દેશ એ વિદ્યાઓ પ્રાપ્ત કરવાને નવજુવાનોને એ

વડીલોને છેતરવા પડે, ખોટું બોલવું પડે. અને એવું કરવા માટેનો એમનો અણગમો એટલો બળવાન હતો કે એ મોડો વહેલો પણ વિકારોના વેગને અટકાવવા સમર્થ થતો.

જુવાનીમાં હજારે નવસેં નવાણું માણસોને વિકારો જોર કરીને ઊઠવાના. પણ જો આપણા ઉપર બાળપણથી માતા, પિતા, કે કોઇ પૂજ્ય વ્યક્તિ કે બાલસખાની લાગણીઓને ઇચ્છાપૂર્વક આદર આપવાનો, કોઇ ઉદાત્ત આદર્શને પહોંચવાનો, કોઇ પ્રતિજ્ઞાને કે મહાન-કાર્યને પાર પાડવાનો, દેશ કે કુલની કીર્તિને ઝાંખી ન થવા દેવાનો કે એવો જ કોઈ બીજો ઉદાત્ત સંસ્કાર બળવાન પણ પડેલો હોય છે, તો તે આપણા વેગોને યોગ્ય વળણુ આપવામાં બહુ કિંમતી થાય છે. વિવેકબુદ્ધિ જે સાહાય્ય નથી આપી શકતી તે સાહાય્ય આવી જાતના બળવાન સંસ્કારમાંથી મળે છે. કોઇક વ્યક્તિ, આદર્શ, વ્રત, પ્રતિજ્ઞા, ઉદ્દેશ, દેશ, કુલ, નામ વગેરે કાંઇક પણ, જેને વિષે આપણને અત્યંત આદરવૃત્તિ બંધાઇ ગઇ હોય, તેને માટે જો આપણે ' દિવ્ય ' શબ્દ વાપરીએ તો–એવા કોઈ ' દિવ્ય ' માટે અત્યંત આદર એ યુવાવસ્થાનું મોડું–વહેલું પણ અચુક ત્રાતા થાય છે. જેને એવા કશા યે ' દિવ્ય ' માટે આદરનો જબરો સંસ્કાર નથી, તેની સ્થિતિ ટેનિસના દડાની માફક એક ભાવ અને બીજા ભાવના વેગો વચ્ચે અસ્થિરપણે ઉછળ્યા કરવાની થાય છે.

જેને એવા કશા યે ઉદાત્ત–દિવ્ય–માટે અત્યંત આદર નથી, તેના હૃદયમાં બીજો પુરુષ એવો આદર નિર્માણ કરી શકે કે એ જેનામાં હોય છે તેનામાં સ્વયંભૂ જ હોઇ શકે છે એ હું ખાત્રીપૂર્વક કહી શકતો નથી. પણ હું એટલું ખાત્રીપૂર્વક કહું છું કે એ આદર મનુષ્યના ઉત્કર્ષ માટે અત્યંત આવશ્યક છે; અને જો તમે એમ પૂછતા હો કે આજે એવું કયું દિવ્ય છે કે જેને માટે તમે અત્યંત આદરભાવ રાખી તમારી સર્વ કર્તૃત્વશક્તિ અને તમારા પરલક્ષી ભાવોના વેગોને સફળ કરી શકો તો હું કહું છું કે એ હિંદી માનવ-સમાજની સેવા છે.

મિત્રો, આજની આપણી સ્થિતિનો વિચાર કરો. આપણા પોતાના દેશમાં વસવાયા જેવા આપણે પરાધીન છીએ. જગતના કોઇ પણ દેશમાં આપણી શાખ નથી. જલિયાંવાલા જેવી કતલ ફરીથી ન થાય એવી ખાત્રી નથી. આપણું અપમાન એથી યે વધારે સહેલાઇથી કરી શકાય છે એ તો આપણે તાજી જ ચાલેલી જાણીએ છીએ. પોતાના દેશને સ્વતંત્ર કરવાનો પ્રયત્ન કરે એવો છે એ શંકા માત્રથી મારી અને તમારી ઉંમરના સેંકડો જુવાનોની જુવાનીને છુંદી નાંખવાની પદ્ધતિસર યોજનાઓનો અમલ ચાલી રહ્યો છે. કુદરતની સારી પેઠે કૃપાથી અંકિત દેશમાં કરોડો માણસ ભૂખમરો વેઠે છે અને દિવસે દિવસે દરિદ્રતાના પંકમાં ડૂબે છે. આપણા નીચલા વર્ગોની સ્થિતિ જુઓ તો એ નર–જીવન પ્રત્યે પ્રગતિ કરે છે કે વાનર–જીવન પ્રત્યે પતન કરે છે એ ઠરાવવું કઠણ થાય એમ છે. કસાઇખાનાંનાં મેંઢાં કસાઇ સામે પોકાર ઉઠાવે તો રાજ્યનાં, વણિકોનાં, અમલદારોનાં અને દારૂવાળાઓનાં લૂંટ, ત્રાસ, વેઠ, જુલમ, ઠગાઇ અને નઠોરતા સામે આપણી પ્રજા પોકાર ઉઠાવી શકે–એટલું પ્રજાનું મનુષ્યત્વ ઉતરી ગયેલું છે.

બીજી બાજુથી, આપણે જ નિર્માણ કરેલી રાજકીય, સામાજિક કે ધાર્મિક સંસ્થાઓ, અંધ કે સંકુચિત માન્યતાઓ, રૂઢિઓ અને કોમી ઝઘડાઓ આપણું સત્વ ચૂસી રહી છે

# બરફ અને ખોરાકનું રક્ષણ

આપણે ઉનાળામાં ઠંડકને માટે બરફનો ઉપયોગ છૂટથી કરીએ છીએ. શરબત, સોડા-લેમન વગેરે અનેક 'ઠંડાં પીણાં' ('કોલ્ડ ડ્રિંક'), આઈસ્-ક્રીમ, અને છેવટે સાધારણ પીવાનું પાણી; એ સર્વમાં બરફનો પુષ્કળ ઉપયોગ થાય છે. આપણે શીખંડને તથા કેરીના રસને બરફથી ઠંડાં કરીને વધારે સ્વાદિષ્ટ બનાવીએ છીએ, તો ઉત્તરમાં દૂધની રબડીને બરફથી ઠંડી કરી આઈસ્-ક્રીમના જેવી ઘન બનાવી ખાવામાં આવે છે.

આપણે ઘણું કરીને આ ટેવ અંગ્રેજોની પાસેથી શીખ્યા છીએ. બરફનો ઉપયોગ તથા બરફ બનાવવાનું તો બેશક તેઓની કનેથી શીખી લીધું હશે.

પણ આમાં ખાવાના આનન્દ ને તૃપ્તિ ઉપરાંત બીજી એક વાત જોવાની છે. ખોરાક માત્ર નાશવન્ત છે. એમને એમ પડયો પડયો, વ્હેલો કે મોડો, જરૂર બગડવાનો. તેનાં રૂપ સ્વાદ ગન્ધ સર્વ પલટાય છે એટલું જ નહિ પણ અપ્રિય તથા અરુચિકર થાય છે. આપણી સમજ પ્રમાણે તે અનારોગ્યકર પણ થાય છે. આપણે તો એમ પણ માનીએ કે આવો વાસી તથા કોહી ગયેલો ખોરાક તો કોઈના ય મ્હોંમાં ન જાય, પણ આ વાત સર્વોશે તેમ નથી, ને તેનાં બે જ ઉદાહરણ બસ થશે.

એક તો પશ્ચિમની પ્રજા દૂધમાંથી, દૂધને ફાડીને, 'ચીઝ' નામનો એક પદાર્થ બનાવે છે. કેટલાકને તે જેમ વધારે વાસી હોય તેમ વધારે સ્વાદિષ્ટ લાગે છે. તે એટલી હદ લગી કે—સાંભળવા પ્રમાણે—તેમાં કીડા પડી ગયા હોય તેવો, 'ક્રીપિંગ ચીઝ' ના નામથી, કેટલાકને એક સુંદર વાની તરીકે ખાસ ભાવે છે!

બીજા દાખલા માટે, "પ્રસ્થાન" પત્રના અંકોમાં જ બીજી રીતે કળાવંત, ધાર્મિક તથા સમૃદ્ધ એવી ચીનની પ્રજાનાં અથાણાં, ફળો ઈત્યાદિનું જે વર્ણન, ક્ષિતિમોહન બાબુએ, સ્વાનુભવરસ નીતરતી કલમે આલેખ્યું છે, તે જોવું.

આવા દાખલાઓ છતાં પોતાના ખોરાકને બગાડ તથા કોવાણમાંથી બચાવવાની જરૂર લગભગ પ્રત્યેક પ્રજાને પડે છે. કાચા અનાજને સાચવી રાખવાના ઈલાજો આપણી સ્ત્રીઓ સારી રીતે જાણે છે. દૂધ જેવા પદાર્થને બરોબર ઉકાળ્યાથી તે ઘણા વધારે સમય લગી ઠીક રહી શકે છે ને અન્ય વિક્રિયા મોડી શરૂ થાય છે, એ પણ આપણા અનુભવની વાત છે. દૂધનું ઘી બનાવ્યા પછી તો તે ઘણો લાંબો કાળ સારું રહે છે એ પણ સૌ જાણે છે.

જેમ જેમ ખોરાકનો સંગ્રહ કરી રાખવાની જરૂર ઉભી થતી ગઇ, તેમ તેમ, તેની પાછળ, ખોરાકને જાળવવાની જરૂર પણ ઉભી થઈ, અને ભિન્ન ભિન્ન ઈલાજો અસ્તિત્વમાં આવ્યા.

અર્વાચીન સમયમાં દેશ દેશાન્તરોની વચ્ચે આવ જા કરવાનાં તથા વેપાર કરવાનાં સાધનો આટલાં બધાં સ્હેલાં ને બળવાન થયાં છે, ત્યારે ઈંગ્લન્ડ જેવા કેટલા ય દેશો પોતાના ખોરાકની ઘણી સામગ્રી પૃથ્વીના દૂર દૂરના દેશોમાંથી મેળવે છે. ડેનમાર્કની મલાઇ ને માખણ, ફ્રાન્સ-સ્પેન-ઇટલિ વગેરેનાં શાકભાજી તથા ફળો, ક્યુબા-જાવા વગેરેની ખાંડ, કેનેડા ઑસ્ટ્રેલિયા વગેરે અતિ દૂર દેશોનાં ફળો, માંસની ચીજોઃ ઈત્યાદિ સૌ લન્ડનના

બજારમાં ને અંગ્રેજોના ટેબલ ઉપર ભેગાં થાય છે. આ મુસાફરીઓ ઘણી વાર બહુ લાંબી હોય છે. દિવસો ને કદી અઠવાડીઆંઓ વીતી જાય છે. તે બધો વખત ખોરાકને સારામાં સારી હાલતમાં સાચવી રાખવો પડે છે. એની સાચવણીની પાછળ લાખ્ખો ને કરોડો રૂપિયાનું ખર્ચ પણ કરવામાં આવે છે.

આમ સાચવવાને માટે તે ખોરાકની અંદર બીજી ચીજો ભેળવવી એ અતિ પ્રાચીન કાળની શોધ છે. સ્વાભાવિક રીતે આ ભેગની નવી ચીજો એવી હોવી જોઈએ કે તે (૧) ખોરાકને જાળવવા ઉપરાંત (૨) પોતે તેમાં નવી વિક્રિયા ઉત્પન્ન કરે નહિ, અને (૩) પોતે પણ નુકશાન વગર તથા સ્વાદ બગાડયા વિના ખાઇ શકાય. વળી તે ચીજો મોંઘી પણ હોવી ન જોઇએ, અને તેના થોડા ઉપયોગે બહુ ફળ મળે એવી એમાં શક્તિ હોવી જોઇએ.

કોઇ પણ વિચારશીલ વાચક જોઈ શકશે કે આવા આદર્શરૂપ સંરક્ષક પદાર્થ મુશ્કેલ છે. ખાસ કરીને ખોરાકની ચીજોની વિવિધતા જોતાં સર્વને સર્વ રીતિએ અનુકૂળ આવે એવા બહુ થોડા હોય.

આવી ચીજોમાં સૌથી જૂનામાં જૂની બે ચીજો છે. તેઓનો ઉપયોગ પ્રાચીનકાળથી ઘણી પ્રજાઓ જાણે છે. એક મીઠું—નિમક, ને બીજી ખાંડ.

કેરી જેવી નાશવંત ચીજને આથીને આપણે અથાણા તરીકે કેટલા ય વખત લગી—એક વર્ષ કરતાં ય વધારે વખત—સાચવી શકીએ છીએ. અને બીજી રીતે એને ચાસણીમાં નાંખી મુરબ્બા તરીકે પણ તેટલા જ લાંબા સમય લગી રાખી શકીએ છીએ. આ બે પદાર્થોના ભેગથી સ્વાદમાં ફેરફાર થાય છે, પણ તે આપણને રુચિકર છે.

કેરી ઉપરાંત બીજાં ઘણાં ફળો આ જ પ્રમાણે સાચવવામાં ને ઉપયોગમાં આવે છે. કેટલાંક શાક પણ આવી રીતે સચવાય છે. પશ્ચિમવાસીઓ પણ મીઠાના તથા સાકરના આ ગુણને જાણે છે. માખણને તથા માછલીઓને સાચવવાને માટે મીઠું છૂટથી વપરાય છે, અને જુદાં જુદાં ફળોના મુરબ્બાઓ, જેમ્સ વગેરે, લોકપ્રિય છે.

આ તો બહુ પુરાતન રીતિઓ થઇ.

તે પછી એક એ વાત જાણવામાં આવી કે ભેજ હવા વગેરે બિલકુલ પેસે નહિ એવા વાસણમાં ખોરાકને રાખવામાં આવે તો વધો વધારે વખત લગી તે રહી શકે. આ પ્રમાણે વિદેશી ચીજોને, રેણ દઇને પતરાંના ડાબલાઓમાં, 'ટીન'માં બંધ કરેલી, આપણે બજારમાં પુષ્કળ જથ્થામાં દેખીએ છીએ. મહિનાઓ પહેલાં બનેલી ચીજો આ પ્રમાણે આપણાં ઘરમાં પ્રવેશ પામે છે, અને તેમાં બગાડ થયો નથી હોતો. (દાખલા તરીકે બિસ્કિટો)

પ્રખ્યાત ફ્રેન્ચ વિજ્ઞાનશાસ્ત્રી પેસ્ચરની શોધો ઉપરથી આ તેમ જ બીજી એક વાત માલૂમ પડી ગઈ. ઉકળતા પાણીની ગરમી જેટલી હોય છે તેટલી ગરમી ખોરાકની ચીજોને આપવામાં આવે, ટીનને પણ તેમ જ કરવામાં આવે, અને તે પછી ટીનની અંદર તે ખોરાક મૂકી તરત એવી રીતે બંધ કરવામાં આવે કે હવા પણ અંદર જઇ શકે નહિ: તો તે ખોરાકનો બગાડ લગભગ ગમે તેટલા કાળ લગી રોકી શકાય. કારણ કે બગાડનું કારણ અતિસૂક્ષ્મ જન્તુઓ—બૅક્ટીરીઆ—ની ક્રિયા છે. તે સૂક્ષ્મ જીવો આટલી ગરમી સહી શકતાં નથી: મરી જાય છે, ને હવા પણ જઇ શકે નહિ એમ બંધ કરવાથી હવામાંથી બીજાં નવાં સૂક્ષ્મ જન્તુઓ અંદર ઘુસી શકતાં નથી.

આ વાત શાસ્ત્રીય તેમ જ વ્યાવહારિક રીતે એટલી આબાદ થઇ કે તેનો ઉપયોગ હવે સર્વત્ર થાય છે. આ વિધિથી બૅક્ટીરીઆથી મુક્ત થયેલો—'સ્ટેરિલાઇઝ' થયેલો—ખોરાક સહીસલામતીથી ઘણો કાળ અવિકૃત રહી શકે છે. લાંબા કાળ લગી વહાણોમાં રહેનારા, અથવા દુકાનોમાં પડી રહેતા, બધા ખોરાકોને આ શોધ એક સદ્ભાગ્ય સમાન થઈ પડી છે. એટલું યાદ રાખવાનું ખરું કે ટીન ઉઘાડ્યા પછી, હવાનો (તથા અતિસૂક્ષ્મ જીવાતનો) પ્રવેશ સુલભ થવાથી, તે ખોરાકનું આયુષ્ય પૂર્વવત્ સ્વલ્પ થવાનું.

પણ આ ઇલાજની ઉધાર બાજુ પણ છે એમ ધીમે ધીમે જાણવામાં આવ્યું. શાસ્ત્રીય દૃષ્ટિએ બે મોટી ખામી જણાઇ. સઘળાં સૂક્ષ્મ જન્તુઓ ઉકળતા પાણીની ગરમીમાં મરી જાય છે એ વાત સત્ય નથી, બલ્કે કેટલાંક દુષ્ટ ને રોગલાદક બૅક્ટીરીઆ આથીય વધારે ગરમી જીરવી શકે છે, અને ગરમી ઓછી થતાં જરા સ્તબ્ધ થયેલી પોતાની જીવિતક્રિયા શરૂ કરી શકે છે. બીજી વાત એ આવી કે દરેક જાતનો ખોરાક આટલે લગી ગરમ કેમ કરી શકાય? અર્થાત્ ગરમ કરતાં જતાં, એ ગરમીથી જ તેની અંદર ફેરફારો તથા વિકારો થાય નહિ? આ હકીકત ભૌતિક તથા રસાયનશાસ્ત્રથી સાચી માલૂમ પડી. કેટલીક જાતના અન્નમાં આટલી ગરમીથી એવા ફેરફાર થાય કે તેથી ખાનારને પાચન વધારે કઠિન થાય. વળી સ્વાદમાં ય ફેર સ્પષ્ટ દેખાય, તો વ્યાવહારિક તથા વ્યાપારી મુશ્કેલી પણ ઊભી થાય.

મુંબાઇની કેરીઓના રસના આવા દાખલાઓ અમને લન્ડનમાં મળ્યા હતા. ખોતી વખતે મને તરત લાગ્યું કે રસ બગડ્યો તો ન્હોતો, દેખાવમાં ને વાસમાં ય એવો જ સારો લાગતો હતો, પણ સાથે કાંઇક એવો સ્વાદ આવતો કે જે કદી ય કેરીના રસમાં પૂર્વે નહિ દીઠેલો—ક્યાંથી દીઠો હોય? કેરીના રસને આપણે આપણા દેશમાં થોડો ઉકાળીને ખાઇએ છીએ!—એટલે એ ગમે તેવી હોય 'ખરી કેરી' નથી એમ લાગ્યું. હા, "લન્ડનમાં વળી કેરીનો રસ ક્યાંથી?" એમ કરી એ નવીન સ્વાદની ઉપેક્ષા કરી ખાઇ શકાય—એવા ખાનાર રસીઆ (?) હતા—પણ એ તો બીજી વાત થઇ.

આ પ્રમાણે ખોરાકને ઉનો કર્યા વિના જાળવી રાખવાના બીજા રસ્તાઓની તપાસ થઇ. તેમાં વેપારી દૃષ્ટિને લીધે, દુર્ભાગ્યે, એક એવો માર્ગ સ્વીકારાઇ ગયો છે જેનાથી ઘણી હાનિ થઇ છે, થાય છે ને હજી થયા કરશે.

કેટલીક બીજી વસ્તુઓ પણ જડી છે જે ખાંડ ને મીઠાની માફક ખોરાકને સાચવી શકે: તે બહુ જ થોડા પ્રમાણમાં વાપરીએ તો ચાલે એવું હોય છે. તેઓનો સ્વાદ નહિ જેવો જ હોય છે. જરાક જ, થોડાં ટીપાં કે એકાદ ચપટી ભૂકી, નાંખીએ તો બહુ વખત લગી ખોરાકને બગડતો અટકાવે. ફૉરમૅલિનનાં થોડાં જ ટીપાં દૂધની અંદર નાંખી, દૂધને ચોખ્ખી બંધ શીશીમાં રાખીએ તો ઘણા દિવસ લગી દૂધ રહે. પણ ફૉરમૅલિન ખોરાકની ચીજ નથી, ઉલટી શરીરને નુકશાનકારક છે, એટલે એ દૂધ ખોરાકના કામમાં ન જ લઈ શકાય! આવી ચીજો ઘણી છે. બોરિક ઍસિડ પણ હવે વપરાય છે. થોડા પ્રમાણમાં નાંખવાથી તે—રાસાયનિક પૃથક્કરણ વિના—પકડાય નહિ. યુરોપ-અમેરિકામાં આવા ભેગ-કેવળ વેપારી નફાને માટે-બહુ થવા માંડયા. પ્રજાના આરોગ્યને જે નુકશાન થયું હશે તેનું માપ કે નોંધ પણ થઇ શકે નહિ. પણ દાક્તરોએ તથા રસાયનશાસ્ત્રીઓએ પોકાર ઉઠાવ્યો, અને આવી દુષ્ટ ભેળસેળને કાબુમાં રાખવાને, તથા દુરુપયોગ કરનારને સજા

કરવાને કાયદાઓ વગેરે થયાં છે. છતાં ચોર પેંધો પડે પછી તેનો પગ જડમૂળથી કાપવો કેટલું કઠણ છે!

બીજી તરફથી શોધખોળ ચાલુ જ હતી. ઘણાએ જોયું હશે કે ઉનાળામાં ખોરાક જેટલો જલ્દી બગડે છે તેટલો જલ્દી શિયાળામાં બગડતો નથી. ગરમ દેશમાં જે ખોરાક જરાક જ રહી શકે તે ઠંડા દેશમાં બહુ લાંબો કાળ રહી શકે. લન્ડનમાં, હિન્દથી આવેલું ઘી, બીજી કોઇ તજવીજ વિના, કેવળ ઠંડકને લીધે, ૮–૧૦ મહિના લગી સારૂં રહેતું!

જન્તુશાસ્ત્રીઓએ કહ્યું કે બૅકટીરીઆ જેમ અતિતાપ સહન ન કરી શકે તેમ અતિશીત પણ જીરવી ન શકે. તેઓ તો અધવચે જ જીવી શકે છે, એટલું જ નહિ પણ ઉકળતા પાણીની ગરમીમાં જીવી શકનાર બૅકટીરીઆ ખાસ કરીને બરફની ઠંડકમાં નાશ પામે છે.

વળી રસાયનશાસ્ત્રીઓ કહેવા લાગ્યા કે ખોરાકની અંદર જે જે વિક્રિયાઓ થાય છે તે ઘણીખરી શીતમાં સ્તબ્ધ થાય છે, અથવા તો એ એટલી મન્દ પડી જાય છે કે એ વિક્રિયાઓ કલાકને બદલે મહિનાઓ કે વર્ષો પણ લગાડે! સામાન્ય રીતે રસાયનક્રિયાઓ ઉષ્ણતાથી ઉત્તેજિત તથા વેગવતી બને છે, અને શૈત્યથી મન્દ અથવા સ્તબ્ધ બને છે. ખોરાકના રક્ષણની બાબતમાં આ લાગુ પાડી શકાય. આ માર્ગ જ સૌથી વિશેષ સરળ, ને ચોક્કસ છે એમ હવે ઘણાનો મત થયો છે.

હવે આગબોટોની અંદર એક શીતગૃહ અથવા હિમગૃહની ખાસ ગોઠવણ હોય છે. તેમાં દૂધથી માંડીને બધી જાતનો ખોરાક, બરફના જેટલી ઠંડી હાલતમાં રહે છે. આ ખોરાક વહાણની અંદરના માણસોને માટે હોય છે, તેમ જ વેપારને માટે પણ હોઈ શકે છે, ને તેવા હેતુથી ખાસ મોટા ઓરડાની સગવડ થાય છે. દહાડાના દહાડા લગી, કદી મહિના લગી પણ બગડયા વિના તેમાં ખોરાક રહી શકે છે.

અલબત, બરફ પુષ્કળ જોઇએ ખરો. આગબોટોમાં બરફ ખૂબ ઉપાડી જવો પડે એટલું જ નહિ પણ આગબોટની ઉપર જ—ચાલતી આગબોટે—બરફ બનાવી શકાય તેવા સંચાઓ પણ ગોઠવવામાં આવે છે. એટલે જગ્યાનો બચાવ થાય છે અને મન માગ્યો બરફ મળી રહે છે.

ખોરાકને આમ ઠંડકથી સાચવી રાખવાનું કાંઈ આજે જ નવું સૂઝયું હોય એમ નથી. જો કે આટલા મહાભારત પાયા ઉપર તેનો ઉપયોગ પહેલાં કદી થયો ન્હોતો.

સૌથી પહેલું આ કોને સૂઝયું હશે એ તો જાણી શકાતું નથી. આવી ઘણી મહત્ત્વની, પણ આજે ઘરગથુ થઇ પડેલી, વાતોનાં મૂળ અતિપ્રાચીનતાના વાદળમાં જ છુપાઈ રહેલ છે. આપણા પોતાના ઇતિહાસ–પુરાણોમાં એવી કોઇ તવારીખ કે દાખલા છે કે નહિ તે તો આપણા પુરાતત્ત્વજ્ઞો આપણને કહે ત્યારે ખરૂં.

દરમ્યાન અત્યારના આપણા જ્ઞાન પ્રમાણે જૂનામાં જૂનો દાખલો રોમના પ્રખ્યાત સમ્રાટ્ નીરોના સમયનો છે. આ સમ્રાટ્‌નું નામ રોમદહનને માટે મશહૂર છે. પોતાના કિંમતી દારૂઓના ભંડારને સાચવી રાખવા, તથા ઉનાળામાં (કારણ કે રોમનો ઉનાળો લગભગ આપણા ઉનાળા જેવો જ છે!) દારૂની લીજ્જત વધારવા, નીરો પોતાના ગુલામોને આલ્પ્સ પર્વતની ઉપર મોકલતો, અને ત્યાંથી ખોદીને કુદરતી બરફ મંગાવતો. આ પ્રમાણે ઉનાળામાં નીરોના 'કોલ્ડ-ડ્રિન્ક' તૈયાર થતાં!

તે પછીનો બીજો દાખલો ઘણી સદીઓ વીતી ગયા પછીનો મળે છે. નવલકથાકાર સર વૉલ્ટર સ્કૉટે તે વાત લખી છે. ઇંગ્લન્ડનો રાજા, 'સિંહ-હૃદયી' પહેલો રિચર્ડ જ્યારે જેરૂસલેમને જીતી લેવાને માટે પેલેસ્ટાઇનમાં લડતો હતો, ત્યારે—બારમી સદીમાં—તુર્કોનો રાજા સેલેદીન હતો. આ સેલેદીનને દન્તકથાએ એક અતિ ઉદાર, વીર તથા વિવેકી રાજા તરીકે ચિતર્યો છે. સ્કૉટ લખે છે કે સેલેદીને ઠારી નાંખેલા શરબતનો એક સીસો રિચર્ડને ભેટ તરીકે મોકલ્યો અને તે જોઇને આ મહા બળવાન રાજા બહુ ચકિત થઈ ગયો હતો. આ સરસ કથા તદ્દન કલ્પિત નહિ હોય એમ આશા રાખીએ છીએ.

તે પછીની કથા પેલા પ્રખ્યાત મુસાફર માર્કો પોલોની છે. તે જ્યારે દુનિયાની મુસાફરી કરીને પાછો ફર્યો ત્યારે "પાણીના તથા દૂધના બરફ" બનાવવાની રીતો એશિયામાંથી શીખી લાવ્યો હતો. આ પ્રમાણે હોય તો આજનાં આઇસ-ક્રીમ પણ આપણા પૂર્વજોએ પશ્ચિમવાસીઓને શીખવ્યાં કહેવાય, અને આજે આપણે પશ્ચિમવાસીઓ પાસેથી તે ફરીથી શીખીએ છીએ.

હિમથી 'કુદરતી' કોવાણની ક્રિયાઓને અટકાવવાના વૈજ્ઞાનિક પ્રયાસના દાખલા તો છેક સોળમા સૈકામાં જ મળે છે, એનો શિષ્ટ તથા ઇતિહાસ-પ્રસિદ્ધ પ્રયોગ, જ્ઞાનના તથા ડહાપણના પિતા સમાન, ફ્રાન્સિસ બેકનને હાથે થયો હતો.

બેકનના મગજમાં વિચાર આવ્યો કે બરફથી—બરફની ઠંડકથી—કોવાણની સર્વ ક્રિયાઓ અટકી જવી જોઇએ. તે વાતની ખાતરી કરવાને એણે કુકડીનાં તરતના મરી ગયેલા બચ્ચાની અંદર બરફ ભર્યો. આનું વૈજ્ઞાનિક પરિણામ તે જોઇ શકે તે પહેલાં બીજું એક પરિણામ બેકનના પોતાના સંબંધમાં આવ્યું જેથી આ પ્રયોગ ઐતિહાસિક કરુણતાને પાત્ર થયો છે.

આ પ્રયોગ કરવાને માટે, શિયાળાની કડકડતી ઠંડીમાં, એક દિવસ, બેકન પોતાની ગાડીમાંથી બરફ ઉપર ઉતર્યો, ને પોતાને હાથે કુકડીના બચ્ચાના મૃત-દેહમાં બરફ ભર્યો. તેમ કરવા જતાં શરદી લાગી ગઈ, ને તે વધતાં બેકનનું મૃત્યુ થયું!

છતાં આ નાનકડા પ્રયોગમાંથી આજ કરોડોનો સફળ અને સંગીન વેપાર જન્મ પામ્યો છે. સન ૧૯૨૪માં ગ્રેટબ્રિટન એકલાએ જ ૭૦ કરોડ રૂપિયાથી વધારે કિંમતનો માલ—ઠારેલ માંસ આદિનો—આયાત કર્યો હતો!

શીત પ્રયોગથી ખોરાકની અંદર સ્વરૂપમાં સ્વલ્પ રૂપાન્તર થાય છે એ ચોકસ છે. સ્વાદમાં તથા આરોગ્યમાં ઠારેલો ખોરાક ઉતરતો નથી, એનો પુરાવો સાઇબીરીઆમાંથી મળી આવે છે. 'મેમથ' નામનાં અતિપ્રચંડ દેહવાળાં તથા ઇતિહાસની ય પૂર્વ કાળનાં પ્રાણીઓ ત્યાં કેટલીય સદી થયાં બરફની તળે દટાઇ ગયેલાં, પણ જરાય વિકાર નહિ પામેલાં મળી આવ્યાં છે. એમાંના એકનો આહાર કેટલાંય માણસોએ તથા જાનવરોએ કર્યો—એટલાં મોટાં તે હોય છે!—પણ કોઈની તબીયત ઉપર કાંઇ ખરાબ અસર થઇ નહિ.

યુનાઇટેડ સ્ટેટ્સ જે યાંત્રિક વિષયમાં તથા ઘરકામની દૈનિક સગવડોમાં, સૌથી આગળ આવેલો દેશ છે, ત્યાં ઘરની અંદર જ બરફ બનાવવાના સંચાઓ હોય છે. એ બરફ ખોરાક જાળવી રાખવાની બરફની પેટીઓમાં તથા ઉનાળામાં ઠંડકને માટે વપરાય છે.

આગ્રા — કાન્તિલાલ છગનલાલ પંડ્યા

# આસામના ખાસીઓ વિષે કેટલીક માહિતી

આસામ પ્રાન્તમાં ખાસી અને જૈન્ટિયાના ડુંગરોના વતનીઓ ખાસી તરીકે ઓળખાય છે. તેઓ એક સંત્ પરમાત્માને માને છે અને પૂજે છે. પરમાત્મા સર્વનો સૃષ્ટા છે અને તેનું નામ યુ બ્લી ( U Blei ) છે. તેઓ રૂઢ અર્થમાં મૂર્તિપૂજક નથી. તેઓમાં જ્ઞાતિભેદ અને અસ્પૃશ્યતા મુદ્દલ નથી. મનુષ્ય જીવન ખરેખર સુખી બને તેટલા માટે સત્ય, પ્રેમ, દયા, સાધુતા, પ્રામાણિકતા, ભ્રાતૃભાવ વગેરે સદ્ગુણોનું સેવન તેઓ આવશ્યક માને છે.



ખાસી સ્ત્રીઓનો નાચ

ખાસીઓ રંગે ધઉંવર્ણા, શ્વેત, શ્યામ અને પીતવર્ણા છે. તેઓ કદમાં ટૂંકા અને શરીરે પુષ્ટ છે. પુરુષો સુદૃઢ, સ્ત્રીઓ સુન્દર અને બાળકો કાન્તિમાન છે. સ્વભાવે તેઓ સરલ અને આનંદી છે. તેઓ સંગીતપ્રિય છે. તેઓમાં વાત્સલ્યભાવ ભરપૂર ઊભરાય છે. તેઓ પ્રકૃતિના પૂજકો છે. ઘરના આગણામાં તેઓ ફૂલઝાડ રોપે છે અને મકાઇ, બટાટા અને બીજાં શાક વાવે છે. બીજા આસામીઓના પ્રમાણમાં તેઓ વધારે ઉદ્યોગી છે. ખાસ કરીને ખ્રિસ્તી ખાસીઓ વિશેષ સ્વચ્છ રહે છે. તેઓ—પુરુષ, સ્ત્રી અને બાળકો—પાનસોપારી ખૂબ ખાય છે. તેમનામાં પ્રામાણિકતા અને સત્યપ્રિયતા એ મોટા ગુણો છે.

ખાસીઓ ઘર સરસ રીતે બાંધે છે. ઘાસ અથવા પતરાનું છાપરું બાંધી વાંસની સળીઓ અને ચુનાથી સરસ ભીંતો બનાવે છે. તેમનાં ઘર અત્યંત સ્વચ્છ દેખાય છે અને ઓછા ખર્ચે બને છે. ગામડાં, પર્વતના શિખર ઉપર નહિ પણ જરા નીચાણના ભાગમાં વસેલાં હોય છે. ગામડાંની શેરીઓ સાંકડી અને ગંદી માલમ પડે છે. લોકો કુક્કર રાખે છે તેથી ગંદવાડ વધે છે. ગામડાના લગભગ પ્રત્યેક ઘરમાં ફૂલઝાડ તો હોય જ. ગ્રામવાસીઓ ગ્રામ દેવતાને પૂજે છે.

ખાસીઓનો મુખ્ય ધંધો ખેતી છે. ચોખા અને બટાટાનું વાવેતર તેઓ વધારે પ્રમાણમાં કરે છે. કેટલાક મજૂર તરીકે પણ ગુજરાન મેળવે છે. ખાસીઓનો એક પ્રધાન ઉદ્યોગ—પર્વતનાં ખડકોમાંથી લોઢું કાઢવાનો અને લોઢાનાં હથિયાર વગેરે બનાવવાનો—હાલમાં શિથિલ પડી ગયો છે. જેન્તિયા હિલ્સમાં રેશમનું વણાટ ઠીક થાય છે. ઘણી સ્ત્રીઓ આ ધંધામાં રોકાય છે. તેઓ રેશમના કીડાને સારી રીતે ઉછેરી જાણે છે. આ ઉપરાંત કેટલાંક રૂ કાંતીને વસ્ત્રો વણે છે. તેઓમાં કુંભારકામ કરનાર સરસ કારીગરો પડ્યા છે.



બાળકને પીઠે બાંધી ઉંચકી જતી માતા

ખાસીઓ વિષે એવો સબળ મત છે કે તેઓ હિન્દુસ્તાનની મૂળ જંગલી વસ્તીમાંથી ઊતરેલા છે. તેઓમાં સર્પપૂજા પ્રવર્તે છે અને કોઇ ભાગમાં મનુષ્યનું બલિદાન અપાય છે તે ઉપરથી તેઓ ઉચ્ચ સંસ્કૃતિહીન અનાર્ય પ્રજાના વારસો છે એમ અનુમાન કરાય છે. મનુષ્યના બલિદાનના મૂળ વિષે ખાસીઓમાં એક દંતકથા પ્રચલિત છે. ચેરાપુંજી પાસે થ્લેન નામનો મોટો સર્પ રહેતો હતો. એકવાર તેણે ખાસીઓના જાનમાલની ભારે ખુવારી કરી અને લોકો 'ત્રાહિ ત્રાહિ' પોકારવા લાગ્યા. જો કોઈ મનુષ્યનું બલિદાન અપાય તો જ એ શાન્ત થાય એમ હતું. આ પ્રમાણે કરવામાં આવ્યું અને આખી જાતિ એ કાલના પંજામાંથી આખરે બચવા પામી. પરંતુ ત્યારપછી એ નાગ દેવતાને મનુષ્યના રુધિરથી તૃપ્ત કરવાનો દુષ્ટ રિવાજ થઈ ગયો. તદનુસાર મનુષ્યનો વધ કરનાર ( એને 'નોંગ શોહનોહ' કહે છે ) જે મનુષ્યનું બલિદાન ધરાવવું છે તેના વાળની લટ અને આંગળીઓના નખ, રૂપાની કાતરથી કાપે છે અને વાંસની ભૂંગળીમાં તેનાં નસકોરાંમાંથી થોડુંક લોહી

ખાવી લે છે અને ઘરમાં સ્થાપેલા સ્નેતને આ સઘળું ધરાવે છે. આ વહેમી રિવાજ કોઈ કોઈ ખાસીઓમાં આજ પણ ઊંડું ઘર કરી રહેલો છે એમ કહેવાય છે. હાલ શિલૉંગ અથવા ચેરાપુંજી જેવા સ્થળોમાં પણ, અંધારૂં થયા પછી પૂર્વોક્ત ભયને લીધે, ઘણા લોકો બહાર એકલા જતાં અચકાય છે.

ખાસીઓ વિષે એક બીજો મત પણ વિચારવા જેવો છે. આ અભિપ્રાય પ્રમાણે તેઓ એક જંગલી જાતિના નહિં પણ સંસ્કારી આર્ય પ્રજાના વારસો હશે એમ મનાય છે. ખાસ કરીને બંગાળામાં એક વખત વ્યાપક અસર ફેલાવનાર બૌદ્ધ સંપ્રદાયનો થોડોક વારસો આ પ્રજામાં ઊતરેલો જણાય છે. પણ બૌદ્ધ ધર્મના તાન્ત્રિક સ્વરૂપમનાં અવશેષો ખાસીઓમાં સ્પષ્ટ દેખાય છે* એ ઉપરથી જ આર્ય સંસ્કારનો વારસો સિદ્ધ થતો નથી.



ખાસી સ્ત્રી

ખાસીઓ શુભ અને અશુભ બંને સત્ત્વોના પૂજારીઓ છે. પાપમાંથી અને આફતમાંથી બચવા માટે તેઓ ભૂતપ્રેતાદિની ઉપાસના કરે છે. વળી પિતૃઓના અને અનેક દેવદેવીઓના પણ તેઓ પૂજક છે. સાથે સાથે પરમાત્માના સાચા સ્વરૂપની સમજણ પણ તેઓમાં રહેલી છે. કોઇ ધાર્મિક વૃત્તિના પ્રાચીનપંથી ખાસી સાથે પરમાત્માના સ્વરૂપ સંબંધી વાતચિત

* બૌદ્ધધર્મ, એના ઉત્તર કાળમાં, આર્ય સંસ્કાર શૂન્ય બની ગયો હતો. એમાં—વિશેષે કરીને તાન્ત્રિક સ્વરૂપમાં—અનાર્ય વિધિઓ દાખલ થઇ હતી. ડૉ. રવીન્દ્રનાથ ટાગોર એમના 'A vision of India's History' નામના લેખમાં કહે છે કેઃ—

"At the latter end of its career in India the mighty stream of Buddhism grew sluggish and lost itself in morasses of primitive superstitions and promiscuous creeds and practices, which had their root in non-Aryan Crudities."

(વિશ્વભારતી—એપ્રિલ, ૧૯૨૩)

થતાં ઉત્તર મળે છે: "પ્રભુ વાણી અને મનથી પર છે. એ મહાન અને અગાધ શક્તિનો મહિમા સમઝનાર આપણે કોણ માત્ર? એ વિશે તો મૌન જ ઉચિત છે." તેઓ અન્ય ધર્મો પ્રત્યે સહિષ્ણુ છે. તેથી ખ્રિસ્તી ધર્મ સ્વીકારેલા તેમના જાતિભાઈઓ પ્રત્યે તેઓ તિરસ્કાર બતાવતા નથી પરંતુ પોતાની અંગત ધાર્મિક માન્યતા દૃઢતાથી પ્રતિપાદન કરે છે. તેઓ કહે છે: "અમારામાં જે 'હક' ('સત્ય') છે તે અમારા વારસોમાં અવશ્ય ઊતરવાનું. કોઈની મગદૂર નથી કે કોઈ કોઈને વટાળી શકે કે ધર્માન્તર કરાવી શકે."


ખાસી રાજકુંવર

હાલમાં ખાસીઓની ઘણી મોટી સંખ્યાએ ખ્રિસ્તધર્મ સ્વીકાર્યો છે. ઇ. સ. ૧૮૪૨ માં વેલ્શ મૅથેડિસ્ટ મિશન ની શાખા ચેરાપુંજીમાં સ્થાઇ ત્યારથી ખાસીઓમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર શરુ થયો. કેટલાક એમ માને છે કે આ ખ્રિસ્તી પાદરીઓથી ઘણા લાભો થયા છે. તેમને લીધે ખાસીઓનું જંગલીપણું ગયું અને સંસ્કારિતા આવી. તેઓએ ધર્મ અને કેળવણીના ક્ષેત્રમાં અતુલ સેવા કરી છે. શિલોંગ વગેરે સ્થળોમાં અનેક દેવળો બાંધી ખાસીઓની ધાર્મિકતા અને કલાવૃત્તિને આ પાદરીઓએ પોષી છે. વળી કુમારિકાઓ અને કુમારો માટે વસતિગૃહવાળી શાળાઓ, રાત્રિશાળાઓ અને સાધનસંપન્ન ઇસ્પિતાલો વગેરે તેમના શ્રમના પરિણામે જ સ્થપાયાં છે.

ખાસીઓના કેટલાક અગ્રગણ્ય પુરુષોએ પોતાની સંસ્કૃતિના જતન અર્થે—અર્થાત્ પ્રકૃતિના અચલ અને સત્ય નિયમો પર બંધાએલા પ્રાચીન રિવાજોના સંરક્ષણ માટે,—કેટલાંક વર્ષો થયાં, એક સંઘની સ્થાપના કરી છે. આ સંઘદ્વારા ગરીબ ખાસી છોકરા છોકરીઓને મફત કેળવણી આપવાનો પ્રબંધ થયો છે; અને ઉગતી પ્રજાને તેઓની પ્રાચીન સનાતન ભાવનાઓનું ભાન કરાવવામાં આવે છે.

પાદરીઓના પ્રચારકાર્યથી ખાસીઓને સર્વાંશે લાભ થયા છે, એમ બધા ખાસીઓ માનતા નથી. લોકોને જંગલી ગણી સુધારવાના પાદરીઓના પ્રયત્નોને કેટલાક આત્મમાન-વાળા ખાસીઓ લેશ પણ અભિનન્દતા નથી બલ્કે એ ધર્માન્તર ક્રિયામાં ત્રાસ રહેલો છે એમ માને છે અને એમાંથી મુક્ત થવાને પગભર થઇ રહ્યા છે. કેટલાક ખાસીઓ તો ધર્માન્તર થવાથી તેમનામાં દુર્ગુણો વધ્યા છે એમ પણ સમજે છે.

ખાસીઓમાં નારીપ્રતિષ્ઠા અતુલ છે. તેઓની સંસ્કૃતિ માતૃમૂલક છે. માતા કુટુમ્બની જનની હોવાથી વડીલ છે. બાળકો માતાના કુલના ગણાય છે, પિતાના નહિ. પૂર્વજ પૂજામાં માતૃદેવ છે અને ગૃહદેવતાઓમાં દેવીઓની સંખ્યા અધિક છે. ભાષામાં પણ પુલ્લિંગ કરતાં સ્ત્રીલિંગ શબ્દો વિશેષ પ્રમાણમાં છે. બહુવચન માત્ર સ્ત્રીલિંગ નામોનું જ છે. વસ્તીપત્રકમાં સ્ત્રીની સંખ્યા પુરુષ કરતાં વધતી જાય છે. આવી સમાજમાં એક કરતાં વધારે સ્ત્રી પરણવાનો રિવાજ સ્વાભાવિક રીતે જ ન હોય.

લગ્ન પછી પતિને પત્નીનાં માબાપને ત્યાં રહેવું પડે છે. માતાનો મોટો ભાઈ તી (kni)—મામો—ઘરનો મુખ્ય કારભારી છે; પરંતુ પિતાનું સ્થાન ખાસ ઉતરતું નથી. સંતાન થયા પછી પિતા પોતાના નવા ઘરમાં જુદો રહી શકે છે અને ગૌરવવાળું સ્થાન ભોગવે છે.

વારસો સ્ત્રીને મળે છે. કુટુમ્બની મિલકતનો સહુથી મોટો હિસ્સો સહુથી નાની પુત્રીને સોંપાય છે, કારણ કે કૌટુમ્બિક ફરજો તેને બજાવવી પડે છે અને પિતૃઓની પૂજા પણ તે જ કરે છે. પછી અનુક્રમે બીજી પુત્રીઓને ભાગ મળે છે. જો પુત્રી ન હોય તો બ્હેનની સહુથી નાની પુત્રી વારસ બને છે અને તે પણ ન હોય તો માશીની પુત્રીને વારસો મળે છે.

ખાસીઓની રાજ્યવ્યવસ્થા કાંઇક આવી છે. સ્વેચ્છાથી જોડાએલાં ગામડાંના સંગઠનથી ખાસીઓનું રાજ્ય બનેલું છે. આ રાજ્યનો મુખ્ય 'સીમ' નામે ઓળખાય છે. રાજ્ય-વહીવટમાં સીમને પોતાના પ્રધાનમંડળની સલાહ લેવી પડે છે. મન્ત્રીઓની સંમતિ સિવાય તેનાથી કોઇ પણ ઉપયોગી કામ ન થઇ શકે. સીમ ન્યાયાસન ઉપર બેસી ન્યાય ચુકવે છે. કેટલાંક ગામોમાં મુખીઓ—સરદારો—નીમવામાં આવે છે અને તેઓ દ્વારા રાજ્યકાર્ય ચાલે છે.

ખાસીઓએ સીમને જમીન મહેસુલ આપવાનું હોતું નથી. જમીન એ ગામડાંની જુદી જુદી ટોળીઓની માલેકીની હોય છે. દરબારને અંગે થએલા ખર્ચ માટે સીમ કેટલીક વાર મરજિયાત ઉઘરાણાં કરે છે. આ સિવાય, બજારમાં જે માલ વેચાય તેના પર ઠરાવેલો વેરો આવે તે જ સીમની મુખ્ય આવક છે. સીમના વંશજો પુત્રીના વારસો જ હોય છે.

ઉપર પ્રમાણે ખાસીઓ વિષે કેટલાક પ્રકીર્ણ વિચારો નોંધ્યા છે. આ વીર જાતિમાં પ્રકાશનાં કિરણો વેરાવા લાગ્યાં છે અને હિન્દમાતાનાં અન્ય સંતાનો જેટલા જ ખાસીઓ પણ માતૃપ્રેમના અધિકારી છે.+

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

+હસ્તલિખિત 'અંજલિ'માંના મારા લેખને આધારે.

# રેતીના ઢુઆઓ

ગૂજરાતી વનસ્પતિશાસ્ત્રી શ્રી જયકૃષ્ણભાઈ ઇન્દ્રજીએ કચ્છમાંડવી આગળ રેતીના ઢુઆઓ ( Sand Dunes ) દબાવવા જે ભગીરથ પ્રયત્ન આદર્યો છે, અને એમાં ઘણી સારી રીતે એ ફતેહમંદ પણ થયા છે, એનો કંઇક ઝાંખો ખ્યાલ આપવાના ઇરાદાથી આ લેખ લખવા પ્રવૃત્ત થયો છું.

ગૂજરાતના લોકો માટે ઢુઆ શબ્દ તદ્દન નવો છે. સમુદ્ર કિનારે રહેતા કાઠિયાવાડીઓ અને કચ્છીઓને ઢુઆ શબ્દ પરિચિત છે. ઢુઆનો સાદો અર્થ રેતીના ઢગલા એવો થાય છે.

નદીઓનાં પાણીનાં પૂર સમુદ્રમાં ઠલવાય છે એ સાથે નદીની રેતી પણ સમુદ્રમાં જાય છે. આ રેતીને સમુદ્ર કિનારે કાઢી નાંખે છે. કિનારે જમા થએલી રેતીને પવનના ઝપાટા દૂર દૂર સુધી ઉડાડે છે અને પરિણામે સમુદ્ર કિનારા આગળ રેતીના ઢગના ઢગ જામેલા નજરે પડે છે. કાઠિયાવાડના કિનારા ઉપર આવી જાતના રેતીના ઢગ હાલમાં જુજ પ્રમાણમાં જોવાં મળે છે, પણ કચ્છના સમુદ્ર કિનારા ઉપર રેતીના ઢુઆ ખૂબ જ જોવામાં આવે છે.

આ દુનિયાની સાત ટકા જેટલી પૃથ્વીની સપાટી રેતીના ઢુઆઓથી વ્યાપ્ત થએલી છે. ન્યૂઝીલેંડમાં ઉડતી રેતીનો વિસ્તાર ત્રીસ હજાર એકર જેટલો છે અને તેને કેમ અટકાવવી તેના વિચારમાં ત્યાંના બુદ્ધિવાન સ્ત્રીપુરુષો પડેલાં છે. હોલાંડ દેશનું અસ્તિત્વ આ રેતીના ઢુઆના સુરક્ષિતપણા ઉપર જ નિર્ભર છે. હોલાંડમાં રેતીના ઢુઆઓને સાચવવામાં આવતા ન હોત તો આજે નકશામાંથી હોલાંડ નામ ભૂંસાઇ ગયું હોત. ઇજીપ્તના દરિયા કિનારા ઉપર રેતીના ઢુઆનું અસ્તિત્વ ન હોત તો આજે ઇજીપ્ત ન હોત અને ફળદ્રૂપ નાઇલ પ્રદેશ આજે સાવ ડુંગરાઉ મુલક બની ગયો હોત.

એક રીતે જોતાં આ રેતીના ઢુઆ ઘણા ઉપયોગી છે. સમુદ્રને આગળ વધતાં અટકાવનાર આ ઢુઆ જ છે. ઢુઆ ન હોત તો સમુદ્રનો વિસ્તાર આજ છે તેના કરતાં અતિ ઘણો વધી ગયો હોત.

જેણે કચ્છ માંડવી જોયું હશે તેને સ્ટીમરમાંથી ઉતરતાં વેંત જ રેતીના ઢગોનાં દર્શન થયાં હશે. કેટલાં યે મકાનો રેતીમાં દટાઇ ગયાં છે એ હજી પણ જોઇ શકાય એમ છે. જ્યારે પવનના સુસવાટા વાતા હોય છે ત્યારે રેતીના કણોને ઉડતા આપણે જોઇ શકીએ છીએ. આવું છે છતાં યે માંડવી આગળના રેતીના ઢુઆઓને અટકાવવાનો અથવા તો ઢુઆની ઉડતી રેતી દબાવવાનો પ્રયત્ન રાજ્ય તરફથી થયો નથી.

માંડવીની પશ્ચિમમાં પાંચ માઇલ દૂર કાઠડા રાજમહેલ આવેલો છે. કાઠડા ગામના નામ ઉપરથી રાજમહેલ કાઠડા-રાજમહેલ નામે ઓળખાય છે. આ મહેલ સમુદ્ર-તટ-નિવાસ ( Sea-side Residence ) છે અર્થાત્ સમુદ્ર કિનારાની ઉપર જ બાંધવામાં આવેલો છે. મહેલ બાંધવો શરૂ થયો હતો પણ પાસે જ અતિ નિકટમાં આવેલા ઢુઆઓ ઉપરથી ઉડતી રેતી જો ન અટકાવી શકાય તો મહેલમાં વસવું મુશ્કેલ થઇ પડે એમ નામદાર યુવરાજ

કુમારશ્રીને લાગ્યું એટલે એ રેતી કેમ અટકાવવી તેના વિચારમાં તેઓશ્રી પડયા. બે ત્રણ સારા વિદ્વાન યૂરોપિયન ઇન્જીનિયરોની સલાહ લીધી. એ સાહેબોએ કરોડો રૂપિયાનો અંદાજ દર્શાવ્યો અને નાની રેલ નાંખીને રેતીને ડબાઓમાં ભરી ભરીને પહાડોની ખીણોમાં ઠાલવવી એવો વિચાર દર્શાવ્યો. કચ્છના નામદાર મહારાવશ્રી જેવા ચતુર અને દીર્ઘદ્રષ્ટિવાળા પુરુષે ઇન્જીનિયરોની બુદ્ધિની કસોટી કરી લઇને તેમને વિદાય કર્યા. પર્વતની ખીણોમાં રેતી ઉપાડી. ઉપાડીને ભરવી એ કામ કેટલું અશકય છે એ ચતુર મહારાવશ્રી તરત જ સમજી ગયા.

થોડા વખત પછી કચ્છના મહારાવશ્રીએ જયકૃષ્ણભાઇને તેડાવ્યા, બધી ઘટના કહી સંભળાવી અને તેમનો પોતાનો અભિપ્રાય જાણવા ઇચ્છા દર્શાવી. જયકૃષ્ણભાઈને યૂરોપિયન ઇન્જીનિયરોની યોજનાથી ખૂબ જ હસવું આવ્યું. છેવટે તેમણે પોતાની યોજના–યોજના જેવું તો કંઇ ન હતું–કેવળ વિચાર જ દર્શાવ્યા.

જયકૃષ્ણભાઈ ૧૯૫૩ માં કચ્છ ગયા અને કાકડા રાજમહેલ આગળના રેતીના ઢુઆઓ દબાવવા, ઉડતી રેતી અટકાવવાના કાર્યમાં લાગ્યા.

પોરબંદરમાં ઉડતી રેતી અટકાવવા માટે જયકૃષ્ણભાઈએ પ્રયાસ કર્યો હતો અને તેમાં તેમને સારી ફતેહ મળી હતી. આ જ ઉપરથી જયકૃષ્ણભાઈએ કચ્છમાં આવી આ ભગીરથ કાર્ય ઉપાડવાની હિંમત ધરી હતી.

ઍાલ્ફ્રેડ કેરી નામનો વિદ્વાન્ લખે છે:

" કુદરતના નિયમોને વશવર્તી થવાથી જ કુદરત ઉપર વિજય મેળવાય છે. જ્યાં સુધી માણસ આજ્ઞાપાલનનો પાઠ શીખતો નથી ત્યાં સુધી માણસ કુદરતના પુતળા જેવો જ રહે છે. " *

જયકૃષ્ણભાઈએ ઢુઆઓનું નિરીક્ષણ કરવા માંડયું. ઢુઆ ઉપર અને તેની આસપાસની જમીન ઉપર કુદરતી રીતે શું શું ઉગે છે તે તેમણે જાણી લીધું. ઢુઆની રેતી ઉડતી અટકાવવી હોય તો શું કરવું જોઇએ એનો પણ એમણે પરિસ્થિતિનો વિચાર કરીને અભ્યાસ કરવા માંડયો. શરૂઆતમાં તેમણે એ કામ કરવા માટે રાજ્યની પરવાનગી માગી:– (૧) ઢુઆની જગો બહુ જ સુરક્ષિત (strickly reserved) રાખવી. આ પહેલાં ઢુઆઓ દરેક માણસ તેમ જ પશુ માટે ખુલ્લા હતા. ઢોર કુમળા નાના છોડવાઓને જડમૂળથી ઉખેડીને ખાઈ જતાં હતાં. છોડ વધારે મજબુત હોય અને મૂળ સાથે ઉપરી આવે એવો ન હોય તેની ડાળીઓ, પાન વગેરે ખાઈ જતાં. થોડાંક ગુંદી, સમઢી જેવાં નાનાં ઝાડવાંને લોકો બળતણ માટે કાપી લઈ જતા હતા. આ બધા માટે ઢુઆઓને બહુ જ સુરક્ષિત રાખવાની જરૂર જણાઈ અને તે માટે રાજ્યે રજા પણ આપી. અને (૨) રાજમહેલની પશ્ચિમ દિશામાં ઢુઆઓની પાસે જ થોડાં ખેતરો આવેલાં છે. ચોમાસામાં જ આ ખેતરોમાં મઠ, મગ જેવું કંઈ વાવવામાં આવતું અને બાકીના આઠ માસ સુધી આ ખેતરો ખાલી પડી રહેતાં. રેતાળ જમીનને ખેડવામાં આવતી હતી એટલે પાક લઈ લીધા પછીથી આ ખેતરોમાંથી રેતી અને ધૂળ ખૂબ જ ઉડતાં જે રાજમહેલ આગળ કામ કરતાં સ્ત્રી પુરુષોને ખૂબ જ ત્રાસ આપતાં હતાં. વળી ઢુઆઓ ઉપરથી રેતી ઉડી આવીને આવાં ખેતરોમાં ભેગી થતી

* "Nature is conquered by obeying her, and man is but her puppet until he learns the lesson of obedience."

એટલે કેટલીક જગોએ રેતીના મોટા ઢગ પણ જામ્યા હતા. આને માટે રાજ્ય તરફથી આવાં બધાં ખેતરો યોગ્ય વળતર આપીને ખરીદી લીધાં. આ ખેતરો માણસ તેમ જ પશુઓથી રક્ષિત ( reserved ) રાખવા માટે પરવાનગી માગવામાં આવી જે મળી હતી. આ માટે સખત મહેનત કરી શકે એવા કેટલાક રખેવાળો રાખવામાં આવ્યા હતા.

આવી રીતે રક્ષિત થયેલા પ્રદેશોમાં વરસાદ થયા પછીથી નવી નવી વનસ્પતિઓ આપોઆપ ઉગવા લાગી; અને જે વનસ્પતિનાં મૂળીઆં જમીનમાં દટાત હતાં, જેને ઢોર ઉખેડી શકયાં ન હતાં, તે પણ લીલાંછમ થવા લાગ્યાં. આને લીધે એક વર્ષમાં તો ઘણી યે નવી નવી વનસ્પતિઓ ઉગી નીકળી અને ઘણોખરો ભાગ તો લીલોછમ છવાઈ રહ્યો. આપોઆપ ઉગી નીકળેલી આ વનસ્પતિઓની એક યાદી જગકૃષ્ણભાઇએ કરી લીધી અને બીજી કેટલીક નવીન વનસ્પતિઓ વાવવાની યાદી પણ તેમણે તૈયાર કરી.

પોરબંદરમાં ઉડતી રેતી અટકાવવા માટે તેમણે શુરી ( Casuarina ), ખજુરી, નાળિયેરી, પારસપીપળો, લીંબડો, કરંજ વગેરે ઝાડોનો ઉપયોગ કર્યો હતો, એટલે અહિંઆં પણ એ બધાં ઝાડ વાવવાં શરૂ કર્યાં. પણ પોરબંદરમાં રેતીના ઢુવાઓ આટલા મોટા ઉંચા ન હતા તેમ જ રેતી પણ આટલી છુટી ( loose ) ન હતી, એટલે પોરબંદરનો અનુભવ કચ્છમાં કામ ન આવ્યો. પરિણામે નવાં ઝાડો રોપવાની યોજના પડતી મૂકવામાં આવી અને જે જે ઝાડ છોડ ફૂટી નીકળ્યાં હતાં તે બધાંની રક્ષા પાછળ ખૂબ જ ધ્યાન આપવામા આવ્યું.

કેટલીક વનસ્પતિનાં બીજ ત્યાં વેરવામાં આવ્યાં હતાં. પહેલાં એ ખેતરોમાં ઝીણી ભોરીંગણી (Solanum Minimum) ઉગેલી જોવામાં આવી હતી. એ જ જગો રક્ષિત બન્યા પછીથી પહેલે જ વર્ષે તેમાં **ભાખો** (Indigofera Cordifolia) થયો. બીજે વર્ષે આપોઆપ ભાખો ઓછો થયો અને તેની જગોએ દૂર્વા અને **શરપુંખ** તેમજ **રણમેથી** (Crotalaria Medicaginia) ઉગ્યાં. ત્રીજે વર્ષે એ જ જગોએ દૂર્વા ઘણી ઓછી થઈ ગઈ, ભાખો તદ્દન નહિ જેવો જ દેખાયો અને તેને બદલે શરપુંખાનું વન થઈ ગયું. ચોથે વર્ષે (એટલે હવે પછી) જે થાય તે ખરૂં. આ નિરીક્ષણ ઉપરથી જયકૃષ્ણભાઈએ જાણ્યું કે સશસ્ત્ર માણસો જેમ નિર્બળ માણસોને હાંકી કાઢીને પોતાનો પગપેસારો કરે છે તેમ જ નાના દુર્બળ છોડવાઓને હાંકી કાઢીને મોટા સશક્ત છોડવાઓ પણ પોતાનું સ્થાન જમાવે છે. હજી આ નિરીક્ષણ ચાલુ જ છે. કુદરતનું નિરીક્ષણ કેટલું બોધપ્રદ છે તે આ ઉપરથી સમજાય છે.

અત્યારે આ બધાં ખેતરો લીલાંછમ થઈ ગયાં છે, વચ્ચે વચ્ચે ખડા થયેલા રેતીના ઢગો પણ વનસ્પતિથી છવાઈ ગયા છે, રેતીનો કણ સરખો ઉડી શકતો નથી અને દર વર્ષે દૂર દૂરથી પશુ, માણસ કે પવનને લીધે નવીન બીજો ત્યાં આવીને પડે છે અને નવીન નવીન છોડ દેખા દે છે. મહેલ ઉપરથી પશ્ચિમ દિશા તરફ જોવાથી હવે આંખને તૃપ્તિ થાય એવી લીલોતરી જણાય છે. પહેલાં આ ખેતરો કેવાં હતાં અને અત્યારે કેવાં થયાં છે એ જેણે જોયું છે તે ઘડીભર ચકિત નયને આ દશ્ય જોઈ રહે છે અને જયકૃષ્ણભાઈની વાહવાહ ઉચ્ચારે છે.

સમુદ્ર કિનારા ઉપર આવેલા રેતીના ઢુઆઓ જેમાં કેટલાક ૮૦–૮૫ ફીટ જેટલા ઉંચા છે, તેની ઉપર પણ આ જ પદ્ધતિએ વનસ્પતિઓ ઉગાડવામાં આવી હતી. પહેલે વર્ષે જે જે વનસ્પતિ વરસાદ પછી ઉગી નીકળેલી તેની નોંધ રાખવામાં આવી હતી. બીજે વર્ષે એ વનસ્પતિઓનો વિસ્તાર ખૂબ જ લંબાયો હતો. ઢુઆ ઉપર ઉગતી વનસ્પતિઓ જાતે જોયા સિવાય વાચકોને તેનો પૂરો ખ્યાલ નહિ આવે. આ વિષે હું આખો ગ્રન્થ લખાય એટલું લાંબું રસપ્રદ તેની ખરી કલ્પના વાચકોને નહિ આવે. આ બધી વનસ્પતિઓ જે કામ કરે છે તે જોઇને તો પ્રભુની અગાધ લીલાનો આપણને સુંદર પરિચય મળે છે. ક્યાં ૬૦–૭૦ ફીટ જેટલા ઉંચા રેતીના ઢગ અને ક્યાં તેની ઉપર એકાદ મોથ જેવી નાની વનસ્પતિનું ઉગવું ? પ્રથમ તો એ ત્યાં શી રીતે ઉગી હશે તે જ આપણને નવાઈ છે. એટલી ઉંચાઇએ એવડી નાની વનસ્પતિએ પાણી ક્યાંથી મેળવ્યું ? અને રેતીમાં

"ટાઇમ્સ ઑફ ઇન્ડીયા" ( જુલાઇ ૧૫, ૧૯૨૭ )માં 'The Conquest of the Dunes' (રેતીના ઢુઆઓ ઉપર વિજય) એ નામનો એક લેખ કોઇ ઉત્સાહી અને જિજ્ઞાસુ યૂરોપિયન વિદ્વાને લખ્યો છે. શોકની વાત છે કે આપણા કોઇ હિંદીને જયકૃષ્ણભાઈના આ ભગીરથ કાર્યની નોંધ લેવાનું સૂઝયું નથી. ખુદ માંડવીના વતનીઓને પણ આ વાતની કંઈ પડી નથી. યૂરોપિયન લેખકે એ ટુંકા લેખમાં ઢુઆ પાછળ જયકૃષ્ણભાઈએ જે અથાગ મહેનત લીધી છે તેની અને જયકૃષ્ણભાઇના જ્ઞાનની ઠીક નોંધ લીધી છે. લેખકનાં થોડાંક વાક્યો ઉતારી આ લેખ પૂરો કરૂં છું:—

"... ... કલ્પી ન શકાય એવું પરિણામ આવેલું છે. ... ... જયકૃષ્ણભાઇએ વિવિધ જાતનાં ઘાસ, લતા, ગુલ્મ, વૃક્ષો ઇત્યાદિ રેતીના ઢુઆઓ ઉપર ધીરે ધીરે ઉગાડયાં છે અને હજી યે ઉગાડે છે તે જોઇને સાધારણ માણસ તો આશ્ચર્યચકિત જ થઈ જાય છે.

ઉડતી રેતીના મોટા ઢગોને કેમ દાબવા એ પ્રશ્ન ઉઠે છે. જયકૃષ્ણભાઇ એ વિકટ કામથી બ્હી જાય એવા નથી ... ... આ ભયાનક અને પ્રચંડ કાર્યને પહોંચી વળતાં જયકૃષ્ણભાઇને સરસ રીતે આવડે છે." *

બાપાલાલ ગ. વૈદ્ય

" * ......The result has already exceeded expectations.....Any layman would be bewildered by the great number of various grasses, creepers, bushes and trees of which Mr. Jaykrishna knows and which he is steadily introducing or encouraging.

The question remains how to deal with the huge domes of the moving dunes. Mr. Jaykrishna is not one to be staggered by the problem.....He knows how to tackle and eventually bring of anchor these elephantine dangers." ( The Times of India-July 15, 1927.)

# જ્ઞાનના ફેરીઆઓ

કોઈ પણ દેશનું ભાવિ ત્રણ માણસોના હાથમાં હોય છેઃ સંશોધક, વ્યવસ્થાપક અને ભોમિયો (interpreter). વ્યવસ્થાપકની ખોટ પડતી નથી. સંશોધકોનો પણ ઘણી વખત પૂરતો સમુદાય હોય છે, પણ અશિક્ષિત અથવા અર્ધશિક્ષિત અને નિપુણ વચ્ચે ભોમિયાની જરૂર પડે છે. દરેક સામાજિક અને ભૌતિક શોધખોળની કિંમત, સામાન્ય વર્ગને એની યોગ્ય સમજણ પાડવામાં રહેલી છે. વિજ્ઞાન, સંશોધક અને ભોમિયો બન્નેને સરખી રીતે દેવાદાર છે. માનવજાતિના જ્ઞાનની પ્રગતિ સંશોધકોના હાથમાં છે પણ એનો પ્રચાર એ ભોમિયાના હાથમાં છે. ભાગ્યે જ સંશોધક અને ભોમિયાની શક્તિ એક જ મનુષ્યમાં હોય છે. સામાન્ય માણસનું જ્ઞાન દરેક વાતે અનિશ્ચિત હોય છે, જ્યારે સંશોધક પોતાની શાખામાં નિપુણ હોય છે. આ બન્ને વચ્ચે ભોમિયો ઊભો રહે છે.

સંશોધક જ્ઞાનને ધપાવે છે.
ભોમિયો—જ્ઞાનનો ફેરીઓ—સંસ્કૃતિને ધપાવે છે.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે સંસ્કૃતિની પ્રગતિ એ વિચારકોના વિચારો, મજૂરો અને ખેડુતોની ભાષામાં મુકવાની શક્તિના પ્રમાણ ઉપર આધાર રાખે છે. લોકશાસનની રાજનીતિ એ વિચારના લોકશાસન ઉપર આધાર રાખે છે. બકલ લખે છેઃ "જ્યારે બુદ્ધિશાળી અને કામદાર વર્ગ વચ્ચે અંતર મોટું હોય છે ત્યારે બુદ્ધિશાળી વર્ગ કામદાર વર્ગ ઉપર કોઈ પણ જાતનો અંકુશ રાખી શકતા નથી. પ્રાચીન જગતમાં આમ બન્યું હતું. અજ્ઞાન મૂર્તિપૂજકો અને વિદ્વાન તત્ત્વજ્ઞાનીઓ વચ્ચેનું અંતર જ્યારે ઓળંગી શકાય એવું ન રહ્યું ત્યારે રોમ અને ગ્રીક તેમની સંસ્કૃતિ જાળવી શક્યાં નહિ."

હું ગ્રીક અને રોમના પતનની બકલની મીમાંસા વિષે નિશ્ચિત નથી, પરંતુ એ સિદ્ધાંત અજય છે. જ્ઞાનના ફેરીઆ—salesman—ની જરૂર સંશોધકો કરતાં પણ વિશેષ છે. આજે હિંદને જ્ઞાનના ફેરીઆ જોઇએ છીએ.

# ગાડાનાં ગીતો

## રામ લખમણની જોડ

૧

કાળીઓ ને વળી ધોળીઓ બન્ને
સરખા સરખી જોડ,
ગાયને ઓદર અવતરી જાણે
રામ લખમણની જોડ.

સાથે જ જૂતે ને સાથે જ છૂટે
સાથે જ જેની કોડ,
રાત ને દહાડો સાથે જડી
મારી રામલખમણની જોડ.

જોડાજોડ તે ચાર ચરે ને
વાગોળે મોઢામોઢ,
હૈયાં હૈયે ભાઇ ફુંફાટે
મારી રામલખમણની જોડ.

સામસામાનાં ચાટના બાદાં
બાંધના ધારી કોડ,
સામસામા અજવાળ કરે
મારી રામલખમણની જોડ.

સુખની સોડમાં સૌએ ભળે ઓઢ્યા
દુઃખની દોહ્યલી સોડ,
બીકની બાગીદાર મોંઘી
મારી રામલખમણની જોડ.

૨

### હળવે બાપુ ! હાંક

ગાડાવાળા હળવે બાપુ ! હાંક
હવે નથી એનો વાંક
રાંક જીવનો.

તારે ગાડીનો થયો ટેમ
એમાં એવું કરવું કેમ
રહેમ રાખીએ–

પાઇ પરોઢિયે તારી વાડી
કાળી બપોરે લોય ઉખાડી
ગાડી ન હોય રાતની.

તારે તો ઉડવાં છે આકાશ
આંહીં તો થાકીને થયાં છે લાશ
રાશ તાણુ મા.

તારે તો મોટા મોટા મનકામ
આને તો ઘડીકનો વિશરામ–
કામ એટલો–

તારે તો મોટી મોટી હશે આશ
આને એક ઘડીની હાશ–
આશ એટલી.

ગાડી તો રોજ આવે ને જાય
આંહીં તો રાંકનો ઉડી જાય
હાય જીવડો.

બાપુ ! કરો કરો મહેરબાની
મેં તો રાંકની આરત વાણી
આણી કાજમાં.

જુગતરામ દવે

# અમેરિકાનાં પત્રો

## પત્ર ૯ મો

૧૦, ટ્રાબ્રિજ સ્ટ્રીટ,
કેમ્બ્રિજ માસ.
તા. ૨૨-૧૦-૨૭.

સ્નેહી ભાઇશ્રી,

છેલ્લો પત્ર લખ્યાં પછી મેં M. I. T.* માં પ્રવેશ કર્યો છે. ચાર્લ્સ નદીને કાંઠે આવેલું એ ધવલગિરિની હારો જેવું મકાન કેમ્બ્રિજના કિનારાને આકર્ષણીય અને રમણીય બનાવે છે. અમેરિકાની બધી ઇજિનેરી કૉલેજોમાં M. I. T..નું સ્થાન ખૂબ જ ગૌરવ ભર્યું છે. એની પ્રયોગશાળાઓ એટલી સમૃદ્ધ છે કે એની સમૃદ્ધિ જોઈ એક જર્મન પ્રોફેસરને જર્મનીના કારખાના ( Work-shop ) નું સ્મરણ થઈ આવ્યું. આજે અમેરિકાના ઇજિનેરી ધંધામાં Tech Boys પ્રમુખ છે. Techના અધ્યાપકો કેટલી યે ઇજિનેરી પેઢીઓના સલાહકારો છે અને મોટી મોટી કંપનીઓ અને કારખાનાવાળાઓ Techના વિદ્યાર્થીઓને પોતાની તરફ ખેંચવા ખૂબ મહેનત કરે છે.

. અહીંના અધ્યાપકોનો પગાર બીજા ધંધાઓના પ્રમાણમાં ઘણો ઓછો ગણાય. માસિક ૨૦૦ થી ૫૦૦ ડૉલરનો પગાર અહીંઆ અધ્યાપકો માટે સામાન્ય છે અને તેમાં જ તેઓ પોતાના કુટુંબનું પોષણ કરે છે.

વિદ્યાર્થીઓમાંથી ૯૦ ટકા ભાગના વિદ્યાર્થીઓ ફાજલ વખતમાં મહેનત કરી માતપિતાનો બોજો હળવો કરે છે અને સાથે સાથે સ્વતંત્રતામાં ઉમેરો કરે છે વિદ્યાર્થીઓની ભોજનશાળા ( Walker Memorial )માં ખાદી જેવા સ્વચ્છ કપડાં પહેરેલા ' વેઇટરો 'ને જમનાર વિદ્યાર્થીઓ સાથે વિજળી અને યંત્રકળાના પ્રશ્નોની ચર્ચા કરતા જોઇને મને પહેલી વાર ખૂબ જ આશ્ચર્ય થયેલું. મને લાગેલું કે આ ' વેઇટરો ' ખૂબ જ વિશાળ બુદ્ધિવાળા ( broad-cultured ) છે અને એથી આ પ્રશ્નોમાં રસ લે છે. પણ જ્યારે મેં મારા એક ઓળખીતા વિદ્યાર્થીને આ સફેદ પોશાકમાં જોયો ત્યારે મારી ભ્રાંતિ ભાંગી. અને બધા જ ' વેઇટરો ' વિદ્યાર્થીઓ છે એ જાણી મને અપૂર્વ આનંદ થયો. એક-બે કલાક પ્યાલા રકાબી ઉપાડી ભોજનશાળામાં ભોજન પામનારે વિદ્યાર્થીઓની સંખ્યા આટલી મોટી છે એ બાબતનું મને આ પ્રથમ દર્શન થયું અને જે વાતો સ્વામી સત્યદેવનાં અને બીજા ગ્રંથકારોનાં પુસ્તકોમાં મેં વાંચી હતી તે નજર સામે આવીને ઉભી રહી. હિંદના ગરીબ વિદ્યાર્થીઓ પુસ્તકો અને છાત્રવૃત્તિઓ માટે ભીખ માગવાને બદલે આવી રીતે કામ કરતા થઈ જાય તો હિંદ ' ભીખારીનો દેશ ' મટી જાય ને ? હિંદના વિદ્યાર્થીઓ હજુ એટલા ' દેશાભિમાન શૂન્ય ' થયા નથી. એ થશે ત્યારે હિંદનું ભાવિ નવું વહેણ લેશે.

* Massachusetts Institute of Technology.

સંસ્થાની ઘણીખરી પ્રવૃત્તિઓ વિદ્યાર્થીમંડળોના જ હાથમાં છે. સંસ્થાના સંચાલનમાં જૂના વિદ્યાર્થીઓનો હાથ રહે છે અને નવા વિદ્યાર્થીઓના પ્રતિનિધિઓને પણ એમાં સ્થાન છે. વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓ અનેકવિધ છે, પણ તે વિષે હાલ ઊંડાણમાં નહિ ઉતરૂં.

અભ્યાસની પદ્ધતિ અમેરિકન છે. દર અઠવાડીએ કવીઝ (quiz) હોય છે અને ઘેરથી તૈયારી કરી લાવવાની હોય છે. શીખેલું તાજું કર્યા સિવાય આગળ જવાતું જ નથી. આથી પરીક્ષાને વખતે કામનો ખડકલો થતો નથી, કે મધરાત સુધી જાગવું પડતું નથી. રોજનો હિસાબ ચડયો ચડયો જ ચૂકવાઇ જાય છે. શરુઆતમાં, નહિ ટેવાયેલા વિદ્યાર્થીને આ પદ્ધતિ જરા વસમી લાગે, પણ ટેવાતાં એ એને અનુકૂળ થઇ જાય છે અને પરીક્ષા વખતે એને એનો લાભ બરાબર સમજાય છે. અમેરિકનો આને Driving-system—હાંકવાની પદ્ધતિ—કહે છે. અને સાચે જ એ ભરવાડની હાંકવાની પદ્ધતિ છે. ભરવાડ જેમ એના એક પણ ઘેટાંને પાછળ નથી પડવા દેતો તેમ અહીંના અધ્યાપકો વિદ્યાર્થીને પાછળ નથી રહેવા દેતા. ઇચ્છાએ કે અનિચ્છાએ વર્ગની સાથે સાથે દરેક વિદ્યાર્થીને રહેવું જ પડે છે અને અડધ ઉપરાંત વિષયોમાં નાપાસ થનારને ઘેર બેસવું પડે છે. દીવાળી બાકીની જેમ 'પરીક્ષા બાકી' અહીંઆ ખેંચાતી નથી!

અધ્યાપકોને ગમે તે સમયે જઈ પજવવાની વિદ્યાર્થીઓને છૂટ છે. અધ્યાપકોનો ફાજલ સમય તેમનો પોતાનો નથી, વિદ્યાર્થીઓનો છે. એમની ઑફિસની ઓરડીમાં ગમે તે વિદ્યાર્થી, ગમે ત્યારે, બારણા પર ટકોરી લગાવ્યા સિવાય દાખલ થઈ શકે છે. કોઈની પણ ઓરડીમાં દાખલ થતાં પહેલાં દ્વાર પર ટકોરી (tap) લગાવવાનો અહીં શિરસ્તો છે. પણ અધ્યાપકોએ વિદ્યાર્થીઓ માટે 'મુક્તદ્વાર' રાખ્યાં છે અને એનો વિદ્યાર્થીઓ ઠીક લાભ લે છે.

અહીંના વિદ્યાર્થીઓને માત્ર ઇજનેર જ બનાવવાનું કામ M. I. T. કરતી નથી, પણ તેમને જ્ઞાનની સમગ્ર દૃષ્ટિ આપવાનું અને સાચા નાગરિક બનાવવાનું કામ પણ આ સંસ્થા બજાવે છે. દરેક નવા વિદ્યાર્થી માટે શારીરિક વ્યાયામ ફરજિયાત છે અને લશ્કરી તાલીમ પણ ફરજિયાત છે. આથી લશ્કરી પોષાક પહેરી, ખભા પર બંદૂક મૂકી, કવાયત કરતા 'ટેક'ના વિદ્યાર્થીઓ અહીંઆ ઘણીવાર નજરે પડે છે. ભાઈ ત્રિકમલાલ એ સૈન્યમાં ભરતી થયા છે અને લશ્કરી પોશાક પહેરી પૂરી કવાયત કરે છે. હમણાં તો તેઓ હાથમાં બંદૂક પકડતાં શીખ્યા છે, પણ એ બંદૂક ભરેલી નહિ હોવાથી તેમની પાસે રહેવું દહેશત ભર્યું નથી.

સામાન્ય જ્ઞાન માટે અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્રો વગેરેનું જ્ઞાન વિદ્યાર્થી માટે ફરજિયાત છે. અમેરિકન નાગરિકની દૃષ્ટિ અહીંના અભ્યાસક્રમમાં બરાબર જળવાય છે.

વિષયો માટે ૧૫૦-૨૦૦ વિદ્યાર્થીઓના સામાન્ય વર્ગો (Lecture) હોય છે પણ બીજે દિવસે Recitation વર્ગો શરુ થાય છે. આ વર્ગોમાં માત્ર ૨૦-૨૫ વિદ્યાર્થીઓ જ હોય છે અને સામાન્ય વર્ગમાં નહિ સમજાયલી ગૂંચોનો આ વર્ગમાં ઉકેલ થાય છે. વિદ્યાર્થીઓને હાથ ઊંચો કરી પ્રશ્નો પૂછવાની આ વર્ગમાં સંપૂર્ણ છૂટ હોય છે. અધ્યાપક પોતે પ્રશ્નો પૂછે છે અને એનાં ઉત્તરો આપે છે.

પ્રયોગશાળામાં પ્રયોગ કરતાં પહેલાં વિદ્યાર્થીને પ્રયોગને લગતા કેટલાક પ્રશ્નોના ઉત્તરો ઘેરથી લખી લાવવા પડે છે. આ ઉત્તરો પરથી વિદ્યાર્થીઓ પ્રયોગનો વિષય ક્યાં સુધી સમજ્યો છે એની તપાસ કરી, અધ્યાપક પ્રયોગ કરવાની રજા આપે છે. ઉત્તરો નહિ લખી લાવનાર વિદ્યાર્થીને પ્રયોગશાળામાં પ્રવેશ જ મળતો નથી. આવતા પ્રયોગની પહેલેથી જ ખબર આપવામાં આવે છે અને વિદ્યાર્થીને કાંઈ ગૂંચ હોય તો તે અધ્યાપક પાસે જઈ ઉકેલવાની તેને સંપૂર્ણ છૂટ હોય છે.

પ્રયોગને માટે ક્યાં ક્યાં પુસ્તકોમાંથી કયા કયા ફકરા વાંચવા તેની માહિતી વિદ્યાર્થીને અગાઉથી જ આપવામાં આવે છે અને એક છાપેલા કાગળમાં એ પ્રયોગ વિષેની સામાન્ય ચર્ચા (general discussion) પણ લખેલી હોય છે. વિદ્યાર્થીને કયા ખાના ભરવાના છે, કયી કયી બાબતો સ્પષ્ટ કરવાની છે એનો છાપેલો કોઠો પણ પંદર દિવસ અગાઉથી જ તેના હાથમાં મૂકવામાં આવે છે. આથી વિદ્યાર્થી સંપૂર્ણ તૈયારી કરીને જ પ્રયોગશાળામાં દાખલ થાય છે અને અધ્યાપકને નકામા પ્રશ્નો પૂછી હેરાન કરતો નથી. આ પદ્ધતિથી અધ્યાપકનો બોજો ઓછો થાય છે અને વિદ્યાર્થીની જવાબદારી વધે છે.

દરેક વિદ્યાર્થી પાસે પ્રયોગશાળા માટે અનામત રકમ ( ૫૦ ડૉલર ) લેવામાં આવે છે અને એમાંથી ભાંગતોડ માટેની રકમ કાપી લેવાય છે તથા જે પ્રયોગ ઉપરાંતની ચીજો વાપરી હોય તેની કિંમત પણ એમાંથી જ કપાય છે.

પુસ્તકાલય સવારના ૮–૪૫ થી રાતના ૧૦ વાગ્યા સુધી ખુલ્લું રહે છે અને ઘણા વિદ્યાર્થીઓ પોતાનો ઘણોખરો અભ્યાસ એ પુસ્તકાલયના ઘુમ્મટ નીચે બેસીને જ કરે છે. ત્યાંનું દેવળ જેવું શાન્ત વાતાવરણ, ઊંચો ઘુમ્મટ અને પુસ્તકોનું સાનિધ્ય વિદ્યાર્થીના દિલમાં કાંઈ નવો જ ભાવ ઉત્પન્ન કરે છે અને તેને અભ્યાસ કરવા પ્રેરે છે. નાનકડી, ફર્નિચર વિનાની સામાન્ય ઓરડીમાં રહેતા વિદ્યાર્થીને આ પુસ્તકાલય આશીર્વાદ સમાન થઈ પડે છે.

જીમખાનું વિદ્યાર્થીઓના શરીરવિકાસનું સાધન છે. એ પણ ખૂબ જ વિશાળ અને સગવડવાળું છે. વિદ્યાર્થીઓ માટે ન્હાવાના ઠંડા ગરમ પાણીના ફુવારા, વજન લેવાનાં યંત્રો, સ્નાયુશક્તિ માપવાનાં યંત્રો, દોડવાના મેદાનો, કુસ્તી અને મુક્કાબાજીના હૉલો, ફુટબોલ અને બેસબોલનાં મેદાનો તરવાની અને હોડી ચલાવવાની બોટક્લબો વગેરે અનેક સાધન સામગ્રીઓ અહીંઆ મોજૂદ છે અને વિદ્યાર્થીઓ તેનો ખૂબ જ લાભ લે છે. વિદ્યાર્થીઓને તેમના શરીરવિકાસમાં બીજા મોટી ઉમરના વિદ્યાર્થીઓ જ Coach તરીકે મદદ કરે છે. દર અઠવાડીએ અને પખવાડીએ હરીફાઈની મેચો ગોઠવાય છે અને તેમાં ખૂબ વિદ્યાર્થીઓ પ્રેક્ષકો તરીકે જ નહિ પણ ખેલાડી તરીકે ભાગ લે છે.

રસાયણશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર અને બીજા દરેક શાસ્ત્રના સિદ્ધાંતો સમજાવતી વેળા અધ્યાપક સીનેમાની ફિલમનો ઉપયોગ અવારનવાર કરે છે. મકાનની દિવાલ પર જુદાં જુદાં ચિત્રો મોટા સ્વરૂપમાં બતાવી, તેના જુદા જુદા ભાગો વિદ્યાર્થીને તે સમજાવે છે અને એના વિષયનો એને અચ્છો ખ્યાલ આપે છે. કેટલીક વાર તો આખો સમય અને બબ્બે

સમય આવી ફિલમ બતાવવામાં જ ખર્ચાય છે. પેટ્રોલિયમના ઉદ્યોગની ફિલમ, વીજળીના ઉદ્યોગની ફિલમ વગેરે જુદા જુદા ઉદ્યોગોની ખાસ ખર્ચે તૈયાર કરેલી ફિલમો અઠવાડીઆમાં એકાદ બે વાર તો હોય છે જ અને તે જોવાની દરેક વિદ્યાર્થીને છૂટ હોય છે.

આ ઉપરાંત વિદ્યાર્થીઓ Smokers' Day રાખે છે. તેમાં રસાયણવિદ્યા કે ભૌતિક વિદ્યાના મુખ્ય અધ્યાપકને કોઇ સામાન્ય રસવાળી બાબત પર વ્યાખ્યાન કરવા વિદ્યાર્થી મંડળ નિમંત્રે છે અને વિદ્યાર્થીઓ ધૂમાડાના ગોટેગોટ કાઢતાં, લ્હેરથી તે સાંભળે છે અને પ્રશ્નો પૂછે છે.

આ ઉપરાંત સામાન્ય રસની, મનોરંજન કરનારી ફિલમો પણ વિદ્યાર્થીઓ ગોઠવે છે. રાત્રે Dance ( નાચ ) પણ કેટલીક વાર રાખે છે, સંગીતના જલસા પણ ચાલે છે અને આમ જીવનની બીજી બાજુને વિદ્યાર્થીઓ પોષે છે. પણ તે સૌ અભ્યાસના સમયમાંથી ફાજલ પડે એ જ સમયમાં થાય છે. અભ્યાસ પ્રથમ અને મનોરંજન પછીથી--એ અહીંના વિદ્યાર્થીનું જીવનસૂત્ર છે.

લે. નંદલાલના પ્રણામ.



મહાન પુરુષો જે બોલે છે તે જ તેમનો ખરો અભિપ્રાય છે એમ માનવું એ અર્થવિવરણની અઘરામાં અઘરી શીખામણ છે. આપણે તેમની કક્ષાથી નીચે છીએ, અને તેઓ જે શબ્દથી કહે છે તેને આપણી નિર્બળતાને અનુકૂળ પડે તેટલું મોળું ન કરીએ ત્યાં સુધી તે આપણને અશક્ય લાગે છે. ખાસ કરીને જ્યારે તેઓ ઉચ્ચતમ સત્યો વિશે બોલે છે ત્યારે તેઓ જેને સત્ય કહે છે તેના ઉપર આપણે આપણા અભિપ્રાયોનો આરોપ કરીએ છીએ. અને આ રીતે જે દુનિયાંમાં આપણે રહીએ છીએ તેના વિચારોને ઊંડા થવાના દરેક પ્રયત્નને આપણે વિફલ કરીએ છીએ.

બી. બોસેન્કેટ

[ Hegel's Philosophy of Fine Artની પ્રસ્તાવનામાંથી ]

પ્રોફેસર ઠાકોરકૃત

# જવાબદાર રાજતંત્રની ઉષા સુધીનો હિંદી રાજ્યવહીવટ

## ૨

આગલા અંકમાં * આપણે પ્રૉ. ઠાકોરની 'ડાયાર્કી' ની ચર્ચા તપાસી; હવે આપણે તેમણે કરેલી વર્તમાન રાજકારણની ચર્ચાની વિગતમાં ઉતરીએ. હિંદી જનતા સમક્ષ અત્યારે મહત્ત્વના સવાલો—જે જીવંત સવાલો કહી શકાય અને જેના વાસ્તવિક નિરાકરણ ઉપર હિંદની રાજકીય પ્રગતિનો ઘણો આધાર છે તે—નીચેના છેઃ (૧) હિંદનાં દેશી રાજ્યો; (૨) કોમી લિપિવાદ; અને (૩) હિંદી લશ્કરી નોકરીમાં હિંદી તત્ત્વ. આ ત્રણે સવાલોનું મહત્ત્વ અત્યારે સ્ટૅચ્યુટરી કમિશનની નીમણૂંકને પ્રસંગે ઉભી થયેલી ચર્ચા જોતાં ખાસ સમજી શકાય છે. એ ત્રણ સવાલો વિગતવાર ચર્ચી કર્તા છેવટના વિભાગમાં રાજ્યબંધારણની પ્રગતિની સામાન્ય ચર્ચા કરી ઉપસંહાર કરે છે.

## (૧)

હિંદનાં દેશી સંસ્થાનોનો સવાલ જેટલો મહત્ત્વનો છે તેટલો જ ગુંચવાડા ભરેલો છે અને એ સવાલના યોગ્ય નિરાકરણ ઉપર હિંદની પ્રગતિનો ઘણો મોટો આધાર રહેલો છે. આ સવાલનું મહત્ત્વ એટલા ઉપરથી જ સમજી શકાશે કે વિસ્તારમાં બ્રિટિશ હિંદમાં ૧૦,૯૪,૦૦૦ ચોરસ માઈલ છે, જ્યારે દેશી રાજ્યો ૭,૧૧,૦૦૦ ચોરસ માઈલમાં પથરાયલાં છે. વળી વસ્તીમાં બ્રિટિશ હિંદમાં ૨૪ કરોડની સંખ્યા છે જ્યારે દેશી રાજ્યોની વસ્તી ૭ કરોડની છે; એટલે મુલકનો વિસ્તાર અને વસ્તી એ બન્ને દૃષ્ટિબિંદુથી બ્રિટિશ હિંદ દેશી રાજ્યોની અવગણના કરી શકે નહિ. વળી બ્રિટિશ હિંદ અને દેશી સંસ્થાનોનો મુલક એક બીજામાં એવી ગૂઢ રીતે વણાઇ ગયો છે અને બ્રિટિશ હિંદની પ્રજા અને દેશી રાજ્યની પ્રજા એક બીજા સાથે એટલા બધા ગાઢ સંબંધમાં જોડાયેલ છે કે ઘણાખરા સવાલોમાં તેઓના લાભાલાભ સમાન હોય છે. એટલે બધી રીતે દેશી રાજ્યોના સવાલનું નિરાકરણ બ્રિટિશ હિંદને અતિશય આવશ્યક છે. કેટલીક તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે હમણાં આપણે દેશી રાજ્યો તરફ દુર્લક્ષ રાખીએ અને બ્રિટિશ હિંદને સ્વરાજ્ય પ્રાપ્ત થશે ત્યાર પછી આપણે દેશી રાજ્યોનો વિચાર કરીશું. પણ આ દલીલ ચલાવી લઇ શકાય તેમ નથી. ખરી બિના એ છે કે જ્યાં સુધી દેશી રાજ્યની અંદરની વસ્તી બ્રિટિશ હિંદની વસ્તીની સાથે સાથે પગલાં માંડતી ન થાય ત્યાં સુધી સ્વરાજ્યનું સ્વપ્ન કદી ખરૂં પડવાનું નથી. કેટલાંક મોટાં દેશી રાજ્યોમાં બ્રિટિશ હિંદની માફક ન્યાયનું નિયમન અને રૈયતના જાનમાલની સંપૂર્ણ સલામતી પ્રવર્તે છે. રાજ્યની નોકરીમાં નાની મોટી જગ્યાએ

* પ્રસ્થાન પુ. ૪, અંક ૧.

નીમણૂંક કરવામાં લાયકાતના દષ્ટિબિંદુથી અમુક નિશ્ચિત ધોરણે કામ લેવામાં આવે છે અને રાજ્યકર્તા અને તેના અમલદારોના કામ પર જાહેર પ્રજાની નુકતેચીનીની અસર થતી આપણે જોઈ શકીએ છીએ. આમાં કોઇ પણ રાજાના વંશપરંપરાના હકને કે તેના બ્રિટિશ સરકાર સાથેના કોલકરારને ક્યાં પ વાંધો આવ્યો નથી. અત્યારે જે આવશ્યક છે તે એટલું જ કે આ જાતના સુધારાનું ધોરણ કોઇ પણ અપવાદ સિવાય બધાં મોટાં દેશી રાજ્યોમાં ઝડપથી દાખલ થઇ જાય.

આ સંખ્યાના દષ્ટિબિંદુથી જોતાં મોટાં દેશી રાજ્યોની સંખ્યા ભાગ્યે જ ૨૫ થવા જશે. બાકીનાંમાંથી લગભગ ૧૦૦ સંસ્થાનો અત્યારનો સુધરેલ રાજ્યવહીવટ સારી રીતે ચલાવી શકે એટલાં મોટાં કદનાં છે પણ તે સિવાયનાં સેંકડો રાજ્યોનું કદ સ્વતંત્ર જીવનને માટે બીલકુલ અયોગ્ય છે. કેટલાંએક તો એટલાં બધાં નાનાં છે કે સવારના પ્હોરમાં ઘોડે ચડી ફરવા નીકળીએ તો ત્રણ કલાકની સફરમાં એવાં લગભગ અડધો ડઝન રાજ્યની સરહદમાં થઇને આપણે પસાર થઇ જઇએ. આ ત્રણે વર્ગનાં દેશી સંસ્થાનોને માટે એક જ નિયમ કરવો એ તો દેખીતી રીતે બેહૂદુ છે. ઉપર કહેલી ત્રીજા વિભાગની રાજ્યસત્તાએ એટલે કે તદ્દન નાના કદની રાજ્યસત્તાઓને માટે તો સૌથી સારો માર્ગ એ જ લાગે છે કે એ રાજાઓને પેન્શન બાંધી આપી તેમના મુલકને બ્રિટિશ મુલક સાથે જોડી દેવો. વંશપરંપરાની રાજ્યસત્તાના ખાલી ખ્યાલમાંથી એ રાજાઓનો છૂટકો થાય તો કદાચ તેઓ સમાજનાં ઉપયોગી અંગ બની શકે. આવાં સંસ્થાન કદમાં નાનાં હોવાં છતાં સંખ્યામાં એટલાં બધાં છે કે બધાના ઉમેરાવાથી બ્રિટિશ હિંદના મુલક અને વસ્તી બન્નેમાં સારો વધારો થઇ શકે.

હિંદના કેટલાક ભાગમાં બે કે વધારે રાજ્યોના મુલક એકબીજા સાથે ગુંચવાઈ ગયા છે. મૂળ વાત એમ બનેલી કે જ્યારે અમુક મુલક ઉપર બ્રિટિશ સાર્વભૌમ સત્તા સ્થાપિત થઈ તે વખતે તે મુલકની જે સ્થિતિ હતી તે તે જ સ્વરૂપમાં કાયમ થઇ અને તે વખતની પ્રાસંગિક ગુંચવણો એના એ સ્વરૂપમાં કાંઈ પણ ફેરફાર વગર છેલ્લાં સો વર્ષથી ચાલી આવી છે. આસપાસ બધે મૌલિક ફેરફારોની માગણી વધતી જાય છે ત્યાં આવી મુશ્કેલીઓ ક્યાં સુધી ચલાવી લેવી ? આવે પ્રસંગે સંબંધમાં આવતાં રાજ્યો વચ્ચે મિત્રતાભરી સમજુતીથી નીવેડો લાવવામાં આવે તો બધી બાજુએ સમાધાન થાય.

પણ બધાં દેશી રાજ્યોમાં ઉપર જણાવેલા ત્રણ ઘણા લાભદાયક સુધારા દાખલ થઇ જાય છતાં પણ હિંદી દેશી રાજ્યોનો મૂળ સવાલ તો ઉભો જ રહેશે. કારણ દેશી રાજ્યોનો મુખ્ય સવાલ ઉપર કહેલા વચલા વર્ગના લગભગ સો રાજ્યો કે જેનું કદ સ્વતંત્ર રાજ્યસત્તા તરીકે કામ કરી શકવાને માટે ભાગ્યે જ પુરતું ગણી શકાય તેનો અને કેટલાંક તેથી પણ નાનાં રાજ્યો કે જેનું કદ સુધરેલો રાજ્યવહીવટ ચલાવી શકે એવડું મોટું નથી અને છતાં તદ્દન નાબુદ કરી શકાય એવડું નાનું પણ નથી તેને લગતો છે. આ રાજ્યોની સ્થિતિ સુધારવાનો એક માત્ર માર્ગ તેઓની સત્તાના નાનાં બિંદુઓને એકત્ર કરી મોટા એકમ ( units ) ઉત્પન્ન કરવાનો છે. તે કેવી રીતે બની શકે ? જ્યાં બે મિત્ર રાજ્યો પાસેપાસે આવેલાં હોય ત્યાં તેમનો વહીવટ સંયુક્ત વહીવટી મંડલથી ચલાવી શકાય; આથી સુધરેલી સરકારનો ખર્ચાળ વહીવટ એ દેશમાં દાખલ થવા પામે. અથવા એક રાજા બિનવારસ હોય ત્યારે પોતાના દૂરના સગાને વારસો આપવાને બદલે જોડેના મિત્રરાજ્યમાં પોતાનો

મુલક જોડી દેવાની પરવાનગી આપે. પરંતુ આવા કિસ્સા તો અપવાદરૂપ જ રહેવાનાં. બાકી આપણા દેશી રાજાઓના વિચારો ઉદાર થાય અને તેઓ પોતાની પ્રજાના નેતા થવાની મહત્ત્વાકાંક્ષા રાખી તેને પોતાના અભિપ્રાય વ્યક્ત કરવાની અનુકૂળતા આપે એ પણ ઘણું છે; અને આ ૬૦ વર્ષના અનુભવ પછી એવા દાખલા પણ થોડા નજરે પડે છે. રાજકોટમાં રાજકુમાર કૉલેજનો પાયો નાંખતી વખત મરહુમ સર ડી. સી. હેપે જે વચન ઉચ્ચારેલાં તે તે જમાનાના અંગ્રેજ અમલદારોના વિચારો બતાવે છે. તેમણે કહેલું:

"આ સંસ્થામાં અભ્યાસ કરવા આ રાજાના નબીરાઓ આવશે તેઓને વિલાયતમાં જાહેર નિશાળોમાં જે જાતની કેળવણી મળે છે તે જાતની કેળવણી અહીં આપવામાં આવશે. આમાંના કેટલાકનાં કુટુમ્બ એટલાં બધાં જૂનાં છે કે ઐતિહાસિક સમયની પહેલાંથી તેઓનો વંશ રાજકર્તા તરીકે ચાલ્યો આવ્યો છે છતાં ગઝનીના મહમુદે સોમનાથ પાટણના કિલ્લા તોડ્યા ત્યારથી તે હેલ્લી મરાઠા ટૂકડી સોરઠનાં બળતાં ખેતરો ખાલી કરી ચાલી ગઈ ત્યાં સુધીના જમાનામાં તેઓએ પોતાના વિજેતાઓની પાસેથી ધોરણસર રાજ્યવ્યવસ્થાનો એક પણ પાઠ શીખ્યા નથી. આપણી ધારણા એવી છે કે આ છોકરાઓ એવી કેળવણી લે કે તેઓ પોતાની રૈયત કરતાં જ્ઞાન અને ડહાપણમાં ચઢીઆતા થાય અને છતાં પોતાનાં કામ ઉપર જાહેર પ્રજાની ટીકાનો અવાજ એ ઇશ્વરના અવાજની માફક સ્વીકારતાં શીખે. આજે શરૂ કરવામાં આવતી સંસ્થામાં કેવાં ફળ પાકે છે—એમાંથી પસાર થયેલ યુવાનો મોટી ઉંમરે પહોંચતાં બ્રિટિશ સરકારની સાથે સ્પર્ધામાં પોતાના રાજ્યવહીવટ વંશપરંપરાના ધોરણ પર ચાલુ રાખશે કે પોતાના રાજસત્તાના અમુક અંશનો સ્વેચ્છાથી ભોગ આપી બ્રિટિશ શહેનશાહતના અમીરનું સ્થાન મેળવવામાં માન સમજશે—એ તો વખત જતાં જોયું જશે. પણ જો તેમ થાય તો હું તો તે વધારે ઉન્નત પસંદગી ગણીશ."

આ ભાષણ ઈ. સ. ૧૮૭૦માં કરવામાં આવ્યું હતું જ્યારે યુરોપમાં ફ્રાન્કો-જર્મન વૉરના અંતમાં જર્મનીનાં નાનાં નાનાં રાજ્યોએ પોતાના સ્વતંત્ર હક છોડી દઈ તેમાંથી બિસ્માર્કીઅન જર્મન ઍમ્પાયર સ્થપાયું હતું; એટલે એ જાતના વિચાર તે વખતે હવામાં હતા. વળી યુરોપીઅન ઇતિહાસ એક બાબત સ્પષ્ટ શીખવે છે કે નાનાં રાજ્યોના દિવસો હવે ભરાઇ ગયા છે, અને આ શિક્ષણ આપણા રાજા મહારાજાઓ પણ પોતાના અભ્યાસમાંથી, કે તે. પશ્ચિમના દુનિયાના પ્રવાસમાંથી, તારવી શકે છે.

અંગ્રેજ અમલદાર વર્ગ જે રાજામહારાજાના સંસર્ગમાં આવતા અને જેઓ હિંદી સમાજમાંથી માત્ર એ એક વર્ગને પોતાના સમોવડીઆ તરીકે ગણતા તેઓ પણ તેમને હિંદી પ્રજાના બીજા વર્ગો તરફ તિરસ્કારથી જોતાં શીખવતા. પણ સરકારી ઉંચી નોકરીમાં હિંદીઓની સંખ્યા વધવા સાથે એ અમર હવે ઓછી થતી જાય છે અને ધીમે ધીમે એ તદ્દન નાબુદ થઈ જવાની એમાં કંઇ જ શક નથી. એ પ્રમાણે થતાં આપણા રાજામહારાજાઓમાં ઉદાર વિચાર સ્ફુરે અને જેવી રીતે જાપાનના અમીર વર્ગે દેશના લાભની ખાતર પોતાના હક એક સાથે શહેનશાહના ચરણમાં ધરી નવી સ્થિતિ ખુશીથી સ્વીકારી લીધી તે પ્રમાણે જો તેઓ પોતાના થોડા રાજદ્વારી હક્કો છોડી દે અને તેના બદલામાં વિભાગ ન પડે એવી વંશપરંપરાની જાગીર તથા તે સાથે હિંદી ધારાસભાના અમીર મંડળમાં બેઠક મેળવે, તો આથી તેઓને એવી કારકીર્દિ ગાળવાની સંધિ મળે કે જેની મોટા રાજાઓ પણ ઇર્ષા કરે. પણ આ તો માત્ર ખાલી ખ્યાલ છે જે હું અત્યારે વ્યક્ત કરું છું. અને

જેમ જેમ પ્રજામત એના તરફ દૃઢ થતો જાય તેમ તેમ જ તેને અમલમાં મેલવા માટે ધારાસભા તરફથી કે વહીવટી હુકમો મારફત કામ લઈ શકાય એમ છે.

(૨)

હિંદી રાજ્યનીતિના ગુંચવણુ ભરેલા સવાલોમાં બીજો મહત્ત્વનો સવાલ એ કોમી વિખવાદનો છે; જેમ જેમ નવા સુધારાની અસર રાજદ્વારી સત્તા સરકારી અમલદારોના હાથમાંથી છૂટી પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં મૂકવાની છે એમ સમજાતું જશે તેમ તેમ આ વિખવાદ વધતો જવાનો એ નિર્વિવાદ છે. વળી પ્રજાકીય સંસ્થાઓમાં જે પક્ષ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ અને નિશ્ચિત રીતે વ્યક્ત કરી શકે તે જ પક્ષ અસર નીપજાવી શકે છે, અને હિંદનો ઇતિહાસ બતાવે છે કે ધર્મ કે જાતિનું બંધારણુ આ દેશની પ્રજાને સહજ છે. એટલે આજના હિંદીને કહેવું કે તમે તમારી શુદ્ધિની કે સંગઠ્ઠનની યોજના પડતી મૂકો એ શબ્દો નાખી દેવાના છે. સવાલ એ છે કે એ જૂની, ધર્મની કહો કે વહેમની કહો, પણ એ નુકસાન કરતા જૂની રસમોમાંથી આપણે રાજકીય રાષ્ટ્રીય બંધારણની યોજના નીપજાવી કાઢવાની છે. એટલે આ કામ એક દિવસમાં કે ત્રણ દિવસમાં પાર પડે એમ નથી. આપણે એક જૂનું સુભાષિત કહે છે તેમ ગંગાજી સ્વર્ગમાંથી ઉતરી કૈલાસમાં પડે છે અને ત્યાંથી નીચે ઉતરતાં પોતાના કાંઠા પરના હજારો શહેરો તથા ગામડાંઓના રહેવાસીઓને પવિત્ર કરતી જાય છે. તે પ્રમાણે ઉદાર વિચાર અને ઉન્નત ભાવનાનાં નીર પણ ધીમે ધીમે આપણા દેશની પ્રજાને પવિત્ર કરે અને બળવાન બનાવે એ જરૂરનું છે; પણ એમાં મુખ્ય મુશ્કેલી એ આવે છે કે હિંદી મુસલમાન ઇજિપ્ત કે ટર્કીના વતની તેના ધર્મભાઈઓથી એક જમાનો પાછળ છે. બીજી બાજુએ હિંદુઓમાં તેમના નેતાઓ, રાજા રામમોહનરાયથી માંડી સર નારાયણ ચંદાવરકર સુધી, બધા બહુ આળસુ હતા. હિંદુ નેતા પોતાની જાતિના હલકા વર્ગોની જરૂરિયાતો પૂરી પાડવાને પ્રયત્નો યોજવાને બદલે પોતાના નાકની દાંડી ઉપર નજર ઠેરવી આત્મા અને પરમાત્માના વિચારમાં સમાધિસ્થ થઈને બેસે છે. આ પ્રમાણે જો હિંદી મુસલમાન પછાત છે તો હિંદી હિંદુ પચાસ ટકા પછાત અને પંચાણું ટકા આળસુ છે. હિંદુની સ્થિતિ એક કુસંપથી ભરેલા ઘરના જેવી છે. આનો શું ઉપાય? એ જ કે તેને વર્તમાન સમયની પ્રવૃત્તિઓમાં યોજવો જોઇએ. આપણો વર્તમાન આદર્શ એ છે કે સહાનુભૂતિ અને ભ્રાતૃભાવથી સમાજનું ભલું કરવા માટે પ્રયત્નશીલ રહેવું એ પ્રજાની આત્મિક કે દૈવી શક્તિ વધારવાનો ખરો માર્ગ છે. અને આ આદર્શ એક દિવસમાં કે એક વર્ષમાં ફલીભૂત થઈ શકે એવો 'રામબાણ' ઇલાજ નથી. પણ જેમ જેમ પ્રજાના અંતરમાં તે ઉતરતો જશે અને પ્રજાના જુદા જુદા વર્ગો તેને અમલમાં મૂકતા જશે તેમ તેમ તે ફત્તેહમંદ અમલને પ્રાપ્ત થશે અને છેવટે બધા દિશાના બલથી તેનું જોર અટકાવી ન શકાય તેવું થશે.

આ બાબતમાં હિંદ તરફ ઇંગ્લાંડની શી ફરજ છે? સર્વથી પહેલી તો એ કે એક સુધરેલી સરકારને જે જે માર્ગો ખુલ્લા હોય તે બધાનો ઉપયોગ કરી આ નવે રસ્તે ચડવામાં હિંદને મદદ કરવી. અંગ્રેજ રાજનીતિનિપુણ પુરુષોએ મોટાં મોટાં વ્યાખ્યાનો કર્યા છે, અંગ્રેજ કમિશનોએ મહાન રિપોર્ટો ઘડયા છે; પણ હિંદી કેળવણી હજી બહુ જ પછાત, ખોડખાંપણવાળી અને અસંતોષકારક રહી છે. માત્ર એક જ દાખલો લઇએ. ફરજિયાત પ્રાથમિક કેળવણીની આપણે વાત કરીએ છીએ; એ આપવા માટે કેટલા હજાર પુરુષ

અને સ્ત્રી શિક્ષકો તૈયાર જોઇએ ? છતાં દેશમાં શિક્ષણપદ્ધતિ શાળાઓના સવાલ તરફ કોઈ જોતું નથી અને અત્યારે જે થોડી શાળાઓ ચાલે છે તેમાં પણ વધારેમાં વધારે કામ કરવા માટેનો આગ્રહ કયાંય દેખાતો નથી.

વળી મ્યુનિસિપાલિટી, લોકલ બૉર્ડ, સ્થાનિક ધારાસભા એ બધાને માટે મત નોંધાવી ચૂંટણી કરવાની પદ્ધતિ જે દાખલ થઈ છે તે પંડે જ રાજકીય શિક્ષણની એક શાળા તરીકે ગણી શકાય. પરંતુ તેમાં કોમી પ્રતિનિધિ તત્ત્વની માગણી સ્વીકારવામાં મિન્ટો, મોર્લી, મૉન્ટેગ્યુ અને બ્રિટિશ પાર્લમેન્ટે નબળાઇ બતાવી છે; અને હવે એ પ્રથા જેમ બને તેમ જલદી બંધ કરવામાં આવે તો જ દેશને મહાન નુકસાન થતાં અટકે એમ છે. આનો એક જવાબ એવો આપવામાં આવે છે કે જ્યાં સુધી હિંદુ અને મુસલમાન નેતાઓ સાથે મળી પોતાની માગણી સ્પષ્ટપણે રજુ કરે નહિ ત્યાં સુધી વાઇસરાયથી કંઈ બને નહિ. પણ આ જવાબ વાજબી નથી. વાઇસરાય, હિંદનો પ્રધાન કે ઇંગ્લાંડનો વડો પ્રધાન મળી હિંદનો રોજનો કારોબાર બરાબર ચાલે છે કે નહિ એટલું જ જોવા માટે નીમાયા નથી; તેઓનું કામ તો ઉન્નત વિચારશીલતાથી ભવિષ્યની જરૂરિયાતોનો વિચાર કરી તેને માટે યોજનાઓ ઘડી તે પ્રમાણે કામ લેવાનુ છે. માત્ર એક જ ઉદાહરણ લ્યો. ૧૯૧૭ ની ૨૦ મી આગસ્ટનું જાહેરનામું કેવી રીતે ઘડાયું હતું ? શું એ જાહેરનામું હિંદી પ્રજાના નેતાઓએ માગેલા સુધારા જ માત્ર આપે છે ? ના. હિંદી નેતાઓએ કરેલી માગણીથી ઘણાં જ આગળ જઇ પાર્લમેન્ટે પોતાના અનુભવથી પરદેશી રાજ્યસત્તામાંથી છૂટી સ્વરાજ્ય ભોગવવાની સ્થિતિમાં આવવાને માટે કેવી યોજના વધુ લાભદાયક નીવડશે એ વિચારી તે પ્રમાણેની ઉદાર યોજના આપી છે; અને જો સુધારા આપતી વખતે વસ્તુસ્થિતિ એવી હતી તો પછી હવે હિંદુ મુસલમાન નેતાઓની રાહ જોવાની દલીલ ટકી શકે નહિ. તે સાથે હિંદુ અને મુસલમાન નેતાઓમાં જેઓ પોતાને પ્રથમ હિંદી અને પછી ગૌણરૂપે હિંદુ કે મુસલમાન તરીકે ઓળખાવતા હોય એવા બધા નેતાઓની ફરજ છે કે આવતા બાદશાહી કમિશન પાસે કોમી મતદાર મંડળો વિરુદ્ધ સખતમાં સખત દલીલ મૂકવી અને એ દલીલને બીજી નાની જાતિઓ જેવી કે હિંદી ક્રિશ્ચિયનો, પારસીઓ, શીખ વગેરે કોમોએ પણ ટેકો આપવો જોઇએ.

વળી મોટાં શહેરોમાં અને જ્યાં બુદ્ધિશાળી મતદારમંડળો હસ્તી ધરાવતાં હોય ત્યાં ચૂંટણીની બીજી શાસ્ત્રીય પદ્ધતિઓ પણ અજમાવી જોવી જોઇએ. આ પ્રયોગ શરૂઆતમાં નાના પ્રમાણમાં મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં અજમાવી શકાય. હિંદમાં રાજકારણની પ્રવૃત્તિમાં માત્ર અમુક એક વર્ગ હાથ ઘાલે અને દેશના સમૃદ્ધ વર્ગના કે બીજા ધંધાવાળા લોક તેથી અલગ રહે એ ઇચ્છવા યોગ્ય નથી. તંદુરસ્ત જોરદાર પ્રજામત ઉત્પન્ન કરવા માટે એ જરૂરનું છે કે જુદી જુદી પ્રવૃત્તિમાં પડેલા લોકોમાંથી પણ અમુક ચૂંટણીમાં ફતેહમંદ થવાના સરખા અવકાશ જોઇએ.

આ કોમી સવાલની બીજી બાજુ આપણે તપાસીએ. આ હીલચાલના બે પ્રકાર ખાસ ગંભીર મુશ્કેલીઓ ઉભી કરે છે અને તે ( ૧ ) કોમી ઝઘડા અને ( ૨ ) સરકારી નોકરીમાં કોમી પસંદગી એ બે સવાલ છે.

જ્યાં જ્યાં હિંદુ-મુસલમાન ઝગડા જામે છે ત્યાં પોલિસ મોટી સંખ્યામાં હાજર હોય છે કારણ આ ઝઘડા અમુક ઠરેલા ઉત્સવના પ્રસંગે જાગે છે. આ વખતે જે લોકો આવા ઝઘડાની શરૂઆત કરી બોલાચાલી કે ગાળાગાળીમાંથી લડવાડ પર આવે તેઓને તરત પકડી

તેમને સખત-શિક્ષા કરવી જોઇએ. આ શિક્ષાથી બીજાની ઉપર ઊંડી અસર થઈ તેઓ તેમાં જોડાતાં અટકશે. પણ તેટલું બસ નથી. આ ઝઘડાનાં મૂળ તપાસવા હિંદુ અને મુસલમાન નેતાઓએ સાથે મળી પ્રયત્ન કરવા જોઇએ અને પછી ધર્મના પ્રસંગો જેમ બને તેમ ઓછા થાય તેવાં પગલાં લેવાં જોઇએ. તે ઉપરાંત પ્રજામાં નવા સુધરેલા નિર્દોષ આનંદ લેવાના માર્ગોને ધાર્મિક સ્વરૂપ આપી આવા પ્રસંગોએ દાખલ કરવા જોઇએ કે જેથી જૂના રિવાજમાં રહેલું જોખમી તત્ત્વ ઓછું થતું જાય. પણ આ જાતના ફેરફાર પ્રજાની અંદરથી જ ઉદ્ભવવા જોઈએ અને તેને અમલમાં મૂકતાં વખત લાગે એ સ્વાભાવિક છે. તે દરમિયાન શું કરવું ?

સરકારી અમલદારો કહેશે કે અમે તો ચાલતા આવેલા રિવાજને માન આપશું. બ્રિટિશ સરકારે પોતાના અમલની શરૂઆતથી આ નિયમ રાખ્યો હતો અને ઘણાં વર્ષો સુધી તે નિમકહલાલીથી પાળવામાં આવેલ છે. પણ દેશમાં સ્થિતિ બદલાતી જાય છે. ગામડાંમાંથી કસ્બા અને કસ્બામાંથી શહેરો બન્યાં છે. જે જગ્યાએ મુખ્યત્વે હિંદુ કે મુખ્યત્વે મુસલમાન જગ્યા તરીકે જાણીતી હતી તે હવે તેવી રહી નથી. વળી ઉત્સવને પ્રસંગે મોટાં ટોળાં એકઠાં થાય છે જે તે સ્થાનના રહેવાસી હોતાં નથી. આથી મુશ્કેલીના પ્રસંગો ઉભા થાય છે જેનું નિરાકરણ સરકારી અમલદારો અને પ્રજાના નેતાઓએ ભેગાં મળી કરવાનું છે. આ માટે થોડા સાદા પણ સ્પષ્ટ નિયમો ઘડી કાઢી તેનો સર્વત્ર સખત અમલ કરાવવો એ એકંદર શ્રેયસ્કર છે. આ નિયમો ઘડવામાં દરેક જાતિના નેતા સામા પક્ષને બને તેટલું નમતું આપવાનો પ્રયત્ન કરશે તો તે સૌથી સારો દાખલો બેસારશે.

નોકરીની બાબતમાં જે જાતીય હક આગળ લાવવામાં આવે છે તેનો સવાલ હવે જોઇએ. આ બાબતમાં સમાજની લાગણી અને વ્યક્તિગત લાગણીમાં ફેર છે. વ્યક્તિ તરીકે બીજાની ઈર્ષ્યા કરતાં આપણે શરમાઇએ. પણ જાતિ બીજી જાતિની ઈર્ષ્યા કરે તેને આપણે સમાન હકની માગણીને નામે આગળ ધરવામાં આંચકો ન ખાઇએ. પણ સરકારી નોકરી કે ખાનગી ખાતાઓમાં બધે નોકરી ઉપર નિમણૂંક કરવામાં દૃષ્ટિબિન્દુ તે તે જગ્યાનું કામ કરી શકવાની આવડતનું હોવું જોઇએ. અને જ્યાં આવડતમાં બહુ ફેર ન હોય ત્યાં જાતિનું દૃષ્ટિબિન્દુ પણ સાથે સાથે આગે જ કરવામાં આવે તો વાંધો નથી.

પછાત કોમોને સહાનુભૂતિ અને મદદની જરૂર છે. પણ તે મુખ્યત્વે એ કોમોના વિદ્યાર્થીઓને અભ્યાસ માટે સ્કૉલરશિપ વગેરે મોટા પ્રમાણમાં આપવાના રૂપમાં આપવી યોગ્ય થઈ પડશે. પણ સરકારી નોકરીમાં અયોગ્ય માણસને પસંદ કરવાથી તે કામ બગડે છે અને તેથી એકંદર દેશના હિતમાં નુકશાન થાય છે. કોઈ પણ જાતિ સરકારી મદદથી આગળ વધી શકતી નથી. કારણ સરકારી પક્ષપાત ઉપર આધાર રાખવાથી આત્મવિશ્વાસ અને ખંત જેવા ગુણો તેમાં કેળવાતા નથી.

બધી નાની જાતિઓ નિયમ તરીકે પછાત જાતિઓ નથી હોતી; હિંદમાં કેટલીક ખાસ નાની જાતિઓ છે જેની અંદર સર્વથી મોખરે આવે એવી વ્યક્તિઓની સંખ્યા ઘણી મોટી હોય છે. આવા પ્રસંગમાં એ જાતિની વ્યક્તિઓને મોટા પ્રમાણમાં રાજ્યની નોકરીમાં જોડાવા આડે જાતીય ઇર્ષ્યાને અવકાશ આપવો ન જોઇએ. પણ આ બધામાં રાજ્યની મુખ્ય દૃષ્ટિ કામ કરવાની યોગ્યતાની હોવી જોઇએ એ નિર્વિવાદ છે.

હરિલાલ મા. ભટ્ટ

# સ્વૈરવિહાર

પૃથ્વીથી અદ્ધર હો તો તમે આગળ ચાલી શકો ખરા ? ધારો કે કોઇ પણ મંત્રવિદ્યાથી તમે પૃથ્વીને બિલકુલ અડકયા વિના અદ્ધર રહી શકયા તો આગળ ચાલી નહિ શકો.

તેવી જ રીતે તમારા વિચારો જો જીવનની કાર્યભૂમિને કોઈ જગાએ નહિ સ્પર્શતા હોય તો બિલકુલ પ્રગતિ નહિ કરી શકો. અને છતાં આપણી બધી પ્રવૃત્તિ કઈ જાતની છે ? હમણાં હમણાંમાં અમદાવાદમાં કેટલી બધી જાહેર પ્રવૃત્તિઓ થઇ પણ તેમાંની કઈ જીવનને સ્પર્શ કરનારી હતી ? કેટલી બધી સભાઓ થઇ ? પત્રકાર પરિષદ, કેળવણી સ્ત્રી મંડળ પરિષદ, યુવકસંઘનું અઠવાડિયું. તે ઉપરાંત કાંઇક બહેનોએ પણ સભાઓ ભરી હતી. બધાનાં નામે ય યાદ ન રહે એટલી પ્રવૃત્તિ. અને છતાં જીવનમાં ક્યાંઇ અસર છે ? ભાષણ કરી કરીને આપણે ચાલવા માંડીએ છીએ અને હતા ત્યાંને ત્યાં. બધામાં માત્ર ઠરાવો કરવાના.

યુવકોએ આખું અઠવાડિયું શું કર્યું ? તેમણે જે કાંઇ કર્યું તેની કશી અસર અમદાવાદના જીવન ઉપર પણ રહેશે ? છેવટ તેમના પોતાના જીવન ઉપર પણ રહેશે ? બહુ બહુ તો ખાધું અને બોલ્યા. એમ તો નાતો પણ ખાય છે અને લ્હેર કરે છે. તેમાં નવું શું કર્યું ? નાટકો ભજવ્યાં તેમાં પણ પ્રગતિ શી ? નાટકો વધારે સારાં ભજવતાં આવડયાં એટલું પણ કહી શકીશું ?

એચ. જી. વેલ્સ એક જગાએ આધુનિક પ્રગતિનું બહુ સારૂં બ્યાન કરે છે. તે કહે છે કે ધારો કે હવા અનુકૂળ ન હોય અને તમે ફરવા જઈ શકતા ન હો, તો તમારા ઘરની બારી ખુલ્લી મૂકી ત્યાં બાઇસિકલની ઘોડી ગોઠવી દેવી. તેમાં સાઇકલનાં પૈડાં જમીનથી અદ્ધર રહે છે. પછી ઉપર બેસવું, બારી આગળથી ભાત ભાતના દેખાવો પસાર થાય તે જોવા, અને સાઇકલ ખૂબ જોરથી મારી મૂકવી. તમે મુસાફરી કરતા હો તેની માફક પગ કામ કરશે, બારી આગળ હશો એટલે બહારનું દશ્ય બદલાતું જશે અને કલાક પછી નીચે ઉતરીને વીસ માઈલની ગતિએ સાઈકલ ચાલ્યો તેમ મીટરમાં વાંચીને સંતોષથી નીચે ઉતરી શકશો. આપણી ઘણીખરી પ્રવૃત્તિઓ આવી નથી ? વેગ ઘણો લાગે, પણ તેનું કારણ જ એ કે પૈડાં જમીનને અડતાં નથી. ખૂબ બોલીએ, ઠરાવો કરીએ, ઠરાવોનો વિરોધ કરીએ, પૉઇન્ટ્સ ઑફ ઑર્ડર કાઢીએ, ગરમાગરમ થઈ જઇએ, પુષ્કળ જ્ઞાનતંતુનો ઘસારો થાય પણ કશીએ પ્રગતિ નહિ.

પણ યુવકોની હીલચાલમાં એક સરસ બનાવ બન્યો. ગુજરાતના યુવકોનો પ્રતિનિધિ ઇન્દુલાલ યાજ્ઞિક, જેણે એકવાર પાલઘરની આ બાજુ આવવાની ના પાડી હતી, તે સુરત સુધી આવી ગયો. ગુજરાતના યુવકોને કામ કરવાનાં અનેક ક્ષેત્રો બતાવી ગયો. તેના પહેરવેષમાં, રહેણીકરણીમાં આસમાન જમીનનો ફેર ઘણાએ જોયો પણ છતાં એ ઇન્દુલાલ એનો એ જ છે એમ પણ બધાને લાગ્યું. હું તો તેને એનો એ જ દેખું છું. ફરીથી ગુજરાતના યુવકોમાં આવ્યા વિના તેનાથી રહેવાવું નથી. " ભાઈ, તું ગીતાને માનતો હોય કે નહિ પણ

प्रकृतिस्त्वां नियोक्ष्यति । "

યુવકસંઘના કાર્યક્રમમાં બાળકોનો દિવસ બહુ ધ્યાન ખેંચે એવો હતો: કૃષ્ણનું નૃત્ય અને બુદ્ધનો અભિનય આપણી રંગભૂમિ ઉપર નવીન જ હતાં. આપણા રાસો, સ્ત્રી અને પુરુષો બન્ને માટે છે, તેમાં વ્યક્તિને પોતાની કલા બતાવવાને પુષ્કળ અવકાશ છે પણ ગમે તેમ તોપણ તે સંઘનૃત્ય છે. વૈયક્તિક નૃત્ય અત્યારે તો નથી. તે હવે દાખલ થયું. અને આ બે વસ્તુઓ પણ આપણે બંગાળમાંથી લેવા માંડયા. આપણા સાહિત્ય ઉપર બંગાળાની પુષ્કળ અસર છે અને હવે સંગીત નૃત્ય અને અભિનય ઉપર પણ થશે.

આપણા દેશ વિશે પરદેશીઓને કેટલીક બહુ નવાઈઓ લાગે છે. આપણા દેશનો એક પણ વાવટો નહિ, એક પણ પીણું નહિ, એક પણ દેશગીત નહિ! વાવટો અસહકારે આપ્યો તે હું ધારું છું હવે તો કાયમ થશે. પીણું—રશિયાના વૉડકા, જર્મનીના બીઅર, પોર્ટુગલના વાઇન જેવું—કાંઇ નહિ હોય તો ચાલશે. અને દેશગીત વંદે માતરમ્ થઈ ગયું છે.

યુવકસંઘમાં દાખલ થવા કાંઈ ફી છે કે નહિ તે મને ખબર નથી. પણ ફી હોય કે ન હોય પણ દાખલ થવા માટે દરેકને વંદેમાતરમ્ ગાતાં આવડતું હોવું જોઇએ એટલી શરત હોય તો ઘણું સારું. તેની બધી જાહેર સભાઓમાં છેવટે એ ગવાવું જોઇએ. અત્યારે તોભેગાં ગાતાં પણ નથી આવડતું તો વિચારતાં ને કામ કરતાં તો શેનું જ આવડે?

આજે કોણ જાણે કેમ જીવ નિરાશાની નાડે ચાલે છે. ઘણું જાણું છું કે નિરાશામાંથી નીકળી જાઉં પણ અત્યારે ઉપાય સૂઝતો નથી. સાઇમન કમીશનની ત્રીજી તારીખ સુધી રાહ જોઇને લખવાનો વખત નથી.

* * *

એક મિત્રે કહ્યું: "તમે કાઠિયાવાડીઓએ ગુજરાતી ભાષા ઉપર જબરો ધસારો કરવા માંડ્યો છે. અત્યારે જેમ ધંધા બધા કાઠિયાવાડીઓ હાથ લઈ લે છે, તેમ ભાષા ઉપર પણ તેમની જ સત્તા ચાલવા લાગી છે. કાઠિયાવાડી પ્રયોગો થોકડાબંધ ભાષામાં દાખલ થાય છે. અમે સુરતીઓ પણ 'માફક' કે 'પેઠે'ના અર્થમાં 'જેમ' વાપરવા માંડ્યા. 'આમ તો હોય જ ના!' એમાં 'ના'નો પ્રયોગ કાઠિયાવાડી છે. મહાત્માજીનું અને સૌરાષ્ટ્રનું સાહિત્ય જોસભેર ગુજરાત પર હુમલા કરવા માંડ્યું છે." હું 'પ્રયોજનવશાત' કાઠિયાવાડી બની ગયો જો કે હું આખા ગુજરાતનો છું. મેં કહ્યું: "ભાઇ, ધંધામાં તો લુહાર સુતાર ભંગી ઢેડ મજુરો કાઠિયાવાડનાં છે. શેઠિયાઓ તો હજી ગુજરાતના જ છે. ગુજરાત આજ સુધી માત્ર દીકરીઓ કાઠિયાવાડથી લઇ આવતો, હવે મજુરો પણ લઇ આવે છે. અને ભાષામાં તો અમે શબ્દો દઇ છૂટીએ છીએ કાંઇ લઇ તો નથી જતા ના!"

કાઠિયાવાડમાંથી શા માટે માણસો ગુજરાતમાં આવે છે? એ પ્રાંત શા માટે ગરીબ છે? પોતાનું પોષણ કેમ કરી શકતો નથી? કઇ કઈ કોમો પોતાનો નિર્વાહ કરી શકતી નથી? કાઠિયાવાડની કોમો ક્યાં ક્યાં જાય છે, ત્યાં કેવી સ્થિતિમાં રહે છે, ત્યાં તેમની નૈતિક સ્થિતિ કેવી છે? એ કાઠિયાવાડના વિચારકોએ જોવું જોઇએ. કાઠિયાવાડની સુંદર કોમો: મેર, ચારણ, રબારી, ભરવાડ, ઢેડ, બધાં ગુજરાત આખામાં જ નહિ પણ ઉત્તરે સિંધમાં

અને દક્ષિણનાં જંગલોમાં, કહો કે દંડકારણ્યના અવશેષ ભાગોમાં નિર્વાહ અર્થે ફરે છે. કોઇ જોતું નથી તેમનું શું થાય છે.

ગુજરાતની કોમો પણ કંઇ ઓછી ફરતી નથી. ગુજરાતના વાંઘમ ઉત્તરે બલુચિસ્તાન સુધી અને પૂર્વે સિયામ સુધી જાય છે. દક્ષિણમાં તો મદ્રાસ સુધી ગયા છે. સાંગલી પૂના વગેરેમાં કઇક ગુજરાતીઓ ગુજરાતી-દક્ષિણીનું વિચિત્ર મિશ્રણ બોલે છે. અને ખાણામાં તો આજસુધી આખું ગુજરાત-કાઠિયાવાડ સુરતી જ બોલતું આવ્યું છે એમ કહીએ તો ચાલે. બધા પહેલા સાક્ષરો સુરતના, મુંબઇનાં દૈનિકો ઉપર ખાસ અસર સુરતની. આટલે વરસે કાઠિયાવાડ સાહિત્યમાં રેલાવા માંડયું. અને અત્યારે તો ગુજરાત કાઠિયાવાડનો ભેદ કશામાં રહ્યો નથી. પહેલાં કાઠિયાવાડી લોકો માત્ર 'બાજરાનો રોટલો ને અડદ (ની દાળ નહિ પણ)નું શાક' ખાતા તે હવે આખા ગુજરાતમાં લગભગ એક જ જાતની રસોઈ થાય છે. જો કે હજી સુરતીઓ પોતાની વાનીઓ માટે મગરૂરી ધરાવે છે—ધરાવી શકે છે.

પણ આખા હિંદમાં ખાણનું એક સરખું ક્યારે મળશે ? યુરોપના કોઈ પણ દેશનો માણસ પોતાના દેશ જેવો ખોરાક આખી દુનિયામાં મેળવી શકે છે પણ એક હિન્દુને હિન્દુસ્તાનનાં તીર્થોમાં પણ પોતાને જોઇતું ન મળી શકે. ઉત્તરમાં જાઓ તો જાડી પૂરી કચોરી મળે, ભાતનું નામ નહિ, તૂરની દાળ મળે જ નહિ, દક્ષિણમાં જાઓ તો પણ ગુજરાતી રોટલી તો ન જ મળે. બિચારો ગુજરાતી હિન્દુ બધેય અરધો ભૂખ્યો રહે.

ખિચડી કદાચ આખા દેશમાં સાર્વત્રિક હશે.

હજી આપણા જુદા જુદા પ્રાન્તો એક બીજાનું કાંઈ જ જોનાં લેતાં શીખ્યા નથી. ઉત્તર હિંદની રબડીને ગુજરાતીઓ ન ઓળખે. ઉનાળામાં 'ઠંડાઇ'ને માટે મરી પડનારો ઉત્તર હિંદ ગુજરાતનો શિખંડ ન શીખે ! ઘરમાં ગુજરાતના હીંચકા ન રાખે ! ગુજરાતનું હાંડિયું જોઇને કવિવર રવીન્દ્રનાથ ઠાકુર ચકિત થઇ ગયા હતા. દક્ષિણી લોકો ગુજરાતની બીલકા પાટલીવાળી મેડી ન સ્વીકારે. દક્ષિણી ઘડી એટલે આપણો ઘંટલો. તેમાં એકાદવાર આટ ન પડે તો અક્ષરશઃ પિષ્ટસ્ય પેષણમ્ કરવું પડે. કહેવત ખરી છે કે 'ઘડીનો એક અને ઘડાના બે.

બળદ પાળવાની સંસ્થા જેટલી જ આપણી વર્ણસંસ્થા જૂની હશે. કોણ જાણે કયાં કારણોને લઇને વર્ણવ્યવસ્થા દાખલ થઈ હશે; પણ તેમાં મુખ્યત્વે માણસોની સગવડ, બીજી જાતિઓથી બચાવ કરવાની શક્તિ, લગ્નની સગવડ અને નિયમિતતા, અંદર અંદર સંપ રહેવાની સગવડ, એક જ સંસ્કૃતિ સાચવી રાખવાની સગવડ, બાપના ગુણો કુટુંબમાં ઉતરવા સહેલા પડે છે એ નિયમ નવો નવો શોધાયો હશે, વગેરે સમાજની અનેક સગવડો જોઈને વર્ણવ્યવસ્થા દાખલ થઇ હશે. પછી એ જ વ્યવસ્થા વર્ણની પેટાની નાતોમાં દાખલ થઇ હશે. એ બધું બળદને પ્રથમ પાળ્યો એટલું જૂનું હશે.

તે પછી તો હિન્દમાં અનેક જાતો આવી, તેમાંથી કેટલીઓએ આપણા પર રાજ્ય કર્યું, કેટલાએ નવા માણસો જૂની નાતોમાં ઘુસી ગયા હશે, કેટલાએ માણસોનું જૂની નાતોમાંથી અપહરણ થયું હશે, પણ નાત નાત વચ્ચેનું અંતર એનું એ અને ચીલા એના એ.

તે પછી મુસલમાનો આવ્યા, હિન્દુઓએ એક થઇ એકસંપી બચાવ કરવાની જરૂર પડી,- તેનું પણ કાંઇ નહિ, મુસલમાનો રાજા થયા, આપણી જૂની નાતોમાંથી દીકરીઓ લીધી, ઇતિહાસમાં નહિ નોંધાયા હોય એવા કેટલાએ અપહરણના અને મિશ્રણના બનાવો બન્યા હશે, પણ તેનું શું, ચીલા એના એ.

અને તે પછી અત્યારે, જૂની નાતોમાં એક પણ સગવડ રહી નથી, નાત પ્રમાણે નથી ધંધો રહ્યો, નથી રીતભાત રહી, નથી રીતરિવાજ રહ્યા, નથી ધર્મ રહ્યો, નથી સંસ્કૃતિ રહી, નથી વાસ રહ્યો, નથી વિચાર રહ્યો, કશું નાત પ્રમાણે રહ્યું નથી, પણ ચીલા એના એ.

એના એ ચીલામાં ચાલવાનું, ભલે ચીલા ઊંડા ગયા હોય અને ઉતાવળો ચાલનાર તારવીને ગાડું આગળ ન લઈ જઈ શકે એવું થયું હોય, ભલે એક બીજાની ધૂળ ઉડતી હોય, ભલે બેસવાની ખાવા પીવાની કશાની સગવડ ન હોય, ભલે ઊંડા ચીલામાં ચાલનારના પગ સામસામા છોલાતા હોય, ભલે ધાંચોમાં વચ્ચોડીઆંનાં માથાં સામસામાં ભટકાતાં હોય, પણ ચીલા એના એ !

ઇતિહાસના કોઇ સમયમાં જ્યારે માણસોએ ફરવાનું છોડી દઈ એક જગાએ વસવાટ ચાલુ કર્યો હશે ત્યારે-તેમનામાં દેશની મમતા ઉત્પન્ન થઇ હશે અને તેમાંથી સ્વદેશપ્રેમ અને રાષ્ટ્રભાવના ઉત્પન્ન થયાં હશે, તેમાંથી જ દેશનું બળ અને દેશની રક્ષણશક્તિ જન્મી હશે, અને એ શક્તિથી જ બીજા દેશોને એક દેશ તાબે કરી શકયો હશે.

આવા કોઇ કાલે ગ્રીસનાં નગર-રાજ્યોમાં એ ભાવના જન્મી. પણ તેથી જ નગર-રાજ્યો માંહોમાંહે લડવા લાગ્યાં, નગર-રાજ્યોના સમતોલપણા વિશે રાજકારણી અભિપ્રાયો બંધાયાં, તેને લીધે માંહોમાંહી લડાઇઓ જામી, છેવટે એકસંપ કરી ન શકયાં, છિન્ન ભિન્ન થવા લાગ્યાં, પણ નગર-રાજ્યોના સમતોલપણાના ચીલા એક વાર થયા તે એના એ રહ્યા.

આવી જ રીતે ઇંગ્લંડમાં રાષ્ટ્રભાવના જન્મી; તેથી તે બળવાન થયું, તેમાંથી એક મહારાજ્ય સ્થપાયું અને તેણે પણ યૂરોપનાં રાજ્યોના સમતોલપણાની રાજ્યનીતિના ચીલા પડયા.

"ત્યારબાદ લેખક હિંસા અને અહિંસાને તોળી જુએ છે....લેખકના મત પ્રમાણે હિંસા જરૂરની છે; કારણ હિંસા સિવાય કોઇ પણ અગત્યનો ફેરફાર સમાજમાં કરી શકાતો નથી; અને છેવટ...પોતાનો હેતુ સિદ્ધ કરવા શું કરવું તેની ભલામણ કરતાં લેખક કહે છે: 'ચીનમાં જો ફત્તેહ શક્ય હોય, તો હિંદમાં શા માટે અશક્ય હોય?'"



## (૨) અંગ્રેજ પ્રજાનું ભવિષ્ય

ઇગ્લાંડમાં આજકાલ સંતતિનિયમનના ઉપાયોનો જહોળો ફેલાવો થએલો છે. તેથી ઇંગ્લાંડનું જન્મ પ્રમાણ છેલ્લાં કેટલાંએક વર્ષોથી ઘટતું ચાલ્યું છે. સારા સેનીટેશનને લઇને એક અંગ્રેજનું સરેરાસ જીવન વધારે લાંબું થયું છે; એટલે કે મરણ પ્રમાણ પણ ઘટ્યું છે. અંગ્રેજ સ્ત્રીની સરેરાસ ઉંચાઈ છેલ્લાં વીસ વર્ષમાં બે ઇંચ જેટલી વધી છે, અને અંગ્રેજ બાળકનું વજન વધ્યું છે, અને તે વધારે તંદુરસ્ત બન્યું છે; તેથી ડૉક્ટરો અને બીજા છાપાવાળાઓ દેશને મુબારકબાદી આપે છે; ત્યાં 'ડેલી ક્રોનીકલ'માં ડૉ. એચ. સન્ડરલેન્ડ નીચે પ્રમાણેનો વિસંવાદી સૂર કાઢે છે:—

"૧૯૨૬ માં ઇગ્લાંડ અને વેલ્સમાં ૬,૯૪,૫૬૩ જન્મ થયાં હતાં અને મરણનો આંકડો ૪,૫૩,૮૦૪ હતો: એટલે કે વસ્તીમાં ૨,૪૦,૭૫૯ માણસોનો વધારો થયો. દર હજારે જન્મ પ્રમાણ ૧૫.૮ અને મરણ પ્રમાણ ૧૧.૬ હતું. ૧૮૭૮ થી આ જન્મ પ્રમાણ ઘટતું જાય છે; અને જન્મ-મરણ પ્રમાણના આંકડાઓના ધરાડાથી પ્રજામાં મહાન ફેરફાર થયો છે; આ ફેરફારના સ્વરૂપમાં ઇગ્લાંડનું ભાવી આપણને જણાય છે.

"દર વર્ષે ઓછાં ને ઓછાં બાળકો જન્મે છે. કેળવણીના બૉર્ડને તપાસ કરતાં માલુમ પડયું હતું કે ૧૯૧૦ કરતાં ૧૯૨૫ માં ૧૦ લાખ જેટલી સંખ્યા કેળવણી લેનારાં બાળકોની ઓછી હતી. પ્રાથમિક શાળાઓમાં દર વર્ષે ૧ લાખ બાળકો નીચેનાં ધોરણોમાં ઓછાં આવે છે. એટલે કે સર રોબર્ટ બ્લૅર કહ્યું છે તેમ—'૧૯૩૨ માં ઇગ્લાંડમાં ૨૦ લાખ સશક્ત માણસો ઓછાં હશે.'

"અને આ બધો વખત મરણ પ્રમાણ પણ ઓછું થતું જાય છે; વૈદકશાસ્ત્ર અને સેનીટેશનને લઇને માણસોની જીંદગી લાંબી થાય છે, અને એથી પ્રત્યેક વર્ષે ઇગ્લાંડ અને વેલ્સમાં ઘરડા માણસોનું પ્રમાણ વધતું જશે.

"બાળકો ઘટતાં જાય છે, ઘરડાઓ વધતા જાય છે, અને એક વખત એવો આવશે જ્યારે યુવકોને એમ કહેવો વારો આવશે કે 'ઘરડેરાઓ અમને છુંદી મારે છે.'

"આ ફેરફારની અસર આર્થિક ક્ષેત્રમાં શી થશે, તે તરફ માત્ર એક જ રાજ્યદ્વારી પુરુષનું ધ્યાન ખેંચાયું છે. મી. વીન્સ્ટન ચર્ચીલે કહ્યું હતું કે ચાલુ સદીને અંતે થોડા જ યુવાન માણસોની રોજી ઉપર ઘણા ઘરડાઓ નિભાવ કરતા હશે.

"પરંતુ વૃદ્ધ પુરુષોમાં મરણ પ્રમાણ વધારે હોય છે, અને હાલ જે મરણ પ્રમાણ ઓછું લાગે છે, તે અમુક વખતે વધી જશે અને અંગ્રેજ પ્રજાની પડતી શરૂ થશે. અને ત્યારે, હાલ ફ્રાન્સમાં છે તેવા પ્રજા વધારવાના કાયદાઓ મોડા મોડા ઘડવામાં આવશે.

"પ્રો. બાઉલી પ્રમાણે ૧૯૨૧–૨૩નું જન્મ પ્રમાણ લઇએ, અને ૧૯૧૧નું મરણ પ્રમાણ લઇએ તો ૧૯૭૧માં ઇગ્લાંડની વસ્તી વધારેમાં વધારે થશે, અને તે ૪૯૦ લાખ જેટલી થશે.

"પણ ડૉ. જૉન બ્રાઉનલી પોતે ગણિતશાસ્ત્રી પણ હતા, અને તેમના મત પ્રમાણે પડતીનું વર્ષ વધારે નજીક આવે છે. ૪૯૦ લાખનો આંકડો એ બહુ [illegible] ડૉ. માને છે, કારણ ૧,૨૦,૦૦૦ દર વર્ષે પરદેશ ચાલ્યા જતા હોય, તો પડતીની શરૂઆત પહેલાંનો વસ્તીનો આંકડો ૧૫ થી ૨૦ વર્ષમાં જ આવી લાગે. તેણે આ બાબત ૧૯૨૪ માં લખી અને ત્યારપછી પણ જન્મ પ્રમાણ ઘટતું ગયું

છે, અને ઘટાડાનું આ જ પ્રમાણ ચાલુ રહે અને બીજા સંજોગો તેના તે રહે તો આવતા ૧૦ વર્ષમાં જ અંગ્રેજ પ્રજાની પડતી શરૂ થાય."

## (૩) જીવનતત્ત્વની ઐક્તા

ટ્રૉપીકલ મેડીસીન કૉન્ગ્રેસના પ્રતિનિધિઓ સમક્ષ ડૉ. જગદીશ બોઝે પોતાની સંસ્થામાં પ્રયોગો સાથે જે ભાષણ થોડા રોજ પર આપ્યું હતું, તેનો સારાંશ અમે નીચે આપીએ છીએ. અમારા વાચકોને ડૉ. બોઝની ઓળખાણ આપવાની જરૂર અમે જોતા નથી. ઈટાલિયન મારકોનીએ વાયરલેસથી સંદેશા મોકલવાનું શોધી કાઢ્યું ત્યારે પહેલાં ડૉ. બોઝે પોતાની વિજ્ઞાનશાળામાં દૂરથી દારૂગોળો ફોડી શકાય એવાં મોજાં શોધી કાઢ્યાં હતાં, અને આ શક્તિનો ઉપયોગ સંદેશા મોકલવામાં પણ કરી શકાય એમ તેમણે જણાવ્યું હતું. પણ આવી રીતે માત્ર ભૌતિક શાસ્ત્રના જડ પ્રદેશમાં જ પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરતાં, સમસ્ત જીવનક્ષેત્રનું વિજ્ઞાનની દૃષ્ટિએ પૃથક્કરણ કરી જીવનના અતિ ભિન્ન જણાતા આવિર્ભાવોનું ઐક્ય ખુલ્લું પાડવા તેમણે પ્રયત્ન કર્યો; અને એક પછી એક તેમને તેમાં ફત્તેહ મળતી ગઈ. ઉપરોક્ત ભાષણમાં ડૉ. બોઝે જણાવ્યું હતું:

"જીવન અને તેના શારીરિક તંત્ર વચ્ચે જે એકતા હોય છે, તે તમામ જગ્યાએ એક જ રીતે સધાએલી હોય છે, તે તર્કને સિદ્ધ કરવા મેં નાના છોડવાઓ ઉપર અખતરા આરંભ્યા. આવા પ્રયોગોની અગત્યતા ઘણી છે; કારણ પશુઓના શરીરમાં જે ક્રિયાઓ અતિ જટિલ સ્વરૂપે આપણે જોઇએ છીએ તેને સમજવા આપણે વનસ્પતિની સાદી ક્રિયાઓ પાસે જ જવું જોઇએ. વનસ્પતિ અને પ્રાણીઓનું જે શરીર-તંત્ર હોય છે તે એક જ પ્રકારનું હોય છે તે સિદ્ધ કરવા આપણે કયો માર્ગ લેવો જોઇએ?

"હરકોઇ જીવન્ત પ્રાણીમાં જે જે અવયવો હોય છે તે પ્રત્યેકના ધર્મો (function) જુદા જુદા હોય છે. આપણે પાચનક્રિયાને લગતા અવયવો લઇશું તો આ બાબત વધારે સ્પષ્ટ થશે. પ્રાણીઓમાં જઠર વગેરે જે અવયવો હોય છે, તેના જ જેવી પણ અતિ સાદી યોજના કેટલાંક માંસાહારી છોડવાઓમાં મળી આવે છે. એક છોડમાં[1] પાંદડાઓ ઉપર અમુક રેસાઓ હોય છે; અને કોઇ જંતુ તેના પર બેસે એટલે તે રેસાઓમાંથી ચીકણો પદાર્થ નીકળે છે અને એ જંતુ ત્યાં ચોંટી જાય છે, અને બીજા રેસાઓ તેની આજુબાજુ વીંટળાઇ વળે છે. બીજો એક છોડ[2] માંખીઓ પકડવા માટે જુદી જ યુક્તિનો ઉપયોગ કરે છે. તેના પાંદડાંમાં બે ભાગ હોય છે, અને તેમાં કોઇ જંતુ પડે કે તુરત તે બીડાઈ જાય છે. આથી પણ આગળ જતાં એક ત્રીજી જાતના છોડવાનો[3] કાચળી જેવું હોય છે, અને તેમાં કોઈ જંતુ પડે કે તે બંધ થઈ જાય છે.

"હરકોઇ પ્રાણીના શરીરમાં આપણે ત્રણ મુખ્ય બાબતો જોઈ શકીએ છીએ. એક તે માંસપેશીથી થતી ક્રિયાઓ, બીજી જ્ઞાનતંતુઓની ક્રિયા, અને ત્રીજી જેના પર પ્રાણીની ઇચ્છાશક્તિનો કાબુ નથી એવી હૃદય વગેરેની ક્રિયાઓ છોડવાઓમાં માંસ પેશીઓ–મસલ્સ–અને જ્ઞાનતંતુઓ બન્ને હોય છે તે બાબત મેં મારા પહેલા વ્યાખ્યાનમાં બતાવી આપી છે. વનસ્પતિમાં રુધિરાભિસરણ અને આપણી નાડીના ધબકાર જેવી પણ ક્રિયા છે એ સાબિત કરવાનું બાકી રહ્યું છે."

આટલું જણાવ્યા બાદ ડૉ. બોઝે સૂક્ષ્મદર્શકયંત્રની સાથે જોડેલા પોતાના યંત્રદ્વારા એક દેડકાના શરીરનું રુધિરાભિસરણ દેખાડયું હતું. ત્યારબાદ તે દેડકાને ઝેર આપવામાં આવ્યું, તેથી તેની નાડીના ધબકારા હલકા પડયા, અને અંતે હૃદય બંધ પડયું. ત્યારબાદ

1 Sun-dew. ૨ Venus's fly-trap. ૩ Nepenthe.

ડૉ. બોઝે બનાવેલી એક દવા તેને આપવામાં આવી અને ફરીથી તેના લોહીનો જીવન-પ્રવાહ હૃદયના દબાણથી ચાલુ થયો.

વનસ્પતિમાં જમીનનો જે રસ ઉપર ચડે છે તે પણ આવી જ રીતે ચડે છે તે તેમણે પ્રયોગદ્વારા સાબીત કરી આપ્યું.[1] ઝાડનો રસ ઉંચે ચડે છે તે વિશે પહેલાં એમ મનાતું કે કેશાકર્ષણથી એ રસ ઉપર ચડી આવે છે. પણ પાછળથી કેશાકર્ષણનો સિદ્ધાન્ત છોડી દેવામાં આવ્યો હતો; અને મૂળના દબાણને લઇને રસ ઉંચે ચડે છે એમ માનવામાં આવતું. આ ઉપરાંત પાંદડાંઓ પણ રસ ઉપર ખેંચે છે એમ માનવામાં આવતું. વનસ્પતિ જીવન્ત છે એવો સિદ્ધાન્ત કોઇને સૂઝ્યો જ નહિ; અને વનસ્પતિને ઝેર આપવાથી એને કશું થતું નથી, અને એટલા માટે વનસ્પતિમાં જીવનતત્ત્વ નથી એવા સ્ટ્રેસ્બર્ગરના અધૂરા અને ખોટા પ્રયોગને લઇને ઉપરની માન્યતાઓ ચાલુ રહી. પરંતુ ૪૫૦ જેટલા ઉંચા યુકેલીપ્ટસના ઝાડમાં હવાના દબાણની વિરુદ્ધ જમીનનો રસ કોઈ પણ રીતે ઉંચે ચડી શકે એ બાબત માત્ર આધિભૌતિક સિદ્ધાન્તથી સાબીત કરી શકાય તેમ નથી, અને આના સમર્થનમાં ડૉ. બોઝે એક છોડનાં મૂળ કાપી નાંખ્યાં–પાંદડાં કાપી નાંખ્યાં છતાં અંદર રહેલો રસ ઉંચે ચડતો હતો એ બતાવી આપ્યું.

છેવટ વનસ્પતિ પણ જીવન્ત છે, અને તેમાં પણ હૃદય હોય છે, અને તે દ્વારા લોહીને બદલે જમીનનો રસ ઉંચે ચડે છે તે તેમણે પોતાના યંત્ર દ્વારા બતાવી આપ્યું. કોઈ પણ છોડવાનું હૃદય આખા થડમાં વચ્ચોવચ્ચ લાંબું પ્રસરેલું હોય છે, અને તે દ્વારા હૃદયના એક પછી એક દબાણથી કકડે કકડે જમીનનો રસ ઉંચે ચડે છે. જે દવાથી માણસનું હૃદય ઉત્તેજિત બને તે જ દવાથી જમીનનો રસ પણ ઝાડમાં જલદી ખેંચાય છે; અને તેનાથી ઉલટું જે વસ્તુ મનુષ્ય હૃદયને બંધ કરે છે તે જ વસ્તુ વનસ્પતિને પણ મારી નાંખે છે, તે તેમણે દેખાડી આપ્યું હતું. એક છોડના હૃદયને આવી રીતે બંધ કરી ફરીથી તેને દવા આપવામાં આવી; અને તેની નાડી નિયમિત ચાલવા માંડી એટલે વિજળીનો ધક્કો તેને માર્યો અને તેથી છોડના હૃદયને જે આઘાત પહોંચ્યો તે ચિત્રપટ ઉપર તરત દેખાયો.

જુદી જુદી વનસ્પતિના શા શા ગુણ છે તેની હાલ ડૉ. બોઝ શોધ કરે છે; અને અત્યાર સુધીમાં નહિ જડી આવેલો એક એવો છોડ કુમાઉનના જંગલમાંથી તેમને મળી આવ્યો છે, જેના સત્ત્વની અસરથી બંધ પડેલું હૃદય પણ પાછું જાગ્રત થઇ શકે છે. આવી રીતે શોધ કરતાં હાલ જે દવાઓ વપરાય છે તે તમામ નકલી લાગે, અને તેને બદલે નવી જ દવાઓ ચાલુ થાય–a new pharmacopia–એ સંભવ છે.

વા૦



## (૪) સ્થાપત્યના નિરીક્ષણમાં ખોટો દૃષ્ટિકોણ

'બોમ્બે-ક્રોનીકલ'ના નાતાલના ખાસ અંકમાં આ બાબત ઉપર પ્રો૦ ક્લોડ બાટલી એ૦ આર૦ આઇ૦ બી૦ એ૦ એ એક સારો લેખ આપ્યો છે. મી૦ બાટલી એક હોશિયાર

૧. રુધિરાભિસરણ દેખાડવા તેમણે પહેલાં એક કાર્ડીઓગ્રાફ નામનું યંત્ર યોજેલું. પણ તેમાં અમુક ખોડ હોવાથી તેમણે બીજું યંત્ર–રેઝોનન્ટ કાર્ડીઓગ્રાફ નામનું યોજ્યું. અને તે દ્વારા આ પ્રયોગ સાબીત કરી દેખાડયો.

સ્થપતિ છે, અને મુંબઇની સ્થાપત્યશાળામાં અધ્યાપક છે. એમને હિંદી સ્થાપત્ય તરફ ઘણી સારી સહાનુભૂતિ છે. તેઓ એ લેખ દ્વારા જણાવે છે કે સાધારણ રીતે લોકો સ્થાપત્યને જે રીતે વખાણે છે તે રીત—દૃષ્ટિ—ખોટી છે. તેઓ લખે છે:

"જ્યારે હિંદ માતાનું કોઇ આદર્શ ચીતરવું હોય ત્યારે કંઇ આપણું લક્ષ કોઈ દેવી તરફ નથી જતું, તેમ કોઇ ઘરેણાંગાંઠાં અને સુંદર વસ્ત્રથી સુશોભિત સ્ત્રી તરફ નથી દોડતું પણ હિંદની હાલની તેમ જ પુરાણી કે ભવિષ્યની ગરીબાઈથી તે કંઇ રાણી સુધીની સ્થિતિની સ્ત્રી તરફ જાય છે. અને પછી એ સમગ્ર ચિત્ર ખડું થઇ જે આદર્શ આપણા ચિત્ત ઉપર ખડો થાય છે તે ચીતરાય છે—પછી એ આદર્શચિત્રમાં વસ્ત્ર અને શણગાર ભલે આવતો. તેમ જ સ્થાપત્યના આદર્શમાં પણ છે."

જ્યારે જ્યારે આપણે સ્થાપત્યને વખાણીએ છીએ ત્યારે આપણે તેના મૂળ અંતર્ગત આત્માને ભૂલી જઈને તેના ઘરેણાંગાંઠાં, શણગાર કામ, વગેરે જ વખાણીએ છીએ, અથવા તો આપણી નજર કોઇ પ્રાચીન મકાન તરફ જ જાય છે. દિલ્હી, આગ્રા જનાર સ્થાપત્યકલા માત્ર તેનાં પુરાણાં મકાનમાંથી જ જોશે. નવા દિલ્હીના મકાનોમાંથી એ કલાનો સ્વાદ નહિ લઇ શકે. અમદાવાદમાં સ્થાપત્યકલા સીદી સૈયદની જાળીમાં, કે ભદ્રના મકાનમાં કે નગીનાવાડીમાં જ જોશે, મુંબઇમાં નહિ જોઇ શકે. કોઇ જ્યારે તાજમહાલને વખાણશે ત્યારે તેનું શણગારકામ, કોતરકામ, કે તેમાં વપરાએલા પદાર્થ જ વખાણશે. હમણાં પણ જ્યારે મકાનને કલાયુક્ત કરવું હશે ત્યારે તેને ખૂબ શણગારશે, પ્લાસતરમાં ફૂલપત્તીના શણગાર કરશે, અથવા તો છાપરા પર કે ઓટલા ઉપર પ્લાસ્તરમાં કોઇ પીસ્તોલ લઇને મુકાદમ ઉભો રાખશે. આમ સ્થાપત્યમાં શણગાર કે કોતરકામથી જ મુગ્ધ થઇ જવાની રીત, કાવ્યમાં તેના અલંકારથી કે શબ્દોની ઝમકથી મુગ્ધ થઇ જવા જેટલી ખોટી છે. તે અલંકારો કે તેની પ્રાચીનતા કે તેની ઝમકમાં રોકાઇ રહેવાથી સમસ્ત કાવ્યનું સ્વરૂપ ભૂલાઇ જવાય છે, તેમ જ સ્થાપત્યમાં પણ તેના અલંકારાદિ નાનાં અંગોમાં રોકાઇ રહેવાથી સમસ્ત સ્થાપત્યનું સ્વરૂપ ભૂલી જવાય છે, અને એ રીતે આદર્શ સ્થાપત્યને અન્યાય મળે છે, અને તેની ખોટી ભાવના દૃઢ થઈ જતાં સાચું સ્થાપત્ય ઉભું કરી શકાતું નથી. ખરી રીતે તો આ અલંકારદિ મૂળ વસ્તુનાં અંગ ઉપાંગો જ છે, અને તે એના સમગ્ર સ્વરૂપને આધીન રહીને વર્તે છે, ત્યારે જ એક સમગ્ર વાતાવરણ ઉભું થઇને જોનારને અસર કરે છે.

મી૰ બાટલી આ બાબત સિદ્ધ કરવા માટે તાજમહાલનો જ દાખલો આપે છે. એ કહે છે:

"તેની સમગ્ર રેખા જ એવી છે કે તેનામાંથી એક સ્ત્રૈણ લાવણ્ય પ્રગટે છે, તેના વિધાયકનો હેતુ એક સ્ત્રૈણ લાવણ્ય જ મૂર્ત કરવાનો છે, અને તે પ્રગટાવવા તેની બાહ્યરેખાઓ પ્રથમ સિદ્ધ કરીને જ તેણે બધા શણગારો એવી રીતે ગોઠવ્યા કે તે લાવણ્યને સંપૂર્ણ મદદ મળી એક સમગ્ર સ્વરૂપ સિદ્ધ થાય છે." જોનાર આ સમગ્ર સ્વરૂપ ભૂલી જઇ, એનું કોતરકામ, જાળીકામ અને પદાર્થો જ જોઇને બહાર આવે છે. અને પછી એવાં જ સાધનો મેળવી એવો ભાવ પ્રગટવા જાય કે જોવા જાય ત્યાં હમેશાં નાસીપાસ થાય છે. એવું જ લાઘવ, એને મળતું લાઘવ, નવા દિલ્હીના ઘણા બંગલા-માંથી મળે, અથવા તો મુંબાઇનાં કોઇ મકાનોમાંથી મળે જ પણ આપણ આ ખોટાં દૃષ્ટિબિંદુથી આપણે તેનો સાક્ષાત્કાર કરી શકતા નથી.

મી૰ બાટલી પાછા આગળ વધતાં જણાવે છે:

"આવું જ ખોટું દૃષ્ટિબિંદુ હિંદ સ્થાપત્ય માટે છે."

એ દૃષ્ટિએ જ્યારે કોઇને કોઇ મકાન હિંદ સ્થાપત્ય શૈલીમાં કરવું હશે ત્યારે કાં તો કોઇ દેવળ તરફ કે કોઇ રાજમહેલ તરફ નજર દોડાવશે અને કોઇ દેવળ બાંધનાર સલાટને

કામે લગાડશે. પણુ એમ નહિ કે હિંદ સ્થાપત્યનો આત્મા, કે હાલના આપણા જીવનનો આવિર્ભાવ પ્રગટ કરી શકે તેવા કોઇ સ્થપતિને રોકી હિંદ સ્થાપત્યને પ્રગટ કરે તેવી કોઇ સમગ્ર આકૃતિને માગવી. આ સમજફેરને લીધે જ મુંબઇના માળાઓ મનુષ્યરૂપી ઉંદરડાનાં દરોના જેવા થયા છે. એ કહે છે કે "આવાં રહેઠાણોમાં માણસોને પેક કર્યા છે, તેના કરતાં બીસ્કીટ કે ચોકલેટને વધારે સંભાળપૂર્વક ડબાઓમાં પેક કરીએ છીએ!!"

પાછા આગળ ચાલતાં જણાવે છે:

"હમણાં રહેવાનાં મકાન હિંદુ શૈલીમાં કરવા માટે કાંઈ અસલનાં મકાનોના નમૂનાઓની નકલ ન કરાય. અસલનાં મકાનો અસલનાં જીવનના પ્રતિબિંબરૂપ હતાં તો આપણે હાલના જીવનના પ્રતિબિંબરૂપ મકાનો કરવાં જોઇએ. ખાર અને ચેંબૂર તરફની સહકારી મંડળીઓદ્વારા જે મકાનો મુંબઇના * પરામાં હમણાં થવા લાગ્યાં છે ત્યાં કંઇક સાચી દિશામાં પ્રયત્ન થાય છે, પણ આંગળીને વેઢે ગણાય તેટલાં જ મકાનો સાચી કલાના નમૂનાં રૂપ થાય છે, બાકી બીજાંમાં તો Art અને Heart બન્ને નથી; આનું કારણ કાંઇ નિર્ધનતા નથી પણ ભેજાંની મૌલિકતામાં ખામી, માનુષિક સહાનુભૂતિ, અભ્યાસ, અને સ્થાપત્યકલાનાં મૂલતત્ત્વોના જ્ઞાનનો અભાવ છે. મારા છેલ્લા છેલ્લા પ્રવાસોમાં અમદાવાદની આસપાસનાં ગામડાંઓમાં ગરીબોનાં મકાનોમાંથી મને આ કલાનાં જેવાં દર્શન થાય છે તેવાં મુંબઇનાં કે બીજી જીગાનાં નવાં કામોમાં નથી થતાં. ઘર ગમે તેવડું નાનું હોય તો પણ તેમાંથી કૌટુંબીક જીવન, એક જાતનું એકાંત અને આશ્રય મૂર્ત થવાં જોઇએ. એ નિશાળ કે દવાખાનાના દેખાવ જેવું ન હોવું જોઇએ મકાનમાંથી એક જાતનું સંગઠન ( Unity ) દેખાઇ આવવું જોઈએ, અને આ સંગઠન એટલે કરકસર: મકાનમાં જેટલી ખાંચાખુંચી એટલું ખર્ચ અને કમજોરી.

"સૌન્દર્ય કાંઈ વૈવિધ્યથી ન લાવી શકાય, એ તો સુમેળ (Harmony) માંથી પેદા થાય છે. જ્યાં સુધી આ વસ્તુ આપણે ન મેળવી હોય ત્યાંસુધી કાંઈ ખર્ચાળ શણગારો કરવાથી કલા પેદા ન થાય. સ્થાપત્ય કાંઈ શણગાર નથી, એ તો ચાલુ જરૂરીઆતોને બંધબેસતાં થાય તેવાં બાંધકામો છે.

"આ બાંધકામોના આગળ પાછળના દેખાવો જ પહેલાં મકાનની મુખ્ય રૂપરેષા દ્વારા સાધવાં જોઇએ, અને પછી તેમાં શણગાર વગેરે કરવાં હોય તો કરવાં, પણ તે પણ બધાં મૂળ ભાવનાને મદદરૂપ જ હોવાં જોઇએ. નિશાળનાં મકાનની સમસ્ત રેષાઓ જ એવી જોઇએ કે તે નિશાળના જેવી લાગે, અભ્યાસના જેવું વાતાવરણ ઉભું કરે. એ કાંઇ કારખાના જેવું મકાન ન હોવું જોઇએ."

મંદિર, મંદિર જેવું જ હોવું જોઈએ, એની સમસ્ત રેષાઓ આ બાહ્ય જગતથી આપણને ઉર્ધ્વગમન કરાવનારી હોવી જોઇએ. અને તે જ પ્રમાણે મ્યુનિસિપાલીટીનાં મકાનો, કાઉન્સીલોના મકાનો, જે તે જરૂરીઆતોને મૂર્ત કરે તેવાં થવાં જોઇએ.

"આવાં ઊચાં ધ્યેય અને અભ્યાસ હોય તો જ સ્થાપત્યકલાને નામે ચઢે તેવાં મકાનો થાય." અને પછી તો જ હિંદુ સ્થાપત્ય ઉભું કરવા માટે આપણે ફત્તેહપૂર સીક્રી, અજંટા, કે ભદ્રનાં મકાનો તરફ નજર દોડાવવી ન પડે.

"અસલી મોસમાં, જ્યારે કોઈ નવું મકાન કરાવવામાં આવતું ત્યારે લોકો માટે જાહેરનામાં ચોઢાતાં અને લોકો એ ભાવી મકાન વિષે કેવા વિચારો ધરાવે છે એ ચર્ચાતું અને પછી મકાન થતું. આપણે અહિં હિન્દમાં પહેલાં મકાન થાય છે, અને પછી એની ચર્ચાઓ થાય છે, જો કે એક તરફથી આપણે આપણી પાસે કલાની જીવન્ત પરંપરા અને સાચા તર્કશાસ્ત્રીઓ હોવાનો દાવો કરતા હોઇએ છીએ.

"એક મહંતે કહ્યું છે કે "આ સર્વ મિથ્યા છે" તો હું કહું છું કે "આ સર્વ મિથ્યામાંથી ઉભું થતું સર્વ મિથ્યા છે."

મૂળ લેખ સચિત્ર છે, એટલે અંગ્રેજી વાંચી શકે તેવાઓએ જરૂર વાંચવા જેવો છે.

ગજાનન વિ. પાઠક

---

* અને અમદાવાદમાં પણ આ દિશામાં પ્રવૃત્તિ ચાલી રહી છે, ત્યારે આ બાબત જરૂર વિચારણીય છે.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**શીરીષ:** × –કર્તા: રમણલાલ વસંતરાય દેસાઇ બી. એ. પ્રકાશક: શા. માણેકલાલ અંબારામ ડૉક્ટર. અધિપતિ, શ્રી સયાજીવિજય વડોદરા. કિંમત રૂ. ૧)

આ મધુર નવલકથા માટે અમે લેખકને અભિનન્દન આપીએ છીએ. પુસ્તકનાં નાયક નાયિકા શીરીષ અને સોહિણી લહેરી તંદુરસ્ત તોફાની શોખીન અને તે સાથે સાહજિક સંસ્કારવાળાં અને ડહાપણ કે સ્વભાનથી જરા પણ કૃત્રિમ નહિ થયેલા સદ્‌ગુણ વાળાં છે. બન્નેને પરસ્પર પ્રેમ છે પણ નવલકથાની શરૂઆતમાં તે પ્રેમમાં હજી ગાંભીર્ય નથી આવ્યું. બન્નેમાં પરસ્પરને મોહક એવાં અનેક બાહ્ય આકર્ષણો છે પણ કેવળ બાહ્ય આકર્ષણો ઉપર પ્રેમ હમેશ ટકતો નથી, એવાં બાહ્ય આકર્ષણોથી પણ અંતે કંટાળો આવે છે તેમ આ દંપતીને બને છે. વળી કર્તાએ એ પણ બતાવ્યું છે કે શરૂઆતનો પ્રેમ જે એક બીજાનું સાંનિધ્ય માગે છે, તે સાંનિધ્યનો આગ્રહ પણ સમય જતાં વ્યક્તિવિકાસનો બાધક થાય છે અને ત્યારે ગમે તેવાં પ્રેમીઓ પણ એક બીજાથી સ્વતંત્ર રહી વિચાર કરી વધારે ગંભીર થવા સ્વાભાવિક રીતે જ પ્રેરાય છે. આ દંપતીનું એમ જ બને છે. બન્ને એક બીજાથી વંકાઈને અને શંકાઇને જુદાં પડે છે. અને મનુષ્ય માત્રને ગંભીર બનાવનાર વિપત્તિની શાળામાં પાઠ લે છે, બન્ને તેમાંથી વિશુદ્ધતર થઈ પ્રેમમાં એટલાં જ મસ્ત પણ વધારે ગંભીર બની બહાર નીકળે છે અને વાંચકના હૃદયને વિશુદ્ધતર પ્રેમના ઉલ્લાસથી ભરી દે છે.

આ વિપત્તિની ભૂમિકામાં વાર્તામાં અનેક ઉપકથાના તંતુઓ ભળે છે અને ગૂંચવાય છે. સોહિણીના હાથનો અભિલાષી શીરીષનો એક જૂનો કૉલેજ મિત્ર કનક વાર્તામાં કંઇક પ્રતિનાયકનું કામ કરે છે. વળી વાર્તામાં બીજા બે પ્રવાહો મળે છે. એક કલાની ઉપાસનામાં ગાંડું થયેલું કુટુંબ અને ધર્મોપાસનામગ્ન બે બીજાં પાત્રો. કલા અને ધર્મ સહોદર છે, એમ બતાવવા કર્તા આ પાત્રોને પણ પરસ્પર સંબંધવાળાં છેવટે બનાવે છે. વળી આ પાત્રોની વચ્ચે ફાચર તરીકે અનેક ખટપટી પાત્રો આવી પોતપોતાનો ભાવ ભજવી જાય છે. અહીં વાર્તા અત્યંત સંકુલ બને છે પણ વાર્તાકારને વાર્તાના તંતુઓ પાછા ઉકેલતાં પણ આવડે છે. માત્ર અમને એટલું કહેવું જરૂરનું લાગે છે કે ચિત્રના પ્રતીક તરીકે સોહિણીને એક લાખ મળે, એ જરા અસંભવિત છે. તેમ જ મુરલીધરની ગૌરાંગદાસ તરફની ઈર્ષ્યા, અસૂયા, પઠાણ સાથેની ખટપટ, અને તે સર્વની કંઈક અગમ્યતા જરા અસંભવિત લાગે છે. ગૌરાંગદાસમાં ધાર્મિકતાનું આધુનિક સ્વરૂપ મૂકવા કર્તાએ પ્રયત્ન કર્યો છે, પણ તેમાં પણ અમને એવી જ અસંભવિતતાનો પાસ લાગે છે. વળી બનાવોના વર્ણનનો ક્રમ અમને જોઇએ તેવો સુઘટિત નથી લાગતો. બનાવો બન્યા હોય એ જ ક્રમમાં મૂકવાની

---

× સંસ્કૃત જોડણીમાં પડેલો અક્ષર હ્રસ્વ છે પણ લેખકે સર્વત્ર દીર્ઘ વાપર્યો છે એટલે અમે પણ એ જ જોડણી રાખી છે. જોડણીમાં એવું દુર્લક્ષ આખા પુસ્તકમાં છે.

કલ્પિત છે. દુર્જયસિંહ અને તેજસિંહની—ચંદાવત અને રાઠોડોની—અદાવત પણ કદાચ કલ્પિત હશે, બન્ને વચ્ચેનાં યુદ્ધો અને એકબીજાની સ્પર્ધાથી કરેલાં પરાક્રમો કલ્પિત દેખાય છે. વળી તેજસિંહ અને દુર્જયસિંહ બન્ને, જ્યાં સુધી યવનો સાથે વિગ્રહ ચાલે છે ત્યાં સુધી પરસ્પર વૈર લેવું મુલતવી રાખે છે અને બન્ને ભાઇઓની પેઠે મોગલો સામે લડે છે તેમાં વાર્તાકારે રજપૂત સ્વભાવને, તે હતો તે કરતાં કદાચ વધારે ઉન્નત ચીતર્યો છે. માનસિંહ પ્રતાપ પૃથુરાજ ઐતિહાસિક પાત્રો હતાં તેવાં જ કર્તા ચીતરે છે અને તેમના સ્વભાવોમાં, તેમનાં કાર્યોમાં જે સ્વાભાવિક કાવ્યસામગ્રી હતી તેનો બરાબર ઉપયોગ કરે છે. ઇતિહાસના વસ્તુને એક ખરા કલાકારની પેઠે સુંદર ઘટનામાં રજુ કરે છે. પણ સર્વથી વિશેષ તો એ કે આખા પુસ્તકમાં રાજપુત વાતાવરણ સાચવી રાખે છે. સામાન્ય વાંચકના મનમાં રાજપૂતો વિશે જે પરંપરાગત ભાવના સ્વાભાવિક રીતે ઊતરી આવી હોય તેને સ્ફુટ અને તેજસ્વી કરી નિરૂપિત કરે છે.

તેજ પ્રમાણે જીવન પ્રભાતમાં પણ રઘુનાથરાવ, ચન્દરાવ લક્ષ્મી, સરયૂ, અને રઘુનાથ અને સરયૂનો પ્રેમપ્રસંગ સર્વ કાલ્પનિક છે. સંધ્યા કરતાં પ્રભાત તો રઘુનાથ અને સરયૂની જ પ્રેમવારતા લગભગ બની જાય છે. પણ તે સિવાય જસવંતરાય જયસિંહ ઔરંગઝેબ શાયસ્તખાન સર્વ ઐતિહાસિક પાત્રો છે અને જેવાં ઇતિહાસમાંથી તેમને આપણે ઓળખીએ છીએ તેવાં જ તેમને ચીતર્યાં છે. લેખકે પોતાની વિચક્ષણ ઇતિહાસદૃષ્ટિથી રાજપૂત અને મરાઠા માનસને ઉકેલી તે પ્રમાણે રજુ કરેલું છે. જયસિંહ અને જસવંતસિંહને, શિવાજી અને તાનાજીને સુરેખ સ્વભાવો અર્પેલા છે અને જયસિંહ આગળ મરાઠા જાતિની અપૂર્ણતાનો ઉલ્લેખ કરાવેલો છે કે મોગલ રાજ્ય તો પડવા બેઠું છે તે પડશે પણ શિવાજીએ અખત્યાર કરેલી લૂંટફાટ અને છળકપટની નીતિ છેવટે મરાઠા રાજ્યને જ નડશે. સંધ્યામાં જેમ ચારણીમાતા તેમ પ્રભાતમાં જયસિંહના મુખમાં ભવિષ્યવાણી મૂકેલી છે. શિવાજીનું કૌશલ, તેની હિન્દુ રાજ્યની ભાવના, તેનું પરાક્રમ, કાર્યદક્ષતા, સૌજન્ય, સર્વ ઇતિહાસ કરતાં આપણે વધારે નિકટતર જઇ જોઈ શકીએ છીએ. અને છતાં વાતાવરણ સર્વત્ર મહારાષ્ટ્રનું જ રાખવા પ્રયત્ન કર્યો છે.—જો કે પ્રભાત ઉપર સન્ધ્યાના રાજપૂત વાતાવરણની કંઇક વધારે અસર થઇ લાગે છે. વાસ્તવિક તો એ છે કે રાજપૂત સ્વભાવ કરતાં મરાઠા સ્વભાવ આપણને હજી પણ વધારે દુર્ગમ છે.

બન્ને પુસ્તકોમાં કર્તાનું ઇતિહાસની હકીકત અને તપસીલનું જ્ઞાન અને ભૂગોળનું જ્ઞાન સ્પષ્ટ દેખાઇ આવે છે. આ બે પુસ્તકો ઉપરથી આપણે કહી શકીએ કે ઐતિહાસિક નવલકથાકારને નવાં પાત્રો અને પ્રસંગો ઉમેરવાનો હક છે પણ તે સર્વ તે સમયના વાતાવરણને અનુકૂળ ઘડાવાં જોઇએ, તે સમયના વાતાવરણને વિઘાતક ન હોવાં જોઇએ. કર્તા ઇતિહાસનો અર્થ ઉકેલી તેને નવલકથામાં નિરૂપી શકે છે, પણ ઇતિહાસનો અને તેની નાનામાં નાની તપસીલનો જેને ખરેખરો અભ્યાસ હોય અને હકીકતમાંથી ઇતિહાસ ઉકેલવાની જેનામાં પ્રતિભા હોય તે જ તેમ કરી શકે. તે સિવાય ઐતિહાસિક બીનામાં મનમાન્યા ફેરફારો કરવા, તે ઇતિહાસ અને નવલકથા બન્ને બગાડવા બરાબર છે. નવલકથા લખનાર જેમ રસના સૂક્ષ્મ નિયમો પાળવાનું સ્વીકારે છે તેમ ઐતિહાસિક નવલકથા લખનાર તે ઉપરાંત ઐતિહાસિક વાતાવરણ સમજવાનું અને તેને અનુકૂલ રહેવાનું એક વિશેષ

બંધન સ્વીકારે છે અને બદલામાં તેને ઇતિહાસના ગર્ભમાં રહેલ રસસામગ્રીનો ઉપયોગ કરવાનો હક મળે છે.

જીવનપ્રભાત વાર્તા કરતાં કાવ્યની શૈલી પર વિશેષ લખાએલું છે. તેમાં કવિતા પુષ્કળ આવે છે પણ ગદ્ય પણ કવિતા જેવું ઘણી જગાએ છે. એક જ દાખલો લઇએ.

મોગલો સામે યુદ્ધ કરવાના હેતુથી મહારાણા પ્રતાપસિંહ સપરિવાર સર્વદા કન્દરમાં અને પર્વતગુફામાં વાસ કરતા. મેવાડની મહારાણી સ્વામીની પેઠે સ્વદેશપ્રિય હતી. કલેશ યાતનાને તુચ્છ ગણી પથરની ઉપર રાત્રે સુઇ રહેતી, જાતે રાંધીને બાળકોને જમાડતી, વિપત્તિને સમયે એક પર્વતથી બીજા પર્વત ઉપર, એક ગુફામાંથી બીજી ગુફામાં પલાયન કરતી ફરતી; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઇ દિવસ વિનવ્યો નથી. વનપશુની બખોલમાં મહારાણી આશ્રય ગ્રહણ કરતી, શિયાળામાં પર્વત ઉપર અગ્નિ સળગાવી બાળકોને તપાડતી, વર્ષા કાળમાં કોઇ કોઇ વાર ગુફાઓમાં પાણી પેસી જતું ને તે વારે મહારાણી બાળકોને કેડમાં લઈ આખી રાત એક ખૂણે ઉભી રહેતી; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઇ દિવસ વિનવ્યો નથી. ખેતરમાંના દુર્વાના રોટલા કરી બાળકોને ખવાડતી, કોઇ સમયે તે રોટલા પણ શત્રુભયે ત્યાં જ પડતા મુકીને કોઇ સ્થાને ને ત્યાંથી વળી બીજે સ્થાને પલાયન કરી જવું પડતું; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઇ દિવસ વિનવ્યો નથી.

મૂળ ગદ્ય આ કરતાં પણ વધારે સુન્દર હશે. કેટલાક પદ્ય ભાગો ભાષાન્તરકારે ગદ્ય કર્યા જણાય છે અને જે પદ્ય પદ્યમાં ઉતર્યું છે તે સંતોષકારક નથી એ ભાગો તેમ જ કવિત્વમય ગદ્ય ભાગો વધારે સંભાળથી ભાષામાં ઉતારવાની અમને જરૂર લાગે છે.

ભાષાન્તરકાર ગુજરાતીના સારા લેખક છે અને બંગાલીનો તેમનો અભ્યાસ લાંબો અને નિકટનો છે. સામાન્ય રીતે ભાષા શુદ્ધ પ્રવાહી ગંભીર અને અર્થાનુકૂલ વપરાઈ છે. પણ કેટલાક વિચિત્ર પ્રયોગો વારંવાર નજરે પડે છે તે મૂળમાંથી રહી ગયા લાગે છે. 'દેહ-નિન્દિન' 'પુષ્પનિન્દિન' એ બહુવ્રીહિ સમાસ તરીકે ગુજરાતીમાં કઢંગું લાગે છે અને સંસ્કૃતમાં પણ તેવું જ છે. ભાષાન્તરકારે એક જગાએ લખ્યું છે તેમ 'પુષ્પને નિન્દે એવો દેહ' એ વધારે સારૂં છે. 'ચેષ્ટા' શબ્દ પણ જરા અપરિચિત અર્થમાં આવે છે. 'અસમ સાહસ' અને તે ઉપરથી નિપજતા બીજા શબ્દો આવે છે, તે ગુજરાતી અને સંસ્કૃત બન્નેમાં અપપ્રયોગો છે. 'કરતો ના' 'બોલતો ના' જેવા પ્રયોગો વ્યાકરણ વિરુદ્ધ તો ન ગણી શકાય પણ ઘણી જગાએ અજુગતા તો લાગે જ છે.

બન્ને પુસ્તકો માટે અમે લેખક અને પ્રકાશક બન્નેને અભિનન્દન આપીએ છીએ. જાણે બહુ આત્મભોગ આપીને થાકી ગયેલો હોય એવો આપણો પ્રજાજન આ પુસ્તકો ઉપરથી, સ્વતંત્રતાનો ઇતિહાસ કેવો હોય તેનો ધડો લેશે એમ આશા રાખીએ છીએ.

નાગકન્યાઃ—અનુવાદક અને પ્રકાશકઃ હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી. ૭૭, ઝવેરી બજાર, મુંબઈ. મૂલ્યઃ ૧-૦-૦

પ્રો. બેઇનની An Essence of the Dusk નામની વાર્તાનો આ અનુવાદ છે. પ્રો. બેઇનની બીજી વાર્તા જેવી જ આ ચમત્કારપૂર્ણ છે અને મનોગમ વર્ણનોથી અને અદ્ભુત બનાવોથી ભરેલી છે. પણ વાર્તાનું રહસ્ય અને પ્રગટ કરવાની રીતિ બીજી વાર્તાઓ જેટલી લોકોત્તર નથી. ભાષાન્તર સરલ અને સુવાચ્ય છે. આ નાનું પુસ્તક સુઘડ અને આકર્ષક રીતે છપાયું છે.

**વિપિન**—લેખક અને પ્રકાશક: રાજેન્દ્ર સોમલાલ દલાલ. કિંમત રૂ. ૨–૦–૦.

આ નવલકથાની આ પહેલાં બે આવૃત્તિઓ ખપી ગઇ છે એ જ તેની પૂર્વની લોકપ્રિયતા બતાવે છે. નવલકથા ઘણા સાક્ષરોના સારા અભિપ્રાય પામી ચૂકી છે. કર્તાની નેમ, સરસ્વતીચન્દ્રના કર્તાની પેઠે, મૂળ નિબંધાત્મક વિચારોને આકર્ષક કરવા નવલકથાના રૂપમાં મૂકવાની છે. પણ નવલકથાનો એ પ્રકાર એક બાજુ વિચારોની ઉચ્ચતા અને અપૂર્વતા તથા બીજી બાજુ ઉત્તમ નવલકથાકારની કલા માગે છે. સરસ્વતીચંદ્રમાં આ બન્ને અંશો મોટા પ્રમાણમાં હોવાથી તે નવલકથા આપણા સાહિત્યમાં અમરપદ પામેલી ગણાય છે. પણ એટલી પ્રતિભા કે નવીનતા જે નવલકથામાં ન હોય તે ગમે તેટલી નિર્દોષ હોય તો પણ તેની પછીના જમાનાને એટલી આકર્ષક ન લાગે. આ નવલકથાના ઘણાખરા વિચારો, તે જમાનાને માટે ગમે તેટલા ઉપયોગી હશે પણ અત્યારે તો નવલકથાને માટે તે અતિ સામાન્ય ગણાવાનો ભય રહે છે. નવલકથા મૂળ લખાયાને ૨૦ ઉપરાંત વરસ થઈ ગયાં છે. તેટલા સમયમાં ગુજરાતમાં અનેક મહત્ત્વના ફેરફારો થયા તે સાથે ગુજરાતના વાંચકોની રસવૃત્તિમાં ઘણો ફેર પડી ગયો છે.

માથેરાનના વર્ણનવાળો ભાગ આકર્ષક રીતે લખાયો છે પણ તે સિવાયના ઘણા ભાગમાં હાલના વાંચકને વેગ મન્દ અને રસ ઘણો આછો થઇ ગએલો લાગશે. ટૂંકમાં આ વાર્તા નિર્દોષ હોવા છતાં તેમાં એ નથી જેથી વાર્તા દરેક નવીન જમાનાને નવીનરૂપે દેખાય, અને એક વાર વાંચ્યા પછી ફરી ફરી વાંચવાનું મન થાય.

**પડદા પાછળઃ**—કર્તાઃ યશવંત સવાઈલાલ પંડ્યા. પ્રકાશકઃ ગૂજરાત સાહિત્ય મંદિર. અમદાવાદ. કિં. ૦–૧૦–૦

લેખક એમ માનતા લાગે છે કે બીજાઓ કરતા કંઇક જુદી રીતે લખતાં આવડી ગયું હોય તો લખવાને માટે એટલું જ બસ છે. "સાંભળતાં વેંત સ્થિતિચુસ્ત મસ્તક ડગડગ" થાય એવું લખીએ એટલે બસ. આથી, શું સત્ય છે તે તરફ લેખકનું લક્ષ જ નથી; દુનિયામાં જે જે બનાવ તરીકે ખરૂં હોય તેમાંથી શું શું લખવા જેવું—સાહિત્ય તરીકે બીજાઓને કહેવાને યોગ્ય—હોઇ શકે તેનો તેમને વિવેક નથી, અને ખરી હકીકત કલામાં કઇ રીતે પ્રગટ થાય તે પણ તેઓ જાણતા નથી. શૈલીને તીખી અને બીજા કરતાં નવીન કરવાના દુરાગ્રહમાં તેમના સંવાદો કૃત્રિમ પ્રવાહમાં ચાલે છે, બદલાતા ભાવોમાં અને વાક્યોમાં કોઇ પણ સ્વાભાવિક મનોભાવ વ્યક્ત થતો નથી. જેમ માત્ર સૌથી જુદી જાતનાં કપડાં પહેરવાથી સુંદર કે મહાન થવાતું નથી, તેમ માત્ર નવીન શૈલી (અમે તો એને શૈલી પણ નથી કહેતા)થી લખાણ કલાત્મક થતું નથી. આ સંબંધમાં કાન્તે આપેલ શીખામણ તરફ આ જુવાન લેખકનું અમે ધ્યાન ખેંચીએ છીએ.

"લખવાની ઇચ્છા હોય તો તે સારી વાત છે. માત્ર લખવા લાયક અનુભવ જોઇએ. વિશેષ અનુભવ વગર ભેદક લેખ લખાતા નથી." પ્રસ્થાન પુ. ૪ અંક ૨. પૃ. ૧૨૧.

**પરણેલી કે કુંવારીઃ**—લેખકઃ દયાશંકર મ. ભટ્ટ. મૂલ્યઃ માત્ર આઠ આના.

સાહિત્યના બધા પ્રકારોમાં નાટકને માટે સૌથી વધારે કલા અને અનુભવની જરૂર

છે તે તરફ લેખકનું ધ્યાન ખેંચવાની અમને જરૂર લાગે છે. કલામાં એકાગ્રતા શું તે લેખક સમજતા જ નથી.

**પ્રભાતના રંગઃ**—કર્તાઃ વિજયરાય કલ્યાણરાયઃ પ્રકાશક અને સોલ એજન્ટઃ આર. વનમાળીદાસની કંપની : બુકસેલર્સ. ૩૯૭, કાલબાદેવી રોડ, મુંબઈ–૨. કિં. રૂ. ૨–૪–૦.

કૌમુદીકારના ગયાં આઠેક વરસના લેખોનો આ સંગ્રહ છે. તેમાં કેટલાક સંવાદો છે, કેટલાક વાર્તાઓ છે અને કેટલાક નામાન્તરથી લખેલા વિનોદના લેખો છે.

પરચુરણ લેખોના સંગ્રહમાં વાંચનારને વિવિધતાનો એક લાભ મળે છે પણ તેથી વિવેચકને તો માત્ર અગવડ જ પડે છે. આવા સંગ્રહના દરેક લેખનું પૃથક્ અવલોકન આપવાનો અવકાશ હોતો નથી અને સમગ્રનું અવલોકન માત્ર સામાન્ય શબ્દોમાં હોઈ શકે, જે વાંચનારને નિરુપયોગી નીવડે. અમે વચલો માર્ગ લઈશું એટલે સામાન્ય અવલોકન કરી લેખકના લાક્ષણિક ગુણદોષ વિશિષ્ટ લેખોને અનુલક્ષીને ચર્ચીશું.

પુસ્તકમાં સૌથી પહેલું ધ્યાન ખેંચે છે તે લેખકની શૈલી છે. સંવાદમાં વાર્તાઓમાં અને વિનોદના લેખોમાં તે એક સરખી તરંગમય અને આકર્ષક છે. આને માટે કોઇ ખાસ અવતરણની જરૂર નથી.

આ શૈલી નવીન છે. પણ તેથી જ સંવાદોમાં તે અમને એટલી ઉચિત લાગતી નથી. તેમના બધા સંવાદોનાં પાત્રો પ્રાચીન છે, કોઇ પણ આધુનિક તો નથી જ. તેથી સંવાદોને ઇતિહાસ રંગ જોઈએ તેવો લાગતો નથી. કાલિદાસ ભોજ શચી પ્રેમાનન્દ બધાને આ વીસમી સદીની નવીન શૈલી એક સરખી અનુકૂલ ન પડે. વાર્તાઓ આધુનિક છે તેને અને વિનોદના લેખોને તે સંપૂર્ણ અનુકૂળ છે

સંવાદોના વિષયો ઘણાખરા કર્તાના પ્રિય વિષયભૂત કલા અને સાહિત્યની ચર્ચાના છે. તેમા કાલિદાસ શોખીન હશે એ તો પ્રાચીન લોકમાન્યતા છે અને ભવભૂતિ તપઃપ્રિય હશે એ કલ્પના પણ શક્ય છે. પણ ભવભૂતિ ભાવસાક્ષાત્કારને કલાનું તત્ત્વજ્ઞાન ગણે અને કાલિદાસની મૂળ ભાવના જ કલાગુણથી ભરી હોય એ બે વિધાનમાં બન્ને કવિઓનો ભેદ સ્પષ્ટ થતો નથી. એ ખરૂં છે કે કાલિદાસમાં સૌંદર્ય વધારે છે અને ભવભૂતિના ભાવનો વેગ વધારે પ્રબલ છે પણ તેનું કારણ જુદું જ છે. અમને તો, આ વિષય પૂરતો, બન્નેનો મુખ્ય ભેદ એ લાગે છે કે ભવભૂતિ પોતાના ભાવના વેગમાં ઘસડાઈ પ્રતિભાનું સ્વાતંત્ર્ય ગુમાવે છે, અને એટલે અંશે તેનું જગતનું દર્શન પણ એકતરફી રહે છે, કાલિદાસનું જગતનું દર્શન જ વધારે સમગ્ર છે, વિશાલ છે, તેને ભાવ ઉપર પ્રભુત્વ છે, અને તેથી તેના વિધાનમાં અંગપ્રત્યંગનું પ્રમાણ, રચનાસૌષ્ઠવ અને ભાવોનું વૈવિધ્ય વધારે સારૂં છે, અને માટે તે વધારે સુંદર છે.

સંવાદ વિષયને વધારે સ્ફુટ અને વિશદ કરવાને હોય છે પણ

"સુકુમાર પુષ્પ કે સુંદરીના સોહાગ કે જનહૃદયના હર્ષશોકાદિ ભાવો સાથે તન્મયતા સાધતી કવિની પ્રતિભા-પ્રેરણાની ક્ષણોમાં પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર અનુભવે છે."

જેવાં વાક્યોથી કવિપ્રતિભાનું રસનું કે રસના સાક્ષાત્કારનું સ્વરૂપ જરા પણ વધારે વિશદ થતું નથી.

'રાજા ભોજ અને સીતા પંડિતા'ના સંવાદનો વિષય પણ એ જ છે. તેમાં પણ કેટલોક સંવાદ તો વિષયને સ્પષ્ટ કરવાને બદલે ગૂંચવે છે. મંત્રદર્શન અને યોગીના પરમાનંદની સરખામણી ન જ કરી હોત તો વધારે સારૂં કારણ કે સામાન્ય વાંચનારને યોગીના પરમાનન્દનો અનુભવ નથી. પણ પૃ. ૨૮ ઉપર કવિના અનુભવ સંબંધી કર્તાનું વક્તવ્ય સ્પષ્ટ થાય છે. પણ ત્યાં પણ તે નિબન્ધાત્મક જ છે. ભોજ પોતે તે બોલી જાય છે. કર્તાનો અભિપ્રાય સંવાદમાંથી વ્યક્ત થતો નથી અને તેવે પ્રસંગે સંવાદ અને નિબન્ધ વચ્ચે ઝાઝો ફરક રહેતો નથી. જગન્નાથ અને લવંગીના સંવાદમાં આવા દોષો નથી. સૌથી સરસ અને સંવાદનું નામ જેને આપી શકાય તેવો સંવાદ પ્રેમાનન્દ અને નાથાશંકરનો છે. તેમાં સંવાદની ગતિ ત્વરિત છે, ભાષામાં તટસ્થ ચર્ચા કરતાં ભાવ વિશેષ છે, અને કર્તાએ પોતાનું વક્તવ્ય બરાબર સંવાદમાં પ્રગટ કર્યું છે. છેલ્લો સંવાદ નહુષ અને શચીનો છે. તેમાં શચી કોઇ આધુનિક સ્ત્રીની પેઠે વર્તે છે અને સપ્તર્ષિઓ નહુષની કામાન્ધતા જાણતા હતા છતાં શાપ આપવાને પાદપ્રહારની શા માટે રાહ જુએ છે તે સમજાતું નથી.

વાર્તાઓનું પૃથક્ અવલોકન સ્થલસંકોચને લઇને નહિ કરીએ. બધી વાર્તાઓ એક સાથે વાંચી જવાય તેવી ત્વરિત ગતિવાળી અને ડગલે ડગલે જિજ્ઞાસા ઉત્પન્ન કરે એવી છે. પણ દરેકમાં કંઇક કંઇક લગ્નભાવનામાં ઉત્પથે જનારનું જ વર્ણન આપવાને જાણે કર્તાએ નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. સમાજમાં જો આવું જ હોય અને સમાજને જો આમાં જ રસ આવતો હોય તો સમાજની લગ્નભાવના અથવા કલાભાવના અથવા બન્ને ક્યાંક પણ જરૂર રોગિષ્ઠ છે એમ માન્યા વિના રહેવાતું નથી.

કર્તાની શૈલીને તદ્દન અનુકૂલ અમને તેમના વિનોદના લેખો લાગ્યા છે. તેમાં,—જાહેર ખબરોમાં ઘણીવાર આવે છે તેમ—પેટ પકડીને ખડખડ હસાવે તેવું નથી પણ પ્રભાતના જેવો અસ્ફુટ આછો હાસ્યરંગ સર્વત્ર છે. અને હાસ્યમાં ડંખ નથી. સૌથી વિશેષ અમને એ લાગે છે કે કર્તા, પોતા તરફ તટસ્થ રીતે હસી શકે છે જે ખરી રીતે નર્મનું રહસ્ય છે. દરેક લેખમાં એક સરખો હાસ્યરસ નથી પણ દરેક લેખ આનંદથી વાંચી શકાય તેટલો તેમાં રસ છે. સ્થલસંકોચને લીધે માત્ર એક જ નમૂનો આપીએ છીએ. કર્તા પોતાના શરીરને સંબોધીને કહે છેઃ

"કેટલાક તારી દુર્બળતાને રડે છે ને સબળ કરવાના ઉપાયો સૂચવ્યા કરે છે. એ બાબતની મેં જન્મભરમાં નથી કરી એટલી ચિંતા તેમને છે. અને તબીઅત સુધારવાની એ ભલામણો એકાદ બે કે જેવી તેવી નથી. મારે ફેલોઝ સીરપ પીવું; ચહામાં કુશન સોલ્ટસ ઓગાળવાં; આતંકનિગ્રહવાળાને પટાવવો; સુવર્ણ પર્પટી કે વસંતમાલતી લેવી; વીસનગરના સુવિખ્યાત સ્વામીજીનો મત પૂછવો; આથેરાનના લોખંડી પાણીનો લાભ લેવો; છેવટે કૈં નહીં તો બહુચરાજીની બાધા રાખવી કે પછી રોજ ઉઠીને મૃત્યુંજયનો પાઠ કરવો—આ મતલબની વણમાગી, વણખરચાળ સલાહો મારે કાને વાયુની લહરેલહર પર ચાલી જ આવે છે."

"માણસ એટલે સલાહ આપનારૂં પ્રાણી" એ શ્રી મુનશીજીનું વાક્ય યાદ આવે છે.

આખા ગ્રન્થને માટે અમારે કર્તાને ધન્યવાદ જ આપવાનો છે. તેમના લેખોમાં કયાંક કયાંક અસ્પષ્ટતા છે એમ અમે બતાવ્યું છે પણ કયા લેખકમાં શરૂઆતમાં તે નથી હોતી? અને લેખકના લાક્ષણિક ગુણો એટલા છે કે ભવિષ્યમાં તેમના તરફથી આપણા સાહિત્યના ઉત્કર્ષની આપણે આશા રાખી શકીએ.

બે આખ્યાનઃ— સંયોજક અને પ્રકાશકઃ ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા એમ. એ. બી. ટી. અધ્યાપક ગુજરાત કૉલેજ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૧૪-૦

કર્તાએ આ પુસ્તકમાં બે નવીન નાટકો વલ્લભગર્જનાખ્યાન અને ગુર્જરી પ્રસન્નાખ્યાનનો સંગ્રહ કરેલો છે કર્તા કહે છે તેમ આ બન્ને ભજવવાનાં નાટકો નથી. નાટકની શૈલી કર્તાએ પોતાના પ્રિય કવિ વલ્લભને અનુસરીને રાખેલી છે. ખરીરીતે આ, પ્રેમાનન્દનાં ગણાતાં નાટકોની શૈલીનાં છે અને ઘણોખરો પદ્ય ભાગ વલ્લભની શૈલીનો છે. અંદર દલપતરામના મુખમાં મૂકેલી કવિતાઓમાં પણ દલપતશૈલીનું સારૂં અનુકરણ કર્યું છે. વિષય પણ પ્રાચીન જ લીધો છે. પરંતુ અમારે કહેવું જોઇએ કે આ શૈલી રોચક નથી. તે અતિશય 'ગન્દાળ' છે, તેમાં વ્યંગ્યનું પ્રાધાન્ય નથી, અને ઉપરછલ્લું ગરમ વક્તૃત્વ માત્ર છે. એક જ વિચારને માટે કરેલી લાંબી ઉક્તિઓ રસનિષ્પત્તિ કરી શકતી નથી અને એ જાતના વક્તૃત્વમાં ઊંડા વિચારોને સ્થાન હોઈ શકતું નથી.

પહેલા નાટકમાં વલ્લભ હાલના સાહિત્ય ઉપર કેટલીક ટીકા કરે છે તે વલ્લભના સ્વભાવ પ્રમાણે અતિશયોક્તિવાળી અને એકતરફી છતાં ધ્યાન આપવા યોગ્ય છે.

"તમે કહેશો કે નાનાં કાવ્યના લેખકો ઘણાય છે પણ તેઓ ડહોળે છે શું? લખી પાંચ સાત લીટીઓ તેમાંની ચાર પાંચ તો બે ત્રણ વખત બેવડાવી, અને કવિતા કરી. એક પાનું પડી કાઢયું. છાપીને વેચી બજારમાં. એકે લખી બીજાએ તેનું મૂલ્ય કર્યું. ત્રીજાએ તેની સાક્ષરતા વધારી. આ દાકયું ગાડું ને કવિ ઘોડે ચડયા. સાક્ષર થયા ગુર્જરીના સેવક અને પોષક..........."

ગુર્જરી પ્રસન્નાખ્યાનમાં પુરાણીઓની મશ્કરી સારી કરી છે. તેમનું સંસ્કૃતનું અજ્ઞાન, કાવ્યનાં જોડકણાં, લોભ, દંભ, અજ્ઞાન શ્રોતાઓને છેતરવાની હલકી વૃત્તિ, પ્રેમાનન્દ તરફની ઈર્ષ્યા વગેરે સારી રીતે નિરૂપિત થયેલાં છે.

લેખકના વિચારો જાણવાને અને પ્રાચીન શૈલીના એક અનુકરણ તરીકે પુસ્તક વાંચવા લાયક છે પણ આવું પ્રાચીનતાનું અનુકરણ બહુ બહુ તો સાહિત્યનું એક કૌતુક છે. અમે તો આ લેખક પાસેથી અર્વાચીન રસવૃત્તિને અનુકૂળ વર્તમાન પ્રશ્નોને ઉકેલતાં નાટકોની અપેક્ષા રાખીએ છીએ.

બાલમિત્રઃ—વાર્ષિક અંક સં. ૧૯૮૪. તંત્રીઓઃ આશાભાઈ નરસિંહભાઈ પટેલ અને ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ. પ્રકાશકઃ ચરોતર એજ્યુકેશન સોસાઈટી. આણંદ. કિં. રૂા. ૧-૦-૦

બાલમિત્રના તંત્રીઓએ બાળકોને આ નવીન ભેટ ધરી છે. આખો અંક બાળકોને ઘણો જ પ્રિય થઇ પડે તેવાં ચિત્રો સાથે તે પ્રસિદ્ધ કર્યો છે. બીજા લેખોની સામગ્રી પણ તેવી જ આકર્ષક છે. બાલસાહિત્યને માટેનો આ બન્ને સાહિત્યસેવકોનો પ્રયત્ન અભિનન્દન યોગ્ય છે.

રા.

# નોંધ

## સાઈમન કમીશન

શુક્રવાર તા. ૩ ફેબ્રુ. ના રોજ સાઇમન કમીશન મુંબઈ ઉતર્યું. કમીશનને હડતાલ પાળી સમસ્ત દેશે આવકાર આપવાનો હતો. આ હડતાલ શા માટે પાડવી એમ કેટલાએક પૂછે છે, તેને અમે એટલો જવાબ આપીશું કે પ્રજાને પોતાનો વિરોધ દેખાડવાનું આ એક પૌર્વાત્ય સાધન છે. પશ્ચિમમાં સડેલાં ઇંડાંઓ આ જાતનો વિરોધ દેખાડવા લોકો સામે ફેંકવામાં આવે છે, જ્યારે આપણે ત્યાં માત્ર શાન્તિ જાળવી, તમામ વેપાર રોજગાર બંધ રાખવામાં આવે છે. હડતાલ એક જાતની લડાઈ પણ છે. લડાઈમાં જેમ તમામ સાધારણ વ્યવહાર બંધ થાય છે તેમ હડતાલમાં પણ માણસ માણસ વચ્ચેનો સાધારણ દુનિયાદારીનો સંબંધ બંધ પડે છે. એક જ દિવસની હડતાલમાં આ બાબત સ્પષ્ટ થતી નથી, પરંતુ સાત, પંદર કે મહિનાની હડતાલમાં એ ચોખ્ખું દીસી આવે એમ છે. અમે કાર્તિકના અંકમાં ચાનગોચરી વિભાગમાં રૂશિયાની રાજ્યક્રાન્તિની શરૂઆતનું જે વર્ણન ટાંક્યું છે તેના જેવી જ પરિસ્થિતિ હડતાલથી પણ ઉભી થઇ શકે.

પણ હિંદમાં બધે હડતાલ પૂરેપૂરી સચવાઇ નહોતી. મુસલમાન કોમે ઘણીખરી જગ્યાએ દુકાનો ખુલ્લી રાખી હતી; અને મદ્રાસમાં તદ્દન શાન્તિ જળવાઇ નહોતી. મુંબાઇમાં અંત્યજ કોમનું એક ડેપ્યૂટેશન સાઇમન સાહેબને આવકાર આપવા ગયું હતું અને તેનો એવો રીપોર્ટ આવ્યો છે કે ડેપ્યૂટેશનમાંના એક માણસે સાઇમન સાહેબના પગની રજ માથા પર ચડાવી. આવી નાની નાની વિગતો પણ આપણને આપણી નબળાઇ દેખાડી આપે છે. અને આપણામાં એક પ્રજા તરીકેની અસ્મિતાનો ઉદ્ભવ થયો નથી એમ સાબીત કરી આપે છે. આ બાબતમાં આપણી જવાબદારી કેટલી છે તે વિચારવાનું છે, પરંતુ અસ્પૃશ્ય કોમના ડેપ્યૂટેશનની આ વાત સાંભળી પ્રિન્સ ઑફ વેલ્સ જ્યારે અહીં પધાર્યા અને એમને આવા જ બૉયકોટથી આવકાર અપાયો ત્યારે અસ્પૃશ્ય અને દલિત વર્ગને થોડા પૈસા આપીને શાહજાદા સમક્ષ અહીંની સરકારે ઉભો કરેલો, એ બીના અમને યાદ આવ્યા વગર રહેતી નથી, અને આ બનાવમાં પણ એવું કંઇ થયું હશે કે કેમ એવી અમને શંકા જાય છે.

અંગ્રેજ કમીશનનો બૉયકોટ કંઇ આ પહેલી જ વખત થયો નથી. ૧૯૧૯ માં પ્રજા મતની વિરુદ્ધ આવું જ કમીશન મોકલવાનું છે એવું જાહેર કરવામાં આવ્યું, તે જ વર્ષના ડીસેંબર માસમાં તે ઇજીપ્ત જઇ પહોંચ્યું. તેને ત્યાંની પ્રજાએ કેવો આવકાર આપ્યો તેની થોડી વિગત અમે નીચે આપીએ છીએ, અને હિંદમાં એટલો સંપ અને જાગ્રતિ ક્યારે આવશે એનો ખ્યાલ કરવા અમારા વાંચકોને સોંપીએ છીએ.

પહેલાં તો કોર્ટોના તમામ વકીલોએ સાત દિવસની હડતાલ પાડી, તે પબ્લીક ડીપાર્ટમેન્ટના દરેક ઑફિસરે ત્રણ અઠવાડિયાં સુધી ખેંચી. દરેક પ્રકારના મજુરોએ પણ પોતાનું કામ બંધ કર્યું, અને તેની સાથે નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ પણ જોડાયાં. જે સેમીરામીસ હોટેલમાં મીલ્નર મીશન ઉતર્યું હતું, તેની આસપાસ સખત પહેરો હતો, અને તેનું રક્ષણ કરવા ઉપર ઍરોપ્લેનો ઊડતાં. આવી રીતે તે કમીશન ઇજીપ્ત-

વાસીઓને તેની સમક્ષ પુરાવા, ખુલાસા, કે સાક્ષી આપવા આમંત્રણ આપી રહ્યું હતું; પરંતુ ઇજીપ્તવાસીઓ એકના બે ન થયા. અંતે લોર્ડ મીલ્નરને આજીજના શબ્દોમાં એક જાહેરનામું બહાર પાડવું પડ્યું, અને તેનો જવાબ પણ યોગ્ય રીતે જ આપવામાં આવ્યો. કમીશનના સભ્યો જો ક્યાંઈ પણ બહાર જતા, તો વિદ્યાર્થીઓ મોટરમાં બેસી તેમની આગળ દોડતા અને આ રીતે તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા. અંગ્રેજી છાપાવાળાઓ કહે છે કે મીલ્નર મીશનનો બૉયકોટ કરવાથી ઇજીપ્તને કશો ફાયદો થયો નહોતો; પરંતુ ખરી વાત એ છે કે ત્રણ માસના પ્રયત્ન પછી આજુબાજુના ગંભીર તિરસ્કારયુક્ત મૌનને તેઓ જ્યારે ભેદી ન શક્યા અને પાછા ગયા, ત્યારબાદ બ્રિટીશ સરકાર પાસે માત્ર બે જ રસ્તા ખુલ્લા રહ્યા હતા: કાં તો ઇજીપ્તના રક્ષિત રાજ્ય પ્રોટેક્ટોરેટને–છોડી જવું અગર તો ઇજીપ્તમાં વધુને વધુ લશ્કર મોકલવું. લોર્ડ એલેન્બીએ ઇજીપ્તને સ્વાતંત્ર્ય બક્ષવાની ભલામણ કરી, અને જ્યારે કેબીનેટમાંથી તે પાછો ઇજીપ્ત આવ્યો ત્યારે તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૨૨ ના રોજ તેણે ઇજીપ્તની સ્વતંત્રતાનું જાહેરનામું વાંચી સંભળાવ્યું!

અને આપણે ત્યાં કંઈ હજી બધે જ પાકી હડતાલ પળાઈ નહોતી. ઇજીપ્તમાં (અને આયર્લેંડમાં પણ જો કે સંજોગો જુદા હતા તો પણ) જે કોઇ હડતાલ તોડે, અગર કમીશન સમક્ષ સાક્ષી આપવા જાય, તેના જાન જોખમમાં હતા, એવું બધા જાણતા હતા, અને એથી જ અંગ્રેજ રાજ્યના કોઈ પણ ખુશામતખોરે તેની સમક્ષ જઇ ઉભા રહેવાની હિંમત કરી નહિ. હજી આપણે ત્યાં ખિતાબો માટે ઝૂરનારાઓ, અને ખુશામતીઆઓ સાઇમન કમીશનને આવકાર આપવા જઇ શકે છે; પરંતુ તેમણે, અને અસ્પૃશ્ય વર્ગના લોકોએ પણ સમજવું જોઇએ કે હિંદના હિતના જો કોઇ વિરોધી હોય તો તે આપણા રાજકર્તાઓ જ છે. આ બાબત વધારે સ્પષ્ટ કરવા અમે નીચેનું અવતરણ ટાંકીએ છીએ.

સર સીડની લીનાં એડવર્ડ સાતમાના જીવનચરિત્રમાં આ વાત નોંધાએલી છે. માજી શહેનશાહ વાઇસરોયની કે ઇલાકાઓની એક્ઝીક્યુટિવ–કારોબારી–કમીટીમાં કોઇ પણ હિંદીને નીમવાની નીતિ સમજાવે છે. લોર્ડ મીન્ટોને માજી શહેનશાહ નીચે પ્રમાણે લખે છે:–

"તમે અને તમારી કમીટી કોઇ પણ 'નેટિવ' ને ગમે તેટલો નિમકહલાલ માનો તો પણ તમારી કાઉન્સીલ ચેમ્બરમાંથી જે વાત બહાર ન જ જવી જોઇએ તેવી વાત તે પોતાના દેશભાઇઓને નહિ જ કહે, અને તમારી કાઉન્સીલમાં એ રીતે ભયંકર નહિ જ નીવડે એમ તમે કદી ચોકસાઇથી નહિ કહી શકો."

આ જ નીતિને અંગ્રેજ લોકો અત્યારે અખત્યાર કરી રહ્યા છે અને તોપણ આપણા કેટલાક નેતાઓને હજી પણ તેમનામાં વિશ્વાસ છે એ નવાઇની વાત છે. ઉપરના શબ્દોનો એટલો જ અર્થ છે કે અંગ્રેજ અને હિંદી, પ્રજા તરીકે કદી એક બીજાને વિશ્વાસની નજરે નહિ જોઈ શકે; અને આપણે પણ એટલું જ કહેવાનું રહ્યું કે કોઈ પણ ગોરો ગમે તેટલો હિંદનો મિત્ર લાગે, તો પણ આપણે તેનાથી ચેતીને જ ચાલવું જોઈએ. સંપૂર્ણ એકતાનો સૂર્ય હિંદ ઉપર ક્યારે ઉગશે? એ એકતા જો આપણામાં ઉગી નીકળે તો સ્વરાજ્ય બિલકુલ દુષ્પ્રાપ્ય નથી.

**અમદાવાદમાં સાઈમન કમિશનનો બહિષ્કાર**–આ બહિષ્કારનું એક ધ્યાન ખેંચે એવું અંગ એ હતું કે તેનો આખો સમારંભ વિદ્યાર્થીઓએ પાર પાડ્યો છે. અલબત્ત શ્રીયુત વલ્લભભાઇ જેવા યુવાનોના મુરબ્બીઓની તેમાં મદદ હતી જ પણ વિચારના ઉદયથી તે તેની પૂર્ણાહુતિ સુધીનું બધું કામ યુવાનોએ જ કર્યું

છે. કેટલાંક વર્ષ પહેલાં અમદાવાદના કેટલાક વિચારકોએ ભય બતાવ્યો હતો કે અસહકારને લીધે સહકારી અને અસહકારી વિદ્યાર્થીઓ એવો એક ભેદ પડી જશે અને તેથી કરીને ભવિષ્યમાં નવી વિભેદક દૃષ્ટિને ગતિ મળશે; પણ આ બહિષ્કારે બતાવી આપ્યું છે કે એ ભય ખોટો છે. આ બહિષ્કારની હડતાલ સફળ કરવાનો જશ સહકારી અને અસહકારી બન્ને વિદ્યાર્થીઓને છે અને ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ તે દિવસ પરીક્ષાનો હતો છતાં કૉલેજમાં ન ગયા તે તેમનો વિશેષ છે.

બહિષ્કારને અંગે સરઘસ કાઢવાનો કાર્યક્રમ જરા ઉતાવળે નક્કી થયો હતો. જો પહેલેથી ચેતીને યુવક સંઘે જ આ પ્રવૃત્તિ હાથ લીધી હોત તો સરઘસ વધારે વ્યવસ્થિત થઇ શકત. આવે પ્રસંગે પહેલેથી સરઘસ કેમ કાઢવું, તેમાં સરઘસમાં ફરનારા વિદ્યાર્થીઓએ કયા નિયમથી ફરવું, કયાં ગીત ગાવાં, કયા અને કેવા ક્રમે જયકારો બોલવા, કેવા વાવટા રાખવા, અને જોવા આવનારાઓએ કેવી રીતે ઊભા રહેવું, રસ્તાઓના ચાલુ વ્યવહારોની કેવી વ્યવસ્થા રાખવી, વગેરે બાબતની સૂચના છપાવી તેનો પ્રચાર કર્યો હોત તો સરઘસ વધારે સફળ થાત. હડતાળ અને સરઘસ જેવી આખા સમાજમાં પ્રચારવાની અને સમાજને એકમત થવાની તાલીમ આપવાની બીજી એક પણ યોજના નથી.

---

## ટ્રેડ યૂનીઅન કૉંગ્રેસ

ગયા નવેંબર માસની ૨૬ મી તારીખે કાનપૂરમાં ટ્રેડ યૂનીઅન કૉંગ્રેસ ( આઠમી ) દીવાન ચીમનલાલના પ્રમુખપદ નીચે ભરાઇ હતી. દીવાન ચીમનલાલ મજૂર પક્ષના નેતા છે, અને કૉંગ્રેસના કાર્યમાં પણ સારો ભાગ લે છે. સરકારે મી. સ્પ્રેટના 'ઇન્ડીઆ અને ચાઇના' નામના નાના પુસ્તકને જપ્ત કરવા તેમના ઘર પર પોલીસ મોકલી હતી. ટ્રેડ યૂનીઅનની ચળવળની આપણે ત્યાં હજી શરૂઆત જ થઇ છે; પણ કૉંગ્રેસમાં જેટલા જેટલા ઠરાવો પસાર કરવામાં આવ્યા, તેને જો સંગીન રીતે અમલમાં મૂકવામાં આવે, તો હિંદનો મજૂર પક્ષ થોડા વખતમાં જ સૌથી બળવાન થાય એમાં શક નથી.

રચનાત્મક કાર્યક્રમ કરવા માટે હાલ તુરત નીચેની યોજના પસાર કરવામાં આવી હતી. પહેલું હાલ તુરત તો યોજનાને અમલમાં મૂકવા ૧૦ લાખ રૂ. નું ફંડ એકઠું કરવું. ત્યારબાદ નીવડેલા સેવકોનું સંગઠન કરવું. આવા પગારદાર સારા સેવકો મળે એટલે દેશના મજૂર પક્ષના ધંધા રોજગાર પ્રમાણે બે ભાગ કરવાઃ એક ઔદ્યોગિક મજૂરોનો, બીજો ખેતી કરનારાઓનો. ખેડૂત વર્ગની સ્થિતિ આપણે ત્યાં મજૂર પક્ષ કરતાં પણ કેટલેક અંશે ખરાબ છે; કારણ ઔદ્યોગિક મજૂરો હડતાલ પાડે તો માલદાર વર્ગને એકદમ ધક્કો પહોંચે; અને તેથી કંઇ નહિ તો પોતાના સ્વાર્થની ખાતર પણ માલદાર વર્ગને મજૂર પક્ષની ફરીઆદોના જવાબ આપવા પડે. પરંતુ ખેતીનો ધંધો આપણે ત્યાં મૂડીવાદ ઉપર રચાયો નથી. બીજા ઉદ્યોગોમાં પશ્ચિમનાં સાયન્સનાં સાધનો આપણે કામે લગાડ્યાં છે, પણ ખેતીના ઉદ્યોગમાં હજી હજારો વર્ષ પહેલાંની પરિસ્થિતિ ચાલુ છે. આપણા દેશની ૭૨ ટકા વસ્તી સીધી રીતે ખેતી ઉપર જ પોતાનો નિર્વાહ કરે છે; અને તેમની સ્થિતિ સુધારવા જેટલું લક્ષ આપાય તેટલું થોડું છે. સરકાર પણ પહેલાં તો રેલ્વે, અને કોલસો, લેન્કેશાયરનું કાપડ અને લોઢું હિંદમાં વધારે ખપે માટે મોટા ઉદ્યોગોને જ ઉત્તેજન આપતી હતી; પરંતુ ખેતીપ્રધાન હિંદની ઇંગ્લંડનો માલ ખરીદવાની શક્તિ આથી ઓછી થઇ, અને હાલ તુરત તો હિંદની ઘરાક તરીકેની શક્તિ કેમ વધે તેની તપાસ કરવા સરકારે

ખેતીવાડીનું લૉર્ડ લીન્લીથગ્લોનું કમીશન પણ નીમ્યું છે. સરકારી સહકારી મંડળીઓ કે તેવી બીજી યોજનાના આપણા ખેડુતો ભોગ થઇ પડે ત્યાર પહેલાં દેશના કાર્યકર્તાઓએ ગામડાના ખેડુત પાસે જવાની જરૂર છે.

ઉપરના બે વિભાગના પેટા વિભાગ પણ યોજના પ્રમાણે પાડવાના છે. દરેક જીલ્લાવાર એક મથક હોય, અને તે મથકમાં ગામડે ગામડે કામ કરનાર માણસો હોય. જીલ્લાના મથકમાં એક પ્રેસ પણ ચાલુ હોય, અને તે દ્વારા ખબરો છાપી દરેક ગામડે ટ્રેડ યૂનીઅનની ચળવળ વધારે જાણીતી થાય તે માટે પ્રયત્નો કરવા. આ ઉપરાંત જીલ્લાના મથકમાં ઔદ્યોગિક તથા ખેતીના બન્ને વિભાગ વચ્ચે સહકાર યોગ્ય તેવી પણ ગોઠવણ થવી જોઇએ. એવી યોજના કૉંગ્રેસમાં પસાર કરવામાં આવી હતી.

હાલ ટ્રેડ યૂનીઅન કૉંગ્રેસમાં મુખ્ય ત્રણ જાતના મત પ્રચલિત છે. અને એ મતાનુસાર એ કૉંગ્રેસમાં ત્રણ પક્ષો છે. એક પક્ષ શુદ્ધ ટ્રેડ યૂનીઅનીસ્ટોનો છે. તેઓ રાજદ્વારી બાબતોમાં કે સમાજસુધારાના મોટા મોટા કાર્યક્રમમાં માનતા નથી, અથવા તો જો માને છે તો તેનાથી અળગા રહી માત્ર ટ્રેડ યૂનીઅનનું જ કામ કરવા માગે છે. આ પક્ષના નેતા સર્વન્ટ્સ ઑફ ઇન્ડીઆ સોસાયટીના મી. એન. એમ. જોશી છે. બીજા પક્ષની, આયર્લૅન્ડના મજૂર પક્ષના જેવી, શ્રદ્ધા છે કે મજૂરોની સ્થિતિ સ્વરાજ્ય મળ્યા સિવાય સુધરી શકે જ નહિ, અને એટલા માટે ટ્રેડ યૂનીઅન કૉંગ્રેસે મહાસભાના કાર્યક્રમને બને તેટલા જુસ્સાથી ફલીભૂત કરવા પ્રયત્ન કરવો. આ મત પ્રમાણે મજૂરોની હીલચાલ મહાસભાનું ડાબું પણ એક અગત્યનું અંગ થઇ રહે છે. આ પક્ષના નેતા ટ્રેડ યૂનીઅન કૉંગ્રેસના પ્રમુખ દીવાન ચીમનલાલ છે. ત્રીજો પક્ષ તે સામ્યવાદીઓનો પક્ષ છે. હિંદની આજની સરકાર મૂડીવાદી છે એટલું જ નહિ પરંતુ મહાસભાની હીલચાલના અંદરના પાયા મૂડીવાદ પર રચાએલા છે, અને જ્યાં સુધી ટ્રેડ યૂનીઅનમાં મૂડીવાદનું જોર હોય ત્યાં સુધી મજુર પક્ષ ચૂસવાનો જ એવી એમની દૃઢ માન્યતા છે. આ પક્ષના નેતા ભાઇ થેંગડી છે જેઓ '૫૦ ટકા બોલ્શેવીસ્ટ છે.' એમના જમણા હાથ ભાઇ ડાંગે જેમના પર કાનપુરમાં સામ્યવાદની ચળવળ માટે કામ ચાલેલું એ છે. આ નેતાઓનો છેવટનો આદર્શ આપણા દેશની ટ્રેડ યૂનીઅનની ચળવળને અંતે મોસ્કોના સર્વોત્તમ પ્રજાસત્તાક બંધારણ સાથે જોડી દેવાનો હશે. આ ત્રણ પક્ષ હમણાં તો સર્વોપરી થવા માટે પ્રયત્નો કરે છે.

આપણે ત્યાં ટ્રેડ યૂનીઅનની–મજૂર પક્ષની ચળવળ હજી તેની બાલ્યાવસ્થામાં જ છે. એવે વખતે, મજૂરો હજી સુધી અજ્ઞાન જ હોય, અને પગભર પણ થયા ન હોય ત્યારે હીલચાલમાં આવી રીતે વિભાગો અને પક્ષો બંધાય એ ઇચ્છવા યોગ્ય વસ્તુ નથી. પરંતુ હિંદ અત્યારે તો તદ્દન અસહાય જ લાગે છે. વેપારના ક્ષેત્રમાં જેમ ગમે તે પરદેશ હિંદમાં આવીને પોતાનો માલ ભરી દે છે, તેવી જ રીતે યૂરોપના નવા વિચારો પણ બુદ્ધિના ક્ષેત્રમાં અરાજકતા ફેલાવી મૂકે છે. રાજ્યદ્વારી બાબતોમાં જેમ મોડરેટ, લીબરલ, રીસ્પોન્સીવીસ્ટ, જસ્ટીસાઇટ, નો–ચેઇન્જર, અસહકારી, એક્સ્ટ્રીમીસ્ટ અને એનાર્કીસ્ટ વગેરે વિભાગો ઉપરાંત ધર્મ અને હિંદુઓમાં વર્ણને લઇને જે અનેક વિભાગો પડી ગયા છે, તેવી જ રીતે આજકાલની નવી ઉગતી મજૂર ચળવળમાં પણ યૂરોપમાં જેટલા પક્ષો હોય તેટલા જ લગભગ આપણે ત્યાં છે. આથી આપણે ત્યાં કૃત્રિમ સ્થિતિ ઉભી થવા પામે છે. સમાજસુધારાના ક્ષેત્રમાં જેમ એક જમાનો એવો હતો કે પશ્ચિમનું જ બધું અનુકરણ કરવું, તેવી

જ રીતે બીજી હીલચાલોમાં પણ અત્યારે આપણે એ જ જોઇએ છીએ. ક્ષણભર વિચાર કરીશું તો પ્રશ્ન ઉભો થયા વગર નહિ રહે કે આવા પરદેશથી આયાત કરેલા વિચારોથી આપણે આગળ વધી શકીએ ખરા? અમારૂં વલણ મૂડીવાદ તરફ બિલકુલ નથી, પરંતુ હાલ તુરત તો આખા દેશમાં એક જ ભાવના પ્રસરવાની જરૂર છે, અને તે ઐક્યની. આ ભાવના કેળવણીથી જ પ્રસરી શકે. માલદાર વર્ગે આવી ઐકયની ભાવના કેળવવા, દેશનું હિત પોતા સમક્ષ રાખીને મજૂરોની સ્થિતિ સુધારવી જોઇએ. મૂડીદાર વર્ગ જો દેશ તરફની પોતાની ફરજ ભૂલી જશે તો પછી મજૂરોને અંધારામાં ભટકતાં જે નેતા કે સિદ્ધાન્ત મળે તેની મદદ લઇને પોતાના છૂટકારા માટે સજ્જ થવું જ જોઇએ. પરંતુ આથી દેશ સમસ્તનું ભવિષ્ય શું આવશે એ ચોક્કસ રીતે આંકવું મુશ્કેલ છે.

* * *

## હિંદમાં બેંકીંગની સ્થિતિ

સ્વરાજ્યની સિદ્ધિ માટે ઉપર કહ્યું તેમ હિંદના દરેક માણસે પોતપોતાના ક્ષેત્રમાં વધારે સારા થઇને સમસ્ત હિંદનું જ હિત લક્ષમાં રાખીને કામ કરવાની જરૂર છે. દરેક દિશામાં આપણો દેશ પછાત છે; અને હાલની આર્થિક પરિસ્થિતિમાં હિંદમાં કોઈ પણ ઉદ્યોગની ખીલવણી પણ અશકય હોય એમ લાગે છે. કોઈ પણ દેશમાં ઉદ્યોગની ખીલવણી માટે મૂડીની જરૂર પડે છે; અને આવી મૂડી બેંકોમાંથી જ મળી શકે એ દેખીતું છે; કારણ મોટા ઉદ્યોગોની ખીલવણી માટે કોઈ પણ એક વ્યક્તિ નાણાંની મોટી રકમ કાઢી શકે એમ હોય તો પણ તે અનિચ્છ્વા યોગ્ય છે. શેરો ભરાવી લીમીટેડ કંપનીઓ કાઢવા છતાં પણ ઉદ્યોગને બેંક તરફથી નાણાંની જરૂર રહે છે જ. હિંદમાં બેંકીંગની સ્થિતિ અતિશય ખરાબ છે, એટલું જ નહિ પરંતુ સરકાર તરફથી ઇમ્પીરીઅલ બેંકને નાણાંનો વહીવટ કરવાનો જે કોન્ટ્રાક્ટ સોંપવામાં આવે છે, તેનો વહીવટ બધો એકતરફી રીતે કરવામાં આવે છે. દેશી ઉદ્યોગો, કે હિંદીઓ તરફથી ચાલુ કરવામાં આવેલા ઉદ્યોગોને એ બેંક નાણાં ધીરવામાં ઘણો જ પ્રમાદ કરે છે, અને એથી પરદેશીઓથી ચલાવવામાં આવતા ઉદ્યોગો આપણે ત્યાં ધીકતા ચાલે છે.

હિંદમાં બેંકીંગનો ધંધો કેટલો પછાત છે તે તેના આંકડાઓ જોતાં એકદમ માલુમ પડી આવશે. વિલાયતના યુનાઇટેડ કીંગડમમાં બેંક રીઝર્વના આંકડા ૧૮૦૦ લાખ પાઉંડ જેટલા થવા જાય છે; જ્યારે આખા હિંદમાં બેંક–રીઝર્વ માત્ર ૧૯૦ લાખ પાઉંડનું જ છે. હિંદમાં બેંકીંગ ઓફીસો માત્ર ૫૦૦ જ છે; જ્યારે યુનાઇટેડ સ્ટેટસમાં ૩૦૦૦૦ છે; બ્રિટનમાં ૯૫૦૦ છે; કેનેડામાં ૩૪૦૦ છે; અને નવા વસેલા આસ્ટ્રેલીઆમાં ૨૫૦૦ છે. વળી બેંકમાં ડીપોઝીટ મૂકાએલી રકમની સરેરાશ વસ્તીના દર માણસે કાઢવામાં આવે તો હિંદ કેટલો ગરીબ દેશ છે એ પણ દેખાઇ આવ્યા વગર રહેતું નથી. યુનાઇટેડ સ્ટેટસમાં માથા દીઠ ૭૩ પાઉન્ડ બેંકમાં જમા હોય છે, કેનેડામાં ૪૪ પાઉન્ડ છે, જ્યારે હિંદમાં માત્ર ૧૦ રૂપીઆ જ દરેક દીઠ બેંકમાં જમા હોય છે. હિંદની વસ્તીનો લગભગ પોણો ભાગ ખેડૂત વર્ગ છે, અને તે વર્ગ સહકારી મંડળીઓના દેવામાંથી કે વાણીઆના પંજામાંથી મુક્ત થઇ શકતો જ નથી. સહકારી મંડળીઓનો ઉપયોગ બ્રિટીશ ખેતીનાં ઓજારો અને લોઢાનો સામાન હિંદમાં ખપાવવા માટે કરવો જોઇએ, એવી સૂચના કરવાની ધૃષ્ટતા પણ એક અંગ્રેજે કરેલી!

* * *

## રીઝર્વ બેંક બીલ

હિંદના બેંકીંગની આવી સ્થિતિમાં સરકારે હિંદી નાણા સંબંધી તમામ વહીવટ કરવા

માટે રીઝર્વ બેંક બીલ ધારાસભામાં દાખલ કર્યું હતું. હોલ નાણાંની ઉથલપાથલ કરવા માટે સરકારને કંઇ કંઇ યુક્તિ પ્રયુક્તિઓ લડાવવી પડતી હતી. ઉદાહરણ તરીકે, પોતાની તીજોરી ખાલી ન દેખાય, પોતાનું બજેટમાં જમા પાસું સદ્ધર દેખાય અને પોતાને વિલાયતની સરકારને ભરવા પડતા રૂપીઆમાંથી મોટી રકમ બચત રહે, એટલા માટે હુંડીઆમણનો આખો દર જ સરકારે ફેરવી નાંખીને કૃત્રિમ રીતે રૂા. ૧ ની કિંમત ૧ શીલીંગ અને ૬ પેન્સ કરી નાંખી ! ! આ ફેરફારથી આપણા ઉદ્યોગોને જે નુકસાન થયું તે વિશે અમે આગળ એક વાર કહી ગયા છીએ. પરંતુ એક પરિણામ અહીં સ્પષ્ટપણે કહેવાની જરૂર છે અને તે એ કે સદરહુ હુંડીઆમણના દરથી હિંદમાં રહેલું તમામ સોનું ( ગોલ્ડ રીઝર્વ ) બહાર તણાઇ ગયું; અને હવે સોનું ખરીદવા માટે આપણા ફાઇનેન્સ મેમ્બરને વિલાયતની બજારમાં રૂપીઓ અતિ સસ્તા ભાવે વેચવો પડે છે.

રીઝર્વ બેંક વિશે આપણી મુખ્ય બે ત્રણ માગણીઓ હતી. એક એ કે હિંદમાં સોનાનું ચલણ કરવું; બીજું, બેંકને સ્ટેટ બેંક જ રાખવી શેરહોલ્ડર બેંક ન કરવી, જેથી બેંકનો નફો છૂટા છૂટા લોકોમાં વહેંચાઇ જાય નહિ, પણ સ્ટેટમાં જ જમા રહે. ત્રીજી માગણી એ હતી કે ઈમ્પીરીઅલ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્યો પણ તેના ડીરેક્ટરો થઇ શકે.

ઉપરની માગણીઓ વિશે સરકાર પક્ષ સાથે વાટાઘાટ થયા બાદ, બધા પક્ષને માન્ય થાય તેવો એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો. આમાં મહાસભાના તે વખતના પ્રમુખ શ્રીનિવાસ આયંગારે મુખ્ય ભાગ ભજવ્યો હતો; અને સરકારે સ્ટેટ બેંક અને ડીરેક્ટરોમાં હિંદીઓની બહુમતી હોવી જોઇએ એ બે બાબતો માન્ય રાખી તેના બદલામાં લેજીસ્લેટીવ કાઉન્સીલનો કોઇ પણ સભ્ય ડીરેક્ટર ન થાય એટલું આપણા પક્ષે માન્ય રાખ્યું હતું; અને આ વિગત અમલમાં મૂકી શકાય તે માટે ઇલેક્ટોરલ કૉલેજની યોજના ઘડી કાઢી હતી. દરેક ઇલેક્ટોરલ-ચૂંટણીના વિભાગમાંથી એક ડીરેક્ટર ચૂંટવાનો હતો. અને છેવટ જ્યારે આખો ખરડો પસાર થાય એવી સ્થિતિએ પહોંચ્યો હતો ત્યારે એકદમ વિલાયતમાં રહેલી આપખુદી સત્તાએ તમામ યોજનાને છિન્નભિન્ન કરી નાંખી અને રીઝર્વ બેંક બીલ એકદમ પાછું ખેંચી લેવામાં આવ્યું. આ વિશે સવાલો પૂછાયા બાદ બીલ માત્ર મુલતવી રાખવામાં આવ્યું છે એમ જાહેર કરવામાં આવ્યું.

ત્યારબાદ ફાઇનૅન્સ મેમ્બર સર બાસીલ બ્લેકેટ કદાચ રાજીનામું પણ આપે એવી વાત આવી હતી. પણ જે પ્રજાને **યેન કેન પ્રકારેણ** હિંદ ઉપર રાજ્ય જ કરવું છે તે પ્રજાનો એક પ્રતિનિધિ હારીને રાજીનામું આપે એ કેમ બને. સર બાસીલ બ્લેકેટ ડહાપણના પાઠ શીખવા હિંદના સેક્રેટરી ઓફ સ્ટેટ પાસે સીધાવ્યા. ત્યાંથી પાછા આવ્યા બાદ સાથે નવું જ રીઝર્વ બેંક બીલ લેતા આવ્યા અને તે બીલ તેમણે ચાલુ ફેબ્રુઆરીની પહેલી તારીખે ધારાસભામાં મૂકયું. સાઇમન કમીશનને અંગે મહાસભાનો પક્ષ હાજરી આપી શકે તેમ નહોતો, અને સર બાસીલ બ્લેકેટે બધી રીતે પોતાની જોગવાઇ કરી રાખી હતી. જૂનું બીલ હજી પાછું ખેંચાયું નથી કે તેનો નિર્ણય પણ આવ્યો નથી, તોપણ નવું બીલ સર બાસીલ જો ધારાસભામાં મૂકે તો તેમાં કશું નિયમ વિરુદ્ધ નથી જ; પરંતુ આ વખતે સભાના પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ હાજર હતા, અને ધારાસભાના પ્રમુખની અસાધારણ સત્તાનો ઉપયોગ કરી તેમણે નવું બીલ મૂકાવા દેવા ના પાડી. આ બીલની દરખાસ્ત જો એક વાર મૂકાઇ હોત તો આપણા હિંદી સમસ્ત પક્ષને પાછળથી તેની સામે લડવું અતિશય ભારે થઇ પડયું હોત.

## હિંદના હિતૈષીઓ

શાહી કમીશન તેની મુદતે પહેલાં નીમા-વાનું છે એવી ખબર અહીં આવી, તેની સાથે જ લગભગ મજૂર પક્ષના મી. માર્ડી જોન્સ પણ અહીં આવી લાગ્યા. તેમણે હિંદમાં કેટલાંએક ભાષણો કર્યાં અને આપણા નેતાઓને સૂચવ્યું કે જે શાહી કમીશન આવવાનું છે તેનો આપણે પૂરેપૂરો ઉપયોગ કરવો, તેની સમક્ષ એકપક્ષ થઇને આખા દેશે જુબાની આપવી, અને આ રીતે હિંદને સ્વરાજ્યનું એક ઉંચું પગથીઉં પ્રાપ્ત કરવામાં મદદ કરવી. મી. માર્ડી જોન્સનો આશય બહુ જ સારો હશે એમ અમે માનીએ છીએ, પરંતુ હિંદવાસીઓ હવે મજૂરપક્ષના મીઠા બોલથી ભોળવાઇ જાય એમ નથી. અમે આગળ જણાવ્યું છે તેમ કૉન્ઝરવેટિવ, લિબરલ કે મજૂર પક્ષની હિંદ તરફની નીતિ તો એક જ પ્રકારની છે. કૉન્ઝરવેટિવ પક્ષ આપણું અપમાન કરીને સત્તાની ભાંયાં વાપરી આપણને ચૂસે છે; લિબરલપક્ષ પોતાનો આશય ખરાબ નથી એમ કહીને આપણને દાબે છે; જ્યારે મજૂર પક્ષ આદર્શની વાતો કરી આપણને ફૂંકીને કરડે છે!

આ ઉપરાંત ઇંગ્લંડથી પહેલીવાર ત્યાંના વૉર સેક્રેટરી-વિગ્રહમંત્રી-અહીં પધાર્યા છે. તેમનો અહીં આવવાનો મુખ્ય ઉદ્દેશ અહીંનાં લશ્કરમાં નવામાં નવી ઢબનો સરંજામ દાખલ કરવાનો છે. વળી બ્રિટન આપણે ત્યાં કેટલુંક પોતાનું લશ્કર રાખે છે, અને તેના ખર્ચનો જે હિસ્સો બ્રિટન આપે છે તે ઓછો કેવી રીતે થઇ શકે તે પણ તેમનો એક હેતુ છે. વિગ્રહમંત્રી મર્મભાષણની ટકોર કરી શકે છે. ઇંગ્લંડથી હિંદ આવવા નીકળ્યા તે પહેલાં તેઓશ્રીએ એક નાના સરખા ભાષણમાં કહેલું: "આપણે ત્યાંની (ઇંગ્લંડની) અન્ડર-ગ્રાઉન્ડ રેલ્વે જેમ પોતાના મુખ્ય મુખ્ય ઘરાકો પાસે પોતાના ઓફીસરોને મોકલે છે તે પ્રમાણે હું પણ હિંદ જાઉં છું. કારણ લશ્કરી સરંજામમાં પણ હિંદ આપણું મુખ્ય ઘરાક છે. વળી હિંદ આપણી ૪૦ ટુકડીઓનો નિભાવ કરે છે."

આ ઉપરાંત અહીં ફ્રી મેઝન્સનું પણ એક કમીશન આવ્યું છે. વાઇસરોય અવિરત ઉત્સાહથી દેશી રાજ્યોમાં ફર્યા કરે છે અને હમણાં જ દીલ્હી ગયા! શાહી કમીશનને હિંદ સ્વીકારે એવી ભલામણ કરવા ત્યાંથી લૉર્ડ સીંહા પણ આવી પહોંચ્યા છે! હિંદ જાણે આખી દુનિયાનું એક સંગમસ્થાન હોય-બધાને ઘૂમવાને માટે હિંદ જાણે એક અખાડો હોય, તેમ બધા પોતપોતાના હેતુ સાધવા અહીં આવી પહોંચ્યા છે. હિંદે અતિ સાવચેતીથી દરેકની હિલચાલ જોતાં રહેવાની છે, અને પોતાનો શુદ્ધ હેતુ પાર પાડતાં શીખવાનું છે.

* * *

## બીજી ગુજરાત કેળવણી સ્ત્રી પરિષદ

તા. ૮-૧-૨૮ ના રોજ અમદાવાદમાં પ્રેમાભાઇ હૉલમાં મળી હતી. આપણી કૉંગ્રેસ, આપણા પુરાતત્ત્વનું સંશોધન, વગેરે આપણાં દેશની ઘણીખરી પ્રવૃત્તિઓ જેમ અંગ્રેજો શરૂ કરે છે તેમ આ પ્રવૃત્તિ પણ વિદુષી મિસીસ કઝિન્સના પ્રોત્સાહનથી બે વરસથી શરૂ થઇ છે.

આ વખતની સભાએ સમસ્ત કેળવણીનું ક્ષેત્ર અવલોકી અનેક ઠરાવો કરેલા છે. બાળશિક્ષણ, સહશિક્ષણ, શિક્ષકોનો પ્રબંધ અને તેમની સ્થિતિ સુધારવા, સ્વભાષાને સ્થાન, કોમી અને ધાર્મિક શાળાઓનું અનિષ્ટત્વ વગેરે અનેક મુદ્દાઓ ઉપર ઠરાવો થયા હતા. આ ઠરાવોમાં સૂચનાં કરેલા ફેરફારો સર્વ સરકારને લક્ષીને કર્યા છે. તે વિશે અમારે કાંઇ કહેવાનું નથી. પણ આ મંડળ સામાન્ય લોકોમાં જઇ તેમની સાથે મળી આ સર્વ વિચારોનો પ્રચાર કરશે ત્યારે જ તેમણે ઇચ્છેલ સુધારા ખરેખરા અમલમાં આવી શકશે. દાખલા તરીકે સંમતિ-

વયના કાયદા બાબત કે બાળકીઓને કેળવણી આપવા બાબત કે મોટી ઉંમરની કન્યાઓને ઉચ્ચતર કેળવણી આપવા બાબત કે સહશિક્ષણ બાબત લોકમત બંધાયા વિના સરકારે આપેલી સગવડ માત્રથી કશું સધાવાનું નથી. બીજી તરફ જો લોકમત આ બાબતમાં કેળવાય તો સરકારને સગવડ આપવાની એની મેળે ફરજ જ પડે. સમાજસુધારાનું દૃષ્ટિબિન્દુ હાલ એટલું ફરેલું છે કે આપણે હવે સરકારને ઠરાવ જણાવવા સાથે લોકમત કેળવવાને પણ પગલાં લેવાં જોઇએ. બાળાની કેળવણી ઘણી ખરી પિતા ઉપર નહિ પણ માતા ઉપર આધાર રાખે છે અને હજી આપણા દેશમાં માતાઓ ઘર છોડી જાહેર સભાઓમાં હાજરી આપતી થઈ નથી ત્યાં સુધી તેમની પાસે જઇને પ્રચાર-કામ કરવાનું જ આપણે માથે રહે છે. આ દૃષ્ટિએ મંડળની સમિતિએ મ્યુનિસિપલ સ્કૂલોની મુલાકાત લીધી તે કામ અમને ખરેખર અભિનન્દનીય લાગે છે.

* *

## વિજયી ગામા અને મી. નરીમન

સ્થલસંકોચને લઇને અમે લાંબું લખી શકતા નથી, પરંતુ પત્રીઆલામાં થોડા દિવસ પહેલાં જે કુસ્તી લડાઇ તેમાં પોલેંડનો કુસ્તી-બાજ ઝેપ્સ્કો આપણા હિંદી ગામા સાથે લડતાં અરધી મિનિટમાં જ હારી ગયો, અને તેને આખી દુનિયાના સર્વોત્તમ કુસ્તીબાજની પદવી મળી છે. આજથી ૧૪ વર્ષ પહેલાં ગામા ઝેપ્સ્કોને લંડનમાં મળેલો, ત્યારે ત્રણ કલાકની કુસ્તી રમાયા બાદ, કુસ્તી બીજા દિવસ માટે મુલતવી રહી—એ બીજે દિવસ આવ્યો ત્યારે ઝેપ્સ્કો હાજર જ ન થયો. પછી ૧૪ વર્ષ પોતે મહેનત કરી અને ૧૪ વર્ષની લાંબી રાત પછી—તેના બીજા દિવસે, અંગ્રેજ વાર્તાના રીપ વાન વીન્કલની માફક તે જાગ્યો અને અહીં આવ્યો. ઋતુ ખરાબ હતી તોપણ પત્રીઆલામાં ૪૦,૦૦૦ માણસો આ કુસ્તી જોવાને એકઠા થયા હતા. બધે જબરા વીજળીના દીવાઓ રાખ્યા હતા, અને કુસ્તી મોડે સુધી ચાલે તો જોવા સર્ચલાઇટની પણ ગોઠવણ થઇ હતી. ગામા અને ઝેપ્સ્કો અખાડામાં ઉતર્યા, અને અરધી મિનિટ ન થઇ ત્યાં તો, હજી પ્રેક્ષક-વર્ગને પણ શું થાય છે તેની સમજણ પડે ત્યાર પહેલાં, કુસ્તી પૂરી થઇ !! ઝેપ્સ્કો કરતાં ગામાનું શરીર નાનું છે, હલકું છે, પણ જ્યાં જ્યાં વજન હોય ત્યાં ત્યાં જોર હોય જ એમ નથી. વજન એ બલનું સૂચક નથી. જોર શરીરનો એક જુદો જ ધર્મ છે; અને હિંદી કુસ્તીબાજનું વજન ભલે ઓછું હોય, મસલ્સ ભલે ફૂલેલા ન દેખાય, દેખાવ ભલે જરા શિથિલ લાગે, પણ આ બધા છતાં તેનામાં વીર્ય હોઇ શકે છે, અને બલ હોય છેઃ અને આવા બલથી ગામાએ યુરોપીય કુસ્તીબાજ પર જીત મેળવી.

મી. નરીમનની જીત આથી જુદા પ્રકારની છે. તેને કંઇ એક માણસ સામે લડવાનું નહતું પણ આખા તંત્રની સામે લડવાનું હતું; અને તંત્ર તો હમેશાં નિષ્ઠુર અને યંત્રવત્ હોય છે. આપણી ડાહી સરકારની સડેલી યોજનાઓમાં લાંચરૂશ્વત કેટલી લેવાય છે, તે તેમણે સાબીત કરી આપ્યું છે. આ કેસ વિશે પહેલાં અમે અમારા વાંચકોને કહી ગયા છીએ કે મોટા મોટા સરકારી અમલદારો કેવી રીતે લાંચ લેતા હતા. અંતે આમાં મી. નરીમનની જીત થઇ છે. પરંતુ કોર્ટ તરફથી એવી રીતનો ચૂકાદો આપવામાં આવ્યો છે કે મી. નરીમનને કેસ લડતાં થયેલા ખર્ચની રકમ મળશે નહિ. આ પણ એક એવડી જીત છે. શરીરબળથી જીતનાર ગામા અને સરકારનો નૈતિક સડો ખુલ્લો કરવામાં જે નૈતિક બળ રહેલું છે, તે દ્વારા જીત મેળવનાર મી. નરીમન બંનેને અમે અભિનંદન આપીએ છીએ.

---

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૫ ફાલ્ગુનઃ ૧૯૮૪ અંક ૪

# પ્રાર્થના*

નીલ ગગન હાસ્ય કરે, હસે રમ્ય વસુન્ધરા,
મુક્ત ગાને આજ પ્રભો! ગાજે ગિરિ કન્દરાઃ
( કોરસ )
બન્ધ સકળ છેદી પ્રભો! જાગે અંગ અંગ પ્રાણ;
મુક્ત અભય હૃદય બને, દેને એવું દિવ્ય દાન!
દેને એવું દિવ્ય દાન!
દેને એવું દિવ્ય દાન!
અમૂલખ ભેટ ધરી નિત્ય સ્નિગ્ધ ધરણી આ,
હુલવે ઉર બાલ સર્વ, માત મોંઘી પ્રાણદા;
નિર્મલ સરિતા વહે પ્રભો! મંજુલ રવે વિશ્વભરી,
સંસ્કૃતિ પ્રગટાવી સ્રોતે ભવ્ય પ્રાણદાયિની
( કોરસ )
સત્ત્વ પ્રભો! દેને એવું, દેને એવું દિવ્ય દાન—
બન્ધ સકલ છેદી જેથી, જાગે અંગ અંગ પ્રાણ!

* આ કાવ્ય ખાસ કરીને સ્ત્રીઓ માટે સમૂહ પ્રાર્થનાનાં દૃષ્ટિબિન્દુથી લખાયું છે. ઢાળ સ્વ૦ દ્વિજેન્દ્રલાલ રોયનાં સુપ્રસિદ્ધ 'આમાર જન્મભૂમિ' કાવ્યને મળતો છે. ગાવામાં અનુકૂળતા થાય એ હેતુથી સાથે સારેગમ મૂકી છે.

જાગે અંગ અંગ પ્રાણ !
જાગે અંગ અંગ પ્રાણ !
અંધકાર ગાઢ ભેદી, ભેદી પર્વતો કરાલ
ઝળુકે વીજ ઊજળી શક્તિ પુણ્ય કેરી ઝાળ !—
( કોરસ )
સત્વ પ્રભો ! દેને એવું, દેને એવું દિવ્ય દાન—
બંધ સકલ છેદી જેથી જાગે અંગ અંગ પ્રાણ ! (૩)

યુગ નવીન ભવ્ય ઉગે, ઝળકે મુખે દિવ્ય નૂર,
ઉછળો પ્રભો ! ગૃહ ગૃહમાં ભારતે નવ-શક્તિ પૂર
પૃથિવી અંતરિક્ષ બધે, નિકટ અતિ દૂર દૂર
હૃદય હૃદય સર્વ આજે, ગાજે બસ એક સૂર !—
( કોરસ )
બંધ સકલ છેદી પ્રભો ! જાગે અંગ અંગ પ્રાણ,
મુક્ત અભય હૃદય બને, દેને એવું દિવ્ય દાન ! (૩)

શક્તિ, દ્યુતિ, શાન્તિ આજ પ્રગટો મુખ વસુન્ધરા
મુક્ત ગાને આજ પ્રભો ! ગાજો ગિરિ કન્દરા !—
( કોરસ )
બંધ સકલ છેદી પ્રભો ! જાગે અંગ અંગ પ્રાણ;
મુક્ત અભય હૃદય બને, દેને એવું દિવ્ય દાન !
દેને એવું દિવ્ય દાન !
દેને એવું દિવ્ય દાન !

**સ્નેહરશ્મિ**



## રાગ કાફી

આ રાગમાં બે ગંધાર અને બે નિષાદ આવે છે. કોમળ ગન્ધાર માટે નિશાની છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તાર | | | | | |
| મધ્ય | સાસા | મમમ | ગમપપ | પપ | પમપધ |
| મન્દ્ર | | | | | |
| | નીલ | ગગન | હા...રા | ફરે | હસે... |

| | |
|---|---|
| તાર | રેસા |
| મધ્ય | ધધ ધપધનીનીની \| ની નીધ પપપ |
| મન્દ્ર | |

રમ્ય વસુ...ન્ધરા || મુ-ક્ત ગાને આ-જ

| | |
|---|---|
| તાર | સા સા |
| મધ્ય | મ ગ સા ગ ગ પ પ પ ગ પ ગ મ \| |
| મન્દ્ર | |

પ્રભો ! ગા...જો ગિરિ કન્દરા ! || બન્ધ

| | |
|---|---|
| તાર | સા સા રે રે સ |
| મધ્ય | ની ની ધ પ ધ પ ધ |
| મન્દ્ર | |

સકલ છે — દી પ્રભો ! જાગે અંગ

| | |
|---|---|
| તાર | સા રે સા |
| મધ્ય | પ ની ધ - - \| ની ની ધધ પપપ |
| મન્દ્ર | |

અં—ગ પ્રા-ણ || મુ—ક્ત અભય હૃદય

| | |
|---|---|
| તાર | રે રે રે રે સા રે પં ગ રે |
| મધ્ય | મ ગ મ ની સા |
| મન્દ્ર | |

બને દે—ને એવું દિ—વ્ય દાન

| | |
|---|---|
| તાર | સા રે સા રે સા |
| મધ્ય | પ પ ધ ની ની ધ |
| મન્દ્ર | |

દે—ને એવું- દિ—વ્ય દાન

| | |
|---|---|
| તાર | |
| મધ્ય | રે રે ગ મ પ ગ મ પ ગ મ – – |
| મન્દ્ર | |

દે—ને એવું દિ—વ્ય દાન—

# જ્ઞાતિબંધારણ અને સમાજ

આપણે ત્યાં ધર્મ શબ્દથી જેટલું અનિષ્ટ થયું હશે તેટલું બીજા કોઇ પણ શબ્દથી નહિ થયું હોય. ધર્મ શબ્દના મુખ્ય ત્રણ કે ચાર અર્થ થઇ શકે. શરીરવિદ્યા પ્રમાણે ધર્મ એટલે function; ચારિત્ર્યમીમાંસામાં ધર્મ એટલે વ્યક્તિએ અદા કરવાની ફરજ (moral duty) અને ચિત્તશાસ્ત્રનો બહોળો અર્થ લઇને, ધર્મ એટલે ધર્માનુભવ (Religious experience). આ ઉપરાંત પ્રમાણશાસ્ત્ર પ્રમાણે ધર્મ એટલે સામાન્ય ગુણ કહીએ તે અને અસાધારણ ધર્મ એટલે Differentia.

ધર્મ એટલે અસાધારણ ધર્મ એ અર્થમાં આપણે કહી શકીએ કે જ્ઞાતિબંધારણ આપણા સમાજનો અસાધારણ ધર્મ છે. જ્ઞાતિબંધારણ મનુષ્યે રચેલું છે, તો આપણા સમાજમાં જ્ઞાતિઓ રૂપેતો આ અસાધારણ ધર્મ અસ્તિત્વમાં કેવી રીતે આવ્યો ?[1]

જ્ઞાતિબંધારણ આપણે ત્યાં મૂળ વર્ણધર્મમાં મળી આવે છે; અને આપણો વર્ણધર્મ આશ્રમધર્મની સાથે સંકળાએલો હતો; અને તેથી વર્ણાશ્રમધર્મ એવો શબ્દપ્રયોગ આપણે ત્યાં હજી પણ ચાલુ છે. આશ્રમધર્મ વ્યક્તિને લાગુ પડતો, અને વર્ણધર્મ સમાજને લાગુ પડતો. વર્ણ અને આશ્રમ એ બે વિભાગોમાં વ્યક્તિનું સમસ્ત જીવન પૂરૂં થતું. સામાજિક બંધારણમાં વ્યક્તિનું સ્થાન અને વ્યક્તિગત જીવનનું અંતિમ ધ્યેય એ બન્ને અન્યોન્ય એક બીજાને ઉપકારક થાય તેવી રીતે–સુસંગત રીતે સમન્વિત કરવાનો આ પ્રયત્ન હતો એમ કહીએ તો તેમાં કંઇ ભૂલ નથીઃ પરંતુ અધકચરા પૃથક્કરણ પર રચાએલો આ સમન્વય સમાજ જેમ આગળ વધતો ગયો તેમ જીર્ણ્ પડયો; અને એને લઇને જ આપણા સમાજની અધોગતિ આવી પડી.

આપણે ચર્ચા કરવાની જરૂર નથી. વર્ણધર્મ ઉપર કહ્યું તેમ સમાજને લાગુ પડતો હતો, અને વર્ણધર્મ, વ્યક્તિ પોતે જીવનની આજીવિકા માટે જે સાધનનો ઉપયોગ કરતી હોય, તે પ્રમાણે તેનો વર્ણધર્મ નક્કી થાય. બ્રાહ્મણનો ધંધો કરે તે બ્રાહ્મણ; ક્ષત્રિય-

---

[1] અદ્વિચ્છન્ન ત્રૈમાસિકમાં આવેલ, રા. જ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજીના જ્ઞાતિસંસ્થા એ નામના લેખમાં અને તે પછીના લેખમાં એમણે જે વિચારસરણી યોજી છે તે જ્ઞાતિબંધારણને આપણા સમાજનો અસાધારણ ધર્મ માનીને જ યોજી છે, અને આ અર્થમાં જ્ઞાતિઓને એ ધાર્મિક કહે છે.

સામાન્ય માણસને જ્ઞાતિબંધારણ ધાર્મિક છે એમ કોઇ કહે એટલે બીજા કંઈ કંઇ ભાવો ઉત્પન્ન થાય, અને એવી ગેરસમજુતને લઇને જ રા. પાઠકજીને સુરતના એક પત્રે ધન્યવાદ આપેલો. પણ આ અસાધારણ ધર્મ શી રીતે અસ્તિત્વમાં આવ્યો; અને તેનાં પરિણામ શાં આવે છે, અને જે રીતે એ અસ્તિત્વમાં આવ્યો, તે રીતે કોઇ પણ સમાજ નભી શકે કે નહિ, તે વિશે તેઓએ ચર્ચા કરી નથી, અને તેથી જ જ્ઞાતિ તરફનું એમનું શુભેચ્છાઓથી ભરેલું વલણ દૂષિત છે. જ્ઞાતિ-સંસ્થા જેવો વિચિત્ર લાક્ષણિક ધર્મ આપણા સમાજમાં કેમ આવ્યો, અને તેનાં શાં ફળ છે, તે વિશે થોડો વિચાર કરવાનો પ્રયત્ન આ લેખમાં કરવામાં આવ્યો છે.

નો કરે તે ક્ષત્રિય વગેરે. એટલે કે સમાજમાં માણસ જે સ્થાન ભોગવતો હોય, સમાજમાં એનું જે function હોય, તે તેનો વર્ણ.

બહુ જૂના કાળમાં ચાર વર્ણ પ્રમાણેના ચાર જ વિભાગો નક્કી કરવામાં આવ્યા, અને એનો અર્થ એ થયો કે વ્યક્તિઓનાં functions સમાજમાં નક્કી થઇ ગયાં. એ વખતે આપણો સમાજ રબારી લોકો હાલ જે સ્થિતિમાં રહે છે, તેવી (nomadic) સ્થિતિમાંથી પસાર થઇને એક જગ્યામાં રહીને ખેતી કરતાં શીખ્યો હતો. ગાયો વગેરે ધન ગણાતું, પણ તે ઉપરાંત જમીનનું પણ ધન ગણાતું. સમાજની આવી કાચી સ્થિતિમાં આ વર્ણધર્મ નક્કી થયો હતો, અને ત્યાર પછીની આપણા સમાજના ઇતિહાસની કહાણી માત્ર ફાટફૂટ અને અંદર અંદરની વિભાગીકરણની જ છે.

આપણા સમાજે મૂળ ચાર જ ધર્મ (functions) નક્કી કર્યા, એ જ આપણી પ્રગતિનાં વિઘાતક નીવડ્યાં. ઉપર કહ્યું તેમ વ્યક્તિના આજીવિકાનાં સાધન પ્રમાણે વર્ણધર્મ નક્કી થતો, એટલે કે વર્ણધર્મમાં રહેલું મૂળ તત્ત્વ આર્થિક હતું. અર્થશાસ્ત્રની દષ્ટિએ, સમાજના નિભાવને અર્થે સમાજના ચાર ભાગ કરવામાં આવ્યા હતા. પણ સમાજના ચાર જ ભાગ કર્યા માટે સમાજનું અર્થશાસ્ત્ર ત્યાં જ અટકી પડે એ સંભવિત નહોતું. આર્થિક બાબતોમાં વ્યક્તિઓ વચ્ચેનો અન્યોન્યાશ્રય વધતો ગયો, અને ઉપર જણાવેલા ચાર જ ધર્મ સિવાયના બીજા ધર્મો–functions–કે બીજી દષ્ટિએ કહેવું હોય તો–આજીવિકાનાં સાધનો–કે ધંધાઓ વધતા ગયા. વર્ણધર્મને મૂકીને આપણો સમાજ, વર્ણધર્મને લઇને નહિ પણ વર્ણધર્મ હતો છતાં આર્થિક દષ્ટિએ આગળ વધવા માંડ્યો, અને ખેતીપ્રધાન સમાજ (agricultural society) કરતાં સમાજની સંસ્કૃતિ આગળ વધી.

વર્ણધર્મ આર્થિક છે; આર્થિક સ્થિતિ વધારે જટિલ બને, સમાજનાં જુદાં જુદાં અંગો અંદર અંદર વધારે ને વધારે સંકળાએલાં થઈ રહે તેથી તેને જુદા જ વર્ણધર્મની જરૂર પડે. આર્થિક સ્થિતિના વિકાસને લઇને, અને સમાજમાં પ્રગતિ થવાથી, માણસો જુદા જુદા ધંધાઓ કરવા લાગ્યા, અને આથી પહેલાં અર્થોપાર્જનની દષ્ટિએ વર્ણસંકરો ઉત્પન્ન થવા લાગ્યા. જેઓ પોતાના અસલ ધંધાને વળગી રહે તેઓ, બીજા જેઓ પોતાનો વંશપરંપરાનો ધંધો છોડીને નવો ધંધો કરતા હોય તેમના તરફ તિરસ્કારની વૃત્તિથી જુએ એ સ્વાભાવિક છે. ધર્મ શબ્દના અર્થમાં રહેલી અસ્પષ્ટતાને લીધે, વર્ણધર્મ જે મૂળ આર્થિક હતો, તે ધર્મના બીજા અર્થો પ્રમાણે પણ ધાર્મિક ગણાવા લાગ્યો! અને આ રીતે સમાજમાં રહેલા પ્રગતિના વિરોધક, સ્થિતિરક્ષક (conservative) તત્ત્વે વર્ણધર્મને સ્થાયીરૂપ આપ્યું. માણસ જન્મથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર એમ ગણાવા લાગ્યો, અને જેઓ વર્ણસંકર થતા ગયા તેમની નાત જુદી પડતી ગઇ.

આર્થિક સ્થિતિની પ્રગતિને લઇને, સમાજની સંસ્કૃતિ ખેતીપ્રધાન યુગથી આગળ વધેલી હોવાથી વર્ણધર્મમાં શ્રેણીઓ ઉત્પન્ન થવા પામી. આ શ્રેણીઓ તે હાલની આપણી જ્ઞાતિઓનું જુનામાં જુનું ઇતિહાસમાં મળી આવતું સ્વરૂપ છે.[૨] "એકત્ર નિવાસ, એક ધંધો, મજમું દ્રવ્ય, સ્વતંત્ર આંતરવ્યવસ્થા, શ્રેણી બહાર કાઢી મૂકવાની સત્તા, ભાણાવ્યવહાર,

૨ જુઓ આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા. પૃ. ૬૪–૬૫–૬૬. તથા 'યુગધર્મ.' પુ. ૪. પૃ. ૪૬૨.– "જ્ઞાતિબંધારણ અને ધર્મ" એ નામનો લેખકનો લેખ.

લગ્નવ્યવહાર, અને લગ્ન તથા ભાણાવ્યવહારમાં ઉલટો ક્રમ દાખલ કરાવી શ્રેણી તોડવાની રીત એ સર્વે હાલની નાતની સંસ્થાઓનાં ચિહ્નો છે."

આર્થિક વિકાસ થતો ગયો તેમ તેમ વર્ણધર્મ શિથિલ થતો ગયો, અને વર્ણની સાથે સાથે આશ્રમધર્મ પણ જોડાએલો હોવાથી, જેમ જેમ વર્ણધર્મમાં સંકરતા આવી, તેમ આશ્રમધર્મ વ્યક્તિ પોતે ભૂલતી ગઈ. આશ્રમવ્યવસ્થા વ્યક્તિના જીવનના આધ્યાત્મિક વિકાસને અર્થે યોજાઇ હતી, પણ 'વર્ણાશ્રમધર્મ'—એમ વર્ણ અને આશ્રમ બન્નેને એક જ સમાસમાં મૂકવાથી આશ્રમધર્મ પણ ઢીલો પડયો. આધિભૌતિક અને આધ્યાત્મિક સાંસારિક અને પારલૌકિક બન્ને દૃષ્ટિઓનો સમન્વય આપણા વર્ણાશ્રમ ધર્મમાંથએલો હતો એમ જો કોઈ કહે તો તેમાં કશું ખોટું નથી. પણ એક વ્યક્તિએ પોતાના જીવનમાં નીતારેલો સમન્વય જેમ બીજાને ઉપયોગમાં આવતો નથી, તેમ એક યુગમાં થએલો સામાજિક સમન્વય બીજા યુગને કામમાં આવતો નથી. સાંસારિક, સામાજિક કે આર્થિક પરિસ્થિતિ બદલાયા જ કરે છે, અને તેને લઇને આધ્યાત્મિક સત્ય પણ આપણી સમક્ષ નવી રીતે દેખા દે છે, તો પછી ઇતિહાસના પ્રારંભમાં સમાજની આર્થિક સ્થિતિ જ્યારે અતિશય સાદી–અવિકસિત હતી તે વખતે નક્કી કરેલો વર્ણધર્મ આપણી પ્રગતિની આડે આવે એ સ્વાભાવિક છે. આ રીતે આપણી આધ્યાત્મિક અધોગતિ વર્ણધર્મને ખાસ આભારી છે.

આર્થિક પરિસ્થિતિ ( economic environment ) જેમ જેમ બદલાતી ગઇ, તેમ તેમ આપણા સમાજમાં વિભાગો પડતા ગયા, અને શ્રેણીઓ વધતી ગઈ. વિભાગો કરવાની મૂળ ટેવ જ ખોટી અને હાનિકારક છે. બે વિભાગ થયા પછી ત્રણ થાય, પછી ચાર, અને અંકગણિતમાં સંખ્યા અસંખ્ય છે તેથી એક વાર વિભાગની બુદ્ધિ જાગ્યા પછી સમાજમાં વિભાગો વધ્યા જ કરે એ સ્વભાવિક છે.[૩]

સમાજના શરીરના આર્થિક નિભાવને અર્થે જ વર્ણધર્મ પહેલાં સ્વીકારાયો હતો. આર્થિક સ્થિતિ જેમ જેમ બદલાતી ગઈ તેમ તેમ ઉપર કહ્યું તેમ શ્રેણીઓ વધતી ગઇ. કેટલાએક એમ માને છે કે જ્ઞાતિસંસ્થાને લઇને જ આપણી સંસ્કૃતિ સચવાઇ રહી છે. મનુષ્યમાં સ્થિતિરક્ષણ તરફનો જે મોહ રહેલો છે, તેને આપણી જ્ઞાતિસંસ્થા પોષે છે, અને એથી જ કેટલાએક એમ બડાઇ મારી શકે કે આપણામાં હજી પણ હિંદુત્વ રહ્યું છે,

૩ ઘણી જ્ઞાતિઓમાં કુળ લેવાનો રિવાજ હોય છે. રવીન્દ્રનાથ ઠાકુરે એક જગ્યાએ કહ્યું છે તેમ આપણી પ્રતિભા ઝીણા ઝીણા હિસાબ કરવામાં જ ખર્ચાય છે. એવી રીતે કે છેવટ આપણને જીવનનો કયાંય પત્તો લાગે જ નહિ. આપણે ત્યાં એક નાતમાં આની–બે આની–એ રીતે કુળ લેવાનો રિવાજ છે. કોઇનું ૧૬ આની, કોઇનું ૧૪, ૧૩, ૧૨, ...૮, ૭, ૬, વગેરે. આની મેં પૂછયું—આ હિસાબ તમે ચોકસ કયાં સુધી લઈ જાઓ છો? આઠ આના બે પાઇ, ૧૩ આના ૩ પાઈ વગેરે? બદામ કોડી કે પાઇઓ સુધીનો હિસાબ અશક્ય લાગે પણ અર્ધા આના સુધીનો તો એમને ત્યાં હિસાબ રહે છે. ફલાણાનું કુળ–નહિ, પેલા–નું કુળ સાડા છ આના!! આપણા સમાજમાં હજી પણ આવી વૃત્તિ છે ત્યાં સુધી પ્રગતિ અશક્ય લાગે છે. એ આનીઓમાંથી નાત નથી જઇ શકતી, કારણ તો તો માણસે પોતાની બેનને જ હાથ પરણવું પડે. નજીકનાં સંબંધીઓનાં લગ્નો પણ આપણે ત્યાં ઓછાં નથી—મામા ફઇનાં તો કોઇએક જગ્યાએ પરણે પણ છે.

તે જ્ઞાતિસંસ્થાને લઇને છે. પણ આપણે આ વિશે જરા બારીક તપાસ કરીએ. વર્ણધર્મ મૂળ સાદામાં સાદી આર્થિક સ્થિતિ માટે યોજાયો હતો, અને વર્ણધર્મના કોચલા પરથી છલકાઇને સમાજે જ્યારે આર્થિક પ્રગતિ કરવા માંડી ત્યારે વર્ણધર્મ શિથિલ થવા માંડયો એ આપણે ઉપર જણાવી ગયા. વર્ણધર્મને લઇને આપણી પ્રગતિ થઈ નથી, પણ વર્ણ-વ્યવસ્થા હતી છતાં આપણી પ્રગતિ થવા પામી છે તે જ ખરૂં સત્ય છે. તે જ રીતે આપણામાં જો કંઈ પણ હિંદુત્વ રહ્યું હોય તો તે વર્ણવ્યવસ્થાને લઇને નથી. જ્ઞાતિબંધારણને લઇને માત્ર સમાજનું ભેદકતત્ત્વ (Principle of division) સચવાઈ રહ્યું છે, અને એને લીધે હજી પણ સમાજ વધારે ને વધારે વિભક્ત થાય છે; એનાથી આપણી સંસ્કૃતિ સચવાઇ નથી.

અને હજારો વર્ષ પહેલાંનું હિંદુત્વ શું અત્યારે પણ હયાત છે? એમ કહેવું તે માત્ર આપણો મોહ છે. જીવનમાં એવું કશું નથી જે હમેશને માટે ટકી રહે છે અને હાલ યુરોપીઓ જ્યારે હિંદના આર્યત્વને માન આપે છે, ત્યારે શું તેઓ આપણી સામું પણ જુએ છે? તેઓ આપણને તો એક વખતની પૂજનીય પ્રજાનાં પતિત ફરજંદો જ ગણે છે. દુનિયાના અભિપ્રાયની વિરુદ્ધ જઇને આપણે આપણામાં કલ્પેલા આર્યત્વને વખાણવું એ ખાલી આત્મશ્લાઘા છે, મિથ્યા ભૂતની પ્રજા છે, એ જ પતિત દશાનું ખરૂં સૂચક છે.

હિંદુસ્તાનમાં એક પછી એક જેટલાં આક્રમણ થયાં, તે બધા લોકોમાં આપણા જેટલાં પ્રગતિનાં તત્ત્વો નહોતાં. તેઓ લડવૈયા સારા હશે, પણ આર્થિક દૃષ્ટિએ આપણા સમાજે જે પ્રગતિ સાધી હતી તે તેમનામાં નહોતી. જુનો પુરાણો જુડો થઈ ગએલો પણ વર્ણધર્મનો સિદ્ધાન્ત આપણે ત્યાં હતો. આથી જેટલા હિંદુસ્તાનમાં આવ્યા તેઓએ હિંદના અર્થશાસ્ત્રને સ્વીકાર્યું, અને આ રીતે ગ્રીસ અને રોમ પર વિજય કરનારાઓ જેમ તેમનાં જ દાસ થઇને રહ્યા તેમ હિંદ પર આક્રમણ કરનારાઓએ પણ હિંદનું જ અર્થશાસ્ત્ર સ્વીકાર્યું. આપણું અર્થશાસ્ત્ર એક વખત તો પૂર્ણ બુદ્ધિપૂર્વક રચાએલું, માત્ર પાછળથી જ એ બુદ્ધિનો બીજી વખત ઉપયોગ કરવામાં આવ્યો નહિ. મૃતપ્રાય વર્ણધર્મ જેવા કોઇ પણ બીજા આર્થિક સિદ્ધાન્તના અભાવે આપણા પર જીત મેળવનારાઓએ પણ થોડા ફેરફાર સાથે વર્ણધર્મ સ્વીકાર્યો. જુદી જુદી નાતો થઇને સૌ કોઈ એક બીજાથી સંપૂર્ણ અલિપ્ત રીતે રહેવા લાગ્યા, અને આપણો પચરંગી સમાજ અસ્તિત્વમાં આવ્યો.

હિંદના વિજેતાઓમાં આર્થિક સિદ્ધાન્તોનું જ્ઞાન નહોતું, તેથી તેમણે વર્ણધર્મને રહેવા દીધો. કેટલાએક કહે છે કે જ્ઞાતિબંધારણને લઇને જ આપણા સમાજનું સ્વાતંત્ર્ય પરદેશીઓના હુમલાઓ સામે ટકી રહ્યું. આનું કારણ એ છે કે પરદેશીઓએ આપણા સમાજના આર્થિક બંધારણના ઉપર આક્રમણ કર્યું નહોતું. તેમને રાજ જોઇતું હતું, અને રાજ્યબંધારણ આર્થિક સિદ્ધાન્તોથી પર હતું. આથી જ રાજ્યોની ઉથલપાથલ થઈ, વંશો નિર્મૂળ ગયા, અને કંઇક વાવાઝોડા હિંદ પરથી પસાર થઈ ગયાં પણ જ્ઞાતિબંધારણ રહેવા પામ્યું. પરંતુ એક જબરા વંટોળીઆમાં કોઇ જંગી ઝાડ ઉખડી પડે અને જમીન-પરની નાની લીલોતરી આનંદ કરે તેથી એમ માનવાનું નથી, કે નાના લીલા છોડવાનાં મૂળ ઊંડાં છે, અથવા તો મોટાં ઝાડ કરતાં તેઓ વધારે મજબુત છે. બંગલાઓના માલેક ફરી જાય પણ પગી તેનો તે રહે એના જેવી વસ્તુસ્થિતિ રાજ્યો ઉખડી જાય, પણ

જ્ઞાતિસંસ્થા કાયમ રહે તેની છે. આપણને જ્ઞાતિની તરફ અતિશય પૂર્વગ્રહ છે, અને બાઇબલના શબ્દો વાપરીને બોલવું હોય તો, જ્ઞાતિસંસ્થામાં જ We live and move and have our being. તેથી આપણી બુદ્ધિને નિર્મળ કરીને દુનિયામાં જે પ્રગતિ સધાય છે તેની દૃષ્ટિએ આપણે આપણી જાતનું નિરીક્ષણ કરી શકતા નથી, અને એ જ આપણા દુર્ભાગ્યની વાત છે. જ્ઞાતિને આપણી સંસ્કૃતિનું અંગભૂત તત્ત્વ તરીકે આપણે માનીએ છીએ એ જ આપણી મોટી ભૂલ છે.

આટલે આવ્યા બાદ આપણે વિચારીશું તો આપણને જણાશે કે આપણા સમાજમાં બે ભેદક તત્ત્વો થયાં: એક તે જન્મપ્રમાણેનો જુનો વર્ણધર્મ, બીજું ભેદક તત્ત્વ તે આર્થિક પરિસ્થિતિનું. આપણે ગમે તેમ કહીએ પણ દુનિયાના મહાન દેશોની ઉન્નતિ આર્થિક ઉન્નતિને જ આભારી છે. મનુષ્ય માત્ર આત્મા નથી. એનામાં આધ્યાત્મિક બળ જેવી વસ્તુ છે, પણ આપણા કમભાગ્યે પેટનો મોટો ખાડો પણ પૂરવાનો છે. Man does not live by bread alone,—માત્ર રોટી ખાઇને માણસ જીવી શકતો નથી–પણ બીજી રીતે જોઇએ તો માણસ રોટી ખાય તો જ જીવે છે. આપણા ઇતિહાસમાં અર્થશાસ્ત્રમાંનું પહેલું પગલું લેવામાં આવ્યું, અને વર્ણધર્મ રચાયો, પણ ત્યાર બાદ એરિસ્ટોટલના મૃત્યુ પછી જેમ યુરોપની બુદ્ધિ એના ગ્રન્થોના ભારથી કચરાઈ ગઇ, તેમ જ મનુ મહારાજની પ્રતિભા નીચે આપણો સમાજ મૃતપ્રાય થઈ ગયો.

એક રીતે હું આપણાં ધન્યભાગ્ય સમજું છું કે અંગ્રેજો અહીં પહેલાં આવ્યા ત્યારે વેપારને માટે જ આવ્યા, રાજલોભને માટે નહિ આ કથન એટલું સત્ય છે કે હજી પણ, તેમનું રાજ્ય ચાલે છે ત્યારે પણ, તેઓ પોતાના મૂળ હેતુને બિલકુલ વિસરી ગયા નથી અને તે એ કે હિંદુસ્તાનને ચૂસાય તેટલું ચૂસવું. અંગ્રેજો આવ્યા ત્યારે ઉપર કહ્યાં તેવાં બે ભેદક તત્ત્વોથી વહેંચાએલો આપણો સમાજ ઐક્ય વગરનો નિશ્ચેષ્ટ પડયો હતો. વર્ણધર્મને હું મૃતપ્રાય કહું છું તેનું કારણ એ કે વર્ણધર્મની નીચે રહેલો જે આર્થિક સિદ્ધાન્ત હતો, તે તદ્દન જુદો થઇ ગયો હતો, અને તેથી યુરોપના આર્થિક સિદ્ધાન્તોની સામે સમાજ ટકી શક્યો નહિ અને હાલ પણ ટકી શકતો નથી.

જીવની વ્યાખ્યા એવી અપાય છે કે કોઈ પણ વિદેશી તત્ત્વને (foreign body) પચાવી દેવું–( Principle of Incorporation of foreign bodies in physics or Incorporation of conquest in Politics ) વિદેશી તત્ત્વને અપનાવી લેવું, અને એ રીતે પોતાનું બળ વધારવું. મુસલમાન કોમે અહીં આવીને આપણી જ્ઞાતિ-સંસ્થા રહેવા દીધી, અને એનો લાભ લઇને હિંદુઓને ખબર ન પડે તેવી રીતે એની હસ્તી કોમોને ગળવા માંડી, જેની અસર હાલ આપણે ખુલ્લી આંખે જોઇ શકીએ છીએ. આપણો સમાજ આ રીતે કોઇને પણ પોતાના કરી શકે એમ હાલ તુરત તો દેખાતું નથી. મુસલમાનો અહીં આવીને વસ્યા, તેમણે આપણું અર્થશાસ્ત્ર સ્વીકાર્યું તેથી હિંદને એકંદરે આર્થિક હાનિ ઓછી થઇ. પરંતુ ઇતિહાસમાંથી વીણી વીણીને પાઠ શીખનાર અંગ્રેજ પ્રજા મુસલમાને ભૂલ કરી તેવી ભૂલ કરે એમ ન[illegible] આપણી ભૂમિને સ્વીકારી નથી; અને આપણા અર્થશાસ્ત્રને નિર્માલ્ય ગણ[illegible] આ ઉપરાંત તેઓ હિંદ-

એમાંથી બને તેટલાને ખ્રીસ્તી કરવા ચૂકતા નથી. આમાં હિંદને બેગણો કે ત્રણગણો ગેરલાભ છે એ સૌના ધ્યાનમાં આવશે. હિંદુત્વનો હ્રાસ છે, પ્રજાને હાનિ છે અને આર્થિક ગેરલાભ છે.

પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો આપણાથી જુદા છે અને એથી જન્મથી નિશ્ચિત થતો આપણો વર્ણધર્મ અને ધંધારોજગારને અંગે વ્યક્તિને ગાળવું પડતું જીવન એ બે વચ્ચે બહુ મોટો વિરોધ આવી નડે છે. આજીવિકાને અર્થે બ્રાહ્મણને ૧૦ કલાક ઢેઢ અને વાઘરી સાથે ગાળવા પડે છે. કોઇ ઢેઢ શિક્ષક હોય કે અસહકારી હોઇને વિદ્યાપીઠ જેવી સંસ્થામાં પગારવાળો હોય તો બ્રાહ્મણ કે બ્રાહ્મણનો ધંધો કરનારા અધ્યાપકો સાથે એનો આખો દિવસ જાય છે. આ રીતે આપણો સમાજ એટલો બધો વિભક્ત છે, અને એક જ જ્ઞાતિની વ્યક્તિઓ વચ્ચે એટલું વૈષમ્ય છે કે કોઇ બ્રાહ્મણનો છોકરો વાઘરી જેવો દેખાશે, જ્યારે કોઇ ઢેઢનો છોકરો પાટીદાર કે વાણીઆ કે બ્રાહ્મણ જેવો પણ દેખાશે. કોઈ જ્ઞાતિના તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોવાનો મારો ઇરાદો નથી; ફક્ત વસ્તુસ્થિતિ કેવી છે તેનું વર્ણન માત્ર હું કરૂં છું.

જ્ઞાતિ જ્ઞાતિના સંસ્કાર જુદા તરી આવે છે એમ આપણે માનીએ છીએ, પણ ત્યાં સંસ્કારનો અર્થ માત્ર રૂઢિ એટલો જ આપણે કરવો જોઇએ. અને બાહ્યાચારની રૂઢિઓથી કંઈ મૌલિક ભેદો પડી શકે નહિ. સંસ્કારનો ખરો અર્થ ચિત્તના સંસ્કાર એમ થાય, પરંતુ માનસિક સંસ્કારોમાં (mental furniture) બે જુદી જ્ઞાતિની સરખી આર્થિક સ્થિતિવાળી વ્યક્તિઓ વચ્ચે બહુ કે બિલકુલ ફેર હોતો નથી. નાગર, બ્રાહ્મણ, વાણીઆ, બ્રહ્મક્ષત્રિય, કે બીજી જ્ઞાતિઓ ઉમેરવી હોય તો તેઓમાંના પણ કેટલાએક થોડો જૂઠું બોલી શકે છે, જુઠું બોલી શકે છે, દારૂ પી શકે છે, ખોટી સહી કરી શકે છે અને વ્યભિચારી પણ થઇ શકે છે. આથી 'અમારી જ્ઞાતિ ઊંચી એટલે અમે સારા' એ રીતે કોઈ પણ વ્યક્તિ પોતાનું સારપણું સિદ્ધ કરી શકે જ નહિ. એન્ટન શેહોવના એક નાટકમાં એક પાત્ર કહે છે: "મારી પાસે પૈસા છે—અને મારે વ્યાજે આપવાના છે, તમારે જરૂર છે, તો તમે શા માટે ના પાડો છો? હું તો ખેડુતનો દીકરો છું." એના જવાબમાં બીજો બોલે છે: "તમારો બાપ ખેડુત હતો, અને મારો બાપ કેમીસ્ટ હતો, તેથી કંઇ સિદ્ધ થતું નથી." એન્ટન શેહોવનો બાપ ગાંધીઆણું કરતો, તોપણ શેહોવમાં તીક્ષ્ણ બુદ્ધિ અને પ્રતિભામય કલ્પનાશક્તિ હતાં. મેતુંમ્યર્તું માનસ જોઈ લેવાની શક્તિ હતી, અને કલાની સૂક્ષ્મ દૃષ્ટિ હતી.

જ્ઞાતિને લઇને આપણી જે અધોગતિ થવા પામી છે, તે આટલેથી અટકતી નથી. સામાન્ય રીતે જ્ઞાતિના બધા લોકો જ્ઞાતિ આગળ સરખા ગણાય છે. આનો અર્થ એમ નથી કે જ્ઞાતિની સારામાં સારી વ્યક્તિને પોતા સમક્ષ રાખીને બીજી વ્યક્તિઓ પોતાનો વિકાસ કરવાનો વિચાર કરે. જ્ઞાતિમાં બધા સરખા, એનો અમલ એવી રીતે કરવામાં આવે છે કે હલકામાં હલકો માણસ પણ સારામાં સારા માણસ સાથે એ એક જ જ્ઞાતિનો છે માટે સરખાપણાનો દાવો કરતો, સરસાઇ ભોગવતો આગળ આવે છે, અને દુર્જન અને સજ્જનના મેળાપમાં સજ્જનને છેવટ હાનિ પહોંચે છે. આથી જ્ઞાતિની કક્ષા ઊંચી જવાને બદલે, નીચે જ પડે છે, અને જ્ઞાતિ સુધરી શકતી જ નથી. માણસનો જન્મ ક્યાં થયો,

એ એનો માત્ર આકસ્મિક ધર્મ, તેમાંથી માણસ વિશે કંઈ પણ સિદ્ધ થઈ શકતું નથી. આથી જન્મ જેવા જડ બનાવપર રચાએલું સમાજ જીવન પણ એટલું જ જડ બની રહે છે.

એક જ્ઞાતિ બરોબર એક ધંધો એ હવે રહ્યું નથી. ગરીબ તવંગર, અભણ ભણેલો, ઊંચું કુળ, અને તે ઉપરાંત કઈ જ્ઞાતિમાં જન્મ—આવા ચાર સિદ્ધાન્તોથી આપણો સમાજ વિભક્ત થએલો છે. એકની એક નાતમાં આપણી આર્થિક પ્રગતિને લઈને ગરીબ તવંગર વચ્ચેનો ભેદ વધારે વિકટ સ્વરૂપ લે છે. આધ્યાત્મિક દૃષ્ટિએ એ ન હોવો જોઈએ એમ કહેવું એ ફોગટ શ્વાસ ગુમાવ્યા બરોબર છે. કેળવણી હજી આગળ વધી નથી, ત્યાંસુધી ભણેલા અને અભણ વચ્ચેનો તફાવત પણ રહેવાનો જ. આમાંથી તવંગર-અભણ, ગરીબ-ભણેલો વગેરે પેટાભેદો પણ થાય છે, અને જ્યાં કુળ જોવાતું હોય ત્યાં કુળવાન-ગરીબ અભણ—લોફર કે હલકા કુળનો—ગરીબ—ભણેલો—સારો માણસ એ વિભાગો પણ પડે છે. ભણેલો અભણ—ગરીબ તવંગર—સારો નરસો આ વિભાગો, અને તેમાંથી ઉત્પન્ન થતાં વર્ગીકરણો તો દુનિયાભરમાં છે જ, પણ જન્મથી જ્ઞાતિ એ સિદ્ધાન્ત દ્વારા વિચિત્રમાં વિચિત્ર, ભિન્નમાં ભિન્ન લોકોને એકઠા કરવામાં આપણી પ્રતિભા સમાએલી છે. જન્મથી જ્ઞાતિ એવો સિદ્ધાન્ત આપણે ત્યાં ઘર ઘાલી બેઠો ન હોત, તો આપણી આર્થિક પ્રગતિ પણ સરલ થઈ જાત, અને સમાજના જુદા જુદા વિભાગો પોતપોતાની મેળે પોતાનાં માણસો શોધી લેત.

કોઈ કહેશે કે જ્ઞાતિસંસ્થાને લઈને સારાં પરિણામો પણ ઇતિહાસમાં દેખા દે છે. જ્ઞાતિને લઈને જ શિવાજીએ રાજ્ય સ્થાપ્યું. શિવાજીએ રાજ્ય સ્થાપ્યું તેની હું ના પાડતો નથી; પણ 'હું મરાઠો' એ વિચાર પોતાના મનની આગળ રાખીને એણે જે રાજ્ય સ્થાપ્યું તે જ રાજ્ય મરાઠા બ્રાહ્મણ વચ્ચેના ઝઘડાને લઈને તૂટી પડ્યું. જો જ્ઞાતિ ન હોત તો શિવાજી રાજ્ય સ્થાપત નહિ તે હું માની શકતો નથી. જેનામાં પ્રાણ છે, પ્રતિભા છે, શૌર્ય છે, વીર્ય છે, તેવો મનુષ્ય હરકોઈ વસ્તુમાં પોતાની જાતને આરોપીને ફલસિદ્ધિ કરી બતાવે છે; અને વિશાળમાં વિશાળ અસ્મિતા પર જે સિદ્ધિ રચાય તે જ વધારે ચિરસ્થાયી નિવડે છે.[૪]

જીવનના આવા વિભાગીકરણથી આપણામાં માત્ર ક્ષુદ્રત્વ વધ્યું છે, અને જેમ બ્રિટિશ રાજ્ય વગર આપણું શું થશે !—એવી જ ભીતિ જ્ઞાતિ વગર શું થશે—ની રહ્યા કરે છે.

ભીતિ નીતિની વિઘાતક છે. આપણામાં રહેલી નબળાઈ અપ્રમાણિકપણાનાં મૂળ પરદેશી રાજ્ય છે, તેવી જ રીતે આપણા સમાજમાં રહેલી અનીતિના સડાનું મૂળ સામાજિક ગુલામી છે. હાલ તો જ્ઞાતિ એક પણ આર્થિક જરૂરીઆત પૂરી પાડતી નથી; તો તે જીવે છે કેમ તે પ્રશ્ન સહજ થાય એવો છે. જ્ઞાતિનું હાલનું સ્વરૂપ લગ્નની બજારનું છે, દરેક વ્યક્તિને પરણાવવાનો જ્ઞાતિ દાવો કરે છે અને તેને લઈને જ એ જીવે છે.

૪ [illegible] એ જ આપણા સમક્ષ ફલસિદ્ધિ રહેવી જોઈએ, એમ મારો કહેવાનો અર્થ નથી. [illegible] કરતાં માનવબંધુત્વની ભાવના વધારે વિશાળ છે, અને તેનાથી થતાં કાર્યો વધારે ચિરસ્થાયી નીવડે, પણ તેને માટે પ્રયત્ન પણ મોટા જ જોઈએ.

પણ આપણી નાતોમાં ઉપર કહ્યા તેવા એટલા વિભાગો પડી ગયા છે કે પાશ્ચાત્ય સમાજમાં આપણે જે જે અનિષ્ટો જોઈએ છીએ તે બધાં જ આપણા સંકુચિત ક્ષેત્રમાં વધારે અનિષ્ટ પરિણામો લાવે છે. ઉ. ત. fishing for boys and girls કાં તો માબાપો કરે, અને નહિ તો કહેવાતી સુધરેલી નાતોમાં છોકરા છોકરીઓ કરે છે. આપણા સમાજમાં રહેલી બાળલગ્નની પ્રથા પણ જ્ઞાતિબંધારણને જ આભારી છે. વિવાહ ભલે પહેલેથી થાય પણ લગ્ન મોડેથી થાય આ વાત સંભવિત લાગે છે ખરી, પણ તેથી બાળલગ્નનાં અનિષ્ટ પરિણામોમાંથી આપણે બચી શકતા નથી. જે નાતમાં માબાપો પહેલેથી વિવાહ કરી રાખે છે તેમાં, અને જેમાં છોકરા છોકરીઓ પોતે અંદર અંદર નક્કી કરે છે તે નાતોમાં, પોતે આને પરણનાર છે—એટલું ભાન મનમાં ઉગવા સાથે ઘણી મુર્ખાઈઓ અને અયોગ્ય વર્તનો યુવાનોમાં ચાલી રહે છે. આખું વાતાવરણ વરવહુના સંબંધમાં રહેલી એમની માન્યતા પ્રમાણેની અતિશય ક્ષુદ્ર લાગણીથી દૂષિત થએલું આપણને તરત જ દેખાઈ આવે છે. (A hyper-sexed atmosphere) જ્ઞાતિનાં કોઈ પણ જમણ પ્રસંગે, કે ગરબાને પ્રસંગે જો આપણે ગયા હોઈએ, તો ત્યાંનું વાતાવરણ આપણને અસહ્ય લાગ્યા વગર નહિ રહે. કેટલાએક યુવાનીઆઓ અમુક જગ્યાએ જ પીરસ્યા કરશે, કેટલાએક અમુક છોકરી ગરબો ઉપાડશે ત્યારે બીજા એકની મશ્કરી કરશે, અને દુઃખની વાત એ છે કે વડીલોને પણ ઘણીવાર આંખ આડા કાન કરીને ત્યાંથી ચાલ્યાં જવું પડે છે.

આથી વધારે સ્પષ્ટ બોલવાની જરૂર હું જોતો નથી. મારે જે અનિષ્ટોનું વર્ણન કરવાનું છે તેનો ખ્યાલ તમારા મનમાં સ્પષ્ટ ઉતરી આવ્યો હશે. પણ આ બાળલગ્નની પ્રથા આગળ આવીને જ આપણા આત્માનું દારિદ્ય અટકતું નથી. આપણે ઉપર કહ્યું કે આશ્રમધર્મને વર્ણધર્મસાથે જોડવાથી, જ્યારે વર્ણધર્મ શિથિલ થયો ત્યારે આશ્રમધર્મમાંથી પણ વ્યક્તિ ચ્યુત થવા માંડી, એટલે કે આધ્યાત્મિક પડતીની શરૂઆત થઇ ચૂકી. હાલ કોણ કહેશે કે આપણામાં ધર્મભાવના (Religious Sentiment) જાગ્રત છે? ધર્માનુભવની ભાવનાનો મુખ્ય પાયો શ્રદ્ધા પર છે, અને એ શ્રદ્ધા તે એવી કોઇ અમૂર્ત વિષય કે ચીજમાંની શ્રદ્ધા નહિ, પણ જીવનના મૂળ સંબંધોમાં ઈશ્વર સારૂં જ કરશે એવી શ્રદ્ધા એ જ ખરી ધર્મભાવનાના ફલરૂપ હોઈ શકે. ભીતિ નીતિની વિઘાતક છે એટલું જ નહિ પણ ખરી ધર્મભાવનાની પણ વિરોધી છે. લગ્નનો સંબંધ એ સમસ્ત જીવનના પાયારૂપ છે, અને એ સંબંધમાં જ 'હાય, હાય, છોકરો કે છોકરી રહી જશે તો?' એવી ભીતિ જ્યાં જડ ઘાલી બેઠી હોય, ત્યાં ધર્મભાવના જીવન્ત કયાંથી રહી શકે? આથી માબાપો પોતાના છોકરાના મૃત્યુકાળ સુધીનો તમામ કાર્યક્રમ—લગ્ન વિગેરે વગતોથી બધું જ આંકી રાખે છે.

> उत्पत्स्यते मम कोऽपि समानधर्मा
> कालोऽह्ययं निरवधिः તો નહિ પણ विपुला च पृथ्वी

એવી ધાર્મિક ભાવના આપણા સમાજમાં બહુ જુજ જ વ્યક્તિઓમાં રહી શકે. જીવનનો મૂળ સંબંધ જ ભીતિ અને અશ્રદ્ધાને લઇને ઉતાવળથી કરી દેવામાં આવે, તેવા સમાજમાં

Sex obsession સિવાય બીજું કશું હોઇ શકે જ નહિ, અને એનું સાહિત્ય પણ એ જ દૂષણોથી ભરેલું હોય.

આપણી આધ્યાત્મિક પડતીની સાથે અનીતિએ પણ આપણામાં ઘર કર્યું. ઉપર કહ્યાં તેવાં લગ્નોમાં પરિણિત જીવનની ઉચ્ચ ભાવના રહેવા પામે નહિ તે સ્વભાવિક છે અને લગ્ન જ્યાં વિષમય હોય, ત્યાં ભગિનીભાવ તો ક્યાંથી રહી જ શકે. આપણા સમાજમાંથી સ્ત્રી જાતને બેન તરીકે ગણતી નિર્મલ પ્રીતિનો નાશ થવા માંડ્યો છે એ દુઃખની વાત છે. એક બિલંસ્સ નાટકના લેખકે લખ્યું છે—શબ્દો મને બરાબર યાદ નથી—'સાહિત્ય તો કોઇ બેન વાંચી શકે એવું જ હોવું જોઇએ, એમ કેટલાએક કહે છે, પણ તેઓ ભૂલી જાય છે કે બેન પણ કોઇકની વહુ છે.' બરાબર—બેન કોઇની વહુ છે ખરી, પણ તેમની પોતાની વહુ નથી–તેમની તો બેન જ છે.—પુરુષમાંથી લગ્ન સંબંધ તરફની પવિત્ર ભાવનો કાઢી નાંખો, સ્ત્રીજાત પ્રત્યેનું માન તથા ભગિની તરીકેનું માન અને વ્હાલ કાઢી નાખો, એટલે એ પશુ જ બની રહેશે, અને એવો સમાજ એટલો પતિત થશે કે આપણને એમ જ કહેવાનું મન થાય—

He that is filthy, let him be filthier still.

આ રીતે આપણો સમાજ વેશ્યાવૃત્તિને પોષે છે. અહીં હું આપણી જ્ઞાતિઓની ઢોલની અતિ બારીક બાજુ તપાસવા આવું છું. આપણે ઉપર જોયું કે જ્ઞાતિ એટલે કે લગ્નનું બજાર. એ બજારમાં ધારો કે કોઇ પુરુષ પરણી ન શક્યો; એ મોટો થયો; અથવા એક વાર પરણ્યો, ૩૦–૪૦ વર્ષનો થયો, વહુ મરી ગઈ, અને બીજી વાર પરણી ન શક્યો. ધારો કે આવા માણસની ધાર્મિક વૃત્તિ જીવન્ત નથી, નૈતિક બળ ઢીલું છે: આજુબાજુની લાલચમાં એ ફસાય છે, અને જીવનની કોઇ હતભાગી ક્ષણમાં કોઇની સાથે આડો વ્યવહાર બાંધે છે! આવા લોકો તરફ જ્ઞાતિ જે દૃષ્ટિએ જુએ છે એ દૃષ્ટિ એટલી કૃત્રિમ, વિકૃત, જુઠ્ઠી, અને નીતિની વિઘાતક–પ્રાણહીન છે કે જ્ઞાતિના યુવાન વર્ગ ઉપર–છોકરા કે છોકરી ઉપર એની માઠી અસર થયા વગર રહે જ નહિ. જો એ માણસ તે સ્ત્રીની સાથે લગ્ન કરશે–પછી તે ભલે તેની જ નાતની હોય–અને આવા પણ દાખલાઓ કેટલીક જગ્યાએ મોજુદ છે–તો જ્ઞાતિ તેને નાત બહાર કરશે. એટલે કે લગ્ન ગાંઠમાં જોડાયા વગર, ગમે તે માણસ ગમે તેની સાથે ગમે તેવા ખરાબ વ્યવહાર રાખે, અથવા સ્વચ્છંદે અનીતિના માર્ગે વિહરે, તો જ્ઞાતિ એક સંસ્થા તરીકે આંખ આડા કાન કરે છે, તેની માત્ર ઉપેક્ષા જ કરે છે અને તેવો માણસ એક 'જેન્ટલમેન' તરીકે હરીફરી શકે છે.

આપણા સમાજમાં નૈતિક બળ ઘણું ઓછું છે; ખરાબને ખરાબ કહેતાં, દુષ્ટને દુષ્ટ કહેતાં લોકો અચકાય છે.[૫] આપણી જ્ઞાતિઓમાં પંચ ભરાતાં હોય, ત્યાં જઇ કોઈ જુએ, તો કોઇને પણ લાગ્યા વગર નહિ રહે, કે ત્યાંનો બધો વ્યવહાર આડકતરી રીતે જ ચાલે છે–' ભલેને–! એમાં શું ? ન્યાત કરે તે ખરૂં !–પંચ બોલે તે પરમેશ્વર–! એમાં આપણે શું કરીએ ? એનાં કર્મ એનાં '–આવાં આવાં અર્થહીન–સેતભેદી વાક્યોથી આખી બેઠક ઉકળુ

---

૫ માત્ર સત્ય અને પ્રિય હોય તે જ બોલવું–એ જીવનસૂત્રમાંથી સત્ય તરફ વધારે ધ્યાન ન અપાય એ સ્વાભાવિક છે–અને છેવટ અસત્ય પણ પ્રિય ભાષણ કરવું એ જ પરિણામ આવે !

માણસને અસહ્ય થઈ પડે એમાં શક નથી. એક દૃષ્ટિએ આપણામાં વ્યક્તિની કિંમત બહુ મોટી અંકાઇ છે–પણ તે ક્યાં ? ઘરમમાં !

જંગલી સમાજમાં વ્યક્તિને સંપૂર્ણ સ્વાતંત્ર્ય હોય છે, અને તેને સમાજમાં લાવવા માટે તેની નિરંકુશ વૃત્તિ કે સ્વાતંત્ર્યને ઘણે અંશે સંકેલી લેવું પડે છે. સામાજિક બંધારણની શરૂઆતમાં વ્યક્તિને કશું સ્વાતંત્ર્ય હોતું નથી જ; પરંતુ આથી એમ માનવાનું નથી કે મનુષ્ય જાતના જીવનમાં સમાજ જ પ્રધાનપણે છે. વિકાસવાદના નિયમ પ્રમાણે જે પહેલું આવે છે તેની કિંમત સૌથી ઓછી છે; અને જે છેલ્લું આવે છે તેની જ કિંમત સૌથી વધારે છે–વિશ્વમાં પહેલાં જડ જગત હતું; અને પાછળથી મનુષ્યની ચેતના અને બુદ્ધિ આ એના નાનાશા પિંડમાં પ્રકાશે છે–આવી જ રીતે સામાજિક બંધારણ ભલે પહેલાં અસ્તિત્વમાં આવ્યું હોય પણ દરેક સમાજનું અંતિમ ધ્યેય તો વ્યક્તિનું સ્વાતંત્ર્ય જ હોવું જોઈએ. શરૂઆતમાં વ્યક્તિને સમાજના અંગ તરીકે ગણવામાં આવે છે, પણ અંગઅંગીની આ ઉપમા સાચી નથી. વ્યક્તિ અને સમાજ વચ્ચેનો ખરો સંબંધ એ છે કે–સમાજ વ્યક્તિનો ધર્મ છે. (Society is the function of the Individual–Individual not the part of Society.)

ઉપરે કહ્યું તેમ સામાજિક બંધારણના અસ્તિત્વની ખાતર વ્યક્તિએ જે કંઇ જતું કરવું જોઇએ–એ ઇતિહાસનું પહેલું પગથીયું આપણે ભર્યું. ઇતિહાસનું બીજું પગથીયું વધારે મુશ્કેલ છે–અને તે–વ્યક્તિને તેનું સ્વાતંત્ર્ય અર્પવાનું. આ કારણને લઇને જ વૉલ્ટર બેજોટ–આપણી સંસ્કૃતિને–arrested civilization કહે છે–(Physics & Politics) યુરોપમાં આ વ્યક્તિ સ્વાતંત્ર્યનો સિદ્ધાન્ત Reformation થી સ્થપાયો પણ આપણે ત્યાં હજી મધ્યયુગ જ પ્રવર્તે છે !

સમાજના આટલા બધા ભાગલાથી આખું મનુષ્યજીવન હતપ્રાણ થઇ જાય તેમાં નવાઇ નથી. સાધારણ રીતે ચિત્તશાસ્ત્રના નિયમ પ્રમાણે વ્યક્તિ પોતે જ્યારે હરકોઈ ટોળામાં ભળે છે, ત્યારે તે પોતાનું વ્યક્તિત્વ–પોતાનું ભાન ભૂલી જાય છે. આવે પ્રસંગે તેનું જીવન વ્યક્તિગત જીવન કરતાં કાં તો અતિશય ક્ષુદ્ર–હલકું થઈ જાય છે, અને કાં તો વ્યક્તિગત જીવનના કોઈ પણ નિયમથી ન સમજી શકાય એટલું તે ઉચ્ચ અને જ્વલંત થઇ રહે છે. આગ વખતે, મોટાં પૂર વખતે–સામાન્ય આફતને કે દેશ સામે શત્રુ આવી ચડયો હોય ત્યારે લડાઇને પ્રસંગે, વ્યક્તિ પોતાના જીવનથી કોઇ ઉચ્ચ ભૂમિકાએ જઇ વસે છે. પણ આપણા જ્ઞાતિજનો એકઠા થાય છે ત્યારે !–ત્યારે આથી ઉલટું બને છે. મેં ઘણા ગ્રેજ્યુએટોને–એમ. એ. કે એલ એલ. બી. થએલાઓને જ્ઞાતિઓના સંઘમાં કે પંચમાં જોયા છે. The Caste self is the worst self in the man. તેઓ એવે પ્રસંગે પોતાની બુદ્ધિ ખોઇ બેસે છે, તર્કશક્તિ ગુમાવી બેસે છે; સારાસારનો કે ઉચ્ચ તારતમ્ય બુદ્ધિનો નાશ થાય છે; અને અતિ ક્ષુદ્ર વિષયોમાં જ એમનું મન જઇ વસે છે. અમુક રિવાજ એક જગ્યાએ ન કરવામાં આવ્યો હોય, અમુકમાં કંઇ નજીવી ભૂલ થઈ હોય, બે આનીને બદલે એક આની અપાઇ હોય, આવા પ્રશ્નો એમને મન જીવન મૃત્યુ જેટલા મહાન થઇ પડે છે. વધારે દુઃખની વાત તો એ છે કે ઉપર કહ્યું તેવા સભ્ય ગણાતા પરંતુ અત્યંત અનીતિમય જીવન ગાળનારા પુરુષો આમાં આગેવાની ભર્યો ભાગ લે છે.

એમને વિશે મારે હજી એક બાબત કહેવાની છે. જ્ઞાતિઓના મંગલ કે અમંગલ પ્રસંગે તેઓ આગળ પડતો ભાગ લે છે. જ્ઞાતિનો છોકરો કે છોકરી પરનાતમાં જવાં ન જ જોઇએ એ નીતિના તેઓ જબરા હીમાયતીઓ હોય છે. જ્ઞાતિનો યુવાન વર્ગ તેમનું અંદરનું સડેલું જીવન જાણે છે, છતાં કંઈ કરી શકતો નથી એટલું જ નહિ, પણ નીતિની સામે અને અનીતિની તરફેણમાં ખાલી જુઠ્ઠું બંડ કરવાના આ દિવસોમાં કેટલાએક જુવાનીઆઓ તો એમ પણ કહે છે કે તેમાં શું?—એ કોઇ બીજાના ઘરને બગાડતો નથી ને? બધે રખડે તેના કરતાં, માણસ એક જગ્યા શોધીને બેસી રહે તે સારૂં જ, ને!...... પણ આનો અર્થ શો થઈ શકે તેનો વિચાર કરવા હું આપને વિનવું છું. આ જાતની દલીલની પોતાની બેન કે મા કે પત્ની ઉપર શી અસર થાય તેનો ખ્યાલ કરવાનું હું આપના પર જ છોડું છું. મેં ઘણી જગ્યાએ જોયું છે કે તેવા લોકો જ્યારે બોલતા હોય કે ન્યાતની પટલાઈ કરતા હોય ત્યારે સ્ત્રીઓને નીચું જોવું પડે છે. કેટલીક વાર તો તેવા લોકો પોતાની અપરિણિતાને સાથે લઇને પણ આવવાની ધૃષ્ટતા કરે છે. અને અમુક એવા સંજોગો પણ બને છે કે જ્યાં પુત્રવધૂને કે પોતાની બેનને પણ ઘરમાં કશું સ્થાન મળી શકે......!!

આપણા સમાજમાં જે સડો છે તેની ગટર ખુલ્લી મૂકી તેની દુર્ગંધથી હું આપને ગુંગળાવી મારવા માગતો નથી પરંતુ જીવનનો જે મૂલભૂત સંબંધ, જીવનના આદ્ય અને સર્જનજૂના ઉત્સાહનો જે પાયો—તેની આટલી અવનતિ થએલી આપણે જોઇએ, ત્યારે લગ્નસંસ્થા પણ શિથિલ, મૃતપ્રાય, અને વેશ્યાવૃત્તિને જ પ્રાધાન્ય આપનારી થઇ જાય તે સ્વાભાવિક છે. મેં ઉપર કહ્યું તેમ આપણો સમાજ વેશ્યાવૃત્તિને સાંખી રહે છે, પણ સાદી પ્રમાણિક લગ્નગ્રંથિ તેને મન અસહ્ય લાગે છે. આ વિકૃતિ માટે આપણે જ્ઞાતિસંસ્થાના જ ખાસ આભારી છીએ.

આવા સમાજમાં શુદ્ધ સત્ય તરફની લોકોની નિષ્ઠા ઓછી થયા વગર ન જ રહે અને મીસ મેયો જેવી પરદેશી બાઇ અહીં થોડા માસ રહી આપણને સમસ્ત દુનિયા સમક્ષ ભુંડા ચીતરે અને કહે તેમાં નવાઇ નથી!

ત્યારે આપણે કરવું શું? જ્ઞાતિસંસ્થા જશે કે કેમ, અને જશે તો ક્યારે જશે?—એ પ્રશ્ન અતિશય કઠિન છે. કેટલાએક કહેશે કે જ્ઞાતિઓ સામે સો સો વર્ષથી બંડ થયા કર્યું પણ તે સંસ્થા હજી જીવે છે. આર્થિક પ્રગતિદ્વારા જ કંઇક નવું જીવન આવશે એમ મને આશા રહે છે. ૫૦ વર્ષ પહેલાંનું આપણું અર્થશાસ્ત્ર જૂના જમાનાનું હતું; અને ભાષણો કે પ્રચારથી જે વસ્તુ નહિ થઈ શકે તે વસ્તુ આર્થિક પરિણામોને લઇને (Economic forces) સહજ થઇ રહેશે. ગયા જમાનાનો આપણે ત્યાંનો સમાજસુધારો મૂડીવાદી હતો (Capitalistic) હતો. અને એથી જ સમાજસુધારાની એ દિશા નિષ્ફળ ગઈ એમ હું કહું તો કંઈ ખોટું નથી. એને મન વિધવાવિવાહ કરવો એ સમાજસુધારો હતો ખરો, પણ તે પોતા માટે નહિ—પણ ગરીબ હલકી વર્ણ માટે. ગયા જમાનાના સમાજસુધારકોની વિચાર-સરણી જ્ઞાતિસંસ્થાનાં ચોકઠામાંથી મુક્ત નહોતી. Categories of their thought were not free from reference to terms of caste. આનું મૂળ કારણ એ છે કે ઘણા જમાનાની ટેવથી એ લોકો મુક્ત થઈ શક્યા નહિ; અને એમનો સમાજસુધારો

પણ એક નવી નાતમાં જ પરિણમ્યો. બ્રિટિશ રાજ્યથી સ્વતંત્ર થવાનો આપણો ખ્યાલ જેટલો-ગુલામીથી ભરેલો છે;–our conception of freedom too is slavish– એવી જ રીતે સામાજિક સ્વાતંત્ર્યનો એમનો ખ્યાલ પણ જ્ઞાતિઓની ગુલામીમાંથી બચી શક્યો નહિ. ખરો સમાજસુધારો તો એ કહેવાય જેમાં આપણું પોતાનું માનસ જ્ઞાતિસંસ્થાનાં વિષમય ચક્રમાંથી તદ્દન મુક્ત થઈ રહે. આવો સામાજિક સુધારો જ્વલંત ત્યાગ અને ધર્મભાવના સિવાય થઈ શકે નહિ; અને એ ભાવના ગયા જમાનાના સમાજસુધારકોમાં નહોતી. તેથી એક જગ્યાએ કહ્યું છે તેમ–નાગરોની નાતમાં જે સુધારો થયો તેથી ક્ષેત્ર ઉલટું ટુંકું થયું. કારણ એ સમાજસુધારા પ્રમાણે છોકરીએ બી. એ. થવું જ જોઇએ, અને છોકરો વિલાયત જઈ આવેલો જ જોઇએ. પરંતુ આ બાબત તરફ પણ રૂશિયાના ક્રાન્તિ-વાદીઓ જે દૃષ્ટિથી મુડીવાદને જોતા તે દૃષ્ટિથી આપણે જ્ઞાતિસંસ્થા અને સમાજસુધારાને જોવો જોઇએ એમ હું પોતે માનું છું–અને એ ક્રાન્તિવાદીઓ માલદાર વર્ગ અને મજૂરની વચ્ચે જેમ વિરોધ વધે અને મજૂરો વધારે દુઃખી થાય તેમ વધારે સારૂં એમ માનતા–એવી જ રીતે એકની એક જ્ઞાતિમાં પણ જેમ વધારે ફૂટ પડે તેમ આપણે આપણા આદર્શ પાસે વધારે નજીક આવીશું. જૂના સમાજ સુધારકોથી કંઇ પણ ઇચ્છવા યોગ્ય ફલસિદ્ધિ થઇ છે કે નહિ તે શંકાસ્પદ છે, પરંતુ આ અખતરા પૂરતી જ્ઞાતિસંસ્થા શિથિલ થઇ છે. ઉપર કહ્યું તેમ મૂડીવાદનું જે સ્થાન યુરોપમાં છે તે જ સ્થાન જ્ઞાતિસંસ્થાનું આપણે ત્યાં છે. બન્ને તંત્રથી અસંખ્ય અન્યાયો અને અનિષ્ટો પેદા થાય છે, અને એનો ઉપાય બહારથી જ આવી શકે. સામાન્ય મજૂર વર્ગમાંથી અને નવીન પ્રજાના યુવાન લોહીમાંથી જ્યાં સુધી એવા તંત્રમાંથી મોક્ષ ન મળે ત્યાં સુધી ભાગલા, કાપલા અને અન્યાયો વધ્યે જ જવાના, અને જેમ વધારે વધે તેમ સારૂં.

જ્ઞાતિઓના સ્તંભરૂપ ઘરડાઓ છે; તેમનાથી જ્ઞાતિઓ વિરુદ્ધનું છેવટનું પગલું લેવાય તે તદ્દન અશક્ય જેવી વસ્તુ હાલ તો લાગે છે. પરંતુ જ્ઞાતિઓમાં અંદર અંદર વિભાગો પડે અને એક માણસે એક ન્યાત થઇ જાય–એ આદર્શ સુધી જ્ઞાતિસંસ્થા પહોંચે તો તો હું તેને મુબારકબાદી જ આપું. પરંતુ મને લાગે છે, આપણો યુવાન વર્ગ એ આદર્શ સિદ્ધ થવા દેશે નહિ.

યુવાન વર્ગને મારે એક ચેતવણી આપવાની છે. તેઓ ભલે જ્ઞાતિઓની વિરુદ્ધ પોતાનો આચાર અમલમાં મૂકે, પણ પોતાની કે પારકી જ્ઞાતિઓના માણસોને, તેઓ હજી જ્ઞાતિમાં રહ્યા કરે છે તેથી, ધીક્કારવા ન જોઇએ. એકલક્ષી આદર્શનો ઉમંગ ઘણી વાર ધર્માંધતાનું સ્વરૂપ પકડે છે; અંગ્રેજીમાં કહ્યું છે તેમ

Neither love nor hate bad things—

દુષ્ટ વસ્તુઓને ચહાવી પણ નહિ તેમ તેને ધીક્કારવી પણ નહિ. જે લોકો જ્ઞાતિ-ઓમાં હોય તેમની સાથેનો મનુષ્ય તરીકેનો વ્યવહાર તેમણે વધારે સારો રાખવો જોઇએ અને યુવાન વર્ગે આટલી વિશાળ ભાવના ખીલવવી જોઇએ. જે હું ધર્મભાવના કહું છું એનું મૂર્તસ્વરૂપ એ છે કે એક આપણું જ્ઞાતિજન સાથેનું મનુષ્ય તરીકેનું વર્તન જ્ઞાતિબંધુના વર્તન કરતાં પણ ચઢીઆતું હોવું જોઇએ. આ બાબત કંઇ સહેલી નથી તે હું જાણું છું. એમાં ધીરજ

જોઇએ છીએ, અથાક પ્રેમ જોઇએ—જે ગુણો યુવાનોમાં બહુ ઓછા પ્રમાણમાં હોય છે. એમાં શુદ્ધ સત્ય પારખીને તે પ્રમાણે આચરવાની શક્તિ જોઇએ, એમાં ટુંકા જ્ઞાતિજીવનની મર્યાદા છોડીને મનુષ્ય જાત પ્રત્યે વિશાળ ધર્મભાવનાની ખીલવણી જોઇએ છીએ.

હાલ યુવાનો કાં તો ઉચ્છૃંખલ થાય છે, અને કાં તો તેઓ જલદી અકાળે વૃદ્ધ થઇ જાય છે. બન્ને વસ્તુસ્થિતિ એટલી જ અનિષ્ટ છે. ( જો કે રા. મુનશી–ઉમરવાડિયા જેવા એમ કહેશે કે ઉચ્છૃંખલ થાય તે વધારે સારૂં છે. પણ ઉચ્છૃંખલતામાં કશો positive worth હું જોઇ શકતો નથી.) ઉચ્છૃંખલતા કંઇ ઉચ્ચતર જીવનમાં જવાની બારી નથીઃ એનાથી જો કંઇ પણ પરિણામ આવતું હોય તો તે અંતિમ માનસિક અધોગતિ જ છે. પણ ઉચ્છૃંખલતા અને અકાલવૃદ્ધત્વ એ બેમાંથી બચવાનો માર્ગ યુવાનોએ પોતાએ શોધવાનો છે, અને તે મનુષ્ય જાત અને સત્ય પ્રત્યેના પ્રેમમાં છે.

પોતાની લાગણીઓના આવેગને વશવર્તી ન થઇને પોતે શુદ્ધ સત્ય શોધવા પ્રયત્ન કરવો, અને પોતાના વડીલોને માન આપ્યા છતાં શુદ્ધ સત્ય આચરવું અને તેમાં જે કંઈ સહન કરવાનું આવે તે તેમણે સહી લેવું. આવી રીતે જ્ઞાતિસંસ્થામાંથી મનને જ મુક્ત કરવાથી સાપ જેમ પોતાની કાંચળી કાઢી નાંખે, તેમ જ્ઞાતિબંધારણની જૂની ચામડી આપણા સમાજના શરીર પરથી આપોઆપ ખરી પડશે."

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

---

* યુવક સંઘ-અભ્યાસી મંડળ સમક્ષ તા. ૩૦-૧૨-૨૭ ના રોજ આપેલું ભાષણ.

# માતેઓ ફાલ્કોને*

કૉર્સિકાના પોર્ટો વેચ્ચો બંદરેથી નીકળી વાયવ્ય દિશા તરફ જતાં જમીન એકાએક ઊંચી થતી લાગે છે. મોટા મોટા પત્થરના ટેકરાઓ અને ખાઇઓ ઓળંગતા વાંકેચુંકે રસ્તે ત્રણેક કલાક ચાલ્યા કરીએ તો એક જંગલ જેવું આવે છે. એને તે દેશની ભાષામાં ' માકી ' કહે છે. જે ભરવાડો બકરાં ચરાવીને ગુજરાન કરે છે તેઓ અહિં રહે છે. વળી જે ગુનેગારો પોલિસથી નાસતા ફરતા હોય તેઓનો અડ્ડો પણ અહિં જ હોય છે. અહિં આવી ઝાડી થવાનું એક કારણ છે. ખેતરને ખાતર દેવાની મહેનત ઉગારવાને અહિંના ખેડુતોએ નવો જ ઉપાય શોધી કાઢ્યો છે. વગડાના એક ભાગમાં દવ લગાડે છે અને તેની જે રાખ થાય એ જ તે ભાગનું ખાતર. તેટલા ભાગમાં વાવણી કરે અને કાપણી વખતે માત્ર કણસલાં જ કાપી લે છે અને બાકીના સાંઠા ઉભા જ રહેવા દે છે. બીજે વરસે આ સાંઠાઓ વળી પીલાય છે અને જોત જોતામાં સાત આઠ ફૂટ ઊંચા થઈ જાય છે. આવાં ઝૂંડને જ ' માકી ' કહે છે. જાત જાતના છોડ, વેલા વગેરે એક બીજાં સાથે ગુંચવાઈ ને એવાં તો ગીચ થઈ જાય છે કે હાથમાં કુહાડો લીધા વિના કોઈ એક ડગલું પણ આગળ વધી શકે નહિ. કોઈ કોઈ જગ્યાએ તો આ ગુંચ એટલી સખત હોય છે કે જંગલી બકરાં પણ તેમાં પેસી શકતાં નથી.

ખુનીઓ પણ આ જ ' માકી 'માં આવીને રહે છે. એકાદ સારી બંદુક અને થોડો ઘણો દારૂગોળો હોય એટલે થયું. સાથે એક લાંબો સરખો અંગરખો અને માથે ઓઢવાને એક વસ્ત્ર—પાથરીને સુવામાં અને શરીર ઢાંકવામાં બંનેમાં ચાલે. બકરાં ચરાવનાર ભરવાડો પાસેથી દૂધ, પનીર અને ચેસ્ટનટનાં ફળો તો મળી રહે. અહિં કાયદાની બીક નહિ તેમ જ મરનારના સંબંધીઓ પણ આટલે સુધી પીછો પકડી આવી શકે નહિ, માત્ર જ્યારે દારૂગોળાની પૂંજી ખૂટતાં શહેરમાં જવું પડે ત્યારે જરા મુશ્કેલી ઉભી થાય.

હું જ્યારે કૉર્સિકામાં હતો ત્યારે માતેઓ ફાલ્કોને નામનો એક માણસ આ ' માકી 'થી દોઢેક માઇલને અંતરે રહેતો હતો. તે તરફનાં લોકોમાં તેની સ્થિતિ સારી હતી એમ કહેવું જોઈએ, કારણ કે તેને મજુરી કરીને ખાવાનું ન હતું. તેની પાસે બકરાંનો કંઈ પાર ન હતો. બજાણીઆ ગોવાળો પાસે પહાડો ઉપર આમ તેમ બકરાં ચરાવી લેતો અને લ્હેર કરતો. હું જે વાત કહેવાનો છું તે બન્યાને બે વરસ થયાં પછી હું જ્યારે તેને મળ્યો ત્યારે તેની ઉમ્મર બહુ બહુ તો પચાસની હશે. સુંદર, ઠીંગણો, મજબુત બાંધો, વાળ પણ ગાઢા અને કાળા, આંખો પણ જેવી મોટી એવી જ તીક્ષ્ણ અને શરીરનો રંગ પણ બુટનાં ચામડાંના જેવો ગાઢ બદામી. તે દેશમાં પાકા શિકારીઓનો કાંઈ તોટો ન હતો એમ છતાં ત્યાં પણ માતેઓની નિશાન તાકવાની કળાથી બધાં અચંબો પામતાં હતાં. તે કદી પણ જંગલી બકરાં મારવામાં કારતુસનો દુર્વ્યય કરતો નહિ. સવાસો હાથને છેટેથી જ તે જાનવરના માથામાં કે ખાંધમાં જ્યાં મરજી ફાવે ત્યાં ગોળી વીંધી તેને તોડી પાડતો. વળી રાત હોય

* ફ્રેંચ લેખક Prosper Mérimee ની વાર્તાનો અનુવાદ.

કે દિવસ હોય, તેની બંદૂક તો સરખી જ ચાલતી. તેની ઉસ્તાદીની આ એક વાત કોઈ સકા ન જનાર માણસો કદી પણ માને એમ નથી. આશરે એંસી હાથને અંતરે રકાબી જેવડા ગોળ કાગળની પાછળ દીવો મૂકે અને માતેઓ નિશાન તાકી લે પછી દીવો હોલવી નાંખવામાં આવે. દીવો હોલવ્યા પછી ઘોર અંધકારમાં તે બાર કરે, તો પણ બારમાંથી ત્રણ ગોળી તો કાગળને વીંધવાની જ.

આવી જેની શક્તિ હોય તેને કીર્તિ વર્યા વિના રહે ખરી? સહુ કોઈ કહેતું કે માતેઓ મિત્રોનો બંધુ અને દુશ્મનોનો કાળ હતો. તે લોકોને પુષ્કળ મદદ કરતો. તેનો હાથ પણ બહોળો હતો. કોર્સી વેપારીઓની અસપાસના લોકોની સાથે તો તે બહુ જ સાલસતાથી રહેતો હતો. તેને વિષે એક જ ખરાબ વાત લોકોમાં ચાલતી હતી—તે જે ગામમાં પરણ્યો હતો ત્યાંનો જ એક દુર્દાન્ત માણસ તેનો પ્રણય-પ્રતિસ્પર્ધિ હતો. કહે છે કે આ માણસને હિંસક રીતે દૂર ખસેડી તેણે પોતાનો માર્ગ સરળ કર્યો હતો. લોકો માને છે કે આ હરીફ એક દિવસ બારીમાં બેસી આરસો લઈને હજામત કરતો હતો, એવામાં એકાએક કોણ જાણે કયાંથી એક ગોળી આવીને તેને વાગી. કહે છે કે આ કામમાં માતેઓનાં જ હતાં. આ વાત ટાઢી પડી એટલે માતેઓએ લગ્ન પતાવી લીધાં. તેની સ્ત્રી જીસેપ્પાને એક ઉપર એક એમ ત્રણ છોકરીઓ અવતરી એટલે આ ભાઈ ખૂબ ચિઢાયા, પણ ત્યાર પછી પુત્રજન્મ થતાં તેના આનંદનો પાર ન રહ્યો, અને તેણે તેનું નામ 'ફોર્ચુનાતો' રાખ્યું. તે જ તેના વંશનો દીવો, પૂર્વજોનું નામ રાખનાર હીરો હતો. છોકરીઓને તેણે સારે ઠેકાણે પરણાવી હતી—અણીને પ્રસંગે જમાઈઓ તેને દારૂગોળો પૂરો પાડશે એ વાતની તેને પૂરેપૂરી ખાત્રી હતી. છોકરો દશ વર્ષનો થયો હતો, પણ એટલામાં તો તે બહુ જ ચાલાક અને ચતુર થઈ ગયો હતો.

શરદ ઋતુ હતી. માતેઓ પોતાની સ્ત્રી સાથે જંગલમાંનાં મેદાનોમાં બકરાં ચરાવવાને સવારના પહોરમાં જ વહેલો નીકળી ગયો. ફોર્ચુનાતોએ પણ સાથે જવાને હઠ તો લીધી હતી પણ મેદાન દૂર હતું અને ઘેર પણ કોઈએ રહેવું જોઈએ એટલે બાપે માન્યું નહિ. આ ન માનવાથી કેવો વિષાદજનક પ્રસંગ ઉત્પન્ન થયો તે જરા વારમાં જ સમજાશે.

માતેઓને ગયાને કેટલાક કલાક વીતી ગયા હતા. ફોર્ચુનાતો બહાર તડકામાં ચુપચુપ ચત્તો પડીને વિચાર કરતો હતો કે આ રવિવારે તો ફોજદાર મામાને ત્યાં ફરવા જઈશ, એવામાં એકાએક બંદૂકનો અવાજ સંભળાતાં તેના વિચારની દિશા બદલાઇ ગઈ. એકદમ ઉઠી પડીને જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ જોઇને તે ઉભો રહ્યો. થોડા વધુ અવાજો થયા. અવાજો સરખે અંતરે થતા ન હતા પણ તે ધીમે ધીમે પાસે આવે છે એમ લાગ્યું. આખરે ખેતરમાંથી તેમને ઘેર આવવાના રસ્તા ઉપર એક માણસ દેખાયો. પહાડી લોકો જેવી ટોપી પહેરે છે તેવી ઊંચી ટોપી તેને માથે હતી; દાઢી પણ હતી. કપડાં તદ્દન ફાટેલાં તૂટેલાં હતાં. તે માણસ બંદૂકનો ટેકો દેતો દેતો બહુ જ કષ્ટથી આગળ વધતો હતો. તેની જાંઘમાં તરતની જ એક ગોળી પેસી ગયેલી હતી.

આ માણસ પોલિસોથી છૂપાતો ફરતો હતો. રાત્રે શહેરમાં દારૂગોળો લેવા ગયો હતો. રસ્તામાં સિપાઈઓનો ભેટો થઈ ગયો. રીતસરની લડાઈ કરી તેઓના હાથમાંથી નાસી છૂટયો તો ખરો પણ તે લોકોએ પણ એનો પીછો પકડયો, એટલે ગોળી ચલાવતાં

ચલાવતાં અને ડુંગરાઓ કુદતાં કુદતાં આટલે સુધી તે આવ્યો. અત્યારે તો તે લોકો પણ બહુ જ પાસે આવી પહોંચ્યા હતા અને આ બિચારાનો પગ ઘવાયો હતો, એટલે તે 'માકી' સુધી પહોંચી શકે એમ ન હતું.

ફેર્ચુનાતોને જોતાં જ તેની પાસે આવી તેણે કહ્યું: "તું માતેઓ ફાલકોનેનો દીકરો, કેમ?"

"હા."

"મારૂં નામ જીનેત્તો સૅાપિયેરો. મને કોઈ જગ્યાએ જલદી સંતાડી દે. પીળી ડગલી મારી પાછળ પડી છે. મારાથી હવે જરા પણ ચલાય એમ નથી."

"બાપુને પૂછ્યા વિના સંતાડું તો પછી બાપુ મને કહેશે શું?"

"કહેશે કે સારૂં કર્યું."

"તમે કેમ જાણ્યું?"

"જલદી સંતાડી દે—પેલા આવી પહોંચ્યા!"

"જરા ઉભો તો રહે! બાપુને પહેલાં આવવા દે."

"ઉભો શું રહું? ધૂળ! પેલા તો એમ જાણ્યું કે પાંચ મિનિટમાં આવી પહોંચશે. જલદી સંતાડી દે મને. નહિ તો મને મારી નાંખશે!"

ફેર્ચુનાતો ખૂબ ધીર નિર્વિકાર ભાવે બોલ્યો: "તારી બંદુક કાંઇ ભરેલી જણાતી નથી. અને થેલીમાં પણ કારતુસ હોય એમ પણ લાગતું નથી."

"તું, બાપુ! માતેઓ ફાલકોનેનો દીકરો નથી! ઘરને ઉંબરેથી મને પકડાવી દેશે?"

છોકરાના મન ઉપર આ શબ્દોની અસર થઈ. તે આગળ આવીને બોલ્યો: "વારુ, તને હું સંતાડી દઉં તો તું શું આપે?"

પેલા માણસે કમરે લટકતી ચામડાંની થેલીમાં હાથ નાંખ્યો, અને ફદેસી ફદેસીને દારૂગોળો ખરીદવાને બચાવી રાખેલા પાંચ ફ્રૅંક કાઢ્યા. આ જોતાં જ ફેર્ચુનાતોનું મોં હસું હસું થઇ રહ્યું. ઝપ દઇને જીનેત્તોના હાથમાંથી પૈસા લઈ લઈને તે બોલ્યો: "તારે હવે જરાય ગભરાવું નહિ."

તરત જ ઘરની પાસે જે ઘાસનો ઢગલો પડ્યો હતો તેમાં તેણે એક મોટો ખાડો કર્યો. જીનેત્તો તેમાં લપાઈને બેઠો. છોકરાએ તેને એવી રીતે ઢાંકી દીધો કે શ્વાસને માટે જગ્યા રહે અને છતાં બહારથી જોનારને એમ ન લાગે કે તેમાં કોઇ માણસ છૂપાયો છે. ઘડીકમાં તેના મનમાં એક નવો જ બુટ્ટો જાગ્યો. તે એક બિલાડીને અને તેનાં બચ્ચાંને લઈ આવ્યો અને ઘાસના ઢગલા ઉપર બેસાડી દીધાં—જોનારને એમજ લાગે કે ઘાસને કોઇ અડ્યું સુદ્ધાં નથી. ત્યાર પછી ઘરની આસપાસ અને રસ્તા ઉપર પડેલા લોહીના ડાઘા ઉપર સંભાળપૂર્વક ધૂળ નાંખી તે પહેલાંની માફક તડકામાં લાંબો થઇને સંપૂર્ણ શાંતિથી સૂઈ રહ્યો.

થોડી જ વારમાં પીળાં કુડતાંવાળા છએક સિપાઇ સાથે એક જમાદાર માતેઓને ઘેર આવી ઉભો. આ અધિકારી માતેઓનો દૂરનો સંબંધી થતો હતો. (સહુકો જાણે છે કે સગપણનો પ્રભાવ જેટલો કૉર્સિકામાં પડે છે તેટલો બીજે ક્યાંય નથી પડતો.) એનું નામ

તિયેદોરો ગામ્બા હતું. માણસ કામમાં કુશળ હતો. લુંટારૂઓ એનાથી બહુ જ ડરતા. તેણે ઘણા લુંટારૂઓને પકડયા હતા.

ફેર્ડીનાતોને જોતાં જ તે બોલી ઉઠયોઃ "કેમ, ભાણા ? સારો તો છે ને ? અરે ! તું તો આટલામાં બહુ મોટો થઈ ગયો ને !—તેં હમણાં કોઈને અહિંથી જતાં જોયો ?"

"શાનો મામા, તમારા જેવો હજી હું કયાં થયો છું જી ?"

"થવાનો નહિ તો કયાં જવાનો; ધીમે ધીમે થશે. તેં અહિંથી કોઈ માણસને જતાં જોયો"

"કોઇ માણસને ?"

"હા, માથે ઊંચી ટોપી છે અને કાળી મખમલનો ઝભ્ભો પહેરેલો છે."

"માથે ઊંચી ટોપી અને કાળી મખમલનો ઝભ્ભો ?"

"હા ! જલદી બોલને; મારૂં બોલેલું જ શું બોલ્યા કરે છે ?"

"આજે સવારે અમારા પાદરી સાહેબ અહિંથી જતા હતા ખરા,—પેલા પાદરી—જેના ઘોડાનું નામ પિયેરો છે તે—તે જ ઘોડા ઉપર બેસીને જતા હતા. મને પૂછયું: "તારા બાપુને કેમ છે ?" મેં કહ્યું:

"લે લે હવે રહેવા દે તારાં ટાહ્યલાં ! જાનેત્તો કઇ તરફ ગયો, તે જ કહેને. અમે તેને જ શોધવા આવ્યા છીએ. તે આ બાજુથી જ ગયો છે."

"તેની મને શી ખબર ?"

"તને શી ખબર ? જરૂર તેં તેને જોયો છે."

"વાહરે, તમે ખરી ગમ્મત ઉડાવો છો ! માણસ ઊંઘતો હોય ત્યારે રસ્તેથી કોણ કયાં ગયું તેની તેને ખબર પડે ખરી !"

"અરે છછુંદર ! તું પાછો ઊંઘતો હતો ખરો ને ? મારી બંદુકનો અવાજ સાંભળીને પણ જાગ્યો નહિં હોય ?"

"વાહ: એમ કે ? મામા, તમે તો એમ જ માનતા હશો કે તમારી બંદુકનો અવાજ બહુ જબરો થાય છે, કેમ ? બાપુની બંદુકનો અવાજ તમે કદી સાંભળ્યો લાગતો નથી."

"માળો ! કેવો બજાત છે ! જાનેત્તોને જો તેં ન જોયો હોય તો મારૂં નામ તિયેદોરો નહિ. વખતે તેં જ તેને કયે સંતાડી રાખ્યો હશે. ચાલો સિપાઇઓ આપણે એકવાર આ ઘરમાં તપાસ કરી આવીએ. જોઇએ તો ખરાં કે છે કે નહિ. છેલ્લે છેલ્લે તો તે એક પગે જ ચાલતો હતો. આવી સ્થિતિમાં ખોડંગતો ખોડંગતો છેક "માકી" સુધી જાય એવો તે મૂરખ નહિ હોય. તે ઉપરાંત લોહીનાં ડાઘા પણ અહિં સુધી આવીને જ અટકી ગયાં છે."

ફેર્ડીનાતો જાણે ખુશ ખુશ થઈ ગયો હોય તેમ બોલ્યો: "વાહ, વાહ, બાપુ અત્યારે છે નહિ—જોર જુલમથી ઘરમાં પેસો તો ખરા. બાપુ આવીને સાંભળશે ત્યારે ખબર પડશે."

ગામ્બાએ તેનો કાન પકડીને કહ્યું: "શેતાન ! ખબર છે કે ધારૂં તો અમ ઘડી તારો બોલ ફેરવી નંખાવું ? ઊંધી તલવારના થોડા સપાટા પડશે ને તો આમ બોલવાનું જ ભૂલી જશે."

તો પણ ફેર્ડીનાતો મઝા જોવા માટે બોલ્યો: "મારા બાપુનું નામ માતેઓ ફાલકોને છે."

"તો, ઓ ઉલ્લુ! જાણે છે કે હમણાં જ હું તને કેદ કરી શકું એમ છું. જાનેત્તો ક્યાં છે તે જો મને ન કહે તો તને પગે બેડી પહેરાવી કોટડીમાં પૂરી ઘાસની પથારીમાં સૂવાડી રાખીશ. આખરે માથું દઈશ ઉડાવીને."

આવી સજ્જનની વાત સાંભળીને છોકરો ખડખડ હસવા લાગ્યો, અને બોલ્યો: "મારા બાપુનું નામ માતેઓ ફાલ્કોને છે."

સિપાઈઓમાંના એકે જમાદારને કાનમાં કહ્યું: "જવા દો, સાહેબ! નકોમા માતેઓને શા માટે છેડો છો?"

બધા સમજી ગયા કે ગામ્બા ખરી મુશ્કેલીમાં ફસાયો છે. એ દરમ્યાનમાં સિપાઈઓ ઘરમાં ફરીને પાછા આવ્યા, એટલે તેણે તેઓની સાથે ખાનગી મસલત કરવા માંડી. ઘરમાં તપાસ કરતાં બહુ વાર ન લાગી કારણ કે કોર્સિકાનું ઘર એટલે મોટો ચોખૂણ ઓરડો. અસબાબમાં એકાદ ટેબલ, થોડી બેંચ, ત્રણ ચાર પેટી, જરાતરા બીજો પરચુરણ સામાન અને શિકારનાં હથિયાર. ફોર્ચુનાતો તે વખતે ઘાસના ઢગલા પાસે ઉભો ઉભો બિલાડીને થાબડતો હતો—મામા અને મામાનાં માણસોની આવી દુર્દશા જોઈને તેને બહુ જ મઝા પડતી હતી.

એક સિપાઈ ઘાસના ઢગલા પાસે આવીને ઉભો. ઢગલા ઉપર તેણે બિલાડીને જોઈ તો ખરી પણ તેણે ઘાસના ઢગલામાં સંગીનનો એક ઘા કર્યો. પણ તરત જ આ કેટલું નિરર્થક હતું તેનો વિચાર કરી પોતે જ પોતાના ઉપર ચિઢાવા લાગ્યો. ઢગલામાં તો કાંઈ સળવળ્યું સરખું યે નહિ. છોકરાના મોં ઉપર પણ એક રેખા સરખી બદલાઈ નહિ.

આખરે બધા હતાશ થઈને અપશકુન થયા હશે એમ વિચારી દુઃખ કરવા લાગ્યા. સહુ કોઈ પાછા જવાની તૈયારી કરતા હતા એવામાં જમાદારને એક યુક્તિ સૂઝી. ભય દેખાડવાથી તો કાંઈ વળ્યું નહિ, પણ હવે મનાવી પટાવીને અને લોભ બતાવીને જો કાંઈ વળે એમ હોય તો જોવું. ફોર્ચુનાતોને તેણે કહ્યું: "બાપુ! તું તો બડો પક્કો થઈ ગયો લાગે છે—ભવિષ્યમાં કાંઈ નામ કાઢશે ખરો! પણ મારી સાથે જ આવું કરે એ સારૂં નહિ. ગાતેઓ મારો કુટુંબી થાય. તે ખીજવાય એ બીકે જ હું કશું કરી શકતો નથી. નહિ તો કોણ સાળો આજે તને અહિંથી પકડયા વિના જાય?"

"વાહ રે!"

"માતેઓને આવવા દે. પછી તને બતાવું છું. આમ બધું જુઠું બોલ્યો છે તે એવા તો સપાટા પડશે બરડો જશે રંગાઈને."

"મામા! મારૂં કહ્યું જો માનતા હો, તો તો અહિં બેસીને વખત ન ગૂમાવશો. એય ઘડી ચાલવા માંડો. નહિ તો જાનેત્તો જો એક વાર 'માકી' માં જઈ પહોંચ્યો તો પછી તેને શોધી કાઢવાની તમારી તાકાત નથી."

જમાદારે ગજવામાંથી રૂપાની ઘડિયાળ બહાર કાઢી. તેની કિંમત કંઈ નહિ તો યે પચાસ રૂપિયા તો હશે જ. તે જોતાં જ ફોર્ચુનાતોની આંખ ચમકી ઉઠી છે એ જોઈને જમાદાર તેનો છેડો પકડી ઝુલાવતો ઝુલાવતો બોલ્યો: "કેમ, શો વિચાર છે? આ ઘડિયાળ ગળામાં લટકાવી પેટી યેચ્ચોનાં જઈ રોફથી ફરવાનું તને ગમે ખરૂં? રસ્તે

લોકો પૂછે: "કેટલા વાગ્યા મહેરબાન!" તો ગંભીર થઈને કહેવું: "જુવોને મારી ઘડિયાળમાં."

"હું જ્યારે મોટો થઇશ ત્યારે મારા ફોજદાર મામાએ મને ઘડિયાળ અપાવવાનું કહ્યું છે."

"એમ? પણ તારા મોળાતભાઇને તો અત્યારમાં જ ઘડિયાળ મળી ગઈ—જો કે ઘડિયાળ એટલી સારી નથી તોપણ તને તો હજી મળી જ નહિ ને! તે તો તારા કરતાં કેટલોય નાનો છે."

આ સાંભળીને છોકરાએ નિશ્વાસ મૂકયો.

"ચાલે: હવે બોલ, જોઉં, તને આ ઘડિયાળ બરાબર ગમે છે?"

બિલાડીને આખી મરઘીનો લોભ બતાવ્યે તેના મનનો ભાવ જેવો થાય તેવો જ ફોર્ચુનાતોનો થયો. તે આડી નજરે ઘડિયાળ તરફ જોવા લાગ્યો. બિલાડી મશ્કરી માનીને પંજો બતાવવાની હિમ્મત કરતી નથી અને લોભ વધી પડે એ ભયે વચ્ચે વચ્ચે આંખ ફેરવી લે છે, તો પણ વારંવાર જીભ વડે મોં ચાટયા કરે છે અને શેઠને જાણે કહે છે: "આ તે કેવી નિર્દય મશ્કરી તમારી!"

પરંતુ અહિં તો જમાદાર ગામ્બા ખરેખર જ ઘડિયાળ તેને આપવા ચાહતા હતા. ફોર્ચુનાતોએ હાથ લંબાવ્યો નહિ એ વાત ખરી પણ તેણે કહ્યું: "મશ્કરી શાને કરો છો?"

"ઇશ્વર પૂછે—મશ્કરી કરતો હોઉં તો. જાનેત્તો કયાં છે એટલું જ માત્ર કહે તો ઘડિયાળ તને આપું."

આ સાંભળીને ફોર્ચુનાતોએ અવિશ્વાસપૂર્ણ હાસ્ય કર્યું. તે જમાદારની આંખમાં જ જોઇ રહ્યો–તેના શબ્દોમાં રહેલો વિશ્વાસ તેની આંખોમાં છે કે નહિ તે જ ન જોતો હોય!

જમાદાર બોલી ઉઠયો: "હું જો મારૂં વચન ન પાળું તો નોકરી છોડી દઉં. આ બધા મારા માણસો જ સાક્ષી છે. જે બોલ્યો છું તેમાંથી હવે ફરી શકાય એવું રહ્યું જ નથી."

આમ બોલતાં બોલતાં ઘડિયાળ તેના મોંની એટલી તો પાસે લઇ ગયો કે લગભગ તેના ગાલે અડયા જેવું થયું. તેના બંને ગાલો ફિક્કા પડી ગયા. તેને જોતાં જ સ્પષ્ટ રીતે સમજી શકાય એમ હતું કે તેના અંતરમાં ધર્મ અને લોભ વચ્ચે યુદ્ધ જામ્યું હતું. તેની છાતી ધડકતી હતી. કંઠ પણ જાણે રૂંધાઇ જવા આવ્યો હતો. આ બાજુ ઘડિયાળ બરાબર તેની આંખો આગળ જ ઝૂલી રહી હતી. કોઇ કોઈ વાર ફરતી ફરતી તેના નાક ઉપર આવીને અથડાતી હતી. આખરે તેનો જમણો હાથ ઘડિયાળ તરફ જરા જરા ઊંચો થવા લાગ્યો. પછી આંગળીનાં ટેરવાં વડે તે તેને અડયો. ધીમે ધીમે ઘડિયાળનો બધો ભાર તેના હાથ ઉપર પડયો. પણ જમાદારે ઘડિયાળ છોડી દીધી ન હતી. ઘડિયાળનો ચંદો આસમાની હતો. ઢાંકણુ તરતનું જ પાલીસ કરેલું હતું એટલે તડકો પડતાં જ ઝગઝગી ઉઠયું.. લોભ નિવારી શકાયો નહિ.

ફોર્ચુનાતો હજી પણ ઘાસના ઢગલાને અઢેલીને જ ઉભો હતો. તેણે માત્ર ડાબો હાથ ઊંચો કરી અંગૂઠા વતી પીઠ તરફ ઇશારો કર્યો. જમાદાર તરત જ સમજી ગયો—સાથે સાથે જ ઘડિયાળનો છેડો પણ છોડી દીધો. હવે ફોર્ચુનાતોને વિશ્વાસ બેઠો કે ઘડિયાળ તેની જ છે. તડાક કરીને એક કુદકો મારી તે ઘાસના ઢગલા પાસેથી દશ હાથ દૂર જઇને ઉભો, કારણ કે સિપાઇઓએ આ પહેલાં જ ઢગલો ખોળવો શરૂ કરી દીધો હતો.

થોડી જ વારમાં ઘાસ સળવળવા માંડયું, અને એકદમ તેમાંથી એક લોહીલોહાણ થયેલો માણસ બહાર આવ્યો. તેના હાથમાં એક છરો હતો, જાંઘ ઉપરના ઘાનું લોહી ગામી જવાથી ઘા-સજ્જડ થઈ ગયેલ હતો, એટલે ઉઠવા જતાં જ તે પડી ગયો. તરત જ જમાદાર તેના ઉપર તૂટી પડયો અને હાથ આમળીને હથિયાર ઝૂંટવી લીધું. તેણે બહુ ધમપછાડા માર્યા છતાં તેને સારી પેઠે કસીને બાંધી લેવામાં આવ્યો.

જાનેત્તો લાકડાંના ભારાની જેમ બંધાઇને પડયો હતો, તેવામાં ફોર્ચુનાતો તેની પાસે આવતાં જ તેણે તેના તરફ મોં ફેરવીને જોયું અને કહ્યું: "—ના બચ્ચા!" શબ્દમાં કોપના કરતાં ઘૃણા જ વધારે હતી. છોકરાએ વિચાર કર્યો કે હવે રૂપિયા રાખવા એ સારૂં નહિ. તરત જ તેણે ફેંકી દીધા. પણ પેલાએ તો તે તરફ નજર સરખી યે ન કરી. તેણે બહુ જ સ્વાભાવિક અવાજે જમાદારને બોલાવીને કહ્યું: "ભાઇ ગામ્બા! મારાથી તો હવે ચલાય એમ નથી એટલે મને ઉંચકીને લઇ જવો પડશે."

"કેમ? આ હમણાં તો જંગલી બકરાની માફક દોડતો હતો! વારૂ. તેનું યે થઇ રહેશે. ફિકર નહિ. તને પકડવાથી મને એટલો બધો આનંદ થયો છે કે હું જાતે જ તને ખાંધે લઇને દશ કોશ જાઉં તો યે જરા થાક ન લાગે. ઠીક, કાંઇ ફિકર નહિ. ડાળ-પાંખડાંની એક ખાટલી બનાવી લઇશું અને પછી ક્રેસપોલી ગયા પછી ત્યાંથી એક ઘોડો લઈ લઈશું."

"તો તો બહુ સારૂં—અને જુવો, ખાટલા ઉપર થોડું ઘાસ પાથરજો, જે જરા આરામ મળે."

સિપાઇઓ જુદાં જુદાં કામોમાં રોકાયલા હતા. કોઇ જાનેત્તોના પગનો ઘા ધોતા હતા, કોઇ ચેસ્ટનટનાં ડાળાં કાપીને ખાટલી બાંધતા હતા—એવામાં 'માકી' જવાને રસ્તે એકાએક માતેઓ અને તેની સ્ત્રી આવતાં જણાયાં. સ્ત્રી આગળ ચાલતી હતી. ચેસ્ટનટનાં ફળોથી ભરેલા કોથળાના ભારથી તે નમી પડી હતી. તેનો પતિ બરાબર અક્કડ રહી ધમધમ કરતો તેની પાછળ પાછળ આવતો હતો—એક બંદૂક તેના હાથમાં હતી અને એક તેની પીઠે લટકતી હતી. કદાચ તે એમ માનતો હશે કે શસ્ત્રાસ્ત્ર વિના બીજો બોજો ઉપાડવો એ પુરુષને માટે લજ્જાસ્પદ છે.

દૂરથી સિપાઇઓને જોતાં માતેઓને લાગ્યું કે આ લોકો મને જ પકડવા આવ્યા છે પરંતુ આમ લાગવાનું કારણ? તેણે તો કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કર્યું ન હતું. એટલું જ નહિ પણ એ બાબતમાં તો તેની સારી પ્રતિષ્ઠા હતી. આ પહાડી લોકોમાં ભાગ્યે જ કોઇ એવા હશે કે જેનાં અંતર તપાસતાં ખૂનામરકીનો એક પણ પ્રસંગ હાથ ન લાગે. બીજાઓની સરખામણીમાં માતેઓ જરૂર સાચ્ચા અંતરનો ગણાય કારણ છેલ્લાં દશ વરસમાં તેણે એક પણ ખૂન કર્યું ન હતું. તો પણ કાંઇ કહેવાય નહિ. જો મામલો કાંઇ વિચિત્ર હોય તો તે માટે પહેલેથી જ સાવચેત રહેવામાં ખોટું શું? એટલે તેણે જીસેપ્પાને બોલાવીને કહ્યું: "સાંભળો છો કે, કોથળો હવે ઉતારો અને તૈયાર થઈ જાવ."

બાઇએ તરત જ તે હુકમનું પાલન કર્યું. તેણે ખભે લટકતી બંદૂક જીસેપ્પાને પકડવા આપી. પછી હાથમાંની બંદૂકનો ઘોડો ઊંચો કરી આસ્તે આસ્તે ઝાડને ઓથે ઓથે પર તરફ આગળ વધવા લાગ્યો. તે એવી તો સાવચેતીથી કામ લેતો હતો કે દુશ્મનાવટનાં સહેજ

પણ ચિહ્ન જણાતાં ઝાડામાં ઝાડાં થઇ પાછળ ઉભા રહીને ગોળી ચલાવી શકાય. સ્ત્રી બરાબર તેની પાછળ પાછળ ચાલવા લાગી–તેના હાથમાં વધારાની બંદુક અને કારતુસની થેલી હતી. સતીનો તો એ ધર્મ જ છે કે યુદ્ધમાં પતિની બંદુકો ભરી આપવી.

માતેઓનું આવું વર્તન જોઇને આ તરફ જમાદારને ભારે ચિંતા થવા લાગી. તે વિચાર કરવા લાગ્યોઃ "જાનેત્તો વખતે માતેઓનો કાંઇ સગો થતો હોય તો--અને જો તે તેને બચાવવા ચાહતો હશે તો–તો તો આ બે બંદુકની બબ્બે ગોળીઓ અમારામાંના બબ્બે જણને અચૂક ભેટવાની—ટપાલના કાગળની જ જેમ. અને અમારા સંબંધને અવગણીને મારા ઉપર જ નિશાન તાક્યું—"

આવા વિપત્તિના સમયમાં તેણે અપૂર્વ સાહસનું કામ કર્યું. પોતે એકલાએ જ સાગે જઇને માતેઓનો સારી પેઠે સત્કાર કરી બધી વાત ખોલીને કહેવાનું જ તેણે યોગ્ય ધાર્યું. પરંતુ બે જણ વચ્ચેનો તે જરા જેટલો માર્ગ પણ બહુ જ લાંબો લાગવા માંડ્યો.

"અરે! આ શું ને! સાંભળો છો કે ભીયા! કેમ છો ?–હું ગામ્બા, તમારો કુટુંબી."

માતેઓ બોલ્યા વિના જ ઉભો રહી ગયો. જ્યાં સુધી આ ભાઇ બરાડા પાડતા રહ્યા ત્યાં સુધી તેણે બંદુકની નળી ઊંચી કર્યા કરી, જ્યારે જમાદાર છેક પાસે આવી પહોંચ્યો ત્યારે બંદુકનું મોં બરાબર આકાશ તરફ થઇ ગયું હતું.

જમાદારે હાથ લંબાવીને કહ્યું: "કેમ, સારા તો છોને?"

"હા, સારો છું."

"અહિં થઇને જતો હતો એટલે કીધું લાવને કુટુંબીને એક વાર મળતો જાઉં! આજ બહુ લાંબી મજલ કરીને આવ્યા છીએ પણ તે થાક લાગે એમ નથી. આજે જબરો શિકાર હાથ આવ્યો છે. આ સહેજ પહેલાં જ જાનેત્તો સૅપિયેરોને પકડ્યો."

આ સાંભળીને જીસેપ્પા બોલી ઉઠીઃ "કાસળ ગયું. પેરે અહવાડીએ કપાળબળ્યો અમારી દુઝણી બકરી ચોરી ગયો હતો."

હવે ગામ્બાનો જીવ હેઠો પડ્યો.

માતેઓએ કહ્યું: "બિચારો ભૂખનો માર્યો આવાં કામ કરે છે."

જમાદાર જરા ચમક્યો, પણ બોલવા લાગ્યોઃ "આળો કાંઇ સૂઝ્યો છે? જાણે સાવઝ જોઇ લ્યોને. જમાદાર શાર્દોનનો એક હાથ વાઢી નાંખ્યો, તે ઉપરાંત મારા એક માણસને પણ મારી નાંખ્યો. પણ કાંઈ બહુ ખોટ ગઇ નથી—તે જાતનો ફ્રેંચ હતો. પછી તો માળો એવો સંતાયો કે કોના બાપની તાકાત છે કે શોધી કાઢે? આ મારો નાનો ભાણો જો ન હોત તો તો બધી મહેનત ધૂળ મળી હોત!"

માતેઓ બોલ્યોઃ "કોણ? ફોર્ચુનાતો?"

જીસેપ્પા પણ સાથે સાથે બોલી ઉઠીઃ "ફોર્ચુનાતો!"

"હા. જાનેત્તો પેલા ઘાસના ઢગલામાં સતાયો હતો. ભાણાએ જ તેની ચાલાકી પકડી આપી. એના પેલા ફોજદાર મામાને હું ખબર આપીશ કે હવે એને એક સારી ઘડિયાળ ભેટમાં મોકલી આપે. હું પણ મોટા સાહેબને જે રિપોર્ટ કરીશ તેમાં તમારૂં ને તમારા છોકરાનું નામ લખી મોકલીશ."

આ સાંભળીને માતેઓ ધીમે સાદે બોલી ઉઠયોઃ " ચૂલામાં ગયું ! "

વાતમાં ને વાતમાં તેઓ સિપાઇઓ પાસે આવી પહોંચ્યા. જાનેત્તોને ખાટલી ઉપર સૂવાડી તેઓ ઉપડવાની તૈયારી કરતા હતા. ગામ્બાની સાથે માતેઓને જોઇને જાનેત્તો વિચિત્ર રીતે હસી પડયો. પછી ઘરનાં બારણાં તરફ મેં કરી ઉંમરા ઉપર થુંકી તે બોલી ઉઠયોઃ " બેઈમાનનું ઘર ! "

જે મરવા બેઠો હોય તે જ માતેઓને બેઇમાન કહી શકે. છરાના એક જ ઘાથી અપમાનનો બદલો લેવાઇ જાત, છરો ફરી ઉગામવાની જરૂરે ન પડત, પરંતુ માણસને જબરો આઘાત લાગ્યો હોય ને કપાળે હાથ દે તેમ માતેઓએ કપાળે હાથ દીધો.

બાપુને આવતા જોઇને ફોર્ચુનાતો ઘરમાં ભરાઇ ગયો હતો. તે અત્યારે એક વાડકી દૂધ લઇને પાછો આવ્યો, અને નીચે મોંએ વાટકી જાનેત્તાના મેં આગળ ધરી.

જાનેત્તો " લઇ જા તારૂં દૂધ " કરતો ને બૂમ પાડી ઉઠયો. પછી એક સિપાઇને બોલાવી તેણે કહ્યુંઃ " જરા પાણી પાને, ભાઇ ! "

બોલતાં વેંત જ સિપાઇએ પોતાની બોટલ તેના હાથમાં આપી. સ્હેજ પહેલાં જ તે જેની સામે ઝૂઝતો હતો તેનું જ આપેલું પાણી તે વિના સંકોચે પી ગયો. પછી હાથો પીઠ પાછળથી છોડી છાતી ઉપર બાંધવાને વિનંતી કરી તેણે કહ્યુંઃ " જરા આરામથી પડી રહેવાનું મન થાય છે ! "

તેને પૂરેપૂરો ખુશ રાખવાને બને એટલું કરવામાં સિપાઇઓ અચકાયા નહિ. પછી જમાદારે સહુને કુચ કરવા કહ્યું, અને માતેઓની વિદાય લીધી. માતેઓ કાંઇ જ બોલ્યો નહિ—પેલા લોકો પણ ઝટપટ ચાલી નીકળ્યા.

દશેક મિનિટ સુધી માતેઓ મૂંગો રહ્યો. માત્ર બંદુક ઉપર ટેકો દઇને તે છોકરા તરફ એકી ટશે જોઈ રહ્યો—તે દૃષ્ટિમાં ભાષણ ક્રોધ જાણે સમાઇ ગયો હતો. છોકરો ઘડીમાં બાપના તરફ જુવે અને ઘડીમાં વળી માના તરફ જોઇ રહે. તે જાણે તરફડીઆં મારવા લાગ્યો.

થોડી વારે માતેઓ ઠંડે સ્વરે બોલી ઉઠયોઃ " આટલી ઉંમરમાં જ કામ તો સારાં કરવા માંડયાં ! "

" બાપુ " બોલી રડું રડું થઇ જઇને છોકરો બાપ તરફ આગળ વધી જેવો પગે બાઝવા જતો હતો કે તરત જ માતેઓ ગરજી ઉઠયોઃ " દૂર જા મારા મેં આગળથી. "

છોકરો થંભી ગયો. બાપથી બે ચાર ડગલાં દૂર ઉભો ઉભો ઢુસકે ઢુસકે રોવા લાગ્યો.

જીસેપ્પા છોકરા પાસે આવીને ઉભી. ઘડિયાળનો છેડો તેની નજરે પડયો હતો. તેનો એક છેડો ફોર્ચુનાતોના ખમીસમાંથી બહાર નીકળી પડયો હતો. બહુ જ કઠોર સ્વરે માએ પૂછ્યુંઃ " આ ઘડિયાળ તને કોણે આપી ? "

" મારા મામાએ—પેલા સિપાઇઓના સરદારે. "

ફાલકોનેએ ઘડિયાળ ઝૂંટી લઈને પથર ઉપર એવી તો જોરથી ઝીકી કે તેના ચૂરેચૂરા થઇ ગયા. પછી તેણે સ્ત્રીને બોલાવીને કહ્યુંઃ " ખરૂં જ કહેજે—આ છોકરો શું સાચે જ મારો છે ? "

જીસેપ્પાના બંને ગાલો ઈંટ જેવા લાલ થઈ ગયા.

" માતેઓ, આ તું શું બોલે છે ? કોની સાથે વાત કરે છે તેનું પણ ભાન નથી ? "

" ઠીક ! તો તો આ જ મારા વંશમાં પહેલવહેલો વિશ્વાસઘાતક પાકયો ! "

ફોર્ચુનાતોનાં ડુસકાં અને રોવું વધી ગયું. ફાલકોને ભયંકર દૃષ્ટિથી તેના મેં તરફ જોઇ રહ્યો. આખરે બંદૂકનો કુંદો જમીન ઉપર ઠોકી પાછો ખાંધે લીધો અને ' માકી ' જવાને

રસ્તે ચાલી નીકળ્યો. ફેર્ચુનાતોને પાછળ પાછળ આવવા હુકમ કર્યો—ફેર્ચુનાતોએ પણ ચાલવા માંડયું

જ્યુસેપ્પાએ એકદમ દોડી જઇને માતેઓનો હાથ પકડયો: માતેઓના મનની વાત કળી લેવાને તેણે પોતાની બે કાળી આંખો પતિની આંખો ઉપર ઠેરવી અને બોલી: "એ તો તારો દીકરો થાય!"

માતેઓ બોલ્યો: "હાથ છોડી દે—હું પણ એનો બાપ થાઉં છું."

જ્યુસેપ્પા છોકરાના મોં ઉપર ચુંબન કરી રડતી રડતી ઘેર વળી. ઘરમાં ઇસુજનનીની છબી હતી તેની સામે ઘુંટણીએ પડી તે બેઠી અને તન મન અને વાણીથી પ્રાર્થના કરવા લાગી આ બાજુ ફાલકોને બસોએક હાથ દૂર ગયો અને આખરે એક નાની ખાઇમાં આવીને ઊભો. બંદુકના કુંદાથી જમીન તપાસી જોઇ—સરસ નરમ હતી: ખાડો ખોદતાં વાર લાગે એમ ન હતુ. જગ્યા તેને પસંદ પડી.

"ફેર્ચુનાતો! પેલા પત્થર પાસે જઇને ઉભો રહે!" છોકરો બાપની આજ્ઞા પ્રમાણે ત્યાં જઇને ઘુંટણીએ પડી બેઠો.

"ચાલ, હવે ભગવાનનું નામ લેઈ લે."

"બાપુ, બાપુ, મને મારી ન નાંખશો!"

માતેઓ સખત ધમકી આપીને ફરી બોલ્યો: "કહું છું કે ભગવાનનું નામ લઇ લે!"

છોકરો રોતાં રોતાં ભાંગ્યાતૂટા શબ્દોમાં બે સ્તવનો બોલી ગયો. દરેક સ્તવ પૂરો થતી વખતે બાપ જરા ઊંચે સ્વરે, 'આમીન' કરીને સ્વરિત વચન ઉચ્ચારતો હતો.

"બીજો કોઇ સ્તવ તને નથી આવડતો?"

"આવડે છે, બાપુ! મને 'આવે મારીઆ' સ્તવ આવડે છે. બીજો પણ એક માશીબાએ શીખવ્યો હતો."

"તે તો બહુ લાંબો છે—બહુ વાર લાગશે. ઠીક, ચાલ. તું તારે બોલ."

બાળકે રૂંધાયલે સ્વરે સ્તુતિ પૂરી કરી.

"પૂરૂં થયું?"

"બાપુ, બાપુ? દયા લાવો. આટલી વાર મને માફ કરો. ફરી આવું કામ કદિ નહિ કરૂં. જાનેત્તોને છોડી દેવાને હું મારા ફોજદાર મામાને પગે પડીને વિનંતી કરીશ."

છોકરો હજી પૂરૂં બોલી પણ ન હતો રહ્યો એટલામાં તો માતેઓ બંદુકનો ઘોડો ઊંચો કરી નિશાન તાકતો તાકતો બોલ્યો: "ભગવાન તને ક્ષમા કરજો."

એક વાર દોડી જઇને બાપુને પગે બાઝી પડવાનો છોકરાએ જબરો પ્રયત્ન કર્યો પરંતુ તેને વખત જ ન મળ્યો. માતેઓએ ઘોડો દબાવી દીધો. ફેર્ચુનાતો પત્થરની માફક ધબ દઈને પડી ગયો. તરત જ તેના પ્રાણ ઉડી ગયા.

માતેઓએ મુડદાં તરફ નજર સરખી પણ ન કરી. તરત જ છોકરાને દફનાવવાને પાવડો લેવા ઘર તરફ ચાલ્યો ગયો. રસ્તામાં જ જ્યુસેપ્પાની સાથે તેનો ભેટો થયો. તે બંદુકનો અવાજ સાંભળીને દોડતી આવતી હતી.

"તેં શું કર્યું?" કહીને તે રડી પડી.

"ન્યાય."

"ક્યાં છે તે?"

"ખાઇમાં પડયો છે. હમણાં તેને દફનાવું છું. તે ભગવાનનું નામ લેતો લેતો, પુણ્યવાનની માફક મૃત્યુ પામ્યો છે. દેવળમાં તેને માટે સારો સરખો શાંતિપાઠ કરાવવો પડશે. હવેથી જમાઇ તિયોદોરો બિયાંકીને આપણે ત્યાં રહેવાને બોલાવીશું.

નગીનદાસ પારેખ

# તોલ અને માપ

નિશાળમાં જે જુદાં જુદાં તોલ માપવાનાં કોષ્ટકો ચાલે છે તે ઘણાખરા નિશાળીઆ-ઓને કંટાળાભરેલાં ને ગુંચવાડાવાળા લાગે છે. દેશી અને અંગ્રેજી, અંગ્રેજી અને યુરોપીય, અને દેશીમાંય જુદા જુદા પ્રાન્તવારીઓમાં, એવાં કેટલાંય તોલ–માપ બિચારાઓને ગોખવાં ને યાદ રાખવાં પડે છે. શિક્ષણની દૃષ્ટિએ આમાં ખામી દેખાય છે તે ઉપરાંત વ્યવસ્થાની સરળતાની દૃષ્ટિએ આપણા જીવનવ્યવહારમાં પણ કેટલો ગોટાળો–આવી રોજીંદી બાબતમાં–ચાલ્યા કરે છે અને આપણે મુંગે મ્હોડે સાંખી રહીએ છીએ તે ખાસ સમજવા જેવું છે.

એ વાત ખરી કે વજન, લંબાઈ, પહોળાઇ, કિંમત, ઈત્યાદીને માટે જુદાં જુદાં, ન્હાનાં મ્હોટાં માપ–તોલની જરૂર છે. માનવજાતિના જે પૂર્વજીવનમાં આ માપ–તોલ અસ્તિત્વમાં આવ્યાં નહિ હોય, ત્યારે જીવનવ્યવહાર કેટલો અગવડ ભર્યો હશે, જ્યારે શેર ને અધોળ, તસુ ને વાર, રૂપિયા–આના–પાઈ, ઈત્યાદિ, અથવા તેઓને મળતાં કોઇ પણ જાતનાં માપ હશે જ નહિ, ત્યારે લેવડદેવડ કેટલી મુશીબતભરી હશે, એ સમજી શકાય. જેમ આપણા માનસિક તથા નૈતિક જીવનમાં આદર્શ તથા આદર્શરૂપ વ્યક્તિ જોઈએ જ, જેની સાથે આપણે આપણા જીવનને સરખાવીએ–માપીએ, તેમ વ્યવહારના જીવનમાં ય તોલ–માપની જરૂર અનિવાર્ય છે.

પણ જેમ વરસાદની અનાવૃષ્ટિ તથા અતિવૃષ્ટિ ઉભય હાનિકારક છે, તેમ આ વિષયમાં ય તોળવા–માપવાનાં આટલાં બધાં ધોરણો અત્યન્ત ખરાબ છે. એક શેર ૪૦ રૂપિયાભારનો હોય, બંગાળી ૮૦ રૂપિયાભારનો હોય, વળી મુંબઇમાં શાકનો શેર ૨૮ રૂપિયાભારનો, દૂધનો તેથી બમણો! આમ મુંબઈ જેવા શહેરમાં જ "શેર" જેવા સાધારણમાં સાધારણ માપના ય ઓછામાં ઓછા ચાર અર્થ! લંબાઇનાં માપ ગ્રામાં બેઃ એક અંગ્રેજી વાર, જે ૩૬ ઈંચનો, ને બીજો મ્હોટો વાર, જે તેથી લગભગ ૩–૪ ઈંચ મ્હોટો!

આવા દાખલાઓના ગુંચવાડા લગભગ દરેક માણસના અનુભવમાં હશેઃ કેવળ નિશાળીઆને જ નહિ પણ રોજના કામકાજમાં તે કેટલી નકામી ગડબડ કરી મૂકે છે, માનસિક ગણત્રીઓ કેટલી વધારી મૂકે છે, સમયનો દુર્વ્યય કરવાની કેટલી ફરજ પાડે છે, અને પ્રસંગે પ્રસંગે છેતરામણીના સંભવ તથા રસ્તા કેટલા ઉભા કરી દે છે!

છતાં તે સૌ સહન કરવામાં, નભાવી લેવામાં, આપણે આપણી જગદ્વિખ્યાત સબુરી ને ફિલસુફી બતાવી છે.

ખરૂં છે કે બાર તેર વર્ષ ઉપર સરકારે, કોઇક વૈજ્ઞાનિક વ્યવસ્થાના ઉમળકામાં (?), આ બધી વાતનો તોડ કાઢવાને એક કમિટી નીમી હતી. આખા હિંદમાં તે ફરી ને જુબાનીઓ લેતી ગઇ, એટલું તે વખતે છાપાંઓથી મ્હેં જાણ્યું હતું. પછી શું થયું—તે કમિટીથી આ ગોટાળામાં કેટલો સુધારો થયો—તે સૌ કોઇ જાણે છે.

આનો આ ઝગડો યુરોપીય ક્ષેત્રમાં જુદી રીતનો છે. યુરોપ એટલે હિન્દના જેવડો દેશ: આપણી પેઠે અનેક રાજ્યો, અનેક પ્રજાઓ, અનેક ભિન્નભિન્ન રીતરિવાજો. આપણે તો વળી એક તંત્ર તળે આવ્યા. ત્યાં તો સૌ પોતપોતાના ધણી. પોતાના સ્વાતંત્ર્યની ખુમારીમાં પોતાની જૂની વાતો ને રીતો મૂકે જ નહિ. દેશેદેશનાં ચલણ જુદાં. વજન–તોલ–માપ સૌ જુદાં.

પણ વિજ્ઞાનના વિકાસે ત્યાં કાંઇક વ્યવસ્થા આણી. અને વિજ્ઞાનશાસ્ત્રીઓએ વૈજ્ઞાનિક ધોરણે તોલ–માપ વગેરેનાં નક્કી કર્યા. તે કેટલાં ય વર્ષોથી ઘણીખરી પ્રજા હવે સ્વીકારે છે. દાખલા તરીકે વજનને માટે ગ્રેમ, લંબાઈને માટે મીટર, ગરમીને માટે સેન્ટીગ્રેડ, ઈત્યાદિ. આ સર્વમાં એક અદ્દભુત સરળતાનો સિદ્ધાન્ત વિજ્ઞાને વણી દીધો છેઃ દરેક જાતના તોલ-માપમાં ન્હાના–મ્હોટા–વચટ સર્વનો હિસાબ કરી શકે તેવી યોજના જોઇએ. તે સર્વમાં તેઓએ “ દશાંશ ”ની પદ્ધતિ દાખલ કરી દીધી.

દાખલાથી તે સમજાશે. લંબાઇનો મીટર તે અમુક ધોરણે લગભગ ૩૯ ઈંચ જેટલો નક્કી થયો; તેથી ન્હાનાને માટે ત્હેનો દશાંશ, શતાંશ, સહસ્રાંશ, એમ જુદાં જુદાં માપ તદર્થસૂચક શબ્દોથી નક્કી થયાં. દાખલા તરીકે મીટરનો શતાંશ સેન્ટિમીટર, સહસ્રાંશ મિલિમીટર. તે જ પ્રમાણે મ્હોટા માપને માટે દશગણા, સો ગણા, હજાર ગણા–એવા અર્થવાળા શબ્દો નક્કી થયા. આ પ્રમાણે એક હજાર મીટરને માટે કિલોમીટર શબ્દ થયો. હવે અન્તરનું માપ કરવાને ગાઉ–માઇલ ઇત્યાદિને બદલે યુરોપની ઘણીખરી પ્રજાઓ કિલોમીટરમાં જ માપ કરે છે. પર્વતની ઉંચાઈ, સરોવરની લંબાઈ, ટ્રેનની ઝડપ વગેરે સૌ માઇલને બદલે કિલોમીટરમાં જ મપાય છે. એક કિલોમીટર અર્ધા માઇલથી જરા વધારે મ્હોટો થાય છે.

તેવી જ રીતે વજનમાં એક ગ્રેમનું. ત્હેના ય તે પ્રમાણે વિભાગો—જેવા કે સેન્ટિગ્રામ એ ગ્રેમનો સોમો ભાગ, મિલિગ્રામ એ હજારમો ભાગઃ અને તદ્દગુણિત અન્ય માપો–જેવા કે કિલોગ્રામ એટલે એક હજાર ગ્રામ. કિલોગ્રામ આપણા બંગાળી શેરથી ય જરા વધારે ભારે હોય છે.

આ સર્વમાં દશાંશની પદ્ધતિ દાખલ થયાથી ગણત્રીમાં, ગુણાકાર–ભાગાકાર આદિના હિસાબમાં, તેમ જ યાદ રાખવામાં કાંઈ અપૂર્વ સરળતા થઇ જાય છે. ત્હેની સાથે અંગ્રેજી ઈંચથી માઇલ લગીનું કોષ્ટક જે સરખાવશે ત્હેને આ તફાવત એકદમ સમજાશે.

તે જ પ્રમાણે દ્રવ્યના ચલણમાં આવી જ પદ્ધતિ સ્વીકારાઇ છે. જર્મન માર્ક, ફ્રેન્ચ ફ્રાન્ક, ઇટલિયન લીરા–એ સૌના ન્હાના શિક્કાઓ દશ–સો એ પ્રમાણે જ સંબંધવાળા હોય છે. આપણી પેઠે ત્રણ પાઇનો પૈસો, ૪ પૈસાનો ૧ આનો, ૧૬ આનાનો રૂપિયો–એવી ગડબડ ત્યાં મળે નહિ. લંકા જેવા ન્હાના દેશમાં યે આ દશાંશ–પદ્ધતિનો કાંઇક સ્વીકાર થયો છે. સન ૧૯૧૩ માં, મ્હારા બે સ્નેહીઓ ( જેમાં શંકરલાલ બેંકર તથા રાજકોટવાળા ભાઈચંદ્ર મહેતા હતા ) સાથે હું લંકા ગયો હતો, ત્યારે માલૂમ પડયું કે ત્યાં હિન્દી રૂપિયા ચાલતા, પણ પૈસા–આનીઓ વગેરે ન ચાલે. કારણ એ જણાયું કે રૂપિયાના પૈસા ૬૪ને બદલે તેઓએ પૂરા ૧૦૦ કર્યા. પાવલીના ૨૫, અર્ધાના ૫૦, એ રીતે એ નાણાના હિસાબ કેટલા સરળ થઈ ગયા !

આ સરળતા અનુભવથી એવી આબાદ લાગે છે કે પછી આપણી રીતો આપણને ગમે જ નહિ. પણ ઇંગ્લંડની પ્રજા-કે સરકાર-આપણા કરતાં ય વધારે પ્રાચીનપ્રેમી તથા સ્વાભિમાની છે. ઇંગ્લન્ડે, તે પ્રમાણે, અત્યાર લગી આ દશાંશ રીતિને જરાય પેસવા દીધી નથી. અંગ્રેજી વૈજ્ઞાનિકો વિજ્ઞાનકાર્યને માટે ઉપર બતાવેલ દશાંશ રીતિ તથા તેવાં માપતોલ વાપરે; ને એ જ વૈજ્ઞાનિકો તથા બાકીની બીજી બધી પ્રજા રોજના કામકાજમાં ઇંગ્લન્ડની જૂની રીતિઓ ને જૂનાં કાટલાં-માપ વગેરે વાપરે ! આ પ્રમાણે પોતાનાં ટન-હંડ્રેડવેટ-પાઉન્ડ-આઉન્સ, ઇત્યાદિને સાચવવાને તેણે દશાંશ પદ્ધતિની સ્હામે ખૂબ લડાઇ કરી છે, અને હજી લગી ખરોબર સાચવી રાખ્યા છે.

ઇંગ્લન્ડમાં એક " ડેસિમલ એસોસિયેશન " છે જે દશાંશ-પદ્ધતિને પ્રજાના વ્યવહારમાં ઉતારાવવા, ત્હેના લાભ પ્રકટ કરવા, સરકારને તથા લોક-નાયકોને સમજાવવા જબરી ચળવળ કરે છે. કદી કદી અન્ય દેશોમાંની તેવી સભાઓ ભેગી થઇ સમસ્ત જગતમાં ત્હેનો પ્રચાર વધારવાને અખિલ-જગત-દશાંશ પરિષદ ભરે છે, પણ ઇંગ્લન્ડની અંદર હજી કાંઇ અસર થઈ નથી.

હું ઇંગ્લન્ડમાં હતો તે દરમ્યાન આ ચળવળનો એક ન્હાનો પ્રસંગ બન્યો હતો. એક પાઉન્ડના વીસ શિલિંગ થાય છે, ને એક શિલિંગની બાર પેની થાય તે આપણે જાણીએ છીએ. દશાંશના હિમાયતીઓએ એક બહુ જ ન્હાની દરખાસ્ત કરી-શિલિંગની પેની ૧૨ ને બદલે ૧૦ ગણવી. આ ન્હાની સરખી વાતમાંથી જે દૂરગામી મ્હોટા લાભ થાય ત્હેનું નિવેદન વાંચીને મ્હને બહુ આશ્ચર્ય થયું હતું કે આ લોકો કેટલાં શ્રમથી પોતાનો કેસ તૈયાર કરે છે, એટલું જ નહિ પણ આ નજીવી વાતની કેટલી અસર થાય છે. બધી વિગતમાં તો આ સ્થળે ન જ ઉતરાય, છતાં એક વિગત લખવા જેવી છે.

ઇંગ્લન્ડમાં " પેની-પોસ્ટેજ " તથા " પેની-ફેર " એટલે એક પેનીમાં પ્રોસ્ટ કાર્ડ બધે જઇ શકે, અને ટ્રામ-બસ-ટ્રેન વગેરેનું ઓછામાં ઓછું ભાડું એક પેની હોય-એને માટે પ્રજાની સખ્ત માંગણી છે. જે પ્રધાન એટલો સુધારો કરી શકે ત્હેને લોક હૃદયના ખરા ઉભરાથી વધાવી લે, ને તે કીર્તિના ઉચ્ચતમ શિખરે પહોંચી જાય, પરંતુ હજી દોઢ પેનીની હદની નીચે લઈ જવાની કોઇની હિંમત ચાલી નથી. એનું કારણ એ છે કે એક પેનીથી સ્હેજ વધારે દર રાખવાની સરકારને ફરજ પડે છે: આર્થિક દૃષ્ટિએ. પણ તે દોઢ પેની જેટલું વધારવાની જરૂર નથી, એ કબુલ કરવામાં આવે છે. પણ એક પેની ને દોઢ પેનીની વચ્ચે બીજી કોઈ રકમ કે શિક્કો નથી. હવે દશાંશ-વાળાઓએ કહ્યું કે જો શિલિંગની બાર પેનીને બદલે ૧૦ પેની કરવામાં આવે તો, દશાંશ-પદ્ધતિના સર્વ લાભ થવા ઉપરાંત, એક પેનીની કિંમત જરાક વધશે, અને ટપાલ તથા ટ્રાન્સપૉર્ટ ( બસ-ટ્રામ-ટ્રેન વગેરે વાહનોની વ્યવસ્થા કરનારાં તંત્ર ) બન્ને ખાતાંએ માથે લીધું કે આ વધારો એમને જોઇએ તેટલો છે, અર્થાત્ શિલિંગની દશ પેની થાય, તો " પેની-પોસ્ટ " તથા " પેની-ફેર " દાખલ થઇ શકે, અને પ્રજાને દરવખતે નકામું વધારે આપવું પડે છે તેમાંથી પ્રજા બચી જાય! દર વખતે, રોજમાં કેટલીય વાર, આટલી ન્હાની બચત થાય તે પણ ગરીબોને બહુ જ થઇ પડે !

પણ આપણે જાણીએ છીએ કે આ સુધારો પણ થઇ શક્યો નથી !

આનાથી વધારે આનન્દ આપે એવી હકીકત અમેરિકામાંથી મળી છે.

અમેરિકન પ્રજાએ તથા સરકારે, યુરોપીય વિગ્રહમાંથી જે જે ધડા લીધા તેમાંનો એક મ્હોટો વિજ્ઞાનભક્તિનો છે. આ ભક્તિનાં ઘણાં તથા મહત્ત્વનાં જે જે ફળો પ્રકટ થયાં છે તેઓમાં એક બહુ મહત્ત્વનું " Bureau of Standards "–" બ્યૂરો ઑવ સ્ટેન્ડર્ડ્ઝ " અથવા " પરિમાણુ મન્દિર " નામે એક અદ્વિતીય સંસ્થા છે.

તે સંસ્થાની છાયામાં કેટલીય વિજ્ઞાનશાળાઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ તથા વિજ્ઞાનસંશોધનો વિકાસ પામે છે. ત્હેના પ્રણેતા–ડાઇરેક્ટર–નો ઇ. સ. ૧૯૨૫–૨૬ નો રીપૉર્ટ તે સંસ્થાની પ્રવૃત્તિનો બહુ સરસ ખ્યાલ આપે છે. અમેરિકન સરકાર દર વર્ષે આ સંસ્થાની પાછળ ૨૦ લાખ ડૉલર, એટલે લગભગ ૭૫ લાખ રૂપિયા ખર્ચે છે ! ( ઇંગ્લન્ડમાં આને કાંઇક મળતી, છતાં ન્હાની, બે સંસ્થાઓ " નેશનલ ફિઝિકલ લૅબોરેટરી " તથા " ટ્રેડ રીસર્ચ એસોસિયેશન " છે. આપણે ત્યાં શું છે ? )

આ પરિમાણુ–મન્દિરની અનેકદેશીય પ્રવૃત્તિમાંની એક એ છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં માપ–તોલ–વગેરેનો અતિરેક થયો છે ત્હેને કમ કરવો. કેવી રીતે તે નીચેથી સમજાશે.

રોજના વ્યવહારમા આવતી ચીજોનાં પણ અનેક માપ હોય છે. દાખલા તરીકે "ચાઇનાવેર" એટલે ચીનાઇ વાસણોઃ રકાબી, પ્યાલા ઇત્યાદિ. જુદી જુદી હોટેલો, હોસ્પિટલો તથા રેલ્વેના ભોજનાલયોમાં જુદાં જુદાં ન્હાનાં મ્હોટાં મળી ૭૦૦ માપો પ્રચલિત છે. ચીનાઇ વાસણો બનાવનારાઓની સહાનુભૂતિ તથા સહકારથી, આ પરિમાણુ-મન્દિરે ૭૦૦ માપને કમ કરીને તેઓને હવે ૧૬૦ની ઉપર આણી દીધાં છે.

તે જ પ્રમાણે બીજા દાખલાઓ છે. ઓઢવાનાં બ્લૅંકેટ–કામળાઓ જુદા જુદા ૭૮ કદના વપરાતા ! આપણને આવી વાતનો તો ખ્યાલ જ ન આવે, છતાં એ જાણીએ કે તરત મનમાં થાય કે કોઈ પ્રજાને માટે કામળાઓનાં ૭૮ જુદાં કદની જરૂર હોઇ જ ન શકે. આ અરાજકતામાં આ બ્યૂરો હવે વ્યવસ્થા ઉત્પન્ન કરે છે. સલાહસંપ, સમજણ ને વિજ્ઞાનથી, ૭૮ કદમાંથી માત્ર ૧૨ જ હવે રાખ્યાં છે, ને તેથી કેટલી નકામી મહેનત, ખર્ચ ને ગોટાળાં બચ્યાં છે.

ચૂંકો, ખીલા, ખીલીઓ વગેરે ૪૨૮ કદનાં હતાં, તેમાંથી ૧૨૧ ઉપર આણી મૂકયાં છે.

૫૧૩૬ જાતના ને કદના પાવડા, કોદાળી અને એને મળતાં ઓજારોમાંથી ૧૧૭૮ કરી દીધાં છે.

સ્ત્રી પુરુષો બાળકો એ સૌનાં મોજાંઓને પણ વિજ્ઞાને આવી જાતની વ્યવસ્થા કરી આપી છે. સ્ત્રીઓનાં મ્હોટાં મોજાં ૨૫થી ૨૯ા ઇંચની વચ્ચેના દરેક માપનાં હતાં. ત્હેને બદલે હવે ભવિષ્યમાં ૨૭ા ઇંચનાં મંજુર થયા છે. પછી જરૂર પ્રમાણે એક ઇંચ આમ તેમ હોય તો વાંધો નહિ.

આ તો બહુ લાંબી યાદીમાંથી થોડાક જ દાખલા છે. આના વૈજ્ઞાનિક મૂલ્ય ઉપરાંત તથા વ્યવહારિક સરળતા ઉપરાંત, આર્થિક લાભ બહુ છે. કહે છે કે આમ થવાથી ને ચીજો બનાવવાનું ખર્ચ લગભગ અર્ધું થઈ થયું છે, અને તેથી કિંમતો પણ ઘટવાની. ગણત્રી પ્રમાણે વર્ષોવર્ષ કરોડો રૂપિયાનો બચાવ આ વૈજ્ઞાનિક વ્યવસ્થાથી આ " બ્યૂરો ઑવ સ્ટેન્ડર્ડ્ઝ " પરિમાણુ–મન્દિર કરાવી શકયું છે !

કાન્તિલાલ છ. પંડયા

# જીવન ચક્ર

.

## ૧

## યુવક સપ્તાહ

કેટલાક કહે છે કે આ સ્ત્રીયુગ છેઃ કોઈ કહે છે કે આ યુગ તો તરુણોનો છેઃ બીજાના મતે આ બાળકનો યુગ છેઃ વસ્તુતઃ આ યુગ કે કોઈ પણ યુગ કાં તો એ બધાનો છે અથવા કોઇનો નથી.

આ યુગમાં જીવનને થાક ચડયો છે. જેમ નાના બાળકને દર્દ થાય, અને પછી દર્દ ક્યાં છે તે જાણ્યા વિના, એ હાથપગ પછાડે તેમ, જીવનમાં ચડેલો થાક ખંખેરવા માટે, અત્યારની પ્રજા હાથપગ પછાડી રહી છે, અને એક બીજાનો આશરો માગી રહી છે.

'યુવક સંઘ' એ આવા થાક ખંખેરવાની નિશાની છેઃ પ્રજાજીવનમાં, જે સાદા તહેવારો હતા, અને તેનો જે આનંદ હતો, તે મોટે ભાગે શહેરમાં તો નાશ પામી ગયો છે. શહેરમાં, મધ્યમ ને શ્રીમંત વર્ગ માટે કોઇ તહેવાર જ રહ્યો નથી. ગરીબોના તહેવારમાં, સરખા ઉલ્લાસથી આનંદ લેવા માટે શ્રીમંત કે મધ્યમ વર્ગ કોઇ જ તૈયાર નથીઃ એમાં તેમની કૃત્રિમ મોટાઇ આડે આવે છેઃ વળી ગરીબોના તહેવારો ઘણી વખત મધ્યમ પણ કેળવાયેલા વર્ગને ઘૃણા ઉત્પન્ન થાય, એવી રીતે ઉજવવામાં આવે છે. એટલે જેમ ગામડામાં જીવન નથી, માટે ગામડાના ભણેલા શહેરમાં ભાગ્યા, તેમ જ આ તહેવારમાં પ્રાણ ને પ્રતિષ્ઠા નથી માટે મધ્યમ વર્ગે નવા તહેવારો રચવાની તૈયારી કરી તે યુવક સપ્તાહ.

યુવક સપ્તાહની અનેક માનસિક પ્રક્રિયામાંની આ તો એક જ છેઃ એ ઉપરાંત જેમ વિદેશમાં જુવાનો ઝુંબેશ ઉઠાવી રહ્યા છે, તેવું કાંઇક સ્વમ ઘડવાની ધગશ, જીવનમાં આટલો વખત મળતો ઉલ્લાસ, મધ્યમ વર્ગને એટલે ડૉકટરો, વકીલો, કારકુનો. સાધારણ વિદ્યાર્થીઓ વગેરેને, ગરીબોના કરતાં સમાજમાં મોટા ગણાતા સાથે મળવાનું થાય છે એ પ્રલોભનઃ એ બધાં કારણો, ભેગાં થઈ, આવા સપ્તાહની જરુરીઆત ઉભી કરે છે. શ્રીમંતો પોતે મધ્યમ વર્ગને દોરે છે એ અભિમાનથી પ્રેરાઇને આવા ઉત્સવની જરુરીઆત સ્વીકારે છે. એવી રીતે યુવક સપ્તાહમાં, ઘણાં ઇષ્ટ ને પ્રબળ તત્ત્વો સાથે થોડીક રજ પણ મળી છે. અને જતે દહાડે એ રજ સર્વસ્વ ન થઈ પડે એ સંભાળ રાખવા માટે આવું દોષ દર્શન—જો દોષદર્શન એને કહેવાય તો—અગત્યનું છે.

જુવાનીનો સમય જ એવો છે કે જ્યારે માણસ સમુદ્રના તરંગો પર ચડવાનું, પર્વતોનાં શિખર સર કરવાનું, જીવનવિગ્રહના બધા થાકને ખંખેરી ફરી તૈયાર થવાનું, અને જીવન તથા શક્તિ અનંત હોય તેમ છૂટે હાથે તેને વાપરવાનું પસંદ કરે છે. આ શક્તિ અનેક માર્ગે વેડફાઇ જાય કે ધ્યેય વિના છૂટા છૂટા યત્નોમાં વપરાઈ જાય, તો પ્રગતિ એટલી પાછી હઠે, અને દુનિયા એટલી વધારે ગરીબી ભોગવે.

દુનિયા છે તેથી વધારે સુંદર બનાવવા માટે ચિંતનશીલ પુરુષોએ જે કેટલાક વિચાર કર્યા હતા, તેમાંનો એક એ હતો કે જુવાનોની શક્તિ સંગ્રહવી પણ એકલી સંગ્રહેલી શક્તિ, કૃપણના ધનની માફક, સમાજને લાભ કરતાં નુકસાન વધારે કરે. માટે એ શક્તિ-દેવીને, જેમ બને તેમ, સંયમનાં આભૂષણથી શણગારવી. શક્તિની પાળરૂપે નહિ, પણ શક્તિના આભૂષણરૂપે સંયમને રહેવાનું. જ્યાં શક્તિ ને સંયમ બે ભેગાં થાય, ત્યાં એવું તેજ પ્રગટે છે, જે તેજને કોઇ પણ અંધકાર વિંટી જ શકતો નથી. જુવાનીના—જુવાનોની બધી જ પ્રવૃત્તિની—થનથનાટ કરતા હસતા કુદતા તરુણોની,—શક્તિ સંગ્રહવી એ યુવક સપ્તાહનો મુખ્ય ને પ્રધાન હેતુ હોઇ શકે: વેડફાઇ ગયેલી, અવળે માર્ગે ગયેલી, કે અનેક વર્ષના અભ્યાસને પરિણામે મશ્કરી ભરેલો આનંદ જ સમજનારી, કુંઠિત બુદ્ધિનું પ્રદર્શન કરવા માટે જ જો યુવક સપ્તાહ વપરાશે તો જેમ ગરીબ પણ અજ્ઞાન લોકોના ઉત્સવ, હવે તેમના જીવનમાં નવા પ્રાણ પુરવાનું કામ કરવાને બદલે, તેમની પ્રાણહાનિ જ કરે છે, તેમ યુવક સપ્તાહ પણ, ધીમે ધીમે, મધ્યમ ને શ્રીમંત વર્ગનું આનંદનું ધોરણ નીચે ને નીચે ઉતારવાનું જ કામ કરશે.

યુવક સપ્તાહ એક તરફથી શક્તિસંગ્રહનો તહેવાર છે, તો બીજી તરફથી, વ્યવસ્થા—પશ્ચિમના વિજયના મહામંત્ર—શીખવા માટેની પ્રાથમિક નિશાળ છે. વ્યવસ્થા શક્તિ એ મનુષ્યની ઉંચામાં ઉંચી કેળવણી છે. વ્યવસ્થા જાળવવા માટે, દરેકેદરેક મનુષ્ય બંધાયલો છે: પરંતુ સાથે સાથે જ, સાધારણ બુદ્ધિને પણ ઘૃણાસ્પદ લાગે તેવી અશક્તિને પણ વ્યવસ્થાને નામે ચલાવી લેવા માટે તે બંધાયેલો નથી. યુવાન તો શક્તિનો જ પૂજારી છે. જીવનના ગમે તે માર્ગમાં, જે કોઇ શક્તિ બતાવે તેને જ એ નમે. જ્યાં જ્યાં શક્તિ હોય ત્યાં જ એ પ્રણામ કરે. અશક્તિવાળું એક પણ કામ, એક ઘડીભર પણ, એ ચાલવા દે તો એની શક્તિપૂજા લાજે. યુવક સપ્તાહ એ શક્તિપૂજા હોવાથી એ સપ્તાહમાં તો જે કાંઇ ખરેખરું અસાધારણ હોય, જે કાંઇ ખરેખર શક્તિદર્શન કરાવે, જેમાં જેમાં સંગ્રહેલી શક્તિ લાગે, તેટલું અને માત્ર તેટલું જ દર્શન કરવા યોગ્ય ગણાય. સાત સાત દિવસના કાર્યક્રમમાં સૌથી અગત્યની વાત, વ્યવસ્થા તેમ જ સૌન્દર્યની દૃષ્ટિએ, એ જ ગણાવી જોઇએ કે જેમાંથી જુવાનોને પ્રેરણા ન મળે તેવો એક પણ કાર્યક્રમ અંદર આવી ન જાય.

યુવક સપ્તાહો ઉજવાય છે એમાં એક નવું તત્ત્વ ધીમે ધીમે પ્રવેશ કરે તો આખી પ્રજાનું શ્રેય થાય. આવા સમાહોમાં દરેક જગ્યાએ શ્રીમંતો મધ્યમ વર્ગ સાથે રહીને કામ કરતાં શીખે છે. પરંતુ હૃદયના ઉંડા ઉંડા ભાગમાં પણ રહી ગયેલો અભિમાનનો કાંટો જ્યાં સુધી ખેંચાઇ નહિ જાય, ત્યાં સુધી, એ મેળાપ, દુધસાકર જેવો નહિ, પણ પાણી અને કાંકરા જેવો રહેશે. જેમ જુના વખતમાં હજારોનાં ટોળાં, કોઇ સુંદર મેદાનમાં, પોતાના નગરની સમૃદ્ધિ—એટલે કે પોતાની જ ભાવિ પ્રજા જોવા માટે ભેગાં થતાં, અને તેમાં ચૂંટાયેલાં રત્નો, વહેલે મોડે, નગરને શોભાવે તેવાં પરાક્રમ કરીને, પોતાના શહેરને વધારે ને વધારે સુંદર બનાવ્યે જતાં, તેમ, આ સપ્તાહો પણ અંતે આવા જ કોઇ આદર્શની પાછળ પોતાનો સમય વ્યતીત કરવાનું વલણ ધરાવે તો જ એનું ખરું સ્વરૂપ બરાબર આવે. યુવક સપ્તાહની પ્રવૃત્તિ ગૂજરાતને શહેરેશહેર ફેલાતી જાય છે, એટલે એમાંથી એક મધ્યસ્થ સંસ્થા ઉભી કરી, તેને શક્તિમંદિર બનાવી દેવાની આવશ્યકતા છે. પરંતુ, જેમ ઘણીખરી પ્રવૃત્તિમાં બને છે તેમ, કાંઇ પણ આદર્શ વિના, આખા વરસ દરમ્યાન બેચાર વખત ભેગા

આપણા રિવાજ પ્રમાણે માણસ પોતાના દેહનો ઘણોખરો ભાગ બીજાઓની નજરથી છૂપાવે છે અને એથી ઢંકાયલા ભાગોની સ્વચ્છતા કે આકર્ષકતા માટે એને એટલી ચીવટ નથી રહેતી જેટલી હાથ મ્હોં વગેરે ઉઘાડા ભાગો માટે એને રહે છે. પુરુષ–પુરુષ વચ્ચેનો પડદો તોડવાનો (સ્ત્રી સ્ત્રી વચ્ચેનો પડદો તો હું ધારું છું કે બધા યે દેશોમાં તૂટી ગયેલો છે) આ રિવાજ આ દૃષ્ટિએ આવકાર લાયક ગણાય તો મર્યાદાની દૃષ્ટિએ અનુચિત લાગે. છતાં અહીં રહેનાર બધા માણસોને આ રિવાજને મને અથવા કમને આધીન થવું જ પડે છે અને કાળે કરી પ્રારંભનો સંકોચ છૂટી જાય છે ત્યારે આ રિવાજને અનુરૂપ માનસ બની જાય છે.

મૅજીક લૅન્ટર્ન સ્લાઇડઝ અને સીનેમા ફિલમનો ઉપયોગ શિક્ષણના વાહન તરીકે આ દેશમાં જેટલો થાય છે તેટલો બીજા કોઈ દેશમાં ભાગ્યે જ થતો હશે. પ્રાણ સંચારક વાયુ (Oxygen) અને એસેર્ટિલીન ગેસ (acertylene gas)નો ઉપયોગ રૂશિયન કોન્સલના આર્કોસ હાઉસની લોઢાની દિવાલ તોડવામા લંડનની પોલિસે કરેલો એમ છાપામાં વાંચેલું પણ લોઢાના મોટા ચોરસા ને ચોરસાની મનપસંદ આકૃતિ આ ગેસની જવાળાથી ત્રણ મિનિટમાં કપાતી જોઇએ છીએ ત્યારે આશ્ચર્ય થાય છે. જે આકૃતિને આરીથી કાપતાં વરસોના વરસો લાગે તે ત્રણ મિનિટમા કપાઇને જૂદી પડે છે ત્યારે વિદ્યુતની શક્તિનો સાક્ષાત્કાર થાય છે. અત્યાર સુધી ગંધકનો બજાર ઇટાલી અને સીસીલીને કબજે હતો. છેક્ષાં સાત વરસમાં મૅક્સિકો પાસે અમેરિકાએ ગંધક પેદા કરવા માડયો છે અને તે એટલો સસ્તો પડે છે કે ઇટાલી અને સીસીલીએ અમેરિકા સાથે સમાધાન કર્યું. દુનિયાના જુદા જુદા દેશોની વહેંચણી કરી, અમુક દેશોમા અમેરિકા ગંધક વેચે અને અમુકમાં ઇટાલી ગંધક વેચે એમ નક્કી કર્યું છે. ગંધક, તેજાબ, દીવાસળી અને કાગળના ઉદ્યોગમાં કામ આવે છે અને યુદ્ધની સામગ્રી તૈયાર કરવામા તો તેનો ખાસ ઉપયોગ છે. ઇટાલીની ગંધકને છૂટો પાડવાની જૂની પૂરાણી રીતને બદલે હવા અને ગરમ પાણીની નળી વચ્ચે ગંધકને ઉકાળી ૯૯ ટકા સ્વચ્છ સ્વરૂપમાં પેદા કરવાની રીતથી અમેરિકાને તે ખૂબ જ સસ્તો પડે છે અને એથી આજે અમેરિકા ગંધકના બજારનો રાજા છે. અને આ બધું ફિલમમાથી જાણવા મળે છે.

ફૉર્ડની નવી મોટરની યંત્રકળા (machinery) પણ ફિલમ દ્વારા ટેકના વિદ્યાર્થીઓને બતાવાય છે. અને આ ફિલમો માટે કૉલેજ એક પાઈ ખર્ચ કરતી નથી—એ ઉદ્યોગની કંપનીઓ જ એ ફિલમો પોતાને ખર્ચે તૈયાર કરે છે અને એ વિદ્યાર્થીઓને જોવા આપે છે અને કેટલીક વાર તો તે સમજાવવા પોતાના ખાસ માણસને મોકલે છે. ઉદ્યોગની પેઢીઓ અને શાળાઓ વચ્ચે અહીંઆ સહકાર છે, અસહકાર નથી. સહકાર પર જ અમેરિકાના પ્રજાકીય જીવનની ઇમારત રચાઈ છે અને એ સહકારમાં ઊંચ નીચનો, નાના મોટાનો, ગરીબ તવંગરનો કે સ્ત્રી પુરુષનો ભેદ નથી.

" સૃજેલાં શ્રીપ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે "

એ કાવ્યોક્તિને 'કાવ્યના પ્રદેશમાંથી ઉતારી જીવનમાં ઉતારનાર આ દેશ છે. અને એ પ્રજાકીય તત્વ (Democracy) અમેરિકાની જગતની સંસ્કૃતિને અનુપમ ભેટ છે.

લિ. નંદલાલના પ્રણામ.

# સ્વૈરવિહાર

કોઈ પણ વિદ્યાર્થીને હિન્દુઓના રીતરિવાજ ઉપર નિબંધ લખવાનું કહો તો તરત લખશે કે હિન્દુઓ વીવાવાજનને પ્રસંગે ઘણું ખરચ કરે છે તેને બદલે જાહેર સંસ્થાઓમાં પૈસા આપે તો દેશનું ઘણું કલ્યાણ થાય.

જરા વધારે વિચાર કરનારો માણસ શેઠ મંગળ ગિરધરને ત્યાં થયેલ ખરચ ઉપર કહેશે કે એમણે ખરચ કર્યું તેના કરતાં કોઈ સારી જગાએ પૈસા વાપર્યા હોત તો ઠીક. સામ્યવાદના કે બોલ્શેવિકીના સિદ્ધાન્તો જાણતો હશે તો કહેશે કે આ મિલકતની માલીકીની સંસ્થા જ ખોટી છે. કોઇને મિલકત જ ન હોવી જોઇએ, જેથી આમ વાપરી શકે અને દેશને નુકસાન કરે!

પણ આ બધા ટીકાકારોનું પોતાનું માનસ તો માલીકીનું અને મિલકતનું જ છે. જુઓ કે વરઘોડાને દહાડે કેટલા માણસો જોવા ગયા હતા અને ચકિત થતા હતા. "એક લાખની તો સાડી!" "દોઢ લાખની રોશની!" કોણ જાણે શા માટે પૈસા દેખીને માણસ સુધબુધ ખોઇ બેસે છે અને લાચાર જેવો થઈ જાય છે. કોઈ પૈસાદાર હોય, કોઇ ખરચ કરે, તેમાં આપણે આમ ઘાંઘા, હર્ષઘેલા આશ્ચર્યચકિત શા માટે થઈ જવું?

હું તો માનું છું કે પૈસા ખરચવા માટે ખરચનાર જવાબદાર છે તેટલા જ તે પૈસાથી ચકિત થનાર પણ જવાબદાર છે. પૈસાથી માણસ ચકિત ન થતો હોત તો કોઇ પૈસાદાર થવા પ્રયત્ન ન કરત—છેવટે પૈસો આવી રીતે ખરચત તો નહિ જ. પૈસાથી ચકિત થવું એનો અર્થ એ જ કે તમે પણ પૈસાદાર થઇ તે જ પ્રમાણે ખરચ કરવા ઇચ્છો છો.

× × ×

ધર્મસંસ્થાના ગાદીપતિઓ કોર્ટે ચડે છે ત્યારે તો બન્ને પક્ષ પર બારિસ્ટરો હોય છે. સ્વામીનારાયણના ગાદીપતિઓ, શ્વેતાંબર દિગંબરો, આગાખાનના કુટુંબનાંઓએ કઇક બારિસ્ટરોને રળાવ્યા છે. પણ સાંભળ્યું છે કે ઉત્તર હિન્દમાં આર્ય સમાજીઓ અને સનાતનીઓ શાસ્ત્રાર્થ કરે છે ત્યારે પણ દલીલો કરવા બારિસ્ટરોને બોલાવે છે!

ધર્મ પણ વાદી પ્રતિવાદી વચ્ચેનો વિષય છે એમ ઘણાં વરસોથી આપણા દેશમાં મનાતું આવ્યું છે. પહેલાં તો જે હારતો તે બીજાનો ધર્મ સ્વીકારતો પણ હવે તો કોઈ હારતું જ નથી એટલે વિવાદો સનાતન થયા છે.

પહેલાં ન્યાયશાસ્ત્રની ખોટી સાચી દલીલો શાસ્ત્રાર્થોમાં થતી. હવે કાયદાની બારીકીથી લડાઈઓ થાય છે.

કાયદાનો એક નિયમ એવો છે કે પ્રતિવાદી જે કાંઇ કહે તેનો લાભ પ્રતિવાદીને ન મળે પણ વાદી તેનો લાભ લઇ શકે. આપણા ધર્મમાં પણ આ ઉપરથી આપણે બીજાઓ જે કાંઈ કહે તેમાંથી આપણા લાભનું લઇને આપણા ધર્મનું ગૌરવ કરીએ છીએ. તેઓ

વિરુદ્ધ બોલે તે અસમ્મત પ્રતિવાદીના વચન પેઠે આપણને બંધનકારક નથી. લાભનું હોય તે લઇ લેવું, વિરુદ્ધનું છોડી દેવું. કેવો હંસ જેવો ક્ષીરનીર વિવેક! માટે જ જર્મનો જૈન ધર્મનાં વખાણ કરે ત્યારે જૈનો બહુ ખુશ થાય છે. પરદેશીઓ તેમના ધર્મનાં વખાણ કરે તો તેઓ લાખ્ખો ખરચવા તૈયાર છે. ભદ્રંભદ્ર પણ સનાતન ધર્મના સિદ્ધાન્તો માટે અમેરિકાના થિયોસોફિસ્ટનાં વચનો ઉતારતા. દરેક ધર્મ એમ પોકાર કરી રહ્યો છે કે મને કોઇ વખાણો, કોઇ વખાણો!

એટલા જ માટે દરેક ધર્મને પોતાનો માણસ પોતાના ધર્મ ઉપર ટીકા કરે તે અસહ્ય લાગે છે. પરધર્મીની ટીકાથી હમેશાં લાભ છે. તેની વિરુદ્ધ ટીકા બંધનકારક નથી અને લાભની ટીકાથી પોતાનો ધર્મ પુરવાર થાય છે. પોતાના ધર્મનો માણસ વખાણ કરે તેથી કશું પુરવાર થતું નથી અને ટીકા કરે તે બંધનકારક થાય છે! માટે ધર્મ માટે એક જ નિયમ કે તેનો સ્વતંત્ર અભ્યાસ બહારનાઓ પાસે કરાવવો. એ જ રીતે ધર્મનું સારામાં સારું રક્ષણ થાય. જેમ આપણા વ્યવહારનું રક્ષણ પરદેશીઓ કરે છે તેમ ધર્મરક્ષણ પણ એ જ કરે. અને વ્યવહારમાં જેમ રક્ષણ તેઓ કરે છે અને શાન્તિ આપણને મળે છે, તેમ ધર્મમાં પણ અભ્યાસ તેઓ કરે અને મોક્ષ આપણને મળે! શી ધન્યતા!

શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તો ઉપર અમદાવાદમાં એક જાહેર ભાષણ થયું. ભાષણ પૂરું થતાં આભાર માનતાં વસંતરામ શાસ્ત્રીજીએ કહ્યું કે આ સમારંભની કલ્પના કવિશ્રી ન્હાનાલાલને આભારી છે.

ખરી રીતે પરદેશીઓ કે પરધર્મીઓના વખાણના લ્હાવામાંથી આ હવેલીધર્મ કંઇક રહી ગયો છે. પ્રાચીન વૈદિક દર્શનોનાં વખાણ મૅક્સમ્યૂલર, શૉપનહાઉર વગેરેએ કર્યાં. આ વૈષ્ણવોનાં વખાણ એવાં કોઇએ હજી નથી કર્યાં. ઊલટું કમભાગ્યે કરસનદાસ મૂળજીના મહારાજ લાઇબલ કેસથી સુધારાનું આખું ય નવું તંત્ર તેની વિરુદ્ધ મોરચો બાંધી પડેલું છે. દયારામ કવિ, ભક્ત કવિ ભીંગ સામે પણ તેમનો અનાદર છે ત્યાં વૈષ્ણવોને જડી ગયા કવિરાજ ન્હાનાલાલભાઇ. અને કવિરાજની છેલ્લાં થોડાં વરસની વૈષ્ણવ સંપ્રદાયની સેવા પણ કાંઇ ઓછી નથી. પણ એમાં પણ પરધર્મી નહિ, પરદેશી નહિ, પણ પરવિષયીની ટીકાનો લાભ વૈષ્ણવો દેખે છે. કવિશ્રી, દયારામભાઈનાં વખાણ કરે તે કબુલ, વૈષ્ણવ સંપ્રદાયના વિશાલ સાહિત્યનાં વખાણ કરે તે કબુલ. વૈષ્ણવ ષોડશીનો અનુવાદ કરે તે કબુલ, પણ પ્રસ્તાવનામાં વૈષ્ણવ ધર્મને એક નાની સૂની સૂચના કરે—એટલી જ કે સ્ત્રીઓને બ્રહ્મસંબંધ આપવાની ક્રિયા ગુંસાઇ કુટુંબની સ્ત્રીઓ જ કરે—તેના ઉપર વૈષ્ણવોએ કદી સભા ભરી? કે તે અમલમાં મૂકવા કાંઈ કર્યું? વૈષ્ણવ ભાઇઓ એ ત્રણ કે ચાર સૂચનાઓ વિચારી જોશે?

આપણા ધર્મોને આધુનિક હોવાનાં વખાણ સાંભળવાં છે છતાં આધુનિક થવું નથી. એક પણ આધુનિક પ્રશ્ન ઉપર વિચાર કરવો નથી. એ સભાના વ્યાખ્યાતા, જેઓ શ્રીનાથદ્વારની ગાદીના ટીકાયત છે, તેમને માટે એવાં વખાણ સાંભળ્યાં કે તેમને સારું ભાષણ કરતાં આવડે છે, ટેનિસ ક્રિકેટ વગેરે રમતાં આવડે છે. આટલાથી આધુનિક થવાય! શ્રીમંતોના દીકરાઓ પણ બંગલા બંધાવી, ઉત્તમ સીગરેટ કે વ્હીસ્કી પી, કે અંગ્રેજી પલંગોમાં સૂઈ આધુનિક થાય છે. પણ એમ આધુનિક થઈ જવાય? તેમની ગાદીની ઉપજના ૧૦ કે

૧૨ ટકા ગોપાલનમાં જાય છે. આપણા કેટલાક દરબારોના લગભગ એટલા ટકા કેળવણી કે દવાખાના વગેરેમાં જતા હશે તેટલાથી આધુનિક થઇ જવાય ? ધર્મ જો જીવન્ત અને સમાજનો રક્ષક હોય તો દેશનાં મહાન પ્રશ્નો વિશે વિચાર કરી પોતાના અનુયાયીઓને દોરવા જોઈએ કે નહિ ? ઑક્સફર્ડ કેમ્બ્રિજ મૂળ ધર્મ સંસ્થાઓ હતી તે હાલ યુનિવર્સિટીઓ છે, હાલનાં મંદિરો, ગાદીઓ, દેરાસરો, જમાતો વગેરેની ઉપજ એક યુનિવર્સિટી ચલાવે તેટલી નથી ?

અને આ તો હિન્દુ મહાસભા સાથે અસ્પૃશ્યતાને કારણે સંબંધ પણ ન રાખી શકાય!

ગ્રેજ્યુએટો પણ જ્યારે ડાહ્યા થઈ અસ્પૃશ્યતાની દલીલો કરે છે ત્યારે તો સમજાતું નથી કે આ તે ધર્મમાં, બુદ્ધિમાં, શિક્ષણમાં કે વાણીમાં ક્યાં દોષ છે !

× × ×

દ્વિતીય છાત્રાલય સંમેલન અમરેલીમાં ભરાયું. ત્યાં પણ અસ્પૃશ્યતાનો પ્રશ્ન આડો આવ્યો. અમરેલી ગાયકવાડી, અને ગાયકવાડ-સરકારે સૌના પહેલાં જાહેર સંસ્થામાં સ્પર્શાસ્પર્શનો બાધ કાઢી નાંખ્યો છે. અહીંની શાળામાં અંત્યજો જાય, અહીંની લાઇબ્રેરીમાં અંત્યજો જાય, અહીંની રાજકીય અને વહીવટી સભાઓમાં અંત્યજો જાય; પણ છાત્રાલય સંમેલનમાં અંત્યજો અને તેમને સ્પર્શ કરનારા જુદા બેસે !

મહાન વૈષ્ણવ નરસિંહ મહેતા ઢેઢને ત્યાં ભજન કરવા ગયા હતા અને અત્યારે વૈષ્ણવો જ સ્પર્શાસ્પર્શના સર્વથી બળવાન ટકી રહેલા કિલ્લાઓ છે. અને તેમનાં કોમી છાત્રાલયો સ્પર્શાસ્પર્શનો વારસો પોતાના છાત્રોને ન જોઇતો હોય તો પણ આપે છે !

× × ×

અમરેલી ગામ ઘણું ચોખ્ખું છે. ગુજરાતમાં ચરોતરમાં એવી જ જાહોજલાલીવાળાં, ચોખ્ખાં, સુઘડ અને મોટાં ઘરોવાળાં ગામો મળી આવે. પણ કાઠિયાવાડ કરતાં ત્યાં ધૂળ વધારે ઉડે છે. બીજું ગંદકીનું કારણ પાણીની બહોળાશ ગણવી જોઈએ. પાણી છે તો મૂળ વધારે ચોખ્ખાઈ માટે, પણ આપણે ત્યાં તેથી ગંદકી વધે છે. ચરોતરનાં ઘણાં ખરાં ગામોનાં બોરિંગથી આખા ગામને પુષ્કળ પાણી મળે છે, અને ઢળે છે. પણ ત્યાં પાણીના નિકાસ માટે એવી સગવડ તેઓ કરી શકતા નથી. બોરિંગ કરાવવા જેટલા પૈસા તેમની પાસે છે, પણ મોટાં શહેરોની માફક ગટરો કરાવવા જેટલા નથી. આપણે પશ્ચિમની રીતભાતોમાંથી કડકે કડકે ઉછીનું લઈ સુધારો કરીએ છીએ તેથી એક ઉપાય કરતાં નવા અપાયો થાય છે તેને પહોંચી વળાતું નથી. આ પ્રશ્ન આપણે માટે વિકટમાં વિકટ છે.

અમરેલીમાં એક વાત ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. કોઇ પણ સામાન્યમાં સામાન્ય રિપોર્ટ જુઓ કે કોઈ પણ સામાન્યમાં સામાન્ય ભાષણ સાંભળો, પ્રસંગ રાજ્ય સાથે સંબંધ ધરાવતો હોય કે કોઇ સ્વતંત્ર જ હોય, પણ લખનાર કે બોલનાર જરૂર મહારાજા સાહેબનાં વખાણ કરવાનો, તેમનાં વાક્યો ટાંકવાનો. મને નવાઇ લાગે છે કે શ્રીમંત પોતે કે તેમનો કોઇ અધિકારી એકાદ ટિપ્પણ કાઢી આ બંધ કેમ કરાવતો નથી !

આની અસર લોકો ઉપર અને વિદ્યાર્થીઓ ઉપર જરૂર ઘણી ખરાબ થાય. શરૂઆતથી જ પોતે ન સમજે તેવી રીતે તેઓ ખુશામતિયા અને પરબુદ્ધિને અનુસરનારા જ

થઈ જાય, આખા કાઠિયાવાડમાં જ્યાં એકરાજ્યપદ્ધતિ છે ત્યાં આવી ખુશામતની ટેવ ઓછી વત્તી પડે જ.

પણ રહો, ગુજરાતમાં પણ એમ નથી? ત્યાં પણ કોઇ પણ જાહેર પ્રસંગે કલેક્ટર કે કમિશ્નર જ આજ સુધી પ્રમુખ થતા નહિ? કોઈ પણ જાહેર પ્રસંગે તેમને જ આમન્ત્રણ થતું નહિ? અલબત્ત એ સરકારી અમલદારો વધારે સૂક્ષ્મ અને વધારે બુદ્ધિવાળા એટલે એમની ખુશામત પણ વધારે સૂક્ષ્મ. એવો જ બીજો વર્ગ અમદાવાદના અને બીજાં મોટાં શહેરોના શેઠિયાઓનો. કાઠિયાવાડમાં દરબારો છે તેટલા જ કે તેથી વધારે અને તેટલી જ કે તેથી વધારે ઉપજવાળા શેઠિયાઓ ગુજરાતમાં છે, અને તેમની ખુશામતો પણ કાંઇ ઓછી નથી થતી. તેમની સરાસરી સંસ્કારિતા પણ કલેક્ટર કમિશ્નર જેટલી ન મુકાય, અને કાઠિયાવાડના રાજાઓ કરતાં બહુ ઊંચી પણ ન અંકાય!

× × ×

જ્યાં જાઓ ત્યાં યુવાનો ભેગા થાય કે તરત બંડ કરવાની વાતો કરે છે. "તમે ઘરડાઓ ગમે તેમ કહેશો પણ અમે જરૂર બંડ કરવાના." પણ આ બંડની અનેક વારની ધમકી છતાં યુવાનોનું બંડ હજી સુધી ક્યાંય દેખાતું નથી.

વઢવાણમાં વરસેક ઉપર યુવક મંડળ કોઇ વિચિત્ર નામ નીચે મળ્યું. ભાષણોમાં અને ચર્ચામાં યુવાનોએ અનેકવાર કહ્યું કે અમે બંડ કરીશું. પણ યુવક મંડળનું બંધારણ ઘડવાની વાત આવી ત્યારે અંત્યજોને પોતાના મંડળમાં દાખલ કરી શક્યા નહિ!

એક વખત એક રાજાએ શહેરમાં ફરતાં, કોઇ બાવાને પગમાં કાપ મૂકી લોહી કાઢી પૈસો માગતાં દીઠો. રાજાને થયું કે આ એક પૈસા માટે હાથે કરીને શરીર પર ઘા મારે છે તો આવા બાવાઓને પગાર આપી લશ્કરમાં રાખ્યા હોય તો બહુ બહાદુર ટુકડી થાય. રાજાએ એવી ટુકડી બનાવી. તેના પર શત્રુ ચઢી આવ્યો. કારભારીએ બાવાની ટુકડી શત્રુ સામે લડવા મોકલવા સલાહ આપી. ટુકડી ગઇ. અને ટુકડી શત્રુ પાસે જતાં 'હરહર મહાદેવ' કે એવી કોઈ લડાઇની બૂમ મારવાને બદલે કહેવા લાગ્યા, "રગ સમાલકે લડના."

બાવાઓ જ્યારે પૈસા માટે લોહી કાઢતા ત્યારે ધોરી નસ કપાઈ ન જાય તેની સંભાળ રાખીને કાપ મૂકતા. અહીં શત્રુ સામે લડતાં પણ તેઓ ધોરી નસની સંભાળ રાખી લડવાની એક બીજાને ચેતવણી આપવા લાગ્યા. લડાઇના ઉત્સાહમાં ક્યાંક ધોરી નસ ઉપર ઘા પડી જાય તો!

<u>આપણા યુવાનોને</u>

જોઇએ છીએ, જોઇએ છીએ,
જેમાં આધિ વ્યાધિ ઉપાધિ જરા પણ ન હોય,
જેમાં તન મન ધનને જરા પણ હાનિ ન પહોંચે,
જેમાં પુત્ર મિત્ર કલત્રને જરા પણ વાંધો ન આવે,
એવું બંડ કરવાનું, બંડનો જશ મેળવવાનું,
કોઈ ક્ષેત્ર કે વિષય.

× × ×

છાત્રાલય સંમેલનમાં પ્રમુખશ્રી કાકાસાહેબ સાથે પ્રશ્નોત્તરી ચાલતાં દરમિયાન શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર તરફથી ચાલતા હસ્ત લિખિત 'દૈનિક'માં નીચેના લેખને, તંત્રીની પરવાનગી વિના, સ્મરણમાંથી ઉતારીએ છીએ તેને માટે તંત્રીશ્રી માફ કરશે એવી આશા છે.

કેટલાક નહિ પૂછાયેલા અને નહિ પૂછવાના પ્રશ્નો.

(૧) પ્રમુખશ્રીને પૂછવાનો કોઈ પ્રશ્ન ન હોય ત્યારે કયો પ્રશ્ન પૂછવો ?

(૨) હિન્દુસ્તાનમાંથી કોમો નાબુદ થાય ત્યારે કોમી છાત્રાલયોનું શું કરવું ? તેમાં કેવા પ્રકારના છાત્રોને દાખલ કરવા ?

(૩) છાત્રાલયના આદર્શો સિદ્ધ થવા માટે છાત્રોનાં માબાપોએ શું કરવું, કેવી રીતે છાત્રાલય સાથે સહકાર કરવો એ પ્રશ્ન ચર્ચાય છે. પણ કેટલાક છાત્રો પરણેલા હોય છે અને છોકરાંવાળા હોય છે તેમનાં પત્ની–છોકરાંએ એ આદર્શ સિદ્ધ કરવા શું શું કરવું, શું શું ન કરવું ?

(૪) છાત્રાલયના ગૃહપતિ અને તેમનાં પત્ની, કાંઈ પણ સંકોચ વિના, અંદર અંદર લડીને ગૃહસ્થાશ્રમનો લ્હાવો લઇ શકે તે માટે, ગૃહપતિગૃહ છાત્રાલયગૃહથી કેટલું દૂર જોઇએ ?

અમે આશા રાખીએ છીએ કે આ પ્રશ્નો સાથે સંબંધ ધરાવતા અને નહિ ધરાવતા જિજ્ઞાસુએ આ પ્રશ્ન પૂછીને મૂળ લેખકના આશયને ધોકો પહોંચાડી તે લેખકને ફરિયાદ કરવાનું કારણ નહિ આપે.

ઉપરનો લેખ 'દૈનિક'માંથી લઈ લીધા બદલ નીચેનો એક નિબંધ અમે સદર દૈનિકને પ્રસિદ્ધ રીતે આપીએ છીએ.

વિષય: અમદાવાદની કેટલીક દુકાનો અને કેટલાંક કોમી છાત્રાલયોની તુલના કરો:—

કન્યાની અછતવાળી કોમનો કોઇ પણ માણસ જ્યારે ઘણાં વરસો સુધી વાંઢો રહી જાય છે ત્યારે તે અમદાવાદમાં દુકાન કાઢે છે. ઓછી મૂડીમાં નિર્વાહ થઇ શકે એટલા માટે તે ઘણે ભાગે પાનની દુકાન કાઢે છે. પોતાની નાતજાતમાં 'અમદાવાદમાં દુકાન' હોવાની પ્રતિષ્ઠાથી તેને આખરે કન્યા મળી રહે છે.

કન્યાની અછતવાળી કોમમાં કોઇ પણ માબાપોને જ્યારે લાગે છે કે પોતાનો દીકરો ઘણાં વરસો સુધી કુંવારો રહી ગયો છે ત્યારે તેઓ તેને કોઇ પ્રતિષ્ઠિત છાત્રાલયમાં ભણવા રાખે છે. એવા છાત્રાલયની પ્રતિષ્ઠાથી તેને આખરે કન્યા મળી રહે છે.

કન્યા મળ્યા પછી પેલો દુકાનદાર દુકાન વેચે છે ત્યારે તેને મૂળની મૂડી મળી રહે છે. પેલાં છાત્રનાં માબાપોને એ પ્રમાણે પોતાના છોકરાનાં વરસોના બદલામાં કશું મળતું નથી એટલો જ ફેર રહે છે.

સ્વૈરવિહારી

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## થરપારકરના ભીલો

**નામનો અર્થ**

થરપારકર એ સિંધના સાત જીલ્લા પૈકીનો એક હોવા છતાં ઘણી બાબતોમાં સિંધથી નોખો તરી આવે છે. પશ્ચિમની સરહદ તરફની જમીન બાદ કરતાં સિંધની જમીન એકંદરે સપાટ છે, ને વરસાદ ઓછો હોવા છતાં નહેરના પાણીની સગવડના પ્રમાણમાં ઓછીવત્તી ફળદ્રુપ છે. જ્યાં જ્યાં થરપારકર જીલ્લામાં રેતીના મોટા મોટા થર–ટેકરા આવેલા છે, ને જે ભાગ સપાટ છે ત્યાં પણ જમીન રેતાળ હોવાથી બરાબર પાક થતો નથી. 'થરપારકર' શબ્દનો અર્થ પણ થર=ઊંચા રેતીના ટેકરાઓવાળી જમીન, ને પારકર=નીચી સપાટ જમીન ( sandy high lands and low lands ) એવો થાય છે.

**સીમા ક્ષેત્રફળ**
**વસ્તી**

આ જીલ્લાની ઉત્તરે ખૈરપુરનું દેશી રાજ્ય, પૂર્વે મારવાડનો રેતાળ મુલક, દક્ષિણે કચ્છનું રણ તથા પશ્ચિમે સિંધનો હૈદ્રાબાદ જીલ્લો આવેલો છે. જીલ્લાનું ક્ષેત્રફળ ૧૩,૬૩૮ ચો. માઇલ છે, જેમાંથી ૧૦,૫૪૩ ચો. મા. જેટલો ભાગ રેતીના રણનો હોઇ વેરાન છે. વિસ્તાર આટલો બધો હોવા છતાં ઇ. સ. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે વસ્તી માત્ર ૩,૯૬,૩૩૧ માણસની છે. જીલ્લો ક્ષેત્રફળમાં પંચમહાલથી લગભગ સાતગણો હોવા છતાં વસ્તી પંચમહાલ કરતાં સહેજ જ વધારે છે. જીલ્લાનું દર ચો. માઇલે વસ્તીનું પ્રમાણ માત્ર ૨૯ છે. અને કેટલાક તાલુકાઓમાં તો–દીપલો તથા ખીપરોમાં–૧૨ થી વધારે નથી. આખા જીલ્લામાં મોટાં શહેર બે છેઃ મીરપુરખાસ તથા ઉમરકોટ, અને તેમની વસ્તી અનુક્રમે ૪,૮૫૬, ને ૩,૯૭૯ છે.

**વસ્તી ઓછી હોવાનું કારણ**

વસ્તી આટલીબધી ઓછી હોવાનું કારણ કુદરતી સાધનો (natural resources)ની તંગી છે. જીલ્લાના મીરપુરખાસ, નાળાવિભાગ તથા થરવિભાગ એમ ત્રણ ભાગ પાડેલા છે. તેમાં નહેરોની સગવડ માત્ર મીરપુરખાસ વિભાગમાં જ છે સિંધુ નદીના જમરાઉ નહેરમાંથી આ વિભાગની જમીનને પાણી મળે છે. ને તેથી આ વિભાગમાં કપાસ તથા ઘઉંનો પાક સારા પ્રમાણમાં થાય છે. એ જ કારણને લઇને બીજા બંને વિભાગ કરતાં આ વિભા:

ગમાં વસ્તી વધારે ગાઢી છે. (દર ચો. ગાઉએ ૯૦) નાળા વિભાગની થોડી જમીનને (ઉમરકોટની આસપાસ) પણ નહેરનું પાણી મળે છે; પણ થરવિભાગ કે જેમાં ચાર પંચમહાલ જીલ્લા આખા સમાઈ જાય, તેમાં ખેતીને માટે પાણીની બીલકુલ સગવડ નથી. ટેકરાટેકરી હોવાથી નહેરો આવી શકે તેમ છે જ નહિ. વરસાદ પણ ૧૦ ઈંચથી વધારે પડતો નથી. અને કુવા તો નગર તાલુકા સિવાય આખા થરમાં એટલા ઊંડા છે કે આપણને ઉપરથી જોતાં પાણીનાં દર્શન પણ મહામુશ્કેલીએ થાય. મીઠી તાલુકામાં ૧૦૦ અને છાછરા તાલુકામાં ૨૦૦ થી ૨૫૦ ફીટ સુધી કુવા ઊંડા હોય છે; ને ઘણીવાર ચાર મણ પાણીથી ભરાય એવડો નાનો કોસ બહાર કાઢતાં પણ વારા ફરતી બળદની બે કે ત્રણ જોડ બદલવી પડે છે. તળાવો નહિ જેવાં જ છે; અને પારકર–નગર તાલુકા–સિવાય બીજે ચોમાસાના ચાર મહિના પણ તેમાં પાણી ટકતું નથી એટલે પાણીનો બધો આધાર ઊંડા કુવાઓ ઉપર જ છે. આઠ દસ મહિના સુધી, ગામોગામ વસ્તીના પ્રમાણમાં, કુવાઓ ઉપર સારો દિવસ કોસ ફર્યા જ કરે છે. મીઠીમાં આશરે બે હજાર માણસની વસ્તી છે ત્યાં લગભગ ૪૦ કુવા ઉપર દરરોજ કોસ ચાલુ હોય છે. ન્હાવા ધોવાનું, પીવાનું તથા ઢોરને પાવાનું પાણી પણ કોસનું જ હોય છે. જમીન ખેતી માટે લગભગ નિરુપયોગી જેવીજ છે, પણ ઘાસચારો ઘણો હોવાથી લોકો ગાય, બળદ, ઊંટ, ઘેટાં, બકરાં, તથા ગધેડાં મોટા જથ્થામાં રાખે છે. પાણીની અછતને લીધે એ બધાં ઢોરઢાંકને ઉછેરવાનું બહુ મુશ્કેલ થઇ પડે છે. ઢોરના પાણી માટે માસિક ચાર આનાથી આઠ આના સુધી આપવા પડે છે.

**વસ્તીનું વર્ગીકરણ**

વસ્તીના ૫૪ ટકા મુસલમાનો તથા ૪૬ ટકા હિંદુ છે. ખ્રિસ્તીઓ નહિ જેવા જ છે. એમની સંખ્યા ઇ. સ. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે માત્ર ૮૩ (૬૪પુ+૧૯ સ્ત્રી)ની છે. થરપારકરમાં મીશનરીઓનું એક પણ થાણું નથી. હિંદુઓ માત્ર આ જ જીલ્લામાં આટલા સારા પ્રમાણમાં છે. સિંધમાં એકંદરે હિંદુઓની વસ્તી ૨૪ ટકાથી વધારે નથી. હિંદુ વસ્તીનું વર્ગીકરણ ઈ. સ. ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે નીચે જણાવ્યા મુજબ છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ભીલ | ૪૦,૫૭૬ | ૫ | વાણિયા લુહાણા માહેશ્વરી | ૨૧,૮૬૨ |
| ૨ | ઢેડ | ૪૫,૩૨૩ | | | |
| ૩ | કોળી | ૧૫,૯૯૯ | ૬ | બીજા | ૫૫,૮૪૯ |
| ૪ | રજપુત | ૧૪,૫૯૭ | | | |
| | | | | કુલ | ૧,૯૪,૨૦૬ |

ઈ. સ. ૧૯૧૧ માં જીલ્લાની કુલ વસ્તી ૪,૩૩,૩૯૮ હતી; એટલે સને ૧૯૨૧ માં ૩૩,૯૧૨ થઈ એટલે એમાં તો ૧૬ ટકા જેટલો ભારે ઘટાડો થયો છે. આ ઘટાડાનું એક કારણ તો એ છે કે જીલ્લાનાં ગામોમાં કેટલીક વધઘટ કરવામાં આવી છે. ભીલની વસ્તી ઘટવાનું બીજું એ પણ એક કારણ છે કે થરમાં ગુજરાનનાં સાધન પુરતાં નહિ મળવાથી વધારે સારી મજુરી મળવાની આશાએ ઘણા ભીલો સિંધના બીજા જીલ્લાઓમાં, ખાસ કરીને પાસે આવેલા હૈદરાબાદ જીલ્લાનાં ગામોમાં ચાલ્યા જાય છે. હૈદરાબાદ જીલ્લામાં ભીલની વસ્તી ૧૩,૪૯૧ માણસની છે.

હુમલો એ થશે. એ હુમલો આ સૈકાની મધ્ય પહેલાં આવશે કે પછી તે કોઈ પણ જણ ખાત્રીથી કહી શકે નહીં. પણ તે અટકાવવાનો એક માત્ર ઉપાય તરીકે સમગ્ર હિન્દે યુદ્ધ માટે સજ્જ થઈ તૈયાર ઉભેલ પ્રજા તરીકે જગત આગળ દેખા દે. અને તેમ કરવા માટે હિંદે ઓછામાં ઓછાં એક જમાના સુધી તો લશ્કરી ભારથી સજ્જ થયેલ પ્રજા તરીકે પોતાનું સમગ્ર બલ દેશના રક્ષણ અર્થે બહાર મૂકી શકે એવી સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું પડે. ત્યારે જ દેશને આત્મવિશ્વાસ આવશે અને બહારના જગતને અને ખાસ કરી વાયવ્ય ખૂણાના જંગલી લોકોને તે બતાવી શકશે કે તેના પોતામાં અત્યારે કેટલું સામર્થ્ય છે. વળી સાથે સાથે આપણી પ્રજાના જુદા જુદા વિભાગની ઈર્ષ્યા અને વિભાગો પણ ત્યારે જ તૂટશે. હિન્દુ મુસલમાન, બ્રાહ્મણ બ્રાહ્મણેતર ઉચ્ચ તથા નીચ વર્ણ, પંજાબી અને મદ્રાસી આ બધા આજે એક બીજા સાથે લડે છે કારણ બધામાં નિયમનની સરખી ખામી છે, દરેક બીજાની શક્તિને અવગણે છે અને બીજાની ન્યાયવૃત્તિમાં વિશ્વાસ ધરાવતા નથી: ટૂંકામાં દરેક પોતાની જાત કે વર્ગ કે પ્રાન્તને સમગ્ર દેશના કરતાં વધુ માને છે. વિશાળ પાયા ઉપર રચાયેલ લશ્કરી નિયમન જ્યારે આપણા દેશમાં દાખલ થશે અને તે પણ **થોડા ચૂંટી કાઢેલા જણ માટે નવરાશના વખતની ગમત તરીકે નહિ પણ દરેક પ્રાન્તના હજારો યુવાનોના ગંભીર કામ તરીકે** જ્યારે એ પ્રવર્તશે અને કેટલાંક વર્ષો સુધી લાગલાગટ તેની અંદર સમગ્ર દેશ લાગ્યો રહેશે ત્યારે જ બીજી બધી પ્રવૃત્તિઓ કરતાં આથી જ ખરો સુધારો થશે એમ અમારું દૃઢ માનવું છે. આથી દરેક વ્યક્તિ પોતાની અનિયંત્રિત લાગણીઓને વશ થઈ એકદમ મારફાડ ઉપર જતાં અટકશે. વ્યક્તિઓને સમૂહોમાં અને સમૂહોને મોટા મોટા સમૂહમાં ગોઠવી, દરેક વ્યક્તિને પોતાને લાયક કામ માટે યોગ્ય હુકમની દરકાર રાખતાં શીખવશે અને દરેક સૈન્યનો ઉપરી પોતાની જવાબદારી સમજી જરૂરીયાત પ્રમાણે જ હુકમ છોડશે. આથી બધાને અને દરેકને વિશ્વાસ પ્રાપ્ત થશે, દરેક માટે માન પેદા થશે, અને આમ કરી હિન્દુ મુસલમાન સર્વ વર્ગને એક બીજાની સાથે ઉભા રહી હિન્દ મૈયાની નોકરીમાં સરખા ભાગીદાર તરીકે યોજીને બાંધુભાવની લાગણીઓ પેદા કરશે. આ પ્રકારનું હિન્દ મૈયાનું દૃશ્ય બંકિમચંદ્રે ગયા સૈકામાં જોયેલું. પણ ત્યાર પછી તો ઘણો સમય વીતી ગયો છે અને હિન્દમાં નવો યુગ આરંભાયો છે. તેવે વખતે આ દૃશ્ય મૂર્તિમંત કરવાનો સમય આવ્યો છે. હું જાણું છું કે ઘણા હિન્દુઓને ચંદ્રગુપ્તના વિજયો કરતાં અશોકના સમયની શાંતિ વધારે પસંદ છે. **ઇતિહાસનું સ્પષ્ટ શિક્ષણ છે કે અશોકની શાંતિના યુગની તૈયારી માટે ચંદ્રગુપ્તના વિજયનો યુગ પણ એટલો જ જરૂરનો હતો.** ઓગણીસમી સદીમાં યૂરોપમાં ઇટાલીની એકતાનો સવાલ વધુ મુશ્કેલ છે. ઈ. સ. ૧૮૬૭ થી તે ચીનો–જાપાની તથા રશો–જાપાની વિગ્રહના સમય સુધી જાપાને જે દૃઢતાથી પોતાના દેશને દુશ્મનથી બચાવી શકનાર સ્વતંત્ર રાજ્ય તરીકે જગત પાસે સ્વીકાર કરાવવા જે જે ભગીરથ પ્રયત્નો કર્યા હતા તેના જેટલો જ વિકટ સવાલ હિન્દના સ્વરાજ ભોગવનાર સંસ્થાન તરીકે સ્વીકારવાનો છે અને એ મહત્ત્વાકાંક્ષા બર લાવવા હિન્દે પણ એવા જ આત્મભોગ આપવા તૈયાર રહેવું જોઇશે. સુભાગ્યે ઇંગ્લાંડની આગેવાની હોવાથી આ અશક્ય નથી અને ઇંગ્લાંડ હિન્દને આ બાબતમાં મદદ કરવા બંધાઇ ચૂક્યું છે.

આ ફેરફાર કેવી રીતે અમલમાં મૂકવા એ બહુ ગહન સવાલ છે અને તેમાં સરકારના લશ્કરી અમલદારોની સલાહ સર્વોપરિ ગણાવી જોઇએ; અને તેઓની વિચારણા માટે કર્તા એક યોજના આગળ ધરે છે. તેના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છેઃ–

આજ સુધી હિન્દી સૈન્યમાં લશ્કરી બંધારણ જાતિ ઉપર રચવામાં આવતું હતું અને તે પ્રમાણે શીખ પલટણ, જાટ પલટણ, ગુરખા પલટણ વગેરે પલટણો થતી. આ રિવાજ હવે છોડી દઇ સરકારે મિશ્ર વર્ગોમાંથી પલટણો બનાવવા માંડી છે અને લેખકના અભિપ્રાય પ્રમાણે આ જાતીય વિભાગો દૂર કરી તેને બદલે પ્રાન્તેપ્રાન્તમાં પ્રાન્તીય વિભાગ ઉપર પલટણોને રચવી જોઇએ. આ પ્રમાણે બનેલી પલટણોને સખત કસરત કરાવી બધી લશ્કરી ફરજો અદા કરતાં શીખવવી અને પછીના બે વર્ષોમાં તેને હિન્દના જુદા જુદા ભાગનાં હવાપાણીથી વાકેફ કરવાં તથા તે તે સ્થળોની લશ્કરી જરૂરીઆતો સમજાવવી; વળી છેલ્લા વર્ષમાં તો તેમને હિન્દની સરહદ પર ક્વેટા, રાવલપિંડી, પેશાવર વગેરે ઠેકાણે રોકવા. પહેલાં ત્રણ વર્ષ નિયમિત લશ્કરી નોકરીમા ગાળી પછી તે પલટણ અનામત લશ્કરમાં જોડાય અને તેમાં બીજાં ત્રણ વર્ષ ગાળે. આ સમય દરમિયાન તેણે દર ૭ માસે એક માસ સખત લશ્કરી નોકરીમાં ગાળવો. અને તે પછી છેલ્લાં ત્રણ વર્ષમાં બીજો અનામત લશ્કરના વિભાગ તરીકે ગાળવા. આમ ૧૮–૨૦ ની ઉંમરથી ૨૭–૨૯ ની ઉંમર સુધીનો દરેક હિન્દી લશ્કરી સૈનિક બની તેની બધી ફરજો અદા કરતાં શીખે. અને જેમ જેમ આ ટુકડીઓ તૈયાર થતી જાય તેમ તેમ તેમની સંખ્યાના પ્રમાણમાં બ્રિટિશ સૈન્ય ઓછું કરતા જવું અને આ આખા ફેરફારનું સમયપત્રક એવી રીતે રચવું કે તે પૂરો થતાં એક જમાનો (૩૦ વરસ) લાગે. આવી યોજના તૈયાર કરી તે અમલમાં મૂકવામાં આવે તો દેશની સલામતિને કાંઇ પણ ધાસ્તી વગર ધીમે ધીમે હિન્દ રાષ્ટ્રીય સૈન્ય ધરાવતું થાય અને એ સ્થિતિ પ્રાપ્ત થતાંની સાથે ઇગ્લાંડ હિંદ તરફની પોતાની ફરજોથી મુક્ત થયું કહેવાય.

વળી લશ્કરમાં ભરતીને માટે પ્રાન્તીય વર્તુલો ગોઠવી દરેક પ્રાન્તમાંથી તેની રૈયતની સંખ્યાના પ્રમાણમાં ભરતી કરવી એવી ગોઠવણ થવી જોઇએ આથી લશ્કરી નિયમન[Military disciplins]અને તેને અંગે પ્રસરતી વિચાર શ્રેણીઓ ધીમે ધીમે દેશના બધા વર્ગોમાં પ્રચલિત થઈ જાય અને દેશની મુશ્કેલીના વખતમાં પ્રજાનો દરેક આદમી પોતાની વયના પ્રમાણમાં અમુક લશ્કરી કામ કરવા યોજાયલો છે એવું ભાન પ્રસરે. આથી અમુક જાતો લડાયક છે એવો ખોટો ખ્યાલ આપણામાં પેસી ગયો છે તે દૂર થાય, અને પ્રજાના દરેક વર્ગમાં લશ્કરી નોકરી એ માનપ્રદ કાર્ય ગણાય. આવી સંસ્થિતિ ઉભી થાય ત્યારે દેશનું સામાન્ય લશ્કરી ખર્ચ, મધ્યસ્થ સરકાર અને પ્રાન્તીય સરકારની વચ્ચે અમુક ધોરણે વહેંચાઇ જવું જોઇશે.

વળી લશ્કરી જરૂરિયાતોનો કેટલો મોટો અંશ વિલાયતથી મંગાવવામાં આવે છે ! આપણો પ્રયત્ન તો એવો હોવો જોઇએ કે એક પાઇનો પણ માલ હિન્દની બહારથી આવવો ન જોઇએ. જે કિસ્સામાં મૂળ ચીજ હિન્દમાં બનતી ન હોય–દાખલા તરીકે રબર, તેવા કિસ્સામાં પણ હિન્દમાં કાચો રબરનો રસ મગાવી તેમાંથી બનતી તમામ વસ્તુઓ દેશનાં કારખાનામાં જ ઉત્પન્ન થવી જોઇએ. દેશમાં સબળ સૈન્ય તૈયાર હોય પણ તે સૈન્યને વાપરવાના સામાન માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે તો તે સામર્થ્યનો અર્થ શું ?

ઇગ્લાંડની સ્થિતિ આ બાબતમાં અપવાદરૂપ છે. અમુક ચીજો માટે એ દેશને પરદેશ ઉપર આધાર રાખવા સિવાય છૂટકો જ નથી, પણ હિન્દની સ્થિતિ એથી જુદી છે અને તેટલા માટે લશ્કરી અસબાબની દરેકે દરેક વસ્તુ દેશની અંદર જ ઉત્પન્ન કરવાનો આગ્રહ રાખવો જોઇએ.

અલબત્ત, આ બધા માટે જરૂરનાં કારખાનાં, પ્રયોગશાળાઓ, ઉદ્યોગો, ખાતાંઓ એક દિવસમાં ઉભાં કરી શકાય નહિ, પણ જે જરૂરનું છે તે એ જ કે એક સંપૂર્ણ યોજના પ્રથમ તૈયાર કરવી અને પછી પ્રથમ મહત્ત્વના ઉદ્યોગો (key industries) શરૂ કરી તેમાંથી નાના નાના ઉદ્યોગોનો વિકાસ કરવો. આમ કરવામા શરૂઆતના ભારે ખર્ચથી બ્હી જવાનું કારણ નથી, કારણ તે તો એક થાપણરૂપે ગણાશે. કોઇ પણ દેશની દોલત તે પોતાને જોઇતી વસ્તુઓ કેટલા પ્રમાણમાં ઉત્પન્ન કરી શકે છે તેના ઉપર આધાર રાખે છે. વળી લશ્કરની અંદર પહેલાં ત્રણ વર્ષ પૂરાં કરી અનામત લશ્કરમાં જનાર યુવાનોમાંથી કેટલાક આ ધંધામાં જોડાશે અને એ પ્રમાણે આપણી વર્તમાન સમાજમાં ઔદ્યોગિક અને આર્થિક બંધારણમાં નિશ્ચિત સ્થાન પામશે. નિયમન અને લશ્કરી ધોરણનું તેમનું જ્ઞાન, મહેનતની ટેવ અને સાથે રહી કામ કરવાની આદત એ બધાથી આ ધંધાઓનાં ઉત્પાદન શક્તિમાં ઘણો વધારો થવાનો. અને તેની સામટી અસર દેશના જીવન ઉપર ઘણી સારી થવાની એ નિઃશંક છે.

આ યોજના બહુ ગુંચવણવાળી કે મુશ્કેલ છે એમ કહેનાર નીકળે તેની સાથે વાદ-વિવાદ થઇ શકે નહિ. માત્ર નકારાત્મક ટીકા એ કંઇ જ કામની નથી. ઉપરની યોજના અલબત્ત અપૂર્ણ છે પણ તે આગળ ધરવાનું કારણ માત્ર તેની અપૂર્ણતા ધ્યાનમાં લઈ વધારે સારી યોજના તેને સ્થાને આગળ લાવવા માટે છે. ગમે તેટલી મુશ્કેલીઓ આડી આવે, ગમે તેટલી અડચણો ભોગવવી પડે, ગમે તેટલા આત્મભોગ તે માગે, એ બધાને પહોંચી વળીને પણ એ યોજના અમલમાં મૂકવાને ઇગ્લાંડ પોતાના વચનથી બંધાઈ ગયું છે અને હિન્દે ઇગ્લાંડની સહકારીથી એ અમલમાં મૂકવા પગલાં ભરવાનાં છે એમાં કંઇ જ શંકા નથી. ત્રણ વરસની નોકરીના ધોરણ પર કે બીજા કોઇ ધોરણ પર એ યોજના રચાય. પણ એવી એક નિશ્ચિત યોજના આગળ લાવી તે પર દેશની સમગ્ર ઇચ્છાશક્તિને રોકીને અમલમાં મુકવા પ્રયત્નો કરવા જોઇએ અને એ કરવામાં 'હિન્દી સુધારા' ને અમલમાં મુકવામાં જે શ્રદ્ધા અને અડગ હિંમત મિ. મૉન્ટેગ્યુએ વાપરી હતી તેવી જ અડગ શ્રદ્ધા અને બલ આ વિષયમાં પણ કામે લગાડવાની જરૂર પડશે. અને ત્યારે જ હિન્દસ્વરાજ્યનો સૂર્ય દષ્ટિમર્યાદા પર પોતાનાં કિરણો ફેંકે છે એમ ગણી શકાશે.

હરિલાલ મા. ભટ્ટ

# દીનતા

ભલે મન વિવેક–હીન તિમિરે સદા આખડે,
અને હૃદય કલ્પના–રહિત કૂપ માંહી પડે,
ભલે સકલ જિંદગાની રસરંગ હીણી જવી,
પરંતુ નહિ દીનતા–રહિત ચિત્ત થાજો કદી.

રવિ કિરણ ઝૂમખાં ધનુષ મેઘ માંહી રચે,
નિહાળી શિશુ ભાઇ ભાંડુ નિજને બતા'વા ધસે,
ધરૂં વિવિધ વર્ણ તેમ જગ પાસ આહ્‌લાદક,
કટાક્ષ કરુણા તણા તુજથી જે લસ્યા અંતરે.

પરંતુ કદિ વર્ણ એ મુજ ગણું, ગણાના કરૂં,
અને હૃદયમાં પડેલ તુજ રશ્મિને વિસ્મરૂં,
ફરી પ્રખર તો પ્રભો! કિરણ તાહરાં તે સમે,
સુકાવ, વિખરાવ, એ હૃદય–મેઘને, વર્ણને.

હરિહર પ્રા. ભ.

# અમેરિકાના પત્રો

## પત્ર ૯ મો

કેમ્બ્રિજ માસ,
સં. ૧૯૮૪ માગશર વદ ૨ ને શનિવાર

સ્નેહી ભાઇશ્રી,

અહીંઆ હવે શિયાળો શરુ થયો છે. ગયા સોમવારે મોતી જેના રજકણોથી આખું આકાશ ભરાઈ ગયું. એક મિત્રે કહ્યું: "હિમ વરસે છે." હિમ વરસતું મેં કદિ જોયું નહોતું તેથી હું મકાનની બહાર નીકળ્યો અને હીરાની કણી જેવા સફેદ છતાં રૂથી પણ નરમ શીતળ કણોના સ્પર્શથી કંઈ ઓર આનંદ અનુભવ્યો. સ્પર્શ કરતાં યે દરય અનુપમ હતું અને એ રજકણો ખરવાનો સહેજ પણ અવાજ થતો નહિ હોવાને લીધે જાણે કોઈ સ્વપ્ન-સૃષ્ટિમાં વિહરતા હોઇએ કે સીનેમાની ફિલમ જોતા હોઈએ એમ લાગતું.

બીજે દિવસે સવારે મકાનની બહાર નીકળ્યો ત્યારે રસ્તા પરની પગથીઓ (foot path) પર બરફ વેરાયેલો હતો અને રસ્તા તો સાબરમતીની ભીની રેતી જેવા બરફથી સાવ ઢંકાઇ ગયા હતા. કોઇક કોઈક જગ્યાએ અમદાવાદના રસ્તા પર ચોમાસામાં કીચડના ડુંગર જામે છે તેમ બરફના ડુંગર જામ્યા હતા અને અહીંની મોટરો કીચડને બદલે બરફ ઉછાળી પગે ચાલનારાઓનો અભિષેક કરતી હતી. રેતી પર ચાલતાં પગને જે સુખદ અનુભવ થાય છે તેવો જ કંઈક અનુભવ આ બરફ પર ચાલતાં થાય છે—માત્ર રેતી હૂંફાળી લાગે છે, જ્યારે બરફ ઠંડો લાગે છે. રેતી પર ચાલતાં પગ અંદર ખુંપે છે પણ લસપતો નથી. બરફ પર ધ્યાન દઇને ન ચાલનારનો પગ તુરત લપસે છે. અને એથી બરફ સાબરમતીની રેતી અને કાળુપુરના કીચડનું એકી સાથે સ્મરણ કરાવે છે.

પણ અમદાવાદમાં કીચડ એકઠો કરવાની જે પ્રથા છે તેમ અહીં બરફ એકઠો કરવાની પ્રથા નથી. દરેક ઘરધણી અને દુકાનદારને માથે પોતાના ઘર કે દુકાન સામેની પગથી પરનો બરફ સાફ કરવાનું ફરજિયાત હોય છે. હાથમાં પાવડા લઇને પુરુષો અને સ્ત્રીઓને પગથી પરનો બરફ રસ્તા પર ઉતારતાં મેં જોયાં અને બીજી બાજુ એ રસ્તા પરનો બરફ ભરી ભરીને દોડતી મ્યુનિસિપાલિટીની મોટરલારીઓ મેં જોઈ ત્યારે પ્રજા અને મ્યુનિસિપાલિટી વચ્ચે કેવો સહકાર હોઈ શકે તેનું મને ભાન થયું. આવો સહકાર અહીંઆ સ્વાભાવિક છે અને એથી જે રસ્તા પર બરફના ગંજ ખડકેલા તમે જોયા હોત તે રસ્તા પર ૭ કલાક પછી પાછા ફરો ત્યારે બરફનું ઢેકું પણ દેખાય નહિ. પ્રજાકીય સહકારનું આ કેવું અનુપમ ઉદાહરણ છે! આપણે ત્યાં લોકો આ રીતે પાવડા લઈ પોતાના ઘર કે દુકાન પાસેનો કીચડ સાફ કરે તો શ્રી વલ્લભભાઇ એ બધો કીચડ જરૂર ઉપડાવે, પણ આપણે તો એમ માની બેઠા છીએ કે સાફ કરવાનું કામ મ્યુનિસિપાલિટીનું છે અને ગંદકી કરવાનું કામ આપણું છે! આથી સાફ કરનાર માણસો કરતાં ગંદકી કરનાર માણસોની સંખ્યા ખૂબ જ વધી પડે છે અને પરિણામે સફાઇ કે સ્વચ્છતાને બદલે જ્યાં જુઓ ત્યાં ગંદકી નજરે પડે છે. આપણાં શહેર કે ગામો સ્વચ્છ કરવાં હશે તો આવી કંઈક યોગ્ય વહેંચણી પ્રજા અને

સુધરાઈ ખાતા વચ્ચે થવી જોઈશે; અને ડૉક્ટર હરિપ્રસાદના પદાર્થપાઠથી પ્રજા નહિ સમજે તો કાયદાના બંધનથી એ વાત પ્રજાને ગળે ઉતારવી જોઈશે. આ વિના આપણો આરો નથી.

ગઈ ૨૪ મી તારીખે અહીંઆ Thanks-giving Day ઉજવાયો.* આ દિવસે 'મે ફ્લાવર' ના ઉતારૂઓએ બોસ્ટનથી ૧૦૦ માઇલ દૂરના દરિયા કિનારે ઉતરી અમેરિકાની ભૂમિ ઉપર ઈશુખ્રિસ્તનું પ્રથમ અભિનંદન કર્યું. આજે એ વાતને ૩૦૦ ઉપરાંત વરસો વહી ગયાં છે અને એ વખતની નિર્જન ભૂમિ આજે ધન, ધાન્ય, પુષ્પ, વૃક્ષ અને માનવોથી ઉભરાય છે. ૩૦૦ વરસનો આ કાયાપલટ પ્રભુની મહેરબાની વિના તો ન જ થઇ શકે. આથી આ ગાળાના લોકો જેઓ હજુ યે પ્યુરિટન છે અને એ 'મે ફ્લાવર' ના ઉતારૂઓના વંશજો છે તેઓ આ દિનને પ્રભુનો મહિમા ગાઈ, એની અખંડ કૃપાને માટે આભાર પ્રદર્શન કરી ઉજવે છે અને એની એ કૃપા એ અખંડ વરસાવતો રહે એમ યાચે છે. આપણા પારસી બંધુઓ આ પ્યુરિટનોની માફક જ ધર્મની રક્ષા અર્થે સ્વદેશ તજી સંજાણને બંદરે ઉતરેલા. તેમના વંશજો આજે પોતાના એ ધર્મપ્રિય વંશજોનો સ્મારક દિન ઉજવે છે કે નહિ એની મને ખબર નથી, પણ અહીંના પ્યુરિટનોની ઉજવવાની રીત તેમને અવશ્ય પસંદ પડશે એમ મને લાગે છે. પ્રાર્થના કર્યા બાદ સાધારણ રીતે દરેક કુટુમ્બ ઘેર આવી, સાથે બેસી ટર્કી (એક જાતની મરઘી)નું ભોજન કરે છે અને એ દિવસે કોઈક જ એવો કમનસીબ અમેરિકન હશે જે ટર્કી નહિ ખાતો હોય. હોટલો અને રેસ્ટોરાંમાં પણ તે દિવસે ટર્કીની વાની હોય છે અને જે ગરીબ અમેરિકન આખી ટર્કી ન ખરીદી શકે (કારણ કે એ દિવસે ટર્કીની કિંમત ખૂબ ચઢી જાય છે), તે રેસ્ટોરાંમાં આવી 'ટર્કી દઇ' ઉજવે છે. હું આ દિવસને 'ટર્કી દિ' કહું છું, કારણ કે ઘણા માણસો જેઓ ઉજવણીના પ્રાર્થનાના કે બીજા કાર્યક્રમમાં શરીક થતા નથી તેઓ પણ આ 'ટર્કી દિ' ના કાર્યક્રમમાં તો શરીક થાય છે જ અને આપણે ત્યાં જેમ ઉત્તરાયણનો ખીચડો કે હોળીના ધાણીચણાનો મહિમા છે તેમ અહીંઆ Thanksgiving Dayની ટર્કીનો મહિમા છે. "કેમ, ટર્કી બાદુ ખાધી છે. હજુ પચી નથી કે?" એ મતલબ બીજે દિવસે દરેક માણસ બીજા માણસની કરે છે અને એક અમેરિકન મિત્રે મને એ પ્રશ્ન કર્યો ત્યારે મારાથી હસી દેવાયું. મારા હસવાનો મર્મ એ મિત્ર હજુ સમજ્યો નથી અને કદાચ સમજશે પણ નહિ.

ગયા પત્રમાં ટેકનોલોજીની શિક્ષણપદ્ધતિ વિષે મેં કંઈક લખ્યું છે. આ પત્રમાં એ શિક્ષણપદ્ધતિના અનેક વિભાગોમાંથી એક વિભાગનો ખ્યાલ આપવા હું કોશિશ કરું છું. મેં જણાવ્યું છે તેમ શારીરિક વ્યાયામ દરેક વિદ્યાર્થી માટે ફરજિયાત છે અને બીજા વર્ગોની માફક એ વર્ગોમાં પણ વિદ્યાર્થીની હાજરીની નોંધ રખાય છે. પરદેશી વિદ્યાર્થીઓને આ ફરજિયાત તાલીમમાંથી મુક્ત રાખવામાં આવ્યા છે અને એથી સરાસરી અમેરિકનો કરતાં પરદેશી વિદ્યાર્થીઓની સંખ્યા જીમખાનામાં ઓછી દેખાય છે.

વ્યાયામગૃહ અથવા કસરતખાનાને અહીંના લોકો gym (જીમ) કહે છે. ('જીમ'ની પાછળ 'ખાના' ઉમેરીને આપણે એ શબ્દને અપનાવ્યો છે.) દરેક હાઈસ્કૂલ અને કૉલેજના મકાનની પાસે બેઠા ઘાટનું જે નાનું મકાન દેખાય છે તે 'જીમ'. એ

* સન ૧૯૨૬.

'જીમ'માં લગભગ આખો દિવસ 'ઉસ્તાદો' હોય છે અને તેઓ વિદ્યાર્થીઓને મનપસંદ તાલીમ આપે છે.

ફુટબોલ અને મુક્કાબાજી અહીંની લોકપ્રિય રમતો છે. આથી ઘણા વિદ્યાર્થીઓ આ રમતોમાં જોડાય છે. હમણાં જ હાર્વર્ડ અને યાલ વચ્ચે ફુટબોલની મેચ રમાઇ. પાંચ પાંચ ડૉલર ( ૧૪ રૂપિયા )ની ટીકીટ ખરીદીને ૬૦,૦૦૦ માણસો તે જોવા આવ્યા હતા અને એથી પણ વિશેષ સંખ્યા રેડિયમ દ્વારા એ રમતનો હેવાલ સાંભળતી હતી. એ રમતમાં હાર્વર્ડ હારી છતાં હાર્વર્ડનો ઉત્સાહ અદમ્ય છે. અમણા વેગથી આવતા વર્ષ માટે હાર્વર્ડે તૈયારી શરુ કરી છે અને હાર્વર્ડના ફુટબૉલ ઉસ્તાદ જેમનો દરજ્જો કે પગાર હાર્વર્ડના કોઈ પણ પ્રોફેસર કરતાં ઉતરતો કે ઓછો નથી તેમણે નવા વિદ્યાર્થીઓને ભરતી કરવા માંડયા છે.

હનુમાન કૂદકો, અંગદ કૂદકો, ગજગ્રાહ, દોડ, દંડ, બેઠક, કુસ્તી વગેરે આપણે ત્યાંની માફક જ અહીંઆ પણ છે અને એમાં દોડ અને કુસ્તી વિદ્યાર્થીઓને વિશેષ પ્રિય છે. દોડવાને માટે 'જીમ'ની પાછળ મોટું પા–અડધા માઇલના ચક્રાવાનું મેદાન હોય છે અને એને ટ્રૅક (Track) કહે છે. ટ્રેકના કસરતબાજોનું દર સોમવારે વજન લેવાય છે અને તેમની દરરોજની દોડની નોંધ રખાય છે. કુસ્તી અઠવાડિયામાં ત્રણ દિવસ થાય છે અને એ માટે એક ખાસ ઉસ્તાદ હોય છે. એ ઉસ્તાદ પોતે લડી અથવા બીજાને લડાવી દાવ–પેચ બતાવે છે અને પ્રતિસ્પર્ધીને 'ચિત' કરતાં જોર કરવાનો–પસીનો ઉતારવાનો અહીં વધારે મહિમા દેખાય છે. જુદી જુદી યુક્તિઓ જ કેમ અજમાવવી અને એનું નિવારણ કેમ કરવું એ પર જ સૌનું ધ્યાન હોય છે. અને નિયમિત કુસ્તી કરનારની અને દોડનારની જીમ ડૉકટર તેલથી માલિશ કરે છે. આ માલિશ માટે વિદ્યાર્થીઓ ખાસ આતુર હોય છે કારણકે માલિશનો ફાયદો આપણી માફક તેઓ સમજવા લાગ્યા છે.

મુક્કાબાજી કરનારાઓ હાથે ચામડાનાં મોજાં (gloves) પહેરી બરાબર મ્હોં પર જ મુક્કા લગાવે છે, પણ મોજાં પોચી વસ્તુથી ભરેલા હોઇ ભારે ઇજા કરતા નથી. માત્ર 'ઘનનન' જેવી sensation થાય છે અને મ્હોં પર લોહીની ટીસીઓ ફુટે છે પણ લોહી બહાર નીકળતું નથી. માત્ર નસકોરી ફુટે છે ત્યારે લોહી નીકળે છે, પણ તેની અહીં કોઇ દરકાર કરતું નથી. આમાં પણ કુસ્તીની માફક પેંતરો બદલવાની જ ખૂબી રહેલી છે અને પ્રતિસ્પર્ધિનો મુકકો ચૂકાવી એને કેમ મુકકો લગાવી દેવો એ જ બતાવાય છે. જમણો પગ આગળ કરી ડાબા હાથનો 'ઘિસ્સો' કેમ દેવો એ વાત ભૂમિતિના સિદ્ધાંત જેટલી જ સ્પષ્ટતાથી વિદ્યાર્થીઓ સમજે છે અને તે અજમાવે પણ છે. શરૂઆતમાં વિદ્યાર્થીઓ એક મોટા હવામાં લટકતા તકીઆ પર કે ફુટબોલ પર પોતાનો હાથ અજમાવે છે અને પછી માણસનો વારો આવે છે- આ મુક્કાબાજીનું નિયમન કરવાને માટે એક ખાસ ઉસ્તાદ હોય છે. તે દાવ શીખવે છે અને વધારે પડતી મારામારી થતાં પ્રતિસ્પર્ધિઓને છૂટા પાડે છે.

આ ઉપરાંત ટેનિસ, હૉકી, બિલિયર્ડ, બેડમિંગ્ટન, નાઇનપિન્સ બોલિંગ અને પોલોની રમતો છે.આ રમતો ખર્ચાળ હોવાથી એ માટે વિદ્યાર્થીઓને કલાક દીઠ અમુક રકમ આપવી પડેછે.

બેઇઝબૉલ, બાસ્કેટબૉલ અને સ્કવાશ એ ખાસ અમેરિકન રમતો છે. બેઇઝબૉલ બહાર મેદાનમાં રમાય છે ત્યારે બાસ્કેટબૉલ અને સ્કવાશ મકાનની અંદર ખેલાય છે. એક નાનો ફુટબૉલ ઉછાળી તેને જાળીવાળા કાણામાંથી પસાર કરવો એને બાસ્કેટબૉલ કહે છે.

આમાં પણ ફુટબૉલની માફક 'goal' કરવાનો હોય છે અને એથી શરીરની સ્ફૂર્તિ અને ચપળતા ખૂબ વધે છે. 'ફુટબૉલ'માં પ્રતિસ્પર્ધિઓને કચડવાની, ધક્કો મારી પાડી નાંખવાની, હાથનો ઉપયોગ કરવાની છૂટ જે આપણે ત્યાંની રમતમાં નથી લેવાતી તે અહીં સામાન્ય છે અને એથી ઘણા ખેલાડીઓ લોહીલુહાણ થઈ જાય છે. યુદ્ધના મેદાનની માફક અહીંઆ પણ એમ્બ્યુલન્સની વ્યવસ્થા અગાઉથી જ રાખેલી હોય છે. બાસ્કેટબૉલમાં આવી છૂટ નથી લેવાતી. પ્રતિસ્પર્ધિને સ્પર્શ કરવાની પણ આ રમતમાં મના છે (ધક્કો મારીને પાડી તો શાનો જ નખાય?) અને એથી સુંવાળા વિદ્યાર્થીઓ આ રમત વધારે પસંદ કરે છે. કલાકેક રમવાથી આ રમતમાં ઠીક પરસેવો ઉતરે છે અને રમત રસ પડે તેવી હોવાથી ઘણા તો બે-બે ત્રણ-ત્રણ કલાક રમે છે.

સ્કવાશની રમત ટેનિસની મૃદુતાને સ્થાને કઠોરતાનો ઉપયોગ કરે છે અને એથી સ્કવાશનો બૉલ ટેનિસના બૉલની મૃદુતા તજી દઈ જરા કઠણ સ્વરૂપ ધારણ કરે છે. સ્કવાશનું રૅકેટ ટેનિસના રૅકેટ જેવું પણ વિશેષ મજબૂત હોય છે અને એ રૅકેટથી ખેલાડી બૉલને સામેની ભીંતે જોરથી અફાળે છે અને જ્યાં સુધી હાથ ચાલે છે ત્યાં સુધી અફાળ્યા જ કરે છે. ટેનિસની રમત પર આ સુધારો છે અને એથી ટેનિસના કરતાં સ્કવાશથી વિશેષ વ્યાયામ મળે છે એ નિઃસંદેહ છે. કેટલીક વાર રૅકેટ વિના હાથથી જ બૉલને અફળાવાય છે. એને હૅન્ડ સ્કવાશ Handsquash કહે છે. આથી હાથના પંજાને કસરત મળે છે અને પંજા મજબૂત થાય છે.

દંડને માટે લાકડાની આજુબાજુ બે ઘોડી હોય છે અને એ ઘોડી પર હાથ મૂકી દંડ કરનાર દંડ પીલે છે. આથી છાતીનો વિકાસ વિશેષ થાય છે.

કેટલાક આપણે ત્યાંની છોકરીઓની જેમ દોરડાં કૂદવાની કસરત કરે છે અને કેટલાક ઊંચે લટકાવેલાં બે દોરડાંના બે હાથામાં હાથ ભરાવી પગ ઊંચા કરી માથું નીચે ટંગાવે છે. શરીરની મજબૂતી સાથે શરીરની સ્ફૂર્તિ અને ચાપલ્ય સાધવાનો ઉદ્દેશ ઘણાઓમાં દેખા દે છે.

આ ઉપરાંત લશ્કરી તાલીમનો ક્રમ હોય તેમાં ઘણા વિદ્યાર્થીઓ જોડાય છે. કવાયતથી માંડીને બંદૂક સુધીનું તમામ શિક્ષણ આ વિદ્યાર્થીઓને અપાય છે અને આગળ શીખનારને બૉમ્બ, રીવૉલ્વર, તોપ વગેરેની તાલીમ આપી, મોટી મોટી યુદ્ધનૌકાઓ અને વિમાનોના ઑફિસર જેટલી સંપૂર્ણ તાલીમ આપે છે. આને R. O. T. C. (Royal Officers Training Corps) કહે છે. ભાઈ ત્રિકુભાઇ આમાં જોડાયા છે એ મેં લખ્યું છે.

આ બધી કસરતોનો થાક ઉતારવાને માટે દરેક ક્લબમાં ઠંડા-ગરમ પાણીના ફુવારા હોય છે અને પસીનાથી રેબઝેબ થયેલા ખેલાડીઓ એમના સ્વાભાવિક સ્વરૂપમાં 'ક્લબ'ના હમામખાનામાં હાથમાં કેવળ રૂમાલ લઈ ન્હાવા આવે છે ત્યારે તેમના શરીરનાં અંગ અંગનું સૌંદર્ય સ્ફુટ થાય છે અને એમનાં સ્નાયુબદ્ધ, સમપ્રમાણ, સ્ફૂર્તિવાળાં શરીર જોઈ દિલ રાજી થાય છે અને નયનો મુગ્ધ થાય છે. માણસના દેહનું સૌંદર્ય કે અસૌંદર્ય એની સ્વાભાવિક અવસ્થામાં જેટલું પ્રત્યક્ષ થાય છે તેટલું તેનાં કપડાંનાં આવરણો નીચે વ્યક્ત નથી થતું. કપડાંનો ઠઠેરો કરી પોતાના સુકલકડી હાડપિંજરોને ઢાંકતાં ઘણા યુવકોને હું જાણું છું. તેઓ પોતાની સ્વાભાવિક અવસ્થામાં પોતાને સર્વાંગે નીરખે અને પોતાના હાડચામ દેખ શરીરને નિહાળે તો તેને સુધારવા પ્રેરણા થયા વિના તેમને રહે નહિ.

આપણા રિવાજ પ્રમાણે માણસ પોતાના દેહનો ઘણોખરો ભાગ બીજાઓની નજરથી છૂપાવે છે અને એથી ઢંકાયલા ભાગોની સ્વચ્છતા કે આકર્ષકના માટે એને એટલી ચીવટ નથી રહેતી જેટલી હાથ મ્હોં વગેરે ઉઘાડા ભાગો માટે એને રહે છે. પુરુષ–પુરુષ વચ્ચેનો પડદો તોડવાનો (સ્ત્રી સ્ત્રી વચ્ચેનો પડદો તો હું ધારૂં છું કે બધા યે દેશોમાં તૂટી ગયેલો છે) આ રિવાજ આ દૃષ્ટિએ આવકાર લાયક ગણાય તો મર્યાદાની દૃષ્ટિએ અનુચિત લાગે. છતાં અહીં રહેનાર બધા માણસોને આ રિવાજને મને અથવા ક્રમને આધીન થવું જ પડે છે અને કાળે કરી પ્રારંભનો સંકોચ છૂટી જાય છે ત્યારે આ રિવાજને અનુરૂપ માનસ બની જાય છે.

મૅજીક લૅન્ટર્ન સ્લાઇડઝ અને સીનેમા ફિલ્મનો ઉપયોગ શિક્ષણના વાહન તરીકે આ દેશમાં જેટલો થાય છે તેટલો બીજા કોઈ દેશમાં ભાગ્યે જ થતો હશે. પ્રાણ સંચારક વાયુ (Oxygen) અને એસેટિલીન ગેસ (acertylene gas)નો ઉપયોગ રૂશિયન કોન્સલના આર્કોસ હાઉસની લોઢાની દિવાલ તોડવામાં લંડનની પોલિસે કરેલો એમ છાપામાં વાંચેલું પણ લોઢાના મોટા ચોરસા ને ચોરસાની મનપસંદ આકૃતિ આ ગેસની જવાળાથી ત્રણ મિનિટમાં કપાતી જોઇએ છીએ ત્યારે આશ્ચર્ય થાય છે. જે આકૃતિને આરીથી કાપતાં વરસોનાં વરસો લાગે તે ત્રણ મિનિટમાં કપાઇને જૂદી પડે છે ત્યારે વિજ્ઞાનની શક્તિનો સાક્ષાત્કાર થાય છે. અત્યાર સુધી ગંધકનો બજાર ઈટાલી અને સીસીલીને કબજે હતો. છેલ્લાં સાત વરસમાં મૅક્સિકો પાસે અમેરિકાએ ગંધક પેદા કરવા માંડયો છે અને તે એટલો સસ્તો પડે છે કે ઈટાલી અને સીસીલીએ અમેરિકા સાથે સમાધાન કર્યું. દુનિયાના જુદા જુદા દેશોની વહેંચણી કરી, અમુક દેશોમાં અમેરિકા ગંધક વેચે અને અમુકમાં ઈટાલી ગંધક વેચે એમ નક્કી કર્યું છે. ગંધક, તેજાબ, દીવાસળી અને કાગળના ઉદ્યોગમાં કામ આવે છે અને યુદ્ધની સામગ્રી તૈયાર કરવામાં તો તેનો ખાસ ઉપયોગ છે. ઈટાલીની ગંધકને છૂટો પાડવાની જૂની પુરાણી રીતને બદલે હવા અને ગરમ પાણીની નળી વચ્ચે ગંધકને ઉકાળી ૯૯ ટકા સ્વચ્છ સ્વરૂપમાં પેદા કરવાની રીતથી અમેરિકાને તે ખૂબ જ સસ્તો પડે છે અને એથી આજે અમેરિકા ગંધકના બજારનો રાજા છે. અને આ બધું ફિલ્મમાંથી જાણવા મળે છે.

ફૉર્ડની નવી મોટરની યંત્રકળા (machinery) પણ ફિલ્મ દ્વારા ટેકના વિદ્યાર્થીઓને બતાવાય છે. અને આ ફિલ્મો માટે કૉલેજ એક પાઈ ખર્ચ કરતી નથી—એ ઉદ્યોગની કંપનીઓ જ એ ફિલ્મો પોતાને ખર્ચે તૈયાર કરે છે અને એ વિદ્યાર્થીઓને જોવા આપે છે અને કેટલીક વાર તો તે સમજાવવા પોતાના ખાસ માણસને મોકલે છે. ઉદ્યોગની પેઢીઓ અને શાળાઓ વચ્ચે અહીંઆ સહકાર છે, અસહકાર નથી. સહકાર પર જ અમેરિકાના પ્રજાકીય જીવનની ઇમારત રચાઈ છે અને એ સહકારમાં ઉચ્ચ નીચનો, નાના મોટાનો, ગરીબ તવંગરનો કે સ્ત્રી પુરુષનો ભેદ નથી.

"સૂજેલાં શ્રીપ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે"

એ કાવ્યોક્તિને કાવ્યના પ્રદેશમાંથી ઉતારી જીવનમાં ઉતારનાર આ દેશ છે. અને એ પ્રજાકીય સત્વ (Democracy) અમેરિકાની જગતની સંસ્કૃતિને અનુપમ ભેટ છે.

લિ. નંદલાલના પ્રણામ.

# સ્વૈરવિહાર

કોઈ પણ વિદ્યાર્થીને હિન્દુઓના રીતરિવાજ ઉપર નિબંધ લખવાનું કહો તો તરત લખશે કે હિન્દુઓ વીવાવાજનને પ્રસંગે ઘણું ખરચ કરે છે તેને બદલે જાહેર સંસ્થાઓમાં પૈસા આપે તો દેશનું ઘણું કલ્યાણ થાય.

જરા વધારે વિચાર કરનારો માણસ શેઠ મંગળ ગિરધરને ત્યાં થયેલ ખરચ ઉપર કહેશે કે એમણે ખરચ કર્યું તેના કરતાં કોઈ સારી જગાએ પૈસા વાપર્યા હોત તો ઠીક. સામ્યવાદના કે બોલશેવિકીના સિદ્ધાન્તો જાણતો હશે તો કહેશે કે આ મિલકતની માલીકીની સંસ્થા જ ખોટી છે. કોઇને મિલકત જ ન હોવી જોઇએ, જેથી આમ વાપરી શકે અને દેશને નુકસાન કરે !

પણ આ બધા ટીકાકારોનું પોતાનું માનસ તો માલીકીનું અને મિલકતનું જ છે. જુઓ કે વરઘોડાને દહાડે કેટલા માણસો જોવા ગયા હતા અને ચકિત થતા હતા. "એક લાખની તો સાડી !" "દોઢ લાખની રોશની !" કોણ જાણે શા માટે પૈસા દેખીને માણસ સુધબુધ ખોઇ બેસે છે અને લાચાર જેવો થઈ જાય છે. કોઈ પૈસાદાર હોય, કોઇ ખરચ કરે, તેમાં આપણે આમ ઘાંઘા, હર્ષઘેલા આશ્ચર્યચકિત શા માટે થઈ જવું ?

હું તો માનું છું કે પૈસા ખરચવા માટે ખરચનાર જવાબદાર છે તેટલા જ તે પૈસાથી ચકિત થનાર પણ જવાબદાર છે પૈસાથી માણસ ચકિત ન થતો હોત તો કોઇ પૈસાદાર થવા પ્રયત્ન ન કરત—છેવટે પૈસો આવી રીતે ખરચત તો નહિ જ. પૈસાથી ચકિત થવું એનો અર્થ એ જ કે તમે પણ પૈસાદાર થઇ તે જ પ્રમાણે ખરચ કરવા ઇચ્છો છો.

× × ×

ધર્મસંસ્થાના ગાદીપતિઓ કોર્ટે ચડે છે ત્યારે તો બન્ને પક્ષ પર બારિસ્ટરો હોય છે. સ્વામીનારાયણના ગાદીપતિઓ. શ્વેતાંબર દિગંબરો. આગાખાનના કુટુંબનાઓએ કઇક બારિસ્ટરોને રળાવ્યા છે. પણ સાંભળ્યું છે કે ઉત્તર હિન્દમાં આર્ય સમાજીઓ અને સનાતનીઓ શાસ્ત્રાર્થ કરે છે ત્યારે પણ દલીલો કરવા બારિસ્ટરોને બોલાવે છે !

ધર્મ પણ વાદી પ્રતિવાદી વચ્ચેનો વિષય છે એમ ઘણાં વરસોથી આપણા દેશમાં મનાતું આવ્યું છે. પહેલાં તો જે હારતો તે બીજાનો ધર્મ સ્વીકારતો પણ હવે તો કોઈ હારતું જ નથી એટલે વિવાદો સનાતન થયા છે.

પહેલાં ન્યાયશાસ્ત્રની ખોટી સાચી દલીલો શાસ્ત્રાર્થોમાં થતી. હવે કાયદાની બારીકીથી લડાઈઓ થાય છે.

કાયદાનો એક નિયમ એવો છે કે પ્રતિવાદી જે કાંઇ કહે તેનો લાભ પ્રતિવાદીને ન મળે પણ વાદી તેનો લાભ લઇ શકે. આપણા ધર્મમાં પણ આ ઉપરથી આપણે બીજાઓ જે કાંઈ કહે તેમાંથી આપણા લાભનું લઇને આપણા ધર્મનું ગૌરવ કરીએ છીએ. તેઓ

વિરૂદ્ધ બોલે તે અસમ્મત પ્રતિવાદીના વચન પેઠે આપણને બંધનકારક નથી. લાભનું હોય તે લઇ લેવું, વિરુદ્ધનું છોડી દેવું. કેવો હંસ જેવો ક્ષીરનીર વિવેક! માટે જ જર્મનો જૈન ધર્મનાં વખાણ કરે ત્યારે જૈનો બહુ ખુશ થાય છે. પરદેશીઓ તેમના ધર્મનાં વખાણ કરે તો તેઓ લાખ્ખો ખરચવા તૈયાર છે. ભદ્રંભદ્ર પણ સનાતન ધર્મના સિદ્ધાન્તો માટે અમેરિકાના થિયોસોફિસ્ટનાં વચનો ઉતારતા. દરેક ધર્મ એમ પોકાર કરી રહ્યો છે કે મને કોઇ વખાણો, કોઇ વખાણો!

એટલા જ માટે દરેક ધર્મને પોતાનો માણસ પોતાના ધર્મ ઉપર ટીકા કરે તે અસહ્ય લાગે છે. પરધર્મીની ટીકાથી હમેશાં લાભ છે. તેની વિરુદ્ધ ટીકા બંધનકારક નથી અને લાભની ટીકાથી પોતાનો ધર્મ પુરવાર થાય છે. પોતાના ધર્મનો માણસ વખાણ કરે તેથી કશું પુરવાર થતું નથી અને ટીકા કરે તે બંધનકારક થાય છે! માટે ધર્મ માટે એક જ નિયમ કે તેનો સ્વતંત્ર અભ્યાસ બહારનાઓ પાસે કરાવવો. એ જ રીતે ધર્મનું સારામાં સારૂં રક્ષણ થાય. જેમ આપણા વ્યવહારનું રક્ષણ પરદેશીઓ કરે છે તેમ ધર્મરક્ષણ પણ એ જ કરે. અને વ્યવહારમાં જેમ રક્ષણ તેઓ કરે છે અને શાન્તિ આપણને મળે છે, તેમ ધર્મમાં પણ અભ્યાસ તેઓ કરે અને મોક્ષ આપણને મળે! શી ધન્યતા!

શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તો ઉપર અમદાવાદમાં એક જાહેર ભાષણ થયું. ભાષણ પૂરૂં થતાં આભાર માનતાં વસંતરામ શાસ્ત્રીજીએ કહ્યું કે આ સમારંભની કલ્પના કવિશ્રી ન્હાનાલાલને આભારી છે.

ખરી રીતે પરદેશીઓ કે પરધર્મીઓના વખાણના લ્હાવામાંથી આ હવેલીધર્મ કંઇક રહી ગયો છે. પ્રાચીન વૈદિક દર્શનોનાં વખાણ મૅક્સમ્યૂલર, શૉપનહાઉર વગેરેએ કર્યાં. આ વૈષ્ણવોનાં વખાણ એવાં કોઇએ હજી નથી કર્યાં. ઉલટું કમભાગ્યે કરસનદાસ મૂળજીના મહારાજ લાઇબલ કેસથી સુધારાનું આખું ય નવું તંત્ર તેની વિરુદ્ધ મોરચો બાંધી પડેલું છે. દયારામ કવિ, ભક્ત કવિ મીરાં સામે પણ તેમનો અનાદર છે ત્યાં વૈષ્ણવોને જડી ગયા કવિરાજ ન્હાનાલાલભાઇ. અને કવિરાજની છેલ્લાં થોડાં વરસની વૈષ્ણવ સંપ્રદાયની સેવા પણ કાંઇ ઓછી નથી. પણ એમાં પણ પરધર્મી નહિ, પરદેશી નહિ, પણ પરવિષયીની ટીકાનો લાભ વૈષ્ણવો દેખે છે. કવિશ્રી, દયારામભાઇનાં વખાણ કરે તે કબુલ, વૈષ્ણવ સંપ્રદાયના વિશાલ સાહિત્યનાં વખાણ કરે તે કબુલ, વૈષ્ણવ પેડોલોજીનો અનુવાદ કરે તે કબુલ, પણ પ્રસ્તાવનામાં વૈષ્ણવ ધર્મને એક નાની સૂની સૂચના કરે—એટલી જ કે સ્ત્રીઓને બ્રહ્મસમર્પણ આપવાની ક્રિયા ગુંસાઇ કુટુંબની સ્ત્રીઓ જ કરે—તેના ઉપર વૈષ્ણવોએ કદી સભા ભરી? કે તે અમલમાં મૂકવા કાંઈ કર્યું? વૈષ્ણવ ભાઇઓ એ ત્રણ કે ચાર સૂચનાઓ વિચારી જોશે?

આપણા ધર્મોને આધુનિક હોવાનાં વખાણ સાંભળવાં છે છતાં આધુનિક થવું નથી. એક પણ આધુનિક પ્રશ્ન ઉપર વિચાર કરવો નથી. એ સભાના વ્યાખ્યાતા, જેઓ શ્રીનાથદ્વારની ગાદીના ટીકાયત છે, તેમને માટે એવાં વખાણ સાંભળ્યાં કે તેમને સારૂં ભાષણ કરતાં આવડે છે, ટેનિસ ક્રિકેટ વગેરે રમતાં આવડે છે. આટલાથી આધુનિક થવાય! શ્રીમંતોના દીકરાઓ પણ બંગલા બંધાવી, ઉત્તમ સીગરેટ કે વ્હીસ્કી પી, કે અંગ્રેજી પલંગોમાં સૂઈ આધુનિક થાય છે. પણ એમ આધુનિક થઈ જવાય? તેમની ગાદીની ઉપજના ૧૦ કે

૧૨ ટકા ગોપાલનમાં જાય છે. આપણા કેટલાક દરબારોના લગભગ એટલા ટકા કેળવણી કે દવાખાના વગેરેમાં જતા હશે તેટલાથી આધુનિક થઇ જવાય ? ધર્મ જો જીવન્ત અને સમાજનો રક્ષક હોય તો દેશના મહાન પ્રશ્નો વિશે વિચાર કરી પોતાના અનુયાયીઓને દોરવા જોઈએ કે નહિ ? ઑક્સફર્ડ કેંબ્રિજ મૂળ ધર્મ સંસ્થાઓ હતી તે હાલ યુનિવર્સિટીઓ છે, હાલનાં મંદિરો, ગાદીઓ, દેરાસરો, જમાતો વગેરેની ઉપજ એક યુનિવર્સિટી ચલાવે તેટલી નથી ?

અને આ તો હિન્દુ મહાસભા સાથે અસ્પૃશ્યતાને કારણે સંબંધ પણ ન રાખી શકાય! ગ્રેજ્યુએટો પણ જ્યારે ડાહ્યા થઈ અસ્પૃશ્યતાની દલીલો કરે છે ત્યારે તો સમજાતું નથી કે આ તે ધર્મમાં, બુદ્ધિમાં, શિક્ષણમાં કે વાણીમાં કયાં દોષ છે !

× × ×

દ્વિતીય છાત્રાલય સંમેલન અમરેલીમાં ભરાયું. ત્યાં પણ અસ્પૃશ્યતાનો પ્રશ્ન આડો આવ્યો. અમરેલી ગાયકવાડી, અને ગાયકવાડ સરકારે સૌનો પહેલાં જાહેર સંસ્થામાં સ્પર્શાસ્પર્શનો બાધ કાઢી નાંખ્યો છે. અહીંની શાળામાં અંત્યજો જાય, અહીંની લાઇબ્રેરીમાં અંત્યજો જાય, અહીંની રાજકીય અને વહીવટી સભાઓમાં અંત્યજો જાય; પણ છાત્રાલય સંમેલનમાં અંત્યજો અને તેમને સ્પર્શ કરનારા જુદા બેસે !

મહાન વૈષ્ણવ નરસિંહ મહેતા ઢેડને ત્યાં ભજન કરવા ગયા હતા અને અત્યારે વૈષ્ણવો જ સ્પર્શાસ્પર્શના સર્વથી બળવાન ટકી રહેલા કિલ્લાઓ છે. અને તેમનાં કોમી છાત્રાલયો સ્પર્શાસ્પર્શનો વારસો પોતાના છાત્રોને ન જોઇતો હોય તો પણ આપે છે !

× × ×

અમરેલી ગામ ઘણું ચોખ્ખું છે. ગુજરાતમાં ચરોતરમાં એવી જ જાહોજલાલીવાળાં, ચોખ્ખાં, સુઘડ અને મોટાં ઘરોવાળાં ગામો મળી આવે. પણ કાઠિયાવાડ કરતાં ત્યાં ધૂળ વધારે ઉડે છે. બીજું ગંદકીનું કારણ પાણીની બહોળાશ ગણવી જોઈએ. પાણી છે તો મૂળ વધારે ચોખ્ખાઈ માટે, પણ આપણે ત્યાં તેથી ગંદકી વધે છે. ચરોતરનાં ઘણાં ખરાં ગામોનાં બોરિંગથી આખા ગામને પુષ્કળ પાણી મળે છે, અને ઢળે છે. પણ ત્યાં પાણીના નિકાસ માટે એવી સગવડ તેઓ કરી શકતા નથી. બોરિંગ કરાવવા જેટલા પૈસા તેમની પાસે છે, પણ મોટાં શહેરોની માફક ગટરો કરાવવા જેટલા નથી. આપણે પશ્ચિમની રીતભાતોમાંથી કડકે કડકે ઉછીનું લઈ સુધારો કરીએ છીએ તેથી એક ઉપાય કરતાં નવા અપાયો થાય છે તેને પહોંચી વળાતું નથી. આ પ્રશ્ન આપણે માટે વિકટમાં વિકટ છે.

અમરેલીમાં એક વાત ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. કોઇ પણ સામાન્યમાં સામાન્ય રિપોર્ટ જુઓ કે કોઈ પણ સામાન્યમાં સામાન્ય ભાષણ સાંભળો, પ્રસંગ રાજ્ય સાથે સંબંધ ધરાવતો હોય કે કોઇ સ્વતંત્ર જ હોય, પણ લખનાર કે બોલનાર જરૂર મહારાજા સાહેબનાં વખાણ કરવાનો, તેમનાં વાકયો ટાંકવાનો. મને નવાઇ લાગે છે કે શ્રીમંત પોતે કે તેમનો કોઇ અધિકારી એકાદ ટિપ્પણ કાઢી આ બંધ કેમ કરાવતો નથી !

આની અસર લોકો ઉપર અને વિદ્યાર્થીઓ ઉપર જરૂર ઘણી ખરાબ થાય. શરૂઆતથી જ પોતે ન સમજે તેની રીતે તેઓ ખુશામતિયા અને પરબુદ્ધિને અનુસરનારા જ

થઇ જાય, આખા કાઠિયાવાડમાં જ્યાં એકરાજ્યપદ્ધતિ છે ત્યાં આવી ખુશામતની ટેવ ઓછી વત્તી પડે જ.

પણ રહો, ગુજરાતમાં પણ એમ નથી ? ત્યાં પણ કોઇ પણ જાહેર પ્રસંગે કલેક્ટર કે કમિશ્નર જ આજ સુધી પ્રમુખ થતા નહિ ? કોઈ પણ જાહેર પ્રસંગે તેમને જ આમન્ત્રણ થતું નહિ ? અલબત્ત એ સરકારી અમલદારો વધારે સૂક્ષ્મ અને વધારે બુદ્ધિવાળા એટલે એમની ખુશામત પણ વધારે સૂક્ષ્મ. એવો જ બીજો વર્ગ અમદાવાદના અને બીજાં મોટાં શહેરોના શેઠિયાઓનો. કાઠિયાવાડમાં દરબારો છે તેટલા જ કે તેથી વધારે અને તેટલી જ કે તેથી વધારે ઉપજવાળા શેઠિયાઓ ગુજરાતમાં છે, અને તેમની ખુશામતો પણ કાંઇ ઓછી નથી થતી. તેમની સરાસરી સંસ્કારિતા પણ કલેક્ટર કમિશ્નર જેટલી ન મુકાય, અને કાઠિયાવાડના રાજાઓ કરતાં બહુ ઊંચી પણ ન અંકાય !

× × ×

જ્યાં જાઓ ત્યાં યુવાનો ભેગા થાય કે તરત બંડ કરવાની વાતો કરે છે. "તમે ઘરડાઓ ગમે તેમ કહેશો પણ અમે જરૂર બંડ કરવાના." પણ આ બંડની અનેક વારની ધમકી છતાં યુવાનોનું બંડ હજી સુધી ક્યાંય દેખાતું નથી.

વઢવાણમાં વરસેક ઉપર યુવક મંડળ કોઇ વિચિત્ર નામ નીચે મળ્યું. ભાષણોમાં અને ચર્ચામાં યુવાનોએ અનેકવાર કહ્યું કે અમે બંડ કરીશું. પણ યુવક મંડળનું બંધારણ ઘડવાની વાત આવી ત્યારે અંત્યજોને પોતાના મંડળમાં દાખલ કરી શક્યા નહિ !

એક વખત એક રાજાએ શહેરમાં ફરતાં, કોઇ બાવાને પગમાં કાપ મૂકી લોહી કાઢી પૈસો માગતાં દીઠો. રાજાને થયું કે આ એક પૈસા માટે હાથે કરીને શરીર પર ઘા મારે છે તો આવા બાવાઓને પગાર આપી લશ્કરમાં રાખ્યા હોય તો બહુ બહાદુર ટુકડી થાય. રાજાએ એવી ટુકડી બનાવી. તેના પર શત્રુ ચઢી આવ્યો. કારભારીએ બાવાની ટુકડી શત્રુ સામે લડવા મોકલવા સલાહ આપી. ટુકડી ગઇ. અને ટુકડી શત્રુ પાસે જતાં 'હરહર મહાદેવ' કે એવી કોઈ લડાઈની બૂમ મારવાને બદલે કહેવા લાગ્યા, "રગ સમાલકે લડના."

બાવાઓ જ્યારે પૈસા માટે લોહી કાઢતા ત્યારે ધોરી નસ કપાઈ ન જાય તેની સંભાળ રાખીને કાપ મૂકતા. અહીં શત્રુ સામે લડતાં પણ તેઓ ધોરી નસની સંભાળ રાખી લડવાની એક બીજાને ચેતવણી આપવા લાગ્યા. લડાઇના ઉત્સાહમાં ક્યાંક ધોરી નસ ઉપર ઘા પડી જાય તો !

<u>આપણા યુવાનોને</u>

જોઇએ છીએ, જોઇએ છીએ,
જેમાં આધિ વ્યાધિ ઉપાધિ જરા પણ ન હોય,
જેમાં તન મન ધનને જરા પણ હાનિ ન પહોંચે,
જેમાં પુત્ર મિત્ર કલત્રને જરા પણ વાંધો ન આવે,
એવું બંડ કરવાનું, બંડનો જશ મેળવવાનું,
કોઈ ક્ષેત્ર કે વિષય.

× × ×

છાત્રાલય સંમેલનમાં પ્રમુખશ્રી કાકાસાહેબ સાથે પ્રશ્નોત્તરી ચાલતાં દરમિયાન શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર તરફથી ચાલતા હસ્ત લિખિત ' દૈનિક 'માં નીચેના લેખને, તંત્રીની પરવાનગી વિના, સ્મરણમાંથી ઉતારીએ છીએ તેને માટે તંત્રીશ્રી માફ કરશે એવી આશા છે.

કેટલાક નહિ પૂછાયેલા અને નહિ પૂછવાના પ્રશ્નો.

(૧) પ્રમુખશ્રીને પૂછવાનો કોઈ પ્રશ્ન ન હોય ત્યારે કયો પ્રશ્ન પૂછવો ?

(૨) હિન્દુસ્તાનમાંથી કોમો નાબુદ થાય ત્યારે કોમી છાત્રાલયોનું શું કરવું ? તેમાં કેવા પ્રકારના છાત્રોને દાખલ કરવા ?

(૩) છાત્રાલયના આદર્શો સિદ્ધ થવા માટે છાત્રોનાં માબાપોએ શું કરવું, કેવી રીતે છાત્રાલય સાથે સહકાર કરવો એ પ્રશ્ન ચર્ચાય છે. પણ કેટલાક છાત્રો પરણેલા હોય છે અને છોકરાંવાળા હોય છે તેમનાં પત્ની–છોકરાંએ એ આદર્શ સિદ્ધ કરવા શું શું કરવું, શું શું ન કરવું ?

(૪) છાત્રાલયના ગૃહપતિ અને તેમનાં પત્ની, કાંઈ પણ સંકોચ વિના, અંદર અંદર લડીને ગૃહસ્થાશ્રમનો લ્હાવો લઇ શકે તે માટે, ગૃહપતિગૃહ છાત્રાલયગૃહથી કેટલું દૂર જોઇએ ?

અમે આશા રાખીએ છીએ કે આ પ્રશ્નો સાથે સંબંધ ધરાવતા અને નહિ ધરાવતા જિજ્ઞાસુઓ આ પ્રશ્ન પૂછીને મૂળ લેખકના આશયને ધોકો પહોંચાડી તે લેખકને ફરિયાદ કરવાનું કારણ નહિ આપે.

ઉપરનો લેખ ' દૈનિક 'માંથી લઈ લીધા બદલ નીચેનો એક નિબંધ અમે સદર દૈનિકને પ્રસિદ્ધ રીતે આપીએ છીએ,

વિષયઃ અમદાવાદની કેટલીક દુકાનો અને કેટલાંક કોમી છાત્રાલયોની તુલના કરો.:—

કન્યાની અછતવાળી કોમનો કોઇ પણ માણસ જ્યારે ઘણાં વરસો સુધી વાંઢો રહી જાય છે ત્યારે તે અમદાવાદમાં દુકાન કાઢે છે. ઓછી મૂડીમાં નિર્વાહ થઇ શકે એટલા માટે તે ઘણે ભાગે પાનની દુકાન કાઢે છે. પોતાની નાતજાતમાં ' અમદાવાદમાં દુકાન ' હોવાની પ્રતિષ્ઠાથી તેને આખરે કન્યા મળી રહે છે.

કન્યાની અછતવાળી કોમમાં કોઇ પણ માબાપોને જ્યારે લાગે છે કે પોતાનો દીકરો ઘણાં વરસો સુધી કુંવારો રહી ગયો છે ત્યારે તેઓ તેને કોઇ પ્રતિષ્ઠિત છાત્રાલયમાં ભણવા રાખે છે. એવા છાત્રાલયની પ્રતિષ્ઠાથી તેને આખરે કન્યા મળી રહે છે.

કન્યા મળ્યા પછી પેલો દુકાનદાર દુકાન વેચે છે ત્યારે તેને મૂળની મૂડી મળી રહે છે. પેલાં છાત્રનાં માબાપોને એ પ્રમાણે પોતાના છોકરાનાં વરસોના બદલામાં કશું મળતું નથી એટલો જ ફેર રહે છે.

સ્વૈરવિહારી

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને શોધક લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી. ]

## થરપારકરના ભીલો

**નામનો અર્થ**

થરપારકર એ સિંધના સાત જીલ્લા પૈકીનો એક હોવા છતાં ઘણી બાબતોમાં સિંધથી નોખો તરી આવે છે. પશ્ચિમની સરહદ તરફની જમીન બાદ કરતાં સિંધની જમીન એકંદરે સપાટ છે, ને વરસાદ ઓછો હોવા છતાં નહેરના પાણીની સગવડના પ્રમાણમાં ઓછીવત્તી ફળદ્રુપ છે. જ્યાં જ્યાં થરપારકર જીલ્લામાં રેતીના મોટા મોટા થર-ટેકરા આવેલા છે, ને જે ભાગ સપાટ છે ત્યાં પણ જમીન રેતાળ હોવાથી બરાબર પાક થતો નથી. 'થરપારકર' શબ્દનો અર્થ પણ થર=ઊંચા રેતીના ટેકરાઓવાળી જમીન, ને પારકર=નીચી સપાટ જમીન ( sandy high lands and low lands ) એવો થાય છે.

**સીમા ક્ષેત્રફળ વસ્તી**

આ જીલ્લાની ઉત્તરે ખૈરપુરનું દેશી રાજ્ય, પૂર્વે મારવાડનો રેતાળ મુલક, દક્ષિણે કચ્છનું રણ તથા પશ્ચિમે સિંધનો હૈદ્રાબાદ જીલ્લો આવેલો છે. જીલ્લાનું ક્ષેત્રફળ ૧૩,૬૩૮ ચો. માઇલ છે, જેમાંથી ૧૦,૫૪૩ ચો. મા. જેટલો ભાગ રેતીના રણનો હોઇ વેરાન છે. વિસ્તાર આટલો બધો હોવા છતાં ઇ. સ. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે વસ્તી માત્ર ૩,૯૬,૩૩૧ માણસની છે. જીલ્લો ક્ષેત્રફળમાં પંચમહાલથી લગભગ સાતગણો હોવા છતાં વસ્તી પંચમહાલ કરતાં સહેજ જ વધારે છે. જીલ્લાનું દર ચો. માઇલે વસ્તીનું પ્રમાણ માત્ર ૨૯ છે. અને કેટલાક તાલુકાઓમાં તો-દીપલો તથા ખીપરોમાં-૧૨ થી વધારે નથી. આખા જીલ્લામાં મોટાં શહેર બે છેઃ મીરપુરખાસ તથા ઉમરકોટ, અને તેમની વસ્તી અનુક્રમે ૪,૮૫૬, ને ૩,૭૭૯ છે.

**વસ્તી ઓછી હોવાનું કારણ**

વસ્તી આટલી બધી ઓછી હોવાનું કારણ કુદરતી સાધનો (natural resources)ની તંગી છે. જીલ્લાના મીરપુરખાસ, નાળાવિભાગ તથા થરવિભાગ એમ ત્રણ ભાગ પાડેલા છે. તેમાં નહેરોની સગવડ માત્ર મીરપુરખાસ વિભાગમાં જ છે સિંધુ નદીના જમરાઉ નહેરમાંથી આ વિભાગની જમીનને પાણી મળે છે. ને તેથી આ વિભાગમાં કપાસ તથા ઘઉંનો પાક સારા પ્રમાણમાં થાય છે. એ જ કારણને લઇને બીજા બંને વિભાગ કરતાં આ વિભા-

ગમાં વસ્તી વધારે ગાઢી છે. (દર ચો. માઇલે ૯૦) નાળા વિભાગની થોડી જમીનને (ઉમરકોટની આસપાસ) પણ નહેરનું પાણી મળે છે; પણ થરવિભાગ કે જેમાં ચાર પંચમહાલ જીલ્લા આખા સમાઈ જાય; તેમાં ખેતીને માટે પાણીની બીલકુલ સગવડ નથી. ટેકરાટેકરી હોવાથી નહેરો આવી શકે તેમ છે જ નહિ. વરસાદ પણ ૧૦ ઈંચથી વધારે પડતો નથી. અને કુવા તો નગર તાલુકા સિવાય આખા થરમાં એટલા ઊંડા છે કે આપણને ઉપરથી જોતાં પાણીનાં દર્શન પણ મહામુશ્કેલીએ થાય. મીઠી તાલુકામાં ૧૦૦ અને છાછરા તાલુકામાં ૨૦૦ થી ૨૫૦ ફીટ સુધી કુવા ઊંડા હોય છે; ને ઘણીવાર ચાર મણ પાણીથી ભરાય એવડો નાનો કોસ બહાર કાઢતાં પણ વારા ફરતી બળદની બે કે ત્રણ જોડ બદલવી પડે છે. તળાવો નહિ જેવાં જ છે; અને પારકર—નગર તાલુકો—સિવાય બીજે ચોમાસાના ચાર મહિના પણ તેમાં પાણી ટકતું નથી એટલે પાણીનો બધો આધાર ઊંડા કુવાઓ ઉપર જ છે. આઠ દસ મહિના સુધી, ગામેગામ વસ્તીના પ્રમાણમાં, કુવાઓ ઉપર સારો દિવસ કોસ ફર્યો જ કરે છે. મીઠીમાં આશરે બે હજાર માણસની વસ્તી છે ત્યાં લગભગ ૪૦ કુવા ઉપર દરરોજ કોસ ચાલુ હોય છે. ન્હાવા ધોવાનું, પીવાનું તથા ઢોરને પાવાનું પાણી પણ કોસનું જ હોય છે. જમીન ખેતી માટે લગભગ નિરુપયોગી જેવીજ છે, પણ ઘાસચારો ઘણો હોવાથી લોકો ગાય, બળદ, ઊંટ, ઘેટાં, બકરાં, તથા ગધેડાં મોટા જથામાં રાખે છે. પાણીની અછતને લીધે એ બધાં ઢોરઢાંકને ઉછેરવાનું બહુ મુશ્કેલ થઇ પડે છે. ઢોરના પાણી માટે માસિક ચાર આનાથી આઠ આના સુધી આપવા પડે છે.

**વસ્તીનું વર્ગીકરણ** વસ્તીના ૫૪ ટકા મુસલમાનો તથા ૪૬ ટકા હિંદુ છે. ખ્રિસ્તીઓ નહિ જેવા જ છે. એમની સંખ્યા ઇ. સ. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે માત્ર ૮૩ (૬૪પુ+૧૯ સ્ત્રી)ની છે. થરપારકરમાં મીશનરીઓનું એક પણ થાણું નથી. હિંદુઓ માત્ર આ જ જીલ્લામાં આટલા સારા પ્રમાણમાં છે. સિંધમાં એકંદરે હિંદુઓની વસ્તી ૨૪ ટકાથી વધારે નથી. હિંદુ વસ્તીનું વર્ગીકરણ ઈ. સ. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે નીચે જણાવ્યા મુજબ છેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ભીલ | ૪૦, ૫૭૬ | ૫ | વાણિયા લુહાણા માહેશ્વરી | ૨૧, ૮૬૨ |
| ૨ ઢેડ | ૪૫, ૩૨૩ | | | |
| ૩ કોળી | ૧૫, ૯૯૯ | ૬ | બીજા | ૫૫, ૮૪૯ |
| ૪ રજપુત | ૧૪, ૫૯૭ | | | |
| | | | કુલ | ૧, ૯૪, ૨૦૬ |

ઈ. સ. ૧૯૧૧ માં જીલ્લાની કુલ વસ્તી ૪,૩૩,૩૯૮ હતી; એટલે સને ૧૯૨૧ માં ૩૩,૬૧૨ થઈ એટલે એમાં તો ૧૬ ટકા જેટલો ભારે ઘટાડો થયો છે. આ ઘટાડાનું એક કારણ તો એ છે કે જીલ્લાનાં ગામોમાં કેટલીક વધઘટ કરવામાં આવી છે. ભીલની વસ્તી ઘટવાનું બીજું એ પણ એક કારણ છે કે થરમાં ગુજરાનનાં સાધન પુરતાં નહિ મળવાથી વધારે સારી મજુરી મળવાની આશાએ ઘણા ભીલો સિંધના બીજા જીલ્લાઓમાં, ખાસ કરીને પાસે આવેલા હૈદ્રાબાદ જીલ્લાનાં ગામોમાં ચાલ્યા જાય છે. હૈદ્રાબાદ જીલ્લામાં ભીલની વસ્તી ૧૩,૪૯૧ માણસની છે.

થરમાં ભીલ અને કોળી બંને સરખા જ અસ્પૃશ્ય ગણાય છે. હિંદુઓ તેમ જ ઘણા મુસલમાનો પણ એમને અડતા નથી. એમનાં ઘરનું દૂધ કોઈ વેચાતું લેતું નથી. કેટલાક ચુસ્ત વૈષ્ણવો–વાણિયા, બ્રાહ્મણો–એમનાં હાથની શાકભાજી પણ લેતા નથી. ભીલ કરતાં પણ કોળીની સ્થિતિ વધારે ખરાબ છે. ભીલો આ મુલકના અસલ વતની છે. દરેકની પાસે ઓછી વત્તી જમીન હોય છે. જે ઢોરઢાંક ઉછેરવાનો તથા વેચવાનો, ઢોરમાંથી ઉત્પન્ન થતું ઘી વેચવાનો અને ઊંટ, ગધેડાં ભાડે ફેરવવાનો ધંધો કરે છે તેવાઓની સ્થિતિ પ્રમાણમાં સારી પણ ગણાય. જ્યારે કોળી તો અહીં બહારથી–ઘણુંખરૂં કચ્છ, વાગડથી કે રાધનપુર એજન્સીમાંથી–આવેલા છે, એટલે એમની પાસે પોતાની જમીન બીલકુલ નથી. કેટલાક વાણિયાની કે બીજાની જમીન અર્ધ ભાગે ખેડે છે. ઘણાખરા પરચુરણ મજુરી કરી પેટ ભરે છે. દિવાળી કેડે તો બધા જ કોળી, ભીલો થર છોડી મીરપુરખાસ કે હૈદ્રાબાદ તરફ મજુરી માટે ચાલ્યા જાય છે.

**ભીલ તથા કોળીની સરખામણી**

**મેઘવારોની સ્થિતિ**

આ જીલ્લામાં ઢેડ–મેઘવારની વસ્તી પણ બહુ મોટી છે. દરેક ગામે એમનાં થોડાં ઘણાં ઘર હોય છે. ભીલની પેઠે તેઓ પણ વસ્તીના પાંચમા ભાગ જેટલા, બલ્કે તેથી પણ વધારે છે. એ લોકોની આર્થિક સ્થિતિ ભીલ, કોળી કરતાં સારી હોય છે. અસ્પૃશ્ય હોવા છતાં એમનો સામાજિક દરજ્જો પણ ભીલ, કોળી કરતાં ઊંચો છે. ઊનને કાંતી, સુંદર ધાબળીઓ વણી, તથા મીલના સુતરની ખાદી કે ધોતિયાં વણી એ લોકો પોતાનું ગુજરાન ચલાવે છે. પહેલાં એમનો ધંધો ધમધોકાર ચાલતો. તે વખતે ઘેરેઘેર, વાણિયા બ્રાહ્મણને ઘેર પણ રેંટિયા ફરતા એટલે હાથના કાંતેલા સુતરનાં જ ધોતિયાં, ફેંટા તથા ખાદી વણાતી. આ મીલોના જમાનામાં, હાથવણાટનો માલ ટકાઉ પણ જાડો અને એટલો બધો ચિત્તાકર્ષક નહિ હોવાથી એના તરફ લોકોનો આદરભાવ ઘટવાથી એ બધા વણકર લોકોનો હવે વણાટના ધંધામાંથી પુરતો ગુજારો થતો નથી, અને તેથી એમને પણ પુષ્કળ મજુરીનો આશ્રય શોધવો પડે છે.

**કેળવણી**

ઈ. સ. ૧૯૧૧ માં જીલ્લામાં ૧૦,૧૪૨ લખી વાંચી જાણે તેવા હતા. અંગ્રેજી ભણેલા માત્ર ૩૬૬ હતા. ઈ. સ. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ભણેલાની સંખ્યા ૧૫,૦૬૩ અથવા કુલ વસ્તીના ૩.૮ જેટલી છે. એમાં ૧૩,૧૩૪ પુરુષ તથા ૧,૯૨૯ સ્ત્રીઓ છે. અંગ્રેજી ભણવા માટે જીલ્લામાં મીરપુરખાસમાં એક હાઇસ્કુલ તથા ઉમરકોટ અને મીઠીમાં મિડલસ્કુલો છે.

સાધારણ રીતે બ્રાહ્મણ, વાણિયા તથા લુહાણા ભણેલા હોય છે. ભીલોમાંથી ભાગ્યે જ કોઈ ભણેલો નીકળે. કોળી, મેઘવાર તથા રજપુતોમાં પણ કેળવણીનું પ્રમાણ નહિ જેવું જ છે. થર વિભાગમાં મીઠી, ઇસ્લામકોટ, નગર વગેરે ઠેકાણે બ્રાન્ચ સ્કુલો—આપણી લો-કાસ્ટ સ્કુલો—છે. તેમાં મેઘવાર તથા કેટલાક મધણ્યાર (રાવળિયા) જાતિના અસ્પૃશ્ય ગણાતા મુસલમાન જાતના છોકરાઓ ભણે છે; પણ કોઇ ઠેકાણે ભીલ કે કોળીના છોકરાઓ ભણતા નથી; કે નથી કોઈ એમને ભણવાનો આગ્રહ કરતું. ઇસ્લામકોટ પાસેના એક નાના ગામનો મેઘવારનો છોકરો મીઠીની એ. વી. સ્કુલમાં અંગ્રેજી પાંચ ધોરણ પુરાં

કરી વધુ અભ્યાસ માટે હૈદ્રાબાદ ગએલો. હાલ તે પ્રીવીઅસમાં છે. હિંદુ સભાની આર્થિક સહાયથી એ અભ્યાસ કરે છે. બીજો એક મીઠીનો જ વતની મેઘવારનો છોકરો મીઠીમાં અંગ્રેજી બીજા ધોરણમાં અભ્યાસ કરે છે. મીઠીમાં અંગ્રેજી સ્કુલને લગતી બોર્ડિંગ છે, ત્યાં ૨૦ વિદ્યાર્થી રહે છે. માસિક ભોજન ખર્ચ રૂ. ૬ થી ૭ સુધી આવે છે.

સરકાર તરફથી કે લોકલબોર્ડ તરફથી ભીલ, કોળી કે મેઘવાર જેવી હલકી ગણાતી હિંદુ કોમોને કેળવણી માટે કોઈ પ્રકારનું ઉત્તેજન મળતું નથી. લો. બો. તરફથી કેટલીક લો-કાસ્ટ સ્કૉલરશીપો હોય છે. પણ તે તો ઘણુંખરૂં મધરથાર મુસલમાનોનેજ મળે છે.

પુછપરછ કરતાં માલુમ પડ્યું કે ભીલ, કોળી વગેરે અતિશય ગરીબ હોવાથી છોકરાઓને ભણાવી શકતા નથી. નિશાળે જનાર છોકરાને સ્લેટ, ચોપડીની કિંમત આપવી પડે, ને રોજની મજુરીના પૈસા ગુમાવે તે જુદા એટલે છોકરાઓને નિશાળે મોકલવાનું માબાપોને પરવડતું નથી.

**ખાનગી શાળાઓ** થરમાં લો. બો. ની શાળાઓ બહુ જુજ છે. તાલુકામાં ત્રણ ચારથી વધારે હોતી નથી. પારકરમાં તેમ જ થર સિવાયના બીજા વિભાગોમાં કોઇ કોઈ ગામે ખાનગી શાળાઓ ચાલે છે. મુસલમાન વસ્તીવાળાં ગામોમાં મદરેસાઓ હોય છે, ને તેને લો. બો. તરફથી સારી ગ્રાન્ટ મળે છે. એવી મદરેસાઓના નિરીક્ષણ માટે એક ખાસ નિરીક્ષક પણ લો. બો. તરફથી નીમવામાં આવ્યો છે. ભીલ, કોળી સિવાયની હિંદુ વસ્તી ગામડાંમાં ઓછી હોય છે, એટલે હિંદુઓને માટે ખાનગી શાળાઓ ઓછી હોય છે. પારકરમાં-નગર તાલુકામાં-એવી કેટલીક શાળાઓ છે: મોદરા ગામે એવી એક શાળાની મેં મુલાકાત લીધેલી. એક ઝુંપડામાં શાળા બેસે છે. ૧૫-૨૦ વિદ્યાર્થીઓ રોજ અભ્યાસ કરે છે. ગામનો જ એક સારસ્વત બ્રાહ્મણ ૧૨-૧૫ વર્ષથી માસ્તર તરીકે કામ કરે છે. લો. બો. દર વર્ષે રૂ. ૯૬) ગ્રાન્ટ આપે છે. ગ્રાન્ટનો આધાર ડેપ્યુટી સાહેબની મરજી ઉપર છે. વચ્ચે એક મુસલમાન ડેપ્યુટી આવેલા તેમણે ગ્રાન્ટ ઘટાડીને રૂ. ૪૮) કરી દીધી હતી. બે વર્ષ ઉપર એક હિંદુ ડેપ્યુટી આવ્યા તેમણે પ્રયત્ન કરી અસલના રૂ. ૯૬) મંજુર કરાવી આપ્યા.

**ભાષા** થરપારકર જીલ્લો સિંધમાં છે, એટલે કચેરીઓમાં તથા શાળાઓમાં સિંધી ભાષાદ્વારા કામ ચાલે છે. પણ થરમાં લોકભાષા થરી છે. એ મારવાડી, કચ્છી તથા સિંધીના મિશ્રણથી થએલી છે. એમાં ગુજરાતીની પણ થોડી છાંટ છે. થરમાં ગુજરાતી ભાષાનો પ્રચાર સારા પ્રમાણમાં છે. નગર તાલુકામાં તો ૪૦ ટકા કરતાં વધારે લોકોની માતૃભાષા ગુજરાતી છે. થોડા વખત પહેલાં થએલી લો. બો. તરફની તપાસને પરિણામે એમ માલુમ પડ્યું હતું કે તાલુકાની ૪૯,૬૬૮ માણસની વસ્તીમાંથી ૨૨,૦૦૦ જેટલાની ભાષા ગુજરાતી છે. (અલબત્ત ઉચ્ચાર વગેરેમાં પ્રાન્તીય ભેદવાળી ) નગર તાલુકાની શાળાઓમાં પહેલાં ગુજરાતી શીખવાય છે, ગુજરાતી સારી રીતે વાંચતાં લખતાં આવડી ગયા પછી સિંધીની શરૂઆત થાય છે. આગળની પરીક્ષાઓ પાસ કરવા તથા સરકારી નોકરી મેળવવા સિંધી તો જાણવું જ પડે; એટલે સિંધી તથા ગુજરાતી એમ બે ભાષાઓ વિદ્યાર્થીને શીખવી પડે છે. મીઠી તાલુકાની શાળા-

ઓમાં પણ સાધારણ ગુજરાતી શીખવાય છે. થરની કન્યાશાળાઓમાં તો બધે જ શિક્ષણની શરૂઆત ગુજરાતીથી થાય છે. કેટલેક ઠેકાણે શિક્ષિકાઓ કચ્છ, કાઠિયાવાડની છે.

થરના ઘણા કેળવાયલા માણસો, ખાસ કરીને ધાર્મિક વૃત્તિવાળા, સિંધી કરતાં ગુજરાતી સાહિત્યમાં વધારે રસ લે છે. સારાં સારાં ગુજરાતી પુસ્તકો મંગાવીને વાંચે છે. સિંધી સાહિત્યમાં અને તેમાં ય સિંધી કવિતામાં ઇશ્કની, અને આશુક માશુકની વાતો વધારે આવતી હોવાથી, પોતાની બહેન બેટીઓ માટે તો થરના લોકો ગુજરાતી સાહિત્ય જ પસંદ કરે છે.

**ગુજરાતી ભાષાના પ્રચારનાં કારણો**

થરમાં ગુજરાતી ભાષાનો આવો સારો પ્રચાર હોવાનાં ઘણાં કારણો છે. એક તો થર તથા ગુજરાત જોડાજોડ આવેલા છે. વચ્ચે માત્ર ૧૬ કોસનું રેતીનું રણ છે. આઠ નવ માસ સુધી તો બંને પ્રાન્ત વચ્ચે ઊંટ, ગધેડાં તથા પોઠ મારફતે સારો વેપાર ચાલે છે ચોમાસામાં વધારે વરસાદથી રણમાં પાણી ભરાઇ જાય ત્યારે જ બધો વહેવાર અટકી પડે છે.

બીજું પચીસ ત્રીસ વર્ષ પહેલાં થરના લોકોને શિક્ષણ આપવા ગુજરાત, કાઠિયાવાડ કે કચ્છના જ શિક્ષકો મળતા. જુના વખતની ગામઠી નિશાળો ચલાવનાર પણ ઘણાખરા ગુજરાતીઓ જ હતા. ત્રીજું અને સૌથી મહત્ત્વનું કારણ એ છે કે પોણોસો વર્ષ પહેલાં થરના દીપલો, મીઠી, તથા નગર તાલુકા કચ્છના રાવની હકુમત તળે હતા. તે વખતે કચેરીનું બધું કામકાજ ગુજરાતીમાં જ ચાલતું. રાજ્યનાં દફતરો પણ બધાં ગુજરાતીમાં જ રહેતાં. અંગ્રેજોના હાથમાં આ મુલક ગયા પછી પણ ઘણાં વર્ષ સુધી કચ્છના પોલિટિકલ એજન્ટ અહીંના મુખ્ય અધિકારી તરીકે કામ કરતા. સિંધ સાથે જોડાયા પછી જ સિંધીનો પ્રચાર થવા લાગ્યો છે.

**જમીન મહેસુલ.**

જીલ્લાના થર તથા નાળા વિભાગમા જ્યાં ભીલ કોળીની વસ્તી વધારે છે, ત્યાં જમીન ઉતરતા પ્રકારની હોવાથી જમીન મહેસુલના દર પણ બહુ હલકા છે. કેટલાક ભાગમાં તો હજુ જમીનની માપણી પણ થઈ નથી. સિંધ ગેઝેટીઅરમાં થરના જમીન મહેસુલના દર નીચે પ્રમાણે આપેલા છે.

૧ નગરપારકર તાલુકો, મીઠીનાં ૩૨ ગામ, દીપલો તાલુકો તથા ખીપરોનો રણનો ભાગ.

| | | |
|---|---|---|
| એ. ગું. | એ. ગું. | રૂ. આ. પા. |
| | ૨–૨૩ સુધી | ૧–૦–૦ |
| ૨–૨૩ થી | ૫—૭ ,, | ૨–૩–૦ |
| ૫—૭ ,, | ૧૦–૧૩ ,, | ૩–૦–૦ |
| ૧૦–૧૩ ,, | ૩૧—૦ ,, | ૫–૮–૦ |
| ૩૧—૦ ,, | ૪૧–૧૩ ,, | ૮–૦–૦ |

૨. -છાછરા તાલુકો, મીઠીનાં ૨ ગામ તથા ઉમરકોટનો રણનો ભાગ.

| એ. ગું. | એ. ગું. | રૂ. આ. પા. |
|---|---|---|
| | ૫-૦ સુધી | ૨-૦-૦ |
| ૫-૦ થી | ૧૦-૦ ,, | ૩-૦-૦ |
| ૧૦-૦ ,, | ૨૦-૦ ,, | ૫-૦-૦ |
| ૨૦-૦ ,, | ૩૦-૦ ,, | ૬-૮-૦ |
| ૩૦-૦ ,, | ૪૦-૦ ,, | ૮-૦-૦ |

થર વિભાગની જમીનમહેસુલની પેદાશ સવાબે લાખ રૂપીઆથી વધારે નથી. જમીનમહેસુલ ઉપરાંત બીજી આવક ઘી ઉપરના નિકાસ દાણાની છે જંગલખાતુ અહીં રાખવામાં આવ્યું નથી. જંગલમાં ઢોરઢાંક ચરે તેના ઉપર કોઈ જાતનો કર લેવામાં આવતો નથી; પણ તેના બદલામાં ઘી ઉપર જકાત નાખેલી છે. દરબંગાળી મણે રૂ. ૨)ના હિસાબે દાણ લેવાય છે, અને તેમાંથી વધારેમાં વધારે રૂા. ૫૦,૦૦૦ સુધી ઉત્પન્ન થાય છે. દરેક તાલુકા કચેરીએ જ દાણ વસુલ કરવામાં આવે છે.

ઇતિહાસ

ભીલો આ મુલકના અસલ વતની છે. બધી જમીનના માલીક તેઓ જ હતા. ગામે ગામ ભીલ પટેલો હતા, ને તેઓ જ ગામધણી ગણાતા. પડોશમાં મારવાડમાં કે કચ્છમાં કોઈ રાજા બળવાન થાય તો તેને નામની ખંડણી ભરતા. યુદ્ધને પ્રસંગે જરૂર પડ્યે તેના પક્ષમાં રહી, બહાદુરીથી લડતા ધીમે ધીમે ઉત્તરે ઉમરકોટ—અમરકોટમાં ઇ. સ. ૧૨૨૬ માં સોઢા રજપુતોએ તથા દક્ષિણમાં વીરાવાવ ગોડેશ્વર તથા પછીથી નગરમાં રાણાઓએ પોતાનાં રાજ્ય જમાવ્યાં ને ભીલો ઉપર પોતાની સત્તા બેસાડી રજપુતોના આવ્યા પછી મારવાડ તરફથી પુષ્કરણા બ્રાહ્મણો, ને પંજાબમાંથી સિંધમા થઈ લુહાણાઓ તથા સારસ્વત બ્રાહ્મણો આ મુલકમાં આવી વસવા લાગ્યા. એ બધાંના આગમન પછી ભીલોની સત્તા ને સાધનસંપત્તિ દિવસે દિવસે ઘટવા લાગી.

કેટલાક સૈકા પછી જોધપુર નરેશે ઉમરકોટ તથા છાછરા તાલુકામાં પગપેસારો કર્યો ને કચ્છના રાવે દીપલો, મીઠી તથા નગર તાલુકાઓમાં પોતાની આણ વર્તાવી. ૧૯ મા સૈકાની શરૂઆતમાં હૈદ્રાબાદના તાલપુરા મીરાએ થરમાં પોતાની સત્તા જમાવવા પ્રયત્ન કરેલો ને નવાકોટ તથા ઇસલામકોટમાં પોતાનાં થાણાં બેસાડેલાં. ઇ. સ. ૧૮૪૩ માં નેપીઅરે હૈદ્રી તથા મીયાણીના યુદ્ધમાં મીરોને સખત હાર ખવડાવી સિંધમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો. પછી ધીમે ધીમે થરમાં પણ એમની સત્તા જામતી ગઇ. ઇ. સ. ૧૮૫૯ ના એપ્રિલની ૧૫ મી તારીખે થરપારકરના કોળીઓએ નગરના રાણાની ઉશ્કેરણીથી બળવો કરી અંગ્રેજોની સત્તા ઉથલાવી પાડવા પ્રયત્ન કરેલો પણ ભારે નિષ્ફળતા મળેલી.

(અપૂર્ણ)

બાલ સેવા મંડલ
દાહોદ

અંબાલાલ પુ. વ્યાસ

# દ્વિતીય છાત્રાલય સંમેલન ઉપર સ્વતંત્ર વિચારો

મહાસભાઓ, પરિષદો કે સંમેલનો ભરાઇ ગયા પછી તેના અહેવાલોમાં એ સંમેલનનાં વર્ણનો જ વધારે ભાગે આવે છે. આવાં વર્ણનો, જેઓએ પરિષદમાં હાજરી આપી હોય તેમને જરૂરનાં નથી અને જેઓ ગેરહાજર હોય તેમને ઉપયોગી થતાં નથી એટલે એ સર્વ કરતાં જૂદા પ્રકારની હકીકતો જે જોવાની રહી ગઇ હોય તેને જ પ્રાધાન્ય આપીને વિહંગાવલોકન થવું જોઇએ.

**જ્ઞાતિઓ**

અમરેલીમાં છાત્રાલય સંમેલનની બીજી બેઠક ભરાઈ હતી. તેમાં બે મુખ્ય જ્ઞાતિનાં લોકો હાજર રહ્યા હતા અને તે બન્નેને બે સામસામા વિભાગમાં બેસારવામાં આવ્યા હતાઃ એક જ્ઞાતિ તે અત્યંજ સ્પર્શકો અને બીજી મર્યાદીઓ (મરજાદી). એ મંડપમાં તેમ જ બીજાં સ્થળોએ અસ્પૃશ્યતામાં માનવાવાળા અને નહિ માનવાવાળા એવાં નામો અપાય છે તે સંદિગ્ધ લાગે છે માટે આ જૂના શબ્દો નવે રૂપે યોજવા પડયા છે. આ બે જ્ઞાતિ ઉપરાંત એક ત્રીજી જ્ઞાતિ હતી જેમને આજે સર્વે, સ્ત્રીઓ અથવા બ્હેનોને નામે ઓળખે છે. તેમને બેસવાની સગવડ પણ જુદી જ હતી. માત્ર એટલા ઉપરથી જ તેમને જૂદી જ્ઞાતિ ગણવાનું પ્રયોજન નથી; કિન્તુ ભોજનગૃહમાં પણ બ્રાહ્મણ, પાટીદાર, લોહાણા વગેરે જ્ઞાતિનાં જૂદાં સ્થળ સાથે એક બ્હેન જ્ઞાતિ માટે પણ જૂદું સ્થળ રાખવામાં આવ્યું હતું અને ભોજનગૃહની ભૂગોળના સ્ત્રી–ખંડમાં વિશેષ પેટાજ્ઞાતિઓ દેખાતી નહોતી. સંમેલનમાં હાજર રહેલામાં કેટલીક પેટાજ્ઞાતિઓ નજરે પડતી હતી. તેમાં વાલીઓ કે માબાપો, છાત્રાલયના સંચાલકો અને સેવકો, ગૃહપતિઓ, શિક્ષકો, શિક્ષણ-શાસ્ત્રીઓ, અમલદારો, કવિઓ વગેરે જ્ઞાતિઓ હતી. તદુપરાંત છાત્રો, સ્વયંસેવકો, ઊભા રહેનારાઓ, ફર્યા કરનારાઓ, વાતચિતો કરનારા, હસ્યા કરનારા વગેરે વગેરેએ પણ હાજરી આપી હતી.

**કાર્યક્રમ**

જો ઠરાવોની સંખ્યા અને ગુણ ઉપર નજર રાખીને બોલીએ તો છાત્રાલય સંમેલનની આ બેઠક મોટું મીંડું ગણાય. પ્રથમ સંમેલનમાં પણ ઠરાવો નહોતા અને આ બેઠકમાં પણ નહોતા. અને એ યોગ્ય જ હતું. રાજ્યના ઠરાવો આપણને મહત્ત્વના લાગે છે કેમકે તે ઠરાવોનો અમલ થાય છે; અને થઇ શકે છે કેમકે એ અમલનો ભંગ કરનારને શિક્ષા કરવાની અથવા અમલનું પાલન કરવાની ફરજ પાડવાની આજે રાજ્ય પાસે સત્તા છે. પણ છાત્રાલય સંમેલન કે છાત્રાલય મંડલ આજે બધાં છાત્રાલયો ઉપર કોઇ પણ પ્રકારની હકુમત ભોગવતાં નથી, ભોગવવા માગતાં નથી; અને ભોગવવા ઇચ્છે તોપણ એ વર્ચસ્વનો સ્વીકાર કરાવવા તેમની પાસે સત્ય અને સિદ્ધાંત બે સિવાય ત્રીજું સાધન નથી. એટલે ઠરાવનો કશો અર્થ નહતો. પણ ઠરાવો ન કરવાનો હેતુ તો એ હતો કે જ્યારે છાત્રાલયોનાં નિયમનનું કેન્દ્ર છાત્રાલય મંડલ અને ત્યારે પણ તે કોઇ રાજ્યસત્તા જેવું થનાર નથી.

છાત્રાલયના કાર્યક્રમમાં તો, છાત્રાલયોમાં વારંવાર અનુભવાતી મુશ્કેલીઓ સાંના પ્રશ્નો વગેરે ઉપર તજ્જ્ઞોનાં વ્યાખ્યાનો, અને સત્યો બરાબર સમજાય તે માટે તેને યોગ્ય સ્વરૂપે સ્ફુટ રીતે મૂકીને સ્વીકાર્ય બનવા માટેનાં પ્રવચનો એ જ બની શકે તેવું હતું. છાત્રાલયોની સુધારણા માટે નવીન છાત્રાલયનું સ્વરૂપ પૂરેપૂરી રીતે સમજાવું જોઈએ, અને તેટલા માટે છાત્રાલયની સંસ્થાને દરેક બાજુથી તપાસવી જોઈએ. એવી બાજુઓ ૭ નક્કી કરવામાં આવી હતીઃ (૧) સમાજ (૨) વિદ્યાર્થી (૩) માબાપ (૪) શિક્ષણ (૫) સંસ્કાર અને (૬) રહેણી કરણી-વગેરે. અને આ ૭ પૈકી દરેક વિષયના મુખ્ય દૃષ્ટિબિન્દુથી છાત્રાલયના એકાદ બે પ્રશ્નને છણવાને તે તે વિષયના નિષ્ણાત કે અભ્યાસીને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. અને જ્યાં મતભેદને અવકાશ હતો ત્યાં અન્ય મતધારીઓને પણ બોલવાને નિમંત્રવામાં આવ્યા હતા. આ રીતે સમગ્ર છાત્રાલયના વિષયનું વર્ગીકરણ કરીને જ્યાં ઉકેલ લાવવાનું શક્ય હોય ત્યાં તેનો ઉકેલ આપવાનો યત્ન થયો હતો. અને આ સંમેલન પછી પણ આ વિષયે લોકો જાગૃત રહે એવાં અને છાત્રાલયોને અંગે આવશ્યક જણાય એવાં કાર્યો ચાલુ રાખવા માટે ગયા વરસની માફક આ વરસે છાત્રાલય મંડળના સભ્યો નક્કી કરવામાં આવ્યા હતા. તેઓ આખા વરસ દરમિયાન ચાલનારાં કામો હાથમાં લેશે. અને ગયે વરસે છાત્રાલય મંડળ એક વરસ માટે નીમાયું હતું તેને આ વરસે કાયમી સ્વરૂપ આપવામાં આવ્યું હતું. બન્ને પ્રમુખોનાં ભાષણના પહેલા દિવસના કાર્ય પછી ઉપર પ્રમાણેની રૂપરેખા નક્કી કરી સંમેલને પોતાનું કાર્ય આરંભ્યું.

એ રૂપરેખા અનુસાર વ્યાખ્યાનો ગોઠવવામા આવ્યાં હતાં, તે ઉપરાંત બે ભાષણો થયાંઃ એક પ્રમુખ શ્રી કાલેલકરનું ‘ધર્મ શિક્ષણ’ વિશે અને બીજું ‘યૂરોપનાં છાત્રાલયોના અનુભવ’ એ વિષય ઉપર શ્રી ભોગીલાલ ઠાકોરનું. પરંતુ એ વ્યાખ્યાનો છાત્રાલય સંમેલનનાં કાર્યો માટે દોરેલી રૂપરેખાને અંગેનાં નહિ કિન્તુ બન્ને વક્તાનાં જ્ઞાન અને અનુભવનો પરિચય લેવા ખાતર હતાં એટલે એ બન્ને ભાષણનો સાર અથવા એ ઉપર સમાલોચના જુદા વિષયે થવી જોઈએ. આ લેખમાં નહિ.

**વ્યાખ્યાનો** સૌથી પ્રથમ વક્તા શ્રી મોતીભાઇ અમીન અને શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ હતા અને તેમનો વિષય ગૃહપતિની આવશ્યકતા એ હતો. છાત્રાલય સંમેલન વખતે તો મોતીભાઈ અને નાનાભાઇનો જાણે દ્વંદ્વ સમાસ બની ગયો હતો. ભાષણો અને વાતચિતોમાં પણ મોતીભાઇ અને નાનાભાઈ એમ જ બોલાતું. ત્યાં સુધી તો ઠીક પણ એકલા મોતીભાઇને લાગુ પાડવાની વાત નાનાભાઇને સુદ્ધાં અને એકલા નાનાભાઈની વાત મોતીભાઇને સુદ્ધાં લોકો લાગુ કરતા. લોકો તો એમ જ કહે કે મોતીભાઇએ અને નાનાભાઇએ પેટલાદ બૉર્ડિંગ અને દક્ષિણામૂર્તિ કાઢયાં—જો કે પેટલાદ બૉર્ડિંગ કાઢવામાં નાનાભાઈનો કે દક્ષિણામૂર્તિ કાઢવામાં મોતીભાઇનો બિલકુલ હાથ હતો જ નહિ. આ બન્ને નામોને એક સાથે મૂકવામાં અર્થ રહેલો છે છતાં જ્યારે તેનો અતિરેક કરીને સર્વવ્યાપક રીતે ઉપયોગ થાય તેમાં બન્ને વિશેનું અજ્ઞાન પ્રકટ થાય છે અને બન્નેને અન્યાય મળે છે. એ બન્નેનાં વ્યક્તિત્વની, કાર્યપદ્ધતિની, વિચારોની ભિન્નતા પણ સ્વીકારાવી જોઇએ, પણ મૂળમાં એ બન્ને એક જ ચણાના દાણાના દ્વિદળ જેવા ગણાઈ ગયા હતા.

નાનાભાઇને ગૃહપતિની આવશ્યક્તા ઉપર બોલવા ઊભું થવું પડ્યું એ વાત જો હું મારા માસિકમાં લખતો હોત તો તે આસપાસ કાળી જાડી લીટીઓ મૂકીને છાપત. આજ આટલાં આટલાં વર્ષોથી છાત્રાલયો જીવ્યા કર્યાં છે અને હજી યે ગૃહપતિની જરૂર ઉપર બોલવાની જરૂર રહે એ ખેદકારક છે અને અસહ્ય ગણાવું જોઇએ. છતાં હકીકત એ છે કે ગૃહપતિ વિશેના ખ્યાલો ઘણા અસ્પષ્ટ છે અને તેની જરૂર કોઇ અનિવાર્ય માનતું નથી. મારા એક મિત્રે દવાખાનું કાઢ્યું. અને ક્વીનાઇન, એસ્પીરીન, વગેરે વગેરે નામવાળી બાટલીઓ લાવીને કબાટમાં રાખી. પણ તેમાં ભરવાની દવા માટે પૈસા નહિ એટલે અંદર ક્યાંક પાણી અને ક્યાંક પીપળનાં પાન ભર્યાં. પણ અકસ્માત તે પોતે જ માંદા પડયા અને રાતે એક મિત્રે આવી તેમને પેલી જ બાટલીઓમાંથી દવા આપી છતાં દવાની અસર થઈ નહિ. જેવી રીતે બાટલી ઉપર ચિઠ્ઠી ચોઢવાથી પાણી દવા બની શકતું નથી તેવી જ રીતે ગમે તે માણસને ગૃહપતિની ઉપાધિ આપવાથી તે ગૃહપતિ બની જતો નથી એ વસ્તુ હજી લોકોને સમજાઇ નથી. ગાર્હપત્યના બધા ધર્મો બજાવી શકે તેવા ગુણો, વ્યક્તિત્વ, ચારિત્ર્ય કે લાયકાતવાળો માણસ પછી તેને ગૃહપતિ કહો, સુપ્રીન્ટેન્ડેન્ટ કહો, નિયામક કહો કે હીપોપોટેમસ કહો પણ તેના વડે જ છાત્રાલય ઉપયોગી બને છે તેમ સમજવાને બદલે લોકો એમ સમજે છે કે બે આંખ, બે કાન, બે હાથ, બે પગ, (બે અંતઃકરણ?) અને એક નાક, ઉંઘવા જાગવાની શક્તિ અને હલનચલનથી શક્તિવાળી કોઇ વસ્તુને માત્ર ગૃ હ પ તિ એવું નામ આપવાથી સુસ્ત છોકરા તેજી બનશે, ગુંડાઓ નમ્ર બનશે, નવાબશાહો સેવાપરાયણ બનશે, જડ હુશિયાર થશે અને એવું બધું જાદુ બની જશે. વળી ગૃહપતિ વિશેના લોકોના ખ્યાલો, કલ્પનાઓ, વિચારો, અભિપ્રાયો વગેરે પણ વિધવિધ હતા. ટ્રસ્ટી વર્ગના લોકો ગૃહપતિને દ્રવ્યદાતાના મગજની ભૂમિતિમાં થયેલ આકૃતિ સમજતા હતા. કેટલાંક માબાપો તેને છોકરા સુધારનારી મ્યુનિસિપાલીટી સમજતા હતા. આહારપરાયણ જનો છાત્રાલયનો આદર્શ દૂધ અને ઘી સારાં અને પુષ્કળ મળવામાં માનીને તેની પૂર્તિ માટે ભેંશોને બદલે ગૃહપતિથી ચલાવી લેવા માગતા હતા. કેટલાક મુસાફરીના શોખીનો છાત્ર-ડબ્બાનાં પૈડાં ગૃહપતિ ફેરવી શકે તેમાં જ તેની લાયકાત ગણતા હતા પણ ડબ્બા ઉપર પૈડાં ફરે કે ડબ્બા નીચે તેની સાથે તેમને નિસ્બત ન હતી. આમ છાત્રાલય સુધારણાનું પ્રથમ આવશ્યક અંગ ગૃહપતિ, તેને વિશે પણ જનતાના મગજમાં ખૂબ ગુંચવાડો દેખાતો હતો.

**ગૃહપતિ-ચર્ચા**

તા. ૨૮-૨-૨૮ના કાર્યમાં ગૃહપતિની આવશ્યકતા લાયકાત અધિકાર વગેરે ઉપર શ્રી નાનાભાઇ અને મોતીભાઇનાં પ્રવચન ઉપરાંત બીજા ચાર વિષયો હતા. (૧) વાલીઓનો છાત્રાલય પરત્વે ધર્મ, (૨) છાત્રાલયમાં વિદ્યાર્થીઓના પ્રકાર, (૩) છાત્રાલયમાં સાદાઈ અને (૪) પરીક્ષાની પ્રથા. વિદ્યાર્થીના પ્રકારો વિશેના બોલનારામાંના એક શ્રી હરભાઇ ત્રિવેદીએ ખરાબ ગણાતા વિદ્યાર્થીઓની એક નામાવલિ ગણાવી. તેમાં સુસ્ત, ચોર, હરામ હાડકાંના વગેરે વર્ગો હતા. જો કે શ્રી. હરભાઈનું કથન એમ હતું કે આવા દુર્ગુણો વિદ્યાર્થીમાં દેખાતા હોવા છતાં એ જ દુર્ગુણો છે એમ માની લેવાનું જોઇએ નહિ, પણ વસ્તુતાએ એ ટેવોનું પ્રથક્કરણ કેરીને વિદ્યાર્થીની અંદર રહેલી સારી ખૂબીઓને બહાર લાવી વિકાસ પામવાનો અવકાશ આપવો જોઇએ. આમ તે બોલ્યા પણ હતા છતાં એક માણસે તેમને

મુબારકબાદી આપીને કહ્યું કે ભાઈ તમે તે બહુ સરસ નામે ગણાવ્યાં. સાચ્ચે જ બૉર્ડિંગોમાં છોકરા બધા તમે કહ્યું તેવા રહીયાર જ આવે છે! ગરીબ બિચારા હરભાઇ ત્રિવેદી!!! વધારે મહત્ત્વનો અને ઘણી વધારે વિચારણા માગી લે તેવો મુદ્દો શ્રી. ગોકુલદાસ રાયચુરાનો છાત્રાલયમાં સાદાઇ ઉપરનો હતો. ઘણીવાર છાત્રાલયોમાં રહી, તેજાનાવાળો કે વિલાસી ખોરાક ખાઈ, છાત્રાલયોની મોટી ઈમારતોમાં રહી ત્યાંના ખાટલા, ખુરસીટેબલ, નોકર, વીજળી બત્તી વગેરે વાપરીને ઘડાતી ટેવોથી વિદ્યાર્થીને તેના જ ઘર તરફ અણગમો પેદા થાય છે તે અનિષ્ટ છે, અનિષ્ટ ગણાવો જોઇએ, એ વાત આ વ્યાખ્યાનની પછવાડે હતી છતાં બોલાઇ નહોતી. આજે છાત્રાલયોની ઉપયોગીતા માટે બે પ્રકારના મતો પ્રચલિત છે: જરા શિક્ષિત વર્ગ એમ માને છે કે શાળાના શિક્ષણની માફક જ છાત્રાલયમાં રહ્યાના અનુભવનું શિક્ષણ જરૂરી છે અને અશિક્ષિત વર્ગ એમ માને છે કે છાત્રાલય એ પરદેશી છોકરાને રહેવા ખાવાની સગવડ માટે વીશી કરતાં વધારે સારૂં છે. બન્ને મતો ખોટા છે. સારૂં છાત્રાલય એક સંસ્થા તરીકે સારી શાળાના જેટલી જ અને કંઇક વધારે આવશ્યક સંસ્થા છે એ ખરૂં; તથાપિ છાત્રાલયોના ઉદ્ભવનું કારણ એક સુંદર ગૃહની ખોટ પૂરી પાડવામાં અને કૌટુંબિક વાતાવરણ દૃઢ કરવામાં રહેલું છે. અને જે બાલક તેના જ ઘરમાં આ સંસ્કૃતિનું વાતાવરણ પામે છે તેને છાત્રાલયમાં રહેવાની જરૂર નથી. અને જે દિવસે એ પ્રકારનાં બધી પ્રજાનાં ગૃહો બનશે તે દિવસે છાત્રાલયોની જરૂર નહિ રહે. અને તેથી જે છાત્રાલયો ગૃહનાં વાતાવરણ માટે આકાંક્ષા જગાડવાને બદલે તેનાથી વિદ્યાર્થીને પરાઙ્મુખ બનાવે તે છાત્રાલયો ભયંકર ગણાવાં જોઇએ. સાદાઈ પોતે જ સદ્ગુણ છે માટે તે છાત્રાલયોમાં જોઇએ જ. તે ઉપરાંત સાદાઈની છાત્રાલયમાં ગેરહાજરીથી થતાં ભયંકર નુકસાનને કારણે પણ છાત્રાલયમાં તે બેવડું ઉપયોગી છે.

પણ સૌથી વધારે આનન્દમાં જે વખત ગયો તે તો, ' કામ મીમાંસાની કયા પ્રકારની ચર્ચા ઉપયોગી થાય ' એ વિષય ઉપર જે ત્રણ ગૃહસ્થો અને એક મહિલા બોલ્યાં તે હતો. કામની મીમાંસા સંબંધી કોણ જાણે કેવી માન્યતાથી કે શાથી પણ એ શબ્દનું નામ કાને પડ્યું કે તરત બધા ભયથી ત્રસ્ત થઇ ઊઠયા હતા. પ્રથમ બોલનારે જાતીય શિક્ષણ એ શબ્દોથી Sex Educationનો ભાવ વ્યક્ત કર્યો હતો. જાતીય પ્રશ્ન ઘણો નાજુક છે, પણ તેની સાથે સાથે જ એનું સ્વરૂપ છાત્રાલયોમાં ભયંકર છે. એને લગતી કુટેવો માટે એક જાણીતા તત્ત્વજ્ઞાનીએ કહ્યું હતું કે એ કુટેવો તે ઇશ્વરથી બીજે નંબરે આ જગતની સૌથી વધારે સર્વવ્યાપક વસ્તુ છે. લોકો જાણે છે કે બાલકોને કુટેવો પડે છે. પણ જે કર્મ બાલક કરે તેનાથી તેઓ જેટલા ગભરાતા કે અસ્વસ્થ થતા નથી તેટલા કોઇ એ વિશે વાત કરે તેનાથી થાય છે. પણ લોકોના વિરોધનું એક કારણ ત્યાં મને જડી આવ્યું. જ્યારે પ્રથમ વક્તા શ્રી હરભાઇ ત્રિવેદી બોલવા ઉભા થયા ત્યારે આખું વાતવરણ જાણે સંક્ષુબ્ધ થઈ ગયું હોય તેવું મને લાગ્યું. હું વાતાવરણ શબ્દ વાપરૂં છું કેમકે સહુનાં મોઢાં જોવા જેટલે ઊંચે હું નહોતો બેઠો. પણ જેટલાં જોયાં તેટલાં ઉપરથી અટકળ કરીને લખું છું. એક ગૃહસ્થને કપાળે કરચલીઓ પડી ગઈ, એક ગૃહસ્થના મુખનો ભાવ મને ક્રોધને મળતો લાગ્યો, અને સીકન્દર જ્યારે લડાઈ જીતી

હવે બધું ગયું, બાજી હાથથી છટકી, સત્યાનાશનો સમય નજીક આવ્યો કેમકે લોકો–ગૃહસ્થ લોકો સુદ્ધાં–હવે વીર્ય અને એવા શબ્દો છૂટથી બોલવા લાગ્યા છે. મારો એક નાનો મિત્ર છે તે એક વાર આ જ વિષય માટે કહેતો હતો કે જૂના વખતમાં તો સ્ત્રીઓથી અધરણી શબ્દ પણ બોલાતો નહિ અને એ જ વિષયની કલાકોના કલાકો સુધી વાતો કરવા માટે તેઓ કાંઈક ગર્ભિત અર્થવાળા શિષ્ટ પ્રયોગો કરતાં. પણ લોકોના વાંધાનું સ્વરૂપ હું બરાબર સમજ્યો નહતો. લોકોનો વાંધો તો એમ હતો કે જાતીય પ્રશ્ન જેવો વિષય જેમાં ભૂંડું બેધડક બોલવાનો આટલો બધો અવકાશ છે તેમાં તેઓ એવા શબ્દો કેમ બોલ્યા નહિ. એથી કરીને તેઓ શ્રી હરેભાઇ ઉપર નાખુશ થવાની તૈયારી કરતા હતા તેવામાં એક ગૃહસ્થ શ્રી હરભાઇની વહારે ધાયા. તેમણે જેટલી કામક્રીડાઓનું સૂચન થઇ શકે તેટલું બધું નિરંકુશપણે કર્યું, જેટલા શબ્દો તેમના ભંડોળમાં હતા તેટલા વાપર્યા અને બધા જ શ્રોતાજનો તેની ઉપર ખુશ ખુશ થઇને હાસ્યોદ્દગાર કરવા લાગ્યા. એટલે મારી ખાત્રી થઇ કે લોકોનો વિરોધ આ ચર્ચા સંયમથી કરવા સામે છે. પ્રમુખ મહાશય શ્રી કાલેલકરે કહ્યું છે કે જાતીય પ્રશ્નોની ચર્ચા અનધિકારીઓ અને અસંયત મનોવૃત્તિવાળા માણસો દ્વારા ન થવી જોઇએ. છતાં મારો નમ્ર મત અલબત્ત તેથી ઉલટો છે. જાતીય પ્રશ્નોની ચર્ચામાં જ જે કામવિકારોને પુષ્ટ કરનારૂં અને ઉત્તેજનારૂં તત્ત્વ રહેલું છે તે સંયત મનોવૃત્તિવાળા માણસો પાસે જવાથી તદ્દન હરાઈ જાય છે. નિરંકુશ વાચસ્પતિઓ જ અને સ્વૈરાચારીઓ જ એ તત્ત્વના ભક્ત હોઈ તેમની પાસે જ એ સુરક્ષિત છે. શ્રી કાલેલકરે એમ માનતા હશે કે જો ગૃહસ્થ લોકો જાતીય પ્રશ્નની શિષ્ટ ભાષામાં વાતો કરતા થાય તો બાળકોને રસ્તા પરના નિરંકુશ વાચસ્પતિની ભાષાદ્વારા જે કલ્પના બંધાતી હોય તેને બદલે તેઓ વસ્તુસ્થિતિ સમજતાં થશે. પણ એમ કરવાનાં પરિણામોની કોઇને ખબર લાગતી નથી. એથી તો પૈસાદારના છોકરા જાતીય પ્રશ્નોનું સાંગોપાંગ અન્વેષણ કરતા અટકી જઇને જાતે મહેનત કરતા થઇ જશે ! સ્ત્રીઓ પણ આ સંબંધે નિર્મોહ બની પુરુષના જેવી છૂટથી વિચાર કરતી થઈ જશે, અને કોઇક સ્ત્રી તો આજન્મ કુંવારી રહેવાના તેના બાળપણના હઠને વળગી રહેવાનું બળ મેળવશે, અને અશ્રુતપૂર્વ કુંવારી ડોશી શબ્દ વ્યાકરણમાં ઉમેરાશે. મારા એક મિત્રે તે દિવસ એક નાટક લખ્યું તેમાં કલ્યાણરાય નામે કલ્પિત પાત્રના મુખમાં એવા શબ્દો મૂક્યા કેઃ–"હું પહેલેથી જ જાતીય પ્રશ્નની ચર્ચા કરવાની વિરુદ્ધ હતો. તમને પહેલેથી જ કહેતો હતો કે આવી બાબતો ઉપર બોલાય નહિ. પણ તમે બોલવાની છૂટ આપી તો હવે ચાખો આ ફળ. હવે બધા આમ બોલતા થઇ જશે."

છેલ્લા વક્તાના ભાષણ છતાં પરિષદના મોટા ભાગનું વલણ જાતીય પ્રશ્નોની ચર્ચા ન થવી જોઇએ, અથવા અનધિકારીઓથી તો ન જ થવી જોઇએ એવો ને એવો જ રહ્યો તેમાં હું શું કરૂં ?

ચર્ચાના બીજા મુદ્દાઓમાં ભાઇ સ્વામીરાવનો શરીરવિકાસની તાલીમ વિશેનો એક હતો. શ્રી સ્વામીરાવ લોકોને સંતુષ્ટ કરવા માગતા નથી. અને પોતાને સાચો લાગે તે જ માર્ગ લેવા માગે છે. લોકોના મોટા ભાગને શરીર સુધારાની વૃત્તિ હોતી જ નથી. છતાં

તેઓ કસરત કરે છે તે તો શરીર ઉપરથી સ્ટીમ રોલર ચલાવવા, મોટર અટકાવવા અને લોકોને દેખાડી શકાય એવા પ્રયોગોની ખાતર કરે છે. અને નહિ કે બોજાં ઉપાડવા, પગે ચાલવા, કે જે તે માણસનાં કામ કરવા. આ પહેલા પ્રકારના પ્રયોગમાં અમરેલીનો અખાડો સફળ થયો છે. ત્યાંના અખાડાવાળાઓએ એક દિવસ આવા સરકસના પ્રયોગો પણ કર્યાં હતા.

આ છાત્રાલય સંમેલનને અંગે એક છાત્ર સંમેલન પણ ભરાયું હતું. અને શ્રી રામનારાયણ પાઠકે છાત્રાલય સંમેલન તરફથી તેમાં હાજરી આપીને છેલ્લે દિવસે છાત્ર સંમેલનનાં કાર્યો ઉપર એક વ્યાખ્યાન કર્યું હતું. ઘણા ઘણા વિચારો પછી બધાએ એટલું તો સ્વીકાર્યું જ છે કે છાત્રાલયમાં છાત્રો તો જોઇએ જ એટલું જ નહિ પરન્તુ છાત્રો વિના કોઇ પણ છાત્રાલય ( છાત્રાલય માસિક પત્ર સિવાય ) ચલાવવું અશક્ય છે. અને એટલું સ્વીકાર્યા પછી એ ઉપરથી છાત્રાલયની બધી પ્રવૃત્તિઓ છાત્રને લક્ષમાં રાખીને થવી જોઇએ એટલું ફલિત થાય છે. અને છાત્રો માટે છાત્રાલય છે કે છાત્રાલય માટે છાત્ર છે એ સવાલ ઊભો થાય છે. વસ્તુતાએ છાત્રોના સર્વાંગી વિકાસ માટે જ ખરાં છાત્રાલયનું અસ્તિત્વ હોઈ શકે. અને જો તેમ હોય તો છાત્રોએ જોરથી પ્રકટ કરેલી બધી નિર્દોષ માગણીઓને શક્ય હોય તેટલે અંશે પૂર્ણ કરવાનું કર્તવ્ય છાત્રાલય મંડલનું છે તેના કરતાં ઘણું વધારે પ્રત્યેક છાત્રાલયનું પોતાનું છે. અને એ માગણીઓને સંતોષવામાં આવે તેમાં જ છાત્રાલયોની સાર્થકતા અને સફલતા છે. પણ આ કામ સહેલું નથી. વ્યવસ્થા ખાતર કેટલીક વાર સત્તાને કેન્દ્રિત કરવામાં આવે છે, અને એ સત્તાનો વિવેકી ઉપયોગ થાય ત્યાં સુધી જ તે ઇષ્ટ છે. છતાં સત્તાનો પણ લોભ હોય છે. અને એવાં લોભી મનુષ્યો એકદમ સત્તા તજવા નારાજ હોઇ પોતાની સત્તાલોભી વૃત્તિને, વ્યવસ્થા, છાત્રહિત, વગેરે સિદ્ધાંતોના આવરણથી ઢાંકવા મથે છે અને પોતાની સત્તાને વળગી રહે છે. છાત્રાલયના ચાલકો એ ભ્રમમાંથી જે દિવસે મુક્ત થશે તે દિવસે નવીન જીવનમાં સુવર્ણરંગી રશ્મિઓ ઝળકશે, તે દિવસે છાત્રજીવનમાં પક્ષીઓ જેવો ઉલ્લાસ અને કુસુમો જેટલી સૌરભ પ્રકટશે.

નવીન શિક્ષણશાસ્ત્રના મહાન દ્રષ્ટા ફ્રેડરિક ફ્રબલથી બોલાઇ જવાયું કે "ચાલો આપણે આપણાં બાલકો માટે જીવન યોજીએ."

બધાની ભાવના એવી થશે તે દિવસે છાત્રાલય સંમેલનોની જરૂર નહિ રહે.

મુનિકુમાર અમ્બિશંકર ભટ્ટ

# ધાર્મિક કેળવણી*

ધાર્મિક કેળવણીથી ઝગડા ઉત્પન્ન થાય છે એમ માની કેટલાક લોકો બધા ધર્મોનો દફભાજક કાઢે છે, કેટલાક બધા ધર્મોનો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢી ખીચડી કરે છે, કેટલાક એકલી નીતિ–સદાચારને રાખી બાકીનું ફેંકી દે છે. પણ ધર્મ વિનાની નીતિ પાંગળી છે, પાયા વિનાની છે. ધર્મ સાર્વભૌમ છે, તે પોતાની જગાએ બીજી કોઇ વસ્તુને સહન ન કરી શકે. ધર્મમાં હૃદય સુધી પહોંચી જવાની અને રગેરગમાં ફેરફાર કરવાની શક્તિ છે. હૃદયમાં જો ધાર્મિકતાનો પ્રવેશ થઇ શકે તો તે ખરી ધાર્મિક કેળવણી છે.

ધર્મની શરૂઆત શૌચાચારથી થાય છે. પશુમાં સ્વચ્છતાની વૃત્તિ છે, પણ આગ્રહ નથી હોઈ શકતો. જ્યારે મનુષ્ય શરીરની સ્વચ્છતાથી માંડીને વાણીની, આચારની, હૃદયની સ્વચ્છતા સુધી વધી શકે છે.

એમાંથી મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધનો વિચાર જાગે છે. મનુષ્યના હાડમાં જેમ સ્વાર્થ છે તેમ ઉદાત્તતા પણ છે. સૌના સુખમાં પોતે સુખ માનવું એ વૃત્તિ મનુષ્યમાં અજરામર છે. મનુષ્યમાં સત્ તેમ જ અસત્ બને છે. એમાંનું સત્ શી રીતે વધે અને અસત્ શી રીતે ઘટે અને અંતે નીકળી જાય એ કુનેહ શોધી કાઢવાનું કામ કેળવણીનું તેમ જ ધર્મનું છે. કોઈ દુઃખી ન રહો, સૌ સુખી થાઓ એની વૃત્તિ જાગે, રાગદ્વેષ નીકળી જાય, અને તાટસ્થ્ય, ક્ષમા, કારુણ્ય એ સદ્‌ગુણોનો પ્રાદુર્ભાવ થાય એ સાધુસંતનું લક્ષણ છે. આ ગુણો મોળા નથી, તેમનામાં દુનિયાને જીતવાની અપરંપાર શક્તિ રહેલી છે.

આ વૃત્તિમાંથી 'સમાજ પર મારો બોજો ઓછામાં ઓછો કેમ પડે' એ વિચાર ઉપજે છે, અને આપણે ગરીબ વર્ગના ખભા પર ચઢી બેઠા છીએ ત્યાંથી ઉતરવું જોઇએ એ સમજાય છે. જાતમહેનત એ મનુષ્યમાત્રનો આવશ્યક ધર્મ છે એ તત્ત્વનું દર્શન સૌથી પહેલું રશિયાના ઋષિ ટૉલ્સ્ટૉયે કર્યું. જાતમહેનત ન કરે, પોતાની હાજતો ન ઘટાડે તે માણસ ધાર્મિક નથી જ.

ધાર્મિકતાની શોધ કરતાં કરતાં માણસને સ્વધર્મ જડયો. સ્વધર્મ એટલે દરેક માણસને સમાજમાં મળેલા સ્થાન પરત્વેનો—પિતા, પુત્ર, મિત્ર ઇ૦ તરીકેનો—ઈશ્વરનિર્મિત ધર્મ, જે તેને જન્મતઃ વળગેલો હોય છે, તે પસંદ નથી કરી શકતો. જે ભૂમિમાં આપણાં મૂળિયાં નંખાયેલાં છે તેની પ્રત્યેનો આપણો સેવાધર્મ તે સ્વદેશી.

આમ કરતાં કરતાં માણસને એક પરમ સિદ્ધાંત પર શ્રદ્ધા બેસી જાય છે, જીવનને તે એની દષ્ટિએ જ તપાસે છે. સત્યનો ઉપાસક સત્ય દ્વારા જ સમાજની ઉન્નતિ ઇચ્છશે, સત્યને રસ્તે દુનિયા ડૂબતી હોય તો યે એને ઈષ્ટ છે. ત્યાગ, અહિંસા, કરુણા એ બધા એને સત્યના જ જુદા જુદા પાસા લાગે છે. આમ એક પરમ સિદ્ધાંતનું દર્શન અને તેના પરની અચળ શ્રદ્ધા અને જીવનનું સમર્પણ, અને એને સારૂ બીજું બધું હોમી દેવાની તૈયારી એ ધાર્મિકતાનું મૂળ છે.

---

* દ્વિતીય છાત્રાલય સંમેલન–અમરેલી–ને બીજે દિવસે આપેલા વ્યાખ્યાનનો સાર

એ બધી શક્તિ મનુષ્યમાં ક્યાંથી આવી? શોધ કરતાં જડ્યું કે એ શક્તિ આત્માની છે, આ શરીર તેમ જ આસપાસની વસ્તુઓ આત્માનું કારાગ્રહ છે. એમનો ઉપયોગ આત્માની ઉન્નતિને અર્થે કરવો જોઇએ. આત્માની શક્તિ જાગૃત થાય તો તેનો પૂર્ણ વિકાસ થઈ તે મુક્ત થાય છે, નહિ તો આત્મા જ આત્માને હણે છે.

આત્માના મોક્ષ તરફના એ પ્રયાણમાં તેને સુખ અને દુઃખ એ બે વાટમાર્ મળે છે. એ બંનેને છોડીને જ તે આગળ વધી શકે છે. સુખદુઃખને નૈતિક કિંમત કશી જ નથી એ ભગવાને ગીતામાં બતાવ્યું છે, આત્મા અવિનાશી, અજરામર, મંગલ, શુભંકર, શંકર છે. આત્મા સનાતન છે, સર્વશક્તિમાન છે, બાકીનું બધું તુચ્છ છે.

આ વિકાસમાર્ગે જતાં માણસને પોતાની દુર્બળતા, પામરતા, સહનશીલતાનું ભાન થાય છે; અને સંપૂર્ણ, દોષરહિત, પરમ મંગલ તત્ત્વનું શરણ લઈ તેની શક્તિ વડે તે ચડે છે, તેનો ગુલામ બને છે. પરમાત્મ તત્ત્વની ઉપાસના દ્વારા પોતાના દોષો દૂર કરી પવિત્રતા કેળવવી તે સાધના છે—ધાર્મિકતા છે.

આ પરમાત્મ પ્રાપ્તિને માટે એક જન્મ બસ નથી. એને માટે અનેક જન્મ મળી શકે છે એ કલ્પના મનુષ્યને કેટલી આશ્વાસનકારી છે! પુનર્જન્મની કલ્પના મનુષ્યને શ્રદ્ધાવાન અને નમ્ર છતાં આશાવાદી બનાવે છે. જે માણસનો વિકાસ ધીમે થતો હોય તેના પર તિરસ્કાર નથી રહેતો. દુષ્ટ, પાપી, અનાચારીઓ વિકાસને નીચલે પગથિયે હશે એવા ભાનમાંથી તેમની પ્રત્યે અનુકંપા ઉપજે છે. પુનર્જન્મની સાથે મનુષ્યમાત્ર પ્રત્યે સનાતન, મંગળ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

તમામ પ્રાણીઓમાં એક જ આત્મા છે એમ જાણ્યા પછી સૌ ભાઇભાઈ છે એ વૃત્તિ ઉપજે છે, સૌની પ્રત્યે દયાભાવ પેદા થાય છે. સૌને પોતપોતાની શક્તિ અનુસાર વધવા દઇએ, કોઇના કાજી ન થઇએ એ વૃત્તિ આવી જાય છે.

એટલે ફરી પાછા સ્વધર્મના સિદ્ધાંત પર આવ્યા. જગતના સર્વ ધર્મો સાચા છે, બધા પ્રત્યે નિરાદરનો કે તટસ્થતાનો નહિ પણ પ્રેમનો આદર રાખવો જોઇએ એમ હિંદુધર્મ માને છે. એમ માનનાર કઈ રીતે વર્તે એ નક્કી કરવું જોઇએ. એ પ્રમાણે આચરવાથી હિંદુસ્તાનમાં જ નહિ પણ આખા જગતમાં શાંતિ ફેલાશે, ત્યારે જણાશે કે જગતના બધા ધર્મોનું એક કુટુંબ છે. અનેક સુરોનો જેમ રાગ બને છે, અનેક વ્યક્તિઓનું કુટુંબ બને છે, તેમ બધા ધર્મો મળીને જ્યારે સંગીત ઉત્પન્ન કરશે ત્યારે જગત આખું તલ્લીન થશે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર**—અનુવાદકઃ કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા, પ્રકાશકઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા. મૂલ્ય રૂાં. ૩-૦-૦

ત્રણેક વરસ ઉપર પ્રો. ધર્માનન્દ કોસંબીનું આત્મચરિત્ર 'આપવીતી'નો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થયો હતો અને તેને આખા ગુજરાતે સત્કાર્યો હતો. આ પણ એવો જ સત્કાર યોગ્ય બીજો અનુવાદ છે.

આ સમયે આ પુસ્તક બહાર પડે છે તેમાં અમે એક ઔચિત્ય જોઇએ છીએ. અત્યારે ગુજરાતમાં સાર્વજનિક કામો કરવાની અવ્યક્ત ઇચ્છા ઉત્સાહ ઘણાં માણસોમાં છે અને છતાં ગુજરાત આ દિશામાં બીજા પ્રાન્તોથી ઘણું જ પછાત રહેલું છે ઘણીવાર કહેવાય છે કે એક હિન્દી દુનિયાંના ગમે તે એક માણસ સાથે સરખાવતાં અંગત બુદ્ધિશક્તિમાં જરા પણ ન્યૂન નથી. હિન્દીની ખરેખરી નિર્બળતા તે સંઘમાં કામ કરવાની અશક્તિ, અણઆવડત છે. આ આક્ષેપ હિન્દ આખાને લાગુ પડે છે પણ ગુજરાતને સવિશેષ લાગુ પડે છે. ગુજરાતે મોટામાં મોટાં વેપારી સાહસો ખેડયાં છે અને તેમાં સારી કાર્યદક્ષતા અને વહીવટશક્તિ બતાવી છે. ગુજરાતમાં પૈસા આપવાની ઉદારતાની જરા પણ ન્યૂનતા નથી. ઉલટું પરપ્રાન્તોની જાહેર સંસ્થાઓ ગુજરાતના દાન ઉપર નભે છે. પણ બધી શક્તિઓના શાપરૂપ કોણ જાણે કયાંથી આપણામાં એક વિચિત્ર વ્યક્તિવક્રતા પેસી ગએલી છે. તેને વ્યક્તિસ્વાતંત્ર્ય કે વ્યક્તિવૈશિષ્ટ્ય એવું નામ આપવું અમને યોગ્ય લાગતું નથી. આ ગુણથી ગુજરાતીઓ સંઘમાં કામ કરી શકતા નથી. એક બીજાનો મિજાજ પારખો, મિજાજ સાચવી, સંઘના ધ્યેયને વફાદાર રહી, સિદ્ધાન્ત ત્યાગ કર્યા સિવાય તોડજોડ કરી સંઘપ્રવૃત્તિઓ ચલાવતાં તેમને આવડતું નથી.

ગુજરાતને પ્રો. કર્વેનો દાખલો ઘણો જ બોધપ્રદ થશે. તેમનો આત્મભોગ, સાદાઇ, એકનિષ્ઠા; સહનશીલતા, ઋજુતા, સર્વ દાખલો લેવા લાયક છે. ગુજરાત અને મહારાષ્ટ્ર બન્નેને પોતાનો કરી રહેલા શ્રી ગણેશ વાસુદેવ માવલંકરે પુસ્તકના આમુખમાં લખ્યું છે એમ "ગાંધીજીમાં જે અતુલ વિદ્યુચ્છક્તિનો આપણે પરિચય કરીએ છીએ તે Dynamic વ્યક્તિત્વને પરીભર વિસ્તરીએ રા. શ્રી. કર્વે એ નાનાશા ગાંધીજીનો જ પરિચય કરાવતી મહારાષ્ટ્રની તપોવૃદ્ધ વિભૂતિ છે." પૂજ્ય ગાંધીજી પોતાને માટે વારંવાર કહે છે એમ પ્રો. કર્વેમાં પણ માણસને આંજી નાંખે એવી કોઇ શક્તિ પ્રથમથી દેખાતી નથી. એક જાતનું શરમાળપણું—મ્હોંસંતાડિયાપણું—જેને પોતે ઘણીવાર ડરપોકપણું કહે છે તે તેમનામાં ઠેઠ સુધી રહ્યું છે. તેમની દૃષ્ટિ હમેશાં એકમાર્ગી જ રહેલી છે. એક ખરેખર મહાન પુરુષમાં હોય છે એવી ઋજુતાથી અને એવી જ અંતર્દૃષ્ટિથી તેમણે પોતાની ભૂલો જે જણાવી છે, તેટલી ભૂલોના ભાન સાથે કોઇ સાધારણ માણસ આવડી મોટી જવાબદારીવાળી પ્રવૃત્તિ કદી પણ માથે ન લે. પણ સર્વ મુશ્કેલીમાં તેમને સત્કર્મનો આગ્રહ—જેને મહાત્માજીનો સત્યાગ્રહ શબ્દ જરૂર લગાડી શકાય—છે તેનાથી જ તેમણે આખું જીવન પોતાની પ્રવૃત્તિ આગળ ધપાવી છે.

પોતાના સ્વભાવની મુશ્કેલી ઉપરાંત તેમને બહારની મુશ્કેલીઓ ઓછી નડી નથી. પોતે વિધવા વિવાહ કર્યો. તેથી સમાજે તેમના તરફ તિરસ્કાર દર્શાવ્યો, સામાજિક બહિ-

પ્રકારનો મૂઢ માર માર્યો, જેને પરિણામે તેમને વ્હાલા ભાઈથી અને માતાથી પોતાના જ ગામમાં પણ જુદાં રહેવું પડ્યું. તેમના ભાઇને આ સંતાપથી ચિત્તભ્રમ થયો. એ વિપત્તિઓ તો ગુજરાતમાં આદર્શ ખાતર બહુ વિરલ માણસોએ હજી અનુભવી હશે. અને મહિલા પાઠશાળામાં આપણા સમાજની બાળાઓને સાચવવી એ કહેવત છે તેમ 'સરપનો ભારો' સાચવવા બરાબર છે. તેમને આ સંસ્થામાં ઘણીવાર મુશ્કેલીઓ આવેલી છે. ઘણીવાર આંતર વિસંવાદથી કે લોકની ઇર્ષ્યા કે માત્સર્યથી સંસ્થાને વિઘ્નો આવ્યાં છે તે સર્વમાં

विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ।

"વિઘ્નો સાથે વારંવાર અથડાતા છતાં પણ ઉત્તમ જનો આરંભેલું તજી દેતા નથી" એ ઉત્તમ જનનું લક્ષણ તેમણે જીવનમાં ક્ષણે ક્ષણે સિદ્ધ કર્યું છે.

આ સર્વ વિઘ્નો તેમણે જે ધૈર્યથી સહન કર્યાં છે તે જ ધૈર્યથી તેમણે તે આત્મવૃત્તમાં લખ્યાં પણ છે. તેમણે એક બે જગાએ કહ્યું છે કે પોતાનો સ્વભાવ ક્રોધી છે પણ પુસ્તકમાં સર્વત્ર ચન્દ્ર જેવી સૌમ્યતા જ નજરે પડે છે. જેમ જીવનમાં તેમણે પોતાની સર્વ ઉત્તમ લાગણીઓ કાર્યમાં દર્શાવી છે—વાણીમાં નહિ—તેમ આ પુસ્તકમાં પણ કોઇ જગાએ વાણીનો ઉપયોગ લાગણીના આવિષ્કાર માટે કર્યો નથી,* પણ કાર્યોની એક નોંધની પેઠે જ પુસ્તક લખ્યું છે. પોતાના અભિપ્રાયો પણ માત્ર કાર્યનો હેતુ સમજાવવા પૂરતા જ લખ્યા છે. આમુખમાં કહ્યું છે તેમ આત્મવૃત્તાન્ત લખવાનો તેમનો અને પૂજ્ય ગાંધીજીનો એક જ હેતુ અને એક જ શૈલી જણાય છે. જીવનમાં પ્રવૃત્તિ ચલાવવાની પદ્ધતિ પણ બન્નેની એક જ જણાય છે.

શ્રી કર્વેના જીવનની ફતેહ તેમના અનેક ગુણોને લઇને છે. સામાન્ય માણસો કરતાં કોઈ અત્યન્ત ભિન્ન શક્તિ કે ગુણથી તેમના જીવનની સફળતા નથી પણ સામાન્ય માણસ પણ જેને સદ્‌ગુણ જાણે છે. પણ તે પ્રમાણે વર્તતો નથી, તે સદ્‌ગુણોના સતત જાગ્રત રહી કરેલા પરિપાલનથી તેમણે જીવનની પ્રગતિ સાધી છે.

"આશ્રમ માટે મારી જીંદગીની પૉલીસી મૂકવાનો વખત તો ન આવ્યો પણ એ વિચાર મનમાં સ્ફુર્યો એટલે એનો ઉપયોગ કરવો કે જવા દેવો? વિચાર કરતાં કરતાં મનમાં આવ્યું, કે આપણે કેટલા જીવીશું અને આશ્રમનું કામ કેટલું કરીશું તેની શી ખાત્રી? તે કરતાં તેને સ્થાયી બનાવવા માટે આ પૉલીસી આશ્રમને જ અર્પણ કરીએ તો શું ખોટું? જેના મનમા કદીએ સદ્‌વિચાર નથી જ આવતા એવા પુરુષો તો વિરલ જ હોય; તે જ પ્રમાણે આવેલા બધા સદ્‌વિચાર કૃતિમાં ઉતારે એવાં માણસો પણ વિરલ. સદ્‌વિચાર

---

* માત્ર એક જ પ્રસંગે તેમનો પુણ્યપ્રકોપ શબ્દોમાં ઉતરે છે અને તે પ્રસંગ તેમની ઉદાત્ત લાગણી બતાવતો હોવાથી નીચે આપીએ છીએ.

"અંતકાળે પોતાનો દીકરો પોતાની પાસે હોવો જોઈએ એવું કઇ માતાને ન લાગે? પણ મારા જવાથી લોકો વિના કારણ નામ મૂકે તેમ કરવાં ન આવે એ વધારે સારૂં તેમ ધારી આખરની વેળા સુધી મને પત્ર ન લખ્યો અને લખ્યો ત્યારે છેક અંતકાળે, કે જેથી હું મૃત્યુ પછી બીજે દિવસે પહોંચ્યો. આનાથી વધારે દુઃખ સંસારી માણસને બીજું કયું આવવાનું?......રૂઢિપિશાચિની! તેં કેવી ગુંગળાવી આ હિંદુ સમાજને જકડી રાખ્યો છે? ઉપરથી ધર્મનો રોગ કરી અધર્મને ધર્મ તરીકે તું જ આ અજ્ઞાન હિંદુસમાજ પાસે ઓળખાવે છે! આંખો છતાં તેને આંધળો બનાવી મૂક્યો છે! હાથપગની શૃંખલાઓને આભૂષણો મનાવી હિંદુ સમાજને પકડી રાખે છે અને એ તારા પરાક્રમે હિંદુ ઝેરથી હું અહીં સાગરમાં રહી ઝુરતી ઊભી રહું છું! ધિક્કાર છે તારા આ નીચ કૃત્યને!"

ઉત્પન્ન થાય, પરંતુ તે તરત જ ગલોપ થઇ જાય એવું ઘણીવાર ઘણાખરા પુરુષોમાં બને છે. આ સદ્‌વિચાર માટે મારી એવી સ્થિતિ ન થાય એને ખાતર મેં એક ઉપાય શોધ્યો: નાગપુરમાં એક નાની સભા આગળ મેં મારો આ સંકલ્પ ખાસ જણાવ્યો અને સાથે એવું પણ કહી દીધું કે જો હું આ કાર્ય ન કરી શકું તો મને ધીટકાર આપી શરમાવવા પાછી પાની કરશો માં. પછી ૧૯ એપ્રિલ ૧૮૯૯ ને રોજ સદર પૉલીસી કાયદેસર રીતે આશ્રમના ટ્રસ્ટીઓને નામે કરી આપી. " એક ગૃહસ્થે આપેલી પાંચ હજારની વીમાની પૉલીસી" એવો જે રિપોર્ટમાં ઉલ્લેખ છે તે આ જ વિમાની પૉલીસી. એને માટે દર વર્ષે ૧૩૬ રૂપીઆ પ્રમાણે વીસ વર્ષ સુધી મેં હપ્તા ભર્યા છે."

કોઇ ભવ્ય લોકોત્તર સંકલ્પની મિથ્યા શોધ કે વિડંબના ન કરતાં જે સત્ સંકલ્પ થાય તેને બરાબર અમલમાં મૂકવો એ જ ખરેખરો પ્રગતિનો માર્ગ છે.

આ આત્મવૃત્તાંત છપાવી પુસ્તકાલય સહાયક સહકારી મંડળે જીવનચરિત્રના આપણા ઘણા પરિમિત સાહિત્યમાં એક અગત્યનું પુસ્તક ઉમેર્યું છે. બાળકો ઉપર સુસંસ્કાર પાડવાને અભિલાષી દરેક સંસ્થા, માબાપ, નિશાળે આ પુસ્તક લેવું જોઈએ.

પુસ્તક દરેકને લેવા જેવું છે. પણ સુઘડતાથી છાપવા જતાં તેની કિંમત વધી ગઈ છે. આવાં પુસ્તકોમાં, ઘણાં અંગ્રેજી પુસ્તકોમાં થાય છે તેમ, એક સસ્તી આવૃત્તિ અને એક પુસ્તકાલયોને માટે આ છે તેવી મજબુત પુંઠાવાળી વધારે કિંમતની આવૃત્તિ કાઢવાનું રાખ્યું હોય તો વાચનપ્રચાર વધારે સારો થાય.

૨૧૦

# નોંધ

## સર રમણભાઈ મહીપતરામ નીલકંઠનું અવસાન

તા. ૬-૩-૨૮ ના રોજ બપોરના અમદાવાદના માન્ય નાગરિક અને ગદ્ય સાહિત્ય પરિષદના પ્રમુખ સર રમણભાઇનું અવસાન થયું. છેલ્લા એકાદ વરસથી તેમનાં સ્વજનોને સદ્‌ગતની તબિયત ઘણી જ ચિંતાજનક હતી, અને તેથી યે વધારે દુઃખદાયક તેમનું દરદ હતું. એમની બોલવાની અને લખવાની શક્તિ હરાઇ ગઈ હતી અને સદ્‌ગત જેવા પ્રવૃત્તિશાળી અને વિચારશીલને એ જોયું ન જાય એવું ક્લેશકર હતું. છેલ્લા માસોથી એમને બધી જાહેર પ્રવૃત્તિ છોડવી પડી હતી. એમની પ્રકૃતિ જોતાં આ માઠો બનાવ બનશે એવી ભીતિ ઘણા સમયથી સર્વને હતી અને એ બનાવ છેવટે બન્યો.

સદ્‌ગતનું કુટુંબ અમદાવાદમાં બે પેઢીથી જાહેર જીવનમાં ઘણો આગળ પડતો ભાગ લેતું આવ્યું છે. તેમના પિતા વિદ્વાન, સરસ્વતીના ઉપાસક, અને સુધારક હતા. સુધારકો ઉપર કાર્ય વિનાની માત્ર વાણીનો આરોપ થાય છે પણ તેમને માટે એ ખરૂં નહોતું. તેઓ ઇંગ્લંડ જઇ આવ્યા હતા અને તેને માટે તેમને સમાજમાં પુષ્કળ ખમવું પડ્યું હતું. સર રમણભાઇએ પણ એ સુધારાની જ્યોત પોતાના તપથી હમેશાં જ્વલંત રાખી

છે. કેટલાંક વરસો ઉપર મુંબઈમાં એક વખત દિવાળીના તહેવારોમાં પ્રીતિભોજન થયું હતું, ત્યારે તેમાં ભાગ લેનારા ઘણાઓએ પછીથી નાતના આગ્રહથી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કર્યું હતું પણ સર રમણભાઈએ સ્પષ્ટ જવાબ આપ્યો હતો કે ભોજનમાં અસ્પૃશ્યો હતા કે નહિ તેની તેમને ખબર નહોતી પણ હોત તો પણ તેઓ એ ભોજનમાં ભાગ લેત. સર રમણભાઈએ એમના પિતાની માફક જાહેરજીવનમાં પણ યાવજ્જીવન સતત સેવા કરી છે. અમદાવાદની એવી જાહેર પ્રવૃત્તિ કોઈક જ હશે જેમાં સર રમણભાઈ એક કે બીજી અધિકારની જગાએ કામ નહિ કરતા હોય. મ્યુનિસિપાલીટીના અધ્યક્ષ તરીકે તેમણે ઘણાં વરસો અમદાવાદને પોતાની સેવા આપી છે. અને આવી અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેઓ પોતાની જાહેર પ્રવૃત્તિથી રાજાપ્રજા ઉભયના માનીતા થયાં હતા. અને રાજ્યે પણ નાઈટહૂડનો ખેતાબ આપી તેમની સેવાની કદર કરી હતી.

ગૂજરાતી સાહિત્યની સાથે સદ્દગતનું નામ હમેશાં જોડાયેલું રહેશે. આપણે ત્યાંના સાક્ષરોમાં કદાચ સૌથી નાની ઉંમરથી સાહિત્યનો ફાળો આપનાર તરીકે એ જ પહેલા આવી શકે. ઘણી નાની ઉંમરે તેઓ ગ્રેજ્યુએટ થયા હતા, અને ગ્રેજ્યુએટ થયા પહેલાં તેમણે જે સાહિત્યસેવા શરૂ કરેલી તે જીવનપર્યંત સતત ચાલ્યા કરી છે. પશ્ચિમની ટીકા પદ્ધતિને તેમણે સફળ રીતે ગૂજરાતીમાં ઉતારી છે. અને અલંકારોના આપણા ગ્રંથો સાથે તેનો સમન્વય કરવાનો પણ સરસ પ્રયત્ન કર્યો છે. આપણા સાહિત્યનો પ્રથમ હાસ્ય ગ્રંથ 'ભદ્રંભદ્ર' પણ તેમણે જ લખ્યો છે અને તેમનું "રાઈનો પર્વત" નાટક ભાષામાં ઊંચું સ્થાન ભોગવશે. કાવ્યપ્રદેશમાં તેમણે પ્રયત્ન આગળ ચલાવ્યો નથી, પણ તેમણે લખ્યાં છે એટલાં કાવ્યો પણ ગંભીર અને મનનીય છે.

સદ્દગત ઉત્સાહી પ્રાર્થના સમાજી હતા. ઈશ્વર ઉપરની તેમની આસ્થા તેમના કાવ્યોમાં, નિબંધોમાં અને નાટકમાં પણ પ્રતીત થાય છે.

આ સર્વ વિરલ શક્તિઓ કરતાં પણ તેમનું મીઠું સૌજન્ય તેમના સંસર્ગમાં આવેલા સર્વને હમેશાં યાદ રહેશે. અમદાવાદમાં ગૂજરાત પ્રાંતિક પરિષદમાં અસહકારનો ઠરાવ પેશ થતાં સર રમણભાઈએ તેનો વિરોધ કર્યો ત્યારથી ગૂજરાતના અને આખા દેશના રાજપ્રકરણી લોકપ્રવાહથી તેઓ અલગ થયા છતાં અસહકારના નેતાઓ જોડેનો તેમનો અંગત સંબંધ એટલો જ ઉદાર અને મીઠો રહ્યા કર્યો છે. શ્રીયુત વલ્લભભાઈ મ્યુનિસિપાલીટીમાં અધ્યક્ષ થયા ત્યારે પણ સર રમણભાઈની સલાહ અને ટેકો તેમને હમેશાં મળેલાં છે અને પૂજ્ય ગાંધીજી છેવટ સુધી તેમના સૌજન્ય અને સ્નેહના કાચે તાંતણે બંધાયેલા રહ્યા છે. વિદ્યાપીઠના કાર્યકર્તાઓને પણ તેમનો સહકાર જ્યારે જોઈએ ત્યારે નિઃસંકોચ મળેલો છે.

આવા પુરુષની ખોટ તો ઈશ્વરની કરણા હોય તો જ પૂરાય. આપણે ઈશ્વર પાસે યાચના કરીએ કે જે પરમ પિતાની ઉપાસનામાં શુદ્ધ ભાવે સતત કાર્યપર જીવન સદ્દગતે પસાર કર્યું છે તેના નિકટ સાન્નિધ્યમાં તેમને શાશ્વત શાન્તિ મળે અને લેડી વિદ્યાગૌરી, જેમણે સદ્દગતનું જીવન સફળ કરવા પુણ્ય સહકાર આપ્યો છે, તેમને અને તેમના કુટુંબને આ અસહ્ય આઘાત સહન કરવાને ઈશ્વર બલ દે.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૫ ચૈત્રઃ ૧૯૮૪ અંક ૫

## દયાલો !

દયાલો ! દીન આ ઊભો ધરીને પાત્ર ભિક્ષાનું,
દિવસભર હું બધે રખડયો, તથાપિ તુંબી ખાલી છે !

સુણ્યું છે કે તમે સ્વામી અખુટ ઋદ્ધિ તણા છો, ને
હજુ એ કોઈને પાછો તમે વાળ્યો ન દ્વારેથી.

તમારા દ્વારના સ્પર્શે, કહે છે કે, બને ભિક્ષુ
સદાનો આપના સરખો અખુટ ઋદ્ધિ તણો સ્વામીઃ

સ્ફુરે છે આસનેથી જે પ્રભામંડલ પ્રભો ! તારૂં,
વિરાજે ભકતના શીર્ષે, સ્ફુરે જાણે સહસ્રાંશુ.

સુણી કીર્તિ હું આવ્યો છું રખડતો રાનમાં તરસ્યો,
ઉઘાડો, દ્વાર ! શોષાએ તરસથી કણ્ઠ આ મારો.

મૂસિકાર

# અમેરિકાના પત્રો

## પત્ર ૧૦ મો

૧૦, ટ્રેમ્પિંગ્ટન સ્ટ્રીટ,
કેમ્બ્રિજ માસ,
સં. ૧૯૮૪ ના પોષ સુદ ૯ ને રવિવાર.

સ્નેહી ભાઇશ્રી,

અહીંઆ હાલ ખ્રિસ્તમસના તહેવારો ચાલે છે. સાધારણ રીતે ખ્રિસ્તમસમાં ઠંડી વધારે પડે છે પણ આ સાલ ૪૦-૫૦ ડીગ્રી ગરમી સતત રહ્યા કરે છે. કેટલીક વાર તો ઉકળાટને લીધે વરસાદનાં ઝાપટાં પડે છે અને એથી લોકો આને લીલા ખ્રિસ્તમસ ( Green Christmas ) કહે છે.

અહીંની ખ્રિસ્તમસ એટલે આપણે ત્યાંની દીવાળી. બારીબારણાં કુંડાળાકાર ગુંથેલા ફુલપાનોથી શણગારી અને રાત્રે વિવિધરંગી વિજળીક રોશની કરી ખ્રિસ્તમસનાં ગીતો ( Christmas Caroles ) ગાતાં ગાતાં લોકો ટોળાબંધ ફરે છે. કેટલાંક મિસલટો વૃક્ષનાં ઠુંઠાં રોપે છે અને એ વૃક્ષની નીચે ઉભી રહેનાર સ્ત્રીને ચુંબન કરવાનો રિવાજ હજુ પણ અહીંઆ મોજુદ છે. મીઠાઈ ( Candy ) અને નૂતન વર્ષાભિનંદનના પત્રોની આપ લે આપણી માફક જ અહીંઆ પણ થાય છે પણ તે ઉપરાંત પરગજુ સાન્તાક્લોઝ બાળકોને રમકડાં આપે છે અને મોટાંઓને પેન, ઘડીઆળ કે કોઇ ઉંચી ઝવેરાતની ચીજ ભેટ કરે છે. કેટલીક વાર જોડા અને કોલસા ભરેલા મોજાંની ભેટ પણ શુભેચ્છક તરફથી સાંપડે છે, ત્યારે ઘણીવાર તમે જે ચીજને માટે પસંદગી બતાવી હોય તે જ ચીજ તમારા મિત્ર તરફથી તમને ભેટ મળે છે.

ખ્રિસ્તમસનો ઉત્સવ એ પ્રેમ, શાન્તિ અને ક્ષમાનો ઉત્સવ છે. એ દિવસે ઇસુખ્રિસ્તના અનુયાયીઓ એક બીજાને ' ખમાવે ' ( ક્ષમાવે ) છે અને જગત સુલેહ,શાન્તિ અને સદ્-ભાવથી રહે એવી ભાવનાઓ ' ભાવે ' છે. પણ એ બધું ' સાપ ગયા અને લીસોટા રહ્યા ' એ કહેવત અનુસાર ચાલી આવેલી પુરાણી પ્રથાના આદર રૂપે છે, અંતરનો ભાવ કંઈ ન્યારો જ હોય છે. પ્રેમ અને શાન્તિના પયગમ્બર ઇસુખ્રિસ્તના જ અનુયાયીઓ જગતની શાન્તિને આજે સૌથી વધારે ભયરૂપ છે એ કોનાથી અજાણ્યું છે ? અને છતાં આ નાટક શા માટે ભજવાય છે ? રૂઢિને લીધે. એટલે કે, રૂઢિ બળથી અહીંના લોકો પણ મુક્ત નથી.

* * *

મિસ મેયોના ' મધર ઇન્ડિયા ' ની સામે ચળવળ ચલાવવા તથા અત્રે વસતા હિંદીઓના હકોનું રક્ષણ કરવા માટે ન્યૂયોર્કના મિ. હોલેન્ડ ઘોષે એક લાખ ડોલરની હિંદુસ્તાનમાં અપીલ બહાર પાડી છે. પોતે સ્ત્રી પુત્રાદિથી વિખૂટા પડી દૂર દેશમાં વનવાસ સેવે છે અને જે કાર્ય મહાસભા નથી કરતી તે કાર્ય તેમણે એકલે હાથે ઉપાડી લીધું છે

એમ જણાવી બંગાળી યુવાનોને કલકત્તાની દુકાને-દુકાને ફરી, ઝોળી કરી, પૈસા ઉઘરાવી તેમને આ માસની આખર પહેલાં મોકલી આપવા અને અહીંના દુઃખી હિંદીઓની દાઝ હૈડે ધરવા હૃદયભેદક અપીલ તેમણે કરી છે. આ અપીલ સાથે જ 'હૃદયભેદક' છે, કારણ કે જે દુઃખી હિંદીઓને માટે અપીલ બહાર પડી છે તે સર્વે મિ. શૈલેન્દ્ર ઘોષના એકાકિ સ્વરૂપમાં જ લય પામે છે! યુદ્ધના સમયમાં આયરિશોની સભામાંથી હથિયારના નામે પૈસા ઉઘરાવી મોહમયી પેરિસની મોજમજા માણનાર જે મિ. શૈ૦ વિશે મેં અગાઉ લખેલું તે આ જ મિ. શૈલેન્દ્ર ઘોષ. તેઓ હજુ તેમની જુની ટેવથી મુક્ત થયા નથી અને પરદેશીઓમાં પત ખોઈ બેઠેલા હોવાથી હવે સ્વાભાવિક રીતે સ્વદેશ તરફ તેઓ વળ્યા છે. પણ તેમનો આવો 'સ્વદેશપ્રેમ' જાહેર જીવનને અહિતકર હોવાથી મારે નિરૂપાયે તેમની આ પ્રવૃત્તિ તરફ સૌ હિંદી ભાઈઓનું ધ્યાન ખેંચવું પડે છે. છતાં તેમના જેવા દેશભક્ત સ્વદેશથી દૂર રહી સ્વદેશની સેવા બજાવે છે એ લક્ષમાં રાખી જેમને મિ. શૈલેન્દ્ર ઘોષને પૈસા પહોંચાડવા હોય તેમને હું રોકવા ઇચ્છતો નથી. (કારણ કે આર્થિક દષ્ટિએ મિ. શૈલેન્દ્ર ઘોષ દુઃખી છે) પણ 'અમેરિકાના દુઃખી હિંદીઓ'ને નામે તેઓ પૈસા ઉઘરાવે એની હું વિરૂદ્ધ છું.

મિસ મેયોના 'મધર ઇન્ડિયા' સામે મિ. ઘોષ પોતે શી ચળવળ ચલાવે છે એની મને માહિતી નથી, પણ ગાંધીજીના 'યંગ ઇન્ડિયા'ના લેખની અસર શિષ્ટ અમેરિકનોના મન પર કેવી થઇ છે એનો એક જ દાખલો નોંધું છું. અમેરિકાના એક કવિ મિ. બ્રાઉનિંગ હિંદુસ્તાન એસોસિયેશનમાં ખાસ આમંત્રણથી પોતાનાં કાવ્યો સંભળાવવા આવેલા. પોતે હિંદુસ્તાન એસોસિયેશનમાં આવનાર છે એ જાણી તેમનાં પત્ની મિસિસ બ્રાઉનિંગે તેમને પૂછ્યું: "તમે હિંદીઓની સભામાં જાઓ છો પણ મિસ મેયોનું 'મધર ઇન્ડિયા' વાંચ્યું છે કે?" "ના." "તો એ વાંચવાની તસ્દી લેશો નહિ. મિ. ગાંધી કહે છે કે એ પુસ્તક અસત્યોથી (Full of incorrect statements) ભરેલું છે." અને આમ પ્રસ્તાવના કરી મિ. બ્રાઉનિંગે પોતાનાં કાવ્યો ગાઈ સંભળાવ્યાં, અને નિરભિમાન સરળતાથી સમાપ્તિ કરી કે કાવ્યની ખરી ખૂબી એ કાવ્યમાં નથી રહી પણ કાવ્ય રચનાર પોતે જે ઢબથી એ ગાય છે એમાં રહેલી છે. અને કાવ્યનો ખરો મર્મ તો સ્રષ્ટા કવિના મુખે એ સાંભળવાથી જ લક્ષમાં આવે છે. આથી આ દેશમાં મુશાયરા અને કવિસંમેલનો થાય છે પણ તેમાં અનેક કવિઓ નહિ, એક જ કવિ ભાગ લે છે.

* * *

જીમખાનામાં વાસીદું વાળનાર મજૂરે મને પૂછ્યું: "ક્યા દેશમાંથી આવો છો?" "હિંદુસ્તાનમાંથી." "ગાંધીને ઓળખો છો કે?" "હા, સારી પેઠે. તમે એમને શી રીતે ઓળખો છો?" "અહીંઆ મિશનરીઓ આવે છે એ કહે છે કે ગાંધીએ એ દેશમાં ખ્રિસ્તીધર્મને માટે જેટલું કર્યું છે એટલું બધા મિશનરીઓએ પણ નથી કર્યું. એ ગરીબોને ચાહે છે."*

* The Missionaries who come back tell us that all the Missionaries have not been able to do what Gandhi has done for Christianity in those countries. He loves the poor.

આ ગરીબો પ્રત્યેના પ્રેમમાં ગાંધીજીની જગતપ્રિયતાની ચાવી રહેલી છે. આ પ્રેમને લીધે જ એમણે રેંટીયાને પોતાના કાર્યક્રમમાં પ્રમુખસ્થાને સ્થાપ્યો છે અને કેવળ એનું જ રટણ કર્યા કરે છે. રેંટીયો એમનો રામમંત્ર છે અને એને લીધે જ તેઓ માત્ર હિંદુસ્તાનના નહિ પણ જગતના સૌ ગરીબો અને મજૂરોની આંખોની કીકી બની ગયા છે. કહેવાય છે કે આજે જગતમાં સૌથી વધારે અનુયાયીઓની સંખ્યા ગાંધીજીના અનુયાયીઓની છે. પણ એ અનુયાયીઓ સૌ, ઇશુના અનુયાયીઓની માફક, પોતાની ઇષ્ટ વ્યક્તિ તરફ બેવફા છે, નહિ તો ગાંધીજીને પોતાની સીતાજીની શોધમાં ભારતવર્ષને છોડી લંકામાં શા માટે જવું પડતે?

* * *

આ દેશમાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરી આવનાર વર્ગને ઇમિગ્રેશન ખાતા તરફથી જે હાડમારી અને મુસીબતો વેઠવી પડે છે તેનો ખ્યાલ હમણાં જ તાજેતરમાં આવેલા ડૉ. સજ્જાદ પૂરો પાડે છે. તેમને પોતાને બીજા વર્ગની ટિકીટ ન મળી આથી નિરૂપાયે સ્ટીમરના ત્રીજા વર્ગમાં તેઓ લંડનથી ન્યૂયોર્ક આવ્યા. ન્યૂયોર્કમાં તેમને ન ઉતરવા દેતાં ત્રીજા વર્ગના તેમના સાથી મુસાફરો સાથે એલિસ આયલૅન્ડમાં લેઈ ગયા અને ત્યાં તેમનાં ચશ્માં જોઇ તેમની આંખોની બારીક તપાસ ડૉકટરે શરુ કરી. આ તપાસ ચાલતી હતી તે દરમ્યાન બીજા મુસાફરોની શારીરિક તપાસ શરુ થઇ. આ તપાસ કરતી વખતે તમામ કપડાં ઉતારી નાંખવાનો રિવાજ હોય છે. આથી એક પછી એક દિગંબર મુસાફર તપાસની ઓરડીમાં દાખલ થયો તેમ તેમ ડૉ. સજ્જાદના લોહીની ગતિ મંદ પડવા માંડી. પોતાને પણ બધાં કપડાં ઉતારી નાંખવાનું ડૉકટર કહેશે કે શું? એ વિચારથી તેઓ મનમાં ને મનમાં મુંઝાવા લાગ્યા. આંખના અને શરીરના ગુહ્ય ભાગનાં દરદથી પીડાતા દરદીને આ દેશમાં દાખલ થવાની મનાઇ હોવાથી આ બન્ને ભાગોની તપાસ બારીકાઇથી થતી હતી અને ડૉકટર નીચેના ભાગને જોરથી દબાવી અંદરથી પરૂ નીકળે છે કે નહિ તેની ખાતરી કરતો અને ઘણીવાર, ડૉ. સજ્જાદના કહેવા પ્રમાણે, પરૂ બહાર નીકળતું ત્યારે ડૉકટર એક કૂતરાને ધકેલે તેમ એ દરદીને ધક્કો મારી ઓરડીની બહાર ફગાવી દેતો.

યૂરોપના ભૂખે મરતા માણસો આ દેશની ધનસંપત્તિની વાતો સાંભળી અહીંઆ આવવા લલચાય છે અને ગમે તે રીતે અનામત રકમ બચાવી ન્યૂયોર્ક કે બોસ્ટનના બંદરે ઉતરે છે. શરાબખોરી અને વ્યભિચારના તેઓ પહેલેથી જ ગુલામ હોય છે અને એ બદી તેઓ જ્યાં જાય છે ત્યાં ફેલાવે છે. આથી અહીં આવનાર દરેક પરદેશી પાસે તે અમુક અમુક રોગોથી પીડાતો નથી એવી કબૂલાત લેવામાં આવે છે અને તેની ડૉકટરી તપાસ થયા પછી જ તેને અમેરિકાની ભૂમિ પર પગ મૂકવાની પરવાનગી મળે છે.

થોડાં વર્ષો પર પહેલા અને બીજા વર્ગના મુસાફરોની પણ ત્રીજા વર્ગના મુસાફરની જેમ ડૉકટરી તપાસ થતી અને શકમંદ આસામીઓને અઠવાડીઆના અઠવાડીઆ સુધી એલિસ આયલૅન્ડમાં સૂકા પાઉં અને દાંતથી પણ ન તૂટે એવું માખણ ખાઈ રહેવું પડતું. આ રિવાજની એક રશિયન કાઉન્ટેસ ભોગ થઇ પડી. ઇમિગ્રેશન ઓફિસરે એ બાઇને એલિસ આયલૅન્ડમાં ઉતારી અને અમેરિકામાં ઉતરવાની રજા ન આપી. બાઇ ખૂબ જ લાગવગવાળી હતી. આથી તેની વાત ઉપરી અધિકારીને કાને પહોંચી અને

ઇમિગ્રેશન ઓફિસરને પોતાની જગ્યાનું રાજીનામું આપવું પડ્યું. આ પછી નિયમોમાં ફેરફાર થયો અને પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓને કેવળ ઉપલક તપાસ કરી જતા કરવાનું ધોરણ સ્વીકારાયું.

આ નિયમને લીધે આવા રોગના ઘણા દરદીઓ બીજા વર્ગમાં મુસાફરી કરી ડૉક્ટરોની આંખ ચૂકાવે છે અને અમેરિકામાં દાખલ થઇ જાય છે, પણ એવાઓની સંખ્યા જુજ હોવાથી અને પાછળથી પકડાતાં તેમને તેમના દેશમાં પાછા રવાના કરવાની છૂટ હોવાથી આ નિયમથી અહિત કરતાં હિત વધારે થાય છે. પણ ત્રીજા વર્ગના મુસાફરોની દશા તો પહેલાંના જેવી જ છે. એમાં જરા યે ફેર પડયો નથી. એમને તો એ જ સડેલાં શાક અને માંસ અને સૂક્કા પાઉં માખણ તથા હિંદુસ્તાનની રેલ્વેના ત્રીજા વર્ગના મુસાફરોના મુસાફરખાનાના કે આરામગાહ (?) ( Waiting Room )ના જેવા જ ગંદા એક જ મોટા હૉલમાં સૂવાનું મળે છે, અને પોતાને ઉતરવાની રજા મળશે કે નહિ એવી કલ્પના વિકલ્પનાઓમાં જ દિવસ અને રાત્રિ પસાર કરવા પડે છે. ડૉ. સજ્જાદની બીજે દિવસે આ શુદ્ધિગૃહ ( કે અશુદ્ધિગૃહ )માંથી મુક્તિ થઈ અને તેઓ જ્યારે પોતાના મિત્રને ઘેર આવ્યા ત્યારે એમની આટલી વેળાસર મુક્તિ થવા માટે એ મિત્રના આનંદનો પાર રહ્યો નહિ.

પણ ઘણા માણસો ડૉ. સજ્જાદ જેટલા ભાગ્યશાળી નથી હોતા અને સૂક્કા પાઉં અને સડેલું માંસ ખાવાની આદત ન હોય તેવા માણસોને માટે તો આ આઠ દિવસ આઠ ભવ જેવા થઈ પડે છે. આથી આ દેશમાં આવવા ઇચ્છનાર હિંદી ભાઇઓએ યૂરોપથી અમેરિકા સુધીના પ્રવાસ માટે તો બીજા વર્ગના ભાડાની જોગવાઈ કરીને જ ઘરનો ઉબરો છોડવો જોઇએ, નહિ તો શુદ્ધિગૃહની તપશ્ચર્યા માટે તૈયાર રહેવું જોઇએ. ખ્રિસ્તીધર્મમાં પાપોના પ્રાયશ્ચિત્ત રૂપે ( Purgatory ) પર્ગેટરીની કલ્પના કરી છે. મનુષ્ય કે એનો આત્મા આ પર્ગેટરીમાં એનાં પાપોની સજા ખમી આત્મશુદ્ધિ કરે છે અને પછી એ સ્વર્ગમાં જાય છે. આ એલિસ આયલેન્ડ આવી એક નાનીશી પર્ગેટરી છે. પર્ગેટરીમાંથી પસાર થયા પછી ગમે તે દેશ સ્વર્ગ લાગે, પછી અમેરિકા સ્વર્ગ લાગે એમાં નવાઈ શી ? પણ આ રીતે વિરોધાભાસથી ( by contrast ) સ્વર્ગ મેળવવા માટે પર્ગેટરીમાંથી પસાર થવા હું પોતે કોઇને સલાહ આપું નહિ. જો કે મારા એક મિત્ર પોતે ત્રીજા વર્ગની મુસાફરી ન કરી શક્યા એ માટે પસ્તાય છે અને બીજાઓને ત્રીજા વર્ગની મુસાફરી કરવાની સલાહ આપે છે. પણ એ સલાહ કેટલી આવકારદાયક છે એનો નિર્ણય કરવાનું હું 'પ્રસ્થાન'ના વાંચકોને સોંપું છું. એજ.

લી. નંદલાલના પ્રણામ

## પત્ર ૧૧ મો

૧૦, ટ્રાઉબ્રીજ સ્ટ્રીટ,
કેમ્બ્રિજ માસ,
સં. ૧૯૮૪ના મહા સુદ ૧૫ ને રવિવાર

સ્નેહી ભાઇશ્રી,

મિસ કેથેરિન મેયોએ પોતાના "મધર ઇન્ડિયા" પુસ્તક વિષે અહીં ભાષણો આપવા શરુ કર્યાં છે. બે અઠવાડિયા પર એક ભાષણ બોસ્ટનમાં આપ્યું અને બીજું ન્યૂયોર્કમાં. ન્યૂયોર્કમાં સૈયદ હુસેને તેને સભાના હોલમાં જ જવાબ આપ્યો અને બહાર હિંદી યુવકોએ 'મધર ઇન્ડિયા' ની નકલો બાળીને જવાબ આપ્યો. આને લીધે સહેજ છમકલું પણ થયેલું. બે હિંદી વિદ્યાર્થીઓને પોલિસે પકડેલા પણ ખરા પણ પાછળથી છોડી મૂક્યા છે.

આજે અહીં બોસ્ટનના કોમ્યુનિટી ચર્ચમાં રેવરંડ હોમ્સ અને બાબુ તારકનાથ દાસે એ પુસ્તકનો જવાબ આપ્યો. હું પોતે એ સભામાં હાજર હતો અને એથી એનું જરા વિગતવાર વર્ણન આપવા ઇચ્છું છું.

બાબુ તારકનાથે આંધળાઓએ હાથીની કેમ પરીક્ષા કરી એ બૌધ ધર્મની આખ્યાયિકાથી વ્યાખ્યાનની શરુઆત કરી. મિસ મેયોની એકેએક દલીલને તપાસી જોઇ અને ગોરાઓનું આધિપત્ય ટકાવી રાખવાને માટે આ પુસ્તક કેવી રીતે યોજવામાં આવ્યું છે તે સમજાવ્યું અને અંતમાં જણાવ્યું કે "યુરોપનો તિમિર યુગ ( The Dark Ages ) એ ભારતનો સંપત્તિ યુગ હતો. જ્યારે મિસ મેયોના વડવાઓ જંગલોમાં ભટકતા હતા ત્યારે ભારતવર્ષમાં ધર્મપ્રિય અશોકની આણ વર્તતી હતી અને હું ભાખું છું કે મિસ મેયો અને તેના મુરબ્બીઓનું સામ્રાજ્ય કાલસાગરમાં લીન થશે ત્યારે પણ ભારતવર્ષ તો ઝળતું હશે."

અને આ પછી રેવરંડ જ્હોન હેંસ હોમ્સ બોલવા ઉભા થયા. મેં તેમને પહેલી જ વાર સાંભળ્યા. મશીનગનમાંથી ઉપરા ઉપરી ગોળીઓ છૂટતી હોય તેમ તેમના મ્હોંમાંથી વચનો નીકળવા માંડ્યાં. તેમણે જણાવ્યું:

"હું પોતે મિસ કેથેરિન મેયોની માફક હિંદુસ્તાનમાં નહિ ગયેલો હોવાથી મેં વિવેકને ખાતર આજ સુધી મૌન સેવ્યું હતું, પણ જ્યારે એ બાઇએ જાહેરમાં ભાષણો આપવા શરુ કર્યા ત્યારે મને લાગ્યું કે મારા આ વિવેકની અવધિ થાય છે. આથી આજે હું મારા મ્હોં પરની લગામ ઢીલી કરું છું અને એક તટસ્થ વિચારક તરીકે મને પોતાને શું લાગ્યું છે તે જણાવું છું.

"મિસ કેથેરિન મેયોનું પુસ્તક મારા હાથમાં આવ્યું કે તરત જ હું સમજી ગયો કે તેણે શું લખ્યું હશે. એ બાઇનો રેકોર્ડ લેખકોની દુનિયામાં અતિશય હલકો છે (an abominable and criminal record ). અમેરિકન શાહીવાદ ( Imperialism ) ને પોતાના ખાતર એણે થોડાં જ વરસો પર The Isles of Fear નામનું પુસ્તક લખીને આપણા પાડોશી ફિલિપિનોને ઉતારી પાડેલા. શરુઆતમાં તો એ પુસ્તકની ખૂબ ખપત થઇ પણ થોડી જ વારમાં પૂરવાર થયું કે એ બાઇએ પોતાનો હેતુ બર લાવવા

માટે ખોટી શહાદત ( (a false witness ) આપી છે અને જૂઠાણાનો ( perjury ) આશ્રય લીધો છે. બે વરસમાં એ પુસ્તક ગેબ થઈ ગયું અને આજે તેની નકલ શોધી મળતી નથી. આવા જુઠા સાક્ષીની જુબાની પર કોઇ પણ ન્યાયની અદાલત વિશ્વાસ મુકી ન શકે.

"બ્રિટિશ શાહીવાદને પોષવા ખાતર એણે આ 'મધર ઇન્ડિયા' લખ્યું છે અને થોડા સમય પછી સોવિયેટ રૂશિયામાં જઈ 'સોવિયેટ રૂશિયા' ના પુસ્તકમાં એ શું લખશે તે પણ હું જાણું છું. (હસાહસ ) એણે બિશપ ફિસર કે રેવરંડ એન્ડ્રુસ કે પૉલ રિશાર કે કેસરલિંગનાં પુસ્તકોનો નામનિર્દેશ પણ કર્યો નથી પણ એક આબે જે બીચારો મરી ગયો છે અને જેણે હિંદીઓને ખ્રિસ્તી ધર્મમાં લેવાના હેતુથી ૧૮૪૮ માં એક પુસ્તક લખેલું એના પુસ્તક પર આખી ઇમારત રચી છે. આ આબેને એ પુસ્તક લખવા માટે બ્રિટિશ સરકારે ખિતાબ આપેલો.

"એણે બીજો જે આધાર ટાંક્યો છે તે નામ વિનાનો છે. 'હિંદુસ્તાનમાં વસતા એક અંગ્રેજે મને કહ્યું કે...' પણ એ અંગ્રેજ છે કોણ ? 'એક અનુભવી અમેરિકને મને જણાવ્યું કે...' પણ એ અનુભવી અમેરિકન છે કોણ ? 'એક મહારાજાએ મને કહ્યું કે...' પણ એ મહારાજ છે કોણ ? આવા નનામા માણસોને નામે એણે એક મહાન અને ઉન્નત દેશની બદનક્ષી કરી છે.

"કેટલીક વાર તે ગાંધી અને ટાગોરનાં વાક્યોને અધુરાં ટાંકે છે અને તેમને મુંચડી કાંઇ જૂદો જ અર્થ ઉપજાવે છે. ધારો કે એક હિંદી વિદ્યાર્થી આ દેશમાં આવી 'મધર અમેરિકા' નું પુસ્તક લખેઃ ઇસ્પિતાલમાં એક બાળાને ગર્ભિણી જોય, એ ભાવિ બાળકનાં પિતાનું નામ પૂછે અને બાળા કહે કે 'મને એના નામની ખબર નથી,' ધારો કે એ શિકાગોમાં જાય, ત્યાંની બાળાઓની કૉલેજ જુએ અને એ બાળાઓ અંધારૂં થયે પુસ્તકાલયમાંથી છાત્રાલયમાં આવતી હોય ત્યારે તેમના રક્ષણ માટે તેમની પાછળ પાછળ ફરતા પોલિસનાં માણસોને જુએ, એ બાળાઓના શરીરમાં ભયનો થથરાટ જુએ ( મારી પોતાની દીકરી એ કૉલેજમાં છે ), ધારો કે ગેસોલિન છાંટીને ધીમે તાપે બળતા નીગ્રોની કારમી કિકિયારિઓ તે સાંભળે, ધારો કે મિશિગનમાં મેસિયાને અર્પણ થતી કુમારિકાઓથી ભરેલું છાત્રાલય તે નિહાળે અને ધારો કે આ બધી સાચી હકીકતો (Facts) પરથી તે 'મધર અમેરિકા' ( Mother America ) નું પુસ્તક લખે તો તે કેટલું સાચું ગણાશે ? એટલું જ સાચું 'મધર ઇન્ડિયા' ( Mother India ) છે.

"એ બાઇ કહે છે કે ૨૫ થી ૩૦ વરસની ઉમ્મરના હિંદી યુવાનોમાં સેંકડે ૮૦ ટકા નિર્બલ છે. એને આની શી રીતે ખબર પડી ?

"એ કહે છે કે કેટલાક જીલ્લાઓમાં સ્ત્રીઓ એકલી ફરે તો તેમના પર અત્યાચાર થાય છે. એને પોતાને એવો કંઇ અનુભવ થયો છે ખરો ?

"જે બાઇના દેશમાં એક કરોડથી યે વધારે નીગ્રો વસે છે એ બાઇને હિંદુસ્તાનની અસ્પૃશ્યતાનો દોષ કાઢવામાં શરમ નથી આવતી ?

"બ્રિટિશ શાહીવાદને ટકાવી રાખવાનું કામ એણે માથે લીધું પણ એ કામ સાથે

લેનારાઓ ઘણીવાર કરે છે તેમ એણે એ વધારે પડતું કરી નાંખ્યું છે. અને ધારો કે દલીલને ખાતર એણે લખેલી બધી વાતો સાચી છે, ધારો કે ૧૫૦ વરસના બ્રિટિશ અમલ પછી યે હિંદુસ્તાન મિસ મેયો કહે છે તેવા અજ્ઞાનમાં, અંધકારમાં અને અનીતિમાં સડે છે તો હું કહું છું કે પ્રભુને ખાતર બ્રિટિશોએ એ દેશમાંથી ખસી જવું જોઇએ અને હિંદીઓને એ દેશ સુધારવાની તક આપવી જોઇએ."

આ પછી સભાજનો તરફથી અનેક જાતના પ્રશ્નો પૂછાયા અને તેના બાબુ તારકનાથે અને રેવરંડે યથોચિત ઉત્તરો આપ્યા. હિંદુસ્તાનની સામાજિક અવનતિને લીધે હિંદુસ્તાન સ્વરાજને માટે લાયક નથી એ દલીલના જવાબમાં બાબુ તારકનાથે જણાવ્યું કે આ દેશમાં જ્યારે સ્વતંત્રતાનો વાવટો ચઢ્યો ત્યારે ગુલામીની પ્રથા ચાલુ હતી અને ગુલામીની પ્રથા ચાલુ છે માટે અમેરિકા સ્વતંત્રતાને લાયક નથી એવી દલીલ કોઇએ રજુ કરી હોય તેવું જાણવામાં નથી. ઇંગ્લેંડમાં પણ આવી ગુલામી ( Serfdom ) ની પ્રથા ચાલુ હતી અને આજે પણ તેનાં અવશેષો એ દેશમાં મોજૂદ છે; છતાં કોઇ એમ નથી કહેતું કે ઇંગ્લેંડ એને લીધે સ્વતંત્રતાને લાયક નથી. તો સામાજિક કારણોને લઇને કેવળ હિંદુસ્તાનને નાલાયક શી રીતે ઠરાવી શકાશે? સમાજશાસ્ત્રનો હરેક અભ્યાસી જાણે છે કે સામાજિક દોષને કાઢતાં એક નવી પેઢીની–૨૫ વર્ષની—જરૂર પડે છે. અમારે તો એ દોષ સાથે જ નહિ પણ પરદેશી સત્તા સામે પણ લડવાનું છે અને જ્યારે કાયદેસર સંમતિ વયને અમે ૧૪ કે ૧૫ વરસની કરવા માગીએ છીએ ત્યારે એ 'સુધરેલી' બ્રિટિશ સરકાર સુધારાના વિરોધીઓ સાથે ભળી એ કાયદો પસાર થતાં અટકાવે છે! છતાં આવી પરિસ્થિતિમાં યે સુધારાનું કામ તો આગળ વધે જ જાય છે.

આ પછી બાબુ તારકનાથે સભાની ઇચ્છાથી એક સંસ્કૃત શ્લોક ફરીથી ગાયો અને સભાનું કામ પૂરૂં થયું. સંગીતમય વાતાવરણ એ આ સભાની ખાસ ખૂબ હતી.

## આગામી યુદ્ધ

મદ્રાસની મહાસભાના સમાચાર વાંચતાં આગામી યુદ્ધને માટે બ્રિટિશ સરકાર જે તૈયારીઓ કરી રહી છે તેનો હેવાલ મારી નજરે પડ્યો. તમને યાદ હશે કે નૌકાવિરામ ( Naval Disarmament )નો કાર્યક્રમ પડી ભાંગ્યો છે અને ૭૧ નવી નૌકાઓ બાંધવા સારૂ **બે અબજ રૂપિયાની** દરખાસ્ત કોંગ્રેસ આગળ પેશ થઇ છે. સુલેહશાન્તિના ચાહનારા આ દરખાસ્તની વિરૂદ્ધ પડ્યા છે અને આ સુલેહની ચળવળની આગેવાન બાઇ મિસિસ ચેપમેન કહે છે કે "હિમપ્રપાતની જેમ બીજું યુદ્ધ આપણે માથે ઝઝૂમી રહ્યું છે."*

તા. ૧ ફેબ્રુઆરીના અંકમાં 'નેશન' પત્ર લખે છે :

"ઇંગ્લેન્ડ સાથેની લડાઇના રસ્તે જ આપણે પ્રયાણ કરીએ છીએ. ૭ મહિના પછી વોશિંગ્ટનમાં આવનાર એક અનુભવી પરદેશી અમને જણાવે છે કે વોશિંગ્ટન આખું

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧૪ ]

* The next War is certainly moving down upon us with the pitiless certainty of an avalanche.

# એક વ્યાખ્યાન.*

વિચારસિક બન્ધુઓ,

ગૂજરાત હિન્દુસ્તાનનો બગીચો છે અને ચરોતર ગૂજરાતનો બગીચો છે. છતાં તમારો આ સુંદર પ્રદેશ મેં ઘણો મોડો જોયો છે. અધ્યાપનનું કામ નવું નવું સ્વીકાર્યું તે પછીનાં થોડાં વરસો તો પ્રદેશો ને પુરુષો કરતાં પુસ્તકોનો પરિચય વધારે ખેડવાની મારે જરૂર હતી. પણ આ પ્રદેશ મોડો જોયો છે છતાં આ પ્રદેશના ઘણા વિદ્યાર્થીઓ સાથે મારે નિકટ પરિચય થયો છે. અને તેમણે મારે માટે આડંબરરહિત સ્નેહ જે હમેશાં બતાવ્યો છે તેમાં મારા જીવનની મેં કેટલીક ધન્યતા અનુભવી છે. આપ સર્વના પ્રત્યક્ષ પરિચય વિના આપ મને આ માનપ્રદ સ્થાન આપો છો તે ખરેખર આપનો મારા તરફનો નિષ્કારણ પ્રેમ અને ઉદારતા બતાવે છે. આપ એ જ ઉદારતાથી મારી જે કાંઇ ત્રુટિઓ પડે તે નિભાવી લેશો અને આપની કાર્યદક્ષતા તો એટલી છે કે આજનો સમારંભ સાંગોપાંગ પાર પડશે તે વિષે મને શંકા ધરવાનું કાંઇ કારણ રહેતું નથી.

આપનો પરિચય મને ટૂંકો છે પણ આપના ગુણો અને શક્તિ એટલાં ઉત્કટ છે કે ગૂજરાતમાં તે કોઇને અજ્ઞાત ન રહે. ચરોતરનો ગુણ કે લક્ષણ મને તેની કાર્યદક્ષતા અને કાર્યશક્તિ લાગી છે. આથી એમ વિવક્ષિત નથી કે આ પ્રદેશમાં કોઈ પણ રીતે ભાવનાની ન્યૂનતા છે. પૂજ્ય ગાંધીજીના કાર્યક્રમો ઉપર અતિશય ભાવનામયતાનો આરોપ કરાય છે તો તેમના કાર્યક્રમને આખા ગૂજરાતમાં મહાત્માજીની ગેરહાજરીમાં પાર પાડી આપનાર શ્રીયુત વલ્લભભાઇ એ આ પ્રદેશે ગૂજરાતને આપેલી બક્ષિસ છે. અને એ જ સત્યાગ્રહનો નવીન માગ તમારા જ પ્રદેશના ધર્મજના યુવાનો અત્યારે પોતાની નાતમાં કરી બતાવે છે. આ તો હમણાંની વાત થઈ પણ ગઈ વીશીમાં પણ ચરોતરે કાર્યદક્ષતા અને ભાવના બન્નેના પ્રતીકરૂપ બે પુરુષોનો સત્સંગ સેવ્યો છે. પુસ્તકાલય હીલચાલની સાક્ષાત્ મૂર્તિરૂપ શ્રીયુત મોતીભાઇ અમીન અને સૌજન્યશાળી માસ્તર કરુણાશંકર પાસેથી પ્રેરણા લીધેલા અનેક ઉત્સાહી કાર્યકર્તાઓ ચરોતરમાં મને ઠેરઠેર મળ્યા છે.

આજનો સમારંભ પણ આપની કાર્યદક્ષતાની સાક્ષી પૂરે છે. મેં હમણાં જ સાંભળ્યું કે પૂર્ણ ગૂજરાતી નિશાળ આખા વડોદરા રાજ્યમાં સૌથી પહેલી તમારે ત્યાં ઉઘડી હતી. પાટીદાર જ્ઞાતિનાં પ્રથમ સુધારક સદ્ગત હીરાભાઈ મૂળજીભાઈ (બાપુ) તમારા જ ગામના હતા. આ પુસ્તકાલયની શરૂઆત તેમને હાથે થયેલી હતી. તેને આજે અરધો સૈકો પૂરો થાય છે અને તેના મકાનને માટે બે હજારની સારી રકમ તેમના જ પુત્ર શ્રીયુત જીવાભાઇ આપે, પિતાએ આદરેલું પુત્ર પૂરૂં કરે, પિતાની ભાવનાને પુત્ર મૂર્તરૂપ આપે એ ધન્ય સંયોગ પણ તમારા ગામમાં જ બને છે. મારા જાણવામાં આવ્યું છે કે તમારા ગામમાં પુસ્તકાલયનો લાભ લેનાર બ્હેનોની સંખ્યા સૌથી વધારે છે. આ પુસ્તકાલયની વધતી જતી પ્રવૃત્તિને માટે તમારે સાત્ત્વિક અભિમાન લેવું જોઇએ, અને આ પ્રસંગ તમે આવા સમારંભથી ઊજવો છો તે તદ્દન ઉચિત છે.

---

* સોજીત્રા પુસ્તકાલય સુવર્ણ મહોત્સવ પ્રસંગે તા. ૮-૩-૨૮ ને રોજ પ્રમુખસ્થાનેથી આપેલું.

સુવર્ણ મહોત્સવ કે એવા બીજા ઉત્સવો ઊજવવાની પ્રથા પાશ્ચાત્ય છે પણ સત્યગ્રાહી અને સર્વવ્યાપી પૂર્વના ધર્મોમાં પણ તેનાં બીજો નથી એમ નથી. આપણે તો કોઈના પણ જન્મને અભિનન્દન આપીએ છીએ, જીવનને હમેશાં મંગલ માનીએ છીએ, માણસની વધતી જતી વય સાથે તેનું આયુષ્ય ઘટે છે છતાં તેની જન્મતિથિ ઊજવીએ છીએ. તો સંસ્થાઓ તો, તેમાં રહેલી ભાવના જેટલી શાશ્વત છે. માણસને મૃત્યુ છે, સંસ્થાઓ અમર છે. તો તેના સુવર્ણ મહોત્સવે તો અમિશ્ર આનંદ જ શોભે.

પણ આજના સમારંભમાં વડોદરા નરેશને ન સંભારીએ તો આપણે નગુણા ગણાઇએ. ભલે આપણા સામયિક સાહિત્યની "ગુજરાતના વીસ કે દસ કે પાંચ મહાપુરુષો"ની બાલિશ રમતોમાં તેમનું નામ ન આવતું હોય પણ અત્યારના ગૂજરાતમાં તેમનો ફાળો ભૂલી શકાય તેવો નથી. બ્રિટિશ સરકાર જે કરી શકી નથી અથવા કરવાનો હજી વિચારેય કરતી નથી તેવા ઘણાય સુધારા તેમણે રાજ્યમાં દાખલ કર્યા છે. સામાજિક સુધારાના કાયદા, ફરજિયાત પ્રાથમિક શિક્ષણ, અંત્યજોને સમાન હક્ક વગેરે અનેક પ્રજાકલ્યાણનાં પગલાં હિંદમાં તેમણે સૌથી પહેલાં ભર્યાં છે. આ પુસ્તકાલયની પ્રવૃત્તિ પણ તેમની વિચક્ષણ દૃષ્ટિને જ આભારી છે. વિશેષ ખૂબી તો એ છે કે તમારી પુસ્તકાલય યોજનામાં રાજ્યમદદ એટલી નથી કે લોકો પોતે કશો પણ પુરુષાર્થ ન કરતાં રાજ્યની આશાએ કેવળ બેસી રહે, તેમ જ તેમાં લોકો ઉપર એટલો ભાર પણ નથી કે જેથી લોકો કાર્ય શરૂ જ ન કરે. તેમાં રાજ્યનો હિસ્સો છે છતાં તે સંસ્થા પ્રજાની છે. રાજા પ્રજા ઉભયના વહીવટનો આ સમન્વય બીજાં રાજ્યોએ અનુકરણ કરવા યોગ્ય છે. વડોદરાની પ્રજા ખરેખર ધન્ય છે કે લોકહિતની આવી પ્રવૃત્તિ શરૂ થઈ છે અને મહારાજા સાહેબનો આ બાબતનો ઉત્સાહ હજી મન્દ ન થતાં જારી છે. મારે માત્ર એટલું જ ઉમેરવાનું છે કે રાજ્યે જે લોક તરફના આદરથી આ સંસ્થા ઉઘાડી છે તે આદરને વફાદાર રહી, સ્ત્રી અને પુરુષો, ઊંચા અને નીચા, પૈસાદાર અને ગરીબ, ઊંચી કોમો અને અસ્પૃશ્યો સર્વ આનો લાભ કશા પણ ભેદ વિના લેતા હશો અને લેતા રહેશો. અસ્પૃશ્યતાને હાલનો વિચારક વર્ગ તો કાંઇ માનતો નથી, પણ તે સિવાય પણ પુસ્તકાલય તો જ્ઞાનતીર્થ છે. જ્ઞાનને આરે આપણે ભેદભાવ નહિ ભૂલીએ તો બીજે કયાં ભૂલીશું? नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । જ્ઞાનની પવિત્રતાથી પણ આપણે પવિત્ર નહિ થઇએ તો બીજા શેનાથી થઇશું?

પુસ્તકાલય એ હાલના જમાનાની સૌથી વધારે લોકોપકારક જાહેર સંસ્થા છે. ગૂજરાતના ધનિકોએ આખા ગૂજરાતને વાવ, કુવા, તળાવ, વગેરે નવાણોથી શીતળ બનાવ્યો છે પણ મુસાફરીનાં સાધનો બદલાતાં ધર્માદાની એ સંસ્થા અત્યારે એ રૂપે એટલી ઉપયોગી નથી. જૂનાં સદાવ્રતો હવે પાત્રને દાન આપી શકે તેવાં રહ્યાં નથી અને નાતજમણ લહાણાં તો માત્ર કીર્તિદાન જ રહ્યાં છે. દુષ્કાળ, રેલ સંકટ વગેરે પ્રસંગે અપાયેલાં દાનો પ્રાસંગિક જ ગણાય. જે કદાપિ જૂનું ન થાય, જેના લાભ લેનારા કદાપિ ખૂટે નહિ એવું દાન વિદ્યાદાન જ છે. બીજા દેશોએ આ દાનને ઘણું મહત્ત્વ આપેલું છે. જગતના ઇતિહાસમાં હવે એવો સમય આવ્યો છે કે અમુક થોડા માણસોના જ્ઞાનથી દેશ પ્રગતિ કરી શકવાનો નથી. પ અમુક જ્ઞાન તો દેશના લગભગ સર્વ માણસોમાં આવશ્યક છે.

અર્થાત્ આખા ગુજરાતમાં આવી સામગ્રી આપણે સુલભ રાખવી જોઇએ. મારે ત્યાં જ મહાન પુરુષ પાકવાનો છે એવી માન્યતા જેમ અંધ અભિમાનની છે, તેમ મારે ત્યાં મોટો પુરુષ પાકવાનો જ નથી એવી માન્યતા પણ પામર જડતાની છે. આવી સામગ્રીનો પ્રથમથી જ બહિષ્કાર કરવાથી ભવિષ્યના મહાન પુરુષોની તકો આપણે ઉગતી જ દાબી દઇએ છીએ–અટકાવીએ છીએ. માટે જો અમુક સાહિત્ય ઉત્તમ છે એમ ખાત્રી થાય તો તેને સ્થાન આપવું જ જોઇએ. ઉત્તમ પુરુષ જેમ આ જગતમાં પોતાનું સ્થાન નવું ઉત્પન્ન કરી લે છે તેમ ઉત્તમ સાહિત્ય તેના વાંચનારા મેળવી લે છે. આવા સાહિત્યને ઉત્તેજન આપવું એ આપણી ફરજ છે. પછી આપણાં સાધન અપૂરતાં હોય તો જુદો સવાલ છે.

આપણા દેશમાં કદાચ, દરેક પ્રકૃતિના માણસને અનુકૂળ પુસ્તક મેળવી આપવાનું કામ જેટલું અઘરૂં છે, તેટલું જ કે તેથી એ વધારે, દરેક પુસ્તકને માટે વાંચનાર શોધી કાઢવાનું અઘરૂં . લાંબી પરતંત્રતાને લીધે દેશજન એટલો તામસ સુસ્ત પ્રમાદી જડ થઇ ગયો છે કે લાભની વસ્તુ કઇ છે તે તે પોતે દેખી શકતો નથી, દીઠા પછી પણ તેનો લાભ લઇ શકતો નથી. એકવાર સૌ. શારદા બ્હેન કહેતાં હતાં કે બ્હેનોને વાંચતી કરવા માટે તેમને ઘેરઘેર જઇ પુસ્તકો વાંચવા આપવા જઇએ છીએ ત્યારે તેઓ વાંચે છે. જ્યાં સ્ત્રીઓને અસહ્ય ઉનાળાના તાપમાં પગરખાં પહેરાવવાનું કામ પણ જાહેર સંસ્થાએ કરવું પડે ત્યાં વંચાવવાનું કામ પણ જાહેર સંસ્થાએ કરવું પડે તેમાં નવાઈ નથી. આ વિચિત્ર દશા માટે બ્હેનો કે સમાજનો કોઇ પણ એક વર્ગ જવાબદાર નથી, આખો સમાજ જવાબદાર છે, અને પોતાનું પાપ પોતાનો મેલ અને પોતાનું અજ્ઞાન સમાજે પોતે જ ધોવું જોઈએ. સોજિત્રામાં તો બ્હેનોમાં વાંચનારાંની સંખ્યા ઘણી સારી છે એ જાણી મને ઘણો આનંદ થયો.

આ સંબંધી એક સૂચના કરૂં તો માફ કરશો. ગૂજરાત કાઠિયાવાડમાં નવો ઉત્સાહ પ્રવેશ પામતાં ઘણી નાની નાની જગાએ પણ યુવકોએ સાહિત્યસભાઓ સ્થાપી છે. આમાંની ઘણી તો કોઇ વર્ષમાં એકાદ બે વાર મળી ચાપાણી પી છૂટી પડે છે. કોઇ કોઈ તે ઉપરાંત એકાદ હસ્તલિખિત સામયિક ચલાવે છે. લેખન પ્રવૃત્તિને નિરુત્સાહ કરવા માગતો નથી પણ સદ્ગત કાન્તના શબ્દોમાં હું કહીશ કે "લખવાની ઇચ્છા હોય તો તે સારી વાત છે. માત્ર લખવા લાયક અનુભવ જોઇએ. વિશેષ અનુભવ વગર ભેદક લેખ લખાતા નથી."* આવી સાહિત્યસભામાં મેં ઘણીવાર જોયું છે કે મંડળની અસ્મિતાથી લેખકો એક બીજાને વખાણતા થઈ જાય છે અને તેથી હલકું સાહિત્ય પેદા કરી તૃપ્તિ મેળવી લેવાની ટેવ પડે છે. આના કરતાં ગામેગામ વાંચનારની મંડળીઓ સ્થપાય અને દરેક સભ્ય કોઇ પુસ્તકનો અભ્યાસ કરી તે મંડળીમાં કાંઇક વાંચે તો સર્વનું જ્ઞાન વધે, દરેકને ઘણું વાંચ્યાનો લાભ મળે. નિરવધિ પુસ્તકોના આ જમાનામાં જ્ઞાન વધારવાનું આ જ ખરૂં સાધન છે. આ મંડળીમાં કોઈ સર્વને સમાન રસવાળું અને હિતકર વાચન પણ થાય તો વિશેષ લાભ. પહેલાં આપણા સમાજમાં માણભટો જ્ઞાનપ્રપા પર બેસવાનું કામ કરતા. આપણા સમાજમાં આપણે ભણેલાઓએ, વિદ્યાપીઠના પદવીધરોએ, અને વિદ્યાર્થીઓએ,

* પ્રસ્થાન પુ. ૪ અંક ૨. પૃ. ૧૨૧.

[ અનુસંધાન પૃષ્ઠ ૩૦૪ ]

ઇંગ્લેન્ડ સાથેની લડાઈની જે વાતો કરે છે એથી એ આભો બની ગયો છે."*

બીજો પત્રો લખે છે કે "૧૯૦૯ પહેલાં જર્મની અને ઇંગ્લેન્ડ વચ્ચેનો સંબંધ સારો હતો, પણ નૌકાબળની હરિફાઇને લીધે જ જર્મનીની લડાઈ જાગી.+

અને આ બધી વાતોને અમેરિકન નૌકાસૈન્યનો એડમિરલ પ્લન્કેટ બીજી રીતે ટેકો આપે છે. ન્યૂયોર્કમાં નેશનલ રીપબ્લિકન કલબ આગળ તા. ૨૧ મી જાનેવારીએ ભાષણ કરતાં એણે જણાવ્યું કે: "જે રસ્તે આજે આપણે જઇએ છીએ એ રસ્તે લડાઈ અનિવાર્ય છે અને એ માટે આપણે તૈયારી કરવી જોઈએ.×

નેશન પત્ર આ એડમિરલનો કાન પકડવા પ્રેસિડન્ટ કૂલિજને વિનંતિ કરે છે પણ પ્રેસિડન્ટ કૂલિજ એનો કાન પકડવાને બદલે બે અબજ રૂપિયાની દરખાસ્તને ટેકો આપશે એમ કહેવાય છે.

આ પરથી યુદ્ધની તૈયારીઓ કેવળ બ્રિટિશ સરકાર જ નથી કરતી પણ બીજા દેશો પણ કરી રહ્યા છે એનો તમને ખ્યાલ આવશે. ફ્રાન્સ અને ઇટાલી વચ્ચેનો કચવાટ, પોલેન્ડ અને લિથુઆનીઆ વચ્ચેની હરિફાઇ, રશિયા અને ઇંગ્લેન્ડ વચ્ચેનું બિયાબારૂં—આ સૌ આગામી યુદ્ધના પ્રતિહારી છે. અને એમાં કયા કયા દેશો જોડાશે એ કહેવું જો કે મુશ્કેલ છે છતાં ગયા યુદ્ધ કરતાં આગામી યુદ્ધ વધારે મહાભારત અને ભીષણ થશે એ નક્કી છે. શાહીવાદમાં મસ્ત બનેલા દેશોનો ગર્વ યુદ્ધ સિવાય બીજે માર્ગે ઉતરે એમ નથી દેખાતું. કદાચ એ જ માર્ગે પરતંત્ર પ્રજાઓને મુક્ત કરવાની જગન્નિયંતાની ઇચ્છા હશે તો ?

## પ્રજાકીય તંત્ર ( Democracy )

બાબુ તારકનાથ દાસ કહે છે કે સાચું પ્રજાકીય તંત્ર હજુ જગતના કોઈ દેશમાં નથી. જ્યાં પ્રજાકીય તંત્ર છે ત્યાં તેની છાયા છે, આભાસ છે; તંત્ર પ્રજાના હાથમાં નથી, લક્ષાધિપતિની ટોળીના હાથમાં છે. 'The World's work' ના ફેબ્રુઆરી અંકમાં અમેરિકા કયી દિશામાં પ્રગતિ કરે છે એ વિશે કેટલાક નામાંકિત અમેરિકનોના અભિપ્રાયો પ્રગટ થયા છે. એમાં વાયોમિંગના ભૂતપૂર્વ ગવર્નર મિસિસ નેલી રોઝનો અભિપ્રાય બાબુ દાસનાં વચનોને ટેકો આપે છે. એ બાઇ કહે છે કે:

* We are heading straight into war with England. A foreign commissioner recently absent from Washington for six months informed us a month ago that he was appalled on his return at the talk of war with England which filled Washington.

+ Germany and England were kindly to each other before 1909. The War was due to naval rivalry.

× War is inevitable as long as we travel along the lines we are travelling to-day. (*Outlook Feb. 1, 1928*)

" અમેરિકા વૈભવ અને ધનના વિલાસમાં પોતાના આત્માને ખોઈ બેસવાની અણી પર છે. થોડાંક વરસો થયાં આપણા જાહેર કારોબારમાં આપણે આદર્શને તજી દીધો અને તે બેશરમ રીતે. મોટી જગ્યાઓમાં ચાલતા દુર્વ્યવહારને આપણે પ્રજા તરીકે આપણી સંમતિ આપી છે. ન્યાયની સર્વોપરિ અદાલત કેબિનેટના એક અધિકારીને 'પ્રજાના દગાબાજ સેવક' તરીકે જાહેર કરે છે અને આપણું રૂંવાડું પણ ફરકતું નથી. બધો વખત ચૂંટણીમાં ફતેહ મેળવવા અને નોમિનેશન મેળવવા ગંજાવર કોથળીઓનાં મ્હોં ખુલ્લાં મૂકાય છે, અને જો આમ જ ચાલ્યા કરશે તો આપણે સમજવું જોઇએ કે આપણું આવી બન્યું છે. ×

આપણા દેશમાં પ્રજાકીય તંત્ર સ્થાપવાનો અખતરો થઈ રહ્યો છે તેવે કાળે આ વચનો આપણને ચેતવણી રૂપે છે. આપણી સ્થાનિક સંસ્થાઓમાં આવી 'ટોળી'ઓ કેટલી યે વાર દખલ કરતી આપણે જોઇએ છીએ અને આમપ્રજાના નેતાઓ પ્રજાના પીઠ બળને અભાવે આવી લક્ષાધિપતિની ટોળીઓને નમતું આપે છે. આપણા દેશમાં સંપૂર્ણ સ્વરાજ્ય સ્થપાય ત્યારે આવી ટોળીઓ પ્રજાકીય તંત્રનો કબજો ન લઈ બેસે એ માટે આપણે અત્યારથી જ ચેતવાનું છે, અને એ માટે જાગૃત પ્રજામત એ જ રામબાણ ઉપાય છે.

લી. નંદલાલના પ્રણામ



× America is in danger of losing its very soul through love of luxury and wealth. During the past few years there has been a frank and unblushing surrender of idealism in public affairs. As a people we have condoned the most flagrant corruption in high places. 'Anything goes if you get away with it.' The Supreme Court condemns a former Cabinet Minister as a 'faithless public servant', but the people are not greatly disturbed and all the time large sums of money are poured out to buy nominations and control elections. If this goes on we *must* know we cannot escape the day of reckoning. 'After us, the deluge.'

# અનંત યૌવના

કિંવા

# સનાતન સ્મૃતિવેદના

આછેરી મેઘમાલામાં રવિ અદૃશ્ય થાય છે;
આજે એ મુગ્ધ બાલામાં મંદતા કાં જણાય છે ?

ગંગાતીરે ઝુલતી જલમાં નાવડી નાંગરેલી,
મુગ્ધા નીરે નિરખતી છબી આભલાને* અઢેલી;
મીઠું મીઠું મરકતી છતાં કેમ નિશ્વાસ નાંખે ?
આવું રૂડું રૂપ વણસતું કેમ વિશ્વેશ સાંખે ? !

તેજસ્વી કો તપસ્વી ત્યાં સામે આવી ઉભા રહ્યાં;
બાલાના મુગ્ધ હૈયામાં ગેબી સ્પન્દ સ્ફુરી શમ્યા.

"મારે જવું સત્વર દૂર બાલા,
વીતી જતી ભાસ્કર અર્ધ્યવેળા;"—
એવું વદી તાપસ નાવ કેલી
બેસી કહેઃ "પાર ઉતાર વ્હેલી."

અંજાઈ તપના તેજે બાલા નાવ ચલાવતી;
હલેસે નીર હિલ્લોળે મોહના મુગ્ધ ભાવથી.

પ્હેર્યું હતું વિરલ વલ્કલ અંગનાએ,
ઢાંકયું ન રે'તું નવયૌવન ઢાંકતાં યે;
જોતાં ઉરોજ મુનિનું ચિતડું ચળે છે,
વાર્યો છતાં ફરી ફરી નયણાં વળે છે.

બાલાના હાથમાં શાને આભલું અટકી પડયું ?
કિશોરીના ઉરે એવું અજાણ્યું શું થઈ રહ્યું ?

રસિકતા મુનિમાં ઉગતી હતી,
અડગતા મુનિની ડગતી હતી,
સરલતા મનની સરતી હતી,
તરલતા તનમાં તરતી હતી.

---

* આભલું એટલે હલેસું. નાંદોદ તરફ એ શબ્દ બોલાય છે.

એવામાં વ્યોમને રંગી ઇન્દ્રચાપ તણાય છે,
પૃથ્વી ભરી ભરી કેકા કલાપીની સુણાય છે.

જોઇ રહી પ્રકૃતિનું રમણીય ચિત્ર,
કેકા સુણી રસિક વૃત્તિ બની અતંત્ર;
માંડેલ મીટ મુનિની નિજમાં નિહાળી,
બાલા બની વિવશ વિહ્વલ નેન ઢાળી.

નાવડી મધ્યગંગામાં ઝોલાં ખાતી ઉભી રહી;
વિલાસિતા તપસ્વીના અંગે અંગે રમી રહી.

ઘેરી ઘેરી તિમિર પડદી સૃષ્ટિને છાવરે છે,
આછી આંછી રસઝરમરી દૃષ્ટિને આવરે છે;
મુગ્ધાકર્ણે મધુર મધુરું માતરિશ્વા રવે છે,
રોમે રોમે રમણી મુનિના મોહબંધે દ્રવે છે.

× × ×

માયાનાં પડળો જેવાં વાદળાં વિખરાય છે;
મુનિને અંશુમાલીના દર્શને ભાન થાય છે.

× × ×

બાલા હલેસું લઈને તરણી ચલાવે,
તીરે ઉતારી મુનિને પ્રણમી વળાવે;
જોતી પરાશર જતા ઉભી મત્સ્યગંધા,
પાસે રહી વહી જતી શુચિસ્રોત ગંગા.

વર્તમાન વહી ઊંડા ભૂતમાં ભળી જાય છે;
આજની કરણી એ તો કાલની સ્મૃતિ થાય છે.

હુલાવતી નાવડી પાછી લાવતી,
મનોરથે રાચી વળી વિમાસતી—
"ભલે કહે લોક અનંત યૌવના,
ગઈ સદાની સુકુમાર ભાવના!"

નૌકાએ નીરમાં દોરી રેખા અદૃશ્ય થાય છે;
સ્મૃતિમાંથી અરે! ક્યાં ના ભૂલો ભૂંસાઈ જાય છે?

# પૂજારી

ચીનના મધ્યમાં શૅંગકિન નામનું એક અતિ પ્રાચીન ગામ છે. મોરલી ઉપર ઝૂલતા ગંભીર નાગ જેવો, જાણે ધરતીકંપમાંથી એકદમ ફૂટી નીકળી આકાશ વીંધી નાખતો હોય એવો એક ડુંગર ગામ ઉપર પોતાનાં સ્નિગ્ધ નયન માંડી પ્રશાન્ત જોગી જેવો પાદરે ઊભો છે. ત્હેનાં ઉંચાં શિખરને ત્યાંના લોક મૈત્રેય શિખરના નામથી ઓળખે છે. શિખર ઉપર મૈત્રેય ભગવાનનું એક પ્રાચીન મંદિર છે. કહેવાય છે કે એ મંદિરે અઢારસો સૈકાના ઓટાયા જોયા છે. ત્હેમાં બુદ્ધ ભગવાનની જે સૌમ્ય મૂર્તિ વિરાજે છે તે સેંકડો વર્ષ પહેલાં એ ગામના લોકોના ધર્મપ્રાણ વીર પૂર્વજો ભારતવર્ષમાંથી લઈ ગયા હતા એવું ત્યાંના લોકો માને છે, અને તેથી તેઓ તે મૂર્તિનું પ્રાણાધિક જતન કરે છે.

થોડાક દિવસ ઉપર જ એ મંદિરનો વૃદ્ધ પૂજારી મરણ પામ્યો હતો. ગામના બે ત્રણ ઉત્સાહી યુવકોએ થોડા દિવસ પૂરતું તો પૂજાનું કામ ઉપાડી લીધું હતું, પણ નવો પૂજારી કોને નિમવો એ કોઇને સમજાતું ન હતું: કારણ કે એ કામ કોઈ કાચા પોચા માણસને સોંપાય એમ ન હતું. એ ઉંચાં શિખર ઉપર કોઈ પણ માણસની સોબત વિના એકલા રહેનાર પુરુષનું અગાધ મનોબલ ગમે ત્હેવા યોગીને પણ આશ્ચર્યચકિત કરી મૂકે—તો એવો વિરલ પુરુષ કંઇ એકાએક થોડો જ મળે? એ મંદિરના આખા ઇતિહાસમાં કોઇ યુવકે પૂજારી થવાની તત્પરતા દર્શાવી હોય એવું ભાગ્યે જ બન્યું હતું. કેટકેટલા દિવસ થયાં ગામના લોકો અવિશ્રાન્ત મહેનત કરી રહ્યા હતા છતાં કોઇ પૂજારી મળ્યો ન હતો. અન્તે બધા ભેગા થઇ ચિન્તાતુર હૃદયે વિચાર કરી રહ્યા હતા, ત્હેવામાં છોકરાંઓ દોડતાં દોડતાં ગામને પાદરે વડ હેઠળ બેઠેલા કોઇ વૃદ્ધ પરદેશીની વાત લઇ આવ્યાં. એટલામાં તે જ વૃદ્ધ ટટાર પણ મન્દ ગતિએ ગામમાં આવતો જણાયો. ત્હેની આકૃતિમાં સાદાઇ અને સૌમ્યતાનું મિશ્રણ હતું; પવનથી ફરફરતી ત્હેની સફેદ દાઢી અજાણ્યાને ય તેના તરફ ભક્તિભાવથી વન્દન કરવા પ્રેરતી હતી. ત્હેના કપાળ ઉપરની કરચલીઓ કાળે જાણે ઊંડાં સ્મૃતિચિહ્ન કર્યાં હોય એવી દેખાતી હતી. ત્હેને જોતાં જ ગામ લોકોનાં મનમાં ત્હેને માટે ભારે આદર બંધાયો. એક આગેવાન જેવા જણાતા પુરુષે ત્હેનો સત્કાર કર્યો. જુગજુગનો જાણે થાક ઉતારતો હોય તેમ ધીમે રહીને વૃદ્ધ તેમની વચ્ચે બેઠો. એકે વાત શરૂ કરી.

"આપ ક્યાંથી આવો છો?"

"દૂર દૂરથી—ખૂબ આઘેથી."

"પણ ખૂબ દૂર તે કેટલુંક? પેકિંગથી? હોંગકોંગથી?"

"ના...એથીયે દૂર! ઇરાન, અરબસ્તાન, રશિયા...મેક્સિકો, પેરુ, બ્રાઝિલ...ખૂબ દૂર-ઘણે છેટેથી—" બધા લોકો મ્હોં વિકાસી સાંભળી રહ્યા. "પણ એ વાત રહેવા દો. તમારે પેલાં મંદિર માટે પૂજારી જોઇએ છે ને?"

"મ્હને રાખશો ?"

"ત્હમને ?"

"હા. મ્હને...કેમ નહિ પાલવે ?"

"ત્હમને ત્યાં એકલા રહેવું પાલવશે ?"

"એકલા !" વૃદ્ધ ખડખડાટ હસ્યો, પાછો તરત ગંભીર થઇ બોલ્યોઃ "હા. હા. મ્હારે એ જ જોઇએ છે. મ્હારે એકલા રહેવું છે–એકલા–હા, એકલા ! એવા એકલા કે મ્હારૂં શરીરે ન જાણે કે હું કયાં છું–અરે ! મ્હારૂં મને ન જાણે ! બસ મ્હારે રહેવું છે."

બધા ડોસાના બોલવામાં ન સ્હમજી શકાય એવું કંઈ ગૂઢ જોઇ જાણે મૂર્તિ હોય તેમ થંભી ગયા. ડોસાએ આગળ ચલાવ્યું :

"હં. ત્હમને લાગે છે કે મ્હારૂં ઘરડું શરીર એ બોજો ન ઝીલે, પણ જુવો—પેલું મેદાન જોયું ? અને ત્હેને પેલે છેડે પેલું વન ? એ આખું વન આ પગ ખુંદી આવ્યા છે. અને દૂર દૂર પેલાં તાડનાં વન, પેલું અરબસ્તાનનું રણ, ત્યાં ઊંટોની હારની હાર સાથે મહિનાઓ સુધી આ શરીરે હરિફાઇ કરેલી છે. અને આલ્પસનાં બરફને માઇલના માઇલ સુધી આ તળીઆંએ પીગળાવ્યાં છે! અને બ્રાઝિલનાં જંગલના ઝેરી સાપોના ફુંફાડા આ છાતી ઉપર ઝીલ્યા છે. પણ મ્હારે આજે એ બધું નથી જોઈતું. મ્હારા પગને કોઇ બાંધી રાખે, મ્હારાં શરીરનો કોઇ થાક ઉતારે એ જોઇએ છે. મ્હને તમારો પૂજારી બનાવો. હા. હા. હું જ એ કામ કરીશ. મ્હારે આરામ જોઇએ છે. મ્હારે એકાન્ત જોઇએ છે. મ્હારા આત્માને એ નથી મળ્યાં. મ્હને એ આરામ, એકાન્ત, શાન્તિ ત્યાં મળશે ! મ્હારે પૈસા ન જોઇએ, ધન ન જોઈએ, દોલત ન જોઇએ. પૈસા ? બહુ મેળવ્યા—બહુ ગુમાવ્યા ! એથી શું ? મ્હારે આરામ જોઇએ છે. આખા જગતમાં મ્હને એ ક્યાંય નથી મળ્યો. આ છેલ્લો પ્રયત્ન છે...ત્હમે નહિ આપો ?" ડોસાની આંખમાં આંસુ દેખાવા લાગ્યાં, "મ્હારા જીવનને અન્તે એક આશાદીપ કંઇક સચેત થયો છે ત્હેને ત્હમે નિર્દયતાથી બુઝવશો ?" ડોસાથી આગળ ન બોલી શકાયું. ત્હેનો કંઠ રૂંધાવા લાગ્યો, એક જણ ઉઠી દોડતો પાણી લઈ આવ્યો. પાણી પી ડોસો જરી સ્વસ્થ થયો.

બધાના મુખી જેવા જણાતા એકે કહ્યું: "ત્હમને અમે શા માટે ન રાખીએ ? અમારાં એવાં ક્યાંથી ધનભાગ્ય કે ભગવાનના જન્મસ્થળમાં જન્મેલા સાધુ પુરુષનાં અમારે ત્યાં પગલાં થાય."—ડોસો એક ભારતવાસી હતો. "આ દોલત, આ મંદિર, એમાંની પ્રભુજીની મૂર્તિ એ બધું તો ત્હમારૂં છે. અમે બહુ સાચવ્યું—આજ અઢારસો અઢારસો વરસ થયાં ! હવે ત્હમે નહિ તો કોણ સંભાળે ? અમારા માથા ઉપરથી ઋણ લઇ લ્યો. આજ અમારાં ધનભાગ્ય છે ?"

વૃદ્ધની આંખમાં શાન્તિ અને સંતોષ દેખાયાં. ઘડી ભર થંભી પેલાએ પાછી વાત શરૂ કરીઃ

"પણ ત્હમે અમને ત્હમારી જીવનકથા તો કહો. ત્હમારા શબ્દોમાં અમને બધું કારમું કારમું લાગે છે. જાણે હૈયાં ઉપર મ્હોટા દુઃખનો ડુંગર ત્હમને કચરી રહ્યો હોય એવા ત્હમારા શબ્દો રૂંધાયલા નીકળે છે. ત્હમારાં દુઃખમાં અમનેય થોડો ભાગ નહિ પડાવવા દો ?"

"મ્હારી જીવનકથા !" ડોસો હસ્યો. "મ્હારી વાત ત્હમારે સાંભળવી છે ? સાંભળવા જેટલી ધીરજ રખાશે ? લ્યો સાંભળો ત્યારે !......ના, ના, ના, આજ સુધી જે વાત મ્હેં મ્હારા કાનને ય સાંભળવા નથી દીધી તે હવે શા સારૂ ? ના. ત્હમે મ્હને એ ન પૂછશો."

"ના, ના, કહો. દુઃખ બીજાને કહેવાથી હલકું થાય છે. આજ સુધી ત્હમે કોઇને નથી કહ્યું, હવે કહો. જુવોને અમે ત્હમારા પુત્રો જેવા જ છીએ ને ! ત્હમારાં દુઃખમાં અમને ભાગ નહિ પડાવવા દ્યો ?"

ડોસાની આંખમાં ફરીથી ઝળઝળીઆં આવી ગયાં. કેવા માયાળુ શબ્દો ! બરોબર અરધી સદી પહેલાં એવા શબ્દો એણે સાંભળેલા. પછી ? સત્તાન્ધ, દ્રવ્યાન્ધ માણસના કર્કશ, તુચ્છકારસૂચક અવાજો, ત્હેમના ગર્વથી ફાટી જતા ડોળા સિવાય બહુ ઓછું એને જોવાનું મળ્યું હતું. ડોસાએ આળસ મરડયું. જે વાત આજ પચાસ પચાસ વર્ષ થયાં હૃદયની ગુફામાં પૂરી રાખી હતી તેને હવે જગતનાં અજવાળાં બતાવવાનો તેણે નિશ્ચય કર્યો.

"હું ક્યારે જન્મ્યો હતો તે તો મ્હને ચોક્કસ યાદ નથી." ડોસાએ વાત શરૂ કરી, "પણ કંઇ કંઇ સ્હમજતો થયો ત્યારનું મ્હને ભાન છે કે બધાં મ્હને જનાર્દન કહી બોલાવતા. તાપી નદીને સુન્દર કિનારે મ્હારૂં ગામ હતું. ત્હેનાં સુંદર આંબાવાડીઆમાં મ્હારૂં જીવન કલ્લોલ કરતું હીલોળા ખાતું હતું. મ્હારા બાપ મ્હોટા જમીનદાર હતા. ઘેર પચાસ સાઠ ગાય, એટલી ભેંસ, બળદો તથા ચાર મ્હોટા પાણીદાર ઘોડા બાંધેલા રહેતા. હું પાંચ વર્ષનો થયો ત્યારે ભારે ધામધૂમ સાથે યજ્ઞોપવિત ધારણ કરાવી મ્હને પિતાએ ગુરુને સોંપ્યો—" હવે ડોસો ઉભો થઇ ગયો. ત્હેણે આંખો મીંચી દીધી અને આમ તેમ આંટા મારવા માંડયા. મ્હારા ગુરુ અંબારામ. પ્હેલે દિવસે ત્હેમણે મ્હને શું શીખવ્યું ? 'બેટા જનાર્દન' આ દોલત કોની ? ત્હારી ? ત્હારૂં શું છે ? આ ધરતી અંગ્રેજે લીધી, આ કાયાને અંગ્રેજ જીવવા દે છે. ત્હારૂં શું ?' ગુરુએ મંત્ર આપ્યોઃ 'બેટા, દેશને અંગ્રેજની ધુંસરીમાંથી છોડવવાની પ્રતિજ્ઞા લે.' મ્હને ગુરુ શું કહેતા હતા તે ન્હોતું સ્હમજાતું. પણ ગુરુની પાછળ પાછળ મ્હેં પ્રતિજ્ઞા લીધી. મ્હારો અભ્યાસ પૂરો થયો. ગુરુચરણે મ્હેં શક્તિ અનુસાર ગુરુદક્ષિણા ધરી—પણ...પણ ત્હેમની મુખમુદ્રા જોઇ હું કમ્પી ઉઠયો. 'બેટા દક્ષિણા ! આ ત્હારી માલિકીના પૈસા છે ?' મ્હને પ્હેલો દિવસ યાદ આવ્યો. ગુરુના મુખ ઉપર સખ્તાઇ હતી. "ગુરુ-દક્ષિણામાં દિક્ષા આપતી વખતે કરાવેલી પ્રતિજ્ઞાનું મ્હારે પાલન જોઇએ છે." મ્હેં મક્કમપણે કહ્યું: 'ગુરુદેવ, આપનો આશીર્વાદ અને ફલસિદ્ધિ !' 'તથાસ્તુ'. ગુરુદેવનાં નેત્રમાં સંતોષ અને વાત્સલ્યભાવની આછી આછી ટશરો પ્રસરી.

આ વખત મ્હારી ઉમ્મર અઢાર ઓગણીસની થઇ હશે. યૌવન મ્હારે આંગણે લ્હેરીઆં ખાતું હતું. મ્હારી આંખે જગત અદ્દભુત દેખાવા લાગ્યું. મ્હારાં રોમ રોમમાં આનન્દના પ્રવાહો છલકાવી મૂકે એવી ધરતીમાંથી નીકળતી મધુર સોડમ મ્હને ગાંડો કરવા મંડી. મ્હારી આંખે જગત બદલાઇ જ ગયું. જે રંગો, જે પુષ્પોએ આજ સુધી મનમાં કંઈ ભાવ જાગ્રત કર્યો ન હતા તે હવે મ્હારી આંખને અપૂર્વ લાગવા માંડયાં. મ્હારૂં જીવન કાવ્યથી છલકાવા લાગ્યું. અને પછી ? યૌવનને આંગણે ચડની પેલી ગૌરી

સ્હામે મલી. હા ! ગૌરી !—" ડોસાનો સાદ જાણે બેસી ગયો. આંખના એક ખુણામાંથી આંસુ લુછતાં તે બોલ્યોઃ "માફ કરજે હં, ભાઇ ! મ્હારાથી જરા આવેગમાં આવી જવાયું. હં. પછી ગૌરી મળી. કેવી નિર્દોષ ! કેવી પ્રેમાળ ! પ્રેમ, પવિત્રતા, સૌન્દર્ય, મૃદુતા—સારાય જગતનાં સ્ત્રીત્વની જાણે આદર્શમૂર્તિ. અમે એક બીજાને આમરણ વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લીધી. કેવા એ અપૂર્વ દિવસો ! પછી અમારાં લગ્ન થયાં. અમે ચોથો મંગળ ફેરો ફરતાં હતાં ત્યાં દોડતા દોડતા ગુરુ માંડવામાં આવ્યા. બધા લ્હેમને જોઇ ધ્રુજી ઉઠયા. લ્હેમની આંખ અંગારા જેવી લાલ હતી, લ્હેમનું શરીર ધ્રૂજતું હતું એક હાથમાં ખુલી તરવાર હતી. મ્હારૂં હૈયું કંપી ઉઠયું. 'બેટા જનાર્દન ! યાદ છે પેલી પ્રતિજ્ઞા ? લે આ તરવાર. નાનાસાહેબ અને તાતીયા ટોપીએ સ્વાતંત્ર્યનો ઝુંડો ફરકાવ્યો છે, ત્યારે તું લગ્ન કરે છે ! જો દક્ષિણમાં મરાઠા ઉઠયા છે, ઉત્તરમાં મોગલોએ કમર કસી છે. આજે આપણે હિન્દુ મુસલમાન એક ભાઇ બન્યા છીએ. જ્યારે મહારાષ્ટ્ર પોતાના બત્રીસ લક્ષણાને હોમે છે, જ્યારે બંગાળ પોતાનાં યૌવનથી દેવીના યજ્ઞને પ્રજ્વલિત કરે છે, ત્યારે મોગલો પોતાનાં કિંમતી રુધિરના અણમૂલા ભોગ આપે છે, ત્યારે ગૂજરાત ઉંઘ્યા કરશે ?' મ્હારી આંખમાં વીજના ચમકારા થવા લાગ્યા. મ્હારા મગજ ઉપર લોહી ધસવા લાગ્યું. મ્હારો દેશ સ્વતંત્રતાનો ઝુંડો રોપે ! જય સ્વદેશ ! જય સ્વરાજ ! ગોર મહારાજ જોઇ રહ્યા. બધા મહેમાનો અવાક થયા. એક વાર ગૌરીને હૈયા સરખી ચાંપી લેવાનું મન થઇ આવ્યું–પણ તે લાગણી દબાવી દીધી. 'પ્રિયતમે ! પ્રતિજ્ઞા બરોબર યાદ છે. એ તો આત્મા સાથે જડાઈ ગઇ છે. તમે ચિન્તા ના કરશો. આ ભવે ન મળાય તો આવતે ભવે ! જય હરિ ! જય સ્વદેશ ! જય સ્વરાજ !' કહી કોઇને પણ મળ્યા મૂકયા વિના મેદાને પડયો. આ હાથે દશ અંગ્રેજોને કાપ્યા. એક કરગરી પડયો લ્હેને જીવતો છોડયો. પછી...વખત બદલાયો. શીખોએ દગો દીધો. સ્વરાજનું લશ્કર હાર્યું. તાતીયા ટોપી જીવતો પકડાયો. મ્હારી પાછળ માણસો પડયાં. એક વાડામાં હું સંતાઇ ગયો. શરીરે કાંટા–સેંકડો કાંટા જાણે રુધિરનો મ્હોટો ઉત્સવ હોય તેમ મ્હારાં રુધિરની ઉજાણી કરવા મંડયા. પણ મ્હોડેથી "ઉહ" ન્હોતું કર્યું. અંગ્રેજ લશ્કર પાછળ આવી પ્હોંચ્યું. જરાક જો જોસથી શ્વાસ લીધો તો મ્હારી અને સ્વર્ગની વચ્ચે બહુ છેટું ન હતું. 'એ જનાર્દન જો જીવતો પકડાય તો અહીં જ એની જીવતાની ચામડી ઉતારીએ' એક સિપાઇ બોલ્યો. મ્હારૂં હૃદય ધડકવા લાગ્યું. લ્હેના ધડકારાથી કાંટા મ્હને ઉંચા નીચા થતા લાગ્યા. મ્હને લાગ્યું કે એક સિપાઈની એ ઉંચા નીચા થતા કાંટા ઉપર નજર પડી ! બસ ખલાસ ! પણ આમ તેમ નજર કરી તે આગળ નીકળી ગયા. હું સીદ્ધો ઘેરે દોડયો. ગૌરીએ મ્હને એક ભોંયરામાં સંતાડયો. અંગ્રેજ સરકાર તો શું પણ એના પૂર્વજોએ મ્હને ત્યાંથી ન શોધી શકત. પણ પેલો જેકિસન–તે નરાધમે ગૌરી ઉપર અગાઉ કુદૃષ્ટિ કરેલી. ગૌરીએ લ્હેને તુચ્છકારી કાઢેલો. લ્હેણે જઇને ભરમ ફોડી દીધો. જીંદગીમાં ગૌરીનાં મુખનાં છેલ્લવેલાં દર્શન કરી હું ભાગી નીકળ્યો. નેપાળ થઈ તિબેટ, ચીન, રશિયા અને જર્મની ગયો. ઇટલિનાં સ્વાતંત્ર્યનાં યુદ્ધમાં ઇટલિની પડખે રહી ઑસ્ટ્રિયા સ્હામે લડયો. પણ ત્યાં યે અંગ્રેજો ખરા. થોડાક વર્ષોતમાં મને બાકુનિનના એક ઝનુની અનુયાયી તરીકે ઓળખાવી, એક ભયંકર સ્વૈરવાદી—એનાર્કિસ્ટ તરીકે મને ત્યાંથી કઢાવ્યો. જર્મનીમાં પણ એ જ દશા થઇ. રશિયામાં ઝારશાહીનો ભોગ થયો. મોસ્કોનાં કેદખાનામાં છ મહિના સુધી સડયો. પછી સાંઇબિરિયા કાઢયો. ત્યાંથી

છટકી અમેરિકા ગયો. ત્યાં ય કે–કે કર્લૉન જાણે અંગ્રેજની એજન્ટ હોય તેમ મ્હારામાં સોશિયાલિસ્ટ કે એનાર્કિસ્ટ જ જોવા લાગી અને મ્હારી ચળવળ ઉપર સખત દેખરેખ રાખવા મંડી. ભાગ્યો. બ્રાઝિલ ગયો. ખૂબ ભટક્યો. બધે અંગ્રેજ–ધરતી ઉપર ઊભા રહેવા સ્થળ નહિ! આજ કેટકેટલાં વરસોથી ભટકું છું! બસ હવે શાન્તિ આરામ એ બધું પેલા વીસ ફીટ પ્હોળાં શિખર ઉપર. હા! સ્વદેશ! પ્રિય સ્વદેશ! પ્રિય હિન્દ!" ડોસો આંખે તમ્મર આવતાં નીચે બેસી ગયો, ત્હેને મૂર્છા આવી ગઈ. પેલા લોકોએ ત્હેના માથા ઉપર શીતળ જળ છાંટ્યું, થોડા વખતમાં ત્હેને શુદ્ધિ આવી.

સૅંગકિનમાં આબાલ વૃદ્ધ સર્વ હર્ષથી ગાંડા બની ગયાં છે. આ જ મૈત્રેય શિખરના પૂજારી તરીકે એક વયોવૃદ્ધ પવિત્ર ભારતવાસીને જાણે ઉચિત સ્વર્ગમાંથી ભગવાને મોકલ્યો છે. ગામમાં સર્વત્ર ઉત્સવ થઈ રહ્યો છે.

ડોસો ઉપર ચ્હડ્યો, મંદિરમાં પગ મૂકતાં તેને અપૂર્વ આનંદ થયો. જાણે ઉચિત સ્વર્ગમાં સદેહે તે મૈત્રેય ભગવાન કને ઉભો હોય એમ ત્હેને લાગવા માંડ્યું. ચઢતાં ચઢતાં લાગેલા થાકને ઉતારતો શિખર ઉપરથી દશે દિશાનું નિરીક્ષણ કરતો તે બેઠો, ધીમે ધીમે સૂરજ ધરતીને આથમણે આરે નમવા લાગ્યો. આકાશમાંથી અંધારાં પૃથ્વીના આછા સાળુ પર ઉતરવા લાગ્યાં. સૃષ્ટિની અંતરગુહા જાણે ગાઢ શાન્તિથી છલકાઈ જતી હોય એમ ત્હેને લાગવા માંડ્યું. કેટકેટલે વરસે ત્હેણે આ શાન્તિ અનુભવી હશે! ત્હેને તે પોતાના આત્મા સાથે જડી લેવા પ્રયત્ન કરવા મંડ્યો. રખેને તે નાસી જાય, ઉડી જાય! પોતાની વર્તમાન સ્થિતિ એ સત્ય છે કે સ્વપ્ન છે ત્હેનાં ભારે વ્યામોહમાં તે પડ્યો. આજે આખું જગત જાણે શાન્તિનો એક મહાસાગર હોય એમ ત્હેના પગ આગળ પથરાએલું પડ્યું હતું. ડોસાએ ઉપરથી દૃષ્ટિ કરી. તળેટીમાં આવેલું એ સૅંગકિન ગામ, દૂરનાં ઝાડો, એ બધાં અંધકારની અગાધ અનન્તતામાં અભેદ અનુભવી રહ્યાં. ડોસાનો આત્મા યે આજે એવી જ ગાઢ શાન્તિ અને સાથે અપૂર્વ વિરક્તિ અનુભવી રહ્યો. ધીરે ધીરે એ વિચારના ઊંડા મહાસાગરમાં ડૂબવા લાગ્યો. મ્હારા ત્હારાના ભેદો એને બાલિશ લાગવા માંડ્યા. આવી વિપુલ, કરુણામયી વસુન્ધરા ઉપર માણસો સ્વાર્થથી પ્રેરાઈને હિંસક પ્રાણીઓની જેમ લડી રહ્યાં છે એ વિચારે એનું હૃદય ત્રાસી ઉઠ્યું. તળેટી ઉપરનાં એ બિચારાં ક્ષુદ્ર જન્તુઓની એને દયા આવવા માંડી. એનો આત્મા ઉડવા લાગ્યો. ઉંચે આકાશમાં ત્હેણે દૃષ્ટિ કરી. હારબંધ આવી રહેલાં અનેક નક્ષત્રો તે નિહાળવા મંડ્યો. એનાં ચિર પરિચિત કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા એ બધાં એને સ્વજનની જેમ જાણે બોલાવી રહ્યાં હોય એમ ત્હેને લાગ્યું. ડોસાને આજ જુગ જુગનો થાક ઉતરતો લાગ્યો.

થોડાક દિવસમાં તો ડોસો એ શિખર અને મંદિરથી પૂરેપૂરો પરિચિત થઈ ગયો. દરરોજ બુદ્ધ ભગવાનની મૂર્તિને એ જતનપૂર્વક સ્નાન કરાવી વસ્ત્રાભૂષણો પહેરાવતો, પૂજાનાં વાસણોને ઘસીને એ ચકચકતાં બનાવતો. એ મૂર્તિ, મંદિરનો ઘંટ, દાણા ખાવા આવતાં પંખીઓ એ બધાં એનાં સ્વજનનાં જેવાં થઈ પડ્યાં. મંદિરના ઘંટના રણકારમાં એને અપૂર્વ કાવ્ય છલકાતું લાગતું–જાણે કોઈ સ્નેહાર્દ્ર સ્વરે એના પ્રતિ વ્હાલ બતાવી એની સાથે વાત કરી રહ્યું હોય એમ ત્હેને લાગતું. એ ન્હાનાં સરખાં શિખર ઉપર ત્હેને માટે જાણે આખું બ્રહ્માંડ પ્રગટ્યું. બપોરે એ મંદિરની ઓસરી ઉપર બેસી દૂર દૂર મેદાન ઉપર દૃષ્ટિ ફેંકતો. દૂર ક્ષિતિજ ઉપર એને મૃગજળનો સાગર લ્હેરાતો માલમ પડતો–જાણે ત્હેમાં

આવતી તરંગમાળા તરફ તે મીટ માંડી બેસી રહેતો, ત્હેને ગણવા પ્રયત્ન કરતો–આખું જગત અનિર્વચનીય ભાવથી છલકાઈ જતું ત્હેને લાગવા માંડતું.

શૅંગકિનના લોકો મંદિરના ચમત્કાર વિશે અનેક વાતો કરતા. મધ્યરાતે મૈત્રેય ભગવાન સદેહે ભાવિક ભક્તને દર્શન દેતા. કોઇ કોઈ વખત અમાસની ઘનઘોર રાત્રિમાં મધરાતે મેદાનમાંથી જાણે સંદેશ આવતા હોય એવા પડઘા પડતા, અને પૂજારીને ગાઢ અંધકારમાં જાણે કોઇ હાથ હલાવી બોલાવતું. આથી કંઇ કેટકેટલા પૂજારી માત્ર બેત્રણ દિવસમાં જ ગાંડા થઇ ગયા હતા. માત્ર સાધુચરિત, શુદ્ધ, નિખાલસ હૃદયના ઉન્નત આત્માઓ જ પૂજારી તરીકે કામ કરી શકતા. એવો ભગવાનનો પરતો હતો!

શૅંગકિન ગામના લોકોની ભગવાનના પરતાની આ વાતમાં કેટલું સત્ય હશે એ તો ભગવાન પોતે જ જાણે; પણ મૈત્રેય શિખરનું એકાન્ત એટલું તો ગહન હતું કે માણસ ગાંડો ન થાય તો ત્હેનાં મનોબળ માટે આપણને આશ્ચર્ય થયા વિના ન રહે.

જેમની નાવ મઝધારમાં ખેંચાઈ રહી હોય, શઢ અને સુકાન જરાય કાબુમાં રહ્યાં ન હોય, પણ કોઇ એકાદ આશાતંતુ ઉપર જીવનદોરી ટકી રહી હોય એવા આથમણી ધરતીના મીનારા જોતા, આ દુનિયામાં ભૂલા પડેલા પ્રભુના ઓલિયા જેવા, જીવન પન્થના કોઇ રખ્યા ખખ્યા પથિક ત્યાં જઇ ચઢતા. આવા લોકોએ અરધી પોણી સદી સુધી જગતના થંડા ઉન્હા વાયરા ઝીલ્યા હોય છે. પેલા જીવનના કવચિત કવચિત એમને કાને ભણકારા આવતા હોય છે. ત્હેમને એ નિમન્ત્રણનો મૈત્રેય શિખર ઉપર સાક્ષાત્કાર થતો.

ડોસાને અહીં અપૂર્વ સુખ મળ્યું. એ એકાન્ત એને માટે જીવન્ત કાવ્ય જેવું થઈ પડ્યું. એ ઉન્નત શિખર ઉપર એકલો બેસી એ જગત નિહાળતો. ઉપર અફાટ વ્યોમ, નીચે અસીમ ધરતી, અને ત્રીજો એ પોતે: આ ત્રણ જાણે કલાકના કલાક સુધી મૌન સંભાષણ કર્યાં કરતાં, અને પેલું શૅંગકિન, ત્હેનાં વ્હેંતિયાં ઘરો, અને તેની અંદર ઢંકાઈ ગએલાં પેલાં કીડી જેવાં માણસો! બિચારાં કેટકેટલી દુઃખયાતના સહન કરી રહ્યાં હશે! સૂરજના પ્રકાશ નીચે ચકચકતી એ રૂપેરી દિવાલો હેઠળ કેટકેટલા ઉન્હા નિઃશ્વાસો ભર્યા હશે! ડોસો ધીમે ધીમે એક ફિલસુફ બની ગયો. જગત એને અસાર લાગ્યું. આ બધી માયાની જાળ છે–માણસે એને તોડી નાંખી સત્યનો સાક્ષાત્કાર કરવો જોઇએ–ત્યારે જ જીવનનો સાચો આનંદ મળી શકે. પોતાનાં ગત જીવનને ડોસાએ સાપની કાંચળીની જેમ ઉપરથી ઉતારી ફેંકી દીધું. સ્વદેશ! ડોસો ખડખડાટ હસ્યો. માણસ જ્યાં ઉભો રહે છે તે ત્હેનો સ્વદેશ નથી? જે ધરતી કદિ સાથે આવવાની નથી ત્હેને સારૂ રૂધિરનાં સાગર શા! કેવી મૂર્ખાઇ! ડોસો ફરી હસ્યો. જ્યાં એક વખત ડુંગરા અને કઠોર ધરતી હોય ત્યાં કોઇ અકસ્માતથી સાગર લ્હેરાવા માંડે, અને વચ્ચે એક લીલો ફળદ્રૂપ બેટ ઉપસી આવે એવી ડોસાનાં જીવનની સ્થિતિ થઇ. હવે એ પોતાનાં ગત જીવન ઉપર સદાનો પડદો પાડવા મથવા લાગ્યો. જાણે પોતે એ બધું ભૂલી ગયો છે એમ પોતાનાં મનને મનાવવા પ્રયત્ન કરવા મંડયો. અને આ શાન્તિ, આ મૈત્રેય શિખર, આ બુદ્ધ ભગવાનની મૂર્તિ એ બધાં અને શિખર ઉપર ઊભેલો પોતે આખા જગતમાં કલાતિત છે એમ એ માનવા મંડયો–બસ હવે આ અપૂર્વ શાન્તિમાં રહી પેલા જીવનના સંદેશાઓ ઝીલવા!

પણ ડોસાની આ ગણતરી ખોટી ઠરી. દર અઠવાડિયે એક માણસ હેઠેથી પૂજાનો સામાન અને ડોસા માટે ખોરાકની વસ્તુઓ મુકી જતો; ત્હેમાં કોઈ કોઈ વખત કોઇ

ભાવિક ભક્તોની ભેટ પણ આવતી. યાત્રિકો તો અમુક તિથિ ઉપર જ આવતા, અને તે દિવસ મૈત્રેય શિખર માણસોની મેખલાથી વીંટાએલું માલમ પડતું. છેલ્લો સામાનનો હપ્તો એક માણસ અડધાએક કલાક ઉપર મુકી ગયો હતો. ડોસો પૂજામાં રોકાએલો હતો એટલે ત્હેને કહ્યા મૂક્યા વિના તે ચાલ્યો ગયો. પૂજામાંથી પરવાર્યો પછી ડોસાએ ટોપલીમાંથી એક પછી એક વસ્તુઓ કાઢવા માંડી—પણ આ શું ? ડોસો આમ પોક મૂકી એકદમ રડી કેમ પડયો ? એ શી વસ્તુ જોરથી પોતાની છાતી સાથે દબાવે છે ? "હા ! સ્વદેશ ! પ્રિય દેશ ! પ્રિય હિન્દ !" ડોસો રડતાં રડતાં બોલ્યો. ત્હેના હાથમાં સુરતનો જરીથી ભરેલો કસબી દુપટ્ટો હતો. સાચે જ ડોસો અત્યાર સુધી પોતાનાં મનને ઠગવા પ્રયત્ન કરતો હતો. કોઈ હિન્દ જઇ આવેલા ભાવિકે મૈત્રેય ભગવાનને ઓઢાડવા આ અમૂલ્ય ભેટ મોકલાવેલી હતી. એની બનાવટ સુરતની હતી. ડોસાનો બધો સંયમ એકદમ સરી પડયો. એની આંખ આંસુથી છલકાવા લાગી. દુપટ્ટાને વારંવાર એ પોતાનાં કપાળ ઉપર અડાડવા મંડયો. ત્હેનાં મન આગળ પોતાનું વતન હિલોળા લેવા લાગ્યું ત્હેણે આંખ મીંચી દીધી. ત્યાંનું પેલું આંબાવાડિયું, તાપી નદીનો પ્રભાતનાં રમ્ય કિરણોથી હસી ઉઠતો તે સોનેરી પ્રવાહ ! પરોઢિયાની ઘંટીના મીઠા સ્વરો ! પેલું કુકડાનું કુકરે કુક ! મહીયારીના મીઠા ટહુકા ! ડોસો જાગ્રત સ્વપ્નમાં ડૂબી ગયો. જાણે ગૌરી સ્મિત કરી ત્હેને બોલાવી રહી હોય ! જુગજુગ સુધી વિખુટી પડેલી ગૌરી જાણે ત્હેના બાહુમાં શમાઈ જતી હોય—અને "હાશ ! હવે અનન્તતા સુધી આપણને કોણ છુટાં કરનાર છે !" ગૌરીએ જાણે એનો હાથ પકડયો. તે કહેવા લાગી: "ચાલો, જુવો પેલી આપણી વાડી ! પેલો મોર કેવો કળા કરી નાચે છે ! જુવો હં ! હવે આપણે છૂટા નથી પડવું હો ! આજ તો ત્હમને મ્હારાં હૃદય સાથે ઈું એવા જડી રાખીશ કે અનન્તતા સુધી આપણને કોઇ છૂટાં પાડે નહિ."..."જનાર્દન !" ડોસાનો કોઈએ હાથ પકડયો. ત્હેની આંખ ઉઘડી ગઇ. સ્હામે હાથમાં કાગળિયાં લઈ ઉભેલો પોલિસ ત્હેણે જોયો. "ત્હમારે અડતાલીસ કલાકમાં આ રાજ્યની સીમા છોડી દેવી !" ડોસાના માથા ઉપર આભ તૂટી પડ્યું. જગતમા ત્હેને માટે કોઇ સ્થળ રહ્યું નહિ.

વાત એમ બની હતી કે ૧૯૧૪ નું મહાયુદ્ધ સળગી ઉઠ્યું હતું, અને હજુ સુધી કોઇને નથી સ્હમજાય એવી યુક્તિ પ્રયુક્તિથી અંગ્રેજ સરકાર દેશ પરદેશમાં જે હિન્દી વિપ્લવવાદીઓ વસતા હતા ત્હેને તે તે દેશોમાંથી હાંકી કઢાવવા પ્રયત્ન કરતી હતી. આંતરરાષ્ટ્રીય કાયદાના અભ્યાસીઓ માટે એ એક કોયડો જ છે કે કાયદાની કઈ કલમથી એ બિચારા રાજદ્વારી ગુન્હેગારોને આમ એક ઘવાયલાં પ્રાણીની જેમ શીકારીથી નાસી એક સ્થળથી બીજે સ્થળ ભટકવું પડે છે. પણ એવું અનેક વખત થાય છે, એટલે એમાં બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. ડોસાના પૂજારી થયા પછી એને લગતી વાત ઠેર ઠેર ફેલાઈ ગઈ હતી અને ત્હેમાં ય મંદિર એક એવી સંસ્થા છે કે જેની વાતો બહુ જલદી ફેલાઈ જાય છે. આ વાત વાયે ઉડતી હોંગકોંગ કેન્ટોનમેન્ટમાં પ્હોંચી. ત્યાંથી ચીની સરકાર સાથે મસલત ચલાવી એ માણસ ભારે એનાર્કિસ્ટ—સ્વૈરવાદી છે એમ તેનાં મન ઉપર ઠસાવ્યું. એની આખી પાછલી કારકીર્દિનો ઇતિહાસ ત્હેમણે બનાવ્યો. રશિયા, જર્મની, ફ્રાંસ, ઇટલિ એ બધાંમાંથી એને કેવી રીતે હાંકી કાઢવામાં આવ્યો હતો તે વાત ત્હેમણે કહી—ગમે તેમ એને ચીનમાંથી યે કઢાવવાની ત્હેમણે રજા મેળવી.

અડતાલીસ કલાક પછી ડોસો ચીનની સરહદ પર આવેલા એક ગાઢ જંગલમાં હેતુશૂન્ય પગલાં ભરતો હતો.

હિ. લી. પ.

# વાસંતી ચિત્રકલા પ્રદર્શન: અમદાવાદ

પ્રિય ભાઇશ્રી,

તમારી પાસેથી નીકળી ખુશીથી પહોંચ્યો. આ વખતે તો અમદાવાદ ઉતરવાનો એક પ્રસંગ અચાનક જ બન્યો. અમદાવાદ સ્ટેશને જ્યાં છાપું લેવા નીચે ઉતર્યો ત્યાં એક નાનકડી પત્રિકા મળી, જેમાં ભારત કલા મંડળ તરફથી એક વાસંતી ચિત્રકલા પ્રદર્શન ભરાવાની ખબર હતી. હિંદુસ્તાનનો એક અનોખો ગૂજરાત પ્રાંત, અને તેનું અનોખું શહેર અમદાવાદ, તેમાં સારાય ભારતના પ્રતિનિધિ રૂપ આ મંડળ દ્વારા ભરાએલ પ્રદર્શન જોવા જેવું જ હશે એમ ધારી, મેં બૅગબીસ્તરો બહાર કાઢ્યો, સ્ટેશન સામેની રેવાબાઇ ધર્મશાળામાં સામાન મુકી, પાસેના લોજમાં જમી પ્રદર્શન જોવા ઉપડયો.

આપણે ઘણી વાર ચિત્રકલા વિષે, તેના પ્રદેશ વિષે, વાતો થઇ છે તેમાંના કેટલાક ખુલાસા આ પ્રદર્શન જોઇને હું મેળવી શકયો છું. એ બધા પ્રદર્શનની વાત સાથે સાથે હું કહેતો જઇશ.

પ્રદર્શનમાં ગયો ત્યારે ખબર પડી કે ભારત કલા મંડળ ગૂજરાતના ચિત્રકાર રવિશંકર રાવળના નેતૃત્વ નીચે હમણાં જ ઊભું થએલ મંડળ છે, અને તે જૂના ગૂજરાત કલા પ્રવર્તક મંડળના મૃત દેહમાંથી ઊભું થએલ લાગ્યું. અથવા તો જેમ લાંબા રસ્તાનાં નામ અમુક લંબાણે બદલાય છે તેમ કલા પ્રવર્તાવનાર એક માર્ગનું લાંબે ગાળે પડેલું બીજું નામ છે. એ ગમે તેમ હો પણ આ મંડળ પોતાના નામને સાર્થ કરે તેવી પ્રવૃત્તિ ઉઠાવવાની ઉમેદ ધરાવે છે, અને એની પહેલી પ્રવૃત્તિ આ પ્રદર્શન ગણાય છે.

તેં મને એક પ્રશ્ન કરેલો કે ગૂજરાતની ચિત્ર શૈલી કઇ ? આ પ્રશ્નનો જવાબ અહિંથી મળવાની મેં ઉમેદ રાખેલી પણ ફોગટ ગઈ—લગભગ ચિત્રોની જાતમાં અને સંખ્યામાં ગૂજરાત બહારના ચિત્રકારોનાં જ કામ આકર્ષક હતાં. મોટા ભાગ—લગભગ બધાં—ની ચિત્ર શૈલી બંગાલી કે અજન્ટા પરની. ગૂજરાતની એકે ય શૈલી નહિ. હા, એક શૈલી રવિશંકર રાવળની જૂદી પડે ખરી. ટી. રામરાવની જુદી પડતી. એમ વ્યક્તિ પરત્વે જુદી પડે પણ દેશ પરત્વે નહિ. જેમ ગૂજરાતનું સંગીત જુદું પડે તેમ ગૂજરાતની ચિત્ર શૈલી ખાસ જુદી હોઇ શકે પણ એ નક્કી શી રીતે થાય? ગૂજરાતના ચિત્રકારો બંગાલી શૈલીનું અનુકરણ કરવા માંડયા. ચિત્રકાર કનુ દેસાઇ શાંતિનિકેતનમાં રહ્યા, નાચ ત્યાંનો શીખ્યા, ચિત્ર શૈલી ત્યાંની શીખ્યા, અને એમનાં ચિત્રનાં પાત્રોમાં ત્યાંનાં જ માણસો દેખાયાં કરે. એમના એકે ય ચિત્રમાં ગૂજરાતનું શરીર નહિ. વળી ચિત્ર શૈલીમાં હમણાં હમણાં બધા છાયા ચિત્રો પર ચઢેલા છે. જોને કુમારમાં જ છાયા ચિત્રો કેટલાં બધાં છપાય છે ? કૌમુદી, વીણા, બધું જુઓ, બધાં છાયા ચિત્રોથી જ શણગાર્યાં હોય. પ્રદર્શનમાં પણ ગૂજરાતી ચિત્રકલાનાં કામોમાં છાયા ચિત્રો ખૂબ હતાં. મને તો ભય લાગ્યો કે ગુર્જર ચિત્રકાર સંઘ ક્યાંક છાયા ચિત્રને પોતાની કલમ

તરીકે નક્કી ન કરે! લોકોને એમાં એક ખુબી લાગે છે–પણ એ કરવાં સહેલાં છે. ચિત્રકલામાં સૌથી જુનામાં જુની રીત એ છાયા ચિત્રો કરવાની છે, ચિત્રકલાનો ઇતિહાસ જ ત્યાંથી શરૂ થયો છે—કદાચ એ રીતે ગૂજરાત ચિત્રકલાની કલમ શરૂથી ઘડવા માંડવા માંગતું હોય તો કોને ખબર? આથી તું એમ ન માનતો કે મારે આ શૈલી વિશે વાંધો છે. મારે કોઇ પણ શૈલી વિશે વાંધો નથી. મારે વાંધો એ છે કે ચિત્રકલાને એમ કોઇ પણ શૈલીમાં મર્યાદિત કરી નાંખવાથી એનું ક્ષેત્ર ઘણું જ ટુંકું થઇ જાય છે દા. ત. એ છાયા ચિત્રો નાનાં પાનીઆમાં જ શોભશે. મોટાં ચિત્રો કદી એના વડે નહિ થાય. બીજું એનાથી વસ્તુદર્શન બ્હોળું નહિ થવાનું. તે જ પ્રમાણે હું તો બંગાલ શૈલીનું પણ ગણું છું. એ શૈલી માત્ર નાના પાના પર રહેવાથી ચિત્રપ્રદેશ ઘણો જ સંકુચિત રહે એમ મારૂં માનવું છે. તું જ વિચાર કરી જોજે કે ટાઉનહૉલમાં દર વર્ષે ભરાતા પ્રદર્શનમાં જેટલા મોટા વ્યાપક માપમાં અંગ્રેજી ઢબનાં ચિત્રો મુકાય છે તેવડાં મોટાં બંગાલ શૈલીનાં મુકાય છે? મને તો એ રીતે બંગાળ શૈલી પણ અપૂર્ણ જ લાગે છે. હમણાં ન્યુ દિલ્હીનાં બાદશાહી મકાનમાં મોટાં ભીંતા ચિત્રો (frescoes) થવાનાં છે. તેને માટે માત્ર બંગાલ શૈલી જાણનારા તૈયાર થયા હોય એમ મારી ખાસ ધ્યાનમાં નથી. તું જોજે ને એ કામ કાં તો કોઇ યુરોપીઅન ચિત્રકાર કરશે અથવા તો મુંબઇની ચિત્રશાળા વાળો કરશે. આ શૈલીને હું હિંદી સંગીત જોડે સરખાવી શકું છું. એ જેમ વૈયક્તિક છે—એક જ માણસ ગાય ને નાનો સમૂહ સાંભળે–તેમ આ બંગાલ શૈલી એક માણસ હાથમાં ચિત્ર લઇને જોવાય તેવડું કરે. ને તેને એક નાનો સમૂહ જ ભોગવે. યુરોપીય ચિત્રશૈલી યુરોપીય સંગીતની માફક વૈયક્તિક નહિ રહેતાં સામુદાયિક બને છે, અને એમ એનો પ્રદેશ ઘણો વિસ્તૃત બને છે. મારૂં એવું માનવું છે કે આપણી ખાસ શૈલીને પણ એવી વિકસાવી શકીએ કે જેથી એ વડે આપણો ચિત્રપ્રદેશ બ્હોળો બને. રાવળે કરેલી અજન્ટાની પ્રતિકૃતિઓ પરથી હું માનું છું કે આની પ્રેરણા આપણને જરૂર અજન્ટામાંથી મળી શકે, પ્રયત્ન કરવો જોઇએ.

તને એમ લાગશે કે, મૂળ પ્રદર્શનની વાત પરથી હું આમ ચિત્ર શૈલી પર ક્યાં આવી ગયો? પણ આ બધું છાયા ચિત્રો પર સૂઝયું તે અહિં જ કહી નાંખ્યું.

મેં તને પહેલાં લખ્યું કે ચિત્રોની જાતમાં બહારના ચિત્રકારોનાં ચિત્રો જ વધારે સારાં હતાં. પ્રમોદચંદ્ર ચટ્ટોપાધ્યાય, રાયચૌધરી, ચુગટાઇ, ગગનેન્દ્ર નાથ, નંદલાલ બોઝ, અસીતકુમારઃ એ બધા બહારના જ કે નહિ? તેમાં પણ પ્રમોદચંદ્ર ચટ્ટોપાધ્યાય તેં ઓળખ્યા? તે દિવસે આપણે વડોદરા કલાભવન જોવા ગયા હતા ત્યાં માંડ માંડ એમનાં દર્શન થયાં હતાં તે ફિલસુફ ચિત્રકાર! એમની વાત "કુમાર"માં એકવાર આવી છે તે વાંચી જોજે. એવા ચિત્રકારનાં ચિત્રો મને જોવાનું હું સદ્‌ભાગ્ય સમજું છું. એમની યમુના, એમના કૃષ્ણ–અર્જુન, એમના વિદુર, સનતકુમાર, એમના શિવ, એ બધા એમની જ સમાધિમાંથી મૂર્ત થએલ રૂપો આપણને વસ્તુનો ખરેખરો સાક્ષાત્કાર કરાવનારાં હતાં. એમનાં ચિત્રો જોયા પછી એક જબરી ભૂલ ભાગી. ઘણાએ એમ માને છે કે હિંદી ચિત્ર શૈલીમાં પર્સ્પેક્ટિવ અને અંગ સુડોળતાની જરૂર ગણાઇ નથી—આ વાત ખોટી છે. પ્રમોદચંદ્રના કોઇ પણ ચિત્રમાં આ બાબતની ખામી કાઢી શકાય તેમ નથી, અને જ્યાં એમનાં ચિત્રો ઐહિક દુનિયાથી પર હતાં. તમે એમના મહાદેવ કે કૃષ્ણ તપાસો, એ મનુષ્યાકારમાં હોય, તેમાં અંગસુડોળના

હોય, છતાં તેઓ દૈવી લાગે, એ બરાબર મહાભારતના કે ભાગવતના વર્ણનને મળતા જ હોય. એ પરિમિતતામાંથી અપરિમિતતાનાં દર્શન તો એના સાધકો જ કરાવી શકે. હું તો એમનાં ચિત્રો જોઈને ઠંડો જ થઈ ગયો. સુગટાઇએ પણ ઠીક કલમ સાધી છે. પણ એ હજુ એમ માનતા હોય એમ લાગે છે કે અંગસુડોળતા (એનેટૉમી) ની જરૂર નથી. આ એનેટૉમીનો ઝગડો મને ન્હાનાલાલ કવિના ડોલનના ઝગડા જેઓ લાગે છે. કવિ કહે છે કે કાવ્યમાં માત્ર ડોલન હોય તો ચાલે; બીજાઓ કહે છે કે ના, પિંગળ શાસ્ત્રના નિયમોથી કાવ્ય અબાધિત ન જ રહી શકે. એમજ ચિત્રો એનેટૉમી કે પરસ્પૅક્ટિવ છોડી દે તો તેને ડોલન શૈલીનાં કાવ્ય ગણો અને પછી જેમ મુનશીએ એકવાર કવિની કવિતા કરવાનો સંચો બનાવ્યો છે તેમ હું પણ કહું કે મીયાં ભાઇઓ ચોર બજારમાં આવાં પરસ્પૅક્ટિવ વિનાનાં ઘણાંય ચિત્રો વેચે છે એ બધાંને હિંદી ચિત્ર શૈલીમાં નાંખી દો, અને એ જ પુરાણી ચીજ તરીકે વખાણી વખાણીને ઘરમાં રાખો. એવાં બેચાર ચિત્રો જૂની કલમો બતાવનારાં પ્રદર્શનમાં હતાં. તમે દિવાળીના અંકો આવાં એક બે જૂની કલમનાં ચિત્રોથી શણગારાએલા જરૂર જોશો. આ જૂની કલમમાં રહેલી બધી ખુબી કબૂલ કરવા સાથે મારો વિચાર તો કાયમ જ રહે છે, અને તે એ, કે ચિત્ર શૈલી એવી હોવી જોઇએ કે જેના વડે ચિત્રકલાનો પ્રદેશ ઘણો જ વ્યાપક બને. મને તો વહેમ છે કે પ્રમોદચંદ્ર જેવાઓ પણ આ શૈલી વડે મોટાં ભીંતા ચિત્રો (ફ્રેસ્કોઝ) ન કરી શકે!! કે પછી હું એમ ગણું કે એ પદ્ધતિવાળા મોટાં તેલ ચિત્રો ન કરી શકે ને તેલ ચિત્રો કરનારા એવાં સૂક્ષ્મ ઝીણવટવાળાં હાથમાં લઇને જ જોવાય તેવાં ચિત્રો ન કરી શકે— જેમ ફોટો આર્ટિસ્ટો કલ્પિત ચિત્રો ન કરી શકે તેમ.

કલ્પિત ચિત્રો ઉપરાંત થોડાંએક કુદરતના દેખાવોનાં હતાં તેમાં રવિશંકર રાવળનાં સર ચિનુભાઇ સાથેના પ્રવાસો દરમ્યાન કરેલાં કુદરતના દેખાવોનાં ચિત્રો હતાં. આ ચિત્રો પણ ઘણાં નાનાં માપનાં અને એ બધાં કેમ જાણે છપાવા માટે જ તૈયાર કર્યાં હોય એવાં લાગતાં હતાં. છપાવા માટે તૈયાર કરવામાં આવતાં ચિત્રો ચિત્રકામની બધી ખુબી બતાવી નથી શકતાં કે બતાવવાની જરૂર નથી હોતી, કેમકે એ જગાએ છાપકામમાં પરિણામ કેમ સારૂં લવાય તેનો જ વિચાર થાય છે. એમનાં ૧૬ સુંદર ચિત્રોનું આલ્બમ જુઓ અને પછી તેનાં અસલ ચિત્રો જોશો તો આ વાત સમજાઇ જશે. હવે રાવળે તો છાપકામદ્વારા ચિત્રપ્રચાર કરવાનો ધ્યેય રાખ્યો છે, અને એમની હથોટી ચિત્રકામમાં કેળવાઈ ગઇ છે એટલે એ તો સંપૂર્ણ ચિત્રો કોઇ દહાડો પણ કરી શકશે, પણ બીજા ઉછરતા ચિત્રકારો પણ છાપકામ માટે જ ચિત્રો કરતા થશે તો પછી ગૂજરાતમાંથી ખરેખરા ચિત્રકાર પેદા થવા મુશ્કેલ છે. જો કે આમ છાપકામ પર ચઢી જવાનાં કારણો છે. ગૂજરાતને અસલ ચિત્રોની કિંમત જ ઓછી છે: પછી ચિત્રકારો માસિકોને ગમે તેવાં ચિત્રોથી શણગારવા પાછળ જ હોય ને? એટલે મૂળ વાત તો મને ગૂજરાતના માનસની જ લાગે છે. ગૂજરાતનું માનસ જ શુદ્ધ કલા પેદા કરે તેવું હું ગણતો નથી. એક બીજો દાખલો આપું? લગભગ ૧૦ વરસથી ખરે સાહેબ અહિં છે, વિદ્યાપીઠમાં પાઠક સાહેબ છે, અને વ્યાસ ભાઇઓ છે. પણ ગૂજરાતીઓ ગાતાં શીખ્યા? હા. ગૂજરાતમાં ઇન્ડસ્ટ્રીયલ–ઔદ્યોગિક કલા–ખીલે, ગૂજરાતને તો એવું જોઇએ કે ઝટ પૈસા કેમ પેદા થાય? પ્રમોદચંદ્રનાં જેવાં

ચિત્રો પેદા થવા માટે તેમના જેવું માનસ જોઇએ, એ ગૂજરાતમાં છે? હા. ગૂજરાત પ્રમોદચંદ્ર જેવાનાં ચિત્રો કદાચ વેચાતાં લેશે. પ્રદર્શનમાં જ શેઠીઆઓનાં એવાં ખાનગી સંગ્રહોમાંનાં ચિત્રો હતાં. પણ આ બધું ઉત્તેજન છે અને તે કોના જેવું છે? જેમ કાઠિયાવાડના રાજાઓ પોતાના કેળવણીખાતાને ભૂખે મારી ટાગોરની વિશ્વભારતી માટે પૈસા આપે છે તેમ. નહિ તો ગૂજરાતના ચિત્રકારોને છાપાચિત્રો જ કરવાનો વારો શા માટે આવે? રવિશંકર રાવળનો ડેરો ગૂજરાતમાં છેલ્લા ૧૫ વરસથી છે, છતાં ગૂજરાત તરફથી મોટાં તૈલરંગી ચિત્રોની કૃતિ બહાર નથી પડતી. ઓહો આ હકીકત મેં સંગીતનો દાખલો આપ્યો એવી નથી? તમે કહેશો કે પણ ગૂજરાતનું સ્થાપત્ય ઘણું જ વખણાય છે. હું કહું છું કે એ કયા સમયનું સ્થાપત્ય? હઠીસીંગની વાડી, કે નગીનાવાડી, કે સીદી સૈયદની જાળીઓ વગેરે કયા સમયનાં? અમદાવાદમાં એક મારા ટાઉનહૉલના તો વાખા છે. લાયબ્રેરીનું એક પણ મકાન નથી અને શેઠીઆઓના બંગલાઓ પૈકી પણ એવો એક તો દેખાડો કે જેના પર તમારી નજર ઠરે. હું કહું છું નહિ? કે ગૂજરાતને શુદ્ધ કલા પેદા કરવા માટે તેને જરૂરનું માનસ જોઇએ છે. પણ એમ ખુશીથી મનાય કે તેવું માનસ ઉભું થવાને માટે આવા પ્રયત્નોની જરૂર છે, અને આવા કેટલાય પ્રયત્ને ગૂજરાતનું માનસ શુદ્ધ કલા માટે તૈયાર થશે.

કેટલાક ગૂજરાતી ચિત્રકારો પોતે કઈ કલમ પકડવી કે ઘડવી એમાં દ્વિધા અવસ્થા ભોગવતા હોય તેમ લાગ્યું. એમ કહેવું જોઇએ કે એવી અવસ્થામાં તેઓ ન તો પાશ્ચિમાત્ય કે ન તો દિલ્હી કલમમાં સંપૂર્ણતા મેળવી શકે. જો તેમની પાસે ચિત્રકલાનો પ્રદેશ ચોકખો હોય, અને તેને પહોંચવાના માર્ગો સ્પષ્ટ દીસતા હોય તો તેઓ ચોકકસ માર્ગ પર કામ કરેને! બધાં ઘણાંખરાં ચિત્રો અધુરાં લાગે. મને એ રીતે તો ટાઉનહૉલમાં ભરાતા પ્રદર્શનનાં ચિત્રો જરૂર વધારે સારાં લાગે. તેમ છતાં એક વાત મને સારી લાગી: પોસ્ટકાર્ડ ઉપર થોડા જ રંગમાં ચિત્રો કરી નાંખવાની રીત. આ રીતે થએલાં ચિત્રો આકર્ષક હતાં. તેમાંનાં ઘણાંખરાં પરદેશી બ્યુનાં પોસ્ટકાર્ડો સાથે હરીફાઈ કરે તેવાં હતાં, પણ એ પોસ્ટકાર્ડની લતે ચડવામાં મને ડર એ છે કે પછી મોટાં તૈલ કે જલરંગી ચિત્રો નહિ કરી શકાય.

આમ આ પ્રદર્શન જોતાં જોતાં મને આટલા વિચારો સૂઝયા. એ બધા જેમ આવે તેમ તને લખી નાંખ્યા છે. તને પ્રદર્શનનું ઝાંખું પણ દર્શન થાય તેટલા સારૂ પ્રદર્શનની ચિત્રોની યાદી મોકલું છું, ઉપરાંત ભારત કલા મંડળના નિયમો અને ઉદ્દેશોની પત્રિકા પણ મોકલી આપું છું. ઉદ્દેશ ઘણા સરસ છે, પણ જેમ ઉદ્દેશ ઊંચા તેમ જવાબદારી મોટી! આપણે ત્યાં પહેલાં ઉદ્દેશ રચાય છે તે તને ક્યાં ખબર નથી? હવે એમાં જોડાવું કે નહિ એ આપણે મળીને વાત કરીશું. આ પત્ર પૂરો કરતાં પહેલાં એક ફારસ કહું: છાયા ચિત્ર કરવાની એક કુંચી મને મળી ગઇ. લખતાં લખતાં શાહીનો ડાઘો પડયો હોય તેના ઉપર એક બીજો કાગળ દાબીને આંગળી ફેરવ. પછી કાગળ ઉઠાવ, તો નીચે એક છાયા ચિત્ર દેખાશે, અને બૈરીઓ અગોટ દે છે તે પણ એક છાયા ચિત્ર જ છે! આ રીતે શાહીના ડાઘા પરનું મારૂં કરેલું ચિત્ર પણ તને ભેટ તરીકે મોકલી આપું છું. એજ

તારો
કાપડીઆ

# કલા

'The Art Spirit' નામની રૉબર્ટ હેન્રીની લખેલી એક ચોપડી હમણાં બહાર પડી છે, તેમાં કલા વિષે કેટલુંક સુંદર વિવેચન કર્યું છે. કેટલુંક તેમાંથી લઇને ને કાંઇક નવું ઉમેરીને આ નોંધ લખી છે.

* * *

કલાકારને મન વસ્તુ કાંઈ જ નથીઃ વસ્તુ જે વાતાવરણ પેદા કરે છે તે જ મહત્ત્વનું છે. એક જ વસ્તુ પર બે જણા દૃષ્ટિ કરે, ને બન્ને જણા સાથે બોલી ઉઠે કે "કેવું સુંદર"! છતાં, સૌંદર્યનો ખ્યાલ બન્ને જણાનો જૂદો જ હોય.

વસ્તુતઃ દુનિયામાં કોઇ પણ ચીજ 'સુંદર' નથી. જેવી રીતે, લાકડાનો સમૂહ અગ્નિના સ્પર્શ વિના તેજ આપવાને નિષ્ફળ છે, તેવી રીતે કલ્પનાપ્રધાન ને ભાવનાશાળી કલાકારના માનસિક સ્પર્શ વિના દરેક ચીજ કાંઇ જ નથીઃ તેમાં જ સૌંદર્યનું રહસ્ય છે.

* * *

કલાકારનું જીવન ભાવનાના નિત્યવિકાસ માટે છેઃ પોતાની ભાવનાને સ્પષ્ટતાથી વ્યક્ત કરવી એ દરેક કલાકારનો ધર્મ છેઃ જે આનંદ ને સૌંદર્ય પોતે સૃષ્ટિમાં જોઈ રહ્યો છે, તે આનંદ ને સૌંદર્ય જનતાને આપીને, આનંદ સૌંદર્યનું—અથવા બીજા શબ્દોમાં કહીએ તો–સત્–ચિત્–આનંદનું—સામ્રાજ્ય સ્થાપવા યત્ન કરવો એ કલાકારનો પ્રથમ ધર્મ છે.

* * *

અવસ્થાને લીધે સૌંદર્યનો નાશ થતો નથી. કેટલાક જેમ વૃદ્ધ થાય છે તેમ વધારે સુંદર લાગે છે. ખરી રીતે, અવસ્થા એ મનુષ્યના વિચારને અને ચારિત્રને સંપૂર્ણત્વ આપે છે. જે ચ્હેરો માત્ર યુવાવસ્થામાં જ સુંદર લાગે, તેમાં ખરું સૌંદર્ય હતું જ નહિ.

વ્હીસલરનો કરેલો તેની માતાનો ચ્હેરો જોશો, તો માલુમ પડશે, કે તેના વૃદ્ધ ચ્હેરામાં કાંઇક એવું છે કે જે નિત્ય રહેનાર સૌંદર્યનું દર્શન કરાવે છેઃ વ્હીસલરે આ ચ્હેરો મૂકીને સૌંદર્યની શોધ માટે બીજો કોઇ ચ્હેરો ગોત્યો હોત, તો દુનિયામાં એક સુંદર ચિત્રનો જન્મ ન થાત.

* * *

કલા જીવનમાં ઉતરવી જોઇએ. એનું સ્થાન પ્રજામાં જોઇએ. પ્રદર્શનની જરૂરીઆત સ્વીકાર્યા પછી, હું એટલું કહેવા માગું છું કે પ્રદર્શન એક જાતની ધાંધલ છેઃ અને કલાનું

ખરૂં સ્વરૂપ એવી રીતે પ્રગટ ન જ થઈ શકે. દુનિયા પર સર્વ ઠેકાણે કલાનાં પ્રદર્શનો ભરવાનો રોગચાળો ફાટી નીકળ્યો છે. પરંતુ એથી કલા જીવનમાં સ્થાન લેતી જાય છે, એવો સિદ્ધાંત કાઢવો એ ભૂલ છે.

* * *

આજથી પચીસ વર્ષ પહેલાં, જે આનંદથી ને જે પ્રેમથી, ગામડાની સ્રીઓ પોતાની ઈંઢોણી મોતીથી ગુંથતી, જે ઉલ્લાસથી બ્હેનો ભાઇના શાહીના ખડીઆને મોતીથી મઢતી, જે ઉદ્યમથી ચાકળા થતા, રાતદિવસ મથીને જે શ્રમથી તોરણો તૈયાર થતાં, જે સ્નેહથી ઘાઘરાને ભરત ભરાતું, તે પ્રેમ ઉલ્લાસ ને ઉદ્યમ આજે રહ્યાં નથી: જીવનમાંથી એ ઓસરી ગયાં છે: આવી રીતે પ્રજામાંથી જ્યારે કલાનો ખરી રીતે તો નાશ જ થાય છે, ત્યારે માત્ર પ્રદર્શનનો શોખ હોય તે જ પુરુષ કહી શકે કે જીવનમાં પ્રદર્શનથી કલા ઉતરે છે!

પરંતુ સવાલ થશે કે ગામડામાંથી નાશ પામેલું જીવન બીજે સ્વરુપે શહેરમાં પ્રગટ થયું છે તેનું શું?

એંશી માણસને મારીને વીસ જીવતા રહ્યા છે, એની આ ફિલ્સુફીનો કાંઇ જવાબ જ ન હોય.

* * *

પ્રજાના જીવનમાં, વ્યવસ્થા, સાદાઈ, સૌંદર્ય ને અમુક પ્રકારની સુરુચિ વસી રહી હતી, તે જ ખરી 'કલા' હતી. આ કલાને હણ્યા પછી, આજે, આપણે જે Propaganda ધાંધલથી કલાનો ઉદ્ધાર કરવાની યોજના કરી રહ્યા છીએ, તે લગભગ નિરર્થક છે: પ્રભાતનાં કિરણની માફક સાદા સૌંદર્યથી ગુપચુપ ઘરઘર અજવાળની દીપશિખાને બદલે, મોટા મોટા અવાજથી પ્રજાને જાગ્રત કરવાની 'ફટાકડા'ની રમત આપણે રમીએ છીએ. જે પ્રેમ ને સતત પરિશ્રમથી કલાકારે પોતાનો કાર્યપ્રદેશ ખેડવો જોઇએ, તે પ્રેમ ને પરિશ્રમને બદલે, માત્ર જાહેરાતથી જ કલાનો ઉદ્ધાર ન થઇ શકે.

* * *

જીવનની મહત્તા દરેકમાં છે: માત્ર પ્રતિભાવાન પુરુષ જ એ મહત્તાને પોતાની કરીને એને પ્રજા આગળ મૂકે છે. મહત્તાને એના જેવા જ બીજા શબ્દ 'મહત્વાકાંક્ષા' સાથે ભેળવીને, વિભ્રમ ન કરી મૂકવો. ખરી મહત્તા મહત્વાકાંક્ષાથી ઘણી જૂદી જ વસ્તુ છે: મહત્વાકાંક્ષા બહુ બહુ તો એક પ્રકારનો ઉદ્યોગ છે, વેગ છે; જુસ્સો છે, પણ મહત્તા દરેક વસ્તુની કિંમત પર નવો આંક પાડે છે.

વેગનર જે વાદ્ય પર રમે તે વાદ્યની કિંમત જૂદી જ થાય: તે વાદ્ય વિધેના સર્વ નિયમોનો ભંગ કરીને તે પોતાની રમત અજમાવ્યે જાય. પણ જેમ પર્વત પર મનુષ્ય

ચડતો જાય, ને ગાતો જાય, ને પરિશ્રમ વિના જ ચડતો જાય, તેમ પ્રતિભાસંપન્ન કલાકાર શ્રમ વિના જ ઘણી વાતને સાધ્ય કરતો જાય. શ્રમ વિનાનો અર્થ એટલો જ કે અથાક શ્રમ કરે છતાં પ્રેમથી શ્રમ કરે છે માટે તેને મન એ આરામ જ છે.

* * *

ઘણી વખત ઐતિહાસિક નવલકથામાં, ઇતિહાસ કરતાં પણ વધારે સારું ને સાચું ચિત્ર હોય છે. તે જ પ્રમાણે કલાકાર પોતાના કાલ્પનિક ઐતિહાસિક પાત્રને ખરા ઇતિહાસ કરતાં પણ વધારે સારું બનાવી શકે. આપણે સાહિત્ય વાંચવાની અગત્ય એટલા માટે છે કે તેમાંથી આપણને નવી સૃષ્ટિ મળે. પુસ્તકના રચનાર સાથે, આપણે મળતા ન થઇ શકીએ, તો વાંધો નહિ. શેક્સપીઅર કે પ્લેટોએ આપણે ધારીએ છીએ તેટલું જ કામ–સાહિત્ય પૂરતું જ–કર્યું નથી. તેણે ઘણા ચિત્રકારોને ચિંતનશાળી બનાવ્યા છે. તમારે ખરેખર મહાન કલાકાર થવું જ હોય તો મહાન ચિંતનશાળી પણ થવું જ જોઇએ. ચિંતન વિના મહાન કલા ઉદ્દભવી શકે નહિ.

* * *

એમ માનવું કે ચિત્ર કરી શકે, કવિતા રચી શકે, મૂર્તિઓ ઘડી શકે તે જ કલાકાર કહેવાય, તો તે માન્યતા ઘણી ભૂલ ભરેલી છે. દરેક મનુષ્ય થોડેઘણે અંશે કલાકાર છે જ. પોતાને વ્યક્ત કરવાની શક્તિ મેળવી લેવી એ દરેક મનુષ્યનો ધર્મ છે. પરંતુ હજી સુધી કોઇ પ્રજામાં ખરો કલાપ્રેમ વસ્યો નથી. અત્યારે કલા ગામ બહાર રખડતા, વગડાવાઘરી જેવી છે. કલાકારની ખરી કૃતિ તે જ કહેવાય કે જે જોનારને નવું જ જીવન આપે.

ધૂમકેતુ

# આ શા

હસો છું ત્હારે બારણે આજે
હીન હું ભીખારી
મુખે ત્હારે મૌન વિરાજે
બન્ધ આંખ ત્હારી !

શબ્દ મ્હારે સુણવો એક,
જે ન બોલ્યાનો ત્હારે ટેક !
રજની દિન છો જાય અનેક
અડગ આશ મ્હારી.

જાય ને ભલે જુગો વીતી,
મૃત્યુ-અંધકારે,
જાયને ભલે જીવન ડૂબી
શૂન્ય-પારાવારે !—

અન્તે તો એક ધન્ય દિન,
નીરવ ત્હોઈ હૃદય-બીન,
ઉઠશે ગાજી લજ્જા-હીન
(તે) શબ્દે તારે તારે !

સ્નેહરશ્મિ

# સ્વ. રમણભાઈની આધ્યાત્મિકતા

( મળેલું )

સ્વ. રમણભાઈના અવસાનથી ગુજરાતે એક પ્રખર વિદ્વાન ખોયો છે, સમાજ સુધારકોના નાના ટોળાએ આગેવાન સુધારક ખોયો છે, અને સામાન્ય પ્રજાને એક સુશીલ, બુદ્ધિમાન, વિચારવંત અને સાચા સલાહકાર સજ્જનની ખોટ પડી છે. એમની વિદ્વત્તા, કાર્યકુશળતા અને અનેક પ્રવૃત્તિઓમાં ઉપયોગી નેતૃત્વ બાબત જાહેર સભાઓમાં તેમ જ છાપાંઓમાં અનેક ઠેકાણે યોગ્ય ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ સર્વ પ્રવૃત્તિઓમાં—જાહેરમાં તેમ જ ખાનગીમાં—સ્વ. રમણભાઈની સમતા તથા ઉંચા પ્રકારની સુજનતાનો સર્વ ઠેકાણે સ્વીકાર કરવામાં આવ્યો છે. એ સુજનતા, શાંત સ્વભાવ, અને નિઃસ્વાર્થ સેવાભાવની પાછળ રહેલી આધ્યાત્મિક વૃત્તિ, તથા ઊંડી ધર્મપરાયણતાની જાણ એમના બહુ જ નિકટના સહવાસીઓ સિવાય બીજાને થોડી હોવાથી તે બાબત ઉપર યોગ્ય લક્ષ અપાયેલું જણાતું નથી. ખરી રીતે જોતાં રમણભાઇની સર્વ પ્રવૃત્તિઓનું મૂળ—સર્વનું પ્રેરક બળ—એમની અત્યંત ઊંડી ધાર્મિક વૃત્તિમાં રહેલું હતું. ગુજરાતમાં એમના કરતાં વિશેષ વિદ્વત્તાથી વિભૂષિત, સમાજસુધારણાના કાર્યમાં વધારે આગળ પડેલા, જાહેર જીવનના નેતા તરીકે વિશેષ માનપાત્ર અને કર્તવ્યનિષ્ઠ આગેવાનો છે, પરંતુ આ બધા ઉચ્ચ ગુણો સાથે ઊંડી આધ્યાત્મિકતા, ધર્મભીનું હૃદય અને પ્રભુપરાયણ જીવન બીજા કોઈમાં જણાતું નથી. ધાર્મિક ભાવ, ઈશ્વર ઉપર અનન્ય શ્રદ્ધા, ફલની વાંચ્છના રહિત કર્મ કરવાની વૃત્તિ, જીવનના પ્રત્યેક નાના મોટા કાર્યમાં પ્રભુને પ્રિયમાર્ગનું અનુસરણ એ સહુ એમનાં પ્રાર્થનાસમાજની વેદી ઉપરથી અપાયેલાં અનેક મનનીય વ્યાખ્યાનો જેમણે સાંભળ્યાં છે તેમણે અનુભવ્યાં છે. પ્રાર્થનાસમાજનાં એમનાં વ્યાખ્યાનો બે પ્રકારનાં હતાં. એક બુદ્ધિવાદના નિબંધો જેવાં વિદ્વત્તા, વિશાલ વાચન, તત્વચિંતન અને સંસ્કારિતા દર્શાવનારાં. બીજા પ્રકારનાં વ્યાખ્યાનો, જે રમણભાઈની પોતાની અંગત ધર્મવૃત્તિનું પ્રતિબિંબ પાડનારાં હતાં, તે શ્રોતાજનને ઉન્નત કરનાર, ધર્મબલ તથા શ્રદ્ધાપ્રેરક અને જીવનમાં આશા રેડનારાં હતાં. "કર્મ અને પુનર્જન્મ", "ચમત્કાર", "ધર્મના વિષયમાં સમાધાન વૃત્તિ", "વૈષમ્ય નૈર્ઘૃણ્ય", ઇશ્વરનું કવિત્વ (God a Poet)-એ અને એવાં વ્યાખ્યાનો પ્રથમ ભાગમાં સમાવેશ થાય છે. આ પ્રકારનાં વ્યાખ્યાનોમાંનાં કેટલાંક જ્ઞાનસુધામાં પ્રગટ થયેલાં છે અને બીજાં હવે પ્રગટ થશે એવી આશા રાખીશું. પરન્તુ બીજા પ્રકારનાં એમનાં વ્યાખ્યાનો, જે પ્રગટ થવાનો સંભવ થોડો છે કારણ કે તે લખેલાં કે તેની નોંધ ટપકાવેલી નથી, તે ખરેખરી રીતે ધાર્મિક વ્યાખ્યાનોનો ખરો હેતુ પાર પાડનારાં ગણી શકાય. ધર્મ સંસ્થાઓ એ ડીબેટીંગ સોસાઇટી નથી, વિદ્વત્તા કે પંડિતાઇ બતાવવાનું, શાસ્ત્રનિપુણતા કે ભાષાજ્ઞાનનું પ્રદર્શન કરવાનું એ સ્થળ નથી, પણ મનુષ્યોને જીવનવ્યવહારમાં ધર્મશીલ બનાવવા માટેનાં સાધન દર્શાવનારાં સ્થળ છે અગર હોવાં જોઇએ. આ જ કારણથી ધર્મસંસ્થાની વેદિ ઉપરથી થયેલા Logical discourses–તર્કશાસ્ત્રાનુસાર રચાયલા નિબંધો–કરતાં સાધુ સંતોનાં સાદાં ધર્માનુભવનાં,

ભક્તિભીનાં, ભજનો વધારે હૃદયસ્પર્શી બને છે. શ્રી. શંકરાચાર્યની અદ્ભુત બુદ્ધિશક્તિ અને આશ્ચર્યજનક ન્યાયનિપુણતાવાળા વેદાંતસૂત્રોના ભાષ્ય કરતાં કબીર કે તુકારામ, નરસિંહ કે મીરાંબાઈનાં ભાવભીનાં ભજન માનવ હૃદયને વિશેષ સ્પર્શ કરે છે–અનેક વિષયગામીઓનાં ઉદ્ધારક બને છે. ધર્મ એ હૃદયનો, જીવનનો, નિત્યના વ્યવહારના ઉન્નત દૃષ્ટિબિન્દુનો વિષય છે–તર્કનો, શાસ્ત્રાર્થનો, બુદ્ધિના કે જ્ઞાનના વિલાસનો વિષય નથી. જીસસના સમયમાં પેલેસ્ટાઇનમાં અતિ વિદ્વાન, શાસ્ત્રનિપુણ અને પ્રતિભાશાલી અનેક પંડિતો હતા તેમનાં નામનિશાન પણ જગતને આજ સાંભરતાં નથી અને નિરક્ષર માછીઓને, સામાન્ય પ્રાકૃત જનોને સન્માર્ગે પ્રેરવા માટે કરેલાં જીસસનાં સાદાં વ્યાખ્યાનો, નિત્ય અનુભવની વાર્તાઓ, સમસ્ત જગતના ધાર્મિક સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે, એટલું જ નહિ પણ અનેક સ્ત્રી–પુરુષોને જીવનમાં ઉત્સાહ, આશા, આશ્વાસન અને ઉન્નતિકર થયાં છે.

આ દૃષ્ટિબિન્દુથી વિચારતાં સ્વ. રમણભાઈનાં પ્રગટ થયેલાં વ્યાખ્યાનો કરતાં એમનાં બીજાં વ્યાખ્યાનો વિશેષ ફલપ્રદ નીવડયાં છે. પ્રાર્થનાસમાજની વેદિ ઉપરથી એ પરમાત્માની આરાધના, ઉદ્‌બોધન તથા પ્રાર્થના કરતા તે જેમને સાંભળવાનો સુયોગ પ્રાપ્ત થયો હશે તે આ વાતની સાક્ષી પૂરી શકશે. આજથી દશ પંદર વર્ષ ઉપર અમદાવાદના કૉલેજના અનેક વિદ્યાર્થીઓએ, અન્ય યુવક યુવતીઓએ અને બીજા સામાન્ય જનોએ સ્વ. રમણભાઈનાં વ્યાખ્યાનો અને કીર્તનો દ્વારા જીવનમાં પ્રેરણા મેળવી છે, જીવનની ગંભીરતા સમજી કર્તવ્યશીલ બનવા પ્રયત્ન કર્યા છે.

એમના હૃદયની એ ઊંડી ધર્મવૃત્તિને પરિણામે જ એ આટલું બધું કાર્ય, નિઃસ્વાર્થ વૃત્તિથી, એકનિષ્ઠાથી અને હૃદયની ખરી લાગણીથી કરી શકતા. ઇશ્વર ઉપરની એમની શ્રદ્ધા, પરમાત્માની કલ્યાણમય યોજનાનો એમનો વિશ્વાસ અત્યંત દૃઢ હતાં. બહુ સામાન્ય જણાતા બનાવોમાં પણ એ પ્રભુની અંતીમ કલ્યાણમય યોજના જોઇ શકતા. જગતના કોઈ પણ નાના મોટા બનાવના હેતુ અને અંતીમ લક્ષ્ય વિષે હંમેશ એ એમ જ કહેતા કે "Till the pile is complete" ત્યાં સુધી આપણે એ વિષે કાંઈ પણ અમંગલ શંકાઓ કરી શકીએ નહિ.

પ્રાર્થનાસમાજના ધર્મસિદ્ધાંતો ઉપર એમની અચલ શ્રદ્ધા હતી, પરંતુ એ ધર્મની ઉદાર ભાવના એમણે જીવનમાં પૂરેપૂરી ઉતારી હતી. તેથી પ્રત્યેક ધર્મ માટે, ધાર્મિક વૃત્તિનાં સર્વ સ્ત્રી પુરુષો માટે, એમને અંતરથી આદર હતો. જે જમાનામાં એ કૉલેજના વિદ્યાર્થી હતા તે વખતે અને ત્યાર પછી થોડા વખત સુધી, નાસ્તિક અગર અજ્ઞેયવાદી અધ્યાપકોના સંસર્ગથી તેમ જ તેવા અંગ્રેજી સાહિત્યના અભ્યાસથી આપણા ઇલાકાના અનેક વિદ્વાન અને બુદ્ધિશાળી યુવકો ધર્મવિષયમાં બેદરકાર અને શૂન્ય હૃદયના બન્યા હતા. ધાર્મિક આચાર, ઇશ્વર સ્મરણ, પ્રાર્થના વગેરેને કેવળ વહેમો અને અસંસ્કારી ક્રિયાઓ માનનારો બહુ મોટો વર્ગ હતો. એ વર્ગમાંના કેટલાક ઉત્તરાવસ્થામાં, વ્યાવહારિક વિપત્તિઓને કારણે, દેશી રાજ્યોની સાંકડી અને અપ્રગામી પરિસ્થિતિજન્ય વાતાવરણને પરિણામે અગર બીજી કોઇ નિર્બળતાથી, બાવા, યોગી, સાધુ, ફકીર, "મહાત્મા"ઓની પાછળ ઘેલા થયા હતા. બીજા કેટલાક જનસમાજમાં "ધાર્મિક" ગણાવવાના કીર્તિલોભને વશ થઈ વહેમી જડ ક્રિયાઓને વળગી રહી આડંબરી જીવન ગાળતા હતા. સ્વ. રમણભાઇ આ સર્વ સ્થિતિથી બચી ગયા. એ

પરિણામ એમની વિચારશીલ પ્રકૃતિ, પિતાના ઉંચા સંસ્કાર, પ્રાર્થનાસમાજનો સતત સહવાસ અને નિત્ય નિયમસરની ઈશ્વરપ્રાર્થનાને લીધે હતું. મનુષ્યની ધર્મની, ઈશ્વર પ્રત્યે વૃત્તિ વાળવાની પિપાસા એટલી તીવ્ર છે, એટલી સ્વાભાવિક છે, કે શુષ્ક જ્ઞાન, પાર્થિવ મોહ, કુસંગ, ઇત્યાદિથી એ પરાણે દાબી દેવામાં આવે ત્યારે પણ કોઇક પ્રસંગે એ પ્રગટ થાય છે અને કેટલીક વખતે વિકૃત રૂપે બહાર આવે છે. પરિણામે પરમાત્માની પ્રાપ્તિ માટેનો યોગ્ય ધોરી માર્ગ મૂકી તે જોગી, જતિ, બાવા, સાંઇ વગેરે દ્વારા ઇશ્વરપ્રાપ્તિનાં ફાંફાં-વલખાં મારે છે. જીવનમાં પ્રત્યેક મનુષ્યને એકાદ પ્રસંગ તો એવો આવે છે જ કે જ્યારે હૃદય આર્દ્ર થતાં, અંતર્દીપ પ્રગટ થવાની, દિવ્ય તેજની ઝાંખી કરવાની તક મળે છે. નિર્બલ, સંસાર મોહજાલનિમગ્ન અભાગી મનુષ્ય આ ધન્ય ક્ષણનો યોગ્ય લાભ લેતો નથી અને તે એળે જવા દે છે.

સ્વ. રમણભાઈનાં વ્યાખ્યાનો અને કીર્તનો ઊંડા ધાર્મિક અનુભવની, ઇશ્વરની ખોળ કરતા નિર્બળ જીવોના સતત પ્રયત્નનાં દર્શનની, પરમાત્માનો સાક્ષાત્કાર અંતરમાં અનુભવેલા ભક્ત હૃદયની સાક્ષી પુરનારાં હતાં. પરમાત્માના દિવ્ય તેજનું એ નિરંતર ધ્યાન ધરતાં. **भर्गो देवस्य धीमहि** એ આપણી અતિ પ્રાચીન પ્રાર્થના એમનો 'મુદ્રાલેખ' હતી. આ ક્ષણભંગુર દેહની ઉપાધિ દૂર કરી એ જ્યોતિર્મય દેવના વરેણ્યભર્ગનું ધ્યાન ધરતો ધરતો એ પવિત્ર આત્મા તેનું સુસ્પષ્ટ અને પુણ્ય દર્શન કરી એ "જ્યોતિમાં આત્મ ડુબાવી દેવા" એ પરમ જ્યોતિ સમીપ પ્રયાણ કરી ગયો છે!

પ્રૉ. ઠાકોરકૃત

# જવાબદાર રાજ્યતંત્રની ઉષા સુધીનો હિંદી રાજ્યવહીવટ

૩

વર્તમાન રાજકારણના મહત્ત્વના મુદ્દા ઉપર પ્રમાણે ચર્ચી પ્રૉ. ઠાકોર છેવટે ઉપસંહાર કરતાં જવાબદાર રાજ્યતંત્ર સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરવામાં શી શી મુશ્કેલીઓ છે એ વિષય હાથમાં લે છે અને કુદરતી રીતે તેમનું પ્રથમ લક્ષ આપણી પોતાની અપૂર્ણતાઓ તરફ દોરાય છે. ૧૮૮૩ થી બ્રિટિશ સરકારે હિંદીઓને દેશના વહીવટમાં ભાગ લેતા કરવાના હેતુથી ધારાસભાઓ રચી ત્યારથી તે મિન્ટો-મોર્લીના સુધારા સુધી હિંદી ધારાસભાઓ સરકારને દેશનો વહીવટ કરવામાં મદદગાર રૂપે સલાહકારક મંડળો હતાં અને સરકાર અને તેના અમલદારો એ દેશના રાજ્યવહીવટ ચલાવવા માટે જવાબદાર સંસ્થાઓ તરીકે ધારાસભાઓ કરતાં ઉંચો દરજ્જો ધરાવતાં. એ એટલે એક તરફથી ધારાસભાના હિંદી સભ્યો પોતાની માગણીઓને બ્રિટિશ પાર્લામેન્ટના આમની સભાના ધોરણ ઉપર રચી વિશેષ સત્તાની માગણી કરવા લાગ્યા, જ્યારે બીજી બાજુથી એ જ ધારાસભાના સરકારી અમલદારો હિંદની અંદર પ્રવર્તતું અજ્ઞાન, જુદા જુદા ધર્મ અને પંથોના ઝગડા વગેરે તત્ત્વોને આગળ ધરીને બ્રિટિશ પાર્લામેન્ટની સરખામણી હિંદી સંસ્થિતિને અનુકૂળ નથી અને પ્રજાના કહેવાતા પ્રતિનિધિઓ કરતાં ખરા પ્રતિનિધિ તરીકે કામ કરનાર તો સરકારી અમલદારોનો વર્ગ છે એવો દાવો રજુ કરતા. "ધારાસભાના સભ્યો તો શહેરી હોઇને ગામડાંઓનો તથા તેના સુખદુઃખનો કાંઇ પણ અનુભવ ધરાવતા નથી, જ્યારે સરકારી અમલદાર તપાસણીને અર્થે ગામડે ગામડે ફરતો હોય છે અને ન્યાતજાતના ભેદ વગર નિષ્પક્ષપાત અભિપ્રાય બાંધી શકે છે; બીજી તરફથી પ્રજાના પ્રતિનિધિઓને સરકારના કામકાજની અને દરેક ઝીણી બાબતમાં પણ રાખવી જોઇતી સાવધાનતાની કાંઈ પણ ગમ ન હોવાથી તેઓની ટીકા માત્ર નકારાત્મક હોઇને બહુ ઉપયોગી થઇ પડતી નથી," એવી પણ દલીલ લાવવામાં આવતી હતી. વળી હજારો વર્ષથી વ્યક્તિગત નિયમન ( personal rule )ના અનુભવવાળી હિંદી જનતાની અંદર પ્રજાકીય પ્રતિનિધિતત્ત્વવાળી કાર્યપદ્ધતિ દાખલ કરવામાં જે જે મુશ્કેલીઓ આડે આવતી હતી તેનો વાસ્તવિક ખ્યાલ રાખવો એ ઇતિહાસના અભ્યાસકને તો ખાસ જરૂરનું છે. સર્વથી પ્રથમ મુશ્કેલી ચુંટણીના વિષયમાં જ ઉભી થઇ. મતદાર મંડળો બનાવીને તેના પ્રતિનિધિઓ ચુંટણી મારફતે મોકલવાનું ઠરાવવામાં આવતાં આગેવાન હિંદીઓ એવા મંડળો તરફથી ચુંટાઇને ધારાસભામાં જવા કરતાં સરકાર તરફથી સીધી નીમણુક ( nomination )ને વધારે આવકારદાયક ગણતા. ધારાસભાનું કામ કરવા તેઓ ઉત્સુક હતા પરંતુ એ કામ કરવાની લાયકાત મેળવવા માટે મતદાર મંડળોને

સમજાવવાનું કામ કરવા તેઓ તૈયાર ન હતા. પરંતુ વખત જતાં આ વર્ગના સભ્યોને અનુભવ થયો કે સરકાર તરફથી નીમણુક કરાવવામાં અમુક અંશે પોતાની સ્વતંત્રતાનો ભોગ આપવો પડે છે એટલે ચુંટણીના ધોરણ તરફ તેઓ વધારે ને વધારે ઢળતા ગયા. વળી ધારાસભાના બંધારણમાં સરકાર પક્ષની બહુમતિ હોવાને લીધે ચુંટાયેલા સભ્યોનું કામ સરકારના કામકાજ ઉપર નુકતેચીની કરવાનું અને તેની ખોડખાંપણ બહાર આણવાનું રહ્યું. એટલે કુદરતી રીતે ધારાસભાના બે પક્ષો પડી ગયાઃ એક સરકારી રાજ્યનીતિનો બચાવ કરનાર પક્ષ અને બીજો પ્રજાકીય પક્ષ. પાર્લામેન્ટરી બંધારણ પ્રમાણે આજના ટીકાકાર તે આવતી કાલની સરકાર બને એ સ્થિતિ હિંદી ધારાસભામાં ન હોવાથી ધારાસભામાં બે કાયમના પક્ષ પડી ગયા. એટલે પરિણામે ધારાસભાઓમાં પ્રજાકીય સભાસદોને બહુ ઉપયોગી કામ કરવાના પ્રસંગો બહુ ઓછા છે અને સરકાર પોતાની બહુમતિને લીધે અને પોતાની કાયમની સ્થિતિને લીધે સભાસદોના વિવેચનની બહુ દરકાર કરતી નથી અને ટુંકામાં હિંદી ધારાસભાઓ એ નિશાળની અંદર વિદ્યાર્થીઓની વક્તૃત્વકલા ખીલવવાની શાળાઓ (debating societies) માત્ર છે એવો મત ધીમે ધીમે સ્પષ્ટ થવા લાગ્યો. આ મતની વાસ્તવિકતાને વિષે મતભેદ છે અને સર ફિરોજશાહ મહેતા, ગોપાલ કૃષ્ણ ગોખલેના જેવા વિનીત પક્ષના સભાસદો તે સમયની ધારાસભાઓ દ્વારા સરકારની રાજ્યનીતિ ઉપર સ્પષ્ટ અસર નીપજાવી શક્યા હતા. અને નવા સુધારા પછી પ્રતિનિધિતત્વવાળી જવાબદાર રાજ્યતંત્ર માટેની તૈયારીના નૂતન પ્રદેશમાં દાખલ થઇએ છીએ કે તરત ઉપરનો સિદ્ધાંત કે "જ્યાંસુધી પરિપૂર્ણ રાજ્યસત્તા હિંદીઓના હાથમાં ન આવે ત્યાંસુધી થોડાક કકડા કે ટુકડાથી કાંઈ વળે નહિ" એ મત તદ્દન ઉંધી સમજ ઉપર રચાયલો દેખાય છે. કારણ નવા સુધારાથી તો એ જીવતા રોપને સ્થાનફેર કરી બીજી જગ્યાએ ઉગાડવાનું છે. અને ઉગમણ હમેશાં વખત લે છે. 'ડાયાર્કી'ની સ્થાપનાથી અત્યારે પ્રજા અને તેના પ્રતિનિધિઓને કાયદા ઘડવાની અને હકુમત ચલાવવાની જે કંઇ સત્તા આપવામાં આવી છે તેનો હેતુ હિંદી જમીન ઉપર પ્રજાકીય રાજ્યસત્તાનો ઉદ્ભવ અને વૃદ્ધિમાં મદદ કરવાનો છે અને જેમ જેમ તેની વૃદ્ધિ તંદુરસ્તીથી થતી જશે તેમ તેમ જ વિશેષ સુધારાઓનો વિચાર સંભવિત થાય. પરંતુ જ્યાંસુધી અંતિમ અસહકારીઓને પ્રજાના પ્રતિનિધિઓ તરીકે ચુંટી કાઢવામાં આવે, કે જેઓનો મુખ્ય સિદ્ધાંત એ હોય છે કે પ્રજાના ફાયદા માટે પણ બ્રિટનની સાથે સહકાર એટલે હિંદી પ્રજા તરફ નિમકહરામપણું—એમ મનાતું હોય ત્યાં સુધી બંધારણવત્ પદ્ધતિથી હિંદમાં સ્વરાજ્યની પ્રાપ્તિ થઈ શકે નહિ. વળી જ્યાંસુધી પ્રજાએ ચુંટેલા પ્રતિનિધિઓ પ્રજાના ફાયદા માટે પદ્ધતિપુરઃસર કામ કરવાને તૈયાર હોય તો પણ જ્યાંસુધી એ પ્રતિનિધિઓની અંદર ધાર્મિક કે બીજી જાતના ભેદોને લીધે એટલા બધા વિભાગ પડી જાય કે ધારાસભાની અંદર કોઇ પણ એક પક્ષ સ્થિરરૂપે બહુમતિ મેળવી શકે નહિ ત્યાંસુધી પ્રજાકીય રાજ્યસત્તા માત્ર નામની જ રહેવાની. જ્યાંસુધી પ્રજાનો અમુક વર્ગ બહુમતિના નિયમનને તાબે થવાને બદલે કાયદાથી સ્થાપન થયેલ રાજ્યસત્તા સામે બંડ ઉઠાવવાનું વધારે પસંદ કરે ત્યાંસુધી બંધારણપૂર્વકની પ્રગતિ શક્ય નથી. જ્યાંસુધી બહુમતિ ધરાવનાર પક્ષ પોતાને મળેલી સત્તાનો ઉપયોગ પોતાનો સ્વાર્થ સાધવામાં જ કરે અને સમગ્ર દેશની જરૂરીઆતોનો વિચાર પણ ન કરે ત્યાંસુધી ખરેખરી પ્રજાકીય રાજ્યસત્તા સ્થપાય એમ કદી શકાય નહિ. તેને બદલે

એ સત્તાનો વિપર્યય કહેવાય છે તે સ્વરૂપ તેને લગાડવું જોઇએ. જ્યાંસુધી બહુમતિ ધરાવનારી સત્તા અલ્પમતિ ધરાવનારા વર્ગોના મનમાં એવો વિશ્વાસ પેદા કરી નહિ શકે કે શહેરી તરીકેના અને મનુષ્ય પ્રાણીઓ તરીકેના તેઓના પોતાના અનિવાર્ય હક્કો સામા પક્ષના હાથમાં પણ બિલકુલ સલામત છે, અને જ્યાંસુધી અલ્પમતિવાળો વર્ગ પોતાના અનિવાર્ય હક્કો અને બીજાઓના તેવા જ હક્કો તરફ બેદરકારી અથવા ચોકખી વિરૂદ્ધતા એ બે વચ્ચેનો ભેદ સમજવા જેટલો આત્મસંયમ કેળવશે નહિ, ત્યાંસુધી કાયદાપોથીમાં ગમે તે નામની શાસનપદ્ધતિ હિંદને માટે સ્થાપિત થયેલી હોય, છતાં પણ હિંદના ઉપર ઉપર કહેલી બે જાતિઓથી પર એવી ત્રીજી સત્તાનો અમલ રહેવાનો જ. અને અત્યારના 'ડાયાર્કી'ના બંધારણમાં રાજકીય જવાબદારીની ભાવના ખીલવવાને માટે પુરતો અવકાશ છે એની કોઈથી ના પડાય તેમ નથી.

એક હિંદી ઉપર મુજબનાં વચનો કાઢે એટલે તેને ગુલામ કે ખુશામતખોર કે એથી પણ વધારે ખરાબ ઉપનામ આપવું; એક અંગ્રેજ આવા વિચારો જાહેર કરે ત્યારે એમ કહેવું કે આ તો હિંદની અંદર અંગ્રેજોના હાથમાં જે સત્તા છે તે તેઓ મુકવા માગતા નથી માટે આમ કહે છે; અને આ બે સિવાય ત્રીજા કોઈ વર્ગનો માણસ એવાં જ વાક્યો કાઢે તો તેના કારણ તરીકે તેનું અજ્ઞાન કે અસહાનુભૂતિને આગળ ધરવી એ અમુક અંશે કુદરતી હશે પરંતુ તે આપણી બુદ્ધિની જડતા સૂચવે છે અને એ જાતની વિચારપદ્ધતિ આપણને સત્ય તરફ કે સ્વરાજ્ય તરફ એક પણ ડગલું આગળ વધારતી નથી.

વળી હિંદને સ્વરાજ્ય આપવાના સિદ્ધાંતની સાથે જ એ તો ગૃહિત ધારી લેવાય છે કે હિંદી પ્રજાએ દુશ્મન સામે દેશનો બચાવ કરવાનું કામ પોતાના હાથમાં લેવાનું છે. અને એ સિદ્ધાંતમાં અંતર્ગત રહેલ સર્વથી મહત્ત્વનો સવાલ એ બ્રિટિશ ગૅરિસનની સંખ્યામાં કરવા જોઈતા ઘટાડાની પદ્ધતિનો છે. મુખ્ય સવાલ એ છે કે એ લશ્કરને કેવી રીતે ઓછું કરવું, કયા પ્રમાણમાં દર તબક્કે ઓછું કરવું અને આ વચગાળાના સમયમાં કેવી જાતના સાવચેતીના ઉપાયો સાથે સાથે લગાડવા. આ જ સર્વથી મહત્ત્વનો સવાલ છે અને એ સવાલ શાસનની પદ્ધતિની બહારનો છે. તે જ પ્રમાણે હિંદી પ્રજાના હાથમાં પોતાના દેશની પરદેશો સાથેની રાજ્યનીતિના સૂત્રો ફેરવનારી સત્તા આપવાના સિદ્ધાંતથી ઉત્પન્ન થયેલ સર્વથી મહત્ત્વનો સવાલ પણ શાસનપદ્ધતિની બહારનો છે. દેશી રાજ્યોના આત્મામાં અજબ ફેરફાર કરવાની જરૂર છે. જાહેર પ્રજામતને શિક્ષણ આપી જોરદાર બનાવી મજબુત રૂપે યોજવાની જરૂર છે કે જેથી વખત જતાં પ્રજાના વિચારોમા જ એટલું બધું પરિવર્તન થઈ જાય અને મુખ્યત્વે કરી પ્રજાકીય પદ્ધતિ ઉપર રચાયેલ અને તદ્દન સ્વરાજ્ય ભોગવતા બ્રિટિશ હિંદની સાથે રાજાઓ અને તેની પ્રજા ખુશીથી જોડાઇ જઈ શકે. આ દિશામાં પોતાની સત્તાના ઉપયોગથી અથવા દેશનું બંધારણ ઘડી આપીને ઈંગ્લંડ ઘણું જ થોડું કરી શકશે પણ પોતાની સમજાવટથી અને દાખલાથી તે ઘણું કરી શકશે. માત્ર તેમાં એટલી જ શરત છે કે આ દિશામાં હિંદી પ્રજામત વધારે ને વધારે મજબુત થતો તેને જણાય તેટલે અંશે તે પોતાની સમજાવટની અસર નીપજાવી શકે. પરંતુ આને માટેની તૈયારીનું કામ તો હિંદમાં જ અને તે પણ હિંદીઓથી જ થઇ શકે એમ છે અને તે થોડા દાયકાઓની અંદર થઇ શકે—જો કોમી મુશ્કેલીઓને દૂર કરી સમગ્ર હિંદના ભલાને માટે આનંદથી બધી જાતના

જોખમ ખેડવાને માટે તૈયાર હોય અને હિંદના ઉજ્જ્વળ ભવિષ્યમાં આસ્થા રાખતા હોય એવા નેતાઓ પુરતી સંખ્યામાં બહાર પડીને આ કામ માથે ઉઠાવી લે. દેશને માટેની ખરી દાઝ ધરાવનારા વીરો તો જે ભૂતકાળે આવા મહાન અને મુશ્કેલ કાર્યને વારસા તરીકે આપણને આપ્યું છે તેને માટે મિથ્યા શોક કરવામાં કાલવ્યય કરવાને બદલે ઉલટા ઓર ખુશી થશે કે તેમનું કામ એવી ખાસ જાતનું છે કે તે પાર પાડવામાં આધ્યાત્મિક ઉપાયો જ કામ લાગે અને આવા આધ્યાત્મિક ઉપાયોથી મહાન પરિવર્તન કરનાર પ્રજા જગતની સર્વોત્કૃષ્ટ પ્રજાની સાથે એક કક્ષામાં ઉભી રહેવાનો દાવો કરી શકે.

બીજી તરફથી બ્રિટિશ ગૅરિસનને ઓછું કરવાનો સવાલ એ એવી બાબત છે કે જેને માટેનો નિર્ણય ઇંગ્લંડે પોતાની મેળે કરી લેવાનો છે. હિંદ તરફની પોતાની શુભ લાગણીઓથી દોરાઇને ઇંગ્લંડે આ સવાલને પોતાની રાજ્યનીતિના એક મહત્ત્વના સવાલ તરીકે ગણીને તેને માટે યોગ્ય યોજના ઘડી કાઢવાની છે. હિંદના ભલા માટેની પોતાની શુભ વૃત્તિથી પ્રેરાઇને ઇંગ્લંડે હિંદી રાષ્ટ્રીય સૈન્યને કેળવીને તૈયાર કરવાનું છે કે જેવી રીતે ઇજીપ્તમાં મહાદીના ઝનુની લશ્કરની સામે ટક્કર ઝીલવાને તેણે ફેલ્લાહીન પ્રજાનું સૈન્ય તૈયાર કર્યું હતું. પણ આ હિંદી રાષ્ટ્રીય સૈન્ય ઇજીપ્તના સૈન્ય કરતાં વધારે મોટા પાયા ઉપર રચાવું જોઇશે; તેના દરેકેદરેક અંગ સંપૂર્ણ રીતે સજ્જ કરવાં પડશે અને તેની રચનાથી ધાર્મિક કે જાતીય કે પ્રાંતીય ઇર્ષ્યાઓ અને વિરોધો તેનાથી દૂર થઇ પરસ્પર ભ્રાતૃભાવ અને વિશ્વાસ પેદા કરનાર નીવડે એ પદ્ધતિ ઉપર રચાવું જોઇશે અને જેટલે અંશે હિંદ આ હેતુને પાર પાડી શકશે તેટલે જ અંશે દેશ સૈકાઓના આંતર્વિગ્રહો અને વિપ્લવાદોને દૂર કરી ઉન્નત પદ પામી શકશે; અને વળી હિંદ આ આદર્શ ઇંગ્લંડના શિક્ષણની નીચે ઇંગ્લંડની બાંહેધરી નીચે અને ઇંગ્લંડના સંરક્ષણ નીચે જ પ્રાપ્ત કરી શકે. ૧૯૧૭માં ઇંગ્લંડે હિંદની છેલ્લી અને સર્વથી મહાન સેવા તરીકે આ કાર્ય પોતાને કરવાનું છે એમ સ્વીકારી લીધું છે. ઈ. સ. ૧૯૨૦માં તે પાર પાડવાના પહેલા પગલા તરીકે વહેંચાયેલી જવાબદારીના રૂપમાં એક નવો અખતરો દાખલ કર્યો છે. પરંતુ એક વહેંચાયેલું ઘર એ સામાજિક કે રાજકીય ગમે તે દૃષ્ટિબિંદુથી માત્ર ટુંકા વખતને માટે ઉપયોગમાં લેવાના ઉતારા તરીકે જ ચલાવી લેવાય. એક કુટુંબ અથવા એક પ્રજા આવી જાતનું વિભક્ત ઘર આનંદથી સ્વીકારે છે તે એટલા જ માટે કે તેની સાથે સાથે વધારે પૂર્ણ આત્મવિકાસનો અવકાશ આપનાર વધારે સારા મકાનની આશા જોડાયેલી છે. ઇંગ્લંડ અને હિંદ બન્નેએ આ વચગાળેના વર્ષોમાં સતત મહેનતમાં મંડયા રહીને આ આશાને મૂર્ત સ્વરૂપ આપવાનું છે. આ કામની અંદર ઇંગ્લંડનો મુખ્ય ભાગ હિંદી પ્રજાનું સૈન્ય તૈયાર કરવાનો છે અને જે ઘડીએ હિંદ ઇંગ્લંડને આ દિશામાં ખરી દિલોજાનીથી શરૂઆત કરતું દેખશે કે હિંદી રાજદ્વારી મંડળોમાં અસહકારવાદી પક્ષનું બળ તદ્દન તુટી જશે.

અને આ કાર્યની અંદર હિંદને લેવાનો ભાગ તે પોતાના રાષ્ટ્રીય સૈન્યને ઉત્પન્ન કરવામાં જરૂરજોગા આત્મભોગ ઉપરાંત મતદાર મંડળોને અને તેના પ્રતિનિધિઓને કેળવવાનું છે. જેવા ધારાસભાઓમાં સ્થિર પક્ષો બંધાયા અને તેના નેતાઓ રાજ્યનીતિના જુદા જુદા દૃષ્ટિબિંદુથી સમગ્ર દેશના રાજકીય શ્રેય માટે એક બીજાનો વિરોધ કરવા લાગશે કે તરત પ્રધાનોના હાથમાં ખરી સત્તા આવશે. મધ્યસ્થ ધારાસભાના હાથમાં ખરૂં બળ દેખાશે. અને રાજ્યબંધારણની પ્રગતિ અનિવાર્ય રીતે સધાતી જશે. . . . . . . . . . .

હિંદી રાજ્યબંધારણ ઘડાતું જશે તેમ તેમ તે સંયુક્ત સંસ્થાનોના ધોરણ પર રચાશે કે એકહથ્થુ સત્તાવાળું ( unitary ) થશે એ એક સવાલ છે. હિંદનાં મધ્યસ્થ મંડળોમાં બળની બહુ જરૂર છે. હિંદી સમાજ અને હિંદના ઇતિહાસમાં વિભાગ પાડનારાં બળો અને પ્રવૃત્તિઓ એટલી જોરદાર છે કે થોડા જમાનાઓ સુધી તો તેને બહુ જ દાબમાં રાખવાં પડશે કે જેથી રાષ્ટ્રીય ઇતિહાસ અને નવા જમાનાની પ્રણાલિકાઓ દેશના એક ખૂણામાંથી બીજા ખૂણા સુધી આ વિશાળ દેશમાં પોતાનો અમલ સ્થાપિત કરે.

વળી વિચાર કરો, હિંદી લશ્કરમાં અંગ્રેજ અમલદારોની સંખ્યા ચાર હજારની હશે. સનદી નોકરી અને રેલ્વેખાતાની નોકરીમાં બીજા ૭ હજાર અંગ્રેજો હશે. આ અંદાજમાં દશ હજાર અંગ્રેજ સમાજ આ દેશના ઉપર એક છેડાથી બીજા છેડા સુધી રાજ્ય કરે છે અને અમલ ચલાવે છે. બ્રિટિશ વાવટાને વફાદારીથી માન આપવામાં અને એ વાવટાની ખડે પગે દિવસરાત નોકરી કરવામાં તેઓ બધા એકદિલ છે. હિંદના બ્રિટિશ મહારાજ્યનું મૂર્ત સ્વરૂપ તે આ સત્તાધારી દશ હજાર અંગ્રેજોમા દૃષ્ટિગોચર થાય છે કે જેઓ રાજકીય સત્તા અને સ્થાનમહિમા સંપૂર્ણ રીતે સમજે છે અને એ બન્નેને પોતાના આત્મસંરક્ષણ અને કીર્તિને માટે યોજવાની કલામાં એક્કા ગણાય છે; અને તેઓનો દાવો એવો હોય છે કે આ યોજનાથી જ અમારા છત્ર નીચેના કરોડો મનુષ્યોનું ઉંચામાં ઉંચું શ્રેય સાધવામાં અમે ઉત્સુક છીએ. આ મોટા સમૂહનો એકંદર વિચાર કરો, જે ચાર જમાનાઓમાં આ વર્ગ જન્મ પામ્યો અને વૃદ્ધિગત થયો તેનો ખ્યાલ કરો અને તમને જણાશે કે હિંદ દેશમાં તેના લાંબા ઇતિહાસમાં આના જેવા સમર્થ અને એકંદરે ઉદાર મતવાળા અને નિસ્પૃહી કાર્યકર્તાઓ હિંદને સાંપડ્યા નથી. હિંદના ઇતિહાસમાં જો કોઇ વર્ગ સાથે તેઓની વાજબી સરખામણી કરી શકાય તો તે વર્ગ બુદ્ધધર્મ હિંદમાં એક જીવંત સંસ્કૃતિ રૂપ મોજૂદ હતો તે વખતના બૌદ્ધ ભિખ્ખુઓ સાથે સરખાવી શકાય. પણ આ પીત વસ્ત્રધારી સાધુઓના સમાજે વિચારવંત બંધારણ દ્વારા પ્રજાની ઉન્નતિ અને સાંપત્તિક પ્રગતિ સાધવાનો હેતુ કદી મનમાં આણ્યો ન હતો. જ્યારે એથી ઉલટું આ દશ હજાર રાજકર્તા અને અમલ ચલાવનાર મંડળે તો દેશની સાંપત્તિક સ્થિતિ સુધારવાનો પોતાનો હેતુ સ્પષ્ટપણે ગણી, તેની પાછળ પોતાનાં તન અને મન લગાડ્યાં અને તેમાંથી સર્વોત્કૃષ્ટ પરિણામો લાવવા માટે એક બીજા સાથે સ્પર્ધામાં ઉતર્યા. આ સંખ્યામાથી દર વર્ષે મૃત્યુ અને ઉમરના કારણે ૫૦૦, ૬૦૦ નંગ ઓછાં થાય અને તેની જગ્યા એટલા જ યુવાન અજાણ છોકરાઓથી ભરાય; પણ આ આખા વર્ગનું કામ અને જીવન તેથી અટકતું નથી. નવયુવાનો આવે, પોતાનું કામ શીખે, પોતાની આસપાસના સંજોગો સમજતા થાય અને ઘડીના છઠ્ઠા ભાગમાં જાણે પાવરધા સિવિલિયનની માફક કામ કરવા મંડી જાય; અને આનું મૂળ કારણ (૧) પસંદગીનું ધોરણ, (૨) નોકરી અને પગારમાં ઇજારાની નિશ્ચિતતા, અને (૩) નોકરીઆત વર્ગની અંદર અંદર સમાનતા અને બિરાદરીનાં ધોરણનો સંપૂર્ણપણે સ્વીકાર એ હતાં. એટલે આ વિષયમાં પ્રથમ ટીકા જે મારે કરવાની છે તે એ છે કે આ નોકરીઆત વર્ગની જાતિ આપણે ફેરવીએ છતાં તેઓના બંધારણના અને કર્તૃત્વપણાના સિદ્ધાંત અને કાર્યપ્રણાલિઓને તો આપણે પવિત્ર ફરજ તરીકે સાચવી રાખવાં જ પડે. પ્રજાના બધા વિભાગો અને જાતિઓનો એક સરખો વિશ્વાસ ધરાવનાર સાચો, ચોકખો અને દિન પર દિન વધુ

ઉન્નત થતો જતો રાજ્યવહીવટ કરનાર નોકરીઆત વર્ગને થોડેઘણે પણ ભોગે કોઈ પણ જાતનો રાજ્યબંધારણનો ફેરફાર આવકારદાયક થઇ પડશે નહિ. વહીવટ કરનાર મંડળનું જ્ઞાન, કર્તવ્યનિષ્ઠા અને વિશ્વાસપાત્રતા એ બધા ગુણો મુશ્કેલીથી અને ધીમે ધીમે જ કેળવાય છે અને તે જ ધારાસભા પોતાની સર્વોત્તમ સત્તા સારી રીતે વાપરી જાણે છે એમ કહી શકાશે કે જે પોતાના વહીવટી મંડળમાં ઉપરના ગુણોની કદર બુજશે અને તેઓને ઉત્તેજન આપીને વૃદ્ધિગત કરશે. ઉદાહરણ તરીકે જાતીય વિચાર આજની સંસ્થિતિમાં ગમે તેટલો અનિવાર્ય હોય તો પણ લાંબે કાળે કોઇ પણ વહીવટી મંડળની અંદર તેની અસરથી સભાસદોની વફાદારી અને કાર્યસાધકતા ઓછાં જ થવાનાં.

પરદેશી વહીવટી મંડળ અને સંપૂર્ણ સત્તાધારી પ્રજાકીય મંડળ એ બે પરસ્પર અસંગત છે અને એટલા માટે એ મંડળની અંદર હિંદી તત્ત્વ જેમ બને તેમ વિશેષ આમેજ કરવાની શરૂઆત બરોબર ઍન વખતે થઇ છે. પરંતુ એ હિંદી તત્ત્વને દાખલ કરવાની ગતિનો સવાલ ગંભીર ચિંતવનની અપેક્ષા રાખે છે. આપણા જાહેર પુરુષોમાંથી એવું બોલતા સંભળાયા છે કે કેમ જાણે હિંદી તત્ત્વ આમેજ કરવાની પદ્ધતિમાં ત્વરા લાવવી એ જ એક અંતિમ હેતુ હોય. આ જાતના અભિપ્રાય કુદરતી છે; કારણકે હિંદીઓને સરકારી નોકરીમાં રોકવાનાં સ્પષ્ટ વચનો અપાયા પછી પણ તેને અમલમાં મુકવામાં ઘણા અંતરાયો આવ્યા છે અને તેની વિરુદ્ધ જુદાં જુદાં બહાનાં આગળ ધરવામાં આવ્યાં છે. પરંતુ હવે જ્યારે નવા સુધારાના એક મુખ્ય અંગ તરીકે સરકારી નોકરીમાં હિંદીઓને દાખલ કરવાનો સિદ્ધાંત સ્થાપિત કરવામાં આવ્યો છે ત્યારે એ દરને જરા ધીમો પાડીને લૉર્ડ કૉર્નવૉલિસના વખતથી લગભગ એકસો વરસના અમલ દરમીઆન બ્રિટિશ નોકરવર્ગે જે ખાસ ગુણો કેળવ્યા છે તે ગુણોને સંપાદન કરવા માટે આ નવા વર્ગને અવધિ આપવાની જરૂર રહેશે. બીજી મહત્ત્વની બાબત ધ્યાનમાં રાખવાની એ છે કે સનદી નોકરીમાં હિંદીઓને દાખલ કરવાનું પ્રમાણ લશ્કરી નોકરીમાંના તે જ પ્રમાણની સાથે સુસંગત નહિ હોય તો એથી લાભ થશે કે કેમ એ શંકાસ્પદ છે. વળી આ નવા નોકરીઆત વર્ગમાં એકતા અને બંધુત્વની લાગણી જે આગલી પરદેશી નોકરશાહીમાં આપણે ખાસ ગુણ તરીકે જોતા હતા તે ગુણો દાખલ કરવાનું કામ ઓછું મુશ્કેલ નથી. નીની ઉમ્મરમાં સમર્થ વ્યક્તિઓને ભેગી કરો અને તેઓ ખરી દિલોજાનીથી સ્વીકારી શકે એવા આદર્શોવાળી કોઇ જીવતી સંસ્થામાં મુકો અને તમે જોશો કે જે ફેરફાર તમને ચમત્કારિક રીતે અશક્ય લાગે તે નિ:શંક અમલમાં આવી જશે. પરંતુ એમાં પણ મુખ્ય આધાર એ સંસ્થામાં દર વર્ષે જે નવી વ્યક્તિઓને તમે દાખલ કરશો તેના જન્મસિદ્ધ ગુણો ઉપર ઘણો આધાર રહેશે. અને તેમાં પણ ખાસ કરીને હિંદી ઇતિહાસમાં અને હિંદી સમાજમાં ઠેકાણે ઠેકાણે દૃષ્ટિએ પડતી વિક્ષેપક પ્રવૃત્તિઓની સામે ગંભીર ચેતવણી આપવી એ આપણી પ્રથમ ફરજ છે. સ્થાનિક સરકારોની ઉપર એક સમર્થ દેખરેખ રાખનાર મધ્યસ્થ સરકારની જેટલી જરૂર છે અને સ્વરાજ્ય ભોગવતા હિંદને એક રાજ્ય તરીકે કામ કરતા જોવામાં એકતાની લાગણીથી ઓતપ્રોત થયેલ હિંદી સૈન્યની જેટલી જરૂર છે તેટલી જ જરૂર હિંદી નોકરશાહીની પણ છે કે જેની ઓછામાં ઓછી દશ હજાર વ્યક્તિઓ ધર્મ, ભાષા કે જાતિથી ગમે તેટલા વિભિન્ન હોય છતાં પણ આત્મીય રૂપે એકતાની ભાવના પોષતા હોય. અને આ નોકરશાહીની જરૂરીઆત

ખાસ કરીને વચલા અવધિમાં વિશેષ જણાશે કે જ્યારે સૈન્ય અને રાજકીય બંધારણને હિંદી આદર્શો પ્રમાણે ઘડવાનું કામ ચાલતું હોય. અને ઉપર કહી તેવી નોકરશાહી આપણને આપી શકે તેને માટેનું એક જ બળ તે ઉંચામાં ઉંચી જાતની અર્વાચીન ધોરણ ઉપર રચાયેલ ઇંગ્લિશ અને યૂરોપીય ધોરણ ઉપર ઘડાયેલ કેળવણી છે. પ્રાંતીય ભેદોથી પર જઇને જે જાતીય વિરોધો આપણને જન્મથી જ વરેલા છે તેઓને દબાવીને અર્વાચીન અથવા યૂરોપીઅન આદર્શોને સ્વીકારીને તેમાંથી આપણે ખરા હિંદી તરીકેનું સ્વદેશાભિમાન ઉત્પન્ન કરવાનું છે. અને ધીમે ધીમે તેને કેળવાયેલા વર્ગમાંથી સામાન્ય વર્ગની અંદર ફેલાવવાનું છે. હિંદી સ્વરાજ્યનો મુળ સિદ્ધાંત એ હિંદની એકતાનો છે પણ તે એકતા તે માત્ર પરદેશી અમલદાર તરફ ધિક્કારની એકતા નહિ પણ વહીવટી, સામાજિક કે આર્થિક જીવનના હમેશના કામકાજમાં વ્યક્ત થતા દેશાભિમાન અને પ્રેમની એકતા છે. અને હિંદની ઉંચી કેળવણીનું મુખ્ય કામ કેળવાયેલા હિંદીઓમાં આ એકતાની લાગણીને એકનિષ્ઠ વફાદારીથી સ્વીકારી તેને ટેવ અથવા આંતરભાવ તરીકે વ્યક્ત કરવું જોઇશે કે જેથી જુદી જુદી ઇલાકેદાર કે ધાર્મિક વૃત્તિઓનું બળ કમી થાય અને હિંદી પ્રજાનો આદર્શ—એક હિંદી રાષ્ટ્રનો આદર્શ પ્રજાના હૃદયમાં સ્થાપિત થાય. આ કાર્ય તે હિંદી કેળવણીનું મહત્ત્વનું કાર્ય છે અને જેટલે અંશે તેમાં તેને ફત્તેહ મળશે તેટલે અંશે હિંદી સ્વરાજ્યની ભાવના પ્રજાના હૃદયમાં સ્પષ્ટ રીતે સ્થાપિત થશે. ઍરિસ્ટોટલે પોતાના રાજ્યનીતિશાસ્ત્રમાં કહ્યું છે તે પ્રમાણે સર્વથી મહત્ત્વનો સવાલ એ વ્યક્તિને રાષ્ટ્રના આદર્શની કેળવણી આપવાનો છે; કારણકે એવી વ્યક્તિગત કેળવણી સિવાય સારામાં સારા બંધારણો કે સર્વોત્કૃષ્ટ કાયદાઓ નકામા થાય છે.

[ સંપૂર્ણ ]

હરિલાલ મા. ભટ્ટ

# સ્વૈરવિહાર

હું સામાન્ય રીતે જરા પણ પોલીટીકલ માણસ નથી. આપણે હિન્દુઓ મુખ્યત્વે ધાર્મિક છીએ. અને ધર્મમાંથી નવરાશ મળે ત્યારે પોલીટીકલ થઈ શકીએ ને! ધર્મના શબ્દોનો અને રીત રિવાજોનો અર્થ કરતા પરવારીએ ત્યારે કાયદાના બંધારણોનો અર્થ કરવા નવરાશ મળે ને! કોને અડાય અને કોને ન અડાય એ નક્કી થઇ રહે ત્યારે દેશમાં શું કરાય અને શું ન કરાય તે નક્કી કરી શકાય ને!

પણ હમણાં હમણાં જેમ ધર્મ ઉપર અનેક આપત્તિઓ આવી ગઈ, દેશ ઉપર અનેક આપત્તિઓ આવી ગઇ, તેમ હિંદના પોલીટિક્સ ઉપર પણ એક મહાન આપત્તિ આવી પડી છે તેથી મારા જેવા અધિકારીને પણ પોલીટિક્સ ઉપર વિચાર કરવો પડે છે.

અને તે આપત્તિ તે સાઇમન કમિશન નથી પણ તેને અંગે ઉભી થયેલી સ્થિતિ છે. સાઇમન કમિશન નીમાય અને તેમાં કોઇ પણ હિંદી ન હોય એ આપત્તિ નથી. એમ તો ઘણીએ વાર બનતું આવ્યું છે. પણ આ વખતે મૉડરેટો ઉર્ફે લિબરલોએ પણ તેનો બહિષ્કાર કર્યો છે એ ખરી આપત્તિ છે. તેઓ પણ એમ કરશે ત્યારે કાયદેસર સ્થપાયેલા રાજ્યના કાયદાનું અને રાજ્યના બંધારણનું અને બંધારણ પ્રમાણે સ્વરાજ મેળવવાનું શું થશે? મને સ્વરાજ ન મળે તેની પણ ચિંતા નથી પણ બંધારણનું અને બંધારણવાદનું શું થશે? બંધારણ પ્રમાણે લડાઈ કર્યા કરીએ, ધારો કે પાંચસો વરસ બંધારણ પ્રમાણે લડાઇ કરીએ અને છતાં સ્વરાજ ન મળે તો પણ તેથી બંધારણવાદને નુકસાન નહિ થાય, કારણકે એમ કહી શકાશે કે હજી ભવિષ્યમાં બંધારણવાદથી જ સ્વરાજ મળશે, બંધારણવાદ અનંત છે, અને દરમિયાન ધારો કે બીજા ગમે તે બળોથી સ્વરાજ મળ્યું તો ત્યારે પણ એમ કહી શકાશે કે બંધારણથી જ સ્વરાજ મળ્યું છે, પણ ખુદ બંધારણવાદીઓ એટલે મૉડરેટો જ બંધારણ છોડી દેશે, અસહકારીઓ જેવા બહિષ્કારના ઉપાયો યોજશે અથવા તેવા ઉપાયોની વાતો કરશે તો, સ્વરાજ તો મળવાનું છે તે મળશે, પણ બંધારણવાદનું શું થશે? મૉડરેટોએ આ ઘણું ખરાબ પગલું ભર્યું છે. સાક્ષાત્ તિલક મહરાજે પણ આવું કદી કરેલું નહિ, તેઓ કમિશનમાં સભ્ય તરીકે નહોતા છતાં તેમણે તો કદી જુબાની આપવાની ના પાડી નથી, અને આતો મૉડરેટોએ, અંગ્રેજો તેમના વિશે કદી સ્વપ્નામાંએ ન ધારે એવું બંધારણ વિરૂદ્ધ પગલું ભર્યું છે! આશા રાખીએ છીએ કે મૉડરેટો પોતાની આ ભૂલો બને તેટલી તાકીદે સુધારી લેશે અને કમિશન સુધારાવધારાની ભલામણ કરે તે પ્રમાણે જે નવું બંધારણ થાય અને તે બંધારણમાં જે નવા અધિકારો અને હોદ્દાઓ ઉત્પન્ન થાય તે સ્વીકારવામાં જરા પણ વિલંબ નહિ કરે.

પણ કોઇ કોઇ અશ્રદ્ધાળુઓ કહે છે "બંધારણથી સ્વરાજ મળે શી રીતે?" "શી રીતે" કેમ? તમે સાઇમન કમિશનના સભ્યોને જ એમ સરસ રીતે સમજાવો કે તેમને ખાત્રી થઇ જાય કે હિંદને સ્વરાજ મળવું જ જોઇએ. ધારો કે તમને ખાત્રી ન થઇ, અથવા તેમને ખાત્રી થઇ પણ તેઓ પાર્લમેન્ટને તે બાબત ખાત્રી કરી ન શક્યા, તો

તમે પોતે પાર્લમેન્ટને ખાત્રી કરી આપો. ધારો કે તમે " પાર્લમેન્ટને ખાત્રી કરી આપી ન શક્યા તો તમે બ્રિટિશ પ્રજાને ખાત્રી કરી આપો એટલે તેઓ જે નવા સભ્યો ચૂંટશે તેઓ હિંદસ્વરાજ વાદીઓ હશે અને તેઓ તમને સ્વરાજ આપશે. ધારો કે તમે બ્રિટિશ પ્રજાને ખાત્રી કરી આપી શક્યા છતાં બ્રિટિશ પ્રજાને એવા સ્વરાજ્યવાદીઓ પાર્લમેન્ટમાં મોકલવા યોગ્ય ન મળ્યા તો તમે જાતે ઈંગ્લંડની પાર્લમેન્ટમાં ચૂંટાઈ શકો છો. દાદાભાઈ નવરોજજી, મિ. ભાવનગરી. ભાઈબંધ શકલતવાલા વગેરે બ્રિટિશ પાર્લમેન્ટમાં છે કે નહિ ? તમે પણ ગમે તેટલી સંખ્યામાં ચૂંટાઈ શકો છો, બંધારણની અંદર જઈ બંધારણ દ્વારા હિંદને સ્વરાજ આપી શકો છો. બંધારણના ઉપાયોનો પાર નથી. જેમ આત્મા અનંત છે, માયા અનંત છે, તેમ આ બંધારણના ઉપાયો પણ અનંત છે. શી અંગ્રેજોની બુદ્ધિની સૂક્ષ્મતા, શી ખૂબી, શી વિશાળતા, શી ઉદારતા, શી અનન્તતા !

પણ આપણા સનાતન ધર્મીઓથી એમ દરિયાપાર જઈ પાર્લમેન્ટના મેંબર થવાય ? પણ તે પણ વાંધો નથી. એક વાર અમુક શ્રદ્ધાળુ સનાતની ભાઈઓએ આનો પણ વિચાર કરેલો હતો. તેમણે વિચાર્યું કે સ્વરાજ્યને માટે ટૂંકામાં ટૂંકો ઉપાય એ છે કે અમુક માણસોએ એવો નિશ્ચય કરીને મરવું કે તેઓ ઇંગ્લેંડમાં જન્મે અને ઈંગ્લેંડની પાર્લામેન્ટનાં મેંબર થઈ સ્વરાજ્યનો ઠરાવ પસાર કરી નાંખે. **मरणे या मतिः सा गति** ર્મેવેત્ એ પ્રમાણે તેઓ તે પ્રમાણે જ જન્મશે. ત્યાં જ જન્મવાથી તેમને સમુદ્રગમન કે સ્પર્શાસ્પર્શનો બાધ નહિ આવે. ધર્મકાર્યને માટે યવનોમાં અવતાર લઈ શકાય છે એમ તો સ્વયં ભગવાને પણ સાબીત કરી આપ્યું છે. અનાર્યો યજ્ઞયાગ કરી સ્વર્ગે ન જઈ શકે માટે યજ્ઞયાગના પંથથી તેમને વિમુખ કરવા માટે ભગવાને બુદ્ધિનો અવતાર નહોતો લીધો ? તેમ આપણે સનાતનીઓ હોવા છતાં ઇંગ્લેંડમાં અવતાર લઈ શકીએ અને એ રીતે સ્વરાજ મેળવી શકીએ. અને હવે તો આયર્લૅન્ડ જુદું પડયું છે એટલે પાર્લમેન્ટમાં એટલા મેંબરો પણ ઓછા જોઈશે !

પણ ફરી વિચારી જુઓ. ગૉકરેટા જેવા મૉડરેટોએ જ્યારે સાઈમન કમિશનનો બહિષ્કાર કર્યો ત્યારે એ પગલું બંધારણવાદનું તો નહિ હોય ! " બંધારણ પ્રમાણે તેઓ સાઈમન કમિશન નીમે તે ભલે નીમે પણ તેમાં જુબાની આપણે આપવી જ જોઈએ એવું ક્યાં બંધારણમાં છે ? જુબાની ન આપવાથી થતાં પરિણામો અમે સ્વીકારવા તૈયાર છીએ. " મારાથી તો આ તર્ક જ સહન નથી થઈ શકતો. એમ તો બારડોલી સત્યાગ્રહ પણ બંધારણ પ્રમાણે ગણાય. " બંધારણ પ્રમાણે તેમણે જમાબંધી બાંધી પણ આપણે તે પ્રમાણે મહેસુલ આપવું જ એવું ક્યાં છે ? મહેસુલ ન આપવાનાં પરિણામો સહન કરવાને અમે તૈયાર છીએ. " આ પ્રમાણે તો બંડ પણ બંધારણ પ્રમાણે જ ગણાય. બંડ કરવાનાં પરિણામો ભોગવવા અમે તૈયાર છીએ!" અંગ્રેજી બંધારણ પ્રમાણે તો માત્ર ફતેહમંદ બંડ જ કાયદેસર ગણાય છે પણ આ તો નિષ્ફળ બંડ પણ કાયદેસર ગણાય ! " તેનાં પરિણામો અમે સહન કરવાને તૈયાર છીએ ? "

બસ, હું તો મારી મેળે મૉડરેટોને ચેતવણી આપી છૂટું છું કે તમે ધીમે ધીમે અસહકારીઓ થતા જાઓ છો અને અસહકારીઓને ચેતવણી આપું છું કે તમે બંડખોર થતા જાઓ છો. પછી તમારાં કર્યાં તમે ભોગવો. અસહકારીઓ કદાચ બરાબર પૂરેપૂરા

બંડખોર થઇને સ્વરાજ મેળવી રહ્યા હશે, તે વખતે મૉડરેટો ખસતા ખસતાં, ચાલતા ચાલતા, અસહકારીઓ થઇ ગયા હશે તો પછી મૉડરેટો સ્વરાજ્યની સાથે અસહકાર કરી બેસે એ સ્થિતિ ન થઈ જાય તેની સંભાળ રાખજો.

× × ×

સવારમાં ઊઠ્યો. ઘણો જ ખુશનુમા પવન વાતો હતો. પવનની દિશા પણ બદલાઇ હતી, દક્ષિણ તરફથી વાતો હતો. સૂર્યોદય પણ સુંદર હતો. બાવળ સુદ્ધાં મહેકતો હતો. મને થયું કે વસંત બેઠી.

એક મિત્ર મળ્યા. આઠ દસ નવાં જ કાવ્યો તેમણે લખેલાં. શૈલી પણ નવી! મેં તેમને કહ્યું: "તમને પણ કવિ ન્હાનાલાલની પેઠે વસંતે ફાલ આવે છે." તેમનું લાલ મ્હોં વધારે લાલ થયું.

જરા ફરીને જોયું. એક દેવચકલો તેની ઊભી પૂંછડીને કલાની પેઠે વિસ્તારી તેના સાંકડા ગળામાંથી અનેક મોહક ઝીણા સૂરો કાઢતો હતો. તેની કળામાં તેજસ્વી કાળા, લીલા, મોરની ડોક જેવા રંગમાં સુંદર સફેદ ચાઠાં હતાં. જરા દૂર સાદી જેવી દેખાતી દેવચકલી આગળ નાની નાની પગલીએ તે થનગન થનગન નાચતો હતો.

હવા પણ સૂંઘવાનું મન થાય એવી તાજી હતી. મને થયું એક જ વસન્ત આ સર્વમાં જુદે જુદે રૂપે અવતરતો હતો. જુદે જુદે રૂપે હતો, ભાસતો હતો, અને છતાં શું એક જ ન હોતો?

ગુજરાતમાં વસન્તનાં કાવ્યો બહુ નથી. જુના કવિઓમાં વર્ણનો છે, પણ તે ઘણાં-ખરાં એક જ જાતનાં, રૂઢિ અનુસાર કરેલાં જેવાં છે. કવિ ન્હાનાલાલનું વસંતસાહિત્ય જબરૂં છે પણ એ વસંત તો તેમની પોતાની વસંત, ગુજરાતની નહિ. એ તો ફુલની પરબ મંડાવે એવા કવિ છે પણ આપણે ત્યાં એટલાં ફૂલો નથી. છતાં વસંત છે. અમદાવાદની બહાર જરા નીકળીએ, અમદાવાદના લીમડા કે આંબા નીચે જરા ફરીએ તો મન અને શરીર આખું પ્રફુલ્લ અને ભર્યું ભર્યું થઈ જાય, ઇન્દ્રિયો મૂર્ચ્છિત થઇ જાય એવો અનુભવ થાય છે. પણ છતાં આસપાસના દિવસોથી વસંત છૂટો પાડી શકાય એવો નથી. તેમજ જાણે બહુ ઓછા માણસો તેનો ઉપભોગ કરતા કે તેને ઓળખતા જણાય છે. આપણે ત્યાં બરાબર અનુભવમાં છૂટો પડે તેવો માસ આષાઢ છે. ઋતુસાહિત્યમાં સૌથી સુંદર અને ઉત્તમ હજી મને તો રતનાના 'મહિના' લાગે છે. તેમાં પણ જોશો તો વસંતનું વર્ણન પરંપરાગત લાગશે અને આષાઢ ભાદરવાનું વર્ણન જાણે અનુભવની હલકમાંથી ઊઠતું લાગશે. છતાં આછી આછી ગે વસંત છે ખરી.

કદાચ ગુજરાત પોતાનાં વન અને બાગો ફરી વવરાવે તો સાચ્ચી વસંત ગુજરાતમાં બેસે.

પણ ઝાડો વવરાવવાં તો એક બાજુ રહ્યાં, અત્યારે તો ગુજરાત ઝાડો કાપવાનું કામ કરે છે—નવાં નવાં કારખાનાં કાઢે છે, ગુજરાતને ઉદ્યોગનું કેન્દ્ર બનાવે છે!—અને તેને માટે પચાસ પચાસ વરસનાં ઝાડો કાપી નાંખે છે! કોઇ કાયદો કરે તો સોડો હમણાં કાપતા બંધ થાય પણ પોતાની મેળે સમજીને સુધારો કરે એ બીજા!

હમણાં તો 'વસંત વનમાં કે જનમાં' ક્યાંઇ નથી.

× × ×

સ્ત્રી–પુરુષો વિશે ઘણુએ પ્રશ્નો પૂછાયા છે. એમાં બુદ્ધિશાળી કોણ વધારે, પ્રેમાળ કોણ વધારે, કાર્યદક્ષ કોણ વધારે, સહનશીલ કોણ વધારે વગેરે વગેરે. આજ કાલ સ્ત્રી અને પુરુષની સમાનતાના જમાનામાં અનેક ધર્મો કે લક્ષણો બન્નેનાં સમાન હોવા સંબંધી ભારે મતભેદ અને ચર્ચા ચાલે છે ત્યારે પણ જાણે કે એક બાબત ઉપર સ્ત્રી પુરુષ બન્ને એકમત હોય એમ લાગે છે. તે એ કે સ્ત્રી અને પુરુષમાં સુંદર તો સ્ત્રી જ છે. સ્ત્રીઓ વારંવાર ફરિયાદ કરે છે કે ગ્રન્થકારો, સ્મૃતિકારો, કાયદાકારો બધા ઘણે ભાગે પુરુષો જ હોવાથી સર્વત્ર સ્ત્રીની તુલનામાં, સમાજમાં તેનું સ્થાન અંકાવામાં તેને અન્યાય થયો છે, પણ કવિઓ ચિત્રકારો વગેરે વિશેષતઃ પુરુષો હોવાથી જ તેમણે સ્ત્રીઓને પુરુષો કરતાં વધારે સુંદર કહી છે માટે તેવો મત એકતરફી છે એમ કોઇ કહેતું નથી. કથન સ્ત્રીઓના લાભનું હોવાથી કદાચ સ્ત્રીઓ તે સંબંધી વિરોધ ન કરે,—જો કે એ કથન સ્ત્રીઓના લાભનું છે એવી સલાહ, આ મતભેદનો ઇતિહાસ જાણનાર હું વકીલ તરીકે ન આપું, પણ મારું સાંભળે છે કોણ?—પણ પુરુષો પણ વિરોધ નથી કરતા, અરે એટલે સુધી કે પુરુષો એમ જ કહે છે કે ખરી રીતે સુંદરતાનું દૃષ્ટિબિન્દુ સ્ત્રીઓ સંબંધી જ હોઈ શકે, પુરુષો સંબંધી ન હોઇ શકે. આનો એક ગેરફાયદો સ્ત્રીઓને છે તે જણાવું. આ માન્યતાથી 'મારે સુંદર સ્ત્રી જોઇએ' એવી માગણી, 'મારી સ્ત્રી સુંદર નથી' એવી ફરિયાદ, પુરુષ કરી શકે છે, સ્ત્રી એવી ફરિયાદ જ નથી કરી શકતી. પણ તે તો સ્ત્રીઓ જાણે. પણ અત્યારે તો એમ મનાય છે કે સ્ત્રી જ સુંદર છે અને હોઈ શકે. કોઈ પુરુષ એમ કહે કે હું સ્ત્રી કરતાં સુંદર છું તો સ્ત્રી પુરુષો બન્ને તેને હસી કાઢે.

તે ગમે તેમ હોય. પણ હું એ પ્રશ્નની ચર્ચા કરવા માગું છું. બેમાંથી સુંદર કોણ?

ચર્ચાની શરૂઆતમાં જ એક પ્રશ્ન આવશે. અત્યાર સુધી મનાયલો મત ખોટો તમે શા ઉપરથી કહો છો? હું જવાબ આપું કે એ મત તો માત્ર પુરુષે જાતીય આકર્ષણને લીધે આપેલો છે માટે ખરો નથી. તો સામો પ્રશ્ન આવશે કે તમે એવા કોઇ આકર્ષણ અધીન નથી એમ સાબીત કરી આપો. આવી મુશ્કેલીને લીધે જ બર્નાર્ડ શૉને તેના નાટકમાં સ્ત્રી પુરુષના હક્કોના કેસમાં જુબાની લખનાર અ-સ્ત્રી-પુરુષ પાત્ર લાવવું પડ્યું હતું. પણ એ પણ સાચો ફડચો નથી. અ-સ્ત્રી-પુરુષ માણસ કદાચ મળી આવ્યું તો તે સ્ત્રી-પુરુષોના કલહના મુદ્દા જ ન સમજી શકે. ફિલસુફીનો નિયમ છે કે સમ સમને સમજી શકે. તમને રંગ જોઇને થતી અસર આંધળો નહિ સમજી શકે તેમ. માટે ખરી રીતે તો સ્ત્રી-પુરુષ ભેદથી જે કોઇ પર ગયું હોય તે સમજી શકે. તેવું હોવાનો દાવો તો મહાત્મા ગાંધીજી પણ નથી કરતા ત્યાં આપણે કોણ! શું ત્યારે આ પ્રશ્નનો ઉત્તર આપણે નહિ જ આપી શકીએ? એક વધારે સારી રીત છે. પ્રાણીની ઉત્ક્રાન્તિનો ક્રમ આપણે જીવન સરણીમાં નીચે ઉતરીને જોવો. બ્રહ્મા પહેલાં કમલમાં જન્મ્યા અને તેમને કાંઈ ન સમજાયું ત્યારે કમલના દાંડામાં નીચે ઉતરવા લાગ્યા હતા.

અને આધુનિક વિજ્ઞાનની પદ્ધતિ પણ એ જ છે. માણસને માટે કયા પ્રકારનો ખોરાક સારો આમિષ કે નિરામિષ? બીજાં પ્રાણિઓ આમિષ ખાય છે માટે માણસ માટે પણ તે જ સારો. માણસે એક જ સ્ત્રીને પરણવું એ સારું કે મરજી મુજબ ગમે તે

સ્ત્રી સાથે સંબંધ રાખવો જોઇએ? લગ્ન સંસ્થા ન હોવી જોઇએ કારણ કે પ્રાણીઓમાં નથી. માણસે કપડાં પહેરવાં જોઇએ? ના, કારણ કે બીજાં પ્રાણીઓ પશુઓ પહેરતાં નથી. ટૂંકામાં માણસ પોતા વિશેની સર્વ હકીકત માણસના અભ્યાસ ઉપરથી કે પોતાના અનુભવ ઉપરથી જાણતો નથી, પણ પ્રાણીના અભ્યાસ અને અનુભવ ઉપરથી જાણે છે. ધર્મ નીતિ વગેરે દરેક માનવ વૃત્તિને તે પાશવ વૃત્તિ છે એમ સાબીત કરે છે ત્યારે જ તેને શાસ્ત્ર રચ્યાનો જંપ વળે છે.

પહેલાંના માણસો પંચતંત્ર ઈસપનીતિ વગેરે લખતા ત્યારે પશુઓમાં માનવ ધર્મો આરોપતા, હવેના માણસો માણસ વિશે લખતાં પશુધર્મો આરોપે છે.

માટે સ્ત્રી પુરુષમાં સુંદર કોણ એ પ્રશ્નનો નિવેડો આપણે પ્રાણીઓ ઉપરથી લાવવો. આ પહેલાંના સ્વૈરવિહારમાં મેં દેવચકલો અને દેવચકલી જોયાં હતાં તેમાં સ્પષ્ટ રીતે દેવચકલો જ સુંદર હતો, તે જ નાચી શકતો હતો, તે જ ગાઇ શકતો હતો. પણ કદાચ એવાં પક્ષીઓ જોઇને ઓળખવામાં તમે તમારો વખત નહિ બગાડ્યો હોય; તો મોર અને ઢેલ લો. તેમાં તો મોર જ રૂપાળો છે તેમાં કાંઇ શંકા છે? કુકડો અને કુકડી તેમાં પણ? કોયલમાં તો જેના પંચમ સૂર ઉપર તમે વારી જાઓ છો તે નરકોકિલ છે તે તો જાણો છો ને? તે જ સુંદર છે, માદાને બિલકુલ ગાતાં નથી આવડતું, વાને પણ તે રૂપાળી નથી. ઘરની તડોમાં લાંબી મૂંછાળાં કંસારાં હોય છે તેમાં પણ નર જ રાત આખી ગાઇને, તમને નહિ તો તેની માદાને તો ખુશ કરે છે. માછલાંમાં નરમત્સ્ય ઘણો રૂપાળો હોય છે, કોઇ દિવસ મદમાં આવેલા નરનું ચિત્ર જોજો. હવે પશુઓ જોઇએ. મૃગીઓ કરતાં કાળિયાર ઘણો વધારે સુંદર છે. વાંદરાંમાં પણ પુરુષવાનર સુંદર છે, આખલો ગાય કરતાં અને પાડો બિચારો તેની રીતે લેશ કરતાં, બકરો બકરી કરતાં સુંદર છે. છેવટે સિંહ સિંહણ કરતાં સુંદર જ નહિ પણ ભવ્ય પણ વધારે છે. હાથી હાથણ કરતાં. તો આ ઉપરથી સાબીત થાય છે કે માનવ જાતિમાં પણ પુરુષ જ સ્ત્રી કરતાં વધારે સુંદર છે.

જરા વધારે વિચાર કરીએ. મોર ઢેલ કરતાં વધારે સુંદર છે તે શાથી છે? કોઇ વધારાના અંગથી નહિ પણ માત્ર પીંછાંથી અને મોટા આકારથી. સિંહ સિંહણ કરતાં વધારે ભવ્ય–સુંદર છે તે શાથી? મોટા કદથી અને કેશાવાળીથી. તેવાં પીંછાં અને વાળ જેવા વધારેના અંશો માનવજાતિમાં દાઢી મૂછ વગેરે છે.

અને આટલી આંતર દૃષ્ટિ ખીલ્યા પછી તમને જણાશે કે અવાજ પણ પુરુષનો જ વધારે સુંદર છે. ઘનગંભીર.

પણ કોઇ વિચિત્ર દલીલ કરે. જો દાઢી મૂછ જ સુંદર હોય તો તેને જ કઢાવી નાંખવામાં શા માટે સ્ત્રી પુરુષો બધાં સુંદરતા માને છે?

પ્રથમ જવાબ એ કે બધી સ્ત્રીઓ એમ નથી માનતી. મિસ્ટર બ્રાઉનિંગ અને મિસિસ બ્રાઉનિંગ બન્ને કવિઓ હતાં તે તમે જાણતા હશો. બ્રાઉનિંગે એક વાર દાઢી કઢાવી નાંખી. મિસિસ બ્રાઉનિંગ તેના પર ચીઢાઇ ગઇ અને તેને હુકમ કર્યો: "હમણાં ને હમણાં દાઢી ઉગાડી દે." પુરુષ જાત ઘણીવાર સ્ત્રીઓનો વાજબી હુકમ માનવામાં પણ બહુ વિલંબ કરે છે તે પ્રમાણે મિસ્ટર બ્રાઉનિંગે તરતને તરત તો દાઢી ન ઉગાડી આપી પણ ચાર છ મહિને ઉગાડી આપી ખરી. અને આ તો કવિયિત્રીનો અભિપ્રાય ખોટો કેમ કહી શકાય!

પણ બીજી રીતઃ જો દાઢી મૂછ ખરેખર અસુંદર હોય તો બિલકુલ દાઢી મૂછ ઊગ્યા જ ન હોય તેવા પુરુષને સુંદર કહેવા કોઇ સ્ત્રી પુરુષ તૈયાર છે ?

માટે પ્રાણીશાસ્ત્રના અભ્યાસથી, દાખલાથી સિદ્ધ થાય છે કે પુરુષો જ સ્ત્રીઓ કરતાં વધારે સુંદર છે.

આ વૈજ્ઞાનિક શોધ ઉપરથી મારે પુરુષોને કહેવાનું કે તેમણે ગાનાં અને નાચનાં શીખવું જોઇએ. બધા જંગલી દેશો અને બધા સુધરેલ દેશોમા પુરુષો નાચે છે. માત્ર હિંદના પુરુષો જ અજંગલી અસંસ્કૃત છે.

સ્ત્રીઓ જો માને તો તેમને અહીં પણ આ નવી શોધ ઉપયોગની છે. તેમને વિશે જે અનેક ખરાખોટા મતો છે તેમાં તેમને માટે સૌથી ભયંકર મત એ એ કે સ્ત્રીઓ સુંદર છે. આમાંથી તેઓ મુક્ત થાય તો તેમની સ્થિતિ ઘણી સુધરી જાય. પણ હજી મારે એ સાબીત કરવું પડશે.

"સ્વૈરવિહારી"

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને ...ીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી. ]

જીલ્લાનાં જોવા-લાયક સ્થળો

૧. ભોટેશ્વર નગરથી ચાર માઇલ ઉત્તરે જૈન દહેરાંનાં ખંડેરો. દહેરાં ઇ. સ. ૧૩૭૫ થી ૧૪૪૯ સુધીમાં બાંધેલાં. પાસે ૪૦૦ ફીટ × ૨૦૦ ફીટ વિસ્તારનું તળાવ, જેસા પરમારના દીકરા ભોદા પરમારે બાંધેલું. તળાવમાં પાણી નહિ ટકતું હોવાથી પોતાના દીકરાનો ભોગ આપેલો. પાસે એક આરસની બાંધેલી મસીદ છે.

૨. ગોડી. વીરાવાવથી ૧૪ માઇલ વાયવ્ય ખૂણામાં જૈનનું દહેરું. આરસપહાણનું બાંધેલું. ઇ. સ. ૧૩૭૬ માં અહીંની સુંદર મૂર્તિ વીરાવાવમાં લઈ જવામાં આવેલી. ત્યાં ઇ. સ. ૧૮૨૪ સુધી હતી. ઠાકોર જમીનમાં દાટી રાખતા ને વરસમાં એક દિવસ લોકોને બતાવતા. ઈ. સ. ૧૮૩૨ માં વીરાવાવના છેલ્લા ઠાકોર મરી ગયા પછી મૂર્તિનો પત્તો લાગતો નથી.

૩. મીરપુરખાસની ઉત્તરે અર્ધો માઇલને અંતરે બુદ્ધસ્તૂપનાં ખંડેરો. છઠ્ઠા સૈકાના પૂર્વાર્ધમાં બંધાયેલા હોવાનું અનુમાન.

૪. નગરપારકર પાસે કઈઝર ડુંગર સાદધરા કુંડ તથા મહાદેવનું દહેરૂં. શિવરાત્રી ઉપર મોટો મેળો ભરાય છે.

૫. ઉમરકોટ અથવા અમરકોટ. સુમરા જાતિના ઉમર કે અમર રાજાએ આ શહેર વસાવેલું ને માટીનો કોટ બંધાવેલો. સુમરાઓ પહેલાં રજપુત હતા પણ પછીથી વટલીને મુસલમાન થઇ ગએલા. ઈ. સ. ૧૨૨૬ માં સોઢા પરમાર રજપુતોના હાથમાં એ કિલ્લો આવેલો ને ત્યાંથી આખા થરમાં એમણે રાજ્ય કરેલું. સોળમાં સૈકામાં જોધપુરના તાબામાં આ કિલ્લો હતો. જોધપુર નરેશે જ હુમાયુને આ કિલ્લો સોપેલો. ને ત્યાં અકબરનો જન્મ થયો હતો. હજુ પણ ઉમરકોટના બદલામાં જોધપુર નરેશને દર વર્ષે રૂ. ૧૦,૦૦૦ સરકારી તિજોરીમાંથી આપવામાં આવે છે.

૬. વીરાવાવ. જુનું શહેર. નગરપારકરથી ૧૫ માઈલ છેટે. પાસે પારીનગરનાં ખંડેરો તથા જૈન દહેરાનાં ખંડેરો. આ ભાગમાં પહેલાં જૈનની વસ્તી હતી, પણ હવે એમની ભાગતી દશા થવા માંડી છે.

**ભીલ સ્ત્રીપુરુષનાં નામ અટક**

થરના ભીલો મારવાડ તરફના ભીલોને મળતા આવે છે. એમનાં નામ તથા અટકો દાહોદ ઝાલોદના ભીલો કરતાં જરા જુદાં જણાય છે. નમુના દાખલ કેટલાક નીચે આપવામાં આવ્યાં છે.

| પુરુષનાં નામ | સ્ત્રીનાં નામ |
|---|---|
| મેકો | ચાગી |
| ભીમો | હાંસી |
| સાહુ | મરવી |
| સાલુ | ખેમુ |
| કાનીયો | બાલી |
| પ્રેમીયો | કેસર વગેરે. |
| રામજી | |
| મૂળો | |
| ઉમેરો | |
| ડેસરીયો વગેરે | |

અટક—ભોચીયા, લેડીયા, આરી જાખડીયા, ગુજડા, લાડક, જોડીંગ, મકવાણા, ધાંધલ, ગુંધી, પાસ, કાડેધાં, મરખટ, ઢેઢંધા, સોલંકી, ચહુઆણ વગેરે.

**પોશાક**

સ્ત્રીઓનો તથા પુરુષોનો પોશાક મારવાડના લોકો જેવો છે. સ્ત્રીઓના ઘાઘરા ટુંકા તથા ઘેરાવામાં ઘણા હોય છે. કાંચળી પેટ ઢંકાય તેવડી હોય છે, પણ બરડાનો ભાગ ઉઘાડો રહે છે. પુરુષો માથે ફેંટા બાંધે છે, તથા ટુંકી બાંયના ખાદીના કબજા પહેરે છે. ધોતીયાની જગોએ ઘણાખરા મુસલમાનોની લુંગીની પેઠે ત્રણ ચાર હાથનો કકડો કેડની આસપાસ વીંટાળે છે. લંગોટી વાળવાનો રિવાજ નથી જેની સ્થિતિ સારી હોય છે તે ઢેડાઉ થેપાડાં–વણકરોએ ભીલના સુતરનાં જાડાં વણેલાં ધોતીયાં પહેરે છે, ને રજપુતોની માફક કચ્છ વાળે છે.

**ઘરેણાં** — પુરુષોમાં ખાસ કોઇ પ્રકારનું ઘરેણું પહેરવાનો રિવાજ નથી. સ્ત્રીઓ બંને પગે એક એક જસતની કે સારી સ્થિતિ હોય તો રૂપાની ચૂડી પહેરે છે. હાથે મારવાડની સ્ત્રીઓની પેઠે કાંડાથી કોણી સુધી, ને કોણી ઉપર પણ નાળીયેરની કાચલીની, લાખની કે રબ્બરની ચૂડીઓ પહેરે છે. ગળામાં જસતની કે રૂપાની હાંસડી પણ કોઇ કોઇ પહેરે છે.

પુરુષો બધા જ દાઢી રાખે છે. માથે પણ ઘણી વાર શંકરની જટા જેવાં જાળાં પથરાયલાં રાખે છે. અસ્પૃશ્ય ગણાય છે એટલે કોઇ હજામ એમની હજામત કરવા તૈયાર થતા નથી. અંદર અંદર હજામત કરી લે છે, અથવા તો વાળને કુદરતી રીતે વધવા દે છે.

**લગ્ન** — ભીલોમાં બાળલગ્ન થતાં નથી; પણ દાહોદ ઝાલોદના ભીલો છોકરાઓને જેટલી મોટી ઉંમરે પરણાવે છે, તેટલી મોટી ઉંમર અહીં થવા દેતા નથી. સાધારણ રીતે લગ્ન વખતે છોકરીની ઉંમર ૧૫ તથા છોકરાની ઉંમર ૧૮–૨૦ વર્ષની હોય છે. છોકરીને માટે વર શોધી કાઢવાનું કામ માબાપો જ કરે છે. સગપણ વખતે જ ર્‌. ૧૪૦ થી રૂ. ૫૦૦) સુધી વરના બાપ પાસેથી છોકરીનો બાપ લે છે. પછી લગ્ન વખતે બીજા રૂ. ૪૦ થી ૧૦૦) સુધી લેવાના હોય છે. વરના બાપ પાસેથી જે પૈસા લીધા હોય તેમાંથી અર્ધા પૈસાનાં છોકરી માટે લુગડાં તથા ઘરેણાં લાવવાનાં હોય છે. બાકીના પૈસામાંથી જાનના માણસોને તથા પોતાના ગામના ને આસપાસના ભીલોને જમાડે છે. જમણમાં ભાત કે ખીચડી સાથે ગોળ, ઘી હોય છે. સ્થિતિ ઠીક હોય તો શીરો પણ કરે છે. શક્તિ પ્રમાણે ૧૦, ૧૨, ૨૦, કે ૪૦ કોસ સુધીનાં આસપાસનાં ગામડાંમાં રહેતા ભીલોને નોતરે છે. લગ્ન પ્રસંગે આવનાર સગાંવહાલાં તથા બીજાઓ આઠ આનાથી રૂપીઆ સુધી ચાંલ્લો પણ કરે છે.

**નાતરાં વગેરે** — પુરુષો એકી સાથે બે ત્રણ સ્ત્રીઓ પરણી શકે છે, સ્ત્રીઓ પણ વિધવા થયા પછી નાતરૂં કરી શકે છે. નાતરાં વખતે ફરી પરણનાર આદમી પાસેથી પૈસા લઇ મરનાર ધણીનાં સગાંવહાલાંને આપવા પડે છે. આ રિવાજને વેર કહે છે. નાતરા વખતે રૂ. ૨૦૦) સુધી ખર્ચ થાય છે.

ઉભે ભાયડે જવાનો રિવાજ નથી, જ્યાં કોઇ સ્ત્રી એવી રીતે નાશી જાય તો તેને રાખનાર સખસને નાત સખત દંડ કરે છે. નાતનાં નાનાં મોટાં પંચ હોય છે, ને તેના કાયદા દરેકે પાળવા પડે છે. નાતની બધી તકરારોનો નીવેડો પંચથી લાવવામાં આવે છે: ફરીઆદી પહેલાં પંચને બોલાવે ને પંચનું ખર્ચ ઉપાડે. પછી ગુન્હેગારને દંડ થાય તેમાંથી બધું ખર્ચ વાળી આપવામાં આવે.

**બારમાં** — મરણ પ્રસંગે બારમું કરવાનો રિવાજ છે. સ્થિતિના પ્રમાણમાં આસપાસના ભીલોને નોતરવામાં આવે છે. ભાત, ગોળ તથા ઘીનું જમણ કરે છે. પાસે પૈસા ન હોય તો કરજ કરીને પણ ખર્ચ કરવું પડે છે. પૈસા કરજે કાઢતી વખતે ૧૦ ટકા વટાવ કાપી આપવો પડે છે, ઘરમાં ઘરેણાં હોય તે આંટમાં મૂકવાં પડે છે, તથા દર રૂપીએ દર મહિને દોઢ બે આના જેટલું વ્યાજ પણ ભરવું પડે છે.

દરેક ભીલને ઓછીવત્તી જમીન હોય છે, એટલે ચોમાસામાં દરેક જણ ખેતી કરે છે. આ તરફ બળદ ઉપરાંત ઊંટ તથા ગધેડાંથી પણ હળ હાંકવામાં

**ધંધો ખેતી મજુરી** આવે છે. જમીન રેતાળ અને પોચી હોવાથી નાનાં નાનાં હળથી ખેતીનું કામકાજ ચાલે છે. ગધેડાં પણ એવાં નાનાં હળ સહેલાઇથી ખેંચી શકે છે. હળ ઉપરાંત કોસે તથા ગાડીએ પણ ગધેડાં તથા ઊંટ જોડવામાં આવે છે. ખેતીમાં બાજરી મગ તલ તથા કવચિત્ દિવેલનો પાક થાય છે. છતાં ખેતીમાંથી બાર માસના રોટલા નીકળતા નથી. ખેતી ઉપરાંત ઢોરઢાંક ઉછેરવાનો તથા વેચવાનો, ઘી, ચામડાં વગેરે ઢોરની પેદાશ વેચવાનો તથા ઊંટ, બળદ, ગધેડાં ભાડે ફેરવવાનો ધંધો પણ થોડા ભીલો કરે છે. કેટલાક લાકડાં, ઘાસ, ગુંદર, ગુગળ વગેરે જંગલની પેદાશ વેચી પોતાનો નિર્વાહ ચલાવે છે.

થરમાં પુરતી રોજી નહિ મળવાથી ઘણા ભીલો તથા કોળીઓ ચોમાસાના ખેતીના કામકાજથી પરવારી સિંધમાં ચાલ્યા જાય છે. ત્યાં નવેમ્બરથી મે સુધી રહે છે, ને કપાસ વીણવાની તથા બીજી પરચુરણ મજુરી કરી પેટ ભરે છે. મજુરીને અભાવે કેટલાકને કવચિત્ ભીખનો આશ્રય પણ શોધવો પડે છે.

થરના ભીલોનો મુખ્ય ખોરાક બાજરી છે. મકાઇનો પાક આ તરફ થતો નથી. બાજરીના રોટલા તથા છાશ કે બાજરીના લોટની છાશમાં રાંધેલી

**ખોરાક** ઘેંસ તેઓ સવાર સાંજ ખાય છે. ચોખાનાં દર્શન તો વાર તહેવારે કે સારે માઠે પ્રસંગે થાય એ જ. બધા ભીલો માંસાહારી છે. થરમાં હરણ ઘણાં થાય છે તેની, તથા ગાય બળદ સિવાય બીજાં જાનવરોની હિંસા કરવામાં એમને વાંધો નડતો નથી. કુદરતી મોતે મરેલાં ગાય, બળદનું માંસ તેઓ ખાઇ શકે છે.

થરમાં દારૂનું નામ નિશાન પણ નથી. આખા થર વિભાગમાં દારૂની એક પણ દુકાન નથી. એટલે દારૂ કે શરાબનું ઘણાએ તો નામ પણ સાંભળ્યું નથી.

**દારૂ અફીણ** મહુડાનાં ઝાડ થરમાં બીલકુલ નથી, એટલે છાનચોરીથી દારૂ ગાળી પીવાનો તો સવાલ જ રહેતો નથી.

લગ્ન તથા મરણ પ્રસંગે અફીણ વાપરે છે. કેટલાક હરરોજ પણ અફીણ ખાય છે. તમાકુ લગભગ બધા જ પીએ છે.

બધા ભીલો મુસલમાનનું ખાય છે. મુસલમાન જમીનદારોને ત્યાં નોકર કે હાળી તરીકે રહી કામકાજ કરે છે. પોતાની છોકરીઓ મુસલમાનને દેતા

**મુસલમાનો સાથે સંબંધ** નથી. પણ સિંધમાં મજુરી માટે જાય છે ત્યારે કેટલીક વેળા મુસલમાનો, જરા દેખાવડી હોય તેવી ભીલ સ્ત્રીઓને બળાત્કારે ઘરમાં ઘાલી દે છે, ને ભીલો અજ્ઞાન તથા ગરીબ હોવાથી તે પરમુલકમાં એમની દાદ સાંભળનાર કે ઓથ આપનાર કોઈ નહિ હોવાથી એમનું કાંઇ વળતું નથી. આવા બળાત્કારના કિસ્સા દરવર્ષે કેટલાય બને છે. ઘણા તો પોલીસમાં ફરીઆદ પણ કરી શકતા નથી. કેટલાક ફરીઆદ નોંધાવે છે તેમને વધારામાં ધક્કા મળે છે, ને ઘરધંધો કે મજુરી ગુમાવે તે જુદું. પોલીસના અમલદારો ઘણાખરા મુસલમાન હોય છે, ને મુસલમાન નથી હોતા તે પણ જેટલા શ્રીમંતના થાય તેટલા ગરીબ ભીલનાં નથી થતા.

ભીલો મુસલમાનનું ખાયે છે, પણ મેઘવાર તથા કોળીનું ખાતા નથી. મેઘવાર, કોળી એમનું ખાતા નથી. મુસલમાનો પણ ભીલના હાથનું ખાતા નથી કે ભીલના હાથનું પાણી ભરેલું પણ પીતા નથી.

**ચોરી તથા બીજા ગુન્હા**

થરમાં ચોરી ઓછી થાય છે. મુસાફરો રાત્રે પણ વિના સંકોચે મુસાફરી કરી શકે છે. લોકોનાં ઢોર રાત્રે પણ ખેતરોમાં ચરે છે કે બેસી રહે છે. કોઈ કોઈ વાર જંગલમાંથી બારોબાર નાના મોટા જાનવરની ચોરી થાય છે, પણ આવી ચોરી કરનાર ભીલ કરતાં મુસલમાન વધારે હોય છે. ભીલ જવલ્લે જ ચોરી કરે છે. કોર્ટમાં વધારે ગુન્હા સ્ત્રીઓને ભગાડવાના કે જમીન બાબતના હોય છે. પહેલા પ્રકારના ગુન્હાઓમાં મુસલમાનોનો હિસ્સો મોટો હોય છે.

**ભજનમંડળીઓ**

ભીલોમાં કોઇ કોઇ ગામે ભજનમંડળી હોય છે. તંબુરા સાથે ભજન ગાવાનો રિવાજ છે. પણ ભીલો કરતા આ તરફના મેઘવાર લોકો બહુ સારાં ભજન ગાય છે. મેઘવારોની ભજન મંડળીને શાહુકારો-વાણીઆ બ્રાહ્મણો-પણ વાર તહેવારે કે લગ્ન પ્રસંગે આખી રાતની રાત ભજન ગાવા પોતાને ત્યાં બોલાવે છે, તે બધાને શીરાનો પ્રસાદ ખવડાવે છે.

**મીઠી તાલુકામાં ભીલની વધારે વસ્તીવાળાં ગામ**

થરના મીઠી તાલુકામાં ભીલની વસ્તી વધારે છે, નગર તાલુકામાં કોળી વધારે છે. મીઠી તાલુકાનાં નાનાં મોટાં ૩૦૦ ગામ છે તેમાં દરેકમાં ભીલની વસ્તી છે. કેટલાંક ગામ તો આખાંને આખાં ભીલનાં જ છે. ઘણાં ગામે પોલીસ પટેલ ભીલ છે. તાલુકામાં ભીલના સો કરતાં વધારે વસ્તીવાળાં ગામ નીચે મુજબ છેઃ-

| | | |
|---|---|---|
| ૧ લુંદાર | ૨ નીકરણું | ૩ ગુધાર |
| ૪ કપુસર | ૫ વીઈ | ૬ બપુદાર |
| ૭ માલરોણ | ૮ આડોભીલ | ૯ મલોભીલ |
| ૧૦ બામણીઓ ભીલ. | | |

ભીલના આગેવાનોનાં નામ નીચે મુજબ છેઃ-

| નં. | ગામ | આગેવાનનું નામ |
|---|---|---|
| ૧ | કપુસર | હરસીંગ |
| ૨ | નવેતાડ | મોતી જેસો |
| ૩ | ગુધાર | બાલો |
| ૪ | વીઇ | સાંમો |
| ૫ | બપુદાર | મૂળો |
| ૬ | નીકર્ણુ | ઉમરો |
| ૭ | ડૂભી | જેસીંગ |
| ૮ | માલરોણ | ડેમરીયો |
| ૯ | મૂલોભીલ | મૂળો. થરની ભીલ કોમનો નાનપટેલ. |

**ઉપસંહાર**

થરપારકર જીલ્લા વિષે સામાન્ય માહિતી ઉપર આપવામાં આવી છે. થરના ભીલોની સ્થિતિનું આછું ચિત્ર દોરવાનો પણ ઉપર પ્રયાસ કર્યો છે. સમય ટુંકો હોવાથી વધારે વિગતવાર માહિતી મેળવવી શક્ય પણ નહોતી. થરપારકર જીલ્લામાં ભીલની વધારે વસ્તી થરમાં છે, પણ એકલો થરવિભાગ પણ વિસ્તારમાં પંચમહાલ જીલ્લાથી ચારગણો છે. વસ્તી બહુ જ આછી છે. ગામડાં નાનાં નાનાં અને દૂર દૂર આવેલાં છે. એવી સ્થિતિમાં ભીલોના આગેવાનોને પણ મળી શકાયું નથી. માત્ર એક પટેલની સાથે વાતચીત થઇ શકી. એની સાથેની તથા બીજા ભીલો સાથેની વાતચીત ઉપરથી એમ માલુમ પડ્યું કે જો ભીલો માટે ખાસ શાળાઓ હોય, તથા સ્લેટ, ચોપડી વગેરે મફત મળી શકે તેમ હોય, તો તેઓ છોકરાં ભણાવવા તૈયાર છે.

થરમાં ભીલો માટે શાળાઓ કાઢવામાં ઘણી મુશ્કેલીઓ છે. વસ્તી આછી, ગામડાં નાનાં નાનાં અને ઘણે દૂર દૂર, ભીલો અસ્પૃશ્ય ગણાય એટલે એમની વચ્ચે રહી કામ કરનાર સેવકો થરમાંથી મળવાની મુશ્કેલી, અને એ બધા ઉપરાંત ઘણાખરા ભીલોની ચાર છ માસ સુધીની ગેરહાજરી ( મજુરીની શોધમાં સિંધ જવાને લીધે ): આ બધાને લીધે શાળાઓ કાઢવી તો શક્ય જ નથી. મીઠી તથા ઇસ્લામકોટ કે વીરાવાવ એમ બે ઠેકાણે આશ્રમ હોય તો જ અહીંના ભીલોને કેળવણી આપવાનું કામ હાથ ધરી શકાય.

આશ્રમો કાઢવા જેટલી આપણી આર્થિક સ્થિતિ સારી ન હોય, ને છતાં થરના ભીલોની કેળવણી માટે કાંઇક શરૂઆત કરવી હોય તો આપણા વાંકળના આશ્રમની પેઠે ૧૫ કે ૨૦ છોકરા રાખવાની ગોઠવણ મીઠીમાં થઇ શકે તેમ છે. મીઠીની બ્રાન્ચ સ્કુલમાં એ છોકરાઓ અભ્યાસ કરે ને એમને રહેવા તથા ખાવાપીવાનો બંદોબસ્ત એક નાનું સરખું મકાન બાંધીને કે ભાડે રાખીને થઇ શકે. થરમાં હિંદુઓમાં ખાસ કરીને કેળવાયલા વર્ગમાં હિંદુત્વની ભાવના જાગ્રત થએલી છે. એટલે મીઠીમાં રહીને બધું કામકાજ કરનાર માણસો મળી શકે તેમ છે. આપણે ત્યાંથી આ મુલક બહુ દૂર છે, જવા આવવાની સગવડ ઓછી છે, ટપાલ પણ પાંચમે દિવસે પહોંચે છે એટલે આપણી દેખરેખ બરાબર ન રહી શકે એ મુશ્કેલી તો છે જ. પણ લોકોની હાલત જોતાં એમ લાગે છે કે એમને માટે કંઇક કરવું જોઇએ. આપણે આપણો હાથ ન લંબાવી શકીએ તો બીજી ગમે તે વ્યક્તિ કે સંસ્થાદ્વારા એ લોકોની સ્થિતિ સુધારવાનો પ્રયાસ કરાવી શકીએ તો તે પણ ઇષ્ટ જ છે.

ભીલ સેવામંડળ
દાહોદ.

અંબાલાલ પુ. વ્યાસ

# જ્ઞાનગોચરી

## ૧ પેન–એશિયાટિક કોન્ફરન્સ

ગયા નવેંબર માસના પહેલા અઠવાડિયામાં શાંગહાઇમાં પેન–એશિયાટિક કોન્ફરન્સ-માત્ર એશિયાવાસીઓની એક કોન્ફરન્સ મળી હતી. આવી પેન–એશિયાટિક કોન્ફરન્સ બે વર્ષ પહેલાં નાગાસાકી ( જાપાન )માં કાઉન્ટ ઓકુમાની * પ્રતિભા અને ઉત્સાહની મદદથી બોલાવવામાં આવી હતી. કોન્ફરન્સમાં અમેરિકા કે યુરોપના કોઇ પણ ખબરપત્રીને પણ હાજર રહેવા દેવામાં આવ્યો ન હતો. પરંતુ શાંગહાઇના એક અંગ્રેજી પત્રમાંથી ખબર વીણી કાઢીને 'માન્ચેસ્ટર ગાર્ડીયન'માં છાપવામાં આવ્યા હતા તેનો સાર અમે નીચે આપીએ છીએ.

આ કોન્ફરન્સમાં ગોરી પ્રજા એશિયાવાસીઓ ઉપર જે જુલમ ગુજારે છે, તેની સામે માત્ર ઠરાવો કરવામાં આવ્યા કે ભવિષ્યના સંગઠિત એશિયાનાં બીજ આમાં વવાયાં તે અમે કહી શકતા નથી. યુરોપવાસીઓએ એટલું જાણવું જરૂરનું છે કે આવી કોન્ફરન્સ ભરાઇ હતી. તેમાં જુદા જુદા દેશોના ઘણાખરા પર પ્રતિનિધિઓ આવ્યા હતા. માત્ર ફીલીપાઇનમાંથી કોઈ પ્રતિનિધિ આવ્યો નહોતો, અને કોરીઆમાંથી જાપાનીઝ અમલે કોઇ પ્રતિનિધિને આવવા દીધો નહોતો. શ્રી મહેન્દ્રપ્રતાપસિંહ, હાલ જેઓ અફઘાનિસ્તાનમાં દેશવટો ભોગવે છે તેઓ હિંદના પ્રતિનિધિ તરીકે ગયા હતા. અને જાપાનમાંથી કાઉન્ટ ઓકાકાનો અનુયાયી, અને ત્યાંની પાર્લમેન્ટનો સભાસદ શ્રી ઇમાસોટો ગયો હતો. એશિયાવાસીઓ કાયદા પ્રમાણે અમેરિકાના વતની થઇ શકતા નથી, તે સામે વિરોધ દર્શાવવા આ કોન્ફરન્સ પહેલાં ભરવામાં આવી હતી.

પૂર્વમાં જાપાનની એકહથ્થુ-એ વિસંવાદી સૂરનો મુખ્ય વિષય હતો. બે ચીની પ્રતિનિધિઓ એવો ઠરાવ લાવ્યા કે "પેન-એશિયાટિક કોન્ફરન્સના આશયો સાથે જાપાનીઝ લોકો પ્રામાણિકપણે સંમત હોય તો તેમણે ચીનનો મુલક પચાવી પાડવાની પદ્ધતિને છોડી દેવી જોઇએ, અને મંચૂરીઆમાંથી પોતાનું લશ્કર પાછું બોલાવી લેવું જોઈએ." આ ઠરાવને આપણા પ્રતાપસિંહે ટેકો આપ્યો હતો; અને જાપાનીઝ પ્રતિનિધિઓ સિવાયના દરેકે ઠરાવની તરફેણમાં મત આપ્યો હતો; અને તે પસાર થયો હતો. ચીનના એક પ્રતિનિધિએ જાપાનીઝ લોકોને ઉદ્દેશીને કહ્યું કે જાપાની લશ્કર પાછું ખેંચી લેવા બાબત ચર્ચા કરવાનું આ સ્થાન ન હોય તો પણ જાપાને કોન્ફરન્સના આશયને માન આપીને એશિયાવાસીઓમાં દાખલો બેસાડવાની જરૂર છે. છેવટ કોન્ફરન્સમાં ત્રણ પક્ષ પડયા હતા. ચીન અને હિંદ એક તરફ હતાં: જાપાન વિરુદ્ધમાં હતું, અને બીજા દેશોના પ્રતિનિધિઓ તટસ્થ હતા......બીજે દિવસે નીચેના ત્રણ વિષયો બેઠકમાં મુક્યા હતા.

(૨) સિંગાપોર, પર્લબંદર અને હોનોલુલુ એ ત્રણે દરીઆઇ કાફલાઓ પૂર્વના દેશોમાં શાંતિ રાખવા માટે બીનજરૂરી છે, એટલું જ નહિ પણ તે શાન્તિના વિરોધી છે, અને તેથી તે મથકો નાબૂદ થવાં જોઇએ.

(૩) પશ્ચિમનો પ્રજાસંઘ માત્ર ત્યાંની બળવાન પ્રજાઓના હિતનું રક્ષણ કરવા માટે જ સ્થપાયો છે.

આ ત્રણ વિષયની ચર્ચા બાદ એક ચીની પ્રતિનિધિએ નીચેના ઠરાવો રજુ કર્યા હતાઃ—

(૧) એશિયાની દરેક પ્રજા સ્વતંત્રપણે પોતાના ભાવિનો નિર્ણય કરી શકે તેવાં પગલાં દરેક પ્રતિનિધિએ લેવાં;

(૨) જાપાની પ્રતિનિધિઓએ પોતાના દેશમાં જઇ નીચેના પ્રશ્નોનો નિવેડો લાવવા પ્રયત્ન કરવો :

क મંચૂરીઆ અને મોંગોલીઆમાં પગપેસારો કરવાની નીતિને નાબૂદ કરવી.
ख ચીન પોતે બહારથી આયાત થતા માલ પર કર નાંખી શકે એ તેના જન્મસિદ્ધ હક માટે સંમતિ આપવી.
ग જાપાની લશ્કર અને નૌકાસૈન્ય ચીનમાંથી પાછું બોલાવી લેવું.
घ આજથી ૬ માસની અંદર સમાન પક્ષ તરીકે ચીનો-જાપાનીઝ વહનાગું કરવું. (વેપાર વિશેનું) અને કોરીઆની પ્રજાને સ્વરાજ્ય આપવું.

(૩) જો કોઇ પણ પ્રતિનિધિ ઉપરના ઠરાવોને અમલમાં લાવવા માટે કંઇ પણ પગલાં ન ભરે તો પેન-એશિયાટિક મંડળમાંથી તેનું નામ કમી કરવું;

(૪) સીનેટર બોરાહ, બર્ટ્રાન્ડ રસેલ અને લીઓન ટ્રોસ્કીને પેન-એશિયાટિક મંડળના માનદ સભાસદ ગણવા.

ત્યાર બાદ એશિયાની સંસ્કૃતિ, કેળવણી, તથા એશિયાવાસીઓ માટે લશ્કરી તાલીમનું એક મથક એક વર્ષની અંદર નક્કી કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. ત્રીજી પેન-એશિયાટિક કોન્ફરન્સ ચાલુ વર્ષમાં કાબુલમાં ભરવાનું નક્કી થયું હતું.



## ૨ સરકારની સરહદ પરની નીતિ

થોડા માસ ઉપર આ વિભાગમાં અમે બ્રિટનની હિંદમાં લડાઈની તૈયારીઓ વિશે ખબર આપી હતી. અફઘાનીસ્તાન સાથે આપણી સરકાર કેવો સંબંધ રાખે છે, તે વિશે કાબુલના ' અમની અફઘાન ' નામના પત્રમાં આગા મોહમદ ઓમાર શુનવારીના લેખનો ' ઇન્ડિયન ડેલી મેઇલ 'માં તરજૂમો આવ્યો છે, તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

દુનિયામાં સુલેહશાન્તિના ફેલાવા માટે હાલ કેટલાય લેખો લખાય છે. ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, અને રૂશિયા ચીનમાં હાલ જે ધુનરેજી ચાલી રહી છે, તે વિશે મૌન રાખે છે તેથી હરકોઇને એમ લાગે કે યુરોપની પ્રજા કેટલી શાન્તિપ્રિય છે ! પણ હિંદી સરકાર સરહદ ઉપર શું કરે છે, તે વિશે જો જરા ઊંડી તપાસ કરીએ તો ખરી વસ્તુસ્થિતિ શી છે તેની તુરત ખબર પડશે; અને શાન્તિ જાળવવાના ખોટા બહાના નીચે યુરોપીય પ્રજાઓ માત્ર દુનિયાની આંખમાં ધૂળ જ નાંખવા માગે છે તેની ખાત્રી થશે.

હિંદી સરકારની આક્રમણની પદ્ધતિને લઈને સરહદ પરની અસંખ્ય ટોળીઓનું લોહી રેડાય છે; અને હિંદી સરકાર વિધવિધ પ્રકારોથી આનો વિરોધ કરી શકે છે. કોઈવાર પંથ પંથ વચ્ચે ખોટી

પાર્લમેન્ટ કહે તેમ હિંદનું શાસન થવું જોઇએ, અગર તો તેને સ્વરાજ્ય મળવું જોઇએ-આ બે વચ્ચે એકે મધ્યમ માર્ગ નથી.

અમારું પણ એ જ માનવું છે. અને સર શંકરન નાયર લખે છેઃ-

હાલનું પ્રધાનમંડળ જો (આપેલ) સુધારાને તોડી પાડે, અથવા કોઈ ખાસ મહત્ત્વનો સુધારો ન આપી શકે તો તેમાં હિંદને નાસીપાસ થવાનું નથી. દુનિયાનો નવો મોટો વિગ્રહ ક્ષિતિજમાં ઝઝૂમે છે, અને તે દ્વારા આપણે આપણી પરિસ્થિતિના (હકદાર) માલેક થઇશું. આ દરમિયાન હિંદે જે ગુમાવ્યું છે તેટલું જ તેને મળશે એમ નહિ-બલ્કે સ્વરાજ્ય મળશે. બ્રિટિશ લોકોને પણ સમજ આવશે. ગયા વિગ્રહની સુલેહ પછી હિંદી નોકરશાહીએ મોન્ટેગ્યૂ ચેમ્સફર્ડ રીપોર્ટને નેવે મૂકવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ મી. મોન્ટેગ્યુની કાર્યદક્ષતાને લઈને જ એમ બની શક્યું નહોતું. અને ભવિષ્યમાં કોઇ બીજી પાર્લમેન્ટ પોતાના પ્રયત્ન દ્વારા જે મેળવ્યું હોય, તે ન લઇ શકે એટલી ખાત્રી હિંદ કરી રાખશે; તેમ છતાં જો તે લઇ લેવામાં આવશે, તો હિંદ ઇંગ્લંડ સાથેનો પોતાનો સંબંધ સદાને માટે તોડશે, અને ઇંગ્લંડ માત્ર (એનો બીઝન્ટ કહે છે તેમ) બીજું હોલન્ડ થઇ રહેશે.



## ૪ બર્કેનહેડ સાહેબને જવાબ

લોર્ડ બર્કેનહેડે ડોન્કાસ્ટરમાં ૧૭ મી ફેબ્રુઆરીએ હિંદને સાયમન કમીશન સ્વીકારવાનું કહેતાં જે ધમકી આપી હતી, તેના જવાબમાં 'નેશન અને એથીનીઅમ'માં ત્યાર પહેલાં પ્રસિદ્ધ થએલા મી. જી. ટી. ગેરેટ-રીટાયર્ડ આઇ. સી. એસ. ના લેખમાંથી અમે નીચેનું અવતરણ આપીએ છીએ.

ઇંગ્લાંડમાં હજી પણ એવો ખ્યાલ પ્રચલિત છે કે હિંદના ખેડૂત અને બ્રિટિશ ઓફીસરની વચ્ચે અંગત પરિચયથી બંધાએલો સંબંધ ચાલુ છે. આવા ખ્યાલ માટે કશો પુરાવો નથી, અને થોડા જ આંકડાથી એમ સાબીત થઇ શકે એમ છે કે હિંદનાં ગામડાંઓ સાથે કશો અંગત પરિચય આપણા ઓફીસરોને હોતો નથી. દેશીરાજ્યોને બાદ કરતાં, જો આપણે બ્રિટિશ હિંદને જ લઇએ, અને તેમાંથી પણ મુખ્ય મુખ્ય શહેરો, અને લશ્કરી મથકો આપણે બાદ કરીએ, તો પણ બાકીના પ્રદેશની વસ્તી વીસ કરોડ જેટલી થવા જાય, અને આ વસ્તી છૂટાં છવાયાં ૭ લાખ ગામડાંમાં વહેંચાએલી હોય. જે ઓફીસરોને આ પ્રદેશમાં સ્વારીમાં ફરવાનું હોય છે તેમનો આંકડો ૨૦૦૦થી પણ ઓછો છે; અને આમાંના ઘણાને તો ચાલુ ઓફીસનું કામ જ પુષ્કળ હોય છે, કે તેઓ ભાગ્યે જ ગામડાંઓમાં છૂટથી હરીફરી શકે. હિંદવાસીઓમાંના ઘણા ઓછા લોકોએ અંગ્રેજ સાથે વાત કરેલી હોય છે, અને અંગ્રેજને જોયો પણ ન હોય તેવા પણ ઘણા હશે. આ સ્થિતિમાં અંગ્રેજ ઓફીસર કોઇ દૂર રહેતો અને અતડો લાગે (તેમાં નવાઇ નહિ.)

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રન્થ:**—છપાવી પ્રસિદ્ધ કરનાર: ગુજરાત પત્રકાર મંડળ અને ગુજરાત સાહિત્ય સભા તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પરિખ બી. એ. અમદાવાદ કિંમત રૂ. ચાર.

વસન્ત માસિકની કારકીર્દીનાં પચીસ વરસ પૂરાં થયાં તે પ્રસંગે ગુજરાત સાહિત્ય સભા અને ગુજરાત પત્રકાર મંડળે વસન્તના તંત્રી આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવને અર્પણ કરવા આ સ્મારક ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે.

આપણા સામયિક સાહિત્યમાં વસન્તનું સ્થાન ઊંચું છે. ઘણાં વરસો સુધી તે ઉત્તમ લેખકોએ તે માસિકમાં જ પોતાનો ફાળો આપેલો છે, ભાષાનું પણ ઉચ્ચ અને સંસ્કારી ધોરણ તેમાં જળવાઈ રહ્યું છે. આ બધામાં તેના તંત્રીનું વ્યક્તિત્વ મુખ્ય કારણ ગણવું જોઇએ. સ્મારકના પ્રારંભમાં શ્રી નરસિંહરાવભાઇ આ વાત બહુ ઔચિત્યથી મૂકે છે. "વિચારની પ્રૌઢતા તેમજ ગંભીરતા સમતોલપણું અને સુન્દરતા એ ગુણો વાણીના પણ તે જ ગુણોના આકારમાં" પ્રગટ થાય છે. વિશાલ અને સર્વગ્રાહી દૃષ્ટિ, સમયના બળવાન પ્રવાહોમાં પણ તટસ્થ રહી વિચાર કરનારી દૃષ્ટિ તેમના લેખોમાં હમેશ જોવામાં આવે છે. એથી જ તેમની શૈલી પ્રસન્ન ગંભીર છે.

આ સ્મારક ગ્રન્થમાં ગુજરાતના લગભગ સર્વ સાક્ષરો અને લેખકોએ સહકાર આપ્યો છે. કંઈક ગંભીર વિષય ઉપર લેખ આપવાનો પ્રયત્ન કરીને લેખકોએ પ્રસંગનું ઔચિત્ય સાધવાનો પ્રયત્ન કર્યો દેખાય છે. સાહિત્ય, કલા, ફિલસુફી, ઇતિહાસ, પુરાતત્ત્વ સંશોધન, રસમીમાંસા, રસવિવેચન, વગેરે તત્ત્વજ્ઞાનના વિષયો ઉપર વિવિધ પ્રકારના લેખો છે. આ પ્રસંગે વસન્તના પહેલાંના કેટલાક લેખકોનો અને તેમના સાહિત્યનો પરિચય કે તુલના કોઇએ કરી હોત તો તે ઉચિત તેટલું જ ઉપયોગી થઈ, તેથી આ ગ્રંથ થવો જોઈએ તેવો ગત પાસીકાની અને વર્તમાન સમયની વચ્ચે એક સુંદર મંકોડા રૂપ થઈ રહેત.

વાર્તા, કાવ્ય વગેરે કેટલુંક સર્જનાત્મક સાહિત્ય પણ છે પણ તે આ ગ્રન્થમાં જાણે જુદું પડી આવે છે, અને ગંભીર વિષયના લેખોમાં તે તે લેખક પ્રસંગને ઉચિત થવા વિશેષતા દર્શાવી છે તેવી સર્જનાત્મક સાહિત્યમાં નથી. 'ફોજદાર સાહેબ' કે 'ચમેલી' તે તે લેખકની બીજી કૃતિઓ સાથે સરખાવી શકાય તેવી નથી.

ખાસ ધ્યાન ખેંચે તેવા લેખોમાં 'ઈશાવાસ્ય ઉપનિષદ અનુવાદ' 'આર્યાવર્તના વસ્ત્રાલંકાર' 'પાણિનીકાલીન સમાજ સ્થિતિનું ચિત્ર' 'હિન્દુ અને હિન્દી શબ્દોનું રહસ્ય' 'કલાના મૂલ તત્ત્વોમાં સૌન્દર્યનું સ્થાન' 'મહા કવિ કાલિદાસ અને પુરાણો' 'ગુજરાતનું વહાણવટું' 'કુવલયમાલા' 'એરિસ્ટોટલની કાવ્યમીમાંસામાંથી કેટલાક મુદ્દાઓ' છે. ઘણા ખરા ઐતિહાસિક અને પુરાતત્ત્વ સંશોધનને લગતા છે. આમાં ફિલસુફીના માત્ર બે જ ગણી

શકાય: ઍરિસ્ટોટલ ઉપરનો અને ' કલાનાં મૂલતત્ત્વો ' ઉપરનો. જો આ સંગ્રહ ઉપરથી અનુમાન કરવું હોય-અને આ સંગ્રહ અત્યારે તો ગુજરાતની બુદ્ધિનો પ્રતિનિધિરૂપ ગણવો જોઈએ-તો કહેવું જોઇએ કે ગુજરાતમાં ફિલસુફી અને તત્ત્વચર્ચામાં રસ લેનાર ઘણા થોડા છે. આ બે નિબંધો પણ કલામીમાંસાના છે અને એ ગુજરાતની મીમાંસા પણ કલાની દિશાએ જાય છે તેનું સૂચન કરે છે.

બીજા ગુજરાતી લેખો પણ વાંચવા યોગ્ય છે. આચાર્ય આનંદશંકરભાઇને ગુજરાત ઉપરાંત બીજા પ્રાંતોએ પણ અભિનન્દન આપ્યાં છે. ઉત્તર હિન્દ, દક્ષિણ વગેરેના વિદ્વાનોએ સંસ્કૃત હિન્દી અંગ્રેજીમાં લેખો આપ્યા છે તે પણ અભ્યાસ યોગ્ય છે.

અનાયાસે ગુજરાતની સર્વ લેખન પ્રવૃત્તિનું નવનીત આપણી પાસે રજુ થતાં, અને વસન્તની પચ્ચીસી પૂરી થયાના પશ્ચાદવલોકન કરવાના પ્રસંગે, સ્વાભાવિક રીતે વિચાર આવે છે કે વસન્ત માસિકમાં જ જે વિદ્વત્તા વિશાળ દૃષ્ટિ વગેરે દેખાયાં છે તેની સાથે સરખાવતાં અત્યારના ગુજરાતના સાક્ષરવર્ગ વિશે શું વિચારીશું ? અલબત લેખક વર્ગ વધ્યો છે એ તો નિઃસંશય છે. પણ વસન્તના લેખોમાં જે ઊંડો અભ્યાસ અને શ્રમ, વિશાળ દૃષ્ટિ દેખાય છે તે વધ્યાં છે, અથવા છેવટ તેનો વારસો સચવાયો છે ? વિચાર કરતાં બેની તુલના કરતાં, અમને મગરૂર થવા જેવું નથી લાગતું તો બીજી બાજુ નિરાશ થવા જેવું પણ નથી લાગતું.

**દેશી રાજ્યઃ**— તંત્રી અને પ્રકાશકઃ જયંતીલાલ મોરારજી મહેતા, નડીઆદ: (ગુજરાત) વાર્ષિક લવાજમ રૂા. ૬

આ નવીન માસિકનો પાંચમો એટલે ફેબ્રુઆરીનો અંક અમને મળ્યો છે. દેશી રાજ્યોની સ્થિતિ અત્યારે બહુ વિચિત્ર છે. ઉપર સાર્વભૌમ સત્તા સરકારની હોવાથી અને સરકાર તરફથી તેમને રક્ષણ મળતું હોવાથી દેશી રાજકર્તાઓ રૈયતથી પરાઙ્મુખ થયા છે. તેમનું હિત માત્ર સરકારની મહેરબાની મેળવવામાં છે. સરકારને પોતાને દેશી રાજ્યની રૈયતમાં કાંઇ હિત નથી. ઉલટું દેશી રાજ્યનો કારભાર ખરાબ હોય, રૈયત પીડિત હોય, તો સરકાર તો એ સ્થિતિને સ્વરાજની માગણીની વિરુદ્ધ એક દલીલ તરીકે વાપરે છે. આવી સ્થિતિમાં દેશી રાજકર્તાઓ પોતે વિચાર કરતા થઈ કેટલું સારૂં કરી શકે એ દિશામાં પ્રયત્ન કરવા આ માસિક પ્રવૃત્ત થયું છે.

માસિકના લેખો જોતાં અમને સંતોષકારક લાગ્યા છે. ' એક વૃદ્ધની વિચાર પોથી ' માંથી લખેલ દેશી રાજ્યની સુધારણા અને દરમિયાનગીરીનો પ્રશ્ન સમર્થ રીતે ચર્ચ્યો છે. દેશી રાજાઓ એ સમજે તો તેમનું ખરૂં હિત શેમાં છે તે તેઓ જોઇ શકે. તે સિવાય સર પટ્ટણીનો લેખ તેમના વિશાલ અને નિકટના અનુભવને લીધે ઘણો વિચારવા લાયક છે. બીજા લેખો પણ વ્યવહાર દૃષ્ટિએ ચર્ચાયા છે. નોંધમાં મિસ મીલરની શુદ્ધિ વિશે તંત્રીએ જે વલણ દર્શાવ્યું છે તે અમને ઘણું જ ડહાપણ ભરેલું અને વાજબી લાગે છે. સર તુકોજીરાવ અત્યારે રાજા નથી, મિસ મિલરની શુદ્ધિ એ ખરી ધર્મશુદ્ધિ નથી. એ બનાવ બિલકુલ મહત્ત્વનો નથી. આવા બનાવો ઉપર વર્તમાનપત્રોની ધાંધલ અસ્થાને છે.

આખા માસિકમાં અમને કર્તાની દરેલ અને વ્યવહારૂ દૃષ્ટિ નજરે પડે છે.

માસિક સુંદર કાગળ ઉપર સફાઇથી આડંબર વિના સુઘડ રીતે સંપાદિત થયું છે.

**ગુલછડી**:—રચનારઃ રમણીકલાલ જયચંદભાઇ દલાલ. પ્રકાશકઃ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.

આ સુંદર છપાઇવાળું અને સુઘડ રીતે સંપાદિત કરેલું લઘુ પુસ્તક પ્રકાશકના પુત્ર ચિ. દત્તાત્રયના સ્મરણાર્થે વિના મુલ્યે વહેંચવા માટે પ્રગટ કરાવેલું છે. લેખકે આગળ પાછળ બબ્બે કાવ્યો મૂક્યાં છે અને વચમાં ૧૪ વાર્તાઓ બચ્ચાં સમજી શકે તેવી સરળ ભાષામાં મૂકી છે. વાર્તાઓ ઘણીખરી આપણાં ધર્મશાસ્ત્રોમાંથી લીધેલી છે અને થોડી ઐતિહાસિક, કોઇક કલ્પિત પણ છે. ભાષા સરલ છે ખરી, બાળકો સમજી પણ શકશે, પણ બાળકોને માટે તે વધારે રસિક થવાની જરૂર હતી. ખરી મુશ્કેલી તો એ છે કે આપણે ત્યાં ભાષા જોઇએ તેવી કેળવાયેલી નથી.

આવું પુસ્તકાકારે સ્મારક કરવાને માટે અમે પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ.

**થોડાંક છુટાં ફુલ**:—પ્રણેતાઃ જ્યેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ, એમ. એ. પ્રોફેસર, મગનલાલ ઠાકોરદાસ આર્ટસ કૉલેજ. કિ. રૂ. ૧-૪-૦

લેખકે જુદે જુદે પ્રસંગે આપેલાં વ્યાખ્યાનો અને લેખોનો આ સંગ્રહ છે. આવા સંગ્રહમાં ભાષા શૈલી કે વિચાર પદ્ધતિ એકધારી ન જ હોય એ સ્વાભાવિક છે. આમ થવાથી વાચકને સામગ્રીનું વૈવિધ્ય મળે છે એ ખાસ લાભ છે.

આ સંગ્રહમાં કર્તાનું એક રૂપક વાપરીએ તો લેખોનો ‘ ચેવડો ’ છે. કેટલાક ‘ ચેવડાનું મૂળ ’ જેવા હાસ્યરસના નિબંધો છે. તેમનો હાસ્યરસ ખડખડ હસાવે તેવો નથી પણ જરા મોઢું મરકે, એટલું પણ ન થાય માત્ર જરા મન ‘ મરકે ’ એવો છે. એવા હાસ્યમાં કોઈ વાર ગંભીર વિચારોનો પણ રસક્ષતિ થયા વિના તેઓ સ્પર્શ કરી શકે છે અને તેનો દાખલો એ ‘ ચેવડાનું મૂળ ’માંથી જ મળશે, જ્યાં લેખક ચેવડાને સંસાર સાથે સરખાવે છે. કોઈ કોઇ લેખમાં લેખક પોતે હાસ્યનો પ્રયત્ન કર્યા વિના કેટલીક હાસ્યગર્ભિત સામગ્રીને પોતે ગંભીર રહીનેજ સ્પર્શ કરે છે, જેમકે ‘ગુજરાતી બોલી.’ પણ આમાં સર્વત્ર ‘ ગુજરાતી આદિત્ય ’ના પ્રોફેસર જણાઇ આવે છે. ઘણીખરી જગાએ હાસ્યનું બીજ શબ્દનું મૂળ શોધવામાં કે શબ્દના શ્લેષ ઉપર રહેલું છે અને તેમના અનુભવોમાં પણ પ્રોફેસરના જીવનની પરિમિતતા છે.

તેમના સાહિત્યવિષયક લેખો જુદા વિચારવા જેવા છે. તે તે લેખો સર્વગ્રાહી નિબંધ જેવા નથી પણ માત્ર પોતાને કહેવાની વાત ટૂંકમાં કહીને બતાવી દે છે. કવિ નર્મદ, સદ્ગત નવલરામ, કાલિદાસ, શેક્સપીયર સંબંધી લેખો એવા છે. અને આ ટૂંકી શૈલી જો કે ઘણીવાર વિષયની મહત્તા જોતાં અતિ ટૂંકી પડી જાય છે ( જેમકે કાલિદાસ અને શેક્સપીઅર ) છતાં સાહિત્યરસિકને તે વાંચવા લાયક તો છે જ. “ સાહિત્યના પાંચ ગુણો ” અમને તો અસ્ફુટ લાગ્યો છે, તે તે દાખલામાંથી તે તે ગુણ કેવી રીતે વ્યક્ત થાય છે તે, ઘણી જગાએ અગમ્ય રહે છે, છતાં વાંચવા જેવો છે અને ‘ પ્રૌઢ શૈલી ’નો લેખ ઘણો નાનો છતાં ચોક્કસ અને મનનીય વિચારવાળો છે. આ પ્રમાણે વિદ્યાકલા શિક્ષણ વગેરે ઉપર પણ લેખો છે.

બધા લેખોમાં તત્ત્વચિંતન ઉપરના લેખો સૌથી ભારે છે. આ આખા નિબંધસંગ્રહમાં એ ભાગ જાણે જુદો તરી આવે છે. આ સિવાયના લેખોમાં શૈલી જુદી જુદી છતાં સર્વત્ર સુવાચ્ય અને અહીં તહીં એકાદ માર્મિક કટાક્ષને અવકાશવાળી હતી, તે અહીં એકા-

એક ભારે થઇ જાય છે. વળી તેમાં કોઇ પશ્ચિમના તત્ત્વચિંતનના વિચારો સાથે નવો સમન્વય કરવાનો પ્રયત્ન નથી. માત્ર આપણાં શાસ્ત્રો ઉપર શાસ્ત્ર પદ્ધતિએ વિવરણ છે. અત્યાર સુધી સ્વતંત્ર રીતે ટીકા કરનાર લેખક અહીં ટીકાકાર મટી જઇ માત્ર શાસ્ત્ર વચનો ઉતારે છે. અમે માનીએ છીએ કે આ લેખો આખા પુસ્તકના વાતાવરણમાં વિક્ષેપકારક છે અને તેને જુદા રખાય તો વધારે સારું.

સંગ્રહમાં એક વાર્તા અને વાર્તા જેવું સ્વપ્ન છે. વાર્તા મોહક શૈલીમાં લખાઇ છે પણ તેમાં મુખ્ય બનાવનો માનસ હેતુ સ્પષ્ટ નથી. પુસ્તકને અંતે પાંદડીઓ છે તેમાં કેટલાક સુંદર રમુજી ટુચકા છે.

આપણે ત્યાં નિબંધ સાહિત્ય અલ્પ છે, જુનું વખણાયેલું નિબંધ સાહિત્ય પણ અત્યારે વીસરાતું જાય છે, અને નવું નિબંધ સાહિત્ય જે વંચાય છે તે બહુધા છીછરું અને કેટલુંક શાસ્ત્રીયતાની વિડંબના કરનારું અને કેટલુંક હાસ્યરસની વિડંબના કરનારું હોય છે. તેમાં આ ગંભીર અને અકૃત્રિમ શૈલીથી લખેલો સંગ્રહ ઉપયોગી નીવડશે એમ અમારું માનવું છે. યુવાન વાચકો આ વાંચશે એમ અમે આશા રાખીએ છીએ.

**ઇસ્લામની ઓળખ**:—કર્તા: કરીમ મહમદ માસ્તર. એમ. એ; એલ, એલ. બી. (એસ. ટી, સી, ડી.) વકીલ, નડીઆદ. કીંમત રૂ ૧-૦-૦.

અત્યારે સામાન્ય મુસલમાનોની ધાર્મિક માન્યતા મૌલાનાઓના દોરવા પ્રમાણે ચાલે છે, તેમાં અકલી દલીલને અવકાશ નથી અને હિંદુઓ તે તરફ લગભગ ઉદાસીન છે. એ સ્થિતિમાં હિંદુ મુસ્લીમ સબંધ કંઇક સુધરે એટલા માટે કર્તાએ આ પુસ્તકમાં ઇસ્લામના મુખ્યભૂત સિદ્ધાન્તોદ્વારા પોતાના ધર્મની ઓળખ કરાવી છે.

પુસ્તકનો ક્રમ કંઇક આવો છે. પ્રથમ કુરાને શરીફમાંથી અવતરણો લઇ તેનું ગદ્ય ભાષાન્તર આપેલું છે. તે પછી એ જ ફકરાનો અનુવાદ કર્તાએ ગુજરાતી પદ્યમાં કોઈ પ્રસંગે કરેલો તે આપ્યો છે અને પછી તે પદ્ય ઉપર ટીકાના રૂપમાં ઇસ્લામના સિદ્ધાન્તોનું વિવરણ કર્યું છે. આવા વિવરણમાં અન્ય ધર્મોથી અને ખાસ કરીને હિન્દુ ધર્મથી ઇસ્લામ ક્યાં ક્યાં જુદો પડે છે તે બતાવ્યું છે અને ઈસ્લામ ઉપર અન્યધર્મ તરફ ધર્માંધ અને જુલમગાર હોવાનો જે આરોપ છે તે મજહબના શબ્દો જેનાં ખોટા ઠરે છે એમ બતાવેલું છે. ખરી રીતે આ માન્યતા મજહબના શબ્દો ઉપર રચાએલી નથી પણ ઇતિહાસની તવારીખ ઉપર થયેલી છે. એવું ઘણીવાર બને છે કે અનેક ઐતિહાસિક કારણોને લીધે ધર્મશાસ્ત્રમાં જે ભાર દઈને કહ્યું હોય તેથી ઉલટું જ એ ધર્મના અનુયાયીઓ કરે છે. આવે વખતે તે તે ધર્મના અનુયાયીઓને તેમના ધર્મ વિશેના વધારે સારા જ્ઞાનથી તેમની એ વર્તણૂક સુધારવી જોઇએ. એ વર્તણૂક સુધરતાં એ આક્ષેપ બંધ પડશે. આ લેખકનો આ પ્રયત્ન એ દિશામાં એક ઉત્તેજન યોગ્ય પ્રયત્ન છે.

ભાષાન્તરમાં કર્તાએ ફારસી શબ્દો વધારે રાખ્યા છે. અલબત્ત ધાર્મિક ગ્રન્થોનાં ભાષાન્તરો કરતાં મૂળના ઘણા શબ્દો રાખવા પડે. તેથી ભાષામાં એ ધર્મનું વાતાવરણ ઊભું થાય છે. પણ અહીં અમને એ શબ્દોનો અતિ પ્રયોગ થયો લાગે છે. વળી ધર્મ વિવેચન સઘળું પોતાનાં પદ્યો ઉપર ટીકા રીતે કર્યું છે તેના કરતાં તાત્ત્વિક મહત્તાની દૃષ્ટિએ ઇસ્લામના ધર્મગ્રન્થમાંથી અવતરણો ચૂંટી કાઢી તેના પર જ વિવેચન લખ્યું હોય અને પદ્યભાગ જુદો

પરિશિષ્ટ રૂપે જ રાખ્યો હોત તો ગેરમુસ્લિમોને વાંચવા સમજવામાં વધારે સરલતા થાત. આ પદ્ય ભાગ તો જાણે મૂળ અવતરણ અને વિવેચનની વચ્ચે આડો આવતો લાગે છે, અને તેમાં પણ પદ્યમાં જ્યારે ક્યાંક શબ્દશઃ અનુવાદને બદલે માત્ર ભાવાર્થ જ લીધો હોય છે, કે મૂળ અવતરણ બહારનાં વાક્યો દાખલ કરેલાં હોય છે ત્યારે સમજવું ઘણું મુશ્કેલ પડે છે. અથવા જો પદ્યોનો આગ્રહ હોય તો પછી પદ્યોનો જ સંગ્રહ કરી તેનાં પર અવતરણો સહિત વિસ્તૃત ટીકા કરવી એ બીજો માર્ગ. પદ્ય ભાગને વધારે પ્રસાદવાળો કરવો આવશ્યક છે.

કોઇ કોઇ જગાએ કર્તાએ અવતરણની સાથે ઐતિહાસિક કે પૌરાણિક પ્રસંગ આપ્યો છે. તેવા પ્રસંગો વધારે આપવાની જરૂર છે. તેવી વસ્તુ વધારે વિશદ અને રસિક થશે અને મન પર તેની છાપ વધારે સહેલી રીતે પડશે.

અવતરણોનો ક્રમ ઇસ્લામી માન્યતાઓની અગત્યનો લીધો છે તે ખોટો નથી. છેવટે ઇસ્લામી ધર્મના મુખ્ય મુખ્ય મુદ્દાઓ પ્રશ્નો ક્રિયાઓ અને પારિભાષિક શબ્દોની એક સૂચી આપી હોત તો તેથી વાંચનારને સુગમ પડત. આરબી ભાષાથી અપરિચિત ગુજરાતીને આગળ પાછળનાં આરબી વાક્યો અને શબ્દો યાદ ન રહે અને તેવાં વાક્યોના અર્થો શોધવાને આમાં સાધન નથી.

કોઈ કોઇ જગાએ સંસ્કૃત શબ્દો ખોટા અર્થમાં વપરાયા છે. 'સમન્વય' શબ્દ 'સમાનાર્થ' ના અર્થમાં વપરાયો છે. 'પ્રથક' 'એકીશ્વરવાદ' 'લિપિયાન્તર' વગેરે જોડણી ખોટી છે. ઇસ્લામનો 'એકેશ્વરવાદ' અને હિન્દુધર્મનું 'અદ્વૈત' બેની વચ્ચે ઘણો ફરક છે. કર્તા અદ્વૈત અને એકેશ્વરવાદને એક જ ગણતા જણાય છે.

પુસ્તકની છપાઇનું કામ જોઇએ તેવું સંતોષકારક નથી. એક જગાએ વિષયને અધૂરો મૂકી તેનું આગળ અનુસંધાન લઇ જવું પડ્યું છે. અને છાપ, અક્ષરની પસંદગી, ચિહ્નો વગેરે બિલકુલ આકર્ષક નથી. પ્રચારનું સાહિત્ય ઘણું જ આકર્ષક હોવું જોઇએ.

એ સઘળું છતાં, કર્તાએ પોતાના ધર્મમાં અકલી ચર્ચા કરવાનું પગરણ માંડ્યું છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. અમે આશા રાખીએ છીએ કે કર્તા આ પ્રયત્ન આટલે ન છોડી દેતાં વધારે છૂટથી અને વ્યાપક રીતે ઇસ્લામની ચર્ચા કરી આખા ગુજરાતને, હિન્દુ મુસલમાન બધાને તેની ઓળખ કરાવશે. અને વાંચનાર વર્ગ આ પુસ્તક વાંચી કર્તાને એ દિશામાં વિશેષ ઉત્તેજન આપશે. રા૦

**પરીખની ગુજરાતી કૉપી બુક નં. ૧ થી ૫**:—પ્રકાશક: ખડાયતા બુક ડેપો, બાલા હનુમાન, રીચીરોડ, અમદાવાદ. અમારી પાસે ચડતા ક્રમમાં આ નામવાળી કૉપી બુકો અભિપ્રાય અર્થે આવી છે. તેમાં શરૂઆત સીધા કાનાથી બારાક્ષરીના ઉપક્રમથી પડેલાં છુટા શબ્દો ને ધીમે ધીમે વાક્યો લખેલાં છે: અક્ષરો પોલા રાખ્યા છે. વિદ્યાર્થીઓએ કિત્તેથી તે ભરી દેવાના છે. અક્ષરોના મરોડ સારા છે, પણ શરૂઆતની ચોપડીમાં પહેલા અક્ષરો શાહીથી ભરેલા છપાવ્યા હોત તો વધુ સારૂં હતું. આ કામ એમણે છેક ત્રીજી ચોપડીમાં કર્યું છે. અમે વધારામાં એ સૂચવીએ કે કીત્તો કેમ ઘડવો, કીત્તો કેમ પકડવો એ બધી સૂચના સચિત્ર પુંઠાની અંદરના ભાગમાં છાપી હોત તો વધારે સુગમ પડે. અંગ્રેજી કૉપી બુકોમાં એવું આપેલું હોય છે. કૉપી બુકોની કિંમત માત્ર ૦-૧-૦ હોઇ ઘણી સસ્તી કહેવાય. ગ૦

**ચાર બાળ સંવાદો:**—લેખક ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ. સંપાદક: ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. પ્રકાશક: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ વડોદરા. કિંમત ત્રણ આના.

**સંવાદ સંચય ભાગ ૧લો:**—સંગ્રાહક અને પ્રકાશક: ગોકળદાસ કુબેરદાસ મહેતા. ઢાળની પોળ અમદાવાદ. કિંમત દસ આના.

**સંવાદ સંગ્રહ ભાગ ત્રીજો:**—સંયોજક અને પ્રકાશકો:—હરિલાલ ચંદુલાલ ઠાકોર અને ભાઇચંદ પૂનાદાસ શાહ. કિંમત દસ આના, બોર્ડ પટ્ટી બાર આના, પાકું પુઠું ચૌદ આના.

શિક્ષણમાં અભિનય કળાને સ્થાન છે એ વાત જેમ જેમ સ્પષ્ટ થતી જાય છે અને સ્વીકારાતી જાય છે, તેમ તેમ સારા સંવાદોની માંગ વધતી જાય છે. કોઇ પણ પ્રવૃત્તિને આપણે શિક્ષણના સાધન તરીકે સ્વીકાર્યા પછી તેની શુદ્ધતા જાળવવા માટે પૂરેપૂરી કાળજી રાખવાનો આપણો ધર્મ થઇ પડે છે. બાળકોની રસવૃત્તિ ઘડવાને માટે સંવાદો એ જબરૂં સાધન છે. અને એ રીતે આપણે એ વસ્તુનો વિચાર કરીશું તો આપણે અધમ રસવૃત્તિપોષક કે ઉત્તેજક વસ્તુનો ત્યાગ કરીશું. સંવાદો માત્ર વાર્ષિક મેળાવડામાં સભાજનોના મનરંજન માટે જ નથી એ વાત હવે ધીમે ધીમે સમજાતી જાય છે. બાળકની સર્વાંગ ખીલવણી અને કેળવણી માટે એ આવશ્યક વસ્તુ છે. હાલમાં શિક્ષણની પદ્ધતિઓ વિષે જેમ શાસ્ત્રીય વિચાર થઇ રહેલો છે તેવો જ ઝીણવટ ભર્યો અને શાસ્ત્રીય વિચાર સંવાદોની પસંદગી વેળાએ પણ શિક્ષકોને કરવો પડે છે. 'સંવાદ આપો'ની ધૂન મચાવતું ટોળું વીંટી વળે ત્યારે સંવાદ કાઢવા કયાંથી? એ પ્રશ્ન શિક્ષકને ખરો મૂંઝવે છે. પ્રસ્તુત સંગ્રહો આવે પ્રસંગે ભીડ ભાગનાર નીવડશે એમ લાગે છે. એમાંના પહેલા બે સંગ્રહો તો સામાન્ય રીતે માધ્યમિક શાળાનાં નાનાં બાળકો માટે છે. 'ચાર બાળ સંવાદો'નો આકાર છપામણી વગેરે સુંદર છે, વસ્તુ પણ સારૂં છે, પણ હજી ભાષા કાચી લાગે છે. પહેલા બે સંવાદો તો બાળકો હોંસથી ભજવતાં જોવામાં આવે છે. 'સંવાદ સંચય'માં વિવિધતા સારી છે. સંવાદો સામાન્ય રીતે સારા છે પણ એનાં કેટલાક સંવાદોમાં આપણાં હાલનાં નાટકોના જેવો નાટકી ભાવ અને રીતિ સ્વીકારાયેલી છે એ અમને અનુચિત લાગે છે. 'સંવાદ સંગ્રહ' મોટા વિદ્યાર્થીઓ માટે છે. સંગ્રાહકોએ સામાન્ય રીતે શિષ્ટ લેખકોનાં જ લખાણો સ્વીકાર્યાં છે એટલે એ વિષે અમારે કાંઇ ખાસ કહેવાનું નથી. વિનય મંદિરોના ઉપલા વર્ગો માટે અને મહાશાળાઓ માટે આ સંગ્રહ સારી પેઠે ઉપયોગી થઇ પડશે.

**શ્રી. મઢડા અનાથાશ્રમનો હેવાલ**—શ્રી મઢડા આશ્રમને નામે ઓળખાતી જુદી જુદી સંસ્થાઓનો સંવત ૧૯૭૭ થી સંવત ૧૯૮૨ ના આસો વદ ૦)) સુધીનો હિસાબ.

આ બિલની પાંચમી કલમની ચર્ચા ખાસ આ વખતની બેઠકે ચર્ચાવા માટે રાખેલી હતી. તે કલમમાં સેનેટના કામકાજ ઉપરની છેવટની અવશિષ્ટ સત્તા (residual powers) વૉઇસરૉયને પ્રેક્ષક (visitor) તરીકે નીમીને આપેલી હતી. આ સત્તા પ્રજામત ઉપર અંકુશરૂપ હતી માટે આ કલમની સામે પ્રજાએ સખ્ત વાંધો દર્શાવ્યો. સેનેટે પણ જણાવ્યું હતું કે આ કલમ પસાર થાય તેના કરતાં જૂનો કાયદો વધારે પસંદ કરવા જેવો હતો. હિંદ સરકારને વૉઇસરૉય જ નીમાય એવો આગ્રહ નહોતો પણ અવશિષ્ટ સત્તા કોઈ પણ સત્તાધિકારીમાં રહેવી જોઇએ એવો આગ્રહ હતો તેથી તેણે તે સત્તા ચૅન્સેલર એટલે મુંબઇના ગર્વનરને સોંપવાની સૂચના કરી. આ ઉપરથી કેળવણીખાતાના પ્રધાન દિ. બા. હરિલાલ દેસાઇએ વૉઇસરૉયને બદલે ચૅન્સેલરને સદર સત્તા આપવાનો સુધારો રજુ કર્યો.

પણ આ સુધારો તો મૂળ કલમ કરતાં વધારે ખરાબ હતો. વૉઇસરૉય દૂર રહ્યાં ડખલ કરી શકે તેના કરતાં ચૅન્સેલર મુંબઇમાં રહ્યાં ઘણી વધારે ડખલ કરી શકે. વળી વૉયસરૉયને ડખલ કરવી હોય તો તે ચૅન્સેલરની ઉપરવટ કરવી પડે, તે અનેક યુનિર્સિટીઓ સાથે સંબંધ ધરાવતો હોય એટલે સ્વાભાવિક રીતે તેની દૃષ્ટિ વિશાળ હોય. એટલે પ્રજાહિતને માટે ચૅન્સેલર કરતાં વૉઇસરૉયની ડખલગીરી ઓછું અનિષ્ટ ગણાય.

સુધારો રજુ થતાં તેના પર લીગલ રિમેમ્બ્રન્સર મિ. બાલકરામે વિશેષ સુધારો મૂક્યો. તેમાં સેનેટનું કામકાજ તપાસી કે તેની તપાસ કરાવી તે રદ કરવાની સત્તા ચૅન્સેલરને આપેલી હતી. હવે આ જ અર્થનો સુધારો પ્રથમ આવેલો હતો ત્યારે અધ્યક્ષે તે ગેરકાયદેસર ઠરાવેલો હતો. મિ. બાલકરામના સુધારામાં અને તે રદ થયેલા સુધારામાં માત્ર શબ્દોની હેરફેર હતી. મિ. નરીમાને આ તરફ અધ્યક્ષનું ધ્યાન ખેંચી પોઇન્ટ ઑફ ઑર્ડર ઉઠાવ્યો પણ અધ્યક્ષે મિ. બાલકરામનો સુધારો માન્ય રાખ્યો. મત લેવાતાં મિ. બાલકરામનો સુધારો વધુ મતે પસાર થયો. સ્વરાજ પક્ષના સભ્યો આ ઉપરથી ચાલ્યા ગયા અને જતાં જતાં મિ. નરીમાને જણાવ્યું કે અધ્યક્ષનો આ ચુકાદો અમે અન્યત્ર નાણી જોઇશું. એમ મનાય છે કે આ સવાલ કોર્ટે ચડશે અને રા. ભુલાભાઈ દેસાઇ સ્વરાજ પક્ષ તરફથી ઊભા રહેશે.

આ રીતે યુનિવર્સિટીને વધારે પ્રજાકીય બનાવવા જતાં તેમાં ચૅન્સેલરની સત્તા ઘુસી ગઈ!

આ બધામાં મિ. મુનશી શા માટે સરકાર પક્ષમાં ઊભા રહ્યા? અલબત તેઓ સ્વરાજ પક્ષના નથી. પણ યુનિવર્સિટીના પ્રતિનિધિ તો હતા અને સેનેટે પોતાનો અભિપ્રાય આ બાબતમાં સ્પષ્ટ રીતે બતાવેલો હતો. તે પણ બાજુ રાખતાં, અત્યારે પ્રજાના માનસમાં જે દાસત્વબુદ્ધિ ઘર કરી રહી છે તેને કાઢવાને કેળવણીને સ્વતંત્ર કરવી જ જોઇએ એમ તેઓ નહિ માનતા હોય? અને પ્રજાએ પોતાનું હિત શું છે તે દર્શાવેલું પણ નથી? જો પ્રજાદ્રોહ જેવું કાંઈ હોય તો આ પ્રજાદ્રોહ નથી? તેમની ગુજરાતની અસ્મિતા કયાં ગઇ? કે ના, ગુજરાતની અસ્મિતા માત્ર સાહિત્યમાં લખવા પૂરતી જ છે અને વ્યવહારમાં તો પોતાની અસ્મિતા જ ખરેખરી પ્રવર્તક છે? ગુજરાતે આ વિચારવું ઘટે છે.

આ બિલની પાંચમી કલમની ચર્ચા ખાસ આ વખતની બેઠકે ચર્ચાવા માટે રાખેલી હતી. તે કલમમાં સેનેટના કામકાજ ઉપરની છેવટની અવશિષ્ટ સત્તા (residual powers) વૉઇસરૉયને પ્રેક્ષક (visitor) તરીકે નીમીને આપેલી હતી. આ સત્તા પ્રજામત ઉપર અંકુશરૂપ હતી માટે આ કલમની સામે પ્રજાએ સખ્ત વાંધો દર્શાવ્યો. સેનેટે પણ જણાવ્યું હતું કે આ કલમ પસાર થાય તેના કરતાં જૂનો કાયદો વધારે પસંદ કરવા જેવો હતો. હિંદ સરકારને વૉઇસરૉય જ નીમાય એવો આગ્રહ નહોતો પણ અવશિષ્ટ સત્તા કોઈ પણ સત્તાધિકારીમાં રહેવી જોઇએ એવો આગ્રહ હતો તેથી તેણે તે સત્તા ચૅન્સેલર એટલે મુંબઇના ગર્વનરને સોંપવાની સૂચના કરી. આ ઉપરથી કેળવણીખાતાના પ્રધાન દિ. બા. હરિલાલ દેસાઇએ વૉઇસરૉયને બદલે ચેન્સેલરને સદર સત્તા આપવાનો સુધારો રજુ કર્યો.

પણ આ સુધારો તો મૂળ કલમ કરતાં વધારે ખરાબ હતો. વૉઇસરૉય દૂર રહ્યાં ડખલ કરી શકે તેના કરતાં ચેન્સેલર મુંબઇમાં રહ્યાં ઘણી વધારે ડખલ કરી શકે. વળી વૉયસરૉયને ડખલ કરવી હોય તો તે ચેન્સેલરની ઉપરવટ કરવી પડે, તે અનેક યુનિર્સિટીઓ સાથે સંબંધ ધરાવતો હોય એટલે સ્વાભાવિક રીતે તેની દૃષ્ટિ વિશાળ હોય. એટલે પ્રજાહિતને માટે ચેન્સેલર કરતાં વૉઇસરૉયની ડખલગીરી એ ઓછું અનિષ્ટ ગણાય.

સુધારો રજુ થતાં તેના પર લીગલ રિમેમ્બ્રન્સર મિ. બાલકરામે વિશેષ સુધારો મૂક્યો. તેમાં સેનેટનું કામકાજ તપાસી કે તેની તપાસ કરાવી તે રદ કરવાની સત્તા ચેન્સેલરને આપેલી હતી. હવે આ જ અર્થનો સુધારો પ્રથમ આવેલો હતો ત્યારે અધ્યક્ષે તે ગેરકાયદેસર ઠરાવેલો હતો. મિ. બાલકરામના સુધારામાં અને તે રદ થયેલા સુધારામાં માત્ર શબ્દોની હેરફેર હતી. મિ. નરીમાને આ તરફ અધ્યક્ષનું ધ્યાન ખેંચી પોઇન્ટ ઑફ ઑર્ડર ઉઠાવ્યું પણ અધ્યક્ષે મિ. બાલકરામનો સુધારો માન્ય રાખ્યો. મત લેવાતાં મિ. બાલકરામનો સુધારો વધુ મતે પસાર થયો. સ્વરાજ પક્ષના સભ્યો આ ઉપરથી ચાલ્યા ગયા અને જતાં જતાં મિ. નરીમાને જણાવ્યું કે અધ્યક્ષનો આ ચુકાદો અમે અન્યત્ર તાણી જોઇશું. એમ મનાય છે કે આ સવાલ કૉર્ટે ચડશે અને રા. ભુલાભાઈ દેસાઇ સ્વરાજ પક્ષ તરફથી ઊભા રહેશે.

આ રીતે યુનિવર્સિટીને વધારે પ્રજાકીય બનાવવા જતાં તેમાં ચેન્સેલરની સત્તા ઘુસી ગઈ!

આ બધામાં મિ. મુનશી શા માટે સરકાર પક્ષમાં ઊભા રહ્યા? અલબત તેઓ સ્વરાજ પક્ષના નથી. પણ યુનિવર્સિટીના પ્રતિનિધિ તો હતા અને સેનેટે પોતાનો અભિપ્રાય આ બાબતમાં સ્પષ્ટ રીતે બતાવેલો હતો. તે પણ બાજુ રાખતાં, અત્યારે પ્રજાના માનસમાં જે દાસત્વબુદ્ધિ ઘર કરી રહી છે તેને કાઢવાને કેળવણીને સ્વતંત્ર કરવી જ જોઇએ એમ તેઓ નહિ માનતા હોય? અને પ્રજાએ પોતાનું હિત શું છે તે દર્શાવેલું પણ નથી? જો પ્રજાદ્રોહ જેવું કાંઈ હોય તો આ પ્રજાદ્રોહ નથી? તેમની ગુજરાતની અસ્મિતા ક્યાં ગઇ? કે ના, ગુજરાતની અસ્મિતા માત્ર સાહિત્યમાં લખવા પૂરતી જ છે અને વ્યવહારમાં તો પોતાની અસ્મિતા જ ખરેખરી પ્રવર્તક છે? ગુજરાતે આ વિચારવું ઘટે છે.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૫ વૈશાખ: ૧૯૮૪ અંક ૧.

# શંકરાચાર્ય શાક્ત હતા, શૈવ હતા કે વૈષ્ણવ ?

હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસના ઉત્તરાર્ધમાં શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા લખે છે કે "સગુણ બ્રહ્મવાદની વ્યવહારિક ભૂમિકામાં તેઓ (આદ્ય શંકરાચાર્ય) શક્તિવાદના હિમાયતી હતા એમ તેમનો સૌન્દર્યલહરી નામનો અપૂર્વ ચમત્કૃતિવાળો કાવ્યગ્રન્થ જોવાથી સમજાય છે. તે ગ્રન્થમાં શ્રીવિદ્યા નું સામયિક મતથી પ્રતિપાદન છે. શ્રી શંકરાચાર્યે લલિતા-ત્રિશતી ઉપર ભાષ્ય રચ્યું છે અને તે શક્તિપર છે. તેમનો પ્રપંચસાર નામનો ગ્રન્થ પ્રકટ થયો છે અને તેના ઉપર પદ્મપાદાચાર્યની ટીકા છે એમ ભાસ્કરરાયના ઉતારા ઉપ-રથી સમજાય છે." (હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. ઉ. પા. ૬૭, ૬૮).

શાંકરવેદાન્ત દર્શનના અનુયાયીઓ પરમાર્થ વિચારમાં નિર્ગુણ બ્રહ્મને જ યથાર્થ માનતા હોવા છતાં વ્યવહારમાં સગુણબ્રહ્મનાં વિષ્ણુ, શિવ, શક્તિ વગેરે પુરાણપ્રસિદ્ધ રૂપોને ભજે છે એ પ્રસિદ્ધ છે. દા. ત. મધુસૂદન સરસ્વતી શાંકર અદ્વૈતવાદી હોવા છતાં પરમ કૃષ્ણ-ભક્ત હતા એમ એમની ભગવદ્ગીતા ઉપરની ટીકા ઉપરથી તથા ભક્તિરસાયન નામના ગ્રન્થ ઉપરથી જણાય છે. ભક્તિરસાયનમાં ભક્તિતત્ત્વનું વિવરણ એમણે શ્રીમદ્ભાગવતનાં વચનોથી કર્યું છે એટલું જ નહિ પણ એ વેદાન્તી ભક્તે સ્પષ્ટ કહ્યું છે કે:—

कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने।
(કૃષ્ણથી પર કોઈ તત્ત્વને હું જાણતો નથી.)

તથા अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरम्
कालिंदीपुलिनेषु यत्किमपि तन्नीलं महो धावति ।

એ શબ્દો વડે યમુનાની રેતીમાં ફરનાર શ્રીકૃષ્ણનાં દર્શનની ઇચ્છા કરી છે

આ જ રીતે અપ્પયદીક્ષિત શાંકરવેદાન્તી હોવા છતાં પરમ શિવભક્ત હતા અને શારીરક ભાષ્ય ઉપર રત્નપ્રભા નામની ટીકા લખનાર ગોવિંદાનન્દ રામભક્ત હતા એ પ્રસિદ્ધ છે. પણ આ પાછલા કાળના અદ્વૈતવાદીઓની મનોવૃત્તિનો ભગવાન્ શંકરાચાર્ય કે એમના સમકાલીન સુરેશ્વરાચાર્યાદિ ઉપર આરોપ કરવો એ ખોટું છે. આ પ્રાચીન અદ્વૈતવાદીઓ ભક્ત હતા કે નહિ એ આપણે જાણતા નથી, એમને ભક્ત ઠરાવનાર કેટલાંક સ્તોત્રો પ્રસિદ્ધ છે, પણ આ સ્તોત્રોને પ્રમાણરૂપ માનવાં કે નહિ એ પ્રશ્ન છે. સૂત્રભાષ્ય, ઉપનિષદ્‌ભાષ્ય, અને ગીતાભાષ્ય જેવા સર્વમતે આદ્ય શંકરાચાર્યના ગણાતા ગ્રન્થોમાં શ્રી શંકરાચાર્યે દર્શાવેલા સ્પષ્ટ વિચારો અને સિદ્ધાન્તોથી વિરુદ્ધ વિચારો આ સ્તોત્રોમાં જોવામાં આવે ત્યારે એ સ્તોત્રોના કર્તૃત્વ માટે શંકા પડે એ સ્વાભાવિક છે.

પાછળના કેટલાક વેદાન્તીઓ જીવન્મુક્તિનું સુખ અનુભવવા માટે યોગાભ્યાસની આવશ્યકતા જ્ઞાનીને પણ છે એવું માને છે, અને ભક્તિ-ઈશ્વરાનુરાધન-ને યોગનું એક અંગ ગણે છે અથવા સર્વ પગથીઆં ચડવાનું સાધન ગણે છે ( જુઓ શાંકરવેદાંતમાં ભક્તિનું સ્થાન, પ્રસ્થાન, વર્ષ ૨ અંક ૧૧ ). ટુંકમાં મધુસૂદન સરસ્વતી કહે છે તેમ સાધનના આરંભથી તે સિદ્ધ દશાના મહાનુભવ સુધી સર્વ અવસ્થાઓમાં ભક્તિની આવશ્યકતા કેટલાક ગણે છે ( એજન પા. ૩-૪ ). આ રીતે, જીવન્મુક્તિના સુખના લોભથી કે પોતાના અંતઃકરણમાં રહેલ ભક્તિ વૃત્તિને સંતોષવા માટે અથવા માત્ર લોકમાં નાસ્તિક ન દેખાવા માટે વેદાન્તીઓ પોતાના કુળપરંપરાના સેવ્ય અથવા પોતાની રુચિને અનુકૂળ, શિવ, વિષ્ણુ, શક્તિ વગેરે પૌરાણિક દેવોમાંથી કોઈની મૂર્તિનું, વ્યવહારમાં પૂજન અર્ચન કરે છે.

વેદાન્તીઓના આ વ્યવહારિક વર્તનની પરંપરા વિદ્યારણ્ય ( ૧૪ મું શતક ) અને શ્રીધરસ્વામી ( ૧૨ મું ૧૩ મું શતક ) જેટલી જૂની માનવામાં વાંધો નથી. પણ એ પરંપરાને શંકરાચાર્ય સુધી લંબાવવા માટે કાંઈ પુરાવો નથી. ઊલટું મધુસૂદન સરસ્વતી જેવાને ભક્તિને જ્ઞાન સમાન સ્થાન અપાવવા માટે શંકરાચાર્યથી જુદા પડવું પડે છે ( જુઓ ગીતા અ. ૧૮, શ્લો. ૫૫ ઉપરની મધુસૂદન સરસ્વતીની ટીકા ), અને શંકરાચાર્ય તો સ્પષ્ટ શબ્દોમાં 'જ્ઞાનનિષ્ઠા જ પરાભક્તિ કહેવાય છે' એમ કહે છે ( જુઓ પ્રસ્થાન વર્ષ ૨. અંક ૧૧, પા. ૩૦૩ ). મતલબ કે માત્ર ભક્તિ કે જ્ઞાનયુક્ત ભક્તિ મોક્ષનું સાધન છે એમ શંકરાચાર્ય માનતા નથી. પણ કેવળ બ્રહ્માત્મૈકત્વવિજ્ઞાનથી મોક્ષ થાય છે એ એમનો ખાસ સિદ્ધાન્ત છે, એટલે મોક્ષના સાધન તરીકે તો કોઈ પણ દેવની ભક્તિ સ્વીકારવાની વાત ઊભી જ રહે એમ નથી. પણ વિદ્યારણ્ય વગેરે પેઠે જીવન્મુક્તિના સાધન તરીકે પણ શંકરાચાર્ય ભક્તિને સ્વીકારતા નથી. શ્રી વિદ્યારણ્યનાં જીવન્મુક્તિવિવેકમાંથી એ વાત સ્પષ્ટ દેખાય છે. વળી ब्रह्मसूत्र (अ. १ पा. १ सू. ४) ના ભાષ્યમાં શંકરાચાર્યે આ પ્રશ્ન ચર્ચો છે અને સ્પષ્ટ કહ્યું છે કેઃ-इत्येवमाद्याः श्रुतयो ब्रह्मविद्यानन्तरं मोक्षं दर्शयन्त्यो मध्ये कार्यान्तरं वारयन्ति। અને બ્રહ્મજ્ઞાની પણ બીજા જેવો સંસારી જ રહે છે માટે જ્ઞાન થયા પછી પણ અસંસારી ( જીવન્મુક્ત ) થવા માટે કાંઈક કર્તવ્ય રહે છે એવા પૂર્વ પક્ષના જવાબમાં કહે છે કેઃ—

**तस्मान्नावगतब्रह्मात्मभावस्य यथापूर्वं संसारित्वम् ।**

**यस्य तु यथापूर्वं संसारित्वं नासाववगतब्रह्मात्मभाव इत्यनवद्यम् ।**

જેણે બ્રહ્માત્મભાવ જાણ્યો છે તેનામાં પહેલાં જેવું સંસારીપણું દેખાય તેને બ્રહ્માત્મભાવનું

જ્ઞાન થયું નથી એમ જાણવું.' ટુંકમાં શંકરાચાર્ય સંસારીપણાની નિવૃત્તિ (જીવન્મુક્તિની પ્રાપ્તિ) બ્રહ્માત્મભાવના જ્ઞાનથી જ થઈ જાય છે એમ માને છે. એટલે જીવન્મુક્તિની પ્રાપ્તિ માટે વિદ્યારણ્ય વગેરે પેઠે યોગની કે ભક્તિની આવશ્યકતા સ્વીકારતા નથી. માત્ર વ્યવહારના દેખાવ માટે એ મહાસંન્યાસી કોઈ દેવની ભક્તિ કરે એવું તો કોઈ ન માને. ટુંકમાં સિદ્ધાન્તની દૃષ્ટિથી શંકરાચાર્ય શૈવ, વૈષ્ણવ કે શક્તિ હોવાનો સંભવ એમના ભાષ્યગ્રન્થો જોતાં દેખાતો નથી.

હવે રહ્યાં સ્તોત્રો. શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા પણ એક સ્તોત્રના પુરાવાથી શંકરાચાર્યને શાક્ત કહે છે. પણ સ્તોત્રોને ઐતિહાસિક અન્વેષણમાં પ્રમાણ માનવામાં ઘણી મુશ્કેલી છે. સ્તોત્રરત્નાકરોમાં શંકરાચાર્યના નામનાં અનેક સ્તોત્રો છે. એ બધાં સ્તોત્રોની ભાષા, રચના, વિચાર સંકલના વગેરે એટલાં બધાં જુદી જુદી કક્ષાનાં–ઉતરતાં ચડતાં છે કે એ બધાં એક જ કર્તાની કૃતિઓ હોય એમ માની શકાતું નથી. શંકરાચાર્યનું સંસ્કૃત ગદ્ય પ્રસન્ન ગંભીર અને સંસ્કૃત ભાષાની ગદ્યરચનાઓમાં અતિ વિરલ સૌન્દર્યવાળું ઉંચામાં ઉંચી કક્ષાનું છે. જે થોડી પદ્યરચના નિઃશંક શંકરાચાર્યની જ છે તે પણ અત્યંત અર્થભારવાળી અને પ્રૌઢ રચના છે. પણ સ્તોત્રોમાંનાં કેટલાંક તદ્દન શીખાઉની અલ્પ અર્થવાળી નિર્માલ્ય રચનારૂપ દેખાય છે. દા. ત. જુઓ શંકરાચાર્યવિરચિત યમુનાષ્ટક, નર્મદાષ્ટક, કાશીપંચક વગેરે. વળી આ સ્તોત્રોમાં પાછલા કાળનાં કેટલાંક ચિન્હો મળી આવે છે. દા. ત. યમુનાષ્ટકમાંઃ—

जलच्युता च्युतांगरागलंपटालिशालिनी
विलोलराधिकाकचांतचंपकालिमालिनी । श्लो. ७.

આમાં રાધિકા શબ્દ છે. રાધાનામ શ્રી ભાગવતને પણ અજાણ્યું છે. એ જોતાં આ સ્તોત્રનું આધુનિકપણું સ્પષ્ટ છે.

સ્તોત્રોને પ્રમાણરૂપ ગણવામાં બીજી મુશ્કેલી એ છે કે સૌન્દર્યલહરી અથવા ત્રિપુરસુંદરીસ્તોત્ર ઉપરથી શંકરાચાર્યને શાક્ત–દેવીભક્ત ગણવામાં આવે તો શિવાપરાધ ક્ષમાપન સ્તોત્ર, શિવભુજંગપ્રયાત સ્તોત્ર વગેરે શંકરાચાર્યવિરચિત ગણાતાં સ્તોત્રો ઉપરથી તે શૈવ શા માટે નહિ? અથવા ષટ્પદી અચ્યુતાષ્ટક, વિષ્ણુપાદાદિકેશાન્તવર્ણનસ્તોત્ર, વૈષ્ણવ અથવા લક્ષ્મીનૃસિંહ સ્તોત્ર વગેરે ઉપરથી કૃષ્ણભક્ત શા માટે નહિ?

વળી લક્ષ્મીનૃસિંહ સ્તોત્રમાં છેલ્લા શ્લોકમાંઃ—

लक्ष्मीनृसिंहचरणाब्जमधुव्रतेन स्तोत्रं कृतं सुखकरं भुवि शंकरेण ।

એ રીતે સ્પષ્ટ શંકર નામનો ઉલ્લેખ છે. અને કૃષ્ણાષ્ટક નામના સ્તોત્રમાં પણ શંકરે માતાનો મોક્ષ માટે શ્રીહરિની આરાધના કરી અને લક્ષ્મી સાથે શ્રીહરિ યતિવર પાસે પ્રગટ થયા, એ રીતે વિશેષ ઉલ્લેખ છેઃ—

इति हरिरखिलात्माराधितः शंकरेण
श्रुतिविशदगुणोऽसौ मातृमोक्षार्थं माद्यः ।
यतिवरनिकटे श्रीयुक्त आविर्बभूव
स्वगुणवृत उदारः शंखचक्राब्जहस्तः ॥

આ ઉલ્લેખો જોતાં તથા **હરિમીડે** સ્તોત્રમાં શાંકર વેદાંતની પ્રક્રિયાઓ ઔપનિષદ કટકાઓ સાથે ભરી છે એટલે કદાચ એ શંકરાચાર્યની કૃતિ હોય એમ માનીએ તો શંકરાચાર્યને વિષ્ણુભક્ત જ ગણવા જોઇએ. વળી ભગવદ્ગીતાની પોતાની ટીકાના આરંભમાં શંકરાચાર્ય નારાયણને પરમાત્મા કહે છે, અને વાસુદેવ અવતાર છે એ પણ કબુલ કરે છે. વળી ભગવાન નારાયણની ભક્તિ લોકોમાં ચાલે તેમાં પણ એમને વાંધો નથી (જુઓ **ब्र. सु. २-२-४-२** ઉપરનું ભાષણ). એ જોતાં કાંઇક વિષ્ણુસ્તુતિ એમની હોવાનો વધારે સંભવ છે. જો કે ઉપર કહેલાં કારણોથી મને તો શંકરાચાર્યનાં કહેવાતાં સ્તોત્રો શંકરાચાર્યનાં લાગતાં નથી.

બીજું 'હરિમીડે' જેવું સ્તોત્ર જેમ શંકરાચાર્યને વૈષ્ણવ ઠરાવવા જાય છે તેમ દક્ષિણામૂર્તિ જેવું સ્તોત્ર, જેમાં શાંકરસિદ્ધાન્તની સરસ ગુંથણી છે અને ખાસ શૈવવાદનો બીલકુલ અંશ નથી તે, શંકરાચાર્યને દક્ષિણામૂર્તિના ભક્ત ઠરાવે.

વળી શંકરાચાર્યનાં કહેવાતાં શિવસ્તોત્રમાં પણ શંકરાચાર્યના સિદ્ધાન્તો તથા જીવનકથા સાથે વિરોધ આવે છે. શંકરાચાર્યે બ્રહ્મસૂત્રમાં પાશુપત મતનું સ્પષ્ટ ખંડન કર્યું છે (જુઓ ૨. ૨. ૩૭); વળી શિવાપરાધક્ષમાપન સ્તોત્રમાં સ્તોત્રકાર પોતાને **सुतधनयुवतिस्वाद सौख्ये निषण्णः ।** કહે છે, શંકરાચાર્યને સ્ત્રી કે છોકરાં કયાં હતા? **श्रौते वार्ता कथं मे द्विजकुले विहिते** એ શબ્દો જોતાં સ્તોત્રકાર અદ્વિજ કદાચ કોઇ રાજા ( **प्राप्तेन राज्येन किं** શબ્દો જુઓ ) હોય. ગમે તેમ પણ આ સ્તોત્રોનો પુરાવા તરીકે ઉપયોગ થઇ શકે એવું નથી.

હવે છેવટ જે સ્તોત્ર ઉપર શ્રી નર્મદાશંકર મહેતા આધાર રાખે છે તે સ્તોત્ર જોઇએ. સૌન્દર્યલહરી 'ચમત્કૃતિયુક્ત' સ્તોત્ર છે એ સાચું છે. પણ ઉપર કહેલા વાંધા એ સ્તોત્રને પણ લાગુ પડે છે. અને માત્ર ઉપર આપેલી દલીલો જ આ સ્તોત્રથી શંકરાચાર્યને શાક્ત ઠરાવવા સામે પુરતી છે. પણ સૌન્દર્યલહરીમાં પોતામાં યે એવું કેટલુંક છે કે જે એને શંકરાચાર્યની કૃતિ ગણવામાં નડે છે. દા. ત. સૌન્દર્યલહરીના પ્હેલા જ શ્લોકમાં સ્પન્દવાદનો ઉલ્લેખ છે. આ શૈવવાદ ઇ. સ. નવમા શતકથી જૂનો નથી. શંકરાચાર્ય એનો ઉલ્લેખ કરે એ સંભવિત નથી ( જુઓ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૦૪ ૧૦૫). શ્લોક ૫ માં મોહિની સ્વરૂપે શિવને મોહ પમાડ્યાની વાત છે. એ વાત પ્હેલીવાર શ્રી ભાગવતમાં દેખાય છે, માટે આ સ્તોત્ર રચનાર ભાગવત પછી થયેલ છે. સૌન્દર્યલહરીમાં શિવમહિમ્ન સ્તોત્રમાંથી શબ્દો ઉતાર્યા છેઃ ( જુઓ સૌન્દર્યલહરીનો શ્લો. ૪૭ મો ). સૌન્દર્યલહરીકાર વિશ્વને આત્માનું પરિણામ કહે છે ( જુઓ શ્લોક ૩૫). જ્યારે શંકરાચાર્ય વિવર્ત માને છે એ પ્રસિદ્ધ છે. સૌન્દર્યલહરીનો કર્તા પોતાને દ્રવિડ શિશુ કહે છે ( શ્લો. ૭૫): શંકરાચાર્ય કેરલમાં જન્મ્યા કહેવાય છે ( જુઓ હિંદતત્વજ્ઞાનનો ઇતિહાસ ઉઃ પા. ૨૧૦ ). શંકરાચાર્યે પાશુપત મતનું ખંડન કર્યું છે એ ઉપર કહ્યું જ છે. પણ આ સ્તોત્રકાર પાશુપત મતને માને છે ( જુઓ શ્લોક ૯૭). આ ઉપરાંત હઠયોગનાં તંત્રોનો સૌન્દર્યલહરીકારને પુષ્કળ પરિચય છે. શંકરાચાર્યના વખતમાં એ તંત્રનો પ્રચાર હોવાનો કોઇ પુરાવો મારા જાણવામાં નથી શ્રી નર્મદાશંકર મહેતાએ પણ આપ્યો નથી. ટુંકમાં આ સૌન્દર્યલહરી કોઇ શક્તિભક્ત તાંત્રિક કવિની કૃતિ છે.

છેવટ એટલું જ કહેવાનું છે કે ભાષ્યકાર આદ્યશંકરાચાર્ય કટ્ટર નિર્ગુણ બ્રહ્મવાદી છે, એમનામાં સગુણ બ્રહ્મના પક્ષપાતની ગંધ પણ નથી. તો શાક્ત કે શૈવ કે વૈષ્ણવ ભક્તિનો સંસ્ગ જ કયાંથી?

શ્રી શંકરાચાર્યે કોઇ સ્તોત્રો રચ્યાં હોય તો એમાં અસંભવિત જેવું કાંઈ નથી, પણ હાલમાં મળતાં શંકરાચાર્યનાં કહેવાતાં સ્તોત્રમાંનાં ઘણાંમાં શાંકરસિદ્ધાન્તોનો વિરોધ, પરસ્પર વિરોધ તથા વિચાર દૌર્બલ્ય વગેરે જોતાં એમાંથી કોઇને શંકરાચાર્યની કૃતિ ઠરાવવી અને એ ઉપરથી શંકરાચાર્યની માન્યતા વિષે કાંઈ પણ મત બાંધવા એ યોગ્ય નથી. જે સ્તોત્રોમાં શાંકરસિદ્ધાન્તો સુંદર રીતે ગુંથેલા મળે છે અને જેની રચના ઉંચી પ્રતિની છે તે પણ ભાષ્યકારની પોતાની નહિ પણ ભાષ્યકારના અનુયાયી કોઇ સારા વેદાન્તી કવિની કૃતિઓ હોવાનો સંભવ છે. વિષ્ણુસહસ્ર નામનું ભાષ્ય વગેરે શંકરાચાર્યની કહેવાતી કૃતિઓ પણ મને તો શંકરાચાર્યની નથી લાગતી.

શંકરાચાર્યની માન્યતા માટે બ્રહ્મસૂત્રનું ભાષ્ય, ગીતાનું ભાષ્ય અને બૃહદારણ્યકાદિ મુખ્ય ઉપનિષદોનાં ભાષ્યો એ ગ્રન્થોનો જ આધાર હોવો જોઇએ. ( ઉપદેશસાહસ્રી જેવા જે ગ્રન્થો નિઃશંક રીતે શંકરાચાર્યના માનવા પડે તેને પુરાવા તરીકે લેવામાં વાંધો ન જ હોય.)

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી



# સર્વનાશ

ઇ. સ. ૧૯૧૭ ના માર્ચની ૨૬ મી તારીખે, બપોરે અગીઆરને પંચાવને, જે ટ્રેઇન આવી તે ટ્રેઇનમાં, ચંદ્રકાન્તનો એકનો એક દીકરો, હર્ષવદન આફ્રિકા જવા માટે પ્લેટ-ફોર્મમાં દાખલ થયો. કપાળે કંકુનો ચાંદલો કરીને તેની માએ તેનાં ઓવારણાં લીધાં; આડોશી પાડોશી બધાં સ્ટેશન સુધી વળાવવા આવ્યાં હતાં, તે તેની આસપાસ વિંટાઇને "ભાઇ સાચવજે' 'પરદેશના મામલા છે' 'ગાડી ખબરપત્ર લખજે" એવી એવી ભલા-મણ આપીને, પાંચદસ મીનીટમાં છૂટા પડનારા જુવાન પ્રત્યેનો પોતાનો પ્યાર અનેક રીતે બતાવતાં હતાં.

ટ્રેઇન આવી, મૃત્યુની કારમી ચીસ જેવી સિસોટી વાગી, સામાન ઉપડ્યો, ને જુવાન હર્ષવદને પોતાના ડબા તરફ જવા માટે જે વખતે પગ ઉપાડ્યો, તે વખતે આડોશી પાડો-શીની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં, ને મંગળ પ્રસંગે–દિકરો પરદેશ કમાવા જાય છે ત્યારે–આંસુ ન પાડવાની સૌને શિખામણ આપનાર ચંદ્રકાન્ત પોતે પણ ગળગળો થઈ ગયો.

છેટે સુધી–હાથ ને રૂમાલ ચાલતા હતા ત્યાં સુધી–બધા એકીટશે દરપણે પોતાના પ્યારા પુત્ર જેવા હર્ષવદનને લઇને ઉપડી જતી, રાક્ષસી જેવી ગાડીની પાછળ ને પાછળ જોઇ રહ્યા. અંતે સર્વ નિશાની બંધ થઈ ને ચન્દ્રકાન્તની માત્ર માનસીમૂર્તિ જ તેમના ખ્યાલમાં રહી. છાતીપર ભારે ઘા પડ્યો હોય તેમ ધીમે પગલે બધા પાછા વળ્યા.

ચંદ્રકાન્તનાં પાડોશી હર્ષવદનને અત્યંત પ્યારથી ચાહતાં: અને જો કે બધાં જ ઘરમાં તો ઠીકઠીક હતાં, છતાં, ચંદ્રકાન્તને ટાણે કટાણે ઝાપર્યા વિના રહેતા નહિ. ગામને છેક છેડે

એક નાનું સરખું પરૂં વસાવીને સાત આઠ કુટુંબનું જુથ રહેતું હતું. એને આખું ગામ સુમરાવાળું ફળી કહેતું. ફળીમાં ગાડાં છૂટયાં હોય, બળદીયા કોટે બાંધેલી ટોકરીઓ હલાવતા હોય, ભેંસો દોવાતી હોય, વાછરડાં કૂદતાં હોય, વહુવારૂ ધમાધમ કરતી હોય, એવો હસનઅલી સુમરાનો વાસ આ ફળીમાં હતો નજીકમાં એક વિધવા મીરાણી રહેતી. અને પાછળથી એક વિધુર મીર રહેવા આવ્યો હતો. આ મીરાણી નિત્યદર્દી હતી. પગે કાંઈ ને કાંઈ ગડગુમડ હોય જ. ને કાળા પગ પર ધોળા પાટા બાંધ્યા જ હોય. એને પગે વાળા નીકળ્યા હતા. ને શરીરે જરા રોગી હતી. પણ એનું નાનું ઘર અત્યંત સ્વચ્છ રહેતું જો કે સુમલડોશીના ઘરના તોલે તો ન જ આવે. સુમલડોશી આખો દિવસ ઘર વાળતી હોય, ને તુળસીનાં કયારાને પાણી પાતી હોય, કે પોતાના 'જગલા' માટે તલવટ ખાંડતી હોય, જગો ( સાક્ષરી ભાષામાં જગજીવન ) તેના દિકરાનો દિકરો હતો. ને બહુ લાડમાં ઉછરીને બહુ બેવકુફ બન્યો હતો. પણ ડોશી તેના માટે મરે એવી પ્રીતિ રાખતી.

સુમલની પાસે પાડોશમાં એક લંગડો રજપૂત રહેતો. એ જ્યારે જુઓ ત્યારે સુમલડોશીને ત્યાં બેસીને 'ભેંસાસુર' ને 'ખવીસ' ને 'ચુડેલ' ની વાતો કરતો જ હોય. એ ગપ્પું મારતો કે મેં દસ ભેંસાસુરને પાણી ભરાવ્યાં છે. ને જુવાનીમાં એકલો ખેતરમાં જતો, ત્યારે થોરની એક વાડમાંથી નીકળીને બીજી વાડમાં ચાલી જતી અનેક ચુડેલો નજરો નજર નિહાળી છે. પાડોશી બધા સમજતા કે લંગડો મહાગપ્પી છે. પણ લંગડો એવા રસથી વાતો કરતો કે સૌ તેને સાંભળવા માટે ભેગા થયા વિના રહેતા નહિ. તે એક આંખે કાણો એક પગે લંગડો, ને એક હાથે ઠૂંઠો હતો. રાણા સંગની પેઠે તેના શરીરપર બીજા તો બહાદુરીના ઘા ન હતા, પણ માથામાં થોડી થોડી ટાલ હતી. બધા પાડોશી એને લંગડો જ કહેતા, અને શાંતિથી જાણે પોતાનું એ નામ જ હોય તેમ એ ચલાવી લેતો. તે કહેતો કે મને કોઈ ઠૂંઠો, લંગડો ને કાણો એમ, ન કહેતાં માત્ર લંગડો કહે છે એટલું જ બસ છે.

ચંદ્રકાન્તના આ બધા પાડોશી કાંઇ ને કાંઇ ઉદ્યોગ તો કરતા જ. હસનઅલી સુમરાને સારી ખેડ હતી અને બધા પાડોશીઓને એની મોટી ઓથ હતી. વાઢ ટાણે સુમરો સૌને શેરડી ને ઉનો ઉનો ગોળ ખવરાવે જ. ને ચણા ટાણે સૌને ત્યાં પોંખ ને ઓળા પહોંચાડ્યે જ રહેતો. એવો તે માયાળુ હતો ને દિલનો પણ ઉદાર હતો નાના મોટા થઇને એના ઘરમાં તો ત્રીસ–ચાલીસ માણસ હતાં. આટલાં બધાં માણસો હોવાથી એનું ઘર રાત દિવસ ભર્યું ભર્યું લાગતું. ફળી પણ જ્યારે જાઓ ત્યારે કિલકિલ આનંદી અવાજોથી ગાજતું જ હોય. એ ફળી તો બગીચા જેવું જ ખુશનુમા લાગતું. રાત્રે વાળુ કરીને સૌ સુમરાની ફળીમાં ભેગાં થતાં ત્યાર પછી લંગડો વાતોએ ચડે, ને મીરાણી અંદર ટેકો પૂરાવ્યે જાય, ને સુમલડોશી તાલ આપતી હોય. સુમલની ખેડ એના છોકરાના મરણ પછી ભાંગી ગઈ હતી, પણ ભાંગ્યું ભાંગ્યું તોય ભરુચ, એ પ્રમાણે તેને ત્યાંથી માટલાનો ગોળ, ને તલ તો નીકળે નીકળે ને નીકળે જ. એવી એ સાચાબોલી ને કરકસર કરનારી હતી. છતાં લાલ એના દિલમાં કોઈ દિવસ આવ્યો સાંભળ્યો નથી. લંગડાનો વ્યવહાર એની કડાપણવાળી ને રૂપાળી રજપૂતાણી જ ચલાવી દેતી. એ પણ ખેડ જ કરતો. પણ ભાંગ્યું તુટ્યું ભાંગ્યું તુટ્યું એમનું વહાણ ચાલ્યે જતું એ જથામાં માત્ર મીરાણી જ 'પેન્શનર' જેવી હતી. ને એને રાજ્ય રજવાડામાંથી પેન્શન મળતું તે પર નભતી ચંદ્રકાન્તે પંદર રૂપિયા ખરચીને

એક ઓરડી વેચાતી લીધી હતી. અને તેની ચારે તરફની ભીંતો મોટાં મોટાં વેલાકરોથી શણગારી હતી. આવા 'પંડત' માણસ પાડોશમાં હોવાથી, બધા પાડોશી એની સલાહ માગતાં અને એનો 'બાજંદો' છોકરો દર્પવદન "કાગળપાતર ને નામુંઠામું" કરી દેતો તે પ્રમાણે સૌ હિસાબકિતાબ રાખતાં.

દર્પવદન આફ્રિકા ગયો ત્યારે આવાં સુંદર ફળીને, આવી વ્યવસ્થિત પ્રેમ ભરેલી અવસ્થામાં મૂકીને ગયો.

૨

ચંદ્રકાન્ત લાંબામાં લાંબુ મહાકાવ્ય રોકડી આઠસો લીટીનું ને નાનું કાવ્ય છસો લીટી સુધીનું કરતો. એનાથી નાનું કાવ્ય એ કયારેય કરતો નહિ: કવિતામાં તલ્લિન રહેતો, પણ તેમાં, ઘણુંખરું પ્રાસાનુપ્રાસમાં જ વખત વહી જતો. આ પંદર રૂપિયાનું ઘર પણ તેણે સુમરા હસનઅલીની મદદથી જ લીધું હતું. ચારે તરફ ભીંત પર અનેક સુંદર વાક્યો લખતો ને ભૂંસતો. પણ પોતે સ્થાયી ધંધો શોધીને ઘર જમાવવા યત્ન કરતો નહિ. તે પરણ્યો હતો, પણ પોતાના જેવી જ એક રાંક બાઇને. તે બાઈ ઉછી ઉધારાં કરીને ઘર ચલાવ્યે રાખતી, પણ આ 'પંડત' માણસ વિદ્યાના વ્યસનમાંથી નવરો પડતો નહિ, ને ઉછી ઉધારાં ભાગ્યે જ પાછાં દેવાનાં. એની વિદ્યા પણ વાંઝણી જેવી જ હતી. એટલે દર્પવદન જતાં જ પહેલું તો આખા પાડોશને 'કાગળપતર' ને 'નામાઠામાનાં' ઠેકાણુંની મહાપીડા જાગી. ચંદ્રકાન્ત હતો પણ, તે ધુની માણસ, દર્પવદન જેવો હળી ગયેલો નહિ, અને વહુવારૂ એની પાસે આવતાં સંકોચાય. એટલે હસનઅલી સુમરાનું નામું ધીમે ધીમે વાણિયાની દુકાને ચડયું, ને તેમાં જમા ઉધાર, જમા ઉધાર, થવાની શરૂઆત થઇ.

૩

લંગડાની છોકરી રૂપાળી ખરેખર રૂપાળી હતી. તેની ઉમ્મર ભાગ્યેજ તેર વર્ષની ગણાય. સુમલડોશીનો છોકરો જાગો અને રૂપાળી બન્ને સવારમાં વહેલાં પદર છોડતાં. ને પછી ઘેર આવી કટકબટક કરી પાછાં બન્ને ઢોરમાં જતાં. સુમરાવાળા ફળીના એ બન્ને ગોવાળ જ ગણાતાં. સુમરાની ગાયો ને ભેંશો, સુમલની ભેંશ, લંગડાની ભેંશ, ચંદ્રકાન્તની વાછડી ને ભેંશ, ને મીરાણીની બકરી એમ નાના મોટાં પંદર છવ આ બન્ને છોકરાં સાચવતાં. જાગો ભાગ્યે જ પંદર વર્ષનો હશે, પણ ખાવેપીવે સુખી હતો, એટલે મજબુત ને મોટો લાગતો.

કેમ બન્યું એ બરાબર ધ્યાન નથી, પણ ઘણા વખતથી, જાગો ને રૂપાળી ભેગાં જતાં, એટલે મીઠી મશ્કરીનો બન્નેને સંબંધ હતો જ, અને ઘણું કરીને આ સંબંધના જોરથી, જાગાએ એક વખત રૂપાળીની વધારે પડતી મશ્કરી કરી નાખી. કાન ગોપીમાંથી સૂઝ્યું હશે કે ગમે તેમ, પણ જ્યારે રૂપાળી નદીમાં નાવા પડી, ત્યારે જાગો, રૂપાળીનાં બધાં વસ્ત્રો લઇને બહાર દોડી ગયો. એને બિચારીને હેરાન હેરાન કરી નાંખી. રૂપાળી રોવા જેવી થઈ ગઈ, ને જાગાને ધમકાવવા ને ગાળો દેવા લાગી. જાગામાં બુદ્ધિ જરા જાડી હતી, એટલે મોડે મોડે સમજ્યો કે હવે વાત હાથથી જાય છે, પણ તે પહેલાં તો રૂપાળીએ તેની બરાબર ખબર લેવાનો નિશ્ચય કર્યો હતો.

તે દિવસે વાતોડીઆ લંગડાએ રજપૂતનો ખરો વેષ ભજવ્યોઃ ને રજપૂતાણી પણ એની પડખે ચડેલીઃ સુમલને અને જાગાને તો એવાં ધમકાવી કાઢ્યાં કે બન્ને મા દિકરો ગભરાઈ ગયાંઃ " હું કોણ ? મને ઓળખતાં નથી. લંગડો લંગડો પણ હું રજપૂતનો બચ્ચો છું હો, એક ઝાટકે માથું વાઢી નાખીશ, જો હવે કોઇ દિ મારી રૂપાળી સામે આડી નજરે પણ જોયું છે તો " ?

લંગડાએ કરેલી ગર્જના તો ફરી પાણિપતનું સ્મરણ કરાવે એવી ભયાનક નીવડી. તે દિવસનું એનું રૂદ્રરુપ નિહાળીને બધાં પાડોશી ધ્રુજી ઉઠયાં. હસનઅલીનું માન પણ નહિ જળવાય એવું લાગ્યું. મીરાણી તો પોતાનું ઘર વાસીને જ બેસી ગઇ. ને જાગો તથા સુમલ ઘરની સાંકળ વાસી–રોતાં રોતાં, ઘરમાં ભરાઈ બેઠાં !

ઘરમાં શું ભરાણી છો ? છોકરી ! લંગડો હજી બોલતો હતો, ' મારે હાથમાં લાકડી કે તરવાર લેવી પડે તેમ નથી. કાળકા પોતે હાજર હજૂર છે. અને જો તારા છોકરાને ભરખાવવો હોય નાં તો—

લંગડાની પ્રચંડ ગર્જનાથી, સુમલ ઘરમાં ધ્રુજી ઉઠીઃ તેને લાગ્યું કે છોકરો ભરખાઈ જશે. તેનાથી ' ઑય માડી, મરી ગઇ...રે' કરીને ખૂમ પડાઇ ગઈ.

' પંડત ' એ સાંભળીને દોડયો આવ્યો. ને તેણે લંગડાને ધીમો પાડી ઘરમાં લીધો. પણ એ વાતથી, સુમલ અને લંગડાને હમેશને માટે મૈત્રી ત્રૂટી ગઈઃ અને હર્ષવદન સિવાય કોઈ મળતાવડો, ભણેલો, ઠરેલ માણસ હતો નહિ કે એમની મૈત્રી ફરી સાંધી આપે.

બીજે દિવસે જાગાને સખ્ત તાવ આવ્યો હતો. ને સુમલને ખાત્રી હતી કે લંગડાએ કાંઇક કરી મૂકયું છે. તેણે ચંદ્રકાન્ત પાસે જોશ જોવરાવ્યો. તેમાં પણ, આ વેદીયા 'પંડતે' પીડા લંબાશે એમ બતાવ્યું, ને મીરાણીએ કહ્યું કે, લંગડો મેલીવિદ્યા બહુ જાણે છે માટે છોકરો ગળતો જાશે. મંદવાડ ખરેખર લંબાતો ગયો, ને આજકાલ કરતાં છ માસ વિતી ગયા.

૪

હજી તો પૂરૂં પ્રભાત પણ નહિ ખીલ્યું હોય, ત્યાં સુમરાવાળા ફળીમાં જબરો કોલાહલ થઈ પડયો.

એક પોલીસ; ફોઝદાર, ને વેપારી હાજર થઇ ગયા હતાઃ ફળીમાં, ભેંશને નીરણ નાખવા માટે રૂપાળી બહાર આવી હતી તેને જ પૂછ્યું કે ' કયાં છે તારો બાપ ?

લંગડો ફળીમાં ખાટલા પર સૂતો હતો તેણે મોં પરથી ગોદડું ફેંકી દીધુંઃ 'કેમ છે ભાઇ ?

'કેમ છે શું ? આ હંસરાજ શેઠની જપ્તી આજે બજાવવાની છે. હુકમનામું થયું છે એ ખબર છે ના?'

" હા તે બજાવી લ્યો ભાઈ !–કહીને રજપૂતાણી બહાર આવી. ' હું તો કહૂં છું અમારૂં ગરીબનું અન્યાયથી લીધું હશે તેનું સાત જન્મારામાં ય સારૂં નહિ થાય. "

" ખોટું શેનું છે ? ગળ, ને ઘી, ને સાકર ખાતાં તો સારૂં લાગ્યું હતું. હવે દેતાં જ વસમું લાગે છે કાં ?

આના છોકરાએ, ભૂખ ભેગા કર્યા !–વાત એમ હતી કે જાગાએ લંગડા કાકાને ખાતે વારંવાર નામું ઉપાડયે રાખ્યું હતું. લંગડાએ હેતથી, કેટલીક વાર તેવાં નામાં ભર્યાં પણ હતાંઃ પણ હર્ષવદનના ગયા પછી, જે જે નામાં થવા લાગ્યાં,–લંગડાનાં ઘરનાં ને જાગાનાં–

તેમાં કાંઈ હિસાબ જ ન હતો. લંગડાનું વહાણુ તો ચૂકું ચૂકું હતું જ એટલે વેપારીએ ઉતાવળ કરી, જપ્તી લાવીને પૈસા વસુલ કરવાની તૈયારી કરી રાખી હતી.

એ જ વખતે, ભયંકર અવાજ સાથે, સુમલે રોવાનું શરુ કર્યું. ચંદ્રકાન્ત એક તરફથી દોડયો આવતો હતો, મીરાણી પણ ઘર બહાર નીકળી હતી, અને પોતાના પાડોશી પર પડેલું દુઃખ જોઇ, હસનઅલી બહાર આવ્યો હતો.

'શું છે ? કરતો હસનઅલી આવ્યો, પણ સુમલના રોવા સાથે જ સૌ રડવા બેઠા. જાગો મરણ પામ્યો હતો. અને સુમલ બિચારી એકલી થઈ ગઇ હતી. એનું રોવું હૈયું ફાટે તેવું હતું, ને લંગડાને એણે આપેલા શાપ ધ્રૂજાવે તેવા હતા !

બીજી તરફ આ જપ્તી રાહ જોઇને ઉભી હતી. હસનઅલી જામીન થવા તૈયાર થયો, પણ લંગડાએ ના પાડીઃ 'હવે, અમને આંહી નહિ ફાવેઃ આંહી મજા નહિ આવે " અને તેણે પોતાની ભેંશ ને થોડી ઘણી ઘરવખરી જવા દીધી.

એક જ દિવસે બે ઘર તૂટયાં.

## ૫

હવે તો રૂપાળી અને એની મા મજુરીએ જતાં, ને લંગડો ખાઈપીને ઘેરે પડયો રહેતો. કે વખતે મીરાણીને ત્યાં જઇ બેસતોઃ

સુમલને લખ્યું હતું કે છોકરાને લંગડાએ મંત્ર મારીને ભરખી લીધો છે. એનો અજ્ઞાન આત્મા આ અન્યાયનું વૈર લેવા તરસ્યો બની ગયો હતો. જાગલાને સુમલ બહુ લાડથી રાખતી હતી, અને એના વૃદ્ધ જીવનમાં એને એ એક જ આશા હતી. જાગલાના મરણ પછી તે એવી તો ભયંકર બની ગઈ કે તેના પડછાયામાં ઉભું રહેનાર પણ ધ્રૂજી ઉઠે. તેનો સ્વભાવ જ ફરી ગયો. ને હવે તેની પાછળ કોઇ નથી એમ જાણતા છતાં તે વધારે ને વધારે લોભ કરવા લાગી. એના ફળીમાંથી સભા તો તદ્દન નાશ પામી ગઇ, પણ પહેલાં જે નિખાલસતાથી, તે પાડોશી સાથે રહેતી, તે નિખાલસતા પણ સરી ગઇ. તેના મગજમાં વૈરની જ ધૂન ભરાઇ ગઇ. અને તેનું હૃદય તથા આત્મા ધીમે ધીમે કરમાવા લાગ્યા.

મીરાણીને ત્યાં જઇને લંગડો બેસતો. ત્યાં મીર પણ આવતો હસનઅલી પણ પોતે પાસે હોવાથી, ડાયરું કરે, ને ચંદ્રકાન્ત પણ મીર સારંગી વગાડશે, એવા સાંભળવાના લોભમાં ત્યાં જઇને બેસે. આ પ્રમાણે, એકલી પડેલી સુમલ, કોઇનો ઇરાદો નહિ છતાં, ધીમે ધીમે વધારે ને વધારે એકલી પડવા લાગી. એકલતાથી, એના હૃદયમાં, શોકને બદલે વૈરનાં બીજનો પરિપાક થવા લાગ્યો.

આ તરફ પેલો વિધુર મીર જરાક લાલચુ હતોઃ જરાક વિષયી હતોઃ મીરાણી જુવાનીમાં વિધવા થઇ હતીઃ અને બન્ને જણાં બેસીને મોડી રાત સુધી વાતો કરવાનો વ્યવહાર રાખતા, તેમાંથી, વખતે વખતે રૂડી રાતની ને શૃંગારની વાતોના ટહૂકા પણ કરી લેતા.

એમ સંબંધ વધતો હતો. ધીમે ધીમે મીર મીરાણીની વધારે ને વધારે સેવા કરવા લાગ્યો. ને મીરાણી પણ મીરના સોડ વધારે ને વધારે સેવતી ગઈ. આ વાત પર વૈર ભરેલી સુમલની આંખો સિવાય બીજા બધા ઉપેક્ષા કરી રહ્યા હતા.

આપણા કવિ ચંદ્રકાન્તે એક મહાકાવ્ય સાડાસતર હજાર લીંટીનું શરૂ કર્યું હતું. તે કાવ્ય પૂરૂં થાય તે પહેલાં, તેના પત્ની સુવાવડ કરવા વગેરે ગયેલાં તે સ્વર્ગે સિધાવ્યાં.

સાડાસતર હજારમાં એ રીતે સાડાપાંચ હજાર લીંટી બીજી ભળી. એટલે કુલ ત્રેવીસ હજાર લીંટીનું મહાકાવ્ય કરવામાં પડેલા કવિરાજ પોતાની લાગવગ ચલાવીને આ અજ્ઞાન જીવને દોરવાનું ભૂલતા ગયા. હર્ષવદન જતાં સૌ પાડોશી ચંદ્રકાન્તને પૂછપરછ કરવા આવતા, પણ કવિ તો ભીંતો પર લખેલાં મનુસ્મૃતિના શ્લોકો કાઢીને તેને બદલે પોતાને મનફાવે તેવા બીજા શ્લોકો લખવામાં તલ્લીન હોય. એમ દર મહિને ભીંત ધોવાતી જાય, ને શ્લોકો બદલાતા જાય! આવું વાતાવરણ જમાવવામાં પડેલા કવિરાજ મીર મીરાણી, સુમરો, લંગડો ને સોમલ શું કરે છે તે જોવાનું ભૂલી ગયા.

તે પછી થોડા વખતમાં ચંદ્રકાન્ત ભૂજ ગયા: ભૂજમાં તે બીજી વખત પરણ્યા ને નાની વહુ હમકાળી હોવાથી, ત્યાં જ રહી ગયા!

આ તરફ મીરમીરાણી વધારે ને વધારે લાંબી રાત્રિ સાથે બેસતાં જાય છે. ક્યારેક બન્ને એકાંત પણ સેવે છે. શૃંગારના પદો ગાવામાં કેટલી રાત ગઈ તેનું ભાન રહેતું નથી: અને ક્યારેક મીરનો હાથ સારંગીને બદલે મીરાણીનો હાથ પકડે છે.

સુમલ ઉંડા આત્મ સંતોષથી એ તાલ જોઇ રહી છે.

૬

એમ કરતાં એક દિવસ સવારમાં વહેલા–તે જ સમય કે જે સમયે જાગો મરણ પામ્યો હતો, ને લંગડાનું ઘર ત્રૂટયું હતું–તે જ સમયે ફોજદારે આવીને મીરાણીનું બાર ખખડાવ્યું.

અંદર ત્રણ જણાં હતાં: લંગડો, મીર, ને મીરાણી. આ અચાનક હૂમલો જોઇ, ત્રણે જણાં ગભરાઇ ગયાં.

વાત એવી હતી કે ધીમે ધીમે વધતો, મીર અને મીરાણીનો પરિચય–સ્નેહમાં સમાપ્તિ પામ્યો હતો. સારંગી ને બદલે મીરે મીરાણીના સ્વરો જ જગાવ્યા હતા. અને જો પુનર્લગ્ન થાય તો, પોતાનું પેન્શન બંધ પડે એવો ભય હોવાથી, તેમણે લંગડાની સલાહ લઇ, નવો જન્મ લેનાર જીવને ઠેકાણે પાડવા નિશ્ચય કર્યો હતો!

આ વાત પર, સુમલ ઉંડા ઉંડા આત્મસંતોષથી જોઈ રહી હતી. તેને જ્યારે લાગ્યું કે ઘડી ભરાણી છે, ને આજે લંગડો છાનોમાનો અરધી રાત્રે, મીરાણીને ત્યાં પહોંચ્યો છે, ત્યારે પોતે પણ ગુપચુપ ઉઠીને ફોજદારને ખબર કરી આવી.

અને ફોજદારને જરાક વધારે લાલચ જેવું લાગે માટે લંગડા સાથે હસનઅલીનું નામ પણ જોડતી આવી. હસનઅલી બે પૈસાવાળો માણસ ગણાય, ને આબરૂના ભયથી તે કોથળી બે કોથળી સહજમાં કાઢી આપે. એટલે આ વાવડ ઉપર સવારમાં વહેલાં આવીને ફોજદારે બારણાં ખખડાવ્યાં, ને એ અવાજથી લંગડો, મીર ને મીરાણી ત્રણે ધ્રુજી ઉઠયાં! માત્ર એક કલાક પહેલાં જ તેમણે નવા જીવને ઠેકાણે પાડયો હતો–અને એટલામાં આ નવી આફત આવેલી જોઈ તેઓ મૂંજાઇ ગયાં. લંગડો પાછલે બારણેથી ભાગ્યો: પણ "ઉભો રહેજે! લંગડા—' કહીને ત્યાં ઉભેલી સુમલે બૂમ પાડી ફોજદારને બોલાવ્યો ને તે આબાદ પકડાયો. સુમલ છેટે ઉભી ઉભી હસવા લાગી. વૈરની તૃપ્તિના આનંદમાં તે ડોલી રહી હતી.

પછી લંગડાએ, પોતાને ન છાજે તેવું, પગલું ભર્યું: હસનઅલી સુમરાએ તેમને સૌને વારંવાર મદદ કરી હતી: પણ પોતાના પર આવેલી આફત ટાળવા, લંગડાએ, આ કિસ્સામાં હસનઅલીને પણ સપડાવ્યો:

ફોજદારે બે લપડાક ચોઢી: 'છોકરૂં ક્યાં છે બતાવો!' ધ્રૂજતો ધ્રૂજતો લંગડો આગળ ચાલ્યો: ને હસનઅલીના વાડાનાં ઉકરડામાંથી તાજું કુમળું બાળક કાઢી આણ્યું: ઠંડા પવનની લહેર લાગતાં બાળક રોવા માંડ્યું: ને પોતાના કુતરાને બહુ ભસતો જોઈ, હસનઅલી લાકડી લઇ વાડામાં આવ્યો હતો, તે આ દેખાવ જોઇને થંભી જ ગયો.

મીરાણી સાથે આડા વ્યવહારનો આરોપ મીર ઉપર મૂકવાથી બહુ બહુ તો પાંચ દસ રૂપિયા મળે. એટલે ફોજદારે લંગડાને ડરાવીને, મીરને ધમકાવીને, ને મીરાણીને 'જેલ' દેખાડીને, હસનઅલી સામે મજબૂત આરોપ ઘડી, ખાસ્સી દસબાર કોથળી રૂપિયા કઢાવ્યા: અને હસનઅલીના ઘરનું જે કાંઈ નુર હતું તે બધું ચૂસાઈ ગયું.

બીજે દિવસે સવારે હસનઅલી ભિખારી જેવો, ભ્રષ્ટ જેવો, ગાંડા જેવો, નિસ્તેજ નિરુત્સાહી ને નિરુદ્યમી બની ગયો. તેની દસ પંદર વર્ષની જમાવટ એક રાતમાં ઉપડી ગઈ હતી. તેના બહોળા કુટુંબને પોષવાની તેની તાકાત હરાઇ ગઇ હતી. તે બોલ્યો નહિ, પણ પોતાના ખોટા ને વિશ્વાસઘાતી પાડોશીઓ પ્રત્યે હવે તેણે તિરસ્કારથી મોં ફેરવ્યું!

બીજું વરસ નબળું હતું. ત્રીજું વરસ અતિવૃષ્ટિ હતી. પાંત્રીસ માણસની જમાવટવાળો સુમરાનો વાસ ખાલી થઈ ગયો. એક રાત્રે વહેલા ઉઠીને, સુમરો હસનઅલી, પોતાની જુવાન વહુવારૂઓ, ઘરવખરી, ઢોરઢાંખર, રાચરચીલું, બધું ગાડામાં ભરીને નાસી ગયો હતો! આવા રસાળ મુલક કરતાં, સિંધના રેતીના મેદાનોમાં તેને વધારે આકર્ષણ લાગ્યું. સ્નેહનું અમી જ્યાં ખૂટે છે ત્યાં માણસનું દિલ ધરપત પકડતું નથી. સુમરો ચાલ્યો ગયો: કોલાહલ કરતું ફળી શાંત થઈ ગયું: માત્ર ખાલી મકાન પડયાં રહ્યાં: ને બીજે દિવસે આસપાસનાં પાડોશી તેમાંથી કાટ નળીયાં પણ લઇ જવા લાગ્યાં! ને વધારામાં ત્યાં "ગંદકી કરવી નહિ" એવી જા. ખ. ચોડેલી નહિ હોવાથી, બની શકે તેટલો લાભ લેવા લાગ્યા!

કવિ ભૂજમાં નવી વહુ પાસે જ રહી ગયા. સુમરો ભાગી ગયો: મીર, આ બનાવ પછી રહેવામાં શરમ સમજી આડોઅવળો થઇ ગયો. મીરાણી મીરની પાછળ પાછળ ગઇ. લંગડાની વહુ, પોતાના જમાઇ સાથે ગામમાં મજુરી કરવા લાગી. એક વર્ષમાં આ જાગતું ફળી શન્ય જેવું થઈ ગયું. સુમલડોશી, લંગડો, ને સુમરાનો એક કુતરો-માત્ર ત્રણ જણાં રહ્યાં!

* * *

ઇ. સ. ૧૯૨૦ ના માર્ચની ૨૬ મી તારીખે ટ્રેઈનમાંથી ઉતરીને એક જુવાને નવાં કપડાં પહેર્યાં. પછી બે ચાર ટ્રંકો ટપામાં ખડકી, 'કુટસૂ' નો કરંડીયો, ને ચામડાની 'બેગ' બરાબર મૂકી. ને પછી 'સુમરાવાળું ફળી' કહીને ટપાને તે તરફ લેવરાવ્યો.

પરદેશી જેવા જણાતા હર્ષવદન તરફ એક આશ્ચર્ય ભરી દૃષ્ટિ ફેંકી ટપાવાળાએ તે તરફ ટપો હંકાર્યો.

સુમરાવાળા ફળીમાં ટપો અટક્યો: પણ ત્યાં બધું શન્ય હતું: જાણે કોઇ માણસજ નથી.

જુવાન ખબર મેળવવા માટે, લંગડાના ઘર તરફ ચાલ્યો.

'કાકા! લંગડાકાકા!'

લંગડાને હમણાં એ શબ્દ અતિ અપરિચિત હતો, એટલે તે લાકડી લઇને બહાર નીકળ્યો.

'કાકા ! ઓળખો છો ? હું હર્ષવદન !'

'ઓ હો હો ! મોટો થઇ ગયો. પણ તું ક્યાંથી ? બાપુજી તો ભૂજ છે !'

'હા, પણ મારા ઉપર કાગળ હતો, કે પોતે ગઈ કાલે આંહી આવી ગયા હશે એટલે તો હું આંહી આવ્યો' પણ હસનઅલી-ને બધા ક્યાં છે ? સુમલ મા ક્યાં ?

સુમલ પોતાના ફળીમાંથી બહાર આવી ગઇ હતી. પણ તેના ને લંગડાની વચ્ચે તિરસ્કારનો આખો સમુદ્ર પડ્યો હતો !

હર્ષવદન લંગડા તરફ, સુમલ તરફ, ને પાસે ઉભેલા કુતરા તરફ જોઇ રહ્યો ! લક્ષ્મી-વિહોણી જમીન હોય, જાણે જીવતી ભૂતાવળ જાગતી હોય, તેવા ભયાનક અવાજોથી આખું ફળી ભરાઇ ગયું હોય તેમ તેને લાગ્યું !

પોતે પોતાનું બાળપણનું સુખી, કલ્લોલ કરતું, આનંદી ફળી, ને નિર્દોષ ગમ્મત કરતા પાડોશીઓને જોયાનું સ્વપ્નું ઘડીને આવ્યો હતો, તેને આવી ક્રૂર રીતે વેડફાતું જોઇને તે નિરાશાથી બૂમ પાડી ઉઠયોઃ

"કાકા ! કાકા ! આપણું જૂનું ફળી ને જૂની મહોબ્બત ક્યાં છે ?"

સુમલના ફળીઆમાંથી કુતરું જોસભેર ભસવા લાગ્યું તેમાં લંગડાનો જવાબ ડૂબી ગયો !

ધૂમકેતુ

## વસન્તે—

(રવિ બાબુના "જદિ તારે નાઇ ચિનિગો"ને ઢાળે.)

વીણા નીરવ જગાડી આ કોણે ?
કોણે આજે નૂતન છન્દે,
ભર્યું જીવન આ આનન્દે ?—
વસન્તે, વસન્તે !

પવન વહે આતુર ગાને,
જાગે તૃષા પ્રાણે પ્રાણે ?
કળી જાગે નૂતન રંગે
ભરી જીવન જો આનન્દે !—
વસન્તે, વસન્તે !

આવી આતુર ગાને હૃદય-દ્વારે
આજે, આવી સકલ મર્મે મ્હારે
માગ્યું મ્હારૂં હૃદય-ધન રે !—
કોણે આજે કુસુમ-શ્વાસે ?
કોણ બોલાવે દિગ દિગન્તે
ભરી જીવન નૂતન છન્દે !—
વસન્તે, વસન્તે !

સ્નેહરશ્મિ



# એશિયાનો બળવો

મિ. જોસફ વૉશિંગટન હૉલ નામના અમેરિકાના એક પ્રોફેસરે એશિયાના મુખ્ય મુખ્ય દેશો, જાપાન, ચીન, હિંદ, પેલેસ્ટાઇનની મુસાફરી કરીને Revolt of Asia નામનું પુસ્તક લખ્યું છે. તેમાં કર્તાએ જે જે જોયું તેનું રહસ્ય એ તારવ્યું છે કે એશિયાના માનસમાં મહાન પરિવર્તન થયું છે અને તેથી ગોરી પ્રજાની સરસાઇનો યુગ પૂરો થયો છે. આ પુસ્તકના પહેલા અને છેલ્લા પ્રકરણમાં કર્તાના મુદ્દાઓ આવી જાય છે માટે તેનો સાર અમે અત્ર આપીએ છીએ.

આખો એશિયા સરસાઈ ભોગવતી ગોરી પ્રજા સામે બળવામાં ઊભો થયો છે. બળવાનાં ત્રણ સ્વરૂપો છે. આ બળવો ગોરી પ્રજાની રાજકીય સત્તાની સામે છે, ગોરી પ્રજાએ ઠોકી બેસાડેલી સંસ્કૃતિ અને ધર્મની સામે છે, અને સૌથી ઊંડે તો ગોરી પ્રજાએ ગર્વથી ધારણ કરેલી સામાજિક સરસાઇની સામે છે.

ચારસો વરસ પહેલાં યુરોપમાં થયેલી પુનર્જાગૃતિની શક્તિથી ત્યાંના લોકો નવા દેશ શોધવાને અને તેના ઉપર સત્તા બેસાડવાને બહાર નીકળી પડ્યા. ગોરા લોકોએ જોયું કે તેમની પાસે એવાં હથિયારો અને વ્યવસ્થા શક્તિ છે કે તેમની મહેચ્છાની સામે કોઈ થઈ શકે તેમ નથી. આ શોધથી તેને પોતાને આશ્ચર્ય થયું અને તે ધીમે ધીમે માનવા લાગ્યો કે ગોરી પ્રજા દુનિયામાં સરસાઇ ભોગવવા જન્મી છે.

ગોરા માણસો બીજી પ્રજાઓ ઉપર જુલમ કરીને સ્વાર્થ સાધતા હતા ત્યારે પણ તેમને કેળવણી આપવાની અને ઊંચી ચઢાવવાની વૃત્તિ ધારણ કરતા હતા એ એમની પડતીનું પહેલું કારણ. બીજું કારણ એ પશ્ચિમની પ્રજાઓની અંદર અંદરની જંગલી હરિફાઈ.

ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધમાં પશ્ચિમના સંસર્ગથી એશિયામાં એક નવો બુદ્ધિશાળી વર્ગ ઉત્પન્ન થયો. પશ્ચિમની સાથે લડવાને પશ્ચિમનાં હથિયારો વાપરવાની તેને કલ્પના આવી, પણ જાપાન જેવા એકાદ અપવાદ સિવાય પશ્ચિમ સામે તે ફાવ્યા નહિ, પશ્ચિમનું બળ ઘણું મોટું હતું. પછી જગતનો મહાન વિગ્રહ થયો, તેથી સ્થિતિમાં બે મુખ્ય ફેરફાર થયા. એક, મહાન રાજ્યો ખૂબ નિર્બળ થઇ ગયાં. બીજું, રશિયાને પશ્ચિમના કુટુંબમાંથી ન્યાતબાર મૂક્યું. અને તેથી જાણી જોઇને તેને એશિયા સાથે સગપણ કરવાની ફરજ પાડી.

આ છેલ્લો ફેરફાર એ ગયા વિગ્રહનો સૌથી મહત્ત્વનો ફેરફાર છે. આજથી એક સૈકા પછીનો ઇતિહાસકાર, કઇ પ્રજાને વિજય મળ્યો ગણાય તેનો વિચાર નહિ કરે, પણ આ લડાઈથી રશિયા એશિયાના પક્ષમાં પડ્યું અને તેથી પ્રજાઓ અને ખંડોનાં રાજ્યોનું સમતોલપણું તદ્દન બદલાઈ ગયું અને ગોરી પ્રજાની સત્તાનો અંત આવ્યો તેનો જ વિચાર કરશે.

૧૯૧૪ થી એશિયાના નેતાઓને સાંત્વનકારક નિર્ણય થયો કે ગોરી પ્રજાનો હિસાબ લેવાનો દિવસ આવી પહોંચ્યો છે. તુર્કીના દાખલાથી આ નિર્ણયને વેગ મળ્યો અને ચીનની પ્રજાકીય હિલચાલ વધવા સાથે એ નિર્ણય ચોક્કસ નિશ્ચયરૂપ થયો, જ્યાંસુધી

એશિયાને પોતાના ઘર ઉપર સંપૂર્ણ સત્તા નહિ મળી જાય, અને પોતાની સંસ્કૃતિ માટેનો આદર અને મનુષ્ય જાતિની શ્રેણીમાં પોતાનું સરખું સ્થાન તે મદાંધ પાશ્ચાત્ય પાસે કબુલાવશે નહિ ત્યાંસુધી તે જંપ વાળીને બેસશે નહિ.

દુનિયાંના વહિવટમાં એશિયાના ઉદયથી જગતનું મધ્યબિંદુ આટલાંટિકને બદલે પાસિફિક મહાસાગરમાં આવશે. એનો અર્થ એ છે કે અમેરિકા, ચીન અને રશિયા મહત્વનાં રાજ્યો થશે. તેમનાં કદ, તેમની પ્રાકૃતિક સમૃદ્ધિ અને તેમની પ્રજાનું માનસ એ પણ એ મહત્વને લાયક છે. એનો અર્થ એ થશે કે પશ્ચિમની સંસ્કૃતિના પ્રતિનિધિ તરીકે ગ્રેટ બ્રિટનને બદલે યુનાઇટેડ સ્ટેટ્સ, પુનર્જાગૃત થયેલા એશિયા સામે ઊભું રહેશે. એનો અર્થ એ કે સામ્રાજ્યનો અંત આવશે, એક નવો યુગ શરૂ થશે જ્યારે દરેક પ્રજા પોતપોતાના ઘરમાં સંપૂર્ણ સત્તા ભોગવશે અને જગતના કારભારમાં તેનો સરખો મત ગણાશે.

—એટલે કે, આ બધું થશે અથવા મનુષ્ય જાતિનો એક અર્ધ બીજા અર્ધની સ્વાભાવિક મહેચ્છાઓને માટે અને તેના સહકાર માટે અવકાશ નહિ આપવાથી, સંસ્કૃતિ નાદાર બનશે, સ્થૂળ અને સુક્ષ્મ સંપત્તિનો હ્રાસ થશે.

સમગ્ર એશિયાનું અવલોકન કરતાં હાલની સ્થિતિનું પ્રથમ લક્ષણ એ જણાય છે કે પશ્ચિમ, રાજકીય અને વેપારી સ્વાર્થને માટે એશિયા ઉપર સત્તા ચલાવે છે તે સત્તા ઉપરથી એશિયાનો વિશ્વાસ ઊડી ગયો છે, અને એ સત્તા પડું પડું થઈ રહી છે.

બીજું એ, કે એશિયાના લોકો પોતાનું ભવિષ્ય ઘડવાની સત્તા બુદ્ધિપૂર્વક હાથમાં લેવા માગે છે અને તેથી તેમના શ્રેય માટેની ગૌર વર્ણની જવાબદારી બંધ પડે છે. ખરી રીતે આ જવાબદારીની વાત પછીથી આવેલો વિચાર હતો, મૂળમાં દાંભિક હતો. જો કે કેટલાકે એવી સાચી જ માન્યતાથી એ વિચાર પાર પાડવામાં મદદ કરી હશે. સ્ટ્રન્સકી (Strunsky) કહે છે તેમ પછાત રહેલા લોકોને પોતાની ઇચ્છા હોય તો, પરદેશીઓના હાથ નીચે રહેવા કરતાં સ્વતંત્રતાથી વધારે ખરાબ સ્થિતિમાં જવાનો સંપૂર્ણ હક છે.

ત્રીજું, પશ્ચિમના લોકોના જાનમાલનું રક્ષણ ભવિષ્યમાં થનારી એશિયાઈ સત્તા નીચે પુરેપુરૂં થવાનો સંભવ છે. શરૂઆતમાં મોટો ભોગ આપવો પડે પણ 'જે જીવન ખુએ છે તે બચાવશે,' જે પોતાની સલામતી માટે લડશે તે સલામતી ખોશે. દા૦ ત૦ ચીન જાગૃતિ મેળવે તેમાં જર્મનીને જરા પણ બીવાનું નથી, જો કે જર્મનીને ચીનમાં પુષ્કળ વેપાર અને મિલકત છે.

ચોથું, એશિયાની પ્રજાઓએ ગોરી પ્રજાની બીક છોડી દીધી છે અને તેઓ પોતાનો કાર્યક્રમ નિશ્ચયપૂર્વક આગળ ધપાવ્યે જાય છે. ધમકીથી હવે તેઓ અટકી જાય એમ નથી. યુ-જીન-ચેન કહે છે કે "અમારો દેશ પરદેશીઓ સામેના ગરદાની ગુસ્સાથી સળગી ઉઠ્યો છે. આ વખતે ચીન પરદેશી હથિયારથી ડરતું નથી. પરદેશી પ્રજાઓ અમારી પાસે મસલત કરવા આવે ત્યારે 'ચીન સુલેહ પ્રિય પ્રજા છે અને એટલા માટે તે ફેસલાઇ જશે કે ડરી જશે' એવો વિચાર તેમણે ઘેર મૂકીને આવવું, પરદેશીઓને અમારા દેશમાં કાંઇ હક છે જ નહિ અને જે કાંઈ દિન તેમણે પ્રાપ્ત કર્યું હતું તે જોરજુલમથી કરેલું હતું એમ તેઓ પ્રથમ કબુલ કરે તો જ તેમની સાથે મસલત શરૂ થઇ શકશે, અને પછી અમે, અમારા લાચાર અને બીકણ પૂર્વજોએ તમને જે કાંઇ હક આપ્યા હતા તેનો ન્યાયબુદ્ધિથી વિચાર કરીશું."

પાંચમું, અમેરિકા સિવાયના કોઇપણ પશ્ચિમના રાજ્યમાં એશિયાના બળવા સામે થવાની શક્તિ નથી એ દેખીતું છે; તેમણે મને કે કમને હકો આપવા જ પડશે.

છઠ્ઠું, અમેરિકા ગોરી પ્રજાની સાથે જોડાય તો જ ગોરી પ્રજાઓ દુનિયાં ઉપરની પોતાની સત્તા હાથમાં રાખી શકે. એશિયાના આત્મપ્રતિષ્ઠાના પ્રયત્નમાં પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ બન્ને વિગ્રહમાં ઉતરશે, કે તેમની પ્રજાઓ ભેગી થઇને પરસ્પરને સમૃદ્ધ કરશે તેનો આધાર અમેરિકા ઉપર છે. રશિયા અત્યારે તો આકર્ષણથી પોતાનું સામ્રાજ્ય વિસ્તારે છે, પણ પોતાની ફતેહથી હરખાઈ જઇને તે એ નીતિ છોડી દે અને તરવારથી રાજ્ય વિસ્તારવાની નીતિ અખત્યાર કરે તોપણ, એમ થાય તે પહેલાં એશિયાની પ્રજાઓ એટલી બળવાન થઇ ગઈ હશે કે તેમને ધોકો પહોંચશે નહિ એમ અત્યારની સ્થિતિ જોતાં લાગે છે.

સાતમું, લશ્કરી બળના દમામથી એશિયાની ગતિ રોકવાના પ્રયત્નો એ વિપરીત પરિણામો જ લાવે છે. મુખ્યત્વે એશિયાનો, અંશતઃ યુરોપનો અને અંશતઃ આફ્રિકાનોઃ ચીનના વિગ્રહનો મહાન વક્તા કહે છે કે "ચીનનાં બંદરોમાં એકેકી પરદેશી લશ્કરી ઓટે હજાર હજાર જુવાનો પ્રજાકીય વાવટા નીચે ભરતી કરશે એમ નક્કી સમજજો. આખી દુનિયાંએ સમજવું જોઇએ કે અમારી ભૂમિ ઉપર એક પણ પરદેશી ટુકડી ઊભી રહે તેને અમે દરિયામાં હાંકી કાઢવાને માટે લશ્કરો ઊભાં કરવાનો પડકાર સમજીએ છીએ."

ચીન એશિયાની એક સમજુ પ્રજા છે. અને તે ગોરી પ્રજા સાથે લડ્યા સિવાય પોતાની મહેચ્છાઓ સિદ્ધ કરી શકશે તો એશિયામાં એવી લાગણી ફેલાશે કે ગોરી પ્રજામાં થોડીક સહાનુભૂતિ છે ખરી અને તેની સાથે શાંતિથી કામ કરી શકાશે. અને તેથી આખા ખંડમાં લડાઇની પ્રવૃત્તિ અંકુશમાં આવશે. તેથી ઊલટું જો રાજ્યોના લશ્કરની સાથે તે આથડી પડશે, તો તેનો અર્થ એવો થશે, કે ગોરી પ્રજા તોપોના ધડાકા સિવાય બીજી કોઇ દલીલ સમજતી નથી અને તેથી એશિયામાં લડાયક જુસ્સો ફાટી નીકળશે.

આઠમું, અત્યાર સુધી એશિયાની બધી હીલચાલ એશિયામાં પેઠેલા પશ્ચિમના માણસો તરફ જ માત્ર છે, ગોરી પ્રજાની સામે તેમના દેશમાં જઇ લડાઇ કરવાની ઇચ્છા લેશ પણ નથી. એવી ઇચ્છા મનમાં પણ જન્મે તેને દશકાઓ જોઇશે. એશિયાને પ્રતીકાર કરવો પડશે તો પણ તે પોતાના મુલકમાં જ કરશે, 'બૉયકોટ' પહેલો થશે અને આપણી લશ્કરી ચઢાઇઓનો તેઓ બરાબર જવાબ આપશે.

છેવટની બાજી અમેરિકાના હાથમાં છે તેથી આ જાતીય દ્વેષ વિષે વિચાર કરવો ઠીક છે. રાજકીય અથવા મિલકતના હિતને લીધે નહિ પણ આ જાતીય દ્વેષને લીધે દોરાવાથી અમેરિકા એશિયાની મહેચ્છાની આડે આવશે. ગોરી પ્રજામાં રહેલા આ સ્વભાવના મુખ્ય અંશો કયા કયા છે? સૌથી પ્રથમ આદિકાળથી ચાલતી આવેલી અજાણ્યા માણસની બીક છે. તે ઉપરાંત તેમાં એવી લાગણી ભળેલી છે કે 'અમને તેઓ ગમતા નથી કારણ કે અમે તેમને ઓળખતા નથી, અને અમે તેમને ઓળખવાના નથી કારણ કે અમને તે ગમતા નથી.' આ સંસ્કૃતિનું અભિમાન ચાર રીતે પ્રતીત થાય છે. આપણામાં પ્રાચીન ગ્રીકોની માફક સંસ્કૃતિનું અભિમાન છે; ગ્રીકોમાં 'પરદેશી' એ તિરસ્કાર વાચક શબ્દ હતો અને હજી આપણામાં પણ એ શબ્દ (barbarian)નો એ જ વ્યંગ્યાર્થ છે. વળી મધ્યકાળમાં વિકાર પામેલા ખ્રિસ્તી ધર્મનું અભિમાન પણ આપણામાં છે— દુનિયાંના સૌથી ઉદાર, સૌથી પ્રેમાળ, અને સૌથી દીન ઉપદેશકનો ધર્મ પણ આપણામાં

માત્સર્યનું કારણ થઈ પડયો ! રાજકારભારની વ્યવસ્થા શક્તિ, જે આપણે કદાચ રોમમાંથી મેળવી હશે, તેનો પણ આપણને મદ છે, અને તેથી વ્યવસ્થિત સંઘશક્તિ વિનાનાનો આપણે તિરસ્કાર કરીએ છીએ. છેવટે આપણામાં વિજ્ઞાન અને યંત્રની સિદ્ધિનો મદ છે. પશ્ચિમનો માણસ સુધરાઇની ગટરને અને ત્વરિત મુસાફરીનાં સાધનોને સંસ્કૃતિ ગણે છે. શું આટલા ઉપરથી આપણે તેમનાથી ઉત્કૃષ્ટ થઈ ગયા ? અને એ ઉત્કર્ષ હવે લાંબો વખત ટકવાનો છે ? એશિયા થોડા જ વખતમાં આ સંસ્કૃતિમાં, ખ્રિસ્તીધર્મમાં, પ્રજાભાવનામાં, અને યંત્ર કામમાં આપણા જેવો થઇ જશે તેનું શું ?

અમેરિકાએ જાતીય પક્ષાપક્ષી કરવાનો ભય વ્હોરી લીધો છે. જાપાનની લાગણી તો આપણે જાણીએ છીએ. કલકત્તામાં અમેરિકાના કોન્સલ જનરલને એક ઊંચા વર્ગના હિંદુએ પુછ્યું હતું " હું ધારું છું કે અમે સ્વતંત્ર પ્રજા નથી માટે તમારો દેશ અમને પેસવા દેતો નથી, એક વખત અમને પ્રજાકીય પ્રતિષ્ઠા મળશે ત્યારે તો એ કલંક દુર થશે ને?" આપણા અમલદારે તેને કાંઇ ખુલાસો કરવો યોગ્ય ધાર્યો નહિ. આ સુંદર શરીર, તેજસ્વી મન, અને ઉચ્ચ ચારિત્રનો માણસ, જે ખરેખરો આપણી જ જાતિનો છે પણ હજારો વર્ષના સૂર્યતાપથી તામ્રવર્ણો થઇ ગયો છે, તેને મળ્યા પછી અમને એક ઇરાનનો ઉતરી ગયેલો સેમાઇટ મળ્યો. તેણે ઠંડાસથી કહ્યું "હું અમેરિકાનો વતની થવા ત્યાં જાઉં છું." મેં આશ્ચર્યથી પૂછ્યું, " તમે થઇ શકશો ?" "હા, કેમ નહિ ? તમે જાણો છો ને ઇરાનીઓ ગોરા છે !"

અમેરિકામાં પાછા આવ્યા પછી મેં આ વાત ઇમીગ્રેશન કમિટિના કલાર્કને કરી. તેણે મને મસ્કરી કરતાં ખાત્રી આપી કે " તમે ફિકર ન કરશો. જ્યાંસુધી આ પ્રજા ઉપર ઇશ્વર અને આલ્બર્ટ જોનસનની રખેવાળી છે ત્યાંસુધી તેના ઉપર નકામા ઇરાનીઓ ફરી વળશે નહિ. દર વરસ માત્ર સો ઇરાનીઓને જ આવવા દઇએ છીએ."

અમેરિકાના અમલદારોએ સમજવું જોઇએ કે દાખલ થવાની-ઓછીવત્તી સંખ્યાનો મુખ્ય પ્રશ્ન નથી, પણ જે રીતે એશિયાના લોકોનો અનાદર થાય છે તે રીતથી દ્વેષ વધે છે. માણસના વર્ણ કે જાતને બદલે તેના વ્યક્તિ તરીકેના ગુણ દોષથી જ દેશમાં દાખલ કરવાની રજા આપવાનું ધોરણ રાખવું જોઇએ.

આ ફેરફાર મોટો છે અને તેને અમલમાં મૂકતાં પહેલાં ઘણા હંગામી ઉપાયો યોજવા પડે. પણ એટલું નક્કી છે કે એશિયાની પ્રજાઓને પશ્ચિમની પ્રજાઓ જેટલા જ અને જેવા જ હકો આપવા પડશે. મિત્રતાથી આવાં સમાધાન નહિ કરીએ તો આંતર-રાષ્ટ્રિય રાજનીતિમાં એક બીજાથી અલગ રહેવાનો વારો આવશે.

ગોરીપ્રજાની દુનિયાંની ઉપરી સત્તાનો અંત આવી લાગ્યો છે. આ ઐતિહાસિક વિકાસની સાથે તે સમાધાન કરી લેશે તો પોતાની દુનિયાંને ને એશિયાને બન્નેને બચાવશે. તેની સામે થશે તો કદાચ બન્નેનો નાશ કરશે. ગોરીપ્રજા અને વિવિધ રંગી પ્રજાની સહીઆરી દુનિયાંના પ્રારંભકાલમાં આપણે આવી ગયા છીએ. હવે દરેકે પોતાનું ઘર સંભાળવાનું છે, અને મનુષ્યજાતિના સંઘના વહિવટનો પોતાનો ભાગ સંભાળવાનો છે. વિજય કરીને સામ્રાજ્ય સ્થાપવાનો જમાનો હવે પસાર થઇ જવા આવ્યો છે. નવો જમાનો આકર્ષણ, સેવા અને કામગરીનો છે, જેને માટે પક્ષપાત વગરનું ખુલ્લું ક્ષેત્ર જોઇએ.

હવે એવા જમાનામાં આવ્યા છીએ જ્યારે કોઇ પણ પ્રજા જાતિ કે વર્ગ બીજા ઉપર સત્તા ચલાવવાને લાંબો વખત પ્રયત્ન કરશે તો બન્નેનો નાશ થશે.

આ જમાનો બીજાને જીવવા દઇને જીવવાનો છે. સહિષ્ણુતા અથવા મૃત્યુનો છે.

# આપણા સ્થાપત્ય ( Architecture ) માટેનાં આવશ્યક અંગો.

"The Essential features of our Architecture"

ગયા જલપ્રલય પછી ગૂજરાતની બાંધકામ પ્રવૃત્તિ ખૂબ જોસભેર ચાલી છે. અસહ્ય દુઃખથી ઘણીવાર પ્રજામાં ચેતન પ્રગટે છે. રાજકીય દુઃખો જ્યારે અસહ્ય થયાં ત્યારે અસહકાર પ્રગટયો, તેને અંગે અનેકવિધ પ્રવૃત્તિ થવા લાગીઃ આપણી રાજકીય સ્વભાષા ખીલી, સંગીત કલા ખીલવા લાગી, આપણી મ્યુનિસીપાલીટીમાં નવું ચેતન આવ્યું. અમદાવાદની ગીચ વસ્તીને પરિણામે ફાટી નીકળતા રોગચાળાને લીધે વસ્તીને આછી કરવા પ્રયત્નો થવા લાગ્યા, તેવામાં સરકારે શહેર વિસ્તારની યોજના આપી, સહકાર દ્વારા શહેર વિસ્તારની યોજનાએ પ્રજાએ હાથ ધરી. તેમાં વળી આ જલ પ્રલયે ગ્રામ રચના, કે પુનર્ઘટના તરફ પ્રજાનું ધ્યાન રોકયું છે. એક રીતે નવું સર્જન કરવાની આ સારી તક કહેવાય. લંડનમાં ઈ. સ. ૧૬૬૬ માં મોટી આગ થઇ હતી ત્યારે લોકોને પુનર્ઘટનાની આવી જ તક મળી હતી, અને લંડન નવેસરથી વસી શકયું. જો કે અત્યારે તો આપણે તારાજ થઈ ગએલાં ગામડાંઓને પાછાં ઊભાં કેમ ઝટ અને ઓછે ખરચે કરી શકીએ એ પ્રશ્નોમાં એવા ગુંથાઈ રહ્યા છીએ કે કોઇને ભાગ્યે જ આજના વિષયના જેવા વિચારો આવતા હશે. મને ડર છે કે અત્યારે ભેગા મળેલા ભાઇઓમાંથી જ કોઇને એમ લાગે કે આવા કટોકટીના સમયમાં જેવાં ગમે તેવાં મકાનોથી કામ સરે તેવું છે ત્યાં આ કલા અને સ્થાપત્યની શી વાત કરવા બેઠા!

પણ મારે કહેવું જોઇએ કે મકાન અને સ્થાપત્ય એક જ છે. જેમ તાણોવાણો અને કપડું સમવેત છે, અને શરીરને બંધબેસતું થવામાં જ વસ્ત્રમાં કલા આવી જાય છે તેમ જ આપણા જીવનની જરૂરીઆતોને પહોંચી વળે—તેને બંધબેસતું થાય, તેવું મકાન આપોઆપ સ્થાપત્યકલાને નામે ચઢે છે. તેટલા માટે આવા કટોકટીના સામપ્રસંગે વખતે પણ હું સ્થાપત્ય અને મકાન એમ જુદો જુદો વિચાર કરી શકતો નથી, અને મને ખાત્રી છે કે આવી જાતની સમજણથી આપણી પુનર્ઘટના જરૂર સુધરશે.

એ હવે કહેવાની જરૂર જ નથી કે સ્થાપત્ય એક કલા છે. દરેક કલા, પોતાનું સ્વરૂપ—જીવનેના આવિર્ભાવ રૂપે જ ઘડે છે. કુદરતને અનુકૂલ જીવન ઘડાય છે, અને તેને અનુકૂલ સાચી કલાએ ઘડાય છે. સ્થાપત્ય—કલા કહો મકાન કહો—એ જે તે દેશમાં તે તે દેશનાં જીવનને અનુરૂપ હોય છે. જેમ અમુક વનસ્પતિને અમુક જ ભૂમિ અને વાતાવરણ જોઇએ છે, જેમ મદ્રાસીએ કાળા હોય, પંજાબીએ ગોરા હોય, જેમ હરણીઆનો રંગ સૂકા ઘાસમાં અને જંગલમાં રહેવાથી ભગવો હોય છે કે જેમ લીલુડા વનમાં રહેનારો પોપટ લીલો જ હોય છે તેમ જ બીજાં પાધરૂઓના રંગ, જે કુદરતમાં રહે છે તેને અનુરૂપ હોય છે, બીજું તો શું માથાની જૂ કાળી અને વસ્ત્રોની જૂ ધોળી હોય છે. જેમ આ બધું કુદરત માતાનું પોષણ લઈ તેને અનુરૂપ હોય છે તેમ જ સ્થાપત્ય પણ જે તે ભૂમિને, કે કુદરતને અનુરૂપ

હોવું જ ઇષ્ટ છે. આપણે ત્યાંનું સ્થાપત્ય આપણી કુદરતને અનુકૂળ જ હોવું જોઇએ, એનાથી વિરૂદ્ધ સ્થાપત્ય જો આપણે પરદેશી સ્થાપત્યની નકલ કરી ઘડવા જઇએ તો એ ખરી સ્થાપત્યકલાને નામે ન ચડે એટલું જ નહિ પણ એ આપણા જીવનને બંધ બેસતું ન જ આવે.

જીવનની કે હરકોઈ કૃતિની સંપૂર્ણતા તેની કલામયતામાં છે. આ આપણે પહેલાં ઈશ્વરી કૃતિદ્વારા સમજીશું. મોટામાં મોટાં પ્રાણીથી તે નાનામાં નાનું પ્રાણી જોશો, તો તેને શરીરના જરૂરના અવયવો આપવા ઉપરાંત ઈશ્વરે હરેકને એવાં તો સુડોળ કર્યાં છે કે તે આપણને ખરાબ ભાગ્યે જ લાગે. વિકરાળ સિંહ પણ આપણને લાગે છે સુંદર; જેનાં અઢારે અંગ વાંકાં છે તેવાં ઊંટ પણ સુંદર છે. સુંદર બનાવવા સાથે તેને જરૂરની બધી સામગ્રી મળી છે, એના પગ એને રેતીમાં દોડવા માટે અનુકૂળ કર્યા છે. નાનામાં નાનાં પ્રાણીમાં જઠર, શ્વાસોચ્છ્વાસ લેવાનાં અંગ–દૃષ્ટિનાં અંગ એમ બધાં સારી રીતે ગોઠવાયાં છે. તેમ જ વનસ્પતિ, પત્ર, પુષ્પ, ફલો વગેરે સમગ્ર સૃષ્ટિ ઉપયોગ અને સૌન્દર્ય એ બે તત્ત્વોથી કલામય જ બની રહી છે. ત્યાં ઉપયોગીપણું અને કલા એમ જુદું જુદું નથી. આ જ પ્રમાણે મનુષ્ય સર્જન પણ હોવું જોઇએ. આપણે અહિં ઉપયોગ અને કલા વગેરેનો વિરોધ જેવો તીક્ષ્ણ છે તેવો જેને આપણે યંત્રવાદીઓ માનીએ છીએ, તે પશ્ચિમની પ્રજામાં નથી. ત્યાંની પ્રજા પોતાની ક્રિયાઓમાં આ બે ચીજને જુદી જુદી જોતી નથી એ ખુબી છે. એમની કૃતિમાં ઉપયોગ અને સૌન્દર્યનું સંયોગીકરણ છે જ. હરીકેન લેમ્પ જુઓ, ચાહનો કપ જુઓ, કીટલી જુઓ, મોટર જુઓ, બાઇસીકલ જુઓ, એન્જીન જુઓ, સ્ટીમર જુઓ, આ દરેક ચીજો પૂરેપૂરી રીતે ઉપયોગી થવા સાથે સુંદર કરવા કાળજી રખાઈ છે, તો પછી આપણે આધ્યાત્મવાદીઓએ ઉપયોગ અને કલાનો વિસંવાદ શા માટે કલ્પવો !

આપણી આ કલ્પના હમણાંહમણાંની છે. અસલના જમાનામાં આપણી દરેક ચીજ કલામય હતી. આપણું સાહિત્ય સંગીતમય હતું તેવી જ રીતે મકાન પણ સ્થાપત્ય કલામય હતું. ઘરની દરેક ચીજ કલામય હતી: આપણાં બાપદાદાના વખતનાં રાચો જોશો તો જણાશે કે એ સઘળાં સુંદર છે : એ સુંદર છે–કલામય–છે એની સાબીતી એ છે કે કલાનાં અજાયબ ગૃહોમાં એને સ્થાન મળ્યાં છે. આપણે શું અજાયબ ગૃહોમાં કલા જોવા જવું પડે તેવું જીવન કરી નાંખીશું ? કલાહીન મકાનોમાં કલાહીન જીવન ગાળીશું ? હું આજે બીજી ચીજો વિષે કહેવા નથી માગતો એટલે મકાનો વિષે જ બોલું છું. મકાનોમાંથી કલાનો બહિષ્કાર કલ્પાવાનાં બે મોટાં કારણો છે. એક આપણને મળેલ કેળવણીથી આપણે રસહીન થઇ ગયા છીએ તે, અને બીજું આપણે ઘણા જ ગરીબ થઇ ગયા છીએ. આ બે કારણો હું અનુક્રમથી જ કહું છું. મકાનો કલાહીન થવામાં પહેલી રસહીનતા કારણભૂત છે, પૈસાનું કારણ પછી આવે છે. રસહીનતાને લીધે આપણને એમ સમજાઇ ગયું છે કે કંઇપણ કલાયુક્ત થવા જાય એટલે ખર્ચાળ થાય અને પછી આપણે પૈસાનું બ્હાનું કાઢી કલાયુક્ત કરતા નથી. રસહીનતાને લીધે આપણે કલા શોધવા અજાયબ ગૃહોમાં જઇએ છીએ, ત્યાં બાદશાહી ચીજો જોઇએ છીએ, અને પછી એમ માનીએ છીએ કે કલામયતા એટલે ખર્ચ. અમદાવાદની કલામયતા જોવા આપણે જુમા મસીદ જોઇએ, કે ભદ્ર જોઇએ, કે સીદી સૈયદની મસીદની જાળી કે નગીનાવાડી જોઇએ, પછી કહીએ કે એતો બહુ ખરચાળ છે, આપણાથી એવું તે બને." અને કંઇપણ કલામય કરવા જતાં ભદ્ર, અને જાળીઓ જ આપણી સામે આવે ને પછી કશું કલામય ન બને. આ આપણી

એક ભૂલ ભરેલી ટેવ છેઃ એ આપણી રસહીનતાને લીધે છે. આપણને સાદા મકાનોમાંથી પણ કલા શોધતાં આવડતું નથી. જેમ સાદું જીવન પણ કલામય હોઈ શકે તેમ સાદું મકાન પણ કલામય હોઈ શકે છે. જેવી રીતે કંઈ મોટા કવિઓની કૃતિમાં જ કલા છે અને લોકગીતોમાં કલા ન હોય તેવું નથી તેવી જ રીતે રાજમહેલમાં જ કલા હોય અને લોકસ્થાપત્યમાં કલા ન હોય તેમ નથી. આપણાં જીવન જ્યારે કલામય હતાં ત્યારે ગામની સામાન્ય આમ પ્રજાનાં મકાનો પણ સુંદર થતાં, અને આનો પુરાવો આપણને ગૂજરાતની પોળોનાં મકાનો, તથા ગામડાંના કોઇ ચબૂતરા, કે નાની સરખી ઝુંપડી પણ આપી શકે તેમ છે. અમદાવાદનાં ભદ્રની મહેલાતો જોઈ પછી પોળો જોશો તો આ સમજાશે. મને યાદ છે કે વડોદરામાં ઘણેભાગે ૧૯૧૮માં પ્લેગ હતો ત્યારે મારે છાણી ગામમાં રહેવાનું થયું હતું. એ એક નાનકડું ગામડું જ છે. ત્યાં કલામય સ્થાનો જોતાં જોતાં મને સર્વથી કલામય અને છતાં સાદો ઓછા ખર્ચવાળો ત્યાંનો ઢેઢવાડો જણાયો હતો. આખો ઢેઢવાડો એટલો સુંદર રીતે ગોઠવાએલો, અંગ્રેજીમાં જેને Lay-out કહે છે, તે એટલો સરસ અને એટલો સ્વચ્છ હતો, અને વળી તેમાં એમણે સ્વામીનારાયણનું નાનકડું દેવળ કરી, એટલું તો પવિત્ર વાતાવરણ ઊભું કર્યું હતું કે તે મને હજુ યાદ છે. આ ઉપરથી આપને સાબીત થશે કે મકાન કલામય થવામાં ખરચાળ થતું નથી. બીજી સાદી દલીલ આપું. સ્થાપત્ય એક આકારની કલા છે, જેમ સંગીત કલા અવાજની છે, અને નૃત્ય ગતિની છે તેમ. વધુ ઓછા ખરચાળ પદાર્થોનાં બે મકાનો હોય, તેમાં ઓછું ખરચાળ મકાન વધુ ખરચાળ મકાન કરતાં સુંદર સંભવી શકે, જેમ પીત્તળના લોટા કરતાં માટીનો લોટો વધારે સુંદર હોઇ શકે તેમ.

હવે સ્થાપત્ય કલાના કે મકાનોના આ સુંદર આકારો અને તેનાં અંગ ઉપાંગો, ઉપર કહી ગયો તેમ જે તે દેશમાં ત્યાંનાં આબોહવા, સમાજિક રીતરિવાજ, ભૂતળ સ્થિતિ, ત્યાંના ઇતિહાસો અને ધાર્મિક ભાવના વગેરે પર જ પડાય છે, અને તેજ હું આજે કહેવા માગું છું.

હિંદુસ્થાન દેશ સામાન્ય રીતે ગરમ, અને ધૂળીઓ ગણાય. આટલા માટે આપણાં મકાનોમાં આપણે હંમેશાં આ બે ચીજોમાંથી બચવા માટે પ્રયત્નો કીધા છે. સાથે સાથે હંડે પહોરે કુદરત ભોગવવાનાં સાધનો પણ આપણે માગીએ છીએ. ગરમી અને ધૂળથી બચવા માટે આપણે આપણાં બારીબારણાંનાં માપ ઠંડા મુલકમાં જોઇએ તેના કરતાં નાનાં રાખ્યાં છે, ૨૦×૪૦ ના ઓરડામાં તેને બન્ને છેડે એક બારી આપણે ત્યાં કદાચ બસ ગણાય. આ જગાએ આપણી મ્યુનિસીપાલીટીઓના બીલ્ડીંગ બાયલૉઝના કાયદાઓ ઠંડા મુલકની મ્યુનિસીપાલીટીઓના કાયદાઓનાં ધોરણો પર રચાય તો તે ખોટા પડે. તેજ પ્રમાણે આપણે ત્યાંની ગરમીને લીધે આપણું હવામાન ઠંડામુલકના હવામાન કરતાં પાતળું છે, એટલે આપણા મકાન ફરતે કેટલી જમીન ખુલ્લી રાખવી તેનું ધોરણ આપણે ત્યાંનું વાતાવરણ સમજીને જ ખાસ રાખવું જોઇએ. ત્યાં કે જમીન પર મકાન કરવાનું ધોરણ હોય તો આપણે પણ તેજ ધોરણ ઉપર મકાનો બાંધીએ તો તે માત્ર અંધ અનુકરણ વૃત્તિ જ છે. આપણા ડોકટરોએ કે ઇજનેરોએ આ બાબત પર સ્વતંત્ર વિચાર કરી આપણને યોગ્ય સલાહ આપવી જોઇએ. ત્યાંના શહેરોના રસ્તા જેટલા પહોળા હોય તેટલા આપણે

રાખવાની જરૂર નથી, જો રાખીએ તો આપણે ઉડતી ધૂળને ગમે તે રીતે દાબી દેવી જોઇએ. મુંબાઇએ ધૂળને દાબી દીધી છે. તેવીજ રીતે આપણો પ્રયત્ન હમેશાં સૂર્યને સીધો ઘરમાં પ્રવેશ કરતાં અટકાવવાનો છે. આ માટે આપણે હમેશા ઘરોમાં અજવાળું બહારથી નહિ લેતાં ચોક દ્વારા લીધું છે. મોટા રાજમહેલમાં પણ તમે ચોકો જ જોશો. આ ચોક રાખવાની પ્રથા હાલના વૈજ્ઞાનિક સ્થપતિઓ પણ ઘણી સારી ગણે છે. નવા દિલ્હીના ઇમ્પીરીયલ સેક્રેટેરીયટ તથા વાઇસરોય સાહેબના મહેલમાં પણ આવા ચોકો રાખ્યા છે. જે દેશોમાં સૂર્યના પ્રકાશની ખોટ છે ત્યાં આવા ચોકો નથી રખાતા, અને સૂર્યનો પ્રકાશ સીધો જ બહારથી ઘરમાં પ્રવેશે તેવી તજવીજ કરવામાં આવે છે. આ હકીકત ધ્યાનમાં લેતાં મને આપણી પોળોનાં ચોકવાળાં મકાનો પાસે પાસે બંધાએલાં ઉચીત લાગે છે, અને હમેશાં બંગલાઓની રીતોમાં પણ ચોકો રાખવાનો આગ્રહ રહે છે.

સૂર્યનો સીધો પ્રકાશ–તડકો–અટકાવવાની આપણી બીજી રીતો ઓશરીઓ, રવેશો અને ઝરૂખાઓ રાખવાની છે. આ ઓશરી, રવેશ કે ઝરૂખાઓમાંથી આપણે દંડે પહોરે પાછી બાહ્ય કુદરતનો ઉપભોગ કરી શકીએ છીએ. આ ઉપરાંત ઇશ્વિરની ગગન મંડળની ચમત્કૃતિઓ ભોગવવા માટે આપણે અગાશીઓ રાખી છે, પૂર્ણિમાની શીતળ ચાંદનીમાં આ અગાશીઓ કેટલી સુખકારક લાગે છે તે આપણે કયાં નથી અનુભવતા ! આ ઓશરી રવેશ કે ઝરૂખાઓમાં પણ પાછી જાળીઓ ભરી દઇને આપણે બાહ્ય તેજની માત્રા અરધી Half tone કરી નાંખી છે. આ જાળીઓ મોટા મકાનને મચ્છરદાની જેવી શોભે છે. એને લીધે તાજમહાલમાં મુમતાઝ બેગમ કલ્પી શકાય છે. આખી દુનીઆમાં આપણે આ જાળીકામ ખૂબ વખણાયાં છે. એ પ્રકાશ અને ધૂળ અટકાવીને જોઇતી સુખકર હવા જ આપણને આપે છે. આ બધા અવયવો એટલા તો મનોહર રીતે આપણા સ્થાપત્યમાં ગોઠવાયલા હોય છે, અને અનુભવમાં એટલા તો સુખકારક લાગ્યા છે કે સારા સારા કવિઓએ પોતાના કાવ્યોમાં એનાં વર્ણન કર્યા છે. કવિ દલપતરામે પણ ગાયું છે કે "છજાં માળીઆં જાળીઆં ખૂબ છાજે" ઇ. અને એમના પુત્ર શ્રી ન્હાનાલાલનાં કાવ્યોમાં તો એ ઠેર ઠેર દેખાય છે. એ તો કુદરતમાં પણ સ્થાપત્ય જુએ છે, નભમંડળ, અટારી, ચોક, અગાશી, ગોખ, એ બધા અવયવો વિના એમનું સ્થાપત્ય છે જ નહિ. " અંતરિક્ષની અટારી હતી એમાં એ ઉભી હતી, જાણે ફુલની લટકતી સેર " વગેરે. આવાં વર્ણનો સ્થાપત્યના અભ્યાસીઓએ જરૂર વાંચવાં જોઇએ એમ મારૂં માનવું છે.

આ ગરમી અને ધૂળથી બચવા માટે સારામાં સારા ઇલાજો તે પાણી અને ઝાડવાં છે. શાહજહાન બાદશાહે દિલ્હીના ચાંદની ચોકની ધૂળ અને ગરમી જમનામાંથી પોતાના મહેલ હેઠેથી નહેર લાવી તેની બન્ને બાજુએ ઝાડ વાવી મટાડી હતી અને, ત્યાંની પ્રખર ગરમીમાં પણ ચાંદનીની શીતળતા અનુભવાવી હતી. ત્યાર પછી લૉ. હાર્ડીંગને લાગેલા બોંબનાં ભોગ એ ઝાડવાંઓ અને નહેર થઇ પડી. એ નહેર પૂરી દેવડાવવામાં આવી, ઝાડવાંઓ કાઢી નંખાયાં, અને અસારે ચાંદની ચોક ઉનાળાના દિવસમાં ગરમી વરસાવનાર થઇ પડયો છે, ચાંદની ચોક સૂર્યાતપ ચોક થઈ રહયો છે. પણ પાછા નવા દિલ્હીમાં બાદશાહી માર્ગો આવીજ નહેરો અને ઝાડવાંઓથી રક્ષાએલા છે. મકાન ફરતે ખુલ્લી રહેલી જમીનને આમ ન રક્ષી હોય, બીજી તરફથી ઓશરી ન રાખી હોય કે ચોક ન રાખ્યો હોય તો આપણી શી દશા થાય ?

ઉપરથી પડતી ગરમી અને વરસાદ અટકાવવા માટે આપણાં છાપરાં તદ્દન અનુકૂળ છે. આપણાં નળીયાં ગરમીને બહુ સારી રીતે અટકાવી રાખે તેવાં છે. એક તો એ હાથની બનાવટનાં હોઇ ખડબચડી Porous–સપાટીવાળાં હોઇ ગરમીને સંઘરી શકે છે, ને બીજું એની અળામણી હેઠ ઉપરની ગોઠવણીની હોવાને લીધે વચ્ચે પોલાણ રહેવાથી ગરમી અંદર ઝીલાઇ રહી પડનપો ઓછો પડે છે, અને આપણને પછી સીલીંગ કરવાની જરૂર નથી રહેતી. વળી આપણાં નળીયાં સૌન્દર્યની દષ્ટિએ પણ સારાં છે. નવા દિલ્હીના સ્થપતિઓએ દેશી નળીયાં જ ઘણે ભાગે વાપર્યા છે, અને આપણે વિલાયતી નળીયાંનો મોહ રાખીએ છીએ, અથવા તો વાંદરાંથી ત્રાસ પામીને પતરાંઓ જડીએ છીએ તે કેવી ભૂલ કરીએ છીએ! માત્ર નવા શોધખોળો કરવાની અશક્તિને લીધે જ આવી પરદેશી અનેક ચીજો આપણા જીવનમાં ઘુસી જઇને આપણને પાયમાલ કરતી જાય છે!

આપણે ત્યાં પશ્ચિમ અને દક્ષિણ દિશામાંથી સૂર્યનો તડકો તથા પવન આવે છે, પવન પછી વાવાઝોડાનું રૂપ લે ત્યારે વાછંટ પણ સાથે લેતો આવે છે. આ ત્રાસમાંથી બચવાને માટે આપણાં મકાનોની પશ્ચિમ તથા દક્ષિણની બાજુએ આપણે ગમે તે રીતે બચાવવી જોઇએ. તેને માટે કાં તો ઓશરીઓ રાખવી જોઇએ, અથવા તો બારીબારણાં ઉપર વાછંટિયાં લગાવવાં જ જોઇએ, પણ આપણે તેમ નથી કરતા. ઘણીવાર દક્ષિણ બાજુએ ઓશરી નહિ કરીને ઉત્તર તરફ કરીએ છીએ, અથવા તો ઓશરીમાં “ શું નકામું ખર્ચ કરવું ” એમ માનીએ છીએ. મારા ધંધાના અનુભવમાં મ્હેં જ્યારે બેએક બંગલામાં આ પ્રમાણે ઘટતી જગાએ ઓશરીઓ કરેલી ત્યારે બંધાવનારે એ ઓશરીથી ખર્ચ વધી જાય એમ કહીને પશ્ચિમની રીતે ફરતે ક્યાંઇ પણ ઓશરી ન રખાય તેવી રીતનો ડીઝાઇન માગ્યો!! એમણે “ compact design ”ની માગણી કરી હતી. આ આપણી ખોટી ખોટી ગેરસમજને લીધે પણ ગયા વરસાદમાં ઘણાં મકાનોને નુકશાન થયું છે. ઠંડા મુલકમાં આમાંની કોઇ ચીજની જરૂર નથી, એમને ત્યાં ચોક નથી, મકાન ફરતે ઓશરી નથી, ઝરૂખા નથી, રવેશો નથી, અગાશીઓ નથી, અને જો કદાચ અગાશીઓ છે, તો વાપરવાને માટે નથી, એમનાં મકાનો compact છે,, એમનું compact છે, એમનો પોષાક compact છે, એમનાં ખાદ્યો compact છે, એમના બિસ્કીટો Compact છે, એ લોકોનાં પેકીંગો માટે જ ઘણાં સારાં છે!!

આ તો આબોહવાને જરૂરના તેવાં મકાનના મોટા મોટા અંગોની વાત થઇ, પણ તેનાં કેટલાંક નાનાં બાળાંગો, અત્રેની આબોહવાને ખાસ જરૂરનાં છે. ગરમીથી અને વાછંટથી બચવાને માટે છાજલીઓ થઇ, જેને અંગ્રેજીમાં deeply projected cornices કહે છે. એને દિલ્હીના અંગ્રેજો છજ્જં જ કહે છે. ત્યાંના સ્થાપતિઓએ આ શબ્દના સ્વીકાર સાથે વસ્તુનો પણ સ્વીકાર ઠેર ઠેર કર્યો છે. આ છજ્જં હિંદુસ્થાપત્યનું એક ઘણું જ લાક્ષણિક અંગ છે. જેમ સાહેબ લોકની હેટ પહેરવાથી સાહેબલોક થઇ જવાય છે, તેમ જ મકાન પર આ છજ્જં મૂકાય છે ત્યારે મકાન હિંદી ઢબનું જ લાગે છે. આપણી પોળોનાં મકાનો બાદશાહી મકાનો, દુકાનો, અને ગમે તે મકાન આ છજ્જાંઓથી જ વિભૂષિત લાગે છે. દુકાનોમાં તો છેવટે ગુણપાટનાં છજ્જાં પણ નાખેલાં હોય. પત્થરી ઇમારતોમાં પત્થરનાં,

પોળોમાં એ છાપરાંને આકારે છે. ઘરમાં તડકો ન પડવા માટે ઓશરી કે રવેશ હોય, અને રવેશમાં પાછો તડકો ન આવે માટે પાછાં છજાં હોય. આ છજાં કોઇકોઇ વાર તો એટલાં બધાં ઝુકાવવાળાં હોય છે કે જો તેને સીધાં કર્યાં હોય તો એના પર રવેશની માફક ચાલી શકાય. બિજાપૂરના ગોળ ગુંબજનાં છજાં કંઇક આઠથી દસ ફુટ ઝુકાવમાં છે, મુંબઇની પોસ્ટઓફિસનું છજું સાતેક ફુટ છે, ફતેહપૂરસીક્રીના સલીમ ચિસ્તીની કબર એનાં છજાંથી ભવ્ય બની રહેલ છે. આ છજાં યુરોપમાં છે જ નહિ, ત્યાંની Cornice કોર્નીસ આપણી આબોહવાને અનુકૂળ આવે જ નહિ.

આબોહવાને જરૂરની મકાનમાં બીજી સગવડોનો પણ આપણે ઘણો વિચાર કર્યો છે. દાણાદૂણી ગરમીમાં ન બગડી જાય માટે તેને માટેના કોઠારો અને તેંટલા સૂર્યના તાપથી દૂર રાખ્યા છે, અને દાણા સંગ્રહવાની કોઠીઓ સમશીતોષ્ણ રહે તેવા પદાર્થોની કરેલી છે, આ કોઠીઓને બદલે લોઢાની કોઠીઓ આપણે લઇએ છીએ તે કેટલું ખોટું છે ? એનાથી દાણા જરૂર વ્હેલા સળી જાય. મકાનની અંદર હવા લેવા માટે, આપણે હાથ પંખાઓ કર્યા અને હીંચકાની વ્યવસ્થા કરી. હીંચકા અને પારણું-ચોઠીયું એ તો આપણાં અપૂર્વ રાચ છે. પશ્ચિમમાં તેનો જન્મ જ ન હોઇ શકે. આ અને એવાં બીજાં અનેક નાનાં નાનાં રાચો આબોહવાની અસર પર ઘડાએલાં આપણાં જીવનની જરૂરીઆતોને પહોંચી વળે તેવાં જ ઘડાયાં છે, એ બધી નાની નાની ચીજો પર એક જુદો જ નિબંધ બને તેવું છે એટલે એ વિષે વાત પડતી મેલી હું આગળ ચાલું.

આપણી આબોહવાને લીધે આપણો પોશાક અમુક જાતનો હોય, તેને લીધે આપણી બેસવા ઉઠવાની, ચાલવાની અને કામ કરવાની ઢબમાં, બીજા દેશો કરતાં ફેર હોય. આપણી સ્ત્રીઓ ઊભાં ઊભાં નહિ રાંધી શકે, નહિ દળી શકે, કે ન ચરખો કાંતી શકે. આપણા કારીગરો બેઠે બેઠે જ સારૂં કામ કરી શકે, સુથાર બેઠે બેઠે રંદો ફેરવે, લુહાર સોની મોચી વગેરેની બેઠે બેઠે જ કામ કરવાની ઢબ હોય છે. આપણને તો ખુરશી ઉપર પણ પલોંઠી વાળવી પડે. રેલ્વેના ડબાઓમાં આપણે વધારે વખત પગ ટટળતા રાખી બેસી શકતા નથી એટલે રીતસર જોડા કાઢી પલોંઠી વાળી બેસીએ છીએ. એટલે આપણે ત્યાં ખુરશી ટેબલો કરતાં ગાદીતકીઓ અને લખવાનાં મેજો હોય. કોઇ કહેશે કે આપણે બીજી બેઠકોને કેમ ન ટેવાવું ? પણ જ્યાં આપણી આબોહવા જ શરીરની બેઠકો અમુક જાતની જ માગે છે, ત્યાં કુદરત વિરૂદ્ધ આપણા પ્રયત્નો કેટલાક ચાલશે? જીવનની આ બધી ટેવો સ્થાપત્યને અમુક રીતનું જ ઘડે છે. આપણે નીચે બેસીએ એટલે આપણી બારીઓ બોંય તળીએ જ હોય છે, અને તેમાં કઠેરો આપણે હાથી વાળાને ટેકવીને બેસી શકીએ તેટલો જ ઊંચો હોય. પશ્ચિમના દેશમાં, એ લોકો ખુરશી પર બેસીને જોવાય તેટલી ઊંચાઇએ બારીઓ મૂકે છે. આપણે આપણા કઠેડાઓ નજરને માટે પણ ઘણા અનુકૂળ કર્યાં છે. બે આંખો ચહેરામાં આડી છે, એટલે કઠેડા આડા લાકડાંથી આપણે કર્યાં, અંગ્રેજોને તો ઊભાં ઊભાં જોવું છે એટલે એમના કઠેડા ઊભાં લાકડાંથી થયાં છે. કેટલાક સ્વાભાવિક પ્રયત્નમાં પણ કેટલું બધું ઔચિત્ય છે તે આથી સ્પષ્ટ થશે. ઊભા સળીઆની બારીમાંથી તમને સોંસરૂં જોવું ફાવશે નહિ. આપણા ચકો આડી સળીઓના બનેલા છે.

આ જ પ્રમાણે આપણી સામાજિક વ્યવસ્થા આપણાં મકાનોમાં કોઇ કોઈ ખાસ વ્યવસ્થા માગે. આપણે ત્યાં સંયુક્ત કુટુંબનો રિવાજ, છોકરાંઓના, વહુઓના, ગૃહપતીનાં આવાસો કાંઇક અમુક જાતની જ વ્યવસ્થા માગે. આપણી ખડકી, આપણો ચૉક, પાણીઆરાં, રસોડું, કોઠાર—એ બધાં એવી રીતે જ ગોઠવાએલાં હોય કે ગૃહરાણી એ દરેક જગાનો બહુ જ સરલતાથી ઉપયોગ કરી શકે. આપણી આ જીવનભાવના ન બદલાઇ હોય—(હજુ બદલાવી જોઇએ કે નહિ તે પ્રશ્ન છે) ત્યાં ત્યાં બંગલાના ઘાટનું મકાન કરી એને ચારે તરફથી "કાણું" કરી નાખીએ તો આપણને એ કેવી રીતે અનુકૂળ આવે? એવા મકાનની રક્ષા માટે માત્ર ગૃહરાણી પૂરી ન પડે, એને માટે પાછા નોકરો રાખવા પડે.

મુસલમાનોનાં મકાનો વળી એમની સામાજીક રીતોને અનુકૂળ હોય—એમના જનાનાને અનુકૂળ હોય. Bath rooms-હમામખાનાં-પાયખાનાં-Inner Gardens: વગેરે એમણે કર્યાં. ગામડાંના જીવન વળી કંઈ જૂદી જ સગવડો માગેઃ નવા વિઠ્ઠલપુરે ઘરોમાં ઢોરો બાંધવાની, ઘાસ ભરી રાખવાની, દાણા ભરવાની વ્યવસ્થા માગી છે. શહેરનું ઘર, ગટરનું જાજરૂ, નહાવાની વ્યવસ્થા, નળ, વગેરે વ્યવસ્થા માગે, એ વિનાનું ઘર જ અપૂર્ણ લાગે. વળી ઘરો ઉપરાંત હવે આપણને દવાખાનાં જોઇએ, સ્ટેશનો જોઇએ, ટાવરો જોઇએ. આ બધાં સામાજિક સ્થાપત્યો છે, અને તેનાં રૂપો સામાજિક રીતરિવાજ ઘડે છે. સ્થાપત્ય વિધાયકોએ જે તે દેશની સામાજિક પ્રથાનો અભ્યાસ કરવો જ જોઇએ, અને એ દષ્ટિએ અંગ્રેજ સ્થપતિઓ આપણા જીવનને અનુકૂળ સ્થાપત્ય ઘડવાને કેટલા લાયક નીવડે એ વિચારી શકાય તેમ છે.

આ જ પ્રમાણે ભૂતળ પણ સ્થાપત્ય ઘડવામાં ઘણો મોટો ફાળો આપે છે. જ્યાં માટી જ હોય ત્યાં ઇંટોનાં ઘરો બને, જ્યાં પત્થર સુલભ હોય ત્યાં પત્થરી ઇમારતો બને. ઇંટોનાં અને પત્થરનાં સ્થાપત્યના આકારોમાં ફરક પડે. પત્થરી કામ કરનારા સલાટો—જેઓ મંદિર બાંધવાના કામમાં ઘણા કુશળ હોય છે, એઓ વૈજ્ઞાનિક કેળવણી નહિ પામેલા હોઈ પછી ઇંટોનાં બાંધકામમાં નિષ્ફળ નીવડે છે. પત્થર પત્થરમાં પણ પાછા ફેર હોય. આપણે અહિં ગૂજરાતમાં પત્થરોનાં ગમે તેટલી જાડાઈનાં ભેલાં મળે છે, ઉત્તર હિંદમાં પાનળા પાટીઆ જેવા પત્થરો મળે છેઃ આ કારણને લીધે આપણું સ્થાપત્ય સારી પેઠે ધીંગું બની શકે છે, જ્યારે ઉત્તરહિંદનું સ્થાપત્ય પાતળી સપાટીઓનું જ જાણે બનેલું હોય તેવું લાગે છે. આપણે ત્યાંના શણગારમાં ખોદકામ ઘણું છે, ઉત્તરહિંદના શણગારમાં સપાટીપરનો શણગાર છે. પત્થરી પ્રદેશોમાં અગાશીઓ વાળાં ઘરો થાય, લાકડું જ્યાં પુષ્કળ થતું હોય ત્યાંનું સ્થાપત્ય લાકડાનું જ થાય, કાસમીર અને જાપાનનાં મકાનો લકડાનાંજ થાય છે. આપણું ગુજરાત પણ લીલી વાડી કહેવાય છે, અને ગુજરાતમાં ઘરો લાકડકામથી જ સુશોભિત બન્યાં છે, એ લાકડાને સ્થાને લોઢાના ગર્ડરો કે રેઇનફોર્સ્ટ કોન્ક્રીટ વડે આપણા સ્થાપત્યના આકારો બનાવવા મુશ્કેલ છે. માટે આ પદાર્થોનો ઉપયોગ રચનામાં જ થવો ઇષ્ટ છે. એ રીતે અહિંની શાકપીઠના મકાનમાં રેઇનફોર્સ્ડ પદાર્થ બહુજ યોગ્ય રીતે વપરાયો છે. એને બહારનો દેખાવ આપણાજ પદાર્થો-ઇંટોનો હોય. તેનો સર્જક તેને હિંદુઘાટમાં ઉતારી શકયો છે. પણ મુંબઇમાં આખી ચાલીઓની ચાલીઓ રેઇનફોર્સ્ડમાં થઇ છે. તેનો દેખાવ હિંદી સ્થાપત્ય શૈલીમાં બીલકુલ થઇ શકયો નથી, અને ઉપયોગની દૃષ્ટિએ પણ આ પદાર્થો એટલા સંતોષકારક

માલુમ પડયા નથી જોકે રેઈનફોર્સ્ડથી મકાનો ઝપાટાબંધ, પૂરતાં ટકાઉ અને સસ્તે પણ થયાં હશે પણ આપણી આબોહવા માટે એ અનુકૂળ ગણાયાં નથી, મુંબાઇમાં એને માટે મ્હેં બૂમ સાંભળી છે. મુંબાઇ તો દરીઆ કાંઠે હોવાથી સમશીતોષ્ણ છે. છતાં ત્યાં રેઇનફોર્સ્ડનો વિરોધ થયો છે તો બીજી જગા માટે શું કહેવું ? એટલે જ્યારે જ્યારે કંઇ નવી રચનાની શોધો થાય છે ત્યારે તેનો ઉપયોગ કરતાં પહેલાં એને ઘણી રીતે તપાસવાની જરૂર છે પણ એ ઘણીજ દિલગીરીની વાત છે કે આપણે ત્યાં આટઆટલા યુનિવર્સીટીના શિક્ષિત એન્જીનીયર્સ હોવા છતાં બધી નવી શોધો પરદેશની જ હોય છે, અને આપણે આ શોધો પર કાંઈ પણ સ્વતંત્ર વિચાર કર્યા વિના લાગલીજ ભોગવવા માંડીએ છીએ !! આપણી આ ઘણી જ પરાધીન અને વિનાશસૂચક મનઃસ્થિતિ છે, સ્વતંત્ર દેશના લોકનું માનસ આવું નથી જ. દિલ્હીમાં કેટલાક શોખીન અને સમજુ અંગ્રેજોએ પોતાના બંગલાની છતો, પડનપો ઓછો લાગવા માટે, કાળી રંગી નાંખી છે, ઘણાઓએ દેશી નળીઆં જ વપરાવ્યાં છે. અને ક્યાંઈ પણ રેઈનફોર્સ્ડનો દુરૂપયોગ નથી કર્યો. એક આદર્શવાદી સ્થપતિ કહે છે કે પરદેશી પદાર્થોમાં બનેલું સ્થાપત્ય તે ખરેખરૂં સ્થાપત્ય જ નહિ, ભૂતળનું આટલું બધું મહત્વ છે !! આથી કોઇ પાછા એવો પ્રશ્ન ન કરે કે જ્યાં આરસપહાણ ન મળતો હોય ત્યાં આરસપહાણમાં સ્થાપત્ય કેમ ઘડાય ? અથવા તો ગિરનાર ઉપર કે આબુ ઉપર આરસનાં દેવળો કેમ બનાવ્યાં ? તો તો પછી અમદાવાદમાં ધ્રાંગધ્રાના પત્થરો ન વપરાય અને તો પછી તાજમહેલ પણ કેમ બને !! આ બધા દાખલા તો સ્થાપત્યના ઈતિહાસમાં એના સર્જકોના નિઃસીમ સમર્પણના અમર અને અદ્દભૂત નમૂના છે. અને તેમ છતાં મારે કહેવું જોઇએ કે ઇટાલીયન મારબલો મગાવી, કે ફ્રેંચ ફર્નીચરો મગાવી કોઈ મહેલાતો રચાશે તો એ ખરાં સ્થાપત્યને નામે હવે નહિ ચઢે. અસ્તુ !!

ઐતિહાસિક બનાવો પણ સ્થાપત્યને ઘડે છે. અત્યારનું નવું દિલ્હી એ ઐતિહાસિક બનાવ છે, નવું શું, દિલ્હીતો કંઇક સાતેક થયાં છે, એમાંનું એકે એક ઐતિહાસિક બનાવોની ઘટના છે. ચિતોડનો મિનારો ઐતિહાસિક ગણાય. અમદાવાદ પણ ઈતિહાસની સાક્ષી પુરે છે. અમદાવાદને કિલ્લાની પહેલાં જરૂર હતી, અને હવે નથી, એ પણ એક ઐતિહાસિક ઘટના કહેવાય. હવે આપણે કિલ્લાઓ ન કરીએ કુતુબમિનારાઓ ન કરીએ, પણ હવે આપણે મ્યુનિસીપલ બિલ્ડીંગો, નિશાળો, દવાખાનાં, સેક્રેટરીએટ કરીએ, અને હજુ પણ આપણી પરિસ્થિતિ બદલે, તો કેટલીએ ભાંગતોડ કરીએ કે નવું કરીએ !

હવે હું આપણું સ્થાપત્ય ઘડનારી છેવટની અસર ધર્મની છે એ કઈ રીતે છે એ બતાવું છું. સ્થાપત્ય પર એની અસર ઘણાજ લાંબા કાળસુધી ટકે તેવી છે. સમાજ બદલે, ઇતિહાસ બદલે. ભૂતળ પણ બદલે, પણ ધર્મને બદલતાં ઘણા યુગો જાય. આ ધર્મની અસર સ્થાપત્ય ઉપર ઘણીજ છે, અને તેમાં પણ હિંદુ જીવનમાં ધર્મ તો એટલો ઓતપ્રોત થએલ છે કે તેની અસર જીવનની દરેક કૃતિપર ઘણીજ પ્રબળ છે; સ્થાપત્યનો મૂળ પ્રાદુર્ભાવ જ ધર્મમાંથી થયો છે, એટલે ખરી રીતે મારા આજના ભાષણમાં એની અસર પહેલી વર્ણવવી જોઇએ, પણ જેમ એની અસર સર્વથી વધારે ચિરંજીવ છે; તેમ તે આ ભાષણમાં પણ રહેવા માટે છેલ્લે કહેવી અસ્થાને નથી. ધર્મના જોરથી પ્રખ્યાત અજન્ટા, અને એલોરા નાં ડુંગરમાંથી કોરી કાઢેલાં કામો થયાં છે. ધર્મને બ્હાને માઉન્ટ આબુ ઉપરનાં દેવળો થયાં છે, ધર્મને માટેજ કબરો, મસીદો થઈ છે, ધર્મની જ લાગણીથી, વાવ, કુવા, તળાવો થયાં છે. અને તાજમહેલ પણ શું ધાર્મિક લાગણી વિના થયો ગણીશું ? અને હજુ પણ શું ? દવાખાનાં, નિશાળો, બોર્ડીંગો, બાગબગીચાઓ જે દાનવીરોને હાથે થાય છે તે બધાંય મુખ્ય

તો ધર્મબલ પ્રેરિત લાગણી વડે જ થાય છે, તો પછી એ મકાનો આપણા ધર્મ અને આદર્શના આવિર્ભાવરૂપ આકારનાં કેમ ન થાય ? આપણાં અસલનાં આવાં સ્મારકો એકલાં હિંદી ઢબનાં છે. અસલની ધર્મશાળાઓ વાવકુવાઓ, જલાશયો, છત્રીઓ વાડીઓ વગેરે બધુંજ હિંદી ઢબનું છે. આપણે એજ હિંદસ્થાપત્યમાં આપણી હાલની જરૂરીઅતોને પહોંચી વળે તેવાં જ મકાનો કરવાનો આગ્રહ કેમ ન રાખીએ ? શા માટે ગૂજરાતના જ પૈસાએ ઊભી થએલી કૉલેજ, ઇંગ્લંડ તરફની ગૌથીક શૈલીમાં થવી જોઇએ ? શા માટે મંદિરો બંગલા જેવાં થવાં જોઈએ ! શા માટે હઠીસીંગનાં દેવળોની આડે ખોટી રોમન શૈલીનાં મકાનો આવવાં જોઇએ ? શા માટે ધોતિયું અને અંગરખું પહેરેલા, દક્ષિણી જોડા પહેરેલા, સ્વદેશીવૃત્તિ વાળા તિલક મહારાજ કે ગાંધીજીનાં પુતળાંની બેઠક (Pedestal) ગ્રીક કે રોમન શૈલીનું થવા દેવું ? શા માટે સોમનાથ બુંદરનું ટાવર મંદિરના મોખરે જ અંગ્રેજી ઢબનું થવું જોઇએ ? શા માટે ઘરના મુખદ્વારના ગણપતિ રોમન શૈલીના દ્વાર પર બેસે ? શા માટે આપણે પવિત્ર અને સુંદર ગણેલાં આપણાં પ્રતીકો છોડી દઇ કંઈ પણ અર્થ વિનાના રોમન કે બીજા પરદેશી શણગારોથી ઘરો શણગારવાં ? અને તેજ પ્રમાણે આપણી હિંદી કલાનાં મ્યુઝીયમો અજાયબ ગૃહો શા માટે પરદેશી ઢબપર થવાં જોઇએ ? આવો વિસંવાદ કોઇ પણ પ્રગતિશીલ પ્રજા સહન નથી કરતી. અંગ્રેજો પણ છેલ્લાં છેલ્લાં હિંદી શૈલી હિંદી કાર્ય માટે ઉચિત ધારે છે. નવા દિલ્હીના સેક્રેટરીયટ અને ગવ. હાઉસના મકાનો હિંદી ઢબમાં કરવાનો પ્રયત્ન છે. મુંબઇનો કોલાબા ઉપરનો બાદશાહી દરવાજો ગૂજરાતી શૈલીપર છે એનાજ સર્જક અમદાવાદની શાકપીઠ, જુમામસીદ પાસે હોઇ, જુમામસીદને મળતી શૈલીમાં આપણને કરી બતાવે છે, જ્યારે ખુદ અમદાવાદના ધનિકો પોતાના બંગલા ઇંગ્લીશ ઢબમાં કરવામાં આબરૂ સમજે છે !! આપણે હજુ પણ નહિં સમજીએ કે નહિં ચેતીએ તો કોણ જાણે કેટલોય વિસંવાદ, અને ક્રમેળ ઊભો કરીશું.

રાષ્ટ્રિય પ્રગતિમાં કલા બહુ મોટો હિસ્સો આપે છે. હું તો એમ જ માનું છું કે સ્વકલામાં સ્વમાન છે, અને સ્વકલાની દૃઢતા ભરી માગણીથી સ્વરાજ્ય આપોઆપ મળી શકાય. ગાંધીજીના ચરખા જેવી જ હું આ વાત ગણું છું. આપણે પરભાષાનો, પર નકલનો, પરચીજોનો મોહ છોડી આપણી જ ભાષા, કલાઓ સૂજીએ તો પરદેશી સત્તા જરૂર નરમ પડે. જે જે પ્રજાએ સ્વરાજ પ્રાપ્ત કર્યું છે તેમણે પોતાની કલાઓ માટે ઘણો જ આગ્રહ રાખ્યો છે. આયર્લાંડ જુઓ, રૂશીયા જુઓ, ચીન જુઓ, જાપાન જુઓ, અને બ્રિટીશ પણ જુઓ. અંગ્રેજોને તો આકારનો ઘણો જ મોહ છે, એ લોકો પૃથ્વી પરના ગમે તે છેડા પર જાય ત્યાં પોતાની જ કલા ઊભી કરે છે. કલકત્તા, મુંબઈ, સીમલા, વગેરે સ્થળો એમને મન પસંદ જ એમની જ કલામાં એમણે મૂર્ત કર્યા છે. એમને તો સ્વભૂમિની જગાઓનાં નામનો પણ એટલો જ મોહ છે. લંડનમાં "ધ મૉલ" નામનો સુંદર રસ્તો છે, એ રસ્તો ખૂબ પહોળો બન્ને તરફ ઝાડવાં અને સુંદર મકાનો વડે શણગારાએલો છે, એમણે એવો જ રસ્તો સીમલે કર્યો, લાહોર કર્યો, અને દિલ્હી પણ કર્યો, અને તેનું નામ "ધ મૉલ" જ રાખ્યું. હિંદી લોકો એને "ઠંડી સડક" ના નામથી ઓળખે છે. આમ એ લોકો સ્વભૂમિની હૂંફ સ્વકલાદ્વારા ભોગવી રહ્યા છે, આપણી રાષ્ટ્રિય પ્રગતિમાં પણ જ્યારે આપણે સ્વકલા જાણી લઇને તેને માટે મોહ રાખીને સ્વકલામય જીવન ગાળીશું ત્યારે એની મોજે જ આપણે ખરેખરૂં સ્વરાજ ભોગવતા થઇશું અને દરેક રીતે સુખી થઇશું ઇતિશમ્

ગજાનનં વિ. પાઠક

ઃ એ ભારતકલા મંડળના આશ્રય દેઇ આપવા માટે તૈયાર કરેલું ભાષણ.

# શાંતિનિકેતન




લાંબા વખતની શાંતિનિકેતન જવાની તીવ્ર ઇચ્છા અને પ્રત્યક્ષ પરિચિત શ્રી ક્ષિતિમોહનસેન અને પત્ર દ્વારા અને સાહિત્યકૃતિ દ્વારા પરિચિત શ્રી વિધુશેખર ભટ્ટાચાર્યનો આગ્રહ પૂર્ણ પત્ર, એ બે બળો ભેગાં થયાં એટલે મારે શાંતિનિકેતન જવાનું થયું.

હૌરાથી બરાબર ૯૫ માઇલને અંતરે બોલપુર સ્ટેશન છે. જે છાયા અને કલકત્તા વચ્ચે છે ઈ. આઈ. પી. રેલવે. નું એક સ્ટેશન છે. ત્યાંથી લગભગ દશ માઇલને અંતરે શાંતિનિકેતન (રવીન્દ્રનાથ ઠાકુરનું પ્રસિદ્ધ સર્જન સ્થાન) છે. રવીન્દ્રના પિતાશ્રી દેવેન્દ્રનાથે સાધના કરેલી તેથી જ તે સ્થાન કવિશ્રીએ પસંદ કરેલું. કવિશ્રીની સંસ્થાનું નામ વિશ્વભારતી છે તેના મુખ્ય બે અંશો છે. એક શાંતિનિકેતન, બીજું શ્રીનિકેતન. શાંતિનિકેતનમાં સાહિત્ય, કલા અને શાસ્ત્રનો અભ્યાસ થાય છે, એટલે તેમાં બૌદ્ધિક શિક્ષણ મુખ્ય હોય અને તે દ્વારા શાંતિ મેળવવાનો સંભવ હોવાથી એ ભાગનું નામ શાંતિનિકેતન રાખવામાં આવેલું છે. બીજા ભાગમાં ઉદ્યોગ ધંધાની ગોઠવણ છે. તેનો હેતુ આર્થિક હોય તેનું શ્રીનિકેતન નામ આપવામાં આવ્યું છે. મને તો કલ્પના થઇ કે શાંતિનિકેતન કરતાં બુદ્ધિનિકેતન અથવા ધીનિકેતન નામ હોત તો ધીનિકેતન અને શ્રીનિકેતન એવો પ્રાચીન ક્રમ વધારે સચવાત. અસ્તુ.

શ્રીનિકેતનની સંસ્થા, શાંતિનિકેતનથી બેએક માઇલને અંતરે છે. હું ત્યાં બહુ જ થોડું રહ્યો છું અને તેમાં મારો વધારે વખત ત્યાંના વિદ્યોપાસક ગુરુવર્ગ શિષ્યવર્ગમાં ગયો તેથી હું જે લખું છું તે દોડતી ટ્રેનમાં બેઠેલા મુસાફરે લીધેલા કોઇ ફોટો કરતાં પણ તદ્દન અપૂર્ણ હોવાનું, છતાં માત્ર બંગાળમાંની જ નહિ પણ હિંદુસ્તાનની પ્રસિદ્ધ સંસ્થાઓમાંની એ એક જ સંસ્થાને અધુરી પણ આલેખું તો તેની પુરતી આગળ કોઈ કરી લે એવી આશા રાખું છું.

શાંતિનિકેતન સ્ટેશનથી ઉત્તર દિશામાં આવેલું છે. તેના દ્વારમાં દાખલ થતાં જ એક અતિથિગૃહ છે જે મહર્ષિનું મુળ શાંતિનિકેતન હતું. અતિથિગૃહવાસે પૂર્વાભિમુખ થઇ ઊભા રહીએ તો છેક ઉત્તરને છેડે અને છેક દક્ષિણને છેડે બે મકાનો આવેલાં છે, તેમાં પહેલું કવિશ્રીનું છે અને બીજું બડાદાદાનું. દિશા પ્રમાણે એ બન્ને મકાનો અનુક્રમે ઉત્તરાયણ અને દક્ષિણાયનના નામથી ત્યાં પ્રસિદ્ધ છે. માત્ર એ બે મકાનોના નામમાં જ નહિ પણ ત્યાંનાં બીજાં નાનાં મોટાં મકાનોનાં નામોમાં, ત્યાંની વૃક્ષાવલીની સંજ્ઞાઓમાં અને બીજી અનેક બાબતોમાં કવિતાની પ્રતિભા દેખા દે છે. પાંથશાલા, ગુરુપલ્લી, નારીભવન, શિશુભવન, કલાભવન, પુસ્તકાગાર, શાલવીથી, આમ્રરાજિ, આમલકિકાનન, છાતિમતલા (સપ્તપર્ણી તલ) એ બધાં સંસારી નામો ખાસ કવિશ્રીની પ્રતિભાનાં નિદર્શક છે. આશ્રમનાં મકાનો સામાન્ય રીતે સાદાં છે. ફુરસતાળાં મકાનો એ પ્રાચીન સંપત્તિ છે. હવે

પાકાં મકાનો થતાં જાય છે. પાણીની પુરી તંગાસ છતાં ત્યાંની વિવિધ વૃક્ષઘટાઓ શહેરમાંથી કંટાળેલાને લલચાવે તેવી છે.

અભ્યાસનો સમય અને વિદ્યા વિભાગ સરકારી હાઇસ્કુલ અને કોલેજમાં ચલાવતા બધા બૌદ્ધિક વિષયો શાંતિનિકેતનમાં શીખવવામાં આવે છે. દરેક વિષયના એક ખાસ અને સાધારણ અભ્યાસી શિક્ષક તેમજ અધ્યાપક ત્યાં છે. મેટ્રિક અને એમ. એ. સુધીની ખાસ શાંતિનિકેતનની ઉપાધિ (ડીગ્રી) રાખી પરીક્ષા લેવામાં આવે છે, અને જે સરકારી ડીગ્રીઓ ઇચ્છે તે સરકારી સંસ્થાઓમાં જઇને પણ પરીક્ષા આપી શકે છે. એટલે શાંતિનિકેતનનું શિક્ષણ સરકારી પરીક્ષાને અનુલક્ષીને, તેમજ સ્વપરીક્ષાને અનુલક્ષીને વિદ્યાર્થીઓની ઇચ્છા પ્રમાણે આપવામાં આવે છે. પાઠ્યક્રમ પણ તદનુસાર જુદો જુદો પડી જાય તે સ્વાભાવિક છે. સામાન્ય રીતે બારે મહિના શિક્ષણનો સમય સવારે સાતથી દશ અને બપોરે બેથી ચાર વાગ્યા સુધીનો હોય છે. પ્રાતઃકાલે શિક્ષણનો આરંભ થયા પહેલાં બધાં નિયતસ્થાને એકત્ર થાય છે, અને પ્રાર્થના શરૂ કરવામાં આવે છે. ગમે ત્યાં અને ગમે ત્યારે પ્રાર્થના કે ગીતોમાં અભિનયમાં કે અન્ય પ્રસંગે જે કાંઈ ગાવામાં કે ભજવવામાં આવે છે તે માત્ર કવિશ્રીની કૃતિ જ. જ્યાં ત્યાં લખવામાં આવેલા વાક્યો પણ કવિશ્રીની પ્રતિભાનાં જ આકર્ષક અપત્યો છે. વર્ગો બધા ઝાડો નીચેજ ચાલે છે. વરસાદમા જ્યારે બેસવું શક્ય ન હોય ત્યારે વર્ગ બંધ રહે છે. અગર કોઈ મકાનના (શક્ય હોય તો) દાલાનમાં ચલાવવામાં આવે છે. વર્ગ ચાલતો હોય ત્યારે નાના વિદ્યાર્થીઓનું મન ન લાગે તો ગુરુનો જરા પણ ભય રાખ્યાં સિવાય નિઃશંકપણે રમ્યા કરે છે. હાઇસ્કુલ સુધીનું શિક્ષણ વાહન માત્ર બંગાળી ભાષા જ છે, કોલેજના વિષયો અંગ્રેજી મારફત ચલાવવામાં આવે છે. આ સિવાય ત્યાંની આકર્ષક સંસ્થા કલાભવન અને વિદ્યાભવન છે. એ બે ભવનો એકજ મકાનમાં છે. ઉપર કલાભવન અને નીચે વિદ્યાભવન છે. કલાભવનમાં પ્રસિદ્ધ ચિત્રકાર નંદલાલબસુની પીંછી વિવિધ રૂપી દર્શન દે છે પાસેના મ્યુઝિયમમાં વિદ્યાર્થી અને વિદ્યાર્થીનિયો જુદાજુદા કમરામાં સમાહિત અને ચિત્રની તાલીમ લીધા જ કરે છે. નીચલા ભાગમાં હસન્મુખ અને વિદ્યાનિષ્ઠ ભટ્ટાચાર્ય વિધુશેખરથી સખત પોથીઓ ઉથલાવતા અને વિદ્યાર્થીઓને ભણાવતા બેઠેલા રહે છે. એમાં મોટો પુસ્તક સંગ્રહ છે, એમાં (મારૂં સ્મરણ સાચું હોય તો) છપાયેલાં પુસ્તકો લગભગ પાંત્રીસ હજાર છે, અને હસ્તલિખિત ચાર હજાર. વિશેષતા એ છે કે દુનિયાંની પ્રસિદ્ધ પ્રસિદ્ધ બધી ભાષાઓમાં જે મહત્ત્વપૂર્ણ પુસ્તકો છપાયાં છે તે બધાં એ સંગ્રહમાં છે. અને મોટે ભાગે દરેક દેશની સરકાર તરફથી એ કિંમતી પુસ્તકો કવિશ્રીને ભેટમાં મળેલાં છે. એટલે એ પુસ્તક સંગ્રહને તેમજ મ્યુઝિયમને કવિશ્રીનો ભેટ સંગ્રહ કહી શકાય. મહાત્માજીને આજ સુધીમાં મળેલાં ગમે તેવાં માનપત્રો એકઠાં કરવામાં આવે તો તેનો પણ એક આવો વિશાળ સંગ્રહ બને. હસ્તલિખિત પોથીઓમાં મોટો ભાગ તિબેટન ગ્રંથોનો છે. એ ગ્રંથો મૂળ સંસ્કૃત કે પાલિમાં અને તેના અનુવાદો તિબેટન ભાષામાં છે. કલાભવનનો પ્રાણ નંદલાલબાબુ અને વિદ્યાભવનનો પ્રાણ ભટ્ટાચાર્યજી છે. ભટ્ટાચાર્યજી એ એકદેશીય અભ્યાસી નથી તેઓ વૈદિક સાહિત્ય ઉપરાંત જૈન અને બૌદ્ધ સાહિત્યના પણ અભ્યાસી છે. બૌદ્ધ ગ્રંથો ઉપરની તેમની કૃતિઓ પ્રસિદ્ધ છે. (પાલિપ્રકાશ, પાતિમોખસુત્ત) તેઓ માત્ર સંસ્કૃત, પ્રાકૃત, પાલિ ભાષાના જ શિક્ષક નથી. પણ આજકાલ તેઓ તિબેટન ભાષા ખૂબ પરિશ્રમ અને

એકાગ્રતા પૂર્વક શીખવે છે. જે સંસ્કૃત ગ્રંથ મૂળ સ્વરૂપમાં દુર્લભ છે અને જે મહત્ત્વના છે તેના તિબેટન અનુવાદો સુલભ હોવાથી તે ગ્રંથો મારફત વિદ્યાર્થીઓને શીખવે છે. અને તિબેટન અનુવાદ ઉપરથી પાછું મૂળ સંસ્કૃત બનાવી નષ્ટ ગ્રંથને પુનર્જન્મ આપે છે. જૈનાચાર્ય હરિભદ્રની ટીકાવાળા બૌદ્ધાચાર્ય પ્રણીત 'ન્યાયપ્રવેશ' મુળ ગ્રંથનું સંપાદન આચાર્ય ધ્રુવ ( ગાયકવાડ ઓરિયેન્ટલ સંસ્કૃત સિરિઝ તરફથી ) કરે છે જે હજી પુરૂં થયું નથી. પરંતુ એજ ગ્રંથનો તિબેટન અનુવાદ સંસ્કૃત છાયા સાથે ભટ્ટાચાર્યજીએ કરી દીધો છે, વાતચીત, સહવાસ અને પ્રવૃત્તિ દ્વારા મારા મન ઉપર છાપ પડી કે ભટ્ટાચાર્યજી એટલે હસન્મુખી, સરળ સ્વભાવ સરસ્વતીદેવી. તેઓને અધ્યાપન, લેખન અને સંશોધન એટલું બધું પ્રિય છે કે તેના મોહથી તેઓ આશ્રમ બહાર ભાગ્યેજ કયાંયે જાય છે. તેઓએ સંપાદન કરવા ધારેલા વિપાક અને જ્ઞાતાસુત્ત નામના બે જૈન આગમોની લિખિત પ્રતિઓ મેળવવા અને જૈન ભંડારો જોવાને ગુજરાત આવવાનું આમંત્રણ કર્યું. ઉત્તરમાં તેઓએ કહ્યું કે "હું જડ છું" મેં તરતજ કહ્યું,-ત્યારે તો બહુ સારૂં અમે ઉઠાવી લઈ જઇએ તો વિરોધ નહિ કરી શકો ? પછી તો એ વિદ્યાભવન થોડીવાર હાસ્યભવન બની ગયું. એ બધા પ્રસંગો જતા કરી હું માત્ર ત્રણ જણના પરિચયનું થોડું ચિત્ર આપું.

(૧) આજકાલ બૌદ્ધ ગ્રંથો ઉપરાંત ભટ્ટાચાર્યજી જૈન ગ્રંથો ખાસ કરી આગમો શીખવે છે અને સાથે જ ત્યાંનું સંશોધન કરતા જાય છે. અને માર્મિક વિવેચનની દૃષ્ટિએ તુલના પણ કરતા જાય છે. એમને શિષ્ય પણ અનુરૂપ મળ્યા છે. અમુલ્યચરણસેન એક નવજુવાન બંગાળી છે, એ એમ, એ, એલ, એલ, બી નો અને જૈન દર્શનનો અભ્યાસ કરી રહ્યા છે. ભટ્ટાચાર્યજી પાસે તિબેટન લામા છે, જે તિબેટન અસ્પષ્ટ છાપવાળી પોથીઓ ઉપરથી ફરી સુંદર અક્ષરમાં નકલો ઉતારી લે છે.

(૨) ક્ષિતિબાબુ એ ગુજરાતને જાણીતા હસન્મુખ અને ટુચકાકાર માર્મિક વિદ્વાન છે. ગમે તે પ્રસંગ હોય વાત ગમે તે હોય, તેમાં એમની વિવિધ અનુભવપોથી વિવિધ રીતે ખુલવાની જ અને શ્રોતાના શ્રમને દૂર કરવાની જ. એ પોતે અત્યારે માંદા છે પણ એમની બુદ્ધિ અને કલ્પના જરાયે મંદ નથી. જેમ માંદા છતાં એમનું શરીર પુષ્ટ છે. તેમ એમની કલ્પના અને અનુભવવાતો પણ પુષ્ટ જ છે.

(૩) કવિશ્રી આવ્યા તેથી જ ક્ષિતિબાબુએ મને રોકી લીધો. એમનું પ્રેમમિલન એમને અનુરૂપ જ હતું. પાસે બેસાડી એક બાળકને જેમ પિતા વિશ્વસ્ત ચિત્તે વાતો કરે તેમ તેઓની પાસે બેઠા પછી મને લાગ્યું. તેઓના કથનનો સાર એ હતો કે મારી અપેક્ષા અહિં જૈન સાહિત્ય અને તત્વજ્ઞાનનો અભ્યાસ દાખલ કરવાની ઘણાં લાંબા વખત થયાં છે. હજી તેને ઝીલનાર કોઇ મળ્યો નથી. જૈનો પોતાની રહેણી પ્રમાણે રહેવા ધારે તો યે અહિં સગવડ કરી શકાય. અલબત તેઓએ અહિં રહી અતડાપણું દુર તો કરવું જ ઘટે. હમણાં એક દિગંબર ગૃહસ્થ તરફથી જે જૈન અધ્યાપક અહિં મુકવામાં આવેલ છે તે બહુ જ સંકુચિત દૃષ્ટિએ અને સાંકડે અને રોકેલ છે.

અભ્યાસીઓના મુખ્ય બે ભાગ પડે છે. સ્ત્રી વિભાગ, અને પુરુષ વિભાગ. એમાં બાળક, કુમાર, અને તરૂણ એ ત્રણે ઉંમરના અભ્યાસીઓ છે. નારીભવનમાં કન્યાઓ અને સ્ત્રીઓ રહે છે. તેનું સંચાલન એક શિક્ષિત બાળક કરે છે. શિશુભવનમાં નાના બાળકો

રહે છે અને તેનો શિક્ષણ સંવર્ધન વગેરેનો ભાર તજ્જ્ઞ પુરુષ અને અમુક સ્ત્રીઓ ઉપર છે. જે વિદ્યાર્થીઓ હાઇસ્કુલમાં શીખે છે તેનો વિભાગ જુદો છે અને મોટી ઉંમરના કોલેજિયન વિદ્યાર્થીઓ જુદા છે. આજે બસો વિદ્યાર્થીઓ પૂરા નથી તેમાં ગુજરાતી પણ છે. એકવાર તો જ્યારે (શ્રી નરસિંહભાઇ પટેલ હતા ત્યારે) ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા ૭૫ સુધી ગયેલી સાંભળી પણ આજે તો સાત જેટલી છે. એમાં ગુજરાતી બેન પણ હતાં જે અમદાવાદનાં જૈન કુટુંબનાં છે. અને હમણાં ચિત્રવિદ્યાનો ઉચ્ચ અભ્યાસ કરવા જર્મની ગયાં છે. શાંતિનિકેતનમાં અવારનવાર બહારના મોટા મોટા વિદ્વાનોને બોલાવવામાં અને અમુક વખત સુધી રોકવામાં આવે છે. હમણાં ભાષાશાસ્ત્રી પ્રસિદ્ધ વિદ્વાન લેસ્ની ત્યાં છે, રજાના દિવસોમાં કલકત્તા વગેરે સ્થળોથી ખાસ પ્રોફેસરો આવે તો તેઓની પાસે તે તે વિષય ઉપર ખાસ પ્રવચન કરાવે છે. હું હતો તે દરમ્યાન કલકત્તા યુનિવરસીટીના ગુજરાતી ભાષાના અધ્યાપક શ્રી તારાપોળવાળાનાં વ્યાખ્યાનો ચાલતાં હતાં જેમાં કવિશ્રી પોતે પણ હતા.

ખાનપાનની સગવડ ગુજરાતથી જનાર સુખ-શીલીઓને કંઇક ફીકી લાગે પણ જે ગુજરાતી વિદ્યાર્થીઓ ત્યાં રહે છે તેઓ બહુ સાદાઇથી અને સહનશીલતાથી વિદ્યાના લોભ ખાતર નભાવી લે છે. ત્યાંનો ફીનો બોજો એ સૌથી વધારે બોજો છે, માસિક અઢાર રૂપિયાની ફી એ ભોજન કરતાં પણ વધારે ખર્ચાળ છે.

શ્રીનિકેતન એ શાંતિનિકેતનથી દક્ષિણ પશ્ચિમમાં છે. ત્યાં વિદ્યાર્થીઓ તો બહુ નથી, તેમાં પણ બે વિદ્યાર્થીઓ ગુજરાતી છે અને તે ગાયકવાડ સરકાર તરફથી શીખવા ગયેલા છે. એમાંથી એક ભાઇએ મને બહુજ સ્નેહપુર્વક ફરી ફરીને બતાવ્યું અને વર્ણન કરી સંભળાવ્યું. ત્યાંનું ખેતીવાડી ખાતું મોટું છે પણ પાણી વિના સૂકું અને તેથી જ મારે મન તો નકામું પણ છે. એના ખર્ચનો બદલો તેમજ ત્યાં રોકાયલા મોટા મોટા ઉપાધિધારી અધ્યાપકોના શ્રમનો બદલો માત્ર પાણીના અભાવે ક્યારે એ મળી શકે તેમ લાગતું નથી. ઝાડો રોપાઓના નમુના ઘણા છે પણ તે બધા સુકાય છે. મુરગી ઉછેરનો ધંધો ત્યાં શીખવવામાં આવે છે એ પશ્ચિમની પ્રકૃતિમાંથી અને બંગાળની વૃત્તિમાંથી દાખલ થયો હોય તેમ લાગે છે. એક કુકડો એવો હતો કે જેણે હમણાં જ પોતાની સુંદરતા અને વ્યક્તિત્વને લીધે સો ઉપરાંત ઇનામ મેળવેલું. એની કિંમત પણ ગાય ભેંસ કરતાં વધારે હતી. કુકડીઓ ઈંડાં સેવવામાં રોકાય તો તે વર્ષના ત્રણ મહિના જનન ક્રિયા કરતી, તેથી એનાં ઈંડાં સેવવાના કામનો બોજો ઉતારવા અને તેની પ્રસુતિ વડે અંડ ભક્ષકોને સંતોષવા તેમજ વંશવૃદ્ધિ ચાલુ રાખવા પાશ્ચિમીય શોધક દયાળુઓએ અનેક જાતનાં મશીનો બનાવ્યાં છે. એ મશીનોમાં ઈંડા મુકવાથી તે પોષાય છે, સેવાય છે. ખરેખર કુકડીઓ એ રાજ્ય મહિષી અથવા શેઠાણીઓ છે કે જેઓને જન્મ આપ્યા પછી સંતતિ ઉછેરની લેશ પણ ચિંતા રહેતી નથી અને એ અમેરિકન તથા જાપાનીઝ મશીનો જડ છતાં ધાવ માતાનું પુરેપુરૂં કામ આપે છે. મનુષ્ય અપત્યો માટે જો આવાં મશીનો નીકળશે તો તે કામ ઉપર નભતી ધાવ માતાઓનું શું થશે? એવો ભય ત્યાં મને એ મશીનો તપાસતાં લાગ્યો. મુરગીની બાબતમાં એક વાત બહુ જ અદ્ભુત છે અને તે એ કે તેને ઈંડા મૂકવામાં પણ મુરગાના સંયોગની અપેક્ષા જ નથી, ભલે પછી કે પુંસંયોગથી ઈંડું

થયેલું હોય તો તેમાંથી બચ્ચાં થાય, અને પુંસંયોગ વિના ઈંડા આપે તો તે ભક્ષ્ય જ હોઈ શકે, તેમાંથી બચ્ચાં ન નીકળે. બીજી વાત એ કે જે ઈંડાં પુંજન્ય છે તેની કિંમત તેઓને દર ઈંડે બે રૂપિયા આવી શકે, જ્યારે પુંજન્ય સિવાયનાં ઈંડાંની કિંમત દર ઈંડે બે આના આવે. આ રીતે એક મુરગીની સતત જનન ક્રિયા શક્તિ છતાં તેનાં ઈંડાની કિંમત અને વંશવૃદ્ધિમાં પુરૂષયોગનો કેટલો ફાળો છે એ તત્ત્વ મુરગાની જાતિ સિવાય બીજી કઈ કઈ જાતિમાં છે તે અવશ્ય જીજ્ઞાસાનો વિષય છે.

શ્રીનિકેતનમાં રેશમનો પણ ઉદ્યોગ છે, તે માટે ત્યાં કીડાઓ પણ પાળવામાં આવે છે અને રેશમ કેવી રીતે તૈયાર થઇ છેવટે કપડું બને છે તે બધું શીખવવામાં આવે છે. કીડાઓનો ખોરાક, તેઓની કોશેટો બાંધવાની ક્રિયા તેઓનું સંવર્ધન એ બધું જાણવા જેવું તો ખરૂં જ. કોશેટો તૈયાર થયા પછી જો કીડો તેને ભેદી નીકળી જાય તો એ કોશેટો રેશમ બનાવવામાં અને કપડામાં ઉપયોગી ન થાય કારણ કે તે એવું કાણું પાડી દે છે કે જેથી તાંતણાઓ તુટી જાય છે, માટે કોશેટો તૈયાર થયો અને કીડો તેને ભેદી ન દે એ કાળજી ખાસ રાખવી પડે છે. કીડાઓ ભેદ્યા પહેલાં તેને ગરમ પાણીમાં નાંખી દે એટલે કીડો મરી જાય અને કોકડું અખંડ નીકળે. આ ક્રિયા જોયા પછી મને જૈન તરીકે એમ લાગ્યું કે આ ઉદ્યોગ જૈનોને અસ્પૃશ્ય છે પણ સાથે જ એમ પણ લાગ્યું કે કોઇ પણ રીતે રેશમનો ઉપયોગ ન જ કરી શકે, અને તે જ સાથે જૈનાચાર્ય હરિભદ્રના એક ગ્રંથનું વાકય ધ્યાનમાં આવ્યું કે રેશમ અને બીજાં જંતુજન્ય વસ્ત્રો એ અપવિત્ર હોઇ ત્યાજ્ય છે. આજે જ્યાં અપવિત્રતા હોય ત્યાં પવિત્રતા દાખલ કરવાની જ જાણે ન હોય ! ઘણાં લોકો એવી ભ્રાંતિથી રેશમી કપડું રાખે છે અને તેને પહેરી પ્રત્યેક ધાર્મિક કૃત્યમાં જોડાતાં પોતાને વધારે પવિત્ર સમજે છે.

ત્યાં સૂતરનું કામ પણ થાય છે. એ સૂતર મીલનું હોય છે અને વણવા સુધીની બધી ક્રિયા શીખવવામાં આવે છે, જેમ અમદાવાદ આશ્રમમાં છે તેમ શ્રીનિકેતનના સંચાલકો શુદ્ધ સૂતર ઉપરથી કામ લે તો વણવાનો ઉદ્યોગ શીખનારને સૂતર કાંતવાની ક્રિયા પણ આવડે, અને તે રીતે સ્વાશ્રય વધે.

ત્યાં ડેરી અને ટેનેરી છે, પણ મારી સાથે ચાલનાર ગુજરાતી ભાઇએ કહ્યું કે એનું મિથ્યા વર્ણન કરી કલ્પિત મહત્તાથી તમારૂં આકર્ષણ કરવા હું નથી ઇચ્છતો, મેં પણ સલામ કરી માર્ગ લીધો. શ્રીનિકેતનને અંગે એક વાતની ખાસ નોંધ લઉં. ત્યાં ગ્રામ સુધારણાનું કામ શીખવવામાં આવે છે, સ્વચ્છતા કેમ રાખવી, જલાશયો સ્વચ્છ કેમ રાખવાં, રસ્તાઓ કેવા હોવા જોઇએ, મકાનોની આજુબાજુ કેવું હોવું જોઇએ, ખેતી તેનાં ઓજારો તથા ઢોરો વગેરેની બાબતમાં માહિતી આપવી, તેમજ બિમારોને દવા આપવી એ બધું કામ ગ્રામ સુધારણાને અંગે છે અને તેમાં આપણા ગૂજરાતી વિદ્યાર્થીઓ શીખે પણ છે.

વિશ્વભારતીનો એકંદર વાર્ષિક ખર્ચ લાખ જેટલો છે, તેમાંથી કાયમી આવક ૮૦ હજાર જેટલી છે. જેમાં ફી, કાયમીદાન, વ્યાજ,વગેરેનો સમાવેશ થાય છે. ખુટતી રકમ મેળવી લેવામાં આવે છે.

વિદ્યાવિલાસી અધ્યાપકોને મળવાથી આનંદ થયો તે કરતાં તો વધારે આનંદ મને ગૂજરાતી વિદ્યાર્થીઓના સમાગમથી થયો. તેમાંયે અમદાવાદ ગૂજરાત મહાવિદ્યાલયમાં રહી ગયેલા વિદ્યાર્થીઓનો પરિચય થયો ત્યારે તો તજ્જન્ય હર્ષ સંયમથી જ રોકવો પડ્યો. ગૂજરાતનું આતિથ્ય ગૂજરાતની સરહદ સુધી જ નહિ પણ ગૂજરાતીપણાની સરહદ સુધી વિસ્તરેલું છે એ ભાગ્યે જ કહેવાની જરૂર હોય. એથી પણ વધારે સંતોષ મને બે કારણોથી થયો. (૧) શુકલ કરીને વઢવાણના બ્રાહ્મણ વિદ્યાર્થી છે જે ગ્રેજ્યુએટ થયા છે અને હવે જૈન ધર્મનો અભ્યાસ મુખ્યપણે શરૂ કર્યો છે. ક્યાં એ અર્થપ્રધાન અને નોકરીપ્રધાન ઝાલાવાડનું બ્રાહ્મણ કુટુંબ અને ક્યાં જૈન સાહિત્ય અને તત્વજ્ઞાનનો મુખ્ય અભ્યાસ. એ સ્થિતિ જૈનોને માટે જેમ આનંદ આપનારી છે તેમ શરમાવનારી પણ છે. આજે ગ્રેજ્યુએટ કે સ્નાતક થયેલા જૈન, જૈન ધર્મના અભ્યાસ પાછળ ખાસ મંડયા હોય એમ હું નથી જાણતો. (૨) ભાઈ પ્રભુદાસ નવસારીના પટેલ જ્ઞાતિના છે અત્યારે તિબેટન શીખે છે, જર્મન ફ્રેન્ચ એ ભણે છે અને વધારે શીખવા તત્પર છે, ચાઇનીઝ શીખશે જ, એ જ્યારે શીખી લે ત્યારે ગૂજરાત પુરાતત્ત્વ મંદિરમાં આવે એ માગણી કરી છે. ગૂજરાતમાં આવો તલસ્પર્શી અભ્યાસ થાય તો જ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનું છીછરાપણું મટી ઉંડાણ આવે.

કાકા કાલેલકર અને આચાર્ય કૃપાલાનીને રહેવાના સ્થાનનો અંતિમ સાનંદ બોધ કરી કાશી જવા ઉપડયો.

પંડિત સુખલાલજી

# રાષ્ટ્રીય સ્થિતિ સંબંધી કેટલાક વિચારો

**यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥**

(य. वे.)

**महद् यक्षं भुवनस्य मध्ये तस्मै बलिं राष्ट्रभृतो भरन्ति ॥**

(अ. वे.)

આજે આપણે ઘણી પ્રવૃત્તિઓ પૂર્વે રાષ્ટ્રીય વિશેષણ મુકીએ છીએઃ જેમકે રાષ્ટ્રીય સાહિત્ય, રાષ્ટ્રીય કેળવણી, રાષ્ટ્રીય ઉદ્યોગો આદિ. બીજા દેશોમાં પણ આ વિશેષણનો ઉપયોગ અનેક વાર થાય છે. આપણે ઘણું કરીને આ ટેવ તે પશ્ચિમના દેશો પાસેથી જ શીખ્યા હઇશું. છતાં તે દેશમાં આ શબ્દની આજુબાજુ જે વાતાવરણ હોય છે તે આપણા દેશમાં એ શબ્દના વાતાવરણથી ઘણું જૂદું હોય એમ દેખાય છે. સૌથી મોટો ભેદ એ દેખાય છે કે તે દેશોમાં એ વિશેષણ એટલું સહજ છે કે ભાગ્યે જ કોઇ તેની ચર્ચા કરે છે. આપણે ત્યાં અમુક વર્ગના લોકોમાં એ વિશેષણ ભયનું વાતાવરણ પેદા કરે છે, અને કોઇકવાર ખાનગીમાં તેઓ તેનો ઉપયોગ કરી શકે છે. બીજા એક વર્ગમાં એ વિશેષણનો ખૂબ ઉપયોગ થાય છે પણ એ ઉપયોગ સાથે પ્રયત્નસાધિત નિર્ભયતા દેખાય છે. આપણા દેશમાં એ સાહજિક રીતે વપરાતું વિશેષણ નથી.

આનું કારણ શું? આપણા દેશમાં રાષ્ટ્ર અને રાજ્ય જૂદાં છે; મૂળમાં જૂદાં છે અને ફળમાં એ જૂદાં છે. બીજા દેશોના અર્થમાં આપણે ત્યાં રાજ્ય જ નથી,–અરાજકતા છે. અને તેથી બીજા દેશોના અર્થમાં આપણે ત્યાં રાષ્ટ્ર પણ નથી. રાષ્ટ્ર અને રાજ્ય એક સળંગ વસ્તુ છે, તે એક સળંગ વસ્તુના જૂદા પર્યાયો છે, જૂદી સ્થિતિઓ છે. અહિંઆં રાજ્યના તંત્રના પ્રકારનો સવાલ નથી. રાજ્યની રાષ્ટ્ર સાથેની એકતાનો પ્રશ્ન છે. આપણા દેશમાં એ એકતા નથી, એ સહજ અવયવ–અવયવીનો સંબંધ નથી. અને તે આપણી વિલક્ષણતાનું, રાષ્ટ્રીય શબ્દના પ્રયોગની કૃત્રિમતાનું કારણ છે.

આપણા દેશમાં વિવિધ પ્રવૃત્તિઓ બે વિરુદ્ધ વ્હેણોમાં વ્હેતી દેખાય છે; એક રાષ્ટ્ર તરફ અને બીજી રાજ્ય તરફ. રાજ્ય તરફની વિવિધ પ્રવૃત્તિઓનું લક્ષ્ય રાજ્યને મજબૂત કરવાનું, રાષ્ટ્રને દબાવવાનું, અને રાજ્યકર્તાઓના રાષ્ટ્રને પોષવાનું હોય છે. હા, આ પ્રવૃત્તિઓ પોતાના સ્વરૂપમાં હંમેશાં ખરાબ નથી હોતી. દા૦ ત૦ રાજ્ય કેળવણી આપે છે; અને કેળવણી એ સ્વરૂપમાં ખરાબ ચીજ નથી. ફક્ત તેનું લક્ષ્ય રાજ્યને સુદૃઢ કરવાનું છે, એ સધાય અને એને વાંધો ન આવે એ ધ્યાનમાં રાખી જેટલું સારૂં દેખાતું આપી શકાય તે રાજ્ય હસતા મુખે આપે છે. રાજ્ય સુલેહશાન્તિ રાખે છે, જાનમાલનું રક્ષણ કરવા પ્રયત્ન કરે છે. હવે આ પ્રવૃત્તિને સ્વરૂપમાં ખોટી કોણ કહે? પણ તેનું લક્ષ્ય શું હોય છે? રાજ્યને સુદૃઢ કરવું અને એની દૃઢતામાં વાંધો ન આવે ત્યાં સુધી સુલેહશાન્તિ રાખવી. પણ એ દૃઢતાને દૂર–દૂર–સુદૂરથી પણ વાંધો આવશે એવો ભાસ થાય કે જલીઆનવાલા બાગની અંધાધુંધી તૈયાર છે. તે સમયે પ્રજાની સુલેહશાન્તિનો ભંગ ન કરવાની, કે જાનમાલનું રક્ષણ કરવાની જવાબદારી

રાજ્ય સ્વીકારતું નથી. રાજ્ય અનેક ઉદ્યોગોને મદદ કરવાનો પ્રયત્ન કરે છે; પણ તે એ લક્ષ્યમાં રાખીને કે લૅંકેશાયરનો જરા પણ વાંધો ન આવે. સરકાર આપણા દેશના કેટલાક માણસોને મોટા પગાર આપી મોટા હોદ્દા ઉપર રાખે છે. આ સારી વાત છે. પણ રાજ્ય બરાબર ધ્યાન રાખે છે કે તેમાંના કોઇની પ્રવૃત્તિ તેમની સુદ્દઢતામાં વાંધો ન લાવે. આવી અનેક સાધુ પ્રવૃત્તિઓના દાખલા આપી શકાય જેનું અન્તિમ ધ્યેય રાજ્યને સુદૃઢ કરવાનું, અર્થાત્ રાષ્ટ્રને દબાવવાનું હોય છે. અને ખરી રીતે જોતાં એમાં તકરાર કરવાનું કશું છે જ નહિ. એ એમ જ હોય. એ રાજ્ય પોતાના રાષ્ટ્રને, બ્રીટીશ રાષ્ટ્રને વફાદાર રહેવા બંધાએલું જ છે. તે તેમના માટે આપણા ઉપર રાજ્ય કરે છે; આપણા માટે આટલી બધી તસ્દી ઉઠાવવાની પરોપકાર વૃત્તિ તેનામાં ન હોય એ માટે તેનો દોષ કાઢવો એ મૂર્ખતા છે. આપણે પોતે પણ એટલા પરોપકારી ન થઇ શકીએ.

આ બધાનું ભાન થતાં, આ અસ્વાભાવિક સ્થિતિ સમજાતાં આપણામાં કેટલાક જાગરુક લોકોએ રાષ્ટ્રપોષક–દબાએલું રાષ્ટ્ર સપાટી ઉપર આવી ઉંચે ચઢે એવા પ્રયત્નો, એવી પ્રવૃત્તિઓ આદરવા માંડી. રાષ્ટ્રની બધી સંપત્તિ–આર્થિક અને બૌદ્ધિક અથવા મગજની–મોટા ભાગે રાજ્ય લઈ લેતું હોવાથી આ પ્રવૃત્તિઓ રાજ્યની પ્રવૃત્તિઓ જેટલી મોટી અને આકર્ષક અને સતત ન હોય એ સમજાય એવું છે. પણ ધીમે ધીમે પ્રજાના વધતા જતા મોટા ભાગને આપણા દેશમાં રાજ્ય અને રાષ્ટ્રનો વિરોધ સમજાતો જતો હોવાથી, અને હજી વધારે મોટા ભાગને સમજાય તે માટે, આપણામાંના રાજ્યથી બ્હીતા ખાનગીમાં, અને બીજા પ્રયત્નપૂર્વક એ ભયને કાઢી નાંખી રાષ્ટ્રીય વિશેષણ આપણી પ્રવૃત્તિઓ પૂર્વે મુકે છે. આજના જમાનામાં હિન્દુસ્થાનમાં મોટામાં મોટો ભય કાંઇ પણ રાષ્ટ્રીય કરવું એ છે, કારણકે તે રાજ્યને શિથિલ કરનારૂં છે. અને રાજ્ય તરફનો ભય એ માણસ માટે મોટામાં મોટો ભય છે.

પણ આપણો રાષ્ટ્ર કાંઇ પણ પ્રગતિ કરે તે પ્હેલાં તેને સ્વાભાવિક સ્થિતિમાં આવવું આવશ્યક નથી? રાષ્ટ્રની અને રાજ્યની એકતા સાધવી–તંત્રનો પ્રશ્ન પછી વિચારીશું–પ્રચલિત શબ્દોમાં સ્વરાજ્ય કરવું એ આપણો સૌથી મોટો પ્રશ્ન નથી? સ્વરાજ્યવાળાં બીજા રાષ્ટ્રો પોતાની સાંસારિક અને આધ્યાત્મિક પ્રગતિ સાધવા અનેક પ્રયત્નો કરે છે. આપણે તે કરી શકીએ તે પ્હેલાં પ્રગતિને માટે તેમના જેવી સ્વાભાવિક સ્થિતિ પ્રાપ્ત કરવી આવશ્યક નથી?

ભારતવર્ષને ઉકેલવાનો આ મહાપ્રશ્ન છે.

૧૮૫૭ થી અસહકાર સુધીમાં અનેક રાષ્ટ્રીય પ્રયત્નો–પ્રવૃત્તિઓ હયાતીમાં આવી છે. પ્રજા પાસેથી શસ્ત્રો પડાવી લેવાથી તે રૉલેટ ઍકટ અને બંગાળાના નવજુવાનોને અપરિમિત સમય માટે કેદમાં પુરી રાખવા સુધી અનેક પ્રયત્નો સરકારે–રાજ્યે–રાષ્ટ્રને દબાવવા કર્યાં છે. આ સામસામે વ્હેતી પ્રવૃત્તિઓના સંઘર્ષણથી રાષ્ટ્રચિત્તમાં અગ્નિ પ્રગટે છે. રાજ્યના ઉસ્તાદો આ અગ્નિ શાન્ત થાય, ફરી પ્રગટ ન થાય એ રીતે પોતાનું ધ્યેય સિદ્ધ કરવા બુદ્ધિને શક્ય એવા સર્વ પ્રયત્નો કરે છે. રાષ્ટ્રના જાગરુક પુરુષોનું ધ્યેય આ અગ્નિને સતેજ રાખવો એ હોય છે, હોવો જોઇએ. રાષ્ટ્રચિત્તમાં આ અગ્નિ સતેજ રહે તો જ રાષ્ટ્રને પોતાપણું પ્રાપ્ત કરવાની આશા છે. રાષ્ટ્રની અસિદ્ધ શક્તિ અપરિમિત છે, અપ્રતિહત

છે; એ અસિદ્ધ શક્તિ જો સાધ્યમાન થવાની સ્થિતિમાં આવવા માંડે તો રાજ્યની સર્વ શક્તિ તેના આગળ પરાજિત થઇ જવાની. અને એ અસિદ્ધ શક્તિને સિદ્ધ કરવાનો એક જ ઉપાય છે; અને તે એ કે રાષ્ટ્રચિત્તમાં અગ્નિ હંમેશા પ્રજ્વલિત રહે. એને માટે જ સ્વરાજ્યની સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી રાષ્ટ્રના હિતચિંતકો સરકારના ઉસ્તાદોની રાષ્ટ્ર-અગ્નિ શાન્ત પાડવાની કોઈ યુક્તિને વશ ન થાય એ જરૂરનું છે, કોઇપણ ન્હાના તાત્કાલિક લાભો સ્વીકારી સંતોષથી શીતળ ન થાય, દેશને શીતળ ન કરે. સ્વરાજ્ય અને પરરાજ્યની વચમાં કોઈ પણ વચલી સ્થિતિ નથી. જે સ્વરાજ્ય નથી તે પરરાષ્ટ્રનું પોષક છે, સ્વરાષ્ટ્રનું નથી. આથી આપણી સર્વ પ્રવૃત્તિઓનું ધ્યેય આ અગ્નિને પ્રજ્વલિત રાખવો એ જ હોઈ શકે.

આ પ્રવૃત્તિઓ કઇ અને કેટલી તે ગણી જવી શકય નથી. આપણે સામાજિક પ્રાણી તરીકે જેટલી પ્રવૃત્તિઓ કરીએ તે બધીનું અન્તિમ લક્ષ્ય એ હોય એમ કહેવું યથાર્થ છે. સરકાર પોતાની સર્વ પ્રવૃત્તિઓનું જેમ એક લક્ષ્ય રાખે છે તેમ આપણે પણ રાખવું ઘટે. આ ઉપરથી એ ફલિત થાય છે કે રાષ્ટ્રીય પ્રવૃત્તિ કોઇ એક કે એક ક્ષેત્રની ન હોય. જીવનની જેટલી પ્રવૃત્તિઓ છે, અને જીવનનાં જેટલાં ક્ષેત્રો છે તેટલી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ હોય; અને જ્યાંસુધી એ વિવિધ પ્રવૃત્તિઓમાં રાષ્ટ્રીય પ્રાણ ફૂંકાય નહિ ત્યાંસુધી રાષ્ટ્ર ચિત્તમાં અગ્નિ લાંબા સમય માટે સતેજ રાખવો શક્ય નથી. આથી રાષ્ટ્ર હિતના ચિન્તકોની એ ફરજ છે કે રાષ્ટ્રમાં ઉત્પન્ન થતી સર્વ વિભૂતિઓનો વિનિયોગ રાષ્ટ્ર માટે થાય એવો એમનો પ્રયત્ન હોવો જોઇએ. જેમ વ્યક્તિ પોતાનું જીવન એકાંગી બનાવી પોતાની ઉન્નતિ સાધી શકતી નથી, તેમ રાષ્ટ્ર પણ એકાદ પ્રવૃત્તિ ઉપર ભાર મુકી પોતાની પ્રગતિ સાધી શકવાનું નથી. "પ્રજાઓની અંદર જે અપૂર્વ યક્ષ–પૂજ્ય દેવતા કે તત્ત્વ છે, તન્મય મારૂં મન શિવ સંકલ્પવાળું થાઓ" એમ ઋષિ પ્રાર્થના કરે છે. આ રીતે ઋષિ વ્યક્તિ અને રાષ્ટ્રચિત્તનો સંબંધ સૂચવે છે. અને કુત્સ ઋષિ કહે છે, "ભુવનની મધ્યમાં જે યક્ષ છે તેની પૂજા રાષ્ટ્રભૃતો–રાષ્ટ્રના પોષકો, પાલકો કરે છે." આપણે પણ એ યક્ષની પૂજા કરવાની છે; અને જો આપણી સર્વ પ્રવૃત્તિઓ એના પ્રીત્યર્થે થાય તો તેની અપૂર્વ શક્તિથી રાષ્ટ્ર પોતાપણું પ્રાપ્ત કરી લેશે.

ર. છો. પ.



# સોરઠના બ્હારવટિયાની મીમાંસા

આજે હું આપ સહુની પાસે બુદ્ધ કે મહાવીરની વાતો કરવા નથી આવ્યો, તેમ નથી પ્રતાપ કે શીવાજીનાં પરાક્રમો વર્ણવવા આવ્યો. હું તો આવ્યો છું ગુજરાત–કાઠીઆવાડના કિનારા પર સંહાર ચલાવી ગયેલા ખુની બ્હારવટિયાઓની વાતો કહેવા, અને પોતાના યુગની નબળાઇઓ છેદીને પણ તેઓએ જે કાંઇ ઉચ્ચતા પ્રગટાવી હતી તેનું દર્શન કરાવવા. મારો બીજો આશય આજે અંગ્રેજ ઇતિહાસકાર મી. કીનકેઇડ તથા કૅપ્ટન બેલને જવાબ આપવાનો છે. કીનકેઇડ સાહેબે 'The Outlaws of Kathiawar' નામનું એક ક્ષુદ્ર પુસ્તક લખ્યું છે, કે જેમાં એણે સૌરાષ્ટ્રના બ્હારવટિયાઓ વિષે કેવળ ઉપરછલી, સાચી ખોટી હકીકતો ભરી દીધી છે. ભાવનગર રાજ્યની સામે ઝૂઝેલા જોગી બ્હારવટિયા જોગીદાસ ખુમાણના વીરત્વ ભરેલા, ખાનદાનીથી ભરેલા, નેકીદાર, અને ઘણા લાંબા બ્હારવટાને એ લેખકે કેવળ થોડી લીટીઓમાં જ પતાવી દીધું છે. અન્ય બે ચાર બ્હારવટિયાઓની મશ્કરી કરી લીધી છે. ઉંડાણમાં તો એ સાહેબ ગયા જ નથી. લોકોમાં ભળી, બ્હારવટિયાનાં સગાં-વ્હાલાંમાં જઈ, ચારણ બારોટોને મળી, પૂરી હકીકતો એણે મેળવી જ નથી. કૅપ્ટન બેલ સાહેબે પણ 'The History of Kathiawar' નામના પોતાના મોટા પુસ્તકમાં કેવળ સરકારી દરબારી સત્તાધારીની જ દૃષ્ટિ રાખીને બ્હારવટિયાઓને ટુંકામાં પતાવ્યા છે. કેવળ લૂંટારા જ ચિતરેલા છે. એ બન્ને જણાએ ઇતિહાસનું અપમાન કર્યું છે. હાંસી કરી છે. એનો જવાબ આપવો જ જોઈએ.

બ્હારવટાંનો વિષય તમામ દેશોમાં ઘણો આકર્ષક બનેલો છે. આપણે બ્રીટનના બ્હારવટિયાઓમાંથી રૉબીન હૂડ, રૉબ રૉય, રોડરીક ધૂ વગેરેથી પરિચિત છીએ. રૉબીન હૂડ વિષે તો ઘણાં લોકગીતો ને નવલો લખાયાં છે. રાજાના અન્યાયી હુકમ સામે પડકાર દઈ એ અમીર પોતાની અમીરાત ત્યજીને બ્હારવટે નીકળેલો. કુમારી માતા મેરીનો એ પરમ ભક્ત બની રહ્યો. માતા મેરીની પ્રેરણા પામીને એ કોઈ પણ અબળાને અથવા તો સ્ત્રીની સાથે જતા પુરુષ મુસાફરને પજવતો નહિ. દંભી અને દુરાચારી મહંતોને તેમજ નગરશેઠોને લૂંટી, બીજી બાજુ બહાદૂરોને, નિરાધારોને, ઓરતોને વગેરેને સહાય દેતો. આવું એનું વર્ણન હોવા છતાં આંગ્લ ઇતિહાસકારો એને–એની આખી કથાને–એના ખુદ અસ્તિત્વને જ Fiction કહે છે. અને તે છતાં આપણી શાળાઓ ને કોલેજોમાં આપણે એ Fiction ભણીએ છીએ! ઘર આંગણનાં સત્યો આપણને શીખવવામાં નથી આવતાં.

## બ્હારવટાંનાં કારણો

અંધાધુંધીનો અને મારે તેની તલવારનો એ યુગ હતો. મુગલાઈ તૂટવાના કડાકા બોલ્યા. પેશ્વા ને ગાયકવાડનાં સૈન્યો સંહાર ચલાવતાં હતાં. રાજ્યોમાં પણ મોટું માછલું નાના માછલાને ગળી જાય તે નીતિ ચાલતી હતી. અંગ્રેજની છાવણી પણ પોતાની મેખો નાખી રહી હતી. ને તેની સામે ક્ષત્રિય ભાયાતો, કાઠીઓ, મહેરો, મકરાણીઓ, મહીયાઓ, ચારણો,

જતો, મીયાણાઓ વગેરે ખમીરવાળી જાતિઓ એક તસુ પણ જમીન ન છોડવાનો આગ્રહ ધારણ કરીને જીવતી હતી. એ બન્નેનાં સંઘર્ષણ અનિવાર્ય હતાં. કેમકે સહુ મોટાં રાજ્યો પોતાની પાડોશના જોરદાર જમીનદારોના નિત્યના કજીઆ શમાવી દઈ, સ્થિરતા ને સ્વસ્થતા સ્થાપવા યત્નશીલ હતા.

એવા યુગ-સંયોગોમાંથી ત્રણ ચાર જાતનાં બ્હારવટાં પેદા થયાં:

૧. પોતાની જમીન પર થયેલાં આક્રમણો સામે મરવા મારવાનો નિરધાર કરીને ઉઠનારા બ્હારવટિયા: જસોજી વેજોજી, જોગીદાસ ખુમાણ, રવાજી કલાજી, સંગજી કાવેઠીઓ, બાવા વાળો, હીમો ખુમાણ, અભો વાણીઓ, ભીમો જત, કાદુ મકરાણી, વાઘેરો રામવાળો, વગેરે.

૨. અંગત કુટુંબ-ક્લેશ અથવા વેરને કારણે બહાર નીકળી જઇ કાયદા વિરુદ્ધ જીવન ગાળનારા: ચાંપરાજ વાળો, વાલો કુંઠો, નાગરવ ગીમડ, વગેરે.

૩. કેવળ ચોરી લૂંટને માટે જ નીકળેલા પણ બ્હારવટિયાનો નીતિ ધર્મ પાળનારા: મોવર સંધવાણી, એકલીઓ ચારણ, વગેરે.

૪. માત્ર ડાકુઓ, એને 'બ્હારવટિયા' નામ જ આપી શકાય નહિ.

છેક ઇ. સ. ૧૪૭૭ થી ૧૯૧૬ સુધી આ બ્હારવટાં-યુગ પથરાયો હતો.

## સંતાવાનાં સ્થાન

આમાંનાં કોઇ બ્હારવટાં બાર બાર વરસ સુધી ટકયાં, તો કોઇનો એક જ વર્ષે અંત આવ્યો. બ્હારવટાં ટકવાની મુખ્ય અનુકૂલતા પૂરી પાડનાર તે સૌરાષ્ટ્રની ભૌગોલિક સ્થિતિ છે: ગિરનાં ડુંગરાં અને ઝાડી એટલાં વિશાલ તેમજ વિકટ છે, કે 'ગિર તો માનું પેટ છે' એવી કહેણી ચાલે છે. પોરબંદર ને જામનગર રાજ્યમાં બરડો ને આલભવરો ડુંગર પણ એવા જ વંકા છે. પાંચાળમાં હાંગાની ખીણો પથરાએલી છે, તેમજ માંડવની ભયાનક ખોપો પડી છે. ઉંડી ઉંડી ભાદર ઓઝ જેવી નદીઓનાં કોતરો પણ બ્હારવટિયાના અભેદ્ય કિલ્લા જેવાં બની રહેલાં. ઓખા મંડળની કાંટય પણ આજથી પચીસ વર્ષ ઉપર ધોળે દિવસે ડરાવે તેવી કારમી હતી. એ બધી જગ્યાઓમાં પોલો પાણો, બોરીયો ગાળો, વગેરે નિવાસ-સ્થાનો તો કાવ્યમાં પણ ઉતરી ગયાં છે. દાખલા તરીકે:

> " રામવાળાનાં લગન આવ્યાં;
> લગનીયાંનો ઠાઠ ગોઝારો, બોરીઓ ગાળો,
> કયાં રોકાણો રામવાળો !"

## બ્હારવટિયાનાં શરીરબળ

આજનો વીર્યહીન જમાનો પોતાને માપે જ સહુ પૂર્વગામી યુગોને માપે છે. એની કલ્પનામાં ભૂતકાળનાં નક્કર સત્યો પણ ઉતરતાં નથી. એવાં અનોખાં કૌવત આ સૌરાષ્ટ્રીય વીર જાતિઓમાં ભરેલાં હતાં. વિકટ ડુંગરાઓ ઉપર અને નદીઓનાં પૂર વીંધીને પણ એ શેકો પોતાનાં જોરાવર ઘોડાંને દોડાવી જતા. એની સાક્ષી એમનાં સંતાવાનાં સ્થળો આપશે. પગપાળા, બંદૂકો તથા દારૂગોળો મળી ત્રણ ત્રણ મણનો બોજો શરીર પર લગાવી તેઓ રાતોરાત ત્રીસ-ચાલીસ ગાઉ નીકળી જતા. પોતાના સાથીઓનાં શબને ઉઠાવી લઇને નાસી

જતો. પાણીમાં તરવું ને પૂર વીંધવાં તો એને સહજ હતું: અધરાતે, બી. બી. સી. આઈ. ની ગાડીમાંથી પોલીસોને મારી, હાથમાં હથિયાર પગમાં બેડીઓ સહિત નર્મદાના પૂલ પરથી છલંગ મારી નદીનાં પાણી તરવાનો જે પ્રસંગ મામદ જામ નામના મીયાણાને નામે બોલાય છે, તે તો જૂનો પણ નથી. સરકારી રાજ્યમાં બનેલો છે. અને આજ પણ ભર ચોમાસે જ્યારે મચ્છુ નદી, દરિયો તથા રણ પાણીમાં એકાકાર બની જાય છે, ગાંડાતૂર પાણી ઉમટે છે, ત્યારે માળીઆનાં મીયાણાઓને હાથપગ બાંધીને તમે ફેંકી દો, તો પણ એ ગાઉના ગાઉ સુધી તરી જાણે છે. એ જ મામદ જામે ધીંગાણામાં પોતાનાં બહાર નીકળી પડેલાં આંતરડાં પાછાં પેટમાં નાખ્યાં, ભેટમાં બાંધી લઇ મૃત્યુને પોતાની કબર તૈયાર થતાં સુધી થંભાવી રાખ્યું હતું. પાલીતાણાનાં બ્હારવટિયા હીમા ખુમાણના દીકરા ચાંપા ખુમાણે, મધરાતે પોતાનાં બન્ને પડખાં વીંધીને ચાલી ગયેલી ગોળીથી જરાયે સીસકારો ન કરતાં, ધીંગાણું ભંગાણુ ન પડે તે ખાતર, ઘોડી પર બેઠાં બેઠાં જ નેવાંનું નળીયું લઇ, બે ટુકડા કરી, કમરની બન્ને બાજુએ ચાંપી દઇ, ઉપર ફેંટો કસકસાવી લોહીને રોકી રાખ્યું હતું. કોઇને જાણ પણ થવા દીધી નહોતી. ઓખા મંડળના દરિયામાંથી સરકારી આગબોટો જ્યારે શંખોદ્ધાર બેટનાં મંદિરોનાં ચોગાનોમાં ગ્રુપ છાંટ ગોળાઓ (એટલે કે નીચે પડીને ફાટનારા ગોળાઓ) વરસાવી રહી હતી, તે વેળા વાઘેર બ્હારવટિયાઓ ગોદડાંના ભીના ગાભા લઈને ગોળા સામે દોડ મૂકી એ ગોળાને ફાટતા પહેલાં તો દબાવી બુઝાવી નાખતા. વાલા નામોરીના સાથીઓ, ગૉર્ડન સાહેબે મોકલાવેલા લાડવાનું ઝેર નસોમાં ચડી ગયા. પછી પણ નાસીને રણમાં રેતીના ઓળા કરી યુદ્ધ લડેલા હતા. જીવલેણ જખ્મો થયા પછી પણ પડીને, સૂઇને, ધૂળ ચાટતા ન મરવું, પણ બેઠા બેઠા નથી મર્યા, જીવતા છીએ, એવો મોરો રાખીને શ્વાસ છોડવા, શ્વાસ નીકળી ગયા પછી પણ શબનું બેઠા રહેવું: એ તેઓનું અભિમાન હતું. મોતની સજા પામેલા મેર બ્હારવટિયા હરભમ રાતડીઆએ પોરબંદરની તોપ સાથે બંધાવાની ના પાડી, પોતાની મેળે જ તોપના મુખને બાથ ભરીને ઉડી જવું પસંદ કર્યું હતું. જેસલ લૂંટારાએ ઘોડીના તબેલામાં ઘાસમાં છુપાઈ, ઘોડીનો ખીલો પોતાની હથેળી સોંસરતો ગયા છતાં અંગ હલાવ્યું પણ નહોતું, તે આપણે જાણીએ છીએ.

## શત્રુતાનો પ્રકાર

રાજસત્તાઓની પરિભાષામાં આ સર્વ લોકોને 'હરામખોરો' અથવા 'બદમાશો' શબ્દથી ઓળખાવવામાં આવે છે. પરંતુ તેઓનો શત્રુઓ પ્રતિનો વર્તાવ ઘણી ખાનદાનીથી ભરેલો હતો. હરામખોરો એવી ખાનદાની બતાવી શકે જ નહિ. જોગીદાસ ખુમાણ પોતાના શત્રુ-ઠાકોર વજેસંગજીના પુત્ર દાદભાનું મૃત્યુ થતાં ગુપ્ત વેશે શિહોરમાં લૌકિકે જાય, ઠાકોરનાં રાણી નાનીબાને વગડામાં રાત્રિયે રોવા ચાવડા નામના લૂંટારાના હાથમાંથી ઉગારી છેક ભાવનગરના સીમાડામાં મૂકી જાય, ઠાકોરની દીકરી-તે પણ રાણીની નહિ, રખાતની દીકરી-એના ગામ બોડકીને પાદર નીકળી, પોતાની જ દીકરીનું ગામ સમજી ન લૂંટે, એ બદમાશનાં લક્ષણ ન હોય. વાઘેર બ્હારવટિયા એક ગામને પાદર બેસી, છોકરાને દોકડા ને કોઠીઓ દઇ રહ્યા છે; તેવામાં નગરથી રાજા બહાદૂર જાલમસિંહ ફોજ લઇ માર! માર! કરતો આવે છે, બ્હારવટિયા નાસે છે. ને ફોજ પાછી લે છે. વાઘેરોના હાથમાં

ભરી બંદૂકો છે. પણ "હાકુંના પાળનારને ન મરાય" એ બિરદ રાખી વાઘેરો રાજા બહાદરને મારતા નથી. પણ જ્યારે લગોલગ ફોજ આવી પહોંચી ત્યારે એક વાઘેર પાછો ફરીને પડકારે છે, "રાજા બહાદૂર! તુંને ન મારૂં. પણ જો મારૂં તો આટલી જ વાર લાગે: તારી બેટનો જમૈયો સંભાળજે! એટલું કહી ગોળી છોડી. રાજા બહાદૂર તપાસે તો બેટમાંથી જમૈયો ઉડી પડેલો ! રાજા બહાદૂર પાછા વળે છે, એ શત્રુધર્મ.

બીજો પ્રસંગ સરકારી સૈન્યથી જ્યારે વાઘેરો દ્વારિકા છોડી નાઠા ત્યારે મકનપૂર ગામના વાઘેર સૂમણા કુભાણીએ રાત્રિના અંધારામાં રસ્તે એક આદમીને પડેલો દીઠો. પડકાર્યો કે "કોણ તું ?"

"હું તારો શત્રુ: તારી સવેલી સ્ત્રીને ઉપાડી જનાર" પડેલા માણસે જવાબ દીધો.

"કોણ વસઈવાળો વેરસી ?"

"હા, અટાણે તારો વેર વાળવાનો સમો છે, મુંને ઝટ ટુંકો કર."

"વેર અટાણે ન વાળું. અટાણે તો તું મારો ભાઈ થા. વેર તો હું પછી વાળીશ."

એમ કહી એ જખ્મી શત્રુને પીઠ પર ઉપાડી, વસઈ ગામે મૂકી આવ્યો.

વાલો બ્હારવટિયો પોતાના એક મીયાણા દુશ્મનને સામે ચાલ્યો આવતો દેખે છે. ગોળી ચલાવે છે. એક પછી એક સાત ગોળી મારી પણ શત્રુને એક પણ ન આંટી. બંદૂક મેલીને વાલો સામે ચાલ્યો: "આવ બેલી આવ, તારી બાજરી હજી બાકી છે. ખુદાની ઉપરવટ મારે નથી થાવું. આવ, કસુંબો પીએ."

બીજા એક દુશ્મનને છેક કચ્છના દેયળા ગામ સુધી મારવા ગયેલા: એ સંધી શત્રુએ આવીને પોકાર કર્યો કે "એ વાલા! તારી ગા."

"ગા થાછ ? દે ભાંભરડા !" વાલે કહ્યું.

શત્રુએ ત્રણ વાર ભાંભરડા દીધા, અને એને ગાય ગણી વાલાએ છોડી દીધો.

વાઘેરોને માટે તો સત્તાવાર બોલાય છે કે નાસતા શત્રુને તેઓ "પે મ ભજો! બાપા ને ભાગો! માનું દૂધ ન લજાવો" એવા શરાતનના પડકારા કરતા. બનતાં સુધી ભાગતા શત્રુ ઉપર ઘા ન કરતા.

કાદુ મકરાણીને પકડવા અથવા ઠાર રમારવાનું ઇનામ નીકળેલું: અને એ ઇનામની લાલચે, જોગીદાસ ખુમાણનો પૌત્ર જેહસૂર ખુમાણ આંબરડી ગામથી ટુકડી લઇ ગિરમાં કાદુને શોધતો ભટકે છે: કાદુને આ વાતની જાણ થઇ. ફકીરવેશે કાદુ જેહસૂર ખુમાણને એકાંતે ભેટે છે: જમૈયો ખેંચીને કહે છે કે "જેહસૂર ખુમાણ ! તને મારૂં કે તારૂં નાક વાઢી લઉં, તો આટલી વાર લાગે. પણ તું કોણ ? તું જોગીદાસ ખુમાણનું પેટ: તને ન મારૂં પણ તારા દાદાના દિવસો સંભાર. અને ભલો થઈને પાછો ફરી જા, નહિતર નકરો કરી મૂકીશ."

એ જ ખુન્નસભર્યો કાદુ, પોતાનાં કુળ પર કારમાં વીતકો વીતાવનાર પોલીટીકલ એજન્ટ સ્કૉટને ઠાર મારવા મનસૂબો ઘરે છે. સ્કોટ પ્રભાસપાટણ હવા ખાવા આવેલ છે. એને ઘરે ધારાની ગાયકવાડી પલ્ટનનો ગોરા કમાન્ડર જેકસન આવેલ છે. બધા એક દિવસ

વેરાવળ ગયેલ છે. સંધ્યાકાળે કાદુ માંગરોળી શા પીરના જગ્યાએ ઓડા બાંધીને બેઠો છે. ગોરાઓનાં મ્હોં તો ન ઓળખી ન શકાય, પણ ગાડીની એંધાણી રાખી છે. પહેલી ગાડી નીકળીઃ એ સ્કૉટની નહિઃ જવા દીધીઃ બીજી ગાડી નીકળી ને કાદુ ઠેક્યોઃ ચડ્યો ગાડી ઉપરઃ ખડા રખો ! અંદર સાહેબને મડમ બેઠેલાં.

"કોણ તું ?" સાહેબે પૂછ્યું.

"હું કાદરબક્ષ ! તને ઠાર કરવા."

"કોને ?"

"સ્કૉટ સાબને."

"હું સ્કૉટ નહિ. હું જેકસન. સ્કૉટ આગળ ગયા. આ એનાં મડમ છે."

"મડમને—ઓરતને હું ન મારૂં.

કાદુ ઉતરીને ચુપચાપ ચાલ્યો ગયો. એ શત્રુધર્મ.

"બીમો જત બખીઆરાના ડુંગર પર એક જ સાથીના સાથમાં ગાફલ રહીને બેઠો છે. શત્રુની ફોજે ઓચીંતો ઘેરી લીધો. શત્રુના મીરે સામેથી પડકાર્યો કે "હવે બીમો ભાગે નહિ. જણનારી લાજે !"

બીમો ઉભો રહ્યો. શત્રુઓને હાકલ દીધી કે "તમે મને મારી નાખશો એમાં તો શક નથી. પણ મર્દની રમત જોવી હોય તો આડ હથિયારે આવી જાઓ !"

તલવારની રમત મંડાઈ. બીમાએ ઠેકી ઠેકીને દુશ્મનોને વાંસાના ઘા કર્યા. છાતીના નહિ. ને પછી દગાથી એનો દેહ પડ્યો.

## બ્હારવટિયાઓની વીરપૂજા

સાચા બ્હારવટિયાઓ સ્વયંવીર હોવાથી સામે આવનારી વીરતાને પણ વંદન કરી શકતા તે વાતનાં દૃષ્ટાંતો સાંભળીને આપણી છાતી પહોળી થાય છે. મોવર સંધવાણી તો ચોક્ખો ચોર જ હતો. તે છતાં એણે સાચા મર્દને સતાવ્યો નથી. પારકર તરફના રણમાં એક સમયે એક વેપારી પોતાની ચાર પાંચ સાંઢયો પર કિંમતી માલ લઈને ચાલ્યો જાય છે, ત્યાં અંતરિયાળ ઓચીંતાં મોવર સંધવાણીનાં ઘોડાં આડાં ફર્યાં, હાકલ કરી કે સાંઢયો ઉભી રાખો. પાછલી સાંઢય પરથી એ માલનો માલિક બંદૂક લઈને એકલો ઠેક્યો, અને મોખરે જઈ પડકારો દીધો કે

"મોવર સંધવાણી ! મારા ધડ માથેથી માથું ઉતરે તે પછી જ તારો હાથ મારી સાંઢયું ઉપર અડે. થઈ જા મારી !"

"કેવો છો તું ભા ?" મોવરે મ્હોં મલકાવીને પૂછ્યું.

"હું તો વાણીઓ, પણ હાલ્યો આવ, થા મારી !"

લૂંટારાએ વાણીઆની આંખમાં પ્રાણ કાઢી દેનારી વીરતા નિહાળી, વાણીઓ એકલો હતો, અને પોતે હતા પંદર જણ. મારનાં વાર નહોતી લાગવાની. પણ મોવર બોલ્યો કે

"રંગ છે તારી જનેતાને ! શાબાસ મરદ ! ચાલ્યો જા તું તારે ! તને ન લૂંટાય."

"એ જ મોવર સંધવાણી જ્યારે પોતાના મારીઆઈ ભાઇ પેથા જામની વષ્ટિ પરથી

સાલમંડ સાહેબના વચન પર વિશ્વાસ રાખી જંગલમાં સાહેબની છાવણીની અંદર એકલો પોતાનાં હથિયાર મેલવા ગયો, ત્યારે સાહેબે કહ્યું, "ગોવર સંધવાણી! તું મારે ભરોસે આવેલ છો. હું તને કહું છું કે મારી છેલ્લી પાઈ ખરચીને પણ તને માફી અપાવવાનો પ્રયાસ હું કરી છૂટીશ. છતાં તારા છૂટકારા માટે હું ખાત્રી નથી આપી શકતો. માટે હજુ તારે ચાલ્યા જવું હોય તો રસ્તો ખુલ્લો છે. હું નહિ રોકું."

આ શબ્દોમાં ગોવરે એક ખાનદાન અંગ્રેજની નેકીનો શબ્દ સાંભળ્યો. એણે જવાબ દીધો કે "સાહેબ! ગોવર હવે પાછો ફરે નહિ. ગીયાણો ગોરાની નેકીને ઓળખે છે!"

એવો જ વીરધર્મ એક અંધારી રાત્રિએ જંગલની અંદર કાદુએ બજાવ્યો હતો. તે દિવસ વેરાવળ અને પ્રભાસપાટણ વચ્ચેની ભેટ વખતે સ્કૉટના મહેમાન જેકસને કાદુને કહેલું કે તારૂં બ્હારવટું પાર પડાવવા માટે હું સ્કૉટની મારફત મહેનત કરી, અમુક દિવસે, અમુક સમયે, અમુક સ્થાને તને મળીશ."

"પણ તું એકલો જ." કાદુએ શર્ત કરેલી.

"હા, એકલો જ!"

જેકસનની મહેનત એળે ગઈ. કાદુની પાસે વધામણી લઈને નહિ, પણ નકાર લઈને જવાનું હતું. ખૂન્નસ ભરેલો ઘાતકી બ્હારવટિયો પાછો વળવા નહિ આવે એવી ધારણા હતી. છતાં બહાદૂર ગોરો સંકેત પ્રમાણે એકલો ગયો. કાદુ પાસે શોક-સમાચાર મૂકયા. આવો ઉત્તર પહોંચાડવા આવનાર અંગ્રેજનું વીરત્વ ઓળખનાર કાદુએ સાહેબને સભ્યતા ભેર વિદાય દીધી.

વાઘેર બ્હારવટિયાનો સરદાર જોધો માણેકઃ સાચો વીર નરઃ ઓખામંડળની જેણે રાજક્રાંતિ કરી નાખીઃ મનવારો અને તોપો જો સરકાર પાસે ન હોત તો ઓખામંડળ પર આજે વાઘેરોનો જ વાવટો ફરકતો હોતઃ એ વાઘેરપતિ જોધાને બહારવટે જવું પડ્યું. એના શિર પર તો ભયાનક તોહમતનું ચક્ર ફરી રહેલું હતુંઃ એમાં ઓખાના લશ્કરી કમીશનર બાર્ટન સાહેબની મડમને દિલ થયું કે જોધા જેવા વીરને એક વાર જોવાઃ રામજી શેઠ નામના જોધાના વણિક મિત્ર મારફત બાર્ટને કહેણ મોકલ્યું કે "એક વાર જોધો આવે." વિશ્વાસને વશ થઈને નિર્ભય જોધો હથિયાર સજીને એકલો સાહેબ મડમને એકાંતે મળવા આવ્યો. મળીને ચાલ્યો ગયો.

શત્રુ ઉપર પણ આવો વિશ્વાસ રાખવાની હિમ્મત બીરુ ચોર ડાકુઓમાં નથી હોતી. દગાની દેહશત ન રાખે એવું સાચું ક્ષાત્રવટ આ સરકારે 'હરામખોર' મનાવેલા બહાદૂરોની છાતીમાં ડોકિયાં કરતું હતું. અને એ વિશ્વાસ-નીતિને આધારે જ મૂળુ માણેક જેવો બીજો ખાનદાન અને વીર વાઘેર-નેતા સરકારના હાથમાં સપડાઇ ગયો હતો.

પરંતુ વીરપૂજાનો ઉત્કૃષ્ટ પ્રસંગ તો મને આ લાગે છેઃ એક નજરે જોનાર માણસ પાસેથી મળેલી કહેવાતી આ કથા છેઃ વાઘેર બ્હારવટિયા પોણોસો જેટલી સંખ્યામાં આભપરાના ડુંગરા પર પડેલા છેઃ મ્હોંસૂઝણું થાતું આવે છેઃ એમાં કોઈની દૃષ્ટિ પડખેના ગાળામાં પડીઃ જોયું તો મોટી એક ફોજ દારૂગોળા પાથરીને તાશેરાની તૈયારી કરે છેઃ પોણોસો વાઘેરોએ બંદૂકો છોડી, ડુંગર પરથી શત્રુઓ સામે હલ્લો કર્યો. દારૂગોળો છોડીને ફોજ

લાગી. ફોજમાંથી ફક્ત એક જ આદમી ન ખસ્યો. હાથમાં ચકચકતો જમૈયો લઈને દારૂ-ગોળાની વચ્ચે ઉભો રહ્યો.

“ શાબાશ મર્દ ! એકલો ઉભો છે. બેલી, એને મારગ દઈ દ્યો. જાવા દ્યો. મારશો મા.” એમ વાઘેર સરદારે હાકલ કરી.

ડેરી થઈ ગઈ. પણ શત્રુ હટતો નથી. એ તો ઉભો છેઃ હાથમાં જમૈયો ચકચકે છે.

“ ચાલ્યો જા બેલી ! તારે માટે રસ્તો ખુલ્લો છે. ” વાઘેર બોલ્યો.

“ હમ નહિ હટેગા ! ” શત્રુએ જવાબ દીધો.

“ અરે બેલી, હટી જા ! અમારે દારૂગોળો હાથ કરવો છે. ”

“ હમ નહિ હટેગા ! હમ ચાઉસ ! હમ નીમક ખાયા ! નહિ હટેગા ! ”

“ અરે હટી જા, માથું ઉડી જશે. ”

“ પહેલે હમારા સર પડે, પીછે તુમ દારૂગોલા લેના ! હમ નહિ હટેગા ! હમ ચાઉસ ! ”

વાઘેર સરદારે સાચો મર્દ દીઠો. પોતાના સાથીઓને કહ્યું કે “ આવા શૂરવીરને આપણે સામટા જણ મારીએ એ ન બને. બેલી, અકેક જણ ઉઠો. એની હારે અકેક જણ લડો. એમાં એ પડે ત્યારે જ આપણાથી દારૂગોળો લેવાય. ”

સહુ બેઠા. અકેક વાઘેર ઉઠયો. પાંચેક વાઘેરોને સૂવાડીને જમૈયાવાળો આરબ પડયો. વાઘેરોએ એની લાશ પર કિનખાબ ઓઢાડી, એનો જનાનો કાઢી, એને વિધિપૂર્વક દફનાવ્યો.

એ બહારવટિયાની વીરપૂજા !

અપૂર્ણ

**ઝવેરચંદ મેઘાણી**

# ઈબ્સેનના ઘડતરમાં તેની પત્નીનું સ્થાન

નોર્વેના જગદ્વિખ્યાત મહાકવિ ઇબ્સેનથી ગુજરાત હવે અપરિચિત નથી. તેની જન્મ-શતાબ્દી ચાલુ સાલમાં હમણાં ઉજવાઈ. તેની એક મહાન કૃતિ ( Doll's House ઢીંગલી ) નો અનુવાદ પણ ગુજરાતને મળ્યો છે. તેની પ્રસ્તાવના જેમણે વાંચી હશે તેઓ એ મહા-કવિની મહત્તા સમજ્યા હશે. ખાસ કરીને સમાજમાં સ્ત્રીના સ્થાન વિશેના ફુટ પ્રશ્નોનું તેણે જે સ્ફોટન અને નિરૂપણ કર્યું છે તે ખાસ ધ્યાન ખેંચે એવું છે. યુરોપના સમાજ-જીવનમાં તો એ પુસ્તકે સ્ત્રીની સ્થિતિમાં મહાન પરિવર્તન કર્યું છે.

તેની શતાબ્દીને પ્રસંગે લન્ડનમાં બ્રિટિશ ડ્રામા લીગ સમક્ષ બોલતાં બર્નાર્ડ શૉ જણાવે છે કે જેઇન ઑસ્ટિન આદિનાં સ્રીપાત્રો બનાવટી અને કૃત્રિમ ( stage woman ) હતાં અને તે જ સમયે સાચી સ્ત્રીઓ ઇબ્સેનના નાટકોમાં દૃશ્ય થતી હતી. ઇબ્સેને કૃત્રિમ-તાનું વાતાવરણ ભેદી નાંખ્યું. ૧૯ની સદીનું સામાજિક વાતાવરણ વધારેમાં વધારે ક્ષુબ્ધ કરનાર બે વ્યક્તિઓ હતીઃ એક કવિ ઇબ્સેન, અને બીજો કાર્લ માર્ક્સ.

ઇબ્સેન એક જગાએ કહે છે કે (જુઓ ઢીંગલીની પ્રસ્તાવના) વર્તમાન યુગનાં બે મુખ્ય નવીન બળો છે. એક કામદાર વર્ગ અને બીજું સ્ત્રીઓ. આમાંથી ઇબ્સેન બીજા બળનું એટલે નવા યુગની સ્ત્રીનું નિરૂપણ કરે છે. તેની પ્રતિભાને આ ભાવના તરફ પ્રેરવામાં તેની પત્ની કારણભૂત હતી એમ ઇબ્સેનની પુત્રવધૂ બર્ગિલોટ ઇબ્સેન (Bergilot Ibsen) નાં ઇબ્સેનની પત્નીનાં સંસ્મરણો ઉપરથી લાગે છે.

ઇબ્સેને પોતે એકવાર પોતાની પુત્રવધૂને કહ્યું હતું કે "તેની (પોતાની પત્નીની) મહત્તા વિના મારું ચાલત જ નહિ." તે મહાન વિભૂતિ હતી. તેનામાં પુરુષનો ભય ન હતો. સમાધાનીનો તેને તિરસ્કાર હતો. તેના ચારિત્રની દૃઢતા અનુપમ હતી. તે આત્મવિશ્વાસ અને આત્મસમર્પણનું વિલક્ષણ મિશ્રણ હતી. એક બાજુ તે હઠીલી અને ધાર્યું કરાવનારી હતી અને બીજી બાજુ તેનામાં ગુમાનનો છાંટો પણ નહોતો. તેને જાહેરાતનો તિરસ્કાર હતો અને નિરપવાદ રીતે જાહેર થવાના પ્રસંગોથી દૂર નાસતી. પોતાના પતિના જીવનમાં પોતાનું શું સ્થાન હતું તેના ભાનથી તેને સંતોષ હતો. લોકો તેના વિષે અને પતિ ઉપરની તેની અસર વિષે ઘણું થોડું જાણે છે તેનું આ કારણ છે.

ઇબ્સેનની પત્નીએ જો કે કોઈ પણ સાહિત્યકૃતિ ઉત્પન્ન કરી નથી છતાં પણ તેનામાં બીજાને પ્રેરવાની વિશિષ્ટ શક્તિ હતી. અને તેની આગળ જે વંચાતું તે બહુ સરસ રીતે સમજતી અને ગ્રહણ કરતી. તેનામાં એવો જ્વલંત ઉત્સાહ હતો જે કોઇપણ કલાકારને પ્રેરણા આપી શકે. તે પોતે અદ્ભુત રીતે વાર્તા કહી શકતી. તેની કલ્પનાસમૃદ્ધિ વિશાળ હતી.

ઇબ્સેનને પોતાની પત્નીની સાહિત્યમાં વિવેચક શક્તિ માટે ઘણો ઊંચો અભિપ્રાય હતો. અને પોતે જેમ જેમ પોતાનાં નાટકો લખતો જતો તેમ તેમ એકવાર તેને તે વંચાવતો. ઇબ્સેને એકવાર પોતાની પુત્રવધૂને કહ્યું હતું કે "તેના અને સિગર્ડ (Sigurd) ના અભિપ્રાયની જ તેને કિંમત હતી." ઇબ્સેન આ બન્નેની સાથે જ છૂટથી વાત કરતો, અને બીજા કોઇના અભિપ્રાયની તેને પરવા નહોતી.

બાળપણથી જ તે પુસ્તકો ઉપર ગાંડી હતી. તે ઉત્તમ કોટિની ગ્રંથ સંગ્રાહક થઈ શકે તેવી હતી. તે નાનપણમાં પોતાની બેનપણી સાથે અનેક નવલકથાઓ વાંચતી. તેનું વાંચન ઘણું વિશાળ હતું અને તેના સૂચન વિના ઘણાં પુસ્તકો ઇબ્સેનની ધ્યાન બહાર રહી જાત.

શરૂઆતમાં ઇબ્સેનને સ્ત્રીની મુક્તિ વિશે સહાનુભૂતિ ન હતી. તેની પત્ની મિલનું Subjection of Women (સ્ત્રીઓની પરતંત્રતા) નામનું પુસ્તક વાંચ્યાં પછી ઉત્સાહથી ભભૂકતી હતી અને તેણે જ ધીમે ધીમે કેટલાંક વર્ષો પછી ઇબ્સેનને આ ભાવના તરફ વાળ્યો. આનું પરિણામ Pillars of Society (સમાજના સ્તંભો) માં સ્પષ્ટ છે અને Doll's House (ઢીંગલી) માં એનાથી એ વધારે વ્યક્ત થાય છે.

ઇબ્સેનના કાવ્યસંગ્રહમાં Tak (આભારદર્શન) નામના કાવ્યમાં પોતાના જીવનમાં તેને શું સ્થાન હતું તે બતાવ્યું છે અને તેમાંની બે કડીઓ તેણીની કબર ઉપર કોતરેલી છે. ઇબ્સેને હસતાં હસતાં તે કાવ્ય પોતાની પત્નીને બતાવ્યું અને કહ્યું, "આ કાવ્ય કોને લક્ષીને લખાયું છે તે તું જાણે છે કે? મથાળું ઊંધું વાંચ.*" Kat એ ઇબ્સેનનું જુવાનીનું પ્રેમસંબોધન હતું.

* Tak એને ઊંધું વાંચતાં Kat વંચાય.

પોતાને ઘેર અપાએલી એક મિજબાનીમાં તે પ્રથમ ઇબસેનને મળી. તે જ રાતે ઇબસેને તેને ઉદ્દેશીને એક કાવ્ય લખ્યું અને તેમાં જણાવ્યું કે જો તે તેના જીવનની સહચારિણી બને તો તે દુનિયામાં મોટાં કામો કરી શકે. વાગ્દાન પછી ઇબસેને તેને ઘણાં કાવ્યો મોકલ્યાં હતાં પણ તે સચવાયાં નથી. "અમારા પરસ્પર વ્યવહારને બીજાઓ સાથે સબંધ નથી" એમ કહીને મૃત્યુ પહેલાં થોડા સમયે તેની પત્નીએ તેનો નાશ કર્યો છે.

તે જ સમયે Lady Inger of Ostraat નામનું નાટક બર્ગેન (Bergen)ની રંગભૂમિ ઉપર પ્રથમ ભજવાયું. ઇબસેને તેને કહ્યું: "અત્યારે તું એલીન (Eline) ને જુએ છે પણ એક દિવસ તું પોતે લેડી ઇન્જર થઇશ." વીસ વરસ પછી એ નાટકની જ્યારે જર્મન આવૃત્તિ પ્રસિદ્ધ થઈ ત્યારે તેની એક નકલ તેણે ભેટ આપી અને તેમાં નીચે પ્રમાણે અર્પણ લખ્યું: "આ પુસ્તક ઉપર તારું અનન્ય સ્વામિત્વ છે. કારણકે તું ઓસ્ટ્રાટના વંશમાંથી ઉતરી આવી છે."

ઇબસેને ત્યારપછી લખેલાં નાટકોમાં પોતાની પત્નીનો આખો ચિતાર કોઈપણ પાત્રમાં આપ્યો નથી. પણ તેના સ્વભાવના કેટલાક અંશોનો અને તેના લાક્ષણિક શબ્દપ્રયોગોનો તેણે અનેક વાર પોતાનાં પત્રોમાં પ્રયોગ કર્યો છે. જેઓ તેની પત્નીથી સુપરિચિત હતા તેઓ Lone Hassel, Nora અને Free Alving નાં પાત્રોમાં તેનું દર્શન કરી શકતા હતા.

તે બહુ વિચિત્ર હતી. દાખલા તરીકે ઇબસેનની ૭૦ મી જન્મતિથિએ નાટકશાળામાં ઉત્સવ પ્રયોગમાં તેમને નિમન્ત્રણ હતું. ત્યારે તેણીએ કહ્યું, "એક બૉક્સ મારા પતિ માટે રાખજો અને એક મારે માટે. ઇબસેન પોતાની જગાએ એકલા જ બેસશે." તે જ પ્રસંગે એક મશાલોવાળું સરઘસ તેમના ઘરની આગળ આવી પહોંચ્યું. ઇબસેન ત્વરિત લઘુ ગતિએ પત્ની પાસે ગયો અને કહ્યું, "તું મારી સાથે બારીએ નહિ આવે?" "નહિ, તમારે એકલાએ જ ત્યાં ઉભા રહેવું જોઇએ."

ઇબસેનની પુત્રવધૂ કહે છે કે "મારા સસરાના ઘરમાં જેટલી જલદ ચર્ચા સાંભળી છે, તેટલી બીજે ક્યાંય સાંભળી નથી." સાધારણ રીતે આ ચર્ચાઓ સાહિત્ય સંબંધી જ થતી, પણ કોઇક વાર ઇતિહાસ અને રાજકારણ સંબંધી ચર્ચાઓ પણ ચાલતી. કેટલીક વાર જમતાં જમતાં ચર્ચા ખૂબ ગરમાગરમ થઇ જતી અને આવે પ્રસંગે લાગણી જ્યારે પુષ્કળ ઉશ્કેરાઇ હોય તેવામાં ઇબસેનની પત્ની અતિશય મીઠાશથી કહે, "ઇબસેન, જરા બ્રેડ આમ પહોંચાડશો!" અને ઇબસેન એટલી જ મીઠાશથી પહોંચાડે. પણ આ ક્રિયા પૂરી થતાં જ પાછી ચર્ચાની ઝપાઝપી ચાલુ થાય.

સંસારની શરૂઆતમા તેઓને બહુ જ સાદી રીતે રહેવું પડતું. Aricia મા રહીને ઇબસેને બ્રૅંડ Brand લખ્યું તે પ્રસંગે તેમનું ખાણું સૂકી બ્રેડ અને દ્રાક્ષ એ બેનું જ હતું. તે એક વીશીના ખૂણામાં રસોઈ કરતી. તેને સુંદર રાંધતાં આવડતું અને ઇબસેનને તેની રસોઇ એટલી પ્રિય હતી કે તેના મૃત્યુ સુધી તેણીને જ રાંધવું પડતું.

બ્રૅંડને ટપાલમાં મોકલ્યું હતું. અને બન્ને જવાબની આતુરતાથી રાહ જોતાં હતાં. તે કહેતાં, "અમારે મહિનાઓ સુધી રાહ જોવી પડી હતી કારણકે હેગલને ખાત્રી નહોતી થઇ કે નાટક યોગ્ય હતું." પછી સ્ટોર્થિંગે ૧૬૦૦ ક્રોનરનું વર્ષાસન આપ્યું. અને

તે બન્નેને સમજાયું નહિ કે આટલા બધા પૈસા હવે ક્યાં વાપરવા! સમય જતાં ઇબસેને થોડીક મૂડી કરી; જો કે લોકો ધારતા હતા તેમ તે ધનવાન તો કદી થયો નહોતો. પણ આ મૂડી ઇબસેનના એકલાના પ્રયત્નનું ફળ નહોતું. તેની પત્નીએ ઉદ્યોગ, કરકસર અને જિન્દગી ભરના પ્રયત્નથી તે ભેગી કરવામાં મદદ કરી હતી. ઇબસેન પચાસ વરસનો થયો ત્યાં સુધી બન્ને થર્ડ ક્લાસમાં જ મુસાફરી કરતાં. ઇબસેનને આ ગમતું નહિ પણ આ બાબતમાં તેની પત્નીનું ધાર્યું થતું.

જ્યારે તે ઘરડી થઇ ત્યારે તેને સંધીવા થયો. આનું દર્દ ઘણું થતું અને તે માંડમાંડ ચાલી શકતી. ૧૪ વરસ સુધી તેને આર્બિંગ્સગેટ Arbinsgate માં પોતાના મકાનમાં પૂરાઈ રહેવું પડયું. પણ તેણે કદી આની ફરિયાદ કરી નથી. અને પોતાની તબિયત વિષેના સવાલો તે ટૂંકામાં જ પતાવી દેતી.

ઇબસેનની કબર સુધી તે જઇ ન શકતી તેનું તેને બહુ દુઃખ થતું. એક દિવસ તેણે ત્યાં જવા પ્રયત્ન કર્યો પણ દર્દને લીધે નીચે ઉતરી જ ન શકી. તેણે કહ્યું, "એકવાર તો જવાશે. પણ તે સદાને માટે જઈશ ત્યારે."

ઇબસેન માંદો પડયો ત્યારે તેને હંમેશાં ચિંતા રહેતી કે રખેને તેની પત્ની પહેલી જાય. તેણે કહ્યું, "જો તું મારા પહેલાં મરીશ તો હું પાંચ મીનીટ પછી મરીશ." ઇબસેન મૃત્યું પામ્યો તેની પહેલી રાત્રીએ તેની પત્નીને કહેલા છેલ્લા શબ્દો આ હતાઃ "તું મારા તરફ કેવી મીઠી અને ભલી રહેલી છે?"

તેણીએ મૃત્યુ પહેલાં બે એક દિવસે પોતાની પુત્રવધૂને કહ્યું, "અમે જ્યારે નાનાં હતાં ત્યારે ઘણા નામના મિત્રો બની ઇબસેનને મળવા આવતા. પણ હું તેમને આઘા રાખતી." પછી થોડોક શ્વાસ લઇ તેણે કહ્યું, "આ માટે મારી પુષ્કળ નિન્દા થતી. પણ હું તેની પરવા ન રાખતી. કામ કરવાને તેને શાન્તિ જોઇએ જ ને!"

એક વાર તેણે કહ્યું, "હું એક પણ દિવસ પથારીમાં માંદી થઇને પડી રહી નથી. અને હું પથારીમાં નહિ મરું. હું બેઠાં બેઠાં કે ઉભાં ઉભાં મરીશ." તે ૭૮ વરસની ઉંમરે આરામ ખુરશીમાં બેઠાં બેઠાં મરણ પામી. *



* ઇન્ડીઅન રેઇલ્વે મેઇલ અને ઇન્ડીઅન નેશનલ હેરૉલ્ડમાં આવેલા લેખો ઉપરથી.

# સ્વૈરવિહાર

અંગ્રેજીમાં કહેવત છે કે જરૂરિયાત એ નવીન શોધની માતા છે. જરૂર પડે ત્યારે નવી શોધો થાય.

એમ અમદાવાદમાં હમણાં એક નવી શોધ થઇ કે રાત્રે ૯ થી ૧૧ સુધી સ્ત્રીઓની અને પુરુષોની સભા પ્રેમાભાઇ હૉલમાં ભરી શકાય અને સભાને માટે એ વધારે અનુકૂળ સમય છે.

અમદાવાદમાં ટાઉન હૉલની જરૂર છે પણ ટાઉન હૉલ તો કોણ જાણે ક્યારે થાય. દરમિયાન સભાઓ માટે ગોમુખી આકારનો પ્રેમાભાઇ હૉલ! સાંજે સભા ભરો ત્યારે નીચે માણસો, ગાડીઓ, મોટરો, ખટારા સરઘસોના અવાજોથી કશું કાન પડ્યું સંભળાય નહિ, અને આપણી સભાઓ ચાલ્યા કરે !

વાજાં ક્યાં વગાડવાં અને ક્યાં ન વગાડવાં તે સંબંધી હિન્દુ મુસલમાનો વચ્ચે તકરારો ચાલ્યા જ કરે છે. મારા હાથમાં હોય તો હું કાયદો કરું કે જાહેર સભાઓ, નિશાળો, દવાખાનાં, કોર્ટો, પુસ્તકશાળાઓની પાસે વાજાં ન વગાડવાં, બાકી બધે વગાડવાં.

શ્રીયુત મેઘાણીનાં ગીતો વાર્તા વગેરે માટે જે પ્રથમ દિવસ નક્કી કર્યો તે દિવસે પ્રેમાભાઈ હૉલમાં સાંજે કોઈ જાહેર સભા હતી તેથી રાત્રે ૯ થી ૧૧ વાગ્યે તેમની સભા ગોઠવી. આખો હૉલ ચિક્કાર ભરાયો હતો અને રાત્રિની શાન્તિનો વખાન સભાને માટે વધારે અનુકૂળ જણાયો. પછી તો પછીનાં આપણો પણ રાત્રે જ રાખ્યાં !

જૂનાં લોકગીતો તરફ લોકોની અભિરુચિ વધતી જાય છે એ સારું છે. પણ આ હીલચાલનું જે શુભ પરિણામ આવવું જોઇએ તે હજી મને તો આવ્યું લાગતું નથી. લોકગીતની ખરી અસર તો એ થવી જોઇએ કે કૃત્રિમ ફૅશનમાં ગૂંચવાઇ ગયેલો વર્ગ લોકગીત ગાનારાં અને લોકગીતના વિષયભૂત માણસોની સાદાઇ શીખે. એ લોકગીતની સાદી કલાથી આકર્ષાઇ એ ગાનારા હલકા ગણાતા વર્ગો તરફ વધારે સહાનુભૂતિ રાખે, તેમાં રસ લેતાં શીખે, કલાદ્વારા તેમની સાથે સમાનતા અને બન્ધુતા અનુભવે. એ તો કશું થતું નથી. અને આજ સુધી જેમ નાટક, સિનેમા, સરઘસો વગેરેના શહેરના તમાશા થાય છે તેમ એક લોકગીતનો શહેરનો તમાશો વધ્યો !

ખાદી ગણ તો સાદાઈને માટે યોજાઇ હતી. પણ કેટલાકે તો ઘરમાં ચાલતી અનેક ફૅશનમાં એક ખાદીની ફૅશન વધારી !

માણસમાં એક વિચિત્ર કબજા ભોગવવાની ઇચ્છા છે. અને તેમા વિજ્ઞાન તેને ભયંકર રીતે મદદ કરે છે. માણસને ફૂલો ગમે તો તેણે જ્યાં ફૂલો હોય ત્યાં જવું જોઇએ. તેને બદલે કબજા ભોગવવાની ઇચ્છાથી તે ફૂલોને ચૂંટીને પોતાના ટેબલ પર રાખે છે. વિજ્ઞાન વળી તેને ફૂલોનો નાશ કરી તેમાંથી અત્તર કાઢી કાનમાં રાખતાં શીખવે છે. આ કબજા ભોગવવાની લોલુપતા કલાનો શત્રુ છે, તેટલો જ માણસાઇનો શત્રુ છે. આપણે એ લોકગીતો

ગાનારાં તરફ આકર્ષાવાને બદલે લોકગીતોને ફોનોગ્રાફોમાં ઉતારી એકલા બેસી સાંભળીએ એટલે અંશે માણસાઇથી દૂર જઇએ છીએ. વિજ્ઞાન માણસને જેટલે અંશે માણસથી દૂર લઈ જાય છે તેટલે અંશે માણસને અમાનુષ બનાવે છે. તેમાં વિજ્ઞાનનો દોષ નથી, માણસનો દોષ છે. વિજ્ઞાન એ જ રીતે ફોટોગ્રાફીથી, પત્રવ્યવહારથી, ટેલીફોનથી જુદાં માણસોને ભેગાં પણ કરે છે. મુખ્ય પ્રશ્ન માણસની વૃત્તિનો છે. માણસથી દૂર ભાગવાની વૃત્તિ અતિ ભયંકર છે. નફાખોરી, સ્વાર્થમયતા, પુરુષનો સ્ત્રી ઉપરનો જુલમ બધાં એમાંથી જ જન્મે છે.

પણ જેમ વૈદકમાં થયું તેમ જીવનમાં પણ થશે. માણસ રહેણી કરણીમાં ખોરાકમાં કુદરતથી બહુ દૂર ગયો. પણ નવું વૈદક કહે છે કે અનાજને પૂબ દળીને સાફ કરીને ખાવાથી તેમાનું વિટામિન તત્ત્વ નાશ પામે છે માટે ખોરાક જેમ બને તેમ કુદરતી સ્થિતિમાં ખાવો જોઇએ. ખરું જીવન ખુલ્લી હવા અને સૂર્યના તાપમાંથી મળે છે માટે કુદરની સ્થિતિમાં રહેવું જોઇએ. તેમજ કોઇ દિવસ જીવનની ફિલસુફી એવી શોધાશે કે માણસે માણસમાંથી લાભની બાબત મેળવી લઇ તેનાથી દૂર ન રહેવું જોઇએ પણ માણસની સાથે પ્રત્યક્ષ સંબંધ બાંધવો જોઇએ અને તેમાં જ તેની આધ્યાત્મિક ઉન્નતિ રહેલી છે.

× × ×

વિટામિનની વાત ઉપરથી મને વળી ખાવાની વાત યાદ આવી. ઘણા કહે છે કે પશ્ચિમમાં વ્યક્તિસ્વાતન્ત્ર્ય ઘણું છે, આપણે ત્યાં વ્યક્તિસ્વાતન્ત્ર્ય છે જ નહિ. મને આ કાંઇ સમજાતું નથી. પશ્ચિમમાં જોશો તો લગભગ બધા એક જ નિયમિત કરેલા વખતે ખાય છે. આપણામાં દરેકનો ખાવાનો સમય જુદો. વાણીઆઓ રાત પહેલા એટલે શિયાળામાં લગભગ પાંચ વાગે અને ઉનાળામાં ૭ વાગે સાંજે જમે. બ્રાહ્મણોનો કાંઇ નિયમ જ નહિ. બ્રહ્મક્ષત્રિયો ઘણું કરીને રાત્રે નવ કે દસ વાગે જમે. બોર્ડિંગો, જ્યાં વિદ્યાર્થીઓને એકસરખી ટેવો પાડવાની હોય છે તેમાં પણ દરેક બોર્ડિંગનો ખાવાનો વખત જુદો. સવારે તો નિશાળે કે ઑફિસે જવાનો સમય નક્કી હોય એટલે લગભગ બધા ૧૦ વાગે જમી લે પણ જેમને નિશાળ કે ઑફિસ ન હોય તેમનો સવારે જમવાનો વખત નક્કી જ નહિ. ડૉક્ટરોનો જમવાનો વખત જુદો, વેપારીઓનો જુદો, કોઇવાર અગીઆર વાગે, કોઇવાર બાર વાગે, અને રૂના વેપારીને જ્યારે મોસમ હોય ત્યારે તો દિવસે જમવાનો વખત જ નહિ. મુસલમાનોનો વખત કયો હશે તે તો આપણે હિંદુ શું જાણીએ?

અંગ્રેજ લોકોનો જમવાનો વખત નક્કી છે. તે વખતને અનુકૂળ રીતે તેમણે ઑફિસોનો નિશાળોનો વખત રાખ્યો એટલું જ નહિ પણ રેલવેમાં પણ તેમને સવારના નાસ્તાને વખતે જે સ્ટેશન આવતું હોય ત્યાં ટ્રેઇન ખાસ વધારે ઉભી રહે અને ગમે તેવું નાનું સ્ટેશન હોય તોપણ ત્યાં નાસ્તાની સગવડ હોય જ. આપણને સ્વરાજ મળે તો આપણે કયો વખત રાખીએ? એટલું જ નહિ પણ આપણે હજી દિવસમાં કેટલી વાર ક્યારે ક્યારે ખાવું તે પણ નક્કી નથી કર્યું. આપણામાં ન ખાવાના કાર્યક્રમો ધર્મોએ નક્કી કર્યા છે, પણ જમવાના ક્રમો નક્કી જ નહિ. આપણા દેશનાઓને તેથી ખાવાનું નહિ મળતું હોય એમ તો નહિ હોય!

મને ખાવા સંબંધી લખતાં વારંવાર ભય લાગે છે કે કોઈ કહેશે કે આ અશિષ્ટ વસ્તુ છે. ખાવું એ ધર્મ નથી, કલા નથી, સાહિત્ય નથી, કશું નથી, ક્ષુદ્ર છે. પણ આજે એકવાર હું સાબીત કરી આપીશ કે જીવનમાં એ જ પ્રથમ વ્યાપાર છે, ધર્મ દૃષ્ટિએ તેમજ વિજ્ઞાન દૃષ્ટિએ.

વારુણિ ભૃગુ તેના પિતા વરુણ પાસે ગયો અને બ્રહ્મનું સ્વરૂપ પૂછ્યું. "જેમાંથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, જેના વડે ઉત્પન્ન થયેલાં જીવે છે, જ્યાં મરીને જાય છે, જેમાં અભિસંવેશ પામે છે, તેને ઓળખ. તે બ્રહ્મ" વારુણિ તપ તપ્યો અને તેને પરિણામે તેને પહેલું સત્ય એ જડ્યું કે અન્ન બ્રહ્મ છે. એ તેણે જાણ્યું. અન્નમાંથી જ ખરેખર આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. અન્ન વડે જ જન્મેલાં જીવે છે. અન્નમાં જ મરીને જાય છે. અન્નમાં અભિસંવેશ પામે છે." એ ધર્મદષ્ટિ.

વિજ્ઞાન દષ્ટિએ એ તો તમે જાણતા હશો કે સૃષ્ટિ ધીમે ધીમે વિકાસ પામી છે. તેમાં ચેતન વધારે વધારે વિકાસ પામતું ગયું છે. પ્રાણીઓની જરૂરિયાત પ્રમાણે તેનામાં ઇંદ્રિયો અને શક્તિઓ વધતાં ગયાં છે. તો એ રીતે વિચાર કરો કે પ્રાણીઓની તેમજ માણસની જ્ઞાનેન્દ્રિયો કેવી રીતે વિકાસ પામી છે. બધી જ્ઞાનેન્દ્રિયો મુખ આસપાસ જ વિકસી છે. જાણે કે ખાવાની ક્રિયામાં મદદગાર થવા જ વિકસી છે. પ્રાણી ખાય ત્યારે તેને ખાતાં ખાતાં સ્વાદ આવે માટે સ્વાદેન્દ્રિય મુખમાં જ વિકાસ પામી. ખાતાં ખાતાં જ ગન્ધ પણ આવે માટે બરાબર મોં ઉપર જ નાક રાખ્યું અને ખાવાની વસ્તુ જોઈ શકાય માટે તેના ઉપર આંખો ગોઠવાઇ ગઇ. ખાવાની ક્રિયા ચાલે ત્યારે આસપાસ શું થાય છે તે જોવા દ્વારપાળ જેવા બે કાન પડખે મૂક્યા. પ્રાણીની ઉત્ક્રાન્તિના ક્રમમાં ખાવાનો વ્યાપાર જ મુખ્ય ગણાયો જણાય છે.

છતાં તમો આથી કંટાળી ગયા હશો. ખાવાથી તો નહિ કંટાળ્યા હો, પણ આ ખાવાની વાતથી તો સૌકો કંટાળે. કારણ કે નરસિંહ મહેતાએ કહ્યું છે તેમ,

વાત પકવાનથી ભુખ ન ભાગે.

બીજો પ્રશ્ન લઇએ. આપણા વેપારીઓએ ખાવાનો સમય નક્કી નથી કર્યો તેમ કામ કરવાના કલાકો પણ નક્કી નથી કર્યા. કોઈ ગામમાં દુકાનો સવારે કોઇમાં બપોરે ઉઘડે, તેના વખતનું કાંઇ જ ઠેકાણું નહિ. મોટાં શહેરોમાં તો ઘણે ભાગે, વહેલામાં વહેલી દુકાન ઉઘાડવી અને મોડામાં મોડી બંધ કરવી એવો એક જ સિદ્ધાન્ત હોય છે. વળી વધારે ત્રાસદાયક તો એ કે કેટલાક ધંધાઓ રજા જ પાળતા નથી. ખ્રિસ્તી લોકોના ઇશ્વરે સારૂં કર્યું કે ૭ દિવસ સૃષ્ટિ રચવાનું કામ કરી સાતમે દિવસે થાક ખાધો તેથી બધા ખ્રિસ્તીઓ સાત દિવસમાં રવિવારે છુટી પાળવી એ ફરજ કે રૂઢિ સમજે છે. આપણા ઇશ્વરે થાક ન ખાધો એટલે આપણે પણ થાક ખાવાનું કે રજા પાળવાનું સમજતા નથી. એવા સંખ્યાબંધ ધંધા છે જેમાં વેપારીઓ રજા પાળતા જ નથી. રજા ન પાળવાથી કાંઈ વધારે કમાવાતું નથી. તેથી માત્ર એટલું જ પરિણામ આવે છે કે માણસને નિરાંત કરીને બેસવાનો, કે વિચારવાનો કે જીવનમાં વૈવિધ્ય લાવવાનો કે ઘરમાં કુટુંબસુખ લેવાનો વખત નથી મળતો. દુકાનમાં જઇને બેસી રહેવાની તેમને એટલી બધી ટેવ પડે છે કે કોઇ અકસ્માતથી દુકાને ન જઇ શકાય ત્યારે દિવસ કેમ કાઢવો તે તેઓ સમજી શકતા નથી. આવી સ્થિતિમાં વેપારીઓ દેશના હિત વિશે કે પોતાના વિશાલતર હિત વિશે શી રીતે વિચાર કરી શકે? વેપારમાં કેળવણી લીધેલા નથી જઇ શકતા તેનું આ પણ કંઇક અંશે કારણ હશે. એકલો એક માણસ રજા પાળવા સંબંધી સુધારો ન કરી શકે. એનો આખું મહાજન

જ્યારે સમજે ત્યારે થઈ શકે. અને હજી કેળવાયેલાનાં મહાજનો થવાને વાર લાગશે. દરમિયાન કેળવાયેલા ઉપર મહેણું રહેવાનું જ કે તમે અમારી માફક કામ નથી કરી શકતા !

× × ×

અમદાવાદમાં અને આખા ગુજરાતમાં છોકરાંને ખૂન કરવા માટે પકડી જાય છે, એવી જબરી અફવા ચાલી. ભણેલા, અભણ, ગરીબ, પૈસાદાર બધા એ જ વાતો કરતા હતા. લોકોમાં હાહાકાર વર્તી રહ્યો હતો. લોકો બ્હીકથી ગાંડાં અને અવિચારી થઈ ગયાં હતાં. તેમણે ભયથી ઉશ્કેરાઇને કેટલાય નિર્દોષોને પણ માર્યા અને મારી નાખ્યા !

અમલદાર અને સરકાર કદાચ મશ્કરી કરશે કે લોકો કેવા અજ્ઞાન છે ! કેવા બેવકૂફ છે ! એટલું નથી સમજતા કે વીસમી સદીમાં ધોળે દિવસે સરકારના રાજ્યમાં એક બાળકને કોઇ પકડી લઇ જાઇ શકે ખરો ?

પણ લોકોના ત્રાસ પાછળ ગૂઢ રીતે સત્ય જ રહેલું હોય છે. આ ત્રાસનો અર્થ એવો છે જ કે હિંદુસ્થાનની દશા અત્યારે એવી લાચાર છે કે એમ કોઇ છોકરાં પકડી જાય તો તેનો પત્તો પણ ન લાગે. ધારો કે ખૂન કરવા માટે કોઇને છોકરાં જોઇતાં હોય તો શું હજાર બે હજાર રૂપિયા માટે છોકરાંને પકડી લાવી આપે એવા માણસો અહીં નથી પડયા ? સમાજની અને આંખની શરમ પોતાને દેશ છોડીને આવેલા, પૈસાને માટે જ અહીં હિંદુસ્તાનમાં રહેવું પડતું હોય એવા હિંદ પ્રત્યે જેને જરા પણ મમત્વની લાગણી ન હોય એવા અનેક પરદેશીઓ, કાબુલીઓ, ચીનાઓ, બલુચીઓ વગેરે અહીં નથી વસતા ? છોકરાંને પકડતા જુએ છતાં, તેમાં મારે શું એવી ઉદાસીનતાથી કે પામર બ્હીકથી આંખ આડા કાન કરે એવા આપણા હિંદીઓ નથી પડયા ? માણસો છોકરાં પકડી જાય તો પોલિસને વખતસર ખબર ન આપી શકે, પોલિસ પાસે જતાં બ્હીએ, પોલિસને પોતાના દેશની સંસ્થા તરીકે પોતાના દિલની વાત ન કરી શકે એવી રૈયત શું અહીં મોટે ભાગે નથી ? અને ખબર મળવા છતાં લાંચ ખાઇને કેસ ઉડાડી મૂકે એવા પોલિસોના માણસો પણ અહીં નથી હોતા ? અને ગમે તેવા પાપી કેસનો ગણ ખરી ખોટી રીતે બચાવ કરે તેવા વકીલો અહીં નથી મળતા ? ટૂંકામાં છોકરાં પકડી જવાની ઇચ્છા જો કોઈ પણ કારણથી હોય તો તે સફળ કરવાની અનુકૂળતા બીજા કોઈ પણ દેશ કરતાં આપણા દેશમાં વધારે છે. અને રૈયતના હાહાકારની પછવાડે આ વાસ્તવિક સ્થિતિનું ભાન હતું !

દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જતાં પકડે કાન

એમ દલપતરામ ભાઇએ ગાયું. પણ કવિશ્રી ન્હાનાલાલ પણ કબુલ કરે છે કે તેમના સહાધ્યાયીઓ બકરીનો કાન પકડી એ પંક્તિ ખોટી છે એમ સિદ્ધ કરી આપતા. અને બકરી શું, બાળક શું, પણ ધોળે દિવસે મોટાં માણસોને પણ પકડી જવા અહીં તો સહેલું છે.

કેટલાયે દસકા સુધી ચાલેલી ગિરમીટની સંસ્થા બીજું શું છે? ગિરમીટના એજન્ટો ગામડામાં જઈ લોકોને ફોસલાવે, તેમની માજીસ્ટ્રેટ પાસે કબુલત લેવરાવે, સ્ટીમર પર ચડાવી તેમને પરદેશમાં વેચે ત્યાં સુધી દેશમાં તેમને કોઈ સમજાવનાર કે અટકાવનાર નથી. એક અસહકારી શિક્ષકને આફ્રિકા જવું હોય તો પાસપોર્ટ ન મળી શકે. પણ એક યુરોપિયનને હિંદી માણસોનું સરકસ કરવું હોય તો પાંચ મીનીટમાં તે પોતાને અને પોતાના કાફલા માટે પાસપોર્ટ મેળવી શકે! ગયા મહાન વિગ્રહમાં હિંદુઓને લશ્કરી નોકરી માટે લઇ જતા તે શું ધોળે દિવસે નહોતું બનતું? તેમાં પોતાની ઇચ્છાથી જનારા કેટલા હતા? જ્યાં આટલું બની શકે ત્યાં છોકરાં પકડી જવાં મુશ્કેલ છે? અને છેલ્લાં થોડાં વરસમાં ભેદી ખૂનો કેટલાં બધાં થયાં છે? આપણી સાંભરણમાં જ આપણે આવાં ખૂનો ગણાવી શકીએ. બે વરસ ઉપર જ પાટડીમાં ખૂન થયું અને સરકારની સી. આઈ, ડી, અને પોલિસ અને ન્યાયખાતા છતાં કશું સાબીત ન થયું! સાબીત થયા વિના કોઈ ને ગુન્હેગાર ઠરાવી દેવો એવું મ્હારૂં કહેવું નથી પણ ભેદી ખૂનો થાય અને ગુન્હેગાર પકડાય નહિ એ લોકોના ત્રાસનું સાચું કારણ છે. એની મશ્કરી કરવી એ હાણ ઉપર હસવા બરાબર છે.

સ્વૈરવિહારી



# લોકચર્યા

[ આ માસિકના વાંચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી.]

## પ્રવાસના કેટલાક અનુભવો

ચિરપરિચિત કાશીનું સ્મરણ તાજું કરવાની લાંબા વખતની તીવ્ર ઇચ્છા અને મારા પૂજ્ય વિદ્યાગુરુને મળવાની લાલચ એ બે ન હોત તો મિત્રોનો ઘણો આગ્રહ અને મારી પોતાની વૃત્તિ છતાં આ વખતે કલકત્તા જવાનો વિચાર અમલમાં મૂકી શકયો ન હોત. માર્ચની સોળમી તારીખે કલકત્તા જવા નીકળ્યો. રેલ્વેનું વર્ણન હવે પુનરુક્તિ જેવું લાગે છે, છતાં એ ત્રણ દિવસનો અનુભવ તદ્દન ફેંકી દેવા જેવો તો નથી જ. ચાલતી ગાડીએ બીજા પાસે પુસ્તકો વંચાવી સાંભળવા એ સહેલું નથી અને કાંઇ પણ માનસિક ખોરાક મેળવ્યા સિવાય વખત બરબાદ કરવો એ ઓછું કષ્ટદાયક નથી. તેથી એ વખતનો ઉપયોગ કરી લેવાની વૃત્તિ સ્વાભાવિક રીતે જ મને હતી. બીજા પ્રસંગો જતા કરી આપણા જર્જર સમાજનો ખ્યાલ આપે એવા એકાદ વાસ્તવિક સામાજિક પ્રસંગનું જ વર્ણન આપી દઉં એટલે પુનરુક્તિ વિના રેલ્વેના ત્રણ દિવસોનું સ્વરૂપ વર્ણન આવી જાય.

મારા એક સ્નેહી અને હિંદી પત્રપત્રિકાઓના જાણીતા લેખક કન્નુમલજી એમ. એ. એ થોડા દિવસ પહેલાં લગ્ન કર્યું, એ વાત મેં છાપાં દ્વારા જાણી હતી. મને થયું કે આવા શિક્ષિત અને ધવલપુરના ન્યાયાધીશ તેમજ શિક્ષણ વિભાગના એક વડા અધિકારીએ પચાસ વર્ષે (પાછળથી માલૂમ પડ્યું કે તેમની ઉંમર ૫૭ વર્ષની હતી) લગ્ન કર્યું એ હિંદુ સમાજનું કેવું દુર્ભાગ્ય! (દુર્ભાગ્ય એટલા માટે જ કે કન્યા ભાગ્યે જ પંદર વર્ષની હોય અને વળી પુનર્લગ્નનો સખત પ્રતિબંધ; ઉપરાંત પડદાની સખત પ્રથા.) પરંતુ ખુશીની વાત એટલી જ કે એ શિક્ષિત મહાશયે લગ્ન કર્યાં છતાં જ્યારે કેટલાક મિત્રોએ તેમને પૂછ્યું ત્યારે તેમણે જરા પણ બચાવ કર્યા વિના પોતાની નબળાઈ સ્વીકારી અને માત્ર વાસના ખાતર એક કન્યાને આજન્મ કારાગૃહમાં નાંખવાની પોતાની ભૂલ શરમ પૂર્વક કબુલ કરી. પણ મેં જે એક કિસ્સો રેલ્વેમાં અનુભવ્યો તે આથી તદ્દન જુદો છે. એક સિદ્ધપુરના ઔદિચ્ય બ્રાહ્મણ ઘણાં વર્ષો થયાં કલકત્તામાં રહે છે અને વ્યાપાર કરે છે, પૈસે ટકે સુખી છે, પહેલી સ્ત્રી હયાત છે, બીજી વરસેક અગાઉ મરી ગયેલી, આજે એ ભાઇની ઉંમર તેમના કહ્યા મુજબ ૫૪ વર્ષની ખરી (જો કે મને તો તેથી વધારેજ લાગેલી). એ ભાઇ ત્રીજી સ્ત્રી પરણી તુરતમાં કલકત્તા પાછા ફરેલા અને દિલ્હી પછી રેલ્વેમાં ભેગા થયો. નીચેની હકીકત એ ભાઈ અને ગૂજરાતના એક બ્રાહ્મણ વૃદ્ધ બેન જે કલકત્તા જતાં હતાં તેઓ વચ્ચે થયેલી વાતચીતના અતિ ટુંક સાર રૂપે આપું છું. તે ઉપરથી હિંદુ સમાજની ઉચ્ચ મનાતી અગર પોતાને ઉચ્ચ માનતી જ્ઞાતિઓનો અને તેમના સામાજિક વ્યવહારોનો ખ્યાલ આવશેઃ—

મને તો ખબર જ ન હતી પણ અચાનક તાર આવવાથી સિદ્ધપુર પહોંચ્યો અને જોઉં છું તો મારે માટે એક કન્યા સ્નેહીઓએ તૈયાર રાખી છે. કન્યાની પસંદગી મારે કરવાની હતી. ચારે બાજુથી કાંણીના ને આંધળીના ખૂમાટ છતાં મેં પરીક્ષા કરી અને મને તેટલું બધું ન લાગ્યું. છેવટે કન્યાના વડીલો સાથે મસલત કરી દસ્તાવેજ કરાવી લીધો કે જો કન્યા આંધળી નીકળે તો હું તેનું ભરણપોષણ કરવા બંધાતો નથી. બીજે જ દિવસે લગ્ન કર્યું. એકીબેકીની રમતમાં કન્યા પૈસા અને રૂપિયાનો ભેદ જોઈને પારખી ગઈ, અને બીજી રીતે પણ તે જોઈ શકે છે એ મારી ખાત્રી લગ્નક્રિયામાં જ થઈ. ઘણું ખર્ચ કરી મેં લોકોને સંતોષ્યા અને ચીડિયા સ્વભાવની, હમેશાં લડાઈમાં મુકાદમનું કામ કરનારી, એ પહેલી સ્ત્રીને પણ પૈસાની ખાનપાનની ભેટ ધરી સંતોષી, અને લગ્ન કરી તરત જ કલકત્તા પાછો જાઉં છું.

નવવધુ એના વડીલ સાથે તુરતમાં જ આવનાર છે. આવશે ત્યારે જરૂર તમો સ્નેહીઓને ત્યાં લાવીશું. આટલી ઉંમરે લગ્ન ન કરત પણ મરી ગયેલ બીજી સ્ત્રીની એક નાની બાળકીને ઉછેરવાનો સવાલ છે. વંશની પણ ચિંતા છે. મેળવેલા પૈસાનો પણ કાંઈક ઉપયોગ થવો જોઈએ. ઘડપણમાં અંગત સિવાય ખરી સેવા કોઈ ન કરે. આંખે થોડી ઘણી હરકત હશે તો એમાં કાંઈ ખોટું નથી. કારણ કે એવી સ્ત્રી કુળનિંદા નહિ કરાવે. અને કુતરાં નહિ ભસાવે. ઈત્યાદિ.

આ બધી વાત એ ભાઈ એટલા ઉત્સાહ, બળ અને વિશ્વાસ પૂર્વક કરી રહ્યા હતા કે તે બધું જોઈ મને બ્રાહ્મણોનું લાડુ ભોજન અને લાડુમાં પણ ઘૃતનું રાજ્ય અને તેથી વધતું બુદ્ધિબળ એ બધું સ્મરણમાં તાજું થતું હતું. છતાં મેં ચોવીસ કલાકથી વધારે સંયમ રાખી એક તટસ્થ પેસેન્જર રૂપે એ વાત સાંભળ્યા જ કરી, પણ બર્દવાન સ્ટેશન જે કલકત્તાની નજીક છે ત્યાં પહોંચતાં અચાનક મૌન તૂટ્યું અને એ ભાઈ મારી પાસે આવ્યા. વળી વાત શરૂ થઈ. તેમણે કહ્યું, "જો ગાંધીજીએ એક ભૂલ ન કરી હોત તો જરૂર સ્વરાજ્ય મળ્યું હોત અને તે એક બારડોલીનો ઠરાવ. અમે બધા ગાંધીજીને ખૂબ માનીએ છીએ, ખાદી માટે તેમણે બહુ કર્યું છે, વગેરે." મેં કહ્યું કે ગાંધીજી વૃદ્ધ-લગ્ન વિરુદ્ધ બહુ લખે છે અને તેને પરિણામે હમણાં કેટલાંક વૃદ્ધ-લગ્નો થતાં પણ અટક્યાં છે ત્યારે તમે આટલી ઉંમરે ગાંધીજીને સમજવા છતાં શા માટે પરણ્યા? મારા આ પ્રશ્ને તેમની બુદ્ધિ શક્તિને ખૂબ વેગ આપ્યો. જેમ કોઈ દલીલબાજ વકીલ એક પછી એક દલીલ દીધે જ જાય છે તેમ તે ભાઈએ પોતાની દલીલ બાણાવલિથી મને વીંધ્યા જેવો કરી નાંખ્યો. તેમણે કહ્યું, "આ લગ્નમાં મારો મુખ્ય હેતુ એક બ્રાહ્મણ કન્યાના ઉદ્ધારનો છે. એનો કન્યાકાળ વીતી ગયો એથી એના માબાપ, લાગતાં વળગતાં તેમજ એ કન્યા એટલાં બધાં દુઃખી થતાં અને લોકનિંદાથી ઘવાયેલાં તે ગમે ત્યાં એ કન્યાને આપી દેવા તરફ્ટી રહ્યાં હતાં. એ બધાનું દુઃખ મેં દૂર કર્યું; અને તેથીએ વધારે ઉપકાર તો એ કન્યા ઉપર મેં કર્યો છે. એ આંખમાં ફુલાંવાળી કન્યાનો કોઈ હાથ નહોતું પકડતું ત્યારે મેં કોઈની પરવા કર્યા સિવાય એને બચાવી લીધી છે. ખરી રીતે મેં આ લગ્ન કરીને એક બ્રાહ્મણ કન્યાને અભયદાન આપ્યું છે. બાકી અત્યારે મને લગ્ન કરવાની તૃષ્ણા ન હતી. મેં પૂછ્યું, "ઉંમર કેટલી?"

ઉત્તર મળ્યો, "સોપાન થયાં હશે." "શું તમે ન પરણ્યા હોત તો એ કન્યા રીબાત ?" મેં પૂછ્યું. "અવશ્ય, તેનું જીવન એળે જાત. નાત નાની, કન્યાકાળ ગયેલો, આંખે ફુલું. પછી લે કોણ ? આપણે તો છીએ ઘરડા, એટલે એમ માની લઈએ કે લુગતું જ થયું છે. જો રૂપાળી અને સર્વાંગ સુંદર કન્યા મળી હોત તો તે અભિમાની હોવા ઉપરાંત પાછળથી સાચવવી પણ મુસ્કેલ પડત. આ તો ઠીક છે; નહિ ફાવે ત્યારે ખાવા જેટલું આપવાથી ગમે ત્યાં ઘરને ખૂણે પડી રહેશે. વગેરે.

કનુમલજી અને આ સિદ્ધપુરવાળા ઠાકોર બન્નેએ વૃદ્ધ-લગ્ન કર્યાં; પણ પહેલાએ ચોકખી નબળાઈ સ્વીકારી. બીજાએ બહુ જ કુશળતાથી બળપૂર્વક બચાવ કર્યો એટલું જ નહિ પણ પોતાની પરોપકારવૃત્તિ બતાવી. આમાં તથ્ય શું છે અને કેટલું છે એ બતાવવું એ આ ઘટના આલેખવાનો ઉદ્દેશ નથી, પણ આ ઉપરથી સ્પષ્ટ થતો એક આર્ય સિદ્ધાંત અહિં સૂચવી દેવાનો હેતુ છે અને તે એ કે **कर्मानुसारिणि बुद्धिः।** કર્મ એટલે સંસ્કાર, અગર વાસના. સંસ્કાર જે કરવા પ્રેરે તે તરફ માણસ ઢળે, અને જો તેને બુદ્ધિ હોય તો તે વૃત્તિનું સમર્થન કરે ને તેના ઉપર ઓપ ચઢાવે. સંસ્કાર શુભ અગર શુદ્ધ હોય તો બુદ્ધિ તેની વકીલાત કરી પ્રતિષ્ઠા મેળવે. સંસ્કાર નબળો હોય તો બુદ્ધિ તેનો પક્ષ લઈ કદાચ વિજય મેળવે પણ પ્રતિષ્ઠા ન મેળવે. એવા પ્રકારના માણસો ચાલાક કહેવાય છે. અને તેવા ચાલાકમાં પેલા ઠાકોરભાઈની ગણત્રી કરવી જોઈએ. અલબત્ત કોઈ વાર બુદ્ધયનુસારી પણ કર્મ હોય છે. બુદ્ધિ બતાવે તેવે રસ્તે માણસ ચાલે એવા માણસો પુરુષાર્થી હોય છે. કોઈ વાર બુદ્ધિ પરિમાર્જિત ન હોય તો એનો પુરુષાર્થ સત્પરિણામ ન લાવે, પણ જો બુદ્ધિ શુદ્ધ હોય અને તે પ્રમાણે પુરુષાર્થ કરવામાં આવે તો તેથી તે મહાન બને. આપણે આ કોટિમાં મહાત્માજીને મૂકી શકીએ. અસ્તુ

શાંતિનિકેતનથી પાછાં ફરતાં કાશી આવીએ. બહુશ્રુત અને વિદ્યાવયોવૃદ્ધ પૂ. ધ્રુવ સાહેબનો જ્યારે કલકત્તામાં ઉત્તર આવ્યો કે હું કાશીમાં છું. રહેવાનો છું. તમારા વિદ્યાગુરુ મિશ્રજી કાશીમાં જ છે. અને તમો મારે ત્યાં જ ઉતરજો. ત્યારથી જ હું કાશી માટે તલપાપડ થઈ રહેલો. કેન્ટોનમેન્ટ સ્ટેશનથી ધ્રુવ સાહેબને બંગલે જતાં કૃપાલાનીજીનું આશ્રમ જોઈ લેવાની ઝંખના થઈ. એ તરુણ જોગીને મળવાની લાલસા પ્રબળ હતી, પણ રસ્તામાં જ કોઈએ કહ્યું કે તેઓ અહિં નથી. એટલે આગળ ચાલ્યો. એક વારનું જંગલ અગર મેદાન અને અત્યારનું વિશ્વકર્મા નગર હિન્દુ યુનિવરસીટીનો વિભાગ જ્યાં ધ્રુવ સાહેબનો બંગલો છે ત્યાં પહોંચ્યો. ધ્રુવ સાહેબ તુરતમાં જ મદ્રાસથી આવેલા હોવાથી તબિયત સારી ન હતી. પણ તેમનો પ્રેમ અને આતિથ્ય પ્રબંધ જોઈ હું તૃપ્ત થઈ ગયો. વિદ્યાર્થીઓ અને પંડિતો હોસ્ટેલમાં હતા જ. પરિચિતોને લાંબે કાળે મળવાની ઝંખના જેને એક વાર થઈ છે તે મારી ઉત્સુકતાને કલ્પી શકે. તેમાંએ વિદ્યાગુરુને (ખાસ કરી નિખાલસ સ્વભાવના અને પ્રખર વિદ્યાસંપન્ન ગુરુને) મળવાનું હોય ત્યારે હર્ષ અને ઉત્સુકતાની હદ નથી રહેતી. તેઓ પાસે હજી પહોંચ્યો નહોતો ત્યાં તો દૂરથી **"आइए सुखलालजी आइए, क्या सोलह सोलह वर्षके बाद इतने पत्र और इतने संकेत होने के बाद भी आज ही।"** એ ગુરુ મુખનાં નિખાલસ અને સપ્રેમ વાક્યોએ મને શરમાવી દીધો. પણ પછી વિદ્યાવાર્તા, નવીન અભ્યાસનાં પરિણામો, ચાલુ કાર્યો વગેરેના વિષયોમાં ઉતર્યા અને એક બીજાના અનુભવો ઠાલવ્યા.

અહિં વાંચકોને જણાવી દેવું ઉચિત ધારૂં છું કે જે મારા વિદ્યાગુરુ હિંદુ યુનિવરસીટીમાં સંસ્કૃત વિભાગમાં છે તે મુખ્ય નૈયાયિક છે, પણ ખરી રીતે તે વૈદિક બધાં દર્શનોના નિષ્ણાત પંડિત છે. મેં જેટલા પંડિતો જોયા છે તેમાં આમનું વિદ્યા દષ્ટિએ મુખ્ય સ્થાન છે અને એ ત્યાંના પ્રધાન પંડિત છે. ધ્રુવ સાહેબ પોતે તેમનાથી ખૂબ જ સંતુષ્ટ છે. અને તે પંડિતજીના હોવાથી હિંદુ યુનિવરસીટી ગૌરવ માને છે. એ પંડિતજીની થોડી ચર્ચા કરૂં. શરીરમાં માત્ર અસ્થિ શેષ છે, ઉંમર મોટી નથી. અભ્યાસ કરાવવામાં અને તેનાં પરિણામો લખવામાં ખાસ કરી પ્રાતઃકાલમાં ઉત્પન્ન થયેલ વિચારો નોંધવામાં એવા નિમગ્ન રહે છે કે ફરવા સુદ્ધાં કદી જતા નથી. એ મોટો દોષ છે છતાં વિદ્યાની ઉપાસના કેટલી તીવ્ર છે એ જણાવવા ખાતર આ વાત આપું છું. પ્રાતઃકાળમાં ચાર કલાક અને બપોરે એથી રાતના નવ વાગ્યા સુધી સાત કલાક. એ અગિયાર કલાકના માત્ર બૌદ્ધિક કાર્ય નહિ પણ અધ્યાપન કાર્યના સતત અનુશીલનથી તેમની પ્રત્યેક દર્શન વિદ્યા કેટલી જાગ્રત હશે એની કલ્પના દૂર બેઠાં અનભિજ્ઞને ન આવી શકે. મેં તો શિષ્ય ભાવે તેમને હવે આટલું અધ્યાપન ન કરવા કહ્યું. તેમણે એ સ્વીકાર્યું પણ. અસ્તુ. એ અને એમના જેવા પંડિતો કાશીમાં છે એ જ મારે મન કાશીની વિશેષતા છે. પંડિતશૂન્ય કાશીમાં ગંગા ઉત્તરવાહિની હોત અને બુદ્ધનાં પૂર્વસ્મરણો કરાવતાં હોત, અને બીજી કેટલીક કળા કારીગરીની વિશેષતાઓ આજે છે તે હોત તો પણ હું કાશીને તીર્થ નામ કદી પણ ન આપત. કાશીનું તીર્થ એ ભારતીય શાસ્ત્રવિદ્યાના સંરક્ષણમાં સમાએલું છે. જો એ ન હોય તો બાકીની બધી કાશીની વિશેષતાઓ અન્યત્ર પણ લભ્ય છે.

મને જૈન જાણી એક જૈન વિદ્યાર્થીઓનું નાનું મંડળ પણ એકઠું થઇ ગયું, જે કોલેજોમાં જુદા જુદા વિષયો લઇ શીખે છે, અને જુદા જુદા પ્રાંતમાંથી એકઠું થએલું છે. ચાલુ અભ્યાસની, રાષ્ટ્રીયતાની, જૈન સમાજની, વર્તમાન સ્થિતિની, તેના હીરકાઓના બહુ કિંમતી ઝઘડાઓની થોડી ઘણી ચર્ચા થઈ. અહિં નોંધવા જેવી બાબત એ છે કે તેમાના અમુક વિદ્યાર્થીઓને બિરલા સ્કોલરશીપ મળે છે. જૈનો, શીખો, કાયસ્થો વગેરે બધાએ એનો લાભ લે છે. મારા સાંભળવા પ્રમાણે એવી સેંકડો સ્કોલરશીપો તેઓ કાશીમાં આપે છે. માત્ર શુદ્ધ વિદ્યા દષ્ટિથી આવી રીતે ધનનો ઉપયોગ કરનારા હિંદુસ્થાનમાં કેટલા હશે?

બીજે દિવસે સવારે નાગરીપ્રચારિણી સભામાં ગયો. રામનવમી હોવાથી કાર્યાલય બંધ હતું. ઊંડી અને લાંબી ગલીઓમાં મંત્રીને ત્યાં જવા નીકળ્યો. જે ગલીમાં જતાં અને ઉભા રહેતાં મગ ચડતી તે ગલીમાં આટલાં વર્ષ બાદ ગયા પછી, કેવળ પૂર્વ પરિચયને કારણે, ભૂતકાળના સ્મરણથી ઉત્પન્ન થતા આનંદને કારણે એ સૂગે સ્પર્શ પણ ન કર્યો. જે એકાએક મને ગૂજરાતમાં આવ્યા પછી ટીકા કરવાની વસ્તુ જેવા લાગતા તે એક્કામાં બેસી કાશીમાં જતાં પૂર્વકાલીન સ્મરણને લીધે એક જાતનો આનંદ અનુભવાતો. મને તે વખત લાગ્યું કે જે વસ્તુ અનુભવ કાળમાં દુઃખદ હોય છે કે ખટકે છે તે જ સ્મરણકાળમાં સુખદ બની જાય છે. ધ્રુવ સાહેબનાં ( એક વાર સાથે તો જમીએ એવા ) પ્રેમાળ આગ્રહથી બીજે દિવસે રોકાયો પણ જે ગંગા કાંઠે વર્ષો વ્યતીત કરેલાં અને જ્યાં અનેક પોથીઓ ઉથામેલી ત્યાં ગયા સિવાય કાશી છોડવાનું મન થાય ખરૂં? તેથી એ અભ્યાસસ્થાનમાં ગંગાના કિનારે જૈન મંદિરમાં માત્ર બે મિનિટ જઈ આવ્યો અને સુખ તથા દુઃખની તીવ્ર મિશ્રિત લાગણી

અનુભવતાં અનુભવતાં આગ્રા તરફ આવવા નીકળ્યો. ફરી અહિં અવાશે? આવીશ તો રહીશ? રહેવું ઘટિત છે કે નહિ? કાયમ રહેવું કે નહિ? પાછું ફરી આવવું છે અને બાળક બની વિદ્યાર્થી બની આપની આટલી પરીણત વિદ્યાનું નવી દૃષ્ટિએ પાન કરવું છે એવું વિદ્યાગુરુને વાતચિતમાં આપેલું વચન પાળવાનો અવસર પાછો આવશે કે નહિ? એ અવસર આણવા શું શું કરવું પડશે અને શું શું છોડવું પડશે વગેરે અનેક પ્રશ્નમાળાઓને હૃદયમાં લઇ ગાડી ઉપર સ્વાર થયો અને આગ્રા પહોંચ્યો.

આગ્રા એ ચાર વર્ષના પૂર્વ નિવાસનું સ્થાન હતું. ત્યાં મિત્રો ઘણા. કેટલાક શ્રીપુત્રો તો કેટલાક ધીપુત્રો; મહાવીર જયંતિ આવવાની તેથી ત્રણે ફિરકાઓનો સંયુક્ત પ્રયત્ન એ ઉત્સવ માટે હતો, અને અચાનક જવાનું થયું એટલે એઓ નીકળવા દે? બધું ઠેલવું શક્ય છે પણ મિત્ર-આગ્રહ ઠેલવો શક્ય નથી. આર્યસમાજના, મુસલમાનોના અને સનાતનીઓના ઉત્સવો તાજેતરમાં થયા હતા અને થનાર હતા. જૈનો પાછા પડે તો ધર્મની અપ્રોગતિ ગણાય, એટલે તેઓને પણ શરાતન ચડેલું. જૈન યુવકો સ્વયંસેવક દળ તૈયાર કરવા અને જૈન સમાજનું સંગઠન કરવા ઉત્સુક દેખાતા. ભગવાન મહાવીરના જીવન પરત્વે, અને સ્વયંસેવા પરત્વે, અને સંગઠન પરત્વે, મારે કાંઈક કહેવું એવી એમની માગણી હતી. મેં કહ્યું કે હું જન્મે સ્થાનકવાસી છું. મૂર્તિપૂજક ફિરકામાં જીવન વ્યતીત કરું છું, અને દિગંબર પંથના નિકટ પરિચયમાં ખૂબ આવ્યો છું, છતાં એ ત્રણે ફિરકાઓમાંના ઘણા મને પોતાના ફિરકા બહારનો અથવા પોતાના ફિરકાનો અનુયાયી માને છે. સ્થાનકવાસી મને મૂર્તિપૂજક સમજે છે. કેટલાક 'શ્વેતાંબરો' દિગંબરમાં પક્ષપાત જુએ છે, અને દિગંબરો તો મને શ્વેતાંબર જ માને છે. ખરી રીતે હું સમાન રૂપે ત્રણે ફિરકાનો છું અને અસમાન રૂપે એકેનો નથી. એવી સ્થિતિમાં તમારા સંયુક્ત ઉત્સવમાં હું તમને સંભળાવીશ તે ભારે તો નહિ પડે? સામેથી ઉત્તર આવ્યો કે અમે યુવકો એ માટે તૈયાર છીએ અને આ પ્રયત્ન યુવકોનો જ છે. જ્યારે આવી ખાત્રી મળી ત્યારે મેં કાંઇક બોલવા સ્વીકાર્યું, અને વિષય નક્કી કર્યો **"जैन धर्मका हृदय क्या है"** જૈન ધર્મનું હૃદય શું છે? એ વિષય ઉપર નીકળવાને દિવસે દોઢેક કલાક ચર્ચા થઇ જે આ વર્ણનમાં ટુંકામાં પણ આપી ન શકાય. વળી પ્રસંગ મળશે તો એ વિચારો વ્યવસ્થિત કરી ઉપસ્થિત કરીશ.

જેમ આ મુસાફરી ત્વરાની હતી તેમ તેનું આ વર્ણન પણ તેથીએ વધારે ત્વરાપૂર્વક કરી આપ્યું છે. તેમાં ઘણી બાબતો છોડી છે, ઘણી ટુંકાવી છે, અને ઘણી ઉત્ક્રમે પણ મૂકી છે. આશા છે કે એ ત્રુટિ ક્ષંતવ્ય ગણાશે.

પંડિત સુખલાલજી

# જ્ઞાનગોચરી

## ગોરી પ્રજાની સંસ્કૃતિ

આફ્રિકા અને એશિયાવાસીઓ સુધરેલા નથી એમ યુરોપ અને અમેરિકાની ગોરી પ્રજા માને છે; પરંતુ એનો અર્થ એટલો જ છે કે આપણી ગંદકી કરવાની રીત, આપણી શિક્ષા કરવાની પદ્ધતિ અને પ્રાણી કે મનુષ્યનો જીવ લેવાની રીત તેમની રીતો કરતાં જુદી છે. શિકાગો શહેરમાં ચોરી અને લૂંટફાટ એવી તો પદ્ધતિસર કરવામાં આવે છે, કે તે એક સામાન્ય ધંધા જેવો થઇ પડયો છે. એક ગુન્હેગાર મરે છે તેની પાછળ પાંચથી સાત પોલીસોનાં ખૂન થાય છે; અને જેટલી ચોરીઓ ત્યાં થાય છે તેના ૨૫ ટકા પણ પકડી શકાતી નથી. અમેરિકાનો રેડ ઇન્ડીઅન દુશ્મનના માથા પરનું ચામડું ઉતારી લેતો, અને હવેના અમેરિકનો હબસી લોકોને જીવતા બાળી નાંખે છે; તે બેમાં વધારે જંગલી કોણ તેનો નિર્ણય કરવો એ મુશ્કેલીનું કામ છે. અમેરિકાની ગોરી પ્રજા હબસીઓનું "લીન્ચીંગ" કરે છે તે વિશે "સેન્ચરી મેગેઝીન"માં જે. ડબ્લ્યુ. જોન્સનનો લેખ છે તેમાંથી અમે નીચેની વિગત ઉતારીએ છીએ.

"વડી કોર્ટમાં હબસી વિરુદ્ધ એક કેસની અપીલ થાય છેઃ તેમાં બધા ગોરા લોકો શું પરિણામ આવશે તેની રાહ શંકાની નજરે જુએ છેઃ ન્યાયાધીશ ગુનેહગારને છોડી મૂકે છે, અને બધા લોકો અંદર અંદર ગુસપુસ વાતો કરતા જાણે કંઇ થયું જ નથી તેવો દેખાવ કરતા છૂટા પડે છે; પણ તેમણે સંકેત કરી રાખેલો હોય છે......રાત પડે છે, અને થોડાએક માણસો ઘરની બહાર નીકળે છેઃ મોટરમાં બેસી શહેરથી ૮ માઇલ દૂર તારના કે ટેલીફોનના થાંભલા પર ચઢી તેના તારને કાપી નાંખે છે; પછી ઉપરાઉપરી મોટરો આવી લાગે છે; અને એક કમનસીબ હબસીને જંગલમાં જીવતો બાળી મૂકવામાં આવે છે. ...કોઇ કોઈ વાર બંદૂકોથી સજ્જ થઇ જેલમાં પણ લોકો ધસી જાય છે; અને કેદીને બહાર ધસડી કાઢી તેને બધાના દેખતાં બાળી મૂકે છે. ++ ૧૯૧૯ના જૂન માસમાં ન્યૂ ઑર્લીઅન્સમાં જાહેર કરવામાં આવેલું કે "૩૦૦૦ માણસો હબસીને બાળશે." વળી "એલીસ્વીલનું ટોળું જૉન હાર્ટફીલ્ડ (હબસી)ને આજે સાંજે પાંચ વાગે બાળી મૂકશે" અથવા "આજે કદાચ ત્રણ કે છ હબસીઓને બાળવામાં આવશે," અને "ટકડે ટકડે મરતાં સુધી હબસીને શેક્યો–" વગેરે વિગતો રસપૂર્વક ત્યાં વાંચવામાં આવે છે. ×× અત્યાર સુધી અમેરિકામાં કુલ ૪૦૦૦ માણસોને આવી રીતે જીવતા બાળી મૂકવામાં આવ્યા છે; અને તેમાંના ઘણાખરા હબસીઓ જ છે.

હબસી લોકો ગોરી સ્રીઓ ઉપર અત્યાચાર કરે છે, તેથી તેમને દાખલો બેસાડવા આવી શિક્ષા કરવામાં આવે છે, એવો મત ઘણો પ્રચલિત છે. પરંતુ ૪૦ વર્ષના "લીન્ચીંગ"ના અહેવાલ તથા આંકડા તપાસતાં એક વિગત સ્પષ્ટ થાય છે કે જેટલાને જીવતા બાળી મૂકવામાં આવ્યા તેમાંના ૧૮ ટકા ગુન્હેગારો પર જ અત્યાચાર કરવાનો આરોપ હતો. અને ગોરી સ્રીઓએ પણ આવી દુષ્ટ રીતે પોતાના શીયળનું રક્ષણ કરવાની પદ્ધતિ સામે સખત વિરોધ કર્યો છે. અત્યાચારના આરોપ સિવાય બીજા નાના ગુન્હાઓ માટે પણ "લીન્ચીંગ" કરવામાં આવે છે. અમેરિકાના કેટલાંએક

દક્ષિણ સ્ટેટસમાં કોઈ હબસી ફોર્ડની મોટર સિવાય બીજી મોટર વાપરી શકે નહિ. વળી પગે ચાલતા ગોરાના દેખતા કોઇ પણ હબસી વાહનમાં બેસીને પસાર થઇ શકે નહિ. (આથી વાંચકો સમજી શકશે કે આપણા અહીંના અંત્યજો કરતાં અમેરિકામાં હબસીઓની સ્થિતિ વધારે દુઃખી અને ભયંકર છે.) અને આવા ક્ષુલ્લક ગુન્હાઓ માટે જેમનો જીવ લેવામાં આવ્યો તેમાં સ્ત્રીઓની સંખ્યા ૯૨ જેટલી હતી. ગોરી સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવાનો જે ભયંકર આરોપ હબસીઓ ઉપર કરવામાં આવે છે, તેમાં ખાસ વજૂદ નથી; ૧૯૧૧ માં ઇમીગ્રેશન કમીશને જ્યારે યુનાઇટેડ સ્ટેટસમાં થતા ગુન્હાઓના જે આંકડા તપાસ્યા તેમાં કોર્ટ સમક્ષ આવેલ ૨૭૬૨ અત્યાચારોના કેસોમાંથી હબસીઓનું પ્રમાણ ઘણું ઓછું હતું અને અમેરિકાના મૂળ વતનીઓ તથા ત્યાંની ગોરી પ્રજામાં તેનું વધારે હતું. સીવીલ વૉર પછી જ્યારે હબસીઓ ગુલામીમાંથી છૂટા થયા, ત્યાર પછી જે પ્રજા એક વખત ગુલામ હતી તે જ પ્રજાને પોતાના જેટલા જ હકો મળતા જોઈને ગોરી પ્રજાની દુષ્ટ લાગણીઓ ઉશ્કેરાઇ; અને તેને પરિણામે જ ગમે તે બહાનું કાઢી હબસીઓને તે રીબાવવા લાગી.

૧૯૨૨ માં જે કોઇ સ્ટેટમાં "લીન્ચીંગ" કરવામાં આવે, તેના ઉપર "ફેડરલ કોર્ટ"માં અપીલ થઇ શકે એવું બીલ 'હાઉસ ઓફ રેપ્રીઝન્ટેટીવ્ઝ'-પ્રતિનિધિ મંડળમાંથી પસાર કરવામાં આવ્યું; અને તેને લઇને 'લીન્ચીંગ'ના આંકડાઓ કમી થતા ગયા; તે નીચે પ્રમાણે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૧૯ | ... | ૮૩ | ૧૯૨૩ | ... | ૨૮ |
| ૧૯૨૦ | ... | ૬૫ | ૧૯૨૪ | ... | ૧૬ |
| ૧૯૨૧ | ... | ૬૪ | ૧૯૨૫ | ... | ૧૮ |
| ૧૯૨૨ | ... | ૬૪ | ૧૯૨૬ | ... | ૩૪ |

૧૯૨૨ નું ઉપર જણાવેલું બીલ સીનેટમાંથી પસાર નહોતું થયું; અને ૧૯૨૫ માં સીનેટ એ બીલને પસાર કરવાની નથી એમ કૉંગ્રેસમાં જાહેર થયું કે તુરત ૧૯૨૬ માં "લીન્ચીંગ"નો આંકડો વધારે થયો."

સુધરેલા ગણાતા દેશોમાં માત્ર અમેરિકા જ એક દેશ છે જ્યાં જાહેરમાં સ્ત્રીઓ અને બાળકોની સમક્ષ પણ મનુષ્યને આવી રીતે બાળી મૂકવામાં આવે છે.

× × × ×

બ્રસેલ્સમાં ભરાએલી દલિત પ્રજા અને વર્ગોની કૉંગ્રેસમાં (કૉંગ્રેસ ઑફ ધી લીગ ઑફ ઑપ્રેસ્ડ નેશન્સ એન્ડ કલાસીસ) હબસી લોકોના સંરક્ષણ માટે સ્થપાએલી કમીટીના (કમીટી ડ ડીફેન્સ ડ લા રેસ નીગ્ર) પ્રમુખ લામીન સેન્ગહોરે જે ભાષણ આપ્યું હતું, તેમાંની ચોંકાવનારી વિગતો અમે 'લીન્ચીંગના' અનુસંધાનમાં નીચે ઉતારીએ છીએ.

લામીન સેન્ગહોર કહે છે—"જ્યારે ફ્રેંચ લોકો આવ્યા ત્યારે પહેલાં એમણે કહ્યું-"અમે તમને સંસ્કૃતિ આપવા માગીએ છીએ." પણ પાછળથી તેઓએ અમને કેળવણી આપવા ના પાડી, કારણ જો અમે કેળવણી લઇએ, તો તેઓની મરજીમાં આવે તેવું વર્તન અમારી સાથે તેઓ રાખી શકે નહિ. × × થોડા વર્ષ પહેલાના ફ્રેન્ચ કોલોનીઅલ એડમીનીસ્ટ્રેટરના રીપોર્ટમાંથી હું આપને નીચેની વિગતો આપું છું.

કોલોનીઅલ એડમીનીસ્ટ્રેટર લખે છે—"કેટલીએક જર્મન નાસેલ્રુ સીપાઇઓની બંદૂકો 'ગાના' જાતના લોકોએ સંતાડી હતી, તે પરથી ગાના લોકના નાયકને પકડીને તેની પાસેથી બંદૂકો ક્યાં છે તેની બાતમી મેળવવા બાનીઆના મથકના ચીફ-એડજ્યૂટન્ટે તેનો હાથ લોઢાના કોપીઇંગ-પ્રેસમાં કચરી નાંખ્યો. તે ગુન્હાનો આરોપ હું તેના ઉપર મૂકું છું.-ત્યારબાદ લોખંડના ટુકડાઓવાળા ચાબુકથી તેણે તેને માર માર્યો, પછી રક્તથી ભરેલા શરીર ઉપર તેણે મધ ચોપડયું, અને પ્રખર સૂર્યના

વાપમા મધમાખીઓ આવીને ડખ ત્યારે તે માટે તેને ઉભો રાખવામા આવ્યો ! !—આ આરોપ હું તેના ઉપર મૂકું છુ."

આના કરતા પણ ભયંકર એક બીજો દાખલો છે મધ્યકાલીન યુગના જંગલી લોકો પણ ન રીબાવે એવી રીતે એક ગોરે તેના નોકરને જે શિક્ષા કરી તેનો અહેવાલ વાંચતાં આપણને ખરેખર કમકમાં આવે તેમ છે.

રીપોર્ટ આગળ જણાવે છે—"કરેસોના એડમીનીસ્ટ્રેટર ઉપર હું નીચેનો આરોપ મૂકું છુ. ૧૯૧૫ ના ફેબ્રુઆરી માસમાં ૫૦૦ ફ્રાન્કની ચોરીની કબૂલાત મેળવવા તે એડમીનીસ્ટ્રેટરે નીચે પ્રમાણે પગલાં લીધા. તે ચોરી માટે તેણે તેના નોકરને ગુન્હેગાર ગણ્યો, અને તે રકમ તેણે ક્યાં સંતાડી હતી તે બાતમી મેળવવા એડમીનીસ્ટ્રેટર સાહેબે પહેલા તેના કપડા કાઢી નાંખી નાગો કર્યો, તેના વૃષણને એક ટેબલ ઉપર મૂક્યા, અને હથોડો લઇ એક વૃષણને કચડી નાખ્યો ! ! અલબત્ત નોકર બેભાન થઈ ગયો, પણ જ્યારે તેને ભાન આવ્યુ ત્યારે ચોરાએલી રકમ કયા છે એની ખબર ન આપે તો બીજા વૃષણને પણ કચડી નાખવાની તેને ધમકી આપવામા આવી ! !

ગોરી પ્રજામા આટલી બધી પાશવવૃત્તિ છે તે જોઇ આપણે પણ બેભાન જેવા થઇ જઇએ છીએ ગમે તેવો અત્યાચાર ગમે ત્યા કરતા તેઓ અચકાય તેવા નથી.



## બૉકસાઈટ

"ધી ઈકોનોમીસ્ટ"માથી અમારા વાચકો માટે અમે નીચેના આકડા ઉતાર્યા છે.

એલ્યૂમીનીઅમ બૉકસાઇટ નામની મિશ્ર ધાતુમાથી કાઢવામાં આવે છે એલ્યૂમીનીઅમ શબ્દનું મૂળ રોમન છે: અને પ્લીનીએ એક પદાર્થને (ધાતુને નહિ) એલ્યૂમેનનું નામ આપ્યું છે. × × લગભગ સોએક ધાતુઓમા (Compounds) એલ્યૂમીનીઅમ ભળેલું હોય છે. આપણી પૃથ્વીના પેટમાં જુદી જુદી ધાતુઓનું પ્રમાણ નીચે પ્રમાણે માનવામાં આવે છે.

| | | | સોના પ્રમાણને એકમ તરીકે લઇએ તો |
|---|---|---|---|
| એલ્યૂમીનીઅમ | પૃથ્વીના પડના | ૭.૮૫ ટકા | ૧૫૭૦૦૦૦૦૦ |
| લોઢું (પીગ આયર્ન) | | ૪.૫૦ | ૯૦૦૦૦૦૦૦ |
| નીકલ | | ૦.૦૨૩ | ૪૬૦૦૦ |
| તાબું | | ૦.૦૦૭૫ | ૧૫૦૦૦ |
| જસત | | ૦.૦૦૪૦ | ૮૦૦૦ |
| સીસું | | ૦.૦૦૨૦ | ૪૦૦૦ |
| કલાઇ | | ૦.૦૦૦૫ | ૧૦૦૦ |
| રૂપુ | | ૦.૦૦૦૦૧ | ૨૦ |
| સોનુ | | ૦.૦૦૦૦૦૦૫ | ૧ |

આપણા દેશમા બૉકસાઇટની ઉત્પન્ન કેટલી થતી જાય છે તે નીચેના આકડા ઉપરથી વાંચકને સમજાશે.

| | ૧૯૨૪ | ૧૯૨૫ | ૧૯૨૬ |
|---|---|---|---|
| હિંદ | ૨૩૨૨૮ (લોગટન) | ૧૦૧૭૦ | ૪૯૫૧૬ |

૧૯૨૭ નો આકડો આપવામા આવ્યો નથી.

## પૌષ્ટિક ખોરાકનાં અગત્યનાં તત્ત્વો

પૌષ્ટિક ખોરાક કોને કહેવો એ વિશે ડૉક્ટરોમાં અને વિજ્ઞાનશાસ્ત્રીઓમાં ઘણો મતભેદ છે. હાલ એક મત ખૂબ પ્રચલિત છેઃ ખોરાકના જરૂરી તત્ત્વને "વાઇટેમીન" જીવન-અંશ કહેવામાં આવે છે. વાઇટેમીન કંઇ એવો પદાર્થ નથી કે આપણે તેને જોઈ શકીએ. વીજળીની જેમ એ એક જીવનને જરૂરી એક શક્તિ છે. ૧૦ મણ ચોખાની કુશકીમાં માત્ર ત્રણ કે ચાર જ વાઇટેમીન હોય છેઃ અને બહુ સાફ કરેલા ચોખા ફૂંગાઇ ગયા પછી ખાવાથી 'બેરી-બેરી' નામનો રોગ થાય છે એ સત્ય હવે સર્વમાન્ય થયું છે. માણસના શરીરમાંથી જો વાઇટેમીન ઓછાં થઇ જાય તો તેની શક્તિ પણ ઓછી થાય; અને તેને નવા નવા રોગો ન થાય તોપણ તે હાડપિંજર જેવો થઈ જાય.

સૂર્યના તાપમાં જીવનનું તત્ત્વ રહેલું છે; સૂર્યની શક્તિનો તેજનો માત્ર ૨૦૦૦૦૦૦૦૦ અંશ જ પૃથ્વી ઝીલી શકે છે. આ તેજથી વનસ્પતિમાં મુખ્યત્વે જીવનની ક્રિયા પ્રક્રિયાઓ થાય છે; અને વનસ્પતિમાંથી પ્રાણીઓ એ જીવનતત્ત્વને લઇને જીવે છે.

વાઇટેમીન ચાર જાતનાં હોય છે. વાઇટેમીન "અ" કોડલીવર ઓઇલ, માખણ, તાજું દૂધ, મલાઈ, ઘી વગેરેમાં હોય[1] છે. એ ખાવાથી માણસનું અંગ સ્નિગ્ધ રહે છે, શરીર વધે છે, ઘસારો ઓછો લાગે છે, અને રોગ થતો નથી.

વાઇટેમીન "બ" અનાજ, સૂકો મેવો, બીયાં, વગેરેમાં હોય છે. મોટરકારમાં પેટ્રોલના ગ્યાસને સળગાવવા માટે જેમ વીજળીના તણખાની જરૂર હોય છે, તેમ આપણા શરીરની પાસેથી કામ લેવામાં આ વાઇટેમીન ઉપયોગી છે. વાઇટેમીન બ આખા ઘઉંના લોટમાં (મેંદામાં નહિ) હોય છે; લોટના થૂલામાં, ચોખાની કુશકીમાં આ અમૂલ્ય તત્ત્વ મોટા ભાગે હોય છે.

વાઈટેમીન "ક" લીંબુ, ટમાટાં, ફણગેલા કઠોળમાં, મૂળામાં, અને સોડા નાંખ્યા વગર બાફેલી કોબીમાં તથા તાજાં ફળમાં હોય છે. મોટરકારનો અકસ્માતની સામે જેમ વીમો ઉતારવામાં આવે છે, તેમ ભવિષ્યની બીમારીને આ વાઇટેમીન અટકાવે છે.

ઉપરનાં ત્રણે જાતનાં વાઇટેમીન ગરમ કર્યા વગરના તાજા દૂધમાં, બટાટામાં, કઠોળમાં, ટમાંટાં વગેરેમાં હોય છે (!) મેંદો, વેજીટેબલ ઘી, તેલ, જેમ-મુરબ્બો, ગોળ, તદ્દન સાફ કરેલા ચોખા, સંગ્રહી રાખેલાં ફળ વગેરેમાં એક પણ વાઇટેમીન હોતું નથી, અને ખોરાક તરીકે તેમની કિંમત કંઈ જ નથી.

શરીરનો ઘસારો પૂરવા માટે થોડું પ્રોટેઇન (બીયાંનો સફેદ ભાગ અથવા ઈંડાની સફેદીમાં રહેલું તત્ત્વ) તથા થોડીએક ચરબીની જરૂર રહે છે. નાનાં છોકરાંઓના ઉછેર માટે આ તત્ત્વ પણ જરૂરી છે. દૂધ અને મલાઈ લેવાથી એ તત્ત્વો પૂરાં પડે છે; અને વનસ્પતિનાં 'પ્રોટેઇન' આખા ઘઉંના લોટમાં તથા વટાણા વગેરેમાં હોય છે. ચરબી, તાજું દૂધ, તાજું માખણ અને મરઘીમાં પણ હોય છે. ખોરાકની ચીજોના ગુણ ઉપર પ્રમાણે જાણ્યા પછી જો કોઇ પોતાનો નિયમિત આહાર તે પ્રમાણે ઘડે, તો તેને ફરીઆદ કરવાનું કારણ રહેશે નહિ.

---

૧ વેજીટેબલ ઘીમાં આ વાઇટેમીન હોતું નથી તેથી શરીરની પુષ્ટિ માટે તે તદ્દન નાલાયક છે.

'અ' 'બ' અને 'ક' વાઇટેમીન ઉપરાત 'ડ' વાઇટેમીન પણ શરીરને જરૂરી છે.[1] 'ડ' વાઇટેમીન માત્ર સૂર્યના તાપમાંથી જ મળે છે. સૂર્યનો તાપ આપણા શરીર ઉપર પડે તો અમુક રસાયનિક ક્રિયા થઇને 'ડ' વાઈટેમીન ઉત્પન્ન થાય છે. ઢોર તડકામાં ફરે અને તેને લઇને શરીરમાં 'ડ' વાઇટેમીન ઉત્પન્ન થાય છે, અને તે તેના દૂધમાં ઉતરી આવે છે. માખણમાં પણ આ વાઇટેમીન હોય છે; કૉડ લીવર ઑઇલમાં પણ આ વાઇટેમીન મોટા પ્રમાણમાં હોય છે.[2] સૂર્યના તાપને[3] લઇને જે તત્ત્વમાંથી 'ડ' વાઇટેમીન બને છે તે તત્ત્વનું નામ હેમ્પસ્ટેડના નેશનલ ઇન્સ્ટીટ્યૂટે ( ઑફ મેડીકલ રીસર્ચ ) "અર્ગોસ્ટેરોલ" ergosterol આપ્યું છે. 'અર્ગોસ્ટેરોલ' પ્રયોગશાળામાં બનાવવામા આવે છે, અને તેને સૂર્યનાં અલ્ટ્રા વાયોલેટ કિરણોમાથી પસાર કરી દવા તરીકે વેચવામાં પણ આવે. ગર્ભવતી સ્ત્રીઓને આ વાઇટેમીનની ખાસ જરૂર રહે છે.



૧ પાંચમું વાઇટેમીન 'ઇ' પણ થોડા જ વખત પહેલાં શોધવામાં આવ્યું છે.

૨. વાઇટેમીન 'ડ' જો શરીરમાં ઓછા પ્રમાણમા હોય, તો માણસ હાડપિંજર જેવું થઇ જાય છે. અનાથાશ્રમનાં બાળકોમાં મોટું પ્રમાણ આવાં બાળકોનું હોય છે; કારણ તેમનાં જન્મ પહેલાં તે બાળકોની માતાઓ સૂર્યના પ્રકાશનો લાભ લઇ શકતી નથી.

૩. સૂર્યનાં અલ્ટ્રા-વાયોલેટ કિરણોની અસરથી જ આ વાઇટેમીન ઉત્પન્ન થાય છે. સાદા કાચમાંથી જીવનશક્તિ આપનાર આ કિરણો પસાર થઇ શકતાં નથી; તેથી જીવનની દૃષ્ટિએ કાચની કિંમત કાચ જેટલી જ ક્ષણભંગુર છે. અલ્ટ્રા-વાયોલેટ સૂર્યનાં જાંબૂડી રંગનાં કિરણો આરપાર આવી શકે એવા પણ કાચ બનાવવામાં આવ્યા છે.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**સંગીત ગીતાંજલિ :** શ્રી રવીન્દ્રનાથ ઠાકુર, સંપાદક, પં. શ્રી૰ ભીમરાવ શાસ્ત્રી, કાવ્યતીર્થ, સાંખ્યતીર્થ, સંગીતાચાર્ય, વિશ્વભારતી, શાંતિનિકેતન કિંમત રૂ. ૩-૦-૦.

આખા દેશમાં જે સાંસ્કૃતિક જાગ્રતિ થવા માંડી છે તેને પરિણામે પ્રત્યેક પ્રાંત, પરપ્રાંત વિષે જાણવાને અને તેમાંથી સારૂં મળે એટલું સ્વીકારવાને ઉત્સુક બન્યો છે. અમદાવાદમાં બંગાળી સંગીત અને નૃત્યની ચર્ચા થાય અને શાંતિનિકેતનમાં વસતી બંગ-બાળાએ ગૂજ-રાતી ગરબા શીખે એ બધું આ સાંસ્કૃતિક જાગ્રતિને લીધે જ શક્ય બન્યું છે. આવે સમયે પં. શ્રી ભીમરાવ શાસ્ત્રીએ વિશ્વવિખ્યાત ગીતાંજલિના સૂરોને લિપિબદ્ધ કરી ભારતવર્ષ સમક્ષ ધર્યા છે એ માટે અમો એમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ. અત્યાર સુધી જેના માત્ર કાવ્યરસનો જ ઉપભોગ બંગાળ બહારના લોકો કરતા હતા તેના સંગીતરસનો ઉપભોગ પણ હવે તેઓ કરી શકશે અને એ વિશ્વકવિના કાવ્યમાં ભાવ, ભાષા, અને સૂર કેવાં સામંજસ્ય પામ્યાં છે એનો અનુભવ કરશે.

પ્રસ્તુત ગ્રંથમાં ગીતાંજલિનાં ગીતો દેવનાગરી લિપિમાં છાપવામાં આવ્યાં છે. પછી તેમની સ્વરલિપિ પણ દેવનાગરીમાં જ આપવામાં આવી છે. ગીતાંજલિનાં ગીતો ઉપરાંત બીજાં પણ કેટલાંક સુપ્રસિદ્ધ ગીતો (જેવાં કે 'જનગણમનઅધિનાયક જય હે'— વંદેમાતરમ્) નો એમાં સમાવેશ કરવામાં આવેલો છે. વળી શક્ય ત્યાં અંગ્રેજી અનુવાદનો અનુક્રમ પણ આપવામાં આવ્યો છે. એ રીતે પુસ્તકને બને એટલું ઉપયોગી બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

સ્વયં કવીશ્વરની સૂરવિષયક સ્મૃતિને પણ તાજી કરવાનો અધિકાર જેમને પ્રાપ્ત થયો છે એવા રવીન્દ્ર-રચિત ગીતોના ભંડારી, સંગીતાચાર્ય શ્રી દિનેન્દ્રનાથ ઠાકુર અને ગીતોના સૂરપ્રદાતા શ્રી રવીન્દ્રનાથે પોતે જે સ્વરલિપિને સ્વરશુદ્ધ હોવાનું પ્રમાણપત્ર આપ્યું છે તેને વિષે અમારે ઝાઝું લખવાનું ન હોય, તેમ છતાં અમને એક સૂચન કરવાનું મન થાય છે કે ગીતોના સૂરની જે બારીક આલંકારિક ખૂબીઓ આ સ્વરલિપિમાં નથી ઉતરી તેને ઉતાર-વાનો બીજી આવૃત્તિ વખતે પ્રયત્ન કરવામાં આવે.

સ્વરલિપિ તૈયાર કરવાની કથાવટ અને છપાવવાની અગવડોનો વિચાર કરતાં ગ્રંથની કિંમત વધારે લાગતી નથી.

આ કામ હાથ ધરી આટલી સફળતાથી પાર ઉતારવા માટે સુયોગ્ય પંડિતજીને ફરીવાર આંતરિક ધન્યવાદ આપીએ છીએ.

**સમર્પણની કથાઓ :** ( રવીન્દ્રનાથ ) અનુવાદક, શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઇ પટેલ, 'પાટીદાર' મંદિર, આણંદ. મૂલ્ય ૩ આના ટપાલ ખર્ચ ૧ આનો.

કવિવર રવીન્દ્રનાથનો 'કથાઓ કાહિની' નામનો ગ્રંથ ઉદાત્ત વીર રસનાં અખંડ વહેન, શબ્દસમૃદ્ધિ, છંદસામગ્રી અને ભાવસંચય માટે વિખ્યાત છે. આ ગ્રંથના થોડા ભાગનું સારગ્રાહી ગદ્ય ભાષાંતર પહેલાં ભાઇશ્રી ઝવેરચંદ મેઘાણીએ 'કુરબાનીની કથાઓ' એ નામે કરેલું. શ્રી નરસિંહભાઇએ એ જ ગ્રંથનું અવિકલ ગદ્ય ભાષાંતર આજે ગૂજરાત સમક્ષ ધર્યું છે. હજી આ ગ્રંથના ત્રીજા અનુવાદની અમો ઉત્સુકતાપૂર્વક રાહ જોઇએ

છીએ-પણ તે તો પદ્યમય હોવો જોઇએ. કોઈ કવિ હૃદય આ કામ સ્વીકારી ગૂજરાતી કાવ્યદેવીની છંદસમૃદ્ધિ વધારશે એવી અમો આશા રાખીએ છીએ.

પ્રસ્તુત ભાષાંતર કરવામાં અનુવાદક મૂળને બરાબર ચીવટાઈથી અનુસર્યા છે અને એટલે અંશે આ ભાષાંતરમાં મૂળની ખૂબીઓ ઠીક ઠીક સચવાઇ છે. આમ છતાં સમગ્ર દૃષ્ટિથી ભાષાને હજી ઓપ ચઢાવવાની જરૂર લાગે છે. કેટલીક જગ્યાએ વાક્યરચના મૂળને વળગી રહેવાથી જરા કઢંગી રહી ગઈ છે. તે સિવાય ગ્રંથમાં કોઇ કોઈ ઠેકાણે અનુવાદનાં સ્ખલનો પણ દૃષ્ટિગોચર થાય છે. આ બધી ત્રુટિઓ આવતી વખતે સુધારવામાં આવશે એવું અમો ઇચ્છીએ છીએ.

પુસ્તકની વસ્તુ સારી હોય એટલું જ બસ નથી. તેનો બહારનો દેખાવ પણ અભિરુચિ ઉત્પન્ન કરે એવો હોવો જોઇએ એમ અમો માનીએ છીએ એટલે કિંમત જરા વધારીને પણ જો પુસ્તકને વધુ સારાં રૂપમાં પ્રકટ કરવામાં આવ્યું હોત તો સારૂં એવો ભાવ મનમાં જાગે છે.

**હંગેરીનો તારણહાર :** સંપાદક, ઝવેરચંદ મેઘાણી; મુદ્રક અને પ્રકાશક, અમૃતભાઇ દલપતભાઈ શેઠ, રાણપુર. કિંમત ૦-૮-૦.

પ્રજા જ્યારે સ્વાતંત્ર્યને માટે જંગે ચઢે છે ત્યારે તેને બીજી પ્રજાઓના સ્વાતંત્ર્ય-જંગોની કથા ઉત્સાહપ્રદ થઇ પડે છે, અને એ રીતે આ પુસ્તક બહુ જ રસિક છે. લોકનાયકની અડગ દૃઢતા ઉપર જનતાનાં સ્થૈર્યનો અને પ્રજાજીવનની પ્રગતિનો કેટલો બધો આધાર છે તે પ્રસ્તુત પુસ્તકમાંથી બરાબર જોઈ શકાય છે. અહિંસાત્મક અસહકારની રાજકીય શસ્ત્ર તરીકેની ઉપયોગિતા પણ આ પુસ્તકદ્વારા ઠીક ઠીક સમજાય છે. અમો ઇચ્છીએ છીએ કે સૌ કોઇ આ પુસ્તક વાંચે.

**શ્રી કૃષ્ણ દર્શન :** લેખક, રંગનાથ શંભુનાથ ધારેખાન બી. એ. પ્રકાશક, હરિભાઇ દલપતરામ પટેલ, શાહપુર, અમદાવાદ. સોલ એજન્ટ, હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર, ૩૦૩૫ પાનકોર નાકા, અમદાવાદ. કિંમત ૧-૪-૦

'એક કામ પૂરૂં થયેથી હાથ બીજે ઘાલવો'—એ પંક્તિ કેટલાં સંવેદન પછી કવિ-હૃદયમાંથી નીકળી હશે તેનો કંઇક ખ્યાલ અન્ય પ્રકારે અમને પ્રસ્તુત પુસ્તક વાંચીને આવ્યો. લેખકે એકસાથે બે કામ-ટુચકા સંગ્રહનું અને શ્રી કૃષ્ણ દર્શનનું (અને ગાલિપ્રદાનને પણ જો ગણીએ તો તો ત્રણ કામ)-હાથ ધર્યાં એટલે પરિણામે પુસ્તકમાં શ્રી કૃષ્ણને બદલે મીઆં સલેભાઇ અને લાલણગુર્જનાં જ દર્શન થાય છે અને શ્રી કૃષ્ણની તો ઝાંખી પણ થતી નથી. પાછલાં બે કામોને પડતાં મેલી લેખક જો પહેલાં કામને એકાગ્રતાથી હાથ ધરે તો સાહિત્યમાં આવશ્યક અને ઉપયોગી ઉમેરો કરી શકે એ વિષે અમને શંકા નથી.

ન.

**કવિતા અને સાહિત્ય વૉલ્યુમ ૨**—કર્તા સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ; પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ. આસિ. સેક્રેટરી, અમદાવાદ. કિંમત રૂ. એક.

આ ભાગમાં સદ્‌ગત સર રમણભાઈની સમાલોચનાઓ છે. આમાંની ઘણીખરી સમાલોચનાઓ ગયા શતકના છેલ્લા દસકામાં લખાયેલી હતી અને અહીં તે મૂળ સ્વરૂપે જ પ્રગટ થઇ છે. સમાલોચનાઓ ઘણીખરી તે સમયે ચાલતા પ્રાચીન અને નવીન મતવાદીઓના વિવાદને અંગે લખાઇ છે અને 'વિભાવરી સ્વપ્ન' જેવી કોઈ કોઈ બાદ કરતાં,

એ ઘણીખરી સ્વપક્ષના આગ્રહથી મુક્ત રહી નથી. છતાં અત્યારના વાંચકને પણ તે રસપ્રદ તેવી જ બોધપ્રદ છે અને આપણા વિવેચન સાહિત્યમાં તેમનું ચિરસ્થાયી સ્થાન છે. આ સમાલોચનાનાં વિષયભૂત પુસ્તકો ઉપર તે પછી એટલી વિદ્વત્તાથી કોઈએ નથી લખ્યું. આનું કારણ કંઇ એ હશે કે તેમાંનાં કેટલાંક પુસ્તકો હવે એટલાં અગત્યનાં નથી રહ્યાં, પણ ઘણાંખરાંના સંબંધમાં તો એમ જ કહેવું જોઇએ કે એ અભ્યાસની ઊણપ જ બતાવે છે.

કર્તાના બીજા વિભાગો પ્રસિદ્ધ થયા જોવા માટે અમે ઉત્સુક છીએ.

**પ્રાચીન ગુર્જર કાવ્યઃ** સંપાદક અને સામાન્ય તંત્રી દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ.; છપાવી પ્રગટ કરનાર ઉપર પ્રમાણે.

આ સંગ્રહમાં પંદરમા શતકનાં કાવ્યો છે. પ્રાચીન ભાષાનો પરિચય કેળવવા માટે આમાં ટૂંકાં સળંગ પાંચ કાવ્યોનો સંગ્રહ કરેલો છે. પ્રબોધ ચિન્તામણિ સિવાયનાં બીજાં ચાર કાવ્યો પહેલ વહેલાં અહીં જ પ્રસિદ્ધ થાય છે.

પ્રસ્તાવનામાં દરેક કાવ્ય કઈ કઈ પ્રત ઉપરથી પ્રસિદ્ધ કરેલું છે તે બતાવેલું છે. તે ઉપરાંત દરેક કાવ્ય ઉપર રસની દૃષ્ટિએ અને ઐતિહાસિક દૃષ્ટિએ વિવેચન કરેલું છે. પુસ્તકમાં વસંતવિલાસનાં સચિત્ર બે પાનાના ફોટાઓ પણ આપેલા છે.

અભ્યાસીને આ પુસ્તક ઘણું ઉપયોગી છે, જો કે શ્રીમાન કેશવલાલભાઇ જેવા વિદ્વાનના હાથનું ટિપ્પણ વાંચવાનો લોભ તો રહી જ જાય. પણ એ વિચક્ષણ વિદ્વાન આટલી ઉંમરે જે કાંઈ કરે છે તેને માટે પણ આપણે આભારી જ થવું જોઇએ.

આ અને આવાં બીજાં પુસ્તકો કાચાં અને પાકાં બન્ને પ્રકારનાં પૂઠાં સાથે બહાર પડતાં હોય તો પુસ્તકાલયોમાં રાખવાં ઠીક પડે.

**વિજ્ઞાન વિચારઃ** કર્તા પોપટલાલ ગોવિંદલાલ શાહ એમ. એ., બી. એસ સી.; છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે. કિંમત એક રૂપીઓ.

'વિજ્ઞાન વિનોદ'ના કર્તા તરીકે આ લેખક આપણને પરિચિત છે. આ પુસ્તક વિજ્ઞાનના વિનોદનું નથી પણ વિચારનું છે. અને કર્તાએ એ વિષયને પૂરતો વ્યાપક બનાવી તેને ન્યાય આપ્યો છે. વિજ્ઞાન કાંઇ અમુક જ પદાર્થોના અભ્યાસમાં નથી આવતું, પણ ખરેખરી વસ્તુ તો વૈજ્ઞાનિક દૃષ્ટિ છે. અને કર્તાએ આવા જીવનના સર્વ વિષયો ઉપર વિજ્ઞાન કઇ રીતે પ્રકાશ પાડી શકે તે બતાવેલું છે. સર્વ શાસ્ત્રો સમસ્ત માનવજીવનના જુદા જુદા પ્રદેશોને કેવી રીતે વિષયભૂત કરે છે, તે પણ વિજ્ઞાનના નકશાથી બતાવેલું છે. "વિજ્ઞાનના ઇતિહાસનું દિગ્દર્શન' એ વિષય ઘણો ઉપયોગી છે. તે ઉપરથી વાંચનાર સમજી શકશે કે વિજ્ઞાન પણ સત્યની શોધ છે અને તે ગમે તેટલા આત્મભોગને યોગ્ય છે. વિષયને માત્ર સામાન્ય ન રાખતાં આપણા દેશને લક્ષીને ચર્ચેલો છે તેથી ગૂજરાતી વાંચકને તેમાં રસ પડશે. વિજ્ઞાન પરાઙ્મુખ આપણા લોકો આથી વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવશે એમ આશા રાખીએ છીએ.

**અશોક ચરિતઃ** અનુવાદક ભરતરામ ભાનુસુખરામ મહેતા; વિદ્યાધિકારીના ભાષાન્તર મદદનીશ, વડોદરા; છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે.

અશોક ખરેખર આપણા દેશનો એક મહાન સમ્રાટ છે. એટલું જ નહિ પણ કેટલાક પાશ્ચાત્ય ઇતિહાસકારો તો આખા જગતમાં તેને સૌથી મોટો રાજા ગણે છે અને

જગતની મહાન વ્યક્તિઓમાં તેને સ્થાન આપે છે. આવી વ્યક્તિનો ઇતિહાસ દરેક મનુષ્યને રસપ્રદ થાય તો આપણા દેશના લોકોને તો તેમાં રસ ઉપરાંત અભિમાન લેવાનું કારણ છે.

પ્રસ્તુત ગ્રન્થ પ્રો. દેવદત્ત ભાંડારકરના પુસ્તકનો અનુવાદ છે. અનુવાદ સરલ શૈલીમાં અને આ વિષયના જ અભ્યાસીથી થયો તે વિશેષ સંતોષની વાત છે. દરેક ગૂજરાતી આમાં રસ લેશે એમ આશા રાખીએ છીએ.

**ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વાર્તા–ભાગ ૧ લો**:–છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે. કિંમત આઠ આના.

૧૮૭૨માં આ પુસ્તક એક પારસી બંધુએ પ્રસિદ્ધ કરેલું અને તે સમયે તેણે સારૂં ધ્યાન ખેંચેલું. આ પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ફરી છાપ્યું તે સારૂં કર્યું છે. પણ તેમ કરતાં તેણે અસલ લેખકને માટે કશી પણ માહિતી નથી આપી તે બહુ વિચિત્ર છે. આખું પુસ્તક અસલ લેખકની ભાષા રાખીને જ છપાવ્યું છે, તેના સર્વ દોષો સહિત, તે તો આપણે જતું કરીએ–એ રીતે ૧૮૭૨ની પારસી લેખકની ભાષા જાણવાની મળે છે એમ ધારીને–પણ તે અસલ લેખકે પોતા વિશે કશું નહિ જણાવ્યું હોય માટે અહીં પણ ન જણાવવું એ નકલબુદ્ધિનો અમને અતિરેક લાગે છે. વાર્તાઓ તે સમયે જેવી આકર્ષક લાગી હતી તેવી હાલ પણ લાગશે એમ માનીએ છીએ.

**ક્ષયરોગ**—ભાષણકર્તા ડૉ. શંભુપ્રસાદ દશરથલાલ મહેતા. એમ. સી. પી એસ, બી. એમ. એસ.; અમદાવાદ; પ્રકાશક ઉપરની સંસ્થા. કિંમત અઢી આના.

**પૌરાણિક કથાકોષ પ્રથમખંડ**: કર્તા ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી બાર–એટ–લૉ; અમદાવાદ, પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે.

પુસ્તક હજુ અધૂરૂં છે. આપણા સાહિત્યમાં આવા કોષની ખોટ હતી જ.

**સ્ત્રી સ્વાતંત્ર્યવાદ**—લેખક પ્રો. એ. આર. વાડિયા, એમ. એ. માઇસોર યુનિવર્સિટી, માઇસોર.; અનુવાદક સૌ. સરોજિની એન. મહેતા. બી. એ, સાન્ટાક્રુઝ; પ્રકાશક ઉપર પ્રમાણે, કિંમત બાર આના.

આ પુસ્તકના લેખક મિ. વાડિયા પોતાને જૂના વિચારના સુધારક કહે છે. સ્ત્રીઓની સ્વતંત્રતા વિશે જે નવીન વાદ નીકળ્યો છે તેમાં કયા કયા દોષો છે અને અસંગતિ છે તે તેઓ બરાબર બતાવી આપે છે. અત્યારે સ્ત્રી સ્વાતંત્ર્યવાદ કોઇ વિચિત્ર દશામાં છે. પુરુષો એની વાતો કરે છે પણ તે એક ફૅશન તરીકે, વર્તનમાં તેઓ પહેલાં જેવા છે. આ સ્થિતિ એ વાદની પ્રગતિને વિઘાતક છે. આ પુસ્તકથી આ વાદની ફરી ચર્ચા થશે એવી અમને આશા છે.

અનુવાદ સીધી અને સરલ ભાષામાં થયો છે. પણ અનુવાદકને આ વિષયમાં મૂળ લેખક સાથે તીવ્ર મતભેદ છે. તે મતભેદ ઠેકાણે ઠેકાણે નીચે ટીપો મૂકી દર્શાવ્યા વિના તેઓ રહી શક્યાં નથી. એ મતભેદ ખરો છે, તેની પણ ચર્ચા આવશ્યક છે, પણ મતભેદ દર્શાવવાના આગ્રહથી પુસ્તક વાંચવામાં વિક્ષેપ થાય છે. તેમણે આમાં એટલી બધી ટીપો કરી તેને બદલે તેના પર સ્વતંત્ર પુસ્તક જ લખ્યું હોત તો તેથી આ વાદની પ્રગતિને ઘણો લાભ થાત. પણ છે તે સ્વરૂપમાં પણ પુસ્તક ભાષા અને વિષયની દૃષ્ટિએ ઘણું જ આકર્ષક છે અને આ અત્યંત મહત્ત્વના વિષયની ચર્ચા આપણા વિચારકો વાંચશે એવી આશા રાખીએ છીએ.

રા.

# નોંધ

## અમદાવાદ મ્યુનિસિપાલિટી

ના ચીફ ઑફિસર મિ. એસ. એ. શેટે મુંબાઈ મ્યુ. ના ડેપ્યુટી કમિશનર નીમાતાં તેમની ખાલી પડેલી જગાએ પર્સનલ આસિસ્ટન્ટ મિ. ભગત નીમાવાથી શ્રીયુત વલ્લભભાઈ પટેલે, બૉર્ડનો પૂરતો વિશ્વાસ પોતા પર નહિ હોવાના સબબે પ્રમુખ તરીકે રાજીનામું આપેલું છે. મિ. ભગતને અગાઉ પ્રોબેશન પર આ જગાએ નીમેલા હતા ત્યારે તેમનું કામ સંતોષકારક નહિ જણાયાથી તેમને પર્સનલ આસિસ્ટન્ટના હોદ્દા ઉપર ઉતારેલા હતા. તે પછી પણ તેમનું કામ પ્રમુખને સંતોષકારક નહિ લાગેલું અને તેવો શેરો તેમણે મિ. ભગતની આ વખતની અરજી ઉપર કર્યો હતો તે જાણતાં છતાં બૉર્ડે બહુમતિથી તેમને ચીફ ઑફિસર તરીકે ચૂંટ્યા એટલે પોતાની જગાનું રાજીનામું આપવું એ જ તેમને માટે સ્વમાનનો રસ્તો હતો.

શ્રીયુત વલ્લભભાઇએ પોતાના સ્વમાનનો માર્ગ બરાબર સાચવ્યો છે પણ તેથી અમદાવાદે તો એક ખરો નિડર, બાહોશ, વ્યવહારદક્ષ કાર્યકર્તા ગુમાવ્યો છે. મ્યુનિસિપાલિટી એ માત્ર એક બહુમતિ પ્રમાણે ચાલતી, સહીઓ કરી ચલાવવાનું તંત્ર નથી, પણ ચોકસ હેતુ સિદ્ધ કરવા અમુક શાસનનીતિથી ચલાવવાનું સ્વરાજતંત્ર છે. શ્રીયુત વલ્લભભાઇના કારભારમાં મ્યુનિસિપાલિટીએ એવી નિડર તંત્રનીતિ અખત્યાર કરેલી હતી. પ્રાથમિક કેળવણી તેમના સમયમાં મફત થઇ, અને ફરજિયાત પણ થાત—જો સરકાર આડે ન આવી હોત તો. અમદાવાદની છાવણી મફત પાણીનો લાભ લેઇ જતી હતી તેના પૈસા કઢાવ્યા. બીજી પણ અનેક લખાપટીમાં સરકાર સામે દૃઢતાથી પગલું ભરી મ્યુનિસિપાલિટીની પ્રતિષ્ઠા અને સ્થિતિ સુધારી વધારી. અમદાવાદ આખું વળાવ્યું અને ગટરની યોજના ફ્રૂ ભાગમાં બાકી હતી તે પૂરી કરાવી. સરકારે પણ તેમના કામની કદર કરી અને નિયુક્ત કરવાના સભાસદો તેમને પૂછીને સરકારે નીમ્યા. આ પ્રમાણે કારોબારી અધિકારીને કામ કરવાને સગવડ આપવા તેને અનુકૂળ માણસો આપવા જોઇએ એમ સરકાર સમજી, એટલું બોર્ડ ન સમજ્યું અને મિ. ભગતની નીમણુક કરી.

ખેર! પણ મિ. ભગતની સામે બોર્ડની સભામાં મિ. માવલંકર જેવા ગૃહસ્થે, તેમના ઉપર પ્રસિદ્ધ રીતે આક્ષેપો કર્યા તે આક્ષેપો ઊભા છતાં મિ. ભગતને અને તેમના પક્ષકારોને આ જીતમાં શો સ્વાદ રહેશે તે સમજાતું નથી. અને આ કહેવાતી જીતમાં પણ તેઓએ યાદ રાખવું જોઇએ કે બહુમતિ કરવી સહેલી છે તેટલું કામ કરવું સહેલું નથી. પ્રજાતંત્રમાં હજી પૂરા નહિ કેળવાયલા લોકો થોડો વખત આ જીતના ઉત્સાહમાં કદાચ ભાગ લેશે, પણ છેવટે આ નવા કારોબારની કિંમત તો આગલી કારકીર્દી સાથે સરખાવતાં જેટલી પ્રમાણિકતાથી, જેટલા આત્મભોગથી, કાર્યદક્ષતાથી અને જહેમતથી શહેર સુખાકારીનાં કામો થશે તેથી જ અંકાશે.

શ્રીયુત વલ્લભભાઇને તો આમાં હારજીતનો પ્રશ્ન જ નથી. તેમને તો બારડોલીનું કામ પૂર જોસમાં ચાલે છે તેમાં તેમના અવકાશમાં ભાગ પડાવનાર એક કામ ઓછું થયું!

* *

## બારડોલી સત્યાગ્રહ

બરાબર જામ્યો છે. પ્રથમ તો સરકારે જાણે આ ખેડુતોની છોકરમત હોય એમ તેની ઉપેક્ષા અને ઉપહાસ કરવાનો દેખાવ કર્યો;

પણ નોટિસ, ચોથાઈ જપ્તી એમ એક પછી એક પગલાં સરકાર ભરતી ગઈ તેમ તેમ તેનો ઉપહાસનો ડોળ સરી પડવા લાગ્યો. લોકો નોટિસની સામે મક્કમ રહ્યા છે અને સ્વયંસેવકોએ જપ્તીનું કામ અશક્ય કરી મૂક્યું છે. પ્રજા એટલી તૈયાર છે કે સરકારી અમલદારોની ધમકી કે જુઠાણાંથી પણ કશું વળતું નથી. અભણ અને ગરીબ કચરાયેલી રાનીપરજ અને સ્ત્રીઓ પણ લડત સમજી બરાબર જવાબ આપે છે.

આ બધી તૈયારીનો ખરો જશ શ્રીયુત વલ્લભભાઇ પટેલને છે. છેલ્લા રેલસંકટમાં જેમ તેમણે સરકાર સાથે સહકાર કરી જાણ્યો તેમ આ વખતે અસહકારનું તીક્ષ્ણતમ શસ્ત્ર પણ મેલી બતાવ્યું. આટલા ઓછા વખતમાં આટલી સારી તાલીમ લોકો લઇ શક્યા તે બતાવે છે કે અસહકારના ઓટનાં ગણાતાં આ વરસો વ્યર્થ ગયાં નથી.

આ નોંધ લખાય છે ત્યાં મિ. ઍન્ડરસન, જેઓ મુખ્યત્વે આ જમાબંધીને માટે જવાબદાર છે, તેમણે કૌંસિલમાં ઉચ્ચારેલાં કેટલાંક વચનો પેગ ઇન્ડિયામાં બહાર પડે છે. તેમાં દલીલ કરતાં મિજાજ વધારે છે. તેઓ બારડોલીના સત્યાગ્રહીઓને ચેતાવે છે કે બારડોલી ચમ્પારણી થવાને બદલે પાણીપત ન થઇ જાય તેની સંભાળ રાખજો. ભાઈ, અમારે તેની ચિંતા નથી. ભલે પાણીપત થાય. પાણીપતમાં દર વખત, દેશી કે પરદેશી હિંદનો રાજ્યકર્તા હાર્યો છે અને આ વખતે પણ એમ જ થશે, અને ખરેખર, સરકાર આ નવીન સંગ્રામમાં જૂની, પોતાને પરિચિત રીતે લડવા હવે ઉતરી પડી છે. એક જગાએ ભેંસની ખોટી જપ્તી કરી તે પાછી આપવી પડી. તે પછી, હવે સૂરતના કલેક્ટર, બારડોલી સૈન્યમાં એક જગાએ ભંગાણ પાડવા મઢી મુકામે મોરચો માંડી બેઠા છે. ખાસ જપ્તી અમલદાર, તલાટી, મહાલકારી, એક્સાઇઝ ઇન્સ્પેક્ટર વગેરેની એક ટુકડીએ વાલોડમાં દારૂની દુકાનમાં પેસી દારૂનાં પીપ જપ્ત કર્યા છે. દુકાનની માલીક પારસી બાઇએ સંભળાવી દીધું કે જ્યાં સુધી આ જપ્ત કરેલાં પીપો દુકાનમાં પડ્યાં છે ત્યાં સુધી દુકાન ચલાવવાને માટે પાતે જવાબદાર નથી. પીપો લઇ જવાને મજુરો નહિ હોવાથી પટાવાળાને મૂકી ટુકડી પાછી ફરી છે. બીજું એક કપાસનું ગાડું રસ્તે જતાં જપ્ત કર્યું. હાંકનાર ગાડેથી ઉતરી પડ્યો અને પટાવાળો ગાડું ચાલે લઈ ગયો જે હજી પણ ત્યાં પડ્યું છે.

સરકારનાં આ પગલાંથી તાલુકો વધારે મક્કમ બન્યો છે. આજ સુધી કડોદ, જે પ્રતિજ્ઞા પર સહી કરી સત્યાગ્રહમાં ભળ્યું નહોતું, તે પણ હવે ભળવા આવ્યું છે. શ્રીયુત વલ્લભભાઇ જેમ લોકોમાં નવું બળ પ્રેરી શકે છે તેમ તેને સંયમમાં પણ રાખી શકે છે. આ બળ અને સંઘશક્તિ કરતાં આત્મસંયમને માટે લોકોને વધારે અભિનન્દન ઘટે છે.

આ લડતની સૌથી સારી વાત એ થઈ છે કે બોરસદના સત્યાગ્રહની પેઠે આ સત્યાગ્રહ પણ મહાત્માજીના પ્રત્યક્ષ શાસન વિના ચાલે છે. છતાં નવાઇ જેવું એ છે કે આપણા રાજકારણી વિચારકો આ નવીન વિગ્રહ પદ્ધતિની સારાસારતા જોવા, બારડોલી જતા નથી તેમ તેની ચર્ચા પણ કરતા નથી. નવા વિચારો ભણેલા કરતાં સાદી બુદ્ધિના વહેલા ઝીલી શકે છે એ ખરું લાગે છે કારણ કે આમ પ્રજા આ હીલચાલ તરફ આવી ઉદાસીન નથી. અને અમને ખાત્રી છે કે સરકાર જેમ જેમ વધારે દુરાગ્રહી થશે તેમ તેમ આ લડતનું જોર વધશે અને છેવટે જરૂર પડશે તો આખું ગુજરાત અને આખો હિંદ લડાઈમાં સામેલ થશે.

*

## સાઇમન કમિશન

હિંદમાં પ્રાથમિક તપાસ પૂરી કરી એપ્રિલના પહેલા અઠવાડિયામાં ઇગ્લંડ ઉપડી

ગયું છે. અહીં સાઇમન કમિશન તરફની બહિષ્કારવૃત્તિમાં કશો ફેર નથી પડ્યો. કોઇ સર મહંમદ શફી જેવા કમિશન સાથે સહકાર કરવો જોઇએ એમ માને છે અને તેની સામેનો વિરોધ મંદ પડશે એવી આશા રાખે છે પણ દેશ સમસ્ત તો પોતાના નિશ્ચયમાં મક્કમ છે. તામિલ નાડુએ હમણા એ નિશ્ચય ફરી જાહેર કર્યો છે. અને પરદેશી કાપડના બહિષ્કારને માટે નેતાઓ વધારે ગંભીરપણે વિચાર કરે છે.

દરમિયાન આ બહિષ્કારના સમાધાનીના વિચારો હિંદમાં થાય છે. પાયોનિયરે એવી સૂચના કરી છે કે વાઇસરૉય શહેનશાહના હિંદના પ્રતિનિધિ તરીકે એક બીજું કમિશન નીમી શકે અને તેનો રિપોર્ટ પાર્લમેન્ટ સમક્ષ રજુ કરી શકાય. કાયદેસર રીતે વાઇસરૉયને આમ કરવાનો અધિકાર હશે, પણ સરકારી રાજ્યમાં જે રીતે આગળના દાખલાઓથી અમલદારોની સત્તા નક્કી થાય છે તે રીતે, સેક્રેટરી ઑફ સ્ટેટની ઉપરવટ તે આવું પગલું ભરી શકશે નહિ. હિંદના નેતાઓનો અભિપ્રાય પણ એવો જ છે કે આ રીતે સમાધાની શકય નથી.

પણ સાઇમન સાહેબ તો ઇંગ્લંડમાં જઇને એમ જ કહે છે કે વિરોધ ઘટતો જાય છે, હિંદમાં જઇ આવવાથી તેઓ હિંદની સ્થિતિ ઘણી સમજી ગયા છે અને તેમને હિંદ પાછા આવવાનું થશે ત્યાં સુધીમાં વિરોધ શાન્ત થઇ ગયો હશે. પણ ઇંગ્લંડમાં પણ અહીંની ખરી સ્થિતિ સમજનારા છે. સ્વતંત્ર મજુર પક્ષના પોલીટીકલ સેક્રેટરી મિ. ફેનર બ્રૉકવે સ્પષ્ટપણે કહે છે કે "કમિશને જો કંઈ પણ કામ કરવું હોય તો હિંદનું બંધારણ હિંદે જ ઘડવું જોઇએ. તેમણે ખુલ્લા પત્રમાં જણાવ્યું છે કે કમિશન સાથે જે પક્ષો સહકાર કરે છે તે કાં તો બ્રિટિશ અધિકારીઓના દાસ થઇ ગયેલા છે, અથવા તો પોતાના પક્ષના કોઈ સ્વાર્થ માટે એમ કરતા હોય છે." તેઓ એક રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ કરવી એ જ આ સ્થિતિનો ખરો ઉપાય માને છે. હમણાં પંડિત મોતીલાલ નેહરૂએ પણ આજ માર્ગ બતાવ્યો છે.

દરમિયાન સાઇમન કમિશન ખરેખર શા હેતુથી નીમાયું છે તેના પર કંઇક કંઇક પ્રકાશ પડે છે. સાઇમન કમિશનમાં કોઇ પણ હિંદીને નહિ નીમવાનું કારણ મુખ્ય એ બતાવવામાં આવેલું હતું કે તેમ કરવાથી નિર્ણય એકમતી ન થઇ શકે. હિંદના નેતાઓ આનો અર્થ એવો જ માનતા હતા કે કમિશને પહેલેથી જ પોતાનો નિર્ણય કરી રાખ્યો છે અને જુબાનીઓ વગેરે એક ફારસ જ છે. આ અનુમાનો ખરાં જણાય છે. સર સાઇમન પારિસમાં આપેલી મુલાકાતમાં એવું બોલી ગયા છે કે પોતે કોઇ મૂલગત ફેરફારોને માટે ભલામણ કરી શકે એમ લાગતું નથી. કંઇક નાના ફેરફારો કરી શકાશે. આવો મત તેમણે હિંદના જમીનદારોના દૃષ્ટિબિન્દુ ઉપરથી બાંધ્યો છે! આખા હિંદમાં મત બાંધવાને માટે તેમને માત્ર સરકારની મહેરબાની ઉપર રહેલા જમીનદારો જ મળ્યા! આ કમિશન પાસેથી હિંદ શી આશા રાખી શકે?

* *

**બ્રિટિશમાલનો બહિષ્કાર—**

સાઇમન કમિશનની વાત ઉપરથી હિંદ પોતાના બહિષ્કારના ઠરાવમાં વધારે મક્કમ થાય એ જ સ્વાભાવિક છે. આ સંબંધી કાંઈ મતભેદ નથી પણ મુશ્કેલી આપણા દેશમાં પરાપૂર્વથી ચાલતી આવેલી કાર્યની મંદતાની છે. ગાંધીજી પાસે પોતાની કાર્યપદ્ધતિ આમાં હમેશની માફક ચોક્કસ છે. તેઓ માને છે કે દેશે ખાદીને સ્વીકારવી જોઇએ, બ્રિટિશ માલનો બહિષ્કાર શકય નથી, કારણ કે એક નહિ તો બીજા દ્વારથી, બીજી છાપથી એ માલ દેશમાં ઘુસાડવામાં આવશે. અમદાવાદના મિલમાલેકોએ પણ આ બાબતમાં તેમની સાથે મસલત ચલાવેલી છે. પણ આત્મહિતભીરુ

મિલમાલેકો આમાં જોડાય એ શકય નથી. જોડાતાં છતાં પણ તેઓ માત્ર પોતાનો માલ વેચાય એટલા પૂરતા જ નેતાઓ સાથે ઊભા રહે, સરકાર વિરુદ્ધની હીલચાલમાં ઊભા ન રહે! પણ વધારે મુશ્કેલી તો એ છે કે ખાદીનો નફો ખાવા તેમણે બનાવટી ખાદી બનાવવાના સંચા આણેલા છે અને આ સંચા બંધ થાય નહિ ત્યાં સુધી તેમની સાથે મસલત ચાલી શકે નહિ. અને ખાદીથી મિલના માલનું ગૌણ-સ્થાન સ્વીકારાય તો જ મિલો આ હીલચાલમાં કામ કરી શકે.

શ્રીયુત લાલા લજપતરાય આ બાબત મસલત કરવા ગાંધીજી પાસે આવેલા હતા. બહિષ્કારનું નેતૃત્વ મહાત્માજી લે એને માટે તેઓ ઉત્સુક છે. અને બધા નેતાઓ ભેગા થઇ આને માટે ચોકકસ કાર્યપદ્ધતિ નક્કી થાય એમ તેઓ ઇચ્છે છે. મિલમાલિકો કેટલા નિડર થાય છે, દેશની હીલચાલમાં ખુલ્લી રીતે કેટલા જોડાવા હા પાડે છે, પોતાના નફાના ટકાનું નિયમન કરવા કેટલે અંશે બંધાય છે તે ઉપર તેનો આધાર છે. દરમિયાન પ્રજા પોતાની મેળે ખાદીનો જ ઉપયોગ કરીને દેશના કાર્યને આગળ ધપાવે એ માર્ગ તો ખુલ્લો જ છે.

*મુંબાઇ મિલોની હડતાલ*

અત્યારે જ્યારે મિલમાલેકોએ દેશનું હિત વિચારી દેશના કાર્યક્રમમાં મદદ કરવી જોઇએ ત્યારે મુંબાઇ મિલોની હડતાલ દહાડે દિવસે ભયંકર સ્વરૂપ લેતી જાય છે. અપ્રિલના મધ્યથી હડતાલો પડવા માંડી છે. તે વધતી જ જાય છે. અત્યારે સવાલાખ માણસો કામ વિનાનાં છે અને ૬૦ મિલો બંધ છે.

એ હડતાલ લાંબા વખતથી મિલ કામદારોમાં ધૂંધવાતા અસંતોષનું પરિણામ છે. મૂળ કારણ એ છે કે ટરીફ બોર્ડે કામદારોનું કાર્યકારિત્વ વધારવા કેટલીક ભલામણો કરી. ભલામણો ખોટી નથી, તેથી અંતે કામદારોને લાભ થાત પણ તેમ કરવામાં મિલમાલેકોએ કામદારોને તેમના વિશ્વાસુ નેતાઓ દ્વારા સમજાવવા જોઇએ તે પ્રમાણે સમજાવ્યાં નહિ. બધી મિલોએ ભેગાં થઇને એક નિયત કરેલી કાર્યપદ્ધતિ પ્રમાણે સુધારા દાખલ કરવાને બદલે, દરેકે જુદી જુદી રીતે ફેરફારો કર્યા. કેટલાક ફેરફારથી કામદારોની હાડમારી વધી પણ છે. હલકા સંચામાંથી અને હલકા રૂમાંથી વધારે સારા નંબરનું સૂતર કાઢવું પડે છે તેથી કામ કરનારની મુશ્કેલી વધે છે. પૈસામાં પણ તેઓને નુકસાન થયું છે. આ બધાં કારણો કાંઇ સમાધાન ન થઈ શકે તેવાં નથી, પણ મિલમાલેકોએ શરૂઆતથી ચેતીને ડહાપણ વાપરીને લેવાં જોઇતાં પગલાં લીધાં નહિ અને અત્યારે મિલમાલેક અને કામદારો વચ્ચે અંટસ પડી ગઇ છે. ઘણાખરા કામદારો પોતાને ગામ જવા માંડ્યા છે. કામદારના નેતાઓ અને મિલમાલેકો હવે વખતસર સમજીને સમાધાન કરે તો ઘણું સારૂં. આવા પ્રસંગોને માટે પહેલેથી જ સમાધાન કરવાને માટે કોઇ કાયમી મંડળ નીમી રાખ્યું હોત તો આવી ખુવારી ન થાત.

હડતાલ દરમિયાન માણસોના જાનને પણ હાનિ થવાના દાખલા બન્યા છે. મજુરો સરઘસ કાઢતા હતા ત્યારે પોલિસે તેમના પર ગોળીબાર કર્યો છે, જેને પરિણામે એક જુવાન કામદારનું મૃત્યુ થયું છે અને બીજા કેટલાક ઘાયલ થયા છે. પોલિસનું બહાનું સામાન્ય રીતે હોય છે તેમ આત્મરક્ષણનું છે. પણ પોલિસે આવા અણીને સમયે વધારે ધીરજ રાખવાની જરૂર હતી. દરેક માણસને પોતાના અભિપ્રાયનો પ્રચાર કરવા શાંતિથી સરઘસો કાઢવાનો હક છે. અને પોલિસે તે હકને માન આપવું જોઈતું હતું. આ બાબતમાં પોલિસે રજુ કરેલા કારણ સંબંધી તપાસ થવાની જરૂર છે.

**ઇન્ડીઅન સ્ટેટ્સ કમિટી—**

હિંદમાં દેશી રાજાઓની સ્થિતિ વિચિત્ર અને વિલક્ષણ છે. તેમનો સરકાર સાથેનો સંબંધ તદ્દન અસ્પષ્ટ છે અને એ બાબત રાજાઓને માટે કેટલી વસમી છે તે દહાડે દિવસે નવા બનતા જતા દાખલાઓથી દેખાતું જાય છે. લૉર્ડ રેડિંગે નિઝામ સરકારને આપેલો જવાબ, ઇંદોરના રાજાને પદભ્રષ્ટ કરવાનો બનાવ વગેરેથી રાજાઓ વધારે ચિંતાતુર થયા હતા. આ ઉપરથી ગઇ ૧૫ મી ડિસેંબરે હિંદ સરકારે, સરકાર અને દેશી રાજ્યોના કરારો, સનદો, સંબંધો વગેરેની તપાસ કરવા એક કમિટી નીમી જેના પ્રમુખ સર હારકોર્ટ બટલર છે. આ કમિટીના સભ્યોએ કેટલાંક દેશી રાજ્યોની મુલાકાત લીધી. હવે તે બાકીનું કામ ઇંગ્લંડ જઇ કરવાની હોવાથી તે ઈંગ્લંડ જવા ઉપડી ગઇ છે. ઇંગ્લંડ જતાં પહેલાં તે એક અઠવાડિયું મુંબઈ રહી અને તે દરમિયાન નાનાં મોટાં સ્ટેટના રાજાઓ સાથે તેણે મુંબઇમાં મસલતો ચલાવી. દેશી રાજાઓએ કૉનફરન્સ ભરી તેમાં એક ઠરાવ કર્યો. આ ઠરાવમાં તેમણે પોતાની રૈયતનું હિત સંભાળવાને કબુલત આપી છે અને સરકાર સાથે પોતાનો સંબંધ સ્થિર રૂપ લે એવી ઇચ્છા દર્શાવી છે. આખા દેશનું હિત થાય તેવાં કામોમાં સરકાર અને લોકો સાથે જોડાવાનો સ્વીકાર કર્યો છે અને અંતે, સરકાર તરફની વફાદારી બતાવેલી છે. આ બધા ઠરાવો તો સારા છે, પણ જ્યાં સુધી દેશી રાજાઓ પોતાના ખાનગી ખરચ ઉપર અમુક નિયત અંકુશ સ્વીકારે નહિ, રૈયત તરફની જવાબદારી સ્વીકારે નહિ અને રૈયતને કારોબારમાં હક આપે નહિ ત્યાં સુધી આવા ઠરાવોનો કશો અર્થ નથી.

અને બટલર કમિટી પાસેથી પણ આપણે કશી આશા રાખી શકીએ એમ નથી. આ કમિટી માત્ર રાજાઓને જ મળી છે; રૈયતના પ્રતિનિધિઓને મળી નથી, અને મળવા માગતી નથી ત્યાં સુધી સરકાર અને રાજાઓની સાથેના સંબંધો સ્થિર થવાનો કશો અર્થ નથી. કારણ કે સરકારની ડખલગીરી રૈયતના રક્ષણને અર્થે છે, અને એ રક્ષણને આવશ્યક બંધારણ જ્યાં સુધી નિયત થાય નહિ ત્યાં સુધી સરકારની દરમિયાનગીરી પણ મોકુફ જ રહેવાની. રૈયતને ચોક્કસ બંધારણ અને હક્કો આપવામાં રાજાઓને પોતાને સરકારની દરમિયાનગીરી સામે રક્ષણ મળે છે, તેમાં રાજાઓનું પોતાનું હિત રહેલું છે એમ તેમણે સમજવું જોઇએ. અને આવું કોઈ બંધારણ બટલર કમિટી નહિ કરે તો ઘણી ખરી સરકારી તપાસોની પેઠે એ પણ નિષ્ફળ જવાની એમાં અમને સંદેહ નથી.

**ખેતીવાડી શાહી કમિશન**

ના કમિશને એક વરસ કામ કરીને પોતાનો રિપોર્ટ ઘડ્યો છે. તેના અધ્યક્ષ માર્કિવસ ઑફ લિનલિથગો કાશ્મીર આરામ લેવા ગયા છે.

આ રિપોર્ટ બે માસમાં ઇગ્લંડમાં અને હિંદમાં એક સાથે બહાર પડશે એમ મનાય છે. રિપોર્ટ સર્વાનુમતે લખાયો છે, જો કે એક વિષય ઉપર મતભેદ થતો થતો રહી ગયો છે એમ મનાય છે.

રિપોર્ટ બહાર પડ્યા પહેલાં તેને વિશે અભિપ્રાય બાંધી શકાય નહિ. પણ જેટલી હકીકત બહાર પડી છે તેટલી ઉપરથી કાંઈ સારી આશા બાંધી શકાય એમ લાગતું નથી. કમિશને કંઇક ૬૦૦ ભલામણો કરી છે અને તે ભલામણો અમલમાં આવતાં કંઇક અરધી સદી લાગશે એમ મનાય છે!

ભલામણના મુખ્ય મુદ્દામાં કશું નવું નથી. પ્રથમ મુદ્દો એ છે કે ખેડુતને પોતાની પેદાશ માટે પૂરતો ભાવ ઉપજી શકતો નથી. એ ખરું છે પણ તેને માટે કરવું શું? શું સરકારી અમલદાર તેની પેદાશની કિંમત સારી ઉપજાવી દેવાનો હતો? અને એક્સચેન્જના ભાવો હમેશાં

અમને દેખાય છે. ગૂજરાતીમાં વ્યક્તિ તરીકે ઘણી ઉત્તમ શક્તિઓ છે પણ સંઘહિતની ખાતર વ્યક્તિગત તકરારોનું સમાધાન કરતાં તેને આવડતું નથી. એ જ વસ્તુ આપણી સંસ્થાઓમાં, આપણી નાતોમાં, અને આ વખતે અમદાવાદમાં બન્યું તેમ આપણી મ્યુનિસિપાલિટીઓમાં પણ આડે આવે છે. ઉછરતી પ્રજાએ આથી ચેતવું જોઇએ અને અત્યારથી સંઘમાં કામ કરવાની તાલીમ લેવી જોઈએ છતાં

**અમદાવાદનો યુવક સંઘ—**

અમે સાંભળીએ છીએ કે, કામ નહિ કરી શકવાથી પોતાની મેળે છૂટો થવાનો છે. અમદાવાદના યુવાનો માટે આ ઘણી શરમાવનારી હકીકત છે. આ સંઘ તૂટે છે તેનું કારણ અમને તો એજ લાગે છે કે કામની ખરી ધગશ તેમનામાં ઓછી છે. તેથીજ નાની બાબતોના તકરારો ઉપર સંઘનું વહાણ અત્યારે અથડાઈ તૂટવાનો સમય આવ્યો છે. તેમને પોતાની કાર્ય શક્તિનું ભાન ન હોય તો સરકારે શરૂઆતથી જ તેમના પર જે વહેમ આણવા માંડયો હતો તે ઉપરથી પણ તેઓ એટલું સમજ્યા હોત તો સારૂં થાત. ખેર! હજી પણ વખત વહી ગયો નથી. અત્યારે ખોંબે પ્રેસીડન્સી યુથલીગ, સ્વદેશી અને બહિષ્કાર પ્રવૃત્તિમાં આગળ ધપે છે તેમ અહીંના યુવાનો પણ ચાહે તો કરી શકે. બંધારણ કે મોટી સંખ્યાનો લોભ નહિ રાખતાં, અમુક મિત્રો એક ચોક્કસ કાર્યક્રમ ઘડી તેનું કામ શરૂ કરે, તેવું કાર્ય કરવાની ઇચ્છા રાખનારા બીજાઓ તેમાં જોડાય, તો આ મંડળના નાશમાંથી પણ ઘણું બચી શકે અને યુવાનો પોતાનું નામ શોભાવી શકે.

* *

**પંડિત જવાહીરલાલ નેહરૂનું ભાષણ—**

ગઈ કોંગ્રેસ વખતે જ આપણે જોયું છે કે હિંદના રાજકારણમાં પંડિત જવાહીરલાલ નેહરૂએ પોતાનું સ્વતંત્ર સ્થાન લીધું છે. ગઇ તા. ૧૫ મીએ લાહોરમાં ભરાયેલી પંજાબ પ્રોવિન્શીયલ કૉનફરન્સમાં પ્રમુખ સ્થાનેથી આપેલા ભાષણ ઉપરથી એ હકીકત ફરી ધ્યાનમાં આવી છે.

પંડિતજી બે વરસ યુરોપ જઈ આવ્યા. ત્યાંની સ્થિતિમાંથી તેમણે ઘણું મેળવ્યું જણાય છે. તેમણે પ્રત્યક્ષ કર્યું છે કે આખી દુનિયાં ઉપર જે હુન્નર ઉદ્યોગનું મોજું ફરી વળ્યું છે તેનાથી અને તેમાંથી ઊઠતા પ્રશ્નોથી હિંદ અલગ નહિ રહી શકે. ઉદ્યોગની ધમાલમાં ઘણા અનિષ્ટો છે પણ તેને નિવારવા ઉદ્યોગથી અલગ રહેવું એ ખરો ઉપાય નથી પણ તે સ્થિતિને કાબુમાં રાખી લેવી એ તેનો ખરો ઉપાય છે. અહીં તેઓ મહાત્માજીના મંતવ્ય પ્રમાણે બરાબર માનતા નથી એ સ્પષ્ટ છે. છતાં મહાત્માજીના ખાદીના આદેશને તેઓ દેશને માટે અત્યારે આવશ્યક માને છે. દેશે આર્થિક રીતે ઇગ્લંડથી સ્વતંત્ર થવું જોઇએ અને તેમ થવા અત્યારની હિંદની મિલો અશક્ત છે, અને જ્યાંસુધી અશક્ત રહે ત્યાં સુધી ખાદી એ એક જ આપણે માટે આર્થિક સ્વતંત્રતા મેળવવાનો ઉપાય છે.

પંડિત નેહરૂજી દેશના જૂના વિચારો, રીતરિવાજો કાઢી નાંખી એક પ્રકારના નવા સામ્યવાદ (socialism)નો ઉપદેશ આપે છે. ત્યાં તે પશ્ચિમનું અંધ અનુકરણ કરતા નથી. આ આર્થિક સ્થિતિને લીધે જ કામદાર અને મૂડીદારની પેઠે હિંદ અને ઇગ્લાંડનાં હિતો વિરોધી છે. માટે હિંદે ઇગ્લંડથી સ્વતંત્ર થવું જોઇએ. કોમી દૃષ્ટિ એ જૂની અને મિથ્યા છે. પોતાની આર્થિક હિતની દૃષ્ટિએ દરેકે જોવું જોઇએ. નાત, જાત, કોમ, ધર્મ એ સર્વ દૃષ્ટિ અત્યારે ઉપયોગની નથી. હિંદનું રાજકારણું હવે નવા પંથે ચાલવું જોઈએ.

કામદાર અને મૂડીદારનો વિરોધ ખરો છે. પણ હજી હિંદ ઉદ્યોગની એવી ભૂમિકાએ

નથી પહોંચ્યું કે જેથી તે મટી અને મજુરોનો વિરોધ ગાજતો થશે. ત્યાં સુધી હિંદુ-મુસ્લીમ વિરોધો ટોણી પ્રશ્નો તરીકે જોવા પડશે. ખાણી રાજકારણમાં ધર્મ કે કોમની દૃષ્ટિ કરતાં અર્થદૃષ્ટિએ વિચાર કરશો જોઇએ એમાં અમે સંપૂર્ણ સંમત છીએ. આ મતનું સત્ય અત્યારે બારડોલીના સત્યાગ્રહમાં પ્રત્યક્ષ થાય છે. દરેક માણસ લડતમાં પોતાનું અને પોતાના વર્ગનું હિત ચોક્કસ રીતે જુએ છે માટે જ લડવાને તત્પર રહે છે. સામ્યવાદની દલીલની ચર્ચા ન કરતા બારડોલીની પેઠે આપણી સ્થિતિમાં તેનું પ્રત્યક્ષ દર્શન કરાવવું એ ખરો ઉપાય છે.

## ભારતીય ભાષાઓની ગવેષણા અને સંગ્રહ—

સર જ્યોર્જ ગ્રીયરસને ત્રીસ વરસની મહાભારત મહેનતે હમણાં હિંદની ત્રીસ કરોડ પ્રજા જે જુદી જુદી ભાષાઓ અને બોલીઓ બોલે છે તે સર્વના નમૂના તેમાં સંઘરેલા છે. મૈસૂર અને નિઝામનાં રાજ્યો આમાથી અલગ રાખ્યાં છે જ્યાં આ પુસ્તકમાળામાં ૧૭૯ ભાષાઓ અને ૫૪૪ બોલીઓનો સંગ્રહ થયેલો છે. મુખ્ય મુખ્ય ભાષાઓના ઉચ્ચારો યથાર્થ સચવાઇ રહે માટે તેના ટુકડાઓ ગ્રામોફોનમાં પણ ઉતારી લીધા છે. હિંદમાં વિચિત્ર પ્રકારની ભાષાઓ અને બોલીઓ મળી આવે છે. પૂર્વ આસામના નાગા લોકોની ભાષા તો પહેલી જ વાર લિપિમાં ઉતરી. કોઈ ભાષાના શબ્દો માત્ર એકસ્વરી જ છે તો કોઈમાં શબ્દ ઉપર શબ્દ ખડકાતા જાય છે.

આમાં માત્ર હકીકત જ સંગ્રહ નથી પણ ભાષાઓનું શાસ્ત્રીય વર્ગીકરણ પણ થયું છે.

આથી ભાષાશાસ્ત્રના અભ્યાસમાં સંશોધનનું એક વિશાળ ક્ષેત્ર ખુલ્લું થયું છે. આ પુસ્તકોથી કેળવણી ખાતામાં પણ ઘણી મદદ થશે. કઇ ભાષા કયા પ્રદેશમાં ચલાવવી તે નક્કી થશે. અને રાજકારણમાં પણ આ ઓછું ઉપકારક નહિ થાય. કારણ કે થોડા જ સમયમાં હિંદમાં રાજકારણી વહીવટના પ્રાન્તો પણ ભાષા પ્રમાણે અંકાશે એમા સંદેહ નથી.

---

## શ્રીયુત મગનલાલ ગાંધીનું અવસાન

એપ્રિલની શરૂઆતમાં શ્રીયુત મગનલાલ ગાંધી ખાદીના કામ માટે પટણા ગયા હતા ત્યાં સખત તાવથી તેમને મહાત્માજીની જેવા પ્રવૃત્તિમાં તેઓ તેમના જમણા હાથ જેવા હતા. દેહ પડી ગયો. સદ્ગત એક બાહોશ, શાન્ત, આદર્શોને માટે સતત પરિશ્રમ કરનારા હતા. મહાત્માજી જેમના જવાથી પોતાને એકલા થઇ ગયા ગણે તેમની સેવા નિસીમ હોવી જોઇએ તેમાં શંકા નથી. સદ્ગત કાર્યકર ઉપરાંત વિચારક પણ હતા. મહાત્માજીના નવા પ્રોગ્રામને માટે passive resistance 'નિષ્ક્રિય વિરોધ' શબ્દ ખોટો છે અને એને માટે 'સદાગ્રહ' જેવો શબ્દ જોઇએ એવી સૂચના એમણે કરી, જે ઉપરથી મહાત્માજીએ 'સત્યાગ્રહ' શબ્દ યોજ્યો. સદ્ગતે પોતાના જીવનની આહુતિ સત્યાગ્રહને માટે આપી હતી અને તે પ્રમાણે છેવટ સુધી એકધારું જીવન ગાળ્યું હતું ઈશ્વર તેમના આત્માને શાંતિ બક્ષે!

---

# પ્ર સ્થા ન

પુસ્તક ૬ ૧૯૮૪ : જેઠ થી આસો અંક ૧ થી ૬

## લેખોની અનુક્રમણિકા

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૬ જેઠ : ૧૯૮૪ અંક ૧

# મહાભારતનાં પાત્રો

ભાઈઓ અને બ્હેનો,

આજે મહાભારતના સંબંધમાં આજ સુધી મેં જે વાંચ્યું અને વિચાર્યું છે તેનો ખ્યાલ મારે આપવો એમ ગિજુભાઈને હું મળ્યો હતો ત્યારે તેમણે મને કહ્યું હતું.

જુના વખતમાં જ્યારે બી. એ. માં આપણે ભણતા ત્યારે ઘણીવાર એમ બનતું કે મૂળ ગ્રંથને વાંચ્યા વિના વિવેચન ગ્રંથ વાંચવા મળે. આજે તમે અગર તમારામાંના કોઇએ મહાભારત નહિ વાંચ્યું હોય તો પણ હું આ મારી મહાભારત ઉપરની સમાલોચના તમારી પાસે મૂકું છું.

પહેલાં હું જુદા જુદા પ્રસંગો મૂકું પછી આ સમાલોચના રજુ કરૂં. આ કાંઇ વાંચીને તૈયાર કરેલ ભાષણ નથી. એ તો ગિજુભાઈ સાથે થયેલ વાતચીતને લીધે ગમ્મતને ખાતર રજુ કરૂં છું, અને તેથી માત્ર ઉડતો ખ્યાલ તમને આપીશ, એટલે મારા મન ઉપર મહાભારતની છાપ પડી હોય તે તમારી પાસે રજુ કરીશ. પણ મહાભારતના પ્રસંગો આપણે એક યા બીજી રીતે જાણીએ છીએ તે વિષે ભવિષ્યમાં જુદી વાત કરીશ.

હું મહાભારત વિષે એક વાત માનું છું. જેણે લખ્યું છે એ માણસને મારી દૃષ્ટિથી દુનિયાના બધા સાહિત્યકારોમાં હું પ્રથમ સ્થાન આપું છું. મેં હોમરનાં ઇલિયડ અને ઓડિસીનો અભ્યાસ કર્યો છે. મેં વર્જીલ વાંચેલ છે. મિલ્ટન, ડાન્ટે, શેક્સપિયર વગેરેનો અભ્યાસ પણ કર્યો છે. એ બધા મોટા ધુરંધર સાહિત્યકારો કહેવાય છે. તેમની અગ્રસ્થાનની પદવી એ બધાંનાં પ્રસિદ્ધ સર્જન ઉપરથી જણાય છે. એ સર્જનોમાંનાં બધાંનાં ચિન્હો, એથી યે વિશેષ, મહાભારતમાં મને દેખાયાં છે. મહાભારતની છાપ મારા મન ઉપર જે જાતની પડી છે તે હું હવે રજુ કરૂં છું.

કોઈ પણ પુસ્તક વાંચતાં, પહેલાં તો તેમાં મુખ્ય પાત્ર કોણ છે એનો વિચાર આવે. મહાભારતમાં નાયક–hero–કોણ? કયા પુરુષ કે સ્ત્રીની આસપાસ આ આખું નાટક ફરે છે એ પ્રશ્ન ઉભો થાય છે. દાખલા તરીકે શાકુન્તલ વાંચતાં તેમાં નાયક કોણ એ પ્રશ્ન ઉભો થાય. હોમર (Homer) નો hero કોણ એ પ્રશ્ન ઉભો થાય ને તેમ મહાભારતમાં hero કે haroine કોણ? એવો જબરદસ્ત માણસ કોણ? અર્જુન, યુધિષ્ઠિર, દુર્યોધન? આ બધામાંથી કોઈ નહિ પણ આપણે દ્રૌપદીને એ પદ આપી શકીએ. એનો જન્મ એ મહાભારતનું કારણ. એ જ્યાં સુધી પડી નહિ ત્યાંસુધી મહાભારત ચાલે છે. Hero કે heroine માં દ્રૌપદી એકલી નથી આવતી. એનું એક નામ કૃષ્ણા છે. શ્રીકૃષ્ણ વિના કૃષ્ણા નહિ. મહાભારતનું બળ કૃષ્ણ ઉપર અને કૃષ્ણનું બળ કૃષ્ણા ઉપર. શ્રીકૃષ્ણ અને દ્રૌપદી એ બે મહાભારતનાં hero અને heroine. સાધારણ રીતે એ જગ્યાએ સ્ત્રીપુરુષ પતિપત્ની હોય છે; પણ મહાભારતમાં એમ નથી. આખું મહાભારત perspective માં મૂકો તો આ બે જ પાત્રો આગળ તરી આવે છે. દ્રૌપદીની ઉત્પત્તિનો પ્રસંગ તમે વાંચ્યો હશે. એ અગ્નિમાંથી ઉત્પન્ન થાય છે. દ્રુપદ અને દ્રોણાચાર્ય એક ગુરુને ત્યાં ભણતા. તેમને બંનેને મૈત્રિ થઈ. આ મૈત્રિને લીધે દ્રુપદે દ્રોણને વચન આપેલું કે હું રાજા થાઉં તે દિવસે તને ન્યાલ કરી દઉં. આ બધું તો ચાલ્યું ગયું. દ્રુપદ રાજા થયો. દ્રોણ પરણ્યા. દ્રોણના પુત્ર અશ્વત્થામાને પીવા દુધ ન મળે. મા પાસે જઈને પુત્રે દુધ માટે આગ્રહ કર્યો. આથી દ્રોણની સ્ત્રીએ પતિને આગ્રહ કરીને કહ્યું કે તમે દ્રુપદ પાસે જાઓ અને એક ગાયની માગણી કરો.

દ્રોણ એક ગરીબ બ્રાહ્મણને વેશે દ્રુપદ પાસે ગયા અને કહેવરાવ્યું કે હું મળવા આવ્યો છું. દ્રુપદે જવાબ વાળ્યો કે મારે કોઈ એવો મિત્ર નથી. દ્રોણે ફરીથી કહેવરાવ્યું. ફરીથી રાજાની ના આવી કે રાજાને આવા ભામટા મિત્ર ન હોય. દ્રોણ ગુસ્સે થયા અને સિપાઈને કહ્યું કે મને અંદર જવા દે નહિ તો તને બાળી નાંખીશ. આમ કહીને દ્રોણ અંદર ગયા. દ્રુપદને પૂછ્યું કે બોલ તને ઓળખાણ પડે છે. દ્રુપદે જવાબ ન આપતાં બીજી બાજુ જોયું. દ્રોણ બીજી તરફ આવ્યા અને પૂછ્યું એટલે વળી દ્રુપદે મોઢું ફેરવ્યું. એમ ચારે તરફ દ્રોણ ફર્યા પણ દ્રુપદે તેની સામું ન જોયું. પછી દ્રોણે કહ્યું કે આજે હું તારી પાસે એક ગાય માગું છું. હું તને તારું જૂનું વચન યાદ આપું છું. જો દ્રુપદે આજે મને એક ગાય આપવાની ના પાડી છે એ દ્રુપદને બાંધીને 'હું તારી ગાય છું' એમ ન કહેવરાવું તો હું દ્રોણ નહિ. પછી દ્રોણ પાંડવો પાસે ગયા. પાંડવોના ગુરુ બન્યા. બધી વિદ્યા ભણાવ્યા પછી તેમણે ગુરુદક્ષિણા માગી કે દ્રુપદને મુસ્કેટાટ બાંધી લાવો. પરિણામે ઉત્તરકુરુ અને દક્ષિણકુરુની લડાઈ થઈ અને દ્રુપદને લાવીને પાંડવોએ ખડો કર્યો. દ્રોણે પૂછ્યું કે કેમ હવે સાન ઠેકાણે આવી? દ્રુપદે કહ્યું કે તમારી ગાય છું, મને છોડી દો. પોતાનું વચન સિદ્ધ થયું એટલે દ્રોણે દ્રુપદને છોડી દીધો. દ્રુપદે પણ પછી તો પણ લીધું કે દ્રોણનું માથું ન ઉતારું ત્યાં સુધી ખરો દ્રુપદ નહિ. દ્રુપદે પોતાના રાજ્યમાં જઈ એક યજ્ઞ કર્યો અને એક દિકરો દિકરી માગ્યાં. ધૃષ્ટદ્યુમ્ને લડાઈમાં અશ્વત્થામા મરાયો એમ દ્રોણને કહી તેનું માથું કાપ્યું. આ વેર તે આખા મહાભારતનું મૂળ. દ્રૌપદીએ જો કર્ણને નહિ પરણું એમ ન કહ્યું હોત, દુર્યોધન મહેલ જોવા આવ્યો અને એક જગ્યાએ પાણી ધારીને અંદર પડ્યો ત્યારે દ્રૌપદી હસી ન હોત, કૌરવ સભામાં દુર્યોધને

દ્રૌપદીને સાથળ ઉપર બેસવા કહ્યું ત્યારે કૃષ્ણે જો ચીર ન પૂર્યાં હોત તો મહાભારતનું યુદ્ધ ન બનત. કૃષ્ણ પાંડવો વતી વિષ્ટી કરવા ગયા ત્યારે દ્રૌપદીએ કહ્યું હતું કે બધું ભલે પણ દુર્યોધનનું લોહી ન પીવાય એ ઠીક નહિ. કુન્તીયે પણ કૃષ્ણને એમ જ કહ્યું છે. કૃષ્ણે તો એમ પણ કહ્યું હતું કે ફક્ત એક સોય જેટલી જમીન આપે તો પણ બસ છે. યુધિષ્ઠિરે દ્રૌપદી અને કુન્તીને કહ્યું હતું કે હું બાજી જ એવી માંડીશ કે સમાધાન નહિ થાય. દુર્યોધને કહ્યું કે અમારે ત્યાં ઉતરો. તો કૃષ્ણ કહે હું વિદુરને ત્યાં ઉતરીશ. આમ કૃષ્ણની દાનત જ પહેલેથી સમાધાન થવા દેવાની ન હતી.

યુદ્ધને છેલ્લે દિવસે દુર્યોધન ભીમની ગદાના મારથી મરૂં મરૂં થઈ રહ્યો હતો, ત્યારે તેની પાસે અશ્વત્થામા આવ્યો અને કહ્યું કે તમારી ઇચ્છા શું છે ? 'ગુરુપુત્ર, એક જ વાસના છે કે પાંચ પાંડવોનાં માથાં તું કાપી નાંખ. એ માથાં નજરે દેખું કે તરત જ શાંતિ થશે.' અશ્વત્થામા કહે 'મારી નાંખું એમાં શું છે ?' આ વાતની ખબર પડતાં પાંડવોના તંબુમાં કૃષ્ણની બાજી એવી હતી કે તંબુની આસપાસ ચોકી રાખી હતી તે કૃષ્ણે ફેરવી નાખી. કૃષ્ણે કહ્યું કે અર્જુનને વરદાન મળ્યું છે માટે આજે તો શંકરની ચોકી રાખો. શંકરે કહ્યું કે હા, આજની ચોકી મારે માથે, પણ તેમાં એક શરત કે મારી ચોકી દરમ્યાન હું કોઇને અંદર દાખલ થવા ન દઉં, તેમ જ અંદરથી કોઇને બહાર ન નીકળવા દઉં અને સવારનું અજવાળું થાય એટલે હું ચાલ્યો જાઉં. પછી સહુ સુતા ત્યારે કૃષ્ણ કહે કે આજે લડાઇ પુરી થઇ છે. આ તંબુમાં આપણે ૧૮ દિવસ રહ્યા. હવે આજે બીજા તંબુમાં જઇએ. એમ કરીને એ રાત બીજા તંબુમાં રહેવાનું ઠરાવ્યું. આ તંબુએ તો શંકરની ચોકી છે ત્યાં અશ્વત્થામા આવ્યો. તેણે વિચાર કર્યો કે આજે ચોકીદાર કોણ છે એને જ પહેલાં મારૂં. એમ વિચાર કરી બાણ મારવાં શરૂ કર્યાં પણ તે રાતના ચોકીદારને બાણ વાગે જ નહિ. આથી એણે ધ્યાન ધર્યું ત્યાં ખબર પડી કે આ ચોકીદાર તો શંકર છે. આથી અશ્વત્થામાએ નિશ્ચય કર્યો કે અગ્નિ સળગાવી બળી મરૂં ભલે બ્રહ્મહત્યા થાય. શંકરે કહ્યું કે અંદર પેસવા ન દઉં અને પેસવા દઉં તો બહાર ન જવા દઉં. અશ્વત્થામા કહે કે પેસવા તો દો. પછી અંદર ગયા. અંદર દ્રૌપદીના પાંચ પુત્રો સૂતા હતા તેનાં માથાં ચીભડાંની માફક કાપીને લઇ ગયા. અજવાળું થયું એટલે શંકર ગયા. અશ્વત્થામા માથાં લઇને દુર્યોધન તરફ જાય છે ત્યાં દૂરથી પાંચ માથાં જોઈને દુર્યોધનને શાંતિ થઇ. અશ્વત્થામા પાસે આવતાં દુર્યોધનને ખબર પડી કે આ માથાં તો દ્રૌપદીનાં પાંચ પુત્રોનાં છે; એટલે દુર્યોધને કહ્યું કે તેં તો પાછળ પિંડ મુકનારનાં માથાં કાપ્યાં. આમ હર્ષ અને શોકથી દુર્યોધનનું મૃત્યુ થયું. આખરે પુત્રો મરાયાની વાત દ્રૌપદીને ખબર પડતાં લડાઈ થઇ તેમાં અશ્વત્થામાનાં માથાનો મણિ લઇ લીધો. આ પછી દ્રૌપદી અંધારામાં જાય છે. મહાભારત પણ પુરૂં થવા આવે છે. એટલા જ માટે શ્રી કૃષ્ણ અને દ્રૌપદી મહાભારતનાં hero અને heroine છે.

પણ હવે બીજા પ્રસિદ્ધ લેખકોની કૃતિઓ આગળ મહાભારત કેવું છે એનો વિચાર કરીએ. બીજા દેશના કવિઓના પાત્રોમાં એક જ વસ્તુની ખુબી જોવામાં આવે છે. શેક્સપિયરની ખાસ ખુબી પાત્રોની વિવિધતામાં છે. શેક્સપિયરનો એન્ટની જુદો, ઓથેલો જુદો, મેકબેથ, ઓથેલો, હેમ્લેટ બધા જુદી જુદી જાતના. એ બધામાં મનુષ્ય સમાજની વિવિધતા દેખાઈ આવે છે. પણ એનેય વટી જાય એવી વિવિધતા મહાભારતમાં છે. બધી ઉમરનાં

પાત્રો મહાભારતમાં આવે છેઃ ગર્ભમાં રહેલ પરીક્ષિત અને અભિમન્યુ પણ મળે, ધરોઈયંત્ર મળે, ૭ વર્ષનો ઉત્તર લડાઇમાંથી ભાગતો મળે, કુમારો પણ મળે, એનાથી મોટા યુવાનો પણ મળે, મોટી ઉમરના દ્રોણાચાર્ય, વિદુર, ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વગેરે ઘરડાં પાત્રો પણ મળે. આ વિવિધતા બીજા પાત્રાલેખકોમાં નથી મળતી. ઉમર એ એક વસ્તુ. બીજું સમાજના બધી જાતના વર્ગો મહાભારતમાંથી મળે છે. ફક્ત એક વાણીયો ક્યાંય નથી આવતો. કદાચ વૈશ્યોનો એ કાળ નહિ હોય એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને શૂદ્ર એ ત્રણ વર્ગ ખૂબ મળે છે. સમાજનું પ્રતિબિમ્બ એમાં આવ્યું છે. ઉંચા નીચા બધી સ્થિતિના લોકો પણ મહાભારતમાં મળે છે. દુનિયાનું ધન લુંટી રાજસૂય યજ્ઞ કરનાર પણ મળે અને ખેતરમાંથી દાણો વીણી લાવી ગુજરાન ચલાવનાર પણ મળે. એ રીતે તવંગર તેમજ ગરીબ પાત્રો મળી આવે છે. એક પત્નીવાળા પણ મળે અને બહુ પત્નીવાળા પણ મળે. જુદી જુદી જાતનાં લગ્નો પણ આવે. પાંચ પતિવાળી પતિવ્રતા ગણાતી સ્ત્રી આવે. ધૃતરાષ્ટ્ર જેવા આંધળાની આંધળી બની સેવા કરનાર સ્ત્રી પણ મળે.

ફિલસુફી બાબત જોઇએ તો દરેક જાતની ફિલસુફીવાળાં પાત્રો મળે. ગુરુભક્તિ પણ મળે, ગુરુપત્ની જે માગે તે આપવા વાળા મળે અને ગુરુની સામા થયાના દાખલા પણ મળે. એક દાખલો યાજ્ઞવલ્કયનો છે. તે ભણતા હતા ત્યારે ગુરુએ હુકમ કર્યો કે અમુક કર. યાજ્ઞવલ્કયે ના પાડી. ગુરુએ કહ્યું કે મારી વિદ્યા ઓકી કાઢ. આથી તેણે ઓકી અને બીજા શિષ્યોએ તેતર થઇને એ વિદ્યા ચરી લીધી. યાજ્ઞવલ્કય ગુરુ શોધવા નીકળ્યા. કોઈએ કહ્યું કે તું સૂર્યની ઉપાસના કર, એ તારા ગુરુ બનશે. સૂર્યની ઉપાસના યાજ્ઞવલ્કયે કરી ત્યારે સૂર્યે કહ્યું કે મારે તો ચોવિસે કલાક ફરવાનું હોય છે એટલે મને ફુરસદ નથી. યાજ્ઞવલ્કયે કહ્યું કે ફુરસદ ન હોય તો પણ મને વિદ્યા આપો. ત્યારે સૂર્યે કહ્યું કે હું મધ્યાન્હ અને મધ્યરાત્રિએ અટકું છું તે વખતે જો તું આવે તો તને વિદ્યા આપીશ. આ ઉપદેશ તે વેદની માધ્યંગિની શાખા. આ રીતે ગુરુની સામે પણ થાય એવા પાત્રો પણ મહાભારતમાં આવે.

ભીષ્મ ત્રણ કન્યાઓને ઉપાડી લાવ્યા, અને પોતાના ભાઇ વિચિત્રવીર્ય વગેરેને પરણાવી. પણ તેમાંની ત્રીજી કન્યાએ પરણવાની નાં પાડી કે હું તો રાક્ષસને વરી ચૂકી છું. આથી ભીષ્મે કહ્યું, જા રાક્ષસ પાસે. રાક્ષસ પાસે જતાં રાક્ષસે રાખવાની ના પાડી. ભીષ્મ પાસે પાછી આવતાં ભીષ્મે પણ ના પાડી. પછી ભીષ્મે કહ્યું કે તું પરશુરામ પાસે જા. આથી તે કન્યા પરશુરામ પાસે ગઇ અને ખૂબ રોઇ અને તેમને વિનંતિ કરી બધી હકીકતથી વાકેફ કર્યા. પરશુરામે ભીષ્મ ઉપર ચીઠ્ઠી લખી કે આ કન્યાને તું પરણાવ. છતાં ભીષ્મે ના પાડી અને પરિણામે યુદ્ધ થયું. પરશુરામ ભીષ્મના ગુરુ હતાઃ ગુરુ હાર્યા. પરશુરામનો પરાજય થયો. આ થઇ ગુરુશિષ્યની વાત.

એવી જ રાજભક્તિની વાતો પણ છે. વેન રાજાનું જ્યારે માથું ઉડાવી દેવામાં આવ્યું ત્યારે બ્રાહ્મણોએ સાથળમાંથી નવો રાજા કાઢયો. આ પ્રમાણે સમાજની જુદી જુદી માન્યતાવાળા અનેક માણસો મહાભારતમાં ભેગા થયા છે.

જુદાં જુદાં નસીબવાળાં પાત્રો પણ મહાભારતમાં છે. કુન્તાનું નસીબ સદા ગરીબ જ છે. છેવટ સુધી એ દુઃખી જ રહે છે. વૈધવ્ય, દિકરાનો વનવાસ એવાં એવાં દુઃખો તેને આવ્યા જ કરે છે. એવી જ રીતે દ્રૌપદી ઉપર પણ દુઃખો પડેલાં. રોજ સુખ, દુઃખનો

દિવસ પણ નહિ એવાં પાત્રો પણ છે. દુર્યોધનના ભાઈઓ રોજના સુખી છે. તેમને કોઈ દિવસ દુઃખ આવ્યું નથી. ફક્ત નાનામાં નાનો વિકર્ણ અને મોટો દુર્યોધન એ બે જણા દુઃખી છે. આ બાજુ નકુળ સહદેવની જોડી સુખી છે. લાક્ષાગૃહ સળગ્યું ત્યારે તેમને કહેવામાં આવ્યું કે બહાર નીકળો એટલે કહે કે ચાલો. સહદેવ બધું જાણે છતાં તદ્દન નિર્લેપ નિરાકાર. આ સિવાય સાવ સુખી પાત્ર તે શ્રી કૃષ્ણ. એક જ પ્રસંગે તેઓ દુઃખી થયા છે. ભીષ્મ અને અર્જુનની લડાઈમાં ભીષ્મે બાણ છોડવા માંડ્યાં, અને અર્જુનને મૂર્છા આવી તે દિવસે કૃષ્ણને દુઃખ થયું. તેમને રીસ ચડી, એકદમ પીતાંબર પહેરેલું અને રથનું ચક્ર લઈને દોડ્યા. ભીષ્મે તેમનું કાંડું પકડ્યું કે કેમ હથિયાર નહોતાં લેવાં અને કેમ લીધાં? તરત જ કૃષ્ણ પાછા ગયા. અર્જુનની મૂર્છા વળી અને પછી વચ્ચે શીખંડીને ઉભો રાખ્યો.

આવી જ રીતે કેટલીક વિચિત્રતાઓ પણ આવે. દાખલા તરીકે ભીષ્મ કહે કે હું શીખંડીની ઉપર ઘા નહિ કરૂં. દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા કે અશ્વત્થામા મર્યો એમ સાંભળું એટલે શસ્ત્રત્યાગ કરવો. અર્જુનના પણ કેટલાય નાના મોટા sentiments. કૃષ્ણને પણ એવા જ sentiment કે આપણે શસ્રો લેવાં જ નહિ. આમ જુદી જુદી ટેકવાળાં પાત્રો મહાભારતમાંથી મળે છે. યુધિષ્ઠિરનો એક sentiment કે ગુરના દિકરાને ન મરાય.

એ સિવાય એક વિવિધતા તે જીવનના બધા જુદા જુદા આશ્રમોવાળા માણસો વ્યાસે ચિતર્યા છે. એમાં નૈષ્ઠિક બ્રહ્મચારી મળે તેમ જ બ્રહ્મચર્યનો જેમણે હ્રાસ કર્યો છે એવા પણ મળે. સુંદર ગૃહસ્થો મળે, સુંદર વાનપ્રસ્થ તેમજ સાચા મોટા સંન્યાસીઓ પણ મળે. આ રીતે જીવનનાં બધાં પાસાં મહાભારતમાં વર્ણવેલાં છે.

એક જગ્યાએ ગુરુદક્ષિણાની વાત આવે છે. ગુરુપત્નીઓનાં રમુજી વર્ણનો આવે છે. એક ગુરુપત્નીએ ગુરુદક્ષિણામાં એરીંગ માગ્યાં છે. એવી ગુરુપત્નીઓ પણ છે જેઓ ફક્ત પાણીથી જ શિષ્યને આશીર્વાદ આપી દે.

શિષ્યોમાં એકલી તુંબડી અને લંગોટી રાખીને વિદ્યાભ્યાસ કરનારા છે તેમજ જનક જેવા રાજાઓ પણ છે. એક વાર અષ્ટાવક્ર મુનિ કથા વાંચતા હતા. જનક મોડા થયા તેથી તેમની રાહ જોઇ. બધા વિદ્યાર્થીઓને થયું કે જનક જેવા રાજાને સારૂં ગુરુ શા માટે રાહ જોતા હશે? જનક આવ્યા અને મોડા થવા માટે ગુરુની માફી માગી. કથા ચાલતી હતી ત્યાં જનકના મહેલમાં આગ લાગી અને મહેલની આસપાસનાં ઝુંપડાંઓ બળવા લાગ્યાં. જનક તો બેઠો જ રહ્યો. બીજા સંન્યાસીઓ કથા સાંભળતા હતા તે પોતાની તુંબડી અને લંગોટી લેવા દોડ્યા કારણ કે તેઓ આ ઝુંપડાંમાં રહેતા હતા. આગ તો હતી જ નહિ અને બધા શિષ્યો પાછા આવ્યા. અષ્ટાવક્રે તેમને કહ્યું જાઓ લંગોટાઓ તમારી પાસે કથા નહિ કહું. આ જનક તો અંદરના જનકને મારીને આવ્યો છે અને તમને તમારી તુંબડી લંગોટીનો મોહ રહી ગયો.

શુકદેવજી જેવા સંન્યાસી પણ મહાભારતમાં મળે અને અજગરમાં રહીને ખાનારા પણ મળે. સાચા ખોટા ગૃહસ્થાશ્રમી પણ મળી આવે. આ રીતે જીવનનાં દરેક પાસાંને આલેખવામાં આવ્યાં છે.

હોમર અને શેક્સપિયરમાં આ વિવિધતા કેવી છે તે જોઇએ. દરેકમાં શૂરવીર આવે પણ તે જુદી જુદી જાતના. પણ એનાથી યે વિશેષ ચાતુર્યથી મહાભારતનાં પાત્રો ગોઠ-

વાયલાં છે. મહાભારતના અર્જુન, યુધિષ્ઠિર, ભીષ્મ, ભીમ, દુર્યોધન, અશ્વત્થામા એ બધામાં પ્રાણ છે, જીવન છે, છતાં દરેકનું વ્યક્તિત્વ જુદું જુદું છે. જેમ સ્રષ્ટા-ઈશ્વરનાં વિધાનમાં વિવિધતા દેખાય છે તેમ મહાભારતમાં પણ વિવિધતા દેખાય છે. જ્યારે આ દષ્ટિથી જોઉં છું ત્યારે મહાભારત દુનિયાનું ઉત્તમ કાવ્ય હું સમજું છું.

આખું મહાભારત છેવટે મોત તરફ લઇ જાય છે. રાજા અને રંક, યુધિષ્ઠિર, કૃષ્ણ બધાને મોત તરફ લઇ જાય છે. જીવનને અંતે આખરે તો અઢી હાથ જમીન જ છે એમ દર્શાવ્યું છે.

હિંદુસ્તાનના આખા જીવનનું ધ્યેય આખરે હિમાલયમાં જવાનું છે. તેમ મહાભારતનાં બધાં પાત્રો છેવટે હિમાલયમાં જાય છે. એટલે મનુષ્ય જીવનમાં એક વસ્તુ નિરંતર જોઇએ છીએ તેમ મહાભારતમાં પણ દેખાય છે.

બધાનાં ગયા પછી પાછળ એક કૃણગો પરીક્ષિત રહે છે. મહાભારતની શરૂઆત કરે છે દ્રૌપદી અને અંતે નાનો એવો કૃણગો પરીક્ષિત ગાદીએ બેસે છે.

આજે તો આટલો મહાભારતનાં પાત્રોનો સામાન્ય પરીચય કરાવું છું. વિશિષ્ટ પાત્રોનો પરીચય હવે પછી.*

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

# બારડોલીના પાઠ

## ૧ સાધનસામગ્રી

કોલાબા જીલ્લાના અલીબાગ તાલુકામાં બે વર્ષ થયાં જમીન મહેસુલનો વધારો થયો છે અને એ વધારાની સામે અલીબાગના ખેડુતોનો તીવ્ર વિરોધ હોવાને લીધે ત્યાંના પ્રજાકીય નેતા શ્રી. ગોસાવીએ ગામડે ગામડે રખડીને પ્રજામત કેળવ્યો અને વધારાનું જમીન મહેસુલ નહિ આપવાનો સત્યાગ્રહ આદર્યો. શ્રી. ગોસાવી બારડોલી તાલુકાનો સત્યાગ્રહ જોવા માટે આવ્યા હતા, ત્યારે એ લડતની સાધનસામગ્રી જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા. "ગામડાંઓ એવાં સુન સાન થઇ ગયેલાં કે રસ્તામાં કુતરાં પણ જોવામાં આવે નહિ અને ઝાડ ઉપર પક્ષીઓ પણ બોલે નહિ" એવી ગામડાંઓની સ્થિતિ તેમને નજરે પડી. દરેક ગામમાં સખત ચોકી રાખનાર સ્વયંસેવકો, તેમના પર દેખરેખ રાખવા માટે તથા દરરોજની ખબર પત્રિકાઓ વહેંચવા તથા સમજાવવા માટે આશ્રમોના સ્વયંસેવકો, એ સ્વયંસેવકોને રહેવા, ખાવા, સુવા મારની વ્યવસ્થા, જપ્તી અમલદાર કોઇ પણ જાતનો અન્યાય ન કરી શકે તેટલા માટે તેની જોડે રહેનાર સ્વયંસેવકો, ઢીલા પડી જતા અગર હિંમત હારી જાય એવા ખેડુતોની પીઠ થાબડનાર પીઠ કાર્યકર્તાઓ, દરેક આશ્રમમાં એક બે અનુભવી અને પ્રતિષ્ઠિત પ્રજાસેવકો અને મુખ્ય મથકમાંથી થતું વિશાળ પ્રકાશન કાર્ય—એ બધાનો મોટો

* દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં તા. ૨૧-૩-૨૮ ને રોજ અપાયેલું વ્યાખ્યાન. વ્યાખ્યાન ઉપરથી નોંધ લેનાર શ્રી. વેણીલાલ છગનલાલ બૂચ.

ખર્ચ મેળવવાની શક્તિ—આ સર્વે ચીજ જોઇને શ્રી. ગોસાવી લગભગ આભા બની ગયા. અલીબાગ સત્યાગ્રહ માટે ન મળે સ્વયંસેવકો, ન મળે નાણાંની મદદ એટલે ત્યાંની પ્રજામાં સંપ કેળવવાની ભારે મુશ્કેલી એમણે જણાવી. દક્ષિણમાં રહેણીકરણી સોઘી છે, સ્વયંસેવકો થોડા ખર્ચે મળી શકે છે, આત્મભોગની ભાવના ઠીક ખીલી હોય છે, પણ જ્યાં નાણાંની સગવડ ન હોય ત્યાં સામુદાયિક લડત શી રીતે ઉપાડી શકાય? તેમાં વળી અડધો કેળવાયલો મહારાષ્ટ્રી હમેશાં હિંસા-અહિંસાની નકામી ચર્ચામાં ઉતરી પડી છે. ખરી હકીકત એવી છે કે મહારાષ્ટ્રીને અહિંસાની તાલીમ મળી નથી, એના આત્મિક બળની બરાબર ખીલવણી થઇ નથી. પંજાબના અકાલી શારીરિક બળમાં તેમ જ શૌર્યમાં મહારાષ્ટ્રી કરતાં ઉતરતા નથી તે છતાં તેમનામાં અહિંસાત્મક લડત લડવાનું આત્મબળ છે. હાલની આપણી સામુદાયિક લડતોમાં અહિંસા સાચવવાની ઘણી જ જરૂર છે, પણ મહત્વના પ્રશ્નો હાથમાં લેવાને બદલે કેટલાક મહારાષ્ટ્રીઓ અહિંસાવાદની સામે થવામાં મોટું માન માની લે છે.

સત્યાગ્રહ કરવો એ સહેલી અને મામુલી વાત નથી અને જ્યાં જ્યાં પુરેપુરો વિચાર થયા વિના સત્યાગ્રહ શરૂ થાય છે, ત્યાં નિષ્ફળતા પ્રાપ્ત થાય છે. આપણે જાણીએ છીએ કે એક વ્યક્તિ પણ સત્યાગ્રહ કરી શકે છે પણ સામુદાયિક સત્યાગ્રહ માટે ઘણી તૈયારી કરવી પડે છે. પંજાબમાં નિકલસનનાં બાવલાં માટે અને મદ્રાસમાં નીલનાં બાવલાં માટે જે સત્યાગ્રહો થયા તે સફળ થયા નથી.

બારડોલીની લડતને ટેકો આપવા માટે મુંબઇના જાણીતા પારસી વકીલ નરીમાન બારડોલી તાલુકાના સરભોણ ગામમાં આવ્યા અને અહીંની પ્રજાની મક્કમતા, સરકારને પગલે પગલે હંફાવવાની તૈયારી, વગેરેની હકીકત જાણી ત્યારે એમને લાગ્યું કે જે બારડોલી તાલુકો કરી રહ્યો છે તેવી લડત આપણા આખા દેશમાં ફેલાઇ જાય તો સ્વરાજ મળી જાય; અને જે મક્કમતા અને કુશળતા બારડોલીએ બતાવ્યાં છે તે બીજા તાલુકા પણ આજે બતાવી શકે. પણ સ્વરાજ એટલું બધું પાસે નથી. બારડોલીની તદ્દન પાડોશમાં ચોર્યાશી તાલુકો છે, ત્યાંની પ્રજા બારડોલીના જેવી જ છે, ત્યાં પણ જમીન મહેસુલ વધ્યું છે, તે છતાં ત્યાં સત્યાગ્રહ લડી શકાય એવી સ્થિતિ નથી.

બારડોલી અને ચોર્યાશી તાલુકાની વસ્તુસ્થિતિમાં આટલો બધો તફાવત છે તેનું મુખ્ય કારણ એવું છે કે ૧૯૨૧ની સાલમાં મહાત્માજીએ સત્યાગ્રહને માટે જબરી તૈયારી કરી અને પ્રજાને જાગૃત કરી તેને પરિણામે આ તાલુકામાં બારડોલી, સરભોણ, મઢી, વેડછી, અલગઢ વગેરે ગામોમાં આશ્રમો સ્થપાયાં. આ આશ્રમોએ ખાદી, રાનીપરજ શાળા વગેરેનાં કામો હાથ ધર્યાં. ખાદીના પ્રચારકામને અંગે એટલે ખેડુતપ્રજા કપાસને સંઘરે, રૂ પીંજે, કાંતે અને વણાવે તેટલા માટે આસપાસનાં લગભગ ૨૦૦ ગામડાંમાં દરેકે દરેક ઘરમાં ચાર પાંચ વખત સ્વયંસેવકો ગયા હશે—જ્યારે આટલો બધો નિકટ સંબંધ બંધાય ત્યારે પ્રજાને અમુક માર્ગે દોરી શકાય. પ્રજાનો વિશ્વાસ મેળવવો એ સહેલ કામ નથી અને સત્યાગ્રહમાં પાયમાલ થવાની, જેલમાં જવાની, આત્મભોગ આપવાની તૈયારી હોવી જોઇએ. તે પ્રજાને ગળે ઉતારવી એ જરાયે સહેલું નથી. આવા આશ્રમોને લીધે પ્રજામત કેળવાયો છે. તે ઉપરાંત આવા આશ્રમોમાં સારી ઉચ્ચ ભાવનાવાળા અનેક સ્વયંસેવકો કાયમને માટે રોકાઇ ગયા છે. જ્યારે જ્યારે પ્રજા ઉપર કાંઇ આફત આવી પડે છે ત્યારે તેમને મદદ કરવાને માટે આ કાયમનું લશ્કર તૈયાર થઇ જાય છે. ગુજરાતના રેલસંકટ નિવારણ માટે લગભગ

દરેક જીલ્લામાં આ કાયમી લશ્કરના સૈનિકો પહોંચી ગયા હતા. સુરત જીલ્લા સિવાયના બીજા ભાગોમાંથી ઘણા યે સૈનિકો આજે બારડોલીમાં જોડાઇ ગયા છે, એટલે મુળશી પેઠા વગેરેની લડતમાં જે કાચા કાર્યકર્તાઓ આવ્યા હતા તેમ નહિ થતાં ગુજરાતમાં દરેક લડતમાં અનુભવી સૈનિકો જઈ પહોંચે છે. બારડોલીમાં જે ભાઇઓ પ્રકાશનનું કામ કરીને આખા દેશને ગુજરાતી તથા અંગ્રેજી ભાષા મારફત હકીકત પૂરી પાડે છે તેમને 'નવજીવન' તથા 'યંગ ઇન્ડિયા'માં તાલીમ મળેલી છે. છેવટે શ્રી વલ્લભભાઇને જોઇતાં નાણાંની મદદ છે. શરૂઆતમાં તો બધી આર્થિક મદદ તાલુકાની પ્રજાએ તથા આસપાસના પાડોશીઓએ પૂરી પાડી હતી પણ જો કોઈ કારણસર વધારે નાણાંની જરૂર પડે તો ગુજરાત પ્રાંતિક સમિતિ વગેરે સંસ્થાઓ તથા અમુક ગૃહસ્થો પુરતાં નાણાં મેળવી શકે એમ છે.

## ૨ પ્રજાબળ

બારડોલી તાલુકામાં મુખ્ય વસ્તી હિંદુઓની છે. રાનીપરજનો સમાવેશ હિંદુઓમાં કરીશું કારણ કે તેમની રહેણીકરણી અને સંસ્કારો હિંદુઓના જેવા જ છે. ૮૮,૦૦૦ની કુલ વસ્તીમાંથી લગભગ ૪૦,૦૦૦ રાનીપરજ છે અને તેમાં ઘણા ખાતેદારો નહિ હોય. રાનીપરજ ભાઇઓ પણ ઘણા મક્કમ રહ્યા છે અને તેમનામાં ખૂબ જાગ્રતિ આવતી જાય છે. મુસલમાન તથા પારસીઓની વસ્તી જુજ છે અને કુલ ૧૭,૦૦૦ ખાતેદારો છે તેમાં એમની સંખ્યા થોડી છે. હિંદુઓમાં બે અગત્યના વર્ગ છેઃ પાટીદાર તથા અનાવલા બ્રાહ્મણ. એક ભાઇએ ટીકા કરી હતી કે "અમારે ત્યાં કંઠી તદ્દન મક્કમ છે, જનોઈ જરા પોચી, નાડું અને કસ્તી બાતલ કરવા જેવાં છે." આ ટીકામાં કેટલુંક સત્ય છે. પાટીદાર વર્ગ જે જાતમહેનત કરીને પથરીઆ જમીનને રસાળ બનાવે છે તે ખૂબ મક્કમ છે. તેમાંથી ઘણાં તો જમીન છોડીને પરદેશ જવાને તૈયાર છે, વળી જે અનાવિલ બ્રાહ્મણો પણ મજુરી કરે છે તેમને પણ જરા યે ડર નથી. જે વર્ગમાં જાતમહેનત કરવાનું કૌવત નથી, આળસુ છે, અથવા વ્યસની છે, અગર નોકરી કે દેસાઇગીરી ઉપર જીવે છે તે ડરકણ હોય તેમાં શી નવાઇ? અને તેમાં પણ ખાસ કરીને જુના જમાનાના વૃદ્ધ લોકો સરકારની સામે થવાનો વિચાર જીરવી શકતા નથી. જ્યારે ૧૯૨૧માં બધી પ્રજાએ ખાદીની ટોપી પહેરવા માંડી હતી ત્યારે પણ કેટલાક વૃદ્ધો પોતાની પ્રતિષ્ઠા જાળવવા ખાતર સુંરણની ચાંચ જેવી લાલ પાઘડી પહેરતા હતા અને ખુદ પોતાનાં છોકરાંઓનાં મન દુખાવી રહ્યા હતા. મુસલમાન ભાઇઓમાંના પણ ઘણા મક્કમ રહ્યા છે; પણ હાલના આખા દેશના વિષમ વાતાવરણને લીધે તેમ જ સુરતમાં હિંદુ-મુસ્લીમ તકરારોને લીધે જે ઉંચ્ચાં મન થયાં છે તેનો લાભ અંગ્રેજ સરકાર લે તેમાં શી નવાઇ? અને પારસીઓમાંથી ઘણાખરાને દારૂ તાડી સાથે સંબંધ હોય છે, સરકાર પાસેથી દારૂ તાડી વેચાતાં લેવાનાં એટલે પૈસાની લ્હેણદેણ પણ ચાલે અને એમની વિચિત્ર પરિસ્થિતિને લીધે ખુશામતની ટેવ પડેલી એટલે તેમણે કોઇ કોઇ બ્હાને પૈસા ભરી દીધા છે પણ તે છતાં તેમાંથી પણ હીરા નીકળ્યા છે. એવા હીરા જોઇને આપણે આનંદ માનવાનો છે. એટલે એકંદરે આખી વસ્તી જેનો મોટો ભાગ પાટીદાર તથા અનાવિલ બ્રાહ્મણોનો છે તે મજબુત, સંગીન અને નિડર રહ્યો છે. એ વર્ગ શિક્ષિત નથી તેટલો ફાયદો પણ છે. આજનો શિક્ષિતવર્ગ સ્વાર્થી અને પરાવલંબી બની જાય છે, અને તેથી બ્હીકણ થાય છે. જ્યારે બારડોલીની પ્રજાએ ચોક્કસ નિર્ણય કર્યો કે સરકારી મહેસુલ

[ અનુસંધાન પૃ. ૩૭

# દીપક*

## ( એકાંકી નાટક )

### પાત્રો

| | |
|---|---|
| દીપક | અધરબાબુ |
| બિશંભર | નવેન્દુ |
| ભૂપેન | નિખિલ |
| વસન્ત | એક વૃદ્ધ ડોશી |

### દૃશ્ય પહેલું.

[ પડદો ઉપડે છે. દીપક સાદડી પર એક પુસ્તક વાંચતો બેઠો છે, પાસે ઝાંખો દીવો બળે છે. થોડી વારે નિશ્વાસ નાંખી ચોપડી બંધ કરી સામે હિંદ માતાનું ચિત્ર છે, તેના તરફ એકી ટશે જોઈ રહે છે. ]

દીપક: (એકલો ઉદ્વિગ્ન મને ગાય છે.)

પદ

માતા તું બહુ ધનવાન,
તારે દેહે પ્રાણ વિરાજે.
તું આજે જીવે ભગ્ન હૃદયે, ખંડિત આશે;
આ મૃત દેહે, સકલ જગતની જીર્ણ કોટિમાં – માતા,
શ્રમપીડિત આ લોકસંઘમાં અમૃત ક્યાંથી વરસે ?
મહા મૃત્યુની છાયા સામે દેશ અતિ ગભરાયે;
માતા તું બહુ ધનવાન, તારે દેહે પ્રાણ વિરાજે !

ઓ મા, ઓ મા, હું તારા છુટકારા માટે શું કરૂં ?

( કોટપાટલૂન પહેરેલા અધરબાબુ આવે છે. )

અધરબાબુ : ( રોષમાં ) દીપક, તું શું ગાતો હતો ? અને આ શું ? ( દીપકના હાથમાંનું પુસ્તક લઈ દેખાડે છે. ) આવાં પુસ્તકો રાખે છે તો ઘેર જપ્તી આવશે. સમજ્યો ? ગેરીબાલ્ડીએ ઇટલીમાં જેમ કર્યું એમ અહીં કરવા જશો તો ખુવાર થશો. અને જો વાંચ– ( પોતાના ખીસ્સામાંથી કાગળ કાઢી દીપકને આપે છે. ) તારી મા મરી ગઈ ત્યારનો તું હરાયા ઢોર જેવો થઈ ગયો છે.

દીપક : ઢોર જેવો ? હું કે તમે—?

અધર : હું ?–મારા ઘરમાં રહીને–

---

* ભજવતા પહેલાં કર્તાની પરવાનગી માગવી.

**દીપક :** ( ઉદાસીન રીતે ) તમારા ઘરમાં હું હવે નહિ રહી શકું.

**અધર :** ( પોતાનો રોષ કાબુમાં લાવતાં ) તું વાંચ તો ખરો.

**દીપક :** 'ઑાન હીઝ મેજેસ્ટીઝ સર્વીસ'–એ હું શા માટે વાંચું ?–જેને સરકાર તરફથી ટાઇટલો જોઇતા હોય અને જેને ખુશામત કરવી હોય તે ભલે વાંચે.

**અધર :** દીકરા, તું મને આટલે વરસે ખુવાર કરવા માગે છે ? મારૂં કર્યુંકારવ્યું ધુળધાણી કરવા માગે છે ? સાત દિવસ પછી તો સરકાર મને ખિતાબ આપવાની છે, ત્યાં તું જ–મારો સૌથી મોટો છોકરો–હરેન્દ્રને ફાંસી દેવા માટે કોલેજમાં હડતાલ પડાવે અને ગવર્નરના પુતળાં પર છાણ ચોપડે ?

**દીપક :** ( ત્રીજી ગએલે ચહેરે ) તેથી શું ?

**અધર :** તેથી શું?–જો સાંભળ–' અધરબાબુ જેવા સરકારના વિશ્વાસપાત્ર મિત્રના પુત્રે આ હિલચાલમાં ભાગ લીધો છે તેથી સરકાર દિલગીર છે. અધરબાબુ એને સાચે રસ્તે ચડાવશે એમ આશા રાખે છે'–તું મારો છોકરો ન હોત તો તને કયારનો કોલેજમાંથી હાંકી કાઢ્યો હોત.

**દીપક :** મારે એ કોલેજમાં હવે રહેવું પણ નથી.

**અધર :** આ તને શું ભૂત વળગ્યું છે ? નહિ ભણ તો તું શું કરીશ ?

( વનમાળી આવી એક કાગળ આપે છે. )

**અધર :** (સભય) ' ઑાન–હીઝ–મેજેસ્ટીઝ સર્વિસ–' અત્યારે ! આ વળી શુંનું શુંય હશે. કદાચ ટાઇટલ–( કવર ફોડી વાંચે છે. મુખમુદ્રા એકદમ ગંભીર બની જાય છે. ) દીપક દીપક, મને નહિ ખબર તું આટલો આડો ગયો છે.

**દીપક :** શું ?

**અધર :** પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મીસ્તર હેમીલ લખે છે કે અઠવાડિયા પછી અહીં વાઇસિરોય આવવાના છે ત્યારે તને ગામમાંથી દૂર કરવો.

( દીપકના હોઠ કરડાકીમાં પીસાય છે. )

**દીપક :** અને જો હું ગામ છોડી ન જાઉં તો ?

**અધર :** ( પડી ગએલે અવાજે ) તો શું ? આપણે બધાએ પરગામ જવું પડશે અને વાઇસરૉય પોતે મને જે ઇલ્કાબ આપવાના છે એ–

**દીપક :** તમે તમારી મેળે ઇલ્કાબ લેજો–કહેજો કે છોકરો મારૂં કહ્યું માનતો નથી, અને પોલીસ મને શું કરે છે એ હું જોઇ લઇશ.

**અધર :** ( ગભરામણ તથા રોષમાં ) બેટા, તું સમજે તો સારૂં–એમ કંઇ હિંદને સ્વરાજ્ય મળી નથી જવાનું. ગેરીબાલ્ડી–મેઝીની કલબ કંઇ અહીં નહિ કાઢી શકો. હથીઆર વાપરતાં તો તમને આવડતાં નથી. ( અધરબાબુના એકે એક શબ્દને તોળતો હોય એમ દીપક જોતો બેઠો છે. ) તમે પોતે ખુવાર થશો અને સાથે સગાંવહાલાંઓને પણ ઘસડશો. તને તારી માતા પણ યાદ આવતી નથી ?

**દીપક :** ( જરા જોરેથી ) એ માતા તો ગઇ અને એની જગ્યાએ તમે બીજી લાવ્યા. ( થોડી વારે ) હવે મારે માતા કેવી–ના–મારી મા જુઓ આ રહી. ( હિંદ દેવીનું ચિત્ર દેખાડે છે. )

અધર : તું સમજે તો સારૂં છે નહિ તો આખા કુટુમ્બ ઉપર સરકારનો રોષ ઉતરી પડશે.

દીપકઃ હું તમારો રહ્યો નથી. તમે ખુશીથી જાહેર કરજો કે મારે તમારે બાપ-દીકરાનો સંબંધ નથી.

અધરઃ તને ખબર છે એમ કહ્યાથી તારી સ્થિતિ શી થશે?

દીપકઃ તમે જ કહોને!

અધરઃ તને પોલીસ લઇ જશે અને—

દીપકઃ એટલું જ ને—આજે દીપક એક નથી પણ હજારો છે અને હું જઇશ તો મારી પાછળ બીજો એમ દીપમાળા ચાલી આવશે—

અધરઃ ઠીક !—વારૂ હું તને ત્રણ દિવસ વિચાર કરવા આપું છું; અને ત્રીજે દિવસે તું નહિ માન તો આપણે બધાં અહીંથી હરિપુર ચાલ્યાં જઇશું.

( અધરબાબુ જાય છે. )

( દીપક થોડી વાર શન્ય દૃષ્ટિએ જોઇ રહે છે. પછી બુમ પાડી ઉઠે છે. )

દીપકઃ ( એકલો ) મા, ઓ મા—મારી મા—

( બાજુમાંથી અગીઆર વર્ષનો નવેન્દુ ડોકીયું કરે છે. )

નવેન્દુઃ બાબા, હું આવું? દાદા ગયા?

દીપકઃ કોણ નવેન્દુ ? આવને,

(નવેન્દુ ચારે બાજુ સભય જોતો જોતો આવે છે.)

નવેન્દુઃ બાબા તમે કોને બોલાવતા હતા ?

દીપકઃ આપણી માને—જો આ આપણી માતા છે. આપણો દેશ આખો ગુલામીમાં સડે છે. પરદેશી લોકો એને આવીને જળોની જેમ ચૂસે છે, અને આપણે એ બધું જોતા હાથ ઘસતા બેઠા છીએ.

નવેન્દુઃ ( સરલ ભાવે ) આપણે સરકારને કહીએ તો ?

દીપકઃ એ સરકાર પોતે જ પરદેશી છે. એ તો અહીંથી હજારો માઇલ દૂર બેસી પોતાના માણસો મોકલી આપણા ઉપર રાજ્ય કરે છે.

નવેન્દુઃ એ જ આ ગોરા લોકો !

દીપકઃ હા એ ગોરા લાગે છે, પણ અંદરથી તો કોણ જાણે ? જો—તું દિવસમાં ચાર વાર ખાય છે, પણ કેટલાકને ચાર દિવસે એક વાર પણ ખાવા નથી મળતું.

નવેન્દુઃ એ કેટલાક છે તે ?

દીપકઃ કંઇ બહુ નથી, જો એકેક હિંદી એકેક ગોરાને મારવાનું પણ લે તો હમણાં આપણો દેશ પોતાનો થઇ જાય.

નવેન્દુઃ ( અર્ધ વિસ્મિત રીતે ) ત્યારે કેમ કોઈ મારતું નથી ?

દીપકઃ કેમ કોઈ મારતું નથી ?—બોલ તું મારીશ ?

નવેન્દુઃ હું ?

દીપકઃ અત્યારે નહિ. (સમજાવતો હોય તેમ) તું મોટો થા, અને હું ન હોઉં, અને ગોરા લોકો દેશમાંથી ન ગયા હોય ત્યારે—

નવેન્દુઃ (સભય) પણ હું કેવી રીતે મારૂં ? બીજા કોઇને કહેોને ! આપણે એમને કહીએ તો કેમ-કે તમે અહીંથી ચાલ્યા જાઓ.

(અધરબાબુ એકદમ આવે છે)

અધરઃ અત્યારથી આના મનમાંય ઝેર રેડે છે ? સરકાર માબાપ સિવાય તમારો ક્યાંઇ આશરો નથી. (નવેન્દુને) તારી અમ્મા પાસે જા. ખબરદાર છે એની સાથે વાત કરી તો.

(નવેન્દુ સંકોચાતો અંદર જાય છે.)

દીપકઃ (નવેન્દુને) જા બાયલા !

અધરઃ (રોષમાં) આ ત્રણ દિવસ તને આ જ ઓરડીમાં પૂરી રાખવામાં આવશે.

દીપકઃ તમે હેમીલને કહેજો કે વાઇસરોય અહીં આવે છે, પણ એની સંભાળ રાખે.

(અધરબાબુ જાય છે. પાછળ બારણું જોરથી વાસી બહારથી સાંકળ ચઢાવી દે છે.)

(દીપક ઉઠી સ્વસ્થ ચિત્તે થોડી વાર આમ તેમ ફરે છે. પછી પાછળની બારી પાસે જઇ સળીઆ હાથમાં ઝાલી પહોળા કરે છે.)

દીપક : (ઉન્મત્ત ચિત્તે ગાય છે.)

કે બોલે મા તુમી 'અબલે'
× × × નમામિ તારિણીમ્
× × × વન્દે માતરમ્

(બારીમાંથી બહાર કૂદી પડે છે.)

[પડદો પડે છે.]

## દૃશ્ય બીજું.

[હુસેનપુરની એક સાધારણ નાની ગલ્લી. પડદો ઉપડે છે. ત્યાં લોકોની નાસભાગ થતી દેખાય છે. દૂર દૂર બંદૂકો ફુટતી હોય એવા અવાજ આવે છે. થોડી વારે શેરીમાં બધે સૂનકાર ફેલાય છે. બાજુમાંથી બે સારજંટો ખભાપર બંદૂકો લઇ આમતેમ જોતા આવે છે. ઉપર બારીમાં એક છોકરાનું માથું દેખાય છે તેના તરફ એક સારજન્ટ બંદૂક ફોડે છે, અને છોકરું ચીસ પાડી અટારીમાં પડે છે. સારજન્ટો બીજે છેડે વળવા જાય છે ત્યાં પાછળ દીપક, બિશંભર, ભૂપેન, નિખિલ અને વસન્ત-એમ પાંચ જણ શિકારને સુંઘતા હોય એમ બંદૂકો સાથે પ્રવેશે છે. સારજન્ટોને જોઇ બિશંભર, દીપક અને ભૂપેન ગોળી છોડે છે, અને સારજન્ટોનાં મુડદાં નિઃશબ્દ ભોંય પર પડતાં હોય એવો અવાજ થાય છે. દીપકની આંખો ઉદાસીન લાગે છે.]

ભૂપેન : કોની ગોળી ખાલી ગઈ ?

દીપક : તમારી-જુઓ પેલી ભીંત પર—

નિખિલ : ત્યારે તમે બેએ તો તમારૂં જીવનઋણ પતાવ્યું !

બિશંભર : કોણ જાણે !

દીપક : એ બાળક ગયું, અને આ દુષ્ટ તંત્રનો સુબો બચી ગયો !

ભૂપેન : ગમે તેમ તો પણ વજ્રેન્દ્ર નવો ને !

**બિશંભર :** એમાં નવા જુનાનું કંઇ નથી. હજી કોઇને ખબર નથી કે બોમ્બ કોણે ફેંક્યો ?

**નિખિલ :** વજ્રેન્દ્રની પરીક્ષા લીધેલી ખરી ?

**દીપક :** પા કલાક સુધી એણે બળબળતી ચીમની પકડી રાખેલી, અને પછીજ એને આ કામ સોંપવામાં આવ્યું હતું. પણ જે ધંધામાં એ લોકો પ્રવીણ છે એમાં જ આપણે એમને હરાવવાનો પ્રયત્ન કરીએ છીએ એટલે એમજ થાય ને !

**બિશંભર :** એ સિવાય બીજો રસ્તો એકે નથી.

**દીપક :** કાલી માતા જો સૂઝાડે તો સૂઝે–!

**બિશંભર :** ( દીપકની દર્યાદ્ર અને દુઃખભરી આંખો જોતાં ) એ બાળક મારા પૂર્વાશ્રમનું સગું થાય, મારી વિધવા બેન—

**નિખિલ :** આપણા પૂર્વાશ્રમ વિશે કદી પણ કંઈ બોલવાનું નથી છતાં—

**બિશંભર :** એ મરી ગયું તેથી હું દિલગીર નથી; પણ શહેરની ચારે તરફ અત્યારે ઘેરો છે, અને આપણાથી નાસી છૂટાય એમ નથી.

**દીપક :** તેથી શું ?

**બિશંભર :** એટલે આપણે કોઇક ઘરનો આશરો લેવો જોઇશે.

**દીપક :** હું કદી તમારી સાથે નહિ આવું.

**બિશંભર :** બિશંભરની વિધવા બેનનો એકનો એક પુત્ર આજે દેવલોક પામ્યો• હશે તોપણ આપને આશ્રય આપશે—

( દીપક ઊંડા દુઃખથી ઘવાયો હોય એમ સાંભળી રહે છે. બિશંભર જર્જરિત અવાવરૂ બારી તરફ જાય છે. પાછળ દીપક યંત્રવત્ ચાલે છે. થોડી વારે કોઇનો પગરવ સંભળાયો હોય એમ રોકાણી બિશંભર ઉભો રહે છે. નિખિલ ભોંયપર કાન માંડી સાંભળે છે. )

**નિખિલ :** બિશન, દીપક,—ગોરા આવે છે.

**ભૂપેન :** કેટલા ?

**બિશંભર :** ગોળી કેટલી છે ?

**દીપક :** મારી પાસે એકે નથી.

**નિખિલ :** બે–ત્રણ.

**વસન્ત :** દસ.

**નિખિલ :** એ બધી અમને આપો. આ વખતે અમારો વારો છે.

**બિશંભર :** અને અમે ?

**વસન્ત :** તમે જાઓ અમે એમની ખબર લઇશું.

**બિશંભર :** જો તમે ઘાયલ થાઓ તો તમારૂં પણ જુદું પડે.

**નિખિલ :** હમણાં આવી લાગશે !–અમને—

( બિશંભર પોતે ઉભો છે એ ગટરનું ઢાંકણું ઉઘાડે છે, અને જબરદસ્તીથી નિખિલ અને વસન્તને અંદર ઉતારે છે. )

**બિશંભર :** ( દીપકને ) તમે પણ—

**દીપક :** ભૂપેન, તમે ઉતરો, એ ગોળી તમારી હતી.

(બિશંભર ઉતાવળે ગટરનું ઢાંકણું બંધ કરે છે. પોતે મરી ગયો હોય તેમ નિશ્ચેષ્ટ પડે છે; એને જોઇને ભૂપેન પણ મૃતવત્ પડે છે. દીપક આ બધી ચેષ્ટા દીન વદને જોઇ રહે છે.)

દીપક : ઓ મા ! આ બધું નાટક !

(દોરીને બીજે છેડેથી ત્રણ સોલ્જરો આવે છે. પહેલો દીપકને ઉભેલો જોઇ બંદૂક ફોડે છે. ગોળી ખાલી જાય છે.)

બીજો : ધેર, કૅચ હીમ એલાઇવ.

(ત્રણે સોલ્જરો દીપક ઉભો છે તેના તરફ દોડે છે, ત્યાં જઈ એને પકડે છે.)

ત્રીજો : (બિશંભરના પગ પર બંદુકનો કુંદો મારતાં) સાલા, કુત્તા, મર ગયા !

(બિશંભર જરા પણ પગ ચોરી લીધા વગર માર ખમી રહે છે. ત્રણે સોલ્જરો દીપકને વચ્ચે રાખી લઇ જાય છે. દીપક કંઇ પણ તોફાન કર્યા વગર એમની સાથે જાય છે. પાછળ બિશંભર અને ભૂપેન બન્ને ઉભા થાય છે, ગટરમાંથી વસન્ત બહાર ઉઠી આવે છે, અને ત્રણે જણ એકી સાથે બંદુક તાકી ગોળી છોડે છે. ત્રણે સોલ્જરો ભોંય પર પડે છે દીપક કંઈ ન સમજ્યો હોય તેમ પાછું વળી જુએ છે. ગટરમાંથી નિખિલ બહાર આવે છે.)

ભૂપેન : (દીપકની પાસે જઇ) કેમ કંઇ અર્જુનની જેમ યુદ્ધક્ષેત્ર પર કર્મસન્યાસ આવ્યો છે ?

દીપક : (ઉદાસીન રીતે) કર્મસન્યાસ આવે પણ શ્રીકૃષ્ણ આવતા નથી ?

બિશંભર : ચાલો.

દીપક : મને જવા દેવો હતો.

વસન્ત : અમારું નિશાન ખાલી જાત તો તમે કાલી માતા પાસે જાત.

દીપક : (ઢીલી અવાજે) નહિ, તમારે એ લોકોને મારી નાંખવા નહોતા. મને લઇ જતા હતા એ ઠીક જ હતુ.

નિખિલ : કેમ ?

દીપક : કોણ જાણે, પણ આપણો આ સાચો માર્ગ હોય એમ મને નથી લાગતું. મને ઘણી વાર એમ થાય છે કે આ સિવાય કંઈ બીજો ઉપાય જ નહિ હોય ?

બિશંભર : આ સિવાય વળી બીજો ઉપાય કેવો ?

દીપક: એ મને નથી સૂઝતો એટલો તો હું કશું બોલતો નથી. પણ—

ભૂપેન: ત્યારે તમને આ મંડળમાં પૂરો વિશ્વાસ કે–શ્રદ્ધા નથી ?

દીપક: (અપમાનિત થયો હોય એમ) એમ નહિ જ–મને મંડળમાં પૂરેપૂરો વિશ્વાસ છે, એનો હેતુ મને માન્ય છે, માત્ર એણે યોજેલા ઉપાયમાં મને પૂરેપૂરી શ્રદ્ધા નથી. પણ જ્યાં સુધી—

નિખિલ: ત્યારે તો બ્હેતર છે કે--

દીપક: મને બોલી રહેવા દ્યો–જ્યાં સુધી મને એથી વધારે સારો ઉપાય ન જડે, ત્યાં સુધી મારે આ બધું માન્ય રાખવું જ જોઇએ—

ભૂપેન: ત્યારે કોઈ દિવસ તમે અમારા પ્રયત્નોને ઉઘાડા પણ પાડો.

દીપક: (અમર્ષથી) કદી નહિ, દીપક હીચકારો નથી. માતા સ્વતંત્ર થાય એ માટે હું મારો પ્રાણ આપું–માત્ર એ આપણને આથી પણ શુદ્ધ રસ્તો સૂઝાડે એમ હું માગું છું.

## દૃશ્ય ત્રીજું.

[ કાલિના એક જીર્ણ મંદિર પાસેની જર્જરિત ઓરડીમાં બિશંભર, દીપક, ભૂપેન અને નિખિલ એમ ચારે જણ બેઠા છે. બિશંભરની આંખમાં ખિન્નતા ભરી છે; ભૂપેન કંઈ સમજી ન શકતો એવો લાગે છે; નિખિલના ચહેરા પણ અંગત આવેશ અને રોષ સ્પષ્ટ દેખાય છે. બધાથી દૂર અસ્પષ્ટ આદર્શને જોવા મથતો હોય તેમ દીપક બેઠો છે; એ અતિશય ફિક્કો લાગે છે; એના ચહેરા પર મહાન આદર્શવેત્તાનું ગાંભીર્ય છે. કોઇ મહત્ત્વના વિષય પર ચર્ચા કરતા હોય એમ લાગે છે. ]

**ભૂપેન :** હું એ સમજી જ શકતો નથી કે એ બધું એમ કેવી રીતે બની શકે! ગોરા લોકો માત્ર હિંસાથી જ ડરે છે, અને એ હિંસા છોડી દઇને તમે અહિંસાનું વ્રત પાળી એ લોકોને અભયવચન આપો એટલે એમને બધું સરલ થઈ પડે.

**દીપક :** હિંસા એ તો માણસમાં રહેલું પાશવપણું છે, અને પાશવપણામાં એ લોકો આપણાં કરતાં ચડીઆતા છે; માણસની માણસાઈ એના અધ્યાત્મિક બળમાં કે બુદ્ધિબળમાં છે, અને એનાથી જ આપણે એમને જીતવા જોઇએ.

**બિશંભર :** અધ્યાત્મિક બળથી કોઈ પ્રજા પોતે જમા કરેલો આખો દેશ છોડીને જતી રહે ખરી?

**દીપક :** એ સવાલ તમારે મન છે, કારણ તમે અહિંસામાં માનતા નથી. પણ તમે જોતા નથી—આપણે એક ગોરાને મારવા ગયા તેમાં—નિષ્ફળ ગયા અને—પાછળ આપણાં કેટલાં નિર્દોષ માણસો—બાળકો માર્યાં ગયાં ?

**નિખિલ :** બાળક—બાળક—બોલોને તેથી શું ?

**દીપક :** મેં બાળકો કહ્યાં—તે કંઇ બિશંભરની અંગત લાગણીઓને ઉશ્કેરી મારા મતનો કરવા નહિ.—પણ એક ગોરાના ખૂનના બદલામાં એ લોકો હજારોના જાન લેતાં પણ અચકાશે નહિ—એના કરતાં અહિંસા દ્વારા એ લોકો જેટલું કષ્ટ નાંખે ને સહી લઇને આપણે દુનિયાને બતાવી આપીશું કે આપણે સાચા છીએ.

**નિખિલ :** એમના પશુબળ આગળ તમે કેટલુંક કષ્ટ વેઠી શકશો? એના કરતાં એક ગોળી અંગ્રેજને મારી બીજી આપણે ખાઇ લેવી એ વધારે ઇષ્ટ છે.

**દીપક :** હા, એમાં પણ અમુક બહાદુરી છે ખરી. પણ એવી સરલ વાતને માટે પણ હાલ તો દેશ તૈયાર નથી.

**બિશંભર :** દેશ કંઇ અહિંસાના પાલનથી એમ તૈયાર નહિ થઈ શકે.

**દીપક :** તેમ હિંસાથી પણ નહિ. જો બધા જ ગોરા એકી સાથે મરી જાય તો જ આપણે સ્વતંત્ર થઇ શકીએ, પણ એટલા લોકો પણ આપણે કેળવી શકીએ એમ નથી. એથી ઉલટું આપણા લોકો અહિંસામાં કેળવાએલા છે, અને અહિંસાત્મક બોંબ ફોડવામાં ખુલ્લે ખુલ્લા એ બધા શામેલ થશે.

**બિશંભર :** તમે કહો છો તેમ બધા લોકો બોંબ ફોડવામાં સામેલ થાય એ હું માનું છું, પણ બધા જ અહિંસા પાળે એ એકી સાથે બધા જ ગોરા મરી જાય એટલું જ અશક્ય મને લાગે છે. મનુષ્ય કંઇ એકલો આત્મા નથી, અને એટલે જ બીજી બધી દલીલો જ્યારે રેઢી જાય ત્યારે એ શરીરબળનો આશ્રય લે છે.

(દીપક નિરુત્તર બેસી રહે છે.)

**ભૂપેન** : અને ધારો કે બધા અહિંસાનું પાલન કરે તોપણ અહિંસાથી ડરી જઈને કોઈ પ્રજા પોતે પચાવી પાડેલ મુલક એમને એમ છોડી ચાલી ગઈ હોય એમ ઇતિહાસમાં કોઈ વાર બન્યું નથી.

**દીપક** : એવું ઇતિહાસમાં નહિ બન્યું હોય એ ખરી વાત, પણ એક નાનો મૂઠી જેવડો મુલક હિંદ જેવડા વિશાળ મહાન દેશ પર રાજ્ય કરી જાય એ બીના પણ ઇતિહાસમાં પહેલાં કોઈ વાર બની નથી. અને ( ભોંય પર હાથ પછાડે છે ) અશક્ય લાગે એવી બીનાઓ પણ શું ઇતિહાસમાં નથી બની ?–( જરા ધીમેથી ) ઇતિહાસમાં જે કોઈ દિવસ નથી બન્યું એ હિંદે કરી બતાવવું પડશે–

**બિશંભર** : ત્યારે હવે અમારે આ બધું પડતું મૂકી ઘેર પાછાં જવું, અને જે સોળસો યુવાનો ગોરાઓનું અને તે સાથે જરૂર પડે તો પોતાનું લોહી રેડવા તૈયાર થયા છે એમને જણાવવું કે જઈને ખેતી કરો અને વૃદ્ધાઓની જેમ સુતર કાંતો, કારણ અમારે ઓહો બળવો કરવો છે !

**નિખિલ** : ( કડવાશથી ) અને તમે એમ પણ કહેશો કે આ બધો સરંજામ અને દારૂગોળો એ બધું સરકારને સુપ્રત કરી દેવું !

**દીપક** : ( સ્વસ્થ રીતે ) એ પણ હું કહેવાનો જ હતો. આપણે જેટલું છાનું રાખીએ છીએ એટલી આપણા પોતાના અંતિમ લક્ષ્યમાં આપણી અશ્રદ્ધા છે એમ સાબીત થાય છે. માને સ્વતંત્ર કરવામાં વળી છાના ઉપાયો શા ? માણસ ભયને જીતે નહિ ત્યાં સુધી વીર થઈ શકતો નથી.

**નિખિલ** : ભય તે અમને લાગે છે કે તમને ? અહિંસાના સૂત્ર નીચે તમે માત્ર તમારી ચામડી સુરક્ષિત રાખવા માગો છો. માની એમ સેવા થતી હોત તો બાયલાઓ પણ એ કરત.

**બિશંભર** : ( ખિન્ન મુખે ) બધો ભય ને સગાં સંબંધીને મૂકીને અમે તમારી પહેલાંનાં અહીં ઊભા છીએ તોય તમે અમારે વિશે આમ કહો છો ?

**દીપક** : હું આપણા અંતિમ હેતુ તરફની અશ્રદ્ધાની વાત કરું છું તમારા તરફની નહિ. અશ્રદ્ધા એ ભયનું રૂપ નહિ તો બીજું શું ?

**નિખિલ** : ( મોટે અવાજે ) મેં કહ્યું એ તમે સમજ્યા ને ? તમારે પાછું દુનિયામાં સુખ ભોગવવા જેવું છે તે તમે જ બીકણ છો. બોલો પૂરાવો આપો છો ?

**દીપક** : ( નિશ્ચલ ) હા.

**નિખિલ** : ક્યારે ?

**દીપક** : અત્યારે.

**નિખિલ** : ક્યાં ?

**દીપક** : અહીંઆં જ. ( બિશંભરને ) બોલો શી સરતો ?

**બિશંભર** : બસ ! એટલામાં ?

**દીપક** : તમે બન્ને નક્કી કરો.

( બિશંભર અને ભૂપેન વિમૂઢ જેવા બાજુ પર જાય છે. નિખિલ પોતાની રીવોલ્વર તપાસે છે. દીપક આરસની મૂર્તિ સમો સફેદ અને નિશ્ચલ બેઠો છે. )

**બિશંભર:** ( ભૂપેન સાથે આવતા ) વચ્ચે ઉભા રહી બન્નેએ સામસામી દિવાલે જવું અને ત્યાં પહોચ્યા બાદ મરજીમા આવે ત્યારે ગોળી છોડવી. ( દીપકને રીવોલ્વર આપે છે. )

**દીપક:** ( કંઈ સાંભર્યું હોય તેમ ) નિખિલ, બિશન, ભૂપેન-ભાઇઓ કદાચ હું પડું તો-એટલે અહીં ભોયરૂ ક્યાં છે એ હું તમને બતાવી દઉં. ભોંય પરથી આ પત્થર ઉંચકશો એટલે તમે અંદર જઈ શકશો, અને હુસેનપુરના ફણીબાગ પાસે નીકળશો.

**બિશંભર:** અમે માનીએ છીએ કે તમે વીર છો-હવે શા માટે-

**દીપક:** હવે તો ઠેઠ સુધી—

( દીપક અને નિખિલ વચ્ચોવચ્ચ એક બીજા તરફ પીઠ કરીને ઉભા રહે છે.)

**બિશંભર:** વન્દે માતરમ્ !

( બન્ને સામસામેની દિવાલ તરફ જાય છે. દીપક ધીમે પગલે-નિખિલ ઉતાવળાં પગલાં ભરતો દિવાલ પાસે જઇ તુરત રીવોલ્વરમાંથી ગોળી છોડે છે. બિશંભર અને ભૂપેનના ચહેરા પર ઉંડા દુ:ખની છાયા પથરાય છે. થોડી વારે સમજાય છે કે દીપક કંઇ પણ ઇજા વગર ઉભો છે. નિખિલનું મોં પડી જાય છે, ભયના સ્પષ્ટ ચિહ્નો એના મોં પર દેખાય છે. દીપક હાથ ઉંચો કરી છાપરામાંથી ગોળી છોડી મૂકે છે. ગોળી પોતાને વાગી હોય તેમ નિખિલ પોતાના શરીર પર હાથ ફેરવે છે. )

**બિશંભર:** બા, બા, બહુ થયું-બહુ થયુ!

**દીપક:** આટલું જરૂરનું જ હતું. તમે મને બીકણ ધારતા હોત તો આ દુનિયામા મારા દહાડા સુખમાં ન જાત. પણ ( નિખિલને ) આજ પછીની તમારી જીંદગી મારા અહિંસાના વ્રતને આભારી છે સમજ્યા?

**વસન્ત:** ( આવતા ) અવાજ અહીં થયા શું?

**દીપક:** જરા રીવોલ્વર તપાસતા હતા.

**વસન્ત:** આપણા ભાઇઓ આતુરતાથી આપણા નિર્ણયની રાહ જોતા ઉભા છે.

**દીપક:** કેમ આપણો નિર્ણય થયો છે કે નહિ?

**વસન્ત:** મારે તો અહીંથી હુસેનપુર જવું પડશે; ત્યા ખબર આપી ત્યાંના આગેવાનોને રેવતીને કાંઠે મળવાનું કહેવાનું છે.

**દીપક:** બિશન, તમે પણ ત્યારે એમની સાથે જાઓ, અને ભોંયરામાં થઇને જ.

**બિશન:** અને તમે આમની સાથે જ જશો?

**દીપક:** ના, મારે હજી કાલી મા પાસે રહેવું છે. મને કંઈ ખબર નથી પડતી પણ હું રેવતીને કાંઠે જીવતો હઇશ તો જરૂર મળીશ. મારે મારો નિશ્ચય તમે નહિ જણાવો એટલે આપણા તમામ ભાઇઓને જાહેર કરવો છે.

**ભૂપેન:** વન્દે માતરમ્!

( ભૂપેન અને નિખિલ બન્ને જાય છે દીપક પથરો ઉંચકે છે, નીચે ભોંયરૂ દેખાય છે તેમાં બિશન અને વસન્ત ઉતરે છે. દીપક પત્થર પાછો હતો તેમ મૂકે છે થોડી વાર આમ તેમ જોઈ કાલીના જીર્ણ મંદિર તરફ જાય છે )

[ પડદો પડે છે ]

---

## દૃશ્ય ચોથું

[ કાલીનું જીર્ણ મંદિર-અંદર ઝાંખો દીવો બળે છે. દીપક અંદર પ્રવેશ કરતો દેખાય છે. કાલીની ખંડિત થયેલી મૂર્તિને પ્રણામ કરે છે. મંદિરના એક ખૂણામાં ખખડી ગએલા ઝાડના ઠુંઠા જેવી એક અતિવૃદ્ધ ડોશી બેઠી છે. ]

**દીપક :** ( એકલો ) મા, મા, આજે તો મને કહો–ત્રણ વર્ષની ઉપાસનાએ પણ આજે નહિ બોલો ?

**ડોશી :** બેટા–દીકરા–આવ્યો–?

**દીપક :** મા–મા–આજે બોલ્યાં !

**ડોશી :** શું જે ? દીપક–?

**દીપક :** ( ધીમેથી ) મા આજે પ્રસન્ન થયાં–તો મને કહો–અમને રસ્તો સુઝાડો.

**ડોશી :** દીકરા હું જ આંધળી છું, અને મારો પ્રાણ જવાને પણ હવે બહુ વાર નથી. તને કહેવું છે તે કહીશ એટલે મારા પ્રાણ ઉડી જશે.

**દીપક :** મા, તમારા પ્રાણ–?

**ડોશી :** દીકરા, એમાં કંઇ નવાઇ નથી. અમુક મૂર્તિ અમુક કાલને માટે જ જીવન્ત હોય છે, પછી કાળે કરી એમાંનું સત્ય પણ ઉડી જાય છે, અને એમજ મારા પ્રાણ આ દેહને છોડીને ચાલ્યા જશે.

**દીપક :** પણ–મા–તો–પછી–અમારૂં–હિંદનું–

**ડોશી :** બેટા સાંભળ, તું તારા સમય કરતાં ઘણો આગળ છે. દુનિયામાં હજી હિંસાની મૂર્તિને લોકો પૂજે છે; એમાં હજી જીવ રહ્યો છે, અને તારા જેવો કોઇ અહિંસાના પ્રાણને સમજે તોપણ હજી એનો વખત નથી આવ્યો. તેં આજે કહ્યું એ ખરૂં છે. હિંસાથી હિંદનું ભાવી નહિ સુધરે પણ તારા સંદેશને હજી બહુ વાર છે.

**દીપક :** હજી વાર ! દસ દસ વરસ તો આમ ને આમ વીતી ગયાં, અને હજી નથી હિંસાથી સ્વતંત્ર થતા, અને અહિંસાને વાર છે ?

**ડોશી :** બેટા એ તારાથી નહિ સમજાય.

**દીપક :** ત્યારે ત્યાં સુધી શું અમારે હિંસાજ કર્યા કરવી ?

**ડોશી :** વિધિનાં ચક્રો કેમ ચાલે છે એની આપણને ખબર નથી.

**દીપક :** એટલે શું ? મારે પણ–હિંસા જ ?

**ડોશી :** તારો તો છુટકારો થઇ જશે. ગઇ કાલે જ થઇ જાત પણ અહિંસાના સત્યનું બીજ નંખાય એટલા માટે જ માતાએ તને બચાવી લીધો; પણ હવે તો તું તારા સમયથી બહુ આગળ છે એટલે મા તને એમની પાસે બોલાવી લેશે. તારા સાથીઓ હમણાં તો જે કરે છે તે કર્યો કરશે.

**દીપક :** અને હું પકડાઇશ એમને ?

**ડોશી :** હા.

**દીપક :** મારે એ જ જોઇતું હતું, પોતાનું જીવન જ્યારે જીવી ન શકાય ત્યારે બહાર સ્વતંત્ર રીતે છુટાં ફરવું એ મોટી કેદ છે. મા, આ બધા દિવસો હું કોઇ બીજાની ભાડે

છે. પાશ્ચાત્ય વિદ્વાનો પણ એના જીવન ઉપર વારી જાય છે. એવા ભગવાન બુદ્ધના જીવન સાથે સંબંધ રાખનારાં ત્રણ મૂખ્ય સ્થળો ભરતખંડમાં આવેલાં છેઃ (૧) સારનાથ (૨) રાજગૃહ અને (૩) નાલંદા. એ મૂખ્ય સ્થળો છે. તે સિવાય લુંબીનીવન, કપિલવસ્તુ, જીતવન વગેરે બીજાં સ્થળો પણ ભગવાન બુદ્ધના જીવનના જુદા જુદા પ્રસંગોથી અંકિત થયેલાં છે. પણ ઉપલાં ત્રણ સ્થળો વિશેષ પ્રભાવવાળાં છે અને ભારતવર્ષનો ઇતિહાસ બનાવવામાં આ ત્રણે સ્થળોએ મૂખ્ય ભાગ લીધો છે. ભગવાન બુદ્ધના જીવન સાથે આ ત્રણેનો ઘનિષ્ટ સંબંધ છે. આપણા ગુજરાત તરફ એ ત્રણે સ્થળો વિશેષ જાણીતાં નથી કારણ કે એ સર્વે ઉત્તર હિંદમાં આવ્યા છે તેમ ત્યા હાલમાં હિંદુઓના તીર્થ સ્થળોનું કોઈ પણ મંદિર અથવા મૂર્તિ નથી. તેમ હાલમાં બુદ્ધ ભગવાનના વખતના મઠો અને વિહારોનાં ખંડેરો જ અવસ્થિત છે. એટલે પુરાતત્ત્વવિદ્યાનો અભ્યાસી, અથવા બુદ્ધજીવનમાં રસ લેનાર સિવાય ત્યાં બીજા કોઇ જતા નથી. આજે આ લેખમા સારનાથનું જ વર્ણન લખીશું. જો આપના વાંચનારાઓને આ વિષય પસંદ આવશે તો બાકીનાં બે સ્થળો વિષે પણ લેખો સાદર કરવામાં આવશે. રાજગૃહ અને નાલંદાનાં વિષયો પણ ઘણા રસિક છે.

કાશી બનારસની બજારમાં મુડદાલ ઘોડાવાળા અને નરસિંહ મહેતાના મામેરાંમાં વર્ણવેલા રથ જેવા એક્લદુક્લ ટાંગાઓની હાર ઉભી હોય છે. બેસનાર માટે સુખ સગવડનું તેમાં નામ હોતું નથી, પરંતુ તેને બદલે બહુ સંભાળથી તેમાં બેસવાનું હોય છે. રૂા. ૨) થી ૨ાા નાં ભાડામા સારનાથ જવાનાં ટાંગા મળી શકે છે. બનારસથી સારનાથ ચાર માઇલ દૂર છે. ગાઝીપુર જતી સડક ઉપર ખંડેરોની દિશામાં સારનાથનું સ્થાન છે. સારનાથનું રેલ્વે સ્ટેશન પણ થોડું જ દૂર છે. સારનાથનું પ્રાચીન નામ "ઋષિપતનમૃગદાવ" હતું. આ નામથી જણાય છે કે આ સ્થળમાં અગાઉ એક વન હશે, ત્યાં હરણાંઓનાં ટોળાં નિર્ભય રીતે ચરતાં હશે અને ઋષિઓ તપશ્ચર્યા કરતા હશે. મૃગદાવ નામ એક કથા ઉપરથી પડ્યું લાગે છે, જે કથા 'નિગ્રોધ મૃગજાતક'માં લખી છે. તે કથા નીચે પ્રમાણે છેઃ—

કોઇ સમયે બ્રહ્મદત્ત નામે રાજા બનારસમાં રાજ્ય કરતો હતો. એ સમયે બોધિસત્વે મૃગનો જન્મ ગ્રહણ કર્યો. આ મૃગનું નામ ન્યગ્રોધ મૃગરાજ હતું. અને પાંચસો મૃગો તેના અનુયાયી એટલે સેવક હતાં. બીજા વિભાગમાં "શાખામૃગ" નામે બીજો મૃગરાજ રહેતો હતો. તેના પણ ઘણાં મૃગો અનુયાયી હતાં.

કાશી નરેશને આ વનમા મૃગયા કરવાનો ઘણો શોખ હતો. રાજાને પોતાની સાથે રાજ્યના અમલદારો અને પ્રજાને પણ સાથે તેડી જવાનો રિવાજ હતો. પરંતુ હમેશાં કામકાજ મુકીને પ્રજાના કારીગર વર્ગને પોતાનો સમય આવી રીતે ગુજારવા ગમ્યું નહિ, ત્યારે તેઓએ સાથે મળી એક યુક્તિ યોજી અને એક મોટું ઉદ્યાન તૈયાર કરાવી ત્યાં ઘાસ વાવવામા આવ્યું અને પાણીની પણ ગોઠવણ કરવામાં આવી. પછી ચારે તરફ મજબુત વાડ બનાવી અંદર દાખલ થવાને માટે માત્ર એક જ માર્ગ રાખ્યો. પછી લોકોએ સાથે મળી સર્વે વનનાં મૃગોને હાંકી આ ઉદ્યાનમાં ભર્યાં અને અંદર આવવાનો માર્ગ પણ બંધ કરી દીધો. પછી મહારાજા સમીપ જઇને નિવેદન કર્યું કે હે મહારાજ આપની સગવડને ખાતર અમોએ મોટું ઉદ્યાન તૈયાર કરાવી મૃગોને એક જ ઠેકાણે રાખ્યાં છે. હવે આપે એ જ સ્થળે મૃગયા કરવાની છે અને ત્યાં દરેક રીતની સગવડ છે.

રાજા પ્રસન્ન થયો અને પ્રથમ અવકાશે ઉદ્યાનમાં ગયો. ત્યાં બે મોટા મૃગો તેના જોવામાં આવ્યા. રાજાએ તેમને અભયદાન આપ્યું. પછી કોઇક વખતે રાજા અને કોઇક વખતે રાજાના સંબંધીઓ આ ઉદ્યાનમાં શિકાર કરવા માટે આવતા અને બાણોથી કેટલાંક મૃગોને ઘાયલ કરતાં અને કેટલાંકને મારી આહાર માટે રાજ્યનાં રસોડે મુકવામાં આવતાં. આવી રીતે આવા ખોટા સંહાર અને દરદને લીધે મૃગોને બહુ સંતાપ થયો. અને નિગ્રોધ મૃગરાજ પાસે જઈ સૌ મૃગોએ ફરિયાદ કરી. નિગ્રોધ મહારાજે શાખા મૃગને બોલાવી સલાહ માંગી. પછી બન્ને મળી રાજા પાસે જઈ વિનંતિ કરી: "મહારાજ! મૃગવધને માટે આપે તકલીફ ઉઠાવવાની જરૂર નથી. અમો આહાર નિમિત્તે આપને દરરોજ એક મૃગ પહોંચતો કરવાની સગવડ કરીશું." રાજાએ આ વાત કબુલ કરી. આ રીતે દરરોજ એક મૃગ રાજાના રસોડામાં પહોંચતો કરવામાં આવતો હતો. તે માટે વારા બાંધવામાં આવ્યા. રોજ જેનો વારો હોય તેને રાજાને રસોડે જવું પડતું હતું. આવી રીતે ઘણો સમય નીકળી ગયો. એક વખત એક ગર્ભવતી હરિણીનો વારો આવ્યો. તે શાખામૃગનાં ટોળાને લગતી હતી. પોતે ગર્ભવતી હોવાથી તેણે સર્વે મૃગોને કહ્યું: "આજે મારો વારો છે, પણ મારા ગર્ભનો વારો નથી—ગર્ભને ખાતર મને મુક્તિ મળવી જોઇએ." પરંતુ હરિણીની ફરિયાદને કોઇએ લક્ષમાં લીધી નહિ. પછી હરિણી ન્યાયી નિગ્રોધ રાજાને શરણે ગઈ અને પોતાની હકીકત રજુ કરી. નિગ્રોધ મૃગને કરુણા ઉપજી, તેણે હરિણીને આશ્વાસન આપ્યું અને તેના બદલામાં પોતે જ રાજાનાં રસોડામાં જશે એવી રીતે જણાવ્યું. હરિણી ખુશી થઇ ચાલી ગઈ. નિગ્રોધ મૃગ રાજાનાં રસોડામાં ગયો અને તે ખબર સેવકોએ રાજાને પહોંચાડી. રાજાએ તેને પોતાની પાસે તેડાવી પૂછયું: "હે નિગ્રોધ! તને અભયદાન મળ્યું છે છતાં તું કેમ આવ્યો?" નિગ્રોધની સર્વે હકીકત જાણી રાજા ઘણો પ્રસન્ન થયો અને નિગ્રોધની દયાળુતા અને ઉદારતાના મુક્ત કંઠે વખાણ કર્યાં અને તેને મુક્ત કર્યો. આખા ઉદ્યાનનાં હરિણોને પણ અભયદાન આપ્યું. આથી સર્વે પશુઓ સ્વચ્છંદથી વર્તવા લાગ્યાં. આથી આ વનનું નામ "મૃગદાવ" પડયું લાગે છે.

તથાગત ગૌતમ બુદ્ધનાં સમયમાં આ "મૃગદાવ" પુણ્યભૂમિ ગણાતી હતી. ઋષિઓ ત્યાં ઘોર તપશ્ચર્યા કરતા હતા. આ કારણથી આ સ્થાનને "ઋષિપતન" પણ કહેતાં હતાં. લલિત વિસ્તરમાં લખ્યું છે કે "બુદ્ધપણું" પ્રાપ્ત થયા પછી ગૌતમ બુદ્ધે પોતાના પાંચ-સાથીઓ સાથે અત્રે વાસ કર્યો હતો. કૌડિન્ય અને તેના ચાર સાથીઓ જે પંચભદ્ર વર્ગી અસ કહેવાય છે તેમણે અગાઉ ભગવાન બુદ્ધ સાથે ઘોર તપ કરવું શરૂ કર્યું હતું. એમને જ પ્રથમ પોતાના ધર્મમાં લાવવા ભગવાન બુદ્ધની ઇચ્છા થઈ. તેથી તેઓ ઋષિપતન આવ્યા. ભગવાન બુદ્ધને આવતાં જોઇ તેઓએ સલાહ કરી કે આ જપ તપ સર્વે છોડી, યોગભ્રષ્ટ થયો છે માટે આપણે તેને માન આપવું નહિ. પરંતુ બુદ્ધ સમીપ આવ્યા એટલે તેમના તેજ અને પ્રતિભા આગળ આ લોકો પોતાનો નિશ્ચય જાળવી શકયા નહિ અને આસન ઉપરથી ઊભા થઇ માન આપ્યું તથા અર્ધ્ય પાદ્યાદિથી પૂજા કરી. ભગવાન બુદ્ધે કહ્યું: "ભિક્ષુ ગણ! મને બોધિજ્ઞાન પ્રાપ્ત થયું છે. એનો ઉપદેશ તમોને આપવા હું અત્રે આવ્યો છું." બીજે દિવસે એ પાંચ જનોને ભગવાન બુદ્ધે નીચે પ્રમાણેનાં વિષયો સંબંધી ઉપદેશ આપ્યો.

(૧) વિપત્તિનું અસ્તિત્વ, (૨) દુઃખનું કારણ, (૩) દુઃખથી મુક્તિ અને (૪) દુઃખથી મુક્ત થવાના ઉપાય. આ ચાર આર્ય સત્યોનો તેમને ઉપદેશ કર્યો. આ ઉપદેશ પોતાને જ્ઞાનપ્રાપ્તિ થયા પછી પ્રથમ જ વાર આપ્યો તેથી ધર્મચક્ર પ્રવર્તન કહે છે. સારનાથની પ્રસિદ્ધિ ધર્મચક્ર પ્રવર્તનથી જ થઇ છે.

ધર્મનો પહેલો ઉપદેશ બુદ્ધે ૩૫ વરસની ઉંમરે એટલે ઇ. સ. પૂર્વે ૫૮૯ માં સારનાથ ખાતે આપ્યો હતો. તે પછી ૩૦૦ વરસ પસાર થઈ ગયાં. એ સમયનાં સારનાથ સંબંધી કાંઇ ઉલ્લેખ મળતો નથી. કિંતુ એ નિશ્ચિત છે કે ભગવાનના નિર્વાણ પછી બુદ્ધ ધર્મનું આ મ્હોટું તીર્થસ્થળ બન્યું હતુ. આનું કારણ એમ કહેવાય છે કે ભગવાન બુદ્ધે પોતાના નિર્વાણના સમયે પોતાના સર્વ અનુયાયીઓને આ પવિત્ર સ્થળની યાત્રા કરવા ફરમાવ્યું હતું.

બુદ્ધ ભગવાનના નિર્વાણની લગભગ ૩૦૦ વરસ બાદ આ સ્થાન ઉપર સમ્રાટ અશોકે એક પથ્થરનો સ્થંભ તેના ઉપર લેખ કોતરાવી ઉભો કર્યો હતો. આ વિશાલ સ્તંભ આજ તો નાશ પામ્યો છે પરંતુ પાયાની અંદર ઊંડો ઉતારેલો ભાગ હજી કાયમ છે. સ્તંભના કેટલાક ત્રુટેલા ભાગો અને તેનું શીર્ષ, નજીક જમીનમાથી ખોદી બહાર કાઢ્યાં છે, જો કે સ્તંભના ઉપરના લેખનો પ્રારંભ ભાગ ખવાઇ ગયો છે છતા પણ તેનો ભાવાર્થ સ્પષ્ટ છે. આ લેખ સંઘમા ભેદ કરાવવાવાળાને દંડ આપવાના વિષયને લગતો છે. એનો આશય એવો છે કે જે કોઇ ભિક્ષુ અથવા ભિક્ષુણી સંઘમાં કુસંપ ઉત્પન્ન કરશે, તેને શ્વેત વસ્ત્રો પહેરાવી અહીં રાખવામાં આવશે, જે ભિક્ષુ અથવા ભિક્ષુણી માટે ઉચિત નથી. ( અર્થાત તેમને સંઘથી બહાર કાઢી મુકવામાં આવશે. )

સ્તંભની દક્ષિણ બાજુમાં થોડે દૂર અશોકના સમયમાં અથવા મૌર્ય કાલનો એક મોટો સ્તૂપ હતો. આ સ્તૂપ ઇંટોનો બન્યો હતો પરંતુ એના ઉપર એવું સુંદર પ્લાસ્ટર લગાવી તેને દેદીપ્યમાન કર્યો હતો કે પ્રખ્યાત ચીની મુસાફર હુએન સ્વાંગે એને પથ્થરનો ધાર્યો હતો. સ્તૂપનો કોઈ ભાગ અવશિષ્ટ નથી. માત્ર દિવાલોના નીચેના પાયા, એનું અસ્તિત્વ સૂચન કરે છે. સ્તૂપ નાશ થયો તેનું કારણ એમ કહેવાય છે કે બનારસના રાજા ચેતસિંહના દિવાન જગતસિંહ ૧૭૯૩-૯૪ મા પોતાના નામથી એક મહોલ્લો "જગત ગંજ" તૈયાર કરાવતા હતા. ઇંટોની જરૂર પડતાં આ સ્તૂપના પાયા સુધીની ઈંટો ખોદાવી મંગાવી લીધી. સ્તૂપ ખોદવાથી નીચેથી ઘણી પ્રાચીન વસ્તુઓ મળી. આ પ્રાચીન વસ્તુઓ મળ્યાથી સારનાથમા સંશોધન યુગ શરૂ થયો.

આ સ્થાનથી થોડે દૂર પથ્થરની ચોરસ ચાર દિવાલો મળે છે. તેના ઉપર સુંદર નકસી કોતરેલી છે અને ઉપર ખૂબ તેજદાર પાલીસ કરેલ છે. આવી ઉત્તમ કારીગરી જોઈ પુરાતત્ત્વવેત્તાઓએ એને અશોકનો સમય કલ્પ્યો છે. આ કોઇ પવિત્ર સ્થાનની રક્ષા માટે નિર્માણ થઈ હોય એમ લાગે છે, અથવા ભગવાન બુદ્ધે અહીં ધર્મચક્ર પ્રવર્તન કર્યું હતું તે સ્થાન સૂચવવાને દિવાલો બાંધવામા આવી હોય.

મૌર્ય કાળની પછી શુગવંશ અને ગુપ્તવંશના સમયમાં સારનાથની ઉન્નતિ થતી ચાલી. અહીં બૌદ્ધોએ અનેક વિહારો તૈયાર કરાવ્યા હતા. ચીની મુસાફર હુએન સ્વાંગે પોતાના યાત્રાવર્ણન પ્રસંગમાં "મૃગદાવ" નું વર્ણન લખ્યુ છે. તે જણાવે છે કે આ સ્થળે એક મોટું સંઘારામ બંધાવવામાં આવ્યું હતું જેના મધ્ય સુંદર વિહારમાં ભગવાન બુદ્ધદેવની એક પીત્તળની મૂર્તિ ધર્મચક્રનો ઉપદેશ કરતી મુદ્રામાં પ્રતિષ્ઠિત હતી.

હુએન સ્વાંગે અશોકના સ્તંભના વિષયમાં લખ્યું છે કે એ સ્તંભ ૭૦ ફીટ ઊંચો હતો અને એનો પથ્થર મરકત મણિ સમાન ચમકતો હતો. આ સ્તંભની સામે બેસીને ખરા હૃદયથી જે પુરુષ પ્રાર્થના કરતો તેની મનઃકામના પૂર્ણ થતી હતી. આ એ જ સ્થાન છે કે જ્યાં ગૌતમ બુદ્ધે ધર્મચક્ર પ્રવર્તન કર્યું હતું.

સારનાથના વિહારોમાં સમયાનુસાર પરિવર્તન થયાં જ કર્યાં છે. ૭ડી સદીના પ્રારંભમાં હુણપતિએ આક્રમણ કરી આને ઘણું નુકશાન પહોંચાડયું હતું, પરંતુ કોઇ ઉદાર વ્યક્તિએ પુનઃ તેની મરામત કરાવી. આ પ્રમાણે એક જીર્ણોદ્ધાર સંવત ૧૦૮૩માં થયો હતો. તેની સાબેતી બુદ્ધની મૂર્તિના અધોભાગમાં એક લેખ મળી આવે છે તે ઉપરથી મળે છે. લેખનો સારાંશ છે કે ગૌડ બંગાળા દેશના રાજા મહીપાલના રાજ્ય સમયમાં સ્થિરપાળ અને વસંતપાળ નામના બે ભાઇઓએ "ધર્મરાજિકા" અને "ધર્મચક્ર" નામની બે ઇમારતોનું પુનઃ સ્થાપન કર્યું. આ લેખથી સ્પષ્ટ થાય છે કે સન ૧૦૧૭માં બનારસ ખાતે મહમદ ગજનવીએ સારનાથનો નાશ કર્યો હતો તેનો ઉદારપાલ બંધુએ ફરી નષ્ટોદ્ધાર કર્યો.

સર્વથી છેલ્લો શિલાલેખ રાણી કુમારદેવીનો મળે છે. તેનો આશય એમ છે કે કાન્યકુબ્જના રાજા ગોવિંદચંદ્રની રાણી કુમારદેવીએ શ્રી ધર્મચક્ર જીનની મૂર્તિની આ નવા બનાવેલા વિહારમાં પ્રતિષ્ઠા કરી છે. આ કુમારદેવી ગૌડ દેશના પાલ રાજાની કન્યા હતી.

આ પ્રકારના શિલાલેખોથી સાબીત થાય છે કે છેલ્લામાં છેલ્લા બારમી શતાબ્દિ પર્યંત સારનાથની ઉન્નત અવસ્થા રહી હતી. આની પછી એવું જણાય છે કે કુતુબુદ્દીન એબેકે સને ૧૧૯૪માં જ્યારે બનારસનો નાશ કર્યો હતો ત્યારે સારનાથનો પણ સાથે જ વિધ્વંસ કર્યો હતો. ધમેખ સ્તૂપ અને ચૌખંડીને મુકીને બાકી સર્વે મઠો અને વિહારોને ભાંગી નાંખવામાં આવ્યાં હતાં.

સારનાથ તરફ પુરાતત્ત્વ સંશોધકોની દૃષ્ટિ પ્રથમ કેમ ગઇ તેનો ઇતિહાસ અત્રે આપ્યો છે. અગાઉ જણાવી ગયા છીએ તેમ દિવાન જગતસિંહે ૧૭૯૩–૧૭૯૪માં સ્તૂપને ખોદાવી નાંખ્યો હતો. સ્તૂપની અંદરથી થોડાં મોતી અને સોનાના ટુકડા નીકળ્યા હતા. એક માણસનાં હાડકાં મળ્યાં જે ગંગાજીમાં પધરાવવામાં આવ્યાં હતાં. આ હાડકાં કોઈ સતીનાં હશે એમ લોકોનું માનવું હતું. પરંતુ એ વખતના બનારસના કમિશનર મી. બેનથાન ડંકને, નિશ્ચયપૂર્વક જણાવ્યું હતું કે એ હાડકાં કોઈ બુદ્ધનાં હોવાં જોઇએ. વિદ્વાનોનું ધ્યાન આ વિષય ઉપર ગયું પરંતુ તે માટે કાંઇ ખાસ પરિશ્રમ કરવામાં આવ્યો નહિ. આનું પરિણામ એ આવ્યું કે આજુબાજુના માણસો સારનાથથી મોટા મોટા પથ્થરો–જેમાં ઘણા કોતરેલા લેખો પણ હતા, અને કેટલીક મૂર્તિઓ પણ હતી–ઉપાડી ગયા અને મકાનો બનાવવામાં ઉપયોગ કર્યો. પરંતુ ૪૦ મોટી મૂર્તિઓ જે ત્યાં પડી રહી હતી, તે ઈજીનીઅરોએ વારણા નદી ઉપર પૂલ બંધાતો હતો ત્યારે પાણી રોકવાને માટે નદીમાં નાંખી હતી અને બીજો પુલ બનાવવા માટે પચાસ સાઠ ગાડી પથ્થરો સારનાથથી મંગાવી ઉપયોગમાં લેવાયા હતા. આમાં કેટલા શિલાલેખો કામમાં આવ્યા અને તેથી સારનાથના ઇતિહાસને કેટલી હાનિ પહોંચી તે તો ઇશ્વરને ખબર.

સારનાથમાં વૈજ્ઞાનિક રીતે ખોદકામ સર એલેકઝાંડર કનીંગહામે સને ૧૮૩૪માં શરૂ કરાવ્યું અને થોડા વખત પછી તે કામ બંધ કરાવ્યું. પરંતુ વિદ્વાનોને આ શોધમાં રસ હોવાથી તેઓએ શોધ ચાલુ જ રાખી છે. આથી સારનાથના વિષયમાં નવી નવી હકીકત જાહેરમાં આવી. ઈજીનીઅર સરાલ સાહેબ જ્યારે બનારસ ગાઝીપુરની સડક તૈયાર કરાવતા હતા, ત્યારે મિટ્ટી ખોદતાં એક મોટી બુદ્ધ મૂર્તિ મળી જેથી સારનાથમાં તેમણે ફરીથી ખોદકામ ચાલુ કર્યું. મુખ્ય સંઘારામનું સ્થાન મળ્યું. આના પછી અશોકના સ્તંભ અને તેનું શીર્ષ મળ્યાં, ઘણા નવા વિહારો પણ મળ્યા. આ સર્વે પ્રાચીન વસ્તુઓનાં રક્ષણ માટે સારનાથમાં એક મ્યુઝીઅમ સ્થાપ્યું છે. બૌદ્ધધર્મના અધ્યયન માટે ઘણા વિદ્વાનો સારનાથ મ્યુઝીઅમની મુલાકાત લે છે. બરમા, સીઆમ, સીલોન વગેરે દેશોથી આવતા યાત્રાળુઓને માટે સારનાથમાં એક વિહાર પણ બંધાવ્યો છે

બુદ્ધધર્મનો હિંદમા અસ્ત થયો, ત્યારથી જ સારનાથની દશા મંદ થઇ.

શ્રી. ધર્માનંદ કોસમ્બીએ પોતાના પુસ્તક "આપવીતી" માં સારનાથ માટે લોકોનાં અજ્ઞાનનું ઠીક પ્રદર્શન કર્યું છેઃ—

"ધર્મપાળ મને મળવા શહેરમાથી આવ્યા હતા અને દિવસે ત્યા સારનાથનો મેળો ભરાયો હતો. જ્યાં બેસી બૌદ્ધ ગુરુએ ઉપદેશ કર્યો તે જ ઠેકાણે અશોક રાજાએ બંધાવેલ એક મોટો સ્તૂપ છે. મેળામાં આવેલા અનેક લોકો આ જગ્યા જોવા આવ્યા. ધર્મપાળે મને કહ્યુંઃ 'આ લોકોને આ જગ્યાની પ્રાચીન માહિતી નહિ હોય તેથી તમે તે તેમને કહો.' મેં કહ્યુંઃ 'એમાં હું સફળ નહિ થાઉં, નાહકનો ત્રાસ થશે.' પણ તેમણે ખૂબ આગ્રહ કર્યો તેથી છેવટે સ્તૂપ આગળની ઊંચી જગ્યા ઉપર ચડી લોકોને ઉદ્દેશીને હું આ પ્રમાણે બોલ્યોઃ—

'આ સ્તૂપનો ઇતિહાસ આપનામાંના ઘણાખરાને માલમ નહિ હોય. સાર્વભૌમ અશોક રાજાએ આ સ્તૂપ પહેલ વહેલો બાંધ્યો' આ વાતો કહેવાની મેં શરૂઆત કરી, પણ વચ્ચમાં જ એક જણ હિન્દીમાં બોલી ઉઠયોઃ 'અરે આ બધાં નાહકનાં ગપ્પાં શેનાં મારી જાઓ છો? આ તો "ધાચીનો ટોપ" છે, એમ અમે જીંદગી આખી સાંભળતા આવ્યા છીએ.' એટલામાં વળી બીજો તેનો કોઈ સોબતી તપી ઉઠયો અને બોલ્યોઃ 'તમે બકો છો. અમારા બાપદાદા આટલા કાળ કહેતા આવ્યા તે બધું ખોટું અને તમારો ઇતિહાસ સાચો, ખરું ને? ધાચીએ આ ટોપ ચણાવેલો અને એક ઠેકડે તે તેની ઉપર ચડતો, ખબર છે?' ખલાસ થયું, મારું વ્યાખ્યાન ત્યાં જ સમાપ્ત થયું. શ્રોતૃવૃંદમાં હસાહસ મચી રહી અને મારી સંપૂર્ણ હાર થઇ એમ સૌ કોઈની ખાત્રી થઇ ચૂકી."

ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસ ઉપર જેને કાંઈ પણ રુચિ હોય એણે એકવાર સારનાથ જવું જોઇએ.

ડુંગરસી ધરમસી સંપટ

* હિંદી અંગ્રેજી લેખો ઉપરથી

# મુંબાઈના મીલઉદ્યોગની પડતી દશા

કવિએ મુંબાઇનું વર્ણન કરતાં " શું પાથર્યો કીનખાબ " એમ કહ્યું છે. આ મુંબાઇની જાહોજલાલી, મુંબાઇની મોહકતા, મુંબાઇની મોટી વસ્તી, આ બધું મીલઉદ્યોગને આભારી છે.

રૂના ઉદ્યોગની મહત્તા ને વિશાળતાનો ખ્યાલ મેળવવા માટે કેટલાક આંકડા જાણવા જરૂરી છે. મુંબાઈની મીલોમાં રૂપિયા પચાસ કરોડથી ઉપરની મૂડી રોકાયેલી છે. મુંબાઈ શહેરમાં ૧,૫૩,૦૦૦ માણસો મીલમાં નોકરી કરે છે, ને આ લોકોના કુટુંબીઓ ગણીએ તો લગભગ પાંચ લાખ માણસ મીલો ઉપર સીધી રીતે ગુજરાન કરે છે. એટલે મુંબાઇની વસ્તીનો લગભગ અડધો ભાગ મીલઉદ્યોગ ઉપર સીધી રીતે જીવે છે. આ ઉપરાંત રૂના વેપારીઓ, કાપડના વેપારીઓ, મીલસ્ટોર ને સંચાના વેપારીઓ મળીને ૧૦ લાખ માણસો થાય. તે ઉપરાંત લગભગ ૮૦ લાખ માણસ સમસ્ત હિંદમાં રૂની ખેતી ઉપર ગુજરાન ચલાવે છે. એટલે લગભગ બે કરોડ માણસને રૂ ને રૂના ઉદ્યોગને લીધે રોજી મળે છે. આથી આપણા દેશની આર્થિક વ્યવસ્થામાં, મીલઉદ્યોગની કેટલી બધી મહત્તા છે તે જણાશે.

છતાં યે ખેદની વાત છે કે આજે જો કે આપણા મીલઉદ્યોગની પડતી દશા ચોક્કસ શરૂ થઇ ચૂકી છે તો પણ આપણા મીલમાલેકોનું કે આપણા નેતાઓનું ધ્યાન એ તરફ ખેંચાયું નથી.

હિંદમાં જોઇએ તેટલું રૂ પાકે છે, બલ્કે હિંદની મીલો લઈ શકે તેથી વધુ રૂ પાકે છે. આપણો દેશ ગરમ હોવાથી મોટે ભાગે લોકો સુતરાઉ કપડાં પહેરે છે. કાચા માલની મોટા જથામાં પેદાશ ને તૈયાર માલની ખપત—આ બે વસ્તુઓ છે, તો આ ઉદ્યોગ ખૂબ સારી રીતે ચાલવો જોઇએ. છતાં આમ કેમ ?

ઇ. સ. ૧૮૫૪ માં મુંબાઇમાં મીલો શરૂ થઇ ત્યારથી આજ સુધી એટલે સન ૧૯૨૮ સુધીમાં, મીલમાલેકોના કહેવા પ્રમાણે, ૧૮૬૦–૬૫ એટલે અમેરિકાની લડાઇ (Civil War) ને ૧૯૧૪ની મોટી લડાઇ દરમિયાન મીલો સારો નફો કરતી હતી. બાકી તો હમેશ એમનું જેમ તેમ જ ચાલ્યા કર્યું છે. ૧૯૨૨ પછી તો ખૂબ જ મંદી આવી છે. આમાં દોષ કોનો છે ?

મીલો શરૂ થઈ ત્યારથી ઇ. સ. ૧૯૦૦ સુધી આપણી મીલો ચીન સુતર ને કાપડ ખૂબ મોકલતી. પછી સરકારે ઇ. સ. ૧૮૯૮માં સોનાનું ધોરણ દાખલ કરવા રૂપાનું અનિયંત્રિત ચલણ બંધ કર્યું, એટલે ચીનની સાથેના આપણા હુંડીઆમણમાં વધઘટ વારે વારે ખૂબ થવા માંડી. તેથી ચીન માલ નીકાસ કરવો બહુ મુશ્કેલ થઇ પડયું. મીલમાલેકોના આ કહેવામાં બહુ વજુદ હોય એમ મને લાગતું નથી. શું ઇંગ્લન્ડ સોનાના ધોરણ પર નથી ? જાપાને પણ લગભગ આ જ અરસામાં સોનાનું ધોરણ દાખલ કર્યું તો ઇંગ્લન્ડ ને જાપાન કેમ પોતાનો માલ વધુ ને વધુ ચીનમાં વેચી શક્યા ? ચીનની વાત જવા દો.

આપણી મીલો પોતાનો માલ પૂર્વ આફ્રિકા, ઇરાક વગેરે દેશોમા મોકલતી હતી. ધીરે ધીરે એ વેપાર બંધ થતો ગયો છે. આનું કારણ પણ મીલમાલેકોની મૂર્ખાઇ અને ટુંકી દષ્ટિ જ છે. પહેલા તો, માલ ખપતો હતો ત્યારે પોતાના પ્રતિનિધિઓ મોકલી દરેક દેશના લોકોની જરૂરીઆતોનો ઊંડો અભ્યાસ મીલમાલેકોએ કોઇ દિવસ કર્યો જ નહિ. જાપાનીઓ તો દરેક દેશમા પોતાના માણસ મોકલી ત્યાં કેવા માલની ખપત છે, લોકોના આચાર વિચાર કેવા છે, તેનો પાકો અભ્યાસ કરે છે, ને પછી દરેક દેશની જરૂરીઆત પ્રમાણે માલ બનાવી મોકલે છે. એટલે જાપાનનો માલ ખપે ને હિંદની મીલોનું કાપડ ન ખપે એમા નવાઇ શી?

બીજું કારણ મીલમાલેકોની અધમ અપ્રામાણિકતા છે. એક જ છાપનો માલ આજે એક જાતનો હોય તો એ જ છાપ સાથે હલકો માલ બજારમા ઘુસાડી દેવામાં આપણા મીલમાલેકો ખુબ હોશિયારી સમજે છે. ડાળ ઉપર ઉભા રહી કુહાડીથી ડાળ કાપતા પેલા ડાહ્યા પુરુષની વાત કોણ નથી જાણતુ?

બંગભંગની હિલચાલના ઇતિહાસ તરફ નજર નાખીએ. વિલાયતી માલનો બહિષ્કાર શરૂ થયો એટલે મીલમાલેકોએ પરદેશી માલ આણી પોતાની મીલોમાં છાપી સ્વદેશી તરીકે વેચ્યો!

એટલું જ નહિ પણ દેશમા પણ એમનો માલ વધુ ખપે એટલા માટે જાહેરાત વગેરે મીલમાલેકોએ કોઈ દિવસ કર્યું છે? સ્વદેશીની ચળવળને સૌથી ભારે ઉત્તેજન મીલમાલેકો તરફથી મળવું જોઇએ; પણ ના! સ્વદેશી ચળવળમા ભાગ લે તો મીલમાલેકોની ઇજ્જતને ધોકો પહોચે!

સરકાર પાસે મીલમાલેકોએ સંરક્ષણ માગ્યું, સરકારે ના આપ્યું એ ઠીક જ થયું. મુબાઇના મીલમાલેકો જ્યા સુધી મીલો ચલાવવામા કરકસર ને પ્રામાણિકતા ન દાખલ કરે ત્યાં સુધી કાપડની આયાત ઉપર જકાત એ દેશહિતની વિરુદ્ધ છે.

આજે મીલો જાણે એજન્ટોની ખાનગી મિલકત હોય એમ ચાલે છે. "શેઠ"ના સગાંવહાલા પાસેથી કોલસો, રૂ ને મીલસ્ટોર લેવાય, જે ભાવ મુકે તે ભાવ મીલને ચોપડે લખાય–ઘણી મીલોમા તો એવું બને છે કે "શેઠ" મીલને પૈસે રૂનો સટ્ટો કરે. નફો આવે તો "શેઠ"નો, ને ખોટ આવે તો રૂ ખરીદવામા આવેલી ખોટ, એમ કહી મીલને ચોપડે ઉધારાય.

લડાઇ દરમિયાન મીલોએ ખૂબ નફો કર્યો. તે વખતે મીલોએ સો સો ને બસો બસો ટકા વ્યાજની વહેંચણીઓ જાહેર કરી હતી. આ વખતે લડાઇને લીધે સંચા વગેરે નહોતા આવતા ને લડાઈ પછી આ બધી ચીજો માટે તેમ જ લડાઈ પછી હંમેશ આવતી મદીમા ટકી રહેવા રીઝર્વ ફંડ જોઇશે એ વિચાર આ સ્વાર્થાંધ મીલમાલેકોને ન સૂઝ્યો.

સરકારે સંરક્ષણ આપવાની ના કહી એટલે સરકાર ઉપર દબાણ લાવવાના હેતુથી મીલમાલેકોએ મજૂરીના દરમા ઘટાડા કર્યા.

મીલદઠ્ઠનાળને શરૂ થયે દોઢ મહિનો થઈ ગયો. લડાઇ દરમિયાન વિલાયતથી માલ ઓછો આવતો હતો ને દેશી માલની ખપત ખૂબ હતી એટલે સ્વાભાવિક રીતે મજૂરીના દર પણ ખુબ વધી ગયા હતા. મજૂરીના દરમા સરેરાશ પચાસ આઠ ટકાનો વધારો થયો હતો. ઇ. સ. ૧૯૨૧ પછી જે વેપારની મદી આવી તેમા મીલમાલેકોને મજૂરીના લડાઇ દરમિયાન ચાલુ થયેલા ઊંચા દર આપવા ન પરવડ્યા. તો એમણે શું કરવું જોઇતું હતું?

પહેલાં તો ઉપર કહેલા બધા સુધારા દાખલ કરી મજૂરોને સમજાવી દર ઓછા કરવા હતા. મજૂરોને પણ પેટપુરતું તો મળવું જ જોઇએ.

હડતાળ એ મજૂરોનું બહુ જલદ શસ્ત્ર છે પણ તે ગમે તેમ ન વપરાય. હડતાળ ગમે તેટલી લંબાય તો પણ, ખાવાના પૈસા હોય તો જ મજૂરો હડતાળમાં મક્કમ રહી શકે. આજે તો એ લોકો પાસે નજીવું ફંડ છે. રશિયાથી થોડાક પૈસા આવ્યા તેમાં તો અંગ્રેજી છાપાઓએ હો હા કરી મુકી. પણ એ પૈસા મજૂરોને ચારપાંચ દિવસ પણ ન ચાલે.

આપણા મજૂરો જોઇએ તેટલા કાર્યદક્ષ નથી જ. એ કાર્યદક્ષ હોય તો આપણી મીલો વધું સસ્તો માલ કાઢી શકે ને મજૂરી પણ મજૂરોને વધુ મળે. મજૂરોને કાર્યદક્ષ કરવામાં શી શી યોજનાએ અમલમાં લાવવી જોઇએ તેનો વિચાર બીજી કોઇ વખત. આપણા દેશના કમભાગ્યે બધી જ હીલચાલોમાં મોટે ભાગે સ્વાર્થસાધુ ને દંભી માણસો જ આગેવાન થઈ જાય છે. મુંબાઇની મીલમજૂરોની ચળવળમાં પણ એમ જ થયું છે, નહિ તો બે ત્રણ મીલો બંધ થઇ ત્યારે પૈસાની પુરતી સગવડ નથી એ જાણવા છતાં, પીકેટીંગ કરી બીજી બધી મીલો બંધ કરાવવામાં શું ડહાપણ, ને મજૂરો માટે એમણે પોતાની શી દાઝ દેખાડી ?

હવે મોટો ભાગ મજુરો પોતપોતાને "દેશ" ચાલી ગયા છે, ગામડામાં જઈ ખેતી કરશે. હવે તો આખું ચોમાસું પાછા નહિ આવે; ને મીલમાલેકો પણ વર્ષો સુધી મીલો બંધ રાખવા તૈયારી ન કરતા હોય એવો ડોળ કરે છે.

મીલમજૂરોના મંડળોએ કેટલીક માગણીઓ મીલમાલેકો પાસે રજુ કરી હતી, તેમાંથી મુખ્ય મુખ્ય આ પ્રમાણે:

૧ એક મજુરને પહેલા કરતાં વધુ શાળની દેખરેખ આપવાથી પગાર મૂળ કાયમ છતાં વસ્તુતઃ પગારમાં ઘટાડો થયો કહેવાય. આ વસ્તુસ્થિતિ દૂર થવી જોઇએ.

૨ કાયદા પ્રમાણે દસથી વધુ કલાક રોજના મજૂર પાસે કામ ન કરાવાય. જ્યાં જ્યાં આજે એક મજૂરને દસથી પણ ઓછા કલાક કામ છે ત્યાં કલાક હવે વધારવા નહિ.

૩ મજૂરીના દરમાં ફેરફાર કરતાં મજુરસંઘને પૂછવું.

૪ જે મજૂરોના પગાર માસિક રૂ. ૩૦ થી ઓછા હોય તેમના પગારમાં વધારો કરવો.

૫ નોકરી છોડતાં મજૂરોએ, ને બરતરફ કરતા મીલમાલેકોએ મહિનાની નોટીસ આપવી.

આ બધી ને બીજી માગણીઓ સ્વીકારવાની કાં તો મીલમાલેકોએ ધસીને ના પાડી છે અથવા તો ઉડાઉ જવાબ આપ્યા છે. એટલે સમાધાની ને સુલેહની આશા તો છેક જ પડી ભાંગી છે.

મીલઉદ્યોગનું નસીબ બહુ જ નબળું લાગે છે. વેપારની મંદીથી ને મુશ્કેલીઓથી મીલમાલેકોમાં કંઇ ડહાપણ આવ્યું હોય એમ લાગતું નથી. શું થાય છે તે સચિંત નજરે જોવાનું રહ્યું.

સુરેન્દ્ર વૈકુંઠરાય દેસાઈ

# સોરઠી બ્હારવટીયાની મીમાંસા

[ પ્રેમાભાઇ હૉલમાં આપેલું વ્યાખ્યાન ગતાંકથી ચાલુ ]

### ઇષ્ટ દેવતાની પ્રતિષ્ઠા

બ્હારવટીયો એટલે વ્રતધારી : બ્હારવટું એટલે લોકોક્ત જતિધર્મ : એ આખા બ્હારવટા-યુગનો આદર્શ હતો. અને સારા બ્હારવટીયાઓએ તો કડકપણે એ ધર્મને પોતાના જીવનમાં ઉતારેલ પણ હતો. લગભગ તમામ બ્હારવટીયા પોતાના ઇષ્ટ દેવની પ્રાણપ્રતિષ્ઠા કરીને જ બહાર નીકળતા અને અમૂક જાતની શારીરિક પવિત્રતાના લોપમાંથી એ ઇષ્ટ દેવતાના કોપ નીપજવાનું સમજતા. ભીમો જત રોજ સવાર સાંજ બખીઆરાના ડુંગર પર જમીયલશા પીરની દરગાહ પર લોબાન પ્રગટાવી તસ્બી ફેરવી પોતાની તલવારને પણ ધૂપ દેતો. બાવાવાળો રોજ સૂર્યોદય અને સૂર્યાસ્ત વેળા, ઘીનો દીવો પેટાવીને સૂરજ સન્મુખ માળા ફેરવતો : ચાહે તેવે સ્થળે હોય, પાછળ શત્રુની ફોજ ચાલી આવે, છતાં પણ એ આ નિત્યનિયમ ન ચૂકે. કહેવાય છે કે પછી તો ચલાળાના સંત આપા દાનાની સહાયથી એની પૂજાની જ્યોત આપોઆપ પ્રગટ થતી. પરંતુ આખરે જ્યારે એ બ્હારવટીયો પાપ ને અન્યાયમાં ડૂબી ગયો, ત્યારે એનો કાળ આવ્યાની સાક્ષી રૂપે જીંદગીના છેલ્લા ત્રણ દિવસ સુધી એ 'દેવી જ્યોત' પ્રગટ નહોતી થઈ. જ્યોતિર્દેવ દૂભાયા હતા. વાલો નામોરી પોતાની સાથે પીરનો કીનખાપી વાવટો ફેરવતો અને રામાવાળો સૂરજદેવળનો પંજો રાખતો. વાઘેરો દ્વારિકાનાથના સેવક હોઇ, 'જે રણછોડ' એ એની રણહાક હતી; અને મોવર સંધવાણી સરખા ચોરને પણ 'કોહાવાળો પીર' સ્વપ્ને આવી સંદેશા દેતો એવી માન્યતા હતી. પ્રાચીન બ્હારવટીયા જેસા વેજાને તો દેવી માતાએ પોતાનાં બે ધોળાં રોઝ ઘોડાંને બદલે અસવારી કરવા માટે આપેલાં અને એ રોઝ પર બેસી બન્ને બ્હારવટીયા રાવલ જેવી વિષમ નદીઓ ઠેકી જતા હોવાનું બોલાય છે. અલબત, આ ઇષ્ટ દેવોની આરાધનામાં આત્મ-રક્ષાનો જ આશય ઉભો હતો, પરંતુ એ દેવતાઓની પ્રસન્નતા તો તપશ્ચર્યા અને સંયમ નિયમને જ આધીન ગણાતી.

### દેહદમન

આવી રીતે દેવ દેવીઓની સહાય મેળવવી એટલે પવિત્રતાનાં, દેહદમનનાં, એવાં બિરૂદોનું પાલન કરવું. ઘણી વાર તો એ પાલન અજબ બની જતું. એક બાજુ મનુષ્યોનો સંહાર અને બીજી બાજુ નાનાં જંતુની પણ જીવન-રક્ષા ! જેસો વેજો તો પોતાનાં અંગ પરની જૂ પણ ન નાખી દેતાં ડગલામાં જ સાચવી જીવાડતા. કહેવાય છે કે એ ડગલાઓમાં એટલી તો જૂંઓ ખદબદતી કે પોતે બાન પકડેલા માણસ પાસેથી પૈસા કઢાવવા માટે તેઓ તેને એ ડગલા પહેરાવી જૂંઓના ચટકાથી તોબા પોકરાવતા ! છતાં એટલી બધી જૂંઓ એ જોગી જેવા ભાઈઓ કાયમ પોતાના શરીર પર ધારણ કરી રહેતા. એટલું જ બસ નથી. એના કાકા ગંગદાસ બ્હારવટીયાને તો પીઠ પર એક મોટું, ઊંડું ઘારૂં, હતું. તેમાં જીવડાં પડેલાં.

એ કીડા એના શરીરનો ભક્ષ કરતાં કરતાં પારાવાર વેદના ઉપજાવતાં, પણ એને મારી તો શી રીતે નખાય? તેમ પોતાના દેહને પણ કેમ કરી બચાવવો? રોજ એ પાંદામાં ગંગદાસજી લોટનો પીંડો ભરે, અને કીડા એ લોટ ખાઇને જીવે. એ પ્રમાણે શરીરનો બચાવ કરવાની સાથેસાથ જીવદયા પાળે છે. એક વખત લોટ નથી મળ્યો : પાછળ પાદશાહની ફોજ માર! માર! ચાલી આવે છે. ગંગદાસને પીડાનો પાર નથી. પાંદામાં કાળી લાય લાગી છે. નાસી છૂટાય તેવું નથી રહ્યું. તેમ યવનને હાથે તો મરવું પણ ન ખપે. પોતાના બન્ને ભત્રીજાને આજીજી કરી કાકાએ એમાંના એકને હાથે પોતાનું માથું કપાવી અંતરિયાળ મરવું પસંદ કર્યું હતું!

**દયાદાન**

વાલો કેહીઓ જે વેળા રણમાં ઊંટનું કુંડાળું કરીને સામે આવતા શત્રુઓ સાથે યુદ્ધ કરી રહ્યો હતો અને એની ગોળીઓનો વરસાદ કચ્છની ફોજને આગળ વધવા દેતો નહોતો, ત્યારે કહેવાય છે કે શત્રુઓએ ગાયોનું ધણ આડે ઉભું રાખ્યું, અને વાલાએ, પોતે મુસલમાન હોવા છતાં પણ ગાયો ઉપર ગોળીબાર ન કરવાની આજ્ઞા દઈ, કેવળ ગાયોને નસાડવા પૂરતા જ ગાયોના પગ તરફ ભડાકા કરી પોતાનો બચાવ કરી લીધો હતો.

જોધા માણેકે કોડીનાર લૂંટીને ત્રણ દિવસ સુધી કોડીનાર પર રીતસર રાજ કરી, ન્યાય ચુકાવી, ગોંદરે ગાયોને કપાસીઆ નીર્યાં હતા અને બ્રાહ્મણોની ચોરાસી જમાડી હતી. બ્રાહ્મણો, બાવા સાધુઓ વગેરેને ખવરાવવાનો આગ્રહ તો લગભગ દરેક બ્હારવટીયાએ બતાવ્યો હતો. અલબત એમાં તો ધર્મદાનની રૂઢીગત ભાવના જ હતી પરંતુ ભાવના તો હતી જ. ગીતો કાઠીઓમાં પણ હજુ ગવાય છે કે

બમણા સૈહુંને દાન તો દીધાં ને
ગામમાં મીઠાયું વેચાય
ઓખેજો વાઘેર કોડીનાર મારીને જાય.
ગાયું કેરે ગોંદરે કપાસીયા નીર્યા ને
બાદરે ચોરાસી જમાય—ઓખેજો૦

જોધા વાઘેરનો ભત્રીજો મુળુ માણેક પણ એવો જ ખાનદાન અને વિલક્ષણ પ્રભુ-ભક્ત હતો. એણે તો માધવપૂર લૂંટવાની મધરાતે જ, મંદિરના પૂજારીને પકડી મંગાવી, મંદિર ઉઘડાવી, માધવરાયની પ્રતિમાને બાઝી પડી ચોધાર આંસુડે રૂદન કર્યું હતું!

**પતિધર્મ**

સારા બ્હારવટીયા તો ગૃહસ્થાશ્રમને પણ સૂજીને જ જીરતા હતા. જોગીદાસનાં સ્ત્રી-બાલકો તો ભાવનગર ઠાકોરના દરબારગઢમાં જ અટકાયતે પડયાં હોવાથી એણે કૈં કૈં વર્ષો સુધી ગૃહસ્થાશ્રમનાં દર્શન પણ નહોતાં લીધાં. જેસાજી વેજાજીનાં બાળ બચ્ચાં પણ વિખૂટાં પડીને ગામ વેશે નટોના પંખા (ટોળાં) સાથે ભમતાં હતાં. એથી યે વધુ રોમાંચકારી કથા તો છે ચાંપા ખુમાણ નામના જુવાન કાઠીની. પાલીતાણા રાજ્ય સામે બ્હારવટે નીકળનાર કાઠી હીપા ખુમાણનો એ નાનેરો દીકરો પિતાની આજ્ઞા થતાં પોતાને ગામ પોતાની

માતાને ખરચી આપવા જાય છે. રાત્રિએ પહોંચે છે. માતા અને રૈયા એ જુવાન બચ્ચાના મ્હોં પર બચ્ચીઓ વરસાવે છે. બેટા! આજની રાત રહી જા! પણ વ્રતધારી બ્હારવટીયો કેમ રોકાય? એને તો બ્હારવટું પાર પડયા પહેલાં ઘરનું પાણી પીવું યે હરામ છે: માતાના કાલાવાલા એળે ગયા. માતાએ માન્યું કે ઓરડામાં ઉભેલી જુવાન કાઠીઆણીની સાથે ચાર આંખો એક થશે તો દીકરો રોકાઈ જશે. એટલે બ્હાનું બતાવીને અંદર મોકલ્યો: બેટા! તારી બાપુની બરછી સજાઇને આવી છે, તે ઓરડેથી લેતો જા! ચાંપો અંદર ચાલ્યો: સોળ વરસની આશાભરી કાઠીઆણી સામે ઉભી છે: મીટ મીટ મળી હશે: બે ઘડી બેસીને જાણે વાતો કરશે: એવી ધારણાએ એણે ઓરડામાં ઉભેલો હીંગળોકીઓ ઢોલીઓ ઢાળ્યો: જુવાન ચાંપાની આંખ બદલી: એટલું જ બોલ્યો: " કાઠીઆણી છો? અટાણે ઢોલીઓ! હું બ્હારવટે છું એટલી યે ખબર ન રહી! બહુ ઉતાવળ!" જોગમાયાની પુત્રી સરખી સ્ત્રી સમજી ગઇ: ના ના કાઠી! તને રોકવો નહોતો. બે ઘડી વિસામો લેવા બેસીશ એમ માનીને મેં ઢોલીઓ ઢાળેલો. પણ હવે કાંઇ નહિ. તું તારે જા! જશ લઈને વહેલો ઘેરે વળજે!

ચાંપો ગયો: અને બીજી જ રાતે ગારીઆધારના દરબારગઢને ઉબરે મેરજી સંઘીની ગોળીથી વીંધાઈ મરણ પામ્યો. અને કાઠીઆણી ઘેરે જગદંબાના જાપ જપતી રહી. એ વ્રતધર્મનું પરિપાલન.

બાવાવાળો બ્હારવટીયો પણ એકલો જ ઘૂમતો. પણ એક વાર એ ભૂલ્યો. ખડકાળા ગામને સીમાડે મુકામ કરીને રાત્રિએ ગામમાંથી પોતાની પરણેલી સ્ત્રીને તેડાવવા માણસ મોકલ્યું: જવાબમાં કાઠીઆણી શું કહેવરાવે છે! દરબારને કહેજો: "એમ છાનીમાની નહિ આવું: મારે માથે કુળધર્મ ઉભો છે. કાલે સવારે કાંઇક અવળું થાય (મને ગર્ભ રહે) તો દુનિયા બોલશે કે ધણી પત્થરનાં ઓશીકાં કરીને બ્હારવટે ભમે છે, અને ઘેર અસ્ત્રી છોકરાં જણે છે! તે હિ મારે જીભ કરડીને મરવું પડે! માટે જો ઉઘાડે છોગ તેડાવીને રાખવી હોય તો સુખેથી આવું. નીકર રામ રામ છે!"

આમ સ્ત્રીઓએ જ પોતાના સ્વામીઓને જતિ ધર્મ પળાવ્યા છે. [અલબત, બાવા વાળો તો પાછળથી વિજયની મદિરા પીને બેભાન બન્યો હતો. એણે તો દાનવ બનીને પોતાની એવી તપસ્વિની સ્ત્રીને જ થોડી શંકાને વશ બની હાર કરી હતી.]

એ તો બધા ઉચ્ચ કોટિના બ્હારવટીયાની વાત. એથી ઉતરતી ભૂમિકાના મોવર સંધવાણી જેવા બ્હારવટીયા તો છુપી ચોરીથી પોતાને ઘેર જતા અને રાત્રિઓ ગાળી આવતા.

### સ્ત્રી જાતિનું સન્માન

પરંતુ આપણે તો આ સર્વથી ઊંચા–અતિ ઉંચા એવા એક યતિધર્મ ઉપર રીઝી રહ્યએ છીએ: અને એ હતો સ્ત્રી જાતિ પ્રત્યેના સન્માનનો બ્હારવટાં–ધર્મ: ભર જુવાનીમાં પડેલો જોગીદાસ ખુમાણ પોતાની સીમમાં આંટો દઇને એક દિવસ પાછો ફરે છે. નવલખા નેરડામાં વ્હેતાં નિર્મળાં નીરમાં જોબનવંતી ને સૌંદર્યવતી એક સુતાર તરૂણી ઉભી છે. સુંદરીએ ઝબ દઇને જોગીદાસની ઘોડીની લગામ ઝાલી. ઘોડી અને અસવાર બન્ને ચમકી ઉઠયાં: અરે બાપ! બોન! મેલી દે! મેલી દે! સુંદરી કહે છે કે નહિ મેલું: જોગીદાસ! છ મહિનાથી

તારી પાછળ તપ તપું છું. મારી નાત જાત ઓળઘોળ કરવા આવી છું. હવે તો નહિ મેલું: જોગીદાસ ન ચળ્યો. કાલાવાલા ન ફાવ્યા ત્યારે આખરે એ સુંદરીના હાથ પર ભાલાની ખૂડી મારી, લગામ છોડાવી, પાછળ પ્રેત પડ્યું હોય તેવી ભીતિથી ભાગી છૂટ્યો. તે પછી તો એણે એકવાર કોઇ પરસ્ત્રી પર પોતાની નજર પડી ગયાથી આંખોમાં મરચાંનો ભુકો પણ આંજ્યો. કહેવાય છે. જીવ્યો ત્યાં સુધી હમેશાં હાલ ચાલના રસ્તા તરફ પોતાની પીઠ દઈ ને જ બેસતો હતો. કોઇ દિવસ રસ્તા સન્મુખ તે મ્હોં રાખીને નથી બેઠો. સ્ત્રીને દેખતાંની વાર જ એ પોતાના મ્હોં પર પછેડીનો ઘુમટો તાણી જતો. એટલું જ બસ નથી. એણે તો અધમ વારાગનાને પણ સન્માનેલી હતી. બ્હારવટું પાર પડયાને દિવસે ભાવનગરની રાજ-કચેરીમાં ઉત્સવ મચ્યો: પોતે ઠાકોરના સગોતડીયા તરીકે નોતરાયા: વારાંગનાનું નૃત્ય મંડાયું: પોતે પીઠ ફેરવીને બેસી ગયા: તો યે ઠાકોર વજેઅંગજી એ સમશ્યા ન સમજ્યા: નૃત્ય ચાલૂ રહ્યું: એટલે પોતાની કમ્મરેથી જમૈયો ખેંચીને જોગીદાસે પોતાની આંખ પર ધર્યો: હાં! હાં! જોગીદાસ કાકા! આમ કેમ? જવાબ દીધો કે હું કાઠી! મારી બોનું દીકરીયું નાચે ને હું જોઉં? એ કરતાં તો આંખો ફોડવી ભલી! અરે કાકા! આ તો ગણિકા કહેવાય! એનો જવાબ જોગીદાસે શો વાળ્યો? "ગણિકા તોય અસ્ત્રી! આપણી બોનું દીકરીયું, મહારાજ!"

નાચનો જલસો તે દિવસે બંધ કરવામાં આવેલો!

બ્હારવટીયાની એ સ્ત્રી-સન્માનની ભાવનાએ બીજી સર્વ ભાવનાઓ કરતાં વધુ સચોટ અસર જનતા ઉપર છાંટેલી છે, અને તે કારણે જ ચારણોએ પણ સહુથી વધુ મૂલ્યવતી કવિતાનાં અર્ઘ્ય એ શિયળને જ ચડાવ્યાં છે. એના જ દુહા સોરઠા વધુ જોરદાર વધુ પ્રચલિત ને વધુ બંકા છે:

ઠણકો નાર થીયે, ચત ખૂમા! ચળિયું નહિ,
ભાખર ભીલડીએ, જડધર મોયો જોગડા!

[ઓ ખુમાણ! નારીના પગનો ઠમકારો થવાથી તારૂં ચિત્ત કદી ન ચળ્યું; જ્યારે બીજી બાજુ તો ઓ જોગીદાસ! મોટા જટાધારી શંકર પણ ક્ષુદ્ર એક ભીલડી ઉપર મોહી પડેલા!]

પરનારી પેખી નહિ, મીટે માણાશ
શીંગી રખ ચળિયા, જુવણ જોગીદાસીઆ!

[ઓ માણા (કાઠી) ના પુત્ર! ઓ જુવાન જોગીદાસ! તેં તો પરનારી તરફ આંખની મીટ પણ નથી માંડી; જ્યારે પેલા વૃદ્ધ શૃંગી ઋષિ જેવા પણ ચલાયમાન થઇ ગયા હતા.]

કાદુ મકરાણી પણ કાછનો એવો જ સાબૂત: ઘરની ઓરતને તો એણે મકરાણમાં મોકલી દીધેલી: બે ભાઇઓને લઇને ગામડાં ભાંગે છે: એક દિવસ મોડી રાતે લૂંટવા ગામના એક કારડીયા રજપૂતનાં ઘરમાં પેસતાં એ ઘરની સૂતેલી સ્ત્રી અર્ધ નગ્નાવસ્થામાં જ ઉઠીને નાઠી: કાદુ પીઠ દઈ ઉભો રહ્યો: કહ્યું કે બેન! તારાં કપડાં સંભાળી લે! પણ એ

અબળા ધાકની મારી હલી ચલી ન શકી. બેન ! તારી ખડકી કઈ દે ! એટલું કહીને કાદુ બહાર નીકળી ગયો. એ ઘર ન લૂંટ્યું.

એ જ કાદુને આખરે વિષયભોગની લાલચમાં ફસાવવાની પેરવી થયેલી. જે મકરાણીને ઘેર કાદુ આશરો લેતો, તેને જ જુનાગઢના પોલીસ ખાતાએ શીખવ્યું કે તારી દીકરી સાથે કાદુ ખૂટે તેવું કર ! ફાંસલો પથરાયોઃ કાદુ આવ્યોઃ એકાન્ત હતીઃ સામે ઉભી હતી જુવાન સુંદરીઃ યુવતીએ કાદુનો ધરક વાર્યોઃ કાદુએ હંડે કલેજે કહ્યુંઃ "તારો બાપ મને આશરો દેનારોઃ તેની તું દીકરી, એટલે તો મારી માની જણી બેન થઈ!" એમ કહી કાદુ ચાલ્યોઃ પોતાના આશ્રયદાતાને ફિટકાર દઇ સદાને માટે તેનું ઘર ત્યજી ગયો.

લાલસાને ખાતર તો શું, ચોકખી લૂંટને ખાતર પણ સ્ત્રીના શરીર પર હાથ નાખવાનું બ્હારવટીયાઓની નીતિમાં નામંજૂર હતું. વાઘેરો લૂંટતી વેળા દૂર ઉભા રહી સ્ત્રીઓને આટલું જ સંબોધન કરતા કે "ઘરેણાં ઉતારી દે બેન ! તારી ભોજાઇઓને પહેરવા લૂગડાં નથી, ખબર છે ને ?"

છેલ્લામાં છેલ્લો બ્હારવટીયો રામવાળો—તેના સ્ત્રી સન્માને તો અવધિ કરી છે : પચીસ વર્ષનો જુવાન : બ્હારવટે નીકળ્યા પહેલાંનું જીવન રખડુ અને લંપટ : પણ તે પછી એ વ્રતધારી બન્યો : એ ગામને લૂંટવા પહેલાં પ્રથમ શુકન કરે : એટલે કે પહેલવહેલી મળનાર સ્ત્રીને બ્હેન કહી શુકન તરીકે એને એવું ઝીણું મોટું એક ઘરાણું દાન દેવાનું કહે : પછી લૂંટ કરી આવીને એ જીભની કહેલી 'બ્હેન'ને સારી પેઠે કાપડું કરે. એકવાર ગામને સીમાડે એક જુવાન કણબણ મળી : વસ્ત્રાલંકારે લચી પડતી ફુલ વેલ શી એ કણબણ હતી : માથે ભાત હતું : વાડીએ જાય છે : બ્હારવટીયા આડે ફરી વળ્યા : રામવાળો બોલ્યો : "બ્હેન ! બાપ ! તારાં ઘરેણાં છેટેથી કાઢીને નાખી દે. અમે ખરચીખૂટ થઇ ગયા છીએ."

"તમે કોણ છો ?" હેબતાઇ ગયેલી બાઇએ પૂછ્યું.

"અમારાં નામ લેવા જેવાં નથી બાપ ! અમે બ્હારવટીયા છીએ. મારૂં નામ રામવાળો છે."

"તમે જ રામવાળા ? ત્યારે તો મારી સાસુ સાચું જ કહેતી 'તી."

"શું કહેતી 'તી તારી સાસુ ?"

"કહેતી 'તી કે આ ઘરાણાં લૂગડાં હાંસીને બાછ ભાત દેવા, પણ ઓલ્યો તારો બાપ રામવાળો મળશેને, તો બધાંય ઉતારી લેશે !"

રામવાળાના કાન ચમક્યા : મને તારો બાપ કહ્યો 'તો એમ ? તો તો તું મારી દીકરી હરી ! દીકરીના ઘરેણાં કાંઇ લેવાય ? એને તો કાંઇક દેવાય : એલા ભાઇ જુવાનો ! તમારી કોઇની પાસે કાંઇક હોય તો આ આપણી દીકરીને કાપડું કરો !"

બાઇને કાંઇક ભેટ આપીને વિદાય કરી. દીકરીનો બાપ રામવાળો વગર લૂંટયે ચાલી નીકળ્યો.

બીજે એક દિવસે શીમગાઃ રામવાળાની નાની સેના ચાલી જાય છે : એક વાડીને કાંઠે ઝાડની છાંયડીમાં વૈશાખ માસને ખરે બપોરે એક સ્ત્રીને સૂતેલી દીઠી : લૂગડાં પોઇને

થાકેલી, સ્નાન કરીને શીતળ બનેલી એ સ્ત્રીને મીઠી નીંદર આવી ગયેલી: નિદ્રામાં ને નિદ્રામાં, પવનને લીધે છાતી પરથી વસ્ત્ર ખસી ગયેલું: રામવાળાએ એ નિદ્રિત પરનારીની એબ ઢાંકવા માટે એનું વસ્ત્ર સરખું કરીને એ સૂતેલી બ્હેનના બેડામાં 'ભાઇ' તરફના કાપડા તરીકે રૂપીઆ મૂક્યા. ચુપચાપ ચાલી નીકળ્યો.

એના આખા બ્હારવટામાં તપાસ કરો. ક્યાંયે કૂડી નજર, ક્યાંયે પ્રેમસંબંધ નથી નીકળતો. સાંગોપાંગ જતિ-જીવન!

એવું જ જતિ-જીવન મીયાણા બ્હારવટીયા વાલા નામોરીનું. દ્રેપળા ગામમાં લૂંટ કરવા ગયો: કાંઇ નગદ માલ ન જડયો: કારણ કે મોળાકતના તહેવારની સાંજે ગામની બ્હેનો દીકરીઓ ઘરનાં તમામ ઘરણાં લૂગડાં પહેરી ગામ બ્હાર રાસડે રમવા ગયેલી: ખાલી હાથે વાલો પાછો વળ્યો: વાલો અસ્ત્રીનાં અંગ માથેથી પાલવડાં ન ઉતરાવે!

તમે સહુ કહેશો કે આ તો બધા બ્હારવટીયાઓનાં Convention: આ તો નક્કી થઇ ગયેલી રૂઢીઓ: એમાં અંતરાત્માની મૌલિક નીતિ, મૌલિક ભાવના ન યે હોય: એ તો તે લોકોએ વ્હેમને લીધે, સગવડ ખાતર આત્મરક્ષાને ખાતર રૂઢીઓનું પાલન કર્યું!

ભલે એને રૂઢી કહો: હું કહું છું કે એ રૂઢીના બંધનો વડે જ આજે આપણો સમાજ સુમર્યાદ રીતે જીવે છે! આપણામાંના ઘણાખરા અંતરાત્માથી નહિ, પણ રૂઢીથી જ ચારિત્ર્યવાન છીએ, અને એ રૂઢીગત ચારિત્ર્ય પણ આજે આપણામાં કેટલુંક છે! સ્ત્રી સન્માનના આજે આપણે કેવાક પૂજક છીએ! આપણે આપણું આત્મ-સંશોધન કરી લઇએ એટલે ખબર પડશે.

અને બ્હારવટીયામાં શું કેવળ રૂઢીગત ચારિત્ર્ય જ હતું? એ શું કેવળ Conventional જ હતું? વાલા મોવરની એક વાત કહું: વાલો ઘરભંગ હતો: બ્હારવટામાં એક દિવસ ડુંગર પર બેઠક થઈ છે. સાથીએ એને કહ્યું: "વાલા! તારી શાદી કરીએ તો ઠીક!"

સામાન્ય રીતે અબોલ રહેતો, પાંચે નમાજ પડતો, અને નવરાશની વેળાએ ચુપચાપ એકલો બેસતો વાલો આજે જરા છૂટ લઇને બોલ્યો: "ભલે. પણ કોની સાથે?"

"કાજરડા ગામના વીરમ મીયાણાની દીકરી વાછઇ સાથે."

"તમે વાછઇને વાત પૂછીને આવ્યા છો બેલી?"

"ના, હજી પૂછ્યું નથી."

"અરરર! ત્યારે તો હું ખુદાનો ગુન્હેગાર થયો! વાછઇના દિલમાં કદાચ એમ જ હોય કે 'વાલો તો મારો ભાઇ છે' તો પછી શાદીની વાત કરીને પણ આપણે કેટલા પાપમાં ભરાઇએ! માટે હવે ફરી મ બોલશો બેલી!"

Conventional નીતિ આટલે સુધી કદિ ચડી શકે ખરી?

ભાઇ ધૂમકેતુએ પોતાની 'તારણહાર' નામની ટૂંકી વાર્તામાં સામત ખાચર નામનો એક સોરઠી બ્હારવટીયો કલ્પેલો છે અને એક ચારણ-કન્યાના શરીર પર લાલસાનો હુમલો કરનાર પોતાના સગા દીકરાને એ બ્હારવટીયાએ તત્કાળ બંદૂકથી વીંધી નાખ્યો એવું સુંદર ચિત્ર આલેખ્યું છે. હું શોધતો હતો કે આ તે શું કેવળ કલ્પના જ છે? કે

માની પાછળ કોઇ ઐતિહાસિક સત્ય હશે ! શોધતાં શોધતાં એ ચિત્રની પાછળ ઉભેલા જીવન ત્યની ખબર મને "બ્હારવટીયા ભાગ ૧ લો" પ્રગટ થયા પછી પડી; અને તે આ સંગ છે: વાલા નામોરીનો જ એ પ્રસંગ છે. કકલ બોદલા નામના એના એક સાથીએ ોરખી તાબાના ત્રીંઢીઆળી ગામની કોઇ કણબણ પર નીચતા ગુજારી: એ વાતની જાણ તાંની વાર જ વાલાએ કકલ બોદલા ઉપર બંદૂક છોડી. પરંતુ પાસે બેઠેલા કોઇ બીજા ાથીએ બંદૂકની નાળી લગાર જ ઊંચી કરી નાખી: ગોળી સનસનાટ કરતી કકલ બોદ- ાના શિર પર થઈને ચાલી ગઈ: ખુદાના હુકમની ઉપરવટ ન થનાર વાલાએ બીજો ા ન કર્યો: પણ કળકળતે દિલે ભવિષ્ય ભાખ્યું કે "બેલીઓ ! આની નીચતા આપણને ાહિ છોડે. આપણું બ્હારવટું ખતમ થયું ! આજથી આઠમે દિવસે આપણને હડકવા હાલશે!"

બરાબર આઠમે દિવસે બ્હારવટીયાની આખી મંડળીને એજન્સી પોલીસ ઉપરી ોર્ડન સાહેબે પેથા પગી નામના, બ્હારવટીયાના કોળી આશ્રયદાતાની મારફત કેરીના લાડવા ોકલી ખાનારને બેહોશ બનાવે તેવું ઝેર ખવરાવ્યું અને બ્હારવટીયાં ભરાયાં. બેશક બહાદૂરીથી ામી છાતીએ યુદ્ધ કરીને એ સહુ પડયા. પણ વાલાની ઘોર ભવિષ્ય-વાણી સાચી પડી.

કાદુને માટે પણ એવી જ કથા કહેવાય છે: બીલખા ગામની નજીક ગીચ ઝાડીમાં જ્યારે એનો પડાવ થતો ત્યારે બીલખાના એક રાજગરની દીકરી બ્હારવટીયાને રોટલા પહોંચાડવા જતી; બાઇને, કોઈ સંતાપે નહિ તે માટે બ્હારવટીયો પોતાના એક જણને બાઇની સામે મોકલતો. એક દિવસ બાઇ આવી: બ્હારવટીયાએ એની આંખમાં આંસુ દીઠાં, મ્હોં પર વેદના વાંચી: પૂછ્યું કે "કેમ બ્હેન ?" જવાબ મળ્યો કે "કાંઇ નહિ ભાઈ! જેવાં નસીબ !" કાદુ સમજી ગયો. બ્હેનની સામે તેડવા ગયેલ સાથી દીન મામદની નીચતા એણે ઉકેલી લીધી. દીન મામદનાં નેત્રોમાં પણ ખુન્નસ હતું. એના હાથમાં ભરેલી બંદૂક હતી. સાવધાન કાદુએ તત્કાળ તો વાત રોળી ટોળી નાખી. પણ એ પાપી જરા ગાફેલ બન્યો કે તુર્ત જ એની બંદુક ઉઠાવી લઇ ત્યાં ને ત્યાં એને ઠાર કર્યો.

ભાઈ ધૂમકેતુએ આવી આવી ઘટનામાંથી બળ ખેંચી નવી કલ્પના કરી : અત્યંત બળવાન કલ્પના: અતિ સુંદર કલ્પના: એવી એવી કલ્પનાઓના પાયામાં આવાં જીવન-સત્યો ધરબાયાં છે. (ચાલુ)

ઝવેરચંદ મેઘાણી

[ અનુસંધાન પૃષ્ઠ ૮ જુઓ ]

અન્યાયી અને શક્તિ ઉપરાંત ભારે છે ત્યારે તેમને પાણી ચડાવવા માટે "બ્હારના ચળવળીઆ" આવ્યા નહોતા, અને જ્યારે પ્રજાએ પ્રતિજ્ઞા લીધી ત્યારે શ્રી વલ્લભભાઇએ ખૂબ ચેતવણી આપી હતી. સરકાર જપ્તી કરશે એ સૌ જાણતા હતા પણ જપ્તીને લીધે કેવાં દુઃખ પડશે તેનો પુરેપુરો ખ્યાલ તો શી રીતે હોય ? જ્યારે શ્રી વલ્લભભાઇએ આગેવાની સ્વીકારી ત્યારે આ પ્રજાને દિવસે દિવસે પગલે પગલે ખૂબ મક્કમ અને હિંમતવાન બનાવી. પ્રજામાં પુષ્કળ બળ હતું પણ તે ઉપરાંતનું જે ( Latent માટે યોગ્ય શબ્દ મુકજો ) બળ હોય છે તે શ્રી. વલ્લભભાઇએ ખીલવ્યું. આ ખીલવણી કરવાની જેનામાં શક્તિ અને કાબેલીયાત હોય તે આગેવાન થઇ શકે છે. પ્રજામાં બળ હતું અને તે કાબેલ સરદારે ખીલવ્યું. શરૂઆતમાં પીઠ થાબડીને આત્મવિશ્વાસ આણ્યો, પોતાની પ્રતિજ્ઞાને ચોંટી રહેવાની મક્કમતા આપી, સરકારની પ્રતિષ્ઠા તોડી નાંખી, પ્રજાસેવકોની પ્રતિષ્ઠા જમાવી, યોગ્ય મદદનીશો મેળવી લીધા, પટેલોને પોતાના પક્ષમાં લીધા, તલાટીઓ તથા સરકારી નોકરોને સ્વમાનના ઉપદેશ આપીને જપ્તી અમલદારોને નરમ કર્યા, ન્યાયાધીશને ત્યાં ન્યાય નથી તે બતાવી આપ્યું, સરકારની આબરૂના કાંકરા કરી નાંખ્યા, જ્યારે કલેક્ટરે જાહેર કર્યું કે પ્રજાનું ઐક્ય ધમકી આપીને સાધ્યું છે ત્યારે અહિંસાધર્મના પાઠ ભણાવ્યા અને છેવટે વધારે આત્મભોગ, વધારે નુકશાન, જમીન ખાલસા થાય ત્યારે દેશવટો લેવાની તૈયારી, અને જેલમાં જવાની હિંમત આપીને તૈયારી કરી. આવી રીતે પ્રજાબળ તથા નેતૃત્વનો સુયોગ થયો. એમની વાણીમાં તેમ જ પત્રિકાઓમાં મીઠો કટાક્ષ, વિનોદ અને સખત ઝાપટા પણ હતા; એમનાં ભાષણો સાંભળવાને હજારો માણસોની મેદની થાય છે, એમની પત્રિકાઓ તાલુકામાં લગભગ દરેક માણસ વાંચે છે અથવા સાંભળે છે.

## ૩ સરકારની પ્રતિષ્ઠા

આખા જીલ્લાનો એક અંગ્રેજ કલેક્ટર સ્ટેશન પર ઉતરે અને તેને બેસવા માટે વાહન આપવાનો ઇન્કાર થાય એટલે સુધી સરકારની પ્રતિષ્ઠા નષ્ટ થઈ છે. કલેક્ટરને પટેલો મળતા નથી, અને મળે છે તો હુકો મક્કમ જવાબોથી પતાવી દે છે. એનાથી ઉતરતી પંક્તિના અમલદારોનો તો હિસાબ જ કોણ પૂછે ? જપ્તી અમલદાર હુકમ કરે તો સામાન્યમાં સામાન્ય "દુબળો" પણ તેનો હુકમ માને નહિ. એને ગામોમાંથી કોઈ પણ પ્રકારની મદદ ન મળે. જો સ્વયંસેવક કૃપા કરે તો જ એને પીવાનું ઠંડું પાણી મળે, બાકી કોઇ ખુરસી પણ ન આપે. જાણે હડકાયું કુતરું હોય તે પ્રમાણે તેનાથી સૌ દૂર રહે. સરકારી ન્યાયખાતાંની પુરેપુરી આબરૂ ગઈ છે. કોઇ પણ આરોપી જામીન ન આપે, બચાવ ન કરે, સ્પષ્ટ કહી દે કે એમને ન્યાય મળવાની આશા નથી, કહેવાતા ગુન્હા માટે વધારેમાં વધારે શિક્ષા માગે, એવી રીતે ન્યાયના ફેંસલાને ફારસ રૂપ બનાવી દેવામાં આવે છે. કમીશનરના ખાંધીઆ બીચારા બ્હીલા બ્હીલા ફરે છે. તેમને પોતાને દેશદ્રોહ કરતા હોય એવું ભાન થાય છે. સરકારની પ્રતિષ્ઠાનું ત્રાજવું હલકું થતું જાય છે તેમ પ્રજાનું વધતું જાય છે. આ લડતનું પરિણામ ગમે તેવું આવે તો પણ એકંદરે સરકાર ને પ્રજાની પ્રતિષ્ઠામાં ફેર થયો છે તે કાયમ રહેશે.

ગામડાંઓમાં ચોડાં સારાં ઘરો જોઇને જમીન મહેસુલ વધારવામાં આવ્યું છે એની લોકમાન્યતા છે. સરકારથી પ્રજાનું કોઈ પણ પ્રકારનું સુખ ખમાતું નથી એટલી બધી તેની દાનત બગડી ગઈ છે. આજ સુધી સરકારે જેટલો વધારો કર્યો તેટલો પ્રજાને આપ્યા વિના છુટકો નહોતો કારણ કે પ્રજાની બૂમરાણને કોણ સાંભળે? એ બૂમ પ્રજાના રાજકીય સેવકોએ સાંભળી અને વ્હારે ધાયા. જે સરકાર એમ કહેતી હતી કે પ્રજાકીય આગેવાનો ખેડુતોના હિતાહિતની દરકાર કરતા નથી તેમની પુરી ફજેતી થઇ. સરકાર ખેડુતોને માટે ખેતીના પ્રદર્શનો ભરે છે—પણ ખેડુતોએ જોયું કે એ પ્રદર્શનોથી તેમને ફાયદો થાય એવું નથી. ખેડુતોનાં ભલા માટે સહકારી મંડળીઓ સ્થાપવામાં આવે છે. ખેતીવાડીખાતાં તરફથી સહકારી છીન કાઢવામાં મદદ થાય છે એ બધી હકીકતો પર પાણી ફરી વળ્યું કારણ કે સરકારે એવી મંડળીનું રૂ જપ્ત કર્યું—સહકારી મંડળી પર પણ ધાડ આવી. બારડોલી બ્હારની પ્રજાને પણ હવે ભાન થવું જોઇએ કે આ સરકારના પ્રયત્નો માયાની જાળ છે. શિક્ષણની વ્યવસ્થા પણ પ્રજાને નબળી તથા પરતંત્ર બનાવવા માટે છે. ધારાસભામાં બારડોલીનો ઠરાવ ઉડી ગયો એટલે સરકારે તેની જાહેરાત ગામડે ગામડે કરી. ધારાસભામાં પ્રજાપક્ષમાં કુસંપ રેડવાનું કામ સરકાર કરી રહી છે હિંદુઓને ત્રાસ આપવા માટે મુસલમાન મુનસફ લાવવાની નીચના થઇ હતી. પારસી તથા મુસલમાનોને ફોડવા માટે અનેક ખુશામતીઆ ખાંધીઆ અથવા બદમાશોને ઉભા કરવામાં આવ્યા હતા. જપ્ત થયેલી ભેંસોને ખરીદવા સુરતના ખાટકી જમાતે પણ ના પાડી ત્યારે કોઈ રખડેલ માણસને ઉભો કર્યો હતો. સરકારી નોકરોથી દરરાજનો માલ રખાય નહિ તે છતાં એક દસ રૂપઇડીનો પટાવાળો પણ દરરાજ માલ વેચાતો લે એ બતાવી આપે છે કે સરકારે બધી શરમ બાજુએ મુકી હતી. જપ્તીનું કામ પઠાણો મારફત લેવામાં આવ્યું અને તે કેવા પઠાણો કે જેમાંથી એકે ચોરી પણ કરી એવું જાહેર થયું છે!

જે હકીકત હગેરી અને આયર્લેંડમાં સ્વીકારવી પડી હતી તે આજે હિંદુસ્તાનની પ્રજાએ સ્વીકારવાની છે કે સરકારની બધી સંસ્થાઓ ઝેરી છે, આડકતરી રીતે તેને લીધે સરકારનું જોર વધારે જામે છે, કહેવાતા સુધારા અને સગવડો વિસ્મય નિવડે છે અને પ્રજાને સોંપેલાં હથિયાર પ્રજાને કચરી નાંખવા માટે વપરાય છે; એટલે હવે સરકારની સાથે સહકાર કરવો પડે એવી સંસ્થાઓ સાથે અસહકાર કરવો. સહકારી મંડળીઓ કરવી હોય તો આપણી પોતાની હોય, બૅાય સ્કાઉટીંગ હોય તો તે રાષ્ટ્રીય હોય, કેળવણી આપણી પોતાની હોય. સરકાર પ્રજાનું ભલું પણ કરે છે એવી માન્યતા જડ મૂળથી ઉખેડી નાંખવી જોઇએ અને તેને મદદ કરવી બીલકુલ પાપરૂપ ગણાવું જોઇએ કારણ કે સરકારનાં ભલાં કામોથી તેની પ્રતિષ્ઠા જામે છે, લોકોને ખોટી આશા, ભ્રમણા રહે છે કે આ સંસ્થા મારફત લોકહિત સાધી શકાશે. બારડોલીની લડતમાં, સરકારે પોતાનાં ખાતાંઓનો જે દુરૂપયોગ કર્યો છે તેને લીધે લોકોની ખાત્રી થવી જોઇએ કે આ સરકારને હાથે આપણું કલ્યાણ કદી પણ થવાનું નથી. મુંબઈની ધારાસભાના ગુજરાતના પ્રતિનિધિઓએ રાજીનામાં આપ્યાં છે તેને મહત્વ આપવાનું નથી. જ્યારે તેમની ખાત્રી થશે કે ધારાસભા મારફત થયેલી સેવા કરતાં હજ઼ારગણી વધારે સેવા પ્રજામાં રહીને તેમનામાં આત્મવિશ્વાસ તથા સ્વમાન જગાવવાથી થશે ત્યારે આપણે રાજી થઇશું.

## રચનાત્મક કાર્યક્રમ

બારડોલીની લડતના રહસ્યની ચર્ચા થાય, લડતના માર્ગોનું વિવેચન થાય, ત્યારે રચનાત્મક કાર્ય વિષે ચૂપ રહેવું એ ઈષ્ટ નથી. આ બાબતમાં મહાત્મા ગાંધીજીએ બારડોલી તાલુકા પાસે સંપૂર્ણ તૈયારીની કેટલીક શરતો ૧૯૨૧ ની સાલમાં કરી હતી તે નીચે પ્રમાણે છે.

(૧) નિશાળો ઉપર લોકોનો કાબુ પૂરો એટલે સુધી બેસવો જોઈએ કે તેઓ સરકારી નિશાળ કે કેળવણીનું નામ જ ન લે. નિશાળની વ્યવસ્થા એવી હોવી જોઇએ કે બાળકો રખડે નહિ ને ચારિત્રવાન શિક્ષકોની નીચે પોતાનું ચારિત્ર ઘડે. હિંદુ બાળકો અને બાળાઓ સંસ્કૃત શીખે ને ગીતા ભણે. મુસલમાન બાળકો અરબી શીખે ને કુરાન પઢે.

(૨) બધા બાળકો સુંદર મજબુત વળદાર એકધારૂં સૂતર કાંતે, કોઇ વળી તે ઉપરાંત પીંજે અને વણે પણ ખરા. ઓરતોમાં ખાદી વધારે પ્રસરે અને સ્ત્રી પુરુષ બધાં ખાદી પહેરતાં થઇ જાય, એટલું જ નહિ, પણ તાલુકાને જોઇતી ખાદી તાલુકામાં જ કંતાય, વણાય ને તેમાં મીલનો તાણો ન જ વપરાય. પરદેશી કે મીલનું કાપડ મળવું અશક્ય કે બહુ મુશ્કેલ હોવું જોઇએ.

(૩) ઢેડ ભંગી સભામાં છુટથી આવી શકે એટલે પત્યું નહિ. અસ્પૃશ્યતા જવાનું રહસ્ય સમજાવું જોઈએ. તેઓની ઉપર લોકોનો પ્રેમ થવો જોઇએ. તેઓનાં છોકરાં રાષ્ટ્રીય શાળામાં છુટથી આવવાં જોઈએ.

(૪) હિંદુ મુસલમાનમાં કજીઆ જ નથી થતો એ ઉત્તમ છે, પણ બન્નેની વચ્ચેથી મનનો મેલ જવો જોઇએ. પારસી, ખ્રિસ્તી, સહકારી વગેરે સાથે એવી વિનયભરી વર્તણુક હોવી જોઇએ કે તેઓને અસહકારીઓનો જરા પણ ભય ન લાગે.

હવે જો આપણે તપાસીશું તો બારડોલીમાં આજે શાળાઓની બધી કેળવણી સરકારી છે, શિક્ષકો ખાસ ચારિત્રવાન નથી, ત્યાં ધાર્મિક કેળવણીનું નામનિશાન જોવામાં આવતું નથી, સૂતર કાંતવાની કે પીંજવા વણવાની પ્રવૃતિ હતી તે પણ નરમ પડી છે, સ્ત્રીઓ પહેરવેશમાં ખાદીનો ઉપયોગ કવચિત જ કરતી હશે, પુરુષોની ટોપીઓ ખાદીની છે પણ પરદેશમાં થયેલી ખાદી વપરાય છે. ઢેડ ભંગીઓ ભાગ્યે જ સભાઓમાં જાય છે, અને જાય છે ત્યારે અલગ બેસે છે, તેમનાં છોકરાંઓ શાળામાં અભ્યાસ કરતાં નથી, હિંદુ મુસલમાનની વચ્ચે કડવાશ નથી પણ મૈત્રી છે એમ ન જ કહી શકાય, પારસીઓએ એમનો દારૂ વેચવાનો દુષ્ટ ધંધો છોડયો નથી અને પીઠાવાળાઓનો મોટો ભાગ દુધમાં અને દહિંમાં પગ રાખી રહ્યો છે. મુસલમાન, પારસી, ખ્રિસ્તીને ભયભિત સ્થિતિમાં રહેવું નથી પડતું આવી વસ્તુસ્થિતિ છે. બન્ને પ્રસંગોમાં ફેર છે, એટલે સરખામણી ન કરીએ, પણ શ્રી વલ્લભભાઇએ આ પ્રકારની શરતો કરી નથી એ એમની વ્યવહારૂ કાર્યપદ્ધતિ સારી છે એમ ઘણાં માણસો માને છે. કારણ કે અસ્પૃશ્યતાનો પ્રશ્ન ખડો થાય એટલે ડગમગતા માણસોને ખસી જવાનું બ્હાનું મળે, દારૂનિષેધનો પ્રશ્ન ઉભો કરીએ તો પારસીઓ સામા થાય અને ખાદીને આવશ્યક ગણવામાં આવે તો ઘણાં માણસો છુટી પડે. સાથે સાથે ઘણા યે લોકોને એમ પણ લાગે છે કે આ લડતમાં જોઇએ તેટલું આત્મસુધારણાનું બળ નથી. આજે પણ શુદ્ધ ખાદી વેચાય છે પણ ખાદીની ભાવના આવતી નથી. આત્મશુદ્ધિની ધગશ ઉત્પન્ન થાય તો વિશેષ ફાયદો થાય.

### લડતનું પરિણામ

બારડોલીની લડતના ચાર મુખ્ય લક્ષણોની ચર્ચા થઇ ગઈ છે. આ લડતનું પ્રત્યક્ષ પરિણામ શું આવશે—એટલે સરકાર નમતું મુકીને કોઇ પણ જાતનું પંચ નીમશે કે કેમ તે વિષે આજે અનુમાન કરવામાં કાંઇ લાભ નથી. પ્રજા એને આખા દેશનો પ્રશ્નં કરી લેશે તેમાં બારડોલીને લાભ છે કે કેમ એ પ્રશ્ન ઉભો થાય છે. સરકાર બારડોલી તાલુકાને નમતું મુકે પણ હવે એ પ્રશ્નને વધારે મહત્ત્વ આપવામાં આવે છે અને સરકારી અમલદારોની હઠ વધી જશે એવો સંભવ છે. પ્રજા ક્યાં સુધી ટકી રહેશે એનું અનુમાન કરવું પણ મુશ્કેલ છે. સવાલ લોકમાનસનો છે, પણ આ લડતના આડકતરા, અણધાર્યા ફાયદા અનેક થતા જાય છે અને આજની જાગૃતિ માત્ર બારડોલી તાલુકામાં નહિ પણ આખા ગુજરાતની ખેડુત પ્રજામાં ફેલાતી જાય છે. આત્મભોગની તાલીમ મળે છે તે જ મોટો લાભ છે. દુઃખના સમયે પ્રજામા કેવું સંઘટન થાય છે તેનો પદાર્થપાઠ મળે છે. પ્રજામાંથી ભય અને પોચાપણું જતાં રહ્યાં છે. સેંકડો સૈનિકોને સખત અને તનતોડ તાલીમ મળી રહી છે, અને સ્ત્રીઓમાં કાંઇ અજબ જાગૃતિ અને ઉત્સાહ આવ્યાં છે. બારડોલી જેવી તૈયારી આપણા દેશના બધા તાલુકાઓમાં નથી. હજી દિલ્હી દૂર છે એ વાત સાચી પણ જે લોકો સ્વાર્થને માર્ગે જાય છે તેમને દૂર લાગે છે, પણ જે પ્રજા બારડોલીને માર્ગે તૈયારી કરે, આત્મભોગ આપે તેને માટે તો દિલ્હી નજદીક છે.

સુમન્ત મહેતા



## હૃદયપલટો

સાધારણ કરતાં કંઇક વધારે ઊંચી વંડીવાળા એક નવા નાના સાદા ઘરના ચોકમાં સાંજના ચારેક વાગે ફ્રૅન્સેકો અને તેની પત્ની જેની ચ્હા પીવા બેઠાં છે. બન્નેએ સાદો પણ યુરોપિયન સાહેબોના જેવો પહેરવેષ પહેર્યો છે. ત્યાં તેમના નોકર ચુનિયાએ ચ્હાની ટ્રે મૂકી અને જેનીએ બે પ્યાલા ભરી તેમાં દૂધ સાકર નાંખી ચ્હા હલાવી. બાહ્ય તૃપ્તિથી અને આંતર રસહીનતાથી જીવનમાં જે શૂન્યતા આવે છે તેની શાન્તિમાં બન્ને ચ્હા પીવા માંડયાં. એટલામાં સખ્ત વંટોળ ચડયો. આસપાસ ઊંચી વંડી હતી અને નીચે પાણી છાંટેલું હતું છતાં તોફાને આમના ચ્હા ઉપર હૂમલો કર્યો અને વધતાં વધતાં આંધીનું રૂપ લીધું. ધૂળ-વિનાની મુંબઈ પહેલી જ વાર છોડીને આ અજાણ્યા પ્રદેશમાં આવેલાં આ ક્રિશ્ચન દંપતીને આ દૃશ્ય વિચિત્ર લાગ્યું. તેમને ચકિત થયેલાં જોઇને ચુનિયાએ કહ્યું: "સાહેબ, હવે તો આવી આંધીઓ ચડયા જ કરવાની."

શેઠે કહ્યું: "તેં કેમ જાણ્યું?"

"સાહેબ ચોમાસું પાસે આવ્યું. આવી નવ આંધીઓ ચડે એટલે વરસાદ આવે. આણ ચોમાસું વહેલું આવશે."

"પણ હજી બીજી આઠ આંધી ચડશે ત્યારે આવશે ને!"

" સાહેબ, પણ દેડકી અત્યારથી બોલવા લાગી છે. ચોમાસું વહેલું આવશે. "

" વ્હાલી જેની ! " ફ્રૅન્સેકાએ પત્નીને સંબોધીને કહ્યુંઃ " હવે તું મુંબઇ વહેલી જાય તો સારૂં. વરસાદ આવશે તો અહીંના કાદવમાં મોટર ચાલશે નહિ અને તને મોકલાશે નહિ. તેમ જરૂર પડશે તો ડૉક્ટરને પણ બોલાવી નહિ શકાય. "

" વ્હાલા, મારો હાથ જોઇને એક જણે કહ્યું છે કે આ વરસ મારે ભારે છે. હું તારાથી જુદી નહિ પડું. "

" આવા હાથ જોનારા કોણ જાણે કયાંથી તને મળે છે. તું જાણે છે કે અહીં આપણે એકલાં છીએ. નજીકમાં આપણી કોમનું કોઈ નથી. આસપાસનાં માણસો આપણને બિલકુલ મદદ કરે તેમ નથી. છતાં તું અહીં રહેવાની હઠ કરે છે તે કેટલું બેહૂદું છે ? "

" મેં તો તમને ના જ કહી હતી કે આ દેશી લોકોના નીસાસાની જમીન તમે ન લો તેમ છતાં તમે લીધી. " પહેરવેષમાં તેમજ દૃષ્ટિબિન્દુમાં, બન્નેમાં, દેશી ખ્રિસ્તીઓ પરદેશી થતાં જાય છે.

ફ્રૅન્સેકા જરા ચીડાયો. " રહી રહીને એનું એ જ બોલવાનું ? બીજું કશું મળે જ નહિ ! શું તને ગામડામાં સુંદર બગીચા અને વિલા કરી રહેવાની ઇચ્છા નહોતી ? અને હિન્દુ લોકોને અને આપણે શું ? કોંસિલની ચૂંટણીમાં તે લોકોએ પ્રો. ડી. સૂઝાને એક પણ વોટ આપ્યો ? "

" આપણે પણ ક્યાં એ લોકોને વોટ આપીએ છીએ જો ! પણ આપણે પણ એક દિવસ તો તેમના ભેગાં જ હતાં ને ! અત્યારે પણ તેમના હક્કો ડૂબાવીને આપણે જમીન લીધી પણ તેઓ આપણને કાંઇ કહે છે ? "

બન્ને વચ્ચે ટપાટપી લાંબી અને ગરમાગરમ ચાલી. છેવટે તેના પ્રત્યાઘાતરૂપે બન્ને સમાધાન ઉપર આવ્યાં. જેનીએ વચન આપ્યું કે હિન્દુઓની જમીન લીધા બાબત હવે પછી કદી મહેણું ન મારવું. ઓપરીના પ્રસંગ માટે અત્યારથી જ એક સારી નર્સ બોલાવવાનું નક્કી થયું.

ધૂળનું તોફાન હવે શમ્યું હતું. સાંજે બન્ને સાથે ફરવા નીકળતાં તે મુજબ ફ્રૅન્સેકાએ ફરવા નીકળવા કહ્યું. જેનીએ આજે ફરવા જવાની ના પાડી. અને ફ્રૅન્સેકા સામી ભીંતેથી બંદુક લઈ એકલો જ ફરવા ચાલ્યો. ફરવા જતાં તે બંદુક સાથે લઇને જતો. પોતે શિકારે જાય છે એમ બહારથી બતાવતો, કોઇ કોઇ વાર ચકલાં પારેવાં સમલાં મારી પણ લાવતો, પણ ખરૂં તો તેને લોકોની બ્હીક હતી અને તેથી લોકોને ડરાવવા તે બંદુક સાથે રાખતો. બંદુકનો પરવાનો તેણે અહીં આવ્યા પછી જ લીધો હતો.

ફ્રૅન્સેકા ગયા પછી જેની ત્યાં જ બેસી રહી. આજની ટપાટપીથી તેને અહીં આવવાનો આખો પ્રસંગ યાદ આવ્યો. સરકાર પાસેથી ન્યાય ન મળતાં દેવુસણા તાલુકાના લોકોએ મહેસુલ અટકાવ્યું. સરકારે બધા દોરદમામથી જપ્તીઓ કરી જોઇ પણ કાંઇ ન

વધ્યું; પછી જમીન ખાલસા કરી, છતાં લોકો હઠથી કે ડર્યા નહિ. છેવટે જમીન હરરાજ કરી પણ કોઇએ લીધી નહિ. જમીનની હરરાજીની ખાસ સરતોની જાહેરખબરો બહાર પડી. ગવર્મેન્ટ ગૅઝેટમાંથી ફ્રૅન્સેકાએ તે જેનીને વાંચી બતાવી. જેનીને ગામડામાં એક સાદું, સુખમય, સુઘડ, જીવન ગાળવું હતું, વળી ફ્રૅન્સેકાને એકસાઇઝની નોકરીમાં ઘણા દિવસ બહાર રહેવું પડતું, ભયંકર જંગલોમાં ભટકવું પડતું, તેથી તે કંટાળી ગઇ હતી. જેનીના પિતા મોટા જમીનદાર હતા તેથી આમને પણ આ જમીન લેવાનો વિચાર થયો. જેનીએ નીસાસાની જમીન લેવાનો વિરોધ કર્યો પણ છેવટે સુખી કલ્પેલા જીવનની લાલસાથી દોરાઇ-તેણે હા પાડી. દેવુસણાની જે જમીન કોઈ હિન્દુએ ન લીધી, કોઇ મુસલમાને, કોઇ પારસીએ ન લીધી, તે છેવટે આ ક્રિશ્ચનોએ લીધી. ગામથી અરધો માઇલ દૂર આશરે ૮૦ એકર સારામાં સારી જમીન તેમણે પસંદ કરી.

જમીન લેતાં શું લીધી ખરી પણ પછીની મુશ્કેલીઓ ઓછી નહોતી. દેવુસણા ગામમાં કે તાલુકામાં તેને જમીન ખેડવા તો કોઈ ન મળે પણ ઘર ચણવા કે ઘરનું કામ કરવા પણ ન મળે. બજારમાં ચીજ ન મળે, રૂપિયાનું પરચુરણ પણ ન મળે. ફ્રૅન્સેકાના કાકાએ રેલવેનાં મકાનોનો કોન્ટ્રેક્ટ લીધેલો તેણે પોતાના મજુરો પાસે ઘર બંધાવી આપ્યું. ફ્રૅન્સેકાના એક મિત્ર એક દેશી રાજ્યમાં બેન્ડ માસ્તર હતા, તેને ત્યાં કડીનો એક દુકાળિયો ઘણાં વરસથી રહેતો તે વિશ્વાસુ નોકર ચુનિયો તેમણે ખાસ ફ્રૅન્સેકાને આપ્યો અને એ રીતે આ દંપતીનું ઘર ચાલવા માંડ્યું.

જેનીનાં ગામડાનાં સ્વપ્નાં તો ક્યાંઇ રહી ગયાં અને તેને બદલે તેને જીવન એક કેદખાના જેવું લાગવા માંડ્યું. ઘરની ઊંચી કાચના કકડા ખોસેલ વંડી તેને ખરેખર જેલની દિવાલ જેવી લાગતી હતી. આખો દિવસ વાત કરવાને પણ કોઈ મળે નહિ. ધણી સાથે પણ તે કેટલુંક બોલે, કે વાત કરે, કે પ્રેમ કરે! બહારની બધી જરૂરિયાતોની તૃપ્તિથી તે ઊલટી વધારે મૂંઝાતી હતી. બહાર નીકળતાં લોકોની "આ અમારી જમીન લઇ ગયાં છે" એમ કહેતી દૃષ્ટિથી તે જાણે દાઝતી હતી, શોષાતી હતી. તેને લાગ્યું કે આ પાપ કરવામાં ધણીની સાથે પોતે પણ ભાગીદાર છે.

પણ તેનું વિચારચક્ર ફર્યું. તેણે વાંચ્યું હતું કે ખરાબ વિચારોની ગર્ભના બાળક પર ખરાબ અસર થાય છે. તેણે સારા વિચારો કરવાનો પ્રયત્ન કર્યો. જમીનનો વિચાર કરવાનું બંધ કરવાનો નિશ્ચય કર્યો. ફ્રૅન્સેકાને પણ તેણે હમણાં જ એ નહિ બોલવાનું વચન આપ્યું છે. કંઇ નહિ, આ જમીનની ઉપજમાંથી પણ લોકોનું ભલું કરી શકાશે. નિશાળ કાઢી શકાશે, દવાખાનું કાઢી શકાશે, નાનું સરખું દેવળ બાંધી શકાશે અને આ લોકોને ખ્રિસ્તી ધર્મનો બોધ કરીને ખ્રિસ્તી બનાવી શકાશે. આ 'સારા' વિચારોના સુખમાં તે અર્ધ નિદ્રિત થઈ ગઈ.

માણસ પોતે કરેલા ખરાબ કૃત્યને સુધારીને નહિ પણ તેને વીસારીને સારો થવા માગે છે!

* * *

રાતના દશેકનો સુમાર છે. જેનીને પ્રસૂતિની સખત પીડા થાય છે. ફ્રૅન્સેકા વારંવાર

નર્સને તેની તબિયત પૂછવા જાય છે. અને કશો ખાસ ઉત્તર મળતો નથી. તે ગભરો ગભરો ચોકમાં અતિ વ્યગ્ર મને આંટા મારે છે. એકદમ કાંઇ નવું જ સાંભર્યું હોય તેમ નર્સ પાસે જઇ તેણે પૂછ્યું: "પ્રસૂતિમાં ગમે તેવી મુશ્કેલી હોય તો પણ તમે કામ કરી શકશોને ?"

આ પ્રશ્ન જરા પણ નવો નહોતો. તેણે તે લગભગ હરરોજ પૂછ્યો હતો અને આજની વેદનામાં આ ચોથી વાર પૂછ્યો હતો. પણ નર્સને માણસની આ પ્રકૃતિની ખબર હતી. તેણે ધંધાને અંગે કેળવેલ ધીરજથી અને મૃદુતાથી જવાબ આપ્યો: "નોર્મલ કેસ હશે તો વાંધો નહિ આવે. પણ કાંઇ એબનોર્મલ હોય તો ડૉકટરની જરૂર પડે." આ જવાબ ફ્રૅન્સેકાએ પૂરેપૂરો સાંભળ્યો પણ નહિ હોય અને સાંભળત તો તે સમજી પણ ન શકત. આંખો દુઃખમાં મીંચી દઇ, કપાળ પરના વાળનો જોરથી બાચકો ભરી, તેણે પાછું ચોકમાં અનિયમિત ફરવા માંડયું.

થોડી વાર તે ફર્યો હશે એટલામાં નર્સ આવી અને ફ્રૅન્સેકાને કહ્યું કે બાળક આડું છે. ખાસ હોંશિયાર ડૉકટરની જરૂર છે. તમે એકદમ બોલાવો. બાઇને અસહ્ય દરદ થાય છે.

સાધારણ રીતે ગામમાં કોઇ ડૉકટર રહેતો નહોતો. પણ આજે એક આવ્યો હતો. ગુલાબભાઇ દેસાઇની દીકરીનાં આજે લગ્ન હતાં અને તેમના વહેવાઇ જ ડૉકટર હતા. પણ તે આવશે કે નહિ તે કહેવું મુશ્કેલ હતું. ગુલાબભાઇ મહેસુલ ન ભરવાની હીલચાલના સ્થાનિક નેતા હતા. સ્વભાવે ઉગ્ર હતા અને આખા ગામમાં તેમની રાડ ફાટતી. ફ્રૅન્સેકા પહેલાં તો તેમને એકદમ તેડી લાવવાના વિચારથી બારણા તરફ દોડયો, પણ પછી, કોઇએ બાંધેલા દોરડાથી પાછો ખેંચ્યો હોય, એમ એકદમ પાછો વળ્યો. આજ સુધી ગામના એક પણ માણસને તે મળ્યો નહોતો, ગુલાબભાઇને પણ મળ્યો નહોતો, સર્વને તે પોતાના શત્રુ સમજતો. તે શી રીતે અત્યારે બોલાવવા જાય ! તે પાછો ફરી ખુરશી પર માથું નાંખી પડયો. દીન વદને તેણે નર્સને કહ્યું: "તમે એક ધંધાનાં છો એટલે તમારૂં માનશે."

પાસે પેલો ચુનિયો નોકર હતો તે બોલ્યો: "અબદુલ ઘાંચીને કહો તો બોલાવી લાવું."

આપણા આ દેશની પ્રાચીન શક્તિ, આવડત, વિદ્યા, કલા, કૌશલની અનેક વિભૂતિઓ હજી ગામોમાં છુટી છવાઈ પડેલી હોય છે. હજી કઇક ગામોમાં કુશલ તરનારા, સાપ ઉતારનારા, કમળો ઉતારનારા, ડામ દેનારા, કાન વીંધનારા, હાડકાં ચઢાવનારા, કંઠમાળ જેવા હજી અસાધ્ય મનાતા રોગો મટાડનારા, યોગ પ્રક્રિયાઓ અને ઉપાસના કરનારાઓ હોય છે. તેઓ પોતાની રીતે કામ કરી, પોતાની આસપાસ સુકૃત્યોનો પમરાટ ફેલાવી સમય પૂરો થયે ચાલ્યા જાય છે, આ જાહેર ખબરોના જમાનામાં તેમને વિશે કોઈ કશું જાણતું નથી, તેમનામાં સાચું કેટલું હતું વહેમ કેટલો હતો તે કોઇ વિચારતું નથી, અને તેમની જગા કોઈ પૂરતું નથી. અબદુલ ઘાંચી એવી એક વિરલ વિભૂતિ હતો. પ્રસૂતિનો ગમે તેવો મુશ્કેલ કેસ તે પાર પાડી શકતો. સ્ત્રીઓને સંકોચ ન થાય માટે તે પાટો બાંધીને કામ કરતો એવી તેની કુશળતા હતી, એવી તેની ટેક હતી. તે પોતાનો ઇલમ ઇશ્વરદત્ત માનતો અને જે બોલાવે તેને ત્યાં જતો. કદી પૈસા લેતો નહિ. આ નવાં આવેલાં ક્રિશ્ચનો તો ગામમાં કોઇ સાથે મળતાં નહિ પણ ચુનિયો સર્વને ઓળખતો થયો હતો, તેણે આ વાત

સાંભળી હતી અને શેઠ શેઠાણીને કહી હતી. ડૉક્ટરને આવવાનો સંભવ ઘણો ઓછો છે એમ માની ફ્રૅન્સેકાએ, દેશી લોકોની ચીડ છોડી દઈ, અબ્દુલને બોલાવવાની હા પાડી.

ફ્રૅન્સેકાની જમીનની સામે ઇનામી જમીનના આંબાવાડિયામાં ખોડીદાસ પટેલ રહેતો હતો. તે નામ પ્રમાણે ખોડો જ હતો. અને એ ખોડી બિલાડી અપશુકન કર્યા વિના રહી નહિ. કેટલાક માણસો જોઇને કે સાંભળીને નહિ પણ ગંધથી બનાવ જાણી જાય છે. તેમ તે જાણી ગયો હતો કે બાઇને કાંઇક મુસ્કેલી છે. સત્યાગ્રહની લડતમાં તેણે પાઇ પણ ખોઇ નહોતી, સહી કરવામાં તે સૌથી છેલ્લો હતો તો પણ અત્યારે તે આટલી મોડી રાતે નર્સ કે મુનિયાની પહેલાં ઘેરથી નીકળ્યો અને પ્રથમ અબ્દુલને ત્યાં ગયો. અબ્દુલ હજી જાગતો હતો. તેનો નાનો છોકરો 'મા' 'મા' કરી રોઇ રોઇને હમણાં ઊંઘી ગયો હતો, અને તે પોતે ઓટલા ઉપર શૂન્ય થઈ બેઠો હતો. પાણીમાં ઊંડાં ઉતરી જતાં, આંખો બંધ હોઇ ડૂબનાર પાણી દેખતો નથી, છતાં પાણી તેને ચારે તરફથી દબાવે છે અને ગુંગળાવે છે, તેમ અબ્દુલ પોતાનાં દુઃખનો વિચાર કરતો નહોતો, પણ ચારેય તરફનાં દુઃખો તેને દાબીને મૂંઝવતાં હતાં.

"અબ્દુલ કાકા, પેલો તમારો જમીનચોર બરાબર લાગમાં આવ્યો છે. ઘેર ખાટલો આવ્યો છે. જો જો ભોળા થતા!" કહી તે ગુલાબભાઇને ઘેર વધામણી ખાવા દોડ્યો.

ગુલાબભાઇને ત્યાં બરાબર હસ્તમેળાપનો સમય હતો. ગુલાબભાઈ પાટલા પર બેઠા હતા ત્યાં ખોડીદાસ આસપાસના લોકોને બહુ અગત્યનું કામ છે એમ સમજાવી ઠેઠ ગુલાબભાઈના પાટલા પાસે ગયો અને કાનમાં કહ્યું: "ગુલાબભાઇ, પેલો જમીનચોર લાગમાં આવ્યો છે……"

"અલ્યા પણ તારી કઇ જમીન ગઇ છે તે તું એને જમીનચોર કહેવા આવ્યો!" ગુલાબભાઇ ખોડીદાસને ઓળખતા હતા.

"પણ ગુલાબભાઇ……"

"રે જા હવે, મધરાતે ટાંગો ઉલાળતો આવે છે! અત્યારે હસ્તમેળાપનો વખત છે એટલું પણ સમજતો નથી! શું જાણીને ડાહ્યો થઇ બોલવા બેઠો છે. જા ઊઠ અહીંથી."

એટલામાં નર્સ આવી પહોંચી. તેણે ગુલાબભાઇને વાત કરી. ગુલાબભાઇ ખોડીદાસની વાત હવે સમજી ગયા. તેમણે તરત જ ડૉક્ટરને બોલાવ્યા અને કહ્યું: "એ તો જમીનચોર થયા પણ આપણાથી એવાં થવાય? તમે હમણાંને હમણાં જાઓ." ગુલાબભાઇને મહાત્માજીનો અહિંસાનો સિદ્ધાન્ત કાર્યમાં પાળવાની ચીવટ હતી. અને તે સાથે જગતની નજરે સરકારના પક્ષકાર થઈ જમીન લેનાર ક્રિશ્ચનને નૈતિક મદદ કરવાની ઇચ્છા પણ હતી.

"પણ મારી પાસે અહીં કશાં સાધનો નથી." ડૉક્ટરે કહ્યું.

"તે ગમે તેમ હોય પણ તમે જાઓ અને જે થઇ શકે તે કરો. બાઇને બચાવો." ડૉક્ટર, માથે ટોપી નાંખી હાથમાં લાકડી લઇ ચાલ્યા.

ડોક્ટર પહોંચે તે પહેલાં અબ્દુલ પહોંચ્યો હતો. કંઇક અપરિચયથી, કંઇક હલકા લોકોની સાથે કદી મળેલો નહિ તેથી અતડું પડવાથી, અને ઘણો તો ખસિયાણો પડી જવાથી ફ્રૅન્સેકા અબ્દુલને આવકારનો શબ્દ સુદ્ધાં કહી શકયો નહિ. પણ અબ્દુલે પોતાના સ્વભાવની સરલતાથી કહ્યું: "હાથ ધોવા પાણી લાવો. ધૂપ કરવા દેવતા લાવો." ચુનિયાએ પાણી આપ્યું તેનાથી હાથ ધોયા, પછી દેવતા પર સાથે પડીકીમાં આણેલો લોબાન નાંખી. ધૂપ કર્યો. તે પર હાથ ધરી કાંઇક બોલ્યો, હાથ આંખોએ અડાડયા. પછી સાથે આણેલો પાટો તેણે ધૂપ પર ધર્યો અને ચુનિયા પાસે આંખે પાટો બંધાવ્યો.

"હવે મને બાઇના ઓરડામાં લઈ જાઓ."

પ્રસૂતિના ઓરડામાં જતાં જ તેણે કહ્યું: "નહિ હોં માઇ! તું તો મારી બહેન થાય. ગભરાઇશ નહિ. આંખો જરા વાર મીંચી જા અને હું કહું તેમ કરજે બહેન!" તેના મુખ ઉપર ઑપરેશન કરનારની ચપળતા નહોતી પણ ધર્મક્રિયા કરનારની ગંભીરતા હતી. તેનું મોં. અને આંખ ઉપરનો પાટો—એ પાટો ગાંધારીએ જીવનભર રાખેલા પાટાથી ઓછો પવિત્ર નહોતો—જોઇને આ ક્રિશ્ચન બાઇને શ્રદ્ધા થઇ, તેણે આંખો મીંચી દીધી.

અબ્દુલે પોતાનું કામ શરૂ કર્યું. એટલામાં ડૉકટર અને નર્સ આવ્યાં. ફ્રૅન્સેકા અત્યારે વધારે સ્વસ્થ હતો. તેણે ડૉકટરને આવકાર આપી અબ્દુલની વાત કરી. ડૉકટરે અબ્દુલની વાત સાંભળેલી તેથી તેણે તેને જ કામ કરવા દીધું. ડૉકટર અને નર્સ જોતાં દૂર ઊભાં રહ્યાં.

ફ્રૅન્સેકા બહાર ઊભો હતો. કોઈ કોઇ વાર જેનીના વેદનાના અવાજો, અબ્દુલના સાંત્વનના શબ્દો અને સૂચનાઓ "ફિકર નહિ હોં બહેન, જરા જોરથી દમ લે......", વચમાં વચમાં નર્સે ઉચ્ચારેલા પ્રશંસાના ઉદ્‌ગારો, શ્વાસ અદ્ધર રાખીને તે દૂરથી સાંભળતો હતો. થોડા વખત પછી અબ્દુલે આશ્વાસનનું "બસ" કહ્યું અને તે પછી થોડી વારે નવા બાળકનો રડવાનો અવાજ, જાણે જગતમાં પોતાને માટે માર્ગ કરતો હોય એવો, જાણે એક નવા જીવની ગણના કરવા ફરજ પાડતો હોય એવો, આવ્યો. અને અબ્દુલે અર્ધ હાસ્યથી કહ્યું: "પોર્યા જન્મતાં આટલું પરાક્રમ કર્યું તો મોટો થઇને શું એ કરીશ?" તેણે અવાજ ઉપરથી છોકરો છે એમ પારખ્યું હતું.

ડૉકટર બહાર નીકળ્યો. ફ્રૅન્સેકા આગળ તેણે અબ્દુલનાં ઘણાં જ વખાણ કર્યાં અને નર્સને સામાન્ય સૂચના આપી તે ગયો. થોડી વારે અબ્દુલ પણ બહાર નીકળ્યો, અને પાટો છોડાવી ચાલ્યો ગયો. ફ્રૅન્સેકા આ બનાવથી દિંગ થઈ તેના સામું જ જોઈ રહ્યો.

અબ્દુલ ત્રણ દિવસ ખબર પૂછવા આવ્યો. જેનીની તબિયત સારી હતી. ત્રીજે વાસે તેણે અબ્દુલ સાથે છૂટથી વાતચીત કરી. અબ્દુલ ચાલ્યો ગયો. તે પછી બેએક કલાકે જેનીએ નર્સ મારફત ફ્રૅન્સેકાને બોલાવ્યો. ફ્રૅન્સેકા આટલા બનાવોથી ગરીબ થઇ ગયો હતો. તે જેનીનું વચન ઉપાડી લેવા આતુર, દૂર દીન વદને ઊભો રહ્યો.

"જો વ્હાલા, આ અબ્દુલની વાત તું જાણે છે? આજે મેં એને બધી વાત પૂછી

જોઈ. તેની બધી જમીન ખાલસા થઇ ગઇ છે. તેની બૈરીના મરણ જમીન રાખવાની હતી પણ તેણે કહ્યું કે બધાં માણસોથી જુદાં પડી જમીન રખાય નહિ. તેની બૈરી જમીનને માટે રડતી કકળતી મરી ગઇ" જેનીએ એક દીર્ઘ શ્વાસ લીધો. "છતાં તેણે તો જમીન જવા જ દીધી. અત્યારે તેનો ધંધો ચાલતો નથી. સરકારે ધાણીનો બળદ પણ તેનો લઇ લીધો છે. તેના ઘરમાં ખાવા નથી. મેં તેને બસો ત્રણસો જોઇએ તેટલા રૂપિયા આપવા કહ્યું પણ તેણે ના જ પાડી. આ ધંધાનું તે કાંઇ લેતો નથી. ફક્ત છોકરાંને દૂધ પીવરાવે છે. અત્યારે પરદેશ જવા વિચાર કરે છે પણ નાનો છોકરો ક્યાં મૂકવો તેની તેને ચિન્તા છે."

જેનીએ ફ્રૅન્સેકાના મોઢા પર ફેરફાર થતો જોયો. તેણે લાંબો શ્વાસ લીધો અને ફરી બોલવા જતી હતી, તેટલામાં ફ્રૅન્સેકાએ મોટે અવાજે "મારા ખોદા" એમ કહી રડી દીધું અને મો પર હાથ ઢાંકયા. જેનીએ તેને વ્હાલથી પાસે બોલાવ્યો. "નહિ. વ્હાલા, હું તને ઠપકો દેવાની નથી. પણ......"

"નહિ, નહિ વ્હાલી, હું તેની જમીન પાછી આપી દઇશ."

"પણ તે વાત પણ મેં તેને પૂછી જોઈ. ગામથી જુદાં પડી તે પોતે એકલો જમીન લેવા માંગતો નથી."

"હું સાંભળતો હતો. હું બધી જમીન છોડી દેવાનો છું. આપણે દે અહીંથી ચાલ્યાં જઇશું."

ફ્રૅન્સેકા જેની પાસે એક ખુરશી પર બેઠો. બન્ને નીરવ શાન્તિમાં કેટલી યે વાર એમ જ બન્ને રહ્યાં. જેની માત્ર સૂતી સૂતી તેના ટીચણ પર હેતમાં હાથ ફેરવતી રહી.

આપણે કહીએ છીએ કે પુરુષના કર્મ આડું પાંદડું હોય છે—પાંદડાંને ઉડતાં વાર લાગે તેટલી જ વાર પુરુષનું નસીબ ખૂલતાં લાગે છે. એથી પણ વધારે સાચું એ છે કે માણસના સૌજન્ય આડું માત્ર પાંદડું હોય છે. આપણે આપણી અશ્રદ્ધામાં તે ઉડાડવા પ્રયત્ન કરતા નથી.

* * *

કહેવાની જરૂર નથી કે આ નવી વસવાટ કરવાના પહેલા અખતરામાં સરકાર નિષ્ફળ જવાથી તેણે લોકો સાથે સમાધાન કરી દીધું છે. સત્યાગ્રહમાં કામ કરવા આવેલામાંથી ત્યાંના અસલ વતનીઓની સ્થિતિ સુધારવા, તેમને કેળવવા, એક મંડળ સ્થપાયું છે અને ફ્રૅન્સેકા અને જેની તેમાં જોડાઇ ગયાં છે. તેમણે પોતાની જમીન ગામના લોકોને આપી તેનું એક ટ્રસ્ટ કર્યું છે, જેમાંથી 'અબદુલ પ્રસૂતિ ગૃહ' ચાલે છે. એક પ્રસૂતિનિષ્ણાત ડૉક્ટર અબદુલ સાથે કામ કરે છે, ત્યાં પ્રસૂતિનું શિક્ષણ પણ અપાય છે, અને આખા તાલુકાની સ્ત્રીઓ તેનો લાભ લે છે.

ક્રિ. ૨ ૬

# આચાર્ય જિનવિજયજી

ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય શ્રીમાન જિનવિજયજી ગઇ તા. ૧૨ મી મેએ જર્મની સિધાવ્યા. તેમના આચાર્ય તરીકેના જીવનમાં સીધી રીતે પરિચયમાં આવનાર કે એમની સાહિત્ય કૃતિઓદ્વારા પરિચયમાં આવનાર બધા મોટે ભાગે તેમને ગૂજરાતી તરીકે ઓળખે છે અને જાણે છે. અને તેથી દરેક એમ માનવા લલચાય કે ગૂજરાતની વ્યાપાર જન્ય સાહસ વૃત્તિએજ એમને દરિયાપાર મોકલ્યા હશે. પણ ખરી બિના જુદી છે. તેવીજ રીતે, તેમની સાથે સીધા પરિચય વિનાના માણસો, માત્ર તેમના નામ ઉપરથી તેમને જૈન અને તેમાં પણ જૈનસાધુ માને અને તેથીજ કદાચ તેમને વૈશ્ય તરીકે ઓળખવા પણ પ્રેરાય પરંતુ તે બાબતમાં પણ બિના જુદી છે.



મુનિ જિનવિજયજી

'બોમ્બે ક્રોનિકલ'ના બંધુકૃત્યથી

આચાર્ય જિનવિજયજીના જીવનમાં આ વિદેશ યાત્રાના પ્રસંગથી તદ્દન નવું પ્રકરણ શરૂ થાય છે અને તેથી આ પ્રસંગે તેમના અત્યાર સુધીના જીવનનો અને તેનાં મુખ્ય પ્રેરક બળોનો પરિચય આપવો ઉચિત ગણાશે.

તેમનું જન્મ સ્થાન ગુજરાત નહિ પણ મેવાડ છે. તેઓ જન્મે વૈશ્ય નહિ પણ ક્ષત્રિય રજપુત છે. પરદેશમાં જનારા ઘણાખરાઓ પાછા આવી અહીં ઇષ્ટ કારકીર્દી શરૂ કરવા જાય છે. આ. જિનવિજયજીનું તેમ નથી. તેમણે ૯૪ દિશાની એટલે પ્રાચીન સંશોધનની કારકીર્દી અહીં ક્યારની શરૂ કરી દીધી છે, પોતાના શોધો લેખો નિબંધોદ્વારા આ દેશમાં પરદેશમાં તેઓ મશહૂર થઇ ગયા છે અને હવે, તેમને પોતાના અભ્યાસમાં જે કાંઇ વધારો કરવો આવશ્યક જણાયો તે કરવા તેઓ પરદેશ ગયા છે.

તેમનો જન્મ અજમેરથી કેટલેક દૂર રૂપેલી નામના એક નાના ગામડામાં થયેલો. તે ગામમાં એક સો વરસથી વધારે ઉંમરના જૈન યતિ રહેતા. તેમના ઉપર તેમના પિતાની પ્રબળ ભક્તિ હતી, કારણકે એ જૈન યતિશ્રી વૈદ્યક જ્યોતિષ આદિના પરિપક્વ અનુભવનો ઉપયોગ માત્ર નિષ્કામ ભાવે જનસેવામાં કરતા. જિનવિજયજીનું મૂળ નામ કિસનસિંહ હતું. કિસનસિંહના પગની રેખા જોઇને એ યતિએ તેમના પિતા પાસેથી તેમની માગણી

કરી. બાકન પિતાએ વિદ્યાભ્યાસ માટે અને વૃદ્ધ ગુરુની સેવા માટે ૮–૧૦ વરસના કિસનને યતિની પરિચર્યામાં મૂક્યા. જીવનના છેલા દિવસોમાં યતિશ્રીને કોઇ બીજા ગામમાં જઇ રહેવું પડ્યું. કિસન સાથે હતો. યતિજીના અવસાન પછી કિસન એક રીતે નિરાધાર સ્થિતિમાં આવી પડ્યો. માબાપ દૂર, અને યતિના શિષ્ય પરિવારમાં જે સંભાળનાર તે તદ્દન મૂર્ખ અને આચારભ્રષ્ટ. કિસન રાત દિવસ ખેતરમાં રહે, કામ કરે અને છતાં તેને પેટ પૂરૂં અને પ્રેમ પૂર્વક ખાવાનું ન મળે. એ બાળક ઉપર આ આફતનું પહેલું વાદળું આવ્યું અને તેમાંથી જ વિકાસનું બીજ નંખાયું: કિસન બીજા એક મારવાડી જૈન સ્થાનકવાસી સાધુની સોબતમાં આવ્યો. એની વૃત્તિ પ્રથમથીજ જિજ્ઞાસાપ્રધાન હતી. નવું નવું જોવું, પૂછવું અને જાણવું એ તેનો સહજ સ્વભાવ હતો. એજ સ્વભાવે તેને સ્થાનકવાસી સાધુ પાસે રહેવા પ્રેર્યો. જેમ દરેક સાધુ પાસેથી આશા રાખી શકાય તેમ તે જૈનસાધુએ પણ એ બાળક કિસનને સાધુ બનાવ્યો. હવે એ સ્થાનકવાસી સાધુ તરીકેના જીવનમાં કિસનનો અભ્યાસ શરૂ થાય છે.

હવે એમણે કેટલાક ખાસ જૈન ધર્મ પુસ્તકો થોડા સમયમાં જ કંઠસ્થ કરી લીધાં અને જાણી લીધાં પરંતુ જિજ્ઞાસાના વેગના પ્રમાણમાં ત્યાં અભ્યાસની સગવડ ન મળી. અને પ્રકૃતિ સ્વાતંત્ર્ય ન સહન કરી શકે એવો નિરર્થક રૂઢિબંધ ખટક્યાં. તેથી જ કેટલાંક વર્ષ બાદ ઘણાજ માનસિક મંથનને અંતે છેવટે એ સંપ્રદાય છોડી જ્યાં વધારે અભ્યાસની સગવડ હોય તેવા કોઈ પણ સ્થાનમાં જવાનો બળવાન સંકલ્પ કર્યો.

ઉજ્જયિનીના ખંડેરોમાં ફરતાં ફરતા તેણે સિપ્રાને કિનારે સ્થાનકવાસી સાધુવેષ સંધ્યાકાળે છોડ્યો. અને અનેક આશંકાઓ તેમજ ભયના સખત દાબમાં રાતોરાતજ પગપાળે ચાલી નીકળ્યા. ગોરે સતત બાંધેલ મુંમતીને લીધે પડેલ સફેદ ડાઘાને કોઈ ન ઓળખે માટે ઘુંશી નાંખવા તેમણે અનેક પ્રયત્નો કર્યો. પાછળથી કોઈ ઓળખી પકડી ન પાડે માટે એક બે દિવસમાં ઘણા ગાઉ કાપી નાંખ્યા. એ દોડમાં રાતે એકવાર પાણી ભરેલ કુવામાં તેઓ અચાનક પડી ગયેલા.

રતલામ અને તેની આજુબાજુના પરિચિત ગામોમાંથી પોતાની જાતને બચાવી લઇ ક્યાંક અભ્યાસ યોગ્ય સ્થાન અને સગવડ શોધી લેવાના ઉદ્વેગમાં તેમણે ખાવા પીવાની પણ પરવા ન રાખી. પણ પુરુષાર્થીને બધું અચાનક જ સાંપડે છે. કોઈ ગામડામાં શ્રાવકો પજુસણમાં કલ્પસૂત્ર વંચાવવા કોઇ યતિ કે સાધુની શોધમાં હતા. દરમિયાન કિસનજી પહોંચ્યા. કોઈમાં નહિ જોયેલું એવું ત્વરિત વાચન એ ગામડિયાઓએ એમનામાં જોયું અને ત્યાંજ તેમને રોકી લીધા. પજુસણ બાદ થોડી દક્ષિણા બહુ સત્કાર પૂર્વક આપી. કપડાં અને
• વિનાના કિસનજીને મુસાફરીનું ભાતું મળ્યું અને એમણે અમદાવાદ જવાની ટીકીટ લીધી.
જ્યારથી 'સાંભળેલું કે ગુજરાતમાં અમદાવાદ મોટું શહેર છે અને ત્યાં મૂર્તિપૂજક સંપ્રદાય મોટો
ત્યાંના અસલ ...માં વિદ્વાનો બહુ છે અને વિદ્યા મેળવવાની બધી સગવડ છે. આ લાલચે
કોન્સેક્ષ અને જૈન ...વ્યા. પણ પુરુષાર્થની પરીક્ષા એકજ આફતે પૂરી થતી નથી. અમ-
તેનું એક ટ્રસ્ટ કર્યું છે. ...ના આદિમાં ક્યાંઇ મેળ થયો નહિ. પૈસા ખૂટ્યા. એક બાજુ
ડોક્ટર અબ્દુલ સાથે કામ ક...તે બીજી બાજુ જાતને જાહેર ન કરવાની વૃત્તિ અને ત્રીજી
તાલુકાની સ્ત્રીઓ તેનો લાભ લે... ખેંચતાણમાં એમને બહુજ સહેવું પડ્યું. અંતે ભટકતાં
એક બુદ્ધિવિજયજી નામના સંવેગી સાધુનો ભેટો થયો,

જેઓ અત્યારે પણ વૃદ્ધાવસ્થામાં વિચરે છે, અને અત્યાર સુધીનાં બધાં પરિવર્તનોમાં સરલ ભાવે એમ કહેતા રહે છે કે તે જે કરશે તે ઠીકજ હશે, એમની પાસે તેમણે સંવેગી દીક્ષા લીધી અને જિનવિજયજી થયા. એમના ગુરુ તરીકેનો આશ્રય તેમણે વિદ્વાનની દૃષ્ટિએ નહિ પણ તેમના આશ્રયથી વિદ્યા મેળવવામાં વધારે સગવડ મળશે એ દૃષ્ટિએ લીધેલો. આ બીજું પરિવર્તન પણ અભ્યાસની ભૂમિકા ઉપરજ થયું. થોડા વખત બાદ માત્ર અભ્યાસની વિશેષ સગવડ મેળવવા માટે જિનવિજયજી એક બીજા જૈન સુપ્રસિદ્ધ સાધુના સહવાસમાં ગયા. પરંતુ વિદ્વત્તા અને ગુરુપદના મોટા પદ ઉપર બેઠેલ સાંપ્રદાયિક ગુરુઓમાંથી બહુ જ ઓછાને એ ખબર હોય છે કે કયું પાત્ર કેવું છે અને તેની જિજ્ઞાસા ન પોષવાથી કે પોષવાથી શું શું પરિણામ આવે? જો કે એ સહવાસથી તેમને જોવા જાણવાનું વિસ્તૃત ક્ષેત્ર તો મળ્યું પણ જિજ્ઞાસાની ખરી ભૂખ ભાંગી નહિ. વળી એ ઉદ્દેગે તેમને બીજાના સહવાસ માટે લલચાવ્યા. અને પ્રસિદ્ધ જૈન સાધુ પ્રવર્તક કાંતિવિજયજીના સહવાસમાં તેઓ રહ્યા. ત્યાં તેમને પ્રમાણમાં ઘણીજ સગવડ મળી અને તેમની સ્વતઃસિદ્ધ ઐતિહાસિક દૃષ્ટિને પોષે અને તૃપ્ત કરે એવાં ઘણાંજ મહત્ત્વનાં સાધનો મળ્યાં. ગમે ત્યાં અને ગમે તેવા પ્રતિકૂળ કે અનુકુળ સહવાસમાં તેઓ રહેતા છતાં પોતાની જન્મસિદ્ધ મિતભાષિત અને એકાંત પ્રિયતાની પ્રકૃતિ પ્રમાણે, અભ્યાસ વાચન અને લેખન ચાલુજ રાખતા.

એક બાજુ સાધુ જીવનમાં રાત્રિએ દીવા સામે વંચાય નહિ અને બીજી બાજુ વાંચવાની પ્રબળ વૃત્તિ કે લખવાની તીવ્ર પ્રેરણા રોકી શકાય પણ નહિ. સમય નિરર્થક જવાનું દુઃખ એ વધારામાં. આ બધાં કારણોથી તેમને એકવાર વિજળીની બેટરી મેળવવાનું મન થયું. આજથી લગભગ ૧૩ વરસ પહેલાં જ્યારે હું તેઓના પરિચયમાં પહેલવહેલો આવ્યો ત્યારે તેમણે મને બેટરી લેતા આવવાનું કહ્યું. હું બેટરી અમદાવાદથી પાટણ લઇ ગયો. અને એને પ્રકાશે તેમણે તદ્દન ખાનગીમાં કોઇ સાધુ કે ગૃહસ્થ ન જાણે તેવી રીતે લખવા અને વાંચવા માંડયું. જો હું ન ભૂલતો હોઉં તો તિલકમંજરીના કર્તા ધનપાળ વિશે એમણે જે લેખ લખેલો છે તે એજ બેટરીની મદદથી. તે સિવાય બીજું પણ તેમણે તેની મદદથી ઘણું વાંચ્યું અને લખ્યું. પરંતુ દુર્દૈવે બેટરી બગડી અને વિઘ્ન આવ્યું. આખો દિવસ સતત વાંચ્યા વિચાર્યા પછી પણ તેમને રાતે વાંચવાની ભૂખ રહેતી. તે ઉપરાંત અભ્યાસનાં આધુનિક ઘણાં સાધનો મેળવવાની વૃત્તિ પણ ઉત્કટ થતી હતી. છાપાં, માસિકો અને બીજું નવીન સાહિત્ય એ બધું તેમની નજર બહાર ભાગ્યેજ રહે. તેઓ અન્ય જૈન સાધુઓની પેઠે કોઇ પંડિત પાસે ભણતા. પણ ભણવાનો આરંભ અને અંત લગભગ સાથેજ થતો. સંસ્કૃત સાહિત્ય હોય કે પ્રાકૃત એ બધું એમણે મુખ્યપણે સ્વાશ્રિત વાચન અને સ્વાશ્રિત અભ્યાસથીજ જાણ્યું છે. જેની દૃષ્ટિ તીક્ષ્ણ હોય અને પ્રતિભા જાગરુક હોય એ ગમે તેવાં પણ સાધનોનો સરસ ઉપયોગ કરી લેછે. એ ન્યાયે તેઓ ભાવનગર, લીમડી, પાટણ, આદિ જે જે જૈન સ્થળોમાં ગયા અને રહ્યા ત્યાંથી તેમણે અભ્યાસનો ખોરાક ખૂબ મેળવી લીધો. પરંતુ જૂની શોધખોળને અંગે જ્યારે તેઓ આધુનિક વિદ્વાનોનાં લખાણો વાંચતા ત્યારે વળી તેમની જિજ્ઞાસા ભભૂકી ઉઠતી. અને જૈન સાધુજીવનનું રૂઢિ બંધન તેમને ખટકતું. તેઓ ઘણીવાર મને પત્રમાં લખતા કે તમે ભાગ્યશાળી છો. તમારી પાસે રેલવેની લબ્ધિ છે, ગમે ત્યાં જઇ શકો છો અને ગમે તે રીતે અભ્યાસ કરી શકો છો. એ લખાણું

શોખીન મનોવૃત્તિનું નહિ પણ અભ્યાસપરાયણ જીવનનું પ્રતિબિમ્બ છે એમ મને તો તે વખતેજ લાગેલું પણ આજે એ સૌને પ્રત્યક્ષ થાય છે. પાટણના લગભગ બધા ભંડારો, જૂનાં કલામય મંદિરો, અને બીજી જૈન સંસ્કૃતિની અનેક પ્રાચીન વસ્તુઓના અવલોકને એમની જન્મસિદ્ધ ગવેષણા વૃત્તિને ઉત્તેજી અને ઊંડો અભ્યાસ કરવા તેમજ લખવા પ્રેર્યો. મેસાણા અને પાટણ પછી ત્રીજું ચોમાસું મેં વડોદરામાં તેમની સાથે ગાળેલું. હું જોતો કે સેન્ટ્રલ લાયબ્રેરીનાં પુસ્તકોનાં પુસ્તકો અને જૈન ભંડારની પોથીઓની પોથીઓ ઉપાશ્રયમાં તેમની પાસે ખડકાયેલી રહેતી. અને જો કોઈ જાતે જઈને ન બોલાવે તો તેઓ મકાનમાં છે કે નહિ તેની ખબર માત્ર લેખણના અવાજથી જ પડતી. સદ્ગત ચિમનલાલ દલાલ એ એમના જેવા જ વિદ્યાવ્યસની અને શોધક હતા. ચિમનલાલ અંગ્રેજીના વિદ્વાન એટલે તેમનો માર્ગ વધારે ખુલ્લો. શ્રી જિનવિજયજી અંગ્રેજી ન જાણે એટલે તે એ બાબતમાં પરાધીન. છતાં જિજ્ઞાસા માણસને સૂવા દઇ શકતી નથી. તેથી ધીરે ધીરે તેઓ અંગ્રેજી તરફ ઢળ્યા. દરમ્યાન પોતાના વિષયનું અંગ્રેજી ભાષામાં કે જર્મન ભાષામાં પુસ્તક લખાયું હોય તો તેને મેળવી ગમે તે રીતે તેનો અનુવાદ કરાવી મતલબ સમજી તેનો ઉપયોગ કરતા. પણ આ રીતે એક અભ્યાસનિષ્ઠ માણસ લાંબા વખત સુધી સંતુષ્ટ રહી શકે નહિ. હું જાણું છું ત્યાં સુધીમાં કૃપારસકોશ, વિજ્ઞપ્તિત્રિવેણી, શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબન્ધ, વગેરે પુસ્તકો લખવાનો પાયો વડોદરામાં જ નંખાયો. અને તેમની સાહિત્ય વિષયક આકર્ષક કારકીર્દી ત્યાંથી શરૂ થઇ. જેમ જેમ વાચન વધ્યું અને લખવાની વૃત્તિ તીવ્ર બની તેમ તેમ વધારે ઊણપ ભાસતી ગઈ અને જૈન સાધુજીવનનાં બંધનો તેમને સાલવા લાગ્યાં. કાલક્રમે મુંબઇ પહોંચ્યા. અનેક જૈન સાધુઓ સાથે હતા. મુંબઇમાં સમશીલ વિવિધ વિદ્વાનોના પરિચયે અને ત્યાંના સ્વતંત્ર વાતાવરણે તેમની અભ્યાસવૃત્તિને અનેક મુખે ઉદ્દીપ્ત કરી. એ એમનો મંથનકાળ હતો. હું વાલકેશ્વરમાં તેઓને એકવાર મળ્યો ત્યારે જોયું કે તે સતત વાંચવા વિચારવામાં મગ્ન છતાં ઊંડા અસંતોષમાં ગરક હતા. થોડા માસ પછી તેમની વૃત્તિ પૂનાના વિદ્યામય વાતાવરણે આકર્ષી. તેઓ પૂજ્ય વૃદ્ધ સાધુઓનો સાથ છોડી દુઃખિત મને એકલા પડયા, અને પગે ચાલતા પૂના પહોંચ્યા. અહીં ભંડાર અને વિદ્વાનોના ઇષ્ટતમ પરિચયથી તેમને ખૂબ ગોઠી ગયું. ત્યાંની પ્રાકૃતિક રમણીયતા સાદું જીવન અને વિદ્યાર્થી તથા વિદ્વાનોની બહુલતાએ તેમને પૂનાના સ્થાયી નિવાસ માટે લલચાવ્યા. ભારત જૈન વિદ્યાલયની ચાલુ સંસ્થાને તેમણે સ્થાયી રૂપ આપવા પ્રયત્ન કર્યો. અને બીજી બાજુ ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટમાંનો લિખિત જૈન પુસ્તકસંગ્રહ જોઇ કાઢયો: આમાંથી તેમની શોધક બુદ્ધિને પુષ્કળ સામગ્રી મળી.

અત્યાર સુધી તેઓ મને કે કમને દઢ જૈનત્વના આશ્રય તળે વિદ્યાવ્યાસંગ પોષી રહ્યા હતા, તે જૈનત્વ હવે પૂનાના રાષ્ટ્રીય વાતાવરણમાં, અને દેશવ્યાપી રાષ્ટ્રીય હીલચાલના વાવાઝોડામાં ઓસરવા માંડયું. અસહકારના મંડાણના દિવસો આવ્યા. અને તેમની વધુ વિશાળ કાર્યક્ષેત્ર શોધવાની વૃત્તિને જોઈતું નવું કાર્યક્ષેત્ર મળી આવ્યું. આ એમનો ત્રીજો મંથનકાળ. અને તે સૌથી વધારે મહત્વનો. કારણ, આ વખતે કાંઈ નાની ઉમરમાં જૈન સ્થાનકવાસી સાધુવેશ ફેંકી દીધો તેવી સ્થિતિ ન હતી. અત્યારે તેઓ જૈન અને જૈનેતર વિદ્વાનોમાં એક પ્રસિદ્ધ લેખક તરીકે જાણીતા થયા હતા. જૈનસાધુ તરીકેનું જીવન સમાપ્ત

કરવું અને નવું જીવન શરૂ કરવું, તે કેમ અને કેવી રીતે તથા શા માટે એ વિકટ પ્રશ્નોએ ઘણા દિવસ તેમને ઉજાગરો કરાવ્યો.

ઉજાગરાનાં આ કારણોમાં એક વિશેષ કારણ હતું જે નોંધવા યોગ્ય છે. પિતા તો પહેલાં ગુજરી ગયેલા તેની તેમને ખબર હતી. પણ માતા જીવિત તેથી તેમનું દર્શન કરવું એ ઇચ્છા પ્રબળ થઈ હતી. એકવાર તેઓએ મને કહેલું કે "હું માને કદી જોઈ શકીશ કે નહિ! અને જાઉં તો માતાજી ઓળખશે કે નહિ? શું મારે માટે એ જન્મસ્થાન તદ્દન પુનર્જન્મ જેવું થઇ ગયું નથી? સ્વપ્નની વસ્તુઓ જેવી પણ જન્મસ્થાનની વસ્તુઓ મને આજે સ્પષ્ટ નથી." માતાને મળવા ટ્રેનમાં બેસવાનું જે પગલું ભરી શક્યા નહિ તે પગલું રાષ્ટ્રીયતાના મોજાના વેગમાં ભર્યું. જૈન સાધુજીવનનાં બંધનો છોડી દેવાનો પોતાનો નિશ્ચય તેમણે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કર્યો અને ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના સાથે પુરાતત્ત્વ મંદિરની યોજનાને અંગે તેમને અમદાવાદ બોલાવ્યા ત્યારે તેઓ રેલવે ટ્રેનથી ગયા અને ત્યારથી તેમણે રેલવે-વિહાર શરૂ કર્યો છે. મહાત્માજીએ અને વિદ્યાપીઠના અન્ય કાર્યકર્તાઓએ તેમની પુરાતત્ત્વ મંદિરમાં નીમણુક કરી અને તેમના જીવનનો નવો યુગ શરૂ થયો. જૈન સાધુ મટી તેઓ પુરાતત્ત્વ મંદિરના આચાર્ય થયા.

મંદિર શરૂ કરવાના કામમાં તેઓ માતાજીને મળવા તરત તો ન જઇ શક્યા પણ એકાદ વર્ષ પછી ગયા ત્યારે માતાજી વિદેહ થયેલાં. જિનવિજયજી આ આઘાતથી રડી પડયા. જિનવિજયજીએ સંસાર પરાઙ્મુખ સન્યાસનાં આટલાં વરસ ગાળ્યાં છે પણ તેમનામાં માનવતાના સર્વે કુમળા ભાવો છે. તેમને અનુયાયીઓ કરતાં સહૃદય મિત્રો વધારે છે તેનું આ કારણ છે.

લગભગ આઠ વર્ષના પુરાતત્ત્વ મંદિરના કાર્યકાળ દરમિયાન તેઓની ભાવના અને વિચારણામાં તેમના ક્રાન્તિકારી સ્વભાવ પ્રમાણે મોટું પરિવર્તન થઇ ગયું.

પુરાતત્ત્વ મંદિરનો મહત્ત્વનો પુસ્તકસંગ્રહ મુખ્યપણે તેમની પસંદગીનું પરિણામ છે. અહીં આવ્યા પછી પણ તેમનું વાચન અને અવલોકન સતત ચાલુ જ રહ્યું. અનેક દિશાઓમાં તેમની કાર્ય કરવાની વૃત્તિ તેમના પરિચિતો જ જાણે છે. તેમનો પ્રિય વિષય પ્રાચીન ગુજરાતનો ઇતિહાસ અને ભાષા એ છે. તેને અંગે તેમણે જે જે ગ્રંથો છપાવવા શરૂ કર્યા તેમાં તેમને જર્મન ભાષાના જ્ઞાનની ઉણપ બહુ જ સાલવા લાગી અને સંયોગ મળતાં એ જ વૃત્તિએ તેમને જર્મની જવા પ્રોત્સાહિત કર્યા. તેમના ઉત્સાહને તેમના આત્મજ્ઞ વિદ્યાપ્રિય મિત્રોએ વધાવી લીધો. એક બાજુ મિત્રો તરફથી પ્રોત્સાહન મળ્યું અને બીજી બાજુ ખુદ મહાત્માજીએ એમની વિદેશગમનની વૃત્તિને સપ્રેમ સીંચી. દરમિયાન જર્મન વિદ્વાનો અહીં આવી ગયા તેમની સાથે નિકટ પરિચય થઈ ગયો. બીજી બાજુ તેમની ઐતિહાસિક ગવેષણાથી સંતુષ્ટ થયેલ પ્રો. યકોબીએ પત્રદ્વારા જર્મની આવવા આકર્ષ્યા અને લખ્યું કે તમે જલ્દી આવો. તમારી સાથે મળી હું અપભ્રંશ ભાષામાં અમુક કામ કરવા ઇચ્છું છું.

આ રીતે આંતરિક જિજ્ઞાસા અને સાહસની ભૂમિકા ઉપર બહારનું અનુકૂળ વાતાવરણ રચાયું અને પરિણામે જૈન સાધુવેષનાં સ્થાંસવાં ચિન્હોનું વિસર્જન કરી તેમણે અભ્યાસ માટે યુરોપયોગ્ય નવીન દીક્ષા લીધી.

વાચક જોઈ શકશે કે આ બધાં પરિવર્તનોની પાછળ તેમનો ધ્રુવ સિદ્ધાન્ત વિદ્યાભ્યાસ એ જ રહ્યો છે. જૈન તત્ત્વજ્ઞાનમાં કહ્યું છે કે પ્રત્યેક વસ્તુમાં ધ્રુવત્વ સાથે ઉત્પાદ અને નાશ સંકળાયેલ છે. આપણે આ સિદ્ધાન્ત આચાર્ય જિનવિજયજીના જીવનને અંગે બરાબર લાગુ પડેલો જોઈ શકીએ છીએ. છેક નાની ઉંમરથી અત્યાર સુધીમાં તેમનાં ક્રાન્તિકારી અનેક પરિવર્તનોમાં તેમનો મુખ્ય પ્રવર્તક હેતુ એક જ રહ્યો છે અને તે પોતાના પ્રિય વિષયના અભ્યાસનો. એ તો કોઈ પણ સમજી શકે તેમ છે કે જો તેઓ એકને એક સ્થિતિમાં રહ્યા હોત તો તે રીતે તેમનું માનસ વ્યાપકપણે ઘડાયું છે તે કદી ન ઘડાત અને અભ્યાસની ઘણી બારીઓ બંધ રહી જાત, અથવા સહજ વિકાસગામી સંસ્કારો ગૂંગળાઈ જાત.

આજકાલની સામાન્ય માન્યતા છે કે ઉચ્ચ અભ્યાસ તો યુનીવર્સિટીની કૉલેજોમાં અને તે પણ અંગ્રેજી પ્રોફેસરોનાં ભાષણો સાંભળીને જ થઈ શકે; અને ઐતિહાસિક ગવેષણા તો આપણે પશ્ચિમ પાસેથી શીખીએ તો જ શીખાય. આચાર્ય જિનવિજયજી કોઈ પણ નિશાળે પાટી પર ધૂળ નાંખ્યા વગર હિંદી, મારવાડી, ગુજરાતી, દક્ષિણી ભાષાઓમાં લખી વાંચી બોલી શકે છે અને બંગાળી પણ તેમને પરિચિત છે. આટલી નાની વયમાં તેમણે વીસેક ગ્રંથો સંપાદિત કર્યા છે. પ્રાચ્યવિદ્યા પરિષદમાં 'હરિભદ્રસૂરિનો સમય નિર્ણય' એ ઉપર એમણે એક લેખ વાંચ્યો જેથી પ્રખરવિદ્વાન યાકોબીને પણ પોતાનો અભિપ્રાય આયુષ્યમાં પહેલી જ વાર બદલાવવો પડયો છે. જૂના દસ્તાવેજો, શિલાલેખો, સંસ્કૃત પ્રાકૃત કે જૂની ગુજરાતીના ગમે તે ભાષાના, તેઓ ઉકેલી શકે છે અને વિવિધ લિપિઓનો તેમને બોધ છે. ખારવેલનો શિલાલેખ બેસાડવામાં પ્રો. જયસ્વાલે પણ તેમની સલાહ અનેક વાર લીધી છે. તેમને શિલ્પ અને સ્થાપત્યની ઘણી માહિતી છે. પર્યટન કરીને પશ્ચિમ હિંદની ભૂગોળનું તેમણે એવું સારૂં નિરીક્ષણ કર્યું છે કે જાણે જમીન તેમને જવાબ દેતી હોય તેમ તેઓ ઇતિહાસના બનાવો તેમાંથી ઉકેલી શકે છે. પુરાતત્ત્વમાં પણ તેમણે એક પ્રાચીન ગુજરાતી ભાષાનો 'ગદ્યસંદર્ભ' સંપાદિત કર્યો છે. કોઈ પણ ચાલુ ભાષાના એના જેટલી જૂના ગ્રંથો હિંદમાં વિરલ જ છે. ઉપરાંત ગુજરાતના ઇતિહાસનાં સાધનોના ગ્રંથો બહાર પાડવા માંડયા છે, જે કામ તેઓ જર્મની જઈ આવ્યા પછી વધારે વેગથી આગળ ચલાવશે.

તેમણે ચલાવેલ જૈન સાહિત્ય સંશોધક નામના ત્રૈમાસિક પત્રનું બીજું વર્ષ પુરૂં થવા આવે છે. જૈન સમાજના કોઈ પણ ફરકામાં એ કોટિનું પત્ર અદ્યાપિ નીકળ્યું નથી. એ પત્ર જૈન સાહિત્ય પ્રધાન હોવા છતાં તેની પ્રતિષ્ઠા જૈનેતર વિદ્વાનોમાં પણ ઘણી છે. તેનું કારણ તેમની તટસ્થતા અને ઐતિહાસિક નિષ્ણાતતા છે. જૈન સમાજના લોકો તેમને જાણે છે તે કરતાં જૈનેતર વિદ્વાનો તેમને વધારે પ્રમાણમાં અને માર્મિક રીતે પિછાને છે.

જો કે જૈન સમાજ તદ્દન રૂઢ જેવો હોવાથી બીજા બધા લોકો જાગ્યા પછી જ પાછળથી જાગે છે છતાં સંતોષની વાત એ છે કે મોડું મોડું પણ તેનામાં વિદ્યાશક્તિનો

તો પાસે જવામાં પાપનો ભય રાખતા તેવા લોકો પણ તેમની વિદાયગીરીના મેલાવડા પ્રસંગે ઉપસ્થિત થઈ સાક્ષી પૂરતા હતા કે હવે જૂનું કાશ્મીર અને જૂની કાશી એ વિદેશમાં વસે છે. આચાર્ય હરિભદ્રે બૌદ્ધ મઠમાં શિષ્યોને ભણવા મોકલેલા. આચાર્ય હેમચન્દ્રે કાશ્મીરની શારદાની ઉપાસના કરેલી. ઉપાધ્યાય યશોવિજયજીએ કાશીમાં ગંગાતટને સેવેલું. હવે પરિસ્થિતિ પ્રમાણે જો જૈન સાહિત્યે અને જૈન સંસ્કૃતિએ માનપૂર્વક સ્થાન મેળવવું હોય તો દેશનાં પ્રસિદ્ધ સ્થળો ઉપરાંત વિદેશમાં પણ જ્યાંથી મળે ત્યાંથી દરેક ઉપાયે વિદ્યા મેળવવી અને હરિભદ્ર હેમચન્દ્ર કે યશોવિજયજીની પેઠે નવીન પરિસ્થિતિ પ્રમાણે નવી વિદ્યાઓ દેશમાં આણવી. આ વસ્તુ તદ્દન રૂઢ ગણાતા જૈન સાધુ વર્ગમાં પણ કેટલાકને સમજાઈ ગઈ હોય એમ લાગે છે. તેથી જ અભ્યાસને અંગે થતા આ વિદેશગમનને કેટલાક પ્રતિષ્ઠિત જૈન સાધુઓએ પત્રથી અને તારથી અભિનન્દન મોકલ્યાં હતાં.

અત્યાર સુધી આત્માના કોઈ અદમ્ય સાહસથી જ તેમણે અભ્યાસ આગળ ચલાવ્યો છે અને અત્યારે પણ અંગ્રેજીના અધૂરા અભ્યાસે અને ફ્રેંચ કે જર્મનના અભ્યાસ વિના યુરોપની મુસાફરી સ્વીકારી છે. એમનું આ સાહસ પણ અત્યાર સુધીનાં તેમનાં બધાં સાહસની પેઠે, સફળ નીવડશે.

પંડિત સુખલાલજી

---

## આચાર્યશ્રી જિનવિજયજીએ સંપાદન કરેલાં પુસ્તકોની યાદી

૧ જૈન તત્ત્વસાર ( હિંદી ભાષાન્તર )
૨ વિજ્ઞપ્તિ ત્રિવેણી ( સંસ્કૃત મૂળ, હિન્દી પ્રસ્તાવના )
૩ કૃપારસ કોષ ( ,, ,, ,, )
૪ શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબન્ધ ( ,, ,, )
૫ દ્રૌપદી સ્વયંવર નાટક ( ,, ,, )
૬ પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૧ ( પ્રાકૃત મૂળ, ગૂજરાતી વિવેચન )
૭ ,, ,, ભા. ૨ (૫૫૭ શીલાલેખોનો સંગ્રહ–ગૂજરાતી વિવેચન)
૮ જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય ( ૩૩ ઐ૦ રાસોનો મોટો સંગ્રહ )
૯ હરિભદ્રાચાર્યસ્ય સમયનિર્ણય ( સ્વતંત્ર સંસ્કૃત નિબંધ )
૧૦ કુમારપાલ પ્રતિબોધ ( પ્રાકૃત ભાષાનો ૧૨ હજાર શ્લોકનો મહાન ગ્રન્થ )
૧૧ પ્રાકૃત કથાસંગ્રહ
૧૨ પાલી પાઠાવલી ( પાલી ભાષાની પાઠમાળા )
૧૩ અભિધાનપ્પદીપિકા ( પાલી ભાષાનો શબ્દકોષ )
૧૪ જીતકલ્પસૂત્ર–મૂળ, ચૂર્ણિ, ટિપ્પણ સમેત–વિસ્તૃત ગૂજરાતી પ્રસ્તાવના.
૧૫ આચારાઙ્ગ સૂત્ર
૧૬ છેદસૂત્ર
૧૭ પ્રાચીન ગૂજરાતી ગદ્ય સંદર્ભ ( ૧૫ મા સૈકાના ગૂજરાતી ગદ્યનો સંગ્રહ )
૧૮ વિજયદેવ માહાત્મ્ય (૧૭મા સૈકાના એક પ્રસિદ્ધ જૈનાચાર્યનું સંસ્કૃત ચરિત્ર)

# સ્વૈરવિહાર

મુંબઈમાં જુહુને દરિયે કેટલાક મિત્રો સાથે નહાવા ગયો. ત્યાં નહાવા જવાની વાત થઈ ત્યારે પ્રથમ ગાંધીજી ત્યાં ઑપરેશન પછી રહેલા તે યાદ આવ્યું અને પછી સદ્‌ગત રણજીતરામ ત્યાંના દરિયામાં ડૂબી ગયેલા તે યાદ આવ્યું.

તેમના અવસાન વખતે આખા ગુજરાતને ખેદ થયો હતો. પણ ધીમે ધીમે એ વીસરાઈ ગયું. સમય સર્વનું ઓસડ છે. શ્રીયુત નરસિંહરાવભાઇ સ્મરણસંહિતામાં કાલને કહે છે કે મારો પ્રિય જન તો લઈ લીધો પણ હવે તેનું સ્મરણ ન લઈ લેતો. પણ શું સર્વનો એક જ અનુભવ નથી કે સમય સર્વ અનુભવનો ધીરે ધીરે લોપ કરે છે? જેમ દીવાનો પ્રકાશ જેમ જેમ અંતર વધે તેમ તેમ ઝાંખો થતો થાય છે તેમ લાગણી પણ સમયના અંતરે ઝાંખી થતી જાય છે.

ફિલસુફી પ્રશ્ન પૂછે છે કે એક વસ્તુ થોડો જ સમય રહી, અને બીજી વધારે સમય કે અનંત કાલ રહી, તેમાં એ બન્નેની વસ્તુતામાં શો ફેર પડયો? કોઇ કહે છે કે સમયને લીધે ફેર ન પડે. કોઈ કહે છે કે થોડું ટકે એ અસત્ અને સર્વકાલ રહે એ સત્. તે ગમે તેમ હોય, પણ જ્યાં સુધી આપણે સમયમાં રહી વસ્તુઓનું દર્શન કરીએ છીએ, અને સમય સાથે આપણું જીવન પણ સરતું જાય છે ત્યાં સુધી વસ્તુઓનું રહસ્ય નક્કી કરવામાં આપણે સમયને મહત્ત્વ આપવાના જ.

દરિયા નજીક નાળિયેરીનું વન છે. ગુજરાતમાં ઝાડનું સૌંદર્ય છે પણ આ તાડવનનું સૌંદર્ય ગુજરાતમાં અજ્ઞાત છે. ગુજરાતમાં અહીં તહીં ઉગતી ખજૂરી કે નાળિયેરી સુંદર નથી દેખાતી. કોઈ મોટું માણસ બીજા સાથે ભળી ન શકે અને અતડું થઈ એક બાજુ ઊભું રહે તેવાં એ વૃક્ષો ગુજરાતમાં દેખાય છે. પણ તાડનું આખું વન કંઈ ઓર સૌંદર્યવાળું દેખાય છે. કોઇ મહાન મકાનના અનંત થાંભલા જેવાં તેનાં લાંબાં થડો, ઊપરના છત્રથી નીચે છાયા તેજનું સૌમ્ય મિશ્રણ, અને નિરંતર ચાલતો તેનાં પાંદડાંનો મર્મર ધ્વનિ કોઇ જુદી જ અસર કરે છે. અને એ મર્મર ધ્વનિમાં, તમરાંનો અનિયમિત તીણો અવાજ જુદી જુદી જગાએથી ઓચિંતો ઊઠતો વૈચિત્ર્ય પૂરે છે. કાલિદાસે દક્ષિણનાં તાડવનોનું એક જ લીટીમાં ઘણું સુંદર વર્ણન કર્યું છે.

तीरेषु तालीवनमर्मरेषु ।

એક જ લીટીમા આખા દશ્યનું વર્ણન કરવાની તેની શક્તિ અદ્‌ભુત છે અને એ વર્ણન તેણે જોઇને કર્યું છે. અટકળે નથી કર્યું એમ સ્પષ્ટ દેખાય છે. જનવરના વાહનના એ દિવસોમાં એ કેટકેટલું ફર્યો હશે! અત્યારે ફરવાનાં સાધન છતાં હિન્દમાં આપણે ફરીએ છીએ તે કરતાં તે વખતના લોકો કદાચ વધારે ફરતા. તેમને ફરવાનો શોખ જ હતો એમ લાગે છે.

મારા સાહિત્ય રસિક મિત્રે આ નાળિયેરીઓનું વર્ણન કરી બતાવ્યું. તેમણે કહ્યું કે નાળિયેરીઓ પવનથી ધીમે ધીમે ઘણાજ લાલિત્યથી ઝૂકે છે અને ત્યારે જાપાની સ્ત્રી પુરુષો મળતાં, એક બીજાને અભિનન્દન આપતાં; દૂર ઊભાં ઊભાં જરા જરા માથું નમાવે છે તેવી દેખાય છે.

* * *

મુંબઇમાં હવે સમુદ્રસ્નાનની ફેશન થઈ છે અને આપણા સ્વભાવ પ્રમાણે, સ્ત્રીઓથી જાહેરમાં સમુદ્રસ્નાન થાય કે ન થાય, થાય તો કેવાં કપડાં પહેરીને થાય, અંગ્રેજ સ્ત્રીઓ જેવાં પહેરે છે તેવાં પહેરીને થાય કે નહિ, વગેરે અનેક પ્રશ્નો ઊભા કરી આપણે ચર્ચવા માંડયા છીએ. આપણામાં જાહેર પીણાં શરૂ થયાં ત્યારથી કાચનાં વાસણમાં પીવાય કે નહિ એ પ્રશ્ન આપણે ચર્ચીએ છીએ અને હજી તેનો નિવેડો આવ્યો નથી, અને લોકો પીયે જાય છે, તેમજ કદાચ આની પણ ચર્ચા ચાલશે અને સમુદ્રસ્નાન પણ તે સાથે જ વધતું જશે. પણ અંગ્રેજી ઢબનાં નહિ તો બીજાં કેવાં કાપડાં જોઇએ તેનો કોઈ દરજી કે કોઇ બીજો માણસ વિચાર નહિ કરે. આપણા દરજીઓ તો એમ જ માને છે કે આપણાથી વિચાર જ થાય નહિ. માત્ર કરતા આવ્યા હોઈ એ તેમ કર્યે જવાય. આટલાં વરસોમાં દરજીના ધંધામાં, પશ્ચિમનાં અનુકરણો સિવાય, આપણે કોઇ પણ નવી શોધ કરી એવું કોઇ બતાવી શકશે ? આપણા જૂના પહેરવેષનું રહસ્ય કે ઉપયોગ પણ આપણે નથી જાણતા, અનુકરણથી પશ્ચિમનો પહેરવેષ લેતા જઇએ છીએ અને તેની નિન્દા કરતા જઇએ છીએ !

જેમ પાપ કરીને પછી પ્રાયશ્ચિત્ત કર્યાથી પાપમુક્ત થવાય છે, જેમ સંસારમાં રચ્યા-પચ્યા રહેવા છતાં 'આ બધી માયા છે પણ કાંઈ છોડી શકાય છે!' એમ કહેવાથી મોક્ષાધિકારી થવાય છે, તેમજ પરદેશી રીતભાતનું અનુકરણ કરી પછી તેની નિન્દા કરવાથી સ્વદેશી થવાય છે. આ જ નિયમથી, આપણા દેશમાં યુવાનોમાં માત્ર ક્ષણિક ઉભરો જ હોય છે, સતત કાર્ય કરવાની કે દુઃખ સહન કરવાની શક્તિ હોતી જ નથી એમ વારંવાર કહ્યા કરવાથી પોતે એ સર્વ અપૂર્ણતાથી મુક્ત થઇ જવાય છે; એમ વારંવાર કહ્યા કરો તો પછી પોતાના સ્વાર્થનો ગમે તે ધંધો ચલાવતાં અને દેશનું કાંઈ પણ કામ ન કરતાં છતાં તમે દેશનેતા કે દેશભક્ત થઇ શકો !

* * *

અસલના વખતમાં પંડિતો સત્યનો નિર્ણય કરવા અને જે છેવટે સાબીત થાય તે સ્વીકારવા માટે શાસ્ત્રાર્થ કરતા. પણ આવા પંડિતો ભેગા થઇને સૌથી પહેલાં કયાં પુસ્તકો પ્રમાણભૂત ગણી શકાય અને કયાં ન ગણી શકાય તેની ચર્ચામાં તપી જઈ છેવટે ગાલિ-પ્રદાન કરી તે જુદા પડતા અને સત્ય સત્યને ઠેકાણે રહેતું.

હાલના આપણા ભણેલાઓ અને યુવાનો દેશને માટે કાંઇ કાર્ય કરવાની ઇચ્છાથી ભેગા થાય છે અને બંધારણ પ્રમાણે બહુમતિથી જે નક્કી થાય તે પ્રમાણે ચાલવા બંધાઇને બંધારણ ઘડવા બેસે છે; પણ બંધારણ કેવું હોવું જોઇએ; અમુક બંધારણ બંધારણ મુજબ છે કે નહિ તેની જ ચર્ચામાં લડીને જુદા પડે છે અને કામ કામને ઠેકાણે રહે છે. પ્રાચીન પંડિતોની પરંપરા આપણે સાચવી છે.

જ્યાં જુઓ ત્યાં આનું આ. યુવક સંઘમાં એ જ, સાહિત્ય પરિષદમાં એ જ, વ્યાયામ પરિષદમાં એ જ.

આનું કારણ મને એમ લાગે છે કે બંધારણથી કામ કરવું એ આપણા દેશમાં હજી નવો જ વિચાર છે. એક વિચાર બુદ્ધિથી સમજ્યા તેટલાથી તે અમલમાં નથી મૂકી શકાતો. સમસ્ત માનસ તેને અનુકૂળ હોવું જોઇએ. દરમિયાન મંડળોમાં આવી મુશ્કેલીઓ આવવાની જ, અને તેનાથી લોકમાનસ બંધારણ સમજતાં અને બંધારણમાં કામ કરતાં શીખશે. આનો અર્થ એવો નથી કે આપણે બંધારણો ભાંગીને જ બંધારણોમાં કામ કરતાં શીખવું. આપણે ઉલટાં વધારે સંયમી અને ઉદાર, પરમતસહિષ્ણુ, દક્ષિણ, થવું જોઇએ. આ તાલિમના અંતરિયાળમાં, એટલી સંભાળ રાખવી જોઇએ કે બંધારણો બને ત્યાં સુધી બધા સમજી શકે તેવાં સાદાં, ઓછાં અટપટાં રાખવાં. પ્રથમ થોડા મિત્રો, જેઓ એક બીજાને સમજી શકતા હોય તેવાઓએ જ ભેગાં થઇ કોઇ પરિચિત ચોક્કસ કાર્યપ્રદેશ હાથ લેવો અને પછી તેને ધીમે ધીમે વિસ્તારતાં જવો અને જરૂર પડે તેમ તેમ બંધારણ વધારે વિગતવાળું અને અટપટું કરતાં જવું. એમ કરતાં મોટું વિસ્તારવાળું કામ હાથ ન લેવાય તો ન લેવું પણ લઇને લડવું એ વધારે ખરાબ છે.

* * *

અંગ્રેજોની ધીરજ અને તેના બીજા સદ્‌ગુણો વિશે વાત ચાલતાં ઇતિહાસના અભ્યાસી એક મારા મિત્રે તેમની ધીરજ, ખંત, હઠીલાપણાનો દાખલો આપ્યો. ૧૮૫૭ નો બળવો ચાલતો હતો ત્યારે જમીન આપવાને કે એવું કોઇ કામ કરવાને માટે કોઈ કમિશનને મોકલેલું. તે મોટો સીપાઇનો વિગ્રહ ચાલ્યો, રાજ્ય ઉથલી જવાની અણી ઉપર આવ્યું પણ પેલા કાર્યનિષ્ઠ મોજણીદારો તો માત્ર પોતાનું જ કામ કર્યા કરતા હતા. આ ગુણ, તમે ગમે તેમ કહો પણ, હવે આપણામાં આવી ગયો એમ મને તો જણાય છે. આ બારડોલીનો સત્યાગ્રહ શરૂ થઈ ગયો છે, માણસો જીવનના એક જ સાધનરૂપ પોતાની જમીનો ખાલસા થાય તે માટે તૈયાર થયા છે, સરકાર જમીનો ખાલસા કરે છે, પોતાના જ ઘડેલા નિયમોને નેવે મૂકી જપ્તીઓ કરે છે, માણસોને કોર્ટ મારફત જેલોમાં મોકલે છે, અને છતાં આપણા પરીક્ષા આપનારાઓ રૂંવાડું યે ફરકયા વિના પરીક્ષાઓ આપે છે, આપણા પરીક્ષકો પરીક્ષા લે છે, આપણા વેપારીઓ વેપાર કર્યે જાય છે, આપણા બુદ્ધિવ્યાપારીઓ પોતાનો વ્યાપાર ચલાવ્યે જાય છે ! કેવો મનોયોગ ! સરકાર બારડોલીના સત્યાગ્રહને લીધે તો નહિ, પણ બારડોલી સિવાયના આપણા ગુજરાતીઓ, આપણા વિદ્યાર્થીઓ, આપણા યુવાનો, આપણા વિચારકોએ પાળેલા આ મનોયોગને લીધે સ્વરાજ આપી દે તો તેમાં કશું ખોટું નહિ.

* * *

તમે આ વાર્તારસિક જમાનામાં જૂની વાર્તાઓ વાંચી કે સાંભળી છે ? બે ચાર જ વાંચી કે સાંભળી હોય તો બસ છે. કારણ કે સરેરાશ બે વાર્તામાં એક વાર્તા તો એવી આવે જ છે કે જાણે એક શહેર હતું, તેમાં બધી દુકાનો ઉઘાડી પણ આખા શહેરમાં એક પણ માણસ કે છોકરૂં કે ઢોર પણ ન મળે. જો આ દૃશ્ય તમે બરાબર કલ્પી શકો તો સમજાશે કે તે અતિ ભયંકર છે. પહેલાંના લોકોએ આવી વિચિત્ર કલ્પના શાથી કરી હશે તે સમજાતું નથી. કદાચ રાજાના ત્રાસથી વસ્તી ઉચલી જાય, ત્યારે ગામો એવાં નિર્જન

થતાં હશે તે ઉપરથી એ કલ્પના આવી હશે. અત્યારે આપણે કોઈ આમ ઉચલી જતા નથી તેથી આ કલ્પના કરવાને આપણી પાસે અનુભવ નથી. જ્યાં પ્લેગને લીધે વસ્તી ચાલી ગયેલાં ગામો, શહેરો, જેમણે જોયાં હશે તેમને એ દશ્યની ભયંકરતા સમજાઇ જશે.

હમણાં મેં એવાં ગામો જોયાં. પણ સ્થિતિમાં જરા જ ફેરને લીધે એ દશ્ય ભયાનક રસનું ન થતાં હાસ્યરસનું થયું. બધા રસો એટલા બધા નિકટ છે.

એ બારડોલી તાલુકાનું જ ગામ હતું અને તે હું શ્રી રવિશંકરભાઇની સાથે જોવા ગયો હતો. સરભણની કચેરીમાંથી તળાટીઓ અને બીજા સરકારી માણસો કચેરીને પાછલે બારણેથી જપ્તી કરવા નીકળ્યા એટલે રવિશંકર ગામોમાં ખબર આપવા તેમની આગળ નીકળ્યા. હું તેમની સાથે હતો. અમે મોટરમાં ફરતા હતા. એક ગામમાં ગયા ત્યાં દૂરથી મોટર જોઇને સ્વયંસેવકે નગારું વગાડ્યું. અમે ગામ વચ્ચોવચ્ચ જઇને ઉભા રહ્યા, તો રસ્તાની બન્ને બાજુનાં ઘરો બંધ, ઉપર તાળાં, પણ દશ્ય જરા પણ ભયંકર દેખાતું નહોતું. કોઈ હસવું રોકીને ઊભો હોય એના જેવી એ શાન્તિ હતી. અમે એકાદ મિનિટ ઊભા રહ્યા ત્યાં ઘરોની બારીઓ ફટાફટ ઉઘડવા માંડી. જાણે ગામે પોતે જ અટ્ટહાસ્ય કર્યું. અમારી સામે એક લાંબા સરીઆવાળી બારી ઉઘડી અને અંદર એક માણસ દેખાયો. નાટકના તખ્તા પર કેદખાનાની બારી જેવી એ દેખાતી હતી અને તેમાં, રહ્યો રહ્યો, મેળે પૂરાયેલો કેદી, હસતો હતો.

થોડી વારે જપ્તી ઓફીસરો આવ્યા. તેમની વાતચીત ઉપરથી મને મારા એક અભિપ્રાયનું સમર્થન મળ્યું. મેં એક જગાએ લખ્યું હતું કે ભેંસ કરતાં પાડો વધારે રૂપાળો છે. કોઇએ ટીકા કરી હતી કે બન્ને કદરૂપાં છે તેમાં વળી એકને વધારે રૂપાળું શી રીતે કહેવાય ? પણ પાડો ભેંશ કરતાં વધારે રૂપાળો હોયા વિના જપ્તી કરનારાઓએ પાડાને ઘણી સુંદર ભેંશ તરીકે પકડયો હશે ? આ બનાવે જપ્તી કરનારાઓના મન પર પણ એટલી ઊંડી છાપ પાડેલી કે આ ગામમાં આવીને પણ તેઓ કહેતા હતા કે જપ્તી કરવાને ભેંશ તો શું એક પાડો પણ ન મળ્યો !

* * *

એક વખત અમે ત્રણ ચાર મિત્રો ફરવા જતા હતા. એકને પગને અંગૂઠે કંઇક વાગ્યું અને લોહી નીકળ્યું. અમારી સાથે એક ડૉકટર મિત્ર હતા તેમણે કહ્યું: "આ ક્ષતમાં હવે જંતુ પેસી જશે તેથી પછી બીજાં અસંખ્ય જંતુઓ ઉત્પન્ન થશે, પગ પાકશે. તેને લીધે હાડકું સડશે અને છેવટે પગ કપાવવો પડશે. અથવા જો ટીટેનસનું જંતુ પેસી જશે તો ધનુર થશે અને તમે મરી જશો......"

તે મિત્રે કહ્યું: "ડૉકટર, તમે ડાહ્યા છો અને ભણેલા છો પણ મારો અંગૂઠો એ કરતાં પણ વધારે ડાહ્યો છે. એ એવું કશું નહિ કરે." અને ખરેખર એવું કશું જ ન થયું. અલબત જો પાકયું હોત તો ડૉકટરે કહેલાં કારણો પ્રમાણે જ થાત પણ અંગૂઠો જીવતો હતો, તેણે એ બધાં કારણોમાંથી કંઇક અગમ્ય રીતે પોતાનો માર્ગ કાઢયો.

પોલીટીકસ ભણેલાઓ કહે છે, કે હિંદ આટલો મોટો દેશ છે, તેમાં આટલી બધી ભાષાઓ છે, આટલા બધા ધર્મો છે, આટલી બધી ધર્માન્ધતા છે, આટલા બધા વાડા,

આટલી નાતો, આટલું અજ્ઞાન...! આપણે અનંત કાલ સુધી પરાધીન જ રહેવાના છીએ. અલબત આ બધાં કારણો સાચાં છે અને આપણે ચૈતન્ય ન બતાવીએ તો એ સર્વ કારણોથી અનંત કાલ સુધી પરાધીન જ રહેવાના. પણ રવિશંકર જેવા માણસો તેમાંથી નીકળતા ચૈતન્ય રૂપ છે. અલબત હિંદમાં અજ્ઞાન, અભણપણું, વગેરે બધું છે, એ હિંદમાંથી જ એ રવિશંકર જેવા બહાર આવે છે. રવિશંકર પોતે ધર્મચુસ્ત છે, અંગ્રેજી બંગ્રેજી કાંઈ ભણ્યા નથી પણ તેણે જ આખો બોરસદ તાલુકો સુધાર્યો અને બારડોલી જેવો તાલુકો પણ તેમના જેવા જ માણસોથી અત્યારે થાય છે.

માણસના શરીરમાં જેમ એક જગાએ ઈંજેક્શન કરવાની અસર આખા શરીરમાં થાય છે તેમ પ્રજા શરીરમાં એક જ જગાએ ચેતન જગાડવાની અસર આખા પ્રજાશરીરમાં થાય છે. માત્ર બારડોલીને લીધે આખું ગુજરાત જ નહિ પણ આખું હિંદુસ્તાન જાગશે.

આપણાં પુરાણોમાં એક વિચિત્ર વસ્તુ તમે જોઈ હશે. શિવનું પુરાણ વાંચો તો શિવ એ જ આ જગતના સર્વશ્રેષ્ઠ દેવ, તેનાથી જ જગતની ઉત્પત્તિ, બધા દેવો તેને જ વશ. ગણપતિનું પુરાણ વાંચો તો એ જ સર્વશ્રેષ્ઠ દેવ, કોઈ દેવીનું પુરાણ વાંચો તો દેવીની જ પૂજા સર્વ દેવો કરતા હોય. દેવોની તો કદાચ ખુશામત કરવા એમ કર્યું હોય. આપણે કોર્ટના કલાર્કનું કામ પડ્યું હોય તો તેને જરૂર કહીએ કે ભાઈ તમારાથી આખી ઑફિસ અને અંગ્રેજ સરકારનું રાજ્ય ચાલે છે. તે પ્રમાણે દેવોની પણ અહીં ખુશામત કરી હોય. પણ ગંભીર સદ્‌ગુણોની ચર્ચામાં પણ એમ જ કરેલું જોશો. સત્યની પ્રશંસામાં સત્યથી જ તમે તરી જશો એમ બતાવેલું હોય, તેવી જ રીતે દમ, યમ, નિયમ અહિંસા વગેરે સર્વ સદ્‌ગુણોમાં પણ એકને મુખ્ય કરી બાકી બધા તેના વડે એની મેળે મળી જશે એમ બતાવેલું હોય છે. આ મને સાચું લાગે છે. એ જોવું હોય તો જાઓ બારડોલી. લોકોમાં મુખ્ય હીલચાલ તો મહેસુલ આપવાની ના પાડવા જેટલી હિંમત પેદા કરવા પૂરતી છે, પણ તેને અંગે લોકોમાં એકસંપી, બંધુતા, સ્ત્રીસ્વાતંત્ર્ય, દારૂનિષેધ, ઉદ્યમીપણું વગેરે અનેક સદ્‌ગુણો એની મેળે ખીલે છે. દેશના અનેક નેતાઓના સમાગમથી, ઉપદેશથી જ્ઞાન મળે અને બીજા સંસ્કારો ગૂઢ રીતે પડે તે તો જુદા.

સ્વૈરવિહારી

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**પ્રતિમાઃ**—રચી પ્રસિદ્ધ કરનારઃ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ. મૂલ્ય સવા રૂપિયો.

સાક્ષરશ્રી કેશવલાલભાઇના પકવ અભ્યાસ અને નિર્માણશક્તિનું આ એક નવું ફળ ગુજરાતને મળે છે. પ્રસિદ્ધ કવિ ભાસનાં ગણાતાં નાટકોમાંના **પ્રતિમા** નાટકનો આ ગુજરાતી અનુવાદ છે. તે માત્ર સાદો અનુવાદ જ નથી પણ તેમની પ્રથા પ્રમાણે તેમણે ભ્રષ્ટ થએલા સંસ્કૃત પાઠો યોજીને પૂર્ણ કર્યા છે અને પછી તેનો ગુજરાતી અનુવાદ આપેલો છે. ભાસનાં નાટકોમાં પ્રતિમાનું સ્થાન, તેનું રસદર્શન, સંવિધાનની અપૂર્વતા, પાત્રોનું ઉચ્ચીકરણ વગેરે નાટકને લગતા મુદ્દા તેમણે વિવેચક દૃષ્ટિએ વિચક્ષણ રીતે ચર્ચ્યાં છે. ગુજરાતી અનુવાદ સાથે મૂળ સંસ્કૃત પણ આપ્યું છે તે સારૂં કર્યું છે તેથી તેમણે સંસ્કારેલા પાઠો જોઇને સરખાવી શકાશે.

પ્રતિમા નાટકનું વસ્તુ રામાયણમાંથી લીધું છે પણ કવિએ તેમાં વિલક્ષણ ફેરફારો કર્યા છે. ભાસની નિર્ભય નિર્માણશક્તિનો પરિચય આ નાટકમાં સરસ થશે. તેના વસ્તુનું સંવિધાન, રસનિષ્પત્તિની રીતિ વગેરે સર્વ પ્રથમ પંક્તિના કવિને શોભે તેવું છે.

અને એ મૂળને લાયક તેને અનુવાદક મળ્યા છે તે ગુજરાતને ઘણો આનંદ લેવાનો પ્રસંગ છે. આ અનુવાદમાં શ્રી કેશવલાલભાઇની કવિત્વશક્તિ પૂરા પાકે પહોંચી જણાય છે. અનુવાદ સમશ્લોકી છતાં હ્રસ્વ દીર્ઘની છૂટ તેમણે કોઇ જગાએ લીધી નથી. શ્લોકમાં પણ વાક્યો સ્વાભાવિક ક્રમે ચાલે છે અને પ્રાસ સહજ રીતે પકડી લે છે. એક બે દાખલા લઇએઃ

શરીર છે ઉત્પલ તુલ્ય નીલ, ને
મૃણાલ જેવા સિત દંતશૂલ છે,
કરાલ એવો હરિ શો નિશાચરે
મૃગી સખી શે અબળા હરે અરે!

પ્રૌઢી પાંખ તણા પ્રહાર કરતો એ દ્વંદ્વમાં ઊતરે;
ચંચૂએ ચટ ચામડી વતરડી વીંધી વિદારે ઉરે,
ને ન્હોરે નિજ લોહકંટક સમા બેટે બળે અંતરે,
વજ્રે ખંડન ઇંદ્ર જેમ ગિરિની અંતઃશિલાનું કરે.

વધારે શું, ગુજરાતી અનુવાદ એક સ્વતંત્ર ગુજરાતી નાટક તરીકે રસથી વંચાય છે, અને સ્વતંત્ર કૃતિ જેવો જ છે.

**સ્વપ્નદ્રષ્ટાઃ**—લેખકઃ કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશકઃ એમ. સી. કોઠારી, રાવપુરા રોડ, વડોદરા. મૂલ્ય રૂા. ૨-૦-૦

સને ૧૯૦૬ આસપાસની રાજકીય પ્રવૃત્તિને અને તે કરતાં તેની પછવાડે રહેલી મનોદશાને કલાની દૃષ્ટિએ નિરૂપવી એ આ વાર્તાનો ઉદ્દેશ છે એમ કર્તાએ પોતે 'વાચકને'

કહ્યું છે. "વ્યવસ્થા પ્રીતિ કેળવનાર સામ્રાજ્યવાદી અને વિપ્લવ ઇચ્છનાર રાષ્ટ્રભક્ત બંનેની માનવતા જેટલી કલાની દૃષ્ટિએ આકર્ષક છે તેટલી જ જનસ્વભાવના અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી છે."

પુસ્તકમાં માત્ર ૧૯૦૬ ના જ રાજકીય માનસનો ચિતાર નથી પણ તેની ભોંયરૂપ આગલી પેઢીનો પણ ચિતાર છે. વાર્તાના મુખ્ય નાયક સુદર્શનના પિતા રાવ બહાદુર પ્રમોદરાય, તેમના ભાવી વહેવાઇ નામદાર જગમોહનરાય અને ગોરા પૂજામાં રાવ બહાદુરથી પણ ચઢી જાય તેવા રા. બ. માધવલાલ, રાવ બહાદુર થવા ઇચ્છતા પત્રાળી પડિયાના વહેપારી શેઠ માભાઇ એ સર્વનું કર્તાએ સુંદર હાસ્યયુક્ત વર્ણન કર્યું છે.

માબાપોની આવી ગોરાપૂજાથી બાળકોનાં મન ઉપર કેવી વિષમ અસર થાય છે તે આમાં યથાર્થ રીતે નિરૂપેલું છે; અને અંગ્રેજ અમલદારો સત્તાના મદમાં કેવું નફ્ટ અપમાન કરે છે તે પણ બરાબર બતાવેલું છે.

કથાનો નાયક આ વાતાવરણથી ભડકે છે. તેને પોતા તરફ ઘૃણા થાય છે અને બીજી તરફ દેશોદ્ધારના તેને સ્વપ્નાં આવે છે. નાનપણથી ઘરમાં દબાઇ ગયેલો બુદ્ધિશાળી અને વિશેષ લાગણીવાળો બાળક બહાર મળવા હળવામાં શરમાળ હોઈ વધારે વધારે સ્વપ્નશીલ થાય છે. પણ કહેવું જોઇએ કે આ સ્વપ્નશીલતા કર્તાએ લગભગ ઘેલછાની સીમા ઉપર આણી મૂકી છે.

વડોદરા કૉલેજના વાતાવરણમાં અને તે સમયના બંગાળના ભાગલાને લીધે થયેલ ક્ષોભથી સુદર્શનની સ્વપ્નશીલતા ઉત્તેજાય છે. તે અને તેના જેવા બીજા ગોઠિયાઓ દેશના ઉદ્ધારને માટે જે હવાઈ યોજનાઓ કરે છે, જે અવ્યવહારૂ મૂર્ખતાભરેલાં સ્વપ્નો સેવે છે તેનું વર્ણન પણ કર્તાએ મોહક રીતે કરેલું છે.

સુદર્શનને નામદાર જગમોહનલાલની છકેલી છોકરી સુલોચના વેરે પરણાવવાનો નામદારનો વિચાર છે. તેથી આ ભાવી જોડાના અસમાન અંશો એક બીજાને પડછે વધારે દીપી આવે છે.

જગમોહનલાલને લીધે એક બીજું આકર્ષક પાત્ર પ્રો. કાપડિયા આવે છે. તેઓ ઇતિહાસના પ્રોફેસર છે. હિંદ વિશે તેઓ કેટલાક મતો લાક્ષણિક રીતે દર્શાવે છે. સંસ્કૃતિના ઇતિહાસમાં પ્રથમ નગર–અસ્મિતા, પછી દેશ–અસ્મિતા આવે છે. રાષ્ટ્રીય અસ્મિતા માટે ભૌગોલિક સુસંબદ્ધતા જોઈએ વગેરે. હિંદ સંસ્કૃતિ નાગરિકોની અસ્મિતા સુધી આવી ત્યાંથી ભાંગી પડી. અત્યારે હિંદમાં રાષ્ટ્રીય અસ્મિતા થવાને સૌથી પ્રથમ ભૌગોલિક સુસંબદ્ધતા જોઇએ. ભૂતકાલનાં આપણાં સામ્રાજ્યોમાં આપણે તે સિદ્ધ કરી શકયા નથી. તેનું કારણ પ્રો. કાપડિયા એ આપે છે કે સામ્રાજ્યને એક છેડેથી બીજે છેડે હાથી પર બેસી જતાં કેટલી વાર લાગે? અને પ્રોફેસર આશા રાખે છે કે ટેલીફોન રેલ્વે વગેરે વ્યવહારનાં અર્વાચીન સાધનોથી રાષ્ટ્રમાં એ સુસંબદ્ધતા હવે આવશે.

સંસ્કૃતિનો પાયો નગરની અસ્મિતા એ સાહું સત્ય પ્રોફેસરે ઠીક મૂક્યું છે. પણ વ્યવહારનાં સાધન વિના દેશની અસ્મિતા ન આવી શકે એ મત સત્ય લાગતો નથી. ચીન અને રશિયા બન્ને વ્યવહારનાં નવાં સાધન પહેલાંનાં રાષ્ટ્રો છે. ચીન જેવું વિશાળ સમસૂત્ર રાજ્ય તો દુનિયાંના ઇતિહાસમાં નથી.

ચીનની પેઠે પ્રાચીન સમયમાં સંસ્કારો દૈશિક વિસ્તાર સાધી શકતા. અને જેમ રાજ્યનો વિસ્તાર ઘણી વાર રાજ્યને સુદૃઢ કરે છે તેમ સંસ્કારનો વિસ્તાર પણ તેને સુદૃઢ કરે છે. રોમન સામ્રાજ્ય નગરભાવના ત્યજી રાષ્ટ્રભાવના પર આવવાના પ્રયત્નમાં તૂટી ગયું એમ કહ્યું છે પણ ત્યાં, રોમની વિલાસિતા એ નાશનું કારણ કેમ ન હોય ? ગ્રીસ નિર્વીર્ય થતાં તેના પાડોશી અર્ધ સંસ્કૃત મૅસિડોનિયાએ તેના પર વિજય મેળવ્યો. તેમ રોમ વિલાસ-મગ્ન થતાં તેના પર તેની પડોશી અસંસ્કૃત પ્રજાઓ ફરી વળી તેમ કેમ ન હોય ? પણ વિલાસથી નબળાં પડાય છે એમ કહાય શ્રીયુત મુનશી ન સ્વીકારે. ભારતી પોતાના પ્રાણનું ઓળખાણ, જે તેમણે લાંબા ભભક ભર્યા અનેક વિરોધી વાક્યો વાળા ફકરામાં આપ્યું છે, તેમાં કહ્યું છે: "જ્યારે ક્ષણે ક્ષણનો વિલાસ અનુભવવાની અધીરતા જુએ..." પણ અમને આશા છે કે અહીં 'વિલાસ' સ્થૂલ અર્થમાં નહિ હોય.

પણ એ ખરું કે અત્યારે હિંદુસ્તાનને પ્રચલિત ધર્મોની ટૂંકી ભાવના કે એવી બીજી કોઈ ભાવના ઉપકારક નથી. એ ભૂતકાળની ટૂંકી ભાવનાઓ તો રાષ્ટ્રભાવનાના વિકાસમાં આડખીલી છે. આવી ભૂતકાલની ભાવનાઓ કે માન્યતાઓનો વિચાર કરતાં એમ લાગે કે રાષ્ટ્રૈક્ય કરતાં આપણને ઘણો વખત જશે. એ ઐક્ય કરવાની પ્રક્રિયાને ઉત્તેજવાનું વિપ્લવ એ જ સાધન છે. પણ પ્રો. કાપડિયા કહે છે કે "આપણા લોકમાં વિપ્લવ કરવાનું મોઢું નથી...ગરીબ વર્ગના વિપ્લવ માટે ભુખમરો ને જુલમ જોઇએ. બ્રીટીશ સરકાર પાકી છે. તે છેક કોઇને ભુખે મરવા નહીં દે. ને તમારી કોર્ટો જુલમ હોય ત્યાં પણ જુલમ નથી એ ખ્યાલ બેસાડવાનાં સાધન છે."

સુલોચનાના સંબંધમાં કર્તા કામશાસ્ત્રનાં કેટલાંક સત્યો પણ પ્રસંગ પ્રમાણે મૂકે છે. "સ્ત્રીના હૃદયમાં સ્વભાવજન્ય બે ઇચ્છાઓ સદાએ વાસ કરે છે. એક ઇચ્છા પુરુષોની પ્રશંસા મેળવવાની...બીજી ઇચ્છા શાતા મેળવવાની ને આપવાની." "શરમ એ એક મોટો દુર્ગ છે. એનાથી ભાવિ પ્રજા જળવાય છે...જો શરમ ન હોય તો સ્ત્રીઓમાંથી સંકોચ જતો રહે. જો સંકોચ જતો રહે તો પુરુષની પસંદગી કરવાનો તેને વખત ન મળે. ને વખત ન મળે તો...સ્ત્રી પુરુષ એક બીજાને પસંદ કેમ કરે....?"

સુદર્શન અને તેની ઉત્સાહી મંડળી સુરત કોંગ્રેસમાં ભાગ લેવા જાય છે. એ આખું વર્ણન ઘણું સુંદર છે. આ જુવાન વિદ્યાર્થીઓ તિલક-ફિરોઝશાહ સમાધાન થવા ન દેવામાં સફળતા મેળવે છે અને કોંગ્રેસ તૂટે છે. શ્રીયુત મુનશીનાં વેગીલાં કાર્યોનાં વર્ણન હમેશાં મોહક હોય છે તેવું આ પણ મોહક છે.

સુદર્શનને જો સફળતા મળતી હોય તો આટલી જ. તેણે માના ઉદ્ધાર માટે જે કાંઇ કરવા ધારેલું તે સર્વ અંકુરિત પણ થવા પામતું નથી. તેના મિત્રો કેટલાક વ્યવહારમાં પડી જાય છે. કેટલાકનો જુસ્સો પરણવામાં પરિણામ પામે છે અને છેવટે સુદર્શન પોતાના કાગળો સાથે સર્વ આશાઓ બાળી નાંખી પોતાની ઇચ્છા કશી ન રહેતાં પિતાની ઇચ્છાને અનુકૂળ બેરિસ્ટર થઇ આવે છે. પહેલાં માની સેવા કરવા તેણે સુલોચનાને પરણવા ના પાડેલી, તે સુલોચનાને પરણવાનું પૂછે છે. પણ હવે સુલોચના ના પાડે છે. જે ધનીને તે આદર્શ સ્ત્રી તરીકે પૂજતો હતો તે પણ પરણી ચૂકી છે. ટૂંકમાં સુદર્શનની સર્વ ભાવનાઓનો જાણે માત્ર ઉપહાસ થાય છે.

આમ થવાનું કારણ કર્તા હિંદના જુવાનોનું માનસ અને ઐતિહાસિક પરિસ્થિતિ માને છે. તે સર્વ માન્યતા થોડામાં થોડા શબ્દોમાં તેમણે એક જગાએ કહી છે.

તે વખત કોંગ્રેસ હતી હીંદની નાનકડી પ્રતિમા. તેજ અમેય વિસ્તાર, તેજ અનેક દૃષ્ટિવાળો તરવરાટ, તેજ અસ્પષ્ટની ઉત્સાહ, તેજ પચરંગી ચિત્રમયતા, તેજ ભવ્યતાનો ભાસ, તેજ સનાતન અનંતતાનું દર્શન, ને તેજ કાર્યદક્ષતાનો અભાવ, તેજ ચુસ્ત એકાગ્રતાનો અણગમો. ( પૃ ૧૬૪ )

આખા પુસ્તકની અસર અત્યારના વાંચનાર ઉપર એવી જ થાય કે હિંદને માટે કશું થઇ શકવાનું નથી અને હિંદને માટે કાંઇ પણ કરવાનો ઉત્સાહ રાખવો તે ઘેલછા છે. આવા સમયમાં જે પોતાનું સંભાળીને બેસી જાય તે ડાહ્યા.

અને જો કર્તાનું આ પુસ્તકનું આ જ વક્તવ્ય હોય તો તે તેમણે સચોટ રીતે કહ્યું છે.

પણ આ વક્તવ્ય સાચું છે કે નહિ એમ કલાની કૃતિના અવલોકનમાં પણ પૂછી શકાય કે નહિ ? કલાની દૃષ્ટિએ અને સત્યની દૃષ્ટિએ જુદું જુદું તો ન જ દેખાય ને ? માણસ જેવા ભાવની દૃષ્ટિએ જુએ છે તેવું દેખે છે. આ આખી પરિસ્થિતિ કર્તાએ જાણે ઘૃણાથી જ જોઇ હોય એમ નથી લાગતું ? અને એમ જોયાં પછી બધું ઘૃણાયોગ્ય લાગે તેમાં નવાઇ છે ? ઉપહાસ કરવા માટે ભાવનામૂર્તિ સુદર્શનને જાણી જોઇને જાણે ઘેલછા વાળો ચીતર્યો છે. સાધારણ ભાવનાશીલ માણસ આટલો ઘેલો, શરમાળ, ઘરમાં દબાયેલો નથી હોતો. એ સમયની ભાવનામાંથી શું ભવિષ્યના હિસાબમાં કશું જ જમે ખેંચી શકાય તેવું નથી રહ્યું ? જો રહ્યું હોય તો કર્તાએ તેનાં બીજ શોધી બતાવવાં જોઇએ. કવિનું ક્રાન્તદર્શિત્વ તેમાં છે. કર્તાએ મૂર્ખાઇ જોઇ, પણ તેમાં ક્યાંઇ પણ તમને ઉત્તેજનલાયક, કદરલાયક કશું દેખાયું જ નથી. અને ન દેખાય, કારણ કે કર્તાએ પ્રેમની નજરથી જોવાનો પ્રયત્ન કર્યો નથી. તેમના હાસ્યમાં તિરસ્કાર છે. તેમના પ્રો. કાપડિયા સુલોચનાએ પૂછ્યા વિના, તેને કામશાસ્ત્રનાં બે સત્યો સલાહ તરીકે કહેવા બેસે છે, પણ પોતે ઇતિહાસના પ્રોફેસર છતાં જિજ્ઞાસુ સુદર્શનને "હું રાષ્ટ્ર રોગનો ડાકટર નથી" એટલું જ કહે છે. તેમને કોઇ પ્રજા કે દેશનો પક્ષપાત નથી.

સંવિધાનની દૃષ્ટિએ વાર્તા રસિક છે. વાર્તાનો વેગ કર્તાની બીજી વાર્તાઓ પેઠે રસભર ચાલે છે પણ સુદર્શનના પૂર્વ ઇતિહાસમાં તેનાં સ્વપ્નો ચીતરવામાં કર્તા જ્યાં પાનાંનાં પાનાં લખે છે ત્યાં તે મંદ થાય છે. વર્ણનો આબેહુબ અને મોહક છે. ટૂંકાં વર્ણનો રસિક છે. ભાષા સાદી અને વેગવાળી પણ કોઈ કોઇ જગાએ શબ્દાડંબરવાળી છે. ઘણી જગાએ હાસ્ય નિર્દોષ છે પણ આખા પુસ્તકની પછવાડેની દૃષ્ટિ ઘૃણાયુક્ત અને એકતરફી છે.

તેમ છતાં તે સમય ઉપર આ પુસ્તક પુષ્કળ પ્રકાશ પાડે છે. અને જો કે આ પુસ્તક જુવાનોને દોરી નહિ શકે તેમ જ તેમને પ્રેરણા બલ કે શ્રદ્ધા નહિ આપી શકે પણ પોતાની ઘણી અપૂર્ણતાઓ જોવાને આંતરદૃષ્ટિ આપી શકશે.

ચિત્રો વિશે બે શબ્દો કહેવા જરૂરના છે. ચિત્રકાર અંદરના ભાવને ઉતારવામાં નિષ્ફળ ગયા છે એટલું જ નહિ પણ કર્તાનું વર્ણન સમજીને તે પ્રમાણે ચિત્ર દોરવા જેટલી

પણ તેમણે કાળજી નથી લીધી. સુદર્શન કોટનાં બટન ખુલ્લાં રાખતો હતો છતાં કોઈ જગાએ તેનું તેવું ચિત્ર નથી. આવાં ચિત્રો માત્ર ચોપડીઓને મોંઘી કરે છે અને રસવૃત્તિને બગાડે છે તે વધારામાં.

**ચીનગારી:**—લેખક અને પ્રકાશક: સુંદરલાલ નાથાલાલ જોષી, નડિયાદ. મૂલ્ય ૦-૧૨-૦.

કર્તાનાં સુફી પ્રેમનાં અને ભક્તિનાં ગદ્યકાવ્યોનો આ સંગ્રહ છે. પુસ્તકની શરૂઆતમાં રસદેહના મથાળા નીચે લાંબી પ્રસ્તાવના છે. તેમાં કાવ્યશાસ્ત્ર લગતા કેટલાક મુદ્દાઓ અને પ્રશ્નો ચર્ચ્યા છે. તેમાં રસ, ભક્તિ, પ્રેમ, સર્જન, કાવ્ય, વગેરેની ચર્ચા કરી છે. છેવટે પૂર્વ પશ્ચિમના મતોનો નિષ્કર્ષ એવો કાઢે છે કે રસ એ જ કાવ્યનો આત્મા છે. તેમાં કલ્પનામય સર્જન હોવું જોઇએ. તેનો દેહ છંદનો હોય કે ગદ્યનો હોય એ ગૌણ છે. રસદેહની ચર્ચા પછી સુફીવાદ અને પ્રેમભક્તિવાદની ટૂંકી ચર્ચા છે.

ગદ્યમાં પણ કાવ્ય હોઈ શકે એની કોઇએ કદી ના કહી નથી. આપણા શાસ્ત્રકારો તો પ્રાચીન સમયથી એમ માનતા આવ્યા છે. પણ એક પ્રશ્ન હજી રહે છે. એ શું છે કે જેથી અમુક કાવ્ય પદ્યમાં આવે છે અને અમુક ગદ્યમાં આવે છે? બન્નેના રસમા કાઇ ફેર ખરો કે નહિ? શાકુન્તલ જુઓ કે કોઈ પણ નાટક જુઓ. તે ગદ્યમાં અમુક જગાએ પદ્ય આવતું હોય ત્યાં પદ્યને બદલે ગદ્ય શોભત? ત્યાં પદ્ય રસને ઉપકારક કાંઈક વિશિષ્ટ કામ કરવા આવતું હોય એમ લાગે છે કે નહિ? ખેર, એ લાંબી ચર્ચા અહીં કરી શકાશે નહિ.

આપણા સાહિત્યમાં જે પ્રશ્ન ઉપર મહાભારત યુદ્ધ થયું છે તે ગદ્યમાં કાવ્ય હોઇ શકે કે નહિ એ ઉપર નથી, પણ કવિશ્રી ન્હાનાલાલનાં 'યૌવના' જેવાં કાવ્યો પદ્યમાં ગણાય કે ગદ્યમાં અથવા નવું અપદ્યાગદ્ય સ્વીકારવું કે નહિ તે ઉપર છે. ચીનગારીમાં તો સ્પષ્ટ રીતે ગદ્ય છે એટલે અપદ્યાગદ્યનો પ્રશ્ન રહેતો જ નથી.

ગદ્યમાં કાવ્ય આવી શકે, અથવા કાવ્યમાં ગદ્ય આવી શકે એ સિદ્ધાન્ત સ્વીકાર્યા પછી ચીનગારીને અમે રસકાવ્યની કોટિમાં મૂકી શકતા નથી. કાવ્યમાં રસ અમુક ઘનતાએ પહોંચવો જોઇએ તે આમાં પહોંચ્યો નથી. અલબત્ત મહૂમ રમણભાઈ કહે છે તેમ આ રાગાત્મક ગદ્ય છે. પણ રસની કોટિએ ગયો અમને લાગતો નથી. દરેકમાં લાગણી છે, કોઇ કોઇમાં ભાવ છે અને તે સાચા છે પણ કાવ્યને કે રસને માટે એ પર્યાપ્ત નથી. કોઈ કોઈમાં લાગણી પણ કાવ્ય ટૂંકું હોવાથી પૂરેપૂરી નિષ્પન્ન થતી નથી, જેમકે (૨૨) મીઠાં સ્વપ્નો, (૫૨) ભક્ત અને કવિ. ત્યાં માત્ર લાગણીનું કથન છે, વ્યંજન નથી.

ભાષા સીધી અને આડંબર રહિત, અકૃત્રિમ છે. સૃષ્ટિ સૌંદર્યનાં વર્ણનો ક્યાંક ક્યાંક ટૂંકાં પણ સારાં છે. (૬૪. મારા આનંદનો અવધિ) અને પુસ્તક વાંચવું ગમે તેવું છે. પ્રસ્તાવનાની ચર્ચાઓમાંથી ઘણાને નવું જાણવાનું મળશે.

**સરળગીત ગોવિંદ:**—અનુવાદક અને પ્રકાશક: નટવરલાલ રણછોડદાસ શાહ બી. એ. આ. શિક્ષક ટી. ટી. વી. સાર્વજનિક હાઈસ્કુલ, સુરત. મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

પુસ્તકને સાક્ષરશ્રી હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફે વિષયપ્રવેશ લખી આપ્યો છે. તેમાં રસ ભક્તિ શૃંગાર અને વેદાન્તની ટૂંકમાં ચર્ચા કરી છે. તેમની ભાષા એટલી બધી સંસ્કૃતમય છે કે સામાન્ય ગુજરાતી વાચક નહિ જ સમજી શકે અથવા વાંચવા લલચાશે પણ નહિ. આ પ્રવેશકમાં તેઓ સ્પષ્ટ કહેતા નથી પણ એવો ઇસારો કરતા જણાય છે કે

સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવના અનુવાદ કરતાં આ વધારે સારો છે અથવા છેવટ ઉતરતો નથી જ. અમે એમાં સંમત થઈ શકતા નથી. ગીતગોવિંદના અસલ રાગો જાણ્યા સિવાય પણ તેનું પઠન થઈ શકે છે. શ્રીયુત કેશવલાલભાઇના અનુવાદમાં એ પઠનમાં પણ સંપૂર્ણ માધુર્ય અનુભવી શકાય છે. શ્રી નટવરલાલ શાહે જે રાગો પસંદ કર્યા છે તેમાં અસલનું માધુર્ય અનુભવી શકાતું નથી. પંક્તિઓ સુશ્લિષ્ટ નથી. ગેય કાવ્યમાં જે ઉચ્ચાર માધુર્ય અને છેવટના પ્રાસો આવવા જોઇએ તે આવ્યા નથી. અને હ્રસ્વ દીર્ઘની છૂટ તો અત્યંત કર્ણકટુ છે.

રાધા શ્રી પ્રેમ–બેડીમાં બદ્ધ મુરારિય વિચર્યા,
"રાધા રાધા"–રટંતે હર, તજી ગરવી ય ગોપીકા, પૃ. ૧૭

આને અનુષ્ટુભ્ કહ્યો છે પણ છેલ્લાં ત્રણ ચરણોમાં ૮ ને બદલે ૯ અક્ષરો છે. અનુષ્ટુપ જેવા સરલ વૃત્તના નિયમો પણ પાળ્યા નથી. અનુષ્ટુપોમાં આવી ઘણી ભૂલો છે.

હા ! એ કટાક્ષ–શર એ ભ્રૂ–ધનુષ, ને એ

હ્રસ્વ દીર્ઘની છૂટ સંસ્કૃત શબ્દોમાં ઘણી જ કર્ણકટુ લાગે છે.

શ્રીકુંચાગ્ર પટલ કેસરવડે મુદ્રાયું જે ભેટવે;

'કું' ગુરુ કરવો પડે છે તે શબ્દો ઉપર બીજું કાંઈ નહિ અત્યાચાર છે. આવા અનેક દાખલા છે.

रतिसुखसारे गतमभिसारे मदनमनोहरवेशम्
न कुरु नितंबिनि गमनविलंबनमनुसर तं हृदयेशम् ।

એ ત્વરિત ગતિનો પ્રબંધ, જે નાયિકાને મૃદુ મધુર સ્વરે રીઝવીને જવાને ચંચલ કરી મૂકે એવો મૂળમાં છે, તેને બદલે કરુણોચિત, ધીમી ધીમી ઢસડાતી ગતિએ ચાલતો કુંજલડીના સંદેશાનો રાહ જરા પણ યુક્ત ગણાય ?

યમુનાને તીરે મંદ સુરભિ સમીરે,
કુંજે તવ જોય હરિ વાટલડીરે; વગેરે

અમે જાણીએ છીએ કે અનુવાદના પ્રથમ પ્રયાસમાં આવી ત્રુટિઓ આવે. અમારે એટલું જ કહેવાનું છે કે પ્રથમ પ્રયાસ માટેની તેમની પસંદગી ખોટી છે. એકવાર જે અનુવાદ થઇ ગયો હોય તે બીજાથી થાય જ નહિ એમ અમારૂં નથી કહેવું, પણ બીજો અનુવાદ પહેલાથી વધારે સારો હોય તો જ તે પ્રસિદ્ધિ યોગ્ય ગણાય. વળી પ્રથમ પ્રયાસ માટે ગીતગોવિન્દ અનુકૂળ નથી. તેમાં ભાવ સાચવવા સાથે શબ્દમાધુર્ય પણ સાચવવું પડે એમ છે જે વધારે અઘરૂં છે. કેવળ અર્થ પ્રધાન અને અર્થના બળથી જ ભાવનિષ્પત્તિ થાય એવો વિષય ભાષાન્તરને વધારે અનુકૂળ છે. અમે લેખકને નાઉમેદ કરવા માગતા નથી. તેમના અનુવાદ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેમણે ઘણો શ્રમ લીધો છે અને કદાચ વધારે પ્રયત્ને સફળ થાય. આ અનુવાદની સાથે મૂળ સંસ્કૃત, પ્રબંધની શરૂઆતમાં વસ્તુની નોંધ અને છેવટે ટિપ્પણ આપ્યું છે તેથી પુસ્તક ઉપયોગી થયું છે. ચિત્રો માટે અમે સારો અભિપ્રાય આપી શકતા નથી. ભાવ કરતાં તેમાં રંગની ઉજ્જ્વલતા જ વિશેષ છે.

# નોંધ

## પ્રથમ ગુજરાત વ્યાયામ પરિષદ

મેની પાંચમી અને છઠ્ઠી તારીખે સમસ્ત ગુજરાતની વ્યાયામ પરિષદ નડિયાદમાં ભરાઇ હતી. દેશી રાજ્યો સુદ્ધાંના આખા ગુજરાતમાં વ્યાયામની હીલચાલ કરવી એ તેનો મુખ્ય મુદ્દો હતો. પરિષદ ઉપર ગુજરાત કાઠિયાવાડનાં સર્વ સ્થળોથી અખાડાના ઉસ્તાદો શિક્ષકો પોતપોતાના શિષ્યોને લઇને આવ્યા હતા. આવનારની સંખ્યામાં અને નડિયાદ અને આસપાસનાં ગામોના પ્રેક્ષકોની સંખ્યામાં તેમ જ તેના કાર્યક્રમમાં પરિષદ બધી રીતે સફળ થઈ હતી. અને તેમાં અનાયાસે સુભાષ બોઝ આવવાથી પરિષદને ઓર ઉત્તેજન મળ્યું હતું. લોકોનો અને જુવાન કસરતબાજોનો ઉત્સાહ જોતાં એમ લાગ્યા વિના ન રહે કે ગુજરાતમાં નવું જોમ આવે છે, તેને નવી તાલીમની અને કાર્યની દિશાઓની જરૂર છે. આ અખાડાની હીલચાલ શરીરકસરત સાથે સાથે નૈતિક ઉન્નતિને અને દેશસેવાને પૂરતું સ્થાન આપે છે એ ઘણી ખુશીની વાત છે. આ પરિષદમાં મુંબઇની વિદ્યાર્થીનીઓએ અને બીજી બહેનોએ પણ સારો ભાગ લીધો હતો. વ્યાયામના પ્રચારને માટે જુદાં જુદાં સાધનો યોજી અમલમાં મૂકવાના ઠરાવો થયા હતા. પરિષદે હમણાં જટિલ અટપટું બંધારણ કરવાને બદલે એક વરસ અનુભવ લેવાનું ઠરાવ્યું અને કામ કરવા એક વરસ પૂરતી એક સમિતિ નીમી તે ઘણું ડહાપણનું કામ કર્યું. પરિષદને માટે ગુજરાતમાં અખાડાની પહેલ કરનાર શ્રીયુત છોટાલાલ પુરાણીને અને તેમના સહકારીઓને માન ઘટે છે. અમે આશા રાખીએ છીએ કે યુવાન કાર્યકર્તાઓ એ પીઢ કાર્યકર્તાની આમન્યામાં રહી આવતા વરસનું કામ પાર ઉતારશે.

## બારડોલી સત્યાગ્રહ

ગયે મહિને આ વિશે લખતાં આ મહત્ત્વની હીલચાલ તરફ હજી દેશનું જોઇએ તેવું ધ્યાન ગયું નથી એમ અમારે લખવું પડ્યું હતું પણ આ એક માસમાં આખા હિંદમાં બારડોલીનું નામ પ્રસિદ્ધ થઈ ગયું છે. અત્યારે બારડોલી આખા દેશનું એક તીર્થ થઈ ગયું છે. આખા દેશમાંથી રાજકીય નેતાઓ અને વિચારકો અને કાર્યવાહકો ત્યાંનો સંગ્રામ જોવા જાય છે અને લોકોને અને તેના નેતાઓને અભિનન્દન આપી પાછા આવે છે. આ ફેરફાર થવામાં એક બાજુ સરકાર પોતે કારણભૂત છે અને બીજી બાજુ તેના નેતા શ્રીયુત વલ્લભભાઇનું ડહાપણ સંયમ બળ કુનેહ કારણભૂત છે. બારડોલીની હીલચાલને શ્રીયુત વલ્લભભાઇએ પોતે તો બને ત્યાં સુધી સ્થાનિક જ રાખી હતી. તેની હીલચાલના ખરચને માટે પણ તેમણે બારડોલી બહારની જનતાને કહ્યું નહોતું. પણ સરકારે એક પછી એક ઉદ્ધતાઇનાં પગલાં ભરી બારડોલીને પ્રસિદ્ધ કરી મૂક્યું. તેના કાર્યકર્તાઓને કાંઈ પણ ગુન્હા વિના એક પછી એક જેલમાં મોકલ્યા. ભેંસોને પકડીને ભૂખી રાખીને નજીવી કિંમતે ખાટકીઓને વેચી. જપ્તી કરવા મુંબઇમાં બદમાશો ગણાતા પઠાણોને આણ્યા જેઓમાં માણસાઇનો છાંટો પણ નથી. આ બધી રીતભાતથી સમાજના મનમાં સરકારી રાજ્ય વિશે જે કાંઇ પણ માનનો છાંટો હશે તે પણ હવે સૂકાઇ ગયા વિના રહ્યો નહિ હોય. છતાં શ્રીયુત વલ્લભભાઇની વ્યવસ્થા નીચે લોકો પરમ ધૈર્ય અને શાન્તિથી છતાં બહાદુરીથી બધું સહન કરે છે. કાર્યકર્તા એક ગયો તેની જગા અનેક બીજા આવી પૂરે છે.

મુંબઇ ધારાસભાના ગુજરાતના આઠ સભ્યોએ બારડોલીના અન્યાયના વિરોધ તરીકે ધારાસભામાંથી રાજીનામું આપ્યું છે. ઉત્તર પ્રાંતના

ઇન કૌન્સિલ બેની મળીને આ કાઉન્સિલ બનશે અને વાઇસરૉય તેનો અધ્યક્ષ થશે. બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યો બન્નેના સમાન હિતના પ્રશ્નો અહીં ચર્ચાશે. આ સંબંધી એવી માગણી છે કે ઇન્ડિયન સ્ટેટ્સ કાઉન્સિલ કરતાં વધી જાય એટલી બહુમતિ ગવર્નર જનરલની કાઉન્સિલને આપવી નહિ.

(૩) યુનિયન સુપ્રીમ કોર્ટ. તેમાં એક ચીફ જસ્ટીસ અને બે બીજા જજોની નીમણુક થશે. તેના ઉપર પ્રીવી કૌન્સિલમાં અપીલ થઇ શકશે. સરકાર સાથેના તથા દેશી રાજ્યો રાજ્યો વચ્ચેના પ્રશ્નોનો આમાં નિકાલ થવો જોઇએ.

પંડિત મોતીલાલ નહેરૂએ આ સંબંધી સામાન્ય રીતે જે કહ્યું છે તે ખરૂં લાગે છે. ખરી રીતે બ્રિટિશ ઇન્ડિયા માટે સાઇમન કમિશન અને દેશી રાજ્યો માટે બટલર કમિટી એમ બે જુદાં જુદાં કમિશનો નીમીને સરકાર હિંદુસ્તાનના બ્રિટિશ ઇન્ડિયા અને દેશી રાજ્યો એવા બે તદ્દન અલગ વિભાગો કરી નાંખવા માગે છે. હજી સાઇમન કમિશન હિંદને કાંઇ ખાસ નવા હક્કો આપી વળ્યું નથી. આપે એવી વક્કી પણ નથી, પણ અત્યારે જેમ કોમી ઝગડાનો લાભ લઇ સરકાર દેશને સ્વતંત્રતા આપવા ના કહે છે, તેવી રીતે ભવિષ્યમાં બ્રિટિશ હિંદને કાંઇ પણ હક્ક આપતાં દેશી રાજાઓ પોતાના હિતને બહાને આડા આવે એવી આ સરકારની યોજના છે. અને દેશી રાજાઓ તે સમજ્યા વિના સરકારના દાવ ખેલે છે. તેઓ પોતાના હક્કો માટે અધીરા થઇ ગયા છે અને બ્રિટિશ હિન્દ આડી દિવાલ ચણાવી પોતાની જોહુકમી સત્તાનું સંરક્ષણ માગે છે [illegible] લક્ષ્માં [illegible]શ હિન્દની પ્રજા અને દેશી[illegible]નું નવું ગઠ[illegible]ણ કરોડ પ્રજા બે કોઇ [illegible]. પણ સરકારથી લોકો [illegible] નથી. આખા હવે નથી રહ્યા. સરકારે નમવું કરવો જોઇએ. તે મોટું કરે છે તે લોકોના લાભનું ખરૂં સંર[illegible] કે તેથી લોકોને વધારે તાલીમ [illegible] દેશથી કરેલા [illegible]ગનું છે. કેટલાંક અનિષ્ટો જેવાં કે દારૂની [illegible] છે અને મુસલમાન ભેદ, અસ્પૃશ્યતા, જો [illegible]દરમિયાન બીજા રાજાઓ તો સરકારના હાથમાં રમી સમસ્ત હિંદના અને પોતાના હિત વિરૂદ્ધની બાજી ખેલે છે.

* *

## હિન્દના મજુરો

હિન્દમાં મજુરીની દશા હાલતો ઘણી જ દુઃખી બની છે. મુંબઇની હડતાલને ૭ અઠવાડિયાં થયાં છતાં હજી સ્થિતિમાં કશો ફેરફાર થયો નથી. મુંબઇના નામદાર ગવર્નર વચમાં પડી સમાધાન કરાવી આપતા નથી. તેઓ હડતાલના નેતાઓને દોષ દે છે. મુંબઇની મ્યૂનિસિપલ કોરપોરેશને તેને કશી પણ મદદ કરી નથી. એક દારૂનાં પીઠાં બંધ રહે અને જેને પોતાને વતન પાછાં જવું હોય તેને રેલવેના ભાડાની કંઇક રાહત મળે એટલું પણ તે કરી શકેલ નથી. તેમને રશિયાનાં મજુર મંડળો તરફથી કંઇક મદદ મળી છે અને કેટલાક નેતાઓએ તેની સામે વાંધો ઉઠાવ્યો છે. મજુરો પૈકી માત્ર મુસલમાનોને મદદ કરવાને નાણાં આપવાની વાત થઇ હતી પણ મજુર મંડળે યોગ્ય રીતે તેની ના પાડી છે. મજુરોમાં કોઈ ભેદ નથી અને તે પેસવા દેવો ન જોઇએ.

મિલમાલેકો તો માત્ર તેઓ ભૂખથી હારીને શરણે આવે તેની રાહ જોઇ બેસી રહ્યા છે. વચમાં સાંભળ્યું હતું કે એક બે મિલમાં કેટલાક મજુરો ગયા હતા પણ તેથી પણ કશો ફેર પડયો નથી. છેલ્લા ખબર છે કે કોઈ મિલ ચાલી શકી નથી. આ માત્ર મિલમાલેકો અને મજુરો વચ્ચેના ખાનગી સંબંધની વાત ન ગણાવી જોઇએ પણ દેશના ઉદ્યોગની ગણાવી જોઇએ. મજુરોની ફરિયાદમાં સત્ય છે એમાં શંકા નથી. પગારની પદ્ધતિમાં એવી રીતે ફેરફારો થયા છે કે મજુરને પગાર મળે ત્યારે જ તેને ખબર પડે કે પગાર ઘટયો છે. અને બધા ફેરફારોમાં મજુરના નેતાઓને કશી જ ખબર આપેલી નથી. મજુરોએ સમાધાન કરવા માટે પોતાના પક્ષનો લવાદ નીમ્યો છે, પંડિત માલવીયજી જેવા નેતા આનું સમાધાન કરાવવા ઉત્સુક છે તો મિલમાલેકોને લાજિમ છે, કે તેઓ પણ પોતાના પક્ષનો માણસ નીમી સમાધાન કરે.

જમશેરપુર તાતાનાં કારખાનામાં સાંભળીએ છીએ કે હડતાલનો અંત આવતાં ત્યાં કારખાનાં પાછાં કામે વળગ્યાં છે. પણ લીલૂઆની હજી એ જ સ્થિતિ છે.

પણ સામાન્ય રીતે પણ આપણા મજુરોની સ્થિતિ ઘણી જ ખરાબ અને શરમ ઉપજાવે તેવી છે. થોડા સમય ઉપર બ્રિટિશ ટ્રેડ યુનિયન કોંગ્રેસના બે પ્રતિનિધિઓ મિ. પર્સેલ અને મિ. હૉલ્સવર્થ અહીંના મજુરોની સ્થિતિ જોઇ ગયા અને તે ઉપર તેમણે રિપોર્ટ રજુ કર્યો છે. આપણા મજુરોને પહેરવાને વસ્ત્ર, ખાવાને અન્ન અને રહેવાને ઘર પણ મળતાં નથી. તેઓ કહે છે કે મજુરોના માલેકો તો મજુરોને સનાતન દરિદ્રતામાં રાખવા ઇચ્છતા હોય એમ જણાય છે. કેટલીક મિલોમાં મજુર સુખાકારીનાં ખાતાં હતાં પણ તે પણ પરોપકારની મોટાઇમાં કાંઈ ખાસ લાભ આપતાં નહોતાં. આસામના ચ્હાના બગીચા માટે તેઓ કહે છે કે એ તો "વાસ્તવિક રીતે ગુલામીની સંસ્થા છે."

આ રિપોર્ટ કરનારા આગાહી કરે છે કે હિંદમાં આગળ ઉપર હુન્નર ઉદ્યોગ જરૂર વિસ્તાર પામનાર છે અને હાલની સ્થિતિમાં સારામાં સારૂં એ છે કે બ્રિટિશ મજુર સંસ્થાએ અહીંના મજુરોનો પ્રશ્ન હાથમાં લઈ લેવો અને તેમના ઉદ્ધાર માટે એકદમ પગલાં ભરવા માંડવાં. આ ઇરાદો તો સારો છે પણ આ મજુર પ્રતિનિધિઓએ એવું કહેવું જોઇએ કે મજુરોની સ્થિતિ ખરાબ છે તેમાં પરદેશી સત્તા એ પણ એક મોટું કારણ છે. જો મજુરોની સ્થિતિ ખરેખર જ સુધારવી હોય તો બ્રિટનના મજુર પક્ષે હિંદને સ્વતંત્રતા આપવા સાચો પ્રયત્ન કરવો જોઇએ. તેને બદલે આ રિપોર્ટમાં તો એક પણ વિચાર દર્શાવેલો નથી વળી હિંદી મજુરોએ એ પણ વિચારવું જોઇએ કે ઈંગ્લંડની મજુર સંસ્થા સાથે જોડાવાથી કદાચ થોડો વખત તેમની વ્યવસ્થાશક્તિનો લાભ મળે, પણ હિંદના સ્વતંત્રતાના મહાન પ્રશ્નમાં એ ઇંગ્લંડના મજુરો જોડેનો એ સંબંધ આડો આવ્યા વિના રહે નહિ. ઈંગ્લંડના માણસો પરોપકારી થતાં પણ સ્વદેશપક્ષપાતી કદી મટતા નથી.

તે ગમે તેમ હોય, પણ આ બન્ને પ્રતિનિધિઓએ આપણી સ્થિતિ તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે તે લક્ષમાં લઇ મિલ માલિકોએ અને નેતાઓએ મજુરની સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપવું જોઇએ.

* * *

## જૈન-પાલીતાણા કેસનું સમાધાન

૧૬ જુલાઇ ૧૯૨૬ રોજ પોલીટીકલ એજન્ટ મિ. વૉટસને આ કેસમાં જે ચુકાદો આપ્યો હતો તેથી નારાજ થઇ જૈન કોમે શત્રુંજયની યાત્રાએ જવું બંધ કર્યું હતું. બે વરસે તેનો નિકાલ વાઇસરોયની સમક્ષ આવી ગયો છે અને સમાધાની ખત ઉપર પક્ષકારોએ સહી કરી છે કે શત્રુંજયનો ડુંગર પાલીતાણા સ્ટેટમાં આવેલો છે, તેના ઉપરની હકુમત પાલીતાણાની રહેશે. પણ ૧૮૭૭ ના ઠરાવને આધારે ગઢની અંદરની માલીકી જૈન કોમની છે અને જૈનો તેનો વહીવટ કરી શકે. જૈનો અને પાલીતાણા વચ્ચે કાંઈ પણ તકરાર પડતાં પ્રથમ તેનો નિર્ણય પાલીતાણા દરબાર કરે અને તેનાથી નારાજ થતાં જૈનોને વાઇસરોય પાસે અને તે પછી તેથી આગળ અપીલ કરવાનો હક રહેશે. દરબારના મુડકા સંબંધી ૩૫ વરસને માટે જૈન કોમ રૂ. ૬૦,૦૦૦ દરબારને આપે અને દરબાર જૈનો પાસેથી બીજો કશો કર માગી ન શકે. ૩૫ વરસ પૂરાં થયે સરકાર તે રકમમાં ફેરફાર કરી શકે. આ ઠરાવનો અમલ ૧ લી જુન ૧૯૨૮ થી થશે. અને તે તારીખથી શત્રુંજયની યાત્રા શરૂ થશે.

જૈન કોમ આ ઠરાવથી રાજી છે. એક સંપી અને દૃઢતાથી આ ઠરાવ મેળવવા બદલ અમે તેને અભિનંદન આપીએ છીએ. અત્યારના સર્વ બનાવો એકજ બાબત પુરવાર કરે છે કે પ્રજા જો એક થાય તો તેનું બળ કોઇ અટકાવી શકતું નથી. આપણે આશા રાખીએ કે જૈન ભાઇઓ દેશની મહાન હીલચાલોમાં આવું જ ઐક્ય બતાવી તેને સફળ કરવામાં પોતાનો ફાળો આપશે.

## પશ્ચિમ હિંદની હીલચાલ

આ ગયા માસમાં આખા પશ્ચિમ હિંદમાં એટલે 'મુંબઈ ઇલાકામાં રાજકીય પ્રવૃત્તિ ઘણા વેગથી ચાલી છે. લગભગ કૉંગ્રેસ સપ્તાહમાં જેવો વેગ અને પ્રવૃત્તિ દેખાય છે તેવાં આ માસમાં દેખાયાં છે. મુંબઈમાં કૉંગ્રેસની વર્કિંગ કમિટિની બેઠકે કામ કર્યું પછી સર્વ પક્ષ પરિષદ ભરાઇ. તેના સર્વ મુખ્ય મુખ્ય કાર્યભારીઓ બારડોલી ગયા. તે ઉપરાંત પૂનામાં પ્રાંતિક રાજકીય પરિષદ ભરાઈ, અને તેવી જ પરિષદ કર્ણાટક અને કેરલમાં ભરાઇ. સુરતમાં તાલુકા પરિષદ ભરાઇ અને સિન્ધમાં પણ તેને વહીવટમાં અલગ કાઢવાના પ્રશ્ન ઉપર અને મુસલમાનોની જમીનના મોંઘવારી ઉપર નિયન્ત્રણ મૂકવાના કાયદા સંબંધી પુષ્કળ ઊહાપોહ થાય છે. તેમાં પણ ગુજરાત સૌથી વધારે પ્રવૃત્તિમાં આવ્યું દેખાય છે. અહીં વ્યાયામપરિષદ ભરાઈ અને બારડોલીનો સત્યાગ્રહ તો હજી વધારે વધારે મક્કમ અને ગંભીર રૂપ લેતો જાય છે.

પૂના પ્રાંતિક પરિષદે ઐક્ય લાવવાને માટે અસ્પૃશ્યતાનો પ્રશ્ન છોડી દીધો તે એના પર કલંક જ ગણાય. કર્ણાટકનો ખાસ પ્રશ્ન તે અલગ પ્રાન્ત થવા ઇચ્છે છે તે છે. પણ એ સર્વ પ્રશ્નોને ગૌણ કરી દઇ અત્યારે સાઇમન કમિશનનો બહિષ્કાર કરવો, પરદેશી અને ખાસ કરીને બ્રિટિશ કાપડનો બહિષ્કાર કરવો અને બારડોલીને માટે સહાનુભૂતિ ધરાવવી, તેના બહાદુર ખેડુતોને અભિનન્દન આપી, તેને પૈસાની મદદ આપવી, સરકારના જુલમને નિંદી કાઢવો એ સર્વત્ર મુખ્ય ઠરાવો હતા. કૉંગ્રેસના સ્વાતંત્ર્યના ઠરાવને પણ બહાલી મળી છે.

આ સર્વ હીલચાલમાં આપણા સુપ્રસિદ્ધ નેતાઓ જેવા કે પંડિત માલવીયજી, પંડિત મોતીલાલ નહેરૂ, ડૉ. મુંજે, મૌલાના શૌકતઅલી, શ્રીયુત જયરામદાસજી શ્રીયુત વલ્લભભાઈ વગેરેએ તો પૂરો ભાગ લીધો છે અને લે છે. પણ ત્રણ વ્યક્તિઓએ ખાસ ધ્યાન ખેંચ્યું છે. મુંબઇમાં દરિયો પૂરવાની યોજનાની સામે વિરોધ કરનાર મિ. નરીમાન જેઓ કર્ણાટક પરિષદના પ્રમુખ હતા. અને તે સિવાય શ્રી સુભાષચન્દ્ર બોઝ અને પં. જવાહીરલાલ નહેરૂ. બન્ને ભવિષ્યની રાજકીય પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેશે એમ લાગે છે. પણ બન્નેની માન્યતાઓમાં મહત્ત્વનો મૂલગત ભેદ છે. શ્રીયુત સુભાષચન્દ્ર બોઝ આપણી જૂની સંસ્કૃતિને ચાહનારા છે, હિંદુસ્તાન અનેક ઇતિહાસના પલટામાંથી બચ્યું છે તો દુનિયાને કાંઇક પેગામ આપવાનું તેનું નિર્માણ છે; એ મહાન કાર્યને માટે જુવાન સ્ત્રી અને પુરુષોએ તૈયાર થવું જોઇએ; વગેરે એમનું મુખ્ય વક્તવ્ય છે. પં. જવાહીરલાલ નહેરૂ પશ્ચિમમાં ફરી આવ્યા છે અને પશ્ચિમની, ખાસ કરીને રશિયાની છેલ્લી હીલચાલો તેમણે રસથી અવલોકી છે. તેથી તેઓ હિંદને પ્રાચીનતાના ચીલા છોડી બહાર આવવા કહે છે. તેમનો ખાસ સંદેશો એ છે કે હિંદને ભયશીલતાનો માનસિક રોગ થયો છે અને તેમાંથી તેણે તુરત બહાર આવી ભૂતકાલનો ભાર ફેંકી દઈ, પોતાનું આર્થિક હિત બુદ્ધિથી સમજી તેને માટે આગ્રહપૂર્વક મથવું જોઇએ. હિંદની પ્રાચીનતા કે તેના કોઈ સંદેશ માટે તેમને મોહ નથી.

પણ આ ઉપરાંત પૂનાની **વસન્ત વ્યાખ્યાનમાલા** તરફ અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ. આપણા દક્ષિણી ભાઈઓ સંસ્થાઓને નિયમિત ચલાવી વિદ્યા પ્રાપ્તિ માટે તેનો કેવો ઉપયોગ કરે છે તેનો તે દાખલો છે. 'સ્ત્રીધર્મ' અને Some aspects of Indian Commerce એમ બે વિષયો ઉપર આ માસમાં ભાષણો અપાયાં. બન્ને ભાષણો શાસ્ત્રીય દૃષ્ટિએ અપાયાં હતાં અને સર્વ સમજી શકે તેવાં હતાં. આપણા ગુજરાતમાં આવી ભાષણ પ્રવૃત્તિ ચલાવી શકે એવી સંસ્થા માત્ર સાહિત્ય સભાઓ, પણ તે શુદ્ધ સાહિત્ય સિવાયના બીજા વિષયથી અને ખાસ કરીને રાજકારણથી અલગ રહી જાય છે. પણ આ પ્રવૃત્તિને માટે કાંઇક પ્રયાસ થવાની જરૂર છે.

**હીંદી તબીબી નોકરી**—૧૯૧૯ ની વર્ની લેવેટ કમિટીએ ઠરાવ્યું હતું કે હિંદી તબીબી નોકરીના બે ભાગો પાડવા, દિવાની અને લશ્કરી, અને પહેલામાં મોટે ભાગે હિંદીઓને સ્થાન આપવું. પણ પછી લી કમિશન બેઠું અને તેણે ઠરાવ્યું કે હિંદના અંગ્રેજ સરકારી નોકરો માટે પૂરતી સંખ્યામાં અંગ્રેજ તબીબો જોઇએ. આ સૂચના સરકારે તરત પકડી લઈ તેને અમલમાં મૂકવા એક યોજના ઘડી છે. તે પ્રમાણે સનંદી તબીબી નોકરીની ૭૦ ટકા જેટલી જગાઓ અંગ્રેજોથી પૂરવાની રાખી છે. લશ્કરી તબીબી નોકરીમાં પણ ૨૦૦માંથી ૧૩૪ જગાઓ અંગ્રેજો માટે રાખી છે અને બાકીની ૬૬ હિંદીઓ તેમ જ અંગ્રેજો બન્નેથી પૂરી શકાય.

આમ કરવાનું કારણ અંગ્રેજોની ખાસ હોંશિયારી કે હિંદીઓની અણઆવડત એવું બતાવેલું નથી. બધા ધંધામાં આ ધંધો તો ખાસ કરીને હિંદીઓથી પૂરી શકાય તેવો છે. તેમ છતાં એમ ન કરવાનું કારણ એ કે સનંદી નોકરીઓ બને તેટલી અંગ્રેજોને આપવી. અને બીજું એ છે કે અંગ્રેજોને પોતાની નાડ દેશી કાળા ચામડી વાળો માણસ જુએ તેની ચીડ છે. દેશીઓનો સ્પર્શ પણ તેમને જોઇતો નથી!

**ઈજીપ્તને ધમકી**—ઇજિપ્તની ચેંબરે જાહેર સભા ભરવા સંબંધી એક બીલ મંજુર કર્યું અને તે મંજુર થવામાટે સેનેટમાં રજુ થવાનું હતું તેને આગલે દિવસે બ્રિટને એક ધમકી ભરી નોટ ઇજિપ્તને લખી અને બે લડાઇની મનવારો સાહ્યથી ઇજિપ્ત જઇ ઉભી રહી. પરિણામ એ આવ્યું ઇજિપ્તની સરકારે એ બીલ હાલ મુલતવી રાખી નવેંબરમાં રજુ કરવાનું રાખ્યું છે.

ઇજિપ્તના રાજતંત્રમાં બ્રિટનની સિરજોરીનો આ એક નવો દાખલો છે. જૂના કાયદામાં જાહેર સભાઓ ઉપર ઘણું સખ્ત નિયંત્રણ હતું તે આમાં જરા ઓછું થતું હતું. આ નવા બિલ પ્રમાણે કોઇ પણ જાહેર સભામાં તોફાન થયા પહેલાં પોલિસ તેને વિખેરી નાંખી શકતી નથી, પણ સભા બોલાવનારા વિખેરવાનું કહે અથવા સભામાં સુલેહનો ભંગ થાય તો જ તેને વિખેરી શકે છે. હવે બ્રિટનનું કહેવું એવું છે કે આ બિલથી ઇજિપ્તમાં રહેલા પરદેશીઓના જાનમાલ જોખમમાં આવી પડે છે અને તેમના જાનમાલનું રક્ષણ કરવું એ બ્રિટન પોતાની ફરજ સમજે છે. ૧૯૨૨ માં મિ. રેમ્સે મૅકડોનલ્ડ અને ઝઘલુલ પાશા વચ્ચે ઇજિપ્તની સ્વતંત્રતા સંબંધી જે કોલકરાર ચાલતા હતા ( આ કોલકરાર ઇજિપ્તે નહિ સ્વીકારવાથી ત્યાંથી જ અટકી પડ્યા છે ) તે મુજબ ઇજિપ્તને સ્વતંત્રતા આપતાં ચાર મુદ્દાઓ બ્રિટને પોતાની સત્તા અને વહીવટમાં રાખેલા છે. (૧) બ્રિટિશ શહેનશાહતના વહેવારના અવરજવરનું રક્ષણ (૨) પરદેશી રાજ્યોની ઇજિપ્તમાં ડખલ કે દરમિયાનગીરી (૩) પરદેશીઓના હિતનું રક્ષણ (૪) સુદાન. હવે આ કરારો ઇજિપ્તે નહિ સ્વીકારેલા હોવાથી આ કોલકરાર પહેલાંની સ્થિતિને આધારે બ્રિટન ઇજિપ્ત સાથે વર્તાવ કરે છે અને તે મુજબ પરદેશીઓના હિતની ખાતર ઇજિપ્તની અંદર ભરાતી સભાઓનું બિલ તે ડરાવીને અટકાવે છે.

બ્રિટન જેવું સ્વાતંત્ર્યપ્રેમી રાજ્ય કેવી કેવી દલીલો કરે છે અને કેવી બાબતમાં હાથ ઘાલે છે! ઇજિપ્તને પોતાના જાનમાલ વહાલાં નહિ હોય તે પોતાને નુકસાન થાય તેવાં બીલો પસાર કરે? પરદેશીઓના રક્ષણને બહાને જો સભાનો કાયદો પણ બંધ કરાવી શકાય તો ૧૯૨૨ ના કોલકરારો સ્વીકારીને પણ ઇજિપ્તને શો લાભ થઈ શકવાનો હતો? અને જર્મનીની લડાયક વૃત્તિને વખોડતાં નિંદતાં બ્રિટન

પોતે શું કરે છે? તરત મનવારો મોકલી ડરાવે છે. જો પરદેશીઓના હિતની વાત જ ખરી હોય તો બ્રિટન ઇજિપ્ત ઉપરની સત્તા લીગ ઑફ નેશન્સને કેમ સોંપી દેતું નથી? સાચી વાત તો એ છે કે બ્રિટનને પોતાનો સ્વાર્થ કે સત્તા જરા પણ છોડવાં નથી. અને સામા પક્ષનો ન્યાય તો જ્યારે તે બળ દેખે ત્યારે જ વિચારી શકે છે.

* * *

**યુનાઇટેડ સ્ટેટ્સની સુલેહ દરખાસ્ત**–નો જવાબ સર ઑસ્ટેન ચેમ્બરલેને વાળ્યો છે. તેમાં મિ. કેલૉગની કલમો તેમણે માન્ય રાખી છે પણ તે સાથે બ્રિટિશ શહેનશાહતના હિતમાં કેટલાક અપવાદો પોતાને માટે રાખેલા છે. તેમાં મુખ્ય એ છે કે દુનિયાંના કેટલાક દેશોનું અખંડત્વ અને ક્ષેમ સચવાઇ રહે તે બ્રિટનને માટે આવશ્યક હોવાથી તે સાચવવાને તે બંધાય છે. અને તેના રક્ષણને માટે તે લશ્કરી ચઢાઇ કરે તે આત્મરક્ષણની ગણાવી જોઈએ. આ સરતોએ તેઓ કેલોગની યોજનાને સંમત થાય છે. આવા પ્રદેશો કયા કયા છે તે સંબંધી પાર્લમેન્ટમાં પૂછાતાં તેમણે ઉડાઉ જવાબો આપ્યા છે. આ પ્રદેશો કયા કયા તે કોઇ કહે ત્યારે જ જણાય એમ નથી. એ પ્રદેશો બીજા કોઈ જ નહિ પણ ઇજિપ્ત અને હિંદુસ્તાન છે. એટલે જગતની સુલેહ રાખવા બ્રિટન ખુશી છે પણ તે કરતાં પણ ઇજિપ્ત અને હિંદ રાખવા તે વધારે ખુશી છે. પરતંત્ર હિંદ જગતની સુલેહમાં કેવું આડું આવે છે તે આ ઉપરથી સ્પષ્ટ થશે. અમેરિકાના એલચીએ બ્રિટનની ફૉરીન ઑફિસને, બધાં સંસ્થાનો અને હિંદુસ્તાન પણ આ સુલેહ ઉપર સહી કરે એવી નોટ આપી છે. આના ઉપર હિંદ સહી કરે એનો એટલો જ અર્થ કે હિંદ પોતે લડાઇ કરીને બ્રિટનથી સ્વતંત્ર ન થઇ શકે, પણ બ્રિટન હિંદને કબજે રાખવા લડાયક સાધનોનો ઉપયોગ કરે તે આત્મરક્ષણમાં ગણાય! આવી સ્થિતિમાં હિંદ તેના પર સહી કરવાનો શો અર્થ છે? જાપાને પણ અમેરિકાના આ કહેણને આવકાર આપ્યો છે. લીગ અને લોકાર્નોની સલાહની જવાબદારીઓને આનાથી વાંધો ન આવે. એવી રીતે તે સંધિમાં સામીલ થવા ખુશી છે. અને માને છે કે જે છ રાજ્યોને આ સંધિનાં કહેણો મોકલ્યાં છે તે જો આમાં સામેલ થાય તો આ સરતોથી વિગ્રહો બંધ કરવાનું કામ વ્યવહારૂ થઈ શકશે. પણ જાપાનને પણ ચીન ઉપર દાઢ છે.

* * *

**તુર્કસ્તાન અને અફઘાનિસ્તાનની સંધિ**

અફઘાનિસ્તાનના વિચક્ષણ શાહ અમાનુલ્લાએ તુર્કસ્તાન સાથે સંધિ કરી છે. બન્ને હમેશાં માટે શાન્તિ સાચવવા બંધાયા છે. દરેક દેશ બીજા દેશ સર્વ પ્રકારે બને તેટલા વધારેમાં વધારે અનુગ્રહથી જોશે. લડાયક આરંભોમાં ભેગાં રહેવા સંબંધી ઉલ્લેખ નથી. લડાઈ કાયદો અને વિજ્ઞાનના વિષયોમાં નિષ્ણાત હોય એવા માણસો અફઘાનિસ્તાન મોકલવાને તુર્કસ્તાને માથે લીધું છે.

આ સંધિથી એશિયાનાં બે આગળ પડતાં અને સુધરેલાં મુસલમાની રાજ્યો સંધિમાં આવે છે. યૂરોપે સ્વાર્થથી અને ગર્વથી એશિયાવાસીઓનો એટલો અનાદર અને અપમાન કર્યું છે કે એશિયાનાં રાજ્યોને ધીમે ધીમે ભેગાં થયા વિના ચાલવાનું નથી. એમાં જ એમનું શ્રેય રહેલું છે.

## દારૂની બંધી

દારૂની બંદીનો સમૂળગો અટકાવ કરી શકાય કે નહિ તેની તપાસ કરવા સરકારે એક કમિટી નીમી હતી. આ કમિટીએ (૧) દારૂ બંધ કરવાની અને બંધ કરવા માટે જે નવા નોકરો રાખવા પડે તેને લીધે કેટલો નવો ખરચ કરવો પડે, (૨) તે ખોટ પૂરી પાડવા આવકનાં કયાં નવાં સાધનો છે અને (૩) નવા કરવેરા કઈ રીતે લેવા તેનો કાર્યક્રમ નક્કી કરી આપવાનો હતો. આ કમિટીની અનુમતિ આ ખોટ ૬ કરોડની ગણે છે અને નવી આવક ૪.૩ કરોડથી વધારે જોગવી શકાય તેમ ન હોવાથી સરકાર દારૂની બંધી કરવાને પોતાને અશક્ત જણાવે છે. ખરી રીતે આ વિચારસરણી જ ખોટી છે. દારૂ ખરાબ હોય તો તેને બંધ કરવો જ જોઇએ. વળી આ ગણત્રીમાં એ પણ સમજવું જોઇતું હતું કે દારૂ બંધ થવાથી સામાન્ય ગુન્હાનું પ્રમાણ ઓછું થવાનું તથા દરેક માણસની કમાવાની શકિત વધવાની અને તેથી એકંદર સરકારને ન્યાય, પોલીસખાતાનું ખરચ ઓછું થવાનું અને બીજી આવક એની મેળે વધવાની. પણ સરકાર પોતાનો આશાવાદ દારૂમાંથી જ મેળવી શકે છે, દારૂની બંધીમાંથી નહિ. અને છતાં દારૂની બંધી એ જ પોતાનું ધ્યેય છે એમ તો કહ્યા કરે છે!

સરકારને તો બધે જ એમ ધ્યેય વિરુદ્ધ જ પગલાં ભરવાં પડે છે! દારૂને તદ્દન બંધ કરવો છે છતાં દારૂ ચાલુ રાખવો પડે છે, હિંદને સ્વતંત્ર કરવું છે છતાં હિંદને હક આપી શકતા નથી, ખેડુતને સુખી કરવા છે છતાં તેની પાસેથી વધારેલું મહેસુલ લેવું પડે છે! સરકાર બિચારી શું કરે?

## પ્રો. હરિલાલ માધવજી ભટ્ટનું અવસાન

આ માસમાં જુનાગઢ બહાઉદ્દીન કૉલેજના પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટનું ખેદકારક અવસાન નોંધવું પડે છે. સદ્‍ગત પ્રો. સેલ્બીના એક પ્રિયશિષ્ય હતા અને ઘણા સમયથી બહાઉદ્દીન કૉલેજમાં જ નોકરી કરતા હતા. સાહિત્યમાં અને સમાજના પ્રશ્નોમાં તેઓ સારો રસ લેતા. તેમના મિત્ર પ્રોફેસર બળવંતરાય ઠાકોરની સાથે તેમણે 'પ્લુટાર્કનાં જીવન ચરિત્રો' નું ગુજરાતી ભાષાન્તર કર્યું હતું જે પુસ્તની હજી જોઇએ તેવી કદર થઇ નથી એ શોકની વાત છે. તે સિવાય તેમણે હિંદી રાજ્યબંધારણ ઉપર એક પુસ્તક લખ્યું છે. સદ્‍ગત માસિકોમાં પણ જુદા જુદા વિષયો ઉપર લેખો લખતા અને તેમના લેખો 'પ્રસ્થાન'માં પણ આવેલા વાચકોએ જોયા હશે–પ્રો. ઠાકોરના હિંદના રાજ્યતંત્ર ઉપરના પુસ્તકની લેખમાલા તેમણે હમણાં જ પૂરી કરી.

સદ્‍ગતે તેમના પ્રેમાળ અંતઃકરણથી વિદ્યાર્થીઓનો તેમજ મોટા મિત્ર મંડળનો પ્રેમ સંપાદન કર્યો હતો. કોઇને પણ મળતાં તેઓ ભલમનસાઇ સરલતા સૌજન્યની છાપ સચોટ પાડતા. દરેક પક્ષના ગુણની કદર કરવા હમેશાં ઉત્સુક રહેતા. સ્ટેટમાં પણ તેમની સારી પ્રતિષ્ઠા હતી. એમના અવસાનથી ગુજરાતે એક ખરેખરા સજ્જન ગુમાવ્યા છે.

સદ્‍ગત પ્રો. મણિશંકર રત્નજી ભટ્ટના તેઓ ભત્રીજા થાય. તેઓ પોતાની પાછળ પત્ની અને પુત્રીઓની પ્રજા મૂકી ગયા છે. તેમનો એકનો એક પુત્ર બે–એક વરસ ઉપર મરણ પામ્યો હતો. તેમના કુટુંબને અમે આ દુઃખમાં દિલસોજી દર્શાવીએ છીએ. ઇશ્વર તેમને પરમ શાન્તિ આપો.

### શ્રીયુત કાન્તિલાલ નરોત્તમદાસ કાપડિયા

આ ઉદાર સાહિત્યપ્રેમી યુવાન માત્ર ૨૨ વરસની વયે દેવલોક થયા તે ઘણો ખેદકારક બનાવ છે. સદ્‌ગત સાક્ષર નહોતા, સાક્ષર હોવાનો એમનો દાવો પણ નહોતો, પણ સાહિત્યને દરિદ્રાવસ્થામાંથી ઉદ્ધારવાની તેમને તીવ્ર ઇચ્છા હતી. તેઓ એક શ્રીમન્ત કુટુંબના એકના એક પુત્ર હતા. આટલી નાની વયમાં પણ તેમણે સાહિત્યને માટે ઘણું કર્યું હતું. તેમણે 'યુગધર્મ'ને મદદ આપી હતી, 'કૌમુદી'ને પણ મદદ આપવા તૈયાર થયા હતા અને છેવટે 'સુવર્ણમાલા'ને તેમણે થોડા માસમાં ઊંચી કક્ષાએ આણી મૂક્યું હતું. તેઓને ઈશ્વરે વધારે રહેવા દીધા હોત તો તેઓ સાહિત્યમાં ઘણું કરી શકત, પણ તેમની અનેક આશાઓ તેમના જીવન સાથે કરુણ રીતે છેદાઇ ગઈ.

સદ્‌ગતનાં માતપિતાને અને તેમના કુટુંબને અમે આ દુઃખમાં દિલાસો આપીએ છીએ. સદ્‌ગતના આત્માને પરમ શાન્તિ મળે એમ અમે પ્રભુ પાસે માગીએ છીએ.

---

* * *

અમદાવાદ ગુજરાત સાહિત્ય સભાની તા. ૧૪-૪-૨૮ ની સભામાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છેઃ—

(૧) ૧૯૨૮ ની સાલમાં પ્રસિદ્ધ થયેલાં નાટકોમાંથી, જે નાટક સાહિત્ય સભાની નીમાયેલી કમિટી સર્વોત્તમ ઠરાવશે તેના લેખકને સાહિત્ય સભા તરફથી રૂ. ૫૦) પચાસ ઇનામ આપવામાં આવશે.

(૨) તે જ પ્રમાણે આપણા સામાજિક પ્રશ્નો ઉપર સારી અસર કરી શકે તેવા ને ઉચ્ચ વિનોદ ને કટાક્ષવાળા છ નિબંધો માટે પણ રૂ. ૫૦) પચાસનું ઇનામ સાહિત્ય સભા તરફથી તેના લેખકને મળશે.

(૩) વર્ષ દરમિયાન જે સ્ત્રી લેખકનો રચેલો ગરબો સર્વોત્તમ ઠરશે તેને પણ રૂ. ૨૦) વીસનું ઇનામ સાહિત્ય સભા તરફથી આપવામાં આવશે.

(૪) હરિફાઇમાં ઉતરનાર લેખકે સાહિત્ય સભાની જાણ માટે જે પત્રમાં પોતાનો લેખ પ્રસિદ્ધ કર્યો હોય તેની એક નકલ નીચેને સરનામે મોકલવા વ્યવસ્થા કરવી.

પ્રો. ધ્રુવભાઈ આનંદશંકર ધ્રુવ
આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.

પુસ્તક ૬ આષાડ : ૧૯૮૪ અંક ૨

# લગ્નમાં બ્રહ્મચર્ય*

અથવા

## સંયોગે વિયોગ

### નાટિકા મધ્યયુગની

[ આ નાટિકાનું વસ્તુ જુદે જુદે રૂપે ઘણી લોકવાર્તાઓમાં મળી આવે છે. પણ કલાકારનું કૌશલ તેને કહેવાની રીતિમાં છે. પ્રો. ઠાકોરે આપણા સાહિત્યમાં અનેક નવા પ્રયોગો કર્યા છે. આ નાટિકાપ્રયોગ પણ અનેક દૃષ્ટિબિન્દુથી નવો પ્રયોગ છે અને તે આપણા સાહિત્યની એક નવી દિશા ઉઘાડશે એમાં શંકા નથી.—તંત્રી ]

### અથ મંગલમ્

સ્થલ : રંગભૂમિ. સમય : નાટિકાભિનયનો આરમ્ભ. મુખ્ય પાત્રો : બંસીશર્મા, હંસીશર્મા.

[ અંદરથી એક બે ને ત્રણ ઠકોરા થતાં આગલી પડદાજોડ વચ્ચેથી ડાબાજમણી ખસેડતા બંસીશર્મા અને હંસીશર્મા એ કિશોરયુગલ પાછે પગે હઠી જઈ તખ્તા વચ્ચે ફુલોની તાસકની પાછળ અર્ધચંદ્રાકારે દીવીઓ ઝગઝગે છે એવી ગોળ ટીપાઇની બે બાજુએ ઊભા રહે છે. બંનેનો પોષાક સૂત્રધાર જેવો છે. ]

**બંસી૦ / હંસી૦** ( ફુલોની એક એક અંજલિ શ્રોતાઓ તર્ફ ઉરાડી હાથ જોડીને ) ૐ નમોનમઃ, નમો ગુરુભ્યો, નમોસ્તુ આદ્યનાટયાચાર્યેભ્યો મુનિભરતેભ્યો, નમોનમશ્ચ શ્રોતૃવૃન્દાવસ્થિતેભ્યઃ શ્રી નારાયણેભ્યઃ

**બંસી૦**
છે લગ્નમૂલ સંસાર,
છે લગ્નસાર સંસારઃ

* આ નાટિકા કે તેનો કોઈ ભાગ ભજવતા પહેલાં કર્તાની લેખી પરવાનગી મેળવવી.

ડંસી૦ કે લગ્નઝાળ સંસાર,
વા લગ્નખાખ સંસાર.

બંસી૦ તો આ અમારા એકપદ અનન્તશાખી દશ્યને લગ્ન કહિયે, સંસાર કહિયે, સુખદુઃખ કહિયે, ઇતિહાસ કહિયે, પુરાણ કહિયે,

ડંસી૦ શુકસારિકા કહિયે, વિધાતાનાં વિધાન કહિયે, ભાગ્યનો ખેલ કહિયે, વિચિત્ર ઘટના કહિયે, તાજુબ કિસ્સો કહિયે,

બંસી૦ અદ્‌ભુત અનુભવ કહિયે, વા ધર્મે જય કહિયે,—સાર અને અર્થ ખેંચિયે તે પ્રમાણે નામ. અને અર્થ વિશે તો જાણિયે છિયે જ ને,

ડંસી૦ કે કપાળે કપાળે જુદી મતિ, ભાઇ બંસી, જૂદી મતિ.

પ્રેક્ષક (શ્રોતાઓમાંથી તખ્તા ઉપર ચ્હડી આવીને) તે, સૂત્રધારયુગલ, આપને નમસ્કારપૂર્વક પ્રશ્ન પૂછીશ કે આ ખેલનું નામ આપ પોતે શું અમને નહીં કહો ?

બંસી૦ (બં. ડં. એક બીજાને 'તુ બોલ!' 'તું!' એમ ઇશારાથી ચ્હડાવે છે તે પછી) જી, વિશ્વસૂત્રધાર બ્રહ્માજીએ સૌને પોતપોતાની બુદ્ધિ આપીને સર્જેલા છે, એટલે આ એવાં રૂપ સૂત્રધારબાલકો આવાઆવા સવાલના જવાબ દેવાનું ચાપલ, હે ભાઈ ડંસી,

બંસી૦ } કરે ખરા વારુ ? નાઆઆ જ કરે !
ડંસી૦ }

ડંસી૦ સ મ ઝ્યા મે હ ર બા ન !

બંસી૦ છતાં અમ બાલકોનો દોષ વસે અને અમારા પછી આવનાર અમારાં શીખાઉ નટનટીમાંથી કોઇ ભૂલચૂક કરી બેસે, તો સૌને માફી મળવા કાજે,

બંસી૦ } હે કલાભોગી ભલા ભગવાન, હવે અમે બે આખી નટચમૂ વતી તમને પુછ્યો
ડંસી૦ } ચ્હડાવિયે છિયે, અને સાષ્ટાંગ દંડવત નમસ્કાર પણ કરી લઇયે છિયે. ક્ષમા કરજો, દયા રાખજો, ઉદાર હજો, ભગવાન !

[ બં. ડં. પોતપોતાની જગાએ વિધિપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરે છે, એટલે પ્રેક્ષક બંને પડદા ઓજી એવા બંધ કરીને શ્રોતાઓમાં પાછો જાય છે. ]

## પ્રવેશ ૧લો : વધામણી અને દસ્તાવેજ

સ્થલ : કેસરીસિંહજી ઠાકોરનું ગામ. સમય : ચૈત્ર વદ પડવો બીજ, મધ્યાહ્નોત્તર.
મુખ્ય પાત્રો : નીમચંદ, બારોટ, કેસરીસિંહજી ઠાકોર.

[ ગામના બજારમાં પરગામથી આવતો બારોટ દુકાનોની બે હારોને જોતો જોતો કોને પૂછું એવા વિચારમાં જણાય છે. ત્યાં વચ્ચેની જરા મોટી દુકાનેથી—]

નીમ૦ પધારો પધારો બારોટ ! (બેસવા ગાદીને ઝાપટતો) આ છોટું હાટ જ પાવન કરો ને બાપુ ! (બારોટ ગાદીએ બેસી એ બુઢ્ઢા તરફ જુવે છે ત્યાં) આ ગામમાં આપનાં પગલાં પ્હેલી વારકાં જ થિયાં દીસે છે. પણ, બાપુ, દિયો આપનો હોકો, તાજો કરી ગયાનું.

( હાથમાંથી હુક્કો લઇને પડદા તરફ જોઈને ) ખીમિયા, એ ખીમિયા, ખેમિયા એ ! મ્હારો દીકરો ઓરડાને કિયે ખૂણે ભરાણો...( પડદા પાછળ જોઇ ) જો એલા ખીમા, બાપુ પધાર્યા છ તે રૂપાનો કળશો ભરીને લઇ આવ. પવાળું ભૂલતો મા, હો કે ! ( પડદા પાછળ જઇને ખૂણેથી લોટો લઇને નીચે મૂકે છે. ) લે, આ બાપુનો હોકો, તાજો કરી લ્યાવ. ( હુક્કો આપી પીકદાની લે છે. લોટો પીકદાની લઇ બારોટ પાસે આવતો) લિયો બારોટ, લિયો હું ધાર કરું, લાંબો પંથ આવ્યા લાગો છ, તે તાજા થાવ. ( બારોટ પીકદાનીમાં હાથમોં ધોઈ, જમણો હાથ મોંએ લગાડી તેમાં લોટાની ધાર ઝીલી પાણી પી લે છે, એટલે સોપારી કાતરતો ) બાપુ, બારોટનાં પગલાં તો કોઇ મોટાં શુભ નમત્તે જ હોય, બાપલા.

બારોટ ( સોપારીનો ભૂકો મોંમાં નાખતો ) શેઠ, બાપુ મદારસિંહજી બે અઢી વર્ષ ઉપર દેવ થયા, તેમની ડેલીએ શુભ સમાચાર દેવા દડમજલ આવ્યો છું. આ છેલ્લું ગામ કેવું કહેવાય તેને પાદરે જ ઘોડાને વસન્તની લ્હેર લાગી ગઇ, એટલે અને એ શુકન પણ એન, ઇ જેવું એકે નહીં, તે મ્હારા ઘોડાને ઘોડીના માલેકને સોંપતો આવ્યો છું. ઘોડી છે પણ સન્જાત, કૂણી રેશમ જેવી. પણ ગામ બ્રાહ્મણિયું તે બીજું મ્હડવા જોગ ઘોડું જ ન મળે.

ભલા, કેસરીસિંહજી ડેલીએ જ હશે ના, કે ભીમસિંહજીને ગામ પધાર્યા છે ? એમની હેલી ક્યાં આવી શેઠ ?

નીમ૦ ( ખૂણેથી તાજો કરેલો હુક્કો લઇ આવી આપતો ) લ્યો બાપુ, અમારા ન્હાનકડા ગામ લગી આપ જેવાનું પધારવું મોટા વરાઅવસરે જ હોય ને ? પણ, બાપુ, જરા તકિયે નીરાંતે બેસો તો ખરા. હમણાં કહુમ્બોહુંગો આવશે. અમે સૌ અહીં મદારસંઘજી અને એમના વડીલ જોરાવરસંઘજીનો દીધલ રોટલો જ આજ ત્રણ પેઢીથી ખાઈયેં છ. ( સોપારી બેળચી આપતો ) એલા ખીમિયા, સોમચંદને પૂછ, કહુમ્બાને કેટલી વાર ?

બારોટ ના શેઠ. આંહી કે ડેલીએ કુસુમ્બો મ્હને ન ખપે. પાણી મેલે સાત વર્ષ વળાં ગયાં છે, ને અખાત્રીજનાં લગન લીધાં છે, તે હું તો ડેલીએ જ જઇશ.

નીમ૦ લ્યો બારોટ, એ વધાઇ ઉપર આ સાકર, ના તમને મ્હારા સમ ! આ રાંક વાણિયાના સમ ! ( સાકરના ગાંગડા બારોટના મોંમાં મુકી આપે છે. ખોબો સાકર અને ખોબો બદામ બારોટના ખેસને છેડે બાંધી આપે છે. ) લગન તો કેસરીસંઘ બાપુનાં ને ? હાશ ! ભલું કરજો ભગવાન ! હવે આ ઘયડિયાનો જીવ હેઠો બેઠો. હું તો ટાંપી જ રહ્યો 'તો, જે પારણામાંથી સગપણ કરેલાં ને બાપુ દીપસંઘજી કેમ વરસ ઉપર વરસ વ્હેતાં જ મેલતા હશે...

( બારોટને ઉઠવાની અધીરાઇ જોઇ ) લ્યો બારોટ, હું જ આપ ભેગો આવું ડેલીએ. ખીમિયા, સોમચંદને કહી દે કહુમ્બો નથી જો'તો, પણ બ્હાર હાટે આવીને હાટ સાચવે. અમે હાલ્યા ડેલીએ કેસરી બાપુને વધાઇ દેવા. ને ખેમિયા એ ! તું ય વાંસેવાંસે ધોડ્યો આવ, હો કે, કાંઇ કામકાજ પડે.

[બારોટ ઊઠે છે. નીo અમરાઈએથી એક ચોપડો બગલમાં મારતો તેની જોડે થાય છે. કૈંક સાંભરતાં પાછો ફરી મજૂસ ઉઘાડી અંદરથી કૈંક ન્હાની ચીજ સાચવીને ખીસામાં સેરવી દે છે, અને તેના ઉપર શેઠ બાંધતો બાંધતો બારોટની જોડે થઈ જાય છે. બજાર વટાવી ગામનાં ઓરડાં મુકી બને ઓતરાદી આવેલી ન્હાની ધાર ચ્હડે છે. ધારને બે છેડે બે છૂટા છૂટા દરબારગઢ છે, જે પ્રમાણમાં ન્હાના હોવાથી ડેલીઓ કહેવાય છે. ઊંચી ટુંકે ચણેલી ડેલી કેસરીસિંહજીની છે; બીજી એના પિત્રાઈ "કાકા સાહેબની" ની છે. બંને પડું ! પડું ! બોલી રહી હોય ને એવી હાલહવાલ છે.

પોતાની ડેલીના દરવાજા બ્હાર કેસરીસિંહજી બે શિકારી સાથે વાતમાં છે, ત્યાં શેઠ અને બારોટને આવતા જોઇ શિકારીઓ રજા લે છે. અને—]

કેસરીo ( મોટેથી ) આવો, આવો શેઠ. કૈં ઊતાવળે પગે આવો છો ને ? અને આ હારે બારોટ ક્યાંના આવી ચ્હડયા ? આવો આવો બારોટ. ( બંને સાથે હાથ મેળવે છે. નીo પગે લાગતો હોય એમ નમી લઇને પછી હાથ મેળવે છે. )

નીમo ઘણી ખમા, બાપુ, ભગવાનની આપના ઉપર કિરપા છે. બારોટ, દિયો વધાઇ!

બારોટ ( ખાથમાંથી લગ્નપત્રિકા કહાડી લલકારતો )

કવિત

ભલો ભલો સૂર્યબંસી કેસરી કેસરી રાખો,
મદારનો મિત્ર દીપ આશીષું કહાવે છેઃ
જેબને જે સામસામા કોલ એકમેક દીધા,
મદારના પાટવીને દીપ યાદ લાવે છેઃ
મદાર તો સિધાવ્યા ને દીપનાં ય અંગોઅંગ,
દાંત આંખ કાન કેશ કાળ વિકળાવે છેઃ
વળી મિત્ર ભેગો થાવા દીપ હવે ઝંખે રોજ,
કોલ પાળવાનું તેથી મ્હોરત સુનાવે છે.

–બાપુ કેસરીસિંહજી, મજ રંક બારોટનાં આપને વધામણાં. ચાર દી ઉપર બાપુ દીપસિંહજી એકાએક માંદા થઇ ગયા, એટલે સુવાણુ થતાં તુરંત જોષી મહારાજ તેડાવીને નક્કી કર્યું, અને આજ પ્હો ફાટતાંમાં જ આપને હથોહથ પ્હોંચાડવા એમણે મોકલેલ લ્યો આ લગ્નપત્રિકા. એમાં લગન અખાત્રીજનાં લીધાં છે, અને હાથેવાળો એન ગોરજ્યઘટિકાનો લખ્યો છે.

કેસરીo ( મનની મુંઝવણુ દાબી રાખીને વિવેકથી ) પધારો પધારો બારોટ ડેલીમાં. ( અંદર જતાં જતાં ) બારોટ, આપના વેણુમાં મણા હોય નહીં, દરબાર સાહેબ દીપસિંહજી તો અમારે વડીલ જ. એમનો પડયો બોલ મદારસિંહજીના છોરુને માથે ચડાવ્યે જ છૂટકો. બેસો, બેસો નીમચંદ શેઠ, ભલા ત્હમે જ હારે આવ્યા !

નીમo ખમા બાપુ, મ્હારે આવવું જ જોંયે નાઃ ને, બાપુ, કાકાસાહેબને વધાઇ પૂગાડવી, તે—

બારોટ કેસરીસિંહજી, અખાત્રીજને હવે ક્યાં વાર છે, એટલે દીપસિંહજી બાપુની આજ્ઞા છે મ્હારે જ કાકાસાહેબને વધાઇ દેવી, વળી ત્યાં ય ન રોકાતાં ભીમસિંહજીને

ગામ જવું, અને અમારાં મોટાં કુંવરીબા તેજબા સાહેબને લઇને કાલ સ્હવારે જ પાછા વળવું. તો બાપુ ( ઊભો થતો ) મ્હને—

**નીમ૦** એમ તે કાંઇ હોય, બારોટ ? (વડારણ કઢેલા દૂધના કટોરા લાવે છે તે જોઈ) લ્યો આ જરા ચાલતું કરો ત્યાં નાસ્તો પણ આવે છે. અને બાપુ! ( કે૦ ને જરા આઘે લઇને કાનમાં ) બારોટ રોકાય એમ છે નહીં તો એમને વધાઇના સરપાવ માટે કાંઇક અબઘડી દેવું જો'યે. માળા કે બીજો દાગીનો છે હાઝર ? ( કે૦ બોલે તે પ્હેલાં ) ન હોય, તોય ચિન્તા નહીં: ભગવાને મ્હને સુઝાડયું તે હું આ હારે લેતો આવ્યો. ( નંગવાળી વીંટી દેખાડે છે. )

**કેસરી૦** કેટલાની હશે ? નંગ તો મઝાનું ઝગઝગે છે.

**નીમ૦** (ચાળીશેકની હશે તેને વિશે ) તો ! આવે રૂડે અવસરે અને આવા બારોટને નબળું દેવાય ? લાજ જ જાય ને ! કીંમત તો ચોપડે જે હોય તે ખરી: સવા સો'કની હશે. નંગ આપણી વાહવા કરાવે એવું છે એટલે બસ.

**કેસરી૦** ( બારોટ શકુનનું પાણું ન ઠેલાય એટલા પૂરતો જ નાસ્તામાંથી પેંડાનો એક કટકો મોંમાં નાખી દૂધ પી લઇ ઊભો થાય છે ત્યા ખવાસને ) એલા, આમની હારે કાકાસાહેબની ડેલીએ જવા હેમુભાને મોકલ, ઝટ ! અને બે ઘોડાં સાબદાં કરીને ત્યાં મોકલાવ, બે ય ભાઇને ત્યાંથી મામાને ગામ જવું છે.
( બારોટને ) બારોટ, રોકાણા હત તો ઠંડે પ્હોરે, તમારા ઉપર સરસ્વતીની મ્હેર છે તે કોઇ રાસો કે મહાભારતનો પ્રસંગ સાંભળવાનો લાભ ખાટત. ગામલોક હોંસેહોંસે આવત. પણ બાપુ દીપસિંહજીની તાકીદ છે એટલે લાચાર. ( ડેલીમાં ખી૦ ને પેસતો જોઇ ) ખીમુ, જા તું પણ બારોટ હારે. ( બારોટનો હાથ ઝાલીને આંગળીએ પ્હેરાવતો ) અ–ને અલિયો બારોટ, ઊભા ઊભા જ આવ્યા શું ને જાવ છો શું, તે ત્હમારે લાયકનો દરબાર ભરીને શિરપાવનું તો કયાંથી બને, એટલે ફુલ નહીં ને ફુલની પાંખડી આટલી સ્વીકારો.

**બારોટ** ( ખુશખુશ થઇને ) જિવો, બાપુ કેસરીસિંહજી જિવો: મોરનાં ઇંડાં ભાપલા ! ( નંગ તર્ફ મીઠી નજર નાખતો ) વરકન્યા ઘણું જીવો ! શુભં ભવતુ મ્હારા રાજ ! લ્યો આપ બેસો હવે મ્હારા સૂર્યવંશી ક્ષત્રિય !

( દરવાજે વળાવીને કે૦ અને નીં૦ પાછા આવે છે, ત્યાં– )

**કેસરી૦** નીમચંદ શેઠ, માથે વડીલ તપતા હોય અને લગ્ન થાય, તેવાને જ મઝા. આ તો દુનિયા જાણે વરરાજા કેવા દીપી ઊઠે છે, કેવા ભાગ્યના પૂરા કે જુગતેજુગતી જોડ મળી છે, અને વરરાજાના પેટમાં તો કાંઇ ને કાંઇ ફાળ હોય ! અહોહો, દુનિયાદારીની ગુંચગુંચામણી શી અટપટી !

**નીમ૦** ખમા બાપુ, આપ બધી વાતે ચકોર–મોટું રાજ ચલવો એવા, એટલે આપને કશા યે સલાહ દેવી હોય નહીં. લગન વરહનાં વરહ લીધાં નહીં; અને હવે લીધાં તે છેક આખર મોસમે લીધાં. એ મહિના આગળથી તો કહેવું'તું ! આ તો શું ? આકા પંદર દી યે પૂરા નથી રહ્યા.

કેસરી૦ ગરાસિયાભાઇનું સદા ય એવું. પણ એ તો જે લીધાં તે લીધાં. હવે પ્હોંચી કેમ વળતું તેનો જ વિચાર કરો. કેટલોક ખર્ચ કરવો પડે, કહો જોઉં ?

નીમ૦ જુવો ને બાપુ, આપણી ડેલીનાં ત્રણ પેઢીનાં તમામ ટાણાં ટૂણાં મ્હારે ચોપડે છે, ને સાચો વાણિયો હોય તેને ચોપડામાં હોય તે બધું ય હોય છીભને ટેરવે, આંગળિયુંને વેઢે. આબરૂ પ્રમાણે ખરચ કરવો પડે, ને બામણબારોટભાટમાગણ સૌને તેના હક્કનું દીધું જોયે. આ ડેલીએ પાટવીના લગનમાં ધામધૂમ પણ જોયે. વળી ફરતા મુલકના ભાઇભાયાતુંના વ્હેવાર. સદાણાં ક્યાં વારે ઘડિએ આવે છે ?

કેસરી૦ એટલે જુમલે આંકડો પાડો જોઉં ? બાપુ પાછળ દા'ડો કર્યો તેમાં બારે મહિના મળીને અઢારેક હજાર થયા હશે.

નીમ૦ આપના લગનમાં એટલા બધા તો નહીં, બાપુ, લગન તો આઠદશ દીની રમત; વળી આપણાં ઘોડાં અને રથને આખો મુલક વખાણે, દાણાદૂણીની આપણા કોઠારે વાત જ શી, પણ તો ય બારતેર હજાર તો નાખી દેતાં થાય, ને એકબે હજાર હાથ ઉપર રાખવા સારા. કુલીન ઘરને તળિયું જણાઇ જાય એના જેવી બેઇજ્જત એકે નહીં. એટલે, ભગવાન આપનું ભલું કરો બાપુ, પંદર હજારથી ઓછે નહીં રડે. વધશે તે તુરત પાછા ક્યાં નથી દેવાતા ? એમાંથી છે કેટલા બાપુ ?

કેસરી૦ ઘરમાં ? આ ડેલીમાંનું કાંઇ યે ક્યાં ત્હમને અજાણ્યું છે ? પંદરે હજાર તમારે જોડવા પડશે.

નીમ૦ સોમચંદને રાતે જ મોકલીને શહેરના શાહુકાર પાસેથી આણિયે ત્યારે. તેની તો આપના પ્રતાપે ચિન્તા નથ. પણ, બાપુ, વ્યાજ આકરું ભરવું પડશે, તે કોઈ આવકમાંથી દીવાળી દીવાળીએ ચુકવાય એમ છે ?

કેસરી૦ આ ગરાસમાંથી તમારું ક્યાં કાંઇ યે અજાણ્યું છે ? ચોપડે તે બધુંય મોંએ એમ કહો છો, તો ય ભૂલી ગયા હો તો જુવો હારે લેતા આવ્યા છો તે ચોપડો. પણ હું જ સંભારી આપું. અદાએ ત્હમારા દાદાને એક પછી એક ચાર વાડી લખી દીધી, એક એકથી તોફા, તે દીથી ખાતું ચાલે છે. બાપુ શોખીન અને હાથના ઉદાર તે એમણે ત્હમારા બાપને ને ત્હમને બીજી ત્રણ વાડી અને ચાર ખેતર, વચ્ચે ઊભા રહિયે તો કોઈ દિશામાં શેઢો ન ભાળિયેં એવાં, એક ઉપર એક લખી દીધાં. ઉપર આવ્યો બાપુનો દા'ડો. તે પેટે મેં જ ત્હમને ઘરાણે દીધાં, એક વાડી અને બે ખેતર. ચાલતી ઊપજમાંથી વેતરી વેતરીને એ ખર્ચનો કેટલો ભાગ મેં કેમ જોગવ્યો, મ્હારું મન જાણે છે ! વળી વેઠિયા પકડવાનો અમારો વહીવટ જ નહીં, તે જોતા નથી આ ડેલી જ કેવી હાલહવાલ થઈ ગઇ છે ! પંદર હજારનાં રાણીજી પધારશે, પછી એ કેટલા દીમાં રાણીજીનાં ચરણકમલમાં લાંબી થઇને દંડવત પ્રણામ કરશે, ભલા ?

નીમ૦ ભગવાન ભલું કરે, બાપુ, એવાં અપશુકનિયાં વેણ આપને ન છાજે. આઠદશ ખેતર ને ચાર વાડી, હોં હજી આપની છે ને, બાપલા !

કેસરી૦ તે ?

નીમ૦ બે ખેતર ને એક જ વાડી લખી દેશો તો આપને જણાશે ય નહીં અને ભગવાન એક મોસમ ત્રુઠ્યો એટલે જોઇ લ્યો દશ હજારનો ઢગલો ! રાણીજીને પગલે હું તો

આપને સુખચમન અને ડેલીની જાહોજલાલી ભાળું છું. ભગવાન આપનું ભલું કરો, મ્હારા અન્નદાતા!

**કેસરી૦** નીમચંદ શેઠ, બાપુની વર્ષી વાળનાં મેં પાણી મુકયું છે તે ત્હમને નહીં ખબર હોય?

**નીમ૦** શું બાપુ?

**કેસરી૦** એક તસુ ભોં પણ આ હાથે હવે કોઈને લખી દેવી નથી. તલવાર ખાઈને કે શિકારમાં બંદૂક છટકે ને મોત આવે તે રૂડું, પણ જમીન ઘરાણે મુકવાની તો હદ આવી રહી. હવે કેસરીસિંહ એવી સહી આપે તો જાણવું કે કેસરી મહારસિંહજીના પેટનો જ નહીં!

**નીમ૦** અધધધ મ્હારા બાપલિયા, મ્હારા અનદાતા!
( જુદી જ લાગણીથી ) જિયો કેસરીસિંહજી જિયો! જિયો સતજુગનો ખત્તરી જિયો! જિયો.મ્હારા શરા સાવજ! ભલે મ્હારા બાપ! ભોં ન લખી દ્યો તો નહીં જ વાત, પણ દસ્તાવેજમાં સહીસિક્કો તો કરવાં પડે મ્હારા રાજ!

**કેસરી૦** કેવો દસ્તાવેજ?

**નીમ૦** એમાં વાડી નહીં, ખેતર નહીં, ભોં નહીં, ખોરડું નહીં, કોઈ જાતની એકે ભાતની થાવર જંગમનું એમાં નામ નહીં! એમાં, ભગવાન ત્હમારું ભલું કરે, ટેકની, ખતરવટની, સતજુગની જ શાખ આવે.

**કેસરી૦** ( સમજ પડતી નથી એટલે ) શેઠ, સીધું ભણજો, સીધું ને પાધરું, ને ચોગરદમ ખુલ્લું, સમજ્યા કે!

**નીમ૦** ભગવાન! ભગવાન! મ્હારી ત્રણ પેઢીના કસમ, બાપુ! દસ્તાવેજ સાવ સાચો ને રોકડો જ, સો એ સો ચણોઠી ચોખ્ખો! આપની પાસે લપ્પનછપ્પન ફગવીને હું ગરીબ વાણિયો માર્યો ન જાઉં, મ્હારા અન્નદાતા!

**કેસરી૦** તસુ પણ કોઈ રીતનું ગીરવી દેવાની વાત જ નહીં, એવો દસ્તાવેજ લખી દેવામાં કોઈ પાંતીનો વાંધો નથીઃ ભલે ને અંદર બીજું ચાહ્ય તે હોય.

**નીમ૦** તો ય બાપુ, વાણિયાની જાત બીકણ. આપની તલવારના સોગન ખાશો, મ્હારા સવાજ?

**કેસરી૦** તલવારનાં સોગન્દ, મ્હારી સાત પેઢીના કસમ, હું દસ્તાવેજની શરતથી પાછો પગ ખેંચું તો આખી ક્ષત્રિવટ ડૂલ! ત્હમે ત્હમારો બોલ પાળશો, નીમચંદ શેઠ, તો ત્હમારા મુકે એવા લખાણ પર હું સહીસિક્કો કરી દઈશ.

**નીમ૦** ભગવાન ત્હમારું ભલું કરો! ચોથે દિવસે તો આપને પૂરેપૂરી રકમ જોયે, અને છીભની શાખે જ મેળવવી રહી એટલે સોમચંદથી નહીં નીપજે, મ્હારે જાતે જવું પડશે, આજ રાતે જ. પણ, બાપુ, મનમાં જરા યે ખટક રહેવા દેશો નહીં, મ્હારા બાપલા. છું તો ગરીબ વાણિયો, પણ વડેરાઓએ ડેલીની ભગતી ખડે પગે પચાશ વરસ કરી છે, અને આ નીમિયો ય તે એના ગજા પ્રમાણે કુળવાન શાખવાન વાણિયો છે. પંદરથી વીશ હજારની રોકડ ને શાહજોગ ચિઠ્ઠીઉં મ્હારાં બાપુના પગમાં ચોથે દીએ જ હાજર કરીશ. ભગવાન ત્હમારું ભલું કરો, બાપુ!

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ૨ જો : દસ્તાવેજમાંથી છૂટકારાનો માર્ગ

સ્થળ: કેસરીસિંહજીની મેડી. સમય: દસેરા પછી ત્રીજો ચોથો દિવસ.

પાત્રો : કેસરીસિંહ, કેસરબા : ભીમસિંહ, તેજબા.

**ભીમ૦** કેસુભા, લગનથી જુવાન યુવતી તાજગી પામે, ખીલે...ને ત્હમને બેને તો જોતાં જ અમારાં કાળજાં વીંધાઇ જાય છે. પાંચ મહિનામાં તો જાણે ત્હમે બે ય દશવીશ વર્ષ ઘરડાં થઇ ગયાં લાગો છો !

**કેસરી૦** ભાઇ, પાછી એ જ વાત ?

**તેજબા** ખમા, ઠાકોર. પણ મ્હારી કેસરને મા ગણો તે ય હું, માજણી ગણો તે ય હું. અને અમારાથી—સાચું જ કહું છું, કેસુભા,—ત્હમારા બેના દયામણા દેદાર દેખ્યા જાતા નથી. આ મ્હારી રમતિયાળ ઉધમાતિયણ કેસરબા ! એને ઘોડાંના શોખ, એને પટાબાજીના કોડ, એ શિકારે ચ્હડે, એ ખેડખાતર પણ હાથે કરી જાણે, જાણે બાઇમાણસ જ નહીં. એ કડિયાકામ સુથારકામ લુહારકામ કંસારાકામ જાણે. રૂપી રજપૂતાણીના વેશમાં એ તો મ્હારો ટેડો રજપૂત, પૂરો કસબી અને મનમોજી ! મરદાની એકે વાત એને ન આવડે એમ નહીં. બાપુએ મેળવી આપી પણ જુગતેજુગતી જોડ. કેસરબા લાખ જોબનવન્તીમાં એક પદ્મણી, તો કેસરીસિંહજી લાખ જુવાનોમાં એક બાવનવીર, બત્રીશે લક્ષણો સમ્પૂર્ણ, ચોસઠે કલામાં ઉસ્તાદ : અને એવાં બેની અસાધારણ જોડ આ ડેલીએ ભેળી થતામાં તો --હાય રે મા ! હેં જાણે શો ય કોપ ઊતર્યો, પ્રભુ જાણે કેઇ રાંડ જક્ષણીએ એમનાં લોહી જ ચૂસી લીધાં ! ( આંસુ સારે છે. )

**કેસરબા** ( તેજબાને ખભે હાથ દેતી નીચી નજરે ) મોટાંબા, દકરાણું તો ઠાકોરની બાથા; જે દશા રાજાની તે જ રાણીની.

**ભીમ૦** કેસુભા, આ મામલા પાસે શો ભેદ છે તે ત્હમને ન પૂછું તો પૂછું કેને ભલા ? નથી કોઇ ને નથી ફૂવા. ત્હમારા અંતરના પૂરેપૂરા વિશ્વાસનું કોઈ જૂનું નીવડેલ માણસ પણ આ ડેલીમાં કે ત્હમારી આસપાસ ક્યાંય ભાળતો નથી. ઓલ્યો વાણિયો નીમો કાં'ક જાણે છે. આ કેસરબા બધું ય જાણે છે. એનાથી ત્હમે જરા ય અંતરપટ રાખ્યો નથી. પણ હું કે ત્હમારાં ભાભી નીમાને કે એમને પૂછિયે એવાં અમને રાશા માનો છો ? ત્હમે સતજુગિયા ક્ષત્રિય, તો અમે કળજુગના પણ રજપૂત ખરા, બાપુ !

**કેસરબા** ઠાકોર, વડીલ જેવા વડીલ અને ભાઇ જેવા ભાઇ ભીમસિંહજી બાપુને અને મ્હારાં મોટાંબાને નહીં કહો, તો કહેશો કેને ? ( તેજબા તેને બેઠી પાડે છે, પછી એક હાથે તેને પોતાની સોડે દાબી રાખી—)

**તેજબા** કેસરીસિંહજી, સુલતાનની હજૂરમાં પાછા નોકરી ઉપર જવાના દિવસ ભરાઇ ગયા છે તે જાણો છો. પણ આ ત્હમારાં ભીંડાં દખનો ઉપાય જડે નહીં, ત્યાંલગી ઠાકોર અહીં બેઠા છે ને હું યે ખસવાની નથી. જઇને બાપુ દીપસિંહજીને મ્હારે કહેવું પણ શું ! આ ત્હમારી જોડમાં અને આ અમારી જોડમાં હું આ પ્હેલી આંગળી

અને બીજી આંગળી જેટલો ય ભેદ સમઝતી નથ. બે ય એક સાથે નહીં તરી શકિયે તો એક વાંસે બીજી જોડે ડૂબશે, કહી રહ્યા!

**કેસરી૦** (થોડી વાર ત્રણે સામે જોઇ રહે છે; પછી ઊંડો નિઃશ્વાસ નાખતો) ભાઇ, ભાભી, ત્હમારાં જેવાં દેવને દુર્લભ હેત આગળ હારી જાઉં છું. જેનો ઉપાય જ ન મળે તે જાણીને શું કરશો ભલા? પણ રાજહઠ, સ્ત્રીહઠ અને અન્તરના હેતની હઠ ભેળી કરો છો, તો ભલે જાણો. અમને બેયને ત્હમે બચપણમાં નાગાંનવસ્ત્રાં ભાળ્યાં જ છે, તો આજે અમારી નગ્નાવસ્થા ફરીને નિહાળો. (વળી મોટો નિઃશ્વાસ નાખતો) રાણી, દસ્તાવેજ આણો ને વંચાવો.

**કેસરબા** વિગત જણાવતા થાવ, ત્યાં આ આવી. (જાય છે.)

**કેસરી૦** ભીમસિંહજી, અદા જોરાવરસિંહજીથી માંડીને આ ડેલીની અવદશા બેઠી. અને બાપુની ઉદારતાએ ગરાસને કેટલો ધોકો વાગે છે તે ગણ્યું જ નહીં. એમનાં દાં'ડાના ખર્ચે માટે વળી વધુ વાડીખેતર વટાવવાં પડયાં. વાડીખેતર જાય તેમ તેમ ઢોર ઘોડાં અને આશ્રિત રજપૂતકુટુમ્બો પણ ઓછાં થતાં જ જાય. જણ અને જાનવર ગમે તેટલાં તેજસ્વી અને કસબી હોય, પણ પૂરતી ભોં જ નહીં એવી ડેલીએ તે કેટલા દી ટાંટિયા ઘસે. લડાઇ ધીંગાણાં તો એટલાં આથાં વહ્યાં ગયાં, કે તેમાં પડવા જઇયે તો અહીંનું છે તે પણ ધૂળ મળે. મતલબ કે કાળ જ ફર્યો છે, આ દેશકાળને હવે રાજપૂતાઇ ખપતી જ નથી. વળી ભોંને નવા ખજાના ધર્મયુદ્ધે કમાવાના પ્રસંગ જ દેખાતા નથી, અને વરાઅવસર તો હાથકે હાથકે આવવાના; નવું વ્હેણ છે નહીં અને જે હોય તેમાંથી યે ઉલેચાતું જાય. અધૂરામાં પૂરું, આપણે ગરાસિયા. આપણી રીતભાત અને આપણું આખું મગજ, આપણી પ્રકૃતિનાં આઠે અંગ એવાં, કે ધરાણે મુકિયે તે પાછું છોડવવાની શરતું સીધી અને ચોખ હોય, તોપણ તે જાતે પાળતાં તેમ સામા ધણીને પળાવતાં આપણને આવડે જ નહીં. હિસાબકિતાબમાં આપણું ચિત્ત લાગે નહીં. વટાવ-વટન્તરમાં આપણને સુઝે જ નહીં. વચ્ચે વચ્ચે મોસમું એવી તો પાકે છે કે ભોંની માટી જાણે સોનું બની જાય છે. પણ તે વાણિયાનું જ ઘર ભરે છે. આપણે તો ચપટી દેવાતી હોય ત્યાં ય ખોબે ખોબે બાવાની ઝોળી ભરિયે, બીજે લાભ લેતાં આપણને આવડે જ નહીં. સમો ફર્યો છે કે આપણી અક્કલ મારી ગઇ છે, ગમે તેમ ગણો, પરિણામ આવે છે એ જ કે એક કટકો વેચિયે ને બે હજાર ઊભા કરવા આપણે બે કટકા ધરાણે મુકિયે છિયે, પણ ધરાણે કહો તો ય, એ બે આપણા હાથથી ગયા, તે પાછા હાથમાં આવતા જ નથી. અને આપણાં ગામગરાસની હારે આપણાં જણ-ઘોડાં-ઢોર-ખજાના, આપણી હાકમી અને મુરવત, આપણો દોર અને આપણું પાણી, બેવડી ઝપટે આપણને છાંડીને બીજે વહ્યું જાય છે. અદાથી માંડી બાપુના દાં'ડા લગીમાં ધરાણે મુકાણા તેમાંથી એકે કટકો પાછો મળ્યો જ નહીં, એ પચાશ વર્ષનો એકસરખો સામો ઢાળ ભાળીને મેં પાણી મુકયું કે આ ડેલીની છે તેમાંથી તસુ ય ભોં હું તો ઓછી નહીં કરું. પછી આવ્યો આ લગ્નનો ખર્ચ, તે જોગવવાને જે દસ્તાવેજ લખી દીધો છે, તે— જુવો આ રાણીજી લ્યાવ્યાં.

(કેસરબા ઓળિયું ઉઘાડી તેજબાના હાથમાં મુકી મુદ્દાની લીટીઓ દેખાડે છે.)

તેજબા ( વાંચે છે ) " ......હું, ઠાકોર કેસરીસિંહજી, એ મ્હારા વડેરાઉતી ડેલી તથા ગરાસ હાકમીનો સ્વાંગ ધણી, ઉપલી રકમ મ્હારા પોતીકા લગનના જરૂરી ખરચ માટે રોક ઉપાડું છું, તેના વ્યાજ લેખે પ્હેલી દીવાળીએ હું રૂ......રોક ભરીશ; અને તે પછી વ્યાજની એકે પાય નહીં ભરું. વળી ઉપર લખી મુદ્દત જૈયે દઈ શકું તૈયે એકરકમે જ ભરી દેવા બંધાઉં છું, કટકે કટકે નહીં. પુનશ્ચ આખી રકમ ભરી દેવાનો દી ઊગે નહીં, ત્યાંલગી હું અને મ્હારાં રાણીજી, વચ્ચે નાગી તલવાર રાખીને સૂતાં હઇયે, અગર અમારું સગપણ માજણ્યાં ભાઇબ્હેનનું હોય, એ રીતનું સમ્પૂર્ણ બ્રહ્મચર્યવ્રત રાત ને દી આઠે પ્હોર બારે માસ અખંડ પાળીશું."

[ દસ્તાવેજ તેજબાના હાથમાંથી પડી જાય છે. આંખમાં આંસુ માતાં નથી અને તેની ધાર દસ્તાવેજ ઉપર પડશે એમ જોઇ કેસરબા તે ખેસવી લે છે. ભીમ૦ ઊભો થઇ જઇ બારીએ જાય છે. કે૦ અને કેસરબા ધ્યાનસ્થ જેવાં નીચી નજરે જોઇ રહે છે. થોડી વારે— ]

ભીમ૦ ( પાછો આવીને બેસતો ) રાણી, આંસુ ખાળો, ક્ષત્રાણી બનો. આ બેનાં મહાભારત દખનો ભેદ આ ત્હમે વાંચ્યો અને જાણ્યો.

તેજ૦ કેસુભા, શું કહું ! શો ઝુલમ ! તે દી બારોટ હારે અમારી આગળ કેમ આવ્યા નહીં ? સહી દેતાં પ્હેલાં કેમ ન આવ્યા, અગર ઠાકોરને કેમ તેડાવ્યા નહીં ? પછી આંહીંથી જાન કહાડી તે ઘડીથી તો ઠાકોર તમારી હારે હતા. વળી અત્તરઘડી લગી કેમ બોલ્યા જ નહીં ? આવી જુદાઇ અને આવાં તપ ! કેસુભા ! કેસુભા !

કેસરબા ( નીચી નજરે અને છેક ધીમે અવાજે ) આપણે ગરાસિયા: મોટાંમા, જરા ધીરાં ! આપણ ગરાસિયાને શસ્ત્રાસ્ત્ર ઊછળી રહ્યાં હોય, ત્યાં એકબીજાને માથું દેતાં આવડે. પૈસાટકા કે ગામગરાસની વાત સગા ભાઇને ય કહેવાનો આપણો ચાલ નહીં. સુઝે એવી માયામમતા કાં ન હોય, પણ એવીએવી અડઓપટીમાં એકમેકને પડખે ઊભવાનો આપણો દસ્તૂર નહીં. એ દુનિયાદારીના વ્હેવાર બ્રાહ્મણવાણિયા જાણે ને કેળવે. ભીમસિંહજી જાતે કે આપણા બાપુ આવી વાત રજ પણ બીજાને કાને જવા દિયે ખરા, કે મનમાં રાખીને પોતાનું પોતે જ વેઠી લિયે ?

કેસરી૦ રજપૂત બિનશરતે કોઈનું લિયે નહીં, જે શરતે લિયે તે પાળે. રજપૂત ભાઈભાયાત હારે શરતું કરે પણ નહીં. વ્હેવારની રીતે ભાઇભાયાતને કે રજપૂતને પણ મદદ દેવામાં રજપૂત વાણિયાવેડા ગણે છે અને હીણપ માને છે, એટલી બધી આપણી અક્કલ મારી ગઇ છે, એટલે જ ગરાસિયો માત્રને પડખે કોં'ક કોં'ક વાણિયોબ્રાહ્મણ હોય છે ને ! વ્હેવારની શરતું સમજે સ્વીકારે ને કેળવે, તો જ રજપૂત રજપૂતને ટેકો દઈ શકે, બેયનાં માનઆબરૂટેક સરખાં જળવાય, અને બેય સાથે તરે. પણ આ બધું તો બને રજપૂતનો સવળો દી ઊગે તે દી.

ભીમ૦ કેસુભા, ઉપવાસથી બુદ્ધિ સતેજ થાય તેમ આ કષ્ટતપ ત્હમને આખી રાજપૂતાઇ આખો મુલક અને આખો જુગ ઉદ્ધારી દેવાનો પાનો ચ્હડાવે છે. આ ઉમરે અને અંદી બેઠાં બેઠાં ય ત્હમારી દૂરઅંદેશી શી અજબ ખીલી રહી છે ! પણ, બાપુ, એ નવો સૂરજ ઊગે ત્યાંલગીના વચગાળાનું શું ? અને અટાણે મુદ્દાનો સવાલ તો આ રકમ ભરી દેવાનો, ત્હમને બેને દખદરિયેથી કહાડવાનો છે. કેસુભા, હું આણી દઉં તો આ રકમ ખપે ?

કેસરી૦ રોકડી હશે ખરી ?

ભીમ૦ એટલી મોટી રકમ તો ક્યાંથી હોય ભલા, પણ આણી દઉં.

કેસરી૦ ભાઈ, મ્હારા વ્હાલા ભાઇ, ત્હમારું તે મ્હારું, મ્હારું તે ત્હમારું. હું તસુ ભોં વેચુંસાટું કે ધરાણે મુકું નહીં, પણ એવું જ ત્હમને મ્હારી ખાતર કરવા દઉં, તો મ્હારો ટેક ક્યાં રહ્યો ? અને ટેક ગુમાવી બેઠેલો આ કેસરી ત્હમને પણ કેટલો વ્હાલો રહેશે ભલા !

કેસરબા ભોંનો કટકો વેચાણ કે ધરાણે દીધા વગર રજપૂતને આ કાળમાં રોકડા રૂપિયા મળે ય ખરા ?

તેજ૦ ઠાકોર, મ્હારાં વધારાનાં ઘરેણાંગાંઠાં ન ખપે ?

ભીમ૦ રાણી, રાણી, એ શું બોલ્યાં ! કેસુભાને ત્હમારાં બ્હેનનાં ન ખપે ને ત્હમારાં ખપશે ?

તેજ૦ તો ખમા કેસુભા, અમને એક વધુ વાત પણ ન જણવો ? આવી મોટી રકમ એક ઝટકે મળી જવા વિશે અને ત્હમારાં કષ્ટની અવધ વિશે ત્હમે કશી અટકળ બાંધી છે ખરી ?

કેસરી૦ એક તો નહીં પણ ત્રણ ચાર ઝરણ ભેળવીને મેળવી શકીશ. રાજપૂતાઇના પુરુષાર્થનો કાળ જ નથી, તો સમય વર્તીને ખેડુતસોદાગરનો અને વળી વાણિયાશાઈ પુરુષાર્થ અજમાવી રહ્યો છું. ત્રણચાર વર્ષે એક મોસમ એવી જાય છે કે દાણાદૂણીનું નાણું કરી લેવાય. લગભગ હર સાલ આ રીતે થોડી કમાણી તો થાય. વછેરાવછેરી ગૌગા વધારાનાં થાય તે થોડી બીજી રકમ આપે. વાણિયો પણ બન્યો છું અને વધુવધુ વાણિયાવ્હેવાર બાંધતો જાઉં છું. ગામમાં જ સજાત માણસને રોજી-ધંધા માટે જોતી રકમ ધીરી દીવાળીએ વ્યાજ વધારા સાથે પાછી લઉં છું. અને જે ભોં રહી છે તેને પણ સારી પેઠે કેળવું છું. દશ વર્ષે રકમ ભરી દઇશ એમ લાગે છે. સારાં વર્ષ દાયકામાં વધુ આવી જાય તો આઠ વર્ષે, નહીં તો બાર પણ થઇ જાય.

( કેસરબાથી નીસાસો નખાઇ જાય છે. )

ભીમ૦ બહુ લાંબા તાંતણાનો ભરોસો શો ! બીજો કોઇ મારગ સુઝતો જ નથી, ભલા ?

કેસરી૦ સુઝે, પણ એ માર્ગે ચ્હડી શકું એમ ભાળતો નથી.

ભીમ૦ } તેજ૦ } અમને કહો તો ખરાં !

કેસરી૦ ત્હમારો જ દાખલો જુવો. ત્રણ પેઢીથી ત્હમારી ડેલીએ બે બે ભાઈ વચ્ચે આંતરાનાં બેત્રણ વર્ષ જ, અને બેયના જીવ એક. એટલે ત્રણ પેઢીથી ત્હમે એક ભાઇ ગરાસ સાચવો છો, એક ભાઇ ગામતરું સેવી મોટા રાજ્યમાં કે નવાબસૂબાની માનભરી નોકરી બજાવો છો. ભીમસિંહજી, ત્હમે પોતે આજ પાંચ વર્ષથી ત્હમારી રાજપૂતાઇની સુવાસ ઠેઠ સુલતાન લગી પુગાડી છે, એટલે આ માર્ગના બેવડા લાભનો ત્હમને જાતઅનુભવ છે. હું પણ મ્હારા લાયક નોકરી જ્યાં મળે ત્યાંની ઝડપવા અધીર છું. આ ખૂણે કેદમાં જકડાયલ રાજપૂતાઇ કટાય છે જ. પણ બાપુને બીજો કુંવર સાંપડ્યો નહીં કે આ ડેલીગરાસ તેને ભળાવીને હું દુનિયા ભટકવાને નીકળી શકું.

કેસરબા (એકદમ ઊભી થઈ જઈ) ખમા ઠાકોર! (તે૦ ને) જુવો તો મોટાંબા, આટલું ફરી વાંચો ને. (ખતમાંની લીટી દેખાડે છે.)

તેજ૦ : (વાંચે છે) "...અગર તો અમારું સંગપણ માજણ્યા ભાઇબ્હેનનું હોય..."

કેસરબા બસ બ્હેન. ભીમસિંહજી બાપુ, ઠાકોરના માજણ્યા ભાઈની ગરજ હું સારી શકું છું. આ ડેલી ને ગરાસની કેળવણી મ્હારે માથે. ઠાકોરે નવી વાણિયાગત માંડી છે તેની કેળવણી ય મ્હારે માથે. કેમ, મોટાંબા, સાચું જ બોલજો, બ્હેન જાણી મ્હને ખોટી મ્હડાવશો મા. એ બધી મરદાંની વ્હેવારની બાબતુંમાં હું બાપડો છું કે બાપડી? ગરાસિયો છું કે ક્ષત્રિય? રજપૂત છું કે કણબી? રાણી છું કે શેઠ? (કેસરબાના બોલથી તે૦ અને ભી૦ને પણ આશાં અને ઉમંગ પ્રકટે છે. સૌ ઊભાં થઇ જાય છે.)

તેજ૦ કેસુબા, મ્હારે ખાતરી દેવાની પણ શી જરૂર? બાપુ દીપસિંહજીનું કામકાજ છેલ્લાં અઢી વર્ષ બીજા કોણે સંભાળ્યું છે? મ્હને એટલી તો ખાતરી છે કે હું તમને હિંમતથી કહું છું,–આ મ્હારી બ્હેન તો જે છે તે છે. તમે જ મહિનો માસ જે જોવું હોય તે પારખું જોઇ લિયો,—

કેસરી૦ અને પછી?

ભીમ૦ અને દરમિયાન હું તક ઝડપીને સુલતાનની હજૂરમાં વાત મેલીશ એટલે હા જ સમજવી. મારતે ઘોડે ફરમાન આવશે, તે મળતાં હજૂરની તહેનાતમાં તમારે લાયકની કામગિરીએ ચ્હડવા મારતે ઘોડે આવી પુગજો. તમારા જેવી અજોડ જોડીને દશદશ વરસનાં દોહ્યલાં તપ હોય જ નહીં. (ભી૦ કે૦ને, તે૦ કેસરબાને ઊમળકાથી ભેટે છે.)

[ પડદો પડે છે. ]

[ અપૂર્ણ ]

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

---

# કચ્છનું વનસ્પતિ પ્રદર્શન

વનસ્પતિશાસ્ત્રી શ્રી જયકૃષ્ણભાઇ ઇન્દ્રજીના નામથી હવે ગૂજરાતનો શિક્ષિત વર્ગ ભાગ્યે જ અજ્ઞાત હશે. આ મહાપુરુષે પોતાની આખી જિંદગી વનસ્પતિના અભ્યાસ પાછળ જ ગાળી છે. "વનસ્પતિશાસ્ત્ર" નામનો તેમનો બૃહદ્‌ગ્રન્થ હાથમાં લઈને ગૂજરાત મગરૂરીથી વિજ્ઞાન-મંદિરમાં જઇ શકે છે. હિંદુસ્તાનની કોઇ પણ પ્રાંતિક ભાષામાં વનસ્પતિશાસ્ત્ર ઉપર આવો શાસ્ત્રીય ગ્રન્થ કોઇએ લખ્યો નથી. પૂ. જયકૃષ્ણભાઇએ એ ગ્રંન્થ લખીને ગૂજરાતની અમૂલ્ય સેવા કરી છે.

આ સમર્થ વનસ્પતિશાસ્ત્રીની જન્મભૂમિ માટે કચ્છ અભિમાન લઇ શકે છે. પોરબંદરને વર્ષો સુધી પોતાની સેવા આપ્યા પછીથી કચ્છના નામદાર મહારાવશ્રીના અતિ આગ્રહથી તે હાલ કચ્છમાં રહે છે.

કચ્છના મહારાવશ્રીને વનસ્પતિઓનો પરિચય બહુ જ સારો છે. ભલભલા વનસ્પતિશાસ્ત્રીઓની તે પરીક્ષા લઈ શકે એવો સુંદર તેમનો એ વિષયમાં અભ્યાસ છે. મહારાવશ્રી જબરા શિકારી છે. શિકાર પ્રસંગે જંગલોમાં જવા આવવાનું થાય. એ જંગલોની વનસ્પતિ ઓળખ્યા વિના તેઓશ્રી કદી રહ્યા નથી. જ્યાંથી જ્યાંથી નવીન વનસ્પતિ તેમના જોવામાં આવે છે ત્યાંથી ત્યાંથી તે વનસ્પતિઓ લાવીને કચ્છના પાટનગર ભૂજમાં બનાવેલા રમણીય 'શરદબાગ'માં તે ઉછરે છે. કચ્છ જેવી મરૂભૂમિમાં 'શરદબાગ' જેવો દર્શનીય બાગ એ મહારાવશ્રીના વનસ્પતિ તરફનાં પ્રેમનું સૂચક ચિન્હ છે.

નામદાર વૉઇસરૉય લૉર્ડ ઇરવીન ગયા નવેમ્બર માસની ૧૪મી તારિખે કચ્છ પધારવાનાં હતા. એ પ્રસંગે મહારાવશ્રીએ એક જંગી વનસ્પતિપ્રદર્શન ગોઠવવાનું પૂ. જયકૃષ્ણભાઇને ફરમાન કર્યું હતું.

આ પ્રદર્શનની તૈયારીઓ પાંચ ૭ માસ પહેલાંથી કરવામાં આવી હતી. કચ્છની પ્રજા કચ્છમાં ઊગતી વનસ્પતિઓથી વાકેફ થાય, કચ્છમાં કેટલી ઉપયોગી દવાઓ, રંગો વગેરે થાય છે એ બતાવવા માટે જ આ પ્રદર્શનની યોજના કરવામાં આવી હતી. વૉઇસરૉયનું આગમન એ તો એક નિમિત્ત માત્ર હતું.

આ પ્રદર્શન કચ્છ માંડવીની પશ્ચિમે આવેલા કાઠડા રાજમહેલ આગળ ભરવામાં આવ્યું હતું. તેમના જીવનનું "આ છેલ્લું અને સૌથી મહત્ત્વનું કાર્ય" જોઈ જવા માટે મને તેઓશ્રીએ આગ્રહ કર્યો હતો એટલે હું પણ અકટોબરની ૧૧મીએ ત્યાં ગયો હતો. જે એકાદ માસ એ મહાપુરુષ પાસે રહીને ગાળ્યો છે તે ઘણી રીતે મને યાદ રહેશે. આટલી ઉંમરે ૧૦ થી ૧૨ કલાક સતત કામ કરવાની શક્તિ જયકૃષ્ણભાઇ સિવાય બીજામાં ભાગ્યે જ હશે. ઝીણામાં ઝીણી બાબતથી તે મોટામાં મોટી બાબત ઉપર તે જાતે જ લક્ષ આપતા હતા. પરિણામે પ્રદર્શન સર્વાંગ સુંદર બન્યું હતું. મુંબાઇ જેવા સ્થળે આવું સુંદર પ્રદર્શન જો યોજાયું હોત તો જરૂર લોકોએ તેની કદર કરી હોત.

પ્રદર્શનમાં લગભગ ૪૦૦ થી ૫૦૦ જેટલા Mounted Specimens × હતા. આ નમૂનાઓમાં કેટલાક તો ખરેખર બહુ જવલ્લે જોવા મળે એવા હતા. ત્રાયમાણ, મોરવેલના ત્રણ નમૂનાઓ, મજીઠ, ગેલમેગરો, ત્રણ જાતની માલતી, ૭ જાતની શાલિપર્ણી, સાચી પૃષ્ટિપર્ણી, માથેરાનનું પ્રખ્યાત 'ગુલમ', પીસા, નરવેલ, કંચનાર, ગુડમાર, ખાખરવેલ, ત્રણ ચાર જાતનો ફગીયો (વિદારી કંદ), દેશી બંગાળી રાસ્ના, પુત્રંજીવ, નાગચંપો, અશોક, સાલેડી ઇત્યાદિ વનસ્પતિઓના નમૂનાઓ જે જવલ્લે જ જોવા મળે છે તે ત્યાં આંખે ઊડીને બાઝે એવા આકર્ષક રીતે રાખવામાં આવ્યા હતા.

આ નમૂનાઓ એવી સરસ રીતે તૈયાર કરવામાં આવ્યા હતા કે ઘણાખરા ભૂલથી તેને ફોટોગ્રાફ જ ધારતા હતા. નામદાર યુવરાજશ્રી માધુભા સાહેબે પોતાના મહેલમાં રાખવા માટે કેટલાક નમૂનાઓ ખાસ તૈયાર કરાવ્યા હતા તે ખરેખર જોવાલાયક હતા. જયકૃષ્ણભાઇમાં કલાદષ્ટિ કેટલી છે તે આ નમૂનાઓ જોતાં ઠીક જાણી શકાતી હતી.

× વનસ્પતિઓના સુકા નમૂનાઓને જાડા કાર્ડબોર્ડ ઉપર સુંદરથી ચોંટાડવામાં આવે છે તેને અંગ્રેજીમાં માઉન્ટેડ સ્પેસીમેન્સ કહે છે.

બીજા વિભાગમાં કચ્છી પેદાશનાં વપરાશમાં આવતાં ઓસડીયાં રાખવામાં આવ્યાં હતાં. એને માટે સાદા છતાં સુંદર ડબ્બાઓ તૈયાર કરાવવામાં આવ્યા હતા. આની યાદી આપીને હું 'પ્રસ્થાન' ના વાંચકોને તસ્દી નહિ આપું.

ત્રીજો વિભાગ કચ્છી પેદાશની રંગ અને ચામડાં રંગવાની ચીજોનો હતો. આ સંગ્રહ જોઇને નામદાર યુવરાજશ્રીના પ્રાઇવેટ સેક્રેટરી મી. સ્મીથ બોલ્યા હતાઃ "અહિંઆં આટઆટલાં ડાય અને ટૅન્સ થાય છે છતાં લોકોને રંગો પરદેશથી મંગાવવા પડે છે! જયકૃષ્ણભાઇએ એક શાળા ખોલીને આ જ્ઞાન લોકોને આપવું જોઇએ."

ચોથો વિભાગ કચ્છમાં થતી વનસ્પતિઓનાં બીજનો હતો.

પાંચમા વિભાગમાં કચ્છની ખેતીવાડીની પેદાશ રાખવામાં આવી હતી. "વાગડનાં મગ બાજરી દીઠાં દલપતરામ" એ કવિતા તો ઘણાને યાદ હશે. અહિંની બાજરી અને મગ બહુ વખણાય છે. રતડ, છાસકીયો, જાંમો, રંઝકો, ચીણો, નાંગલી, કોયડ (મઠ) ઇત્યાદિ અનાજનાં નામો આપણા માટે તદ્દન નવીન જ છે.

છઠ્ઠા વિભાગમાં કેટલીક સૂકી વનસ્પતિનાં સુંથીયાં (Rings) રાખવામાં આવ્યાં હતા. સાપસન (ईश्वरी. Aristolochia indica.), બોયબલા, કાકજંઘા, ખરસણ, દમનું સુંથીયું ઇત્યાદિ ચીજો ઉપયોગી તેમ જ આકર્ષક હતી.

સાતમા વિભાગમાં રેસાઓનો સંગ્રહ હતો—કેનફી, કેળ, ખપાટ, ખીપ, વગેરેના રેસાઓ જોઇને આ ઉદ્યોગ તરફ આપણે કેટલા બધાં બેદરકાર રહ્યા છીએ તેનું ભાન થયું હતું.

અને મંડપના શણગારનો ઉલ્લેખ! આપણા કહેવાતા કલાકારોએ આ શણગાર જોવા જેવો હતો. એક પણ પરદેશી ચીજનો ઉપયોગ એમાં કરવામાં આવ્યો નહતો. આ શણગાર પણ વનસ્પતિનો જ. વડના લાલ ટેટાઓ અને પારસપીપળાનાં છોડવાંનાં તોરણો, ગુંદ (महेन्द्रवारुणी)નાં ઝુંમરો, લીલાં શ્રીફળો (જુદી જુદી તરેહનાં)નાં ઝુમખાં, કરમદાનાં રંગબેરંગી ફુલોને આસોપાલવની વચમાં મૂકીને સર્જવેલી શોભા, શણના થાંભલા, —ઇત્યાદિ જોઇને તો વૉઇસરૉય અને આખી પાર્ટી ખૂબ જ ખુશ થઇ હતી. એક પાઇના ખર્ચ વિનાની આ શોભા જોઇને હૈયું નાચતું હતું. જયકૃષ્ણભાઇની સૌન્દર્યભાવના અને કલાદષ્ટિની આ વખતે ઠીક ઝાંખી થઇ.

એકંદર રીતે આ સુંદર પ્રદર્શન સુંદર રીતે સફળ થયું. લૉર્ડ ઇરવીન અને તેમની પાર્ટીએ તે ખૂબ જ વખાણ્યું. મહારાવશ્રી તે જોઇને ખુશખુશ થઇ ગયા, પ્રજા પણ વાહ વાહ ઉચ્ચારવા લાગી. ૮૦ મા વર્ષમાં પ્રવેશ કરતા જયકૃષ્ણભાઇએ પણ બધાનાં સંતોષથી સંતોષ માન્યો.

આ પ્રદર્શન ૧-૧॥ માસ ખુલ્લું રાખવામાં આવ્યું હતું. આબીસીનીયાના ગવર્નર એ જોવા પધારેલા હતા. આ પ્રદર્શનને અંતે કચ્છના મહારાવશ્રીએ એક ભવ્ય મેળાવડો ભરીને પ. જયકૃષ્ણભાઇની સેવાની યોગ્ય કદર બુઝી હતી. નામદાર યુવરાજ કુમારશ્રી માધુસા સાહેબે આ પ્રસંગે એક સુંદર ભાષણ કર્યું હતું. થોડોક સાર નીચે આપું છું:—

"ચારિત્ર, દેશપ્રેમ, રાજ્યભક્તિ, શૌર્ય, ઉદારતા, જનસેવાની સતત ધૂન અને એવા જ બીજા ગુણો જેના જીવનમંત્રો છે, એવી અસાધારણ વ્યક્તિઓ દરેક કાળમાં અને દરેક દેશમાં પ્રશંસા અને આદરપાત્ર બને છે.

-જેમની ખાતર આજનો મેળાવડો ગોઠવવામાં આવ્યો છે તે પણ એવી જ અસાધારણ વ્યક્તિ છે અને તે વ્યક્તિ તે મી. જયકૃષ્ણ ઇદ્રજી.

આ મેલાવડાના ગૃહસ્થોને મી. જયકૃષ્ણની ઓળખ આપવાની ભાગ્યે જ જરૂર છે; પણ તેમની સાથેના સહવાસને અંગે તેમના વિશાળ જ્ઞાન અને સજ્જનતાથી જે અપૂર્વ આનંદ થયો છે તેથી મેરાઈને એમના સંબંધમાં બે બોલ બોલવાની આ તકથી બહુ ખુશાલી ઉપજે છે.

*          *          *

અંતમાં, મી. જયકૃષ્ણ, તમારા અથાગ ઉદ્યોગ, નિરભિમાનીપણું, જનસેવા માટેનો ઉત્સાહ, રાજ્યભક્તિ અને દેશપ્રેમ આદિ ગુણોથી આકર્ષાઈ તમારી પચાસ વર્ષની આવી ઉજ્જવલ કારકીર્દીને એક જાતની જ્યુબિલીનું સ્વરૂપ આપી, તથા તમારા મનગમતા ક્ષેત્રમાં તમારી પ્રવૃત્તિઓ ચાલુ રાખવા તમારૂં આયુષ્ય લંબાય એમ ઇચ્છી, તમારી નોકરીની કદર તરીકે તથા માનના એક ચિન્હ તરીકે તમોને એક સુવર્ણચાંદ ઇનાયત કરવા નિરધાર કર્યો છે—"

આ પછી નામદાર મહારાવશ્રી ખેંગારજીએ જયકૃષ્ણભાઇને ૭ તોલા સુવર્ણનો સુંદર ચાંદ અર્પણ કર્યો હતો અને જયકૃષ્ણભાઇના પગારમાં માસિક ૫૦ કોરીનું પ્રેમોશન જાહેર કર્યું હતું.

પૂજ્ય જયકૃષ્ણભાઇ જેવા મહાપુરુષનું યોગ્ય સ્મારક તો એક કાયમી બોટેનીકલ મ્યુઝીયમ (વનસ્પતિ સંગ્રહસ્થાન) સ્થાપીને જ થાય ને? નામદાર મહારાવશ્રીએ કચ્છમાં એક કાયમી વનસ્પતિનું સંગ્રહસ્થાન ઉઘાડવાનો, બોટેનીકલ લાયબ્રેરી સ્થાપવાનો, બોટેનીકલ ગાર્ડન (વનસ્પતિ ઉદ્યાન) સ્થાપવાનો નિશ્ચય કર્યો છે એ જાણી પ્રત્યેક વિદ્યાપ્રેમી ખુશી થશે. પૂજ્ય જયકૃષ્ણભાઈ હવે એ કામ પાછળ લાગ્યા છે. ટુંક સમયમાં કચ્છ જેવી મરુભૂમિ વનસ્પતિના અભ્યાસી માટે તીર્થરૂપ બની રહેશે એમ કહેતાં હવે સંકોચ થતો નથી.

વનસ્પતિશાસ્ત્રમાં રસ લેના ગૂજરાતના વિદ્વાનો આ કાર્યમાં જયકૃષ્ણભાઇને પોતાથી બનતી મદદ કરે એ ઇચ્છા વધારે પડતી તો નથી જ ને?

બાપાલાલ ગ. શાહ



# આપણું સાહિત્ય ગરીબ કેમ ?

સમસ્ત યૂરોપના જેટલી વિવિધ વસ્તી હોવા છતાં, અને દરરોજ બનતા કરુણાજનક બનાવો આપણી નજર સમક્ષ તરવર્યા કરે છે તે છતાં, ઇબ્સન, શૉ અગર બીજા જર્મન અને રશિયન નવલકથાકારો અગર નાટ્યકારોની હરોળમાં બેસે એવા સામાજિક લેખકની આપણે ત્યાં ખોટ છે એ બિના આશ્ચર્યકારક નથી ? આજે એવો યુગ મંડાય છે કે જેમાં આપણે અને ખાસ કરીને જે વાતાવરણમાં મહાન યૂરોપીયન જર્મન અને રશિયન નાટ્યકારોનાં જીવન ઘડાયાં તે વાતાવરણના પ્રત્યક્ષ અનુભવી આપણા પરદેશનિવાસી બંધુઓએ આ પ્રશ્નને હાથમાં લઇ લેવો જોઇએ

હિંદની રાજકીય પરતંત્રતા તેમ જ પ્રાણશોષી બેકારી આપણી આ સાત્ત્વિક તેમ જ માનસિક ગરીબીને માટે જોખમદાર છે, એટલું કહીને બેસી રહેવાથી આ પ્રશ્નનો નિકાલ નહિ આવે. અને એ ખરું હોય તોપણ એટલું જણાવી હાથ જોડી બેસી રહેવાથી આપણી ફરજનો અંત આવી રહેતો નથી. ઝારના સમયનું રશિયા આપણી નજર સમક્ષ ખડું કરીએ, ઇબ્સન અને બર્નાર્ડ શૉનાં જીવન ઘડનાર સંસ્કારો કેવા હતા તે સમજીએ, અને સૃષ્ટિના પ્રખર કલાકારોનાં જીવનનો અભ્યાસ કરીએ, તો સર્જનનાં મૂળ, વેદના અને સંતાપમાં પોષણ પામે છે એ સત્ય જરૂર તારવી શકીએ. એ વેદના હંમેશ નહિ પણ મુખ્યત્વે આર્થિક હોય છે, કારણ કે સર્જનાત્મક કાર્યની કદર આપણે બહુ ઓછી કરીએ છીએ. આપણી પાશવ વૃત્તિને લઈને સાંસારિક કરતાં સાત્ત્વિક વસ્તુનાં મૂલ આપણે બહુ ઓછાં આંકીએ છીએ.

હિંદની રાજસત્તા જેટલી જ આપખુદ રાજસત્તાના ભાર નીચે ચગદાતા, હિંદના જેવી જ નિર્બળતા અને નિર્ધનતામાં સડ્યા કરતા, અને હિંદની પ્રજાની માફક જ ધર્મના 'હાઉ' નીચે દબાયેલા, હિંદની ગરમીના જેટલી જ અસહ્ય ટાઢમાં ઉછરેલા, અને રીતરિવાજ અને માનસશ્રેણીમા યૂરોપ કરતાં એશિયાને વધારે મળતા આવતા, રશિયનોએ આ કષ્ટપ્રદ આર્થિક, રાજકીય અને સામાજિક સ્થિતિમાં પણ ગોગોલ અને પુશ્કીન, ટોલ્સટોય અને ટરજીનીવ, ગોરકી અને ચેખોવ જેવા મહાન વિચારકો અને એમના જેવી ઓજસ્વી પ્રતિભા વિશ્વની સાહિત્યવેદી ઉપર ધરી છે. આ પ્રખર કલાકારોએ આપણને અને સમસ્ત દુનિયાને રશિયાની ખરી સ્થિતિ અને તેના સ્વાતંત્ર્યયજ્ઞનું યથાર્થ ભાન કરાવ્યું છે. રશિયા અને હિંદ વચ્ચે આટલું બધું સામ્ય છતાં આપણું સાહિત્ય ગરીબ કેમ ?

જો આપણો બુદ્ધિમાન વર્ગ મન ઉપર લે તો આપણી આ સાત્ત્વિક ગરીબીનાં કેટલાંક કારણો તો તે દૂર કરી શકે એવાં છે. અને તે આ રહ્યાં. આપણું આત્મિક અને બુદ્ધિવિષયક પોષણ બહુ નીચું છે. એનો અર્થ એ નથી કે આપણને ખાતાં પીતાં કે પહેરતાં ઓઢતાં અગર નિશાળ કે કૉલેજમાં ભણતાં નથી આવડતું; પરંતુ આપણને જે શિક્ષણ મળે છે એ

કેળવણી નથી; એ શિક્ષણથી આપણી આત્મિક ઉન્નતિ નથી થતી. દિવસમાં ચાર વખત સંધ્યા કરવી અને પાડોશીના ગળા ઉપર છરી ચલાવવી એ આત્મિક ઉન્નતિ નથીઃ આત્મિક ઉન્નતિ બાહ્ય અને ઐહિક વાસનાથી કાંઇક પર છે. રશિયાનોએ આપણને એ આત્મિક અસ્મિતાનો સુંદર અને સચોટ દાખલો આપ્યો છે. રશિયાના મહાન પરિવર્તનના સમય પર્યંત એટલે લગભગ સવાસો વર્ષ સુધી રશિયાના બુદ્ધિમાન વર્ગે પોતાનો ધર્મ, ઘરબાર અને કુલાભિમાન દૂર ફેંકી દઈને, લોકોની આંખ ઉપરનાં વહેમ અને અજ્ઞાનનાં પડળ ઉંચકવાને તથા તેમને સામાજિક તેમ જ રાજકીય પ્રશ્નોમાં સ્વતંત્ર વિચાર કરતા કરવાને, પોતાનું જીવન હોમી દીધું. લોકસેવાનો અંચળો ઝાલીને, ખભે ઝોળી ભેરવી, શરીરને ઠારી નાંખે એવા બરફથી ઢંકાયલા રસ્તા ઉપર થઇને ગામેગામ ને ઘેરેઘેર ફરી પત્રિકાઓ વહેંચતા અને શિક્ષણનો પ્રચાર કરતા એઓ ચાલી નીકળ્યા. ખાવાપીવાની સગવડ વિના અને રેશમી વસ્ત્રો વિના તેઓ સાહિત્ય લખી શકયા; ખેડુતોનો સૂકો રોટલો તેઓ આનન્દથી આરોગતા અને જરૂર પડે ઘાસની શય્યા ઉપર આરામથી નિદ્રા લેતા. તેમાંના કેટલાકને જેલ સેવવી પડી, કેટલાક દેશનિકાલ થયા અને કેટલાક ફાંસીએ પણ ચઢયા. તેમની તરફ ઘૃણાની નજરે ન જોતાં કે બેદરકાર ન રહેતાં, બીજાઓએ તેમની પાછળ ઝંપલાવ્યું અને જેમણે સ્વાતંત્ર્યયજ્ઞની વેદી ઉપર પોતાનાં જીવન હોમ્યાં હતાં તેના અનુયાયી થવામાં તેમણે મહત્તા માની. જર્મન ફિલસુફ નીચે કહે છે કે જેઓ પોતાનાં પુસ્તકો લોહીથી લખે છે તેઓ મને ગમે છે. રશિયન લેખકોએ પોતાનું સાહિત્ય અક્ષરશઃ લોહીથી લખ્યું છે. અને આપણા સાહિત્યકારો બારડોલીની ઉપેક્ષા કરવામાં પોતાનું ગૌરવ સમજે છે !

આપણા સાહિત્યને નિર્બળ રાખવામાં આપણી સ્ત્રીઓની સામાજિક તેમ જ સાંસારિક સ્થિતિએ પણ કોઇ નાનોસુનો ભાગ નથી ભજવ્યો. રશિયામાં આવો કોઇ પ્રશ્ન જ ન હતો. સ્ત્રી જન્મવાના ગુન્હા માટે તેમને ઘરની ચાર દિવાલની વચ્ચે પૂરી રાખવી જોઈએ એવો વિચાર સરખો ત્યાં કોઇને આવ્યો નથી. પોતાનું સંરક્ષણ ન કરી શકે એટલી બધી તેમનામાં માનસિક નિર્બળતા છે એવું ત્યાં કોઈએ માન્યું નથી. ત્યાં તેમને લાગણીનાં બલિદાન આપવાની ફરજ પાડવામાં આવી નથી અને એથી સ્ત્રી અને પુરુષનો સંબંધ બહુ સરળ રહ્યો છે. રશિયાની સ્વતંત્રતાની લડતમાં જેમણે પોતાનાં તન મન અને ધન ન્યોચ્છાવર કર્યાં છે તેમાં સ્ત્રી અને પુરુષ એ બંનેનો હિસ્સો સરખો છે. એ સ્ત્રીઓ એટલે દૃઢ શરીર અને તેથી યે દૃઢતર આત્મા.

આપણે સ્ત્રીઓ પ્રત્યે આજસુધી દર્શાવેલી બેદરકારી અને સમાજમાં તેમને આપેલું ગૌણ સ્થાન એ બે કારણોને લઇને આપણા સાહિત્યમાં પ્રતિભાની ઓછપ છે. ભલે સ્ત્રીઓ જાતે લખવાને બ્હાર ન પડે પરંતુ પુરુષ પણ તેને યથાર્થ પીછાને નહિ અને તેનાં તરફથી પ્રેરણા પામે નહિ, ત્યાં સુધી આગળ વધતી દુનિયાને વિચાર કરવા ઘડીભર થોભાવે એવું સાહિત્ય ન જ સર્જી શકે એ વાત દીવા જેવી સ્પષ્ટ છે. સ્ત્રીઓ એટલે એક જ કાર્ય માટે જીવન જીવી નાંખતું, બે વખત રાંધતું પ્રાણી નહિ, પરંતુ સ્ત્રી એટલે તો સંસારનું ફુલ્યું-ફાલ્યું અર્ધાંગ. એ અર્ધાંગને જો વિસારી મૂકવામાં આવે તો પુરુષથી જીવન ન જીરવાય. 'શૃંગાર' એ શબ્દના સંકુચિત નહિ પણ વિશાળ અર્થની આસપાસ પણ આપણે અસભ્યતાનું વાતાવરણ પ્રસરાવી દીધું છે. કાળીદાસે મેઘદૂત કે કુમારસંભવ આ જમાનામાં

લખ્યું હોત તો આપણે એને અશિષ્ટ કહેત. પ્રેમ અને શૃંગારની આપણે સીમા બાંધી છે. શયનખંડની ચાર ભીંતોથી ઘેરાયેલો ભાગ એ જ એનો કાર્યપ્રદેશ. સ્ત્રીઓને પણ શયનખંડની રાણી સિવાય બીજું સ્થાન આપવા આપણે તૈયાર નથી. જ્યાંસુધી દેશનાં યુવકો અને યુવતીઓ આપણી આ સ્થિતિનાં જડમૂળ કાઢી નાંખવા કમર ન કસે, ત્યાં સુધી ગમે એવું સુંદર અને મૌલિક સાહિત્ય આપણામાં ચિરસ્થાયી ન બની શકે. રૂપિયા જેવું કલદાર સાહિત્ય પ્રકટાવવાને આપણે સ્ત્રીઓને, તેમના આદર્શોને, તેમની બુદ્ધિમત્તાને, તેમની વિચાર-શ્રેણીને, તેમની કાર્યપ્રણાલીને આપણી વિચારસૃષ્ટિમાં યથાર્થ સ્થાન આપવું જ પડશે, અને તેમના હૃદયમાં ઉછળતી દરેક ઉર્મિનું, તેમના મનમાં આવતા દરેક વિચારનું, ઝીણવટભર્યું જ્ઞાન મેળવવું પડશે. એ જ્ઞાન તેમને શયનખંડની રાણી જ રાખીને ન મેળવી શકાય. અને એવી રીતે મેળવેલાં અપૂર્ણ જ્ઞાન ઉપરથી કલ્પિત કાવ્યો જ ફક્ત લખી શકાય; પણ જેને શબ્દે શબ્દે જીવન રેલાતું હોય તેવી સામાજિક નવલ કે નાટ્ય લખવાને માટે તો આપણે સ્ત્રીઓને ઇચ્છાભોગ્ય પ્રાણી તરિકે નહિ પરંતુ ફુલીફાલી માનવવેલ તરિકે તેનાં અંગપ્રત્યંગમાં પીછાણવી જોઇએ.

આપણી બાલ્યાવસ્થા બહુ ટુંકી છેઃ આપણાં બાળકોનું વીર્ય પૂરૂં બંધાય તે પહેલાં આપણે અનીતિપૂર્વક તેનો વિનાશ આરંભીએ છીએ; અને એ પણ આપણાં નિષ્કિંચન સાહિત્ય માટે જવાબદાર છે. જીવનનાં બીજાં ક્ષેત્રો તેમ જ સાહિત્ય ખીલવવામાં પણ સંયમથી ઉત્કૃષ્ટ બનેલો વીર્યસંચાર સહાયભૂત થાય છે એ વાત જાણીતી છે. આપણે બાળલગ્ન અને પડદા જેવા અત્યાચાર સહન કરી લઇએ છીએ તો એક સાદી વાત તો જરૂર મુંગે મ્હોંએ સાંભળી શકીશું કે આપણું ગરીબ સાહિત્ય, અને યુવાન બનતાં પહેલાં ગૃહસ્થાશ્રમી બનતાં આપણાં બાળકો, એ બે અતૂટ ગાંઠથી સંકળાયલાં છે. જેમ જેમ યોનિ ઉતરતી, તેમ તેમ તેના બાળપણનો ગાળો ટુંકોઃ એવું પ્રાણીશાસ્ત્રનું પ્રતિપાદન છે. જીવડાં, પક્ષી અને શિશુ એમ ઉત્તરોત્તર ચડતી યોનિમાં બાલ્યાવસ્થાનો સમય લંબાતો જાય છે અને આખરે મનુષ્યયોનિમાં–જીવનની સર્વોત્તમ કક્ષામાં–બાલ્યાવસ્થા અને પ્રૌઢાવસ્થાનો કાળ લાંબામાં લાંબો માલમ પડે છે. એ જ પ્રમાણે પ્રાણીઓમાં અને અનાર્ય જાતિઓમાં યુવાવસ્થાનાં શારીરિક ચિન્હો વ્યક્ત થાય ત્યારથી પક્વાવસ્થા ગણાવા માંડે છે. પરંતુ આગળ પડતા સંસ્કારો પામેલા વર્ગમાં પક્વાવસ્થા એટલે ફક્ત શારીરિક પક્વાવસ્થા નહિ, પરંતુ બુદ્ધિ વિષયક પક્વાવસ્થાનો પણ એમાં સમાવેશ થાય છે.

આપણને આપણી આધ્યાત્મિક પ્રગતિનું ગૌરવ છે; તો નિદાન આપણે એટલું તો કબુલવું પડશે કે આપણા આ જીવનની એક બીજી બાજુ પણ છે અને તે આધ્યાત્મિક જીવનની. આપણા આ જીવનની ફરજો અદા કરતાં આપણે આપણી સમાજ તરફની જવાબદારી તરફ પણ નિર્મુખ ન બની શકીએ. અર્થાત્ પક્વાવસ્થા એટલે ફક્ત શારીરિક પૂર્ણાવસ્થા જ નહિ, ફક્ત બુદ્ધિ વિષયક જ નહિ, ફક્ત આધ્યાત્મિક જ નહિ, ફક્ત આર્થિક જ નહિ પરંતુ એ સર્વેનો સરવાળો. અને આવી જાતની પક્વાવસ્થાએ ઘણુંખરૂં સ્ત્રીઓ વીસથી પચ્ચીસ અને પુરુષો પચ્ચીસથી ત્રીસ વર્ષની ઉમ્મરે પહોંચી શકે એવી સામાન્ય માન્યતા છે.

બંધાતા વીર્યનો સાપરાધ વિનાશ હિંદની આત્મિક અવનતિ માટે મુખ્યત્વે જવાબદાર છે. જે હિંદનાં સ્ત્રીપુરુષોએ ઉપનિષદ્ સર્જ્યાં તે હિંદની હરોળમાં આજના હિંદને ઊભું રાખી શકાય એમ છે ? અને ત્રણસો વર્ષ ઉપર થઈ ગયેલી એકાદ ઝેબ્-ઉન્-નીસા કે એકાદ કવિ અર્વાચીન હિંદુ અને મુસલમાનના સામાજિક અપરાધોનો બદલો ન વાળી શકે. બ્રહ્મચર્યની ઉપાસના કરીને આપણા વીર્યની મદદથી શરીર તેમજ મનનાં અંગપ્રત્યંગ કેળવીને, બાળક બાળકીનો, યુવાન યુવતીનો, નિઃશંક વિમલ અને સુખકર સહચાર સાધવાને બદલે આપણે એ ઉત્પાદક શક્તિનો અપક્વાવસ્થામાં જ જાણીબૂઝીને સંહાર કરીએ છીએ. હું માનું છું કે આપણી જીવનમર્યાદ ટુંકી હોવાનું, મુઠ્ઠીભર યૂરોપવાસીઓના નિરંકુશ આધિપત્યનું અને આપણા અકિંચન સાહિત્યનું મૂળ કારણ કાચી વયે શરૂ થતા આપણા ગૃહસ્થાશ્રમમાં જ છુપાયું છે.

આ ઉપરાંત અંગ્રેજી ભાષાના શિક્ષણે આપણને નિર્બળ બનાવ્યા છે. થોડા જ વખત ઉપર બર્લિન મહાવિદ્યાલયના એક અધ્યાપકે બ્રિટિશ સામ્રાજ્ય ઉપર વિવેચન કરતાં જણાવ્યું હતું, કે અંગ્રેજોના સામ્રાજ્યનો પાયો એમણે દાખલ કરેલા મરજીઆત અને ફરજીઆત અંગ્રેજીના શિક્ષણ ઉપર રચાયો છે. હિંદ જે સાંકળ વતી ગુલામી દશામાં બંધાઇ રહ્યું છે તેનો નિર્દેશ આ ઉક્તિમાં છે. આજની અંગ્રેજી ભાષા એટલે બે મહાન મૂડીવાદી સામ્રાજ્યની ભાષા. એ સામ્રાજ્યોની નીતિ અને મહેચ્છાને પરવડે એવા ફેરફારો આજસુધી એમાં થતા આવ્યા છે. પ્રજાના જીવનમર્મ ઉપર અસર કરે એવાં હજારો શબ્દો અને વાક્યો એ ભાષામાં ઘડાયાં છે અને એ જ શબ્દો અને વાક્યોમાંથી પ્રભવતા વિચારો આજ હિંદને પાયમાલ કરી રહ્યા છે. એ ચક્રવર્તી મૂડીવાદની ભાષાએ હિંદના કેળવાયલા વર્ગને ગુલામી દશામાં મૂકયો છે. તેઓ એ ભાષાને પ્રથમ સ્થાન આપે છે એટલું જ નહિ પરંતુ એમ કરીને પોતાને ધન્ય માને છે, અને ઉછરતી પ્રજા ઉપર એવી જાતના જ સંસ્કાર પાડે છે. આટલેથી જ અટકતું હોત તો હજી કાંઈયે ઠીક પરંતુ અંગ્રેજી સિવાય બીજી ભાષા વાપરનાર તરફ અથવા અંગ્રેજી ન બોલી શકનાર તરફ આપણને ઘૃણાની નજરે જોવાની ટેવ પડી ગઇ છે. આપણામાંથી કોઇ અંગ્રેજી ભાષામાં અર્થશાસ્ત્ર કે બીજા વિષય ઉપર એકાદ પુસ્તક લખી શકે પણ એ પુસ્તક પ્રભાવશાળી નીવડે કે કેમ એ શંકાસ્પદ છે. પ્રતિભાશીલ સાહિત્ય બુદ્ધિજન્ય અગર વિવેકજન્ય સાહિત્યથી કાંઇક પર છે. પ્રતિભાશીલ સાહિત્યનાં મૂળ —પ્રતિભા અને પ્રજ્ઞા—તો આપણા આંતર જીવનમાં, આપણા હૃદયના ઊંડાણમાં પોષણ પામે છે. કોઇ પણ પુરુષ જે સંસ્કારમાં પોતે જન્મ્યો નથી અને ઉછર્યો નથી તેવા સંસ્કારવાળી ભાષામાં સર્જનશીલ અને પ્રભાવશીલ સાહિત્ય ભાગ્યે જ નિપજાવી શકે. જ્યારે જ્યારે ખરૂં પ્રતિભાશાળી સાહિત્ય નીપજે ત્યારે ત્યારે લેખક પોતાને અને આજુબાજુનાં સર્વને ભૂલી જઇ તેમાં તદાકાર થઇ જાય છે ઇબ્સન અગર બીજા લેખકોને પરભાષામાં લખવાની ફરજ પડી હોત, તેમના અભ્યાસને અને વિચારપરિપાકને પોતીકી નહિ એવી ભાષામાં મૂર્તિમંત કરવાની જરૂર પડી હોત, તો આજે રશિયન અને સ્કેન્ડીનેવીઅન સાહિત્ય જેટલું સમૃદ્ધ છે તેટલું ન હોત. કોનરેડ અને એવા બીજા કેટલાક અપવાદો બાદ કરીએ તો એટલું જણાશે કે પ્રતિભાશાળી લેખકોએ તો હંમેશ પોતાની જ ભાષાને કેળવી સમૃદ્ધ બનાવી તેને પુનર્જીવન આપવું જોઇએ.

આટલી એક જ શૃંખલા તોડવાથી હિંદનાં ઉછરતા લેખકોની કાર્યસિદ્ધિ શક્ય નથી. અંગ્રેજી ભાષા તરફનું તેમનું માનસિક વલણ જ ફક્ત તેમણે દૂર કરવાનું નથી, પરંતુ પોતાને માટે અભૂતપૂર્વ ચીલાઓ પણ પાડવાના છે. તેમણે જુની પ્રણાલિકા અને ટેવરૂપ થઇ પડેલી વિચારસરણીને નિર્મૂળ કરી, કલ્પનામૂલક નહિ પણ વસ્તુમૂલક વાતાવરણ પેદા કરવું જોઇએ. ઇંગ્લીશ 'ડેઇઝી' અને પર્શીઅન 'શીરાઝી' ને ઇંગ્લેંડ અને પર્શીઆમાં જ રહેવા દઈ ને સ્ત્રીત્વની નૂતન ભાવના તેમણે પ્રકટાવવી અને પોષવી જોઇએ અને એમ કરતાં ઘડીભર આપણી જુની મૂઢી રૂપ થઇ પડેલી સીતાને અને સાવિત્રીને ભૂલી જવાં પડશે. અત્યારે જડ થઈ ગયેલી નીતિ અને ધર્મશાસ્ત્રોને બાજુ ઉપર મૂકીને તેની જગ્યાએ આજનાં સ્ત્રીપુરુષોનાં, હજારો વર્ષો ઉપર ઘડાયલાં આદર્શો પ્રમાણેનો નહિ પરંતુ તેમની વર્તમાન જરૂરીઆત ઇચ્છા અને સ્વભાવને અનુકૂલ જીવનને સાહિત્યમાં ઉતારવાં પડશે. આપણે વેદકાલીન જીવન તરફ કે અરેબીઆના રણ તરફ પાછા હઠવા નથી માગતા પરંતુ આપણે તો વર્તમાન અને તેની ઉપર રચાતા ઉચ્ચ ભવિષ્ય તરફ આગળ વધવાનું છે.

આપણા લેખકોનું મુખ્ય કર્તવ્ય તો આપણા સમાજને પ્રબુદ્ધ કરવાનું છે. તેમણે પોતાની કલમથી સમાજનું હાર્દ ચીરીને તે કેવું છે તે બતાવવું જોઇએ. આ પ્રયત્ન કરતાં ખરેખર સમાજ તેમના તરફ ઘૃણાની નજરે જોશે; સાહિત્ય જ જો તેની આજીવિકાનું સાધન હોય તો જરૂર તેની ઉપર ફટકો પડશે; એ સ્થિતિની સામે દરેક સામાજિક લેખકને ઝઝૂમવું પડ્યું છે અને હજી ઝઝૂમવું પડશે. બર્નાર્ડ શૉ જેવાને પણ ભૂખમરાની સ્હામે ઝૂઝવું પડ્યું હતું અને આજે પણ અંગ્રેજો એની તરફ માનની દૃષ્ટિએ તો નથી જ જોતા; એનાં લખાણ જો એઓ સહન કરી લેતા હોય તો 'એ તો મજાક કરે છે' એમ માનવાનો અને મનાવવાનો દંભ કરીને જ. તેઓ અંતરના ઊંડાણમાં તો એના લખાણની સત્યતા સમજે છે પરંતુ એમને પણ એમની સ્થિતિ સાચવવાની રહીને? ઇબ્સને પણ આવી જ રીતે પોતાના કેટલાક સારામાં સારા મિત્રો ગુમાવ્યા હતા અને જ્યારે એનું પહેલું નાટક બહાર પડ્યું ત્યારે તો આખું અંગ્રેજી પત્રતંત્ર એની ઉપર ઉતરી પડ્યું હતું. એ અને શૉ તેમ જ બીજા જર્મન અને રશિયન લેખકો નીતિ, સમાજ અને સંસ્કારિતાના પાયા ખોદી નાંખનાર તરીકે પહેલાં તો ગણાયા હતા.

જ્ઞાતિ, કુટુંબ, સમાજ અને ધર્મનાં બંધનો તોડી નાંખવાનો પ્રયત્ન કરનાર કોઇ પણ લેખકને આ સ્થિતિ સ્હામે મ્હોંએ સહન કરી જ લેવી પડે છે. આપણે જેને સ્ત્રીઓની ફરજ માનીએ છીએ તેને પોતાની ફરજ માનવાની ના પાડનાર ઇબ્સનની 'નોરા'ના જેવું એકાદ પાત્ર અગર સ્ત્રીઓના ધર્મની આપણી માન્યતા ઉપર આક્ષેપ કરનાર 'ઘોસ્ટ્સ' જેવું એકાદ નાટક રચનાર લેખક, જરૂર સમસ્ત હિંદુ સમાજની ઘૃણાને પાત્ર થવાનો. બીજા લેખકોની જે સ્થિતિ થઇ છે તેવી જ સ્થિતિ તેની પણ થવાની. લોકો અને સસ્તા થઇ પડેલા વિવેચકો તેને કહેશે કે તે માત્ર આપણા સંસ્કારનો જ નહિ પણ સ્ત્રીઓનાં શિયળ અને પુરુષના પૌરુષનો નાશ કરવા બેઠો છે. આપણને કદી "સ્ત્રીઓનું બળ" અને "પુરુષનું શિયળ" એ વિચાર કેમ નથી સ્ફુરતો? કોઇ લેખકને માટે એ વિચાર રહેવા દઈ આપણે આગળ વધીએ. જીવનમાં અનુપમ રંગો પૂરતું સ્ત્રીઓનું વ્યક્તિત્વ

અને સ્ત્રીપુરુષના સંબંધના રસવિલોલ ભાવો આપણા સાહિત્યમાં ઉતારતાં આપણને હજી વાર લાગશે. પરંતુ માનવજાતિનાં દુઃખો અને તેની કરુણકથની તો આપણા આચાર વિચારમાં રચીપચી રહી છે અને એ વિષય ઉપર લખવાને તો આપણી સમક્ષ વિવિધ સામગ્રી છે. આપણી સ્ત્રીઓનાં આયુ ટૂંકાં છે; તેમની ઉપર પડતી આફતો અમાપ છે; થોડા જ વખત ઉપર રૂઢિએ અનાવેલા પતિની મનોવાંચ્છનાને પોતાની દેહ સ્વાધીન કરવા કરતાં પોતાના આ જીવનનો અંત આણવો એ મદ્રાસની એક કિશોર વયની બાલિકાએ વધારે ધર્મશીલ માન્યું હતું. આ વાત સૈકાજુની નથી. ભાગ્યે જ એની ઉપર બારેક વસંત વાઈ હશે. એને આવી રીતે પરણાવનાર એનાં માતાપિતાને પાલક કહેવાય? એ સ્થિતિ સહન કરી લેનાર એનાં ભાઇબહેન કોણ હશે? અને એ છતાં આ બનાવ ઉપરથી મદ્રાસના એક આગળ પડતો ગૃહસ્થે બાળલગ્નનો બચાવ કર્યો હતો તે વધારે દયાપાત્ર નથી? બચાવનો મુદ્દો આમ હતો—એ કન્યાએ જાતે આપઘાત ન્હોતો કર્યો, પરંતુ એને તો એના પતિએ સ્વધામ પહોંચાડી હતી. એથી બાળલગ્ન એ નિર્દોષનો ભોગ નથી પરંતુ સ્ત્રીઓને લોલુપતામાંથી બચાવનાર સાધન છે—બહેતર છે કે એક જંગલી રૂઢિના ભોગ બનવા કરતાં એ લોલુપતાનો ભોગ બને. લોલુપતા અને લાલચમાંથી બચાવ કરવાને ખાતર જ બાળલગ્ન કરવાં, અને એક નાનો છોકરો મોટો થતાં હાથવતી બીજાને મારશે એ બ્હીકે તેના હાથ કાપી નાંખવા એ બે એક જ માળાના મણકા છે.

આવી જાતની જ ફક્ત નહિ પણ જેનાથી આપણું હૃદય ત્રાસી ઊઠે એવી બીજી ઘટનાઓ આલેખનાર લેખકો ક્યાં છે? આપણા સંસારમાંથી પ્રેમનો બહિષ્કાર થયો છે અને લગ્ન એ નામમાત્રને ખાતર આપણે લગ્નની રૂઢિને પૂજીએ છીએ—એ સ્થિતિનો તાદૃશ ચિતાર આપનાર લેખકો ક્યાં છે? જેણે કદી એકમેકને જોયાં નથી, જેણે એક બીજાનાં વ્યક્તિત્વનો કદી યે વિચાર સરખો કર્યો નથી, એવાં વરવધૂને લગ્નરાત્રિએ શયનખંડની ચાર દિવાલો વચ્ચે પૂરવામાં આવે છે એ વાતથી આપણે અજાણ નથી. આવી કેવળ રાક્ષસી રૂઢિ—જેમાં આત્મતત્ત્વનો અંશ સુદ્ધાં નથી—એવી રૂઢિ જે સમાજમાં સચરાચર વ્યાપ્ત હોય તે સમાજમાં સાત્ત્વિકતાની આશા ક્યાંથી રાખી શકાય? આશાનું ફક્ત એક જ કિરણ દૃષ્ટિગોચર થાય છે. એ બાળકન્યાની આખી રાતના રૂદનથી સુજેલી આંખ જ ફક્ત હિંદનો આત્મા હજી છેક મરી નથી ગયો એટલું સૂચવે છે.

આપણામાંથી શૉ, ઈબ્સન કે ગોરકી નથી પ્રભવતા તેનું કારણ ઉપર જણાવી દીધું છે. આપણા લેખકોને તેત્રીસ કરોડ દેવદેવી અગર ભૂતપૂર્વ વીરોની સ્તુતિ અને આજના જીવનની નકામી વાતો સિવાય બીજા વિષયો ક્યાં મળે છે? અને તેમાં પણ સ્વતંત્ર વિચાર, વિવેચન કે વિવેક ક્યાં નજરે પડે છે? આ વેળા વોલ્ટેરના સંબંધમાં કહેવાતી એક વાત યાદ આવે છે. તેણે એક ફ્રેન્ચ લેખકને પૂછ્યું: "તમે આવું નમાલું કેમ લખો છો?" તેણે જવાબ દીધો: "શું કરું, મારે પણ જીવનનિર્વાહ કરવાનો છે." વોલ્ટેરે તેને એટલા જ શબ્દો કહ્યા: "હું એની કાંઇ જરૂર જોતો નથી."

આપણામાંનાં કેટલાં યે સ્ત્રીપુરુષો સામાજિક જીવનનો સર્વ સડો દૂર કરવાની તૈયારી કરી રહ્યાં હશે. કેટલાક વિચારકો આ ખામી જોઇ રહ્યા છે પણ તેમને રાજકીય સ્વાતંત્ર્ય

એ જ આજનો મુખ્ય કાર્યપ્રદેશ લાગે છે, અને તેમની સર્વ શક્તિ એ દિશા તરફ દોરવાઇ છે. રાજકીય પ્રશ્નો તરફ બેદરકાર ન હોવા છતાં કેટલાંક એમાં સક્રિય ભાગ લેતા નથી. તેમણે પોતાનું લક્ષ્ય આ તરફ દોરવું જોઇએ. એ અણખેડાયલા પ્રદેશનો પહેલો ફાલ કાચો આવશે. કેળવાયલા વર્ગની ધૃતરાજી તેમણે વ્હોરી લેવી પડશે. તેમનું કામ પાર ઉતારતાં તેમને ઘણા પ્રતિકૂળ સંજોગોની સ્હામે થવું પડશે. કારણ કે તેમણે તો સામાજિક સાહિત્ય તરફ બેદરકાર બનેલા જનસમાજને ફક્ત કેળવવાનો જ નથી પણ રૂઢિ અને ધર્મની શૃંખલાઓ શિથિલ કરવાની છે. નીતિમત્તા, સભ્યતા અને માન્યતાને નામે માનનીય ગણાતી કેટલીએ અનિષ્ટ પ્રથાનાં મૂળ તેમણે છેદવાનાં છે. સાધન અને સંપત્તિના અભાવે હજારો વિટંબણા હસતે મ્હોંએ તેમને સહન કરી લેવી પડશે. અને એ કષ્ટયાતનાના ફળરૂપે ફક્ત બીજા સમાજોદ્ધારકોએ જે પંથ પકડયો હતો તે પોતે પકડયો છે એટલો આત્મિક સંતોષ માત્ર રહેશે.*

ડા૦ ના૦ કે૦

---

* Agnes Smedley ના લેખ ઉપરથી સૂચિત.

# પ્રેમ-ઘાટે

ઝૂકે હૈયે આજે જો મ્હારે
સ્નિગ્ધ ત્હારી છાયા,
બંસી-ગાને મધુર ત્હારે
નાચે આ મ્હારી કાયા !
ત્યજી ભુવન રમ્ય ત્હારૂં,
સોહાવે તું તો આંગણુ મ્હારૂં,
કેમ કરી હું મુખ ઉચારૂં
અજબ ત્હારી માયા !

જગાડે ત્હારે દષ્ટિ પાતે
ઉરે તું પ્રેમ-જ્વાળા;
દિવ્ય ગાન-પુષ્પ થકી
ગુંથે તું સ્નિગ્ધ માળા !
શાન્ત તવ સન્ધ્યા-નીરે,
પ્રેમ-નદીને દિવ્ય તીરે,
ઝુલી રહી જો ધીરે ધીરે
ત્હારી ને મ્હારી કાયા !

વિશ્વ કેરી બાધા ત્યજીને
શાન્ત પૃથ્વી-પાટે,
બેસીએ આજે સ્હામસ્હામે બે
એકલ પ્રેમ-ઘાટે;

ઝૂકે વૃક્ષ નમસ્કારે,
પુષ્પો યે સૌ સુરભિ ભારે,
સાગર નૃત્યે વારે વારે
મ્હારી યે તેમ કાયા !

સ્નેહરશ્મિ

# અમેરિકાના પત્રો

## પત્ર ૧૧ મો

૧૦, ટ્રોબ્રિજ સ્ટ્રીટ,
કેમ્બ્રિજ મા સ.
સં. ૧૯૮૪ ના વૈશાખ સુદ ૨, રવિવાર

સ્નેહી ભાઈશ્રી

ગયે ગુરુવારે–તા. ૧૯ મી એપ્રિલે અહીંઆ 'દેશભક્ત દિન' ( The Patriots Day ) ઉજવાયો. તમામ બોયસ્કાઉટો લાલ પટ્ટો નાંખી બેન્ડ વગાડતા વગાડતા આખા શહેરમાં ફર્યા. મેં અમારી લેન્ડલેડી મિસિસ સ્મિથને પૂછ્યું: "આજે શું છે?" "To day they made Johnnie Bull run" (આજે જ્હોનિ બુલને આ દેશમાંથી ભાગવું પડ્યું.)..."આજે અહીંના ગામડીઆઓએ તમામ જમીન ખેડીને તૈયાર રાખી હતી અને ખેડેલી જમીનના ચાસની પાછળ જ્હોનિ બુલનું સ્વાગત કરવા બંદૂકો સંતાડી હતી. સંકેત મુજબ ઘંટ વાગ્યો એટલે તરત જ તેમણે હાથમાંનાં હળ પડતાં મૂકી બંદૂકો હાથમાં લીધી અને જ્હોનિ બુલ પર તાકી. જ્હોનિ બુલ આવા સ્વાગતથી ખસિયાણો, સહેજ પાછો પડયો અને જોયું તો ચોગરદમ બંદૂકની નળીઓ ને નળીઓ જ પડી. તરત જ ગોળીબાર શરુ થયો, અને સંખ્યાબળથી હારી જ્હોનિ બુલને આખરે ભાગવું પડયું."

અમેરિકાની આઝાદી માટે આ સૌથી પ્રથમ ગોળીબાર. જ્હોનિ બુલનાં પગલાં પાછાં પડયાં તે ઠેઠ વિલાયત પહોંચ્યાં ત્યારે અટકયાં.

આજે આ ઐતિહાસિક સ્થાન પર મોટરો ને ટ્રામગાડીઓ દોડે છે. પહેલાંનાં ખેતરોની જગ્યાએ મોટી મોટી ઇમારતો ચણાઈ ગઇ છે, છતાં એ ઇમારતોમાં રહેનાર બાળકોને એમનાં જૂનાં ખેતરો ને વડવાઓની યાદ આપવાને માટે ઉદ્યોગી અમેરિકાએ આ દિવસ મુકરર રાખ્યો છે.

આપણા કેલેન્ડરમાં એવો દિવસ કયારે ઉમેરાશે? બારડોલીનો સત્યાગ્રહ એ દિવસની ઉષાના ચિહ્ન સમો નથી શું?

* * *

ગઇ કાલે હિંદી વિદ્યાર્થીઓની હિંદુસ્તાન એસોસિયેશને 'હિન્દુ નાઈટ' ઉજવી. આ એસોસિયેશનના પ્રમુખ હાલ ભાઈ ત્રિકમલાલ છે. એમણે અને એમની પહેલાના પ્રમુખ મિ. શ્રોફે લગભગ મૃતપ્રાય થઈ ગયેલી આ એસોસિયેશનને સજીવન કરી છે અને છેલ્લાં આઠ માસથી બોસ્ટનના હિંદી વિદ્યાર્થીઓએ હિંદુસ્તાન અને અમેરિકાને વિશેષ પરિચયમાં લાવવા પોતાની રીતે પ્રયત્ન કર્યો છે. છેલ્લા જાનેવારી માસમાં હિન્દુ ઢબનું ખાણું આ એસોસિયેશને આપેલું અને તેમાં લગભગ ૩૦૦ અમેરિકનોએ ભાગ લીધેલો. આ વખતે

પણ લગભગ ૨૦૦ અમેરિકનો હિન્દુ સંગીત, હિન્દુ કલા, હિન્દુ ફિલસુફી અને હિન્દુ સાહિત્ય વિશે જાણવા ખાસ આમંત્રણથી આવેલા અને એ રાતના કાર્યક્રમથી પોતાની ખુશી જાહેર કરેલી. પ્રમુખે રામાયણ અને મહાભારત, તાજમહાલ અને દેલવાડા, કાશ્મીર અને અમૃતસરની ફિલ્મો સાથે અમેરિકનોને અનુકૂળ આવે તેવો કાર્યક્રમ પણ ગોઠવવામાં ખાસ કાળજી બતાવેલી. ડૉક્ટર ઓર્યના પિયાનાના મધુર સ્વરમાં મિ. બોઝના ઇસરાજનો કરુણ સ્વર ભળી ગયો અને મિસ એમરીના અમેરિકન મ્યુઝિક અને મેડમ લ્યૂરીનાં સ્પેનિશ ગીતોમાં મિસ આનંદીબાઇ જોશીનાં મરાઠી ગીતોએ અનેરી ભાત પાડી. પ્રોફેસર જોશીએ હિંદુસ્તાનના જીવન અને ફીલસુફીનો ખ્યાલ આપતાં પૂર્વની ગરીબી અને પશ્ચિમના અસંતોષની રેખા દોરી અને વિજ્ઞાનમાં પશ્ચિમ સર્વોપરિ છે અને એને લીધે પૂર્વના યુવકો પશ્ચિમને આંગણે આવે છે તેમ પશ્ચિમના યુવકો જીવનનું રહસ્ય સમજવા અને એનો ભેદ પારખવા પૂર્વને આંગણે આવશે. છેવટે રીફ્રેશમેન્ટને માટે સૌ એકઠા થયા અને એમાં અમેરિકનોની સભ્યતા અને મીઠા સ્વભાવનો મને જે પરિચય થયો તે નોંધવા જેવો હોવાથી હું અત્રે નોંધું છું.

તમે જાણો છો કે મહાસભાના અને બીજા જાહેર મેળાવડાઓમાં મેં અનેક વાર સ્વયંસેવક તરીકે કાર્ય કર્યું છે. રીફ્રેશમેન્ટના આવા અનેક મેળાવડાઓમાં મેં ભાગ લીધો છે. એ મેળાવડાઓમાં પ્રેક્ષક તરીકે અને સ્વયંસેવક તરીકે મારો જે અનુભવ થયેલો તે પરથી ૨૦૦–૩૦૦ માણસોના આવા જુથમાં રીફ્રેશમેન્ટની વ્યવસ્થા કેવી રીતે રાખી શકાશે એ વિશે મારા દિલમાં ખૂબ જ ફિકર રહ્યા કરતી હતી અને એથી મેં બે-ત્રણ વાર પ્રમુખને અને બીજા કાર્યકર્તાઓને આટલી બાબત કાર્યક્રમમાંથી રદ કરવા વિનવણી કરેલી. મેં જણાવેલું કે અમારી નાનકડી થેલીથી બધા મ્હેમાનોને રીફ્રેશમેન્ટ આપવાનું કાર્ય મહા દુર્ઘટ છે અને એથી કદાચ આપણી ફજેતી થવાનો વારો આવે અને બધો કાર્યક્રમ નિષ્ફળ જાય. પણ તેમણે તેમના ગયા વરસના અનુભવ પર આધાર રાખી પોતાનો નિશ્ચય કાયમ રાખ્યો અને મને એક અનુપમ દૃશ્ય જોવા મળ્યું.

સ્વયંસેવક તરીકે આપણો ત્રિરંગી વાવટો છાતી પર રાખી હું મ્હેમાનોને માર્ગ બતાવતો હતો અને તેમને જોઇતી ચીજો રકેબીઓમાં લઇ લઈ આપવાનું શરૂ કરતો હતો ત્યાં સૌ મ્હેમાનો–સ્ત્રીઓ અને પુરુષો–રકેબીઓના ટેબલ પાસે એક પછી એક હારબંધ ગોઠવાઇ ગયાં અને આખા હૉલમાં જેમ કીડીઓની હાર થાય તેમ માણસોની હાર થઈ ગઇ. હું તાજ્જુબ થઇ ગયો. સ્વયંસેવક તરીકેનું મારૂં કામ સાવ સહેલું થઇ ગયું. દરેક માણસ આવતો જાય અને પોતાની મેળે જ કાગળની રકેબી લઇ તેમાં બિસ્કીટ, મગફળી, અખરોટ, દ્રાક્ષ વગેરે તથા જીંજર સરબતનો પ્યાલો લઇ ચાલતો થાય અને તેની પછી તે જ પ્રમાણે બીજો માણસ આવે અને સૌ પોતપોતાની ચીજો લઇ પોતાની ખુરશીઓમાં જઈ બેસે અને એકબીજાની ઓળખાણ કરી વાતો કરે અને ખાતા જાય.

ક્યાં આપણે ત્યાંની ધક્કામુક્કી અને ક્યાં આ કીડીઓની હાર. માણસોને ટેબલ પાસેથી દૂર રાખતાં અને રકેબીઓનો કચ્ચરઘાણ કાઢતાં મેં ઘણી યે વાર આખા શરીરે પસીનો ઉતાર્યો છે, કાકલૂદીથી લાંબા કરેલા હાથોને પાછા હઠાવતાં અને શાન્તિ રાખવાનું કહેતાં

મેં મારો સાદ બેસાડી દીધો છે અને મ્હેમાનોની સેવા કરવાને બદલે મ્હેમાનો પરસ્પર મારામારી ન કરી બેસે કે વ્યવસ્થા રાખનાર સ્વયંસેવકોને પાડી ન દે એ જોવામાં જ મેં મારો વિશેષ સમય વીતાવ્યો છે. અને છતાં યે કેટલી યે રકેબીઓના ટુકડા અને કેટલી યે ખાવાની વાનીઓ મ્હેમાનોના પગ તળે છુંદાયેલી એકઠી કરવાનું અમને સદ્દભાગ્ય પ્રાપ્ત થયું છે. કેટલી યે સોડા બોટલની ફુટેલી બાટલીઓ અમે એકઠી કરી છે અને ફુટેલા માલની ગણતરી કરવામાં અને એનો મેળ મેળવવામાં અમે કેટલો યે સમય વીતાવ્યો છે. મ્યુનિસિપાલિટીના કે લોકલબોર્ડના, પરિષદના કે મહાસભાના કોઇ પણ જાહેર સંસ્થાના આવા અનિયંત્રિત સમારંભમાં કાર્ય કરનાર દરેક સ્વયંસેવકનો ઘણીવાર આવો અનુભવ છે, છતાં આપણે તેની કાંઈ ફરિયાદ કરતા નથી. બિચારા સ્વયંસેવકો છોલાયેલા પગને કે નીકળેલા લોહીને નળના પાણી નીચે ધોઇ પાછા આખી રહેલી બાટલીઓ અને રકેબીઓ ગણવા લાગી જાય છે, કારણ કે સ્વયંસેવકને મન ફુટેલા અવયવ કરતાં એ ફુટેલી બાટલીની કે રકેબીની કિંમત વધારે છે!

પણ અહીંના અનુભવ પછી જે બાબત માટે દિલમાં પણ કદિ ફરિયાદ કરી નથી એ બાબત માટે ફરિયાદ કરવાનું મન થઇ આવે છે. અહીંનાં મ્હેમાનો બિસ્કીટનો એક કકડો મ્હોંમાં મૂકી ઉપર ધીરેથી સરબતનો એક ઘુંટ લઇ જે મીઠી રીતે કાર્યક્રમની સફળતાની અને પોતાના આનંદની વાત કરે છે એથી સ્વયંસેવકનું હૈયું ઘડીભર થનગની ઉઠે છે. થોડા ઘણા રીફ્રેશમેન્ટની યોજના એકબીજાનો પરિચય કરવાની અને ખાસ કરીને જેના માનમાં એની યોજના થઈ હોય તેનો વિશેષ નિકટ પરિચય કરવાની ભાવનાથી યોજાઇ છે. પણ આપણે ત્યાં આ યોજનાના હેતુ વિશે આથી કંઇક જુદો જ ખ્યાલ હોય છે—અને તે માત્ર મોદક પર હાથ મારનાર બ્રાહ્મણોના દિલમાં જ નહિ પણ સંભવિત ગૃહસ્થો, મ્યુનિસિપલ કૌન્સિલરો, મહાસભાના પ્રતિનિધિઓ, કૌન્સિલના સભાસદો, લેખકો, વર્તમાનપત્રકારો અને એવા મહાન ગણાતા માણસોના દિલમાં પણ કંઇ અનેરો જ ખ્યાલ હોય છે. જેમ બને તેમ ટુંક સમયમાં વધારેમાં વધારે પેટમાં કેવી રીતે નાંખી દેવું અને એક ટેબલ ખાલી કરી બીજા ટેબલ પર કેવી રીતે ધસી જવું એના વિચારમાં જ તેઓ એટલા બધા તલ્લીન હોય છે કે સાથેના માણસ સાથે વાત કરવાનો તેમને સમય જ રહેતો નથી! અને સમય હોય તો પણ મ્હોં એટલું ભરેલું ને ભરેલું હોય છે કે વાત કરવાની ઇચ્છા હોય છતાં યે તેઓ વાત કરી શકતા નથી. મને એક રમુજી ઘટના યાદ આવે છે. શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલના માનમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ગાર્ડનપાર્ટી આપેલી. આસરે ૭૦૦–૮૦૦ માણસો એકઠા થયેલા. નીચે ચોગાનમાં મીઠાઇ અને લીલાસૂકા મેવાના ભારથી લચી પડતાં ટેબલો પથરાઇ ગયેલાં અને તેની આસપાસ માણસો ગોઠવાઈ ગયેલા. મ્યુનિસિપલ કૌન્સિલરો અને શહેરના સંભાવિત ગૃહસ્થો પણ પોતપોતાના ટેબલ પાસે ગોઠવાઇ ગયેલા અને વાતચિતમાં માત્ર ચેવડાના ચાવવાનો અવાજ જ સંભળાતો. (હજુ આપણને ખાતાં પણ નથી આવડતું. નાના બાળકની માફક આપણા મૂછાળા મર્દોને ખાતાં મેં સાંભળ્યા છે અને જોયા છે. અહીંયા એના જેવું 'અશિષ્ટ' કંઇ નથી ગણાતું.) શ્રીયુત વિઠ્ઠલભાઈ એમના મિજબાનોની ઓળખ કરવા ટેબલોની વચમાં ફરવા લાગ્યા. પણ મ્હેમાને ખાવું બંધ કર્યું માટે મિજબાને ખાવું બંધ કરવું જોઇએ અને મ્હેમાનની સાથે કંઈ વાત કરવી જોઇએ

એમ મિજબાનો સમજતા નહોતા. કેટલાક મિજબાનોએ મ્હોં ઊંચું કર્યું ખરૂં પણ મ્હોંમાં જગ્યા હોય ત્યારે જીભ હાલેને ? આથી તેમણે માત્ર ઓળખાણસૂચક માથું હલાવ્યું. કેટલાકને તો રકેબીઓમાં મૂકેલી જૂદી જૂદી વાનીઓમાંથી માથું ઊંચું કરવા જેટલી પણ ફુરસદ નહોતી. આથી શ્રીયુત વિઠ્ઠલભાઇ આ બધો તાલ જોઇ, પોતાની ધોળી દાઢીમાં હસતાં હસતાં આગળ આવ્યા અને દશ મિનિટમાં આખા ચોગાનમાં ફરી વળ્યા અને પોતાની જગ્યાએ પાછા આવ્યા. એમણે જોયું કે એમના ટેબલ પરના જ માણસોને વાતો કરવાનો શોખ છે–બાકીનાઓને વાતો કરવા કરતાં ખાવાનો શોખ વધારે છે.

અને આ ઘટના માત્ર ગૂજરાતમાં જ નહિ, આખા હિંદુસ્તાનમાં છે. શું અમદાવાદમાં કે બેલગામમાં, ગયામાં કે મદ્રાસમાં બધે યે આ જ તાલ હોય છે અને આથી કેટલાક કાયર સ્વયંસેવકો આ પીડામાંથી ભાગી રીફ્રેશમેન્ટની ઓરડીમાં સંતાઇ જાય છે અને ત્યાં શું કરે છે એ કહેવાની મારે જરૂર છે ?

આ આપણી રાષ્ટ્રીય ખાસિયત છે–સોએ સો ટકા શુદ્ધ સ્વદેશી–હિન્દી ખાસિયત છે. અને એ સામૂહિક કુવ્યવસ્થા નાના મોટા ગરીબ તવંગર સૌમાં નજરે પડે છે. હજી સુધી આપણા સ્ત્રીવર્ગને આપણે આવી કસોટી પર ચઢાવ્યો નથી, પણ ઓછી સામગ્રી અને વધારે માણસોને પીરસવાની વ્યવસ્થા એમને માટે પણ યોજી હોય તો શું પરિણામ આવે એ કહેવું જરા મુશ્કેલ છે.

આમાં બે ભેદ મુખ્ય છેઃ એક વ્યવસ્થાનો. અમેરિકનો અને પશ્ચિમના માણસને વ્યવસ્થા સાહજિક છે, એને એ જન્મથી જ વરેલી છે અને આપણને વ્યવસ્થાનાં બંધન તરફ મૂળથી જ તિરસ્કાર છે.

બીજો ભેદ પરાયાના ખ્યાલનો છે.' અમેરિકનો અને પશ્ચિમના લોકો આસપાસનાં મ્હેમાનોનો ખ્યાલ હરદમ પોતાના દિલમાં રાખે છે. ઓછી વાનીઓ અને ઝાઝા મ્હેમાનો હોય ત્યાં પોતે ઓછામાં ઓછી ચીજો કેમ લેવી અને બીજાઓને કેમ રીઝવવા એ જ તેમનો ખ્યાલ છે. દરેક માણસ–શું સ્ત્રી કે શું પુરુષ–બે બિસ્કીટથી ત્રીજું બિસ્કીટ લે નહિ. આખરે વધારાનાં બિસ્કીટ રકેબીઓમાં લઇ પ્રમુખ અને સ્વયંસેવકોને ફરવું પડયું અને મ્હેમાનોની આગળ ધરવા પડયાં. એ અહીંની સભ્યતા. પણ આપણો ખ્યાલ આથી જુદો હોય છે. સૌથી વધારે ચીજો કેમ લેવી એ ખ્યાલ આપણા દિલમાં વિશેષ હોય છે. અને એને લીધે બીજા મ્હેમાનોને અન્યાય થશે એનો ખ્યાલ આપણા દિલમાં આપણે આવવા જ દેતા નથી. આથી જે પડાપડી અને કચ્ચરઘાણ થાય છે તેનું કારણ સહેજે સમજાય છે.

પણ આ બધું કંઇક વધારે વ્યવસ્થાથી આપણે અટકાવી શકીએ તેમ છીએ. એ માટે લોકમત કેળવવાની જરૂર છે અને લગ્ન પ્રસંગે કે બીજે પ્રસંગે બાળકોમાં જે રીતે મીઠાઇ લૂંટાવવામાં આવે છે તે પ્રથા બંધ કરવાની જરૂર છે. મંદિરોમાં અને ઉત્સવોમાં સુખડી અને પ્રસાદ લૂંટાવવાની અને તેને પગ નીચે કચડવાની પ્રથામાં ફેરબદલ કરવાની જરૂર છે. આ માટે અન્નની પવિત્રતા–સાચી પવિત્રતા બાળકોને અને મોટાંઓને નવેસરથી સમજાવવાની જરૂર છે. મને પોતાને એ સભ્યતાની નહિ પણ અસભ્યતાની નિશાની લાગે છે–આર્યત્વની

કે હિંદુત્વની નહિ પણ અનાર્યત્વની નિશાની લાગે છે. અને એમાં યુવાનોએ તરત જ પગલાં ભરવાં જોઇએ. મ્હેમાનો પાસે સભ્યતાના નિયમો પરાણે પણ પળાવવા જોઇએ અને ન પાળે તો વ્યવસ્થાનો ભાર પોતાને માથેથી ઉતારી આવા કચ્ચરઘાણ પ્રસંગોને અશક્ય બનાવી દેવા જોઇએ.

હું જાણું છું કે આપણો દેશ ગરીબ છે અને એને લીધે ખાસ અવસરે મળતી દુર્લભ વાનીઓ જોઇ સમૂહ પોતાના મન પરનો કાબુ ગુમાવી દે છે. પણ અહીંઆ પણ ગરીબો છે, તેમને સદ્અવસરે મીઠી ચીજોની સુખી માણસો તરફથી લ્હાણી કરવામાં આવે છે, પણ તેઓ જેટલી વ્યવસ્થા જાળવે છે તેટલી વ્યવસ્થા આપણા કહેવાતા 'સુશિક્ષિત માણસો' પણ જાળવી શકતાં નથી. એટલે આ અવ્યવસ્થા ગરીબીને લીધે નહિ પણ આપણી ખોટી ઉછેરના પરિણામરૂપ છે અને તે તરફ હું સૌનું ધ્યાન ખેંચું છું. સ્વરાજને સાધવાને નીકળેલા કેળવાયેલા માણસો પાસેથી સ્વરાજ અવશ્ય વિશેષ વ્યવસ્થાની અપેક્ષા રાખે છે અને એ કેટલાક મેળાવડાઓમાં આપણે મેળવતા જઇએ છીએ તેમ વિશેષ મેળાવડાઓમાં તે આપણે સિદ્ધ કરીએ અને એને આપણા જીવનમાં ઉતારી દઇએ એ હેતુથી જ હું આટલું લખવા પ્રેરાયો છું.

રીફ્રેશમેન્ટનો રિવાજ પશ્ચિમમાંથી આપણે લીધેલો છે. તેનો હેતુ આપણે સમજ્યા નથી અને એથી જ એનો અનર્થ ઘણીવાર થતો આપણે જોઇએ છીએ. જ્યારે રીફ્રેશમેન્ટ ભરપૂર હોય છે ત્યારે અવ્યવસ્થા ઓછી નજરે પડે છે પણ ઓછી રીફ્રેશમેન્ટ અને વધારે માણસો હોય છે ત્યારે મેં લખ્યું છે એ ઘણીવાર સાચું પડે છે. એથી કાં તો આપણે આ રીફ્રેશમેન્ટનો રિવાજ સદંતર કાઢી નાંખવો જોઇએ અને આપણી અસલ રીત મુજબ વ્યવસ્થા કરવી જોઇએ અથવા તો વ્યવસ્થાને તાબે થતાં આપણે શીખવું જોઇએ. એજ

લે. નંદલાલના પ્રણામ

# ચર્ચાપત્રો

## ૧. રસધાર અને મેઘાણી

ક્ષમા શીખવી છે તો ચોમલા જેવા વિશ્વાસઘાતી અથવા શવા જેવા (પાનું ૮૭–૨) નરહત્યારાનાં પરાક્રમોને ઉજ્જ્વળ શા માટે કરવાં! એ કાળો યુગ તો દાટી જ દેવો. ચારણીબાઈએ રજપૂતોના કડવા વેણ ઉપરથી થાનેલા કાપી નાખ્યા (૧૦૨–૨) એ શું અનુકરણીય ક્ષમા? બાપના કુવચન પરથી સરસ્વતીચંદ્રનો ત્યાગ યાદ આવે છે. નાનો સરખો ચોંટીયો લીધો એમાં આખું જીવન ધૂળમાં મેળવવું એ ક્યાંનો ન્યાય? એ દૃષ્ટિએ કદાચ સરસ્વતીચંદ્ર બાળકોનાં હાથમાં મૂકતાં અચકાઉં ખરો. તુંડ મિજાજી, રૈયત અને જાનમાલની બેપરવાઇ, અને લોહીની નીકો તીજ ધાર રસધાર શું નથી વ્હેવરાવતી? ચારણીબાઈના દૃષ્ટાંતથી બાળકો સહનશીલતા શું શીખવાના હતા? મને જો બરાબર યાદ હોય તો ગાંધીજીએ સરસ્વતીચંદ્રને નમાલો કહ્યો છે. કુમુદનો ત્યાગ કરી પાછો કુસુમને પરણ્યો એટલા માટે બાપનાં કડવાં વચન સહી લેવા કરતાં કુમુદસુંદરી જેવી નિર્દોષ અને પતિપરાયણ સ્ત્રીને ઝટકો મારી ફેંકી દેતાં જેને વાર લાગી નહિ તે તો ઉલટો વધારે નમાલો છે. આવી જ વાત પહેલા ભાગમાં સેજકજી ગોહિલની છે.

દોતી વખતે દોડયા આવતા સર્પને બાઇએ પગ તળે છુંદીને મારી નાખ્યો અને પોતાના અને ભેંસના જીવ બચાવ્યા–બસ, એ જ દોષ–અને એ દોષ. એ હિંમતથી ડરપોક સસરાએ પુત્ર ઉપર ફરમાન કાઢ્યું કે એ સ્ત્રીનો ત્યાગ કરવો! પિતાના અંધભક્ત, નમાલા પુત્રે પોતાના પરાક્રમથી વધારે વ્હાલી થવા આવતી રસ–સુંદરીને, અંતરથી પતિ–પ્રભુની સેવા કરનાર કિંકરીને એક જ ઝટકે તિલાંજલિ આપી. એક કલાકની નોટીસ પણ નહિ. હૃદયપૂર્વક સેવાનો બદલો આથી વિશેષ શું હોય? આવા અનુકરણીય દાખલા રસધારમાં નાખીને કાઠિયાવાડના બાળકો પાસેથી સંપાદક કેવી જાતની પિતૃભક્તિની આશા રાખે છે?

રસધારમાં રસ ઘણો છે, આલમ પરમાર જેવાં રત્નો ઉભરાઈ નીકળે છે, પણ નીચ શવા જેવા, ક્રોધે ભભુકતી ચારણી જેવા અથવા નમાલા સેજકજી ગોહિલ જેવા, ધારવાળા પાણાઓથી અને માટીના નમાલાં ઢેફાંઓથી સૌરાષ્ટ્રની રેતાળ નદી પત્થરમય અને કલુષિત બની છે. વીરત્વને અળગું કરવાનું હું કહેતો નથી, વીરત્વ તો મારે જોઇએ છે, પણ તે વીરત્વ ક્ષમાયુક્ત–મરવાને તૈયાર, નહિ કે મારનાર; શાન્ત વીરત્વ, નહિ કે ઉતાવળીયું.

હાથીયામેર જેવા (૧૬૫–૨) પરાક્રમોને શું કરવા? ખાલી શબ્દોથી જ ભભુકી ઉઠતું આગીયું મરચું! 'હું જીવતાં મારૂં મોદવડ તમે ભાંગો.' ભાંગ્યું તો નથી જ. છતાં પણ આખી પાળની સામે જરા જેટલી મશ્કરીથી છંછેડાઇ જઇ, નાહકનો, કંઈ પણ સારા પરિણામની આશા સિવાય પ્રાણ આપવો એ કઈ જાતની રાજનીતિ? શું આ બધી તમને અબુધ બાલિશતા નથી લાગતી? આવા દાખલાઓ ભવિષ્યની પ્રજાને આપીને શું ભવિષ્યની પ્રજા પણ તમારે આવી જ કરવી છે? વીરત્વમાં સ્વાર્પણ જોઇએ, પણ જે સ્વાર્પણથી હેતુ તો તેટલોને તેટલો જ દૂર રહે તે સ્વાર્પણથી–આંખો મીંચીને આપેલા મૂર્ખ આત્મભોગથી શું ફાયદો?

વીસામણ કરપડા (૧૧૬–૨) માં વેર વધારીને કુળનો નાશ કર્યો કે નહિ? બ્હેનનો જીવ ન જાય ત્યારે કાકાએ કારણ પૂછ્યું. બ્હેને કહ્યું: 'ભોજનું શું થશે?' કાકાએ કહ્યું: 'એના કાકા છે ને?' ત્યારે બ્હેને કહ્યું: 'ભોજ મરે તો ગરાસ કોનો?' બસ, એ જ હોળીનું મૂળ. આપણામાં કહેવત છે કે, 'કડવાં કડવાં નીચે રાખવાં અને મીઠાં મીઠાં ઉપર રાખવાં.'

કદાચ બ્હેને એમ કર્યું હોત તો વંશમાં કજીઓ ન થાત અને મીઠાં વેણથી વેરીઓ પણ વશ થાત. આખી રસધાર 'લટ કાં લડનારો ફૈ' એ શૈલી ઉપર રચાયેલી લાગે છે. ભાષા ઘણી મધુર છે. આલમ પરમાર (૨), જટો હેલકરો (૧), માંત્રાવરૂ (૧), જેવાં ઘણા ઉત્તમોત્તમ દાખલાઓ છે. પણ બીજાં ઘણાં દૃષ્ટાંતો બાળકો માટે નથી. ભાઈ મેઘાણી, હું જાણું છું તેમ, જુના સમયના અવિવેકી પૂજક છે, અને આ રસધાર તેનું મિશ્રિત પરિણામ છે.

'How to Steal' એ નામની ચોપડી એક ગૃહસ્થે બ્હાર પાડી. સરકારે તેને પકડ્યો. કોર્ટમાં તેણે એવો બચાવ રજુ કર્યો કે ચોરોની ચોરી કરવાની યુક્તિઓ હું બતાવું છું. ભાઈશ્રી મેઘાણી પણ કદાચ 'બ્હારવટીયાઓ બ્હાર પાડીને અસલી સૌરાષ્ટ્રની જાજ્વલ્યમાન પ્રતિભા બતાવવાનું બ્હાનું આગળ ધરે તો નવાઈ નહિ. પણ મૂળ વાત તો એમ છે કે બ્હારવટીયા જેવાં પુસ્તકો લખીને ભાઈ મેઘાણીએ કયો રાજયશ કરવા ધાર્યો છે? સૌરાષ્ટ્ર આપણો છે એ ન્યાયે તેમાંથી ખદબદતા કીડાવાળા ઉકરડા પણ બ્હાર કાઢવા અને **तातस्य कूपोऽयं** એટલે એમાંથી **क्षारं जलं** પણ પી જવું એવી ભાઇ મેઘાણીની માન્યતા તેમને જ મુબારક હો! ઠેકઠેકાણે નિર્દયતા અને નરી ક્રૂરતા ઉભરાય છે. બાવાવાળાએ ફક્ત વ્હેમને ખાતર તેની સ્ત્રીને મારી નાખી એ વાત અને 'ઠીક તો પડ્યું'તું ને' એવી જાતના હલકા અને બીભત્સ શબ્દો સોરઠી આલમ પાસે ધરીને સોરઠનો એક ગંદો, દુષ્ટ ઇતિહાસ રજુ કર્યો છે. વણઝારો અને કુતરાની જેવી વાતોથી ભરપૂર ભલેને ગિજુભાઈ કિશોરકથાઓ લખ્યા જ કરે અથવા નોળાયાની દલપતરામભાઇની કવિતા ભલેને છોકરાઓ શીખ્યા જ કરે, પણ એ રૂડા સંસ્કારોને ભુંસી નાખનાર શ્રી. મેઘાણીના બાવાવાળાની તલ્વારનો ઝાટકો પણ હાજર જ છે. આથી ઉજ્જવળ વીરરસ (આઇ બાઈ)થી ભરપૂર અને ક્ષમા શીખવનારી વાતોને ઉખેળી ન હોત તો શું સોરઠ ગરીબ રહી જાત? ભામદ જામે પોતાની સ્ત્રીને અફીણ પાઇને મારી નાખી અથવા સોઢીમાને ગોળીએ દીધી એ પરાક્રમ શું નામર્દ પુરુષો પણ નથી કરતા? ક્ષમા તો શીખવાનું નથી પણ એવા ઉપરથી લાગતા પાપાચરણની પાછળ કર્મ અને પુનર્જન્મના અડગ સિદ્ધાંતો છૂપા છે અને ઉભા હોય છે એવું તો કોઇ પણ ઠેકાણે બતાવવાનો લગીરે પ્રયત્ન નથી થયો. શ્રી. મેઘાણીના શબ્દોમાં કહું તો બસ 'ઝાકાઝીક, ઝાકાઝીક, ઝાકાઝીક' એ સિવાય બીજું કશું દેખાતું નથી. જ્યાં ત્યાં મારામારી, કત્લેઆમ અને ખૂનરેજીનાં ખંડેરો ખોદાયાં છે. એક ઠેકાણે દરબારગઢ પાસે કપાશીઆ અને ઘીનાં ગાડાં સળગાવીને મનુષ્યોનો યજ્ઞ થાય છે, બીજે ઠેકાણે એક પતિવ્રતા કમરીબાઇ ધણીના મેણાથી પોતાના બત્રીસે દાંત પાડી નાખે છે, ત્રીજે ઠેકાણે એક આઈ જાસલ પોતાનાં સ્તન કાપીને થાળામાં મીઠાઈની જેમ ગોઠવીને રાજા પાસે ભેટ ધરે છે, વળી એક ચોથે ઠેકાણે બાવાવાળો એક નિર્દોષ સંધીને તેના જાતિભાઈના દોષને લઇને એમને એમ મારી નાખે છે; પરશુરામની જેમ નસંધી પૃથ્વી કરે છે. આવા તો અનેકાનેક ગંદા ગોઝારા દૃષ્ટાંતોની રસધાર વહે છે. અને વળી આવી જાતની કથનીઓને સદોદિત રાખવા ભાઇશ્રી

બ્હારવટીયાની પ્રસ્તાવનામાં લખે છેઃ ' શું લોકોને બ્હારવટે ચડાવવા છે ? ' હું કહીશ કે હા. કારણ આ વાંચીને ક્રાઇસ્ટની જેમ બીજો ગાલ ધરતાં ન શીખાય અથવા ગાંધીજી જેમ વાંસામાં ચાબુક ઝીરવી ન લેવાય. કદાચ ભાઈશ્રી મેઘાણી એમ માનતા હશે કે ક્ષમાએ બધાને બાયલા બનાવી મૂક્યા છે. પણ તેઓ ભૂલી જાય છે ' ક્ષમા વીરસ્ય ભૂષણમ્ ' છે. ઉપરનાં બધાં દૃષ્ટાંતો ચરાતનનાં નહિ ક્ષમાનાં નહિ આભૂષણનાં નહિ નૈતિક ભયનાં ( moral cowardice ) છે, દૂષણનાં છે. વળી આગળ ચાલતાં એ ભાઇ કહે છે કે ' કોઇ કહે છે કે એના વાચનદ્વારા કતલ અને બદલો લેવાની ખાલ-વાસના તૃપ્ત થાય છે, તેથી જ યુવકો તેના પર આફ્રિન છે !' કોણ કહે છે રાંપીનો ઘા-એ કહેવત અનુસાર ભાઇશ્રી મેઘાણી રાંપીનો ઘા કરીને રાંપીનો ઘા નથી એવું ઠરાવવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. યુવકો આફ્રિન છે, તેનું બીજું સબળ કારણ ભાઇશ્રી બતાવી શકશે ? Reynoldsનાં નોવેલો પણ યુવકોમાં બહુ આદર પામે છે અને વડીલોથી છુપાં છુપાં વંચાય છે. એ પણ ઘણાંખરાં ઐતિહાસિક જ છે. પણ એના તરફની વિરૂદ્ધતા, કતલ અને બદલો લેવાની ખાલ-વાસના અને ઉપરાંત કામ વાસના પણ તૃપ્ત થાય છે તે છે. અને કામવાસના તૃપ્ત થાય એવા શબ્દો અને ચિત્રો આમાં પણ ક્યાં નથી ? ' કાં ઇતરીયાને ઓરડે, અને કાં શેતલના પાતાળમાં, પણ આજની રાત માણવાની મારે પ્રતિજ્ઞા છે ' આથી વધારે બીભત્સતા કઈ હોય ? એક બે દિવસ પછી રાત માણી હોય તો માણવામાં ઉણપ આવે ખરી ? એ વાર્તા ઐતિહાસિક હોય કે ન યે હોય પણ તેમાંની અશક્યતાઓ તો હું હવે પછી બતાવીશ. પીંછાશવાળી વાતની અંદર " વરવહુ બથોડાં ભરી રહ્યાં હતાં " એવું લખીને નગ્ન પણ નગ્ન શૃંગાર ભાવ લેખક ઉત્તેજિત કરે છે. સરસ્વતીચંદ્ર ગુજરાતનો એક અનુપમ સાહિત્ય-ગ્રંથ, તેમાં પણ પ્રશાંત અને ઉદાત્ત પ્રેમ જ વહે છે. ' રાત માણવી ' અને ' બથોડાં ભરવાં ' એ તો માત્ર carressing, kissing, embracing વગેરે શબ્દોનાં ક્ષુદ્ર અનુકરણો છે. બીજા હલકી પ્રતિના લેખકો એવું લખે છે તે ભલે લખે, પણ શ્રી. મેઘાણી જેવા સંસ્કારી સાક્ષરની કલમને એ ન શોભે. જ્યાંસુધી અમે જોઇ શકીએ છીએ કે પ્રજાને પ્રેમથી વાંચવાનું કારણ કાં તો (૧) કતલ અને બદલો લેવાની વાસના તૃપ્ત થાય છે તે છે, કાં તો (૨) અંગ્રેજી રાજ્યની દુર્દશાનાં ચિત્રો જોવા મળે છે તે છે, અને કાં તો (૩) બીભત્સ શબ્દોની મજા પ્રાપ્ત થાય એ ત્રણમાંથી એક છે. પણ જ્યાંસુધી અમને બીજું કાંઇ પણ કારણ સૂચવાય નહિ ત્યાંસુધી તો અમારી કલ્પનાના ઘોડા છૂટા જ રહે છે. બીજું કોઇ પણ સબળ કારણ બતાવાશે ત્યારે અમે ઘોડાને ખડ પણ નહિ આપીએ.

એક ઠેકાણે તો ભાઇશ્રીએ આડો આંક જ વાળ્યો છે. સોરઠના બ્હારવટીયાને ૬૦મે પાને જાન મામદ તેની ' અસ્ત્રી 'ને કહે છેઃ ' આ અવતારે તો તું સાહેબની પથારીનું સુખ ભોગવી રહી.' આં ફાગ હજી જરા બીતાં બીતાં બોલાયા છે. જરા વધારે સ્પષ્ટતાથી બોલાયા હોત તો બ્હારવટીયા ' સરસ્વતીચંદ્ર 'નું સ્થાન લેત અને બ્હારવટીયાની ઐતિહાસિકતાનો એ કોમળ ફાગ વડે જરૂર પુનરૂદ્ધાર થાત. જો ભાઇ મેઘાણીએ બ્હારવટીયાની ઐતિહાસિકતા સ્થાપવાનો આદર કર્યો છે તો હું ચોક્કસ કહું છું કે, ' અમારી આમ બાબત છે ' એ વાક્યની જેમ ' સાહેબની પથારીનું સુખ ' એ પુષ્પવાક્ય એક પ્રચલિત અને ઘરગથ્થુ વાક્ય થઈ પડશે.

વળી જે લોકો ગામ અને જાનો લુંટે, પ્રજાને સતાવે–દબાવે, નિર્દોષીઓની કતલ કરે, બાળકોને મારે અને વસ્તીને ઉજ્જડ કરે તે લોકોને હરામખોરો નહિ તો શું કહેવું? કદાચ 'દેવો' કહેવા એમ ભાઈ કહેતા હોય કારણ હરામખોરો એટલે દેવો એમ ભાઇની ડીક્ષનેરીમાં હશે. હું કહી ગયો તેથી અને જેમણે રસધાર અને બ્હારવટીયા વાંચ્યા છે તે લોકો પણ કહી શકશે કે એ વીરતા કેવી હતી. ક્ષમા–વિહીન, દયા–વિહીન, વિવેક–વિહીન એ વીરતાઓને વીરતા કહેવી કે ભીરુતા? જો એવી વાતો લખીને ભાઇ મેઘાણી કાઠિયાવાડમાં ચરાતનનું ધ્વજારોપણ કરવા માગતા હોય તો તો હું તેમને ચેતવું છું કે તે આવો નિષ્પ્રાણ પ્રયત્ન મૂકી દે, કારણ તેથી કાઠિયાવાડના નવજીવનમાં ક્રૂરતાના અંકુરો ફુટશે. ક્ષમા ન શીખાય ત્યાં સુધીની વીરતા નકામી છે, કારણ **क्षमा वीरस्य भूषणम्‌.**

ત્રીજા ભાગમાં શિયળની ભાવનાવાળા પ્રસ્તાવનાના વિભાગમાં ભાઇ મેઘાણી કહે છે કે, "એક રાજાની નજર કુડી થાતાં તો કામબાઈ પોતાના મસ્ત* (કૃપ નહિ હો) જે થાનેલા વાઢી આપે અને પોતાના વૃદ્ધ સ્વામીનું મેણું વાગતાં એ જોગનભરી* (બુઢ્ઢી નહિ) કમરીબાઇ પોતાના બત્રીસે દાંત ખેંચી કાઢે એ વસ્તુઓ આજની જનતાને નથી સમજાતી." કયાંથી સમજાય? ભાઇ મેઘાણી જેટલી વિશાળ સમજ જનતામાં ન જ હોય. ધૃતરાષ્ટ્ર આંધળો હોવાથી ગાંધારીએ પાટા બાંધ્યા હતા એ જુની વાત કદાચ શ્રી. મેઘાણીને જણાવવાપણું ન હોય. આનાથી વધારે નૈતિક ભીરુતા કઇ? 'નજર કુડી થઇ એટલે થાનેલાં થાળીમાં ધરવાં અને પોતાની ભીરુતાને પ્રકટ કરવી, મેણું વાગતાં દાંત ખેંચી કાઢવા' એ ચારિત્ર્યના પલટાતા જતા સિદ્ધાંતોવાળા વાચાળ યુગમાં ભૂતકાળની ભવ્યતા આપવાને કલ્પનાશક્તિ નથી રહી. 'બધી વાતમાં બુદ્ધિને પોતાની વ્હારે બોલાવવી પડે છે.' જ્યાં ત્યાં આ યુગને કંઈ કંઇ દોષથી વિભૂષિત કરવો અને ભૂતકાળમાં તો અનોખી અને અકલ્પ્ય ભવ્યતાઓ જ ભરી હતી એવું વાચનારના મન ઉપર ઠસાવવું એ તો ભાઇ મેઘાણીનો લાક્ષણિક પ્રયત્ન પ્રસિદ્ધ છે. જાણે જીવન તો એક નાખી દેવાની વસ્તુ છે, તેનો તો યોગ્ય અયોગ્ય રીતે ઘા જ કરી દેવો ઘટે છે તેમ બધી વાતમાં બુદ્ધિપૂર્વક–બુદ્ધિને વ્હારે બોલાવીને તો કામ જ કરવાનું નથી. સ્ત્રીને માટે અથવા મિત્રને માટે કોઇએ વ્હેમ ભરાવ્યો, કંઈ કાર્ય કરવા જેવું હોય કે ન હોય, યોગ્યાયોગ્યમાં, વિવેકાવિવેકમાં કોઇ પણ ઠેકાણે ભાઈ મેઘાણીની સલાહ મુજબ બુદ્ધિને તો વ્હારે બોલાવવાની જ નહિ. આ પણ એક ભૂતકાળની 'ભવ્યતા.' જે તે વાતમાં 'ઝાકાઝીક,' માર તરવાર અને ઉડાવ ડાકું, જાણે કે સદુપયોગ માટે પ્રભુએ બુદ્ધિ આપી જ નથી, પણ આપણી વાસનાઓ અને રાગ–દ્વેષની તૃપ્તિને ખાતર પ્રભુની પણ નિર્દય મશ્કરી! જે તે વાતમાં બુદ્ધિને વ્હારે ન બોલાવવી તો પ્રભુએ શું કામ આપી તે કારણ ભાઇશ્રી સમજાવશે ખરા? 'સિદ્ધાંતોને ખાતર દેહને રમકડું બનાવી દેનાર અને ગીતાના વાક્યને ગોખનાર અને બલિદાનની પરંપરા વ્હેતી રાખનાર' આજે પણ ગાંધીજી, બીસેંટ, લાલાજી, રોય નિર્ભય કયાં નથી? અને હજુ નાના નાના સિપાઇઓ તો બાકી છે; અને આ બધા કોને ખાતર ભોગ આપે છે એ શ્રી. મેઘાણી ન જાણતા હોય તો હું કહું કે સિદ્ધાંતોને ખાતર જ.

---

* કોંસના શબ્દો મારા છે. સ્રીઓના શરીરનું કેવું લલિત વર્ણન છે તે જુઓ.

હવે એ ભાઇ ભવ્યતા સમજવા માટે આપણને એ મનુષ્યોનાં Outlook સમજાવે છે. તે આપણે પ્રણિપાતથી અને હાજીહાથી સમજી લઇએ. 'અંગની મરજાદાઓ બુદ્ધિપૂર્વક તજાતી જાય છે અને ચારિત્ર્યશાળી લલનાઓનાં શરીરોને ગુપ્તતાના પડદા વિના તબીબીખાનાને હવાલે કરવામાં આવે છે' એ ઉપરથી ભાઇ એમ કહેવા માગતા લાગે છે કે આ જમાનો તો બધું નગ્નતાનું જ સ્વરૂપ છે અને બધી સ્ત્રીઓ અજ્ઞાનથી નહિ પણ બુદ્ધિપૂર્વક મરજાદો તજે છે. સ્ત્રીઓને તબીબખાનાને હવાલે ન જ કરવી જોઇએ. કેમ, તેઓમાં જીવ નથી? માત્ર પુરુષો જ તબીબખાનાના હક્કદાર વારસ છે?

ત્રીજા ભાગની પ્હેલી વાત રોમાંચભરી છે પણ તેટલી જ ઐતિહાસિકતા-શૂન્ય છે. ઘોડી પાછળ ત્રાપામાં બે માણસો સહિત પાણીમાંથી ટેકરી ઉપર કેવી રીતે કૂદી શકી? High jumpને માટે માણસ અમુક પગલાં પાછળ જાય છે. ત્યારે આ ઘોડી તો વહેતા પાણીમાંથી ટેકરી ઉપર કૂદી. અજબ! અને વળી છોકરો અને મા લટકતા કાંઠા વગરના ત્રાપા ઉપર કાંટપૂણ રાખી, સમતોલ જાળવી બેઠાં. કેવી સુંદર કસરત! વળી એ જ વાતમાં 'ધંતિરીયાને ઓરડે અને કાં શેત્રુંજના પાતાળમાં, પણ આજની રાત માણવાની મારી પ્રતિજ્ઞા છે' એ શબ્દોથી યુવાનો સમક્ષ અધીર કામ-લોલુપતાનું દૃષ્ટાંત મુકાય છે.

પ્રભુદાસ પ્રાણજીવનદાસ ઠક્કર



શ્રીયુત મેઘાણીની સંગ્રહેલી વાર્તાઓ સંબંધી આવો મત ઘણી જગાએ ચર્ચાય છે માટે આ ચર્ચાપત્ર લીધું છે. લેખકે ભાષા વધારે પડતી સખ્ત વાપરી છે. એક જગાએ તો ભાષા એટલી અશ્લીલ હતી કે અમારે તે વાક્ય કાઢી નાંખવું પડયું છે. છતાં એમા લોકસાહિત્ય તરફની અમુક વૃત્તિનું કથન છે એટલે એ સ્વીકારી, લોકસાહિત્ય તરફ દૃષ્ટિ કેવી હોવી જોઇએ તે સંબંધી અમારા વિચારો લખવાની અમે અહીં તક લઇએ છીએ.

લોકસાહિત્યને આપણે સાહિત્ય કહીએ છીએ તેનો અર્થ ને શિષ્ટ સાહિત્ય જેવું શુદ્ધ સાહિત્ય છે તેમ નથી. તે સાહિત્યની સામગ્રી છે. બીજું સારૂં નામ નહિ જડવાથી જેને મધ્યકાલીન માનસ કહીએ તેનું તેમાં પ્રતિબિંબ છે. ગુજરાતમાં અને કાઠિયાવાડમાં એ માનસ કેવું હતું તે ઇતિહાસ-દૃષ્ટિએ જાણવું જોઇએ જ. ઇતિહાસ એટલે માત્ર રાજ્યોની ઉથલપાથલ નહિ પણ સમાજનું માનસ, સામાજિક રિવાજો; સામાજિક સ્મૃતિ ઇત્યાદિ પણ ખરૂં. ઇતિહાસદૃષ્ટિએ ખરાબ હોય તેને પણ જોઇ શકાય. ઇંગ્લંડની પાર્લામેન્ટને દારૂથી ઉડાડી મૂકવાનું કાવત્રું થયું હતું તે ઇતિહાસમાં નોંધી શકાય. પણ એ પણ યાદ રાખવું જોઇએ કે જેમ લોકસાહિત્ય તે સાહિત્ય નથી પણ સાહિત્યની સામગ્રી છે, તેમ લોકસાહિત્ય શુદ્ધ ઇતિહાસ પણ નથી, ઇતિહાસની સામગ્રી છે. એ ખરી રીતે તો માત્ર માનસનું જ પ્રતિબિંબ આપે છે. આવું સાહિત્ય જો ઐતિહાસિક અને કાવ્યની મિશ્ર દૃષ્ટિએ જોવાય તો તેમાંની જુગુપ્સાકારક કે બીભત્સ કે અશ્લીલ વાતોનો પણ સાંભળનાર કે વાંચનારે તટસ્થ રહી વાસ્તવિકતાની દૃષ્ટિએ વિચાર કરી શકે. શ્રીયુત મેઘાણીએ જુની વાર્તા કહેનારની ભાષા વાપરી છે તેથી આ ઐતિહાસિક દૃષ્ટિને કંઇક મદદ પણ મળે છે. કાઠિયાવાડના સમાજમાં રહેલા ગુણદોષ અને લાક્ષણિકતાનો આથી નિકટ પરિચય થાય છે. એ વાતોથી જુગુપ્સા થતી હોય—અને કેટલીકમાં થાય છે—તો તેનો અર્થ એ જ કે એ સમયમાં આપણા દેશનું માનસ આવું હતું, અથવા આવા માનસવાળાં માણસો આપણે ત્યાં હતાં એ આપણે જાણવું.

અત્યારનો વાચકવર્ગ આ વાર્તામાં જે રસ લે છે તેથી પોતાની બીભત્સ કે સ્થૂલ કામવાસના પોષે છે એમ અમે માનતા નથી. ઘણા તો અત્યારસુધી અણસમજમાં દુર્લક્ષ કરેલી, આ જૂની પણ તેમને માટે નવી વાર્તાશૈલીના મોહથી આકર્ષાય છે. એ નવીનતા ઓછી થશે તે સાથે તેમનું આકર્ષણ ઓછું થશે. ઘણા કેવળ વાર્તારસથી આકર્ષાય છે, અને તે આકર્ષણ તે કોટિના મનુષ્યો માટે કાયમ રહેશે. ઘણા, આજસુધી દેશી વસ્તુઓ તરફ આપણે ધ્યાન નથી આપ્યું તેના પ્રત્યાઘાતથી, હવે સર્વ દેશી વસ્તુઓને આદરથી જોવી જોઈએ એવા જ્ઞાત કે અજ્ઞાત કૃત્રિમ રસથી આ વાર્તાઓ સાંભળે છે અને વાંચે છે. એ પણ સમય જતાં બંધ થશે. આનું ખરું અનિષ્ટ પરિણામ ક્યારે આવે કે જો વાંચનાર અંધ ઇતિહાસપૂજાથી આને જ પ્રાચીન સંસ્કૃતિ માની બેસે અને આ જ માનસ દેશમાં પાછું આણવું જોઈએ એમ માની બેસે તો. પણ અત્યારની પરિસ્થિતિ આ વાર્તાકાળથી એટલી બધી ભિન્ન છે કે એમ થવાનો સંભવ અમને લાગતો નથી.

આ વાર્તાઓ ઐતિહાસિક દૃષ્ટિએ, જૂની ભાષાની દૃષ્ટિએ સંગ્રહાવી જોઇએ, અને એ દૃષ્ટિએ જોનારને માટે આ સાહિત્ય હમેશ ઉપયોગી રહેશે. આવા સંગ્રહથી ભવિષ્યનું વાર્તાસાહિત્ય વધારે વાસ્તવિકતાના રંગવાળું બનશે. વળી ભૂતકાળના માનસના પરિચયથી વર્તમાનમાં તેને યોગ્ય દિશાએ વાળવાની કૂંચીઓ પણ જડશે. બીજા દેશોમાં એ કામ થયું છે અને આપણે ત્યાં શ્રી મેઘાણીએ એવું કામ કરીને સાહિત્યની સેવા કરી છે. સમાજમાં આ જૂના સાહિત્યની રુચિ ઉત્પન્ન થઇ છે તે સારું થયું છે. પણ આ વાર્તાઓ સંગ્રહાઇ રહ્યા પછી સામાન્ય વાચકવર્ગને માટે તેમાંથી પસંદગી થવી જોઇએ, અને આખા સંગ્રહનું, ઈતિહાસ અને જૂની ભાષાના અભ્યાસને ઉપકારક થાય એવું સંપાદન થવું જોઇએ એટલું આમાથી નિષ્પન્ન થાય છે. એ કામ ગમે ત્યારે થાય પણ તે પહેલાં એ નાશ થઈ જતું સાહિત્ય સંગ્રહાઈ જવું તો જોઇએ જ.

તંત્રી

---

# 'મેટ્રિક'નાં પાઠ્ય પુસ્તકો

માન્ય તંત્રીજી, 'પ્રસ્થાન,' અમદાવાદ, જોગ.

મહાશય,

આપના લોકપ્રિય માસિકમાં આ ચર્ચાપત્રને સ્થાન આપશો તો આભારી થઇશ.

મુંબઈ યુનિવર્સિટીએ ગૂજરાતી ભાષાને પણ બીજી ભાષા તરીકે સ્થાન આપીને સ્વભાષાનું ગૌરવ મોડું મોડું પણ કંઈક અંશે સ્વીકાર્યું. ત્યારથી લોક મનમાં આશાનો અભ્યાસ વ્યવસ્થિત અને તલસ્પર્શી થતો જશે ખરો. અને આપણા આજના ગ્રૅજ્યુએટોની સ્વભાષામાં બોલતાં કે લખતાં જે દયાજનક સ્થિતિ થાય છે તેમાં કંઇક અંશે પણ ઇચ્છવા યોગ્ય સુધારો થશે.

[અનુસંધાન પૃષ્ઠ ૧૨૦ જુઓ.

# અમદાવાદના મીલમજુરોમાં અસંતોષ

અત્યારના મજુરવર્ગની સ્થિતિને ઉપલક રીને જાણનાર પણ કહી શકશે કે મજુરોમાં પોતાની વર્ગ-અસ્મિતા જાગૃત થતી જાય છે. હિંદના ઉદ્યોગોમાં અને વિશેષ કરીને આપણા પ્રાંતમાં મીલ ઉદ્યોગ મહત્ત્વનો છે. મીલના મજુરોમાં આ અસ્મિતા વધારે પ્રબળ દેખાય છે. આપણા ઇલાકાનાં મીલનાં મથકો મુંબઇ અને શોલાપુરમાં લગભગ અઢી માસથી ભયંકર હડતાલ ચાલે છે અને હજી સુધી સમાધાની આવતી જણાતી નથી.

મજુર માનસ બીજા કોઇ પણ માનસ કરતાં વધારે ચેપી છે. એક જ સ્થિતિમાં કામ કરવાથી, એક જ જીવન અને એક જ જાતના પ્રશ્નો હોવાથી બીજા કોઇ વર્ગો સંગઠન કરી શકે કે એક બીજા પર અસર કરી શકે તે કરતાં મજુરો ઘણી ત્વરાથી એક બીજા પર અસર કરી શકે છે. આવી સ્થિતિમાં હડતાલની જ્વાલાથી હજી સુધી બચી ગયેલ અમદાવાદને ખાસ સાચવી લેવાની જરૂર છે.

આપણે ઘણીવાર આપત્તિ આવી ન હોય ત્યાં સુધી જાણે તે આપણા ઉપર આવવાની જ નથી એમ ધારી બેસી રહીએ છીએ. અને આપત્તિ પડયા પછી અધીરા થઇએ છીએ. એમ ન થાય તે માટે આ લેખના વિચારો મજુરો અને ખાસ કરીને તો મીલમાલેકોની સમક્ષ રજુ કર્યા છે.

હડતાલનો એકાદ તણખો અકસ્માત ઉડતો ઉડતો અહીં આવી ચડે તો અહીં પણ આગ લાગે એવી તો સ્થિતિ છે જ. અહીંના મજુરોનો અસંતોષ મુંબઇથી વધારે નહિ તો ઓછો તો નથી જ. કેટલાંક કારણોથી તે દબાઇ રહ્યો છે. પણ દબાયેલો અસંતોષ નાશ પામતો નથી પણ બળમાં વધતો જાય છે એ યાદ રાખવું જોઇએ.

## પગારની સ્થિતિ

મજુરોના પગારની સ્થિતિ સંબંધી વિચાર કરતાં પહેલાં બેએક બાબતો નોંધવી આવશ્યક છે. મજુરને માટે મુકરર થયેલા પગારનો આંકડો એની પગાર સંબંધી સ્થિતિનો સાચો ખ્યાલ આપતો નથી. મજુરની પગાર સંબંધી સ્થિતિ એના હાથમાં આવતા રોકડ ( effective wages ) પર આધાર રાખે છે. દા. ત. અમદાવાદની મીલોના ગ્રોસલ અને ફ્રેમખાતાના મજુરોનો ૧૬ દિવસના હપ્તા ઉપર રૂા. ૧૩ થી ૧૩॥ પગાર મુકરર થયેલો છે. પરંતુ મજુરના ગજવામાં પગારના જે પૈસા જાય છે તે ઓછા હોય છે. નોટીસ આપ્યા વગર મીલ સાંચા બંધ કરે ત્યારે કે પુરતો માલ ન આપી શકવાને કારણે મજુરના દિવસો કપાઇ જાય અને એનો પગાર ઓછો ઉતરે. કારકુન આદિ વર્ગને માંદગી વગેરે આવશ્યક રજાઓ મળે છે અને એમનો પગાર કપાતો નથી. મજુરનો પગાર આવી ગેરહાજરીને લીધે કપાય છે એટલું જ નહિ પરંતુ કેટલીક વાર તો એનો બેવડો પગાર કાપી લેવામાં આવે છે. પગારમાં બીજી અનેક કાપકુપો થાય છે ( જેનો ઉલ્લેખ હવે પછી કરીશું ) તેને લીધે પણ એનો પગાર સરવાળે ઓછો ઉતરે છે.

મીલમાલેક મંડળ અને મજુર મહાજન વચ્ચે થયેલા કરારોને આધારે મીલ મજુરોના પગારનું ધોરણ નક્કી થયેલું છે. ૧૯૨૦ની સાલમાં મજુરોના મહાજનની માગણીઓ વિચારી એક બાજુ મહાત્મા ગાંધીજી અને બીજી બાજુ શેઠ અંબાલાલ સારાભાઈના પંચે આ ચુકાદાઓ કર્યા હતા. ત્રણ વર્ષ બાદ એટલે ૧૯૨૩ની સાલમાં અમદાવાદમાં સામાન્ય હડતાલ પડી હતી તેમાં મજુરોની હાર થઇ હતી અને માલેકો આ પગારના ધોરણમાં ૧૫ ટકા જેટલો ઘટાડો કરી શકયા હતા. હાલ આ ૧૫ ટકા કાપીને ૧૯૨૦ના મૂળ ધોરણ મુજબ મજુરોને પગાર અપાય છે. અમદાવાદના કામદાર વર્ગમાં આ સંબંધી અતિશય અસંતોષ છે અને જ્યારે મુંબઇના કામદારોના પગાર હજુ સુધી કપાયા નથી ત્યારે અહીં આમ ૧૫ ટકા કપાઇ ગયા છે એની એમના મનમાં ઘણી બળતરા છે. આને લીધે મજુરોનાં દિલ ઘવાએલાં છે એ મજુરોની સ્થિતિના પરિચયવાળાને જણાયા વગર રહે એમ નથી.

## છાનીમાની કાપકુપ

માલેક મંડળ અને મજુર મહાજને મળી જે પગારનું ધોરણ ઠરાવ્યું છે તેમાં એમને પૂછ્યા કર્યા વગર કાપકુપ કરવી એ નૈતિક દૃષ્ટિએ ખોટું જ ગણાય. પરંતુ એમ થયું છે. મુંબાઈની મીલ હડતાલના મૂળમાં આ મુખ્ય કારણ છે તે ત્યાંની સ્થિતિ સમજવા પ્રયત્ન કરનારને જણાયું હશે. અહીં પણ આ જ અસંતોષ ઊંડે ઊંડે છે.

ગ્રોસલખાતાના મજુરોને કામના દિવસો પર પગાર મળે છે. એટલે એમના પગારમાં કાપકુપનો બહુ અવકાશ નથી. ગ્રોસલખાતાના મજુરને સામાન્ય રીતે સોળ દિવસના હપ્તા ઉપર સરવાળે રૂા. ૧૬ પગાર મળે છે. આમાં બે અઠવાડિયાના રૂા. ૧ બોનસનો સમાવેશ કરેલો છે. આ હાજરીબોનસમાં નિયમની બહાર જઈ કાપકુપ ઘણીવાર થાય છે. કેટલીક વાર એક અઠવાડિયાની ગેરહાજરી માટે બીજા અઠવાડિયાનું આઠ આના બોનસ કાપી નખાય છે. અહીંના મીલમાલેક મંડળના એક અગ્રગણ્ય સભ્યની મીલે ગ્રોસલખાતાના સ્ત્રીકારીગરો માટે રૂા. ૧ કાપવાનો ઠરાવ નોટીસબોર્ડ પર મુકયો હતો. એ પગલું માલેક મંડળના પોતાના જ આગલા ઠરાવની વિરૂદ્ધ હતું એવું એમના ધ્યાન પર લાવવામાં આવતાં એ વસ્તુ પડતી મુકાઈ હતી. પરંતુ પગારની કાપકુપ કરવાની મનોદશા આ સ્પષ્ટ રીતે પુરવાર કરે છે.

ડૉફર્સ–એટલે બોબીન લઈ જવા લાવવાનું વગેરે કામ કરનાર–ના પગારનું ધોરણ પણ મુકરર કરેલું છે. એમને પણ કામના દિવસો પર પગાર મળે છે. પરંતુ અહીંની એક મીલમાં એમાના કેટલાકને નક્કી કરેલા ધોરણ કરતાં રૂા. ૧ ઓછો મળે છે. આ કાપકુપ અયોગ્ય જ લેખાય.

પગારમાં છાનીમાની કાપકુપ તો ઉધડ પગારદારો ('piece works')માં થઇ શકે છે. શાળખાતાના કારીગરોના પગારમાં આવી કાપકુપ ઘણી થઈ શકે છે. આ ખાતામાં કાપડની જુદી જુદી જાતના ઉત્પન્ન ઉપર પગારની ગણત્રી થાય છે. એ ગણત્રીમાં અનેક ગુંચો હોય છે જે સાધારણ કારીગર સમજી શકતો નથી. જાતો વખતોવખત બદલાય છે અને મીલ નવી જાતો માટે નવા ભાવ મુકરર કરે છે. કેટલાક દેશોમાં ભાવની છાપેલી યાદીઓ રાખવામાં આવે છે એવી પ્રથા અહીં નથી. વળી પગારનું સર્વસામાન્ય ધોરણ નથી. મુંબઇની વીસેક મીલોએ શાળખાતાના કારીગરોના ભાવમાં કાપકુપો કરી છે એવી ત્યાંના મહાજનની ફરિયાદ છે. અહીંના કારીગરોના પણ એવી જ ફરિયાદ છે.

શાળખાતાના પગારો પણ મીલમાલેક મંડળ અને મજુર મહાજને મળી ઠરાવેલા છે. એમાં ફેરફાર કરવા હોય તો તે મહાજન અને માલેક મંડળને પૂછીને જ કરી શકાય. પણ એ નૈતિક જવાબદારી કેટલીકવાર વિસારી દેવામાં આવે છે. વળી શાળખાતાનું મહાજન હિંદુ મુસલમાન તકરારોને લીધે મોટે ભાગે તૂટી ગયું છે. એટલે મજુરોમાં લડવાનું બહુ બળ રહ્યું નથી. આ સ્થિતિનો લાભ લેવાય એમાં નવાઇ નથી.

કાપડની નવી જાતો કાઢવામાં આવે ત્યારે નવા ભાવ મુકરર કરવા પડે એ સમજી શકાય એમ છે. પરંતુ સરેરાસ પગારનું ધોરણ કાયમ રહેવું જોઇએ. કેટલીક મીલોમાં આ સરેરાસ ધોરણ કાયમ રહ્યું નથી. અહિંની એક મીલમાં શાળખાતાના ભાવો કપાઇ ગયા ત્યારે મજુર મહાજને એ મીલને ફરિયાદ કરી હતી. મીલે મસલતમાં એટલો વખત કાઢી નાખ્યો કે મજુરો ઉશ્કેરાઇ ગયા અને 'બહાર પડયા'. મીલે મજુરોની અશક્તિનો લાભ લીધો અને હડતાલ તૂટી ગઈ. કપાયેલા ભાવે નવા કારીગરો કામે આવ્યા. આ રીતે એ મીલમાં પગારનું સરેરાસ ધોરણ ઓછું થયું. બીજી કેટલીક મીલોમાંથી પણ ભાવો કાપી નાખ્યાની મજુરમહાજનને ફરિયાદો મળતી રહે છે.

શાળખાતાના કારીગરને મૂળ ધોરણ મુજબ જે સરેરાશ પગાર મળવો જોઇએ તેનાથી ઓછો પગાર ઘણી મીલોમાં મળે છે. અમદાવાદના શાળખાતાના કારીગર વર્ગમાં આ બાબતનો ઊંડો અસંતોષ છે. પરંતુ લાચારીને લીધે જ તેઓ હાથ જોડી બેસી રહ્યા છે. મજુરની કાર્યકુશળતાની બહુ વાતો આપણે સાંભળીએ છીએ પરંતુ મજુર વધુ મહેનત કરી વધારે પગાર લઇ જતો હોય તે મીલ જોઈ ન શકે એ કાર્યકુશળતાને ઉત્તેજન આપવાનો રસ્તો છે ?

ફ્રેમખાતાના કારીગરો માટે મીલમાલેક મંડળ અને મજુર મહાજને ઓછામાં ઓછો પગાર ( minimum wage ) નક્કી કરેલો છે. એ મુજબ આ ખાતાના મજુરોને રૂ. ૧૩–૮–૦ પગાર ઓછામાં ઓછો મળવો જોઇએ. પરંતુ ધોરણ મુજબનું કામ આપ્યા છતાં કોઈક કોઈક મીલોમાં આ ખાતાના મજુરોનો નક્કી કરેલા પગાર કરતાં ઓછો પગાર ઉતરે છે. આ સંબંધી મજુરો મીલોને ફરિયાદ કરે છે ત્યારે તે તરફ આંખમીંચામણા થાય છે. મજુરોમાં એને લીધે અસંતોષ ઘર કરે એ સ્વાભાવિક છે.

ફ્રેમખાતામાં પણ ઉધડ કામ ( piece work ) ની પદ્ધતિ છે. મજુરો જેટલા 'હેંક' કામ આપે તે પર પગારની ગણત્રી થાય છે. એટલે ઓછા બોબીન મળવાને લીધે પણ માલ ઓછો ઉતરે ત્યારે મજુરોનો પગાર ઓછો ઉતરે છે. એવી જાતની કાપકુપો હાલ બાજુએ રાખીએ. મજુર અને માલેકો વચ્ચે નક્કી થયેલા કરારોનો ભંગ વ્યક્તિગત રીતે મીલો ન કરી શકે તે દેખીતું છે. છતાં એવા દાખલાઓ બને છે. એક મીલમાં 'હેંક' પર બે પાઈ ભાવ કાપી નાખવાની ફરિયાદ મજુર મહાજનમાં નોંધાઈ હતી. બે વરસથી મીલે એ અન્યાય દૂર નથી કર્યો. બીજી કેટલીક મીલોમાંથી પણ આવી ફરિયાદો આવી છે.

ફ્રેમખાતામાં વાયરી અને દાકરડા કારીગરો હોય છે. ભાવની યાદીઓના બોર્ડ ખાતા પર ચોડવા જોઇએ એવી એમની માગણી છે. મજુરને જે પગાર મળતો હોય તે કેવી રીતે ગણવામાં આવે છે તે જાણવાનો મજુરોને હક છે. પરંતુ કેટલીક મીલોમાં આવી ચોક્કસ માગણીઓ કર્યા છતાં મીલોએ દાદ દીધી નથી. આ સંજોગોમાં અજ્ઞાન મજુરના મનમાં ભાવમાં ઘાલમેલ થવાનો વહેમ હોય એમાં શી નવાઇ? ભાવમાં આવી ઘાલમેલની ફરિયાદો અનેક વખત આવે છે.

વાઇન્ડીંગ, રીલીંગ વગેરે ખાતામાં પણ ઉદડ કામ (piece work)નું ધોરણ છે. આ ખાતામાં મુખ્યત્વે સ્ત્રીઓ કામ કરે છે. મુંબઇની મીલ હડતાલની શરૂઆત એક મીલની આ ખાતાની સ્ત્રીઓના અસંતોષથી થઇ હતી તે બધાને યાદ હશે. એમની ફરિયાદ ભાવની કાપકૂપની હતી. અહીંની કોઇક કોઇક મીલોમાંથી આવા અસંતોષની જ્વાળા નીકળે છે.

મજુરને પેટ પુરતો પગાર મળતો નથી. મજુરના પગારના ધોરણમાં કેવી ઉધાઠી કે છાની રીતે કાપકુપ કરવામાં આવે છે એના કેટલાક દાખલા આપણે ઉપર જોયા. આ ઉપરાંત પગારની જપ્તી અને દંડના બ્હાને મજુરના પગારમાં બીજી અનેક કાપકુપો થાય છે.* આ ત્રણેય કારણોથી મજુરના હાથમાં રોકડ મજુરી (effective wage) ઘણી ઓછી આવે છે, જ્યારે અમદાવાદનું જીવન એટલું ને એટલું ખરચાળ રહ્યું છે. પગારનો મોટો ભાગ ભાડામાં જ ચાલ્યો જાય છે. મજુરો પરનો દેવાનો બોજો અત્યારે અસહ્ય છે. ઘણાં મજુર કુટુંબોનો અડધ ઉપરાંત પગાર ભાડું અને દેવાના વ્યાજમાં તણાઈ જાય છે.

આ ઉપરાંત મજુરોમાં અસંતોષનાં બીજાં પણ કારણો ઘણાં છે. બેકારી વધતી ચાલે છે. મુંબઇમાં જે ત્રણ શાળ અને 'ડબલ'ની પદ્ધતિ દાખલ કરવાનો પ્રયાસ થયો છે એમ જો અહીં કરવામાં આવે તો બેકારી એથી પણ વધે. મીલોના કામોને અંગે મજુરોની જે જરૂરીઆતો ઉભી થાય છે તે પુરી પાડવા માલેકો જોઇએ તેવી દરકાર રાખતા નથી. મજુરોને પીવા પાણી જોઇએ તે પણ પુરતા પ્રમાણમાં આપવામાં આવતું નથી અને કેટલીક વાર તો હોજનું પાણી અપાયાની રાડ મારતા મજુરો આવે છે. જમવા બેસવાના માંડવા બાંધી આપવા ૧૯૨૦માં પંચે ઠરાવ કરેલો પણ હજી તેનો કેટલીક મીલોએ અમલ કર્યો નથી. સ્ત્રી કામદારો હોવાને લીધે એમનાં બાળકો માટે ઘોડિયાંની વ્યવસ્થા આવશ્યક છે છતાં એ દિશામાં હજી ઘણું કરવાનું બાકી રહેલું છે.

તેમ છતાં એ ખરૂં છે કે મજુરોનો અસંતોષ બહાર પડતો નથી. તેનું ખરૂં કારણ એ છે કે મજુરોમાં જોઇએ તેવું સંગઠન નથી. હજી મજુર મહાજન મજુર પ્રતિનિધિઓના જ સંબંધમાં મુખ્યત્વે આવ્યું છે. પરંતુ બહોળા મજુરવર્ગ (rank and file)ના અને તેના જીવનના સીધા સંબંધમાં આવ્યું નથી. મજુર મહાજનને હજી પોતાનું કેટલુંક કામ મીલોની મારફત કરવું પડે છે, અને એને લીધે મીલોની સહાનુભૂતિ ઉપર ઘડીએ અને પલકે આધાર રાખવો પડે છે, તેથી પણ મહાજનની નીતિ ઢીલી રહે છે. સર્વ મજુર સંસ્થાઓ કરતાં અમદાવાદની વિશેષતા એ છે કે અહીં મજુરો અને મીલો વચ્ચે સહકારથી કામ ચાલે છે. આ સ્થિતિને નબળાઈ ન ગણતાં, અને તેનો લાભ લેવાનો વિચાર ન કરતાં, આ સહકારને રાખવો હોય તે મીલમાલેકોએ પોતાની મેળે અસંતોષનાં કારણો દૂર કરવાં જોઇએ. જો એમ નહિ થાય તો અન્યત્ર થાય છે તેમ અહીં પણ મજુરો અને મીલો એમ બે સામસામા પક્ષો પડી જશે જે સમાજને તેમ જ ઉદ્યોગને બન્નેને અહિત કરનારા છે. પરંતુ મીલમાલેકો ઉપર આધાર રાખ્યા સિવાય મજુરો પોતાનું સંગઠન સંપૂર્ણ કરશે તો જ આ અનેક હિતવિરોધોના જમાનામાં તે પોતાનો ન્યાયી ભાગ મેળવી શકશે.

જીવણલાલ ક. ચાંપાનેરીઆ

* આ વિષય લાંબો હોવાથી અહીં તેની ચર્ચા કરતા નથી.

# અફઘાનિસ્તાન અને તેના અમીર

અફઘાનિસ્તાનના અમીર અમાનુલ્લાએ હમણું હિંદ અને યુરોપમાં મુસાફરી કરી. હમણાં આખી દુનિયાનું ધ્યાન તેના તરફ ખેંચાયું છે. તેનું કારણ અફઘાનિસ્તાનના અમીર પહેલી જ વાર યુરોપની મુસાફરીએ નીકળ્યા છે તે જ નથી, તેમ જ અમીર પોતે એક સંસ્કારી, પ્રગતિકારક, ઉત્સાહી વિચક્ષણ રાજકર્તા છે તે જ નથી, પણ જગતના રાજકારણમાં અફઘાનિસ્તાન અત્યારે જે મહત્ત્વનું સ્થાન ધરાવે છે તે પણ છે.

અફઘાનિસ્તાન એશિયામાં આવેલું છે છતાં યુરોપના અને તેને લીધે જગતના રાજકારણ સાથે તેને સંબંધ છે. તેની ઉત્તરે રશિયાનું વિસ્તારી રાજ્ય અને પૂર્વે બ્રિટિશ શહેનશાહત નીચેના હિંદની સરહદ લાગેલી છે. રશિયા અને બ્રિટનની સ્પર્ધાને લીધે બ્રિટન અફઘાનિસ્તાન તરફ હમેશાં તાકીને બેઠેલું હોય છે.

આથી અફઘાનિસ્તાનને ઘણું સહન કરવું પડયુ છે. અત્યાર સુધીમાં બ્રિટને અફઘાનિસ્તાન ઉપર ત્રણવાર ચઢાઈઓ કરી છે. બીજા વિગ્રહ માટે કશું જ કારણ નહોતું. હિંદની સરહદને વાયવ્ય તરફ વધારે શાસ્ત્રીય બનાવવી હતી અને તે કામ અફઘાનિસ્તાનનો અમુક ભાગ લીધા સિવાય બની શકે એમ નહોતું. તે પછી પણ બ્રિટને આ દેશને પોતાની લાગવગ નીચે રાખવા પ્રયત્ન કર્યો છે. ૧૯૦૭ની રશિયા-ઈંગ્લંડની મૈત્રીના કોલકરાર મુજબ મુલકની વહેંચણી થઇ તેમાં મોંગોલિયા, માનચુરિયા અને ઉત્તર ઇરાન રશિયાને વગવિસ્તાર માટે મળ્યાં તેમ અફઘાનિસ્તાન બ્રિટનને વગવિસ્તાર માટે મળ્યું. આ સ્થિતિ છેલ્લા યુરોપીય યુદ્ધ સુધી ચાલી. એ યુદ્ધમાં જ્યારે રશિયામાં રાજ્યક્રાન્તિ થઇ અને સોવિયેટ રાજ્ય સ્થપાયું ત્યારે રશિયા-ઈંગ્લાંડની મૈત્રીનો અંત આવ્યો. આ યુદ્ધનું સૌથી મોટું પરિણામ તો એ આવ્યું કે રશિયા પશ્ચિમનો નહિ અને પૂર્વનો દેશ ગણાવા લાગ્યો. સોવિયેટની નીતિ પરરાષ્ટ્રો ઉપર દાબ બેસારવાની નહિ પણ પરતંત્ર રાષ્ટ્રોને મદદ કરવાની હોવાથી પૂર્વનાં રાષ્ટ્રો તેના તરફ મિત્રભાવે જોવા લાગ્યાં. વળી સોવિયેટ સરકાર ખેડુતો અને કામદારોની છે અને મૂડીવાદનો નિકંદન કરનાર છે એટલે યુરોપના મૂડીવાદના મોટામાં મોટા પ્રતિનિધિ તરીકે ઇંગ્લંડ સાથે તેને સ્વાભાવિક વેર થયું. તેથી તરત જ બ્રિટનનું ધ્યાન પાછું અફઘાનિસ્તાન તરફની સરહદ ઉપર ગયું. સોવિયેટની લાગવગ જો અફઘાનિસ્તાન અને ચીનમાં પણ પ્રસરે તો હિંદની જમીન બાજુની સરહદનો મોટો ભાગ સોવિયેટ અસર નીચે આવી જાય એ બ્રિટનનો મોટામાં મોટો ભય છે.

૧૯૧૯માં અફઘાનિસ્તાનનો અમીર હબીબુલ્લા ગુજરી ગયો અને તેના બે મોટા પુત્રોને એક બાજુ રાખી મૂકી ત્રીજા અમાનુલ્લાએ સ્વતન્ત્રતા જાહેર કરી રાજ્યારોહણ કર્યું. તેને થોડો જ સમય થયો ત્યા બ્રિટને ત્રીજો અફઘાન વિગ્રહ શરૂ કર્યો. પ્રથમ તો ઇંગ્લાંડ ફાવ્યું નહિ પણ પછી અફઘાન લશ્કર હાર્યું. પણ આ પૈસા અને માણસના ખરચથી ઈંગ્લાંડને કશો લાભ થયો નહિ. સોવિયેટ સરકારે તરત જ અફઘાનિસ્તાનની સ્વતંત્રતા કબુલ કરી હતી અને ઇરાન અને તુર્કસ્તાને પણ તેની સાથે મૈત્રી કરી હતી એટલે ઈંગ્લાંડને પણ અફઘા-

નિસ્તાનની સ્વતંત્રતા કબુલ રાખી તેની સાથે સંધિ કરવી પડી. ત્યારથી અફઘાનિસ્તાન સ્વતંત્ર થયું છે, ૩૦ ઑગસ્ટ ૧૯૧૯.

સ્વતંત્રતા મળી ત્યારથી અફઘાનિસ્તાને બધી રીતે ઘણી પ્રગતિ કરી છે. અફઘાનિસ્તાન ફ્રાન્સ જેવડો પહાડી મુલક છે અને તેમાં પચાસ લાખની વસ્તી છે. આ વસ્તી ધર્માન્ધ મુસલમાનોની છે અને તેની અનેક નાની નાની જાતો જૂનાં પરંપરાગત વૈરથી અંદર અંદર લડ્યા કરે છે. અમીર અમાનુલ્લાએ, તુર્કસ્તાન અને ઇરાનની માફક એક પછી એક સુધારા દાખલ કરવા માંડ્યા છે. પણ ઉપરના બે દેશો કરતાં તેની પ્રજા સુધારા સામે વધારે વિરોધ કરે છે. પણ અમાનુલ્લાએ કુનેહથી થોડાં જ વરસોમાં એક મધ્યકાલીન મુલકને આધુનિક બનાવી દીધો છે. આમ કરતાં ધર્મ-ઝનૂનનાં બંડો થયાં છે અને અમીરને તે બધાં પૂરેપૂરી સખ્તાઇથી બેસારી દેવાં પડ્યાં છે.

અમીરની દિનચર્યા ઉપરથી લાગે છે કે તેઓ ઘણા જ કુશળ અને ઉદ્યોગી છે. તેઓ પોતાના દેશમાં એક ઉત્તમ ઘોડેસ્વાર છે અને સવારે હમેશાં ૭ા વાગે નિયમિત ઘોડા પર ફરવા નીકળે છે. રાજકાજના કામમાં પણ તેઓ નિયમિત છે અને રાજની ઝીણામાં ઝીણી વિગત ઉપર જાતે દેખરેખ રાખે છે. અફઘાનિસ્તાનનું રાજ્ય પ્રતિનિધિની પદ્ધતિએ ચાલતું નથી એટલે બધી છેવટની સત્તા અમીરના હાથમાં છે પણ તેઓ પોતાના કારભારીઓની બહુમતિને ઘણીવાર અમલમાં મૂકે છે. હમેશાં સવારે બરાબર ૯ વાગે વારા પ્રમાણે જુદા જુદા ખાતાના કારભારીઓ તેમને મળવા આવે છે. કોઇ કોઇ વાર તો અમીર ઠેઠ રાત સુધી ટેબલ પર બેસી કામ કર્યા કરે છે. તેઓ કદી કામ બાકી રાખતા નથી. સાધારણ રીતે પાંચ વાગે કારભારનું કામ પૂરૂં કરી બેગમ સાથે ફરવા નીકળે છે. અફઘાનિસ્તાન જેવા પુરાણા મતવાળા દેશમાં આ ઘણો મોટો સુધારો ગણાય કારણકે ત્યાં તો સ્ત્રીઓ પડદામાં જ રહે છે. બેગમ સાહેબ મુસલમાન બાનુઓ જેવો નહિ પણ યુરોપીઅન સ્ત્રીઓ રાખે છે તેવો જરા ઘટ જાળીવાળો બુરખો રાખે છે. યુરોપની મુસાફરીમાં તેમણે તે પણ છોડી દીધો હતો, ને ઇરાનમાં આવતાં પાછો ધારણ કર્યો હતો. અમીરને આ એક જ બેગમ છે. કમાલ પાશાની પેઠે પોતે બહુપત્ની કરવાના રિવાજની વિરુદ્ધ છે પણ હજી એવો કાયદો કરી શકાય તેવી દેશની સ્થિતિ નથી. પણ પોતાની લાગવગથી અમીર વર્ગમાં આ સંબંધી વિચારો ફેલાવવા તેઓ પ્રયત્ન કરે છે.

બેગમ સાહેબ સુરૈયા યુરોપી પોશાકમાં જ રહે છે. તેમના દાખલાથી અમીર વર્ગની સ્ત્રીઓમાં એ પોશાક પ્રવેશ પામતો જાય છે. તેમના પિતા મહેમદ તાર્ઝી પરદેશ ખાતાના કાયમી પ્રધાન છે અને તંદુરસ્તીના કારણે અફઘાનિસ્તાનમાં રહેતા નથી. ૧૯૨૧ થી '૨૪ તેઓ પારિસ રહ્યા હતા અને હાલ સ્વિટઝર્લૅન્ડમાં રહે છે. બેગમ સુરૈયાએ ઊંચી કેળવણી લીધી છે. તેઓ સ્ત્રી કેળવણીમાં ઘણો રસ લે છે.

અમીરને ફ્રેન્ચ સંસ્કૃતિને માટે ઘણું માન છે. યુરોપની ભાષાઓ પૈકી ફ્રેન્ચ જ તેઓ સારી રીતે જાણે છે. મુખ્યત્વે ફ્રેન્ચ સાહિત્ય જ વાંચે છે. અને તેમના શાહજાદા ફ્રાન્સમાં ભણે છે. તેમનો ઇરાદો તુર્કસ્તાન અને ઇરાનની પેઠે અફઘાનિસ્તાનમાં આધુનિક સાધનો સુધારા વધારા અને વાતાવરણ દાખલ કરવાનો છે. આને માટે સૌથી પ્રથમ તેઓ બહારના દેશો સાથે વ્યવહાર સંબંધ બાંધવા માગે છે. હજી અફઘાનિસ્તાનમાં, એક નાના મીટરગેજનો ટુકડો બાદ કરતાં રેલવે નથી. નિયમિત ટપાલખાતું પણ તેમના દેશમાં હમણાં જ

ખોલવામાં આવ્યું છે. બે વરસ ઉપર હવાઇ વિમાનોદ્વારા મુખ્ય મુખ્ય શહેરો વચ્ચે ટપાલનો સંબંધ બાંધવા એક ફ્રેન્ચ પોસ્ટલ મિશને યોજના રજુ કરી હતી. કેટલાંક કારણોથી તે અમલમાં ન મૂકી શકાઇ. આ કામ સિદ્ધ કરવાનું સોવિયેટના ભાગ્યમાં હતું. ગયા માર્ચ માસમાં કાબુલ અને તાશકન્દ ( તુર્કસ્તાન ) વચ્ચે હવાઈ વિમાનોથી સંબંધ બંધાયો છે અને એ વ્યવહાર વધતો જાય છે.



સુલતાન અમાનુલ્લા અને બેગમ સાહેબ સુરૈયા

અફઘાનિસ્તાનના અમીર હવે દુનિયાંના રાજકારણોનો અભ્યાસ કરવા મુસાફરીએ નીકળ્યા છે. હિંદમાં તેમણે હિન્દુ મુસલમાન બન્નેનું ઘણું જ ધ્યાન ખેંચ્યું હતું તે હજી બધાની સ્મૃતિમાં તાજું હશે. ઇજીપ્તમાં એક મુસલમાન રાજ્ય બીજાને આપે તેવો ભપકાબંધી ઉદાર આવકાર તેમને આપ્યો હતો. ઇજીપ્ત સાથે તેમણે નવા કોલકરાર પણ કર્યા છે,

જેને વિશે હમણાં જ જાણવામાં આવ્યું કે તે બ્રિટનની દરમિયાનગીરી વિના કરવામાં આવ્યા હતા. તે પછી તેમણે ભવ્ય પ્રાચીન સંસ્કૃતિવાળા ઇટલીની મુલાકાત લીધી. રોમ અને કાબુલ વચ્ચે હવાઇ વ્યવહાર બાંધવાની યોજનાની તેમણે ત્યાં ચર્ચા કરી હતી. ઇટલીની સરકારે આ રાજવી પરોણાને એક શસ્ત્રસજ્જિત વાહન ( armoured car) ભેટ કર્યું હતું. ત્યાંથી અમીર બર્લિન ગયા હતા ત્યાં તેમને એક હવાઈ વિમાન ભેટ મળ્યું હતું. પણ તેમને ખરેખરૂં તો ફ્રાન્સમાં જ વધારે ગમ્યું. ફ્રાન્સના પેલે-ડ-ઓરસાવ ( Paleis-d Orsav ) માં તેમને ઉતારો મળ્યો હતો અને મહાન નેપોલિયનના પલંગમાં સૂવાનું વિરલ માન મળ્યું હતું. ત્રણ દિવસ રાજ્યની મહેમાનગત સ્વીકારી પછી એક ખાનગી હોટલમાં આ રાજકુટુંબ રહ્યું હતું. અમીરને અજ્ઞાત વેષે ફરવાનો અને બધું જાતે જોવાનો શોખ છે તે મુજબ તેઓ ફ્રાન્સમાં ફર્યા હતા.

ઇગ્લંડમાં પણ અમીરને પુષ્કળ માન મળ્યું હતું. ત્રણ દિવસ બકિંગહામ મહેલમાં તેઓ રાજના મહેમાન તરીકે રહ્યા હતા અને મહારાણી વિક્ટોરિયા પછી આટલો ખરચાળ દબદબો અને ભપકો આ પહેલી જ વાર થયો. યુરોપના ફ્રાન્સ કે જર્મની જેવા પ્રથમ સત્તાના રાજ્યના રાજાને ખપે તેવું માન અમીરને અહીં મળ્યું હતું. તેમને જમીન દરિયો અને હવામાં લડાઇ કરવાનાં બ્રિટનનાં શક્તિસંપન્ન સાધનો બતાવવામાં આવ્યાં હતાં. અમીરે એક સબમરીનમાં મુસાફરી કરી, હવાઈ વિમાનમાં લંડન ઉપર ઉડ્ડયન કર્યું, અને રણક્ષેત્રની જંગી તોપો વગેરે નિહાળ્યું. આ માત્ર મહેમાનગતિના શિષ્ટાચાર તરીકે જ નહોતું થયું પણ બ્રિટનની લડાયક શક્તિ કેટલી છે તેની છાપ સોવિયેટ અને હિંદના પડોશી રાજા ઉપર બરાબર પડે તે માટે બતાવેલું હતું. ઇગ્લંડનાં બીજાં ખાતાંનો પણ અમીરે નિકટ પરિચય કરી લીધો છે. તેઓ ખાણામાં ઉતરી આવ્યા છે અને એન્જીનીયરિંગ ખાતું, પોલાદનાં કારખાનાં, સુતરની મીલો, વાયરલેસ સ્ટેશન અને ગ્રીનિચની વેધશાળાની પણ તેમણે મુલાકાત લીધી હતી. ઇગ્લંડનાં પેપરોએ અમીરની અને ખાસ કરી બેગમ સહેબ સુરૈયાના સૌંદર્ય અને શરમાળપણાની ઘણી તારીફ કરી છે.

ઈંગ્લંડે અફઘાનિસ્તાનના ભલા માટે તેની સાથે લશ્કરી કોલકરાર કરવા અને નાણું ધીરવા ઇચ્છા દર્શાવી પણ અમાનુલ્લાએ કશું સ્વીકાર્યું નથી. એવાં નાણાંની ધીરધારથી પૂર્વના દેશો ઇંગ્લંડના કેટલા પરાધીન થઈ ગયા છે તે અમીરથી અજાણ્યું નહિ જ હોય! વળી અફઘાનિસ્તાનની સરહદ ઉપરનાં ત્રણ મથકોને અત્યારે બ્રિટન શા માટે વિસ્તારે છે અને વધારે મજબુત કરે છે તે પણ અમીરથી અજાણ્યું તો નહિ જ હોય. કાબુલની નજીક પેશાવર પાસેના મથક ઉપર ૨૫,૦૦૦ લશ્કર અને હવાઇ કાફલા છે અને પુષ્કળ લશ્કરી સરંજામનો સંગ્રહ છે. તે સિવાય ૧૦,૦૦૦ ના લશ્કરનું એક ગૌણ મથક ખડ ઉપર છે. વઝીરિસ્તાનમા રેઝમક ઉપર એક બીજું ૨૫,૦૦૦ ના લશ્કરનું મથક છે. બીજું મથક બલુચિસ્તાનમાં કવેટાનું છે અને તેનો હવાઈ સરંજામ આખી દુનિયાંમાં સૌથી મોટો ગણાય છે. ત્યાં પણ ૨૫,૦૦૦ નું લશ્કર છે. તે ઉપરાંત રાવલપીંડીમાં એટલા જ લશ્કરનું એક બીજું મથક છે. ટુંકમાં અફઘાન સરહદ પર કામે લગાડી શકાય એવું એક લાખનું લશ્કર તૈયાર છે અને બીજા એક લાખનું લશ્કર બાકીમાં રાખેલું છે. આનો એક જ અર્થ છે કે બ્રિટન જો સોવિયેટ સામે લડાઇ જાહેર કરે તો જર્મનીએ ફ્રાન્સ સામે લડવા બેલ્જિયમની જે દશા કરી હતી

તે જ દશા અફ્ઘાનિસ્તાનની થાય. યુદ્ધશાસ્ત્રનો એક નિયમ છે કે લડાઇ અને ત્યાં સુધી પારકી હદમાં કરવી. અને નાની પ્રજાની હિમાયત કરનાર બ્રિટન લડાઇનો આ શાસ્ત્રીય નિયમ અફ્ઘાન પ્રજાની ખાતર છોડી દે એ શક્ય નથી. અમીરની નોકરીમાં જર્મનો, રશિયનો, પોલંડના રહીશો અને ફ્રેન્ચ તો સૌથી વધારે છે, પણ એક પણ અંગ્રેજ નથી.

કહે છે કે ઇંગ્લંડથી રશિયા ન જવા સારૂ ઇંગ્લંડના રાજકીય પુરુષોએ ઘણી યુક્તિઓ કરી પણ અમીર તો ત્યાંથી રશિયા ગયા. અત્યાર સુધીના ભપકાદાર આવકારથી, રશિયાની કામદાર અને ખેડુતોની સરકારે જુદા જ પ્રકારનો સાદો આવકાર અમીરને આપ્યો. સોવિયેટ સરકારે અમીરને બે ટ્રેકટરની ભેટ આપી જે ખરેખર કામદારોની સરકારની સૂચક છે. મૉસ્કોમાં ઘોડાની સરતમાં અમીરે એક હજાર રૂબલનું ઇનામ આપ્યું. રશિયાની પરિસ્થિતિનું પણ અમીરે અવલોકન કર્યું. એક સમાચાર પ્રમાણે, અમીર લેનિનની કબરની મુલાકાતે ગયા અને ત્યાં તેના શરીરની સામે લાંબો વખત જોતા ઊભા રહ્યા. એ પુરુષે માણસ માણસ વચ્ચેની સમાનતા, અને ખાસ કરી એશિયાવાસી અને યુરોપવાસીની સમાનતા સાચી કરી બતાવી હતી !

તે પછી અમીર તુર્કસ્તાન ગયા અને તુર્કસ્તાન સાથે સલાહ કરી તે આપણે જાણીએ છીએ. તેવી જ રીતે ઇરાનના પરોણા થઈ તેની સાથે પરસ્પર રક્ષણની સલાહ કરી તા. ૧૬મી જુનના રોજ, જર્મનીએ ભેટ આપેલા હવાઇ વિમાનમાં બેસી અમીર અમાનુલ્લા અને સુરૈયા અશદ અને હેરાતને રસ્તે થઇ કાબુલ જવા ઉપડી ગયાં છે. એ પ્રમાણે અફ્ઘાનિસ્તાનના અમીરની આ પહેલી યુરોપની મુસાફરી પૂરી થઈ છે.

વર્તમાનપત્રોએ અમાનુલ્લાને રશિયાના મહાન પિટર સાથે સરખાવ્યા છે તે ઉચિત છે. રશિયામાં પશ્ચિમનો સુધારો દાખલ કરવા રશિયાનો એ મહાન ઝાર યુરોપના જુદા જુદા દેશોમાં ઘણો સમય રહ્યો હતો. રશિયાની મહત્તાનાં બીજ ખરી રીતે તેણે વાવ્યાં ગણાય. અમાનુલ્લા તેના જેટલો સમય યુરોપમાં રહ્યા નથી–રહી શકે તેમ નથી. પણ રશિયાના પીટર અને અફ્ઘાનિસ્તાનના અમાનુલ્લા વચ્ચે બેથી વધારે સૈકા વહી ગયા છે. અત્યાર સુધીમાં અમાનુલ્લાએ ઘણા સુધારા દાખલ કરી નાંખ્યા છે. પોતાની નવી રાજધાનીમાં દવાખાનાં, સીનેમા, રંગભૂમિ વગેરે દાખલ કરી અત્યાર સુધી મધ્યયુગમાં પડી રહેલા પોતાના દેશને તેણે જુદું જ આધુનિક સ્વરૂપ આપી દીધું છે. મિ. બ્રેઇલ્સ્ફૉર્ડ ખરૂં જ કહે છે કે સ્વતંત્ર થયેલાં ઇસ્લામી રાજ્યો એટલે તુર્કસ્તાન, ઇરાન, અફ્ઘાનિસ્તાન, ધર્માન્ધતા છોડી છૂટથી આધુનિક સુધારો અને જ્ઞાન ગ્રહણ કરે છે. માત્ર પરાધીન થઈ રહેલા મુસલમાનો જ, વધારે ધર્માન્ધ થતા જાય છે. બ્રિટિશ સરકાર આ મુસલમાન રાજ્યોને માન આપીને પણ હિન્દમાં કોમી ભેદ ઉશ્કેરવાનો પ્રસંગ ચૂકે એવું નથી, પણ આખરે તો હિંદના મુસલમાનોને કોમી ભેદ છોડી દઇ દેશની ભાવનાનું ઐકય સાધવા જ શિખામણ આપી હતી.

આ સૈકો પૂર્વની જાગૃતિનો છે. પરાધીનતાની બેડી તોડી નાંખી રશિયા પશ્ચિમનું પલ્લું છોડી પૂર્વના પલ્લામાં બેઠું છે. તુર્કસ્તાન સ્વતંત્ર થયું છે અને કમાલ પાશાના નેતૃત્વ નીચે નિડર થઇ આગળ પગલાં ભર્યું જાય છે. ઇરાને ગયા માસમાં જ સ્વતંત્રતાનું સ્થાન લીધું છે. ચીન હવે રાષ્ટ્રીય પક્ષની ફતેહથી એક થવાની આશા રાખે છે. હિન્દ પણ ડહાપણથી કોમી ભેદ ભૂલી એક થાય તો તેને માટે સ્વતંત્રતા દૂર નથી.

રા.

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## મુંબાઈના મીલમજુરોમાં

બી. બી. ઍન્ડ સી. આઇ. રેલ્વેના દાદર સ્ટેશનથી જી. આઇ. પી. રેલ્વેના દાદર સ્ટેશનની દિશામાં આગળ ને આગળ જતાં ટ્રામના પાટા આવે છે; એ પાટા ઓળંગી જરા આગળ વધી, જમણી બાજુએ વળીએ એટલે મોટા ચોગાન જેવી એક જંગી જગામાં મીલમજુરો તેમના કુટુંબો સહિત રહે છે. મીલમજુરોના જીવનમાં સક્રિય રસ લેનાર અને તેમની વચ્ચે રહીને જ યંગ મેન્સ ક્રિશ્ચિયન ઍસોસીએશન તરફથી કામ કરનાર મી. વૉરડન કરીને એક અંગ્રેજ ભાઈની મદદથી મજુર જીવનનો કંઇક પ્રત્યક્ષ ખ્યાલ મેળવવા અમે લગભગ પાંચેક માસ પર ત્યાં ગયા હતા. ત્યાંનું દૃશ્ય જોઇને બંધાયેલા ખ્યાલો તથા ભાઈ વૉરડન સાથે થયેલી એ સંબંધે વાતચીત, એ સર્વ ઉપયોગી હોઇ અત્રે પ્રગટ કરવાની આવશ્યકતા જણાઇ છે.

અમારા ત્યાં જવા બાબત પૂ. દિવાનજીભાઈએ પ્રથમથી જ મી. વૉરડનની સાથે પત્રવ્યવહાર કરેલો, જેનો રસસૂચક જવાબ ભાઇ વૉરડને તરતજ વાળેલો. એટલે એક દિવસે સાંજે અમે સાત જણા દાદર જવા ઉપડયા. સ્ટેશન પરથી ચાલો સુધી જતાં લગભગ ત્રીસેક મિનીટ થઈ હશે.

એક ખુલ્લા ચોગાનની લગભગ મધ્યમાં આવેલા એક નાના સરખા મકાનની નજીક અમે આવી પહોંચ્યા. ત્યાં જ મી. વૉરડનની ઑફિસ પણ હતી. ઑફિસનાં બારણા નજીક આવ્યા કે તરત જ મી. વૉરડને અમને સૌને આશ્ચર્યકારક સન્માન સહિત વધાવી લીધા. એક અંગ્રેજ ભાઈ પણ હિંદી વિદ્યાર્થીઓ કે શિક્ષકો જોડે આટલી મમતાપૂર્વક વર્તી શકે એનો આ સારો દાખલો હતો. ભાઈ વૉરડને અમને પોતાની ઑફિસમાં બોલાવી લીધા. નાની સરખી એ ઑફિસ હતી. આવશ્યક રાચરચિલા સિવાય માત્ર સાદાઈનાં જ ત્યાં દર્શન થતાં હતાં. ઑફિસની ઓરડીના એક બાજુના ખુણામાં એક નાનું સરખું ટેબલ પડેલું હતું, તેની ઉપર મજુર કુમારોનાં બનાવેલાં કેટલાંએક રમકડાં પડેલાં તે અમને બતાવવામાં આવ્યાં. છત્રીઓ અને થેલીઓ ઑફિસમાં મૂકી, અમે એક બીજા વિશાળ ખંડમાં આવ્યા. સાંજનો વખત હોવાથી મજુર બાળકો એ ખંડમાં જુદી જુદી રમતો રમવામાં રોકાયા હતા. એ ખંડમાં ફક્ત કેટલીએક પતરાંની નાની ખુરસીઓ અને ટેબલો સિવાય બીજી કોઇ વસ્તુનું નામ નિશાન ન્હોતું. પરંતુ ઓરડો એટલો સ્વચ્છ હતો, કે તેમાં સ્વેચ્છાએ ટેલના મજુર બાળકોનાં મેલાં કપડાંથી તે લજ્જાતો હોય એમ લાગતું હતું.

ત્યાંથી નીકળી અમે ચાલો જોવા ગયા. નીકળ્યા કે તરત જ, વખત છે ને વરસાદ આવે તો ખપ પડે માટે અમારી છત્રીઓ સાથે લઈ લેવાની સૂચના ભાઇ વૉરડને અમને કરી. છત્રીઓ લઇને બહાર નીકળ્યા કે તરત જ આવી ઝીણી ઝીણી બાબતો વિષે પણ કાળજી રાખનાર ભાઈ વૉરડનની સૂચના કેમ જાણે ખરી પડતી હોય તેમ વરસાદના છાંટા આવવા માંડયા.

થોડુંએક ચાલ્યા હોઇશું ત્યાં ગાઢ અંધકારવાળી એક મોટી ચાલ આવી. નજીક જતાં એવી ચાલમાં કેમ જવાશે એવું મનને થઇ જતું. અમે અંદર દાખલ થયા અને ભોંયતળીએ રહેતા મજુરોની ઓરડીઓ જોઇ. ઓરડીઓ અત્યંત સાંકડી તેમ જ હવા ઉજાસ વિનાની. કોઈ કોઈ ઓરડીઓમાં તો માણસોની સંખ્યા વિશેષ દેખાતી હતી. કેટલાક પુરુષો ઓરડી બ્હાર ચાલવાની જગા વચ્ચે પડેલા હતા. અંધારાને લીધે એમને સ્પષ્ટ જોઇ શકાય એવું ન્હોતું એટલે કોઇની ઉપર પગ ન મૂકાઇ જાય એવી ભીતિ સ્હેજે રહેતી. કેટલીએક ઓરડીઓમાંથી બાળકો અને સ્ત્રીઓ અમને જોવાને કુતૂહલતાથી બ્હાર દોડી આવતાં હતાં અને ન સમજી શકાય તેવી કોઇ જુદી જ બોલીમાં કંઈ કંઇ ગણગણતાં હતાં. આ ચાલમાંથી નીકળી અમે એક બીજી ચાલમાં પેસવા લાગ્યા ત્યાં ઓટલાના આગળના ભાગ ઉપર જ મજુરોનું એક ટોળું સાંજના કામ પછીનો થાક ખાવા બેઠેલું માલમ પડયું. અમારી સાથે ભાઇ વૉરડન હતા તેમને આવતા જોઇને સન્માનની સાથે મજુરો ઉઠી ગયા અને જગા કરી. મજુરોની આ વર્તણૂંકમાં, તેમના આ હિતેચ્છુ તરફની લાગણીનું દર્શન થતું હતું, હોદ્દાની ભીતિ મુદ્દલે નહિ. એક મજુરની સાથે ભાઈ વૉરડને કેટલીએક વાતચીત કર્યા પછી અમે ઉપર ગયા. ત્યાં પણ આગલી ચાલ જેવું જ લગભગ હતું. સાંકડી અને અંધારાવાળી ઓરડીઓ અને તેમાં ગીચ વસ્તી. દરેક ઓરડીને છાપરે ધૂમાડાના થર બાઝ્યા હતા. ખાસ કરીને તો ભોંય તળીએ અતિશય ગંદકી હતી. પાયખાનાંઓમાંથી પણ ગંદુ પાણી બહાર નીકળી પડ્યું હતું. ઓરડીઓમાંની અને વચલા માર્ગ પરની દુર્ગંધ નાકને અસહ્ય હતી. મી. વૉરડન આવી દુર્ગંધ ભરેલી ચાલમાં જતાં જરા યે સંકોચ ન્હોતા રાખતા. સૌને મોખરે એ પોતે જ ચાલતા હતા અને એ વખતે ચાલો સંબંધે અને મજુરોના જીવન સંબંધીની વાતોમાં જ એ રોકાયલા રહેતા. એ ભાઈમાં અહંકારનો છાંટો ય ન હતો. કેટલાએક દેશી ખ્રિસ્તીઓમાં દેખાય છે તેટલો પણ નહિ. ચાલોમાં રહેતા મજુરો જોડે વાત કરવાની એમની રીત વિવેકભરી હતી. પોતે મજુરોના ઉપકારક છે એવી રેખા સરખી યે એમના મુખ પર ન્હોતી દેખાતી.

ત્યાં બીજી પણ અનેક ચાલો હતી. અમુક ચાલોમાં મુખ્યત્વે મહારાષ્ટ્ર તરફનાં મજુરો રહેતા તો અમુકમાં મુખ્યત્વે મદ્રાસ તરફના. અહીંથી નીકળી અમે આગળ ચાલવા મંડયા ત્યાં રસ્તામાં એક ઘણો જ મહત્વનો પ્રસંગ બન્યો. એ દિવસના બીજા બધા પ્રસંગોમાં આ પ્રસંગ મુખ્ય હતો કારણ કે એથી મી. વૉરડનની, સ્વતંત્ર શિક્ષણમાં મક્કમપણે માનનારા તરીકે, અમને ખરેખરી પિછાણ થઇ. અમે ચાલ્યા જતા હતા તેવામાં અતિ મલીન અને ફાટયાં તૂટયાં કપડાં પહેરેલ આઠ દશ મજુર બાળકોનું એક ટોળું દેખાયું. તે ટોળું નજીક આવ્યું કે તરત જ બધાં બાળકો ભાઇ વૉરડનના શરીરના એકેએક ભાગને બાઝી પડયાં.

કોઇ બાળક એમના એક પગમાં ટીંગાયું તો બીજું એમના બીજા પગમાં! એક એમના હાથમાં તો એકાદ બે પાછળથી એમની પીઠ પર થઇને ગળામાં ટીંગાયું! ભાઈ વૉરડનને જાણે એ વસ્તુ સાવ સ્વાભાવિક થઇ ગઈ હોય તેવું જ લાગતું હતું; બાળકો એવાં બાઝી પડ્યાં હતાં કે એમના એ શિકારને આગળ વધવું તદ્દન મુશ્કેલ થઇ પડ્યું! એવી સ્થિતિમાં પણ એ ભાઇ એક શબ્દ પણ બોલતા નહોતા. માત્ર હસતા જાય અને બાળકોને પંપાળતા જાય! અમે તો આ ગમ્મત—જો આવા રસમય પ્રસંગને ફક્ત ગમ્મત કહીએ તો—હસતાં હસતાં છતાં આશ્ચર્યપણે જોઇ જ રહ્યા. ભાઈ વૉરડનની ભાષા બાળકો ન જાણે, બાળકોની ભાષા એ ન સમજે, છતાં આવું ઐક્ય! મેલાંઘેલાં ને જુવાં ભરેલ માથાવાળાં બાળકો કયાં અને સ્વચ્છ કપડાં પહેરેલ એક અંગ્રેજ કયાં? પરંતુ નિર્દોષ બાળકોને એવા કૃત્રિમ ભેદોનો ખ્યાલ સરખો યે શાનો હોય? ઉજળિયાત વર્ગનો એક શિક્ષક ઉજળિયાત વર્ગનાં જ બાળકો સાથે આટલી સ્વતંત્રતાપૂર્વક વર્તે એ પણ આજના સ્વતંત્રતાને કચરી નાંખનારા જમાનામાં તો સરસ જ ગણાય, પરંતુ ભાઈ વૉરડન વાળો પ્રસંગ તો એથી યે ચડે. આ પ્રસંગથી ભાઈ વૉરડનની અપાર નમ્રતા અને આત્મનિરીક્ષણની ભાવનાનું પણ દર્શન થયું. પૂ. દિવાનજીભાઇ જ્યારે એમને પ્રથમ મળેલા ત્યારે શિક્ષણ સંબંધી વાતચીત કરી હતી. કોઇ કોઈ વાર તો દંડનો પ્રયોગ કેટલાંક બાળકો માટે કરવો પડે છે એમ ભાઇ વૉરડને જણાવ્યું હતું. પરંતુ ઉપરના પ્રસંગ પરથી તો એ ભાઇની સ્વાતંત્ર્યપ્રિયતાની એટલી બધી ખાતરી મળી હતી કે એ પોતે તો કોઇ કોઇ વાર પણ દંડનો પ્રયોગ કરે એ અશક્ય લાગતું હતું. પોતાને ત્યાંના શિક્ષકો કેટલીક વાર વિદ્યાર્થીઓને દંડ કરતા હશે એવું કદાચ એમનું કહેવું હશે.

થોડા વખત પછી એક ચાલનું બહારથી નિરીક્ષણ કરવાને માટે અમે ઉભા. તદ્દન ટુંકી ટુંકી બારીઓ જોઇને, હવા—ઉજાસ વિના મજુરોને બહુ હરકત પડતી હશે એમ ભાઇ દિવાનજીએ જણાવ્યું. એટલે ભાઈ વૉરડન કહેઃ "ના, ના. એવું કંઈજ નથી. વધારે તો શું પણ જેવી છે તેવી બારીઓમાં, એ લોકો કપડાં ડૂચા ભરી દે છે. એમને તડકો કે હવા ઉજાસ ગમતા જણાતાં નથી!" ભાઇ વૉરડનનું આ જો કે અનુભવકથન હશે તો યે મજુરોની આવી ટેવ બંધાઇ ગઇ હોય એ જ દુઃખની વાત છે. મીલની ગંદકી અને અંધકારમાં આખો દિવસ સખત કામ કરી કરીને થાકી ગયેલા બિચારા મજુરોને ઘેર આવતાં હવા ઉજાસની શી પડી હોય? એ તો જેવી ટેવ પડી તેવી પડી.

મજુરોમાં કળા જેવી કોઇ વૃત્તિ છે ખરી કે એવો પ્રશ્ન પૂછતાં એ ભાઇ બોલ્યાઃ "સામાન્ય રીતે કામ સિવાય કોઇ બીજી વૃત્તિ એમનામાં જણાતી નથી, છતાં વાર તહેવારની રજાઓમાં એ લોકો નૃત્ય સંગીતાદિ પ્રવૃત્તિઓમાં રસ લે છે." બાજુના એક મકાનમાંથી તંબુરાના અવાજ આવતા સાંભળીને કહ્યુંઃ "જુઓ સાંભળો—તુમ્ તુમ્. એ એમની સંગીત કળા. કામ પછી કોઇ કોઇ મજુરો એકઠા મળી આવા સંગીતસેવનમાંથી આરામ મેળવે છે." દારૂનું વ્યસન મજુરોમાં કેવુંક પેઠું છે એના ઉત્તરમાં એ ભાઇ બોલ્યાઃ "દારૂના વ્યસનમાંથી છોડાવવાનો પ્રયત્ન અમે કરીએ છીએ છતાં એ વ્યસન તરત નીકળે એમ જણાતું નથી. સીનેમા દ્વારા એ વ્યસનના અનર્થ ઉઘાડા પાડવાનો અમે પ્રયત્ન કરેલો. ઉચ્ચ અંગ્રેજી શિક્ષણ પામેલો એક બૅરિસ્ટર પણ દારૂના વ્યસનમાં ફસાતા કેવો હેરાન થઇ જાય છે એવું એક દૃશ્ય દેખાડવાનો પ્રયત્ન કરેલો. અંગ્રેજી ભણેલો એક બૅરિસ્ટર પણ

જો આ વ્યસનને પરિણામે પાયમાલ થઈ જાય તો બીજાઓએ તો ખાસ સાવધાન રહેવું જોઈએ એવો પદાર્થપાઠ મજુરો એ દશ્ય પરથી લેશે એમ અમે માનેલું, પરંતુ અમારી ધારણા તદ્દન ખોટી નીવડી. બૅરિસ્ટર સરખા કેળવાયલા માણસો પણ જો દારૂની લતમાં ફસાય તો અમ સરખા અભણ મજુરોનું શું ગજું એવો મનગમતો છતાં સ્વાભાવિક અર્થ એમણે ઘટાવ્યો !"

હવે અમે મજુર બાળકોને માટે ચાલતી રાત્રિશાળાઓ જોવા ઉપડયા. રસ્તામાં ભાઇ વૉરડન ચાલતા જાય અને વાતો કરતા જાય. એમના અંગ્રેજી ઉચ્ચારો આપણે તરત સમજી શકીએ તેવા સ્પષ્ટ હતા. શાળાના મકાન પાસે અમે આવી પહોંચ્યા તે વેળાએ શાળા શરૂ થવાને થોડીએક વાર હતી. ત્યાં સુધી અમે સૌ બહાર રસ્તા પર ઉભા રહ્યા. "અહીં રહેતા મજુરોમાં નીતિનું ધોરણ સામાન્ય રીતે કેવું છે ?" એવો પ્રશ્ન ભાઇ દિવાનજીએ કર્યો. "નીતિનું ધોરણ તદ્દન જ હલકું. સ્ત્રીપુરુષની મર્યાદાઓ અહીં ઓછી સચવાય છે" ભાઇ વૉરડને કહ્યું. બાજુનાં બે ત્રણ મકાનો બતાવીને કહે: "અહીં હિંદુસભાવાળા ભાઇઓ સુધારાનું કામ કરે છે. એમનું કામ પણ ઠીક છે." અન્ય સમાન પ્રવૃત્તિઓ સાથે પણ ભાઇ વૉરડન સમતા રાખે છે.

પછી શાળા જોવા ગયા. આગળ બીજે ક્યાંયે જોવામાં ન આવી તેવી સ્વચ્છતા આ ઓરડામાં જોઈ. વિદ્યાર્થીઓ ઉર્દુ, મરાઠી, ગણિત અને અંગ્રેજી શીખતા જણાતા હતા. અંગ્રેજી ધોરણમાં નવા આવેલ એક બે વિદ્યાર્થીઓ પણ ભાંગ્યું તૂટ્યું અંગ્રેજી બોલી શકયા. ભાઇ વૉરડન પોતે તો મજુર બાળકો 'ગુડ મૉર્નીંગ' કે 'ગુડ ઈવનીંગ' એવું દેખાદેખીથી અંગ્રેજીમાં લલકારે તેની સખત વિરૂદ્ધ છે. વિદ્યાર્થીઓ સ્વભાષાને આદર આપતાં શીખે એ મિ. વૉરડનનો હેતુ છે. ભાઈ વૉરડનના કહેવા પ્રમાણે અહીં ધર્મશિક્ષણ જેવું ખાસ શિક્ષણ આપવામાં ન્હોતું આવતું, સૌને પોતપોતાના ધર્મ મુજબ પ્રાર્થના કરવાનું કહેવાય. ખ્રિસ્તી ધર્મનું મહત્ત્વ કોઇને ઠસાવવામાં આવતું ન્હોતું.

મજુરોની આવક વિષે પૂછતાં એક જોડું પચાસ રૂપિયા દરમાસે લાવે છે એમ જવાબ મળ્યો. મજુરો પોતાના ચાલુ જીવનથી કંટાળે છે કે નહિ એ સંબંધે એ કહે: "એમને એમના જીવનથી કંટાળો આવતો જણાતો નથી. એ મજુરો જીવનમાં આપણી માફક જ રસ લેતા જણાય છે."

ભાઇ વૉરડનનું ઉપરનું કથન સાચું છે એટલે જ વિશેષ દુઃખ થાય છે. મજુરો પોતાના આવા ગંદા જીવનમાં રસ લે એ વસ્તુસ્થિતિ જ ઇચ્છવા યોગ્ય નથી. ટેવબળે એ જીવનથી મજુરો ભલે ન કંટાળે—જો કે કેટલાક અવશ્ય ત્રાસતા હશે—છતાં યે જીવનના અનર્થોનું પરિણામ તો એ નિરંતર ભોગવતા જ રહે છે. યંત્રજીવન, શરાબી, વ્યભિચાર અને મલીનતા—એ બધાએ અનર્થો, ભાઇ વૉરડન જેવા અનેક શુદ્ધ હેતુથી કાર્ય કરનારા સેવકો રહ્યા છતાં યે કાયમ રહેવાના. એ અનર્થોનું મૂળ સુધારકોનો અભાવ નહિ પરંતુ હાલનું મીલજીવન જ છે. એમાં થતા છૂટાછવાયા સુધારાઓ હાલ તો ધૂળ ઉપર લીંપણરૂપ જ છે. છતાં ખેડુતો ખેતી છોડી આ મીલઉદ્યોગમાં મજુર બને છે એ દુર્દૈવની વાત છે.

માવજી ધરમસી વેદ

અનુસંધાન પૃ. ૧૦૬ ]

કલકત્તા જેવી હિન્દની બીજી યુનિવર્સિટી પોતાના વિભાગની ભાષાના સાહિત્યને સમૃદ્ધ કરવાને પૂરતી કાળજી લઇ છેક ઉચ્ચ શિક્ષણમાં પણ કેટલાંય વરસો થયાં સ્વભાષાને સ્થાન આપતી આવી છે અને તેને પરિણામે જ આજે એ ભાષાનું સાહિત્ય આટલું સમૃદ્ધ અને વિશાળ થવા પામ્યું છે.

આપણે ત્યાં પણ એવી સ્થિતિ ઉત્પન્ન થાય એવી આશા ઉક્ત ફેરફારથી જન્મી હતી પણ એ આશા કેટલે અંશે ફળીભૂત થાય એનો આધાર તો એ ફેરફારને જે રીતે અમલમાં મૂકવામાં આવે તેના ઉપર છે. અને એની તપાસ માટે, મેટ્રિકનાં ( હું મેટ્રિકમાં ગૂજરાતી શીખવતો હોવાથી ) પાઠ્યપુસ્તકો તરફ નજર કરવી જરૂરી છે.

૧૯૨૭ના સાલની મેટ્રિકની પરીક્ષાને માટે (૧) નળાખ્યાન; આધુનિક કવિઓમાંથી ચૂંટણી અને (૨) કરણઘેલો.

૧૯૨૮ની પરીક્ષા માટે (૧) મામેરૂં, આધુનિક કવિઓમાંથી ચૂંટણી. અને (૨) ગુજરાતનો નાથ ( પહેલાં બસો પાનાં ).

આમ આપણે જોઈ શકીએ છીએ કે પાઠ્યપુસ્તકની કક્ષા પહેલાંનાં વરસ કરતાં ઊંચી ગઈ છે.

આપણા દેશમાં ઉચ્ચ કેળવણીનો પ્રચાર તો નામનો જ છે એ વાતનો અસ્વિકાર તો ખુદ સરકાર પણ કરી શકે એમ નથી. એટલે આપણા મેટ્રિક સુધી ભણેલા વિદ્યાર્થીઓને આપણા સાહિત્યનો સામાન્ય પરિચય થઇ જાય-એટલો કે પછીથી તેઓ સ્વતંત્ર રીતે બીજાં કાવ્યોનો રસાસ્વાદ કરી શકે એ જરૂરનું છે. આટલી તૈયારી તો આપણી હાઇસ્કૂલોએ કરી આપવી જ જોઇએ. અને એ દૃષ્ટિએ વિચાર કરતાં ૧૯૨૮ના વરસનાં પાઠ્યપુસ્તકોની પસંદગી એકંદર રીતે આશાજનક થઇ હતી એમ લેખાય; અને એ જ કારણથી આ બાબતમાં રસ લેનાર ઘણાના મનમાં આશા બંધાઇ હતી કે હવે ગૂજરાતીનું જ્ઞાન વિશાળ અને તલસ્પર્શી કરવા માટે યોગ્ય પાઠ્યપુસ્તકોની પસંદગી વરસોવરસ કરવામાં આવતી રહેશે.

પણ ૧૯૨૮ના જુન માસની બારમી તારીખે બહાર પડેલાં મેટ્રિકનાં ગૂજરાતીનાં પાઠ્યપુસ્તકોનો* ઉદય થતાં એ આશા સૂર્યોદય થતાં ઉષા લય પામે એમ લય પામતી લાગે છે.

પહેલાં હું પદ્ય વિભાગ લઇશ.

ઉપર જણાવ્યું તેમ મેટ્રિકના વિદ્યાર્થીઓને આપણા સાહિત્યનો સારો સરખો પરિચય થઇ જવો જોઇએ અને એટલા માટે પાઠ્યપુસ્તકની યોજના પણ એ ધ્યેયને અનુલક્ષીને થવી જોઇએ. પ્રસ્તુત પુસ્તકને એ દૃષ્ટિથી તપાસતાં લાગે છે કે એ ધ્યેય એનાથી સધાય એમ નથી; અને શિષ્ટપાઠ લેખક રા. કનૈયાલાલ મા. મુનશીના અભિલાષ અણપૂર્યો રહી જવાનો ભય પૂર્ણરૂપે ઉભો છે. શું આધુનિક ગૂજરાતી સાહિત્યમાંથી રા. નાનાલાલ,

* (૧) શિષ્ટ સાહિત્યમાળાઃ પુસ્તક ચોથું ( પદ્ય વિભાગ ). ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ તરફથી સંપાદક હીરાલાલ ત્રિ. પારેખ. કિંમત ૦-૧૫-૦

(૨) વિપિનઃ લેખકઃ રાજેન્દ્ર સોમનારાયણ દલાલ. કિંમત ૨—૮-૦

રા. ખબરદાર, રા. બલવંતરાય કે સ્વ. કલાપી જેવા કવિઓને કદી પણ બાદ રાખી શકાય એમ કલ્પના પણ કરી શકાય એમ છે ?

વળી ઉલટ પક્ષે શ્રી. હરજીવન કુબેરભાઇ, શ્રીમતી દીપકબા દેસાઈ અને શ્રીમતી પ્રિયમતી શુક્લે આપણા સાહિત્યમાં કયા નવા નવા સંપ્રદાય કે પ્રવાહો ચલાવ્યા છે કે જેના લાક્ષણિક નમુના તરિકે તેમનાં કાવ્યો (?)ને આ "શિષ્ટ સાહિત્યમાળા"નાં 'પુસ્તક ચોથા'માં સ્થાન આપવામાં આવ્યું છે ?

મધ્યકાલીન ગૂજરાતી સાહિત્યમાં પોતાના વ્યક્તિત્વથી નવાં જ પ્રસ્થાનો પાડનાર અખા અને દયારામ જેવા મહાન કવિઓના કાવ્યભંડારમાં શૈલીની શિષ્ટતા અને સરલતાની કસોટીએ ચઢી પાર ઉતરે એવાં કાવ્યના લાક્ષણિક નમુનાઓ છે જ નહિ એમ શું વિદ્યાર્થીઓએ સમજવું ?

બીજો પણ એક પ્રશ્ન મારા જેવા શિક્ષકના મનમાં રહેજે ઉદ્‌ભવે. ગઇ વખતે રા. કવિના 'ગિરનારને ચરણે' જેવાં કાવ્યો પણ મેટ્રિકના વિદ્યાર્થીઓના અભ્યાસને માટે યોગ્ય ગણાયાં હતાં. આ વરસે એ જ વર્ગના વિદ્યાર્થીઓ માટે નરસિંહનું 'નાગદમન', કાળિદાસનું 'ધ્રુવાખ્યાન', સામળનો 'રાવણ મંદોદરી સંવાદ' અને હરજીવન કુબેરભાઇનો 'ભુવડરાજનો ગુર્જર રાજ્ય ઉપર ઘેરો' જેવાં હાઇસ્કૂલના ચોથા ધોરણમાં ચાલી ગયેલાં કે ચાલવા યોગ્ય કાવ્યો નિયત કરી તેમની મશ્કરી તો કરવાનો વિચાર નથી રાખ્યો ને ? કે પછી ગયે વરસે ચૂંટેલાં કાવ્યો વિદ્યાર્થીઓને **અતિ કઠિન** પડયાં હતાં એવું ભાન યુનિવર્સિટીને થવાથી ગયા વરસનો બદલો વાળવાને આ વખતે **અતિ સહેલાં** કાવ્યોની પસંદગી કરી છે ! ખરેખર આ એક કોયડો છે. કોઇ જાણભેદુ ઉકેલી આપશે તો આભાર થશે.

આવા, વિદ્યાર્થીઓને માટે ગોજાયલા કાવ્ય સંગ્રહોમાં 'ભારતનું ઐતિહાસિક અવલોકન' અને 'મહુલી' જેવાં, સ્થાને સ્થાને અસ્પષ્ટ–સમજાવતી વેળા શિક્ષકોને અસ્ટંપસ્ટં કરવું પડે એવાં–કાવ્યોને સ્થાન ન અપાય એ જ યોગ્ય નથી શું ? અને જો એવા લાક્ષણિક નમુનાઓ વિના સંગ્રહ અપૂર્ણ રહી જાય એમ જ હોય તો તે તે નમુના આવા અસ્પષ્ટ ભાગો ટાળીને આપવા જોઇએ.

પણ મારા જેવા અદના શિક્ષકનો આ પોકાર તો અરણ્યરૂદન જ લેખાશે. પ્રસ્તુત પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં રા. ક. મા. મુનશી લખે છે :

"અમેજી ચોથા ધોરણથી એમ. એ. સુધીના વર્ગોને કામ લાગે તેવી, ગુજરાતી ભાષાના આરંભથી અર્વાચીનયુગ સુધીના શિષ્ટસાહિત્યની ક્રમિક પાઠયપુસ્તકમાળા પ્રગટ કરવાનું માથે લીધું: તેને અંગે એક પાઠયપુસ્તક પ્રકાશન સમિતિ નીમી અને એ પુસ્તકોની યોજના તૈયાર કરવાનું કામ રા. પ્રાણુલાલ દેસાઇ તથા રા. જનુભાઇ સૈયદને સોંપ્યું. એમણે એક યાદી તૈયાર કરી. તે યાદી 'ગુજરાતી બૉર્ડ ઑફ સ્ટડીઝ' તથા 'સ્કુલ બૉર્ડ'ના સભ્યોને, દરેક કૉલેજના ગુજરાતીના અધ્યાપકોને, સાહિત્ય પરિષદના માજી પ્રમુખોને અને પરિષદ મંડળના સામાન્ય સભાસદોને, એમની સૂચના માટે મોકલી આપવામાં આવી, અને એ સર્વ તરફથી આવેલી સૂચનાઓ ધ્યાનમાં રાખી છેવટની યાદી તૈયાર કરવામાં આવી."

એટલે આ પુસ્તકને તો આટલા બધા વિદ્વજ્જનોની ઓથ છે, પણ મને તો લાગે છે કે એ આપણા વિદ્વાનો સ્વભાષાના ઉત્કર્ષ બાબત કેટલા ઉદાસીન છે તેનું આ પુસ્તક જ્વલંત દૃષ્ટાંત છે; નહિ તો આવું અપૂર્ણ યોજનાવાળું-સાદી રીતે કહીએ તો ઢંગધડા વિનાનું-પુસ્તક સાહિત્ય પરિષદ મંડળ તરફથી બહાર પણ શાનું પડે અને તેને યુનિવર્સિટી પાઠ્યપુસ્તક તરીકે સ્વીકારે પણ શાને? આપણા વિદ્વાનો આ ઉપેક્ષાવૃત્તિ ક્યારે ત્યાગશે?

હવે ગદ્ય વિભાગ. વિદ્યાર્થીઓની ભાષા તો ગદ્ય ઘડે છે. કાચા હાથનું લખાણ વિદ્યાર્થીઓ આગળ આદર્શ તરીકે ન રાખી શકાય. **गद्यं कवीनां निकषं वदन्ति।** એ વાક્યમાં ગદ્યનું મહત્ત્વ બરાબર સમજાવેલું છે. તો આપણે એ દૃષ્ટિએ જરા પ્રસ્તુત પુસ્તકને જોઇએ.

પૃ. ૪૦ ઉપર આ વાક્ય નજરે પડે છે:-

"સસરા તરફથી આપવામાં આવતા, લગ્ન વખતે પહેરાતા પાનેતરના કાપડનો પનો જરા નાનો હતો..."

આમાં '**પાનેતર**' શબ્દ ખોટી રીતે વપરાયો છે. પુરુષને પહેરવાનાં 'પીતાંબર' ને કોઇએ કદી 'પાનેતર' કહ્યું હોય એવું સાંભળ્યું નથી. 'પાનેતર' તો કન્યાને લગ્ન વખતે પહેરવાના વસ્ત્રને કહે છે.

ભાષાનું આવું **અજ્ઞાન** વિદ્યાર્થીઓને આપવાનો અધિકાર કોઇને નથી—સરકારી યુનિવર્સિટીને પણ નથી.

સામાન્ય રીતે જ્યારે લાંબાં વર્ણનો કરવાં પડે એમ હોય ત્યારે કુશળ કળાકાર તેને ઉપમાઉત્પ્રેક્ષાદ્વારા રસિક બનાવે છે, પણ આ પુસ્તકની વર્ણનશૈલી એ રીતિથી સામાન્યતઃ સદા મુક્ત જ રહી છે. શરૂઆતનું જ બાગનું વર્ણન ખાસાં બે પાનાં સુધી ચાલે છે તો પણ તેમાં સમ ખાવા પૂરતી આખી એક ઉપમા જોવામાં આવે છે, અને તે પણ વિદ્યાર્થી અવસ્થાને અનુરૂપ (?)—

"કેટલીક જગ્યાએ વેલીઓ સ્ત્રી જેમ પોતાના પતિને વીંટળાઇ વળે એમ પોતાના પોષક વૃક્ષની આસપાસ જોરથી વીંટળાઇ જઇ કુદરતનું ભાન કરાવતી હતી."

"જીજ્ઞાસા રસને દ્રવતો કરી મિષ્ટ વાર્તા ભેગો ઉપદેશ પાઇ દેવો" એ કલાકારની રીત છે. પણ પ્રસ્તુત ગ્રંથમાં તો ઠેર ઠેર સીધા જ ઉપદેશ-"વાચક-" કરતાકને શરૂ થઇ જાય છે. અને તે એટલે સુધી કે પૃ. ૩૭ ઉપર તો ચંદ્રરાવ પોતાની વિચારપરંપરામાં પણ 'વાંચનાર' ને પોકાર કરી ઊઠે છે. આ ઉપદેશો સ્થાને સ્થાને હદથી જાદે લંબાઈ ગયા છે એ વાતનું ભાન લેખકને પોતાને પણ હોય એમ લાગે છે. કારણકે પૃ. ૪૦ ઉપર એમણે પોતે જ લખ્યું છે કે "અનુયા આ મોટું ભાષણ સાંભળી પુતળું જ બની ગઇ."

આમ લેખકમાં કલાનો અંશ જોઇતા પ્રમાણમાં ન હોવાથી જ આ નવલકથામાં રસનો પ્રવાહ આછો અને તૂટક થઇ ગયો છે. કેટલીક જગ્યાએ તો એવો થઈ ગયો છે કે મારે જો વર્ગ માટે તૈયારી કરવા રૂપ ઉત્તેજના ન હોત તો કદી વાંચી પણ ન શકત.

વળી આ નવલકથામાં ચર્ચાયલા પ્રશ્નો પણ હવે તો બહુ જૂના થઇ ગયેલા છે અને આપણો સમાજ હવે એટલો આગળ વધેલો છે કે એ પ્રશ્નોનાં ચુંથણાં કંટાળો જ ઉત્પન્ન કરે.

આમ મને તો લાગે છે કે આ પુસ્તકનો કોઇ પણ ગુણ હોય તો તે તેની વાતાવરણની નિર્દોષતા છે. અને કદાચ એ નિર્દોષતાના બળે જ આટલે લાંબે કાળે પણ તેણે પાઠ્યપુસ્તક સમિતિનું ધ્યાન આકર્ષ્યું હોય તો નવાઇ નહિ. પણ માત્ર વાતાવરણની નિર્દોષતા એ એક જ ગુણ પુસ્તકને પાઠ્યપુસ્તક બનાવવાને પૂરતો નથી. તેમાં રસ તો હોવો જ જોઇએ. અને ભાષાશુદ્ધિને કેમ અવગણી શકાય ? એટલે આ પસંદગી યોગ્ય થઇ છે એમ કહી શકાય એમ નથી.

આમ પાઠ્યપુસ્તકોની વાત કરવા બેઠો છું ત્યારે મને સૂઝતા કેટલાક ખ્યાલો પણ રજુ કરવાની ધૃષ્ટતા કરું તો તે સહી લેશો.

આપણે ત્યાં પણ અંગ્રેજીની માફક ઉત્તમ ગદ્યના નમુનાઓનો સંગ્રહ કેમ ન કરી શકાય ? આવો એક સંગ્રહ–' ગદ્યનવનીત '–તો મોજુદ છે જ, પણ તે કદાચ મેટ્રિકને માટે ભારે લાગે તો તેવો બીજો સંગ્રહ કાં ન કરવામાં આવે ? વળી જો નવલકથાઓ જ ચલાવવી હોય તો પણ પહેલાં ૨૦૦ પાનાં કે પહેલાં ૨૩ પ્રકરણ એમ ન ચલાવવી જોઇએ. પણ તે તે નવલકથાઓની ટુંકાવેલી આવૃત્તિ તૈયાર કરાવવી જોઇએ. આમ કરવામાં આવશે તો જ યોગ્ય ધોરણ સાંચવી શકાશે અને વિદ્યાર્થીઓને અને શિક્ષકોને અધ્યયન અને અધ્યાપનમાં રસ રહેશે, તથા અભ્યાસ થોડે અંશે પણ ફળદાયી નીવડશે.

ખરી શોચનીય વાત તો એ છે કે યુનિવર્સિટીમાં ગૂજરાતીને સ્થાન મળ્યું છે છતાં આપણા વિદ્વાનો તેના અભ્યાસની યોજનાનો વિચાર કરતા થયા નથી. અને તેને પરિણામે જ આવાં ઢંગધડા વિનાનાં પુસ્તકો મંજુર થતાં જાય છે. જ્યાં આ બાબતનો રહેજ પણ વિચાર કરવામાં આવે છે ત્યાં પરિણામ જુદાં જ આવે છે.

વિદ્યાપીઠ તરફથી એ જ વખતે બહાર પડેલા " કાવ્ય પરિચય " નો રજો ભાગ જો કે વિનય મંદિર ( હાઇસ્કૂલ ) ના ચોથા પાંચમા ધોરણ માટે યોજાયલો છે તેમ છતાં તે આ સંગ્રહ કરતાં વધુ વૈવિધ્યવાળો અને ખરી રીતે ગૂજરાતી સાહિત્યનો પરિચાયક છે એમ તે પુસ્તક જોનારને લાગ્યા વિના રહેશે નહિ.

પાઠ્યપુસ્તકો વિષે આવી ફરિયાદ ઘણા શિક્ષકો પાસે મેં તો સાંભળી છે. છતાં બધા શિક્ષકો આવી વાત બહાર પડી લખે એમ મને લાગતું નથી. પણ બધા શિક્ષકોનો નિખાલસ અભિપ્રાય જો કોઈ રીતે મેળવાય તો બધા શિક્ષકોનો અસંતોષ જણાયા વિના રહેશે નહિ.

લિ. અધીન

તા. ૨૫–૬–૨૮ " શાદિસાંત "

---

સુધારો:—પૃ. ૧૦૬ ઉપર નીચેથી લીટી ચોથીના છેલ્લા શબ્દ ' આશાનો ' પછી નીચેના શબ્દો રહી ગયા છે તે ઉમેરો:

ઉદય થયો કે હવે ગૂજરાતીનો

# વિચારચંક્રમણ

કલાવિધાયકને કાંઇ પણ નિર્માણ કરતી વખતે પોતાના ઉપાદાનની મર્યાદાને અધીન રહેવું પડે છે. ઘણીવાર એવું જોઇએ છીએ કે એક વિધાયકને અમુક નિર્માણ અશક્ય લાગે તે બીજો વિધાયક શક્ય કરી બતાવે છે. તેનું કારણ ઉપાદાન ઉપરનું ઓછું વત્તું પ્રભુત્વ, ઓછી વત્તી પ્રતિભા અને ઓછી વત્તી નિર્માણશક્તિ. આ રીતે અનેક પ્રકારની શક્તિઓથી એક જ ઉપાદાનમાંથી લગભગ અનંત પ્રકારે નિર્મિતિઓ–સર્જનો–થઈ શકે. પણ તેમ છતાં દરેક નિર્માતાને પોતાના ઉપાદાનની મર્યાદામાં તો રહેવું જ પડે છે. દાખલા તરીકે એક ચિત્રકાર ફલક ઉપર ઊડતું પક્ષી કે ઊડતો હનુમાન ચીતરી શકે. એક કવિ તેવું વર્ણન કરી શકે. પણ ગમે તેવો કુશળ મૂર્તિવિધાયક ઊડતા પક્ષી કે ઊડતા હનુમાનની મૂર્તિ ન નીર્મી શકે. કારણ કે તેનું ઉપાદાન ઘન માટી કે પથ્થર છે જેની નિર્મેલી કૃતિ જમીનથી અદ્ધર બતાવી શકાય જ નહિ. ભીંતમાં અર્ધ ઉપસાવીને કરેલી આકૃતિઓથી તે બતાવી શકાય. કુશળ વિધાયક, ઉપાદાન સાથેના પોતાના તાદાત્મ્યથી[1] આ મર્યાદાઓ કોઈ ગૂઢ દૃષ્ટિથી વગર ગણતરીએ જાણી જાય છે. વિધાયક, એ દૃષ્ટિ પૂરી પ્રાપ્ત થયેલી ન હોય તો, કોઇ વાર મર્યાદા બહારનો અખતરો કરી જુએ અને એમ કરે ત્યારે નિષ્ફળ જ જાય. સાંભળ્યું છે કે ઘણી ગ્રીસની પ્રતિમાઓ, ગુરુત્વાકર્ષણને લીધે પડી જઇને ભાંગી ગઇ હતી. અર્થાત્ નિર્માતાની શકિત ઉપાદાનમાં પ્રગટ થાય છે ત્યારે ઉપાદાનજન્ય મર્યાદા સાથે જ પ્રગટ થાય છે.

કહે છે કે જીવન પણ એક કલા છે. દરેક નવી પરિસ્થિતિમાં માણસ પોતાની પ્રતિભાથી કોઈ નવું જ કાર્ય કરે છે–નવી જ કાર્યયોજના શોધી કાઢે છે. પણ વ્યવહારમાં કાર્ય કરવામાં ઉપાદાન તેની પોતાની સંપત્તિ છે. સંપત્તિ એટલે સર્વ પ્રકારની સંપત્તિઃ શરીરની, બુદ્ધિની, લાગણીની, ધન કે બાહ્ય સાધનોની, અન્ય માણસો ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરીને મેળવેલી સત્તાની વગેરે વગેરે. આ સંપત્તિ ઉપર તેનું જેટલું પ્રભુત્વ તેટલી સ્વતંત્રતાથી કે વિશાલતાથી તેની પ્રતિભા કામ કરી શકે. કલાકારનું પ્રભુત્વ એટલે ઉપાદાનને જુદી જુદી રીતે ઉપયોગ કરવાની શક્તિ. તેમ જ વ્યવહારમાં પણ પ્રભુત્વ એટલે પોતાની સંપત્તિનો ઉપયોગ કરવાની શક્તિ. બુદ્ધિની સૂક્ષ્મતા અને વિશાળતા, લાગણીની ઉગ્રતા બલવત્તા પ્રદીપ્તતા તેમ જ તેના ઉપરનો સંયમ, શરીરનું બલ તેમ જ શરીરની સહનશીલતા, બાહ્ય ઉપકરણો ધન વગેરે ઉત્પન્ન કરવાની શક્તિ તેમ જ તેનો ત્યાગ, જેને સામાન્ય ભાષામાં આપણે આત્મભોગ કહીએ છીએ તે કરવાની શકિત એ સર્વ મળીને એ શકિત કે પ્રભુત્વ થાય છે. માણસની નવું કાર્ય કરવાની શકિતઃ આ બધી શકિતની મર્યાદાથી અંકાવાની. જે કશું શરીરે સહન કરી શકતો નહિ હોય તેને શરીરે સહન કરવું પડે એવું કાર્ય સૂઝવાનું જ નહિ. જેનામાં પ્રેમ નહિ હોય તેને પ્રેમ જેમાં આવશ્યક હોય એવું કાર્ય જ સૂઝવાનું નહિ. જે ધનનો ત્યાગ કરી શકતો નથી તેને ધનનો ભોગ આપવો પડે તેવું કાર્ય જ સૂઝવાનું નહિ.

૧ આ તાદાત્મ્ય માટે જુઓ–"સંગીત" પ્રસ્થાન પુસ્તક ૨ પૃ. ૨૯૨, ખાસ પૃ. ૨૯૬.

આત્મામાં અનંત શક્તિઓ છે. આ શક્તિઓનું ભાન માણસમાં પહેલેથી હોતું નથી. બાળકને જેમ પહેલેથી શરીરનું ભાન હોતું નથી પણ બાલપણમાં હાથપગ પછાડીને, અનેક જગાએ વાગવાનું દુઃખ સહન કરીને તેને પોતાના શરીરનું અને તેની શક્તિઓનું ભાન થાય છે તેમ આત્માની શક્તિનું ભાન પણ અનેક પ્રયોગો માણસ કરતો જાય તેમ તેમ જ તેને થતું જાય અને તેમ તેમ તેની ચૈતન્ય સંપત્તિ વધતી જાય. જે માણસ કાર્યભીરુ છે તેને પોતાની શક્તિઓનું ભાન જ નહિ થવાનું.

આપણા દેશને સ્વતંત્ર કરવામાં પણ દરેક માણસને પોતાની શક્તિ, આત્મસંપત્તિ, ત્યાગવૃત્તિ પ્રમાણે મુક્તિના ઉપાયો સૂઝવાના.

વળી જે માણસને સમસ્ત પ્રજાની સંપત્તિનું, તેની વિચારશક્તિનું, તેની લાગણીનું, તેની ત્યાગશક્તિનું ભાન હોય, અને જેણે વિશ્વાસથી પ્રજાની તે તે શક્તિ ઉપર પ્રભુત્વ મેળવ્યું હોય તે જ પ્રજાનો નેતા થઇ શકે. તેને જ આખી પ્રજા કયું કામ કરી શકશે તેની કલ્પના આવી શકે; તેની જ પ્રતિભા સમસ્ત પ્રજાસંપત્તિમાં પ્રગટ થઈ શકે.

* * *

આત્મસંપત્તિને સૌથી વધારે ટૂંકી અને મર્યાદિત કરનાર વૃત્તિ ભય છે. આત્માની કોઇ પણ સંપત્તિનો ઉપયોગ કરતાં માણસ ભયથી કૃપણ બને છે. માર્ટિનો બધી માનવ વૃત્તિઓમાં ભયને અધમાધમ પાશવતમ વૃત્તિ ગણે છે. જ્યાં સુધી ભય છે ત્યાં સુધી બીજી કોઇ પણ વૃત્તિ સ્વૈર ગતિ કરી શકતી નથી. પરતંત્ર દેશમાં એટલા માટે કલા પણ વિકાસ પામી શકતી નથી.

તેમ છતાં આપણા હાલના વ્યવહારમાં ભયને આપણે અધમાધમ વૃત્તિ ગણતા નથી. પણ આપણાં શાસ્ત્રોમાં ભયને અધમ ગણેલો છે. ગીતાએ દૈવી સંપત્તિમાં સૌથી પ્રથમ અભયને ગણાવેલો છે. એરિસ્ટોટલ સર્વ સદ્ગુણોનો પાયો Courageને ગણે છે. Courageનો અર્થ આપણે બહાદુરી કરીએ છીએ પણ તત્ત્વદષ્ટિએ બહાદુરી એ કોઇ ભાવાત્મક ગુણ નથી. સર્વ પ્રકારનાં ભયનાં બંધનથી મુક્તિ એ જ બહાદુરી છે. માટે જ મુક્ત માણસ કોઇથી બ્હીતો નથી એમ ઉપનિષદોમાં વારંવાર કહ્યું છે. ભય જ સર્વ આત્મસંપત્તિને હીમની પેઠે થીજાવી, સંકોચાવી, નિર્જીવ કરી, બાળી નાંખે છે.

* * *

કલાનું વર્ગીકરણ માત્ર તેના ઉપાદાનના તત્ત્વ ઉપર જ કરી શકાય. સ્વરના ઉપાદાનવાળી તે સંગીત કળા; રંગોના ઉપાદાનવાળી તે ચિત્રકળા; ઘન માટી કે પથ્થરના ઉપાદાનવાળી તે મૂર્તિવિધાન કળા; શબ્દ અને અર્થના ઉપાદાનવાળી તે કાવ્યકલા. ઉપાદાનથી જ નિર્માણ શક્તિની મર્યાદા નિશ્ચિત થાય છે માટે ઉપાદાન ઉપરથી કલાનું વર્ગીકરણ કરવું એ યથાર્થ છે.

ઉપાદાનને જ એક બીજી દૃષ્ટિથી આપણે કલાની રીતિ કહી શકીએ. માટીદ્વારા ભાવ વ્યક્ત કરવાની રીતિ તે મૂર્તિવિધાન કલા, સ્વરોદ્વારા ભાવ વ્યક્ત કરવાની રીતિ તે સંગીત કલા, શબ્દાર્થયુગલદ્વારા ભાવ વ્યક્ત કરવાની રીતિ તે કાવ્ય, વગેરે.

કાવ્યમાં[2] રીતિ બદલાય તે સાથે તેનું સ્વરૂપ બદલાય એમ પણ કહી શકાએ. માત્ર સાંભળવાનું કાવ્ય હોય તે એક પ્રકારનું, અને તેને બદલે અભિનય સાથે જેમાં બોલવાનું કાવ્ય હોય તે બીજા પ્રકારનું કાવ્ય થયું. માટે શ્રવ્ય કાવ્ય અને દશ્ય કાવ્ય એવા બે ભેદો સ્વીકાર્યા છે. બન્નેની શક્તિઓ અને મર્યાદાઓ જુદી જુદી છે. એ જુદાઈ ઉપર લક્ષ રાખતાં નાટકને કાવ્યથી તદ્દન ભિન્ન વર્ગમાં એક વિવેચકે મૂક્યું છે તે યથાર્થ છે.[3]

તે જ રીતે રીતિમાં જરા પણ ફેરફાર થતાં સાહિત્યના સ્વરૂપમાં પણ ફેરફાર થાય છે. બહુ જ સ્થૂલ જણાતા ફેરફારની પણ સાહિત્યમાં ઊંડી અસર છે. આ પ્રમાણે માત્ર સાંભળવાનું કાવ્ય[4] અને વાંચવાનું કાવ્ય એ બેની શક્તિ અને મર્યાદાઓ ભિન્ન છે. વાંચવાનું કાવ્ય પણ શ્રવ્ય જ છે. પણ કોઇનું ગાયેલું સાંભળવું અને પોતાની મેળે વાંચવું એમાં પણ રીતિની ભિન્નતા આવી જાય છે અને તેથી બન્ને પ્રકારનાં કાવ્યોમાં ફેર પડે છે. પ્રેમાનન્દ જે કાવ્યો ગાઇ સંભળાવતો તે કાવ્યોમાં પ્રાસ આવે જ, અને વાક્ય, ગાવામાં પૂરી થતી પંક્તિની જગાએ પૂરૂં થવું જ જોઇએ, નહિતર સંનિધિનો અભાવ વાક્યાર્થ સમજવામાં વિઘ્નરૂપ થાય. ગાયા વિના માત્ર વાંચીને પઠન કરવાનાં કાવ્યોમાં એક વાક્ય અનેક પંક્તિઓમાં સળંગ ચાલી શકે, વિરામ ચિહ્નોની મદદથી લાંબું વાક્ય પણ સમજી શકાય; યતિભંગ પણ સહન કરી શકાય. એક જ પંક્તિને લાંબો વખત નજર સામે રાખી તેના અર્થનું ચિંતન કરી શકાય, જે ગાણનાં કાવ્યોમાં અશક્ય છે. એટલે પ્રેમાનન્દનાં કાવ્યોના કવિત્વની અપેક્ષાદષ્ટિ જ હાલનાં કાવ્યો કરતાં જુદી હોવી જોઇએ.

વાર્તાઓ પ્રથમ મુખપરંપરાએ કહેવાતી, હવે વંચાય છે, આટલા જ ફેરફારથી, વાર્તાથી ભાવો વ્યક્ત કરવાની શક્તિ ઘણી વધી ગઇ છે. કહેવાની વાર્તા હમેશાં સમયાનુક્રમે જ કહેવી જોઇએ. અત્યારે જે, કોઈ પણ વૃત્તાન્ત પરંપરામાંથી ગમે તે વૃત્તાન્તથી વાર્તા ઉપાડી, પૂર્વ વૃત્તાન્ત પછીથી કહી શકાય છે કે સૂચવી શકાય છે, તે માત્ર કહેવાતી વાર્તામાં અશક્ય છે. એટલે વૃત્તાન્તની ગૂંથણીથી જ જે આકૃતિની સુંદરતા અત્યારની વાર્તામાં આણી શકાય છે તે કહેવાતી વાર્તામાં શક્ય નથી. વળી વાંચવાની વાર્તામાં અમુક જ શબ્દથી જે ભાવ ઉત્પન્ન કરી શકાય છે, વાતચીતથી જે ભાવ ઉત્પન્ન કરી શકાય છે, તે કહેવાની વાર્તામાં અશક્ય છે કારણ કે સ્મૃતિમાંથી કહેવાની વાર્તામાં એકના એક શબ્દો સચવાઈ રહેવા અશક્ય છે. કહેવાની વાર્તા માત્ર સ્મૃતિમાંથી કહેવાય છે માટે તેવી વાર્તામાં બનાવો જ મુખ્યત્વે વધારે હોય છે, વાતચીત થોડી હોય છે, અને એ બનાવો

---

૨ અહીં કાવ્ય શબ્દ વિશાલ અર્થમાં વાપર્યો છે. શબ્દાર્થ દ્વારા કંઈ પણ નિર્માણ કરવું તે કાવ્ય. નવલકથા તેમાં આવી જાય.

૩ જુઓ "કાવ્ય વિષે કેટલુંક જૂનું અને નવું" પ્રસ્થાન-પુસ્તક ૩, પૃ ૧૦૬.

૪. સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારોએ શ્રવ્ય અને દૃશ્ય એવા બે પ્રકારો કર્યા છે. શ્રવ્ય અને શ્રાવ્ય બન્ને શબ્દો એક અર્થમાં વપરાય છે. પણ આપણે આ બન્ને શબ્દોના જુદા જુદા પારિભાષિક બે અર્થો કરીએ તો ? પ્રેમાનન્દ ગાઇ સંભળાવે, કે હરિકીર્તનકાર ગાઇ સંભળાવે તેને શ્રાવ્ય કહીએ અને પોતે પોતાની મેળે વાંચી શકે એવા કાવ્યને શ્રવ્ય કહીએ તો ? અલબત પ્રેમાનન્દનાં કાવ્યો પણ વાંચી શકાય પણ તે મુખ્ય ગાઇ સંભળાવવા માટે રચાયાં છે. એ પ્રયોજન ઉપરથી વિભાગ પાડી શકાય.

વધારે અસરકારક, ઉદ્દામ, પ્રચંડ હોય છે જેથી સ્મૃતિમાંથી ખસી ન શકે. વાર્તાનું કલેવર જાણે મુખ્ય મુખ્ય બનાવોથી બંધાય છે અને પછી દરેક વાર્તા કહેનાર પોતાની કળા પ્રમાણે તેમાં વર્ણનો વાતચીત સંવાદ વગેરે પૂરી લે. કહેવાની વાર્તામાં જો અમુક શબ્દો વધારે મહત્ત્વના હોય અને સાચવી રાખવાની જરૂર હોય તો તે જગાએ પદ્ય આવે છે. ગજરા મારૂ, સદેવંત સાવળીંગા વગેરે વાર્તાઓમાં વચ્ચે વચ્ચે પદ્ય આવી આ કામ કરે છે. વાર્તાના મુખ્ય બનાવો અને પદ્યના ટુકડા, જાણે વાર્તાની આખી આકૃતિ સૂચવવાને દૂર દૂર કરેલી નિશાનીઓ જેવા છે. લખવાની વાર્તામાં લેખક પાસે વધારે ચોક્કસ ઉપાદાન અથવા રીતિ છે. એટલે કહેવાતી હતી તે જમાનાની વાર્તા અને વંચાય છે તે જમાનાની વાર્તા ભિન્ન જ હોય, ભિન્ન જ છે. હાલની વાંચવાની વાર્તા કહેવા બેસો તો તેમાં રસ ન પડે. વાંચવાની વાર્તાની રીતિ વધારે ચોક્કસ છે. તેમાં વિવિધતા ઘણી આવી શકે છે; સ્મૃતિમાં અમુક જ પ્રકારના બનાવો રહી શકે, લખાણમાં તો ગમે તેવો નાજુક કે ઝીણો બનાવ એના એ રૂપમાં સાચવી શકાય.

કાવ્યના ઉપાદાનમાં આપણે શબ્દ અને અર્થ બન્નેનો સમાવેશ કરીએ છીએ. અર્થનો અર્થ અહીં ઘણો વિશાલ કરવો જોઇએ. ચિત્તમાં જે કોઈ સંસ્કાર પડ્યો હોય કે પડી શકે તે સર્વનો અર્થમાં સમાવેશ કરવો જોઇએ. આ ચિત્ત તે માત્ર કલાકારનું ચિત્ત નહિ પણ તે કાવ્ય જેના જેના ચિત્તમાં સંસ્કારો ઉત્પન્ન કરવાનું હોય તેનું પણ ખરૂં. અર્થાત્ ભાવકનું ચિત્ત. કવિ પોતે પણ નિર્માતા હોવા સાથે ભાવક તો છે એટલે અર્થ એટલે ભાવકના ચિત્તમાં જે સંસ્કારો પડ્યા છે તે, અને તે સંસ્કારોના અભ્યાસથી જે નવા સંસ્કારો પડી શકે એમ હોય તે. જમાને જમાને આ સંસ્કારો બદલાતા જાય છે, એટલે જમાને જમાને કાવ્યનું ઉપાદાન બદલાતું જાય છે એમ કહેવું જોઇએ. અને તે ઉપરથી ફલિત થાય છે કે જમાને જમાને કાવ્ય પણ નવું નવું રૂપ લે જ અને ભવિષ્યમાં કાવ્યની નવીનતા કદી ખૂટી પડવાની નથી.

રામનારાયણ વિ. પાઠક

---

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**પ્રો. ધોંડો કેશવ કર્વેનું આત્મવૃત્ત.** ( ઉત્તરાર્ધ ):–ભાષાન્તર કર્તા: માણેકલાલ નાગરલાલ ઠાકર બી. એ. પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા. મૂલ્ય કાચું પૂઠું રૂ. ૧–૨–૦, પાકું પૂઠું રૂ. ૧–૮–૦

પ્રો. કર્વેનાં આત્મવૃત્તના પૂર્વાર્ધનો પરિચય થોડા માસ ઉપર 'પ્રસ્થાન'માં છપાઈ ગયો. તેમની ૭૧મી વર્ષગાંઠ ઉજવાઈ તે પ્રસંગે ઉત્તરાર્ધ પ્રગટ કરવાનો આગ્રહ થવાથી તેમણે તે લખી કાઢ્યો અને તેનો અનુવાદ ગુજરાતીમાં તુરત થઇ પ્રકાશિત થવા માટે અનુવાદક પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. ભાષાન્તર સાદી શૈલીમાં સુવાચ્ય થયું છે. પ્રો. કર્વેનું જીવન અનેક રીતે બોધક છે. ખાસ કરીને જાહેર

જીવન અને જાહેર સંસ્થામાં અને સ્ત્રી કેળવણીમાં પછાત રહેલા ગુજરાતને માટે.

**લઘુ મહાભારતઃ**—લેખકઃ રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા બી. એ. પ્રકાશકઃ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિંમત ૦–૧૨–૦

'પુસ્તકના ઉપોદ્ઘાતમાં સાક્ષરશ્રી હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફે ઇતિહાસ એટલે શું અને તે કેમ શીખવવો જોઇએ તે સંબંધી ચર્ચા કરી છે. પુસ્તક ગુજરાતી પાંચમા છઠ્ઠા તથા હાઇસ્કૂલના ત્રીજા ચોથા ધોરણને માટે યોજાયું છે. પુસ્તકની ભાષા જોઇએ તેવી સરલ અને સુવાચ્ય છે. કેટલાક અઘરા શબ્દોનો અર્થ વગેરે શરૂઆતમાં આપેલા છે. વાર્તાપ્રવાહ આખા પુસ્તકમાં યોગ્ય રીતે સચવાયો છે. મહાભારતનું પુસ્તક તો દરેક ઘરમાં રાખવા યોગ્ય છે.

**બાળ કાવ્યમાળાઃ**—કર્તાઃ વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસથી. માણેકવાડી, ભાવનગર. કિંમત રૂ. ૦–૪–૦

સાદી અને નિર્દોષ કવિતાઓ લખવા માટે કર્તા ઘણા વખતથી પ્રસિદ્ધ છે. આ તેમનાં છેલ્લાં પંદર વરસનાં કાવ્યોમાંથી બાલકાવ્યો જુદાં કાઢીને કરેલો સંગ્રહ છે. પુસ્તકના બે ભાગો છેઃ ઉપહાર પહેલો, ઉપહાર બીજો. પહેલા કરતાં બીજો ઉપહાર જરા મોટી ઉંમરનાં બાળકો માટે છે. શરૂઆતનાં ચાર કાવ્યો બાળકોનાં નથી પણ બાળકો વિશેનાં છે. પણ પાંચમું છઠ્ઠું જુઓ.

પૈસે પૈસે ત્રણ પાઈ;
આને પૈસા ચાર.
આનાની તો પાઇઓ આવે;
ચાર તેરી બાર.
બાર પાઇનાં બોર લેશું;
બોરે ખીસાં ભરશું.
ભાઈ બહેનો ભેગાં મળી;
કાલ ઉજાણી કરશું.

આજ તો દિન આથમ્યો;
ને બા કરે છે સાદ.
વાળુ કરીને પોઢી જઇશું;
કાલ દેજે સાદ.

* * *

મારી હાથની લાકડી અલબેલી;
જ્યાં બને જાદુગર ત્યાં પહેલી.
'છુમંતર' કહ્યું,–બની જાય ઘોડો;
હણહણે, કુદે ને આ દોડ્યો. વગેરે.

બીજા ઉપહારમાં 'મીઠી માથે ભાત' બાળકો સમજી શકે તેવું સુંદર કરુણ કાવ્ય છે. બાળકો આ પુસ્તક હોંસે હોંસે વાંચશે.

**સુંદર વાતોઃ**—લેખકઃ ગિજુભાઈ. પ્રકાશકઃ ગૂજરાત સાહિત્ય મંદિર. છુટક છ આના ગ્રંથમાળાના ગ્રાહકને ચાર આના.

બાલગ્રન્થાવલિનું આ પહેલું પુસ્તક પ્રકાશકે યોગ્ય લેખક પાસેથી મેળવ્યું છે. પુસ્તકની ભાષા બાળકોને યોગ્ય છે અને વસ્તુ પણ ઘણું જ આકર્ષક છે. બાળકોને વાર્તાના રસ સાથે આપણા સમાજનું પણ સારૂં જ્ઞાન થાય તેવી સાદી વાતો છે. કેટલીક વાતો નિબંધ કે વર્ણન અને વાતની વચમાંની કોઇ નામ ન આપી શકાય એવી છે. બાળકો આને ઘણા જ રસથી વાંચશે.

**દેવકથાઓઃ**—લેખકઃ ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ. પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત ઉપર પ્રમાણે.

હિંદુઓનાં પુરાણોની કથાઓ આમાં બાલકોચિત ભાષામાં કહી છે. ભાષા, ઉપરના પુસ્તક કરતાં કંઈક વધારે અઘરી અને સંસ્કૃતમય છે. કંઈક વિષયને લઇને પણ એમ કરવું પડયું છે. વર્ણનો કદાચ બાળકોને વધારે લાંબાં પડશે. પણ બધી વાતો એક સરખી બાળકોને ગમશે.

**ભેરૂ :**—કર્તા : ગિજુભાઈ અને જુગતરામ. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્યઃ બાલ આ. ૦–૬–૬. છુટક ૦–૯–૦.

બાલસાહિત્યમાં આ એક નવીન ઉપયોગી ઉમેરો છે. બન્ને લેખકો સાહિત્યના આ ક્ષેત્રમાં મેળવેલી સફળતાને માટે મશહૂર છે. આ પુસ્તક "મોટી બેન" પછીનું છે. પુસ્તકની ભાષા જેમને માટે યોજાઇ છે તેમને યોગ્ય છે. અંદર ચિઠ્ઠીઓ, નાટકના રૂપમાં મૂકેલ એક લોકવાર્તા, બીજી વાર્તાઓ સર્વ યથાયોગ્ય પુસ્તકમાં આવે છે. એક બે બાબતો તરફ ધ્યાન ખેંચવાની અમને જરૂર જણાય છે.

હુકમ કદાપિ રાણી કરે;
કીડી જાુદ્ધે ચડે,
બે દરનાં બે ભૂપ લડે.
× ×
કીડીની છે એવી વાત,
ઝીણી બહુ રાણી જાત.

આમાં બીજી અને છેલ્લી લીટીમાં શબ્દો ખૂટતા જણાય છે. પૃ. ૮૫ ઉપર ધનસીના પાઠમાં લખ્યું છે: "ધનસી આઠ વરસનો છોકરો છે, એ જાતે આંધળો છે." 'આંધળાં' નામની 'જાત' ગુજરાતમાં પ્રસિદ્ધ નથી. હશે તો પણ જાત નહિ હોય. 'આંધા' નામની અટક કોઈ કોઈ નાતમાં હોય છે.

પુસ્તક બાળક ઘણી જ ઉત્સુકતાથી વાંચી જશે એમાં અમને સંદેહ નથી.

**પડઘા:**—લેખક: શ્રી ધૂમકેતુ. પ્રકાશક: ઉપર મુજબ. મૂલ્ય બાઇ ગ્રા. ૦–૩–૬. છુટક ૦–૫–૦.

શ્રીયુત ધૂમકેતુએ લખેલાં ત્રણ બાળ નાટકોનો આ સંગ્રહ છે. પણ આ ત્રણે ય નાટકો ખાસ કરીને બાળકોને ભજવવાને માટે લાયક અમને જણાતાં નથી. 'ગામડાંની ધૂળમાં દંકાયલાં' એ નાટકમાં જે વક્તવ્ય છે તે મોટી ઉમરના માણસોને સમજવાને માટે છે, નાનાં બાળકોને માટે નથી. અને એ વક્તવ્ય પણ બરાબર કહેવાયું લાગતું નથી. ગામડાંની ધૂળમાં ઘણાં ય રત્નો દંકાએલાં છે, ઓપ ચડયા વિના તેને કોઇ ઓળખતું નથી, અને ગામડાંના માસ્તરો ઓળખે તો પણ પોતાની પરિસ્થિતિ અને પરતંત્રતાને લીધે તેને ઓપ ચડાવી શકે તેમ નથી એ વાત ખરી છે. પણ નાટક તે વાત કહી શકતું નથી. હરદેવરામ માસ્તર, એક લીટા ઉપરથી છોકરો ચિત્રકાર થશે એમ માને, એક છોકરો પથ્થરમાં કાણું પાડે તે ઉપરથી તે શિલ્પી થશે એમ માને, તેમાં માસ્તરનું પરીક્ષાકૌશલ નથી દેખાતું પણ લાગણીની ઘેલછા દેખાય છે. છોકરાઓ પણ (દાખલા તરીકે દામુ) તેને બનાવી જાય છે તેની તેને ખબર પડતી નથી. ગામના લોકોથી ન દબાવું જોઇએ એટલો તે દબાય છે અને પરીક્ષા પાસે આવી છે એટલું પણ ભૂલી જાય છે. આદર્શવાળાં માણસો આવાં બુદ્ધિમાં મંદ હોય એવી માન્યતા આ નાટિકાની નીચે દેખાય છે તે ખરી નથી—છેવટ લેખકના વક્તવ્યને ઉપકારક તો નથી જ. *ગામડાંનાં રત્નો કરતાં, માસ્તરની ઉપહસનીયતા* આમાં વિશેષ દેખાય છે. એવી જ રીતે કવિરાજમાં પણ કવિની કૃત્રિમતા કરતાં, નિશાળની કવિતા ગોખામણીમાં વાત સત્યની અને ઘરનું શિક્ષણ અને વ્યવહાર અસત્યનો ઉપદેશક, એ વિસંવાદમાં ઉત્પન્ન થતું હાસ્ય જ વધારે ધ્યાન ખેંચે છે અને એ હાસ્ય બરાબર વ્યક્ત થયું છે. લાડુ અને દાળનો હાસરસ અમને એવો માર્મિક કે સત્યનિષ્ઠ લાગતો નથી.

બાળ નાટકોની આપણા સાહિત્યમાં ખોટ છે. અને તે પૂરી પાડવાનો આ પ્રયત્ન અભિનન્દન અને ઉત્તેજનને યોગ્ય છે.

૨૦

**બાળ લોકગીત સંગ્રહ** ભાગ ૧–૨:–સંપાદક: ગિજુભાઇ. પ્રકાશક: ગોપાળ ગજાનન વિદ્વાંસ. શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. દરેકના ત્રણ આના.

બાળશિક્ષણ અને બાળ સાહિત્યના એકચ્છત્ર સમ્રાટ શ્રી ગિજુભાઇ બાળવાર્તાના પાંચ ગ્રંથો

બાળકોને ભેટ ધર્યા પછી તેમને બાળલોકગીતો આપે એમાં પૂરેપૂરૂં ઔચિત્ય છે. જેમને બાલ માનસનો સારો પરિચય હોય તેમને હાથે થયેલી ચુંટણી બાળકોને મનપસંદ નીવડે એમાં કાંઇ નવાઇ નથી. વળી હાલમાં જ્યારે શિક્ષણમાં લોકગીતોને સ્થાન મળવા માંડ્યું છે ત્યારે ઘણા શિક્ષકો અને માબાપોને બાળલોકગીતો લાવવાં ક્યાંથી એવી મૂઝવણ થતી હતી. શ્રી ગિજુભાઇએ તેમની મુઝવણનો અંત આણ્યો છે. તેઓ આમને આમ બાળસાહિત્યનું સંપાદન અને સંશોધન કરતા રહે એટલી અમારી માંગણી છે. ગુજરાત તો એમનાં કાર્યં વધાવતુંજ આવ્યું છે.

**બાળવાર્તા ભાગ ૫ મો**:-સંપાદકઃ ગિજુભાઇ. પ્રકાશક ઉપર મુજબ. કિંમત ચાર આના.

પહેલા ચાર ભાગોની માફક આ પણ નાની નાની બાળવાર્તાઓનો સંગ્રહ છે.

ન૦

**ચુંદડી**:-સંપાદકઃ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર, રાણપુર. મૂલ્ય દસ આના, પાકું પૂઠું ચૌદ આના.

લોકગીતો અને લોકસાહિત્યને સંઘરવાને માટે અથાગ પરિશ્રમ લેનાર શ્રીયુત મેઘાણીનું આ એક નવું પ્રકાશન છે. તેમાં ગુજરાતનાં લગ્નગીતોનો સંગ્રહ છે. ગુજરાતની જુદી જુદી નાતોમાં ગવાતાં ગીતો, જરૂર પડે ત્યાં, તેનાં પાઠાંતરો સાથે આપ્યાં છે. એ ગીતોના ઉપર પ્રાસ્તાવિક ટીપ લખી છે અને પુસ્તકની શરૂઆતમાં આ ગીતોમાં પ્રતીત થતો હિંદુલગ્ન-સંબંધ દર્શાવ્યો છે.

સંગ્રહ સ્ત્રીઓમાં ઘણો જ પ્રિય થઇ પડશે: અને રીતરિવાજ જૂનાં લોકગીત વગેરેના અભ્યાસીને પણ ઉપયોગી નીવડશે.

**વેણીનાં ફૂલ**:-કર્તાઃ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ શ્રી મહિલા વિદ્યાલય, ભાવનગર. ૦-૪-૦

શ્રીયુત મેઘાણીએ ઘણાં લોકગીતો સંગ્રહ્યાં છે. તેમાંની ખૂબી તેમ જ ઉણપ બન્ને તેઓ બરાબર જાણે છે. એવાં અનેક ગીતો છે જેમાં પહેલી બેએક લીટીઓ સુંદર હોય, કોઇ પણ સંગીત કાવ્યની સાથે હરીફાઇમાં મૂકાય એવી હોય, અને પછી તરત જ તેનો રસ અદૃશ્ય થઈ કેવળ બાલિશ પંક્તિઓનાં પુનરાવર્તનો આવે છે. એક બાજુથી લોકગીતો ઘણાં મોહક છે, ગાવામાં સુંદર અને સહેલાં છે, બીજી બાજુથી રસમાં વિચ્છિન્નધાર છે. આમાંથી લોકગીતનું સ્રોત જીવતું રાખવાનો ઉપાય એક જ છે તે એ કે લોકગીતોમાં હાલના ભાવો આપણી કલાની દૃષ્ટિએ વહેવરાવવા. આ સંગ્રહ એ દિશાનો એક પ્રયત્ન છે. અને તે લોકગીતોનું ઉજ્વળું ભવિષ્ય સૂચવે છે.

**બદનામ હિંદ**:-લેખકઃ હીરાલાલ આર. ડૉક્ટર. ઘાટકોપર. કિંમત એક રૂપીઓ.

મિસ મેયોની દુર્વિખ્યાત મધર ઇન્ડિયા પુસ્તકનો આમાં જવાબ છે. લેખકનો આ પુસ્તક લખવાનો પહેલો જ પ્રયત્ન છે. અને આરંભકની કેટલીક ત્રુટિઓ તેમાં હોય એ સ્વાભાવિક છે. પુસ્તકના આરંભમાં વિનંતી, આભાર, અર્પણ, બે બોલ, પ્રસ્તાવના, એટલું આવ્યા પછી વિભાગવાર અને પ્રકરણવાર જવાબ શરૂ થાય છે. આખા પુસ્તકમાં અંગ્રેજી અવતરણો, બીજાના અભિપ્રાયો, અત્યાર સુધીમાં થયેલા જવાબો વગેરે પુષ્કળ છે પણ હકીકતની વ્યવસ્થા જોઇએ તેવી નથી. ક્યાંક અમેરિકા ઉપર આક્ષેપથી, ક્યાંક ખંડનથી અને સર્વત્ર મિસ મેયોના ઉપહાસથી જવાબ વાળ્યો છે. કોઈ કોઇ જગાએ આપણી ત્રુટિ હોય ત્યાં તે કબુલ પણ કરી છે.

પ્રથમ પુસ્તક લખવાની પસંદગી બહુ વખાણવા જેવી નથી. પુસ્તક પણ ઉતાવળમાં લખાયું જણાય છે. હવે પછી પોતાને પ્રસ્તુત

મળ્યું હોય તેવો કોઇ વિષય લેખક લેશે તો વધારે સફળતા મળશે.

**મહાવીર જીવનનો મહિમા**:–કર્તાઃ પં. બેચરદાસ જીવરાજ દોશી. પ્રકાશકઃ એસ. જે. શાહ. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, માદલપુર, અમદાવાદ. મૂલ્ય બે આના.

મહાવીર જયન્તી પ્રસંગ માટે આ નાનકડું પુસ્તક રચાવી પ્રસિદ્ધ કર્યું છે. આ નાના પુસ્તકમાં કર્તાએ મહાવીર ચરિત્ર લખવાની સામગ્રી બતાવી છે અને તેનો ઉપયોગ કરતાં કેવો વિવેક વાપરવો જોઈએ એ દાખલા આપી બતાવ્યું છે. દાખલા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મૂળની સાચી વાત આસપાસ પછીથી કેવી રીતે ચમત્કારો વધતા ગયા. જૈન કોમ ધર્મચુસ્ત છે તો તેમના આ તીર્થંકર વિશેની હકીકતનું શાસ્ત્રીય દૃષ્ટિએ તારતમ્ય કાઢી તેમાંથી ઐતિહાસિક હકીકત તારવી તેવું પુસ્તક પ્રકાશિત કરાવે તો ઘણા ધર્મના વહેમો નાશ પામે અને ધર્મનો ખરો પ્રકાશ પડે.

**સોરઠી તવારીખના થર**:–શ્રી બહાઉદ્દીન કૉલેજના સ્નેહસંમેલનમાં આપેલું વ્યાખ્યાન. વ્યાખ્યાતાઃ ન્હાનાલાલ દલપતરામ કવિ. પ્રસિદ્ધ કરનારઃ બહાઉદ્દીન કૉલેજ, સાહિત્ય સભા.

આજના યુગથી માંડીને અશોક અને તેના પહેલાંના કૃષ્ણચંદ્ર સુધીનો ઇતિહાસ યુગવાર બેચરદૃષ્ટિએ કવિશ્રી જોઇ ગયા છે. સોરઠના ઇતિહાસનું તેમાં દોહન છે. યુવાનોને તે પ્રાણપ્રદ નીવડશે.

**જગદ્ગુરુ**:—લેખક અને પ્રકાશકઃ શંભુપ્રસાદ મણિશંકર ઇનામદાર. કિં. ૦–૮–૦.

જગદ્ગુરુ શંકરાચાર્ય શાંત્યાનંદનું ટૂંકું જીવન અને તેમનો ગુણાનુવાદ.

**આર્યપ્રકાશ જ્ઞાનઅંક ૧૯૮૪**:—(તંત્રી હરિશંકર વિદ્યાર્થી) પ્રકાશકઃ બાપુભાઈ કુ. પટેલ. મૂલ્ય એક રૂપીઓ.

આર્યસમાજના તેમ જ સમાજ-બહારના અનેક લેખકો પાસે આમાં લેખો લખાવેલા છે. અનેક ફોટાઓથી અંક સુશોભિત છે.

**સાહિત્ય સમાચાર**:—(માસિક) તંત્રીઃ નવલરામ જગન્નાથ ત્રિવેદી. એમ. એ. સંચાલકઃ ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર. એમ. એ. પી. એચ. ડી. વાર્ષિક લવાજમ રૂ. ૧–૮–૦.

ગુજરાતી જ્ઞાનકોશના આમાં સમાચાર આવે છે. તે ઉપરાંત આ નવા તંત્રીજીના હાથમાં આ માસિક આવ્યું છે તેથી તેમાં સાહિત્ય સંબંધી પણ સારા લેખો વિવેચનાઓ આવવી શરૂ થઈ છે.

**મજૂર સંદેશ**:—પ્રકાશકઃ મજૂર ઑફીસ અમદાવાદ.

આ સામયિકના કેટલાક સચિત્ર અંકો અમને અવલોકન માટે મળ્યા છે. મજૂરોનું સાહિત્ય સચિત્ર કરવાનો પ્રયત્ન ખાસ આવકાર યોગ્ય છે. તેમને આવાં આકર્ષણોથી વાંચવા લોભાવવાં જોઇએ. અને કેટલાંક માસિકો હલકાં ચિત્રોનું આકર્ષણ આપે છે તેવું આ નથી. મજૂર ચળવળને લગતા પુરુષોનાં ચિત્ર સાથેના તેમાં લેખો વગેરે છે. મજૂર વર્ગ આનો લાભ લેશે એમ આશા રાખીએ છીએ.

આ સચિત્ર અંકો હવે બહાર પડવા બંધ થવાના છે એમ સાંભળી અમે ખિન્ન થયા છીએ.

*The Baroda Colledge Magazine* Editor: Mr. R. M. Dalal. Single copy 12 annas.

સામાન્ય રીતે ચાલુ સામયિકોની સમાલોચના આ વિભાગમાં અમે નથી કરતા. પણ આ અંક નવા તંત્રીના વહીવટમાં પહેલો જ નીકળ્યો છે અને તંત્ર બધું વિદ્યાર્થીઓને સુપ્રત થયું છે માટે આને નવો અંક ગણી અમે સમાલોચના લઇએ છીએ.

આવા સામયિકો દુભાષિયાં હોય છે અને આ તો અંગ્રેજી ગુજરાતી ઉપરાંત મરાઠી હોવાથી

ત્રિભાષિયું છે. અમે માત્ર ગુજરાતી વિભાગ જ અહીં જોઇશું.

આ વિભાગમાં પ્રથમ સોનેટ દર્શન દે છે. નવીન પદ્યો એ પ્રકારનાં લખાવા માંડયા છે એ જ બતાવે છે કે ગંભીર વિચારમિશ્ર લાગણી માટે એ સ્વરૂપ અનુકૂળ છે. બીજો સોનેટ તો સોનેટના પ્રથમ દષ્ટાનો જ છે એટલે તે વિશે કશું લખવાની જરૂર નથી.

બીજા વિદ્યાર્થીઓના લેખો પણ આશાપ્રદ છે. લાગણી બતાવવાના મોહમાં તણાવું એ યુવાન લેખકોનું ભયસ્થાન છે તેથી ચેતાવી આ ઉત્સાહી લેખકવર્ગને અભિનન્દન આપીએ છીએ.

રા૦

**તંદુરસ્તીના ઉકેલો** :—લેખક : સ્વામી રાવ. પ્રકાશક: મંત્રી ગણેશ ક્રીડા મંડળ, ભાવનગર. કિંમત ૦ાા.

આરોગ્ય વિષે સામાન્ય સૂચનાઓ સાદી ભાષામાં આપવામાં આવી છે. સમાજમાં આ બાબતનાં જ્ઞાનનો પ્રચાર જેમ વધુ થાય તેમ સારૂં.

**ભૂમિકા** :—કર્તા અને પ્રકાશક : શંકરલાલ હરિલાલ શુક્લ. બી. એ. બોરસદ. મૂલ્ય ૦-૨-૬.

સંસ્કૃત શીખવવામાં મદદકર્તા થાય એવા ઉદ્દેશથી આ પાઠમાળા રચવામાં આવી છે. પ્રયત્ન યોગ્ય દિશામાં થયો છે પણ વાક્યોની પસંદગી જોઇએ એટલી સારી થઇ નથી.

**યશોદા** :—વર્ષ ૧ લું, અંક ૨ જો. તંત્રી: મણિલાલ નથુભાઇ દોશી અને હરિલાલ લલ્લુભાઈ ઠક્કર. રતનપોળ, અમદાવાદ. વાર્ષિક લવાજમ બે રૂપીઆ.

સ્ત્રીઓમાં વાચનનો પ્રચાર કરવાના હેતુથી આ માસિક ચલાવાય છે.

**બ્રહ્મદેશ** :—(અઠવાડિક પત્ર) તંત્રી: રમેશ આર. ધારેખાન, ગૂજરાત બિલ્ડીંગ, ૧૫૮, ૩૧ગલી, રંગુન.

**અરૂણોદય** : પત્રકાર પરિષદ ખાસ અંક.

**બેધારી મોજ** : ગૂજરાતી પત્રકાર પરિષદ વિશેષાંક.

**પ્રચારક** : આર્યકુમાર મહાસભા વડોદરાનું મુખપત્ર. લવાજમ દોઢ રૂપિયો. પરદેશ માટે ત્રણ શિલિંગ.

**શ્રી વરણામા સેવા સમાજનો-પાંચમો-છઠ્ઠો વાર્ષિક રિપોર્ટ.**

**શ્રી સેવા મંડલ પાલેજ રેલ સંકટ નિવારણ ફંડનો હિસાબ તથા રીપોર્ટ.**

ન૦

---

# નોંધ

## મજુરો અને હડતાલ

હિંદની હડતાલની સ્થિતિ જરા પણ સુધરી નથી. મુંબાઇની હડતાલ હજી ચાલ્યા કરે છે. સમાધાની કરવા બેઠેલી સમિતિ સમાધાની કરી શકે એવું દેખાતું નથી. દરમિયાન હજારો બેકાર પડેલા મજુરોની સ્થિતિ લાચાર અને ભયંકર થતી જાય છે. તેમનાં બૈરાં છોકરાંને મદદ કરવાને મુંબઇ કોરપોરેશનમાં દરરોજ રૂા. ૧૦૦૦ ની મદદ કરવાનો ઠરાવ આવ્યો પણ તે પસાર ન થતાં તેની તપાસ કરવા કમિટિ નીમાઈ છે. મિ. ડાંગે (તેમની સામેની ફરિયાદ પાછી ખેંચી લીધી છે) ફરિયાદ કરે છે કે રશિયાથી તેમને મોટી રકમનો મનીઑર્ડર મળવો જોઇએ તે મળ્યો નથી. તેમને વહેમ આવે છે કે તેમની

ટપાલમાં કંઇક ડખલ થાય છે. ચોમાસું નજીક આવે છે છતાં હડતાલનો અંત દેખાતો નથી. ગયે વખતે હડતાલ પડી નુકસાન થતાં મીલો ઉપરની એકસાઇઝ ડ્યૂટી ઊઠી ગઇ તેવો કોઇ બીજો કાયમી ફાયદો આ હડતાલમાંથી પણ થઇ જશે એમ તો મીલમાલેકો નહિ માનતા હોય !

જમશેદપુરની પણ એ જ સ્થિતિ છે. ત્યાં માલેકોએ કારખાનાં બંધ કર્યાં. લીલૂહાની હડતાલ હજી કાયમ છે. શોલાપુર વગેરે બીજી પણ હડતાલો ચાલે છે ત્યાં નવી જી. આઇ. પી. રેલવેની હડતાલ સંભળાય છે. ત્યાં દાક્તરી તપાસ કરવાનો નવો નિયમ દાખલ કર્યો છે, જેને પરિણામે ઘણા જૂના નોકરોને નીકળી જવું પડે. કામદાર વર્ગે આ નવો ધારો બંધ કરવામાં ન આવે તો હડતાલ પાડવાનું છેલ્લું કહેણ મોકલ્યું છે. અમલદારો સમજી જશે એમ જણાય છે.

* * *

**જીનીવાની આંતરરાષ્ટ્રીય મજુર પરિષદમાં,** હિંદના મજુર પક્ષના પ્રતિનિધિ દિવાન ચમનલાલ એવો ઠરાવ રજુ કરવાના છે કે જ્યારે જ્યારે મજુરોના સંબંધમાં લશ્કરી બળનો ઉપયોગ થયો હોય ત્યારે ત્યારે તેની તપાસ કરવા જે ન્યાયાધીશો બેસે તેમાં મજુરોનો પ્રતિનિધિ હોવો જોઇએ. મૂડીદાર પક્ષનાં રાજ્યોના ન્યાયાધીશો પાસેથી શુદ્ધ ન્યાયની આશા રાખવી ફોકટ છે. ગયે વરસે મદ્રાસમાં અને આ વરસ બમનગચીમાં જે ગોળીબહારો થયા છે તે આ ઠરાવની અગત્ય દર્શાવે છે.

વળી દિવાન ચમનલાલે ઓછામાં ઓછી મજુરીનો દર ઠરાવવાનો પ્રબંધ કરવાની ચર્ચામાં સારો ભાગ લીધો છે. આઠથી વધારે કલાક કામ ન કરાવવાનો પણ તેમણે આગ્રહ કર્યો છે. તેમની દલીલોથી જીનીવા પરિષદમાં હિંદની સારી પ્રતિષ્ઠા પડી છે.

જીનીવામાં સરકારનું વલણ સ્પષ્ટ દેખાઇ આવ્યું છે. વૉશિંગટનમાં કરેલ આઠ કલાકના ઠરાવ સામે ઇંગ્લંડે જ વિરોધ દર્શાવ્યો હતો. અને સામાન્ય રીતે પણ મૂડીના પ્રતિનિધિનો જ તેમણે પક્ષ કર્યો છે.

આંતરરાષ્ટ્રીય મજુર પરિષદની કારોબારી સમિતિમાં મિ. એન. એમ. જોશી સબ્સ્ટીટ્યૂટ મેમ્બર તરીકે નીમાયા છે.

આ પરિષદે દિલ્હીમાં એક શાળા ખોલવાનું ઠરાવ્યું છે. એ શાળામાંથી મજુરો વિશે તેમની દૃષ્ટિએ ખબરપત્રો કાઢવાનો પ્રબંધ થાય તો શું ખોટું ? અત્યારના બધા ખબરો મૂડીની દૃષ્ટિએ જ અપાય છે.

મિ. ફેનર બ્રોકવે મજુરોને માટે એક કૉલેજ કાઢવાની સૂચના કરે છે.

**ખાણોમાં સ્ત્રી મજુરો**—આપણા દેશમાં ખાણોમાં સ્ત્રીમજુરોને કામ કરવા દે છે એ નીતિ તેમ જ તંદુરસ્તીની દૃષ્ટિએ ઘણું ખરાબ છે. હવે હિંદની સરકારે એક મુસદ્દો બહાર પાડ્યો છે તે મુજબ આવતા એપ્રિલથી ખાણોમાં સ્ત્રીઓને મજુર રાખવાનું બંધ કરવામાં આવશે. અને ખાસ અપવાદ કરેલી બંગાળ બિહાર, ઓરિસ્સા અને મધ્ય પ્રાન્તોની કોલસાની ખાણોમાં અને પંજાબની મીઠાની ખાણોમાં દર વરસે ૧૦ ટકા પ્રમાણ ઘટાડતાં ૧૯૩૯ થી સ્ત્રીઓને મજુર રાખવાનું સદંતર બંધ થશે. સ્ત્રીઓને ખાણોમાં મજુર રાખવી એ ખરાબ જ હોય તો તે બંધ કરવાને માટે દસ વરસ રાહ જોવી એ તદ્દન નકામું છે. તેમને પણ આવતા એપ્રિલથી જ એ કાયદો લાગુ થવો જોઇએ.

* * *

## જુવાનોમાં જાગૃતિ

આપણા જુવાનો સાહસિક થતા જાય છે તેના દાખલા જુદી જુદી જગાએથી મળે છે. ગયા ઊનાળાની છુટ્ટીમાં આણંદની દાદાભાઇ નવરોજજી હાઇસ્કૂલના ૧૩ થી ૧૮ વર્ષની વયના

વિદ્યાર્થીઓ પગે ચાલતાં અઢીસે માઇલની મુસાફરી ૧૮ દિવસમાં કરી આવ્યા. રસ્તામાં તેઓ અનેક સ્થળો જોતા ગયા અને તારંગા દાંતા અંબાજી જોઇ આબુ પહોંચ્યા. આ તો એક જ ખબર પત્રોમાં આવ્યા છે પણ ગુજરાત કાઠિયાવાડની અનેક કેળવણી સંસ્થાઓના વિદ્યાર્થીઓ આવી રીતે મુસાફરીએ જાય છે. વળી હમણાં ૧૫ વર્ષના પારસી છોકરાએ મુંબઇથી લકનૌ સુધીની એક હજાર માઇલની મુસાફરી સાઇકલ ઉપર વીસ દિવસમાં કરી છે. સૌથી વધારે આનંદપ્રદ ખબર તો એ છે કે વિદ્યાર્થીઓએ બારડોલીના સત્યાગ્રહમાં પણ રસ લીધો છે, ઘણા વિદ્યાર્થીભાઇઓ, અને બહેનો પણ, બારડોલી જઈ ખેડુતો સાથે વાત કરી આવ્યાં છે, અને મુંબઇના વિદ્યાર્થીઓએ મુંબઇમાં કેટલાક દિવસો ફાળો ઉઘરાવ્યો છે. અને ગુજરાત વિદ્યાપીઠના એક વિદ્યાર્થીએ બારડોલીના માજીસ્ટ્રેટની મહેરબાનીથી સજા પણ ખાધી છે. વિદ્યાર્થીઓએ બારડોલીની લડતનો પ્રત્યક્ષ અભ્યાસ કરવો જોઇએ કારણ કે આપણી નિઃશસ્ત્ર પ્રજાને આ સિવાય મુક્તિનું બીજું કોઈ સાધન નથી. સ્વતંત્રતા મેળવવાના પ્રયત્ન કરવાના આ ઉલ્લાસમય વાતાવરણમાં જુવાન હોવાને માટે દરેક જુવાને પોતાનું જીવન ધન્ય માનવું ઘટે છે. આવો જમાનો શતકોમાં કોઈક જ વાર આવે છે.

* * *

### ઇન્ડિયન ઑલિમ્પિક હૉકી ટીમ

જગતની રમતોની હરીફાઇમાં આ વખતે આપણી હિંદી ટીમ આમસ્ટર્ડામમાં ઉત્તમની જીત મેળવીને હિંદમાં પાછી આવી છે. હિંદને આ માન પહેલું જ મળે છે. આખા મુંબઇએ ઘણા હોંશથી આ ખેલાડીઓને વધાવી લીધા છે. તેમણે અહીંના પ્રેક્ષકો આગળ પણ પોતાની રમત બતાવી છે. આખા હિંદનું તેમને અભિનન્દન ઘટે છે.

* * *

### સરકારી કેળવણી

માધ્યમિક કેળવણી અને કૉલેજની ફ વધારવાને માટે સરકારે એક પ્રેસનોટ બહા પાડી છે. આ મુજબ કૉલેજોમાં જ્યાં એક સત્ર રૂ. ૭૫) હતા ત્યાં રૂ. ૯૦) અને ધંધાની કૉલે જોમાં તો રૂ. ૧૦૦) સુધી ફી થશે. હાઇસ્કુલોમ જ્યાં ઓછામાં ઓછી રૂ. ૨) છે ત્યાં રૂ. ૩ અને જ્યાં વધારેમાં વધારે રૂ. ૬) છે ત્યાં રૂ. ૭ થશે. આવી દરખાસ્ત કરવાનું કારણ સરક એવું બતાવે છે કે છેલ્લાં ૧૫ વરસમાં પ્રાથમિ કેળવણીનું ખરચ ત્રણ ગણાથી વધી ગયું અને માધ્યમિકનું બમણાથી વધી ગયું અને પ્રાથમિક કેળવણીને વધારે ઉત્તેજ આપવા સરકારને બીજી કેળવણીની આ વધાર્યા વિના છુટકો નથી.

હવે પ્રથમ તો એ પ્રશ્ન છે કે સરકાર ખરચ વધ્યું તો તે પ્રમાણે સરકારી ઉપજ પ બધાં ખાતાંની વધી છે કે નહિ? અને કે વણીમાં ખરચ વધારવું પડે તેમ હોય બીજાં કોઇ ખાતાં નથી જ્યાંથી ખરચ એ થાય? હિંદમાં કેળવણી પછવાડે પ્રમાણ ઓછામાં ઓછું ખરચ થાય છે અને લશ્કર પ્રમાણમાં વધારેમાં વધારે ખરચ થાય હિંદની સનંદી નોકરી દુનિયામાં ભારેમાં ભ પગારદારની છે. તેમાં કશામાંથી તેમને કાપ કરવી નથી સૂઝતી અને આ જ્ઞાનપ્રચાર ઉ કર નાંખવાનું સૂઝે છે!

બીજાં ખાતાં જવા દઇએ તો કેળવ ખાતામાંથી જ ભારે પગારોમાંથી ક્યાં કાપ નથી થઈ શકતી? સામાન્ય રીતે સરક મદદ લેતી કૉલેજ, વિદ્યાર્થી દીઠ રૂ. ૬ ખરચે છે. પણ એલફિન્સ્ટન કૉલેજ રૂ. ૨૧ અને ડેક્કન કૉલેજ રૂ. ૩૭૮) ખરચે છે. કૉલેજો જો ફરગ્યુસન કૉલેજના જેવાં સ્વયંસે મંડળોને સોંપી દે તો મોટી રકમ બચત તે જ રીતે માધ્યમિક કેળવણીમાં પણ સરક

હાઇસ્કૂલો સામાન્ય સરેરાશ કરતાં ઘણી વધારે રકમ વિદ્યાર્થી દીઠ ખરચે છે તે પણ આવી જ રીતે બચત રહે. આવી સ્વયંસેવકોથી ચાલતી સંસ્થાઓ કોઈ પણ રીતે સરકારી વિદ્યાલયોથી ન્યૂન છે એમ તો કોઇ નહિ જ કહી શકે.

આપણે ઘર આંગણે બનેલો દાખલો ભૂલવો જોઇએ નહિ. **પ્રિન્સિપલ શિરાઝ અમદાવાદમાં પાછા** આવ્યા છે. તેઓ નહોતા ત્યારે વિદ્યાર્થી દીઠ ખરચ રૂ. ૪૦) ને આશરે આવતું તે હવે તેમના આવવાથી લગભગ બમણું થયું છે. બધા વિદ્યાર્થીઓના અને પ્રજાના વિરોધ છતાં, કૌંસિલમાં પૂછાયેલા પ્રશ્નો છતાં–તેમના સહકારી અધ્યાપકોના મનમાં તો એ કેવા હશે તે કોણ કહી શકે કારણ કે સરકારી નોકર જેવો કોઈ બીજો અબોલ જીવ નથી—તેઓ ગુજરાતમાં આવ્યા છે. બંગાળમાં ન ચોસાયા, મુંબઈમાં ન સમાયા તે ગુજરાતમાં સમાય છે. કોઇનો પણ સમાસ કરવો હોય તો કેળવણીખાતું સરકારને જડે છે. આવી જ રીતે ઘણાં વરસો પહેલાં એક અમલદારનો સમાસ કરવા સેકન્ડરી ટીચર્સ કૉલેજ કાઢી હતી તે હજી ચાલ્યા કરે છે. પછી કેળવણી ખાતાનું ખરચ કેમ ન વધે!

પણ જ્યાં સુધી સ્વરાજ નથી મળ્યું ત્યાં સુધી સરકાર તો કરવાની હશે તે કરશે જ. પણ પ્રજા નથી સમજતી ? પરભાષાદ્વારા અપાતી કેળવણીથી આપણું માનસ પરાધીન અને અવિકસિત થાય છે. પૂનાની મહિલા વિદ્યાપીઠના પદવીદાન સમારંભને પ્રસંગે નવાબ મસુદ જંગે સ્પષ્ટ કહ્યું છે કે આ પરદેશી કેળવણીથી આપણી ભાષાઓ સમૃદ્ધ થઈ શકતી નથી. વળી એ તો નક્કી છે કે સરકાર આપણને ભણાવે છે તે તેમના કારકુનો પૂરા પાડવા માટે, અને હિંદીઓ પાશ્ચાત્ય વસ્તુઓના મોહમાં પડી તેની ખરીદી કરે એટલા માટે. કેળવણી આપતાં આપતાં પણ આપણે કેળવણીથી રાજકીય સ્વતંત્રતાની અભિલાષા ન કરીએ તેને માટે તેને ચિંતા રહ્યા કરે છે. માટે આફ્રિકાની હબસી પ્રજાની કેળવણી ઉપર ત્યાંની સંસ્થાની સરકારે વિચિત્ર નિયંત્રણ મૂક્યું છે. સરકારી પરીક્ષા પસાર કરીને શિક્ષકનો પરવાનો મેળવ્યા સિવાય કોઇ પણ વિદ્યાર્થીને ભણાવવો એ ત્યાં ચોરી જેવો ગંભીર ગુન્હો છે. અંગ્રેજીનું શિક્ષણ બંધ કર્યું છે. તારખાતાના કે એવા નોકરીના કામ માટે જોઇએ એટલું જ અંગ્રેજી ભણેલા થોડા પેદા કરીને સરકાર બાકીનાઓ તો માત્ર અંગ્રેજોને માટે ધન પેદા કરી આપે એ જ ધ્યેયથી ત્યાંનું કેળવણીખાતું ચલાવે છે ! આ બધું જાણતાં છતાં સરકારી કેળવણીનો મોહ આપણી પ્રજાને છૂટતો નથી.

અને આટલું બધું ખરચાળ અને હાનિકારક ઉચ્ચ શિક્ષણ શા માટે બધા લેવા જાય છે ? આપણા ધંધાઓ પરદેશીઓના હાથમાં જતા જાય છે. સુતારી, લુહારી, ઇમારતી વગેરે ધંધામાં પણ આપણે દહાડે દિવસે પરાધીન થતા જઇએ છીએ. આ ધંધાદારી, સરકારી કેળવણી લે છે એટલે ધંધો મૂકીને પાછો કારકુની શોધે છે. કોઇ પણ દેશમાં શાલાન્તે વિદ્યાર્થીઓનું આવડું મોટું પ્રમાણ કૉલેજનું શિક્ષણ લેવા માંડતું નથી. આપણે ત્યાં તો જેમ ગાડું ચીલે ચાલે તેમ મૅટ્રિક પછી બી. એ., બી. એ. પછી એમ. એ. કે એલ. એલ. બી. કે બન્ને ! આથી ભણેલાઓ ધંધા વિનાના થાય છે અને ધંધા ભણેલા વિનાના થતા જાય છે.

બીજા દેશોમાં જેમને ખાસ લેખકનું કામ કરવું હોય તેઓ જ કૉલેજની કેળવણી લે છે બીજાઓ તો ધંધામાં નિષ્ણાત થઈ ધંધે વળગે છે. આપણે ત્યાં ઉચ્ચ શિક્ષણ લેવા જનારા લેખક થવાને જ તેમ કરતા હોય—અને એમ જ માનવું જોઇએ કારણ કે લેખક ન હોવામાં અર્ધી હીણપત મનાય છે–તોપણ સરકારી

કેળવણીથી ફાયદો નથી કારણ કે ત્યાં સ્વભાષા તો બોલાતી જ નથી. સ્વભાષાને માટે અવકાશ તો માત્ર રાષ્ટ્રીય કેળવણીમાં જ છે.

પ્રજાએ આ સરકારી પરનાળે પૈસા ખરચી કેળવણી લેવાનું છોડી દઈ કેળવણીના અનેક રાષ્ટ્રીય અખતરા કરવા જોઇએ.

* * *

## ધ ઇન્ડિયન હાઇકોર્ટસ બિલ

બાઇબિલમાં કહ્યું છે કે તારો જમણો હાથ ( જે કાંઈ સુકૃત્ય ) કરે તે ડાબા હાથને જાણવા દઈશ નહિ. આપણી ક્રિશ્ચન સરકાર, કોઇને જાણવા દીધા વિના જમણા હાથે આપેલું ડાબે હાથે લઇ લેવામાં કુશળ છે.

ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટની ૧૦૧ મી કલમ પ્રમાણે હાઈકોર્ટના જજોની ૩ સંખ્યા હિંદી સનંદી નોકરોથી, ૩ ઈંગ્લંડના અને સ્કૉટલૅંડના બારિસ્ટરોથી અને બાકીની ૩ વકીલો અને પ્રાન્તિક અધિકારીઓથી પૂરાતી હતી. વડા જજની જગાએ માત્ર બારિસ્ટરની જ નીમણૂક થઇ શકતી હતી. હિંદી સરકારે નીમેલી વકીલોની કમિટિએ બધા ઇલાકામાં તપાસ કરીને ભલામણ કરી હતી કે વડા જજની જગા વકીલોને માટે પણ ખુલ્લી મૂકવી જોઇએ.

થોડા સમય પર ખબર મળ્યા કે ઈંગ્લંડમાં અમીરોની સભામાં આ સંબંધી બિલ પહેલી સુનાવણીમાં પસાર થયું છે અને તેમાં વડા જજની જગા અહીંના વકીલોને માટે ખુલ્લી મૂકવાની કલમ છે. પણ આવું બિલ હિંદમાં જાહેર થયું નથી તેમ જ હિન્દી સરકારે ઍસેમ્બ્લી કે કૌંસિલના કોઈ પણ સભ્યને પણ જણાવા દીધું નથી. હિન્દી સરકાર પોતે પણ ન જાણતી હોય એમ તો કેમ બને? તેમ જ સમાચાર આપનારાં ખાતાંએ પણ બિલની પૂરી માહીતી આપી નથી.

પણ હવે જણાય છે કે એ બિલ ગુપ્ત રાખવાનું પૂરેપૂરૂં કારણ હતું. વડા જજની જગા અહીંના વકીલોને માટે ખુલ્લી મૂકવા સાથે, હિન્દી સનંદી નોકરોને માટે પણ તે ખુલ્લી મૂકી દીધી છે. હવે ન્યાયખાતામાં બિલકુલ સનંદી નોકરોને રાખવા સામે જ પ્રજાનો તો ઘણા સમયથી વિરોધ છે. દોઢસો ઉપરાંત વરસથી વડા જજની જગાએ સનંદી નોકરને ન નીમવાનો રિવાજ ચાલ્યો આવે છે. સરકારી કારોબારી કામ કરનારા નોકરોનાં મનો શુદ્ધ ન્યાય આપવાને માટે જોઇએ તેટલાં વિશાળ કે તટસ્થ હોતાં નથી એ જગજાહેર છે. જજની જગાઓ પૂરી શકાય એટલા કાબેલ વકીલ બારિસ્ટરો હિંદુસ્તાનમાંથી મળી રહે તેમ છે. છતાં અહીંના વકીલોના લાભને બદલે સનંદી નોકરોને વડા જજની જગાએ નીમવાનો કાયદો સરકાર કોઈ ન જાણે તેમ સરકાવી દે છે.

વડા જજને આસને બેસનાર પહેલો સનંદી નોકર, નંદકુમારને ફાંસીની સજા કરનાર સર ઈલીજા ઇમ્પી હતો. સરકારને તે જમાનો પાછો આણવો હશે!

* * *

## ધ ઇન્ડિયન નેવી બિલ

જવાબદાર રાજતંત્રની વિડંબનાનું આવું જ એક બીજું પગલું સરકારે ભર્યું છે. ગયા ફેબ્રુઆરીમાં સરકારે ધ ઇન્ડિયન નેવી (ડિસિપ્લિન) બિલ ઍસેમ્બ્લિમાં પેશ કર્યું હતું. અને એ બિલથી હિંદી દરિયાઇ લશ્કર અસ્તિત્વમાં આવશે એવાં બણગાં ફૂંક્યાં હતાં. પણ આ લશ્કરનું ખર્ચ હિંદ ભરે તે સિવાય તે બીજી કોઈ રીતે હિંદી ન હોતું. હિંદીઓને તેમાં નોકરી મળવાનો બિલકુલ અવકાશ નહોતો. એ બીજી બધી રીતે જાણે બ્રિટિશ દરિયાઇ લશ્કરના ભાગ જેવી તેની સ્થિતિ થતી હતી. ઍસેમ્બ્લીએ

આ જોયું અને તે બિલને એકની બહુમતિથી રદ્દ કર્યું. અત્યારે સરકાર એ રદ્દ થયેલા બિલના બધા ઠરાવો પોતાની કારોબારી સત્તાથી ફરી અમલમાં મૂકે છે.

* * *

## મિ. હાજીનું બિલ

એ આવતી લેજિસ્લેટિવ એસેમ્બ્લીની બેઠકમાં આવનારૂં ઘણું અગત્યનું બિલ છે. તેનો મુખ્ય મુદ્દો હિન્દના દરિયા કિનારાનો દરિયાઇ વહેપાર હિન્દનાં જ અને મુખ્યત્વે હિન્દી અમલદારો અને એન્જિનિયરોથી ચાલતાં વહાણોથી થવો જોઇએ એ છે. આખા દેશનો એને ટેકો છે પણ અત્યાર સુધી આ વહેવાર પચાવી પડેલા અંગ્રેજોને તેથી નુકસાન જાય એમ છે એટલે તેઓ આ બિલ ક્રાંતિકારક છે, તેથી દેશને ગેર ફાયદો થશે વગેરે અભિપ્રાયો બને તેટલા ફેલાવે છે.

ખરી વાત એ છે કે દરેક દેશ પોતાના કાંઠાનો વહેપાર પોતાના જ હાથમાં રાખે છે. ઇંગ્લંડે એ રીતે પોતાનો વહેપાર બળવાન કર્યો છે અને અત્યારે ફ્રાન્સ, કેનેડા, ઓસ્ટ્રેલિયા, જાપાન અને અમેરિકા સુદ્ધાં પોતાના કાંઠાના વહેપારનું સંરક્ષણ કરે છે. પણ આપણો વહેપાર તો અંગ્રેજોના હાથમાં ૧૮ રહ્યો છે. અને એ જામી ગયેલ વહેપારીઓએ હરીફાઇ કરી આ છેલ્લાં ૨૫ વરસમાં ત્રીસ કંપનીઓ ઊભી થઇ તેમાંથી એકકેયને પગભર થવા દીધી નથી.

એસેમ્બ્લી અને કૌંસિલ ઑફ સ્ટેટ બન્ને એ આ પ્રશ્ન હાથમાં લીધો. સરકારે તપાસ કરવા એક કમિટિ નીમી. કમિટિએ ૧૯૨૩ માં તેની તપાસ શરૂ કરી. તેમાં હિંદી સભ્યોને ખાત્રી થઇ કે અંગ્રેજો આ વહેપારમાં લગભગ ઇજારો ભોગવતા હતા. રેલવેના ભાવો પણ તેમના પરદેશી વહેપારને ફાયદો કરે તેવા રહેતા હતા અને મોટાં બંદરો સાથેના તેમના વહેપારને લીધે નાનાં બંદરો ખીલતાં નહોતાં. ૪૦૦૦ માઇલના કાંઠાના વહેપારમાં હિન્દને કશો ભાગ ન મળતો, હિન્દના બેસારૂઓ, ખાસ કરીને હલકા વર્ગના બેસારૂઓ સાથે ઘણી ખરાબ વર્તણૂક ચલાવાતી હતી અને પરદેશના હિતને અનુકૂળ નીતિએ હિન્દનો નિકાસ વહેપાર ચલાવાતો હતો. આ ઉપરથી કમિટિએ ભલામણ કરી કે હિન્દનો વહેપાર હિન્દનાં વહાણો માટે જ છેવટે રાખવો જોઇએ. અને કોઇ પણ કંપનીને હિન્દના કાંઠે વહેપાર કરવાનો પરવાનો મળે તે પહેલાં દરેક વહાણ દીઠ ઓછામાં ઓછા બે હિન્દીઓને વહાણના ઑફિસર અને ઇન્જિનિયર તરીકે તાલીમ મળવા રાખવા જોઇએ. અને એ અમલદારો તૈયાર થતા જાય તેમ તેમ તેમને નોકરીમાં રાખી એક વહાણ પર ઓછામાં ઓછા ૫૦ ટકા હિન્દીઓને નોકર રાખવા જોઇએ.

આ ભલામણ ૧૯૨૪ માં આવી. આવી અંગપકડભરી યોજના હિન્દી સરકારે આટલાં વરસ અભરાઇ પર મૂકી રાખી. હવે મિ. હાજી એ જ ભલામણો ઉપરથી આ બિલ આવતી બેઠકમાં પેશ કરશે.

અંગ્રેજ વહેપારના હિતસ્વાઓ આ બિલ ક્રાન્તિકારક છે વગેરે વાંધા ઉઠાવે છે. પણ ખરી વાત તો તેમને આવો નફાવાળો વહેપાર છોડવો પડશે તે ગમતું નથી એ છે. પણ તેમણે સમજવું જોઇએ કે હિન્દને નુકસાન કરી તેમણે ઘણાં વરસ નફો ખાધો, હવે ઘણું થયું !

* * *

## પરદેશી મીઠું

હિંદ લિવરપુલનું મીઠું ખાય છે આ વાતથી તો કોઇ હિંદી અજાણ્યો નહિ જ હોય. હિંદ પોતાનું મીઠું પકવી શકે કે કેમ એ પ્રશ્ન અને હિંદને તેમ કરવાને ઉત્તેજન આપવાનો પ્રશ્ન સરકારે રેવન્યુના સેન્ટ્રલ બોર્ડને પૂછ્યો. અને તે બોર્ડે એવો અભિપ્રાય આપ્યો કે બંગાળ અને તેની આસપાસનો પ્રદેશ મુંબઇ અને મદ્રાસનું મીઠું વાપરશે એવો સંભવ નથી અને " જો કે

બંગાળ વાપરે છે તેવા સફેદ મીઠાની સાથે હરીફાઇ કરી શકે તેવું મીઠું હિંદમાં પકવી શકાય પણ હિંદને પૂરું પડે તેટલું મીઠું પરવડે તેટલી કિંમતે ઉપજાવી શકાશે નહિ." સરકારે આ અભિપ્રાય સ્વીકારી લઇ તે વડે ખબરપત્ર બહાર પાડ્યું, ખરી રીતે આ પ્રશ્ન ટરીફ બોર્ડને પૂછવો જોઇતો હતો.

પણ સરકારે સ્વીકારેલો અભિપ્રાય ખોટો પડ્યો છે. ઓખામાં પકવેલું ૩૪,૦૦૦ બંગાળી મણ મીઠું બંગાળમાં આપ્યું છે. જો કે બંગાળને પૂરું પડે તેટલું મીઠું ઓખા હાલ તુરત પકવી શકે તેમ નથી પણ આથી એટલું તો સ્પષ્ટ દેખાય છે કે ઓખામંડળ અને હિંદનાં બીજાં મીઠાનાં મથકો હિંદ પૂરતું મીઠું ઉત્પન્ન કરી શકે. પણ સરકાર કહે છે: "પૂરતું મીઠું ઉત્પન્ન થાય તોપણ લડાઇના સમયમાં પૂરતું મીઠું મળી શકે કે કેમ તેની ખાત્રી ન અપાય." આ અલૌકિક દલિલ અમારાથી સમજાતી નથી. લડાઇમાં તો ઊલટું પરદેશી મીઠું પહોંચાડવું મુશ્કેલ પડે.

પણ સરકારની પોતાના ઘરની નીતિ જુદી છે. ત્યાં ૧૯૨૨માં એનેમલનાં વાસણોની આયાત પર સંરક્ષક કર નાંખ્યો હતો. ૧૯૨૪માં તેમની અવધિ પૂરી થઇ, ૧૯૨૬માં માલુમ પડ્યું કે ૧૮માંથી માત્ર ૬ જ પેઢીઓ એનેમલનો વેપાર કરે છે કે તરત પાછો સંરક્ષક કર નાંખ્યો. પણ સાવકા હિન્દને માટે એવું સંરક્ષણ ક્યાંથી હોય!

* * *

## સિંધ વિશે સમાધાન

સર્વપક્ષ પરિષદ સ્વરાજ માટે જે મુસદ્દો ઘડે છે તેમાં સિંધનો પ્રશ્ન ઘણી મુશ્કેલીવાળો છે. પ્રથમ તો મુસલમાનો તેને જુદો પાડવાને આગ્રહ કરે છે, કોંગ્રેસે ભાષાના ધોરણ ઉપર અને હિંદુ-મુસલમાન સમાધાનની એક કલમ તરીકે જુદો પાડવા સંમતિ દર્શાવી છે ત્યારે હિંદુ મહાસભા તેને જુદો પાડવાની વિરુદ્ધ છે. મુંબઇ ઇલાકાના વહીવટથી તેને જુદો પાડતાં તેની આવકમાંથી તેનું ખરચ પૂરું પડશે કે નહિ એ પ્રશ્ન વિશે તપાસ કરવા દિલ્લીમાં ભરાયેલી સર્વપક્ષ પરિષદે એક પેટા કમિટિ નીમી હતી. હવે સિંધના સર્વ વર્ગોના સંભાવિત પ્રતિનિધિઓએ એક સભા ભરી કોંગ્રેસના ઠરાવ અનુસાર આ પ્રાંતને સ્વતંત્ર વહીવટ આપવા બાબતના ઠરાવ કરેલો છે. તેમાં મસીદો પાસે સંગીત અને ગોવધ સંબંધી કોંગ્રેસના જ ઠરાવો છે. સિંધમાં સંયુક્ત મતદારમંડળ રહે, પણ ગેર મુસ્લિમ લઘુમતિને પ્રમાણસર પ્રતિનિધિત્વ મળે. અત્યારે એ લઘુમતિ કુલ વસ્તીની ૨૮ ટકા છે. પણ હિંદના બીજા પ્રાન્તોમાં જો વધારે પ્રતિનિધિત્વ મળે તો સિંધને પણ ૧૦ ટકા સુધી વધારે પ્રતિનિધિઓ મળે. આવા ઠરાવો થયા છે. આ સભામાં સઘળાં પત્રોના પત્રકારોએ પણ હાજરી આપી છે. આથી સર્વપક્ષ પરિષદની એક મોટામાં મોટી મુશ્કેલીનો અંત આવ્યો છે અને હવે વખતસર તેનો મુસદ્દો બહાર પડશે એમ આશા રાખી શકાય છે.

તા. ક. પરંતુ શ્રીયુત જયરામદાસજીએ આ સમાધાનમાં સંમતિ આપી નથી અને હિંદુઓનો એને ટેકો નથી એમ પછીના ખબરોથી જણાય છે.

* * *

## સંયુક્ત પ્રાન્તનાં રાજીનામાં

સૌને યાદ હશે કે સંયુક્ત પ્રાન્તોની ધારાસભાએ સાઇમન કમિશનનો બહિષ્કાર બહુમતિથી પસાર કર્યો હતો. પ્રધાનો તે વખતે તટસ્થ રહ્યા હતા અને એકેય પક્ષમાં તેમણે મત આપ્યો નહોતો. હવે સંયુક્ત પ્રાન્તના ગવર્નર સર અલેક્ઝાન્ડર મુડિમેને સાઇમન કમિશનની આગમનમાં પ્રધાનોનો સંપૂર્ણ સહકાર માગ્યો. પ્રધાનો, રાજા રાજેશ્વર બલિ અને ઠાકુર રાજેન્દ્ર-

સિંહ, ધારાસભાની બહુમતિને અધીન રહી સાઇમન કમિશનની બાબતમાં તટસ્થ રહેવા માગે છે. આવા પ્રસંગનો આગળનો કોઈ દાખલો ન હોવાથી પ્રધાનોએ રાજીનામું આપ્યું નહોતું પણ તેમને સર મુહિમેને રાજીનામું આપવાની ફરજ પાડતાં તેમણે રાજીનામું આપ્યું છે. મદ્રાસમાં પણ આમ જ બન્યું હતું અને સંયુક્ત પ્રાન્તનો આ બીજો દાખલો થયો. આ દાખલો કાયદાની દૃષ્ટિએ બહુ મહત્ત્વનો છે. આમાં પ્રશ્ન એ રહ્યો છે કે જ્યારે ધારાસભાની બહુમતિ સરકારે અખત્યાર કરેલી નીતિની વિરુદ્ધ હોય ત્યારે પ્રધાનોએ કેમ વર્તવું જોઇએ? આવે પ્રસંગે પણ જો પ્રધાનોને સરકારની નીતિ પ્રમાણે વર્તવાને બંધાયેલા ગણીએ તો પછી ધારાસભાનો અને જવાબદાર રાજતંત્રનો કશો અર્થ રહેતો નથી. કૌંસિલોનું આથી મોટું બીજું અપમાન હોઇ શકે નહિ.

* * *

## આમની સભામાં હિંદ

કોઇ કોઇ વાર ડોકિયાં કરે છે. ગુન્હા માટે સજા કરેલ પણ પછીથી છૂટક પૈસા લઇ સરકારને બાતમી આપનાર હોવાનું માલુમ પડતાં કેદમાંથી છોડી મુકેલ, સુપ્રસિદ્ધ બેનરજી વિશે પ્રશ્ન પૂછાતાં અર્લ વિન્ટર્ટને જવાબ આપ્યો કે દરેક માણસ ની સરકારને બાતમી આપવાની ફરજ છે, અને બાતમીના બદલામાં સરકાર કિમત આપે તે પણ બરાબર છે. પણ બાતમી માટે લોકોને ઉશ્કેરીને ગુન્હા કરાવી બાતમી ઊભી કરે તેનું શું? અને આવડું મોટું સી. આઇ. ડી. ખાતું ચાલતાં છતાં આવા ઉઘાડ કામ કરનારા બાતમીદારોની શી જરૂર પડી? જો આમ બાતમીનો વેપાર ચાલી શકે તો કોઇ માણસ પોતાના ખાનગી વ્યવહારમાં સ્વસ્થ જ ન રહી શકે.

બીજી વખત "Politics of Oil" (તેલનું રાજકારણ) નામનું પુસ્તક મુંબઇ સુધી આવેલું તે જપ્ત કરી લીધું તે સંબંધી પ્રશ્ન પૂછાતાં અન્ડર સેક્રેટરીએ જવાબ આપ્યો કે તે પુસ્તક વાંધા ભરેલું નથી પણ તે પુસ્તકનું ઉદ્ભવસ્થાન વાંધા ભરેલું છે. હિંદનું કોમ્યુનિસ્ટોથી રક્ષણ કરવું જોઇએ.

આ જ ભયથી—સરકારને માટે જો ભય શબ્દ વાપરી શકાય તો—મુંબઇમાં કેદ કરી રાખેલ **મિ. કેમ્પબેલને** પાછા ઓચિન્તા કેદખાનામાંથી બોલાવી ઇગ્લંડ મોકલી દીધા છે.

* * *

## સાઇમન કમિશન

સાઇમન કમિશનનો બહિષ્કાર તૂટે અને તેને આવકાર મળ્યાનો દેખાવ કરી શકાય તેટલા માટે ગમે તેવા ઉપહસનીય પ્રયત્નો કરવામાં આવે છે. તેવો એક પ્રયત્ન **ધ કન્ટ્રી લીગ**ની સ્થાપના છે. ઉત્તરહિન્દમાં પોતાના હાથ નીચેના ખેડુતોને કચરીને અને સરકારી અમલદારોની ખુશામત કરીને તર રહેનાર જમીનદાર વર્ગના પચાસેક સભ્યો અને બીજાઓ જેમને સરકારી રાજ્યમાં હિત છે તેવાઓનો આ સંઘ સ્થપાયો છે. 'ડહાપણની નીતિએ' હિંદની પ્રગતિ સાધવાને ઉત્સુક હોય તેવાઓનો આ સંઘ છે. સંઘ અનેક હેતુઓ બતાવે છે પણ તેનો ખરો હેતુ એ છે કે સાઇમન કમિશન આગળ પોતાનાં હિતો રજુ કરવાં. આ આખું તૂત અંગ્રેજોનું ઊભું કરેલું છે તે સ્પષ્ટ છે. તેની મુખ્ય ઓફિસ કલકત્તા કે મુંબઈ કે એવા કોઇ સ્થળમાં નથી પણ કાનપૂરમાં છે જ્યાં અંગ્રેજ વેપારીઓનો સૌથી વધારે વગવસીલો છે. આ સંઘ માત્ર મોટા જમીનદારોનું જ હિત જોવાનો છે. જમીન વિનાના અને પૂરૂં પેટપૂર ખાવા નહિ મળનારને માટે તે નથી. અને દેશમાં તેવાઓની જ સંખ્યા મોટી છે, અને સ્વરાજ પણ તેવાઓને માટે જ જોઇએ છીએ. પંડિત મોતીલાલ નહેરૂએ ઠીક કહ્યું છે કે દેશની સ્વતંત્રતાના ખરા શત્રુઓની આ લીગમાં સંપૂર્ણ યાદી છે.

સાઇમન કમિશનને પોતાને મદદ કરવાને એક **મદદનીશ કેળવણી સમિતિ** નીમી છે. તેના સભ્યોની નીમણુકની નીતિ તરત જણાઈ આવે એવી છે. મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની જૂનામાં જૂની યુનીવર્સિટીઓમાંથી કોઇને સભ્ય નીમેલ નથી. પણ પૂર્વ બંગાળ, અને પંજાબ જે પ્રાન્તોમાં કોમી વિખવાદ સૌથી વધારે છે તેમાંથી સાતમાંથી ચાર લીધા છે.

સાઈમન કમિશનને મદદ કરવા **પંજાબની ધારાસભા કમિટિ** નીમાઇ હતી અને તે કમિટિએ એવી શરતે કમિશનને સહકાર આપવાનું કહ્યું હતું કે કમિશનના બીજા સભ્યો જેટલી જ છૂટ તેમને સાક્ષી તપાસવામાં અને દસ્તાવેજો જોવામાં મળવી જોઇએ. સર સાઇમને પહેલાં એમ બહાર પાડેલું હતું કે હવે તેઓ કોઈ પણ નવા હકો કમિટિઓને આપવાના નથી, પણ હિંદુસ્તાનને સહકાર કરવા લોભાવવા તેમણે તે સરત પણ કબુલ કરી છે.

આખા હિંદુસ્તાનની ઇચ્છા વિરુદ્ધ પંજાબે સહકાર કરવાનું નક્કી કર્યું છે તેને તો કશું કહેવાનું નથી. પણ આ ઉપરથી બહિષ્કાર એ કેવું સફળ હથિયાર છે એ જ સાબીત થાય છે. હિંદુસ્તાન રાઉન્ડ ટેબલ કોનફરન્સ સિવાય સહકાર ન આપવાના મતને દઢતર વળગી રહેશે એવી અમે આશા રાખીએ છીએ.

* * *

## બારડોલી સત્યાગ્રહ

અત્યારે બારડોલી સત્યાગ્રહ આખા હિંદ આગળનો એક મહાન પ્રશ્ન ગણાય છે. આખી પ્રજા લોકોની માગણીના ન્યાયીપણા અને સરકારના દુરાગ્રહ વિશે એકમત થતી જાય છે. વડી ધારાસભાના પ્રમુખ નામદાર વિઠ્ઠલભાઈ પટેલે પણ લોકોની માગણી ખરી છે એમ દર્શાવી લડત ચાલે ત્યાં સુધી દર માસે રૂ. ૧૦૦૦) આપવાને લખ્યું છે.

ગઇ તા. ૧૨મી બારડોલી દિવસ તરીકે આખા દેશમાં પાળવાનું નક્કી થયું હતું અને તે મુજબ તે તારિખ પળાઈ હતી. હિંદુસ્તાનનાં બધાં મુખ્ય શહેરો, તથા બધી વેપારી રાજકીય સંસ્થાઓએ ઠરાવ કરીને બારડોલી તરફ સહાનુભૂતિ દર્શાવી હતી. બારડોલી ફાળાનો છેલ્લો બહાર પડેલો આંકડો એક લાખ ચાળીસ હજાર ઉપરનો છે. અને આ રકમ નાની નાની રકમો અને ગરીબ માણસોની રકમો તેમ જ તવંગરની રકમોથી બનેલી છે એ સાબીત કરે છે કે આખા દેશને આ હીલચાલ તરફ સંપૂર્ણ સહાનુભૂતિ છે.

સરકાર પણ હવે તો જાણતી હશે કે હિંદમાં તો તેણે નૈતિક આબરૂ કે પ્રતિષ્ઠા જેવું કાંઇ રહેવા દીધું નથી. હવે તો તેને એક જ ઉપાય હાથ રહ્યો લાગે છે, તે એ કે લોકોને જુલમથી ડરાવીને વશ કરવાં અને જુલમ કરતાં કોઇ જરા પણ સામે થાય તો બારડોલીના' લોકોએ બંડ કર્યું છે એમ બહારની દુનિયાને બતાવી, બ્રિટિશ સલ્તનતનાં લશ્કરી સાધનોથી દબાવી દઈ જગતમાં પોતે ઊજળાં થઇને ફરવું. ત્રાસ વર્તાવવા કાંઇ પણ કારણ સિવાય સ્વયંસેવકોને જેલમાં મોકલ્યા. જમીનો જુલમ બરાબર કરવા પઠાણોને બારડોલી ઉતાર્યા. આ પઠાણો કાયદો તો ક્યાંથી જ જાણે પણ સામાન્ય માણસાઇ પણ ઘેર મૂકીને આવ્યા છે. જમીના નામે જુલમો કરવા ઉપરાંત તેમણે સ્ત્રીઓનું અપમાન કરીને, ચોરી કરી-ને, રાતના છાપો મારીને ત્રાસ વર્તાવવા પ્રયત્નો કર્યા. આ સર્વ હકીકત બહાર આવી ત્યારે સરકારે પોતાના પઠાણોનું "નમુનેદાર વર્તન" છે એમ બહાર પાડ્યું. પણ **સરકાર પગલે પગલે જાઠી પડતી જાય છે.** એક પઠાણે મીઠાની ચોરી કરી હતી તે સંબંધી તેને પકડ-નાર રેલવેના પઠાણે પોતે વિગતવાર પત્ર લખ્યો છે જે સત્યાગ્રહ પ્રકાશન તરફથી બહાર પડ્યો છે.

તેવી જ રીતે સરકારે જેટલાં જુઠાણાં બહાર પાડયાં તે સર્વ ખોટાં પડયાં છે. ગુજરાતના રાજીનામાં આપનારા ધારાસભાના સભ્યો સાથેના પત્રવ્યવહારમાં સરકારે જણાવ્યું કે ગુજરાતીઓ પોતા પરનો કર ઓછો કરાવી બીજા પ્રાન્તો ઉપર નાંખવા માગે છે. તો મિ. નરીમાને રાજીનામું આપતાં જણાવ્યું કે આમાં બીજા ભાગો ઉપર બોજો વધારવાનો સવાલ નથી, બારડોલીની માગણી સાચી છે. તા. ૧૨ મી ઉપર જાહેર થયું કે પટેલો અને તલાટીઓએ રાજીનામાં આપ્યાં છે. તે સંબંધી સરકારે જવાબ આપ્યો કે એક (સાત પૈકી એક જ) તલાટીએ જાહેર કર્યું છે કે તેણે લોકોના જુલમને લીધે રાજીનામું આપ્યું છે. તો બધા તલાટીઓએ, અને તે એકે પણ, લેખી જાહેરાત કરી છે કે તેમણે લોકોના ત્રાસથી નહિ પણ લોકો ઉપરના સરકારના ત્રાસથી રાજીનામાં આપ્યાં છે. શ્રીયુત મુનશી સાથેના પત્રવ્યવહારમાં નામદાર ગવર્નરે જણાવ્યું કે વીરમગામ ચોર્યાશી વગેરેના ખેડુતો નવા મહેસુલના વધારા સામે કશું કહેતા નથી, માત્ર બારડોલી જ ચળવળિયાઓની ઉશ્કેરણીથી ખોટી ધાંધલ કરે છે, તો વીરમગામ અને ચોર્યાશી તાલુકા બન્નેના ખેડુતોએ સભાઓ ભરી ઠરાવો કર્યા કે તેમના ઉપરની મહેસુલની નવી આંકણી ખોટી છે અને ચોર્યાશીએ તો તે નહિ ધરે તો આવતે વરસે બારડોલી જેવો સત્યાગ્રહ કરવાનું કહેણ મોકલ્યું છે.

**નવાં કૌંસિલનાં રાજીનામાં**—આ માસમાં એક પછી એક આવ્યે ગયાં છે. મિ. નરીમાન, કરાંચીના સભ્ય શ્રી નારાયણદાસ આણંદજી બેચર, મુંબઇના શ્રી બાલુભાઈ ટી. દેસાઇ, સિંધના શ્રી જેરામદાસજી તથા મિ. બલુચ, તથા ગ્રાન્ટ્યુએટોના પ્રતિનિધિ શ્રીયુત કનૈયાલાલ મુનશી અને હમણાં મિ. એફ. જે. જિનવાલાએ રાજીનામું આપ્યું છે.

મિ. મુનશી જેવા ગુજરાતમાં રસ લેનાર સભ્યનું રાજીનામું જરા મોડું ગણાય પણ તેનો બદલો તેમણે વાળી આપ્યો છે. બારડોલીના અત્યાચારો તેમણે નામદાર ગવર્નરને પ્રત્યક્ષ રીતે સ્પષ્ટ કહ્યા છે. અમે આશા રાખીએ છીએ કે તેમની બીન હરીફ વરણી થશે. તેમના જૂના હરીફો મિ. દેશમુખ અને પ્રો. વાડીઆએ હરીફાઇથી દૂર રહેવાની ઉદારતા બતાવી છે તેની અત્રે નોંધ લેવી જોઇએ.

મિ. મુનશીની ના. ગવર્નર સાથેની લખાપટી અને રાજીનામાનો પત્રવ્યવહાર બહાર પડયો છે. તે સર્વમાં, જાણે પોતે બંધારણવાદી છે અને સત્યાગ્રહ બંધારણ બહારની વાત છે, એવો ધ્વનિ તેમણે ઠેઠ સુધી સાચવ્યા જ કર્યો છે તે, ગાંધીજી કહે છે તેમ, દુઃખકર છે. જો સત્યાગ્રહ બંધારણ બહાર હોય તો બંધારણની અંદર તેમણે હવે શું કરવું જોઇતું હતું એ તેઓ કહી શકે છે? અત્યારે પણ મિ. મુનશી સત્યાગ્રહની તરફેણથી નહિ પણ લોકો ઉપર જે દુઃખ પડયું અને જે ગેરકાયદેસર સિતમ ગુજર્યો છે તેથી રાજીનામું આપી બારડોલીના પક્ષમાં ઊભા રહ્યા છે. આનો અર્થ એ જ, કે સરકાર પાસેથી ન્યાય ન મળે તેનું કાંઇ નહિ, પણ તેથી જ્યારે લોકો આટલું દુઃખ સહે ત્યારે જ મિ. મુનશી લોકોના પક્ષમાં આવી શકે. કાયદામાં હોય તેટલું જ જો બંધારણ અનુસાર ગણાય તો કાયદો ફેરવવા લોકોને શું કરવું? અને કૌંસિલમાં તો બારડોલી ઉપર પણ બહુમતિ મળી ન શકી તો એ કૌંસિલદ્વારા કાંઈ પણ કરવાની આશા રાખવી વ્યર્થ નથી? એટલે મિ. મુનશીનો પત્ર આ બંધારણની દલીલથી ઉલટો નબળો પડયો છે.

મિ. મુનશીએ ઘણાખરા ધારાસભાના સભ્યો અને બીજા સંભાવિત ગૃહસ્થોની એક સમિતિદ્વારા બારડોલીના અત્યાચારોની તપાસ કરાવવાનો પ્રબંધ કર્યો છે. મહાત્માજીની સલાહ

પ્રમાણે "આ સમિતિ દમનનીતિની તપાસથી સંતુષ્ટ ન રહેતાં મહેસૂલ બાબત લોકોની ફરિયાદ પણ તપાસે એ ઇષ્ટ છે."

અત્યારે બારડોલી સમાધાનને માટે દેશી વેપારી ચેંબર અને મુંબઈ સરકાર વચ્ચે પત્રવ્યવહાર ચાલે છે. આ ચેંબરના પ્રતિનિધિ શ્રીયુત લાલજી નારણજીએ ધારાસભામાંથી રાજીનામું આપવા સંબંધી ચર્ચા થતાં એમ ઠેર્યું હતું કે નામદાર સરકાર સાથે એકવાર સમાધાનીનો પ્રયત્ન કરી જોયા પછી યોગ્ય લાગે તો તેમ કરવું. તે મુજબ મહાત્માજી સાથે વાતચીત થતાં મહાત્માજીએ કોઇ પ્રકારનો આગ્રહ બતાવ્યો નથી, તેમણે તો નવજીવનના એક લેખમાં ત્યાં સુધી કહ્યું છે કે તપાસનો અર્થ બિનઅમલદારી તપાસ એવો પણ નથી, એ તપાસ પણ સરકાર નિયુક્તની જ હોય, જેમ સરકારી ન્યાયખાતું પણ સરકાર નિયુક્ત છે તેમ–, પણ તેમાં બન્ને પક્ષોને વિશ્વાસ હોવો જોઇએ. તે ઉપરથી હવે સરકાર સાથે ચેંબર પત્રવ્યવહાર ચલાવે છે. પણ સરકાર તો આવા દરેક પત્રવ્યવહારને પ્રસંગે પોતાનો એકડો જ ફરી ફરીને ઘૂંટે છે. સરકારે આ વખતે એક નવી દલીલ રજુ કરી છે. કારખાનાની તકરારોમાં કામના કલાકો, મજુરીનો દર વગેરેની ચર્ચા હોય છે. પણ એકવાર મજુરો હડતાલ પાડે એટલે મૂળ તકરારના ગુણ દોષો એ મુખ્ય પ્રશ્ન રહેતો નથી, પણ કારખાનાનો ઉદ્યોગ માલીકોએ ચલાવવો કે મજુરોએ ચલાવવો એ થઈ પડે છે. તેવી રીતે સરકારને પણ, સત્યાગ્રહ શરૂ થયો ત્યાંસુધી મહેસુલના વધારાના ગુણદોષો એ મુખ્ય પ્રશ્ન હતો પણ હવે ખેડુતોએ સત્યાગ્રહનું સીધું પગલું ભર્યું કે તરત જ એ પ્રશ્ન સરકાર અને ધારાસભાના હાથમાંથી જતો રહે છે!

આનો અર્થ શો? એ જ કે સરકાર એમ જ માને છે કે રૈયત અમારા હાથમાંથી રાજ્ય પડાવી લેવા સત્યાગ્રહ કરે છે; એ જ કે સરકારને મહેસુલના અન્યાય વિશે વિચાર નથી કરવો પણ રૈયત અમારી ના ઉપરવટ કશું માગી જ ન શકે એવો દાબ બેસારવો છે; એ જ કે મિલમાલેકો જેમ સમસ્ત પ્રજાના હિત માટે નૈતિક જવાબદારી નથી માનતા, માત્ર એક વ્યવહારજન્ય સંબંધ માને છે, તેમ સરકાર પણ પ્રજાના હિત સંબંધી રાજ્ય તરીકે કશી જવાબદારી નથી સ્વીકારવા માગતી.

અને આથી મિલમજુરોના પ્રશ્નમાં પણ સરકારનું વલણ કેવું છે તે પણ સમજાઇ જાય છે. આ જવાબમાં, મિલમાલેકોને પણ, જાણે પ્રતિષ્ઠા ખાતર મજુરોને એક વાર પગે પડાવવાને સરકાર ગૂઢ સૂચના આપતી હોય, એમ નથી લાગતું?

પણ છતા મજુરોની તકરારો હડતાળથી જ પતે છે. હડતાલ ન પડે ત્યાંસુધી ડિવિડન્ડના એશઆરામમાંથી માલેકો કદી જાગતા નથી.

અમે સાંભળ્યું છે કે સમાધાનીના પ્રયત્નો નિષ્ફળ ગયા છે. સરકાર તો હજી પણ પોતાની મરજીના કોઇ ખાતાના અમલદાર મારફત જ ફરી તપાસ કરાવી આપવા અને દરમિયાન લોકોએ જુની આંકણીનું મહેસુલ ભરી દેવું અને વધારાનું અનામત મૂકવું, એટલું જ કરવા કહે છે. સરકાર કાં તો રૈયતની માગણી સમજતી નથી અને કાં તો તેની, અવગણના કરે છે. કોઈ નવા મિ. ફ્રૅંચ તો 'અમારી ગણત્રી સાચી છે' એ સિવાય નવું કશું કહેવાના નથી જ. રૈયત પોતે જેના પર વિશ્વાસ મૂકી શકે એવા પાસે ન્યાય માગે છે. ભલે પછી તે માણસ સરકાર નિયુક્ત હોય, એ સિવાય સમાધાન થાય જ નહિ.

અને હજી સરકાર વધારે બીષણ સાધનો વાપરવા માગે છે. ૨૮૦ હથિયારબંધ પોલિસો મૂકવામાં આવનાર છે અને ચાર માજીસ્ટ્રેટો તથા સ્પેશિયલ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ તરીકે મિ. હીલીને ત્યાં મૂકવાના છે એવા ખબર છે.

બારડોલીના ખેડુતોએ અત્યાર સુધી એકવચનીપણાથી, ધર્મબલથી, પોતાને, પોતાના નેતાને અને આખા હિંદને જશ આપ્યો છે તે પ્રમાણે આ નવા પ્રપંચમાંથી પણ તેઓ અણીશુદ્ધ પાર ઉતરી વધારે બળવાન બની આખા હિંદને પોતાનો પેગામ આપશે એવી અમને શ્રદ્ધા છે.

આખું ગુજરાત હવેની નવી કાર્યયોજનાને એક પગે જોઇ રહ્યું છે અને પ્રસંગ આવ્યે પોતાની ફરજ બજાવવામાં પાછી પાની નહિ કરે એમ માનીએ છીએ.

**મુંબઇ સરકાર** તો આટલી બધી ઉગ્ર ઘડીએ પણ એમ કહી શકે છે કે અમારી સરકાર બારડોલી સંબંધી એકમતી ધરાવે છે. હવે ગુજરાતના પ્રતિનિધિ દિ. બ. હરિલાલ દેસાઈભાઈ રાજીનામું આપવા સંબંધી શો વિચાર કરે છે? ગુજરાતમાંથી ઠેકઠેકાણેથી તેમણે રાજીનામું આપવાના ઠરાવો થયા છે. તેમણે જવાબ વાળ્યો છે કે તેઓ સમાધાનીનો પ્રયત્ન કરે છે. પણ એમ તો સરકાર સમાધાનીની વાતોમાં ગમે તેટલો વખત ગાળી નાંખે અને દરમિયાન તેમના અમલદારો બારડોલીમાં લશ્કરી રાજ્ય ચલાવ્યે જાય! એમને ખાત્રી છે કે એમના રહેવાથી સરકાર તેમનો લાભ લઇ જાય છે તે કરતાં તેઓ પોતે સરકાર તરફથી રૈયતને વધારે લાભ અપાવી શકશે? અમને તો લાગે છે કે તેઓ હવે જો વધારે વખત પ્રધાનપદ ઉપર રહેશે તો તેમને મોકલનાર મતદાર મંડળનો વિશ્વાસ ખોશે અને કોઇ વધારે લાભપ્રદ સરકારી પદને માટે તેઓ ટકી રહ્યા છે એવો અપવાદ તેમના પર લોકો નાંખશે. અને લોકો એમ વહેમ આણે તેમાં નવાઇ નથી. કારણ કે સરકારની નીતિ સ્પષ્ટપણે એવી છે. એકઝીક્યુટીવ કૌંસિલમાં સર કાવસજી જહાંગીરજીની ખાલી પડેલી જગાએ સર ગુલામહુસેન હિદાયતુલ્લાની નીમણુક થઈ છે. આ પ્રમાણે મિનિસ્ટરોમાંથી એક્ઝીક્યુટીવની જગા પૂરવી એ ખોટો સિદ્ધાન્ત છે કારણ કે એવી નીમણુકો મિનિસ્ટરોને તેમના કામમાં સરકાર તરફ વલણ કરાવવાને પ્રલોભન તરીકે કામ કરે એવો સંભવ છે. આમ થવાથી મિનિસ્ટરો સરકાર સામેની લડતો બરાબર ન લડી શકે. સર ચુનીલાલ મહેતાની નીમણુક ત્રણ માસ લંબાઇ છે. પણ તેમણે પણ લોકમતને માન આપી રાજીનામું આપવું જોઇએ. સર હિદાયતુલ્લાના જવાથી ખાલી પડેલી જગાએ મોલ્વી રફીઉદ્દીન અહમદને નવા પ્રધાન નીમવામાં આવ્યા છે.

નામદાર ગવર્નર સર લેસ્લી વિલસન પછી એ પદ ઉપર સર ફ્રેડરિક સાઇકસની નીમણુક થઇ છે. હિન્દના કોઇ પણ પ્રશ્ન કરતાં તેમને હવાઇ વ્યવહારનો પ્રશ્ન સૌથી વધારે અગત્યનો લાગ્યો છે! સર લેસ્લી વિલસન તેમને કેવો વારસો આપશે? મિલોની હડતાલ, બારડોલી અને તેને લીધે આખા ગુજરાતમાં ઊભા થતા બીજા પ્રશ્નો?

* * *

**શિવાજીનું બાવલું**—છત્રપતિ શિવાજીના બાવલાનો પાયો પ્રિન્સ ઑફ વેલ્સે નાંખ્યો હતો અને તેને ખુલ્લું મૂકવાની ક્રિયા ગઇ તા. ૧૧ મીએ નામદાર ગવર્નર સાહેબે કરી છે. ખુલ્લું મૂકવાની ક્રિયામાં શિવાજી કરતાં જુદા જુદા લૉર્ડ્સ વિશે વધારે ઉલ્લેખ હતો. શિવાજીનું બાવલું ખુલ્લું મૂકવા તેમને કોઇ દેશવત્સલ પુરુષ આખા હિન્દમાંથી ન મળ્યો કે જે સરકારના પગ નીચે હિન્દ દોઢ સૈકાથી ચગદાય છે તેમના જ પ્રતિનિધિ પાસે એ ક્રિયા કરાવી? પણ અરે એ બધા ઉલ્લેખો ભૂલાઇ જશે અને એ બાવલું તેના શિલ્પી મિ. કારમારકરના કૌશલની સાક્ષી પૂરતું, અનેક માણસોને દેશોદ્ધારનો સંદેશો અને પ્રેરણા આપશે.

## ૨૫. રા. બા. કમળાશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળા

સ્વ. રા. બા. કમળાશંકર ત્રિવેદીના સ્મારક તરીકેની વ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિએ નીચે મુજબ વ્યાખ્યાનોની ગોઠવણ કરી છે.

(૧) નરસિંહ મહેતા—તેનું જીવન અને કવન, અને તેના સમયની સમાજસ્થિતિ.

આ વિષય પર સુમારે બે કલાક પહોંચે એવું વ્યાખ્યાન આસો વદ આઠેમ, ને પાંચમી નવેમ્બર ૧૯૨૮ ને દિને ( સ્વર્ગસ્થના જયન્તી દિવસે ) સુરતના નગીનચંદ હૉલમાં નક્કી કરવામાં આવ્યું છે. તે વિષય પર ભાષણ આપવા ઇચ્છનારે પોતાની લાયકાતનું વર્ણન આપી, ભાષણના મુખ્ય મુદ્દાઓ પોતે શા લેશે તેનો ખ્યાલ આપી, મંત્રીને તા. ૧૫ મી જુલાઇ ૧૯૨૮ પહેલાં અરજી કરવી. આ વ્યાખ્યાન ભાષણ કરનારે ભાષણ આપતાં પહેલાં લિખિત રૂપમાં મંત્રીને આપી દેવું પડશે અને તેના પરનો કૉપિરાઇટ વ્યાખ્યાનમાળા સમિતિનો રહેશે. ભાષણ માટે સુષાહીરો રૂ. ૧૨૫) નક્કી કરવામાં આવ્યો છે. જેને ભાષણ કરનાર તરીકે પસંદ કરવામાં આવશે તેને રૂ. ૧૨૫) નો સુષાહીરો આપવામાં આવશે

(૨) મીરાંબાઇ—તેનું જીવન અને કવન, અને તેના સમયની સમાજસ્થિતિ.

આ ભાષણ જાન્યુઆરી ૧૯૨૯ માં કોઇ તારીખ નક્કી કરવામાં આવશે તે તારીખે જાન્યુઆરીમાં આપવું પડશે. એને માટેની બીજી શરતો ઉપલા ભાષણના જેવીજ છે.

આ ભાષણો માટે સ્પર્ધા કરવા ઉમેદ ધરાવનારે નીચેને સરનામે ચરજી અને મુદ્દાઓ મોકલવાં:—

પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે
મંત્રી, રા. બા. કમળાશંકર સ્મારક-સમિતિ,
ખપાટીઆ ચકલા, સુરત.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૬ અધિક શ્રાવણ : ૧૯૮૪ અંક ૩

## લગ્નમાં બ્રહ્મચર્ય*

અથવા

## સંયોગે વિયોગ

### નાટિકા મધ્યયુગની

### પ્રવેશ ૩ જો : સુલતાનનો શિકાર

સ્થલ : પાટનગરમાં દિવાનજીની હવેલીનો બગીચો. સમય : સવારનો. પાત્રો : બારોટ, અને થોડીવારે દિવાનજીનો જુવાન પુત્ર ન્યારેલાલ. ન્યા૦ કેસરીસિંહજીથી બેત્રણ વર્ષ મોટો, ભીમસિંહજીથી બેત્રણ વર્ષ ન્હાનો.

બાર૦ (ફુવારાની પાળે બેઠેલો) વાહ, કેસરબા, વાહ! તું જેવો ક્ષત્રિય ભાળ્યો નથી, તું જેવો શિકારી ભાળ્યો નથી, તું જેવો ખેડુત ભાળ્યો નથી, તું જેવો રાવત ભાળ્યો નથી, તું જેવો સોદાગર ભાળ્યો નથી, તું જેવો શાહુકાર ભાળ્યો નથી, તું જેવો કડક કોટવાલ ભાળ્યો નથી, તું જેવો ઉદાર ગામધણી ભાળ્યો નથી. તેં મરદાની વેશ સજી તેજુભા નામ ધરી લગામ હાથમાં લીધી તેને ત્રણ ચોમાસાં જ વીત્યાં છ, ત્યાં તો એ કેસરીસિંહજીની ડેલી આખી ય ફરી ગઈ, એ ગામ અને એ સીમ બધે જ લક્ષ્મીનાં તેજ અને ઉમંગના ઝગઝગાટ ઓપી રહ્યાં છે. શેતૂરના ઝુંડમાં રેશમી કરોળિયાવાળા વાઘરીઓનું પરું વસાવ્યું અને ગામલોકને વણાટ બાંધણુકામમાં લગાડી ગરમસુતરાઉ અને રેશમી પટોળાં ઘાટડી ચીર અને ભાતભાતના તાકાના ઢગ રચ્યા. અને આ સંક્રાંત વીતતાં તો કહે છે, હાલો બારોટ ગામતરે. હાલો બા! હાલો બા! હેમુભા અને સોમચંદને તમામ ભળાવીને આ નીકળી પડયાં. સોમચંદને ય એવો કેળવી લીધો કે તેજુભાના કામકાજમાં ઈ જાણે વાણિયો જ નહીં. (હુક્કો ગડગડાવે છે).

---

* અનુસંધાન ગયા અંકના પૃ. ૮૪ થી.

હાલો, ભા! એકશ્વાસે આવ્યાં ખંભાત. ત્યાં રેશમી ગાસડીઉ વેચી તેનાં ખરીદ્યાં મોતી અકીક અને ઝવેરાત. ત્યાંના ચાલ્યાં આવ્યાં આંહી પાટનગર અને આંહીના અમીર ઉમરાવોમાં તેનાં જોતજોતામાં ત્રેવડાં નાણાં કરી લીધાં. કાલ જ હુંડીઉ મોકલી હેમુભાને, ખેતરું છોડવવાં બાકી હતાં તે છોડવવા અને જાતવાન ઘોડાંગાયું ખરીદવા. વળી આજ મળસ્કે જ કહે છે શું ? " બારોટ, ઘરે જવાની ઉતાવળ તો નથી ને ? સુલતાનની નોકરીમાં રહેવું છે! નહીં ફાવે તો આપણી ડેલી ક્યાં ભાગી જાય એમ છે! તો અલિયો આ ખંભાતના નગરશેઠની ચિઠ્ઠી અને આ ત્યાંના દિવાનજીની ચિઠ્ઠી : ત્યાંના દિવાનજી આંહીંના દિવાનજીના વેવાઈ. તે આ ચિઠ્ઠીઉ એમના જમાઈરાજ અને આંહીંના બક્ષી ન્યારેલાલજીને મળીને હથોહથ આપી આવો." (હુક્કો ગડગડાવે છે.) (સામે જોઈને) આ ન્યારેલાલજી પધાર્યા. (આશ્ચર્યથી) ઓહો, આટલી ઉંમરે બક્ષી? હોય, ભા, હોય, કેમ નહીં, એ તો મોરનાં ઈંડાં. સુલતાન પંડે જ ક્યાં મોટા છે? ભીમસિંહજીથી પાંચ વર્ષ પણ વધારે નહીં હોય. (ઊભો થાય છે.)

ન્યા૦ (ચાર કદમ છેટેથી જ) ત્હમે તો દેખાવ છો—બારોટ. (હાથ મેળવીને) તેજુભા ક્યાં છે, બારોટ?

બા૦ હાજી, હું એમનો વંશપરમ્પરાનો બારોટ. તેજુભાને મળવા આવવાનું આપ ક્યારે ફરમાવો છો?

ન્યા૦ ખંભાતથી સીધા અમારે ત્યાં જ કેમ ન આવ્યા? ખંભાત–દિવાનજી સાથે આટલી ઘરવટ અને અમારાથી જુદાઈ ગણી? આઠ દિવસથી ગામમાં છો અને હું આજે જ સાંભળું?

બા૦ જી, હારે થોડું જોખમ હતું તે બંધ બેસાડવાની ઉતાવળ હતી. તેમાંથી તેજુભા કાલ સાંઝે જ મોકળા થયા. વળી આપ હઝૂરશ્રીની સોબતમાં શિકારે પધાર્યાનું સાંભળ્યું હતું.

ન્યા૦ (બા૦ને પાસે બેસાડી પોતે પણ બેસીને) હા. શિકારમાં પણ કાલે કેસરીસિંહજીએ ગજબ કર્યો. ત્હમે કેસરીસિંહજીને તો પિછાનતા હશો.

બા૦ જી, કિયા કેસરીસિંહજી, ભીમસિંહજીના સંબંધી?

ન્યા૦ હા, એ જ.

બા૦ (ઊભો થઈ જઈ) શું કાંઈ પરાક્રમ જ હશે.

ન્યા૦ હા, બારોટ. ત્હમારાં ગામડાં વીરપુરુષો પકવે છે, અને ખુદાવંદ સુલતાન જેવા કદરદાનની નોકરીમાં એમનાં હીર જગજાહેર થાય છે.

બા૦ ઓહો આપ આટલું વખાણો છો, તે ફુરસદ હોય અને વિગતે જણાવો તો કૃપા.

ન્યા૦ અરે કેસરીસિંહજી મ્હારા તો ખાસ ભેરુ : શિકારમાં અમારાં ઘોડાં અમારો ઉતારો સાથે જ, એટલે એમની બહાદૂરી એમના મુલકના જ બારોટને કહેવામાં મ્હને તો બેવડી મોજ. બેસો, બેસો આ જાયે.

બા૦ જી, આપનાં વેણ મ્હને વધુ વધુ અધીર બનાવે છે. (પણ બેસે છે.)

ન્યા૦ કોઇ દિવસ ફુરસદ હશે ને અનુકૂળ થતાં ચાલશો તો એ જગા પણ હું ત્હમને જાતે બતાવીશ. જરા આઘી છે, પણ આપણી સાંઢણીને છસાત ઘડીનો જ પંથ. અને ત્હમે તો કવિ પણ હશો, તો કોઈ મહાકાવ્યમાં આખો સર્ગ રચી શકો એવું દૃશ્ય ત્હમારે તો જોવું જ જોઇએ.

ખુદાવંદ સુલતાન આપણા આર્ય રાજવીઓની ઉમદા રીતે જ શિકાર ખેલે છે. વિકરાલ લોહીતરસ્યાં અલમસ્ત પ્રાણીને પણ ઘેરતા નથી. ગોળી કે અસ્ત્ર ફેંકીને આઘેથી મારવું ય ખુદને પ્રસંદ નથી. અને કપટની તો વાત જ નહીં. વાઘ, દીપડા, ગેંડા, હાથી, મહિષ, સુવર, વનરાજ, સૌને મેદાન પડવા દેવાં, સૌને ઝપટ અજમાવવા દેવી, અને પૂર જોશમાં આવી મરણિયું બને ત્યારે જ તેને જીતવા કે મારવામાં સાચી ફતેહ છે, એવો એમનો ટેકીલો શિકારધર્મ.

બા૦ જિયો ખુદાવંદ સુલતાન જિયો. આપ જેવાં દેશનાં નૂર એમને સેવે છે, તે કેવલ સ્વાર્થ બુદ્ધિએ હોય જ નહીં.

ન્યા૦ વાહ, બારોટ, રજવાડાનાં જૂની ઢપના માણસો જેવા ત્હમે નથી. લ્યો હવે વિગત કહું.

બા૦ જી.

ન્યા૦ મળરકે દીપડાનું બચ્ચું અચાનક મળી ગયું તેને પાળેલા દીપડાના ચારકમાં રાખ્યું હતું, બે પાસે બે દીપડાની વચ્ચે. શિકાર નજેવો મળેલો તે અમે મધ્યાહ્ને ધીરેધીરે પાછા વળતા હતા. બચ્ચાની માદર એવી છૂપાતીલપાતી પાછળ આવેલી કે ચારકમાંના દીપડાઓને પણ તેની ગમ રહી નહીં. ઘીચ ઝાડીમાંથી સૌ નીકળતા'તા, ત્યાં એ છેક પાસે આવી ગયલી, અને ખુલ્લું મેદાન દેખાતાં તો એક છલંગે પડી ચારક ઉપર. એક પંજે ગાડીતના અને બીજે પંજે એક રખવાળના રામ રમી ગયા. બીજા રખવાળે ભાલો માર્યો તે અછડતો જ વાગ્યો, એક દીપડાએ ચપાટ મારી પણ તે તો ઘા કરતાં આવકારના જેવી, અને બીજો ઘા થાય તે પ્હેલાં તો એણે પાછી ફાળ મારી, આગળ, અને આવી પડી ખુદ સુલતાન સાહિબ ઉપર.

બા૦ ગજબ !

ન્યા૦ એક પંજો પાઘ ઉપર, બીજો વાંસે લટકતી ઢાલ ઉપર, પાછલા પગના બે પંઝા પેસી ગયા ઘોડાની પીઠમાં. ઘોડો ઝાડ થઇને પડ્યો પડખાભર, તે સાથે સુલતાન અને દીપડી પણ પડ્યાં, અને ખુદાવંદનો જમણો હાથ આવી ગયો ઘોડા તળે. દીપડીનો પણ એક પગ દબાયો, એટલે બેઠી થઈ જઈને વળી ઘા કરવાને એણે પંજા ઉગામ્યા'તા. ત્યાં તો બેઠો થવા તરફડતા ઘોડાનો એક દાબડો ધડિંગ ચોંટ્યો એની છાતીમાં અને એ પડી પુંછડા તઈ.

બા૦ પછી પછી ?

ન્યા૦ લાત એવી કારમી વાગેલી કે માણસની કાયા હોત તો ભાંગીને ફંસાઇ પડત, પણ આ તો પોલાદી હાડ. ક્ષણમાં જ એ તો ઊઠવા ગઇ, પણ તે જ વેળા આવી ગઇ આપણા કેસરીસિંહજીના ફાંસામાં.

બા૦ શી રીતે ?

ન્યા૦ ઘોડાના ખડિયામાં ઝીણી ગુંથેલી રાશનું ગુંછળું રાખવાનો આપણો રિવાજ છે, જાણો છો ને. ખુદાવંદ તર્ફ અમે બેચાર ધસ્યા તરવાર ભાલું કટાર જે આવ્યું તે ઉગામતા, પણ ત્યાં તો કેસરીસિંહજી ગાજ્યા, " મારશો મા, જીવતી ઝાલું છું ! " અને એમની રાશનો ફાંસો આવીને પડ્યો ઊછળતી ચિત્તણના ગળામાં. સાથે એક પંજો પણ સપડાઇ ગયો. અને ગાંઠ બેસતાં તો એ બેહોશ થઈ ગઇ. સૌ ખુદાવંદ તર્ફ વળ્યા, ત્યાં ઘોડાનો શ્વાસ આવી થાકેલો, ડોક એણે ખુદના ખોળામાં મુકી દીધેલી, અને નવલખ વસતીનો ધણી પોતાના પાટવી ઘોડાના મ્હોરાને રૂમાલ વડે હળવે હળવે પંપાળતા હતા.

બા૦ વાહ, અશ્વપ્રેમ વાહ !

ન્યા૦ ઘોડે છેલ્લો શ્વાસ છોડ્યો એટલે તેને સાચવીને ભોંયે મુકતા સુલતાન કહે, " લાત લગાવી તે પળે જ છાતી તૂટ ગઈ. મ્હારા દોસ્તે આખર ઘડીનું કુલકુલાં કૌવત રેડીને મ્હને ઉગાર્યો." પછી પોતે કેસરીસિંહજી કને પધાર્યા, ત્યાં એમણે ગાંઠને જરા ઢીલી મુકી બીજો પંજો તેમાં જકડી લીધો હતો, અને રાશના બીજા છેડા વડે પાછલા પગને બાંધતા હતા. ચિત્તણ પડી પડી હાંફતી હતી.

બીજે ઘોડે સવાર થતાં જ હજૂરશ્રીએ ફરમાવ્યું, " અમારા અંગરક્ષકોની સરદારી કેસરીસિંહજીને સોંપું છું, " અને પોતાનો સોનાનો તોડો ત્યાં જ એમને પ્હેરાવી દીધો. વિશેષ ઇનામ રંગપંચમીના દરબારમાં જાહેર થશે.

( પુરોહિતને આવતા જોઈ ) જુવો બારોટ, પિતાજી પૂજાસેવામાંથી ઊઠ્યા અને મ્હને યાદ કરે છે. ( ઊભો થઇ બા૦ સાથે હાથ મેળવતાં ) દિવાનજી પાસે હમણાં જ પધારશો કે સાયંકાળે ? સાયંકાળના મંડળમાં પધારો તો તેજુભાને તેડતા આવશો, અને ત્હમારી કવિત્વશક્તિનો લાભ પણ સૌ મંડળ મેળવવા આતુર હશે. હા, તેજુભાને નોકરી તો મળી જ જાણો. એમના લાયકની જોઇએ તેથી કદાચ જરા વાર લાગે.

બા૦ જી, સાયંકાળે કેસરીસિંહજી ય પધારતા હશે ?

ન્યા૦ ના, એમની કામગિરી હવે આખી રાતની એટલે એઓ તો અત્યારે કે મધ્યાહ્નને આવી જાય છે, ઘણુંખરું રોજ. બપોરે પણ ના આવી શકે તો હું જ એમને ત્યાં જાઉં અને લશ્કરી ચોગાનમાં અમે જોડે હાજર થઇયે એવો અમારો દસ્તૂર છે.

બા૦ જી, હું અને તેજુભા આજ સાયંકાળે જ આવીશું. અમે હજી ભીમસિંહજી કે કેસરીસિંહજીને પણ નથી મળી શક્યા.

ન્યા૦ તે ?

બા૦ અમે એમને મળિયે તે પ્હેલાં આપ અમારી વાત એમની આગળ કહાડશો તો એમને ઓછું આવશે.

ન્યા૦ હાં, હાં, એ તો રજપૂત બિરાદરોના ટેક, એક બીજાથી જુદાઇ જરા ય નહીં, તો બી એકમેકના ઉપકાર તળે આવવું જ નહીં, એમ જ ને, બારોટ ?

બા૦ એવું જ. લ્યો રામરામ.

ન્યા૦ રામરામ બારોટ. બેફિકર રહેશો. ભીમસિંહજીને અને કેસરીસિંહજીને, ત્હમારી વાત ત્હમને ફાવે ત્યારે ત્હમે જ કહેજો. આજ સાયંકાળે જરૂર બંને પધારજો.

( બંને છૂટા પડી જુદીજુદી દિશાએ ચાલ્યા જાય છે. પડદો પડે છે. )

## પ્રવેશ ૪ થો : માઝમ રાત.

સ્થળ સુલતાનના એકદંડી શયનગૃહની અગાસી. પૂર્વ અને ઉત્તરની દિવાલો કોટની જ દિવાલો છે. દક્ષિણ અને પશ્ચિમ બાજુએ વિશાળ અગાસી છે; તે વચ્ચે શયનગૃહની બીજી બે દિવાલો કોટના જેટલી જ જાડી છે. અને ખૂણા આગળ પણ પશ્ચિમની દિવાલના ઓસારમાં બાર સાંકડાં પગથિયાંથી અંદર જવાય એવું ઊંચું શયનગૃહ છે. એટલે શયનગૃહની પશ્ચિમદક્ષિણ અગાસીમાં પડતી જાળીઓ શયનગૃહની સપાટીથી માફકસર જ ઊંચી પણ અગાસીની સપાટીથી સારી પેઠે ઊંચી છે. દરેક જાળી આખી અંદર ઊઘડે એવી છે. પ્રવેશનું સ્થલ આ શયનગૃહમાંની પશ્ચિમ તર્ફની અગાસી. પ્રવેશ શરૂ થાય છે ત્યારે એ અગાસીમાં પડતી જાળીઓ પાછળ મલમલના પડદા પાડેલા છે.

સમય : પૂર્ણિમાની મધ્યરાત્રિ અને તે પછીનો.

મુખ્ય પાત્રો : કેસરીસિંહજી, તેજુસા; પછી જાળીમાં અને આખરે અગાસીમાં બેગમ.

[ કે૦ ખૂણા આગળ ઊભો છે. બીજો રક્ષક, એનો સાથી, પશ્ચિમ અગાસીમાં પગથિયાંની બીજી બાજુએ જરા આઘે ઊભો છે. કે૦ નું મુખ શયનગૃહ તર્ફ, ધોરા પર હાથ રાખી ઊભેલા સાથીનું, નીચેના વિશાળ ચોગાન જેવા ચોક તર્ફ છે. સાથી નીચે સિપાહીઓનાં ટોળાંની હીલચાલો વગેરે જોઇ રહ્યો છે. બંને શસ્ત્રાસ્ત્રથી સુસજ્જ છે. ]

**સાથી** સરદાર સાહેબ, જુવો પેલો આમ આવતો જણાય છે તે જ ઉપર આવશે. કોઇ ઓળખીતો નથી લાગતો. ન્યારેલાલજીએ છેક નવો માણસ કેમ મોકલ્યો હશે ?

**કેસરી૦** ( સાંભળતો નથી. ચોક તર્ફ નજર નથી. અગાસી દિવાલો અને આકાશની અનુપમ ચાંદની જ જોઈ રહ્યો છે. થોડી વારે ધીમે સ્વરે સ્વગત )

અહો, પ્રાચીન કવિનું આ સોળે કલા ખીલેલી પ્રૌઢા ચાંદનીનું વર્ણન કેવું આબાદ !–

( પૃથ્વી વૃત્તઃ રાગ માલકોસને મળતો )

શશીકિરણ આ ગણી પય, નિર્જીગ ચાટે બિડાલ,  
ગણી બિસ, ચહે જ ભક્ષ ગજ વૃક્ષશાખાન્તરાલ;  
શશીકિરણ માણવા યુગલ જે અગાસી સુતાં,  
ભુલે રમતમત્ત તે કિરણ ચાદરે નમતા;  
અહો તુજ સુધા, ઘટેન્દુ, ભુવને રહી રેલી શી !  
ધરાતરૂ પશુ મનુ સકલ ડૂબવી મ્હાલતી !

**સાથી** ( સ્વગત ) આ તો શું ય જાણે ગણગણે છે. શિકારમાં અનુપમ, શસ્ત્રાસ્ત્રની પરખમાં એક્કા, તે આ પળે શું ય ઉંડાઉંડા ઊતરી ગયા લાગે છે ! આ તર્ફ જોતા પણ નથી. ( મોટેથી ) કેસરીસિંહજી, મ્હારી બદલીમાં ન્યારેલાલજી મોકલવાના હતા તે રક્ષક આ સીડી ચ્હડે. તદ્દન નવો માણસ જણાય છે. આપ જુવો તો !

**કેસરી૦** કેમ ત્હમારો સમય થઇ ગયો ?

**સાથી** જી, એક વાગી ગયો, હવે તો બે વાગશે. ( " તેજુભા " અગાસીમાં દાખલ થતાં ) મ્હારે બદલે આપના નવા સાથી આ આવ્યા.

**કેસરી૦** કોણે મોકલ્યા ? આજ રાતનો ગુપ્તમંત્ર કહો જોઇએ.

( તે સાથીને જ કાનમાં કહે છે એટલે )

**સાથી** જી, ન્યારેલાલજીએ આજ હોળીની રાત તેથી બીજો કોઈ ન મળતાં ખાસ આમને મોકલ્યા છે. આજનો ગુપ્તમંત્ર પણ મ્હને બરાબર કહ્યો. ( લશ્કરી સલામ કરે છે. )

**કેસરી૦** ( સલામ ઝીલી ) ભલે ત્હમે સિધાવો. અને ( નવા સાથીને ) ત્હમે નવા જ જણાવ છો, નવા અને છેક જુવાન. પાસે આવો. ત્હમારું નામ ?

**તે૦** ( એક જ ડગલું નજીક ભરીને લશ્કરી સલામ કરતો ) જી, તેજુભા.

[ પાછો હઠી જાય છે. સાથી શસ્રાસ્ત્ર ઉતારી રહ્યો છે તે પોતે સજી લેવાગાં પડે છે. સાથી જાય છે. તેની જગાએ જ તે૦ ચોકમાં જોતો ઉભો રહે છે. કે૦ પાછો પોતાના મનમાં ડૂબી જાય છે. નીચે ચોકમાંના સિપાહોનો શેરો ઘોંઘાટ સંભળાય છે. તેઓ કંઇક જૂગટાની રમત રમતા હોય છે. થોડી વારે સૌ એથી કંટાળે છે. એટલે બેચારની સૂચનાથી એક સિપાહ ગાય છે. બીજો અતિ મંદ સૂર જ નીકળે એમ સાથે ઢોલક બજાવે છે. ગાન ઉપર અગાસીમાં સંભળાય છે. ]

૫૬

( રાગ–કલ્યાણને મળતો )

લીલા લીલા આંબામાંહ્ય કોયલડી.
"કિયૂ! પિયૂ! સિયૂ!
પિયૂ! સિયૂ! કિયૂ!
સિયૂ! કિયૂ! પિયૂ!" રટતી ઘેલડ઼
છુપી લીલા આંબામાંહ્ય કોયલડી. લીલા લીલા૦

મ્હોર આમલી મહુડાં ખાતી,
ખાઇ ખાઇ મદમાતી ગાંડડ઼
"કિયૂ! પિયૂ! સિયૂ!
પિયૂ! સિયૂ! કિયૂ!" રટતી ઘેલડ઼
છુપી લીલા આંબામાંહ્ય કોયલડી. લીલા લીલા૦

"કિયૂ! સિયૂ! પિયૂ!"
અરે ઘેલી ચુપ!
પિયુ હું આવું છું, છાની ઘેલડ઼!
"પિયૂ! પિયૂ! પિયૂ!" ચુપરે ગાંડડ઼!
છુપી લીલા આંબામાંહ્ય કોયલડી. લીલા લીલા૦

"પિયૂ! કિયૂ! સિયૂ!"
આવું છું! આવું છું!

"પિયૂ! પિયૂ! પિયૂ" રટતી ઘેલડ઼!!
ચૂપ લીલા આંબામાંથ કોયલડી. લીલા લીલા૦

**તે૦** (ગાનથી વધુ વધુ ગમગીન થઇ જાય છે. હોરી પૂરી થતાં પોતે ભાન ભુલી અત્યંત મંદ સ્વરે ગાય છે.)

(પદઃ આસાવરી)

આ તે કેવી ત્હમારી રીત, હર હર શંકરા!
કોણ ભવનાં આ ફ્લિયાં દુરીત, ભોળા મ્હારા શંકરા!
બાલકને કસવાં તો માત્રા હોય દયાળુ! તેની,
દિન દિન એકેકથી વધુ નિર્દય કેમ સહેવા કહોતી!
હર હર શંકરા! આ તે૦ કોણ ભવનાં૦

જોડી તોડો ને જે સ્હેવાં, પ્રીતની કુદરત તે તો,
જોડ છતાં જે કુદરત મીઠી,–હાય! ઉલટું તે થકી આ તો!
હર હર શંકરા! આ તે૦ કોણ ભવનાં૦

કોયલ ટુહૂકે, ફુલ ફૂલ મ્હેકે, ચાંદની ચોગમ ચળકે,
રંગ ઉડાવત, હોરી ગજાવત, ભર જોબનિયાં ઉભળકે—
હર હર શંકરા! આ તે૦ કોણ ભવનાં૦

[ બેસાનીમાં જ બેસી જાય છે. પ્રથમથી કેં૦ને ગાન મોહક લાગ્યું. બીજી કડીથી તે ધ્યાન દઇ સાંભળવા લાગ્યો. પૂરું થતાં જ તે પાસે આવ્યો. પ્હેલી કડી દરમિયાન જ જાળીમાં બેગમ આવીને ઉભાં હતાં તેની બેમાંથી એકને ખબર પડી નહીં. ]

**કેસરી૦** (છેક પાસે આવીને) તેજુભા, એ શું ગાયું, ફરી ગાવ જોઇએ! (જવાબ મળતો નથી.)

(મોટેથી, સરદાર હુકમ કરતો હોય એમ, પણ ખભે હાથ મૂકીને) તેજુભા, ઊઠો જોઇએ.

[ તે૦ ઊભો થાય છે, પણ નીચું જ જોઇ રહે છે. ]

**કેસરી૦** તેજુભા, તેજુભા, ત્હમને શું થાય છે? ઊંચું જુઓ. (ઓળખાણ પડતાં) અરે! આ તો રાણી તેજબાનાં—

**તે૦** (ઝટ બોલી નાખતો) ભાઈ, ઠાકોર, હું છું રાણી તેજબાનો ન્હાનેરો ભાઇ, બીજો વ્હેમ ખાશો મા.

**કેસરી૦** (આંખે આંખ વીંધતો) ખ રું જ તોઃ આ સ મ યે, આ સ્થા ન કે, આ ક ર્ત વ્ય બો મ માં એ જ સ ત્ય છે, એને વળગવામાં જ ધર્મરક્ષા છે,

**બેગમ** (સ્વગત) ઓત્તેરી, ન્યારેલાલનો શક ખરો જણાય છે. કંઠથી શક જાય, ચીઝના મકસદથી એ વધે, ઓર કેસરીસિંહજીના ભારી ભારી લબ્ઝથી ખાતરી થાય એવું કઇક છે. જો હો તે અજબ કિસ્સો હોનો જોઇએ. ચલો જી', અગાસીની સ્હેલ કરિયે.

[ વડારણને નિશાની કરે છે, તે જાળી ખોલી નાખી અંદરથી નીસરણી ઉતારે છે. કેં૦ આગળ બોલવા જાય છેઃ—"પણ ત્હમે અહીં ક્યાંથી, આવ્યા ક્યારે?" એટલું બોલે પણ છેઃ ત્યાં તે૦

નીસરણી તરફ ધ્યાન ખેંચી એને વધુ બોલતો અટકાવે છે. બંને નીસરણી આગળ આવી અદબથી ઊભા રહે છે. બેગમના હાથમાં હાથીદાંતનો નકશી પંખો છે. બેગમને ઊતરતી જોઇ બંને અચંબો તો પામે છે, પણ એ છેલ્લે પગથિયે આવતાં બે ય નીચા વળી નમે છે. બેગમ કે૦ સામે જોઇ ખળી જરા નીચા તે૦ને ખભે હાથ દઇ અગાસીમાં આવે છે. ]

તેજુભા, ત્હમે અમારા નવા રક્ષક તેજુભા ખરું ને ? ( તે૦ ફરી કુરનસ બજાવે છે, બોલતો નથી. )

કેસરીસિંહજી, ત્હમે અમારા રક્ષકોના સરદાર. આ નવા રક્ષક, અમે એમને જ મોંએ સાંભળ્યું તેમ, રાણી તેજબા સાહેબના ન્હાના ભાઇ તેજુભા, ખરું ને ? લેકિન, જરા સબૂર. ત્હમારી ધર્મરક્ષાની ટેક ખૂટી નથી પાડવી. જેમ એ ત્હમારી ટેક સતેજ તેમ સુલતાન સાહેબની ત્હમારી નોકરી ઓર ઉમદા. તેજબા કોટવાલ સાહેબ ભીમસિંહજીનાં રાણીજી છે તે જ હોય, ઓર એમને એક છોટાં બ્હેન છે તેમ ત્હમારી ઉંમરના ભાઇ બી હોય, તો તે આજ લગી આ સુલતાનીની નોકરીમાં ઉંચે દરજ્જે ના હોય એમ બને જ નહીં. ભીમસિંહજી તો અમારા સદાજાગ્રત કોટવાલ, એથી પણ ઉંચા દરજ્જાને લાયક. પણ બેગમ ત્હમને નથી પૂછતી, તેજુભા. ત્હમે સરદાર સાહેબના લબ્જ ફેરવીને બોલ્યા તે મેં કાનોકાન સાંભળ્યું છે. બોલો કેસરીસિંહજી!

કેસરી૦ શું બોલું, ખુદાવંદ ? ઇસમ જાતે હાજર છે; ન્યારેલાલજીએ બદલીમાં મોકલેલ છે : ( ચોકને દરવાજે સિપાહ ઘંટમાં બે વાગ્યાના બે ટકોરા વગાડે છે તેનું ઘેરું ગર્જન પુરું થતાં ) મગર આ ઘડિયાળની સાક્ષીએ ત્રીજી વાત એ કહું છું, જે આ ચ્હેરો કાંઇક ઓળખું છું, પૂરેપૂરો નહીં.

બે૦ ( સસ્મિત ) ખૂબ ખૂબ કરી, કેસરીસિંહજી ! સાચાબોલા રજપૂત તમ જેવા જ હજો. તેજુભા, હું પણ ચ્હેરામાં તેજબાને મળતાપણું જોઇ રહી છું. લેકિન ( પંખાથી સ્હેજ અટકીને ) આ મૂછના દોરા કરતાં આ ચોટલો જોવાના મ્હને કોડ છે.

[ તે૦ પગે પડવા જાય છે ત્યાં બેગમ તેને ભેટી તેનું માથું પોતાને ખભે મુકી દે છે. તે૦ રોઇ પડે છે, બેગમને વાંસે આંસુની ધારા વહે છે. બેગમ વાંસો પંપાળે છે. વડારણ ઉપરથી રૂમાલ સરકાવે છે તે કે૦ લઇ બેગમને આપે છે. બેગમ આંસુ લૂછે છે અને વડારણને હુકમ કરે છે– ]

ન્યારેલાલની ચિઠ્ઠી અને સમેદાની લાવ.

[ વડારણ લાવીને બેગમની ઇશારતથી ચિઠ્ઠી કે૦ને આપી પાસે બત્તી ધરે છે. ]

કેસરી૦ ( વાંચે છે. ) " ........ચંદ રોજ ઉપર ખંભાતના બાતમીદારે કોઈ તેજુભા ઠાકોર વિશે લખેલું કે તેઓ અહીં મોતી વગેરે વેચવા આવવા નીકળ્યા છે, સાથે બારોટ સારા કવિ છે, મ્હને મળવાના છે, અને કોટવાલ સાહેબ ભીમસિંહજીના સાળા થાય છે; ઘોડાં ખેલવવાનો જબરો શોખ છે, પાંચ સાત ખરીદવાને પસંદ પણ કર્યા છે.

ભીમસિંહજીના સાળા એ બાતમી વિચિત્ર લાગી. કુલીન રજપૂત સરદાર સોદાગરી કરે એની પણ નવાઇ લાગી. પછી મ્હને બારોટ મળ્યા. એ કે તેજુભા હજી ભીમસિંહજી કે કેસરીસિંહજીને મળ્યા જ નથી. તેજુભા પણ અત્યારે મ્હને મળ્યા છે. ખંભાત નગરશેઠ અને મુ. દિવાનજીની એમના વિશે ભલામણો લાવ્યા છે તે ઇતબાર રાખવા લાયક માણસને માટે હોય એવી અને ખુદ

દરકારની, મતલબ એમના લાયકની સિપાહગિરી લેખે તાબેદારે તેજુભાને રક્ષકની નોકરી કહી અને કાલે મધરાત પછી બદલીમાં જઇ એકદમ દાખલ થઇ જવા પૂછ્યું, તેની એમણે ખુશીથી હા પાડી છે. કેસરીસિંહજીને એટલું જ જણાવ્યું છે કે તેજુભા નામે એક ઉમદા રજપૂત રક્ષકદલમાં વધ્યો છે.

તો તાબેદારની અર્જ છે કે આપ જરા જોજો. આપ નામદારને આમ ચેતવવાનો સબબ કે તાબેદારને શક છે અને નથી. તેજુભાનો મૂછનો દોરો જરા વ્હેમ ઉપજાવે છે એટલું જ. લેકિન આપ રજ પણ ફિકર ન કરશો. દગો કે કોઇ દુશ્મનનો પેચ છે જ નહીં. કઇંક કૌટુમ્બિક કે રજપૂતવટનો ભેદ જ હશે. જે હશે તે સુલતાન સાહેબના બુલંદ કિસ્મતે આપોઆપ ખુલી જશે. ચાર રોજ ઉપર રાણીજી તેજબા સાહેબને તાબડતોબ તેડવા સાંઢણીસ્વાર ગયો છે, તે ચોથે દિવસે તો ખબર આવી જશે.

આપના કદમનો તાબેદાર ન્યારેલાલ

તે૦ બેગમ સાહેબા, આપનાં છોરુ છિયે. ઠાકોરનો વિયોગ સહી ન શકી એ મ્હારો ગુનાહ; ખંભાત લગી આવી તો ઠાકોરનાં દર્શન પણ કરતી જાઉં એ હોંસ મ્હારી તકસીર; અને દર્શન થતાં તો—શું કહું ! આપ જાણતાં જ હશો ને, જે પુરુષ પોતાના જિગરનો સ્વામી, પણ સ્ત્રી તો પોતાની ઊર્મિની ગુલામ.

બે૦ બેટી, બેટી, તેરી બાત ઠીક હય, સચ્ચ બી હય, લેકિન રાજનીતિ બડી કઠોર અને નીચ છે. ત્હમારા જેવી ધરિકયેલી રૂપવતીના બોલને પણ એ તો કસવાની જ. ભીમસિંહજી ત્હમારા બનેવી, કેસરીસિંહજીનાં ત્હમે રાણી, એટલી વાત સાફ. પણ ત્હમારા બીજા બોલ સ્ત્રીજિગરના બોલ છે, સતવાદી રજપૂતના બોલ નથી. ખંભાતમાં ત્હમે તેજુભાને વેશે ફર્યાં, ત્હમે સોદાગરી કરી, ત્હમે સિપાહગિરીની નોકરી શોધી અને મેળવી, ઠાં કે જ્યાં જરા બી ભેદ કે પડદો નજે નહીં ત્યાં લગી ધરી આવવાનું ત્હમારું સાહસ, એ બધી હકીકતનો ખુલાસો હજી કરો ત્યારે.

કે૦ બેગમ સાહેબા, રાણીએ અતિ સાહસ કર્યું છે, કેટલું બધું તેની એમને ભ્રાન્તિ પણ નથી. બેશક, એ ઊર્મિની અતિ પ્રબલ તાણમાં તણાઇને જ અહીં લગી ચ્હડી આવ્યાં. રાણી, ત્હમારું આ ડગલું એવો ભારે ગુનાહ છે કે તેનું નિવારણ પૂરેપૂરા એકરાર વગર થવાનું નહીં. દસ્તાવેજ હારે છે ? તો આપો બેગમ સાહેબાને, આપણાં માવતર છે. (તેજુભા=કેસરબા કાગળ કહાડે છે એટલે) બેગમ સાહેબા, આપ તાબેદારને માફ કરશો પણ આપ બહુ રોકાયાં. સુલતાન સાહેબ જાગી જશે તો ઓર નવાજૂની થશે. આ ખત જરા જોતાં જ અમારો જે કઇ ભેદ છે તે બધો જ ખુલી જશે. આ તેજુભાને રજા જ આપો, અને આપ પણ સિધાવો.

રાણી, સ્હવારે ન્યારેલાલજીને બગીચે પધારજો, સુખદુઃખની વાતું ત્યાં અને ત્યારે: અત્યારે તો નોકરી પર છું.

બે૦ (હસતી હસતી) બ્હોત ખૂબ, સરદાર સાહેબ, જેવો આપનો હુકમ. તેજુભા, આપણે બીબીલોક, મિયાંજી ફરમાવે તે આપણને સવ્વાવીસ. પણ ત્હમારો ઉતારો કાલથી મ્હારે ત્યાં, હું બંદોબસ્ત કરી સ્હવારે જ આ વડારણને બગીચે મોકલીશ તેની સાથે ફુરસદે આવી જજો, ચાહો તો ઘોડા ઉપર, ચાહો તો બંધપડદે રથમાં.

કે૦ / તે૦ } (નીચા નમીને) આપની મહેરબાની.

[વડારણ અને બેગમ સીડી ચ્હડી જાય છે; બારી વસાય છે; કેસરબા સીડી ઊતરી જાય છે; કે૦ એકલો અગાસીમાં પ્હેરો ભરે છે. પડદો પડે છે.]

## પ્રવેશ ૫મો : રંગપંચમીનો દરબાર.

સ્થલઃ દિવાને ખાસ. વચ્ચે તખ્ત ઉપર જમણી બાજુએ સુલતાન, ડાબી બાજુએ બેગમ. સુલતાનની જમણી બાજુએ ગાલીચા ઉપર દિવાનજી સેનાપતિ કાજી તોપસરદાર બક્ષી ગજપતિ દળવી નગરકોટવાલ જકાતઅધિકારી રક્ષકસરદાર નગરશેઠ વગેરે મિસલસર બે હારમાં મોટા અમલદારો સરદારો વગેરે; બેગમની ડાબી બાજુએ ગાલીચા ઉપર સીસમની નકસીદાર જાળી પાછળ અને ઉભી તરેહ તરેહવાર કામદાનીની ચાદરોથી અવગુંઠિત અમલદારો અને સરદારો ક્ષત્રિયપતિઓ અને લખેશરીઓના ઘરનાં બૈરાં પણ મિસલસર બે હારમાં: સૌ કીંમતી અલંકારો વડે ઝળહળતાં. આ સર્વ ગોઠવણ દિવાને ખાસના ઉપલા અર્ધમાં. નીચલા અર્ધમાં નગર લોકમાંથી અને બ્હારથી આવેલામાંથી બારોટ આદિ મંડળ, ઇજ્જન મળેલાં તેટલા જ. તખ્ત પાછળ અને દરેક દરવાજે સિપાહો અને જુદી જુદી સેવાઓ માટેનાં માણસો.

સમય : ફાગણ વદ પંચમી એક પ્રહર દિવસ ચ્હડતાં. મુખ્ય પાત્રો : સુલતાન, ન્યારેલાલ, બારોટ.

**સુલતાન** ( પડદો ઉપડતાં ) હવે મોટામાં મોટું અને મીઠામાં મીઠું કામ : જેને માટે આ દરબાર ખાસ યાદગાર બનશે: ઉમદા રજપૂતાઇની લોકધણીને હાથે બની શકે એવી નાચીજ કદર કરવાનું. દિવાનજી, ચલાવો એ પ્રકરણ.

**ન્યારે૦** ( દિવાનજીની ઇશારત ઉપરથી ઊઠી કુરનસ ભરી ) ખુદાવંદની ફરમાયશથી અને દિવાનજીના હુકમથી,–આ દરબારમાં આપ સૌ હાકેમો અને લોકગણને રોશન થાય જે રક્ષકદલસરદાર ઠાકોર કેસરીસિંહજીની અદ્દભુત સમયસૂચકતા અને શસ્ત્રાસ્ત્રકુશલતાથી શિકારમાં નેકનામ ખુદાવંદ સાહેબને માથેથી ઘાત ટળી અને વિકરાલ ચિત્તણ જીવતી પકડાઇ ગઇ એ પરાક્રમ જગજાહેર છે, તથા એ બનાવને દિવસે જ જાહેર થયું હતું જે આવી મોટી સેવાની ઘટતી કદર આજના દરબારમાં થશે. આ નવલખ સલતનતની રૈયત રજપૂત જવાંમર્દોની પૂજક છે, અને આવો ખુદ ફરમાન જાહેર થતાં આજ નવા ફરમાન છૂટશે તેની રાહ સૌ એકીટશે જોઈ રહ્યા છે. દરમિયાન તે સુલતાનોના સુલતાન જગન્નિયંતાની કૃપાથી સરદાર કેસરીસિંહજીના ભાગ્યોદયના બીજા કિરણોએ પણ એક સામટો ધસારો કર્યો છે. એમના દાદા અને એમના વડીલ ઉદાર અને અમીરી ઠાકોરો હતા. એમની સમશેર બાંધેલી જ રહી એટલે મોટા ખાનદાનને માથે વખતોવખત પડતા મોટા ખર્ચ એમને જમીનો વટાવી વટાવીને વેતરવા પડ્યા હતા. કેસરીસિંહજી ધણી થયા ત્યારે ઠકરાત અર્ધથી યે ઓછી થઇ ગઇ હતી. એ વખતે એમણે જુવાનીમાં પગ જ માંડ્યો હતો. તથાપિ એમણે પાકો ઠરાવ કર્યો:–ઠકરાતની આબાદી અવ્વલ, જોબનસુખ પણ દુય્યમ. અને એ કપરો કાયદો એ સાચા ક્ષત્રિયે આજ લગી પાળ્યો છે, અને ચાર વર્ષમાં જ પોતાની લગભગ બધી ઠકરાત પાછી ખરીદી લીધી છે. વળી એ પોતે તો આજ ત્રણ વર્ષ કરતાં વધુ મુદતથી અહીંની મોટી નોકરી બજાવે છે, એટલે એમની ફરજિયાત ગેરહાજરી દરમિયાન ઠકરાતની દેખરેખ અને કેળવણી એમનાં રાણી કેસરબાએ એમના જેટલી કે કદાચ ચાર ચંદા જ્યાદા હોંશિયારી અને દૂરઅંદેશીથી કરેલી છે. તેની દરેક વિગત જાણવા જેવી છે. પરંતુ હજુરથીને એટલી ફુરસદ હોય નહીં માટે ટુંકામાં જ કહીશ, જે આ બેના જુગતેજુગતાં જોડાંને કબ્જે ઠકરાત આવી ત્યારથી એમની પોતાની તીજોરીમાં જ નહીં, એમની રૈયતમાં પણ, લગભગ ઘેરઘેર સોનાના મેહ વર્ષ્યા છે. જે જે ચીજ ઉપર આ વિશુદ્ધ ક્ષત્રિય ક્ષત્રિયાણીની પાક નજર પડી તે દરેક દૂઝતી બની ગઇ છે. એક જ દાખલો

ટાંકું છું. સૌને માલુમ છે કે આજ બેઅઢી વર્ષથી આપણા મુલકમાં થતી તલવારો અને કટારો એટલી વખણાય છે કે તેમનો ઉપાડ દોસ્ત દૌલતોમાં મોટી સંખ્યામાં થતો જાય છે. ઝરનું આ નવું ઝરણુ આ મુલકમાં વહ્યું છે, તેનો વાળનાર એક જ ધણી છે. અહીં પગ મુકતાં ઠાકોર કેસરીસિંહજીએ જોઇ લીધું કે તલવારો કટારો વગેરેનાં પાણીનો ખરો પારેખ અહીં કોઇ હતો નહીં, પોતે પારેખ બન્યા. ઉત્તમ નંગો ઉપર પોતાની મ્હોર કોતરાવવા લાગ્યા અને એવા નંગની સવાઇ કીંમત ઠરાવી. આજે એ કીંમતે એ મ્હોરવાળાં નંગ મળે ત્યાંલગી બીજાને કોઇ સિપાહબચ્ચો અડતો પણ નથી. ઠાકોરની ચપલ બુદ્ધિએ ન્હાનપણથી જ જોઇ લીધેલું કે રજપૂતાઇ સમશેર બહાદૂરીથી જીતતી અને પંકાતી, ત્યારે પણ એ સમશેરોની તેજધારની પાછળ વધારે સતેજ ધારવાળી રજપૂતોની બુદ્ધિ હતી. અને એ સતેજ બુદ્ધિ કેળવી કેળવીને એઓ તેને રજપૂતાઇને ઉપયોગી એક પછી એક બાબતોને લગાડતા જ જાય છે. અત્યારે એઓ ન્હાની ન્હાની તોપોને ઢાળવાની કલાને ખીલવવા પાછળ લાગી પડ્યા છે. ભોંયબાકાંની ઉસ્તવારીમાં એક્કા; ઘોડાં અને ગૌગાયની ઉછેર અને કેળવણીમાં એક્કા; શસ્ત્રાસ્ત્રની પરીક્ષા અને બનાવટની કલાઓ કેસરીસિંહજી એક ઉપર એક શીખતા અને ખીલવતા જ જાય છે. અને એમનાં રાણી, પ્હેલી બે કલાઓ ઉપરાંત વણાટ અને બાંધણીના અનેક ઉંચા કસબ એમને જાણે બચપણથી જ સિદ્ધ : વળી જે જે નવું જુવે તે તે ઝડપી લે એવી એમની ચાલાકી; તે બેસાડી લઇ ઓર ખીલવે ત્યારે જ ઝંપે એવી એમની બાહોશી.

સૌથી વધારે તાજુબીની અને આ જોડાં માટે સૌથી વધારે માન ઉપજાવે એવી હકીકત હવે આવે છે. આ જોડાંને આગલા ભવનો શાપ હશે તેથી કે ઇશ્વર જાણે શા સબબથી એમના લગ્નથી માંડીને આજ લગી લગભગ ચાર વર્ષનું અત્યંત આકરું બ્રહ્મચર્ય એમને સેવવું પડ્યું છે. એ જોડું પોતાનાં કળબળથી જ આવતી દીવાળી લગીમાં એ આપણાં પામર ચિત્તને અસમ્ભવિત જ લાગે એવાં તપથી છૂટી જાત, પરંતુ ત્યાં તો આપણાં દરિયાવ દિલનાં બેગમ સાહેબા રાણી કેસરબાનાં અનુપમ રૂપગુણ ઉપર મોહી પડ્યાં. એમણે રાણી કેસરબાને પોતાનાં બેટી બનાવી લીધાં અને જે એક ઋણને લઇને તે ન દેવાય ત્યાં લગી તપ લંબાતું હતું, તે ઋણ જાતે આપી દીધું છે. બેટાબેટીનું આવું કષ્ટતપ પોતાની તેનો અંત આણવા તાકત હોય તથાપિ એક દિવસ પણ લંબાવવા દે, તે માવતર પણ શેનાં ! એટલે આ પ્રકારનાં લગ્ને બ્રહ્મચર્ય અને સંયોગે વિયોગની પોતાને જાણ થતાં જ ખુદાવંદ બેગમ સાહેબે એ ઋણ જાતે ચુકવી દીધું છે, અને પોતાની નેકનામીને દીપાવે એવું એક વધુ સદાચરણ તવારીખને પાને નોંધાવ્યું છે.

આ દરબારના સૌ હાકેમો અને લોકગણને રોશન થાય જે આપ મારફત જગજાહેર કરવાની મ્હને સોંપાયલી હકીકત આપને સંભળાવી દીધી છે. હવે ઠાકોર કેસરીસિંહજી અને એટલા જ લાયક નરવીર ઠાકોર ભીમસિંહજીને ખાસ શી નવાજેશ આજરોજ ખુદાવંદ સુલતાન સાહેબની મશહૂર દાનેસ્સંદી ફરમાવે છે, તે શ્રીમુખે સાંભળવા હું પણ આપ સૌના જેટલો જ ઇન્તેજાર છું. આવાઆવા મોટા ગુણોના ભંડાર અને શુદ્ધ રાજપૂતાઇના અવતાર રૂપ ઠાકોર કેસરીસિંહજી અને ઠાકોર ભીમસિંહજી મ્હારાં સદ્‌ભાગ્યબલે મ્હારા તો દિલોજાન

દોસ્ત છે, અને એ ખાસ કારણથી મ્હારી ઇન્તેઝારી એટલી તો હદબ્હાર વધી ગઇ છે, કે હવે એક પણ સુકન બોલવાની મ્હારામાં શક્તિ જ નથી. (બેસી જાય છે.)

[ દરબારમાં ગણગણાટ. ]

**ચોપદાર** ખામોશ! પાટનગરલોકગણ ખામોશ! આપ દરબારમાં બીરાજો છો! નવલખ સલતનતના ધણી ખુદાવંદ સુલતાન સાહેબ નેકનામ નૂરદ્દીન બગદાદી જાતે ચાર હરફ ફરમાવે છે. ખામોશ!

**સુલ૦** ( બેઠા બેઠા જ ) અલ્લા હો અકબર!

અમારી છોટીશી સલતનતના છોટામોટા હાકેમો, વળી દીન દીનને પાળતી ખોદાની રહેમ માટે તલસી રહેલી અમારી પ્યારી રૈયત! અમે તરવારિયા છિયે ને નથી. પાડોશી દૌલતો સાથે દોસ્તીની રાહે ચાલવું જ અમને પસંદ છે. કોઇ જાતે રણ મોરચો રોપી ચ્હડી આવે તો અમારા કોટકિલ્લા લાવલશ્કર અને અમારી આ પાક તલવાર તેની ખુમારીને સઝા કરવા તૈયાર છે જ. લેકિન અમે જાતે રણમોરચો રોપી કોઇ સામે ચ્હડી જવા નથી માગતા. મતલબ કે આ છોટી સલતનતની બઢતીની બે જ રાહ અમે પાક ગણિયે છિયે. કોઇ ચ્હડી જ આવે તો તેને જેર કરી તેને સઝાની રાહ; લેકિન આડે દિવસે અને હર સાલ, કોઇ બી દૌલતની હકુમતમાં નહીં એવા નધણિયાતા મુલકને આબાદ કરવાની રાહ. ખોદાતઆલાની મેહર છે, કે આપણી હદ્દને લાગીને ઘણી જગાએ નધણિયાતો મુલક પડેલો છે. અમે મોસમે મોસમે અમારા વફાદાર સિપાહસ્રદોની જુદી જુદી ટોળીઓને લઇને શિકાર ખેલિયે છિયે ઘણુંખરું આવા મુલકમાં. લેકિન આવી નવી આબાદીનો આધાર મોટા અમીરો અને રૈયત ઉપર છે. તેમની અક્કલહોશિયારી, તેમના માલખજાના, તેમની મ્હેનતબાહોશી, ઔર તેમની અડગ ખામોશ વડે જ નવી આબાદી પાકે પાયે થઇ શકે, અગર જો કે તેમને રાજ્યનો ટેકો પણ જોઇએ, બેશક.

પ્યારા દરબારિયો, આપનામાંથી આજતક કોઇને મોટા અમીર બનાવવાનો લ્હાવો અમને મળ્યો નથી. આજ, અલ્લા હો અકબર, એ મીઠો લ્હાવો લઉં છું. આપમાંના બે રાજપૂતાઇના નૂર જેવા અમારા નીવડેલા અને ખાનદાન અમીરોને મોટા અમીરો બનાવું છું. આ દેશની પુરાણી ભાખામાં એવાને સામંતો કહે છે; અમારી ઝબાંમાં એવાને દોહઝારી પંચહઝારી વગેરે કહે છે. દોહઝારી એટલે ઘોડાની નોબત, હાથીની સવારી, અને પોતાના વાવટા તળે તોપખાનું કે ગજદલ સિવાય બીજી તમામ જાતની ફોજ રાખવાનો અખતિયારઃ આવી બે હઝાર લગીની ટુકડી બારમાસી તૈયાર રાખવાની એમની ફરજ. સાથે આપણી નવલખ સલતનતના સ્તંભ જેવા આપણા લોકપ્રિય દિવાનજી અને આપણા જંગબહાદૂર સેનાપતિને પણ એ જ દોહઝારી સામંતના હોદ્દા બક્ષું છું. મતલબ કે આ દરબાર પૂરો થતાં આપણા રાજ્યના ચાર અમીરો મોટા અમીરો બનશે. સામન્ત શ્રી દીવાનજી સાહેબ, અવ્વલ દોહઝારી, સામન્ત શ્રી સેનાપતિ સાહેબ દુય્યમ દોહઝારી, સામન્ત શ્રી કેસરીસિંહજી ત્રીજા દોહઝારી, સામન્ત શ્રી ભીમસિંહજી ચોથા દોહઝારી.

[ દરબારમાં ચોતરફ એકદમ હર્ષના પોકાર ]

**ચોપદાર** ( બે છડી ઊંચી કરતો ) ખામોશ ! પાટનગરલોકગણ ખામોશ ! આપ દરબારમાં બિરાજો છો. નવલખ સલતનતના ધણી ખુદાવંદ સુલતાન સાહેબ નૂરુદ્દીન બગદાદી જાતે ચાર હરફ ફરમાવી રહ્યા છે. ખામોશ !

**સુ૦** ( બેઠા બેઠા જ ) પ્યારા દરબારીઓ, આવી ફોજ અને આ સાહેબીનો મોટો બોજો એ ચાર અમીરોએ શી રીતે ઉપાડવો ? આ મોટી ફરજના પ્રમાણમાં રાજ્ય તરફથી કે અમારી ખાસ તીજોરીમાંથી એ દરેક સામન્તશ્રીને પૂરતી નવાજેશ પણ થવી જોઇએ. પાંચપંદર કોસની જાગીર એમને મળવી જોઈએ.

છેલ્લા શિકારમાં જે જગાએ સામંતશ્રી કેસરીસિંહજીએ બેનમૂન રાજપૂતાઈ ઝળકાવી નામના મેળવી તેની આગળ લગભગ વીશપચીશ કોસ જેટલો ચોરસ મુલક નધણિયાતા જેવો પડયો છે. એટલા મોટા મુલકમાં પણ ગામડાં ત્રીશચાળીશથી વધારે નહીં હોય; છે તે વનેરુ લોકનાં બે સાલ એક જગાએ તો ચાર સાલ બીજી જગાએ એવાં ફરતાં ગામડાં જ હશે. વચલી પટ્ટી આઠ કોસ પ્હોળી પંદર વીશ કોસ લાંબી આજે આ દરબારના જાહેરનામાથી ખાલસા કરિયે છિયે. આ ખાલસાની જમણી ડાબી બાજુએ એવી જ આઠ કોસ પ્હોળી પંદર વીશ કોસ લાંબી બે પટ્ટીઓ પડશે. તે દરેકના બે ભાગ કરી કુલ ચાર જાગીરો બનાવિયે છિયે. ખાલસાને લગતી જમણી જાગીર સામંતશ્રી દિવાનજી સાહેબને અને તે પછીની સામંતશ્રી કેસરીસિંહજીને દોઢઝારી હોદ્દા સાથે બક્ષિયે છિયે; ખાલસાને લગતી ડાબી જાગીર સામંતશ્રી ભીમસિંહજીને અને તેને લગતી સામંતશ્રી સેનાપતિ સાહેબને બક્ષિયે છિયે.

ચારે જાગીરમાં કોટકિલ્લા શિકાર લશ્કર આદિ માટે સરકાર પોતાને કબ્જે કેટકેટલું રાખે, બધી ઉપજનો કેટલો ભાગ સરકાર તીજોરીએ ભરાય, વગેરે વગેરે હિંદુ સ્મૃતિ અને મુસ્લિમ સરેહના પાક કાનનો મુજબ નક્કી થશે. બસ. અલ્લા હો અકબર ! આ મીઠો લ્હાવો આજ અમને મળે છે તેથી અમને અમારો સિતારો ચ્હડતીનો છે એવી ખાતરી થાય છે. લેકિન અમે કોણ માત્ર ! આ નવલખ સલતનત ખલકના ગયબી ગુમ્બજ તળેનો રજકણ પણ નથી. તો તેનો ધણી આપ સૌને પહાડ જેવો મહાન લાગતો હશે લેકિન તરણા જેટલો પણ નથી. અલ્લા હો અકબર ! અલ્લા હો અકબર !

પ્યારા દરબારીઓ, બોલો જય સામન્તશ્રી દિવાનજી સાહેબનો જય ! જય સામન્તશ્રી સેનાપતિ સાહેબનો જય ! જય સામન્તશ્રી કેસરીસિંહજીનો જય ! જય સામન્તશ્રી ભીમસિંહજીનો જય !

[ દરબારમાં જયઘોષ ચાલી રહે છે. થોડી વારે ]

**ચોપદાર** ખામોશ ! ખામોશ !

**બારોટ** ( દિવાનજીના ઇશારાથી ઊભો થઇ કુરનસ બજાવી જમણો હાથ લાંબો કરી, પછી ડાબો, પછી પાછો જમણો લાંબો કરી બુલન્દ અવાજે ) જય ખુદાવંદ સુલતાનનો જય ! જય ! નૂરુદ્દીન બગદાદીની પાક તલવારનો જય ! જય રાજપૂતાઇની કદરદાનીનો જય ! જય સલતનતના ટકાવ અને બઢતી માટે સ્તંભો રોપતી દૂરઅંદેશીનો જય !

પદ

( રાગ કંકણ )

બ્રાહ્મણીસુત રજપૂત હાથે ચઢયો, ક્ષાત્રવિદ્યા પઢયો પૂર ખાંતે,
શૂર રણજોશમાં ધરમ બેહોશ થઇ, જઇ પડયો ઓલિયાની જમાતે :

બર્ખે જાતે તિહાં તર્ક તાતે બન્યો સૂફિયુંમાં સુરી રૂડિ ભાતે,
—કવી હારતો, કર્મ, તુજ મર્મ ગાતે !
ગાટવી શાહના, ગ્રાહ રણસિન્ધુના, વીંધતા સોંસરી ફોજ સામી,
મોજમાં એકદિન નૂરુદ્દિન ઓલિયો તુરિદલસકલનો કીધ સ્વામી :
કીર્તિકામી પછી કારમે રણ દળ્યા, ક્રૂર થઇ નૂર રોળ્યા હરામી;
—કવી શી કવે કર્મગતિ ઊર્ધ્વગામી !
સેનતક્ષક બન્યો લોકરક્ષક, અહા શાહને ચક્ષુના રતનનાતે !
તનપતનવેળ છેટી ન ત્યાં—હુસ્નમાં બેઠી હૂરી શિ શાહ્ નૂરહાથે
તખ્ત સાથે દઈ ખ્વાબ સખ્તે સુતાઃ—બ્રાહ્મણીસૂત સુલતાન થાતે
—કવી શું કવે, કર્મ, તુજ મર્મ ગાતે !
ખેતિબ્હેપાર કસદાર કસબું કરે, લશ્કરે હાક દિનરાત ગાજે,
દાનખેરાત અતિ ધર્મમ્હઝબે, રતી કસર ના ન્યાયચોખાઈ કાજે :
પ્રસરતું વિશ્રુતી—નૂર, સુલતાન, આશીષ તુઝ કવિ કવે ભૂરિ આજે,
—હે કર્મ, રચ ભાવિ જ્યીં ભૂત સાજે !

[ સુલતાનની ઇશારતથી ચમરી ઢોળનાર સેવકની પાછળથી પોષાક, સોને રસેલો રૂપાનો હુક્કો, અને વચ્ચે સોનૈયે ભરેલા રૂપાના કેરબાનો મોટો થાળ બે સેવકો ઊંચકી લાવે છે. આગળ બક્ષી ન્યારેલાલ અને પાછળ આ સેવકો વચ્ચે થાળ એમ સૌ બારોટ પાસે આવે છે. ન્યારેલાલ બારોટને બે બાજુએ બેટે છે, બે ગાલ ઉપર અત્તર લગાવે છે, માથે ગુલાબજલ છાંટે છે. અને પોષાક આદિના થાળને હાથ લગાડી બારોટને આપી દે છે. બારોટ હાથ લગાડે છે એટલે સેવકો એની પાછળ જઇને ઊભા રહે છે. બારોટ પાછો કુરનસ બજાવી બેસી જાય છે. પછી પ્રથમ સામન્તશ્રી કે૦ અને બીજા સામન્તશ્રી ભી૦ કુરનસ બજાવી, દિવાનજીને ભેટી, બેસી જાય છે. સુલતાનની છેલ્લી ઇશારત થતાં—]

**ચોપદાર** ખુદાવંદ સુલતાન સાહેબ નવલખ સલતનત ધણી નૂરુદ્દીન બગદાદીનો રંગપંચમીનો દરબાર બરખાસ્ત. આસ્તે કદમ મુલાકાતસેં કદમ દોસ્તીસેં કદમ નેકીસેં કદમ નિઘા રખો મહેરબાન સલામ !

[ પડદો પડે છે. ]

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

---

(૧) બર્ખ=વર્ષ. તાતું=તીક્ષ્ણ, બલિષ્ઠ.

(૨) ગ્રાહ=મકર. તુરિ=ઘોડાં. કીર્તિકામી=કીર્તિની જ કામનાવાળા.

(૩) તક્ષક=ઘડનાર, સુધારનાર, સરજનહાર. નાતોઃ અત્યંત પ્રીતિ, દિલોજાનીનો સંબંધ. હુસ્ન=ખૂબસુરતી. હૂરી=અપ્સરા, સુરલોકની સદાજોબનવતી સ્ત્રી. ખ્વાબ=નીંદ.

(૪) દાન ખેરાત અતિ, ધર્મમ્હઝબે રતી,—એમ પણ પંક્તિ લેવાય. ધર્મમ્હઝબ=હિંદુમુસ્લિમ તમામ ધર્મો અને પંથો. વિશ્રુતી=કીર્તિ. નૂર શબ્દ વિશ્રુતિ સાથે અને હે નૂર સુલતાન, એમ બેવડો લેવો. તુઝ=તને ( તુજ નહીં ). ભૂરિ=મહામોટી. સાજે=ઓર દીપી ઊઠે.

બીજી કડીમાં કારમું રણ કારણ કે પોતાની સેનામાં જ ફાટફુટ : નૂરુદ્દીને એ બંડખોર બેઇમાની આદિ હરામીઓને તો ક્રૂર થઇને વીણીવીણીને માર્યા.

# સુફીવાદ

## કંઈક અભ્યાસ.

### (૧)

" બાલ્યાવસ્થામાં દહિં માખણની જે ચોરી કરતો, યુવાવસ્થામાં જે વ્યભિચારી હતો, જેણે હજારો ગોપીઓનું પતિવ્રતાપણું હરી લીધું હતું, ઉત્તરાવસ્થામાં જે દગાઇ અને શઠતાનો શિરોમણિ થઇ પડયો હતો, જેણે દગાઈ વાપરી દ્રોણ વગેરેના જીવ લેવરાવ્યા હતા" એવા શ્રીકૃષ્ણને ભગવાન તરીકે શી રીતે કબુલ રખાય ? આવો પ્રશ્ન સહજ કોઇ હિન્દુ સંસ્કૃતિથી અજાણને થાય. અને આવો જ પ્રશ્ન ફારસી સાહિત્યનાં પ્રેમ-ગીતો વાંચી સુફીવાદથી અજાણને થાય કે જે કવિઓ શરાબ અને સુંદરીના ચુસ્ત ઉપાસક છે, જે નિર્જન એકાંતમાં પણ એમણુ દારૂ અને ગુલબદનની સોડ શોધે છે, વૃક્ષની છાયા નીચે સાકીને બુલબુલને બોલાવે છે, જે ઇમામને મરછદની નિંદા કરે છે, જે પ્રિયાના ગાલપરનાં શ્યામ તલ સાટે સર્વસ્વ દઈ દે છે, તે શું ફિલસુફ હોય ?

વૈષ્ણવ ધર્મ અને સુફીવાદનો જેને ખ્યાલ છે તે કહેશે કે હોય.

કૃષ્ણવરની ગોપીઓ બનવામાં જે માન, ગૌરવ અને આહ્લાદ છે તેવાં જ પ્રભુને પ્રિયા માની તેના આશક થવામાં સુફીને છે. પુષ્ટિમાર્ગની આ ફિલસુફીમાં ને સુફીવાદમાં ફેર એ છે કે એક પ્રભુને પોતાનો પ્રીતમ ગણે છે ત્યારે બીજો પ્રભુને પોતાની માશુક માને છે. બન્ને સત્યના ઉપાસક છે અને બન્ને માર્ગમાં તલવારની ધાર ઉપર ઊભા રહેવાની કસોટી છે. સુફીવાદમાં સ્ત્રી જેવા થઈ જવાની બ્હીક લેશ નથી. મનુષ્ય આ સિદ્ધાંતો ન સમજે તો સ્હેજે અનીતિમાં સરકી પડે કારણકે અમુક ભૂમિકા પ્રાપ્ત કર્યા પહેલાં સાધારણ મનુષ્ય અર્થનો અનર્થ કરી આ પંથે પડે છે અને પ્રભુમિલનની આશાને બદલે સ્ત્રીમીલનના મોહમાં ઝટ પડે છે.

સુફી ગીતો વાંચનાર બધા જ એમ માને છે કે સુફીની માશુક એટલે સ્ત્રી, એટલે પ્રભુને સુફીઓ સ્ત્રી રૂપે કલ્પે છે. બધાય યુરોપી વિદ્વાનોએ ફારસીનો અનુવાદ કરતાં કે ફારસી સાહિત્ય ઉપર ટીકા કરતાં એ દેશના કવિફિલસુફની માશુકને સ્ત્રીજ માની લીધી છે, આપણે ત્યાં પણ માશુક એટલે સ્ત્રીજ મનાય છે. કલાપી, બાલાશંકર, સાગર વગેરેની ગઝલોની માશુક સ્ત્રી જ છે. આનું કારણ એમ હોય કે ફારસી કવિતામાં માશુક એટલે સ્ત્રી જ સુફીઓ માને છે એવી તેમની દૃઢ માન્યતા હોય અથવા તો એમ પણ હોય કે માશુકને નારી જાતિ માન્યા વિના કવિતામાં કે અનુવાદમાં રસિકતા કે કુમાશ ન આવે.

આ માન્યતા મારી નમ્ર સમજ મુજબ ખરી નથી ને તે સામે મારો સંશય અહીં રજુ કરવાની રજા લઉં છું. જો કે આ ભૂલ રૂબાયાતના અનુવાદમાં મેં પણ કરી છે. કારણ તેમ કર્યા વિના ગુજરાતીમાં કવિતાનું માધુર્ય સચવાય તેમ નથી.

કેટલાક ફારસી કવિઓએ કેટલાંક કાવ્યો સ્ત્રીને ઉદ્દેશી લખ્યાં હશે પરંતુ તેથી એમ કેમ મનાય કે તેમની માશુક એટલે સ્ત્રી જ ? હું એમ પૂછું છું કે માશુક નરજાતિ કેમ ન હોય ?

માશક, ઇશ્ક શબ્દમાંથી આવ્યો છે.

| ઇશ્ક— | આશક— | મયાશક— |
|---|---|---|
| (પ્રેમ) | (પ્રેમ કરનાર) | (જેના પર પ્રેમ કરાય છે તે) |

આવું અરબી રૂપ છે. જેમ આશક એટલે ચહાનાર અને તે પુરુષ કે સ્ત્રી હોઇ શકે તેમ માશક એટલે જેનાપર પ્રેમ થાય તે, સ્ત્રી કે પુરુષ હોઇ શકે. માશક અથવા સનમ એટલે પ્રેમ-પાત્ર, પ્રેમપ્રતિમા. ગુજરાતીમાં માશક એટલે પ્રિયા કહેવું ખોટું છે. પ્રિયામાં માત્ર સ્ત્રીલિંગ શબ્દનો જ અર્થ આવે, જ્યારે માશકમાં તેમ નથી. માશક એટલે સ્ત્રીજ એમ માનવાનું મોટું કારણ જગતને એમ મળ્યું છે કે દુનિયાના મહાન આશકોની માશકો સ્ત્રીઓ જ થઇ છે. ફરહાદ અને શીરીન, મજનુ અને લયલી વગેરે. ફરહાદ અને મજનુ બંન્ને આશક હતા અને શીરીન અને લયલી બંને માશક હતાં. પરંતુ યુસુફ અને ઝુલિયાની જોડમાં ઝુલિયા આશક હતી, અને યુસુફ માશક હતા. રબીયા સ્ત્રી હતી તે આશક હતી અને પ્રભુ તેનો માશક હતો. મીરાંને સુફીના શબ્દોમાં કહીએ તો તે આશક હતી. આ પરથી સમજાશે કે માશક તે સ્ત્રી જ નહિ.

વળી ગુજરાતીમાં ક્રિયાપદ પરથી જાતિ કહી શકાય છે, અંગ્રેજીમાં તેમ નથી. અંગ્રેજીમાં સર્વનામ પરથી જાતિ કહી શકાય છે. જ્યારે ફારસીમાં સર્વનામ કે ક્રિયાપદ પરથી જાતિ કહી શકાતી નથી. દાખલા તરીકે-'ગઈ' શબ્દપરથી કહી શકાય કે કર્તા નારી જાતિનો છે. અંગ્રેજીમાં "went" પરથી જાતિ ન કહેવાય પરંતુ he કે she went પરથી જાતિ કહેવાય. ફારસીમાં "રફ્ત"= went = ગયો, ગઇ અને "ઉ રફ્ત"=તે ગયો અથવા ગઈ.

વ્યાકરણના ભેદને લીધે જ આવી ભૂલ થઇ છે એમ હું માનું છું. કારણ ફારસીમાં ક્રિયાપદ કે સર્વનામ પરથી જાતિ કહી શકાતી જ નથી. અને ફારસીના અનુવાદ કરનારાએ આ ભૂલ કરી આ તોફાન મચવ્યું છે અને ફારસી કવિતાને ને સુફીવાદને અન્યાય કર્યો છે.

પ્રભુને સુફીઓ માશક માને છે પરંતુ પ્રભુને સ્ત્રી રૂપે નથી જોતા, પ્રભુ માશક છે પણ સ્ત્રી છે એમ નથી કહેતા. દોસ્ત, દિલબર, હમદમ વગેરે શબ્દો ફારસીમાં ગાઢમિત્ર માટે વપરાય છે, ને મિત્ર પુરુષ કે સ્ત્રી ગમે તે હોય. તેવી જ રીતે સાકી, સનમ, આશક અને માશક વગેરે શબ્દો પુરુષ કે સ્ત્રી, કુમાર કે કુમારિકા ઉભય માટે વપરાય છે. વળી શરીર સૌન્દર્યની ઉપમાઓ, જેવી કે લબે લાલા, ચશ્મે નરગીસ, સીમીઅદન માહરૂ, રશ્કે કમર,-અર્થાત્ લાલ ફુલશા હોઠ, નરગીસ ફુલ શી આંખો, ચાંદી જેવું શ્વેત બદન, ચંદ્રવદન, ચંદ્રને લજવે તેવું રૂપ વગેરે-માંની ઘણી, કુમારિકા અને કુમારને સરખી લાગુ પડે છે. સીના (છાતી) શબ્દ સામાન્ય છે. અને ઝુલ્ફ પર કવિઓ મોહ્યા છે તે સ્ત્રીના જ કાળા ભ્રમર શા કેશ માત્ર નહિ પરંતુ ઇરાનમાં કુમારો ઝુલ્ફ રાખતા તે પણ, એટલે તે શબ્દ પણ સામાન્ય છે.

ઉપરનાં કારણોથી જણાશે કે મારો સંશય પાયાદાર છે કે માશક એટલે સ્ત્રી જ નહિ.

સંસ્કૃત સાહિત્યના શૃંગારમાં ને ફારસી કવિતાના શૃંગારમાં ફેર છે. સંસ્કૃતનાં કલ્પના ઉપમા, રૂપક આદિ કદાચ વધારે ગગનગામી હશે પરંતુ સંસ્કૃત કવિતાનો ઘણો શૃંગાર, સુંદરીના નગ્ન શરીરના સૌન્દર્યના વખાણનાં વર્ણનમાં સમાયેલો છે. આ શૃંગાર ઉચ્ચ હોય તો ફારસી શૃંગાર ઉચ્ચતર છે. ફારસી કવિતામાં નગ્ન દેહનાં વર્ણન નથી, છતાં સંસ્કૃત જેટલાં જ રસમાધુર્ય, કળા અને સુકુમારતા છે.

આપણામાં માશૂક એટલે સ્ત્રી જ એવી માન્યતા ભરાઇ જવાનું કારણ કે ફારસી કવિતાનો આત્મા બીજા દેશની કવિતામાં ઉતારતાં આ ભેદ સચવાયો નહિ. વ્યાકરણની અડચણોને લીધે ગુજરાતીમાં કે અંગ્રેજીમાં લેખકોએ આ ભૂલ જાણતાં કે અજાણતાં કરી છે. બીજું, એમ હોય કે આપણે કાવ્યશૃંગારમાં સ્ત્રીના જ વર્ણનથી ટેવાયલા એટલે આ વાત આપણે ગળે ઝટ ઉતરી ગઇ. અને લેખકોને ગુજરાતીમાં કે અંગ્રેજીમાં આમ કર્યા વિના છૂટકો પણ નથી. નહિ તો વ્યાકરણ સુધારવું પડે અને કવિતાની રસિકતા અને કોમળતા તજવી પડે. કારણ કે ફુલની સુકુમારતા અને સૌન્દર્યનાં નખરાંનો ઇજારો પ્રભુએ અને કવિઓએ સ્ત્રીને આપ્યો છે.

( ૨ )

સુફીવાદ કયારે શરૂ થયો તે પ્રભુ જાણે, પરંતુ તેને જુદા જુદા તત્ત્વજ્ઞાનના સંપ્રદાયોએ ઘડ્યો હોય એમ લાગે છે.

પ્રથમ તો ખ્રીસ્તી ધર્મે તેના સાધુ દ્વારા, બીજું, ગ્રીકલોકોની Neoplatonic ફીલ્સુફીની પણ સુફીવાદ પર અસર થઈ હશે. કારણ કે ઇરાનને એરીસ્ટોટલનું તત્ત્વજ્ઞાન અને ગ્રીક ફીલ્સુફી ઘરના જેવાં થઈ ગયાં હતાં. ત્રીજું, આત્માનું પરમાત્મામાં મળી જવું એ જેમ ભારતને આગળેથી સુફીઓએ ઝીલ્યું છે, તેમ નૈતિક જાતસુધારણા અને સર્વસમાનતા તેમણે બુદ્ધ ધર્મમાંથી લીધાં છે; અને ચોથું, કેટલાકના મત પ્રમાણે, આર્ય માનસનું તેના પર જોરથી બેસાડાયલા-ઇસ્લામ ધર્મમાંથી, પરિવર્તન હોય. મી. બ્રાઉનના લખવા પ્રમાણે પુરાતન આર્ય વિચારોની આપણને માહિતી નહિ હોવાથી આ છેલ્લી વાત ઝટ મનાય તેમ નથી. જો કે ધર્મના ઇમામોને મૂકી સુફીઓ મયખાનાના પીર પાસે દીક્ષા માગે છે તે આ બાબતને ટેકો આપે છે.

કેટલાક વિદ્વાનો સુફીવાદની શરૂઆત હજરત મહમદ અને કુરાન શરીફથી માને છે. મી. નીકલસનનો આ મત છે.

ગમે તેમ હોય પરંતુ સુફીવાદ પ્રથમ એક ચોક્કસ તત્ત્વજ્ઞાનની શાળા નહોતી પણ પાછળથી મહાન સુફીઓએ જેવાકે બસરાની મહાન ભક્ત રબીયા અને મહાન પંડિત અલ ગીઝાલી જેવાએ સુફીવાદનો એક ધર્મ બનાવ્યો.

સુફી શબ્દનું મૂળ ઘણા શબ્દોમાં છે. ગ્રીક શબ્દ સોફીઇ (ડહાપણ) પરથી તે આવ્યો હોય તેમ કેટલાક માને છે. કેટલાક તેને અરબી શબ્દ સફા (પવિત્રતા) પરથી આવ્યાનું કહે છે. અને કેટલાકના મત પ્રમાણે સફ (ઊન) પરથી તે આવ્યો છે. અને આ વધારે સાચું હશે કારણ કે સુફીઓ જાડા ઊનના જામા, દુનિયાના મોજશોખ તરફનો તેમનો અભાવ દર્શાવવા પહેરે છે.

સુફીવાદના સિદ્ધાન્તોમાં મુખ્ય એ છે કે જગત અને જગતની બધી વસ્તુઓ જુઠી, માયિક અને ક્ષણિક છે, માત્ર પ્રભુ જ સત્ય છે. જગતની સુંદરતા માયા છે અને મનુષ્યને ફસાવવાની ઇન્દ્રજાળ છે, પ્રભુ જ પરમ સત્ય છે અને પરમ સૌન્દર્ય છે. હિન્દુધર્મના મહાન સિદ્ધાંત ब्रह्म सत्यं जगत् मिथ्या ને સુફીવાદનો આ સિદ્ધાંત મળતો આવે છે.

માનવી એ કુદરતનું મધ્ય છે. પ્રભુ સર્વ સ્થળે અને સર્વ વસ્તુઓમાં વ્યાપી રહ્યો છે. સુફીઓને મન

" બરગે દરખ્તાને સબ્ઝ દર નઝરે હોશીયાર
હર વરકી દફતરીસ્ત મયારફતે કિરદેગાર."

[ વિદ્વાનની નજરે વૃક્ષની એક લીલી પાંદડી પણ પ્રભુની કુદરતનું દફતર છે. ]

આત્મા એ પરમાત્માનો અંશ છે. આત્મા પરમાત્મામાં ભળી જવા હરદમ ઉત્સુક છે પણ માણસનું મન અને ઇન્દ્રિયો તેને ડામે છે. માટે મન અને ઇન્દ્રિયો દમવી જોઇએ. મનને દુન્યવી મોજશોખમાંથી દૂર રાખી વાસનાઓથી મુક્ત પવિત્ર બનાવી, પ્રભુનું ધ્યાન ધરવામાં જ રોકવું જોઇએ. જીવનનાં અને કુદરતનાં મહાન સત્યો જાણવાં દુર્લભ છે. તે અભ્યાસથી નથી શીખાતાં પરંતુ મનનથી, સમાધિથી શીખાય છે. આ પામવા માટે 'અહં'નો નાશ કરવો જોઇએ. પ્રેમ એ પ્રભુમય થવાની ચાવી છે. પ્રેમ વડે 'હું' ભુલાઈ જઈ પ્રભુને, માશૂકને, પ્રિયાને જોવાય છે. આ ઇશ્વરી પ્રેમને જગતનો નિ:સ્વાર્થ અને પવિત્ર પ્રેમ જાગૃત કરે છે. અને માનવી પ્રેમી જોતાં શીખે છે કે પોતાની પ્રિયામાં જે તે ચહાય છે તે અમર અનંત પ્રિયાની છાયા છે. આ પ્રમાણે પ્રેમ કેળવી સુફીઓ પ્રભુને, પ્રભુ ખાતર ચહાય છે, તેમને મન સ્વર્ગની આશા એ સ્વાર્થ છે. પ્રેમ એ પ્રભુની બક્ષીસ છે.*

શરીર સ્થૂળ છે. જીંદગી ક્ષણિક છે અને દુ:ખથી ભરેલી છે. માનવી તે પરમ તેજનાં પ્રતિબિંબ છે. અને અણુ અણુમાં પ્રભુનું તેજ સમાયલું છે.

સુફીઓ પ્રારબ્ધને માને છે. સારાં નરસાં બધાં કૃત્ય પ્રભુઇચ્છાનું પરિણામ છે એમ કહે છે. પરંતુ સારા નરસાનો ભેદ સુફીને મન ક્ષુદ્ર છે. કારણ તેને તો આખું જગત માયાવી દીસે છે અને સારાં નરસાં કૃત્યનો કરનાર મનુષ્ય પણ માયા છે. પરિણામે ત્યાગ તેમનો પરમ ધર્મ છે. સુફીઓ દુનિયાના મોજશોખ ને એશઆરામથી વિરક્ત રહે છે. મોગલાઇ જાહોજલાલી તેમને મન રંક છે.

સુફીવાદમાં પ્રભુમય થવાની ચાર ભૂમિકા છે. અને તે ચારેયમાંથી આ પંથના મુસાફરને પસાર થવું પડે છે. મુસાફરને તેઓ સાલિક કહે છે.

પ્રથમ—શરીઅત ( શાસ્ત્ર ), તેના ધર્મનાં ફરમાન મુજબ સાલિકને વર્તવું પડે છે.

બીજી—તરીકત ( પંથ ), જે પ્રાપ્ત કરવાને પવિત્રતા, સંયમ અને સદ્‌ગુણની ઘણી જરૂર છે. અહીં ધાર્મિક રીતરિવાજ પાળવાની અગત્ય નથી.

ત્રીજી—મઆરેફત ( જ્ઞાન ), અહીં તેને જ્ઞાન થાય છે. સાલિક હવે આરિફ ( જ્ઞાની ) કહેવાય છે. તેને પ્રેરણા થાય છે.

---

* સરખાવો :—

Yes, love, indeed is light from Heaven,
A spark of that immortal fire,
With angels shared-by Allah given,
To lift from earth our low desires."

(Byron)

ચોથી—હકીકત (સત્ય), જ્યાં સુફી બ્રહ્મમય થઇ જાય છે. અનલહક કે अहं ब्रह्मास्मि। અહીં તે બોલે છે.

સુફીઓ ધ્યાનમાં બેસવા માટે એકાંત પસંદ કરે છે. સેવાધર્મ તેમનો નિયમ છે. પ્રેમ તેમનો પ્રકાશ છે. અને ઐક્ય (વસ્લ) તેમની અંતિમ આશા છે.

ઇસ્લામી જીવન અને વિચારણા ઉપર સુફીવાદની જબરી છાપ પડી છે. તેનું પરિણામ કવિતા છે. ઇરાનના મહાન કવિઓ સુફી હતાઃ વિશ્વવિખ્યાત 'મસનવી' નો કર્તા રૂમી, જામી, હાફિઝ, સાદી અને ઉમ્મર ખય્યામ. સુફીવાદ સમજ્યા પહેલાં ફારસી કવિતા વાંચવી કઠણ છે.

આપણા સામાન્ય વિચારોની આપલે કરવા આપણે સામાન્ય ભાષા વાપરીએ છીએ, જ્યારે ઉન્નત પ્રણયશૃંગની ભાષામાં ઉપમા અને રૂપક વપરાય છે. કવિઓની ઉચ્ચ લાગણીઓ દર્શાવવા કાંઇ ભાષા જુદી હોતી નથી. તેથી સુફી કવિઓએ પોતાની અંતરની લાગણીઓ દર્શાવવા બને તેવી ઉન્નત ભાષાનો ઉપયોગ કર્યો છે. જોકે આ પ્રયોગ દહેશત ભરેલો છે. સુફીવાદથી અજાણને કે નબળા મનનાને, આ અવળે પંથે દોરે એ ભીતિ છે. પણ તેમાં કવિનો વાંક શો ?

જગતની પ્રિયાના પ્રેમ અને જુદાઇ વડે, તે પ્રભુનો પ્રેમ અને જુદાઇ વર્ણવે છે. અને શરાબની મસ્તી વડે તે સમાધિ અને તન્મયતા ગાય છે.

સુફીવાદમાં માશક કે સનમ=પ્રભુ.
આશક=સુફી સાલિક, માનવી, પ્રેમી.
શરાબ, મદ્ય=પ્રભુપ્રેમનો મદ્ય.
મયખાના=પીઠું=સમાધિ મંદિર.
આશકને ઘણીવાર રિન્દ અને મસ્ત પણ કહે છે.
મસ્તી=સમાધિ (trance).
ખરાબાત=મયખાના; સુફીના ગુરુ (પીરે મુધાન કે મુરશીદ)નું સ્થાન. આ મયખાનામાં સુફીઓ એકઠા મળે છે અને જામે મય પી પ્રેરણા પામે છે.
હુસ્ન=સૌન્દર્ય=પ્રભુની પૂર્ણતા.
ખુશબો=પ્રભુ બક્ષીસની આશા વગેરે વગેરે.

શરાબ એ વિલાયતી કે દેશી દારૂ નહિ પરંતુ પ્રભુના પ્રેમનો શરાબ. 'અહં'ને નાશ કરનારો શરાબ માણસને ગંજેરી શી રીતે બનાવે ?

"માત્ર આત્મમમત્વને માયા થકી
ઉગારવા મન જોડ્યું લાલ શરાબમાં "
"ખય્યામ"

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणाहुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥

અંબાલાલ ગોવિંદલાલ દેસાઇ

# હિંદને ઈસાઈ બનાવવાના પ્રયાસો

સિપાઈઓના બળવા પછી રાજ્યલોલુપ ઇસાઇઓ વારે ઘડીએ બૂમો માર્યા કરતા કે જ્યાં સુધી હિંદુસ્તાનને આપણા ધર્મમાં ફેરવી નાખવામાં નહિ આવે ત્યાં સુધી આપણી સત્તા જામવાની નથી, તેમજ ભવિષ્યમાં આવા બળવાઓ પણ અટકવાના નથી. બળવો શમ્યા પછી તે ધર્મના પ્રચારકો કહેતા કે

"મુસલમાનો જેમના ધર્મની આપણે ખુશામત કરી, હિંદુઓ જેમના વ્હેમોને આપણે હસી કઢાડયા, તે જ આપણા દુશ્મનો નીવડયા. પરંતુ પાદરીઓએ વટલાવેલા દેશી ખ્રીસ્તીઓ જ (Christians) આપણા સાચા મિત્રો રહ્યા છે."

પરંતુ આ પવિત્ર (!) ઇસાઇઓને કહેવાની જરૂર ન જણાઇ કે તેમના વટલાયેલા બંધુઓએ તેમને બળવા વખતે શી મદદ કરી હતી અગર તો તેમનું સંખ્યાબળ તે વખતે કેટલું હતું!

રાજકીય ઉપયોગિતાના કંઇક ઊંડા હેતુને લઇને આ ઇસાઇઓ, હિંદુસ્તાનની આખી 'જંગલી' પ્રજા તેમનો ધર્મ સ્વીકારે તેના કરતાં તેનો અમુક જ ભાગ તે ધર્મમાં આવે તે તેઓ વધુ ચાહતા હતા. મી૦ વીલીઅમ એડવર્ડ્ઝ કે જેણે બળવા વખતે હિંદુસ્તાનમાં નોકરી કરી હતી અને પાછળથી જે આગ્રા હાઇકૉર્ટના જડ્જની જગા સુધી પહોંચ્યો હતો તે લખે છેઃ

"આપણે હમેશાં વિદેશી આક્રમણકારીઓ ગણાઇએ છીએ અને ભવિષ્યમાં ગણાઈશું. અને પ્રજા જેમ વધુ પ્રકાશમાં આવતી જશે, જેમ વધુ સુધરતી જશે, તેમ તેમ આપણને અહીંથી હાંકી કઢાડવાના વધુ આતુરતા ભર્યા પ્રયાસો થશે. આથી આપણે માટે સહીસલામતી ભર્યો રસ્તો એટલો છે કે દેશને ઈસાઇ બનાવી દેવો; કારણ જો કે આખી પ્રજા એમ ઇસાઇ બનવાની નથી છતાં તેનો ફેલાવો ધીમે ધીમે થયાં જ કરવાનો અને દેશમાં વેરાએલાં ઇસાઈ સંસ્થાનો ભવિષ્યમાં આપણે માટે કિલ્લા રૂપ થઈ પડશે. જ્યારે વસ્તીનો મોટો ભાગ મૂર્તિપૂજકોનો અગર મુસલમાનોનો હશે ત્યારે આ સંસ્થાનોને આપણને વફાદાર રહ્યા સિવાય અન્ય રસ્તો નહિ રહે."

એક વખત એવો હતો જ્યારે વિદેશી સત્તાધારીઓ પોતાના ધર્મના પ્રચારકોને હિંદમાં વસવા દેવા તથા અહીંના 'જંગલીઓ' (heathens)માં તેમનાં ધર્મસૂત્રોનો પ્રચાર કરવા દેવાને પરવાનગી નહોતા આપતા. પરંતુ જ્યારે તેમનું બળ વધ્યું ત્યારે પાદરીઓને હિંદ ઉપર ખુલ્લું આક્રમણ કરવા દેવામાં, અહીંના અન્ય ધર્મોનું ખુલ્લી રીતે અપમાન કરવા દેવામાં, તેમ જ તેમને ઈસાઈ બનવા માટે ઉત્તેજન મળે એવાં પગલાં ભરવા દેવામાં તેઓએ કંઈ વાંધો લીધો નહિ. આ દિશાનો 'મહાન સુધારક' લૉર્ડ વિલિયમ બેન્ટીક હતો. મદ્રાસના ગવર્નર તરીકે તે પ્રાન્તના પાદરીઓને* તેણે આપેલું ખુલ્લું ઉત્તેજન વેલોરમાં થયેલા બળવા માટે કંઇ ઓછું જવાબદાર નહોતું. હિંદુસ્તાનના ગવર્નર-

* "જુઓ Rise of the Christian Power in India"–Vol. III p. p. 484, 485.

જનરલ તરીકે પણ તેણે પોતાની આ નીતિ ચાલુ રાખી. આથી ૧૮૫૨માં તેણે પસાર કરેલા કાયદાથી અહીંના 'જંગલીઓ'ને તેમના બાપદાદાનો ધર્મ મૂકી દેવામાં ઘણી લાલચ મળી. હિંદુ કૌટુંબિક વ્યવસ્થા એ 'સંયુક્ત કુટુંબ'-વ્યવસ્થા તરીકે ઓળખાય છે. કુટુંબની મિલકત સામાન્ય રીતે કુટુંબના બધા માણસોની ગણાય છે. તેઓનો તેના ઉપર સમગ્ર હક્ક ગણાય છે. પરંતુ જો કુટુંબનો કોઈ પણ માણસ અન્ય ધર્મમાં જાય તો તેને કુટુંબની મિલકતનો લાભ મળતાં વાંધો આવે છે; પરંતુ બેન્ટીંકે નવો કાયદો કર્યો જેથી ઇસાઇ ધર્મમાં જનાર 'જંગલી' પોતાના કુટુંબની મિલકત ઉપર દાવો કરી શકે. (જો કે તે જ્ઞાતિની હદ બહાર ગણાય છતાં પણ.)

દેશી તેમ જ વિદેશી વિચારશ્રેણી ઉપર મનન કરવા બેન્ટીંકે મેકૉલેને પસંદ કર્યો. કારણ હિંદને વિધર્મી બનાવવા માટેના વિચારોમાં તે સહમત હતો. મેકૉલેએ અંગ્રેજી શિક્ષણ દાખલ કર્યું. કારણ, તેણે પોતાના પિતાને ૧૮૩૬માં લખ્યું હતું:

"હિંદુઓ ઉપર આ શિક્ષણની અસર અદ્દભુત થશે. કોઇ પણ હિંદુ જેને અંગ્રેજી શિક્ષણ મળ્યું હશે તે પોતાના ધર્મમાં ચુસ્ત રહેશે નહિ. કેટલાક ફક્ત તેને એક નીતિ તરીકે અનુસરશે. પરંતુ મોટો ભાગ પોતાને ઈશ્વરવાદી માનશે. અને કેટલાક ઈસાઇ બનશે. જો કેળવણી સબંધીની આપણી યુક્તિને બરાબર અનુસરવામાં આવે તો ભવિષ્યનાં ત્રીશ વર્ષમાં બગાળના આબરૂદાર વર્ગમાં એક પણ મૂર્તિપૂજક રહેશે નહિ."

ઇસાઇ પાદરીઓ, બીશપો વગેરે હિંદના ઇસાઇ સિવાયના વર્ગમાં સાધારણ રીતે લોકપ્રિય નહોતા—તેમની અપ્રિયતાનું કારણ તેઓ દેશના મોટા ભાગના લોકોનો ધર્મ પાળતા નહોતા એટલું જ ફક્ત નહિ, પરંતુ હિંદીઓ તરફની તેમની સહાનુભૂતિની ઊણપ એ પણ હતું. જો કે તેમાં પણ કેટલાક અપવાદરૂપ હતા. પરંતુ એક વર્ગ તરીકે, તેઓ, એક ઇસાઇ લેખકે લખ્યું છે તેમ × 'Flogging Missionaries' 'ફટકા મારનાર પાદરીઓ'માંના હતા. ઈંગ્લેન્ડમાં પણ ગ્રામ વિભાગોમાં પાદરીઓ પોતાના 'ટોળા' (flock) તરફ કેવું વર્તન રાખે છે એ જો આપણે જાણીએ તો આમાં આશ્ચર્ય થાય નહિ. એક અંગ્રેજ લેખક લખે છે:

"પાદરીઓ હમેશાં પોતાની જાતને એક રાજકીય વર્ગના તરીકે ઓળખાવતા. મી૦ માસ્ટરમેને કહ્યું હતું કે કોઇ પણ વ્યવસ્થિત દેવળે કદિ પણ ગરીબોનો પક્ષ કર્યો નથી...પાદરી કઇક વિરલ અપવાદ સિવાય, હમેશાં તવંગર અને મહાન માણસોની તરફેણમાં ઊભા રહેતા, જેઓ ધીમે ધીમે પોતાના ખેડુતોને લુંટતા જતા હતા...જ્યારે હજારો મનુષ્યો અને બાળકોને સિંવગ રાયટ્સના જમાનામાં ઈંગ્લેન્ડથી દેશનિકાલ કરવામાં આવ્યા ત્યારે આવા અમાનુષી અત્યાચારો કઇક દયાપૂર્ણ રીતે ઓછા કરવાની અરજીમાં વિન્ચેસ્ટરના પાદરીએ સહી કરવાની ના પાડી હતી.*

હિંદમાં આવતા પાદરીઓ તથા ઇસાઇ ધર્મગુરુઓ સારા કેળવાયલા તથા ઉચ્ચ વર્ગમાંથી

---

× જુઓ "History of Education in India Under the Rule of East India Company"-p. p. 207-8

* "Problems of Village Life" by R. N. Bemmeih., (Home University Library of Modern Knowledge) p. 128-129.

મોકલવામાં નહોતા આવતા. ઇગ્લેન્ડમાં પણ એક જાતની ફરિયાદ છે કે ત્યાં પણ પાદરીઓ સાધારણ શક્તિ ધરાવનારા હોય છે. એક કર્તા લખે છે:

"યુનિવર્સિટીના શક્તિશાળી વિદ્યાર્થીઓ કંઈ પાદરી થતા નથી. અને અંદર ગ્રેજ્યુએટોમાંથી પણ જેઓ ગ્રામજીવન પસંદ કરી પાદરી થાય છે તે બહુ જ ઓછા ચાલાક હોય છે."+

આથી હિંદમાં ઇસાઇ મીશન નિષ્ફળ નીવડયું હોય તો કંઇ નવાઈ નથી.

પરંતુ 'જંગલી'ઓને વટલાવવાને ઉત્તેજન આપવાના સરકારના આટલા પ્રયાસો છતાં, ઇસાઇઓએ, સરકારે વિધર્મીઓ (Non-Christians)ના આત્માના ઉદ્ધાર માટે બહુ જ થોડું કર્યું છે એવા આક્ષેપો મૂકયા હતા.

ખાસ ઈસાઈ રીતિએ પંજાબમાં ઈસાઈ સત્તા સ્થપાએલી હોવાથી જ્યારથી તે પ્રાન્ત જપ્ત કરવામાં આવ્યો ત્યારથી તેને એક આદર્શ ઈસાઈ પ્રાન્તમાં ફેરવી નાખવાના (વટલાવવાના) પ્રયત્નો કરવામાં આવ્યા હતા. તેનું સુકાન નીચેના ખાસ ચુસ્ત ઇસાઇઓના હાથમાં હતું: સર હેનરી અને સર જોન લોરેન્સ, સર રૉબર્ટ મોન્ટગોમેરી, મી૦ ડોનાલ્ડ મેકલૉડ, અને કર્નલ એચ. બી૦ એડવર્ડ્ઝ.× આમાંના કેટલાક અમલદારો એવા મતના હતા કે મીશનરી સ્કુલોનું શિક્ષણ સરકારી નિશાળો કરતાં તે પ્રાન્તમાં વધુ ઉચ્ચ હતું. મી૦ મેકલૉડ પોતાની કેળવણી સંબંધી નોંધમાં ૧૮૫૩ માં લખે છે:

"સામાન્ય સંજોગોમા સરકારી નિશાળો મીશન સ્કુલોની કાર્યદક્ષતાની બરાબરી કરી શકે અગર તેના શિક્ષકો, જે શિક્ષકો પાદરીની દેખરેખ નીચે બતાવે છે એટલો પોતાના કાર્ય તરફ ઉત્સાહ દેખાડે, એ ધારવું ભૂલ ભરેલું છે. અને એટલા માટે હું સરકારને કહીશ કે આવા સંજોગોમાં તેમણે કેળવણીના ક્ષેત્રમાંથી પોતાનો હાથ પાછો ખેંચી લેવો અને જેમણે પરોપકારની દૃષ્ટિએ તે કાર્ય કરવાનું માથે લીધું છે અને જે તેની સિદ્ધિને માટે બરાબર લાયક છે, તેમને આ ક્ષેત્રમાં રહેવા દેવા."

લૉર્ડ ડેલહાઉસી તે વખતે હિંદનો ગવર્નર-જનરલ હતો. તેણે મી૦ મેકલૉડની ઉપરની ઉક્તિને ટેકો આપ્યો હતો. તેણે પોતાની નોંધમાં ૧૮૫૪ માં લખ્યું છે:

---

+ Ibid p. 128.

× સર રૉબર્ટ મોન્ટગોમેરી, પંજાબનો પ્રથમ લેફ્ટેનન્ટ ગવર્નર એક ચુસ્ત ઈર્ષ્યાળુ ઈસાઇ તરીકે જાણીતો હતો. તેમનો એક સહ-ધર્મી અને દેશબંધુ તેમના રવિવારનાં કેટલાંક પવિત્ર (!) કાર્યોમાંના એકને નીચે પ્રમાણે વર્ણવે છે:—

મી૦ માર્ટીન પોતાના 'પ્રોગ્રેસ એન્ડ પ્રેઝન્ટ સ્ટેટ ઓફ બ્રિટિશ ઈન્ડીઆ' માં લાહોર, રવિવાર સવારના નવ વાગે લખેલા એક પત્રનો ઉલ્લેખ કરે છે જેમાં લેફ૦ ગવર્નર, પોતાના 'હેંગીંગ કમીશ્નર' મી૦ ફ્રેડરીક કુપરને, નેટીવ ઇન્ફન્ટ્રીના ૨૦ મા રેજીમેન્ટને કેટલાંક કાલ્પનિક બેવફાદારીનાં કારણને લઇ જીંદગીની ચોપડીમાંથી ભૂંસી નાખવાની રીતને માટે ઘણા લાગણી' ભર્યા શબ્દોમાં શાબાસી આપે છે. અને ઉમેરે છે કે–"અહીંની ત્રણ ટુકડીઓ પણ જરા નબળી પડી હતી, પરંતુ હું ધારૂં છું કે તેઓ ભાગ્યે જ નાય. હું ઈચ્છું છું કે તેઓ આવું પગલું ભરે, કારણ કે તેઓ એક પીડા સમ છે. જો તેઓ એવું પગલું ભરે તો તેમનામાંનો કોઈ પણ બચવા નહિ પામે." મી૦ માર્ટીન ધારે છે કે એક હજાર માણસોના વિનાશ ઉપર આ આનંદ અને બીજા ત્રણ હજારના વિનાશનું બહાનું શોધી કઢાડવા માટેની આતુરતા, હિંદમાં ઇસાઇ ધર્મના ફેલાવા માટેના પ્રખ્યાત હિમાયતીની કલમમાંથી નીતરે છે. પરંતુ તેની આંખ જ સમજાવે છે કે વશ કરનારા તરીકેની આપણી ફતેહ, ખ્રીસ્તી ધર્મના ઉપદેશકો તરીકેની આપણી નિષ્ફળતામાં ફેરવાઈ જાય છે. "The Company and the Crown" by the Hon. T. J. Hovel & Thurlow 1867. p. 102-103

"મી૦ મેકલૉડ પાદરીઓએ સ્થાપેલી નિશાળોની સ્પર્ધામાં, સરકારી નિશાળો સ્થાપવાની નિરુપયોગિતા વિશે દબાણ કરે છે. એટલું જ નહિ પરંતુ મીશનરી સ્કુલો જ્યારે સારૂં વ્યવહાર શિક્ષણ આપી શકે છે ત્યારે મદદ આપી તેમની કાર્યદક્ષતા વધારવા અને પ્રજાના પૈસે તેમનું પોષણ કરવા સૂચવે છે.

"હું એવા મતનો છું કે તટસ્થતાનું સૂત્ર આ દિવસોમાં આપણે બહુ દૂર સુધી લઇ જઇએ છીએ. અને એક રાજકીય દૃષ્ટિએ જોતાં લોકોને શિક્ષણ આપવાના આપણા ધર્મગુરુઓના પ્રયાસોની આપણે અવગણના કરીએ છીએ. હવે એવો સમય આવી લાગ્યો છે જ્યારે ઇસાઇ પાદરીઓદ્વારા સ્થાપિત અને વ્યવસ્થિત, સારૂં વ્યવહારૂ શિક્ષણ આપનારી નિશાળોને પૈસાની મદદ સરકારે આપવી જોઇએ."

મી૦ મેકલૉડ અને ડેલહાઉસીએ જે લખ્યું તેને ડાયરેક્ટરોની કૉર્ટે ટેકો આપ્યો છે. તે પ્રસિદ્ધ ઇસાઇઓ લખે છેઃ

"પંજાબમાં કેળવણીના પ્રશ્ન તરફ જે લક્ષ આપવામાં આવે છે તે જોઇને અમને ઘણો આનંદ થાય છે. ચીફ કમીશનર, મી૦ મૅાન્ટગોમેરી, મી૦ મેકલૉડ તથા અન્ય અમલદારોને તેમના આ પ્રયાસો માટે અમારા અન્તઃકરણપૂર્વકના આભાર પહોંચાડશો......તેઓ જે નિર્ણય ઉપર આવ્યા છે તેના વ્યાજબીપણા ઉપરથી તેઓ જે પ્રયાસો કરી રહ્યા છે તેમાં તેમને ફત્તેહ મળશે એવી ચોક્કસ આશા અમને બંધાઇ છે અને અમને આશા છે કે હિંદના નિવાસીઓને અંગ્રેજ રાજસત્તાએ આપેલા અનેક કાયદાઓનો એક સચોટ દાખલો પંજાબ પુરો પાડશે."

તે ઇર્ષ્યાળુ ઇસાઇ સર હરબર્ટ એડવર્ડ્ઝ જેણે મુલતાન કેમ્પેઇનમાં વિચિત્ર ઇસાઇ રીતો ગ્રહણ કરી હતી તેણે અન્ય ઇસાઈ પ્રજાઓમાં હિંદ સરકાર વિશે ઊંચો મત બંધાય એટલા માટે કેટલાંક પગલાં સૂચવ્યાં હતાં.* તેણે 'બ્રિટિશ હિંદની સરકારમાંથી વિધર્મી (Non-Christian) મતનો સમૂળો નાશ કરવાની' એક ટીપ તૈયાર કરી હતી. તેના મત પ્રમાણે હિંદની સરકારમાં નીચેનાં વિધર્મી તત્વો હતાંઃ

૧ સરકારી નિશાળો અને કૉલેજોમાંથી બાઇબલ અને ઇસાઇ ધર્મશિક્ષણનો બહિષ્કાર.

૨ સરકારની મૂર્તિપૂજા અને મુસલમાની ધર્મ તરફ સહાનુભૂતિ.

૩ જ્ઞાતિઓનો અંગીકાર (Recognition of Caste)

૪ સરકારી ખાતાઓમાં દેશી તહેવારોનું પાલન.

૫ હિંદુ તેમજ મુસલમાનોના ફોજદારી તેમજ દિવાની કાયદાઓનો સરકારને હાથે થતો વહીવટ.

૬ 'જંગલીઓ'ના (heathens) અને મુસલમાનોના સરઘસોની જાહેરાત.

૭ દેશી વેશ્યાઓનો જાહેર પોળોમાં થતો ઘણો અવરજવર.

૮ યુરોપીઅન સોલ્જરોના લગ્ન ઉપરનો કાબુ અને બેરેક્સમાં પરણેલાં જોડાંઓને વસવાની ઘણી જ ઓછી સગવડ.

૯ અફીણના વ્યાપાર જોડે સરકારનો સંબંધ.

૧૦ હિંદના જકાત સંબંધી કાયદાઓ.

---

* જુઓ "Rise of Christian Power in India" Vol. V p. 254–258.

છેવટની ચાર કલમો ખરેખર વાંધા ભરેલી હતી અને છે, પરંતુ પહેલી ૭ કલમો એવા વિષય સંબંધી છે જેમાં સરકારની દરમ્યાનગીરી જરા પણ હોવી જોઈએ નહિ.

એડવર્ડ્ઝે આ ટીપની એક નકલ ઇગ્લેન્ડના એક મોટા સત્તાધારી ઉપર રવાના કરી. (આ સત્તાધારી અન્ય કોઇ નહિ પરંતુ અર્લ ઑફ સેલ્સબરી હોય એમ માનવામાં આવે છે.) તેમનું આ પગલું તેમના જ એક દેશબંધુએ 'અબ્દ-અલ-વહીદ' નામ ધારી 'હિંદમાં અંગ્રેજ સરકારની ઇસાઇ ફરજ' નામનું એક છાપું લખી બહુ જ ચર્ચ્યું હતું. જેમાં લખ્યું છેઃ

"આસપાસની વિરુદ્ધતા છતાં પણ આપણે કર્નલ એડવર્ડ્ઝના વિચારો સાચા ગણીએ તોપણ એ વિષયમાં એક બાબત એવી છે કે જે ઇગ્લેન્ડમાં ધ્યાન બહાર રહી શકે પરંતુ અહીં તે જણાયા સિવાય રહે તેમ નથી. કર્નલ એડવર્ડ્ઝ અહીં એક મોટો હોદ્દો ભોગવે છે. અને જે પ્રશ્ન પૂછ્યો છે તે તેમના જેવા હોદ્દાવાળા અમલદાર માટે, ઇગ્લેન્ડના એક ઉમરાવને એક ઓફીશ્યલ ટીપ પોતાની મરજીમાં આવે ત્યારે ઉપયોગ કરી શકે તેવી શરતે અને જે સરકારમાં તે નોકરી કરે છે તે સરકારની ગ્રહણ કરેલી તમામ (in toto) રાજનીતિ તરફ નાપસંદગી બતાવે તેવી નોંધ સાથે, એટલું જ નહિ પણ તે સરકાર પોતે જ વિરુદ્ધ-ઇસાઇ સિદ્ધાન્તો ઉપર રચાએલું છે એવું જાહેર કરવું એ વ્યાજબી ગણી શકાય?"

કર્નલ એડવર્ડ્ઝની આ ટીપનું યોગ્ય સ્થાન કચરાપેટીમાં જ હતું. પરંતુ સર જૉન લૉરેન્સ, તે વખતનો પંજાબનો ચીફ કમીશ્નર, જેની મારફતે ઉપરની ટીપ રજુ કરવામાં આવી હતી, તેણે આ બાબતને ખાસ ધ્યાન આપી પોતાના સેક્રેટરી મી૦ (પાછળથી જાણીતા સર રીચર્ડ) ટેમ્પલને પોતાની નોંધ સાથે તેને હિંદ સરકાર તરફ રવાના કરવા કહ્યું. એ વખતે એવું બન્યું હતું કે પંજાબના લગભગ બધા મોટા ઇસાઇ અમલદારો એડવર્ડ્ઝના મત સાથે મળતા હતા. ચીફ કમીશ્નર પણ અપવાદ રૂપ નહોતા. તેમણે પણ સરકારી નિશાળોમાં બાઇબલના શિક્ષણની હિમાયત કરી. તેમને આ હિમાયતમાં મી૦ ડૉનાલ્ડ મેકલૉડ, ફાઇનેન્સ મેમ્બરની મદદ મળી.

પરંતુ આ બાબતમાં પંજાબના ડાયરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન વિરુદ્ધ પડયા. મી૦ ડબલ્યુ. ડી. આરનોલ્ડ રગ્બીના રેવ. ડૉ. થોમસ આરનોલ્ડના પુત્ર હતા. તેમના ઉપર જન્મથી જ ઇસાઈ અસર હતી. પરંતુ દરેક બાબતમાં તેમના ઉપર મુખ્ય કારકુન મી૦ શ્યામચરણ બસુનો પ્રભાવ હતો. અને આ પ્રભાવને લઈને તેઓ ઉપરના પગલા વિરુદ્ધ પડવા પ્રેરાયા હતા.

મી૦ આરનોલ્ડની વિરુદ્ધતા માટે સેક્રેટરી મી૦ ટેમ્પલ, સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડીઆને લાહોરથી તા. ૩ જી જુન ૧૮૫૮ ને દિવસે લખે છેઃ

"'મી૦ આરનોલ્ડની એવી તકરાર છે કે સરકારી નિશાળોમાં બાઇબલના ઐચ્છિક વર્ગો પણ ધાર્મિક તટસ્થતાના સિદ્ધાન્તોનો ભંગ કરે છે. એથી ઇસાઇ ધર્મને એકલાને વધારે પડતો લાભ મળે છે કારણ અન્ય ધર્મના શિક્ષણને ઉપરની નિશાળોમાંથી બાતલ કરવામાં આવ્યું છે. જો કે વર્ગની હાજરી ઐચ્છિક છે છતાં તેમાં જુદું જ માનવામાં આવશે. આ પગલાને 'ઇસાઇ ધર્મમાં વટલાવવાના' પગલાં તરીકે અને 'શાન્ત સતામણી' તરીકે ગણવામાં આવશે. વળી 'હિંદની પ્રજાના ટ્રસ્ટીઓ તરીકે' જે કેળવણી 'દેશના કરના પૈસા વડે' ચાલે છે તેનો ઇસાઇ ધર્મના પ્રચારાર્થે ઉપયોગ કરવાનો આપણને હક નથી. ઇસાઇ ધર્મશિક્ષણ દાખલ કરવાથી ઇશ્વરજ્ઞાનની પંચાતમાં આપણે ઉતરવું પડશે અને છેવટે આ પગલાથી ગંભીર રાજકીય ભય ઉભો થવાનો સંભવ રહેશે.' ઉપરની અને બીજી કેટલીક દલીલો મી. આરનોલ્ડ રજુ કરે છે.

" ......પરંતુ ચીફ કમીશ્નર આ દલીલો સાથે સહમત થતા નથી:

"મી૦ મેકલૉડ ખરૂં કહે છે કે મી૦ આરનોલ્ડની દલીલો હિંદ સરકાર, એક પ્રતિનિધિત્વ સરકારનો પોતાની પ્રજા સાથે જે સંબંધ હોય, તેવા સંબંધથી હિંદની પ્રજા સાથે ઉભી છે, એ આધારે રચાએલી છે. પરંતુ ચીફ કમીશ્નરના અભિપ્રાય પ્રમાણે આ બન્ને બાબતો વચ્ચે ઘણું જ અંતર છે. હિંદમાં આપણે ઈંગ્લેન્ડ અગર અમેરીકાની સરકારો કરતાં જુદી રીતે જ મુકાએલા છીએ. ........જો 'લોકોના ટ્રસ્ટી' તરીકે આપણે પ્રજાની ઇચ્છાને મુંગા અનુસરવાને બંધાએલા હોઇએ તો એ અર્થમાં આપણે ટ્રસ્ટીઓ નથી. લોકોએ કંઇ આપણને ચુંટી કહાડયા નથી અગર ગાદીએ બેસાડયા નથી; પરંતુ આપણી નૈતિક ઉચ્ચતા, સંજોગોનું બળ, અને ઇશ્વરની ઇચ્છાને લઇને આપણે અહીં સત્તા ભોગવી રહ્યા છીએ. આ બધાને લઇને જ હિંદ ઉપર રાજ્ય કરવાનો આપણને પરવાનો મળે છે."

હિંદ સરકારને લોકોની ઇચ્છા ઉપર રચાએલી પ્રજા પ્રતિનિધિત્વ સરકાર તરીકે મી૦ આરનોલ્ડને જોતા બતાવવામાં ચીફ કમીસ્નરે મી૦ આરનોલ્ડને ગંભીર અન્યાય કર્યો છે. તે પંજાબના ડાયરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન પોતાના કોઈ પણ સહધર્મીના જેટલો જ આ દેશના લોકોને ધીક્કારનાર હતો અને કોઈ પણ ઍંગ્લો ઇન્ડીયન અમલદાર જેટલો જ લાગણી વિહોણો હતો. ડીસેમ્બર ૧૮૫૮ ના 'કલકત્તા રીવ્યુ' માં 'હિંદના દોષ અને અંગ્રેજ નિંદા' એ શીર્ષક એમનો એક લેખ જે છુપા નામે પ્રસિદ્ધ થયો હતો પરંતુ પાછળથી તેમના ખરા નામ નીચે છાપવામાં આવ્યો હતો તે જ અમારા ઉપરના વિચારોને ટેકો આપે છે. તે લેખમાં મી૦ આરનોલ્ડ લખે છેઃ

"અંગ્રેજ ઉદારમતવાદીઓ યુરોપ અને એશિયા—ખાસ કરીને ઇંગ્લેન્ડ અને હિંદ—વચ્ચેના અગત્યના ભેદને ભૂલી ગયા છે. ......

"એક અંગ્રેજને વધારે પડતો કાબુમાં રાખવો એ તેનું મોટું અપમાન છે અને એક હિંદુસ્તાનીને એકલો રહેવા દેવો એ તેના ઉપર મોટામાં મોટો જુલમ છે."

મી૦ આરનોલ્ડના હાથમાં હોત તો તેમણે એક પણ દેશી રાજાના હાથમાં તેનું રાજ્ય (સ્ટેટ) રહેવા દીધું નહોત. તેમના મત પ્રમાણે—

"*It is still as true as ever it was that tall poppies are not safe.*"

ખાલસાની બાબતમાં તેણે લખ્યું છેઃ

"ખાલસા કરવું એ આપણને ગમે અગર ન ગમે તો પણ તે આપણી ચોખ્ખી ફરજ હોવી જોઇએ.

"એક વાર તે સિદ્ધાન્તને નમતો મૂકો અને આપણે હિંદ છોડવું પડશે...

"એક એશિયાટીકનું ધ્યેય, આશા, ભય, ઇચ્છા, પ્રેમ અને તિરસ્કાર એક યુરોપીઅનની વિરુદ્ધ છે એ સત્ય છુપ્યું છુપાય તેમ નથી. જ્યાં સુધી આપણે આ દેશમાં છીએ ત્યાં સુધી આપણો ઇતિહાસ જીંદગીના એશિયાટીક લક્ષ્યને યુરોપીઅન દૃષ્ટિબિંદુએ બદલાવવા માટે જ પડાશે. આ જો જુલમ કહેવાય તો આપણે જતા રહેવું જોઇશે. પરંતુ જો આપણે રહીએ તો આપણે ઢોંગ છોડી દેવો પડશે. આપણે જીંદગીને એશિયાટિક દૃષ્ટિએ જોઇ શકીએ નહિ અને જોવી જોઇએ પણ નહિ. આપણું વલણ બધું યુરોપીય બનાવવા તરફ છે અને હોવું જોઇએ. આ રીતને ઓછી નિંદ્ય બનાવવા સહનશક્તિ, સહાનુભૂતિ અને યુક્તિપ્રયુક્તિ જેમ અત્યાર સુધી આપણને ઉપયોગી થઇ પડી છે તેમ આમાં પણ કામ લાગશે. આ રીત ચાલે છે અને ચાલ્યા કરવાની; અને જે લોકોને તેને તાબે થવું પડે છે તે લોકોમાં તે કદી લોકપ્રિય થવાની નથી.

" ......ઉચ્ચ દરજ્જાની જગ્યાએ દેશીઓની નીમણુક થઇ શકે નહિ. કારણ આપણા વિચારો પ્રમાણે તેઓનો આપણને વિશ્વાસ આવે નહિ! આપણા વિચારો ફાવશે કે તેમના? આપણે દેશીઓને અત્યારે દાખલ કર્યા છે તેથી વધુ દાખલ કરી શકીએ નહિ. આટલા પણ આપણે દાખલ કરી શકીએ કે કેમ તે એક સવાલ છે! દેશીઓ ભલે આપણા જેટલા જ ભલા હોય-તેમની નીતિ ભલે આપણા જેટલી જ પવિત્ર હોય-છતાં તે નીતિ આપણી તો નથી જ, કિન્તુ આપણા કરતાં બહુ જ જુદી છે. અને જ્યારે બન્ને નીતિ વચ્ચે સંઘર્ષ થાય ત્યારે સાચી ભીંતે કોને પછડાવું પડે તે માટે આપણે અભિપ્રાય દર્શાવ્યો છે."

ડીરેક્ટરના પત્રમાં દર્શાવેલા બાઇબલના શિક્ષણના વિરુદ્ધના વિચારો કે જે પંજાબની સરકારે મુંબાઈ સરકારને પહોંચાડવા યોગ્ય ધાર્યા હતા, તે તેના મુખ્ય કારકુન મી૦ શ્યામચરણ બસુના હતા અને તેને પ્રતાપે જ સરકારી નિશાળોમાં બાઇબલનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું નહિ. સરકાર ખુલ્લી રીતે લોકોને ઇસાઇ બનાવવામાં મદદ કરતી નહતી છતાં ઇસાઇ હોદ્દેદારો ઇસાઇ પાદરીઓને તેમના ધર્મપ્રચારમાં ઉત્તેજન આપતા. અને હિંદને ઇસાઈ બનાવવા પોતાથી થાય તે કરી છૂટતા.

૧૮૫૭નો બળવો કંઇક અંશે લશ્કરી ટુકડીના ઇસાઇ અમલદારોના હિંદુ અને મુસલમાન સિપાઇઓને ઇસાઇ બનાવવાના ઝુસ્સામાં થવા પામ્યો હતો તેમાં કંઈ શંકા નથી. બંગાળના એક હિંદુએ કલકત્તાથી તા. ૧૮ ઑગસ્ટ ૧૮૫૭માં લખેલા 'હિંદના બળવાનાં કારણો' નામના છાપામા જે એડવર્ડ સ્ટેન્ફર્ડ, ૬ ચેરીંગ ક્રોસ, લંડનથી પ્રસિદ્ધ થયું હતું અને જે મી૦ માલકમ લ્યુવીન, જેણે હિંદમાં મદ્રાસની હાઇકોર્ટમાં બીજા જજ તરીકે અને હોમ મેમ્બર તરીકે નોકરી કરી હતી, તેમના તંત્રીપદ નીચે નીકળ્યું હતું તેમાં લખ્યું છેઃ

"૧૮૫૭ વર્ષની શરૂઆતમાં ઘણા કર્નલો લશ્કરમાં ઈસાઈ ધર્મનો પ્રચાર કરતાં પકડાયા હતા. પાછળથી ખબર પડી કે આમાંના કેટલાક ઉત્સાહી મહાશયો, જેમણે પોતાની જીંદગી ઈસાઈ ધર્મના પ્રચાર પાછળ આપી હતી તેઓ, અંગ્રેજી શિક્ષણ પૂર્વના માણસોને એની મેળે જ ધર્મમાંથી ચ્યુત કરશે એ આશાથી સંતુષ્ટ ન થતાં અને ઈસાઈ ધર્મનો આટલો ધીમો પ્રચાર જોઇને કંઇક વધુ કરી નાખવાના હેતુથી લશ્કરમાં પેઠા—એક નિર્વાહના સાધન તરીકે નહિ પરંતુ ફક્ત વટલાવવાની જ ખાતર. લશ્કરને ખાસ પસંદ કરવામાં આવ્યું તેનું કારણ સુલેહના વખતમાં સોલ્જરો અને કમાન્ડરોને પુષ્કળ સમય ફાજલ હોય છે અને 'જંગલીઓ' ખર્ચ અને પંચાત વગર પુષ્કળ જથામાં ત્યાં જડી આવે છે. એક સારા કાર્યની પાછળ જે ખંત જોઇએ તેટલા ખંતથી આ લોકોએ ઝુકાવ્યું. પરંતુ તેમના આ ઝુસ્સામાં સાધારણ ડહાપણ નહોતું. તેઓએ હિંદુ અને મુસલમાન અમલદારોમાં અને સોલ્જરોમાં ધાર્મિક તર્જુમાઓ વહેંચવા માંડયા અને ધાર્મિક સૂત્રોનો પ્રચાર કરવા માંડયો. પહેલાં તો તેમણે (સોલ્જરોએ) આ બધું તિરસ્કારથી સાંખ્યું. પરંતુ જ્યારે આ પ્રમાણેનું કાર્ય ચાલુ જ રહ્યું ત્યારે સિપાઇઓને ડર ઉત્પન્ન થયો. તેઓએ વિચાર્યું, આ પ્રમાણે ચાલવા દેવામાં તેઓ પોતાની જાત તરફની, પોતાના બાપદાદાઓ તરફની, અને પોતાના ધર્મ તરફની, પોતાની ફરજમાંથી ચ્યુત થાય છે. તેઓએ રાત્રે સભાઓ ભરવા માંડી પરંતુ કંઈ પણ ચોક્કસ જાતના નિશ્ચય ઉપર આવી શક્યા નહિ. તે દરમ્યાન આ 'પાદરી કર્નલો' કંઈ શાન્ત નહોતા રહ્યા. સિપાઇઓની સહનશીલતા જોઈ તેમને હિંમત આવી અને તેઓ વધુ જુલમી બનતા ગયા. તેઓ હિંદુ અને મુસલમાન ધર્મોને વખોડવા લાગ્યા. આ નાસ્તિકોને ઉપદેશ આપવામાં અને તેમના તેત્રીશ કરોડ બીહામણા દેવતાઓને બદલે એક જ સાચા ઈશ્વર ઈશુખ્રીસ્તની પૂજા સ્થાપિત કરવાને તેઓ વધુ તેજ બન્યા. મહમદ અને રામ બન્ને જેવાં તેવાં પ્રાણીઓ હતાં. ધીમે ધીમે આ વટલાવનાર કર્નલો, સિપાઇઓને લાંચો તથા ઇનામો આપી ઈસાઈ બનવાને લલચાવવા માંડ્યા. આ પવિત્ર કર્તવ્યમાં બેશરમ રીતે તેઓ પોતાની અમલદાર તરીકેની લાગવગને ઉપયોગમાં લાવવા માંડ્યા. સિપાઇઓએ વાંધો લીધો. જે સિપાઈ પોતાનો ધર્મ છોડી દેવા તૈયાર થાય તેને હવાલદાર અને તેવા દરેક હવાલદારને સુબેદાર: એ પ્રમાણે

ઊંચી જગ્યાએ તેમની નીમણુંક થવા માંડી. આનું પરિણામ એ આવ્યું કે લશ્કરમાં મહાન અસંતોષ ફેલાઈ ગયો. સિપાઇઓ, આ રાત દિવસના અવિશ્રાન્ત પ્રયાસો, આ બાદશાહી ખર્ચ, વગેરેને એક ખાનગી સાહસ તરીકે ભાગ્યે જ ગણવા લાગ્યા. અને સરકાર આ બધા પાછળ છે તેનો વ્હેમ તે લોકોને થોડો ઘણો આવવા લાગ્યો. સિપાઇઓનાં આ દુઃખ જ્યારે પ્રજાને સમજાવવામાં આવ્યાં ત્યારે છાપાંઓ, એક અંગ તરીકે, આ પાદરી કર્નલોને ખસેડવાની તરફેણમાં નહતાં. લોકોએ ઘણુંખરું આ બાબતને હસી કહાડી. ''

હિંદના બળવાએ જે સાહિત્ય ઉત્પન્ન કર્યું (ચોપડીઓ, છાપાં, માસિક અને પખવાડિકમાંના લેખો, અઠવાડિક અને દૈનિક છાપાંઓ) તેમાં મૂકાએલા આક્ષેપો અને પ્રસિદ્ધ થયેલી સત્ય હકીકતો વિરુદ્ધ કોઇ પણ ઇસાઇ લેખકે પોતાનો અવાજ ઉઠાવ્યો નથી. આથી કુદરતી રીતે અનુમાન કરી શકાય છે કે જે 'જંગલીઓએ' લખ્યું હતું તે ખરૂં હતું.

"બંગાળનું હિંદુ" પત્ર લખે છેઃ

"બળવાની શરૂઆતમાં ગવર્નર-જનરલે એક જાહેરનામું કહાડી લોકોને ખબર આપી હતી કે 'દેશીઓના ધર્મ વચ્ચે સરકાર કદી પડી નહોતી અને ભવિષ્યમાં પડશે પણ નહિ'. પહેલી ઉક્તિની બાબતમાં આખા હિંદે શાન્ત જવાબ વાળ્યો છે કે 'તે જુઠાણું છે'—અને તે ખરૂં પણ છે. બીજાને માટે ભવિષ્યમાં સરકાર વચ્ચે નહિ પડે તેની ખાત્રી શી? કારણ કે તેણે અત્યાર પહેલાં પોતાનાં વચનોનો ઘણીવાર ભંગ કર્યો છે."

આ 'જંગલી' લેખક માટે વધુ લખવું એ જરૂરી નથી. પરંતુ તેના અંગ્રેજ અધિપતિ મી૦ માલ્કમ લ્યુવીન પ્રસ્તાવનામાં લખે છેઃ

"સમાજની વ્યક્તિઓ તરીકે આપણે એક બીજાથી અજાણ્યા છીએ. આપણાં સંપનાં બંધન સ્પાર્ટન અને હેલોટ જેવાં છે—જેથી જીંદગી સુધી થાય તે સઘળુ ગ્રહણ કરી લેવું. આ દેશના લોકોને તેઓ સમાજમાં ઊંચા આવે, મનુષ્ય તરીકે ઉચ્ચ પદવીએ પહોંચે, એવું સઘળુ આપણે તેમની પાસેથી છીનવી લીધુ છે. આપણે તેમની જાતનું અપમાન કર્યું છે. તેમના વારસા સબંધી કાયદાઓ રદ કર્યા છે. આપણે તેમની લગ્ન સંસ્થાઓ બદલી નાખી છે. તેમના ધર્મની પવિત્ર ક્રિયાઓની અવગણના કરી છે. આપણે તેમની ધાર્મિક મિલકતો જપ્ત કરી છે. આપણે આપણા સરકારી રેકર્ડસમાં તેમને 'જંગલી' તરીકે છાપી ગાર્યા છે. આપણે તેમના દેશી રાજાઓની મિલ્કત ઝુંટવી લીધી છે. અને તેમના ઉમરાવોની જાગીરો જપ્ત કરી છે. આપણા બળાત્કારે દેશને અસ્તવ્યસ્ત કરી નાખ્યો છે. આપણે જુલમથી મહેસુલ વસુલ કરીએ છીએ. આપણે દુનિયામાં જુનામાં જુના અમીરોને ઉખાડી નાખવાના અને તેમને એક હલકામાં હલકા શુદ્રની જગ્યાએ ઉતારી પાડવાના પ્રયાસો કર્યા છે.

"લોર્ડ શૅફ્ટસબરી જે પોતાના જન્મ માટે મગરૂર છે અને ઇસાઇ ધર્મના ફેલાવા માટે ઘણા પ્રયત્નશીલ છે તે પોતાના ધર્મની આ નવી રીત માટે શું કહેશે?

"લેખક સાથે ઘણી બાબતમાં સહમત થતાં મેં ઘણીવાર ખેદપૂર્વક છાપખાનાઓના વેર લેવાના, જાતિ તરફની લડાઈ જગાડવાના અને ઇસાઇ ધર્મ ફેલાવવાના પ્રયાસો નિહાળ્યા છે. જે લોકોને હિંદુઓનો અનુભવ નથી, જેમણે તેમનાં મંદિરો—કે જે કેટલીએ સદીઓ પૂર્વે, જ્યારે વિલાયત માત્ર જંગલીઓનો પ્રદેશ હતો ત્યારે પણ અસ્તિત્વમાં હતાં—તે જોયાં નથી, તેમને જ તેના જૂના ધર્મના સ્થાયિત્વ વિષે શંકા આવે.

" ......એમ નહિ—જો વૃક્ષ તેના ફળથી ઓળખાતું હોય, જો ઈંગ્લેન્ડ અને હિંદની નીતિ તેમના ધર્મોની પરીક્ષા માટે સ્વીકારવામાં આવે તો એવા મુકાબલાથી હિંદ જરૂર કંઈ ન ગુમાવે."*

ગિરજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ

---

* Major B. D. Basu i. m. s. (Retired) ના એક લેખ ઉપરથી ફેરફાર સાથે.

## ટીપ

### હિંદુસ્તાનનું સરકારી પાદરીખાતું

ધર્મની બાબતમાં આપણી સરકાર તટસ્થતા રાખે છે એમ ગણાય છે છતાં હિંદના ખરચે આખું પાદરીખાતું ચલાવે છે. આપણા રાજપ્રકરણી વિચારકોનું મુખ્ય ધ્યાન લશ્કરી ખરચ તરફ જાય છે, અને તેની સાથે સરખાવતાં આ ખાતું ઘણું નાનું છે છતાં તે ઉપર પણ ધ્યાન આપવા જેવું છે.

આ ખાતું ૧૮૧૩ માં ઇંગ્લંડની સરકારની સનંદથી સ્થપાયું. તે વખતે તેનો ઉદ્દેશ ખ્રિસ્તી ધર્મ કંપની સરકાર સ્વીકારે અને તેને ઉત્તેજન આપે તે હતો, પણ પાર્લમેન્ટમાં વિલ્બરફોર્સ અને બીજા ઘણા આ ખાતાદ્વારા ખ્રિસ્તીધર્મનો ફેલાવો કરવો જોઇએ એમ પણ માનતા હતા. પ્રથમ એક બિશપ અને આર્કડીકનો રાખેલા હતા તે વધીને અત્યારે ત્રણ બિશપો, ત્રણ આર્કડીકનો અને ૧૬૬ ચૅપ્લેન થયા છે. જ્યાં સુધી કંપની સરકારનું રાજ્ય હતું ત્યાં સુધી તો એક વેપારી સંસ્થા તરીકે તે ગમે તેમ કરે પણ બ્રિટિશ રાજ્ય એ રીતે બીજા ધર્મોને ટાળીને ખ્રિસ્તી ધર્મને ખાસ મદદ ન કરી શકે.

આ પાદરી અમલદારોને લશ્કરના ખ્રિસ્તી યુરોપી સોલ્જરો અને સરકારી ખ્રિસ્તી અમલદારોની જરૂરિયત પૂરી પાડવાને નીમેલા છે. અને તેનો લાભ ખ્રિસ્તી આમપ્રજા પણ લે છે. આ સર્વથા અન્યાયી છે. સરકારી ગેર-ખ્રિસ્તી અમલદારોની ધાર્મિક ક્રિયાઓ માટે સરકાર કાંઇ ન ખરચે, તો ખ્રિસ્તીઓને માટે કેમ ખરચી શકે ? બીજા બધા ધર્મની રૈયત પોતાના ધાર્મિક જરૂરિયત માટે સગવડ કરી લે તો ખ્રિસ્તીઓને સરકારી ખરચે શા માટે એવો લાભ મળવો જોઇએ ? વળી યુરોપના બીજા દેશોમાં અને શહેનશાહતનાં સંસ્થાનોમાં પણ ખ્રિસ્તીઓ પોતાને ખરચે પાદરીનો લાભ મેળવે તો હિંદમાં આવ્યા પછી શા માટે સરકાર તરફથી એવી મદદની અપેક્ષા રાખે ? સરકાર બધું ખરચ રૈયત પાસેથી કર રૂપે લે છે એટલે આનો ખરો અર્થ એ થયો કે હિંદુ મુસલમાન પારસી શીખ વગેરે ધર્મના માણસોને ખરચે ખ્રિસ્તી ધર્મનું પાદરીખાતું ચાલે છે !

અને તે અમલદારોનાં ખરચો પણ ઓછાં નથી. કલકત્તાના બિશપનો વાર્ષિક પગાર રૂ. ૪૫,૯૮૦ અને મદ્રાસ અને મુંબઇના દરેકનો રૂ. ૨૫,૬૦૦ છે. આ આખા ખાતાનું બજેટ ૧૮૬૧–૬૨ માં રૂ. ૧૪,૮૯,૦૦૦ હતું તે ૧૯૨૬–૨૭ માં રૂ. ૩૬,૪૩,૦૦૦ થયું છે. અને આ બજેટ ઉપર હિંદની કોઇ પણ કૌંસિલને બોલવાનો અધિકાર નથી. ૧૯૨૨–૨૩ ની ઈન્ચેકેપ કમિટીમાં સર પુરુષોત્તમદાસે પોતાની ખાસ નોંધમાં દર્શાવેલું છે કે લશ્કરના કામ પૂરતા ચેપ્લેનો રાખી બાકીનું બિશપો અને તેમની ઑફિસો વગેરેનું ખરચ રદ્દ કરવામાં આવે તો ખરચમાં રૂ. ૧૧,૦૯,૪૦૯ નો બચાવ થાય. પણ આમાંનું કશું કરવામાં આવ્યું જણાતું નથી કારણકે ૧૯૨૨–૨૩ ના બજેટ કરતાં ૧૯૨૬–૨૭ ના બજેટમાં આશરે ૭ લાખ વધારે આકારાયા છે. અત્યારે હિંદમાં ૪૦ લાખ ક્રિશ્ચનો છે તેજ માત્ર આનો લાભ છે. આ ખરચ દર ક્રિશ્ચન દીઠ ગણતાં એક શિલિંગ જેટલું થાય છે. બીજા કોઈ ધર્મને સરકાર તરફથી આવી કશી મદદ મળતી નથી.

સરકાર જો કે ખુલ્લી રીતે ખ્રિસ્તી ધર્મના ફેલાવા માટે કશું કરતી નથી પણ હિંદમાં કેળવણીમાં કામ કરતાં મિશનોને બ્હોળે હાથે મદદ કરે છે તેમાં એ દૃષ્ટિ રહેલી જ છે. અને એ બધું ખરચ કેળવણીમાં ગણાય છે. જુદાં જુદાં મિશનોની સ્કૂલો, હાઇસ્કૂલો, કૉલેજો લગભગ સરકાર ખરચે ચાલે છે અને તે સ્કૂલોનું ખરચ બીજી ખાનગી સ્કૂલો કરતાં ઘણું વધારે આવે છે. ૧૯૧૨ માં, ૧૩,૨૦૪ પ્રાથમિક શાળાઓ એટલે કુલ શાળાની ૠ સંખ્યા, ૨૮૩ હાઇસ્કૂલો અને ૩૮ કૉલેજો મિશનો ચલાવતાં હતાં. આ સંસ્થાઓનાં ખરચો સરકાર આપે છે અને છતાં ખરચ વધારે છે એમ કહી હવે તેમને ફી વધારવી છે!

આ સિવાય રેલવે, તાર, વગેરે ખાતાંમાં ખ્રિસ્તીઓને ઊંચી નોકરીઓ આપી તે ધર્મને ઉત્તેજન આપે છે તે જુદું. સાઉથ ઇન્ડિયન રેલવેની હડતાલમાં ખ્રિસ્તીઓ ન જોડાય એ સમજી શકાય એવું છે.

તંત્રી.

---

## ઉદ્ગાર

સખી! સ્વપ્ન મહીં એ જીવ ઝીણું ઝંખે છે,
ઊંડા અભિલાષ અન્તરમાં સ્ફુરીને ડંખે છે.

કદી મન, રાત બધી, મૂર્તિ ઘડંતાં ગાળે છે,
દિને, થાક્યું, ધીમે, સંસારચીલે ચાલે છે.
કદી, પાછું, સ્મૃતિમાંથી જડન્તાં કાંઈ અદ્ભુત,
બનીને ઘેલું, ભૂલીને ગરીબી, મ્હાલે છે.

ભર્યે જીવન ઝિલન્તે જગ, અડીલું લાગે છે,
બની તરસે અવશ આત્મા જુનો રસ માગે છે.

# અધિક માસનું સ્વરૂપ

બધા જાણે છે કે દર બે ત્રણ વર્ષે અધિક માસ આવે છે. જો આપણે આપણા પંચાંગના ૧૨ મહિનાના દિવસોનો સરવાળો કરીએ તો તે ૩૫૪ થાય છે. પણ સૂર્યનું વર્ષ ૩૬૫। દિવસનું છે. (આથી પશ્ચિમના લોકો ૩૬૫ દિવસના ૩ વર્ષ અને ચોથું વર્ષ ૩૬૬ દિવસનું કરીને સરાસરી ૩૬૫। દિવસના વર્ષનો મેળ લાવી મુકે છે.) ૩૫૪ દિવસના આપણા ચાંદ્ર વર્ષ અને ૩૬૫। દિવસના સૌર વર્ષ વચ્ચે દર વર્ષે ૧૧। દિવસનો ફરક પડે છે તે ૩૨ માસે એક અધિક માસ ઉમેરીને ચાંદ્ર અને સૌર વર્ષનો મેળ આપણે લાવી મુકીએ છીએ. સરાસરી એટલા માટે કહું છું કે બે અધિક માસ વચ્ચે બરાબર ૩૨ મહિના જતા નથી. કોઇ વખત સહેજ ઓછો તો કોઈ વખત સહેજ વધારે વખત જાય છે. કારણ કે સૂર્ય ચંદ્ર હંમેશાં સરખી ગતિથી ફરતા જણાતા નથી.

આમ ચાંદ્ર અને સૌર વર્ષ વચ્ચે મેળ રાખવા માટે અધિક માસ ઉમેરવામાં આવે છે. પણ તરત પ્રશ્ન ઉઠે છે કે આ મેળ શા માટે રાખવો? તે ન રખાય તો શી અગવડ આવે?

આનો જવાબ આમ છે. ઋતુઓનો આધાર સૌર વર્ષ ઉપર છે તેથી જો અધિક માસ ન રાખીએ તો આપણા ચાંદ્ર મહિનાઓમાં ધીરે ધીરે જુદી જુદી ઋતુઓ આવવા માંડે. જો ૧૦ વર્ષ સુધી અધિક માસ ન ગણીએ તો કારતકમાં ઉનાળો, ફાગણમાં ચોમાસું અને અશાડમાં શિયાળો બેસે. ૩૨ વર્ષે ફરીને તે જ ઋતુ તે જ મહિનામાં આવી રહે. મુસલમાનોના મહિના હિંદુની પેઠે ચાંદ્ર છે, પણ તેઓ અધિક માસ ઉમેરતા નથી તેથી તેમના મહોરમ વગેરે તહેવારો ધીરે ધીરે બધી ઋતુમાં ફરતા રહે છે.

આપણાં ચાલુ (ગ્રહલાઘવીય) પંચાંગો અત્યંત સ્થૂળ પડી ગયાં છે. ગ્રહણો ગ્રહોનાં લોપદર્શન (ઉદયાસ્ત), ગ્રહયુતિ, અયનો, વગેરે આકાશમાં પ્રત્યક્ષ દેખાતા બનાવો પંચાંગમાં આપેલા સમય કરતાં જૂદે જ સમયે દેખાય છે. ચાલુ પંચાંગોની આવી સ્થૂળતાને લઇને અધિક માસ પણ ખોટો આવે છે. પ્રચલિત પંચાંગમાં ચાલુ માસ અધિક શ્રાવણ તરીકે ગણાયો છે પણ તે ભૂલ છે. ખરો અધિક માસ તો છેલ્લો ચૈત્ર હતો. અધિક માસની ભૂલ સૂર્યચંદ્રના ખોટા ગણિતને લીધે આવે છે. આમાંથી ચંદ્રના ગણિતની એટલે તિથિઓની ભૂલ ૧ મહિનામાં સરભર થઇ જાય છે, પણ સૂર્યના ગણિતની ભૂલ તો દર વરસે એકઠી થતી જાય છે એ પ્રકારની આપણી જ્યોતિષ પદ્ધતિ છે. આ ભૂલ વાર્ષિક ૧ ઘડીની છે. એટલે પ્રત્યક્ષ ઋતુચક્રતુલ્ય વર્ષ કરતાં આપણાં પંચાંગોનું વર્ષ લગભગ એક ઘડી મોટું છે. ઇ. સ. ના ૭મા સૈકામાં સૂર્યસિદ્ધાંતદ્વારા ભારતીય જ્યોતિષનો જીર્ણોદ્ધાર થયો ત્યારથી અત્યાર સુધીમાં આ ભૂલ વધતાં વધતાં આજે ૨૩ દિવસની થઈ છે. તેથી જ ૨૨ મી ડિસેમ્બરે પ્રત્યક્ષ દેખાતું ઉત્તરાયણ આપણાં પંચાંગોમાં ૧૪ મી જાન્યુઆરીએ લખવામાં આવે છે.

અધિક માસ સૂક્ષ્મ ગણિત પ્રમાણે ગણાવા જોઇએ એ વિષે શંકા ન હોઇ શકે, પણ તે કઇ પદ્ધતિ પ્રમાણે ગણાવા જોઇએ એ વિષે મતભેદ હોઇ શકે. મુખ્ય મતભેદ સાયન અને નિરયન પદ્ધતિ વચ્ચે છે; તેમ જ નિરયનમાં પણ રાશિચક્રારંભસ્થાન પરત્વે પેટા મતભેદો છે. આ મતભેદોને લઇને જૂદા જૂદા અધિક માસ આવે છે, એ એક મોટી આપત્તિ છે. આમાંથી રસ્તો કરવા માટે આ પક્ષો શું છે તે નીચે જણાવું છું.

ઋતુચક્રતુલ્ય વર્ષને સાયન વર્ષ કહે છે. સૂર્ય અમુક તારા આગળ હોય ત્યારથી ફરીને એક વર્ષ પછી તે જ તારા આગળ આવે ત્યાં સુધીનાં સમયને નિરયન વર્ષ કહે છે. આ બે પ્રકારનાં વર્ષો વચ્ચે ૨૦ મિનિટનો ફરક છે. આ ફરક શાને લીધે પડે છે તે અહિં કહેતાં બહુ વિસ્તાર થઇ જાય, તેથી એટલું જ કહું છું કે આ ફરકના ગણિતને લીધે આપણે અનેક પ્રાચીન ગ્રંથોના કાળ ઉકેલી શકીએ છીએ, કારણ કે અમુક ઋતુમાં સૂર્ય અમુક તારા આગળ હતો એવા ઉલ્લેખો તે ગ્રંથોમાં મળી આવે છે. લોકમાન્યે આ જ પદ્ધતિએ વેદકાળનો નિર્ણય કરવાનો પ્રયત્ન કર્યો છે.

એટલે હવે આપણે એ જોવાનું રહે છે કે આપણા વૈદિક પૂર્વજોને સાયન વર્ષ ઇષ્ટ હતું કે નિરયન ? જો સાયન ઇષ્ટ હોય, તો ચાંદ્રમાસનો સાયન વર્ષ સાથે (અને તેથી ઋતુઓ સાથે) મેળ રહે એવી રીતે અધિક માસ રાખીએ. જો નિરયન ઇષ્ટ હોય, તો ચાંદ્રમાસનો નિરયન વર્ષ સાથે (અને તેથી તારાઓ સાથે) મેળ રહે એવી રીતે અધિક માસ રાખીએ.

વર્ષ—એ કાલમાન—ની કલ્પના પ્રાચીનોએ ઋતુ ઉપરથી જ કરી હોવી જોઇએ એ દેખીતું છે. ઋતુઓ નિયમિત ક્રમમાં આવ્યા કરે છે એવું જ્યારથી તેઓને લાગ્યું હશે, ત્યારથી એક ઋતુથી માંડીને ફરીને તે ઋતુ આવે ત્યાં સુધીના સમયને એમણે વર્ષ એવું નામ આપ્યું હોવું જોઇએ. **वर्ष, अब्द (अप्+द)**, વગેરે વર્ષવાચક બધા શબ્દોની વ્યુત્પત્તિ જોતાં પણ તેઓ ઋતુવાચક છે એમ જણાય છે. ઋતુચક્રતુલ્ય વર્ષ એ નૈસર્ગિક વર્ષ છે. જેમ માસની કલ્પના ચંદ્રની કળા ઉપરથી થઈ તેમ જ વર્ષની કલ્પના ઋતુઓ ઉપરથી સ્વાભાવિક રીતે થઇ. સૂર્ય એક તારા પાસે હોય ત્યારથી ફરીને તે જ તારા આગળ આવે ત્યાં સુધીના સમયને અર્થાત્ નિરયન વર્ષને કાલમાપનના ઘટક તરીકે લેવાને કશું વ્યવહારિક કારણ નથી. નિરયન વર્ષ એ કેવળ ખગોળશાસ્ત્રીઓ જ માપી શકે અને સમજી શકે એવો માત્ર તાત્ત્વિક ઘટક છે. પણ કાલમાનો તો સમાજની વ્યાવહારિક જરૂરિયાતોમાંથી ઉત્પન્ન થયાં છે. સૂર્ય અમુક તારા આગળ ક્યારે છે તે સીધું કહેવું પણ સામાન્ય લોકોને માટે કઠણ છે, કારણ કે સૂર્યની આસપાસના તારા સૂર્યના પ્રકાશને લીધે દેખી શકાતા નથી. આવા કિષ્ટ સમયને કશી વ્યાવહારિક ઉપયોગિતા સિવાય કાલમાપનનો મહત્વનો ઘટક બનાવવામાં આવ્યો હોય એ બિલકુલ સંભવિત નથી. આથી ઉલટું, ઋતુ—પલટો કોઈને પણ જણાયા વગર રહેતો નથી. શિયાળા ઉનાળામાં દિવસો લાંબા ટુંકા થાય છે એ કોઇને પણ સહેજે જણાઈ આવે એવી વાત છે. ઉનાળામાં સૂર્ય ઉત્તર તરફ અને શિયાળામાં દક્ષિણ તરફ ઉગે આથમે છે એ કોઇ પણ ચકોર ખેડુતની નજર બહાર રહે એવું નથી.

પણ પ્રાચીનોને સાયન વર્ષ જ ઇષ્ટ હતું એ કેવળ અનુમાનથી હું કહેતો નથી. વૈદિક સાહિત્યમાંથી નીચે આપેલાં સ્પષ્ટ પ્રમાણો પણ મારા વિધાનને પુષ્ટિ આપે છે. વળી પ્રાચીન

કાળમાં માસનામો હાલની પેઠે તારા ઉપરથી ( દા.ત. કૃત્તિકા' ઉપરથી કાર્તિક ) નહિ, પણ ઋતુ ઉપરથી ( દા. ત. તપસ્ નભસ્ ) પડેલાં હતાં તેનાં પ્રમાણો પણ આપ્યાં છે.

પ્રાચીન કાળમાં પ્રચલિત સાયન વર્ષ અને તપસ્ ઇ. માસનામને ઠેકાણે હાલમાં પ્રચલિત નિરયન વર્ષ અને ચૈત્ર ઇ. નામ કેવી રીતે આવ્યાં તેનો ખુલાસો જ્યાં સુધી હું કરૂં નહિ, ત્યાં સુધી પ્રાચીનોને વિષે મેં કરેલાં વિધાનો વિષે વાચકના મનમાં કંઇક અસમાધાન રહેવાનો ભય રહે છે. એક ઉદાહરણ લેવાથી હું મારો ખુલાસો વધારે સારી રીતે કરી શકીશ એમ લાગે છે. યજુર્વેદાંગ જ્યોતિષ ( ઇ. સ. પૂર્વે ૧૨૦૦ )નો ૬ઠ્ઠો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

स्वराक्रमेते सोमार्को यदा साकं सवासवौ ।

स्यात्तदादियुगं माघस्तपः शुक्लोऽयनं ह्युदक् ॥

આમાં પંચવર્ષીય યુગને આરંભે ઉત્તરાયણ અને ધનિષ્ઠા નક્ષત્ર કહ્યાં છે. વેદાંગજ્યોતિષનું વર્ષ સૌર હોવાથી દરેક વર્ષને આરંભે ઉત્તરાયણ અને ધનિષ્ઠા આવે એ સ્પષ્ટ છે. ( અહિં એ યાદ રાખવાની જરૂર છે કે સાયન અને નિરયન વર્ષમાન વચ્ચેનો ભેદ ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં સ્પષ્ટ રીતે આપણે જાણ્યો. આ આખા લેખમાં વૈદિક સાહિત્યના કાળની વાત છે. તે કાળમાં આ ભેદ અજ્ઞાત હતો. ) મૂળ મુદ્દો ઉત્તરાયણથી વર્ષારંભ કરવાનો છે, ધનિષ્ઠાથી નહિ. ઉત્તરાયણ વખતે ધનિષ્ઠાને બદલે શ્રવણ આવતું હોત, તો પણ વર્ષારંભ ઉત્તરાયણથી થાત, ધનિષ્ઠાથી નહિ. ધનિષ્ઠા નક્ષત્રનું, ઉત્તરાયણથી સ્વતંત્ર એવું, કયું મહત્ત્વ છે કે ત્યાંથી વર્ષારંભ થાય ? વૈદિક કાળમાં વસંતસંપાત છે એ સ્પષ્ટ છે. પછી સંપાત કૃત્તિકા અને પછી અશ્વિનીમાં આવ્યો તેથી વર્ષારંભ કૃત્તિકાથી થતો અને હવે અશ્વિનીથી થાય છે, તેનું કારણ તે સંપાત છે, આ નક્ષત્રો નહિ.

ઋતુ–માસ સદસ્ બરાબર ક્યારે બેઠો એ કેવળ વ્યાવહારિક અનુભવ ઉપરથી કહેવું મુશ્કેલ છે, પણ જે માસમાં મૃગશીર્ષ આખી રાત દેખાય છે, એટલે સાંજે પૂર્વમાં ઊગી સવારે પશ્ચિમમાં આથમે છે આમ જે માસનું મુખ્ય નક્ષત્ર મૃગશીર્ષ છે તે માસ સહસને બદલે મૃગશીર્ષ કહેવાયો. આ માસની પૌર્ણિમાએ ચંદ્ર પણ મૃગશીર્ષમાં હોય છે, તેથી જે માસની પૂનમે મૃગશીર્ષમાં ચંદ્ર હોય તે માર્ગશીર્ષ માસ એવી વ્યુત્પત્તિ પાછળથી બેસારવામાં આવી. માર્ગશીર્ષ નામની ઉત્પત્તિ તો મૃગશીર્ષપ્રધાન એવા અર્થમાંથી જ થઇ. ઋતુ કરતાં તારા એ વધારે દૃશ્ય વસ્તુ છે તેથી વેધની સગવડને ખાતર પહેલાં નૈસર્ગિક ઋતુ–માસોનાં નામ બદલાઇને તારા ઉપરથી પડયાં, અને પછી અધિક માસ ઋતુઓની સાથે મેળ
શીર્ષ બદલે તારાઓની સાથે મેળ રાખે એવી રીતે ઉમેરવામાં આવ્યો. દાખલા તરીકે
માસની ભૂલ હંમેશાં સદસ્ ઋતુ જ રહે એવી રીતે અધિક માસ ઉમેરાતો, તેને બદલે
તિથિઓની ભૂ નવા નામ—'માર્ગશીર્ષ' માસમાં હંમેશાં મૃગશીર્ષમાં જ ચંદ્ર આવે એ
વરસે એકઠી થતાં મેરાવા લાગ્યો. આ બંને રીત જૂદી છે એમ તે વખતે જાણવામાં
૧ ઘડીની છે. એટલે નિરયન વર્ષને દાખલ અને દૃઢમૂલ કરવામાં તારા–માસોએ ખૂબ
ઘડી મોટું છે. ઇ. સ. •

એને શરૂઆતમા એમ મનાય એ સ્વાભાવિક છે. સૂર્યની સરાસરી ગતિથી કરેલું ગણિત આકાશના પ્રત્યક્ષ સૂર્ય સાથે વરસમા બે વખત મળી રહે છે. એક, તા ૧ લી જાન્યુઆરીએ. આ વખતે પૃથ્વી સૂર્યની નજીકમાં નજીક હોય છે. આને નીચબંદુ કહે છે. અને બીજું, તા. ૧ લી જુલાઇએ. આ વખતે પૃથ્વી સૂર્યથી દૂરમા દૂર હોય છે. આને ઉચ્ચ બિંદુ કહે છે. ઋતુ-વર્ષ, તારા-વર્ષ અને ઉચ્ચ-વર્ષ એ ત્રણે પરસ્પર ભિન્ન વસ્તુઓ છે, પણ આ વાત તે વખતે જાણવામા નહોતી, અને ઉચ્ચ-વર્ષનો વેધ બીજા બને વર્ષોના વેધ કરતાં સરળ હોવાથી આપણું વર્ષ ઘણા સમય સુધી હેતુનઃ સાયન અને અંકતઃ ( આકડા પ્રમાણે ) ઉચ્ચાનુસારિ રહ્યું.

મારા કથનના સમર્થનમાં હુ જ્યોતિષના બધા મુખ્ય ગ્રંથોમા આપેલી વર્ષની લંબાઇ નીચે આપુ છું. સાથે સાથે સાયન, નાક્ષત્ર ( નિરયન ), અને ઉચ્ચાનુસારિ વર્ષના સૂક્ષ્મ વેધસિદ્ધ આકડા પણ આપુ છુ.

| | દિવસ | ઘડી | પળ |
|---|---|---|---|
| વેદાંગ જ્યોતિષ | ૩૬૬ | ૦ | ૦ |
| પિતામહ સિદ્ધાંત | ૩૬૫ | ૨૧ | ૨૫ |
| પુલિશ ,, | ,, | ૧૫ | ૩૦ |
| (આદ્ય) સૂર્ય ,, | ,, | ૧૫ | ૩૧॥ |
| રોમક ,, | ,, | ૧૪ | ૪૮ |
| પ્રથમ આર્ય ,, | ,, | ૧૫ | ૩૧। |
| બ્રહ્મગુપ્ત ,, | ,, | ૧૫ | ૩૦ૄ |
| સાંપ્રત સૂર્ય, શાકલ્ય રોમક સોમ | ,, | ૧૫ | ૩૧॥ |
| દ્વિતીય આર્ય, રાજમૃગાંક, કરણકુતૂહલ ઈ. | ,, | ૧૫ | ૩૧। |
| વેધસિદ્ધ સાયન | ,, | ૧૪ | ૩૨॥। |
| ,, નાક્ષત્ર | ,, | ૧૫ | ૨૩ |
| ,, ઉચ્ચાનુસારિ | ,, | ૧૫ | ૩૪। |

,, ચાંદ્રમાસ ૨૯. ૫૦૫૩ દિવસ

આપણા ગ્રંથોનાં વર્ષને વેધસિદ્ધ વર્ષો સાથે સરખાવતા જણાય છે કે વેદાંગ અને પિતામહના વર્ષો અત્યંત સ્થૂળ છે. રોમકે સાયન વર્ષનો અને બાકીનાઓએ ઉચ્ચાનુસારિ વર્ષનો વેધ લીધો લાગે છે. દાખલા તરીકે સાંપ્રત સૂર્યસિદ્ધાંતનુ વર્ષ વેધસિદ્ધ સાયન કરતા ૫૮॥ પળ મોટું, વે. નાક્ષત્ર કરતા ૮॥ પળ મોટુ અને વે. ઉચ્ચાનુસારિ કરતા ૨॥ પળ નાનુ છે. આ ઉપરથી સૂર્યસિદ્ધાંતકારે ઉચ્ચા० વર્ષનો વેધ લીધો હોવો જોઇએ એ સ્પષ્ટ છે. પ્રાચીનોનો હેતુ કયા વર્ષનો વેધ લેવાને હતો એ તો આ ઉપરથી જણાતુ જ નથી એ યાદ રાખવું જોઇએ, કારણ કે એમના મનમા સાયન, નિરયન, ઉચ્ચાનુસારિ બધુ સરખું જ હતું.

આમ મૂળના સાયન માસ અને સાયન વર્ષને બદલે ભૂલથી નાક્ષત્ર માસ અને ઉચ્ચાનુસારિ વર્ષનો ગોટાળો દાખલ થયો અને આ બંને ( માસ અને વર્ષ ) ઋતુ-અનુસારિ છે એવી માન્યતાનો એક વધારાનો ગોટાળો ઘણાં વર્ષ રહ્યો. આ ગોટાળામાંથી રસ્તો કાઢવો હોય તો માસનાં નામ કે વર્ષની લંબાઇના આંકડા તરફ ન જોતાં, પ્રાચીનોનો હેતુ શો હતો એ જ જોવું જોઇએ, અને આ હેતુ સંબંધે કોઈ પણ માણસ નિષ્પક્ષપાતપણે અભ્યાસ અને વિચાર કરશે તો તેને જણાયા વગર નહિ રહે કે "આપણું વર્ષ સાયન છે અને સાયન વર્ષની સાથે આપણા ચંદ્ર માસોનો મેળ રહે એ જ રીતે અધિક માસ ઉમેરાવા જોઇએ. આટલું નક્કી થયા પછી ઉપલો હેતુ કાયમ રાખીને જ નક્ષત્રો અને ચાંદ્ર માસનાં નામ જે રીતે બરાબર મળી રહે તે રીતે ગોઠવી લેવાં જોઇએ, નહિ કે તેમનાં ચાલુ નામોનો સાયન વર્ષ સાથે મેળ મળતો નથી એ ગૌણ કારણુ આગળ ધરીને સાયન વર્ષના મુખ્ય મુદ્દાને ઉડાવી દેવો. જેમ કૃત્તિકાદિ ગણુનાને બદલે અશ્વિન્યાદિ ગણુના આવી, તેમ અશ્વિન્યાદિને બદલે હવે ઉત્તરાભાદ્રપદાદિ ગણુના રાખવાની જરૂર લાગે તો તેમ કરો, ચૈત્રાદિ નામોને બદલે મધુમાધવાદિ વૈદિક નામોને ફરીને લાવવાની જરૂર લાગે તો તેમ કરો, ગમે તેમ કરો, મુખ્ય મુદ્દાને સાચવીને બાકીની ગૌણ બાબતોને ગોઠવી લો, પણ એ ગૌણ બાબતોને આગળ ધરીને મુખ્ય મુદ્દાને ઉડાવી ન દો. ગૌણ બાબતોની ગોઠવણુ કેવી રીતે કરવી એ એક સ્વતંત્ર લંબાણવાળો વિષય છે, તેથી તે વિષે હું અહિં કંઇ લખતો નથી.

વેદકાલમાં વર્ષ સાયન હતું તથા મધુમાધવાદિ સાયન માસ પ્રવર્તિત હતા તે વિષે વૈદિક સાહિત્યમાંથી થોડાંક શાબ્દિક પ્રમાણો.

मुखं वा एतदृतूनां यद्वसन्तः ॥ तै. ब्रा. १. १. २. ६, ७

तस्मादादित्यः षण्मासो दक्षिणेनैति षडुत्तरेण ॥ तै. सं. ६. ५. ३.

पञ्च वा ऋतवः संवत्सरः। तै. ब्रा. २. ७. १०.

द्वादशमासाः पञ्चर्तवो हेमन्त शिशिरयोः समासेन। ऐ. ब्रा. १. १.

ऋतुभिर्हि संवत्सरः शक्नोति स्थातुम्। श. ब्रा. ६. ७. १. १८.

मधुश्च माधवश्च वासन्तिकावृतू इ.। तै. सं. ४. ४. ११.

मधुश्च माधवश्च शुक्रश्च शुचिश्च नभस्यश्चेषश्चोर्जश्चसहश्च सहस्यश्च तपश्च तपस्यश्च॥
तै. सं. १. ४. १४.

उपयाम गृहीतोसि मधवे....माधवाय....इ० वा. सं. ७. ३०.

मधवे स्वाहा माधवाय स्वाहा इ० वा. सं. २२. ३१.

तस्य ते ( संवत्सरस्य ) वसन्तः शिरः। ग्रीष्मो दक्षिणः पक्षः ॥
वर्षाः पुच्छम् ॥ शरदुत्तरः पक्ष ॥ हेमन्तो मध्यम् ॥ तै. ब्रा. ३. १०. ४. १.

मुखं वा एतद्देवानामहः ॥ यत्संवत्सरः ॥ तै. ब्रा. ३. ९. २२.

દેવો—એટલે મેરુ–વાસીઓ. મેરુ એટલે પૃથ્વીનો ઉત્તરધ્રુવ. અહિં ૭ માસનો દિવસ અને ૭ માસની રાત મળીને એક વર્ષનો દિન થાય છે.

સ્મૃતિ, પુરાણ, જ્યોતિષના સિદ્ધાન્તગ્રન્થો વગેરેમાંથી પ્રમાણો વિસ્તારભયથી આપ્યાં નથી. ભારતીય જ્યોતિષનો ઉગમ વેદકાળ છે. આ ઉગમ વખતે તેનું જે સ્વરૂપ વૈદિક ઋષિઓએ કલ્પ્યું હતું તેને જ આપણે અનુસરીએ તો સાયન એટલે ઋતુચક્રતુલ્ય વર્ષ અને આ વર્ષની સાથે મેળ રાખે તેવી અધિકમાસ ઉમેરવાની વ્યવસ્થા અર્થાત્ ઋતુચક્રાનુસારી મહિના રાખવા જોઇએ. બધું ગણિત વેધસાક્ષિક એટલે પ્રત્યક્ષ આકાશ સાથે મળી રહેનારૂં હોવું જોઇએ એ કહેવાની તો જરૂર જ નથી.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ।
ऋतुचक्रसमं वर्षं गणितं वेधसाक्षिकम् ॥

હરિહર પ્રા. ભટ્ટ

---

# સ્વૈરવિહાર

તમે કોઈ દિવસ નવકૂંકી રમ્યા છો ?

બે માણસો સામસામા બેસી નવ નવ કાંકરીથી તે રમત રમે છે. નવકૂંકી, ચારકૂંકી, વાઘબકરી, વગેરે રમતો શેત્રંજની જાતની છે, અને વિદ્યાર્થીઓ—મેં તો ઘરડાઓને પણ બહુ જ રસથી નવકૂંકી રમતા ભાળ્યા છે અને તેમાં પુષ્કળ કૌશલને અવકાશ છે—તે રમી શકે. ઘરમાં બેસીને રમવાની રમત તરીકે અંગ્રેજી બ્રીજ કે હાલ્માથી તે ઓછી રસવાળી નથી. પણ આપણે એ રમતો વીસારતા જઇએ છીએ. આ બધી રમતોમાં હોય તો માત્ર એક જ દોષ છે. તે સિવાય તેના અનાદરનું કારણ સમજાતું નથી. એક ડૉક્ટરે ડુંગળીનાં ઘણાં જ વખાણ કરી છેવટે લખેલું કે ડુંગળી લોકો નથી વાપરતા કારણ કે તેમાં એક દોષ છે. તે ગંધાય છે તે ? ના. ગંધની સાચી સુગ હોત તો તો આપણે જાતે અને આપણાં ઘરો વધારે સ્વચ્છ હોત. ખરો દોષ તે ડૉક્ટરે એ બતાવ્યો છે કે ડુંગળી સોંઘી છે. બે રૂપિયે તોલો મળતી હોત તો ઉત્તમ દવા તરીકે બધા શ્રીમંતો લઇ જાત. તેમ આપણી રમતો પણ આપણે છોડતા જઇએ છીએ તેનું એક જ કારણ છે, તે ઘણી જ સોંઘી છે. એ જ કારણ હોય તો ભાઇ, કોઇ વેપારી તેને સારા બોર્ડ પર ચીતરી કાંકરીની જગાએ લાકડાનાં મ્હોરાં બનાવી મોંઘી કરી આપે તો કેમ!

તમે જો નવકૂંકી રમ્યા હશો તો મારે જે વાત કહેવાની છે તે બરાબર સમજશો. અને નહિ રમ્યા હો તો ? તો શું ? તો પણ સમજશો પણ જરા ઓછું. હું મારી જીભે તો એમ નથી જ કહેવાનો કે મારી વાત તમે નહિ સમજી શકો.

નવકૂંકીમાં એક જ સીધી લીટીમાં ત્રણ કાંકરી આવે તેને ભરત થયું કહે છે અને ભરત થાય એટલે સામા પક્ષની એક કાંકરી ઉપાડી લેવાનો હક મળે. એમ કરતાં સામાની

બધી કાંકરી લઈ લઈએ એટલે જીત થાય. નવકૂકીની ચાલમાં એક 'ઓડિયા'ની ચાલ આવે છે. એક કાંકરી ભરતમાં બેઠી હોય ત્યાંથી ઠેકીને બીજે બેસે એટલે પાછું ત્યાં ભરત થાય, એમ થાય એટલે ચાલે ચાલે સામાની કાંકરી જીતી શકાય. મૂળ શબ્દ કદાચ ઓડિયો ટટ્ટુ હશે. ટટ્ટુની માફક કાંકરી આમ કૂદે તો પણ ભરત થાય, આમ કૂદે તો પણ ભરત થાય. દરેક ચાલે કાંકરી જીતાય. એ ચાલ મળી ગઈ એટલે જીત થઈ જ સમજો.

વ્યવહારમાં કેટલાક માણસોને આવી ચાલબાજી આવડે છે. ઘણા વકીલોને આવી ચાલ આવડતી હોય છે. તેનો એક જ દાખલો: જો સાક્ષી ન હોય તો તો એમ જ કહેવાનું કે સાક્ષી નથી માટે કેસ સાબીત થતો નથી. જો સાક્ષી હોય તો એમ કહેવાનું કે બચ્ચાજી, તમે બરાબર તે જ વખતે ત્યાં ક્યાંથી આવ્યા ? સાક્ષી થવા જ આવેલા કે શું ? વગેરે વગેરે.

આપણી સરકારને આવી ઓડિયાબાજી સરસ આવડે છે. એક માત્ર બારડોલીમાં જ તેનાં અનેક દાખલા જડશે. શ્રી વલ્લભભાઈએ એ ઓડિયાબાજી બરાબર બહાર પાડી છે. જો રૈયત દારૂમાં પૈસો બગાડતી હોય તો એમ કહેવાનું કે દારૂમાં પૈસો બગાડે છે તેના કરતાં સરકારી મહેસુલ વધારવું સારૂં. જો દારૂમાં ન બગાડતી હોય તો કહેવાનું કે દારૂની પેદાશ ઘટી છે માટે બીજી વધારવી જોઈએ. જો રૈયતનાં ઘર સારાં હોય તો સ્થિતિ સારી છે માટે મહેસુલ વધારવું જોઈએ, જો ઘર સાદાં અને નાનાં હોય તો રૈયત કરકસર કરનારી છે માટે મહેસુલ વધારવું. જો મહેસુલ ન ભરવાની બાબતમાં લોકોમાં એકસંપી ન હોય, તો કહેવું કે આટલા ભરે છે તેમ બધા ભરી જશે, આ કશું ચાલવાનું નથી; જો એકસંપી હોય તો કહેવું કે લોકોને તો ભરવું છે પણ બ્હીકથી ભરતા નથી.

બાવો કૂદે એમ ચેલી કૂદે. સરકારે એમ કહ્યું કે લોકોને તો ભરવું છે પણ સામાજિક બહિષ્કારની બ્હીકથી નથી ભરતા, તો 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' કહે છે કે સામાજિક બહિષ્કારની બ્હીકથી લોકોએ બારડોલીમાં બળવો કર્યો છે, બારડોલીમાં બોલશેવિઝમ આવ્યું છે ! અને આમાંથી જરૂર ખૂનરેજી થવાની છે. "ખૂનરેજી થશે" ! પણ ભાઈ, શી રીતે થશે ? બારડોલીવાળા તો ખૂનરેજી નથી જ કરતા અને નથી જ કરવાના. છતાં ખૂનરેજી થવાની જ હોય તો એમ જ કહોને કે અમે અથવા સરકાર ખૂનરેજી કરીશું ! પણ નહિ. 'ટાઈમ્સ' એમ માને છે કે ખૂનરેજી થશે એમ કહેવાથી તે કરવાનું કર્તૃત્વ કે તેનું પાપ સરકારને (કદી લાગી શકતું હોય તો) લાગતું નથી. ખૂનરેજી કરીશું એમ કહે તો કર્મબાધ લાગે, પણ ખૂનરેજી થશે એમ કહે તો બસ, પાપમાંથી મુક્ત ! આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે એક શબ્દ બરાબર સમજાય અને તેનો બરાબર પ્રયોગ થાય તો તે સ્વર્ગલોકમાં કામદૂધાગાયનું ફળ આપે. સરકાર પણ એમ માને છે કે ભાષામાં શકયભેદ વાપરવાથી ન્યાય અને અન્યાય બન્ને ગાયો યથાકામ ફળ આપે છે.

સરકાર એટલા માટે કાયદામાં પણ શકયભેદ વાપરે છે: "મહેસુલ ન ભરે તેનો માલ જપ્ત કરવામાં આવશે, તેની જમીન ખાલસા કરવાને પાત્ર થશે." વગેરે વગેરે. ભાઈ, સીધું કહોને કે 'અમે જપ્ત કરીશું' 'અમે ખાલસા કરીશું.' પણ ના, એ તો શકયભેદ જ વાપરવાના. આપણી આખી ભાષા આ રીતે સરકારે બગાડી નાંખી છે. આપણે કદી આવી રીતે શકયભેદ આટલો બધો વાપરતા નહિ. 'નોકરીમાં રાખવામાં આવે છે,'





'તમારો પગાર કમી કરવામાં આવે છે,' 'તમારી સામે પગલાં ભરવામાં આવશે,' જ્યાં હોય ત્યાં આવે છે અને 'થશે.' ક્યાંક 'કરીએ છીએ' એમ આવે છે.

આપણા શાસ્ત્રકારોએ નકામી નૈષ્કર્મ્ય કેમ ભોગવાય તેને માટે આટલી બધી ગાથો ફોડ કરી. કર્મથી અલિપ્ત રહેવાનો સહેલો ઉપાય એ જ કે જે કરવું હોય તેનો પહેલા કાયદો ઘડવો, અને પછી તે કાયદા પ્રમાણે કરવું. પહેલા કાયદો ઘડો કે જમીન બધી સરકારની છે, અને પછી તે કાયદા પ્રમાણે કોઇની જમીન લઈ લ્યો તો જમીન લઇ લેવાનું પાપ ન લાગે.

એક મીયાંભાઈ બગલમા નાગી તરવાર ખોસીને બજારમા ચાલતા હતા. રસ્તામા એક ચાલનારને તરવાર જરા વાગી હશે, એટલે તેણે મીયાભાઇને કહ્યું કે ભાઈ વાગે છે. મીયાંભાઈ કહેઃ "સાલા દેખતા નહિ હે! તરવાર અંધી હે, તુ બી અંધા હે?" સરકાર પણ કહે છેઃ "કાયદા પ્રમાણે ચાલતા તમને નુકસાન થાય તેમા અમે શું કરીએ? કા હાથે કરીને કાયદામાં આવો? કાયદો આંધળો છે, તમે પણ આંધળા છો?" અંધારામા આ ભેંશોની ચામડી ઉતરી જવા જેવી થઈ, પગમા કીડા પડયા, તે બધામા સરકારને કશુ પાપ લાગવાનું નથી. પાપ બધુ લોકોને પોતાને જ લાગવાનું. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નો ખબરપત્રી કહે છે કે, આ સત્યાગ્રહ નથી, આ તો પ્રાણી ઉપરની ક્રૂરતા છે, એટલે લોકોએ પ્રાણીઓ ઉપર આ બધી ક્રૂરતા કરી!

× × ×

આપણામા કહેવત છે કે હાથી જીવતે લાખનો અને મુવે સવા લાખનો. તેમ મારા એક ઓળખીતા પોતાની બૈરીને જીવતી પંદર હજારની ને મુવે વીસ હજારની ગણાવતા. હાથી મરતા કિંમત વધી ગણાય છે તેવું કારણ તો એ કે તેના હાડકાની કિંમત ત્યારે જ ઉપજી શકે, ત્યા સુધી તો એને ઉલટું ખવરાવવાનું ખરચ થાય. પણ આ ભાઇ બૈરીની કિંમત જુદી જ રીતે ગણાવતા. તેઓ પદર હજાર આપીને એક નાની બૈરી પરણી લાવ્યા. ઘણીવાર બને છે તેમ બૈરીને ક્ષયરોગ થયો તેની દવામા, દરદીને જોવા આવનારાની પરોણાગતમા મળીને ચારેક હજાર થયા. અને મરી ગયા પછી ઉત્તરક્રિયાના એક હજાર થયા. એ રીતે બધા ખરચનો સરવાળો કરી બૈરી મુવે વીસ હજારની એમને થઇ હતી. મારી ઘડિયાળની કિંમત હુ એ રીતે ગણાવું તો ક્યાઇ જાય. મૂળ રૂ. ૧૯) ની લીધેલી, પછી સરતમાં તેનાથી બદામ ફોડી તેમા સરત હાર્યો તેના રૂ. ૫) ખોયા અને ઘડિયાળ ફરી સુધારવી પડી તેના રૂ. ૫) અને તે પછી વારંવાર બગડી તે બધાના રૂપિયા ગણું તો ઘણા થઈ જાય. એ રીતે ઘડિયાળ જ્યારે તદ્દન નકામી થઈ જશે ત્યારે સોએકની થઇ જશે.

આ સરકાર એ રીતે જ આપણને કિંમતી સેવા આપે છે. કિંમતી એટલે જેની ભારેમા ભારે કિંમત ખરચી હોય તેની. જગતભરમા આટલી કિંમતી સરકાર કોઇ નથી. તેની નોકરશાહીનું ખરચ આખી દુનિયામાં સૌથી ભારે છે. ઘણીવાર લોકો પૂછે છે કે એક દેશી કરતા એક અંગ્રેજની સેવા કઇ રીતે વધારે કિંમતી છે. પણ એ સવાલ જ ન જોઇએ. દેશી કરતા અંગ્રેજને પાચ ગણો પગાર મળે છે, દેશી સિપાઈ કરતાં અંગ્રેજને અનેક ઘણો પગાર મળે છે, અને આ ખરચ જાણે ઓછું હોય તેમ પાછું કમિશનો બેસાડી

બધી કાકરી લઈ લઇએ એટલે જીત થાય નવકૂકીની ચાલમા એક 'ઓડિયા'ની ચાલ આવે છે. એક કાકરી ભગતમા બેઠી હોય ત્યાથી ઠેકીને બીજે બેસે એટલે પાછુ ત્યા ભગત થાય, એમ થાય એટલે ચાલે ચાલે સામાની કાકરી જીતી શકાય મૂળ શબ્દ કદાચ ઓડિયો ટટ્ટુ હશે ટટ્ટુની માફક કાકરી આમ કૂદે તો પણ ભરત થાય, આમ કૂદે તો પણ ભરત થાય દરેક ચાલે કાકરી જીતાય એ ચાલ મળી ગઈ એટલે જીત થઈજ સમજો

વ્યવહારમા કેટલાક માણસોને આવી ચાલબાજી આવડે છે. ઘણા વકીલોને આવી ચાલ આવડતી હોય છે. તેનો એક જ દાખલો. જો સાક્ષી ન હોય તો તો એમ જ કહેવાનું કે સાક્ષી નથી માટે કેસ સાબીત થતો નથી. જો સાક્ષી હોય તો એમ કહેવાનુ કે બચ્ચાજી, તમે બરાબર તે જ વખતે ત્યા ક્યાથી આવ્યા? સાક્ષી થવા જ આવેલા કે શુ? વગેરે વગેરે

આપણી સરકારને આવી ઓડિયાબાજી સરસ આવડે છે. એક માત્ર બારડોલીમા જ તેના અનેક દાખલા જડશે શ્રી વલ્લભભાઇએ એ ઓડિયાબાજી બરાબર બહાર પાડી છે જો રૈયત દારૂમા પૈસો બગાડતી હોય તો એમ કહેવાનુ કે દારૂમા પૈસો બગાડે છે તેના કરતા સરકારી મહેસુલ વધારવુ સારૂ જો દારૂમા ન બગાડતી હોય તો કહેવાનું કે દારૂની પેદાશ ઘટી છે માટે બીજી વધારવી જોઇએ જો રૈયતના ઘર સારા હોય તો સ્થિતિ સારી છે માટે મહેસુલ વધારવુ જોઇએ, જો ઘર સાદા અને નાના હોય તો રૈયત કરકસર કરનારી છે માટે મહેસુલ વધારવુ જો મહેસુલ ન ભરવાની બાબતમા લોકોમા એકસંપી ન હોય, તો કહેવુ કે આટલા ભરે છે તેમ બધા ભરી જશે, આ કશુ ચાલવાનુ નથી, જો

'તમારો પગાર કમી કરવામા આવે છે,' 'તમારી સાક્ષૈરણ થાય તો તેને માટે આખો હોય ત્યા આવે છે અને 'થશે.' ક્યાક 'કરીએ છીએ એકાદ અપહરણ થાય તો તેને

આપણા શાસ્ત્રકારોએ નકામી નૈષ્કર્મ્ય કેમ જોણુ જરૂર ન પડે !

ફોક કરી કર્મથી અલિપ્ત રહેવાને મ્હેલો' ઉપાય ×

કાયદો ઘડવો, અને પછી તે કાયદા પ્રમાણે શો વારતા છે એક માછીમારે નદીમા માછલા નાખતી છે, અને પછી તે કાયદા પ્રમાણે કે ખેંચાઇ આવ્યો સીસાનો બૂચ ઉઘાડતા તેમાથી પાપ ન લાગે આ માછીમારને ખાઇ જવા ધાર્યો માછીમારે કહ્યુ કે

એક મીયાભાઈ બગનમા નાજિને કહ્યુ કે તેને બાટલીમા પૂરીને નાખ્યો ત્યારે એક ચાનનારને તરવાર જરા વાગી, કે જે માણસ તેને પહેલા હજાર વરસમા કાઢે તેને મીયાભાઈ કહે "મોલા દેખતએ ન કાઢયો પછી તેણે એવો સકલ્પ કર્યો કે જે બીજા પણ કહે છે "કાયદા પ્રમાણે રાજ્ય આપુ તોય કોઇએ ન કાઢયો છેવે એવો નિશ્ચય દાયે કરીને કાયદામા આને ખાઇશ

આ ભેંશોની ચામડી મિજવુ જોઇએ બારડોલી જે ન્યાય માગે છે તે સરકાર અત્યારે કશુ પાપ લાગવાનારનું માન વધશે અને રૈયતનો પ્રેમ વધશે પણ અમુક વખતે રૈયત ખરપત્રી નહે એ વિશ્વાસ ખોઇ દેશે પછી સરકારને આથી વધારે આપવુ પડશે અને કોડાએ પ્રાણીએ ગણુ નહિ રહે '

હરિલાલભાઇએ એટલા માટે તો હવે રાજીનામુ આપવાનું બંધ નહિ આપણ કે ?

એક ઓળખ × × ×

હાથી મરતા રે સમાધાનીનું કહેણુ મોકલ્યુ છે તમે નવી આકણી પ્રમાણેનું મહેસુલ ભારી ઉપજી શકે, તેના જામીન આપો અને અમે મહેસુલઆકણીની તપાસ કરવા એક અમારો કિંમત શું નીમીએ

ઘણીવાર મારા મોમા આગળી નાખ અને હું તારી આખમા આગળી નાખુ સરખે સરખુ

સ્વૈરવિહારી

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમા રસ લેનાર સ્ત્રી પુરુષોને અમે વિનતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમા તેમનો સહકાર આપે એમાથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગને એવી માહિતી આ વિભાગમા આપવા પ્રયત્ન કરીશુ તંત્રી. ]

## બારડોલીનો પત્ર

આ સાથે અહીંયાની થોડીક પત્રિકાઓ તથા ખબરપત્રો મોકલુ છું તે ઉપરથી તમે નોધ લઇ શકશો. લડત વિશે અત્યારથી કંઇ કહી નાખવું તે જોખમ ભરેલું છે, કારણ તે લડતની ખરેખરી આકણી તો વર્ષો પછી આપણી સ્વતંત્રતાનો ઇતિહાસ લખાશે ત્યારે જ થશે અત્યારે જ કહીએ તે કદાચ ખોટુ પણ પડે, પણ ભવિષ્યમા ખોટા પડીશુ એવી બીકથી અત્યારે આપણે વિચારતા તો ઓછા જ બધ થઇ જવાના '

લડત વિશે છાપાઓમા બધી જ ખબરો આવી જાય છે એટલે એ વિગતો અહીં ફરીથી કહેતો નથી. બારડોલીની લડત અથવા તૈયારીની પાછળ લોકોમા જે ઉત્સાહ અને આવેગ આવેલા છે તેની મનોદશાનો ખ્યાલ આપવા લખુ છે.

હું અહીં ગામડામા ફરતો હતો ત્યારે એક બાઇએ મને કહ્યું કે ગયે વરસે તમારે ત્યા—એટલે અમદાવાદ અને ખેડા જીલ્લામા કુદરતનો કોપ થયો હતો, અને આ વખતે અમારે ત્યા સરકારે કોપ કર્યો છે સંકટ નિવારણ વખતે મને માતર તાલુકાના ૨૨ ગામો સોપેલા હતા રેલ સકટ વખતે ગુજરાતે કોઇ નવો જ જન્મ લીધો હોય એમ આપણને બધાને લાગતુ હતું. આ વખતે આવુ જ નવું જીવન બારડોલીના લોકોમા આપણે જોઇએ છીએ રેલ વખતે પણ લોકોએ એકબીજાને ભારે મદદ કરેલી અને બહાદુર કામ કર્યાં હતા, આ વખતે બારડોલીમા આપણે શૌર્ય અને સહન કરવા અથાગ શક્તિ જોઈએ છીએ રેલસંકટ અને બારડોલીનો સત્યાગ્રહ એ બે વચ્ચે મને એક સામ્ય લાગે છે, અને બીજી રીતે અમુક મૌલિક ભેદ પણ જણાય છે મારે જે કહેવુ છે તે સ્ફુટ કરવા હું પહેલા થોડા દાખલા લઈશ.

અતિશય દુ:ખથી ઘેરાએલા માણસમા બહાદુરીનો ગુણ જવલ્લે જ જોવામા આવે છે. વ્યક્તિઓના જીવનમા આ સત્ય ઘણુખરું સાચું પડે, પણ સમાજનુ કે સમૂહનું જીવન વ્યક્તિઓના જીવન કરતા કાઇ જુદા જ પ્રકારનું હોય છે, અને એથી લૉર્ડ મૅકોલેએ બંગાળીઓ વિશે એમ કહ્યું હતુ કે એમની ( બંગાળીઓની ) નામર્દાઇમાથી જ એક જાતનું શૌર્ય પેદા થાય છે આપણા સમૂહ ઉપર જ્યારે એક આફ્ત આવી પડે છે ત્યારે એવી આફતમા રહેલો ડખ નીકળી જાય છે અને લોકો આપોઆપ એકબીજાને મદદ કરવા માડે છે. સુખ અને દુખ એ બન્ને સ્થિતિઓ સાપેક્ષ છે, એકનું સુખ તે બીજાનું દુ:ખ કહેવાય, એટલે કે જ્યા તુલના, સરસાઇ, હરીફાઇ હોતા નથી ત્યા ઇર્ષ્યા કે સુખદુ:ખની લાગણી હોવી અશકય છે.

રેલ પછી હું છઠ્ઠે દિવસે ગામડામા જઈ પહોચ્યો હતો ત્યા જઇ જોતા લોકો કોઇ ભયકર મંદવાડમાથી કે મોતની ઘાતમાથી બચી ગયા હોય એમ તેમના મો પરથી મને લાગ્યુ કોઈ વાર જ્યારે આપણને સખત લાગે છે ત્યારે તે ભાગમા આપણી લાગણી બહેર મારી જાય છે, તેવી જ રીતે પાણીની રેલ પછી જે આફતના પૂર લોકો પરથી પસાર થઇ ગયા તેણે લોકોની માનમીલ્કતનુ નુકશાન કર્યું એટલુ જ નહિ પણ બીજો ઉપરના સ્વામિત્વને લઇને સાધારણ લોકોમા જે મમત કે પોતાની જાતનુ અભિમાન વમેલુ હોય છે, તે પણ ધોવાઈ ગયા એવી આફતમા લોકો એકબીજાને મદદ કરે એમા કદાચ નવાઇ પણ નથી તમે કહેશો કે હુ લોકોમા જે નિસ્વાર્થ બુદ્ધિ કે મદદ કરવાની વૃત્તિ ઉત્પન્ન થઈ હતી તેના તરફ cynically (અશ્રદ્ધાથી) જોઉં છુ, પણ એમ નથી

સાધારણ રીતે માણસ પોતાનુ જીવન ગણત્રીની કક્ષા ઉપર ગાળે છે એક ભાઇ એમ માને છે કે એમણે એમની દીકરીના દીકરા માટે રૂ હજાર રૂપિયા મૂકી જવા જ જોઈએ, બીજા એક ભાઇએ એમ કહેલુ કે ' મારે—આટના છોકરા કે તેમા—ને ટાઇફોઇડ થયો ત્યારે તેના ઉપર મેં રૂ ૧૦૦૦) ખરચવાનો નિશ્ચય કર્યો હતો ' કેટલાએક વાણિયાઓ કે પાટીદારો આ ગણત્રી કે ગણિતની કક્ષા ઉપર જ પોતાનું આખુ જીવન ગાળે છે, અને પત્ની મરણ પથારીએ હોય ત્યારે કહે પેટે—તે મરી જાય ત્યારપછી ૫–૭ કન્યાઓમાથી કોને પરણવુ તેનો ગણિતની દૃષ્ટિએ વિચાર કરે છે આવી દૃષ્ટિથી માણસમા કોઇ પણ ઉચ્ચ ભાવો કેળવાઇ શકાતા નથી, અને જે કોઇ પરિસ્થિતિ આ દૃષ્ટિનો નાશ કરે છે તે માણસમા નના ગુણો લાવે છે ગણત્રીની દૃષ્ટિ ભયની છે, અને તેનાથી ઉલટી દૃષ્ટિ નિર્ભયતાની છે, અને તેમે જ કહ્યુ હતુ ને કે નિર્ભયતા એ સર્વ સદ્ગુણોનો પાયો છે, નિર્ભયતા જ જીવન છે?

વારુ, ગણત્રીની કક્ષા પરથી નિર્ભયતાની કક્ષા ઉપર જ્યારે મનુષ્ય જાય ત્યારે એનો વિકાસ ખરતા તારાના પ્રકાશ સમો ઉજ્જ્વલ અને આકર્ષક હોય છે ખરતા તારાની ઉપમા મને અચાનક આની માટે લીધી છે બાકી તે ઉપમા કેટ સુધી મનુષ્યના આવા વિકાસને લગાડવી એમ હુ કહેતો નથી પણ રેલ સંકટ વખતે જે માણસોએ બહુ દુ ખ વેઠ્યુ, બહુ સહ્યુ બહુ મદદ કરી, નિર્ભયતા દેખાડી, તેમને જ્યારે ૭ માસ દિવસ પછી નજરોનજર એમની બિનગણત્રીની–નિર્ભયતાની કક્ષા ઉપરથી પાછા ગણત્રીની કક્ષા ઉપર ઉતરતા મેં જોયા ત્યારે એ દેખાવ મારાથી સહ્યો ગયો નહિ મારાથી મનમા બોલાઇ જવાયુ

Oh ! what a fall *was there* my countrymen !

જે લોકોએ ઢેડોને પોતાના ઘરમા આશ્રય આપ્યો હતો તેમણે તેમને હાકી કાઢ્યા જેણે કોઇ બીજાની ભેંસ કે પાડી ખવાણી હતી તેણે તેના પર પોતાની માલીકીનો હક બેસાડ્યો એક ભાઇના ચોપડા તણાએલા તે બીજા ગામના એક માણસે પાણીમાથી પકડ્યા, અને મહેનત કરી સૂકવ્યા, તે માટે મોટી રકમ માગી, જે ગામના ચોપડા હતા તે જ ગામે આ બીજા ગામને પાણીના પૂરમા તરતા તરતા ગોળીમા મૂકી રોટના પહોચાડેલા છતા આવી માગણી કરવામા આવી હતી '' (ચોપડા ડામરીથી તણાતા ગોવિંદપુરા ગએલા)

રેલને વખતે ગુજરાતના જીવનમાથી ગણત્રી ભૂસાઇ ગઇ હતી, અને એમા કુદરતી આફત કારણભૂત હતી બારડોલીના લોકોમાથી પણ આજે ગણત્રી અને ગણિત ભૂસાઇ ગયા છે, પણ આ કોઇ બાહ્ય કારણને લઈને નહિ પરતુ તેમણે પોતે કરેલા નિશ્ચયને

આભારી છે. ગુલામી અને સ્વતંત્રતા એ બે વચ્ચેના તફાવતનો અર્થ પણ આ જ છે. આપણા જ્ઞાતિથી જકડાએલા સમાજમાં લોકો વખત બદલાય તેમ બદલાય છે; પણ પુરુષાર્થ કરી આપણે પોતે સમાજને બદલવો છે એમ કહી કોઇ ભાગ્યે જ પ્રયત્ન કરે છે. જે બહાદુરી, જે સ્વાર્થત્યાગ, જે નવું જીવન રેલસંકટ વખતે ગુજરાતને ફરજીઆત દેખાડવું પડયું હતું તે તમામ ગુણો આજે ગુજરાતે–બારડોલીએ–સ્વયંભૂ રીતે પ્રકાશિત કર્યા છે.

મનુષ્યજીવનમાં માત્ર તર્ક કે બુદ્ધિ જ સદાસર્વદા ઉપયોગી થઇ પડતાં નથી. પ્રો. ક્રેમ્બે જે 'જર્મની અને ઇંગ્લાંડ' એ નામના પુસ્તકમાં લખ્યું છે કે લડાઇને વખતે આખી પ્રજામાં અમુક નવું બળ આવે છે, તે બળ બુદ્ધિથી પર છે, અને સાધારણ જીવનની તમામ ગણત્રીને જૂઠી પાડે છે. બાઇબલમાં કહ્યું છે તેમ માણસ કંઈ માત્ર રોટી ખાઇને જીવતો નથી; મનુષ્ય જીવનમાં એવાં પણ બલ હોય છે કે જે તેને ગણત્રીની ભૂમિકાથી ઊંચે લઈ જાય. પણ મનુષ્યના ખરા વિકાસની આંકણી નિર્ભયતાનું ઊર્ધ્વગામી મોજું પસાર થઇ જાય પછી જે જાથુકનાં પરિણામો નિષ્પન્ન થાય તેના ઉપર જ છે. અને બારડોલીની આ લડત પૂરી થાય ત્યારબાદ બારડોલીના લોકો પોતાનું જીવન કઇ રીતે ઘડે છે, તેના ઉપર આ લડતના ફાયદા કે ગેરફાયદાનો આધાર છે. અત્યારથી માત્ર કલ્પના દોડાવી તે વિશે હું કંઇ કહેવા માગતો નથી; 'ટાઇમ્સ'ના ખબરપત્રીએ ખાલસા જમીનમાં વાવેલો પાક તૈયાર થયે સ્ત્રીઓ લેવા જાય ત્યારે અહીં હાજર રહેવા ઇચ્છા દર્શાવેલી, પણ મારી ઇચ્છા તો જ્યારે આ લડત પૂરી થાય અને બધું શાંત પડે ત્યારે ફરીથી એનાં એ ગામડાં ફરવાની અને જોવાની છે.

અને 'ટાઇમ્સ'નો ખબરપત્રી યાદ આવ્યો એટલે આટલું ઉમેરૂં છું, કે તેણે 'ટાઇમ્સ'માં બારડોલી વિશે પોતાના લેખો આપી બારડોલી પર ઉપકાર કર્યો છે કારણ તે વાંચી બારડોલીનું "બોલ્શેવીઝમ" જોવા અહીં ઘણા લોકો—દક્ષિણીઓ—આવે છે. તેઓ ગામડાંમાં ફરી આવી લોકોમાં આવેલી જાગૃતિ અને એકતાનાં મુક્તકંઠે વખાણ કરે છે. જેટલો વખત અહીં જામી રહી તે દરમીઆન તેઓએ જે મુશ્કેલીઓ વેઠી તેનું વર્ણન કરવું મુશ્કેલ છે; અને જેટલું સહન કરવું પડયું તેનાથી એમનામાં જે બળ આવ્યું તે નજરોનજર જોયા સિવાય સમજાય તેવું નથી. કોઇ પણ આફતમાંથી બચી ગયા પછી એ આફતનો કાળ સ્મૃતિમાં અતિશય ટુંકો લાગે છે, અને પાર ઉતરી ગયા હોઇએ એવા દુઃખનાં સ્મરણોમાં ઘણી વાર સુખ લાગે છે. અત્યારે બહારના માણસો બારડોલીની પ્રજાને જોવા આવે છે, ત્યારે તેમનાં મો પર અવર્ણનીય હાસ્ય છવાઇ રહે છે. માણસ કંઇ હરહંમેશ સ્વાર્થની કક્ષા ઉપર જીવન ગાળતો નથી. અંગત સ્વાર્થ કે તર્કબુદ્ધિની ઉપર જ્યારે માણસ જઇ વસે છે ત્યારે એનામાં કોઈ દૈવી શક્તિ ઉતરી આવેલી લાગે છે. સરકારના અન્યાયો તથા પોતે સહેલાં દુઃખો વિશે જ્યારે તેઓ વાત કરે છે, ત્યારે લોકોમાં આ નવી ઉગેલી શક્તિનો આપણને ખ્યાલ આવે છે.

પણ બારડોલીની આખી પ્રજામાં શું આવી શક્તિ ઉગી છે ખરી? બોલ્શેવિક રૂશિયાના લશ્કર વિશે એમ કહેવાય છે કે માત્ર એ જ લશ્કરમાં સૈનિક પોતે શા માટે લડે છે તેનું એને પૂરેપૂરૂં ભાન છે. બારડોલીની પ્રજાને પણ ખબર છે કે તે શા માટે લડે છે. પોતાની લડતનાં કારણો સમજવા માટે કંઇ ખાસ ભણતરની જરૂર નથી, ઉલટું હાલનું

ભણતર આવી સમજણનું વિરોધી નીવડે છે અને એથી જ અહીંની અભણ સ્ત્રીઓ કે બાળકો પણ આ લડતનો મર્મ સમજે છે પણ આ સમજણ વ્યક્તિગત હશે કે સમૂહના માનસની છાપ વ્યક્તિ પર પડે તેને આભારી હશે એ કહેવું મુશ્કેલ છે કોનેન ડૉઇલનું 'ધી પોઇઝન બેલ્ટ' નામનું પુસ્તક તમે વાંચ્યું છે આખી પૃથ્વી ઉપર ઝેરી વાયુનું એક મોજું ફરી વળે છે, અને તમામ જીવનનો નાશ કરતું એ પાસે આવતું જાય છે ત્યારે પ્રો ચેલેન્જર પોતાના મિત્રો સાથે ચર્ચા કરતા કહે છે કે જ્યાં બધા જ મરતા હોય ત્યાં મૃત્યુનો ભય રહેતો નથી એનો ડંખ બૂઠો થઇ જાય છે સમાજનું માનસ પણ કંઇક આવું જ છે જે એક વિચાર આખા સમાજને સત્યરૂપ લાગે છે તે આપોઆપ બધાને માટે સત્યરૂપ થઇ પડે છે, અને જ્યાં આખી પ્રજા એક જ રીતે વિચાર કરતી હોય ત્યાં કોઇ વ્યક્તિ તેનો વિરોધ કરી શકતી નથી

આ ઉપરથી હું એમ કહેવા નથી માગતો કે અહીંના તમામ લોકો સાથે મહત્ત કરે છે માટે એમણે કંઇ કર્યું જ નથી મહત્તા ઝાઝા માણસોમાં આવવાથી મહત્તા મટી જતી નથી હું માત્ર એટલું કહેવા માગું છું કે એ દુષ્પ્રાપ્ય લાગતી મહત્તા પણ એકદમ આખા સમૂહમાં આવી શકે છે દરેક હિંદવાસી જાણે છે, અને ઇતિહાસકાર સર જૉન સીલીએ પણ કહ્યું છે કે જે દિવસ આખો હિંદ એક થશે તે દિવસ આપણાથી એક મીનીટ પણ અહીં રહી શકાશે નહિ અત્યાર સુધી આપણને જે સૂત્રો માત્ર બુદ્ધિગમ્ય જ રહ્યા છે તે સૂત્રો અહીં જીવતા મળી આવે છે કલેક્ટર આવે અને મોટરમાંથી બારડોલીથી સરભોણ એનો સામાન લઇ જવા ના પાડે, કમીશ્નર આવે અને એક દુબળો પણ તેની સાથે વાત ન કરે'' અત્યારના જપ્તી અમલદારો કે ફોજદારો નજરકેદની માફક થાણાંમાં જ પડયા રહે, અને બહાર નીકળતા પણ શરમાય'' પણ આવા અસંખ્ય બનાવો નોંધવાથી બારડોલીનું વાતાવરણ ખડું કરવું મુશ્કેલ છે અત્યાર સુધી પ્રયત્ન કર્યા છતાં જે એકતા નહોતી આવતી એ એકતા અહીં ક્યાંથી ઉગી નીકળી એ કહેવું મુશ્કેલ છે. અને માત્ર શેક્સપીઅરની લીટીઓ યાદ આવે છે

"There's a divinity
" That shapes our ends rough hew them how we will '

અને આ બૂઢી અંગ્રેજ સરકારને આનું કશું ભાન હોય એમ લાગતું નથી મને એક રીતે એમ પણ લાગે છે કે જેટલી વસ્તુઓથી સરકાર ડરે છે, તે તમામ બનાવો તે પોતે જ ઊભા કરશે ઉદાહરણ તરીકે અહીંથી જ્યારે જપ્તીવાળાઓ ગમે તેની માલીકીની હોય છતાં ભેંસો ઉપાડી જવા માંડયા ત્યારે કેટલાએક લોકોએ એમ પણ વિચાર કરેલો કે ગામની બધી ભેંસો પર કોઇની વ્યક્તિગત માલીકી નહિ, પણ કોઓપરેટીવ ડેરીની રહે અને તેમાંથી બધા માણસોને દૂધ પૂરું પાડવામાં આવે'''

સમાજના માનસમાં કોઇ કોઇ કાળે અમુક અમુક વિચારો ઊંડા મૂળ નાખી સત્યનું સ્વરૂપ કેવી રીતે પકડે છે એની ચર્ચામાં કંઇ હું ઉતરવા માગતો નથી હું અહીં માત્ર એના એક બે જ ઉદાહરણ આપીશ થોડા વર્ષ પહેલાં જ્યારે ગનીપરજની દીનચાલ

અહીં ચાલુ હતી ત્યારે કેટલાંય કુટુમ્બો 'વર્જેલ' થઇ રહ્યાં, એટલે કે તેમણે દારૂ તાડી ને માંસ વર્જ્યાં-છોડયાં, તે વખતે એ ત્રિપુટી છોડવાનો એમને જે આદેશ મળ્યો તે જાણે માતા તરફથી મળતો હોય એવા સ્વરૂપે ઉતરી આવ્યો. માણસોને માતા આવતી, અને તેઓ કહેતા કે આ દુષ્ટ ત્રિપુટીનો ત્યાગ કરો. માણસનું મન એવું છે કે જે વિચારો પોતાની જાગતી સૃષ્ટિ સાથે બરોબર બંધ ન બેસે તે તેના મનના ઊંડાણમાંથી ગમે તે સ્વરૂપે બહાર ઉગી નીકળે. રાનીપરજ લોકોને માતા આવતી તેવી જ રીતે અહીંના લોકો એક સમૂહને એકમ તરીકે ગણીને જ વિચાર કરે છે. બન્નેમાં એક જાતનું "possession" જ છે; એટલે અહીંના સમાજની વિરુદ્ધ જે થાય તેનો સમાજ સંપૂર્ણ બહિષ્કાર કરે એ સ્વાભાવિક છે.

સામાજિક બહિષ્કારનો ખ્યાલ દૂર બેઠાં મેળવવો જરા મુશ્કેલ છે. અહીં એક ગામમાં હું ગયો. ત્યાંના એક મોટા ખાતેદારના દીકરાએ તેની પોતાની જ જમીન પૂરતા મહેસુલના રૂપિયા તે સરકારી નોકર છે એટલે ભર્યા અને તેના આખા કુટુમ્બનો ગામે બહિષ્કાર કર્યો. સગા ભત્રિજાને વૃદ્ધ ડોસાએ એક વાર પૂછ્યું: "ભાઈ શું ભણે છે?"... પણ ૧૦-૧૨ વરસનો છોકરો આડું મોં કરી જવાબ આપ્યા સિવાય ચાલ્યો ગયો. નાતના નોતરામાંથી તેમનું કુટુમ્બ કપાય છે; અને ગાયકવાડીમાં કોઇના મરણ પછી એમની નાતમાં ખર્ચ થવાનું હશે અને નોતરાં પહેલેથી અપાઇ ગયાં હશે તેથી એ કુટુમ્બને ન બોલાવવા ખાતર એ ખર્ચ જ આખું મુલતવી રહ્યું!! મરણ પાછળ કરવાની નાત મુલતવી રહે તે પણ નવાઈની વાત છે ને!!*

આ સામાજિક બહિષ્કાર જ્ઞાતિ સંસ્થાદ્વારા થાય છે અને અહીંનાં કેટલાંએક ગામોમાં માત્ર પાટીદાર અને દુબળાઓ એવી બે જ પ્રકારની વસ્તી હોવાથી બહિષ્કારનો કાર્યક્રમ સજ્જડ રીતે પાર ઉતરે તેમાં નવાઈ નથી. પણ આથી જ્ઞાતિસંસ્થા જે થોડાં વર્ષોથી જરા શિથિલ જેવી થતી હતી, તેને પાછું થોડુંઘણું બળ મળ્યું છે. એનામાં નવું જીવન આવ્યું હોય એમ લાગે છે. સશક્ત લાગતી સરકારની પણ સામે થઈ શકાય એ સત્ય જેમ બારડોલીની લડતમાંથી નિષ્પન્ન થયું છે તેમ જ સામાજિક બહિષ્કાર જેવું એક મોટું શસ્ત્ર પણ સમાજને હાથ લાગ્યું છે. આપણું હિત સાધવા બ્રિટિશ સરકારે એ એક શસ્ત્ર સિવાય બીજું એકે શસ્ત્ર આપણી પાસે રહેવા દીધું નથી, અને એ શસ્ત્ર શાન્તિના સમયમાં જ્ઞાતિ કેવી રીતે વાપરે છે તે જોવાનું છે. મેં બે ત્રણ ગામમાં સીધી રીતે પૂછી પણ જોયું કે બહિષ્કારનું શસ્ત્ર જ્ઞાતિ અન્યાયી રીતે તો નહિ વાપરે કે?-જ્ઞાતિમાં નવું જીવન આવ્યાથી વધારે અનિષ્ટ પરિણામો તો નહિ આવે કે?-તો યુવાન વર્ગ તરફથી એવો જવાબ મળ્યો કે જ્ઞાતિ સંસ્થા તરીકે તો આ લડતને અંગે જ સચેત થઇ છે, અને આ લડત પૂરી થયે પાછી પોતાના અચેતન સ્વરૂપમાં આવી પડશે!!!

* મારા સાંભળવામાં આવ્યું છે કે એક સરકારી નોકરે જપ્તીના કે એવા કામમાં બહુ ઉત્સાહ દેખાડ્યો, પછી કંઇ વજ્યું નહિ, બદલી થઇ, નામ વગોવાયું, અને હવે એમની પુત્રીને એમની નાતમાં કોઇ લેવા હા પાડતું નથી. આ વસ્તુ ખરી હોય કે ખોટી, પણ મને લાગે છે કે કદાચ એક દિવસ એવો પણ આવે કે સરકારી નોકરોની આખી નાત જ જુદી—અંદર અંદર પરણે, રાંડે-જેમ બીજી નાતમાં થાય છે તેમ, અને પ્રજા ઉપર જુલમ કરે!!

હાલ બારડોલીની પ્રજામા જે એકતા અને જાગૃતિ છે એ આ લડત પૂરતી જ છે કે કેમ એ અત્યારે કહેવુ મુસ્કેલ છે નિર્ભય માણસ જ ગુણોને ખીલવી શકે છે એમ ઉપર કહ્યુ છે, પણ માણસ પોતાના જીવનના એના તો ભાગ પાડીને કકડે કકડે જીવન જીવે છે કે એક પ્રદેશમાની નિર્ભયતા એને બીજા પ્રદેશમા લઇ જતી નથી સરકાર અન્યાય કરે, મારે, લગાન ઉતારે, જપ્તી કરે તો પણ આ પ્રજા મૂગે મોઢે પ્રાણ આપી પોતાની અડગ વૃત્તિ જાહેર કરે એમ હુ માનું છુ પણ આવી નિર્ભયતા બીજા પ્રદેશમા દેખાડે તો બારડોલીમા કોઈ પણ રાજ્ય ટકી ન શકે એટલુ તો નહિ, પણ કોઇ પણ રાજ્યની જરૂર પણ ન પડે બારડોલીની પ્રજાની અત્યારની નીડરતા તે એક સમૂહની નીડરતા છે કોઈ યુદ્ધના પ્રસગે આવી નીડરતા જરૂરની છે, પણ શાન્તિના સમયે વ્યક્તિગત નીડરતા કે નૈતિક નીડરતાની જરૂર છે સામુદાયિક એકોગળવો બારડોલીની પ્રજાએ કર્યો છે, પણ તેમાથી થોડીક વ્યક્તિમા પણ જો હમ્મેશનુ વ્યક્તિગત નૈતિક બળ આવે અને તેનો ઉપયોગ સરકાર સામે તેમ જ આપણા સમાજમા જયા જ્યા સડો હોય ત્યા ત્યા તેનો જડ મૂળથી નાશ કરવામા થાય, તો આ લડતના સ્થાયી પરિણામો બહુ સારા આવે મને તો લાગે છે કે આ સત્યાગ્રહની લડત પૂરી થશે પછી પણ કામ કરવાને માટે બારડોલી જુદી જ રીતે સુદર ક્ષેત્ર બનશે બારડોલીના પોતાના પ્રશ્નો કાઈ ઓછા નથી અને એ પ્રશ્નોનો નિકાલ આણવાની પદ્ધતિ અત્યારના કરતા કઇક જુદી યોજવી પડશે તેને માટે લોકોએ અને લોકનેતાઓએ જે આત્મશ્રદ્ધા ધૈર્ય વગેરે કેળવવા પડશે તે જુદા જ હશે ડૉ સુમન્તે સરભોણમા આ કામ શરૂ કરી દીધુ છે પરિસ્થિતિ અને જવાબદારીને વિચક્ષણ રીતે એક આખના પલકારામા સમજનાર શ્રીયુત વલ્લભભાઇએ આ લડત પૂરી થાય પછી બારડોલીમા જ રહેવાનુ જાહેર કર્યું છે તે આ દૃષ્ટિથી તો ન હોય ' બોરસદે સત્યાગ્રહ કર્યો તેથી ખેડા જિલ્લાને શ્રીયુત રવિશંકર જેવા કાર્યકર્તા મળ્યા તો બારડોલીને અને તે દ્વારા આખા ગુજરાતને શ્રીયુત વલ્લભભાઇ જેવા કાર્યકર્તા મળે તે સદ્ભાગ્ય નિર્માણ ગણાય

બાહ્યસૃષ્ટિની આપણા મન ઉપર જે અગણિત છાપો પડે છે તેને સારી રીતે સકલિત કરીને સજોગાનુસાર આપણે પણ બદલાવુ એનુ નામ બુદ્ધિ એમ કહીએ, તો આપણી પ્રજામા હજી બુદ્ધિના દૃષ્ટિબિદુનો બહુ થોડો વિકાસ થયો છે એમ કહીએ તો ચાલે અવળસ્ત સરકાર સામેની આ લડત પ્રજાએ બુદ્ધિપૂર્વક શરૂ કરી છે પરતુ જીવનનો પૂરેપૂરો સમન્વય થયેલો નથી હોતો તેથી એક પ્રદેશમા બુદ્ધિનો ઉપયોગ કરનારી બીજા પ્રદેશમા પણ તેની તે બુદ્ધિનો ઉપયોગ કરવાનુ માણસને સૂઝતું નથી આપણો સમાજ જેમ અમુક જ્ઞાતિઓમા વહેંચાએલો છે અને અમુક નાતનો માણસ પરનાતના માણસ સાથે કોઇ પણ જાતની સરખામણી નહિ કરે તેવી જ રીતે સરકારની સાથેની આ લડતમા લોકોએ જે બુદ્ધિ વાપરી છે તેનો ઉપયોગ કેળવણીમા, આરોગ્યની બાબતમા કે ખેતીકામમા થઈ શકે એ વિચાર હજી આ લોકોને આવ્યો નથી તમે કહેશો કે પ્રજામા જીવન આવી રીતના છૂટા પાડવાથી નહિ પણ એકરૂપ કરવાથી, અને તે દ્વારા થતા બુદ્ધિના વિકાસથી જ આવે છે મારૂ પણ એ જ કહેવુ છે સ્વરાજ મળ્યા પછી પણ આપણે, બુદ્ધિની એ ઉચ્ચ ભૂમિકાએ પહોચવા સતત પ્રયત્નો કરવા જ પડશે

દાખલા તરીકે એક ગામમાં શ્રી સુમન્તભાઈએ એવી સૂચના કરી કે ખાતર માટે જે ખુલ્લી જમીનમાં ઉકરડા કરવામાં આવે છે, તેના કરતાં છોબંધ ખાડા જો ભોંયમાં કર્યા હોય, તો ઉકરડામાં સડો સારો થાય, ખાતરનાં ઉપયોગી તત્ત્વો જમીનમાં શોષાઈ ન જાય અને ખાતર તરીકેની તેની કિંમત વધે. હવે લોકો પોતે જાણે છે કે ખુલ્લી જમીનમાં ઉકરડા નાંખવાથી કુવાનાં પાણી ખરાબ થાય છે અને તેનો તેમણે દાખલો પણ આપ્યો. તેમ છતાં આ સૂચના તેમણે ઉપાડી ન લીધી—એટલે કે કંઈક મુશ્કેલીઓ બતાવી.

આ લડત લોકોએ શા માટે ઉપાડી ? આ લડતનો સિદ્ધાન્ત તેઓ આટલી સહેલાઈથી શા માટે સમજી શક્યા ? સરકાર પ્રજાનાં ખીસાં ખાલી કરે છે એ ખાલી ન થાય એટલા માટે આદરેલી લડત પ્રજા સમજી જ શકે ? સરકાર પણ પોતાની જીદ છોડતી નથી તે તેને પૈસા છોડવા ગમતા નથી એટલા માટે જ ને ? જો કોઈ બોલ્શેવિક કે કાર્લ માર્ક્સના સિદ્ધાન્તમાં માનનારો સામ્યવાદી અહીંની પરિસ્થિતિ વિશે પૃથક્કરણ કરે તો તે એમ જ કહેશે કે, 'આર્થિક પરિસ્થિતિ જ લોકોના સામાજિક કે વ્યક્તિગત જીવનના સ્વરૂપનો (કે તેઓ જે બંડ કરે તેના સ્વરૂપનો) નિશ્ચય કરે છે. અને બારડોલીની લડત મૂળ આર્થિક છે—સરકારે વધારાનું મહેસૂલ નાંખ્યું તે નહિ આપવા બાબતની છે.' આથી ઊલટું બીજો કોઈ આદર્શવાદી હોય તો તે એમ કહે કે 'પ્રજામાં જ્યારે નવજીવન આવે છે, ત્યારે આર્થિક, સામાજિક કે ગમે તે પરિસ્થિતિને અપનાવી લઈ, ગમે તે સંજોગો સાથે એકતા સાધી જીવન પોતે સ્વયંભૂ રીતે પોતાનો આવિર્ભાવ કરે છે.' આ બન્ને જાતની મનોવૃત્તિ લોકોમાં પણ વહેંચાએલી દેખાય છે. કેટલાએક પૂછે છે 'ભાઈ, આમાં સ્વરાજ્યની લડત તો આવતી નથી ને ?—માત્ર મહેસુલની જ છે ને ?'...કેટલાએક એમ પણ કહે કે 'આ લડત પૂરી થશે ત્યારપછી પણ બારડોલીનો મરો છે, કારણ ભવિષ્યમાં જ્યારે સ્વરાજ્ય માટે સવિનયભંગની લડત ઉપાડવામાં આવશે, ત્યારે તેની શરૂઆત બારડોલીમાં જ કરવામાં આવશે.' જ્યારે બીજા કેટલાએક એમ કહે છે કે 'આ લડત જેમ લંબાય તેમ સારૂં; કારણ સરકારની સાથે આમેય લડયા ત્યારે હવે બધું પૂરૂં જ કરીએ.'

અહીંની સ્ત્રીઓ વિશે છાપાંમાં તમે ઘણું વાંચ્યું હશે. આ લડત પહેલાં એમને જે છૂટ મળતી તે કંઈ થોડી નહોતી. કાઠિયાવાડના જેવો અહીં લાજનો રિવાજ નથી. એક કુટુમ્બમાં ગયા હોઈએ તો દીકરી કોણ અને વહુ કોણ એ સામાન્ય રીતે પારખવું મુશ્કેલ થઈ પડે. સ્ત્રીઓ ઘણીખરી અભણ છે અને અભણ માણસોની મનની વૃત્તિ બાહ્યાભિમુખ હોય છે તેથી બહારનાં આંદોલનોનો પડઘો તેમના જીવનમાં કંઈ પણ વક્રીભવન પામ્યા વગર પડે છે. આથી અહીંના પુરુષો કરતાં સ્ત્રીઓમાં ઉત્સાહ અને જોમ વધારે દેખાય છે. હિંદમાં હજી ભણતર નથી, સ્ત્રીઓ પછાત છે, અંત્યજો બહુ છે વગેરે સ્વરાજ્ય નહિ આપવા માટે સરકાર જે બહાનાં કાઢે છે તે તદ્દન જુઠ્ઠાં છે. ચીન કંઈ આખું ભણેલું નથી. સ્વતંત્રતા એક સ્વતઃસિદ્ધ સ્થિતિ છે, એને સિદ્ધ કરવા બીજી કોઈ સરતો કે સંજોગોની જરૂર રહેતી નથી.

અહીંની રાનીપરજ કોમ પણ અભણ છે. આ સાથે વેડછીમાં જે રાનીપરજ આશ્રમ

છે તેના અહેવાલની એક પ્રત મોકલી છે તેમાના આંકડાઓ ' નવજીવન 'મા જાહેર થયેલા છે આશ્રમમા મુખ્ય બે જણ કામ કરે છે એક ભાઇ શ્રી ચુનીલાલ અને બીજા ભાઇ શ્રી ગોરધનભાઇ શ્રી ચુનીલાલે આજથી પાચ વર્ષ પહેલા વેડછી ગામમા એક રાનીપરજના ઝુપડામા રાની પરજના એક ભાઈ સાથે જ સહકુટુમ્બ રહેવા માડ્યુ એમના પાચ વર્ષના સતત પ્રયાસ પછી હાલનો રાનીપરજ આશ્રમ હાલની સ્થિતિ પર આવ્યો છે રાનીપરજ કોમમા પણ એક એકથી ઊંચા ગણાતા એવા આઠ વિભાગો છે સૌથી ઉંચા (૧) ચોધરા પછી (૨) ઢોળિયા (૩) દુબળા (૪) ગામીત (૫) નાયકા (૬) કૂકણી (૭) વસાળા (૮) ભીલ આપણા સમાજમા પોતાને ઉંચા સાબીત કરવા માટેનો જે સરલ ઉપાય છે તે રનૈરવિહારમા આવી ગયો છે જે કોમથી પોતે ઉંચા છે એમ સાબીત કરવા માગતા હોય તેની સાથે ખાવુ નહિ—તેને બને તો વધારામા અડવુ પણ નહિ. આપણે ઢેઢ-ચમારને ન અડીએ, અને એ લોકો ભગીને ન અડે માટે તેઓ પણ તેનાથી ઉંચા ! ' આ રીતે જરાએક દષ્ટિકોણ બદલીને જો ભગીઓ પોતે જ વિચાર કરશે તો તેમને સમજાશે, કે તેઓની કોમ સૌથી ઉંચી છે, અને એ સાબીત કરવા માટે હાલ કોઇ તેમને અડતા નથી એમ કહેવાય છે તેને બદલે તેમણે જ એમ કહેવુ કે અમે કોઈને અડવાના નથી કારણ અમે અભડાઇએ છીએ ..ઊંચ ગણાતી નાતોના કેટલાક સકુચિત વિચારો એવી રીતે હલકી ગણાતી કોમોમા પણ ઉતરી આવે છે દાખલા તરીકે રાનીપરજની કોમમા છોકરો વીસ વરસે પરણે છે અને છોકરી પદર વરસે, પણ આપણી ઉજળિયાત ગણાતી કોમના સહવાસમા આવવાથી એમનામા કયાક બાળલગ્ન પણ થાય છે સાધારણ રીતે માબાપ, ઉમ્મર થાય ત્યારે છોકરો કે છોકરી શોધી આપે છે, અને એમની સમતિ પછી જ તેમના લગ્ન કરવામા આવે છે જો છોકરો અમુક છોકરી સાથે લગનમા જોડાવાની હા કહે, પણ છોકરી ના કહે તો તે સબધ બાધવામા આવતો નથી, એટલે કે છોકરીને પણ પોતાના જીવનસાથીની પસદગી કરવાનો સપૂર્ણ હક છે એમનામા મરણ પછી કઇ ખર્ચ કરવામા આવતુ નથી, અને લગનમા છોકરીના બાપને પાચ કે દસ અને છોકરાના બાપને પચાસ કે સો રૂપિયા થાય છે છુટાછેડા પણ સ્ત્રી કે પુરુષ બેમાથી ગમે તેની મરજીથી થઇ શકે છે, જો કે ખાસ કારણ સિવાય છૂટાછેડા કરવામા આવતા નથી આ રિવાજો અતિ સુધરેલા ગણાય અને આપણી ઉચ્ચ ગણાતી કોમોમા તો કોણ જાણે કયારે દાખલ થશે ! માત્ર એમના જે ગુણો છે તે એમની અજ્ઞાન દશા જ્ઞાને કે દશાને લઇને છે, એમનામાથી અજ્ઞાન નીકળી જાય, અને જે ગુણો છે તે એમને એમ કાયમ રહે, તો પછી તે કોમને કઈ કરવાપણુ ન રહે.

એમના રહો જરા ગોળ છે જેના પરથી માનવવશશાસ્ત્રીઓ બુદ્ધિના વિકાસનો ખ્યાલ બાધે છે તે દાઢી જરા અદર બેઠેલી હોય છે, તોપણ કેટલીક સ્ત્રીઓ સમપ્રમાણ આકૃતિવાળી, નમણી અને સુન્દર હોય છે એમના ઝુપડા એકબીજાથી ખેતર બે ખેતર દૂર હોય છે, અને રાનીપરજનું એક ગામ એટલે ત્રણ ચાર કે પાચ માઇલમા વહેંચાએલા બાર કે પંદર ઝુપડા. એમના પ્રદેશનુ પાણી હજી ભારે ગણાય છે, કારણ ત્યા પહેલા ગાઢ જંગલ જ હતુ, અને સરેરાશ વરસાદ લગભગ ૭૫ થી ૮૦ ઇચ રહેતો તેથી વનસ્પતિના કોવાણના પાણી જમીનમા ઉતરતા હાલ જંગલ ઓછા થવા માડ્યા છે, અને વરસાદ પણ ઓછો થવા માડ્યો છે અમુક સરેરાસ ઇચ (૪૦ કે ૪૫) સુધી ઓછો થાય ત્યા સુધી તાવ

# જ્ઞાનગોચરી

## ટેલીવિઝન કે દૂરદર્શન

મિ. બેર્ડ નામના એક બ્રિટિશ સંશોધકની આ નવી જ શોધ છે. ૧૯૨૬ માં તેણે 'સોહો'ની નાની પ્રયોગશાળામાં એક ઓરડામાં રહ્યાં રહ્યાં બીજા ઓરડાનું દશ્ય બતાવ્યું હતું. બે વરસ પછી લંડન અને ગ્લાસગોનાં ટેલીફોનનાં દોરડાં દ્વારા એક જગાનું દશ્ય બીજે બતાવ્યું હતું. તે પછી વાયરલેસ મારફત લંડન અને ન્યૂયૉર્ક વચ્ચે દૂરદર્શન કરાવ્યું હતું. થોડાં અઠવાડિયાં પહેલાં કિનારેથી ૧૫૦૦ માઈલ દૂર એક આગબોટમાં તેના વાયરલેસ કામદારે પોતાની વિવાહિતાને લંડનમાં જોઈ હતી. યુનાઇટેડ સ્ટેટસે આ શોધમાંથી નવો ઉદ્યોગ કાઢવાનો પ્રયાસ કર્યો છે. યુ. સ્ટેટસ, કાનડા અને મેક્સિકોમાં દૂરદર્શનનાં મથકો થોડા સમયમાં સ્થપાશે. આ દૂરદર્શક યંત્રની મદદથી કોઇ પણ બનાવ બનતી વખતે જ જોઈ શકાશે.

આ શોધને અંગે બીજી પણ એક શોધ થઇ છે. મિ. બેર્ડે એવાં અદશ્ય કિરણો શોધી કાઢયાં છે જેનાથી અંધારામાં અને ધુમ્મસમાં પણ જોઇ શકાય છે. આનું નામ નૉક્ટોવિઝન કે નિશાદર્શન છે. બીજી શોધ ફોનોવિઝનની છે જેથી ફોનોગ્રાફ સાંભળતાં સાંભળતાં આપણે ગાનારને દેખી પણ શકીશું.

આ નવી શોધ સીનેમા, વાયરલેસ બ્રૉડકાસ્ટિંગ, અને ગ્રામોફોન ત્રણેયને પાછળ મૂકી દેશે એમ જણાય છે.

સાધારણ માણસને આ યંત્ર ૨૫ પૌંડની કિંમતે મળશે.

## પુનર્યૌવન

રશિયાના ડૉ. વૉરોનોફની આ વિલક્ષણ શોધ છે. તેઓ જણાવે છે કે ઇજિપ્તમાં તેઓ લડાઈ પહેલાં હતા ત્યારે તેમણે આ વિષયમાં શોધખોળ શરૂ કરેલી. પ્રથમ તેમણે પ્રાણીઓ ઉપર પ્રયોગો કરી જોયા અને તેથી પ્રાણીની જુવાની લંબાવીને સાતગણી કરી શકાય છે એમ તેમને માલુમ પડ્યું. માણસ ૨૦ વરસે પુખ્ત ઉંમરનો થાય છે એટલે તેને ૧૪૦ વરસ જીવાડી શકાય એમ તે માને છે. તેમણે અત્યાર સુધીમાં ૧૦૦૦ માણસો ઉપર આ પ્રયોગ કર્યો છે.

પુરુષ ૪૦ અને ૬૫ વરસની વચ્ચે ઘરડો થવા માંડે છે. તે વખતે આ ઑપરેશન કરવાનો સમય છે. પ્રયોગમાં જુવાન વાંદરાનો અંડ તેઓ માણસને લગાડી દે છે. સ્ત્રીને એક કરતાં વધારે ઑપરેશન પછી ફાયદો થાય છે. પણ તેનામાં વધારે મોટા ફેરફારો થાય છે. તેના વાળ પણ સફેદ થાય છે અને શરીરની કરચલી એક પણ રહેતી નથી. પુરુષના વાળ કાળા થઇ શકતા નથી. ઇંગ્લંડમાં જીવતાં પ્રાણીઓને નહિ મારવાનો કાયદો છે તેથી ઇંગ્લંડના માણસોને ફ્રાન્સમાં લઇ જઇને ડૉક્ટરે ઑપરેશન કર્યું છે.

ડૉક્ટર વૉરોનોફ માને છે કે આ નવી શોધથી વાદરા ઘણા જોઇશે અને તેથી વાદરા ઉછેરવાનો નવો ધંધો શરૂ થશે, વાદરાની ઓલાદ પણ સુધરશે. ડૉક્ટરનો એવો પણ અનુભવ છે કે કમઅક્કલના બાળકો ઉપર આ પ્રયોગ કરવાથી તેમની બુદ્ધિ સુધરે છે અને કેટલાક સ્વભાવથી ગુન્હો કરવાની ટેવવાળા માણસો પણ સુધરે એમ તેઓ માને છે.

જંતુશાસ્ત્રના નિષ્ણાત ડૉ. એડવર્ડ બૅક માને છે કે આ પ્રયોગ માણસ જાતિને માટે ભયંકરમા ભયંકર છે. તેનાથી, માણસ જાત અત્યારે વાદરાથી ઉત્ક્રાન્તિ પામી માણસ થઇ છે તે પાછી વાંદરા થશે. વાદરામા જે ક્રૂરતા અને વિષયલોલુપતા * છે તે માણસમા સંક્રાન્ત થશે અને પેઢીએ પેઢીએ આ પ્રયોગ થતા તે વધતી જશે. આ વાદરાની કલમ × કરીને મેળવેલી શક્તિવાળા માણસો વધારે શારીરિક બળવાળા હોઇ તેમની જ પ્રજા વધારે થશે. આ બધાનો અંત કેવો આવશે ?

પણ ડૉ. વૉરોનોફ તે બધાની ના પાડે છે. વાદરાની કલમથી વાદરાના બીજા ગુણો આવશે એમ તેઓ માનતા નથી.

ડૉ વૉરોનોફ ઇ. સ. ૨૦૦૦મા વરસમા પોતે પોતાના પ્રયોગનો સંપૂર્ણ ફેલાવો જોવા જીવતા રહેવાની ઉમેદ રાખે છે. આપણાં શાસ્ત્રો જીવનનું પ્રયોજન શું છે તે જાણવાને અથાગ શ્રમ લે છે અને દેહથી મુક્ત થવા ઇચ્છે છે, ત્યારે પશ્ચિમના ડૉક્ટરો પ્રયોજનની જરા પણ પચાત ન કરતા માત્ર જીવવાને–દેહને ટકાવી રાખવાને ભગીરથ પ્રયત્ન કરે છે.

એ ફિલસુફી જવા દઇએ. પણ આશરે ૧૯૧૦ મા ચિરંજીવ થવાની ઔષધિ પ્રાપ્ત થયાની અફવાઓ ચાલતી હતી ત્યારે 'રિવ્યુ ઑફ રિવ્યુઝ'મા એક લેખ આવેલો હતો તે અત્યારે યાદ આવે છે. તે લેખમા લેખકે જણાવેલુ હતુ કે એવી ઔષધિ જડી હોય તો તેના શોધનારે માણસ જાતના શ્રેયની ખાતર તે ઔષધિ કોઇને આપવી નહિ. તેની એક દલીલ અહીં નોધવા જેવી છે. અત્યારે વ્યવહારની સર્વ વ્યવસ્થા માણસનું આયુષ્ય સો વરસનુ છે તે ઉપર થયેલી છે. પચાસ સાઠ વરસે માણસ ઘરડો થઇ પોતાની જગા છોડી બીજાને સ્થાન આપશે એવી સર્વવ્યાપી અપેક્ષા ઉપર વ્યવહાર રચાયો છે. આ નવી શોધથી આ વ્યવસ્થા એટલી બધી વીંખાઈ જશે કે પછી તેથી ખૂનરેજી પરસ્પર દ્વેષ વગેરે વધશે. વાદરાના અણુઓ સંક્રાન્ત થયાથી માણસ વધારે હલકો થવાનો હશે તો થશે પણ માત્ર વ્યવહારની અસ્તવ્યસ્તતાથી જ તે એવો થશે એમ અમને લાગે છે.



## સોવિયટ સરકાર અને હથિયારબંધી

ગયા યુરોપીય વિગ્રહ પછીથી આખીય જનતા શાતિ અને સુલેહના પોકાર ચોમેરથી કરી રહી છે. હમણા જ થોડા વખત ઉપર જગતના ચોવીસ રાષ્ટ્રો વિનાશાત્મક હથિયારી સામગ્રીને હળવી કરવા અને આખરે તેનો અત લાવવા જીનેવામા ભેગા મળ્યા. અત્યાર સુધી રશિયા, લીગ ઑફ નેશન્સ કે એવી બીજી કોઇ આતર રાષ્ટ્રીય સંસ્થામા ન્હોતુ

* બર્નાર્ડ શૉએ આ સબધમા મશ્કરી કરી છે : આ વાદરાની બદનક્ષી છે વાદરા માનસ કરતા વધારે ક્રૂર અને વિષયલોલુપ નથી. તેમણે ક્યારે પોતાના યૌવન માટે માણસ ઉપર કાપકૂપ કરી છે ?

× મૂળ શબ્દ engrafment છે ઝાડની કલમ કરી બીજા ઝાડને લગાડીએ તેને માટે આ શબ્દ વપરાય છે.

ભળ્યું, અને તેનાં કારણો ઘણાં છે. હવે પરિસ્થિતિ બદલાઇ છે અને રશિયન સોવિયેટ પ્રતિનિધિ મંડળના વડા મેક્સીમ લીટ્વીનોફે હથિયારી બળોનો ચાર વર્ષની અંદર અંત લાવવા અને યુરોપમાં શાંતિ પ્રસારવાના કેટલાક ઉપાયો જીનોવા ખાતે મળેલી કોન્ફરન્સ સમક્ષ મૂકયા છે. મેક્સીમ લીટ્વીનોફનું ચોક્કસ માનવું છે કે 'જો બીજાં રાષ્ટ્રો વ્યક્તિગત રીતે પોતાના રાજ્યોમાં હથિયારી બળોનો ઘટાડો કરે તો રૂશિયા તેમ કરવા ખસુસ તૈયાર રહેશે.' આ કથનને ટેકો આપવા ટર્કી અને જર્મની તૈયાર થયાં; પરંતુ અમેરિકા અને ઇગ્લંડે ઉલટા નવાધીળો તેમાં ઉભા કર્યા અને જણાવ્યું કે મેકસીમ-લીટ્વીનોફની સૂચનાઓ ખરા જીગરની નથી, માટે હમણાં અશકયવત્ છે. ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે સને ૧૯૨૨ પછીના દસ વર્ષની અંતે ફક્ત બીજીવાર સોવિયેટ સરકારને પોતે કરેલી સૂચના-ઓના બચાવમાં બોલવાનો પ્રસંગ મળ્યો છે. મેક્સીમ લીટ્વીનોફ કહે છેઃ—

સોવિયેટ સરકારને લશ્કરી બળોની કે દરિયાઇ કાફલાની જરૂર નથી, કારણકે અમે બીજાં રાષ્ટ્રો સાથે મૈત્રી સાધવા ઇચ્છીએ છીએ. અત્યાર સુધીની તેની કારકીર્દીમાં, સોવિયેટ સરકારે આંતર-રાષ્ટ્રીય જીવનમાં શાંતિ સ્થાપિત કરવાનું અને 'લડાઇ' જેવી અમાનુષી સંસ્થાને તિલાંજલિ આપવાનું ઈચ્છયું છે. લીગ ઑફ નેશન્સથી સ્વતંત્ર રહીને, પોતાની સ્વયં સ્ફુર્ણાને વશ થઇને સોવિયેટ સરકારે સને ૧૯૨૨ની જીનોવામાં મળેલી આંતર રાષ્ટ્રીય પરિષદમાં સક્રિય ભાગ લઇને હથીઆરી બળોનો સાર્વત્રિક અંત લાવવાની કેટલીક સૂચનાઓ કરી હતી. તેની દશ વર્ષની કારકીર્દિમાં, સોવિયેટ સરકારે પોતાનાં કોઈ પણ પાડોશી રાષ્ટ્ર ઉપર હુમલો કીધો નથી, તેમ કોઇની સાથે લડાઇ સળગાવી નથી, તેમજ બીજાં રાષ્ટ્રોની માફક એવા કામમાં ભાગ લીધો નથી. સોવિયેટ સરકાર લીગથી સ્વતંત્ર રહીને પણ આ કમીશન સાથે સહકાર કરવા તૈયાર છે એ વસ્તુસ્થિતિ જ અમારી એકદિલી અને શ્રદ્ધા બતાવી આપવા બસ છે. મને જણાય છે કે હથીઆરી બળોના સંબંધમાં જોઇએ તેના કરતાં વધુ ચર્ચા થઈ છે.. સદરહુ કમીશનના સભ્યોને કહેવા હું હિંમત કરૂં છું કે લીગ ઑફ નેશન્સની સભાઓ અને કાર્યવાહક બેઠકોની ઉપરાંત ૭૭ બેઠકો કેવળ હથીઆરીબળોને ઘટાટવાના પ્રશ્ન ઉપર જ ભરાઈ છે, જ્યારે ૧૪ કમીશનો ઉપર ૧૨૦ બેઠકો ભરીને ૧૧૧ ઠરાવો કરવામાં આવ્યા છે! લીગ ઑફ નેશન્સના આટલા બધા કામ પછીથી પણ અમને કહેવું પડે છે કે હથીઆરી બળોને ઘટાડવાના સંબંધમાં એકકેય સાચું અને ચોક્કસ પગલું લેવામાં આવ્યું નથી! સોવિયેટ સરકારે આવી જાતના કામ માટે પોતાનું પ્રતિનિધિ મંડળ જીનોવા ખાતે મોકલ્યું નથી. જો બીજાં રાષ્ટ્રો ચોક્કસ ઠરાવ કરીને એક સામટાં સૈનિક બળોનો નાશ કરવા તત્પર થાય તો, સોવિયેટ સરકાર તેવા ધ્યેયને બર લાવવા તૈયાર છે એમ હું જાહેર કરૂં છું.

અરે સુલેહ! શી તારી નાલેશી!



## માણસ દીઠ કરના આંકડા

લડાઈ પહેલાંના અને લડાઈ પછીના માણસદીઠ સરેરાશ પડતા કરના આંકડા પાર્લામેન્ટના કાગળોમાં મિ. ચર્ચીહિલ તરફથી બહાર પડયા છે. તે નીચે પ્રમાણેઃ—

| દેશનું નામ | લડાઇ પછી ૧૯૨૬ માં માણસ દીઠ | લડાઇ પહેલાં માણસ દીઠ |
|---|---|---|
| ગ્રેટબ્રિટન | પૌં. ૧૫—૨—૮ | પૌં. ૩—૧—૧૪ |
| ફ્રાન્સ | ૮—૫—૧૦ | ૩—૭—૦ |
| જર્મની | ૫—૬—૫ | ૧—૧૦—૮ |

| | | |
|---|---|---|
| ઇટાલી | ૩—૮—૯ | ૨—૨—૮ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૬—૧—૧૧ | ૧—૭—૧૧ |
| કાનડા | ૬—૧૯—૪ | હાલ છે તેથી |
| ઑસ્ટ્રેલિયા | ૯—૧—૬ | ૨ કે ૩ |
| દક્ષિણ આફ્રિકા | ૧૧—૧૭—૨ | હતો |
| ન્યૂ ઝીલેન્ડ | ૧૪—૦—૯ | |

ગ્રેટબ્રિટનમા કર સૌથી વધારે વધેલો છે લડાઇ પહેલા કરતા પૈ ૧૧-૧૧-૪ નો વધારો માણસ દીઠ થયેલો છે



## અદભુત સ્મરણશક્તિ

કોઈ મિ જેમ્સ એફ જિલિસે ઇ સ ૧ થી ઇ સ ૪૦૯૯ સુધીની તારીખો કયે વારે આવે તે એટલે કે ૧૫ લાખ તારીખો મોઢે કરી છે તેમની ઉંમર હાલ ૩૬ વરસની છે આ કામ તેમણે વીસ વરસની ઉંમરથી શરૂ કર્યું હતુ પહેલા તો તેઓ ગણત્રી કરીને જવાબ દેતા પણ હવે તો એ બધુ યાદ જ થઈ ગયુ છે તેઓ હાલ એક વેપારી પેઢીમા કારકુન છે કોઈ પણ તારીખ પૂછતા તે દિવસનો વાર સપાટાથી તેઓ કહી આપે છે



## અશોકનો શિલાલેખ

ઓરિસ્સામાથી એક અશોકનો શિલાલેખ મળી આવ્યો છે તેના ઉપર કોતરેલુ છે કે "આ બુદ્ધનું જન્મસ્થાન છે" નેપાલમાથી આ શિલાલેખ કોઈ રીતે અહીં આવી ચડેલો હશે એમ મનાય છે



## રેલવેમાં કોમી પક્ષપાત

રેલવે ખાતામા યુરોપિયનો અને ઍંગ્લો ઇન્ડિયનો તરફ પક્ષપાત હમેશા દર્શાવવામા આવે છે તે જાણીતુ છે તે પક્ષપાત રેલવે તાબેની નિશાળોમા પણ દેખાય છે રેલવેની નિશાળોનો રિપોર્ટ કરવાનુ કામ કેળવણી ખાતાના એક યુરોપિયનને સોંપેલુ હતુ તેનો રિપોર્ટ જાહેરમા મૂકાયો નથી પણ અલ્હાબાદનું લીડરપત્ર તેના આકડા આપે છે તે વિચારના જેવા છે

રિપોર્ટની શરૂઆતમા પચાસેક વરસ ઉપરના એક સરકારી ઠરાવનો ઉલ્લેખ છે તેનો એવો અર્થ છે કે રેલવેની નોકરી કરતા યુરોપિયન અને ઍંગ્લો ઇન્ડિયન કામદારોના છોકરાઓને ગાર્ડ, ડ્રાઇવરો અને ફિટરો કરવા માટે તેમને યોગ્ય શિક્ષણ આપવુ જોઇએ વળી તેમા એવો પણ ઉલ્લેખ છે કે ઘણાખરા હિંદુઓ જેમ કારકુન થવા ઇચ્છે છે તેમ આ છોકરાને કારકુનો ન થવા દેવા

કેળવણી જેવા ક્ષેત્રમા પણ યુરોપિયનો અને ઍંગ્લો ઇન્ડિયનો તરફ કેટલો પક્ષપાત થાય છે તે બતાવવા નીચેના આકડા સરખાવી જોવા બસ થશે

| | યુરોપિયનો અને ઍંગ્લો ઇન્ડિયનોના સબધમા | હિંદીઓના સબધમા |
|---|---|---|
| શાળાની સખ્યા | ૯૫ | ૫૭ |
| તે માટે રેલવે તરફથી થતુ કુલ ખર્ચ | ૩,૬૦ લાખ | ૧,૨૦ લાખ |

| | | |
|---|---|---|
| સ્કૂલ ફી માટે થતી મદદ | ૨,૯૦ લાખ | ૦,૧૯ લાખ |
| રેલવે સિવાયની શાળામાં જતાં બાળકોની સંખ્યા | ૧૭૨૨ | ૬૧૬૯ |
| તેમને મળતી મદદ | ૬૨ હજાર | ૪૫ હજાર |
| સ્કૉલરશિપોનું કુલ ખરચ | ૧૦,૦૦૦ | ૧,૮૦૦ |
| કનસેશન વગેરે મળતા લાભની કિંમત | ૩,૫૩ લાખ | ૧,૮૫ લાખ |
| સીધી અને આડકતરી મળતી કુલ મદદ | ૧૧,૫૩ લાખ | ૩,૯૭ લાખ |
| પ્રાથમિક શાળામાં બાળકદીઠ ખરચ | ૧૧૫ | ૧૯ |
| માધ્યમિક ,, ,, | ૧૨૪ | ૨૭ |
| હાઇસ્કુલ ,, ,, | ૪૫૨ | ૫૩ |



## મીઠું, સાબુ, સોડાનો બહિષ્કાર

'ઇન્ડિયન નેશનલ હેરલ્ડ'માં શ્રી માણેકલાલ વકીલ એમ. એ, એલ એલ. બી., એફ. એસ. એસ. બ્રિટિશ મીઠું, સોડા અને સાબુના બૉયકૉટ માટે નીચેની દલીલો તથા આંકડા આપે છે.

હિંદમાં આ ત્રણ રાસાયનિક પદાર્થોની આયાત ૧૯૨૬–૨૭ માં નીચે મુજબ થઇ હતી.

| પદાર્થ | કુલ આયાત | તે પૈકી બ્રિટનમાંથી થયેલી આયાત |
|---|---|---|
| મીઠું | રૂ. ૧૨૬ લાખ | રૂ. ૧૪ લાખ |
| સોડા કૉંપાઉન્ડ | ૧૦૫ લાખ | ૯૧ લાખ |
| ધોવાનો સાબુ | ૯૯,૫ લાખ | ૯૮ લાખ |
| ન્હાવાનો સાબુ | ૪૭ લાખ | ૩૫ લાખ |

હિંદને ઘણો લાંબો દરિયા કિનારો છે. છતાં મીઠાના ઉદ્યોગને ઉત્તેજન આપવા કંઇ પ્રયત્ન નથી થયો તે અજાયબ જેવું છે. આ સંબંધી આંકડા તો ફાઇનેન્સ ખાતાના ખાનગી રિપોર્ટોમાં હશે તે આપણને મળી શકે નહિ. ખરી રીતે ઇંગ્લંડનું મીઠું અહીં ખપે એટલા સારૂ અહીંના વેપાર તરફ સરકાર ધ્યાન આપતી નથી. બીજી બાજુ મીઠાનો વેપાર એક ધોરણે કરવા દેશી રાજ્યોના મીઠાના ઉદ્યોગનો પણ નાશ કર્યો છે. ખંભાત શહેર બહારના મીઠાના નાશ પામેલા કયારા તેની સાક્ષી પૂરે છે. ખંભાતના મરહુમ નવાબ સાહેબની કારકીર્દીમાં, મીઠાને બદલે સોડા બનાવવાની યોજના તૈયાર થઈ હતી અને તે અમલમાં મૂકી શકાત કારણ કે કયારામાં ભરતીનું પાણી લઈ શકાત પણ હમેશની માફક ખટપટને લીધે એ યોજના કરનાર દિવાનને નીકળી જવું પડયું. કાઠિયાવાડનાં બીજાં રાજ્યોમાં પણ એની એ કહાણી મળી રહે.

૧૯૧૯–૨૦ માં હિંદમાં ૧૬૦૦ હજાર ટન મીઠું પકાવ્યું હતું. હિંદમાં દર વરસ સરેરાશ ૫૦૦ થી ૬૦૦ હજાર ટન મીઠું આયાત થાય છે. ઘણુંખરૂં પરદેશી મીઠું કલકત્તા ઉતરે છે અને ત્યાંથી ઉત્તર હિંદમાં વેચાય છે. મુંબઇથી કિનારાને રસ્તે કાઠિયાવાડનું મીઠું ઘણું ઓછું ત્યાં જાય છે. લડાઈ પહેલાં આયાત થતા મીઠાના ૨૨ ટકા યુનાઇટેડ કિંગડમ-

માંથી આવતું તે અત્યારે ૧૦ ટકા આવે છે. વહેપારી ઉદ્યોગો અને આકડાના ડિરેકટર જનરલે ૧૯૨૬–૨૭ ના હિંદના વહેપાર સંબંધી લખ્યું છે કે પરદેશી મીઠું મુખ્યત્વે બંગાળમાં અને તેથી ઓછું આસામમાં ખપે છે, કારણ કે ત્યાંના લોકોને ઝીણું મીઠું ગમે છે. પણ ખારાઘોડામાં પાકતા ગાંગડા મીઠું વાટીને કે ખાડીને ઝીણું કરી શકાય. આખા હિંદમા કેટલું મીઠું પાકે છે તે તેણે જણાવ્યું નથી. ૧૯૨૬–૨૭ માં કુલ ૫,૪૨,૦૦૦ ટન પરદેશી મીઠું આયાત થયું હતું અને મુબઇથી કિનારે કિનારે ઉપરના વરસમા ૨૨,૦૦૦ ટન અને તેની આગલા વરસમાં ૧૨,૦૦૦ ટન મીઠું ખપ્યુ હતુ.

પરદેશથી આવતો સોડા લગભગ બધો યુનાઇટેડ કિંગડમમાંથી જ આવે છે. યુનાઇટેડ કિંગડમમાથી ૯૧ લાખનો, કેન્યામાંથી ૩ા લાખનો, જર્મનીમાથી ૭ લાખનો સોડા આયાત થાય છે અને હિંદમા તે બનતો જ નથી

સોડા નહિ બનતો હોવાથી ધોવાનો સાબુ પણ આપણે બનાવી શકતા નથી. સાબુની આયાત થનારાં સ્થળોની પાસેનો સાબુ બનાવવાનો દેશીઉદ્યોગ નાશ પામ્યો છે અને તેને લીધે આપણે લગભગ એક કરોડનો સાબુ પરદેશથી મગાવીએ છીએ, જે લગભગ બધો યુનાઇટેડ કિંગડમમાથી જ આવે છે. જો સોડા મોઘો મળી શકે તો ધોવાનો સાબુ તો માણસો ઘેર પણ બનાવી શકે. લોકોમા ચોખ્ખા રહેવાની ટેવ જેમ જેમ વધારે પડતી જાય છે તેમ તેમ સાબુની વપરાશ વધે છે અને આપણા દેશમા તેનો ઉદ્યોગ નહિ હોવાથી વધારે પૈસો પરદેશ ઘસડાઈ જાય છે. ધોવાના અને ન્હાવાના સાબુના થોડાં કારખાના છે તે સ્થાનિક વપરાશ પૂરી પાડી શકે પણ સોડાની મોઘારત અને રેલ્વેના પ્રતિકૂળ ભાડાને લીધે પરદેશી સાબુ સાથે હરીફાઇમાં ઉતરી શકે નહિ.

ન્હાવાનો સાબુ પણ પરદેશથી લાવવો પડે છે તેનું એ જ કારણ છે. આ બધા ઉદ્યાગો ખીલવવાને માટે સ્વરાજ ઝટ મેળવવું જોઇએ, સ્વરાજને માટે બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો જોઇએ

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**પુલોમા અને બીજાં કાવ્યો**:-કર્તા તથા પ્રકાશકઃ અમૃતલાલ ના. ભટ્ટ, ઉમરેઠ. કિંમત રૂ. ૧-૮-૦

લખવાને અધીરા અને તે કરતાં પણ લખીને પ્રસિદ્ધ કરવાને અધીરા 'કવિયશઃ-પ્રાર્થી' અનેક યુવાન લેખકોના આ જમાનામાં આ કાવ્યસંગ્રહ અને તેમના કર્તાનો પરિચય કરાવતાં અમને આનંદ થાય છે. આ લેખક આપણી સાહિત્યની દુનિયામાં હજી સુધી અજાણ્યા છે પણ તેઓ સને ૧૮૯૯ થી કાવ્યો લખતા આવ્યા છે અને હજી સુધી તેમનું એક પણ કાવ્ય પ્રસિદ્ધ થયું અમારા જાણવામાં નથી. આ કાવ્યસંગ્રહમાં ૧૮૯૯ થી ૭-૩-૨૭ સુધીનાં ૪૭ કાવ્યો સંગ્રહેલાં છે. અમને ખાત્રી છે કે કર્તા પહેલેથી કાવ્યો પ્રસિદ્ધ કરતા રહ્યા હોત તો અત્યારના ઘણાખરા કાવ્યલેખકો કરતાં વધારે પ્રસિદ્ધ થઇ ગયા હોત. પણ તેમણે માત્ર શાન્તિમાં કાવ્યો લખવાનું જ પસંદ કર્યું છે. કોઇ કોઇ કાવ્યોની તારિખો જોતાં તેમનો લખવાનો વેગ પણ સારો જણાય છે અને આથી વધારે તેમણે લખ્યું હોય તો નવાઇ નહિ.

આ લગભગ ત્રીસ વરસના ગાળામાં તેમની કવિત્વ શક્તિ મંદ થઈ જણાતી નથી પણ કંઇકેય વધી છે અને વિવેક અને ભાવગંભીરતા તો સ્પષ્ટ રીતે વધ્યાં છે. તેમના છેલ્લા કાવ્યમાં (કાવ્યો સમયના ઉલટા ક્રમે છપાવેલાં છે) એટલે સમયની દૃષ્ટિએ સૌથી પહેલા કાવ્યમાં

કહી મારા દોષથી રોષે ભરાયા,
વિસારો શું તાપ તપી સાસુજાયા?
દઉં રસ-આગ હજુ ન મનાયા?
સખી! આ વિરહ

આવી ચમત્કૃતિ વિનાની ઉક્તિઓ છે, 'સાસુજાયા' જેવો રૂઢ જૂનો શબ્દ છે અને 'રસ-આગ' જેવી સામાન્ય અને કંઇક નાટકી કલ્પના છે. પણ આવી પંક્તિઓ માત્ર તે એક કાવ્યમાં જ છે. પછી ઉત્તરોત્તર ભાવ ગંભીર થતો જાય છે. અને કોઈ કોઇ જગાએ કવિતા ખરેખર મનોહારી બને છે.

જો જો તરવતી અહિ ગુલછડી
કેવી શાંત બની જો ચમેલી ખડી?
કેવી દીપતી હાર ગુલાબ અલી?
આવે રંગ-ભર્યા, પિઉ રંગ-ભર્યા.

'રંગ-ભર્યા' શબ્દનો રણકાર જૂનાં કાવ્યોનો છે જ્યાં તે શબ્દ અહીં, તદ્દન ઉચિત છે અને આખા કાવ્યમાં કદીએ કદીએ આવી, સંગીતમાં ઝુલતી ઝુલતી એ પંક્તિ જાણે હૃદયને પણ ભાવમાં ઝુલાવે છે.

ઉષા સુરંગે સજ્જ છે,
વાયુ સુરીલો મંદ છે,
ગતિ-ધીર-રશ્મિ તારલા
ઝગમગે, ચારુ ચંદ છે.*

'ઉષા'નો ઉ ગુરુ કરવો પડે છે તે અરુચિકર છે છતાં આ પંક્તિઓ, અને વિશેષે કરીને છેલ્લી બે પંક્તિઓ દુરારાધ્ય ટીકાકારને પણ આનંદ આપે તેવી છે.

૧૯૧૧ સુધીનાં કાવ્યો પ્રેમ અને ઉલ્લાસ અને વીરત્વનાં છે. તે પછી ચાર વરસના ગાળાનાં કાવ્યો નથી. ૧૯૧૫ નું પહેલું કાવ્ય ગમગીનીનું છે. "ગમે ના સૃષ્ટિની શાંતિ" એવા તેમના ઉદ્ગારો છે.

ગમે ના સૃષ્ટિની શાન્તિ
ગમે ના પુષ્પની કાન્તિ ૧
× ×

* ગુરુ લઘુની નિશાનીઓ અમે કરી છે.

એક નિશા ભક્તિથી શું
દર્શ તુજ થશે નહિ ?
× ×
દિવ્ય સુધા-પાનમાં,
મધુ—મધુરા ગાનમાં,
આશ ને નિરાશમાં
આવી નહિ તું જાણમાં.
× ×
બ્હાર શોધી હું મથ્યો.
જોઈ નહિ ક્યાં હું ત્હને,
નષ્ટ—આશ થઈ પડ્યો,
શું તું છુપી મુજ અંતરે ?

ઉપર ઘણાં અવતરણો આત્મલક્ષી કે ઊર્મિ-કાવ્યોમાંથી આપ્યાં છે. પણ કર્તાનાં લાંબાં પરલક્ષી કાવ્યો પણ અમને આશાજનક લાગ્યાં છે. તેમની વસ્તુપસંદગી વિવેકી છે, તેમને તે તરફ સ્વાભાવિક વલણ છે, પરલક્ષી કાવ્યને, યોગ્ય ભાષામાં, સપ્રમાણ કરવાની કંઈક હથોટી છે, અને આપણા સાહિત્યમાં અત્યારે એ પ્રકારની ખોટ છે તે જોતાં તેમની પાસે એ પ્રકારનાં કાવ્યોનો પ્રયત્ન કરવાની અમે માગણી કરીશું. પરલક્ષી કાવ્યોમાં લાંબાં અવતરણો આપીએ ત્યારે જ તેનો ભાવ સમજાય છે છતાં સ્થલસંકોચને લીધે ટૂંકાં જ આપીએ છીએ. 'ભીષ્મ' કાવ્યમાંથી થોડાં તૂટક તૂટક લઈએ.

શાને શોક કરો ધર્મરાય ?
કયમ મુગ્ધ બન્યા નીતિજ્ઞ ?
× ×
નથી કરવી અરિની ઘાત,
નથી જોઈતાં રાજ ને પાટ.
× ×
ભીષ્મ રણમાં કદી ન જીતાય.
જય પાંડવનો કયમ થાય ?
× ×
જોતાં સર્પ સમોવડ બાણ,
કરે સૈન્યમાં ઝરઝર ઘાણ.
× ×

હલ્યા ધરણી પરે ગંગ—જાયા,
સ્તબ્ધ સૈન્ય થયું સ્તંભ્યા શયા.

'વિશ્વામિત્ર' કાવ્યમાં વસિષ્ઠાગમનનું વર્ણન જોઈએ.

એ સમે ત્યાં આવતા
વેદધૂન ગજાવતા,
શાંત સુસ્વર કંઠથી,
ઉત્સુક હૃદે યતિ ભાવતા,
મલય મારુત લહરીઓ જ્યમ મંદગતિ મધુ માસમાં,
ગહન વનના વૃક્ષ-પલ્લવ-કુસુમ કેરા હાસ્યમાં.

તે સિવાય 'થર્મોપાઇલી,' 'જોમલદત્તા' 'હલદીઘાટ,' 'શક્તાજી,' 'ભામાશા' એ કાવ્યો છોડી દઈએ છીએ પણ સૌથી પ્રથમ મૂકેલા 'પુલોમા' કાવ્યની એક છેલ્લી કડી તો મૂકવી જ જોઈએ.

પુલોમા સ્ત્રી અને પુરુષ બન્નેનાં મૃત્યુ થતાં પુરુષ વિશે' લખે છે:

રાખશો શું સ્વર્ગમાં ?
નાંખશો શું નર્કમાં
ધર્મરાજ પડી ગયા છે
આજ ઊંડા તર્કમાં.

લેખકની ભાષા ઘણી સાદી છે. તેમને અલંકારોનો શોખ નથી પણ કોઈ કોઈ જગાએ જ્યાં અલંકારો છે ત્યાં ઉચિત અને અર્થવાહક છે.

જલધિ એ વિરહે ને
વ્હાણ પણ ચીલે ચઢે.
તટ સમીપે તરલ તરણી દ્રુત ગતિએ આવતી
ભેટતાં હર્ષે પ્રસરતી પ્રેમ લહરી ભાવની.
'સુકાની'

× ×

'શિશુ' વિશે લખે છે:

અંધારી રજનીના તારા,
ઝરણ નિર્મળ નિર્ઝર ન્યારા,
સ્વર્ગતણી ઝાંખી દેનારા,
ગહન મહીં રમતા.

તે જ રીતે લેખકે સંગીતની કે શબ્દમાધુર્યની ઝાઝી પરવા નથી રાખી. જો કે તે પણ ક્યાંક

ક્યાંક લાવી શક્યા છે. છેવટનો પ્રાસ મેળવવા પણ પ્રયત્ન નથી કર્યો. કોઇ કોઇ જગાએ હ્રસ્વદીર્ઘની છૂટ કર્ણકટુ લાગે છે. કેટલાક કાવ્યોમા, જેમકે 'વિમળા'મા, ઉપસહાર આપ્યા કાવ્ય સાથે એકરસ નથી થઇ શક્યો. એક જ કાવ્યમા રસ પણ એકસરખો બધે નથી, ક્યાંક તૂટે છે. કેટલાક કાવ્યો સ્પષ્ટ રીતે બીજાંથી ઉતરતા છે અને સગ્રહમાથી છોડી દીધા હોય તો લેખકને હાનિ કરે તેવા નથી. આ સર્વ, પ્રયત્નથી સુધારી શકાય તેવું છે. પણ લેખકે કંઇક પોતાના કાવ્યો સુધારવા તરફ ધ્યાન નથી આપ્યું, એક સિવાય કોઇ કાવ્ય તેમણે સુધાર્યું નથી. કેટલીક અપ્રવાહી પંક્તિઓ, કેટલાક સ્ખલનો જરા ફેરફારો કરવાથી સુધરી શક્યા હોત એમ જણાય છે. વીરરસ કાવ્યો માટે તેમણે નવો છંદ યોજેલો જણાય છે તે ખાસ ચમત્કારક જણાતો નથી. કેટલાક ગેય કાવ્યોના ઢાળો પણ લેખકે પોતે જ યોજેલા જણાય છે અને તે મધુર છે. સામાન્ય રીતે કાવ્યોના ઢાળ કે છંદ ટૂંકા જ પસદ કર્યા છે, યોજ્યા છે. પણ અમુક ભાવો લાબા છંદો માગે છે એ પણ સ્મરણમા રાખવું જોઇએ.

લેખક ખાસ કોઇ અમુક જ કવિના અનુયાયી ગણી શકાય તેમ નથી. તેમણે કોઇ કવિનું અનુકરણ કર્યું જણાતુ નથી. અને પોતાના સરલ કાવ્યમાર્ગે ચાલ્યા જવાની તેમની ઇચ્છા છે તે આ અતિ અનુકરણોના દિવસોમા અનુકરણ કરવા યોગ્ય છે. તેમનો સ્વભાવ ચિંતનપ્રધાન છે. કાવ્યની હથોટી સુધારે અને હજી વધારે લખે, તો માનવ સ્વભાવના ચિરંજીવ અંશને સ્પર્શ કરી શકે અને પોતાની પાછળ જીવે એવું ઘણુ મૂકી જાય, એમ અમે માનીએ છીએ.

આવાં કાવ્યના પુસ્તકની છપામણી વગેરે વધારે આકર્ષક કરવાની જરૂર નથી ?

## ત્રણ નાટકો

કર્તા હંસા મહેતા બી. એ.

અત્યાર સુધીમા 'સાહિત્ય'મા અને 'મુબઇ સમાચાર'ના દીપોત્સવી અંકોમા પ્રસિદ્ધ થઇ ગયેલા 'સાવિત્રી' 'અનારકળી' અને 'આદર્શબોધ' એ ત્રણ નાટકો અહીં એકત્ર કરી છાપેલા છે.

ત્રણ પૈકી પહેલામા પ્રાચીન રીત પ્રમાણે પ્રસ્તાવના છે તેમા સૂત્રધાર કહે છે કે "દરેક નાટકનુ ધ્યેય હોવું જોઇએ. નાટકના ધ્યેયની ઉત્તમતા અને વિચારની નવીનતા પર નાટકની સફલતાનો આધાર છે."

ત્રણેય નાટકમા કર્તાના ચોક્કસ ધ્યેયો છે. પહેલામા નારીપ્રતિષ્ઠા, બીજામા પ્રેમ ખાતર આત્મભોગ અને ત્રીજામા સૃષ્ટિસૌંદર્ય કે કાવ્યનો ઉપભોગ કે દાપત્યપ્રેમ કરતા જનસેવા એ જ જીવનનુ ખરૂં રહસ્ય છે એ વિવક્ષિત ધ્યેય છે.

નારીપ્રતિષ્ઠાને માટે સાવિત્રીનુ આખ્યાન એ સ્વાભાવિક રીતે ઉચિત છે. વસ્તુ પુરાણું છે. કર્તાએ જાણીને કે અજાણતા મૂળ ભાવને પ્રધાન રાખી પાત્રોની પરસ્પર ઉક્તિઓમા અને વર્તનમા આધુનિક દૃષ્ટિબિન્દુઓ પેસવા દીધા છે કેટલાક પ્રસગો મૂળ વસ્તુમા નહિ તેવા કલ્પિત ઉમેર્યા છે. એ સર્વથી મૂળ પ્રયોજનને કાંઈ હાનિ થઈ નથી. સાવિત્રી સત્યવાનનું પ્રથમ વનમા મિલન અને ત્યા પ્રથમ દૃષ્ટિપાતે પ્રેમ એ નવો પ્રસગ છે. યમરાજાથી આયુષ્યનું વરદાન મેળવ્યા પછી

સત્યવાન—અને એ ચિન્તામા એક વર્ષ વિતાવ્યુ 'દેવી' તને માનુષી કેમ કહેવાય!

સાવિત્રી—(હસીને) હુ માનુષી છુ એ સિદ્ધ કરવુ હોય તો થોડા વનફળ લાવો પછી જો જો; મારો ઉપવાસ કેમ ભાગુ છુ

એ નર્મ આધુનિક છે.

સામાન્ય આખ્યાનોમા સાભળીએ છીએ તે કરતા યમરાજા અને સાવિત્રી વચ્ચેનો

સંવાદ ટૂંકા કર્યો છે-એ જ વરદાનમાં બધું પતાવી દીધું છે, તે ઠીક કર્યું છે.

ખરી રીતે કર્તાની નિર્માણશક્તિ આ નાટકમાં માપી શકાય તેમ નથી. તેના બનાવો, ભાવો, પુરાણના વસ્તુથી એટલાં નિયત થઇ ગયાં છે કે કલ્પનાને નવું કરવાનો ઝાઝો અવકાશ ન રહે. આ નાટક વિશે માત્ર એટલું જ કહી શકાએ કે તેમાં કોઈ ખાસ દોષ નથી અને વસ્તુના મૂલ બળથી જ નાટકનો રસ જળવાઇ રહે છે.

પણ કર્તાની નિર્માણશક્તિ 'અનારકળી' માં વધારે જણાય છે. એટલા ટૂંકા નાટકમા જહાંગીરનો નિરંકુશ પ્રેમ, અનારકળીનો સાચો પ્રેમ અને અકબરની મહત્ત્વાકાંક્ષા બરાબર જણાઇ આવે છે. જહાંગીર પ્રથમ મહેરુન્નિસાના પ્રેમમાં પડે છે, અકબર મહેરને બીજે પરણાવે છે તો જહાંગીર અનારકળીના પ્રેમમાં પડે છે. અકબરની મહેચ્છા જહાંગીરને કોઇ હિંદુ રાજકુમારી સાથે પરણાવી, હિંદુઓને પોતાના પક્ષમાં લઇ, પ્રતાપને જીતી, એક મહાન સામ્રાજ્ય સ્થાપવાની હતી. નવો ધર્મ સ્થાપવાનો પ્રયત્ન પણ હિંદુ મુસલમાન એક થઇ સામ્રાજ્યના શાશ્વત સ્થંભો બને એ માટે હતો. સર્વધર્મ પરિષદનું દૃશ્ય એ આશયથી મૂકેલું છે. તેમાં જુદા જુદા ધર્મોના પ્રતિનિધિઓ પોતપોતાના ધર્મના ગુણો અને પારકાના અવગુણો બતાવે છે. તેમાં બૌદ્ધ ધર્મનો પ્રતિનિધિ મૂક્યો છે, જૈન તેનું અંગ બનાવ્યો છે પણ વાસ્તવિક રીતે તે સમયનો વધારે પ્રતિષ્ઠિત ધર્મ જૈન હતો અને અકબરને જૈન યતિઓ સાથે મુલાકાત થઇ હતી એ ઐતિહાસિક સત્ય છે. બૌદ્ધ ધર્મને આ પરિષદ દૃશ્યમાં સ્થાન મળ્યું તેનું કારણ કદાચ આધુનિક શિક્ષિતોનો એ ધર્મ તરફનો પક્ષપાત હશે. જહાંગીર સામાન્ય માણસ છે, તેનામાં મહત્ત્વાકાંક્ષા નથી, તે માત્ર સૌંદર્યનો લોલુપ છે. અકબર તેને સમજાવવામાં નિરાશ થાય છે ત્યારે અનારકળીને ધમકાવે છે કે "સલીમ સાથે તું કંઈ પણ વ્યવહાર રાખશે તો હું એને શાહજાદાના પદપરથી ભ્રષ્ટ કરીશ, એને ભીખારી બનાવીશ." અનારકળી જીવન પર્યંત જહાંગીરને ન મળવાનું વચન આપી ચાલી જાય છે. જહાંગીર તેની તપાસ કરાવે છે પણ કશો પત્તો લાગતો નથી. તે પછી વરસો વીતી જાય છે. દરમિયાન જહાંગીર પાદશાહ થાય છે, અને મહેરુન્નિસાને પરણીને નૂરજહાં બનાવે છે છતાં અનારકળી વચન પાળીને તેને મળતી નથી. છેક મરતી વખતે જહાંગીરને બોલાવે છે. પોતાની સંજ્ઞામાં અનાર-દાડમની કળી મોકલે છે. એ સંજ્ઞા ઉપરથી નૂરજહાં સાથે થતા સંવાદમાં જહાંગીર પોતાની હિંદુ રાણીને શીતળ પાણીમાં ઉગનારા કમળ સાથે અને નૂરજહાંને ઇરાનના ગુલાબ સાથે સરખાવે છે તેમાં ચાતુર્ય અને સુરુચિનો સારો યોગ થયો છે.*

છેવટે અનારકળી જહાંગીરને મળે છે અને તે તેનું છેલ્લું મિલન જ નીવડે છે. જહાંગીરના પ્રેમ વચનનું સાંત્વન મેળવી તે પ્રાણ છોડી દે છે.

આ નાટકમાં અકબરને જેવો એક મહારાજ્યની મહેચ્છાથી લગભગ અમાનુષ થયેલો કલ્પ્યો છે તેવો તે નહિ હોય, જહાંગીરને સુંદરીઓના પ્રેમમાં જેટલો છીછરો કલ્પ્યો છે તેટલો તે નહિ હોય, પણ એ પિતાપુત્રને નાટકમાં આવા ચીતરી શકાય તેવા તેમનામાં અંશો હતા અને તે અંશોનું નિરૂપણ બરાબર થયું છે.

* 'સાવિત્રી'માં જુદા જુદા કુલથી શણગારાયેલાં ઋષિબાળકો એક પછી એક પોતાના કુલરૂપે તેના વિશિષ્ટ ગુણો ગાઇ જાય છે તેમાં ચાતુર્ય છે પણ એ પુરાણ વસ્તુમાં એટલું સમીચીન નથી લાગતું. તેમાં કંઇક આધુનિક નાટકીપણું આવેલું જણાય છે.

આદર્શોધ માટે અમે એવો અભિપ્રાય આપી શકતા નથી તેનુ વક્તવ્ય તો યથાર્થ છે અને તે કહેવાની ઘણી જ જરૂર છે. પણ અમુક સૂક્ષ્મ ભાવનાને માનવનું રૂપ આપી તેમને પાત્રો બનાવવા એ નાટ્યનિરૂપણને મદ કરનારી રીતિ છે. તે ભાવના જ્યા પ્રધાન હોય તેવા માનવોને પાત્રો બનાવવા તેમા ખોટું નથી, પણ પાત્રો માનવો જ જોઇએ. ક્રોધ, કામ, ભક્તિ, જીવ વગેરે પાત્રોથી પ્રાચીન નાટકો રસહીન લાગે છે તેનું એ કારણ છે. અહીં પણ પાત્રોમા માનવત્વનો પાસ તો છે પણ છતા પરમાદર્શ અને ઉચ્ચાશયા એ નામો વાચનારને એવા ભ્રમમા નાખે એમ છે. અલબત પરમાદર્શ અને ઉચ્ચાશયા પતિ પત્ની છે, તેમની મશ્કરી માનવ સ્ત્રી પુરુષો વચ્ચેની જ છે. છતા નાટક ઉપદેશાત્મક થઇ ગયુ છે. નાટકમા કાર્ય ઘણુ ઓછું છે અને નિબંધરૂપની પ્રેમ, કવિત્વ, સગીત વગેરે વિષયો ઉપર ચર્ચા થાય છે તે નાટકને અનુકૂળ નથી

આ પુસ્તકમા ભાષાની ઘણી ભૂલો છે તે તરફ કર્તાનું ધ્યાન દોરવુ જોઇએ. ઘણી જગાએ અનુસ્વારો જોઇએ ત્યા નથી, કોઈ જગાએ ન જોઇએ ત્યા છે. સસ્કૃત શબ્દો ઘણા ખોટા વપરાયા છે "સદા કરણાર્ચિતા" એટલે શુ? એ કઈ જાતનો સમાસ? પૃ ૧૭ ઉપર 'દૌહિત્ર' ને બદલે "પૌત્ર" શબ્દ વાપર્યો છે, રાત્રીના અર્થમા 'તમસા' શબ્દ વાપર્યો છે તે ખોટું છે. "મનુષ્યો યાવત્ચદ્ર દિવા કરૌ બને" એમા જોડણી, સમાસ અને શબ્દપ્રયોગ ખોટા છે. 'ઉપવાસ ભાગવો' એ તરજુમિયા શબ્દ પ્રયોગ છે, અને કામદેવને આધળો ગણવો એ પશ્ચિમની પૌરાણિક કલ્પના છે આપણામા તો તે અનંગ છે.

કર્તાની કેટલીક કવિતાઓ સારી છે અને નૈસર્ગિક કવિત્વશક્તિની સૂચક છે. પણ તેમા પણ અનેક પ્રમાદો થયા છે.

કાદવમા જન્મેલી, પણ દેવને બહુ વ્હાલી,
શકર વિષ્ણુ લક્ષ્મી હૈયે રમન્તી પદ્મિની.

આને ગીતિ કહેવી છે પણ તે ગીતિ નથી તેમજ પિંગળનો બીજો કોઇ પણ છંદ નથી. લગભગ બધી ગીતિઓ ખોટી છે. બીજા સંસ્કૃત વૃત્તોમા લખેલા શ્લોકો કેટલાક પ્રાસાદિક છે પણ તેમા પણ અનેક અક્ષમ્ય સ્ખલનો છે.

વળી મદ મદ વહતી મલયની શીત લહરી

શબ્દોનો ગમે તેમ ગોટાળો વાળીને પણ આ પક્તિ શિખરિણીમા બેસાડાય તેવી નથી.

આખરે નારી સબળા, અબળા બની છે

એ પંક્તિ પણ વસતતિલકામા બેસાડાય તેવી નથી.

ગેય કાવ્યો વધારે સારા છે. તેમા પણ અત્ય પ્રાસનો ગોટાળો છે જ.

પૃથ્વી થઇ હરિયાળી, બ્યાભની તો શી સફાઈ,
વિશ્વ બન્યુ સુખદાયી રે

આને માત્ર ઉપચારથી પ્રાસ ગણી શકાય. અને

સ્વચ્છ બન્યા રવિકિરણો, ઉજ્જ્વલ ભાસે તારા વૃન્દો,
ચદા હમે મીઠા હાસ્યો રે

પ્રાસ તો નથી જ, પણ રવિકિરણો સ્વચ્છ બનવા માથે જ તારકવૃન્દ શી રીતે ઉજ્જ્વલ ભાસવા માડ્યુ? પણ કેટલાક કાવ્યોમા તેમની સ્વાભાવિક પ્રતિભા જણાય છે.

જીવનના શા રગ રે પ્રભુ કાઈ ન પામે
ઘડીમા બનતા રાય જગતના
ઘડીમા તો બને રક રે પ્રભુ૦
આપ્યુ પાછુ શાને લઈ લે
માલિકના શા ઢગ રે પ્રભુ૦

સુદર સ્તુતિ છે. "હે મનવા રામ નામ તુ સ્મરી લે" એ ઠુમરી પણ સુંદર છે. 'આદર્શોધ'ના ગીતો પણ એવા જ મીઠા છે તે બધા સ્થલસકોચને લઈને અમે ઉતારી શકતા નથી પણ છેવટે તેમની શારદાની સ્તુતિ ઉતારી આ વિવેચન પૂરૂ કરશુ.

વાણી રૂપ બની પશુ ગણ થકી, જુદા કર્યા માનવો,
વાણીના મધુરા સુરે જગ વિષે, રેડી ભર્યો તે રસ.

તારા વાહન પિચ્છના ભભકથી, રંગે પૂર્યું વિશ્વને,
હેવી શારદ માત ધન્ય કરજે, મારી કૃતિ-અલ્પને.

ભાવ અને વિચાર બન્ને અહીં યથોચિત પદ્યરૂપ પામે છે. આજ સુધી શારદાની અનેક સ્તુતિઓ થઈ ગઇ છે છતાં કલ્પના નવીન જ છે.

અમે આશા રાખીએ છીએ કે વાંચનાર વર્ગ આ નાટકોની કદર કરશે.

**મસ્તફકીરની મસ્તી**:–લેખકઃ 'મસ્ત-ફકીર.' પ્રકાશકઃ 'ગુણસુંદરી' કાર્યાલય. ૧૦૫ ગીરગામ બેકરોડ, મુંબાઇ–૪, મૂલ્ય : રૂા. ૨–૦–૦.

માસિકો વર્તમાનપત્રો વગેરેમાં હાસ્યરસની વાર્તાઓ કે ટુચકા લખનાર તરીકે લેખક ઘણા સમયથી પ્રસિદ્ધ છે. આ પુસ્તકમાં તેમણે અત્યાર સુધી પ્રસિદ્ધ કરેલ લેખોમાંથી ચુંટણી કરી દશ લેખો મૂકયા છે.

લેખો પૈકી "દાઢી રાખો" અને "બોડકું માથું" એ સામાજિક ઉપહાસ કથાઓ છે. 'બોડકું માથું' એ વાર્તામાં હૅટ પહેરનાર બૅરિસ્ટર હૅટ ઉતારવી પડે ત્યારે શી કફોડી સ્થિતિ થાય તે ભૂલી જઇ આર્યતાભિમાનની ગેલછામાં માથું બોડું કરાવે એ પ્રારંભની જ અસંભવિનતા રસક્ષતિકર છે. પછી વાર્તા સ્વાભાવિક રીતે ચાલે છે. જડજ મશ્કરીખોર હોવા છતાં તેનું ભાષણ ઉપદેશાત્મક થઈ જાય છે તે હાસ્ય સાથે વિસંવાદી થાય છે. પછી વાર્તા સ્વાભાવિક રીતે ચાલે છે. પાઘડીઓની ટીકા, તે સંબંધી મતો ચાતુરીથી મૂકયા છે અને પરમનાવલંબીની સારી મશ્કરી કરી છે. છેવટે મનોરમા તેને પરણે છે તે અંત કંઇક કૃત્રિમ લાગે છે. "દાઢી રાખો" આવી ક્ષતિઓથી મુક્ત છે. દાઢી રાખનારાઓની અગવડ, તેમને વિશે તેમના પોતાના તથા બીજાના અનેક પ્રકારના અભિપ્રાયો, તેમનાથી અન્ય પર થતી અસર સઘળું ધીમે ધીમે એક સરખા હાસ્યથી કહેવાતું જાય છે.

"સૌભાગ્ય સુંદરી"માં જુદો જ વિષય છે. ગુજરાતમાં ઘણા માણસોને નાટક કંપનીઓ કાઢવાનો વા વાયો હતો, તે કંપનીના અંદરના જીવનનું દશ્ય આમાં છે. તેમનાં સાધનોની પામરતા, પાટીઆં ખડકીને મોટાં મોટાં દશ્યો બતાવવાનો ખોટો મોહ, તેમની નિરક્ષરતા, *હલકાઇ વગેરે આબેહૂબ ચીતર્યું છે. નાટક* કંપની જાણે એક સ્વપર્યાપ્ત નોખી દુનિયાં જ છે. તે દુનિયાંના દંભ, અભિમાન, દ્વેષ, અજ્ઞાન, કુટિલતા સર્વ સામાન્ય માણસને પડદા પાછળ જ રહી જાય છે તે અહીં હાસ્યથી બતાવેલાં છે. નાટક મંડળીના દુર્ગુણો અને દરિદ્રતાનું અહીં અચ્છું પ્રદર્શન છે. આડકતરી રીતે નાટક જોવા જનાર વર્ગ ઉપર પણ સારી ટીકા કરી છે. નાટકની ઘણી પામરતા, જોનારની મૂર્ખતાને લીધે જ નભે છે, ઘણી તો જોનારની મૂર્ખતાને લીધે જ અસ્તિત્વમાં આવી છે.

"પરદુઃખભંજન" "પાપાનગરના પોચા" "ભૂતકાળમાં ભુસકો યાને ભીમસેનનો ભેરો" "બૈરી અને સાસરીઆંનું રાજ્ય" એટલી વાર્તાઓમાં પરદેશી રાજ્યની ધોંસરી નીચે પડી રહેતી આપણી હિંદી પ્રજાનો ઉપહાસ છે. આ વાર્તાઓમાં કલાનું પડ ઘણું પારદર્શક થઈ જાય છે. લેખકનો હેતુ આપણી દાસત્વની મનોદશાનો ઉપહાસ કરવાનો છે એમ કળાઈ જાય છે એટલે અંશે તેમાં કલા ઓછી છે. વળી કોઇ કોઈ જગાએ એ દાસત્વથી શાપિત્ થયેલી પ્રજાની જુગુપ્સા થાય છે, હાસ્ય નથી થતું. અને ચાર વાર્તામાં એક જ વિષય આવવાથી વિષયની નવીનતા પણ ઘટે છે– જો કે લેખકે દરેક જગાએ જુદી જુદી રીતે અને જુદા જુદા વાતાવરણમાં એ વાર્તાઓ કહી છે.

બધી વાર્તાઓમાં "મારા કાકાનો કાકા-કૌવો" એ ખાસ ધ્યાન ખેંચે એવી છે. તેનું

હાસ્ય જેટલુ ખડખડ હસાવે તેવુ છે તેટલુ જ માર્મિક છે. હરગોવિંદ શેઠને પોતાના પાડોશી નસરવાનજીની ભીંત પડાવવી હતી માટે છાની રીતે પોતાનો કાકાકૌવો બે ઘર વચ્ચેની સાકડી ગટરમા ખોસી દીધો અને પછી તેને માટે શહેર આખું શોધ્યુ, પેપરોમા ધમાલ કરી, કોમેકોમને ઉશ્કેરી, ભાષણો કર્યા, ઔરા આગળ નસરવાનજીના ઘર આગળ દૂટાવ્યુ, અને છેવટે કેટલાક પુરષોએ નસરવાનજીના ઘર આગળ પ્રથમ પોતાના કપડા બાળી અંદર બળી મરવાની ધમકી આપી. છેવટ નસરવાનજીએ ભિંત પાડી નખાવી અને અંદરથી કાકાકૌવો નીકળ્યો પણ તરત મરી ગયો 'કાકા'એ ત્યા તેની કબર કરી અને કાકાકૌવા આશ્રમ સ્થાપ્યો અને એ રીતે, પોતાની બારીઓ અને બારણાનો પ્રકાશ ખુલ્લો રાખવાની 'કાકા'ની મુરાદ પાર પડી, એટલું જ નહિ ત્યા બગીચો થઇ ગયો.

હાલના જમાનામા નહિ જેવી વાત ઉપર કેટલી ધમાલ કરી શકાય છે, અને એવી ધમાલ કરીને લોકમતના બળનો લાભ લઇને કેટલાક ધાધલિયા માણસો કેવા ફાવી જાય છે તે ઉપર આમા સરસ કટાક્ષ છે. બીજી દષ્ટિએ, સત્યાગ્રહના શુદ્ધ અને અહિંસામય શસ્ત્રને પણ શઠ માણસ કેવી રીતે હિંસક બનાવી પોતાનો સ્વાર્થ સાધી શકે તે પણ લેખકે બતાવેલું છે.

છેલ્લી બે વાર્તા "બુલબુલે શિરાઝ" અને "વિચિત્ર ખૂની" જૂદા જ પ્રકારની છે. પહેલી વાર્તા, સાભળનાર માણસ પોતે કેટલીક નર્મ કે હાસ્યની ટાપશી કે સૂચના મૂકી શકે છે તે સિવાય હાસ્યની નહિ પણ વીર અદ્ભુત અને શૃંગારની છે. કાઠિયાવાડના એક મેમણે ઇરાનમા ગયા યુદ્ધ સમયે કરેલું સાહસ અને તેને પરિણામે એક સુંદરીને તે પરણે છે ત સબંધી છે. બીજી વાર્તામા એક સ્ત્રીની પ્રતિષ્ઠાના રક્ષણાર્થે એક સંભાવિત ગૃહસ્થ એક નીચ માણસનું ખૂન કરે છે અને કોર્ટમા બચાવ કરતો નથી તેની વાર્તા છે. પહેલી વાર્તા વધારે સુશ્લિષ્ટ છે બીજી વાર્તાના કેટલાક ભેદો, જેવા કે વાર્તાની નાયકા રાજાની કુંવરી હતી તો માથેરાનમા શી રીતે ફરી શકતી, ટેનિસ વગેરે રમવા જેટલી છૂટ કયાથી મેળવી શકી, પછી મુબઇમા એકદમ તેના પર પહેરો શાથી બેસી ગયો વગેરે, ખુલાસા વિનાના રહી જાય છે અને તેથી વાર્તામા અસંભવિતતાનો દોષ આવે છે. ખરી રીતે આ બે વાર્તાને લેખકની હાસ્યની વાર્તાઓ સાથે સ્થાન ન મળવું જોઇએ.

પણ વાર્તાની શૈલી કે તેના રહસ્ય કરતાં શ્રી મસ્તફકીરનો મુબઇનો અનુભવ અને તેને હાસ્યની રીતે મૂકવાની શક્તિ વધારે ધ્યાન ખેંચે એવી છે. મુબઇની ધમાલમાથી, તેની વિવિધ જાતો, ધંધા, બોલીઓ, પહેરવેષ, અકસ્માતોમાથી તેમણે હાસ્યને અનુકૂળ વસ્તુની ચૂંટણી કરી છે અને તેમા તેમના અનુભવની સૂક્ષ્મતા અને ચૂંટણીનો વિવેક દેખાઈ આવે છે. તેમની ભાષા પણ હાસ્યને અનુકૂલ છે અને વોરા પારસી કાઠિયાવાડી પાત્રો પાસે તે યોગ્ય ભાષા બોલાવી શકે છે. સંઘમાનસની ઘેલછા, ગતાનુગતિકની ઘેલછા, વગેરે સર્વ ઘેલછાને તેમની વાર્તાઓમાં સ્થાન મળે છે. આપણે ત્યા સાચી વસ્તુ ઉપર હાસ્યને જમાવનારા લેખકો ઘણા ઓછા છે તેમા શ્રી મસ્તફકીરનું સ્થાન છે. મુબઈની ધમાલ જોઇને ફિલસૂફની દષ્ટિએ વિષાદમય થઇ જનારે તેમની નજરે મુબઇ જોતા શીખવી જોઇએ.

**ખેતીવાડી પાઠચ પુસ્તક ભાગ ૧ લો.** સંયોજકઃ મેસર્સ મનહર બ્રધર્સ. ભાવનગર કિંમત રૂ. ૧-૪-૦

શાળામા ચલાવવા માટે આ પુસ્તક યોજાયું છે. આપણા ખેતીપ્રધાન દેશમા ખેતી સંબધી ખેડુતને ઘણી જ માહિતી જ્ઞાન અને કેળવણીની

જરૂર છે તેની ખોટ કંઇક અંશે પૂરી પાડવા આ પુસ્તક યોજાયું છે. લેખકે અનુભવ ઉપરથી લખ્યું જણાય છે. તેમનાં સાધનો સુલભ છે અને લખવાની શૈલી પણ સરલ હોઇ સામાન્ય ગુજરાતી શિક્ષણ લીધેલો માણસ પણ તે સમજી શકે તેવું પુસ્તક છે.

**રામસંહિતા**--પ્રથમ વિભાગ-મૂળ સંપાદક શ્રી રામેશ્વરદત્ત શર્મા. અનુવાદક નાગોરી મનઃસુખલાલ મગનલાલ ઝવેરી, જામનગર. મૂલ્ય કાચું પૂઠું એક રૂપિયો. પાકું પૂઠું સવા રૂપિયો.

મહાભારતમાંથી જુદા જુદા વિષયો ઉપરના શ્લોકોને સંગ્રહી તેના અનુવાદ સાથે અહીં પ્રસિદ્ધ કર્યા છે. મહાભારત સર્વ કાલને માટે વાંચવા યોગ્ય છે. ભાષાન્તર સાદી ભાષામાં થયું છે.

**શારીર કલ્પદ્રુમ**—તંત્રી અને પ્રકાશક વૈદ્ય શુકલ જેઠાલાલ જગજીવન, આયુર્વેદીય રસશાળા અને સસ્તું ઔષધ કાર્યાલય. ભાવનગર વાર્ષિક લવાજમ રૂ. ૨)

આ માસિકના કેટલાક અંકો અમને મળ્યા છે. આપણા વૈદકના લેખો પ્રયોગો અને નુસ્કા સાદી ભાષામાં આપવાનો આ માસિકનો ઉદ્દેશ છે.

રા.

# નોંધ

### જગતમાં સુલેહ

જગતમાં સુલેહ સ્થાપવા માટે બે મહાન રાજ્યો તરફથી જુદી જુદી રીતે બે દરખાસ્તો આવી. જીનીવા કોનફરન્સમાં* રશિયા તરફથી લશ્કરી સરંજામ કાઢી નાંખવાની દરખાસ્ત હતી, અને હમણાં અમેરિકા તરફથી મિ. કેલોગે લડાઇનો બહિષ્કાર કરવાની દરખાસ્ત મૂકી છે. ઘણા દેશોમાં આ દરખાસ્તોની નિયત વિષે શંકા રહેલી છે. પણ આ બે રાજ્યો સંબંધી એવી શંકા કરવાનું કારણ નથી. રશિયાને અત્યારે લડાઈ કરવાનો મોખ નથી. જે નવીન પરિસ્થિતિ તેણે ઉપસ્થિત કરી છે તેને દૃઢ દઇ સુદૃઢ કરવાની તેને સૌથી વધારે જરૂર છે અને સોવિયેટ સરકાર દેશ-વિસ્તાર કરતાં મત-પ્રચારને માટે વધારે ઉત્સુક છે જે કામ તોપોથી થઇ શકે તેમ નથી. અને યુનાઇટેડ સ્ટેટ્સને વહેપાર-વિસ્તાર કરવો છે, નવી બજારો સર કરવી છે તે કામમાં તે અત્યારે બીજી પ્રજાઓની સરતમાં આગળ ગયેલું છે એટલે તેને પણ સુલેહ જ જોઇએ. પણ જે રાજ્યો ઘાનતની શંકા કરે છે તેમને સુલેહ જોઇતી નથી માટે ઘાનતની શંકા કરે છે. આ રાજ્યોમાં બ્રિટનની મનોદશા સૌથી વધારે ઉત્પાતકર્તા છે. રશિયાની દરખાસ્ત સામે બ્રિટને જ વાંધો લીધો હતો. અને મિ. કેલોગની દરખાસ્તને પણ તેણે જ લૂલી કરી નાંખી છે.

મિ. કેલોગની દરખાસ્ત ઘણી જ સાદી છે. તેની પહેલી શરત એવી છે કે આ સુલેહ-સંઘમાં દાખલ થતાં મહારાજ્યો અંદર અંદરની તકરારો માટે લડાઈનું સાધન વાપરવું છોડી દે. બીજી એવી છે કે પોતાની તકરા-

* જુઓ જ્ઞાનગોચરી.

રોનો નિવેડો તે મહારાજ્યોના પંચ મારફત લે. પંચનો નિવેડો અમલમાં મૂકવા માટે કોઇ પણ પ્રકારની સત્તા કે સજા કે લશ્કરી ચઢાઈ જેવું સાધન રાખવાનું નથી, માત્ર એટલું કે જે આ શરતોને તોડે તે સંઘ બહાર ગણાય. પ્રજાનું માનસ ધીમે ધીમે બદલાવવાને માટે આ શરતો ઘણી ઉપયોગી છે અને બધી પ્રજાઓ જો નિખાલસપણે એ સ્વીકારે તો જગતમાં ક્યારેક પણ સુલેહનો દિવસ આવશે ખરો.

જર્મનીએ આ શરતો પાળવાને તરત જ પોતાની રાજીખુશી બતાવી. ઇટાલી પણ પહેલી સહી કરનારાં રાજ્યોમાં છે પણ મુસોલિની રાજ્યલોભી નીતિ અનુસરતાં એમ જ માને છે કે રાજ્યને કોઇ શરતો બંધનકારક હોઇ જ ન શકે. એક બાજુ સુલેહ માટે સહી કરે છે અને બીજી બાજુ ભૂમધ્ય સમુદ્રમાં એક હથ્થુ સત્તા કરવા દરિયાઇ લશ્કર વધારે છે અને હવાઇ કાફલાથી ' સૂર્યને ઢાંકી દેવા 'ની ઉમેદ રાખે છે. પ્રજાસંઘને પણ અવગણીને તે ઘણીવાર યૂરોપની સુલેહશાન્તિને ધાસ્તીમા નાંખી દેતાં વિચાર કરતો નથી.

આ શરતોમાં સંમતિ આપતા ફ્રાન્સે કઇક વાધા ઉઠાવ્યા છે. આ શરતોથી યુરોપમાં શાન્તિ થશે કે કેમ એ તેનો પહેલો પ્રશ્ન હતો. અમેરિકાના સેક્રેટરીએ જણાવ્યું કે આ શરતો છતાં આત્મરક્ષણ માટે લડી શકાય છે. તો ફ્રાન્સે ફરી પૂછ્યું કે આત્મરક્ષણ એટલે શું ? ખરૂં તો એ છે કે વરસેઇલના અને બીજા કોલકરારોથી ઉપજ થતા ફ્રાન્સના હકો કાયમ રહે કે નહિ એ એનો મુખ્ય પ્રશ્ન છે. જર્મની વાર્ષિક નુકસાની ભરવાનું બંધ કરે કે જર્મની તરફથી બીજો કાંઇ ભય ઊભો થાય તો ફ્રાન્સ લશ્કર લઇને પોતાના હકો પ્રાપ્ત કરી શકે કે નહિ ? ફ્રાન્સને જર્મનીનો ડર છે અને તેથી તે સો ગળણે ગળીને પીએ છે. જર્મની સામે રક્ષણ કરવા ફ્રાન્સ જર્મની સામે એક લોખંડી દિવાલ ઊભી કરે છે. તેને માટે ૨૦ લાખ પાઉન્ડ મંજુર કર્યાં છે. "

આ સંબંધી મિ. કેલોગે એક ભાષણમાં સ્પષ્ટ કર્યું છે કે સુલેહસંઘના સભ્ય થવાથી કોલકરારને કે પ્રજાસંઘના ઠરાવોને કે આત્મરક્ષણના હકને બાધ આવતો નથી.

ફ્રાન્સે પ્રશ્નો પૂછીને સુલેહની ખીલી ખૂબ હલાવી તો ઈંગ્લંડે અપવાદો મૂકી મૂકીને તેને લૂલી કરી મૂકી. મિ. ઑસ્ટેન ચેંબરલેને શરતો સાથે સંપૂર્ણ સંમતિ દર્શાવી પણ પોતાની ખાસ સ્થિતિને લીધે કેટલાક અપવાદો માગ્યા. અલબત આત્મરક્ષણ માટે તો લડી શકાય છે એમ ફ્રાન્સ સાથેના પત્ર વ્યવહારથી સાબીત થઈ ગયું હતું. ખરી રીતે ઇંગ્લંડ માટે આ એક જ અપવાદ બસ હતો કારણ કે આત્મરક્ષણ માટે ઇંગ્લંડ ઇજીપ્ત પર લશ્કરી વહાણો મોકલી શકે છે ! અત્યાર સુધી ચીનમાં ડખલ કરતું હતું તે પણ આત્મરક્ષણને માટે જ કરતું હતું ! યૂરોપમાં જ્યારથી ક્રિશ્ચન ધર્મ સ્થપાયો ત્યારથી કોઈ રાજ્ય આત્મરક્ષણ સિવાય બીજા કોઇ કારણથી કદી લડ્યું જ નથી ! બીજો અગત્યનો અપવાદ એ કર્યો કે એક પક્ષકાર જો ચાલુ કોલકરારનો ભંગ કરે તો તેના તરફના બધા કોલકરારો બંધ પડે. પછી વળી પ્રજાસંઘના ઠરાવો અને લોકેર્નોની સુલેહના ઠરાવોને માટે એક અપવાદ કર્યો. વળી એવો પણ અપવાદ માગ્યો કે, કેટલાક પ્રદેશો એવા છે કે તેમની અખંડિતતા અને શ્રેયને માટે ઈંગ્લંડને લડવું જ પડે. અને છેલ્લા એક અપવાદથી તો અવધિ કરી. " જે રાજ્યોની સરકારનો સર્વત્ર સ્વીકાર હજી ન થયો હોય તેવા રાજ્યો, અને જે રાજ્યો પોતાના દેશમાં બંદોબસ્ત રાખી ન શકતાં હોય તેવાં રાજ્યો આ સંઘના સભ્ય ન થઇ શકે." આનો એક જ અર્થ કે રશિયા અને ચીન સંઘના સભ્યો ન થઇ શકે. હજી કેમ ચીને સોવિયેટ સાથેનો

સંબંધ છોડયો છે માટે તેને ઇંગ્લંડ સ્વીકારવા તૈયાર છે પણ રશિયા તો કોઈ કાળે નહિ જ!

જગતની સુલેહ હજી બહુ દૂર છે—જ્યાં સુધી બ્રિટનને માથે હિંદ અને બીજા પ્રદેશોનું શ્રેય સાચવવાની ફરજ છે ત્યાં સુધી!

હાલ તુરત આ સુલેહ સંધની સરતો નીચેનાં રાજ્યોને મોકલવામાં આવી છે. યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ, ફ્રેન્ચ રીપબ્લિકના પ્રમુખ, બેલ્જિયન્સના રાજા, ગ્રેટબ્રિટન આયર્લેંડ અને બ્રિટિશ સંસ્થાનોના મહારાજા અને હિંદના શહેનશાહ, જર્મન રીચના પ્રેસિડન્ટ, ઇટલીના રાજા, જાપાનના રાજા, પોલેન્ડના રિપબ્લિકના પ્રમુખ.

ફ્રાન્સ, જર્મની, પોલેન્ડ, જાપાન, ઇટલી કાનડા, બ્રિટન, હિંદ બધાના જ અનુકૂળ જવાબો છે.

*

## ચીન સ્વતંત્ર રાષ્ટ્ર થયું

દક્ષિણના રાષ્ટ્રિય પક્ષે પેકિન સર કર્યું તે હકીકત ઘણા વખતથી બહાર પડી છે. હવેથી ચીનની સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જગતના રાજકારણમાં ગણના થશે. આ સૈકામાં રશિયામાં સોવિયેટ સરકારની સ્થાપના થઈ તેના જેવો જ આ જગતનો મહાન બનાવ છે.

સોળ વરસ ઉપર ડૉ. સન યાટ સેને ચીનમાં રાષ્ટ્રભાવનાનાં બીજ વાવ્યાં તે આજે ફળ્યાં છે. વચલો વખત ચીનમાં ઘણો જ અંધાધૂંધીનો ગયો. પ્રાચીન શાહી કુટુંબ પદભ્રષ્ટ થયા પછી ચીનનું મહારાજ્ય ભાંગી ગયું હતું અને તેના જુદા જુદા પ્રાંતો અર્ધ સ્વતંત્ર સાહસિકોના પગ તળે કચરાતા હતા. પશ્ચિમનાં રાજ્યો ચીનમાં મોટાં વેપારી મથકો નાંખીને પડ્યાં હતાં અને તે મથકોના સંરક્ષણને બહાને અનેક રાજ્સત્તાના હક્કો ભોગવતાં હતાં. દક્ષિણનું રાષ્ટ્રપક્ષનું લશ્કર ચીનના સ્વાતંત્ર્ય માટે આ લશ્કરી સાહસિકો સાથે લડવા માંડ્યું ત્યારે આ પશ્ચિમનાં પેંધી ગએલાં રાજ્યોને રાષ્ટ્રીય હીલચાલમાં રશિયન બોલ્શેવિઝમની ગંધ આવી અને અંદર અંદર ભેદ કરી તે પક્ષને નબળો કરવા તેમણે અનેક પ્રયત્નો કર્યા.

પણ સૌથી વધારે અડચણ તેમને જાપાન તરફથી થઇ. જાપાને ૧૯૧૫ માં ૨૧ માગણીઓ કરી હતી અને તેને લગતા શાંટુંગના કરારથી બન્ને દેશોની વચ્ચે સારો સંબંધ નહોતો. પછી ૧૯૨૨ માં વૉશિંગટનના કરાર મુજબ જાપાને શાંટુંગમાંથી લશ્કર પાછું લઈ લીધું હતું ત્યારે સદ્‌ભાવ શરૂ થયો. પણ ૧૯૨૭ માં જાપાનમાં પાછો સામ્રાજ્યવાદી પક્ષ સત્તામાં આવ્યો અને તેણે ફરી ચીનમાં પગપેસારો કરવા માંડયો. દક્ષિણની સેનાએ પેકિંગ લેવા શાંટુંગમાં પ્રવેશ કર્યો ત્યારે જાપાને પોતાના હિતના રક્ષણને બહાને શાંટુંગના મુખ્ય શહેર ત્સિનાનમાં લશ્કર મોકલ્યું. રાષ્ટ્રીય પક્ષના પરદેશી ખાતાના પ્રધાને તેનો સખ્ત વિરોધ કર્યો અને જણાવ્યું કે આનું જે કાંઈ પરીણામ આવશે તેને માટે જાપાન જવાબદાર ગણાશે. પણ જાપાને દાદ દીધી નહિ. એ સાલમાં ન બન્યું તે આ સાલ બન્યું. પેકિંગ જતાં ચીની સૈન્ય સાથે જાપાની સૈન્યને મુકાબલો થયો અને ઘણા અત્યાચારો થયા. તેમાં દોષ ગમે તેનો હોય પણ એટલું નક્કી કે તે મુકાબલો ચીનની ભૂમિ ઉપર થયો જ્યાં જાપાનને લશ્કર ઉતારવાનો કશો જ હક નહોતો. ખરી રીતે જાપાને આંતર રાષ્ટ્રીય કાયદાનો ભંગ કર્યો છે. પણ તે સમયે તો પ્રજાસંઘે સુદ્ધાં ચીનને મદદ ન કરી. પણ ચીન તેમ છતાં ફત્તેહમંદ થયું. તેનું વિજયી લશ્કર આગળ વધ્યું. પેકિંગના સરદાર ચાંગ-ત્સો-લીન, જેને પરદેશી રાજ્યો સાથે સારાસારી હતી, અને જેને 'ક્રિશ્ચન સરદાર' કહી બોલાવતા હતા તેને પેકિંગ છોડી નાસવું પડ્યું. નાસતાં નાસતાં તેના ઉપર

કોઇ કાર્યત્રાખોરોએ બોમ્બ ફેંક્યો. તેથી તેને ઇજા થઇ. તે માચુરિયામાં ભરાયો અને થોડા દિવસ રહી મરણ પામ્યો.

પ્રજાનો એક પક્ષ વિજયી થયા પછી હમેશાં લશ્કરી અમલ ચાલુ થવાનો મહાન ભય રહે છે. પણ ચીનના રાષ્ટ્રીય પક્ષે ઘણું ડહાપણથી કામ કર્યું છે. તેણે લશ્કરી અમલ બંધ કરી તરત દિવાની સત્તા સ્થાપી છે. અને સન-યાટ્-સેનના ત્રણ સિદ્ધાંતો રાષ્ટ્રીયતા, લોક સત્તા અને સામ્યવાદ ( Nationalism, Democoracy Socialism ) સ્થાપવા રાજ્યમાં પ્રયત્નો આદર્યા છે.

ટર્કીમાં કમાલ પાશાએ જેમ કૉન્સ્ટન્ટિનોપલની પ્રાચીન રાજધાનીનું ખટપટી વાતાવરણ છોડી અંગોરામા નવી રાજધાની સ્થાપી છે તેમ ચીને પેકિંગ છોડી નાનકિંગમા રાજ્યની મુખ્ય ગાદી રાખી છે. ચીનના છૂટા છવાયા લશ્કરી સાહસિક સરદારો ધીમે ધીમે રાષ્ટ્રપક્ષને સ્વીકારી પાછા આવી જશે.

રાષ્ટ્રપક્ષે પેકિંગ લીધા પછી સર્વ પરદેશી રાષ્ટ્રોને ખબર આપી છે કે ચીનની ભૂમિમાથી તેમણે લશ્કર ઉઠાવી લેવું. અને તેમની સાથે સમાનતાના સંબંધથી નવા કોલકરારો થશે. જૂના કોલકરારોમાં પરરાજ્યોં, જે ખાસ ફાયદા ઉઠાવી ગયા હતા તે કોલકરારો હવે રદ સમજવા.

પરદેશી રાજ્યો પણ આ સમજી જશે. તે જોઈ શકયા છે કે જોરજુલમથી ચીન ઉપર રાજ્ય કરી શકાશે નહિ અને પોતાના વેપારનું હિત સમજીને પણ તે ચીન સાથે સારો સબંધ રાખવા પ્રયત્ન કરશે. ઇગ્લંડે પણ ચીનને સ્વતંત્ર રાષ્ટ્ર સ્વીકાર્યું- નરમ વલણ બતાવ્યું છે કારણ કે ચીનમાં સોવિયેટનો ભય તેને હવે નથી. શરૂઆતમા સોવિયેટે ઝારના કોલકરારોમાંથી ચીનને મુક્ત કર્યું તેથી તેની સાથે સારો સંબંધ બધાયો હતો પણ પછી સોવિયેટના માણસો ચીનના ખાનગી સબધોમાં ખટપટ કરતા જણાયાથી તે સંબંધ તૂટયો, પણ તે ફરી બંધાવાને કશો વાંધો નથી

પણ ખરી મુશ્કેલી જાપાનની છે. જાપાનને માચુરિયા ઉપર દાઢ છે. ત્યાનો કાચો માલ તેને જોઇએ છીએ. એક બાજુથી ચીન પરદેશીઓને પોતાનું લશ્કર ઉઠાવી લેવાનું કહે છે, ને બીજી બાજુથી જાપાન માચુરિયામા લશ્કર જમાવતુ જાય છે. સમાધાન કરવાને માટે ચીનની સરકાર આગળ પોતાનો પ્રતિનિધિ મોકલવાને બદલે જાપાન ચીનને પ્રતિનિધિ મોકલવાનું કહે છે. આ સ્વતંત્ર રાષ્ટ્રોના શિષ્ટાચારની વિરુદ્ધ છે.

પશ્ચિમમાંથી જેમ ફ્રાન્સના આલ્સેસ લોરેન પ્રાન્તો જર્મની ગળી ગયું હતું તેથી આખા યુરોપમા અશાન્તિ થઇ ને છેવટે જર્મનીને આલ્સેસ લોરેન પાછુ આપવું પડ્યું તેમ આ વખત તો નવાઈ નહિ. ખાસ ખનિજોને લીધે માચુરિયા ચીનનો એક ઘણો જ સમૃદ્ધ પ્રદેશ છે.

પૂર્વની શાન્તિનો આધાર જાપાનના વર્તન ઉપર છે. જાપાન જગતના સુલેહસંઘમાં તો સહી કરે છે પણ તેની ખરી દાનત શી છે તે જોવાનું છે.

તા. ક. છેલ્લા સમાચાર છે કે ચીન સાથે સમાનતાના ધોરણે નવા કોલકરારો કરવાને અમેરિકા તૈયાર છે. પણ જાપાનનો વડો પ્રધાન કહે છે કે ૧૮૯૬ના કરાર રદ કરવાની તે સમતિ આપી શકતો નથી. તે જણાવે છે કે ચીનની રાષ્ટ્રીય સરકાર વૉશિંગટનના તહનામાનો ભંગ કરે છે.

*

## હિંદી લશ્કરમાં આધુનિક સાધનો

હિંદી લશ્કરને આધુનિક શસ્ત્રસંપન્ન કરવાને માટે થોડા વરસો સુધી દર વરસ ૮ કરોડ ખરચવા જોઇએ એમ જનરલ સ્ટાફના ચીફ સર ઍન્ડ્રયુ સ્કીનનો અભિપ્રાય છે. તેને માટે દર વરસ લશ્કરી ખરચ ઓછો કરતા

જવાની નીતિ અખ્તયારમાં નહિ આપી શકે. ઇચકેપ કમિટીએ લશ્કરી ખર્ચ ઓછો કરીને પણ ૫૦ કરોડ એટલે હિંદની કુલ આવકનો ૨/૫ જેટલો કરવાનો કહ્યો હતો તે ઘટાડો હજી અમલમાં તો મૂકાયો નથી તે પહેલાં આ નવી બૂમ શરૂ થઇ છે. એક બાજુથી બ્રિટન જગતમાં સુલેહ જાળવવાની વાતો કરે છે અને બીજી બાજુ હિંદ ઉપર લશ્કરી ખરચ વધારતું જાય છે. ખરૂં કારણ એવું જણાય છે કે બ્રિટન ઉપર ગયા વિગ્રહને લીધે કરનો બોજો ઘણો વધી ગયો છે× અને તેના સોલજરોને કેળવવાને અને શહેનશાહતને માટે લશ્કર તૈયાર રાખવાને આ હિંદ એક જ સ્થલ છે. એશર કમિટીએ સ્પષ્ટ રીતે કહ્યું હતું કે હિંદી લશ્કર એ સામ્રાજ્ય લશ્કરનો ભાગ જ ગણાવું જોઇએ અને હિંદી સરકારે એ અભિપ્રાયની, સ્કીન કમિટીના રિપોર્ટ વખતે, ફરી જિકર કરી હતી.

આ કયા શત્રુ સામે આટલી બધી તૈયારીઓ થઇ રહી છે? હિંદનો કોઇ શત્રુ હોય તો હિંદને જણાવવું તો જોઇએ ને!

*

## ગૂજરાત વિદ્યાપીઠને એક લાખની ભેટ

પાસણા, મહીકાંઠા એજન્સીના શેઠ શ્રી નગીનદાસ અમુલખ આકતિયાએ રાષ્ટ્રીય કેળવણીમાં યોગ્ય લાગે તે રીતે ખરચવાને માટે એક લાખ રૂપિયા પૂજ્ય ગાંધીજીને ભેટ કર્યા અને તેમણે તે રકમ ગૂજરાત વિદ્યાપીઠને સુપ્રત કરી છે. સાંભળ્યું છે કે એ રકમનો ઉપયોગ શી રીતે કરવો તેની યોજના ઘડાય છે.

રાષ્ટ્રીય શિક્ષણને લોકો તરફથી ટેકો નથી એ હકીકત વગર માગ્યે આપેલી આ રકમથી ખોટી પડે છે. તેમ જ ગૂજરાત વિનય મંદિર અમદાવાદ શહેરમાંથી ખસેડી વિદ્યાપીઠના મકાનમાં લઈ જવામાં આવ્યું છતાં તેમાં સંખ્યા ઘટી નથી પણ નવા વિદ્યાર્થીઓને ના પાડવી પડે એટલી વધી છે એ હકીકત બતાવે છે કે લોકોને રાષ્ટ્રીય કેળવણીમાં શ્રદ્ધા વધતી જાય છે.

*

## મજુરો અને હડતાલ

મુંબઇની મીલ હડતાલને સો ઉપર દિવસો થઇ ગયા છતાં હજી તેનો અંત ક્યાંઇ દેખાતો નથી. મજુરોની સ્થિતિ દયાજનક થઇ છે. મુંબઇ મ્યુનીસિપલ કોરપોરેશન આગળ હડતાલિયાને મદદ કરવાની દરખાસ્ત હતી તે ઉડી ગઇ. પણ ડૉ. દેશમુખના પ્રયાસથી મેયર્સ ફન્ડ શરૂ થયું છે તેમાં મુંબઇના શ્રીમંતોએ સારી રકમ ભરી છે અને તેથી હડતાલિયાઓનાં બાળકોને કંઇક ખાવા મળે છે. મ્યુનીસિપલ કોરપોરશને આ સ્થિતિમાં સરકારને વચ્ચે પડવા વિનંતિ કરી છે.

આ અત્યંત ખેદજનક સ્થિતિ છે. ઇંગ્લાંડમાં મોટી મોટી કેમીકલ્સની અને મીલોની કંપનીઓ વેપારના હિત માટે એકત્ર થાય છે ત્યારે આપણે અહીં હિંદનો મિલનો એક જ મુખ્ય ઉદ્યોગ હડતાલને લીધે નુકશાની વેઠે છે. ઈંગ્લંડમાં મૂડીદારો અને કામદારોનો રાષ્ટ્રીય સંઘ સ્થપાય છે જેને પરિણામે હવે એની વચ્ચે તકરારો જ નહિ થાય ત્યારે આપણે અહીં એક હડતાલનું સમાધાન કરી શકતા નથી.

જમશેદપુરની હડતાલ હજી ચાલ્યા કરે છે. કલકત્તામાં જુલાઇની શરૂઆતમાં શહેરમાં ઝાડુ કાઢનારાઓની હડતાલ પડી હતી. હડતાલના નેતાઓને અને તેમાં ખાસ કરીને તેનાં પ્રમુખ મિસ પ્રભાવતી દાસગુપ્તને કેદ કરવાથી સ્થિતિ ઘણી ગંભીર થઈ જાત પણ ઝાડુ કાઢનારાઓનો પગાર વધારી આપવાથી તે હડતાલ થોડા દિવસ રહી બંધ પડી છે. છતાં હડતાલના દિવસોનો પગાર નહિ આપવાથી ઝાડુ કાઢનારાના મંડળમાંથી કેટલાક સભ્યોએ રાજીનામાં આપ્યાં છે.

× જુઓ જ્ઞાનગોષ્ઠી.

આ માસની શરૂઆતમા લીલુહાની હડતાલ બંધ પડી કામદારો કામે વળગ્યા છે. પણ તેઓ ટકી ન શકયા માટે કામે વળગ્યા છે, તેમના મનનું સમાધાન થયું લાગતું નથી. અને ભવિષ્યમાં વધારે સારી તૈયારી કરી ફરી હડતાલ પાડે તો નવાઇ નહિ. પણ લીલુહાની રેલવે હડતાલ બંધ થઈ ત્યાં મદ્રાસ ઇલાકામાં સાઉથ ઇન્ડિયન રેલવેમાં જબરી હડતાલ, તા. ૧૯મી જુલાઇની રાતથી પડી છે. આ હડતાલથી ટ્રેનોનો વ્યવહાર ખોટો થયો એ તો ઠીક પણ તે સિવાય પણ બીજાં ભયંકર પરિણામો આવ્યા છે. હડતાલિયાઓએ રેલવેના પાટા ઉપર સૂઇ રેલવે અટકાવવા પ્રયત્ન કર્યો છે, જુદી જુદી જગાએ હૂમલા કર્યા છે, મિલકતનો નાશ કર્યો છે, ટિકિટો ઉપાડી ગયા છે, જેને પરિણામે પોલિસે ગોળીબાર પણ કર્યા છે. સૌથી વધારે ભયંકર કૃત્ય તો એ થયું છે કે પાટા ખસેડવાથી સિલોનની બોટ મેઇલ, મદુરા પેસેન્જર અને બીજી એક પેસેન્જર ટ્રેઇન ઊંધી પડી ગઇ, અને લોકોના જાનને પણ નુકસાન થયું છે. આથી ટ્રેઇનો ઓછી કરવી પડી છે અને માત્ર દિવસે જ ચલાવી શકાય છે. છેલ્લા ખબર છે કે સેન્ટ્રલ રેલવે લેબરના પ્રમુખને કેદ પકડયો છે. યુનિયને મદ્રાસ અને સીમલા તારો કર્યા છે કે રેલવે એજન્ટ જે ચાર મુદ્દા ઉપર પંચ નીમવા કહેતો હતો તે ઉપર પંચથી ફેંસલો મેળવવા યુનિયન ખુશી છે.

યુનિયનના દાવા ગમે તેટલા ન્યાયી હશે તો પણ હડતાલની આ રીતભાતને માટે તેમને દેશમાથી સહાનુભૂતિ મળશે નહિ. મારફાડની રીતો પશ્ચિમની છે, તે ત્યા કદાચ સ્વતંત્ર દેશોમા કંઇક ફતેહમંદ થઇ હશે પણ અહીં પરદેશી અમલમાં એ રીતો ફતેહમંદ થવાનો સંભવ તેથી યે ઓછો છે. અહિંસાને પરમ સિદ્ધાંત તરીકે ન માનનારને માટે પણ અત્યારે તો પોતાનો હક્ક આગળ મૂકવાને અહિંસાત્મક સાધનો જ કાર્યકારી છે.

એક બાબત તરફ દરેકનું લક્ષ ગયા વગર નહિ રહ્યું હોય. હિંદમાં ઉપરાઉપરી આટલી હડતાલો આપણે કદી સાંભળી નથી. આ હડતાલો લોકોની હાડમારી સૂચવે છે અને સરકારે બીજાં કારણો આપ્યા સિવાય લોકોને નિર્વાહનાં સાધનો આપવાં જોઇએ. તેમ જ બીજી તરફથી દુષ્ખને લીધે મજુરોમાં સંપ્રબુદ્ધિ ઉત્પન્ન થાય છે તેને લોકનેતાઓએ સંયમમા રાખી તાલિમ આપવાની ખાસ સંભાળ રાખવી જોઇએ.

આનો ખરો ઉપાય તો હિંદના વેપાર ઉદ્યોગ ખીલવવા એ જ છે. અફઘાનિસ્તાન જેવા પછાત દેશમાથી દર વરસ સંખ્યાબંધ જુવાનો પરદેશથી વેપાર હુન્નર શીખી આવે છે. ઇરાન દરવરસ સો વિદ્યાર્થીઓને પરદેશ મોકલે છે, અને એ બધા રાજ્યો થોડાં વરસમાં આપણી આગળ નીકળી જશે. માત્ર હિંદ જ બ્રિટનના અમલ નીચે આની આ પછાત દશામા નિર્વાહના સાધન વિના રીબાવા મર્જાયું છે.

*

## ઇંગ્લંડના વહેપારની સામાન્ય સ્થિતિ

ઇંગ્લંડના વહેપારની સામાન્ય સ્થિતિ જોતા વહેમ આવે એવું છે. ઇંગ્લંડની ચડતી યાન્ત્રિક ફેરફારો હુન્નર ઉદ્યોગમાં થયા તેથી થએલી છે. એ ફેરફારો ઇંગ્લંડમાં પહેલા થયા તે માત્ર અકસ્માત હતો. ઇંગ્લંડ કોઇ રીતે એ ફેરફારોને માટે બીજા દેશો કરતાં વધારે લાયક નહોતું. પણ એ યંત્રકામ તેણે સૌથી પહેલું દાખલ કર્યું. હિંદ જેવો કાચો માલ ઉત્પન્ન કરનારો દેશ અને માલ વેચાતો લેનારો દેશ તેના કબજામા હતો એટલે ઇંગ્લંડે મીલ વગેરેનો ઉદ્યોગ ઘણો જ વિસ્તારી નાંખ્યો અને તેથી પૈસે ટકે તે એકદમ વધી ગયું. પણ હવે બીજા દેશો પણ હુન્નર ઉદ્યોગમાં વધવા લાગ્યા છે. જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન જેવાં સદ્ધર રાજ્યો તેના હરીફ છે. ચીને

બ્રિટિશ માલનો બહિષ્કાર છેલ્લાં થોડાં વરસોથી કરેલો છે, અને તે સ્વદેશી ઉદ્યોગ ખીલવે છે અને હજી વધારે ખીલવશે. ઈંગ્લંડની કોલસાની ખાણો ઊઠી ગઇ છે. અને હવે કૃત્રિમ રીતે વિસ્તારેલો ઉદ્યોગ તે નિભાવી શકે તેવું લાગતું નથી. તેથી તેના મજુરો બેકાર અવસ્થામાં પડ્યા છે અને ઈંગ્લંડની સરકાર તેથી ચિંતાતુર છે.

તા. ૨૪ જુલાઇના રોજ આમની સભામાં મિ. રેમ્સે મૅકડૉનલ્ડે, સરકારની સામે અવિશ્વાસની દરખાસ્ત આણતાં ઇંગ્લંડના મજુરોની બેકારી તરફ લક્ષ દોર્યું. તે સંબંધી સરકાર પક્ષથી મિ. બૉલ્ડવિને જવાબ આપ્યો. આ જવાબની ટીકા કરતાં મિ. સ્નોડને કહ્યું કે "હિંદના ખેડુતની ખરીદવાની તાકાત જો એક અઠવાડિયે ત્રણ ફાર્થિંગ જેટલી વધે તો લૅંકેશાયરની એક પણ લૂમ કે સ્પિન્ડલ નવરૂં ન પડી રહે; લોઢું અને પોલાદનો વેપાર તેની અસલ સ્થિતિએ મૂકવો હોય તો હિંદ શહેનશાહતના વહેપારને વિકસાવવો જોઇએ, તેની જમીન ખેડવાને માટે યંત્રો અને ખાતર વગેરેની ખરીદી માટે પૈસા મોકલવા જોઇએ. એમ કરીએ તો યંત્રનો ઉદ્યોગ અત્યાર સુધી આપણે ન જોયો હોય તેવો સમૃદ્ધ થઈ જાય."

બંગાળ સરકાર કહે છે કે દેશી વર્તમાનપત્રોને સરકારના એકેએક પગલાં વિશે વહેમ આણવાં સિવાય બીજો ધંધો નથી. પણ આ રાજનીતિનો બીજો શો અર્થ છે? હિંદની આયને પુષ્ટ કરવી હોય તો પણ ઈંગ્લંડ તેને દોહીને વધારે દૂધ કાઢી શકે એટલા માટે જ. થોડાં વર્ષો પહેલાં મિ. લૉઇડ જ્યૉર્જને એકાએક સૂઝી આવ્યું કે હિંદને રેલ્વેની ઘણી જરૂર છે અને તે પછી તરત જ એક્વર્થ કમિટી નીમાઇ, તેણે રેલ્વે વિસ્તારનો પાંચ વરસનો કાર્યક્રમ ઘડી કાઢ્યો, અને બ્રિટનનું લોઢું ખપવા માંડ્યું. ઈંગ્લંડમાં બેકારી વધી અને તરત જ હિંદમાં ખેતીવાડીમાં રસ લેનારા વાઇસરૉય આવ્યા. હવે આ ખેતીવાડી કમીશન અને ખેતીવાડી પ્રદર્શનો વગેરે વગેરે માત્ર બ્રિટિશ માલ ખપવવાને માટે નથી એમ લોકો શી રીતે માની શકે? આશ્ચર્ય માત્ર એટલું જ છે કે મહાસભાએ બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો છે છતાં કેમ તેને માટે કોઇ જબરદસ્ત કાર્યક્રમ ઘડાતો નથી.

*

## ઈંગ્લંડનો મજુરપક્ષ

આ પક્ષ ઉપર હિંદનો કેટલાક વિચારકો વિશ્વાસ મૂકે છે કે તેઓ આપણને સ્વતંત્રતા આપશે. પણ જ્યાંસુધી ઇંગ્લંડની બેકારીને માટે હિંદમાંથી ધંધો મેળવવા સિવાય બીજો કોઇ માર્ગ નથી ત્યાંસુધી મજુર પક્ષ પણ હિંદને શી મદદ કરી શકવાનો હતો? રેમ્સે મૅકડૉનૅલ્ડે અનેકવાર હિંદને ડુમીનિયન સ્થિતિ આપવાનાં વચનો કહ્યાં છે પણ તે માત્ર ચૂંટણી સમયનાં વચનો છે. મજુર પક્ષની એક બાજુ બીજા પક્ષો જેટલી જ સામ્રાજ્યવાદી છે. સાઇમન કમિશનમાં તેણે જ બે સભ્યો નીમ્યા છે. હા, તેમનામાં બીજી બાજુ છે, તે પેલા પક્ષથી જુદી પડવા માગે છે, પણ તે સ્વતંત્ર પક્ષ થઈ શકે એવી હજી વકી નથી.

દરમ્યાન કૉમનવેલ્થ લેબર કૉન્ફરન્સમાં મજુર પક્ષનું ખરૂં વલણ દેખાયું. ૧૯૨૫ ની બેઠકમાં હિંદને તરત સ્વરાજ આપવાનો ઠરાવ થયો હતો. તે ઠરાવ અને તે સાથે સાઇમન કમિશન તરફ તિરસ્કાર દર્શાવનારો ઠરાવ હિંદના પ્રતિનિધિ દિવાન ચિમનલાલે આણ્યો. તે કાયદાની બારીથી ઉપરથી પ્રમુખ મિ. લૅન્સબરીએ કાઢી નાંખ્યો. દિવાન ચિમનલાલ પોતાનો વિરોધ બતાવવા સભા છોડી ચાલ્યા ગયા.

*

## ચિદંબર યુનીવર્સિટી

સર અન્નમલાઇ ચેટિયારે જે કૉલેજ સંસ્થા સ્થાપી હતી અને જેને તેઓ ચલાવતા હતા

તે સંસ્થા અને તે ઉપરાંત વીસ લાખની રકમ તેઓએ મદ્રાસ સરકારને સોંપી છે જેમાંથી એક છાત્રા માટેની યુનીવર્સિટી થશે. વિદ્યાર્થીઓ યુનીવર્સિટીનાં છાત્રાલયોમાં રહીને જ ભણે અને યુનીવર્સિટી માત્ર પરીક્ષા લેવાનું કામ ન કરતાં શિક્ષણ આપવાનું પણ કામ કરે એ ઇષ્ટ છે એમ સૅડલર કમિશનના સમયથી મનાતું આવ્યું છે અને સરકારે તેથી આ ઉદાર દરખાસ્ત સ્વીકારી છે. સરકાર પણ આમા વીસ લાખ રૂપિયા આપશે અને વરસોવરસ થતા ખરચ માટે દોઢ લાખ જુદા આપશે. આ સંસ્થાના ખાસ વિષયો સાહિત્ય, વિજ્ઞાન અને પૌરસ્ત્ય વિદ્યા ( arts, science and oriental learning ) રહેશે અને એક હજાર વિદ્યાર્થીઓને રહેવાની સગવડ મળશે.

*

## મુંબઇ યુનીવર્સિટી

મુંબાઈ યુનીવર્સિટીએ એક યુનીવર્સિટી પબ્લિકેશન બોર્ડ એટલે પુસ્તક પ્રકાશન મંદિર ખોલવાનો ઠરાવ કર્યો છે. તેના સભ્યો નીચે પ્રમાણેનું કામ કરશે.

૧ યુનીવર્સિટી તરફથી એક સામયિક બહાર પાડવું.

૨ અનુસ્નાતક વિદ્યાર્થીઓના અભ્યાસ અને શોધખોળમાંથી પ્રસિદ્ધ કરવા યોગ્ય હોય તે પ્રસિદ્ધ કરવું.

૩ બીજું કોઇ પણ યોગ્ય સાહિત્ય કે વિજ્ઞાનનું પુસ્તક બહાર પાડવું.

૪ સિન્ડિકેટની મંજુરીથી પાઠ્યપુસ્તકો બહાર પાડવાં.

૫ યુનીવર્સિટી તરફથી ભાષણો અપાવવા.

વળી આપણી કેળવણીમાં સેશ્વરવાદની દૃષ્ટિ દાખલ થઇ શકે કે કેમ તેનો વિચાર કરવા એક સમિતિ પણ નીમાઇ છે. આ દૃષ્ટિ શી રીતે દાખલ કરવી તે સંબંધી તો સમિતિનું નિવેદન આવ્યા પછી જ ખબર પડે. પણ સ્વદેશની દૃષ્ટિ કેળવણીમાં દાખલ થઈ શકે કે કેમ તે વિશે આ યુનીવર્સિટી કાંઈ વિચાર કરી શકશે ?

*

## કલકત્તા યુનીવર્સિટી

કલકત્તા યુનીવર્સિટી ખોટમાં કામ કરે છે. આ વરસ ફી અને અનુસ્નાતક અભ્યાસને અંગે બજેટમા રૂ. ૭૮, ૭૮૬ ની ખોટ આવે છે. લૉ કૉલેજ ફંડમા પણ રૂ. ૭૦૦૦ ની ખોટ આવે છે. જુનની ૩૦ મીએ રૂ. ૫૭,૦૦૦ ની ખોટ આવશે અને તે હંગામી રીઝર્વ ફંડમાથી કાઢતા પાંચ હજારની તુટ રહેશે. જો આ પ્રમાણે જ ચાલ્યા કરશે અને સરકાર મદદ નહિ કરે તો કાયદાથી નક્કી થયેલા પાચ વરસો પૂરા થયે યુનીવર્સિટીએ શિક્ષણનું કામ છોડી દઈ માત્ર પરીક્ષાનું કામ કરવાનું રાખવું પડશે.

*

## બારડોલી સત્યાગ્રહ

બારડોલી સત્યાગ્રહ એટલા જોસથી ચાલે છે, આખા દેશમા તેની અસર સપાટાબંધ વધતી જાય છે કે એક માસમા તે સંબંધી બનેલા બનાવો જ માત્ર એકઠા કરી મૂકતાં ઘણી જગા જોઇએ. આપણે મુખ્ય મુખ્ય બનાવો જોતાં પ્રથમ તો એ જણાવવું જોઈએ કે બારડોલી તાલુકાના માણસો સ્ત્રી અને પુરુષો પોતાના નિશ્ચયમા એટલા જ મક્કમ છે. ગયે મહિને જે હથિયારબંધ પોલિસ ઉતરવાની વાત જાણી હતી તે મુજબ થોડા પોલિસો પ્રથમ ઉતાર્યા અને સ્પેશિયલ પોલિસ સુપરિન્ટેન્ડન્ટ તરીકે મિ. હીલીને ત્યાં નીમ્યા. તે વખતે તો સરકારનો વિચાર બારડોલી ઉપર સખ્તાઇ કરી, નેતાઓને કેદ કરીને સત્યાગ્રહ દાબી દેવાની જ નીતિ અમલમાં મૂકવાનો હતો, પણ મી. હીલીના રિપોર્ટ ઉપરથી કે કોણ જાણે શાથી, સરકારને માત્ર તે વખતે માલુમ પડયું કે બારડોલીનો સત્યાગ્રહ

સત્ય હકીકત છે, હસી કાઢવાનો નથી અને વિચાર પડતો મૂકાયો. તે પછી જ કમિશનર સાહેબે બારડોલીની મુલાકાત લઇ એ હકીકતની ખાત્રી કરી અને 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના ખબરપત્રીએ પણ મુલાકાત લીધી. આ ખબરપત્રીએ જોયું કે બારડોલીનું બળ સાચું હતું ત્યારે તેણે બારડોલીમાં રશિયન બોલશેવિઝમ આવ્યાની બૂમ ઉડાડી. પણ આ બધાથી એટલું નક્કી થયું કે બારડોલીના મક્કમપણાની વાત સાચી છે.

મુંબઇએ ખાસ બારડોલી દિવસ તા. ૪-૭-૨૮ ને રોજ ઉજવ્યો. ત્યાંના વિદ્યાર્થીઓએ વરસતે વરસાદે જબરૂં સરઘસ કાઢ્યું, મુંબઇના જુવાનોએ પોતાના પ્રેમશૌર્યનો એક વધુ દાખલો દેખાડયો. તે જ રીતે પૂનામાં કૌંસિલ ઉઘડવાને દિવસે એટલે તા. ૨૩ જુલાઇએ પૂનાના વિદ્યાર્થીઓએ સરઘસ કાઢીને પોતાનો અભિપ્રાય ગવર્નરને દર્શાવ્યો હતો.

બારડોલીની સ્થિતિ, સાચી છે તેવી જણાતાં મુંબઇના નામદાર ગવર્નર સીમલા વાઇસરૉયની સલાહ લેવાને ગયા. અને પાછાં ફરતાં તેઓ સુરતમાં બારડોલીના પ્રતિનિધિ મંડળને મળશે એમ બહાર પડયું હતું. તે સંબંધી ઘણી જગાએ એવી આશા રખાઇ હતી કે ના૦ ગવર્નર પોતાના ઑફિસરોના આગ્રહથી ન તણાતાં એક ખરેખરૂં સમાધાન બારડોલીના લોકો સાથે કરી પોતાની દીલસોજી બતાવશે. પણ તે પ્રસંગે ગાંધીજીએ જણાવ્યું હતું કે આ મુલાકાત બારડોલી સાથે સમાધાન કરવાની હોય તેટલે જ અંશે લોકો ઉપર ત્રાસ વર્તાવવાની સંમતિને માટે પણ હોય. સુરત મુકામે બારડોલી તરફથી શ્રીયુત વલ્લભભાઇ અને બારડોલીના બીજા કાર્યકર્તાઓ અને નામદાર ગવર્નર વચ્ચે જે મુલાકાત થઇ તે ઉપરથી જણાય છે કે કેટલાકે બાંધેલી આશા કરતાં ગાંધીજીની ચેતવણી સાચી હતી. હિંદી વેપારીઓની ચૅમ્બરને ના. ગવર્નર સાથે જે પત્રવ્યવહાર ચાલ્યો હતો તેમાં ના. ગવર્નરે જે સરતો કરેલી હતી,—અને તે વખતે બારડોલીની ખરી હકીકત સરકાર જાણતી નહોતી—તે કરતાં જરા પણ વધારે ઉદાર સરત સરકારે કરી નથી. 'સરકારને મન પોતાની પ્રતિષ્ઠા કરતાં કશું બીજું વધારે મહત્ત્વનું નથી. આ મુલાકાતને અંતે સમાધાન નથી થઇ શક્યું. બન્ને પક્ષો તરફથી જે જે સરતો રજુ થઇ હતી તે નીચે પ્રમાણે છે:—

સત્યાગ્રહ પક્ષ-(૧) સત્યાગ્રહી કેદીઓ છૂટવા જોઇએ; (૨) ખાલસા થયેલી (પછી તે વેચાઇ હોય કે ન હોય) જમીનો પાછી મળવી જોઇએ; (૩) ભેંસો દારૂ ઇત્યાદિ હરરાજ થઇ ગયાં કે વેચાયાં છે તેની બજાર કિંમત પાછી મળવી જોઇએ; (૪) તલાટી પટેલ વગેરેને બરતરફ કરવામાં આવ્યા હોય તો તેમને પોતાની જગ્યા પાછી મળવી જોઇએ, અથવા જેમણે રાજીનામાં આપ્યાં છે તેમને પાછાં ખેંચવાની પરવાનગી મળવી જોઇએ; (૫) સત્યાગ્રહને અંગે જે બીજી સજાઓ થઇ હોય તે રદ થવી જોઇએ.

સરકાર પક્ષ કહે છે કે (૧) જૂના ધોરણ પ્રમાણે સરકારી મહેસુલ ભરાઈ જવું જોઇએ અને જૂની અને નવી ફીસનો તફાવત તીજોરીમાં ભરવો જોઇએ; (૨) ચાલુ હિલચાલ બંધ પડવી જોઇએ.

અને તે પ્રમાણે થાય તો જ પહેલાં કહ્યા મુજબ ખાસ તપાસણી માટે નીમણુક કરે અને તેમાં જે કાંઈ ગણત્રીની કે બીજી ભૂલ હોય કે કોઇ પણ વ્યક્તિને કે આખા વર્ગને નુકશાન કરતી કોઇ બીના હોય તે વિશે તપાસ કરવાની તેને સત્તા આપે. આ તપાસ સમિતિ પણ બિન અમલદારોની ન હોઇ શકે કારણકે જમીન મહેસુલ આકારવું એ સરકારની કાયદેસર ફરજ છે એમ સરકાર સમજે છે. સરકાર ખુલ્લી તપાસ કરાવવા ના પાડે છે, જરૂર પડે તો કોઇ હકીકત ન્યાય-

ખાતાના અધિકારી પાસે પણ તપાસાવાય પણ જમીન મહેસુલના સિદ્ધાન્તોની તપાસણી તેમા ન થઇ શકે

સત્યાગ્રહ પક્ષની શરતો ચોક્કસ અને વાજબી છે સરકાર પોતાની જૂની દલીલોને વળગી રહીને સત્યાગ્રહ પક્ષની હકીકત સમજવા પ્રતી પણ ઉદારતા દર્શાવી શકતી નથી તેમા પણ સરકારને નવી આકારણી મુજબ પૈસા ભરાવવાનો આગ્રહ શાથી થઇ ગયો છે, એમ ન કરે તો કયો કાયદો ભાગી જવાનો છે તે અમને સમજાતુ નથી, અને બારડોલી તરફથી કોઇ ત્રાહિત પોતાની મેળે સરકારમા એ રકમ ભરે તો ચાલે એમ સરકાર માને છે તે તો છોકરમત જેવુ લાગે છે છતા સરકારને તે કબુલ હોય તો આપણે તેટલા સારુ સમાધાની થતી નહિ અટકાવીએ, પણ એ તફાવત વિના સરકારને કાયદો આડો આવે છે તે સમજાતુ નથી

અત્યાર સુધી ધાડ પાડવાની માફક જમીઓ કરી ત્યારે કાયદા આડા ન આવ્યા અને હવે માત્ર થોડા પૈસા ન ભરાય તો સમાધાન ન થઇ શકે એટલી બધી કાયદાની નાજુક લાગણી સરકારની થઇ ગઈ એ નવા ઇની વાત છે

સુરત, ભરૂચ અને ખેડામા જિલ્લા પરિષદો ભરાઈ હતી તેથી અમદાવાદમા ગઇ તા ૧૫ મીએ ભરાઈ આગલી પરિષદો પેઠે આમા પણ શ્રીયુત કેળકર એટલે પર પ્રાન્તના જ પ્રમુખ હતા, જે એમ બતાવે છે કે હિંદમા આવા પ્રશ્નોમા પ્રાન્તભેદ નથી, પણ હિત અને સમભાવનું સ્વાભાવિક ઐક્ય છે અમદાવાદે શ્રીયુત વલ્લભભાઇને બારડોલી વિશે બોલતા તો આ પ્રથમ જ સાભળ્યા આખો શ્રોતાવર્ગ મંત્રમુગ્ધ થઈ સાભળતો હતો શહેરના લોકોને પણ આ સત્યાગ્રહ ઉપર કેટલી શ્રદ્ધા છે તે ત્યા જણાતુ હતુ ઉચિત પ્રસગે શહેરમા પણ જો સત્યાગ્રહ કરવામા આવે તો જરૂર સામાન્ય વર્ગ તરફથી તેને ટેકો મળે તેમા સશય લાગતો નથી બારડોલીઓ વધારે કેમ ન કરી એ મીસીસ બીસન્ટની સૂચનાને અવકાશ છે

બારડોલી ફાળો તા ૨૩-૭-૨૮ ના રોજ રૂ ૩,૧૬,૦૪૯-૩-૦ જેટલો થયો છે

આ બારડોલી સત્યાગ્રહનું એક પરિણામ એ આવ્યુ છે કે પ્રજાના નવા પક્ષો સત્યાગ્રહના કાયદેસરપણા વિશે એકમત થઇ ગયા છે સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાઇટીએ શ્રીયુત હૃદયનાથ કુઝરૂ અને વઝે મારફત શ્રીયુત અમૃતલાલ ઠક્કરની મદદથી બારડોલીની તપાસ કરાવી અને તેમણે ફરી તપાસણી વિશે મત જાહેર કર્યો શ્રીયુત મોતીલાલ નહેરૂ, તેજ બહાદુર સપ્રુ અને પાયોનિયર અને સ્ટેટ્સમેન પણ બારડોલીના પક્ષમા અભિપ્રાયો દર્શાવે છે

શ્રીયુત વલ્લભભાઈ પટેલે આ વખતે બારડોલી તાલુકામા દારૂના પીઠાની હરરાજી થાય ત્યારે કોઇએ હરરાજી ન બોલવી એવી વિનતી બહાર પાડી હતી સરકારના દારૂખાતાએ એક પારસી ખાતેદાર ઉપર જપ્તી વગેરેના અત્યાચારમા જે મદદ કરી તેવી દારૂના ઇજારદારોને એ લાજિમ છે કે તેમણે હવે ઇજારો ન રાખવો શ્રી વલ્લભભાઇની જાહેર વિનતીની બરાબર અસર થઈ છે બારડોલી મુકામે જે હરરાજી થઇ તેમા પારડીના ૧૩૮માથી ૪૨, ચોરાસીના ૧૨૭માથી ૨૯ માડના લેવાયા ચીખલીના ૭૭ માથી ૧ લેવાયો પણ તેનો કટ્રાક્ટ લેનાર પાછો ફરી ગયો અને વલસાડ જલાલપોર માટે કોઇ હરરાજી બોલ્યુ જ નહિ બારડોલીના તોફાની વાતાવરણમાથી દૂર જઇ સુરતમા હરરાજી કરવાને ગયા તો ત્યા પણ સત્યાગ્રહીઓ પહોચી ગયા, તેમાથી શ્રીમતી મીઠુ બહેન પીટીટ એક બીજા પારસી બ્હેન, ડૉ નીચા અને શ્રીયુત મણીલાલ કોઠારીને હરરાજીમા લોકોને

સમજાવતા દૂર કરવા કેદ કર્યા, અને હરરાજી પૂરી થયે છોડી મૂક્યાં છતાં હરરાજીનું પરિણામ આવી શક્યું નથી. સરકારે છેવટે હરરાજી કરવાનું વગર તારીખે મુલતવી રાખ્યું છે.

ગયે માસ કૌંસિલમાંથી રાજીનામાં આપેલા ગૃહસ્થો પાછા બીન હરીફ ચૂંટાયા છે. તે ઉપરાંત શ્રીયુત લાલજી નારણજીએ પણ રાજીનામું આપેલું તે પણ પાછા ચૂંટાયા છે. તા ૨૩મી એ કૌંસિલ ઉઘડતાં આ વખતની બેઠકમાં ના. ગવર્નરે, ભાષણ કરવાનો રિવાજ નથી છતાં, બારડોલીના મામલા વિશે લાંબું ભાષણ કર્યું છે. અંગ્રેજી ભાષા ખેડાયેલી છે. અને તેમાં ગમે તેવી ધમકી પણ કેવી શિષ્ટ ભાષામાં દઇ શકાય છે તેનો એ નમૂનો છે. ભાષણનો સાર એ છે કે પોતે હિંદના મિત્ર છે છતાં જો બારડોલીની પ્રજા સત્યાગ્રહ ચાલુ રાખશે તો કાયદાની ખાતર તેમને એવાં પગલાં ભરવાં પડશે કે જેને પરિણામે પ્રજાની પ્રગતિ ઘણાં વરસો સુધી અટકી પડશે અને એ ઘાને રૂઝાતાં વાર લાગશે. ના. ગવર્નર તો આ ધમકી નથી એમ સ્પષ્ટ કહે છે પણ તેમની પછવાડે ઇંગ્લંડમાં અર્લ વિન્ટર્ટને જે શબ્દો ઉચ્ચાર્યા છે તે પણ જોવા જોઇએ. તેમણે સ્પષ્ટ કહ્યું છે કે આ ગેરકાયદેસર હીલચાલ 'કચરી' નાંખવામાં આવશે. ના. ગવર્નરે કૌંસિલને આ ઉપર વિચાર કરવા ૧૪ દિવસની મહેતલ આપી છે. એટલે હમણાં બારડોલી તળમાં કશી નવાજૂની નથી.

કૌંસિલમાં આ બારડોલીના પ્રશ્ન ઉપર જ એક નવો રાષ્ટ્રીય પક્ષમેળ થયો છે. તેમાં સિંધ સિવાય સર્વ છે. હાલ તેનું સંખ્યાબળ ૫૦ જેટલું છે. આ પક્ષે કૌંસિલનું કામ મુલતવી રાખવાના ઠરાવની નોટિસ આપી છે.

ઇંગ્લંડમાં બારડોલીએ ત્યાંની પ્રજાનું ધ્યાન ખેંચવા માંડ્યું છે. 'માન્ચેસ્ટર ગાર્ડિઅને' પ્રજાને ચેતાવી છે કે ખેડુતો રાજદ્વારી નેતાઓને મદદે બોલાવે એવો દિવસ આવે તેથી સરકારે ચેતતાં રહેવું જોઇએ. તે એવો અભિપ્રાય દર્શાવે છે કે સાઇમન કમિશને આ સરકારી મહેસુલ પદ્ધતિ સુધારવાને ભલામણ કરવી જોઇએ અને એવી ભલામણ અમલમાં આવે ત્યાં સુધીને માટે મહેસુલ લેવાનું મુલતવી રાખવું જોઇએ.

એક વાત નિશ્ચિત છે. બારડોલી સત્યાગ્રહ મુંબઈની ધારાસભાની મદદથી નથી શરૂ થયો. ઉલટો કાયદેસર ઇલાજો બંધ પડતાં શરૂ થયો છે. આ સત્યાગ્રહ પોતાની માગણીના ન્યાયીપણાના અને પોતાના આત્મબળ ઉપર શરૂ થયો છે અને હવે તો તેને આખા દેશનો ટેકો છે—ભલે સરકાર કૌંસિલોમાં અન્યથા બનાવી શકે—એટલે તેને માટે જીત સુધી આગળ જવું એ એક જ માર્ગ છે. અને બારડોલીને ઓળખે છે તે એમ જ જાણે છે કે આ લડતનું વિજય સિવાય બીજું કાંઇ પરિણામ આવવાનું નથી.

## બારડોલીનું રહસ્ય

બારડોલીનો વિજય
એટલે આત્મશુદ્ધિ
એમ જે ન સમજ્યા
હોય તે બારડોલીની
લડતને સમજ્યા જ
::: નથી. :::

**મોહનદાસ ગાંધી**



સરદાર વલ્લભભાઈ

ચિત્રકાર: ડી. બી. માહુલીકર, એલ. એ.

૨ પ્રિન્ટરી : અમદાવાદ

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૬ બીજો શ્રાવણ : ૧૯૮૪ અંક ૪

# વીર વલ્લભભાઈ

**"બાપુનો સંદેશ ભાંગ્યો તૂટ્યો પણ લોકોને પહોંચાડનારા કેટલા ઓછા છે? બાકી કોણ આપણે? આપણે કર્યું શું? બાપુએ નાહકના ચઢાવી માર્યા?"**

બારડોલીના વિજય માટે ધન્યવાદના તારો ઉપર તારો આવી રહ્યા હતા ત્યારે વલ્લભભાઈએ ઉપર ટાંકેલા શબ્દો ઉચ્ચાર્યા હતા. એટલામાં વલ્લભભાઈએ કરેલું કામ, તેમની ગાંધીજી પ્રત્યેની ભક્તિ, તેમની નમ્રતા બધું આવી જાય છે. એમના કામની કિંમત આંકવાનો આજે સમય નથી, હજી તો કેટલું યે કામ ઈશ્વરે તેમને હાથે કરાવવું ધાર્યું હશે. ભારતના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં તેમના સ્થાનની આજે વાત કરવી એ પણ મૂર્ખાઈ ગણાય. આજે તો તેમનો થોડો પરિચય કરીએ એટલું જ.

'ટાઇમ્સ'નો ખબરપત્રી જ્યારે બારડોલીમાં આવીને સ્તબ્ધ થઈ ગયો ત્યારે તેણે વલ્લભભાઈને જોયા વિના તેમના કામની કિંમત આંકી લીધી, અને મુંબઈ જઈને લખ્યું કે બારડોલીમાં 'બોલ્શેવિઝમ' ચાલી રહ્યું છે, અને તેનો લેનિન વલ્લભભાઈ છે. બારડોલીનું અદ્ભુત સંગઠન લેનિનની સંગઠનશક્તિની યાદ આપે એવું છે એમાં જરાય શંકા નથી; અને લેનિનના પ્રત્યક્ષ દર્શન વિના લેનિનની છબિ ઉપરથી કહું તો વલ્લભભાઈ લેનિનને ઠીક મળતા આવે છે. પણ વલ્લભભાઈ સાથે રહ્યા પછી, તેમની બોલચાલ, તેમનું હાસ્ય, તેમનું તેજ, તેમના રાગ અને આવેશ જોયા પછી તિલક મહારાજનું વધારે સ્મરણ થાય છે: એકવાર અચાનક વલ્લભભાઈની લાંબી મૂછો અને મક્કમ જડબાં જોઈને તિલક મહારાજની મૂર્તિ પ્રત્યક્ષ થયેલી ત્યારપછી એ સામ્ય મનમાં વધારેને વધારે દૃઢ થતું ગયું છે. એવી રીતે ઘણીવાર કેટલીક મૂર્તિઓએ ઐતિહાસિક મૂર્તિઓનું સ્મરણ કરાવ્યું છે. દાખલા તરીકે

મૌ. શૌકતઅલીને જોઇને બકુનિનની છબિ યાદ આવી છે, શ્રી. વિઠ્ઠલભાઇ પટેલને જોઇને કલેમેન્સો યાદ આવે છે, મુંબઇના એક સુવિખ્યાત વકીલ હમેશાં મને સેસિલ રોડ્ઝનું સ્મરણ કરાવે છે, અને મારા મિત્ર કૃપાલાની જ્યારે દાઢી રાખતા ત્યારે એકવાર મળસ્કે ચાર વાગે ચાંદનીમાં તેમની સાથે બનારસ સ્ટેશને જતાં તેમની આખી આકૃતિથી શિવાજી મહારાજનું સ્મરણ થયેલું તે હજી યાદ છે. આ તુલનાઓમાં કેવળ કલ્પનાએ નથી કામ કીધું, અવલોકને સારો ભાગ ભર્યો છે, અને જેમ જેમ જે જુદી જુદી વ્યક્તિઓના સમાગમમાં હું આવતો ગયો છું તેમ તેમ બીજી મૂર્તિઓ સાથેનું મેં અવલોકેલું તેમનું સામ્ય વધતું જતું લાગ્યું છે. આમાં મારા અવલોકનનો દોષ હોવાનો ભલે સંભવ હોય. ગમે તેમ હો, વલ્લભભાઇને જોઇને જેને તિલક મહારાજ યાદ ન આવતા હોય તેને પણ વલ્લભભાઇ અને તિલક મહારાજની કેટલીક વિશિષ્ટતાઓનું સામ્ય લાગ્યા વિના રહ્યું નહિ હોય એવો મને વિશ્વાસ છે. આ સામ્યનો વિચાર કરતાં તિલક મહારાજની અગાધ વિદ્વત્તા અને વિપુલ શાસ્ત્રજ્ઞાનને હું ઘડીકવાર ભૂલી જાઉં છું એ કબૂલ કરૂં છું. વલ્લભભાઇને પોતાને આ વિષે કહીએ તો તેઓ તો એ તુલનાને હસી કાઢે છે. તેમને પોતાની મહત્તાનું ભાન બહુ ઓછું હશે, જો કે ઉપર ઉપરથી જોનારાને એમ લાગે કે એ ભાન તેમનામાં વધારેમાં વધારે હશે. આ અવળી છાપ પાડવાની વિશેષતા પણ તિલક મહારાજ અને વલ્લભભાઈ બંનેમાં સમાન છે. ઉપરથી બંને જેટલા અભિમાની લાગે તેટલા જ અંતરથી નિરભિમાન, ઉપરથી જેટલા રૂક્ષ અને પરુષ લાગે તેટલા જ અંતરથી સૌમ્ય અને મૃદુ, ઉપરથી જેટલા અટપટા અને અભેદ્ય લાગે તેટલા જ અંતરથી સરલ અને ઋજુ, ઉપરથી જેટલા ઊંડા જણાય તેટલા જ બંને અંતરથી અળગા.

પણ આ તુલનાને હું આગળ નહિ લંબાવું, કારણ આગળ ઉપર મારે એ જ વસ્તુ ઉપર આવવું છે.

## ‘મહાપુરુષ’

એમ તો આ બંને મહાજનો વચ્ચે અસામ્ય બહુ જણાય છે. વલ્લભભાઇ ખેડુત કુટુંબમાં જન્મેલા, પોતાની જન્મતિથિની પણ તેમને ખબર નથી, તેમની માતાને ખબર હોય તોપણ તારીખ તો કોઇ જાણતું નથી. ‘નિશાળમાંથી એક ખોટી તારીખ મળે છે ખરી’ એમ ઘણીવાર તેઓ હસતાં હસતાં કહે છે. તિલક મહારાજનો જન્મ તો શિષ્ટ શાસ્ત્રી કુટુંબમાં થયેલો, જન્મથી જ એવા સંસ્કાર કે તિલક મહારાજને તો પોતાના જન્મની તિથિ જ નહિ પણ ઘડી–પળની પણ ખબર હશે. રમતગમતમાં તેમને જેટલું આપણાં શાસ્ત્રોનું અને ઉત્તમ સાહિત્યગ્રંથોનું જ્ઞાન મળ્યું તેટલું વલ્લભભાઇને કેવળ આસપાસનાં ખેતરોનું અને ગામડાંઓનું મળ્યું હશે. એકવાર મને કહેઃ “મારા પિતાને મને ભણાવવાનો શોખ બહુ. રોજ સવારના પહોરમાં ખેતરે લઇ જાય, ખેતરમાં કામ કરવા નહિ પણ આવતાં જતાં રસ્તે પાડા બોલાવવા અને પલાખાં ગોખાવવા લઇ જાય. ગુજરાતી સાત સુધી તો ભણ્યા, પણ પછી શું કરવું ? અમારી શાળાના માસ્તરને તો બધાને સિનિયર માસ્તર બનાવવાની ભારે હોંશ હતી. મારી પણ એ જ દશા થાત, પણ એવામાં ગામડામાં ગામઠી અંગ્રેજી શાળા નીકળી. આપણે તુરત તેમાં જોડાયા. ત્રણ ચોપડી ત્યાં ભણ્યા. ચોથી અને પાંચમી પેટલાદમાં અને પછી મૅટ્રિક થતાં સુધીમાં નડિયાદ અને વડોદરા એમ બે સ્કૂલો બદલેલી.” આમ તિલક

મહારાજને જેટલી વ્યવસ્થિત કેળવણી મળી હશે તેટલી જ અવ્યવસ્થિત કેળવણી વલ્લભભાઇને મળી એમ કહેવામાં બાધ નથી.

આ ત્રણે સ્થાનની શાળાઓમાં તેમણે ગાળેલો સમય બાળપણને માટે ઐતિહાસિક કહેવાય એવી ઘટનાઓથી ભરેલો હતો. એ સમયમાં આપણને ભાવી વીર યોદ્ધાનાં દર્શન થાય છે. શાળામાં સ્હેજે સેનાપતિનું પદ ભોગવતા હશે, કારણ ત્રણે ઠેકાણે અનેકવાર શાળા ખાલી કરાવેલી. પેટલાદનો પ્રસંગ તો તેમને યાદ નથી, પણ નડિયાદના અને વડોદરાના પ્રસંગો તેઓ કોકવાર સંભળાવે છે. નડિયાદમાં એક શિક્ષક શાળામાં વાપરવાના સાહિત્યનો વેપાર કરતા હતા તેની સામે એ સાહિત્ય તેમની પાસે ખરીદવા વિરૂદ્ધ હીલચાલ કરેલી. એને અંગે હડતાળ પડી ૭ દિવસ શાળા બંધ રહેલી. આખરે પેલા શિક્ષકને નમવું પડેલું.

વડોદરાની કારકીર્દી વધારે નોંધવા લાયક છે. નડિયાદથી વડોદરા જવાનું મુખ્ય કારણ ત્યાં અંગ્રેજી વધારે સારૂં શીખવાય છે એમ સાંભળેલું એ હતું. એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવામાં તેમને કાંઈ ઝાઝો વિચાર હોય જ નહિ. પેટલાદ ભણતા હતા ત્યારે કરમસદ—જન્મસ્થાને—દર અઠવાડિયે આવે, અને સાત દહાડાનું સીધું બાંધી જાય, ભાડે રાખેલા ઘરમાં સાત આઠ છોકરા રાંધી ખાય. પોતે રાંધવામાં બહુ ભાગ લેતા હોય એમ માનવાને કારણ નથી, કારણ ભવિષ્યમાં રાંધવાની પરીક્ષા થઇ તેમાં તેઓ પાસ ન થયેલા એ આપણે જોશું. પણ બાળપણથી જ ઘર છોડી બહાર જઈ ભણવાનું સાહસ ભાવી સાહસોની આગાહી આપે છે. પણ હવે વડોદરાના પરાક્રમ ઉપર આવું. સંસ્કૃતમાં બહુ રસ પડતો ન હોવાને લીધે મૅટ્રિકમાં આવતાં સંસ્કૃત છોડી ગુજરાતી લીધેલું. ગુજરાતી શીખવનારા તે વેળા શ્રેયઃસાધક અધિકારી વર્ગના પ્રસિદ્ધ 'છોટાલાલ માસ્તર' હતા. ગુજરાતી શીખવતા, પણ દેવભાષા છોડીને ગુજરાતી શીખવા આવનાર તરફ સ્હેજે તેમને અણગમો રહેતો હશે. જે દિવસે વલ્લભભાઈ તેમના વર્ગમાં જોડાયા તે દિવસે છોટાલાલ માસ્તર તેમને કહેઃ 'આવો મહાપુરુષ! ક્યાંથી આવ્યા? સંસ્કૃત છોડી ને ગુજરાતી લો છો પણ સંસ્કૃત વિના ગુજરાતી આવડે જ નહિ એ ખબર છે?' એમ કહીને સંસ્કૃત અભ્યાસના ઘણા લાભો ગણાવ્યા. એટલે વિદ્યાર્થી વલ્લભભાઇ ધીમે રહીને બોલ્યા: 'પણ સાહેબ, અમે બધા સંસ્કૃતમાં જ રહેત તો આપ પછી શીખવત કોને?' શિક્ષક ખીજાયા. પાછલા બાંક ઉપર ઊભા રહેવાની સજા થઈ. તે સજા તો સુખે ભોગવી પણ એ ઉપરાંત સજા થઈ તે ભોગવવાની ના પાડી. શિક્ષકે હુકમ કર્યો: 'મહાપુરુષ! જાઓ, એક એકાંથી દશ એકાં સુધીનો પાડો લખી લાવજો.' એક દિવસ થયો, બે દિવસ થયા, શેના લખી લાવે? માસ્તર સાહેબ રોજ ચીડાતા જાય અને રોજ શિક્ષા વધારતા જાય: 'જાઓ કાલે બે વાર લખી લાવજો', 'કાલે ચાર વાર', 'કાલે આઠ વાર' એમ બસેં પાડા લખવાનો હુકમ થયો ત્યાં સુધી 'મહાપુરુષ'ના ઉપર અસર ન થઇ. શિક્ષક શિક્ષા વધારતા ગયા, અને શિષ્ય શિક્ષા મૂંગે મોઢે સાંભળતા ગયા. એક દિવસ છોટાલાલ માસ્તરે પૂછ્યું: 'કેમ લખી લાવવા છે કે નહિ? કે બીજી શિક્ષાનો વિચાર કરૂં?' શિષ્યે જવાબ આપ્યો: '૨૦૦ પાડા તો લાવ્યો હતો પણ તેમાંથી ૨ મારકણા નીકળ્યા તે દરવાજા આગળથી નાશી ગયા એટલે કાંઇ ન રહ્યું!' પોતાના વિદ્યાર્થીનો આવો મસ્ત વિનોદ સમજવાને અને સહન કરવાને માટે તો આ જમાનાના શિક્ષકો પણ તૈયાર ન થાય. છોટાલાલ માસ્તરે તે ન સાંખ્યો,

એટલે તેને વધુ ધમકી આપી. બીજે દિવસે પાછું પૂછવામાં આવ્યું. બીજે દિવસે જરાય ખસિયાણા પડયા વિના વલ્લભભાઇએ વિનોદને આગળ વધાર્યો. શિક્ષકની આગળ જઇને કહ્યું: 'હા લખી લાવ્યો છું' એમ કહીને એક કાગળ બતાવ્યો. તેમાં લખ્યું હતું: 'બસેં પાડા.' છોટાલાલ માસ્તરની અહિંસાને ધન્ય છે કે તેમણે આ અપમાનનો સ્થૂલ પ્રહારથી જવાબ ન આપતાં આ ન સુધરી શકે એવા નઠોર છોકરાને મુખ્ય શિક્ષક નરવણે પાસે મોકલ્યો. વલ્લભભાઇ આ ધન્યવાદની સામે વાંધો લે છે. તેઓ કહે છેઃ 'કોઇ પણ શિક્ષક મને મારતાં ડરે એવો હું હતો.' આ મુખ્ય શિક્ષકની આગળ વિદ્યાર્થીએ નિવેદન કર્યું : 'આવી તે સજા હોતી હશે સાહેબ ? કાંઇ અમારા અભ્યાસમાંથી લખાવતા હોય તો મને ફાયદો પણ થાય, આ પહેલી ચોપડીના એકાના પાડાથી તો કોઇને ફાયદો ન થાય, ઉલટા એ પાડા લખતો જોઇને મને કોઇ મૂરખ કહે.' મુખ્ય શિક્ષકે વલ્લભભાઇને મુક્તિ આપી.

છોટાલાલ માસ્તર તો પોતાના વિદ્યાર્થીને 'મહાપુરુષ' થએલો જોવાને ન જીવ્યા, પણ નરવણે માસ્તર આજે અતિ માનથી કહી સંભળાવે છેઃ 'વલ્લભભાઇ મારા હાથ નીચે શીખેલા.' કદાચ ઘણો સમય ત્યાં ભણ્યા હોત તો શિક્ષકો અને શિષ્ય એકબીજાને વધારે ઓળખી શકત, પણ વલ્લભભાઇ તો બીજા એક શિક્ષકની સાથે ઝગડો કરીને બે જ મહિનામાં ત્યાંથી નીકળ્યા, બલ્કે કાઢી મૂકવામાં આવ્યા !

આવા તોફાનમાં સાક્ષરી શિક્ષણ તો તેમને બહુ શેનું જ મળ્યું હોય ? નડિયાદમાં જઇને મૅટ્રિક થયા અને મૅટ્રિક પાસ થયા પછી તેમને જવાબદારીનું ભાન આવ્યું ત્યાર પછીનું તેમનું આયુષ્ય કોઈ પણ જણના ઉપર પુરુષાર્થી જીવનની છાપ પાડે છે.

## માતપિતા

વલ્લભભાઈના બાલજીવનની વાત કરતાં પહેલાં મારે એમના માતપિતાનું થોડું ઓળખાણ કરાવવું જોઇતું હતું. પણ માતપિતાના ઘડતર કરતાં બાળપણની મસ્તીમાં તેમણે કરી લીધેલું પોતાનું ઘડતર વધારે દેખાઇ આવે છે એટલે એને વિષે મેં પહેલી વાત કરી લીધી. પણ માતપિતાના ઉત્તમ જીવનના સંસ્કારો વલ્લભભાઇ ઉપર અસર પાડયા વિના નહિ રહ્યા હોય. કોઇ શિક્ષકને વિષે ભક્તિભાવથી તેમને વાત કરતા નથી સાંભળ્યા પણ માતપિતા પ્રત્યેનો તેમનો પ્રેમ અને ભક્તિભાવ તેઓ ઘણીવાર વ્યક્ત કરે છે. પિતાશ્રીનાં કેટલાંક સ્મરણોમાં એક બે નોંધવા જેવાં છે. નાનપણમાં તેમણે '૫૭ ના બળવામાં ભાગ લીધેલો—ઝાંસીની રાણીના પ્રદેશમાં—અને બે ત્રણ વર્ષ સુધી તેમનો ઘેર પત્તો જ ન્હોતો લાગ્યો ! આ સાહસનો વારસો તો દીકરાને તેમણે પૂરેપૂરો આપ્યો છે. મલ્હારરાવ હોલ્કરે તેમને એકવાર કેદ કર્યા હતા. કેદ કરી તેને પોતાની સામે બાંધી રાખી મલ્હારરાવ શેતરંજ રમતા હતા. શેતરંજમાં રાજા ખોટી ચાલ ચાલતા જાય ત્યાં ઝવેરભાઇ કહેતા જાય : 'રાજા ફલાણું મ્હોરૂં આમ ચલાવો.' મલ્હારરાવ ચકિત થઈ ગયેલા અને કેદીને છોડીને મિત્ર કરેલા. ત્રીજું સ્મરણ બહુ મધુરૂં છે. ડોસા સ્વામીનારાયણના મહાભક્ત હતા, ૪૫ વર્ષની ઉમ્મર પછી તો ઘેર માત્ર એક વેળા જમી જાય, સૂવા બેસવાનું સ્વામીનારાયણના મંદિરમાં જ રાખ્યું હતું. ૯૨ વર્ષ તેઓ જીવ્યા, પણ વડતાલની યાત્રા તો તેમની હમેશાં ચાલ્યા જ કરતી. વલ્લભભાઇ પણ વડતાલ અનેકવાર ગયેલા અને ૧૭ વર્ષના થયા ત્યાં

સુધી નિરાહારી એકાદશી વિનાનું એકે વર્ષ નહિ ગયું હશે. એ એકાદશી તો આજે એક રમુજી સ્મરણું રહી ગઇ છે અને સ્વામીનારાયણ સંપ્રદાય તરફ વલ્લભભાઇની શ્રદ્ધા બહુ ઊભરાતી જાણી નથી. સ્વામીનારાયણ સંપ્રદાય વિષે વાત કરતાં અગાઉના સાધુઓના પવિત્ર જીવનની તેઓ બહુ તારીફ કરે છે અને સંપ્રદાયે ઘણા સામાન્ય માણસોનાં જીવનને સુધારવામાં ઠીક ફાળો આપ્યો છે એમ તેઓ સ્વીકારે છે, પણ પાછળથી એ સંપ્રદાયમાં સ્વાર્થ અને લોભે ચીરા પાડ્યા અને એની આકર્ષકતા જતી રહી એમ તેઓ જણાવે છે. વડતાલથી જૂદા પડી એક શાસ્ત્રીએ બોચાસણમાં મંદિર બાંધ્યું ત્યારથી ઝગડા વધ્યા. વલ્લભભાઇના પિતાશ્રી બોચાસણ વાળાના પક્ષના હતા. એકવાર બંને પક્ષો વચ્ચે એટલો ઝગડો થયો કે ફોઝદારી કોર્ટનું રક્ષણ શોધવામાં આવ્યું. વલ્લભભાઇના પિતાએ વલ્લભભાઇને આ કજિયામાં રસ લઇ, લડી આપવાનું કહેલું તેમને વલ્લભભાઇએ નમ્રતાથી જણાવેલું: 'તમે જવા દો ને એ ઝગડાને, અને છોડોને એ સાધુઓને. જેઓ પોતાનું રક્ષણ કરી શકતા નથી અને કોર્ટ પાસે રક્ષણ શોધે છે તે આપણને શું રક્ષવાના હતા?'

આમ સંપ્રદાય તરફ ચોકખો અણગમો પેદા થયેલો, છતાં પિતાનું લાંબા કાળનું સંયમી જીવન તો વલ્લભભાઇને ઘણીવાર યાદ આવે છે. ડોસાની શરીરસંપત્તિ તો એટલી બધી સારી હતી કે એક મૂઠી ચોખા અને બાજરી લગભગ આખરની અવસ્થા સુધી નિત્ય કાચાં ચાવતા. માતુશ્રીની બહુ વાતો સાંભળી નથી પણ તેમણે ૮૦ વર્ષની ઉમ્મરે રેંટિયો હાથમાં લીધેલો, અને વલ્લભભાઇને ઘેર અમદાવાદ આવે ત્યારે આખો દિવસ રેંટિયો કાંતતાં અને માળા ફેરવતાં તેમને ઘણીવાર જોયાં છે.

માતપિતાના સંયમી જીવને વલ્લભભાઇમાં ધાર્મિક સ્વરૂપ નહિ લીધું, પણ આગ્રહ, દૃઢતા, સહન કરવાની ખૂબ શક્તિ એ બધા ગુણો માતપિતાના સંયમનો જ વારસો છે. બાળપણ વેળાની સહનશક્તિની એક વાત નોંધવા જેવી છે. એકવાર તેમને કાખબલાઈ થઇ હતી, ગામડામાં તો બીજા ઉપાય શેના જડે? કોઇકે કહ્યું કે ફલાણો હજામ એને ડામ દેશે તેની પાસે જાઓ. ગયા પેલા હજામની પાસે. હજામે સળિયો ધગધગતો કર્યો, પણ આટલી કુમળી વયના છોકરા ઉપર એ સળિયો મૂકવાની હિંમત ન ચાલે. વલ્લભભાઇએ એને કહ્યું: 'આમ જોયા શું કરે છે? લાવ, તારાથી ન મૂકાય તો હું મૂકું.' એમ કહીને તુરત એ ત્રણ ચપકા મૂકી દીધા! પરિણામ શું આવ્યું એની મને ખબર નથી, પણ ત્રણ ત્રણ મહિના અંધારી કોટડીમાં ઢોરોની સાથે પૂરાઈ રહેવાની લોકોને સલાહ આપનાર વલ્લભભાઇની બાળપણથી જ વજ્ર જેવી છાતીનો આ જબરો પુરાવો છે.

## વકીલાત

મૅટ્રિક થયા પછી કોલેજમાં જઇને સાક્ષરી કેળવણી લેવા જેટલા પૈસા ઘરમાં ન મળે, એ કેળવણીનો મોહ પણ ન મળે, અને એટલાં ચાર પાંચ વર્ષ કોલેજમાં મઝા કરવાની ધીરજ પણ ન મળે, એટલે 'ડિસ્ટ્રિક્ટ પ્લીડર'ની પરીક્ષા આપી પાસ થયા અને ગોધરામાં વકીલાત કરવા માંડી. બોરસદમાં તે વેળા વિઠ્ઠલભાઇ વકીલાત કરતા હતા, નડિયાદમાં મોટા મોટા વકીલોએ પોતાની સાથે રહીને વકીલાત કરવાને તેમને નોતરેલા, પણ વલ્લભભાઇએ કેવળ સ્વતંત્રતાની ખાતર ગોધરાનું નાનકડું ક્ષેત્ર પસંદ કર્યું. લોકમાન્યે અભ્યાસ-

કાળથી જ જે લોકસેવાનો આદર્શ દષ્ટિ આગળ રાખી પોતાનું જીવન ઘડયું તેવી રીતે વલ્લભભાઇએ ઘડયાનો પુરાવો નથી. એમની નેમ તો પ્રથમથી જ બેરિસ્ટર થવાને માટે વિલાયતમાં જવા અને રહેવા જેટલા પૈસા અહીં વકીલાત કરીને રળી લેવાની હતી. આપણે જોયું કે વકીલાત પણ વિલાયત જવાનું પોતાનું સ્વપ્નું ખરૂં કરવા ખાતર કરવા માંડેલી

વકીલાતના કાળની એમની પાસે ઘણીવાર વાતો સાંભળી છે. એ વાતો કરતાં એમનાં અનેક તોફાનો જ એમને યાદ આવે છે અને તેથી પોતે હસે છે અને બીજાને હસાવે છે. ફોજદારી વકીલ તરીકે જ તેમણે ભારે પ્રતિષ્ઠા મેળવી હતી અને આખા ખેડા જીલ્લામાં થોડા જ વર્ષની વકીલાતમાં તેમણે હાક વગાડી હતી. કેવળ તેમનાથી ડરીને બોરસદના રેસિડેંટ મેજીસ્ટ્રેટની કોર્ટ આણંદ લઈ જવામાં આવેલી. વલ્લભભાઇ આણંદ પહોંચ્યા, એટલે પાછી પેલી કોર્ટ બોરસદ આવી. ગાંધીજીની વકીલાતનાં સ્મરણોમાં જ્યાં ત્યાં સત્યનિષ્ઠાને અંગે તેમણે અસીલોને આપેલી સલાહ અને અસીલો પાસે કરાવેલા ગુન્હાના અણધાર્યા એકરારોની વાતો સાંભળીએ છીએ તેવું વલ્લભભાઇ પાસે સાંભળવાનું નથી મળતું. ત્રાસ આપનારા પોલીસ અમલદારોને, અને વકીલોનું અપમાન કરનારા અને તેમને ધમકાવનારા મેજીસ્ટ્રેટોને વશ કર્યાના અનેક દાખલા વલ્લભભાઈની વકીલાતમાં મળે છે. એક હરચન્ડ કરીને મેજીસ્ટ્રેટને તેમણે કેવી રીતે હંફાવ્યો હતો એની અનેકવાર વાત કરીને તેઓ હસાવે છે. સાહેબની તુમાખીનો પાર ન્હોતો, મોટા મોટા અમદાવાદના વકીલોનું પણ તે અપમાન કરતો અને તેની પાસે જતાં સૌ ડરતા. એક ખૂનનો કેસ—વલ્લભભાઇ પાસે ખૂન, ખોટા દસ્તાવેજ, ધાડ પાડવા સિવાય બીજા કેસો આવે જ શેના ?—એ મેજીસ્ટ્રેટ પાસે ચલાવવાનું વલ્લભભાઇને થયેલું. સાક્ષીઓને શરમાવવા અને દબાવવા ખાતર એ મેજીસ્ટ્રેટ દરેક સાક્ષીની સામે મોટો અરીસો મૂકાવતો. આરોપી પટેલની સામે એણે અરીસો મૂકાવ્યો. વલ્લભભાઇએ તુરત જ મેજીસ્ટ્રેટને કહ્યું કે આ અરીસો સામે રાખીને આરોપીની જુબાની લેવાય છે એ વાતની નોંધ કરો. પેલો ગભરાયો. આવી રીતે તેને પડકારનાર કોઇ વકીલ અગાઉ મળ્યો ન્હોતો. ખૂબ તકરાર ચાલી, વલ્લભભાઇએ કેસ બીજી કોર્ટમાં ચલાવવાની અરજી આપવાનું કહ્યું, આખરે પેલો મોળો પડયો. સાક્ષીઓ લાવવાનું કહ્યું. વલ્લભભાઈ કહે કે સાક્ષી અહીં રજુ કરવા માગતો નથી, પણ આ બંધ પાકીટમાં મેં સાક્ષીઓનાં નામ લખ્યાં છે તે સાક્ષીઓ હું સેશન્સ કોર્ટમાં રજુ કરીશ. એ પાકીટ સેશન્સ કોર્ટમાં જ ફોડી શકાય એવી માંગણી કરી. મેજીસ્ટ્રેટ વધારે ગભરાયો, પાકીટ ફોડયું. પાકીટમાં એ મેજીસ્ટ્રેટને સાક્ષી તરીકે ટાંકયો હતો, જે સ્ત્રીનું ખૂન થયું હતું તે જ સ્ત્રીને સાક્ષી તરીકે ટાંકી હતી, અને બીજી ચીજો પેલાને વીમાસણ અને ગભરાટમાં નાંખે એવી હતી. મેજીસ્ટ્રેટ પાણી જેવો પાતળો થઈ ગયો, પોલીસના ઘણા સાક્ષીઓનો ઇતબાર કરવાની સાફ ના પાડી, તેના ઉપર ટીકા કરી, પણ પ્રથમ દર્શની પુરાવે કેસ સેશનકમિટ કરવો જોઇએ એટલે કર્યો. વલ્લભભાઇને તો એટલું જ જોઈતું હતું. સેશન્સમાં તો પહેલે જ દિવસે એ કેસ ઊડી ગયો.

અમદાવાદમાં બેરિસ્ટરી કરવા લાગ્યા ત્યારે એક ફ્રાંકસ કરીને મેજીસ્ટ્રેટની રાત્રે નવ વાગે કોર્ટ ઉઘાડી મધરાત સુધી ચલાવવાની ખો ભૂલાવનાર પણ વલ્લભભાઇ જ હતા.

આ વકીલાતનો અનુભવ પાછલા જીવનમાં એમને કેવો કામ આવ્યો તેનો એક રમૂજી દાખલો બોરસદની લડતમાં મળી આવ્યો હતો. સરકારનો પ્રજાની સામે એવો આરોપ હતો

કે ગાંધીજીની સત્યાગ્રહની હીલચાલથી લોકોને સત્તાનો ડર રહ્યો નહિ અને બહારવટીઆ પાક્યા અને લોકોએ તેમને ઉત્તેજન આપ્યું. આનો સચોટ જવાબ વલ્લભભાઇએ પોતાની વકીલાતના અનુભવમાંથી આપ્યો:

"પેલો ગુલાબ રાજા બહારવટે નીકળ્યો ત્યારે તો ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા પણ ન્હોતા. તે વખતના કલેકટર વુડને તે મારવા ફરતો હતો, કારણ એને ગુલાબ રાજાને સજા કરાવવી હતી. કલેકટરનો મુકામ સિંગલાવ ગામમાં હતો. ત્યાં તેણે સાંભળ્યું કે ગુલાબ રાજા ગાયકવાડી હદમાં લૂંટો કરે છે. અંગ્રેજી પોલીસની તેને મદદ છે એવો રિપોર્ટ હતો. તેણે એની તપાસ કરવા માંડી. તે વખતે તે કસ્બી ફેંટો ને ભેટ બાંધીને પાસે જ ઊભો હતો. તેણે કહ્યું: 'હું ગુલાબ રાજા.' વુડે કહ્યું: 'તારા હાથ છુટા તે હોય ? તને તો બેડીઓ પહેરાવવી જોઇએ.' ગુલાબ રાજા કહે: 'પકડાઉં તો તારી સત્તા ચાલે તે કરજે, આજે તો હું રાજા છું.' કલેકટરના કહેવાથી તેના ઉપર કેસ ઊભો કરવામાં આવ્યો. ચોરા ઉપર મામલતદારની શીખવણીથી એક વાણિયાએ ગુલાબ રાજાને ગાળો દીધી તેથી ગુસ્સે થઈ તેણે તેને કપાળમાં એક કાંકરી મારી. આ બાબતનો કેસ ચાલ્યો. ગુલાબ રાજાએ મને વકીલ કર્યો. કેસમાં કંઈ થઇ શકે તેમ ન્હોતું, પણ કલેકટરે મોટા જજને મળીને તેને ૯ મહિના સજા કરાવી. પેલાને તેની ગંધ આવેલી એટલે તે કોર્ટમાં હાજર થયો જ નહિ, અને તે દહાડાથી બહારવટું શરૂ કર્યું. ત્યારપછી તેણે બાવન લૂંટો કરી છે, અને પચીશ ત્રીશ ખૂનો કર્યાં છે. પોલીસ સુપરિન્ટેન્ડન્ટે તેને સતાવેલો તે તો લાંબી રજા લઇને ચાલ્યા ગયા ! કલેકટરને બાતમી રોજ જાય કે ગુલાબ રાજા વલ્લભભાઈ વકીલને ઘેર રોજ રાત્રે આવે છે. તેણે મને બોલાવ્યો અને મોટી જગ્યાઓ આપવાની અનેક લાલચો આપી પેલાને પકડાવવા કહ્યું. મેં કહ્યું: 'કાયદો હું થોડાઘણો જાણું છું; મારે ઘેર તે આવતો હોય તો મારે પોતે જ તે જાહેર કરવું જોઇએ, ન કરૂં તો ગુન્હો ગણાય એ હું જાણું છું.' પણ મેં તેને એક સલાહ આપી કે તમારી બંદુકો નકામી છે—બે ધારીઆં કરાવીને રાખો. કલેકટરે તરત ધારીઆં કરાવી લીધાં !"

આવી રીતે અનેકવાર તેમણે પોતાની વકીલાતના અનુભવનો ઉપયોગ કરી સરકારને હંફાવી છે. વલ્લભભાઈની વકીલાતમાં કાયદાના અભ્યાસના કરતાં તેમનું ઊંડું વ્યવહારજ્ઞાન, માનવ સ્વભાવની પરીક્ષા, ઉલટતપાસની અને પુરાવાને છણવાની અજબ શક્તિએ વધારે ભાગ લીધો છે. 'દીવાની કેસો તો તમે બહુ નહિ ચલાવ્યા હોય ?' એમ પૂછતાં તેમણે કહેલું: 'થોડા સમયમાં વધારેમાં વધારે કમાઈ શકાય એવા જ કેસો હું લેતો. દીવાની કેસો બહુ ઓછા, અને તે પણ જેમાં કાયદાની ગલીકુંચીઓમાં ઉતરવાનું હોય તેવા નહિ પણ પુરાવાઓની સામે પુરાવા રજુ કરવાના હોય અથવા આખા પુરાવા ઉડાવી દેવાના હોય તેવા જ કેસો આવતા.'

ગોધરાની વકીલાતનું એક સ્મરણ, આ પ્રકરણ આટોપતાં પહેલાં, નોંધી લઉં. ગોધરામાં એકવાર ખૂબ પ્લેગ ચાલ્યો. કોર્ટના નાઝરનો દીકરો પ્લેગમાં પટકાયો. વલ્લભભાઇ તેની સારવારમાં રહ્યા પણ દરદી બચ્યો નહિ. દરદીને સ્મશાને મૂકી આવીને પોતે પ્લેગમાં સપડાયા. મોટી ગાંઠ નીકળી હતી, પણ એથી કાંઇ વલ્લભભાઇ ગભરાય એમ ન્હોતા. પોતાની પત્નીની સાથે ગાડીમાં બેઠા, આણંદ આવ્યા, પત્નીને કહ્યું: 'તમે જાઓ કરમસદ, હું નડિયાદ જાઉં

છું અને ત્યાં સાજો થઈ જઇશ.' પ્લેગમાં પડેલા પતિને છોડીને જવાની કઈ પત્નીની હિંમત ચાલે ? પણ પત્નીને જવાનો આગ્રહ કરવાની અને મોકલી દેવાની વલ્લભભાઇની હિંમત ચાલી, અને નડિયાદમાં પોતે સાજા થયા ! એ જ પત્નીને મુંબઇમાં ઑપરેશન કરાવવાને મૂકી આવ્યા હતા. ઑપરેશન થયું, પછી ખબર રોજ મેળવ્યા કરતા હતા, પણ બેચાર દિવસમાં તેમની સ્થિતિ ખરાબ થઇ, અને એક કોર્ટમાં વલ્લભભાઇ કેસ ચલાવતા હતા ત્યાં તેમના મરણનો તાર મળ્યો. વલ્લભભાઇએ કામ આગળ ચલાવ્યું !

## વિલાયતમાં અભ્યાસ

વિલાયતમાં જવાનાં સ્વપ્નાં વલ્લભભાઇએ બાળપણથી જોયાં હશે એમ લાગે છે. ૧૯૨૧ માં આપેલા એક હૃદયસ્પર્શી ભાષણમાં તેમણે પોતાના જીવનના આ ભાગ ઉપર સરસ પ્રકાશ પાડ્યો હતો:

"ભાઈ મોતીલાલે મારી ઓળખાણ આપતાં કહ્યું કે હું પહેલાં આબેહુબ અંગ્રેજની નકલ હતો, તે સત્ય છે. વળી હું નવરાશનો વખત રમતગમતમાં ગાળતો તે વાત પણ ખરી છે. મારી માન્યતા તે વખતે એવી હતી કે આ નિર્ભાગી દેશમાં પરદેશીની નકલ કરવી એ જ ઉત્તમ કાર્ય છે. મને શિક્ષણ પણ એવું જ આપવામાં આવ્યું હતું કે આ દેશના માણસો હલકા અને નાલાયક છે અને આપણા ઉપર રાજ્ય કરનાર પરદેશી માણસો જ સારા ને આપણો ઉદ્ધાર કરવાને સમર્થ છે, આ દેશના માણસો તો ગુલામગિરીને જ લાયક છે. આવું ઝેર આ દેશના તમામ બાળકોને પીવડાવવામાં આવે છે. હું નાનપણથી જ જે લોકો પરદેશથી સાત હજાર માઈલ દૂરથી રાજ્ય કરવા આવે છે તેમનો દેશ કેવો હશે તે જોવા તથા જાણવાને તરફડિયાં મારતો હતો. હું તો સાધારણ કુટુંબનો હતો, મારા બાપ મંદિરમાં જ જીંદગી ગાળતા અને તેમાં જ પૂરી કરેલી. મારી ઇચ્છા પૂરી કરવા તેમની પાસે સાધન નહતું. મને માલૂમ પડ્યું કે દશ પંદર હજાર રૂપિયા મળે તો વિલાયત જવાય. મને કોઇ એટલા રૂપિયા આપે એમ નહોતું. મારા એક મિત્રે કહ્યું કે ઇડર સ્ટેટમાં દરબાર પાસેથી રૂપિયા વ્યાજે મળે તેવો સંભવ છે. તે ઉપરથી મારો મિત્ર અને હું બન્ને ઇડર ગયા, શેખસલ્લીના વિચારો કરી ગામની પ્રદક્ષિણા કરી પાછા આવ્યા. છેવટે નક્કી થયું કે વિલાયત જવું હોય તો પૈસા કમાઇને જવું. પછી વકીલાતનો અભ્યાસ કર્યો ને વકીલાતનો ધંધો કરી ખર્ચ જેટલી કમાણી કરી ત્યારે વિલાયત જવાનો નિશ્ચય કર્યો. પણ જે કંપનીની મારફત વિલાયત જવાની ગોઠવણ કરવા પત્રવ્યવહાર કર્યો, તેના મને જવાબો મળ્યા, તે જવાબો મારા ભાઇના હાથમાં આવ્યા—બંને ભાઇ અંગ્રેજીમાં વી. જે. પટેલ કહેવાય !—તે ઉપરથી ભાઇએ કહ્યું: 'હું તમારાથી મોટો, મને જવા દો અને મારા આવ્યા પછી તમને જવાની તક મળશે, પણ તમારા આવ્યા પછી મારાથી નહિ જવાય.' મેં ભાઇને પંદર દિવસની મુદ્દત આપી, અને પંદરમે દિવસે તે વિલાયત ચાલ્યા ગયા. તેમના ગયા પછી મારે કુટુંબકલેશ વેઠવો પડ્યો. તે ત્રણ વર્ષે આવ્યા ત્યારપછી હું ગયો."

અસહકારની પલટાયલી દૃષ્ટિએ જોતાં અંગ્રેજની નકલ કરવાનાં આગલાં ફાંફાં તરફ વલ્લભભાઇ તિરસ્કારથી જુએ એ સ્વાભાવિક છે. 'ઇંગ્લિશ જેન્ટલમૅન' બનવાનાં પોતાનાં ફાંફાં વિષે ગાંધીજીનું હાસ્ય પણ 'આત્મકથા'ના પાનાંમાં સંભળાય છે ના ! પણ જેમ



વિઠ્ઠલભાઇ વલ્લભભાઇ

[ બૅરિસ્ટર થયા પછી ]

[ પૃષ્ઠ ૨૨૬ સામે

ગાંધીજીના વિલાયતવાસના પ્રકરણમાંથી ઘણો બોધ મળી શકે છે તેમ વલ્લભભાઇનું વિલાયતવાસનું પ્રકરણ પણ કિંમતી છે.

પુખ્ત ઉમ્મરે અને જીવનનો અનુભવ લઇને વિલાયત ગયેલા હોવાને લીધે આપણા કેટલાક જુવાનોની વિલાયતમાં જે દશા થાય છે તેવી થવાનો વલ્લભભાઇને ભય ન્હોતો. તેઓ તો વિદ્યાર્થી દશામાં જેટલા તોફાની હતા તેટલા જ સ્થિર અને એકાગ્રતાવાળા વિલાયતમાં બન્યા. જ્યાં રહેતા ત્યાંથી મિડલ ટેમ્પલ ૧૧ માઇલ છેટું હતું. દરરોજ સવારે ૧૧ માઇલ ચાલે, અને છેક સાંજે ટેમ્પલની લાઇબ્રેરી બંધ થાય, બધા ચાલ્યા જાય ત્યારે વલ્લભભાઈ એકલા વાંચતા હોય, પટાવાળો આવીને કહે: 'સાહેબ હવે બધા ગયા, ઊઠો' ત્યારે તેઓ ઊઠે. બપોરે દૂધ અને બ્રેડ મંગાવીને ત્યાંને ત્યાં જ બેઠા બેઠા ખાઇ લે, અને અભ્યાસ કરે. આ દિવસોમાં એમણે રોજ સત્તર સત્તર કલાક વાંચ્યું અને પરીક્ષામાં પહેલા વર્ગમાં પહેલા આવી ૫૦ પૌંડની સ્કૅાલર્શિપ અને ચાર ટર્મની માફી મેળવી. બેરિસ્ટર થવાને માટે ડિનર ખાવાનાં અને પાસ થઇ આવવાનું એ વાત માત્ર પાસ થવાને માટે જ સાચી હશે, પહેલા વર્ગમાં પહેલા આવવા માટે તો સાચી નહિ જ. આવી ભારે સફળતા એમના અભ્યાસનું જ કેવળ પરિણામ નહિ, પણ વકીલ તરીકેના લાંબા અને વિશાળ અનુભવનું પરિણામ હતી. કહેવાય છે કે એમના પરીક્ષકોને એમના ઉત્તરપત્રો એટલા તો સારા લાગેલા કે એકજણે એમને બોલાવીને ચીફ જસ્ટિસ સ્કૅાટ ઉપર પત્ર લખી આપ્યો હતો કે આવા માણસને ન્યાયખાતાની ઊંચી જગ્યા આપવી જોઇએ.

આ તો વિદ્યાર્થી તરીકેની વાત થઈ. વિલાયતના જીવનકાળમાં આગ્રહનો એક પ્રસંગ નોંધવા જેવો છે. એમને પગે વાળા નીકળ્યા હતા, ઘણા સર્જનને એની ખબર પણ નહિ. બે ત્રણ વખત ઑપરેશન કરાવવું પડ્યું. ઑપરેશન વખતે 'એનેસ્થેટિક્સ્' (પીડાશામક) વાપરવાની ડાક્ટરે સૂચના કરી, પણ ડાક્ટરોને વલ્લભભાઇએ આગ્રહ કર્યો કે ગમે તેટલું દુઃખ થાય તે સહન કરીશ પણ ક્લોરોફૉર્મ ન વાપરો. ડાક્ટરો તાજ્જુબ થયા, પણ તેના આગ્રહને વશ થવાને ના પાડી. 'આવો દરદી અમને પહેલીવાર મળ્યો છે' એમ તેમણે જણાવેલું.

પરીક્ષામાં શ્રેષ્ઠ સફળતા મેળવીને 'કૅાલ' થયા તેને બીજે જ દિવસે સ્ટીમર લીધી. કોઇને આવી સફળતા પછી જરા હરવા ફરવા માટે થોડા દિવસ રહેવાનું મન થાય, કંઇ નહિ તો યુરોપના બીજા દેશો જોવાને માટે થોડા દિવસ ભાંગવાનું મન થાય, પણ એક જ કાર્ય સાધીને પાછા ફરવાનો નિશ્ચય કરીને ગયેલા વલ્લભભાઇ ઘડી પણ વિલાયતમાં ન થોભ્યા.

## લોકસેવાર્થે સંન્યાસ

બેરિસ્ટર થયા કે તરત જ અમદાવાદમાં ધમધોકાર ધંધો ચાલવા માંડ્યો. ખેડા જીલ્લાના કેટલા યે લોકો તો એમની રાહ જોઇને જ બેઠા હશે. વિઠ્ઠલભાઇએ મુંબઈમાં ધંધો માંડ્યો હતો પણ તે નામનો જ, કારણ તેમનો બધો સમય લોકસેવામાં જ જવા લાગ્યો. બંને ભાઇઓએ પાપપુણ્યની વહેંચણી કરી હોય એમ વલ્લભભાઇના અગાઉ ટાંકેલા ભાષણમાંથી જાણવાનું મળે છે:

"અમે બંનેએ નિશ્ચય કર્યો કે સ્વતંત્રતા જોઇતી હોય તો આ દેશમાં સંન્યાસી જોઇએ, સ્વાર્થત્યાગ કરી સેવા કરવી જોઇએ, એટલે બેમાંથી એકે દેશસેવા કરવી અને બીજાએ કુટુંબસેવા કરવી. ત્યારથી મારા ભાઇએ ધીકતો ધંધો છોડી દેશસેવાનું કાર્ય કરવા માંડ્યું અને ઘર ચલાવવાનું મારે માથે પડ્યું. આથી પુણ્યકામ તેમને નસીબમાં આવ્યું અને મારે માથે પાપનું કામ આવી પડ્યું. પણ તેમના પુણ્યમાં મારો હિસ્સો છે એમ સમજી મન વાળતો." પણ એ વહેંચણી લાંબો વખત ટકી નહિ, ઇશ્વરે તો નાના ભાઇને માટે જ સંન્યાસ યોજી રાખ્યો હતો, અને તેને માટે તેમણે સાધન-નિમિત્ત ગાંધીજીને બનાવ્યા.

વલ્લભભાઇનો ધંધો ઉત્તમ રીતે ચાલતો હતો ત્યાં અમદાવાદમાં ગાંધીજીએ આવીને અનેકની શાંતિ અને નિદ્રામાં ભંગ પાડ્યો. આશ્રમની આરંભની પ્રવૃત્તિ વિષે, જે જે વાતો સંભળાતી તે વિષે, પ્રથમ તો 'ગુજરાત કલબ'માં મજાક મશ્કરીઓ થતી, 'બ્રિજ' રમતાં વલ્લભભાઇએ પણ અનેકવાર આ મશ્કરીઓમાં ભાગ લીધો હશે. આશ્રમમાં ઘણા વકીલ બેરિસ્ટરો તે વખત આવતા, વલ્લભભાઇ ક્વચિત જ આવતા. આજે ૧૨ વર્ષ પછી એ પહેલા આવનારાઓમાંના ભાગ્યે જ કોઇનાં આશ્રમમાં દર્શન થાય છે, જ્યારે વલ્લભભાઇ તો આજે આશ્રમના સભ્ય કરતાં અધિક છે. 'ગુજરાત કલબ'માં એકવાર ગાંધીજી ગયેલા, અને વકીલ મંડળ આગળ આશ્રમના સિદ્ધાંતોની વાતો કરતા હશે. વલ્લભભાઇ 'બ્રિજ' રમતા હતા ત્યાંથી ખસ્યા નહિ, અને મિત્રોને કહેવા લાગ્યા: 'શા સારૂ ગાંધી આ લોકોની આગળ બ્રહ્મચર્યની વાતો કરતા હશે? ભેંસની આગળ ભાગવત જેવું છે.' આમ ગાંધીજી આરંભમાં તેમને અવ્યવહારૂ પણ લાગ્યા હશે. પણ એટલામાં ગાંધીજીએ ગુજરાતના રાજકાજમાં ભાગ લેવા માંડ્યો, અને લૂખા રાજકાજથી કંટાળી જગતના તરફ કોઇ ટીખળી ફિલસુફની જેમ હસતા વલ્લભભાઇને ખાતરી થઈ કે હવે સાચા સંગીન કાર્યને માટે માર્ગ ખુલ્લો થાય છે. ગોધરા પરિષદમાં ગાંધીજી પ્રમુખ થયા અને તે વેળા આંકવામાં આવેલા રચનાત્મક કાર્યને અમલમાં મૂકવાને માટે નીમાયલા મંડળના શ્રી. વલ્લભભાઈ મંત્રી થયા. આ મંડળીની પ્રવૃત્તિના ખબર ગાંધીજીને ચંપારણમાં શ્રી. માવલંકર મારફતે મળતા પણ કામકાજ બધું વલ્લભભાઇની પ્રેરણાથી થતું. વેઠ બંધ કરાવવાને માટે અમુક કાર્યરેખા ગાંધીજી દોરી આપીને ચંપારણ ગયા હતા. ગાંધીજીએ કમિશનર પ્રાટ સાહેબને લખીને પૂછાવ્યું હતું કે વેઠને ટેકો આપનારા કાંઈ સરકારી ઠરાવો કે નિયમો છે ખરા, કે સરકારની એ બાબતમાં નીતિ જાહેર કરનારા કાંઇ ઠરાવ છે ખરા તે જણાવશો? પ્રાટ સાહેબે આનો જવાબ ન આપ્યો. વલ્લભભાઇએ પ્રાટ સાહેબને સાત દહાડાની નોટીસનો ફરી યાદ દેવડાવનારો કાગળ લખ્યો, અને તેમાં જણાવ્યું કે સરકાર તરફથી કશો જવાબ ન આવશે તો હાઇકોર્ટના અમુક ચુકાદા પ્રમાણે વેઠને ગેરકાયદેસર ઠરાવવામાં આવી છે, અને તે મુજબ કોઇ પણ જાતની વેઠ ન કરવાની લોકોને સલાહ આપનારા જાહેરનામાં આખા ગુજરાતમાં વહેંચવામાં આવશે. નોટીસ પૂરી થવા પહેલાં એક જ દિવસ અગાઉ પ્રાટ સાહેબે વલ્લભભાઇને બોલાવ્યા અને ખુલાસો કર્યો. ગાંધીજીને આ કાર્ય બહુ પસંદ પડ્યું, અને તે પછી વલ્લભભાઇ વધારે સંબંધમાં આવવા લાગ્યા.

ખેડાની લડત આવી. લડત ગુજરાત સભાની મારફતે ચલાવવાનો વિચાર કરવા માટે વલ્લભભાઇના ભદ્રના ઘરમાં રોજ સભા થતી. ઘણા દિવસની ચર્ચા પછી સર્વાનુમતે

લડત લડવાનો ઠરાવ થયો. 'મારી સાથે કોણ ખેડા આવવાને તૈયાર છે?' એમ ગાંધીજીએ પૂછતાંની સાથે પહેલું નામ આપનાર વલ્લભભાઇ હતા. તે વેળા વલ્લભભાઇનો બહાર જવાનો પોષાક કાળા સાહેબના જેવો હતો, પણ ગાંધીજી પાસે બૅંગલોર કૅપ, ચાઇનાસિલ્કનો હાફકોટ અને કૉલર પહેરીને તેઓ આવતા. સામાન્ય રીતે તેઓ ઓછું જ બોલતા, એટલે તેમનું ઝવેરાત જોતાં પણ ગાંધીજીને ઠીક સમય લાગેલો. બસ ખેડામાં ઝંપલાવ્યું તે ઝંપલાવ્યું. તે દિવસે તેમણે કશી ગણત્રી કરી હશે ખરી? આ ઝંપલાવવાનું થાય છે પછી તેમાંથી કદી નીકળી શકાશે કે કેમ એનો વિચાર તેમણે કર્યો હશે ખરો? ગણત્રી કરવાનું વલ્લભભાઇના સ્વભાવમાં જ નથી. સાહસ એ જ એ પુરુષસિંહનું લક્ષણ આપણે બાળપણથી જોતા આવ્યા છીએ. આ સાહસથી તેમનો જીવનપલટો શરૂ થયો. વલ્લભભાઇના જ શબ્દમાં એ જીવનપલટો વર્ણવીએ :

"તે વખતે આપણા રાજકીય જીવનમાં અતિશય મલિનતા હતી. આપણી પ્રજા તરફથી કામ કરનારાઓમાંના ઘણામાં અતિશય પાખંડ હતું. જે કલબમાં બેસી હું પાનાં રમતો તેમાં મારો એક મિત્ર હતો. તે કહેતો પ્રજાની સેવા કરવી હોય તો અમદાવાદ છોડો. એ અરસામાં મહાત્મા ગાંધી આવ્યા, ત્યારે રાજકીય જીવનમાં સત્ય દાખલ થયું. સત્યાગ્રહની લડતમાં એમણે માગણી કરી કે એક માણસ એવો જોઇએ કે આજે જ તમામ ધંધો છોડી નડિયાદમાં રહી લડતનું બધું કામ માથે લે. મેં તે માથે લીધું. ત્યારપછી તેમના સહવાસથી મને ખાત્રી થઇ કે આજ સુધી હિંદ અવળે માર્ગે ચાલેલું અને તેમના બતાવેલા માર્ગે હિંદ ચાલે તો જ તેનો ઉદ્ધાર થાય. આ જગત ઉપર અતિશય અત્યાચાર થાય છે ત્યારે હિંદુ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ઇશ્વરનો અવતાર થાય છે. જ્યારે રાવણ અને તેના રાક્ષસ બંધુઓએ અત્યાચાર કર્યો ત્યારે રામાવતાર થયો, દુર્યોધનના અત્યાચારને દાબવા કૃષ્ણાવતાર થયો. પછી ૨૫૦૦ વર્ષે બુદ્ધ ભગવાન થયા અને પછી ૨૫૦૦ વર્ષે મહાત્મા ગાંધીજી થયા છે."

આ તો સાત વર્ષ ઉપર ઉચ્ચારેલા શબ્દો. હમણાં જ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ આગળ બોલતાં પોતાની જીવનકથાનાં પાનાં ખોલતાં વિદ્યાર્થીઓને વલ્લભભાઇએ કહેલું :

"૧૯૧૬ સુધી તો ચાલુ રાજકારણથી હું કંટાળેલો હતો. ગાંધીજીની સાથે પણ મને સંબંધ ન્હોતો. આશ્રમમાં ઘઉંમાંથી કાંકરા વીણાવે છે અને દળાવે છે એટલું જ હું તેમને વિષે જાણતો હતો; પણ ગુજરાત સભાનું પ્રમુખપદ લેવાનું જ્યારે તેમને કહેવામાં આવ્યું ત્યારે તેમણે જે શરતોએ એ પ્રમુખપદ લીધું તેથી મારી ખાત્રી થઈ કે હવે કાંઈ સાચું કામ થવાનું છે. હિંદ સ્વરાજને માટે કૉંગ્રેસ અને મુસ્લીમ લીગે કરેલી માગણીનો મુસદ્દો તેમણે દશ લીટીનો ઘડેલો હતો અને તેની ઉપર લાખો સહી લેવાની હતી. એ દશ લીટીમાં મને સેંકડો પાનાનાં લખાતાં મેમોરીઅલના કરતાં વધારે જોર લાગ્યું, અને ત્યારથી હું એમના વધારે સમાગમમાં આવતો ગયો."

આ પછી ખેડાના ગામેગામે ગાંધીજી સાથે ફર્યા, અને ખેડાની લડત પૂરી થયે ગાંધીજીએ જ્યારે રંગરૂટ ભરતીનું કામ ઉપાડયું અને ગાંધીજીની પોતાની સેના આછી થઈ ત્યારે પણ રંગરૂટોમાં પહેલી સહી વલ્લભભાઈની હતી. એ દિવસોમાં ગાંધીજીએ અમને સૌને તાલીમ આપવી શરૂ કરી હતી. રોજ ૨૦ થી ૨૪ માઇલ ચાલવું, મારે બન્ને વાર રસોઇ કરવાની, અને મારી કાચી પોચી રસોઇ સૌએ ખાવાની! નડિયાદ થોડા દિવસ આ રીતે

તાલીમ લઇ નવાગામ મુકામ નંખાયો. નવાગામમાં લોકો ગાંધીજી પાસે આવે જ શેના ? સરકારની સાથે લડાઈ લડવામાં રસ હતો, લશ્કરમાં જઈ સરકારને માટે પ્રાણ આપવાને કોને રસ હોય ? એટલે ગાંધીજી અને વલ્લભભાઇ ઘણી વાર ચોરામાં એકલા જ બેઠા હોય એવું બનતું. મારે નડિયાદથી નવાગામ ટપાલ લઇ જવાની. બારેજડીથી નવાગામ અગિયાર માઇલ થાય. એ અગિયાર માઇલ જવાનું અને આવવાનું. હું પાછો ફરૂં ત્યારે વલ્લભભાઇ મારી સાથે ચારપાંચ માઇલ સાથ દેવાને આવે. ગાંધીજી પોતાની અને વલ્લભભાઇની રોટલી અને શાક બનાવે, ખીચડી પણ બનાવે. મેં એક દિવસ નડિયાદથી તૈયાર ભાખરી મોકલી. ગાંધીજી ચીડાયા, અને કહેઃ 'શું વલ્લભભાઇ એટલા પરાધીન થઈ ગયા છે ?' વલ્લભભાઇને પણ રોટલી કરવા બેસાડવામાં આવ્યા ! વલ્લભભાઇને શું આવડે ? નાનપણના તોફાનમાં રાંધતાં તો શીખ્યા નહોતા. પણ હવે રાંધવાના પાઠ લેવા મંડયા. આ પછી તો ગાંધીજીની સખ્ત માંદગી આવી, અને લડાઇ પણ બંધ પડી.

એકાદ વર્ષ વલ્લભભાઇએ વકીલાત કરી હશે ત્યાં આવ્યો રોલેટ એકટ, સત્યાગ્રહ અને અમદાવાદનાં તોફાન. વલ્લભભાઇને બારણે તો મોટી પલટણ પડી હતી. વલ્લભભાઈના ઘરમાં દીવાબત્તી થતાં ગોરાઓને શંકાઓ જાય, અને વારંવાર બત્તીના સિગ્નલ કેમ થાય છે તેનો વલ્લભભાઇ સામે પિસ્તોલ ધરીને ખુલાસો માગે. પણ જેમ તોફાનમાં મગજ ઠેકાણે રાખીને તેઓ ઘુમ્યા, તેમ જ તોફાન પછી પણ તેઓ એટલી જ શાંતિ જાળવીને ઘુમ્યા, અને લોકોના કેસો લડયા, પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. હિલીનો એટલો બધો વિશ્વાસ મેળવ્યો કે આજે દશ વર્ષે એ જ માણસ વલ્લભભાઈ વિના બારડોલીમાં શાંતિ ન જળવાય એવી સાક્ષી પૂરે છે.

## અસહકાર અને તે પછી

આ પછીના ઇતિહાસની વિગતમાં ઊતરૂં તો પાનાનાં પાનાં ભરવાં પડે. દેશવ્યાપી અસહકાર આવ્યો ત્યારે વલ્લભભાઇએ ગુજરાતના સાચા સુબાનું સ્થાન પ્રાપ્ત કર્યું. બેરિસ્ટરી છોડવી તો તૃણવત્ હતી—છોડેલી જ હતી—જેને વિલાયત મોકલી લાંબા અભ્યાસ કરાવવા હતા એવાં પોતાનાં પુત્ર અને પુત્રી બંનેને સરકારી શાળાઓમાંથી ખસેડ્યાં, અને આમ પોતાનું ઘર બાળીને, પોતાનાં છોકરાંને જતિ કરીને, બીજાનાં ઘર બાળવામાં અને પારકાં છોકરાંને જતિ કરવામાં શામેલ થયા. ગાંધીજી પકડાયા, તેમને જેલ વળાવી વલ્લભભાઇએ ગાંધીજીનું સ્થાન લીધું, ગુજરાત મહાવિદ્યાલય માટે બરમા સુધી પર્યટન કરી ૧૦ લાખ ભેગા કર્યા, કટ્ટર નાફેરવાદી થયા, પક્ષાપક્ષીઓમાં અનેકના અળખામણા બન્યા, પણ અસહકારના ધ્રુવના તરફથી તેમની દૃષ્ટિ કદી ન ચસી. આ સમયે ગુજરાત પ્રાંતિક સમિતિની કચેરીમાં બેસીને કલાકના કલાક સુધી સુંદર એકધારૂં વળદાર સુતર કાંતતા વલ્લભભાઇને ઘણાએ જોયા હશે. મહાસભામાં જતા, પણ તેમને બહુ રસ રહ્યો નહોતો. ધારાસભામાં જવા ઇચ્છનારાને જવા દેવાનો ઠરાવ દિલ્હીની મહાસભામાં આવતાં તેમનો કંઠ ગળગળો થયો, પણ હવે 'જેના હાથમાં સુકાન છે, જેની મારફતે જ હિંદુમુસ્લિમ ઐક્ય ટકાવવું છે તેને જ આ ઠરાવનો આગ્રહ છે તો બીજું શું થાય ?' એ વિચારે, ન છૂટકે તેમણે એ ઠરાવ સ્વીકાર્યો. પણ તેમની તત્ત્વનિષ્ઠા કદી ઝાંખી પડી નહિ.

## વીર સેનાપતિ

પુનર્જન્મનો સિદ્ધાન્ત ઘણાખરા હિંદુ માને છે. હું એકવાર ન્હોતો માનતો પછી માનતો થયો, પણ મને એ વિષે આડા અવળા પ્રશ્નો કરી કોઇ ગૂંચવવા માગે તો ગૂંચવી શકે. છતાં પુનર્જન્મનો એક અર્થ હું કરું છું તેવો ભાગ્યે જ બીજા કોઈ કરતા હશે. મને ઘણીવાર લાગ્યું છે કે કોઇ મહા પુરુષાર્થી પુરુષને અચાનક મૃત્યુ ઝડપે છે ત્યારે તેને કદાચ પાછો કયાંક જન્મ લઇ જીવન ફરી જીવવું પડતું ન હોય; તેનો આત્મા જીવંત પુરુષોમાં જ પ્રવેશ કરે છે, અને તેમની મારફત પોતાનું કામ ચાલુ રાખે છે. આ કલ્પના હસવા જેવી ભલે લાગે, મને એ પ્રિય લાગે છે. મગનલાલ ગાંધી સ્વર્ગસ્થ થઇને પાછા ગાંધીજીમાં જ અવતર્યા હોય એમ મને ભાસે છે, તેમ જ ૧૯૨૦માં સ્વર્ગસ્થ થઇ તિલક મહારાજે વલ્લભભાઇમાં અવતાર લીધો હોય તો નવાઇ નહિ. ૧૯૨૨ પછીની દરેક લડતમાં વલ્લભભાઇએ જે કાર્ય કર્યું તે કાર્ય લોકમાન્યને યાદ કરાવે એવું છે. અને આજે તો બારડોલીને ગામડેગામડે ફરી ગુજરાતને લોકશિક્ષણ આપતા, બારડોલી દ્વારા ગુજરાતનું ઐક્ય સાધતા, અને ગુજરાતનું ઐક્ય સાધી સ્વરાજના પાયા કાયમ કરતા વલ્લભભાઇ, જેલમાંથી છુટીને આવી મહારાષ્ટ્રને લોકશિક્ષણ આપી **'स्वराज माझा जन्मसिद्ध हक्क आहे'** નો મંત્ર મહારાષ્ટ્રદ્વારા આખા દેશને પઢાવતા લોકમાન્યનું બરોબર સ્મરણ કરાવે છે. મારી તો એવી પ્રતીતિ છે કે મનઃસ્વભાવથી ( temperamentally ) પણ વલ્લભભાઈ ગાંધીજી કરતાં લોકમાન્ય તરફ વધારે ઢળેલા હશે, પણ મનઃસ્વભાવને બદલી, **'शठं प्रति शाठ्यं'** ની નીતિ સ્વીકારવાના પોતાના મનોવલણને તદન પલટાવી નાંખી, ગાંધીજીનો માર્ગ વિશેષ શ્રેયસ્કર છે એમ મનની સાથે સિદ્ધ કરી તે જ માર્ગની વ્યવહાર્યતા અને કાર્યસાધકતા તેમણે સિદ્ધ કરી આપી એ આ યુગની અનેક ચમત્કૃતિમાંની એક ચમત્કૃતિ છે.

ખેડાની લડત દરમ્યાન શાંત અહિંસક લડત લેવાના પાઠ તેઓ શીખતા હતા ત્યારે ભાગ્યે જ કોઇને લાગ્યું હશે કે એવી જ લડાઇ થોડા જ સમયમાં વલ્લભભાઈ પોતે લેતા થશે. પણ અજ્ઞાત રીતે તેમના પાઠ ચાલતા જ હતા. સાચા નેતા થવા માટે એક ગુણ અત્યાવશ્યક છે, અને વલ્લભભાઇમાં તે ક્યારનો યે હશે—પોતાની મર્યાદાનું ભાન. એ મર્યાદાનું ભાન એમને જેટલું છે તેટલું બહુ ઓછા નેતાઓમાં મળી આવે છે. ગમે તેટલા ઉકળાટમાં પણ ન ઉભરાય એવી હિંમત હતી જ, અપાર વ્યવહારજ્ઞાન વકીલાતમાંથી મળ્યું હતું, તેમાં સત્ય અને અહિંસા વિષેની અચળ શ્રદ્ધા મળી, અને એ ત્રણ હથિયારથી એઓ પોતાની લડાઇઓ લડયા છે. ગાંધીજીની જેમ પોતે એકે કામ વહોરવા નથી ગયા, જેમ ગાંધીજીને બધાં કામ આવીને વળગ્યાં, તેમ વલ્લભભાઇને વળગ્યાં, અને ઘણાં વળગત તેને પોતે જ કાપતા ગયા. નાગપુરની લડતમાં પોતે ગુજરાતથી સૈનિકો મોકલતા હતા, આખરે પોતાને જવું હતું, ત્યાં મહાસભાએ તેમને જમનાલાલજીનું સ્થાન લેવાનો હુકમ કર્યો. એ પહેલાં મારા જેવા કેટલાક ઉત્સાહીઓને વ્યક્તિગત સવિનયભંગની ચળવળ ઉપાડવાનું મન થયું હતું, પણ અમને સૌને સમજાવીને એમણે શાંત પાડેલા. બોરસદની લડત લેવાની આવશ્યકતા તો તેમણે પલકવારમાં જોઇ લીધી. બારડોલીની ઉપાડવા વિષે ભારે અવિશ્વાસ હતો, બે વાર આગ્રહ કરનારાઓને ટાળેલા, આખરે ત્રીજીવાર જ્યારે પાછો આગ્રહ આવ્યો, બસેં ત્રણસેં જણે મરણિયા થવાની

તૈયારી બતાવી ત્યારે તેમની પાસે બીજો ઉપાય જ ન્હોતો. ગયે વર્ષે એક સત્યાગ્રહની લડત એમને વળગતી હતી તેને પોતે જ ટાળેલી. આમ સેનાપતિ તરીકે ચૂંટાવાને તેમને સુયોગ્ય કરનાર, હું અગાઉ કહી ગયો તેમ, તેમનું મર્યાદાનું ભાન, શ્રદ્ધા, હિંમત અને ત્યાગ હતાં. મહાસભાની એક બેઠકમાં તેમણે કદિ ભાષણ નથી આપ્યું, મહાસમિતિમાં પણ ભાગ્યે જ કોઇવાર બોલે છે—અમદાવાદની પેલી ઐતિહાસિક બેઠકમાં દરેક વેળા ગાંધીજીને ભાષણ વિના ટેકો આપી ગાંધીજીના 'અંધ' અનુયાયી તરીકે પોતાને ઓળખાવવામાં તેમણે માન માનેલું. તેમનું મૌન જ તેમની શક્તિનો ભારે પુરાવો બન્યું અને સૌ કોઇ તે પારખી ગયું હતું.

જમનાલાલજીના જેલ જવા પછી નાગપુરની લડતના નાયક તરીકે મહાસભાએ વલ્લભભાઇને નીમ્યા. એ લડતમાં જોડાયા પહેલાં જ ગુજરાતથી તેઓ સેંકડો સૈનિકો મોકલી ચૂકયા હતા. તેમના ગયા પછી ગુજરાતના અનેક વીરો ગયા. ત્યાંના ગવર્નરે આખી લડત બેકાયદે છે, અને રાજ્ય ઊંધું વાળવાને માટે છે એવું આજના ગવર્નર જેવું જ ભાષણ આપેલું આ પછી તરત ગવર્નરને વલ્લભભાઇને બોલાવવા પડયા, અને એકાદ બે અઠવાડિયામાં લોકોનો હક સ્વીકારાયો, અને હજાર ઉપરાંત કેદીઓને મુક્ત કરાવી વલ્લભભાઇ વિજયધ્વજ ફરકાવતા ઘેર આવ્યા. તે વેળા પણ વિજય ન્હાનોસૂનો ન્હોતો, પણ લોકજીવનમાં એટલી ફાટફૂટ, એટલી કડવાશ ભરેલી હતી કે એ વિજય તેમાં ડૂબી ગયો કહેવાય.

આ પછી બોરસદની લડાઇ આવી. બોરસદના જેવી સ્વચ્છ અને ક્ષિપ્રવિજયી લડત હિન્દુસ્થાનના ઇતિહાસમાં તો હજી નથી લડાઈ. બોરસદની પ્રજા ઉપર બહારવટિયાઓને આશ્રય આપવાનું, બહારવટિયાઓને પકડવામાં મદદ ન કરવાનું આળ ચઢાવી, વધારાની પોલીસ મૂકી, તેના ખર્ચ માટે ૨,૪૦,૦૦૦ નો દંડ નાંખવામાં આવ્યો હતો. આમાંનો એકે આરોપ સાચો નથી એમ કહેવામાં વલ્લભભાઇએ સરકાર ઉપર ગંભીરમાં ગંભીર આરોપો મૂકયા, એ આરોપો સાચા ન ઠરે તો વલ્લભભાઇને અનેક વર્ષની જેલ મળે, એ સાચા હોય તો સરકારથી પેલો દંડ લોકો પાસે લેવાય નહિ. સરકારે એક બહારવટિયાને પકડવા બીજા બહારવટિયાની દોસ્તી કરી, તેને બંદુકો આપી, ખૂનો થવા દીધાં, પોલીસે તેના અનેક ગુન્હા વિષે આખાડા કર્યા—એવાં તહોમતો વલ્લભભાઇએ સરકાર ઉપર મૂકયાં. "જે ખૂની એક લૂંટારો હતો તેના હાથમાં એક બીજા લૂંટારાને પકડવા માટે બંદુકો આપવી પડે એ સરકારને માટે કેટલું શરમભરેલું છે! તે તો સરકારનું નહિ, પણ બહારવટિયાનું જ રાજ્ય થયું. બહારવટિયાને મદદ કરવા માટે લોકો પર દંડ મૂકવામાં આવ્યો; હવે સરકારે બહારવટિયાને મદદ કરી—તેના હાથમાં બંદુકો આપી તેનો શો દંડ કરવો? તેનો દંડ તો એક ઇશ્વર કરનાર છે. સરકારનાં પાણી વળતાં હોવાં જોઇએ, તેનો દિવસ આથમતો હોવો જોઇએ, નહિ તો તેને આમ ખૂનીની દોસ્તી કરવી પડે નહિ. 'હથિયારો હાથમાં આવ્યા પછી એ જ માણસે કેટલાં બધાં ખૂન અને લૂંટો કરી તે સરકાર ન જાણતી હોય તેમ ન જ હોય. સરકારનો હેતુ બાબરને આની મદદથી પકડવાનો હશે, પણ લોકોને શી ખબર સરકારનો શો હેતુ હતો? સરકારે જાહેર કરવું જોઇએ કે તેણે ભૂલ કરી છે. અલીએ જેજે અત્યાચારો ગરીબ પ્રજા ઉપર કર્યા હોય તેની જવાબદારી સરકારની જ છે."

આ જ પ્રકારના આક્ષેપો તેમણે દિવસ રાત એક મહિના સુધી ગામડે ગામડે ફરીને મૂકયા, સરકારી રિપોર્ટરોએ આંખમાં તેલ આંજીને શબ્દે શબ્દના રિપોર્ટો કર્યા. વલ્લભભાઈ આજે પકડાશે કાલે પકડાશે, એમ સૌ માનતું હતું, ત્યાં તો સવા મહિનાની અંદર, સરકારે પોતાના 'હોમ મિનિસ્ટર' ( ગૃહસચિવ )ને તપાસને માટે મોકલ્યા અને દંડ માફ કર્યો. લડતની પૂર્ણાહુતિ કરતાં તેમણે જે ભાષણ કર્યું તેમાં વિજય તેમણે સત્યાગ્રહીઓનો અને સરકારનો બંનેનો જાહેર કર્યો.

બોરસદ તાલુકાનું સંગઠન હેરત પમાડનારૂં હતું, ત્યાં લોકોની જમીન ખાલસા થઈ શકે એમ હતું નહિ એટલે જપ્તીઓ કરતાં સરકારના કંઠે પ્રાણ આવ્યા અને તુરત સરકારને નમવું પડયું. નાગપુરમાં તો એક મેજીસ્ટ્રેટના અવિચારી હુકમના અનાદરને રાજ્ય ઊંધું વાળવાની હીલચાલ તરીકે વર્ણવવામાં 'આવી હતી અને સરકારે પોતાનાં બધાં શસ્ત્રો તેને દબાવી દેવાને માટે વાપરવાની ધમકી આપી હતી, બોરસદમાં સરકારે એવી ઢોંગધમકીનો આશ્રય લેવાને બદલે લોકોની માગણીનો સીધી રીતે સ્વીકાર કર્યો.' એ જેમ તે વખતની સરકારનું ડહાપણ સૂચવે છે, તેમ લોકોના પક્ષનું સાચાપણું અને લોકોના સંગઠનની ખૂબી પણ સિદ્ધ કરે છે. એ લડતની અસર એટલી બધી સરસ થઈ કે આણંદ તાલુકાનાં કેટલાંક ગામો ઉપર નાંખેલો એવો જ કર સરકારે કેવળ એક અરજી ઉપરથી જ રદ કર્યો.

## રચનાત્મક કાર્ય

સ્વરાજ્ય મળ્યા વિના કારાગૃહમાંથી છુટવાનું ગાંધીજીને વસમું લાગે માટે આ વિજયી લડતો જાણે આશ્વાસનરૂપે પ્રભુએ તેમને માટે તૈયાર રાખી. ગાંધીજી છુટયા પછી લડતો કરવાનું વલ્લભભાઈને રહ્યું નહિ, એટલે તેઓ પોતાને મનગમતા રચનાત્મક કાર્યમાં પડયા. આ કાર્ય તે શહેરસુધરાઈ. 'પાંચ વર્ષથી તો અહીં અમદાવાદમાં ગટરપાણીમાં પડેલો હતો' એ શબ્દોમાં તેમની એ કાર્ય વિષેની મમતા અને અભિમાન આવી જાય છે. પાંચ વર્ષ એ કાર્ય કરીને તેમણે શહેરની કેટલી સેવા કરી છે તે તો તેમની સેવા ખોઈ બેસનારાઓને આજે બરોબર સમજાતું હશે. સરકારે તો તેમના વહીવટનાં મુક્ત કંઠે વખાણ કર્યા છે. ડા. હરિપ્રસાદના હાથ નીચે પોળો સાફ કરનારી ટુકડીઓ ઊભી કરાવીને પોળે પોળે ભાષણોની યોજના કરી શહેરના કેટલા યે કાળના કચરા તેમણે સાફ કરાવ્યા. આજે પણ અમદાવાદ પાંચ વર્ષ ઉપર જેટલું ગંદું લાગતું હતું તેટલું જ લાગે છે એમ કહીને વલ્લભભાઈએ કશું જ કામ કર્યું નથી એમ કોઈ ન કહે. એ તો આજે પણ પરદેશી કપડાંની દુકાનો એટલી ને એટલી જ દેખાય છે, એટલે ખાદીએ કશું કામ કર્યું નથી એમ કહેવા બરાબર છે.

પણ તેમના રચનાત્મક કાર્યનો ઉત્તમ નમૂનો તો તેમનું પ્રલયનિવારણનું કાર્ય. જ્યારે સરકાર માથે હાથ દઈને બેઠી હતી, ત્યારે વલ્લભભાઈએ મોકલેલા સ્વયંસેવકો પ્રલયવાળા ભાગોમાં પહોંચી વળ્યા હતા. પ્રાંતિક સમિતિ મારફતે જે પ્રલયનિવારણ મંડળ રચવામાં આવ્યું, તેમની દેખરેખ નીચે જે કાર્ય થયું, તેની વ્યવસ્થા, કરકસર, કાર્યદક્ષતા જોઈને સરકાર પણ હેરત પામી. વલ્લભભાઈએ દુકાળ ફંડમાંથી માગેલા કરોડ રૂપિયા પણ સરકારને કાઢવા પડયા. એક કરોડ રૂપિયા સરકારે કેવી રીતે કાઢયા એની વિગતમાં ઊતરૂં તો એક પ્રકરણ

ભરાય. એ પણ એક લડત હતી. કમિશનરની સાથે તેમને આ સંબંધમાં જે પત્રવ્યવહાર થયેલો તે એમના જીવનમાં એક અગત્યનું પ્રકરણ પૂરું પાડે એમ છે. એ કરોડની માગણી સ્વીકારતાં જ સરકારે વલ્લભભાઇની સત્તા અને શક્તિનું પૂરું પારખું કર્યું હતું. પ્રજાને મદદ વહેંચવામાં સરકારી અમલદારોને સમિતિના માણસોની મદદ લેવી પડી, બલ્કે એક સમયે તો સરકારને માત્ર નાણાં પહોંચાડવાનું જ કાર્ય કરવાનું રહ્યું, તેની આખી વ્યવસ્થા પ્રાંતિક સમિતિના કાર્યકર્તાઓને જ રહી. સરકારના અર્થસચિવે ગાંધીજીની ગાદી વલ્લભભાઇએ સાચવી એમ જગતની આગળ કબૂલ કર્યું.

વલ્લભભાઇનું જીવનચરિત્ર લખાય તો તેમાં જેમ નાગપુર, બોરસદ અને બારડોલી સ્વતંત્ર પ્રકરણો રોકશે તેમ જ પ્રલયનિવારણને અંગે પણ કેટલાંક કિંમતી પ્રકરણો રોકાશે. બારડોલીની લડતથી સરકારનું રાજ્ય બારડોલીમાં ગયું હોય, અને વલ્લભભાઇનું રાજ્ય થયું હોય એમ ભલે લાગે. પણ વલ્લભભાઈ "ગુજરાતવલ્લભ"ના પદને લાયક તો પ્રલયથી જ થયા, ગુજરાતના હૃદયના સરદાર તેઓ તે જ દિવસથી બન્યા. બારડોલીએ વીર સરદાર તરીકે તેમને જગતમાં જાહેર કર્યા.

## બારડોલી

જાણે બારડોલીની લડતને માટે ઇશ્વરે પ્રલયની ભૂમિકા રચી હોય એવું થયું, કારણ બારડોલીમાં અને બારડોલી બહાર પ્રજાએ વલ્લભભાઇનો જે પડયો બોલ ઉપાડી લીધો તે પ્રલયનિવારણકાર્યના પ્રતાપ છે. એ બારડોલી વિશે શું લખવું ? બારડોલીમાં થયેલા કાર્યનું મહત્ત્વ આંકવાનો આજે સમય નથી. એનું પૂરું મહત્ત્વ ભવિષ્યમાં સમજાશે. આજે તો કેવળ સપાટી ઉપર જણાતી વિગતો જ ચમત્કાર જેવી લાગે છે. ૫૫ વર્ષ થયાં જમીન મહેસુલના સવાલમાં સરકારના એક અમલદારના બ્રહ્મવાકયની સામે કોઇ ન થઇ શકે એવી માન્યતા ચાલી આવી હતી, તે માન્યતા મિથ્યા કરવાને માટે વલ્લભભાઇએ ગરીબ, ભોળા, સરકારની મરજી સાચવનારા એવી ખ્યાતીવાળા તાલુકાને તૈયાર કર્યો, ચાર મહિનાની અંદર એ જ પ્રજાને અપૂર્વ બળનો અનુભવ કરાવ્યો, તે એટલે સુધી કે 'શત્રુ'એ પ્રજાના નિઃશસ્ત્ર વિરોધની સફળતા કબૂલ કરી. સરકારની સત્તાનાં મૂળ ઊખડી ગયાં એમ જગત આગળ જાહેર કર્યું, આખી લડત શહેનશાહની સત્તાની સામે બળવા તરીકે વર્ણવી અને એ 'બળવા' સામે સરકારે પોતાનું બધું બળ ખપાવવાનો નિશ્ચય જાહેર કર્યો. સરકારના એ નિશ્ચયમાં જ સરકારની હાર જાહેર થઈ. છેવટે જે સમાધાન થયું તે સમાધાનનો પ્રકાર એ હારને વધારે ભૂંડી બતાવે છે એમ ઇતિહાસકારે કહેવું પડશે. જે વસ્તુ સુરતમાં જ સરકારે કબૂલ કરી હોત તે વસ્તુ હબસીના ડાબા કાનની જેમ ચૌદ દિવસ પછી આડકતરી રીતે કબૂલ કરી તેમાં સરકારની શોભા નથી જાહેર થતી. ગાલ ઉપર તમાચો મારીને મ્હોં લાલ રાખવાનો પ્રયત્ન એ આખી સમાધાનીમાં સ્વચ્છ દેખાય છે. અને આખરે શું ? એક વાકયમાં કહીએ તો વલ્લભભાઇએ જ્યારે પ્રતિષ્ઠાના ભૂતનો પડછાયો પણ પોતા ઉપર ન પડવા દીધો ત્યારે સરકારે તે ભૂતને પોતા ઉપર સવારી કરવા દીધી. સમાધાની પછી ગાંધીજીને એક અમેરિકન મિત્રે આ પ્રમાણે લખ્યું હતુંઃ

"બારડોલીના ખેડૂતોને, આપને અને વલ્લભભાઇને અનેક ધન્યવાદ. આ અદ્ભુત લડત, લડત કેવી રીતે લડવી અને તેની યોજના કેવી રીતે કરવી એનો દેશની આગળ

અસરકારક પદાર્થપાઠ થઈ પડશે. અલ્પને માટે ભારે ભોગ આપણે હોય એમ લાગે છે, પણ જે સંકટ સહન કરવામાં આવ્યું તેના પ્રમાણમાં લડતનાં ભાવી પરિણામો તો ઘણાં વધી જશે. એ વિજયથી તમામ ખેડુતવર્ગની નસેનસમાં કોઈ અજબ નશાની ખુમારી ચડશે."

દેખીતી રીતે વિરોધી હિત ધરાવનારા વર્ગો અને અનેક જાતિઓથી વસાયલો બારડોલી તાલુકો કેળવવાનું અસાધારણ વિકટ કામ વલ્લભભાઇએ અજબ સફળતાથી કર્યું એની ઇતિહાસકાર સાક્ષી પૂરશે. વલ્લભભાઈની તિલક મહારાજની સાથે કરેલી તુલના આ લોકશિક્ષણના કાર્યની બાબતમાં વધારેમાં વધારે બંધબેસતી દેખાય છે.

હું આગળ કહી ગયો કે તિલક મહારાજની અગાધ વિદ્વત્તાનો, તેમના અપાર શાસ્ત્રજ્ઞાનનો, અને વલ્લભભાઈમાં એ બંનેના અભાવનો વિચાર કરીએ તો એ તુલના અયોગ્ય લાગે. પણ તિલક મહારાજ લોકમાન્ય બન્યા તે તેમની અગાધ વિદ્વત્તાએ નહિ કે અપાર શાસ્ત્રજ્ઞાને નહિ, પણ અન્યાયની સામે ઝૂઝવાની તેમની અપાર શક્તિને લીધે, તેમના અપૂર્વ ત્યાગને લીધે, લોકોનાં દુઃખ જાણી લોકોના અંતરમાં પ્રવેશ કરવાની તેમની જાદુઈ શક્તિને લીધે. આ ત્રણે વસ્તુઓ વલ્લભભાઈમાં એટલી જ ભરી છે એમ ગુજરાતે બારડોલીની લડતમાં સવિશેષે જાણ્યું. લોકમાન્ય પણ જ્યારે આમવર્ગ આગળ ઊભા રહેતા ત્યારે તેઓ તેમની વિદ્વત્તા ન ઠાલવતા, પણ આમવર્ગના જ એક માણસ તરીકે ઊભા રહી તેમની જ ભાષા બોલતા. બારડોલીનાં અનેક ભાષણો જોશું તો તિલક મહારાજનાં અહમદનગર અને બેલગામનાં પેલાં ઐતિહાસિક ભાષણોના તેમાં ભણકારા સંભળાશેઃ

"સરકાર આપણને અધિકાર આપે છે તે કૂંડાંમાં આપણે છોડો રોપીએ છીએ તે પ્રમાણે. પણ મોટાં વૃક્ષ કરવાં હોય તો તો બીજ બહાર મોકળી જમીનમાં વાવવાં જોઇએ. કુંડાંનાં ઝાડ રૂપાળાં લાગે, પણ તે નાજુક, લાંબા દિવસ ટકનારાં નથી. દેશ પાસે કર કેટલા વસૂલ કરવા, આવકના પ્રમાણમાં ખર્ચ કેટલો કરવો, એ અમને સમજાય કે તમને વધારે સમજાય ? લડાઈ ઉપર કેટલા પૈસા ખર્ચવા એ બાદશાહ નથી ઠરાવતો પણ મુખ્ય પ્રધાન ઠરાવે છે. તેની ભૂલ થાય છે તો તે રાજીનામું આપે છે, અને તેને રાજીનામું આપવાની ફરજ પાડવામાં સરકારનો ગુન્હો નથી થતો. આપણને સ્વરાજ મળે તેથી અંગ્રેજનું રાજ બુડે એમ નથી. અમારે જે જે દરવાજે બહાર નીકળવું હોય તે તે દરવાજા રોકીને નોકરશાહી ઊભી છે, તેને ધક્કો મારીને અમારે બહાર નીકળવું છે, એની આડખીલી અમને ન જોઇએ. આડખીલી તો ખરી જ અને તે ઉપરાંત પાછા મોટા મોટા પગાર ! 'તમારે માટે વિલાયતની ઠંડી હવા છોડીને અહીં આવ્યા છીએ' એમ અંગ્રેજ અમલદાર કહે છે. પણ તને અહીં બોલાવ્યો હતો કોણે ?" તિલક મહારાજના આ ઉદ્‌ગારો વલ્લભભાઈના કોઈપણ ભાષણમાં મૂકી દઇએ તો બહારથી મુકાયલા ન લાગે.

હવે વલ્લભભાઈના આ શબ્દો લો: "સરકાર એટલે કોણ ? સરકાર એટલે કલેક્ટર ? સરકાર એટલે મામલતદાર ? કે ફોજદાર કે તલાટી ? આ બધા મળીને સરકાર બનેલી છે એટલે એનો ક્યાં પત્તો લાગે ? કોઈ એક વ્યક્તિ નથી એટલે આપણે કોને સરકાર માનીએ ? આપણે પોતે જ ભ્રમથી અમુક એક જણને સરકાર માનીએ અને

તેનાથી ડરીએ છીએ. તમારે ડરવાનું કશું કારણ નથી. તમે કોઈની ચોરી કરી નથી, તમે લૂંટફાટ કરી નથી, મારામારી કરી નથી, ડરવાનું શું કારણ હોય?........પાંચ હજાર માઇલથી આવેલા વાણિયાથી તમે શા માટે ડરો? તમે આ દેશના જ વતનીઓ પોતાના ઘરમાં બેઠા પરદેશી વાણિયાથી ડરો? જે પરદેશી રાજ્ય કરનારા છે તે તો સુરતથી અહીં આવ્યા પણ નથી. એ ત્યાં જ બેસીને મહાલકરીને અને મામલતદારને અને ડેપ્યુટી કલેક્ટરને કહે છે કે તમે લોકોને સમજાવો, દમાવો. એ પોતે કોઈ દરિયાકાંઠે કે શીતળ ટેકરી પર હવા ખાતા હશે." આ શબ્દો અને એની આગળના ઉતારાના શબ્દો જુદા જુદા ભાષણકર્તાના છે એમ કોઇને નહિ લાગે.

પણ શબ્દો કરતાં પણ એ હૃદયસ્પર્શી શબ્દોથી જે અનૈક્યમાંથી ઐક્ય પ્રગટ્યું, જે ભયનું વાતાવરણ પલટાઇ અભયનું વાતાવરણ બન્યું તે મારી તુલનાને વધારે સાચી પાડે છે.

નાગપુર, બોરસદ અને બારડોલી એ ત્રણ લડતના વલ્લભભાઈને સરખાવતાં જોશું કે નાગપુરમાં તો વલ્લભભાઈએ તંબુમાં બેસી લડતના વ્યૂહો ઘડીને સરદાર લડત જીતે તેમ લડત જીતી, ભાગ્યે જ એકે ભાષણ તેમને કરવું પડ્યું હશે; બોરસદની લડત એટલી ટૂંકી હતી કે વલ્લભભાઇના ભાષણના ભણકારા પણ ગુજરાતમાં પહોંચ્યા નહોતા ત્યાં તો વિજય મળ્યો; બારડોલીએ જ વલ્લભભાઇના આત્મા અને વાણીનો ગુજરાતને પરિચય કરાવ્યો. એક મિત્રે મને કહ્યું હતું કે 'બારડોલીએ વલ્લભભાઇને આસ્તિક બનાવ્યા.' એ પહેલાં વલ્લભભાઈ નાસ્તિક હતા એમ હું નથી માનતો. પણ બારડોલીએ તેમની આસ્તિકતા પ્રગટ કરી એમ જરૂર કહી શકાય. બારડોલીના લોકોની સાથે એમણે તાદાત્મ્ય અનુભવ્યું, અને જે ભયંકર લડતમાં અપાર આપભોગ માગવામાં આવતો હતો તે ઈશ્વરશ્રદ્ધા વિના લડી શકાય નહીં એમ તેમને ઊગી ગયું, લોકોએ જે શ્રદ્ધાથી લડતમાં ઝંપલાવ્યું તે શ્રદ્ધાએ વલ્લભભાઈની ગુપ્ત ચિનગારીને ઉદ્દીપ્ત કરી, અને વલ્લભભાઇની ઉદ્દીપ્ત ઇશ્વર શ્રદ્ધાની પાછી લોકો ઉપર અસર થઇ એમ કહી શકાય. સંગીતનો શોખ વલ્લભભાઇને હોય એમ મેં જાણ્યું નથી, પણ બારડોલીની નિર્મળ બ્હેનોના ઉલ્લાસથી ગવાતા ગરબાઓ અને ગીતોએ તેમને હલાવ્યા, અને તેમનામાં એક નવો રસ ઉત્પન્ન કર્યો. આમ બારડોલીના લોકોને વલ્લભભાઇએ જેમ આપ્યું તેમ તેમની પાસે પણ તેમણે ઘણું મેળવી લીધું. ગાંધીજી કહે છે તેમ બારડોલીમાં વલ્લભભાઇને 'વલ્લભ' મળ્યા. એટલે તેમનાં બારડોલીનાં ભાષણોમાં આશ્ચર્યકારક ઈશ્વિરશ્રદ્ધા અને ઉલ્લાસ જ્યાં ત્યાં જોવામાં આવે છે, અને જેમણે તેમને પ્રત્યક્ષ બોલતા જોયા છે તેમણે તેમની આંખમાં અલૌકિક તેજ ભાળ્યું છે. વૈખરીનો શોખ તેમને કદી હતો નહિ, એટલે ભાષણની તૈયારી શી કરવાની હોય? કદી તેમણે અગાઉથી વિચારી રાખેલાં ભાષણ કર્યાં હોય એમ લાગતું નથી એટલે જ તેમની વાણીમાં અજબ સ્વાભાવિકતા લાગે છે. 'ઠાલાં થોથાં' કૂટવાની તો તેમને કદી ટેવ હતી જ નહિ, પરીક્ષાને માટે વિલાયતમાં દગલા ચોપડી વાંચી હશે તે સિવાય વકીલાતમાં કે બેરીસ્ટરીમાં કાયદાના પુસ્તકો પણ ઝાઝાં વાંચ્યાં નહોયઃ અને નવરાશમાં તો 'બ્રિજ' ખેલવાનું, વાતડીઆં અથવા આંટા મારવાના, એટલે તેમના ભાષણમાં પુસ્તકિયા સંસ્કાર નથી જોવામાં આવતો.

આમ એ ભાષણોનો વિચાર કરતાં તેમણે ગુજરાતી ભાષાને આપેલા ફાળાનો પણ વિચાર કરવાનું મન થઇ જાય છે. એક લેખકે એક વાર 'અબ્રાહમ લિંકનનું કવિત્વ' નામનો લેખ લખ્યો હતો. લિંકન કવિ તો ન્હોતો છતાં તેનાં ભાષણો અકૃત્રિમ કાવ્યજ નહીં પણ પદ્યથી ભરેલાં હતાં એમ તેણે બતાવ્યું હતું. તેજ પ્રમાણે વલ્લભભાઈ સાક્ષર નથી–તિલક મહારાજની સરખામણીમાં તેમને નિરક્ષર કહીએ તો ચાલે—તો પણ તેમની નિરક્ષરતામાંજ તેમની વાણીની નૈસર્ગિકતા અને ચમત્કૃતિ દેખાય છે. બેરિસ્ટર થયા છતાં તેમણે અંગ્રેજીનો બોજો પોતાના મન ઉપર કદી પડવા દીધો જ નથી, જાણે કાંટા ચમચા અને છરી વાપરીને પાછા પરદેશમાં છોડી આવીએ એવી રીતે એ ભાષાનો પ્રયોગ તેમણે કેવળ અંગ્રેજી જ જાણનારાની સાથે વ્યવહારપૂરતો રાખ્યો. તેમણે અંગ્રેજી ઉપર પ્રયત્ન કર્યો હોત તો કદાચ તેઓ અંગ્રેજી શ્રોતાઓને રીઝવે એવાં ભાષણો કરતા હોત પણ એમ કરતાં પોતાની માતૃભાષા ખોઇ બેઠા હોત. આજે 'માતૃભાષા' શબ્દ તેમની વાણીમાં વિશેષે સાર્થ થયો છે. તેમનાં ભાષણોમાં તેઓ આત્મા ઠાલવે છે, અને તેમના આત્મામાં માતૃભૂમિ–એટલે ખેડુતોની ભૂમિ–માટે અપાર પ્રેમ ભરેલો છે તેથી તે ભૂમિમાંથી લીધેલી, દરેક ખેડુત દીકરો સમજી શકે એવી વાણી એ ભાષણોમાં સાંભળવાની મળે છે. હૃદયમાં સોંસરી પહોંચે એવી અને સૂત્રરૂપ વાણી સાંભળવી હોય તો ગાંધીજીના લેખો અને ભાષણો વાંચો એમ આપણે કોઈને કહીએ, તો ગુજરાતનીજ બોલીથી ભરેલી, ગુજરાતના ખેડુતને પહોંચી શકે એવી વાણી સાંભળવી અને શીખવી હોય તો વલ્લભભાઇનાં ભાષણો વાંચો એમ નિઃસંકોચ કહી શકાય. એ ભાષણોમાં રહેલી વીરતા અને શરતા તો ગુજરાતના ખેડુતોને વર્ષોનાં વર્ષો સુધી ચેતન આપતી રહેશેજ, પણ જે ભાષામાં એ શરતા ઉતરી છે તે ભાષા વિના કદાચ એ ભાષણો લોકોને નહીં પહોંચી શકત.

એમનાં ભાષણો ઉપર ઉપરથી જોઇ જતાં પણ તેમાંના કેટલા બધા તળપદા પ્રયોગો, કેટલી અર્થગર્ભ કહેવતો આંખે ચડે છે! જાણે ખેડુતને અભય બનાવવાને માટે જ નહીં, પણ કેવળ ગુજરાતી ચાર ચોપડી ભણેલો, અરે અભણ પણ, ખેડુતનો નાયક થઇ શકે છે એમ ખેડુતને સમજાવવાને માટે એ ભાષણ થયાં હોય. એ ભાષણો વાંચ્યા પછી નીચેના પ્રયોગો કોણ ભૂલશે?

"કણબી કેડે કોડ, કણબી કોઇ કેડે નહીં;" "નોકર બિચારા કયા કરે લૂણ પરાયા ખાય"; "એક હીકરી આખાને ફોડવાને પુરતી છે, ઘડાથી ઠીકરી શા સારૂ ડરે?" "આપણે મગતરાં ભલે હોઇએ પણ હાથીના કાનમાં એક દિવસ લાગ જોઇને પેસી જવું છે;" "જમીનમાં બે ત્રણ કપાસિયા નાંખી દો છો, ત્યાં સડીને તે ફાટે છે અને પરિણામે સોગણા કપાસિયા નીપજે છે. તમે ૮૦૦૦૦ કપાસિયા થઇને ધરતીમાતામાં ખુવાર થઇ જાઓ;" "પટેલ, તલાટી, રાવણિયા કુહાડાના હાથા બનેલા છે, કુહાડાના હાથામાંથી નીકળી જાઓ;" "ધારાસભામાં ભલે થૂંક વલોવે, તમે તમારૂં કામ કરો:" "નોકરશાહીએ એક્કો કર્યો છે તેને તમે તોડો;" "એ બધાં એકજ મરઘડીનાં ઇંડાં છે" "એ તો સરકારી રોગચાળો ફાટી નીકળ્યો છે એમ સમજોની;" "કાણું પાડનારને નાવમાંથી બહાર કાઢો"; "મારી પાસે તો માત્ર નેપાળાની ગોળી છે."

હા; એમની જીભની તીખાશ પણ કોકવાર બહાર નીકળે છે. 'ટાઇમ્સ'માં એમની 'અહિંસા'ની ઠેકડી કરવાને માટે કેટલાક ફકરાનું અક્ષરશઃ અને બરડ ભાષાન્તર કરવામાં આવ્યું હતું પણ 'ટાઇમ્સ' વાળાને શેનું ભાન હોય કે વલ્લભભાઇની આકરી અને તીખી વાણીમાં લોકોને હિંસા કરવાને પ્રેરવાની અસર નથી, લોકો તો તેમની આંખમાંથી જે લેવાનું તે લઈ લે છે, ઘડીકવાર હસી લે છે, અને મૂળ જે અહિંસાની વાત તેની ગાંઠ વાળે છે. અમલદારોની અનેક ઠેકડી કરનાર વલ્લભભાઇ જ્યારે અમલદારોની મોટર ખૂંચી વગડામાં તેઓ નિરાધાર બેઠા હતા ત્યારે પોતાની મોટરમાંથી ઉતર્યા, લોકોને બોલાવી મોટર કાદવમાંથી કઢાવી, અને અમલદારોને પોતાની સાથે મોટરમાં લીધા. વાણીના કરતાં આ પ્રકારના વર્તનની અસર લોકોના ઉપર વિશેષ થાય છે. નીચે આપેલા કડવા અને આકરા પ્રયોગોમાં ઝેર નથી, પણ લોકોની ભડક ભાંગવાનો, લોકોને અમુક વસ્તુ તેમની ગ્રામ્ય ભાષામાં સમજાવવાનો જ ઉદ્દેશ છે એ સૌ કોઈ સમજશે:

"એકે વેઠીઓ નથી મળતો, ગાડાવાળો નથી મળતો તેથી જ ખરી ચૂંક સરકારને પેઠી છે;" "શું પટેલો દુબળા છે જે દુબળાનું કામ કરે?" "શું તલાટીઓ સરકારની પરણેતર સ્ત્રીઓ છે કે સરકારની રાત દિવસ ગુલામી કરે?" "એ તમારામાં ફૂટ પાડનારા તો ઉધેવ જેવા છે તેને ખંખેરી કાઢો;" "એ બારડોલીના ખેડૂતોની જમીનો લેવા નીકળેલાઓને મન જાણે કે ધરમ રાજાનો ગોળ લુંટાય છે. એમને ખબર નથી કે એ તો કાચો પારો છે. ફૂટે ફૂટે ફુટી નીકળવાનો છે"; "એ મફત જમીન લેવા આવનારાના પેલા મફત નાળીએર લેનારા લોભિયા બ્રાહ્મણ જેવા હાલ થવાના છે;" "એવી રીતે લોકોનો દ્રોહ કરનારાને રોમે રોમે કીડાં પડવાના છે; "નામ ગુલાબ પણ કરમ બાવળની શૂળ જેવાં;" "નબળો અમલદાર ગાળ દે તો જાણજો કે ગધેડું ભૂંકે છે."

મેં આ છેલ્લાં વાક્યો ભૂંડામાં ભૂંડાં વાક્યો તરીકે ચૂંટી કાઢ્યાં છે, એમાં પણ લોકોની હિંસા ઉત્તેજવાનો ઉદ્દેશ નહીં જણાય, છેલ્લા પ્રયોગમાં તો લોકોને ગાળ દેનાર અમલદારની ગાળ ઉપર ધ્યાન ન આપવાનો ઉપદેશ છે—ભલે તે ગ્રામ્ય ભાષામાં હોય. અને બાવળની શૂળ જેવાં કામ કરનારને પણ લોકોએ મિષ્ટાન્ન જમાડ્યાં છે એ બારડોલીના લોકો સિવાય કોણ જાણે છે? વળી આવા પ્રયોગો ભાષણમાંથી જુદા પાડીને ટાંકવામાં ભાષણ કરનારને અન્યાય થાય છે, ભાષણની એકંદર અસર શી થાય છે એ જ જોવાનું હોય.

એ એકંદર અસર જોવી હોય તો એમના ભાષણોમાંથી ચિરસ્થાયી રહી જશે એવા કેટલાક ઉદ્દગારો અહીં આપું છું, એજ એમના અનેક ભાષણોના મધુર અર્ક રૂપ છે. એમના મજાક અને ટકોરથી ભરેલા ઉદ્દગારોની યાદ લોકોને ઘડીકવાર હસાવશે પણ આ ઉદ્દગારો અનેક કાળ સુધી લોકોમાં ચેતન પ્રેરતા રહેશે:

"કોઈ એમ ન બોલના કે બિચારા બારડોલી તાલુકાના ખેડુતો! તેમનું શું થશે? એ તો બહાદુર બનીને અને મોતનો ડર છોડીને બેઠા છે. સાચો ખેડુત મોતથી ન ડરે, ખુવારીથી પણ ન ડરે. એવા ખેડુતો જ્યારે દેશમાં થશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે. જ્યારે જગતનાં રાજ્યોમાં ખેડુતો મુખ્ય ભાગ લઈ રહ્યા છે એ આપણે નજરે જોઇએ છીએ ત વખતે હિંદુસ્તાનમાં તેને ઇન્સાફ પણ ન મળે? ખેડુત એવા કંગાલ હોય તેના કરતાં નજ,

હોય તો શો વાંધો ? ખેડુત અને તેના મદદનીશ મજૂર એ બે જગતની મહાન શક્તિ છે. એ શા માટે કોઈ સરકારની ઠોકર સહન કરે ? ગુજરાતના ખેડુત તો એવા કુશળ છે એવા કુંદન છે કે તેમના ઉપર રાજ્ય કરવા માટે કોઈ પણ સરકાર મગરૂર થાય. આવા ખેડુતને આ સરકાર પાટુથી મારે એ કદિ ન બને."

"જેમ વરસાદ આવતા પહેલાં વૈશાખ જેઠની અકળામણ આવે છે તેવીજ આજની આ અકળામણ બની જશે, તે આવ્યા વિના વૃષ્ટિ સંભવે નહિ. પ્રથમ અંધારૂં થાય, વાવાઝોડું થાય કાટકા થાય ત્યારે છેવટે આવે. તેમ દુઃખ સહન કર્યા વિના સુખ આવેજ નહીં."

"તમે તોફાન ન કરો, તોફાનનું કારણ આપ્યા વિના ભલે તમને બધાને જેલમાં લઇ જાય. રોળાં શું કરવા વળાએ ? આ વખતે સરકારનો પિત્તો ઉછળ્યો છે. છોને લોઢું ગરમ થાય, પણ હથોડાએ તો ઠંડુંજ રહેવું જોઇએ. હથોડી ગરમ થાય તો પોતાનોજ હાથો બાળે. તમે ઠંડા થઇ પડી રહો. કયું લોખંડ ગરમ થયા પછી ઠંડું નથી થતું ? કોઇ પણ રાજ્ય પ્રજા ઉપર ગમે તેટલું ગરમ થાય તો પણ તેને છેવટે ઠંડું પડ્યા વિના છુટકો જ નથી."

"સરકાર એમ ધારતી હોય કે મારી પાખો કાપી નાંખી મને મહાત કરવો તો તેને અને તમને હું ખાતરી આપું છું કે તે તો વરસાદમા જેમ ઘાસ ફૂટી નીકળે છે તેમ નવી ને નવી ફુટતી જવાની છે."

"જંગલમાં રહેનારા ડરે ? જંગલમા તો સિંહ વાઘ રહે. વાદળીની સાથે વાતો કરતા તાડ ઉપર જીવના જોખમે ચઢી જનારા તમે સરકારથી ડરો ?"

"અંગ્રેજને મારતાં અને મરતાં આવડે છે. પણ તે એકલાનો ઇજારો નથી. આપણે તો માત્ર મરવાનીજ વિદ્યા શીખવી છે. અને તે આપણને શા માટે ન આવડે ? શું આપણે રોજ આપણી આંખો સામે હજારોને મરતા નથી જોતા ? શું મિલકતોના માલિકો કે મોટાં રાજ્યના ધણીઓ કોઇ અમર રહ્યા છે ? કોઇ સરકાર કર્તા અને સંહર્તા એવા ઇશ્વરને ભૂલીને અભિમાન કરતી હોય કે અમે બારડોલી તાલુકાને ઉડાવી દઇશું તો તે તેનું મિથ્યાભિમાનજ છે. ઇશ્વરની ઇચ્છા સિવાય એવડા મોટા રાજ્યની સત્તા એક તણખલાને સુદ્ધાં હલાવવાને સમર્થ નથી. પણ વળી કલેક્ટર સાહેબ કહેશે કે બધી તત્ત્વજ્ઞાનની વાતો કરે છે. મારે તો તત્ત્વજ્ઞાનની વાત એ આધારસ્થંભ છે. તેમને એમાં સમજ ન પડે, તેમની અને મારી વાતો ન્યારી જ હોય."

"સરકારમાં રાવણની શક્તિ ભલે હોય, પણ સરકાર ન ભૂલે કે એ રાવણની સત્તા બાર બાર વર્ષ એક અબળા સીતાને વશ ન કરી શકી, અને તે વણમોતે મુઓ. અહીં તો એક સીતા નથી પણ ૮૦૦૦૦ ખેડુતોની ટેક તોડવાની છે."

"મરતાં અને મારતાં શીખવાની તાલીમ સરકાર સામાન્યમાં સામાન્ય માણસને ૭ માસની અંદર આપે છે. આપણે તો માત્ર મરતાં જ શીખવાનું છે. એમાં તો ત્રણ મહિનાએ ન લાગે."

આ ઉતારાઓમાં આસપાસના વાતાવરણમાંથી સ્હેજ વીણી લીધેલી ઉપમાઓ જે જોવામાં આવે છે તે સાક્ષરી ગ્રંથોમાં જવલ્લે જ મળે. સાક્ષરની વલ્લભભાઈની વ્યાખ્યા જાણવા જેવી છેઃ 'સાક્ષર તેજ કે સાદી ભાષાને અટપટી અને કઢંગી કરે.' આ

કટાક્ષમાં ઘણું તથ્ય છે એની ના પડાશે? સાક્ષરોનું ચિત્ત સ્હેજે વાંચેલાં કાવ્યોમાંથી ઉપમા ઉત્પ્રેક્ષા શોધવા તરફ ખેંચાશે, જ્યારે આ ખેડુતના નાયકને ખેતરો અને ગામડાંઓમાંથી જ ઉપમાઓ મળી રહે છે. છતાં ઘણી વાર એમનાં દૃષ્ટાન્તો અને ઉપમાઓ સાક્ષરોનું સ્મરણ કરાવે છે એ પણ જોવા જેવું છે. એક જ દાખલો આપું. હરિપુરાના ભાષણમાંથી આ ઉતારૂં છું :

"દૂધ પાણી ભળ્યાં એટલે બેઉ એક રંગ થાય છે ને કદિ છૂટાં નથી પડતાં. દૂધ ઉકળે છે ત્યારે પાણી દૂધને બચાવવા નીચે જઈ પોતે પહેલું બળે છે, અને દૂધને ઉપર કાઢી તેનો બચાવ કરે છે. એટલે તરત દૂધ પાણીનો બચાવ કરવા પોતે ઉભરાઇ આગમાં પડીને આગને હોલવવા ગયે છે, એજ પ્રમાણે આજે ખેડુત શાહુકાર એક થજો, એક બીજાની વ્હારે ધાજો, તેમાં કોઈ ફાચર ન મારી શકે એ સંભાળજો."

મેં વલ્લભભાઇને પૂછ્યું 'તમે કદિ ભર્તૃહરિ વાંચ્યો છે?' તેમને એ મશ્કરી લાગી. વલ્લભભાઇ બિચારા ક્યાં ભર્તૃહરિ વાંચવા ગયા હોય! પણ મેં તો સ્હેજે પૂછેલું, કારણ ઉપરનું દૃષ્ટાન્ત તો ભર્તૃહરિએ વાપરેલું છે :

क्षीरेणात्मगतोदकायहि गुणा दत्ता: पुरातेखिला
क्षीरे तापमवेक्ष्य तेन पयसा स्वात्मा कृशानौ हुतः।
गंतुं पावक मुन्मन स्तदभवद् दृष्ट्वातु मित्रापदं
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदशी ॥

ભર્તૃહરિના શ્લોકમાં જે શિષ્ટતા છે તે ઉપરના ઉતારામાં નથી, પણ જે ખેડુતો આગળ એ ઉદ્ગાર નીકળ્યા હતા તેઓ આ શ્લોક વધારે સમજત કે પેલા સોંસરા પહોંચી જનારા ઉદ્ગારો?

એક વધારે દાખલો આપું. વેદાન્તીઓને સાપની કાંચળી ઉતારવાનું દૃષ્ટાન્ત પરિચિત છે, સહજ સુંદર મરણને સાપની કાંચળી ઉતારવાની ઉપમા આપવામાં આવે છે, પણ વલ્લભભાઇને સાપની કાંચળીની ઉપમા જુદી જ વસ્તુ માટે સૂઝી ગઇ. મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ આગળ પેલે દિવસે બોલતાં તેમણે તેમને એકાદ કલાક સુધી હસાવી હસાવીને ગાંડા કર્યા. એ દરમિયાન તેમને હોઠે અનાયાસે સાપની કાંચળીનું દૃષ્ટાન્ત હોઠે ચઢ્યું. 'સાપને કાંઇ કાંચળી ઉતારતાં મહેનત પડે છે કે દુઃખ થાય છે? એમ આપણે પણ આ રાજ્યની કાંચળી એક દિવસ વિના કષ્ટે ઉતારી નાંખશું.'

આ પ્રકરણને અંતે એક પ્રસંગ યાદ આવે છે, કેટલીકવાર અનાયાસે બનતી ઘટનામાં ભારે વિનોદ રહેલો હોય છે. અમદાવાદમાં જે દિવસે વીર સરદારનું સ્વાગત થયું તે દિવસે તેમને ફૂલોના પહાડ નીચે દબાવી દેનારા ઘણા હતા, થોડા સૂતરની ભેટ ધરનારા પણ હતા, પણ એક ચોપડી વેચનારે વલ્લભભાઇને ચોપડીઓ આપી. એ ચોપડીઓ એણે તો બિચારે તાજીજ છપાયલી તરીકે આપી હશે, પણ તેને શી ખબર કે વલ્લભભાઇને તદ્દન અપરિચિત-એવી એ બંને ભેટો હતી? એ ભેટો તે એક 'ડિક્શનરી' અને ભગવદ્ગીતા. ભલું થયું કે એ ભેટો કોઇ અજાણ્યા ચોપડી વેચનારે આપી. કોઈ સાક્ષરે આપી હોત તો વલ્લભભાઇ ધારત કે ઘણીવાર સાક્ષરોની મશ્કરી કરૂં છું તો આ વેળા ઠીક તેમણે

દાવ વાળ્યો છે. કારણ 'ડિક્શનરી' તેઓ કદિ ઉઘાડતા હશે એમ જાણ્યું નથી, અને સંસ્કૃત તો છોટાલાલ માસ્તરનો આશીર્વાદ નહીં હશે એટલે નજ ભણી શક્યા એટલે ગીતા શેની ઉઘાડે? પણ જેમ ડિક્શનરી ઉઘાડ્યા વિના તેમનું કામ ચાલ્યું છે, બલ્કે ડિક્શનરીની મદદ વિનાની તેમની ભાષા એ ગુજરાતીનું ગૌરવ છે, તેમજ ગીતા ઉઘાડ્યા વિના પણ તેમનું કામ ચાલ્યું છે, કારણ ગીતા ઉઘાડ્યા વિના ગીતાના નિષ્કામ કર્મનો મંત્ર તેમણે પાઠે કરેલો છે અને એ મંત્ર તેઓ જીવ્યા છે. કોઇવાર જેલમાં જવાનું મળે તો ગીતાજી પહેલી શીખવાનો તેમનો નિશ્ચય છે એ તેમના ન્યાયની ખાતર સારે જણાવી દેવું જોઇએ.

## ખાસિયતો

ગાંધીજી મહાત્મા ગાંધી શી રીતે થયા એમ ઘણા પૂછે છે, ઘણાને એવો પ્રશ્ન ગાંધીજીને પોતાને પૂછતાં સંકોચ થતો નથી, અને ગાંધીજી પણ તેવાઓને ભલમનસાઇથી જવાબ આપે છે: 'મારી સત્યની ઉપાસના; દશ બાર વર્ષની ઉમ્મરથી મેં સત્યને સેવ્યું છે.' વલ્લભભાઇને ભાગ્યે જ કોઇની પૂછવાની હિંમત ચાલે કે તમે સરદાર વલ્લભભાઇ કેમ થયા, અને કોઇ પૂછે તો તેને વલ્લભભાઇ જવાબ પણ ન આપે. કારણ વલ્લભભાઇને વિરોધી સિવાય બીજાને બહુ જવાબ આપવાની ટેવ નથી. મૌ. શૌકતઅલીએ એકવાર કહ્યું હતું તેમ વલ્લભભાઇ બરફથી ઢંકાયલા જ્વાળામુખી છે. તેમના મનની અને તેમની યોજનાની તેમના શત્રુ મિત્ર બંનેને સ્હેજે ખબર પડતી નથી. પણ વલ્લભભાઇને બદલે ઉપરના સવાલનો જવાબ આપણે આપી શકીએ ખરાઃ જેમ ગાંધીજીનું સત્ય તેમના જીવનને પાને પાને ઝળકે છે તેમ વલ્લભભાઇની નિર્ભયતા, સાહસ તેમના જીવનના પ્રસંગે પ્રસંગે પ્રતીત થાય છે. આટલી વાત સ્મરણમાં રાખીએ તો ગાંધીજી અને વલ્લભભાઇના સ્વભાવના ભેદ અને સામ્ય સ્હેજે સમજાશે. અને એ શિક્ષક અને શિષ્યના સ્વભાવની તુલનામાંથી વલ્લભભાઇના સ્વભાવની ઉપર પણ પ્રકાશ પડશે.

સત્યની અખંડ ઉપાસના કરનારની આત્મકથા સૂર્યની જેમ સામાની આંખને આંજી નાખે એવી રીતે પ્રકાશે છે. નિર્ભયતા જેના રોમેરોમમાં વ્યાપેલી છે એવા યોદ્ધા–બરફથી ઢાંકેલા જ્વાળામુખી–વલ્લભભાઇની પાસે આત્મકથા લખાવવી મુસ્કેલ પડે. આ કથનમાં વિરોધ છે, પણ તે દેખીતો જ વિરોધ છે, વલ્લભભાઇને આત્મકથા કહેતાં જરાય સંકોચ થાય એમ નથી, પણ સત્યના ઉપાસક ગાંધીજીને પોતાનું અંતર ઉલટા સુલટી કરી ઉઘાડું મૂકવાનું કર્તવ્ય લાગે છે અને રસ ચડે છે તેમ પેલા નિર્ભય સુભટને નથી થતું. એવો સંભવ છે કે વલ્લભભાઇના મનોવિકાસ અને આત્મ વિકાસનાં પગથિયાં શોધવા જઇએ તો તેમાં આપણે કદાચ ન ફાવીએ. એમનાં સંયમ અને તપશ્ચર્યા પ્રયત્નસિદ્ધ નથી લાગતાં, અને તે આદર્શો જગત્ આગળ મૂકવાની લગની કે અધીરાઇ તેમને નથી લાગેલી. ગાંધીજીની આત્મકથામાં કે મગનલાલભાઈ જેવા સાધકના જીવનમાં ક્ષણે ક્ષણે વધવાનો પ્રયત્ન, ક્ષણે ક્ષણે શરીરને મારી આત્માને વિકસાવવાનો પ્રયત્ન જોઇએ છીએ તે વલ્લભભાઇમાં નથી જોવામાં આવતો. કારણ એમને તેવાં વિઘ્નો નડ્યાં નથી, નડ્યાં હશે ત્યારે તેની દરકારે કરી નથી લાગતી. ટૂંકામાં, વલ્લભભાઈ મહા યોદ્ધા છે, સુધારક નથી, સાધક નથી.

ગાંધીજી જેવા ક્રાંતિકર સુધારકો સ્વભાવેજ શિક્ષક હોય છે, કાકા સાહેબ અને મગનલાલભાઈ જેવા ઉગ્ર સાધકો પણ સ્વભાવે જ શિક્ષક હોય છે. શિક્ષકમાં આસપાસના વાતાવરણને પોતામય બનાવવાની વૃત્તિ રહે છે. એટલે શિક્ષકમાં સતત જાગૃતિ, સતત પ્રયત્ન, નિઃસીમ આત્મશુદ્ધિની સદા આવશ્યકતા રહે છે. સાથે સાથે તેમણે અધીરાઇથી બચી જવાનું તો રહે છે જ, અને વિરલ શિક્ષકો જ એમાંથી બચી શક્યા છે, સામાનો વિકાસ કરવા જતાં સામાના વ્યક્તિત્વનો હ્રાસ કરવાના, એટલે તેને પરાધીન કરી મૂકવાના ભયમાંથી પણ શિક્ષકને બચવાનું રહે છે. વલ્લભભાઈ શિક્ષક નથી, એટલે શિક્ષકને સ્વાભાવિક રીતે નડનારાં આ બે વિઘ્નો એમને નથી નડયાં. વલ્લભભાઈને બાળપણમાં એવા શિક્ષક મળેલા કે જે ગાળ દઇને કહેતા, 'મને શું પૂછો છો? માંય માંય ભણો.' એટલે શિક્ષક જાતની સામે તેમને સ્હેજે અણગમો થયેલો. પણ જેણે બાળપણમાં શિષ્ય નહીં થઇ જાણ્યું તેમણે મોટપણામાં શિષ્ય થઇ જાણ્યું અને તેમ કરીને તેમણે પોતાના જીંદગીના એકજ શિક્ષકને શોભાવ્યા. ગાંધીજી જેવા શિક્ષકના શિષ્ય થઈ જે વ્યક્તિત્વ ગુમાવી બેસે તે પોતાને અને ગાંધીજીને બંનેને લજવે. વલ્લભભાઇએ પોતાનું વ્યક્તિત્વ કાયમ રાખી પોતાને અને પોતાના શિક્ષક ગાંધીજીને શોભાવ્યા.

આદર્શ શિક્ષકને સદા પોતાના વર્તનનું અનુકરણ થવાનો ભય પણ રહે છે એટલે તેનું એક એક પગલું વિચારથી ભરાય છે. એક નાનકડી વસ્તુ લઇએ. સમયને જીવની જેમ સાચવતા અને સમયના વ્યયને પાપ સમો માનતા ગાંધીજી અને કેટલીક વાર કલાકના કલાક વાતોમાં ગાળતા વલ્લભભાઈમાં આસમાન જમીનનો ભેદ દેખાય છે. એ વાતોમાંથી વલ્લભભાઈ પોતાને જોઇતું મેળવી લે છે, આંટા મારતા હોય ત્યારે કદાચ તે પોતાની લડતના વ્યૂહો રચતા હશે, ઉલટી રીતે જોઇએ તો આદર્શ શિક્ષકને આપોઆપ નિઃસીમ અહિંસા કેળવવી પડે છે, તેનામાં જો અપાર અહિંસા ન હોય તો તેનું અનુકરણ ડરથી થવાનો સંભવ રહે છે, ડરીને તેની પાસેથી ભાગી જનારા પણ નીકળશે. ગાંધીજીની અપાર અહિંસા છતાં તેમની આસપાસના કેવળ ભયમુક્ત છે એમ ન કહી શકાય. વલ્લભભાઇને પોતાના અનુકરણનો ડર નથી, તેમને કેવળ સીપાઇગિરી જોઇએ છે, અને સીપાઇગિરી આપનારા ને તેમની ધ્વજા નીચે રહીને લડવામાં ભીના થઈ હળવાપણું નથી લાગતું. ગાંધીજીને પોતાનું અનુકરણ થશે એવો ભય ભલે રાખવો પડતો હોય, તેમનું અનુકરણ કરી શકનારને કદિ ભય નથી. વલ્લભભાઈને જોઈને ગપ્પામાં સમય વીતાડનાર કે આંટા માર્યા કરનાર, કે વલ્લભભાઈ 'ડિકશનરી' કે ગીતા ન વાપરે માટે તે બંને વિના ચલાવી લેવાનો વિચાર કરનાર મુઓજ પડે. પણ એ પ્રકારના અનુકરણનો વલ્લભભાઈને ભય પણ નથી.

ગાંધીજી આશ્રમ કાઢીને બેઠા, અને આશ્રમમાં સત્ય જાળવવાને અર્થે કોઇ દિવસ અનશન લેવું પડે તો લઈ લે. વલ્લભભાઇને આશ્રમ કાઢીને બેસતા હું કલ્પી નથી શકતો, કે કોઈવાર કોઇના પાપના પ્રાયશ્ચિત્ત તરીકે અથવા કોઈના પાપની જવાબદારી પોતા ઉપર લઇને ઉપવાસ કરતા કલ્પી નથી શકતો. પોતાના હાથ નીચેનો સીપાઈ સ્હી લાગે તો તેને રજા આપી તેનો કાંટો કાઢી નાંખી તેઓ નિરાતે બેસશે, પણ તેના ઉપર અન્ન સારી ઉપવાસ ન કરે. એજ પ્રમાણે કૂતરાં કે વાંદરાં મારવાની મીમાંસામાં, અથવા આહારની સાત્ત્વિક અસાત્ત્વિકતાની મીમાંસામાં પડતા વલ્લભભાઇને કલ્પવા મુશ્કેલ છે. પણ સત્ય-

શેધકે, સુધારકે અને સમાજના શિક્ષકે આ બધી ઉપાધિ ઉપાડયે જ છુટકો છે એ વાત વલ્લભભાઇ પૂરેપૂરી રીતે માને છે.

સત્ય અને અહિંસાની અખંડોપાસના કરનાર ગાંધીજી બાળક કે મૂરખની પાસે સત્ય અને અહિંસા શીખવાને તત્પર રહે છે, શત્રુની પાસે પણ તે શીખવાને તત્પર રહે છે. અભયમંત્ર લઈને ઝુઝનાર વલ્લભભાઇ બાળક કે મૂરખ ને તે હોય તેના કરતાં વધારે અને શત્રુને શત્રુ કરતાં વધારે ગણવાના પ્રપંચમાં નહિ પડે. આને બીજી રીતે મૂકીએ તો યોદ્ધાની મર્યાદાથી વલ્લભભાઇ મુક્ત નથી. સત્યના ઉપાસક ગાંધીજી દરેક દિશાથી આવતી ટીકા વધાવી લે, બલ્કે પ્રશંસાના કરતાં ટીકાની જ વધારે દરકાર રાખે; જ્યારે વીર વલ્લભભાઇ બહુ ટીકા સાંખી શકે છે, અથવા વધાવી લે છે એમ કહેવું મુશ્કેલ છે.

'હું એકવાર સાધુ થવાનો હતો' એમ વલ્લભભાઈ એકવાર મને કહેતા હતા. તેઓ સાચા સાધુ થઇ શકત એમાં તો મને શંકા નથી જ, બલ્કે તેઓ જાણી જોઇને, ઘણા સાધુઓના પાખંડ જોઇને, સાધુ થતા અટકયા હશે. પણ સાધુ થાત તો યે તે કોઈ અવધૂત હોત, સંસારની સાથે સરસા રહીને સંસારના ઉપદેશક કદાચ ન બનત.

વીર યોદ્ધા છે એટલે વીરોચિત ક્ષમા તેમનામાં ભરેલી છે, પણ સત્યાગ્રહીની શૂન્યતાના આદર્શથી તેઓ દૂર છે. ગાંધીજીના જીવનનાં મૂળમાં ધર્મના અખંડ ઝરાએ પોષણ આપ્યું છે, વલ્લભભાઇના જીવનમાં એ ઝરો હતો તે પાછળથી સુકાઇ ગયો, હવે વળી સજીવન થવા બેઠો છે; પણ ગાંધીજીનો શુદ્ધ સત્યાગ્રહ તેમની પાસે 'નિર્બલ કે બલરામ' માં જ શાંતિ મેળવાવે છે, જ્યારે વલ્લભભાઇની શૂર સરદારીને 'શૂર સંગ્રામકો દેખ ભાગે નહીં' એટલી ભાવના શાંતિ આપવાને બસ છે.

આધ્યાત્મિકની વાતમાંથી ઉતરીને વ્યવહાર ઉપર ઉતરીએ તો ગાંધીજીની તીવ્ર સત્યોપાસના તેમને સ્વાભાવિક રીતે આદર્શ ન્યાયદર્શક બનાવે છે, જ્યારે વીર વલ્લભભાઇ 'ઍડવોકેટ' હતા અને છેવટ સુધી 'ઍડવોકેટ' જ રહેશે. સ્વરાજ પક્ષના અનેક નેતાઓ ગાંધીજીની તટસ્થ દૃષ્ટિનો લાભ લઇને તેમણે ટાણે કટાણે સલાહ માટે બોલાવે છે. વલ્લભભાઇને એવી રીતે આણું આવવાનો ભય નથી.

આશ્રમમાં બોલતાં તેમણે કહેલું : 'મને લડતાં આવડે છે, લડતાં લડતાં ગમે તે ગૂંચ નડે છે તે સપાટાબંધ હું ઉકેલ્યે જાઉં છું, એની સૂઝ મને કયાંથી પડે છે તેની મને ખબર નથી; પણ સમાધાનીની વાટાઘાટોમાં મને ગમ નથી પડતી. ઘણી વાર મુંઝાઇ જાઉં છું.' આ વચનો હિંદુસ્તાનના કમાન્ડર-ઇન-ચીફ સર ચાર્લ્સ મનરો ૧૯૧૭ માં યુદ્ધ પરિષદમાં એક વાર વાઇસરોયના સ્થાને પ્રમુખપદ લઇને બેઠા હતા તે વેળાનાં તેમનાં વચન યાદ કરાવે છે: 'હું તો સિપાઇ છું. મને કાયદા કાનૂનની ગૂંચમાં ખબર ન પડે, એ સર વિલિયમ વિન્સેન્ટનું કામ.'

વલ્લભભાઇના જેવા વીર યોદ્ધા આજે હિંદુસ્થાનમાં વિરલ છે, એક કાર્યની લગની લઈ તે કાર્યને માટે દેહ પાડવાની તેમની તૈયારી છે. કાર્ય ઉપાડયા પછી તેઓ દિવસ રાત જોતા નથી, એકાગ્રતા ગાંધીજીને સુલભ છે તે એકાગ્રતા હજી તેમણે મેળવવાની રહી છે. એક લેખક કહે છે: 'જે માણસ હજારોની મેદનીમાં લાઠી લઇને ઝૂઝતો છતાં સોયના નાકામાં દોરો

પરોવી શકે છે તે માણસ વિરલ છે, વાદવિવાદની ગરદીમાં સત્યને શોધી કાઢવાનું એવી રીતે સોયના નાકામાં દોરો પરોવવા જેવું મુશ્કેલ છે.' વલ્લભભાઇ કદાચ એ દોરો પરોવવાની જ ના પાડે, કારણ તેમને પોતાની મર્યાદાની ખબર છે, અને ગાંધીજીની સાચી સિપાઇગિરી સેવી તેઓ સરદાર બન્યા છે એટલે સત્ય શોધવાનું તેમને રહ્યું યે નથી, ગાંધીજીએ શોધેલું સત્ય તેમણે સ્વીકાર્યું છે. હા, ગાંધીજીની અતુલ એકાગ્રતાએ ગાંધીજીને 'ગુડાકેશ' બનાવ્યા છે, હજારો માણસની ગિરદીમાં કે ત્રીજા વર્ગના ડબામાં બેસીને તેઓ લેખ લખી શકે છે, અને ગમે તેવી ગરદીમાં તેઓ ઉંઘી શકે છે, પાંચ મિનિટ પણ કામ દરમિયાન મળી જાય તો તેઓ ઉંઘ અને આરામ મેળવી શકે છે, વલ્લભભાઇને આ કળા લાધેલી નથી. નેપોલિયનને એ વસ્તુ સુલભ હતી. વલ્લભભાઇએ એ મેળવવી રહી છે.

'મારી નસેનસમાં ખેડુનું લોહી વહે છે' એમ વલ્લભભાઇ વારંવાર કહે છે. ગાંધીજી પણ પોતાને ખેડુ તરીકે ઓળખાવે છે. પણ વલ્લભભાઈનો ખેડુ તરીકેનો દાવો કદાચ આપણે વહેલો સ્વીકારી શકીએ. ગાંધીજીનું અંતર ખેડુનું છે, મજૂરનું છે, ભંગીનું છે, પણ તેમનું હાડ ખેડુ ઈત્યાદિનું છે એમ કબૂલ કરવું મુશ્કેલ પડે. વલ્લભભાઈનું તો અંતર તેમ જ હાડ બંને ખેડુનાં છે. વલ્લભભાઇને ખેડુની મિજલસમાં બેસી હુક્કો લેતા, તેમના મીઠા મરચાવાળો ખોરાક ખાતા, તેમની સાથે ખેડુતી મજાક મશ્કરીમાં ભાગ લેતા સ્હેજે કલ્પી શકીએ છીએ; પણ ગાંધીજીને એવી રીતે નથી કલ્પી શકાતા. ગાંધીજીના પગ જમીન ઉપર ભલે હોય, તેઓ પ્રાયઃ આકાશમાં ઊડતા જણાય છે. વલ્લભભાઇનું અંતર ભલે આકાશમાં ઊડતું હોય, પૃથ્વી ઉપર તેઓ છે એવું ભાન તેઓ વધારે કરાવે છે. ગાંધીજીની સાધનાએ, તેમની ઇચ્છા કે અનિચ્છાએ, તેમને જગતના શિક્ષક બનાવ્યા છે, વલ્લભભાઇને ખેડુ વર્ગના યોદ્ધાનું પદ સ્હેજે લાધ્યું છે. એટલે જ્યારે ગાંધીજીનો વિશ્વસંદેશ કેટલો ઝીલાયો કે ન ઝીલાયો તેનું માપ કાઢતાં કદાચ ઘણો સમય જશે, ત્યારે વલ્લભભાઇનું પરિમિત કાર્ય તેમને પોતાના જીવનમાં જ સફળ થયેલું જોવાનો યોગ મળે તો નવાઇ નહિ. વલ્લભભાઇની મર્યાદાઓ જ તેમનું બળ થઇ પડી છે, તેમણે તેમનું ક્ષેત્ર બાંધી લીધું છે અને તટલાથી તેમને સંતોષ છે. 'ઉત્તરમાં જવું કે દક્ષિણમાં' એટલું તેમણે ગાંધીજી પાસે જાણી લીધું છે, દિશા જાણીને અનેક રસ્તા શોધવાની શક્તિ તેઓ ધરાવે છે. બારડોલીમાં એકવાર એક ચર્ચા દરમ્યાન ગાંધીજીએ કહ્યું: 'બારડોલીએ વ્યાવહારિક અહિંસા સાધી.' ચર્ચા કરનાર ભાઈએ પૂછ્યું: 'પણ સરદારે આધ્યાત્મિક અહિંસા કેમ બારડોલી આગળ ન મૂકી?' ગાંધીજીએ કહ્યું: 'કારણ સરદાર વ્યવહાર કુશળ છે.' વલ્લભભાઇએ હસતાં અને હસાવતાં કહ્યું: 'મને એ આવડતી હોય તો ને!' ગાંધીજી અને વલ્લભભાઈ બંનેના જવાબમાં સત્ય છે. વ્યવહારિક સાધીને પછી આધ્યાત્મિક સાધવી એટલું નક્કી કરીને વલ્લભભાઈ બેસી ગયા હોય તો પણ શું? તેમનો તો 'એક પગલું બસ થાય' એ વૃત્તિ છે. પરિણામે એવું બને કે 'ગાંધીજીનું ચેતનમય સ્વરાજ' ગાંધીજી પોતાની હયાતીમાં કદાચ ન જોઈ શકે, અને વલ્લભભાઈ ગાંધીજીના સિદ્ધાન્તોનો વ્યાવહારિક અમલ પણ વ્યાપક પ્રમાણમાં કરાવીને 'કાયદાસર સ્વરાજ' પોતાની જ હયાતીમાં જોઈ શકે.

આદર્શ શિક્ષકમાં માતા અને પિતાના ગુણો હોય છે, અથવા સાચો શિક્ષક માતા અને પિતા બંને છે, એટલે ગાંધીજી જેવા શિક્ષક નેતાની આગળ અનેક બાળકો અને અનુયાયીઓ



વિઠ્ઠલભાઈ　　સોમાભાઈ　　કાશીભાઈ　　નરસિંહભાઈ　　વલ્લભભાઈ

માતુશ્રી

[ ૨૪૫ સામે

પોતાનાં હૈયાં ઠાલવી શકે છે, હૃદયની હૂંફ મેળવી શકે છે. વલ્લભભાઈ પાસે એ કદાચ ન મળી શકે. તેમનાં પોતાનાં બાળકોએ પણ એ પ્રકારની હૂંફ કે આશ્વાસન કદાચ ન મેળવ્યું હોય. એ બાળકોએ સ્વતંત્રતા તો પાર વિનાની મેળવી છે, અને એટલી સ્વતંત્રતા આપનાર પિતાના મૌનમાં જ તેમણે પ્રેમ મેળવી લીધો છે. આપબળે જ બનેલા વલ્લભભાઈએ પોતાનાં બાળકો ઉપર આપબળે જ બનવાનો ભાર નાંખ્યો છે. આ ભારે, દબાવી દેનાર પણ બને, શક્તિ ખીલવનાર પણ બને. વલ્લભભાઈનાં બાળકોને એ ભાર અસહ્ય નથી લાગ્યો.

આમ અનાયાસે જ તેમના ગૃહજીવન ઉપર ઉતરી પડાયું. ગૃહજીવન જેવું તેમને બહુ રહેલું નથી, કારણ લોકજીવન જ તેમનું ગૃહજીવન થઇ પડ્યું છે. તેમણે અસહકાર વખતે ઘર બાળેલું એમ કહેવા કરતાં વિલાયત ગયા ત્યારના જ ઘર બાળીને ગયેલા એમ કહીએ તો ચાલે. ભર જુવાનીમાં તેઓ વિલાયત ગયેલા તે અગાઉ જ તેમનાં પત્ની ગુજરી ગયેલાં. ત્યાર પછી તેમણે ગૃહિણીથી બનેલું ઘર ફરી રચવાનો પાછો પ્રયત્ન ન કર્યો—બે બાળકોમાં જ ઘર માની લીધું. ઘરબાર અને જમીન બે મોટાભાઇઓને સોંપીને નીકળેલા ત્યાર પછી ભાગ્યે જ ઘેર ગયાં હશે. ગયે વર્ષે પાંચે ભાઇઓ (વિઠ્ઠલભાઇ સુદ્ધાં) પરિવાર સમેત એક મહિનો નડિયાદમાં સાથે રહ્યા હતા, ત્યારે દીકરાઓએ અને જનનીએ ઘણે વર્ષે પાછો ગૃહજીવનનો લ્હાવો લીધો. વિઠ્ઠલભાઈથી પણ મોટી ઉમ્મરના બે ભાઇ, વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઇ, એમ પાંચ પુત્રોથી વીંટળાયલાં વૃદ્ધ માતુશ્રીનો એક ફોટોગ્રાફ વિઠ્ઠલભાઈના સાદા, ફર્નિચર વિનાના ઓરડામાં, એ અખંડ કુટુંબનું સુખ વ્યક્ત કરતો લટકી રહ્યો છે.

પણ વલ્લભભાઇ શિક્ષક ન હોય કે શિક્ષક પિતા ન હોય, પણ મિત્ર છે. અને તે પણ સરખા સરખાના જ નહિ પણ તેમનાથી નાનાના પણ. બારડોલીના ખેડુતો પણ તેમની સાથે મિત્રતા અનુભવતા હશે. તેમનો સ્વભાવ ભલે મળતાવડો ન લાગે, પણ એકવાર તેમને ઓળખ્યા પછી તેમના જેવા મળતાવડા ભાગ્યે જ બીજા કોઇ લાગશે. તેમનાથી વિચારોમાં છેક ભિન્ન એવા મિત્રો પણ તેમના ઘણા છે, પણ તેઓ અજાતશત્રુ નથી. આનાં ઘણાં કારણ હોય, તેમની આકરી જીભ હોય, અથવા તેમનું ઓછાબોલાપણું પણ હોય. એકવાર પડેલી છાપથી તણાવાની નબળાઈ તેમનામાં હશે, પણ તેમની સાથે નિખાલસતાથી વર્તનાર એવી છાપ સ્હેજે ભૂંસી નાંખી તેમને જીતી શકે છે. પણ આરંભમાં જ કહી ગયો તેમ પોતે છે તેના કરતાં અવળી છાપ તેઓ ઘણી વાર ઘણાના ઉપર પાડે છે. આમાં હાનિ કરતાં લાભ વિશેષ છે, કારણ ઘણીવાર આપણે હોઇએ તેના કરતાં આપણને વધારે સારા માનનારા આપણને પછાડે છે, જ્યારે આપણે હોઇએ તેનાં કરતાં આપણને ઊણા માનનારા આપણને સરખા રાખે છે, સાવધ કરે છે અને આપણા ચોકીદાર થઇ પડે છે.

દરેક પ્રકારના વ્યવહારમાં વલ્લભભાઈની ઉદારતા આશ્ચર્ય પમાડે એવી છે. વિરોધીના તરફ તો ઉદાર છે જ, પણ શત્રુવટ કરી બેઠેલા તરફ પણ તેમની ઉદારતા છે. પોતાની સાથે અને હાથ નીચે કામ કરનારા ઉપર, ગાંધીજીની જેમ, તેઓ અપાર વિશ્વાસ રાખે છે, અને એથી તેમને કદી છેતરાવું નથી પડ્યું. પ્રલય નિવારણના ભગીરથ કામમાં અને બારડોલીમાં તેમની ઉદારતા અને વિશ્વાસનો અનુભવ ઘણા સાથીઓએ મેળવ્યો છે.

સુખી જીવન ઘણા દિવસ ગાળેલું છતાં અગવડ સહન કરવાની શક્તિમાં કદાચ તેઓ

ઘણા લોકનેતાઓને ચઢી જાય. તેમનાં શોખોમાં માત્ર ચ્હાનો પ્યાલો અને એક સિગરેટ, અને અમદાવાદ આવે ત્યારે બે ચાર દિલોજાન દોસ્તોની સાથે બેઠક અને ગમ્મતગપ્પાં. ચ્હા અને સિગરેટ ન મળે તો પણ પરવા નહિ. સિગરેટ પણ દિવસમાં એક કે બે પીવાના તે તદ્દન ખાનગી રીતે—જાણે તેને એબ તરીકે સ્વીકારતા હોય. ખાવાનું જાડું પાતળું ગમે તેવું મળે, સૂવાનું ગમે ત્યાં ગમે ત્યારે મળે તેની પરવા નહિ. બારડોલીની લડત પૂરી થયે તેઓ બારડોલીમાં જ બેસીને સામાન્ય ખેડુનું જીવન ગાળવાના એવો તેઓ ખેડુતોને કોલ આપી ચૂક્યા છે.

પણ તેમને સૌથી વધારેમાં વધારે ઉપયોગી થઇ પડી હોય એવી ખાસિયત તેમની વિનોદવૃત્તિ છે. આખી બારડોલીની લડત દરમ્યાન ભારે સંકટો સહન કરતાં કરતાં પણ લોકોને તેમણે પોતાની મજાકો અને કટાક્ષોથી હસતા જ રાખ્યા. છેલ્લું અમદાવાદનું જ ભાષણ લોની. જેમ એમાં કરુણારસ એમણે ભરી દીધો છે તેમ હાસ્યરસની પણ મણા નથી રાખી. સાક્ષરો તો એમને સાંભળવા આવતા નથી, પણ આવે તો તેઓ હાસ્ય અને કરુણાનું મિશ્રણ કરવાની કઠણ કળા વલ્લભભાઇ પાસે શીખી શકે. આની સરસમાં સરસ સાક્ષી તો મહાવિદ્યાલયના જે વિદ્યાર્થીઓને એમને ગઇ ૧૭ મી તારીખે સાંભળવાનું મળ્યું હશે તે આપી શકે. ભરપૂર વિનોદ દ્વારા ભરપૂર બોધ આપવાની કળાનો તે દિવસે શિક્ષકોને પણ પદાર્થપાઠ મળ્યો હશે.

એમના વિનોદોમાંથી કોઇવાર બાળી નાંખનારા તણખા ઊડે છે, તો કોકવાર ઘડીભર તાજગી આપનારી ઝીણી ફરફર ઉડે છેઃ " એનો કર્મયોગ જાગ્યો, અને મામલતને માટે નાલાયક ગણાયા;" " મેં કહ્યું, આપણે છીંકો પણ ન ખાવી, છીંક ખાઇએ તો અપશુકન થાય;" " કલેક્ટરે હુકમ કાઢ્યો કે અંગ્રેજોની તોપો તમારા નગારાનાં અવાજથી ભડકે છે, માટે નગારાં ન વગાડો;" " ભેંસોની ચામડી સફેદ મડમો જેવી થઇ ગઈ હતી;" " સરકારને બારડોલીના વાણિયાનું તો નિકંદન કાઢવું હતું. પોતાની જાતવાળા ખરાને!" " બારડોલીના માનપત્ર આપનારાઓએ મને કહ્યું, ભલું થયું અમારે ત્યાં એકે ગ્રેજ્યુએટ ન્હોતો."

આ તો થોડી વાનગી આપી દીધી. એક વાત એમના વિનોદને વિષે કહી દઉં. બાળપણમાં તેમનો વિનોદ હતો તેવો જ તે આજ સુધી રહ્યો છે, તે મોટો થયો નથી. ગાંધીજીનાં વિનોદ અને હાસ્ય વિશ્વવ્યાપી છે, તેમની અહિંસાનું ઉત્તમોત્તમ માપ તેમના વિનોદોમાં મળે છે. જ્યારે વલ્લભભાઇનો વિનોદ ગુજરાતવ્યાપી છે. ગાંધીજીના વિનોદથી કોઇને દુઃખ થવું અશક્યવત્ છે, જ્યારે વલ્લભભાઇનો વિનોદ ઘણાને હસાવે છે તો કોકને દુઃખ પણ આપે છે—આનું કારણ તેમણે માત્ર વ્યાવહારિક અહિંસા સાધેલી છે એ હોય. સાક્ષરો ઉપર તેમનાં કટાક્ષ ઘણીવાર ઉતરતાં સાંભળ્યાં છે, જાણે સાક્ષર જેવાં પ્રાણીની તેમને સૂગ હોય. પણ સ્વ. રમણભાઈ સિવાય કોઈ સાક્ષર તેમનું ચિત્ત ચોરી શક્યા જાણ્યા નથી. ઘણીવાર સાક્ષર મનુષ્ય હોય છે એ વાત તેઓ ભૂલી જતા લાગે છે. કળાના રસિયા તેઓ નથી જ, કારણ પ્રચલિત કલા તેમને વીરતાપોષક નથી લાગતી. નવલકથા પણ તેમણે વાંચેલી નથી. " કાલ્પનિક શું વાંચવું? ખરૂં જોવું એ જ સારૂં નહિ? ચોપડીઓ વાંચ ચોપડીઓ બનાવવી એ સારી નહિ?" એમ ઘણીવાર એ...

પણ આ વિષે વધુ વિસ્તાર કર્યા વિના આટોપી લઉં. ગાંધીજી જ્યારે ઘણીવાર ૧૭ મી માર્ચની વાતો કરતા હતા ત્યારે કોઈ એ વિષે ચર્ચા ઉપાડી ગાંધીજી પાસે ખુલાસો માગેલો. ગાંધીજી ગંભીર રીતે પોતાની મનોદશા સમજાવતા હતા. એવામાં વલ્લભભાઇ આવ્યા. તરત જ હકીકત જાણી લઇ બોલ્યાઃ 'અરે એમ એકલા ન જશો. મારે સારૂ જગ્યા રાખજો. પેલાં ભૃગુઋષિએ આપણને બંનેને સાથે વિદાય થવાનું કહ્યું છે.' સૌ ખડખડાટ હસી પડ્યા, અને ઠાલું ગાંભીર્ય ઉત્પન્ન થયું હતું તે ક્યાં યે ઊઠી ગયું.

વલ્લભભાઈનાં વિનોદ અને હાસ્ય દોષદર્શી ફિલસુફનાં નથી, તેમાં યોદ્ધાનાં આરોગ્ય અને પ્રફુલ્લિતતા ભરેલાં છે. કોઈના અંતકાળ વિષે આગાહી કરવાની ધૃષ્ટતા થઈ શકતી હોય તો હું કહું કે જ્યારે એમની આગળ એ અંતિમ સમય આવીને ઊભો રહેશે—યમનાં તેડાથી કે કદરદાન સરકારના હુકમથી—ત્યારે મને તો શંકા નથી જ કે દ્વિજેન્દ્રલાલ રાયની જેમ તેઓ હસતાં હસતાં કહેશેઃ

મરણટાકે દેખાગેલો, શુધુ કેબલ કોલાહલો
એખનો જદિ સાહસ થાકે, મરણટાકે દેખબિ ચલો.

[ જીવનને તો જોઈ લીધું, ઠાલી મફતની મારામારી,
ચાલને હવે મરણ જોઇએ, જોવાની જો હોય તૈયારી. ]

## વલ્લભભાઈની યશરેખા

પણ એ વાત કરતાં એક વસ્તુ યાદ આવે છે. આટઆટલી લડત છતાં વલ્લભભાઇ કોઇ વાર જેલમાં કેમ નથી ગયા એમ ઘણા પૂછે છે. એક કાળ એવો હતો કે કેટલાક દ્વેષીઓ એમ પણ કહેતાં ન શરમાતા કે વલ્લભભાઇ જેલ જતાં ડરે છે. બોરસદે એ ભ્રમણા ભૂલાવી. પણ બોરસદે પણ તેમને જેલમાં ન મોકલ્યા, અને બારડોલીએ પણ તેમને જેલમાં નહિ મોકલ્યા! એનું શું થાય? ઘણી વાર વલ્લભભાઇ કહે છેઃ 'મારી રેખામાં જ જેલ નથી તેનું શું થાય?' બારડોલીના લોકોને તેમણે કહેલુંઃ 'મને પકડીને શું કરે? મારા કંઇ પૈસા ઊપજે? ભેંસ પકડે તેના તો હરરાજીમાં પૈસા આવે!' પણ વલ્લભભાઈ નથી પકડાતા તો હવે પોતાને વાંકે નથી પકડાતા એવા વહેમનું કારણ તેમણે તેમના શત્રુઓને પણ રહેવા નથી દીધું.

પણ તેમની રેખામાં યશ સિવાય બીજું કશું ન હોય તો નવાઇ નહિ, અથવા તો જેલ જવાનો યશ જ ન હોય તો નવાઇ નહિ. ગયા મહા વિગ્રહમાં જર્મનોની સામે જીતનાર લૉર્ડ ફ્રેંચ વિષે કહેવાય છે કે અનેક લડાઇઓમાં મોખરે લડતા છતાં તેને એકે ગોળી જ વાગી નહિ. એમ વલ્લભભાઇને એકે ગોળી ન વાગે તેમાં તેઓ શું કરે? બાકી જેલને તો શું પણ ગોળીને પણ તેઓ કેવી રીતે ઝીલે તે હું કહી ગયો.

જ્યારે જ્યારે વલ્લભભાઇને કલાકના કલાક સુધી એમની મેડી ઉપર આંટા મારતાં મેં જોયા છે ત્યારે ત્યારે મને નીચેની શ્રુતિ યાદ આવી છે:

आस्ते भग आसीनस्योर्ध्व स्तिष्ठति तिष्ठतः
शेते निपद्यमानस्य चराति चरतो भगः
चरैवेति चरैवेति॥

[ બેઠેલાનું નસીબ બેસે છે, ઊભેલાનું ઊભું રહે છે, સૂતેલાનું સૂવે છે, ચાલનારાનું ચાલે છે. ચાલવા જ માંડ, ચાલવા જ માંડ. ]

એ મંત્ર વલ્લભભાઇએ તો કોઈ વાર સાંભળ્યો ન હોય પણ એના અક્ષર અને આત્માનું એઓ નિરંતર પાલન કરે છે. એમ ન બને કે દેશના નસીબને પણ બેસી રહેલું અને સૂઇ રહેલું કે ઊભું રહેલું રાખવાને બદલે ચાલતું કરી મૂકવાનો યશ પણ તેમની રેખામાં લખાયલો હોય? ગાંધીજી તો એ આશીર્વાદ ૧૨ મી ઑગસ્ટે બારડોલીમાં તેમને આપી ચૂક્યા. કાળની ગતિ ન્યારી છે. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૨૨ને દિવસે મહા સમિતિની કાર્યવાહક સભાએ બારડોલીનો ઠરાવ કર્યો. એ ઠરાવના ઔચિત્ય વિષે ભાગ્યે જ હવે ઘણાને શંકા હશે. એ પછી બરોબર ૭ વર્ષે ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૨૮ને દિવસે બારડોલીમાં જ વલ્લભભાઈએ સત્યાગ્રહધ્વજ રોપ્યો. ગાંધીજીને ૭ વર્ષની કેદ થઇ હતી. ૭ વર્ષ પહેલાં તેમને નીકળવું ન્હોતું, અને સ્વરાજની અવધિ તેમણે જેલમાંથી નીકળવા ઉપર બાંધી હતી. તેઓ છુટયા ત્યારે તો જેલમાં પાછા પ્રવેશ કરવા જેવું હતું. પણ આ વર્ષની ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૨૮ ને દિને થયેલી ઘટનામાં ઇતિહાસનું નવું પ્રકરણ છુપાયલું હોય તો કોણ જાણે?

મહાદેવ હરિભાઇ દેશાઇ

# સાચી સ્વર્ગ નીસરણી

અમારા સરદારનું સાચું સ્વરૂપ તો એ ભાષણ કરતા હોય ત્યારે જ પ્રકાશે. આંખમાંથી અંગારા ખરવા માંડે, નાકમાંથી ધૂમાડા છૂટે, હાથની બાંહ્યો ચડાવતા જાય, વાણીમાંથી તો પાણીદાર કટારો વછૂટે. એ વખતે એમ જ લાગે કે એ મગજમાં પૂરાઈ રહેલા તાપને લીધે જ માથાના વાળ બળી ગયા ને ટાલ પડી ગઈ.

એમની વાણીથી સરકાર કંપી ઊઠે છે. એક ફોજદાર ગરીબ લોકોને બહુ ડરાવનારો છે એ તો થીજી જ જાય છે. પણ ખેડુતો ? તેમને નિત્ય નવું શૂર ચડે છે. એક ભાષણ સાંભળેલા ખેડુતમાં એકગણું પાણી, બે સાંભળેલામાં બેગણું પાણી; એમ ભાષણે ભાષણે ખેડુતનું પાણી એ ચડાવે છે.

બારડોલીના ખેડુત પહેલાં કહેતાઃ 'ભાઇસાહેબ, વધારાનું મહેસુલ ફક્ત અટકાવીશું.' સરદારનું ભાષણ સાંભળ્યું. બસ, ન્યાય ન મળે ત્યાં સુધી પાઈ પણ નહિ ભરીએ એવી પ્રતિજ્ઞા કરવાને તૈયાર !

પહેલવહેલી સરકારનાં માણસોએ નોટીસો ચોડેલી કે પૈસા ૧૫ દિવસમાં નહિ ભરો તો સવાયું મહેસુલ લેશું, માટે યાદ રાખજો. ખેડુતો બિચારા 'હાય હાય, હવે શું થશે ?' કહેતા સલાહ પૂછવા આવે. સરદારનું બીજું ભાષણઃ 'ઓહો' એ તો પીળાં પતાકડાં હતાં ! એમાં શું ડરી મુઆ ? પાઈ પણ ભરવાના નહિ તો પછી એક મહેસુલ શું ને સવાયું શું ?'

જપ્તીવાળા પઠાણો લઇને આવ્યા. સરદારે ભાષણ કર્યાં. બહેનો એવી તૈયાર થઇ ગઈ કે ઘર લૂટે, ભેંસો લૂટે તો યે હસીને ઊભી રહે. ઘરનો ભાયડો મોઢું બગાડવા જાય, પણ બાઈ એને મહેણું મારે એટલે શરમાઇને બહાદુર બને.

એમ ભાષણનું સત્ર આગળ ચાલ્યું. જમીન સરકાર લઇ જશે ? કેવી રીતે લઇ જશે ? લોકોએ વલ્લભભાઇ સાહેબની ટકોર ઝીલી લીધી. એક વીઘું જમીન, સુરત કે વિલાયત કેવા લઇ જાય છે એ જોઇશું તો ખરા ! કેટલાયની જમીન પછી તો ખાલસા કરી પણ હવે કોણ ડરે ? વલ્લભભાઇએ ભાષણમાં નહોતું કહ્યું કે જમીન તો ખેડુતની છે ને ખેડુતની રહેશે ? બીજો ખાવા જશે તો એ તો કાચો પારો થઇને ફૂટી નીકળશે.

સરદારનાં તે પછીનાં ભાષણો એથી યે આગળ ચાલ્યાં. બહુ બહુ કરીને સરકાર શું કરવાની ? જેલમાં લઇ જશે ને ? એ ભાષણો સાંભળ્યાં ને ઠેકઠેકાણે કણબણો કહેવા લાગીઃ 'અમે જેલમાં જઇશું, ઘેર કરીએ તેમ જેલમાં કામ કરશું.' પછી તો લોકો જેલમાં જઈ આવ્યા પણ ખરા.

છેલ્લાં ભાષણો આવ્યાંઃ 'મોતથી ખેડુત શું કામ ડરે ? મોત બેવાર કોઇને આવ્યું નથી, અને એકવાર કોઇને આવ્યા વગર રહ્યું નથી. સરકાર ગોરા લોકોનાં લશ્કરો રાખે છે, તોપો ને બંદૂકો ને વીમાનો રાખે છે. એ બધું રાખે છે ખેડુતને ખર્ચે, પણ ગામડામાં

કોઈ દિવસ લાવતી તો નથી. માટે આજે ભલે લઇ આવે. આપણે ખર્ચે રખાતું એ બધું આપણાં છોકરાં જોશે તો ખરાં ! એનાથી ડરે કોણ ? એની તોપો ઉપર ખેડુતનાં છોકરાં કુદાકુદ કરશે ને બહાદુર બનશે.' બારડોલીના ખેડુત ભાઇઓ અને બહેનો કહેવા લાગ્યાં: 'ભલે તોપ લાવે, અમે મરવા તૈયાર છીએ.'

જાણે વલ્લભભાઈ સાહેબનાં ભાષણો એ એક નીસરણી ન હોય ? પગથિયું ચઢતા ગયા તેમ તેમ લોકો એક પછી એક ભયથી મુક્ત થતા ગયા !

હવે સત્યાગ્રહમાં ખેડુતનો વિજય થવાથી લડત પૂરી થઇ છે પણ વલ્લભભાઈનાં ભાષણો પૂરાં થયાં નથી. ઠેકઠેકાણે એમને માનપત્ર લેવા લોકો બોલાવે છે, એનો લાભ લઇ એ પોતાનાં ભાષણોનાં આગળનાં પગથિયાં ચલાવી રહ્યા છે.

'મોતથી બીતો નથી એમ કહેનારો ખેડુત નાનાં છોકરાં પરણાવે છે. તેને માટે ગાયકવાડ જેવા રાજાને કાયદો કરવો પડે છે કે અમુક ઉમ્મર પહેલાં છોકરો છોકરી પરણાવે તેનો દંડ થશે ! તો તો શરમ જ છે ને !' આ પગથિયું ચડવાની લોકો તૈયારી કરવા લાગ્યા છે.

સરદાર કહે છે: 'આવાં તો કેટલાં યે પગથિયાં ખેડુતોએ ચડવાં પડશે. આ જીત થઇ એમાં શું મોટી મોથ મારી છે ? એ તો ગાંધીજીના ઉપદેશનો હજારમો હીસ્સો આપણે પાળ્યો એનું ફળ છે. માટે એ ઉપદેશ પૂરો પાળો.

'ખેડુતના ઉપર વળી રાજ્ય કોણ કરે ? પોતે પકાવે, પોતે ખાય, પોતે પોતાનું રક્ષણ કરી લે, પોતે પોતાનાં છોકરાંને કેળવે, પોતે પોતાનાં લૂગડાં કરી લે. એને કોની ગરજ ? ઠીક છે, રાજ્યનું જુંસરૂં તો જ્યાં સુધી મરજી હોય ત્યાં સુધી માથે રાખીએ. પણ જો કહ્યામાં ન રહે તો સાપ કાંચળી મૂકે તેમ સેરવી દઇએ. અને સાપને કાંચળી ઉતારતાં જેમ કંઇ દુઃખે થતું નથી કે નવાઇ યે લાગતી નથી, તેમ ખેડુત પણ મરજીમાં આવે કે તરત પરતંત્રતાને ફગાવી દઈ શકે.'

લોકો સ્વર્ગ–નીસરણીની વાતો કરે છે, અને કોઈ કવિ કલ્પના કરે છે કે પહેલે પગથિયે જમના દૂત, બીજે પગથિયે વળી કાંટા, ત્રીજે આગ, ચોથે નરક વિ૦. પણ એ કવિ બિચારાને સ્વર્ગની જ કલ્પના નહિ, એટલે સ્વર્ગ–નીસરણીનાં પગથિયાંની કલ્પના શાની જ હોય ? સાચી સ્વર્ગ–નીસરણી તો આ વલ્લભભાઇનાં ભાષણોમાં છૂપાઇ રહેલી છે.

જુગતરામ દવે

# બારડોલી સત્યાગ્રહના બોધપાઠો

તારીખ ૧૦–૭–૨૮ના દિવસે શ્રી. વલ્લભભાઇએ સત્યાગ્રહ ખબરપત્ર મારફત સલાહ આપી કે તાડીના માંડવા અને તાડીની દુકાનોની હરરાજીમાં કોઇએ માગણી કરવી નહિ અને ખેડુતોએ ખજુરીનાં ઝાડ છેદવાને માટે આપવાં નહિ. આ સલાહનો પહેલો અમલ બારડોલી તાલુકામાં નહિ પણ જલાલપુરમાં કરવાનો પ્રસંગ આવ્યો અને ત્યાંની હરરાજી કેવળ નિષ્ફળ નિવડી. આ પ્રમાણે તાલુકે તાલુકે ચળવળ શરૂ થઇ અને જોતજોતામાં દુબળાઓએ પોતે ઠરાવ કર્યો કે દારૂનો નિષેધ કરવો. હરરાજીને નિષ્ફળ કરવાના હેતુથી મુંબાઇથી પારસી બ્હેનો ઉતરી પડયાં અને તેમને પરહેજીમાં રહેવાનો અનુભવ પણ મળ્યો. આજે માત્ર બારડોલી તાલુકામાં નહિ પણ આખા સુરત જીલ્લામાં બારડોલીની લડતના પડઘા સંભળાય છે અને તેને લીધે પ્રજામાં આત્મશુદ્ધિનાં કાર્યો ઉપાડી લેવાનો જુસ્સો આવ્યો છે.

આ દૃષ્ટાંત બતાવી આપે છે કે બારડોલી તાલુકાની તથા આસપાસ રહેલી તથા સંબંધ ધરાવતી પ્રજામાં ખૂબ ચેતન આવ્યું છે અને તેથી તેમને ઇષ્ટ સુધારા કરવામાં અડચણો નડતી નથી.

આ ચેતનનાં ઘણાં કારણો છે. ૧૯૨૦–૨૧ના સમયમાં થયેલી તૈયારી, સુરત જીલ્લાના રહેવાસીઓ મુંબાઈ જેવાં મોટાં શહેર સાથે સારો સંબંધ રાખે તેથી આવેલી હોશિયારી અને કાર્યકુશળતા, સ્વાભાવિક નિખાલસ પ્રકૃતિ અને અહિંસાવૃત્તિ, આફ્રિકા વગેરે પરદેશમાં ગયેલાં કુટુંબોમાં સાહસિકતા, નિડરતા અને સત્યાગ્રહની લડતનો પરિચય, ન્યાતના ભેદભાવો તેમજ અસ્પૃશ્યતાની બાબતમાં ઉદારતા વગેરે કારણોને લીધે આ તાલુકો સંગઠનને માટે વધારે તૈયાર હતો. સત્યાગ્રહ શરૂ થયો ત્યાર પહેલાં જે ગામડે ગામડે પ્રચારકામ થયેલું તેને લીધે પણ ઘણું સંગઠન થયું હતું અને જ્યારે શ્રી. વલ્લભભાઇએ આગેવાની લીધી અને એમણે તથા એમના વિભાગપતિઓએ ઉપદેશ આપવાનો શરૂ કર્યો ત્યારે આખા તાલુકામાં અજબ જાગૃતિ આવી. તાલુકામાં બારેક મથકોની સ્થાપના થઇ અને ગુજરાતના જાણીતા આગેવાનોએ શ્રી. વલ્લભભાઇના હાથ નીચે કામ કરવાનું સ્વીકાર્યું.

શ્રી. વલ્લભભાઇની કાર્યકુશળતાનાં વખાણ કર્યા વિના ચાલે એમ નથી. જ્યાં જ્યાં ફાટફુટ થાય એવું હતું, ત્યાં તેમણે ઘણી ઉદારતાથી છૂટ મુકી, ઈનામી જમીનોનું મહેસુલ ભરવા દીધું, જે પટેલો ઈનામ પેટે નોકરી કરતા હતા તેમનાં રાજીનામાં માટે આગ્રહ ન કર્યો, નાની કોમો, મુસલમાન તથા પારસી, તરફ ખૂબ ઉદારતા બતાવી અને તેમનો બની શકે તેટલો ઓછો બહિષ્કાર કરાવ્યો. શ્રી. વલ્લભભાઇને જુદી જુદી લાયકાતવાળા, સેંકડો સ્વયંસેવકો મળ્યા અને પ્રતિષ્ઠિત વિભાગપતિઓ મળ્યા એ તો ગુજરાત પ્રાંતની જાગૃતિને આભારી છે. શરૂઆતમાં તો આખા તાલુકામાં ભાષણો અને સભાઓ દ્વારા પ્રજાને પોતાનો ધર્મ શીખવ્યો, પ્રતિજ્ઞા પાળવાનું બળ આવ્યું, પ્રતિજ્ઞા તોડવાનાં પાપનું દર્શન કરાવ્યું, પ્રજાને હિંમત આપી સરકારની બ્હીક તોડી નાંખી, સંપબળ કેળવ્યું. લગભગ દરરોજ પત્રિકાઓ

દ્વારા દરેક ગામડાંમાં વિશેષ પ્રચાર થવા માંડ્યો. આજે દરરોજ ૧૫૦૦૦ પત્રિકાઓ છપાય છે. આ પત્રિકાઓની સરળ ભાષા અને સ્વાદિષ્ટ શૈલીને લીધે પ્રજા પર જબરી છાપ પડી. અસહકારની ચળવળના જમાનામાં વેપારીઓ અને ગામડાંની પ્રજાએ આપણી રાજકીય ચળવળમાં ભાગ લેવા માંડ્યો. બારડોલી તાલુકાની ખબરપત્રિકાઓ લોકસમાજને પ્રિય થાય એવી શૈલીમાં રચાઇ એ બાબત તરફ લક્ષ ખેંચવાની જરૂર છે. મહાત્માજીની પત્રિકાઓ જુદા જ પ્રકારની હોય છે, એ બન્નેની સરખામણી થઇ ન શકે. તેવી જ રીતે પ્રકાશન સમિતિએ આખા હિંદ દેશના પેપરોને નિયમસર વખતોવખત ખબરપત્રો મોકલ્યાં, તેથી આખા દેશમાં આ લડત પ્રત્યે સહાનુભૂતિ જાગૃત થઇ. બારડોલી તાલુકામાં જે ગીતો ગવાયાં છે તેનો પણ અભ્યાસ કરવાની જરૂર છે. તેમાંનાં ઘણાંખરાં એક જ વ્યક્તિએ રચ્યાં છે, તે રચવામાં અને ગવાડવામાં કાઠીઆવાડી સ્વયંસેવકોએ આગળ પડતો ભાગ લીધો છે અને તે એટલાં બધાં પ્રિય થઈ ગયાં છે કે આજે આ ગામડાંઓની અભણ સ્ત્રીઓ તેવાં ગીતોનું અનુકરણ કરીને પોતાનાં ગીતો, ગરબા, જોડતી થઈ ગઇ છે. આજે આખા તાલુકામાં આ ગીતો લગભગ દરરોજ ગવાય છે. કાવ્યની દૃષ્ટિએ તેની કિંમત ગમે તેટલી હોય તોપણ લોકગીત તરીકે અત્યંત પ્રિય થઇ પડ્યાં છે અને તેને લીધે સ્ત્રીઓમાં ભારે જાગૃતિ આવી છે. વાર્તાઓ કહીને ઉપદેશ કરવો અને તે માર્ગે પ્રચારકામ કરવાનો અખતરો પણ આ રાજકીય લડતમાં પહેલી વાર જ થાય છે, અને સ્વયંસેવકોના ઉત્સાહને લીધે ગામડાંઓની ભજનમંડળીઓ સજીવન થઇને તેમાં ખૂબ ઉત્સાહ રેડાયો છે.

પ્રજાનું સંગઠન દેખાદેખી પણ થયું છે. બધા માણસો મક્કમ છે ત્યારે તમે નબળા શી રીતે રહેશો એવા પ્રશ્નોથી ઘણા નબળા માણસો સંઘમાં જોડાયા છે. યૂરોપની લડાઇ વખતે પણ કોઇ પણ બાલક અથવા વૃદ્ધ સિવાયનો માણસ ગામમાં ફરતો હોય તો કોઇ તેને પૂછનાર નીકળતો કે તમે લડાઇમાં કેમ ગયા નથી ?

આ પ્રકારની લોકલાજને લીધે પણ ઘણા નબળા માણસો લડતમાં સામેલ થઇ ગયા, અને જેમ જેમ લડતમાં પ્રજાપક્ષની જીત થતી ગઇ, સરકારની આબરૂ ઓછી થઇ, સરકારી અમલદારો નિષ્ફળ નિવડતા ગયા, તેમ તેમ પ્રજા વધારે બળવાન અને સંપીલી, એકમત થતી ગઇ. વિજયને લીધે વધારે વિજય મળે છે, તેમ દેખાદેખી હિંમત અને બળ પ્રજામાં આવ્યું, અને બીજી બાજુથી બહિષ્કારનું હથિયાર વપરાયું. પાટીદારોની ન્યાતોમાં સંઘબળ ઘણું હોય છે તેથી ન્યાતોના તથા ગામોના બહિષ્કારનો ઉપયોગ થયો. આ બહિષ્કારનું શસ્ત્ર બેધારી તલવારના જેટલું જ ભયંકર છે તે ભૂલવું ન જોઇએ. તેનાથી તીવ્ર સંપ પણ આવે છે અને કુસંપ પણ જાગે. આજ સુધી તો આ સંગઠનને લીધે આખા તાલુકાની પ્રજા એકમત થઇ ગઇ છે, એક પણ કેસ કોરટે ચડતો નથી, દરેક મતભેદના ચુકાદા ગામપંચ અથવા વિભાગપતિઓ મારફત થઇ જાય છે, અને આખો તાલુકો એક જ માર્ગે ચાલે છે, શ્રી વલ્લભભાઈની સલાહ પ્રમાણે વર્તે છે. સરદારના હુકમોનો અમલ સત્વરે કરી દે છે.

## સ્વયંસેવકો

લડતની શરૂઆતમાં અને ત્યારપછી જ્યારે ગુજરાતની શાળાઓ ઉનાળામાં બંધ થઇ હતી ત્યારે આખા ગુજરાતમાંથી સ્વયંસેવકો બારડોલીમાં આવ્યા હતા, પણ હવે તો

જે કાયમના રાજકીય સ્વયંસેવકો છે તે તથા સ્થાનિક સ્વયંસેવકોથી તાલુકાનો કારભાર ચાલી રહ્યો છે. બારડોલી તરફ આખી ગુજરાતી આલમની સહાનુભૂતિ હોવાને લીધે આખા ગુજરાતમાંથી ( કાઠીઆવાડનો સમાવેશ ગુજરાતમાં થાય છે, અને થવો જોઇએ. ગુજરાત કાઠીઆવાડ એવો શબ્દપ્રયોગ મેં અનેકવાર કર્યો છે પણ તે વાસ્તવિક નથી. એવો ભેદ ન પાડવો જોઇએ. જેવો ચરોતરનો પ્રદેશ છે અને તેમાં દેશી રાજ્યોનો પણ સમાવેશ થાય છે તેવી જ રીતે કાઠીઆવાડનો પ્રદેશ છે, પણ તે બધાંનો સમાવેશ ગુજરાતમાં થઈ જાય છે. ) સ્વયંસેવકો આવ્યા હતા. રેલસંકટ નિવારણને લીધે તેમ જ આ લડતને લીધે આપણા સૈનિકદળમાં સારો ઉમેરો થતો જાય છે. બારડોલી જોવાને આવેલા પ્રેક્ષકોમાંથી ઘણા યે સ્વયંસેવક તરીકે જોડાઈ ગયા હતા. આવી રીતે આપણે ત્યાં એક કાયમી લશ્કર તૈયાર થતું જાય છે. આ વખતે જે બાર મથકો અથવા આશ્રમો સ્થાપવામાં આવ્યા છે અને ત્યાં રસોડાં વગેરેની સગવડને લીધે નવા સ્વયંસેવકોને સારી સંખ્યામાં રોકી લેવાયા હતા અને તેમને તાલીમ આપી શકાઈ હતી. મથકો અને રસોડાં, અકાલીઓના લંગરખાનાની માફક તદ્દન જરૂરનાં છે. હવે આ સ્વયંસેવકોની લાયકાત તથા તેમની કેળવણી અથવા તાલીમને વિષે થોડો વિચાર કરવાની જરૂર છે. જ્યારે જપ્તી અમલદારો મોટરમાં બેસીને ગામડે જતા ત્યારે ઘણુંખરૂં મોટરમાં અથવા કોઇક વાર સાઇકલ ઉપર સ્વયંસેવકો તેમની પાછળ પડતા. અનુભવને લીધે એવું જણાય છે કે આપણા થોડા સ્વયંસેવકોને મોટર ચલાવતાં આવડે એ ઇચ્છવા જેવું છે. દરેક સ્વયંસેવકને સાઇકલ ચલાવતાં આવડવું જોઇએ, પણ મોટરોની ફજેતી અનેકવાર થતી, ઘણે રસ્તે તે ચાલી શકતી નહિ, અને ચોમાસામાં નદીઓમાં પૂર આવે એટલે મોટરનો વ્યવહાર તુટી પડતોઃ આ બધું લક્ષમાં લઇને મારો એવો મત છે કે આપણે ઘોડાઓનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરવો જોઇએ અને તેટલા માટે આપણા સ્વયંસેવકોને ઘોડે બેસતાં આવડવું જોઇએ, તેની સાથે સાથે તરતાં આવડે એ પણ ઇચ્છવા જેવું છે. કડી પ્રાંત જેવા ઉત્તર ગુજરાતના પ્રદેશમાં ઊંટની સ્વારી કરવાનો મહાવરો પાડવો જોઇએ. જપ્તી અમલદારો ગામડે છાપો મારતા ત્યારે તેની ખબર આપવા માટે ઢોલ, ઘંટ, શંખ, ફટાકા વગેરેના અવાજો કરવામાં આવતા હતા. સરકારે એવા અવાજો ગેરકાયદેસર અને અમલદારોને અડચણ કરતા ઠરાવ્યા હતા. મારી સલાહ છે કે દરેક સ્વયંસેવકને ધજાનું સિગ્નલિંગ આવડવું જોઇએ, અને રાત્રે દીવાનું સિગ્નલિંગ થઇ શકે. ગામડાંઓમાં દરેક ઠેકાણે ખાવાનું મળે કે ન મળે, વખતે ખેતરમાં જ રહેવાની જરૂર પડે, આશ્રમમાંથી રસોઇઆ થાકીને નાસી જાય તો અડચણ ન પડે તેટલા માટે સ્વયંસેવકોએ સામાન્ય ખોરાક રાંધવાની કળા શીખી લેવી જોઇએ. આ ઘણું જ જરૂરનું છે. ઉપરાંત દરેક સ્વયંસેવકે ગાતાં, લોકગીતો ગાતાં અને બની શકે તો વાર્તા કહેતાં પણ શીખવું જોઇએ. હવે લોકગીત એ આપણી ચળવળનું અગત્યનું સાધન બની રહ્યું છે. સ્વયંસેવકોમાં ધાર્મિક ભાવના ખીલે અને તેમની આત્મિક ઉન્નતિ થાય તેટલા માટે તાલીમ આપવાની જરૂર છે અને કાયમના આશ્રમોમાં આ પ્રકારની કેળવણી આપવા માટે યોજના થવી જોઇએ, અને દરેક સ્વયંસેવકને વ્યાયામશાળામાં તાલીમ મળવી જોઇએ. આજના નૌજુવાનો ખડતલ અને હિંમતવાન હોય છે પણ બધા શરીરે મજબુત હોતા નથી, તેથી તેમને શારીરિક કસરતની જરૂર છે, અને સાથે સાથે દરેક યુવકને માટે ડ્રીલનું શિક્ષણ આવશ્યક, અનિવાર્ય ગણાવું જોઇએ. ડ્રીલ એટલે સુવ્યવસ્થા. સભાઓને વ્યવસ્થિત રાખવી

એ એમનું કર્તવ્ય છે. બે સ્વયંસેવકો ચાલે તે છાતી બહાર કાઢીને ચાલે, મુડદાંની માફક નહિ, અને બન્નેના પગ એક સાથે જ જમીન પર પડવા જોઇએ. જેવી રીતે સંગીતમાં તાલનું મહત્ત્વ છે તેવી જ રીતે હાલચાલમાં હોવું જોઇએ, અને જે હિંમત તથા આત્મિક બળ સ્વયંસેવકોના અંતરમાં છે તેવું જ બળ તેના શરીરમાં હોવું જોઇએ, એટલે તેણે લશ્કરી સિપાહીની માફક રીતસર છાતી કાઢીને તાલબંધ ચાલવું, બેસવું, ઉઠવું જોઇએ. અર્થાત્ સ્વયંસેવકોને ઘણા પ્રકારની તાલીમ આપવાની જરૂર છે. દરેક સૈનિકને દરેક કળા કે હુન્નર શીખવાની ફરજ ન હોય, પણ બૅાયસ્કાઉટીંગની માફક દરેક સેવકે અમુક કળાઓમાં પ્રવીણતા મેળવવી જોઇએ. આપણા ગુજરાતમાં દરેક મોટા ગામમાં અખાડા થશે ત્યારે ત્યાં વ્યાયામ, ડ્રીલ, સિગ્નલિંગ, ઘોડા પર બેસવાનું, તરવાનું. રસોઈ કરવાનું, ગીતો ગાવાનું અને વાર્તા કહેવાનું શીખવવામાં આવી શકે.

સરકારની સાથે સુલેહ કરવાની પણ કળા છે પણ તેની ચર્ચા આ લેખમાં થઈ શકે તેમ નથી.

આ લડત પુરી થાય ત્યારપછી બારડોલીની પ્રજા નવી મેળવેલી શક્તિનો કેટલો ઉપયોગ કરશે એ પ્રશ્ન સહજ ઉભો થાય છે. શ્રી. વલ્લભભાઇની ઇચ્છા છે કે બધા વિભાગ-પતિઓ તથા સ્વયંસેવકોએ પ્રજા–સુધારણાના કામ માટે અહીં જ રહી જવું. જે રીતે પ્રજાએ સરદારના હુકમને માથે ચઢાવ્યો છે તેવી જ રીતે ભવિષ્યમાં પણ ચઢાવે તો આ તાલુકામાંથી તેમ જ આસપાસના પ્રદેશમાંથી બાળલગ્ન અને લગ્ન–મરણ પ્રસંગોના ખોટા ખર્ચો નાબુદ થઇ જાય. પાટીદાર કોમના જે વિભાગો છે તે આ પ્રશ્નોનો ફડચો કરી શકે છે. બાળલગ્નના અટકાવ માટે વડોદરાની સરકારે જે પગલાં લીધાં છે તે નિષ્ફળ જાય તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી, પણ જો શ્રી. વલ્લભભાઈની સલાહનો સ્વીકાર પાટીદાર પંચોમાં થાય તો આખા ગુજરાતમાં કલ્પી ન શકાય તેટલો ફાયદો થાય અને જો સાથે સાથે કન્યા કેળવણીનો પ્રચાર કરવાનો ઠરાવ થાય તો સુરત જીલ્લામાં નવું વાતાવરણ પેદા થાય.

પણ આજનું બળ અને આજનો સંપ, આજનો ઉત્સાહ ટકી રહેશે કે કેમ એ મોટો પ્રશ્ન છે. આજના (તા.૫–૮–૨૮) 'નવજીવન' માં મહાત્માજીએ ચંપારણ્યમાં જે સુધારા કરવા ધારેલા તેનું વર્ણન છે. જે ભાઈબ્હેનો ત્યાં કામ કરવાનાં હતાં તે થોડા વખતમાં ખસી ગયાં, મહાત્માજી પોતે ત્યાંથી ખસી ગયાં પ્રજામાં આત્મસુધારણા કરવાની ઇચ્છા જ નહોતી. બારડોલીના જમીન મહેસુલના પ્રશ્નનો ચુકાદો થઇ જાય ત્યારે ત્યાંની પ્રજા પાછી જૂના ચીલામાં પડી જશે કે કેમ તેનો જવાબ હું ન આપું. પાછા પટેલો રાવસાહેબની ખુશામત કરવા મંડી જશે કે કેમ ? પાછો કુસંપ જાગશે કે કેમ ? સત્યાગ્રહની કસરત કર્યા પછી તેનો થાક લાગશે કે કેમ ? પ્રગતિનો માર્ગ સીધો નથી પણ ઠેકડા મારી મારીને થાય છે, અથવા સીસીના બુચ ખેંચવાના સ્ક્રૂની જેમ (Spiral) ઉંચે ચઢે છે. ઍરોપ્લેન પણ જમીન પરથી સીધું ઉચું ચઢતું નથી પણ ચક્કર મારતું મારતું ચઢે છે. જો બારડોલીની પ્રજાની ઉન્નતિ સીધી ઉંચે ન થવાની હોય તો ઍરોપ્લેન માફક થાય તો પણ સારૂં. લક્ષમાં રાખવા જેવું છે કે આજે ટીળક મહારાજનું મહારાષ્ટ્ર શું કરી રહ્યું છે ? અરવિંદ

ધોવના વખતનું બંગાળા દાસબાબુના વખતમાં જરા ઝળક્યું હતું તે સિવાય છેલ્લાં વીસ વર્ષમાં કેમ જાગતું નથી? તેવી રીતે હવે ગુજરાત ઉંઘી તો નહિ જાય ને?

પ્રજાને પોતાના કર્તવ્યનું ભાન કરાવવા માટે ભાષણો, પ્રવચનો તથા ઉપદેશો કરવા કરતાં નાટક, કથા, કીર્તન, રામલીલા અથવા ભવાઈ અને સંગીત (લોકગીતો) મારફત પ્રચાર કરવાનો અખતરો થવો જોઇએ. રૂશિયામાં એવાં નાટકો ખુલ્લાં મેદાનમાં થાય છે, તેમાં પ્રજાને જે દુઃખો પડતાં હતાં તેનો ચિતાર આપવામાં આવે છે અને પછી તે દુઃખોનો નાશ કેવી રીતે થયો અથવા થાય તે બતાવવામાં આવે છે. નાટકમાં સેંકડો માણસો ભાગ ભજવી શકે, તેમાં પડદા અને નાટકીઓ કપડાંની જરૂર ન રહી, અને લોકો સેંકડોની સંખ્યામાં ખુલ્લી હવામાં મેદાનમાં બેસી શકે. તેવી જ રીતે રામલીલા તથા ભવાઇઓ ભજવી બતાવાય પણ તે બન્નેનું નવા સ્વરૂપમાં પુનર્જીવન થવું જોઇએ. કથાકીર્તનોને માટે પણ નવી શાળા કાઢવાની જરૂર છે અને એ કળાનો વ્યવસ્થિત અભ્યાસ થવો જોઇએ. કથાકીર્તનો મારફત સામાજિક સુધારા, કુધારા, વહેમો, રાજકીય આદર્શો, પ્રજાનું કર્તવ્ય એટલે રાષ્ટ્રીય ધર્મ, માનસિક અને શારીરિક કેળવણી એ સર્વ વિષયોની ચર્ચા ધાર્મિક ભાવના તથા દૃષ્ટાંતોથી સમજાવવાનો પ્રયાસ થવો જોઇએ. હાલ કામ કરતા સ્વયંસેવકો અને આગેવાનોમાં આવો કાર્યક્રમ ઉપાડવાની શક્તિ છે કે નહિ એ શંકાસ્પદ છે અને એમ પણ હોય કે તે ભાઇઓને આવા પ્રચારમાં જરાયે શ્રદ્ધા ન હોય.

બારડોલીના ખેડુતોમાં ત્યાગવૃત્તિ, ધીરજ, વગેરે ગુણો પ્રકટ થયા છે તે ક્ષણિક તો નહિ હોય ને? કટોકટીનો પ્રસંગ જાય એટલે "મેલ કરવત મોચીના મોચી" ની માફક પહેલાંની સ્થિતિએ ન આવે એવું આપણે ઇચ્છીશું—નિરાશાવાદી તો એમ પણ સૂચવે છે કે પ્રગતિનું લોલક સામી બાજુએ જશે અને જે ખરો ફાયદો અથવા ઉન્નતિ થયાં તે આખા ગુજરાતમાં એટલે સમસ્ત વાતાવરણમાં થયાં છે અને હવે એ પ્રગતિનો ઝુંડો બારડોલી નહિ પણ કોઈ બીજો તાલુકો ઉપાડી લઇને આગળ વધશે.

સુમન્ત મહેતા

# રવિશંકર

## [ એટલે જ્ઞાન, સેવા અને ગરીબાઇ ]

રવિશંકર વાસ્તે કંઈક લખવું એ મારે વાસ્તે કે ચાલુ બનાવોથી વાકેફ રહેનાર કોઈ બીજા માણસ વાસ્તે મુશ્કેલ નથી; કારણ કે ગુજરાતના આધુનિક ઇતિહાસમાં રવિશંકરે જે હિસ્સો આપ્યો છે અને આપ્યે જાય છે તેથી તેમનું જીવન દુધ ઉપર મલાઈની જેમ તરી આવે છે. પણ તેમની જીવનરેખા ઉપર ઓછું કે વધારે લખવું એ વાત મને અંગત પૂછો તો મારે વાસ્તે જરા અઘરી થઈ પડે છે. તેમનો અને મારો સંબંધ સગા ભાઈ જેવો છે. તેમની રગેરગ હું જાણું છું. એટલા નિકટ સંબંધમાં તેમને વિષે લખતાં મને સંકોચ થાય છે. અને તેમ કરવા બેસું તો રવિશંકરને પસંદ પણ ન પડે. અતિશય શરમાળ માણસ પોતાની સેવાની જાહેરાત થયેલી જાણે અગર તેનું વર્ણન વાંચે ત્યારે ત્યાંથી ભાગી છુટે છે. રવિશંકર ગુપ્ત સેવાને માને છે. હાલના ધાંધલિયા જમાનાને જરાય પસંદ કરતા નથી. સેવાની જાહેરાત થાય છે ત્યારે સેવાનો આત્મા તેમાંથી ઊડી જાય છે એમ તેઓ માને છે. આ બધું હું જાણું છું તેથી જ હું અચકાઉં છું. પણ બીજી તરફથી ગુજરાતને પોતાના સજ્જનો અને સંતોને ઓળખવાનો હક્ક છે. જેમનું જીવન અનેક યુવાનો આગળ મૂકવા યોગ્ય છે તેનાથી ગુજરાતી વાચકવર્ગને ક્યાં સુધી વંચિત રાખવો ? એમ વિચારી તેમને વિષે થોડું લખવાનું 'પ્રસ્થાન'નું આમન્ત્રણ હું પાછું વાળી શકતો નથી.

રવિશંકર ખરેખર એક ધાર્મિક વ્યક્તિ છે. તેઓ રાજદ્વારી પ્રવૃત્તિમાં પડેલા દેખાય છે અને પરદેશીઓની બેડીમાંથી હિંદ માતાને છોડાવવા ભારેમાં ભારે ભોગ આપવાનો યોગ આવી ઊભો રહેશે ત્યારે તેઓ આગલી હારમાં હશે એમાં સંશય નથી. ધાર્મિક માણસોને રાજદ્વારી પ્રકરણ સાથે શું લાગે વળગે એવો સવાલ પૂછનાર હવે કોક જ હશે અને છતાં તેવા કોઈ હોય તો તેમને મહાત્મા ગાંધી બરાબર જવાબ આપશે. હિંદની હાલની વિષમ સ્થિતિમાં સાચો ધાર્મિક માણસ રાજ્ય પ્રકરણથી અલગ રહી શકે નહિ. પણ સાચી વાત તો એ છે કે રાજદ્વારી ચળવળ એ રવિશંકરની શોખની વસ્તુ નથી. તેમના જીવનની રગેરગમાં ધર્મ ઠાંસીઠાંસીને ભર્યો છે. ધર્મ વિરૂદ્ધ કાંઇ વર્તન જોવામાં આવે ત્યારે તેમનો આત્મા કકળી ઊઠે છેઃ પછી તે વર્તન સમાજ તરફથી હોય કે રાજ્ય તરફથી હોય. હિંદુધર્મના સિદ્ધાંતો અને સંસ્કારો તો તેમને જન્મથી જ વારસામાં મળેલાં છે. એક ગરીબ ધાર્મિક સંસ્કારી બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલાના જે આચારવિચાર આપણે કલ્પીએ એ તેમનામાં દીપી નીકળ્યા છે. તેમનું ભણતર તો જુજ છે. ભાગ્યે ગુજરાતી ચાર ધોરણ તેઓ શાળામાં ભણ્યા હશે. પણ તેમનું ગુજરાતી ભાષાનું જ્ઞાન અને સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઊંચી કોટિનું છે. અંગ્રેજી ભાષાના જ્ઞાનનો તેમણે સ્પર્શ પણ કર્યો નથી. અને તેની આવશ્યકતા છે એમ પણ તેઓ માનતા નથી. અને તે સારૂં જ થયું છે. એક નાના ગામડામાં જન્મેલો માણસ ઊંચી કેળવણી લઇ પણ શી રીતે શકે ? તે માટે દ્રવ્ય જોઇએ તે પણ તેમનાં ગરીબ માબાપ

ક્યાંથી કાઢે ? પણ જો જોગવાઇ હોત તો રવિશંકર પોતાની ચંચળ અને તીક્ષ્ણ બુદ્ધિથી ઊંચામાં ઊંચી ઉપાધિ મેળવી શકયા હોત. પણ એ ઉપાધિ તેમને મળી હોત તો જે સંયમ, જે સહનશક્તિ, જે ત્યાગ અને જે નિર્ભયતા હાલ તેમનામાં જોવામાં આવે છે તે કદાપિ ન બન્યું હોત. જેવાં તેમને સંસ્કારી માબાપ પ્રાપ્ત થયાં તે પ્રમાણે તેમને તેવા મિત્રો પણ મળ્યા, જેમણે તેમને વિદ્યાનો શોખ લગાડયો અને આ રીતે તેમને ધાર્મિક પુસ્તકો વાંચવાની અને મનન કરવાની સારી તક મળી. આવાં ઉપયોગી પુસ્તકો વાંચવાનો શોખ એટલે સુધી વધ્યો કે જ્યારે તેઓ આગલી અવસ્થામાં જાતે ખેતી કરતા ત્યારે ખેતરમાં પુસ્તક સાથે લઇ જતા અને એક હાથમાં તે રાખી તેના વાંચનમાં લીન થયા હોય ત્યારે બીજે હાથ બાજરીનાં ડુંડાં લણતો હોય. વળી ઝાડ ઉપર ચઢી ખેતર સાચવે અને ત્યાં પણ વાંચે. ઝાડની ડાળો વચ્ચે લાકડી ગોઠવી ત્યાં પથારી જેવું કરી ત્યાં પડયા પડયા વાંચ્યાં કરે. આ ઉપરથી તેમનો વિદ્યાનો પ્રેમ કલ્પી શકાય છે. અંગ્રેજી વિદ્યા ન ભણ્યા તેથી તેમણે શરીર ન બગાડયું અને ખેતીના ધંધામાં પડી તેમણે શરીર સુધાર્યું. તેમના શરીરની મજબુતાઇની શી વાત કરીએ ? તેને જેટલું કસાય તેટલું તેમણે કસ્યું છે. ગાઉ કાપવા હોય તો દસવીસનો હિસાબ નહિ. ત્રીસ ચાળીસ કાપવાનો વખત આવે તો તેનો વાંધો નહિ. દિવસે ચાલે અને રાત્રે પણ ચાલચાલ કરે. ચાલતાં ચાલતાં વચમાં મોટી નદીઓ આવે અને તેમાં પૂર પાણી હોય તો એક હાથમાં કપડાં કોરાં રાખે અને બીજે હાથે તરીને સામે કાંઠે નીકળે. નદીમાં કોઇ માણસ બુડતો હોય તો કોઈ પણ જોખમે તેને બચાવે. જેલ નિવાસ દરમ્યાન પચાસ રતલ અનાજ દળવા આપે તો તે ત્રણ કલાકમાં ખેંચી કાઢે. પ્રભુનું નામ લઇ ચક્કીનો ખીલો હાથમાં પકડયો એટલે આપેલું પચાસ રતલ પીસાઇ રહે ત્યારે જ હાથ ખીલાથી છુટો પડે અને પાડોશી કેદીની મુશ્કેલીમાં મદદ કરી તેને પણ દળી આપે. પથ્થર ફોડવાના આપે તો તૈયાર. વણવાની સાળ આપે તો તૈયાર. આપેલું કામ પુરૂં થાય અને વખત વધે એટલે ગીતા, રામાયણ આદિ ગ્રંથોનું વાંચન મનન ચાલુ રહે. આખો દિવસ હસતું મુખ. જેલના નિયમો પાળવામાં આદર્શ કેદી. ખોરાક સારી રીતે ખાઈ શકે છે અને પચાવી શકે છે. બિમારી ભાગ્યે જ ભોગવે. દિવસના એક ટંક ખાય; પાછું બીજે દિવસે બપોરે જે ગામ આવે ત્યાં સ્વયંપાકી બની ખીચડી પકાવે અને રૂપિયાભાર ઘી સાથે ખાઇ લે. જેને ઘેર મહેમાન થાય તે સાધારણ રીતે અને મોટે ભાગે ગરીબ માણસ હોય છે. તે આમથી તેમથી ઉછીપાછીનું કરી મહારાજને નવટાંક ઘી ધરે પણ તેમાંથી રૂપિયાભારથી વધારે ન જ લે. પગમાં જોડા તો ઘણાંય વર્ષથી કાઢી નાંખ્યો છે. સખત ઉન્હાળામાં ખરે બપોરે વગર જોડે શી રીતે ગાઉના ગાઉ કાપતા હશે તેનો કોયડો તો હું આટલો નિકટનો સંબંધ ધરાવતો હોવા છતાં ઉકેલી શકયો નથી. વચમાં એક બે વર્ષ તો એવું વ્રત લીધું કે રેલગાડીનો ઉપયોગ જ ન કરવો. અમદાવાદથી વડોદરા અને ખંભાતથી ગોધરા વચ્ચે અવરજવર કરવાનું થાય તો રેલગાડીના પાટીઆ ઉપર પગ જ ન મુકે. પણ મુંબાઇ કે બારડોલી જવું હોય તો ગાડીમાં બેસે. પણ મુંબાઇ જવું જ શા માટે પડે ? તેઓ ઘણીવાર કહે છે કે લોકો વિના કારણ અગર જુજ કારણે માટે આમથી તેમ રેલગાડીમાં શા સારૂ આથડતા હશે ? આમ પૈસા ક્યાં સુધી પહોંચશે ? એક બીજી વાત કહું ? ઘણા તો માનશે જ નહિ. નહિ માને તેમાં નવાઇ નથી, કારણકે હાલનો જમાનો નગદનો છે. રવિશંકર પાસે પૈસા ટકા રાખતા નથી. તેમણે એકવાર પોતાનું

માસિક બજેટ મને કહી બતાવ્યું. માસિક એક આનો અને તેથી બાર માસના બાર આના. અને કોઇ મહિનામાં એક આનો પૂરો ખર્ચાઇ ન જાય તો તેમાંથી રહેલી બચત આવતા મહિનામાં મજરે ન લેવાય ! એક સાલ આ પ્રમાણે ગણતરી કરી તો બાર આના પુરા ખર્ચાયેલા નહિ. પણ ખર્ચ શેમાં થાય ? આ એક આનો રાખેલો તે કંઇ ભીડભાડે બે પૈસાનું કાર્ડ ટપાલમાં નાંખવું પડે તે સારૂ. ટપાલખર્ચ તો દુબળાને પણ હોય છે, પણ રવિશંકર દુબળાથી પણ દુબળા., આધુનિક સભ્યતામાં પડેલા રોજ ટપાલદ્વારા બે ચાર આના ખર્ચતા સજ્જનો રવિશંકરને જંગલી ગણે. તેઓ એમ માને કે જમાના સાથે ચાલવું જ જોઇએ. આવી બાબતોમાં રવિશંકર જંગલી ગણાય છે તેની પોતાને પૂરી ખબર નથી. ઝાડ નીચે સુઇ રહેનાર ગામડિયો જ ફક્ત નહિ, પણ જંગલી ગામડિયો. દેશભક્તો પણ આશ્રમો બાંધે છે. રવિશંકરને આશ્રમ નહિ. ધારાળા કે પાટણવાડિયાની ઓશરી એ એમનો આશ્રમ–એમનો સ્વરાજ આશ્રમ. શરીરે વસ્ત્ર ધારણ કરવાં જોઇએ એ તો જાતે કાંતેલાં પીંજેલાં. રવિશંકરને રૂની ભેટ આપનાર કેટલા ? કાંતેલું સુતર વણી આપનાર કોઇ તેમની પાસેથી વણકરી માગવાની હિમ્મત કરે ? ઉલટો ' લાવો વણી આપું ' એમ વીનવે. દસપંદર દહાડે હજામત કરાવવી હોય તો વાળંદને ઘેર મુકામ હોય. તે ખીચડી આપે અને વધારામાં હજામત કરે અને વળી પ્રેમથી કહે કે 'મારે ઘેર મહારાજ પધાર્યા.' રેલગાડીમાં નહિ બેસવાનું શ્રી. વલ્લભભાઈ સાહેબે છોડાવ્યું ત્યારે લાંબા પલ્લાની મુસાફરી હોય તો તેમને વાસ્તે ટીકીટ લઇ આપનાર કેટલા ? કોઇ દિવસ નાણાંની જરૂર જ પડી નથી. પછી તે વેંઢારવામાં શો માલ ? આપણા સંન્યાસીઓ પણ કોઇ કોઇ પાસે નાણું રાખે છે અને ભીડ વખતે ખચ છે પણ આ સ્ત્રીછોકરાંવાળો ગૃહસ્થ સફેદ ખાદીધારી સંન્યાસી નાણું ન રાખે. તેની સાચવણી અને હિસાબની ખટપટમાં કોણ પડે ? તેમણે સમિતિમાંથી કોઇ દિવસ એક લાલ પાઇ લીધી નથી. જે સમિતિ આવો સ્વયંસેવક મેળવવા ભાગ્યશાળી થાય તેના ભાગ્યની અદેખાઇ આવે. આવા ત્યાગીનો ઘરસંસાર શી રીતે ચાલતો હશે ? તેમનાં બાળકોનો વ્યવહાર શી રીતે ચાલતો હશે ? જે માણસ બાર માસમાં બે વાર પણ ભાગ્યે પોતાને ઘેર જાય અને ઘરમાં શી ચીજ ખુટતી છે તેની ખબર સરખી ન પૂછે, પણ માત્ર મહેમાન જેવા જઇને ઊભા રહે તેમનો આ કઠણ કલિકાળમાં ગ્રહસ્થાશ્રમ શી રીતે નભતો હશે એ પણ કોયડો છે. હું પણ પુરો ઉકેલી શકતો નથી. છતાં ચાલે છે એ વાત સાચી છે. એક ઓરડી અને એક રાંધણિયું એવા માટીના બનેલા સ્વચ્છ ખોરડામાં તેમનાં ધર્મપત્ની પોતાનાં છોકરાં સાથે રહે છે. બારડોલીની સત્યાગ્રહની લડતમાં રવિશંકરને પાંચ માસની જેલ મળી ત્યારે ત્યાંના માજીસ્ટ્રેટ સાહેબે તેમને રૂ. ૫૦) દંડ કર્યો. તે વસુલ કરવા સરકારે પોતાનો બાહુતી બેપીઓ રવિશંકરને ઘેર જપ્તી કરવા મોકલ્યો. બેપીઓ દયા ખાવા લાયક ગણવો જોઇએ. અને જે સરકારે તેને મોકલ્યો તેની પણ દયા ખાવી જોઇએ. આ રંક બ્રાહ્મણ બાઇના ઘરમાંથી શું તે ચાર ઠોબરાં ઉપાડી જાત ? અને ઉપાડી જાત તો તેની જગાએ માટીનાં વાસણ દાખલ કરતાં શી વાર લાગત. જોઇને પાછો ગયો અને પછી પાછો ન આવ્યો. ન આવવામાં તેની લાજ રહી. નિષ્કિંચનને ઘેરથી કંચન લેવા જનારના હાથમાં શું આવે ? પણ આપણે સરકારની નિષ્ઠુરતા ઉપર અત્યારે લખતા નથી. અત્યારે તો રવિશંકરનો વ્યવહાર કેમ ચાલે છે તેની મીમાંસા કરીએ છીએ. નરસિંહ મહેતાનો સંસાર અને વ્યવહાર કેમ ચાલતો હતો ? શ્રદ્ધાળુ વાચક આ મારી વાત સ્હેજે સમજી જશે અને વધારે જાણવાની જિજ્ઞાસા નહિ રાખે. વગડાનાં પક્ષીનું પુરૂં

કરનાર રવિશંકરનું અને તેના કુટુંબનું પૂરૂં કરી રહ્યા છે. આ લેખમાં રવિશંકરનું, તેમના ત્યાગનું, તેમની ધર્મભાવનાનું, તેમની દેશદાઝનું, તેમના કસાયલા શરીરનું, તેમની મનોવૃત્તિનું, તેમના સંસારનું, યથાશક્તિ વર્ણન આપ્યું. તેમની સેવાના ક્ષેત્રમાં હું ઉતર્યો નથી. આ વિષય ઉપર હું શું વધારે લખી શકું ? જાણવું હોય તે મહીસાગરના કાંઠાનાં ધારાળા અને પાટણવાડિયાનાં ગામડાંમાં જાય. ત્યાં રવિશંકર પરમેશ્વરની માફક પૂજાય છે. જેને સરકાર ગુન્હો કરનારી જાતો કહે છે તે આખી કોમમાં કેવો ફેરફાર થઈ રહ્યો છે, તેમના સ્વભાવમાં કેવું પરિવર્તન થયું છે, ચોર લોક કેવું પવિત્ર જીવન ગાળી રહ્યા છે, સરકારના કાયદાથી અને જુલમથી જે ન થઇ શક્યું તે એક બ્રાહ્મણના દીકરાએ કેવી રીતે કરી બતાવ્યું તે તો પ્રત્યક્ષ જોનાર જ અનુભવી શકે. કેટલાક માને છે કે રવિશંકર પતિતોદ્ધારક છે : મારે મોઢે કહું તેના કરતાં બાબર દેવાની નાતના પાટણવાડિયાઓને પૂછો. આ લોકોને સુધારવા જેમણે પોતાની જાત હોમી અને મન લીધાં તેની વાત તેઓ જ કહે. દસ દસ દિવસના ઉપવાસ કરી પતિતોનાં હૃદય પીગાળનાર, શરીરને હોમી નાંખનાર, એ મહારાજે જે સ્થાન એ ગરીબ લોકોનાં હૃદયમાં મેળવ્યું છે તેનો આંક કાઢવા હું અસમર્થ છું. ગઇ સાલ રેલ આવી ત્યારે કશું ડાબા જમણી જોયા વિના રવિશંકરે મોટાં જોખમ ખેડી તે લોકોનાં અનેક પ્રકારનાં દુઃખ ટાળવા પોતાની જાતને હોમી તેનું વર્ણન સાંભળતાં આંખ ભીની થાય છે. અસંખ્ય પાટણવાડિયા અને ધારાળાં સ્ત્રીપુરુષોને પૂર પાણીમાંથી બહાર કાઢી તેમને બચાવ્યાં, તેમને વાસ્તે અનાજ વગેરે પૂરૂં પાડ્યું અને તેમનાં મકાન ઊભાં કરવામાં પણ ભારે મહેનત કરી. શ્રી. વલ્લભભાઇ સાહેબ પાસે રવિશંકર જાય તો જેટલું નાણું પ્રજા વાસ્તે માગે તે મંજુર, પેટલાદના દાનવીર શેઠો પાસે રવિશંકર જઇને ઊભા રહે તો તેમની હુંડી તરત વટાય. આ ગરીબ લોકો રવિશંકર સાબરમતી જેલમાં તપ કરી રહ્યા છે તે જાણી આપણે મહારાજ વાસ્તે શું કરી શકીએ તેનો વિચાર કરી રહ્યા છે. લોકપ્રેમ અને ગરીબની સેવા એ વિષય ઉપર તો જેટલું લખીએ તેટલું લખી શકાય. આ કામ એટલું સંગીન થાય છે કે તેનું માપ હું કાઢી શકતો નથી. તેનું માપ કાઢવું હોય તો વડોદરા રાજ્યના પોલીસ કમીશનર સાહેબને પૂછો. આપણે ઋષિઓ સંબંધી વાંચ્યું છે પણ ઋષિ એટલે શું ? આખી કોમની કોમો નૈતિક કાદવકીચડમાં ગળી ગઇ હોય તેમને હાથ ઝાલી બહાર કાઢવી એ કામ કરનાર ખરો ઋષિ કહેવાય. આવા રાષ્ટ્રસેવક વિરલ હોય છે, ખરી રાષ્ટ્રસેવા આ જ પ્રકારની છે. ગરીબોને અને પતિતોને ઉપર લાવ્યા સિવાય રાષ્ટ્રનો દી વળવાનો નથી. અને એક પણ સાચો સેવક હોય તો કેટલું કરી શકે તેનો પ્રત્યક્ષ દાખલો રવિશંકર પૂરો પાડે છે. દસ વર્ષ ઉપર ખેડાની લડતમાં તેમને ભાન આવવા માંડ્યું: તે પછી મોટો દુકાળ પડ્યો. તેમાં બહારથી અનાજ તાણી લાવી પોતાના વતનની આસપાસનાં ગરીબ ગામડાંનાં લોકોને પૂરૂં પાડ્યું. તે પછી રાઉલેટ કાયદા વિરુદ્ધની પ્રચંડ ચળવળમાં તેમણે ઝંપલાવ્યું. તે પછી ૧૯૨૧ના યાદગાર વર્ષમાં અસહકારની પ્રવૃત્તિમાં ભળ્યા અને મહાત્મા ગાંધીજીના સમાગમમાં આવ્યા ત્યારબાદ નાગપુરના ઝંડાયુદ્ધમાં અકોલાની તુરંગમાં વાસ કર્યો. તે પછી બોરસદ સત્યાગ્રહ યુદ્ધમાં વિજય મેળવ્યો. બારડોલીના જંગમાં સરભણ વિભાગના વિભાગપતિ બની તેમાં ઝંપલાવ્યું અને કામ કરી કરી સાબરમતીની ઠંડી હવા અને આરામ લેવા ગયા. હવે તો તેઓ મહાત્માજીની ફીલસુફી એટલી પચાવી શકયા છે કે તે ઉપર કદાપિ કોઈ વ્યાખ્યાન

કરવું પડે તો કલાકના કલાક સુધી બોલે અને ગામડિયા ભાષા બોલી ગામડાંના લોકને ચેતન આપે.

પણ તેઓ ભાષણુ બાષણને ઝાઝું માનતા નથી. પણ મુંગા સંગીન કાર્યને માને છે. 'નવજીવન' સિવાય કોઈ છાપાને અડકતા નથી. આખો દિવસ સતત અને કઠણ કામ કરી રાત્રે ગમે તે સ્થળે અને ગમે તે સ્થિતિમાં ભરનિદ્રાનું સુખ ભોગવી શકે છે. પોતે જે કામ કર્યું હોય તે પ્રભુને અર્પણ કરે છે. સાધુ સંન્યાસીઓ જોવામાં આવે તો તેમની ખૂબ સેવા કરે છે. કેટલાક સંન્યાસીઓ તેમના ઉપર ખૂબ પ્રેમ રાખે છે. જ્યારે રવિશંકર કોઈ ગૃહસ્થને ઘેર મુકામ કરે છે ત્યારે ધર્મ અને નીતિની એવી ઘરગથુ વાતો કરે છે અને શાસ્ત્રનાં દૃષ્ટાંતો આપે છે કે સાંભળનાર જાણે તેમની એ વાતો સાંભળી ધરાતા જ નથી. આવા માણસને મહેમાન રાખવા લોક પડાપડી કરે છે. હજુ તેમના જીવનનું ઘડતર થયા કરે છે. અત્યારે પણ રવિશંકરનો જોટો ગુજરાતમાં હું ખોળું છું.

**મોહનલાલ પંડયા**

---

# બારડોલીને અભિનંદન

૧

બારડોલીનું સમાધાન થઇ ગયું. મહેસુલનો વધારો ફરી તપાસવાની સરકારે હા પાડી. બારડોલીને અભિનંદન! સરકારે મીંચેલી આંખને આંધળી ન થવા દીધી માટે તેને પણ અભિનંદન!

ભવિષ્યનો કોઇ ઇતિહાસકાર, આટલી માગણી માટે સરકારે બારડોલીને આટલું બધું સહન કરવાની ફરજ પાડી એનો વિચાર કરશે ત્યારે જો તેને આ એક જ બનાવનો વિચાર કરવાનો હશે તો તેને આ બીના સમજવી અઘરી પડશે. પણ બારડોલીની લડાઈનું રહસ્ય સમજી ભારતવર્ષે એ પદ્ધતિએ સ્વરાજ્ય મેળવ્યું હશે સો તે બારડોલીના ખેડુતોની સરકાર સામેની લડાઈનું મહત્ત્વ બરાબર સમજશે; અને ભારતવર્ષની સ્વતંત્રતાનો ક્રિયાત્મક ઇતિહાસ અહીંથી શરૂ કરશે; અને, ગણતરીકુશળ અને દરેક ચીજની બન્ને બાજુ તપાસવાની ટેવવાળા વિદ્વાન રાજપુરુષોને ન સમજાય એ પ્રમાણે—

... ... ... Rightly to be great
Is not to stir without great argument,
But greatly to find quarrel in a straw,
When honour's at the stake.*

વિચારશીલ પ્રીન્સ હેમ્લેટના આ દર્શનનું ઇતિહાસમાં સાબીત થતું સત્ય સમજાશે.

* કોઇ મહાન વસ્તુની તકરાર ન હોય ત્યાં સુધી લડવા પ્રવૃત્ત ન થવું તેમાં ખરી મહત્તા નથી; પણ જ્યારે આબરૂ જવાની આપત્તિ હોય ત્યારે એક તૃણ માટે પણ મહાન રીતે લડવું તેમાં ખરી મહત્તા છે.

બારડોલીની લડાઈનું એ રહસ્ય કયું ? સરકાર તરફ કે રાજકર્તાઓ ઉપર પ્રેમ રાખી ખેડુતો શાંતિથી બધું સહન કરી રહ્યા એ ? બારડોલીના લોકોમાં ઉત્સાહથી ગવાતાં જોડકણાં કે સરદાર સાહેબ વલ્લભભાઇના ભાષણો વિચારીએ તો પ્રતિપક્ષી તરફના પ્રેમને તો કદાપિ બાજુએ મુકવો પડે. પણ શાંતિથી *–એટલે કે સરકારના કોઈ પણ માણસને શારીરિક હરકત કર્યા વિના–સરકારે જે કાંઈ દુઃખ દીધું તે સહન કરી લીધું એ તો પ્રત્યક્ષ બીના છે. આ સહનનું પ્રેરક બળ અથવા જુસ્સો શેમાંથી ઉદ્ભવ્યો ? સૌથી પ્રથમ તો સમાન દુઃખનું ભાન, એ દુઃખના કારણભૂત સરકારના સાધારણ રીતે આંખ મીંચીને ચાલતા તંત્રના અન્યાયનું ભાન, મારામારી અને જુલમ ફેલાવવાની બાબતમાં સરસાઇ ન કરી શકાય એવા સરકારના બળનું, અને તે સાથે સરસાઈ કરવા જતાં નિયત નિષ્ફળતાનું સરદાર સાહેબે કરાવેલું ભાન, અને સૌથી શ્રેષ્ઠ, અન્યાય સહન કરવાં કરતાં અન્યાય સામે ઝુઝતા જે આવે તે સહન કરી લેવાની ચેતના–ગાંધીજીએ ભારતવર્ષમાં રેડેલું પૌરુષ–આ વિવિધ મૂળમાંથી એ સહનશક્તિનો ઝરો ફૂટતો હોય એમ લાગે છે. હિન્દુસ્તાનના વિસ્તારના પ્રમાણમાં આ જાગરુકતા અને આ પૌરુષનો વિસ્તાર થાય તો તેની મુક્તિને માટે આશા ન બંધાય ?

૨

બારડોલીના સમાધાનથી આજે આનંદ ઉત્સવ ચાલે છે. એ સહજ છે. પણ પછી શું એ પ્રશ્ન તુરત જ ઉત્પન્ન થાય છે. બારડોલીને પોતાનો મુદ્દો સાબીત કરવાનો રહે છે; પણ હિન્દુસ્થાન માટે 'પછી શું ?' આ સમાધાનીથી એવો તો કેફ ન ચડી જાય કે હવે સરકાર અને રાષ્ટ્ર 'સમાહિત' થઇ ગયાં ? હવે કાંઇ કરવાનું રહ્યું નથી ? આ પરરાષ્ટ્રીય સરકાર સાથે આટલાથી હિતવિરોધ શમી જતો જ નથી. આ હિતવિરોધના સતત વિગ્રહમાં આ એક જિત છે. આથી જો સમગ્ર ભારતવર્ષના હિતવિરોધ પરત્વે ઠંડાપણું આવી જાય તો આ જિત પરાજય કરતાં પણ વધારે હાનિકારક થાય. આ જિતમાંથી આપણને જેમ ચોક્કસ ક્રિયાત્મક માર્ગ જડે છે તેમ બીજી પણ એક ચીજ જડે છે. બારડોલીના ખેડુતોની મહેસુલના વધારા સામે અરજી સાંભળવી એ ઘણી સાધારણ બાબત હતી. પણ એના માટે સરકારે કેટલું દુઃખ સહન કરાવ્યું ? બારડોલીની જનતાએ અને તેમના ઢોરોએ ભોગવેલા દુઃખો, તથા સત્યાગ્રહના કેદી વિદ્યાપીઠના વિદ્યાર્થી ભાઇ દિનકરની ભયંકર માંદગી જોઇને થાય છે કે આ સરકાર કેવળ આંખ ઉઘાડવાની આળસે કેટલું કેટલું દુઃખ દઇ શકે છે ? ભારતવર્ષને સ્વતંત્ર થવા દેવાના પ્રશ્નનું મહત્ત્વ સરકારની દૃષ્ટિએ અને બ્રિટન કે જેના હિત માટે તે અહીંઆ રાજ્ય કરે છે તેની દૃષ્ટિએ કેવું અને કેટલું છે તે સૌ કોઇ જાણે છે. આને માટે સરકાર લોકોને કેટલું અને કેવું સહન કરવાની ફરજ પાડશે તેનો પણ અંદાજ બારડોલી ઉપરથી આવે છે. આ ભાનમાંથી ભય પણ ઉત્પન્ન થાય, અને શૌર્ય પણ ઉત્પન્ન થાય; અને ભય ઉત્પન્ન થઇ શમી જઈ અલૌકિક શૌર્ય પણ ઉત્પન્ન થાય ! ભાન વિના ઉત્પન્ન થએલું શૌર્ય સાચી વસ્તુ સામે આવતાં સરી જાય તેના કરતાં ભાનમાંથી ભય અને ભય શમતાં શૌર્ય—એ વધારે ઇષ્ટ છે.

અને બારડોલીનો સૌથી મોટો પાઠ : આખા હિન્દુસ્તાન માટે સરકાર સામે પ્રત્યક્ષ રીતે થઇએ તે પહેલાં આવાં જે અનેક નાનાં નાનાં રાજકીય અને સામાજિક અનિષ્ટો છે તેની સામે થતાં શીખીએ, સામા થવાની ટેવ પાડીએ; અને જે પ્રજાને અનિષ્ટ સામે થવાની ટેવ પડી હશે તેને આ મોટા અનિષ્ટ સામે થવું બહુ અઘરૂં નહિ લાગે.

ફરીથી બારડોલીને અભિનંદન ! ર. છો. પ.

* સરદાર સાહેબનો પોતાનો શબ્દ વાપરીએ તો 'વ્હેવારિક અહિંસા'.

# બારડોલીની વીરાંગના

'પ્રસ્થાન'ના તંત્રી ભાઇ શ્રી રામનારાયણ પાઠકે બારડોલીની સ્ત્રીઓ વિષે એક લેખ લખવા માટે જ્યારે મારી પાસે માગણી કરી ત્યારે તો બારડોલીનાં યુદ્ધનાં દુંદુભી વાગી રહ્યાં હતાં. આજ તો સ્થિતિ પલટાઇ ગઇ છે અને વિજયના આનંદઘોષ ચારે તરફથી સંભળાયા કરે છે.

બારડોલીની પ્રજાનો આ અપૂર્વ વિજય ભારતવર્ષના ઇતિહાસમાં અનેરો રંગ પૂરશે. અત્યાર સુધી જગતનાં સમરાંગણોમાં જે યુદ્ધો થયાં છે તે તો અરસપરસ તરવાર, તોપ, બંદૂક, એરોપ્લેન વગેરે શસ્ત્રાસ્ત્રોથી થયાં છે અને એ વાપરવાની યુક્તિ અને બળ જેનામાં વધારે તેનો જય થએલો છે.

બારડોલીએ જે યુદ્ધ માંડ્યું હતું તે તો જગતની એક મોટામાં મોટી શસ્ત્રસજ્જિત સત્તા સામે તદ્દન નિઃશસ્ત્ર રહીને ટક્કર ઝીલવાનું હતું, પશુબળ સામે સત્યાગ્રહનું આત્મબળ અજમાવવાનું હતું.

બારડોલીની પ્રજાની છેક છેવટની કસોટી થતાં થતાં અટકી ગઇ એટલું જ. બાકી પ્રજાની તૈયારી તો છેક છેવટ સુધીની જ હતી. જ્યારે બારડોલી તાલુકાનાં રક્ષણ માટે અને પ્રજાને હંફાવવા માટે મિલિટરી કૉરડન મૂકવાની વાતો ચાલતી હતી, ચારે તરફના લશ્કરને, તૈયાર રહેવા માટે ઑર્ડર છૂટી રહેલા હતા તે વખતે બારડોલીની પ્રજા શું જરા પણ ગભરામણમાં પડી હતી? ત્યાંનાં સ્ત્રીપુરુષો તો રાત દિવસ પોતાનો હમેશનો વ્યવહાર કરે જતાં હતાં. પુરજોસમાં ખેતીનું કામ ચાલી રહ્યું હતું, રેંટિયા, ભજન, વગેરે ખૂબ ઉત્સાહથી ચાલતું હતું. બહાર ગામમાં શું થાય છે તેની તે લોકોને પરવા પણ નહોતી. આ પ્રમાણે ખરી કસોટીને વખતે સંગઠન સાચવીને અપૂર્વ વિજય મેળવ્યો એ તો એક અદ્દભુત બીના થઇ છે. સારૂં જગત આ સ્થિતિથી તાજુબ થઇ ગયું છે.

સત્યાગ્રહનો મંત્ર હિન્દુસ્થાનમાં સંપૂર્ણ રીતે સફળ થયો તે આ પહેલો જ બનાવ છે. ચંપારણ્ય, ખેડા, બોરસદ, નાગપુર એ બધા સત્યાગ્રહ કરતાં આ જૂદા પ્રકારનો, તેમાં આ પ્રજાએ જે સંપ અને શાન્તિ રાખી છે તેનું વર્ણન થઇ શકે એમ નથી.

આ વિજય કેવી રીતે મળ્યો તેનું પૃથક્કરણ કરવાનો અવકાશ નથી. એટલું તો ખરૂં જ કે કાંઈ અનેરા સંકેતથી એકેએક સંજોગ અનુકૂળ આવી ગયો. પૂજ્યશ્રી ગાંધીજીનો અપૂર્વ મંત્ર, તે મંત્રની ઘોષણા કરનાર અડગ, નિડર, કુનેહબાજ, શાન્ત સરદાર વલ્લભભાઇનું નેતૃત્વ, તેમના સુનંદ સાથીઓ—જેમને માટે શ્રી. વલ્લભભાઇ સાહેબે કહ્યું હતું કે 'મારા સાથીઓ બધા જ મારા સમોવડિયા, મારા કરતાં યે ચઢિયાતા, વખત આવે એ બધા જ નેતૃત્વ ધારણ કરી શકે એવા, એ સાથીઓની મને સહાય ન હોત તો વસ્તુસ્થિતિ પલટાઇ જાત.' ગુજરાતના ભાવનાશીલ મરણિયા યુવકોનું સ્વયંસેવક દળ. આ બધાંની સાથે બારડોલીની તાલીમબાજ, શાન્ત શીળી પ્રજા. આ બધા સંજોગોને લીધે જ આવું સુંદર પરિણામ આવ્યું એમ કહેવામાં કાંઇ વાંધો નથી.

જ્યારે જ્યારે ભારતવર્ષમાં યુદ્ધ થયાં છે ત્યારે સ્ત્રી વર્ગે પોતાનો હિસ્સો થોડો થોડો તો આપ્યો જ છે. પરંતુ આ સત્યાગ્રહના યુદ્ધમાં લગભગ નિરક્ષર સ્ત્રીઓએ જે હોંશિયારી અને બહાદુરી બતાવી છે તે તો કાંઇ અવનવી જ છે.

બારડોલી તાલુકાની સ્ત્રીઓ ત્યાંના પુરુષો કરતાં સો કદમ આગળ વધેલી છે, એ તો મારી દૃઢ માન્યતા થઇ છે. એમના સમાગમમાં આવતાં જ આપણને લાગે કે આપણે સામાન્ય જનતા સામે નથી ઊભાં પણ એક પ્રકારની શક્તિ સમક્ષ ઊભાં છીએ. એવું એમની આંખનું તેજ, એવી જ એમની વાચા અને એવાં જ એમનાં તન.

પોતાનાં ધન, માલ, ઢોર, ઢાંખર, જર, જમીન લુંટાઇ જાય તે વખતે પણ મ્હોં ઉપર શોકની રેખા નહિ—હસતો જ ચહેરો. ઘરમાં સાવ અંધારૂં હોય, બારીબારણાં ઢાંકેલાં હોય, પણ બહાર વાડામાં આવીને વાતો કરવા બેસે ત્યારે આનંદથી કલ્લોલ કરતાં હોય. દુઃખને ખરેખરા આનંદથી વધાવી લેતાં જોયું હોય તો તે આ પ્રથમ જ દર્શન હતું. પરમાત્મા જે કરે છે તે સારા માટે જ કરે છે એની દૃઢ પ્રતીતિ એમના હૃદયમાં એટલી બધી કે ક્ષોભ કે દુઃખને સ્થાન જ ના મળે.

એક વખતે એક વૃદ્ધ બાઇને પ્રશ્ન કરવામાં આવ્યોઃ 'આવા અંધારામાં ગોંધાઇ રહેતાં તમને અકળામણ નથી આવતી?' તેના જવાબમાં કહે છેઃ 'બહેન! ભગવાનનાં માતા પિતાએ આથી યે વસમું કેદખાનું સેવ્યું હતું તો અમે તો શી વિસાતમાં!'

વળી પૂછીએ કે 'તમારી જમીનો સરકાર લઇ લેશે ને તમારા માટીડાઓને કેદમાં લઇ જશે તો તમે શું કરશો?' તેનો જવાબ મળે કે 'અમે કાંઇ એકલાં તો છીએ નહિ? સઉનું થશે તે અમારૂં થશે! ને સરકાર જમીન લઇને કરશે શું! એનાથી કાંઇ ખેડાવાની ઓછી જ છે! માટીડાઓને જેલમાં લઇ જશે તો અમે ક્યાં કામ કરવા વાળાં નથી. અમને કાંઇ ખેડ કરતાં અઘરૂં લાગવાનું છે! અમારા છોકરાઓ ને ધણીઓ તો વરસોનાં વરસ પરદેશ સેવે છે ને બધો યે ઘરનો વહીવટ અમે બૈરાં જ કરીએ છીએ તો! એમાં અમને અઘરૂં જરા નથી લાગતું. ને અમને પોતાને કેદમાં લઇ જશે તો તેનો એ અમને ડર નથી. અહીં કાંઇ થોડી મજુરી કરીએ છીએ?' આ પ્રમાણે બેધડક જવાબ દેતી—ને એમાં જરા યે અતિશયોક્તિ નહોતી. એ લોકોએ તો મરણિયાં થઇને પોતાનો ટેક ને આબરૂ સાચવવાનો અડગ નિશ્ચય જ કર્યો હતો. એમાં કોઇ જરા યે ફાવે તેમ નહોતું.

જે જે પ્રકારનું દુઃખ ને કસોટી તેમને પડતાં ગયાં તેની સામે યોજનાઓ તૈયાર થતી જ ગઇ. ભેંસો ઉપાડી જવા માંડી તો ભેંસોને કાં તો ગાયકવાડી પ્રદેશમાં મોકલી અથવા તો રહેવાના મકાનમાં રાખી, સરસામાનની વ્યવસ્થા તો કેટલા વખતથી કરી નાંખી હતી, હાથે પગ ઉપરથી ઘરેણાં કઢાવવાં કહ્યાં તો તે ઉતારીને ઠેકાણે કરી દીધાં ને એક નિશ્ચય કરીને એક સંપ કરીને બેઠાં.

પુરુષોમાંથી કોઇ જરા ઢીલોપોચો જુએ તો ઉલટાં દબડાવે ને કહે કે 'કેમ ઘાઘરી કાંચળી પહેરવાનો વિચાર કર્યો છે કે શું?' આમ પુરુષોને જરા નબળા ન પડવા દે. પઠાણોના ત્રાસ સામે પણ એ સ્ત્રીઓએ અજબ હિંમત બતાવી છે.

ઘર આંગણે પઠાણ આવીને બારણું ધકેલવા પ્રયત્ન કરે તો એના હાથ પગ ઠંડા ના

પડી જાય પણ મજબુતાઇથી અંદરથી બારણાં દાબી રાખે ને પઠાણને ના જ પ્રવેશ થવા . જપ્તી અમલદારને પણ વાતચીત કરીને ઉડાવી દે ને બારણાં ઢાંકી દે.

જમીન ખાલસાની નોટીસ ઘર આંગણે આવે ત્યારે સાકરની લ્હાણી કરે. ગીતો, ગરબા તો સત્યાગ્રહના ને ટેક જાળવવાના, રોજ ઉત્સાહપૂર્વક ગાય. આ પ્રમાણે દુઃખની સામે ટક્કર ઝીલવામાં આ સ્ત્રીઓએ જે અજબ ધૈર્ય બતાવ્યું છે તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. સ્ત્રીઓમાં જે ગૂઢ શક્તિ રહેલી છે તેનો માનવ જાતિએ હજી સુધી ઉપયોગ નથી કર્યો તેજ કારણને લીધે જગત આટલું પછાત રહ્યું છે. જગતના આરંભકાળથી કોણ જાણે શાએ કારણને લીધે સ્ત્રીઓની પદવી કાંઇ ઉતરતી ગણાઇ છે, અને સ્ત્રીઓનો સ્વતંત્ર વિકાસ થવા જ દીધો નથી. તેને પરિણામે સ્ત્રીપુરુષના સંયુક્ત બળની જે અસર થાય તે થવા પામી નથી અને જગતની પ્રગતિ અધૂરી ને અધૂરી જ રહી છે. પ્રસંગ આવે સ્ત્રીશક્તિ કેટલું ઉત્તમ કાર્ય કરી શકે છે તેનો એક સુંદર બોધપાઠ બારડોલીની વીરાંગનાઓએ જગતને આપ્યો છે. આ સ્ત્રીશક્તિને યોગ્ય રસ્તે દોરવામાં આવે તો આપણાં ઘણાં દુઃખ, કલેશ, પરિતાપ ઓછા થાય, આપણા સામાજિક કુરિવાજો નષ્ટ થાય અને જેને ખરૂં સ્વરાજ અને આત્મસિદ્ધિ માનીએ છીએ તે સહજ મળી શકે.

શ્રી. વલ્લભભાઇએ બારડોલીના યુદ્ધમાં ખરેખરી કુંચી હાથમાં લીધી અને વિજય મેળવ્યો. એ જ કુંચીથી બીજાં બધાં દ્વાર ઉઘડશે અને ભારતવર્ષનો વિજય થશે.

**સૌ. શારદા મહેતા**



# અમેરિકાના પત્રો

## પત્ર ૧૨ મો

કેમ્બ્રિજ માસ,
તા. ૧૪-૭-૨૮

**સ્નેહી ભાઇશ્રી બટુભાઈ,**

ચોથી જુલાઇ એ અમેરિકાનો સ્વાતંત્ર્ય દિન. એ દિન પર સ્વાધીન અમેરિકાનો તારાઓથી ભરેલો વાવટો ઘરઘર ઊડી રહ્યો. મોટરો પર પણ એ વાવટો, જાહેર મકાનો પર પણ એ વાવટો અને બાળકોની છાતી પર પણ એ વાવટો. આગલે દિવસે એ કપડાંના અને કાગળના કેટલા વાવટા ખપ્યા હશે તેની સંખ્યા નક્કી કરવી મુશ્કેલ છે, છતાં એથી એના બનાવનારાઓને ખોટ તો નહિ જ ગઇ હોય એ નિર્વિવાદ છે.

બારડોલી * ની લડતના સમાચાર જાણ્યા પછી મને લાગે છે કે આપણો એ સ્વાતંત્ર્ય

* એક બીજા ખાનગી પત્રમાં બારડોલી વિશે વિવેચન કરતાં તેમણે લખેલી નીચેની લીટીઓ પણ પ્રસિદ્ધ કરવા જેવી લાગતાં નીચે ઉતારી છે:

આપણા શિક્ષિત પુરુષોને માથે એ આરોપ છે કે તેઓ ગામડાંના અશિક્ષિત પુરુષો સાથે

દિન પણ ઊગ્યો છે અને તે જુનની ૧૨ મી તારીખે. સરકારે ગોળીબાર સિવાયના બધા ઉપાયો એ પ્રજાને નમાવવા અજમાવી જોયા છે, પણ પ્રજા નમવાને બદલે વધારે ને વધારે મક્કમ થતી જાય છે. મને ખાતરી છે કે સરકારને આખરે નમ્યું આપે જ છૂટકો છે[1] અને જમીનને અને જીવને જોખમે પણ પોતાની ટેકને વળગી રહેનાર બહાદુર પ્રજાનો વિજય છે.

આ આપણું નોકરશાહીના દુર્ગમાં પાડેલું પહેલું ગાબડું. 'લંડન ટાઇમ્સ' નો મુંબઈનો ખબરપત્રી[2] લખે છે તેમ બારડોલીમાં અંગ્રેજ સરકારનું રાજતંત્ર વીંખાઇ ગયું છે, એ યંત્રનાં ચક્કરો છૂટાં પડી ગયાં છે અને કમિશ્નર સુદ્ધાંને વાહન સ્વયંસેવકના ઉપરીની મહેરબાનીથી મળે છે. એટલે કે સરકારનું રાજ્ય આથમી પ્રજાનું રાજ્ય શરુ થયું છે. આથી જ હું જુનની ૧૨ મીને આપણો સ્વાતંત્ર્ય દિન ગણું છું.

પણ એની ચાવી આજના બારડોલીના વિજયના ગર્ભમાં રહેલી છે અને એથી હિંદુસ્તાનની તેત્રીસે કરોડ જનતાને એ લડતનો પૂરેપૂરો ઇતિહાસ, આદિથી અંત સુધી, સૌથી સરળ રીતે સમજાવવાની જરૂર છે. પણ એ બને શી રીતે ?

આવી જાતનાં કાર્ય માટે આ દેશ કેવા ઉપાયો લે છે તે જણાવવાની રજા લઉં છું. આ દેશ તમે જાણો છો તેમ અનેક કોમોનો બનેલો છે, અનેક પરદેશીઓ અહીં આવી વસેલા છે અને દરેકની માતૃભાષા પણ જુદી હોય છે. છતાં એણે એકતા સાધી છે—કેલિફોર્નિયાથી માંડી ન્યૂયોર્ક સુધીનાં તમામ શહેરોમાં જ્યાં દિલ ચાહે ત્યાં ફરો—બધે તમને એક જ વસ્તુ દેખાશે. દરેકનો એક જ જાતનો પહેરવેશ, શું સ્ત્રી કે શું પુરુષ સૌએ સવારે બપોરે અને સાંજે, સમય ઋતુ અનુસાર શિયાળા ઉન્હાળા અને ચોમાસામાં એક જ જાતનાં કપડાં પહેરેલાં તમને દેખાશે, અને સવારે બપોરે અને સાંજે સૌ એક જ જાતની વાનીઓ ( dishes ) ખાશે, અને એ વાનીઓ તમને આ વિસ્તૃત દેશના ગમે તે ખૂણામાં હો ત્યાં એક જ ભાવે, એક જ જાતના રેસ્ટોરાંમાંથી મળી રહેશે. ભાષા પણ એક જ પ્રકારની બોલાશે અને મકાનો અને રસ્તાઓ એક જ પ્રકારના નજરે પડશે. આ એકતા વિવિધતાપ્રિય પરદેશીને થકવી નાંખે એટલી હદે પહોંચેલી જણાશે, છતાં એ એકતામાં અમેરિકાની સફલતાની ચાવી રહેલી છે. આ એકતા એણે કેમ સાધી, એને માટે એણે શા શા ઉપાયો લીધા, પોતાની કાર્યશક્તિની સરેરાશ બીજા દેશોના કરતાં કેમ ઊંચે આણી, એ બધા પ્રશ્નો મહત્ત્વના છે, પણ એનો ઉત્તર વિશેષ અભ્યાસ વિના આપવો અશક્ય છે એટલે હાલ તો માત્ર પ્રચારકાર્યનાં બે અંગો પર જ તમારું લક્ષ ખેંચીશ.

એક અંગ તે અમેરિકાનાં વર્તમાનપત્રો. તેમણે આ એકતા સાધવામાં જબરો હિસ્સો

---

ભળતા નથી અને તેમની સાથે એકદિલ થતા નથી. આ આરોપ શિક્ષિત પુરુષો કરતાં યે શિક્ષિત સ્ત્રીઓને વિશેષ લાગુ પડે છે. પૂ. શારદા બેન અને મુંબાઇની બે પારસી બેનોએ તથા બીજી બેનોએ આ નવો ચીલો પાડ્યો છે તે માટે તેમને અભિનંદન આપું છું. તેમનો ચેપ તેમના સમાજમાં ફેલાઓ એમ ઇચ્છું છું. બારડોલીનો આ પહેલો વિજય !

૧ આ કાગળ સમાધાનીનો સંભવ જરા પણ નહોતો દેખાતો તે વખતે લખેલો છે.

૨ 'ટાઇમ્સ'ના ખબરપત્રીએ આપેલી ખબર, અથવા વધારે સાચું તો 'ટાઇમ્સે' એવા મથાળા નીચે આપેલી ખબર આખી કેબલથી પરદેશ ગઇ તેથી પરદેશના માણસોએ કેવો વિચાર કર્યો હશે તે આ ઉપરથી કંઇક જાણી શકાશે.

આપ્યો છે એ નિર્વિવાદ છે. જુદાં જુદાં વર્તમાનપત્રો, ભલે પછી એક જ માલિકના હાથ નીચે હોય, એક જ સૂર કાઢે એથી એના વાંચનારના મન પર ઊંડી અસર થાય એ દેખીતું છે. એક જ જાતની ખબરો પિરસાય, એક જ જાતના અગ્રલેખો લખાય, એક જ જાતનાં fashion columns ખોલાય, એક જ જાતનો રસ (ભયાનક કે હાસ્ય) ચખાડાય, એક જ જાતની વાર્તાઓ લખાય, એક જ જાતની કવિતાઓ લખાય, એક જ જાતની જાહેરખબરો છપાય–એ અહીંના વર્તમાનપત્રોની વિશિષ્ટતા છે. નામ ન વાંચો ત્યાં સુધી આ વર્તમાનપત્ર બીજાથી જુદું છે તેની તમને ખબર પણ ન પડે—સિવાય કે તે બીજા પક્ષનું હોય. આની લોકમાનસ પર ઊંડી અસર થઈ છે.

પણ માત્ર વર્તમાનપત્રોથી જ અટકીને બેસી રહે એવા અમેરિકનો નથી. રવિવારે ચર્ચમાં જઇ શકાય કે નહિ પણ શનિવારે સાંજે 'દોસ્ત'ને સાથે લેઇ 'movie' (સીનેમા)માં જવું એ અહીંના યુવકોનો શિરસ્તો થઈ પડગો છે. આ શિરસ્તાનો અમેરિકન પ્રચારખાતાએ ખાસ ન્યૂસ એજન્સી ખોલી લાભ ઉઠાવવા માંડ્યો છે. દરેક 'Movie'ની શરૂઆતમાં કે અંતે વર્તમાનપત્રો જેને મોટા કાળા અક્ષરોમાં છાપે તેવા બધા યે બનાવો ચિત્રપટ પર રજુ થાય છે અને પ્રેસિડન્ટ કૂલિજનું કેવી રીતે સ્વાગત થયું, 'લિન્ડી' અને તેના વિમાનીઓ વિમાનમાં બેસી કેવી રીતે હવામાં ઊડ્યા, હુવરે અને અલ સ્મિથે એમના વિશાળ શ્રોતૃવર્ગ આગળ કેવી રીતે ભાષણો આપ્યાં, સેનેટની મીટીંગમાંથી સેનેટર બોરાહનું કેવી રીતે પ્રસ્થાન થયું વગેરે અનેક બાબતો તે ને તે જ દિવસે સાંજે ચિત્રપટ પર રજુ થાય છે અને લોકો પોત-પોતાની રૂચિ પ્રમાણે કોઇને તાળીઓથી તો કોઇને તિરસ્કારથી વધાવે છે. ટૂંકામાં વર્તમાન-પત્રો ઉપરાંત આ Movie Show પ્રચારનું પ્રબળ સાધન થઇ પડયું છે. રેડીઓનો પણ આવા પ્રચારકાર્ય માટે બહોળો ઉપયોગ થાય છે. આનું કારણ સામાન્ય લોકમાનસ છે.

અમેરિકામાં પણ સામાન્ય લોકમાનસ છે અને તે એ કે એ માનસ પર વાંચેલી કે સાંભળેલી વાત કરતાં નજરે જોયેલી વાતની તરત જ અસર થાય છે. સેંકડે નેવું ટકા સ્ત્રી પુરુષોમાં કોઇ વાત વાંચીને કે સાંભળીને તેને આબેહૂબ સત્ય સ્વરૂપમાં પ્રત્યક્ષ (visualise) કરવાની, તેની સાચી ઝાંખી કરવાની શક્તિ હોતી નથી. એ ઝાંખી કરવાની શક્તિ મનના મહા-પ્રયત્ને આવે છે અને એ શક્તિને જ પ્રતાપે મનુષ્ય મહાન ભક્ત કે વિજ્ઞાનશાસ્ત્રી, ઇતિ-હાસકાર કે સાહિત્યકાર બને છે. આથી સામાન્ય જનતા પર વર્તમાનપત્રો કે પુસ્તકો કરતાં ચિત્રપટની અસર તરત થાય છે અને તેને ભૂંસાતાં વાર વધારે લાગે છે. આનું કારણ માણસની આંખ એ એની સૌથી સજીવ ઈંદ્રિય છે. માણસ વાંચેલું ભૂલે છે, સાંભળેલું ભૂલે છે, પણ નજરે દીઠેલું ભૂલતાં તેને વાર લાગે છે, એ સૌનો અનુભવ છે. આને લીધે જ અમેરિકન પ્રચારખાતાએ આ ચિત્રપટના અંગ તરફ પોતાની નજર માંડી છે અને તે દ્વારા તમામ પ્રચારકાર્ય કરે છે.

આજે બારડોલીમાં જે સત્યાગ્રહ ચાલે છે તેનાં વિગતવાર અને રસિક વર્ણનો વર્તમાન-પત્રોમાં પ્રગટ થાય છે અને વર્તમાનપત્રો વાંચી શકે તેવા માણસો–સ્ત્રીઓ અને પુરુષો તેનો લાભ લે છે. પણ જેમને કાજે આ લડત લડાય છે તેવા ખેડૂતોમાંથી ૯૦ ટકા અજ્ઞાન છે, નિરક્ષર છે અને તેમને તેનું રહસ્ય સમજાવે તેટલાં માણસો પણ આપણી પાસે નથી તેમને પહોંચવાનો કોઈ માર્ગ હજી સુધી આપણે શોધ્યો નથી.

બારડોલીમાં કૅમેરા લઈને ફરતા સ્વયંસેવકો તરફ સરકારી માણસો પૂંઠ ફેરવે છે એમાં આ માર્ગનું સૂચન આપણને નથી મળતું ? એ લીધેલા ફોટાઓ ચિત્રપટ પર રજુ કર્યાથી અતિશયોક્તિનો કે જુઠાણાનો આરોપ મૂકી શકાશે નહિ તે તેઓ બરોબર સમજે છે અને એથી જ તેઓ પૂંઠ ફેરવે છે. પણ એને માટે તો ચોતરફ કૅમેરાઓ ગોઠવવાની અમેરિકન રીત અને માણસને ઘેરી લઇને ફોટો પાડવાની યુક્તિ ગમે તેવા મહારથીને પણ મ્હાત કરે તેવી છે. એરોપ્લેનમાં ઊડનારનો સાથે એરોપ્લેનમાં ઊડી ફોટો લેવો, મોટરમાં દોડનારનો સાથે મોટરમાં દોડી ફોટો લેવો, જહાજમાં મુસાફરી કરનારનો જહાજ પર ચઢી ફોટો લેવો—એ અહીં રોજની સામાન્ય વસ્તુ છે અને એમ જહેમતથી લેવાયેલા ફોટાની લાખો નકલો વર્તમાનપત્રોમાં અને ચિત્રપટ પર પ્રસિદ્ધ થાય છે.

બારડોલીમાં આવા કેટલાક ફોટાઓ લેવાયા છે તે એકત્ર કરી તેને ક્રમવાર ગોઠવી ચિત્રપટ પર રજુ કરવાથી નિરક્ષર જનતાને પણ આ લડતનું રહસ્ય સમજાવી શકાશે. નાનાં ગામોમાં જ્યાં વિશાળ ચિત્રપટની યોજના અશક્ય છે ત્યાં મેજીક લેન્ટર્ન * એટલે કે ચિત્ર વિસ્તારનો ઉપયોગ સહેલાઇથી થઇ શકે તેમ છે. અને સત્યાગ્રહની લડતમાં શી શી વિપદો સહન કરવી પડે છે તે—બારણાં બંધ કરી બારીઓ અને જાળી પાછળ બેઠેલા ખેડૂતો, તેમનાં બાળકો અને સ્ત્રીઓ, નિર્જન દેખાતી શેરીઓ, જપ્તી અમલદારો, તેમની જપ્ત કરેલી ચીજો, ભૂખે મરતી ભેંસો, જપ્તીની હરરાજીઓ, બારણે બેઠેલા પઠાણો, અધમૂઈ પાડીઓ, ઘરમાં સ્વસ્થ ચિત્તે બેસી માળા ફેરવનાર વૃદ્ધ ડોસાડોસીઓ, પઠાણોની નિર્લજ્જ ચેષ્ટાઓ, એમની ચેષ્ટાઓથી પીડિત બ્હેનો, અદાલતોના કેસો, હસતે મુખે જેલ જતા સ્વયંસેવકો, ખાલસા નોટિસો, વગેરે વગેરે—સ્વદેશી કંપનીના ચિત્રપટ પર રજુ થવાથી જોનારના મન પર જે અસર થશે તે માત્ર પત્રિકાઓ બ્હાર પડવાથી નહિ નિપજાવી શકાય. ભૂલથી પકડેલા પાડાઓ, મિ. દવે અને મિ. મોહનલાલ શાહ તથા મિ. અલમૌલા, કમિશ્નર મિ. સ્માર્ટ અને કલેક્ટર મિ. હાર્ટશોર્ન, બારડોલીને સ્ટેશને ઉતરતાં વાહનની તેમને વેઠવી પડતી હાડમારી, તેમના પર પહેરો ભરનાર સ્વયંસેવકો પરની તેમની રીસ, જપ્તીનો માલ ખરીદનાર સિપાઇઓ અને પટાવાળાઓ, જમીનો લેનાર દેશદ્રોહીઓ—આ સૌને ચિત્રપટ પર લાવીને લોકોને તેમનાથી સચેત રહેવા સમજાવી શકાય. સરકાર ગુન્હેગારનો ફોટોગ્રાફ લઇ પોલિસમાં જેમ બધે ફેરવે છે તેમ દેશના આ ગુન્હેગારોનો ફોટો લેઇ દેશ આખામાં તે ફેરવવો જોઇએ અને તેમના કાર્યની ટૂંકી માહિતી તેમના ચિત્ર સાથે આપવી જોઇએ જેથી તેમને ઓળખતાં વાર લાગે નહિ. હું બરોબર સમજું છું કે આ ફોટાઓ સહેલાઇથી મળે તેમ નથી, છતાં તે મેળવવા મુશ્કેલ પણ નથી.

ભાઈશ્રી ઇન્દુલાલ આજે એ સીનેમાના ધંધામાં પડ્યા છે. તેઓ ધારે તો આ દિશામાં ઘણું કરી શકે. સીનેમાના ધંધામાં આજે ઘણી સ્વદેશી કંપનીઓ કાર્ય કરી રહી છે. તેઓ પોતાના પ્રતિનિધિઓને કૅમેરા લેઇ બારડોલી મોકલે અને તેના ફોટાઓ દરરોજના ન્યૂસ તરીકે ચિત્રપટ પર રજુ કરે. તેમાંની કેટલીક 'બેનિફિટ નાઇટો' આપી જાહેર કામોને મદદ

* મેજીક લેન્ટર્ન માટે 'જાદૂઈ ફાનસ' એ રૂઢ પ્રયોગને ત્યજીને ચિત્રવિસ્તાર શબ્દ યોજ્યો છે.

આપતી આવી છે. તેઓ હવે એક ડગલું આગળ માંડે અને માત્ર આર્થિક મદદ જ નહિ પણ પોતાની મદદ પણ દેશને આપે. એથી કલાની જ નહિ પણ એમના સ્વદેશી નામની પણ સાર્થકતા થશે.

આપણા દેશનો ખોટો ચિતાર મિસ મેયો અને બીજા "હિતૈષીઓ" ચિત્રપટ પર રજુ કરે છે એવું ખૂસરાણુ મચાવી માત્ર બેસી રહેવું આપણુને લાજિમ નથી. તેઓ જાણે છે કે આ રીતે તેઓ સૌથી પ્રબળ પ્રચારકાર્ય કરી શકશે. આપણે પણ તેમનાં એ પ્રબળ સાધનોનો તેમની સામે ઉપયોગ કરતાં શીખવું જોઈએ. તેમનાં વર્તમાનપત્રોને આપણે આપણું સાધન બનાવ્યું છે તેમ આ ચિત્રપટોને પણ ઉપયોગમાં લેવાં જોઈએ. આપણા દેશમાં જ્યાં નિરક્ષર માણસોની સંખ્યા વિશેષ છે ત્યાં આ સાધનથી વિશેષ અસર ઉપજાવી શકાય અને અધકચરા સ્વયંસેવકની દરમિયાનગિરીને બદલે લોકોની પાસે સીધા પહોંચી શકાય.

ચીની પ્રોપેગેન્ડાએ અહીંના ચીની વિદ્યાર્થીઓ પર પણ અસર કરી છે. તેમણે જાપાનીસ માલનો બોયકોટ કર્યો છે અને દેશમાં પાછા ફરતાં જાપાનીસ સ્ટીમર મારફત નહિ જતાં બીજી સ્ટીમરોનો ઉપયોગ કરે છે. આપણો પ્રોપેગેન્ડા આવો જગતવ્યાપી ક્યારે થશે ?

લે. નંદલાલ શાહના પ્રણામ

# બારડોલીમેં*

હમારા ઇમતેહાં[1] લેતા હૈ દાવર[2] બારડોલીમેં;
મચી હૈ ધૂમ ક્યા દેખો વહ આકર બારડોલીમેં.
ફિદા હોને કે હૈ તૈયાર હર પીરોજવાં[3] મિલકર;
યે ફિરતે હૈં હથેલીમેં લિયે સર બારડોલીમેં.
જલાયે યા બહાયે[4] યા મીટાયે કુછ નહીં પરવા;
નહીં બદનામ હોંગે ક્રીસ્ત ભર કર બારડોલીમેં.
લીએ હયવાં[5] તો ક્યા પરવા હમારી જાન ભી લે લે;
ઝુકે હૈં સર લગા ખંજર સિતમગર બારડોલીમેં.
પકડલે ઔર જકડલે અય સિતમગર હાર તેરી હૈ;
હટાયેંગે તેરી જેલોંકો ભર કર બારડોલીમેં.
ઝમીને હિંદ કરતી નાઝ[6] હય ક્યાં ક્યા ચમન[7] વલ્લાહ[8];
વલ્લભભાઇ દીખાતે હૈ યે જવ્હર[9] બારડોલીમેં.

"ચમન"

* આ કાવ્ય વિજય પહેલાં મળ્યું હતું.
૧ પરીક્ષા. ૨ પરવરદિગાર. ૩ વૃદ્ધ અને જુવાન. ૪ ખેંચી જવું. ૫ ઢોર. ૬ નૃત્ય. ૭ બગીચો. ૮ ઈશ્વર. ૯ જવાહીર.

# એક પત્ર

'પ્રસ્થાન'ના વિદ્વાન તંત્રી જોગ,

આજે બારડોલીની સર્વત્ર વાહવા ગવાય છે તે વખતે જરા જુદી જાતનો સૂર એક તટસ્થ 'પ્રેક્ષક' તરફથી નીકળે તો તેને 'પ્રસ્થાન'માં સ્થાન મળશે એમ આશા રાખું છું.

આજ સુધી બારડોલી હિંદના એક મામુલી તાલુકા જેવો તાલુકો હતો. હવે તે આખા હિંદમાં અદ્વિતીય બન્યો છે, મોટો બન્યો છે.

અને જે મોટું બને છે, તેને બીજા ફાયદા હોય કે ન હોય પણ એક મોટો ગેરફાયદો છે કે તેના નાના અવગુણો પણ જગજાહેર થાય છે. પૂ. મહાત્માજી અને બીજા નેતાઓ તો બારડોલીને જૂની પ્રતિજ્ઞાઓ યાદ કરાવીને ત્યાં સુધી ચડવા કહે છે પણ હું તો કહું છું કે બારડોલી હવે નહિ ચડે તો ઉલટું હિંદમાં નિંદાશે, કારણ કે તેની બધી ખોડો હવે બહાર આવશે.

બારડોલીમાં બીજા પ્રાન્તો જેવી ખોડો તો છે, હોય, પણ કેટલીક બારડોલીની પોતાની છે. અને તેમાં સૌથી પહેલી રાનીપરજની સંસ્થા.

અહીં પહેલાં તો બધે જંગલ જ હતું. રાનીપરજ કે દુબળા કોમને પૂછતાં તેઓ કહી શકતા નથી કે કેટલા વરસથી તેઓ અહીં વસે છે, કે તેઓ ક્યાંથી આવ્યા છે? આવી જંગલી અવસ્થામાં તેઓ રહેતા હતા ત્યાર બાદ આજથી લગભગ ૭ કે સાત જમાના ઉપર ઉજળિયાત કોમે તેમનામાં પગપેસારો કર્યો, અને તેમની સ્વતંત્રતા ઝૂંટવી લઈ તેમને ગુલામ બનાવ્યા. આપણે અંગ્રેજોનો વાંક કાઢીએ છીએ કે તેઓ જ્યાં જાય છે ત્યાંની અસલ પ્રજાને કાં તો ભૂંસી નાંખે છે અને કાં તો તેના પર રાજ્ય કરે છે. આપણે પણ દુબળાઓ ઉપર આ જ જાતનો અત્યાચાર કર્યો છે. આપણી હિંદુ સંસ્કૃતિમાં હિંસક તત્ત્વ ઓછું છે, પણ તેથી તો દુબળા લોકો મરવાને બદલે આપણી સાથે વધારે ક્ષીણ થતા જઈ ધીમે ધીમે મરતા જાય છે. હાલની હિંદુ કોમમાં, આર્યસમાજને જો બાદ કરીએ તો, બીજી કોમમાં અપનાવી લેવાનું તત્ત્વ છે જ નહિ. આવા સંજોગોમાં આપણે બહારથી એમ બૂમો માર્યા કરીએ કે મુસલમાનો હિંદુઓને વટલાવે છે, પણ અંદરથી હિંદુસમાજના બધા લોક સરખા—એટલો સમતાનો સિદ્ધાન્ત પણ ન સ્વીકારીએ, તો હરકોઈ હલકી કોમને હિંદુ ધર્મના વાડામાં આવવાથી શું સાન્ત્વન મળી શકે? આધ્યાત્મિક જ્ઞાન ઊંચી ગણાતી નાતોનું જ, સારા રીતરિવાજો તે અમારા જ, સારી નીતિ તે પણ અમારી જ, અને હિંદુ લોકની હલકી ગણાતી કોમોની તો તદ્દન ઉપેક્ષા જ!!—આવું જ્યાં હિંદુ ધર્મનું સ્વરૂપ હોય ત્યાં મારા જેવાને પણ એમ લાગી આવે તો નવાઇ નહિ કે આટલા સડેલા સમાજમાં રહેવા કરતાં હિંદુ ધર્મમાં જ ન રહેવું તે વધારે ઇષ્ટ છે. આપણે આપણું સમાજનું જડતર સુધારવું જ પડશે, અને મુસલમાની કોમમાં જે સમતાનું તત્ત્વ છે તે આપણે ગ્રહણ કરવું જ પડશે.

દુબળાઓ વિશે હું બીજું શું લખું ? સરકાર સામેની આ આર્થિક લડતમાં લોકોએ જે બહાદુરી, બુદ્ધિ, આત્મભોગ દર્શાવ્યો તેનો દશમો ભાગ પણ દુબળાઓની બાબતમાં લોકો બતાવે તો દુબળાઓ મુક્ત થઇ જાય અને આખા તાલુકાનું કલ્યાણ થાય. યુનાઇટેડ સ્ટેટ્સમાં ઉત્તર અને દક્ષિણનાં સંસ્થાનો સામસામાં લડ્યાં ત્યારે ગુલામની પ્રથા બંધ પડી હતી. પણ જાપાને તો પોતે જ પોતાની મેળે હક્કો છોડી આખી પ્રજાને મુક્ત કરી હતી. બારડોલી તેમ કરે તો એક યશસ્વી દાખલો આપણા ઇતિહાસમાં નાના ધોરણ ઉપર બને. અને અત્યારે નથી સમજાતું પણ અમેરિકામાં જેમ ગુલામની પ્રથા બંધ થવાથી આખા દેશને ફાયદો થયો હતો તેમ અહીં પણ બધાને ફાયદો થાય.

અત્યારે આ દુબળાની સંસ્થાથી નથી આર્થિક લાભ કે નથી નૈતિક લાભ. નૈતિક દૃષ્ટિએ કોઇ પણ બીજા માણસ પાસેથી ગુલામી કરાવી પોતે તર થવું તેથી પતન થાય જ છે. અને સાંભળું છું તે સાચું હોય તો કોઇ કોઇ જગાએ તો ધણિયામાઓ દુબળાની સ્ત્રીઓ સાથે પણ અનીતિનો વ્યવહાર કરે છે. આમ કરવાથી આખો સમાજ પતિત થાય છે. તે જવા દઇએ, પણ આમાં આર્થિક પણ નુકસાન જ છે.

દુબળો માંદો પડે અને 'ખાવટી' (મફત જુવાર) માગે, ખેતરમાં બરોબર કામ ન કરે, દુબળો અને તેના ધણિયામામાં આળસ વધે, જીવનમાં કંઇ કરવાનો ઉલ્લાસ ન રહે, અને બધા ખુવાર થતા જાય તેમાં શો સાર છે ? અત્યારે અમેરિકાના ગુલામોની પેઠે કદાચ દુબળાઓ પોતે મુક્ત થવા નહિ ઇચ્છતા હોય, પણ એકવાર તેમને મુક્તિ મળે તો બારડોલીમાં એટલા આશ્રમો છે કે તેમને યોગ્ય રસ્તે ચડાવી તેમાંથી એક ઉદ્યોગી, મહેનતુ પ્રામાણિક પ્રજા ઉત્પન્ન કરી શકે. પણ લોકો એવી મુક્તિ ન આપે તો પછી, આ આશ્રમોએ ધીરે ધીરે દુબળાઓને કેળવણી આપી સુધારતા જવાનો જ રસ્તો રહ્યો. પણ તેમાં બારડોલીની શી આબરૂ ? તેમને શું માન મળવાનું ? તેમનું કેવું દેખાવાનું ?

બારડોલીની પ્રજાએ સરકાર સામેની આ જીતમાં ફત્તેહ મેળવી. પણ બારડોલી તાલુકાની પ્રજા આપણી બીજી પ્રજા જેવી જ છે. કસરત કરવાથી શરીર સારાં થાય એટલી વાત કેટલાંએક ગામનાં લોકોનાં મનમાં ઠસાવતાં દિવસો લાગેલા. આપણા ઉચ્ચ નીચના ખ્યાલો કેટલા ખોટા છે, કેટલા ઊંધા છે તે વિશે કેટલીક ચર્ચા થતાં લોકોને આ વિચારો બંડખોર લાગેલા. એકે કહ્યું–પેલી સરકાર જીતવી સહેલી હતી, પણ આ અમારી સરકાર જીતવી વલ્લભભાઇને પણ મુશ્કેલ થઈ પડવાની !

હિંદનાં તમામ ગામડાંઓ સમક્ષ મોટો સવાલ ઊભો છે તે અહીં પણ દેખા દે છે, અને તે બેકારીનો. શહેરોની બેકારીનો સવાલ મને તદ્દન જુદો લાગે છે, કારણ શહેરનું અને ગામડાનું અર્થશાસ્ત્ર તદ્દન જુદાં છે. શહેરમાં કોઇ માણસને કામધંધો નહોય તોપણ કોઇ ટ્યૂશન, છુટક કામ, કે મજૂરી કે નાની શી દુકાન ઉપર બેસીને પોતાના સવાલનો નીવેડો લાવી શકે છે. વળી શહેરમાં જરા હરફર વધારે હોય છે, અને કોઇને એકાદ બે માસ બેકાર રહેવું પડે તોપણ તેની બુદ્ધિનો તદ્દન નાશ થતો નથી. પણ અહીં ગામડાંમાં બેકારી ભયંકર છે. અહીંથી તહીં ફરવાનું, ટેલટપ્પાં મારવાનાં, કુથલી કરવાની, અને આખા દિવસમાં કશું કામ નહિ ! ! અને આ બેકાર વર્ગ તે જુવાનીઆઓનો છે. જરાક આધેડ વયના

લોકો ખેતીના કામમાં લાગ્યા હોય, ત્યારે પાંચ છ અંગ્રેજી ચોપડી ભણેલા, અર્ધદગ્ધ, શારીરિક કામ ન કરી શકે એવા અશક્ત જુવાનીઆઓ આખા ગામમાં આવી રીતે રખડયા કરે! માબાપ જો તેને શહેરમાં મોકલે તો તેને જે ૨૦ કે ૨૫ રૂપિયાની નોકરી મળે તેમાં તેનું ભરણપોષણ કરવા ઘેરથી રૂપિયા મોકલવા પડે! વધારે અનિચ્છવા યોગ્ય બીના તો એ છે કે આ યુવાન વર્ગની અનિષ્ટ અસર નિશાળમાં ભણતાં નાનાં છોકરાંઓ ઉપર પણ થાય છે! ગામડાંમાં જે આ પ્રકારની બેકારી છે તેનો શો ઉપાય કરવો તે વિશે કોઈ આપના વાચકવર્ગમાંથી જવાબ આપશે?

પરંતુ આ બેકારીની એક ઊજળી બાજુ પણ છે. જમીનનું સાધન જે પ્રમાણમાં પ્રજાની વૃદ્ધિ થાય છે તે રીતે બધાને પોષી શકે તેમ નથી; અહીંઆના કેટલાએક સાહસિક લોકો પરદેશ ચાલ્યા જાય છે. પરદેશથી એ લોકો હમેશાં પૈસો લાવે છે કે નહિ એ એક સવાલ છે: બધા સદ્‌ગુણો તો લાવતા નથી એ નક્કી છે. તોપણ પરદેશ ખેડવાથી અમુક સાહસિકપણું અને અનુભવજન્ય જ્ઞાન ખેડાય તે ઇચ્છવા યોગ્ય પરિણામો છે. જમીનની ખેતીમાં હવે કંઇ કસ રહ્યો નથી એનું કારણ એ પણ હોય કે દરેક ધંધામાં આપણે પશ્ચિમની પદ્ધતિ સ્વીકારી છે જેમકે કેળવણી, વકીલાત, દાક્તરી ધંધો, કે પછી મીલઉદ્યોગ. માત્ર ખેતીના ધંધામાં આપણે આપણા જૂના અર્થશાસ્ત્રને વળગી રહ્યા છીએ. જ્યારે વિદ્વાન લોકો એમ કહે છે કે પશ્ચિમના અર્થશાસ્ત્રની સામે આપણા અર્થશાસ્ત્રના સિદ્ધાંતો ટકી શકતા નથી, ત્યારે તેમને કદાચ ભાગ્યે જ ખ્યાલ હશે કે આ અર્થશાસ્ત્રોનો સંગમ કે સંઘટ્ટન ખેડુતને ઘેર થાય છે, અને એના જ ઉપર બધો માર પડે છે. બેકારીનાં જે બે પરિણામો ઉપર કહ્યાં તેથી ગ્રામજીવન ઉપર અતિ માઠી અસર એ ઊપજે છે કે ગામડાંઓ ભાંગતાં જાય છે! એટલે કે હિંદના જીવનનું મૂળ જ સડતું જાય છે! આનો કંઇ ઉપાય ખરો?

અત્યારે મને હવે બારડોલીનાં માણસો બીજા જેવાં સાધારણ દેખાવા લાગ્યાં છે. ફરી પાછાં જૂને ચીલે બધાં ચાલવા લાગ્યાં દેખાય છે. પણ તેમ છતાં હું નાસીપાસ નથી થતો. આ જ સાધારણ મનુષ્યોમાંથી સત્યાગ્રહ વખતે વીરતા પ્રગટી હતી તો પાછી ફરીને વીરતા પ્રગટીને સામાજિક શુદ્ધિ પણ કરશે એમ આશા રાખું છું. બારડોલીના લોકોને એટલું તો સમજાયું જ હશે કે અત્યારે તેમની પાસે હિંદની અપેક્ષા ઘણી વધી છે. અને ભવિષ્યની પ્રજા તેમના આ સત્યાગ્રહ માત્રથી તેમની કિંમત નહિ આંકે પણ હવે પછી તેઓ કેવી રીતે પ્રગતિ કરે છે તે ઉપરથી આંકશે. બારડોલીના સત્યાગ્રહનો મુદ્દો કેવળ આર્થિક હતો, પણ પોતાના તાલુકાની દલિત કોમોના ઉદ્ધારમાં જ બારડોલીની ખરી ઉદારતાની કસોટી થશે.

એક પ્રેક્ષક

# સ્વૈ ર વિ હા ર

જૂની વાર્તામાં એવી ઘણી સતીઓ આવે છે જે 'નર નામનું' અનાજ ન ખાતી. કદાચ આનો અર્થ સમજાવવો પડશે. 'નર નામનું' અનાજ એટલે જે અનાજનું નામ નરજાતિનું હોય એવું અનાજ, જેમકે ચોખા, ઘઉં, મગ, વગેરે. એવી સતીઓથી તુવરની દાળ, બાજરીની ભાખરી, (રોટલા નહિ હોં!) ખવાય અને કેટલીક સતીઓ પર-પુરુષને મોં ન દેખાડતી. જો પરપુરુષનો પડછાયો જોવાઇ જાય તો તેને ઉપવાસ પડે, કદાચ ચાન્દ્રાયણ વ્રત કરવું પડે, કદાચ કાષ્ઠભક્ષ કરીને દેહ પાડવો પડે.

આપણી સરકાર પણ એવી સતી સ્ત્રી જેવી છે. સરકાર પણ નારી જાતિનો શબ્દ છે ના! તેણે નક્કી કર્યું કે બારડોલીમાં ખેડાથી અને ભરૂચથી અને અમદાવાદથી આવેલા કાર્યકર્તાઓ પરજીલ્લીય છે, પર પુરુષો છે. તેમની સામે સુરત મુકામે બારડોલી ડેપ્યુટેશનનાં બધાં સભ્યો પરજીલ્લીય હતાં એટલે સમાધાન થયું. ન સમાધાનીની પણ વાત ન થઈ શકે. આ વખતે પણ સમાધાનીની બધી વાત પોતાના માણસો, સુરતના કૌંસિલના સભ્યો સાથે જ કરી. પર માણસોનું મોઢું ન જોયું તે ન જ જોયું.

વલ્લભભાઈ સાથે શરતોની વાટાઘાટ થઇ હોત તો સરકારને ઘણી અગવડ પડત. વલ્લભભાઇએ જે જે શરતો સમાધાનીની આપી હતી તેમાંની બેએક શરતો, તલાટીને પાછા રાખવાની અને જમીન પાછી આપવાની શરતો કે ગમે તે, સરકારને મહેરબાની દાખલ આપવી હતી. વલ્લભભાઇ હોત તો, તેમણે તો એ શરતો પહેલેથી જ માગી હતી, એટલે તેમની સાથે તો આ મહેરબાની શી રીતે બતાવાત? સુરતના સભ્યો સાથે તો પ્રથમ લોકોએ સરકારની શરતો માન્ય રાખી એમ નક્કી થયા પછી બીજી શરતો મહેરબાની દાખલ સરકારે પછી આપી એમ બતાવી શકાયું.

હું ભૂલ્યો "બતાવી શકાયું" નહિ, પણ બોલી શકાયું, જાહેર કરી શકાયું. સરકારને તો જાહેર કરવા સાથે જ વાત છે ના? પ્રતિજ્ઞાઓ પણ સરકાર અનેક જાહેર કરીને જ સંતોષ માને છે, અમલ કરવા સાથે તેને કામ નથી. આ બાબતમાં શરતનો અમલ થશે એટલું જાહેર કરવામાં જ સરકારે સંતોષ માન્યો. સુરતના સભ્યોના કાગળનું એક વાક્ય, અને એ એક વાક્યના ત્રણ શબ્દો—will be fulfilled—માં આખી સમાધાની સમાપ્ત થાય છે. સભ્યોને થોડી જ શરતો પાળવી હતી? પાળવા માગે તો પણ તે બાપડાને થોડી જ તે પાળવાની સત્તા હતી? એટલે તેમણે સરકારને લખ્યું, 'શરતો પળાશે.' ગમે તેમ કંઈક તો જાહેર થઈ શક્યું. 'શરતો પળાઈ છે' એમ લખે તો તો વલ્લભભાઈ ખાસા ઠંડે પેટે કહે એમ હતું: 'શરતો પળાઈ ચૂકી હોય તો અમારે કાંઈ કરવાનું રહેતું નથી' એટલે 'શરતો પળાશે' એમ લખાવીને 'શરતો પળાઈ' એમ જાહેર તો કરી શકાયું! અને એ જાહેર થયું એટલે સરકારે મહેરબાનીની રાહે બાકીનું કર્યું.

એવી જ રીતે મહેરબાનીથી સરકાર સ્વરાજ આપે તો પણ તે સ્વીકારવામાં અમારે

નાગોરશી નથી. સરકાર તો જે કરે છે તે બધું મહેરબાનીથી જ કરે છે. જેમ સરકાર કશું ખોટું કરી શકતી નથી, તેમ તે જે કરે છે તે સર્વ મહેરબાનીથી જ કરે છે એમ અમે તો ઘણા વખતથી જાણીએ છીએ.

સરકાર પાસેથી આપણે આ બાબત શીખવા જેવી છે. ધારો કે તમારે ખાતે ધર્મરાજાને ત્યાં એક પાઇ પણ પુણ્યની જમા થઈ ન હોય, તો હજારો રૂપિયા પુણ્યના ખાતામાં જમા કરવાની એક યુક્તિ બતાવું. તમારે ઘરમાં કંઈ ચીજ લાવવાની છે? ઘઉં, સાકર, સ્હા, શું જોઈએ છીએ? તે ચીજોની કિંમત જે થાય તે તમારે દુકાનદારને દાનમાં આપવી, અને દુકાનદાર તમને તે તે ચીજો દાનમાં આપે! બન્નેનાં દાનખાતાંમાં હજારો અને લાખ્ખો રૂપિયા જમા થઈ જવાના. પછી સ્વર્ગમાં તમારે કશાની ખોટ નહિ પડે! હું તમને બે પૈસા દાનમાં આપું, તમે મને એક પેનસિલ દાનમાં આપો. ધર્મરાજ પણ આ યુક્તિ નહિ સમજી શકે. તેને ત્યાં સારા હિસાબનીશો નથી. એક વાર એક વાણિયાએ ભગવાનને ફોસલાવી સ્વર્ગ લઈ લીધું હતું તે યાદ છે? અને કણબીઓએ શંકરને છેતર્યા હતા તે જાણો છો?

× × ×

એક દિવસને સમે મારે થોડા માઇલ દૂર સ્ટેશને પહોંચી ગાડીમાં બેસવું હતું. જવાને વાહન માટે એક ઘોડું હતું. ઘોડું સારું હતું પણ મને ચલાવતાં આવડે નહિ એટલે, ટ્રેન મળે કે ન મળે પણ, ઘોડું ચાલે તેમ તેને ચાલવા દેવાનો નિશ્ચય કરી હું બેસી રહ્યો. પણ મારા નસીબમાં તે દિવસે વહેલાં સ્ટેશને પહોંચવાનું હતું. ઘોડું ભડક્યું અને

હય ભડકતાં, માથેથી હા, ઉડી પડી પાઘડી,
ઘુંટણની નીચે, રાખી'તી તે, સરી પડી લાકડી.

મેં નહિ પણ ઘોડાએ સ્વૈરવિહાર કર્યો. આપણે પણ ન પડવા માટે બરાબર ચોંટીને બેસી રહ્યા, અને ઘોડું એની મેળે ભડક પૂરી થઈ એટલે ધીમે ચાલવા માંડ્યું. પણ તેમાં મને ઘોડા પર બેસતાં, ઘોડું દોડાવતાં આવડી ગયું. મેં કહ્યું હવે મારો વારો. સ્ટેશને રાહ જોઈને થાકી ગયો એટલો વહેલો પહોંચ્યો.

બારડોલીના ખેડુતોને પણ માત્ર જોઈતી હતી વધેલી કીસની ફરી ખુલ્લી તપાસ. પણ સરકાર ભડકી. લોકોએ જોઈ લીધું કે સરકાર ભડકે ત્યારે શું કરે અને શું ખમવું પડે, હવે કદાચ એ જ ઘોડા ઉપર સ્વરાજ સુધી સ્વારી કરીને જવું હોય તો વખતસર એ પહોંચાડે ખરું.

× × ×

બારડોલીની લડત પૂરી થઈ. કેટલાય માણસો માત્ર બારડોલીના નવીન જાણવા માટે જ વર્તમાનપત્રો આતુરતાથી વાંચતા તેમને વાંચવાનો વિષય બંધ થયો. હવે તો બારડોલીનો ઇતિહાસ લખાશે ત્યારે લોકો પાછા વાંચશે. અને અત્યારે થોડા દિવસ તો લોકો ઇતિહાસ પણ નહિ વાંચે. બારડોલીની ફતેહની ધૂનમાં જ થોડા દિવસ રહેશે.

ખેડા, નાગપુર, બોરસદ બધાના કરતાં બારડોલીનો ઇતિહાસ વધારે સારી રીતે

પણ હજી તો બારડોલીનો સત્યાગ્રહ માત્ર પૂરો થયો છે, તેનો ઇતિહાસ તો બાકી છે. બારડોલીનો ઇતિહાસ માત્ર સરકારે નવી કીસની નોટિસો કાઢી ત્યારથી નથી શરૂ થયો. તેનો પાયો તો નરહરિભાઇએ બારડોલીમાં રહી ખેડુતોની સ્થિતિનો અભ્યાસ કરી તેના આંકડા મેળવી નવજીવનમાં છપાવ્યા ત્યારથી શરૂ થયો હતો. વચમાં સત્યાગ્રહનું પ્રકરણ આવી ગયું. હવે પાછો બારડોલીનો પ્રશ્ન ત્યાં ને ત્યાં આવી ઊભો રહ્યો છે. હવે ફરી આંકડાથી લડવાનું આવ્યું છે. એ લડત પૂરી થયા પછી બારડોલીનો ઇતિહાસ લખાશે. ઘરનો પાયો જેમ દેખાતો નથી તેમ નરહરિભાઇનો અભ્યાસ અત્યારે બારડોલીની લડતમાં દેખાતો નથી પણ ઇતિહાસ તો ત્યાંથી શરૂ થશે.

×　　×　　×

બારડોલીની વાતથી પરવાર્યો ત્યારે હવે બાકી શું રહ્યું? મહાદેવભાઇએ વલ્લભભાઇનું એક રેખાચિત્ર દોર્યું છે. મને લાગે છે હું પણ કેમ ન દોરૂં? ભલે ને મને એમનો ઓછો પરિચય હોય, પણ એવા જાહેર માણસને હું બિલકુલ ન ઓળખતો હોઉં એમ તો ન જ બને! માત્ર એટલું જ કે આ સ્વૈરવિહાર છે. બીજાઓ પોતાની હકીકત સાચી મનાવવા કે સાચી હકીકત બહાર પાડવા લખે છે, મારે એવો એક પણ હેતુ નથી. હું તો માત્ર સ્વૈરવિહાર કરવા જ લખું છું.

મહાદેવભાઈએ પોતાના રેખાચિત્રમાં આદર્શવાક્ય લખ્યું નથી પણ હું તો લખીશ, અને તે નીચે પ્રમાણે—

તમે જેમ જેમ લડતા જશો તેમ તેમ લડતની મીઠાશ સમજતા જશો

વલ્લભભાઈના જીવનનો રસ લડત છે.

લોકો કહે છે કે કવિઓ જન્મે છે, કવિ બન્યું બનાતું નથી. વળી કોઇ કહે છે કલાકારો જન્મે છે, કલાકાર થયું થવાતું નથી. હું કહું છું યોદ્ધાઓ જન્મે છે, યોદ્ધા થયું થવાતું નથી.

વલ્લભભાઈ જન્મથી જ એક યોદ્ધા છે. ઇંગ્લંડમાં પાસ થઇને આવ્યા અને અહીંના જજ્જ ઉપર ભલામણ પત્ર મળેલો હતો છતાં સરકારી નોકરી ન લીધી અને પાછા વકીલ શા માટે થયા? તેમને લડવાનું જોઇતું હતું. જજ્જ થઇને એક જગ્યાએ બેસીને બીજા લડે એ જોઇ રહેવું કોને ગમે?

માણસો અનેક દૃષ્ટિથી જગતના વિભાગો પાડે છે. વૈદિક કાલમાં જગતના "ચાલતાં અને ઊભાં રહેનારાં" "ખાનારાં અને નહિ ખાનારાં"[1] એવા ભાગો પાડેલા છે. મિલકત વાળાઓ તેનો સ્થાવર અને જંગમ એવા ભાગો પાડે છે. કોઇ સુખી અને દુઃખી એવા ભાગો પાડે છે. કોઇ વળી સ્ત્રી અને પુરુષ એવા ભાગો પાડે છે. કોઈ સંતપુરુષો વળી સારા અને નરસા એવા ભાગો પાડે છે. મેં એક વખત લાંબું લખનારા અને ટૂંકું લખનારા એવા ભાગો પાડયા હતા. વલ્લભભાઇ પોતાના પક્ષના અને પોતાના વિરુદ્ધ પક્ષના એમ ભાગ પાડતા હશે. એ જ દૃષ્ટિથી એ બધાનો વિચાર કરતા હશે. તેમને કહો "અહો વલ્લભભાઈ, આટલે વરસે પણ તમારા દાંત સાબૂત છે!" તો કહે "મારા શત્રુઓના દાંત

---

१. जगन्मस्तस्थुषश्च । साशनानशने ।

પાડ્યા પછી મારા દાંત તો પડવાના !" ભાઈબંધ સકલતવાલા અહીં આવ્યા. અસહકારના કાર્યક્રમ પ્રમાણે કામ કરીને, અને નહિ કરીને, ઘણાએ કંટાળી ગયેલા હતા. ઘણાને માત્ર વૃત્તિની ચંચલતાથી નવી વાતો સાંભળવાનું મન થયું હતું. તેઓ બધા સકલતવાળાની વાતોથી મુગ્ધ થઇ ગયા. વલ્લભભાઇનાં પાસાં સેવનારા પણ ઘણા લાગણીથી તણાઈ આ ભાઇબંધને આદરથી જોવા માંડ્યા. પ્રેમાભાઇ હૉલમાં સકલતવાળાનું ભાષણ રખાયું. આખો હૉલ ચિકાર ભરાયો હતો. સકલાતવાળા પણ સરસ રીતે ભાષણ કરતા હતા શ્રોતાઓનાં હૃદયને હલાવતા હતા. ત્યારે વલ્લભભાઇ એ આખા હૉલમાં એટલું જ જોતા હતા કે આમ ભાષણથી હલી જાય છે તે માણસો સત્યાગ્રહની લડત કેવી રીતે લડી શકશે ? તેમણે એક ક્ષણમાં જોઈ લીધું હતું કે સકલાતવાળાની વાત ઈંગ્લંડમા ગમે તેટલી કાર્યકારી હોય પણ અત્યારે હિંદને માટે જરા પણ ઉપયોગની નથી. થઇ રહ્યું. એ સકલાતવાળા વલ્લભભાઇની દુનિયાંમાં જાણે છેજ નહિ ! હિંદના એકે એક મોટા શહેરે તેમને માન આપ્યું પણ વલ્લભભાઇનું રૂંવાડુંએ ફરક્યું નહિ. જે એમની લડાઇની દુનિયાને લગતું નથી તેનું અસ્તિત્વ જ નથી. માત્ર બુદ્ધિવિલાસની ખાતર તેમને કશું જાણવાની ઇચ્છા થતી નથી. શેરલૉક હોમ્સનો વાર્તાકાર એક જગાએ તેના જ્ઞાનની અને અજ્ઞાનની યાદી કરે છે. તેમાં જે જે, ગુન્હા પકડવાને જરા પણ ઉપયોગી હોય તેનું જ્ઞાન સોએ સો ટકા, અને જે તેને માટે ઉપયોગી ન હોય તેનું પૂરેપૂરું અજ્ઞાન. શેરલૉક હોમ્સને પૃથ્વી સૂર્ય આસપાસ ફરે છે કે સૂર્ય પૃથ્વી આસપાસ ફરે છે તેની ખબર નહોતી. એ બાબતમાં વલ્લભભાઇ મહાત્માજીને મળતા છે. મહાત્માજીએ જેમ આખી દુનિયાંને પોતાના જીવનના મુખ્ય ધ્યેયથી વ્યવસ્થિત કરી છે, જેમ તેઓ એ જ દૃષ્ટિબિન્દુથી સર્વ વસ્તુઓની કિંમત આંકે છે, તેમ વલ્લભભાઇ પણ પોતાના જ પ્રયોજનથી સર્વ વસ્તુઓની કિંમત આંકે છે. શેરલૉક હોમ્સને જ્યારે ગુન્હાની શોધ કરવાનું ન હોય ત્યારે ગમતું નહિ, અને નિશો કરીને સૂઇ રહેતો; તેમ વલ્લભભાઇને લડવાનું ન હોય તો જરૂર એ પણ બીડી પીને સૂઇ રહે. પણ વલ્લભભાઇ શેરલૉક હોમ્સ કરતાં વધારે નસીબદાર છે. શેરલૉક હોમ્સને ગુન્હા તપાસવાને મળતા તે કરતાં આ હિંદમાં તેમને વધારે યુદ્ધક્ષેત્રો મળી રહે છે અને રહેશે. હિંદમાં તો લડવાનું એટલું છે કે તેઓ બીડી પીવાનું પણ ભૂલી જાય. અસહકાર તો લડાઇનો જ કાર્યક્રમ હતો. તેનો ખરો કાર્યક્રમ મંદ પડ્યાં, મ્યુનીસિપાલીટીમાં ગયા ત્યાં પણ યુદ્ધ જ યુદ્ધ, કૅંપ માટેના પાણીના પૈસા લડીને લીધા, વધારે શું તેમને ક્ષણે ક્ષણે યુદ્ધ કરવું પડ્યું છે. મ્યુનીસિપાલીટીના જુદા જુદા પક્ષોમાં યુદ્ધ, બહાર સરકાર સાથે યુદ્ધ, અને અસહકારના ગણાતા પક્ષમાં પણ તેમને કેટલાં યુદ્ધ કરવાં પડ્યાં હશે તે તો તેમનું મન જ જાણે. અને તે તેમનું જ મન જાણે. એમના યુદ્ધમાં એમને સલાહકારો ઘણા ઓછા હશે એમ માનું છું. એમને સલાહ લેવી ગમતી પણ નહિ હોય. કદાચ સલાહ માગે તો તેમને આપી શકે તેવા પણ વિરલ જ હશે–કદાચ નહિ હોય. તેમની લડતમાં તેમને મદદ કરે તેવા હશે પણ સલાહ આપે તેવા નહિ હોય. અને વલ્લભભાઇને એકલાં સૂઝવું જ ફાવે છે. જેમ કેટલાક લેખકો જાતે એકાંતમાં લખી શકે છે પણ બીજા પાસે લખાવી નથી શકતા, તેમ વલ્લભભાઇ જાતે વ્યૂહો રચી શકે છે, બીજા પાસે રચાવી નહિ શકતા હોય. જેમ તેમના ઘરમાં ઓરડાની સીમામાં વેગથી અહીંથી તહીં તેઓ આંટા મારે છે તેમ જ, મહાત્માજીએ આંકી આપેલી મર્યાદામાં તેઓ

વિચારના વેગમાં અહીંથી તહીં આંટા મારે છે. અને ગાડું ચીલે પડી જાય એટલે લાંબા થઇ સર્વ મનોરથોની લગામો ઢીલી મૂકી દઈ ગાદી ઉપર આરામથી પડતા હશે.

તેમના જેવા નસીબદાર કોઈક જ હશે. મ્યૂનીસિપાલીટીની લડતો પૂરી થવા આવી. ત્યાં રેલસંકટ ઊભું થયું. તેમાં આસમાની સુલતાની બન્ને સામે લડવાનું હતુંઃ કુદરતની સામે લડવાનું હતું તેટલું જ સરકાર સામે પણ લડવાનું આવ્યું. સરકારની સામે ખરેખરૂં યુદ્ધ જ કરવું પડયું છે. અને તેમાં એક કરોડ તેમણે સરકાર પાસેથી કઢાવ્યા. એ પૂરૂં થયું. બીજી તરફ મ્યૂનીસિપાલીટીમાંથી તેમણે રાજીનામું આપ્યું તે પહેલાં બારડોલી રણક્ષેત્ર તૈયાર હતું!

અને એમના યોદ્ધાપણા વિશે શંકા હોય તો છેવટ મહુલીકરે લીધેલો એમનો ફોટો જુઓ. મહાત્માજીનો સાચો ફોટો લેવાનું ભાગ્ય એમને મળ્યું હતું, અને વલ્લભભાઇનો સાચો ફોટો લેવાનું ભાગ્ય પણ તેમને જ મળ્યું. મહાત્માજી કેમેરામાં પકડાય એવા નથી, માત્ર મહુલીકરના કેમેરામાં જ પકડાયા છે. તેમની બેસવાની રીત જોતાં તેઓ હિંદની પ્રાચીન પ્રણાલિકાના સંત જેવા દેખાય છે. જાણે બેસવાને જગતમાં વધારે જગા લેવાને પણ નારાજ હોય એમ સંકોચાઇને, કોઇને પણ હાનિ ન થાય એવી સંભાળથી બેઠા હોય તેવા દેખાય છે. તેમના બેસવામાં આપણા જૂના સંતો જેવી જ, આમ બેસવાથી કેવા દેખાશું, તેની બેદરકારી દેખાય છે. તેમ જ તેમની આંખની અગાધ ઊંડાઇ તેમાં દેખાય છે. મહાત્માજીનો તરવરાટ, અને આંખોનો ચમકારો, ઘડી ઘડી બદલાતું હાસ્ય પણ એટલાં જ લાક્ષણિક છે પણ કેમેરામાં આ ગતિઓ તો કદી આવી જ ન શકે. પણ આત્મગહનમાં ડુબકી મારતાં તેઓ સ્થિર થયા તે વખતે કેમેરામાં ઝડપાઇ ગયા. તેમ જ વલ્લભભાઇનું, સામેનાને ભડાકાથી ઉડાડી દે તેવું અટ્ટહાસ્ય તો કેમેરામાં પકડાય એવું નથી, પણ આ બેઠક કેમેરામાં પકડાઇ ગઇ. જુઓ બાંયો ચડાવેલી છે. જાણે હમણાં જ એક યુદ્ધ પૂરૂં કરીને બેઠા છે અને બીજા યુદ્ધની રાહ જુએ છે. ભાષણ કરતાં પણ જાણે પરપક્ષ મૂર્તરૂપે તેમની સામે ખડો હોય, તેમ, સામેનાનો ઘા કયાં પડવાનો છે તે જોવા તીક્ષ્ણ નજર નાંખતા નાંખતા, બાંયો ચડાવતા જાય છે, અને એ પક્ષકારને જ જાણે પડકારતા જતા બોલતા હોય, જાણે એક ઘાથી પડેલો ફરી વાર ઊભો થાય તે પહેલાં બીજો ઘા કરતા હોય તેમ, દલીલ ઉપર દલીલ, કટાક્ષ ઉપર કટાક્ષ, પ્રહાર ઉપર પ્રહાર મારતા તેઓ બોલે છે, અને શ્રોતાઓ પણ તત્ક્ષણ તો સડક બની જાય છે. એકાદ ક્ષણ પછી તેમને તાળીઓ પાડવાનું સૂઝે છે.

સમાધાનીનું ખરૂં માન કોને ઘટે એ સંબંધી સૌ જુદા જુદા તર્કો કરે છે. હું કહું છું, આગ્રહ કરીને તમારે વલ્લભભાઇને સમાધાનીનું કશુંય માન ન આપવું હોય તોપણ તેમને હાનિ નથી. કારણકે સમાધાની ગમે તેણે કરી, પણ સમાધાની પણ લડાઇના પક્ષોના બલાબલ ઉપર થાય છે, અને લડાઇમાં પોતાના પક્ષમાં બલ તો વલ્લભભાઇએ જ પ્રેર્યું અને ઠેઠ સુધી ટકાવ્યું.

ઘણા કહેશે કે રેખાચિત્રમાં વ્યક્તિના ગુણ અને દોષ બન્ને આવવા જોઇએ. મેં જે કંઈ કહ્યું છે તે ગુણ છે કે દોષ છે તે હું જ પોતે નથી જાણતો. પણ તેમ છતાં એક વાત સત્ય છે. તેમના દોષો તો ઘણાય જાણે છે. માત્ર તેમનો આ ગુણ–યોદ્ધાપણાનો ગુણ બારડોલીમાં જ બહાર આવ્યો. એ ગુણની પૂરી કદર કરીએ અને તેનો હિંદુસ્તાનને બધો

લાભ મળી શકે તો તેથી એક મોટા પ્રશ્નનો તો અંત આવી જાય. આ વાત આજ સુધી જાણીતી નહોતી તેમાં જ સૌ. લીલાવતી બહેને વલ્લભભાઈના રેખાચિત્રમાં શેકસપીઅરના એક વાક્યને* અવલંબીને કહેલું કે વલ્લભભાઇ મહાન નથી પણ મહાત્માજીના અનુયાયીઓમાં તેમના જેટલું મહાન બીજું કોઇ નથી માટે તેમના પર ગુજરાતની સરદારી આવી પડી છે, કે એવું કાંઇ. અત્યારે હવે હું પૂછું છું કે ૮૦ હજાર માણસોને આ નવી પદ્ધતિથી પૂરી જવાબદારી સમજીને યુદ્ધમાં દોરી શકે એવો પુરુષ આખા ગુજરાતમાંથી બીજા કેટલી બતાવશો? બીજાઓ તો આ યુદ્ધપદ્ધતિ, જોયા પહેલાં સમજી જ શકતા નહોતા ત્યાં દોરવાની વાત ક્યાં?

અને જેઓ મહાત્માજીને ભોળા અને પોતાના અનુયાયીઓને ઓળખી નહિ શકનારા ગણે છે તેમને પૂછું છું કે હવે વિચારો, કે વલ્લભભાઇ, અસહકાર પહેલાં, એક પણ યુદ્ધમાં શું જાહેર જીવનમાં પણ નહિ ઉતરેલા, તેમને પોતાના સરદાર તરીકે મહાત્માજીએ પસંદ કર્યા તેમાં માણસની ખરી ઓળખ હતી કે નહિ?

હજી કોઈ કહેશે કે તેમાં શું? ગુજરાતમાં એમના જેવો કોઇ નહિ એટલે એમણે લડત ઉપાડી પણ તેથી કાંઈ મોટા થઈ ગયા? ભગવાન કરે અને આખા હિંદમાં એમના જેવા કેટલા છે તે જોવાનો દહાડો આવે. અને છતાં કહી તો જરૂર શકાશે એમાં શું! એમના જેવો બીજો કોઈ ... ...

સ્વૈરવિહારી

---

# બારડોલીનો પત્ર

મેં જ્યારે ગયે વખતે બારડોલીનો પત્ર લખ્યો ત્યારે મને ખબર નહોતી કે આવતો અંક "બારડોલી અંક" નીકળશે...પણ કશી લાંબી પ્રસ્તાવના કર્યા સિવાય હું સીધું લખવાજ માંડું છું.

ગયો કાગળ મેં બારડોલીમાં (તાલુકામાં) રહીને જ લખ્યો હતો. મેં લોકોનાં ઉત્સાહનાં વખાણ કર્યાં; પણ તેનું પૂરેપૂરું સ્વરૂપ હું બારડોલીમાંથી નીકળ્યો, ત્યારે જ મને સમજાયું. ચેસ્ટર્ટન એક વાર બહારગામ જતો હતો, ત્યારે એને કોઇએ પૂછ્યું: 'ક્યાં જાઓ છો?' ત્યારે તેણે જવાબ આપેલો: 'હું મારે ગામ જાઉં છું.' બહારગામ જવાથી જ આપણે આપણા ગામની ખાસિયતો બરાબર સમજી શકીએ. દૂરની વસ્તુની મહત્તા આપણે વધારીએ છીએ એ ઉલટો સિદ્ધાન્ત પણ ખરો છે, પરંતુ બારડોલીથી હું થોડા દિવસ બહાર આવ્યો તે દરમિયાન સુરતથી જ બધાનાં મોઢાં

---

* Some are born great, some achieve greatness, some have greatness thrust upon themselves. કેટલાક મહાન જન્મે છે, કેટલાક મહત્તા સિદ્ધ કરે છે, અને કેટલાક પર મહત્તા ઠોકી બેસાડવામાં આવેલી હોય છે.

કે ચહેરાઓ મને અર્થહીન લાગવા માંડ્યા એમ કહું તો હું અતિશયતા કરું છું એમ કોઇ નહિ માને. ઉત્સાહનો ચેપ લાગે છે, અને અહીંની એક જ ધૂનમાંથી બહાર નીકળ્યા બાદ બહારની દુનિયા કોઇને પણ નિસ્તેજ લાગ્યા વગર ન રહે તે તદ્દન ખરું છે. બહારના ઉત્સવોમાં મને અમુક કૃત્રિમતા લાગી, અને તે અમદાવાદના બારડોલી દિવસની ઉજવણીમાં, તથા બારડોલીના વિજય કે સમાધાની પછી સુરતમાં જે ઉત્સવ ઉજવાયો તેમાં પણ અમુક અંશે હતી. બારડોલીના માણસો grimly earnest છે, હતા, અને પોતાના હેતુમાં અંતિમ શ્રદ્ધા હોવાથી તેઓ લડવાને તૈયાર થયા હતા; એવે વખતે બહારથી દુનિયાના લોકો પોતાની ચામડી સુરક્ષિત રાખી, બારડોલીને માત્ર અભિનંદન મોકલ્યા કરે એમાં કૃત્રિમતા હોય તો તેમાં નવાઇ નથી.

પણ આમ લખ્યે કંઇ આરો નહિ આવે! આ તાલુકામાં મુખ્ય વસ્તી પાટીદારોની છે. તેમાં ત્રણ મુખ્ય પેટા ન્યાતો છે. લેવા પાટીદાર, મતીઆ પાટીદાર અને ઉદ્દા પાટીદાર. ઉદ્દા પાટીદાર કબીર પંથી છે. અમદાવાદ તરફ જે પીરાણા પંથ ચાલે છે તેના જેટલો મુસલમાની ધર્મ આ ન્યાતનો નથી. તેઓ પીરને માનતા નથી. તેમના ધર્મ ગુરુને તેઓ મહન્ત કહે છે. બીજી ન્યાતોની અસરથી તેમનામાં હાલ કોઇ કોઇ જગ્યાએ કન્યાવિક્રય થાય છે. ચરોતર કે બોરસદના પાટીદારોના ઉચ્ચ કુળોમાં જેવો વરવિક્રય થાય છે, તેવો અહીંના પાટીદારોમાં રિવાજ નથી, અને તેથી છોકરીઓને ગળે ઢાલીઆનો પાયો મૂકી દૂધ પીતી કરવામાં આવતી નથી.* ઉદ્દા પાટીદારોમાં લગ્નની વિધિ અતિશય સરલ છે. મહન્ત આવે, વરવધૂનો હસ્તમેળાપ કરે, અને થોડાં કબીરનાં ભજનો ગાય, ને લોકો શીરો ખાય એટલે લગ્ન પૂરું થાય છે. એમના મરણપરણના રીતરિવાજો બહુ સસ્તા છે. એમની કોમમાં જે મુસલમાની અંશો છે, તે નાબૂદ કરવા તથા તેમને શુદ્ધ હિંદુ બનાવવા,— તેમની શુદ્ધિ કરવાનો કાર્યક્રમ હાલ તુરત આ લડતમાં કંઇ પણ ફાટફૂટ ન પડે તે માટે બંધ રાખવામાં આવ્યો છે.

આ તાલુકાની વસ્તીનો મોટો ભાગ પાટીદારનો છે. ઉજળિયાત કોમનો તેનાથી સંખ્યામાં ઓછો પણ લાગવગમાં મોટો એવો અનાવિલ બ્રાહ્મણોનો વર્ગ છે. એ કોમમાં ઉચ્ચ કુટુમ્બો, મધ્યમ અને કનિષ્ટ એ પ્રમાણે દેસાઈ, અનાવિલ અને ભાઠેલા એવા કુળ પ્રમાણે વર્ગો પાડી શકાય. આ કોમના કેટલાએક લોકો મુંબઇ છે, ઘણા બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેમાં છે, અને શહેરની સાથે આ કોમને સીધો સંબંધ હોવાથી, તેમનામાં સાહસિકપણું વધારે, અંતરાત્માનો ડંખ (Compunction કે conscience) કે ધર્મભાવના તદ્દન ઓછાં હોય છે. આપણે ત્યાં હરકોઇ ન્યાતમાં જેનું કુળ ઊંચું કહેવાતું હોય, ઊંચું શાથી થયું અથવા ઊંચું શાથી રહે છે તે તેનું કારણ શોધવું બહુ મુશ્કેલ છે. કુળ એકવાર ઊંચું ગણાઇ ગયું પછી તે કુળનો ગમે તે માણસ ગમે તેવું અનીતિમય આચરણ કરે–દારૂ પીએ, જૂઠું કરે, વ્યભિચાર કરે, તો પણ તેનું કુળ નીચું પડતું નથી. રૂઢિરક્ષણનાં એટલાં તત્ત્વો આપણા આચારવિચારમાં રહેલાં છે કે કોઇ માણસ સારો ન હોય છતાં દીવો લઇને બાપ દીકરીને કુવામાં ઉતારે છે!

* આપણે શહેરમાં રહ્યા રહ્યા સમાજ સુધારાની વાતો કરીએ છીએ, પણ પાટીદારની કહેવાતી ઉજળિયાત કોમમાં કેટલા દુષ્ટ રીતરિવાજો છે તેના તરફ આપણા સમાજ સુધારકોનું તદ્દન દુર્લક્ષ છે. ઉપર જણાવી તે મારી નાંખવાની રીત હજી પણ તે કોમમાં ચાલુ જ છે.

મારા કેટલાક સ્વયંસેવક મિત્રોની સાથે ગામડાંમાં ફર્યો. ત્યાં તેમની સાથે તેમનાં જીવનને વધારે નિકટથી જોવાનો પ્રસંગ મળ્યો. આખા હિંદમાં છે તેમ બાળલગ્ન અહીં બધે જ પ્રચલિત છે. પહેલાં પંદર વીસ ગામો વચ્ચે બેટી વ્યવહાર થતો તે હાલ પાંચ દસ ગામ વચ્ચે થાય છે. આ રીતે લગ્નનું ક્ષેત્ર ટુંકુ કરવાની સ્વાભાવિક વૃત્તિ અહીં દેખા દે છે. જે રીતે મુરબ્બીઓ પરણેલાં છોકરા છોકરીઓ તરફ જુએ છે, તે ઉપરથી મને એક વિચાર આવે છે. આપણા જીવનમાંથી મોટા બનાવો નાબૂદ થયા છે. પોતાના સમસ્ત આત્માની શક્તિ એકત્રિત કરી કાર્ય કરવું પડે એવી ક્ષણો જીવનમાં ભાગ્યે જ આવે છે. આવા શાન્તિમય કે જડતામય જીવનમાં નથી લડાઇ, નથી આગ, કે નથી રેલ, (જો કે આ બધું હવે થોડું થોડું ગુજરાતના જીવનમાં આવતું જાય છે, તો પણ સૈકાઓથી તેમને અભાવે બંધાએલી આપણી મનોવૃત્તિ વિશે બોલતાં હું ખોટો નહિ પડું) અને તેને લઇને જીવનમાં માત્ર સ્ત્રી–પુરુષનો સંબંધ જ મોખરે આવી ઉભો રહે છે. વૃદ્ધ સ્ત્રીપુરુષોમાંથી યુવાવસ્થાનો ઉલ્લાસ જતો રહેલો હોય છે, તેથી પોતાનાં બાળકોને પરણાવીને તેઓ પોતે પોતાના જીવનમાં અસ્ત થએલો લ્હાવો ફરીથી તો લૂંટતાં નહિ હોય! આ બહુ જ cynical દૃષ્ટિ છે એ હું જાણું છું, પણ ભવિષ્યની પ્રજાનો બિલકુલ ખ્યાલ કર્યા સિવાય નાનાં નાનાં છોકરાંને પરણાવવાની વૃત્તિ આવી મનોદશામાં રહી છે એમ મને તો લાગે છે.

અનાવિલ પાટીદાર ઉપરાંત તાલુકામાં કોઈ કોઈ ગામમાં જૈન, કુંભાર, હજામ, ખાલ્પા, (ચામડીઆ) ઢેડ, ભંગીની થોડી ઘણી વસ્તી છે, અને આ બધાની વચ્ચે આપણી કહેવાતી ઉજળિયાત કોમે ગુલામ તરીકે રાખેલા દુબળાઓ! કુંભારની વસ્તી કુંભારનો જ ધંધો કરતી નથી, પણ સુથાર લુહાર વગેરે કારીગરનો ધંધો પણ કરે છે. ખાસ ઘર બાંધવાના કામમાં આ લોકો સુથારનું કામ કરે છે. વસ્તીના પ્રમાણમાં અહીંનું ગામતળાયું, કે ગામઠામ–(area of the village) વધારે મોટું હોય છે. ઘરની આગળ ખુલ્લું આંગણું, બહાર ઓશરી કે વરન્ડા હોય, પછી ઘર, તેમાં પાછળના ભાગમાં એક–કેબીન જેવું કરીને રસોડું કરેલું હોય છે, અને જો માળ હોય તો કોઈ કોઈ ઘરને ઝરૂખા પણ કાઢેલા હોય છે. આપણે ત્યાં ઘરની ચાર ભીંતોથી છાપરાંની પડાળી (eaves) ચારે તરફ બહાર કાઢે છે, જ્યારે અહીં માત્ર આગળપાછળ પડાળી કાઢી બાજુ પર કરાને છાપરા ઉપર લઈ જાય છે. સુરત મુંબઇની પાસે છે, અને બારડોલી સુરતની પાસે છે તેથી બારડોલી પણ મુંબઇની પાસે ગણાય. આથી મૂડી થોડી હોય તોપણ અહીંના લોકો દેવું કરીને કે ઘર ગીરો મૂકવું પડે તોપણ નવાં ઘર કરે છે. ન્યાતમાં આથી કદાચ એમની પ્રતિષ્ઠા વધતી હશે, પણ સરવાળે આખા ગામ ઉપર દેવું વધે છે. સુરતનું સહેલાણીપણું કોઇનામાં વધારે હોય, તો બેસવાની સ્વારી ગાડી પણ તે રાખશે, અને પછી દેવું થતું જશે તેમ તેમ જમીન પણ ગીરે મૂકતો જશે. ઘરના વિસ્તારમાં, અને તેને ચણાવવામાં અહીંનો વતની આટલી છૂટ મૂકે છે, પણ બીજી બધી રીતે તે આપણે ત્યાંના ખેડુત કરતાં વધારે કરકસરીઓ છે. આપણો ખેડુત ઘઉં અને બાજરી ખાય છે, જ્યારે અહીંના ખેડુતનો મુખ્ય ખોરાક ભાત અને જુવાર છે, અને પ્રસંગ આવ્યે જ તે ઘઉંનો ઉપયોગ કરે છે. દરેક ઘરની પાછળ વાડો હોય છે, તેમાં ઘર દીઠ કે બે ચાર ઘર વચ્ચે એક કુવો હોય છે. તેના પાણીની જાવક જ્યાં થતી હોય ત્યાં થોડું શાકપાંદડું વાવેલું હોય છે: અને ખેડની સ્થિતિ જો સારી હોય તો આ [illegible]

બાંધવાનું એક નાનું મકાન હોય છે અને તેની પાછળ ખાતર તરીકે વાપરવા ઢોરનાં છાણ-મૂતરનો ઉકરડો કરવાની થોડી છૂટી જમીન હોય છે. અમદાવાદ ખેડા જીલ્લામાં આવા ઉકરડા ગામની બહાર કરવામાં આવે છે, જ્યારે અહીં દરેક કુટુંબ પોતાનું ખાતર બનાવી લે છે. જે ઘરોમાં ઢોરને બાંધવાનું એલાહેદું મકાન હોતું નથી,[૨] તે લોકો પોતાના જ ઘરના બે ઉભા ભાગ પાડી, અડધો ભાગ પોતાને માટે, અને અડધો ઢોર માટે કાઢે છે. આથી ઢોરની સ્વચ્છતા વધારે જળવાય છે, પણ માણસને રહેવા માટે જરૂરી સ્વચ્છતાનું ધોરણ નીચું પડે છે, અને લોકોની તંદુરસ્તી બગડે છે.

અહીં ઇરીગેશન બહુ ઓછું છે. ગામ તળાવ કાં તો હોતાં જ નથી, અને જો હોય છે તો બહુ નાનાં અને છીછરાં હોય છે; અને આજુબાજુની માત્ર બેચાર ડાંગરની ક્યારીને કોઇવાર પાણી આપે છે. ખેડાના માતર તાલુકામાં આવેલા સાત માઇલના ઘેરાવાવાળા મોટા ગોબળજના તળાવ જેવડું તો અહીં એકે તળાવ જ નથી. તાપીમાંથી કે વાલ્મીકિ કે પૂર્ણા નદીમાંથી પણ અહીં પાણી લેવામાં આવતું નથી. જમીન કોઇ જગ્યાએ સપાટ અને કોઇ જગ્યાએ ટેકરીઆળ છે. ઉત્તરની તાપી કાંઠાની જમીન ગોરાટ છે, અને બાકીની કાળી જમીન છે. વાલોડ વિભાગની રાનીપરજની જમીન ઉપરથી કાળી છે પણ અંદરથી પત્થરીઆળ છે, તેથી ચોમાસામાં જોય બધે લીલીછમ થઈ રહે છે, પણ વરસાદ ગયા બાદ લીલોતરી એકદમ સુકાય છે, અને પાક પણ બહુ ઉતરતો નથી. સરભોણ વિભાગની જમીન કાળી છે, અને અમુક કાંકરીઆળ જમીન બાદ કરીએ તો તે ફળદ્રૂપ ગણી શકાય, પણ ખેતીનાં ઓજારોમાં હજી કંઇ જ સુધારા થયા નથી, અને પાકનો બધો આધાર વરસાદ પર રહેતો હોવાથી, વરસાદ જરા ઓછો હોય તો ડાંગરનો પાક સુકાવા માંડે છે. ઈરીગેશનના બહોળા ફેલાવાથી જ આપણી ખેતીની ઉન્નતિ થઈ શકે એમ લાગે છે. કપાસમાં લીલા ખાતર માટે કાં તો સાથે સાથે શણ વાવે છે, અને નહિ તો અડદની એક અથવા બે હાર કપાસની વચ્ચે નાંખે છે. જમાનાઓથી શોધાએલાં આ ખાતર જમીનને અનુકૂળ પડે છે. શણનું ખાતર નાંખવાથી શિયાળામાં જમીન જરા સૂકી પડે છે; પણ અડદના ખાતરથી જમીન ટાઢી રહે છે એમ મને ખબર મળી છે. અહીંના કેટલાકોએ વિલાયતી (*Synthetic manure*) બનાવટી ખાતર પણ વાપરી જોએલું, તેથી કપાસ પહેલાં તો એકદમ વધે છે, પણ પાછળથી ફુલ બેસતી વખતે તેનું જોર અતિશય કમી થઇ જાય છે, અને પાક થોડો આવે છે. અડદના ખાતરથી પહેલાં કપાસ આસ્તેકદમ વધે છે, અને પાછળથી ઝીંડવાં બેસતી વખતે પૂર જોસમાં ફાલે છે. પશ્ચિમની સંસ્કૃતિથી precaucity વધે છે, પણ ખરૂં બળ આવતું નથી એનું આ એક દૃષ્ટાંત તો નહિ હોય ? !

અહીંના લોકોને લગભગ દરેકેદરેક વનસ્પતિની ખબર હોય છે. જુદી જુદી જાતનાં ઘાસ કે ખડ ઉગ્યાં હોય તેનાં દરેકનાં જુદાં ગામડી નામો હોય છે. કેટલીક જગ્યાએ ખેતરની આજુબાજુ મેંદીની અથવા રતનજોગની વાડ કરેલી હોય છે, ત્યારે ખેતરો બગીચા જેવા લાગે છે. કોઇ કોઇ જગ્યાએ રસ્તાની આજુબાજુ ચમેલીની વેલો પણ ઉગેલી હોય છે. મોટી વનસ્પતિમાં સામાન્ય રીતે બધે દેખાતા વડ, પીપર, પીપળા, પારસપીપળા, લીમડા

૨. આપણે ત્યાં ઢોરને પોતાની સાથે ઘરમાં બાંધવાની પદ્ધતિ છે જ નહિ. ગરીબ માણસો પણ ઢોરને બાંધવા એક માટીનું ઘર બાંધી લે છે.

અને આમલી અહીં પણ છે. આ ઉપરાંત શમી જેને અહીંના લોકો સમડી કહે છે, શિરીષ જેને અહીંના લોકો શરસ કહે છે, મોટો સરગવો, વિલાયતી આમલી, વગેરે ઝાડ પણ પુષ્કળ ઉગે છે. વૃદ્ધ ગૃધ્રરાજ રહેતો હતો તે હિતોપદેશના શાલ્મલી વૃક્ષને અહીંના લોકો શામળ કહે છે. તેનું લાકડું ઘણું પોચું હોવાને લીધે અત્યાર સુધી કશા ઉપયોગમાં લેવામાં આવતું નહોતું, પણ હાલ થોડાં વરસોથી દીવાસળી બનાવવામાં તે ઠીક કામ આવે છે. આ ઉપરાંત ગુમવેલ, નમૂળીવેલ, અમરવેલ, ધૂમાસનો ગજગુન વેલો વગેરે વેલાઓ પણ ખૂબ ઉગે છે. નમૂળીને મૂળ હોતું નથી, અને અમરવેલ તો ગમે ત્યાં ઝાડ ઉપર પડી પડી વધે છે. આ જાતની વેલ પોતે જે ઝાડ ઉપર હોય તેમાંથી જરૂર જોઈતું પોષણ મેળવી જીવે છે. આવું એક અહીં ઝાડ પણ થાય છે—એને ઝાડ કહેવું કે છોડ કહેવો તે મને સમજ પડતી નથી; કારણ તે કદી જમીન પર ઉગતું નથી. અને એક parasite ની માફક બીજા ઝાડ ઉપર ઉગી, અસલ ઝાડનો વિકાસ અટકાવી પોતે ઉગે છે. એ એક જાતની કુદરતી રીતે ઉગતી કલમ ( natural grafting ) છે. આ છોડને વાંદો કહે છે, અને સાધારણ રીતે આંબાનું ઝાડ એને બહુ માફક આવે છે. ડાળ ઝીણી થાય, અને કેરીઓ બેસવા જેવો એનો છેડો આવે ત્યા એક મોટી ગાંઠ થાય છે, અને ત્યાંથી આ વાંદો ઉગે છે, એટલે જે આંબા ઉપર વાંદો બેઠો હોય તેના પર કેરી બેસે નહિ અને વાંદો ફળ્યા કરે![3] અનાવિલ દેસાઈઓ જાતભેદ કરતા નથી તેથી તેમના આંબાઓ ઉપર વાંદા ઠીક બેસે છે; અને એક શિરીષના ઝાડ ઉપર તો એ એટલો ઉગેલો કે અસલ ઝાડની માત્ર એક જ ડાળ પર શિરીષનાં પાંદડાં હતાં. સાધારણ રીતે લીમડા ઉપર વાંદો બેસતો નથી. આ ઉપરાંત અહીં ત્રણ ચાર ઝાડ એકબીજામાંથી ઘણી વાર ઉગેલાં માલુમ પડે છે. પહેલાં વડ ઉગ્યો હોય, તેની એક ડાળે પીપળો બાઝે, બીજી તરફથી પીપર ઉગે, અને વચ્ચેથી મોટો તાડ પોતાનું માથું ઊંચું કરી ચારે બાજુ દૂર સુધી નજર કરતો હોય, અને આ ચારે એટલાં તો મોટા થઇ ગયાં હોય કે કયું થડ કોનું એ પારખવું મુશ્કેલ થઇ પડે!! તાડનાં ઝાડનું જીવન બહુ લાંબું હોય છે, અને વાવાઝોડામાં એ કદી ઉખડી પડતો નથી. આવળનાં છોડ મેં માત્ર ઉત્તરમાં તાપી કાંઠે જોયા. હજી સુધી મેં મોટો અરડુસો જોયો નથી.

બીજી વિગતો હજી મારી પાસે ઘણી છે, પણ કદાચ કંટાળો આવે તેથી લખતો નથી. દુબળાઓનાં જીવન વિશે હું હજી કશું લખી શક્યો નથી. તેમનાં ઝૂંપડાં ઘણાં નીચાં હોય છે, અને દર વરસે તાડનાં પાંદડાંથી એનું છાપરૂં નવું કરે છે. એમની સ્થિતિ અતિશય

૩ Physiology શારીરમાં એક સિદ્ધાન્ત છે કે એક ઇન્દ્રિયનો જ્ઞાનતંતુ જો નબળો પડયો હોય ત્યાં બીજો હરકોઇ જ્ઞાનતંતુ લગાડી દીધો હોય, તો તે જ્ઞાનતંતુ અસલના જેવું જ કામ આપે છે. Law of Wallarian Degeneration અને law of non-specificity of the nerve-flow. એ જ સિદ્ધાન્ત અનુસાર, પૃથ્વીમાંથી જે રસ ઝાડ પર ચડે છે તે તો એકનો એક જ છે પણ તેમાંથી ઝાડના ગુણ પ્રમાણે પરિણામ નીપજે છે. હજી વિકાસવાદ એક જાતનાં પ્રાણીમાંથી બીજી જાતનાં પ્રાણી શી રીતે વિકાસ પામે છે તે સમજાવી શકતો નથી; ત્યાં વનસ્પતિના ક્ષેત્રમાં એટલું તો specialization માલુમ પડે છે કે જુદી જુદી જાતનાં વૃક્ષો કેવી રીતે ઉત્પન્ન થયાં હશે એનો ખ્યાલ બાંધવો પણ અશક્ય થઇ પડે છે.

કંગાળ હોય છે, શરીર ખરેખર દુબળાં હોય છે, અને છતાં કેટલીએક દુબળવાડ ગામથી દૂર એક નાનાશા વહેળા પાસે ઝાડના રમણીય ઝુંડમાં આવેલી હોય છે, ત્યારે મને વિચાર આવે છે કે મનુષ્યજીવનનો મૌલિક ઉત્સાહ, આનંદ અને સુખનો લ્હાવો આ લોકોને આંગણે પણ ઇશ્વરે બહોળે હાથે વેર્યો છે. ગુલામી અને નિર્ધનતામાં પણ સામસામાં ઉભાં રહી હાથના આંકડા ભીડી આ લોકો નાચે છે ત્યારે પોતાનું દુઃખ ઘડીભર વીસરી જતાં હોય એમ લાગે છે. એમને વાર તિથિનું ભાન હોતું નથી. જ્યારે કણબીઓ—એમના ધણિયામાઓ છૂટ આપે ત્યારે તેઓ રજા કે તહેવાર પામે છે. ભજન ગાતી વખતે તે લોકો એતારો વગાડે છે, એને એ "ધાંધરી" કહે છે. બન્ને તાર સા–ગ અથવા સા–પ એ રીતે એ લોકો મેળવે છે પણ ત્રીણા સાંઠીકાની ઉપર એક જ આંટો વળીને જતો હોવાથી એક તાર ખેંચે ત્યારે તેની અસર બે બીજા ઉપર પણ થાય છે, અને ધાંધરી બસૂરી વાગે છે. નીચે એક બાજુ નાની સતારને હોય તેટલું મોંઢું કાપેલું તુંબડું હોય છે, બીજે છેડે મોણથી તુંબડાનો ઉપરનો ભાગ લગાડેલો હોય છે. "ડાયાગ્રામ" હું ચીતરતો નથી, પણ આ જંગલી જેવી દેખાતી ધાંધરીમાં વાદ્યના બધા સિદ્ધાન્તો એના અણઘડ સ્વરૂપમાં ( crude form ) આવી જાય છે. મોટા તુંબડાની ઉપર એક લીસા વાંસનો કકડો મૂકેલો હોય છે, અને તેના ઉપર જુદે જુદે ઠેકાણે આંગળીનો નખ મૂકી તેઓ જુદા જુદા સૂર કાઢે છે, અને આંગળી જરા ઊંચે રાખી કોમળ સૂર કાઢવાનો પ્રયત્ન પણ કરે છે ! ધાંધરી ઉપરાંત તેઓ મોરલી વગાડે છે; અને કાઠીઆવાડમાં દશેરાને દિવસે ગાયો દોડાવવા વપરાતાં ખુપાટનાં બનાવેલાં "ભંભૂડાં" પણ હાલ તો છોકરાંઓ વગાડે છે.

* * *

બારડોલીની આ લડત દરમીઆન અહીં એક નવું જ લોકસાહિત્ય ઉત્પન્ન થવા પામ્યું હતું, અને તેના કવિ પહેલાં વઢવાણની રાષ્ટ્રીય શાળામાં હતા તે શ્રી. ફુલચંદ કસ્તુરચંદ શાહ. એ ગીતોમાં જપ્તીના પ્રસંગો, અમલદારોના અન્યાયો, અને પઠાણોના ત્રાસ એમ બધાનો ઉલ્લેખ હતો. પોતાનું સર્વસ્વ હોમીને જે લડતમાં લોકોએ ઝંપલાવ્યું હતું, તેને કલાની દૃષ્ટિએ જોવાનો લોકોને અભિલાષ હોય એ સ્વાભાવિક છે. શ્રી. ફુલચંદભાઈનાં કેટલાંક ગીતો ઠીક હશે, પણ ઘણાંખરાં તો સાહિત્યની કે કલાની દૃષ્ટિએ તદ્દન અક્ષમ્ય થઇ પડે તેવાં છે, અને તો પણ આવાં ( crude songs ) અણઘડ ગીતોને લોકો તાનથી ગાતા અને હું પણ તેમાં સામેલ થતો. ગીત શું છે તેની તેમને પરવા નહોતી, લોકોને માત્ર ગાવું હતું. અને આમાં નથી બારડોલીના લોકોનો વાંક કે નથી શ્રી. ફુલચંદભાઇનો. જ્યારે લોકોને ગાવાનું મન થાય ત્યારે ગુજરાતના કવિઓ તેમનાથી દૂર રહે, એમને એકે સારી કૃતિ અહીં આવીને ન આપે, પછી લોકો ગમે તે ગીતો ગાય, તો તેમાં વાંક જેઓ પોતાને કવિ કહેતા હોય એમનો છે. જીવનમાં ક્રાન્તિનાં તત્ત્વો હોય તો જ કલામાં તે નૈસર્ગિક રીતે ઉતરી શકે છે, અને ગુજરાતના કવિઓએ બારડોલીમાં નહિ આવીને પોતાની કલાને જે એક પોષક તત્ત્વ મળત તે ગૂમાવ્યું છે, અને સામાન્ય જનસમાજની કલાવૃત્તિનું ધોરણ ઊંચું ચડાવવાની એક તક ગુમાવી છે.

* * *

કાગળ બહુ લાંબો થઇ ગયો છે, અને સુપા ગુરુકુળ આર્યસમાજનું છે, તે વિશે હું કંઇ લખી શકયો નથી. આપણે ત્યાં આર્યસમાજનો હજી ઘણો પ્રચાર થયો નથી. અત્યાર સુધીનો સમાજસુધારો બે રીતે aristocratic હતોઃ એક પૈસાની દૃષ્ટિએ, અને બીજી ન્માતની દૃષ્ટિએ. આ બન્ને વક્ર દૃષ્ટિને જો કોઈ ઉથલાવી પાડશે તો તે આર્યસમાજ ઉથલાવશે એમ મને તો લાગે છે, પણ તે વિશે અહીંનાં કન્યા ગુરુકુળો જોઇને પછી કોઈ વાર લખીશ.

* * *

હવે તો સમાધાન થઇ ગયું છે. લોકોના જીવન ઉપર જુના જીવનનો પોપડો ફરી પાછો વળતો હોય એમ અત્યારે લાગે છે. લડત દરમીઆન જે ઉત્સાહ લોકોમાં હતો તે અસહકારને વખતે પણ મેં જોયો નહોતો. તે વખતે લોકો ન સમજતા હોય તેમ જોઇ રહેતા, આ વખતે સમભાવ એક જાતનું communion હતું. વ્યક્તિગત અસ્મિતા વધારે વિશાળ અસ્મિતા સાથે જોડવી તેનું નામ ધર્માનુભવ છે, અને આવો ધર્માનુભવ અહીં આવનાર અતિથિઓને પણ થતો. બાકી બારડોલીના લોકો હિંદની બીજી પ્રજા જેવાં જ છે, અને તેમને પણ કાદવકીચડમાં ચાલવું ગમતું નથી, અને ઉઘાડે પગે ચાલે છે ત્યારે કાંટા વાગે છે. હમણાં વરસાદ નથી, ડાંગરની કયારીઓમાં પાણી સુકાયાં છે; લોકો વરસાદની રાહ જુએ છે, અને મારૂં કામ પૂરૂં થયે હું પણ ત્યાં આવવાની રાહ જોઉં છું.

૧૫-૮-૨૮ **પ્રાણજીવન વિશ્વનાથ પાઠક**

---

# श्रीवल्लभवर्णनादशकम्

संस्कृत

एके तु वल्लभाचार्याः शास्त्रेऽद्वैतमसाधयन् ।
अयं तु वल्लभाचार्यः कार्येऽद्वैतमसाधयत् ॥ १ ॥
भारते यो जयो गीतः सोऽपि हिंसासमुद्भवः ।
अहिंसायोधिनाऽनेन भारतं नूतनीकृतम् ॥ २ ॥
या वीर-बुद्धनिर्वाणादद्ययावत् सुधीजनैः ।
शास्त्रावगुण्ठनैः स्त्रीवदसूर्यपश्यतां गता ॥ ३ ॥
तामहिंसां समुद्घाट्य तद्बलेन विजित्य च ।
वल्लभोऽस्थापयत् सत्यं स्त्री वै स्वातन्त्र्यमर्हति ॥ युग्मम् ॥ ४ ॥

पाली

मघेन जातकस्मिं यं वत्तं तिव्वं समाचरि ।
तं मघं पच्चयापेंतो वल्लभो जयतु सदा ॥ ५ ॥

प्राकृत

जहा हु नायपुत्तेण चंडसत्तोवसामिया ।
इमेण वल्लहेणावि चंडसत्तोवसामिया ॥ ६ ॥

शौरसेनी

कधेदि जणदा एदा हिंसय्येव रणोचिदा ।
तमसच्चं कदं जेण जीवदु वल्लभो भडो ॥ ७ ॥

मागधी

काशयशस्तवाहं तं मोहनप्पस्टभूशिलं ।
शुस्तिदं शेवणाभस्तं शुणामो वल्लभं हगे ॥ ८ ॥

पैशाची

तामोत्तरपतासेवी पस्टकीलसिरोमनी ।
को नु तिट्ठो परो केण जातिसो सूरवल्लभो ॥ ९ ॥

अपभ्रंश

सूरहिं वीरहिं जिहिं माउभूमी सुरक्खिआ ।
धन्नउं कुलउं तासु वल्लु नामु च जीवणु ॥ १० ॥

પંડિત બેચરદાસ દોશી

## અર્થ

જૂના જમાનાંના વલ્લભાચાર્યજીએ તો અદ્વૈતભાવનાને શાસ્ત્રમાં સિદ્ધ કરી હતી ત્યારે આ પ્રત્યક્ષ વલ્લભભાઈએ તો એ અદ્વૈતભાવનાને કાર્યમાં સિદ્ધ કરી બતાવી. ૧

મહાભારતનો પ્રસિદ્ધ વિજય પણ હિંસાદ્વારા મેળવાયો હતો ત્યારે આ અહિંસાપ્રધાન લડવૈયાએ એ વિજયને અહિંસાદ્વારા જ મેળવી મહાભારતને નવું જ સ્વરૂપ આપ્યું છે. ૨

અહિંસાના સમર્થક વીર (મહાવીર સ્વામી) અને બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી લગભગ આજ સુધી પંડિતોદ્વારા જે અહિંસાને શાસ્ત્રોની ઓઝલમાં રાખવામાં આવી હતી તેને હવે ખુલ્લા રાજમાર્ગમાં લાવી અને તેના જ બલદ્વારા વિજય મેળવી શ્રીવલ્લભભાઈએ એમ સ્થાપિત કર્યું કે, સ્ત્રી સ્વાતંત્ર્યને યોગ્ય છે જ. ૩-૪

જાતકમાં મઘે* (બુદ્ધના પૂર્વ જન્મના એક અવતારે) જે તીવ્ર વ્રત આચર્યું હતું તે મઘની પ્રતીતિ કરાવતા આ વલ્લભભાઈ સદા જયવંત રહો. ૫

જેમ જ્ઞાતપુત્રે× ચંડકૌશિક નામક સર્પને પોતાના અહિંસક બળથી શાંત કરેલો તેમ આ વલ્લભભાઈએ પણ સરકારની પ્રચંડ સત્તાને પોતાના અહિંસક બળથી શાંત કરી—નમાવી. ૬

આ જનતા એમ જ કહેતી આવી છે, કે યુદ્ધસ્થળોમાં તો હિંસાનો માર્ગ જ ઉચિત છે, પણ એ વાતને ખોટી પાડનારા સુભટ શ્રીવલ્લભભાઈ ચિરંજીવ રહો. ૭

જે વલ્લભભાઈ ખેડુતોના સાર્થવાહ છે, ગાંધીજીના પટ્ટને શોભાવનારા છે, સુસ્થિત છે અને સેવાને જ અર્થ માનનારા છે તેમની અમે સ્તુતિ કરીએ છીએ. ૮

વલ્લભભાઈ દામોદરના ભક્ત છે. પટેલ કુલમાં શિરોમણિ છે. શું આવો શૂર વલ્લભભાઈ જેવો બીજો કોઈ પુરુષ કોઈના દીઠામાં આવ્યો ? ૯

જે શૂરવીર પુરુષોદ્વારા માતૃભૂમિ સુરક્ષિત રહી છે, રહે છે અને રહેશે તેવા શૂરવીરોનું કુલ, બલ, નામ અને જીવન ધન્ય છે. ૧૦

# વિચાર ચંક્રમણ

બારડોલીની લોકલડત પૂરી થઇ અને તેમાં પરિણામ લોકપક્ષના લાભમાં આવ્યું:

લોકપક્ષની લડતમાં ઘણીવાર એવું બને છે કે લડાઇમાં માણસોની જાનમાલની ખુવારી જરૂરની હોય તે કરતાં વધારે થાય છે. ફ્રેંચ રાજક્રાન્તિ વિશે એમ જ કહેવાય છે. રશિયન રાજક્રાન્તિની તો ખબર નથી પણ ત્યાં જે આટલી બધી ખૂનરેજી થઇ તે બધી આવશ્યક હતી એમ તો ન જ કહેવાય.

લોકોને ઘણે ભાગે લડાઇનો અનુભવ નથી હોતો. તેમના નેતાઓ પણ તેમનામાંથી આવેલા હોવાથી તેમને પણ એવી લડાઇનો અનુભવ હોવાનો સંભવ નથી, વળી લોકલડતો લોકોના એકદમ ઉત્પન્ન થયેલા જુસ્સાથી અસ્તિત્વમાં આવે છે અને તેવામાં ગણત્રી અને ડહાપણની સલાહ એકદમ મનાતી નથી. બધી ક્રાન્તિઓનાં ઇતિહાસો આવાં જ હોય છે.

સત્યાગ્રહમાં આવી નિરર્થક ખુવારી થવાનો સંભવ વધારે છે એમ એક દષ્ટિએ જોતાં લાગે. કારણકે આ સંગ્રહમાં તો મરવાનું જ છે, ખુવાર થવામાં જ સાર્થકતા છે એમ ગણાઇ જાય, પણ શ્રીયુત વલ્લભભાઇના હાથે લોકપક્ષના જાન અને માલ બન્નેની ઘણી જ કરકસર થઇ છે. તેમણે એક પણ માણસને નકામો જેલમાં મોકલ્યો નથી. લોકો આવેશમાં આવીને ભલે ઢોરને લઇ જવાં હોય તો લઇ જાય એમ કહેતા હતા પણ તેમણે તો એક પણ નકામું નુકસાન ન ખમવાને જ ચેતવ્યા છે. અને આટલું પણ નુકશાન ન થાય તેવા ઉપાયો હજી પણ તેમનું મન શોધતું હશે.

સ્વયંસેવકો નગારાં વગાડીને જપ્તીદારો આવવાની ચેતવણી આપતાં હતા. સરકારે નગારાં વગાડવાં, રસ્તામાં ભેગાં થવું તેને ગુન્હો ઠરાવ્યો. તેમની જગ્યાએ કોઇ ઓછી કુનેહવાળો નેતા હોત તો આ પ્રસંગને જ સત્યાગ્રહ આપવાનું નિમિત્ત બનાવત અને ઘણાય સ્વયંસેવકોને જેલમાં મોકલત. પણ શ્રી. વલ્લભભાઇએ, આડમાર્ગે માણસોની ખુવારી ન થાય તેની ચીવટ રાખી, નગારાં બંધ કર્યાં, અને નગારાથી સરકાર ભડકે છે એમ કહીને લોકોમાં ઉલટું વધારે ચેતન પૂર્યું. સત્યાગ્રહની લડતમાં પણ ઘણું શીખવાનું છે. બીજી લડતો જેવા જ તેમાં પણ વ્યૂહ રચાએલા છે, અને તેનું શિક્ષણ બારડોલીમાં જ મળી શકે તેમ છે.

* * *

છેલ્લી યુરોપની લડાઇ પછી લડનારાં દરેક દેશમાં રોગ અનાચાર વગેરેથી માણસોની સ્થિતિ વધારે બગડી છે. લડાઇમાં નુકસાન થાય છે તેવું જ પાછું બીજાં કારણોથી લડાઇ પછી નુકસાન થાય છે. બારડોલીની લડત એવી મોટી કે એવા પ્રકારની નહોતી, છતાં બારડોલીએ એવાં નુકસાનોથી ચેતવાનું નથી એમ નથી. અત્યાર સુધી બારડોલીમાં ગુન્હા થયા નથી, લોકો ફોજદારી કોર્ટે ચડયા નથી, પણ આ લડત દરમિયાન, કોર્ટ વગેરે બધી

જાતના સરકારી સુધારાના સરંજામથી તેઓ વાકેફ થઇ ગયા છે. જે કલિ હજી નથી પેઠો તે હવે પેસે નહિ, વિજયમાંથી જ અનિષ્ટો પેસે નહિ તે સંભાળ રાખવાની છે.

* * *

બ્રાહ્મો ધર્મની શતાબ્દિ પૂરી થઇ.

હિંદુ ધર્મ બીજાઓને વટલાવવા જતો નથી પણ જેમને તે ધર્મ પાળવો હોય તેમને યોગ્ય ધાર્મિક વિધિ વગેરેની સગવડ કરી આપે છે. તેવી જ રીતે તે પરધર્મોના હુમલા સાથે સામે મોંએ લડતો નથી પણ પોતાની વિશાલતા અને અનેકવિધતામાંથી, જે કારણો કે ન્યૂનતાને લીધે પરધર્મનો હૂમલો શકય થતો હોય તેને મટાડે છે.

બ્રાહ્મસમાજ, પ્રાર્થના સમાજ અને આર્ય સમાજ ત્રણે આવા જ પ્રયત્નો છે.

મહાત્માજીએ કહ્યું તેમ બંગાળાના સ્થાનિક સંપ્રદાયો, નવા કહેવાતા બુદ્ધિપ્રધાન વર્ગની જરૂરિયાતો પૂરી પાડી શકયા નહિ, અને એ નિર્બલ બિન્દુએ તેના પર ખ્રિસ્તી ધર્મે હૂમલો કરવા માંડયો ત્યારે હિન્દુ ધર્મે એ દિશામાં ખ્રિસ્તીઓ સામે બ્રાહ્મો ધર્મનો મોરચો બાંધ્યો. થોડીવાર એ હીલચાલને હિંદુઓએ પોતાની બહારની—અ-હિન્દુ હીલચાલ માની, પણ ધીમે ધીમે એ હીલચાલની જ પ્રગતિથી, બ્રાહ્મો અને ઇતર હિન્દુઓની વચ્ચેનો ભેદ ઓછો થતો ગયો અને અત્યારે બ્રાહ્મો પણ હિન્દુઓ જ છે એમ આપણે કહી શકીએ છીએ અને થોડા વખત પછી એ માત્ર હિન્દુ ધર્મની જ શાખા ગણાશે.

તે જ પ્રમાણે આર્ય સમાજ પણ હિન્દુ ધર્મની અસ્પૃશ્યતા, અનેક નાતો, વિધવા વિવાહ નિષેધ, વગેરે અનેક આંતર નિર્બળતા ઉપર જે બહારના ધર્મો હૂમલા કરતા હતા તેમની સામેનો મોરચો છે. આર્ય સમાજ પણ પ્રથમ હિન્દુ ધર્મ વિરોધી ગણાતો હતો, સનાતન ધર્મની સાથે તેને ઘણીવાર ઝગડવું પડ્યું છે, પણ અત્યારે તે પોતાની પ્રગતિથી સામાન્ય હિંદુ ધર્મની શાખા ગણાવા લાગ્યો છે અને આર્ય સમાજ અને ઇતર હિન્દુઓ વચ્ચેનો દ્વેષ ઘણો જ ઘટી ગયો છે, એટલું જ નહિ પણ હિંદુ ધર્મના સંરક્ષણને માટે આર્ય સમાજ આવશ્યક છે એમ ઘણા હિંદુઓ અત્યારે માને છે. આર્ય સમાજે પણ રામાયણ વગેરેની નિન્દા કરવી મૂકી દઇને પોતાના સિદ્ધાન્તો વધારે વિશાળ કર્યાં છે.

અસહકાર એક રાજકીય હીલચાલ છે છતાં તેણે પણ હિંદુ ધર્મની આંતર નિર્બલતાઓ મટાડવા ભગીરથ પ્રયત્નો કર્યાં છે અને આ ત્રણેય હીલચાલોથી એ નિર્બલતાઓ નાબૂદ થવાનો સમય હવે નજરે દેખાવા લાગ્યો છે.

અસહકાર તરફ પણ સનાતન મતવાદીઓએ સખ્ત રીતે અણગમો દર્શાવ્યો છે પણ તેનું બળ હવે નહિ જેવું જ રહ્યું છે. શ્રીયુત જમનાલાલ બજાજે શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર સ્પૃશ્ય અસ્પૃશ્ય સર્વેને માટે ખુલ્લું મૂકયું અને લોકોએ એ ફેરફારને વધાવી કે નિભાવી લીધો એ આ હીલચાલની મોટામાં મોટી ફતેહ છે. એ ફતેહ બારડોલીથી લેશ પણ ઉતરતી નથી.

આ ઉપરથી લાગે છે કે મંદિરોના ખાનગી માલિકો ધારે તો આવો ફેરફાર વહેલો કરી શકશે. ગુજરાતમાં પણ આ ફેરફાર થઇ શકે તેમ છે.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૬ ભાદ્રપદ : ૧૯૮૪ અંક ૫

# પારસીઓ અને હિન્દુઓ વચ્ચેનો પ્રાચીન ઐતિહાસિક સંબંધ

ગયે વર્ષે અધ્યાપક શ્રી. રામનારાયણ પાઠક તરફથી આગ્રહ થઇ હતી કે પારસીઓ અને હિન્દુઓ, જેઓ હમણાં એકમેકને યોગ્ય રીતે ઓળખવાની પરવા કરતા જણાતા નથી, તેમના વચ્ચે એક સમયે ગાઢ સંબંધ ચાલુ હતો અને હવે પછી પણ કાયમ રહે એવી મતલબનો લેખ મ્હારે 'પ્રસ્થાન' માટે લખવો. આ બાબત ઉપર કાંઇક અભ્યાસ કર્યા બાદ તારીખ ૨૯ મી ઑગસ્ટ ૧૯૨૮ ની સાંજે અમદાવાદની થીઓસોફીકલ સોસાયટીનાં આશ્રય હેઠળ અને કવિશ્રી ન્હાનાલાલના પ્રમુખપદ નીચે આ વિષય ઉપર એક જાહેર ભાષણ મ્હારા તરફથી આપવામાં આવ્યું હતું. શ્રી. રામનારાયણભાઇ તરફથી આ બાબતમાં પ્રેરણા થયેલી હોવાથી એમના 'પ્રસ્થાન'માં જ આ ભાષણ કાંઇક વધારા સાથે છપાવવાની મ્હારી ફરજ સમજું છું.

પશ્ચિમ તરફના એક લેખકે ટકોર કરી છે કે એક હિન્દીવાન જ્યારે ભાષણ કરવા ઊઠે છે ત્યારે બાવા આદમથી જ આરંભ કરે છે: મ્હારે પણ આજ એમ કરવાની ફરજ પડે છે. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે આર્ય પ્રજાનું ઉત્પત્તિસ્થાન તે ઉત્તર ધ્રુવનું બરફસ્તાન હતું, અને એ જગ્યાનું નામ "મનુષ્યજાતિનું પારણું" આપવું જોઇએ. એ અત્યંત પુરાણા કાળમાં આર્યોની સ્થિતિ અને સંસ્કૃતિ કેવી હતી તે જાણવા આપણી પાસે પૂરતાં સાધનો નથી. જે દેશમાં રાત્રિ અને દિવસ છ છ મહિનાના હોય ત્યાં કોઇ પણ પ્રકારની સંસ્કૃતિ શક્ય હોય કે કેમ એ જ શંકા પડતી વાત છે. તે દેશમાં આર્યોની વસ્તી બહુ વધી પડવાથી અથવા તો ભારે મોટી સંખ્યામાં એકાએક બરફ પડવાથી આર્યોને ત્યાંથી નીકળી જવું પડયું અને તેઓએ એશિયા માઇનરમાં આવીને કાયમનો મુકામ કર્યો. ત્યાંથી ઇંડો-યુરોપિયનને નામે ઓળખાતી એક શાખા એમનાથી જુદી પડીને ગ્રીસ (યુનાન)

દેશ તરફ વળી. આ શાખામાંથી હાલની યુરોપીય પ્રજા ઉત્પન્ન થઈ છે. પારસીઓના અને હિન્દુઓના પૂર્વજો એશિયા માઇનરમાં જ લાંબા કાળ સુધી રહ્યા પણ છેવટે તેમના વચ્ચે એક તીવ્ર મતભેદ ઊભો થયો. સોમની પૂજા કરવી કે કેમ અને યજ્ઞોમાં પશુઓ અર્પણ કરવાં યા નહીં એ બાબત ઉપર એમનામાં તકરાર થઇ, અને આર્યોનો મોટો ભાગ એશિયા માઇનર છોડીને હિન્દુસ્તાન તરફ આવ્યો અને એ લોકો હિન્દુઓ તરીકે ઓળખાયા. એક બીજી ન્હાની શાખા "અયરાનવએનો" અથવા ઇરાન દેશમાં આવી વસી, અને તે આર્યો ઈરાની અથવા પારસી તરીકે જાણીતા થયા. એક વખતે પારસીઓનો અને હિન્દુઓનો ધર્મ એક જ હતો અને જુદા જુદા દેશોમાં વ્હેંચાઈ જવા છતાં વેદમાં અને અવસ્તામાં પુષ્કળ સરખાપણું છે અને તે પારસીઓના અને હિન્દુઓના ધર્મમાં, દેવોમાં, ભાષામાં, શબ્દોમાં, દંતકથાઓમાં, સૃષ્ટિની ઉત્પત્તિને લગતી કથાઓમાં, ક્રિયાકામોમાં વગેરેમાં હજી પણ દેખાઇ આવે છે.

હિન્દુ નામ પારસીઓએ પાડેલું છે. સિંધુ નદીની પાસે જે પ્રજા રહી તે હિન્દુને નામે ઓળખાઇ. પહેલાં પંજાબની પાંચ નદીઓને બદલે સાત હતી અને એ પ્રદેશ 'સપ્ત-સિંધુ' કહેવાતો—જેને અમે 'હફ્ત હિન્દુ'ને નામે અમારાં શાસ્ત્રોમાં ઓળખીએ છીએ. અવસ્તામાં 'સ'ને બદલે 'હ' વાપરવાનો રિવાજ છે. 'સોમ'ને અમે 'હોમ' કહીએ છીએ; 'સરસ્વતી'ને 'હરહવૈતી' અને 'સુકૃતુ'ને 'હુકેરેતુ' કહીએ છીએ. માટે સિંધુ નદીની પાસે રહેતા 'સિંધુઓ'ને બદલે 'હિન્દુઓ' નામ એ પ્રજાને અમે આપ્યું હતું. ફારસી ભાષામાં 'હિન્દુ'નો અર્થ પલટાઇ ગયો છે અને એનો અર્થ 'કાળો' થાય છે. હાફેઝની જાણીતી પંક્તિ છે કેઃ—"બ ખાલે હિન્દુ અશ બખ્શમ સમરકંદ ઓ બોખારારા:" યાને સનમના મુખ ઉપરના કાળા તલને ખાતર હું સમરકંદ અને બુખારા કુરબાન કરવા તૈયાર છું. કવી ફિરદૌસી સુલતાન મેહમુદ ગઝનવીને સખ્ત ઠપકો આપતાં લખે છે કેઃ—

"ઝના પાક ઝાદેહ મદારીદ ઉમીદ
કે હિન્દુ બ શુસતન ન ગરદદ સુપીદ"

માને, ભૂંડા તોખમના માણસ પાસેથી સારી ઉમેદ રખાય જ નહિ, કેમકે 'હિન્દુ'ને ધોવાથી તે સફેદ થવાનો નથી. આ બન્ને ઠેકાણે 'હિન્દુ'નો અર્થ 'કાળો' થાય છે. આ ઉપરથી માલુમ પડે છે કે ફારસી ભાષામાં 'હિન્દુ' શબ્દનો અર્થ વિકૃત થઇ ગયો છે.

હવે પારસી અથવા ફારસી નામ કેમ પડ્યું તે જોઇએ. ઈરાનમાં પાર્સ અથવા ફાર્સ નામનો એક પ્રાંત હતો જેમાંથી હખામની વંશના બાદશાહો આવ્યા હતા. આ કારણસર એ પ્રાંત બહુ અગત્યનો ગણાતો તે એટલે સુધી કે The part stood for the whole અને ઇરાન દેશના વતનીઓ ઇરાની કહેવાવાને બદલે જાણે ફક્ત પારસના જ વતનીઓ હોય તેમ પારસી કહેવાયા. એને મળતો એક દાખલો ઇંગ્લાંડમાં છે. ૧૦૬૬ પહેલાં ઇંગ્લાંડ ઉપર અનેકવાર હુમલા થયા હતા, તેમાં એક હુમલો ઍંગલ નામની જાણીતી જરમન પ્રજાએ કર્યો હતો. ઍંગલ લોકોએ આવીને બ્રીટનના દક્ષિણ તરફના પ્રાંતમાં મુકામ કર્યો, અને તે પ્રાંતનું નામ ઍંગલ-લેંડ પાડ્યું. પરિણામે તે પ્રાંતના જ વતનીઓ નહિ પણ આખા દેશના વતનીઓ ઍંગલ કહેવાયા અને ખુદ આખા દેશનું નામ પણ ઍંગલ-લેંડ અથવા ઇંગ્લાંડ

પડ્યું. તે જ પ્રમાણે પાર્સનો પ્રાંત ઇરાનમાં બહુ જાણીતો હોવાને લીધે અમે ઇરાનીઓ કહેવાવાને બદલે પાર્સના વતનીઓ એટલે પારસીઓને નામે જાણીતા થયા. પારસીઓ પહેલવને નામે પણ ઓળખાય છે, અને અમારી એક પવિત્ર ભાષાનું નામ પણ પહેલવી છે. પેહલવ અથવા પહેલવાનનો અર્થ શૂરવીર પણ થાય છે અને તે તો ગુજરાતી ભાષામાં પણ આપણે સમજી શકીએ છીએ. ડૉ. માર્ટિન હૉગનાં મત મુજબ પાર્સ તે જ પહેલવ અથવા પાર્થિયાનો પ્રાંત હતો. પાર્થિયનોને રોમનો જોડે ભારે યુદ્ધો થયાં હતાં તેથી પાર્થિયનો શૂરવીરો તરીકે જાણીતા થયા, અને પહેલવનો અર્થ પારસી એટલુંજ નહિ પણ પહેલવાન (શૂરવીર) પણ થયો.

ભાષણનો વિષય શરૂ થાય તે પહેલાં હિન્દુઓનાં મહા કાવ્યોમાં પારસીઓ માટે શું ઇશારા કરવામાં આવ્યા છે તે જોઇએ. એ પુસ્તકોમાં અવારનવાર પારસીકા, પહેલવ, યવન અને શકનાં નામો મળી આવે છે. કૈકેયી દશરથ રાજાની એક પત્ની, ભરતની માતા અને કૈકય દેશના રાજાની પુત્રી થતી હતી. કૈકય દેશ પંજાબની ઉત્તરે અને તે વખતના ઇરાનની લગભગ સરહદે આવેલો હતો. "કય" એ પણ ઇરાનના કયાની રાજાઓનો એક જાણીતો પુરોગ (Prefix) છે, જેમકે કયખુસરૂ, કયકોબાદ, કયકાઉસ વગેરે. વળી જ્યારે ભરત પોતાના મામા યુધાજિત્ જોડે પોતાના માતામહને મળવા ગયા ત્યારે પાછા ફરતી વખ્તે વૃદ્ધ કૈકય રાજાએ તેમને બહુ ભેટ આપી, તેમાં શીકારી કુતરાઓ, ઊનનાં વસ્ત્રો અને મૃગચર્મો પણ આપવામાં આવ્યાં હતાં. આ વિચિત્ર બક્ષિસ ઉપરથી જણાય છે કે કૈકયરાજ હિન્દ દેશના હતા જ નહિ પરંતુ ઇરાનના અથવા તો ઇરાનને તાબેના જ કોઇ મુલ્કના હોવા જોઈએ. ગાંધારી એ અંધરાજ ધૃતરાષ્ટ્રની પત્ની અને ગાંધાર દેશના રાજાની પુત્રી હતી. એ ગાંધાર દેશ હમણાં પણ કન્દહારના નામથી મશહુર છે. માદ્રી એ પાંડુની એક પત્ની, નકુળ અને સહદેવની માતા અને મદ્ર દેશના રાજાની પુત્રી હતી. એ મદ્ર દેશ પણ પંજાબની ઉત્તરે અને ઇરાનની લગોલગ આવેલો હતો. આ ત્રણ દાખલાઓ ઉપરથી જણાય છે કે તે પુરાણા કાળમાં પણ પારસીઓ અને હિન્દુઓ વચ્ચે સંબંધ તો હતો જ.

રામાયણમાં કથા છે કે ઋષિ વિશ્વામિત્રે વસિષ્ઠ મુનિ પાસેથી શબલા ગાયની માગણી કરી હતી, પણ તે સ્વીકારવામાં આવી હતી નહીં. વિશ્વામિત્ર ક્રોધાયમાન થઇ મોટું લશ્કર લાવી ગાયનું હરણ કરશે એવો ભય હતો તેથી વસિષ્ઠજીએ ગાયને હુકમ કર્યો કે એક મોટું સૈન્ય પોતાનાં રૂંવાટાંમાંથી ઉત્પન્ન કરવું. ગાયે "હું ભા" એવો નાદ કર્યો અને પહેલવ જાતના હજારો યોદ્ધાઓ ઓલઓલતાંમાં ઊભા કરી દીધા. આ પારસીઓ શબલા ગાયમાં કયાંથી પેદા એ સવાલમાં આપણે ઉતરીશું નહિ. માત્ર એટલુંજ જાણવા જેવું છે કે તે કદીમ ઝમાનામાં પણ હિન્દુઓનો પારસીઓ જોડે કોઇક પ્રકારનો વહેવાર તો હતો જ.

મહાભારતના સભા પર્વમાં યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞ કરવા ઇચ્છે છે માટે પોતાના ભાઇઓને ચોતરફ દિગ્ વિજય કરવા મોકલે છે, તેમાં નકુળ ઇરાન જઇને પારસીઓ અથવા પહેલવો ઉપર જીત મેળવે છે એવું બ્યાન કરવામાં આવ્યું છે. વળી કાલિદાસના 'રઘુવંશ'માં પણ રઘુ દિગ્વિજય કરવા નીકળે છે ત્યારે ઇરાન ઉપર હુમલો કરીને ત્યાંના દહાડીવાળા પારસીઓને કતલ કરે છે. એ મહાકવિ એવું પણ લખી ગયા છે કે તે વખતની ઇરાની બાનુઓ સુંદર હતી અને મદિરા પીવાથી તેમનાં મુખ લાલચોળ રહેતાં હતાં! શ્રી કૃષ્ણને લગતા અનેક અહેવાલોમાં વાંચવામાં આવે છે કે

તેમનો કાળયવન નામનો એક કટ્ટો દુશમન હતો. તે યવન તો હતો જ અને શકોનો રાજા હોય એમ ધારવામાં આવે છે. કાળયવન એક ઇરાની હોય અથવા ઇરાન સાથે એને નઝદીકનો કે દૂરનો કાંઇક સંબંધ હોય એ ખીના પણ તદ્દન જ અશક્ય નથી.

પારસીઓનાં પુસ્તકો તરફ દષ્ટિપાત કરતાં તેમાં પણ હિન્દ વિષે ઇશારા કરેલા જોવામાં આવે છે. અલબત જેમ આપણે જોયું તેમ હિન્દુ પુસ્તકોમાં પારસીઓની હાર વર્ણવી છે તેમ પારસી પુસ્તકોમાં હિન્દુઓના પરાજયનું બ્યાન કરવામાં આવ્યું છે. મનુષ્ય સ્વભાવ જોતાં એ તો માત્ર સ્વાભાવિક જ કહી શકાય. "ચંગ્રંઘાંચ નામા" નામના પુસ્તકમાં લખાયલું છે કે અષો ઝરથુસ્ત્ર સાથે ધાર્મિક બાબતો ઉપર વાદવિવાદ કરવા હિન્દથી ચંગ્રંઘાંચ નામના વિદ્વાન બ્રાહ્મણ આવ્યા. હજી તો મુખ ખોલે તે પહેલાં તેમના મનના સઘળા વિચારો જાણી લઇને અષો ઝરથુસ્ત્રે તેના સંતોષકારક જવાબો આપી દીધા. તે સમયે ગ્રીસથી તુતયાનુશ (Titianus) નામનો પણ વિદ્વાન એ જ કામસર આવ્યો હતો, અને તે પણ પ્રશ્નો પૂછે તે પહેલાં તેના ઉત્તરો સાંભળી ગયો હતો. વધુમાં જણાવવામાં આવ્યું છે કે તે બ્રાહ્મણ અને ગ્રીક પોતપોતાના ધર્મો છોડીને ઝરથુસ્તી મઝહબમાં આવ્યા હતા. ફારસી સાહિત્યમાં ફિરદૌસીના શાહનામાની અપૂર્વ ફતેહ જોઇને કેરશાસ્પ નામે, બરઝુ નામે, દારાબ નામે, વગેરે અનેક નામાંઓ લખાયાં હતાં. તેમાં જણાવ્યા મુજબ કેરશાસ્પ, રૂસ્તમ, ફ્રરામર્ઝ, અસફંદયાર વગેરે પારસી શૂરવીરોએ હિન્દ ઉપર અનેકવાર જીત મેળવી હતી. ખરૂંખોટું તો ભગવાન જાણે પણ મહાકાવ્યો અને નામાંઓમાં જળવાઇ રહેલી દંતકથાના આધારે પણ ચોક્કસ જણાય છે કે પુરાણા કાળમાં પારસીઓ અને હિન્દુઓ વચ્ચે સંબંધ તો હતો જ.

દંતકથાનો પ્રદેશ છોડીને હવે ઇતિહાસ ઉપર નજર નાંખીએ. ઇતિહાસ પ્રમાણે પારસીઓ અને હિન્દુઓની નિસબતનો આરંભ હખામની વંશના મહાન પારસી શેહનશાહ દારાયસ હીસ્તાસપીસના વખતથી થયો હતો. દારાયસે પોતાના સરદાર સ્કીલેક્ષને ઉત્તર હિન્દનો દેશ તપાસવા મોકલ્યો. તેણે મેળવેલી બાતમીના આધારે શહેનશાહે એક લશ્કર મોકલી પંજાબ ઉપર ફતેહ મેળવી. દારાયસના મહારાજ્યના ત્રેવીસ પ્રાંતોમાં પંજાબ સૌથી તવંગર પ્રાંત ગણાતો. જાણીતા તવારીખનવીસ મિ. પાલનજી બરજોરજી દેસાઇના મત પ્રમાણે લગભગ સિંધની સરહદ સુધી એ ફતેહ લંબાઇ હતી. ઇસ્વીસન પૂર્વે ૫૧૦ માં આ રીતે જીતાયલું પંજાબ પારસીઓના હાથમાં ઇસ્વીસન પૂર્વે ૩૫૦ સુધી કહ્યું.

શોધખોળ (research work) ચલાવવાનું નક્કી થયું. ડૉ. સ્પુનર નામના વિદ્વાને આ કામ માથે ઉપાડ્યું. પાટલીપુત્ર પાસેના કુમ્રહારના ક્ષેત્રમાં એમણે ખોદકામ ચલાવ્યું અને પરિણામે થાંભાવાળો એક વિશાળ મહેલ તેમની દૃષ્ટિએ પડ્યો. એ મહેલનું સ્થાપત્ય તેમને ઈરાનના પરસીપોલીસના પારસી પાદશાહોના મહેલ જેવું લાગ્યું. થાંભલાઓ ઉપરનાં ઘંટના આકારનાં શરાંઓ (capitals) તે તો ઇરાની સ્થંભોની ઉપરનાં શરાંઓ જાણે નકલ જ હતી. દારાયસ હીસ્તાસપીસ અને અશોકે પહાડો ઉપર જે લેખો કોતરાવ્યા છે તેમાં અને તે લેખોની શૈલીમાં પણ ડૉ. સ્પુનરને બહુ સામ્ય લાગ્યું. મહાભારતના સભાપર્વમાં વાંચવામાં આવે છે કે મયદાનવ નામના એક અતિ કુશળ મિસ્ત્રીએ યુધિષ્ટિર માટે અનેક સ્થંભોવાળો એક ભવ્ય મહેલ બાંધ્યો હતો. એ મયદાનવ માટે કહેવાય છે કે તે મગદાનવ છે, અને મગનો અર્થ અલબત પારસી થાય છે. તે મિસ્ત્રીએ કહ્યું કે તેણે દાનવો માટે અનેક મહેલો બાંધ્યા હતા. મયદાનવે યુધિષ્ટિર માટે જે મહેલ બાંધ્યો તેના સ્થાપત્યનું વર્ણન મહાભારતમાં આપેલું છે. તેની સાથે મેગેસ્થનીસે ચંદ્રગુપ્તના મહેલોનું બ્યાન આપ્યું છે તેનો મુકાબલો કરતાં ડૉ. સ્પુનરને બહુ મળતાપણું લાગ્યું. માટે સ્થાપત્યના દૃષ્ટિબિંદુથી જોતાં તે એવા અનુમાન ઉપર આવ્યા કે મૌર્ય વંશના રાજાઓ અને ઇરાનીઓની ભારે અસર થઇ હતી. ફરગ્યુસન પણ પૂર્વના સ્થાપત્યને લગતા પોતાના મશહુર ગ્રંથમાં ઇરાની અને ડૉ. મૌર્ય વંશના સ્થાપત્યમાં સામ્ય છે એવો સ્વીકાર કરે છે.

મેગેસ્થનીસ નામનો ગ્રીક એલચી સેલ્યુકસ તરફથી ચંદ્રગુપ્તના દરબારમાં આવ્યો હતો. તેણે હિન્દને વિષે એક બહુ ઉપયોગી પુસ્તક લખ્યું છે. તેમાં તે જણાવે છે કે ચંદ્રગુપ્ત ઉત્સવ કરીને જાહેરમાં પોતાના વાળ ધોતો. ડૉ. સ્પુનરના મત મુજબ આ તો એક પારસી રિવાજ હતો માટે ચંદ્રગુપ્ત પણ પારસી હોવો જોઇએ. પણ હું ધારૂં છું કે અહીં સ્પુનર સાહેબ કાંઇક થાપ ખાઇ ગયેલા લાગે છે. વાળ ધોવા અને તેલ નાખવું એ ક્રિયા તો અનેક પ્રજાઓમાં ચાલતી આવેલી છે. હિન્દુઓમાં પણ જ્યારે રાજા તખ્તનશીન થાય છે ત્યારે અભિષેકની ક્રિયા થાય છે જ્યારે રાજાના વાળ ધોવામાં આવે છે. પુરાણા કાળના યાહુદીઓમાં પણ રાજાને અભ્યંગ (anoint) કરવાનો રિવાજ પ્રચલિત હતો; માટે માત્ર પારસીઓમાં જ આ રિવાજ હતો એમ ગણી શકાય નહિ. ડૉ. સ્પુનરની આ દલીલ આપણને સંતોષકારક લાગતી નથી.

મૌર્ય શબ્દની ઉત્પત્તિ મુરા શબ્દ ઉપરથી થઇ કહેવાય છે. મુરા નામની સ્ત્રી નંદ-રાજાની રખાત હતી અને ચંદ્રગુપ્તની માતા હતી. ચંદ્રગુપ્તે પોતાની માની યાદમાં પોતાના વંશનું નામ મૌર્ય રાખ્યું હતું. પણ ડૉ. સ્પુનર હમણાં એવું મત ધરાવે છે કે મૌર્ય શબ્દ ઈરાનના મર્વ નામના બહુ જાણીતા શહેર ઉપરથી આવ્યો છે. "મર્વદસ્ત". નામના વિશાળ ક્ષેત્રમાં જ પરસીપોલીસ વસાયલું છે અને આપણે જોયું તેમ પારસીપોલીસના મહેલો અને ચંદ્રગુપ્તના મહેલો વચ્ચે બહુ સામ્ય છે. તેથી ડૉ. સ્પુનરના મત મુજબ બનવાજોગ છે કે મર્વના જાણીતા નામ ઉપરથી ચંદ્રગુપ્તે પોતાના વંશનું નામ મૌર્ય રાખ્યું હોય.

મૌર્ય રાજાઓના સમયના સિક્કા આપણને જડતા નથી પણ હિન્દના જૂનામાં જૂના સિક્કાઓ મૌર્ય વખતના હોય એ ડૉ. સ્પુનર સંભવિત માને છે. એ સિક્કાઓ ઉપર સૂર્ય ગેંધો અને ઝાડની ડાળીનાં નિશાનો પાડેલાં છે. આ ત્રણે ચીજો પારસીઓ પવિત્ર ગણે છે.

અમે સૂર્યપૂજક તો છીએ જ; પાંખવાળા ગોધાની નિશાન આજે પણ અમારાં અગ્નિ મંદિરો ઉપર જોવામાં આવશે. વળી જ્યારે મિથ્ર પૂજા ઇરાનમાં ચાલતી ત્યારે પણ મિથ્ર અને ગોધાને અતલ્લગનો સંબંધ હતો. ઝાડની ડાળી તે અમારા શાસ્ત્રોમાં બરસમને નામે ઓળખાય છે અને તે અમારાં ધાર્મિક ક્રિયાકામોમાં વપરાય છે. કોઇ વળી એમ કહેતા નીકળશે કે બૌદ્ધ ધર્મમાં પણ ઝાડ એ બૌદ્ધ સંઘનું નિશાન છે, અને અશોક બૌદ્ધ હતો માટે સ્વાભાવિક છે કે સિક્કા ઉપર ઝાડનું નિશાન હોય. પણ એમ બનવું મુશ્કેલ છે. બૌદ્ધ ત્રિપુટી બુદ્ધ, ધર્મ અને સંઘની બનેલી છે: બુદ્ધને બદલે પાંચ માથાનો નાગ છે; ધર્મનું નિશાન ચક્ર છે, જ્યારે સંઘનું ચિન્હ ઝાડ છે. હવે સિક્કા ઉપર ઝાડ પાડયું ત્યારે બીજાં બે ચિન્હો શા માટે ન પાડયાં? વળી સંઘનું નિશાન ઝાડ છે, ઝાડની ડાળી નહિ. જ્યારે મૌર્ય સિક્કા ઉપરના સૂર્ય, ગોધો અને ડાળી એ ત્રણે પારસી ધર્મને બહુ બંધ બેસતાં થઇ પડે છે, અને ડૉ. સ્પુનરના મતને પુષ્ટિ મળે છે કે ચંદ્રગુપ્ત અને અશોક પારસીઓ હોવા જોઇએ.

સંસ્કૃત સાહિત્યમા (વિશાખદત્તના ઇસ્વી આઠમી સદીમાં લખાયલા "મુદ્રારાક્ષસ" સિવાય) મૌર્ય વંશના રાજાઓ માટે કાંઈ પણ ઉલ્લેખ નથી અને તેમનો તરફ એક પ્રકારની તિરસ્કારભરી ચુપકીદીથી જ જોવામાં આવ્યું છે. એટલુંજ નહી પણ કલ્હણ પંડિત "રાજતરંગિણી" નામના પોતાના ઐતિહાસિક ગ્રંથમાં બાવન દુષ્ટ રાજાઓનાં નામ આપે છે તેમાં અશોકનું નામ માલુમ પડે છે. અશોક જેવા મહાન રાજપતિ જેને ધરાવવા માટે કોઇ પણ દેશ મગરૂર બને, અને જે ઈતિહાસ પ્રમાણે જોતાં હિન્દમાં મહાન સામ્રાજ્ય સ્થાપવામાં સૌથી પહેલો હતો, તેનું નામ દુષ્ટ રાજાઓની ટીપમાં-એ શો ગજબ! ડૉ. સ્પુનર માને છે કે જો અશોક અને ચંદ્રગુપ્ત પરદેશીઓ ન હોત તો જેમ વિક્રમ અને હર્ષવર્ધનના નામ આસપાસ અનેક દંતકથાઓ ભેગી થઇ છે તેમ એમના નામ ઉપર પણ થાત. પણ સ્વદેશ ઉપર ફતેહ મેળવનારા કયા પરદેશી રાજાઓનાં યશોગાન ગવાયાં છે કે ચંદ્રગુપ્ત અને અશોકનાં ગવાય? ઇરાને કયારે સિકંદરની કીર્તિ ગાઇ છે કે હિન્દ વળી મૌર્ય વંશના રાજાઓની ગાય?

ચંદ્રગુપ્તના મશહૂર પ્રધાન, હિન્દના મેકીઆવેલી, ચાણક્યને બ્રાહ્મણ કહેવો કે કેમ તે વિષે ડૉ. સ્પુનરને શંકા પડે છે. એમના અભિપ્રાય મુજબ તે ધર્મિષ્ઠ બ્રાહ્મણ હતો જ નહિ પણ અથર્વવેદનો ખાસ અભ્યાસી હતો, માટે તે જાદુમંતર કરવામાં, દવાદારૂથી રોગ મટાડવામાં અને ખગોળ વિદ્યામાં પ્રવીણ હતો. ડૉ. સ્પુનરના મત મુજબ ચાણક્ય પણ કોઇ પરદેશી જ હોવો જોઇએ. તે વખતના પારસીઓ ખગોળ વિદ્યામાં કુશળ હતા તે બીના ધ્યાનમાં લેતાં બનવાજોગ લાગે છે કે આ મહાશય પણ ઇરાનથી જ હિન્દમાં પધાર્યો હશે.

ડૉ. સ્પુનરની સઘળી દલીલોથી આપણને સંપૂર્ણ સંતોષ થતો નથી. પરંતુ કાંકરે કાંકરે પાળ બંધાય એ કહેવત પ્રમાણે એમના કેટલાક પુરાવાને જ્યારે ભેગા મુકીએ છીએ ત્યારે આપણે કબુલ કરવું પડે છે કે કદાચ મૌર્ય વંશના રાજાઓ પારસીઓ જોડે કાંઇક વ્હેવાર રાખતા હશે, અને જો તેઓ પોતે પારસીઓ ન હોય તો પણ પારસીઓની અસર તેમના ઉપર કેટલાક પ્રમાણમાં થઇ હોય તો તે બનવાજોગ છે. લખતાં ખેદ થાય

છે કે કેટલાક વિદ્વાનો ડૉ. સ્પુનરના મતને કેવળ તુચ્છકારી કાઢે છે અને કેટલાકો તો એટલે સુધી કહે છે કે ડૉ. સ્પુનરે સર રતન તાતા નામના પારસી ગૃહસ્થના પૈસાથી કામ કરેલું હોવાથી પારસીઓને રાજી રાખવા માટે આ તુત ઊભું કર્યું હતું! સરસ્વતીના સેવકો ઉપર પણ આવું હલકું આળ આવી પડે તે ખરેખર અફસોસ કારક છે. મને ડૉ. સ્પુનરના મતમાં કાંઈ પણ ખાસ અશકય લાગતું નથી, કેમ કે હું હમેશાં શકયતાઓ (possibilities) ને માનનારો છું. મહાન સીકંદર ક્રિસ્તીસન પૂર્વે ૩૨૩માં ગુજર પામ્યો અને હિન્દમાં ચંદ્રગુપ્ત ક્રિસ્તીસન પૂર્વે ૩૨૧ માં ગાદી પર આવ્યો. સીકંદરના મરણ બાદ તેના મહારાજ્ય માં અંધાધૂંધી અને ગેરવ્યવસ્થા ચાલી રહી. શું એ શકય નથી કે આ તકનો લાભ લઇને કોઈ ઇરાની જવાંમર્દ કેટલીક સેનાનો સરદાર બનીને પોતાની તલવારના બળે પોતાનું કિસમત અજમાવવા હિન્દ ભણી નીકળી પડયો હોય? શું એ શકય નથી કે આ માણસ ઉપર નસીબદેવી હોય અને હિન્દમાં આવી તેણે એક સલતનત જમાવી રાજા થઇ બેઠો હોય, અને આગળ જતાં તેના વંશજો બૌદ્ધ ધર્મમાં ભળી ગયા હોય? શું ફકીરોના અમીર, રંકના રાય અને સિપાહી પરથી સુલતાન થવાના દાખલા ઇતિહાસમાં મોજુદ નથી? યુરોપના ઑલીવર ક્રોમ-વેલ અને નેપોલિયન બોનાપાર્ટ, હિન્દના શિવાજી મહારાજ અને હૈદરઅલી અને ઇરાનના યાકુબલએથ સફ્ફારી અને નાદિરશાહનાં જીવનચરિત્રો એનો જવાબ આપવા પૂરતાં છે. તો ડૉ. સ્પુનરના મતને હસી કાઢવાને બદલે માત્ર તે મતની શકયતા (posibility) જ જો સ્વીકારવામાં આવે તો એક નિઃસ્વાર્થી વિદ્વાનના કામને છેવટે પણ કાંઇક જશ મળેલો કહેવાય.

હવે એક નવા જ વિષયમાં પ્રવેશ કરીએ. ભવિષ્ય પુરાણમાં એવું વર્ણન છે કે ઇરાનથી સૂર્યપૂજા કરનારા ૧૮ મગ બ્રાહ્મણો હિન્દમાં આવી વસ્યા. એ બાબત કાંઇક ઊંડાણમાં ઉતરી તપાસી જોઇએ. ભવિષ્ય પુરાણ હજી મ્હારા વાંચવામાં આવ્યું નથી પણ તેમાં સમાવેલી આ બાબતની સંપૂર્ણ હકીકતનો ઇતેખાબ ડૉ. સર આર. જી. ભાંડારકરના જાણીતા પુસ્તક "વૈષ્ણુનીઝમ ઍંડ શૈવીઝમ"માં અને અન્ય ગ્રંથોમાં આપવામાં આવેલો છે. પુરાણમાંની વિગત નીચે પ્રમાણે છેઃ—શ્રીકૃષ્ણ અને જાંબુવતીના પુત્ર સાંબે ઋષિ દુર્વાસાનું અપમાન કર્યું. ઋષિજીએ ક્રોધાયમાન થઇને શાપ દીધો જેથી સાંબને શરીરે કોઢ નીકળ્યો. એ રોગ અસાધ્ય માલમ પડતાં તેને રાજ્યના ધર્મગુરુ ગૌરમુખની સલાહ લીધી. ગૌરમુખે કહ્યું કે ઇરાનની પાસે શક દ્વીપમાં વસના અને સૂર્યની પુજા કરતા મગ લોકો સિવાય બીજા કોઈ પણ એ રોગ મટાડી શકે એમ નથી. સાંબ ગરુડ ઉપર બેસી શકદ્વીપ ગયો. (સુંબાઇવાળા વિદ્વાન રાવ બહાદુર પી. બી. જોશીના મત મુજબ શકદ્વીપ તે શકસ્તાન અથવા સીસ્તાન છે.) ત્યાંથી મગ લોકોને લઈ હિન્દ પાછા ફરી તેમને સારૂ ચંદ્રભાગા નદી આગળ એક સૂર્યમંદિર બાંધી આપ્યું. (આ મંદિર હુએન ત્સીઆંગ નામના ચીના પ્રવાસીએ પણ જોયેલું હતું: તે સત્તરમા સૈકા સુધી હસ્તીમાં રહ્યું અને છેવટે ધર્માંધ ઔરંગઝેબને હાથે તેનો નાશ થયો.) એ મગ લોકો મુલતાનમાં આવી વસ્યા. તેઓએ ભોજ કુટુંબની ક્ષત્રી કન્યાઓ જોડે લગ્ન કર્યું. તેમની પ્રાર્થનાથી સાંબનો રોગ મટયો. છેવટે આ મગ લોકો હિન્દુ ધર્મમાં ભળી ગયા અને તેઓ મગ બ્રાહ્મણો કહેવાયા.

હવે આ પૌરાણિક વૃત્તાંતમાં ઐતિહાસિક સચ્ચાઈ કેટલી છે અને પુરાણોમાં સાધારણ રીતે મળી આવે છે તેમ દંતકથા અને અતિશયોક્તિ કેટલી છે તેની તપાસ કરીએ. કબુલ કર્યા વિના છુટકો નથી કે જો કે હિન્દુ ભાઇઓએ અનેક દિશામાં નામ કાઢ્યું હતું તો પણ તવારીખ લખવામાં તેઓ તદ્દન પછાત હતા, અને તવારીખ લખવાની કુશળતા તેમનામાં લાંબા સમય સુધી દેખાઈ નહોતી. આપણાં પુરાણોમાં તવારીખી બીના આવે છે પણ જાણે કે "અરેબિયન નાઇટ્સ" લખાતી હોય કે જીનપરીની વાત થતી હોય તેમ તેનું બ્યાન કરવામાં આવે છે. પુરાણોમાંથી આ સઘળી દંતકથાઓ બાદ કરી માત્ર તવારીખરૂપી સોનું તારવી કાઢવું એ મુસ્કિલ થઇ પડે છે. આપણે આગળ જતાં જોઈશું કે આ મગ બ્રાહ્મણો ઇસ્વીસન પૂર્વે અથવા પછી પહેલી સદીમાં હિન્દમાં આવ્યા. તે છતાં ભવિષ્ય પુરાણમાં તો શ્રી કૃષ્ણ અને ઋષિ દુર્વાસાનાં નામો તેમની જોડે મળી આવે છે! હવે આ આધુનિક સમયમાં શ્રી કૃષ્ણ અને ઋષિ દુર્વાસા કયાંથી આવ્યા? તેનો ઉત્તર એટલો જ દઇ શકાય કે પોતાના વૃત્તાંતોને વધુ રસમય બનાવવા માટે, તેનું માહાત્મ્ય વધારવા માટે અને તેમાં વધુ રંગ જમાવવા માટે, વિના કારણે ઇતિહાસનું ખુન કરી આપણા પુરાણી ભાઇઓએ તારીખનો પણ શુમાર રાખ્યા વિના શ્રી કૃષ્ણનાં અને ઋષિ દુર્વાસાનાં નામો ઘુસાડી દીધાં છે. એક તો હિન્દમાં લાંબા કાળ સુધી ઇતિહાસનો દુકાળ હતો તેમાં ઇતિહાસ લખવાની ઉત્તમ તક પુરાણીઓને સાંપડી હતી, પણ તવારીખને તવારીખ તરીકે વર્ણવવાને બદલે જાણે દંતકથા લખતા હોય તેમ અનેક નિરુપયોગી બાબતો સાથે ભેળી દઇને આ તક કેટલેક દરજ્જે ખોઇ દેવામાં આવી છે, તે જોઇને દરેક ઇતિહાસપ્રેમી સજ્જનને ખેદ થયા વિના રહેશે નહિ.

વળી પુરાણ પ્રમાણે ૧૮ મગ બ્રાહ્મણો હિન્દ આવ્યા. આ ૧૮ ના આંકડાનાં જ્યાં ત્યાં આપણને દર્શન થાય છે. ૧૮ પુરાણો અને ૧૮ ઉપપુરાણોઃ મહાભારતનાં પર્વ ૧૮ અને ગીતાના અધ્યાય ૧૮: મહાભારતનું યુદ્ધ ૧૮ દિવસ ચાલ્યું અને ૧૮ અક્ષોહિણી સેનાએ આ જંગમાં ઝંપલાવ્યું: અને ઇરાનથી મગ બ્રાહ્મણો હિન્દ આવ્યા તે પણ ૧૮ નો હીસાબ ગણીને જ આવ્યા! બનવાજોગ છે કે હિન્દુઓમાં ૧૮ નો આંકડો પવિત્ર ગણાયો હોય, પણ તવારીખને પવિત્ર કે અપવિત્ર સાથે શો સંબંધ? વિદ્વાનોનો મત છે કે માત્ર ૧૮ મગ બ્રાહ્મણ નહિ પણ એથી વધારે, ગરુડ ઉપર બેસીને નહિ પણ પગપાળા, એકજ વાર નહિ પણ એકથી વધુ વાર, ઇરાનથી હિન્દ આવ્યા હોવા જોઇએ.

હવે આ મગ બ્રાહ્મણોનાં લક્ષણો સંબંધી શું વર્ણન છે તે જોઇએ. આપણને તુરત માલુમ પડે છે કે આ લક્ષણો ઘણે ભાગે વીસમી સદીના પારસીઓને લાગુ પડતાં છે.

મગ બ્રાહ્મણોના મૂળ ગુરુ જરશબ્દ અથવા જરશસ્ત નામના હતા. (લખવાની ખાસ જરૂર નહોય કે આ જર શબ્દ તે પારસીઓના પયગમ્બર અષો ઝરથુસ્ત્ર છે.)

મગ બ્રાહ્મણો પોતાની કમર આસપાસ "અવયંગ" નામની પવિત્ર દોરી બાંધતા. (આ "અવયંગ" ને અવસ્તામાં ઐવ્યાઑંઘ કહે છે; અમે તેને કુસ્તી કહીએ છીએ. બ્રાહ્મણો ખભે જનોઇ બાંધે છે જ્યારે અમે તે કમર આસપાસ પહેરીએ છીએ.)

મગ બ્રાહ્મણો સૂર્યને પૂજતા. (એ તો ઝમાને અવ્વલથી તે હમણાં સુધી પારસીઓનું અને ગાયત્રી મંત્ર ભણતા હિન્દુઓનું મુખ્ય લક્ષણ જ છે.)

મગ બ્રાહ્મણો ભોજન કરતી વખતે ચુપકીદી જાળવતા. ( અલબત હવે તો " ડીનર " ઉપર ભાષણો થાય છે અને " સલામતી " લેવાય છે, તો પણ કેટલાક બુઝર્ગ પારસીઓ મ્હારા જોવામાં આવ્યા છે જેમને મન ભોજન એ પણ એક પવિત્ર ક્રિયા છે, અને ખાણું ખાતાં તેઓ મુદ્દલ બોલતા નથી. ખાતી વેળાએ મૌન ધારણ કરવું તેને અમે " બાજ ધરવી " કહીએ છીએ. )

મગ બ્રાહ્મણો દહાડી રાખતા. ( હવે તો પારસીઓમાં કે જુદીન કોમોમાં દહાડી મુછ રાખવાં કે કેમ તે સૌ સૌની સગવડ અને શોભાનો સવાલ થઇ પડયો છે; તો પણ હજી અમારા દસ્તુર મોબેદો ઘણે મોટે ભાગે દહાડી રાખે છે. )

મગ બ્રાહ્મણો મ્હોં ઉપર " પદાન " બાંધતા. ( એ " પદાન " ને અવસ્તામાં " પૈતિદાન " કહે છે. પ્રાર્થના કરતી વખતે પવિત્ર અગ્નિમાં થુંકના છાંટા ન ઊડે તેટલા માટે આજે પણ દસ્તુર મોબેદો મ્હોં ઉપર નાક આગળથી એક રૂમાલ બાંધે છે. જૈન સાધુઓ જે રૂમાલ વાપરે છે તેનાથી એ મોટો હોય છે અને પ્રાર્થના પુરી થયા પછી તે તુરત કાઢી લઇ પાઘડીમાં બાંધી લેવામાં આવે છે. )

મગ બ્રાહ્મણો પ્રાર્થના કરતી વખતે હાથમા ચમચ લેતા હતા. ( હજી પણ મોબેદો હાથમાં ચમચ રાખે છે, જેની ઉપર સુખડ મુકી અગ્નિને અર્પણ કરે છે. )

મગ બ્રાહ્મણો સફાઈ અને ચોખ્ખાઇ ઉપર બહુ ધ્યાન આપતા અને નિયમિત વખતે અંઘોળ કરતા. ( શારીરિક, માનસિક અને આત્મિક પવિત્રતા ઉપર તો અમારો ધર્મ જ રચાયલો છે. )

મગ બ્રાહ્મણોની સ્ત્રીઓ માસિક બિમારીને પ્રસંગે પુરુષવર્ગથી વેગળી રહેતી હતી.

આ સઘળાં લક્ષણો ઉપરથી માલુમ પડે છે કે ઇરાનથી આવેલા એ માણસો તે ખરેખર ઝરથુસ્તી પારસીઓ જ હતા.

સવાલ એ ઉપસ્થિત થાય છે કે આ મગ બ્રાહ્મણો હિન્દમાં કયારે આવ્યા. જો ભવિષ્ય પુરાણમાં બીજું કાંઇ નહિ પણ માત્ર તારીખનો એક આંકડો જ લખ્યો હોત તો આ કડાકુટનું છેવટ આવત. પણ હવે એ વાત ઉપર બળાપો કરવો ફોકટ છે. સર ભાંડારકર દલીલ કરે છે કે પારસી હખામની સલતનતનો સીકંદરને હાથે ઇસવીસન પૂર્વે ૩૩૩માં અંત આવ્યા બાદ, પારસીઓ મિત્રપૂજા ( સૂર્યપૂજા ) નો પેગામ લઇને અનેક દિશાઓમાં વિખ-રાઇ ગયા. ઇસવીસન પૂર્વે બે સદીઓ ઉપર રોમમાં પણ મિત્રપૂજા પ્રચલિત હતી; તો સર ભાંડારકરના મત મુજબે બનવાજોગ છે કે લગભગ એ જ સમયમાં કેટલાક પારસીઓ સૂર્ય-પૂજાનો સંદેશ લઇને હિન્દમાં પણ આવ્યા હોય. એક જુદી જ દલીલને આધારે મ્હારૂં પોતાનું મત નમ્રતાપૂર્વક દર્શાવવાની રજા લઉં છું. ઇસવીસન પૂર્વે ૩૨૩ માં સીકંદર ગુજર પામ્યો ત્યારથી તે ઇસવીસન ૨૨૬ માં સાસાની વંશનો સ્થાપક અર્દેશીર બાબકાન ઇરાનના તખ્ત ઉપર આવ્યો ત્યાં સુધી અમારો ધર્મ ઈરાનમાં એક રાષ્ટ્ર-ધર્મ ( State religion ) રહી શકયો નહિ. અમારો ધર્મ કાંઇક વીસરાવા લાગ્યો અને કેટલેક દરજ્જે તેમાં અનિષ્ટ તત્ત્વો દાખલ થવા માંડયાં. પણ ઇસવીસન ૨૨૬ માં અર્દેશીર બાબકાન ગાદી ઉપર આવ્યો ત્યારે પારસી ધર્મમાં નવજીવન સ્ફુરવા લાગ્યું. ગામેગામથી દસ્તુર મોબેદો પોતાની પવિત્ર કેતાબો લઇને ભેગા થયા, અને જરથુસ્તી ધર્મ નવે જન્મે જીવવા લાગ્યો, અને એનું નવીન

સ્વરૂપ ઘડાયું. લોકોમાં અવનવો ધાર્મિક ઉત્સાહ સજીવન થયો અને બનવાજોગ લાગે છે કે પોતાના ધર્મનો સંદેશો લઇને કેટલાક પારસીઓ એ સમયમાં હિન્દ આવવા નીકળી પડ્યા હોય. વળી સર ભાંડારકર બીજી પણ એક દલીલ રજુ કરે છે. ઇંડોસિકિથીયન શાખાનો અને કુશન જાતનો કનિશ્ક નામનો બૌદ્ધ મતવાદી એક મહાન રાજા હિન્દની ઉત્તરે રાજ્ય કરી ગયો હતો અને એની રાજ્યધાની પેશાવર હતી. તે કયા સમયમાં થઇ ગયો તે વિષે મતભેદ છે, પણ ઘણાખરા વિદ્વાનોના મત મુજબ તે ઇસિવીસન પહેલી કે બીજી સદીમાં થઇ ગયો હોવો જોઇએ. તેના વખતના સિક્કાઓ મોજુદ છે જે જોતાં તેની ઉપર " મિહિર " ની આકૃતિ નજરે પડે છે. આ " મિહિર " તે ફારસી શબ્દ મહેર છે અને તે અવસ્તાના 'મિથ્ર' ( અથવા સંસ્કૃત 'મિત્ર' ) શબ્દ ઉપરથી આવ્યો છે, અને એનો અર્થ સૂર્ય થાય છે. તો આ ઉપરથી જણાય છે કે એ બૌદ્ધ મતવાદી રાજાના રાજ્યમાં પણ કાંઈક ઝરથુસ્તી ધર્મની કે રીતરિવાજની અસર થયેલી હોવી જોઇએ. એ રીતે જોતાં પણ જે મગ બ્રાહ્મણો ઇરાનથી હિન્દ આવ્યા તે ઇસિવી પહેલી કે બીજી સદીમાં આવ્યા હોવા જોઇએ.

મગ બ્રાહ્મણોની અસર હિન્દમાં કાંઈ રહેવા પામી છે કે કેમ તે બાબત ઉપર આપણે હવે આવીએ. મિ. કે. એન. સીતારામ નામના ગૃહસ્થે " ધી કે. આર. કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટ જરનલ "માં " ઇરાનીયન ઇન્ફ્લુઅન્સ ઑન ઇન્ડીઅન કલચર " નામનો બહુ વિદ્વત્તાભરેલો નિબંધ લખેલો છે તેમાં તે જણાવે છે કે ઇસવી ૭મી સદીમાં મગ બ્રાહ્મણોની અસર હિન્દમાં બહુ હતી, અને ઇરાની તરીકત પ્રમાણેની સૂર્યપૂજા પૂરજોશથી ચાલતી હતી. મિ. સીતારામ માને છે કે શ્રી હર્ષવર્ધન ( ૬૦૬-૬૪૮ ) તેમના પિતા પ્રભાકરવર્ધન, તેમના પિતા આદિત્યવર્ધન અને તેમના પિતા રાજ્યવર્ધન એ સૌ પરમાદિત્યભક્તો અને મગ બ્રાહ્મણોના જ વંશજો હતા. પ્રભાકર અને આદિત્ય નામો પણ સૂર્યનાં જ છે એ વાત પણ અર્થસૂચક ગણાવી જોઇએ. વળી વરાહમિહિર તે રાજા વિક્રમની દરબારનાં નવરત્નોમાંનો એક વિદ્વાન ગણાતો. તે ભૂગોળ અને ખગોળવિદ્યામાં નિપુણ હતો, અને ૫૮૭ માં તે ગુજર પામ્યો. મિ. સીતારામના મત પ્રમાણે એ વરાહમિહિર પણ એક મગ બ્રાહ્મણ હતો અને પોતાનાં પુસ્તકોમાં તેણે પોતાના મગ બ્રાહ્મણ પૂર્વજો માટે ઇશારા કર્યા છે. એના પિતાનું નામ આદિત્યદાસ હતું. વરાહમિહિરે 'બૃહત્સંહિતા' નામનું પુસ્તક લખીને તે સૂર્યનારાયણને અર્પણ કર્યું હતું. આ ઉપરથી પણ તેને મગ બ્રાહ્મણો જોડે નિસબત

" શિકારરા નબાશદ બજુઝ શીર ઓ ગુર
અઝાનરાશ ખાનદન્દ બહેરામગુર "

યાને, સિંહ અને ગુર સિવાય એનો બીજો શિકાર જ નહોતો, માટે જ તેનું નામ બહેરામગુર પડયું. અહીં જણાવવાની જરૂર છે કે એક રાજાને ગધેડાનો ખ્રિતાબ આપેલો છે તે તિરસ્કારથી નહિ પણ તે રાજાનું બળ જોતાં માનાર્થે અપાયો છે. દાખલા તરીકે ઓમૈયા વંશનો છેલ્લો અરબ ખલીફ મેરવાન બીજો, જે ઝાબની લડાઇ પછી ૭૫૦ માં કતલ થયો, તેનું પણ અંગબળ અને કામ કરવાની શક્તિ જોતાં તેને " હમાર " અથવા ગધેડાનું ઉપનામ મળ્યું હતું. બહેરામગુર એક ઇરાની એલચીના વેશમાં હિન્દમાં આવી કનોજના રાજા શંગલના દરબારમાં ગયો. તેનું બ્યાન ફિરદૌસીના શાહનામામાં કરવામાં આવ્યું છે. તેનાં અદ્દભુત પરાક્રમો જોઇને રાજા શંગલને ભય થયો કે એક સાધારણ એલચી જો આવો જબરો હોય તો ઇરાનનો રાજા બહેરામગુર તો કેવો હશે ! બહેરામગુર ઉપર સખીનુદ નામની રાજાની કુંવરી મોહિત થઇ અને છુપાછુપ તેમનું લગ્ન થયું. આ સંબંધથી ઉત્પન્ન થયેલો વંશ તે ગર્દભીલા રજપુતોનો વંશ કહેવાય છે. બહેરામનું ઉપનામ પણ ગુર અથવા ગધેડો હતું, અને ગર્દભીલા શબ્દ પણ ગર્દભ અથવા ગધેડા ઉપરથી આવ્યો છે, અને આ બન્ને વાત બંધબેસતી લાગે છે. પણ આ માત્ર દંતકથા છે, એને તવારીખનો વિશ્વાસપાત્ર ટેકો હોય એવું મ્હારા વાંચવામાં આવ્યું નથી.

હવે સાસાની વંશના સૌથી મહાન અને મશહુર રાજા નૌશીરવાન, જેને માટે માત્ર ઇરાને જ નહિ પરંતુ આખા એશિયાએ મગરૂર રહેવું જોઇએ તેની તરફ નઝર નાંખીએ. તેણે ૫૩૧ થી ૫૭૯ સુધી રાજ્ય કર્યું અને એના અદલ ઇનસાફને લીધે તે નૌશીરવાન આદેલના નામથી ઓળખાય છે. રજપુતોની ઉત્પત્તિ લગભગ ૬૦૦ ની સાલથી કેટલાકો ગણે છે. કરનલ ટૅાડના " રાજસ્થાન "માં એક દંતકથા લખેલી છે કે રજપુતોના મૂળ સ્થાપક બાપારાવળ શહેનશાહ નૌશીરવાનની પુત્રી જોડે પરણ્યા હતા. એમ કહેવાય છે કે એક દિવસ બાપારાવળ કેટલીક કન્યાઓ જોડે રાસ રમ્યા. તે દરમિયાન રમતના જ આવેશમાં એ છોડીઓ જોડે અમસ્થી ખોટી લગ્ન ક્રિયા કરવાનું તેમને મન થઇ આવ્યું. પછીથી માલુમ પડયું કે એ ક્રિયા તો ખોટી નહિ પણ ખરી થઇ ગઇ હતી, એટલે બાપારાવળને એ રમત મોંઘી પડી ગઇ, અને તેમને જીંદગીભર અનેક પત્નીઓનો બોજો ઉઠાવવો પડયો હતો, અને તેમના દ્વારા તે અનેક રજપુત કુળોના પિતા થયા હતા. વળી એમ પણ મનાય છે કે બાપારાવળ ઇરાન પણ ગયા હતા. આટલી વિગતથી કદાચ આપણે એમ માની શકીએ કે એમની એક પત્ની તે નૌશીરવાનની પુત્રી પણ હોય. પણ ખુદ કરનલ ટૅાડ પોતે જ બાપારાવળની જન્મતિથિ ૭૧૨ આપે છે જ્યારે મિ. ગૌરીસંકર ઓઝા એમના " રજપુતાના કા ઇતિહાસ "માં ૭૧૨ થી પણ દૂર એ તારીખ મૂકે છે; એટલે તારીખોનો મેળ નહિ થવાથી આ દંતકથા તુરત ભાગી પડે છે, કેમકે ૭૧૨ માં જન્મેલો પુરુષ ૫૭૯ માં ગુઝર પામેલા શહેનશાહની પુત્રી સાથે પરણે એ બિલકુલ અસંભવિત લાગે છે. કદાચ ઇરાની રાજ્યનો નાશ થયા બાદ એક ઇરાની રાજકુંવરી જોડે બાપારાવળ પરણ્યા હોય, પણ આવા આવા તર્કોને ઇતિહાસનું નામ આપવું યોગ્ય ગણાય નહિ.

પુલકેશી બીજો નામનો એક મહાપરાક્રમી રાજા આ સમય પછી દક્ષિણ હિન્દમાં રાજ્ય કરતો હતો. હર્ષવર્ધને જેમ બીજા રાજાઓ ઉપર જીત મેળવી હતી તેમ તે પુલકેશી બીજા ઉપર જીત મેળવી શક્યો ન હતો. ઇરાન તરફથી એક એલચી ખાતું પુલકેશી બીજા ઉપર આવ્યું હતું, અને તેનો ચિતાર અજંટાની ગુફાઓમાં કોતરી કાઢવામાં આવ્યો છે. તે કોતરેલી આકૃતિઓએ પહેરેલા પોશાક ઉપરથી તે સાસાની ઇરાનીઓની હોય એમ માનવાને કારણ રહે છે.

નૌશીરવાનનો પૌત્ર ખુસરૂ પરવીઝ પોતાની જાહોજલાલી અને મોજશોખ માટે જાણીતો છે. શીરીન નામની સ્વરૂપવાન બાનુ, જે ઇરાનના સુંદરી સંગ્રમાં સર્વશ્રેષ્ટ હતી, તેણીની જોડેના એના ઇશ્કની પ્રેમકથા નીઝામી ગનજવી નામનો ફારસી શાએર દિલપસંદ કાવ્યમાં ગાઇ ગયો છે. ખુસરૂ શીરીનનો પ્રેમકિસ્સો તે લયલા મજનુન કે જહાંગીર નુરજહાનને ભુલાવે તેવો હતો. આશ્ચર્યકારક તો એ છે કે ખુસરૂ શીરીનનો પ્રેમ દર્શાવતું એક ચિત્ર અજંટાની ગુફામાં કોતરી કાઢેલું જોવામાં આવે છે. વળી એ જ રંગીલા રાજવી ખુસરૂ પરવીઝના અમલ દરમ્યાન હિન્દમાંથી ઘણાએક ગવૈયાઓ અને ગાનારીઓ ઇરાન જઈ વસ્યાં હતાં.

નૌશીરવાનના સમયમાં ઇરાનીઓની સાહિત્યસંબંધી નિસબત હિન્દ સાથે કેવી હતી તે હવે જોઇએ. નૌશીરવાને બરઝુ નામના એક ઇરાની વિદ્વાનને નવું જીવન લાવે એવો એક ચમત્કારિક સંજીવની રોપો લાવવા હિન્દ મોકલ્યો. હિન્દમાં સઘળે ફરવા છતાં તે રોપો ન જડવાથી તે નિરાશ થયો. તેટલામાં એક હિન્દી પંડિતે "હિતોપદેશ" અથવા "પંચતંત્ર"ને નામે ઓળખાતી મશહુર ચોપડી બરઝુને આપીને કહ્યું કે નવું જીવન આપનાર પાલો તે તો આત્મોન્નતિ કરનારૂં જ્ઞાન જ છે. અદષ્ટ રહેલા ઇંદ્રજીતના કાતિલ બાણથી મુર્ચ્છિત થઈ મરણ કાંઠે પડેલા લક્ષ્મણને ઉગારવા સારૂં સંજીવની લાવવા હનુમાનજી ઉપડ્યા હતા, અને એ ચમત્કારિક પાલો તો નહિ પણ પર્વત જ ઉપાડી લાવ્યા હતા, તેમ સંજીવનીની શોધમાં નીકળેલો બરઝુ રોપાની ડાંખળી નહિ પણ આખું જ્ઞાનવૃક્ષ જ ખેંચી ગયો. નૌશીરવાનના હુકમથી એ પુસ્તકનો તરજુમો સંસ્કૃત ઉપરથી પહેલ્વીમાં થયો. ઇરાની શેહનશાહત તારાજ થયા બાદ ઇસલામમાં વટલી ગયલા અબદુલ્લા ઇબ્ન અલ મુકફ્ફે નામના ઝરથોશ્તીએ તેનું અરબીમાં ભાષાંતર કર્યું, અને છેવટે મૌલાના કાશફીએ "અનવારે સોહેલી"ના નામથી અરબીમાંથી ફારસીમાં તેનો તરજુમો કર્યો. એ જગજાણીતી કેતાબ, જેમાં ઇસપની નીતિકથાઓ જેવી અનેક વાર્તાઓનો ભંડાર છે, તે "કલીલે ઓ દમને"ના નામથી પણ ઓળખાય છે અને એ સઘળાનું મૂળ સંસ્કૃતમાં લખાયેલ "હિતોપદેશ" છે.

નૌશીરવાનના રાજ્યઅમલમાં બનેલો એક બીજો બનાવ નોંધવાજોગ છે. પહેલ્વી સાહિત્યમાં "ચતરંગ નામક" (શેત્રંજનામું) નામનું એક પુસ્તક છે જેમાં શેત્રંજ (chess)ની રમત શી રીતે હિન્દમાં નીકળી તેનું બયાન છે. એમ કહેવાય છે કે નૌશીરવાનને ખંડણી ભરતા એક હિન્દી રાજાના મુલ્કમાં આ રમત શોધાઇ હતી. તે રાજાએ એક પંડિત જોડે ખંડણી ભેગી આ રમત પણ ઇરાની દરબારમાં મોકલી અને એ રમતનું ગુંચવણું ઉકેલવા સર્વેને આહ્વાન કર્યું. સૌ કોઈ હારી બેઠા પણ બુઝરજમહેર નામનો વડો વઝીર, જે પોતાના બુદ્ધિબળ માટે મશહુર હતો, તેણે એ રમત શોધી કાઢી, અને જે

પંડિત તે રમત લાવ્યો હતો અને તે રમત રમવામાં પ્રવીણ હતો. તેની જોડે ત્રણ દાવ રમી. તેને ત્રણે દાવમાં મ્હાત કર્યો. પછી બુઝરજમહેરે એક "નર્દ" જેને ઇંગ્રેજીમાં backgammon કહે છે તે નામની રમત શોધી કાઢી. તે લઈ પોતે હિન્દ ગયો. પણ કોઈપણ હિન્દીવાન એ રમત ઉકેલવાને શક્તિમાન નીકળ્યો નહિ.

પણ હવે ઈરાની પારસીઓ અને હિન્દુઓના સંબંધનો ઓચિંતો અંત આવવા પામે છે. ઇરાનનું રાજ્ય અરબોને હાથે ફના થાય છે, અને પારસીઓના શાનો શૌકત,[1] જાહો હિશમત,[2] મુલ્કો મિલ્લત,[3] માલો દૌલત[4] કિસ્મતની અદેખી આંખે જાણે જોવાઇ શકાયાં ન હોય તેમ ઇરાની સલતનતની રંગીલી રંગભૂમિ ઉપર આફતરૂપી અંધકારનો સિયાહ પરદો પડે છે. ૬૪૧માં થયેલા નેહાવંદના ખુનખાર જંગ પછીથી દસ વર્ષના અરસામાં, જે જંગલી અરબોની સાથે ઇરાનીઓ હજી સુધી મયદાનમાં પંજો મેળવીને જીતવાની પરવા પણ કરતા નહતા, તે જ અરબોને હાથે ઇરાની તાજોતખ્ત અને દીનોઇમાનનું સત્યાનાશ વળી ગયું. શાએર મોઅઝઝી એક ઠેકાણે કહે છે તેમ:—

"જાઇ કે બુદ આન દિલસિનાન બા દુસ્તાન દર બુસ્તાન
શુદ ગુર્ગો રૂબેહ રા મકાન, હમ બુમો કિરગિસ રા વતન"

[ જે બાગબગીચામાં સુંદર સ્ત્રીઓ પોતાના પ્રેમીઓ જોડે આનંદમાં દિલ બેહલાવતી હતી, તે ફુલવાડીમાં આજે વરૂ અને શિયાળવાં ભટકે છે, તે મહેલોનાં ખંડિયેરો ઉપર ઘુવડો અને ગીધોએ પોતાનું ઘર કર્યું છે. ]

હજરત મહોમ્મદ સાહેબ ૫૬૯માં જન્મ પામ્યા અને ૬૩૨ની સાલમાં તેમણે મોક્ષપદ પ્રાપ્ત કર્યું. દંતકથા એવી છે કે એમના જન્મ વખતે જ કેટલાક અર્થસૂચક ચમત્કારો થયા હતા જે ઉપરથી જણાતું કે ઇરાન દેશના દહાડા હવે ગણાઇ ચુકયા હતા. પયગમ્બર સાહેબનું જીવનચરિત્ર લખનાર વૉશિંગટન ઇરવિંગ નામનો જાણીતો અમેરીકન લેખક દંતકથા વર્ણવે છે, કે એક રાતે જગતનાં તમામ મંદિરોમાંની મૂર્તિઓ ઊંધે મસ્તકે જમીન ઉપર પડી; તેજ રાતે આપો ઝરથુસ્ત્રનો અગ્નિ જે સૈકાઓથી ઈરાનમાં બળતો હતો તે એકાએક બુઝાઈ ગયો; તે જ રાતે નૌશીરવાનના મહેલના કંગુરા ઓચિંતા ભાગીને ઝમીનદોસ્ત થયા; તે જ રાતે ઈરાનના દસ્તુરાન દસ્તુરને એવું સ્વપ્ન આવ્યું કે એક અરબી ઊંટે એક ઇરાની ઘોડા ઉપર જીત મેળવી; તે જ રાત પુરી થયા બાદ અરબ દેશમાં મક્કાની પવિત્ર ભૂમિમાં રબીઉલ અવ્વલની ૯મી તારીખને સોમવારે ઇસવી સન ૫૬૯ના એપ્રિલ મહિનામાં કુરેશ ખાનદાનના અબદુલ્લાનાં પત્ની બાનુ અમીનાને પેટે હજરત મહોમ્મદ નામના એક મહાન પયગમ્બરનો જન્મ થયો. તેમણે અરબ જેવી અજ્ઞાન અને વ્હેમી પ્રજામાં અવનવો જુસ્સો અને ઐક્યબળ રેડયાં. તેમના સ્વર્ગવાસ પછીના દસ વર્ષની અંદર અરબોના પગ તળે ઇરાનની સરઝમીન રોળાઇ ગઇ, અને અદ્યાપિ પર્યંત કોઇ પણ પરાજયને પ્રસંગે જેટલું લોહી ના પીધું હોય તેટલું ઇસ્લામની શમશેરના પ્રતાપથી પીને ઈરાનની ધરતી તર થઇ ગઇ. ઇસ્લામનું ચિહ્ન ઊગતા બીજના ચંદ્રનું છે, જ્યારે ઝરથુસ્તી ધર્મનું નિશાન સૂર્યનું છે. અનુભવસિદ્ધ વાત છે કે જ્યારે પણ બીજના ચંદ્રનાં આકાશમાં દર્શન થાય ત્યારે સૂર્ય તો

---

૧. મહત્તા અને જાહોજલાલી ૨. દરજ્જો અને સત્તા ૩. મુલક અને રાજ્ય ૪. માલ અને દોલત

અદૃશ્ય થયેલો જ હોય; તેમ જ્યારે ઇસ્લામી ચંદ્રનો પ્રાદુર્ભાવ થયો ત્યારે અમારા ધર્મનો આફતાબ ઇરાનની દૃષ્ટિમર્યાદા પાછળ મ્હોં છુપાવી અસ્ત પામ્યો. પણ વિજયી અરબોને તે સમયે ખ્યાલ પણ ન હશે કે ઇરાને સરઝમીનમાં અસ્ત પામેલા તે સૂર્યનો ઉદય હિન્દુસ્તાનના કિનારા ઉપરથી તે માલેકની ફઝલો કરમથી[૫] ફરી થવા પામશે.

પારસીઓનો છેલ્લો બાદશાહ યઝદજર્દ શહેરયાર ૬૫૧માં એક નીચ તોખમના પારસી લોટ દળનારને હાથે કતલ પામ્યો. તે બાદશાહને પાંચ ફરઝંદો હતાં–પુત્રોમાં ફીરોઝ અને બહેરામ; પુત્રીઓમાં શહેરબાનુ, મહેરબાનુ અને ગહાબાનુ. મુસીબતોથી હેરાન થયેલો રાજકુમાર ફીરોઝ ચીન ભણી નાઠો. પણ એની અનેક કાકલુદીઓ છતાં ચીનના શહેનશાહે એને મનમાનતી લશ્કરની મદદ આપી નહિ. ચીનમા ફીરોઝે એકાદ બે અગ્નિમંદિરો બાંધેલાં કહેવાય છે. ચીનની તવારીખમાં એને પીલુસ્સેઝ નામથી ઓળખવામાં આવ્યો છે. એનું શરીર ચીનમાં હોવા છતાં એનું દિલ ઇરાનમાં ભમતું હતું. છેવટે કાંઈ પણ મદદ મળી ન શકવાથી, સ્વદેશને પાછું જીતી લેવાની હોંશને પોતાની છાતીમાં જ સમાવી દઈ, તે કમનસીબ શાહઝાદો ફીરોઝ પરાઈ ભૂમિમાં ભગ્ન હદયે મરણને શરણ થયો. તેનો ભાઇ બહેરામ તુરકસ્તાન ભણી નાઠો. તેનું શું થયું તે નક્કી જણાયું નથી, પણ એમ ધારવામાં આવે છે કે તે ઇસ્લામ ધર્મમા વટલી ગયો અને તેના વંશજો તુર્ક લોકોમાં ભળી ગયા. રાજકુમારી શહેરબાનુ પયગમ્બર મહોમ્મદ સાહેબના પૌત્ર ઇમામ હુસેનના જોવામાં આવી અને તેમણે તેની જોડે લગ્ન કર્યું. ઇસ્લામના ઇતિહાસમાં તે "શાહેઝનાનબીબી શહેરબાનુ" ના ઇલકાબથી ઓળખાય છે. ઇમામ હુસેન સાથના લગનથી જે ઔલાદ પેદા થઇ તે હાલના સૈયદો કહેવાય છે.

શાહઝાદી મહેરબાનુ બહુ સ્વરૂપવાન હતી. અરબોથી નાસતાં અને જંગલોમાં ભટકતાં તે નીસોસ થઇ ગઇ, તેટલામાં એક અરબના જોવામાં તે આવવાથી તે તેણીની પૂઠે દોડ્યો. મહેરબાનુ તેનાથી છુપાતી ભરાતી એક ખેડુતને ત્યાં આવી પાણી પીવાની ઇચ્છા બતાવી. પાણી ન હોવાથી ખેડુત ગાયનું દૂધ દોહવા બેઠો. વાસણ દૂધથી ભરાતાં જ ગાયે લાત મારી તે ઊંધું વાળી નાખ્યું. તરસથી તે શાહઝાદીનો જીવ એતાબ મારી ગયો હતો તેટલામાં દૂરથી પેલા જ આરબને દોડતો આવતો જોઇ ગિરદેશી[૬]થી ઘેરાઇ ગયેલી તે કમનસીબ બાનુ પોતાનો જીવ લઇને નાઠી. જ્યારે માલુમ પડ્યું કે હવસના અગ્નિથી જળતા તે હયવાનના પંજામાંથી પોતાની પાકદામનને બચાવવાનો બીજો રસ્તો ન હતો, ત્યારે સર્વશક્તિમાન અહુરમઝદને યાદ કરી પોતાનું શીયળ સાચવવા તેની ખરા દિલથી પ્રાર્થના કરી. તેની બંદગીનો જાણે જવાબ મળતો હોય તેમ તેની સામેનો પર્વત વચમાંથી ફાટી ગયો, અને જેમ સીતાદેવી ધરતીમાં સમાઇ ગયાં તેમ તે ઇરાની સતી પહાડના પેટામાં અલોપ થઇ ગઇ. તે જગ્યાએ હિન્દના પારસીઓએ ૧૯મી સદીમાં પૈસા મોકલાવી એક સુંદર ફુવારો બંધાવ્યો છે, અને દર વર્ષે બેહમન મહિનાના આશતાદ રોજે તે ઠામે જશન (ધાર્મિક ઉત્સવ) કરીને તે પવિત્ર બાનુની યાદમાં બંદગી કરવામાં આવે છે.

આ સઘળાં ફરઝંદો જોડે હિન્દુઓને કાંઇપણ નિસબત નથી, પણ એક મહાબાનુ નામની શાહઝાદી કેટલાક ઇરાની સીપાહીઓની સાથે સ્વદેશ છોડીને હિન્દ ભણી નાસી

૫. કૃપા ૬. વિપત્તિ

આવી. અબુલફઝલ પોતાની "આઇને અકબરી" નામની મશહુર કેતાબમાં દંતકથા લખે છે કે એ શાહઝાદીએ એક રજપૂત રાજકુમાર જોડે લગ્ન કર્યું, અને એમનાથી જે વંશ ઉત્પન્ન થયો તે રજપુતોમાં સૌથી શૂરવીર અને નામીચો ઉદેપુરના શિશોદિયાઓનો વંશ છે. અમૂલ્ય જવાહેરોથી ભરેલી એક દાબડીનો જ્યારે નાશ થાય છે ત્યારે તેમાંનાં એકાદ બે કિંમતી મોતીઓ કોઈ રાજવીને હાથ જઈ ચહડતાં તે તેના મુગટમાં વિરાજે છે; તે પ્રમાણે પારસીઓનું બાદશાહી કુટુંબ છિન્નભિન્ન થઇ ગયું, પણ અહીંતહીં ઊડેલાં તેનાં લોહીનાં ટીપામાંથી સૈયદ અને શિશોદિયાના ઉમરાવી વંશો ઉત્પન્ન થયા.

હવે પારસીઓ ઇરાન છોડી હિન્દ આવ્યા તે બાબત હાથ ધરીએ. છેક નૌશીરવાનના વખતથી જ નજુમીઓ એવી ભવિષ્યવાણી ભાખતા કે ઇરાની તાજોતખ્ત એક સદીની અંદર ફના થશે. તે વખતથી જ કેટલાક ધર્મિષ્ઠ પારસીઓ તેમનાં ધર્મપુસ્તકો લઇને ખોરાસાનની પહાડી જગ્યાઓમાં જઇને ભરાઇ રહ્યા. ઈરાન તો વકી મુજબ પડયું, પણ અરબોને વર્ષો સુધી તે પહાડી જગ્યાઓમાં જવાનું સૂઝયું નહિ. પણ છેવટે જ્યારે તેઓએ ત્યાં પણ પોતાનાં કદમ લંબાવ્યાં, ત્યારે પારસીઓએ ત્યાંથી નાસી છુટી હોરમઝના બંદરમાં આવી આશરો લીધો. ત્યાં વીશ વર્ષ ગાળ્યા પછી તે ઠેકાણે પણ માલુમ પડયું કે અરબોના હાથથી એઓ સલામત રહી શકશે નહિ. આખરે એક વૃદ્ધ દસ્તુરે નજુમ જોઇને જણાવ્યું કે હિન્દ સિવાય પારસીઓ માટે બીજી કોઇપણ જગ્યા અનુકૂળ હતી નહિ. અરબોના રાજ્ય અમલથી અત્યંત ત્રાસ પામી આખરે આ પારસી આદ્ય યાત્રાળુઓ (Pilgrim Fathers)એ પોતાના પ્રિય માદરવતનને છેલ્લી સલામ કરી હિન્દના કિનારા તરફ ચાલુ મૂકયું. હિન્દમાં આવી દીવ બંદરે તેમણે મુકામ કર્યો. પરંતુ ૨૦ વર્ષ બાદ તે તેમને માફક નહિ આવવાથી પાછા સમુદ્રખોળે ઉછળતા થયા. પણ આ વખતે વરુણદેવની અકૃપાને લીધે તેમને એક ભારે તોફાન નડ્યું; અને એમને લાગ્યું કે થોડાક વખતમાં આખો કાફલો સાગરને તળિયે જઇ બેસશે. પારસીઓએ તે પ્રસંગે ફતેહના ફિરસ્તા બહેરામને યાદ કરી તેની બંદગી કરી પ્રતિજ્ઞા લીધી કે જો આ તોફાનમાંથી તેઓ બચી જવા પામે તો એક ખાસ અગ્નિમંદિર સ્થાપી તેનું નામ "આતશ બહેરામ" અથવા બહેરામનો અગ્નિ એવું રાખશે. ઇશ્વરકૃપાથી તોફાન શાંત થયું અને પારસીઓનું વહાણ સંજાણ બંદરે આવી ઊભું રહ્યું. આ રીતે આખરે પુત્રી માતાને અને સરિતા સાગરને આવી મળી, અને ઇસુખ્રીસ્તના જન્મની સૈકાઓ પહેલાં એશિયા માઇનરમાં વસતા આર્યો વચ્ચે ધાર્મિક મતભેદને લીધે જે બે શાખાઓ જુદી પડી હતી તે છેવટે એક દેશમાં આવીને મળી. કઇ સાલમાં પારસીઓ હિન્દ આવી વસ્યા તે સંબંધી તીવ્ર મતભેદ છે. ૧૬૦૦ની સાલમાં નવસારીવાળા મોબેદ બેહમન કૈકોબાદ બિન હોરમઝદયાર સંજાણાએ "કિસ્સે સંજાન" નામનું પુસ્તક ફારસી કાવ્યમાં લખ્યું હતું. તેમાં જણાવ્યા મુજબ પારસીઓ હિન્દને કિનારે ૭૧૬ માં આવી ઊતર્યા. આ તારીખ ખોટી લાગે છે અને પારસી અભ્યાસીઓ હમણાં એ તારીખ ૭૬૦ થી ૭૬૬ સુધી મૂકે છે.

સંજાણ બંદરે આવ્યા બાદ પારસીઓએ શું કર્યું તેની વિગત "કિસ્સે સંજાન"માં આપવામાં આવી છે. કમનસીબે તેને તવારીખનો ટેકો નથી, માટે એ પણ દંતકથા તરીકે જ ગણાવી શકાય. "કિસ્સે સંજાણ"માં જણાવવામાં આવ્યું છે કે સંજાણનો રાજ્યપતિ જાદવરાણા કરીને હતો, અને એક પરદેશી અને લડાયક જાત પોતાના ન્હાના રાજ્યમાં આવી વસે

તે તેણે કુદરતી રીતે જ નાપસંદ કર્યું. ખુલ્લેખુલ્લો નાનો જવાબ નહિ પાઠવતાં રાજાએ એક છલાછલ ભરેલો દૂધનો ઘડો પારસીઓ ઉપર મોકલાવ્યો. એનો અર્થ એવો હતો કે જેમ તે ઘડામાં વધુ દૂધ રેડી શકાય એમ નહતું તે જ પ્રમાણે સંજાણના ન્હાના રાજ્યમાં પરદેશીઓ માટે જગ્યા જ નહોતી. પારસીઓના તે વખતના ધર્મગુરુ દસ્તુર નૈર્યોસંગધવલ નામે હતા. (જો કે આ નામ સંબંધી પણ પુષ્કળ મતભેદ છે.) બીજા મ્હોં જોતા ઊભા રહ્યા છે તેટલામાં તે દાનેશમંદ દસ્તુરજી મામલો ચેતી ગયા, અને ઝટ પોતાની આંગળીએથી વીંટી કાઢી તે દૂધના ઘડામાં નાખી. એક બીજા વર્ણન પ્રમાણે દસ્તુર ધવલે તેમાં થોડીક સાકર નાખી ઘડો પાછો મોકલાવ્યો. એનો અર્થ એવો થાય કે જેમ સાકર અને દૂધ એક બીજામાં ભળીને સંપથી રહી શકે છે તેમ પારસીઓ હિન્દુઓ જોડે રહેશે. જાદવરાણા આ ચતુરાઇ જોઇ બહુ ખુશ થયા, અને પારસીઓને પોતાના દરબારમાં આવવાનું આમંત્રણ કર્યું. ત્યાં હાજર થતાં તે વખતના પારસીઓના લડાયક શરીર અને તેમની ખાનદાની જોઇ તે ભલો હિન્દુ રાજા અને તેના દરબારીઓ આશ્ચર્યચકિત થયા. ધર્મ અને રીતરિવાજ વગેરેના સવાલો પૂછતાં દસ્તુર ધવલે તેનો ૧૬ સંસ્કૃત શ્લોકોમાં* જવાબ દીધો, પરંતુ એ શ્લોકોમાં અમારા ધર્મની મહત્તા દર્શાવવાને બદલે હિન્દુ અને પારસી ધર્મોમાં અને રીતરિવાજમાં સામ્ય કેટલું છે તે બતાવી આપી રાજાનું દિલ જીતી લેવાનું ડહાપણ દસ્તુરજીએ વાપર્યું. એ શ્લોકમાંના કેટલાકની છેવટની પંક્તિ આ છેઃ—

**"गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ।**

પારસીઓને પોતાના રાજ્યમાં રહેવાની પરવાનગી આપતાં તેમની જોડે કેટલાક કોલકરાર કરવામાં આવ્યા હતા. સૌથી પહેલી અને અગત્યની શરત એ હતી કે પારસીઓએ તુરત પોતાનાં શસ્ત્રો છોડી દેવાં. ત્યારથી તે આજ સુધી અમારી કોમનું લડાયક ખમીર નષ્ટ થઇ ગયું અને પારસીઓ ખરેખર એક વેપારી પ્રજા (nation of shopkeepers) બની ગયા. બીજી શરતો એ કરવામાં આવી કે પારસી સ્ત્રીપુરુષોએ પોતાનો પોષાક અને ભાષા તજી દઇ હિન્દુ પોષાક અને ભાષા ગ્રહણ કરવાં. વળી પારસી લગ્નની ક્રિયા સવારે નહિ પણ સાંજે કરવાનું નક્કી થયું, અને તે ક્રિયામાં સંસ્કૃત આશીર્વાદ પઢવાનો દસ્તુરોએ ઠરાવ કર્યો. હિન્દુભાઇઓની લાગણીને માન આપી ગોવધ નહિ કરવો એ પણ પારસીઓને ઉચિત લાગ્યું. છેવટે પારસીઓએ સોગંદ લીધા કેઃ—" *અમે હિન્દુસ્તાન રા યાર બાશીમ* "—યાને, અમે તમામ હિન્દુસ્તાનના મિત્રો થઈ રહીશું. અમારા વડવાઓએ આપેલું આ વચન અમે ૧૨૦૦ વર્ષ દરમિયાન પાળી શકયા છીએ કે કેમ; પારસીઓએ હિન્દમાં દરેક હીલચાલને મોખરે રહી કામ (pioneering work) કર્યું છે કે નહિ, સ્વકોમ અને પરકોમને લાભાર્થે અમે સખાવતનો દસ્ત લંબાવ્યો છે કે કેમ, રાજકીય, સામાજિક, ઔદ્યોગિક અને અનેક બીજી દિશાઓમાં આગળ પડતો ભાગ લીધો છે કે કેમ—વગેરે સવાલો ઉપર મત આપવું એ એક પારસી લેખક માટે ગેરમુનાસેબ થઇ પડે, માટે એ બાબત ઉપર અભિપ્રાય ઉચ્ચારવાનું કાર્ય હું મારા સુજ્ઞ અને નિષ્પક્ષપાતી વાંચક વર્ગની મુનસફી ઉપર જ છોડું છું. એ માયાળુ અને નેક દિલના રાજપૂત રાણા જાદવનો ઉપકાર પારસીઓ કયે ભવે વાળી શકશે? હિન્દુઓને ઠેકાણે કોઇ બીજી નિષ્ઠુર અને અસહિષ્ણુ પ્રજાને આંગણે જઇ ઊભા હોત તો જુલ્મ ખાખી ખાખીને

* અન્યત્ર આ અંકમાં આ ૧૬ શ્લોકો આપવામાં આવ્યા છે.—તંત્રી.

હમણાં સુધીમાં પારસીઓનું નામનિશાન નાબુદ થઇ ગયું હોત. હિન્દના પારસીઓની હસ્તી હિન્દુભાઇઓને આભારી છે, અને જ્યાં સુધી એક કોમ તરીકે અમારૂં અસ્તિત્વ છે, જ્યાં સુધી કોમાભિમાનનું ચેતન આ મુઠીભરના પારસી ટોળામાં પ્રગટેલું ચાલુ છે, ત્યાં સુધી હિન્દુઓની અમારા પ્રત્યેની માયા મહોબ્બતનું અહેસાન અમારાથી ભૂલી શકાય એમ નથી.

હિન્દમાં હિન્દુઓ અને મુસલમાનો સાથે હળીમળીને ચાલી અને એઓના દરેક વ્યાજબી આદર્શો અને અભિલાષો સાથે સહાનુભૂતિ ધરાવીને જ પારસીઓ આ દેશમાં ટકી શકશે, નહિ તો કરોડોની વસ્તીમાં ૯૦,૦૦૦ પારસીઓને ટુંક સમયમાં અટવાઇ જવાનો ભય રહે છે. હિન્દુ અને મુસલમાન આ દેશની બે આંખ સમાન છે જ્યારે પારસીઓની સ્થિતિ તે બેની વચ્ચે નાક જેવી છે. એ નાક ઉપર ચશ્મો પહેરવાથી આંખોમાં કાંઇક ખામી હોય તો દૂર થાય છે અને આંખો એક બીજા સાથે સહકાર કરીને ઉત્તમ કાર્ય કરી શકે છે. પારસીઓ હાલમાં આ ભલું કામ કરે છે કે નહિ તે વિષે હું કહેતો નથી, પણ મારા નમ્ર મત મુજબ પારસીઓએ બન્ને મોટી કોમો જોડે સંપૂર્ણ પ્રેમ અને ભ્રાતૃભાવથી વર્તી તેમની વચ્ચે કાયમની શાંતિ વધે એવાં જ પગલાં ભરવાં જોઇએ. અકબરશાહની દરબારનો શાએર ઉર્ફી કહે છેઃ—

" ચુનાન બા નીકોબદ સર કુન કે બાદ અઝ મુરદનત ઉર્ફી,
મુસલમાનાન બઝમઝમ શુયન્દ ઓ હિન્દુ બસુઝાનન્દ."

યાને, હે ઉર્ફી, ભલાને ભુંડા સાથે તું એવી સારી વર્તણુક ચલાવ કે તારા મરણ બાદ મુસલમાનો તારા શબને મક્કાના ઝમઝમના ઝરાના પવિત્ર પાણીથી ધોવા નીકળે, જ્યારે હિન્દુઓ તેને માનપૂર્વક અગ્નિસંસ્કાર કરવા તૈયાર થાય. તે જ પ્રમાણે જ્યારે સંત કબીરજી નિર્વાણ પામ્યા ત્યારે તેઓના શબ ઉપર હિન્દુ મુસલમાન વચ્ચે તકરાર ઊઠી અને બન્ને કોમોએ એ શબ ઉપર પોતાનો દાવો રજુ કર્યો.

હિન્દુ ભાઇઓને વિનંતિ છે કે ગમે તેવા વિકટ સંજોગોમાં કોઈ દિવસ પારસીઓનો ભોગ આપી આતિથ્યનો ભંગ કરશો ના. કોઈ માણસની એક કે બન્ને આંખો ફુટતાં તે એક ભારે આફત ગણાય, પણ જો તે જાણીબુજી પોતાનું નાક વઢાવા તૈયાર થાય તો પોતાની જ આબરૂને કલંક લગાડી જગહાંસીને પાત્ર બને. પારસીઓએ પણ આવો મોટો દાવો કરી બેસી રહેવું જોઈતું નથી, પણ હિન્દુ મુસલમાનના માન અને પ્રેમને લાયક બનવાની તેમણે નિરંતર કોશેશ કરવી જોઇએ. તોછડાઇનો બદલો તિરસ્કાર અને ભલાઇનો બદલો મહોબતમાં મળી રહે છે, એ સિદ્ધાંત ન્હાની કે મોટી સર્વે કોમોએ સ્વીકારવો જોઇએ. પોતાની ફરજ તરફની ફિદાગીરી, સત્ય વચન, સખાવત, પરોપકાર અને નિષ્કામ કર્મપરાયણતા જેવા ઊંચા સદ્ગુણો દાખવી જે બે મહાન કોમોની સાથે રહેવાનું નસીબ-દેવીએ પારસીઓનું ભાગ્ય ઘડ્યું છે તેમનું દિલ જીતી લેવાને દરેક પ્રમાણિક પ્રયત્ન મારા કોમી બંધુઓએ કરવો ઘટે છે. હજી પણ દરેક સંસ્કારી ને સ્વદેશપ્રેમી પારસી પોતાના માદર વતન ઇરાનને ભૂલી શકયો નથી. કોઇક વખત દૂર દૂર નજર કરી અંતરના ઉમળકાથી તે પોકારી ઊઠે છેઃ—" ઇરાન, દીર ઝી " ( હે ઇરાન, તું દીર્ઘાયુ થજે ) : પણ અંતરના એટલા જ ઉમળકાથી, અને જીગરના એટલા જ જોશથી તે સ્વદેશાભિમાની પારસી ભારતવર્ષની પવિત્ર અને પ્રેમાળ ભૂમિ ઉપર દૃષ્ટિ દાલવી અન્ય ભારત સંતાનો ભેગો અંતઃકરણપૂર્વક ઉચ્ચારે છેઃ—વન્દે मातरम्।

ફિરોઝ કાવસજી દાવર

# સ્મિત–માધુર્ય

જાણું ના કેમ મારે
તરલિત હૃદયે મિષ્ટ ભાવોર્મિ જાગે;
મીઠો આમોદ અર્પી,
રસમય કરતું સ્વાંતને કોણ રાગે ?
ને આ આત્મા વિકાસી
કમલદલ સમી ગંધ પ્રેરે પ્રસન્ન;
માણું શું સ્વપ્ન આ તે ?
નહિ ! નહિ; દયિતે ! હાસ્ય એ મંજુ તારું :

જેવી કો અભ્રમાળા
અપસરી જતાં ને ચંદ્ર માધુર્ય રેલે;
સ્વપ્નાવસ્થા વિષે વા
હૃદય નચવતું દૂરથી ગાન આવે;
તે રીતે પ્રાણ ! તારું
અનુપમ ફરકયું હાસ જે પુષ્પ વેરી
હૈયા સાથે જડાયું;
કદિ મ નહિ ભુલું સ્નેહ જ્યોત્સ્ના અનેરી.

અમીદાસ

# ખેડુતોની દુર્દશા

લુંટાતી એ માડી રે, ખાલી તારી ઝુંપડી;
ખાલી તો યે મ્હારી રે, માડી તારી ઝુંપડી.
ઘન સીંચી ખેતર સુકવીયા, દવ પ્રેર્યો ચોપાસ
રાતી વિજુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ:
તેને ખોળે સ્હાતી રે, માડી તારી ઝુંપડી;
પોપણીયાં શી પાતી રે, આછી જાડી શબડી.

સ્વ. જીવાભાઇ અ. પટેલ

ખેડુતો જ હિન્દની ખરી પ્રજા છે. હિંદ સાડાસાત લાખ ગામડામાં વસતા ખેડુતો અને વણકરોથી બનેલું છે. તેમની સ્થિતિ ઘણી ભયંકર છે છતાં વર્ષો પસાર થાય છે તેમ ખેડુતોની સંખ્યા વધતી જ જાય છે. ૧૮૯૧માં જ્યારે કૃષિકાર્યમાં ૬૧.૧ પ્રજા રોકાયેલી હતી ત્યારે ૧૯૨૧નું છેલ્લું વસ્તીપત્રક બતાવે છે કે હવે ૭૨.૯૮ ટકા પ્રજા ખેતીનું કાર્ય કરી રહી છે.*

હિંદનો ખેડુત તેની ઉદ્યમશીલ વૃત્તિ અને નિખાલસતા માટે પ્રખ્યાત છે અને સર્વ કોઇએ તેની મુક્તકંઠે પ્રશંસા કરી છે અને છતાં આજે આખી દુનિયામાં તે સૌથી ગરીબ છે. સરકાર એ ખોટું છે એમ સિદ્ધ કરવા દલીલો અને આંકડાઓ આપે છે, પણ ગાંધીજીએ એમના ૧૯૨૨ ના સુપ્રસિદ્ધ એકરારમાં જણાવ્યું હતું તેમ એ વિતંડાવાદો અને આંકડાઓ કંઈ "જે પુરાવો હિંદનાં ગામડાંઓ પોતાનાં બોલતાં ચાલતાં હાડપિંજરોથી નરી આંખને આપી રહેલ છે તેને ઢાંકી શકે તેમ નથી." આજે હિંદની સરેરાશ આવક બીજા દેશો સાથે સરખાવો અને હિંદના આંકડા ચોંકાવનારા નીવડશે. દાદાભાઈ નવરોજીથી માંડીને કેટલાએ અભ્યાસીઓએ તેની ગણત્રી કરી છે અને છેવટે અધ્યાપક ખુશાલચંદ શાહે તેને મહાયુદ્ધ પહેલાં રૂ. ૩૯ આંકી હતી. જ્યારે બીજા દેશોમાં તે ઓછામાં ઓછી રૂ. ૯૦ (જાપાન) અને વધુમાં વધુ રૂ. ૧૦૮૦ (યુનાઇટેડ સ્ટેટ્સ: અમેરિકા) હતી. આજે કરોડોને પેટપુરતું ખાવાનું નથી મળતું અને અર્ધનગ્ન અવસ્થામાં કરોડો તેમનું દુઃખી જીવન પસાર કરે છે. અસહકારની ચળવળ પૂર્વે જ્યારે ગાંધીજી બિહારમાં પ્રવાસ કરતા હતા ત્યારે પ્રજાની હૃદયદ્રાવક ગરીબાઇ તેમણે જોઈ. એમની આત્મકથામાં તેઓ લખે છે:

"ભીતીહરવા એક નાનકડું ગામડું છે. તેની પાસે તેનાથી પણ નાનું ગામડું છે. ત્યાં કેટલીક

* આ સંખ્યા વધવાનું કારણ ખેતીનો ધંધો વધારે લાભદાયક થયો છે એમ નથી પણ પહેલાં લોકોને બીજે ધંધો મળતો તે હવે નથી મળતો અને તેથી બધા ખેતીમાં જાય છે. તેથી જમીનના નાના ટુકડા પડે છે અને હવે તેનો ખરો ઉપાય ન કરતાં સરકાર નાના ભાગલા રદ કરવાનો પ્રયત્ન કરે છે.

બ્હેનોનાં કપડાં બહુ મેલાં જોવામાં આવ્યાં. આ બ્હેનોને કપડાં ધોવા બદલવાનું સમજાવવાનું મેં કસ્તુરબાઇને સૂચવ્યું. તેણે બ્હેનોને વાત કરી. એમાંથી એક બ્હેન તેને ઝુંપડીમાં લઇ ગઇ ને બોલીઃ 'તમે જુઓ, અહીં કંઇ પેટી કબાટ નથી કે જેમાં કપડાં હોય. મારી પાસે આ મેં પહેરી છે તે જ સાડી છે. તેને હું કેવી રીતે ધોઈ શકું? મહાત્માજીને કહો કે તે કપડાં અપાવે એટલે હું રોજ નહાવા ને રોજ કપડાં બદલવા તૈયાર છું.' આવાં ઝુંપડાં હિન્દુસ્તાનમાં અપવાદરૂપે નથી હોતાં અને અસંખ્ય માણસો માત્ર પહેરેલાં કપડાં ઉપર પોતાનો નિર્વાહ કરે છે." *

અને બિચારા ગરીબો વસ્ત્ર ક્યાંથી લાવે? મહિને દિવસે જે બિચારાંને માંડમાંડ દોઢ બે રૂપિયા મળે તે ખાય શું અને પહેરે શું? આથી જ દિવસે દિવસે ભૂખમરાથી પ્રજાનું આયુષ્ય ઘટતું જાય છે અને દુધના અભાવે બાળમરણ હિંદમાં સૌથી વધારે છે. હિંદમાં મરણપ્રમાણ હજારે ૩૮.૨, ન્યુઝીલંડમાં ૯.૫ અને ઈંગ્લન્ડમાં ૧૪ નીચે છે. ભારતમાં સરેરાશ આયુષ્ય ૨૪ વર્ષનું છે, ઈંગ્લન્ડમાં તે ૪૫ વર્ષનું છે.+ માણસને તંદુરસ્તી સારૂ દિવસનું અઢી શેર દુધ મળવું જોઇએ ત્યાં હિન્દની હતભાગી પ્રજાને આજે માણસદીઠ દિવસનું માંડમાંડ સવાપાશેર દુધ મળે છે.× બાળમરણ તેથી સૌથી વધારે હિંદમાં છે.

| | દર હજારે | | દર હજારે |
|---|---|---|---|
| હિંદ | ૨૬૦.૭ | સ્વીડન-નોર્વે | ૧૮૨ |
| ન્યુઝીલંડ | ૩૨ | ડેનમાર્ક | ૧૩૫ |
| હોલન્ડ | ૫૦ | આયર્લન્ડ | ૧૨૩ |
| યુનાઇટેડ સ્ટેટ્સ-અમેરિકા | ૫૮.૮ | સ્કોટલેન્ડ | ૧૪૫ |
| | | ઈંગ્લન્ડ-વેલ્સ | ૧૭૨÷ |

બ્રિટીશ સરકારે પ્રથમ શોધ એ કરી કે હિંદ એમના તાબામાં આવ્યું એટલે આખી યે જમીનના માલેક પોતે અને ખેડુતો ફક્ત ભાડુતી મજૂર. 'આ જમીન પર મારી સ્વતંત્ર માલીકી છે'–ખેડુતની એ ભાવના અંગ્રેજોએ આવીને નષ્ટ કરી અને તેથી ખેડુતની જમીનમાં સુધારા કરવાની હોંસ ભાંગી ગઇ છે. ત્યાર પછી સરકારે જમીન મહેસુલનો પ્રશ્ન હાથમાં લીધો અને તેને ખેડુતને ચૂસવાના સબળ સાધન તરીકે સ્વીકારી લીધો. જમીન મહેસુલના આખા પ્રશ્નમાં અપાર અન્યાય ઠેરઠેર નજરે પડે છે. એ અન્યાયની વિગતોમાં અહિં ઉતરી શકાય એમ નથી. પરંતુ તેનાં ખાસ લક્ષણો ધ્યાનમાં રાખવા જેવાં છે. પ્રથમ તો આંખ મીંચીને સરકારે જમીન મહેસુલમાં ઉત્તરોત્તર વધારો જ કર્યા કર્યો છે. બારડોલીના ખેડુતોએ જે લડત ઉપાડી, એવી લડતો ઉપાડવાની જરૂર આખા હિંદમાં છે; કારણ કે ખેડુત ગરીબ થતો ગયો છે છતાં સર્વત્ર તેને ભરવાની મહેસુલમાં વધારો જ થતો ગયો છે.

---

* 'આત્મકથા' ન. જી. તા. ૧૨-૮-૨૮

+ શ્રી વાલજી દેસાઈઃ 'ગોરક્ષા કલ્પતરૂ' પા. ૩૬

× " પા. ૩૪.

÷ " પા. ૨૬

જમીનમહેસુલમાં ૧૮૫૭ થી ૧૯૨૧ ના વર્ષો સુધીમાં સત્તર કરોડ અને એંસી લાખનો વધારો થઇ ચૂકયો છે.‡

પરંતુ જમીન મહેસુલ આંકતી વખતે સરકાર ખેડુતને બોલવાનો અધિકાર જ કયાં આપે છે? શ્રીયુત વલ્લભભાઈ જણાવે છે તે પ્રમાણે "જમીન મહેસુલ કેટલું લેવું, કેટલું ન લેવું, કેટલું વધારવું, કેટલું ન વધારવું એ સરકારની મુનસફીની વાત છે; એમાં ધારાસભાને નહિ જોવાનું, એમાં તમારી સલાહની જરૂર નહિ, તમારી અરજી સાંભળવાની નહિ. જેના ખિસ્સામાંથી પૈસા લેવા છે તેનું સાંભળવાનું નહિ.+" કેવળ આપખુદ મહેસુલ અમલદારના આપખુદી પ્રમાણ પર જ આધાર રાખી આ જમીન મહેસુલની આંકણી થાય છે અને ખેડુતની આબાદીનાં કૃત્રિમ લખાણો પર જ ભાર આપી સરકારે મહેસુલમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરી છે. પ્રજાને તેનાં બીજાં દુ:ખો માટે અદાલતમાં ન્યાય મેળવવાની છૂટ ખરી, પરંતુ ખેડુતોની દૃષ્ટિએ જે જીવનમરણનો સવાલ છે તેમા તેને "નહિ દલીલ નહિ વકીલ નહિ અપીલ." આનો અર્થ એ થયો કે અથથી ઇતિ સુધી ખેડુતોએ મૂંગે મોઢે સરકારનો જ કક્કો માન્ય રાખી પોતાની ઝુંપડી લુંટારાના હાથમાં સોંપી દેવી. જો ખેડુત અવશ સ્થિતિમાં આવી જતાં અસહ્ય લાગતું મહેસુલ ન ભરે તો આગળ જણાવ્યું તે પ્રમાણે જમીનની છેવટની માલીકી સરકારની—એટલે જમીન ખાલસા—માલમિલ્કતની જપ્તી! આ "જપ્તી કાયદામાં જેટલી રાક્ષસી સામગ્રી ભરી છે તેટલી દુનિયાના પડમાં કોઇ કાયદામાંય નથી. જમીન મહેસુલ તમે અમુક મુદતમાં ન ભરો તો ચોથાઇ દંડ લેવો. ચોથાઇ સાથે તમે ન ભરો તો મિલ્કત જાય, ઢોર લઇ જાય....''× બારડોલીના જપ્તી અમલદારોના ત્રાસ અને પઠાણોના જુલ્મોએ જપ્તી નીતિનું રાક્ષસી સ્વરૂપ સચોટ રીતે બહાર પાડયું છે. આવી ભયંકર શિક્ષાની તલવાર માથે લટકતી હોય ત્યાં સર્વ શક્તિ ગુમાવી બેઠેલો ખેડુત મૂંગે મોંઢે સહન કરે એમાં શી નવાઇ! મહાત્મા ગાંધીજીએ એવા રાક્ષસી કાયદા સામે દાદ મેળવવા સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર ન સૂઝાડયું હોત તો બિચારી ગરીબ ખેડુત પ્રજા કયાં લગી ચુસાતે?

જમીન મહેસુલ ભરનાર ગરીબ ખેડુતો જ રહ્યા એટલે સરકારે બીજો ભયંકર અન્યાય એ કર્યો છે કે આવકવેરો ભરનાર મોટા લાગવગવાળા વેપારીઓ અને અંગ્રેજો, એટલે તેમની પેદાશ પર નજીવો કર, જ્યારે ખેડુતોની પેદાશ પર લેવાતો કર—એટલે જમીન મહેસુલને કંઈ હદ જ નહિ! " વાર્ષિક રૂ. ૨૦૦૦ની આવક પર તો કશો કર લેવામાં

| ‡ વર્ષ | જમીન મહેસુલ |
|---|---|
| ૧૮૫૭ | રૂ. ૧૭,૩૦,૦૦,૦૦૦ |
| ૧૮૭૧ | રૂ. ૧૯,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૮૧ | રૂ. ૨૧,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૯૧ | રૂ. ૨૪,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૦૧ | રૂ. ૨૬,૨૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૧ | રૂ. ૩૧,૭૦,૦૦,૦૦૦ |
| ૧૯૨૧ | રૂ. ૩૫,૧૦,૦૦,૦૦૦ |

(યુગધર્મ ડાયરી—૧૯૭૯)

+ સત્યાગ્રહ પત્રિકા-૪૩ શ્રી. વલ્લભભાઇનું ભાષણ પાનું ૨

× સત્યાગ્રહ પત્રિકા-૪૩ પા. ૨

આવતો નથી. તેથી વધુ ઉપજ ઉપર કરનો દર ઘણો ઓછો છે અને લાખો રૂપિયાનો નફો કરનારી પેઢીઓ પર તો તેના નફા ઉપર ૫ થી ૨૦ ટકાથી કરનો દર વધારે નથી જ થતો. તેની સાથે જમીન મહેસુલ સરખાવો, કેમકે એ પણ ખેડુતની મહેનત અને પેદાશ ઉપરનો કર જ છે. તેમાં કશી છુટછાટ નહિ, વર્ષ દિવસે માત્ર દશ રૂપિયા કમાતા અને પોતાના ખર્ચને પણ પરાણે પહોંચી વળતા ખેડુતને પણ હજારોની કમાણી કરનાર વેપારીના હિસાબે જ કર આપવો પડે છે. *

આવી રીતે સરકાર પ્રજાના ૭૨-૯૮ ટકા ભાગ પાસેથી રાક્ષસી જુલમથી સૌથી વધારે મહેસુલ પડાવે છે અને આજે જગતમા સૌથી વધારે ખર્ચાળ રાજ્યતંત્રનો મોટો ખર્ચ મુખ્યત્વે આ ચુસાતા, કચરાતા, રિબાતા, ભૂખે મરતા, ખેડુતો પાસેથી લેવામાં આવે છે. "વડી સરકાર ૨૦ થી ૪૦ કરોડ જમીન મહેસુલ ઉઘરાવે છે–અને આ ઇલાકાની ૧૨ કરોડની ઉપજમાંથી ૪ થી ૫ કરોડ કેવળ જમીન મહેસુલના છે." +

જમીન મહેસુલનો કર ઓછો ભારે હોય તેમ એ ઉપરાંત સરકાર ખેડુત પાસે બીજા નાના નાના કર એટલા બધા લે છે કે તેની વ્યવસ્થિત ગણત્રી મુશ્કેલ થઈ પડે છે. દેશના રિવાજને પ્રમાણે સરકારી અમલદારોની લાચવૃત્તિને લીધે તેમની ખુશામત કરવાની ખરાબ ટેવને પરિણામે અને વેઠના જુલમને લીધે બિચારો ખેડુત હમેશા કચરાએલો રહે છે. તેના પાકમાંથી મોટો હિસ્સો ચાલ્યો જવાથી તેની ઝુંપડી લુંટાતી જાય છે. "તાપ, ટાઢ અને વરસાદ સહન કરવાની ત્રિવિધ તપશ્ચર્યા અને અથાગ મહેનતને પરિણામે જે અનાજ પાકે છે તેનો સારો હિસ્સો સરકાર પડાવી લે છે, અનાજ રૂપે કે મહેસુલ તરીકે. પછી લોકલ સેસ તથા બીજા વેરા, કણગરી, સુખડી જકાત, કુંવરપછેડો, વિવાહવધાવું, સાદીગમી, ચૂંગી, વગેરે દેશનિયમ પ્રમાણે લેવાય છે. આ ઉપરાંત ફેરફિયા, મારીગા કે મામાનું માપલું, ભટ, ભાંડ ભવાયા કે ભંગીનું માપલું, કોટવાલ, ગામોટ કે ગોરનું માપલું, વેડીઆ વગેરેનું માપલું, ર કે મીરનું માપલું કાઢી આપવામા આવે છે—ઉપરે હવાલદારની ચપટી, માંડવીઆની ડી, તલાટીનો ખોબો, પટેલનો ખોબો; અને કેટલીક વાર તજવીજદાર અને તેની ઉપર મલદારોના ફાળામાં પણ આપવું પડે છે." ×

હવે ખેડુતના ઢોરની દશા જોઈએ. ખેતીનો આધાર ઢોર પર છે છતાં માંડ ખેડુત ઠ એક ઢોર આવે છે. બીજા દેશો સાથે સરખાવતાં ઢોરની સંખ્યામાં પણ કમનસીબ હિંદ ાછળ જ રહી જાય છે.

| દેશ | દર ૧૦૦ માણસ દીઠ સંખ્યા | દેશ | દર ૧૦૦ માણસ દીઠ સંખ્યા |
|---|---|---|---|
| ડેન્માર્ક | ૭૪ | ઓસ્ટ્રેલીયા | ૨૫૯ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૭૯ | આર્જેન્ટાઇન | ૩૨૩ |
| કેનેડા | ૮૦ | ઉરુગુવાઇ | ૫૦૦ |
| કેપ કોલોની | ૧૨૦ | હિંદ | ૫૯ ÷ |
| ન્યુઝીલાંડ | ૧૫૦ | | |

* બારડોલી સત્યાગ્રહ પત્રિકા—નં. ૪૪ શ્રી નરીમાન.

+ બારડોલી સત્યાગ્રહ પત્રિકા—નં. ૪૪ શ્રી નરીમાન પા. ૬.

× ડાક્ટર સુમંત મહેતા: ઓલ્ડ પેટલાદ તાલુકા ખેડુત પ્રજામંડળ પરિષદ: 'સુવર્ણ' પુ. ૫ અંક ૪ પા. ૨૬૯.

÷ વાલજી દેસાઈકૃત 'ગોરક્ષા કલ્પતરુ'. પા. ૩૩

એકરની દૃષ્ટિએ જો હિસાબ કરીએ તો ૧૯ એકરે એક જોડીની સરેરાશ આવી પણ સામાન્ય રીતે ૧૯ એકર ખેડવા ચાર જોડી જોઇએ.[1] ઢોરની સંખ્યા શા માટે આટલી ઓછી ! કારણ કે "દુબળાં ઢોર જાય કસાઈખાનાંમાં અને મજબુત ઢોર જાય બ્રાઝીલમાં" ગરીબાઈમાં રીબાતો ખેડુત ક્ષણિક લાભનો વિચાર કરી ઢોરને વેચી દે છે.

"દર સાલ ખોરાકને સારૂ ૧૦ લાખ ઢોર કતલ થાય છે અને ૨॥ લાખ ઢોર રોગથી મરી જાય છે. આ ઉપરાંત ૩-૪ લાખ ઢોરની નિકાસ થાય છે તે જુદાં.[2] અને જે ઢોર ખેડુતને ભાગે રહે છે તે સાવ નબળાં-તેમની બોજો ઉપાડવાની કે દૂધ આપવાની શક્તિ દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે. આથી જ હિંદમાં અકબરના સમયમાં જે ગાય દિવસનું સવામણ દૂધ દેતી તે આજે માંડમાંડ બશેર દૂધ આપે છે. આનું કારણ શું ? ઢોરની નિકાશ, કતલ તથા ગૌચરની અધોગતિ. "ઢોરને ઘાસ જોઇએ તે વાસ્તે વિશાળ ગૌચરો હિંદમાં હતાં. પણ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના કારકુનો અને ડિરેકટરોથી માંડીને આજ પર્યંત 'પૈસા લાવો ! પૈસા લાવો !' એવા ખાઉધરા રાજ્ય પાસે ગૌચર શાના ટકે ? તે જમીનના લાટ વેચાયા, હરાજી થયા અને શ્રીમંત વેપારીઓ તથા જમીનદારો તેમાં પતંગીયા માફક પડયા.[3] આમ ગૌચર દબાતું જવાને લીધે આજે દેશમાં ગૌચરનું પ્રમાણ બીજા કોઇપણ દેશ કરતાં ઓછું છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૬ એકર જમીને ૧ એકર ગૌચર, જર્મનીમાં તથા જાપાનમાં ૬·૧ અને ઇંગ્લન્ડ તથા ન્યુઝીલેંડમાં ૮ એકર, જાપાનમાં ૬·૭ એકર ઇંગ્લંડમાં ૩·૫ એકર ગૌચર છે, પણ હિંદમાં માત્ર ·૭૮ એકર છે."[4]

અને આપણા જંગલખાતાએ પણ જંગલોના રક્ષણના બ્હાના હેઠળ જંગલોનો વિનાશ કંઈ ઓછો કર્યો છે ? કાગળ બનાવવા તથા લાકડા માટે-તેમજ સલેપાટ સારૂ કેટલાંએ ઝાડો કપાતાં જાય છે અને જ્યાં ઝાડો ઓછાં ત્યાં વરસાદ ઓછો એ તો વિજ્ઞાનનો નિયમ છે.

આ બધા ફટકાથી ત્રાસ પામતો ખેડુત-ગરીબાઇની ઉત્તરોત્તર વૃદ્ધિમાં સપડાતો ખેડુત આખરે ભયંકર દેવામાં ડુબતો જાય છે અને એ દેવાનો ત્રાસ કંઇ ઓછો છે ? બારડોલીના ખેડુતોની સ્થિતિ એકંદરે સારી ગણાય. પરંતુ ત્યાં પણ પચીસ વીઘાના ખેડવાયાને દર વર્ષે રૂ. ૩૦૦ નો ખાડો પડે છે. દેવામાં ડૂબેલા ખેડુતો સાહુકારના-કાબુલીના-અને સરકારની સહકારી મંડળીઓના પંજામાં એવા સપડાય છે કે તેમાં જુલ્મ વધારે કોનો એ જ કહેવું મુશ્કેલ છે.

દેવામાંથી બચવા આજે કેટલીયે જમીન પર અનાજ સિવાયનો પાક ખેડુતને ઉગાડવો પડે છે, એટલે એની જમીનમાંથી ઉતરતો પાક પરદેશીઓના હાથમાં સપડાતો જાય છે-ખેડુત બિચારો પછી હાથ ઘસતો રહે છે. રૂ,[5] શણ, રેશમ, અળસી, ચાહ, ગળી, તેલીબીયા વગેરે વસ્તુઓ આપણી સરકારને વેપારમાં ઉપયોગી થઇ પડે છે-એટલે ગરીબ બિચારા

૧ વાલજી દેસાઈ કૃત 'ગૌરક્ષા કલ્પતરૂ' પા. ૩૩

૨ 'ઇન્ડિયન હ્યુમેનીટેરિયન'—ફેબ્રુઆરી ૧૯૨૦

૩ મોહનલાલ ક. પંડયાનો લેખ 'હિન્દ કેમ પાયમાલ થયું ?' પા. ૧૩૩-૩૪

૪ વાલજી દેસાઈ કૃત 'ગૌરક્ષા કલ્પતરૂ' પા. ૬૩

૫ કપાસ વાવેતરનો વિકાસ કેટલો વધ્યો તે નીચેના આંકડા પરથી જણાશેઃ—

ખેડુતોને તે પાક કરવો પડે છે. એ કાચા માલમાંથી તૈયાર થાય તેમાં આડતિયાઓ કમાય, અને ખેડુતો ચૂસાય.+ અને આ બધા સંજોગોમાં જમીનનો કસ તો ઉતરતો જ જાય છે. " ત્યાં ( સંયુક્ત પ્રાંતમાં ) અકબરના વખતમાં દર એકરે ૧૧૪૦ રતલ પાક ઉતરતો હતો, પણ હવે માત્ર ૮૪૦ રતલ જ પાક ઉતરે છે. ઇંગ્લન્ડની પાકની સરાસરી દર એકરે ૧૭૦૦ રતલ છે ત્યારે ભારતની ૭૦૦ રતલ છે.÷"

આવી કસ વગરની જમીનમાંથી નીકળતું ખાવાલાયક અનાજ પણ જો હિંદમાં રહેતું હોત તો ખેડૂતનું કંઈક ઉજળું રહેત. પરંતુ એ અનાજ આપણી સરકાર પરદેશ ઘસડી જઈ ખેડુતોની કોઠી ખાલી કરી મૂકે છે. ૧૯૨૩-૨૪ ના આંકડા પ્રમાણે અનાજની નિકાશ નીચે પ્રમાણે થઇ હતી.

| | |
|---|---|
| ચોખા | રૂ. ૩૪,૮૯,૭૩,૦૦૦ |
| ઘઉં | ૯,૧૧,૮૧,૦૦૦ |
| બારલી | ૧,૭૬,૯૦,૦૦૦ |
| કુલ | રૂ. ૪૫,૭૮,૪૪,૦૦૦ * |

આવી રીતે લગભગ ૪૬ કરોડ રૂપિયાનું અનાજ પરદેશ ઘસડાય ત્યાં દુકાળની ભયંકરતા વધી જાય એમાં શી નવાઇ!

માત્ર દુકાળથી જ કેટલાં માણસોનો સંહાર થાય છે તે નીચેના આંકડાથી જણાશે.

### બ્રિટીશ યુગ દરમ્યાન દુકાળો×

| સમય-વર્ષ | કયા સ્થળે | મરણ | ખાસ વિશેષતા |
|---|---|---|---|
| ૧૭૬૯ | બંગાળામાં | એક કરોડ | આટલો પ્રલયકારી દુકાળ આ દુનિયામાં કોઇ પણ સ્થળે કદી યે પડયો હશે કે કેમ એ શંકાસ્પદ છે. દર ૧૬ માણસે ૫ મરણ. છતાં એ વર્ષની મહેસુલ માફ નહતી થઇ! |

| | કપાસનું વાવેતર |
|---|---|
| ૧૮૯૨—૩ | ૮૯૪૫ હજાર |
| ૧૯૨૦-૨૧ | ૧૫૩૧૮ " |
| ૧૯૨૪-૨૫ | ૨૬૪૮૦ " |

[ ખાદી નિબંધ પા. ૯૯ ]

+ " પાંચ કરોડનું રૂ લઈ જાય અને સાઠ કરોડનું કાપડ લાવે. વચગાળાના ૫૫ કરોડ ક્યાં ગયા? આ લુંટ કરતાં નાદિરશાહની લુંટ સારી. " મોહનલાલ કા. પંડ્યા. ' હિંદ કેમ પાયમાલ થયું ? ' પા. ૧૨૩

÷ પંડિત મદન મોહન માલવિયા.

* Economics of Khadi : Babu Rajendra Prasad.

× બ્રિટીશ યુગ પૂર્વે નીચે પ્રમાણે દુકાળોની માહિતી મળે છે:—

૧૧મી સદી ૨; ૧૩મી સદી ૧; ૧૪મી સદી ૩; ૧૫મી સદી ૨; ૧૬મી સદી ૩; ૧૭મી સદી ૩; ૧૭૦૦ થી ૧૭૯૫ સુધીમાં ૪.

એટલે કુલ ૭૯૫ વર્ષમાં ૧૮ દુકાળ પડ્યા હતા.

| વર્ષ | કયા સ્થળે | મરણ | ખાસ વિશેષતા |
|---|---|---|---|
| ૧૭૮૩ | સંયુક્ત પ્રાંત | | |
| ૧૭૮૮ | મદ્રાસ | | |
| ૧૮૦૩ | ગુજરાત–મહારાષ્ટ્ર | | |
| ૧૮૦૭ | ,, | | |
| ૧૮૩૭ | આખા હિંદુસ્તાનમાં | ૮ લાખ | |
| ૧૮૫૪ | ,, | | રાણી વિક્ટોરિયાના શાસનકાળનું |
| ૧૮૫૮ | ,, | | પહેલું જ વર્ષ. અપશુકન. |
| ૧૮૬૦ | સંયુક્ત પ્રાંત | ૨ લાખ | |
| ૧૮૬૪ | ઓરીસ્સા | ૧૩ લાખ | એટલા નાના પ્રાંતમાંથી ! |
| ૧૮૬૫ | બંગાળા–બિહાર | ૫ લાખ | |
| ૧૮૭૧ | બંગાળા–રજપુતાના | ૧૦ લાખ | |
| ૧૮૭૩ | બંગાળા | ૩ લાખ | આ ત્રીજી વાર. |
| ૧૮૭૬ | મુંબાઈ ઇલાકો | ૯ લાખ | |
| ૧૮૭૭ | મુંબાઈ ઇલાકો }<br>મદ્રાસ ઇલાકો } | ૬૧ લાખ | આ દુકાળ માટે દુકાળ નિવારણનાં કામો નીકળ્યાં હતાં, પણ બહુ થોડાં; કારણ? પત્રવ્યવહારમાં જ સંકટનો સમય પસાર થઈ ગયો ! |
| ૧૮૭૮ | મદ્રાસ, સંયુક્ત પ્રાંત અને બિકાનેર | | |
| ૧૮૮૮ | આખા હિંદમાં | ૮૦ લાખ | |
| ૧૮૯૨ | આખા હિંદમાં | | |
| ૧૮૯૭ | ,, | ૩૨ લાખ | |

એટલે ૧૯ મી સદીના ઉત્તરાર્ધના દુકાળો અત્યંત ભયંકર હતા.

| | દુકાળ સંખ્યા | મરણ |
|---|---|---|
| ૧૮૦૧ થી ૧૮૨૫ | ૫ | ૯ લાખ |
| ૧૮૨૬ થી ૧૮૫૦ | ૨ | ૫ લાખ |
| ૧૮૫૧ થી ૧૮૭૫ | ૬ | ૫૦ લાખ |
| ૧૮૭૬ થી ૧૯૦૦ | ૧૮ | ૨૬૦ લાખ |
| | કુલ ૩૧ | ૩૨૪ લાખ |

**એટલે ૧૮૭૬ થી ૧૯૦૦ સુધી દર મિનિટે અઢી માણસો ભૂખને લીધે મરણ પામ્યાં.**

આખી ઓગણીસમી સદીમાં આ આખી દુનિયામાં જેટલાં યુદ્ધો લડાયાં તેમાં એકંદર સરવાળે લગભગ ૫૦ લાખ માણસ મરણ પામ્યા; ત્યારે આ અભાગી દેશમાં ફક્ત ૧૯ મી સદીનાં છેલ્લાં પચ્ચીસ વર્ષમાં જ એટલે ૧૮૭૬ થી ૧૯૦૦ સુધીમાં માત્ર દુકાળને લીધે, માત્ર ભૂખને લીધે (બીમારીને લીધે નહિ) ૨૬૦ લાખ માણસ મરણ પામ્યાં. યાદ

રાખવું જોઈએ કે આ ૧૯ મી સદી એ દુનિયાના ઇતિહાસમાં યુદ્ધોની સદી છે અને એ સદીમાં જ નેપોલિયનની લડાઈઓ લડાઈ હતી.

વીસમી સદીમાં ૧૯૦૬, ૧૯૧૮, ૧૯૨૧ અને ૧૯૨૫ માં દુકાળો પડ્યા. પણ તે એટલા ભયંકર લાગ્યા નહિ કારણ કે વીસમી સદી એ સભ્યતા અને વિજ્ઞાનની સદી છે. એટલે દુકાળ પણ સભ્યતાથી અને વૈજ્ઞાનિક રીતે પડે છે! દુકાળોએ બીમારીનું રૂપ પકડી લીધું છે!

ભારતવર્ષની દયાજનક દરિદ્રતા જે ૧૯ મી સદીમાં 'દુકાળ'ને નામે ઓળખાતી તે હવે ૨૦ મી સદીમાં 'બીમારી'ને નામે ઓળખાય છે. એટલે જે મરણપ્રમાણ દુકાળને નામે ચડતું તે હવે પ્લેગ, મેલેરિયા, ઈન્ફ્લુએન્ઝા વગેરે બીમારીને નામે ચડે છે. અરે, આ ૨૦ મી સદીના ૨૭ વર્ષોમાં જે ખુવારી રોગોથી થઇ છે તે ૧૯ મી સદીના દુકાળોથી કેટલીયે વધારે છે. દર વર્ષે રોગચાળાથી લાખો માણસો મરે છે. એકલા ૧૯૧૮ માં માત્ર ઇન્ફ્લુએન્ઝામાં જ ૮૦ લાખ મરણ થયાં.

આવી ગરીબ દશામાં ખેડુતને મૂકી દઇ ઉપરાંત બ્રિટીશ સરકારે તેની પાસેથી તેની જીવનદોરી સમો રેંટિયો પણ ઝુંટવી લીધો. "અંગ્રેજોએ અહીં પગલાં ભર્યાં તે અગાઉ હિંદ પોતાનાં લાખો ઝુંપડાંઓમાં કાંતતું તથા આફ્રિકામાં રહેતી ખોટ ભરી કઢાડતું. જીવનદોરી સમો આ ગૃહઉદ્યોગ કહી ન શકાય એટલા નિષ્ઠુર અને અમાનુષી ઉપાયો વડે નષ્ટ કરવામાં આવ્યો, જેનાં બયાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેલાં છે." ભૂખમરાને ભાંગનાર રેંટિયા સારૂ તેથી જ મહાત્માજી આટલો બધો આગ્રહ કરી રહ્યા છે.

આજનો ખેડુત આવી ભયાનક દુર્દશાએ પહોંચ્યો છે. પોતીકા ધંધામાં સર્વ દિશાથી રિબાતા ખેડુતને હિન્દની વિચિત્ર કુટુંબપ્રથાથી પણ ઓછું સહન નથી કરવું પડતું. જમીનના ટુકડા નિરંતર પડતા જાય છે અને તેથી ખેતરમાં કૃષિકાર્યની મુશ્કેલીઓ વધતી જ જાય છે. બાળલગ્ન, લગ્નમરણના ખોટા ખર્ચ, દારૂની બદી, ખાતર તથા ઓજારો વિષે બેદરકારી વગેરે હાડમારીઓ ખેડુતની દુર્દશાનું બીજું ચિત્ર ખડું કરે છે અને અહિંઆ તેમની એ દશા માટે સરકાર સાથે સમાજ પણ જવાબદાર છે. ખેડુત આજે મરણ પથારીએ સૂતો છે કારણકે તે ગરીબ છે એટલા જ માટે જાણે સમાજ, સરકાર એને જ પોતાના જુલ્મના શિકાર સારૂ પસંદ કરે છે. સરકારના ખર્ચમાં દર વર્ષે લગભગ ૩૦ થી ૪૦ ટકા જેટલો હિસ્સો આપનાર ખેડુતને માટે શાળા નથી, ગામડામાં રસ્તાઓ નથી, બાળકો માટે દૂધની વ્યવસ્થા નથી, બીમારી સારૂ ઔષધાલય નથી, પીવા સારૂ-સ્વચ્છતા જાળવવા સારૂ ચોકખા પાણીની વ્યવસ્થા નથી. કેળવણી પાછળ લાખો રૂપિયા ખર્ચનાર સરકારે આજ સુધી ગ્રામ કેળવણીનો પ્રશ્ન હજી ઉપાડ્યો જ નથી. કરોડો રૂપિયાનો ધુમાડો કરનાર આપણું ખીલવણી ખાતું (Development Department) હજી પોતાની ખર્ચાળ પ્રવૃત્તિને મોટા બેચાર શહેરમાં જ પર્યાપ્ત કરે છે. રસ્તા જ જ્યાં ખેતરની કેડીઓ જેવા હોય ત્યાં ગામડામાં રાત્રે દીવાઓની તે શું વ્યવસ્થા થઈ શકે? એક શહેરમાં ચાર પાંચ ઔષધાલય ખડકાયા હોય પરંતુ ગામડામાં ગાઉસોના ગાઉસ કાપો પરંતુ એક પણ ઔષધાલય ભાગ્યે જ દર્શન દે અને પછી રોગનો પ્રચાર વધે તેમાં ભીસ મેખ જેવાં 'પરમાર્થી' વ્હેનો બિચારા ખેડુતને ઝાટકે!

ત્યારે સરકાર કરે છે શું ? સરકાર તો હમેશાં ખેડુતને વધારે ચૂસી પોતાના— પરદેશીઓના ખિસ્સા ભરવાની નવી નવી યોજનામાં જ મગ્ન રહે છે. આપણા ખેડુત વાઇસરૉયે આવી ખેતીવાડી પંચ નીમ્યું અને તેણે પર્વત આખો ખુંદી વળી ઉંદર કાઢયો !* ખેડુતોની દુર્દશા વિચારી પંચે મુખ્ય સૂચના એ કરી કે થોડાક ખેતી અમલદારો વધારી દો અને તેને લગતી બેચાર બીજી સંસ્થાઓ ખોલી પરદેશીઓને નોકરીની સવડ કરી આપો એટલે ખેડુત સુખી થઇ જશે! યાંત્રિક સાધનોના ઉપયોગ માટે તેમ જ તેને લગતી શોધ-ખોળ માટે મધ્યવર્તી ખાતું ખૂબ જરૂરનું છે માટે તે ઝટ શરૂ થવું જોઇએ. ઉપરાંત કપાસ શણના વાવેતરમાં સુધારો થાય ! એમાં બિચારા ખેડુતને શો લાભ ! અને આપણા ખેડુતો વિષે સરકાર આટલો પણ વિચાર શા માટે કરે છે ? એક તો તેમનાં વિલાયતી ઓજારો ખપાવવા. બીજું કારણ હમણાં સ્પષ્ટ થયું. થોડા જ દિવસ પર પાર્લામેન્ટમાં ફીલીપ સ્નોડને જણાવ્યું કે ખેડુતોનું જીવનધોરણ વધશે તો માંચેસ્ટરનાં કારખાનાં સતત ચાલુ રહેશે. તગાવી, સહકારી મંડળો, દુષ્કાળ નિવારણ વગેરે યોજનાઓ રચાઈ અને તેથી ગરીબ બિચારો ખેડુત વધારે લુંટાતો ગયો. તગાવી સારુ "સરકારના હપ્તા એટલે મારવાડી કે કાબુલી કરતાં પણ વધારે ત્રાસદાયક." "સહકારી મંડળીઓથી લાભ શો થયો તે વિષયમાં હું ઉતરતો નથી. તેનું વ્યાજ, તેમાં થતી દંડાઇ, તેના હપ્તા, તેની સખ્ત દેખરેખ અને તેના ગોટાળાથી જે ગામમાં તે થઇ છે ત્યાંના લોક કંટાળ્યા છે."+ દુષ્કાળ-નિવારણ કાર્યમાં સરકારની કુટિલતા અને શિથિલતા ખેડાના સત્યાગ્રહથી સુપ્રસિદ્ધ થઈ ચૂકી છે. "જમીન મ્હેસુલના કાયદા મુજબ ચાર આનીથી ઓછો પાક હોય તો જમીન મ્હેસુલ મુલતવી રહે છે. પણ મ્હેસુલ મુલતવી રાખવું કે વસુલ કરવું તેનો આધાર તલાટી પર છે એ સ્પષ્ટ છે. તેને આગેવાન ખેડુતોની કે પ્રજા વર્ગના કોઇ માણસની સલાહ લેવાની હોતી નથી એટલું જ નહિ પણ તલાટી કે ઉપરી અધિકારી ખરાબ વર્ષમાં સર-કારી તિજોરી તર કરવા ધારે તો પાકની આનાવારી સ્હેજ વધારી લઇ તેમ કરી શકે.×"

ખેડુતની દુર્દશાની આ કરુણ કથની છે. ભારતની પરાધીનતાનો એ સૌથી વિશેષ અગત્યનો સવાલ છે. દોઢસો બસો વર્ષો પૂર્વે ખેડુતની કોઠી ખાલી ન હતી. એટલા ટુંક સમયમાં ખેડુતની પાયમાલી કેટલી ભયંકર હદે પહોંચી ગઇ છે ! સમૃદ્ધિને શિખરે પહોંચેલો ભારતદેશ આજે જગતમાં સૌથી વધારે ગરીબ બની રહ્યો છે અને એ ભૂખમરો સાડા સાત લાખ ગામડામાં કરોડોને પીડી રહ્યો છે. રાજકીય જીવનના બધા યે પ્રશ્નોને ઢાંકી દે એટલો વિરાટ પ્રશ્ન એ ભૂખમરો રજુ કરે છે, અને જગતના મહાત્માના આખા યે જીવનમાં એ નળદમયંતીના પોષાકમાં ફરતા હાડપિંજરોએ એવી આગ લગાડી છે કે તે કરોડો ગરીબોના દુઃખમાં પુન્ય સહભાગી બનવા તે મહાત્મા કેવળ એક કચ્છધારી, રેંટિયાનો મંત્ર પ્રજાને સુણાવી, તે ભૂખમરાને દૂર કરવા ભગીરથ પ્રયાસો કરી રહ્યા છે. ખેડુતની એ ભયંકર દુર્દશા સમજી એ તપસ્વીની તપશ્ચર્યામાં આપણે પણ ફુલપાંખડી તો અર્પણ કરીએ જ. એજ પ્રાર્થના...

**દિલખુશ બ. દિવાનજી**

---

* ખેતીવાડી પંચે કેળવણી વિષે કંઇક ઠીક સૂચનાઓ કરી છે પરંતુ સરવાળે એનું પરિણામ શૂન્યમાં જ સમાય એમ લાગે છે; કારણ કે ભૂખમરાનું ઓસડ શોધવાની તેણે બહુ તકલીફ લીધી નથી.

+ મોહનલાલ કા. પંડયા. 'હિંદ કેમ પાયમાલ થયું ?' પા. ૧૩૩-૧૩૪

× ગોકળદાસ પારેખનો 'ટાઇમ્સ ઑફ ઈન્ડિયા'માં પત્ર. ખેડાની લડત પા. ૧૬

# રતિનો શાપ

સૃષ્ટિમાં જાણે ક્યાંય ચેતન ન હોય એવી નિઃસ્તબ્ધતા પ્રસરી ગઈ હતી. બરફના પહાડો તદ્દન શાંત ઊભા હતા. દેવદારના વૃક્ષો પર ભીનાં પાન સ્થિર થઈ ગયાં હતાં. ખીણો, ડુંગરાઓ, પર્વતમાળાઓ બધાં ચુપચુપ ઊભાં હતાં. પક્ષીઓ ચાંચ બીડીને શૂન્ય દૃષ્ટિથી બરફના પહાડો તરફ જોઈ રહ્યા હતાં: જલબિંદુઓ નિરાધાર વાદળાં પર બેસી ગયાં હતાં; ફુલો નીચે નમીને પૃથ્વી પર મોં છૂપાવી ગયાં હતાં. આકાશ પૃથ્વી ને પર્વત-માળા સર્વ સ્થળમાં, ન વીંધી શકાય, ન જાગ્રત કરી શકાય, ન સહન કરી શકાય, તેવી એકધારી અખંડ નિઃશબ્દતા વ્યાપી ગઈ હતી.

પાંખ પર પાંખ ચઢાવીને સૂતેલા નાના પંખીની માફક સમય ને આકાશ બન્ને નિદ્રાધીન થયાં હતાં. એક પણ વાદળાને રંગ્યા વિના, એક પણ કિરણનો પ્રતાપ બતાવ્યા વિના, સૂર્ય આથમી જતો હતો. અને ચારે તરફની દિશાઓ લાંબા લાંબા શૂન્ય એકલા માર્ગની જેમ કૈલાસ પર્વતની સામે પથરાયેલી હતી. ધોળા બરફમાંથી કોતરેલી સુંદર નૌકાઓ જેવાં દેવોનાં વિમાનો શૂન્યતાના સાગરમાંથી નિઃશબ્દ વહી જતાં હતાં. કંકણનો પણ અવાજ ન થાય માટે દેવોની સ્ત્રીઓએ કંકણને હાથ પર ચડાવી લીધાં હતાં: હમેશના ગાવાવાળા ગંધર્વો ભારે હૈયે એકલી આંગળીઓ ચલાવી રહ્યા હતા: મુંગા મુંગા ડોકિયું કરીને દેવો ચુપચુપ નીચે હિમાલય તરફ જોઈ રહ્યા હતા; નીચે એક પર્વતની ટોચ પર, હડપચીએ હાથ મૂકીને, એકલો નંદી બેઠો હતો. શાંત, સ્થિર, સ્વામીની આજ્ઞા સાંભળવા કાન માંડીને બેઠેલો પોઠિયો, પથ્થરની કોતરેલી મૂર્તિ હોય તેવો તદ્દન અચેતન બન્યો હતો: તેની પાસે નિદ્રા લેતી સ્ફુર્તિ હોય તેવો શંકરનો ગળાનો હાર સર્પ ફેણ ચડાવીને સ્થિર થઈ ગયો હતો. અને ત્યાં—બરફના ધોળા પહાડ ઉપર—જેના ખોળામાં દક્ષ-યજ્ઞમાં અચેતન બનેલું સતીનું શબ પડ્યું છે, જેનાં નિષ્પન્દ નેત્રો સતીની માનસી છબી નિહાળી રહ્યા છે, અગાધ અને તેથી જ શાંત વિરહની વ્યથા, જેના મોં પર જોવાતી નથી પણ જણાય છે, કોઈ નિર્વિકલ્પ સમાધિમાં હોય તેમ જેની દૃષ્ટિ શાંત ને સ્થિર બની ગઈ છે, તેવા કૈલાસપર્વતના રાજા શંકર, કોઈ જુગજુગનો સાથ છોડીને ચાલી જતી, સતીની અરેટી પ્રતિમાને નિહાળી રહ્યા હતા. અને આવી મહા શક્તિ શાંત બનતાં તેનો પડઘો પડતો હોય તેમ, સર્વત્ર નિઃસ્તબ્ધતા પથરાઈ ગઈ હતી. આ શૂન્યતાના સાગરમાંથી પસાર થતા દેવો, ગાંધર્વો, કિન્નરો ને દેવોની સ્ત્રીઓએ એક ક્ષણ નીચે જોયું: અને શંકરની પ્રેમસમાધિ નિહાળીને તેમની આંખ ભીની થઈ ગઈ.

*

પણ શૂન્યતાના આ સાગર સિવાયનો હિમાલયનો બધો પ્રદેશ ગગનભેદી અવાજોથી ભરપૂર રહેતો હતો. વિશ્વકર્મોએ ચાંદનીથી લીંપીને ધોળી બનાવી હતી તેવી ઇન્દ્રની વિહાર-નૌકા, માનસરોવરનાં સોનેરી જળ પર ચાલી રહી હતી. ઇન્દ્ર તથા તેની માનીતી અપ્સરા સંધ્યાના રંગમાંથી સરજાવેલાં સોનેરી ફુલો પાણીમાં નાંખતાં હતાં, અને તેમને લેવા રૂપેરી

માછલીઓ દોડી રહી હતી. એ વખતે કિનારા પર ભયંકર અવાજો કરતા તારકાસુરના રાક્ષસો આવ્યા. અને તેમનો સ્વામી જલવિહાર કરવા આવે છે એ સમાચાર ઇંદ્રને આપ્યા. અવનત મુખ કરીને ઇંદ્ર બહાર નીકળી ગયો. અને રાક્ષસોના મશ્કરી કરતા અવાજો વચ્ચે થઇને ગુલામની માફક ચાલ્યો ગયો. હિમાલયનો કોઈ પ્રદેશ દેવો માટે નહિ હતો; સર્વત્ર તારકાસુરની આણ વર્તતી હતી; અને એના નામ માત્રથી દેવોનાં બાળક ધ્રૂજતાં હતાં. તારકાસુરે દેવો પાસેથી સારા સારા રસાળ મુલકો પડાવીને પોતાનાં રાક્ષસોને તેમાં ખેતી કરવા મૂક્યા હતા.

રાક્ષસો માટે હિમાલયની વિશાળ પર્વતમાળા ફરવાના મેદાન જેવી બની રહી હતી. માનસ સરમાંથી નીકળતાં મોતી માત્ર તારકાસુર જ પહેરી શકતો. આકાશમાં વિમાનના માર્ગ નક્કી કર્યા હતા. રમણીય અને ઠંડા મુલક ઉપર માત્ર તારકાસુરનાં જ વિમાનો ફરતાં. દેવો પરાધીન બન્યા હતા. સર્વત્ર પરાધીનતામાંથી જન્મેલી ગુલામી મનોદશા, ઇર્ષ્યા અને કુસંપ ફેલાઇ રહ્યાં હતાં.

*

પોતાની ધોળી રૂપેરી લાંબા વાળની દાઢીને હાથથી સમારતાં સમારતાં ઊંડાં ચિંતનમાં હોય તેમ બ્રહ્મદેવ આંખો મીંચીને એક ગુફામાં બેઠા હતા. આજે ઇન્દ્રનું વિમાન તારકાસુરે મગાવ્યું હતું, અપ્સરાઓને પોતાને ત્યાં નૃત્ય કરવા બોલાવી હતી, અને આવતી કાલથી દેવોનાં બાળકો તારકાસુરને પગે લાગવા જવાનાં હતાં. તારકાસુર તેમને દરેકને એક એક મોતી ઇનામ આપવાનો હતો.

સર્જનનું સઘળું રહસ્ય જેના અનુભવમાં હતું, એવા બ્રહ્મદેવ તારકાસુરને હણે તેવું સર્જન કરાવવા માટે ઊંડું ચિન્તન કરી રહ્યા હતા: તેણે દેવોના મંડળમાંથી એક પછી એક નામ શોધી જોયાં, નાનાં બાળકોનું તેજ માપી જોયું, અપ્સરાઓમાંથી કોઇ અદ્દભુત સત્ત્વ જન્મવાની શક્યતા વિચારી જોઇ, ઋષિઓનાં મંડળ ગણી ગયા, અને તેમણે અત્યંત નિરાશાથી એકલાં એકલાં માથું ધૂણાવ્યું. તારકાસુરને હણે એવા નરપુંગવને જન્મ આપનાર કોઇ પણ સ્ત્રી દેવજાતિમાં હતી નહિ; તારકાસુરને હણે એવા બાળકનો પિતા થનાર કોઈ પણ પુરુષ દેવજાતિમાં હતો નહિ. દેવજાતિએ પોતાનું હીર ગુમાવી દીધું હતું. કોઇ નિષ્કલંક મહા આદર્શવાદી, તારકાસુરને હણી શકાય એવી મનમાં પણ હિમ્મત રાખનાર યુગલ મળી આવે માટે દેવજાતિનાં એક પછી એક બધાં કુટુંબો, તેમણે ફરીવાર મનમાં ગોઠવ્યાં; ઇંદ્ર: એના કુટુંબનાં બધાં માણસો પાણી જેવી આછી રેશમી ઓઢણીમાં શણગારાયેલી અપ્સરાઓ સાથે જલનૌકામાં વિહાર કરવા જેટલી જ યોગ્યતા ધરાવતાં હતાં: અને આ પ્રમાણે ઘણાં કુટુંબો પોતાનું તેજ ખોઈ બેઠાં હતાં. બ્રહ્મદેવે નવા સર્જન માટે નિરાશા બતાવી; અને ઊંડી વેદનાથી માથું ધૂણાવ્યું.

અને અચાનક તેમના મનમાં શંકરનું નામ ઊગી નીકળ્યું. સતી જો ફરી સચેતન થાય, અને શંકર જો પ્રેમસમાધિમાંથી જાગે, તો આ એક તો શું પણ દસહજાર તારકાસુરને હણે તેવો નરપુંગવ દેવજાતિમાં જન્મે. તે ઊભા થઇને જોરથી પોતાની ગુફામાં આંટા મારવા લાગ્યા. અમૃતનો કુંભ ઉઘાડીને જોયો તો તે છલોછલ અમૃતથી છલકાતો હતો;

સતી તો સચેતન થાય પણ શંકરને એની પ્રેમસમાધિમાંથી કોણ જગાડે? એ શૂન્યતાના સાગરને કાંઠે ઊભા રહેવાની હિમ્મત પણ કોણ કરે? એ નિરવ પ્રદેશમાં ગયા પછી શિલા જેવો જડ થઈને ઊભો ન રહે એવો કોણ હોય? જે પ્રદેશમાં અવાજ કરવાની તારકાસુરની પણ હિમ્મત નથી, તે પ્રદેશમાં જઈને શંકરને કોણ જગાડે?

અને તેમને એક અત્યંત સુખી યુગલ યાદ આવ્યું. દેવજાતિમાં એ યુગલ જેવું કોઈ હતું નહિ; ખીલતાં ફુલ જેવું તાજગી ભર્યું જીવન એ ગાળતું. જ્યારે જુઓ ત્યારે એ આનંદથી મલકાતું હોય. બીજા દેવોમાં નિત્યયૌવન હતું; આ યુગલમાં નિત્યપ્રેમ હતો. શૂન્યતાને તો આવા અમર પ્રેમના સ્પર્શ વિના બીજું કોણ જગાડે?–નિરવતાને તો આવા નિત્ય પ્રેમ વિના બીજું કોણ બોલાવે? . . . પણ એ વિચાર આવ્યો ન આવ્યો તરત જ દેવ જાતિના ઉદ્ધાર માટે નવા સર્જનની આશા રાખનાર, એ વૃદ્ધ પુરુષના પગ પણ ઢીલા પડ્યા. હાથ ધ્રૂજવા લાગ્યો, ઉત્સાહ ઊડી ગયો; અને જાણે કોઈ ભયંકર દોષ કર્યો હોય તેમ ઘડીભર સ્થિર થઈ ગયા. અત્યંત દુઃખથી માથે હાથ દઈ તે બેસી ગયા. અને વેદનામાં ને વેદનામાં તેનાથી બોલાઈ ગયું: ‘ઓ દેવજાતિ! તારા ઉદ્ધાર માટે આવો મોંઘો બલિ—અરે મને પ્રાણથી પણ વહાલા એવા યુગલનો બલિ—દેવો પડશે એ દુઃખ સહ્યું જતું નથી. દેવજાતિમાં એક નરપુંગવ જન્મશે પણ દુનિયાએ ક્યારે ય નહિ નિહાળેલું એવું એક સુખી યુગલ-હમેશને માટે વિખુટું પડશે.’

પોતે સર્જાવેલી કોઈ ઉત્તમ કૃતિને બાળતાં જે દુઃખ કલાકારને થાય તેવા દુઃખથી બ્રહ્મદેવ ઘડીભર મૂર્છિત જેવા થઈ ગયા: શંકરને પ્રેમસમાધિમાંથી જગાડનાર બીજું કોઈ જ એમને મળ્યું નહિ. પાદુકા પર ચઢીને ગુફાની બહાર નીકળ્યા ત્યારે તેમના ચહેરામાં અકથ્ય દુઃખની છાયા પથરાઈ રહી હતી. આડે અવળે માર્ગે થઈને તે એક સુંદર વાડી પાસે આવીને ઊભા.

*

હરઘડીએ કાતરી કાતરીને નિયમિત બનાવેલા બગીચા જેવી એ વાડી ન હતી. મોટા મોટા લાંબાં વૃક્ષોથી શણગારાયેલો વિશાળ બાગ પણ ન હતો. પરંતુ ગુલાબની પાંખડીથી ઢંકાયેલું ડોલરનું ફુલ હોય, જાણે છીપમાં બેસીને હસતું મોતી હોય, જાણે રજનીરાણીએ પાડેલું પ્રેમનું આંસુ હોય, તેવું સુંદર નાનું સરખું એ ઉદ્યાન હતું. એ સ્થળમાં જાણે અકાલે વસંત ખીલતી હોય તેમ ફુલે ફુલમાં, કળીએ કળીમાં, પાને પાનમાં તાજગી ભરી હતી. બધી ઋતુનાં ફુલ એક સાથે ખીલ્યાં હતાં: અને પ્રેમનું જ સામ્રાજ્ય હોય તેમ મયૂર નાચતા હતા અને સામે જ સર્પ એ નૃત્ય પ્રમાણે ડોલી રહ્યા હતા: અંદર કિલકિલાટ હસતાં, ઘડીક ગુલાબના ક્યારામાં તો ઘડીક ડોલરના ફુલોમાં દોડી દોડીને એક બીજાને પકડવા મથતાં, સ્ત્રી અને પુરુષ ખેલી રહ્યાં હતાં. બન્નેમાં કોણ રૂપાળું હતું એ કહેવું મુશ્કેલ હતું. પરંતુ બન્નેના ચહેરા પર એટલો નિર્દોષ આનંદ હતો, એવી રમણીય છટા હતી, કે જાણે એમને જોતાં જોતાં જ થંભી જઈએ: અને એ સુખદ અનુભવમાંથી ફરી જાગીએ જ નહિ. જ્યાં જ્યાં એ દોડતાં હતાં ત્યાં જાણે પાન કળી અને ફુલ; પથ્થર ઝાડ ને પાણી; પંખી પશુ ને સકલ સૃષ્ટિ નવા રંગે રંગાઈ જતાં હતાં.

કામદેવ અને રતિનું આવું સુંદર અનુપમ યુગલ બ્રહ્મદેવ નિહાળી રહ્યા; અને બેમાંથી એક હોમાશે ત્યારે જ દેવજાતિનો ઉદ્ધાર થશે એ વિચાર આવતાં, વૃદ્ધ બ્રહ્મદેવની આંખમાંથી પણ બે આંસુ ખર્યાં.

*

બ્રહ્મદેવની પાદુકાનો અવાજ સાંભળીને બન્ને થંભી ગયાં. જાણે કોઇ ભયંકર ભવિષ્યની આગાહી થતી હોય તેમ રતિ, કામદેવને ખભે માથું મૂકીને, ડુંગરમાંથી આવતો, એમની પાદુકાનો પડઘો સાંભળી રહી: કામદેવ પોતાના પિતાને આવતા નિહાળી, જરાક હાવકો થઇને સામો ચાલ્યો: રતિ તેની સાથે સાથે ચાલી. આવું સુંદર, નિત્યયૌવન ભર્યું, નિત્યપ્રેમ ભર્યું, માત્ર કલ્પનામાં જ જન્મે તેવું, સુખી યુગલ નિહાળીને બ્રહ્મદેવ ઘડીભર ડગ્યા: અને દેવજાતિના ઉદ્ધારનું સ્વપ્ન વિસરી જવા લાગ્યા.

કમળપત્રમાં અમૃત જેવો સોમરસ લઇને કામદેવ આગળ આવ્યો. એક જગ્યાએ પારિજાતકના ફૂલની બિછાત હતી ત્યાં ત્રણે જણાં બેઠાં.

ગુલાબની પાંખડીના બનાવેલા સુંદર પાત્રમાં કામદેવે સોમરસ રેડ્યો અને પિતાની પાસે મૂક્યો.

આજે આ સુખી યુગલનો છેલ્લો દિવસ છે એ વિચાર આવતાં બ્રહ્મદેવ ફિક્કા પડી ગયા. અને પેલા પાત્રમાંથી થોડો સોમરસ લઇને પોતે પીવા લાગ્યા. પણ તેનું મન એટલું બધું વિક્ષુબ્ધ હતું કે ભવિષ્યના ભયને લીધે તેની ધોળી દાઢીના વાળ પણ ધ્રૂજતા હતા.

'કામદેવ' મન કઠણ કરીને સોમરસ પીતા પીતા તે બોલ્યા 'તારો ખપ પડ્યો છે.'

રતિ ફિક્કી બની ગઇ. જ્યારે જ્યારે દેવો કામદેવને યુદ્ધમાં મોકલતા ત્યારે ત્યારે આવી રીતે જ બોલતા.

'શું ?'

'સતી અચેતન થયાં છે, શંકર પ્રેમસમાધિમાં પડ્યા છે, તારકાસુર દેવોને હણે છે; અને દેવો તેને હણનાર એક નરપુંગવની રાહ જુએ છે.'

કામદેવ સાંભળી રહ્યો. ભયથી ધ્રૂજતી રતિ કામદેવ પાસે સરી. અને તેણે કંઠમાં ધારેલી ડોલરની કળીની ગાળા, કામદેવના સ્પર્શથી ફૂલની માળા બની ગઇ. રતિ પોતાના રસ ભરેલા હાથથી કામદેવના કેશ સમારી રહી.

'અને આ હિમાલય જેવી દેવભૂમિ આજે અસુરોના હાથમાં જઇ પડી છે. કામદેવ, બેટા, તારા જેવો રૂપરૂપનો સાગર પુત્ર ફરી જન્મશે નહિ: રતિના જેવી સુંદર સ્ત્રી ફરી જન્મશે નહિ; પણ દેવભૂમિ ભોગ માગે છે.'

'કોનો ?' રતિએ અધિરતાથી પૂછ્યું.

નીચાં નેણ ઢાળીને બ્રહ્મદેવે વેદના દબાવી; મંદ સ્વરે જવાબ વાળ્યો.

'કામદેવનો.'

એક તીક્ષ્ણ ચીસ પાડીને રતિ નીચે ઢળી પડી. કમળના પાનથી કામદેવ તેને પવન નાખવા લાગ્યો. મોતીની પ્યાલીમાં સોમરસ રેડીને ગુલાબની પાંખડીથી તેનાં હોઠ ભીંજવવા લાગ્યો.

રતિએ થોડીવારમાં નેણ ઉઘાડ્યાં, અને જાણે અમૃતનો સાગર પીતી હોય તેમ કામદેવના રૂપને પીવા લાગી: નિષ્પન્દ નેણે કામદેવને નિહાળી રહી: નિહાળી જ રહી. કેટલો સુંદર રૂપરૂપના સાગર જેવો, તાજો યૌવન ભરેલો એ ચહેરો હતો!

બ્રહ્મદેવ ફરી બોલ્યા: 'દેવનાં સંતાનો, તમારી પાસેથી હું શ્રેષ્ઠ બલિદાન યાચું છું. અણસમજીને તમે આપેલું નહિ, સમજીને આનંદથી તમે આપેલું. જુઓ—' અને તે પુરુષની નિશ્ચલતા સરવા લાગી. તેની આંખ ભીની થઇ ગઇ. રતિ અવાજ વિનાનું શાંત રૂદન કરવા લાગી: કામદેવ જરાક ફિક્કો પડી ગયો; તે પોતે રતિનાં આંસુ લૂછવા લાગ્યો.

બ્રહ્મદેવ ફરી સ્થિર થયા: 'જુઓ, શંકરની પ્રેમસમાધિ છોડાવવા, કામદેવ, તારે પોતાને જ જવું પડશે. અને જ્યારે ત્યા ઠરી ગયેલી સૃષ્ટિ તારા પ્રભાવથી જરાક હાલતી થશે, જ્યારે બધે ગતિ થશે, જ્યારે કળીમાંથી ફૂલ ખીલવા માડશે, પક્ષીઓ સંચાર કરશે, પોઠિયો કાન ફફડાવશે, પેલો સર્પ જરાક હાલશે, ત્યારે સૃષ્ટિમાં આ પ્રાણસંચાર ક્યાંથી થયો તે જોવા માટે શંકરનું ત્રીજું નેત્ર ખુલશે, અને . . ."

'અને શું?'

'અને તું એ અગ્નિમાં ભસ્મ થશે. તારી ભસ્મમાંથી જન્મેલું નવું જીવન દેવજાતિનો ઉદ્ધાર કરશે.'

રતિની આંખમાંથી ખરખર આંસુ ચાલવા લાગ્યાં! 'અને આ મારો રસિક કંથ મને પાછો ક્યારે મળશે?' તેણે બ્રહ્મદેવને અધીરાઇથી પૂછ્યું. 'એ મને પાછો ક્યાં મળશે? અરે! આવું અમારૂં અખંડ યુગલ તમે કેમ તોડો છો?'

વજ્રનો ઘા પડ્યો હોય તેમ બ્રહ્મદેવ આંખો મીંચી ગયા. 'એ વિયોગ, રતિ, એક બે ઘડીનો નથી, એક બે દિવસનો નથી, બે પાંચ વરસનો નથી, એક બે યુગનો નથી: સનાતન અને અખંડ છે. તમારૂં આ યુગલ પાછું સદેહે કોઇ દિવસ મળી શકશે નહિ.' અને તે પોતે પોતાના શબ્દોથી વિંધાઇ ગયા હોય તેમ તે આગળ બોલી શક્યા નહિ.

'હેં! અમારે પાછું ક્યારે ય મળવાનું પણ નહિ!' એટલું બોલી રતિ કામદેવને કંઠે વળગી પડી, અને તેના ખોળામાં ઢળી પડી. 'ઓ મારા કા મ દે વ!' તેણે હૃદય વીંધી નાંખે તેવો મૂંગો વિલાપ શરુ કર્યો.

કામદેવે તેના સોનેરી વાળ હાથમા લઇને પોતાની આંખો ઢાંકી દીધી. એક ઘડીભર એ બોલી શક્યો નહિ. પછી તરત જ વેદના ખંખેરી નાંખતો હોય તેમ તેણે હાથથી પોતાના કેશ સમાર્યા પણ હવે ઘડી બેઘડી પછી જેની સાથે જુગજુગનો અખંડ વિયોગ થવાનો છે તે રતિને સ્પર્શ કરતાં, તેની આંખમાંથી એક બે આંસુ જોર કરીને નીકળી પડ્યાં. તેણે અત્યંત કોમળતાથી રતિના સુંદર હોઠને, અમૃતબિંદુથી ભીંજવ્યા. અને પોતાના ખોળામાંથી તેની રૂપરૂપના સાગર જેવી મૂર્તિ બેઠી કરી: કદાચ આ છેલ્લો—છેલ્લો જ સ્પર્શ હશે!

જેવો ચિત્રામણુ જેવો શોભી રહ્યો–' મારા કામદેવને લઇ લેવો હોય તો મને પણ લઇ જાઓ. અરે કામદેવ વિનાના જીવનને હું શું કરું અને તે પણ પાછું અમર જીવન. મારે કોઈ દિવસ મરવાનું પણ નહિ, અને મારા કામદેવને મળવાનું પણ નહિ–આવો અખંડ તાપ શે સહેવાય ?—

' મને દેવ મટાડીને મનુષ્ય તો કરો–છેવટે એટલું તો કરો—એટલું તો કરો કે જેથી હું ક્યારે ક પણ મરું તો ખરી—બ્રહ્મદેવ !—મને છેવટ મરવાનો આનન્દ આપો. '

રડવું સૌંદર્ય નહિ જોવાયાથી જેણે આંખો મીંચી હતી, આવું યુગલ ખંડિત થાય એ નહિ ખમાયાથી જેણે નેત્રો બંધ કર્યા હતાં, તે બ્રહ્મદેવે એક ઊંડો નિઃશ્વાસ મૂક્યોઃ 'અરેરે ! રતિ, હું પોતે પણ શું કરું ? કોણ જાણે શું છે, નવા સર્જન માટે જ્યારે જ્યારે ભોગ જોઈએ છીએ ત્યારે તે તદ્દન નિષ્કલંક—ચાંદની જેવો ઊજળો ને ફુલ જેવો તાજો —જોઈએ છીએ. તું પોતે અખંડ વિરહ સહન કરે અને બલિદાનની ઉગ્રતાથી ગભરાઇ જઇને દુઃખને ટુંકાવવાનો માર્ગ ન શોધે તો જ આ શ્રેષ્ઠ બલિદાન દેવોને ખપે—તો જ પેલી નિસ્તબ્ધના હાલેઃ તો જ આ ભૂમિમાં નરપુંગવ જન્મે. તારે તો અખંડ વિયોગ જ રહેશે—'

અને બ્રહ્મદેવ વધુ બોલે તે પહેલાં જેમ માનસસરની હંસી ઢળી પડે તેમ રતિ ઢળી પડી હતી. ' બ્રહ્મદેવ! અમારું યુગલ તોડો માં. મારા કામદેવથી મને છૂટી પાડો માં ' એટલું જ એ બોલી શકી.

બ્રહ્મદેવે કામદેવ સામે જોયું. અત્યંત ઉગ્ર સંયમથી તે બેઠા જેવા થઈ ગયો. દુધિયા બાળકના શ્વાસ જેવો સુગંધી શ્વાસ જેના મોંમાંથી આવી રહ્યો છે તેવી રતિનો શ્વાસનો જ સ્પર્શ તેના શરીરને રહ્યો. તે અત્યંત બળથી બેઠો થયો.

બ્રહ્મદેવ કાંઈ બોલ્યા નહિ. તેને નિહાળી રહ્યા.

આવું અનુપમ સૌન્દર્યવાળું શરીર–હવે પૃથ્વી પર ફરીને ક્યારેય નહિ દેખાય–એ વિચાર આવતાં તે પોતે પણ આવા શ્રેષ્ઠ બલિદાનના વિચારથી મૂઢ જેવા થઈ ગયા. કોઈ રસની કલ્પનાની તદ્દન અસ્પર્શ્ય સુન્દર મૂર્તિ હોય તેવો કામદેવ સ્મિત કરી રહ્યો હતો. બ્રહ્મદેવે પોતે આવું સુન્દર, હસતું, શ્રેષ્ઠ બલિદાન ક્યારે ય નિહાળ્યું નહોતું. તેણે કામદેવને ફરી ફરીને જોયો—અને બે હાથથી પોતાનું મોં ઢાંકી દીધું. ' કા મ દે વ ! ' એટલું જ તે બોલી શક્યા. ' હવે તું જા ' એમ બોલતાં તો તેમનું હૃદય વિધાઇ જશે તેમ લાગ્યું. તે વધુ બોલી શક્યા નહિ.

પણ અત્યન્ત દૃઢ સ્વરે કામદેવે જવાબ વાળ્યોઃ ' પિતા ! સર્વ શ્રેષ્ઠ બલિદાન તરીકે મને સ્વીકારીને મારી કોમળ દેહ તમે વજ્ર જેવી અભેદ્ય અને અખંડ કરી દીધી. આ બલિદાનથી દેવજાતિનો ઉદ્ધાર થાઓ.'

એક વખત રતિ તરફ ફરીને તેણે તેને નિહાળી. ફરી નિહાળી. વળી નિહાળી. હજી નિહાળી–અરે, મૂર્ચ્છિત સૌન્દર્યને અને સૂતેલા જીવનને જોઇને કોણ રડ્યું નથી—અને તે ત્યાંથી ચાલી નીકળ્યો. . . .

*

તદ્દન ધીમે પગલે, પણ દૃઢતાથી, અને બ્રહ્મદેવને નમીને એ જતાં જાણે જીવન ચાલ્યું ગયું હોય તેમ એ વાડીનાં ફુલ કરમાવા લાગ્યાં; તરત પાને પાનમાં ભરેલી તાજગી

સરી ગઈ; એકદમ મયૂરને નાચતો જોઈ સર્પ દોડી ગયો. પોતાના છોકરાને પોતે હણીને કોઈ યુગયુગની કલ્પનામાંથી જન્મેલી રસિક જોડ પોતે ખંડિત કરી એ ભયંકર પશ્ચાતાપથી બ્રહ્મદેવ સળગી ઊઠ્યા: 'અરેરે! હવે એવું સર્જન-એવી મૂર્તિ-એવી રસિકતા ફરી ક્યારે જન્મશે?'

ડુંગરાઓ પડઘા પાડતા' હોય તેમ ઉત્તર મળ્યો:

'ક્યારે ય નહિ, ક્યારે ય નહિ.'

રતિના સોનેરી વાળથી તેનાં પોપચાં ઢાંકીને અને સંધ્યાના રંગોમાંથી વિશ્વકર્માએ ઘડેલી એક પ્યાલીમાં અમૃતરસ મૂકીને તે પોતે પણ મંદ પગલે ચાલી નીકળ્યા.

અત્યંત શોકભારથી જર્જરિત થયેલા પોતાની ગુફામાં એકલા પાછા ફર્યા. પણ હણવા માટે આગળ વધતો કામદેવ તેમની કલ્પના સામે ખડો થઈને તેમને તીવ્ર વેદનાથી વિંધી નાખવા લાગ્યો.

*

જ્યારે બરફના ડુંગરાઓ સળગી ઊઠે તેવો ભયંકર અગ્નિ પ્રગટ્યો, જ્યારે આકાશ ને પૃથ્વી તેજથી લિપાઈ ગયા, અને જ્યારે 'આ શંકરના ત્રીજા નેત્રનો અગ્નિ છે' એમ બોલતા દેવો ઉપર વિમાનોમાંથી ધ્રૂજવા લાગ્યા ત્યારે રતિ એકાએક બેઠી થઈ ગઈ: ગાંડાની જેમ જે દિશામાં અગ્નિ દેખાતો હતો તે તરફ દોડી: 'કામદેવ! કામદેવ!'

હિમાલયના પહાડો ભયંકર પડઘામાં ગાજી રહ્યા: 'કામદેવ! કામદેવ!'

અને તે અત્યંત તીવ્ર વેદનાથી ઊંચે ઉછળી: જાણે પોતે અગ્નિનો ભયંકર સ્પર્શ અનુભવતી હોય તેમ, જાણે કામદેવને બળતો નિહાળતી હોય તેમ, 'અરે નહિ, અરે નહિ, એને બાળો માં, એને બાળો માં' એમ કરતી ગાંડાની જેમ દોડી.

પણ થોડેક દૂર ન ગઈ, ત્યાં ઉપર વિમાનોમાં ગંધર્વોને 'અનંગભસ્મ'ની પ્રશસ્તિ ગાતા તેણે સાંભળ્યા: તે એકદમ સ્થિર થઈ ગઈ, બરફના સળગતા ડુંગરાઓ જોઈ રહી, અને જાણે પોતાનું જિગર કાઢી નાખતી હોય તેમ અસન્ત વેદનાથી, બોલી ઊઠી: 'બ્રહ્મદેવ! બુઢ્ઢા! બીજું તો શું પણ જા આ રતિનો શાપ છે કે તું કલ્પનાની-રસની-કલાની-સર્જનની મૂર્તિ ઘડનારો, દેવ જેવો મનુષ્ય, એક હજાર વર્ષે માંડ એક આપી શકશે. તારી ગરીબીથી હમેશાં તું શરમાયા કરજે. અને જા, તેં નવા સર્જન માટે કામદેવને બાળ્યો છે માટે હવે પછી નવાં સર્જન કામદેવ જ કરશે; અમારું યુગલ તેં ખંડિત કર્યું છે માટે હવે સર્જન માત્ર અકસ્માતથી જ થશે: અને શ્રેષ્ઠ સર્જનની પળ હજાર બે હજાર વર્ષે ક્યારેક જ આવશે.'

નિ:સત્ત્વ સર્જનોથી જાણે પોતાની ગુફા રુંધાતી હોય તેમ જણાતાં બ્રહ્મદેવે અચાનક આંખ ઉઘાડી. કામદેવનું દહન તેમણે કલ્પનામાં દીઠું, ન દીઠું ને ભવિષ્યના નરપુંગવની કલ્પનાથી હરખા ન હરખા, ત્યાં તો રતિનો મૂર્તિમંત શાપ નિહાળીને એ થંભી ગયા: વેંતિયાં દોઢ વેંતિયાં નિ:સત્ત્વ પરમાણુઓ 'અમને સરજો અમને સરજો' કહેતાં તેમની સામે કૂદવા લાગ્યા, અને પોતાની ગરીબીથી પોતે શરમાતા હોય તેમ નીચે મોંએ નેત્ર ઢાળીને પોતાના અંતરમાં અખંડ વેદના પામતી રતિની છબી નિહાળી રહ્યા.

ધૂમકેતુ

# પારસી વાર્તાઓ

"પારસી વાર્તાઓ" એ બહુ બહોળો વિષય છે. સામટું વિવેચન કરવા બેસીએ તો આખું પુસ્તક ભરાય. માટે થોડાક સામાન્ય વિચારો ટુંકમાં આપીને તથા પારસી વાર્તાઓની લખાવટ વિષે ઉપર ટપકે થોડીક ટીકાઓ દૃષ્ટાંત સહિત કરીને આપણે સંતોષ ધરીશું.

"પારસી વાર્તાઓ" એ શિર્ષક વિષયસૂચકતા પૂરતું કહેવાય. વાસ્તવિક જોતાં "પારસી વાર્તાઓ" પારસીઓની બનાવેલી હોતી નથી. પ્રતિવર્ષે એમનાં જે પાંચ કે સાત વાર્તાનાં પુસ્તકો પ્રકટે તેમાંની એકપણ વાર્તા મૌલિક ન હોય; એમનાં બધાં દૈનિક અને અઠવાડિક વર્તમાનપત્રોમાં દર બુધ, શનિ અને રવિવારે જે મોટી વાર્તાઓ ચાલુ આવતી જ રહે તેમાં મૌલિકતાનો છાંટો યે ન હોય; ઉપરાંત એમનાં અર્ધો ડઝન ઉપર માસિકોમાં આવતી ઢગલાબંધ નવલિકાઓ ભેગી જે બબ્બે ત્રણ ત્રણ નવલકથાઓ હોય તે માંહેલી એક પણ તરજુમા વિનાની ન જ હોય, તો પછી એવી વાર્તાઓ ઉપર "પારસી" એવી મહોરછાપ મારવાનો અર્થ શો ?

અંગ્રેજી વાર્તાઓનો ગુજરાતી તરજુમો કરતે કરતે પારસીઓએ અર્ધી ઉપર સદી વાતરી નાંખી તો યે પારકી ઢીંગલીને પોતાના વાઘા સજાવવા જેટલી આવડત (બે ત્રણ અપવાદ સિવાય) તેમણે સંપાદન કરી નથી. "તદ્દન મૌલિક" નહિ તો "મૌલિક કહી શકાય" એટલા સારૂ અંગ્રેજી વાર્તાઓને **નવો વર્તાવ** (Treatment) અને **નવી તાઝગી** (Freshness) આપવા જેટલી કળાકુશળતા એમનામાં ન હોય પછી "પારસી વાર્તાઓ" એ સંજ્ઞા ખોટા નામવાળી (Misnomer) કહેવાય કે નહિ ?

એટલું જ નહિ પણ એ ઉપરાંત જે ગુજરાતીમાં તેઓ અંગ્રેજી વાર્તાઓ રજુ કરે છે તેના સાધારણ વાક્યબંધારણ (Composition) માં કે શૈલી (Style) માં પણ પોતાની લખાવટનો ઘાટ નહિ પણ અસલ અંગ્રેજી કર્તાની લખાવટનું સ્વરૂપ પ્રત્યક્ષ દેખાઇ આવે. આમ પોતાની કહેવાય એવી એક ભાષા યે 'તરજુમિયા' અને શૈલી પણ 'તરજુમિયા' જ પ્રકટી નીકળે તો પછી એવી વાર્તાઓ કેમ કરી "પારસી" કહેવાય ? કેવળ ભાષાંફેર થયો, અથવા તો જૂજ વાર્તાઓ અંગ્રેજ સંસારમાંથી પારસી સંસારમાં એના એ સ્વરૂપમાં ફેરવાઈ એટલાથી જ એમને "પારસીની બનાવેલી" કહેવી–કહેવડાવવી યોગ્ય ન ગણાય.

આ બધું પારસી વાર્તા લખનારાંઓના ઘણા ઘણા મોટા ભાગને સંપૂર્ણ પણે લાગુ પડે છે. અપવાદો હતા અને છે, તેમને ન્યાય આપવા કહી શકાય કે એમાંનાં કોઇકે તદ્દન મૌલિક વાર્તાઓ લખી હશે અને કેટલાંકે અંગ્રેજી વાર્તાને ગુજરાતી સ્વરૂપ આપવામાં પોતાનું પાણી બતાવ્યું છે જ. મર્હુમ શેઠ કેખુશરો કાબરાજીની એકાદ "દુખિયારી બચુ"

કે "ગુલી ગરીબ", સદ્‌ગત પારસી શાયર રૂસ્તમ ઇરાનીની "રજપૂત વીરરસ કથાઓ", શેઠ જહાંગીર મર્ઝબાનની "કૌતક સંગ્રહ" કે "તશેસમ", સ્વર્ગસ્થ કવિ દાદી એદલજી તારાપોરવાળાની "દુઃખી દાદીમા", "ગુજરાતી" પત્રના "બીરબલ" તે મર્હુમ શેઠ ખરશેદજી બમનજી ફરામરોઝની "જંગલનું ગુલ-ગુલાબ", સમર્થ પારસી વાર્તા લેખક શેઠ ફિરોજશાહ જહાંગીર મર્ઝબાનની "અંગ્રેમઇન્સુસ સાથ એગ્રીમેન્ટ" તથા "મહોબત કે મુસીબત" શેઠ બમનજી કાબરાજીની "પત્થરના પ્રતાપ" વિદ્વાન શેઠ પાલણજી બ. દેસાઇની "કનોજની રાજકન્યા" તથા "ખુદાનો લાલ" અને 'સ્ત્રી બોધ' માસિકના એક તંત્રી બ્હેન પુતળીબાઈ જહાંગીર કાબરાજીની નવલકથાઓ આદિ બીજી થોડીક વાર્તાઓ વધતી ઓછી મૌલિકતા દર્શાવતી ગુર્જર વાર્તા સાહિત્યમાં સુંદર કથાઓ લેખે પોતાનું સ્થાન ધરાવે છે જ.

આપણને અંગ્રેજી વાર્તાઓનો ગુજરાતીમા પરિચય કરાવનાર પહેલ વહેલા પારસીઓ જ હતા. આગલા કાળની સારામાં સારી ગણાતી ઘણીએક અંગ્રેજી વાર્તા કૃતિઓ પારસી કલમે આજ દાહેકાઓ થયા ગુજરાતીમાં પ્રસિદ્ધ થઇ ચૂકી છે; જેમાંની કેટલીક અતિ પ્રખ્યાત અંગ્રેજી વાર્તાઓના અનુવાદ હિન્દુ લેખક ભાઇઓને હસ્તે હમણાં હમણાં થવા માંડયા છે. વળી કેટલીક સારામાં સારી ફારસી કૃતિઓના ગુજરાતી અનુવાદ કરીને, તેમ જ રમુજી ટુચકા, રમુજી સ્કેચ અને ન્હાની મોટી રમુજી વાર્તાઓ લખીને વાંચકોને તેનું પ્રથમ રસપાન કરાવનાર પારસીઓ જ હતા.

પણ આ પછી જેમ જેમ વખત વહેતો ચાલ્યો-ટુંકી અને મોટી વાર્તાઓની માગણી પારસી વાંચકો અને પારસી અધિપતિઓથી વધતા અને વધતા પ્રમાણમાં થવા માંડી-લખનારાઓની એક પછી એક ઝડપથી નવી નવી વાર્તાઓ લખવાની હોંસ-ઉલટ તથા પ્રકાશમાં આવવાની અભિલાષા વધી તેમ તેમ તેના ઉછળતા પૂરમાં સંખ્યાબંધ કાચાં કે અધકચરાં લખનારાંઓ સપાટી પર તરી આવ્યાં. એ બધાં કારણોને લઇને જે સારામાં સારી પારસી વાર્તાકૃતિઓ ભાષાજ્ઞાનના કાંઇક પણ સમજદાર લેખકોથી પ્રકટ થતી તે ઓછી જ થતી ચાલી. પરિણામે પારસીઓનું વાર્તા વિષયક થોડુંક પોતાપણું અને આગલી આગેવાની પાછળ અને પાછળ હઠતાં જ ગયાં. છેવટ તે એવી ખેદકારક સ્થિતિએ પહોંચ્યું કે કેવળ તરજુમિયા માટની અને તરજુમિયા શૈલીવાળી વાર્તાઓથી જ પારસી વાર્તાક્ષેત્ર ઉભરાઈ જવા લાગ્યું અને હજી એવું ને એવું ઉભરાતું જ જાય છે.

એમાં વિશેષ શોચનીય ઘટના આ બની: કેટલાક જુના સારા ગણાતા વાર્તા લેખકો પણ પોતાની સ્વતંત્ર ગુજરાતી લખાવટ કરવાનું ધીમે ધીમે છોડી બેઠા. તેઓ તરજુમિયા લખાવટને ચીલે ચડયા. એઓમાં સૌથી પહેલા અને આગેવાન તે અથાક પારસી વાર્તા લેખક સદ્‌ગત શેઠ બમનજી ન. કાબરાજી. વાર્તા લેખનના સંબંધમાં તેઓશ્રીએ પોતાના જેષ્ઠ બન્ધુ મરહૂમ શેઠ કેખુશરો કાબરાજી પેઠે, શેઠ જહાંગીર મર્ઝબાન અને તેમના પુત્ર શેઠ ફિરોજશાહ મર્ઝબાન પેઠે કામ ન લીધું, જેમ જેમ તેઓ ઉપરા ઉપર વધુ અને વધુ વાર્તાઓ બહાર પાડતા ગયા તેમ તેમ તેમની લખાવટ એક જડ પ્રકારે રેઢેલ થવા પામી ખરી; પણ તે બીજે પક્ષે બહારથી કાંઇ સુશોભિત લાગે એવી ઠગારી 'ઝમક'વાળી અને એટલી તો તરજુમિયા માટની

દોષિત અને કળાવિહોણી શૈલીવાળી થવા માંડી કે પારસીઓમાં વાર્તા સારૂ એક અયોગ્ય શૈલીના ગણેશ અહીંથી જ મંડાયા.

એ એક શરૂઆતનો કાળ હતો. તે વેળાએ ( અને હજી પણ ) તરજુમિયા શૈલીના આ પિતા સમાન પારસી વાર્તા લેખકને અને તેમનાં " ફુરસદ "માસિકમાં તેમનાથી જ ઉત્તેજન પામેલા તેમના સંખ્યાબંધ અનુયાયી ઉગતાં કાચાં વાર્તા લખનાર ભાઇઓ અને બ્હેનોને કોણ સમજાવે કે આ તરજુમિયા શૈલી કિંવા " બમનજી શૈલી "માં દોષ કયાં કયાં અને કેમ છે ? આ નમ્ર લખનાર ક્ષમા માગીને પણ લખ્યા વિના રહી શકે એમ નથી કે આજે પણ પારસી વાંચકોનો, પારસી ટીકાકારોનો અને પારસી છાપાવાળાઓનો મોટો ભાગ વાર્તાકળાશાસ્ત્રમાં કે ભાષાજ્ઞાનમાં જોઇએ તેવો સુજ્ઞ તો નથી જ, જેથી તેઓ પોતાની કોમનાં જુનાં નવાં વાર્તા લખનારાંઓને માર્ગદર્શક થઇ પડે. પરિણામ એ જ આવ્યું કે ઉપર જણાવેલી નહિ ઇચ્છવા યોગ્ય તરજુમિયા વાર્તાશૈલીના વખાણનાર પારસી વાંચકોનો વર્ગ દિન ઉગતે વધતો અને વધતો જ ચાલ્યો. તેઓ અનેક કારણોને લઇને એમ જ માની બેઠાં કે આ " લાયક ' ' ઝમકદાર ' અને ' જોશદાર ' શૈલી છે. એવી માન્યતાવાળા પારસી વાંચક વર્ગમાંથી જ પારસી વાર્તા લેખક વર્ગ ઉઠી ઉભો થયો. આમ આ અણઘટતો લેખનપ્રકાર તે યુગના અને તે પછીના લગભગ બધા પારસી વાર્તા લખનાર છોકરા–છોકરીઓ તથા યુવક યુવતીઓ સારૂ વાર્તા લખવા કાજેની એક ખાસ લોકપ્રિય શૈલી ( Style ) બની રહ્યો. તરજુમિયા ઘાટના અને બીજા પણ વિધવિધ ડઝનબંધ દોષોથી ભરેલા આ અણઘટતા શૈલીપ્રકારને નવા ઉગતા પારસી લખનારાઓએ પોતાનો કરી લીધો તે તેમને ફક્ત મીઠો રસીલો કે ' ઝમકદાર ' અને ' જોશદાર ' લાગ્યો તેટલા જ સારૂ નહિ, પણ ભાષાશૈલીનો એવો તરજુમિયો પ્રકાર અંગ્રેજી વાર્તાનું ગુજરાતી કરવામાં તેમને સહેલો અને સરલતાવાળો થઈ પડતો હોવાથી જ અને ખરા પ્રકારની રસીલી સચોટ ભાષાશૈલી માટે પ્રયાસ આદરવાનું કાર્ય સરખામણીમાં બહુ મુશ્કેલ હોવાથી તેઓએ તે ઝટ કરતો ગ્રહી લીધો. પારકી શૈલી અભ્યાસ કરવા માટે છે–અનુકરણ કરવા સારૂ નથી. પણ આ નવા–જુના પારસી વાર્તા લખનારાંઓને વધારે સારી અને ઠીક ઠીક પ્રકારની શૈલીનું અનુકરણ કરવા જો કોઇની શાળાએ જ બેસવું હતું તો શેઠ કૈખુશરો કાબરાજી કે મર્ઝબાન પિતા–પુત્રની શાળાઓ તેમનાં માટે ઘણી સારી હતી. એ શાળાએ બેસવાની તેમને ઇચ્છા તો ઘણી જ હોય, પણ ઉપર્યુક્ત સારા પારસી વાર્તા લેખકોની શૈલી વ્યક્તિત્વમય એટલે અનુકરણ માટે મુશ્કેલ અને " બમનજી શૈલી "ની શાળા ' તરજુમિયા ' એટલે સહેલીસટ્ટ હોવાથી તેનું જ અનુકરણ–અને તે પણ આંધળું અનુકરણ—તેઓએ કીધું. પારસી વાર્તાઓની સ્વતંત્ર લખાવટના સ્રોતનો બંધ અહીં ઠોકાયો. શિષ્ટ સારી વાર્તાશૈલીના અને વાર્તાકળાની પ્રગતિનાં દ્વાર પારસીઓ માટે અત્રે જ બંધ થયાં.

અત્રે કોઈ પૂછશે કે " પારસી વાર્તાઓ " વિષે લખતાં તેમની લખાવટ ઉપર જ ખાસ વિશેષ વિવેચન શા સારૂ ? ઉત્તર આ: વસ્તુસ્થિતિ જ એવી છે કે મુખ્ય વિવેચન એનાં ઉપર જ થાય. પારસી વાર્તાઓનું વસ્તુ ( Plot ) પાત્રાલેખન ( Characterization ) સંવાદ ( Dialouge ) વર્ણન આદિ પારસીઓનાં પોતાનાં હોય તો તે પર

વિવેચન થાય ના ? બાકી રહી તેમની વાર્તાની લખાવટ. માટે એને જ આલેખવાની આવશ્યકતા રહે છે.

હવે, વાર્તા સારૂ એક અણઘટતી શૈલીનો વારસો પારસી લખનારાંઓએ જેમનાથી મેળવ્યો, કહો કે મેળવી લીધો–તેમની જ લખાવટમાંથી આપણે કેટલાંક દૃષ્ટાંત વાંચી આપણી ખાત્રી કરી લઇશું:—

" તે ડચેસ સાથે કદી દરબારના મેલાવડામાં જતે ખરી પણ ત્યાં બી તે તેના વ્હાલા જોન સાથે એક મિનીટબી પુરી પાધરી હોઠ ઉઘાડી વાત કરી શકતે નહીં; કે જ્યારે હવે તો મામલો એ આજ રાતના સુભાગ્ય સંજોગોના પરીણામમાં છેક એવી અણીની ટીકે આવી ગયો હતો કે બીજું એક અઠવાડયું વહી જાય તે પહેલાં ચાહવું ખુદાનું તો તે તેના વ્હાલા જોનની હકદાર ધણીઆણી થઇ શકવાની ઉમેદ ધરાવી શકતી હતી."

( બ. ન. કૃત " રાજાના મહેલમાં " )

દૃષ્ટાંત બીજું:—" તે છોકરી કે જે તે મોટા મેળાવડામાં પોતાની હદ વિનાની ખુબસુરતીથી ઉભા થએલા ખુશીના ઘોઘાટથી તમામ નીરદોશ ને નાવાકેફ દેખાતી હતી." (બ. ન. કૃત એક વાર્તામાંથી )

દૃષ્ટાંત ત્રીજું:—" તે ડોસો પોતાના દીકરામાં સખ્ત નાઉમેદ થયો હતો જ્યારે કે 'ફ્રીવોલીટી મ્યુઝીક હોલ' ના છેલ્લા ઝગડામાં ભાગ લેવા માટે તેને મોટી રકમનો દંડ કરતાં માજીસ્ટ્રેટે તે રખડેલ અને રદ બાનલ ઉમરાવના કુલીન ખાનદાનની મોટી માન પામેલી ઇજ્જત ધુળ થતી હોવ નું કેટલુંક બેન્ચ પરથી કહી સમઝાવ્યું અને તે વાત અખબારોમાં જ્યારે જાહેર થઇ ત્યારે એ ઘરડો અર્લ દુનિયા તમામ હારી બેઠો." (બ. ન. કૃત એક નવલકથામાંથી )

બરાબર અંગ્રેજી પાટા પર ગુજરાતી ગાડી–" પહેલાં ગાડી અને તેની પાછળ ઘોડો જોડેલો" એવી ખોટી બાંધણીવાળું પાંચ પાંચ સાત સાત લીટીનું બનેલું આખું એકેકું વાક્ય-વાક્યોની ગુંચ્છળાં વળેલી આમળગુંચવ (Involved) શૈલી—ગુજરાતી ભાષા બંધારણને તદ્દન પ્રતિકૂળ થઇ પડે એમ ક્રિયાવિશેષણો વડે વાક્યોનાં અનુસંધાન કરવાની ખોટી અને નકામી રીતિ ઉપલાં દૃષ્ટાંતોમાં જાહેર થાય છે. એમની આ અણઘટતી શૈલીના તથા એ શૈલીની નકલ થવાથી બીજા અનેક પારસી વાર્તા લખનારાંઓની સર્વ સામાન્ય રૂપ થઇ પડેલી ખોટી લખાવટનાં સંખ્યાબંધ બીજા દૃષ્ટાંત આ લખનાર પાસે તૈયાર પડેલાં છે, પણ સ્થળસંકોચને કારણે તે રજુ ન કરતાં અહીં જ અટકીશું.

પારસીઓની વાર્તા લખવાની સામાન્ય ઢબ કેવી છે અને તેમને એ કેમ લાગુ પડી, તે આપણે ઉપર જોઈ આવ્યા. હવે કોઇ પૂછશે કે પારસી વાર્તા લખનારાંઓ આવી અયોગ્ય લખાવટમાંથી બાહેર કેમ નથી આવતાં ? એનો ખુલાસો આ કે પ્રથમ તો તેઓ "મૌલિક વાર્તા" માં માનતા નથી. "ઓરીજીનલ" વાર્તા એ શબ્દની તેઓ પર કશી અસર નથી. એની તેમને હોંસ નથી કે અભિમાન નથી. તેમનાં સૌથી સરસ વાર્તા લેખક ભાઇશ્રી ફિરોજશાહ જહાંગીર મર્ઝબાન તો ઓરીજીનલ વાર્તાના ખ્યાલને સાવ વસી કાઢી તેની વારંવાર ખુલ્લી ઠેકડી કરે છે. આમ જ્યાં સ્વતંત્ર વાર્તાકૃતિઓ માટે માન

કે માન જેવું કશું જ નથી તો પછી પારસી વાર્તા લખનારાંઓ શૈલી વિષયક આ ખોટા વળગાડમાંથી છૂટે શેના ?

ભલે તેઓ મૌલિક વાર્તા ન ઉપજાવે પણ ઘણા હિન્દુ વાર્તાલેખક ભાઈઓ "તરજુમા"નો અર્થ જે બહોળી સમજમાં કરે છે અને તે પ્રમાણે પોતાની વાર્તા વિષે કરી બતાવે છે તેટલી ઇચ્છા કે તેટલી કુશળતા પણ પારસી લખનારાંઓએ મોટે ભાગે હજી સુધી પ્રાપ્ત કરી નથી. પારકી ભાષાની વાર્તામહીં આવેલ વસ્તુને, વર્ણનને, વિચારોને અને વચનોને યોગ્ય ફેરફાર તથા સુધારા વધારા સહિત ગુજરાતી ભાષા પદ્ધતિ અનુસાર પોતાની સ્વતંત્ર શૈલી વડે તથા વાર્તા શાસ્ત્રને લગતી વિવિધ કળા વડે મન પર છાપ બેસાડે તથા હૃદયને ડુલાવે એવી ભાવવાહી ( Expressive ) અને અસરકારક ભાષામાં ઉતારવાં એનું નામ તરજુમો. 'તરજુમા' ની આવી વિસ્તૃત વ્યાખ્યા અને બહોળી સમજણથી તેઓ ઘણા ઘણા દૂર છે, તો પછી એ અકુદરતી અને કદરૂપી ભાષા શૈલીના જળો સમ ચોંટેલા ચડસમાંથી તેઓ છૂટે શેના ?

જેમને હિન્દુ વાર્તા લેખકોની વિધવિધ વાર્તાશૈલીનું જરા યે વાંચન કે અભ્યાસ નહિ, જેમને ગુજરાતી ભાષાનું બંધારણ અંગ્રેજી ભાષા બંધારણથી કેમ અને કયાં કયાં જુદુ પડે છે તેનો ખ્યાલ જ નહિ, જેમને ગુજરાતીમાં વાર્તા ઉતારતી વેળાએ અસલ અંગ્રેજી પુસ્તકને ટેબલ પર નજર સામે ખુલ્લું રાખીને તેમાં જોઇ જોઇ વાંચતે વાંચતે લખવાની મહા ભૂંડી ટેવ પડી ગયેલી, તેઓ ઉપર બતાવેલી અયોગ્ય લખાવટની ( " મૂર્ખના સ્વર્ગ " જેવી ) ગુલામગીરીમાંથી છૂટે શેના ?

હવે પારસી વાર્તાઓમાં આવતા એક બીજા ખોટા પ્રકાર ભણી નજર કરીએ. એની તો પારસીઓએ જાણે 'ફેશન' બનાવી છે; અને એ 'ફેશન' તેમનામાં 'કુદકે અને ભૂસકે' વધતી જ જાય છે. તેમની વાર્તાના સંવાદ ( Dialouge ) માં કોઇ કદાચ પાત્ર પ્રમાણે અહીં તહીં થોડાક અંગ્રેજી પારિભાષિક શબ્દો આવે એ સમજી શકાય એવું છે: પણ વાર્તામાં વર્ણન આપતી વેળાએ પણ એ 'ફેશન' રજુ થાય, એ અમુક અંશે ચોકખું 'ટચાકપણું' તથા અમુક હદે અસલ અંગ્રેજી બોલોના સચોટ શબ્દાર્થ જાણવાને લગતી પોતાની અશક્તિ જાહેર કરે છે. દષ્ટાંતઃ " વાંચક, તને એ જુવાન સાથે એક " **ઇનટ્રોડકશન** " ની જરૂર છે." ( એક પારસી નવલિકામાંથી ) વિશેષ નમુનોઃ—" એક ઘણા જ **લકઝરસલી** સીણગારેલા ડ્રોઇંગ રૂમમાં જરદાવર પોતાની દીલ લોભાવનાર ડ્રેસથી ફેરા ખાતી જોવામાં આવતી હતી." " મરદોને ફસાવનારા એ ઠગારા ચહેરા ઉપર આવી એક **હેવનલી લાઇટ** ખુદાએ પાથરવી નહીં હતી." " તે તે રાત્રે તમામ **પરફેકટ** હતી. ખુબસુરતી–ફીગર અને ડ્રેસની સામટી **હારમની** રજુ કરતી એક **પરફેકટ પીકચર !** " ( 'સ્વભોગ' નામક પારસી નવલિકામાંથી ) એવા બીજા સંખ્યાબંધ દાખલા અપાય.

અત્રે પારસી વાર્તા લખાવટને બગાડી બેડોળ બનાવનાર એક બીજો પણ મુખ્ય દોષ જોઈ લઇએ: અંગ્રેજીમાં નામ ( Noun )ની આગળ A–An–The " આર્ટીકલ " લાગે છે તેનો વાર્તા લખતી વેળાએ પારસી વાર્તાઓમાં પુષ્કળ અને નકામો ઉપયોગ થાય છે. ખાસ કરી જે વસ્તુ, જે વ્યક્તિ, જે બનાવ, જે પ્રસંગ અને જે સ્થળ વિષે વાર્તામાં

આગળ કહેવાઇ ગયું છે તેને વિષે પાછું લખતાં પણ "તે-તે-તે" (અંગ્રેજી The નો શબ્દાર્થ) વંચાયા કરે તો તેથી સુજ્ઞ વાંચક કંટાળે, શૈલી કર્કશ બને અને લખાવટ હાસ્યાસ્પદ થઇ પડે તેમાં નવાઇ શી? અસંખ્ય દૃષ્ટાંતોમાંથી અત્રે એક જ બસ થશેઃ–"તે (The) છોકરી ચમકતી આંખોએ અને ઘણા ઉલટભેર છગરે આજના તે (The) કામમાં રોકાઇ. તે (The) ટેબલ વગર ખામીએ અને ઘણી જ સરસ રીતે શણગારેલી તૈયાર કીધી અને હવે સેક-ડકોર્સના તે (The) બેલ (Bell=ઘંટ) માટે તેણી બહાર થોભી." ('નામોશી પહેલાં મોત"ની પારસી વાર્તામાંથી)

વાર્તાશૈલીનું કચરિયું કરી નાંખનારા બીજા વિધવિધ પ્રકારના કોડીબંધ દોષ પારસીઓની વાર્તામાં ડગલે અને પગલે દેખાતા રહે છે. પણ આ ટુંકી જગ્યામાં એ લાંબી વાત આપણે માંડી જ વાળીશું. ટુંકમાં એક વાત તો આપણે "ગુજરાતી ભાષા"ના અને "પારસી વાર્તા"ના સારા નામ ખાતર ખાસ માગી લઇશું કે હવે કૃપા કરીને વાર્તા લખનારાં પારસી ભાઇબ્હેનો "તેણીનો-તેણીની-તેણીનું-જ્યારે કે-કે જ્યારે-તે ત્યારે-તે કે જે-કયારે કે જ્યારે-ત્યારે કે જ્યારે-અને જો કે-અગર જો કે-તો જો કે-એમ તો ત્યારે-તો બી તો-ઇત્યાદિ ઇત્યાદિ હસવા જેવા અણઘડ રૂઢિ પ્રકારોથી પોતાની લખાવટને દૂર રાખે તો બહુ સારૂં.

એક બીજી વાત: ટુંકાં-સાદાં-સરળ વાકયોની ચમત્કૃતિ શી છે તે પારસી વાર્તા લખનારાંઓ જાણતાં જ નથી. સંક્ષિપ્તતાનું સૌંદર્ય તેઓ સમજતાં જ નથી. વાર્તાના વર્ણન વિભાગમાં યે લાંબાં લાંબાં વાકયો આવે અને સંવાદમાં પણ તેમ જ હોય. હિન્દુ લેખક ભાઇઓ આ બાબતમાં કેટલા સુધર્યા છે અને કેટલા સુધરતા જાય છે તેનું પારસી વાર્તા લેખકોને ભાન જ નથી. બે પાત્રોને વાત કરાવવી હોય ત્યારે ત્યાં પણ લાંબા લટાકફટાક હોય જ. પ્રેમમાં પડેલી એક યુવતીના મુખમાં સંસારમાં જેવી સ્વાભાવિક બોલાય છે તેવી પ્રેમભાષા આપવાને બદલે કેંક નાટકી ઢબે આવું લાંબું લાંબું અને અકુદરતી લખી જ નાંખેઃ–"બયાન કરાવવાને બોલો વટીક નહીં મળી શકે તેટલા બધા પ્યારના સુરતકિમપણા સાથે મોહબત સુધી અને મોહતની બી પેલે પેલે પાર તક હું તમારી જ છેઉં." (બ. ન. ટાબરાજીકૃત નવલકથામાંથી)

પારસી વાર્તા વાંચકોના મુખમાંથી અને પારસી છાપાઓમાંથી આ એક પ્રશંસાસૂત્ર વારંવાર બાહેર પડતું જણાય છેઃ "**જોરાવર ઝમકદાર રસીલી ભાષામાં લખાયેલી એક વાર્તા.**" એક અસન્ત નાનો વર્ગ બાદ કરતાં પારસી વાંચકવર્ગે **શૈલીનાં** અમૃત તો કદિ જાણ્યાં જ નથી. **શૈલીનાં શરબત** જરિક જ ચાખ્યાં હશે—**શૈલીનાં ગોળનાં પાણી** જ ઘણું કરીને પીધેલાં; છતાં તેમને પોતાને એક ચોક્કસ પ્રકારની જે લખાવટ સાધારણે ગમે છે તેને વધાવી લેવા સારૂ તેઓ હમેશાં ઉપર પ્રમાણે જ વગર સમજ્યાં વખાણ ઠોકે જ જાય છે. ખરેખરી "ઝમક" તે શું, "રસ" તે શું, તેની વાસ્તવિક સમજ ન હોવાને લીધે પારસી વાંચકો અને પારસી લેખકોનો મોટો ભાગ વાર્તાની કેવી ભાષાશૈલીને 'ઝમકદાર' અને 'રસીલી' સમજે છે, તેનું એક દૃષ્ટાંત અવલોકીએઃ

"તેનું ચિત્ત ચોરાઇ ગયું; તે ગોયા જાગતાં બી ગ્લેડીઝ સ્વપ્નાં જોયાં કરતો. ઉંઘમાં પણ તેજ મોમીની મુરતની મીઠી યાદમાં શુંરકતદાર ગરક થતો. ગ્લેડીઝે ઠરેલા એ ગંભીર બીગાડ માટે તેણી પર કીનો લેવા તે ખુનખાર તે તલબગાર થઇ રહ્યો મગર [illegible] તે

કીનો લઇ શકે એવું કોઈ હથીયાર તેને આવી શકયું ન હતું." (અ. ન. કૃત નવલકથા-માંથી) આવી એક લખાવટ પર પારસી વાંચક વર્ગ આનંદમગ્ન બની જાય, જરૂર આવો મત આપશેઃ "શું સરસ 'પાવરફુલ' લખ્યું ચ; કેવી ઝમકદાર અને રસીલી ભાસા છે!"

પણ થોડાક અપવાદ ભણી જોતાં આપણે કહી શકીએ કે આવી કાઇ "ઝમકદારી" અને "જોશદારી"ને બધાં જ પારસી વાંચકો અને સર્વે પારસી વાર્તા લેખકો વશ થઇ ગયેલાં નથીઃ સ્વર્ગસ્થ શેઠ કેખુશરો કાબરાજી બનતાં સુધી ભાષાશુદ્ધિ જાળવતા, અને પોતાની લખાવટ ઠગારી ઝમકથી અલગ રાખતા. શેઠ જહાંગીર મર્ઝબાન રસિકતાથી તથા સચોટતાથી સંક્ષિપ્ત વાક્યોમાં વિચાર દર્શાવે છે. શેઠ ફિરોજશાહ મર્ઝબાન "બમનજી શૈલી"ના દૂષણોથી વેગળી ખરેખરી પાણીદાર ભાષા રજુ કરી શકે છે.

પરંતુ હજી યે આવા સારા પારસી વાર્તાકારોની લખાવટ કાંઇ કાંઇ ઉણપ ધરાવે છે. હિન્દુભાઈઓ જે ગુજરાતીમાં વાર્તા લખે છે તેવી જ દમની હિન્દુશાઇ શુદ્ધ ગુજરાતીમાં જ તેઓ પારસી સંસારી વાર્તા લખે એવી કોઇ ફરિયાદ કે આગ્રહ આપણે કરતા નથી, (આ લેખમાં પારસી વાર્તાની જોડણી અને વ્યાકરણ દોષની ચર્ચા તો જવા જ દીધી છે) પણ તેમની શૈલી (style) તરફ જોતાં એક ખાસ ઉણપ આપણું લક્ષ ખેંચે છેઃ અંગ્રેજીમાં જેને આપણે "Artistic sentences" કળાપૂર્ણ વાક્યો કહીએ, તેવાં વાક્યો પારસી વાર્તાઓમાં લગભગ નહિ જ જેવાં જણાશે. **લેખકની કલ્પના શક્તિ વડે રચાયેલા અર્થપૂર્ણ વિચારો, અનુકૂળ થતી કળાવંત વાક્ય બાંધણીમાં લખાયેલા** પારસી વાર્તાઓમાં વંચાય એવી તો નવાઇ જ છે. દૃષ્ટાંત લેખેઃ–"રસનાં જામેલાં પુષ્પો તે સૌંદર્ય." ('ઉષા'–કવિ ન્હાનાલાલ) "નસીબ! હા, એ હાથ લુછવાનો થાંભલો ઠીક છે–કાયરનું એ વિશ્રામ સ્થાન!" ('કોનો વાંક'–કનૈયાલાલ મુનશી) "હિમાલયે અનેક બચ્ચાંઓને પોતાની આંગળીએ વળગાડયાં છે. બધાં જ બચ્ચાં સુંદર અને રસ ભર્યાં લાગે છે. જાખલી નામે એક પહાડી ગામ હિમાલયની તળેટીના ડુંગરાઓમાં છે. મેળામાં જતાં કોઇ ન્હાનાં બચ્ચાંની માફક વિવિધ શણગાર ધરીને તે ઉભું છે." ('તણખા'–ધૂમકેતુ) "બાહ્ય તૃપ્તિથી અને આંતર રસહીનતાથી જીવનમાં જે શૂન્યતા આવે છે તેની શાન્તિમાં બન્ને રહ્યાં પીવા મંડ્યાં." (હૃદય પલટો–હિરેક) "મ્હારૂં કલામય જીવન અદ્ભુત હતું પણ. મ્હારૂં પ્રેમ-મય જીવન અપૂર્વ છે. કળાને પામવી ને પકડવી પડતી–પ્રેમ તો મન જ પકડી રાખે છે." (પાંચ પાત્રો–લીલાવતી મુનશી) "જીવન તો દરિયા જેટલું અગાધ અને અનંત; અને મનુષ્યની શક્તિઓ આ હોડી જેટલી." ('કુમારનાં સ્ત્રી રત્નો'–ઇંદુલાલ યાજ્ઞિક) "શબ્દોની જરૂર ન પડે એવી એ રાગણીઓમાંથી આપોઆપ અર્થ ઉઠતો." (દેહના ચૂરા–ઝવેરચંદ મેઘાણી).

કલ્પના, રસ, રહસ્ય, ચાતુર્ય અને સૌંદર્યનું બનેલું આવું અર્થ વિષયક તથા શૈલી વિષયક ઉચ્ચ પ્રકારનું દર્શન પારસી વાર્તાઓમાં અત્યારે નહિ તો હવે પછી યે થશે?

આજની પારસી સમાજ સ્થિતિ બહુ મર્યાદિત છે. એટલે પારસી સંસારી વાર્તાઓને વસ્તુ (Plot) વિષે અત્યંત સાંકડું અને બંધનવાળું જ ક્ષેત્ર મળી શકે છે. પારસી વાર્તાઓ વિષે આ એક કુદરતી કમનસીબી છે. હિન્દુ સંસારમાં તો રાજપ્રકરણ, ધર્મપ્રકરણ, અમીરો, ઉમરાવો, સેનાપતિઓ, સૈનિકો, બાવાઓ, બાવીઓ, બહારવટીઆઓ, લૂંટારાઓ ઈત્યાદિ

ઘણું યે હોય. પારસી સંસારમાં એવું તો કશું જ ન હોય. મૌલિક લખો કે તરજુમા કરો, પણ જો પારસી સંસાર દર્શાવવો હોય તો વસ્તુ વિષે પારસી લખનારાંઓની તો આ એક મોટી મુશ્કેલી જ રહી. પરિણામે મોટે ભાગે અંગ્રેજી વાર્તાઓ અંગ્રેજી સંસાર જ દર્શાવતી પ્રકટાવાય અને તેમ નહિ તો પછી ભાઇશ્રી ફિરોજશાહ મર્ઝબાન પેઠે "પારસી–હિન્દુ–મુસલમીન સંસાર"ના સંયુક્ત વેષે કંઇક તાણુતોડ કરીને પણ લાવવા જ પડે.

પારસીઓએ અત્યાર આગમજ 'રેનોલ્ડ'ની વાર્તાઓ અને તેટલી તરજુમા કરીને પ્રગટાવી; મિસિસ હેન્રીવૂડની વાર્તાઓનો પણ જબરો ઉપયોગ કર્યો; ડુમા, મૅરી કોરેલી અને રાઈડર હેગાર્ડનો પણ લેવાય એટલો લાભ લીધો. છેવટ તરજુમા સારૂ ચાર્લ્સ જારવિસ (જે બૈરાંઓ અને 'સોલજરિયા'ઓનો "માનીતો વાર્તા લેખક" કહેવાય છે) તે પણ વપરાઇ ચૂકયો; પણ હજી સુધી કોઇ પારસી માસિકમાં પારસી કલમે લખાયેલી કવિવર ટાગોરની વાર્તાનો અનુવાદ આપણા જોવામાં નથી આવ્યો. સહેલાઇથી તરજુમા કરી શકાય એવા અંગ્રેજ વાર્તાકારોના પુસ્તકોનો તો પુષ્કળ લાભ લેવાય છે; **પણ હજી સુધી આ દેશના અને પરદેશના સાહિત્યકાર વાર્તા લેખકોની શિષ્ટ વાર્તાઓમાંની** એક પણ વાર્તા પારસી કલમે ગુજરાતી સ્વરૂપ ધરી શકી નથી. હિન્દુ લેખક ભાઈઓએ આ દિશામાં થોડુંક પણ કાર્ય કરી બતાવ્યું છે; . પણ પારસીઓએ તો સાવ પછાતપણું જ દાખવ્યું છે. દેખાડો, પારસી વાર્તા સાહિત્યમાં એકાદ એચ. જી. વેલ્સની કે જ્યોર્જ બર્નાર્ડ શૉની, થોમસ હાર્ડીની કે જોન ગેલ્સવર્ધીની, આનાતોલ ફ્રાંસની કે મોરીસ મેટરલિન્કની વાર્તાઓ કે નાટકોની ગુજરાતીમાં બનાવેલી એક પણ, ન્હાની કે મોટી કૃતિ ?

એ ઉપરાંત પારસી વાર્તા સાહિત્યમાં કોઈ બતાવશો એકાદ 'ધૂમકેતુ,' 'મેઘાણી,' 'દ્વિરેફ,' 'નારદ,' 'ઉમરવાડિયા' કે 'લીલાવતી બ્હેન' લખે છે એવી ચિત્તાકર્ષક કળામય નવલિકાઓ ? કયાં છે બબે હોહાકાર મચાવી મેલે અને સમસ્ત ગુર્જર વાર્તા સાહિત્યમાં સ્થાન પામે એવી કોઇ પારસી નવલકથા ? કયાં છે નવા ઉગતા પારસી લેખકોની વ્યક્તિત્વમય કોઈ નવિન વાર્તા શૈલી ? ક્યાં છે પારસીઓમાં 'ઉષા' ના મહાન લેખક જેવો શૈલીકાર કથાકાર ન્હાનાલાલ દલપતરામ ? ક્યાં છે "ભગવાન કૌટિલ્ય" ની કથામાં આવેલું 'નૈમિષારણ્ય' જેવું એક જ સર્વોત્કૃષ્ટ પ્રકરણ લખનાર કોઈ કનૈયાલાલ મુનશી ? કોઈ છે એવો ? કાંઇ છે એવું ? જવાબ મળે છે, **નહિ જ.**

તો યે આશા મોટી વાત છે; કારણ પારસી હૈયું આજે પણ રસિક છે. પારસી મન આજે પણ ચંચળ છે. ભસ્મ હેઠળ અગ્નિ જેવી લપાઇ રહેલી પારસીઓની કાલ્પનિક અને સર્જક શક્તિમાં આ લખનારને આજે પણ વિશ્વાસ છે. ઢીલ માત્ર એને ચેતવવાની છે—મહેનત માત્ર વાર્તા વિષયક તેમની અનેક ખોટી સમજણો અને રીતિઓના ગસ મોટા ખડકોને તોડવાની છે. જો પારસી વર્તમાનપત્રોના તેમ જ પારસી માસિકોના અધિપતિઓ તેમ જ પારસી અવલોકનકારો ઉઘાડી આંખ રાખીને ખરી સ્થિતિનું સત્ય ભાન તથા જ્ઞાન ધરાવતા થયને પ્રયત્નવાન બને તો તેઓ પારસી વાર્તા સાહિત્યને ઉચ્ચ સ્થાને પહોંચાડવાના મહાન કાર્યમાં મોટી મદદ આપી શકે. અસ્તુ !

ફિરોજ [illegible] રમજી [illegible]

# દર્શનોના અભ્યાસમાં જાળવવા યોગ્ય મધ્યસ્થતા

જૈન ભાઈઓના પર્યૂષણના પવિત્ર દિવસોમાં જૈનેતર ગૃહસ્થને પ્રવચન કરવાની વિનતિ કરનાર પંડિત શ્રી સુખલાલજીએ જૈનધર્મને છાજે તેવી ઉદારતા મારા પ્રતિ દર્શાવી છે તે બદલ સર્વથા તેમનો આભારી છું. જૈન બંધુઓને જૈનધર્મ સંબંધમાં મારે કંઇ વિશેષ કહેવું એવા આશયથી આ વ્યાખ્યાન કરવા હું ઉભો થયો નથી. પરંતુ તત્ત્વજ્ઞાનના વિશાળ પ્રદેશનાં જે ભિન્ન ભિન્ન પ્રસ્થાનો અથવા માર્ગની શ્રેણીઓ છે તેના અભ્યાસમાં આપણે કયા સદ્‌ગુણનો આદર કરવો જોઇએ તે ઉપર હું યથાશક્તિ આજ બોલવા માગું છું.

## (૧) લૌકિક જ્ઞાન અને તત્ત્વજ્ઞાન

આપણા જ્ઞાનના બે મુખ્ય વર્ગ પડે છેઃ (૧) લૌકિક જ્ઞાન એટલે આપણા મનુષ્ય પ્રાણીને મળેલી ઇન્દ્રિયો અને મન વડે જે જ્ઞેય વસ્તુઓનું વ્યાવહારિક જ્ઞાન થાય છે તે. (૨) તત્ત્વજ્ઞાન એટલે દેખાતા પ્રાણીપદાર્થનું વાસ્તવ સ્વરૂપ કેવું છે તેનું યથાર્થ ભાન અથવા અનુભવ. લૌકિકજ્ઞાન અને તત્ત્વજ્ઞાન-એ બેનો વિષય એક જ હોય છે, પરંતુ તેમાં વિષયના સામાન્ય અને વિશેષ ધર્મોની સ્પષ્ટતા અધિક અધિક વધતી જાય છે. લૌકિક જ્ઞાનના પુનઃ બે વિભાગ પાડી શકાય છે. (૧) લૌકિક ઇન્દ્રિયજન્ય જ્ઞાન (૨) લૌકિક બુદ્ધિના વિશેષ પ્રકર્ષથી ઉત્પન્ન થતું જ્ઞાન જેને આપણે " વિજ્ઞાન " સંજ્ઞા આપીએ છીએ. ઉદાહરણ તરીકે સૂર્ય આપણી ચક્ષુરિન્દ્રિયને જેવા વર્ણ, આકૃતિ, દાહ, પ્રકાશ, વગેરે ધર્મોવાળો જણાય છે તે તેનું લૌકિક ઇન્દ્રિયજન્ય જ્ઞાન છે; અને તે ખરી રીતે પૃથ્વીથી અનેક ગણો મોટો છે એટલે પૃથ્વી કરતાં દસ લાખ ગણો મોટો છે અને તે થાળી જેવડો મોટો દેખાય છે તેવો નથી; વળી તે જેટલે અંતરે પ્રથમ દષ્ટિથી જણાય છે તેટલા અંતરે નથી, પરંતુ ૯૩,૫૦,૦૦૦ માઇલના અંતરે રહેલો છે; વળી તેનું તેજ ઉગવાની સાથે આપણને જણાય છે તેમ નથી, પરંતુ તેના બિંબમાંથી નીકળતાં કિરણો આપણને ખરી રીતે આઠ મીનીટ પછી અનુભવમાં આવે છે વગેરે ન્યાય અને વિચારથી સંસ્કાર પામેલી બુદ્ધિ વડે આપણને જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેનું નામ વિજ્ઞાન.

સામાન્ય પ્રત્યક્ષથી અથવા વિશેષ શાસ્ત્રીય પ્રત્યક્ષથી પદાર્થનું સ્વરૂપ સમજવામાં આવે તેની સમાલોચના કરી, વિશ્વના અનેક પદાર્થો સાથે તેનો કેવા પ્રકારનો સંબંધ છે; તેનું આપણને પૂર્ણ રૂપે જ્ઞાન થાય છે કે અપૂર્ણ રૂપે; તેનું વાસ્તવ અસ્તિત્વ કેવા પ્રકારનું છે; તે સ્વતઃ જડ છે કે ચેતન છે-વગેરે સર્વ વસ્તુના અથવા વિશ્વના અનુભવ મંદિરમાં બંધ બેસે તેવું જે પર પ્રત્યક્ષ અથવા સ્વાનુભવ તેને આપણે તત્ત્વજ્ઞાન સંજ્ઞા આપીએ.

આપણને પ્રાપ્ત થતાં લૌકિક જ્ઞાન-સામાન્ય અથવા વિશેષ કોટિનાં-અથવા તત્ત્વજ્ઞાન જે બુદ્ધિદ્વારથી પ્રકટ થાય છે તે બુદ્ધિ અજ્ઞાન, સંશય, વિપર્યય વગેરે જ્ઞાનાવરણ કરનાર દોષોથી હણાએલી હોય છે, અને પ્રસંગે રાગ-દ્વેષાદિ ક્લેશોના આવરણોથી હણાએલી હોય છે. બુદ્ધિના જ્ઞાનાવરણ અને ક્લેશાવરણ દોષને લીધે સામાન્ય જનો અને પરીક્ષકો પણ

વસ્તુનિર્ણય કરવામાં સ્ખલન કરે છે. એક સુંદર બગીચાનું સૌંદર્ય જોઈ પ્રસન્ન થએલી આપણા ચિત્તની વૃત્તિ તે બગીચો આપણા કોઈ શત્રુનો છે એવું ક્લેશનું અંકુર ઉત્પન્ન થવાની સાથે તેના સૌંદર્યમાં ખાંગી કાઢવાને તત્પર થઈ જાય છે. આપણે જલ્પ અને વિતંડા કરી તે બગીચો સુંદર નથી એવું સાબીત કરવા કમર કસીએ છીએ. આ પ્રભાવ આપણા ચિત્તમાં રહેલા રાગદ્વેષના બળનો છે, અને તેથી જેટલા જેટલા અંશમાં રાગદ્વેષ ઉપર જય થાય, જેટલા જેટલા અંશમાં આપણે ક્જિનપક્ષપાતી થઈએ, તેટલા તેટલા અંશમાં આપણો જ્ઞાનનો પ્રકાશ શુદ્ધ અને સ્પષ્ટ થતો જાય છે.

## (૨) દર્શનશુદ્ધિમાં વીતરાગત્વની જરૂર

બુદ્ધિનાં જ્ઞાનનાં આવારક નિમિત્તો આપણે થોડા શ્રમથી દૂર કરી શકીએ છીએ. સામે પડેલા પદાર્થનું અસ્પષ્ટપણું હોય તો દીવો વગેરે લઈ વધારે સ્પષ્ટતા મેળવીએ છીએ: સૂક્ષ્મદર્શક યંત્ર વડે દૂરસ્થ પદાર્થને નજીક જોઈએ છીએ. આ જમાનામાં પદાર્થોને લગતા અજ્ઞાનને દૂર કરવાનાં અનેક વિદ્યાનાં સાધનો વિજ્ઞાનદ્વારા મળ્યાં છે, અને તે વડે આપણી જ્ઞાનમર્યાદા વિસ્તારવાળી થઈ છે. પરંતુ આપણી બુદ્ધિને લાગેલું ક્લેશનું પડળ અથવા આવરણ પાતળું થવાને બદલે અથવા ખસી જવાને બદલે ગાઢું અથવા સજ્જડ થતું અનુભવાય છે. આપણે પારકા દોષો જોવામાં જેટલા તત્પર હોઈએ છીએ તેટલા તત્પર પોતાના ચિત્તના દોષોના નિરીક્ષણમાં હોતા નથી. આ સામાન્ય મનુષ્ય સ્વભાવ છે. પરંતુ અવિદ્વાનો જ આ ક્લેશાવરણથી હણાયા છે એમ નથી, પણ વિદ્વાનો પણ આ પાશમાં જકડાએલા છે. અશિક્ષિતજનોના ક્લેશો ધર્મશાસ્ત્ર અથવા રાજ્યશાસ્ત્રના શાસનબળથી દબાય છે, પાતળા થાય છે, અને પ્રસંગે છૂટી પણ જાય છે, પરંતુ કહેવાતા શિક્ષિતજનો અથવા વિદ્વાનોના રાગદ્વેષો એવા તો બદ્ધમૂલ હોય છે કે તેઓ ધર્મતંત્રને અથવા રાજ્યતંત્રને તાબે થતા નથી. રાગદ્વેષનું બલ એવું તો ચિત્તના ઊંડાણમાંથી નીકળે છે કે પ્રસંગે તે ચિત્તનો સ્વામી એટલે પુરુષ તે જાણતો પણ નથી, અને તે ગુપ્ત શત્રુઓથી છેતરાય છે. પોતાના ચિત્તના રાગદ્વેષના બલાબલને જાણવું એ અરધી જીત છે, પણ તેવા રાગદ્વેષથી હું પ્રેરાતો નથી, અને સત્ય જ નિર્ણય કરૂં છું એવી મતાંધતા આપણને પુરુષાર્થ સિદ્ધિમાંથી ભ્રષ્ટ કરે છે.

## (૩) "મારૂં તે સારૂં કે સારૂં તે મારૂં ?"

ત્યારે "મારૂં તે સારૂં"–એવા નિર્ણય ઉપર આવવા કરતાં "સારૂં તે મારૂં"—પછી તે ગમે તે દેશ, કાળ અને વસ્તુમર્યાદામાં હોય—એ નિર્ણય આપણે જો તત્ત્વજિજ્ઞાસુ હોઈએ તો સ્વીકારવો ઘટે છે. તે ઉપરાંત "હું કરૂં તે ખરૂં"–તેના કરતાં "જે સત્ય છે તે હું બોલું"—આ નિર્ણય આપણે બાંધવો જોઈએ. મતાંધતાનો રોગ બ્રાહ્મણોમાં, બૌદ્ધોમાં, અને જૈનોમાં એટલો બધો પ્રસરેલો જણાય છે કે તેઓ દર્શનોના સિદ્ધાંતોની પરીક્ષામાં એવા તો દુરાગ્રહી અને ન્યાય મર્યાદાનું ઉલ્લંઘન કરનાર જણાય છે કે જો આપણે તટસ્થ બુદ્ધિ પકડીએ તો આપણને હસવું આવે કે આ વિદ્વાનોએ આવી મૂર્ખ પ્રવૃત્તિ કેમ કરી હશે ? "યજ્ઞમાં પશુવધ કરવામાં હિંસા નથી"—આ સિદ્ધાન્તની સાબીતી કરવામાં વિદ્વાન મીમાંસકોએ અહિંસાને મહાવ્રત માનનાર જૈનોનો કેવો ઉપહાસ કર્યો છે; તેવી જ રીતે મધ્યમાપ્રતિપત્તિ એટલે મધ્યમયાનનું પ્રતિપાદન કરનાર બૌદ્ધ વિચારક ઉપર એશઆરામને

અધ્યારોપ કરવામાં બ્રાહ્મણોએ અને જૈનોએ પાછી પાની કાઢી નથી; અને બ્રાહ્મણોના અદ્વૈતબ્રહ્મવાદમાં વેદાંતીને ભ્રાંતિની પ્રત્યક્ષ મૂર્તિ કહી નિંદનાર જૈન વિચારકો પણ છે. આ સર્વ એટલું બતાવી આપે છે કે રાગદ્વેષના આવરણ વિનાની બુદ્ધિ જ્યાં સુધી પ્રકટ થાય નહિ, ત્યાં સુધી અણઘટતા અને ન્યાયથી વિરુદ્ધ આક્ષેપો કરતાં આપણે અટકતા નથી. ન્યાય અને અનુભવને અનુસાર થતાં વચનો કદાચ અપ્રિય હોય તો પણ તેમાંથી દ્વેષના વિષનાં અણુઓ તો નીકળી ગએલાં હોવાં જ જોઇએ. જે વિચારકો અથવા પરીક્ષકો પરપક્ષના ખંડનમાં રાગદ્વેષ વિનાનું ચિત્તનું બળ જાળવી જાણતા નથી, તેના નિર્ણયો દૂધપાકમાં ઝેરની કણી પડવાથી જેમ કોઇ જાણનાર સૂંઘતો પણ નથી તેમ સમજુ મનુષ્ય વજનવાળા ગણતા નથી.

ચિત્તના રાગદ્વેષોનું આવરણ ખસેડવામા તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓએ તટસ્થતા કેળવવી જરૂરની છે. આ કેળવણી અથવા સંસ્કાર આપવામા તત્ત્વજ્ઞાનની અનેક શ્રેણીઓ અથવા પદ્ધતિઓમાં મને જૈનોની સ્યાદ્વાદની અથવા અનેકાન્તવાદની પદ્ધતિ ઘણી ઉપકારક જણાઇ છે.

## (૪) તટસ્થતાનું શિક્ષણ સ્યાદ્વાદ આપે છે. ત્રણ પ્રકારના દ્રવ્યનયો

હિંદુસ્થાનમાં વેદાનુસારી દર્શનો અને બૌદ્ધાદિ સ્વતંત્ર દર્શનો જો કે અધિકારીભેદથી સિદ્ધાન્તોની પ્રક્રિયાઓ જુદી જુદી રચે છે અને પ્રત્યેક દર્શન પોતપોતાની મર્યાદામાં પોતાના સિદ્ધાન્તો ઘણા સુંદર રીતે ચર્ચે છે, તોપણ જ્યાં એકાન્તવાદ ઉપર આગ્રહ બંધાય છે કે સત્યાગ્રહને બદલે દુરાગ્રહ ડોકિયું કાઢ્યા વિના રહેતો નથી. આપણી વસ્તુની પરીક્ષાની-પદ્ધતિને દૃષ્ટિ અથવા નય કહે છે. વિશ્વના પદાર્થોને કેવલ સામાન્ય ભાવથી જોવાની પદ્ધતિ તે નૈયાયિકોની છે, અને તેને વિશેષ ભાવથી જોવાની પદ્ધતિ તે વૈશેષિકોની છે. સામાન્ય અથવા વિશેષ ઉપર ભાર મૂકી જોવાની પરીક્ષક દૃષ્ટિને નૈગમનય કહે છે. તેઓના મત પ્રમાણે ગમે તે પદાર્થ અમુક "ચોકઠા"માં બેસે તેવો જ જોઇએ. પછી પોતાનું ચોકઠું વાંકુંચૂંકું હોય અને પદાર્થ તેમાં બંધ બેસે નહિ, તો પણ મારીમચડીને ઠરાવેલા સોળ પદાર્થોમાં અથવા સાત પદાર્થોમાં કોઇમાં તે અંતર્ગત થવો જ જોઇએ.

વસ્તુને અથવા અર્થને કેવળ સત્તાની પ્રધાનદૃષ્ટિથી જોવું તેને સંગ્રહનય કહે છે. સર્વ ભેદવાળા પદાર્થ સત્ છે અથવા બ્રહ્મરૂપ મહાસામાન્ય છે અને ભેદો નામરૂપાત્મક દેખાવા માત્ર છે અથવા મિથ્યા છે—આ એકાન્ત અદ્વૈતમતને સંગ્રહદૃષ્ટિ કહે છે.

કેવલ સંગ્રહ દૃષ્ટિ રૂચે નહિ, તેમ કેવલ નૈગમ દૃષ્ટિ એટલે નક્કી કરેલા પદાર્થોના ચોકઠામાં બેસાડવાની દૃષ્ટિ પણ નહિ, પરંતુ દરેક વસ્તુ કાર્યકારણરૂપ-અથવા સામાન્ય-વિશેષાત્મક મિશ્ર છે એમ માનનાર સાંખ્યયોગની દૃષ્ટિ તે વ્યવહારનય.

વિશ્વની વસ્તુનું આ ત્રિધા દર્શન-નૈગમનયનું, સંગ્રહનયનું, અને વ્યવહારનયનું-પોતપોતાની મર્યાદામાં ખરૂં છે. તે વડે વિશ્વનું સામાન્ય સ્વરૂપ અને વિશેષ સ્વરૂપ, પદાર્થોનું સમસ્તરૂપ અને વ્યસ્તરૂપ, સમજવાની સુગમતા આપણને મળી છે. પરંતુ નૈગમનય જ સત્ય છે, અને સંગ્રહનય ખોટો છે; સંગ્રહનય જ ખરો છે અને નૈગમનય ખોટો છે એવો દુરાગ્રહ જ્યાં એકાન્તવાદનો પ્રવેશ પામ્યો ત્યાં વસ્તુનિર્ણયને બદલે વિતંડા ઉભી થાય છે.

" પરધર્મો પ્રતિની ભાવના "–એ નામના ગ્રંથમાં જણાવે છે કે કોઇ પણ ધર્મવાળાએ એવું માની બેસવું ન જોઇએ કે તેનો પોતાનો જ ધર્મ સત્ય છે અને બીજા પરધર્મીઓ અંધારામાં દૂટાય છે. પરમતને માનદૃષ્ટિથી જોવી એનો અર્થ એવો નથી કે બધી ધર્મસંસ્થાઓ સમાન રીતે સત્ય છે, અથવા સમાન રીતે આપણા આત્માનું સંતર્પણ કરી શકે તેમ છે; તેમ તેનો હેતુ એવો પણ નથી કે બધા ધર્મો એકસમાન કક્ષા ઉપર બળાત્કારથી લાવી મૂકવા. "થીઓસોફી"ની સંસ્થા સર્વ ધર્મોને એક જ સપાટી ઉપર લાવી મૂકે છે તેથી પણ ઇષ્ટકાર્ય થતું નથી. મનુષ્યનું સામાન્ય મનુષ્યત્વ સઘળા ભૂમંડળ ઉપર સરખું છે. અંતર્યામી આત્મા સઘળી જાતની પ્રજામાં ચિત્તનું શોધન કરવાના સમાનપણે પ્રયત્ન કરી રહ્યા છે. ઘણા ધર્મોનાં તંત્રોમાં અથવા પદ્ધતિઓમાં સત્યના અને કલ્યાણના અંશો જોવામાં આવે છે, અને તે એવું સૂચવે છે કે સર્વ સત્યના આધારભૂત પરમેશ્વર તેવાં ઝાંખાં સત્યોના પ્રેરક છે, પરંતુ આવાં ઝાંખાં સત્યો અથવા અર્ધસત્યો અજ્ઞાન અને ભ્રષ્ટતાના વાતાવરણમાં ગુંચાએલાં હોય છે. બીજા ધર્મો પ્રતિ ન્યાયવાળી દૃષ્ટિ ત્યારે જ આવી શકે કે જ્યારે આપણે ખુલ્લા હૃદયથી અને સમભાવથી તે ધર્મોનો અભ્યાસ કરીએ. વળી આવા અભ્યાસથી એવું પણ ન સમજવું કે આપણા પોતાના ધાર્મિક અનુભવમાં શિથિલતા અથવા અનાદર છે. કાશીના પંડિતોએ સાધુ સુંદરસિંહને પૂછ્યું: "ખ્રીસ્તી ધર્મમાં તમને શું મોટું સત્ય જડ્યું ? ' એનો ઉત્તર તે સાધુએ આપ્યો: " મેં જીસસ ક્રાઇસ્ટને મેળવ્યા." આવો જ ઉત્તર જૈનધર્માભ્યાસી પણ આપી શકે કે " મેં શ્રી મહાવીરમાં ધર્મસત્ય જોયું. " તેવો જ ઉત્તર એક ભક્ત હિંદુ પણ આપી શકે કે " મારા ધર્મનું સત્ય મેં શ્રી કૃષ્ણમાં અથવા શ્રી રામચંદ્રમાં જોયું છે." પરધર્મો પ્રતિ આદરબુદ્ધિ અને તેમનાં શ્રદ્ધામય મંતવ્યો પ્રતિ માનદૃષ્ટિ એ એક જાતની સંસ્કારવાળી મતિનું ફલ છે. જો કે પોતાનો ધાર્મિક ભાવનાનો અનુભવ ચઢીઆતો હોય, તો પણ પારકાની ધર્મભાવના પ્રતિ તેથી આદરબુદ્ધિનો ભંગ થતો નથી. છેવટે એટલું પણ સમજવું જોઇએ કે સર્વ ધર્મો અને દર્શનો એકાંત જડવાદ અને નાસ્તિકતા સામે સમાન કક્ષાથી વિરોધ કરવાને બંધાએલાં છે. આથી ચૈતન્યવાદ અને આસ્તિકતાના સંબંધમાં સર્વ મતોએ એકતંત્ર થવું જરૂરનું છે. બ્રાહ્મણોએ, બૌદ્ધોએ અને જૈનોએ એકતંત્ર થઇ આર્યભૂમિનાં ધર્મનાં અને દર્શનનાં ધ્યેયો સ્ફુટ કરવાં જોઇએ. પોતપોતાનાં સ્વાધ્યાય અને તપ વડે ધર્મતત્ત્વનાં ધ્યેયો અનુભવમાં આવે તેનો સમયોચિત પ્રકાશ કરવો એ એવાં પર્યુષણાદિ પર્વોનું પ્રયોજન હોવું જોઇએ.

નર્મદાશંકર દેવશંકર મહેતા

---

## બન્ને સરખી

થાય જ નહિ, જો થાય જ ટકે નહીં, જો ટકે ન કંઇ ફળ દે,
ધુતરાજી સર્જનની નીચતણી પ્રીતિ શી નક્કી.

ગિરિધર શર્મા

ભાવાર્થ :—

વીર ભગવાન એ કંઈ મારા બંધુ અથવા સગા નથી કેમકે તે ક્ષત્રિય જાતિના અને હું બ્રાહ્મણ જાતિનો છું. વળી કપિલ, બુદ્ધ વગેરે મોટા ધર્મ ધુરંધરો મારા શત્રુ નથી. આ વ્યક્તિઓમાંથી કોઈને મેં પ્રત્યક્ષ જોયા નથી; તો પણ વિશેષરૂપે દરેકના ચરિત્રને મેં શ્રવણ કર્યું છે તથા દરેકે પદાર્થનું જે સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે તે મેં ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે. છેવટે વીર ભગવાનમાં વિશેષતા જણાવાથી તેના શાસનનું અવલંબન કરીએ છીએ.

આ પ્રમાણે આગમ સંબંધમાં અથવા આપ્ત મહાપુરુષ સંબંધમાં જેમની મતિ પક્ષપાત વિનાની અથવા તટસ્થભાવવાળી છે તેઓ જ તત્ત્વજ્ઞાનના સાચા અધિકારી છે. તત્ત્વજ્ઞાનની શ્રેણીમાં દેવતાવાદનું પ્રાધાન્ય નથી. તત્ત્વ દેવતાનું રૂપ ધરી શકે, પરંતુ દેવતા તે કંઈ તત્ત્વ જ એટલે સત્ય આત્મા હોય એવું નથી. તત્ત્વભૂત આત્મવસ્તુ લઈએ તો દેવતો મારા તમારા જેવા અભિમાની અથવા જીવ ગણાય. પછી તે ક્રમથી મુક્ત થએલા હોય કે નિત્યસિદ્ધ હોય. આત્મવસ્તુ સગુણ પરમેશ્વર અથવા તીર્થંકરનું રૂપ પકડે, પરંતુ સગુણ પરમેશ્વરની પીઠમાં નિર્ગુણ વસ્તુ છે. ગુણોના આધારમાં " અંતર્ગુણ " અથવા "બહિર્ગુણ" પરદેવતા—નિર્ગુણતા અથવા સગુણતાનો દૈવી ભાવ પ્રકટ થઇ શકે. આધારસત્યમાં અનેક પર્યાય ધર્મો સંભવી શકે છે. પછી તે ધર્મો પૈકી ઉપાસકને કયા ઇષ્ટ છે અને કયા અનિષ્ટ છે તે ઉપાસકની મતિભેદ ઉપર આધાર રાખે છે. પરમાર્થવસ્તુ સમજાયા પછી "ઇષ્ટદેવતા" ચિત્તના ગુણાધિકારને લઈ ભિન્ન હોઇ શકે, પરંતુ એકની ઇષ્ટદેવતાને બીજાની ઇષ્ટદેવતાને નિંદવાનો હક ઉભો થતો નથી. ચઢીઆતા ગુણોવાળી દેવતાનું સ્વરૂપ જેમ જેમ તટસ્થ વૃત્તિના અભ્યાસથી સમજાતું જશે તેમ તેમ ઇષ્ટદેવનું ચઢીઆતું રૂપાંતર ઉપાસકની ગતિ કર્યા વિના નહિ રહે. આ નિયમ બ્રાહ્મણો, જૈનો, બૌદ્ધો વગેરે સર્વ ધર્મના શુદ્ધ ઉપાસકોએ પાળવો જોઇએ. આવી મધ્યસ્થ વૃત્તિ કેળવવામાં જૈન શાસનનો **स्याद्वाद** વિચારકને ઉપયોગી થયા વિના નહિ રહે.

છેવટે જણાવવું જોઇએ કે જેઓ એકાંતવાદી છે તેમને પણ પ્રકારાંતરે—જાણ્યે અજાણ્યે—આ **स्याद्वाद** અથવા અનેકાંતવાદ સ્વીકારવો પડયો છે. ઉદાહરણ તરીકે ત્રણ ગુણોના સામ્યભાવવાળી પ્રકૃતિમાં પ્રસાદ, સંતોષ, દૈન્ય વગેરે અનેક ધર્મોનો એકાશ્રયમાં સ્વીકાર સાંખ્ય વિચારકને કરવો પડયો છે. વળી નૈયાયિકો પણ દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણ પદાર્થો સામાન્ય તથા વિશેષ રૂપ છે એમ માને છે. બૌદ્ધોએ પણ પાંચ વર્ણવાળા રત્નને " મેચક " કહી ચિત્રજ્ઞાનનો સ્વીકાર વિજ્ઞાનવાદમાં કર્યો છે. પૂર્વ મીમાંસકોએ પ્રમાતા, પ્રમેય અને પ્રમિતિના જ્ઞાનને એકરૂપે માન્યું છે. બ્રહ્મ વસ્તુ અંતર્ગત માયાશક્તિના પ્રભાવથી એકી વખતે અનેકાકાર થઇ જગતનો વિભ્રમ કરે છે એવું માનનાર વેદાંતી શું અનેકાંતવાદી નથી ? આ ઉપરથી સમજાશે કે સર્વ વિચારકોને ન્યાયતી દૃષ્ટિથી જોતાં આ એકાંતવાદનો જાણ્યે—અજાણ્યે પણ સ્વીકાર કરવો પડયો છે તો જૈનોના તે વાદ ઉપર થતા આક્ષેપો વગર વિચારના અથવા પ્રદ્વેષથી પ્રેરાયેલા છે એમ તટસ્થ ચિંતકને સમજાયા વિના નહિ રહે. આવી માધ્યસ્થ અથવા તટસ્થ વૃત્તિ સેવ્યા વિના તત્ત્વજ્ઞાન વાસ્તવ ઉદય થતું જ નથી.

પશ્ચિમના નિપુણ ધર્મ અને તત્ત્વજ્ઞાનના ચિંતકોને પણ અનેકાંતવાદનો મહિમા સમજાયો છે. પ્રોફેસર ડેનીયલ ફ્લેમીંગ " Attitude towards other Faiths "

"પરધર્મો પ્રતિની ભાવના"–એ નામના ગ્રંથમાં જણાવે છે કે કોઇ પણ ધર્મવાળાએ એવું માની બેસવું ન જોઇએ કે તેનો પોતાનો જ ધર્મ સત્ય છે અને બીજા પરધર્મીઓ અંધારામાં ફૂટાય છે. પરમતને માનદષ્ટિથી જોવી એનો અર્થ એવો નથી કે બધી ધર્મસંસ્થાઓ સમાન રીતે સત્ય છે, અથવા સમાન રીતે આપણા આત્માનું સંતર્પણ કરી શકે તેમ છે; તેમ તેનો હેતુ એવો પણ નથી કે બધા ધર્મો એકસમાન કક્ષા ઉપર બળાત્કારથી લાવી મૂકવા. "થીઓસોફી"ની સંસ્થા સર્વ ધર્મોને એક જ સપાટી ઉપર લાવી મૂકે છે તેથી પણ ઇષ્ટકાર્ય થતું નથી. મનુષ્યનું સામાન્ય મનુષ્યત્વ સઘળા ભૂમંડળ ઉપર સરખું છે. અંતર્યામી આત્મા સઘળી જાતની પ્રજામાં ચિત્તનું શોધન કરવાના સમાનપણે પ્રયત્ન કરી રહ્યા છે. ઘણા ધર્મોનાં તંત્રોમાં અથવા પદ્ધતિઓમાં સત્યના અને કલ્યાણના અંશો જોવામાં આવે છે, અને તે એવું સૂચવે છે કે સર્વ સત્યના આધારભૂત પરમેશ્વર તેવાં ઝાંખાં સત્યોના પ્રેરક છે, પરંતુ આવા ઝાંખાં સત્યો અથવા અર્ધસત્યો અજ્ઞાન અને ભ્રષ્ટતાના વાતાવરણમાં ગુંચાએલાં હોય છે. બીજા ધર્મો પ્રતિ ન્યાયવાળી દૃષ્ટિ ત્યારે જ આવી શકે કે જ્યારે આપણે ખુલ્લા હૃદયથી અને સમભાવથી તે ધર્મોનો અભ્યાસ કરીએ. વળી આવો અભ્યાસથી એવું પણ ન સમજવું કે આપણા પોતાના ધાર્મિક અનુભવમાં શિથિલતા અથવા અનાદર છે. કાશીના પંડિતોએ સાધુ સુંદરસિંહને પૂછ્યું: "ખ્રીસ્તી ધર્મમાં તમને શું મોટું સત્ય જડ્યું ?" એનો ઉત્તર તે સાધુએ આપ્યો: "મેં જીસસ ક્રાઇસ્ટને મેળવ્યા." આવો જ ઉત્તર જૈનધર્માભ્યાસી પણ આપી શકે કે "મેં શ્રી મહાવીરમાં ધર્મસત્ય જોયું." તેવો જ ઉત્તર એક ભક્ત હિંદુ પણ આપી શકે કે "મારા ધર્મનું સત્ય મેં શ્રી કૃષ્ણમાં અથવા શ્રી રામચંદ્રમાં જોયું છે." પરધર્મો પ્રતિ આદરબુદ્ધિ અને તેમનાં શ્રદ્ધામય મંતવ્યો પ્રતિ માનદષ્ટિ એ એક જાતની સંસ્કારવાળી મતિનું ફલ છે. જો કે પોતાનો ધાર્મિક ભાવનાનો અનુભવ ચઢીઆતો હોય, તો પણ પારકાની ધર્મભાવના પ્રતિ તેથી આદરબુદ્ધિનો ભંગ થતો નથી. છેવટે એટલું પણ સમજવું જોઇએ કે સર્વ ધર્મો અને દર્શનો એકાંત જડવાદ અને નાસ્તિકતા સામે સમાન કક્ષાથી વિરોધ કરવાને બંધાએલાં છે. આથી ચૈતન્યવાદ અને આસ્તિકતાના સંબંધમાં સર્વ મતોએ એકતંત્ર થવું જરૂરનું છે. બ્રાહ્મણોએ, બૌદ્ધોએ અને જૈનોએ એકતંત્ર થઇ આર્યભૂમિનાં ધર્મનાં અને દર્શનનાં ધ્યેયો સ્ફુટ કરવાં જોઇએ. પોતપોતાનાં સ્વાધ્યાય અને તપ વડે ધર્મતત્ત્વનાં ધ્યેયો અનુભવમાં આવે તેનો સમયોચિત પ્રકાશ કરવો એ એવાં પર્યુષણાદિ પર્વોનું પ્રયોજન હોવું જોઇએ.

નર્મદાશંકર દેવશંકર મહેતા

---

## બન્ને સરખી

થાય જ [illegible]દ્ધિ, જો થાય જ ટકે નહીં, જો ટકે ન કંઇ ફળ દે,
દંતરાજી [illegible] જનની નીચતણી પ્રીતિ શી નક્કી.

ગિરિધર શર્મા

# ખોરદેહ અવસ્તા

ખોરદેહ અવસ્તા પારસી ભાઇઓનો ધર્મગ્રંથ છે, એમાં મુખ્યત્વે ઇશ્વરનાં ગુણગાન છે, અહિંસાને પરમ ધર્મરૂપે સ્વીકારેલી છે અને સાથે સાથે આપણી ધાર્મિક અને નૈતિક ફરજો વિષે પણ સવિસ્તર જણાવેલું છે. વૈદિક, બૌદ્ધ અને ખાસ કરીને જૈનધર્મમાં અહિંસાની જે સૂક્ષ્મ વ્યાખ્યા કરવામાં આવી છે તે પણ આ ગ્રંથમાં મળી આવે છે. ઇશ્વરને લગતા વિચારમાં વૈદિક ધર્મ અને આ ગ્રંથનો આશય બહુ મળતો જણાય છે. આ ગ્રંથનાં કેટલાંક પ્રકરણોની ભાષા સંસ્કૃત અને પ્રાકૃતને ઘણી મળતી આવે છે, ભેદ માત્ર ઉચ્ચારણ પદ્ધતિનો છે. આ ગ્રંથ વિષે અહીં લખવા ધારેલા મુખ્ય મુદ્દાઓ ચાર છેઃ (૧) ઇશ્વર વિચારણામાં વૈદિક ઋષિઓ અને પારસી ધર્માચાર્યોની તુલના. (૨) અહિંસા તત્ત્વમાં જૈન શ્રમણો અને પારસી ધર્મગુરુઓનો એકમત. (૩) સંધ્યાની ક્રિયામાં જૈન સંધ્યા અને પારસી સંધ્યાની સમાનતા. છેલ્લો મુદ્દો (૪) ગ્રંથની ભાષાને લગતો છે.

## (૧) ઇશ્વર વિચારણા—

ખોરદેહ અવસ્તાના 'હોરમજ્દ યશ્ત્ બા માએની' પ્રકરણમાં ઇશ્વરનાં જે અનેક નામો જણાવ્યાં છે તે જોતાં સ્પષ્ટ જણાય છે કે ઇશ્વર કે પરમાત્માને સ્વીકારનારા ધર્મો તે માટે જે જે નામો વાપરે છે તેને બરાબર મળતાં આ નામો છે. એ પ્રકરણમાંનાં થોડાંક નામો આ પ્રમાણે છેઃ

"ફ્રક્ષત્ય નાંમ અહ્નિ, યત્ અહ્નિ ખ્રતુશ્; હખ્થો ખ્રતુમાઓ; અસ્તેમો યત્ અહ્નિ ચિસ્તિશ્; નાઉમો ચિસ્તિવાઓ; × × × દ્દસો અહુરો; × × અસ્તદસ બએષજ્ય"–પૃ૦ ૧૫૩–૧૫૪ તથા "પાયુશ્મ અહ્નિ, દાતા ચ ગ્રાતા ચ અહ્નિ, જ્નાતા ચ × બએષજ્ય નાંમ અહ્નિ બએષજ્યોતેમ નાંમ અહ્નિ, અહુર નાંમ અહ્નિ, પોઉરૂદરૂસ્ત નાંમ અહ્નિ, દૂરએદરૂસ્ત નાંમ અહ્નિ, વીત નાંમ અહ્નિ, સૂરાઓ નાંમ અહ્નિ, દૂરએસૂક નાંમ અહ્નિ તાંઓસ્ ચ ધ્માઓ નામેનીશ"–પૃ૦ ૧૫૬–૧૫૮.

ગ્રંથકાર કહે છે કે, ઇશ્વરનું પહેલું નામ અસ્મિ છે એટલે 'સત્' છે, છઠ્ઠું નામ ક્રતુ છે એટલે જ્ઞાન વા બુદ્ધિ છે. સાતમું નામ ક્રતુમાન્ એટલે બુદ્ધિમાન છે, આઠમું નામ ચિસ્તિ એટલે ડહાપણ અને નવમું નામ ચિસ્તિમાન્ એટલે ડહાપણવાળો છે, બારમું નામ અસુર એટલે મેઘ અર્થાત્ પ્રાણદાયી છે અને અઢારમું નામ ભેષજ એટલે આરોગ્ય છે" તથા એ જ પ્રકરણમાં બીજે ઠેકાણે ઇશ્વર દ્વારા જ તેનાં નામો દર્શાવવામાં આવ્યાં છે અને તે "હું રક્ષક છું, દાતા છું, ત્રાતા છું, જ્ઞાતા છું, ભેષજ અને ભેષજતમ છું, અસુર છું, પ્રચુરદર્શી છું, દૂરદર્શી છું, વ્યાપક છું, શૂર છું અને દૂરેક્ષક છું. આ બધાં (મારાં) નામો છે" આ દરેક નામનો ભાવ બહુ વિશાળ છે. એ દરેક નામ દ્વારા ઇશ્વરનું ઐશ્વર્ય બરાબર સૂચિત થાય છે, હિંદુધર્મના ગ્રંથોમાં પણ આ જ નામોથી ઇશ્વર ગવાએલો છે, એ બધાં નામો સંસ્કૃત સાથે

કેટલાં બધાં મળતાં છે તે તો સાંભળતાં જ જણાઈ આવે છે. એ નામોમાં બે એક નામ એવાં છે કે જેનો અર્થ સમજવા નિરૂક્તકાર યાસ્કાચાર્યનું શરણ લેવું પડે તેમ છે. 'ક્રતુ' નો અર્થ બુદ્ધિ છે, યજ્ઞ પણ છે. 'અસુર'નો અર્થ મેઘ છે અને સુપ્રસિદ્ધ અસુર પણ છે. યાસ્કાચાર્યના પોતાના સમયમાં બુદ્ધિ અને શિલ્પના પર્યાય તરીકે 'ક્રતુ' અને મેઘના પર્યાય તરીકે 'અસુર' શબ્દ વપરાએલો છે.

"क्रतुः केलः चेतः चित्तम् क्रतुः असुः × × इति एकादश प्रज्ञानामानि"
—३–९ યાસ્ક૦

"क्रतुः करणानि शिल्पम् इति षड्विंशतिः कर्मनामानि"—२–१ યાસ્ક૦

"वृत्रः असुरः कोश इति त्रिंशन्मेघनामानि"—१–१० યાસ્ક૦

હિંદુ ધર્મમાં અને પારસી ધર્મમાં ઇશ્વર માટે વપરાતાં નામો કેટલાં બધાં સરખાં છે તે માત્ર આટલા ઉલ્લેખથી સ્પષ્ટ જણાઇ આવે છે અર્થાત્ એ બન્ને ધર્માચાર્યોનો ઇશ્વર માટે એક સરખો મત છે એ એ ઉપરથી સમજી શકાય તેમ છે.

## (૨) અહિંસા વિચાર—

જૈન ધર્મના પ્રથમ આગમ આચારાંગ સૂત્રમાં જીવના છ ભેદો બતાવવામાં આવ્યા છે અને એ છ એ ભેદોમાંના કોઇ પણ જીવને કોઇએ કોઈ પ્રકારે ન દૂભવવો એ પણ ખાસ ભાર દઇને ફરમાવવામાં આવ્યું છે; તે જ પ્રકારના જીવના છ ભેદો અને તેને નહિ દૂભવવાનું ફરમાન પવિત્ર ખોરદેહ અવસ્તામાં પણ કરવામાં આવ્યું છે. જીવના એ જાતના સૂક્ષ્મ ભેદોની અહિંસાનું વિધાન બૌદ્ધ કે વૈદિક સાહિત્યમાં ભાગ્યે જ દેખાય છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એટલે ગતિમંત પ્રાણી એ છ જીવસૃષ્ટિના મુખ્ય ભેદો છે. આચારાંગ સૂત્ર + માં તો એ પ્રત્યેક ભેદ અને તેની રક્ષાના ઉપદેશ માટે એક એક અધ્યયન રોકાએલું છે, જિજ્ઞાસુઓએ તે બધું ત્યાંથી જ જોઈ લેવું જોઇએ; એ વિષે અહીં વિસ્તાર કરવો અસ્થાને છે. ખોરદેહ અવસ્તામાં એ માટે જે કાંઇ લખવામાં આવ્યું છે તે મૂળ અને અનુવાદ સાથે આ નીચે આપવામાં આવે છે:—

૧ ०० અજ્ દમોઇન્ દર્ આઇન્ ગુનાહ્, દર આઇન્ મર્ગેરૂંજુંન, દર્ આઇન્ રૌદ માન્દ, દર્ આઇન્ માનીદ; દર્ આઇન્ ગુનાહ્ અજ્ ગુનાહ્, ઓએમ્ અંદર અહુરમજ્દ, મરદુમ્, મરદુમ સર્દગાંન્ જસ્ત્ પ પતેત્ હોમ્.

૨ ઓએમ્ અંદર્ બહ્મન, ગાઓ ગોસ્પંદ, ગોસ્પંદ સર્દગાંન્ જસ્ત્ પ પતેત હોમ્.

૩ ઓએમ્ અંદર્ અર્દીબેહેસ્ત, આતશ્, આતશ્ સર્દગાંન્ જસ્ત્ પ પતેત્ હોમ્.

૪ ઓએમ્ અંદર્ શેહેરેવર્ અયોખ્શસ્ત, અયોખ્શસ્ત્ સર્દગાંન્ જસ્ત્ પ પતેત્ હોમ્.

૫ ઓએમ્ અંદર્ સપંદારમદ, જમીન્, જમીન્ સર્દગાંન્ જસ્ત્ પ પતેત્ હોમ્.

---

+ જૈનધર્મના સૂત્રકૃતાંગ, ઉત્તરાધ્યયન, દશવૈકાલિક અને ભગવતીસૂત્ર વગેરે આગમોમાં પણ આ વિષે સવિસ્તર કહેવામાં આવ્યું છે. જૈન શ્રમણોના આચારનું બંધારણ પણ એ મુદ્દા પર જ રચાએલું છે.

૬ ઓએમ અંદર ખોરદાદ આવ્, આવ્ તોખ્મગાંન્ જસ્ત ૫ પતેત હોમ્

૭ ઓએમ અંદર અમરદાદ ઓર્વર ઓર્વર સર્દગાંન જસ્ત ૫ પતેત હોમ્

૮ ઓએમ અંદર દામે અહુરમજ્દ જસ્ત ચુન સતર્ માહ ઓ ખોરશેદ આતશ્ સોહર્ સોજ્, સગ્, વએ, ગોસ્પંદ પંજ્ આઇન્ ઓ અવરે ગવહે દેહેરનાંમ્ દન્ અહુર મજ્દ ઐશ્ ચુન અંદર્ગ્ જમીન્ ઓ આસ્માન્ ચુન મન્ અંદર ગુનેહ્ગાર બુદ ઐસ્તેદ હોમ્ અજ્ આંન્ ગુનાહ્ મનસ્ની ગવસ્ની કુનસ્ની × × × પતેત હોમ્ પતેત હોમ્ અજ્ ગુનાહ્"–( ખોરદેહ૦ પૃ૦ ૧૧૮-૧૨૨ કરદે ૮ )

૧ અર્થાત તમામ પ્રકારનો (તથા) દરેક જાતનો ગુનાહ દરેક જાતનો, મરગરજાન (યાને મોતની શિક્ષાને લાયકનો ગુનાહ) દરેક જાતનો સાબેત થએલો (ગુનાહ) દરેક જાતનો રહી ગએલો (યાને તોજેશ નહિ થએલો) ગુનાહ દરેક જાતનો (એક ગુનાહથી (ઉત્પન્ન થતો) (બીજો) ગુનાહ કે જે મારીથી (દાદાર) હોરમજ્દ (તથા) માણસો (અને) માણસોની જાત સાથે થયો હોય તો (તે તમામ ગુનાહથી) હું પતેત કરી પશેમાન થાઉં છું.

૨ એ જ રીતે ઉપર્યુક્ત પ્રકારનો જે ગુનાહ મારીથી બહમન, ગાએ ગોસ્પંદ, ગોસ્પંદોની જાત સાથે થયો હોય તો (તે તમામ ગુનાહથી) હું પતેત કરી પશેમાન થાઉં છું.

૩ અરદી બેહેસ્ત, આતશ, આતશોની જાત સાથે જે ગુનાહ થયો હોય તે તમામ ગુનાહથી પતેત કરી પશેમાન થાઉં છું.

૪ શેહેરેવર્, ધાતુ, ધાતુઓની જાત સાથે જે ગુનાહ થયો હોય તેથી પતેત કરી પશેમાન થાઉં છું.

૫ સપેંદારમદ, જમીન, જમીનની× જાતો સાથે જે ગુનાહ થયો હોય તેથી પતેત કરી પશેમાન થાઉં છું.

૬ ખોરદાદ, પાણી, પાણીની જાતો સાથે જે ગુનાહ થયો હોય તેથી પતેત કરી પશેમાન થાઉં છું.

૭ અમરદાદ, ઝાડપાન, ઝાડપાનની જાતો સાથે જે ગુનાહ થયો હોય તેથી પતેત કરી પશેમાન થઉં છું.

૮ હોરમજ્દની પેદાશ સાથે જેમકે, સેતારા, માહતાબ, આફતાબ, રાતા બળતા આતશ, કુતરા, પક્ષી, પાંચ જાતના ગોસ્પંદ તથા જમીન અને આસ્માનની વચ્ચે બીજી સારી પેદાશ સાથે જો હું ગુનેહગાર થયો હોઉં તો મનથી, વચનથી અને શરીરથી પતેત કરી પશેમાન થઉં છું."

આ ઉપરથી પારસી ધર્મનો અહિંસાવાદનો ઉત્કૃષ્ટ સિદ્ધાંત આપણા ખ્યાલમાં આવી શકે તેમ છે અને તેના એ અહિંસાના સિદ્ધાંતનું વિશેષ સામ્ય તો જૈનધર્મની સાથે છે. વર્તમાનમાં જૈનો પણ સંધ્યા કરતી વખતે નિત્ય પ્રતિ એ જ પ્રમાણે બોલે છે જેમકે: "સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય[1], સાત લાખ તેઉકાય[2], સાત લાખ વાઉકાય[3], દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય[4] ચૌદ લાખ સાધારણ [5]વનસ્પતિકાય, બે લાખ બે ઇંદ્રિય,

× જમીન, અગ્નિ, પાણી અને ઝાડપાનના ગુનાહનું વિવરણ કરતાં રા. પેસ્તનજી ઝાંગાએ જણાવ્યું છે કે, જમીન વગેરેને ખરાબ ન કરવી, ગંદી ન કરવી અને એનો સદુપયોગ કરવો. આ વિવરણ વર્તમાનમાં આપણને વિશેષ ઉપયોગી અને આદ્ય છે—લેખક

૧ પાણી ૨ તેજ ૩ પવન ૪ જમીનથી બહાર પાકતી વનસ્પતિ ૫ જમીનની અંદર પાકતી વનસ્પતિ–કંદમૂળ વગેરે

બે લાખ તેઇંદ્રિય, બે લાખ ચઉરિંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેદ્રિય, અને ચૌદ લાખ મનુષ્ય–એવંકારે ચોરાશી લાખ જીવાયોનિ માંહે માહરે જીવે જે કોઇ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય અને હણતાં પ્રત્યે અનુમોદ્યો હોય તે સર્વે મને, વચને અને કાયાએ કરી તસ્સ મિચ્છા મિ દુક્કડં "

(૩) સંધ્યાની ક્રિયા—

જૈનધર્મમાં સંધ્યાની ક્રિયાને પ્રતિક્રમણ કહે છે. પ્રતિક્રમણ એટલે પાપકર્મથી નિવૃત્ત થવાની વિચારણા. પારસીધર્મમાં આ ક્રિયાને પતેત પશેમાની કહેવામાં આવે છે અને એનો અર્થ પાપના પશ્ચાત્તાપની ક્રિયા જેવો થાય છે.

પ્રતિક્રમણ શરૂ થતાં જૈન સંધ્યામાં જે જે સૂત્રો બોલવાની પદ્ધતિ છે તેવા જ બોલો આ પતેત પશેમાનીમાં રાખવામાં આવ્યા છે. જેમકે,

"सव्वस्स वि देवसिअ दुच्चिंतिअ दुब्भा–सिअ दुचिट्ठिअ तस्स मिच्छा मि दुक्कडं "

અર્થાત્ સર્વ પ્રકારનું દૈનિક દુશ્ચિંતિત, દુર્ભાષિત અને દુશ્ચેષ્ટિત થયું હોય તે મિથ્યા થાઓ એટલે તેની માફી માગું છું.

આને જ મળતા પારસી બોલો આ પ્રમાણે છેઃ

"ફરાજ્ સતાએમ્ હુરવેરેપ હુમત હુખ્ત હવરૂસ્ત મનશ્ને ગવશ્ને કુનશ્ને. અવાજ્ સતાએમ્ હરવેરેપ દુશ્મત દુઝૂખ્ત દુઝ્વરસ્ત અઝ્ મનશ્ને ગવશ્ને કુનશ્ને."—

(ખોરદેહ પૃ૦ ૧૦૯ કરદો ૧)

અર્થાત્ બધા સારા વિચારો, સારાં વચનો અને સારાં કાર્યોની હું મનથી, વચનથી અને તનથી પ્રશંસા કરું છું અને બધા નરસા વિચારો, નરસાં વચનો અને નઠારાં કાર્યોની હું મનથી, વચનથી અને તનથી નિંદા કરું છું." વળી, જૈન સંધ્યામાં માનવની અનેક પ્રકારની પ્રવૃત્તિને અંગે જે જે ગુન્હાઓ થાય છે તે વીગતથી જણાવી પશ્ચાત્તાપપૂર્વક તેનું ગર્હણ કરવાનું જણાવેલું છે અર્થાત્ ખેતીને અંગે, વ્યાપારને અંગે કે કુટુંબ ઇત્યાદિને અંગે પ્રવૃત્તિ કરતો મનુષ્ય જે જે અપરાધો જાણ્યે અજાણ્યે કરે છે તેનું ગર્હણ કરવાનું અને ફરી તે અપરાધો ન થાય તે માટે સાવધાન રહેવાનું પણ સૂચવવામાં આવ્યું છે તે જ રીતે પતેત પશેમાનીમાં પણ ફરમાવવામાં આવ્યું છે. એ સંબંધે જૈનસંધ્યા અને પશેમાનીના બોલો નીચે પ્રમાણે છેઃ

"જેમકે, કોઇને ઘેરઇનસાફીથી નુકસાન કરવું, સારાં કામમાં ખલલ કરવી–કોઇને ખરાબ શિખામણ આપવી, જુઠું બોલવાને કહેવું તથા ખોટો માર્ગ દેખાડવો–કોઇ શખ્સ મરતી વેળા અથવા મુસાફરી જતી વખતે પોતાનાં ફરજંદને અથવા બીજાઓને વસીઅત કરી જાય અને તે પ્રમાણે નહિ ચાલવું બલ્કે તેથી ઉલટી રીતે કરવું–માનવો અથવા જાનવરોને ચોરીને વેચવાં તથા સારાં કપડાં અને મોઝે લેહેજ્જતદાર ખાવાની ચીજને હાથે કરીને ખરાબ કરવી–શક્તિમાન્ હોવા છતાં ગરીબ લાચારોની પરવરેશ નહી કરવી પણ સામું તેઓને દુઃખ દેવું તથા પોતાનાં હાથ હેઠળનાં જાનવરોને ભુખ્યાં રાખવાં અને તેઓને ઇજા કરવી, કોઇને મારવા માટે હાથમાં હથિયાર પકડવાનો ગુનાહ" × પારકાની

ઓરત સાથે નજદીકી કરવાનો તથા પારકા શખ્સનો માલ ચોરવાનો ગુનાહ × × × તે તમામ ઉપર જણાવેલા ગુનાહથી હું પતેત કરી પશેમાન થાઉં છું "–પૃ. ૧૧૩ કરદો ૩ જો.

જૈનસંધ્યામાં પણ આ જ આશયને દર્શાવતી નીચેની ગાથાઓ રોજ બોલાય છેઃ

" वह–बंध–च्छविच्छेए अइभारे भत्तपाणवुच्छेए ।
पढमवयस्सऽइआरे पडिक्कमे देसिअं सव्वं ॥ १० ॥
सहसा रहस्स दारे मोसुवएसे कूडलेहे अ ।
बीअवयस्सऽइआरे पडिक्कमे देसिअं सव्वं ॥ १२ ॥
तेनाहडप्पओगे तप्पडिरूवे विरुद्धगमणे अ
कूडतूलकूडमाणे पडिक्कमे देसिअं सव्वं ॥ १४ ॥
अपरिग्गहिआइत्तरअणंगविवाहतिव्वअणुरागे
चउत्थवयस्सऽइआरे पडिक्कमे देसिअं सव्वं " ॥ १६ ॥

અર્થાત્ " * દ્વિપદ ચતુષ્પદ પ્રત્યે રીશવશે, ગાઢો ઘાવ ઘાલ્યો, ગાઢ બંધને બાંધ્યા, અધિક ભાર ઘાલ્યો ગારાપાણીતણી વેલાયેં સાર સંભાળ ન કીધી, લેણે દેણે કિણહિ પ્રત્યે લંઘાવ્યો, તેણે ભૂખ્યે આપણ જમ્યા, કને રહી મરાવ્યો, બંધીખાને ઘલાવ્યો ૧૦. કુણહ પ્રત્યે અણુગતું આલ અભ્યાખ્યાન દીધું, સ્વદારામંત્ર ભેદ કીધો, અનેરા કુણહનો મંત્ર આલોચ મર્મ પ્રકાશ્યો, કુણહને અનર્થ પાડવા કૂડી બુદ્ધિ દીધી, કૂડો લેખ લખ્યો, કૂડી સાખ ભરી, થાપણ મોસો કીધો ૧૨. ચોરાઉ વસ્તુ વહોરી, ચોર ધાડ પ્રત્યે સંકેત કીધો, તેહને સંબલ દીધું, વસ્તુતણા ભેલસંભેલ કીધા, કૂડાં માન માપ રાખ્યાં, દાણચોરી કીધી, લાંચ લીધી, વિશ્વાસઘાત કીધો, માતાપિતા પુત્ર કલત્ર વંચી કુણહને દીધું, પડી વસ્તુ ઓળવી લીધી ૧૪. વેશ્યા પરસ્ત્રી કુલાંગના સ્વદારા શોક્ય તણે વિષે દૃષ્ટિ વિપર્યાસ કીધો, કામભોગતણે વિષે તીવ્ર અભિલાષ કીધો ૧૬ ઇત્યાદિ તમામ પ્રકારના સૂક્ષ્મ બાદર દોષ જે જાણ્યે અજાણ્યે થયા હોય તે સવિ હું મને વચને કાયાએં કરી તસ્સ મિચ્છા મિ દુક્કડં "–શ્રાવક પ્રતિક્રમણસૂત્ર.

આવા બીજા પણ અનેક બોલો જૈન સંધ્યા અને પારસી પશેમાનીમાં આવે છે, અહીં તો માત્ર સરખામણીના હેતુથી જ સંક્ષેપમાં જણાવ્યું છે. આ ઉપરથી સંધ્યાક્રિયાની બાબતમાં જૈન અને પારસી ધર્મની સરખામણીનો મુદ્દો સ્પષ્ટ થાય છે. વૈદિક સંધ્યા અને બૌદ્ધ સંધ્યામાં પરમાત્માની સ્તુતિ અને આત્મનિરીક્ષણનું તત્ત્વ નથી એમ નહિ પણ જે રીતથી જૈન અને પારસી સંધ્યામાં એ તત્ત્વ આવે છે તેમ તો તેમાં નથી જણાતું માટે જ અહીં સરખામણીમાં વૈદિક અને બૌદ્ધ સંધ્યાનો ઉપયોગ નથી કર્યો.

**( ૪ ) ગ્રન્થની ભાષા—**

છેવટનું સામ્ય તે ભાષાનું સામ્ય છે. તેમાં વૈદિક અને અવસ્તા ભાષાનું સામ્ય પ્રસિદ્ધ છે. ઉચ્ચારાન્તરના નિયમો એટલા ચોક્કસ છે કે અવસ્તાના પાઠમાંથી વૈદિક પાઠ તૈયાર કરી શકાય છે. માટે અહીં માત્ર એક જ શબ્દ તરફ ધ્યાન ખેંચવાનું છે. સંસ્કૃત વસ્તુ

* પોતાના દોષોનું સમીક્ષણ કરતી વખતે આજકાલ જૈનો જે જાતનો ભાષાપ્રયોગ કરે છે તે જ અહીં અપરિવર્તિત રીતે જણાવેલો છે. આ પ્રકરણનું નામ અતિચાર છે—લેખક

શબ્દનું અવસ્તામાં **બોહુ** થયેલું છે અને તેનો અર્થ 'પવિત્રાત્મા' થયેલો દેખાય છે. 'વસુ' શબ્દના પ્રસિદ્ધ અર્થો જોતાં એમાં ક્યાંય આ અર્થ જણાતો નથી પણ જૈન સૂત્ર સાહિત્ય જોતાં એમાં એ અર્થમાં એ શબ્દનો ઉપયોગ થએલો છે. આચારાંગ સૂત્રમાં ધુતાધ્યયનમાં

"वसित्ता बंभचेरंसि वसु वा अणुवसु वा"

આ વાક્યનો સ્ફોટ કરતાં ટીકાકાર જણાવે છે કે, "वसुः साधुः अनुवसुः=श्रावकः" તદુપરાંત એના સંવાદમાં જણાવે છે કે,

"वीतरागो वसुर्ज्ञेयो जिनो वा संयतोऽथवा।

सरागो ह्यनुवसुः प्रोक्तः स्थविरः श्रावकोऽपि वा" ॥

(આ૦ ૬ ઉ૦ ૨ પૃ૦ ૨૪૦ સૂ૦ ૧૮૧)

એ રીતે 'વસુ' શબ્દ આ અર્થમાં જૈનસૂત્રમાં સચવાએલો છે અર્થાત્ 'વસુ' શબ્દ પરત્વે જૈન અને પારસી એ બન્ને પરંપરા આજ સુધી એક સરખી સચવાઈ છે એ તરફ ઇતિહાસકારો જરૂર લક્ષ્ય કરશે.

અહીં મારે રા. રા. ફરામજી ખરશેદજીના નામનું વિસ્મરણ ન કરવું જોઇએ. એઓ ભાવનગરના પ્રસિદ્ધ નાગરિક છે અને એમણે 'ખોરદેહ અવસ્તા'નું પુસ્તક મને મેળવી આપી મારી એ વિષયની જિજ્ઞાસાને ગતિમતી કરેલી છે. સાથે આ વિષયને અંગે મારૂં કાંઇ સ્ખલન જણાય તો પારસી ભાઈઓ દરગુજર કરશે અને સ્નેહભાવે મને જરૂર સૂચવશે.

પંડિત બેચરદાસ દોશી

---

# આલમના ઉસ્તાદને

મચ્યું આ વિશ્વનું સંગીત
ને નાચે બધી દુનિયા,
અયે આલમ તણા ઉસ્તાદ!
મુજ વીણા મિલાવી દે.

મળ્યા સંગીતના સુરમાં
સુરજ ને ચંદ્ર ને તારા;
બસૂરી એક મુજ વીણા,
રહી, એને મિલાવી દે.

ચલાવી આંગળી અણઘડ
બધા યે તાર મેં તોડ્યા;
ફરી સાંધી તુટેલા તાર,
મુજ વીણા મિલાવી દે.

હરિહર પ્રા. ભટ્ટ

# બ્રાહ્મસમાજ

કલકત્તાની બ્રાહ્મસમાજનો શત સંવત્સરી ઉત્સવ ગયા માસની વીસમી તારીખે ઉજવાયો. એ પ્રસંગે બ્રાહ્મસમાજના સિદ્ધાન્તો, તેની સ્થાપના, ઉત્તરોત્તર પ્રગતિ અને હાલની તેની સ્થિતિ વિષે વિચાર કરવો અસ્થાને નહિ ગણાય.

ઇ. સ. ૧૮૨૮ ના ઑગસ્ટની વીસમી તારીખે કલકત્તામાં બ્રાહ્મસમાજની સ્થાપના રાજા રામમોહનરાયે કરી.

વેદકાળથી માંડી અત્યાર સુધીમાં આપણા દેશમાં ધર્મસિદ્ધાન્તો, ધાર્મિક આચારવિચાર વગેરેમાં કાલાનુસાર ફેરફાર થતા જ આવ્યા છે. ચેતનવંતી સમાજનું એ ખાસ લક્ષણ છે કે તે પોતાની માન્યતા અને આચારમાં જમાનાને અનુકૂળ, જ્ઞાનની વૃદ્ધિ થતાં, પ્રગતિ કર્યે જ જાય અને ફેરફાર કર્યા કરે. આજ ધોરણે વેદોના યજ્ઞ યાગાદિક કર્મકાંડ પછી ઉપનિષદ તથા દર્શનોનું તત્ત્વજ્ઞાન, ત્યારપછી ભાગવત ધર્મ, પુરાણોનો યુગ, બુદ્ધધર્મ, જૈનધર્મ, મધ્યકાલીન ભક્તિ સંપ્રદાયો, શક્તિસંપ્રદાયો, સાધુ સંતોના નાના મોટા પંથો—એમ ધર્મના વિષયમાં અનેક ફેરફાર થતા આવ્યા છે. જ્યારે જ્યારે ધર્મના અમુક એકાદ અંગ ઉપર હદ ઉપરાંત અગર અયોગ્ય ભાર મૂકવામાં આવે, અથવા જનસમાજના હૃદયની ઊંડી પિપાસા તૃપ્ત થવાને બદલે શુષ્કતા પ્રેરક અંશો અથવા જડતા દાખલ થાય ત્યારે સમાજના ધાર્મિક હૃદયને પોષનાર તત્ત્વો દાખલ થઇ સમાજની ધર્મભાવના અખંડિત રાખવાનો ક્રમ આપણા દેશમાં છેક પ્રાચીન કાળથી ચાલતો આવેલો છે. એવા જ કોઇ ખાસ સંજોગવશાત્ બ્રહ્મસમાજની સ્થાપના કરવામાં આવી. જે સમયમાં—એટલે આજથી સો વર્ષ પહેલાં—બ્રાહ્મસમાજની સ્થાપના થઇ તે વખતે દેશમાં—ખાસ કરીને બંગાળામાં—સ્થૂલ જડપૂજા, હલકા વહેમો, શાક્ત સંપ્રદાયો, વામમાર્ગ વગેરે પૂર જોસમાં પ્રસરેલાં હતાં. પ્રાચીનધર્મ માર્ગોમાંથી આત્મા ઊડી જઇ માત્ર મૃતપ્રાય દેહ રહેલો હતો અને તે છતાં રૂઢિચુસ્ત સંરક્ષકો, મૃત માતાના શબને વળગી રહેલા બાળકની માફક પ્રાચીન મૃતપ્રાય વિધિઓને વળગી રહી તેમાંથી ધર્મબળ મેળવવા વૃથા પ્રયત્ન કરતા હતા. એ જમાનામાં અંગ્રેજી રાજ્યના પ્રચારની શરૂઆત હતી. પદ્ધતિસર કેળવણીની સંસ્થાઓ સ્થાપન થઇ ન હતી અને જે છૂટી છવાઈ સંસ્થાઓ અંગ્રેજી કેળવણી આપવાનો પ્રયાસ કરતી હતી તેમાં કેળવાયલા યુવકોમાં સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ–નિરંકુશતા પ્રવર્તતાં હતાં, હિંદુ ધર્મની તેઓ અવગણના કરતા અને વેદમંત્રને બદલે "ઇલીયડ"ની કડીઓ બોલનારના દાખલા પણ જોવામા આવતા. આ ઉપરાંત દેશમાં ખ્રિસ્તિ ધર્મનો પ્રચાર કરવાનું કાર્ય પદ્ધતિસર શરૂ થયું હતું. હિન્દુસ્તાનના—બંગાળાના—જનસમાજને આવી અધમાવસ્થામાંથી બચાવવાને તેમ જ પરધર્મમાં જતો અટકાવવાના સ્તુત્ય હેતુથી રાજા રામમોહનરાયે બ્રાહ્મસમાજની સ્થાપના કરી. બ્રાહ્મસમાજની સ્થાપના એ પ્રચલિત બાહ્યાચારો, જડક્રિયાકાંડ, ધર્મને નામે થતી અનીતિ, અનાચાર, પશુહિંસા, કલહ કલેશ દૂર કરી ધર્મની શુદ્ધ, સાત્વિક ભાવના અને વિશાળ દૃષ્ટિ સ્થાપવાનો પ્રયાસ હતો.

દેશમાં અનેકાનેક સંપ્રદાયનાં દેવ મંદિરોમાં આ એક નવીન પ્રકારના ધર્મ મંદિરની સ્થાપના હતી, કારણકે એનું મુખ્ય લક્ષણ સામાજિક ઉપાસના હતું.

આપણા દેશમાં ભજન મંડળીઓ, કથા કીર્તનો, પુરાણોના પારાયણો, રામલીલાઓ એ સહુ કરતાં આ જૂદા પ્રકારની સામાજિક ઉપાસનાનો પ્રબન્ધ હતો. અમૂર્ત પરમાત્માની માનસિક ઉપાસના, ધ્યાન, પ્રાર્થના, સહુ સાથે કરી તેમાં ક્રમે ક્રમે તલ્લીન થતાં હૃદયમાં પરમાત્માના દિવ્ય તેજનો સાક્ષાત્કાર કરવાનો–એકાંત ધ્યાન યોગમાં નહિ પણ સામાજિક ઉપાસનામાં—આ ક્રમ નવીન જ હતો.

બ્રાહ્મસમાજની સ્થાપના રાજા રામમોહનરાયે કરી તે સમયથી આજ સુધીમાં તેની માન્યતાઓમાં મહત્વનો ફેરફાર થતો આવ્યો છે. રામ મોહનરાયના સમયમાં ઇશ્વરના સ્વરૂપની ભાવના કેટલેક અંશે Deistic હતી. સમસ્ત બ્રહ્માંડનો કર્તા વિધાયક પ્રભુ છે એવી માન્યતા હતી પરંતુ ઇશ્વરના ગુણનું ચિન્તન, ઊંડો ધાર્મિક અનુભવ, હૃદયગુહામાં પરમાત્મતત્ત્વનું શોધન, તેનો આવિર્ભાવ થયેથી થતો આનંદાનુભવ–એ જોવામાં આવતાં નહતાં. ઇશ્વરનો નિરાકાર સ્વરૂપ ઉપર અતિશય ભાર મૂકવામાં આવતો અને સાકાર પૂજા–મૂર્તિપૂજાનો તીવ્ર વિરોધ કરવામાં આવતો. આ વૃત્તિ રાજા રામમોહનરાયના ઇસ્લામ ધર્મનાં ઊંડા અભ્યાસને લીધે તેમનાં મન ઉપર પડેલા સંસ્કારને લીધે હતી. પરમાત્મા એ બ્રહ્માંડથી પાર, મન વાચાતીત કોઇ અગોચર પરમતત્ત્વ છે એવી માન્યતા વધારે આગળ પડતી જણાતી. One that is closer than your hand and feet એવી ભાવના ઓછી જોવામાં આવતી. રામ મોહનરાય સ્થાપિત બ્રાહ્મસમાજમાં આધ્યાત્મિક તત્ત્વો હિન્દુધર્મ ગ્રન્થો અનુસાર, એકેશ્વરવાદ (નિરાકાર ઇશ્વરની પૂજા અને સાકાર ઇશ્વર પૂજાનો વિરોધ) ઇસ્લામ ધર્માનુસાર અને નીતિનાં તત્ત્વો ખ્રિસ્તિ ધર્માનુસાર જોવામાં આવે છે.

મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના સમયમાં બ્રાહ્મસમાજ એ Theocentric church બની. એમના ઉપનિષદ્‌ના ઊંડા અભ્યાસ અને નૈસર્ગિક આધ્યાત્મિક વૃત્તિને લીધે આધ્યાત્મિક અનુભવ, ઊંડું તત્ત્વચિન્તન, ધ્યાન, પરમાત્મા સાથે માનસિક યોગ (communion), પરમાત્માના અસ્તિત્વની માન્યતા જ નહિ પણ તેનો ધ્યાનોપાસના દ્વારા સાક્ષાત્કાર, ઉદ્‌બોધન, સ્તુતિ પ્રાર્થના, ભજન વ્યાખ્યાન વગેરે એ કાળની બ્રાહ્મસમાજનાં ખાસ લક્ષણ બન્યાં–પરિણામે ક્વચિત mysticismનો અંશ પણ જોવામાં આવે છે.

બ્રહ્માનંદ કેશવચન્દ્રસેનના સમયમાં પરમાત્મા સાથે personal touchનું દર્શન થાય છે. વૈષ્ણવધર્મની અને ખ્રિસ્તિ ધર્મપુસ્તકોના અભ્યાસની આ અસર હતી. ઇશ્વર તે પિતા, માતા, પ્રિયજન એવી ભાવના–પ્રેમભક્તિની ભાવના વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. ભક્ત હૃદયમાં ભગવાનના નિકટ સાક્ષાત્કારની અને ઇશ્વર transcedental જ નહિ પણ Immincntal છે એવી માન્યતા થઇ–આની કેટલીક વખત અતિશયતા થવાથી એક પ્રકારની ecstasy પણ જોવામાં આવે છે.

સાધારણ બ્રાહ્મસમાજની સ્થાપના પછી આ સ્થિતિમાં મોટો ફેર પડયો અને હાલ એ બ્રાહ્મસમાજમાં બુદ્ધિવાદનો–તર્કવાદનો–એક વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. ધ્યાન, ચિન્તન, ભજન, કીર્તન, પ્રાર્થના, ભક્તિની આર્દ્રતાનો અંશ થોડો થતો જોવામાં આવે છે એટલું જ

નહિ; પણ નવા જમાનાનાં સ્ત્રી પુરુષોની એ વિષયે પરની શ્રદ્ધા શિથિલ થતી જાય છે અને તેની આવશ્યકતા તેમને ઓછી જણાય છે, અને જીવનની શુદ્ધિ, નમ્રતા, નીતિની ઉન્નત ભાવના, માનવસેવા, સ્વમાન અને સ્વતંત્રતાની ભાવનાની ખીલવણી, ઐહિક જીવનમાં સંપૂર્ણતા પ્રાપ્ત કરવાનો પ્રયાસ–એમાં ધાર્મિકતાની પર્યાપ્તિ મનાતી જોવામાં આવે છે.

આ ફેરફારો મહત્વના છે અને તે ક્યાં અટકશે તે કહેવું મુશ્કેલ છે; પરન્તુ આપણા દેશની વિચારશ્રેણી બદલાતી જાય છે, નવી નવી ભાવનાઓ રજુ થાય છે, જીવનના આદર્શો બદલાતા જાય છે, સમસ્ત જગતમાં એક પ્રકારનો મન્થનકાળ પ્રવર્તે છે તે વખતે બ્રાહ્મસમાજમાં પણ કાલાનુસાર ફેરફાર થાય છે એ શુભ ચિહ્ન છે, એ સમાજ ચેતનવંતી અને જીવંત છે એની એ સાબીતી છે.

બ્રાહ્મસમાજના અગ્રેસરોએ દેશના રાજકીય, સામાજિક અને ઇતર ઉન્નતિના કાર્યમાં કેટલો બધો અગ્રેસર ભાગ લીધો છે એ સુવિદિત હોઇ એ બાબત અહિં ચર્ચા કરી નથી. આનંદમોહન બોઝ, સત્યેન્દ્રપ્રસન્નસિંહ અને રવીન્દ્રનાથ ટાગોર જેવા દેશનેતાઓ અને મહાપુરુષોએ દેશની ઉન્નતિના કાર્યમાં જે ભાગ આપ્યો છે તેનું પ્રેરણાબળ તેમના બ્રાહ્મસમાજના આધ્યાત્મિક સંસ્કારમાં રહેલું છે એ વાત લક્ષમાં રાખવા જેવી છે.

દેશની અત્યારની સ્થિતિમાં બ્રાહ્મસમાજ જેવી ધર્મસંસ્થાની જરૂર છે ? એ પ્રશ્ન વિચારણીય છે. રાજા રામમોહનરાયના સમયમાં દેશમાં ધર્મની અને સમાજની અધોગતિ ટાળવા માટે એવી સંસ્થા ઉપકારક હતી, પરન્તુ સમયના બળથી, કેળવણીના પ્રચારથી, બીજા દેશોનાં સંપર્કથી, સમાજને ઉત્કર્ષ બળ બીજા અનેક રીતે મળતો હોવાથી સમાજની જાગૃતિ થઇ છે, ધાર્મિક જડતા અને વહેમો દૂર થતા જાય છે, તેમજ હિન્દુધર્મની વ્યાપકતાને પરિણામે બ્રાહ્મસમાજના સિદ્ધાન્તો પ્રમાણે વર્તનાર સર્વ રીતે હિન્દુ સમાજમાં રહી શકે છે, હિન્દુસમાજ તેને હિન્દુ જ ગણે છે એટલી સહિષ્ણુતા તેણે કેળવી છે તો પછી બ્રાહ્મસમાજ જેવી પૃથક્ સંસ્થાની જરૂર શી છે ? આ પ્રશ્ન કેટલીકવાર કરવામાં આવે છે. આ પ્રશ્નનો વિચાર કરતાં જણાશે કે બ્રાહ્મસમાજ એક ધાર્મિક સંસ્થા ઉપરાંત એક સંઘ community છે. એ community માં માત્ર હિન્દુઓ જ નહિ પણ વર્ણાન્તર લગ્નવાળાં અને તેવાં લગ્ન સંબંધને પરિણામે ઉદ્દભવેલાં સ્ત્રી પુરુષો પણ છે. તેમને હિન્દુસમાજ " હિન્દુ " તરીકે ગણી અપનાવવા હજી તૈયાર નથી. એટલે તેમને એક સ્વતંત્ર સંઘ તરીકે રહ્યા સિવાય છુટકો નથી. આ ઉપરાંત કુટુમ્બ અને જ્ઞાતિમાં પ્રચલિત વ્યવહારના અને ધર્મના આચાર-વિચારનો મનથી વિરોધ કરનાર, સત્ય ધર્મ સંશોધનની વૃત્તિવાળાં, ભાવનાશીલ, હૃદયની ઊંડી ધર્મ જિજ્ઞાસાની તૃપ્તિ ઇચ્છનાર, જડ બાહ્ય ક્રિયાઓ અને વિધાનોની નિરર્થકતા સમજી ઈશ્વરની શુદ્ધ સાત્વિક ઉપાસના અને ભક્તિના પિપાસુ, ધર્મમાંથી સમાજસેવા અને દેશોન્નતિને પોષક પ્રેરણા શોધનાર અનેક સુશિક્ષિત સ્ત્રી પુરુષોને માટે બ્રાહ્મસમાજ સિવાય બીજી કોઈ ધર્મસંસ્થા દેશમાં છે ? ઉપર જણાવેલા વર્ગના અનેક સ્ત્રી પુરુષોને બ્રાહ્મસમાજે આધ્યાત્મિક બળ પ્રેર્યું છે અને દેશોન્નતિના મહાકાર્યમાં તેઓ ઉપકારક નીવડ્યાં છે એ જ બ્રાહ્મસમાજની સાર્થકતાનું પ્રમાણ છે.

બ્રાહ્મસમાજના ધર્મ સિદ્ધાન્ત પ્રમાણે બ્રહ્મ એટલે શ્રી. શંકરાચાર્યના મત પ્રમાણેનું નિર્વિકલ્પક અજ્ઞેય અચિન્ત્ય પરમાત્મ નિર્ગુણ તત્વ માત્ર જ નહિ પરન્તુ સત્ય, જ્ઞાન અને

આનન્દ, પ્રેમ, ન્યાય, કરુણા ઇત્યાદિ અનેક પરમ ઉન્નત ગુણોવાળો સગુણ (Personal) પરબ્રહ્મ અને તે છતાં તે એક અદ્વિતીય, અપૌરુષેય, મનવાચાતીત, અવ્યક્ત, અવ્યય, નિત્ય, શાશ્વત, પરમ તત્વ સ્વરૂપ, અર્થાત્ અનાદિ અને અનંત કેવલ તત્વસ્વરૂપ (absolute). સત્ય જ્ઞાનમય પરમાત્મ તત્વ, સગુણ સ્વરૂપ સિવાયનું કલ્પી શકાતું નથી એવો બ્રાહ્મસમાજનો ધર્મ સિદ્ધાન્ત છે. એવા પરમાત્મ સ્વરૂપ સાથે પ્રત્યેક જીવાત્માનો, પ્રેમ, ઉપકાર વૃત્તિ દ્વારા યોગ થઇ શકે છે, તેનો સાક્ષાત્કાર–હૃદયમાં આવિર્ભાવ—પ્રત્યેક માનવ આત્મા કરી શકે છે એવો બ્રાહ્મસમાજનો મત છે. સગુણ બ્રહ્મની ઉપાસનાનો માર્ગ બ્રાહ્મસમાજે યોજેલો નવીન માર્ગ નથી. પરંતુ પ્રચલિત માર્ગોમાં જડ વિધિઓ, પૂજા પદ્ધતિ અને સ્થૂલ બાહ્ય ક્રિયાઓનું પ્રધાન પદ હોવાથી નિરાકાર નિરંજન એક અદ્વિતીય પરમાત્માની માનસિક પૂજાને બદલે, જડ વિધાનો પ્રવર્તતાં હતાં અને પરિણામે ધર્મનાં પ્રાચીન સત્ય તત્વોનું વિસ્મરણ થતું હતું, તે દૂર કરી, ઉગણીસમા શતક દર્મિયાન, આપણા દેશના બુદ્ધિમાન અને સત્ય ધર્મ જિજ્ઞાસુ જનો માટે ધર્મના સત્ય સ્વરૂપના સિદ્ધાન્તો અને ધર્મની વિશાળ ભાવના રજુ કરવાનું તેમ જ બાહ્ય પ્રકૃતિના વધતા જતા અભ્યાસ અને સંશોધનને પરિણામે સ્થૂલ વહેમો અને જડતાનો ક્રમેક્રમે ત્યાગ કરી ધર્મનું શુદ્ધ સાત્વિક સ્વરૂપ રજુ કરી, ધર્મજિજ્ઞાસુ સંસ્કારી સ્ત્રી પુરુષોના હૃદય વિશાલ કરવાનો પ્રયાસ, પુસ્તકો, વ્યાખ્યાનો અને અન્ય સાહિત્યો દ્વારા, બ્રાહ્મ સમાજે કર્યો છે. આ ઉપરાંત ભક્તિમાનોનાં હૃદયોને સંતોષનારાં ભજનો અને સ્તોત્રો દ્વારા આપણા દેશની માનવતાના મુખ્ય લક્ષણને પોષક તત્વ આપવું ચાલુ રાખ્યું છે. પરિણામે બ્રાહ્મ સમાજોના સભાસદો ઉપરાંતનો ઘણો મોટો જનસમૂહ, પરમાત્મા ચૈતન્યસ્વરૂપ છે અને કોઇ પણ પ્રકારના મધ્યસ્થ સિવાય તેની સાથે માનસિક યોગ–આત્મામાં સાક્ષાત્કાર–મનુષ્ય માત્ર સિદ્ધ કરી શકે છે એ પરમ સિદ્ધાન્તનો સ્વીકાર હાલ કરતો જાય છે.

ખ્રિસ્તિ ધર્મની માન્યતા પ્રમાણે મનુષ્યાત્મા પાપનો વારસો લઇ દેહ ધરે છે. Original Sin–આદિથી પાપમય મનુષ્યાત્માનો મત બ્રાહ્મ સમાજને સ્વીકાર્ય નથી. એ મત સેમેટિક પ્રજાઓનો ખાસ મત છે. બ્રાહ્મ સમાજના ધર્મ સિદ્ધાન્ત પ્રમાણે

" આવ્યો હું તાત, તુજ ધામથી તો વિશુદ્ધ,
સંસાર પંક પડતાં બનીયો અશુદ્ધ. "

મનુષ્યાત્મા પરમાત્માનો અંશ હોય, દિવ્યાંશી હોય, જન્મથી પાપ રહિત પવિત્ર છે. મનુષ્યાત્માની જન્મથી આવી ઉન્નત સ્થિતિ હોવાથી તે સંસારમાં લોભ અને પ્રલોભનો સ્હામે ટક્કર ઝીલતાં ઝીલતાં ક્રમે ક્રમે વધારે શુદ્ધતર બનતો જઇ અંતે પરમાત્માના સાન્નિધ્યમાં જવા વિશેષ પાત્ર બને છે.

મનુષ્યાત્મા અને પરમાત્માના સામ્યનો બ્રાહ્મ સમાજનો સિદ્ધાન્ત ઉપનિષદોના પરમ સિદ્ધાન્તને અનુસરતો છે. આપણા દેશના તત્વ દર્શનના સિદ્ધાન્તોમાં મનુષ્યાત્મા અને પરમાત્માના સામ્યનો સિદ્ધાંત સહુથી અગ્રસ્થાન ભોગવે છે બલ્કે એ એનું ખાસ લક્ષણ છે. શાંકર મતાનુસાર જીવાત્મા પરમાત્માનો અભેદ નહિ, તેમજ રામાનુજ મતાનુસાર એ બેમાં જ્ઞાન શક્તિ અને બુદ્ધિનો જ ભેદ નહિ પરંતુ પૂર્ણ અને અપૂર્ણ, પુરુષ અને પુરુષોત્તમ, સકલ ગુણ સંપૂર્ણતાનો મૂલાધાર પરમાત્મા અને એ પરિપૂર્ણતાને માર્ગે પ્રવાસ

કરતો, એ પરિપૂર્ણતા પ્રાપ્ત કરવા નિત્ય નિરંતર જીવનભર પ્રયાસ કર્યા કરતો, અનંતકાળ સુધી તે પ્રયત્નમાં જ જેની પર્યાપ્તિ થવાની એવો અલ્પ શક્તિ જીવાત્મા એ બે વચ્ચેનો ભેદ અને તે છતાં બન્નેના સ્વરૂપમાં સામ્ય એવું સામ્ય બ્રાહ્મસમાજના ધર્મ સિદ્ધાંતમાં સ્વીકારેલું છે.

બ્રાહ્મસમાજના સિદ્ધાંતોને વિજ્ઞાનની દિન પ્રતિદિન થતી નવી નવી શોધોથી આઘાત લાગવાનો નથી. પ્રાચીન ધર્મોના અનેક 'ધર્મ' સિદ્ધાંતો વિજ્ઞાનની શોધખોળથી ઢીલા પડ્યા છે, અગર અસત્ય ઠર્યા છે. આનું એક કારણ એ છે કે જે વિષયોનો ધર્મના વિષયોમાં યોગ્ય રીતે સમાવેશ કરી શકાય નહિ તેવી અનેક બાબતોનો પ્રાચીન ધર્મગ્રન્થોમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જ્ઞાનની બાલ્યાવસ્થામાં સ્વીકારેલાં મન્તવ્યો વિજ્ઞાનની શોધખોળને પરિણામે અસત્ય જણાય એ સ્વાભાવિક છે, એ સર્વને આત્મા, પરમાત્મા, પાપ, પુણ્ય, પરલોક, મોક્ષ ઇત્યાદિ સાથે કાંઇ સંબંધ નથી અને એના સનાતન સિદ્ધાંતોને તેથી હાની પહોંચતી નથી. પરંતુ પ્રાચીન ધર્મશાસ્ત્રોએ જ્ઞાનની સર્વ દિશામાં સિદ્ધાંતો બાંધી નિયમો સ્થાપવાનો પ્રયાસ કર્યાને લીધે, વિજ્ઞાનની વૃદ્ધિના સમયમાં એમાંના ઘણા સિદ્ધાંતો અને નિયમો અસત્ય જણાયા. આવું પરિણામ બ્રાહ્મસમાજના સિદ્ધાંતોની બાબતમાં બનવાનો સંભવ નથી કારણ કે વિજ્ઞાન અને ધર્મનો કાર્યપ્રદેશ એમાં જૂદો મનાયેલો છે. વસ્તુનું અંતર્ગત સ્વરૂપ, ચેતન જગતના વ્યાપારો અને કાર્ય પ્રદેશ, મનુષ્યનાં હૃદય, બુદ્ધિ, વૃત્તિ અને ભાવનાનો પ્રદેશ અને તેના વ્યાપાર એ વિજ્ઞાનના ક્ષેત્રની બ્હારનો વિષય છે. માનવ જાતિ સમસ્તના સર્વ દિશાના અનુભવોના પૃથક પૃથક અને પરસ્પર અવલંબી રહેલા સમસ્ત વ્યાપાર અને ક્રિયાના નિયમો જ્યાં સુધી વિજ્ઞાન ઉકેલી શકે નહિ ત્યાં સુધી ધર્મના શુદ્ધ સાત્વિક પ્રદેશને વિજ્ઞાનની બદલાતી જતી માન્યતાઓના આક્રમણનો લેશ માત્ર પણ ભય રાખવાનું કારણ નથી.

ધર્મ સંસ્થાપકો અને પયગમ્બરોના સંબંધમાં બ્રાહ્મસમાજની વૃત્તિ વિજ્ઞાન પરત્વેની તેની વૃત્તિ જેવી જ છે. સહુથી મહાન સંસ્થાપકો અને પયગમ્બરો પણ મનુષ્ય હોઇ મનુષ્યની અપૂર્ણતાવાળા હતા. એવી માન્યતા હોવાથી તેમણે ઉપદેશેલા ઉન્નત વિચારો અને તત્વ-સિદ્ધાંતો બુદ્ધિની કસોટી ઉપર ચઢાવીને જ ગ્રહણ કરવામાં આવે છે; તેથી સર્વ સાધુ સંતો મહાત્માઓ અને પયગમ્બરો પ્રત્યે અત્યંત આદર અને પૂજ્યભાવ હોવા છતાં તે મહાત્માઓનું ઐતિહાસિક અસ્તિત્વ શંકાસ્પદ જણાય તો પણ તેમણે પ્રવર્તાવેલા ધર્મસિદ્ધાન્તોને આઘાત લાગતો નથી અગર તે અગ્રાહ્ય થતા નથી. એવી બ્રાહ્મસમાજની માન્યતા છે, દાખલા તરીકે પ્રભુખ્રિસ્ત જેવી વ્યક્તિનું અસ્તિત્વ ઐતિહાસિક પુરાવાથી સાબીત ન કરી શકાય એવું બને તો પણ "ગિરિપરના વ્યાખ્યાન"ના પરમ ઉન્નત ઉપદેશની મહત્તા ઓછી થતી નથી તેમ જ ગીતાના ઉપદેશનો પ્રસંગ (મહાભારતના યુદ્ધક્ષેત્રમાં શ્રી કૃષ્ણે અર્જુનને કરેલો) ઐતિહા-સિક દૃષ્ટિએ કલ્પિત હોય તોપણ તેથી ગીતાના ઉપદેશના રહસ્યની મહત્તા લેશ માત્ર પણ ઓછી થતી નથી. આ પ્રકારની વૃત્તિને લીધે બ્રાહ્મસમાજને અન્ય કોઈ ધર્મો કે ધર્મ-મત સાથે તીવ્ર વિરોધનો પ્રસંગ કદી આવ્યો નથી.

પાપ, દુઃખ, કલેશ, સંતાપ વગેરે પ્રશ્નો સંબંધી બ્રાહ્મસમાજનો મત પ્રાચીન મતથી જૂદો છે. જગતમાં પાપદુઃખ વગેરેના અસ્તિત્વનો સ્વીકાર કર્યા સિવાય ચાલે તેમ જ નથી.

પરન્તુ તેથી જીવનની નિઃસારતા, નિરાશા અને અસહાય વૃત્તિ ઉત્પન્ન થવાને બદલે મનુજબન્ધુઓનાં દુઃખ ક્લેશ ઇત્યાદિમાં સાહાય્યનાં પ્રસંગો એ જીવનને વિશેષ ઉન્નત, વિશેષ ધર્મપરાયણ અને સાત્વિકતા અર્પનારા પ્રસંગો ગણવાની તેની વૃત્તિ છે. જગતમાં અસત્ (evil)ના અસ્તિત્વના પ્રશ્નનું નિરાકરણ કરવાનો દાવો બ્રાહ્મસમાજનો નથી. જગતના સર્વ વ્યાપારના મૂલ હેતુ વિષેનું મનુષ્યનું જ્ઞાન કેવલ પરિમિત છે અને પરિમિત જ રહેવાનું. પરન્તુ પરમાત્માની કલ્યાણમય યોજના ઉપર ઊંડી શ્રદ્ધાના ભાવથી એ વસ્તુસ્થિતિમાં જીવનને ઉન્નત બનાવનારા અંશો શોધી તે પ્રમાણે યથાશક્તિ આચરણ કરવાનો ધર્મ બ્રાહ્મસમાજે સ્વીકાર્યો છે.

બ્રાહ્મસમાજના ધર્મસિદ્ધાન્તોની રૂપરેખા ઉપર જે બતાવવામાં આવી છે તે ઉપરથી જણાશે કે અર્વાચીન કાળમાં ધર્મમતોમાં સહુથી ઉદાર અને ઉન્નત ધર્મભાવનાના ઘણા અંશો બ્રાહ્મસમાજના સિદ્ધાન્તોમાં જોવામાં આવે છે. માનવસમૂહ માટે સર્વમાન્ય અને સર્વસ્વીકાર્ય વ્યાપક ધર્મને અનુકૂળ ઘણાં તત્વો પણ એમાં નજરે પડે છે. બ્રાહ્મસમાજની હાલ જે સ્થિતિ છે તે સ્થિતિમાં જ તે વિશ્વવ્યાપી સર્વગ્રાહ્ય ધર્મ થશે એમ કહેવાનો આશય નથી. હાલ તો એમાંના ઘણા અંશો સ્થાનિક જરૂરીઆતો અને આનુષંગિક સંજોગોને લીધે દાખલ થયેલા છે, તેમ જ તેમાં વિશ્વસ્વીકાર્ય સ્વરૂપ માટે જોઇતાં તત્વો પણ પૂરાં નથી. પરન્તુ કદિ કોઈ કાળે સમસ્ત જગત માટે એક જ ધર્મ પ્રવર્તમાન થાય તો તે ધર્મસિદ્ધાન્તોના મૂળ બંધારણમાં બ્રાહ્મસમાજના સિદ્ધાન્તોનો મોટો હિસ્સો હશે. કારણ કે યુગે યુગે અને પ્રસંગે પ્રસંગે ઉદ્‌ભવેલા અનેક "ઐતિહાસિક" ધર્મોમાંનો એ એક ધર્મ નથી, પરન્તુ સાંપ્રત કાળના ધાર્મિક માનસે સ્વતંત્ર રીતે યોજેલા ધર્મસિદ્ધાન્તો ઉપર તે રચાયેલો છે–એ ધર્મ તે શાસ્ત્રગ્રન્થ કે ધર્મસંસ્થાપકનાં વચનના પ્રમાણુ પર રચાયેલો નહિ પણ માનવસમાજના સમસ્તજીવનના અનુભવ ઉપર, મનુજહૃદયની સર્વવ્યાપક ધર્મજિજ્ઞાસાને સંતોષવાના ધોરણ ઉપર યોજાયેલા, સર્વ ધર્મોના સમીકરણ કરવાના ઉન્નત ઉદ્દેશને આધારે રચાયેલા સિદ્ધાન્તો ઉપર તે ટકેલો છે. એ ધર્મમાં બાહ્યાચાર, જડવિધાનો, પુરોહિતોની પરંપરા વગેરે ન હોવાથી તે જીવંત રહેવાનો સંભવ વિશેષ છે. જગતને નવો ધર્મ, નવું તત્વજ્ઞાન, નવાં વિધાનો આપવાનો તેનો દાવો નથી, પરન્તુ જીવન્ત જાગ્રત ચૈતન્યમય સર્વ કર્મનાં સાક્ષી સચરાચર વ્યાપક એક અદ્વિતીય પરબ્રહ્મ પરમાત્માનું દિવ્ય સ્વરૂપ પ્રત્યેક મનુષ્યહૃદયમાં અખંડ જ્વલંત રાખવાનો તેનો ઉચ્ચ ઉદ્દેશ છે, અને તેથી ધર્મમતો, પૂજનવિધિઓ, અને જડ બાહ્યાચરોને તેમાં અવકાશ ન હોવાથી સર્વમાન્ય તત્વોનાં મૂળ તેમાં સહુથી વધારે પ્રમાણમાં છે. જગતની ધાર્મિક સ્થિતિની ઉન્નતિ ઇચ્છનાર સર્વ ભાવિક હૃદયોની એ અંતરની મહેચ્છા છે કે એવી ઉદાર ધર્મસંસ્થાની ઉત્તરોત્તર ઉન્નતિ થાઓ! *

(મળેલું)

---

* આ લેખના કેટલાક ભાગમાં Freedom, Religion & Reality નામના પુસ્તકમાંના Dr. G. V. Chitnisના *The Faith of the Brahma Samaj* એ લેખનો આધાર લીધો છે.

# પારસીઓ સંબંધી સોળ સંસ્કૃત શ્લોકો

[ આ અંકના પૃ. ૩૦૪ ઉપર પ્રો. હાવરે જે શ્લોકોનો ઉલ્લેખ કરેલો છે તે નીચે આપ્યા છે. આ શ્લોકો The Dastur History Mamorial Volumeનાં પૃ. ૭૦-૯૪ ઉપરથી લીધા છે. શ્લોકોમાં ઘણી જગાએ ભ્રષ્ટ થયેલો છે* પણ તે જેવા મળ્યા તેવા અહીં ઉતાર્યા છે. શ્લોકો સાથે એરવદ જમશેદ એરવદ માણેકજી રૂસ્તમજીએ સંવત ૧૮૭૪માં કરેલું ભાષાન્તર છે તે પણ જૂની તે સમયની ગુજરાતીના એક નમૂના તરીકે કૌંસમાં લીધું છે. આ શ્લોકો આ પહેલાં એક બે સામયિકોમાં પ્રસિદ્ધ થયાનું જાણ્યું છે છતાં તે અંતરે અંતરે સમાજના ધ્યાન પર મૂકવા જેવા હોવાથી અહીં ઉતાર્યા છે. **તંત્રી.** ]

૧

सूर्यं ध्यायंति ये वै हुतवहमनिलं भूमिमाकाशमाद्यं
तोयो संपंचतत्वं त्रिभुवनसदनं न्यासमंत्रैस्त्रिसंध्यं ।
श्री होर्मिज्दं सुरेशं बहुगुणगरिमाणं तमेवं कृपालुं
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

[ સુર્યનું ધ્યાન ધરૂંચ. અગનિને માંનુચ. વાયઉને માનુંચ. ભુમિને માનુંચ. આકાશને માનુંચ. જલને માનું. એવાં પાંચ તત્વનિ પ્રથમ માંનુ. ત્રિભુવને વીશે માનું. ન્યાસનૂ મંત્ર દિવસમાંહિ ત્રિવાર સંધ્યા કઈ. શ્રી હુર્મિજદ શવેં અમશાસ્પંદ, ઇઝ્દજ્દોવુ સ્વામિતિના ઘણાં ગુણુને માંનુ. તઓતં કૃપાનુ કરણાહર તિને માંનુ. તિણિ કરિ અમો ગોરા ઘણા ધીરા રૂડા વીર ઘણા બલવંત એવા અમો પારસી છૌ. ]

જેઓ સૂર્યનું અને પાંચ તત્ત્વો–અગ્નિ, વાયુ, પૃથ્વી, આદ્ય આકાશ અને જલનું તથા ત્રિભુવનસદનનું તથા બહુ ગુણથી ગરવા કૃપાલુ પ્રસિદ્ધ શ્રી હોર્મિજ્દ સુરેશનું ત્રિકાલ ન્યાસ મંત્રો વડે ધ્યાન ધરે છે તેવા અમે ગૌર, ધીર, સુવીર, બહુબળના સ્થાનરૂપ પારસીઓ છીએ.

૨

स्नाने ध्याने सुपाठे हुतवहहवने प्राशने मात्र्यमौत्रे
शास्त्रोक्तं सप्तमौनं निदधति नृवराः सर्वदा सर्वदा नः ।
नानाधूपैः सुपुष्पैर्वरफलबहुलैः पूजयंतीह धेनो[1]
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

[ સ્નાન કરતાં ધ્યાંન કરતાં રૂડું ભણતાં અગ્નિનું હવન કરતાં ફરાહ્ર કરતાં ભોજન જમતાં પેસાબ કરતાં બાહેરલી ભુમી જાતાં શાસ્ત્રને અરથે સાતવાતની મૌન અસત્રિનિ

* મૂળ સંસ્કૃત જ ઘણી જગાએ ખોટું છે.

૧ પાઠાંતરો ઘણાં છે અને કોઈ સંતોષકારક નથી. મેમોરિયલના લેખનો લેખક ધેનુનો અર્થ પૃથ્વી કરે છે તે પણ સંતોષકારક નથી.

નરનિ તેનિભિ એ વાતની મુન. નાનાં પકોરનાં ધુપ કરતાં રૂડિ ભાતનાં ફુલે કરિ ઘણું રૂડાં ફલે કરિ તિણે કરિ ગાએને પુજું છૌ. તિણે કરી અમો ગોરા તેવા અમો પારસી છૌ. ]

જે સર્વસ્વ દાન કરનારા નરવરો, સ્નાન ધ્યાન પાઠ હોમ ભોજન મલ અને મૂત્ર કરતાં શાસ્ત્રમાં કહેલું સાત પ્રકારનું મૌન હમેશાં પાળે છે, અને નાના પ્રકારના ધૂપ ઉત્તમ ફૂલો અને સુંદર ફળો વડે અહીં ધેનુની પૂજા કરે છે તેવા.........

૩

रम्यं वस्त्रं पवित्रं कवचगुणमयं कंचुकं नित्यमंगे
युक्तामूर्णासकुस्तीमहिमुखसमताबंधनां चैव कट्यां ।
मूर्धानं वस्त्रगुप्तं पटयुगलतले रक्षणं कुर्वतो ये
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

[ સુંદર સર્ખું પવિત્ર વસત્ર પેહેરવું સહદ્રેનાં શરૂં તેને સદરો કહીએ. નેત્ય અંગમહિ યુક્ત રિહિ છે. ઉનની કુસતિ શાંપના મૂખજેવું તેનું ગાંઠ તે કમરનિ નાભે બાંધવિ. માથાનિ વીચે ગુપ્ત વસત્ર રાખવું. પાગડી હિઠલ કુલેશ રાખવી તેવા અમો પારસી છૌ. ]

જેઓ હમેશાં કવચના જેવું પવિત્ર વસ્ત્ર કેડિયું શરીરે રાખે છે, ઊનની બનાવેલી, સરખે અંતરે સરપના મોઢા જેવી ગાંઠો વાળી, કુસ્તી કેડે બાંધે છે, એવડા કપડાની ટોપી ઉપર વસ્ત્ર વીંટીને માથાનું રક્ષણ કરે છે તેવા.........

૪

यन्मांगल्ये विवाहे कथितशुभदिने सुस्वरं गीतवाद्यं
श्रीखण्डं चंदनाद्यं वपुषि युवतयो धारयन्तीह येषां ।
स्वाचाराद्ये पवित्रा बहुगुणविधयो रम्यशास्त्रार्थयुक्ताः
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

[ જે માંગલને વિષે વિવાહને વિષે કહેયા એવા શુભ દિન તેને વિષે ગીતવજંતર આરંભ કરવું. શુખડચંદન અસત્રિ પોતાના શરીરને વિષે લગાડિને ગીતનાદ વજંત્ર કરે. આચાર પવિતર જે ઘણું ગુનનું વિધી છે. રમ્ય શાસત્રનેથે જૂગતે છે. એવા અમો પારસી છૌ. ]

જેમના મંગલ વિવાહે કહેલા શુભ દિવસે યુવતીઓ સારા સ્વરે ગીતવાદ્ય કરે છે અને શરીરે શ્રીખંડ ચંદન વગેરે ધારણ કરે છે,. સદાચારથી જે પવિત્ર છે અને જેમના બહુ ગુણવાળા વિધિઓ રમ્ય શાસ્ત્રાર્થથી યુક્ત છે તેવા......

૫

येषां गेहे सुरम्यं मधुररसमयं चान्नदानादि नित्यं
कासारं कूपवापीजलपुलरचनं दानमेभिः प्रकारैः ।
वस्त्राद्यं द्रव्यदानं ददति गुणवतां सर्वदा याचकानां
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

[ રૂડાં એવા પોતા ગ્રહે મીઠી જબાની બોલનાર...અન્નનું દાન નિત્ય કરિ. કુએ વાવથી પવિત્ર પાણી ભરી લાવી. પાડા ( =ખાડા ) માંહિથી નહીં ભરવું. હર પ્રકારનું દાન કરિ. વસત્રનું દ્રવ્યનું દાન કરિ. તે સર્વે ગુણવંતા જાચકને આપે. તેવા અમો પારસી છૌ. ]

જેમને ઘેર સુરમ્ય અને મધુર રસવાળું અન્નદાન વગેરે હમેશ કરે છે, તળાવ કુવો વાવ પાણી ઉપરનો પૂલ એ પ્રકારે દાન કરે છે, વસ્ત્ર વગેરેનું અને દ્રવ્યનું દાન ગુણવાન યાચ્કોને હમેશ કરે છે તેવા....

૬

यादृग् हर्षो विषादः सुखमसुखमहोज्ञानमौने च यादृक्
धर्माधर्मौ च यादृग् विमलकुलक्षतौ यादृगारोग्यरोगौ ।
ऊर्ध्वाधस्तौ च यादृग् द्युतितिमिरमयौ सृष्टिसंहारकारौ
येषामुक्तौ मते द्वौ नरविधिपुरुषौ ते वयं पारसीकाः ॥

[ હરખ નિ શોક, સુખ નિ અસુખ. અધિક ગ્યાન ને થોડું-ગ્યાન, ધરમ ને અધરમ, સુનિઆદ, ને બેસુનિઆદ, રોગ્ય ને નરોગ્ય, અજવાળું બેહેસ્ત ને અંધારૂં દોજખ. સરેષ્ટ પેદા થાએ ને સિંહાર થાય. નૃવિધિપુરુષ. એવા રૂડાનિ ભૂડા બેહુ માર્ગ સમજેઆ જોઇએ. એવા અમો પારસી છૌ. ]

જેવો હર્ષ તેવો વિષાદ, જેવું સુખ તેવું દુઃખ, જેવું ગ્યાન તેવું મૌન, જેવો ધર્મ તેવો અધર્મ, જેવું વિમલ કુલ તેવું હીન કુલ, જેવો રોગ તેવું આરોગ્ય, જેવું ઊર્ધ્વ તેવું અધઃ જેવી દ્યુતિ તેવું તિમિર, જેવી સૃષ્ટિ તેવો સંહારઃ એ પ્રમાણે જેમની ઉક્તિમાં બે પ્રકારના પુરુષો માનેલા છે તેવા અમે પારસી છીએ.+

૭

गोमूत्रैर्मंत्रपूतैः शिरवदनमिताः स्रीपयःपानशुद्धाः
बाह्यंतस्नानमुक्तं तदनुपरिवृता मध्यदेशे च मुद्रा ।
मुद्रावाह्यं न निद्रा जपनवमनसा स्वादुपूजादिकार्यं
येषां मार्गे हि तत्त्वं सततमभयनं ते वयं पारसीकाः ॥

[ ગાઓનૂ મૂત્રમંત્રને જોગતે કરે. શગલિ સરીરે લગાડિ, સત્રિ પાએ ત્રુ સુધિ થાએ. એક ઉઘાડું સનાન ને એક ઢાંપેલ સનાન તેઓણિ કરિ પવિત્ર થાએ. સુદરો જાતમાંહિ પિહરે. કાંઇ ખાવું ને પઢવું પુજાનું કામ જપનૂ કામ તે સદરા બગર નંહી થાએ. એવો રૂડો મારગ ધર્મનો જાણવો. તેવા અમો પારસિ છૌં. ]

જેઓ મંત્રથી પવિત્ર કરેલા, ગોમૂત્ર વડે શિર અને વદનને સ્પર્શ કરીને, સ્ત્રીઓએ આણેલા પાણીથી અંતર્ બાહ્ય સ્નાન કરી શુદ્ધ થાય છે અને તે પછી કેડે કુસ્તી પહેરે

+ અર્થ અસ્પષ્ટ છે. પણ શ્રેય અને અશ્રેયના માર્ગો માણસ પોતાની ઇચ્છાથી પસંદ કરે છે એવો અર્થ લાગે છે.

છે, જેઓ કુસ્તી વિના નિદ્રા લેતા નથી અને જપથી તાજા થયેલા મન વડે સ્વાધ્યાય પૂજાદિ કાર્ય કરે છે, જેમના માર્ગમાં સતત અભય રાખવો એ જ તત્ત્વ છે એવા અમે પારસી છીએ.

૮

काष्टैः पट्मासशुष्कैरगुरुमलयजैः काष्टकर्पूरधूपैः
होमः स्यात् पंचकालं प्रतिदिनमुदितैरक्षरैर्मंत्रयुक्तैः ।
निर्वाणाग्निस्तु सूर्यावृतघनरुचिरैर्नो युगांतेपि येषां
सत्यन्यायैकनिष्ठा न च युवतिरतास्ते वयं पारसीकाः ॥

[ કાછ ( =કાષ્ટ ) માસ ૬ નાં સુકાં જોઇએ. ચોષાં ( =ચોખા ) મરીઆગના જેવા જોઇએ. કાછ અગર સાથે ધૂપે. પંચ કાલવેસે હોમ હોએ. દિનપ્રતે અક્ષરને જોગતે મંગલને જોગતે હોય. સુર્યને વહિનને સનમુખ થાઈ ઘંટ વજાડે ને કાઠી ગંધ હોમે. એ જોગતે કરીને કરે. તે ધરમના શાચા ન્યાય કરી. નચનચ ( ? ) શોવન શરષી ( =સરખી ) જોત બલે. તેવા અમે પારસિ છૈ. ]

જેમનો હોમ, અગરૂ મલયજનાં છ માસનાં સૂકાં લાકડાં વડે અને કાષ્ટ અને કપૂરના ધૂપ વડે મંત્રયુક્ત બોલાયેલા અક્ષરો વડે હરરોજ પાંચ વખત થાય, અને જેમનો અગ્નિ સૂર્યને+ ઢાંકી દેતા વાદળાંથી યુગાન્તે પણ બુઝાતો નથી, તેવા સત્ય અને ન્યાયમાં એકનિષ્ઠાવાળા અને યુવતિઓમાં આસક્ત નહિ એવા અમે પારસી છીએ.

૯

येषामेवांगना या ऋतुसमयदिनाः सप्तरात्रौर्भवेयुः
पूताः सूताश्च मासे प्रसवनसमयाद् देहशुद्धास्तथैव ।
रम्याचारेण गौरा नवकनकनिभां वीर्यवन्त्यो बलिष्ठाः
पूतात्मानोपि नित्यं विकसितवदनास्ते वयं पारसीकाः ॥

[ જે વારે સત્રિ ધ્રાતિ થાએ રતૂના સમય આવે તે વાર સપ્ત દિવસની રાત્રે લગિ વગલી રેહે. પુત્ર જણિ તે વારે માશ ૧ ને દન ૧૦ લગે વેગલી રહે. તે વાર પછી તે અસત્રી પોતાની દેહે શુધ કરે. તેહેવિ દેહે શુધ કરિ તેના પુતર શોભાવંત હોએ જિમ શોવન આતશમાહિથી કાડે તે વાતે જવંત હોએ. શરીરજવંત ઘણા બલવંત હોએ. નિત્યે પોતાનો આતમા પવિત્ર રાષે. મુખ હસત સોક નહી કરયો. તેવા અમો પારસી છૌ. ]

જેમની સ્ત્રીઓ ઋતુ સમયના દિવસથી સાત રાત્રિએ પવિત્ર થાય છે, પ્રસવના સમયથી એક માસે દેહ શુદ્ધ થાય છે, આચાર વડે રમ્ય, તાજા સોના જેવી પ્રભા વાળી, વીર્યવાન અને બલિષ્ઠ, પવિત્ર આત્માવાળી અને વિકસિત વદનવાળી હોય છે તેવા અમે પારસીઓ છીએ.

+ सूर्यावरणकरघनैः એવો પાઠ હોઈ શકે ?

૧૦

वेश्यास्त्रीभिर्न संगः पितृषु शुचिसुखं श्राद्धमग्निश्च धेयो
नो मांसं यज्ञवाह्यं स्वपिति महिधराशय्यहो पुष्पनारी।
वैवाह्यं लग्नशुद्धिर्न हि भवति शुचिर्भर्तृहीना पुरंध्री
येषामाचार एवं प्रतिदिनमुदितस्ते वयं पारसीकाः॥

[ વેશ્યા સત્રિ સાથે સંગ નહિ કરવા. પ્રષેશી હોએ તે અમોને સુધિ. શ્રાદપશુને વેશે યજ્ઞ કર્વુ. માંશ હોમ્યું. રતુવંતી અસત્રિને ઘરમાં ન રાખવિ. તેને શાંભસેઈ નહિ જોઈએ. પ્રષેશા વના ગુથ નહિ થાએ. તે અસત્રિ ભરતારની શુધિ હોએ. એવા આચાર રૂઆ ધરમનો દિનપ્રતે મૂહેત લગિ રાખવો ( =રાખવો ). તેવા અમો પારસિ છૌ. ]

જેઓ વેશ્યા સ્ત્રી સાથે સંગ કરતા નથી. પિતૃઓનું પવિત્ર શ્રાદ્ધ કરે છે, અગ્નિમાં હોમે છે, યજ્ઞ સિવાય માંસ ખાતા નથી, જેમનામાં ઋતુમતી સ્ત્રી પૃથ્વી ઉપર સુએ છે, અને વિધવા સ્ત્રીથી વિવાહમાં લગ્નશુદ્ધિ મનાતી નથી, એવો જેમનો હમેશનો આચાર છે તેવા અમે પારસીઓ છીએ.

૧૧

चत्वारिंशद्दिनानि प्रचरति न वधूः पाककार्ये प्रसूता
मौनाद्यस्वल्पनिद्रा जपनविधिरता स्नानसूर्यार्चनेषु।
ध्यायंते चैव नित्यं मरुदनलधरातोयचंद्रार्कयज्दान्
येषां वर्णे विदीनाः[1] सततमभियतास्ते वयं पारसीकाः॥

[ ચિઆર દાહાડાની સાત દહાડાની રતુવંતી હોએ. દેહે પાક કીધાવન કાંઈ કારજ નહીં કરિ....મંનમાં હિ મૌન રાખિને અને થોડી નીદરા કરી. મનમાંહી જપના રાખિ. સનાનં કીધા વનાં સુરંજ નહિ જોવો. અગનિને વાયુને જલને ચંદ્રમાને સુયે નેત્ય એ થકી શરીર દુર રાખવું. એવા પારસીના રૂડા ધર્મ શરવને જાણવેરૂ. તેવા અમો પારસી છૌ. ]

જેમનામાં વધૂ પ્રસવ પછી ૪૦ દિવસ સુધી રાંધવાનું કામ કરતી નથી, જેઓ અલ્પ નિદ્રાવાળા હોઈ જપના વિધિમાં અને સ્નાન અને સૂર્યના અર્ચનમાં રત હોઇ વાયુ, અગ્નિ, પૃથ્વી, જલ, ચંદ્ર, સૂર્ય અને ચન્દનું ધ્યાન કરે છે અને જેમના વર્ણમાં આવા નિયમો કરેલા છે તેવા અમે પારસીઓ છીએ.

૧૨

पानीयं व्योम चंद्रं हुतवहमनिलं भूमिमादित्यमेवं
श्रीहोर्मिज्दं च दातारमचलमपरं चेतसा चिन्तयन्ति।
नित्यं ये न्यासपाठं विदधति जयदं धर्मदं कामदं च
आहारे मौनमादौ तनुशुचिकरणे ते वयं पारसीकाः॥

---

૧ આ શબ્દ શંકા પડતો છે.

[ પાંનીને આકાશને ચંદ્રમાને આગનીને વાયુને ભૂમિને સૂર્યને પ્રથમ એને માનૂં. શ્રી હોર્મિજદ દાતાને અચલ ને અમર તેને નિત્ય ચિતવું છું. તેને નિયાસ્તે કરિ ઈઅસ્તે કરિ વંદિદાદ એવે ભણવે કરિ આરાધુય. તે થકી અમોને અજયઃ હોએ. ધર્મે કરી ગાઇને પુજુ છું. ષાતાં (=ખાતાં) બોલવું નહિ. તિણિ કરિ અનતંન પવિત્ર કર્યું. તેવા અમો પારસિ છૌ. ]

જેઓ પાણી, આકાશ, ચંદ્ર, અગ્નિ, વાયુ, ભૂમિ, આદિત્ય અને અચલ અને જેનાથી કોઇ પર નથી એવા શ્રી હોર્મિજદ દાતારનું ચિત્તથી ધ્યાન ધરે છે; જેઓ જપ અને ધર્મ અને કામ આપનાર ન્યાસનો હમેશ પાઠ કરે છે, અને આહાર અને સ્નાન સમયે મૌન પાળે છે એવા અમે પારસીઓ છીએ.

૧૩

ऊर्णामय्यां धृतायामतिफलबहुलां जान्हवीस्नानतुल्यां
येषां नित्यं नराणां घनगुणरचितां हेमवर्णां च रम्यां ।
योगाकारां विशालां गुरुजनवचनैर्मेखलां धारयंति
शास्त्रोक्तैः श्रोणिदेशेऽरुतकवचमिदं ते वयं पारसीकाः ॥

[ ઉનની કુસ્તી બાંધીએય. તેનો ગાંઠ શાપના મૂખ સરષુ પડે છે. અતિશે ઘણું ફલ તેનૂ હોએ. તુલ્ય સ્નાન અમોને કુસ્તી બાંધઆથી હોએ. નિત્ય અહમોને પાપકી નરાલા રાખે. કુસ્તી બાંધ્યાથી ઘણો ગુન એનો હુઈ. કુસ્તીની શોવન શરીષી વર્ણુ છિ. જેવા સરષ સરજી તે વારની છે (?). ગુરૂને વચને કરી સાશલ માફેક નત્તરોત્ કરે તે વાર સદ્રો પેહેરે. તે ઉપરિ બાંધવી. તેવા અમો પારસી છૌ. ]

જેને નિત્ય ધારણ કરવાથી ગંગામાં ન્હાયા જેવું ઘણું ફલ મળે છે એવી, ઊનની, ઘણા દોરાની બનાવેલી, સોનાના જેવી વર્ણવાળી, રમ્ય, યોગાકારા, વિશાલ, મેખલાને ગુરુનાં વચન સાથે, શાસ્ત્રનાં વચનો પ્રમાણે, કેડ ઉપર કવચની માફક જેઓ ધારણ કરે છે તે અમે પારસીઓ છીએ.

૧૪

प्रायश्चित्तं पवित्रं पशुमति सहसा हंति चेत्पंचगव्यं
गोमूत्रं स्नानपूर्वं घनतरदिवसैः शुद्धिरेवं मनोज्ञा ।
नित्यं नित्यं गुरूणां सुवचनकरणं कल्मषक्षालनार्थं
येषामाचार एवं प्रतिदिनमुदितास्ते वयं पारसीकाः ॥

[ પાપ થકી પવિત્ર થાય, એવાં પ્રકારનાં પશુ બાહરનૂ અંતર્નુ સનાન તેનું કરવું. નિસ ગાઇનાં મૂત્રનું સ્નાન પિહિલું નિત્યં ઘણાં દિવસ જે તિણિ કરે તુ મન શુધ થાએ. ગુરનાં જે રૂડા વચન તે નિસ કરવી. તેણે કરી પાપને ફેડૂં. ધરમ આચાર દિન અમોને કરવું. તેવા અમો પારસી છૌ. ]

જેઓ પશુને અજાણતાં મારે છે ત્યારે પણ પંચગવ્ય અને ગોમૂત્ર વડે સ્નાન કરીને પવિત્ર પ્રાયશ્ચિત્ત કરીને ઘણે દિવસે જેમની સુંદર શુદ્ધિ થાય છે, જેઓ પાપ ધોવાને માટે

ગુરુનાં સુવચનો નિત્ય નિત્ય કરે છે, જેમનો હમેશનો આચાર આવડે છે તે અમે પારસીઓ છીએ.

૧૫

पूर्वाचार्यप्रबंधे विरचितरुचिरे मोक्षमार्गप्रदातैः
संस्कारैः संस्थितानां विकसितविधिना कथ्यते व्योम दावें ।
सर्वेषां च त्रयाणां दहनवसुमती भास्कराणां च पूजा
शुद्धे रम्या य एवं प्रगदितमहिमास्ते वयं पारसीकाः ॥

[ પુરવના જે આચારી તેણે બાંધ્યાં. જે એવા પુસ્તક તેમાં સંસ્કાર રૂડા છિ. એવા મોક્ષમાર્ગ ન આપે. કવિ જે તેણે વિકાસ જે કહેઆ મારગ સરવને એ માર્ગથકી સ્વર્ગ પ્રાપ્તિ થાયઃ ત્રણ પ્રકારનાં જે પાપની મતં તેને બાલ, એવો રૂડો ધર્મ પારસીની સરવ તે પુષક્ષાત ( ? ) કરિને કરવું. તેવા અમો પારસી છૌ. ]

જેમનામાં એમ કહેવાય છે કે પ્રકટ કરેલા વિધિ વડે પૂર્વાચાર્યોએ પ્રબન્ધ કરેલા સુંદર રચનાવાળા, મોક્ષ માર્ગ દેનારા, સંસ્કારમાં રહેલા પુરુષોને ઉદાર સ્વર્ગ મળે છે; અગ્નિ પૃથ્વી અને સૂર્ય એ ત્રણેયની જે સર્વ પૂજા કરે છે, અને શુદ્ધિથી જેઓ રમ્ય છે—એવો જેનો મહિમા કહેલો છે એવા અમે પારસીઓ છીએ.

૧૬

श्री होर्मिन्दमुखं सकलविजयकृत्पुत्रपौत्रादि वृध्यै
दाता श्री आतशोयं स भवतु भवतां पापनाशाय नित्यं ।
श्री सूर्यः स्वानुकूलो बहुतरफलदा न्यासजाप्याय पंच
हे सर्वे पारसीका असुरविजयिनो यांतु मान्यं च नित्यं ॥

[ શ્રી હોમિજદ જે મુખ તે સર્વનેં જીતનું કરણાહર. પુત્રનું ધનું આપનાઈ. નીત્ય શ્રી આતસ પાપ જે તેને નાસનું કરતા હર ને ગાગીધ તે આપે. સુર્યની ચંદ્રમાંની આતસની પાંણીની ભુમિની એવાં પાંચની ભક્તી પ્રથમ પારસીને કરવી. અમારાં અંજર્મનનિ સદા જીતવું હોઐ. ]

સ્વત ૧૮૭૪ માગસર સુદિ ૨) ને બુધે શાકે ૧૭૪૦ રોજ શ્રી મુબારક અમેરદાદ એ દંનકેં પુસ્તકં લખેતં, એરવદ જમશદે એરવદ માણેકજી રૂસ્તમજી તે **पुस्तेकं पारसिक्षातियं धमच शोडस सलोकं घर्ते संमपुर्नं कर्तु.** ]

શ્રી હોર્મિન્દનું મુખ સકલ વિજય કરનારૂં થાઓ અને પુત્રપૌત્રની વૃદ્ધિ કરો, આ દાનવીર શ્રી આતશ હમેશાં આપના પાપનો નાશ કરો. શ્રી સૂર્ય અને પાંચ તત્ત્વો તમને અનુકૂલ થાઓ, ન્યાસના જાપ તમને બહુ ફલ આપનારા થાઓ. હે સર્વે પારસીઓ તમે અસુરના વિજયી થાઓ અને હમેશાં માન પામો.

# ભાવિ કલાનું સ્વરૂપ

[ ટૉલ્સ્ટૉયે પોતાના સાહિત્ય અને કલા વિષેના બધા વિચારો જે ગ્રંથમાં આપ્યા છે તે 'કલા એટલે શું?' માંથી આખા પુસ્તકના સારરૂપ પ્રકરણનો અનુવાદ નીચે આપ્યો છે. કલા જેવા લલિત વિષયને વિષે આવા વિચારો કેટલાકને સ્થૂલ, અણઘડ, તરંગી અથવા કાલગ્રસ્ત લાગે તો નવાઈ નથી. ટૉલ્સ્ટૉયનું પુસ્તક યુરોપમાં પ્રસિદ્ધ થયું ત્યારે ત્યાં પણ કલાના ઉપાસકો અને ભોક્તાઓમાં હાહાકાર મચેલો. આ વિચારો આપણને ગમે એટલા અગવડ ભરેલા લાગે, પણ જે મનોવૃત્તિમાંથી તે ઉદ્‌ભવ્યા છે તે મનોવૃત્તિ જાણ્યા પછી જણાશે કે ઉપરના એકે આક્ષેપને પાત્ર આ વિચારો નથી. ટૉલ્સ્ટૉયે પોતે બીજે એક ઠેકાણે લખ્યું છેઃ

"ખેડૂતવર્ગનું ગ્રામીણ જીવન, તેમનાં ઘર, ખોરાક, પોશાક, રીતભાત વ૰ ની સાદાઈ–એ બધું જેને હું પહેલાં નઠારૂં અને હલકું ગણતો તે જ બધું હવે મારી નજરે સુંદર અને મહાન દેખાવા લાગ્યું છે. હવે, જે વસ્તુ મને બાહ્ય દેખાવમાં બીજા લોકોથી ચઢિયાતો બનાવતી હોય, અથવા જે મને તેમનાથી અળગો કરતી હોય તે વસ્તુમાં હું ભાગ નથી લઈ શકતો. સૌને માણસ તરીકેનો જે એકમાત્ર હલકાબ કે અધિકાર છે તે ઉપરાંતનો કંઈ પણ હક, દરજ્જો કે લાયકાત નથી હું પોતે ભોગવતો, નથી કોઈ બીજાનો કબૂલ રાખતો. હું કીર્તિ અને પ્રશંસા શોધતો નથી. બીજા માણસોથી મને અળગો પાડે એવી સંસ્કારિતા પ્રાપ્ત કરવાનો વિચાર મને ગમતો નથી. મારા આખા જીવનમાં—મારા ઘરમાં, મારા ખોરાકમાં, મારા પહેરવેશમાં, દુનિયા જોડેના મારા વ્યવહારમાં, મનુષ્યજાતિના મોટા ભાગથી અળગો પડવાને બદલે હું તેની તરફ વધારે ને વધારે ખેંચાઉં એવો પ્રયાસ કર્યા વિના મારાથી રહેવાતું જ નથી."

આ સર્વોદયનો ધર્મ એ ટૉલ્સ્ટૉયના કલા વિષયક વિચારોની બલ્કે તેમના સમગ્ર જીવનની ચાવી છે. ગાંધીજી પાસેથી પણ આપણે આ જ જાતના વિચારો નથી સાંભળતા? સર્વોદયનો આદર્શ ધરાવનાર જે વસ્તુ ગરીબમાં ગરીબ માણસને ન મળે તે પોતાને ન ખપે એવું કઠણ વ્રત ધારણ કરનાર એ જીવનવ્યાપી આદર્શને કલાના ક્ષેત્રમાં પણ દાખલ કરે તો ટૉલ્સ્ટૉયે કહ્યું છે એથી બીજું શું કહી શકે? આ વિચારો પાછળ ટૉલ્સ્ટૉયના આખા જીવનનું મનોમંથન છે, તેમની ઉત્કટ તપસ્યા છે, અને જગતની સર્વોચ્ચ કલાકૃતિઓના અવલોકન અને સેવનમાંથી નીપજતી આર્ષદૃષ્ટિ છે. એટલું ધ્યાનમાં રાખીને આ વિચારો વાંચવાની જરૂર છે.

—ચંદ્રશંકર શુક્લ ]

જે લોકો ભાવિ કલા વિષે બોલે છે તેઓ માને છે કે આજે જે કલા ઉત્તમ કોટિની મનાય છે તેમાંથી જ કાળે કરીને એક વિશિષ્ટ, સંસ્કારી, નવીન કલાનો વિકાસ થવાનો છે. પણ ખરૂં જોતાં ભવિષ્યમાં એવી નવી કલા નીપજવી અશક્ય છે, અને નીપજવાની

છે પણ નહિ. આપણા ઉચ્ચ વર્ગોની એકલપેટી કલાને આગળનો રસ્તો જડતો નથી. જે રસ્તે તે ચાલી આવી છે તે રસ્તે આગળ વધાય એવું છે જ નહિ. કલાનો જે ખરો આદર્શ (કે કલાએ ધર્મવૃત્તિને જ અનુસરવું જોઇએ) તેનો ત્યાગ કર્યો પછી આ કલા વધારે ને વધારે સ્વાર્થી બનતી ગઈ છે, વધારે ને વધારે ભ્રષ્ટ થતી ગઇ છે, અને હવે તેને આગળ પગલું માંડવાની જગા રહી નથી. ભવિષ્યની કલા—જે કલ્પનામાં નહિ રહેતાં ખરેખર અસ્તિત્વમાં આવવાની છે—આજની કલાના વિસ્તાર રૂપ નહિ હોય. ભાવિ કલા તદ્દન જુદા, નવા જ પાયા પર રચાયેલી હશે. આજની ઉચ્ચ વર્ગોની કલા જે મૂળતત્ત્વોને આધારે ચાલે છે તે મૂળતત્ત્વો જોડે ભાવિ કલાને કશો સંબંધ નહિ હોય.

ભાવિ કલા એ આજની જેમ ધનિક વર્ગોના મૂઠીભર લોકો સમજી શકે એવી ભાવનાઓનું જ પ્રતિબિંબ નહિ હોય. પણ એ કલાએ આધુનિક પ્રજાની ઊંચામાં ઊંચી ધર્મવૃત્તિનો સાક્ષાત્કાર કર્યો હશે. મનુષ્યોને ભ્રાતૃભાવની એકતા તરફ આકર્ષે એવી ભાવનાઓ અથવા સમસ્ત માનવજાતિને એક કરી શકે એવી સાર્વભૌમ ભાવનાઓનું પ્રતિબિંબ જે કૃતિઓમાં હશે તે જ કલાકૃતિઓ ગણાશે. એવી જ કલાને નોખી પાડી પસંદ કરવામાં આવશે, તેને સમાજમાં પ્રવેશ આપવામાં આવશે, તેનો જ સ્વીકાર અને પ્રચાર કરવામાં આવશે. પણ મનુષ્યજાતિએ જેને અજમાવીને ફેંકી દીધાં છે એવાં કાલગ્રસ્ત ધર્મતત્ત્વોમાંથી ઉદ્‌ભવતી ભાવનાઓને વ્યક્ત કરનારી કલા—એટલે કે સાંપ્રદાયિક, સંકુચિત દેશાભિમાનની અને શૃંગારિક કલા, જે વહેમ, અભિમાન, ગુમાન, સૈનિક પૂજા જેવા ભાવોને વ્યક્ત કરે છે, અથવા જે કલાઓ સંકુચિત રાષ્ટ્રપ્રેમને કે વિષયવાસનાને જાગૃત કરે છે—તે બધી ખરાબ, હાનિકારક કલા ગણાશે, અને લોકમત એનો તિરસ્કાર કરી તેને ફેંકી દેશે. બાકીની કલામાંથી જેટલી ગણ્યા ગાંઠ્યા જ માણસો સમજી શકે એવી ભાવનાઓ વ્યક્ત કરનારી હશે તેવી કલા કશા લેખામાં ગણાશે નહિ, અને તેનો તિરસ્કાર પણ નહિ થાય તેમ સ્વીકાર પણ નહિ થાય. વળી આજની પેઠે કલાની કદર અને વિવેચન કરનાર ધનિક માણસોનો એક જુદો વર્ગ જ નહિ હોય, પણ આખી પ્રજા કલાનું વિવેચન અને કદર કરતી થશે. તેથી કોઇ પણ કલાકૃતિ સારી ગણાઇ તેનો સ્વીકાર અને પ્રચાર ત્યારે જ થશે જ્યારે તે મોટેભાગે અસ્વાભાવિક જીવન ગાળનાર મૂઠીભર માણસોને નહિ પણ મજૂરીની સ્વાભાવિક સ્થિતિમાં રહેનાર જનસમૂહને સંતોષ આપી શકશે.

અને કલાકારો—એટલે કે કલાના સ્રષ્ટાઓ આજની જેમ પ્રજાના એક નાના વર્ગમાંથી વીણી કાઢેલા—ધનિક વર્ગના કે તેમને આશ્રયે રહેલા મૂઠીભર લોકો નહિ હોય, પણ સમસ્ત પ્રજામાંથી જે બુદ્ધિશાળી લોકો કલાના ક્ષેત્રમાં પોતાની શક્તિ અને વલણ બતાવી આપશે તે કલાકારો બની શકશે.

ભવિષ્યમાં કલાની પ્રવૃત્તિ સૌને માટે ખુલ્લી રહેશે. આ પ્રવૃત્તિ સૌને માટે ખુલ્લી રહેશે એનાં ત્રણ કારણો છે. એક તો, આજની કલાકૃતિઓને વિરૂપ કરનારું જે અટપટું શાસ્ત્ર છે, અને જેની પાછળ શક્તિ અને સમયનો ભારે વ્યય થાય છે, તે ભાવિ કલામાં જરૂરનું નહિ ગણાય; એટલું જ નહિ પણ ઊલટું સ્પષ્ટતા, સાદાઈ અને સંક્ષિપ્તતા એ કલાના ગુણો મનાશે. આ ગુણો મેળવવા માટે શાસ્ત્રજ્ઞાનની જરૂર નથી પડતી, પણ અભિરુચિ કેળવવી પડે છે. કલાની પ્રવૃત્તિ આખા જનસમૂહને માટે ખુલ્લી થશે એવું બીજું

કારણ એ કે આજે થોડા જ માણસોને ભણાવી શકે એવી જે ખાસ ધંધાદારી નિશાળો છે, તેને બદલે બધા માણસોને પ્રજાકીય પ્રાથમિક નિશાળોનાં લેખન વાચનની સાથે સાથે જ સંગીત અને ચિત્રકલા (ગાયન અને આલેખન) શીખવવામાં આવશે. એટલે ચિત્રકલા અને સંગીતવિદ્યાનાં મૂળતત્ત્વોનું આટલું જ્ઞાન મેળવ્યા પછી જે જે માણસને કોઈ પણ કલા વિષે પોતાની શક્તિ અને અભિરુચિ જણાશે તેને તે તે કલામાં સંપૂર્ણતા મેળવવાની તક મળશે. અને ત્રીજું, આજે ખોટી કલા પાછળ જે શક્તિ વેડફાઈ રહી છે તેનો સદ્વ્યય જનસમૂહમાં સાચી કલા ફેલાવવામાં થશે.

લોકો માને છે કે જો કલા માટે ખાસ નિશાળો નહિ રહે તો કલાનું શાસ્ત્રીય જ્ઞાન નબળું પડશે. આજે જેને કલાનું વિશિષ્ટ લક્ષણ માનવામાં આવે છે એવી કલાની આંટીઘુંટીઓને જો શાસ્ત્રીય જ્ઞાન કહેવામાં આવતું હોય તો તે જરૂર નબળું પડશે. પણ જો વિશદતા, સુંદરતા અને સાદાઇ—એટલે કે કલાકૃતિની સુઘડના—એ જો કલાનું શાસ્ત્ર ગણાતું હોય તો તે નબળું નહિ પડે, (એ તો આપણે લોકકલા પરથી પણ જોઇ શકીએ છીએ.) પણ ઊલટું સોગણું સુધરશે; પછી ભલેને કલાના શિક્ષણ માટે ખાસ નિશાળો ન હોય, અથવા પ્રજાકીય નિશાળોમાં પણ આલેખન અને સંગીત ન શીખવાતાં હોય. આ શાસ્ત્ર સંપૂર્ણ બનશે એનું કારણ એ કે આજે જે પ્રતિભાશાળી કલાકારો જનસમાજમાં છૂપા પડેલા છે તે બહાર આવી કલાના ક્ષેત્રમાં ભાગ લેતા થશે. તેમને આજની જેમ અટપટા શાસ્ત્રીય શિક્ષણની જરૂર નહિ રહે. અને તેમની આંખ આગળ સાચી કલાના નમૂના—સાચી કલાના નવા નમૂના તો પડેલા જ હશે. કલાકારોને માટે આ નમૂના એ જ શાસ્ત્રજ્ઞાનની ઉત્તમ નિશાળ હમેશાં થતા આવ્યા છે તેમ થઇ પડશે. અત્યારે પણ દરેક સાચો કલાકાર નિશાળમાં અભ્યાસ નથી કરતો, પણ જીવનનો અભ્યાસ કરે છે, મહાન કલાકારોની આદર્શ કૃતિઓનું ધ્યાન ધરે છે. પણ જ્યારે આખી પ્રજાના સૌથી પ્રતિભાશાળી લોકો કલાના ક્ષેત્રમાં ઉતરશે, અને કલાકૃતિના નમૂના વધતા જશે અને એ નમૂના લોકોને સહેલાઇથી જોવા મળી શકશે, ત્યારે ભાવિ કલાકારને શાળાનું શિક્ષણ ન મળવાથી નુકસાન નહિ થાય. સમાજમાં ફેલાયેલા સુંદર કલાના સંખ્યાબંધ નમૂનાઓ કલાકારને જે શિક્ષણ આપશે તેથી શાળાશિક્ષણની ખોટનો સોગણો બદલો મળી રહેશે.

ભાવિ કલા અને આજની કલા વચ્ચે એક ભેદ તો આ હશે. બીજો ભેદ આ હશે: ભાવિ કલાના સર્જક કલાકારો ધંધાદારી નહિ હોય, એટલે કે પોતાની કલાનું પારિતોષિક લેનારા અને પોતાની કલાની બહાર દુનિયા તરફ નજર સરખી ન કરનારા એવા નહિ હોય. ભાવિ કલાની નિર્મિતિમાં સમાજના સૌ માણસો ભાગ લઇ શકશે, અને જ્યારે જ્યારે તેમનું મન આ પ્રવૃત્તિ તરફ વળશે ત્યારે ત્યારે જ તેઓ એ કામ કરી લેશે.

આપણા સમાજમાં લોકો માને છે કે કલાકારને પોતાના ભરણપોષણની ચિંતા કરવી ન પડે તો તે સારું કામ કરી શકે. આ અભિપ્રાય વળી સાબીત કરે છે—જો હજુ યે સાબીતીની જરૂર રહી હોય તો—કે આપણે જેને કલા ગણીએ છીએ તે કલા નથી, પણ કલાનો ભાસ માત્ર છે. જોડા કે રોટી બનાવવામાં શ્રમવિભાગ બહુ લાભદાયક છે એ સાચું. મોચી કે ભઠિયારાને જો પોતાની રસોઇ રાંધવી ન પડતી હોય કે લાકડાં ફાડી લાવવાં ન પડતાં હોય તો તે વધારે જોડા કે રોટી બનાવી શકે ખરો. પણ કલા એ કંઇ કારીગરી

નથી. કલાકાર પોતે અનુભવેલી લાગણીઓ બીજામાં સંક્રાન્ત કરે તેનું નામ કલા. હવે માણસમાં લાગણી ત્યારે જ ઉદ્ભવે જ્યારે તે સ્વાભાવિક જીવન ગાળાને મનુષ્ય માત્ર અનુભવે છે એવી બધી સ્થિતિમાંથી પસાર થતો હોય. અને તેથી કલાકારોની બધી આર્થિક જરૂરિયાતો પૂરી પાડવી એ તેમની સર્જન શક્તિને માટે ઘાતક વસ્તુ છે. એમ કરવાથી, પોતાનું જીવન તેમ જ અન્યનાં જીવન ટકાવવા અને પોષવા માટે કુદરત સાથે જે લડત માણસ માત્રને ચલાવવી પડે છે તેમાંથી તેઓ છટકી જાય છે. અને તેથી માણસ માત્રને સ્વાભાવિક એવી સૌથી મહત્ત્વની લાગણીઓ અનુભવવાનો સંભવ અને પ્રસંગ તેને પ્રાપ્ત થતા નથી. કલાકાર સામાન્યપણે આપણા સમાજમાં ભોગવે એવી સંપૂર્ણ સલામતી અને સુખચેનની સ્થિતિ જેવી કલાકારની સર્જનશક્તિનો ઘાત કરનારી બીજી સ્થિતિ નથી.

ભવિષ્યનો કલાકાર અન્ય મનુષ્યો જેવું સામાન્ય જીવન ગાળશે; કંઈક મજુરી કરીને તે પોતાની આજીવિકા મેળવી લેશે. એના જીવનમાં જે ઊંચામાં ઊંચી આધ્યાત્મિક શક્તિના ઝબકારા થતા હશે તેનાં ફળ તે વધારેમાં વધારે માણસોને આપવાનો પ્રયત્ન કરશે; કેમકે પોતાના હૃદયમાં ઊઠતી લાગણીઓ વધારેમાં વધારે માણસોમાં ફેલાવવામાં એનો આનંદ અને એની કૃતાર્થતા રહેલાં છે. કલાકાર, જેનો મુખ્ય આનંદ પોતાની કૃતિના બહોળામાં બહોળા પ્રચારમાં રહેલો છે તે પોતાની કૃતિઓ અમુક કિંમત લીધા વિના કેમ નહિ આપતો હોય એ જ, ભવિષ્યનો કલાકાર નહિ સમજી શકે.

કલાના મંદિરમાંથી જ્યાં સુધી વેપારીઓને હાંકી કાઢવામાં નહિ આવે ત્યાં સુધી કલાનું મંદિર એ મંદિર નહિ બને. ભાવિ કલા તેમને હાંકી કાઢ્યા વિના નહિ રહે.

અને તેથી ભાવિ કલાનું મેં કલ્પેલું સ્વરૂપ આજના સ્વરૂપ કરતાં તદ્દન ભિન્ન હશે. ભાવિ કલામાં લોભ, વિષાદ, અતિતૃપ્તિ અને શૃંગારના તમામ પ્રકારો જેવી સ્વાર્થી લાગણીઓનું પ્રતિબિંબ નહિ હોય. કેમકે મનુષ્યમાત્રને માટે ફરજરૂપ એવા શ્રમમાંથી જેઓ બળજોરીથી છૂટી ગયા છે એવા જ લોકો ઉપલી લાગણી સમજી શકે છે, તેમાં રસ લઈ શકે છે. જે માણસ મનુષ્યમાત્રના જેવું સાધારણ જીવન ગાળતો હોય તેણે અનુભવેલી અને આપણા જમાનાની ધર્મવૃત્તિમાંથી ઉદ્ભવેલી લાગણીઓ અથવા મનુષ્ય-માત્રના હૃદયમાં ઉદ્ભવતી લાગણીઓનો સમાવેશ ભાવિ કલામાં થશે.

ભાવિ કલામાં જેનો સમાવેશ થવાનો છે એવી લાગણીઓ આપણા વર્ગના માણસો સમજતા નથી, અથવા કહો કે તેઓ સમજી શકતા નથી ને સમજવાના નથી. તેમને લાગે છે કે પોતે જેની પાછળ પડેલા છે એ સ્વાર્થી કલામાં જે સુંદર અંશો છે તેને મુકાબલે ઉપલી વસ્તુ સાવ નિર્માલ્ય છે. તેઓ માને છે, ' પડોશીપ્રેમની ખ્રિસ્તી ભાવનાને વિષે અમે શી નવી વાત કહી શકીએ? મનુષ્યમાત્રને સમાન એવી ભાવનાઓ અતિશય નજીવી અને એકસૂરી નથી?' પણ ખરું જોતાં તો ખ્રિસ્તી—એટલે કે ધાર્મિક ભાવનાઓ, અને સૌ સમજી શકે એવી ભાવનાઓ જ આપણા જમાનામાં નવી ગણાય એવી છે. આપણા જમાનાની ધર્મવૃત્તિમાંથી ઉદ્ભવતી ભાવનાઓમાં—ખ્રિસ્તી ભાવનાઓમાં પારવિનાની નવીનતા અને વિવિધતા રહેલી છે. આનો અર્થ ઘણા માને છે તેમ એવો નથી કે ઈશુ ખ્રિસ્તની 'અને બાઇબલની વાર્તાઓને કલામય રૂપ આપવું, અથવા એકતા, ભ્રાતૃભાવ,

સમાનતા, સ્નેહ જેવાં ધાર્મિક તત્ત્વોને નવું રૂપ આપી તેની પુનરુક્તિ કરવી. એનો અર્થ તો એ છે કે જીવનની છેક જૂનામાં જૂની, સ્વાભાવિક થઇ પડેલી, અને પૂરેપૂરી પરિચિત થઇ પડેલી ઘટનાઓ તરફ માણસ ધાર્મિક દૃષ્ટિથી જોવા લાગે તે ક્ષણે જ સૌથી નવી, સૌથી અણધારી અને સૌથી હૃદયસ્પર્શી ભાવનાઓ હૃદયમાં જાગૃત કરવાની શક્તિ એ ઘટનાઓમાં છે.

પતિપત્નીનો સંબંધ, માબાપનો બાળકો જોડેનો સંબંધ, બાળકોનો માબાપ જોડેનો સંબંધ, મનુષ્યનો પોતાના દેશભાઇઓ જોડેનો તથા પરદેશીઓ જોડેનો સંબંધ, તેમજ હુમલો, બચાવ, માલમિલકત, જમીન, જનાવરો જોડેનો સંબંધ—આના કરતાં જૂના સંબંધો કયા હોઈ શકે? છતાં જે ક્ષણે માણસ આ સંબંધોનો ધાર્મિક દૃષ્ટિએ વિચાર કરવા માંડે કે તરત જ તેના હૃદયમાં અનંત વિવિધતાવાળી, તદ્દન નવી, સાવ અટપટી અને સૌથી હૃદયસ્પર્શી ભાવનાઓ જાગૃત થાય છે.

એટલે, સાદામાં સાદી અને સૌ સમજી શકે એવી લાગણીઓ પ્રગટ કરનારી ભાવિ કલાનું ક્ષેત્ર સંકુચિત નથી થતું પણ વિસ્તૃત થાય છે. આપણી જૂની કલામાં એક અમુક સ્વાર્થી સ્થિતિના માણસો અનુભવી શકે એવી લાગણીઓ જ કલા દ્વારા પ્રગટ થવાને લાયક ગણાતી. અને એ પણ મોટા ભાગના માણસો સમજી ન શકે એવી અતિશય સંસ્કારી શૈલીમાં પ્રગટ કરવી પડતી. પણ પ્રજાનાં બાળકોની કલા—ટુચકા, કહેવતો, ઊખાણાં, ગીતો, નાચ, બાળકોની રમતો, રમૂજી અનુકરણો—નો આખો વિશાળ પ્રદેશ કલાનો વિષય થવાને નાલાયક ગણાતો.

ભવિષ્યનો કલાકાર સમજશે કે થોડાક પૈસાદાર લોકોને થોડોક વખત રીઝવે અને પછી હમેશને માટે ભૂલાઈ જાય એવી નવલકથા, ગીત કે ચિત્ર રચવા કરતાં લોકોના હૃદયને સ્પર્શ કરી શકે એવી નાનકડી બાળવાર્તા કે ગીત રચવું, અથવા લોકોને રમૂજ પડે એવો કોયડો કે ઊખાણું બનાવવું, લોકો હસે એવી મજાક કરવી, અને માણસોની પેઢી દર પેઢીને, લાખો બાળકોને તેમ જ મોટેરાંને આનંદ આપે એવું ચિત્ર દોરવું એ અનંતગણું મહત્ત્વનું અને ફળદાયી છે. માણસમાત્ર સમજી શકે એવી આ સાદી લાગણીઓવાળી કલાનો પ્રદેશ વિશાળ છે, છતાં લગભગ અસ્પૃષ્ટ રહ્યો છે.

આ રીતે ભાવિ કલાનું ક્ષેત્ર સંકુચિત નહિ થાય, એટલું જ નહિ પણ ઊલટું અનંતગણું સમૃદ્ધ થશે. એ જ પ્રમાણે ભાવિ કલાનું સ્વરૂપ કલાના આજના સ્વરૂપ કરતાં ઉતરતું નહિ થાય, પણ અનંતગણું ઊંચું થશે. ઊંચુ એટલે સંસ્કારી અને અટપટી શાસ્ત્રીયતાવાળું એ અર્થમાં નહિ; પણ જે લાગણી કલાકારે અનુભવી છે અને જે તે બીજાને જણાવવા ઇચ્છે છે તે લાગણી સંક્ષેપ, સાદાઈ અને સ્પષ્ટતાથી, તેમજ નકામા આડંબર વિના વ્યક્ત કરવાની શક્તિ જેનામાં છે તે ઊંચું, એ અર્થમાં.

મને યાદ છે એકવાર એક પ્રખ્યાત ખગોળવેત્તા આકાશગંગાના તારાઓના 'સ્પેક્ટ્રમ એનેલિસિસ' ઉપર ભાષણ આપતો હતો તેને મેં કહ્યું: 'તમારી પાસે આટલું જ્ઞાન છે અને ભાષણ કરવાની આટલી શક્તિ છે, ત્યારે તમે વિશ્વરચનાના વિષય પર, પૃથ્વીની સૌથી મહત્ત્વની ગતિઓ વિષે જાહેર ભાષણ આપો તો કેવું સારું! આકાશગંગાના તારાના સ્પેક્ટ્રમ એનેલિસિસ વિષેનાં તમારાં આ ભાષણો સાંભળનારમાં ઘણા લોકો—ખાસ કરીને

કેટલીક સ્ત્રીઓ એવી છે જેમને દિવસ અને રાત, શિયાળો અને ઊનાળો કેમ થાય છે એની પણ બરોબર ખબર નથી!' પેલો હોશિયાર ખગોળવેત્તા જરા હસ્યો અને કહ્યું: 'હા, એ સારું થાય ખરું, પણ એ બહુ અઘરું છે. આકાશગંગાના સ્પેક્ટ્રમ ઍનેલિસિસ પર ભાષણ આપવું બહુ સહેલું છે."

આ વાત કલાને વિષે પણ સાચી છે. કલીઓપેટ્રાના જમાના વિષે છંદબદ્ધ કાવ્ય લખવું, અથવા નીરોને રોમ બાળતો ચિતરવો, અથવા બ્રેહ્મ્સ અને રીચર્ડ સ્ટ્રૅાસના જેવું એકાદ ગાયન બનાવવું, અથવા વૅગનરના ભાવનું ઑપેરાનું ગીત રચવું એ સહેલું છે. પણ એક સાદી વાર્તા કશા નકામા આડંબર વિના, છતાં કહેનારનો ભાવ પૂરેપૂરો આવી જાય એવી રીતે કહેવી, અથવા જોનારના હૃદયને હલાવે અને તેને આનંદ આપે એવું ચિત્ર દોરવું, અથવા ભાવને પૂરો વ્યક્ત કરે અને સાંભળનારની જીભ પર ચોંટી જાય એવી સાદી, સ્પષ્ટ અર્થવાળી કવિતાની ચાર કડીઓ લખવી, એ એટલું સહેલું નથી.

આપણા જમાનાના કલાકારો કહે છે: 'આપણી આટલી પ્રગતિ થયા પછી દુનિયાની શરૂઆતની સ્થિતિ પર પાછા જવું અશક્ય છે. હવે ન્યાયી યૂસફના જેવી અથવા ઑડીસી જેવી વાર્તાઓ લખવી, મીલોની વીનસના જેવી મૂર્તિઓ ઘડવી, અથવા રાષ્ટ્રગીતો જેવાં ગાયનો બનાવવાં અમારે માટે અશક્ય છે.'

હા, આ વસ્તુ આપણા જમાનાના કલાકારો માટે જરૂર અશક્ય છે, પણ ભવિષ્યના કલાકારો માટે અશક્ય નથી. ભવિષ્યનો કલાકાર સાચી કલાનો અભાવ ઢાંકનાર શાસ્ત્રીય સંપૂર્ણતારૂપી ભ્રષ્ટતાને ઓળખશે નહિ. તે ધંધાદારી કલાકાર નહિ હોય, અને પોતાની કલાના પૈસા નહિ કરતો હોય, તેથી તેને જ્યારે અંદરથી ન રોકાય એવી ઊર્મિ આવશે ત્યારે જ તે કલાની પ્રતિકૃતિ તૈયાર કરશે.

આજે જેને કલા ગણવામાં આવે છે તેના અને ભાવિ કલાના આંતર તેમજ બાહ્ય સ્વરૂપમાં આવો જમીનઆસમાનનો ફરક હશે. જે ભાવનાઓ મનુષ્યોને એકતા તરફ દોરતી હશે અથવા આજે એક કરતી હશે તેને જ ભાવિ કલાના અંતરંગમાં સ્થાન મળી શકશે; અને કલાનું બાહ્ય સ્વરૂપ સૌને માટે સુલભ અને સમજાય એવું હશે. અને તેથી ભવિષ્યમાં સંપૂર્ણતાનો આદર્શ ભાવનાને થોડા જ માણસને સમજાય એવી સંકુચિત બનાવવાનો નહિ હોય, પણ તેને સાર્વભૌમ બનાવવાનો હશે; આજની જેમ કલાના બાહ્ય સ્વરૂપનાં વિસ્તાર, અસ્પષ્ટતા અને અટપટાપણું વધારવાનો નહિ હોય પણ ઊલટું સંક્ષેપ, સ્પષ્ટતા અને શબ્દોની સાદાઇ વધારવાનો હશે. અને જ્યારે કલાનું આવું રૂપાંતર થશે ત્યારે જ તે આજની જેમ લોકોને રાજી રાખી અને ભ્રષ્ટ કરી તેમની સર્વોત્તમ શક્તિને પાયમાલ કરતી અટકશે, અને તેના ખરા કર્તવ્યનું પાલન કરતી થશે. કલા એ ધર્મવૃત્તિને તર્ક અને બુદ્ધિના પ્રદેશમાંથી ખસેડી ભાવનાના—હૃદયના પ્રદેશમાં લઇ જવા માટેનું એક સાધન છે. ધર્મવૃત્તિ મનુષ્યોને જે સંપૂર્ણતા અને એકતાનો આદર્શ બતાવે છે તેની સમીપ મનુષ્યોને આ ભવે જ લઈ જવાં એ કલાનો ધર્મ છે.

# નોંધ

પારસીઓ વિશે લેખો મોકલવાને માટે અમે તે તે લેખકોના આભારી છીએ. પારસીઓ આપણા દેશ અને સમાજના જીવનમાં જે આગળ પડતો ભાગ લે છે તેના પ્રમાણમાં તેમને વિશેની માહિતી આપણને ઘણી ઓછી છે. હજી આ દિશામાં વધારે વિસ્તારવાળા અને ઊંડાણવાળા પ્રયત્નો થવાની જરૂર છે.

આ અંકમાં "દર્શનોના અભ્યાસમાં જાળવવા યોગ્ય મધ્યસ્થતા" નો શ્રીયુત નર્મદાશંકરભાઈનો લેખ છે તે પજુસણને અંગે પંડિત શ્રી. બહેચરદાસજીએ ઉપક્રમ કરેલ વ્યાખ્યાનમાળામાં અપાએલું વ્યાખ્યાન છે. એમણે ગયાં પજુસણમાં એક વ્યાખ્યાનમાળા શરૂ કરી અને તેમાં જુદા જુદા વિદ્વાનોને વ્યાખ્યાનો કરવા નિમંત્રણ આપ્યું. આખી સપ્તાહ જુદા જુદા વિષયો ઉપર મનનીય વ્યાખ્યાનો અપાયાં. વ્યાખ્યાનની જાહેરાત આપેલી નહોતી એટલે શ્રોતાવર્ગ બહુ મોટો નહોતો પણ હતો તેટલો જિજ્ઞાસુ અને સંસ્કારી હતો અને દરેક વિષય ઉપર રસભરી ચર્ચા ચાલેલી હતી.

આપણા બીજા હિન્દુ સંપ્રદાયોને આ પ્રણાલી ગ્રહણ કરવા યોગ્ય છે. આ માસમાં જ શ્રી કૃષ્ણજન્માષ્ટમી ગઈ. તે વખતે હિન્દુઓ એક મહાન સભા ભરે અને તેમાં બીજા સંપ્રદાયો અને અન્ય ધર્મના વિદ્વાનોને કૃષ્ણના જીવન ઉપર જ અથવા બીજા કોઈ ધાર્મિક વિષય ઉપર શા માટે ભાષણો કરવા ન નોતરે? આપણે હિન્દુઓ ધીમે ધીમે સામાજિક ધાર્મિક વિધિઓથી દૂર જતા જઈએ છીએ અને તેથી ધાર્મિક એકતાની ભાવના આપણામાંથી ઘટતી જાય છે. જન્માષ્ટમીએ તો માત્ર ભાષણો જ નહિ પણ રાસ, ગરબા, મલ્લકુસ્તી, નાટક વગેરે સર્વ થઈ શકે કારણ કે કૃષ્ણના જીવનમાં જેમ તત્ત્વજ્ઞાનને સ્થાન હતું તેમ રસિકતા, કાવ્ય, કુસ્તી અને રાજકારણને પણ સ્થાન હતું. હિંદુઓએ તહેવારોને વિશાળ રૂપ આપવું જોઈએ. એ જ હિન્દુઓનો જીવનમાં વિજય છે.



આવતો અંક નાટકઅંક થશે.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૬ આસો : ૧૯૮૪ અંક ૬


## નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં પ્રમુખનું ભાષણ.

---

इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे ।
विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ॥

આપણા ક્રાન્તદર્શી પ્રાચીન સાહિત્યકારોને પ્રણામ કહી પ્રાર્થીએ કે—એ વાણી આપણી હો, કે જેનાં અંગે અંગ તેજે ઘડ્યાં હોય, જે સદા જીવત હોય, અને જે ' આત્માની કલા '—નામ, સુકલિત અંશ, અને તે પણ આત્માનો અંશ—હોય. પાંડિત્ય અને સહૃદયતાના સમન્વયરૂપ, અક્ષર તત્ત્વના મહાન ઉપાસક, કવિ ભવભૂતિનું આ મંગલાચરણ, જે જગતની સર્વ સાહિત્યપરિષદ્‌નું એક સનાતન મંગલાચરણ થવાને યોગ્ય છે, એ જ આપણી આ નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ની પણ મંગલ પ્રાર્થના હો ! આટલી પ્રાર્થના કરી, આજનું કાર્ય આરંભીએ.

સાહિત્યપ્રેમી ભાઈઓ અને બ્હેનો,

૧.

ઉપકારપ્રદર્શન.

આપે મને આ નવમી ગૂજરાતી-સાહિત્ય-પરિષદ્‌માં પ્રમુખપદનું માન આપ્યું છે તે માટે હું આપ સર્વનો અન્તઃકરણથી ઉપકાર માનું છું; ખાસ કરીને એટલા માટે કે આપ મ્હારી ખામીઓ અને મુશ્કેલીઓ જાણો છો, છતાં પણ આપે મ્હારી પસંદગી કરી છે. હું વર્ષમાં ઘણો ભાગ દૂર પ્રાન્તમાં રહું છું, અને તેથી આપણી પ્રિય ગુર્જરભૂમિની સેવા મ્હારાથી થોડી જ બને છે, તથા એની સાહિત્યવિષયક પ્રવૃત્તિ સંબન્ધી પણ હું કાંઈક અજ્ઞાન હોઉં એ સ્વાભાવિક છે. એટલું જ નહિ, પણ ભૂતકાળમાં તેમજ અત્યારે વખતોવખતના

મ્હારા અત્રેના વાસમાં જે કાંઇ મ્હેં જાણ્યું છે, સંગ્રહ્યું છે, વિચાર્યું છે, એને પણ બરાબર ગોઠવી એનો આપની સેવામાં આવે મહાન પ્રસંગે ઉપયોગ કરૂં એટલો સમય હું મેળવી શકયો નથી. તે માટે મ્હારી સર્વ ખામીઓ ઉદારતાથી સહી લેવા આરંભમાં જ હું આપને વિનંતિ કરૂં છું. આવે પ્રસંગે મ્હારા દૂરવાસ માટે મને તીવ્ર ખેદ થાય છે, પરંતુ તેમાં સંતોષનું કાંઇ પણ મિશ્રણ હોય તો તે એટલું જ છે કે ગૂજરાતની પ્રાચીન સીમા જે હું દશ વર્ષ પહેલાં માત્ર પુસ્તકોથી જ જાણતો હતો તેનો હવે મને સાક્ષાત્કાર થયો છે. આપણે 'ગૂજરાત' અને 'બૃહદ્‌ગુજરાત' એવા શબ્દો વાપરીએ છીએ ત્યારે, વર્તમાન ગૂજરાત અને પૂના–કાશી–કલકત્તા–મદ્રાસ–બ્રહ્મદેશ આદિ આપણા ભાઇઓએ હાલમાં કરેલાં નિવાસસ્થાન એવો ભેદ વિવક્ષિત હોય છે. પણ મધ્યકાલીન ગૂજરાતનો ઇતિહાસ જોતાં જણાય છે કે ગૂજરાતની તે સમયની એક સીમા ઉત્તરમાં બહુ દૂર સુધી પહોંચતી. આ વાત ઉપર સ્વર્ગસ્થ ભાષાપંડિત ટેસિટોરીએ પશ્ચિમ રાજસ્થાનની ભાષાના અન્વેષણથી જે પ્રકાશ નાંખ્યો છે તેનું સ્વરૂપ હસ્તામલકવત્ હું હવે જ દેખતો થયો છું. ગુર્જરભૂમિનો પ્રદેશ એક વખતે રાજસ્થાનને અન્તર્ગત કરતો એ વાત, જે સ્થળે 'ગુર્જરત્રા'–શબ્દવાળા શિલાલેખ મળ્યા છે અને એમાં જે સ્થળોનો ઉલ્લેખ છે તેનાથી, અત્યારે સુવિદિત થઇ ચૂકી છે. અને સૌરસેની અપભ્રંશ શૌરસેની પ્રાકૃત અને સંસ્કૃત ભાષા દ્વારા, તથા રાજસ્થાન અને મથુરાની આસપાસના શૂરસેન દેશ દ્વારા, હિન્દીની ભૂમિ સુધી જૂની ગૂજરાતીનો સંબંધ પહોંચે છે એ જોતાં, બહુ દૂર સુધીના ભાગને પ્રાચીન પરિભાષામાં ગૂજરાત જ ગણવો જોઇએ એ સ્પષ્ટ છે. એને આપણે વર્તમાન 'ગૂજરાત' અને 'બૃહદ્‌ગૂજરાત'થી ભિન્ન પાડીને ઓળખાવવા 'મહાગૂજરાત' કહી શકીએ. આપે ઇતિહાસવિભાગના પ્રમુખ તરીકે મ્હારા મિત્ર મહામહોપાધ્યાય પંડિત ગૌરીશંકરજી ઓઝાને સ્વીકાર્યા છે એ આ દૃષ્ટિબિન્દુને અનુરૂપ છે.

**નિવાપાંજલિ.**

નડિયાદની ભાગોળમાં પેસતાંજ કેટલા બધા વિદ્વાનો વિદ્યોત્તેજકો અને સાહિત્યવિલાસી સજ્જનોનાં નામ સ્મરણગોચર થાય છે! દેસાઇશિરોમણિ હરિદાસભાઇની સાક્ષરો ઉપરની પ્રીતિ જાણીતી છે. ઝવેરલાલભાઇ, મનઃસુખરામભાઇ, મણિલાલ, બાળાશંકર, ગોવર્ધનભાઈ, તનસુખભાઈ, દોલતરામ આવી સાક્ષરરત્નમાળ કોઇ પણ એક શહેરમાં મળવી કઠણ છે. તેથી સાક્ષરરત્નોની ખાણ હોવાનું અભિમાન નડિયાદ યથાર્થ રીતે રાખી શકે છે, પછી ભલે એ રત્નોના ઝવેરી બજાર થવાનું સૌભાગ્ય અન્ય શહેરોને પ્રાપ્ત થયું હોય. બીજું, છેલ્લાં બે વર્ષમાં આપણે જે ગુર્જર સાક્ષરરત્નો ગુમાવ્યાં છે એમના વિના પણ આપણી આજની સભામાં ખામી પડે છેઃ સ્વર્ગસ્થ ભાઇ રમણભાઈની સંસ્કારી સાહિત્યસેવા અનુપમ હતી, અને એમની શાન્ત સીધી અને ઝીણી સલાહની ખોટ તો ગુજરાતને પગલે પગલે જણાયાં કરશે. તે સાથે ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ, રતિપતિરામ પંડ્યા, મૂળચંદ તેલીવાળા, સૌ. ચૈતન્યબાળા અને ગજેન્દ્રરાય બુચ જેવા કુમળા છોડ ઉપર પણ ક્રૂર મૃત્યુનો અગ્નિ પડયો એ જોઇ ગૂજરાતના સહુ સાહિત્યરસિક સજ્જનોને તીવ્ર શોક થયા વિના રહેશે નહિ. આવી સ્થિતિમાં કાંઇ પણ આશ્વાસન મળતું હોય તો તે એટલાજ મનનથી અને શ્રદ્ધાથી મળે છે કે—મરણ એ મનનશીલ પ્રાણીને જીવનની સીમા વિસ્તારનારી, બાંધનારી નહિ પણ વિસ્તારનારી, પરમાત્માની મ્હોટામાં મ્હોટી બક્ષીસ છે; અને ઉક્ત સહુ

વડીલો, ભાઈઓ અને બ્હેનો પરલોકને ઝરૂખે બેસીને આ સરસ્વતીસત્ર જુવે છે જ, અને આપણે પણ એમની દૃષ્ટિ અને સમાગમમાં રહીને જ આપણું કર્તવ્ય કરીએ છીએ.

ચરોતરને ધન્યવાદ.

આ પરિષદ ધાર્યા પ્રમાણે, તેમજ ધારા પ્રમાણે, વખતસર મેળવી શકાઈ નહિ તેમાં નડિયાદનો દોષ નથી બલ્કે * વિલમ્બનું કારણ જોતાં નડિયાદ આપણા અભિનન્દનને પાત્ર છે. ગયા વર્ષની રેલમાં અને આ વર્ષના બારડોલી પ્રકરણમાં ચરોતરે અને એના કેન્દ્રભૂત નડિયાદે જે દેશસેવા કરી છે, એમાં ઉત્સાહ પરાક્રમ ધૈર્ય સંયમ બન્ધુસેવા આદિ ઉદાત્ત ગુણોના આવિષ્કારથી ગૂજરાતના જીવનને એણે વધારે તેજસ્વી કર્યું છે, અને જે ઉપાદાનકારણથી સાહિત્ય બને છે એમાં સત્ત્વ પૂરી સાહિત્યપરિષદ્ મેળવવી એના કરતાં જરા પણ ન્યૂન નહિ એવી સાહિત્યસેવા આ બે વર્ષથી ચરોતર બજાવી રહ્યું છે એ સેવા માટે એને ધન્યવાદ હો!

૨

ઉદ્દેશવિચાર.

આ મહાન સંસ્થાના મ્હારા પૂર્વગામી પ્રમુખોએ પ્રમુખપદેથી ગૂજરાતની પ્રાચીન અને અર્વાચીન સાહિત્યસમૃદ્ધિનાં, આપને આંખ ભરીને દર્શન કરાવ્યાં છે, તથા આપણા આગળના કર્તવ્યપથ ઉપર પુષ્કળ પ્રકાશનાં કિરણો નાખ્યાં છે. એમાં મ્હારી ન્હાની દીપિકા નહિ ઉમેરું. સહુ કોઈ જોઈ શકશે કે હવે પરિષદ્નો ઊર્મિકાળ બલ્કે પાંડિત્યકાળ પણ ગયો છે, અને કર્મકાળ—ઊર્મિથી નહિ પણ વિચારથી અને દૃઢતાથી કામ કરવાનો કાળ—આવ્યો છે. પાંડિત્યભર્યાં અનેક વ્યાખ્યાનો થયાં, છતાં આપણે ઇચ્છીએ છીએ તેવો સાહિત્યવિકાસ થયો નથી. તેથી આપણા ભાઈઓ હવે કાંઈક કરવું કરવું એવા વિચાર ઉપર આવ્યા છે. આજકાલ તો વિચારથી કંટાળેલા જગતના જીવનના સર્વ પ્રદેશમાં પ્રભુ પ્રત્યે એ જ પ્રાર્થના થતી સાંભળીએ છીએ

"Knowledge we ask not—knowledge Thou hast lent
But, Lord the will—there lies our bitter need,
Give us to build above the deep intent
The deed the deed"

"The deed the deed"—કાંઈક કરવું, કરવું એ ખરું. પણ કર્મ વિનાનું જ્ઞાન જેમ પાંગળું છે તેમ જ્ઞાન વિનાનું કર્મ આંધળું છે. જ્ઞાનનો અત્યન્ત તિરસ્કાર જીવનના ઇતર પ્રદેશોમાં કદાચ નભે જોકે ત્યાં પણ મને લાગે છે કે ન નભે—પણ આપણા આ મંડળના કાર્યમાં તો તે નિઃસંદેહ ન જ નભે. આપણું તો કર્મ પણ જ્ઞાનથી ભરેલું જ હોઈ શકે, તેમ આપણા કર્મની રૂપરેખા ઉપર અસર કરે એટલું જ્ઞાન, એટલો વિચાર—તો આપણે પહેલો જ કરી લેવો જોઈએ.

સાહિત્યપરિષદ્નું ઉદ્દેશ્ય—એના અસ્તિત્વનું પ્રયોજન શું? લગભગ પચીસ વર્ષ જૂની અને આઠ બેઠકો બેઠી ચૂકેલી એવી આ સંસ્થા માટે આ પ્રશ્ન ઘણાને પ્રથમ દૃષ્ટિએ કાલાતીત યાને અસ્થાને—લાગશે. પણ વસ્તુતઃ જગજૂનું મનુષ્યજીવન જો એના ઉદ્દેશ્યના પ્રશ્નથી આજ પણ મુક્ત નથી, તો આપણી આ બાળ સંસ્થા—જેને કાંઈક ભાંગ્યું-તૂટ્યું બોલતાં આવડ્યું છે પણ ચાલતાં બિલકુલ નથી આવડ્યું અને જેને માટે આપણે ચાલણગાડી કરી છે પણ તેમાં હજુ એને બેસતાં શીખવવાનું બાકી છે—એ બાળ સંસ્થાનો

જીવનઉદ્દેશ વખતો વખત દેશકાલાનુસાર વિચારાતો અને ઘડાતો આવે એ સ્વાભાવિક તેમ જ આવશ્યક છે. એ ઉદ્દેશ સંબન્ધી અપૂર્ણ કે અસ્પષ્ટ વિચાર રહેવાથી આપણા ભાઈઓમાં એના કાર્ય વિષે વારંવાર આ પ્રશ્ન પૂછાયાં કરે છે કે સાહિત્યપરિષદે આજસુધીમાં કર્યું શું ?, અને એ પ્રશ્નમાં હંમેશ જોડાએલું એક પ્રિય વિશેષણ સંભારીએ તો, 'સંગીન' કાર્ય કર્યું શું ? પરિષદ્‌ના ઉદ્દેશ વિષે આપણે જ્યાં સુધી એકમત નહિ થઇએ ત્યાંસુધી એના કાર્ય પરત્વે અશક્ય આશાઓ અને ખોટી કાર્યકલ્પનાઓ બંધાયાં કરશે, અને સામસામા પવનથી આમતેમ ખેંચાતા વહાણની માફક આપણી પરિષદ્ એનો માર્ગ કાપી શકશે નહિ. તે માટે (૧) પ્રથમ તો આપણે એક વાત એ સ્પષ્ટ સમઝી લેવી જોઇએ કે આપણે વખતો વખત શા સારૂ મળીએ છીએ ? સાહિત્યનો ઉત્કર્ષ સાધવા માટે કે સાહિત્યને લોકપ્રિય કરવા માટે ? કે બંને માટે ? બેમાંથી એક અમુક જ એમ ઝટ નિર્ણય કરી એ ઉદ્દેશ સાધવા આપણે તન મન ને ધનથી મચી શકીએ. અને એ ઉદ્દેશમાં જેટલા સાથે રહે તેટલા ખરા, અને ન રહે તેટલા માટે હર્ષ શોકનું કારણ નહિ—એવી આત્મસંતોષની વૃત્તિ રાખી શકીએ. અથવા તો બેમાંથી એકજ નહિ, પણ બંને એમ પણ આપણે નિર્ણય કરી શકીએ. પરંતુ એમ કરવામાં સામસામા કારણથી અસંતોષનો ધૂમાળો અગ્નિ વખતો વખત સળગ્યાં કરવાનો અને આપણા કૂંળા પ્રયત્નને બાળ્યાં કરવાનો સંભવ છે. તે માટે કાર્ય કરવું હોય તો તેની સ્પષ્ટ રૂપરેખા દોરી લેવી જોઇએ. અને તે માટે જે કાંઇ યોજના ઘડવી તથા અમલમાં મૂકવી પડે તે વિષે વિચાર અને નિર્ણય કરી લેવો જોઇએ. આમ કર્યા પછી અસંતોષનું કારણ નહિ રહે, અને રહેશે તો તે એટલું નિયમન કરવા કામ લાગશે કે જેથી વહાણ એક બાજુના ભારથી નમી ન પડે. અને ઉભય તરફ સરખું વજન રહી સમતાથી ચાલે.

(૨) બીજું—કાર્યની રૂપરેખા વિષે કાંઈ વિચાર કરતાં પહેલાં, મતભેદનો એક બીજો વિષય પણ આપણે ચોખ્ખો કરી નાંખવો જોઇએઃ સાહિત્યપરિષદે કેળવવાનું, પોષવાનું, સંવર્ધવાનું સાહિત્ય કયું ? સકલ વાઙ્‌મય, કે એનો એક પ્રદેશ કવિતા—નામ, શબ્દ અર્થ અને રસમાં આવિર્ભૂત થતી આત્માની કલા ? અહીં પણ પાછો બે વચ્ચે વિકલ્પ—બેમાંથી એક પસંદ કરી લેવાનો પ્રસંગ—ઉત્પન્ન થાય છે. પણ તેમ ન કરતાં બેનો સમુચ્ચય—બંનેનો એકસાથે સ્વીકાર—કરીએ તો શું ? પરંતુ એમાંનું બીજું, સંકુચિત અર્થમાં સાહિત્ય યાને કવિતા, એને સાહિત્યપરિષદ્ કેટલે અંશે ઊપજાવી શકે એ પણ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે.

(૩) ત્રીજું—પૂર્વોક્ત કાર્ય માટે સ્થાયી અને સુઘટિત એવી સંસ્થાની જરૂર ? કે પરિષદે પોતે પોતાના વિચાર, મન્ત્રી અને પ્રમુખ દ્વારા, અન્ય સ્થાયી સંસ્થાઓને જણાવી, એની પાસે કામ કરાવવું એ ઠીક ? અહીં પણ બે જુદી જુદી ભાવના સંભવે છેઃ એક 'સદ્યોવધૂ'ની અને બીજી 'બ્રહ્મવાદિની'ની; અર્થાત્ એક મત એવો કે પરિષદે તુરત ગૃહસ્થાશ્રમ માંડવો અને એના કલેશ, કઠણાઇ, અને કર્તવ્યભારથી ડરી ન જતાં, એને સુન્દર રીતે ધીરતાથી અને વીરતાથી ચલાવવો; બીજો મત એવો કે પરિષદે ગૃહસ્થાશ્રમની જંજાળમાં ન પડવું, બ્રહ્મવાદિની રહેવું, અને બ્રહ્મોદ્યના સ્વતન્ત્ર કાર્યમાંજ સર્વ શક્તિ વાપરવી. મને લાગે છે કે પરિષદે પોતાના બંધારણનો કાયદો ઘડયો, પોતાનું મંડળ બાંધ્યું અને ધનપરિગ્રહ કર્યો ત્યારથી એનું સ્વતન્ત્ર છૂટું જીવન પૂરૂં થયું, અને પ્રથમ પક્ષ જ હવે વિચારવાનો રહ્યો. પરંતુ ઉપનયનસંસ્કાર પામી ઝટઝટ બ્રહ્મચર્ય સંકેલી લઈ વિવાહિત થઇ જવું

એ એક અન્તની કોટિ છે, તેમ યાવજ્જીવ બ્રહ્મચારિણીજ રહેવું એ બીજા અન્તની કોટિ છે. બે કોટિની વચ્ચે મધ્યમ પ્રતિપદા (મધ્યમ માર્ગ) એ છે કે બ્રહ્મચર્ય પળાઇ તદન્તર્ગત વિદ્યાભ્યાસ થઇ જાય એટલે સંસારમાં જોડાવું. પરિષદ્‌નો આ શાસ્ત્રોક્ત બીજો કાળ આવી ગયો છે એમ એનું વય ( ૨૩ વર્ષ ) જોતાં માની શકાય. અને બ્રહ્મચારી કરતાં ગૃહસ્થાશ્રમી વધારે લોકોપકાર કરી શકે એ પણ સ્પષ્ટ છે.

આ ત્રણે વિચારણીય પ્રશ્નોમાં સમુચ્ચયનું દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખી, તેમજ એક એક પક્ષની મર્યાદા બતાવી મ્હેં ગઈ પરિષદ્ વખતે પરિષદ્‌ના કાર્ય સંબન્ધી જે ચર્ચા કરી હતી એનું સ્મરણ આપવામાં આપનો કાંઇક સમય લઉં તો તે ક્ષમા કરશો. મ્હેં કહ્યું હતું:—

"અત્યાર સુધીમાં સાહિત્યપરિષદ્‌માં નિબન્ધો ઘણા વંચાઈ ગયા, હવે તો સાહિત્યપરિષદે કાંઇ કામ કરી બતાવવું જોઇએ એવા ઉદ્‌ગાર આપણે ઘણીવાર સાંભળીએ છીએ, અને પરિષદ્‌ની દૃષ્ટિ સંસ્થાઓ રચવા તરફ અત્યારે વળતી અને વાળવામાં આવતી આપણે જોઇએ છીએ. હાલનો જમાનો વિશેષતઃ યન્ત્રોનો, સંસ્થાઓનો છે. અને એ દ્વારા ઘણું કાર્ય થઇ શકે છે એ અમે માનીએ છીએ. પણ અનાજ ઓર્યા વિનાની ઘંટી ઘર્ષણ જ કર્યાં કરે, એમાંથી લોટ નીકળે નહિ—એટલું ધ્યાનમાં રાખીનેજ ઘંટી ફેરવવા અમારા ભાઇઓને અમારી વિનંતિ છે. કોઈ કહેશે કે અનાજ પણ ઘંટીમાં આકાશમાંથી ઊતરશે ? અનાજ ઉત્પન્ન કરવા માટે પણ ખેતીની યાન્ત્રિક યોજના જરૂરની છે. આ કહેવું ખરું છે: પણ અર્ધુંજ ખરું છે. મનુષ્ય જીવે છે—સુન્દરતાથી જીવે છે—તે માત્ર અનાજ ખાઇનેજ નહિ: પણ સુન્દર વૃક્ષો ઉપરથી લચતાં ફળ ખાઇને પણ. એ ફળ ઘંટીમાં ઓરાતાં નથીઃ प्रीतिमधुररसार्द्रासु मञ्जरीष्विव जायते । તેમ તે સાથે મનુષ્યને અનાજની પણ જરૂર છે. આ રીતે સાહિત્યસૃષ્ટિના બે ભાગ પડે છેઃ એક અનાજ અને એક ફળ. એક યાન્ત્રિક યોજના યાને સંસ્થાઓ દ્વારા ઉત્પન્ન થતો જ્ઞાનરાશિ, અને બીજો નૈસર્ગિક રીતે કવિપ્રતિભાના કલ્પતરુ ઉપર ફળરૂપે જામતો રસપ્રવાહ. આ બેમાંથી રસપ્રવાહ ઉત્પન્ન કરવામાં પરિષદ્ બહુ ન કરી શકે, અને એ ન કરી શકે એમાં એની હીનતા પણ નથી, કારણ કે એ કાર્ય એના ઉદ્દેશમાં હોઇજ ન શકે. એનું વિશેષ કાર્ય જ્ઞાનરાશિ ઊપજાવવાનું છે—જો કે જ્ઞાન અને રસ વચ્ચે જેટલો સંબન્ધ છે તેટલા પૂરતી જ્ઞાનને કરેલી સેવા રસને પણ ઉપકારક થાય છે. ઉપરની ઉપમા ફરી ઉપયોગમાં લઇને બોલીએ તો વનનાં ફળ પણ હવે બગીચામાં પ્રયત્નપૂર્વક ઉગાડીને વધારે રસીલાં અને સુન્દર બનાવવામાં આવે છે. તેટલા પૂરતી પરિષદ્ પણ કુશળ બાગવાનનું કામ કરે તો કવિપ્રતિભાનાં ફળને પણ તેવાંજ બનાવી શકે. પણ આ કાર્ય એને માટે હજી કઠણ છે, એનું વિશેષ કાર્ય જે જ્ઞાનરાશિ ઊપજાવવાનું તે પરિષદ્ વધારે સારી રીતે કરી શકે. પરિષદ્ આગળ બહોળાં અણખેડ્યાં ક્ષેત્ર પડ્યાં છે, અને અમે આશા રાખીએ છીએ કે એ ખેડવા માટે, એમાં ખાતર પરવા માટે, ન્હાના ન્હાના જમીનના કકડા એકઠા મેળવવા માટે, નવા કૂવા ખોદવા માટે, પાણીની નહેરો ખેતરમાં વાળવા માટે, ખેડુતોનાં પરસ્પર સહાયક મંડળો રચવા માટે, પરિષદ્ વિશાળ અને વિવિધ યોજના પરિષદ્ આગળ રજુ કરશે."

ગઇ પરિષદે પરિષદ્‌મંડળ સ્થાપીને અને તે સાથે પોતાનું અસ્તિત્વ અને નિયામક શક્તિ કાયમ રાખીને, યન્ત્ર અને જીવન બંનેનો સમન્વય કરવા પ્રયત્ન કર્યો છે. આ રીતે આપણે

અત્યારસુધી અશરીરી રહેલા આત્માને શરીરી કર્યો છે, જેથી એ વિશેષ કાર્યસાધક થઇ શકે. ( જૂની વાંચનમાળામાં "ત્રણ દૈત્યની વાત" માં ઉદકપ્રવાહના પુત્ર વરાળીઆની વાત સ્મરણમાં લાવવા જેવી છે. )

આપ પૂછશો કે પરિષદ્‌ના આત્માએ દેહ ધારણ કર્યા પછી શું શું કાર્ય કર્યું ? પરિષદ્ મંડળના આવેદનપત્રથી એ આપના જાણવામાં આવશે. પણ એટલા કાર્યથી આપને અસંતોષ રહેશે તો એ 'દિવ્ય અસંતોષ' અભ્યુદયનું જ બીજ છે એમ વિચારી અધિકારિમંડળ આનન્દ પામશે. પણ હું એક વાત આપને ધ્યાનમાં લેવા વીનવું છું. પરિષદ્ મંડળ એટલે આપણે પોતે જ. આપણે જો ધાર્યા જેટલી ગૂજરાતી સાહિત્યની સેવા કરી શક્યા નથી તો તેનું કારણ શું ? આપણા આ ક્ષેત્રમાં તેમજ અન્ય દિશામાં અનેક પ્રયાસો ઢીલા પડે છે એ કોઇપણ સાચા દેશહિતચિન્તકને જણાયા વિના રહે એમ નથી. એનું કારણ જરા તપાસીએ.

૩.

**સાહિત્યના ઉત્થાન માટે આવશ્યક જીવન.**

કવિ મિલ્ટને કહ્યું છે કે કવિ થવા માટે કવિનું જીવન એક કાવ્ય હોવું જોઇએ. અને એમ હોય તો વ્યષ્ટિ–સમષ્ટિન્યાયે આ પણ સત્ય નથી કે જનસમાજના હૃદયમાંથી કાવ્ય ઉદ્‌ભવવા માટે જનસમાજ પોતે કાવ્યરૂપ હોવો જોઇએ ? અને કાવ્યરૂપ હોવું એટલે Epic, Dramatic અને Lyric ત્રણે તત્ત્વોથી ભરપૂર હોવું; અર્થાત્, એના જીવનમાં વીર-અને-અદ્‌ભુતપ્રધાન મહાકાવ્યના સર્ગો સર્જાવા જોઇએ, એનાં પાત્રોમાં વિશિષ્ટતા વિવિધતા અને અલૌકિકસંવિધાન ભર્યાં જીવનનાં નાટકો–અનુકરણ નહિ, પણ ભાવનાચિત્રો–પ્રકટ થવાં જોઇએ, તથા એનું હૃદય રસના ઉછાળાથી ઉભરાવું જોઇએ. આ અત્યારે આપણા જીવનમાં છે ? આવું જીવન હોય અને તે પુષ્કળ હોય તો તેમાંથી સાહિત્યના ધોધ–કાંઇ નહિ તો જોસદાર ઝરણાં–વહ્યા વગર રહે નહિ, પણ તે વહે છે ? આત્મજુગુપ્સાના દોષ વિના, અને વિષાદને વશ થયા વિના, આપણે કહી શકીએ છીએ કે જગતને ચકિત કરે કે મોહ પમાડે એવી ભવ્યતા કે સુન્દરતા હજી આપણા જીવનમાં આવી નથી, આપણા જીવનમાં વિશિષ્ટતા કે વિવિધતા નથી, જે તે ઘણું સામાન્ય–commonplace–અને એક તેવું બીજું છે, અને આપણી વૃત્તિઓ પણ નચિકેતાના બાપે યજ્ઞના દાનમાં આપી હતી તેવી દૂબળી ઘરડી અને વસૂકેલી ગાયો જેવી છે. આવી સ્થિતિમાં સાહિત્યની લક્ષ્મી–આદો મગાડી શબ્દ વાપરીએ તો 'ભરભરાટી'–ક્યાંથી સંભવે ? અત્યાર સુધી તો મોહનિદ્રામાંથી જાગી, આંખો ચોળી, ઊંઘ ઊરાડી, આસપાસ દૃષ્ટિ ફેરવવામાં અને બહુ તો પથારીમાંથી ઊભા થવામાં આપણો વખત ગયો છે. પરાક્રમને પંથે તો પ્રજા હજી હવે જ ચઢે છે. ઉત્થાનકાળની ઝાડી અને ડુંગરની કરાડોમાંથી પસાર થઇને શાન્તિની અધિત્યકાએ પહોંચ્યા વિના સાહિત્યનો યુગ જામતો નથી. જગત્‌ના સાહિત્યસમુલ્લાસના સુપ્રસિદ્ધ મહાન યુગો–જેવા કે યૂરોપમાં ગ્રીસનો પેરિક્લિસ યુગ, રોમન સામ્રાજ્યનો વાર્જલ–હોરેસ યુગ, મધ્યયુગની મૂર્છામાંથી જાગતા ઇટાલિનો ડેન્ટી–પેટ્રાર્ક યુગ, લાલ સફેદ ગુલાબનાં યુદ્ધથી ખુંવાર થઇ ગયા પછી પરદેશી સાહિત્ય અને સ્વદેશી પરાક્રમના અમૃતસિંચનથી ફૂલ્યો–ફાલ્યો એલિઝાબેથ યુગ; અને આપણા દેશના ઇતિહાસમાં દેવાસુરસંગ્રામમાંથી આર્યતાના જીવનની મૂર્તિ ઘડનાર રામાયણ અને મહાભારત યુગ, સંસ્કૃત અને પ્રાકૃતના સમુલ્લાસથી ઓપિત ગુપ્ત યુગ, હર્ષવર્ધન યુગ,

યશોવર્મા યુગ, રાષ્ટ્રકૂટ ચાલુક્ય અને પરમાર યુગ, અને અર્વાચીન સમયમાં આવતા મોગલ-પાદશાહી અને હિન્દુપદપાદશાહીના ભાષાયુગ——ઇત્યાદિ સર્વ યુગો એક જ મહાન નિયમ પોકારી રહ્યા છે કે: ક્ષોભ–મન્થન–વિગ્રહ એ વિના ખરી શાન્તિ નથી, અને શાન્તિ વિના સાહિત્ય નથી. આમ ક્ષોભ અને શાન્તિ ઉભય પરસ્પર વિરુદ્ધ દીસતાં કારણોમાંથી સાહિત્યનાં અમૃત નીકળે છે. જડ જર્જર જીવનનો નાશ એ જીવનના પુનરુલ્લાસ માટે આવશ્યક છે. પાન ખરે છે ત્યારે જ નવી કુંપળો ફૂટે છે. આમ જીવનની વિષમતા એ સાહિત્યની માતા બને છે. અત્યારે આપણા દેશનું જીવન એવી વિષમતામાંથી પસાર થઇ રહ્યું છે, અને એ વિષમતાથી પ્રજામાં જે નવજીવન પ્રકટ્યું છે–ભાઇ મુનશીનો શબ્દ વાપરૂં તો જે 'મૂલ્યપરિવર્તન' ('change of values') થઇ રહ્યાં છે, એમાં જ આપણા ભવિષ્યના સાહિત્યની આશા રહેલી છે. આથી એમ ન સમઝાવું જોઇએ કે આપણા જીવનનું વ્હાણું હજી હવે જ વ્હાય છે. દુર્ગારામ મ્હેતાજીના સમયથી જે પ્હો ફાટવા માંડ્યો હતો એમાંથી હવે ધીમે ધીમે 'અરુણું પ્રભાત' થતું આવે છે, અને જીવનના જે પ્રદેશમાં જોશો તેમાં એ જીવનનો વિસ્તાર અને વિકાસ થતો જ અત્યારે નજરે આવશે. પરંતુ સ્મરણમાં રાખવું પડશે કે મનુષ્યજીવનનાં ઉત્સર્પણ એક સીધી લીટીમાં, ઊભી સીડીનાં પગથીઆં પેઠે કે આકાશમાં ચઢતા સૂર્યની પેઠે, એકસરખાં થતાં નથી. ઘણી વાર એનું દર્શન અને ઘણીવાર એનું વિનશન (લોપ) થાય છે. પણ એ વિનશનમાં આગળની ગતિ માટે બળ-સંચય થતો હોય છે: ભાવના પણ કેટલીક વાર દીપ્તિમંત તો કેટલીક વાર ઝાંખી થાય છે, તેમાં ઝાંખપનો કાળ એ ઘણી વાર વિશ્રામનો હોય છે, એટલે જેટલો વિશ્રામ તેટલી જ એમાં આગળ વધવાની તૈયારી વા કોઇ નવા માર્ગની શોધ ગૂઢ રીતે ચાલતી હોય છે.

૪

મીરાંનાં પદ, નરસિંહ મહેતાનાં પ્રભાતીયાં, પ્રેમાનન્દનાં આખ્યાન, સામળભટના છપ્પા અને વાર્તા, અખાની જ્ઞાનવાણી, ભોજા ભગતના ચાબખા, દયારામની ગરબીઓ ઇત્યાદિ મધ્યકાલીન ગૂજરાતનું ઘેરે ઘેર ગાવાતું અને પ્રેમથી સંગ્રહાતું સાહિત્ય છે. એના ગુણ અને ગુણની મર્યાદાનું ચિન્તન રસિક છે. પરંતુ એ સર્વ અત્યારે 'દૈવતરૂપાંક્તિ' યાને લક્ષ્મી-પૂજનમાં પ્રતિષ્ઠિત થઇ ગએલું એવું સાહિત્યદ્રવ્ય છે, વ્યવહારમાં ઉપયોગી થાય—જેના આધાર ઉપર આપણા નવા જમાનાનો વ્હેવાર ખેડીએ—એવું એ દ્રવ્ય નથી. ભવિષ્યની આશા કેટલે અંશે સકારણ છે એનો જ્યાં વિચાર કરવાનો છે ત્યાં વર્તમાન સ્થિતિની જ સમાલોચના ઉપયોગી અને પ્રાસંગિક છે. તે માટે, એની ન્યૂનતાના કારણથી નહિ, પણ પ્રસ્તુત વિચાર માટે અનુપયોગિતાના કારણથી, એ જૂના સાહિત્યને રહેવા દઇ—આપણા અર્વાચીન સાહિત્યની ગઇ સાઠીના ઇતિહાસ ઉપર જ નજર ફેરવીએ. એ સાહિત્યને આપણે કાલક્રમના ત્રણ ખંડમાં વ્હેંચી શકીએ છીએ: પહેલા ખંડનું ખાસ

**ગઇ સાઠીની સાહિત્ય-પ્રવૃત્તિનું અવલોકન.**

લક્ષણ જ્ઞાનવૃદ્ધિ માટે સભાઓનું સંસ્થાપન: ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ, બુદ્ધિવર્ધક સભા જ્ઞાનપ્રસારક સભા, ફાર્બસ સભા ઇત્યાદિ. અને એમાં ગૂજરાતી સાહિત્યને સેવા કરનાર 'મહાપુરુષો ફાર્બસ, ભોળાનાથ, મહીપતરામ, નન્દશંકર, દલપતરામ, નર્મદાશંકર, મનઃસુખરામ, રણછોડભાઇ, ઝવેરલાલ, નવલરામ, વ્રજલાલ શાસ્ત્રી, ભગવાનલાલ ઇન્દ્રજી, ઇત્યાદિ એ પુરુષોને હાથે ઐતિહાસિક શોધ, કવિતા, નવલકથા, નાટક, તત્ત્વજ્ઞાન અને વિવેચનશાસ્ત્રના પાયા નંખાયા. એમાંના

એક ભગવાનલાલ ઇન્દ્રજીનું સ્થાન તો પ્રાચીન શિલાલેખના શોધક અને અભ્યાસક તરીકે અર્વાચીન હિન્દુસ્થાનના મહાન વિદ્વાનોમાં છે. પરંતુ એ જમાનામાં અંગ્રેજીનો અભ્યાસ હાલ જેટલો વિશાળ ન હતો, અને જીવન હાલ કરતાં ઘણું ઓછું સંકુલ હોઈ એના વિચારમાં વિશેષ સાદાઈ હતી. એનું પ્રતિબિમ્બ તે વખતની કવિતામાં નાટકમાં તેમ જ નવલકથામાં આપણે જોઇએ છીએ. ઘડીકમાં સભાનું મનરંજન કરી દે એવી દલપતરામની કવિતા. નર્મદનાં સૃષ્ટિસૌન્દર્યનાં અને ઋતુવર્ણનનાં કાવ્યો વિગતભર્યાં પણ મર્મગ્રાહી નહિ. એમનાં શૃંગાર વીર અને દેશભક્તિ રસના ઉછાળા તેમાં કૃત્રિમતા નહિ તેમ કશા પણ નહિ, માત્ર સીધો અને પ્રબળ આવેશ. "જયજય ગરવી ગૂજરાત! દીપે અરુણું પ્રભાત" એ ઉત્થાનિકામાં આપણી માતૃભૂમિની ઉચ્ચ ઉદાર અને મનોહર સ્વરે જયઘોષણા, પણ તે પછી એ ઘોષણાના સ્વરને આકાશમાં ટકાવી રાખે એવી બલવતી પ્રતિભા નહિ; ગૂજરાતનાં ઇતિહાસ અને ભૂગોળ ઉદાત્તાલંકારથી જે કાંઈ ઊંચાં સ્મરણો કરાવી શકે તે કરાવીને, અન્તે 'કોની કોની છે ગૂજરાત' એમ નિશાળીઆઓ એકે અવાજે ઉચ્ચારે એવું કથન. રણછોડભાઇના 'લલિતા દુઃખદર્શક' નાટકની કળા સહજ સમજી લેવાય એવી.' કરણઘેલા' અને 'વનરાજ ચાવડો': એમાં, વિશેષરૂપે 'કરણઘેલા'માં ઐતિહાસિક સમયનું ચિત્ર સાદું અને સુન્દર; તથા તે વખતના આચારવિચાર તથા કોમળ સ્ત્રીપુરુષના મનોભાવના વર્ણનની શક્તિ સારી; અને સાદી પણ ઊંચવર્ણી ભાષાનું બળ ધ્યાન ખેંચે એવું. નવલરામ ગૂજરાતી ભાષાના વિદ્વાન, પણ એમની વિશિષ્ટતા સાહિત્યવિવેચનમાં. એમનામાં સાહિત્યના ગુણદોષ સમતોલબુદ્ધિથી પારખવાની અદ્ભુત સ્વાભાવિક શક્તિ, પણ બહુ વિશાળ સાહિત્યના જ્ઞાનથી એ સંસ્કાર પામેલી નહિ, તેમ વિશાળ બનેલી પણ નહિ; જેવું તે સમયનું સાહિત્ય, તેને અનુરૂપ એમની વિવેચના; પરંતુ તે સાથે આગામી સમય સમજવા જેટલી ઉદાર સહૃદયતા ખરી, અને તેથી 'કુસુમમાળા'નું ગુણદર્શન. મનઃસુખરામભાઈનું વેદાન્ત તે વિચારસાગર પંચદશી અને શાંકર ભાષ્યનો શબ્દાર્થ અને વાક્યાર્થ અને 'સંપ્રદાયસિદ્ધ' અર્થ જાણવા પૂરતું, અને એમની પિપાસા પણ સાંપ્રદાયિક જ્ઞાન માટે જ; પણ તે માટે ખરા હૃદયનો પ્રેમ અને આગ્રહ. આ સમયમાં ઝવેરલાલભાઇએ શાકુન્તલ અને મનુસ્મૃતિનાં ભાષાન્તર કર્યાં, એની કિંમત આ માર્ગની આદ્ય કૃતિઓ તરીકે સારી. એ જમાનાના કાર્યની મ્હારી આ વિહંગદૃષ્ટિથી આપને કદાચ લાગશે કે હું એની કદર કરવામાં મન્દ છું. પણ વસ્તુતઃ તેમ નથી. હું એટલી જ દૃઢતાથી માનું છું કે નર્મદાશંકરમાં સાચું હૃદયનું કવિત્વ હતું, કવિત્વના અનેક પ્રદેશમાં એમણે પોતાની શક્તિ પ્રસારી છે. એમના અનન્યસાધારણ કવિજીવન માટે,એમના નીડર સાંસારિક જીવન માટે, એમણે ઉત્તર કાળમાં દર્શાવેલી વિરલ સત્યનિષ્ઠા અને ઐતિહાસિક દૃષ્ટિ માટે.(પછી ભલે એમાં આપણે સંમત થઇએ વા ન થઇએ) તેમ જ એટલું હાથે ગૂજરાતી ભાષાની એમણે કરેલી સેવા માટે, મ્હારૂં શિર એમને ચરણે નમે છે. દલપતરામની શાણી કવિતા—એનાં સાદાં સીધાં રમુજી વર્ણન, વાર્તાશૈલી અને મીઠો હાસ્યરસ મને આનન્દ આપે છે. સાદી ગૂજરાતી ભાષા કેટલું કામ આપી શકે છે એ દલપતરામ અને નન્દશંકર જેવું કોઇએ બતાવ્યું નથી. નન્દશંકરનો કરણઘેલો આપણે આનન્દથી વાંચીએ છીએ, અને વર્તમાન સમયની સંકુલતાથી કંટાળેલા આપણે ઘણીવાર એ ભૂત કાળની સાદાઇ તરફ વળીએ છીએ—જેમ ખાઉ-

નિંગ શેલી કાર્લાઇલ કે મેરેડિથની ઊંડી ખાણોમાંથી નીકળી કોઇવાર ગોલ્ડસ્મિથ અને સ્કૉટની સપાટ ભૂમિમાં વિહરવાનું મન કરીએ તેમ. નવલરામની પારખ અને સમતોલપણું વિવેચનના કામમાં આજ પણ દુર્લભ છે. મનઃસુખરામે દેશી રાજ્યની ખટપટ અને જાહોજલાલીમાં વિચરતાં છતાં, વિદ્યા પ્રત્યે જે સાચો પ્રેમ અને આદર, સંસ્કૃત ઉપર અભિરુચિ અને શ્રમ, ભાષાનું વલણ તથા આવશ્યકતા સમજવામાં દીર્ઘદર્શિતા દર્શાવ્યાં છે એ ભૂલાય એમ નથી. રણછોડભાઇએ સમયોચિત રસિક નાટકોથી ગૂજરાતમાં સંસારસુધારાના પ્રશ્નો જોવા પ્રજાને જાગૃત કરી હતી.

હરગોવિન્દદાસભાઈ પ્રથમ ખંડના હોઇને એમનું કામ બીજા ખંડમાં થયું છે, એમનો સંસારસુધારાનો, કેળવણીનો, અને પ્રાચીન ગૂજરાતી કાવ્યોનો શોખ સાચો અને પુષ્કળ છે, પણ એમાં વિચારની ઊંડી ગડમથલમાં એ ઊતર્યા નથી. પણ નાથાશંકરની સહાયતાથી અને મહારાજાશ્રી સયાજીરાવ તથા મણિભાઇ જશભાઇની ઉદાર રાજ્યનીતિના આશ્રયથી પ્રાચીન ગૂજરાતી કાવ્યમાળા પ્રસિદ્ધ કરવામાં એમણે જે શ્રમ ઉઠાવ્યો છે અને હજી પણ સ્વાશ્રયભાવે ઉઠાવે છે તે માટે ગૂજરાત એમનું સદાનું ઋણી રહેશે. આ સર્વ લેખકોમાંથી હરગોવિન્દદાસ ઉપરાંત નર્મદાશંકર અને નવલરામ તે પછીના યુગ સાથે પોતાના યુગને સાંધે છે. આ બીજા યુગના સાહિત્યકારો તે ગોવર્ધનરામ, મણિલાલ, હરિલાલ, બાળાશંકર, નરસિંહરાવ, કેશવલાલ, ડાહ્યાભાઇ, નૃસિંહાચાર્ય, કમળાશંકર, ઇત્યાદિ. અને એમના ન્હાના ભાઇઓ—રમણભાઈ, મણિશંકર, કૃષ્ણલાલ, બળવંતરાય, કલાપી વગેરે. આ યુગની મહાન કૃતિ ગોવર્ધનરામનું સરસ્વતીચંદ્ર—પ્રાચીન આર્ય ભાવના, વર્તમાન જનસમાજ, અને પાશ્ચાત્ય અંગ્રેજી કેળવણીની અસર—એ ત્રિવેણીની ભમરીઓનું આપણને દર્શન કરાવે છે. એની અદ્ભુત કલ્પના, પાત્રાલેખન, અને ચિત્રણકલા, ગૌરવભરી બુદ્ધિ, સૂક્ષ્મ વિચારશક્તિ, અને યુગાનુરૂપ ભાષા તથા શબ્દભંડાર, આ ગુણો ગૂજરાતી સાહિત્યના ઇતિહાસમાં એ મહાન કૃતિને અદ્વિતીય પદ અપાવે છે, અને મ્હારા નમ્ર મત પ્રમાણે જગતના સાહિત્યમાં અત્યારે કોઇ પણ ગુજરાતી પુસ્તકને સ્થાન મળવું યોગ્ય હોય તો તે 'સરસ્વતીચન્દ્ર'ને જ છે. એ કૃતિ ગૂજરાતી સાહિત્યમાં—સંસ્કૃત સાહિત્યમાં કાદમ્બરીની પેઠે—જો કે, જૂદાજ ગુણોથી—અમર રહેશે. છતાં પણ કહેવું જોઇએ કે આજે એ પુસ્તક વિષે બહુ બોલાતું લખાતું નથી, કારણ કે પ્રજાની સહૃદયતા કાંઇક બીજે માર્ગે વહેવા લાગી છે, જેમાં વિસ્તીર્ણ કથાનું સ્થાન ટૂંકી વાર્તાએ અને જ્ઞાનભરી કલાનું સ્થાન કેવલ કલાએ લીધું છે. અત્યારના વિવેચનશાસ્ત્રમાં વિચાર કરતાં કલાની સમરેખતા, અને ભાવના કરતાં યથાસ્થિત જીવન વધારે પસંદ થાય છે. જો કે 'સરસ્વતીચન્દ્ર'માં પૂરેલા, ભાવનાના જગતમાં વિહરતા, મનુષ્યહૃદયની વૃત્તિઓના રંગ કદી પણ ઝાંખા પડશે નહિ, તથાપિ એની વિચારમાલાનાં ફૂલ હવે વાશી થવા લાગ્યાં છે એમ ઘણાને જણાય છે. નરસિંહરાવે 'કુસમમાળા'માં ગૂજરાતને એક નવીજ ભૂમિનું દર્શન કરાવ્યું. અને ગૂજરાતમાં જો કીટસ જેવો કવિ હોત તો ચૅપમેનનો હોમર વાંચીને એના મનમાં સ્ફુરેલા ભાવ એક સૉનેટમાં જેમ એણે અમર કર્યા છે તેમ આપણો કવિ કરત. માત્ર એ ભૂમિના લાક્ષણિક સ્વરૂપમાં ભવ્યતાને બદલે સૌન્દર્ય એ જુદી વાત. 'કુસમમાળા' એક અપૂર્વ કૃતિ છે અને નથીઃ એ સર્વથા અપૂર્વ પ્રતિભાથી સર્જાએલી નથી. એમાં પશ્ચિમની કવિતાનું, વિશેષ ભાગે પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીની ચોથી કરંડિકાની કવિતાનું, અને તેમાં

સહુથી વિશેષ વર્ડ્ઝવર્થના કાવ્યહૃદયનું, અનુકરણ છે. અનુકરણ છે, પણ તે અનુવાદ નથી. અર્થાત્ એ નિર્જીવ પરાધીન ફોટોગ્રાફ નથી, પણ મૂળમાંથી પ્રેરણા પામી ઉપજાવેલું સ્વતન્ત્ર જીવતું ચિત્ર છે. પણ હજી આ કૃતિમાં આગલા જમાનાની સાદાઇ છે. કુસુમમાળામાં પ્રકટ થએલી ન્હાનીશી શક્તિ 'હૃદયવીણા' માં અને 'નૂપુરઝંકાર' માં વધારે સમર્થ થાય છે, નવા આકાર પણ રચે છે. તે પછી કવિએ સ્મરણસંહિતામાં ટેનિસનના 'ઇન્મેમોરિયમ' ની માત્ર આકૃતિ લઇ એમાં સ્વતન્ત્ર બળથી જ્ઞાન શ્રદ્ધા અને કરુણરસની ત્રિવેણી વહેવરાવી છે. નરસિંહરાવની 'કુસુમમાળા' અને 'હૃદયવીણા 'એ બે કૃતિઓએ એમના પાછળના ઘણા ન્હાના મ્હોટા કવિઓમાં કવિતા પૂરી છે. આ સર્વ હોઇને પણ, એમની કવિતાનું સ્વરૂપ અને ભાષાની વિશિષ્ટતા એવી છે કે એ સર્વને આકર્ષક ન થાય, જો કે જેને થાય તેને મુગ્ધ કરી મુકે. નરસિંહરાવની કવિતામાં વિચાર કે ભાવનું વૈવિધ્ય, હૃદયનો જોસ કે નર્માળી આનન્દવૃત્તિ એ ગુણોની ખોટ છે. આ જાતની આનન્દવૃત્તિ જે ઊંચી કવિતા કરતાં ગદ્યને વધારે શોભે એ 'સ્મરણમુકુર' માં ભરપૂર ભરેલી છે. પણ એ સ્વાનુભવરસિક કવિમાં સામાના હૃદયનું ભાન થોડું હોઈ અજાણ્યે એમણે કેટલાંક હૃદયને દુભવ્યાં છે, અને તેથી સાહિત્યના એક વિશિષ્ટ પ્રકાર તરીકે એની કિંમત ઊંચી હોવા છતાં એની પૂરી કદર થવામાં વાંધો આવ્યો છે. 'વસન્ત' માં પ્રકટ થતી 'વિવર્તલીલા' ગંભીર આકાશમાં સ્વચ્છન્દે ઊડતા વિચારપંખીઓની શ્રેણિ છે. એ ઉપરાંત અભિનય સંગીત આદિ ઊપરના એમના નિબન્ધગ્રન્થ તે તે વિષયનો પૂરો અભ્યાસ બતાવે છે. નરસિંહરાવની સાહિત્યકાર તરીકે જેઓ ઊંચી કદર કરતા નથી તે પણ એક ઊંચા ભાષાશાસ્ત્રી તરીકે અને જોડણીના આગ્રહી આચાર્ય તરીકે એમને સ્વીકારે છે, અને વિવાદમાં એમની બુદ્ધિની એવી

લાલને સુરી ગઝલનો શોખ લગાડનાર પણ એ જ. જાત અનુભવ અને દિલદર્દથી એમની કવિતા અંકાએલી છે. હરિલાલ ધ્રુવની સાહિત્યસેવા જુદાજ પ્રકારની છે. ભાષાની કર્કશતા, સંગીતની વિષમતા, એ એમની કવિતાના દોષો છે, તેમ તે ગુણ પણ છે. એ ગુણોએ જ એમના કાવ્યમાં અનન્યસાધારણ જુસ્સો પૂર્યો છે. એમનો દેશભક્તિનો વેગ, નર્મદાશંકરનું સ્મરણ કરાવે છે, પણ એમના કરતાં એ બહુ આગળ જાય છે. જેમ બાયરનના પુષ્કળ લખાણમાંથી ચિરસ્થાયી થાય એવું થોડું જ રહે છે, તેમ હરિલાલ ધ્રુવના કાવ્યકુંજમાંથી સૂકી ગૂંચવાએલી લતાઓ ઘણી નીકળી જશે; છતાં ઉપરે કેટલીક ડાળીઓ રહેશે, જે દેશભક્તિના રસથી ઉછળતી સદા ઝૂલ્યાં કરશે.

આ યુગના બીજા સાહિત્યસેવકોમાં ભીમરાવ, કેશવલાલ, ડાહ્યાભાઇ, છગનલાલ, નરસિંહાચાર્ય, કમળાશંકર, અને વયમાં પછીના યુગના હોઈને પણ પૂર્વયુગના ઉત્તરાર્ધમાં જેમણે સાહિત્યસેવા કરી છે એવા નગીનદાસ સંઘવી. એમાં ડાહ્યાભાઇનું "કુંજકુંજ" એના હૃદયના આવેશથી નિખાલસ ઉદ્‌ગારથી અને લલિત પદાવલીથી અને ભીમરાવનું 'આ અણગણતારા વૃન્દ દીપે શ્યામ નિશામાં' ઇત્યાદિ સુરપાળની છાવણીનું ચિત્ર એની મર્મગ્રાહી ભવ્યતા અને વિષયાનુરૂપ પદ્યબન્ધથી મન હરે છે. એ કાવ્યના કવિઓએ એમની અન્ય કૃતિઓ હોઈ ને પણ—એક એક કાવ્ય થકીજ ગૂજરાતી સાહિત્યમાં ચિરંતન સ્થાન પ્રાપ્ત કર્યું છે. દોલતરામની પ્રભાવશાલી સંસ્કૃત સેરણિ અને નગીનદાસ સંઘવીની દલપતશાહી છતાં સંસ્કૃત પાંડિત્યવાળી કવિતા એ પણ આ યુગમાં ધ્યાન એંચે છે. નૃસિંહાચાર્યે નવી કેળવણીના ધોરી માર્ગથી જુદીજ શ્રેણિએ કામ કર્યું છે. સામાન્ય તેમજ કાંઇક વિચારશીલ જનની ધાર્મિક તૃષા છીપાવે, અને વર્તમાન જમાનાના વ્હેણમાં ન તણાતાં કુશળ રીતે સંસાર ચલાવવાનો સ્ત્રીઓને પણ માર્ગ બતાવે, એવા વાર્તાનિબન્ધો સાદી ભાષામાં અને આકર્ષક સ્વરૂપમાં એમણે લખ્યા છે. મણિલાલ પેઠે એ પણ આપણા જનસમાજને પ્રાચીન સંસ્કૃત તરફ વાળવા યત્ન કરે છે, પણ તે મણિલાલ કરતાં વધારે મીઠાશથી, પણ ઓછા વિદ્યાબળથી, અને ઓછા ભાષાબળથી. કમળાશંકરભાઇની શિષ્ટતા અને પ્રતિષ્ઠા અસાધારણ છે, પણ એમની સાહિત્યસેવા ઘણે ભાગે સંસ્કૃતને કરવામાં આવી છે અને તેથી ગુજરાતી વાચકનું ધ્યાન એણે ઘણું એંચ્યું નથી. પણ એમની વિદ્વત્તાએ સંસ્કૃત વિદ્યાને કરેલી સેવાથી હિન્દુસ્થાનના વર્તમાન વિદ્વાનોમાં ગૂજરાતને અભિમાન લેવા યોગ્ય સ્થાન અપાવ્યું છે તે માટે ગૂજરાત એમનું ઋણી છે. કેળવણીકાર તરીકે પણ ગૂજરાતમાં એમનું સ્થાન મ્હોટું છે. ડોળ નહિ પણ સત્ય; ગતાનુગતિકતા નહિ પણ સ્વમતમાં દૃઢતા; શિષ્ટતા, પણ તે સાથે પુરાણાપણું કાંઇક વિશેષ, જમાનાને રુચે તે કરતાં વધારે; પણ સર્વમાં સત્યનિષ્ઠા: એ એમની ખાસિયતો. ભાષાન્તરકાર તરીકે છગનલાલ અને કેશવલાલે મણિલાલ કરતાં અધિક યશ પ્રાપ્ત કર્યો છે. છગનલાલનું કાદમ્બરીનું ભાષાન્તર એ ગૂજરાતી ભાષાનું મહાન પરાક્રમ છે. કેશવલાલ બીજા ખંડના હોઈ ને પણ એમનું ઘણું ખરૂં કાર્ય એના ઉત્તરાર્ધમાં અને ત્રીજા ખંડમાં થયું છે. છતાં એની અત્રેજ નોંધ કરી લેવી ઠીક પડશે. ભાષાન્તર એ નિશાળીઆનો તરજુમો નથી પણ સાહિત્યનો એક માનવંતો પ્રકાર છે એવું ભાન પૂરેપૂરું ગૂજરાતી વાચકને કેશવલાલભાઇએ જ કરાવ્યું છે. એમની ભાષાન્તરપ્રવૃત્તિ અમરુશતક અને ગીતગોવિન્દથી શરૂ થઈ મુદ્રારાક્ષસ વિક્રમોર્વશીય પ્રિયદર્શિકા અને ભાસનાં નાટકો ઉપર ફરી વળી છે. એમાં યથાર્થ શબ્દશક્તિ, અને નાટકોનું

સૂક્ષ્મ સંશોધન, તથા ઉપોદ્‌ઘાત માટે પુષ્કળ શોધ અને શ્રમ એ એમની કૃતિનાં લક્ષણ છે. આ ઉપરાંત પ્રાચીન ગૂજરાતીનો અભ્યાસ, એને લગતી શોધખોળ, નિર્જીવ કવિના કાવ્યની એક હસ્તલિખિત પ્રત જડતાં ' પણ 'એકમાત્રાલાઘવથી પુત્રોત્સવ માનનાર વૈયાકરણ' જેટલો આનન્દ– આ એમના મ્હોટા ગુણો છે. આ બીજી પ્રવૃત્તિમાં કેશવલાલભાઇ સાથે ડાહ્યાભાઇનો સહયોગ પણ ચાલુ જ છે.

બીજા જમાનાના ન્હાના ભાઇઓમાં, નવલરામનું સ્થાન રમણભાઇએ લીધું. નવલરામની સુન્દર વિવેચક બુદ્ધિ તેમજ સીધી વિશદ ભાષા રમણભાઇમાં આવી. પણ નવલરામ કરતાં રમણભાઇની વિદ્વત્તા ઘણી વધારે, તેથી એમનાં વિવેચન વધારે ઊંડાં, વિશાળ, અને ઉદાહરણથી સંપન્ન; અને ભાષાની સંસ્કૃતિ પણ વધારે ઊંચી; તથા શબ્દભંડાર વધારે મ્હોટોઃ પણ રમણભાઇની વિવેચનશક્તિની કદર એમના યુવાવસ્થાના લેખોથી થાય છે એમાં કાંઇક ભૂલ દેખાય છે. એ લેખો અમુક પ્રકારની જ કવિતાથી પ્રેરાયા હતા, અને તેટલા પૂરતી એમની કવિતાની કસોટી એકદેશી થઇ છે. પાશ્ચાત્ય વિવેચનનાં તત્ત્વોની પોતાની બુદ્ધિમાં મિલાવટ, અને આપણા સાહિત્યનાં ઉદાહરણોથી એની પરિપુષ્ટિ, એ એમનાં વિવેચનોનો વિશિષ્ટ ગુણ હતો. અને તેથી વર્તમાન જમાનાના વિવેચકોમાં એ આજસુધી પ્રથમ સ્થાને રહ્યા છે. રમણભાઇની પ્રકૃતિ ગંભીર સંસ્કારી અને શિષ્ટ હતી, અને તદનુસાર એમની સાહિત્યસેવા પણ એજ પ્રકારની છે. 'રાઇનો પર્વત.' વર્તમાન શિષ્ટ નાટકોમાં સર્વોત્તમ છે. ભાવના અને વાસ્તવિકતાનો એમાં વિરલ સંયોગ છે. પણ શિષ્ટતાની બહુ દરકાર ન કરનારો વર્ગ 'ભદ્રંભદ્ર'ને જ ઊંચું પદ આપશે. 'ભદ્રંભદ્ર' એ અત્યુક્તિદ્વારા ઊપજાવાતા હાસ્યરસના પ્રકારનું આપણા સાહિત્યમાં એકનું એક ઉદાહરણ છે. ગોલ્ડન ટ્રેઝરીનું સ્મરણ જેમ નરસિંહરાવે કરાવ્યું તેમ પિકવિક પેપર્સનું રમણભાઇએ કરાવ્યું. પણ એથી એ મહાન સાહિત્યકારોની હીનતા સમજવાની નથી. કારણ કે શેકસપિયર ટેનિસન વગેરે અગણિત કવિઓ એજ રીતે અન્ય કવિઓમાંથી પ્રેરણા લઇને કવિઓ બન્યા છે, છતાં એમની પ્રતિષ્ઠા ઓછી ગણાઇ નથી. રમણભાઇ સાથે બળવંતરાય અને મણિશંકરનાં નામ ઉપસ્થિત થાય છે. મણિશંકરનાં 'વસન્ત વિજય' 'સાગર અને શશી' વગેરે કાવ્યો સુરેખ સૌન્દર્યના કટકા છે. એમાં શબ્દની અને અર્થની સુન્દરતા એક બીજા સાથે એવી મળી–ભળી છે કે એમને છૂટી પાડવી અશક્ય છે. એમણે સંગીતકલ્પ કાવ્યની સૂચના નરસિંહરાવમાંથી લીધી; સામે, "વસન્તવિજય'ની અપૂર્વ આકૃતિને 'હૃદયવીણા'ના કવિએ અનુકરણનું માન આપ્યું. 'થોડું પણ તે અતીવ સુન્દર' એટલા શબ્દો 'કાન્ત'ની મનોહર કાવ્યકૃતિ ઉપર સદા લખાએલા રહેશે. એમના ધાર્મિક પરિવર્તને એમની કવિત્વશક્તિમાં વધારો ન કર્યો: એ સમયનાં કાવ્યોમાંથી થોડાંજ ચિરંજીવ રહે એવાં છે. બળવંતરાય ઠાકોર જેવી અનેકપ્રદેશસંચારી બુદ્ધિ નરસિંહરાવ અને રમણભાઇને બાદ કરતાં કોઇની જ નથી; કાવ્ય નાટક ગદ્ય નિબન્ધ ઇતિહાસ વિવેચન આદિ વાઙ્મયની ઘણી શાખામાં એમણે ગુજરાતની સેવા કરી છે. પ્રોફેસરને શોભતો વિચારનો પરિપાક એ એમની બુદ્ધિનું ખાસ લક્ષણ છે. એમનાં કાવ્યોમાં એના બંધારણને અનુકૂળ અસાધારણ અર્થગૌરવ હોય છે, અને કલાની 'technique' પારિભાષિક વિગત ઉપર પુષ્કળ લક્ષ્ય દેવાય છે. પણ એમનાં કાવ્યમાં મોહકતા થોડી છે–એમનો રસ દ્રાક્ષનો નહિ પણ શેરડીનો

છે. કલા ઉપર પુષ્કળ લક્ષ્ય છતાં, એમનો ઉદ્દંડ વિલક્ષણતાનો પ્રેમ એવો છે કે એને પરિણામે એમની કૃતિઓ ઘણીવાર વિષમ બને છે, અને ચૂંટી ચૂંટીને મૂકેલા અર્થભર્યા સુન્દર શબ્દોને અન્તે કે વચમાં એકાદ બેડોળ શબ્દ આવ્યાને એઠો હોય છે. પણ બળવંતરાય જે કરે છે તે બુદ્ધિપૂર્વક કરે છેઃ એમની ખામીઓ પણ પોતે જાણી જોઈને ગુણ માનીને ઉત્પન્ન કરેલી હોય છે. 'કલાપી'–ઠાકોરશ્રી સુરસિંહજી–મણિલાલ અને મણિશંકરમાંથી પ્રેરણા પામ્યા છે. પોતે સ્વભાવે નમ્ર અને ઉમદા હોઈ એ પ્રેરણા લેતાં સંકોચાયા નથી, પણ વસ્તુતઃ કવિત્વનો સ્ફુલિંગ એમનો પોતાનો જ છે, અને પ્રેમ વિશ્વાસ સ્વાર્પણ અનુકમ્પા-આદિ આત્મગુણના અનેક ટહુકા 'સુરતાની વાડી'ના એ મીઠા મોરલા' ને કંઠેથી નીકળ્યા છે. એમની ભાષામાં વિદ્યાનો સંસ્કાર નથી, પણ સાચી સીધી સાદી વાણીનો પ્રસાદ મન હરે છે. 'કલાપી'ના મંડળના 'જટિલ' અને ત્રિભુવન પ્રેમશંકર અહીં યાદ આવે છે. જટિલના અકાળ અવસાનથી ગૂજરાતે એક આશાજનક કવિ અને એથી પણ વિશેષ વિવેચક ખોયો છે, જો કે નવું ગૂજરાત કદાચ એમને ઓળખતું પણ નહિ હોય. ત્રિભુવન એક મસ્ત કવિ હતા. તે વખતના બીજા સૌરાષ્ટ્રવાસી સેવકોમાં 'કાઠીઆવાડી'એ ગૂજરાતને એમર્સનના નિબન્ધો અને શેક્સપિયરનાં કેટલાંક નાટકો ગૂજરાતીમાં ઉતારીને આપણા સાહિત્યને બહુ કિંમતી સેવા કરી છે. તેવુંજ એક રમણીય નામ જો કે સાહિત્યના જુદાજ ક્ષેત્રમાં અમૃતલાલ પઢીયારનું છે. સામાન્ય મનુષ્યજીવનને ઉચ્ચતર કરવા માટે એ ખરા હૃદયથી તલસતા હતા, અને યથાશક્તિ એમની સાધુ વાણીથી એ માર્ગે સેવા કરતા હતા.આ સમયના ઉત્તરાર્ધના સાહિત્યકારમાં કૃષ્ણલાલની સાહિત્યસેવા સહુ કરતાં જુદાજ પ્રકારની છે. પણ એ કાર્ય આ સાઠીના ત્રીજા ખંડમાં થયું છે. ગૂજરાતના અત્યાર સુધીના સહુ સાક્ષરોમાં એમણે એકલાએ જ ગૂજરાતના સાહિત્યનો પરિચય પરદેશી અને પરપ્રાન્તી વાચકોને કરાવ્યો છે, અને એ રીતે ગૂજરાતી સાહિત્યની પ્રતિષ્ઠા વધારી છે.

ત્રીજા ખંડના સાહિત્ય ઉપર આવતાં પ્રથમ નામસ્મરણ આ મહાન સંસ્થાના આદ્યસ્થાપક રણજીતરામનું કરવાનું છે. એ અને એમના ઉત્સાહી સહયોગી ઠાકોરલાલ મ્હારે ઘેર ગોવર્ધનભાઈને મળવા આવ્યા અને સાહિત્યપરિષદ્‌ની યોજના વિષે વાત કરી ત્યારે અમે વૃદ્ધજનોએ (? હવે મને યાદ આવે છે કે હું તો ૩૫ વર્ષનો જ હતો!) અમારી લાક્ષણિક રીતે એમના ઉત્સાહ ઉપર કેટલું ટાઢું પાણી રેડયું હતું, એ જે જાણશે તે જ એ યુવકભાઈઓની સેવાનું પૂરૂં માપ લઈ શકશે. રણજીતરામ એટલે તે સમયના 'ગૂજરાતની ભાવના.' બીજા ખંડના ઉત્તરાર્ધમાં અને ત્રીજાના પૂર્વાર્ધમાં ગૂજરાતી વાચકને એમની અપૂર્વ પ્રતિભા અને શૈલીથી ચકિત કરનાર કવિ તે ન્હાનાલાલ. એમની છન્દ વિનાની કવિતાથી મૂંઝાએલું ગૂજરાત પણ એમના રાસને ગરબે ચઢયું છે, અને અર્થસૌન્દર્ય શબ્દમાધુર્ય અને ભાવનાપ્રકર્ષના વિરલ સંયોગથી ન્હાનાલાલે રાસનું એક અનેરૂં સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. બે વર્ષ ઉપર એ કવિના આયુષ્યનો 'સુવર્ણમહોત્સવ ઉજવીને ગૂજરાતે એમના કવિત્વની પૂરી કદર કરી છે. ન્હાનાલાલ જેટલા 'તેજે ઘડયા' શબ્દો ગૂજરાતી ભાષાને કોઈએ આપ્યા નથી. દેશભક્તિ અને આર્યસંસ્કૃતિનો પ્રેમ એમની કૃતિઓમાં વ્યાપી રહ્યો છે. પ્રાચીન અને મધ્યકાલીન સૌરાષ્ટ્ર અને ગૂજરાતનું જીવન એમણે તન્મયતાથી પ્રત્યક્ષ કર્યું છે. લગ્નની વિશુદ્ધ

ભાવના એમણે તેજસ્વી રંગે રંગી છે. અને ભાવનાના જીવનનો મધુર રસ એમનાં નાટકોમાં અને રાસમાં ગૂજરાતને ખૂબ પાયો છે. નાટકોમાં એમની ભાવનાની પ્રેરણા ગોવર્ધનરામમાંથી આવેલી લાગે છે, પણ ગોવર્ધનરામ નવલકથાકાર હોઈ ભાવનાનાં ગિરિશૃંગ ઉપરથી જીવનની વાસ્તવિક ભૂમિ ઉપર પણ ઊતરે છે, કવિ ન્હાનાલાલ હમેશાં હિમાલયને શિખરે જ વસે છે. એમની કવિતા 'તેજે ઘડયાં મુજ અંગ' એમ જગતને કહી શકે છે, પણ એમાં પાર્થિવ અંશની જેટલી ખોટ છે તેટલી એની મનુષ્યજીવનથી વિદૂરતા છે. એમના કવિહૃદયમાં દૈવી તેજ પુષ્કળ છે, મનુષ્યહૃદયનો લુરસો થોડો છે, જો કે ભાવનાબળ અમાપ છે: એજ એમની કવિતાનો ગુણ અને એની ખામી. કવિતા ઉપરાંત ગૂજરાતી સાહિત્યને એમણે બીજી મ્હોટી સેવા એ કરી છે કે કેટલાક જૂના કવિઓ અને ઇતિહાસોનાં ચિત્રો ઉપરથી ધૂળ ખંખેરી એને ઉજ્જ્વળ કરી ગૂજરાત આગળ મૂકયાં છે. ખબરદારના આદ્યગુરુ એક મલબારી અને બીજા પારસીભાઈઓના પ્રિય કવિ દલપતરામ. દલપતરામનો પ્રિય છંદ મનહર ખબરદારને પણ પ્રિય છે. સૃષ્ટિસૌન્દર્યની એમની કવિતા, આરંભમાં, એમાં ઊંડો ભાવ શોધનારને બહુ પસંદ પડે એવી નહોતી. પણ નવા જમાનાનો શોખ એ તરતજ સમઝી ગયા, અને એમનાં પ્રછીનાં કાવ્યો ગૂજરાતને બહુ ગમ્યાં છે. સાદી ભાષાથી કામ કરવાની એમની શક્તિ એમણે પૂરેપૂરી ખીલવી છે. એમનો અંગ્રેજી કવિતાનો પરિચય પણ સારો છે, અને બળવંતરાયની માફક એમણે પણ છન્દોવિચિતિ ઉપર સારી પેઠે ધ્યાન દીધું છે. પણ એમની સર્વોત્કૃષ્ટ સેવા આ છે કે એમણે હિન્દનો વર્તમાન પ્રજાયુદ્ધનો ધ્વનિ બહુ જોસ અને આદરપૂર્વક ઝીલ્યો છે, તથા એનાં રણગીત ગાયાં છે, જેમાંના કેટલાંક ગૂજરાતી સાહિત્યની કિંમતી સમૃદ્ધિ થઈ પડશે. વીર અને શૃંગારથી ભરપૂર કાવ્યો લખવા ઉપરાંત કૉંગ્રેસના આદિકાળનાં પ્રજાગીત જેમ હરિલાલ ધ્રુવે ગાયાં; વિશિષ્ટ પ્રકારનાં સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક ઊર્મિગીત અને ખંડકાવ્યની કુસુમાંજલિ ગૂજરાતને અર્પવા ઉપરાંત બંગાળાની સ્વરાજ્ય અને સ્વદેશી જાગૃતિનાં ગીત જેમ મગનભાઈએ ગાયાં; તેમ અન્ય કાવ્યપ્રવૃત્તિચાલતી રાખીને ગાંધીજીના સમયનાં પ્રજાગીત ખબરદારે ગાયાં. પણ જે એક કાવ્યથી ખબરદારની કીર્તિ ગુર્જરસાહિત્યમાં સદા ઝળકતી રહેશે તે વીસ વર્ષ ઉપર મુંબાઈની સાહિત્યપરિષદ્ વખતે એમણે સર્જેલું "ગુણવંતી ગૂજરાત." ગુર્જર માતાને કંઠે ધરેલી એ પુષ્પમાળ કદી કરમાશે નહિ. ન્હાનાલાલ અને ખબરદાર એ બીજા જમાનાના ઉત્તરાર્ધમાંથી ત્રીજા જમાનાના પૂર્વાર્ધમાં ઊતરી આવેલા કવિઓ છે. અને એમની કાવ્યપ્રવૃત્તિ પહેલાં કરતાં ઊતરતી વા મન્દ, પણ હજી ચાલતી, છે. ત્રીજા જમાનામાં 'લલિત'ના મંજીરાનો મંજુલ ધ્વનિ આપણે સાંભળીએ છીએ, ગૃહજીવનની પવિત્રતા અને બાલોદ્યાનની સુન્દરતા ગાનાર અને એમાં પ્રભુનાં દર્શન કરાવનાર આ ન્હાના કવિની કદર હજી ગૂજરાતે જોઈએ તેવી કરી નથી. પણ 'મહૂલી પેલે તીર' એટલા અંગુલિનિર્દેશથી એ કવિએ ગૂજરાતને ઘણું સૂચવ્યું છે. આ જ ખંડના ઉત્તરાર્ધમાં બોટાદકર એ નવા વ્હેણમાં ન ખેંચાએલા, પણ વર્તમાન વાતાવરણમાં છૂટથી શ્વાસોચ્છ્વાસ લઈ શકતા, અને અંગ્રેજીની ખોટ સંસ્કૃતથી પૂરી પાડતા એવા શુદ્ધ શબ્દસંસ્કાર અને કોમળ ભાવ દર્શાવનારા કવિ: એમણે પણ ઘણાનું ધ્યાન ખેંચ્યું છે. આ કવિઓની સમાલોચનાને અન્તે એક સુન્દર સહૃદય વિવેકી માલાકાર—હિમ્મતલાલ અંજારીઆ—નું નામ ભૂલવું ન જોઈએ. એમનું "કાવ્યમાધુર્ય" એ પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીના જેવી જ

સહૃદયતાની સુન્દર કૃતિ છે. આ જ સમયમાં સંસ્કૃતના પ્રેમથી કીલાભાઇએ જેમ મેઘદૂત અને વિક્રમોર્વશીયનાં ભાષાન્તર કર્યાં છે તેમ બળવંતરાયે અને મગનભાઇએ શાકુન્તલનાં કર્યાં છે. એ સર્વ કેટલાક અંશમાં કેશવલાલભાઇનાં ભાષાન્તરનાં સમાનકક્ષ ન ગણી શકાય, છતાં સર્વ સફળ છે અને કીલાભાઇનો પ્રસાદ કેશવલાલભાઈ કરતાં પણ કોઈ કોઇ સ્થળે ચઢી ગયો છે. કીલાભાઈના સમાનવયસ્ક મણિલાલ છબારામે વાર્તા નવલકથા વગેરે રચીને ગૂજરાતને જે સેવા કરી છે તેમાં ભાષાની સરળતા શુદ્ધતા અકૃત્રિમતા આગલા જમાનાનું સ્મરણ કરાવે છે. ઉત્તમલાલ કેશવલાલની સાહિત્યસેવા માટે હું શું કહું ? ગૂજરાતે એ સાક્ષરનું સ્વરૂપ પૂરેપૂરૂં જાણ્યું જ નથી—જાણવાનો પ્રસંગ જ આવ્યો નથી. જે વાંચન જ્ઞાન વિચારનો ખજાનો એ પુરુષમાં ભર્યો હતો, એમાંથી થોડું થોડું જ બહાર આવ્યું છે. પણ એમની સંસ્કારી કલમ જ્યારે જ્યારે ચાલી છે ત્યારે ત્યારે પુષ્ટ વિચારથી ભરેલી ચાલી છે. કૃષ્ણરાવ દીવેટીઆ અને સત્યેન્દ્રરાવ દીવેટીઆ એમનામાં એમના કુટુમ્બની સુન્દર સાહિત્ય રુચિ હતી. એકે નવલકથાથી અને બીજાએ લઘુકાવ્યોથી ગુજરાતની સેવા કરી છે. સત્યેન્દ્રરાવ યુવાવસ્થામાં જ પરલોકવાસી થયા અને તે જ પ્રમાણે નલિનકાન્ત દિવેટીઆ સાહિત્યની સેવા કરવા માંડતાં જ છેક ન્હાની ઉમ્મરે મૃત્યુથી ઝડપાઇ ગયા. મોહનલાલ દવેએ સાહિત્યપ્રવૃત્તિ કવિતામાં તેમજ વિવેચનમાં સુન્દર રીતે શરૂ કરી પણ વ્હેલી છોડી દીધી. પણ તે ફરી ગ્રહણ કરશે એમ આશા રાખીએ છીએ. અતિસુખશંકર અને જ્યેન્દ્રરાવ દૂરકાળે ગુજરાતીમાં અંગ્રેજી ઢબનો Essay યાને સ્વૈરવિહારી અનિબદ્ધ નિબન્ધ દાખલ કર્યો છે. જનાર્દન પાઠકજી અને વ્યોમેશચન્દ્ર જુનાં સ્મરણો અને અવલોકન લખે છે. સ્વ. વિભાકર અને ઉમરવાડીઆ—એમણે પશ્ચિમના સાહિત્યની છાયાવાળાં જોરદાર નાટકો રચ્યાં છે. વિભાકર તો તરુણ વયમાંજ પરલોકવાસી થયા એટલે એમની કલાની પરિપાકદશા જોવાનો ગૂજરાતને પ્રસંગ જ ન આવ્યો. ઉમરવાડીઆ એમની સાહિત્યપ્રવૃત્તિ ચાલુ રાખશે તો સાહિત્યને સારી સેવા થશે એમ આશા રહે છે. રંગભૂમિની અદ્વિતીય સેવા કરનાર બીજા ખંડના સાક્ષર ડાહ્યાભાઇ ધોળશા, અને મૂળશંકર પછી, હાલમાં ગજેન્દ્રશંકર પંડયાએ એ કર્તવ્ય ઉપાડયું છે અને તેમની સાહિત્યશક્તિ સાથે સારાસાર તત્વગ્રાહી બુદ્ધિ જોડશે તો ઊગતી પ્રજાની સારી સેવા કરી શકશે. ગદ્યલેખકમાં ચન્દ્રશંકરનું ગદ્ય આરસપહાણનાં સુન્દર ઘડેલાં ચોરસાંની ફરસબંદી છે. એની કૃત્રિમતા ખુલ્લી છે, પણ કૃત્રિમતા સાથે ભાષાની જડતા કે વિચારની નિર્માલ્યતા નથી, તેથી એ કૃત્રિમતા પણ સુન્દર હોઇ સાહિત્યમાં સ્થાન પામે છે. એથી ઉલટીજ, સીધી અને જુસ્સાદાર શૈલી ઇન્દુલાલની. રમણીયરામ ચાલુ રાજકીય પ્રશ્નો ઉપર ઉત્સાહથી લખે છે. ગૂજરાતમાં ઘણાં વર્ષો જેણે સાહિત્યસેવા કરવા માંડી હતી તેવું અમદાવાદમાં સ્થપાએલું એક યુવક મિત્રમંડળ 'બન્ધુસમાજ'. એ મંડળમાંથી ભોગીન્દ્રરાવ, શિવભાઈ, ડાહ્યાભાઇ યુવાન વયમાંજ મૃત્યુથી ઝડપાઈ ગયા, રામમોહનરાય અને શંકરરાય સેવા કરે છે. પણ ઉચ્ચભાવના અને સેવાવૃત્તિથી પ્રેરાએલા એ સાહિત્યપ્રેમી મંડળના કેટલાક બન્ધુઓ ઉપર ક્રૂર મૃત્યુનો હાથ ન પડયો હોત તો એ મંડળ ગૂજરાતી સાહિત્યને સારી સેવા કરી શક્ત એમ લાગે છે. આ મંડળની મુખ્યસેવા સ્ત્રી-ઉપયોગી સાહિત્યમાં તથા સંસારસુધારાની નવલકથા અને લઘુવાર્તા રચવામાં છે.

આ—અન્યવ્યવસાયપરાયણ દોડાદોડના યુગમાં પશ્ચિમમાં લઘુ વાર્તાનું સાહિત્ય પુષ્કળ ઉત્પન્ન થયું છે. એમાં ઉચ્ચ કલાના નમૂના પણ છે, અને ટૂંકાણ સિવાય બીજો કોઈજ ગુણ નહિ એવાં નિર્માલ્યતાનાં દૃષ્ટાન્તો અસંખ્ય છે. આનો પડઘો આપણા દેશમાં પણ પડયો છે. એના અનેક લેખકોમાંથી સારા લેખક તરીકે વિશિષ્ટ રૂપે 'ધૂમકેતુ'નું નામ યાદ આવે છે. કવિશિરોમણિ રવીન્દ્રનાથ ટાગોરે ગૂજરાતમાં લઘુ વાર્તાનું અને વિશેષમાં ગદ્યકાવ્યના સ્ફુલિંગોનું કેટલુંક સાહિત્ય પ્રેર્યું છે. આમાં પૃથુ શુકલનું 'ફુલપાંદડી' જાણીતું છે. સૌન્દર્યનું પાન કરીને અને કરાવીને વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કેટલીક સેવા કરી છે. મંજુલાલ દવે, વિજયરાય કલ્યાણરાય, મુનિકુમાર અને ગગનવિહારી અને રમણલાલ યાજ્ઞિક અંગ્રેજી સાહિત્ય અને વિવેચકતાનો ગૂજરાતને પરિચય કરાવતા રહે છે. અને 'કુસુમાકર' પણ વખતો વખત ઊર્મિ કાવ્યો તથા સૂચક વિચારમાળાનું ગદ્ય ગૂજરાતને આપે છે. ઊછરતા લેખકોમાં જ્યોતીન્દ્ર દવેએ હાસ્યરસથી અંકાએલી અવલોકનની વિશિષ્ટ શૈલી દાખલ કરી છે.

'ઇતિહાસના વિષયમાં આજકાલ નવી જાગૃતિ ઉત્પન્ન થઇ છે.' રાયચુરા અને મેઘાણી વગેરે સૌરાષ્ટ્રભાઇઓએ જે લોકગીત અને રાસાનું સાહિત્ય પ્રકાશમાં મૂકયું છે એ કાંઇક ઇતિહાસ (તવારીખ) કરતાં વિશાળ અર્થમાં ઇતિહાસ તેમજ સાહિત્યને ઉપયોગી થાય એવું છે. શુદ્ધ ઇતિહાસ–માર્ગે રત્નમણિરાવે ગૂજરાતનાં શહેરો મસ્જિદો અને બીજાં શિલ્પકામનો ઇતિહાસ ઉકેલવા માંડયો છે. એ બાલ પાદપ વિસ્તરશે તો ભવિષ્યમાં મ્હોટું વૃક્ષ થવાની આશા પડે છે. મહાપુરુષનાં ચરિત્રલેખમાં સાહિત્યની કોટિમાં આવી શકે તેવું માત્ર વિનાયકભાઈનું 'નન્દશંકરનું જીવનચિત્ર' છે. આધારભૂમિ અને પરિસ્થિતિ ભૂમિના ચિત્ર સાથે મુખ્ય પુરુષનું જીવનચિત્ર એમાં આલેખ્યું છે. નર્મદાશંકરનું નવલરામે લખેલું અને નવલરામનું ગોવર્ધનરામે લખેલું જીવન એ બે વિચારની બાબતમાં બહુ ઉચ્ચ કલાની એ કૃતિઓ છે કાન્તિલાલનું ગોવર્ધનરામનું જીવનચરિત્ર એની ભાષાથી મન હરે છે. કાન્તિલાલે 'ગૂજરાતી' પત્રમાં જે 'વિજ્ઞાનમન્દિર' ઉઘાડયું છે તેની નૂતનતાથી ગૂજરાતમાં વિજ્ઞાનનો પ્રેમ જાગશે એમ આશા રહે છે એમના સહકારી પોપટલાલ શાહ, પર્જન્યરાય મેઢ, ખંડુભાઇ નાયક, વીરમિત્ર દીવેટીઆ અને વિજયલાલ ધ્રુવ વગેરે મળીને ગૂજરાતમાં એક સુન્દર વૈજ્ઞાનિક મંડળ બાંધવા ધારે છે એ હર્ષનું કારણ છે. વર્તમાનયુગમાં પુરાતત્ત્વમન્દિરે અને રાષ્ટ્રીય વિદ્યાપીઠના અન્ય સજ્જનોએ પણ ગૂજરાતી સાહિત્યને બહુ સેવા કરી છે. કાલેલકરની મધુર પ્રાસાદિક અને સંસ્કારી શૈલી વાચકને મુગ્ધ કરે છે. મહાદેવભાઇએ પણ મધુર સાદી અને અસરકારક, કાંઇક ગાંધીજીને અનુસરતી, એક વિશિષ્ટ શૈલી કેળવી છે. જિનવિજયજી બહેચરદાસ અને સુખલાલ પંડિતે પ્રાકૃત અને અપભ્રંશ ભાષા અને પ્રાચીન જૈન દર્શનના ગ્રન્થો ઉપર સારો પ્રકાશ નાંખવા માંડયો છે. રસિકલાલ અને રામનારાયણ પાઠકે સાહિત્ય અલંકાર અને નાટયશાસ્ત્રનાં ક્ષેત્ર ખેડયાં છે. વાલજી દેસાઇ એમની લાક્ષણિક શૈલીમાં પ્રાચીન આર્ય સંસ્કૃતિની વાતો કહે છે. નરહરિ વિનયમન્દિરને યોગ્ય સાહિત્ય રચે છે. ભાવનગરમાં દક્ષિણામૂર્તિભવનમાં બાલશિક્ષણનાં શાસ્ત્ર અને કલાને નૃસિંહપ્રસાદ ... અને ગીજુભાઇ બધેકા અપૂર્વ સેવા કરી રહ્યા છે. બાલોપયોગી સાહિત્ય ઉત્પન્ન કરવામાં ... મ ... એમણે ભાગ લીધો છે તેમ રવિશંકર રાવળે કુમારાવસ્થાના શિક્ષણમાં કલાના

ગયા ખંડમાં પ્રાચીન ગૂજરાતી કાવ્યો શોધવામાં હરગોવિન્દદાસની સેવા ગણાવી તે સાથે ઇચ્છારામ સૂર્યરામ અને છગનલાલ રાવળની પણ ગણાવવી જોઈએ. અને એજ વર્ગની સેવા ત્રીજા યુગમાં રામલાલ મોદી, અને કેશવલાલ અને ડાહ્યાભાઈ સાથે હીરાલાલ પારેખ કરે છે, અને ઇચ્છારામ સૂર્યરામનો એ સેવાનો પ્રેમ અંબાલાલ જાનીમાં ઉતર્યો છે. મટુભાઇ કાંટાવાળા પોતે સાહિત્યના તન્ત્રી તરીકે છે સેવા કરે છે તે ઉપરાંત મધ્યકાલીન ગૂજરાતીના ઝીણા અભ્યાસી છે; તથા આમ વર્ગની જોડણીના પ્રબળ હિમાયતી છે. જૂની ગૂજરાતી અને અપભ્રંશના ગ્રન્થોનો ઉદ્ધાર કરવામાં ચમનલાલ દલાલનો વિદ્વત્તાભર્યો પરિશ્રમ જગજાહેર છે. તે ઉપરાંત મોહનલાલ દલીચંદ શાહે પણ આ દિશામાં બહુ ઉપયોગી સેવા કરી છે. દુર્ગાશંકરશાસ્ત્રી મધ્યકાલીન ધાર્મિક સંપ્રદાયનો ઇતિહાસ અને એના ગ્રન્થોના કાલનિર્ણયસંબન્ધી મનનભર્યા લેખ લખેછે. આમ પ્રાચીન સાહિત્ય શોધવામાં આપણી પ્રવૃત્તિ મંદ પડી નથી.પણ ભગવાનલાલ ઇન્દ્રજીએ શરૂ કરેલું અને બીજા ખંડના આરંભમાં હરિલાલ ધ્રુવ રતિરામ દુર્ગારામ અને વલ્લભજી આચાર્યે ચાલુ રાખેલું કામ એજ જમાનાના ઉત્તરાર્ધથી બંધ થઇ ગયુંછે, તે હવે ગિરિજાશંકર આચાર્ય ફરી ઊઘાડશે એમ આશા રાખીએછીએ.તત્ત્વજ્ઞાનના વિષયમાં મણિલાલની ગાદી સૂનીજ છે. તોપણ નર્મદાશંકર મહેતાની વિદ્વત્તાએ ગૂજરાતી વાચકને હાલમાં આપણા તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂરો પાડયો છે, અને તત્ત્વજ્ઞાનના અભ્યાસી તરીકે તથા એના પ્રવાચક તરીકે અત્યારે ગૂજરાતમાં એમનું ઊંચું સ્થાન છે. હીરાલાલ શ્રોફે પૂર્વના તત્ત્વજ્ઞાનના અભ્યાસ સાથે પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાંથી કેટલાક અંશો જોડયા છે, અને એક તત્ત્વચિન્તક તરીકે એમણે પ્રતિષ્ઠા મેળવી છે, તેમજ કેળવણીના કામમાં યશસ્વી ભાગ લીધો છે. હરસિદ્ધભાઇ દીવેટીઆએ પશ્ચિમના માનસશાસ્ત્રનો એક મહાન ગ્રન્થ ગૂજરાતીમાં ઉતાર્યો છે, મગનલાલ શાસ્ત્રી અને મૂલચંદ્ર તેલીવાળા એમણે શ્રીવલ્લભાચાર્યના સાંપ્રદાયિક ગ્રન્થો પ્રકટ કરવામાં તથા એ સંપ્રદાયના સિદ્ધાન્ત પ્રતિ પ્રજાનું ધ્યાન ખેંચવામાં બહુ પ્રશંસાપાત્ર શ્રમ ઉઠાવ્યો છે. નથુરામજી જેમનું કાર્ય ત્રીજા ખંડના પૂર્વાર્ધથી આગળ પડતું થયું છે એમણે બ્રાહ્મણધર્મને એમનાં ભાષાન્તરોથી તેમજ પ્રવચનોથી ઊજાળ્યો છે. અખંડાનન્દજીએ કેટલાક અર્વાચીન રસના ગ્રન્થો ઉપરાંત પ્રાચીન ધર્મગ્રન્થો ભાષાન્તર કરાવીને પ્રકટ કર્યા છે.

ગૂજરાતનાં દૈનિક સાપ્તાહિક માસિક ત્રૈમાસિકનો ઇતિહાસ લખવા બેસીએ તો એક પુસ્તક રચાય એટલું વસ્તુ છે. પારસી ભાઇઓને જેમ ગૂજરાતીમાં સાંસારિક નવલકથા ઉત્પન્ન કર્યાનું માન છે તેવું જ વર્તમાનપત્રોનો પાયો નાંખ્યાનું માન છે. બીજા યુગમાં 'ગુજરાતી 'ના તન્ત્રી ઇચ્છારામ સૂર્યરામે, 'પ્રજાબન્ધુ 'એ અને 'ગૂજરાતી પંચે' ઐતિહાસિક અને સાંસારિક નવલકથાનું બહોળું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. માસિક ત્રૈમાસિકોએ સાહિત્ય વિજ્ઞાન તત્ત્વજ્ઞાન આદિ શાખાઓમાં કરેલી સેવા જાણીતી છે. પ્રથમ યુગમાં 'બુદ્ધિપ્રકાશ,' 'બુદ્ધિવર્ધક' 'વિજ્ઞાનવિલાસે' બુદ્ધિનો પ્રકાશ કરવા માંડયો; આ સાંકડી કર્તવ્યભાવનાને બીજા યુગમાં 'પ્રિયંવદા' 'સુદર્શન' અને 'જ્ઞાનસુધા 'એ વિસ્તારી; ત્રીજા યુગમાં સુદર્શન અને જ્ઞાનસુધાના વિવાદથી તટસ્થ એવો સાહિત્યસેવાનો માર્ગ 'સમાલોચકે' લીધો, જતે દહાડે 'વીસમી સદી 'એ પશ્ચિમના લોકપ્રિય માસિકોની ઢબનો ગૂજરાતને પરિચય કરાવ્યો, અને અત્યારે ગૂજરાતની આશાનાં અસંખ્ય કિરણો ગૂજરાત

શારદા નવચેતન સાહિત્ય પ્રસ્થાન કૌમુદી આદિ માસિક ત્રૈમાસિકમાંથી સમસ્ત ગૂજરાતમાં પ્રસરી રહ્યાં છે. આ ત્રીજા યુગનું એક ખાસ લક્ષણ છે. બાકીના ત્રણ યુગોનું લાક્ષણિક સ્વરૂપ તપાસીએ તો પ્રથમ યુગ અંગ્રેજી કેળવણીથી પ્રાપ્ત થએલી સામાન્ય વિદ્યાન અને માહિતીનો, બીજો ધર્મ અને તત્ત્વજ્ઞાનનો, અને ત્રીજો સાહિત્ય અને કલાનો અને વિશેષ રૂપે માસિકોનો જોવામાં આવશે.

છેવટે આપણા સાહિત્યમાં આપણા મુસલ્માન અને પારસી ભાઇઓનો હિસ્સો અલગ ગણાવવા જેવો છે, પણ તે પણ ભૂલવા જેવો નથી. પારસીઓ પૈકી પહેલા જમાનામાં મલબારીએ રચેલું દેશભક્તિનું અને સંસારસુધારાનું કાવ્યસાહિત્ય એ સમયનાં લાક્ષણિક ગુણ અને ખામીઓ ધરાવે છે. કાબરાજીની સેવા પણ એ જ જમાનાના ઉત્તરાર્ધમાં શરૂ થઇ છે અને એમની કેટલીક નવલકથાઓ એનાં સાંસારિક ચિત્ર અને બોધથી પારસીઓમાં તેમજ હિન્દુઓમાં પ્રિય થઈ પડી છે. ત્રીજા યુગના આરંભથી ખબરદારે કરવા માંડેલી સાહિત્યસેવા જે આપણે અવલોકી ગયા એ હિન્દુ લેખકને પણ અભિમાન કરાવે એવી છે. તે ઉપરાંત આ નવીન યુગમાં સંજાણા અંગ્રેજી સાહિત્યના વિશાળ પરિચયનો અને તજ્જન્ય વિવેચક દૃષ્ટિનો ગૂજરાતને કોઇકોઇ વાર લાભ આપે છે. મુસલ્માન ભાઇઓ પૈકી પહેલા બીજા યુગના નાનજીયાણીનું નામ સહુને જાણીતું છે. એમના પછી ત્રીજા યુગમાં કરીમ મહમ્મદ માસ્તરે ગૂજરાતી ભાષાને સેવા કરવા માંડી છે. પરંતુ એ વર્ગમાંથી આ નવીન યુગમાં મ્હોટામાં મ્હોટી સેવા 'વીસમી સદી'ના યોજક અને પ્રકાશક મર્હુમ હાજી મહમ્મદ અલારખીઆએ કરી છે. હાલમાં સાદિક અને શયદા એ બે મુસલમાન ભાઇઓએ આરંભેલા કાર્યમાં બે ઘડી મોજ સાથે એક ઘડી ગંભીર વિચારની પણ ઉમેરશે તો ગૂજરાતને સારી સેવા થશે એમ લાગે છે, કારણ કે ભૂલવું ન જોઇએ કે આપણી બીદામાં મીઠી મોજ એ જ છે કે જેમાં એકાદ ક્ષણ પણ ચિન્તનની હોય.

સ્ત્રીલેખકો એ આ યુગનું વિશિષ્ટ લક્ષણ છે. વિદ્યાબ્હેન અને સૌ. શારદાબ્હેનની ગંભીર અને ઉત્સાહીસેવા આ ત્રીજા ખંડના આરંભથી શરૂ થઈ ચૂકી છે.તેમાં એ જ માર્ગે સૌ.સરોજિની બ્હેને પણ જેસદાર લખાણથી ઉમેરો કર્યો છે. કવિ તરીકે સ્વ. સુમતિ બ્હેને પહેલ કરી હતી તે પછી સ્વ. કનુબ્હેન ચૈતન્યબાળા અને સૌ. દીપકબાનાં નામ સુપ્રસિદ્ધ છે. સૌ. હંસાબ્હેને ત્રણ નાટક સારાં લખ્યાં છે. તે ઉપરાંત સૌ. જયમનબ્હેને પિતા અને માતામહના યશને શોભતી સાક્ષરજીવનની શરૂઆત કરી છે. સૌ. લીલાવતીએ લેખક તરીકે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે અને સંસ્કારી ભાવના સાથે વિચાર અને કલ્પનાની હિંમતનો સંયોગ એમનાં રેખાચિત્રને સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન અપાવે છે. સૌ. લવંગિકા બ્હેને એમની ડિગ્રીના વિષયને શોભતી રીતે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની સેવા આરંભી છે.

પણ આ યુગના સાહિત્યના નભોમંડળમાં flash light યાને ચમકતા તેજઃપટ પેઠે વિસ્તરી રહેનાર, અને પોતાના પ્રભાવથી અન્ય સર્વ જ્યોતિર્ગણને દાબી દેનાર વર્તમાન સાહિત્યજ્યોતિ તે કનૈયાલાલ મુનશી. એમની નવલકથાઓએ એની સત્યાતિક્રામી કલ્પનાથી, એના વિશાળ ચિત્રપટથી, અને પ્રભાવશાલી પાત્રાલેખનથી, તેમજ વૃત્તાન્તના બાહુલ્યથી ગૂજરાતને ચકિત કરી નાંખ્યું છે. એમનાં નાટકો એમની નવલકથા જેટલાં

આકર્ષક થયાં નથી, પરંતુ એમાં પણ એમની કલ્પનાનો અને ભાષાનો જુસ્સો ઉભરાય છે. નિર્માલ્યતા જેવું પાપ જેમ પ્રકૃતિમાં તેમ મુનશીના નીતિશાસ્ત્રમાં બીજું નથી. એમનામાં સંસ્કારી બલ્કે કાંઇ પણ સંયમ ભાગ્યે જ છે, અને જીવનનો ઉલ્લાસ પુષ્કળ છે. ભાષા જોડણી શબ્દશુદ્ધિ એ સહુને મુનશીએ, ન્હાનાલાલે વૃત્તનાં ઝાંઝર તોડીને ફેંકી દીધાં હતાં તેટલા જ જુસ્સાથી, ફેંકી દીધાં છે. પણ અત્યારે તો ન્યારે નરસિંહરાવ ન્હાનાલાલ ખબરદારનાં નીર કંઇક થંભ્યાં લાગે છે તે વારે વહેતો પ્રવાહ મુનશીનો જ દેખાય છે. પહેલા ત્રણ વિષે છેવટનો મત ઉચ્ચારવાનો કાળ પાકી ગયો છે, પણ મુનશીનું સાહિત્ય હજી યુવાવસ્થામાં હોઇ, એ ઉપર સમગ્રદૃષ્ટિનો મત બાંધવાને વાર છે. અન્તમાં એક મહાપુરુષ—જેનું સઘળું અન્ય સહુથી અનેરૂં જ છે—એની નોંધ લેવી બાકી રહે છે. ગાંધીજી કવિ નથી, વિદ્વાન નથી, ગ્રન્થકાર નથી, એક સાદા પત્રકાર છે. પણ પત્રકાર તરીકે એમણે ગૂજરાતી ભાષામાં સાદી સીધી અને સચોટ, છતાં તળપદી નહિ કિંતુ આત્મસંસ્કારની સાદી શોભા ધરાવતી એવી, કોઇક અવર્ણનીય શૈલી દાખલ કરી છે, જે વિદ્વાન અને અવિદ્વાન સર્વને સરખી રીતે મુગ્ધ કરી મૂકે છે.

**અત્યારનો જમાનો.** આ અવલોકન—જે આપને કંટાળો આપે એટલું લાંબું છે અને વ્યક્તિઓને અન્યાય કરે એટલું ટૂંકું છે—એનો હેતુ તે તે સાહિત્યકારની કૃતિઓને ઠીક કસોટીએ ચઢાવીને એનું મૂલ્ય આંકવાનો નથી. હું જાણું છું કે આ આંકણી પર્યાપ્ત નથી, અને જેટલી છે તેટલીમાં પણ મતભેદને પુષ્કળ અવકાશ છે. મ્હોટા લેખકોને ન્હાનાની સાથે બેસાડયા છે, એકની પણ સઘળી કૃતિઓનો નિર્દેશ કરી શકાયો નથી, અને કોઇ સારા લેખકનું વિસ્મરણ થઈ ગયું હોય એ પણ સંભવિત છે. અને ઉપરનું લખ્યા પછી એવાં વિસ્મરણ કોઇ કોઇ સ્મૃતિગોચર થયાં પણ છે. હું આ અવલોકનથી જે એક વાત બતાવવા માગું છું, ને હું આશા રાખું છું કે હું બતાવી શકયો છું, તે એ કે ગઇ સાડીના લગભગ વીસ પચીસ વર્ષના ત્રણ ખંડ પાડીએ તો પહેલો ખંડ બાલપાદપનો હતો, બીજા ખંડમાં વૃક્ષ ખૂબ ફૂલ્યું ફાલ્યું છે, અને ત્રીજા ખંડમાં કાંઇક સૂકવણો વાયુ વાઇ જઇને અન્તે નવી કુંપળો ડાળીઓ નીકળે છે, પણ તે બીજા ખંડની ઉન્નતિને પહોંચી નથી. એક વૃક્ષને બદલે વનનું રૂપક લઇએ તો પહેલા ખંડમાં ઉમદા વૃક્ષો હતાં, પણ તે બહુ પત્ર શાખા કે ફળના ભારથી લચેલાં નહિ; બીજા ખંડમાં વૃક્ષો વધારે ઊંચાં, વધારે વિસ્તીર્ણ, તેમ એનાં ફળ પણ મ્હોટાં; ત્રીજા ખંડમાં ધ્યાન ખેંચે એવાં મ્હોટાં વૃક્ષો થોડાં, પણ ઝાડી વધારે ગાઢી: એમાંથી ઉમદા ફળ આપે એવાં મ્હોટાં વૃક્ષો આગળ જતાં કેટલાં નીકળે એ જોવાનું: છતાં, સ્થિતિ, અવનતિની હોઇને પણ, નિરાશા ઉપજાવે એવી નથી. પ્રત્યક્ષ દેખાતી અવનતિમાં જ આગામી ઉન્નતિનાં બીજ રોપાતાં દેખાય છે. અત્યારે સાક્ષાતને બદલે આડકતરી રીતે, અને એકને બદલે અનેકને હાથે, સાહિત્ય-સેવા ચોતરફ ચાલી રહી છે. મેઘાણી અને રાયચુરા સૌરાષ્ટ્રની રસધાર ગૂજરાતમાં રેલાવી રહ્યા છે; મુનિ જિનવિજયજી મોહનલાલ દલીચંદ વગેરે જૈનભાઇઓ જૂની ગૂજરાતી અને અપભ્રંશ યુગના પડ ઊકેલવા મથી રહ્યા છે; રત્નમણિરાવ હીરાલાલ વગેરે મુસલમાન સમયના ગૂજરાતના ઇતિહાસનું અન્વેષણ કરી રહ્યા છે; હરિપ્રસાદ ડૉક્ટર, રવિશંકર રાવળ અને કાન્તિલાલ વગેરે ન્હાનાલાલ મ્હેતા કલાની કદર કરવા પ્રજાનાં નેત્ર ઉઘાડી રહ્યા છે; અને અન્ય વૈજ્ઞાનિકો વિજ્ઞાનમંડળ ઊભું કરી ગૂજરાતની સેવા કરવા તલપી રહ્યા છે; અને અન્ય

ન્હાના મ્હોટા લેખકો નવી ઢબની વાર્તાઓ, નવી ઢબનાં નાટકો, ગદ્યના નવા પ્રકારો ગૂજરાતને આપવા નીકળી પડયા છે. આપણી બ્હેનો પણ એમને હાથે એમનો સંસાર અને ગૃહજીવન સુધારી રહ્યાં છે, સ્ત્રીકેળવણી અને સ્ત્રીસ્વતન્ત્રતા વધતાં આવે છે અને ગૂજરાતના સામાજિક જીવનમાં પણ સ્ત્રીઓએ ભાગ લેવા માંડયો છે. કેળવણીના વિવિધ પ્રયોગો થાય છે, એના પાયા વિસ્તારવાની અને શિખર ઉંચાં કરવાની ઇચ્છા પ્રકટ થવા માંડી છે, અને આ નવજીવનના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે આપણાં માસિકોમાં થએલો અસાધારણ વધારો અને સુધારો છે. આ સર્વચિહ્નો શુભસૂચક છે.

૫

**સાહિત્ય અને પ્રજા જીવનનો સંબન્ધ.**

પણ અહીં પ્રશ્ન થશે કે સાહિત્ય—ખરૂં અને ઊંચું સાહિત્ય—એક બગીચાની રીતે કૃત્રિમતાથી ઊત્પન્ન કરી શકાય ખરૂં ? જગતના મહાન સાહિત્યના ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાંખીએ છીએ તો જણાય છે કે "यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्"—એ અક્ષર પદાર્થ—જેને રાજશેખર 'કાવ્યપુરુષ' કહે છે—તે જ્યાં પ્રકટ થવા ઇચ્છે ત્યાં પ્રકટ થાય છે, એને કોઇ બલાત્કારે પ્રકટાવી શકતું નથી. આ ખરૂં છે, તથાપિ એના પ્રાકટ્યના કાંઇક નિયમો આપણે જાણી શકીએ છીએ, અને એના ઉપર આપણી આશાઓ બાંધી શકીએ છીએ તથા યોગ્ય વાતાવરણ રચી શકીએ છીએ. ઇતિહાસમાં એવા દાખલા દેખાય છે કે જ્યારે દેશમાં બુરામાં બુરી સ્થિતિ ચાલતી હોય તેવે વખતે—પ્રતિકૂલ વાતાવરણમાં—પણ મહાન કવિ કે સાક્ષરનો અવતાર થાય છે. પરંતુ વસ્તુતઃ જેમ કવિનો આત્મા કાવ્યરૂપ હોવો જોઈએ એ વચનની યથાર્થતા સમઝવા માટે આપણે કવિનું સ્થૂલ જીવન ભેદી એનું સૂક્ષ્મ યાને આન્તર જીવન જોવું પડે છે, તેમ સાહિત્યને પ્રતિકૂળ એવા વાતાવરણમાં પણ ધ્યાનમાં રાખવાનું છે કે ખરૂં જોતાં ઉપરના પડની નીચે ગૂઢ શક્તિઓ કામ કરી રહી હોય છે, જે કવિ યાને સાક્ષરના આત્મામાં પ્રકટ થાય છે, અને સમય પાકતાં એ પરિસ્થિતિમાં પરિવર્ત કરે છે. વૉલ્ટેર, રૂસો, ટૉલ્સ્ટૉય એ આ જાતના પરિવર્તક ક્રાન્તદર્શી આત્માઓ છે. ઉચ્ચ સાહિત્યના ઉત્થાન માટે પ્રજાજીવન સુખી જ હોવું જોઇએ અથવા તો રાષ્ટ્રીય ઐક્તા સિદ્ધ કરી ચૂકયું હોવું જોઇએ એમ કાંઈ નથી. ડૅન્ટી અને ગેટે જન્મ્યા તે સમયે ઇટાલિ અને જર્મનિનું રાષ્ટ્રીય જીવન અને સામાજિક દશા છિન્નભિન્ન હતાં. પણ મનુષ્ય ભાવનાથી જીવે છે, સ્થૂલ દેહ કે બુદ્ધિથી જીવતો નથીઃ એ કવિદૃષ્ટિનું સૂત્ર એમને પ્રત્યક્ષ થયું હતું. એલિઝાબેથના સમયમાં ઈગ્લંડની લોકસ્થિતિ કેવી હતી તે એક ઇતિહાસકારના નીચેના શબ્દોથી સમઝાશેઃ "At the first glance the political and moral situation in England does not present that aspect of civilisation which one would expect at the time of Shakespeare. The population hardly amounts to five millions, and stagnates under conditions of revolving inequality fostered by the violence of the nobles, the profound demoralisation of the clergy and the idleness of the lower classes. On the one hand there are the magnificent gardens and verdant lawns

of the abbeys, of the majestic castle walls of the bloodthirsty baron; on the other the miserable collection of huts which constitute the village. There are endless marshes and wide expanses of heath, which cover the greater part of the country. Neither industries nor commerce exist to ward off the menace of famine. The inhabitants of town and country are a prey to epidemics and the victims of extortion. Finally, ignorance among high and low was so great that the majority of the peers of the realm were unable to read and write." પરંતુ આ ઉપરથી સાહિત્ય અને પ્રજાજીવનની ઋતુઓ એક બીજાથી વિરુદ્ધ છે અથવા તો એમનો પરસ્પર સંબન્ધ નથી એમ માનવું બરાબર નથી. એ વચ્ચેનો કાર્યકારણભાવ કેટલીકવાર પૂર્વાપરસંબન્ધે અને કેટલીક વાર સહચારસંબન્ધે હોય છે. પ્રજાજીવનના કેટલા અંશો આગલા જમાનામાંથી ઊતરી આવેલા તે જીર્ણ થતા જાય છે, અને નવું જીવન જે પૃથ્વી ફાડી બહાર નીકળવાનું તે હજી સ્થૂલ નેત્રે જોઇ શકાતું નથી.

વસ્તુતઃ, સામાન્ય રીતે, સાહિત્યના મહાન યુગો એ પ્રજાજીવનની વિશાલતા અને વિપુલતાના યુગો જોવામાં આવ્યા છે. ગ્રીક સાહિત્યનો પેરિક્લિસ યુગ યુદ્ધમાં જય અને દરિયાઇ વ્હેપાર સધ્ધર સંસ્થાન આદિ ક્ષાત્ર અને વૈશ્ય જીવનના પ્રાકટ્યનો હતો. અને રોમનો ઑગસ્ટન યાને વર્જિલ યુગ પણ રોમન સામ્રાજ્યના વિસ્તાર અને ઘટનાનો હતો. મધ્યયુગની યોગનિદ્રામાંથી યુરોપની જાગૃતિનો યુગ, અને એની અસર તળે જન્મેલો ઇંગ્લંડનો એલિઝાબેથ યુગ—એમાં મનુષ્યજીવન કેવું પ્રબળ પરાક્રમી અને પ્રભાવશાળી થવા લાગ્યું હતું એ સુપ્રસિદ્ધ છે. આ પ્રશ્નના વિચારમાં આપણા દેશના ઇતિહાસ ઉપર પણ દૃષ્ટિ ફેરવવી ઉપયોગી થશે. રામાયણ અને મહાભારત એ પ્રજાજીવનના જ ઉદયાસ્તની કથા છે એ કોણ નથી જાણતું? એક ક્રૌંચપક્ષીના વધથી વાલ્મીકિ મુનના હૃદયમાં પ્રકટેલો કરુણરસ જ્યાં પ્રકટ્યો ત્યાં જ શમી જાત, અને પરિણામે બહુ તો એક કરુણરસનું ઊર્મિગીત જગતને મળ્યું હોત, પણ પ્રજાના અન્તરાત્મામાં જે આર્યતાની ભાવના વિરાજતી હતી તે જ વાલ્મીકિની પ્રતિભામાં પ્રકટ થઈ શબ્દબ્રહ્મરૂપે પરિણમી. મહાભારતકાલમાં આર્યપ્રજા જે આત્મઘાત કરી રહી હતી એનું કરુણ અને ભવ્ય ચિત્ર વ્યાસ મુનિએ દોર્યું છે; અને એ કરુણતાને, સામા પડછામાં પ્રાચીન આર્યજીવનની ભાવનાનાં કેટલાંક આખ્યાનો ઉપદેશો વગેરે મૂકીને, ઘેરી બનાવી છે. એક દ્રષ્ટા ઋષિનું તો બીજું મનનશીલ મુનિનું કાવ્ય છેઃ પણ ઉભય હિન્દની ઉગતી અને આથમતી રાષ્ટ્રીય એકતામાંથી જન્મેલાં કાવ્યો છે. બૌદ્ધ કાળનું સાહિત્ય ખીલ્યું વિસ્તર્યું તે સમયે હિન્દુસ્થાનની પ્રજા કેટલી પરાક્રમી હતી તે અશોકના શિલાલેખથી અને મધ્ય એશિયા ગાંધાર તિબેટ ચીન જાવા આદિ સ્થળે મળતાં પુસ્તકો ચિત્રકામ બાંધકામ ઇત્યાદિથી સિદ્ધ થાય છેઃ બૌદ્ધ ત્રિપિટકની સ્થાપના, જાતકની રચના, જૈનશાસનનો સંગ્રહ, કૌટિલ્યનું અર્થશાસ્ત્ર, ભરતનું નાટ્યશાસ્ત્ર, વાત્સ્યાયનનું કામશાસ્ત્ર, પતંજલિનું મહાભાષ્ય, અશ્વઘોષનાં કાવ્યો તથા નાટકો, ગુણાઢ્યની બૃહત્કથા, બૌદ્ધ મહાયાનનો પ્રાદુર્ભાવ, ધમ્મપદ, મિલિન્દપ્રશ્ન, લલિતવિસ્તર, લંકાવતાર, સદ્ધર્મપુંડરીક,

માધ્યમિકકારિકા, બ્રાહ્મણ ધર્મસૂત્ર ગૃહ્યસૂત્ર ન્યાયયોગાદિદર્શનસૂત્ર આદિ સર્વ સાહિત્ય એ યુગમાં પ્રકટ્યું છે. ઈ. સ. બીજા સૈકા પછી સો દોઢસો વર્ષનો ઇતિહાસ અંધારામાં પડેલો છે. પરંતુ એ સમય સાહિત્યની પાનખર ઋતુનો હોય તો નવાઇ નહિ. એ પછી ગુપ્ત રાજાઓના સમયમાં ફરી બહાર (વસન્ત) આવ્યો. એ સમય હિન્દના ઇતિહાસમાં ઈંગ્લંડના એલિઝાબેથના યુગ કરતાં પણ વધારે તેજસ્વી છે. બ્રાહ્મણ અને બૌદ્ધના સમત્વનો એ સમય; પુરાણ સ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રોના પુનરુજ્જીવન અને પુનર્ઘટનાનો એ સમય; બૌદ્ધ મહાયાનના વિકાસનો એ સમય; કાવ્ય કોષ જ્યોતિષ આદિ શાસ્ત્રોમાં કાલિદાસાદિ નવરત્નોના ઝગઝગાટનો એ સમય; ભામહાદિ આલંકારિકોનો એ સમય; વસુબન્ધુ દિઙ્નાગ વગેરે ન્યાયશાસ્ત્રાચાર્યોનો એ સમય; દર્શનસૂત્રોના અન્તિમ ગ્રન્થનનો એ સમય, દેવર્ધિગણિ સિદ્ધસેન દિવાકર આદિ જૈન શાસ્ત્રોના ઉદ્ધારક અને પ્રવર્તકનો એ સમય. આ સમયમાં ગુપ્ત રાજ્યની અને એના પ્રભાવની સીમા એક વખતે પશ્ચિમે કાઠીઆવાડના પશ્ચિમ કાંઠા સુધી અને ઉત્તર-પૂર્વમાં તિબેટ અને લગભગ ચીનની સરહદ સુધી પહોંચી હતી. અને તેથી એનો વ્યવહાર પશ્ચિમે ઇરાન એશિયામાઇનર સુધી અને રોમ સુધી, અને પૂર્વે ઈશાનકોણમાં ચીન અને અગ્નિકોણમાં જાવા સુધી, ચાલતો હતો. આ કારણથી હિન્દુસ્થાનનાં વિવિધ શાસ્ત્રો ઉપર પરદેશી અસર થએલી કહેવાય છે તેટલી બધી તો નથી જ થઇ, તો પણ પરદેશ સાથેના વ્યવહારમાં હિન્દુસ્થાનનો ગુપ્ત સામ્રાજ્યનો સમય એલિઝાબેથના સમયને મળતો હતો એમાં સંશય નથી. આટલો દેદીપ્યમાન યુગ હિન્દુસ્થાનમાં ફરી આવ્યો નથી.તોપણ યશોવર્મા અને હર્ષવર્ધનનાં રાજ્ય તેમજ ગુર્જર પ્રતિહાર રાષ્ટ્રકૂટ પરમાર અને સોલંકી રાજ્યો પણ એમનાં રાજકીય પરાક્રમો માટે તેમજ સાહિત્યની પ્રફુલ્લતા માટે યશસ્વી થયાં છે. ભવભૂતિ બાણ અને રાજશેખર, ઉદ્યોતકર ધર્મકીર્તિ કુમારિલ શંકર અને વાચસ્પતિ, હેમાદ્રિ, બોપદેવ, સાયણ, માધવ સોમદેવ અને હેમચન્દ્ર એ સમયના નભોમંડળના તેજસ્વી તારાઓ છે.

**આપણી આશાનાં કારણ.**

આપણા વર્તમાન યુગના સાહિત્યના ભવિષ્ય માટે મ્હોટી આશાઓ પડે છે. કારણ કે જગતના સાહિત્યોત્થાનના મ્હોટામાં મ્હોટા યુગો સાથે એનું અનેક રીતે ગળતાપણું છે. સાધારણ રીતે યુરોપની ૧૩થી ૧૬ મી સદીની જાગૃતિનો યુગ અને એનાં લક્ષણો સહુને સારી રીતે જાણીતાં હોઇ એની સાથે આપણા અર્વાચીન સાહિત્યના જન્મકાળની સરખામણી કરીએ. યુરોપનો એ કાળ ધાર્મિક સુધારાનો કાળ હતો. પણ એટલું જ હોત તો એ પછીનું યુરોપીય સાહિત્ય આપણા સંતયુગના સાહિત્ય જેવું ઘણે ભાગે ધાર્મિક સાહિત્ય જ નીવડત. પણ વસ્તુતઃ, એ યુગમાં પ્રાચીન ગ્રીક અને લૅટિન સાહિત્યનો ઉદ્ધાર થયો. ઇતિહાસકાર કહે છે કે ઇટાલિની ભૂમિ ઉપર એક ચમત્કાર બન્યો. સૌન્દર્યની દેવી જે ઘણા સમયથી લોક ગુમાવી બેઠા હતા તે તેમને જડી. તેઓ જેને મરી ગઇ માનતા હતા તે માત્ર નિદ્રાવશ થઈ હતી. ૧૪૮૫ ના એપ્રીલની ૧૮ મી તારીખે વસન્ત ઋતુ બેસતી હતી.તેવે એકદિને લૉમ્બર્ડીના મજૂર લોકો રોમમાં કાંઇ ખોદાણ કામ કરતા હતા. તેમાંથી એમને એક શ્વેત સંગેમરમરની કબર નજરે પડી. ઉપરનું આચ્છાદન દૂર કર્યું ત્યાં એક દેવી સૂતેલી દેખાઈ; જાણે જીવતી જ! એઓએ એના ઉપર સુગન્ધી વનસ્પતિઓ ફેરવી. એટલા-

માં એ જાણે આંખ ઉઘાડતી હોય એમ એમને દેખાયું. એના ગાલ ગુલાબી, અને અધર ઉપર સ્મિત રમતું હતું. આ મધુર ચમત્કારથી જનતાનું હૃદય હાલ્યું, લોકોનાં ટોળેટોળાં ભરાયાં. દેવીને ભક્તિભાવથી કૅપિટૉલ યાને રોમના ટાઉનહૉલમાં લઇ ગયા. ત્યાં આખું શહેર એને જોવા ઉલટયું અને એ દૈવી આકૃતિ જોઈ મુગ્ધ બન્યું. પાદરીઓને ભય પેઠોઃ રખેને લોકમાં મિથ્યાત્વ અને પ્રતિમાપૂજા ઉત્પન્ન થાય. પોપે રાતોરાત એને ત્યાંથી ઉપાડીને અન્યત્ર દાટી દેવાનો હુકમ કર્યો. પણ લોકોએ એ દેવીનાં દર્શન એક વખત કર્યાં તે કર્યાં જ. એક લેખક કહે છે તેમ; "She had a beauty of ancient time; through having simply gazed upon her the world began to blossom once more." આમ પ્રાચીન ગ્રીક અને લૅટિન સાહિત્યના ઉદ્ધાર અને સૌન્દર્યદેવીના પ્રાકટ્ય સાથે, શુષ્ક ધાર્મિકતાની બેડીઓ પણ તૂટવા લાગી; અને પ્રાચીન ગ્રીક રોમન સંસ્કૃતિનું જે ખાસ લક્ષણ—એહિક જીવનમાં રસ—તે ફરી ઉત્પન્ન થયો; અને પ્રજા પરાક્રમને પંથે ચડી. આ સર્વના પ્રતિધ્વનિ ઈંગ્લંડ સુધી પહોંચ્યા. પ્રાચીન સાહિત્યના અનુવાદો ઇટાલિયન અને ફ્રેંચ ભાષામાં થયા અને ત્યાંથી અંગ્રેજીમાં ઉતર્યા. આપણા અર્વાચીન સાહિત્યના જન્મની પણ એ જ હકીકત છે. અહીં પણ ગયા શતકમાં આપણી પ્રાચીન ભાષાને જે સ્થાન અપાયું તથા પરદેશી (અંગ્રેજી) સાહિત્ય સાથે સંપર્ક શરૂ થયો, એમાંથી ધાર્મિક સુધારો, નવી સ્વાતન્ત્ર્યની ભાવના, એહિક જીવનમાં રસ અને એ રસથી તરબોળ એવું નવીન સાહિત્ય ઉત્પન્ન થયું. એ યુરોપના સંજીવનના યુગમાં, અને વિશેષે કરી એલિઝાબેથના ઈંગ્લંડમાં, પ્રજાજીવનમાં જેમ અપૂર્વ વેગ પરાક્રમ અને સમુલ્લાસનો પ્રાદુર્ભાવ એ એના સાહિત્યનું કારણ બન્યું હતું, તે જ પ્રમાણે આપણા અર્વાચીન સાહિત્યમાં પણ બન્યું છે. માત્ર આપણી નસોમાં એ વેગ પરાક્રમ અને સમુલ્લાસનું બળ જેટલું ઓછું, તેટલું આપણું સાહિત્ય પણ એલિઝાબેથના સમયના ઇંગ્લંડના સાહિત્ય કરતાં ઉતરતું છે. ઇંગ્લંડનો વહાણવટી નવી ભૂમિ શોધવા લૂટવા તાબે કરવા સમુદ્ર ખેડતો હતો, કષ્ટમાં આનન્દ પામતો હતો, અને પોતે સ્વતંત્ર છે એ અદ્ભુત બલદાયી લાગણીથી ભરેલો રહેતો. આપણે ત્યાં આ સર્વ સ્થિતિ શરૂ થવા લાગી છે, પણ તે કુંપળ અવસ્થામાં છે, સિદ્ધને બદલે સાધ્ય અવસ્થામાં છે, પૂરી વસ્તુસ્થિતિને બદલે ઘણું આકાંક્ષામાં છે, પણ જે છે તે ઉત્સર્પણને માર્ગે હોઇ આશાજનક છે.

૬

સાહિત્યવિભાગે વિચારવાનું 'સાહિત્ય' તે વિશેષ અર્થમાં 'સાહિત્ય.'

**સાહિત્યપરિષદનું કર્તવ્યઃ સાહિત્યને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવું.**

સામાન્ય અર્થના સાહિત્યની ઇતર શાખાઓથી વિલક્ષણ એવું, વિશેષ અર્થમાં સાહિત્યનું સ્વરૂપ 'સાહિત્ય' શબ્દની યોજનાથી આપણા પૂર્વજોએ બતાવ્યું છે. "શબ્દાર્થૌ સહિતૌ કાવ્યમ્ઃ" જેમાં શબ્દ અને અર્થ વિશિષ્ટ રૂપે એક બીજાની સાથે મળેલા હોય. "વાગર્થાવિવ સમ્પૃક્તૌ" શિવપાર્વતીવત્ જ્યાં અર્થ અને વાણી એક બીજાનાં અર્ધાંગ હોય એ કાવ્યસાહિત્ય. આ કાવ્યસાહિત્ય એ સાહિત્ય સામાન્યનો આત્મા છે. ભાષા, ઇતિહાસ, વિજ્ઞાન તત્ત્વજ્ઞાન સઘળાં શાસ્ત્રનું પર્યવસાન કાવ્યમાંઃ કાવ્ય એ ક્રાન્તદર્શીની દૃષ્ટિ; પછી એ ગદ્ય હો વા પદ્ય

હો. પદ્યમાં અર્થસંગીત સાથે શબ્દસંગીતનો સહચાર, તેટલું પદ્ય ગદ્ય કરતાં કાવ્યને વિશેષ અન્તરંગ, અને ગદ્યમાં જેટલો શબ્દસંગીતનો અભાવ તેટલું તે કાવ્યને બહિરંગ. અન્ય શાસ્ત્ર અને વિદ્યાથી કાવ્યનો વ્યાવર્તક ધર્મ એ કે શાસ્ત્ર અને વિદ્યા મનુષ્યબુદ્ધિના અમુક અમુક ખંડને ઊજાળે, ત્યારે કાવ્ય અખંડ વસ્તુનું-વસ્તુના ઊંડા અન્તરમાં વિરાજતા દિવ્ય તત્ત્વનું-સાક્ષાત્ દર્શન કરાવે. પ્લેટોની ગુફાના ઉદાહરણથી સમઝવા યત્ન કરીએ તો બહાર જતાં આવતાં મનુષ્યોના ગુફાની ભીતે પડતા પડછાયા ઉપરથી અનુમાન કરવું તે શાસ્ત્ર અને વિદ્યા, અને ગુફાના મુખ સામે બેસી જનતાને સાક્ષાત્ નિહાળવી એ કવિધર્મ; અને એ સાક્ષાત્ દર્શન પણ અખંડ વસ્તુનું એના અમુક અમુક પાસાનું નહિં. બેશક, એ અખંડતાને કવિ તરફ વળેલું પાસું કહેવું હોય તો તે જુદી વાત. આમ કાવ્ય એ શાસ્ત્ર અને વિદ્યાથી ભિન્ન છે, છતાં સર્વનો વાસ મનુષ્યના આત્મામાં છે, અને તેથી એમની પરસ્પર અસર થયા વિના રહેતી નથી.

રાજશેખર કવિઓના ત્રણ ભેદ પાડે છેઃ સારસ્વત, આભ્યાસિક અને ઔપદેશિક. સારસ્વત કવિઓ તે કે જેઓ ઉપર સરસ્વતીનો અનુગ્રહ હોઇ, એમની કવિત્વશક્તિ ' સહજા ' છે, અર્થાત્ પૂર્વજન્મમાંથી ઊતરી આવી છે, અને આ જન્મમાં માત્ર થોડોક જ સંસ્કાર મળતાં ખીલી ઊઠે છે. આભ્યાસિક કવિઓ તે કે જેની કવિત્વશક્તિ 'આહાર્યા' એટલે કે આ જન્મના અભ્યાસથી—અર્થાત્ સંસ્કારથી, કેળવણીથી—પ્રાપ્ત કરવામાં આવી છે. અને ઔપદેશિક કવિઓ તે કે જેઓમાં સ્વાભાવિક કવિત્વશકિત બિલકુલ નથી પણ જેઓ મહેનત કરી કરીને કાવ્ય રચતાં શીખ્યા છે. આ ત્રીજા વર્ગને તો આપણે લક્ષ્યમાં જ નહિ લઇએ. પણ જગતના મહાન કવિઓ બધા સારસ્વત યાને કેવલ સરસ્વતીના પ્રસાદ થકીજ કવિ થએલા છે એમ નથી. ઘણાં મ્હોટાં નામો—મિલ્ટન ટેનિસન ભવભૂતિ રાજશેખર આદિ અસંખ્ય—આ જન્મમાં પ્રાપ્ત કરેલી ઊંચી કેળવણીથી કવિ બન્યા છે. અને આ જાતના કવિઓ માટે ફલદ્રુપ ભૂમિ રચવાનું જનસમાજના હાથમાં છે. બીજા બે વર્ગમાંથી પહેલા વર્ગના-'સારસ્વત'-કવિઓ આપણી ભૂમિમાં નીપજાવવાની પ્રભુની ઇચ્છા હશે તો તે સાહિત્યપરિષદ્દના કાર્યની વાટ નહિ જુવે. ગૂજરાતમાં સૃષ્ટિસૌન્દર્ય અને જનસ્વભાવનું વૈવિધ્ય અર્થાત્ કવિતાની સામગ્રી થોડી નથી. છતાં, વર્તમાન જમાનામાં સર્વથા સ્વાભાવિક કવિત્વશક્તિ ધરાવનાર એવા સારસ્વત કવિઓ ઉત્પન્ન ન થાય તો તેમાં આશ્ચર્ય નથી. કારણ કે, સારસ્વત કવિઓનો જમાનો તો એક રીતે ક્યારનોએ વહી ગયો છે.જેમ મનુષ્યજાતિનો સુધારો વ્યવસાયી અર્થાત્ વસ્તુગ્રાહી મટીને અનુવ્યવસાયી-અર્થાત્ જ્ઞાનગ્રાહી-થયો છે, અને અત્યારે એનાં સઘળાં પગલાં અનુવ્યવસાયી દશામાં જ ભરવામાં આવે છે,તે જ પ્રમાણે વર્તમાન યુગમાં વ્યવસાયી કવિની એટલે કે માત્ર કાવ્યસામગ્રીના સાંનિધ્યથકી જ પ્રજ્વળી ઊઠનાર એવા હોમરની જાતના કવિની ઉત્પત્તિ થવાનો સંભવ થોડો છે; વર્તમાન કવિઓમાં તો થોડીક સ્વાભાવિક શક્તિ ઉપર આ જન્મના સંસ્કારો-એટલે કે જીવનનો અનુભવ અને વાચનની કેળવણી—એની છાપ પુષ્કળ પડે છે, અને એમાંથી એમનું કવિત્વ સ્ફુરે છે. બેજહૉટ 'primary' અને 'secondary' અર્થાત્ સહજ અને આહાર્ય એવા કવિઓના બે વર્ગ પાડે છે તે આ રીતે જ; હોમર શેકસપિયર આદિ પ્રથમ વર્ગમાં આવે છે, વર્જિલ મિલ્ટન વગેરે દ્વિતીય વર્ગમાં આવે છે. પણ પ્રથમ વર્ગના સર્વ

કવિઓ દ્વિતીય વર્ગના સર્વ કવિઓ કરતાં ચઢીઆતા હોય એમ કંઇ નિયમ નથી. માત્ર આ બે વર્ગ એ કવિતાની ઉત્પત્તિનું કારણ લક્ષમાં લેતાં પડેલા બે પ્રકાર છે. અને પહેલા વર્ગના એક કવિના કરતાં બીજા વર્ગનો એક કવિ ચઢીઆતો હોય એ તદ્દન સંભવિત છે. સ્પેન્સરને અંગ્રેજી કાવ્યસાહિત્યના ઇતિહાસમાં 'Poets' poet'નો ઇલ્કાબ મળ્યો છે, અને અગણિત અંગ્રેજ કવિઓ ગ્રીક લૅટિન ઇટાલિયન કવિઓમાંથી ઉત્પન્ન થયા છે એ કોણ નથી જાણતું? નવીનતાના મોહને વખોડી કવિસંપ્રદાયનો મહિમા વર્ણવતાં મિ. ન્યૂબોલ્ટ એક ઠેકાણે કહે છે:—

"To be in the tradition is not to be obsolete, either in civilization or in poetry; to be 'derivative' is not necessarily to be inferior, even in the aeroplane factory. The truth on the other side is that the human spirit grows not by singularity but by admiration and assimilation; *that the deepest waters' of human* life come from no private well, but from an underlying pool, vast and immemorial, and that poetry, as Shelley knew, is not an unrelated collection of separate inventions, but a vision of the eternal which all poets like the co-operating thoughts *of one great mind, have built up since the beginning of the* world." આ જાતનું કાવ્યવાતાવરણ સાહિત્યપરિષદ્ રચી શકે છે. આ માટે ઊંચી જાતના વિવેચનશાસ્ત્રની જરૂર છે—જે સામાન્ય વાચકમાં ઊંચી વિવેચનદૃષ્ટિ ઉત્પન્ન કરે એટલું જ નહિ, પણ જેને આધારે શાળામાંથી બાળકોને શિક્ષણશાસ્ત્રની ભાષામાં જેને 'Appreciation lesson' કહે છે તેવા પાઠ દ્વારા કવિતાના સૌન્દર્યનો ઉપભોગ કરતાં શીખવી શકાય. વામનમાંથી સૂચના લઇ રાજશેખરે 'ભાવક' યાને સહૃદયના પ્રથમ બે વર્ગ પાડ્યા છે: અરોચકી અને સતૃણાભ્યવહારી; એટલે એક તો એવા કે જેમને કશું રુચે જ નહિ, અને બીજા એવા કે જે ઘાસ સુદ્ધાંત ગમે તે ખાઇ જાય. આ બંને અવિવેચક છે. તેમાં ત્રીજો વર્ગ, એક 'મત્સરી' એટલે કે અદેખા અને સામાના દોષ જોયા કરે એવાનો ઉમેરે છે, અને ચોથો વર્ગ 'તત્ત્વાભિનિવેશી' એટલે ખરા તત્ત્વ ઉપર ચિત્ત લગાડનારનો જણાવે છે. આ છેલ્લો વર્ગ જ સાહિત્યને ઉપકારક થઈ પડે છે. હજુ સુધી ગૂજરાતીમાં કાવ્યકલાની તત્ત્વાભિનિવેશી મીમાંસા બહુ થોડીજ થઈ છે. પ્લેટો અને ઍરિસ્ટોટલથી માંડીને ક્રિશ્ચર કૂચ સેઈન્ટસબરિ કૉર્ટ્સ ન્યૂબોલ્ટ અને સ્કાયર સુધી, સૂર્યથી માંડી ન્હાના દીવાસુધી, કાવ્ય અને એના વિવિધ ભેદનાં તત્ત્વ ઉપર પ્રકાશ નાંખનાર જ્યોતિઓ અસંખ્ય થયા છે, અને જેમ જેમ કાવ્યનાં નવાં નવાં રૂપ પ્રકટ થયાં છે તેમ તેમ એ તત્ત્વોના વિવેચનમાં તેમજ એના પ્રયોગના વિચારમાં ઘણું કામ થયું છે. આપણે ત્યાં પણ પ્રાચીન આલંકારિકોએ કેટલું બધું કર્યું છે એનું જ્ઞાન સામાન્ય પ્રજાને બદલે સુશિક્ષિત જનોમાં પણ થોડું છે. આ ખોટ પૂરી પાડવા સાહિત્યપરિષદ્ બહુ સારો પ્રબન્ધ રચી વા રચાવી શકે છે. આવી સારાસારગ્રાહી ઉચ્ચ વિવેચનની વિદ્યાને અભાવે—કાવ્યક્ષેત્રમાં પુષ્કળ ઘાસ ઉગે છે, અને બિચારા ઘાસને હું ઘાસ છું એટલું ભાન થતું પણ અશક્ય રહે છે. રાજશેખર કવિઓનું તારતમ્ય બતાવતાં નોંધે છે કે—

" एकस्य तिष्ठति कृवेर्गृह एव काव्य-
मन्यस्य गच्छति सुहृद्भवनानि यावत् ।
न्यस्याविदग्धवदनेषु पदानि शश्वत्
कस्यापि संचरति विश्वकुतूहलीव ॥ "

--કોઇ કવિનું કાવ્ય તો એના ઘરમાંજ રહે છે; બીજાનું મિત્રોના ઘર સુધી પહોંચે છે; કોઇકનુંજ એવું હોય છે કે જે અવિદગ્ધજનના મુખ ઉપર પગ મૂકીને—એમના વચનની દરકાર કર્યા વગર—જાણે વિશ્વ જોવાના કુતૂહલથી બહાર નીકળી પડે છે. આવા ગૃહકવિઓની અને મિત્રકવિઓની ઉપેક્ષા કરી, બહુ તો એમને સહી લઇ, વિશ્વકવિઓના ગુણ પારખી, એનો આસ્વાદ લઇ જાણવો એ ખરા વિદગ્ધનું કામ છે.એ કર્તવ્યને અંગે, આપણા ગુર્જર કવિઓ અને કાવ્યો ઉપર આપણે સવિશેષ આદર ધરાવીએ એ સ્વાભાવિક છે અને કેટલેક દરજ્જે ઠીક પણ છે. પણ ઘરદીવડાંના પ્રેમથી મુગ્ધ બની આપણી રસવૃત્તિને સાંકડી કરી રાખીએ તો તેથી આપણી વિદગ્ધતાને હાનિ થાય છે એટલુંજ નહિ પણ કવિઓના રસાત્માને પણ જોઇતું પોષણ મળતું નથી. ખરૂં છે કે કવિ અને ભાવક (સહૃદય વિદગ્ધજન) એક હોતા નથી; " एकः सूते कनकमुपलस्तत्परीक्षाक्षमोऽन्यः " સુવર્ણ એક જાતના પત્થરમાંથી પેદા થાય છે અને એની કસોટી કાઢનાર પત્થર જુદો હોય છે. તથાપિ કવિ જ્યાં સુધી પોતાના કાવ્યનો વિવેચક ન થાય અને વિવેચક કવિનું હૃદય અનુભવવા પૂરતો કવિ ન થાય, ત્યાં સુધી કાવ્ય આત્મશુદ્ધિ પ્રાપ્ત ન કરે, અને વિવેચન મર્મગ્રાહી ન બને. આપણાં કાવ્યો આપણી ભૂમિમાં જ પાકવાં જોઇએ, અને આપણાં વિવેચન પણ સ્વદેશી હોવાં જોઇએ એ દૃષ્ટિબિન્દુ સ્વાભાવિક છે. તથાપિ મનુજ આત્મામાં સ્વ અને પરનો અદ્ભુત સમન્વય હોય છે—મનુજ પોતાની ભૂમિનો વતની છે તે સાથે મનુજ હોઇ સમસ્ત બ્રહ્માંડનો વાસી છે, અને તેથી એને પોતાનું વૈશિષ્ટ્ય કેળવવાનું છે તે સાથે એના વિશેષણમાં સ્વ અને પર ઉભય તત્ત્વો રહેલાં છે એ ભૂલવાનું નથી. જગતનાં સર્વ મહાન સાહિત્યો એ રીતે જ ઉદ્‌ભવેલાં છે. કોઇ પણ પ્રજા જે પરદેશી સાથે આત્માની આપ-લે કરવા તૈયાર નથી તે પોતાના આત્માને કદી ખીલવી શકતી નથી. જેમ પરદેશી રસ ચૂસ્યાં કરનાર પોતાના આત્માને ખુવે છે, તેમ એ રસથી વિમુખ રહેનાર પોતાના આત્માને ગૂંગળાવે છે. વર્તમાન સમય ક્રાન્તિનો હોઈ સ્વ અને પરનાં ઉભય તત્ત્વ યોગ્ય માપમાં રહેવાં કઠણ છે. અત્યારે પશ્ચિમની નવલકથાઓનું ટૂંકી વાર્તાઓનું અને નાટકનું અનુકરણ પુષ્કળ થવા લાગ્યું છે, પણ ધીમે ધીમે એમાંથી ઊભરો નીકળી જઈ માત્ર સારજ રહેશે અને આપણા સાહિત્યના વિશિષ્ટ આત્મામાં ભળી શકે એટલુંજ પરદેશી તત્ત્વ છેવટે રહી જશે. તેથી આપણા સાહિત્યે ધારણ કરેલા વર્તમાન વલણથી આપણે ક્ષોભ પામવા કારણ નથી,જો કે કાંઇક ચેતતા રહેવાની અને સ્વદેશાભિમાનને જાગતું રાખવાની તો જરૂર છે જ. પશ્ચિમના જે રસસ્વરૂપને આપણા સાહિત્યમાં સત્કાર આપવો ઇષ્ટ છે તે એ રસસ્વરૂપને કે જે એના મહાન સાહિત્યમાં મૂર્તિમન્ત થયેલું છે. છેલ્લી આગબોટમાંથી ઉતરેલાં નૉવેલો વા માસિકોની વાર્તાઓ એ યૂરોપનું મહાન સાહિત્ય નથી: એનું ચર્વણ એ તો ઘણીવાર ઘાસનું ચર્વણ કરવા સમાન હોય છે. એના મ્હોટા ઇંગ્લંડ જેવા... વર્તમાન સમયમાં પણ Dynasts કે Saint Joan જેવી કૃતિઓજ ગણાય છે, અને વસ્તુતઃ એનાં અગરફળ તો એ કરતાં પણ જુદાં હોય છે. આ

વિષયમાં ખરી વિવેકભરી રસવૃત્તિ ઉત્પન્ન કરવી એ નવીન વિવેચનશાસ્ત્રનું, અને તે માટે યોગ્ય પ્રબન્ધ કરવો એ સાહિત્યપરિષદ્‌નું; કામ છે.

નાટક વિષે લખતાં ડ્રાઇડને ત્રણ જાતના 'publics' યાને શ્રોતા ગણાવ્યા છે. એક તો ખરા વિદગ્ધ અને સંસ્કારી, જેની સંખ્યા સહુથી ઓછી; બીજા 'warm young men' ઉત્સાહી યુવકો, જેમનો કલાવિષયક ઉત્સાહ સાચો પણ કેટલીકવાર ઉપરછલ્લો અને ભ્રાન્તઃ એમની સંખ્યા વધારે; અને ત્રીજા સામાન્ય લોક, જે સાહિત્યની કૃતિમાંથી કેવળ આનન્દ જ માગે છે–એમની સંખ્યા બહુ મ્હોટી. આમ વિદગ્ધભોગ્ય, યુવકભોગ્ય અને લોકભોગ્ય એમ સાહિત્યના ત્રણ વર્ગો પડે છે. અહીં વિવેચનશાસ્ત્રનો વિકટ પ્રશ્ન આવીને ઉભો રહેછે કે આમાંથી કયા વર્ગના પ્રેક્ષક કે વાચક માટે કવિએ કાવ્ય નાટક કે નવલકથાઓ રચવી? વર્તમાન સમયમાં આ ત્રીજા વર્ગ તરફ તાણી જનારાં બે જબરાં વહેણ છે; એક તો આ જમાનો democratic યાને લોકસામાન્યના મતની દરકાર કરનારો છે; બીજું, એ દ્વારે ધનની પ્રાપ્તિ હોઇ કવિને પણ એ માર્ગે જ સરવાનું મન થાય છે. યુવકો એ ભવિષ્યની પ્રજા હોઇ, અને નવી રસભાવનાની ઉત્પત્તિનું સ્થાન હોઈ, એમની દૃષ્ટિમાં નવાં તેજ પ્રકટ થતાં હોય એ સ્વાભાવિક છે; પણ સાહિત્ય એ જીવનનું પરિપક્વ દર્શન હોય તો યુવકોની સાહિત્યભાવના કાચી હોવાનો પણ સંભવ છે જ. ખરા વિદગ્ધ અને સંસ્કારી વિવેચકો જડ ન થઇ જાય તો એમની દૃષ્ટિ સહુથી ઉત્તમ છે, અને ખરા કવિને એમના જ મતની દરકાર હોવી જોઇએ. પણ એઓ પણ ઊગતી ભાવનાને જોઈ ન શકે એવી ટૂંકી દૃષ્ટિવાળા અને જડ હૃદયના થઇ જવાનો સંભવ છે. તેથી ઉત્તમ વિવેચકો પહેલા અને બીજા વર્ગના સમન્વય રૂપ છે. પણ તેથી લોકભોગ્ય યાને 'democratic' સાહિત્ય અવગણનાયોગ્ય છે એમ કહેવાનું તાત્પર્ય નથી. જગતનું પરમ મહાન સાહિત્ય રામાયણ અને મહાભારત, પંચતન્ત્ર અને ઇસપની વાર્તા—એ લોકભોગ્ય નથી? એ લોકભોગ્ય છે તેવું જ વિદગ્ધભોગ્ય પણ છે. પ્રાકૃતજન પણ મનુષ્ય જ છે અને તેથી મનુષ્યની બુદ્ધિ અને રસના શાશ્વત અંશો એનામાં પણ રહેલા છે. અને શાશ્વત અંશને એ સાહિત્ય સ્પર્શે છે એમાં એની મ્હોટાઇ છે. પણ પ્રાકૃત જનની પ્રાકૃતતાને પરિણામે એનામાં જે ભ્રાન્ત અને ઉપરછલ્લી દૃષ્ટિ હોવાનો સંભવ છે, જે ક્રાન્તદૃષ્ટિગમ્ય ઊંડાં તત્ત્વ જોવાની એનામાં અશક્તિ છે, તેને પણ પૂજવી એ democracy અને mob rule વચ્ચે ભેદ ન સમઝવા જેવી ભૂલ છે.

વિવેચનશાસ્ત્રમાં આપણે ઘણું કરવું બાકી છે. સાપ્તાહિક કે માસિક પત્રમાં જે ગ્રન્થાવલોકન થાય છે તેમાં આ વિશાળ ક્ષેત્રની સીમા પણ ભાગ્યે જ ખેડાય છે. વિવેચનશાસ્ત્રની રચનાને અંગે, કલાના અને તેઉપરથી સાહિત્યના તત્ત્વનું અન્વેષણ કરવું એ એનો એક પ્રકાર છે; સાહિત્યના વિવિધ પ્રકાર લઈએનાં સ્વરૂપલક્ષણ બાંધવાં એ બીજો પ્રકાર છે; અમુક કૃતિના ગુણ દોષ કે ગુણની મર્યાદા અવલોકવી એ ત્રીજો પ્રકાર છે; તેમ ગુણ દોષનો વિચાર પડતો મૂકી માત્ર એનું સૂક્ષ્મ સ્વરૂપ ઊંડા ઊતરીને સમઝવા યત્ન કરવો એ ચોથો પ્રકાર છે; સર્વાનુભવ રસિકથી ભિન્ન સ્વાનુભવરસિક વિવેચન–જેમાં વાચકના બોધ માટે નહિ પણ પોતાના જ ઉપભોગ માટે અમુક સાહિત્યકૃતિનું નિરીક્ષણ થાય છે અને,

એ રીતે વિવેચનરૂપ એક વિશિષ્ટ સાહિત્યનો પ્રકાર ઉત્પન્ન કરવામાં આવે છે, એ એનો પાંચમો પ્રકાર છે—ઇત્યાદિ અગણિત રૂપે વિવેચનકલા ખીલવવાની જરૂર છે. કારણ કે જેમ ઊંચું સાહિત્ય વિવેચનશાસ્ત્ર માટે નવું વસ્તુ ઉત્પન્ન કરે છે, તેમ ઊંચું વિવેચન સાહિત્યને નવા માર્ગ સૂઝાડે છે.

કાવ્યના અર્થમાં સાહિત્યની ઉત્પત્તિ માટે, અને એને અંગે ઊંચી વિવેચનશક્તિ કેળવવા માટે, આ પરિષદનું શું કર્તવ્ય છે એ આપણે જોયું. પરંતુ એ જાતના સાહિત્યને ખીલવવા માટે બુદ્ધિ અને હૃદયના સંસ્કાર પણ ઊંચા કરવાની જરૂર છે. એ સંસ્કારની પોતાની કિંમત—સાહિત્ય સાથે એના સંબન્ધ વિના સ્વતન્ત્રરૂપે પણ—થોડી નથી: પણ સાહિત્ય એ 'finer breath of all knowledge' જ્ઞાન માત્રનો વધારે સૂક્ષ્મ અને સુન્દર પ્રાણ છે, તો એ પ્રાણને વસવા માટે સ્થૂલ દેહ પણ જોઇએ. પંકજ પણ પંક વિના થતું નથી, તો કવિતાસાહિત્ય પણ બુદ્ધિ અને હૃદયને કેળવે એવાં શાસ્ત્રના ક્યારા વિના કેમ ઊગે? તે સારુ, બીજાં શાસ્ત્રની કેળવણી માટે પણ આ પરિષદે ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે.

૭

**ઇતિહાસ સંશોધન.** આપણા ઇતિહાસવિભાગે વિચારવાના પ્રશ્નો ઘણા છે: પ્રથમ તો ગૂજરાતનો પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ ધ્યાનમાં રાખી, એનું નિરૂપણ જે અત્યાર સુધી ગૂજરાતની વર્તમાન ચતુઃસીમાની દૃષ્ટિએ જ કરવામાં આવ્યું છે એમાં મૌલિક પરિવર્ત કરવો જોઇએ: ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ એટલે ઉત્તરમાં પંજાબ સુધીના પ્રદેશનો, અને દક્ષિણમાં દક્ષિણના ઉત્તર વિભાગના પ્રદેશનો: એ ઇતિહાસનાં ઘણાં બાકાં હજી હવે પૂરવાનાં છે. ઘણાં વર્ષો પૂર્વે આપણા ઇતિહાસનું શિક્ષણ મોઘલ અને બ્રિટિશ અમલની જ દરકાર કરતું. તે પછી મહમદ ઘોરી અને મહમદ ગિઝની સુધી, અને તે પછી પ્રાચીન-ઇતિહાસસંશોધનની કિંમત થતાં સિકંદરની સવારી સુધી, આપણે ભૂતકાળમાં ગયા. પરંતુ તે પહેલાંનો સમય કેવળ પૌરાણિક એટલે ઇતિહાસદૃષ્ટ્યા અપ્રમાણિક એવી વાર્તાઓથી જ ભરેલો હોઈ ઇતિહાસના અભ્યાસ માટે નકામો છે એવી સમઝણ ઘણો વખત ચાલી. પરંતુ વધતી જતી શોધને પરિણામે સમઝાયું કે પુરાણમાં કરેલી નોંધ, હિન્દુસ્થાન ઉપર આક્રમણ કરનાર પશ્ચિમની પ્રજાઓના ઇતિહાસકારોએ તથા અન્ય મુસાફરોએ જે નોંધ કરી છે તેની સાથે અદ્ભુત રીતે મળતી આવે છે. આથી પુરાણની પ્રમાણ તરીકે પ્રતિષ્ઠા વધી, અને પુરાણના મહાન અભ્યાસી પાર્જિટરે એ પ્રતિષ્ઠાનું સારાસારવિવેચનપૂર્વક એટલું બધું ગૌરવ વધારી દીધું કે વેદાદિક ગ્રન્થ કરતાં પણ એનું પ્રમાણ વધારે માન્યું. આટલે સુધી જવું મધ્યસ્થ ઇતિહાસકાર માટે અશક્ય છે, પણ અન્ય પ્રમાણથી બાધિત ન હોય, અથવા અન્ય પ્રમાણને બાધિત કરે એટલું સંભવિત હોય, તો પુરાણના કથનને ઇતિહાસરૂપે માનવાને અત્યારે સહુ ઇતિહાસકારો તૈયાર છે. તે જ પ્રમાણે તે પછીના સમયમાં આવતાં કેવળ શિલાલેખ, સિક્કા અને તામ્રપટના જ પ્રામાણ્યને વળગી ન રહેતાં ઇતિહાસ

સાહિત્ય જ્યારે તારીખો નક્કી કરવામાં ઉપયોગી નથી થતું, ત્યારે પણ પ્રજાના વાસ્તવિક કે ભાવનાત્મક જીવનની ઝાંખી કરવા માટે બહુ કામનું થઈ પડે છે. પરંતુ આપણા ઇતિહાસના પ્રકાશનું એક મ્હોટું સાધન હજી હવે જ આશાક્ષિતિજ ઉપર ઊગતું દેખાય છે. સિંધ અને પંજાબની સરહદો ઊપર મોહન–જો–ડારો અને હરપ્પાનાં ખોદાણકામથી ઋગ્વેદના બલ્કે તેથી પણ પૂર્વના મનાતા કાળ ઉપર પ્રકાશનાં કિરણો ફુટયાં છે. પણ હજી એ માત્ર કિરણો જ છે, એટલામાં તો ઇન્ડિયન આર્કિઑલોજીના ડિરેક્ટર સર જૉન માર્શલ લખે છે કેઃ "The *opinion* has *lately* been gaining ground that the cradle of Sumerian and Egyptian civilisation is to be sought *somewhere east of* Mesopotamia. *If* indeed, such a cradle ever existed, it is as likely as not to have been in the *vast richly watered plains* of Northen India. Migrations there undoubtedly were–and those on a *large scale, and* nothing is more probable than that the teeming populations of Northern India expanded westward through *Seistan across* the Iranian plateau and northward to the plains of Trans-caspia." આ અનુમાન જે અત્યાર સુધી ચાલતી આવેલી પાશ્ચાત્ય ઇતિહાસકાર અને પુરાતત્ત્વવિદ્‌ની માન્યતાથી તદ્દન વિપરીત છે એ પુરાણની હકીકત સાથે મળે છે, અને પરિણામે હિન્દુસ્થાન ઉપર આક્રમણ કરનાર અને એની વસ્તીમાં ભળી જનાર 'Foreign Tribes' યાને પરદેશી જાતિઓ સંબન્ધી આપણા અર્વાચીન વિદ્વાનોના લેખો જુદી દૃષ્ટિથી તપાસવા પડશે એમ સૂચવે છે. કાઠીઆવાડની ઐતિહાસિકરત્નગર્ભા વસુન્ધરા હજી ખોદવી તદ્દન બાકી છે. સૌરાષ્ટ્ર, દ્વારકા અને વલભીપુરના ઇતિહાસનાં કેટલાંએ પડ એ ભૂમિમાં દટાએલાં કોઈવાર બહાર નીકળશે એ કહેવાતું નથી, અને એ નીકળશે ત્યારે આપણા અત્યાર સુધી માનેલા ઇતિહાસને ટેકો આપશે કે ઉથલાવશે એ વિષે અત્યારે કાંઇ પણ પ્રામાણિક કલ્પના થઈ શકતી નથી. પણ એ શોધ ઇતિહાસના યથાર્થ જ્ઞાન માટે અત્યન્ત આવશ્યક છે એટલું તો નક્કી જ છે. બીજું, આપણા ઇતિહાસના રાજવંશો અને એમની તારીખો આપણે ચોક્કસ રીતે જાણી શકયા છીએ તેમાં પણ હજી લોકસ્થિતિ વિષે ઘણું જ્ઞાન ઉમેરવું બાકી છે. સાહિત્ય એ આ જાતના કાર્ય માટે એક મ્હોટું સાધન હોય છે, પણ દુર્ભાગ્યે, આપણા તે કાળના ઘણાખરા કવિઓએ એમના સાહિત્યને, ધર્મ સિવાય કોઇપણ રસથી ભીંજાવા દીધું નથી. આથી લોકસ્થિતિ જાણવાના વિષયમાં આપણને ઘણી મુશ્કેલી પડે છે.

રત્નમણિરાવે મુસલમાન સમયના ગૂજરાતના ઇતિહાસનો અભ્યાસ પ્રકટ કરવા માંડયો છે, તથા એને અંગે માત્ર સામાન્ય નિરૂપણથી સંતોષ ન માનતાં વિગતવાર માહિતી એકઠી કરવા માંડી છે, એ પદ્ધતિએ ઘણું કામ કરવા જેવું છે. રાયચુરા અને મેઘાણી કાઠીયાવાડની જૂની વાર્તાઓ રાસા વગેરે સાહિત્ય એકઠું કરે છે એનું મૂલ્ય ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું ન હોય પણ સમયનું ચિત્ર દોરવામાં તો ઘણું જ કામનું છે. વળી એક સંસ્કૃત અલંકારશાસ્ત્રી લખે છે તેમ 'સર્વશાસ્ત્રો કાવ્યમુખપ્રેક્ષી' છે–અર્થાત્ કાવ્યનું જ મુખ નિહાળતાં કાવ્યનાં સેવક છે–અને તે પ્રમાણે ઇતિહાસ પણ કાવ્યરૂપ થયા વિના એનું તત્ત્વ પૂરેપૂરૂં પ્રકટ કરી શકતો નથી. કવિપ્રતિભા વિનાનો ઇતિહાસ એ જીવંત માંસ અને

રુધિર વિનાનું માત્ર કાલનું મૃત હાડપિંજર છેઃ તે માટે આપણો ઇતિહાસ ખરી રીતે જાણવા માટે આપણે નન્દશંકર તુળજાશંકર અને કનૈયાલાલ મુનશીની અપેક્ષા રાખીએ છીએ. કલા ખાતર સત્યનો ભોગ આપવાની જરૂર હોય તો ગૂજરાતના ઇતિહાસ ખાતર કલાનો ભોગ આપવા પણ ભાઈ મુનશીને આપણે વિનંતિ કરીશું. આપણે એમને કહીશું કે સત્ય અને કલા–ઇતિહાસ અને કલા–ઉભયનો સુન્દર સમન્વય કરી શકે એવું એમનામાં સામર્થ્ય છે, એકનો ભોગ આપવો પડે એવા એ કલામાં અનિપુણ કે ઇતિહાસમાં યથાર્થતાની કિંમત ન સમઝી શકે એવા પ્રાકૃત નથી. છતાં ભોગ આપવો પડે એટલા એ અશક્ત હોય તો કલાનો ભોગ આપે, ઇતિહાસનો નહિ; કારણ કે કલાનાં ક્ષેત્ર ઘણાં છે, ઇતિહાસનું એક છે.

વળી, એક પ્રશ્ન ઇતિહાસ અને ભાષાશાસ્ત્રની સીમા ઉપર આવેલો અને તેથી ઉભય વિદ્યાના વિદ્વાનોએ વિચારવાનો એ છે કે *આપણા પ્રાન્તના નામની વ્યુત્પત્તિ શી?* બોમ્બે ગેઝેટીયરે **गुर्जर राष्ट्र** (સં) **गुर्जररट्ट** (પ્રા) ઉપરથી ગુજરાત શબ્દની વ્યુત્પત્તિ માની હતી. પરંતુ 'ગુર્જરરટ્ટ' ઉપરથી 'ગૂજરાઠ' કે 'ગૂજરાટ' થાય, 'ગૂજરાત' ન થાયઃ એ શબ્દો કોઈ પણ લેખમાં મળતા નથી અને ગૂર્જરરાષ્ટ્ર ઉપરથી ગૂજરાત કાઢવું એ વ્યુત્પત્તિશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે. તેથી પછીના વિદ્વાનોએ **गुर्जरत्रा** શબ્દ જે ડેડવાણકના તથા મંગલાનકના લેખમાં મળે છે તે ઉપરથી વ્યુત્પત્તિશાસ્ત્રાનુસાર એ શબ્દ ઉપજાવ્યો છે. વ્યુત્પત્તિશાસ્ત્રને અવગણી શકાતું નથી એ ખરૂં પણ તે સામે થોડાક વિચાર પણ આવ્યા વિના રહેતા નથી. એક તો 'ત્રા'નો આવો પ્રયોગ, સર્વનામને **त्र** (**अत्र तत्र, सर्वत्र, अन्यत्र**) લાગે છે તે સિવાય, કોઈ દેશવાચક શબ્દમાં થયો જાણ્યો નથી. તે સાથે સુરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, રાષ્ટ્ર એ નામ એક બીજાની પાસે આવેલા ત્રણ દેશવિભાગના વાચક છે તેથી પાસેનો એક વિભાગ 'ગુર્જરરાષ્ટ્ર' કહેવાયો હોય તો આશ્ચર્ય છે? વ્યુત્પત્તિશાસ્ત્રનો વાંધો વજનદાર છે, પણ અશોકના **धंमयुतस च योणकंबोज गंधारानं रिस्टिक पेतेणिकानं ये वापि अंने अपराता** ( ગિરનાર ) **धंमयुतस्य योनकंबोजगंधालेसु लठिकपितेनिकेसु ए वा पि अंने आपलंता** ( ધૌલી ), **ध्रमयुतस योनकंबोयगंधरनं रस्टिकनं पितिनिकनं ये वपि अपरंत** ( શહબાઝગઢી ) **ध्रमयुतस योनकंबोजगंधरनं रठ्रकपितिनिकन ये व पि अञे अपरत** ( માનસેરા ) એમ ચાર જુદાં જુદાં સ્થળના લેખમાં **पेतेणिक, पितेनिक पितिनिक** શબ્દ છે તેનો મૂળ સંસ્કૃત શબ્દ દેવદત્ત ભાંડારકર સિવાય સર્વ વિદ્વાનોએ **प्रतिष्ठानिक** માન્યો છે, ત્યાં પૂર્વોક્ત વ્યુત્પત્તિશાસ્ત્રનો નિયમ કે **ष्ट** નો **ठ** થાય 'ત' ન થાય એ વાંધો ગણ્યો નથી. દેવદત્ત ભાંડારકરે વ્યુત્પત્તિશાસ્ત્રને ત્યાં પણ માન આપીને **पितनिक** શબ્દનો જુદો જ અર્થ કર્યો છે. અંગુત્તર નિકાયમાં **रट्ठिकस्स पेत्तनिकस्स** અને **रट्ठिको पेत्तनिको** એમ એ શબ્દયુગલ બે વાર આવે છે ત્યાં એનો સહચાર **गामगामिकस्स पूगगामणिकस्स गामगामिको पूगगामणिको** ઇત્યાદિ રાજ્યના અધિકારી વાચક શબ્દો સાથે થયો છે, અને ત્યાં પિતાથી પ્રાપ્ત અધિકાર ભોગવતો રાષ્ટ્રિક કહેવાતો રાજ્યાધિકારી એવો અર્થ ટીકાકારે કર્યો છે. એટલે અશોકના શિલાલેખમાં પણ **रिस्टिक पेतेणिक**નો એ જ અર્થ થવો ઘટે છે. અર્થાત્ **पेतेणिक** એ **प्रतिष्ठानिक**=પેઠણનું એમ નહિ. પરંતુ દેવદત્ત ભાંડારકરના આ **पेतनिक=पैतृक** સામે એક વિદ્વાન

તરફથી વ્યુત્પત્તિશાસ્ત્રને બીજે વાંધો લેવામાં આવ્યો છે કે ત્ નું ત્ત કેમ થાય? પણ ત્ નો દ્યુ ઉચ્ચાર થવાથી ત્ત થાય એ સંભવિત હોઈ એ વાંધામાં માલ દેખાતો નથી. તથાપિ એક વિકટ સ્થિતિ એ આવીને રહી છે કે અંગુત્તર નિકાયમાં रट्ठिकपेत्तनिकनो સહચારી શબ્દ જોતાં અમુક રાજ્યાધિકારી એવો અર્થ બંધ બેસે છે, ત્યારે અશોકના લેખમાં સ્પષ્ટ 'યવન—કમ્બોજ—ગાંધાર—રાષ્ટ્રિક—પેતેણિક (પિતિનક) અને બીજા અપરાન્ત (સામ્રાજ્યના સામા છેડાના વા પશ્ચિમ સમુદ્રકાંઠાના દેશ) એમ દેશ તરીકે રાષ્ટ્રિક પેતેણિકની ગણના કરી છે. બંને પક્ષનું સમાધાન એ રીતે થઇ શકે કે અમુક રાજ્યાધિકારીઓ મૂળ ધણીથી સ્વતન્ત્ર થઇ રાજ્ય વસાવે ત્યારે પણ મૂળ રાજ્યાધિકારી વાચક નામથી ઓળખાવાં કરે, અને એ રીતે રાજ્યાધિકારી વાચક શબ્દ લોકવાચક અને દેશવાચક થઈ જાય. આ રીતે रट्ठिक पेत्तनिक શબ્દની ગતિ થઇ હોય. ગમે તેમ હોય પણ पेत्तनिक શબ્દનો प्रतिष्ठान શબ્દ સાથે સંબન્ધ સર્વમાન્ય રહ્યો એટલે અશોકના લેખના ઉદાહરણથી गुर्जरराष्ट्र ઉપરથી ગૂજરાત શબ્દ અવતારવાનો આપણો યત્ન સફળ થતો નથી—જો કે ઉપર કહ્યું તેમ દેવદત્ત ભાંડારકર સિવાય સહુ વિદ્વાનોએ અશોકના લેખમાંએ વ્યુત્પત્તિની મુશ્કેલી અવગણી છે. હજી 'રાષ્ટ્ર' ઉપરથી 'રાત' ઊપજાવવાનો એક મન્દ યત્ન સંભવે છે અને તે એ કે—મૂર્ધન્ય ण નો દન્ત્ય न થાય છે અને ष નો स થાય છે, તેમ—અહીં મૂર્ધન્ય ट નો—દન્ત્ય त કેમ ન થાય? વળી પ્રકૃતસ્થળમાં ट પણ મૂળ त (राज् + त्र=राष्ट्र) જ હતો. એટલી મુશ્કેલી ઓછી છે. વળી ભરતે કહ્યું છે કે चर्मण्वतीनदीपारे ये चार्बुदसमाश्रिताः। तकारबहुलां नित्यं तेषु भाषां प्रयोजयेत्—અર્થાત્ ચંબલ નદીની પારના અને આબુના વાસીઓ त વધારે બોલે છેઃ એ વાક્ય પણ કાંઇ પ્રકૃત પ્રશ્ન ઉપર પ્રકાશ ન નાંખે? આ વિચારપરંપરાનું બીજ गुर्जरत्रा શબ્દની વિચિત્રતા, અને દેશવાચક રાષ્ટ્ર શબ્દની સ્વાભાવિકતા એ છે; વ્યુત્પત્તિશાસ્ત્રની મુશ્કેલીનું વિસ્મરણ નથી. વળી એક બીજી સૂચના પણ કરવાની સૂઝે છેઃ ગૂજરાત =ગુર્જરરાષ્ટ્ર હોય તો તે=ગુર્જરોનું રાષ્ટ્ર એમજ શા માટે હોવું જોઇએ? ગુર્જર (ઉત્તર ગૂજરાત) અને રાષ્ટ્ર જે લાટ (દક્ષિણ ગૂજરાત) નામે પ્રસિદ્ધ છે તે મળીને થએલો દેશ અથવા ગુર્જરોનો લાટ, દક્ષિણ લાટથી ભિન્ન ઉત્તર લાટ, એમ અર્થ પણ ન હોઈ શકે? લાટ એ રાષ્ટ્ર ઉપરથી થએલો શબ્દ છે, અને ટૉલેમી, વાત્સ્યાયન વગેરેને જાણીતો હોઇ, અશોકના લેખમાં लठिक નામનો જે એક 'અપરાન્ત' (સામ્રાજ્યમાં અપર નામ સામે અંતે કે પશ્ચિમ છેડે આવેલા પ્રદેશ દેશમાંનો એક) કહ્યો છે તે લાટ જ હોવાનો સંભવ છે. લાટ—અન્તર્ગત ભરૂચ નગરમાં ગુર્જરોની એક શાખાએ રાજ્ય સ્થાપ્યું હતું, અને તેજ પ્રમાણે રાષ્ટ્રકૂટ અથવા રટ્ટ જાતિના રાજાઓ, જેઓ મૂળ ઉત્તરના હતા કે દક્ષિણના એ અનિશ્ચિત છે તથાપિ ઉત્તરના હોય એમ વિશેષ સંભવ છે, એમણે દક્ષિણમાં મ્હોટું રાજ્ય સ્થાપ્યું હતું અને ગૂજરાતમાં આવેલા લાટ ઉપર પણ એમની સત્તા કોઈ કોઈવાર પહોંચી જતી. આપણો પ્રાન્ત ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાનના પશ્ચિમ ભાગના દક્ષિણ ઉત્તર પ્રદેશ મળીને બનેલો છે, અને એમાં ત્રીજો ખંડ સૌરાષ્ટ્રનો ઉમેરતાં, એકતા અને અનેકતાની એક અદ્‌ભુત ત્રિમૂર્તિ—બ્રહ્મા વિષ્ણુ અને શિવ સમી અને કાંઈક એમને મળતી—આપણી દૃષ્ટિ આગળ ચીતરાઇ જાય છે.

આ રાજકીય ઇતિહાસમાંથી ફલિત થતો ગૂજરાતના જનસમાજના બંધારણનો અને એની

ભાષાનો ઇતિહાસ પણ ઇતિહાસના ગવેષકોએ હજુ પુષ્કળ શોધવાનો છે. ગૂજરાત જેટલી જ્ઞાતિઓ હિન્દુસ્થાનના બીજા કોઈ ભાગમાં નથી, અને જ્ઞાતિવિભાગનાં જે કારણો બીજા ભાગમાં પ્રવર્તેલાં તે ઉપરાંત અહીં બહુ વિશેષ છે. એ સર્વ જ્ઞાતિઓના ઇતિહાસ અને રિવાજ સંબન્ધી ઘણી માહિતી એમણે ગેઝેટિયરમાં સંકલિત કરેલી છે, તથાપિ ઘણાં વર્ષો ઉપર થએલા એ કાર્યને અત્યારે ફરી શોધવા વધારવાની જરૂર છે, તેમજ ગૂજરાતને એક અલગ પ્રાન્ત માનીને એની જ્ઞાતિઓનો ઇતિહાસ લખાયો છે તેને પણ ઉત્તર દક્ષિણ હિન્દુસ્થાનની જ્ઞાતિઓના ઇતિહાસ સાથે જોડીને ફરી રચવાની જરૂર છે.

૮

**ત્રીજું આપણી ભાષા.** આપણી ભાષાનો ઇતિહાસ પણ હજી ઘણો વધારે શોધવાનો છે. સરજ્યોર્જ ગ્રીયર્સન એમનાથી જે બન્યું તે કરીને લખે છે:—

"We have thus a connected chain of evidence as to the growth of the Gujarati language from the earliest times. We can trace the old Vedic language through Prakrit down to Apabhramsa and we can trace the development of Apabbramsa from the verses of Hemachandra, down to the language of a Parsi newspaper. No single step is wanting for nearly four thousand years." આ આપણી ગરવી ગૂજરાતની ગરવી ભાષાની વિશિષ્ટતા છે. અને તેથીજ એને માટે આપણું કર્તવ્ય ઘણું છે. ગ્રીયર્સને તો ભાષાશાસ્ત્રીઓની શોધોના આધારે માત્ર થોડીક લીટીઓ જ દોરી છે. પરંતુ ટેસિટોરી અને નરસિંહરાવભાઇએ એમાં ઘણું વધારે કામ કર્યું છે. પણ તેઓએ કર્યું છે તે કરતાં હજી ઘણું ઘણું વધારે કરવું બાકી છે. અપભ્રંશ સાહિત્યના છૂટક અવશેષો કેટલાક સમયથી ઉપલબ્ધ હતા, પણ સળંગ કાવ્યો હજી હવે જ પ્રસિદ્ધ થવા લાગ્યાં છે, અને અપભ્રંશ એટલે એક સ્થિર અવિકારી ભાષા—જેનું વ્યાકરણ હેમચન્દ્રે ઘડી આપ્યું છે—એમ મનાઇ રહ્યું છે, તેને બદલે હવે એનો એક જીવંત અને વિકારી ભાષા તરીકે અભ્યાસ થવો ઘટે છે: જેટલું અપભ્રંશ સાહિત્ય ઉપલબ્ધ છે એ પ્રકાશમાં મૂકી—આ અભ્યાસ શરૂ કરી દેવો જોઇએ. અત્યારે ઉત્તર હિન્દુસ્થાન—રાજસ્થાન—થી માંડી દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રાજ્યના પ્રદેશ સુધીના ભાગમાં જે અપભ્રંશ સાહિત્ય જડ્યું છે તે રચવામાં પણ મોટો અંશ જૈનોનો છે. પણ હેમચન્દ્ર વગરેએ ઉચ્ચરેલાં ઉદાહરણો જોતાં કેટલુંક સાહિત્ય જૈનેતર થકી પણ રચાએલું હોય તો તે સંભવિત છે. એ સઘળું સાહિત્ય શોધવાનો આપણે પ્રબળ પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે અપભ્રંશ સાહિત્ય મૂળ હિન્દુસ્થાનના ઉત્તર દક્ષિણ 'અપરાન્ત'નું છે, તથાપિ એના સૌથી વિશેષ ઉત્તરાધિકારીઓ આપણે ગૂજરાતી છીએ. આપણા ગૂજરાતમાં આવ્યાના ઇતિહાસ ઉપરથી આપણી ભાષાનો ઉદ્ભવ——પ્રાચીન આર્ય ભાષા, પછી સંસ્કૃત, પછી પાલી, પછી શૌરસેની પ્રાકૃત, પછી શૌરસેની અપભ્રંશ, અને તે ઉપરાંત ગુર્જરોની મૂળ ભાષા દર્દસ્તાની યા પૈશાચી: આટલાં તત્ત્વોમાંથી થએલો મનાય છે. હવે આ સઘળાં તત્ત્વોને પૃથક્ કરી આપણી ભાષાના પ્રત્યેક શબ્દની ઉત્પત્તિ આપણા કોશમાં આપણે બતાવવી જોઇએ. તેમાં પૈશાચીનું તત્ત્વ શોધવું કઠણ છે તથાપિ તે માટે

યત્ન થવો જોઇએ, અને અશિષ્ટ મનાતા એના ખૂણા ખોચરાની બોલીના શબ્દો પણ એકઠા કરીને તપાસવા જોઇએ. આ સઘળું કાર્ય અસાધારણ મહત્ત્વનું છે તેવું જ ખર્ચનું છેઃ વળી વર્તમાન જમાનામાં કોઇ પણ કોષ જ્યાં સુધી સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ રૂપી મૂળ ઉપરાંત, હિન્દી મરાઠી અને બંગાળી સાથેના સમાનતા અંશો નહિ દર્શાવે ત્યાં સુધી એ અપૂર્ણ જ ગણાશે. Political Federationની ભાવના સાથે Linguistic Federationની ભાવનાને જોડવી જ પડશે.

૯

**વિજ્ઞાન.**

હવે વિજ્ઞાનવિભાગના વિષયમાં આપણે શું કરવાનું છે એ જોઇએ. આ વિષયમાં જે કાર્ય કરવાનું હોઇ શકે તેના બે પ્રકાર છેઃ એક નવી શોધ, અને બીજો લોકપ્રચાર. નવી શોધની બાબતમાં તો ગૂજરાતે આખા હિન્દને બલ્કે સમસ્ત પૃથ્વીના વિજ્ઞાનશાસ્ત્રીઓની સાથે રહીને કામ કરવાનું છે. પણ જે ન્હાનું કામ —છતાં અતિ આવશ્યક કામ—સાહિત્ય પરિષદ્ પોતે ઉપાડી શકે એવું છે તે વિજ્ઞાનના લોકપ્રચારનું છે. છેલ્લાં દશ પંદર વર્ષમાં આપણા પ્રથમ અને મધ્યમ કક્ષાના શિક્ષણમાં વિજ્ઞાનશાસ્ત્રને આપણે સ્થાન આપ્યું છે, અને સારી નિશાળોમાં એ કામ થતું હશે એમ પણ આપણે માની લઇએ, તો પણ એની બહાર સામાન્ય લોકમાં વિજ્ઞાનનો પ્રચાર હજુ નહિ જેવો છે. અને એ પ્રચાર સારી પેઠે થાય તે માટે સાહિત્યપરિષદે ખરા અન્તઃકરણથી મ્હોટી યોજના રચવાની આવશ્યકતા છે. મ્હારા મિત્ર મિ. કોઈલાં—જે હમણાં થોડા વખત ઉપર બનારસ હિન્દુ યુનિવર્સિટિમાં એનજીનિયરિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ હતા અને હાલમાં પટણાની એનજીનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ થયા છે—એમણે કલકત્તા રિવ્યૂમાં ઔદ્યોગિક કેળવણી ઉપર લેખ લખવા માંડયા છે, એમાં એક સ્થળે કહ્યું છે કે ઇંગ્લંડનો ઔદ્યોગિક વિકાસ ઔદ્યોગિક શાળાને નહિ પણ ઔદ્યોગિક કારખાનાંને આભારી છે. આ કહેવું ઇંગ્લંડ પરત્વે ખરૂં છે, પણ અન્ય પ્રાણી કરતાં મનુષ્યોમાં વિશેષ એ છે કે જે સ્વાભાવિક હોય એને પણ એ પ્રયત્નજન્ય કરી શકે છે. ઔદ્યોગિક કારખાનાંથી ઇંગ્લંડનો ઔદ્યોગિક વિકાસ થયો એ ખરી વાત, પણ એ કારખાનાંને સુધારવામાં ઔદ્યોગિક શાળાનું વિજ્ઞાન અત્યારે મ્હોટો ભાગ લે છેઃ બલ્કે ઇંગ્લંડ પણ શાળા અને કારખાનાંને પરસ્પર જોડવામાં અન્ય દેશોથી–ઉદાહરણ તરીકે જર્મનીથી–પછાત છે તેટલી એની ઔદ્યોગિક સ્થિતિ પણ હાનિ સહન કરે છે. આપણા દેશમાં કારખાનાંના કામમાં શાળામાં મેળવેલી વૈજ્ઞાનિક કેળવણી બહુ ઉપયોગી થશેઃ બલ્કે, આપણા દેશની સ્થિતિ એવી છે કે જ્યાં સુધી વૈજ્ઞાનિક શિક્ષણથી આપણી હવાને ભરી દેવામાં નહિ આવે, ત્યાંસુધી આપણાં કારખાનાં પણ ગતાનુગતિક અને જમાનાથી પચાસ વર્ષ પછાત રહેવાનાં. તે માટે સાહિત્યપરિષદે વિજ્ઞાનને લોકપ્રિય કરવા સારૂ જે કાંઇ યત્ન થઇ શકે તે કરવા મચી પડવું જોઇએ. આરંભમાં વિજ્ઞાનનાં લોકપ્રિય ભાષણો અને પ્રયોગો ગૂજરાત અને કાઠિયાવાડનાં અમુક શહેરોમાં કરવા માટે ગોઠવણ કરી દેવી જોઇએ, અને એ કામમાં પ્રજાની સેવા કરવા ડૉ. કાન્તિલાલ, ડૉ. નાયક, પ્રોફેસર વીરમિત્ર દીવેટીઆ, રા. પોપટલાલ શાહ, રા. સાંકળચંદ શાહ, રા. પર્જન્યરાય મેઢ, અને રા. વિજયલાલ ધ્રુવ તૈયાર છે એમ હું જાણું છું. અન્ય પણ ઘણા ભાઇઓ સાહાય્ય કરશે.

૧૦

ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં આપણું બે જાતનું કર્તવ્ય છે. એક તો આપણું ગૂજરાતી સાહિત્યમાં મીરાં અને નરસિંહ મહેતાથી માંડી આજ પર્યન્ત જે જે વિચાર આપણા સાહિત્યમાં પ્રકટ થયા છે, એ તારવવાનું, એનો ઇતિહાસ રચવાનું, તથા એને હિન્દુસ્થાનમાં અન્યત્ર પ્રકટ થએલા ધર્મ અને તત્ત્વવિચાર સાથે સંકળવાનું મ્હોટું કાર્ય છે. પણ એટલેથી જ સંતોષ પામવાનો નથી. જેમ સાહિત્યમાં જૂના સાહિત્યના પાનથી સંતુષ્ટ થવાનું નથી, પણ નવું સાહિત્ય રચવાનું છે, તેજ રીતે તત્ત્વજ્ઞાનમાં પણ આપણે આગળ પ્રગતિ કરવાની છે. આપણા પ્રાચીન પૂર્વજોએ જેમ ઇતિહાસ તેમ તત્ત્વજ્ઞાન સાહિત્ય સાથે ગૂંથ્યું હતું. પરંતુ એ કાર્ય મહાન કવિઓ જ કરી શકે. આપણે તો, એજ કાર્યની સામગ્રી તરીકે, તત્ત્વજ્ઞાનને એક સ્વતન્ત્ર શાખારૂપે કેળવી પોષી સંવર્ધી શકીએ. તત્ત્વજ્ઞાન એ સંસારને વિલોકવાની એક દૃષ્ટિ છે, અને તે જેમ જ્ઞાનીને સિદ્ધ છે તેમ આપણ સહુને સાધ્ય છે અને આવશ્યક છે. તત્ત્વજ્ઞાન એ જ્ઞાનની અન્ય શાખાઓની સમાન કક્ષાનું એક શાસ્ત્ર છે એ સમઝણ પણ ભૂલ ભરેલી છે. જ્ઞાનની સર્વશાખામાં તત્ત્વજ્ઞાન પ્રવેશ કરે છે, કારણ કે એ સર્વના મૂળરૂપે એનું સ્થાન છે. તેથી જીવ જગત્ અને પરમાત્માના સ્વરૂપનું, જ્ઞાનની એક સ્વતન્ત્ર શાખારૂપે, ચિન્તન; એટલામાં જ તત્ત્વજ્ઞાન સમાપ્ત થતું નથી. ઇતિહાસ અને વિજ્ઞાનનાં મૂળ શોધવા તથા એનો અર્થ કરવામાં પણ તત્ત્વજ્ઞાન પ્રવર્તે છે. આ દૃષ્ટિએ મનુષ્યનું બંધારણ, એનો આ પરિદૃશ્યમાન વિશ્વ સાથે સંબન્ધ, એની સ્વાભાવિક પ્રવૃત્તિ નિવૃત્તિની ભાવનાઓ–ઇત્યાદિ સર્વ વિચાર તત્ત્વજ્ઞાનના પેટામાં પડે છે. એ વિચારનું બહોળું પણ સુચિન્તિત સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે. એ જ ભવિષ્યના કાવ્યસાહિત્યમાં ઉચ્ચતા અને ગંભીરતા, એ સાહિત્યના પ્રાણરૂપે, પ્રેરી શકશે. અને એ વિના આપણું સાહિત્ય રંગબેરંગી પરપોટા જેવું જ રહેશે.

તત્ત્વજ્ઞાન.

૧૧

કેળવણીનો વિભાગ સાહિત્યપરિષદ્દનું આવશ્યક અંગ છે. આપણી કેળવણીનું સ્વરાજ્ય આપણને નામનું તો મળી ચૂક્યું છે; પરંતુ એને વાસ્તવિક કરવામાં અત્યારે મ્હોટી મુશ્કેલી આ ખાતા માટે સરકાર પાસેથી નાણું મેળવવાની છે. એ મેળવવાના માર્ગો પરિષદ્દના પ્રદેશની બહાર છે, પરંતુ એના પ્રદેશની અંદર પણ ઘણું કરવાનું બાકી છે. જેટલાં સાધન આપણને પ્રાપ્ત છે તેટલાંનો પણ પૂરેપૂરો ઉપયોગ કરવા માટે પ્રજામાં કેળવણી સંબન્ધી વિચાર કરનારાં મંડળો હોવાં જોઇએ. મિ. મારવિને કહેલું મને યાદ આવે છે કે—ઇંગ્લાંડમાં દર અઠવાડિયે સ્થળે સ્થળે કેળવણી માટે ઉત્સાહ ધરાવનારાં મંડળો મળે છે, ચર્ચા કરે છે, કેળવણીના વિસ્તાર અને સુધારા માટે ઠરાવો કરે છે, યોજનાઓ ઘડે છે ત્યારે આ દેશમાં તો સઘળું શૂન્યવત્ પડયું છે ! આપણે આપણા પ્રાન્તમાં કેળવણીના અનેક પ્રયત્નો આરંભ્યા છે, પણ તે હજી પરસ્પર અસૂત્રિત છે. પરિષદ્દનું કામ એમાં સૂત્ર પરોવવાનું, અને એક મુખ્ય કેળવણીમંડળ સ્થાપી એ દ્વારા ગૂજરાતની કેળ-

કેળવણી.

વણી ઉપર દેખરેખ રાખવાનું, અને એના વિસ્તાર તેમજ ગુણમાં દિન પર દિન સુધારા કરવાનું છે.

ક્ષણવાર વિચારો કે આજકાલ પશ્ચિમમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણને સરલ સુબોધ અને રસિક કરવા માટે કેટલા પ્રયત્નો ચાલી રહ્યા છે! કેળવણીના કાર્યમાં પડેલાને જાણીતું છે કે અત્યારે સેંકડો પુસ્તકો જગતના મહાન સાહિત્યને બાલ વિદ્યાર્થીના જીવનમાં ઉતારવા માટે રચવામાં આવે છે. તેમ, વર્તમાન વિજ્ઞાનની પ્રગતિથી પણ તેઓ અજાણ્યા ન રહે તે માટે કઠિન વિજ્ઞાન પણ સુગ્રાહ્ય રૂપમાં મુકવામાં આવે છે. આ કાર્ય સફળ રીતે કરવા માટે વિદ્વાન લેખકોની તેમજ બાહોશ પ્રકાશકોની જરૂર છે. બીજું: કેળવણી એ શાળાના શિક્ષણને અંતે જ સમાપ્ત થતી નથી એ શિક્ષણશાસ્ત્રનો એક સુવિદિત સિદ્ધાન્ત છે, પણ એ સૂત્રનો અત્યાર સુધી એ જ અર્થ થયો છે કે શાળામાંથી નીકળી મનુષ્ય જીવનમાં પડે છે ત્યારે જીવનરૂપી મહાશાળામાં એનું શિક્ષણ ચાલ્યાં કરે છે. આ સત્ય છે. પરંતુ પશ્ચિમમાં એક બીજા અર્થ ઉપર પણ હવે ધ્યાન દેવાવા લાગ્યું છે તે એ કે જીવનના વ્યવસાયમાં પડયા પછી પણ મનુષ્યને આત્મશિક્ષણ માટે કાંઈક રૂપાન્તર સાથે શાળા કાયમ રાખવાની જરૂર છે. આ 'adult education'નો સિદ્ધાન્ત ગરીબોને જ માટે છે એમ નથી; ધનિકોને પણ શાળા છોડયા પછી મૂર્ખ બની જવાનો એટલોજ સંભવ છે. ત્રીજું, કૃષ્ણ ભગવાને જેટલા પ્રેમથી ગોપાલ આહીરોને પોતાના માન્યા હતા તેટલા જ પ્રેમથી ગામડાંની વસ્તીની સાથે એકતા કરવાની જરૂર છે. અને તેથી ગામડાંની કેળવણીનો પ્રશ્ન,—એ કેળવણી કેવી હોવી જોઈએ તથા એને કેવી રીતે રોચક તેમજ હિતપ્રદ અને ઉપયોગી કરી શકાય એ પ્રશ્ન—પણ મન લગાડીને વિચારવાનો છે.

## ૧૨

પરિષદ્‌ના સામાન્ય ઉદ્દેશ સંબન્ધી, સાહિત્યના ગઉલ્લાસ માટે જોઇતી વસ્તુસ્થિતિ સંબન્ધી, અને તે તે વિભાગમાં કરવાના કાર્યની દિશા સંબન્ધી, યથાશક્તિ અને યથાવકાશ મ્હારા વિચારો આપની સમક્ષ મેં મૂકયા. અન્તમાં હવે પૂર્વોક્ત કાર્ય સિદ્ધ કરવા માટે શાં શાં સાધનોની અપેક્ષા છે એ વિષે બે શબ્દો બોલીને મ્હારૂં નિવેદન સમાપ્ત કરીશ. પરંતુ તે કરતાં પહેલાં આપણા કર્તવ્યપથમાં પડેલી એક બે મુશ્કેલીઓ નોંધવા જેવી છે. ગયા માર્ચ માસના મૉડર્ન રિવ્યુમાં એક સ્થળે હિન્દુસ્થાનની જુદી જુદી ભાષા બોલનારની સંખ્યા આપી છે તેમાં પ્રકૃતમાં ઉપયોગી મ્હોટી ચાર ભાષાના આંકડા આ પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| હિન્દી બોલનારની સંખ્યા. | | | ૯૮,૧૧૫,૦૦૦ |
| બંગાળી | ,, | ,, | ૪૯,૨૯૪,૯૦૦ |
| મરાઠી | ,, | ,, | ૧૮.૭૯૮,૦૦૦ |
| ગૂજરાતી | ,, | ,, | ૯,૫૫૨,૦૦૦ |

અર્થાત્ હિન્દી બોલનારની સંખ્યાના પ્રમાણમાં બંગાળી બોલનારની સંખ્યા લગભગ અડધી છે, મરાઠી બોલનારની પૂરી એક પંચમાંશ પણ નથી, અને ગૂજરાતી બોલનારની એક દશાંશ પણ નથી, આ કારણથી અન્ય પ્રાન્તોમાં લેખકોને એમના પુસ્તકના વિક્રયથી જે

પરિતોષ મળી શકે છે તે આપણે ત્યાં દુર્લભ છે. વિશેષમાં આપણે ત્યાં બીજા પ્રાન્તો જેવા આર્થિક જવાબદારી માથે લઇને પુસ્તક છાપનારા ('ગૂજરાતી' અને 'સસ્તું સાહિત્ય' એ બેને ગણીએ તો તે સિવાય) પ્રકાશકો નથી, તેથી મ્હોટે ભાગે ગ્રન્થકર્તાને પોતાને ખર્ચે પોતાને આર્થિક જોખમે જ પુસ્તક છપાવવાં પડે છે, અને તેથી એક પુસ્તકની જાળમાંથી એ મુક્ત ન થાય ત્યાં સુધી એ બીજામાં પડી શકતો નથી. દેખીતી રીતે જૂજ અને હલકું જણાતું આ આર્થિક કારણ વસ્તુતઃ આપણા સાહિત્યના વિકાસમાં એક મ્હોટું પ્રતિબન્ધક છે. એની સામેના ત્રાજવામાં મૂકી શકીએ એવી બે બાબતો છે. એક તો આપણા પ્રાન્તમાં મધ્યમ વર્ગની જનસંખ્યા અન્ય પ્રાન્તોના કરતાં વધારે ધનિક છે, અને બંગાળી બોલનારનાથી અડધી હોઇને પણ હિન્દી કરતાં ચઢીઆતું સાહિત્ય બંગાળ ઉત્પન્ન કરી શક્યું છે તેમ ગૂજરાત પણ ધારે તો કરી શકે. અને પ્રકાશક મંડળની ખામી પણ આપણી સાહિત્યસંસ્થાઓ જરા ઉદારતાથી કામ કરીને પૂરી શકે. તે માટે આ પ્રતિબંધક કારણથી મુંઝાઇ ન રહેતાં, આપણી કાર્યસિદ્ધિ માટે શાં શાં સાધનોની અપેક્ષા છે એનો વિચાર કરીએ તો–'**श्लोकार्धेन प्रवक्ष्यामि**' એ ન્યાયે સઘળો ઉત્તર ત્રણ શબ્દોમાં સમાવી શકાય છેઃ (૧) માતૃભાષા; (૨) ગૂજરાત યુનિવર્સિટિ; અને (૩) તે તે વિષયનાં મંડળો. આમાં, માતૃભાષા એટલે ગૂજરાતીમાં સારી રીતે લખતાં આવડે, અથવા તો એનો એક સ્વતન્ત્ર વિષય તરીકે અભ્યાસ થાય, અથવા તો ગૂજરાતીને સંસ્કૃત પ્રત્યે માતૃબુદ્ધિને બદલે સપત્નીબુદ્ધિથી જોતાં શીખવાય એ વિવક્ષિત નથી. વિવક્ષિત એ છે કે જ્યાં સુધી આપણા વિદ્યાલયો અને છાત્રાલયો ગૂજરાતી ભાષામાં જ ચાલતા ઉચ્ચ શાસ્ત્રના ઊહાપોહથી ગાજે નહિ, ત્યાં સુધી એ ભાષામાં ઉચ્ચ વાઙ્મય ઉત્પન્ન થવાની આશા રાખવી મિથ્યા છે. પરંતુ આ કરવા માટે ગૂજરાતના સ્વતન્ત્ર વ્યક્તિત્વને પોષે એવી એક યુનિવર્સિટિ ગૂજરાતમાં સ્થાપવાની જરૂર છે. ૧૮૫૭ માં આપણી મુખ્ય યુનિવર્સિટિઓ સ્થપાઇ તે વખતે સર ચાર્લ્સ વુડે પ્રકટ કરેલી આશા કે ગ્રૅજ્યુએટો પોતાનું જ્ઞાન નીચેના વર્ગમાં ઊતારશે એ અત્યાર સુધી સફળ થઇ નથી તેનું કારણ ગ્રૅજ્યુએટોનો દોષ નથી, પણ યુનિવર્સિટિના શિક્ષણમાં સર્વ શાસ્ત્રના મણિગણમાં માતૃભાષા સૂત્રવત્ પરોવાએલી નથી એ જ છે. રાજા રામમોહનરાય અને મેકોલેએ સ્થાપેલી અને વર ચાર્લ્સ વુડે અભિષિક્ત કરેલી શિક્ષણપ્રણાલી લગભગ સો વર્ષ સુધી એના-એ રૂપમાં જ ચાલ્યાં કરે એ જ એની જડતાની પુરી નિશાની છેઃ સુભાગ્યે હવે એ પ્રણાલી બદલવા તરફ વિદ્વન્મત વળ્યો છે, અને ગુજરાત યુનિવર્સિટિ સ્થાપીને ઉચ્ચ શિક્ષણનો નવો યુગ આપણે આરંભીએ તો તે માટે સમય પાકી ચૂક્યો છે.

મુંબાઇમાં યુનિવર્સિટિ છે તો પછી ગૂજરાતમાં શામાટે જોઇએ એમ પૂછવામાં આવે તો એનો ઉત્તર બે વર્ષ ઉપર મ્હેં આપ્યો હતો એજ આજ આપું છું. રાજ્ય—અર્થ—અને મનુષ્ય સંસ્કૃતિનાં શાસ્ત્રોથી સ્વીકારાએલું આ સત્ય છે કે હરેક પ્રજાની સંસ્કૃતિ સમપ્રમાણ વિસ્તરવી જોઇએ. ગામડાં તૂટીને ગામ વસે કે ગામ તૂટીને શહેરો વસે, કે શહેરો તૂટીને રાજધાની જ પરિપુષ્ટ થાય એમાં દેશનું કલ્યાણ નથી. માત્ર સંખ્યાની દૃષ્ટિએજ એમાં અપૂર્ણતા છે એમ નથી. પણ રાષ્ટ્રદેહના અમુક અમુક અવયવોનો એમાં પક્ષાઘાત છે, અને પક્ષાઘાતવાળું રોગી શરીર માત્ર અમુક અવયવમાંજ રોગી

રહીને અટકતું નથી, પણ આખા દેહની તંદુરસ્તીને બગાડે છે, અને પરિણામે એનો વિનાશ કરે છે. ગૂજરાતની બુદ્ધિશક્તિ કે નૈતિક સામર્થ્ય કે ધનસંપત્તિ બધી મુંબાઇમાંજ જઇ વસે એ કદાપિ ઇષ્ટ નથી. ગૂજરાતના દરેક શહેર ગામ અને ગામડામાં આ શક્તિ સામર્થ્ય અને સંપત્તિનું રુધિર ફરતું રહેવું જોઇએ, જેથી એનો લાભ દરેક અવયવને મળતોજ રહે. કેટલાક તરફથી આ સામે વિચારવા લાયક પણ વસ્તુતઃ ઊંડા વિચાર વિનાની એક દલીલ સાંભળીશ કે મુંબાઇની કૉલેજમાં ભણવા જવાથી ચાલાકી આવે છે, અને કેટલાક વિદ્યાર્થીઓ જેમનું દુર્ભાગ્ય રજવાડાની સાંકડી ખટપટમાં ઉછરવાનું છે તેમને માટે આ યુક્તિ પણ છે. પણ આવી દલીલ કરનારને પુછીશ કે આ સ્થિતિ શાથી ઉદ્ભવી છે? એ દૂર કરવાનું મુખ્ય સાધન એ છે કે મુંબાઇની ઉચ્ચ કેળવણી અને સ્વતન્ત્રતાનું વાતાવરણ જે મુંબાઇમાં જ ભરી ગૂઢ્યું છે એનો વિસ્તાર ગૂજરાતના સર્વ ભાગમાં થવો જોઇએ; અને એ જ ખરૂં જીવન છે: રાજધાની એ જ પ્રજા નથી. કૂપમંડુકવૃત્તિ બેશક ખોટી છે, પણ કુવા અને નદીઓ વિનાનું મનુષ્યજીવન કેવું? સાગરથી નદીઓની ગરજ સરે? બલ્કે નદીઓ વિના સાગર કેવો? ગૂજરાત વિના મુંબાઇ પણ તેવુંજ. મુંબાઇ માથે ભાર ઘણો છે, એ ભાર ઘટાડો. ગૂજરાત યુનિવર્સિટિ સ્થાપવા માટે ઘણાં કારણો છે. પણ અન્ય કોઈ પણ કારણ ન હોય તોપણ આ એકજ કારણ મુંબાઇના હિતખાતર પણ થોડું નથી. મુંબાઇને પોતાને પોતાનું કામ સારી રીતે કરવા દેવું હોય તો એને માથે પહેલા ભારની વ્હેંચણી થઇ જવી જોઇએ. મુંબાઇથી પણ વિશિષ્ટતા વગરની, મુંબાઇનીજ પ્રતિબિમ્બભૂત, ગૂજરાત યુનિવર્સિટિ થાય તો તે પણ મુંબાઇનો ભાર ઘટાડવા માટે ઇષ્ટ છે. જો કે તેવી જ થશે એમ માનવાને કારણ નથી."

અત્યારે પ્રશ્ન યુનિવર્સિટિ માટે જોઇતા ધનનો જ રહ્યો છે અને ધન પણ ગૂજરાતમાં નથી એમ નથી. તેથી ખરો પ્રશ્ન તો ધનનો પણ નહિ, કિંતુ ધનને દાનમાં વહેવરાવવાનો જ છે. તે માટે પ્રબળ લોકમત ઉત્પન્ન કરવો. સર ચિમનલાલ જેવા અનુભવી જનોને અગ્રેસર કરવા, અને આપણા ધનિકોને રાજરજવાડાઓને અને બ્રિટિશ અધિકારીઓને કર્તવ્યપરાયણ કરવા એ કામ પરિષદે વિના વિલમ્બે ઉપાડી લેવું જોઇએ. પરંતુ એ મ્હોટું કર્તવ્ય કરવામાં ગૂંથાતાં આપણાં ન્હાનાં કર્તવ્ય ભૂલવાં ન જોઇએ. એવું એક ન્હાનું કર્તવ્ય તે વિવિધ જ્ઞાનવર્ધક મંડળોની સ્થાપના છે. આ કાર્ય માટે આપણા અર્વાચીન યુગના પહેલા ખંડના પૂર્વજોની પદ્ધતિમાંથી દાખલો લેવાનો છે. એ જમાનો મંડળસ્થાપનાનો હતો: ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ, બુદ્ધિવર્ધક સભા, ફાર્બસસભા વગેરે મંડળ રચીને સહકારની પદ્ધતિએ સાહિત્યસેવા કરવા માટે એણે ઊંડા પાયા નાંખ્યા છે. એ જમાનાએ એના સમયને ઉચિત મંડળો રચવાનાં હતાં. પશ્ચિમની વિદ્યા પૂર્વમાં કેમ ઉતારવી એટલોજ એના આગળ પ્રશ્ન હતો, વર્તમાન જમાનાનો પ્રશ્ન એ વિદ્યાને પણ અનેક રીતે કસોટીએ ચઢાવી શુદ્ધ કરી અત્રે વસાવવાનો છે, એટલુંજ નહિ પણ પ્રાચીન આર્ય સંસ્કૃતિને પણ પૂરો ન્યાય આપવા એણે તત્પર થવાનું છે. તે માટે તત્ત્વચિન્તક, ઇતિહાસશોધક, વિજ્ઞાનપ્રચારક, શિક્ષણસુધારક, સાહિત્યસંવર્ધક, કલાપ્રરોચક આદિ અનેક વિષયનાં મંડળો સ્થાપી ગૂજરાતની બુદ્ધિને અને એની ભાષાને ઉચ્ચતર ભૂમિકાએ ચઢાવવાની છે.

આપણી પરિષદ્ એકની એક પ્રણાલિકામાં ઘણાં વર્ષો ચાલી. હવે યુગ પરિવર્તનો કાળ

આવ્યો છે. અને સઘળી સ્થિતિ પરિવર્તને અનુકૂળ છે, ક્ષણવાર વર્તમાનને ભેદી ભવિષ્યમાં દૃષ્ટિ નાંખો. ચર્મચક્ષુ મીંચી, પ્રતિભાચક્ષુથી આપણો સારસ્વત ઉદ્યાન નિહાળો. સર્વત્ર વસન્તના વાયુ વાઈ રહ્યા છે, વૃક્ષો નવપલ્લવ થઇ ગયાં છે, આંબે મ્હોર બેઠો છે. ભ્રમરો ગુંજે છે—શ્રદ્ધા રાખો કે થોડા સમયમાં આમ્રફળ પણ આવશે, ડાળો ફળભારથી લચશે, અને વૃક્ષે વૃક્ષે કોયલ ટહૂકશે. આ આપણાં સ્વપ્નાં નથી,આપણા સાચા મનોરથ છે, આપણી આશાઓ છે, આ સુન્દર આસો માસની શરદ્ પુનમની સંનિધિમાં વિશ્વના રાસેશ્વર બંસીધરને આપણી પ્રાર્થનાઓ છે.

આ પ્રાર્થના સફળ થાય, પ્રભુના અનુગ્રહના આપણે અધિકારી થઇએ, તે માટે શું કરીશું? મીરાં પ્રાર્થતી હતી તેમ પ્રભુના બાગના બાગવાન થઇશુંઃ ક્યાં નવા રોપ રોપવા, ક્યાં પાણી પાવું, ક્યાં શું ખાતર પૂરવું, ડાળીઓ ક્યાં કેવી વાળવી, કેવી ટેકાવવી, ક્યાં કાતર મુકવી, કોની કલમ કાપવી ક્યાં ચોટાડવી ઇત્યાદિ અસંખ્ય વિગતોવાળી બાગવાનની કલા આપણે શીખીશું અને પ્રયોજીશું.

એ જ્ઞાન અને શક્તિ આપણને પ્રાપ્ત થાય તે માટે સહુ પ્રાર્થના કરીએ કે—

सह वीर्यं करवामहै । तेजस्विनोऽप्यधीतमस्तु मा विद्विषामहै
मा विद्विषामहै
मा विद्विषामहै ॥

शान्तिरस्तु पुष्टिरस्तु आत्मकलासमृद्धिरस्तु ॥
सर्वे मेधाविनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
आत्मज्योतिश्च पश्यन्तु मा कश्चित्तमँ आप्नुयात् ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# કાવ્ય વિશે કંઇક

इदमन्धं तमः कृत्स्नं जायेत भुवनत्रयम् ।
यदि शब्दाह्वयं ज्योतिरासंसारान्न दीप्यते ॥

× × ×

गौर्गौः कामदुघा सम्यक् प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥
तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथंचन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥

જો શબ્દનામનું જ્યોતિ સંસારમાં ન પ્રકાશતુ હોય તો આ સમગ્ર ભુવનત્રય ઘોર અન્ધકારમય થઇ જાય.

ગૌ (વાણી) યોગ્ય રીતે વપરાઇ હોય તો તે કામદુધા ગૌ (ગાય) છે એમ ડાહ્યા માણસોનું માનવું છે. પણ તે જ અયોગ્ય રીતે વપરાએલી, વાપરનારનું જ ગોત્વ (બળદપણું) કહી આપે છે.

એટલા માટે કાવ્યમાં અલ્પ પણ દોષની કોઇ પણ કારણે ઉપેક્ષા કરવી નહિ. સુન્દર શરીર પણ કોઢના એક ડાઘાથી દુર્ભગ થાય.

દંડી

प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम् ।
यत्तत्प्रसिद्धावयवातिरिक्तं विभाति लावण्यमिवाङ्गनासु ॥

પણ મહાકવિઓની વાણીમાં વ્યંગ્ય એ કોઇ જુદી જ વસ્તુ છે. જે સુંદરીઓમાં તે તે પ્રસિદ્ધ અવયવોથી ભિન્ન લાવણ્યની જેમ શોભે છે.

આનંદવર્ધન

नानृषिः कविरित्युक्तमृषिश्च किल दर्शनात् ।
विचित्रभावधर्मांशतत्त्वप्रख्या च दर्शनम् ॥
स तत्त्वदर्शनादेव शास्त्रेषु पठितः कविः ।
दर्शनाद्वर्णनाच्चाथ रूढा लोके कविश्रुतिः ॥
तथाहि दर्शने स्वच्छे नित्येऽप्यादिकवेर्मुनेः ।
नोदिता कविता लोके यावज्जाता न वर्णना ॥

ઋષિ ન હોય તે કવિ ન હોય એમ કહેવાય છે, અને ઋષિ એને દર્શન થયું છે માટે કહેવાય છે. વિવિધ વસ્તુઓના ધર્મોના અંશના તત્ત્વનો પ્રકાશ ( જ્ઞાન ) તે દર્શન કહેવાય છે.

તત્ત્વ દર્શનથી જ તે શાસ્ત્રોમાં કવિ કહેવાય છે. અને લોકમાં દર્શનથી અને વર્ણનથી કવિ શબ્દ રૂઢ થયો છે.

જેમકે: આદિ કવિ મુનિને નિત્ય સ્વચ્છ દર્શન હતું છતાં પણ જ્યાં સુધી વર્ણનાનો જન્મ ન થયો ત્યાં સુધી કવિતાનો ઉદય ન થયો.

ભટ્ટ તોત—હેમચન્દ્રના કાવ્યાનુશાસનમાંથી

संनिवेशविशेषात्तु दुरुक्तमपि शोभते ।
नीलं पलाशमाबद्धमन्तरालेस्रजामिव ॥
किंचिदाश्रयसौंदर्याद्धत्ते शोभामसाध्वपि ।
कान्ताविलोचनन्यस्तंमलीमसमिवांजनम् ॥

દોષવાળી ઉક્તિ પણ વિશિષ્ટ સંનિવેશ (રચના) ને લીધે શોભે છે, માળાઓના અંતરાલમાં ગૂંથેલા ખાખરાના નીલ પાનની જેમ.

કંઇક અસાધુ પણ આશ્રયના સૌંદર્યને લીધે શોભે છે. જેમ કાન્તાની આંખમાં આંજેલું કાળું આંજણ.

न नितान्तादिमात्रेण जायते चारुता गिराम् ।
वक्राभिधेयशब्दोक्तिरिष्टा वाचामलंकृतिः ॥

'નિતાન્ત' જેવા શબ્દો માત્રથી વાણીની ચારુતા થતી નથી. પણ વક્ર અભિધેય જેવું છે એવી શબ્દોક્તિરૂપ વાણીની અલંકૃતિ ઇષ્ટ છે. ભામહ

आधानोद्धरणे तावद् यावद्दोलायते मनः ।
पदस्य स्थापिते स्थैर्ये हन्त सिद्धा सरस्वती ॥

જ્યાં સુધી મન દોલાયમાન હોય ત્યાં સુધી શબ્દ મૂકવાની અને ખસેડી લેવાની ક્રિયા ચાલે છે. પણ પદનું સ્થૈર્ય સ્થાપિત થતાં બસ સરસ્વતી સિદ્ધ થાય છે.

પ્રાસ્તાવિક વામનની કાવ્યાલંકારસૂત્રવૃત્તિમાંથી

येऽपि शब्दविदो नैव नैव चार्थविचक्षणाः
तेषामपि सतां पाठः सुष्ठु कर्णरसायनम् ॥

જેઓ શબ્દને જાણતા ન હોય, અને અર્થ પણ સમજતા ન હોય તેમને પણ સત્પુરુષોનું વાચન સરસ કર્ણના રસાયન જેવું લાગે છે.

यथा व्याघ्री हरेत्पुत्रान् दंष्ट्राभिश्च न पीडयेत् ।
भीता पतनभेदाभ्याम् तद्वद्वर्णान् प्रयोजयेत् ॥

જેમ વાઘણ, બચ્ચું પડી જાય કે બચ્ચાને વાગે એ બન્નેની બીકથી, બચ્ચાને દાઢથી લઇ જાય પણ પીડા ન થવા દે, તેવી રીતે વર્ણોનો પ્રયોગ (ઉચ્ચાર) કરવો.

પ્રાસ્તાવિક. કાવ્યમીમાંસામાંથી

उपशमफलाद् विद्याबीजात् फलं धनमिच्छतो
भवति विफलो यद्यायासस्तदत्र किमद्भुतम् ।
न नियतफला कर्तुं भावाः फलान्तरमीशते
जनयति खलु व्रीहेर्बीजं न जातु यवांकुरम् ॥

જેનું ફળ ઉપશમ છે તેવા વિદ્યા બીજમાંથી ધનરૂપી ફળની ઇચ્છા રાખનારનો પ્રયાસ જો વિફળ જાય તો તેમાં શું નવાઇ છે! જેમનું ફળ નિયત છે તે બીજું ફળ આપી શકતા નથી. વરીનું બીજ જવના અંકુર ઉત્પન્ન કરતું નથી.

પ્રાસ્તાવિક. હેમચંદ્રનું કાવ્યાનુશાસન.

ધી "સૂર્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યું
ઠે૦ પોનકોર નાકા-અમદાવાદ.

# કાવ્યની શક્તિ

यदुन्मीलनशक्त्यैव विश्वमुन्मीलति क्षणात् ।
स्वात्मायतनविश्रान्तां तां वन्दे प्रतिभां शिवाम् ॥[1]

આપણું વિવેચનસાહિત્ય પોતાના વિષયને સ્ફુટ કરવાને વધારે વિશાલ અને ઊંડી દૃષ્ટિથી જોવાનો પ્રયત્ન કરતું જાય છે. અંગ્રેજી દ્વારા ઉપલબ્ધ થતું બીજી મહાપ્રજાઓનું સાહિત્ય જોઈને તેની દૃષ્ટિ વિશાલ બને છે, અને તત્ત્વજ્ઞાન જોઈને ઊંડી બને છે. આમ થવામાં કંઈક સંસ્કૃત સાહિત્યની ઉપેક્ષા થતી જણાય છે. પશ્ચિમનું વિવેચનસાહિત્ય જેમ ત્યાંના ઇતિહાસ ઉપર પ્રતિષ્ઠિત થયું છે, તેમ આપણું પણ આપણા પ્રાચીન ઇતિહાસ ઉપર પ્રતિષ્ઠિત થવું જોઈએ. પશ્ચિમના વિચારોનો તેણે સંપૂર્ણ લાભ લેવો જોઈએ પણ તેની સાથે પોતાના ઇતિહાસનો પણ અભ્યાસ કરવો જોઈએ. આમ નથી થતું તેનું કારણ એ છે કે આપણા શિક્ષિતો આપણા કરતાં પશ્ચિમના વિવેચનનો ઇતિહાસ વધારે જાણે છે. તેમના અભ્યાસમાં આપણું વિવેચન આવતું જ નથી એમ કહીએ તો ચાલે. એમ નહિ થાય ત્યાંસુધી આપણા જ્ઞાનનો પૂરેપૂરો સમન્વય થવો શક્ય નથી. આપણા કાવ્યશાસ્ત્રના ગ્રંથોના કેટલાક વિચારો ઘણા જ તાજા અને સ્વતંત્ર વિચાર-પદ્ધતિને ગતિ આપે તેવા છે. આપણે એનો અભ્યાસ નહિ કરીએ ત્યાંસુધી આપણું વિવેચન માત્ર પશ્ચિમના બદલાતા વિચારોના પડઘારૂપ રહેશે અને આપણો અભ્યાસ આપણા ભૂતકાળમાં મૂળ ઘાલી કદી સ્વતંત્ર રીતે વધશે નહિ. થોડા અભ્યાસીઓ તેનો અભ્યાસ કરશે પણ તેઓ પોતાના અભ્યાસનું ફળ બીજાને નહિ આપી શકે. અભ્યાસની ભૂમિકા વિના બીજાઓ તેમનું વિવેચન સમજશે નહિ. અને તેના પુસ્તકો પણ લખાશે નહિ કારણ કે વિદ્યાર્થી સિવાયની સામાન્ય બજારૂ ખપત ઉપર આધાર રાખીને આવું પુસ્તક પ્રગટ થઈ શકે નહિ.

બીજી બાજુ અંગ્રેજી દ્વારા પશ્ચિમના જે કલામીમાંસા( Aesthetics )ના ગ્રંથો ઉપલબ્ધ થાય છે તેનાથી આપણું વિવેચનસાહિત્ય ઊંડું થવા પ્રયત્ન કરે છે. આપણું સંસ્કૃત વિવેચનસાહિત્ય પણ તત્ત્વજ્ઞાન ઉપર બંધાયેલું છે એ ખરું. પણ માત્ર કલામીમાંસા સાહિત્યકલાના વિવેચનને એકદમ ઉપકારક થઈ જાય એ અત્યારે સંભવિત નથી. કલામીમાંસા પોતે જ હજી ઘણી અપૂર્ણ છે. પાશ્ચાત્ય કલામીમાંસકોએ અત્યાર સુધી અનેક પરસ્પર વિરોધી મતો જ આપ્યા કર્યા છે. પણ એ સિવાય વિશેષ કારણ એ છે કે કલામીમાંસા કલાસામાન્યની જ ચર્ચા કરી શકે. હવે કલાઓ એક બીજાથી એટલી બધી ભિન્ન છે, ભિન્ન ઉપાદાનોથી કલા કલાની શક્તિ, તેની મર્યાદા, હૃદયગમ્ય થવાની રીતિ અને તેનાથી ઉપજતા સંસ્કારો એટલા ભિન્ન ભિન્ન હોય છે, કે માત્ર કલાસામાન્યની ચર્ચાથી દરેકોઈ એક કલાની શક્તિનો ખાસ ખ્યાલ આવી શકે નહિ. કલામીમાંસાનો અભ્યાસ સ્વતંત્ર રીતે

---

૧ જેની ઉઘડવાની-ખીલવાની શક્તિથી વિશ્વ ક્ષણમાં ઉઘડે છે તે, પોતાના સ્વરૂપમાં વિશ્રાન્ત એવી શિવ પ્રતિમાને હું વંદું છું

પ્ર. ૬

આગળ ચાલવાની ઘણી જ આવશ્યકતા છે, પણ વિવેચનને માટે હજી તો હરકોઈ એક કલાનો સ્વતંત્ર અભ્યાસ થવાની જરૂર છે. એક કલાનો અભ્યાસ બીજીને ઉપકારક થાય છે એ જુદો પ્રશ્ન છે.

ત્યારે કાવ્યની શક્તિનો અભ્યાસ કરવો હોય તો કાવ્યકલાને જ મુખ્યત્વે દૃષ્ટિ આગળ રાખીને તેનો અભ્યાસ કરવો જોઈએ.

કાવ્યકલાની શક્તિ અને તેની મર્યાદા બન્ને તેના ઉપાદાન ઉપર આધાર રાખે છે. કાવ્યનું ઉપાદાન અર્થપ્રતિપાદક શબ્દ છે એમ કહીશું. અંગ્રેજ કવિ શેલિ બીજી બધી કલા કરતાં કાવ્યકલાની શક્તિ વિશેષ માને છે કારણકે તેનું ઉપાદાન શબ્દ અર્થવ્યંજક છે. ચિત્રકારનો રંગ પોતે અર્થવ્યંજક નથી પણ કવિનો શબ્દ પહેલેથી જ અર્થવ્યંજક છે. પણ તે અર્થવ્યંજકતા સાથે જ એક બીજી મુશ્કેલી ઊભી થાય છે. શબ્દો માત્ર સામાન્ય ધર્મોના બોધક હોય છે. પશ્ચિમના તેમ જ પૂર્વના પ્રમાણશાસ્ત્રીઓ સંમત થાય છે કે શબ્દ માત્ર 'ઉપાધિ' એટલે સામાન્ય ધર્મનો બોધ કરે છે. હવે કલામાં રસનિષ્પત્તિ વિશિષ્ટ પ્રત્યયમાં રહેલી છે. પ્રદીપકાર ગોવિન્દ કહે છે, **प्रत्यक्षमेव ज्ञानं सचमत्कारम्।** પ્રત્યક્ષ જ્ઞાન જ ચમત્કારક છે, કારણકે તે અત્યન્ત વિશિષ્ટ છે. કોઈ અનેકરંગી મૂળ ચિત્ર કરતા માત્ર તેજછાયાનો તેનો ફોટો ઓછો રસપ્રદ લાગશે. હવે બીજી કલાઓમાં કૃતિ જે ઉપાદાન દ્વારા આપણી ઇન્દ્રિયોને ગોચર થાય છે, તે ઉપાદાન, ગોચર થતા જ, વિશિષ્ટ સંસ્કાર પાડે છે. ઝાડનું ચિત્ર જોતાં ઝાડની વિશિષ્ટ આકૃતિ જ દૃગ્ગોચર થાય છે. સંગીત સાંભળતાં સંગીતના વિશિષ્ટ સૂરો જ શ્રવણગોચર થાય છે. પણ 'પ્રેમ' શબ્દ સાભળતાં પ્રેમનું કોઈ પણ વિશિષ્ટ સ્વરૂપ ચિત્તમાં અંકિત થતું નથી. માત્ર સામાન્ય સ્વરૂપનો જ બોધ થાય છે જે રસોદ્બોધક નથી. આવા ઉપાદાન દ્વારા કાવ્યે વિશિષ્ટ સંસ્કારો પાડવાના છે. આ મુશ્કેલી એક શબ્દ એકલો બોલાય તે કરતાં વાક્યમા બોલાય ત્યારે કંઈક ઓછી થાય છે. 'બાળકને કુતરા ઉપર ઘણો પ્રેમ હતો' એમાં પ્રેમ કંઈક વિશિષ્ટ સ્વરૂપ લે છે. અને તે પ્રમાણે વાક્યોનો સંદર્ભ થતાં અને તેમાથી પ્રબંધ થતા એ મુશ્કેલી ઓછી ઓછી થતી જાય છે. વાક્યનું તાત્પર્ય કોઈ વિશેષાર્થ છે એમ પ્રાચીનોએ કહ્યું છે તે યથાર્થ છે. છતાં વક્તવ્યને વિશેષ સ્વરૂપે પ્રગટ કરવા કાવ્ય એક ભંગીનો આશ્રય લે છે. આ ભંગી તે લક્ષણા અને અલંકાર છે. બીજી કોઈ કલા કરતાં કાવ્ય કદાચ અલંકારનો સૌથી વધારે આશ્રય લે છે. અલંકાર, વસ્તુથી ભિન્ન, વસ્તુને અલંકૃત કરવાને યોજેલી, આગન્તુક વસ્તુ છે એમ કહેવું ખોટું છે. કાવ્યને સમજાવવા વસ્તુ અને અલંકાર એવો ભેદ સ્વીકારાય તેનો વાંધો નથી, પણ તેને તત્ત્વતઃ ભિન્ન માનવા તે ખોટું છે. અલંકાર, સામાન્ય અર્થની વિશેષ પ્રતીતિ કરાવવાને જ કાવ્યમાં આવે છે. એક સામાન્ય દાખલો લઈએ: 'મારૂં મન જાણે ડોળાઈ ગયું.' મનની ક્રિયા તરીકે ડોળાવાનું કથન થતાં આપણે મન સાથે એ ક્રિયાનો અન્વય કરવા પ્રયત્ન કરીએ છીએ. તે માટે, પાણી ડોળાવાની ક્રિયા, ચિત્ત બને તેટલું પ્રત્યક્ષ કરે છે, અને એ ક્રિયાનો કયો અંશ મન સાથે અન્વય પામે છે તે વિચારી લઇને તેનો અન્વય કરે છે. તેમ કરતાં મનની સ્થિતિનું જે વિશેષ રૂપ પ્રતીત થાય છે તેથી વર્ણનમાંથી રસ આવે છે. કોઈ ઘરેણું સુંદર હોય, તે માણસને પહેરાવવાથી માણસ સુંદર લાગે, તેમ અહીં થતું નથી.[1] અહીં

1. તત્ત્વદૃષ્ટિએ તો આ દૃષ્ટાંતમાં પણ એમ બનતું નથી. ગમે તે સુંદર વસ્તુ ગમે તે વસ્તુને અલંકૃત કરી શકશે નહિ. તેમાપણ ઔચિત્ય જોઇએ જ છીએ.

ડોળાવાની ક્રિયા પોતે સુંદર છે માટે તે મનને લગાડવાથી મન સુંદર લાગે છે એમ બનતુ નથી પણ ડોળાવાની ક્રિયા મનને લગાડવાથી મનની અભિપ્રેત દશા વિશેષ રૂપે પ્રતીત થાય છે તેમા રસનિષ્પત્તિ રહેલી છે. ઉપર કહ્યો તે અમ અલંકાર શબ્દથી ઉત્પન્ન થાય છે, પણ તે આગન્તુક નથી કાવ્યમા કશુ આગન્તુક હોઈ શકે જ નહિ. કલાભીમાસક ક્રોશેએ આપેલી દલીલથી આનો વિચાર કરીએ. તે પૂછે છે 'જેને તમે અલકાર કહો છો તે કાવ્યમા એકતા પામ્યો છે કે નહિ?' જો પામ્યો હોય તો તે આગન્તુક નથી, પામ્યો ન હોય તો તે કાવ્ય નથી

અલંકારનુ આ જ ખરૂ સમર્થન છે. પ્રામાણિક આલકારિકોએ તેનુ આ સ્થાન સ્વીકાર્યું છે. ધ્વનિકાર કહે છેઃ

रसाक्षिप्ततया यस्य बन्ध शक्यक्रियो भवेत् ।
अपृथग् यत्न निर्वर्त्य. सोऽलङ्कारो ध्वनौ मतः ॥

રસથી આક્ષિપ્ત થતો હોવાને લીધે જે અલકારનો બધ શકય થાય, અને પૃથક યત્ન વિના બની શકે તે, 'ધ્વનિ' મા એટલે ઉત્તમ કાવ્યમા ઇષ્ટ છે આગળ જતા ટીકાકાર આનંદવર્ધન કહે છે કે **अलंकाराणि निरूप्यमाणदुर्घटनान्यपि, रससमाहित-चेतस. प्रतिभानवतः कवे. अहपूर्विकया परापतन्ति ।** વિચારતા દુર્ઘટ લાગે તેવા અલંકારો, રસમા એકાગ્ર ચિત્તવાળા પ્રતિભાવાળા કવિ આગળ હરિફાઇથી આવી આવીને પડે છે[1] છેવટે કહે છે **तस्मान्न तेषाम् बहिरंगत्वम् रसाभिव्यक्तौ ।** જ્યા રસનુ વ્યજન થતુ હોય ત્યા અલકાર બાહ્યાગ નથી[2]

દશ્ય વસ્તુને શબ્દોથી પ્રત્યક્ષ કરાવવા, કાવ્ય જે અનેક અલકારો વાપરે છે તેમા માનવ કૃતિ કે માનવ ભાવનુ આરોપણુ ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. આના ઘણા દાખલા કાદબરીમા મળે છે. તેમાનો એક, શાલ્મલિ વૃક્ષના વર્ણનનો, ભાલણના સુંદર અનુવાદમાથી નીચે ઉતારૂ છુ

તે તરુખડનિ સમીપિ શીમલિ વૃક્ષ વિશાલ,
મૂલ અજગરિ વીંટિઉં, જાણી રજ્જૂ આલવાલ
શાખાગ્ર નિર્મોક, જાણી ઉત્તરીય વસન,
સુહુ દિશિ વાધી ડાલિ, જાણી ગ્રહેવા માન ગગંન
વેલિ વીટાણી ઘણી તે દીસિ એહ પ્રકાર,
જરાજૂરણ દેહ કેરી નીસરી નસ બહારિ

---

૧. સરખાવો Somehow or other Figures naturally fight on the side of Sublimity, and in turn receive a wonderful reinforcement from it
A Figure looks best when it escapes one's notice that it is a Figure.
Longinus on the Sublime Loci Critici p 17.

૨ ઘણા કવિઓ, અને સારા કવિઓ પણ જ્યાક ત્યાક, પૃથક યત્નથી અલંકારો વાપરે છે વસ્તુને શણગારવા જ અલકાર તેના પર મૂકે છે, અને તે તે સ્થળે કાવ્ય અધમ જ ગણાય, પણ તેટલા માટે અલકાર કાવ્યમા આવશ્યક નથી એમ ન કહી શકાય

અનેક શાખાઇ કરી શશિશેખરનું જે લાસ્ય
સહસ્રભુજ કલ્પાંત કાલનૂ નહિ દેખાડી હાસ્ય !
ઊર્ધ્વ પડવા ભી ભણી પવનની વલ્ગુ જાણિ;
નંદનવનની શોભા જોવા વાધિઉ શ પ્રાણિ !
વ્રુલિ કરી નિ ધવલ શાખા દીનિ અતિ આકાશ;
શીશોટા રવિ અગ્નિ જાણી નાખિયા લેઇ શ્વાસ.
ગજ કપોલ ધશા થકી જે વળગી મધુકર માલ,
જાણી લોહોની શૃંખલાઇ બાધિઉ છિ કરાલ.
કોટર આલા પંખી કરી ઇ સહુ એમ જણાય
શકુનિનિ સમિ કરી તે દુર્યોધન સમ થાય.
દંડકારણ્યનું નાયક જાણીઇ વૃક્ષ તેહ અનુપ.
( વૈશંપાયન ઉચ્ચરિ ) સાભલુ સાચું ભૂપ.

કવિ અહીં એક શાલ્મલિ-શીમળાનું વર્ણન કરે છે. ઝાડની ઊંચાઇ તેનો વિસ્તાર એ સર્વ જેટલા ચિત્રથી વિશિષ્ટ રૂપે બતાવી શકાય તેટલા શબ્દોથી ન જ બતાવી શકાય. કવિ શબ્દશક્તિની એ ન્યૂનતા માનવ ભાવો આરોપીને ઉત્પ્રેક્ષાથી સાધે છે. ઝાડની અનેક ડાળીઓ ચોપાસ વિસ્તરેલી હતી તે કલ્પાન્ત કાલના નટરાજની સહસ્ર ભુજા જેવી દેખાતી હતી. નૃત્યની ક્રિયા મધ્યે મરડાવવાથી ઝાડની અનેક ડાળીઓનો વિસ્તાર પ્રત્યક્ષ થઈ શકે છે એ જ ચિત્ર બીજી એક વધારે ચમત્કારિક ઉત્પ્રેક્ષાથી રજુ કરે છે. 'ઘણું ઊંચું થઈ ગયું છે તે જાણે પડવાની બીકથી પવનને વળગવાનું કરે છે. દૂર આવેલા નંદનવનની શોભા જોવા માટે જાણે તેણે પોતાનું શરીર વધાર્યું છે... ..'

આપણે જેમ ડાબા હાથનો ઉપયોગ ન કરતા બળવાન જમણા હાથનો ઉપયોગ કરીએ છીએ, તેમ કવિ, ઉપાદાનની શક્તિ એક જગાએ ન્યૂન લાગતા, જ્યા તેનુ બળ અધિક છે ત્યાથી શક્તિ લાવી તેનો ઉપયોગ કરે છે. શબ્દો બીજા કોઈ પણ ઉપાદાન કરતાં માનવ ભાવને વ્યક્ત કરવાનુ સૌથી પ્રબલ સાધન છે. માણસ જાત અનંત યુગોથી પોતની વૃત્તિઓ અને ભાવો વ્યક્ત કરવા ભાષાનો ઉપયોગ કરતી આવી છે. એ શબ્દનું બલ છે. અને માટે કવિ તે દિશાથી પોતાનુ બલ લાવે છે. પ્રકૃતિના કાવ્યોમા પણ તે જ રીતિનો ઉપયોગ આપણે જોઈશુ.

સન્ધ્યા રમાડે ધરીને ઉછંગે
આ શુક્રતારાકર્ણીને શા રંગે !
ને સિન્ધુમા ગૂઢ થઈ ગયેલો
જોતી રહી રસ થકી રવિનાથ પેલો. — ચિત્રવિલોપન

તિમિર તારક સર્વ ગયા શમી,
ઉડી ઉષા કહ્ય કેશ સમાવતી;
શશિકલા ગગનાङ્গણમા રમી,
નવલ શુક્રશું પ્રેમથી લાડતી. — ગૂઢ કોકિલા

ઝીની પ્રિયા નયનના શરને વીંધાઈ
પોઢયો હતાશ પ્રિય મૂર્છિત રૂપ દર્શે,
તે વ્હાની સ્પર્શથી સચેતન થાય તેમ
જાગ્યો નૃલોક નવચેતન ચન્દ્રી સ્પર્શે — શરત્પૂર્ણિમા

ઘણાખરા પ્રકૃતિ કાવ્યોમા આવી રીતે માનવ ભાવનુ જ આરોપણ હોય છે

આ પ્રમાણે કાવ્ય, શબ્દના ઉપાદાનદ્વારા, અલકારના ઉપયોગથી, વિશેષાર્થ પ્રતિપાદિત કરે છે, છતા દૃષ્ટિના વિષયના દશ્યો, દર્શનથી કે ચિત્રો દ્વારા જેવા વિશેષ રૂપે અકિત થાય, તેવા શબ્દો દ્વારા ન થઇ શકે એટલે, નજરે જોતા આકારસૌષ્ઠવની જે ચારુતા અનુભવી શકાય તે ચારુતા કાવ્ય અકિત કરી શકે નહિ તાજનુ દશ્ય કે સુંદર ફરસબદી, કે સધ્યાના રગો, કે વરસાદનુ પ્રચંડ તોફાન, કાવ્ય સપૂર્ણ રીતે પ્રત્યક્ષ કરાવી શકે નહિ પણ આમ એક તરફ ચિત્રકલાની અપેક્ષાએ કાવ્યમા જો શક્તિની ન્યૂનતા છે તો બીજી રીતે કાવ્યમા અમુક ચિત્રો પ્રત્યક્ષ કરાવી આપવાની એક વિશિષ્ટ શક્તિ પણ છે કમા-વીકોઈની લોકવાર્તામાથી એક દૂહાના ઉદાહરણથી તે સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ

વીકોઇ વળા મ ઝાલ્ય, વળે વાર્શોગણુ નહિ,
જઈ જુઆસ્ય[1] કાળો ઝાન, કમા મન કોળે નહિ

કમાને વહેમ આવ્યો છે કે પોતાની પત્ની વીકોઈને કાળા ઝાન તરફ પ્રેમ થયો છે અને તે પોતા તરફ બેવફા થઈ છે તે પત્નીને ઘરની બહાર કાઢે છે. નિર્દોષ વીકોઈ પતિના હુકમથી ઘર બહાર તો નીકળે છે પણ ઘર છોડી શકતી નથી બહાર જઈને પણ ઘરના વળા ઝાલી ઊભી રહે છે અને દીન દૃષ્ટિથી કમાને સઘરવા વીનતી કરે છે ત્યારે કમો જવાબ આપે છે " વીકોઈ વળા ઝાલ્યે શુ વળશે ? વળામા ઓછુ વસી શકવાનું હતુ ' તુ તારે કાળા ઝાન પાસે જા આ કમાના મનમા ફરી સ્નેહનો અકુર ફૂટવાનો નથી ' આ એક જ દુહામા, આપણે ઘરની અદર ક્રૂર જડસા જેવા કમાને, તેને દીન વદને વીનવતી, કંઈક છાપરૂ નીચુ હોવાથી અને કઈક સોરઠિયાણી ઊંચી હોવાથી, છાપરાના વળા ઝાલીને ઊભી રહેલી વીકોઇને એક જ દશ્યમા જોઈએ છીએ વ્યક્તિઓ ચિત્રમા જેટલી વિશિષ્ટ રૂપે દેખાય તેટલી વિશિષ્ટ આ કાવ્યનિષ્પન્ન ચિત્રમા જોઈ શકાશે નહિ દાખના તરીકે કમો બેઠેલો છે કે ઊભો છે—હુ બેઠેલો કલ્પુ છુ પણ કોઈ ઊભેલો પણ કલ્પી શકે—તેણે હાથ કેમ રાખ્યો છે, શરીરે શુ પહેર્યુ છે વગેરે અનેક વિગતો આ ચિત્રમા દેખાતી નથી પણ બીજી બાજુ આ ચિત્ર જ કોઈ ચિતારો નહિ કરી શકે ચિત્રકારને કોઈ પણ ચિત્ર કાઢતી વખતે પોતાની આ ખ દશ્યથી બહાર ક્યાક તટસ્થ સ્થિર રાખવી પડે છે ત્યાથી પોતે જોતો હોય તેમ કલ્પીને તે ચિત્ર દોરે છે આ દશ્યમા ઘરની અદર બેઠેલો કમો તેને બહાર ઊભી ઊભી વીનવતી વીકોઇ, નીચુ છાપરૂ, એ સઘળી વિગતો એક જ બિન્દુએ દૃષ્ટિ રાખી જોઈ શકાશે નહિ, અને તેથી તેવુ ચિત્ર કાઢી શકાશે નહિ સીનેમા આવુ ચિત્ર બતાવવા એક દૃષ્ટિબિન્દુથી કમાનુ મોઢુ વળી સ્થાનાન્તર કરી વીકોઈનુ મોઢુ, અને વળી ઘરની બહાર જઈ છાપરા અને વીકોઈ સાથે આખુ ઘર એમ એક પછી એક દશ્યો બતાવે, જે પછીથી કલ્પનાથી આપણે સમન્વિત કરી લઈએ પણ કાવ્ય એક જ દૂહામા

[1] અહી પાઠ સદિગ્ધ છે પ્રકરણ ઉપરથી અર્થ બેસાર્યો છે

એ આખું ચિત્ર આપણને દોરી આપે છે. કાવ્યમાં જુદાં જુદાં ચિત્રો સમન્વિત થતાં નથી. જાણે મન પોતાના ઉપાદાનમાંથી આખું ચિત્ર ઘડે છે, અને જેમ ઈશ્વરનું વિરાટ સ્વરૂપ પોતાની ઘડેલી સૃષ્ટિને સર્વતઃ સ્પર્શે છે, તેના અણુએ અણુમાં વ્યાપ્ત હોય છે તેમ મન પણ પોતાની સૃષ્ટિને સર્વતઃ સ્પર્શે છે–સર્વતઃ વ્યાપે છે.

ચિત્રમાં પણ એકવાર ચિત્ર જોયા પછી કલ્પના તે ચિત્ર સર્જે છે અને ચિત્ર તેને પણ સર્વતઃ સ્પર્શે છે. અહીં વક્તવ્ય એ છે કે કાવ્ય જ્યારે ચિત્ર ચીતરે છે, ત્યારે તેને દૃષ્ટિની મર્યાદા નડતી નથી. આનું કારણ એ છે કે કાવ્યનું ઉપાદાન શબ્દો અમુક અર્થોનો બોધ કરે છે, અર્થાત્ મનમાં પરબાર્યું જ ચિત્ર ઘડાવા માંડે છે. મનને સીધી અસર કરવી એ કાવ્યની વિશિષ્ટ શક્તિ છે. કાવ્ય એ શક્તિનો જ આશ્રય લે છે. આપણે ઉપર કહ્યું કે કાવ્ય પોતાની શક્તિથી વરસાદનું તોફાન પ્રત્યક્ષ ન કરાવી શકે એ ખરું, પણ એ તોફાનથી માણસોના મનમાં કેવી અસર થઈ હતી કે થાય તેના વર્ણન દ્વારા તોફાનથી થતી મન ઉપરની વિશિષ્ટ અસરને વર્ણવી શકે.

એક બીજી દૃષ્ટિથી જોતાં આ વાત વધારે સ્પષ્ટ થશે. કલામાં જે સુંદર છે તેના સ્થૂલ દૃષ્ટિએ વિભાગો પાડવા ચિત્રકલામાંથી ત્રણ દાખલા લઇએ. ધારો કે આપણી સમક્ષ એક સુંદર આકાર ( design )ની લાદી જડેલી છે. બીજો દાખલો એક રંગચિત્રનો લઈએ. ધારો કે તેમાં એક વનનું ચિત્ર છે અને તેમાં માત્ર વૃક્ષો કાઢેલાં છે. ત્રીજું ચિત્ર માનો કે દ્રૌપદીવસ્ત્રાહરણનું છે. આ ત્રણ ચિત્રોના વિષયમાં શો ફરક છે તે જરા સ્થૂલ રીતે વિચારીએ. ત્રણેય દૃશ્ય છે. ત્રણેય સુંદર છે એવો આપણો પ્રાથમિક સ્વીકાર છે. ફરક એ છે કે લાદીનો આકાર સુંદર છે પણ તેનો કશો અર્થ[1] થતો નથી. તેની સુંદરતા ચારુતા માત્ર આકાર સૌષ્ઠવની છે. વનચિત્રનો અર્થ થાય છે. તેનો અર્થ વન છે. પણ તેમાં નિરૂપ્યમાણ વિષયમાં કોઈ લાગણી નથી. છેલ્લા ચિત્રમાં લાગણી છે. દુઃશાસનના મોં ઉપર ભૂંડપની છે, દ્રૌપદી ઉપર લાચારીની છે, વગેરે વગેરે. કેવળ આકારસૌષ્ઠવના સૌંદર્યને આપણે ચારુતા એવું પારિભાષિક નામ આપીએ. ચારુતા કરતાં અર્થવત્ સૌંદર્ય કે ભાવ-નિરૂપક સૌંદર્ય વધારે ઉન્નત કે ઉત્કૃષ્ટ એમ સર્વત્ર માની શકાય નહિ, જો કે ઉપરના દાખલામાં એમ જણાય છે. કદાચ ચિત્રકલામાં એમ હશે પણ ખરું. પણ સર્વ કલાઓ માટે એવો નિયમ કરી શકાય નહિ. સંગીતકલા અને સ્થાપત્યકલા કેવળ આકારસૌષ્ઠવની જ છે, અને અન્ને માટે નહિ, તો સંગીત માટે તો સૌ સંમત થશે, કે સંગીત બીજી કોઇ પણ કલા કરતાં ઓછું સુંદર કે રસપ્રદ કે આનંદપ્રદ નથી.

૧ લાદીના સુંદર આકારનો અર્થ થતો નથી એમ કહ્યું છે તે સ્થૂલ દૃષ્ટિએ સમજવાનું છે. તત્ત્વદૃષ્ટિએ તો ચિત્તમાં કે હૃદયમાં વસ્તુ જે અસર કરે તે જ તેનો અર્થ છે. એવી રીતે અમુક આકૃતિ હૃદયમાં જે અસર કરે તે જ તેનો અર્થ છે. સમુદ્ર કે પર્વતનું દૃશ્ય ચિત્તમાં જે અસર કરે છે તેને આપણે ગંભીર કે ભવ્ય એવું નામ આપીએ છીએ, નાની આકૃતિને માટે તેવું નામ ભાષામાં નથી, ઝાડોનાં અમુક પ્રકારનાં જૂથોને માટે 'વન' એવું નામ છે, એક આકૃતિને બીજીથી જુદી પાડવા તેવું નામ ભાષામાં નથી, એ જ મૂલગત ફરક છે. અર્થાત્ વનને માટે 'વન' કહી શક્યા અને આકૃતિને માટે કોઈ નામ ન આપી શક્યા એ જ ભાષાની અશક્તિ કે મર્યાદા બતાવે છે. હું માત્ર કાવ્યશક્તિ માટે બોલું છું એટલે એ દૃષ્ટિએ 'અર્થ નથી' એમ કહી શકું છું. કલાસામાન્યની દૃષ્ટિથી એમ કહી શકું નહિ. દૃશ્ય કલાઓનું વિવેચન ભાષાથી જ કરવામાં આ એક મોટી અગવડ છે.

ગુજરાતીમાં લખતાં તો 'હૃદય' 'ચિત્ત' વગેરે શબ્દોનો પણ આપણે ચોક્કસ અર્થ નક્કી નથી કર્યો એ બીજી મુશ્કેલી છે.

આ વિભાગના શબ્દોનો ઉપયોગ કરીને કહી શકાશે કે કાવ્યને પહેલા કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો પ્રકાર વધારે અનુકૂલ છે. ફરસબંદીના આકારસૌષ્ઠવને તો તે ભાગ્યે જ પ્રત્યક્ષ કરાવી શકશે. વનનું વર્ણન કંઈક કરી શકશે પણ ચિત્ર જેટલું નહિ. પણ કરુણનું નિરૂપણ તે હજી વધારે સારી રીતે કરી શકશે. ફરસબંદી કે વનનું વર્ણન કરવા કરતાં, તે જોતાં માણસના મનમાં જે ભાવ થાય તેનું વર્ણન કરવા તરફ કાવ્ય વધારે ધ્યાન આપશે. માટે કાવ્યનો નિરૂપ્યમાણ વિષય મુખ્યત્વે માનવ લાગણી કે ભાવ છે. વનનું વર્ણન માત્ર ન કરતાં તે વનમાં આવેલા કોઈ માણસના ભાવનું વર્ણન, તેના હર્ષ કે ભયનું વર્ણન કરવાથી કાવ્ય વધારે સારી રીતે રસનિષ્પત્તિ કરી શકે ટૂંકમા વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવથી રસનિષ્પત્તિ થાય છે.[1]

અહીં મારે સ્પષ્ટ કરવું જોઇએ કે બીજી કોઈ કલાની શક્તિ સાથે હું કાવ્યકલાની શક્તિની તુલના કરતો નથી. માત્ર કાવ્યની શક્તિ કયા પ્રકારની છે, કઇ દિશાની છે તે જ જણાવવા પ્રયત્ન કરું છું.

માનવ લાગણી કે ભાવ વિશે આગળ વિચાર કરીએ તે પહેલાં અહીં એટલું નોંધવું જોઈએ કે કાવ્યને પોતાને પોતાનું આકારસૌષ્ઠવ છે. તે પદ્યરચનાથી અને શબ્દોના વર્ણોચ્ચારથી થાય છે. આમાથી એ પ્રશ્ન ઉદ્‌ભવ્યો છે કે કાવ્યને પદ્યરચના આવશ્યક છે કે કેમ ? આજના વિષયમા મેં સર્વ સર્જનાત્મક સાહિત્યનો સમાવેશ કર્યો છે. એટલે એમાં નવલકથા પણ આવી જાય. નવલકથાઓ પણ છન્દોબદ્ધ જોઈએ એમ કોઈ કહેતું નથી. પણ કાવ્ય શબ્દ પરંપરાથી માત્ર પદબન્ધને માટે વપરાતો આવ્યો છે. અને એ પણ ખરૂં કે વાઙ્‌મય ઉપાદાનની વધારેમા વધારે શક્તિ આપણે છન્દોબદ્ધ કાવ્યમા જ જોઇએ છીએ. જનતાએ તેની ઉન્નતમાં ઉન્નત લાગણીઓ ઘણેભાગે પદ્યોમા જ સંઘરી છે. પદ્યરચના આખા કાવ્યને કોઈ ગૂઢ રીતે એકત્વ અર્પે છે, આંતર અર્થથી એકત્વ પામેલ કૃતિને બાહ્ય-ધ્વનિથી—અવાજથી એકત્વ આપે છે, અને કાવ્યના એક ભાગમાં આખાની આકાંક્ષા જાગ્રત કરે છે, તીવ્રતર કરે છે. એટલે પદ્યરચના કાવ્યને અનેક રીતે ઉપકારક થાય છે તેમા મતભેદ નથી. પ્રશ્ન એટલો જ છે કે તે વિનાની કૃતિને ટૂંકા અર્થમાં કાવ્યસંજ્ઞા આપી શકાય કે નહિ ? મારો વિષય વિશાળ અર્થમા સમસ્ત સર્જનસાહિત્યનો છે અને આની ચર્ચાનો અહીં પૂરતો અવકાશ નથી. માત્ર એટલું કહીશ કે શબ્દમાં જે શક્તિ છે, તેનો

૧. આ નિયમ ચિત્રકલાને માટે પણ સાચો છે. વનની ભયંકરતા, ચિત્રમાં, વનથી ડરતો સંકોચાતો કંપતો માણસ બતાવવાથી વધારે સારી અસર કરે. પણ સંગીતમાં આપણે એને લાગુ કરી શકીએ નહિ.

એક કલાના નિયમો બીજી કલાને અવશ્ય લાગુ પડે નહિ. કવિશ્રી ન્હાનાલાલ 'એક જ અવયવની પુનરુક્તિપરંપરા' એ એક જ સૌન્દર્યનો મહા નિયમ નથી એમ કહેતાં, અણસરખી પાંદડીઓનું ફૂલ કે પગલે પગલે વંકવેળામણીથી વહેતી નદીનું દૃષ્ટાંત આપે છે, ત્યાં ઉપમાનદોષ ( false analogy ) થાય છે એમ મને લાગે છે. દૃગ્ગોચર કલાનો નિયમ શ્રુતિગોચર કલાને લાગુ કરી શકાતો હોય તો સંગીત કે નૃત્ય પણ તાલ વિનાનું હોઈ શકે એમ કહેવાનો પ્રસંગ આવે. નિયમિતતા આવશ્યક છે કે નહિ, તે તે કલા પોતે કહે ત્યારે મનાય. અને અત્યાર સુધી તો શ્રુતિગોચર કાવ્યકલાએ સંગીત સાથે જ બેનપણાં કર્યાં છે.

અલબત એમની દલીલ, આ ઉપમાનથી સ્વતંત્ર રીતે વિચારવા જેવી છે.

પૂરેપૂરો ઉપયોગ જો કવિ જાણી જોઈને ન કરે તો તેને માટે પૂરતું કારણ હોવું જોઈએ. નવલકથામાં આપણે પદ્યની અપેક્ષા નથી રાખતા કારણ કે ત્યાં ભાવ એટલી ઘનતાએ નથી પહોંચતો. ઈબ્સેને કહ્યું હતું કે મારાં સામાજિક નાટકોમાં હું પદ્ય નથી વાપરતો કારણ કે દુનિયાંનું સાધારણ વ્યાવહારિક વાતાવરણ હું તખ્તા ઉપર બતાવવા માગું છું. સંસ્કૃત નાટકોમાં પણ રસ અને ભાવની ઘનતાના સૂક્ષ્મ નિયમ પ્રમાણે ગદ્ય અને પદ્ય આવે છે. આવું કારણ ન હોય, ભાવ પદ્યને અનુકૂળ હોય, છતાં કવિ જો પદ્ય ન વાપરે તો તેટલે અંશે સંસ્કારી વાચકની અપેક્ષાને કંઈક અધૂરી રાખે છે એટલું તો કહેવું જોઈએ. આ દૃષ્ટિને અનુકૂલ રહીને પ્રાચીનોનો મત गद्यं कवीनां निकषं वदन्ति એ મને માન્ય છે. આપણા સાહિત્યનો આ એક રસિક પ્રશ્ન છે. તેની ચર્ચા બંધ પડી છે પણ તે પ્રશ્ન બંધ પડ્યો નથી. કોઈ વિવેચક આ ઉપરથી ગદ્યનો લય ( rhythm ) અને તેના નિયમો શોધવાને પ્રેરાય તો તેથી વિવેચનસાહિત્ય ઉપર નવો પ્રકાશ પડે.

આપણે જોયું કે કાવ્યનો નિરૂપ્યમાણ વિષય માનવ ભાવ કે લાગણી છે. ભાવ કે લાગણીનો અર્થ આપણે જરા ચોકસ સમજવા અહીં પ્રયત્ન કરીએ. જડ અને ચેતન પદાર્થોનો એક ફરક સ્થૂલ રીતે આપણે અહીં કરીશું. ઉનાળાના તાપને લીધે લોઢું તપે છે ત્યારે આપણે એમ કહીએ કે તાપના કારણથી લોઢું ગરમ થયું. બન્ને વચ્ચે કાર્યકારણ ભાવ સ્પષ્ટ છે. પણ ઉનાળાના તાપથી માણસનું શરીર એમ ગરમ થતું નથી. તેનું ઉષ્મા-માન વધતું નથી. શરીર સજીવ હોઈ પ્રસ્વેદ પેદા કરી તે પોતાની ઉષ્મા વધવા દેતું નથી. એટલે ફરક એ થયો કે સજીવ પદાર્થ બાહ્ય વસ્તુની અસરને કેવળ અધીન થઈ તેની ક્રિયાનું આધાન માત્ર કરતો નથી, પણ તેની ક્રિયા સામે ટકી રહેવા, પોતાના કોઈ આંતર તત્ત્વની આવશ્યકતા પ્રમાણે, પોતામાં ફેરફાર કરે છે. જડ અને સજીવ સૃષ્ટિમાં આપણે જે જોયું, તે દૃષ્ટિને ચેતન સુધી લંબાવી જતાં, જણાશે કે એ જ રીતે આપણું ચિત્ત, બાહ્ય વસ્તુઓ અને તેના ફેરફારોની અસરનું અવશ આધાનપાત્ર ન થતાં, પોતાના કોઈ આંતર તત્ત્વની આવશ્યકતા પ્રમાણે. તે ક્રિયાની સામે કે તરફ, અમુક વૃત્તિ ધારણ કરે છે. એમ વૃત્તિ ધારણ કરવી તે ચેતનનો ધર્મ છે—ચેતનનો સ્વભાવ છે.

આવી વૃત્તિઓ માત્ર બહારની જડ દુનિયાં તરફ જ નથી થતી. બીજા માણસની અમુક વૃત્તિ જોઈને પણ આપણામાં વૃત્તિ થાય છે, તેમ જ વળી આપણી પોતાની એક વૃત્તિ તરફ આપણામાં બીજી વૃત્તિ થાય છે. ઝાડ પડતું હોય ત્યારે ભયની વૃત્તિ થાય, તેમ જ કોઈ મારવા આવે ત્યારે ભયની વૃત્તિ થાય, તેમ જ ભયમાં આવી પડેલા માણસને આશ્વાસનની વૃત્તિ થાય, તેમ જ પોતાને થયેલ ભયને માટે શરમની કે હાસ્યની પણ વૃત્તિ થાય, તેમ જ પોતાને થતા ક્રોધ વિશે સંયમની વૃત્તિ થાય, તેમ જ એક સાથે અનેક વૃત્તિઓ પણ થાય. આ પ્રમાણે વૃત્તિઓનું તંત્ર ઘણું જ જટિલ અને સૂક્ષ્મ છે.

આ વૃત્તિઓને જ આપણે લાગણી કહીએ છીએ. એ વૃત્તિ થવી એ જ ચૈતન્યનું લક્ષણ છે, એ જ જીવન છે. જો એવી વૃત્તિઓ ન જ થતી હોય તો આપણે આપણને ચેતન પ્રાણી ગણી શકીએ નહિ. આ વૃત્તિઓ એ જ ચૈતન્યનું સ્ફુરણ છે. એ વૃત્તિઓમાં જ ચૈતન્ય પોતાની આત્મસિદ્ધિ કરે છે—ચૈતન્ય કૃતાર્થ થાય છે અને એ જ આનંદ છે.

સ્થૂલ દૃષ્ટિએ જોતાં, જડસૃષ્ટિના કાર્યકારણના નિયમમાં અને આ વૃત્તિઓના ઉદ્ભવના નિયમમાં એક ભેદ સ્વીકારવો જોઈએ.[1] જડસૃષ્ટિમાં સૂર્યાતપને આપણે લોઢું ગરમ થવાનું કારણ કહીએ છીએ. સૂર્યનો આતપ લોઢા ઉપર ક્રિયા કરે છે, લોઢું તેને અધીન થાય છે, અને કાર્યરૂપે લોઢું ગરમ થાય છે. ઉનાળાના તાપમાં શરીરને પ્રસ્વેદ થાય છે તેમાં શરીર પોતે તાપની ક્રિયાને અધીન થતું નથી, બલ્કે તેની સામે ટકાવ કરવા પોતાની આંતરશક્તિથી પ્રસ્વેદ ઉત્પન્ન કરે છે. આ ભેદ સ્વીકારવા આપણે ઉનાળાને પ્રસ્વેદનું કારણ ન કહેતાં નિમિત્ત કહીશું. પ્રસ્વેદ પેદા કરવાની શક્તિ તો શરીરમાં હતી જ, અને તે નિમિત્ત મળતાં વ્યક્ત થઈ એમ કહીશું. એ જ શબ્દો વૃત્તિઓના સંબંધમાં લગાડી એમ કહીશું, કે બાહ્ય પરિસ્થિતિ એ આંતર વૃત્તિને વ્યક્ત થવાનું નિમિત્ત છે. આ ભેદ સ્વીકાર્યા પછી એમ કહીશું કે કાર્યકારણના નિયમને અધીન થવું એ ચૈતન્યના સ્વભાવની વિરુદ્ધ છે. કારણની સામે ટકાવ કરવો તેમાં ચૈતન્યનો ઉત્કર્ષ છે.

જુદી જુદી વૃત્તિઓમાં ચૈતન્યનો ઓછો વત્તો ઉત્કર્ષ થાય છે એનો પણ આપણો અનુભવ છે. ઉદાહરણ,[2] એક માણસ બીજાને મારતો હોય અને ત્રીજા માણસને કશી લાગણી જ ન થાય તે પાષાણવત્ જડતા છે. તેને બચાવવાની ઇચ્છા થાય પણ ભયથી કશું કરે નહિ તેમાં ચૈતન્યની સ્ફુરણા છે પણ બહુ ઓછી, પણ તે માણસને બચાવવા સામે થાય તેમાં વિશેષ સ્ફુરણા છે, તેને બચાવવામાં પોતાનો પ્રાણ સમર્પે તેમાં તેથી પણ વધારે ચૈતન્યનો ઉત્કર્ષ છે. શત્રુનો ક્રોધથી નાશ કરે તે કરતાં ક્ષમા કરે તેમાં વધારે ઉત્કર્ષ છે. નાનું બાળક ટ્રેનને જુએ અને તેને કાંઈ અસર જ ન થાય તેમાં ચૈતન્યની સ્ફુરણા જ નથી, તેનાથી બીએ તેમાં કંઈક સ્ફુરણા છે, તેનાથી આશ્ચર્ય પામે તેમાં વિશેષ સ્ફુરણા છે, તેનાથી હર્ષ પામે તેમાં તેથી પણ વધારે સ્ફુરણા છે. બીજા શબ્દોમાં કહીએ તો ઉપલા દાખલામાં ભય કરતાં આશ્ચર્ય અને આશ્ચર્ય કરતાં હર્ષમાં ચૈતન્ય કાર્યકારણના નિયમને ઓછું વશ વર્તે છે.

કલાનો અનુભવ અને આ વ્યાવહારિક[3] અનુભવ તત્ત્વદૃષ્ટિએ ભિન્ન નથી. વ્યવહારમાં જેમ મનની લાગણીઓ પ્રત્યક્ષથી જ વિશેષ જાગે છે તેમ કલામાં પણ પ્રત્યક્ષ જેવા જ જ્ઞાનથી—પ્રત્યક્ષ જેવી પ્રતીતિથી લાગણીઓ જાગે છે. મહાભારતનું દ્રૌપદી-વસ્ત્રાહરણનું વર્ણન અથવા તેનું કાઢેલું ચિત્ર ચિત્ત ઉપર પ્રત્યક્ષ જેવા જ સંસ્કારો પાડે છે. વ્યવહારમાં જેમ અમુક સંસ્કારો માટે અમુક અધિકારની જરૂર છે તેમ જ કલાનો અનુભવ થવાને માટે પણ અધિકારની જરૂર છે. બાળક વ્યવહારમાં જે દંપતીપ્રેમ નથી સમજી શકતું તે કલામાં પણ નથી સમજી શકવાનું. માટે રસાસ્વાદમાં સહૃદયને જ અધિ-

---

૧. જડસૃષ્ટિ અને ચેતનસૃષ્ટિ બન્નેને સરખી રીતે લાગુ પડે તેવા સામાન્ય શબ્દોમાં કાર્ય-કારણનો નિયમ મૂકી શકાય, છતાં જડ અને ચેતન સૃષ્ટિનો આ ભેદ અનુભવસિદ્ધ છે.

૨. ઉદાહરણોમાં પરિસ્થિતિ પૂરી વિશિષ્ટ કરી નથી તે વક્તવ્યને અનુકૂળ કલ્પી લેવા વિનંતી છે.

૩. પારમાર્થિક સત્ય અને વ્યાવહારિક સત્ય એવી વેદાન્તની પરિભાષાને અવલંબી અહીં કલા સિવાયના અનુભવને વ્યાવહારિક અનુભવ કહ્યો છે. બન્નેમાં કાંઈ તારતમ્ય દર્શાવવાનો તેમાં હેતુ નથી.

કારી કે પ્રમાણભૂત ગણ્યો છે. કલા સર્વોપભોગ્ય છે એ ખરૂં પણ તેમ તો સત્ય અને નીતિ પણ શું સર્વસ્વીકાર્ય નથી ? છતાં એ ગ્રહણમાં અધિકારની અપેક્ષા રહે છે. તેથી અમુક કાવ્યમાં એકને રસ લાગે તેમાં બીજાને ન લાગે એમ બને.

ત્યારે વ્યવહારના અનુભવમાં અને કાવ્યના અનુભવમાં કશો ભેદ જ નથી ? આનો જવાબ આપણા શાસ્ત્રકારોએ ઘણી સરસ રીતે આપ્યો છે. તેને લંબાણથી ચર્ચવા કરતાં ટૂંકમાં એટલું જ કહીશ કે બે અનુભવનો મુખ્ય ફરક એ છે કે કાવ્યમાં વૃત્તિ લાગણી કે ભાવ વધારે શુદ્ધ પ્રકારનો થાય છે. આનું એક કારણ એ છે કે વ્યવહારમાં પરિસ્થિતિ ઘણી વાર શુદ્ધ રૂપે જણાતી જ નથી. જેમકે કોઈ માણસ આવીને પોતાની કરુણ દશાનું વર્ણન કરે તો આપણને પ્રથમ તો વહેમ જાય કે ' કદાચ ખોટું કહેતો હશે તો ? ' અને તેથી તેના તરફ અંતઃકરણ દ્રવવું જોઈએ તેવું દ્રવે નહિ. કાવ્યમાં સ્વકલ્પિત સૃષ્ટિ હોવાથી પ્રમાતા પોતે શુદ્ધ રૂપે જાણે છે કે આ કરુણ વર્ણન ખરૂં છે જ અથવા નથી જ, અને તેથી પરિસ્થિતિને ઉચિત વૃત્તિ ચિત્તમાં જાગે છે. વળી બીજું એ કે વ્યવહારમાં શુદ્ધ રૂપે વૃત્તિ જાગે તેને માટે આપણે તૈયાર હોતા નથી. સ્ટેશને જવાની ઉતાવળ હોય કે કોઈ બીજી બાબતમાં મન વ્યાપૃત હોય, તો તેથી સમસ્ત ચિત્ત તે જ પરિસ્થિતિની સંમુખ થઈ વૃત્તિ કે લાગણી પ્રગટ કરી શકતું નથી. કલામાં સમસ્ત ચિત્ત એટલી જ પરિસ્થિતિની સંમુખ થઈ બેસે છે. ત્રીજું એ કે વ્યવહારમાં પ્રમાતાના પોતાના અહો શુદ્ધ વૃત્તિસ્ફુરણમાં આડા આવે છે. કોઈ માણસે પાઈ ન ખરચવાનો નિશ્ચય કર્યો હોય, તો તે નિશ્ચય, ગુપ્ત રીતે અને અજ્ઞાત રૂપે, ભિખારીની વાત સાચી માનવામાં અને તેના તરફ દ્રવવામાં આડો આવે. કાવ્યાનુભવમાં આવાં વિઘ્નો નથી આવતાં માટે અભિનવગુપ્તપાદ કલાનુભવયોગ્ય બુદ્ધિને **अविघ्ना संवित** કહે છે. એને જ બીજાઓએ **मग्नावरणा चित्** કહેલી છે. આ સર્વ વિઘ્નોના મૂળમાં રહેલું ખરૂં કારણ માણસનું અભિમાન છે. એ અભિમાન જ વૃત્તિઓને કુટિલ કરનાર છે. **पाप मूल अभिमान ।** એ સૂત્ર નીતિમાં તેમજ સત્યશોધન અને સૌંદર્યાનુભવ સર્વમાં એક સરખી રીતે સાચું પડે છે. કાવ્યાનુભવમાં એ અભિમાન કે અહંકાર ગલિત થઈ જાય છે. આપણા શાસ્ત્રકારો કહે છે કે નાટકમાં ' હું જે જોઉં છું તે મને જ બને છે કે 'બીજા કોઈને જ બને છે ' એવા પ્રકારનો અનુભવ નથી થતો. એ અનુભવ ચિત્તના એવા કોઈ બિન્દુએ થાય છે જ્યાં ' હું ' ' તું ' નો ભેદ હોતો નથી. આ વ્યાપારને સાધારણીકરણ વ્યાપાર કહ્યો છે, કારણકે તે સર્વને એક સરખી રીતે થાય તેવો હોય છે. અને તેમાં વ્યક્તિનું સાંકડું અભિમાન હોતું નથી.[1]

વ્યાવહારિક અનુભવથી વિલક્ષણ રીતે પ્રમાતાનું અભિમાન કાવ્યમાં ગલિત શા માટે થાય છે ? તેનો એક જ જવાબ છે, કે તે આત્માનો—ચૈતન્યનો સ્વભાવ છે. રમતની ઇચ્છા જેમ બાળકમાં સ્વાભાવિક છે; રમતમાં અનુકૂળ અને ઉત્કર્ષક વ્યાપાર મળતાં જેમ શરીરનું ભાન ભૂલી બાળક રમે છે; જેમ રમત સાચી નથી એમ જાણવા છતાં બાળક તે સાચી જ હોય તેમ રમે છે અને તેમાંથી તેને સ્વાદ આવે છે; તેમ કાવ્યમાં વિહાર કરવો ને મનુષ્યનો સ્વભાવ

1 સરખાવો. Art is universal એ મત.

છે; તેમાં ચિત્તને અનુકૂલ વ્યાપાર અને ઉત્કર્ષ મળતાં ચિત્ત અહંકાર ભૂલી તેમાં રાચે છે; અને કાવ્યનું વસ્તુ સાચું નથી એમ જાણતાં છતાં તે સાચું હોય એમ માની તેમાંથી રસ લે છે.[1] આ ક્રીડા કે લીલાનો વ્યાપાર અને કાવ્યાનુભવ એટલા બધા સરખા છે કે કેટલાક વિવેચકો કાવ્યને એક ક્રીડા જ ગણવા કહે છે. પણ બન્ને વ્યાપારો ભિન્ન છે. દશરૂપકકાર આ બન્નેનું સરખાપણું અને ભેદ જાણતો હતો. તે કહે છેઃ

> क्रीडतां मृण्मयैर्यद्वद् बालानां द्विरदादिभिः ।
> स्वोत्साहः स्वदते तद्वच्छ्रोतॄणामर્जुनादिभिः ॥

"માટીના હાથી વગેરેથી રમતાં બાળકોને જેમ પોતાના ઉત્સાહનો સ્વાદ આવે છે, તેમ અર્જુન વગેરેથી શ્રોતાઓને" જેમ બાળકો આનંદની અપેક્ષાથી રમતમાં જોડાતાં નથી પણ તેમનો સ્વભાવ જ રમતના અનુકૂળ વ્યાપારને ઓળખી લે છે, તેમ માણસ પણ આનંદની અપેક્ષાથી નહિ, પણ પોતાના સ્વભાવને અનુકૂળ વ્યાપાર ઓળખી કાવ્યનું શ્રવણ કરે છે. નિરતિશય આનંદ એ એનું પરિણામ છે. આ પ્રમાણે અનુકૂળ વ્યાપાર મળતાં સમસ્ત ચેતન, અહંકારના ગ્રહો છોડી, કાવ્યના વસ્તુની સંમુખ થાય છે, કાવ્યની સાથે તલ્લીન, તન્મય, થાય છે, અને તેમ થવામાં રસાસ્વાદ કરે છે. વ્યવહારમાં કોઈ પણ વિષયની ઉપલબ્ધિ કરતાં મન જાણે અહંકાર સાથે અનુસંધાન રાખી તે વસ્તુને પોતામાં સંઘરવા પ્રયત્ન કરે છે; કાવ્યવ્યાપારમાં જાણે મન પોતાની અહંકારગ્રન્થિથી છૂટું થઈ વિષયમાં લય પામે છે, જાણે વિષય જ મનનું હરણ કરે છે, માટે આપણે કલામાં 'મનોહર' શબ્દ વાપરીએ છીએ. આમ થવાથી વ્યવહારમાં જે ઉન્નત અનુભવો કદી નથી થતા તેવા કાવ્યમાં થાય છે. ચેતનનો કોઈ અપૂર્વ ઉત્કર્ષ કાવ્યમાં અનુભવાય છે.

કલાનુભવમાં અહંકાર ગલિત જોઇયે એ ખરું પણ તે સાથે સર્વ ચેતન—સંસ્કાર ગ્રહણ કરવાની સર્વ શક્તિ, જાગરુક જોઈએ. વ્યવહારમાં તો બાહ્ય પરિસ્થિતિ ઇન્દ્રિયો ઉપર અથડાવાથી પણ ચિત્તમાં કંઈક ભાવ થાય, પણ અહીં તો બાહ્ય પરિસ્થિતિ જેવું કાંઈ જ નથી, સઘળું જ ચિત્તે કલ્પવાનું–ઘડવાનું છે, એટલે ચિત્ત જાગરુક રહેવું જોઈએ. એમ થાય તો જ કાવ્યના ભાવમાં ચિત્ત તન્મય થઈ શકે અને કાવ્યનો ભાવ ચિત્તમાં અંકિત થઈ શકે. જેટલે અંશે માણસ અહંકાર ગલિત કરી શકે, અભિમાનમૂલક ગ્રહો છોડી શકે, અને તે સાથે ચેતનને જાગરુક રાખી કવિને અનુકૂલ પોતાનું ચિત્ત કરી શકે, તેટલે અંશે તે કાવ્યનો બરાબર અનુભવ લઈ શકે, અને કાવ્યાનંદ ભોગવી શકે. આ સ્થિતિ બધી વ્યક્તિઓને અને બધે પ્રસંગે સુપ્રાપ્ય હોતી નથી. પણ એ જ સાચી સ્થિતિ છે. વિવેચક પણ જો આવી રીતે કાવ્યનો ભાવ ઝીલી શકે તો જ સાચો વિવેચક થઈ શકે. મારે વિવેચન કરવું છે એટલો સંકલ્પ પણ કાવ્યના શ્રવણ સમયે ન જોઈએ.

કલામીમાંસકો વ્યાવહારિક અનુભવમાં અને કલાનુભવમાં એક બીજો ભેદ કહે છે. વ્યવહારમાં સર્વ જ્ઞાન કાર્યપર, કાર્યપ્રેરક કે કાર્યપર્યવસાયી હોય છે. કલાનુભવ એવો કાર્યપર્યવસાયી નથી, તે કેવલ ચિન્તનાત્મક હોય છે. આપણે ઉપર જે મુખ્ય ભેદો કહ્યા તેના

---

૧. આને કેટલાક અંગ્રેજ વિવેચકો self-illusion કહે છે.

પરિણામરૂપ જ આ ભેદ છે. કાર્ય સંકલ્પમૂલક છે અને સંકલ્પની પાછળ અહંકાર રહ્યો છે,[1] એટલે કાવ્યમાં કાર્યબુદ્ધિ જાગ્રત રૂપે ન હોય એ સ્વાભાવિક છે. પણ આટલા ઉપરથી કેટલાક એમ કહે છે કે કાવ્ય માણસને કાર્યવિમુખ કાર્યશિથિલ બનાવે છે એ યથાર્થ નથી. કેટલાક કાવ્યોપસેવીઓ કાર્યશિથિલ હશે. પણ એમ તો બુદ્ધિમાં પણ બને છે. માણસ કસરત કરવી એમ જાણે છે છતાં નથી કરતો માટે બુદ્ધિ નકામી છે એમ કોઈ નથી કહેતું. આ દોષ ચિત્તની અવ્યવસ્થાનો છે. બગડેલા સંચામાં જેમ એક ચક્ર ફરે અને તે સાથે ફરવું જોઈએ તેમ બીજું ચક્ર ન ફરે, તેમ આ ચિત્તમાં એક ભાગની ક્રિયાથી બીજા ભાગની ક્રિયા થવી જોઇએ તે નથી થતી. પણ તે કાવ્યનો દોષ નથી, ચિત્તનો દોષ છે, વ્યક્તિનો દોષ છે, તેની કેળવણીનો દોષ છે. કાવ્યનું કામ સંસ્કાર પાડવાથી પૂરું થાય છે.

આ પ્રમાણે કાવ્યનો જે સંસ્કાર પડે તેને ભાવ કે લાગણી કહીએ. તે ભાવને ઝીલનારને ભાવક કહીએ. એ ભાવની સ્ફુરણા એ જ કાવ્યનો આનંદ.

ઉપર વ્યવહાર અને કાવ્યનો સંબંધ બતાવ્યો તેથી એવો પ્રશ્ન થાય કે ત્યારે શું વ્યવહારમાં પણ કલાની પેઠે આનંદ આવી શકે? હું માનું છું કે અહંકાર ગલિત કર્યો છતાં સર્વ ચેતનથી કોઈ જાગરુક રહી શકે તો તેને એવો આનંદ થાય. ત્યારે, જીવનના દરેક અનુભવે રસનિષ્પત્તિ થાય. ત્યારે કદાચ કાવ્યથી પણ વધારે આનંદ થાય કારણકે કાવ્યમાં તો માત્ર કાવ્યસૃષ્ટિ પૂરતા જ જાગરુક રહેવાનું છે અને વ્યવહાર તો આ અનંત વિશ્વની સંમુખ આપણને રાખે છે, અર્થાત્ અનંત કાવ્યની સંમુખ રહેવાનું થાય. પણ આ સ્થિતિ હજી માણસની કલ્પનાની છે, તેને સિદ્ધ થઈ નથી, પણ જેટલે અંશે સિદ્ધ હોય તેટલે અંશે માણસને આનંદ મળે.

અર્થાત્ કાવ્યાનુભવનો અને વ્યવહારાનુભવનો મુખ્ય ફરક એટલો જ છે કે કાવ્યમાં અહંકાર ગલિત થાય છે. તે સિવાય વ્યવહારની રસદૃષ્ટિ અને કાવ્યની રસદૃષ્ટિ એક જ છે. કાવ્યને માટે સહૃદય જે અધિકાર મેળવે છે તે વ્યવહારના તેમજ કાવ્યના અનુભવથી મેળવે છે.[2] બન્ને સૃષ્ટિઓમાં ચૈતન્ય એક જ સરણીએ ઉત્કર્ષ મેળવે છે. જીવનમાં સ્ત્રી પુરુષ વચ્ચે સ્નેહ શક્ય છે તો જ તે કાવ્યમાં શક્ય બને છે. જીવનમાં પતિના સંબંધમાં આવેલી ચીજ તેના સ્મારક તરીકે વિધવા સાચવી રાખે છે તો કાવ્યમાં પણ તેવી લાગણી અને ક્રિયા સ્ફુટ છે. પણ જીવનમાં આવા કોઈ કારણ સિવાય કોઈ સ્ત્રી કે પુરુષને લોઢાના અર્થહીન કકડા સાથે પ્રેમ થતો નથી, તો કાવ્યમાં પણ લોઢાના કકડા પછવાડે તેના વિયોગમાં સતી થતી સ્ત્રી કે ઝૂરતો પુરુષ ન નિરૂપાય. જીવનમાં પાગલ સ્ત્રી કે પુરુષ જ એવી ચેષ્ટા કરે અને તેથી દયા, અથવા 'વિવેક શક્તિવાળું માણસ ઘેલું થઈને કેવું બની જાય છે!' એવું આશ્ચર્ય થાય, તો કાવ્યમાં પણ એવા નિરૂપણો એવીજ લાગણી કે ભાવો વ્યક્ત કરવા આવે, અન્યથા નહિ.

---

૧. આપણા શાસ્ત્રકારોએ અહંકાર વિના, કર્મફળની અપેક્ષા વિના, કર્મ કરવાનો કર્મયોગ પ્રતિપાદિત કર્યો છે, તે ખરેખર જીવનની કલા છે, અને ભગવદ્ગીતામાં તેને લગભગ કલા કહી છે. योगः कर्मसु कौशलम्। પણ આ સામાન્ય દૃષ્ટિની ચર્ચામાં એ તત્ત્વજ્ઞાનનો સિદ્ધાન્ત હું મેળવવા ઇચ્છતો નથી.

૨. સરખાવો: लोके प्रमदादिभिः स्थाय्यनुमाने पाटववतां, काव्ये नाट्ये च...सामाजिकानां ...रसः । ध्वन्यालोक, प्रथमोद्योत.

'કાવ્યમાં તો કલ્પના ગમે ત્યાં વિહરે અને કાવ્ય થાય' એ માન્યતા, આ મર્યાદા બહાર, ખોટી ઠરે. જીવનમાં અને કાવ્યમાં એક જ રસદૃષ્ટિ રહેલી છે, અને રહેવી જોઈએ.[1]

આપણે ઉપર જોયું કે અભિમાનના તિરોધાનપૂર્વક પ્રત્યક્ષપ્રતીતિ કરાવી ભાવ નિષ્પન્ન કરવો એ કાવ્યની વિશેષ શક્તિ છે. કાવ્યની આ શક્તિ તેના કર્તા કવિમાંથી ઉતરી આવેલી હોય છે. કાવ્યમાં જે ભાવ સહૃદયને થાય છે તે ભાવ પ્રથમ કવિને થયેલો હોય છે. કવિનું કૌશલ એ કે તે પોતાનો ભાવ પોતાની કૃતિદ્વારા સહૃદયમાં સંક્રાન્ત કરીશકયો. એ ભાવ કવિચિત્તમાં પણ સાધારણીકૃત universal સ્વરૂપમાં હોય છે. કવિ કાવ્યદ્વારા સ્વાનુભવ ગાતો હોય કે પરાનુભવ ગાતો હોય પણ તેનો સ્વાનુભવ પણ પરાનુભવ જેટલો જ સાધારણીકૃત હોવો જોઈએ. એ ભાવ સાધારણીકૃત હોય છે માટે જ તે સર્વોપભોગ્ય બને છે. અને એ સાધારણીકૃત હોય છે, માટે જ કવિ તેને માનવજાતિ આગળ ગાય છે–તેને માનવજાતિમાં સંક્રાન્ત કરવા ઇચ્છે છે. સાધારણીકૃત અનુભવનો એ સ્વભાવ છે કે તેમાં તે સર્વને ભાગીદાર કરવાની ઇચ્છા રાખે. ' કવિ તો મસ્ત હોય છે, તે તો માત્ર પોતાની આંતર તૃપ્તિને માટે જ લખે છે, લોકો વાંચે કે ન વાંચે તેની તેને પરવા હોતી નથી. ' એ મત મને યથાર્થ લાગતો નથી.[2] જેમ મશ્કરી કરતી વખતે બીજો તે સમજી શકે તેવી અપેક્ષા હોય છે, એવી અપેક્ષા એ જ તેની પ્રેરણા હોય છે, જેમ ભેટ આપતી વખતે તે ભેટનું રહસ્ય અને તેની પ્રેરક વૃત્તિ બીજો સમજી શકે એવી અપેક્ષા હોય છે, તેમ કાવ્ય માનવ જાતિ સમજી શકે એવી અપેક્ષાથી લખાય છે. પોતાના નિંદકોને તિરસ્કારતાં પણ ભવભૂતિ એવી આશા રાખે છે કે હાલ નહિ તો અનંત ભવિષ્યમાં કોઈને કોઈ તો તેની કૃતિની કદર કરશે જ. એ નિંદકો તરફનો તિરસ્કાર અને ભાવીની આશા બન્ને કવિની અપેક્ષાની જ સાબીતી છે. ટૉલસ્ટૉય કહે છે કે કલા એ કલાવિધાયકના ભાવનું સંક્રમણ છે.

કવિમાં ઉદ્‌ભવેલો ભાવ તેના દેહના અનુભવમાં આવેલો હોવો જોઈએ એમ માનવાની જરૂર નથી. કવિની પ્રતિભાનો એ અર્થ છે કે તે સાંકડા અભિમાનની મર્યાદાની પાર જઈ આખા વિશ્વમાંથી અનુભવ લઈ શકે છે. તેની પ્રતિભાના બળ પ્રમાણે તેની દૃષ્ટિ ભેદક હોય છે. કવિ દ્રષ્ટા છે. તે જે જુએ છે અર્થાત્ એ અનુભવથી તેના મનમાં જે ભાવ થાય છે તે ભાવને તે બીજામાં પોતાની કૃતિ દ્વારા સંક્રાન્ત કરી આપે છે. ભટ્ટ તોત કહે છેઃ

नानृषिः कविरित्युक्तम् ऋषिश्च किल दर्शनात् ।

× ×

दर्शनाद्वर्णनाच्चाथ रूढा लोके कविश्रुतिः ।।

આવી કૃતિની વિધાનશક્તિ તેજ કવિની સર્જનશક્તિ છે. તેનો વ્યાપાર અતિ ગૂઢ છે, બુદ્ધિની પારનો છે, તેને વિશે અહીં વિશેષ કહેવાનો ઉદ્દેશ નથી. પણ આ વિષયમાં

---

૧. સરખાવો. પ્રો. ઠાકોરે ઉદ્ધારેલું G. B. S. નું વચનઃ Let no man dare to create in art a thing that he would not have exist in life.

કલાક્ષેત્રમાં સર્વથા તે નિષિદ્ધ,
ન જે જીવનક્ષેત્ર કાજે વિશુદ્ધ.

૨. ત્યારે મસ્તીના કાવ્યોમાં શું ખોટો ભાવ હોય છે? ના. તે કાવ્યો દ્વારા કવિ પોતાની બેપરવા તેના ભાવકોમાં સંક્રાન્ત કરે છે. એવી બેપરવા ભાવકોમાં સંક્રાન્ત કરવાની અપેક્ષા એ કાવ્યો નીચે હોય છે.

એક બે ગેરસમજ છે તેની ચર્ચા કરવી જોઈએ. કેટલાક માને છે કે કવિના આ વ્યાપારને માટે જ્ઞાનની જરૂર જ નથી એ ખોટું છે. જ્ઞાનની જરૂર છે એટલું જ નહિ પણ જ્ઞાન ઘણા જ તાજા સ્વરૂપે, સદા સતતોપલભ્ય હોવાની જરૂર છે. આ સ્ફુટ કરવાને માટે, ચિત્તના એક અત્યન્ત ભિન્ન વ્યાપારનો દાખલો લઈએ. કોઈ ભૂલાઈ ગયેલો શબ્દ સંભારવાનો પ્રયત્ન કરતાં, શબ્દ શોધવા શબ્દકોશનાં પાનાં ફેરવીએ તેમ, મન અનુભવકોશનાં પાનાં ફેરવતું લાગતું નથી, પણ મનના સંકલ્પથી જોઈતી વાત છૂટતી થઈને, જાદુગરના પાનાની પેઠે ઉપર ડોકિયું કાઢી ઊભી રહેતી હોય તેમ લાગે છે. કાવ્યસર્જન વ્યાપાર આનાથી અત્યંત ઉચ્ચ કોટિનો છે, પણ તેમાં પણ, કવિને જે ભાવ પ્રગટ કરવો હોય તે—ભાવનિષ્ઠ કવિ બનતાં, તેનું સમસ્ત જ્ઞાનતંત્ર સચેત થાય છે અને અનુકૂલ સંસ્કારો ભાવની આસપાસ ગૂંથાવા માંડે છે. જેમ આપણે મિત્રને જોઈને હર્ષમાં આવી જઈએ, મશ્કરી કરવાની વૃત્તિ થાય અને એ વૃત્તિ થતાં આપણા જ્ઞાનમાંથી એ વૃત્તિને અનુકૂળ વાતો એકદમ ઉપર આવી જાય છે, અથવા એવી વાતો યોજાય છે, તેમ કવિને પણ થાય છે; પણ આપણા દાખલા કરતાં ઘણા મોટા પ્રમાણમાં, ઘણી સૂક્ષ્મ રીતે, ઘણી વિવિધતાથી, અને ઘણી ઊંચી ભૂમિકા ઉપર. એટલે જ્ઞાન કવિત્વને પોષક છે અને આવશ્યક પણ છે. શેલિ કહે છે કે જ્ઞાનનું સૂક્ષ્મતમ સ્વરૂપ—જીવન્ત સ્વરૂપ કાવ્યમાં અવતાર લે છે.

અને બીજું એ કે આ સર્જનશક્તિ ચિત્તની ગમે તે વૃત્તિમાં રમમાણ નથી થતી પણ જેમાં તે જીવનનું રહસ્ય જુએ છે, જેમાં ચેતનનો આવિર્ભાવ-ઉત્કર્ષ જુએ છે તેમાં જ થાય છે. તેવા સર્જનમાં જ વિવિધતા આવે છે. તે સર્જન જ લોકોત્તર બને છે. તે સર્જન જ ખરું 'મનોહર' બને છે. તેમા જ તલ્લીન થઈ ભાવક પોતાનું અભિમાન લુપ્ત કરી શકે છે. જીવનની ખરી રહસ્યભૂત વૃત્તિ જ વિવિધરૂપે આવિષ્કાર પામી શકે, અને વિવિધ આવિષ્કારમાં રહેલી એક વૃત્તિ એ જ કલાનું સ્વરૂપ છે—જેને વૈવિધ્યમાં એકત્વ કહીએ છીએ. ખાવાની વૃત્તિ હલકી છે, કામવૃત્તિ હલકી છે, લોભવૃત્તિ હલકી છે. એ વૃત્તિઓ પૂરતી વિવિધતામાં આવિષ્કાર પામી શકે નહિ. પ્રેમવૃત્તિ સાથે સરખાવતાં ખાવાની વૃત્તિના આવિષ્કારનું વૈવિધ્ય નહિ જેવુ છે. તે વૃત્તિને વૈવિધ્યથી નિરૂપી હોય તો પણ તે મનોહર થશે નહિ. જેમ દાનવીરતા, ધર્મવીરતા વગેરે વીરરસના પ્રકારો છે તેમ ભક્ષણવીરતા વીરનો પ્રકાર થઈ શકે નહિ. કારણકે અત્યારે આપણી સંસ્કૃતિમાં આપણે એટલે ઊંચે આવ્યા છીએ, જ્યાંથી ખાઉધર વૃત્તિ એ આપણને જીવનનું રહસ્ય લાગતી નથી. પણ નીચી કોટિની સંસ્કૃતિના કવિને ખાવાનો ઉત્સાહ એ કાવ્યનો મુખ્ય રસ થઈ શકે. આફ્રિકાના વૂર્ખી હબસીઓનું એક ગીત ત્યાં જઈ આવેલા મારા એક મિત્રે મને સંભળાવ્યું હતું.

વાનૂખી ફૂલા માંબા,<br>
વાનૂખી ફૂલા માંબા,<br>
ફૂલા માંબા,<br>
ફૂલા માંબા,<br>
ફૂલા માંબા,<br>
વાનૂખી ફૂલા માંબા.

"હે નૂબી લોકો ! મગર ખાઓ, મગર ખાઓ, મગર ખાઓ" એ એનો અર્થ છે એ ગીત ત્યાના લોકો ખૂબ ઉત્સાહથી નાચતા કૂદતા ગાય કે એમ સાભળ્યુ છે તેમને એમા કાવ્યનો રસ આવે છે એમ જ માનવુ જોઇએ આપણને તેમા કાવ્યનો રસ આવે નહિ

ત્યારે આપણા કાવ્યમા ખાવાની વાત આવે જ નહિ ? આવી શકે, અને આવે છે તેમા ખાવાની વાત પણ આવે ખાઉધર વૃત્તિનુ નિરૂપણ પણ આવે પણ તે હાસ્યનો વિભાવ બને ખાઉધર વૃત્તિ આપણી ભૂમિકાના સહૃદયને માટે જુગુપ્સાકારક છે અથવા ઉપહસનીય છે, અને તેથી કાવ્યમા પણ તેનાથી જુગુપ્સા કે હાસ્ય જ થાય કાલિદાસના વિદૂષકોનો લગભગ અર્ધો અરધ હાસ્ય આ ખાઉધરવૃત્તિના નિરૂપણથી જ થાય છે કવિનુ કૌશલ એવુ છે કે એ ખાઉધરવૃત્તિ બરાબર ઉપહસનીય દેખાય એ રીતે આપણી આગળ તેને રજુ કરે છે

એ જ રીતે કામોત્સાહ એ મુખ્ય રસ ન થઈ શકે પણ હાસ્યનો વિભાવ થઈ શકે દમયતીસ્વયવરને પ્રસગે

શરીર ક્ષુદ્ર કાષ્ટના ખોડ, તેને દમયતી પરણ્યાના કોડ,
બાળ યૌવન ને વળી વૃદ્ધા, તેને દમયતી પરણવાની શ્રદ્ધા

વગેરેથી પ્રેમાનદે વૃદ્ધ રાજાઓના કામાવેશનું વર્ણન કર્યું છે કામવશ રાજાઓ જોશી પાસે જોશ જોવડાવે છે, આખી રાત વતુ કરાવે છે, પળી ચૂટાવે છે, બેસી ગયેલા ગાલ ઉપસાવવા ગલોફામા સોપારી રાખે છે, વગેરે વગેરે પણ અહીં પણ કાવ્યનો મુખ્ય રસ કામોત્સાહ નથી પણ તેના વિભાવથી થયેલો હાસ્ય છે આ વૃદ્ધ રાજાઓ પણ કામ વૃત્તિથી ઊર્ધ્વ નથી રહી શકતા, કામાવેગમા તણાય છે એ જોઈ હાસ્ય ઉદ્ભવે છે એ જ રીતે કેવળ પૈસા કમાવાની વૃત્તિ પણ ઉપહસનીય છે ભવાઈમા આ ખાઉધરવૃત્તિ, કામવૃત્તિ અને લોભવૃત્તિ એ ત્રણેયનો વારવાર ઉપહાસ કરેલો હોય છે

અહીં આપણે જોઈ શકીએ છીએ કે રાજાઓમા દમયતી પરણ્યાની શ્રદ્ધા થાય એ વાતમા રસ નથી, પણ એ વાતથી આપણને હસવુ આવે તેમા રસ છે અર્થાત્ કોઈ પણ વસ્તુ તરફ ઉચિત ભાવ સ્ફુરે તેમા રસ છે જો આ વસ્તુ તરફ આપણે હસી ન શકીએ તો આપણને રસનો અનુભવ થયો નથી એટલે રસ ભાવકના ચિત્તમા થાય છે, અને તે યોગ્ય વસ્તુ તરફ ઉચિત ભાવ થવામા છે આ ઔચિત્ય સાચવીને કવિ ગમે તે વૃત્તિ નિરૂપી શકે મોટી ઉમરના માણસની ખાઉધરવૃત્તિ નિરૂપીને તે હાસ્ય નિષ્પન્ન કરી શકે, એવી જ રીતે નાની ઉમરના કોઇ બાળકનો ખાવાનો ઉત્સાહ વર્ણવી, તે રતિ નિષ્પન્ન કરી શકે કારણકે નાના બાળકમા એ વૃત્તિ અનુચિત નથી ઉલટી તરવરતા જીવનનું ચિહ્ન છે કૃષ્ણના દૂધ પીવાના અને માખણ ખાવાના અનેક તોફાનમા ક્યાંઈ ઔચિત્યભગ નથી થતો ઉચિત શબ્દો વગેરેમા, વસ્તુને ઉચિત ભાવ અને ભાવને ઉચિત વસ્તુ એ જ કાવ્ય ક્ષેમેન્દ્ર કહે છે **औचित्य रससिद्धस्य स्थिर काव्यस्य लक्षणम्**

સાહિત્યમા વારવાર પૂછાય છે શુ કાવ્યમા અનીતિ ન આવી શકે ? દુનિયામા અનીતિ છે તો કાવ્યમા કેમ ન આવે ? વળી વારવાર ફરિયાદ કરાય છે કે ટીકાકારો કાવ્યને નીતિની દૃષ્ટિથી જુએ છે તે પોતે કાવ્ય સમજતા નથી, કવિને અન્યાય કરે છે,

અને સમાજની રસવૃત્તિ બગાડી તેને ખરા રસથી વંચિત કરે છે. આ પ્રશ્નોનો ખુલાસો ઉપરના સિદ્ધાન્તમાં આવી જાય છે. કાવ્યમાંથી કશું બાતલ કરવાની જરૂર નથી. દુનિયાંની દરેક ચીજ તેમાં આવી શકે. પ્રશ્ન માત્ર એટલોજ છે કે કવિને તે ચીજ તરફ જે ભાવ થાય છે, તે ઉચિત છે કે અનુચિત છે ? આપણા સમાજની સંસ્કારિતાની આ કોટિએ અનીતિનો ઉત્સાહ એ ઉચિત ભાવ નથી, તેનો તિરસ્કાર કે જુગુપ્સા કે ઉપહાસ એ ઉચિત ભાવ છે. કવિ ઔચિત્ય છોડી દઈ અનુચિત ભાવમાં રાચે, તો તે પોતે સંસ્કારિતાની એવી નીચી કોટિનો છે એતો ખરૂં જ પણ તેથી તેનું કાવ્ય સંસ્કારી સહૃદયને આકર્ષી પણ ન શકે. સંસ્કારી સહૃદય, કાવ્યમાં ચૈતન્યના જે લોકોત્તર ઉત્કર્ષની અપેક્ષા રાખે છે તે તેને તેવા કાવ્યમાં મળશે નહિ. જેમ લોઢાના કકડા સાથે પ્રેમ કર્યાની કથામાં ઔચિત્ય નથી, જેમ તે પ્રમાણે કલ્પવા જતાં ચિત્તને અસ્વાભાવિક પ્રયત્ન કરવો પડે છે અને તેમાં કલેશ થાય છે, તેમ જ અનીતિનાં કાર્યોમાં ઉત્સાહ લાવતાં ચિત્તને કલેશ થાય છે, તેમાં કલાનો પરમ આનંદ તે અનુભવતું નથી. અનીતિમાં ઉત્સાહ લેનારૂં સાહિત્ય કલાની અને રસની દૃષ્ટિએ હીન છે. જેમ ઉત્તમ સાહિત્ય અમુક વિષયનું જ હોવું જોઇએ—સ્વદેશાભિમાનનું જ હોવું જોઈએ એમ ન કહી શકાય. તેમ નીતિનું ઉપદેશક જ હોવું જોઈએ એમ પણ ન કહી શકાય પણ અનીતિમાં ઉત્સાહ પ્રેરતું સાહિત્ય હીન છે એ તો ચોક્કસ.[1] તેમાં પણ રસ લેનારો વર્ગ મળી રહે છે તેનું કારણ એટલું જ કે સમાજની સામાન્ય સંસ્કારિતા હજી સિદ્ધ કરી ન હોય એવો બાલિશ વર્ગ હમેશાં થોડો ઘણો હોય છે. કલાને જોવાને નીતિની નહિ, પણ કલાની જ—રસની જ દૃષ્ટિ જોઇએ એ ખરૂં. પણ તેનો અર્થ એવો નથી કે કલા અનીતિમાં રસ લઈ શકે.

અને અનીતિમાં રસ લેનાર સાહિત્ય તે સમાજને ભૂંડામાં ભૂંડા શાપરૂપ છે. માણસના મનને તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ રીતે વિકૃત અને કુટિલ કરે છે, તેનાં મર્મસ્થાનોને ઝેર આપે છે, તેની વિવેકદૃષ્ટિને--તેની મૂલ્યપરીક્ષક દૃષ્ટિને ત્રાંસી બનાવે છે. ટૂંકમાં તેનાથી ભોળાતો વાચક પછી આખી સૃષ્ટિને ઉલટી રચે છે.

પણ નીતિની સામેની આ ફરિયાદમા કંઇક સત્ય છે. નીતિના દુરાગ્રહથી ખરાબ સાહિત્ય પણ સારા સાહિત્યનો સિક્કો ઘણીવાર મેળવી જાય છે. પણ એવી ફરિયાદ માત્ર એ પ્રકારના જ સાહિત્ય સામે સાચી નથી. ઘણું સાહિત્ય એવું જ અધમ હોવા છતાં, કેવળ કામવાસનાને ઉશ્કેરનારૂં હોવાથી જ સાહિત્યમાં ખપે છે, એ પણ એવું જ છે. સાહિત્યના ખરા વિવેચકે બન્નેને એક સરખાં તિરસ્કારી કાઢવાં જોઈએ. આવા સાહિત્યમાં રસ પડે છે તે અભિમાન ગલિત થવાથી નહિ, પણ અભિમાની જીવનમાં જે ગમતું હોય છે તેને ઉત્તેજન મળવાથી. એ કલાનુભવ જ નથી.

1 What we have to bear in mind is that moral purity in the purpose of art or beauty does not constitute aesthetic purity, though moral impurity in the purpose of art or beauty does constitute asthetic impurity.

B. Bosanquet's History of Aesthetic p. 54.

આ અવતરણને માટે હું શ્રીયુત રસિકલાલ પરીખનો આભારી છું.

કામવાસના જેવી અધમ વૃત્તિ જેમ કલાનુભવમા વિઘ્નકર્તા થાય તેમ જ નીતિના આગ્રહ પણ થાય. નીતિ તો અમુક જ હોવી જોઇએ એમ કોઇ ગ્રહપૂર્વક માને અને તે જ દૃષ્ટિથી કાવ્ય વાચે તો તે કાવ્યનો રસ સમજી શકે નહિ. માત્ર ભાવકમા જ આ વૃત્તિ કે આગ્રહ વિઘ્નકર્તા થાય એમ નહિ, પણ કવિમા પણ તે તેવો જ થાય—કદાચ વધારે વિઘ્નકર્તા થાય. આવા આગ્રહોથી કવિના ચિત્તમા સંસ્કારો યથાતથ પડે નહિ. નીતિના આગ્રહથી જુએ તો તે અનીતિમાન માણસોની વૃત્તિઓ સમજી શકે નહિ. માત્ર આખા જગત માટેનો પ્રેમ જ એવી વૃત્તિ છે કે જે વિઘ્નકર્તા થવાને બદલે બીજાના માનસ ખુલ્લા કરી આપે. અને પ્રેમ ખરી રીતે અભિમાનની વૃત્તિ નથી, અભિમાન છોડાવનારી, માણસની દૃષ્ટિને આત્મકેન્દ્રી મટાડનારી વૃત્તિ છે.

એટલે નીતિની દૃષ્ટિ સામેની ફરિયાદમા એટલુ સત્ય છે કે જ્યારે જ્યારે કવિ કાન્ત દૃષ્ટિથી રૂઢિગત નીતિની પાર જઈ, તેની સાથે વિસંવાદી હોય એવી કોઈ વાત કરે ત્યારે સમાજ તે સમજવાને બદલે તેનો વિરોધ કરે છે આનુ કારણ આપણે આગળ જોઈ ગયા તેમ ભાવકનો અધિકારદોષ છે. ભાવક એ નવા સંસ્કારો ગ્રહણ કરવા જેટલો અધિકારી નથી. અને એમ તો વ્યવહારમા અને કલામા બન્નેમા બને છે. છતા ઇતિહાસ એમ જ બતાવે છે કે એવા વિરોધ છતા એવી કૃતિઓ પછી સફળ થઈ છે, અને સમાજે નવી નીતિદૃષ્ટિ ગ્રહણ કરી છે. પણ તેનો અર્થ એવો નથી કે અનીતિપ્રેરક કાવ્યો ઉત્તમ કાવ્યો હોઈ શકે. નવી નીતિ અને અનીતિ એક જ વસ્તુ નથી.

આપણા સાહિત્યમા નીતિ સામેની ફરિયાદમા મને સર્વત્ર નવી નીતિનો ઉદય જણાતો નથી. નીતિભંગનો પક્ષવાદ જુદા કારણોથી થયેલો જણાય છે. આપણો સમાજ જૂનાં—હવે અર્થહીન થયેલાં—રૂઢિબન્ધનોથી જકડાયેલો છે. સમાજ અને વ્યક્તિઓ તેમાથી છૂટી શકતી નથી. તેનુ કારણ કંઈક અંશે અજ્ઞાન છે પણ વધારે અંશે નિર્બળતા છે. નવું સાહિત્ય એ બળ સંપાદન કરવા પ્રયત્ન કરે છે. આપણું સાહિત્ય એ રૂઢિથી સ્વતંત્ર થવા, એ રૂઢિ તોડવા પ્રયત્ન કરે છે, અને તેના આવેશમા નીતિને પણ તોડી નાંખે છે. કાવ્ય બળપોષક હોઈ શકે, બળ એ પણ એક રસનો વિભાવ છે. પણ તેની સાથે તે નીતિને તોડે ત્યારે તેમા ઔચિત્યભંગ થાય છે. પણ આ આપણા સાહિત્યનો ક્ષણિક વિકાર લાગે છે, અને થોડા સમયમા તે પસાર થઈ જશે એમ બીજાં સાહિત્યનો ઇતિહાસ જોતા મને લાગે છે.[૧]

---

[૧] A great idea suddenly came to him, (Swinburne) and he resolved to put it int execution. This idea was nothing less than to attempt to obtain for English poetry the same liberty enjoyed by French poetry in recent times, to attempt to obtain the right of absolute liberty of expression in all directions, and to provoke the contest with such a bold stroke as never had been dared before... ...... .......The result of absolute liberty in French literature gives us a good idea of what would be the result of absolute liberty in English literature. Extravagances of immorality were followed by extravagances of vulgarity as well, and after the novelty of the thing was over a reaction set in, provoked by disgust and national shame. Appreciations of Poetry by Lefcadio-Hearn.

Studies in Swinburne p. 131-2

નીતિદૃષ્ટિ સામે ફરિયાદ કરનારા વર્ગ એક દલીલ કરે છે. ઉત્તમ સાહિત્યસર્જનને નીતિ–અનીતિ સાથે લેવા દેવા નથી. તે જેવું જગત જુએ છે તેવું નિરૂપે છે. જગતમાં અનીતિ છે, અનીતિનો ઉત્સાહ કે રસ પણ છે, તો કાવ્યમાં પણ એ વસ્તુઓ આવી શકે. અહીં પ્રથમ એ કહેવાનું છે કે ખરેખરી ફરિયાદ આ નીતિ–અનીતિની ખરી ઉદાસીનતા સામે હોતી નથી, પણ સંસ્કારી વાંચનાર આ ઉદાસીનતાના દાવા નીચે, અનીતિમય વાસનાનો સૂક્ષ્મ પક્ષપાત કવિમાં સ્પષ્ટ દેખે છે અને માટે ફરિયાદ કરે છે. પણ આપણે આગળ ચાલીએ. મેં ઉપર સ્વીકાર્યું છે કે સર્જકને નીતિ–અનીતિનું દૃષ્ટિબિન્દુ નથી હોતું. પણ તેનો અર્થ એવો નથી કે એવા ખરેખરા તટસ્થ કવિનાં કાવ્યો અનીતિમાં રસ પ્રેરે છે. એવો એક સર્વમાન્ય કવિ કાલિદાસ લઈએ. પ્રેમની પ્રથમ ભૂમિકાનાં યુગલોની કામવૃત્તિનું તેમાં આબેહૂબ વર્ણન ઘણી જગાએ છે. **विक्रमोर्वशीय**માં પુરૂરવસ ઉર્વશીના પ્રેમમાં પડે છે. ત્યારે તેના આવેશમાં તે એક વાર, કામની વિરોધી તપોવૃત્તિને ભાંડી નાંખે છે. ઉર્વશીના પિતા નારાયણ ઋષિ વિષે તે કહે છે.

**वेदाभ्यासजडः कथं नु विषयव्यावृत्तकौतूहलो...**

વિષયથી પરાઙ્મુખ થયેલો ઋષિ તેને વેદના અભ્યાસથી જડ થઈ ગયેલો લાગે છે. કામનો વેગ અહીં ઓછો નથી. છતાં તેમાં કવિનું તાટસ્થ્ય છે અને તેથી સંસ્કારી વાંચનાર આ કામાવેગ સમજવા છતાં, તેની પ્રત્યક્ષપ્રતીતિ કરવા છતાં તેનાથી તટસ્થ રહી શકે છે. જરા વધારે જટિલ પણ ચોક્કસ મર્યાદાવાળો એ જ કવિનો એક બીજો દાખલો લઈએ: **શાકુન્તલનો** પાંચમો અંક. જગતના કરુણ ( tragic ) સાહિત્યમાં તેને સ્થાન મળે તેવો તીવ્ર અને મર્મભેદી તેનો કરુણ છે. ત્યાં આપણે જોઈ શકીશું કે કવિ દરેક પાત્રની લાગણી બરાબર નિરૂપતાં છતાં તટસ્થ રહે છે. અને એજ પ્રમાણે સહૃદયને પણ થાય છે. દુષ્યન્ત પોતે તો શકુન્તલાને સ્વીકાર્યાનું સંભારી શકતો નથી. તે કહે છે: "હું શું કરૂં ? મને સાંભરતું નથી. હવે હું તે દારત્યાગી થાઉં કે પરસ્ત્રીસ્પર્શનું પાપ વ્હોરૂં ?" તેને દમણાં જતા દઈએ. શકુન્તલા તરફ જોતાં થાય છે, કે તેણે ગુરુજનને પૂછ્યા વિના, જાહેર લગ્નવિધિ વિના, દુષ્યન્ત સાથે ગુપ્ત સંબંધ બાંધ્યો તે ભૂલ કરી. એ ભૂલને કવિ જાણે સિદ્ધાન્ત રૂપે મૂકતો હોય તેમ શાર્ઙ્ગરવ પાસે બોલાવે છે.

**अतः परीक्ष्य कर्तव्यं विशेषात् संगतं रहः ।**

'લગ્ન સંબંધ હમેશાં પરીક્ષા કરીને બાંધવો જોઇએ, પણ ગુપ્ત સંબંધ તો બહુ જ પરીક્ષા કરીને બાંધવો જોઇએ.' પણ કાલિદાસનું ખરૂં દૃષ્ટિબિંદુ શારદ્વત કે શાર્ઙ્ગરવ પણ નથી. શારદ્વત કહે છે:

**तदेषा भवतः कान्ता त्यज वैनां गृहाण वा ।**
**उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी ॥**

'તું જાણે ને એ જાણે. તારી સ્ત્રી છે. તારે ચાહે તેમ કર.' એવા અર્થનું કહી, એટલાથી ગુરુનો સંદેશ પૂરો થયો એમ માની ચાલવા માંડે છે. ત્યારે જરૂર થાય છે કે ના ના, સ્ત્રી ઉપર આવી સર્વતોમુખી પ્રભુતા પુરુષની ન ઘટે. શકુન્તલા એ લાચાર થઈ જોઈ રહે છે. 'અરેરે, તમે પણ ચાલતાં થયાં!' ગૌતમીનું સ્ત્રીહૃદય પીગળે છે, તે ઊભી રહી કહે છે '[illegible] તેમાં એ બીચારીનો શો દોષ!' પણ એ તાપસી પણ સ્ત્રી જ છે. તેને પણ સ્વાતન્ત્ર્ય નથી. એથી વધારે તે કરી શકતી નથી. અને શાર્ઙ્ગરવ જાણે ન '

**સ્વાતન્ત્ર્યમર્હતિ** એ સિદ્ધાન્ત કહેતો હોય તેમ પાછળ આવવા કરતી શકુન્તલાને કહે છે "**પુરોભાગે, કિં સ્વાતન્ત્ર્યમવલંબ્યતે ?** દુષ્ટ, સ્વાતંત્ર્ય લે છે ?" શકુન્તલાને માત્ર ધરતી પાસે માગ માગવાનું રહે છે. કાલિદાસ આ શિષ્યોની વિરૂદ્ધ એક શબ્દ પણ કોઈ જગાએ કહેતો નથી. પણ આ શકુન્તલાની કરુણ અવસ્થા જોતાં, જે હૃદયભેદક રીતે કવિ તેનું ચિત્ર આપે છે તે જોતાં, નથી લાગતું કે આ શિષ્યો ખરેખર વેદાભ્યાસજડ, તપોજડ છે ? દુષ્યન્તે શાપસંમૂઢ ચિત્તથી શકુન્તલાનો તિરસ્કાર કર્યો હતો, પણ તે સર્વતોમુખી પ્રભુતાવાળા પતિને પણ સાતમા અંકમાં, શકુન્તલાને પગે પ્રણિપાત કર્યા પછી તેનું આંસુ લૂછવાનો પણ અધિકાર મળે છે, ત્યારે **ન સ્ત્રી સ્વાતન્ત્ર્યમર્હતિ** એ સૂત્રની પણ બીજી બાજુ નથી દેખાતી ? કાલિદાસ જીવનના એવા કોઇ ઉન્નત અને તટસ્થ દષ્ટિબિંદુ તરફ આપણને લઇ જાય છે જ્યાંથી આપણને સમજાય છે કે શકુન્તલાએ મોહમય પ્રેમથી આકર્ષાઇ દુષ્યન્ત સાથે ગુપ્ત લગ્ન કર્યું તે ખોટું કર્યું. સ્ત્રીએ આવો સંબંધ બાંધતાં બહુ વિચાર કરવો જોઇએ; પણ એવી સ્ત્રી તરફ લોકો નીતિના આગ્રહને નામે તિરસ્કાર બતાવે છે, તેના તરફ ક્રૂર થાય છે તે ખોટું છે, સ્ત્રી બિચારી અનાથ છે, અબળા છે, અને ગમે તેવાં કારણોથી પરણેલી સ્ત્રીનો ત્યાગ કરવો તે મહાન પાતક છે. કારણકે સ્ત્રી કુળની પ્રતિષ્ઠા છે એટલું જ નહિ, શાકુન્તલમાં બને છે તેમ, દેશની પણ પ્રતિષ્ઠા છે. આ તટસ્થતાને લીધે, જગત તરફ જરા પણ અભિમાનમૂલક આગ્રહ ન રાખતાં, કેવળ ઉત્તાન-હૃદય રહી, સંસ્કારો ઝીલી, તે સંસ્કારોને એવી જ તટસ્થતાથી નવી સૃષ્ટિ રચવા દેવાથી, કૃતિ ચિરંજીવ બને છે; જમાનો બદલાતાં, જમાનાના આચારવિચારો બદલાતાં પણ કાવ્ય જૂનું થતું નથી. આવી કૃતિમાં ચિત્ત, નિરૂપિત દરેક ભાવ સાથે તન્મય થઈ તેનો અનુભવ કરે છે તે ઉપરાંત, એ ભાવોને અતિક્રાન્ત કરી તેની પાર જાય છે. પહેલાંના શબ્દો વાપરીને કહું કે ચિત્ત પોતાની બનાવેલી સૃષ્ટિને સર્વતઃ સ્પર્શે છે, સર્વતઃ વ્યાપે છે એટલું જ નહિ, તેને દશાંગુલ અતિક્રમીને જાય છે. આવા સાહિત્યની સામે અનીતિની ફરિયાદ કોઈ કરતું નથી. આવું સાહિત્ય તો ઉલટું નિરૂપેલા દરેક ભાવનું રહસ્ય સાથે સાથે બતાવતું જાય છે.

પણ આથી ભિન્ન પ્રકારનું એક બીજું સાહિત્ય છે જેમા આવું તાટસ્થ્ય હોતું નથી, અને જેના પક્ષકારો કાવ્યમાં તાટસ્થ્ય આવશ્યક માનતા નથી. આ સાહિત્યનો સર્જક પોતાના ભાવના વેગમાં પોતે જ ઘસડાય છે, એમ ઘસડાવામાં એક પ્રકારનો મૂર્ચ્છાનો આનંદ અનુભવે છે, અને તેનો ભાવક પણ એવો જ ભાવ ઝીલે છે. એવા સાહિત્યના વિવેચનમાંથી તારતમ્યદૃષ્ટિ ચાલી ગઈ હોય છે. 'જે કાંઈ કથ્યું છે તે સુંદર રીતે કથ્યું છે કે નહિ ? કવિયે કૌશલ દાખવ્યું છે કે નહિ ? કવિનિરૂપિત ભાવના વહનમાં ઘસડાવામાં મજા પડતી હોય તો પછી ભાવનું તારતમ્ય, મૂલ્ય શા માટે પૂછવું ? એ ભાવનું, સમસ્ત જીવનયોજનામાં કયું સ્થાન છે એ શા માટે જોવું ? છે તે મ્હાલી લ્યો. 'કાલે ડૂબી જઈશું તેનું આજે શું ? આજે તો સહેલ કરીએ છીએ અને ગાઈએ છીએ !'[૧] આવી કવિતામાં, પછી કવિનું કૌશલ હોય, તો કાવ્ય કાવ્યની વચ્ચે તારતમ્યનું

૧ *What matters,*
If we drown to-morrow,
*So long as to-day:*
We may sail and sing ! Ibsen.

કશું કારણ કે ધોરણ રહેતું નથી. બધાં કાવ્યો સરખાં ! આવાં કાવ્યો વધારે ચોથી છે કારણ કે તેમાં તાટસ્થ્ય નથી. આ શૈલીમાં કાવ્ય, પ્રેમ કે શ્રદ્ધા કે એવાં કોઈ ઉન્નત ભાવને વિષય કરે ત્યારે તો ઠીક. પણ કવિને પોતાને તાટસ્થ્ય ન હોવાથી, તેનું પોતાનું હૃદયતંત્ર વ્યવસ્થિત ન હોવાથી, તે ઘણી વાર હીન વૃત્તિમાં પણ પ્રેરાય, અથવા તેનો પ્રેમ અનુચિત રીતે વહે, અથવા તેને જેમાં માત્ર ક્ષણિક સુખ લાગ્યું હોય તેવી વૃત્તિમાં રાચે, અને ભાવકના ચિત્ત ઉપર પણ તેના ચિરસ્થાયી સંસ્કારો પાડે. મૂલ્યદૃષ્ટિ નહિ હોવાથી હીન સાહિત્ય પણ ઊંચા સાહિત્ય તરીકે ખપવાનો આમાં ઘણો સંભવ છે. ખરી ફરિયાદ આવા સાહિત્ય સામે છે અને તે સાચી છે. હીન વૃત્તિમાં પણ આવું સાહિત્ય રસિક લાગે છે તેનું કારણ તેના ભાવનું ઘેન છે. તેમાં ઔચિત્યદૃષ્ટિ મૂર્છિત થાય છે. સમસ્ત ચેતન તેમાં જાગરૂક હોતું નથી. ઘણી વાર, પ્રમાતા તેમાં અહંકાર ગલિત કરવાને બદલે ભોગલાલસાની તૃપ્તિ કે તેનું ઉત્તેજન શોધે છે. ત્યાં એ ખરો કલાનુભવ નથી.

આ જાતની કવિતા હિંદના સાહિત્યમાં હજી હમણાં જ થવા માંડી. પશ્ચિમમાં પણ તે શિષ્ટ સાહિત્યના જમાના પછી જ થઈ છે. આ જાતની હરકોઈ ભાવ ભોગવી લેવાની અધીરાઈ અને તેના આંતર રહસ્ય તરફનું દુર્લક્ષ, પશ્ચિમની પ્રજાના હૃદયની અતંત્રતામાંથી આવેલ છે, એમ તેના વિવેચકો કહે છે. પશ્ચિમની પ્રજાની મૂળ સંસ્કૃતિ ગ્રીસની છે, અને તેમાં ક્રિશ્ચન ધર્મે પછીથી આવીને જૂની ગ્રીક વ્યવસ્થા તોડી છે. તેથી સમસ્ત પ્રજામાનસ છિન્નભિન્ન થઈ ગયું છે. એ પ્રજામાં નીતિના સ્થૂલ આચારો જ નહિ પણ સૂક્ષ્મ સિદ્ધાન્તો પણ વારંવાર બદલાયા કર્યા છે. છેલ્લા એક સૈકાની વિજ્ઞાનની પ્રગતિએ એ અવ્યવસ્થા વધારી છે. પરિણામે નીતિમાં તેમ જ કલામાં સ્વૈરવાદ પ્રગટયો છે. વહાણ આખું હોય ત્યાં સુધી તે એક જ નિશાનથી ચાલે અને અંદર બેઠેલાં બધાં માણસો પણ પોતાનું સ્થાન કલ્પીને બેસે. પણ તે ભાંગતાં તેનાં પાટિયાંને વળગેલા માણસોને દિશા નથી હોતી, એક બીજાની ગતિ સાથે સંબંધ નથી હોતો, દરેક માણસ દરિયાનાં અંધ બળોથી દોરાઈ ગમે ત્યાં ગતિ કરે છે, તેવી જીવનની અને કાવ્યની સ્થિતિ થઈ છે. આપણે અહીં એ કવિતા પશ્ચિમના અનુકરણથી આવી છે. અને કંઈક પશ્ચિમની સંસ્કૃતિના આઘાતથી આપણું માનસ પણ એવું જ અવ્યવસ્થિત થયું છે. એ પણ એક કારણ છે. પણ પશ્ચિમમાં એ સ્થિતિ સુધરતી જાય છે. ત્યાંના સૂક્ષ્મ વિવેચકો કવિતામાં રહસ્ય કે ઉત્તમ ભાવની માગણી કરવા માંડયા છે.[1] કાવ્ય જે ભાવ કથે છે તે બરાબર કૌશલથી કથે છે કે નહિ[2] એટલો જ પ્રશ્ન વિવેચનનો નથી, પણ જે ભાવને કથે છે તે

૧. પરિશિષ્ટમાં આ પરિસ્થિતિ અને તેના નિદાન સંબંધી લાંબા ફકરા આપેલા છે.

૨. આપણામાં 'કલાકૌશલ્ય' એમ બન્ને શબ્દો ભેગા બોલાય છે. કલા અને કૌશલ્ય બેમાં ઘણો સૂક્ષ્મ તફાવત છે. કૌશલ્ય વિના કલા ન સંભવે, પણ એકલું કૌશલ્ય તે કલા નથી. આ વિવેકથી, અમુક કૃતિ કલા છે કે નથી એ પ્રશ્નનું નિરાકરણ ઘણીવાર સહેલું થઈ જવા સંભવ છે. સુંદર રંગોની ફરસબંદીને, કે ઘરેણા ઉપરની કોઈ સુંદર આકૃતિને આપણે માત્ર કૌશલ કહીએ છીએ કલા નહિ, કોઇ અપુર્વ ભાવના ચિત્રને કલા કહીએ છીએ. તેમ કાવ્યમાં પણ જ્યાં લોકોત્તર ભાવ પ્રગટ થતો હોય તેને જ કાવ્યકલાની કૃતિ કહીએ, અને જ્યાં કેવલ સાધારણ ભાવ કૌશલથી કહ્યો હોય તેને માત્ર કૌશલ કહીએ તો ચર્ચામાં ચોખવટ આવે એમ નથી લાગતું ? આગળ આવેલા ભટ્ટ તોતના શબ્દોમાં જ્યાં દર્શન અને વર્ણન બન્ને હોય ત્યાંજ કાવ્ય, અન્યત્ર માત્ર કૌશલ.

ભાવ પોતે પણ ઉચ્ચ છે કે નહિ, રહસ્યવાળો છે કે નહિ એ પણ વિવેચનનો પ્રશ્ન છે, એમ હવે સ્વીકારાવા લાગ્યું છે. અને તેથી ફરી વ્યવસ્થા થશે એવી આશા રાખી શકાય. કશું અવ્યવસ્થિત રહેવા દેવું એ મનુષ્યસ્વભાવની વિરૂદ્ધ છે. તો હૃદયના ભાવો જેવી માર્મિક વસ્તુઓ કેટલોક કાળ અવ્યવસ્થિત રહી શકશે ?

ત્યારે કાવ્યની વિશેષ શક્તિ એ થઈ કે તે અહંકાર ગલિત થાય તેવી રીતે ભાવો કે લાગણીઓનાં સ્વરૂપો યથાતથ આપણને દર્શાવે છે અને તે સાથે આપણા જીવનમાં તેનું કેટલું રહસ્ય છે તે પણ જણાવે છે. જેમ આંખમાં જે જે રંગો આવે તેનો સમન્વય કરીને ચિત્ત તેને નજીક દૂરના સંબંધમાં વ્યવસ્થિત કરે છે, તેમ કાવ્ય તેમાં જે જે વસ્તુ આવે તેને તેના રહસ્ય પ્રમાણે કે મૂલ્ય પ્રમાણે વ્યવસ્થિત કરે છે. માટે મૅથ્યુ આર્નોલ્ડ કાવ્યને જીવનની સમીક્ષા કહે છે. કાવ્ય જીવનનું એવું ક્રાંધક દૃષ્ટિબિન્દુ આપે છે કે જ્યાંથી અમુક ભાવ તેના ખરેખરા રહસ્ય પ્રમાણે દેખાય. જેમ પરિધનો દરેક ખંડ ( arc of a circumference ) પોતાના આકારથી જ મધ્યબિન્દુનો આક્ષેપ કરે છે, તેમ કાવ્ય-નિરૂપિત વસ્તુ એ નિરૂપણથી જ જીવનના દૃષ્ટિબિન્દુનો આક્ષેપ કરે છે. એક મહાન વર્તુલમાં એક જ બિન્દુથી જુદી જુદી ત્રિજ્યાએ અનેક વર્તુલો કે વર્તુલખંડો દોરેલાં હોય તો તેનું મધ્યબિન્દુ તરત જડે, તેમ કાવ્ય જેમ વધારે ભાવોને વિષય કરે તેમ તેમાંથી જીવનનું દૃષ્ટિબિન્દુ તરત જડે. એક જ લાગણીનું એકાદ મુક્તક કે ઊર્મિકાવ્ય તે એક મહાન વર્તુલના પરિધના એક નાનકડા ખંડ જેવું છે. તેનાથી બહુ હિસાબ કરીએ તો મધ્યબિન્દુ જડે પણ પેલા બીજા જેવું સહેલાઇથી નહિ. એક મહાભારત જેવા કાવ્યમાં, જેમાં ભીષ્મના જેવો બળવાન પ્રાચીન રૂઢિનો સમર્થક, દુર્યોધન જેવો બળવાન અભિમાની, ધૃતરાષ્ટ્ર જેવો અંધ પુત્રપક્ષપાતી, ધર્મરાજ જેવો નીતિને માટે ચીવટ રાખનાર, અર્જુન જેવો આદર્શ વીર, ભીમ જેવો શરીર બળવાળો, કર્ણ જેવો દાનવીર વગેરે વગેરે હોય, તેવા કાવ્યમાં અનેક લાગણીઓનું તરત રહસ્ય સમજાય, જીવનની યોજનાનું દર્શન થાય, ટૂંકમાં જીવનનું ખરું દૃષ્ટિબિન્દુ જડે. પશ્ચિમના મતને અનુસરીને આપણામાં એક મત હતો કે આત્મલક્ષી કાવ્ય જ ઉત્તમ ગણાય અને પરલક્ષી કાવ્ય લોકપ્રિય વધારે થાય પણ એટલું ઉત્તમ ન ગણાય, એ મને પ્રામાણિક લાગતો નથી. આત્મલક્ષી કાવ્યમાં કવિ પોતાનો જ અનુભવ કહે છે માટે તેમાં લાગણીનું વધારે યથાર્થ નિરૂપણ હોય એમ કહેવાય છે, પણ કવિની પ્રતિભા ખરી હોય તો તેને પોતાના દેહે લીધેલો અનુભવ અને પારકા દેહમાં જોયેલો અનુભવ તાદૃશતામાં સરખા જ હોય. એ જ એની પ્રતિભા છે. વ્યવહારના વ્યવસાયને લીધે લાંબાં કાવ્યો કે લાંબી નવલકથાઓ વાંચવાને આપણને ફુરસદ ન હોય અને તેથી ટૂંકાં કાવ્યો જ વાંચી શકતા હોઇએ, અને એ ખપત પૂરી પાડવા એવાં જ કાવ્યો લખાય તેની સામે મારે કાંઈ કહેવાનું નથી. પણ લાંબાં કાવ્યો વાંચવા અને સમજવા જેટલું ધૈર્ય જ ન હોય એ મને કલ્પના અને બુદ્ધિ બન્નેની નિર્બળતા લાગે છે. આપણા અભ્યાસક્રમમાં લાંબાં કાવ્યોનો પુષ્કળ પરિચય થઈ જવો જોઇએ. એ કાવ્યો જ આનંદ સાથે હૃદયને વ્યવસ્થિત કરે છે, લાગણીથી તટસ્થ રહી તેનું યથાર્થ દર્શન કરતાં શીખવે છે, બુદ્ધિ અને લાગણીનો યોગ કરી આપે છે.

કોઈ કહેશે કે મેં પણ નીતિનું નામ ન વાપરતાં છેવટે તો એમ જ કહ્યું કે કાવ્ય

નીતિની વિરુદ્ધ ન હોઈ શકે. હા. એટલું જ નહિ પણ મારો એ પણ અભિપ્રાય છે કે નીતિ અને કાવ્ય બન્ને એક જ લક્ષ્ય તરફ જાય છે. નીતિ શબ્દ મેં નથી વાપર્યો તે નીતિવાદીમાં ગણાવાની બીતિએ નહિ, પણ મારે નીતિ કરતાં કંઈક વિશેષ અભિપ્રેત છે માટે. નીતિ આત્માની એકદેશીય પ્રવૃત્તિ છે. હું તેથી આગળ જઈને કહું છું કે ફિલસુફી અને કાવ્ય બન્ને એક જ માર્ગે જાય છે. સમસ્ત આત્મચૈતન્યનો ઉત્કર્ષ અનુભવાવવો એ કાવ્યનું કામ છે, કાવ્યની શક્તિ છે. કાવ્યની નીતિની દૃષ્ટિએ પરીક્ષા કરવી જોઇએ એમ નહિ, પણ કાવ્યની રસદષ્ટિએ પરીક્ષા કરતાં–પરીક્ષા પણ નહિ, કાવ્યનો રસ લેતાં, અનીતિમાં આનંદ મેળવનાર કાવ્ય મને રસમાં ઉતરતું લાગે છે. કાવ્ય અને નીતિ બન્ને આત્માના એક જ રહસ્યબિન્દુમાંથી પ્રગટ થાય છે. પછી બન્ને વિરોધી ન જ હોય. અને એ તો રસને ઉલટું પોષક છે. એમાં કાવ્યની સમૃદ્ધિ જરા પણ ઓછી નથી થતી.

અને કાવ્ય માત્ર ફિલસુફી નથી, ફિલસુફીથી વિશેષ છે, અને તેની પદ્ધતિ ફિલસુફીથી વધારે કાર્યકારી છે. ફિલસુફી માત્ર તર્કપરંપરાથી બહુ બહુ તો કોઈ ઉચ્ચ સ્થાનનો અંગુલિનિર્દેશ કરે છે. કાવ્ય તો તે સ્થાને જ આપણને લઈ જઈને મૂકે છે. ફિલસુફી માત્ર શુષ્ક રીતે, કદાચ અણગમો થાય એવી રીતે–નીતિ સામેનો ઘણો વિરોધ શુષ્કતાને લીધે આવે છે–કહે છે, કે લોભ કામ ખાઉધરપણું વગેરે હીન છે, માણસે તેથી ઉચ્ચતર સ્થિતિએ જવું જોઈએ. કાવ્ય આપણને ખરેખર તે સ્થિતિએ લઈ જઈને બતાવે છે કે વ્યવહારમા જે લોભ વગેરે વૃત્તિઓમાં તમે હમેશાં રચ્યાપચ્યા રહો છો, તે જુઓ અહીંથી કેવી ઉપહસનીય દેખાય છે ? સ્ટીરીઓસ્કોપમાં જોનાર, કેટલે અંતરે લેન્સ રાખવાં, તે દર્શનની સુરેખતાથી અને યથાર્થતાથી પોતાની મેળે નક્કી કરી લે છે. એ જ અંતર તે જો કાચના લેન્સો, આંખનાં લેન્સો, અને દૃશ્યચિત્ર એ ત્રણેયની ગણત્રીથી નક્કી કરવાનો પ્રયત્ન કરે તો ગણત્રી ઘણી જ મુશ્કેલ થાય અને છતાં યથાર્થ દર્શન થાય કે નહિ તે વહેમ પડતું જ રહે. તે જ પ્રમાણે ફિલસુફી, અનેક તર્કોથી જીવનનું દૃષ્ટિબિન્દુ આપવા પ્રયત્ન કરે અને છતાં તે આપી ન શકે. કાવ્યમાં ભાવક યથાર્થ દર્શન મેળવવાં પોતાની મેળે યોગ્ય દૃષ્ટિબિન્દુએ જાય છે. દરેક કવિ, પોતે જે દર્શન કર્યું હોય છે તે ભાવકને સિદ્ધ સ્વરૂપે આપે છે.

આ દૃષ્ટિ બિન્દુ કયું ? એ તો જેણે સિદ્ધ કર્યું હોય તે જ કહી શકે. પણ તેનો માત્ર નામનિર્દેશ કરવો હોય તો તેને સ્થિતપ્રજ્ઞતા કહેવાય—એવું બિન્દુ કે જ્યાંથી દરેક લાગણી યથાર્થ દેખાય, દરેક લાગણી સમજાય, તેનું રહસ્ય અંકાય, અને જીવનની મહાન યોજનામાં તે પોતાનું ઉચિત સ્થાન લે. આને જ આપણા પ્રાચીન ભરત મુનિએ શાન્ત કહ્યો છે.

न यत्र दुःखं न सुखं न द्वेषो नापि मत्सरः
समः सर्वेषु भूतेषु स शान्तः प्रथितो रसः
भावा विकारा रत्याद्याः शान्तस्तु प्रकृतिर्मता ॥

શેલીએ 'પ્રેમનો પક્ષપાત અને દ્વેષનો દ્વેષ' ગાયો તેના જેવું આ કંઈક છે. ઉપરના શ્લોકો ઉપર અભિનવગુપ્તપાદ ટીકા કરતાં કહે છે **तत्त्वज्ञानं तु सकलभावान्तर**

**भित्तिस्थानीयम् सर्वस्थायिभ्यः स्थायितमम्।** અર્થાત્ સર્વસ્થાયી ભાવોમાં પણ સ્થાયી તે તત્ત્વજ્ઞાન છે. અને અભિનવગુપ્તપાદ બૌદ્ધ વિજ્ઞાનવાદી હોવાથી તે તત્ત્વજ્ઞાન અને આત્માને એક ગણે છે. તે જ કહે છે **आत्मैव...स्थायी।** આને આધુનિક ભાષામાં કહીએ કે ચૈતન્ય એ જ ખરું સ્થાયી તત્ત્વ છે. સ્થિતપ્રજ્ઞત્વ કે શાન્તનો અર્થ, હું લાગણી વિનાની નિષ્ક્રિયતા કે નિશ્ચેષ્ટતાની સ્થિતિ નથી કરતો. કવિવર રવીન્દ્રનાથ ટાગોર શાકુન્તલનું રહસ્ય એ બતાવે છે કે પ્રેમ છેવટે તપથી શુદ્ધ થઈ શાન્ત રૂપ ગ્રહણ કરે છે. તેનો અર્થ એવો નથી કે તેઓ હવે એક બીજાને ચાહશે નહિ. સ્થિતપ્રજ્ઞના ભાવશૂન્યતા નથી પણ સર્વ ભાવોની એકતન્ત્ર વ્યવસ્થા છે, સંવાદ (harmony) છે, જે મનુષ્યે હમેશાં સાધવાનો છે.

આ રીતે જીવનમાં અને કવનમાં એક જ આત્મા સ્ફુરે છે. તેને જીવનથી સ્વતંત્ર કહો કે જીવનની સમાન્તર કહો કે જીવનનો અવિભાજ્ય ભાગ કહો. તેમાં વ્યવહારજીવનનું પ્રયોજન નથી, તેને ભોગવતાં વ્યવહાર જીવન શાન્ત થઈ જાય છે, કાવ્યને વ્યવહારથી અલગ થઈ ભોગવવું જોઈએ માટે તેને વ્યવહારથી સ્વતંત્ર કહો, નિયતિકૃત નિયમથી રહિત કહો; પણ જે આત્મા વ્યવહાર જીવનમાં વિલસે છે, તે જ આત્મા કાવ્યમાં વિલસે છે. એ ચિદ્દવિલાસમાં પણ આત્મા પોતાના સ્વરૂપને અનુકૂળ વિલસે છે. કશું પોતાના સ્વભાવથી સ્વતંત્ર ન હોઈ શકે. વ્યવહારજીવન અને કાવ્ય જીવન બન્ને આપણા રહસ્ય જીવનને સમૃદ્ધ કરે છે તેનો અર્થ જ એ કે બન્ને એક જ જાતનાં છે. સમાનનો સરવાળો થઈ શકે, અસમાનનો ન થાય, વિરોધીઓ એકબીજાને છેદે—હણે. વ્યવહારજીવન જેમ હીન વૃત્તિઓમાં વહી આત્માનો અપકર્ષ કરે છે, આત્માને હણે છે, તેમ જ કાવ્યજીવન હીન વૃત્તિમાં વહે તો આત્માને હણે. અને જો કે કાવ્યાનુભવમાં અભિમાન ગલિત થાય છે એમ કહ્યું છે પણ તેનો અર્થ એવો નથી કે કાવ્યના સંસ્કારો આત્મા કે ચિત્તની બહાર ક્યાંક પડે છે, તે સંસ્કારો પણ ચિત્તમાં જ પડે છે અને ખરાબ હોય તો તે માણસને હીન પથે દોરે જ. કાવ્યની એવી શક્તિ છે. માટે જ આપણે કાવ્યને ઉચ્ચ જીવનના સંસ્કારો પાડવાનું પ્રબલમાં પ્રબલ સાધન ગણીએ છીએ. જીવનની ન્યૂનતાઓ પામરતાઓ પૂરી, મનુષ્યને સંપૂર્ણતા તરફ—તેની અંતિમ આત્મસિદ્ધિ તરફ લઈ જવો એ કાવ્યની શક્તિ છે, એ તેનો અધિકાર છે, એ તેનું સાફલ્ય છે.

ગુજરાતી સાહિત્ય એ માર્ગે વિચરો એજ એ મહાન કવિ પાસે યાચના, કે જેના આ વિશ્વરૂપી કાવ્યને સમજવા, માનવ કાવ્ય પ્રયત્ન કરે છે.

રામનારાયણ વિ. પાઠક

---

# પરિશિષ્ટ

This poetry should be viewed in relation to the general moral crisis and imaginative disintegration of which it gives a verbal echo; then we shall avoid the injustice of passing it over as insignificant, no less than the imbecility of hailing it as essentially glorious and successful. We must remember that the imagination of our race has been subject to a double discipline. It has been found partly in the school of classic literature and polity, and partly in the school of Christian piety. This duality of inspiration, *this contradiction* between the *two accepted* methods of rationalizing the world, has been a chief source of that incoherence, that romantic indistinctness and imperfection, which largely characterize the products of the modern arts......

In these latter times, with the prodigious growth of material life in elaboration and of mental life in diffusion, there has supervened upon this old dualism a new faith in man's absolute power, a kind of return to the inexperience and self-assurance of youth. This new inspiration has made many minds indifferent to the two traditional disciplines; neither is seriously accepted by them, for the reason, excellent from their own point of view, that no discipline whatever is needed. The memory of ancient disillusions has faded with time. Ignorance of the past has bred contempt for the lessions which the past might teach. Men prefer to repeat the old experiment without knowing that they repeat it.

× × ×

......The reverse has now occured and the spirit of life, innocent of any rationalizing discipline and deprived of an authoritative and adequate method of expression, has relapsed into miscellaneous and shallow exuberance. Religion and art have become short-winded....It is true that the multiplicity of these incompetent efforts seems to many a compensation for their ill success, or even a ground for asserting their absolute superiority. Incompetence, when it flatters the passions, can always find a greater incompetence to approve of it......

It is thus that the imagination of our time has relapsed into barbarism......Trivial stimulations coming from vulgar objects... by making us forget altogether the possibility of a deep satisfaction, often succeed in interesting and in winning applause. The pleasure they give us is so brief and superficial that the wave of essential dissappointment which would ultimately drown it has no time to rise from the heart.

The poetry of barbarism is not without its charm. It can play with sense and passion the more readily and freely in that it does not aspire to subordinate them to a clear thought or a tenable attitude of the will......The defect of such art—lack of distinction, absence of beauty, confusion of ideas, incapacity permanently to please—will hardly be felt by the contemporary public, if once its attention is arrested; for no poet is so undisciplined that he will not find many readers, if he finds readers at all, less disciplined than himself.

Santayan's Poetry and Religion pp. 169-175.

× × ×

Never, we suppose, was an age in which art stood in greater need of the true law of decorum than this. Its philosophy has played it false. It has passed from the nebulous Hegelian adulation of the accomplished fact...to an adulation of science and of instinct. From one side comes the cry, 'Man is a beast'; from the other, 'Trust your instincts'. The sole manifest employment of reason is to overthrow itself.......

...At all events it is certain that in Aristotle the present generation would find the beginnings of a remedy for that fatal confusion of categories which has overcome the world. It is the confusion between existence and value. That strange malady of the mind by which in the nineteenth century material progress was supposed to create *ipso facto*, a concomitant moral progress, and which so plunged the world into catastrophe, has its counterpart in a literature of objective realism.

The Cry in the Wilderness, p. 171.

× × ×

The differentia of verse is a merely trivial accident; what is essential in poetry, or literature if you will, is an act of intuitive comprehension. Where you have the evidence of that act, the sovereign aesthetic process, then you have poetry. What remains for you, whether you are a critic or a poet or both together, is to settle for yourself a system of values by which these various acts of intuitive comprehensions may be judged.

Poetry and Criticism, p. 179
Aspects of Literature by
*J. Middleton Murry.*

---

# પુસ્તકો વિરૂદ્ધ નાટ્યશાળા*

આપણે આપણી આનંદની ટેવોમાં ભોક્તા કે દષ્ટા છીએ એ જોવાની જરૂર છે. વાંચનમાં આપણે ભાગ લઇએ છીએ. થીએટરમાં આપણે જોઇએ છીએ. એનાટોલ ફ્રાન્સ કહે છે કે "જ્યારે તમે પુસ્તક વાંચો છો ત્યારે તમને ગમે તેવી રીતે અને ગમે તે વાંચો છો. પુસ્તક બધું કલ્પના ઉપર છોડી દે છે. આથી બીનકેળવાયેલા લોકો વાંચવામાં થોડો રસ લે છે. થીએટરમાં બધું આંખ આગળ મુકાય છે, અને કલ્પનાની મદદની જરૂરિયાત રહેતી નથી આ જ કારણથી થીએટર એ મોટા સમુદાયને પસંદ પડે છે, અને વિચારકને એ ગમતું નથી. નાટક અકર્મક–Passive–રસ પેદા કરે છે, વાંચન સકર્મક—Active—રસ પેદા કરે છે. આપણું મગજ સીતારના તારની માફક દરેક શબ્દની જાદુઇ આંગળીથી ધ્રૂજી ઊઠે છે." (ગાર્ડન ઑફ એપીક્યુરસ).

એનાટોલ ફ્રાન્સ પુસ્તકનો પ્રેમી હતો તેથી તે થીએટરને જરા અન્યાય કરે છે. પરંતુ રસની મીમાંસા કરવાનો સિદ્ધાંત ઉપયોગી છે. જેમાં વધુમાં વધુ ભાગ લેવાય તે ઊંચામાં ઊંચો રસ. "તમે મહાયુદ્ધ વખતે કેમ કામ ચાલુ રાખી શક્યા?" આ પ્રશ્નના જવાબમાં લોઇડ જ્યોર્જે જણાવ્યું કે "તમે જાણો છો કે ચિંતા અને ઉપાધિ (trouble)નો ફેરફાર એ પણ રજા છે. પ્રવૃત્તિમાં ફેરફાર એ નિવૃત્તિ છે.

× × ×

જશભાઈ દાં. પટેલ

# નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ : નડિયાદ

મહામહોપાધ્યાય રાયબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝાનું

ભાષણ

## ચિત્તોડના કિલ્લા પર ગુજરાતના સોલંકી રાજાઓનો અધિકાર

ચિત્તોડના કિલ્લામાંથી ગુજરાતના સોલંકી રાજા કુમારપાલના બે શિલાલેખો મળ્યા છે. તેમાંનો એક વિક્રમ સંવત્ ૧૨૦૭નો છે, અને તેમાં સપાદલક્ષ (અજમેર રાજ્ય)ના રાજા આનાક (આના, અર્ણોરાજ)ને જીતીને કુમારપાલ ચિત્તોડની શોભા જોવા સારૂ ત્યાં આવ્યો અને ત્યાંના શિવમંદિરને એક ગામ ભેટ કર્યું એવો ઉલ્લેખ છે.[1] આ લેખ નાનો છે અને ૨૮ પંક્તિઓમાં લખાએલો છે. બીજો મોટો શિલાલેખ જે ત્યાંથી મને મળ્યો, જે હમણાં ઉદેપુરમાં વિક્ટોરિયા હૉલ નામના સંગ્રહાલયમાં સુરક્ષિત છે, તેના મધ્યનો કેટલોક ભાગ ઘસાઈ ગયો છે તો પણ વિશેષ અંશ સુરક્ષિત છે. આ લેખમાં સંવત્ આપેલો નથી તો પણ એમાં સિદ્ધરાજ (જયસિંહ) અપુત્ર હોવાથી સોમનાથ ગયો અને પુત્રપ્રાપ્તિને માટે શિવની પ્રાર્થના કરી તે પરથી સોમનાથે કહ્યું કે તને પુત્રપ્રાપ્તિ થશે નહિ અને તારા પછી કુમારપાલ ગુજરાતનો સ્વામી થશે વગેરે વર્ણન છે; અને કુમારપાલની તરફથી ચિત્તોડમાં જે શાસક (સૂબો) રહેતો હતો તેનું વર્ણન છે.[2] આ શિલાલેખથી નિશ્ચય થાય છે કે ચિત્તોડનો પ્રસિદ્ધ કિલ્લો કુમારપાલના અધિકારમાં હતો, અને ત્યાં તેનો સૂબો પણ રહેતો હતો.

'પ્રબંધચિંતામણિ'માં પણ લખ્યું છે કે 'કૃતજ્ઞ ચક્રવર્તી રાજા કુમારપાલે પોતાનું રક્ષણ કરનાર આલિંગ કુંભારને સાતસો[3] ગામવાળો ચિત્રકૂટ (ચિત્તોડ)નો પટ્ટો આપ્યો હતો. તેના વંશજો કુંભાર હોવાથી શરમાતા હતા અને હજુ સુધી 'સગરા' કહેવાય છે.'[4] આ કથન પણ તે કિલ્લા પર કુમારપાલનો અધિકાર હોવાની સાક્ષી આપે છે.

---

૧. ઍપિગ્રાફિયા ઇંડિકા, વૉલ્યુમ ૨, પૃ. ૪૨૨–૨૪.

૨. આ શિલાલેખ હજુ સુધી પ્રકાશિત થયો નથી.

૩. આ સંખ્યામાં અતિશયોક્તિ હોય એ સંભવ છે.

૪. પ્રબંધચિંતામણિ, પૃ. ૧૯૯ (મુંબઈનું સંસ્કરણ).

હવે એ નિર્ણય કરવાની આવશ્યકતા છે કે ચિત્તોડનો કિલ્લો કુમારપાલના અધિકારમાં કેવી રીતે આવ્યો. 'કુમારપાલચરિત', 'કુમારપાલપ્રબંધ', ગુજરાતના સોલંકી રાજાઓના ઇતિહાસ સંબંધી અન્ય સંસ્કૃત ગ્રંથો તથા શિલાલેખોમાં કહીં પણ ઉલ્લેખ મળતો નથી કે ચિત્તોડનો કિલ્લો કયા સોલંકી રાજાએ કોની પાસેથી અને કયારે લીધો. આ વિષમ સમસ્યાનો ખુલાસો કરવો કઠિન છે તો પણ મેવાડ (ઉદેપુર રાજ્ય), મારવાડ (જોધપુર રાજ્ય) તથા આબુના શિલાલેખો તથા જિનપ્રભસૂરિ રચિત 'તીર્થકલ્પ'થી કાંઇક સહાયતા મળી શકે છે.

ઉદેપુર રાજ્યના ચીરવા ગામના વિષ્ણુમંદિરમાં મેવાડના ગુહિલવંશી રાજા સમરસિંહના રાજ્ય સમયનો વિક્રમ સંવત્ ૧૩૩૦ કાર્તિક સુદિ ૧ નો શિલાલેખ છે, જેમાં મેવાડની જૂની રાજધાની નાગદા (નાગદ્રહ) અને ચિત્તોડના તલારક્ષો (ફોજદારો)ના વંશનું વિસ્તારથી વર્ણન છે. તેમાં ચિત્તોડના ફોજદાર મદનના સંબંધમાં લખ્યું છે કે 'રત્નનો નાનો ભાઇ નિષ્પાપી મદન થયો. તેણે રાજા સમરસિંહની કૃપાથી ચિત્તોડની વંશપરંપરાગત તલારતા (ફોજદારી) પ્રાપ્ત કરી, અને તે શ્રી ભોજરાજ[1]ના બનાવેલા ત્રિભુવનનારાયણ નામના મંદિરમાં પોતાના કલ્યાણ સારૂ સદા શિવની પૂજા કરતો હતો.'[2]

આ લેખ પરથી અનુમાન થાય છે કે માળવાના પરમારવંશી રાજા ભોજે ચિત્તોડના કિલ્લામાં ત્રિભુવનનારાયણ નામનું શિવમંદિર બંધાવ્યું હતું. ત્રિભુવનનારાયણ તે રાજાનું ઉપનામ[3] હતું. તેથી તે મંદિરનું નામ ત્રિભુવનનારાયણ રાખવામાં આવ્યું હશે.

ચિત્તોડના કિલ્લાના રામપોળ દરવાજા પાસેથી મેવાડના રાજા સમરસિંહના સમયનો વિક્રમ સંવત્ ૧૩૫૮ માઘ સુદિ ૧૦ નો એક શિલાલેખ મને મળ્યો.

---

૧. એ ભોજરાજ માળવાનો પરમાર રાજા હતો.

૨ रत्नानुजोस्ति रुचिराचार प्रख्यात धीर सुविचारः ।
मदनः प्रसन्नवदनः सततं कृतदुष्टजनकदनः ॥ २७ ॥...."
श्री चित्रकूटदुर्गे तलारतां यः पितृक्रमायातां ।
श्रीसमरसिंहराजप्रसादतः प्रापः निःपापः ॥ ३० ॥
श्रीभोजराजरचितत्रिभुवननारायणाख्यदेवगृहे ।
यो विरचयतिस्म सदा शिवपरिचर्यां स्वशिवलिप्सुः ॥ ३१ ॥

(ચીરવાના મૂળ લેખથી.)

૩. ભોજના ઉપનામ 'ત્રિભુવનનારાયણ' માટે જુઓ—'નાગરી પ્રચારિણી પત્રિકા' (સંવત્ ૧૯૭૧) પૃ. ૧–૧૮ માં પ્રકાશિત 'परमार राजा भोज का उपनाम त्रिभुवननारायण' નામનો મારો લખેલો નિબંધ.

તેથી જણાય છે કે 'પ્રતિહારવંશી મહરાવત પોતાના પુત્ર ધારસિંહે શ્રી ભોજસ્વામિ દેવજગતીમાં (રાજા ભોજના બનાવેલા મંદિરમાં) પ્રશસ્તિપટ્ટિકા સહિત......કરાવ્યું.[૧]'

ઉપરના બન્ને શિલાલેખોથી જણાય છે કે રાજા ભોજે ચિત્તોડમાં એક મંદિર બંધાવરાવ્યું હતું.

હવે એ વાતનો નિર્ણય કરવાની આવશ્યકતા છે કે માળવાના રાજા ભોજે ચિત્તોડમાં શિવમંદિર બનાવ્યું તેનું કારણ શું? આ પ્રશ્નનું કાંઇક સમાધાન મારવાડના હસ્તિકુંડી (હથુંડી) ગામથી મળેલા રાષ્ટ્રકૂટ (રાઠોડ) રાજા ધવલ અને તેના પુત્ર બાલપ્રસાદના સમયના વિ. સંવત ૧૦૫૩ માઘ સુદિ ૧૩ ના શિલાલેખથી થઇ શકે છે. તેમાં લખ્યું છે કે 'જ્યારે રાજા મુંજે[૨] મેદપાટ (મેવાડ)ના મદરૂપી આઘાટ (આહાડ-મેવાડની પ્રાચીન રાજધાની) નગરને નષ્ટ કર્યું ત્યારે ધવલે મેવાડના સૈન્યની રક્ષા કરી હતી.[૩]'

આ કથનથી અનુમાન થઇ શકે છે કે માળવાના રાજા મુંજે મેવાડ પર ચઢાઇ કરીને આહાડનગર નષ્ટ કર્યું તે સમયે ચિત્તોડનો કિલ્લો અને તેની આસપાસનો માળવાથી જોડાએલો પ્રદેશ પોતાના રાજ્યમાં જોડી દીધો હશે; તેથી રાજા ભોજ કોઇ કોઇ વખતે ચિત્તોડમાં રહેતો હશે અને તેથી તેણે ત્યાં શિવમંદિર બંધાવ્યું હશે.

આ અનુમાનની પુષ્ટિ આબુ પરના વિમળશાહના જૈન મંદિરના જીર્ણોદ્ધારની વિ. સંવત ૧૩૭૮ જ્યેષ્ઠ સુદિ ૯ ની પ્રશસ્તિ તથા જિનપ્રભસૂરિ રચિત 'તીર્થકલ્પ'થી થાય છે.

પ્રશસ્તિમાં લખ્યું છે કે 'ચંદ્રાવતી નગરીનો રાજા ધંધુ (ધંધુક) વીરોમાં અગ્રણી હતો. જ્યારે તેણે રાજા ભીમદેવની સેવા સ્વીકાર ન કરી ત્યારે ભીમદેવ તેના ઉપર નાખુશ થયો, તેથી તે મનસ્વી (ધંધુક) ધારાના રાજા

૧. આ શિલાલેખ ઉદેપુરના વિક્ટોરિયા હૉલમા સુરક્ષિત છે.

૨. મુંજ માળવાના પરમાર રાજા ભોજના પિતા સિંધુરાજ (સિંધુલ) નો મોટો ભાઈ હતો અને તેનું ઉપનામ 'વાક્પતિરાજ' હતું.

૩ भंक्त्वाघाटं घटाभिः प्रकटमिव मदं मेदपाटे भटानां
जन्ये राजन्यजन्ये जनयति जनताजं (?) रणं मुंजराजे ।
श्री....माणे प्रणष्टे हरिण इव भिया गूर्जरेशे विनष्टे
तत्सैन्यानां स (श) रण्यो हरिरिव शरणे यः सुराणां बभूव ॥ १० ॥
ઍપિગ્રાફિયા ઇંડિકા, વૉલ્યુમ ૧૦, પૃ. ૧૨-૨૧

ભોજની પાસે ચાલ્યો ગયો, તેથી રાજા ભીમે પ્રાગ્વાટ ( પોરવાળ ) વંશી મંત્રી વિમલને અર્બુદ ( આબુ )નો દંડપતિ ( સેનાપતિ, સુબો ) બનાવ્યો. તેણે વિ. સંવત્ ૧૦૮૮ માં આબુના શિખર પર આદિનાથનું મંદિર બંધાવ્યું.'[1]

એ જ પ્રસંગનું વર્ણન કરનાર જિનપ્રભસૂરિ પોતાના 'તીર્થકલ્પ'માં લખે છે કે 'જ્યારે ગુર્જરેશ્વર ( ભીમદેવ ) રાજા ધાંધુક ( રાજા ધંધુક ) ઉપર કોધાયમાન થયો ત્યારે ભક્તિથી પ્રસન્ન કર્યો અને ધંધુકને ચિત્રકૂટ ( ચિત્તોડ )થી લાવીને તેની આજ્ઞાથી વિ. સંવત્ ૧૦૮૮ માં ભારે ખર્ચથી વિમલવસતી નામનું ( આદિનાથનું ) મંદિર કરાવ્યું'.[2]

ઉપરનાં બન્ને પ્રમાણોનો વિચાર કરતાં એવું કહી શકાય, કે ગુજરાતના સોલંકી રાજા ભીમદેવ ( પ્રથમ )ની સાથે વિરોધ થવાથી આબુનો પરમાર રાજા ધંધુક, માળવાના પરમારવંશી રાજા ભોજની પાસે-જે તે વખતે ચિત્તોડમાં રહેતો હતો-ચાલ્યો ગયો. વિમલ તેને સમજાવીને ચિત્તોડથી પાછો લાવ્યો અને ભીમદેવની સેવાનો સ્વીકાર કરાવ્યા પછી તેની આજ્ઞાથી આદિનાથનું મંદિર બંધાવ્યું. આથી એ પણ સાબિત થાય છે કે તે વખતે ચિત્તોડનો કિલ્લો રાજા ભોજની પાસે હતો.

---

१ तत्कुलकमलमरालः कालः प्रत्यर्थिमंडलीकानां ।
चंद्रावतीपुरीशः समजनि वीराग्रणी धंधुः ॥ ५ ॥
श्रीभीमदेवस्य नृपस्य सेवामलभ्य ( ? ) मानः किल धंधुराजः ।
नरेशरोषाच्च ततो मनस्वी धाराधिपं भोजनृपं प्रपेदे ॥ ६ ॥
प्राग्वाटवंशाभरणं बभूव रत्नप्रधानं विमलाभिधानः । .... ॥ ७ ॥
ततश्च भीमेन नराधिपेन प्रतापवह्निर्विमलो महामतिः ।
कृतोर्बुदे दंडपतिः सतां प्रियो प्रियंवदो नंदतु जैनशासने ॥ ८ ॥
श्रीविक्रमादित्यनृपाद्व्यतीतेष्टाशीतियाते शरदां सहस्रे ।
श्रीआदिदेवं शिखरेर्बुदस्य निवेशितं श्रीविमलेन वंदे ॥ ११ ॥

આબુની પ્રશસ્તિ-અપ્રકાશિત.

२ राजानकश्रीधांधुके क्रुद्धं श्रीगुर्जरेश्वरं ।
प्रसाद्य भक्त्या तं चित्रकूटादानीय तद्गिरा ॥ ३९ ॥
वैक्रमे वसुवस्वाशा । १०८८ मितेऽब्दे भूरिरैव्ययात् ।
सत्प्रासादं स विमलवसत्याह्वं व्यधापयत् ॥ ४० ॥

'તીર્થકલ્પ' નો 'અર્બુદકલ્પ.'

હવે એ જાણુવાની જરૂર છે કે ચિત્તોડનો કિલ્લો માળવાના પરમારો પાસેથી ગુજરાતના સોલંકીઓના અધિકારમાં કેવી રીતે આવ્યો.

ગુજરાતના ઐતિહાસિક સંસ્કૃત ગ્રંથો તથા ગુજરાત અને માળવાથી મળેલા શિલાલેખોથી જણાય છે કે 'જ્યારે સિદ્ધરાજ (જયસિંહ) સોમેશ્વર (સોમનાથ)ની યાત્રાએ ગયો હતો, તે સમયે માલવ દેશનો રાજા નરવર્મા[1] ગુજરાત ઉપર ચઢી આવ્યો. મંત્રી સાંતુએ તેને પૂછ્યું કે આપ શી રીતે પાછા જઇ શકો? એના ઉત્તરમાં રાજાએ કહ્યું જો તમે તમારા સ્વામીની સોમેશ્વરની યાત્રાનું પુણ્ય મને આપો. તો હું પાછો જાઉં. આ વચન સાંભળી મંત્રીએ તે રાજાના પગ ધોયાં અને પોતાના સ્વામીની સોમેશ્વર યાત્રાનું પુણ્ય હાથમાં જળ લઇ તેના હાથમાં અર્પણ કર્યું અને માળવાના રાજાને ગુજરાતથી પાછો વાળ્યો. જ્યારે આ વાતની ખબર રાજાને મળી ત્યારે તે પોતાના મંત્રી પર ક્રુદ્ધ થયો. મંત્રીએ કહ્યું હે સ્વામિન્! મારું આપેલું આપનું પુણ્ય બીજાને મળતું હોય તો હું તે રાજાનું તથા બીજા પુણ્યવાન પુરૂષોનું પુણ્ય આપને અર્પણ કરૂં છું. શત્રુના સૈન્યને આપણા દેશમાં આવતું રોકીને કોઇ પણ ઉપાયથી દેશની રક્ષા કરવી જોઇએ. આ ઉત્તરથી રાજા પ્રસન્ન થયો, પણ માલવપતિ પર ક્રોધ કરી સહસ્રલિંગ ધર્મસ્થાનનું ચાલી રહેલું કામ શીઘ્ર પૂર્ણ કરાવી તેણે માળવા પર ચઢાઇ કરી દીધી.[2]

---

૧. 'પ્રબંધચિંતામણિ'માં ગુજરાત પર આક્રમણ કરનાર માળવાના રાજાનું નામ યશોવર્મા આપ્યું છે (પૃ. ૧૪૨-૪૩) તે સ્વીકાર કરી શકાય નહિ, કારણ કે ઉપર લખેલી માળવાના રાજાની ચઢાઇનો બદલો લેવા સારૂ સિદ્ધરાજે માળવા પર ચઢાઈ કરી અને ૧૨ વર્ષ લડયા પછી તે દેશને જીતી લીધો હતો એવું જિનમંડનગણિના 'કુમારપાલપ્રબંધ', જયસિંહસૂરિરચિત 'કુમારપાલ ચરિત', ચારિત્રસુંદરગણિકૃત 'કુમારપાલચરિત', મેરૂતુંગપ્રણીત 'પ્રબંધચિંતામણિ' તથા રાજશેખરના 'ચતુર્વિંશતિપ્રબંધ'થી સ્પષ્ટ થાય છે. યશોવર્મા નરવર્માનો પુત્ર હતો અને નરવર્માનું મૃત્યુ વિ. સંવત્ ૧૧૯૦ કાર્તિક સુદિ ૮ ને દિવસે થયું ત્યારે યશોવર્મા માળવાનો રાજા થયો. સિદ્ધરાજ (જયસિંહ)નો દેહાવસાન વિ. સં. ૧૧૯૯માં થયો, તેથી નિશ્ચય થાય છે કે યશોવર્માના રાજ્યાભિષેક થવા પછી સિદ્ધરાજ ૧૨ વર્ષ સુધી તો જીવતો પણ રહ્યો ન હતો. ઉજ્જૈનથી મળેલા સિદ્ધરાજના વિ. સંવત્ ૧૧૯૫ જ્યેષ્ઠ વદિ ૧૪ના શિલાલેખથી સ્પષ્ટ થાય છે કે જયસિંહે માળવાના રાજા યશોવર્મા પાસેથી માળવદેશ જીત્યો હતો. તે શિલાલેખથી એ પણ નિશ્ચય થાય છે કે જયસિંહે વિ. સંવત્ ૧૧૯૫ ના પહેલાં માળવાના રાજાની સાથની લડાઇ જીતી લીધી હતી. આ લડાઇના અંતમાં યશોવર્મા કેદ થયો હતો માટે લડાઇનો પ્રારંભ નરવર્માના સમયમાં થયો જોઇએ. નરવર્મા લડાઈના સમયમાં મરણ પામ્યો અને ત્યારપછી યશોવર્મા પણ લડતો રહ્યો હતો.

૨. 'પ્રબંધચિંતામણિ', પૃ. ૧૪૨.

માળવાના રાજાઓ (નરવર્મા અને યશોવર્મા)ના સાથેની લડાઈ ૧૨ વર્ષ સુધી ચાલતી રહી પણ ધારાનગરી જીતી શકાઇ નહિ ત્યારે એક દિવસે રાજાએ એવું પણ લીધું કે આજે મારે ધારાનગરીનો ભંગ કર્યા પછી જ ભોજન કરવું. રાજાની આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં પરમાર વંશના ૫૦૦ રાજપુત્રો, કઇ બુદ્ધિવાન પ્રધાનો (મંત્રીઓ) અને ઘણા સૈન્યનો નાશ થયો, તો પણ સંધ્યાસમય સુધી રાજાનું પણ પૂરૂં થઇ શકયું નહિ તેથી કૃત્રિમ ધારાનગરી બનાવી તેનો ભંગ કરાવીને રાજાને શાંત કર્યો પછી મુંજાલ મંત્રીએ ધારાનગરીનો દુર્ગ શી રીતે વિજય થાય એ વિષયની ચર્ચા પોતાના ગુપ્તચરોની મારફત ચકલે ચૌટે ચર્ચાવી. તેવામાં ત્યાંના એક પુરૂષે કહ્યું કે જો ત્રિપોલિયા દરવાજેથી હલ્લો કરવામાં આવે તો કિલ્લો ભાગે, બીજી કોઇ રીતે નહિ. જ્યારે મંત્રીએ એ વાતની સૂચના રાજાને દીધી ત્યારે તેણે તે તરફ સૈન્ય મોકલ્યું અને પોતે યશઃપટહ નામના હાથી પર સવાર થઇ તે દરવાજો હાથીની પાસે તોડાવવાની સામલ મહાવતને આજ્ઞા કરી. તેથી સામલે ત્રિપોલિયા દરવાજાનાં બે કમાડની લોઢાની ભૂંગળ હાથી પાસે તોડી નંખાવી. આ પ્રમાણે વધારે બળ વાપરવાથી તે હાથી તો મરી ગયો પણ દરવાજો તુટી જવાથી ધારાનગરીના દુર્ગ પર જયસિંહનો અધિકાર થઇ ગયો. જયસિંહે યશોવર્માને[1] કેદ કર્યો અને તેને સાથે લઇને ૧૨ વર્ષે તે પાછો પાટણ આવ્યો.[2]

યશોવર્માને કેદ કર્યો પછી સિદ્ધરાજે સઘળો માળવદેશ પોતાના રાજ્યમાં જોડી દીધો. તેની સાથે માળવાના રાજાઓના અધિકાર નીચે રહેલો ચિત્તોડનો કિલ્લો પણ સિદ્ધરાજના હાથમાં આવ્યો. સિદ્ધરાજની પાછળ કુમારપાળ ગુજરાતનો રાજા થયો અને તેના અધિકારમાં પણ તે કિલ્લો રહ્યો જ્યાં તેણે સૂબો પણ નિયુક્ત કર્યો હતો. કુમારપાલના ઉપર જણાવેલા શિલાલેખો ચિત્તોડમાંથી મળ્યા છે. તેનું કારણ ત્યાં તેનો અધિકાર જ છે.

ચિત્તોડનો કિલ્લો ગુજરાતના સોલંકી રાજાઓ પાસેથી કયારે અને કયા રાજાના સમયમાં મેવાડના ગુહિલવંશી રાજાઓના અધિકારમાં ગયો એ વિષયમાં ગુજરાતનાં ઐતિહાસિક પુસ્તકો, શિલાલેખો તથા મુંબઇ ગેઝેટિયરમાં

૧. સોમેશ્વર (કીર્તિ-કૌમુદીના કર્તા) જિનમંડનગણિ, તથા જયસિંહ સૂરિએ માળવાના રાજા નરવર્માને કેદ કરવાનો ઉલ્લેખ કર્યો છે તે માનવા જેવો નથી. તેમની વિરૂદ્ધ આચાર્ય હેમચંદ્રસૂરિએ પોતાના 'આશ્રય મહાકાવ્ય'માં, અરિસિંહે 'સુકૃત સંકીર્તન'માં અને મેરૂતુંગાચાર્યે 'પ્રબંધચિંતામણિ'માં યશોવર્માને કેદ કર્યાનું લખ્યું છે તે જ માનવાયોગ્ય છે. હેમચંદ્રસૂરિ સિદ્ધરાજ જયસિંહના સમયમાં જીવિત હતા અને તેના દરબારના પ્રતિષ્ઠિત વિદ્વાન હતા.

૨. 'પ્રબંધચિંતામણિ', પૃ. ૧૪૨-૪૪.

પ્રકાશિત ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ જરા પણ સહાયક થતો નથી. તો પણ મંત્રી તેજપાળના બનાવેલા આબુ પરના લુણિગવસઈ ( નેમિનાથ ) નામના જૈનમંદિરની પ્રશસ્તિ ( જેની રચના નાગર જાતિના ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરે કરી હતી ) તથા તે જ વિદ્વાનનું રચેલું 'સુરથોત્સવ કાવ્ય' કાંઈક સહાયભૂત અવશ્ય થાય છે. ઉપર જણાવેલી પ્રશસ્તિમાં લખ્યું છે કે 'આબૂના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદનની તરવારે ગુજરાતના રાજાની એવા સમયમાં રક્ષા કરી કે જ્યારે તેનું બળ સામંતસિંહે રણક્ષેત્રમાં તોડી નાખ્યું હતું'[1].

ઉપરના લેખથી એટલું તો જણાઈ આવે છે કે સામંતસિંહે ગુજરાતના કોઈ રાજાનો પરાભવ કર્યો હતો પણ તેનું નામ જણાવ્યું નથી.

ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર 'સુરથોત્સવ કાવ્ય'માં પોતાના પૂર્વજ કુમારના વિષયમાં લખે છે કે 'તેણે કટુકેશ્વર નામના શિવ (અર્ધનારીશ્વર)ની આરાધના કરી અજયપાલ રાજાના રણાંગણમાં વાગેલા ઘાની દારૂણ પીડા શાંત કરી હતી.[2] ગુજરાતના કોઈ પણ ઇતિહાસમાં અજયપાલના ઘાયલ થયાનું વર્ણન મળતું નથી, તોપણ સોમેશ્વરના કથનથી તેનું ઘાયલ થવું નિશ્ચિત છે.

---

૧ शत्रुश्रेणीगलविदलनोन्निद्रानिस्त्रिं(स्त्रिं)शधारी
धारावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्यः । .... ॥ ३६ ॥
सामंतसिंहसमितिक्षितिविक्षतौजः
श्रीगूर्जरक्षितिपरक्षणदक्षिणासिः ।
प्रह्लादनस्तदनुजो दनुजोत्तमारि-
चारित्रमत्र पुनरुज्ज्वलयांचकार ॥ ३८ ॥
ઍપિગ્રાફિયા ઇંડિકા, વૉલ્યમ ૮, પૃ. ૨૧૧.

૧ यः शौर्यसंयमपटुः कटुकेश्वराख्य-
माराध्य भूधरसुताघटितार्धदेहम् ।
तां दारुणामपि रणाङ्गणजातघात-
व्रातव्यथामजयपालनृपादपास्थत् ॥ ३९ ॥
'કાવ્યમાલા'માં પ્રકાશિત 'સુરથોત્સવ કાવ્ય', સર્ગ, ૧૫.

તે જ પુસ્તકમાં ઊપરના શ્લોક ગણના ટિપ્પણમાં લખ્યું છે કે-

सामंतसिंहयुद्धे हि श्री अजयपालदेवः प्रहार पीडया मृत्युकोटिमायातः कुमारनाम्ना पुरोहितेन श्री कुटकेश्वरमाराध्य:पुनः स जीवितः ।

વળી જુઓ પરમાર' પ્રહ્લાદનરચિત 'પાર્થપરાક્રમવ્યાયોગ'ની ચિમનલાલ ડી. દલાલની લખેલી અંગ્રેજી ભૂમિકા, પૃ. ૪. ( ગાયકવાડ ઓરિયેંટલ સીરીઝમાં પ્રકાશિત. )

ઉપરના બન્ને કથનોનો સારાંશ એ જ છે કે સામંતસિંહની સાથના યુદ્ધમાં ગુજરાતનો સોલંકી રાજા અજયપાલ ઘાયલ થયો હતો. એ બન્ને રાજાઓ સમકાલીન હતા. સામંતસિંહના બે શિલાલેખો મળ્યા છે તે વિ. સંવત ૧૨૨૮ અને ૧૩૩૬ ના છે અને અજયપાલે વિ. સંવત્ ૧૨૩૦ થી ૧૨૩૩ સુધી રાજ્ય કર્યું હતું. તેથી એ માનવામાં કાંઇ પણ બાધા જેવું નથી કે મેવાડના રાજા સામંતસિંહે ગુજરાતના રાજા અજયપાલને ઘાયલ કરી તેની પાસેથી ચિત્તોડનો કિલ્લો લઇને પાછો જોડી દીધો હશે. સામંતસિંહ પછીના મેવાડના ગુહિલવંશી રાજાઓના શિલાલેખો ચિત્તોડથી મળ્યા છે તે પણ આ કથનની પુષ્ટિ કરે છે.

નિષ્કર્ષ એ જ કે સિદ્ધરાજ (જયસિંહ) અને કુમારપાલના સમયમાં ચિત્તોડનો કિલ્લો ગુજરાતના સોલંકીઓના અધિકારમાં રહ્યો પણ નિર્બળ અજયપાલના સમયમાં તે કિલ્લો ગુજરાતના રાજાઓ પાસેથી છૂટયો અને મેવાડના રાજાઓના અધિકારમાં પાછો ગયો.

ગૌરીશંકર હીરાચંદ ઓઝા

# ગ્રામસુધારણા અને ખેતીવાડીનું કમીશન

"હિન્દુસ્થાન ગામડામાં વસે છે શહેરોમાં નહિ તેથી ગ્રામસુધારણા એ જ મહત્વની વસ્તુ છે" એ વિચારને દિવસે દિવસે વધારે બળ મળતું જાય છે. ઇ. સ. ૧૯૨૬માં નીમાએલા ખેતીવાડીના શાહી કમીશને પોતાની તપાસને અંગે આ વિષયનો થોડો વિચાર કર્યો છે અને ગ્રામસુધારણાના વિચારને કંઇક વેગ આપ્યો છે. જમીન મહેસુલ જેવા મહત્વના પ્રશ્નને અડકવાનો કમીશનને અધિકાર હતો નહિ[૧] એટલે જે પ્રશ્નોની તપાસને અંગે સરકારની કસુર જણાઇ જાય અને સરકારને પોતાની નીતિ બદલવાની જરૂર પડે એવા પ્રશ્નો બાદ કરીને કમીશને પોતાની તપાસ કરી છે અને તેમાં ખેતીની પદ્ધતિ, તેને અંગે બી, પાણી વગેરેના પ્રશ્નો, ગામડાની સુખાકારી, શિક્ષણ અને ગૃહઉદ્યોગ જેવા પ્રશ્નોનો વિચાર કર્યો છે.

૧ કમીશનની નીમણુકના ઠરાવમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"It will not be within the scope of the Commission's duties to make recommendations regarding the existing systems of land ownership and tenancy or of assessment of land revenue and irrigation charges or the existing divisions of functions between the Government of India and local Governments.

કમીશનના સભ્યો ભાગ્યે જ હિંદનાં ગામડાંની સ્થિતિથી ખરી રીતે માહિતગાર હતા[૨] અને તેમણે પોતાની તપાસ શહેરોમાં ફરીને[૩] અમલદારો મારફત અને કોઈ રડ્યાખડ્યા ખેડુતો મારફત માહિતી મેળવીને કરી છે[૪] એટલે તેમના વિચાર ખેડુતોની સ્થિતિનો ખરો ખ્યાલ આપી શકે નહિ તે સ્વાભાવિક છે. પરંતુ ચૌદ લાખ જેટલું ખર્ચ કરીને અને લગભગ બે વરસ સુધી મહેનત કરીને કમીશને જે કામ કર્યું છે તે કેટલેક અંશે ઉપયોગી તો છે જ. પ્રજા આવા ભારે ખર્ચના ભોગે એ લાભ ન ઇચ્છે અને તે કામ વધારે સારી રીતે થઇ શકે એ જુદી વાત છે પરંતુ જેની નીમણુકમા પ્રજાની પસંદગીને સ્થાન નથી એવા મંડળ પાસેથી પણ કોઇ વિચારોને ઉત્તેજન મળે તો તે આવકારલાયક છે. કમીશનના કેટલાક વિચારો તો ગ્રામસુધારકોને પ્રોત્સાહન આપે એવા છે અને નોંધવા લાયક છે. કેવળ વિચારો રજુ કરવાની દિશામાં કમીશને ઠીક કામ કર્યું છે. આપણે આ લેખમાં તેમના નીચેના પ્રશ્નોને લગતા વિચારો જોઇશું.

(૧) પ્રાથમિક શિક્ષણ (૨) સ્ત્રીશિક્ષણ (૩) મોટાઓનું શિક્ષણ (૪) માધ્યમિક શિક્ષણ (૫) ઉચ્ચ શિક્ષણ (૬) ગ્રામનાયકો (૭) ગ્રામસુખાકારી અને ખોરાક (૮) ગૃહઉદ્યોગ

## (૧) પ્રાથમિક શિક્ષણ

પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવા માટે દેશમા કેટલાય વખતથી માગણી થતી આવી છે. સ્વ. ગોખલેએ ૧૯૧૧ માં તેને માટે ચળવળ ઉપાડી અને ધારાસભામાં ઠરાવ કરાવ્યો ત્યારપછી લગભગ સત્તર વરસ થયાં છતાં હિંદમાં ફરજિયાત શિક્ષણ દાખલ કરવા માટે પૂરતો પ્રયત્ન થયો નથી અને ચોરાણુસો ટકા કરતાં પણ વધારે લોકોને પોતાની ભાષામાં લખતાં વાંચતા[૫] પણ આવડતું નથી. આ સ્થિતિનો વિચાર કરતાં કમીશન લખે છેઃ—

પ્રાથમિક શિક્ષણનો ચારે તરફ સંતોષકારક ફેલાવો થયા વિના આર્થિક સ્થિતિમાં સારો સુધારો થવાની બહુ જ ઓછી આશા રાખી શકાય. . . . છેલ્લાં થોડાં વરસોમાં બેશક પ્રાથમિક શિક્ષણમાં સારી પ્રગતિ થઈ છે પરંતુ સ્થિતિ તપાસતાં જણાય છે કે તે ભાગ્યે જ સંતોષકારક છે. વધારે પ્રગતિ ન થવાનાં ઘણાં કારણો છે. આમાંનું મુખ્ય એ છે કે શિક્ષકો બરાબર કામ આપે તેવા નથી. ફરિયાદ એવી છે કે ગામડામાં કેળવણી માટે રસ પેદા કરવાના કામમાં શિક્ષક નિષ્ફળ નીવડ્યો છે. પોતાની નિષ્ફળતાને માટે શિક્ષક કંઈક ન્યાય-

---

૨ કમીશનના દસ સભ્યોમાંથી પાંચ ગોરાઓ હતા અને બાકીના હિંદીઓ હતા. હિંદી સભ્યોમાંથી બે વિદ્યાપીઠોમા ભાષણો આપનારા પ્રોફેસરો, એક દેશી રાજ્યના મહારાજા અને એક પંજાબના જમીનદાર હતા જેઓ તપાસ દરમિયાન ગુજરી ગયા હતા. બાકીના એક ધારાસભાના જુના સભ્ય અને ખેતીના વિષયમાં રસ લેનારા વેપારી હતા.

૩ મુંબાઈ, કલકત્તા, મદ્રાસ, કરાચી અને દિલ્હી જેવા મોટાં મોટાં બત્રીસ શહેરોમાં ફરીને કમીશને પોતાનું કામ કર્યું હતું.

૪ કમીશને આખા હિન્દુસ્થાનમાંથી કુલ ૩૯૫ માણસોની જુબાની લીધી હતી. તેમાંથી ૭૮ ખેડુતો હતા એમ કહી શકાય. તેમાથી ચે મોટા ભાગના સાંથ ઉપર જીવનારા જમીનદારો હતા. ખરા ખેતી કરનારા ૧૫–૨૦ હશે. આવા લગભગ ૭ કરોડ ખેડુતોમાંથી ૧૫—૨૦ કમીશનને જુબાની લેવા યોગ્ય લાગ્યા !

૫ લખતાં વાંચતાં આવડવું એટલે ‘ મિત્રને કાગળ લખતાં અને તેનો જવાબ વાંચતાં આવડવું.’

પૂર્વક કહી શકે કે તેનો પગાર અને ધંધાનું ભવિષ્ય સારાં કામને માટે ઉત્તેજક નહોતાં અને નથી. માબાપ કહી શકે કે શિક્ષણ માટે પૂરતી અનુકૂળતા નથી. . . . પૂરતી અનુકૂળતા ન હોવાની માબાપની દલીલને નીચેની હકીકતનો ટેકો મળે છે કે પાંચ લાખ ગામડાં માટે ૧,૫૭,૦૦૦ કરતાં વધારે પ્રાથમિક શાળાઓ નથી. . . . જે જાતનું શિક્ષણ આપવામાં આવે છે તે બેશક મહત્વની વસ્તુ છે. ગામડીઓ ભલે અભણ હોય પરંતુ પોતાના જીવનને અંગે શિક્ષણમાં કેટલી ઉણપ છે કે શિક્ષણ કેટલું ઉપયોગી છે તે જાણવા પૂરતું તેનામાં ડહાપણ સામાન્ય રીતે હોય છે. જ્યાં પ્રજાના મોટા ભાગને શિક્ષણની ઉપયોગિતાનો અનુભવ ન હોય અને તેને માટે ખર્ચ કરવા પ્રજા અશક્ત નહિ તો નાખુશ હોય, ત્યાં રૂઢિને અનુસરવાનું અને નિશાળમાં છોકરાંને નહિ મોકલવાનું વલણ અવશ્ય મજબુત હોય. . . . અમારી ખાત્રી થઇ છે કે માબાપની છોકરાંને નિશાળમાં મોકલવાની અનિચ્છા ટાળવા માટે અને છોકરાંને લખતાં વાંચતાં આવડે એટલું શિક્ષણ મળે ત્યાં સુધી શાળામાં રાખવા માટે, વધારે ને વધારે ફરજિયાત પદ્ધતિ દાખલ કરવી એ જ એનો ઉપાય છે."

કમીશનને જણાયું છે કે મોટા વિદ્યાર્થીઓ પહેલા અને બીજા ધોરણમાંથી ઉઠી જાય છે અને તેથી તેમની કેળવણી પાછળ કરેલું ઘણુંખરૂં ખર્ચ નકામું જાય છે તેથી તેઓ લખે છેઃ—

" પ્રાંતિક સરકાર જે પ્રાથમિક શિક્ષણના ખરચમાં મોટો ફાળો આપે છે તેમણે સ્થાનિક અધિકારીઓના લક્ષમાં લાવવું જોઇએ કે હાલના સંજોગોમાં પ્રાથમિક શિક્ષણ પાછળ કરેલું ઘણુંખરૂં ખર્ચ નકામું જાય છે, અને આ દુરુપયોગ જો ધીમે ધીમે ફરજિયાત શિક્ષણ દાખલ કરવામાં આવે તો જ દૂર થઈ શકે. હાલની મરજિયાત પદ્ધતિમાં કરેલું ઘણુંખરૂં ખર્ચ એળે જાય છે એ હકીકત સોંસરી ઉતારી દેવાની અમને અગત્ય જણાય છે."

ફરજિયાત પદ્ધતિ કેવી જાતની હોવી જોઈએ તેને માટે લખ્યું છેઃ—

" ફરજિયાત શિક્ષણ બનતી તાકીદે દાખલ કરવાની અમે ભલામણ કરી છે પરંતુ તેને માટે અમલદારોનું ધાડું ઉભું કરવાનો કે એક સામટી શિક્ષાઓ કરવાનો અમારો વિચાર નથી. કાયદાપોથી ઉપર એવો કાયદો રહે અને અમુક વિભાગમાં તેનો અમલ થાય તે જ તેના કાનુનોનો અમલ કરાવવા માટે પૂરતું છે. પંજાબમાં થયું છે તેમ અમારો વિચાર એવો છે કે નિશાળે મોકલેલા છોકરાને ત્યાં ચાલુ રાખવા માટે ફરજિયાત પદ્ધતિનો વિશેષે કરીને ઉપયોગ થવો જોઇએ. નહિ કે ગામડાના દરેકે દરેક છોકરાને નિશાળમાં ઘસડી લાવવા માટે. છેલ્લામાં છેલ્લા રખડેલ છોકરાને નિશાળમાં લાવવાનો પ્રયત્ન કરવાને બદલે ખર્ચમાં જે બિગાડ થાય છે તેને જ અટકાવવો એ વધારે અગત્યનું છે."

દરેક પ્રાથમિક શાળામાં ઓછામાં ઓછા બે શિક્ષકો તો હોવા જ જોઇએ એ બાબત ઉપર કમીશને ખાસ ભાર મૂકીને લખ્યું છેઃ—

" જે પ્રાથમિક શાળામાં બે કરતાં ઓછા શિક્ષકો હોય તે બરાબર ચાલી જ ન શકે એમ માનનારા કેળવણીખાતાના અધિકારીઓની સાથે અમે સંપૂર્ણ રીતે સંમત થઇએ છીએ. જે નિશાળમાં અત્યારે એક શિક્ષક હોય તેમાં બીજો શિક્ષક નીમવો જોઇએ અથવા તેમાં એક બે ધોરણો જ રાખીને તેને શાખા બનાવી દેવી જોઇએ અને છોકરાં

મધ્યસ્થ શાળામાં ચાલીને ભણવા જઈ શકે ત્યાં સુધી તેમાં શિક્ષણ આપવું જોઇએ. જો આમ ન થઈ શકે તો શાળા બંધ થાય એ ઇષ્ટ છે. કારણ તેમાં કરેલું ખર્ચ નકામું અને ખર્ચાળ છે. નાની પ્રાથમિક શાળામાં બીજો શિક્ષક રાખવો એમાં નાણાની મુશ્કેલીનો પ્રશ્ન ઉભો થાય એની અમને ખબર છે. . . . પરંતુ એટલી હકીકત નજર આગળ લખી રાખ્યા વગર છૂટકો નથી કે જે ગામમાં પ્રાથમિક નિશાળ એક શિક્ષકથી ચાલતી હોય તે ગામમાં શાળા હોય ન હોય એ સરખું છે."

શિક્ષણ કઈ દષ્ટિ ધ્યાનમાં રાખીને આપવું જોઇએ તેને માટે જણાવ્યું છેઃ—

"ગામડાંનાં છોકરાંના હિતને માટે અને તેમની કાર્યકુશળતા માટે જરૂરનું છે કે તેમનો વિકાસ તેમના વાતાવરણને અનુકૂળ થવો જોઇએ અને આ હેતુથી એ ખાસ ઇચ્છવા યોગ્ય છે કે ગામડાંની શાળામાં તેઓ જે શિક્ષણ લે તેની પ્રેરણા અને બળ ગ્રામ જીવનમાંથી જ મળવાં જોઇએ. . . . શિક્ષકો બનતાં સુધી તો ખાસ કરીને ગામડાંમાં જન્મેલા અને ત્યાં જ ઉછરેલા હોય એવા પસંદ કરવા જોઇએ.

"પ્રાથમિક શિક્ષણને અંતે જો છોકરો સહેલાઈથી અને બુદ્ધિપૂર્વક વાંચી શકે, જો તેના બાપના ધંધાને અંગે બજારનું સાદું ગણિત ગણી શકે, જો તે તન્દુરસ્તીના સામાન્ય નિયમો જાણે, જો તે હાથપગ વાપરતાં શીખે, જો ગામડાના વાતાવરણને માટે તેનામાં પ્રેમ પેદા થાય અને પાડોશી તથા મુંગા પ્રાણીઓ પ્રત્યે તેનામાં ન્યાયવૃત્તિ પેદા થાય તો ગામડાંમાં રહેવા માટે તેનામાં પ્રબળ ઇચ્છા પેદા થશે અને ગામને વધારે રહેવા લાયક બનાવવાની તેનામાં શક્તિ આવશે. જો પ્રાથમિક શિક્ષણનું આટલું પરિણામ આવે તો ફરજિયાત પદ્ધતિ અને શિક્ષકો બન્ને સારી રીતે સફળ થયાં ગણાય."

## (૨) સ્ત્રીશિક્ષણ

હિન્દુસ્થાનમાં ૨૦ વરસ ઉપરની સ્ત્રીઓમાંથી ફક્ત બે ટકા સ્ત્રીઓ પોતાની ભાષામાં લખી વાંચી જાણે છે અને નિશાળ જવા યોગ્ય છોકરીઓમાંથી આશરે ૭½ ટકા નિશાળે જાય છે. તેમાંથી ૯૫ ટકા ઉપરાંતની સંખ્યા તો પ્રાથમિક શાળાઓમાં ભણે છે. તેમાંથી યે અડધ ઉપરની સંખ્યા પહેલા અને બીજા ધોરણમાંથી ઊઠી જાય છે એટલે ભણતર ઉપર પાછળથી પાણી ફરે છે. આ ઉપરથી સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન કેટલો ભારે છે તેનો સહેજે ખ્યાલ આવે છે. કમીશન આ વિષે લખે છેઃ—

"ગામડાંના વિકાસના પ્રશ્નોને અંગે હિંદની શિક્ષણની પદ્ધતિ તપાસતાં અમને બરાબર ખાત્રી થઈ છે કે ગ્રામવિકાસને અંગે હિન્દની સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર થાય એ અતિશય અગત્યનું છે. . . . વહેમ અને રૂઢિબદ્ધતાને લીધે આવેલી જડતા, પડદાના રિવાજે તેમાં કરેલો ઉમેરો, બાળલગ્નની પ્રથા, લાયક શિક્ષકોનો અભાવ, નિશાળમાં છોકરીઓને લાવવા લઈ જવા માટે માબાપને સંતોષકારક લાગે એવી વ્યવસ્થા કરવાની મુશ્કેલી, નાનાં ગામડાંમાં સ્ત્રીશિક્ષકો માટે અનુકૂળ વ્યવસ્થા કરવાની મુશ્કેલી—આ બધી સ્ત્રીશિક્ષણના પ્રચારમાં મહાન અગવડો છે. . . . નાનાં છોકરાંમાં કાયમનું શિક્ષણ ઘર કરે એમાં જ સ્ત્રીશિક્ષણની પ્રજાને ઉપયોગિતા રહેલી છે."

સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરવા કમીશને નીચેની સૂચના કરી છેઃ—

"જે કુટુંબમાં મા ભણેલી હોય તેવાં ખેડુત કુટુંબમાં બાળકોનો વિકાસ કેવી રીતે થાય

છે તેની હકીકત નોંધી કરવી અને તેવી જ હકીકત જે કુટુંબોમાં મા અભણ હોય તેની ભેગી કરવી તથા તેનાં પત્રકો સરખામણી માટે તૈયાર કરવાં. . . . એ જરૂરનું છે કે કુટુંબો શહેરનાં નહિ પણ પૂરેપૂરાં ગામડાનાં જ હોવાં જોઇએ. જ્યાં ભણેલાં કુટુંબો ન મળે ત્યાં કેટલીક જુવાન માતાઓને ભણાવવા માટે ખાસ પ્રયત્ન કરવો જોઇએ. પસંદગી એવી કરવી જોઇએ કે જ્યાં સંજોગો ઘણા જ અનુકૂળ હોય અને જ્યાં પહેલાં આવો અખતરો થયો ન હોય. અમને આશા છે કે આવી સરખામણીથી ભણેલાં માબાપો પોતાનાં છોકરાંને નિશાળે મોકલવા અને ભણતર પુરૂં થતાં સુધી રાખવા માટે ખાસ કરીને પ્રેરાશે."

## (૩) મોટાઓનું શિક્ષણ

પ્રાથમિક શિક્ષણ અને કન્યા શિક્ષણ માટે આ પ્રમાણે પ્રયત્નો થાય છતાં તેની અસર બાળકો ઉપર જ થવાની અને તેનું પરિણામ તે બાળકો મોટાં થાય ત્યારે બીજા જમાનામાં જણાવાનું. એટલે પુખ્ત ઉમરનાં અભણ સ્ત્રી પુરુષોને શિક્ષણ મળે નહિ ત્યાં સુધી હાલની સ્થિતિ બહુ સુધરે નહિ એ સ્વાભાવિક છે. કમીશને તેથી મોટાઓની કેળવણી ઉપર પણ યોગ્ય ભાર મૂકયો છે અને લખ્યું છે કે:—

"બહોળા પ્રમાણમા મોટાઓના શિક્ષણનો પ્રચાર કરવા માટે જે ક્ષેત્ર પડયું છે તેથી અમને ઘણું આકર્ષણ થયું છે. તેને પરિણામે શિક્ષણનો પ્રચાર એક જમાનો વહેલો થશે. બધી દિશામાં સુધારો કરવા માટે તેની આવશ્યકતા છે. તેની અસર ખેડુતની દૃષ્ટિમર્યાદા ઉપર થશે. તેનામાં ખેતીનાં ઓજારો વાપરવાની ઇચ્છા વધશે. પોતાનો માલ લેવા વેચવામાં પોતાનું હિત જાળવવાની તેનામાં શક્તિ આવશે અને પેદાશ ઘણી વધશે. . . . બાળકોમાં પ્રાથમિક શિક્ષણનો પ્રચાર કરવા માટે આથી જે પ્રોત્સાહન મળશે તે વળી વિશેષ અગત્યનું છે. આપણે જોયું છે કે શિક્ષણના પ્રચારમાં મોટી નડતર એ છે કે માબાપો પ્રતિકૂળ છે. આ સ્થિતિ સુધારવા માટે તેમને પોતાને શિક્ષણ આપી શિક્ષણના લાભ સમજાવવા. એનાથી વધારે સારો ઉપાય હોઈ શકે નહિ. . . . વળી પ્રાથમિક શાળામાં શિક્ષણ લીધા પછી બાળકોના ભવિષ્યના ભણતર માટે પણ આથી સારી અનુકૂળતા થશે કારણ કે માબાપોને શિક્ષણ મળ્યું હશે તો પુસ્તકોની માગણી વધશે."

## (૪) માધ્યમિક શિક્ષણ

આપણા દેશમા દસ હજાર માધ્યમિક શાળાઓ છે અને તેમાં લગભગ સોળ લાખ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આમાંની કેટલીક શાળાઓની સાથે પ્રાથમિક શાળાઓના વર્ગો ચાલે છે એટલે કુલ વિદ્યાર્થીઓની સંખ્યા જણાય છે તે કરતાં ઓછી ગણવી જોઇએ. આશરે પાંચ લાખ ઓછા ગણવા જોઇએ એવી ગણત્રી થએલી છે એટલે અગીઆર લાખ વિદ્યાર્થીઓ આ શાળાઓમાં ભણે છે એમ અડસટ્ટે કહી શકાય. ખેતીનું શિક્ષણ નાનાં બાળકોને પ્રાથમિક શાળામાં આપવાનો પ્રયત્ન કરવો એ વ્યર્થ છે એમ કમીશનને બીજા દેશોના અનુભવ ઉપરથી જણાયું છે તેથી તેમણે માધ્યમિક શાળાઓમાં ખેતી શિખવવાની સૂચના કરી છે. તેમાં વિદ્યાર્થીઓને ખેતીની ક્રિયાઓનું વ્યવહારિક જ્ઞાન અપાય અને ખેતર ઉપરનું ઘણુંખરૂં કામ વિદ્યાર્થીઓ પોતે જ કરી લે એવી સૂચના છે. આથી પોતાના ધંધાના જ્ઞાન સાથે વિદ્યાર્થીઓને શિક્ષણ મળશે અને ગામડાના જીવનમાં તેઓ રસ લેતા થશે.

પૂર્ણ માધ્યમિક શાળાઓમાં ખેતી દાખલ કરવાના સંબંધમાં કમીશને લખ્યું છેઃ—

"પૂર્ણ માધ્યમિક શાળાઓમાં ખેતીનું તાત્વિક જ્ઞાન આપવાની અમે સદંતર વિરૂદ્ધ છીએ કારણ કે તેથી ફક્ત મેટ્રીકની પરીક્ષામાં સહેલાઇથી ગોખી શકાય એવા એક વિષયનો ઉમેરો થશે. જ્યાં શાળાઓ શહેરમાં હોય અને જ્યાં મોટા ભાગના વિદ્યાર્થીઓ શહેરના હોય ત્યાં પણ અમે ખેતીનું શિક્ષણ દાખલ કરવાની સલાહ આપતા નથી. પરંતુ જ્યાં મોટા ભાગના છોકરાઓ ગામડાંના હોય અને જ્યાં ખેતર કે વાડીની જોગવાઈ હોય ત્યાં પ્રશ્ન જુદો છે. હમણાં હમણાં આ શાળાઓના અભ્યાસક્રમમાં સુધારો થયો છે અને તેમાં આરોગ્યશાસ્ત્ર અને શારીરિક મહેનત જેવા વ્યાવહારિક વિષયો દાખલ થયા છે. આમાં ખેતીનું તાત્વિક અને વ્યાવહારિક જ્ઞાન ઉમેરીને એક ડગલું આગળ જઇ શકાય.

## (૫) ઉચ્ચ શિક્ષણ

આપણા દેશમાં ભણતા વિદ્યાર્થીઓમાંથી છોકરાઓ અને છોકરીઓ થઇને એક ટકા જેટલી સંખ્યા ફક્ત ઉચ્ચ કેળવણી લઇ શકે છે. બાકીના ૯૯ ટકા તો અગાઉથી જ પોતાનું શિક્ષણ આટોપી લે છે. તેમાંથી પણ ૮૭ ટકા જેટલા પ્રાથમિક શાળાઓમાંથી પાછા ફરે છે. પ્રાથમિક શિક્ષણ જ જ્યાં પ્રજાના મોટા ભાગને મળતું નથી ત્યાં ઉચ્ચ શિક્ષણની તો વાત જ શી કરવી! એટલે ગ્રામસુધારણાના વિચારને ઉચ્ચ કેળવણી સાથે બહુ ઓછો સંબંધ હોય છે પરંતુ ઉચ્ચ શિક્ષણ જેમને મળ્યું હોય તેઓ ગ્રામસુધારણામાં ઘણી રીતે ઉપયોગી થઈ શકે છે એટલે કમીશને એ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને જણાવ્યું છેઃ—

"ગ્રામવિકાસના કાર્યને અંગે વિદ્યાપીઠો ઘણી સારી અસર પાડી શકે અને અમારા મત પ્રમાણે તો તેમ કરવાની વિદ્યાપીઠોની ચોખ્ખી ફરજ છે; કારણ કે વિદ્યાપીઠોનાં મોટા ભાગના વિદ્યાર્થીઓ ગામડાંમાંથી આવે છે એટલે તેમનામાં ગ્રામસેવાનો આદર્શ ફુંકવાની ફરજ "વિદ્યાપીઠોએ સમજી લેવી જોઇએ. આ કામ બે રીતે થઇ શકેઃ એક સામાજિક સ્થિતિની આર્થિક તપાસ કરાવીને અને બીજું ગામડાંના લોકોમાં પ્રજાને દોરવાનો અને તેમની સેવા કરવાનો આદર્શ રેડીને. . . . વિદ્યાપીઠોનું મોટામાં મોટું કાર્ય વિદ્યાર્થી દુનિયામાં જાય ત્યારે જેમની મધ્યે તેને રહેવાનું પ્રાપ્ત થાય તેમના જીવનમાં તેને, સંપૂર્ણ અને સચેતન ભાગ લેવા પ્રેરવાનું છે અને તેમના હિતને માટે આગળ પડતો ભાગ લેવાની તેનામાં ધગશ પેદા કરવાનું છે. પણ વિદ્યાપીઠો મોટે ભાગે વધારે વસ્તીવાળા ભાગોમાં જ હોય છે તેથી જેઓને સમાજસેવા કરવા માટે આકર્ષણ થાય છે તેઓ સ્વાભાવિક રીતે શહેરોમાં કામ કરવાનું શરૂ કરે છે. અમે ભારપૂર્વક જણાવવા માગીએ છીએ કે હિંદના ઉત્તમોત્તમ જુવાનો ગામડાંના પ્રશ્નોમાં રસ લેતા થાય અને તે કામને પોતાનો સમય આપે એ માગવાનો ગામડાંનો હક છે. દેશની આબાદાની અને બળનો આધાર છેવટે તો ખેડૂતોનાં ઘરબાર ઉપર છે. અમે વિદ્યાપીઠોના હાલના તથા પહેલાંના વિદ્યાર્થીઓને ગામડાંના સામાજિક તેમ જ આર્થિક પ્રશ્નો હાથમાં લેવા તથા ગ્રામ ઉદ્ધારની ચળવળમાં આગળ પડતો ભાગ લેવાની તૈયારી કરવા વિનવીએ છીએ. અમને પૂરેપૂરી આશા છે કે વિદ્યાપીઠોના શિક્ષકો અને અધિકારીઓ આ અગત્યના પ્રશ્નોના અભ્યાસને ઉત્તેજન આપવા પોતાનાથી બનતું બધું કરી છૂટશે. આ દેશમાં, જે લોકો નિસ્વાર્થપણે અને દેશપ્રેમથી દોરાઇને સ્થાનિક કાર્યમાં આગેવાન તરીકે અને પ્રજાના સેવક તરીકે કામ

કરવાની ઇચ્છા ધરાવતા હોય અને જેમનામાં તે કામ કરવાની શક્તિ હોય તેમને માટે કાર્યનું અમર્યાદ ક્ષેત્ર પડેલું છે."

### (૬) ગ્રામનાયકો

ગામડાંના કામ માટે ગ્રામનાયકો તૈયાર કરવા કમીશને સૂચના કરી છે અને તેને અંગે પંજાબના ગરગામ જીલ્લામાં ચાલી રહેલા પ્રયોગ તરફ ખાસ ધ્યાન ખેંચ્યું છે. એ યોજના પ્રમાણે કેટલાક ખેડુતોને ખાસ શિક્ષણ આપીને ગામડાંના કામ માટે તૈયાર કરવામાં આવે છે. તેમનામાં પરસ્પર સહાય અને સંઘકામ માટે આદર પેદા કરવાનો પ્રયત્ન થાય છે અને તેમને આરોગ્યના નિયમો, પ્રાથમિક વૈદક જ્ઞાન, સહકાર પ્રવૃત્તિ અને ખેતીવિષયક જ્ઞાન આપવામાં આવે છે. કેટલાક સાદા ગૃહઉદ્યોગોનું પણ શિક્ષણ અપાય છે. લોકોના વહેમો દૂર કરવા અને તેમનામાં સુધારાની લાગણી જાગૃત કરવા ગીતો, ભાષણો, મેજીકલેન્ટરના દેખાવો, નાટક, સીનેમા વગેરેનો ઉપયોગ થાય છે. આથી તે પ્રદેશમાં ખેડુતોનું ધ્યાન ખેંચાયું છે. આ અખતરા વિષે કમીશન લખે છે:—

"ગ્રામનાયકો તૈયાર કરવા વિષેનો વિચાર અતિશય ઉપયોગી થઈ પડશે એમ અમને લાગે છે અને ગ્રામસુધારણામાં રસ લેતા દરેક આનો કાળજીપૂર્વક વિચાર કરે એવી અમારી ભલામણ છે. છતાં અમને લાગે છે કે બીજી રીતે પણ આ હેતુ સરી શકે અને જુદા જુદા સ્થાન પ્રમાણે જુદી જુદી પદ્ધતિ પણ અનુકૂળ થઈ પડે."

### (૭) ગ્રામસુખાકારી અને ખોરાક

ગામડાંની તન્દુરસ્તી વિષે કમીશન લખે છે:—

"ખેતી અને લોકોની તન્દુરસ્તી વચ્ચે નિકટ સંબંધ રહેલો છે એ સ્પષ્ટ છે. બન્નેની એક બીજા ઉપર ઘણી અસર થાય છે. રોગને લીધે થતું નુકશાન પાર વિનાનું છે. મેલેરીઆથી હજારો મરી જાય છે અને લાખોની કામ કરવાની શક્તિ ઘટી જાય છે. પ્લેગ અને કોલેરા વખતોવખત દેશમાંથી હજારોને ઘસડી જાય છે. . . . ગામડામાં સ્વચ્છતાની જાળવણી જેવું કંઈ છે જ નહિ. લોકોનું શૌચનું સ્થાન એ ઘણું કરીને નદી કે તળાવનો કાંઠો હોય છે. આથી વાળાનો રોગ પેદા થાય છે અને ખરાબ પાણીથી પેદા થતા રોગો વધે છે કારણ કે ઘણે ઠેકાણે નહાવા અને પીવા માટે પણ એ જ પાણી વપરાય છે. . . . સામાન્ય રીતે ગામડાંના લોકો હવા ન આવે એવા મકાનમાં, વળાતા ન હોય એવા મહોલ્લામાં અને અસ્વચ્છ કુવા અને તળાવની નજીક રહે છે અને છતાં અંગત સ્વચ્છતા અને સુઘડતાનું ઊંચું ધોરણ જાળવી શકે છે. દુઃખની વાત તો એ છે કે આ દોષો સંઘબળથી સહેલાઈથી દૂર થઈ શકે એમ છે છતાં આવી પરિસ્થિતિ છે. કુવાઓનું રક્ષણ કરવા માટે, ગામડાં સ્વચ્છ રાખવા માટે અને બને તેટલું નદીનું પાણી ચોખ્ખું રાખવા માટે જો ગામડાંના લોકો સાથે રહીને નિશ્ચય કરે તો લોકોની તન્દુરસ્તીમાં બેશક ઘણો સુધારો થઈ શકે."

ખેડૂતના ખોરાકનો તેના કામ અને તન્દુરસ્તી સાથે પણ નજીકનો સંબંધ છે એમ કમીશને જણાવ્યું છે. પૂરતો પોષણકારક ખોરાક નહિ મળવાથી શરીરની શક્તિ ક્ષીણ થાય છે અને રોગ સામે ટકી શકવાની શક્તિ રહેતી નથી. ચોખા વિશેષ ખાવામાં

આવે છે ત્યાં આંતરડાંની ફરિયાદો વધારે હોય છે અને જ્યાં ઘઉં જેવો ખોરાક લેવામાં આવે છે ત્યાં પ્રજા વધારે મજબૂત જણાય છે. આ વિષેના વિચારોની હમણાં હમણાં પ્રગતિ થવા માંડી છે તેથી તેને અંગે કયા ખોરાકમાં કયાં તત્ત્વો રહેલાં છે અને કેવી જાતનો ખોરાક લેવો જોઇએ એ વિષે તપાસ કરવાની કમીશને જરૂર જણાવી છે.

## (૮) ગૃહઉદ્યોગ

ગૃહઉદ્યોગને અંગે કમીશન લખે છેઃ—

"ગામડાંના લોકોને સંયુક્ત કાર્ય કરવા માટે પુષ્કળ વખત ફાજલ હોય છે. . . . હિન્દની ખેતીનું એક ખાસ લક્ષણ એ છે કે ખેડુતને સમય ફાજલ પડે છે. સમયની મર્યાદામાં સ્થાનિક ખેતીના સંજોગો પ્રમાણે ઘણો ફેર પડે છે પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે ખેડુતોના ઘણા મોટા ભાગને વરસમાં બેથી ચાર માસ માટે કંઇ કામ હોતું નથી. ફાજલ વખતમાં ખેડુતોને ઔદ્યોગિક કામ મળે એવો પ્રબંધ કરવાનો આધાર સ્થાનિક સંજોગો ઉપર છે. જ્યાં બંગાલા, બિહાર, ઓરિસ્સા, મદ્રાસ તથા સંયુક્ત પ્રાંતોની પેઠે વસ્તી ભરચક હોય ત્યાંના વધારાના લોકોને દેશના બીજા ભાગોમાં મોકલી આપવા અથવા ઉદ્યોગોમાં ગોઠવી આપવા એ જ એનો ઉપાય છે. હિન્દના મોટા ભાગમાં ખેડુતને આખું વરસ કામ હોતું નથી એટલે બાકીના ભાગોને માટે પ્રશ્ન એ છે કે ખેડુત અગર તો તેનું કુટુંબ ખેતીને નુકશાન કર્યા વિના પોતાના ફાજલ વખતમાં કયું કામ અનુકૂળતાથી કરી શકે."

આમાંના ઘણા વિચારો ઉમદા છે અને કોઇ દેશનેતાના ભાષણમાં લખી કાઢ્યા હોય તો પણ શોભે એવા છે. રોગનું નિદાન તો કમીશને ઠીક કર્યું છે અને તેમાં ભાષા પણ સારી વાપરી છે. પણ ત્યારપછી સ્થિતિ બદલાય છે. જ્યાં તેના ઉપાયો વિચારવાનો વખત આવે છે અને ખાસ કરીને રોગ દૂર કરવાના ઉપાયો સૂચવવાનું શરૂ થાય છે ત્યાં કમીશનનું દૃષ્ટિબિંદુ બદલાય છે અને પરદેશી રાજ્યના સ્વભાવની ઓળખાણ થવા માંડે છે. તેમાં કદાચ તેમના વાતાવરણનો અને અજ્ઞાનનો દોષ હોય. જે વાતાવરણમાં કમીશનો કામ કરે છે તે સ્થિતિમાં ખરી વસ્તુસ્થિતિ ભાગ્યે જ જણાય છે અને ખેતી જેવા વિષયમાં ગામડાંમાં ફરીને વિસ્તીર્ણ પાયા ઉપર લાંબા વખત સુધી તપાસ કર્યા વિના યોગ્ય સુધારા ન જ સૂચવી શકાય. ભલામણ કરવામાં કમીશનને સરકારનું દૃષ્ટિબિંદુ પણ ખાસ લક્ષમાં રાખવું પડે એટલે કમીશને કરેલા તાત્ત્વિક વિચારોમાં જેટલું જોર જણાય છે તેટલું તેમણે સૂચવેલા ઉપાયોમાં નથી જણાતું અને કેટલાક ઉપાયો નકામા, તો કેટલાક અધુરા, તો કેટલાક વિચિત્ર છે. ઉપર કમીશનના જે વિચારો ઉતાર્યા છે તે પ્રશ્નોને અંગે કમીશને કેવી ભલામણો કરી છે તે જોવાથી તેમની ભલામણોનો એકંદર ખ્યાલ આવશે.

(૧) પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવાની સરસ શબ્દોમાં જરૂર જણાવ્યા પછી તે દાખલ કરવાની જવાબદારી કમીશને સ્થાનિક સંસ્થાઓ અને લોકલ બોર્ડો ઉપર નાખી છે. તેમણે જણાવ્યું છેઃ—

"બધા પ્રાંતોમાં ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની જવાબદારી કાયદાથી સ્થાનિક સંસ્થાઓને આપવામાં આવી છે. તેથી સ્થાનિક સંસ્થાઓને સમજાવવાની જરૂર છે કે

કરવાની ઇચ્છા ધરાવતા હોય અને જેઓનામાં તે કામ કરવાની શક્તિ હોય તેમને માટે કાર્યનું અમર્યાદ ક્ષેત્ર પડેલું છે."

## (૬) ગ્રામનાયકો

ગામડાંના કામ માટે ગ્રામનાયકો તૈયાર કરવા કમીશને સૂચના કરી છે અને તેને અંગે પંજાબના ગરગામ જીલ્લામાં ચાલી રહેલા પ્રયોગ તરફ ખાસ ધ્યાન ખેંચ્યું છે. એ યોજના પ્રમાણે કેટલાક ખેડુતોને ખાસ શિક્ષણ આપીને ગામડાંના કામ માટે તૈયાર કરવામાં આવે છે. તેમનામાં પરસ્પર સહાય અને સંઘકામ માટે આદર પેદા કરવાનો પ્રયત્ન થાય છે અને તેમને આરોગ્યના નિયમો, પ્રાથમિક વૈદક જ્ઞાન, સહકાર પ્રવૃત્તિ અને ખેતીવિષયક જ્ઞાન આપવામાં આવે છે. કેટલાક સાદા ગૃહઉદ્યોગોનું પણ શિક્ષણ અપાય છે. લોકોના વહેમો દૂર કરવા અને તેમનામાં સુધારાની લાગણી જાગૃત કરવા ગીતો, ભાષણો, મેજીકલેન્ટરના દેખાવો, નાટક, સીનેમા વગેરેનો ઉપયોગ થાય છે. આથી તે પ્રદેશમાં ખેડુતોનું ધ્યાન ખેંચાયું છે. આ અખતરા વિષે કમીશન લખે છેઃ—

"ગ્રામનાયકો તૈયાર કરવા વિષેનો વિચાર અતિશય ઉપયોગી થઈ પડશે એમ અમને લાગે છે અને ગ્રામસુધારણામાં રસ લેના દરેક આનો કાળજીપૂર્વક વિચાર કરે એવી અમારી ભલામણ છે. છતાં અમને લાગે છે કે બીજી રીતે પણ આ હેતુ સરી શકે અને જુદા જુદા સ્થાન પ્રમાણે જુદી જુદી પદ્ધતિ પણ અનુકૂળ થઈ પડે."

## (૭) ગ્રામસુખાકારી અને ખોરાક

ગામડાંની તન્દુરસ્તી વિષે કમીશન લખે છેઃ—

"ખેતી અને લોકોની તન્દુરસ્તી વચ્ચે નિકટ સંબંધ રહેલો છે એ સ્પષ્ટ છે. બન્નેની એક બીજા ઉપર ઘણી અસર થાય છે. રોગને લીધે થતું નુકશાન પાર વિનાનું છે. મેલેરીઆથી હજારો મરી જાય છે અને લાખોની કામ કરવાની શક્તિ ઘટી જાય છે. પ્લેગ અને કોલેરા વખતોવખત દેશમાંથી હજારોને ઘસડી જાય છે. . . . ગામડામાં સ્વચ્છતાની જાળવણી જેવું કંઈ છે જ નહિ. લોકોનું શૌચનું સ્થાન એ ઘણું કરીને નદી કે તળાવનો કાંઠો હોય છે. આથી વાળાનો રોગ પેદા થાય છે અને ખરાબ પાણીથી પેદા થતા રોગો વધે છે કારણ કે ઘણે ઠેકાણે નહાવા અને પીવા માટે પણ એ જ પાણી વપરાય છે. . . . સામાન્ય રીતે ગામડાંના લોકો હવા ન આવે એવા મકાનમાં, વળાતા ન હોય એવા મહોલ્લામાં અને અસ્વચ્છ કુવા અને તળાવની નજીક રહે છે અને છતાં અંગત સ્વચ્છતા અને સુઘડતાનું ઊંચું ધોરણ જાળવી શકે છે. દુઃખની વાત તો એ છે કે આ દોષો સંઘબળથી સહેલાઇથી દૂર થઈ શકે એમ છે છતાં આવી પરિસ્થિતિ છે. કુવાઓનું રક્ષણ કરવા માટે, ગામડાં સ્વચ્છ રાખવા માટે અને બને તેટલું નદીનું પાણી ચોખ્ખું રાખવા માટે જો ગામડાંના લોકો સાથે રહીને નિશ્ચય કરે તો લોકોની તન્દુરસ્તીમાં બેશક ઘણો સુધારો થઇ શકે."

ખેડૂતના ખોરાકનો તેના કામ અને તન્દુરસ્તી સાથે પણ નજીકનો સંબંધ છે એમ કમીશને જણાવ્યું છે. પૂરતો પોષણકારક ખોરાક નહિ મળવાથી શરીરની શક્તિ ક્ષીણ થાય છે અને રોગ સામે ટકી શકવાની શક્તિ રહેતી નથી. ચોખા વિશેષ ખાવામાં

આવે છે ત્યાં આંતરડાંની ફરિયાદો વધારે હોય છે અને જ્યાં ઘઉં જેવો ખોરાક લેવામાં આવે છે ત્યાં પ્રજા વધારે મજબૂત જણાય છે. આ વિષેના વિચારોની હમણાં હમણાં પ્રગતિ થવા માંડી છે તેથી તેને અંગે કયા ખોરાકમાં કયાં તત્ત્વો રહેલાં છે અને કેવી જાતનો ખોરાક લેવો જોઇએ એ વિષે તપાસ કરવાની કમીશને જરૂર જણાવી છે.

## (૮) ગૃહઉદ્યોગ

ગૃહઉદ્યોગને અંગે કમીશન લખે છે:—

"ગામડાંના લોકોને સંયુક્ત કાર્ય કરવા માટે પુષ્કળ વખત ફાજલ હોય છે. . . . હિન્દની ખેતીનું એક ખાસ લક્ષણ એ છે કે ખેડુતને સમય ફાજલ પડે છે. સમયની મર્યાદામાં સ્થાનિક ખેતીના સંજોગો પ્રમાણે ઘણો ફેર પડે છે પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે ખેડુતોના ઘણા મોટા ભાગને વરસમાં બેથી ચાર માસ માટે કંઇ કામ હોતું નથી. ફાજલ વખતમાં ખેડુતોને ઔદ્યોગિક કામ મળે એવો પ્રબંધ કરવાનો આધાર સ્થાનિક સંજોગો ઉપર છે. જ્યાં બંગાળા, બિહાર, ઓરિસ્સા, મદ્રાસ તથા સંયુક્ત પ્રાંતોની પેઠે વસ્તી ભારચક હોય ત્યાંના વધારાના લોકોને દેશના બીજા ભાગોમાં મોકલી આપવા અથવા ઉદ્યોગોમાં ગોઠવી આપવા એ જ એનો ઉપાય છે. હિન્દના મોટા ભાગમાં ખેડુતને આખું વરસ કામ હોતું નથી એટલે બાકીના ભાગોને માટે પ્રશ્ન એ છે કે ખેડુત અથવા તો તેનું કુટુંબ ખેતીને નુકશાન કર્યા વિના પોતાના ફાજલ વખતમાં કયું કામ અનુકૂળતાથી કરી શકે."

આમાંના ઘણા વિચારો ઉમદા છે અને કોઇ દેશનેતાના ભાષણમાં લખી કાઢયા હોય તો પણ શોભે એવા છે. રોગનું નિદાન તો કમીશને ઠીક કર્યું છે અને તેમાં ભાષા પણ સારી વાપરી છે. પણ ત્યારપછી સ્થિતિ બદલાય છે. જ્યાં તેના ઉપાયો વિચારવાનો વખત આવે છે અને ખાસ કરીને રોગ દૂર કરવાના ઉપાયો સૂચવવાનું શરૂ થાય છે ત્યાં કમીશનનું દૃષ્ટિબિંદુ બદલાય છે અને પરદેશી રાજ્યના સ્વભાવની ઓળખાણ થવા માંડે છે. તેમાં કદાચ તેમના વાતાવરણનો અને અજ્ઞાનનો દોષ હોય. જે વાતાવરણમાં કમીશનો કામ કરે છે તે સ્થિતિમાં ખરી વસ્તુસ્થિતિ ભાગ્યે જ જણાય છે અને ખેતી જેવા વિષયમાં ગામડાંમાં ફરીને વિસ્તીર્ણ પાયા ઉપર લાંબા વખત સુધી તપાસ કર્યા વિના યોગ્ય સુધારા ન જ સૂચવી શકાય. ભલામણ કરવામાં કમીશનને સરકારનું દૃષ્ટિબિંદુ પણ ખાસ લક્ષમાં રાખવું પડે એટલે કમીશને કરેલા તાત્ત્વિક વિચારોમાં જેટલું જોર જણાય છે તેટલું તેમણે સૂચવેલા ઉપાયોમાં નથી જણાતું અને કેટલાક ઉપાયો નકામા, તો કેટલાક અધુરા, તો કેટલાક વિચિત્ર છે. ઉપર કમીશનના જે વિચારો ઉતાર્યા છે તે પ્રશ્નોને અંગે કમીશને કેવી ભલામણો કરી છે તે જોવાથી તેમની ભલામણોનો એકંદર ખ્યાલ આવશે.

(૧) પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવાની સરસ શબ્દોમાં જરૂર જણાવ્યા પછી તે દાખલ કરવાની જવાબદારી કમીશને સ્થાનિક સંસ્થાઓ અને લોકલ બોર્ડો ઉપર નાખી છે. તેમણે જણાવ્યું છે:—

"બધા પ્રાંતોમાં ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની જવાબદારી કાયદાથી સ્થાનિક સંસ્થાઓને આપવામાં આવી છે. તેથી સ્થાનિક સંસ્થાઓને સમજાવવાની જરૂર છે કે

ગ્રામવિકાસના કામમાં પ્રાથમિક શિક્ષણ મહત્ત્વનો ભાગ લેવાનું હોય તો તેને બરાબર કરવા માટે અને તેનો ચારે તરફ પ્રચાર કરવા માટે વધારે હિંમતથી પગલાં લેવાં જોઇએ."

આ તો 'જા બિલ્લી કુત્તેકુ માર' એના જેવી ભલામણ થઈ. આ સૂચના પ્રમાણે લોકલ બોર્ડોએ ગામડાંના પ્રાથમિક શિક્ષણની વ્યવસ્થા કરી લેવી જોઇએ. તે કામમાં આગળ પગલું તેમણે લેવું જોઇએ. આ કામ પૈસા વગર તો આગળ ચાલી ન શકે. હવે લોકલ બોર્ડોની સરેરાશ આવક આશરે પાંચ લાખ રૂપિયાની ગણાય છે. તેમાંથી તેમને શિક્ષણ ઉપરાંત રસ્તા સુધારવાનું, પૂલો બાંધવાનું તથા દવાખાનાં ચલાવવાનું વગેરે સ્થાનિક કામ કરવાનું હોય છે. તેમાંથી પ્રાથમિક શિક્ષણ માટે નવું ખર્ચ શી રીતે કરે ? દવાખાનાં બંધ કરી દે કે રસ્તાઓ સુધારવાનું છોડી દે ? ત્યારે શું નવા કર નાખે ? પ્રાંતિક સરકાર અને મધ્યસ્થ સરકારના કરોથી ચૂસાઈ ગએલી પ્રજા પાસેથી નવા કર પણ શી રીતે લે ? એટલે જ્યાં સુધી ઉપરનાં ખાતાંઓનું બીજું ખર્ચ ઓછું કરીને પ્રાથમિક શિક્ષણ માટે વધારે રકમ ફાજલ પાડવામાં ન આવે ત્યાં સુધી આ બધા સદ્‌વિચારોથી શું વળે ? લશ્કરી ખાતાં જેવાં ખર્ચાળ ખાતાંઓનું ખર્ચ ઓછું કર્યા વિના આવા સુધારાઓ ભાગ્યે જ થઈ શકે.

(૨) સ્ત્રીશિક્ષણના ખર્ચ માટે પણ કમીશને કંઇ જુદી વ્યવસ્થા સૂચવી નથી.

(૩) મોટાઓની કેળવણી માટે ભલામણ કરી છે અને લખ્યું છે કે "મોટાઓની કેળવણીનો પ્રચાર કરવો એ સરકારી ખાતાનું કામ નથી. બીન-સરકારી ખાતાંએ તે કામ કરવું જોઇએ. સરકાર તેમાં બનતી બધી મદદ આપે."

આમાં ખરી રીતે સરકારને હાથ ધોઈ નાખવાની ભલામણ છે.

(૪) માધ્યમિક શાળાઓમાં ખેતી દાખલ કરવાની જવાબદારી તે તે સંસ્થાઓ ઉપર રહે છે.

(૫) ગામડાંની સેવા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવાનું કમીશને પ્રોત્સાહન આપ્યું છે પણ હાલની ખેતીવાડીની કૉલેજોમાં મોટે ભાગે સરકારી ખાતાંઓ માટે માણસો તૈયાર થાય છે અને ખેતીને લાભ થતો નથી એવી ફરિયાદ છે છતાં તેને અંગે કમીશને કંઈ સુધારો સૂચવ્યો નથી. પછી બીજી કૉલેજો ગામડાં માટે માણસો તૈયાર કરશે એવી શી આશા રાખી શકાય ? તેમણે જણાવ્યું છેઃ—

"ખેતીવાડીની કૉલેજોનું ખાસ મુખ્ય કામ સરકારી ખાતાંઓ માટે માણસો તૈયાર કરવાનું છે કારણ કે તે સિવાય તે ખાતાંઓ બંધ પડે."

(૬) ગ્રામનાયકો તૈયાર કરવાની જરૂર બતાવ્યા ઉપરાંત કમીશને તેને માટે કોઈ વ્યવસ્થા કરવાની સરકારને ભલામણ કરી નથી અને લખ્યું છેઃ "પંજાબના ગરગામ જીલ્લાના અખતરાનાં પરિણામ સૌને જોવા માટે ખુલ્લાં છે, જેને ખેડુતનું હિત હૈયે વસ્યું હોય તેને માટે એ પ્રોત્સાહનરૂપ નીવડશે."

(૭) ગામડાંની તન્દુરસ્તીને અંગે સુધારો કરવાના સંબંધમાં ક્વીનાઈનના પાક તરફ વધારે ધ્યાન આપવા કમીશને સરકારને સૂચના કરી છે. સુખાકારી જાળવવાના ઉપાયો લેવામાં જે ખર્ચ થાય તેને માટે લખ્યું છેઃ—

"જો લોકોમાં સંઘભાવના જાગૃત ન થઇ શકે તો ગામડાંની સુખાકારીમાં મોટું પરિવર્તન કરવાની આશા છોડી દેવી જોઇએ. ખેડુતની પાસે મજુરીથી કામ કરાવવા માટે

પૂરતા પૈસા નથી અને એ પણ સ્પષ્ટ છે કે આવાં કામ માટે સ્થાનિક સરકાર કે પ્રાંતિક સરકાર પણ માણસો કે પૈસા પૂરા પાડી શકે નહિ."

ખોરાકના સંબંધમાં ખેડુતના મુખ્ય ખોરાકમાં પોષક તત્ત્વો ઓછાં છે તેથી બહારથી વધારે સારો ખોરાક લાવીને મુખ્ય ખોરાક સુધારવાની જરૂર કમીશનને જણાણી છે અને સાથે જણાવ્યું છેઃ—

"સમસ્ત દેશનું હિત ધ્યાનમાં લઇને માછલીનો ઉદ્યોગ ખીલવવા માટે દીર્ઘદષ્ટિથી વિચાર કરવો જોઇએ. . . . દેશના મોટા ભાગના લોકોના ખોરાકમાં ઉમેરા તરીકે માછલીનો ખોરાક પૂરો પાડવાનું અમને એટલું બધું આશાજનક જણાય છે કે તેને અંગે અમારી ભલામણો કરવા માટે પૂરતાં કારણો છે."

આ સૂચના કરવામાં કમીશને હિંદના જુદા જુદા પ્રાંતોની સ્થિતિ અને લોકલાગણીનો પૂરતો વિચાર કર્યો નથી અને નાની બાબતને મોટું રૂપ આપી દીધું છે. ગૂજરાતના કયા ખેડુતો માછલી ખાવાનું શરૂ કરશે અને આખા હિન્દુસ્તાનમાં પણ તે કેટલે અંશે દાખલ થઈ શકશે ? હિન્દુસ્થાન જેવા ખેતીપ્રધાન દેશમાં પણ લોકોને ખોરાકને માટે ફાંફાં મારવાનાં ?

(૮) ગૃહઉદ્યોગમાં બધા કરતાં મરઘાં ઉછેરવાના ધંધા તરફ કમીશનનું વધારે ધ્યાન ગયું છે. તેને માટે લખ્યું છેઃ—

"હિન્દુસ્થાનમાં મરઘાં ઉછેરવાના ધંધાને ખીલવવા માટે બેશક તક રહેલી છે. . . . મુખ્ય જરૂરિયાત એ છે કે સરકારે તેમાં કાયમી રસ લેતા થવું જોઇએ અને પ્રયોગો કરવા માટે ચોક્કસ યોજનાઓ મુજબ કાળજીથી કામ થવું જોઇએ. પ્રયોગોનાં પરિણામો જેઓ આ ધંધો કરવા માગતા હોય તેમને તાત્કાલિક મળી રહેવાં જોઇએ."

કમીશન સમક્ષ કાગળનો ઉદ્યોગ, હાથસાળ અને રેશમ વગેરે ઉદ્યોગો ખીલવવા માટે સૂચનાઓ થઈ હતી પરંતુ તેમાંના કોઈ ઉદ્યોગ માટે કમીશને આટલી લાગણીપૂર્વક લખ્યું નથી. હિન્દુસ્થાનના ખેડુતોને વિલાયતના ખેડુતોના જેવા ધારીને કમીશને આ ભલામણ કરી લાગે છે. આ દેશના ખેડુતો જલદીથી સાધી શકે અને કોઈ પણ વખતે કુટુંબનાં કોઈ પણ માણસો મારફત નહિ જેવી મૂડીથી ચલાવી શકે એવા હાથકંતામણના ઉદ્યોગની તો કમીશને નોંધ સરખી પણ લીધી નથી. એ શબ્દ સરખો પણ ઉચ્ચાર્યો નથી. એ શબ્દને જ કમીશને અસ્પૃશ્ય ગણ્યો હોય એવું લાગે છે. એના જેવો કોઈ ઉદ્યોગ દેશમાં હયાત જ નથી એમ સમજીને કમીશને ગૃહઉદ્યોગની વાત કરી છે. આ એક જ હકીકત કમીશનના આખા કામ માટે અણવિશ્વાસ પેદા કરવા માટે પૂરતી છે. ખરી રીતે તો ખેડુતોના ખોરાકમાં માછલી દાખલ કરવાની ભલામણ થાય અને ગૃહઉદ્યોગમાં મરઘાં ઉછેરવાના ધંધાને ઉત્તેજન આપવાની સરકારને ભલામણ કરવામાં આવે એ બધો દષ્ટિબિંદુનો દોષ છે. પરદેશીઓના અને પરદેશી જેવા થઈ ગએલા હિંદીઓના દષ્ટિબિંદુની એ બલિહારી છે.

લાખનો ઉદ્યોગ ખીલવવા માટે અને તેની વિજ્ઞાનની દષ્ટિએ શોધખોળ કરવા માટે પણ કમીશને ભલામણ કરી છે. તેમ જુદાં જુદાં બીયાંમાંથી તેલ કાઢવા માટે, ફળફળાદિ અને શાકપાનના બગીચા કરવા માટે તથા ખેતીનાં ઓજારો તૈયાર કરવા માટે પણ સૂચનાઓ કરી છે પરંતુ ગૃહઉદ્યોગોનું એકંદર ભવિષ્ય કમીશનને આશાજનક લાગ્યું નથી. તેઓ લખે છેઃ—

"ખેડુતોમાં નવા વિચારો આવે, તેમને ધંધાનું જરૂરી શિક્ષણ મળે અને તેનો માલ વેચવામાં મદદ મળે તો પણ ખેતી ઉપરનો બોજો ઓછો કરવાના કામમાં ગામડાંના ઉદ્યોગો

તો હિંદે સારી મદદ કરી હતી છતાં મોન્ટેગ્યુ સાહેબે હિંદીઓને પુરી પરીક્ષામાં પસાર કર્યાં નહિ. હવે તો ગાંધીજી જેવા પણ કહે છે કે ફરીથી લડાઈ જાગે તો તેઓ આ સરકારને મદદ ન કરે. આ સ્થિતિમાં હિંદીઓને બ્રિટનના પ્રત્યે સદ્ભાવનું કેવું પ્રમાણપત્ર મળે ?

આપણા સમાજ જીવન ઉપર જે અસર થઈ છે અને થાય છે તે પણ ધ્યાનમાં લેવા જેવી છે. અત્યારે પરદેશીઓના જુના થઇ ગયેલા વિચારો અને કઢંગા રીતરિવાજો પાછળ આપણા ઘણા માણસો ઘેલા થએલા છે અને અંધ અનુકરણ કરે છે. હિન્દનું જુનું તે બધું નકામું એવું માનનારા પણ પડયા છે. જો બ્રિટન પ્રત્યે જ નજર રાખવાનો આદર્શ પ્રજા આગળ મૂકવામાં આવે તો આ જાતના વિચારો તરફ પ્રજાનું લક્ષ વધારે દોરાય. પરદેશી સંસ્કૃતિ અને રીતરિવાજોની અસર પ્રજા ઉપર વિશેષ પડે અને હિન્દનો વિકાસ પૂર્વની સંસ્કૃતિના પ્રતિનિધિ રૂપે નહિ પરંતુ બ્રિટનના પડછાયા રૂપે થાય. આ સંજોગોમાં પરદેશી રાજ્યની મહેરબાની ઉપર જીવીને સ્વત્વ ગુમાવવાનો વિચાર કરવો એ ઠીક છે કે 'પારકી આશ સદા નિરાશ' એ ધોરણે રહીને સંપૂર્ણ સ્વતંત્રતાનો જ વિચાર કરવો એ બરાબર છે ?

આમ જુદી જુદી દૃષ્ટિએ વિચારતાં સ્વતંત્રતા એ જ હિન્દનો સ્વાભાવિક અને વ્યાવહારિક આદર્શ હોઇ શકે. પ્રજા આગળ બીજી કોઇ વસ્તુ મૂકવી જોઇએ નહિ. પ્રજાની શક્તિની દૃષ્ટિએ અને કામ કરવાની દૃષ્ટિએ તથા ભવિષ્યના વિકાસની દૃષ્ટિએ એ જ આદર્શ સેવવા જેવો છે. તાત્કાલિક ધ્યેય તરીકે પણ પ્રજા આગળ સંસ્થાનિક સ્વરાજ્યની વાત મુકવી હિતકારક નથી. પોતાના મનના સાંત્વનની ખાતર આગેવાનો અંદર અંદર ભલે ગમે તેમ નક્કી કરે. પુસ્તકોમાં ફાવે તેમ લખી રાખે. પ્રજાને એ વિચારોમાં સંડોવવાની જરૂર નથી. એમ કરવું એ ભવિષ્યના કામને નુકશાનકારક છે. પ્રજા તો સ્વતંત્રતાનો વિચાર સેવે એ ઈષ્ટ છે.

પણ કેવળ વિચાર કરવાથી સ્વતંત્રતા મળી જતી નથી એ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. પ્રશ્ન એ છે કે સ્વતંત્રતા મેળવવી શી રીતે ? તેને માટે પ્રજામાં શક્તિ જગાડવી શી રીતે ? તેને માટે કોણ ખુવાર થવા તૈયાર છે ? મુખ્ય વસ્તુ અહોરાત સ્વતંત્રતા માટે કામ કરવાની છે. એ રસ્તો જો જુવાનો ઓળખી લે તો આ ચર્ચા જ વધારો પડતી લાગશે. કયું ધ્યેય સેવવા લાયક છે એનો બહુ વિચાર કરવાનું પણ નહિ રહે. પ્રજામાં કામ કરવા માટે એની બહુ જરૂર પણ નહિ લાગે. જેમને કામ કરવું છે એમને આવી ચર્ચાની શી જરૂર ? ગાંધીજી કહે છે તે પ્રમાણે 'સ્વરાજ્ય' શબ્દને વળગી રહે તો પણ શું ? છેલ્લાં આઠ વરસમાં એ શબ્દથી કામ ન થયું ? એ કામથી પ્રજા જેટલી સ્વતંત્રતા સમજતી થઈ છે તેટલી સ્વતંત્રતાના ઠરાવોથી નથી થવાની. ખરી રીતે તો સ્વરાજ્ય શબ્દ જ વધારે પસંદ કરવા જેવો છે. તેમાં સ્વતંત્રતા આવી જાય છે એટલું જ નહિ પરંતુ તે લોકભાષાનો રૂઢ શબ્દ છે. કોઇ તેનો જુદો અર્થ કરે તેથી શું ? છેવટે તો પ્રજાની શક્તિમાં જ સ્વરાજ્ય રહેલું છે. પ્રજા તૈયાર થશે તો આજે સંસ્થાનિક સ્વરાજ્ય નક્કી કરી રાખ્યું હશે તો નકામું જશે અને સ્વતંત્ર થયા સિવાય પ્રજા નહિ જંપે; અને જો પ્રજા તૈયાર નહિ હોય તો સ્વતંત્રતાનો ઠરાવ કરી રાખ્યો હશે તો પણ નકામો જશે. એટલે મુખ્ય વસ્તુ પ્રજાની તૈયારીની છે, પ્રજાની શક્તિની છે. એ શક્તિ પેદા કરવાના

કામમાં બધા લાગી જાય તો પ્રજામાં શક્તિ આવતાં કેવું સ્વરાજ્ય જોઇએ છે તે પ્રજા પોતે જ નક્કી કરી લેશે. માંદો માણસ પોતે સાજો થશે ત્યારે શું ખાશે એનાં સ્વપ્નાં રચે અને તે સંબંધી ચર્ચા કરે એનાં કરતાં સાજા થવાના ઉપાયો શોધે, તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરે અને સાજો થઇને પોતાને શું ખાવું યોગ્ય છે એ નક્કી કરી લે એ ઇષ્ટ છે; પરંતુ વિચાર કરવો જ હોય તો કૃત્રિમ રીતે શરીરને નિભાવી રાખવાના વિચારો કર્યા કરતાં તન્દુરસ્તીને માટે શું ઉત્તમ છે એ ધ્યાનમાં રાખીને વિચાર થાય એ ઇચ્છવાયોગ્ય છે.

## (૨) સંઘવાદ *

આપણા લોકોમાં વિપ્લવ × અને અરાજકતા + વગેરેના એવા ખ્યાલો પેસી ગયા છે કે તેનો લાભ લઇને સરકાર અવારનવાર પ્રજાને બીવરાવે છે. કોઇ વાર અરાજકતાનો હાઉ ઉભો કરે છે તો કોઇ વાર બંધાધુંધીથી બીવરાવે છે. હમણાં હમણાં સંઘવાદના પ્રચારનું જોર સરકારને એવું ભારે લાગ્યું કે તેની સામે સંરક્ષણ રૂપે વડી ધારાસભામાં જાહેર સલામતીનું બીલ રજુ કર્યું. તે બીલ હેવટે પસાર થઇ શક્યું નથી પણ તેની પાછળ રહેલી સરકારની મનોદશા જોવા જેવી છે. તે રજુ કરતાં સરકાર તરફના વક્તાએ જણાવ્યું હતું:—

"દેશમાં એવી ચળવળ છે કે તેને જો અટકાવવામાં નહિ આવે તો હિન્દની સમસ્ત સંસ્કૃતિ અને સભ્યતાનો નાશ થશે. વેપાર, ઉદ્યોગ, ખેતી અને ધર્મનો નાશ થશે તથા સમાજનું આખું બંધારણ તૂટી જશે."

આવા ભયંકર શબ્દો જે ચળવળને માટે વાપરવામાં આવ્યા છે તેની પાછળ કેવી જાતના વિચારો રહેલા છે તે જોઇએ.

સંઘવાદ એ નવી વસ્તુ નથી. સમાજની શરૂઆત જ સંઘના રૂપમાં થએલી છે. જેમ સમાજનું સ્વરૂપ બદલાતું ગયું અને માણસ વધારે એકલવાયો બનતો ગયો તેમ સંઘનું જોર ઓછું થયું. તે જોર ફરી દાખલ કરવા અને સમાજની રચના સંઘના રૂપમાં કરવા પ્રાચીન કાળથી જુદા જુદા લેખકોએ વિચારો કરેલા છે. પશ્ચિમમાં પ્લેટોએ એ વિચાર રજુ કરેલો અને ત્યારપછી થોમસ મૂર જેવા ઘણા લેખકોએ એ વિચારનું જુદા જુદા રૂપમાં સમર્થન કરેલું છે. દરેક ધર્મના મૂળમાં એ વિચાર પડેલો જ છે. હિન્દના ગ્રામ-જીવનમાં જુઓ કે ધર્મમાં જુઓ તેમાં વ્યક્તિ સ્વાતંત્ર્યવાદ ÷ કે સામ્રાજ્યવાદ ‡ કે બીજાં કોઇ વાદ કરતાં સંઘવાદનું જોર વધારે છે.

કોઇ કહેશે કે આ તો ધાર્મિક સંઘવાદ થયો. સરકાર જેની વાત કરે છે તે તો આર્થિક સંઘવાદ છે પણ જે વિચારો જીવનના બીજા પ્રદેશોમાં સ્વીકારવા જેવા હોય તે આર્થિક ક્ષેત્રમાં નકામા છે એમ માનવાને શું કારણ છે? તેને માટે માણસ તૈયાર ન હોય અને લાંબા સમયના રિવાજને લીધે એ સુધારો મુશ્કેલ હોય એ સમજી શકાય છે પરંતુ તેથી ભડકી જવા જેવું શું છે? આદર્શ ઉંચો હોય એટલે તેનો પ્રચાર પણ ન થઇ શકે? સિપાઇ જે દષ્ટિથી સમાજનું કામ કરે તે દષ્ટિથી વેપારી ન કરી શકે એ વિચારને

* Communism.
× Revolution.
+ Anarchy.
÷ Individualism.
‡ Imperialism.

# નોંધ

આ અંક નાટક સંબંધી ખાસ અંક કરવાની ઇચ્છા હતી. પણ સાહિત્ય પરિષદની તારિખો આગળ ગઇ અને તેથી સાહિત્ય પરિષદનાં બને તેટલાં ભાષણો વાચકોને પહેલાં મળે માટે આમાં એ ભાષણો મુખ્યત્વે છાપ્યાં છે. હવે નાટક-અંક ક્યારે પ્રસિદ્ધ કરીશું તેનો આધાર આવતા અંકોમાં પરિષદ અને તે પછી મહાસભા કેટલી જગા રોકે છે તેના પર છે. અને નાટકનો વિષય જો કે ઘણો જ અગત્યનો છે છતાં સાહિત્ય અને રાજકારણની આ પરિષદોની ચર્ચાને તે તે પ્રસંગે પૂરતો અવકાશ આપવો જોઇએ.

આ સાથે પ્રસ્થાનનું બીજું વર્ષ પૂરું થાય છે. આ વર્ષમાં અન્ય લેખકોએ સહકાર આપી 'પ્રસ્થાન'નું વૈવિધ્ય વધાર્યું છે તેને માટે તેમના આભારી છીએ. આ વર્ષમાં ગ્રાહકોએ પણ સારું ઉત્તેજન આપ્યું છે તેની સાભાર નોંધ લઇએ છીએ અને તે પ્રમાણે ગ્રાહક સંખ્યા વધતી રહે તો 'પ્રસ્થાન' પગભર થઇ તેની આર્થિક ચિંતાથી અમને મુક્ત કરે.

આ વર્ષે 'પ્રસ્થાન'ના લોકચર્યા, જ્ઞાનગોચરી સ્વૈરવિહાર, નોંધ વગેરે ચાલુ વિભાગોને સંગીન કરવાના અમારા પ્રયત્નની તેમ જ બારડોલી, પારસી ભાઇઓ સંબંધી સાહિત્ય વગેરેના ખાસ અંકોની વાચકવર્ગે કદર કરી છે તે નોંધતાં ઘણો જ સંતોષ થાય છે. વાચકવર્ગમાંથી એક બે ભાઇઓએ લોકચર્ચા આપવા કૃપા કરી છે તે પ્રમાણે આખા ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાંથી અમને હકીકત મળતી રહે તો એ વિભાગ વધારે ઉપયોગી અને માહીતીપૂર્ણ થઇ શકે. સામાજિક સ્થિતિ એક બે વિચારકોના પ્રયત્નથી નહિ પણ સમસ્ત સમાજના વિચાર અને મનનથી જ સુધરી શકે. અને એ વિભાગમાં ભાષાની શૈલી કે વિદ્વત્તા કરતાં હકીકતની સત્યતા અને મનન કે અભ્યાસ વધારે જરૂરનાં હોવાથી ઘણા ગુજરાતી ભાઇઓ ધારે તો અમને મદદ કરી શકે એમ અમારું માનવું છે.

આવતા વર્ષમાં પ્રેમાનંદનો હાસ્યરસ, સરસ્વતીચંદ્રનું માનસ વગેરે અધૂરી રહેલ લેખમાળાઓ પુરી કરવાની તથા 'શાકુન્તલ' 'રાણેનો પર્વત' વગેરેનો અભ્યાસ વાચકો સમક્ષ રજુ કરવાની અમારી ઉમેદ છે બોલશેવિઝમ અને જગતનાં બીજાં રાષ્ટ્રોનાં રાજતંત્રોની ચર્ચા, ઇતિહાસના વીરપુરુષોનાં જીવનચરિત્રો કે ઇતિહાસના રહસ્યપૂર્ણ બનાવોની ચર્ચા, તેમ જ નવીન જ્ઞાનનો પ્રકાશ પાડતાં પુસ્તકોનું રહસ્ય પણ ગુજરાતના વાચકવર્ગ આગળ રજુ કરવાની ઉમેદ છે. પણ આ સર્વ ઉમેદ છે અને ઉમેદ અને કાર્યની વચ્ચે થોડો તફાવત રહી જાય છે એ યાદ આપીને અમે અમારા વાચકવર્ગને ખાત્રી આપવા માંગીએ છીએ કે જો તેમનો સહકાર અને ઉત્તેજન ઉત્તરોત્તર વધતાં જશે તો યથાકાલ આ સર્વ કરી શકીશું. અને એ શુભેચ્છા સાથે અમારા વાચકોની સંગતિના હર્ષ સાથે આ અગમ્ય કાલનું એક પગથિયું ચઢીએ છીએ.

काले मनः काले प्राणः काले नाम समाहितम् ।
कालेन सर्वा नन्दन्त्यागतेन प्रजा इमाः ॥ अथर्ववेद.

કાલમાં મન, કાલમાં પ્રાણ, કાલમાં નામ મૂકાએલું છે. કાલ આવતાં આ સર્વ પ્રજાઓ આનંદ પામે છે.

वैदिकपाठावली पृ. १६६, ३१८.